# ગુણસુંદરી

અને

# સ્ત્રી હિતોપદેશ

[ અંક ૪ થો.

ડીસેમ્બર ૧૯૨૬



તંત્રીઓ: સૌ. ઊર્મિલા મહેતા, બી. એ.
સૌ. જ્યોત્સ્ના મહેતા, બી. એ.

કાર્યાલય: ૨૦૫, ગીરગામ બેક રોડ,
મુંબાઈ, ૪

: હિન્દમાં: રૂ. ૪-૦-૦ છૂટક નકલ: આઠ આના. હિન્દ બહાર: રૂ. ૫-૮-૦

## લેખ.

## રાસ-કાવ્ય.

## ચિત્રકાર.



## લેખિકા–લેખક

વાર્તા અંક




વર્ષ ૫ મું.] સપ્ટેમ્બર ૧૯૨૭ [અંક ૧ લે.

# બ્રહ્મનન્દિની.*

લેખક: રા. ન્હાનાલાલ દ. કવિ.

( ઢાળ : ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ. ):

રસની રમણાએ અમે નીસર્યાં રે લોલ;
ભવ્યભાગ્ય. અમે બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ:
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.

કાળકન્દરાની હું તો કાળિકા રે લોલ;
જન્મમૃત્યુ નેણનાં મુજ હાસ; બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ:
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.

લોકલોકની અમે વિધાત્રીઓ રે લોલ;
ઉદયઅસ્ત એ અમારો રાસ; બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ:
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ

આનન્દયોદધિ હું અવતરી રે લોલ;
ઝીલું આનન્દના રસહાવ; બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ:
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.

વિશ્વવિશ્વના વિહારે વિહરતી રે લોલ;
સૃજનપ્રલય ખેલિયે ધૂપછાંવ; બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ:
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ

* " મહાસુદર્શન " નામના કાવ્યમાંનો યોગમાયાઓનો રાસ

# સુંદરીઓને સંદેશ.

| સવાલ | જવાબ |
|---|---|
| ૧. આપ 'ગુણસુંદરી' કોને કહો ? | સદ્‌ગુણોથી ભરેલી સ્ત્રીને. |
| ૨. આપ 'રૂપસુંદરી' કોને કહો ? | રૂપાળી, ખૂબસુરત સ્ત્રીને. |
| ૩. સંયુક્ત અને વિભક્ત કુટુંબની પ્રથા વિષે આપનો કંઇ મત? | અમુક હદ સુધી સંયુક્ત કુટુંબની પ્રથાને અવગણવા જેવી નથી. |
| ૪. પશ્ચિમના સ્ત્રીજીવનમાંથી ગુજરાતી સ્ત્રીઓએ, આપને મતે, શું લેવું ? | (૧) એ સ્ત્રીઓની દરેક કાર્ય માટે તત્પરતા, ગૃહકાર્ય, સમાજ સેવા, નર્સીંગ વગેરે જેવી બાબતોમાં દક્ષતાઃ |
| શું ન લેવું ? | (૨) એમના બનાવટી ને ઉપલેકીઆ સ્ત્રીસ્વાતંત્ર્યના વિચારો, ફેશનની હદબહાર પૂજા, વગેરે અનિષ્ટ રિવાજો. |
| શહેરની સ્ત્રીઓનો બપ્પોરનો વખત સામાન્યતઃ એળે જાય છે. તે વખતે આપને મતે, સ્ત્રીઓએ કયું ઉપયોગી કાર્ય કરવું જોઇએ ? | એમણે ફુરસદના વખતમાં સારાં પુસ્તકો વાંચવા જોઇએ. સમાજ સેવા, નર્સીંગ વગેરેના પાઠ લેવા જોઇએ. |
| ગુજરાતણ વિષે આપ શું ધારો છો ? | ગુજરાતના સ્ત્રીવર્ગ માટે મારો ઉંચો મત છે. એને જો ખરે રસ્તે આપણે દોરી શકીએ. ખરે રસ્તે કેળવીને લઇ જઇએ તો દુનિઆમાં ઉચ્ચ સ્થાન ભોગવતી બીજી સ્ત્રીઓની એ બરોબરી કરી શકે. |
| ૭. ગુજરાતની સુંદરીઓને કહેવા જેવો આપનો કંઇ ખાસ સંદેશ ? | તમે છો તેનાં કરતાં વિશેષ લાયક થાઓ. તમારી ઉન્નતિનાં દ્વાર ધીમે ધીમે ખૂલવા માંડયાં છે. પુરૂષોએ તમને પછાત રાખવામાં પોતાની ભૂલ જોઇ છે. તે સુધારવા હવે તેઓ મથે છે, તો તેમને સંપૂર્ણ રીતે મદદગાર થાઓ. |

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.




લેખક: રા. "ઓલિયા-જોશી."

"હુઠ! કોઇ બારગૉમથી મળવા આવેલું સે."

"કોણુ છે! ક્યાંના છે!"

"તે ખબર નહીં. દીવાનખૉનામેં બેઠા-ડેલા સે. હોઉવે. છા'બ લોક જેવા લાગેસે."

હું હજી મોટરને આંગણામાં લાવું છું ત્યાંજ નોકરે મને ખબર દીધા. બેચરો પણ એવો બોથો કે ન નામ કે ઠામ પૂછે; ન જાત કે ભાતની ખાત્રી કરે; અને જે હોય તેને-બેસો દીવાનખાનામાં-કહી ધકેલે. કોઇ સાહેબ હશે તો આવા મેલા હાથે મારાથી તેને કેમ મળાય! હજુ આજેજ મોટરનું મુહૂર્ત કર્યું. જાતે હાંકવાથી હાથ ચીકણાં અને હાલ ધાંચી જેવા થાય તે ખરૂં, પણ મોટર રાખવી તો હાથે હાંકવામાં જ ફાયદો છે. ગાડીને ગેરેજમાં મુકાવીને હું લાગલો સ્નાનગૃહમાં ગયો. ન્હાઇ ધોઇ કપડાં બદલી બાલ સરખા કરતાંક દીવાનખાના ભણી ચાલ્યો. ખરેખર! સુરત સિલ્કનો સુટ, અને કોઇ ભાતની ટાઇ તથા માથે તાર્તરી ટોપી પહેરેલી એક વ્યક્તિને મેં જોઇ; પાસે હેન્ડ-બેગ પણ હતી.

"સાહેબજી-સાહેબજી! શેઠ સાહેબ!" તેણે મારૂં કાંડુજ ખેંચી નાંખ્યું.

"સાહેબજી! કેમ શું ફરમાસ છે?" મેં પુછ્યું.

"શેઠ સાહેબ! આપને મારા અંતરના અભિનંદન હો.!"

"અભિનંદન!" હું ચમક્યો. આવી અપરિચિત વ્યક્તિ મને શાની મુબારકબાદી આપતા હશે! બેસતા વરસને હજી વાર છે, એટલે માન અક્રામનું ગેઝેટ તો આજે શાનું હોય! શું કલેકટર સાહેબે 'રાવબહાદુર'ની ભલામણ સરકારમાં મોકલી આપી હશે! અને તે શુભ સંદેશો દેવા આ ગૃહસ્થને પાઠવ્યા હશે!

"હા જી. અભિનંદન કેમ નાહ ! આપે "શેવરોલે" ખરીદી તે માટે હું મુબારકબાદી આપુ છું.

"એમાં મુબારકી શું! મોટર તો આજે આલી મુવાલીને ત્યાં પણ હોય છે." મારો જીવ કાંઇક હેઠો બેઠો.

"તે ખરૂં-પણ શેઠ સાહેબ! આપ આધુનિક સુખ સગવડનું સાચું મુલ્ય આંકનારા છો, તે માટેજ આપ ધન્યવાદને પાત્ર છો. શિક્ષ સિલેંડરની નાઇટીન ટવેન્ટી નાઇન મોડેલની-અને વળી કલર (રંગ) પણ શેકડો-મીડિયમ મદ્રાસી-આપે પસંદ કર્યો છે. ખરેખર આપ કલાપ્રિય છો. બેઅદબી માફ કરજો-શેઠ સાહેબ! આપ પરણેલા છો?"

"કેમ!" આશ્ચર્ય પામ્યો. શું કાંઇ સગપણની વાત લાવ્યા હશો!"

"નહીં! શેઠ સાહેબ! સહેજ પ્રશ્ન આપના હિત માટેજ પૂછું છું."

"હાજી-પહેલી બૈરી સુવાવડમાં સ્વર્ગ-

વાસ પામતા, બીજું ઘર કર્યાં સવા ત્રણ વરસ થયાં."

"ઘણાંજ ખુશખબર. શેઠ સાહેબ! બાલ ગોપાલ છે કે!"

"અરે! આમણે તો ઘરવટ આદરી! નહીં ઓળખાણ, નહી પાળખાણ છતાં પથારો માંડયો! કેમ જાણે વસ્તીપત્રક ભરવા આવ્યા હોય, અગર પોશાગરી કે બારોટ જાણે વહીમાં વંશાવળી નોંધવા આવ્યા હોય, તેમજ છુટ લેવા માડી! મેં ઉત્તર આપ્યો કે "હા. એક પુત્ર અને એક પુત્રિ."

"ઘણાંજ આનન્દની વાત. પરમાત્મા સઉને સો વરસના કરે. જુઓ શેઠ સાહેબ! એક પત્નિના પતિ તરીકે અને પુત્ર પુત્રિના પિતા તરીકે આપના ઉપર ગંભીર જવાબદારી લટકે છે. તે જવાબદારી આપે અદા કરી છે કે?"

"કેમ! શું કહેવા માગો છો?" આતો જાણે માનવ દયા પ્રચારક મંડળીનો કોઇ મંત્રી હોય એમ મને તો લાગ્યું.

"સાહેબ! માફ કરજો. આપને ઠીક પૂછું છું."

"શું! આપ એમ કહેવા માગો છો કે હું મારા કુટુમ્બ પ્રત્યેની ફરજ બજાવવામાં કાંઇ પછાત છું?"

"સાહેબ! હું જોઇ શકયો છું કે આપ પ્રેમાળ પતિ અને સ્નેહાળ પિતા છો, તે ખરૂં છે; પણ કર્તવ્ય પરાયણતામાં હજી ઉણપ દેખાય છે."

"એટલે! આપ શું આક્ષેપ કરવા માગો છો?"

"નહીંજી-નહીંજી. આક્ષેપ હોયજ નહીં. હું તો આપના એક સાચા હિતૈષિ તરીકે સલાહ દેવા માંગુ છું. આપે આપના કુટુમ્બની સુખ સગવડ માટે મોટર લીધી, પણ તે સાથે સાથે બીજો કાંઇ વિચાર કર્યો?"

"શું!"

"મોટરના કેટલા અકસ્માત થાય છે-તે તો જુઓ! આપ છાપામાં વાંચતા હશો. મારી પાસે આ રહ્યું-'ઓટો-મોબાઇલ અભ્યુદય;' લ્યો વાંચો-શેઠ સાહેબ! પ્રતિ વર્ષે એક લાખ એકાણું હજાર એકસો ને એક અકસ્માત આપણા આર્યાવર્તમાં થાય છે; તેમાંથી એક લાખ એકાશી હજાર એકાવનસોને અગ્યાર તો કેવળ આ વાહનનેજ આભારી છે."

"પણ-એ બધા અકસ્માત તો બેદરકારીથી હાંકવાના પરિણામે નિપજે છે; માટેજ મેં તો હાથે હાંકવાનો નિશ્ચય કર્યો છે."

"માફ કરજો. શોફર કરતાં શેઠ પોતે હેંડલ હાથમાં લ્યે તેમાં તો બહુજ જોખમ સમાયેલું છે."

"પણ-હું તો ધીમેથી હાંકું છું."

"અરરર. છન્નુ ટકા અકસ્માત ધીમે હાંકવાથીજ બને છે."

"પણ-એ બધા આંકડા તમારા મોટા શહેરોના હશે. અમારા ગામમાં એવી દોડધામ છેજ નહીં."

"સાહેબ! આપની ભુલ થાય છે. મોટા શહેરો કરતાં નાના ગામોનોજ ફાળો વિશેષ હોય છે; કારણ રસ્તા ખરાબ અને ખાડા ખબડાવાળા માટેજ જાનમાલનું જોખમ ઘણુંજ ભારે."

"તો પછી-શું! અમારે ગામ છોડી દેવું!"

"બીલકુલ નહીં."

"ત્યારે!"

"ત્યારે-શેઠ સાહેબ! આપના હીરા જેવા દાગીનાની સલામતી, અને આપના પ્રાણ સમા પત્ની પુત્રાદિકની રક્ષા માટે એકજ ઉપાય છે."

"શું?"

"આ ફારમમાં સહી કરો એજ."

"આ ફારમમાં સહી કર્યે શું ફાયદો?"

"ફાયદા અનેક. મોટર ભાંગે તુટે કે ચુરે-ચુરા થઇ જાય તો પૂરી વળતર. હાથ પગ ભાંગે કે નાક કપાય તો સત્વર બદલો કંપની ભરી આપે."

"અને-રામ રમી જાય તો ?"

"તો-વારસને પૂરેપૂરી નુકશાની મળે. શેઠ સાહેબ ! વીમા કંપનીઓ ઘણી છે; પણ તે બધામાં અમારી કંપની તો સર્વશ્રેષ્ઠ ગણાય છે. કલેમ્સનો તુરત નિકાલ છતાં પ્રિમિયમ માત્ર નામનાંજ. શેઠ સાહેબ ! આ અગ્યારમા આસનમાં આપની સહી કરો; બાકીનું હું ભરી લઇશ. કલમની આપ તસ્દી રહેવા દયો; આ 'લ્યો-મારી' સ્વૉન પેન."

"નહીં. એ ઉપકારના બોજા તળે હું દબાઇ જાઉં તેના કરતાં મારીજ કલમ અને મારંજ ફારમ હું લઇશ."

"કાં-શેઠ સાહેબ !"

"આ રેલ્વે શરમમાં હું હમણાંજ મારી કલમથી તાર કરવા માંગુછું."

"તાર !"

"હા-તાર કંપનીને કરૂં છું કે-તમારો સેતાનનો ચરખો મહેરબાનીથી એકદમ પાછો મંગાવી લ્યો."

"કાં-આં-શેઠજી !"

"જાંગડ માલ છે માટે."

"પણ કાંઇ કારણ ?"

"જીવનું જતન-અમારૂં તો ઠીક, પણ આપનું અવશ્ય; આવા ખાડા, ખબડાવાળી ગામમાં આપ પરોપકારાર્થે પધારો, અને નાહક હરકત હેલો ખમવો પડે-માટે. સાહેબજી."



## આયુષ્ય વધારો.

ન્યુયોર્કના એક ડૉકટરે આંકડા આપીને સિદ્ધ કર્યું છે કે પરણેલા કરતાં વાંઢાનું મરણ પ્રમાણ બેવડું હોય છે. ૩૦ થી ૩૪ વર્ષની અંદર પરણેલાનું મરણ પ્રમાણે ૫.૪ ટકા આવે છે જ્યારે વાંઢાઓનું ૧૨ ટકા આવે છે. ૪૦-૪૯ વર્ષની વયમાં એ પ્રમાણ અનુક્રમે ૯.૫ અને ૧૯.૫ ટકા છે. કારણ જણાવતાં તે કહે છે કે પરણેલાની તબિઅતનું ધ્યાન તેની પત્ની રાખતી હોવાથી આમ બને છે; જ્યારે વાંઢાઓની તેવી સંભાળ કોઇ લેતું નથી આટલા માટેજ કદાચ આપણે ત્યાં બધાંએ પરણવાનો ચાલ પડયો હશે અને બુઢ્ઢાઓ પણ ૧૨ વર્ષની બાળકીનો ઉદ્ધાર કરવા લલચાતા હશે!

× × × ×

ફ્રાન્સની એક બેંક પોતાના ગ્રાહકને એવી ઘડીયાળો આપે છે કે જેની ચાવી દેવાને માટે અંદર રૂપાનો અમુક સીકકો નાંખવો પડે. આવી રીતે ચાવી દેવાથી સેવીંગબેંકનું કામ આ ઘડીયાળો કરે છે. બેંક આ ઘડીયાળના ડબામાંથી પૈસા કાઢી લઇ ગ્રાહકના ખાતામાં જમા કરે છે. કરકસર કરવાની કેવી ચતુરાઇ !





લેખકઃ ડા. જયકૃષ્ણ ના. વર્મા,
બી. એ., એલ.એલ. બી., એમ. એસ. સી., બેરીસ્ટર-ઍટ-લૉ.


સર નરેન્દ્રપ્રસાદની ચેમ્બરમાં હું પેઠો ત્યારે એ કરોડપતિ મીલ માલેક ટેબલ પર માથું નમાવી કંઇક લખવામાં ગુંથાયા હતા. થોડીવારે ફાઉન્ટન પેન બાજુ ઉપર મુકી તેમણે મારી તરફ નજર કરવાની મ્હેરબાની બતાવી.

" તમે જ કાન્તિલાલ કે ? "

" જી, હા. " મેં સ્હેજ માથું નમાવી જવાબ આપ્યો.

ટેબલના એક ખાનામાંથી સર નરેન્દ્ર પ્રસાદે એક કાગલ ખેંચી કઢયો. " ત્રણ દિવસ થયાં તમારા કાકા પાસેથી મને આ પત્ર મળ્યો છે. એમના લખવા ઉપરથી જણાય છે કે તમે ઇંગ્લાંડથી હમણાંજ પાછા ફર્યા છો અને કોઇ નોકરીની શોધમાં છો. "

" જી, હા. એમજ છે. " મેં કહ્યું. હરિદાસ કાકા ગોળ ગોળ લખવાનું શીખ્યાજ ન હતા. સીધીજ વાત કાગલમાં લખી નાંખી હતી.

" તમે મને ઉપયોગી થઇ શકશો એમ માનવાને કાંઇ કારણ છે ખરૂં ? "

" જી, ના ! " મેં પણ સાચી વાત કહી નાખી. સર નરેન્દ્રપ્રસાદના હોઠ ઉપર આછું સ્મિત ફરકયું. ખરી વાત એ હતી કે હરિદાસ કાકાએ મને કંઇક આશા આપી હતી અને કહ્યું હતું કે સર નરેન્દ્રપ્રસાદને એક ચાલાક પ્રાઇવેટ સેક્રેટરીની જરૂર છે.

" જો એ જગ્યા તને મળે તો તારા જેવો ભાગ્યશાલી કોઇ નહિં ! " હરિદાસ કાકાએ કહ્યું હતું. " પણ એ માટે તું લાયક છો કે કેમ તેની મને શંકા છે. નરેન્દ્રપ્રસાદ અને હું નિશાળમાં સાથે હતા. એમને હું આજે પત્ર લખું છું. જો એમને તારી જરૂર જણાશે તો તને મળવા બોલાવશે. ન બોલાવે તો તું જાણે અને તારૂં નસીબ જાણે; પછી મારે કાંઇ લેવા દેવા નહિં. ! !

કાકાનું મગજ આ વખતે જરા ગરમ હતું. એમણે પોતાના કાપડના વેપારમાં મને તાલીમ આપવાની ખાહેશ દેખાડી હતી. પણ મેં ના પાડવાથી કાકા ગુસ્સે થયા હતા. પરિણામે અત્યારે સર નરેન્દ્રપ્રસાદની ઓફીસમાં હું ઉભો હતો.

" ત્યારે તમે શું કરી શકશો તેનો તમને ખ્યાલ હશે ! " સર નરેન્દ્રપ્રસાદે ફરી પૂછ્યું.

" જરાય નહિં. " મેં કહ્યું. " ફક્ત એટલુંજ–કાકા કહેતા હતા–કે મારે સેક્રેટરી તરીકે કેટલુંક ખાનગી કામ જોવું પડશે. "

ઘડીઆળમાં સાડા સાતનો ટકોરો થયો. સર નરેન્દ્રપ્રસાદ ખુરશીમાંથી ઉઠી ઉભા થયા

" મેં એક માણસને અત્યારે બોલાવ્યો હતો. પણ તે આવ્યો નથી. આવ્યો હોત

તો કદાચ તમારી જરૂર ન પડત. એની ગેરહાજરીમાં તમને હું તક આપવા માંગું છું."

" મોટી મહેરબાની. હાલ તુરત એક મહિના માટે... "

" ફક્ત એક દિવસ માટે જ. " સર નરેન્દ્રપ્રસાદે મને વચમાંજ અટકાવીને કહ્યું. ટેબલનું એક ખાનું ઉઘાડી તેમાંથી તેમણે એક લાંબુ પરબીડીઉં કાઢ્યું અને મારા હાથમાં મૂક્યું. " જુઓ, આ કવર સર ભવાનીદાસને જેમ બને તેમ જલ્દી પહોંચાડવાનું છે. એમાં ખાસ ખાનગી અને અગત્યના ખતપત્રો છે. મારા એકાદ જુના માણસને એ કામ સોંપું તો તે તુરતજ ઓળખાઇ જાય અને એનો પીછો પકડાય તેથીજ એ તમને સોંપું છું. "

" સર ભવાનીદાસ અત્યારે ક્યાં મળશે ?" મેં પૂછ્યું. સર ભવાનીદાસ જાણીતા વેપારી અને વડી ધારાસભાના સભાસદ હતા.

" છાપાંઓ તો કહે છે કે તે મહાબળેશ્વર ગયા છે. ખરી વાત એ છે કે તે અત્યારે ડુમસમાં તેમના બંગલામાં છે. જેમ બને તેમ જલ્દી ત્યાં પ્હોંચી જાઓ અને આ કવર તેમને હાથો હાથ આપો. તે પછી તે કહે તે પ્રમાણે તમારે વર્તવાનું છે. સમજી ગયા ને ? "

" જી, હા. "

" તમારી પાસે હમણાં કેટલા પૈસા છે?"

" એક દસ રૂપીઆની નોટ પડી છે. અને થોડુંક પરચુરણ છે. "

" ઠીક, લ્યો આ બીજા પચાસ રૂપીઆ તમારા ખર્ચ માટે. જાઓ, ફતેહ કરો."

[ ૨ ]

સર નરેન્દ્રપ્રસાદની ચેમ્બરમાંથી હું નીકળ્યો ત્યારે બ્હાર એક ઇંગ્લીશ પોશાકમાં સજ્જ થયલો એક યુવક પટાવાળા સાથે કુસ્તી કરી રહ્યો હતો. " સાહેબે મને ' એપાઇન્ટમેન્ટ ' ( appointment ) આપી છે. " તેણે શ્વાસ લેતાં લેતાં પટાવાળાને કહ્યું.

" સાહેબે ચોખ્ખી ના પાડી છે. સાડા સાત પછી કોઇને અંદર જવા દેવાનો હુકમ નથી." પટાવાળાએ મક્કમતાથી તેને અંદર ઘુસતો અટકાવીને કહ્યું. પેલાએ મારી સામે જોયું.

" તમે હવે વંજો બાપો, મીસ્ટર. " મેં કહ્યું. " હવે શેઠને તમારૂં કામ નથી. " જે માણસના આવવાની સર નરેન્દ્રપ્રસાદ રાહ જોતા હતા તેજ આ હશે એમ મેં ધારી લીધું.

ઓફીસ બ્હાર એક ટેક્ષી ઉભી હતી તેમાં મેં ઝંપલાવ્યું. " કોલાબા સ્ટેશન. જલ્દી જાને દો. " મેં હુકમ આપ્યો. સુરત જવાની ગાડી ક્યારે ઉપડતી હશે તેનો મને ખ્યાલ ન હતો.

સ્ટેશને જઇને તપાસ કરી તો જણાયું કે ગુજરાત મેઇલને ઉપડવાને હજી પોણા કલાકની વાર હતી અને એ ટ્રેન અનુકુળ આવે એવી પણ ન હતી. સવારે અઢી વાગ્યે સુરત ઉતરીને ડુમસ જવા માટે વાહન મેળવી શકાય કે કેમ તે એક સવાલ હતો. છેલ્લી પેસેન્જર ટ્રેઇન સૌથી વધારે અનુકુળ હતી. આખી રાત નિરાંતે ઉંઘ લેવાય અને સવારે સાડા છ વાગ્યે ઉતરાય પણ મારો વિચાર હજી અંધારૂ હોય તે પ્હેલાં જ સુરત પ્હોંચી સવાર પડતાં જ ડુમસ ઉપડી જવાનો હતો. એમ થાય તો કોઇ પાછળ પડ્યું હોય તેને સ્હેલાઇથી હાથ તાળી આપી શકાય.

આખરે કાઠીઆવાડ એક્ષપ્રેસમાંજ નીકળવાનું મેં નક્કી કર્યું. પરંતુ ટ્રેનને હજી દોઢ કલાકની વાર હતી. એટલા વખતમાં તો ઘેર જઇ ખબર આપી હું પાછો આવી શકીશ એમ મને લાગ્યું. આ માર્ગ મેં ન લીધો

હોત તો પાછળથી મને જે વિટંબણા ભોગવવી પડી તે કદાચ ન ભોગવવી પડત.

સ્ટેશનની બ્હાર નીકળી ફરી એક ટેક્ષીમાં બેઠો અને ઘર તરફ હાંકવાનું જણાવ્યું. ઘેર આવી ખબર આપ્યા અને થોડીક ઉપયોગી વસ્તુઓ ભેળી કરી ગ્રાંટરોડ સ્ટેશને જવા હું ટેક્ષી લઇને નીકળ્યો. થોડેક દૂર જતાં મને લાગ્યું કે મારી પાછળ એક બીજી ટેક્ષી આવે છે. ભુલેશ્વર રસ્તા પર આવતાં ગીરદીને લીધે ગાડી થોભી. ટ્રેનનો સમય થવા આવ્યો હોવાથી મારો જીવ તલપાપડ થતો હતો. એટલામાં મારી મોટર આગળ એક માણસ આવ્યો. દેશી ઢબના પોશાકમાં પણ ટેસ્ટદાર અને ભપકાબંધ કપડામાં સજ્જ થયલો આ જુવાન કંઇક ઉતાવળમાં હોય એમ લાગતું હતું. " તમારૂં જ નામ મી. કાન્તિલાલ કે ? " તેણે મને પૂછ્યું.

" મારી કોઇ એમ કહેતા હતાં. સાચી વાત તો ખુદા જાણે ! "

" થોડા વખત પર તમે એક મોટા ગૃહસ્થની ઓફીસમાં ગયા હતા. તેમનું નામ દેવાની જરૂર નથી, પણ......"

" બરોબર છે. નામ દેતાં વખત બહુ લાગશે અને ગાડી ચાલવા માંડશે તો તમે નીચે પડશો. " મેં કહ્યું.

"તે ગૃહસ્થે એક પરબીડીઉં અમુક જગ્યાએ લઇ જવા માટે આપ્યું હતું પણ તેમાં ભૂલ થઇ છે. એ પરબીડીઉં પાછું લઇ આવવા તેમણે મને મોકલ્યો છે. "

" મીસ્તર ! " મેં કંઇક ગુસ્સાથી કહ્યું સર નરેન્દ્રપ્રસાદ કહેતા હતા તે વાત સાચી લાગી. આ કોઇ સામા પક્ષનો માણસ હોવો જોઇએ. " તમે ઘર ભૂલ્યા લાગો છો ! અને એ પરબીડીઉં પાછું મેળવવાની તમારી આ રીત પણ પૂરાણી થઇ ગઇ છે. તમને જેણે આ કામ પર મોકલ્યા હોય તેમને કહેજો કે ચાર આઠ તમને સીનેમા જોવા માટે આપે. ત્યાં ઘણી નવી રીતો તમને જાણવાની મળશે." મેં સલાહ આપી.

એટલામા ગીરદી કમી થતાં ગાડી આગલ ચાલવા લાગી. પેલા જુવાને ગાડી પર ચઢી અંદર બેસવાનો પ્રયત્ન કર્યો. પણ મારે તેને લાચારીએ ધક્કો મારી દૂર કરવો પડયો. મારા આ સહકાર માટેના તેના વિચારો ગાડીના અવાજમાં હું સાંભળી શકયો નહિ.

રસ્તામાં મને અનેક વિચાર થયા. આટલો જલ્દી મને શોધી કાઢવા માટે મને એ જુવાન માટે માન ઉત્પન્ન થયું. મને લાગે છે કે એ રાહ જોતો મારા ઘર આગલજ સંતાઇ રહ્યા હશે અને ત્યાંથીજ મારી પાછળ થયો હશે. એ ફરી પીછો પકડશે તો ? પાછળ જોયું તો એકે ગાડી જણાઇ નહી.

સ્ટેશને પહોંચતાં ટીકીટ સેકન્ડ કલાસની લેવી કે થર્ડ કલાસની તે મુંઝવણમાં હું પડયો. કોઇની નજર ચૂકવવી હોય તો થર્ડ કલાસમાં મુસાફરી કરી મનુષ્યની મેદનીમાં ખોવાઇ જવા જેવો બીજો એક પણ માર્ગ સરળ નથી. મેં પણ થર્ડ કલાસનીજ ટીકીટ કઢાવી.

પ્લેટફોર્મ પર જઇ મેં એક અંધારા ખુણાનો આશ્રય શોધ્યો. ટ્રેન આવવાને હજી પાંચેક મીનીટની વાર હતી. મારી નઝર પેસેન્જરોને અંદર આવવાના બન્ને દરવાજા તરફ જ હતી. થોડીવારમાં પેલો જુવાન સેકન્ડ કલાસને બારણે અંદર આવતો દેખાયો. તેણે આજુબાજુ નજર નાંખી અને હું ઉભો હતો તેની સામી બાજુ તપાસ કરવા ગયો. એટલામાં ટ્રેન આવી. હું દોડીને એક ખાનામાં ઘુસી ગયો. મારી ખાત્રી હતી. કે, તેણે મને જોયો નથી.

તેણે બિચારાએ ટ્રેન ઉપડતાં સુધી આમ તેમ તપાસ કરી. ગાડીના ડબ્બાઓ પણ

બધા જોઇ વળ્યો; પણ સફળતા ન મળી. હું એક અંધારા ખૂણામાં લપાઇ બેઠો હતો.

[ ૩ ]

સુરત સ્ટેશને સવારના લગભગ સવા ચાર વાગ્યે ઉતર્યો. પેલા જુવાનના કોઇ સાથી રખેને મને ઓળખી કાઢે અને પરબીડીઉં પડાવી લે એ ધાસ્તીથી આખી રાત જાગતોજ બેસી રહ્યો હતો. મને ભય હતો કે કદાચ એ જુવાન પોતેજ ચાલતી ગાડીએ અંદર ચઢી બેઠો હોય !

હું બહુજ સંભાળથી ઉતર્યો. રેલ્વેના કારભારીઓ સ્ટેશનો પર લાઇટની બહુ સારી સગવડ રાખે છે ! છેક પાસે આવ્યા સિવાય ભાગ્યેજ કોઇને ઓળખી શકાય ! પેલો જુવાન મારી પાછલ આવ્યો હોય તો પ એ અજવાળામાં મને દૂરથી ઓળખી શકે એમ ન હતું.

સ્ટેશનમાંથી બ્હાર નીકળી મેં એક હોટલમાં થોડી વાર વિશ્રાંતિ લીધી. ચ્હા પીતાં પીતાં હોટલના માણસ સાથે કેટલીક વાતચીત કરી ડુમસ જવા માટે વાહન ક્યાં મળી શકશે તેની તપાસ કરી તેણે આપેલી બાતમી મુજબ સ્ટેશનના યાર્ડમાં જઇ ત્યાં ઉભેલા બે ત્રણ ગાડીવાળાને પૂછયું, પરંતુ કોઇ પણ ડુમસની હવા ખાવા તૈયાર ન હતો. આખરે કોઇ સાયકલવાલાની દુકાનની શોધમાં હું નીકળ્યો.

સવાર થવા આવ્યું હતું; ઉદ્યોગી દુકાનદારો ધીરે ધીરે દુકાનો ખોલી રહ્યા હતા. એમાંના કેટલાકને સાયકલવાળાની દુકાન વિષે પડપૂછ કરી. મહા પ્રયાસને અંતે એક દુકાન ખોળી કાઢી. સદ્‌ભાગ્યે દુકાનનો માલિક દુકાનની પાસે ફુટપાથ પર જ પોતાનો ખાટલો ઢાળી સુઇ રહેતો હતો. તેને મહામહેનતે જગાડયો. પ્હેલાં તો તેણે સાયકલ આપવાની ના જ પાડી. આખરે કેટલીક લમણાઝીક પછી તે સમજ્યો અને રૂપીઆ પચાસ ડીપોઝીટ રાખી સાયકલ આપવાને કબુલ થયો.

એની દુકાનમાં ચાર પાંચ ઠીક઼ાં પડયા હતાં, તેમાંથી એક જ સંઘ કાશીએ પ્હોંચાડે એવી લાગતી હતી. સર નરેન્દ્રપ્રસાદે આપેલી રૂપીઆ પચાસની નોટ તેને સોંપી પાવતી અને સાયકલ લઇ હું ઉપડયો.

પ્હેલાં બે ત્રણ વાર હું ડુમસ ગયો હતો એટલે રસ્તો છેક અજાણ્યો ન હતો. સવારના છ વાગી ગયા હતા એટલે માણસોની અવરજવર થવા માંડી હતી. મારા પગ અને સાયકલના સહકારથી બને તેટલી ઉતાવળે મેં રસ્તો કાપવા માંડયો. લગભગ એક કલાક વીત્યો ત્યાં સુધી તો કોઇ પણ જાતની વિટંબણા નડી નહિ. એ અરસામાં મેં પોણો ઉપર રસ્તો કાપી નાંખ્યો હતો.

ડુમસ લગભગ માઇલ દોઢ માઇલ છેટે રહ્યું હશે; સવા સાત વાગી ગયા હતા. આ વખતે પાછળથી–દૂરથી આવતો હોય તેમ કોઇ મોટરના ભુંગળાનો અવાજ સંભળાયો. અત્યારે ડુમસ તરફ આવતી મોટર કોની હશે ? મને પાછી ચિંતા થવા લાગી. પેલો જુવાન તો છેલ્લી પેસેન્જર ટ્રેનમાં મારી પાછળ નહિ આવ્યો હોય ? બાકુતી મોટર બસ ડુમસ પેસેન્જરોને લઇને આવતી હતી પણ તેને હજી વાર હતી. રખેને એ મોટરમાં પેલો જુવાન જ આવતો હોય ! મેં સાયકલ પર બને તેટલું જોર અજમાવવા માંડયું.

દર પળે મોટર નજદીક આવતી જતી હતી. અમારી વચ્ચેનું અંતર ઓછું થતું હતું; ભૂંગળાનો અવાજ નજદીક આવતો હોય એમ લાગતું હતું. મેં પાછળ જોયું. સીધા સપાટ રસ્તા પર મોટર પૂરપાટ દોડતી આવતી હતી. અમારી વચ્ચે ભાગ્યે માઇલનું અંતર હશે...

" એ સાયકલવાળા! સામું જોઈને ચલાવ!" હું પાછળ જોવામાં રોકાયો હતો તેવામાં આ બૂમ સંભળાઈ. હું સામું જોઈને વેળાસર સાયકલ બાજુએ લઉં તે પ્હેલાં તો સામેથી આવતા એક ઘોડાના એક્કા સાથે હું ને સાયકલ અથડાયાં. ઘોડો ચમકીને ઉભો રહ્યો; હું ને સાયકલ એક બાજુએ જઈ પડ્યાં.

પડવાથી મારા માથામાં સખ્ત વાગ્યું. મને ચક્કર આવ્યા લાગ્યા, પણ પાછળ આવતી મોટરના વિચારે મારી હતી તેટલી સ્વસ્થતા ભેગી કરી હું જમીન પરથી ઉભો થવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ગાડી હાંકનારો કોઈ ભલો માણસ હતો. તે ઉતરીને આવ્યો અને મને હાથ ઝાલી ઉભો કર્યો. " તમને બહુ વાગ્યું તો નથી ને?" તેણે લાગણીપૂર્વક પૂછ્યું.

" ના. હાડકાં તો બધા સલામત છે. માથામાં સ્હેજ લાગ્યું છે, પણ બહુ ફીકર જેવું નથી. " મેં જવાબ આપ્યો. " તમારી ગાડીને તો નુકશાન નથી થયું ને ?"

" જરા ય નહિ. પણ તમારી સાયકલનું આગલું પૈડું મરડાઈ ગયું હોય એમ લાગે છે!" તેણે કહ્યું.

સાયકલને તો હું તદ્દન વીસરી ગયો હતો. તપાસી જોતાં તેની વાત સાચી લાગી. સાયકલ એક પણ ડગલું આગલ જાય એવી રહી ન હતી. હું ચિંતામાં પડ્યો.

" ડુમસ અહિંથી કેટલું દૂર છે?" મેં તેને પૂછ્યું.

" માંડ અર્ધો માઈલ હશે. તમારે ક્યાં જવું છે?"

" મારે સર ભવાનીદાસને બંગલે જેમ બને તેમ જલ્દી પ્હોંચવું છે. મારે અગત્યનું કામ છે."

" તો ચાલો, હું તમને મારી ગાડીમાં ત્યાં પ્હોંચાડી દઉં. " તેણે લાગણીથી કહ્યું.

" તમને તસ્દી..."

" એમાં તસ્દી શાની? મારે કંઈ બહુ ઉતાવળનું કામ નથી. " તેણે કહ્યું.

એની આ માંગણી " સ્હેજ મીલા સો દૂધ બરોબર " માની લઈ સ્વીકારી લેવામાં જ ડહાપણ હતું. પેલી મોટર લગભગ નજદીક આવી પ્હોંચી હતી. તેમાં બેઠેલા માણસ તરફ મારી નજર જતાં મેં વધુ વિવેક કરવાનો માંડી વાળ્યો અને સાયકલને ત્યાંજ પડતી મૂકી ગાડીના પાછલના ભાગમાં હું ત્વરાથી ચઢી બેઠો.

" જલ્દી કરો. પેલી મોટર આપણને પકડી પાડે તે પ્હેલાં..." મેં પેલા ગૃહસ્થને કહ્યું. મારે વાકય પૂરૂં કરવાની જરૂર પડી નહિ. તેણે ગાડી ફેરવીને ડુમસ તરફ હાંકવા માંડી. ઘોડો પાણીદાર હતો અને ચારે પગે ઉછળતો હતો.

લગભગ પાંચ મીનીટ સુધી અમારી ગાડી અને મોટર વચ્ચે શરત રમાતી હોય એવો દેખાવ થઈ રહ્યો. મોટરમાં બેઠેલા જુવાને મને ઓળખ્યો અને શોફરને જલ્દી હાંકવા સૂચના કરી. અમારી ગાડીવાળા ગ્રહસ્થે ગાડી હાંકતા હાંકતા ખુલાસો પુછવાનો પ્રયત્ન કર્યો પણ તેને વધુ તક મળે તે પ્હેલાં ગાડી બંગલાના કમ્પાઉન્ડમાં દાખલ થઈ. મોટર પણ અમારી પાછળજ અંદર આવી. શત્રુપક્ષનો માણસ આટલી બધી હિમ્મત કરી શકશે એમ મેં ન્હોતું ધાર્યું.

ગાડી ઉભી રહે તે પ્હેલાં વાગવાની દરકાર કર્યા વિના મેં બંગલાના ઓટલા ઉપરજ કુદકો માર્યો અને ઉઘાડા બારણામાંથી દિવાનખાનામાં પેઠો. રસ્તામાં પડવાથી થયલી ઈજાની અસર આ પાંચ મીનીટમાં ઘણી વધી ગઈ હતી આ કુદકાથી તેમાં વધારો થયો. દિવાનખાનાના એક ખુણામાં એક આરામ ખુરશીમાં એક વયોવૃદ્ધ ગ્રહસ્થ છાપું વાંચતા પાયા

કસોટી.



ચિત્રકારઃ ] સર નુરેન્દ્રપ્રસાદે ટેબલનું એક ખાનું ઉઘાડી તેમાંથી તેમણે એક લાંબું પરબીડીઉં કાઢયું અને મારા હાથમાં મૂકયું. [ રા. અ. લ. નાણાવટી.

## કસોટી.



માસ્તર ! તમે ઘર ભૂલ્યા લાગો છો.

ચિત્રકારઃ ] [ રા. અ. લ. નાણાવટ

હતા, તે મારા અંદર જવાના અવાજથી ખુરશીમાં ટટ્ટાર થઇને બેઠા. મારી આંખે ઝાંખ વળતી હતી અને ચક્કર આવતાં હતાં, છતાં સર ભવાનીદાસને હું ઓળખી શક્યો. ગજવામાંથી સર નરેન્દ્રપ્રસાદે આપેલું પરબીડીયું કાઢી મેં તેમના તરફ ધર્યું:

"આ સર નરેન્દ્રપ્રસાદે આપને આપવા..." આગળ બોલી શકું તે પહેલાં આંખે અંધારા આવ્યાં અને હું તેમના પગ આગળજ ફસડાઇ પડ્યો.

× × ×

મેં ફરી આંખો ખોલી ત્યારે હું દીવાનખાનાના જ એક સોફા ઉપર પડ્યો હતો. પેલો જુવાન મારી પાસે બેસી મને શુદ્ધમાં લાવવાના ઉપચાર કરી રહ્યો હતો. તેને ત્યાં સ્વસ્થતાથી બેઠેલો જોઇને મને ચિંતા થઇ. હજી મારા માથામાં વેગ મારતા હતા. હું કાંઇ પણ સમજી શક્યો નહિ.

"હવે ઠીક લાગે છે?" થોડીવારે તેણે મને પુછ્યું.

"હા. પણ તમે કોણ છો? તમે અહિં ક્યાંથી?" મેં ઉતાવળે તેને પુછ્યું.

"તમે જરા શાન્ત ને સ્વસ્થ થાઓ તે પછી હું બધું સમજાવીશ."

"હું શાન્તજ છું." મેં ખાત્રી આપી.

"ત્યારે સાંભળો. સર નરેન્દ્રપ્રસાદે તમને જે પરબીડીઉં આપ્યું હતું, તેમાં એવા અગત્યના ખતપત્રો ન હતા કે જેથી કોઇ શત્રુ તમારો પીછો પકડે." બધી મહેનત પાણીમાં ગયલી જોઇ મને સર નરેન્દ્રપ્રસાદ પર ગુસ્સો આવ્યો.

"એમણે તમારી કસોટી કરવા માટેજ એમ કહ્યું હતું. સર નરેન્દ્રપ્રસાદ એક નવી કંપની ઉભી કરે છે, તેના ડાયરેકટરોની બોર્ડના મેમ્બર અને ચેરમેન તરીકે સર ભવાનીદાસને નીમવા માંગે છે. એ પરબીડીઆમાં માત્ર એક છાપેલું ફોર્મ હતું, જેમાં સર ભવાનીદાસની સંમતિસૂચક સહીની જરૂર હતી. સાથે એક પત્ર પણ હતો."

"એ બધું તો સમજ્યા!" મેં અધીરાઇથી કહ્યું. "તો પછી તમે કેમ મારી પાછળ પડયા? તમે કોણ છો?"

"હું સર ભવાનીદાસનો પ્રાયવેટ સેક્રેટરી છું. તમે સર નરેન્દ્રપ્રસાદ પાસેથી નીકળ્યા, તે પછી થોડેક વખતે હું તેમને મળવા ગયો. તેમણે મને એ વિષે વાત કરી. મેં તેમને કહ્યું કે, તમને ધક્કો ખવડાવવાની જરૂર નથી. હું અહિં આવવાનો હતો એટલે એ ફોર્મ સાથે લાવી, સર ભવાનીદાસની સહી કરાવી પાછું મોકલી શકત. પણ સર નરેન્દ્રપ્રસાદને તમારી કસોટી કરવી હતી. તેમણે મને તમારૂં વર્ણન, નામ ઠામ અને સરનામું વગેરે આપ્યાં, પણ એ પરબીડીઉં તમે મને સોંપો તે માટેનો પત્ર લખી આપવાની ના પાડી. ત્યારથી બને તો એ પત્ર ગમે તે ઉપાયે મારે તમારી પાસેથી મેળવવો એમ તેમણે કહ્યું. મેં પ્રયત્ન કરી જોયો અને શું બન્યું તે તમે જાણો છો. ગ્રાંટરોડ સ્ટેશને કાઠીઆવાડ એક્ષપ્રેસ ટ્રેનમાં મેં તમારી તપાસ કરી પણ પત્તો ન લાગ્યો. મેં તો છેલ્લી પેસેન્જર ટ્રેનમાં બર્થ રીઝર્વ કરાવ્યો હતો એટલે તે ટ્રેનમાં હું આવ્યો."

"તો પછી તમે મારો પીછો ક્યાંથી પકડ્યો?"

"મને તો ખબર જ ન હતી કે તમે મારી આગળ સાયકલ પર નીકળી ચુક્યા છો. સર ભવાનીદાસે મને લેવા માટે મોટર સ્ટેશન પર મોકલી હતી. એમના એક કામને લીધે સુરતમાં મને ૨૦-૨૫ મીનીટ રોકાણ થયું, નહિ તો અધવચ પકડી પાડત. ખરૂં પુછો તો તમે ગાડીમાં બેઠા ત્યારે જ મેં તો તમને

ઓળખ્યા. તમે પણ, ભલા માણસ ખુબ દોડા દોડ કરાવી!"

"મને શું ખબર કે તમે સર ભવાનીદાસના માણસ છો. સર નરેન્દ્રપ્રસાદે કહેલું એટલે મારે તો બનતી સાવચેતી રાખવીજ પડે ને?"

"કેમ, હવે કેમ છે, એમને? ડૉક્ટર હમણાં આવે છે." સર ભવાનીપ્રસાદ દીવાનખાનાના બારણામાં ઉભા હતા. સવાલ તેમણે પૂછ્યો હતો. મેં સભ્યતાને ખાતર બેઠા થવાનો પ્રયત્ન કર્યો. સર ભવાનીદાસ વધારે નજદીક આવ્યા.

"સૂઇ રહો; સૂઇ રહો. નકામી તકલીફ ન લો. કેમ લાગે છે, હવે?" તેમણે મને કહતો અટકાવીને ફરી પૂછ્યું.

"ઠીક લાગે છે, સાહેબ." મેં કહ્યું. બીજું શું કહેવું તે મને સુઝ્યું નહિ.

"તમે જબરા હિમ્મતવાળા જણાઓછો. મારે નરેન્દ્રપ્રસાદને લખીને તમારા માટે ખાસ ભલામણ કરવી પડશે. દેસાઇ, તમે એમને માટે યોગ્ય બંદોબસ્ત કરજો." સર ભવાનીદાસે મારે માટે લાગણી બતાવી,

"આપની મ્હેરબાની થઇ, સાહેબ! મેં એમાં ખાસ કાંઇજ કર્યું નથી." મેં વિવેક બતાવ્યો,

સર ભવાનીદાસે લખી આપેલો સર નરેન્દ્રપ્રસાદ ઉપરનો પત્ર લઇ હું મ્હાંથી મુબઇ પાછો ફર્યો. પત્રમાં તેમણે લખ્યું હતુ: "તમારે આ માણસની જરૂર ન હોય તો મારી પાસે પાછો મોકલજો. મારે એને રાખવો છે!"



ટિકીટ કલેક્ટર (છોકરીને):—"બેન તને કેટલાં વર્ષ થયાં વારૂ?

છોકરી:—"નિશાળમાં મને તેર અને આગગાડીની ટિકીટ માટે અગિઆર!"

× × × ×

બાપ (છોકરાને):—"સાવ ઠફાળ, તારી ઉમરે તો નેપોલીઅન ભણી રહેવા આવ્યો હતો."

છોકરો:—"પણ તમારી ઉમરે તો નેપોલીઅને આખા યુરોપને ધ્રુજાવ્યું હતું અને તમે?"

× × × ×

એક મિત્ર બીજા મિત્રને:—"દોસ્ત, ફીકર નહિ. મહિને એક હજારનો ખરચ કરીએ એટલું બંદાએ ભેગું કર્યું છે."

બીજો:—"હેં એં એં, કેટલા વખત સુધી"

પહેલો:—"અરે પુરા પંદર દહાડા લગી."

× × × ×

એક આદમી બીજાને:—"આપણા લોકો બહુજ ગંદા; દાખલા તરીકે......"

બીજો:—આપ પોતેજ."

× × × ×

માસ્તર (છોકરાઓને):—"ચાલો જુદી જુદી પાઇઓ ગણાવો, જેમકે કલદાર."

છોકરો:—સિપાઇ, ચોપાઇ, બરપાઇ ....,




# કાયદાનાં બંધન!

લેખકઃ—ડૉ. મોહનલાલ જગન્નાથ પાઠક.

"નૉનસેન્સ! ઍબ્સર્ડ!! બીજું શું? દુનિયાના ગુન્હેગારોની ટીપમાં એકનો ઉમેરો." આવા સહજ ઉદ્‌ગારો પરમારના મુખમાંથી સરી પડયા ને તેમણે 'ઇવનીંગ ટાઇમ્સ' ટેબલ પર પછાડયું.

"ઓહો, મિ. પરમાર!" પરમારના સહવ્યવસાયી પોલીસ ઇન્સ્પેકટર મિ. વિલ્બર્ટ એજ સમયે ઓરડામાં દાખલ થતા પરમારના શબ્દો સાંભળી હૅટ ઉતારી બોલ્યાઃ "આજે કાંઇ દુનિયાના ગુન્હેગારોની વ્હારે ચડયા છો ને?"

"હા, ગુન્હેગારોની વ્હારે તમારા મારા જેવા નહિ ચડે તો કોણ ચડશે?" ખુરસી પરથી ઉઠી આળસ મરડતાં પરમાર બોલ્યાઃ "પેલો સો રૂપિયા ચોરનાર છોકરાવાળો કેસ તમે ન જોયો? મેજીસ્ટ્રેટે તેને છ મહિનાની સખત મજુરીની સજા ફરમાવી. આજે જ બપોરે એનો ચુકાદો થયો. અને સાંજના છાપામાં આવીયે ગયો."

"ઇન્સ્પેકટર બોલ્ટન વાળો કેસ કે? તહોમતદાર મેસર્સ લીસ્ટર લીમીટેડમાં બૉય હતો તે જ ને?"

"હા, તેજ. ન્યાય દેવતાને અન્ધ કહેવામાં આવે છે તે ખોટું નથી. સ્વકૃતિનું પરિણામ સાચે જ તેને નથી દેખાતું!"

"એટલે? શું તમે એમ ધારો છો કે તહોમતદારને અન્યાય થયો? એ કેસના કાગળીયાં મેં જોયાં છે. ભૂલતો ન હોઉં તો તહોમતદારનો એકરાર પણ તેમાં છે. ગુન્હેગારને તેના ગુન્હાની યોગ્ય સજા મળી; એમાં ખોટું શું?"

"એક પોલીસ અમલદારને છાજે એવુંજ તમે બોલ્યા." પરમારે કહ્યું. "તહોમતદારે ગુન્હો કર્યો, કાયદા મુજબ તે પુરવાર થયો, તેને તેવું પ્રાયશ્ચિત્ત મળ્યું. એટલે સુધી બધું બરાબર. હવે પોલીસ અમલદારની ભાવનાને ઘડીક દૂર કરી સામાજિક દ્રષ્ટિએ વિચાર કરો, અત્યારની આપણી જેલો જુઓ, જેલોની સ્થિતિ તપાસો. આપણી જેલો એટલે નિર્દયતાનાં, અનીતિનાં ધામોઃ સુધરવાના સ્થાનો નહિ. ત્યાં રીઢા ગુન્હેગારો અને નિર્દય ખૂની વૉર્ડરોના સહવાસમાં રહેવા પછી એ છોકરાનું ભાવિ કેવું નીવડે? આજે જો કે એને હાથે ગુન્હો થયો હશે, છતાં ધ્યાનમાં રાખવું જોઇએ કે કેવળ ગુન્હો કરવાની વૃત્તિથી દોરાઇને એણે એ ગુન્હો નથી કર્યો. હજી તેનામાં ગુન્હો કરવાની વૃત્તિ નથી જાગી. પણ, મિ. વિલ્બર્ટ, નક્કી માનજો કે છ મહિના પછી એજ છોકરો જેલના વાતાવરણમાં ગુન્હાની પ્રવૃત્તિથી રંગાયલો બહાર નીકળશે. આ ગુન્હો તેણે માત્ર વ્યાવહારિક આપત્તિમાં સપડાઇ ક્ષણિક મોહને વશ થઈ કર્યો છે; પણ સદ્‌વિવેક બુદ્ધિ તેના

મનને ડંખી રહી છે. અને પછી તો જેલમાં રીઢા બદમાશોની સોબતે એ પણ રીઢો બનશે; અને ગુન્હો કરી કાયદાને છેતરતાં એને એનું મન ડંખશે નહિં, પણ અભિમાન માનતાં શીખવશે!"

પરમારનાં આ વચનો મિ. વિલ્બર્ટ માત્ર સાંભળવાને ખાતર સાંભળતા હતા. તેમણે સીગરેટની ડબ્બી કાઢી પરમાર સામી ધરતાં પૂછ્યું. "ત્યારે તમે એનું કારણ શું માનો છો?"

"થેંક્યું," પરમાર એક સીગરેટ લેતા બોલ્યા "આપણી જેલોની પદ્ધતિ. આજની જેલો એટલે સાંપ્રત સમયનાં સેતાનગૃહો!"

મિ. વિલ્બર્ટ ખડખડ હસી પડયા. "મિ. પરમાર, તમારા હિંદી રાજકીય ચળવળીઆની અસર તમારા મગજ પર સજ્જડ થઇ હોય એમ લાગે છે. ગુન્હેગારને જેલમાં સજા ભોગવવા નહિં પણ ચાર દહાડા મોજ માણવા મોકલવો એવો તમારો અભિપ્રાય માલમ પડે છે! મારા મત મુજબ વાંક જેલોનો નહિં પણ સમાજનો છે. જેલમાં જઇ આવેલા મનુષ્ય સાથે સમાજનું વર્તન એવું અયોગ્ય હોય છે કે તેને ફરી ફરી ગુન્હો કરવાની ફરજ પડે છે. પહેલા તમે તમારા સમાજની ગુન્હેગાર પ્રતિની ભાવનાને દયામાં ફેરવો અને પછી જેલોની પદ્ધતિ માટે સરકારને દોષ દો. પોતાના દોષો તરફ આખ આડા કાન કરી દરેક અનિષ્ટ બાબતની જવાબદારી સરકારને શિરે ઢોળી દેનારા તમારા રાજકીય આગેવાનોનું તમે ચોકખું અનુકરણ કરો છો!"

"હિંદી સમાજ પર સવ દોષો ઢોળી તમે ત્યારે શું કરો છો? સરકારની ભૂલને ટેકો આપી તમારી 'બ્યુરોક્રેસી'નું અનુકરણ કરો છો!" હસતાં હસતાં પરમારે તાણો માર્યો. "ગુન્હેગાર પ્રતિની સમાજની ભાવના બદલવાની આવશ્યકતાને હું ઓછું મહત્વ નથી આપતો. પણ મારો મુખ્ય આક્ષેપ એ છે કે સમાજ પોતાની ભાવના બદલે તો પણ ગુન્હેગારમાં પ્રમાણિકપણાથી ગુજરાન ચલાવવાની વૃત્તિ પેદા થવી જોઇએ. એ આપણી હાલની જેલોથી નથી થતી. ઉલટી અપ્રામાણિકપણાની અને અનીતિની જ જેલોમાંથી મુક્ત થયેલા ગુન્હેગારોમાં અધિક વૃદ્ધિ થયલી જોવામાં આવે છે. સમાજ તિરસ્કારે તોપણ પ્રામાણિકપણાથી ગુજરાન ચલાવી શકાય. પણ પોતાના એક પાપનું પ્રાયશ્ચિત ભોગવી શુદ્ધ થયા પછી સદ્વર્તની થવાનું જેલમાંથી છૂટી આવ્યા પછી કેટલા મનુષ્યો ઇચ્છે છે?"

"ત્યારે એનો ઉપાય તમે શો સૂચવો છો?"

"હું કાંઇ વિદ્વાન્ સમાજશાસ્ત્રી નથી કે મોટો મુત્સદ્દી નથી કે તરતજ કોઇ સવિસ્તર ઘડેલી યોજના ખીસ્સામાંથી કાઢીને તમારી સામે મૂકી દઉં. આ ખાતામાં દાખલ થયા પછી પાંચ વર્ષ થયા એ વિષયમાં મારૂં ચિત્ત પરોવાયું છે; અને જેમ જેમ ગુન્હેગારોનો અધિકાધિક પરિચય થતો જાય છે તેમ તેમ મારા વિચારો દૃઢ બને એવી પુષ્કળ સામગ્રી મળ્યા કરે છે. મારા આજસુધીના અનુભવથી મારી ખાતરી થઇ છે કે જેલોની આજની વ્યવસ્થા સત્વર બદલાવી જોઇએ."

"અને બધા રીઢા બદમાશોને છોડી દેવા જોઇએ!" મિ. વિલ્બર્ટ હસીને બોલ્યાઃ "વાહ! ઘણોજ સરસ રસ્તો. ગ્રેજ્યુએટોને પોલીસ ડિપાર્ટમેંટમાં દાખલ કરવા સામે હું જે વાંધો ઉઠાવું છું તે કાંઇ ખોટો નથી. કેળવણીથી તમે લોકો ધ્યેયવાદી બની જાઓ છો. વ્યાવહારિક દૃષ્ટિ તમારામાં બિલકુલ હોતી નથી. તમે જાણો છો, મિ. પરમાર! એ ગુન્હેગારોને વશ કરવા અને કામે લગાડવા માટે ઉઠતાં ને બેસતાં ફટકાજ્યે છૂટકો! પઠાણ ને ભીલ જેવા લોકો, શું તમે એમ

ધારો છો કે તમારી નરમાશથી વશ થઇ જાય ? તમારા જેવા કાબેલ, યશસ્વી ગુન્હા-શોધક અમલદાર આમ બોલે એ ખરેખર આશ્ચર્યજનક કહેવાય. જેલોમાં કેદીઓ સાથે દયા કે માયાભર્યું વર્તન તદ્દન નિરૂપયોગી છે. જેલ 'મૉટો' આજ્ઞા પાલન અને કામ."

"એજ પ્રશ્ન ઇંગ્લંડમાં ઉભો થાય તો તમે આમ કદી ન કહો." પરમાર બોલ્યા: "તમારા જેવા થોડા દિવસ પેટને ખાતર આ દેશમાં આવનાર વરિષ્ઠ મનુષ્યની દૃષ્ટિ પોતાના કાર્ય પુરતી જ હોવાની ! એ આજ્ઞા-પાલનની અને જેલના વાતાવરણની કેદીના ભાવિ જીવન પર અને મન પર શી અસર થાય છે તે તમે શા માટે જુઓ ! પણ જેલમાંથી છૂટેલો એ કેદી મારા સમાજમાં વસનાર હોવાથી હું આંખઆડા કાન ન કરી શકું."

"નહિ, નહિ, મારા કહેવાનો ભાવાર્થ તમે ન સમજ્યા." મિ. વિલ્મર્ટ વચ્ચે બોલી ઉઠ્યા: "મારા મનમાં એવી કલ્પના સરખીયે નથી આવી. હું તો સહજ એક વ્યવહારિક મનુષ્યની દૃષ્ટિએ બોલી ગયો, પણ એ વાત રહેવા દો. તમારી યોજના જણાવો."

પરમારે હોલ્ડરમાંથી સિગારેટ પાછી સળગાવી આગળ ચલાવ્યું:

"સુધરવાનો સંભવ ન હોય એવા રીઢા ગુન્હેગારો વિષે મારે કંઇજ કહેવું નથી પણ જે રીઢા ન થયા હોય, પરિસ્થિતિને લીધે જ જેમને હાથે ગુન્હો થયો હોય એવા લોકો વધુ બગડવા ન પામે, આવી આપણી જેલોમાં વ્યવસ્થા હોવી જોઇએ. એવા લોકોને રીઢા બદમાસો જુદા રાખી તેમનાં મન અને સદ-સદ્વિવેકબુદ્ધિ સખત નિયમપાલનના ભાર નીચે બુઠાં થઇ જવા ન પામે તેની સાવચેતી રાખવી જોઇએ. તેમના પ્રતિ માત્ર જેલમાં જ નહિ પણ અદાલતોમાં પણ દયાની દૃષ્ટિએ જોવું જોઇએ. એવા અનેક સુધારાઓ કરવાની આવશ્યક્તા છે. ટુંકમાં કહેવાનું એટલુંજ કે એક ગુન્હેગારને જેલમાં મોકલવાનો હેતુ માત્ર પાપનું પ્રાયશ્ચિત દેવા પુરતોજ ન હોવો જોઇએ. પણ જેલમાં તે સુધરે અને સમાજ-નો એક પતિત થયેલો મનુષ્ય સમાજને અધિક ઉત્તમ અને ઉપયુક્ત બની પાછો મળે એ હોવો જોઇએ. ગુન્હાની વૃત્તિને જો એક પ્રકારનો સામાજિક વ્યાધિ ગણીએ તો જેલોને એ સામાજિક વ્યાધિ નિવારનાર ઇસ્પિતાલો ગણ-વી જોઇએ. શારીરિક વ્યાધિની ઇસ્પિતાલોના જેવાંજ એ સામાજિક ઇસ્પિતાલોનાં કાર્ય અને ધ્યેય હોવાં જોઇએ. આ તત્ત્વને માન્યતા મળ્યે જેલોની પદ્ધતિ પલટાશે, એટલુંજ નહિ પણ શાસનપ્રણાલિકાની હાલની કલ્પ-નાઓ પણ બદલવી પડશે. જ્યાં સુધી આમ ન થાય ત્યાં સુધી આપણી અદાલતો ને જેલો સમાજને ઉપયુક્ત થવાને બદલે, વ્યાધિ કરતાં વ્યાધિનો ઇલાજ અધિક હાનિજનક જેવી થઇ પડશે."

પરમાર મનઃપૂર્વક બોલતા હતા ત્યારે ત્યારે સિગારેટના ધુમાડાના ગોટાની તરલ આકૃતિને વિદ્યુત્ પ્રકાશમાં નિહાળતા અને વિશેષ શિક્ષણ વિના માત્ર ગોરી ચામડીના પ્રતાપે ઇન્સ્પેક્ટરના સ્થાન સુધી પહોંચી જનારા વિલ્મર્ટને એ તાત્ત્વિક અને ઉચ્ચ વિચારો કેટલે સુધી પચ્યા હશે તે તો પ્રભુ જાણે ! પણ વાદ સંભાળવા કંઇક બોલવાની ખાતર સાહેબ બોલ્યા; "વાહ ! તમારી એ ઇસ્પિતાલની ઉપમા ઘણીજ મઝેની લાગે છે; એને જરા વધારે લંબાવીએ તો એમ પણ કહી શકાય કે રોગી સારો થતાં તેને જેમ ઇસ્પિતાલમાંથી મુક્ત કરવામાં આવે છે તેમ ગુન્હેગાર સુધરતાં તેને પણ જેલમાંથી મુક્ત કરી દેવો. કેમ ખરું ને ? એક વાર ગુન્હેગાર સુધર્યો કે સજાની મુદત પૂરી થયાં પહેલાંજ તેને તમે છોડી દેશો ખરા કે ! "

"હું હમણાં કહી ગયો તે તત્વ માન્ય કરવામાં આવે તો તત્વાનુસાર તેમ કરવાની ફરજ પડે ખરી. પણ ખરૂં જોતાં વ્યવહારમાં પુષ્કળ બંધનો રાખવાં પડશે. દાખલા તરીકે-

એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી. પરમારનું વાકય અધુરૂં રહ્યું. મિ. વિલ્બર્ટ ટેલીફોન પાસે ગયા.

"હલો, હલો, આ પાયધુની પોલીસ સ્ટેશન. ડુંગરી જેલ ! સુપરીન્ટેન્ડેંટ ? કેમ ? હેં ! છોટુ ગોપાલ ? અરધા કલાક પહેલાં નાસી ગયો ?—હેડ ઑફીસને જણાવ્યું ?—વારૂં ! —હા, અમે વૉચ રાખીશું—ચરનીરોડ સ્ટેશને ?—વારૂં—હા, છે, મિ. પરમાર અહીં છે. તેમને જણાવું છું—કેદીનું વર્ણન ? અમને બન્નેને ખબર છે—વારૂં, વારૂ."

પરમાર પ્રથમ તો નિરાંતે ખુરસી પર પગ લંબાવી પડયા હતા. પણ છોટુ ગોપાલનું નામ સાંભળતાની સાથેજ મિ. વિલ્બર્ટના શબ્દો તરફ કાન માંડી રહ્યા. બે મિનિટમાં મિ. વિલ્બર્ટ રીસીવર મૂકી પરમાર તરફ ફરી બોલ્યા. "વેલ, મિ. પરમાર ! નવું કામ જાગ્યું. નામચીન ચોર તિજોરી ફાડનાર છોટુ ગોપાલ ડુંગરી જેલમાંથી ભાગી ગયો !"

'શું છોટું ભાગી ગયો ? બાય જોવ" અત્યંત આશ્ચર્ય પ્રગટ કરતાં પરમાર બોલ્યાઃ "અજબ હિંમત ! ઠીક, ઇન્સ્ટ્રકશન્સ શી છે ? છોટુની સજા હજી ઘણી બાકી હશે નહિં ?"

"હા. હજી ચાર વર્ષ. હવે આપણે બહાર પડવુંજ જોઇએ. ચરનીરોડ સ્ટેશને તમને જ વૉચ રાખવાનું જણાવ્યું છે. હું આ બાજુના લતામાં વૉચ રાખું છું. તમને આ કેસમાં વધારે ધ્યાન રાખવાનો ઓર્ડર છે. ઘણું કરીને એ તપાસનું કામ તમારી પાસે આવે એમ લાગે છે."

"ઑલ રાઇટ. બનતું બધું કરીશ. કેદી ચરનીરોડથી નાસી જવાનો સંભવ નહિં જેવો છતાં બધા સ્ટેશનોએ ચાંપતી નજર રાખવી સારી. છોટુ જેવો ચાલાક ને હિંમતવાન ગુન્હેગાર તુરતાતુરત મુંબઈ છોડી જાય એમ માની ન શકાય. મુંબાઇ જેવા વિશાળ શહેરમાંજ રહેવામાં તેની સલામતી છે. ગમે તેમ. તેને શોધી કાઢી પકડવાનું કામ ખરે-ખરજ વિકટ છે. કાંઇ હરકત નહિં. હું તેને સારી પેઠે ઓળખું છું. એક વખત હાથમાં સપડાયો જોઇએ."

બન્ને પોલીસ ઇન્સ્પેકટરો તૈયાર થઇ ગયા. અને બહાર નીકળી વિકટોરીઆમાં બેસી બે દિશામાં ચાલ્યા ગયા,

## [ ૨ ]

રાત્રે લગભગ સાડા અગીયાર થયા હશે. સિનેમાના છેલ્લા ખેલ ખલાસ થયા, ગ્રાંટરોડ કૉર્નર વાળો રસ્તો સિનેમા–શોખિનોથી ચીકાર થઇ રહ્યો. વિશ્રાંતિ ગૃહમાં ખુબ ભીડ જામી. ચાહ, કોફી, ભજીયાં, પાતરાં, વગેરેના કર્કશ સૂરો ખેંચાતા હતા. અહીં ખાદ્ય પેયાદિ વસ્તુઓનો ભયંકર સંહાર ચાલી રહ્યો હતો. વિશ્રાંતિ ગૃહના અંદરના ભાગમાં બે જણ છાની વાતો કરતા બેઠા હતા તેમની નજર ઘડી ઘડી બહારના ભાગમાં ફરી વળતી હતી. એક વિશ્રાંતિ ગૃહનો માલિકઃ ધીકતા ધંધાની સાક્ષી પૂરતો, ધંધાને છાજતો તેનો પોશાક ભપકાદાર હતોઃ બીજો ઉંચો ને કદાવર બાંધાનો, દાઢી અને સાફો જોતાં કોઇ પંજાબી જેવો લાગતો હતો.

"શાબાશ છે તને દીકરા છોટુ. અત્યાર લગી તો ફાવ્યો; પણ જો જે તે તો હવેજ" માલિક બોલ્યો. "બધી ગોઠવણ તો બરાબર હતીને !"

'હા, મજમુ વૉર્ડરે ખરેખરી બજાવી પોલીસનો ડ્રેસ ચઢાવી ચોકી આગળથી સાહુકાર બની પસાર થતાં ને નાયકને સલામ ભરતી

વખતે ટાંટીઆ થરથરવા લાગ્યા ! પણ નસીબ સીકંદર. નાયક રીપોર્ટ લખવામાં ગુંથાયો હતો. આલબેલ ને સલામ પોકારી બંદો છટકયો બહારની ચોકીમાંથી. કેટલેક સુધી તો જીવમાં જીવ ન હતો. ”

“ પછી તને કપડાંની પોટલી કયાં મળી ? ”

“ ઠરેલી જગ્યાએજ. પણ કપડાં મેં ત્યાં ન બદલ્યા. આગળ જઇ એક પુલની હેઠળ કપડા બદલી પંજાબી બન્યો. ત્યાંથી નીકળી આમ તેમ ચક્કર મારી ગાડી કરી અહીં ઉતર્યો અને સિનેમામાંથી છૂટેલા લોકોની ભીડમાં ઘુસી આ તારા વિશ્રાંતિ ગૃહમાં દાખલ થઇ ગયો. હવે શું ? પોલીસ આવે કે તેનો બાપ આવે. પણ નાથીઆ, તેં પણ ઠીક બજાવી. ”

“ નહિં તો જાય કયાં ? દીકરા, જેલમાં જઇને તેં અમારા જાન બચાવ્યા. નહિં તો અમે એ રખડી ગયા હોત. પણ આ બધી ગોઠવણ કરતાં નવ નેજાં પાણી ઉતર્યા ! ખાઇ પીને એક સરખા છ મહિના મંડયા હતા. અને હજીયે છાતી ધડક ધડક થતી'તી, તું આવ્યો ત્યાં લગી. ઠીક, હવે વિચાર શો રાખ્યો ? ”

“ વિચાર શો ? નક્કી કરી રાખ્યું જ છે કે આ સજાનો બદલો પોલીસ ને પરમાર પાસેથી પૂરેપૂરો વસુલ કરી લેવો. એવો કે મારા બેટા પોંચા કરડે ! કહે, કયું ઠેકાણું જોઇ રાખ્યું છે ? કાલે કહે તો કાલે ! ”

“ નહિં, નહિં, એટલામાં જ એવી મુર્ખાઇ ના કર. મારી તને સલાહ છે કે થોડા દિવસ માટે મુંબઇ પણ છોડી ચાલ્યો જા. ઘણે દૂર જતો રહે, હમણાં ને હમણાંજ. સવારે છાપાઓમાં તારો ફોટો આવશે, અને પછી મુશ્કેલ થઇ પડશે. હમણાંજ નીકળશે તો દૂર છટકી જવાની તક મળશે. ” નાથીયાએ સાચી સલાહ આપી.

“ જઇને શું કરું ? ”

“ તેની ફીકર ના કર. પેલી ચોરીમાંના તારા ભાગના રૂપિયા દશહજાર અનામત રાખી મુકયા છે. તે લઇ લે ને ચાલવા માંડ. મુંબઇમાં હાલમાં તો બસ બોલવામાં સારજ નાહં, એવું ચાલી રહ્યું છે. પેલા પરમારે મોટી ધમાલ મચાવી મુકી છે. તેથી અમે બધાએ નક્કી કરી રાખ્યું છે કે તું આવે કે તને મુંબઇ બહાર ધકેલી દેવો, અને આખું વરસ બેસી રહેવું છાનામાના ! વળી હવે તો તું જેલમાંથી નાસી આવ્યો એટલે વધારે સાવચેત રહેવું પડશે. આપણી ટોળીમાંના કેટલાકનો તો તેને પાકો વહેમ છે. માટે હાલ તરત તો બેસી રહેવામાંજ સાર છે. ”

નાથીયાની વાત છોટુએ-જેલમાંથી ભાગી જનાર નામચીન ચોર, ત્રીજોરી ફાડનાર છોટુ ગોપાલ તે એજ-ધીરજથી સાંભળી લીધી. થોડીવાર વિચાર કરી તે એકદમ બોલી ઉઠયો: “ નાથીયા, તારી વાત ખરી છે. એ પરમારથી ચેતતા રહેવું જ જોઇએ, થોડા દહાડા. એકવાર મારા હાથમાં એ સપડાવો જોઇએ, કે બતાવું એને મારા હાથનો સ્વાદ, યાદ કર્યા જ કરે એવો. ચાલ ત્યારે. જવાનું જ છે તો ખોટી શા માટે થવું ? મારી બૅગ લાવ. ચાર પાંચ કપડાં કાઢ; ને જો, પેલા બે હથિઆરો બૅગમાં મૂકવાનું ન ભૂલતો. નીચલા ખાનામાં મૂકજે હાં કે. ધંધાનું સાધન સદા સાથે હોવું સારું ! ”

બન્ને અંદરના ઓરડામાં ગયા. થોડીવારે નાથીયો એકલો બહાર આવ્યો. તે પછી છોટુ મોટી બૅગ લઇ બહાર નીકળ્યો. તેની દાઢી સફાચટ થઇ ગઇ હતી, અને તેના ચહેરામાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. વિશ્રાંતિ ગૃહના એક ટેબલ પાસે બેસી તેણે કંઇક ખાવાનું મંગાવ્યું. ખાઇ રહ્યા પછી પૈસા ચુકવી નાથીયા

તરફ નજર સરખી પણ ફેરવ્યા વગર તે બહાર નીકળ્યો ને ભીડમાં ગુમ થઇ ગયો.

[ ૩ ]

ભારત સમસ્તમાં એક સમયે ગાજી રહેલા બારડોલી તાલુકામાં વાચક, આપણે વિહરીએ. જુઓ પેલો ખેડૂત પોતાના ઘરના આંગણામાં બેઠો છે. તેનો નાનો બાળક ખોળામાં બેઠો રમે છે. સફેદ દૂધ જેવું ચાંદરણું પૃથ્વી તલ પર રેલાઇ રહ્યું છે. ઘર સુંદર જણાય છે. આંગણાની સ્વચ્છતા પણ આંખે ઉડી વળગે એવી છે. જરા આઘે કોઢમાં ગાયો, ભેંસો, બળદો, વિગેરે પુષ્કળ ઢોર બાંધેલા દેખાય છે. ખેતીનાં ઓજારો કોઢ બહાર વ્યવસ્થિત ગોઠવ્યાં છે. ત્રણ ચાર નોકરો આમ તેમ કામ કર્યા કરે છે. આથી સહજ અનુમાન બાંધી શકાય કે એ ખેડૂત સાધારણ નહિ પણ ખાનદાન અને સધન હોવો જોઇએ. ખેડૂત બાળકને પંપાલતો નોકરોને આવતી કાલે કરવાનાં કામોની સમજણ આપી રહ્યો છે. સાથે આજે કરેલા કામની હકીકત પણ પૂછી લે છે. એકાદ નોકરની ભૂલ માટે તે તેને ધમકાવી કાઢતો નથી, પણ હવે પછી ધ્યાન દઇ ચોક્કસ કામ માટે પ્રેમથી સૂચના આપે છે. એ ખેડૂત રોજ અરધો કલાક સૂતર કાંતે છે. આજે થોડું સૂતર કાંતવાનું અધુરું રહી ગયેલું હોવાથી તે નોકર પાસે પોતાનો રેંટિયો મંગાવી ચાંદનીના સ્વચ્છ પ્રકાશમાં બાળકને પાસે જાજમ પર સુવાડી કાંતવા માંડે છે. એટલામાં ઘરમાંથી પરવારી તેની સ્ત્રી બહાર આવે છે.

"ઉંઘી ગયો કે શું ?"

"હા, ઉંઘી ગયેલો જણાય છે." ખેડૂતે જવાબ દીધો. અને સ્ત્રી બેઠી પછી બાલકને તેના ખોળામાં મૂકયો." "કેમ આજે કાંઇ બહુ વાર લાગી ?"

"અમસ્થી. જીવા પટેલનાં મા આવ્યાં હતાં. છોકરાની વાતો કરતા'તાં. પણ પેલા 'બલિયા' ખેતરનું લખાણુ કરવા ગયા'તા તે થઇ ગયું ? દાજીએ કરજ ભરી દીધું !"

"હા, લખાણુ ને રજીસ્ટર થઇ ગયાં. પછી દાજીને લઇ નેમીચંદ શેઠની પેઢી પર ગયો. વ્યાજ સાથે તેના રૂપિયા ભરાવી દીધા. સારું થયું જમીન ગઇ તો ગઇ પણ બિચારો દેવામાંથી બચ્યો."

"પણ બાપદાદાનું ખેતર જતું રહ્યું ને ? એટલું સારું છે કે આપણી પાસે આવ્યું; કે આપણ દાજીનેજ ગણોતે આપીશું, બાપડો ખાશે તો ખરો ? પણ બીજાને હાથ ગયું હોત તો તે શેનો દાજીનેજ આપત ? પછી પેટને ખાતર મુંબઇ અમદાવાદ જવાનો વારો આવત. એ મારવાડીઓ ને સાહુકારોથી તો તોબા બાપ ! ખરૂં ખોટું, વાજબી ગેરવાજબી કાંઇ ન જુએ. જ્યાં ત્યાંથી ખરી ખોટી રીતે પૈસા મેળવવાનું સમજે. પછી કોઇ ભલે મરે કે જીવે ! દુનિયામાં ઇન્સાફ ન હોય પણ પરમેશ્વરને ત્યાં તો છેજ. પાપનો ને ચોરીનો પૈસો ન પચે તે નજ પચે"

દીવાળી–ખેડૂતની સ્ત્રી–આ બધું સાચા દિલથી ને ખરી લાગણીથી બોલતી હતી. તેના શબ્દોએ ખેડૂતનું દિલ વિંધાયું. પણ ઉપરથી હસતું મોં રાખી તે બોલ્યો; "ઉંહ ઇન્સાફ ને ગેરઇન્સાફ બધું ઠીકજ છે તો ? ગેરઇન્સાફથી ન ચાલવું એ વાત ખરી, પણ પાપનો પૈસો ન પચે એ તો કહેવાની વાત. દુનિયામાં એવા ઘણાયે દાખલા જોવા મળે છે કે બુરે રસ્તે પૈસો મેળવતાં છતાં કેટલાયે લોકો જાહોજલાલી ભોગવે છે. આપણી નજીકનોજ આ દાખલો. બારડોલીના શેઠ નેમીચંદ કોઇને ડુબાડે, કોઇના ખોટા દસ્તાવેજો બનાવે ને કંઇ કંઇ કાળાં ધોળાં કર્યો કરે, છતાં એને શું થયું ? પૈસાની

ખોટ નથી, માન પાનની મણા નથી, બધું યે છે."

"મુવાં એ માન ને પાન." દીવાળી જુસ્સાથી ફૂંફડી ઉઠી. ઘરનું કાંઇ સુખ છે એને! એકે છોકરૂ ના જીવે ! હમણાં વળી કંઇ કંઇ બાધા આખડીથી એક જીવે છે. ભલે, ગમે તેમ હોય. એટલું એક છોકરૂ જીવતું રહે ને બિચારો સુખી થાય."

"છે તે છોકરો ચાર વરસનો, પણ રૂપાળો ને હોશિયાર છે. જીવશે તો બાપની દોલતનો એકલો વારસ થશે હો, વાત પરથી વાત યાદ આવી. નેમચંદ શેઠ કહેતા'તા કે મુંબઇથી નવી ઘડીઆળવાળી તીજોરી મંગાવી છે તે જોવા આવજો. આઠેક દિવસ પછી બારડોલી જવાનું થશે. એટલામાં તો તીજોરી તેની પેઢીમાં ગોઠવાઇ ગઇ હશે."

"ઘડીઆળવાળી ત્રિજોરી ! એ વળી કેવી?" દીવાળીને આશ્ચર્ય ઉપજ્યું.

'તીજોરીના બારણા ઉપર એક ઘડીઆળ બેસાડેલી હોય છે. જેટલે વાગે તીજોરી ઉઘાડવી હોય તેટલા કલાકના આંકડા પર ઘડીઆળનો કાંટો લાવી મૂકી તીજોરી બંધ કરી દેવાની કે પછી જે આંકડા પર કાંટો હોય તેટલા વાગ્યા વગર ગમે તેવી ચાવીથીએ તીજોરી ન ઉઘડે !"

"બાપ મારા ! કેવી અજબ કળા ! ત્યારે ચોરનું તો કંઇ ફાવેજ નહિં"

"ગામડીઆ ચોરનું ન ચાલે." તિરસ્કારભર્યું સ્મિત કરી ખેડૂત બોલ્યો ! ! પણ મુંબઇના ચાલાક ચોરો એવી તીજોરી જોત-જોતામાં ઉઘાડી નાંખે. પછી ઘડીઆળની કે ઘડીઆળના દાદાની તીજોરી ભલેને હોય !"

"મોઇ એ મુંબઇ ! નામ સાંભળતાંજ કમકમાં આવે. કાલે કાળીઆની મા આવી હતી. કાળીઓ મુંબઇ ગયો ને છેક બગડયો. ચોરોની ટોળીમાં ભળ્યો, જેલમાં ગયો ને મા બિચારી અહીં પોસ પોસ આંસુએ રડે છે. ચોરી કે લુચ્ચાઇથી મેળવેલો પૈસો ન પચે એમ જે હું કહું છું તેનો એક દાખલો બાપુ હંમેશા કહેતા. એ કાળીઆનો દાદો ગામનો મુખી હતો. તે વેળા કહે છે કે તેણે કંઇ કંઇ રસ્તે પૈસો મેળવ્યો. ચોર લુંટારાની દોસ્તી કરી રાંડી રાંડોને રડાવી ને ઘણાંયે ઉંધાં-ચતાં કર્યાં, પણ અંતે તેની હયાતીમાં બધું ખલાસ થયું. છોકરો યે એવો નીકળ્યો ને તેના છોકરાની દશા પણ બુરી થઇ. મરતાં પહેલાં બાપુ મને શિખામણ દેતા ગયા છે કે "બેટા દીવાળી, પાપના પૈસાને હાથ ન લગાડવો, એ જીવે ત્યાં લગી ના ભૂલીશ. હું જે આ બધું મૂકી જાઉં છું તે પરસેવો ઉતારીને મેળવેલું છે. તેને બરાબર જાળવશો તો દુઃખી થવાનો વખત નહિ આવે. પણ ખોટી રીતે મેળવેલો એક પૈસોયે તેમાં ભેળવશો તો નક્કી બધું ગુમાવશો. તું જાતે શિખામણ પ્રમાણે ચાલજે અને તારા પતિને પણ એ પ્રમાણે ચાલવાનું કહેજે. પરમેશ્વરની કૃપા છે કે તમને એ કહેવાની કદી જરૂર નથી પડી ને નહિં પડે. પણ બાપુનો બોધ મારા દિલમાંથી કદીયે નહિં ખસે."

અત્યંત લાગણીભર્યા ને સાચ્ચા દિલના તેમજ પિતાના સ્વરથી ગદ્દગદ્દ કંઠે ઉચ્ચારાયેલા દીવાળીના એ શબ્દોની તેના પતિ પર અજબ અસર થયેલી જણાઇ. તેનું મોં ઉતરી ગયું ને મન અત્યંત અસ્વસ્થ થયું. સ્ત્રીને ત્યાંથી ઉઠી જવાનું કહી થોડી વાર એકલા બેસી રહેવું તેને ઠીક લાગ્યું.

"જા, છોકરાને સુવાડી દે. વા છૂટયો છે ને રાતે વીતી. હુંયે આ આવ્યો." છોકરાને લઇ દીવાળી ઘરમાં ગઇ અને ખેડૂત આંગણામાં બેસી રહ્યો..

વિચિક્ષણ વાંચકોને કહેવાની આવશ્યકતા ન હોય કે પાંચ વર્ષ પહેલા ડુંગરીની જેલ-

માંથી ભાગી ગયેલો છોટુ, નામચીન તીજોરી ફાડનાર તે આજ. પાંચજ વર્ષમાં જેલમાંથી નાસી જનારો ચોર ઝપાટો ભલો અને સઘન ખેડૂત બની જાય એ ખરેખર આશ્ચર્યજનક ઘટના ગણાય. છોટુ વેશ બદલી સીધો બારડોલી તાલુકામાં આવ્યો. પાસે પૈસો હોવાથી ખૂણે ખાંચરે નાના ગામડામાં ત્રણ ચાર વર્ષ અજ્ઞાતવાસમાં ગાળવાનો તેણે નિશ્ચય કર્યો. તેને ખાત્રી હતી કે પોલીસ મુંબઇમાંજ તપાસ કરશે. કારણ કે મુંબઇનો ચોર બનતાં સુધી બહાર જવાનું પસંદ કરતો નથી. પોલીસને અહડાવવાને તેને મુંબઇ જેવા વિશાળ શહેરમાં અનેક સગવડો મળે એ વાત પણ ખરી. એટલે દૂર નાના ગામડામાં તીજોરી ફાડનાર ધાડપાડુ જાય એવો ખ્યાલ પણ મુંબઈની પોલીસને ક્યાંથી આવે ? આવા અનુમાનથી છોટુ બારડોલી તાલુકામાં આવ્યો તાલુકાનાં ઘણાં ગામની માહિતી તેણે મેળવી લીધી. કોઇ ગામડામાં રહેવું હોય તો થોડી જમીન લઇ ખેડૂત બનીને રહેવું સલામતીભર્યું ધારી તેણે જમીન શોધવા માંડી. એક ગામમાં વેચાઉ જમીન હોવાની તેને ખબર મળી. તેણે ચોગરદમ વાત ફેલાવી દીધી કે તે દક્ષિણ આફ્રિકામાં મજુર તરીકે ગયો હતો; ત્યા ગિરમિટની મુદત પૂરી થતાં ધંધો કરીને પૈસા કમાઇને દેશમાં પાછો ફર્યો છે; હવે જમીન ખરીદ કરી ખેતીવાડી કરીને અહીં જ કાયમ વસવાનો ઇરાદો રાખે છે. તેણે નવું નામ ધારણ કર્યું: નારણભાઇ પટેલ આપણે પણ હવે એજ મોટે નામે એને ઓળખીશું નારણભાઇ એક દહાડો બળદગાડીમાં બેસીને જે ગામમાં વેચાઉ જમીન હતી ત્યાં તે જાતે જોવાને જતા હતા. રસ્તે બળદ ભડકયા ને નારણભાઇ ગાડીમાંથી ઉછળી ભોંયપર પડ્યા. સખત વાગવાથી તે બેભાન થઇ ગયા. ઘણીવારે ભાનમાં આવી નારણભાઇએ આંખ ઉઘાડી. તેમણે પોતાને કોઇ ઘરમાં પથારી પર સુતેલા દીઠા. ઘરના માણસો તેમની સારવાર કરતા હતા. આ ઘર ભૂરાભાઇ પટેલ નામના એક પૈસે ટકે સુખી અને આબરૂદાર ખેડૂતનું હતું. ગામમાં પ્રમાણિકપણા ને દયાળુપણાથી ભુરાભાઇ પ્રસિદ્ધ હતા. ભુરાભાઇના ખેતર નજીક નારણભાઇને અકસ્માત નડ્યો હતો એટલે તેમણે નારણભાઇને પોતાને ઘેર લઇ જઇ બંદોબસ્ત કરવા માંડી.

ભુરાભાઇને ત્યાં તેની સ્ત્રી અને આશરે વીસેક વરસની વિધવા પુત્રી દીવાળી એટલા ત્રણ માણસો હતા. તેનો એકનો એક દીકરો હમણાં જ ગુજરી ગયેલો હોવાથી એ પરિવાર ઉપર શોકની છાયા પથરાઇ રહી હતી. તેમની ખેતીવાડીનો વારસ હવે માત્ર એક દીવાળી રહી. ભુરાભાઇ દીવાળીને અતિશય ચાહતો ને દીવાળી હતી પણ એવી સદ્‌ગુણી. તેને સાસરે કોઇ ન રહેવાથી તે માબાપના આશરે આવી રહી હતી; અને તેમના દુઃખના દહાડામાં એક આધાર રૂપ જેવી થઇ પડી. ઘરની, ઢોર ઢાંખરના ને ખેતીવાડીની ઘણી ખરી દેખરેખ તે જ રાખતી. નારણભાઇની સારવાર પણ તેજ કરી રહી હતી. નારણભાઇ પાછળથી જો કે ચોરીના ધંધામાં પડ્યા હતા, પણ અસલમાં તો તે ખાનદાન કુટુંબમાં ઉછરેલા હોવાથી ખાનદાન કુટુંબમાં ભળી જવા જેવી રીતભાત જાણતા હતા. નિત્યના સહવાસથી નારણભાઇનું દિલ દિવાળી તરફ આકર્ષાવા લાગ્યું. ભૂરાભાઇ પટેલ, તેમની સ્ત્રી અને દીવાળીના શાંત, સંતોષી અને સદ્‌વર્તનભર્યા જીવનક્રમની તેના મન પર સચોટ અસર થયા વિના ન રહી. પોતાના સાહસભર્યા ભૂતકાળના જીવનનું ચિત્ર તેના નેત્રો સમક્ષ વારંવાર ખડું થતું. એ અધમ અને ચિંતાગ્રસ્ત જીવન સાથે તે આ કુટુંબના અત્યંત સાત્વિક અને સુખી જીવનની સરખામણી ઘડી

ઘડી કરતાં. પોતાના આગલા જીવન પ્રતિ તિરસ્કાર પ્રકટ્યો. દીવાળીનું દિલ જીતી લેવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે એ ત્રિપુટીને ગમે એવું પોતાનું વર્તન રાખ્યું. પોતે એકલો કેમ છે; દક્ષિણ આફ્રિકામાં અનેક કષ્ટો વેઠી કેવી રીતે પૈસા કમાઇ સ્વદેશ પાછો ફર્યો, અને હવે પછી આ તરફ ક્યાંક ખેતી કરતા રહેવાનો પોતાનો વિચાર વગેરે વાતો તેણે એ કુટુંબને જણાવી. એની ધારેલી અસર થઇ. દીવાળી સાથે તે લગ્ન કરે તો બન્નેના ગળે બધો સંસાર ઓળખી દેવાનું ભુરાભાઇ અને તેની સ્ત્રીએ ધાર્યું. નારણભાઇને સારા થયા પછી તેમણે પોતાને ત્યાંજ ખેતીના કામ પર દેખરેખ રાખવા રાખી લીધા. થોડા દિવસ પછી દીવાળીની ઇચ્છા જાણી તેમણે નારણભાઇ આગળ લગ્નની વાત કાઢી. "હું કોણ ને કયાંનો ? એ જોયા જાણ્યા વિના તમે આમ છોકરી દેવા તૈયાર થાઓ છો, એ વાજબી નહિં" એમ કહી તેમણે પ્રથમ બહારથી વાંધો બતાવ્યો, છતાં ઇષ્ટ કાર્યની સિદ્ધિ થતી હોય તો ના કોણ કહે ? નારણભાઇને દીવાળી લગ્નગ્રંથિથી જોડાયા. બે વરસ પછી ભુરાભાઇ ને તેની સ્ત્રી આ લોક ત્યજી ગયા. તેમની સઘળી મીલકતના વારસ નારણભાઇ અને દીવાળી થયા.

નારણભાઇ દીવાળીને અંતઃકરણપૂર્વક ચાહતા હતા. દીવાળીના સ્નેહ અને પાવિત્ર્યના પ્રભાવથી નારણભાઇને તેમનું ભૂતકાળનું જીવન વારંવાર ડંખતું; આથી એના બદલામાં તે થાય તેટલા પરોપકારના કામો કરતા. ગામના સ્વચ્છતાના, આરોગ્યના વગેરે કામો કરીને તેમણે ગામના આગેવાનનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. ચરખાસંઘના સભ્ય થઇ રોજ અરધો કલાક નિયમિત સુતર કાંતતા. ગામના કેટલાક માણસોને પણ તેમણે સુતર કાંતવાની લગની લગાડી હતી. ભુરાભાઇ પટેલની ખેતીવાડી મુળથીજ પુષ્કળ હતી, તે દીવાળી ને નારણભાઇની જાત મહેનતથી ખુબ આબાદ બની. તેમને કોઇ વાતની ઉણપ ન રહી. મુંબઇથી આણેલા રૂપિયા નારણભાઇ પાસે હજી એમના એમ પડયા હતા. તેને હાથ અડકાડવાનો વારો જ ન આવ્યો. દાન ધર્મમાં અને પ્રતિષ્ઠા મેળવવા માટે સારા સારા માણસોની બરદાસ કરવામાં તે છૂટે હાથે પૈસાનો ઉપયોગ કરતાં. આથી બારડોલીમાં પણ તેની સારા માણસમાં ગણના થવા માંડી. આ બધું છતાં ભુતકાળના જીવનનું સ્મરણ તેના અંતરમાં તીવ્ર વેદના ઉપજાવતું. રહસ્ય સ્ફોટ થઇ જાય તો બાકી રહેલી સજા અને જેલમાંથી ભાગી જવા માટેની સજા ભોગવવાનો વારો આવે એવો ભય તેના અંતરમાં વારંવાર ડોકિયાં કરતો.

દીવાળીના શબ્દોથી તેનું મન અસ્વસ્થ કેમ થયું એ કહેવાની હવે જરૂર નહિ રહે. દીવાળી છોકરાને લઇ ઘરમાં ગયા પછી નારણભાઈ આંગણામાં વિચાર કરતા પડયા. ચમકતી ચાંદનીમાં ન્હાઇ રહેલા પોતાના ઘર ને જમીન તરફ એક નજર ફેરવી તે મનમાં બોલ્યા: "શું મારા આગલા પાપોને લીધે આ બધા સુખોથી ખરેખ મારે વિખુટા થવું પડશે ! મનુષ્ય કદાપે પોતાના પાપો ધોઇ ન શકે ! પાપના પૈસાનો શ્રાપ સાચેજ એટલો ભયંકર હશે ?" દીવાળીએ કહેલા ભુરાભાઇના શબ્દો તેના કાનમાં ઘુમી રહ્યા: "બેટા, દીવાળી પાપના પૈસાને હાથ સરખો ન લગાડવો, એ જીવે ત્યાં લગી ના ભૂલીશ. હું જે આ બધું મૂકી જાઉં છું તે પરસેવો ઉતારીને મેળવેલું છે, તેને બરાબર જાળવશો તો દુઃખી થવાનો વખત નહિં આવે. પણ ખોટી રીતે મેળવેલો એક પૈસો પણ તેમાં ભેળવશો તો નક્કી બધું ગુમાવશો. તું જાતે એ શિખામણ પ્રમાણે ચાલજે અને તારા પતિને પણ એ પ્રમાણે

ચાલવાનું કહેતે!!!' આ બોધ જાણે ખુશાલભાઈ જાતેજ તેને ફરી રહ્યા હોય એવો તેને ભાસ થયો. તે પુનઃ મન સાથે બોલ્યો. "નહિં, નહિં, ખુશાલભાઈએ જાત મહેનતથી મેળવેલી ને સાચવેલી આ મિલકતનો નાશ હું નહિં થવા દઉં. આ રળિયામણા ખેતરો, આ સુંદર ઘર, આ ઢોર ઢાંખર, ને સૌથી અધિક મારી દીવાળી ને મારો વ્હાલો બાલુડો: એ બધાનો નાશ હું કેમ થવા દઉં! જો કોઈ લુંટારા આવી આ બધું લુંટી જાય તો મને કેટલું દુઃખ થાય! મારી અને મારા સંસારની કેવી હોળી બને! પણ મારા કરેલાં કર્મોથી બીજાના સંસારની આમ હોળી નહિં થઇ હોય! ત્યારે મારાં એ પાપોની પરમેશ્વર મને શી સજા કરશે? પશ્ચાતાપ વડે પણ પાપમાંથી હું શુદ્ધ ન થઇ શકું! થઇશ. અવશ્ય થઇશ.

"આ પાંચ વર્ષમાં મેં મુદ્દલ દુર્વર્તન નથી કર્યું અને ખુશાલભાઇ પટેલ! તમારા સોગન, હવે પછી નહિં કરૂં. તમે મને નવો અવતાર આપ્યો, દીવાળીના મોઢે તમારો બોધ સંભળાવ્યો ને નવી નજર બક્ષી. આજે પહેલાનો છોટુ મરણ પામ્યો અને સાચો નારણભાઇ જન્મ્યો હું કેટલો નસીબદાર કે ચોરીના દશ હજાર રૂપિયામાંના એક પૈસાને પણ મેં હજી હાથ નથી લગાડ્યો, અને ખરેખર તેથીજ મારી કીર્તિ સચવાઇ જાય છે. પણ હવે એ પૈસાને હંમેશને માટે ખસેડવા જોઇએ. એના ભારે ન જોઇએ. અરે હા, મારી ભેગમાં પેલા તીજોરી ફાડવાના હથિયારો મેં હજી સુધી શા માટે રહેવા દીધા? એ પણ પાપ નહિં કે?' બસ, એજ વિચાર નાશી. મુંબઇના ટોળનો મારો સંબંધ આજથી ખલાસ, હથિયારો ને રકમ બન્ને તેમને પાછાં મોકલી દઉં. પણ હે પ્રભુ! મારાં પાપોની ક્ષમા કર. મારે ખાતર નહિંતો ખુશાલભાઇના પુણ્ય ને ખાતર, મારી વ્હાલી દીવાળીને ખાતર, ને નિર્મળ નાનકડા બાલુડાના સુખને ખાતર તો મને ક્ષમા કરો." આ પશ્ચાતાપના વિચારોથી તેના નેત્રોમાંથી દડદડ અશ્રુપ્રવાહ વહી ચાલ્યો. પરમેશ્વરની પાસે ક્ષમા ને દયાની યાચના કરવામાં તે તન્મય થઇ રહ્યો. એટલામાં માથાપર કોઇનો હાથ હોવાનો તેને ભાસ થયો. જાણે પરમેશ્વરેજ પ્રસન્ન થઇ શુદ્ધ અંતરની પ્રાર્થનાના પ્રત્યુત્તરમાં મસ્તકે નિજ વરદકર સ્થાપ્યો એમ તેને લાગ્યું, ભાનમાં આવી તેણે આંખો ખોલી. દીવાળી સામી ઉભી હતી. આ નિર્મળ ને પવિત્ર હૃદયા સ્ત્રી મારફતજ પરમેશ્વરે તેની પ્રાર્થનાનો ઉત્તર આપ્યો એવી તેને ભાવના થઇ. તે અત્યંત આશ્ચર્યભર્યા સ્વરે બોલ્યો:

"કોણ, દીવાળી?"

દીવાળીએ તેને વિચાર નિદ્રામાંથી જાગૃત કરવા માટે માથે હાથ મૂક્યો હતો. હાથ ઉઠાવી લઇ બન્ને હાથ પતિને ગળે વિંટાળીને તે બોલી: "ક્યાં લગી બેસી રહેવું છે, શરદીમાં? શું અહીંજ ઉંઘ આવી ગઇ? ક્યાં સુધી વાટ જોઇ થાકી. ચાલો હવે ઘરમાં." દીવાળીના અત્યંત સ્નેહભીના સ્વરથી અને કોમલ કરસ્પર્શથી નારણભાઇએ કદી નહિં અનુભવેલો અવર્ણનિય રોમાંચ અનુભવ્યો. તેમણે અત્યંત આદર અને સ્નેહપૂર્વક દીવાળીને વાંસે હાથ ફેરવતાં કહ્યું:

"દીવાળી, તારાજેવી પવિત્ર સ્ત્રીને લાયક હું નથી. પણ પશ્ચાતાપના અગ્નિમાં હું આજે શુદ્ધ થયો. તારી શ્રદ્ધા, તારૂં પાવિત્ર્ય મને ગમે તેવા સંકટમાંથીએ ઉગારશે!"

"આજે આ એવું શું બોલવા લાગ્યા!" દીવાળી વ્હાલના ઉભરાથી વધારે વળગી બોલી: "ચાંદનીમાં ઉંઘમાં કંઇ સ્વપ્ન તો નથી જોયું ને? સામે રસ્તે આવનારને કોઇનો ને ગણો કર!' નામને ભાન નહિં.

ચાલો અંદર નહિં તો ચાંદનીમાં વળી કંઇ સ્વપ્ન જોશો ને બ્હીશો."

નારણભાઇ તેને પોંસામાં ખેંચતા બોલ્યા: "હા, સ્વપ્નજ જોયું. મારું ભૂતકાળનું જીવન ખરેખરું સ્વપ્ન ઠરે તો અહા, કેવું સારું! પણ દીવાળી દુનિયામાં બીજા કોઇને ખાતર નહિં પણ માત્ર એક તારે ખાતર હું સત્ય માર્ગે ચાલ્યો છું, ને હવે પછી પણ ચાલીશ."

પશ્ચાત્તાપના પાવકમાં શુદ્ધ બની અંતઃકરણ પૂર્વક ઉચ્ચારાયલા નારણભાઇના પ્રતિજ્ઞાના શબ્દો રાત્રિના નિરવ વાતાવરણમાં વિરમી ગયા. પતિ વિષે અચલ આસ્થા રાખનાર દીવાળી આ પ્રતિજ્ઞાનો ખરો અર્થ ન કળી શકી, છતાં પતિનો સચ્ચાઇથી વર્તવાનો નિશ્ચય અને પોતાને વિષેનો અડગ પ્રેમ જોઇને તેનું પતિ પ્રત્યેનું અભિમાન અધિક અડગ થયું. તેના સ્નેહસંપન્ન હૃદયાકાશમાં પણ એ પ્રતિજ્ઞાના શબ્દો વિલાઇ ગયા. શબ્દો ભલે નાશ પામે પણ તેમાંથી ઉદ્દભવતા વિચારો નાશ નથી પામતા. એ વિચારોને સ્વસામર્થ્ય હોય છે, તેની અસર દૂરની વ્યક્તિઓ ઉપર પણ થાય છે એવી માન્યતા છે. નારણભાઇની પ્રતિજ્ઞાના શબ્દોમાંથી ઉદ્દભવેલા વિચારોની અસર એવી કોઇક વ્યક્તિ ઉપર થઇ હશે ખરી?

[ ૪ ]

"મિ. પરમાર!" હરખથી ઉછળતા પોલિસ કમિશનર બોલ્યા: "પેલા હિંદુ વિશ્રાંતિ ગૃહવાળાને અને તેની ટોળીને ત્રણ વર્ષ પૂર્વે પકડ્યા ને તેમને સજા થઈ તેની હકીકત છાપાંઓમાં ન પ્રકટ કરવાની તમારી સલાહ ખરેખર કિંમતી નીવડી. પરિણામે આજે પાંચ વર્ષથી આપણે જે માણસને શોધી રહ્યા છીએ, તેનો અણચિંતવ્યો પત્તો મળ્યો! જુઓ, આ—"

"કોનો? છોટુ ગોપાલનો? ઓહો! શું નસીબ! પેલા વિશ્રાંતિગૃહના માલિકને પકડ્યો ત્યારે આપણે તેનો પત્તો મેળવવા માટે આકાશ પાતાળ એક કરી નાખ્યા હતા, પણ તે બધું વ્યર્થ ગયું હતું."

"એ ખરું; પણ વિશ્રાંતિગૃહના માલિકને અને તેની આખી ટોળીને જેલજાત્રા જવું પડ્યું એની ખબર ન હોવાથી છોટુ ગોપાલે તેના દોસ્તદારને લખેલો આ કાગળ આજે આપણા હાથમાં આવ્યો છે. એમાં તેણે તેને મળવાનો સમય અને સ્થળ જણાવ્યાં છે. કેવી સુંદર તક! હવે આપણું કામ એટલુંજ કે તે સમયે ને તે સ્થળે હાજર થઇ છોટુને અચાનક ગીરફતાર કરવો. પહેલી સજામાંના ચાર અને નાસી જવા માટે બીજા બે ત્રણ મળી છ સાત વર્ષ તો તેને જેલમાં ધકેલવામાં શો વાંધો? મિ. પરમાર, આ કામ કરવાને લાયક તમેજ છો. આ લો, છોટુ ગોપાળનો કાગળ ને બધી ગોઠવણ કરો. કાગળમાં તો ખૂબ ઢોંગ મચાવ્યો છે. તે સાચું હોય કે ખોટું; લૉ ઇઝ લૉ. (કાયદો તે કાયદો) કાયદાના બંધનો ગમે તેટલા કઠોર હોય છતાં તે પાળ્યેજ છૂટકો."

પરમારે તે કાગળ લીધો, વાંચ્યો.

"ભાઇ નાથાભાઇ, સાયસર્વે.

"ગયા પાંચ વર્ષમાં હું તદ્દન પલટાઇ ગયો છું. પહેલાંના ધંધા સાથેનો બધો સંબંધ સાફ છોડી દેવાનો મેં નિશ્ચય કર્યો છે. કારણ કે હું અહીં સંસારી બન્યો છું. મારી પોતાની ખેતીવાડીમાં કરી હું સુખ અને આનંદમાં જીંદગી ગાળી રહ્યો છું. મુંબઇ છોડતી વેળાએ મારા ભાગના દશ હજાર રૂપિયા તમે મને આપ્યા હતા, તેને મેં હજી સુધી આંગળી સરખી નથી અડકાડી. હવે પછી પણ તેને અડકવા નથી ઇચ્છતો. એ બધી રકમ તમને પાછી આપી દેવાનો નિશ્ચય કર્યો છે, તે લેવા તમે આજથી આઠમે દહાડે બરાબર સાડાત્રણ

લગાડવી, ચાવી વગર બારણું શી રીતે બંધ થાય એ બધું શેઠે બતાવ્યું. નારણભાઈએ અજાણ્યા બની બધું સાંભળ્યું—જોયું.

"તિજોરી દિવસે ઉઘાડી રાખો છો કે શું ?" તેણે પૂછ્યું.

"હા, દિવસે અંદર કાંઈ મૂકતા નથી. પેઢી વધાવતી વેળા અંદર બધો અવેજ, કાગળ પત્રો વિગેરે મૂકી સવારના આઠ ઉપર કાંટા રાખી તીજોરી બંધ કરીએ છીએ. આ જુઓ, હમણાં અઢી વાગ્યા છે, હમણાં જો તીજોરી બંધ કરીએ તો રાત્રે આઠ થયા વગર નહિં ઉઘડે."

અહીં આમ વાતો ચાલતી હતી ત્યાં પેઢીમાં એક સાદા પોશાકવાળો મનુષ્ય દાખલ થયો અને બેઠકમાં બેઠો. જે ખંડમાં શેઠ અને નારણભાઈ ઉભા હતા તે ભાગ ત્યાંથી તેને બરાબર દેખાતો હતો. શેઠ રસ લઈને તીજોરીનું વિગતવાર વર્ણન ફરી ફરીને કરતા હતા. તેમનો કીકો અને બે સાથીઓ—જેઓ કીકાથી જરા મોટા હતા-તીજોરી પાસે રમતા હતા. તીજોરી જોઈ રહ્યા પછી શેઠ અને નારણભાઈ તીજોરી તરફ પીઠ કરી સહેજ આઘે વાતો કરતા હતા.

એટલામાં તીજોરીનો દરવાજો ધડાક દઈને બંધ થવાનો અવાજ આવ્યો. શેઠ અને નારણભાઈ ચમક્યા. તેમણે પાછળ ફરીને જોયું તો તીજોરીનો દરવાજો દેવાઈ ગયો હતો. બે છોકરાઓ બીકના માર્યા ધ્રુજતા ઉભા હતા. શેઠ અને નારણભાઈ ગભરાયા. તીજોરી પાસે ગયા અને શું થયું તે પૂછવા લાગ્યા. કીકો ક્યાંય ન દેખાયો અને તીજોરીમાંથી કોઈની ચીસો સંભળાતી હતી શેઠે બન્ને છોકરાઓને ધમકાવ્યા: "કીકો ક્યાં છે ?" પહેલેથીજ ધ્રુજી રહેલા છોકરાઓ હવે રડવા મંડયા. શેઠ વધારે ચીડાયા અને તેમના હાથ પકડી જરાક મારી બોલ્યા: "મુઆઓ, બોલતાં નથી ? શું જીભ ચોંટી ગઈ ? કીકાને તીજોરીમાં તો નથી ગોંધ્યો ?"

છોકરાઓ વધારે જોરથી રડતા રડતા બોલ્યા: અમે નથી ગોંધ્યો. તીજોરી ઉઘાડી જોઈ કીકો એની મેળે અંદર ગયો, તેને બહાર નીકળવા માટે અમે કહ્યું ન નીકળ્યો ત્યારે 'બહાર નીકળે છે કે બારણું બંધ કરીએ,' કહી તેને બીવરાવવા સહેજ બારણું ધકકેલ્યું, એટલામાં તો તે એકદમ દેવાઈ ગયું !"

આ બધો બનાવ બનતા આખી એક મિનિટ પણ ન લાગી. નારણભાઈ ને શેઠ બન્ને સડક બની ગયા ખરી પરિસ્થિતિ બન્નેના ધ્યાનમાં તરત આવી ગઈ. શેઠ તો ઢગલો થઈ પડયા અને પોકે પોક રડવા લાગ્યા "મરી-ગયા, ઠાર મુઆ, આ દુશ્મનોએ છોકરાનો જીવ લીધો. હાય, એ તીજોરી હવે રાત્રે આઠ વાગ્યા વગર કોના બાપથી ઉઘડે એમ છે ! અંદર ને અંદર મારો કીકો ગુંગળાઈને મરી જશે ! ક્યાંથી મને આવી કુબુદ્ધિ સુઝી કે આ જીવલેણ તિજોરી મંગાવી ! હવે શું કરું મારા બાપ !" શેઠ માથું કુટવા મંડયા અને ક્રોધાવેશમાં પેલા છોકરાઓને મારવા ધસ્યા. નારણભાઈ ચેતી ગયા. તેમણે છોકરાઓને બહાર કાઢી મૂકયા. શેઠના ખૂબ બરાડા સાંભળી તેમના મુનીમને ચાકરો ત્યાં દોડી આવ્યા. તેમણે પણ રડવામાં શેઠની સાથ પૂરવા માંડી. નારણભાઈ વિચારમાં પડી ગયા. તીજોરીમાં ગોંધાયેલો છોકરો તીજોરી વેળાસર ન ઉઘડે તો જીવવો મુશ્કેલ છે, એ તેમના ધ્યાનમાં ઉતરતાં વાર ન લાગી.તેમનીયે અક્કલ બહેર મારી ગઈ પણ એકજ પળ ! તરતજ તેમને કંઈ યાદ આવ્યું. જરા પણ વિચાર કર્યા વગર તે દોડયા ને બહાર મૂકેલી પોતાની બેગ લઈ આવ્યા. "શેઠ. શેઠ ! હિમંત રાખો ખૂબ બરાડા પાડી નાહક લોકોને એકઠા ન કરો. મારો ઇલાજ સફળ થયો તો કીકો જીવતો બહાર નીકળશે. ગભરાશો મા. શોર બકોર બિલકુલ ના કરો."

एमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
श्रीयुत દાદાભાઈ આણંદજી ચાવડા
तरफथी सौजन्यपूर्वक भेट





પૂનામાં મળેલી બાળહિત અને આરોગ્યને લગતી પરિષદમાં આરોગ્ય સંબંધી નાટક ભજવનાર બ્હેનો.

નારણભાઈએ પાઘડી ને કોટ કાઢી દૂર ફેંકી દીધા, બૅગ ઉઘાડી, અંદરની ચીજો ખેંચી કાઢી અને છેક નીચેથી બે હથિયારો કાઢી તીજોરી પર હલ્લો ચલાવ્યો. સેકંડ પછી સેકંડ અને મિનિટ પછી મિનિટ વહી ચાલી. સૌ અધીર નેત્રે જોઈ રહ્યા. શેઠ બાધા માનતા લેતા હતા, અને છોકરાને કાઢશો તો ફલાણું આપીશ, ઢીકણું આપીશ એમ નારણભાઈને કહેતા હતા. પણ નારણભાઈ પોતાના કામમાં એવાતો મશગુલ થઈ ગયા હતા કે તેમને બીજો કશાનું ભાન રહ્યું ન હતું. તેણે તીજોરી ફાડનાર ઘોડુનો અવતાર ફરી ધારણ કર્યો હતો. તેણે પોતાની અસલ કળા સંપૂર્ણ અજમાવવા માંડી. જરા પણ અવાજ વિના તેનું કામ ઝપાટાબંધ ચાલતું હતું. દશ મિનિટની અંદર તીજોરીનું તાળુ તુટ્યું ને નારણભાઈએ બારણું ઉઘાડ્યું. ગુંગળાઈને બેભાન બનેલા કીકાને તેણે ઉંચકીને બહાર કાઢ્યો!

શેઠે અધીરા બની, આગળ ધસી આવી કીકાને બાથમાં લેવા હાથ પહોળા કર્યા. પણ નારણભાઈએ સત્તાદર્શક સ્વરે વાર્યા: "સબૂર શેઠ, આ વખત ભેટવાનો નથી. છોકરો જીવે છે. હમણાં ને હમણાં જ એને કોઈ નજીકના ડૉક્ટર પાસે લઈ જાઓ. એક મિનિટની ખોટી પણ પ્રાણઘાતક નીવડશે."

તત્કાળ શેઠ, મુનીમ ને નોકરો છોકરાને લઈ નજીકના ડૉક્ટર પાસે દોડ્યા.

સૌ ગયા પછી નારણભાઈને વિચાર કરવાની ફુરસદ મળી. ભાંગેલી તીજોરી ભણી, સામા પડેલા હથિયારો તરફ, ઉઘાડી બૅગ તરફ અને તેમાંથી ખેંચી કાઢેલી ચીજો તરફ ધીમે ધીમે તેની નજર ફરી વળી. 'ઓ ભગવાન! આ શું કર્યું! એનું પરિણામ શું આવશે? અત્યાર લગીનું બાહ્ય સ્વરૂપ બનાવટી હોઈ પોતે એક તીજોરી ફાડનાર બદમાશ હતો એ ઢાંકે કરીને દુનિયાને આજે બતાવ્યું?' આ વિચારો તેના મનમાં ખડા થઈ ગયા. તેના નેત્રો સામી પોલીસની હાર ઉભી રહી, જેલનો ચિતાર ખડો થયો. તે પછી ઘર, સ્નેહાળ સ્ત્રી અને વ્હાલું બાલક સામે તરવરી રહ્યા. પાછો તે વિચારમાં તણાયો: "પાકો નિશ્ચય કરવા છતાં સાચું સ્વરૂપ અંતે ખુલ્લું થયું. આટલો પશ્ચાત્તાપ કર્યો છતાં પાપ નષ્ટ ન જ થયું. પરમેશ્વર જરૂર દંડશે." આ વિચાર પ્રવાહમાં વહેતાં તેણે હથિયારો અને બીજી ચીજો સ્વસ્થતાથી બૅગમાં ભરી. "પ્રભુ! મારૂં કર્તવ્ય મેં કર્યું; તારા દરબારમાં તે રજુ થયું. મારો પશ્ચાત્તાપ, મારો નિશ્ચય પણ રજુ થયાં છે. તું સર્વ શક્તિમાન્ છે. હું પામર તારી ઇચ્છા વિરૂદ્ધ શા માટે જાઉં? જે સ્થિતિમાં તું રાખશે તે સ્થિતિમાં હું આનંદપૂર્વક રહીશ." એટલું મનમાં બોલી તેણે બૅગ બંધ કરી. પરસેવે ભિંજાયલા શરીરને ખેશથી લુંછી નાખ્યું; પછી તેણે કોટ પહેર્યો, પાઘડી પહેરી ને બૅગ હાથમાં ઝાલી તે ધીમે ધીમે પેઢીના આગલા ખંડમાં આવ્યો. પેલા સાદા પોશાકવાળા મનુષ્ય તરફ તેની નજર ગઈ. તેનો ચહેરો જોતાંજ નારણભાઈ ચકિત બની સાંના સાંજ ઠરી ગયા. પણ નિમિષમાત્રમાંજ સ્વસ્થતા મેળવી પેલા મનુષ્ય તરફ દૃષ્ટિ ઠેરવી તે બોલ્યા. "શાબાશ, પરમાર સાહેબ! અંતે મને સપડાવ્યો. મનુષ્ય ફાવે તેટલા પ્રયત્નો કરે પણ પાપ છુપું ન જ રહે. મારા પૂર્વ પાપોનું પ્રાયશ્ચિત મારે ભોગવવું જોઈએ જ એવી પરમેશ્વરની ઇચ્છા હોય તો હું તૈયાર છું! પરમાર સાહેબ, આ લો બૅગ, મુદ્દમાલ એમાં છે. હું રાજીખુશીથી તમારે તાબે થાઉં છું!"

આશ્ચર્ય અને અભિમાનથી પરમાર તેના તરફ જોઈ રહ્યા. તે મનમાં બોલ્યા: "શું. આવા મનુષ્યને પુનઃ જેલમાં ખેંચી જવો? એ

કાર્ય ન્યાયી ગણાશે? જેને માટે સજા થવી જોઇએ તે હેતુ અહીં અત્યાર પહેલાં જ સિદ્ધ થઇ ગયો છે! એના પાંચ વર્ષના જીવનનો પરિચય અહીં પૂરતા પ્રમાણમાં મળ્યો." છોટુ નાસી ગયો તે રાત્રિનું તેમને સ્મરણ થયું. વિલ્બર્ટ સાથે ચાલેલી ચર્ચા યાદ આવી. પુનઃ તે મનમાં બોલ્યા; "સત્ય છે. જેલને જો સામાજિક વ્યાધિ નિવારવાનું ઇસ્પિતાલ ગણવામા આવે તો રોગી નિરોગી થતાં કે થયો એવી પ્રતીતિ થતાં તેને પુનઃ ઇસ્પિતાલમાં ખેંચી જવાની શી જરૂર? મારી દલીલ યોગ્ય જ હતી; આ તેનું સાક્ષાત્ દૃષ્ટાંત છે. જે કળા કૌશલ્ય એણે પૂર્વે જનસમૂહના વિનાશને અર્થે વાપર્યાં હતા તે આજે તેણે સ્વહિતની દરકાર વિના પોતાના એક ભાંડુના પ્રાણ બચાવવા માટે વાપર્યાં. થયું, કાયદાનો હેતુ સધાયો."

"હાથમાં બેડી પડવાની પ્રતિ પળે વાટ જોતા નારણભાઇ ફરી બોલ્યા: "પરમાર સાહેબ, આ બૅગ હું તમને સોંપી દઉં છું. તમારો કેદી બની તમારી સાથે આવા તૈયાર છું!"

પરમારે નિશ્ચય કરી લીધો. નારણભાઇ તરફ સાશ્ચર્ય નેત્ર જોઇ કહ્યું; "શું? મારો કેદી?! નારણભાઇ તમારી કાંઇ ગેરસમજ થાય છે. મારું નામ પરમાર છે એ વાત સાચી, પણ અત્યાર પહેલાં તમને મેં કદી કયાંય જોયા હોય એવું મને તો યાદ નથી!"

એટલું બોલી પરમારે પેઢીના પગથિયાં ઉતરી પરબાર્યો સ્ટેશનનો માર્ગ પકડ્યો! *

* સૂચિત.



મહેતાજી: "દુનિયામાં ભયંકરમાં ભયંકર મૂર્તિ કોની?"

નિશાળીઓ:-"હાથમાં આંકણી લેઇને છોકરાને મશાલો આપતા મહેતાજીની."

---

પગે ચાલનાર માણસ મોટરવાળાને: "મોટર હાંકતાં આવડે છે કે નાહ?"

મોટરવાળો: "સીધી રિતે ચાલતા આવડે છે કે? બંદા બાર વર્ષથી મોટર હાંકે છે સમજ્યા?"

પગે ચાલનાર: "અચ્ચા બેંતાલીશ વર્ષથી ચાલે છે, સમજ્યા!"

---

બાપ: (પોતાના એકના એક પુત્રને) "જો આડો અવળો ચાલ્યો તો મારી નાંખ્યો જ સમજ"

પુત્ર: "તો પછી તમારું શ્રાદ્ધ કયો દીકરો કરશે?"



# મકન કાકા,

## સભ્યઃ સુરત શહેર સુધરાઇ.

લેખકઃ રા. છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર.

મકનકાકાને સુરતની મ્યુનિસિપાલિટીમાં ઘુસેલા જોઇને તમને કદાચ આશ્ચર્ય લાગશે પણ વેદાંતની પરિભાષામાં બોલીએ તો બ્રહ્મ અને જગતની વચ્ચે માયાને લાવીએ તો પછી કઇ વસ્તુ અસંભવિત રહે છે ! આ આખા સંસારને માયાનો ખેલ સમજનાર મનુષ્યને મકનકાકા અને મ્યુનિસિપાલિટી વચ્ચે કોઇ નહિ કાપી શકાય એવું અંતર હોય એમ ભાગ્યેજ લાગશે ! હા, એટલી વાત ખરી કે મકનકાકાએ સુરત શહેર સુધરાઇના સભ્ય થવાનું કોઇ દિવસ સ્વપ્નમાંયે ધાર્યું નહિ હતું. પણ દુનિયા એટલેજ અઘટિત ઘટના પટીયસિ–કે મ્હારી જાણે બલારાત કે શું ! એટલે કોઇ ટીખળીએ મકનકાકાનું નામ નાણાવટ વૉર્ડના ઉમેદવાર તરીકે સુરતના સ્થાનિક છાપાઓમાં ખોસી દીધું હતું ! મકનકાકાને આ વાતની ખબર કોઇ દૂર વસતા સગાંની મોંકાણના સમાચારની જેમ છેક 'તેરમા' ને દિવસે પડી હતી ! છાપાંના 'શોર્ટ કોલમ'માં મકનકાકા તરફથી કામ કરનારા પગારદાર માણસો માટે જાહેરખબર તેજ પરવારતા લહેરીએ આપેલી હોવાથી મકનકાકાને ઘેર કોઇ 'સત્કતા' દિવસે કામ કરનારાઓનો દરોડો પડવા માંડયો !

તેઓમાંથી કોઇએ કહ્યું: 'શેઠ ! દાકોરરામ સાહેબને આ સેત્રેજ મ્યુનિસિપાલિટીમાં બેસાડેલા' !

વળી કોઇએ કહ્યું 'શેઠ ! કૃષ્ણમુખરામ ભાઈ સાથે કામ કરીને મ્હેંજ ચુનીલાલ ગાંધી સાહેબને પેં પોકરાવી ઉડાવેલા !' મકનકાકાને પહેલાં તો આ ગૌડ બંગાલી ભાષામાં સમજ પડી નહિ. પણ વર્ષાઋતુમાં એકાએક ચ્હડી આવેલાં વાદળાંઓ ખસી જતાં સૂર્યનારાયણ જેમ ઝળુકી ઉઠે તેમ સુરતી ઝવેરીસાઇ બારે વજનની પાઘડીથી પોશાયલા એમના સંગીન મગજમાં ધીરે ધીરે આ આખી ઘટનાનો પ્રકાશ પડી ગયો ! 'એમાં શું ! આં હહરીના ખાળકુવો કહાડનારા ભંગીઓ જારે તારે તપાસ આપે છે તે જો હું મીનીહીપાલીટીનો મેમ્બર થાઉં તો મ્હારા હાલાઓને બરાબરના હમજાવી મારું !' મકનકાકાએ મન સાથે વિચાર્યું.

પણ 'મીનીહીપાલીટીના મેમ્બર' થવાં જેવી મહત્વની બાબતમાં મકનકાકા મ્હારા ૯ઇબાની સલાહ ન લે એ અસંભવિત હતું ! બારે ઘડબાંજ પછી ૯ઇબાની પણ એમજ સલાહ પડી કે મકનકાકાએ 'મેમ્બર' થવું અને ખાળકૂવો કહાડનારા ભંગી તેમજ છનીખા બારણીના ઉપર બરાબરનો રોફ બેસાડવો અને એ 'હહરીનાઓને' બતાવી આપવું કે મકનકાકા તેમજ ૯ઇબાને છંછેડવા એટલે શું ?

ફુવી કાકી આ 'મેમ્બર' થવાની 'બલા ઘરમાં ઘાલવાની' વિરૂદ્ધ હતા તો પણ ૯ઇબા જેવા 'વજનદાર' માણસનો મત પડ્યો એટલે એમને પણ પાઘડી ફેરવી–ના, ના–કાર

મરડી–કારણ કુલીકાકી પાઘડી નહિ પહેરતા હતા કે તે ફેરવે !

આખરે શુભ ચોઘડીઉં જોઇને મકન કાકાએ ધારા મુજબ 'નોમીનેશન પેપર' ભરી તે મ્યુનિસિપાલિટીમાં આપ્યું અને મયદાને જંગમાં પોતાનો હાથ બતાવવા એ સનદસર રીતે બહાર પડયા. અનેક માણસો આ ધડાકાથી આશ્ચર્ય પામ્યા. ખુદ મકનકાકાના નામ સાથે છૂટ લેનાર ટીખળીને પણ અજાયબીનો એક એવો સખ્ત આંચકો લાગ્યો કે એ આંચકા પછી 'હા–હા–હા' કરીને કોઇ પાગલની જેમ તે હસી નાહ પડયો હોત તો એના નામની જ્યુરી ભરાવાનોજ સોદો થઇ પડતે.

હવે મકનકાકાએ કેડ બાંધીને કામ કરવું શરૂ કીધું. ભરતીઆ શેઠ જેવા બીજા બે ત્રણ ઉમેદવારો એમના હરીફ હોવાથી 'મેમ્બર' થવાનું કામ કંઇ કુલેરના લાડુ ખાવા જેવું સહેલું હતું નહિ. પણ દ્રૌપદીના સ્વયંવરમાં મત્સ્યવેધ કરવા ઉઠેલા ભોટ મામા જેવા લાગતા અર્જુનને–જો એનું નાક કપાય તો આપણુંયે નાક વઢાય એમાં વિચારી–ઇંદ્રાદિ દેવતાઓએ પોત પોતાના સામર્થ્ય મુજબ શણગારી દઇ તેને શકિત તેમજ સ્હાય અર્પી હતી તેજ મુજબ મકનકાકા પર પણ ચારે બાજુએથી મદદની વૃષ્ટિ વરસી રહી. દુશ્મનના હરીફ તે આપણા દોસ્ત એમ સમજી કોઇએ એમને મદદ કરી હતી; જ્ઞાતિભાઇઓએ ન્યાતનું નાક રહે અને એકાદ ઓચ્છવ ઝાપટવાનો મળે એ આશાએ મકનકાકાનો પક્ષ લીધો હતો; કોઇ 'મુખલામખસો' મકનકાકા જેવા સદ્ધર બિલ્લુ પાસેથી અવારનવાર પૈસાની મદદ મળશે એ અભિલાષાએ મદદ કરવા બહાર પડયા હતા. કોઇએ મ્યુનિસિપાલિટીના કન્ટ્રાક્ટ મેળવવામાં મકનકાકા મદદ કરશે એવી 'ખુશએ' માં એમનો હાથ ઝાલ્યો હતો, અને ધારશો નહિ કે આવા કત્લેઆમ જેવા કટોકટીના પ્રસંગમાં ફઇબા તેમજ કુલીકાકી અને એના ત્રણ ચેકુસો નટુ, ગટુ ને મટુ હાથ જોડીને બેસી રહ્યા હોય ! ફઇબા તેમજ કુલીકાકીએ મંદિરમાંથી વોટ રૂપી કિલ્લાઓ સર કરવા માંડેલા. કુલીકાકીએ ઉજમ બ્હેનને 'અલ્ટીમેટમ' આપ્યું કે 'જોજેરે અંલી ! તારા ભાયડાને કહેજે કે ઘરમાંથી 'એ' મેમ્બર થવા નીકળ્યા છે તે એને મત આપે, નહિતો આપણો હાંકયા હુમ્યાનો બ્હેવાર આજથી બંધ સમજવો ! શું કહું છુ ?'

પૂજ્ય વિદ્યાબ્હેન માફક 'વોટ ફોર મી. રમણભાઇ કે મીસીસ જીન્નાની માફક 'વોટ ફોર મી. જીન્ના' જેવી મત માંગવાની સંસ્કારી રીત કુલીકાકીને આવડતી નહિ હતી, પણ તમ્હે એમ તો નહિજ કહી શકો કે આ અભણ બૈરાઓ પોતાના ભરથારોને કરવા ધારે તો પોતાની 'શૈલીમાં' મદદ નહિજ કરી શકે !

ભરતીઆ શેઠ પોતાની ખાનદાની અને લાગવગ ઉપર મુસ્તાક રહી નભરવશ રહ્યા; બીજા ઉમેદવારોને તો મકનકાકાની હરીફાઇની તનીકભાર પણ દરકાર નહિ હતી, એટલે ક્રીકેટ જેવી ચુંટણીની અનિશ્ચિત રમતમાં મકનકાકાને નાયડુની જેમ 'ઓવર બાઉંડ' ફટકાઓ ધમાવતા જોઇને હરીફ ઉમેદવારો એક વારતો ચમકી ઉઠયા ! એક મતદારે તો મકનકાકાને મ્હોડે મ્હોડ ઝાડયું: 'ભાઈસાહેબ' તમ્હે મેંબર થઇને શું ઉકાળવાના છો તે તો કહો ? શાળા સસરાની ગાળ દીધા સિવાય બીજું તમને આવડે છે શું ?'

'અરે હોઠ એ હહરીનો ગાળ દેવાવાળો બીજો ! અગ્હે નહિ ! અને એક વાર તમ્હે મ્હને મેમ્બર કરી દો પછી જુઓ કે આ હહરીના બારણીઆઓ અને ભંગીઓને હરખા કરી દઉં છું કે નહિ તે ! કામ પડે આ

તમારા મકનદાસ હાથમાં હાવરણી ને પાણીની ડોલચી લઇને રસ્તાનો ગોંજવાડો હપાઇ કરવા નીકળી પડી એ હહરીના બારણીઆની કાનની બુટ પકડાવહે બુટ! આ હાળા મચ્છરોનો તરાસ કંઈ ઓછો છે? અરે હેંઠ! જાતે ઉઠીને મોરી હાફ કરું છું ને ડેલી ઓટલા બ્હારી નાંખું છું તોયે મચ્છર માખી ઓછા થતા નથી! અને હાનાં થાય? આપણે હાફ રાખીએ ને હહરીના પાડોહી ગોબા હોય તેરે આપણું હું ચાલે? મ્હને એકવાર મેમ્બર કરી જુઓ પછી એ લોકોને કેવા હપાઇ રાખતા કરી દઉં છું તે?'

તે સંસ્કારી મતદારના મગજમાં મકનકાકાની 'હપાઇની' વાત ધ્યાનમાં ઉતરી અને એણે કહ્યું 'હું તમને તમારા કામમાં ફત્તેહ ઇચ્છું છું! મ્હારો મત તો હું તમને આપીશ જ પણ મ્હારા સગાંઓને પણ તમને મત આપવા સમજાવીશ! માત્ર તમ્હે મેંબર થાઓ તો એટલું કરજો કે તમારા પ્રમુખને શાળા સસરાની ગાળથી કોઇ દિવસ નવાજતા નહિ.'

'એ હહરીના ગાળ દેવાવાળા બીજા! અમ્હે નહિ!' એમ કહી મકનકાકા ખુશ થતા થતા મત લેવા બીજે ઘેર પહોંચ્યા.

મકનકાકા તરફથી કામ કરતા માણસને એક મતદારે સંભળાવી: 'આ શી મશ્કરી માંડી છે? મકનકાકા મ્યુનિસિપાલીટીના મેમ્બર? અલ્યા કંઇ ખસી તો નથી ગયું ને?'

મકનકાકાનો 'વોટ કેનવાસર' બહુ વાચાળ માણસ હતો. તેણે હસતા હસતા જવાબ દીધો 'નારે શેઠ! ખસી નથી ગયું! બરાબર ઠેકાણે છે! પણ મ્હને કહેશો સાહેબ કે મ્યુનીસપાલીટી એટલે શું?'

'મ્યુનિસિપાલીટી એટલે શહેર સુધરાઇ બીજું શું વળી?'

'That's it! (બરાબર છે.) હવે જે માણસને સરખું ઝાડુ પકડતાં યે આવડતું નથી; જે માણસના ઘર અને શરીરની સફાઇનો કબજો તેના ચાકર માણસ કે સ્ત્રીવર્ગને હાથ છે; જે માણસને કમ્મરેથી વાંકા વળતા કે જમીન પર બેસી જતાં પાટલૂન આડે આવે છે; અરે ટુંકામાં કહું તો જે માણસ સમાજની સેવા અર્થે નહિ પણ મેમ્બર થઇ આડકતરી રીતે ધન સંપાદન કરવા કે પોતાના મિથ્યાભિમાનને પોષવા જ મ્યુનિસિપાલીટીનો મેમ્બર થાય છે તે શહેરની સફાઇ સુધરાઇ તે શી કરવાનો હતો? તે તો જરા સમજાવો! સુરતમાં મચ્છર અને માખીઓનો ત્રાસ કેટલો બધો છે? કેટલીક ગલીઓ તો આખી ને આખી જાજરૂ જેવી કહીએ તો ચાલે! આ કાદવ, આ કીચડ, આ મચ્છર! આ માખી! ભગવાન! આનું નામ તમારી શહેર સુધરાઇ! તમારા એક વખતના સોનાની મૂરત જેવા સુરતની આ અવદશા માટે તમારા 'લાયક' સભ્યોનો શો જવાબ છે? પ્લેગ થાય કે કોલેરા થાય તો મરે બિચારા ઉંદરોનો કે મચ્છર માખીઓનો! તમારા બહારની સફાઇમાંજ સફાઇ માનનારા, ફૂચીને પાણી પીનારા અને જાજરૂ જઇ આવેલે લૂગડે ખાનારા વિદેશી વૈદકીય સલાહ આપનારા દાક્તરોની નજર સાક્ષાત નરકાગાર જેવા વિશ્રાંતિ ગૃહો તરફ જતીજ નથી. અફસોસ, અફસોસ! હવે જો મી. મકનદાસ મેમ્બર થાય તો—

'અજી ભાઇસાહેબ મત મેળવવાની નાટકી દબદબો રહેવા દેજો! જાણે તમારા મકનદાસ મ્યુનિસપાલીટીમાં જઇ બધી સફાઇ ને સુધરાઇની ધાડ મારી નાંખવાના હોય તેમ! કાછડી ખોસવાનું તો ભાન નથી! ઉંહ! ચાલો 'હા' કરીએ છીએ. આવજો હોં!'

આમ અણધાર્યું ઝાડુ મળી જવાથી મી. કેનવાસરનું ડોહું તો જોયા જેવું થઇ રહ્યું! પાછળથી એ મીસ્ટરને ખબર પડી કે એ ઝાડુ

મારનાર ગૃહસ્થ તો હરીફ ઉમેદવારના પોતાના જેવા 'કેનવાસર' હતા! પણ જાહેરમાં કામ કરનારાની પીઠની ચામડી મખમલ જેવી નહિ પણ કાચબાની પીઠના ચામડા જેવી હોવી જોઇએ. એણે ઢેખું ને લાડુ, મારવાડીનું માથું ને ટીંડસ, તેમજ માન અને અપમાન એક સરખાં ગણવા જોઇએ. તે સિવાય એનાથી જાહેરમાં કામ થઇ શકે નહિ. આવી ચામડીનો માણસ 'કેનવાસર' તરીકે ખોટા ટબ્બુ જેવો સમજવો! અરતુ! ચુંટણીનો આગલો દિવસ એટલે મિયાંભાઇઓની કતલની રાત! વોટ આશરે કેટલા મળશે, હવે કોના કોના મત મેળવવા બાકી રહ્યા, હરીફ ઉમેદવારોના સમ્ભવિત મત આપનારાઓને પોતાના તરફ શી યુકિતથી ગુલાંટ ખવડાવવી વિગેરે વિચારણા ચાલી રહી હતી એટલામાં એક જણ ખબર લાવ્યો કે 'અમથાભાઇ મરી ગયા!'

'અરરર!'

'અરરર શાની! સામા પક્ષની ન્યાતનો 'વોટર' હતો! કમબખતના ત્રણ તો વોટ હતા! અને પિત્રાઇઓ પણ ઝાઝા હતા, એટલે દૂંકી દેતાં પંદરેક સુતકી પિત્રાઇઓના મત પણ અટકશે!'

'એમ! ચાલો ઠીક થયું. મકનકાકાનાં નસીબ મોટાં છે!' બીજાએ આ મરણપર ખુશાલીની મ્હોર મારી!

આ વાત ચાલતી હતી એટલામાં નાથીઓ ઘાંચી એક સૈયદને લઇને આવ્યો.

'કેમ બચ્ચા! શું હું ખબર લાઇવો' મકનકાકાએ પૂછ્યું.

'આ તમારા નાથીઅને કાચો પોચો નઇ હમજવા હં કે! તીસ વોટનો હામરો લુમખો લાવી લાયખો છે! આ હૈયદસા'બને પૂછો! નાથીઆએ કહ્યું.

'કયુંજી હૈયદ! આ નાથીઆ હું જાકતા હે!' મકનકાકાએ સૈયદને પૂછ્યું.

'હાંસા'બ! નાથીઓ તો બોત અચ્છા માનસ છે. મેંને કહા ભાઇ મેરી જાન પેછાનકા તીસ બોટ હય. બોટ દીઠ તીન તીન રૂપિયા દેદો ઓર ચઇએ તો એ સબ બોટાં શયતાનકુ દીલાદો ઉરમે હમારા ચચાકા કયા જાતા!' સૈયદ સાહેબે ખુલાસો કીધો.

'તીન તીન રૂપિયા તો બોત હે! દેઢ દેઢ લેલો, વળી કોઇ બીજી વખત ખટાઇગે!

'નહિ સા'બ! તીનસે એક પાઇ બી કમી નહિ. એ તો તુમેરી પાસ તીન; કોર દુસરેકી પાસ તો સાડાતીનસે કોન કમબખત કમી લેતા થા. હમકું તો ઘરકી એક પાઇબી હરામ હય. એ સબ રૂપિયા તો હમારી દરઘાકી મરમ્મતકે લીએ ઇક્કઠ્ઠા હોતા હે.'

'અચ્છા ધરમકા કામ હે તો હમ અબી બહુ નહિ બોલતા. કલ સબ વોટર લેકર આવ અને રૂપિયા લેકર જાવ.'

'નહિ સા'બ રૂપિયા પહેલા પીછે દુસરી બાત' આખરે ભારે રકઝક પછી નાથીઆને વચ્ચે રાખી અર્ધા રૂપિયા પહેલા આપી સોદો 'સટલ' કરી મકનકાકાએ સૈયદને વદાય કીધો.

આમ 'ખાટુંવડું' ખલાસ થઇ લગનના દિવસનો પ્હોર ફાટયો. કાસમ ગાડીવાળા સાથે આગળથી નક્કી કરી રાખ્યા મુજબ દશથી પંદર સઘરામોની અલઘાર સૂર્યનારાયણના 'માખણીઆ' તડકામાં લાગી રહી હતી. મકનકાકા નાહી ધોઇ ઠાકોરજીની સેવાથી પરવારી પંચિયુ બદલી બહાર જવાનું ધોતિયું પહેરી તે પર બદન અને પડદાવાળો લાંબો કોટ ચ્હડાવી, માથે સુરતી વાણીઆસાઇ પાઘડી દાબીને ઘાલી, ચાંચવાળી સપાટમાં પગ ઘોસી કુલીકાકીના શુકને હેઠા ઉતરી નીચે વાટ જોઇ ઉભેલા 'કેનવાસરો'ની સંગાથે મ્યુનિસિપાલીટી તરફ સીધાવ્યા અને ત્યાં એમના તરફથી રોકાયલા

તંબુમાં જઇને બેઠા. એ તંબુમાં સુસ્ત મતદારોને માટે ચ્હા પાણી તેમજ બીજી ટીમ્મણની વ્યવસ્થા રાખવામાં આવી હતી. વખતસર પોલીંગ ઓફીસ ખુલતા મતદારોને લાવવા માટે ઉમેદવારોના નામના બોર્ડ સાથે સીધરામોની દોડાદોડ શરૂ થઇ. જેમ જેમ દિવસ ચ્હડતો ગયો તેમ તેમ ઉછળતાં મેરામણમાં ભરતી ઓટની માફક ઘડીકમાં ભરતીઆ શેઠનો, તો ઘડીકમાં મકનકાકાનો, તો ઘડીકમાં કોઇ બીજા ઉમેદવારનો સીતારો ચમકતો કે અદૃશ્ય થતો. ઉમેદવારો તેમજ તેઓના કામ કરનારાઓના હૈયાં હેઠે ચ્હડવા લાગ્યા. બપોર પછી કુલીકાકી તેમજ ફઇબા પણ અબોટ ચોકડીથી પરવારી મ્યુનિસિપાલીટીની સામેની લાઇનમાં આવેલા નાથીઆ ઘાંચીના ઘરમાંથી આ ચુંટણીનાં 'તાબુત' જોવા લાં ઘડી ચપકો આવ્યાં અને આ સમયે મકનકાકાનો સીતારો મધ્યાન્હે છે એમ સાંભળી હરખને હૈયે ઘેર પાછા ફર્યા.

સ્હાંજ પડી અને બૂઝાતા દીપકના છેલ્લા ચમકારાની જેમ પોલીંગ ઓફીસ પર વોટરોનો જબરદસ્ત દરોડો પડયો અને પછી પાંચેક મિનિટમાં તો પોલીંગ ઓફીસ બંધ થઇ. યથા સમય મતોની ગણત્રી થવા માંડી; મતો ગણાઇ રહ્યાં અને પરિણામ જાહેર થવાનો વખત આવ્યો, એટલે પ્રત્યેક ઉમેદવારની તેમજ તેના હિતેચ્છુઓની છાતીના ધબકારા ભુંગળીની મદદ વિનાએ રાત્રિની શાંતિમાં ઘડીઆલના 'ટીકટેક' ની માફક સાંભળી શકાય એટલા જોરથી ધબકવા માંડયા! આખરે પરિણામ જાહેર થયું અને બીજા વોર્ડના હસ્તહમંદ ઉમેદવારોની સાથે "મકનદાસ ફોર એવર" ની ગગનભેદી બૂમથી મ્યુનિસિપલ હોલ, ગાજી ઉઠયો! મકનકાકા તરફથી એક જણ નન્નુ ટપાલીનું વાજું લેવા દોડયો; બે ત્રણ જણા હાર ગોટા લેવા ગયા અને એક ઉત્સાહી ભાઇ મકનકાકા માટે બે ઘોડાની બગી લઇ આવ્યો. થાકીને લોથ પોથ થઇ ગયલા મકનકાકા આ હસ્તહથી છેક છેલ્લી ઘડીએ ગભરાઇ ગયા અને એક સાથીદારે હાથ ઝાલ્યો નહિ હોતતો મ્યુનિસિપલ હોલમાંથી નીચે ઉતરતા દાદરનું પગથીઉં ચુકી ઘોસ-મૂરદું થઇ એકકે સપાટે એ નીચે આવી ગયા હોત! ભરતીઆ શેઠને મળેલા મતો કરતાં મકનકાકાને મળેલા મતો માત્ર ત્રણજ વધુ હતા, એટલે વૈષ્ણવ થઇને સૈયદની દરગાહમાં મત માટે પૈસા આપી 'અનાશ્રય' કરવા માટે ફઇબાએ મકનકાકાને અચ્છી રીતે ઝાડેલા, તોપણ પરિણામ જોતાં મકનકાકાના વ્યવહારૂપણાને જાણકારો એ ખૂબ વખાણ્યું! આખરે નન્નુ ટપાલીએ આવતાંની સાથેજ 'ધીમા ધીમા ચાલો મ્હારા પ્રાણુરે' વાળું ગાયન વગાડયું, હિતેચ્છુઓએ મકનકાકા ને હાર તોરા આપ્યા; એટલે મકનકાકા બગીમાં બેઠા અને સામૈયું ઘર તરફ ચાલવા માંડયું.

હવે એકજ પ્રશ્ન બાકી રહે છે—મકનકાકા એ મ્યુનિસિપાલિટીમાં જઇને શું ઘોળ્યું? મકનકાકા જે વખતમાં મેમ્બર થયા તે વખતમાં સુરતના કલેકટર મ્યુનિસિપાલિટીના સભ્યોના પ્રમુખની ખુરસીએ બીરાજતા હતા એક સભામાં મકનકાકા તરફથી એવી દરખાસ્ત આવી કે 'મ્યુનિસિપલ નિશાળો આગળ ખાવાનાવાળાઓને બેસતા અટકાવવા એટલુંજ નહિં પણ છુટ્ટીની વેળાએ કોઇ વિદ્યાર્થી બહારનું ખાવાનું લઇ ન ખાય તેની તેમજ તે કુંચાને પાણી ન પીએ તેની ખાસ ચોંપ રાખવા શાળાના શિક્ષકોએ પોતાનું બનતું કરવું.'

કલેક્ટર સાહેબે તેમજ બીજા કેટલાક સભ્યોએ આ વાત હસી કાઢી-ખાસ કરીને મકનકાકાની બોલવાની પદ્ધતિને લીધે! કોઇએ એ વાત અશકય જણાવી; કોઇને દરખાસ્તમ

મકનકાકાના વૈષ્ણવપણાની ગંધ જણાઇ અને વૈષ્ણવ ધર્મ કેટલો બધો ખરાબ છે એ જાણવા મહારાજ લાયબલ કેસ વાંચવાની તેણે ભલામણ કરી !!! કોઇએ એ દરખાસ્ત પર એમ સુધારો મૂક્યો કે 'ખાવાના ઉપર માખી વગેરે જીવ જન્તુ બેસી તે બગાડે નહિ માટે તે ઉપર તારની જાળીવાળા છાપરા રાખવા ખાવાના વાળાઓને ફરજ પાડવી અને વિદ્યાર્થીઓ પાણી પીવા માટે ઘેરથીજ એક પ્યાલું સાથે લાવે એવો કાયદો કરવો.' પોતાની દરખાસ્ત ઉપર ચાલેલી ચર્ચાનો મકનકાકાએ પોતાના ઢબે જવાબ આપ્યો કે 'ખાવાનાવાળાઓ તારની જાળીનાં છાપરા રાખે તેથી કંઈ મૂળ ખાવાનું સુંવરી જતું નથી. સડેલી તેમજ રોગજનક સામગ્રીના મિશ્રણથી પૈસા કમાવાની દૃષ્ટિએ તૈયાર થયલી ખાવાની વસ્તુઓ ભયંકર હોઇ તે વેચાતી તેમજ લેવાતી એકદમ બંધ કરાવવાની ખાસ જરૂર છે. વળી વિદ્યાર્થીઓ પાણી પીવાના પ્યાલા ઘેરથી ભલે લાવે પણ ઉંચેથી પાણી પીવાની એ લોકોને પ્રથમથીજ ટેવ પાડવી જોઇએ.' આ પીંજણ લાંબુ ચાલ્યું હોત પણ વચ્ચેજ કલેકટર સાહેબ બોલી ઉઠ્યા: Mr. Makandas sit down or you may go on, I shall have my own way' ! (મી. મકનદાસ ! બેસી જાઓ કે હાંકયે રાખો, હું તો મ્હારૂં ધાર્યું કરવાનો ! )

મકનકાકાને બીજી તો કાંઇ સમજ પડી નહિ પણ એમણે સાહેબનો 'સીટ ડાઉન' શબ્દ પકડી લીધો !

'અરે સાહેબ ! 'હીટ ડાઉં' હાના થઇએ ! અમને તો લોકોએ કામ કરવા મોકલેલા છે, 'હીટ ડાઉં' થવા નહિ ! જો હકનીની વાત લાઇવા છે તે !'

આ સાંભળી હાસ્યનો એક જબરદસ્ત વંટોળીઓ મ્યુનિસિપલ હોલમાં ફરી વળ્યો. આખરે દરખાસ્ત તેમજ સુધારા પર મત લેવાતાં દરખાસ્ત ઉડી ગઇ અને સુધારો પસાર થયો. પણ આ પ્રસંગથી મકનકાકાની સાખ ઠીક જામી અને બીજી વાર એ જ્યારે 'મેમ્બર' થવા નીકળ્યા ત્યારે એમને ઝાઝી મુશ્કેલી નડી નહિ !



## મહિલાઓ વિષે મહાત્માજી

"સ્ત્રી એ પુરૂષની સહચારિણી છે. પુરૂષ માફક તેને પણ મન હોય છે. પુરૂષોની બધી પ્રવૃત્તિઓ ચીવટથી જાણી લેવાનો તેને અધિકાર છે. જેટલું સ્વાતંત્ર્ય પુરૂષોને છે તેટલુંજ ભોગવવાનો સ્ત્રીઓને હક્ક છે. જેમ પુરૂષ પોતાનું કાર્યક્ષેત્ર સંભાળે છે તેમજ સ્ત્રીઓ પોતાનું કાર્યક્ષેત્ર સંભાળે છે. આવી પરિસ્થિતિ સ્વાભાવિકજ હોવી જોઇએ. લખવા વાંચવાના જ્ઞાનને લીધેજ સ્ત્રીઓ કરતાં પુરૂષો વધારે હક્ક ભોગવે છે એવું કંઇજ નથી. અ-ભણ જડ પુરૂષ પણ સ્ત્રીઓ પર-સામ્રાજ્ય ચલાવવા માટે જન્મ્યો હોય તેમ ખાસ હક્કો જેને માટે તે જરા પણ લાયક નથી તે ભોગવી રહ્યો હોય છે. આ પરિસ્થિતિ રૂઢિને આભારી છે. સ્ત્રીઓ આવી અવનત દશામાં હોવાથીજ આપણી અનેક ચળવળો જોરદાર છતાં નિષ્ફળ નીવડી છે."

મહાત્મા ગાંધી.



# રાજકુમારી રૂપા.

લેખકઃ શા. યશવંત ભટ્ટ.

રૂપા રૂપાળી હતી. રુપ રુપનો અંબાર. મુખ જાણે ચંદ્રમા. આંખો એની હરણ જેવી. નાજુક નમણું નાક. હોઠ જાણે પરવાળાં. નમતી ગ્રીવા, કમળ જેવા હાથ શરીરનો વર્ણ ગુલાબી. ગુલાબની એ ગવાહી આપે.

રૂપાના રૂપની વાત બધે ફેલાઇ, કંઇ રાજ-કુમારોનાં માંગાં આવ્યાં. પણ રાજા તે પાછાં ઠેલે. શું કરે રાજા ? રૂપાની પ્રતિજ્ઞા–કોઇને એ પરણે નહિ.

રૂપા દોડવામાં ચપળ હતી. પવનના વેગે એ દોડે. કોઇ એની સાથે હરીફાઇ કરી ના શકે.

રૂપાની એક પ્રતિજ્ઞા હતી. રૂપાને જે દોડવામાં હરાવે તે એને વરે.

કંઇ રાજકુંવરોએ ઝંપલાવ્યું. પરણવું તો રૂપાનેજ; નહિતર કુંવારા રહેવું.

એક મેદાન હતું. શરતો ત્યાં રમાતી. રૂપાનો હાથ મેળવવા ઇચ્છતા રાજકુમારો હરીફાઇમાં ઉતરતા. પણ એટલી શરત–કુંવરીને હરાવે એ વરે, હારે તો ધડથી શિર જુદું થાય.

કંઇ કુમારોએ પ્રાણ ખોયા રૂપાને મેળવવામાં.

એક રાજકુમાર આવ્યો. દેખાવમાં જાણે કામદેવ. બળીઓ પણ ભારે, ભવ્ય લલાટ–છ ફુટ ઉંચો, પહોળી છાતી, લાંબા હાથ. એનું નામ અજય. કોઇ દિ હારે જ નહિ.

લોકો એને સમજાવતા–ભાઇ, કુંવરીને મેળવવાની ઇચ્છા છોડી દે–એ તો કોઇને પરણે નહિ. નાહક જીવ ખોઇશ. એનાં કરતાં કંઇએ રૂપાળીઓ પડી હશે. પણ કુમારતો માનેજ શાનો ? પરણું તો રૂપાને જ.

કાલે રૂપા અને અજયની હરીફાઇ. આડી આજની રાત. અજય દેવીના મંદિરમા બેઠો છે. દેવીનો એ ભક્ત. દેવીને બહુ પ્યારો છે. દેવીના ધ્યાનમાં એ લીન છે. ભાન કંઇ છે નહિ. દ્વાર આગળ ઢળી પડયો છે. દેવીએ દર્શન દીધાં. અજય સ્વસ્થ થા. શું જોઇએ ? અજય તો શરમાઇ ગયો. કંઇ બોલાયું નહિ. દેવીને શું કહે ? દેવી સમજી ગયાં. લે, અજય આ સુવર્ણની ત્રણ નારંગી આપું છું. એ ત્હારી પાસે રાખજે. કાલ શરતમાં રૂપા ત્હારી આગળ થાય કે એક નારંગી નાંખજે રૂપા તે લેવા રહેશે એટલે તું આગળ થાજે. ફરી રૂપા આગળ થાય કે બીજી નાંખજે. પણ તું

તો દોડેજ જજે. અજય ત્હારો વિજય છે. દેવી અંતરધ્યાન થયાં.

*   *   *

આજે મેદાનમાં ભારે ઠઠ જામી છે. કંઇ રાજકુમારો આવ્યા છે. લોકો તો અજયને જ જોઇ રહ્યા છે. આવો સુંદર રાજકુમાર, જાણે બીજો જયન્ત, હમણાં હતો ના હતો થઇ જશે.

લોકો તો એકીટશે જોઇ રહ્યા છે. શરતના શંખનો અવાજ થતાં અજય અને રૂપાએ દોડવાનું શરૂ કર્યું. ટોળામાંથી એક ડોસો ઢળી પડયો. એનાથી એ દૃશ્ય ના જોવાયું. લોકો ડોસાની સારવાર કરે છે પુનઃ ટોળામાં શાંતિ ફેલાઇ. રૂપા અજયથી આગળ થઇ લોકોનાં હૃદય જુઓ તો ધડકી રહ્યાં છે. કંઇના આંખમાંથી તો આંસુ ટપકી રહ્યાં છે. અજયે દેવીના કહ્યા મુજબ એક નારંગી ફેંકી. કુંવરી તે લેવા રહી. અજય જોડે થઇ ગયો. ફરી કુંવરી આગળ થઇ. અજયે બીજી નારંગી ફેંકી. કુંવરીની સાથે થઇ ગયો. એમ કરતાં ત્રીજી વાર કુંવરી આગળ થઇ ગઇ. લોકોએ અજયનું ભવિષ્ય ભાખ્યું. જરૂર કુંવર હારશે. ધડથી શિર જુદું થશે. ત્યાં તો કુંવરે ત્રીજી ( છેલ્લી ) નારંગી ફેંકી કુંવરી લોભાણી એ તકનો લાભ લઇ કુંવર આગળ થઇ ગયો. લક્ષ્યબિંદુએ પહોંચી ગયો.

જય, જય, અને તાલીનો અવાજ લોકોમાં થઈ રહ્યો છે. સર્વત્ર આનંદ, આનંદ અને આનંદ જ ફેલાઈ રહ્યો છે. આકાશમાંથી વિદ્યાધરો ફૂલનો વરસાદ વરસાવી રહ્યા છે.

ગામમાં ધામધુમથી રૂપા અને અજયનો વરઘોડો કાઢવામાં આવ્યો. અજય અને રૂપા લગ્નગ્રંથીથી જોડાયાં. અને પછી? ખાધું પીધું અને રાજ્ય કર્યું.×

---

× ખોખું અંગ્રેજી.



શેઠાણીઃ "શેઠ બહાર ગયા છે; ઇચ્છા હોય તો પાંચ વાગ્યા પછી આવજો."

ભિખારીઃ "હું ફક્ત બારથી ચારજ મારો ધંધો કરૂં છું એટલે દિલગીર છું કે ફરી આવી શકીશ નહિ."

×   ×   ×   ×

"તમે જે કરકસર વિષે ભાષણ કર્યું તે તમારાં પત્નીને સંભળાવ્યું કે?"

"હા"

"પરિણામ શું આવ્યું"

"મને રૈરોરાં અને કલબ છોડવાની ફરજ પાડી."

×   ×   ×   ×

માસ્તરઃ 'અલ્યા રમુ, તમે બન્ને ભાઇના " માતા " ઉપરના નિબંધ એકસરખા કયાંથી?"

રમુ "સાહેબ, અમારી બન્નેની મા જુદી કે એક?"




# કમનસીબ કમળા.

સંપાદકઃ રા. મોતીલાલ મ. વ્યાસ.

હિંદુ સંસારની આ મારી ઘણી દુઃખભરી કર્મકથા છે. ગુજરાતના સ્રીસમાજના ઉદ્ધારકો! તમે આ આપવીતી વાંચી સ્રીસમાજની અધોગતીનો ખ્યાલ કરશો?

મારૂં નામ કમળા. ઉંચપણાનો દાવો કરતી પાટણની ઔદીચ્ય બ્રાહ્મણ જ્ઞાતીમાં મારો જન્મ. આટલા આટલા પોકારો છતાં જેનો કીલ્લો હજુ પણ ઘણે ભાગે મજબુત છે તેવી બાળલગ્નની વેદીમાં મને પણ હોમવામાં આવેલ. જ્ઞાતિમાં શ્રીમંત અને આગેવાન ગણાતા અઘારૂ કુટુંબમાં લગ્ન કરી માતાપિતાએ પુત્રીને સારે ઠેકાણે દીધાનો સંતોષ માન્યો. મારા પતીદેવનું નામ શંભુપ્રસાદ કે જેઓ બાબુભાઇના લાડકા નામથી જ્ઞાતિમાં જાણીતા છે. ગૃહસંસારની શરૂઆત પતિદેવની વિદ્યાર્થી અવસ્થામાં થયેલી અને લગ્ન પછી બે ચાર વર્ષમાં ઇંગ્લીશનો બે પાંચ ચોપડીઓનો અભ્યાસ કરી પતિદેવે અભ્યાસને તિલાંજલી આપી. મારાં ગરીબ માબાપોએ મને પણ સ્રીઓને આવશ્યક સાધારણ કેળવણી આપેલી અને તેના પ્રતાપે પતિ શું છે! સાસુ, સસરા પ્રત્યે મારી ફરજ શું છે તે ન સમજું તેટલી હું ખોટ તો નહોતીજ. પણ મારા દુર્ભાગ્યે ,સાસરે જતાંજ હિંદુ સંસારમાં બનતું આવ્યું છે તેમ સાસુજીની ખણખોદ શરૂ થઇ. નજીવા ભુલો માટે પતિના કાન ભંભેરવા માંડયા. અને હીંદુ સાસુઓને મળેલ વહુઓ ઉપર જુલમ ગુજારવાના વારસાઇ હકનો છુટથી ઉપયોગ થવા માંડયો. આ દુઃખોથી કંટાળી કેટલીક વખતે માતાપિતાનો આશ્રય લેતી પણ તેઓ બિચારાં સમજાવી સાસરે વીદાય કરતાં. આવી શુભ શરૂઆતથી જ એક ઉછરતી ઉમંગભરી બાળાના ગૃહસંસારની શરૂઆત થાય તો તે કેટલી હીંમત તથા સહનશીલતા રાખી શકે અને કોના ભરોસે અને હું કે ભવિષ્યના સુખની પણ આશા રાખી શકે? જવાબમાં પતિ ઉપર દ્રષ્ટી ઠરે, પણ પતિ બીચારા પરાધીન, વિદ્યાર્થી અવસ્થા, માતાપિતાના આશ્રય નીચે ગુજારો કરવો, એવા સંજોગોમાં તે બિચારા પણ શું કરે! પ્રથમ તો તેઓ એકાંતમાં મારી કંઇ વાતો પણ સાંભળતા, આશ્વાસન આપતા, દુઃખી થતા પણ હમ્મેશની કાનંભંભેરણીથી સ્વાશ્રયી થવાની કોઇ પણ તાકાત આ જીંદગીમાં તો નહીં હોવાથી, તેમજ હમ્મેશના ઓશીયાળા તો હતાજ તેવા સંજોગોમાં હમ્મેશની કાનભંભેરણી શું ન કરી શકે! તેઓ પણ ચીડીઆ અને ક્રોધી થતા ગયા. સાસુજીના સાચા જુઠા આક્ષેપો હવે વધવા લાગ્યા. અને ગાળો અને માર પણ સાસુજી તરફથી તથા પતિ મારફત પણ હવે તો ધીરે ધીરે વધવા લાગ્યો. આ જુલમો થવાનાં કેટલાંક એવાં પણ કારણો છે કે જે હું મારી જીભે વર્ણવવા કરતાં મારા કમનસીબનોજ વાંક

સમજી આ બાબત અત્રેજ પુરી કરું છું. શરૂઆતના વર્ષોમાં મ્હારાં માતા પિતા હયાત હતાં. તેમનાથી થોડું ઘણું પણ બ્હીવાનું તેમને કારણ હતુ. પરંતુ છ એક વર્ષની વાત ઉપર તેઓ બન્ને લગભગ સાથેજ સ્વર્ગે સીધાવ્યાં. બીમાર મામા અને વિદ્યાર્થી ભાઇ આ આગેવાન શ્રીમંત લોકોના ઉપર દાબ લાવી બે બોલ બોલી શકે એ અસંભવિત હતું. તેઓ બિચારા મારા દુઃખે દુઃખી થઇ આંસુ સારતા અને મારા ઉપર જુલમ વધેજ જતો હતો. છેલ્લાં છ એક વર્ષની આ વાત છે કે જે વખતે હું માતાપિતાનો આધાર ગુમાવી બેઠી હતી. મારી આ નિરાધાર દશાનો લાભ સાસુજીએ હવે પુરતો લેવા માંડયો. આજ સુધી પણ ઘરની ગુલામડી માફક સખ્ત મજુરી કરવા છતા સંતોષકારક ભોજન તો મળતુંજ ન હતું. આ પણ સાસુજીના હીસાબે વધુ પડતું હોય તેમ એક દીવસ નજીવી ભુલને મહાભારત બનાવી ઘરની પાસેની અમારી એક નાની ઓરડીમાં મને જુદી કાઢી. જુદી કાઢવાનો અર્થ ભુલમાં પણ એમ ન ધારશો કે મારા પતિદેવ સાથે સુખી કરવા મને અલગ કરી; આતો મને હેરાન કરવાનો નવો રસ્તો શરૂ થયો મારા પતિદેવને તો ઘરમાંજ જમવાનું હતું. મને આ નવા મકાનમાં માસિક પાંચ શેર જાર અને મીઠું મારા ખોરાક પેટે મળવા માંડયું. ઘરના કામકાજનો બોજો તો મારા માથેજ હતો. તેવા પ્રસંગમા બચતી એંઠીકવાડમાં જતી દાળ શાક કોક દીવસ નશીબે મળે તો ભાગ્ય. તેમનું પોત કદાચ મારે મોઢેથી રખેને પ્રકાશમાં આવે એ બીકે મને વહેવારમાં તથા જ્ઞાતિમાં જમવા જવા પણ મનાઇ થઇ. માનો કે મકાન અને ઓરડી વચ્ચે મને નજરકેદ કરવામાં આવી. ઉછરતી યુવાન બાળા આ બધું દુઃખ શી રીતે સહન કરે? શાંતિ પણ કયાં સુધી રહે? આવા સંજોગોમાં એક દીવસ સાસુજીના નિંદનીય પ્રહારો-સહન ન થતાં મારાથી પણ ક્રોધમાં બે શબ્દો બોલી જવાયા. સસરાજી અને પતિદેવ કોર્ટ અને સ્કુલમાંથી ઘેર આવતાં કાનભંભેરણી થઇ. પરિણામે રાત્રે ૧૧-૧૨ વાગે પતિ, સાસુ અને સસરાની ત્રીપુટીએ લોહીની ટસરો ફુટી, બેભાન થતાં સુધી મેથીપાક જમાડયો અને ઓરડીની બહાર બાજરૂ પાસે નાખી, મકાનમાં જઇ આરામપૂર્વક પોઢી ગયાં. અમારું મકાન મહોલ્લામાં છેક પાછલી બાજુ એકાંતમા છે. રાતના એકાદ વાગે ભાન આવતાં મામાને ત્યાં જવા વિચાર કરી ત્યાં જતાં, કે જે જગ્યા મારા સસરાના મકાનથી લગભગ પંદર મીનીટના રસ્તા ઉપર છે, રસ્તામાં વિચાર આવ્યો કે મામાએ તો કીધેલ છે કે અમે તે લોકોને લઢવામાં પહોંચી શકીએ તેમ નથી માટે તારે તો તારે સાસરેજ સુખ દુઃખ સહન કરી રહેવું. મારે માટે મામાને શા માટે દુઃખી કરવા તે વિચાર આવતાં બીજો કોઇ પણ દિલાસાનો વીસામો નહીં જણાવાથી આપઘાત કરવા વિચાર કરી કુવે પડવા ગામ બહાર ફાટી પોળના દરવાજા બહાર ગઇ. જ્યાં પુષ્કળ રોવા બાદ " આપઘાત કરીશ તો સાતે ભવ આ વર ને આ ઘર આવશે." એમ વિચાર આવતાં જો કોઇ વનીતા વિશ્રામમાં આશ્રય મળે તો મારા માનવ બધુંઓની સેવા કરી માનવજીવન સાર્થક કરૂં એમ વિચાર કરી પાટણમાં તો તેવી કોઇ સંસ્થા નહીં હોવાથી અમદાવાદ જવા ઇરાદો કર્યો. ત્યાંથી સવારે છ વાગે સ્ટેશન ઉપર આવી. પાસે પૈસા તો કયાંથી જ હોય ? પ્લેટફોર્મની બાજુના રસ્તે થઇ ગાડીમાં બેઠી. ફાટેલાં કપડાં, ઉજરડાયલું સરીર. આવી સ્થીતી દરેક દયાવાન યા ટીખલી શ્રી પુરૂષોનું સ્વાભાવીક ધ્યાન ખેંચે. મહા મુસીબતે તેઓનું જેમ તેમ સમાધાન કરતી અમદાવાદ પહોંચી. ટીકીટ વિના બહાર કેવી રીતે નીકળવું

તેના વિચારમાં ડુબામાંથી બહાર નીકળતી હતી ત્યાં તો મારા દેદાર જોતાં ફરતા ટીકીટ માસ્તરે ત્યાંજ મારી ટીકીટ માગી મે મારી સાચીજ અથઇતી સુણાવી વગર ટાકીટે હોવાનું જણાવ્યું અને આશ્રમના શોધમાં અમદાવાદ આવી છું એમ કીધું. તે કોઇ ખાનદાન માણુસ હશે. તેણે મને દરવાજેથી બહાર કાઢી અને વાનતા વીશ્રામવાળાં બાઇ ઉપર એક ભલામણુપત્ર લખી આપ્યો. શોધતી ખોળતી આશ્રમમાં પહોંચી. બ્હેનને કાગળ આપ્યો. તેની અંદર ટીકીટ માસ્તરે ટુંકમાં મારી વિતક જણાવી હતી. બ્હેને કહ્યું: તમે કપડા બદલી નાહી, જમી લ્યો. કારણ સવારના ભુખ્યા હશો. પછી તમારી વાત સાંભળીશું. જમી પરવાર્યા બાદ બ્હેનને મેં મારી દુઃખી કર્મ-કથા સંભળાવી મને મારી આ નિરાધારતા માટે ને બીજાને કરગરવું પડતું હોવાથી બહુજ દુઃખ થયું ને હીસ્ટીરીઆ આવી ગયો. બ્હેને ધારેલું કે આ બાઇની ખબર કાઢવા જરૂર તેનાં સાસરીઆં પીયરીઆં આવશે પણ પીયરીઆમાં બિમાર મામા તથા વીવાર્થી ભાઇએ ધાર્યું કે દુઃખી હોવાથી કુવો અવાડો કર્યો હશે સાસરે મામાને ત્યાંથી તપાસ કરાવતાં જવાબ મળ્યો: બે ત્રણ દીવસથી ગાંડા માફક થઇ ગઇ હતી તે કાલની ઓરડીમાં ખાડો ખોદ્યો છે ને કયાંક નાસી ગઇ છે. વધુમાં મારા સ્વસુર પક્ષે ન્યાતિમાં વાત ઉડાવેલ કે તે તો અત્રેથી નાસી ગઇ છે ને કુણબેર ગામે કણબીનું ઘર માંડયું છે. આ વાત ઉભી કરી મને બદનામ કરી, મારા પતિદેવને તેઓ નવા વરરાજા બનાવવા ઇચ્છતાં હતાં. બ્હેને મને તેમની ધારણા મુજબ થોડા દીવસની મેમાન ધારી ભાવ બતાવવા માંડયા. પણ આઠ દસ દીવસ સુધી કોઇ તપાસ કરવા ન આવતાં તેમજ મને હીસ્ટીરીઆ આવતો હોવાથી અને બીજી બ્હેનોને પણ તેની અસર થતાં, તેમજ મારા તથા મારાં સગાં તરફથી આશ્રમને પણ કંઇ લાભ થાય તેમ નહીં જણાતાં બ્હેને મને એક દીવસ કહ્યું: તમને દુઃખી જાણી થોડો વખત આશ્રય આપવા પુરતાં તમોને અમે રાખેલ છે. બાકી આ આશ્રમ ફકત વિધવાઓ માટે છે, સધવાઓ માટે અત્રે સગવડ નથી. વળી તમારા હીસ્ટીરીઆની અસર પણ બીજી બ્હેનોને લાગે છે. આવી સ્થીતીમાં હું તમને વધુ વખત રાખી શકું નહીં. તેમણે મને આશ્રમની ધારાબુક બતાવી તેમાં લખેલું કે મહિને દસ રૂપીયા, સાદાં કપડાં, સાદી પથારી એટલું આશ્રમમાં રહેનાર બ્હેને લાવવું જોઇએ. મેં કહ્યું જો માસિક દસ રૂપીઆ આપવા શકતી હોત તો મારે તમારા આશ્રમનું મોઢું જોવા વખત ન આવત. બ્હેને પોતાની સુશીબતોનો ઉપર મુજબ ખ્યાલ આપી પોતાની માયાળુ લાગણી બતાવી મને કહ્યું: તમે વડોદરા કોલેજમાં જાઓ. હું તમને ચીઠી લખી આપું છું. ત્યાં તમારો બંદોબસ્ત થઇ જશે. મજકુર પત્ર લઇ સ્ટેશન ઉપર આવી. આશ્રમની ચીઠ્ઠીવાળા માણસોને દયાળુવૃત્તિથી રેલ્વેમાં ટીકીટ ન હોય તોપણ વધુ કનડગત ન કરતા નીકળી જવા દે છે. હું વડોદરા પહોંચી. ત્યાંનાં બાઇને આશ્રમવાળાં બાઇનો કાગળ આપ્યો, અને મારી દુઃખદ બિના જણાવી. તેઓએ કહ્યું: તમારે અભ્યાસ કરવો હોય તો ભલે કાલે કોલેજમાં આવજો. મેં કહ્યું: મને જમવા તથા રહેવાનો બંદોબસ્ત કરી આપી કોઇ વડીલ સ્ત્રીના આશ્રય નીચે રાખો તો સારૂં. મારી હકીકત ઉપરથી તમો જોઇ શકો છો કે હું નિરાધાર છું. તેમણે કહ્યું: અત્રે તેવી સગવડ બની શકે તેમ નથી. હું તમને ચીઠ્ઠી લખી આપું છું. તમે સુરત વનિતા વિશ્રામમાં જાઓ.ત્યાં તમારો બંદોબસ્ત થઇ જશે. અનેક મુશીબતો ને અપમાનો ખમતી સુરત સ્ટેશને રાતના ૧૨ વાગે આવી. ટીકીટ-

વાળા માસ્તરને આશ્રમવાળા બ્હેનનો પત્ર બતાવી આશ્રમ વિષે પુછતાં તેમણે જણાવ્યું આશ્રમ ઘણો દુર છે, એકલાં સ્ત્રી માણસે રાતના જવું જોખમકારક છે. તમો મુસાફર ખાનામાં બાઇઓ સાથે બેસો. સવારે આશ્રમમાં જજો. કોઈ દીવસ નહીં જોએલ અપમાનો અને હાડમારીઓથી મુસાફરખાનાની બ્હેનોના આગ્રહથી મારી દુઃખી કથની સંભળાવતાં ત્યાં પણ આઘાત થયો ને મને અમુઝી આવી ગઈ. માસ્તરો અને બ્હેનોને મારા ઉપર દયા આવી. બ્રાહ્મણની દુઃખી દીકરી જાણી બે રૂપીયા મને આપ્યા ને મારાં સાસરીઆની નીચતા બદલ અફસોસ જાહેર કર્યો. એકાદ કલાક બાદ પોલીસનો સીપાઈ મારી પાસે આવ્યો ને કહેઃ આશ્રમવાળા બ્હેન સ્ટેશન અંદર આવ્યાં છે. ટીકીટ માસ્તરે તમારી દુઃખી સ્થીતિ તેમને જણાવેલ છે. મને વિશ્વાસ ન પડયો. રાતનો વખત, બૈરું માણસ, મને મુઝવણમા પડેલ જોઇ તે ભાઇ કદાચ મારી મુશીબત સમજી ગયા હોય. ગમે તેમ હોય. તેમણે કીધુંઃ બ્હેન જો તમને વીશ્વાસ ન પડતો હોય તો અહીંથી ગમે તે એક બે વડીલ બાઇઓને તમે સાથે લઇ લ્યો. કારણ બ્હેન અમદાવાદ જાય છે ને તેમની ગેરહાજરીમાં તમને કોઇ આશ્રમમાં દાખલ કરશે નહીં. બ્હેનોએ મારા ઉપર દયા કરી ને તેમની સાથે હું સ્ટેશનની અંદર ગઇ તો વાત સાચી હતી. આશ્રમવાળાં બ્હેન અમદાવાદમાં પ્રદર્શન હોવાથી ભરતનું કામ ત્યા મહાત્મા ગાંધીજીના ત્રાકના ફોટા લઇ અમદાવાદ જતાં હતાં મારી વીતક સુણી મન કહ્યુંઃ બ્હેન! આજથી તારાં દુઃખોનો અંત આવ્યો છે. મને તારી મા.જ સમજજે. તારી આ હાલત મારાથી સાંભળી જતી નથી. રાત્રે એકલાં આશ્રમમાં મોકલવું વ્યાજબી નહીં લાગતાં મને પણ તેઓ તેમની સાથે અમદાવાદ લઈ ગયા. સવારે ૮ વાગે અમદાવાદ ઉતરી હઠીભાઇની વાડીમાં ગયાં. અમારો ઉતારો કવી ન્હાનાલાલ ભાઇને ત્યાં હતો મારા મામાને મારા અમદાવાદ આશ્રમમાં હોવાના સમાચાર કોઇએ આપેલ હશે તેથી મારા માસા કે જે અમદાવાદ રહેતા હતા તેમને તેઓએ પત્ર લખી વનિતા વિશ્રામમાં ખબર કાઢવા જણાવેલ. તેથી મારા માસા બિચારા અમદાવાદ વનિતા વિશ્રામમાં તપાસ કરી ત્યાંથી વડોદરા, સુરત થઇ અમોને અમદાવાદ ન્હાનાલાલ ભાઇને ત્યાં આવી મળ્યા. હું તો નાની ઉમ્મરનાં લગ્ન ને સાસરામાં નજરકેદ જેવી હોવાથી તેમજ મજકુર માસા સગા માસા નહીં પણ કુંટુંબીક સગાંઓના હીસાબે માસા થતા હતા, તેમજ દેશાવરમાં રહેતા હોવાથી હું તેમને ઓળખતી ન હતી. પણ મામાના તેમના ઉપરના પત્રથી અને મામા તથા ભાઇ તરફથી મારાં સાસરીઆએ જે ગપ ઉડાવેલી કે તે કુણઘેર ગામ નાસી ગઇ છે ને ત્યાં કણબીનું ઘર માંડ્યું છે, તે વાત ખોટી પડી. મારા પિતાના કુળને લાગતો બટો ; નાબુદ કરવા માટે પણ મારે એક વખત દેખત કાગળે પાટણ આવવું, એવું આગ્રહમયુ લખાણ હોવાથી મારે લાચારીએ આ માતા તુલ્ય બ્હેનનો સહવાસ છોડી પાટણ જવું પડયું. બ્હેન કે જેઓ મને પોતાની દીકરી તુલ્ય માનતાં હતાં તેઓને પણ ઘણું દુઃખ થયું અને આગ્રહપૂર્વક બે દીવસ વધુ રોકી રાખી. પણ આખરે ગયા વગર તો છુટકોજ ન હતો. તેઓએ દુઃખી દિલે રજા આપીને જણાવ્યુંઃ તારે માટે મારા દ્વાર હમ્મેશ ખુલ્લા છે. જરૂર પડે ત્યારે સુખેથી ચાલી આવજે. મને પણ જાણે આજે મારી માતાથી વિખુટી પડતી હોઉં તેટલું દુઃખ થયું. પણ મામા તથા ભાઇના આત્માને દુઃખી કરવા હું તૈયાર ન હતી. અમદાવાદથી પાટણ આવી. મારા સાસરીઆંએ ઉડાવેલ

ગપ ખોટી હોવાનું જાણવામાં આવતાં જ્ઞાતિના સમજુ જનોમાં તેઓ હાંસીપાત્ર થયા. પાટણ આવ્યા બાદ ફરી આશ્રમમાં જાઉં તો મામા તથા ભાઇને ઓછું આવતું હતું. હું પણ તેઓના સાધારણ સ્થીતીના ગૃહસ્થાશ્રમમાં તેમના ઉપર બોજા રૂપજ થઇ પડત પણ ભલું થજો. એ આશ્રમનિવાસી માતા તુલ્ય ભગિનીઓનું કે તેમના પ્રતાપે ભરત ગુંથણ જેવા હુન્નર આજ મારે હાથ ચઢેલ હોવાથી મામા તથા ભાઇના આશ્રય નીચે રહેવા છતાં મારા પોતાને માટે તેમને એક પૈસાનો પણ ખર્ચ ન થતાં હું મારૂં ગુજરાન સુખેથી આ હુન્નરમાંથી કરવા ઉપરાંત બે પૈસા બચાવું છું. હાલમાં વધુમાં એક સખી આધિડ શેઠ શેઠાણીને રાંધી આપવાનું કામ સવાર સાંજ કરૂં છું ને તે સિવાયના વખતમાં ભરત ગુંથણનું કામ કરૂં છું અને પરમાત્મા મારા પતિને સદ્બુદ્ધી પ્રેરે ને ભવિષ્યમાં મને સુખી દીવસ જોવાવારો આવે એ આશામાં જીવન વ્યતીત કરૂં છું. ત્યાં તો બળતામાં ઘીની માફક રોજ નવીન દુઃખદ સમાચાર મળતાજ રહેછે. પાંચેક માસની વાત ઉપર એક વિધવા બાઇની દીકરી કે જેનું સગપણ થયેલ હતું તે વિધવા બાઇના બાપ તથા દીયરને આડું અવળું સમજાવી અનેક લાલચો આપી વિધવા બાઇની ઇચ્છા વિરૂદ્ધ મારા પતિદેવનું સગપણ તે છોકરી વેરે કર્યું તેજ દીવસે એકાદ કલાક બાદ સાંજના મારા જેવી દુઃખી બ્હેનોને મદદ કરનાર એક બંડખોર બ્હેનને આ વાતની ખબર પડતાં પોતાના પતી અને બંડખોર યુવક સગાઓની મદદ લઇ તેજ રાતના તે વિધવા બાઇ કે જે તેમના પતિનાં નજીકના સગાં થતાં હતાં જે આ દુષ્ટોના ત્રાસથી પોતાના ઘરમાં અંદરથી તાળું વાસી ધ્રુજતાં દુઃખી દીલે ભરાઇ બેઠાં હતાં તેમને તથા તેમની દીકરીઓને પોતાને ત્યાં લઇ જઇ તેજ રાતના અગાઉ સગપણ થયેલ યુવક સાથેજ તે બાળાને પરણાવી દીધી બીજે દીવસે સવારે તે યુવકનો હાથી વરઘોડો કાઢવામાં આવ્યો, જેમાં જ્ઞાતીના લગભગ બધાજ યુવક અને સમજુ માણસો હતા. જો આ રાતનાં લગ્ન થયાં ન હોત તો બીજે દીવસે મારા પતિદેવ હાથી વરઘોડે ચઢયા હોત, એ વાત ચોક્કસજ હતી. મારા શ્વસુર-પક્ષવાળા લાગવગ અને પોતાના પૈસાના જોર ઉપર તથા વિધવાના દીયર તથા બાપને કાબુમાં લીધેલ હોવાથી એટલા બધા મસ્ત હતા કે એક નિરાધાર એકલવાઇ વિધવાની પુત્રી આવી રીતે રાતોરાત પરણી જશે તે તેમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો અને પરમાત્માએ આ બંડખોર બાઇ દ્વારા ગેબી મદદ પહોંચાડી ન હત અને તે બાઇએ પણ પોતાની મદદમાં પોતાના યુવક સગાઓને દુરની મદદ માટે રાખ્યા છતાં મજકુર વિધવા બાઇને ત્યાં પોતે એકલાંજ જઇ બહુજ શાંતિપૂર્વક ચુપકીદીથીજ તે બાઇ તથા તેમની દીકરીઓને પોતાના મકાન ઉપર લાવવાની અને શાંતિપુર્વક છેવટ સુધી એકલે હાથે જે યુક્તિથી કામ લીધું તે લીધું ન હત તો તેમાં પણ વિઘ્ન આવી પડત. પણ પરમાત્માએજ આ બાઇદ્વારા તે વિધવા બાઇને તથા મને ગેબી મદદ કરી એમજ મારૂં તો માનવું છે. આખી જ્ઞાતિમાં અને ગામમાં આટલા બેઇજ્જત થયા છતાં હજુ પણ બીજી કોઇ બાળાને ફસાવી મારા પતિદેવનાં લગ્ન કરવા પુરતી પેરવીઓ ચાલી રહી છે. જ્ઞાતિના બંડખોર યુવકો અને યુવતીઓ જાગૃત તો છેજ તેમ છતાં કોઇ નિરાધાર બાળા ક્યારે આ હોળામાં હોમાશે તે કહી શકાતું નથી.

વિધવાઓના ભરણપોષણનો પણ અમારી જ્ઞાતિમાં બીલકુલ પ્રબંધ નથી. બાળલગ્નોની રૂઢીથી બાળવિધવાઓની સંખ્યા પણ સારા

પ્રમાણુંમાં છે તેમના ભરણપોષણ માટે પણ યોગ્ય પ્રબંધ કંઇજ નથી. ઘણી વિધવાઓ પેટના દુઃખે, સાસરીઆંના મારો તથા હુન્નર ઉદ્યોગ નહીં આવડતો હોવાથી પેટનો ખાડો પુરવા અનેક અત્યાચારો સેવે છે. મારાથી પણ વધુ દુઃખી બ્હેનોના રોમાંચ ખડાં કરે તેવી કથાઓ અમારે ત્યાં અનેક છે અને તેના મુખ્ય ગુન્હેગાર આવા શ્રીમંત શેતાનોજ હોય છે. પણ તે બિચારીઓ પોતાનાં દુઃખ કોની આગળ રડી શકે અને કદાચ રડે ને જો તે વાત બહાર આવે તો તેમને એક યા બીજા રસ્તે કેટલું વધુ દુખ અને ત્રાસ સહેવો પડે તે આપથી ક્યાં અજાણુ છે? આ દુઃખી કથા આપની જાણુ માટે લખી છે. યોગ્ય ફેરફાર સાથે આપના પત્રમાં સ્થાન આપશો તો ઉપકૃત થઇશ.



" તમે તમારૂં અઘરામાં અઘરૂં કામ દિવસમાં ક્યારે કરો છો ? "
" નાસ્તા પહેલા "
" શું કરો છો "
" પથારીમાંથી બેઠા થવાનું "

× × × ×

વૈદ્ય : ( દરદીને ) " અરે રામ રામ ! ખાધા પછી આટલું બધું પાણી પીવાય ?
भोजनान्ते विषंवारि मध्ये वारि बलप्रदम् "

દરદી: " એમ ! ત્યારે તો હમણાંજ બે રોટલા વધારે ખાઇ લઉં, લ્યો પછી કંઇ ? "

× × × ×

" અરે ભાઇ બહુજ માઠા સમાચાર "
" હેં એં એં......એવું તે શું છે? "
" તમારાં ઘરવાળાં રાંડયાં. "
" શું કહો છો ? ઓ......ઓ......ઓ......ઓ...... "

× × × ×

છોકરો : ( પાઠ વાંચે છે. ): " જે દિશામાં સૂર્ય ઉગે તે પુર્વ દિશા. બાપા, પુર્વ દિશા કઇ ? "

બાપ: " મુર્ખા, હજુ સૂર્યને ઉગવા તો દે, તે પહેલાં કેવી રીતે કહું ? "

× × × ×

સરલા : " કહું છું કે તમને કઇ ટેવી વધારે ગમે ? "
વિનોદ : " ગૃહદેવી ! "

एमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
ભાવી સમાશીતરફથી સવિનય સપ્રેમ ભેટ.





ઇન્ફન્ટા બીએટ્રીસ

સ્પેનના રાજકુંવરી, જેમનો વિવાહ પ્રીન્સ ઓફ વેલ્સ સાથે થશે એમ મનાય છે.



# અલુ

## ( લોકવાર્તા )

સંપાદક અને ચિત્રકાર: રા. છોટાલાલ અ. જોશી

( હાલ જ્યાં રોજકા છે ત્યાં તો નહીં પણ તેથી દખણાદું જ્યાં હાલ રોઝાઇ માતાની મઢુલી અને એક તલાવડી મૂળ ગામના અવશેષ રૂપે રહી છે ત્યાંનો એ રહેવાસી નાતે મુસલમાન બ્હોરો ).

થોડે દૂર સડકથી જરા આઘે બાજુમાં એક પાળીઓ છે. તેનું નામ “ અલુનો પાળીઓ.” ત્યાં એક ખીજડો છે અને એ ખીજડાના છાંયે વર્ષોથી ઉભેલી છે તે શુરવીરતા; ત્યાં નથી માનપાનની એકે લીટી કોતરેલી કે નથી ત્યાં નાની સુની પવિત્ર કબર; ચોતરફ ઉઘાડું ચોગાન અને વચ્ચે તે ભૂતકાળનો ખડતલ ઇતિહાસ પાળીઓ!

× × ×

વર્ષો પહેલાંની આ વાત છે. ત્યારે સરકારી બંદુકશાહી અમલની શરૂઆત હતી. ગામડામા તો બળીયાના બે ભાગ જેવી વ્યવસ્થા ચાલતી. નીતિ અને વિશ્વાસ દેશમાંથી આથમ્યા ન હતા ભાડુતી રક્ષણની ઝુસરી પડતી આવતી હતી. ક્યાંક ક્યાંક શૌર્યના તણખા તતડતા ઉડતા ને શમી જતા. ઇતિહાસમાં તે શૌર્ય માટે પાનાં ન હતા.”

× • × ×

એક કાળી રાત્રે તે ચાલી નીકળ્યો. સાથે એક તલવાર લીધી. તેને કોઇ અગત્યના કામે જવું હતું; અધ ગાઉ ગયો. ત્યાં એક જાનનો તેને સંઘાત થયો. માંહોમાંહે ઓળખાણ નીકળ્યું. અને પછી તો જાનના જુવાનીઆ અને વૃદ્ધો બધાય ચડયા ટોળ ટપ્પે! હોકારા થતા જાય, તાળીઓ લેવાતી દેવાતી જાય અને એમાં મારગ કેમ ખૂટે તેની ખબરે ન પડે!

એમ કરતાં કરતાં તો બરોબર મધરાત ભાંગી; સમમમ, સમમમ, કરતાં કાજળ જેવાં અંધારાં વધુ ઘેરાં થયાં. ઘુઘરમાળમાંથી થોડો થોડો અવાજ આવવા માંડયો. ગાડાં ધીમે પૈડે રડયે જાય છે. ત્યાં અલુની ચાલાક નજરે પાંચ છ માણસો અંધારું વિંઝતા આવતા દેખાણા, અને તેણે જાનના માણસોને સાવધ રહેવા કહ્યું. પણ ઇ તો વગડાની વાટ! સૌ ફફડી ઉઠયાં. સૂમસામ થઇ ગયાં; મુવાં છે કે જીવતાં તેનીય ખબર ન પડે; સ્ત્રીઓ તો હેબતાઇ જ ગઇ: ત્યાં તો દૂરથી સત્તાસૂચક અવાજ આવ્યો: “ ગાડાં ઉભા રાખો ”.

હવે. કોણ સામું થાય? વોળાવીઆ તો બે જાન સાથે હતા, પણ તેઓ તો તરવાર બાંધી જ જાણતા! તરવાર વાપરતાં તેમને આવડતું નહીં, અને વાપરવાં આવડતું તો તેઓમાં હીમ્મત ન હતી. ટપ, ટપ, ટપ. માણસો તો મુંગા મ્હોએ હેઠળ ઉતરવા માંડયા,

અને ફરતા લુટારાઓ, નાગી તલવારે હુકમ કરતા ઉભા રહ્યા. વેળાવીઆના હાથ પગ બંધાયા, માલમત્તાનોઁ ઢગલો થયો, કોઇનેય ઝાંઝ ન ચડે; સૌ કોઇ પોતાની પાસે હતું તે ચુપચુપ આંપી દેવા લાગ્યા. એક બાજુ ધન અને બીજી બાજુ જીવન તોળાય ત્યાં કાયર બીજું શું કરે ? વળી, સૂમસામ રાત્રી, અંધકાર ભેદતી તલવારો, અને તેના વીજળી જેવા ચમકારા અને એ ચમકારાની પાછળ રહેલ ક્રુરતાઃ આ બધું જોઇને હીંમત વધી સધી નાશી ગઇ.

અલુ ઉભો ઉભો બધુંય જુએ છે. ન તેનાથી પાછું ખસાય, ન સંગાથ છોડાય કે ન તેનાથી આગળ જવાય. તેની આંખમાં રતાસ આવી અને ગઇ, તેના વાળ ખડા થયા અને શાંત થયા. બધુંય ક્ષણમાં બન્યું, પણ લુટારૂને તે સંતોષ હોય ? તેમની નઝર ઓીઓ તરફ ફરી. તેઓનેય લૂંટી. હવે વારો આવ્યો વરરાજાનો. લૂટારા માંહેનો એક બોલ્યો." વરને હેઠે ઉતારોઃ વૃદ્ધો કરગરાને કહેવા લાગ્યાઃ "હવે તો દયા લાવો, અમારી પાસે હતું તે બધુંય આપી દીધું; વરને ન લૂટાય, ભાઇ ! હવે જાનને જવા દો". લૂટારાનો નાયક બોલ્યોઃ " વરને કેમ ન લૂંટાય" એ વર તમારો, અમારે શું ?" અને પછી સખ્તાઇથી ઉમેર્યુંઃ " જોઇ છે તરવાર ? વર, વર, એ શું ?" અને એમ કહીને તેણે તો તરવાર ઉગામી; તેમાંથી ચમકાર થયો, પાસે ઉભેલ છોકરી ફફડી ઉઠી. તેણે કાળી ચીસ પાડી, છોકરીની મા હૈયાફાટ રડતી આવી, વાતાવરણ આખું ધ્રુજી ઉઠ્યું.

અલુથી ન રહેવાયું. અને તોય મગજનું સમતોલપણું રાખી ધીમે ધીમે પાસે આવ્યો. તેણે બેટ જરા ઢીલી કરી, તેનો હાથ તલ પર મૂકી તે બોલ્યો. "ભાઇ હવે રાખો ને !" તેના શબ્દોમાં નરમાસ હતી પણ તેના અવાજમાં શક્તિ ને કઠોરતા હતાં. "બધુંય લૂંટાયું. હવે વરને રહેવા દો. જુઓ આ બચ્ચું ફફડે છે. બસ સંતોષ રાખો.

લૂંટારાનો સરદાર આગળ આવ્યો. તે મદમાં સત્તાવાહક અને બેપરવાઇભર્યો અવાજે બોલ્યો, " તું કોણ છું ? વર એટલે તીજોરી. માટીનો દીકરો હોય તો તુંજ આપી દેને ?"

હજુય વાણીઆ બ્રાહ્મણના સહવાસે આવી ગયેલ વિનય ન ત્યજતાં અલુ બોલ્યોઃ " અરે ભાઇ ! હું શું આપું ? અને મારી પાસે આટલું હોય તો તમો આમ લઇ પણ જઇ શકો ?" જરા સત્તાવાહક અને જરા મમાળા અવાજે પાછળનો ભાગ તેણે પૂરો કર્યો. ત્યાં તો નાયકનો પીત્તો ખસ્યો તેણે બુમ મારીઃ " અલ્યા માણુ, આને પકડો, અહીં વળી વચ્ચી કરવા આવ્યો છે, હરામી."

અલુની નરમાસ કામ ન આવી. ઉલટું તેને સોષવું પડ્યું. તેને થયું, હરામીની સાથે વિનય કેવો ? તેનો હાથ મૂઠ ઉપર સખ્ત થયો, તેના હોઠ ધ્રૂજ્યા, તેની આંખ લાલ થઇ, તેણે તરવાર ખેંચી કૂદકો માર્યો, અને વીરહાક કરીઃ " ચાલ્યા આવો. કોણ જાન લૂંટે છે જોઉં. ચાલ્યા આવો કાફરની ઓલાદ." અને તેની તરવાર વીંઝવા લાગી. અને પહેલે જ ઝટકે નાયક કપાણો. નાયકના સાથીએ અલુને ઘાયલ કર્યો, પણ હવે એ અલુ નહતો. એ તો રણે ચડેલ શુરવીરતા હતી ! ! જોરથી અને ચપળતાથી તેની તરવાર ચાલે છે. બીજો લૂંટારૂ પડ્યો, ત્રીજો એ શક્તિની નીચે પડે તે પહેલાં તેઓ નાઠા. નાસતાં નાસતાં અલુને સખત ઘાયલ કર્યો, તેના શરીરમાંથી લોહીની નીક ચાલી રહી છે, ને તોય હાથમાં તરવાર સહીત અંધારામાં તે દોડ્યો જાય છે. થોડી વારે એક ચીસ સંભળાણી અને બધુંય શાંત થઇ ગયું

× × ×

અલુની સ્રીને ખબર પડી, પણ એ તો મરદની ઓરત હતી, તેની આંખમાં આંસુ ન હતું. મર્દના મૃત્યુ આંસુથી ન ભીંજાય. તેણે અલુના શબને દફનાવ્યું અને સાથે તેની વ્હાલી તરવાર સૂવાડી. જ્યાં સુધી તે જીવી ત્યાં સુધી દર વર્ષે તે પાળીઆ પાસે આવતી અને અલુના શૌર્યનું એકાદ ગીત ગાઇ પાછી ઘેર જતી.

× × ×

જાનવાળાનું બધુંય બચી ગયું પણ તેમના મજબુત સ્વાર્થે અલુની યાદ, કાળને સોંપી દીધી. અમર કોઇ રડયા ખડયા ભરવાડને દૂહામાં વારસામાં આપી દીધી.

× × ×

મુસાફરો હજુય કહે છે કે મેઘલી રાતના પાછલે પહોર કોઇ કોઇ ' અલુ, અલુ ' એવા સાદ સાંભળે છે તે શક્તિદેવીના તો નહીં હોય? *

* નોંધઃ—આ વાત "કુમાર" માં ભાઇ કાંતિ જોશી તરફથી છપાએલ પણ આ જુદી રીતે સાંભળવામાં આવેલ તેથી અત્રે આપવી ઉચિત ધારી છ.

સંપાદક



બુઢ્ઢા હરિદાસ કાકા જબરા મખ્ખીચુસ હતા, તેમજ માલદાર પણ હતા. તેમને કાંઇ પણ સંતાન ન હતું. એક ભત્રીજો હતો તે તેમની મીલકતનો વારસ થનાર હતો. એ ભત્રીજાનો લગ્ન પ્રસંગ આવ્યો ત્યારે કાકાના એક મિત્રે તેમને કહ્યું: " હરિદાસ ! આ પ્રસંગે એ સુખી થાય એવું કાંઇક તારે કરવું જોઇએ. "

હરિદાસઃ " જરૂર. હું ખુબ બિમાર છું, એવો ઢોંગ કરીશ ! "

× × ×

વકીલઃ " તમે ફક્ત તમારો બચાવ જ કર્યો હોત તો તમારો કેસ કાયદાની દૃષ્ટિએ ઘણો મજબુત થાત. પણ પ્હેલો હાથ તમે ઉપાડ્યો. તમારા સામાવાળાએ તમને પ્હેલા માર્યા હોત તો કાયદો તમારા પડખામાં હોત ! "

અસીલઃ " હા ! કાયદો મારા પડખામાં રહેત પણ તેનું દાતરડું મારા પેટમાં હોત ! "

# રસોડામાં રણસંગ્રામ.

લેખકઃ રા. જદુરાય દુ. ખાંધડીઆ.

## પ્રકરણ ૧ લું.

### લડાઇના કારણો !

જયા જેટલી 'ગુણસુંદરી' હતી તેટલોજ "ગુણસુંદરો" જયન્ત હતો. આ દંપતિના જીવનમાં જાણવા જેવા એટલા બધા બનાવો બની ગયા હતા કે તેમના જીવનને એક ખાસ 'વાર્તા અંક' કહીએ તો ચાલે! તેમનો એક મુખ્ય અને મહાન બનાવ તે બન્ને જુદે જુદે ઘેર જનમ્યા હતા તે! બીજા બનાવ બન્ને એક એકને પરણી ગયા તે અને ત્રીજો યાને છેલ્લો બનાવ પરેલની એક અંધારી ખોલીમાં તેમની વચ્ચે મહાભારત લડાઇ સળગી રહી હતી તે! મુંબઇગરાઓને શું ખબર કે ઉત્તર દિશાની એક ઓરડીમાં કુરૂક્ષેત્રથીયે વધારે ભયંકર લડાઇના મોરચા મંડાઇ રહ્યા હતા અને બન્ને દુશ્મનો વચ્ચે અંગ્રેજ અને ચીનની માફક ઘુરકા ઘુરકી થઇ રહી હતી!

ન્હાનાલાલ કવિએ જયા-જયન્તની એક જોડી ગુજરાતને સર્જી બતાવી. બીજી જોડી ગુજરાતના બંડખોર લેખક રા. કાપડીઆએ 'લોહીનો વેપાર' માં ખડી કરી. પણ એ બધા તો નકલો લાગે છે! અસલ જયા-જયન્તની જોડીઓ જે ગુજરાતમા આજે પ્રભુ નામના કવિસ્રષ્ટાએ ઘેર ઘેર સર્જીને સ્થાપી છે અને જે મહાત્મા ગાંધીજીને પણ જણાઇ ચુકી છે, તે દંપતિની જોડી તમને પ્રભુ સિવાયના બીજા કોઇ પણ સાહિત્યકની સૃષ્ટિમાંથી જડવી દુર્લભ છે!

આપણી જયા ગુજરાતી બે ચોપડી સુધી ભણેલી અને જયન્ત અંગ્રેજી છ ભણીને એક કોટની ઓફીસમાં ટાઇપરાઇટર ઉપર જીવનની ગાડી દોડાવતો હતો. આટલી બધી વિદ્યા ઓછી હોય તેમ બન્ને જયા જયન્ત, ઉષા, મેઘદૂત, વગેરે વાંચી વાંચીને એવા સિદ્ધાંતવાદી થઇ ગયા હતા કે સિદ્ધાંત માટે બન્ને પ્રાણ પાથરવા (અલબત્ત જમીન જોઇ તપાસીનેસ્તો) તૈયાર હતા. બન્ને ઉચ્ચ વૈશ્ય કોમના હતા પરંતુ વૈશ્યના જાતીય ગુણ-વ્યવહારિક ડહાપણ-તેમણે વેચીને વિદ્યા અને સિદ્ધાંતના સવાલ ખૂબ ખરીદેલા. હાલતાં ચાલતાં જેમ ચણા મમરાનું ચવાણું ખવાય છે તેમ તેમને હાલતાં ચાલતાં સિદ્ધાંતના સવાલ હૈયે લાગતા.

સોમવારનો દિવસ હતો સવારના ૮ વાગ્યા હતા અને જયન્ત, પથારીમાં બેઠો બેઠો ચાહનો પ્યાલો એક હાથમાં લઇ બીજે હાથે માકડ વીણતો હતો. ત્યાં સામે રસોડામાં બેઠેલી જયાએ પુછ્યું:

" સાંભળો છો, આજ શું રાંધવું છે ? "

" તે હજી તેં શરૂ કર્યું નથી ! ૮ વાગ્યા આવ્યા ને મારે ઑફીસનો ટાઇમ થવા આવ્યો છતાં હજી તેં પૂછવા પર વાત રાખી ? તું ખરી !

" તમને પૂછ્યા વગર શી ખબર પડે. રોજ કઢી ભાત ખાઇ ખાઇને હું તો કંટાળી છું. "

" તો પછી આજ ભાતદાળ કર. એમાં વળી પૂછવાનું શું ? "

" શું કહ્યું ? ભાતદાળ ? કે દાળ-ભાત ? "

" એ બધું એક ને એકજ ને ? "

" એકનું એક કેમ ? દાળભાતજ બોલાય. "

" ને ભાતદાળ કહું તો તેમાં ખાસ વાંધો શું ? "

" પણ શા માટે એમ ઊંધુ બોલવું ? બધી દુનીઆ દાળભાત કહે છે ને તમે ભાતદાળ કહો ? "

" પણ એમાં થઇ શું ગયું મોટું ? "

" શું શું વળી ? ઘણું થઇ ગયું ગણાય. પહેલી દાળ કે પહેલો ભાત ? તમેય ભણેલા થઇને ભુલો છો ?

" શું બોલી ? પહેલો ભાત લેવાય પછી શું તેમાં દાળ નથી રેડાતી ? "

" પણ ચુલા પર તો પહેલી દાળ એરાય કે ભાત ? સાં શું ? બહેનજ તપાસોને ! સીતા રામ બોલાય કે રામ સીતા ? રાધા કૃષ્ણ કહેવાય કે કૃષ્ણ રાધા ? ન્હાનાલાલ કવિએ જયા જયન્ત લખ્યું કે જયન્ત જયા ? "

" ઓ હો હો-મોટી સરસ્વતીની દીકરી થઇ ગઇ લાગે છે-જા હું તો ભાત દાળ જ કહેવાનો-તારાથી થાય તે કરી લે. હવે સમજાયું કે તું સ્ત્રી જાતિ છે એટલે નારી-જાતિ દાળને પહેલી ગણવા માગે છે. આટલી બધી જાત્યાંધ ! " જયન્તે ચાહનો પ્યાલો પછાડ્યો, એટલે જયાએ કડછી પછાડી.

" ખબરદાર મને આંધળી બાંધળી કીધી તો. જરા કંઇક કહીએ તેમાં પુરૂષત્વ શેનું ઉશ્કેરાવા બેઠું છે ? જરૂર કોઇને પુછો તો ખરા કે પહેલી દાળ કે પહેલો ભાત ? કે અમથાજ બૈરીનો વાંક કાઢો છો ? તમારે મન તો સ્ત્રી એટલે ગુલામડી-તમે જે કહો તે ખરૂં-"

" તો શું તું કહે તે ખરૂં ? ક્યાંય પહેલી સ્ત્રીઓને થતી જોઇ છે ? પહેલો પુરુષ હોય ત્યારેજ સંસારની ગાડી ચાલે છે સમજી. પહેલું કોણ જન્મેલું ? હું કે તું ? "

" જોયા જોયા મોટા પુરૂષ થયા છો તે. બાયડીનેજ દબાવવા બેઠા છો. જરા અંગ્રેજ થયા હોત તો ખબર પડત કે બાયડીને કેમ દબાવાય છે. ભુલ તમારી ને મને ઉલટા લેતા પડો છો એ જુલમ તે રોયો ક્યાં સુધી સંખાય ! " જયાએ હવે આંખો રૂપી નળ ખુલ્લાં મુકી દઇ પાણી વરસાવા માંડ્યું.

" તે તેમાં રડે છે શાની ? કંઇ સોનાના આંસુ નથી ઝરવાના એમ હું તારો દાબ્યો નહિં દબાઉં. મારા ઘરમાં ભાતદાળજ બોલાશે સમજી. "

" સમજી મેલ્યા છે-પરણ્યા છીએ તે દહાડાથી. આવું કરવું હતું તો મને પરણવું ન્હોતું. "

" તું મને પરણી. "

" તમે મને પરણ્યા. "

" વળી જુઠું બોલતા શીખી કે ? ભુલી ગઇ તારો કાકો મને ગોતવા આવેલો તે ? "

" પણ મારો કાકો તમારા જેવાને ગોતી ગયો પણ પરણવા તો ઘોડે ચડીને તમે આવેલા કે કોઇ બીજા ? "

" નરીમાન વકીલની માફક આટલી બધી સામી દલીલ કરતાં તને કોણે શીખવાડ્યું ?

અહ ફાટી ગઇ છે તે પરિણામ સારૂં નહિ આવે—" જયન્તે લડાઇનું અલ્ટીમેટમ આપી દીધું.

"ઓડવાયરની માફક તમે પણ આટલો જયો દમ દેતાં કે'દાડથી શીખ્યા ? તમે શું મારશો એજ કે બીજું ? મારી નાંખોને એટલે ઝટ પાર આવે-આમ કાળજાં શું કામ બાળો છો ? સળગી ગયાં તમારાં દાળ ને ભાત."

જયાએ મોટે સાદે ભેંકડો તાણ્યો ને પાડોશી દોડી આવ્યા. ફજેતીના ગણેશ બેઠા. બૈરાંઓ જયાને મનાવવા બેઠાં ને પુરૂષો જયન્તને વારવા લાગ્યા. સૌ કહેતું કે:

"તમે બે જણે આ રોજ ઉઠીને બાઝવા માંડયું છે તે બીજો ધંધો છે કે નહિ ?"

પણ જયાએ બચાવ કર્યો:

"તમે બધાં મને એક અબળાને શું જોઇને કહો છો ? એનેજ કહોને કેવા કેવા વેણુ ના બાણુ મારે છે. વાતવાતમાં હાથ ચલાવે ને ધમકી આપે ને મારા હૈયાં બાળે. મારાથી આ કસાઇવાડે કેમ રહેવાય ?" જયાએ ફરીવાર ભેંકડો તાણ્યો. મુંબઇની વાયરલેસ બ્રોડકાસ્ટ કંપની બીચારી કમનસીબ કે આ પળે તેનો કોઇ પ્રતિનિધિ હાજર ન્હોતો નહિ તો આ સોહીણીના સ્વરોનાં સંગીતનો પોતાના ગ્રાહકોમાં પ્રચાર કરી જરૂર આનન્દ આનન્દ રેલાવ્યો હોત !

બધા પુરૂષોને જયન્તે રોકડું પરખાવી દીધું:

"ભાતદાળ બોલવામાં મારી રૂઢ ભાષાનો ભૂલ હોય તે કબુલવા મને ના નથી પણ એમાં સિદ્ધાંતનો સવાલ છે કે પહેલી નારીજાતિ દાળ શા માટે ? શા માટે પહેલો ભાત નહિ ? આવી નાની નાની બાબતોમાં પણ તમે હિંદીઓએ નમતું આપી બૈરાંઓને વંઠાડી મેલ્યા છે. હું મારો સત્ય માટેનો આગ્રહ નહિ મેલું. તમને સિદ્ધાંત બિદ્ધાંતમાં સમજણ ન પડે. જાઓ તમે તમારે માર્ગે, અમારી વચમાં ન આવશો."

પાડોશીઓ પણ છેડાયા:

"તમે તમારે લડો કુસ્તી કરો. બધું કરોને! પણ મોટા ગુમખરાડા પાડી માળો ગજવી અમારી શાન્તિમાં શું કામ ખલલ પાડો છો ? કુટાઇ મરોને તમે !"

પાડોશી બબડતા બબડતા વિદાય થયા. તેમાં કોઇ છાપાંનો પ્રતિનિધિ હોત તો-પણ જયા જયન્તના કમનસીબ.

જયા તો ચુલામાં પાણી રેડી ખુણે જઇને જયન્ત તરફ પીઠ કરીને બેઠી.

જયન્તે જોઇ લીધું કે હવે આમ સંસારની ગાડી ચાલે તેમ નથી. કંઇક સખત પગલાં લીધા સિવાય દુશ્મન શરણે આવે તેમ નથી. એટલે તેણે ખાધા વગરજ કપડાં પહેરવા માંડયા. ઉપરે જતાં તેણે લડાઇ જાહેર કરી.

"સાંભળ જયા. હવે આ મારી છેલ્લી નોટીસ છે. સાંજ સુધીમાં વિચાર કરી જોજે. જો તારી ભૂલની માફી સાંજે નહિં માગે તો; હું કાલથી માફૂ ફાવતું કરી લઇશ."

"તમનેય કહી દઉં છું કે તમે પુરૂષ રાજા છો તે બ્હારના. ઘરની રાણી હું છું ને મારા રાજ્યમા દાળભાતજ બોલાશે ને દાળભાતજ થશે. તમને ઠીક લાગે તે કરી લેજો સમજ્યા ? હું મારે પીયર જતી રહીશ."

"એમ કેમ પીયર જવાશે ? પીયર મોકલાવીશ ત્યારે સદાને માટે સમજી-પછી આ ઘરમાં પગલું નહિ મુકવા દઉં."

"શું તમારૂં રાજ ચાલે છે ?"

"એમ ? જોવુ છે ત્યારે ? ઠીક તો હવે જો હું તને ઠેક પહોંચાડું છું તે."

જયન્તે દાદરો ઉતરતાં જયાને ઠો પહોંચાડવા માટે, આકરામાં આકરા જેટલા બને તેટલા દેવોના સોગન ખાવા માંડયા. ટ્રામમાં

પણ બસ "જીવના સમ, ધર્મના સમ. અસ જો હું એને ખબર ન પાડું તો કવિ ન્હાનાલાલ, કાલિદાસ, શેકસપીયર બધાના સમ "

અહીં જયાએ "મરી જાઉં તોય હું નહિ નમું. કોઇ જયા નમી છે કે હું નમીશ? નબળો માટી બૈરી પર શુરો. જે થવું હોય તે થાઓ. પણ હું નમું તો મારૂં નખ્ખોદ જજો..." એમ બબડતાં બબડતાં છેડે ગાંઠ વાળી.

અંગ્રેજ અને જરમન વચ્ચે લડાઇ જાહેર થઇ ચુકી. જેમ એ લડાઇમાં પણ માનુષી-પણાનો એક સિદ્ધાંતનો સવાલ હતો તેમ આમાં પણ દાળ પહેલી કે ભાત પહેલો એ ખરેખર જુગજુનો સિદ્ધાંતનો સવાલ હતો. આ લડાઇના પરિણામ પરજ "પહેલી સ્ત્રી કે પહેલો પુરૂષ!" એ સવાલનાં નિકાલનો આધાર હતો. શાબાશ શુરવીરો.

"બાહોમ કરીને પડો ફતેહ છે આગે."

## પ્રકરણ ૨ જું.

### લડાઇની તૈયારીઓ!

જેણે જરાક પણ પરણી જોયું છે તેને ખબર છે કે પરણ્યા પછીના દશ વરસ રાજા રાણીને એક બીજાને જોયા વગર "ચેન પડતું નથી, ખાવું ભાવતું નથી કામમાં ધ્યાન લાગતું નથી, દિવસ દોહલા થઇ પડે છે" વગેરે વગેરે, ને એવું એવું તો બધું ઘણુંએ! પરંતુ દશ વર્ષ પછી એક એવો યુગ બેસે છે કે એ પ્રેમના પુર ઓસરવા માંડે છે ને પછી તો એક બીજાનું મોહું જોવાથી "ખાવું ભાવતું નથી, દીઠું ગમતું નથી, એકની વાત બીજાના ધ્યાનમાં આવતી નથી ને આખો દિવસ મહામુશીબતે જાય છે!" આપણા જયા જયન્ત આજકાલ એ બીજા યુગમાં જીવી રહ્યા હતા!

લડાઇ માટેની પરિસ્થિતિ ઘણા દિવસથી ઉભી થઇ ચૂકી હતી. પરંતુ યુરોપીઅનોની સુલેહ માટેની ખૂબીને લીધે જેમ તેમ શાંત સચવાતી જતી હતી અને મહામુશીબતે સુલેહનો ભંગ થતો આજ સુધી અટક્યો હતો! પરંતુ પાડોશીઓ, તેમના રહેણી કરણી જોઇ એક છેલ્લી મહાન ભાવિ લડાઇની આગાહી કરી ચૂકયા હતા અને તે દિવસ કપલા બનાવથી હવે નજીક આવતો લાગતો હતો! સગાં વ્હાલાંઓની બધી શસ્ત્રબંધી પરિષદો ભાંગી પડી હતી અને ગૃહરાજ્યમાંનો આ બન્ને પ્રજાની ચાલુ ધુરકાધુરકીથી ધુધ-વાઈ રહેલો દાવાનળ અથવા ધીખતો જ્વા-ળામુખી હવે લગભગ ફાટ ફાટ થઇ રહ્યો હતો!

સવારે જ લડાઇ તો જાહેર થઇ ચુકી હતી છતાં સાંજે જયન્ત બળ્યો ઝળ્યો ઘેર આવ્યો ત્યારે જયાએ રાંધ્યું ન્હોતું, કચરા વાળ્યા ન્હોતા ને બત્તી કરી ન્હોતી, એમ વિવિધ ઠેકાણે જયાએ માંડેલા લડાઇના મોરચા જોઇ જયન્તે પણ પોતાના લાવ લશ્કર સાથે છાવણી લગાવી દેવાનો નિશ્ચય કર્યો.

જયન્તે સૌથી પહેલાં તો 'વેપાર સમાચાર' ત્રૈમાસિક માટે ખાસ 'નારી જાતિની નીચતા' ઉપર એક મોટો લેખ લખી નાખ્યો અને લડાઇનો વાવટો ચઢાવ્યો. આનો જવાબ જયાએ નળ પર ભેગી થયેલી પનિહારીઓ પાસે ઘરનો કજીયો જાહેર કરીને વાળ્યો. જયન્ત વધુ છેડાયો. તેણે ઘરમાં જમવાનું અને બોલવાનું બંધ કર્યું ને હોટલોમાં નાસ્તા કરવા માંડી ગાડું ગબડાવવા માંડ્યું. જયાએ તેનો જવાબ રાંધવાનું બંધ કરીને વાળ્યો ને જયન્તના મૌનાસ્ત્ર સામે તેણે વાચાસ્ત્ર છોડવા માંડ્યા! જયન્ત ઘરમાં પગ

મુકે ત્યાંજ જયાએ જીભ રૂપી તરવાર શુરી ક્ષત્રાણીની માફક ચલાવવા માંડી ! જયન્તે ઘેરે સુવા આવવાનું પણ બંધ કર્યું એટલે જયાએ બારે દરવાજા ઉઘાડા રાખી ફ્રેઇન્ડ્સને ત્યાં છાવણી લગાવી જયન્તને વીશીમાં બીજે દહાડે તેના ફઇજી વહુની વકીલાત કરતાં વઢવા આવ્યા ત્યારે જયન્તે જાણ્યુ કે હજી મોટા ઝેરી હથિયારો વાપર્યા વગર છૂટકો નથી. તેણે ફઇજીરૂપી જયાના એલચીને ચોવીસ મીનીટમાં હોટલ ખાલી કરી જવાનું કહ્યું ને ઉમેર્યું:

" જાઓ તમારાથી થાય તે કરી લેજો." એટલે ફઇજીએ તેના હુકમને ફાડી તોડીને પગ તળે કચરતાં કચરતાં ફેંક્યું:

"છફ, બત્રીજા–જમાઇ ! હવે હોશીઆર રહેજે. ખબરદાર થા તૈયાર. "

ફઇજી ઘેર ગયા અને બધા વડીલોએ સભા ભરી તેમાં જયાની જુબાની આ પ્રમાણે પડી:

"હાલતાં ચાલતાં મને મારે...નર્યો કસાઇ વાડો છે. મારો કંઇ વાંક નહોતો. એ કહે પુરૂષ પહેલો પછી બૈરી, મારાથી આવું ભયંકર અપમાન કેમ સહન થાય ?" વગેરે.

એ પીયરીઆની સભાએ નાતમાં અરજી આપી જયન્તની ખબર લેવાનો ઠરાવ કર્યો. અને જયાની વતી અરજી તેના માશી-આઇ બાઇએ ધરી.

આ બાજુ જયન્તે હોટલમા "સ્ત્રી હઠ સંહારક મંડળ" ઉભું કર્યું. આમાં એણે એવા સભ્યો ગોધી કાઢયા કે સ્ત્રીજાત.માત્રના કટ્ટા દુશ્મનો હતા કારણ કે તેમાંના ઘણા પરણવા માટે આકાશ પાતાળ એક કરી ચૂકયા હતા. છતાં કોઇ સ્ત્રી તેમના પર 'વારી જાઉં રે સાંવરીયા કરવા" બ્હારજ આવતી નહોતી ! બાકીના ૪૦ ટકા "પરણીને પસ્તાયલા ને વળી પાછા રંડાયલા, સુખમાં ફરતાં સ્વતંત્ર જીવો પીંજરામાં પુરાયલા" જેવા હતા ! તેમણે પરશુરામની માફક પૃથ્વીને 'નસ્ત્રી' કરવાની ભીષ્મ પ્રતિજ્ઞા લીધેલી ! જગતના પટ પરથી સ્ત્રી-જાત માત્રને ભુંસી નાખવા આ મંડળ છાપાં ચલાવતું હતું, વ્યાખ્યાનો આપતું હતું, પ્રદર્શનો ભરતું હતું, મેજીક લેન્ટર્નના ખેલો કરતું હતું અને સરઘસો પણ કાઢતું હતું. ગુજરાતી ભાષામાંથી પણ નરજાતિ અને નાન્યતર જાતિ રહેવા દઇ નારીજાતિના શબ્દોનું નામ નિશાન ભુંસી નાખવા માટે તેમણે સાહિત્યક્ષેત્રમાં જબરી ઝુંબેશ ઉઠાવી હતી.

પહેલાં તો તેમણે નારીજાતિના શબ્દો વીણી વીણીને મારવા માંડયા ! જેમકે તારી-ખને બદલે દહાડો, કલમને બદલે કીત્તો, સાહીને બદલે કાજળ, સહીને બદલે શિક્કો, વગેરે વગેરે, પણ એમાં તેમને વખતે વખતે હસ્વ ઇ અને દીર્ઘ ઈ બહુ નડવા લાગી. નારીજાતિના શબ્દોમાં એ 'ઇ' નું પ્રાબલ્ય જોઇ તેમણે 'ઈ' નેજ પહેલો કાઢી નાંખ્યો, ને તેની જગ્યાએ 'ઓ' ગોઠવ્યો. આમ મૂળમાંજ ઘા કરવાથી નારીજાતિના શબ્દોનું સદંતર સત્યાનાશ જશે એમ તેમણે ધારેલું ! દાખલા તરીકે ઘાટીને બદલે ઘાટો, દાદીને બદલે દાદો, ગાડીને બદલે ગાડો વગેરે. છતાં પણ તેમને મુસ્કેલીઓ નડવા માંડી, એટલે નારીજાતિના શબ્દો રહેવા દીધાં પરંતુ તેને નરજાતિમાંજ સંબોધવા એમ નિયમ કર્યો. તેમના આવા નિયમોને લીધે એ મંડળના સભ્યો પોતાનાં સ્નેહીઓને કેવી રીતે કાગળ લખતા હતા તેનો એક નાનો નમુનો આ રહ્યો:

દહાડું ૧૨ મું, જુન ૧૯૨૭.

વ્હાલાં લક્ષ્મી,

તમારો ચીઠ્ઠી મળ્યો. વાંચી વિગત જાણ્યો છે. તમારે માટે મને ઘણો પ્રેમ છતાં મારા મંડળનો ચળવળ હું ચોભાવી શકતો નથી. કારણ કે એમાં સિદ્ધાંતનો વાત હોવાથી અંગત બાબતો વચમાં ન આવવું જોઇએ. ખરેખર નારીજાતિ (અલબત્ત તમે એક અપવાદ છો) એવો નીચ છે કે તેને આ પૃથ્વી પરથી ભુંસી નાખવો જોઇએ. આમ છતાં મંડળ થોડાં વખતમાં બંધ પડે તેમ છે એટલે આપણો વિયોગ થોડાજ વરસ માટે છે ત્યાં સુધી તું ધીરજ રાખજે. લીખતંગ તારો સેવા ચાહનાર."

જયન્ત આવી પ્રવૃત્તિના ક્ષેત્રમાં સિદ્ધાતનું લાકડું લઇને ઘુમી રહ્યો હતો, જયાએ નાતમાં અરજી આપી હતી, તેની તેને ખબર પડતાંજ હવે તેણે ઘરની સતીઓને ચિતા પર ચઢવાનું કહી સમરક્ષેત્રમાં કેસરીઆ કરવા માટે કમર કસી.

---

## પ્રકરણ ૩ જું.

### ભયંકર કાપાકાપી!

લડાઇના મોરચા મંડાઇ ગયા હતા. બન્ને દુશ્મનો મજબુત હતા અને એક એકને નમતું આપે તેમ ન્હોતા. સામ સામી છાવણી નાંખી બન્ને શત્રુઓ પોતાના જુદા જુદા વ્યૂહો રચી ચુકયા હતા. ભયંકર લડાઇની સામગ્રીઓ અને છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક પદ્ધતિનાં હથિયારો બન્ને વસાવી ચુકયા હતા. લડાઇનું મુખ્ય કારણ પણ છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક પદ્ધતિનું હતું. સંસારરૂપી ઘાસની ગંજીમાં જાપાનીસ દીવાસળી ચંપાઇ ચુકી હતી અને મુંબઇમાં જેમ વાનસાનો નળ પરેલ પાસે વારે વારે ફાટે છે તેમ આ જયા જયન્ત વચ્ચે એજ પરેલની પુણ્યભૂમિમાં 'દાવાનળ' ફડાક લઇને ફાટયો!

પહેલો હલ્લો જયાએ કર્યો. રવિવારનો દહાડો જોઇ નાતનું પંચ રાણીના બાગમાં ભેગું થયું હતું. એક બાજુ બેંડના સુંદર સુરો સંભળાતા હતા અને બીજી બાજુ જયાની જયન્ત વિરૂદ્ધની અરજી સાંભળવાનું કામ હાથમાં લેવામાં આવ્યું હતું. જયન્તે થાનાઇએ પહોંચાડેલા મોઢાના સમન્સને વજન ન આપતાં જાતીય અદાલતનું અપમાન કર્યું હતું, એટલે એક્ષ-પાર્ટી કેસ ચાલ્યો. જયાની જુબાની સાંભળી લઇ નાતે 'એકમત' ભેગો કરવા માંડયો. પરંતુ સર્પો કોઇ દિવસ ભેગાં કરીને ભારા બાંધી શકાતાં નથી એટલે નાતના શેઠે મહાવીર બેયાના ભેળને મોઢામાં પધરાવતાં પધરાવતાં ચુકાદો આપવા માંડયો:

"જયાબાઇની વાત વાજબી છે. પરંતુ પુરુષ કરતાં સ્ત્રી પહેલી હોય એ જયન્તની વાત નાતને ગળે ઉતરતી નથી. જયન્તે સ્ત્રીઓની વકીલાત કરી તેમને આગળ કરવાનો સુધારો કરવા માટે જે હઠ લીધી છે તે માટે તે નાતનો ગુન્હેગાર છે. જયાબાઈ એક સ્ત્રી છતાં પુરુષ પહેલો રાખવા માંગે છે તેથી વિરૂદ્ધ જઈ જયન્તે જે કજીઓ આદર્યો છે તે જોતાં જયાબાઈ પર જબરો જુલમ થતો હોય તેવું માનવાને સંભવ છે. પરંતુ નાતમાં ફારગતીનો રિવાજ નહિ હોવાથી નાત જયાબાઇનો છેડો ફાડી શકતા નથી. માટે જો જયન્ત જયાબાઇને નહિ મનાવી લે તો તેને છ માસ મજુરી સાથની નાત બ્હારની સજા કરવામાં આવશે. તેના જવાબની આ નાત આશા રાખે છે."

જયાને કંઈ સમજણ ન પડી, પણ તેના સગાંઓએ કહ્યું કે કેસ જીત્યા છીએ

માટે નાતને ચંહાં અને ચેવડો મંગાવીને ઉજાણી આપવી જોઇએ, એટલુંજ નહિ પણ ઘરેણા વેચીને પણ બત્રીશ પુરીની નાત કરવી જોઇએ ! જયાને કબુલ કરવુ પડયું. તેને પણ લાગ્યું કે હવે દુશ્મન ચપટીમાં શરણે આવવો જોઈએ, કારણ કે આખી નાતનું લશ્કર તેની છાવણીમાં ફરી વળ્યું હતું ને જયન્તના એકેએક માણસને ઘાસની માફક કાપી નાંખ્યુ હતું, એમ તેનું માનવું થયું હતું.

જયન્તને મળેલી આ પંચાતની ખબરથી તેણે બીજે દિવસે આ હુમલાનો શુરવીર જવાબ કોર્ટમાં દાવો માંડીને વાળ્યો. કોર્ટમાં તેણે જયા સાથે બનતું નથી માટે તેને જુદા રહેવાનો હુકમ માંગ્યો. પોતે ખરચ પણ આપવા તૈયાર હતો. આ હુમલામાં જયન્તે મોટા મોટા મહારથીઓ જેવા કે વકીલો, તેમના અને કોર્ટના કલાર્કો, સીપાઇસપરાંઓ, અને કાયદાની કલમો રૂપી પાયદળ વગેરે ન્યાયાધીશની સરદારી નીચે રોકી મોટું લશ્કર જયા સામે મોકલ્યું. જયાનો એકેએક સગો, નાતીલો ને દોસ્તાર ટપોટપ રણભૂમિમાં પડીને ભાગવા માંડયો.

કોર્ટમાં કેસ ચાલ્યો ત્યારે કોર્ટે અણુબનાવનું કારણ જાણવા માંગ્યું. જયન્તે સચોટ ભાષણ કરી દલીલ કરી કે " પહેલો ભાત પછીજ દાળ; ને મને આશા છે કે કોર્ટ સમજદાર હોવાથી મારાં સિદ્ધાંતના સવાલને સમજશે." જયાએ બચાવ કર્યો કેઃ " કાં તો પહેલી દાળ થાય નહિ તો મારે એ ઘરજ ન જોઇએ. મને કોર્ટ ખર્ચ અપાવે " કોર્ટે આ કેસ ચલાવવા ના પાડી ને વકીલોને ઘર મેળે પતાવવા દબાણ કર્યું.

મુંબઈ ગામમાં હો હો થઇ ગઇ. કારણ કે છાપાંઓએ " દાળભાત કેસ " ના તીખા તમતમતા મથાળા કરી મોટા રાક્ષસી અક્ષરે છાપી માર્યો પરિણામે વકીલો પણ આ કેસનું ઘરમેળે સમાધાન કરવા બેઠા ત્યારે પોતપોતાની ફીના સવાલ પર લડી પડયા ને સમાધાન રહી ગયું. આમ લડાઇ પુરજોશમાં ચાલી રહી હતી ત્યારે વચમાં પડેલી થોડી ઠંડક વળી પાછી ઉડી ગઇ ને વળી કેસ ચાલ્યો.

આ વખતે સામસામા વકીલો ને સાક્ષીઓ અનેક જાતના વચનાસ્ત્ર છોડતાં હતાં તે જોઇ દરેકને લાગતું કે ભયંકર કાપાકાપી થઇ રહી હતી. આવી ભયંકર લડાઇનું પરિણામ શું આવશે તે કોઇ કહી શકતું નહોતું.

માત્ર એક ન્યાયાધીશજ કહી શકયા. તેમણે કેસ સાંભળી લઇ દમ વગરનો કેસ લાગવાથી તેને કલમને ઝટકે કાઢી નાંખ્યો. આમ એ કુરૂક્ષેત્રમાં વીજળી પડવાથી બન્નેના લશ્કરો વીખરાઇ ગયાં. રાજા અને રાણી હવે શું કરવું તેના વિચારમાં પોતપોતાની છાવણીમાં કપાળે હાથ દઇ ચિંતાતુર ચહેરે બેઠાં હતાં ત્યારે સુમસામ સ્મશાન–શાન્તિ પથરાયલી હતી ને ઘાસલેટનો દીવો ઝાંખો ઝાંખો બળતો હતો, ને બ્હાર ઘોડાગાડીઓના ઘોડાના ડાબડા સંભળાતા હતા. આ બધી પરિસ્થિતિનાં કારણો એ કે રાતના બેનો સુમાર હતો ને પીલહાઉસ પરથી નાટકો છુટેલા હતા, તે પ્રેક્ષકો ભારતી ગાડીએ ઘેર જતાં હતાં !

---

## પ્રકરણ ૪ થું.

### કામચલાઉ સંધિ !

વિઘ્નસંતોષી કુદરતે આ મહાન લડાઇમાં વિક્ષેપ કર્યો તેથી તેનું કદી ભલું નહિ થાય એવા કકળતી આંતરડીના શાપ બન્ને સરદારો તેને આપી રહ્યા હતા. તેમનાં લશ્કરો વીખરાઇ ગયાં હતાં અને હવે શું કરવું ? તેની ચિંતાના વાદળો બન્ને ટેકરીઓની આસપાસ ઘેરાઇ વળ્યા હતા. એટલામાં પોસ્ટ ઓફીસમાંથી એક પવનનો સુસવાટો આવ્યો !

એ દાદા તરફથી જયન્ત પર આવેલો એક કાગળ હતો. એમાં લખ્યું હતું:

"ઘર સાફસૂફ કરી રાખજો, હું...... તારીખે આવું છું. મહિનો માસ રહી જઇશ, સૌ. બેટા જયાને આશીષ."

જયન્ત મુંઝાણો. આ કંકાશ દાદા જાણે તે ઠીક નહિ એટલે કોઇ રીતે કામચલાઉ સંધિ કરી જયાને મનાવી લઇ ઘરમાં જાણે કંઇ બન્યુંજ નથી એમ ડાહ્યા ડમરાં થઇ રહ્યા વગર છૂટકોજ નહોતો.

હાર્યો નથી છતાં દાદાની અણધારી દખલગીરીથી તેને દુશ્મનને શરણે જવાનો પ્રસંગ આવ્યો. જયન્તને લાગ્યું: " હું હાર્યો "

આ બાજુ જયાને તેની બ્હેનપણીઓએ "ન ધણીઆતી નારી" ના ઇલ્કાબોથી નવાજી મેણા મારવા માંડયા. બાકી હતું તે ફઇબાએ રોકડું સંભળાવ્યું:

" ધણીનું ઘર માંડવું નથી, બીજું ઘર નાતના રિવાજ પ્રમાણે થાય તેમ નથી તે સરપનો ભારો હું તે રાંડ ક્યાં સુધી સાચવું ? તને જોઇએ તો કોઇ વનિતાશ્રમમાં જા–"

જયાને લાગ્યું " હું હારી ? "

જયન્તે દાંતમાં તરણું રાખી ધુમાડા કાઢતા તેણે પાટલુનના ખીસ્સામાં હાથ નાંખી ગીરગામનો ક્લિશો છોડયો ને પરેલ તરફની ટ્રામ પકડી. જયાએ માથે સગડી લીધી હોય તે પ્રમાણે બેચાર લુગડાંનું પોટલું મેલી પરેલનો ક્લિશો છોડી ગીરગામની ટ્રામ પકડી.

બન્નેની આંખમાંથી ઘણી જોરથી મંડીને નાગપુરી સંતરા જેટલી સાઇઝના આંસુઓ પડતાં જતાં અને ટ્રામમાં પાણીના રેલા જોઇ લોકો વૈશાખ મહિનામાં ચોમાસું બેઠું માની અજબ થતા હતા! ખડા પારસી પાસે બન્નેની ટ્રામ ખલાસ થવાથી ટ્રામ બદલવા ઉતર્યા. ચાલુ ટ્રામમાં તેમણે સંધિની શરતો એક કાગળના ટુકડા પર લખી રાખી હતી અને મુઠીમાં જોરથી દાબી રાખી હતી.

પાટા ઓળંગતા એક ભાયડો ને એક બાયડી અથડાઇ પડયા? ક્રોધભરી નજર કરી સામ સામા જોતાં તેમને જણાયું કે આ તો "વેદના વારાનો શત્રુ"? માફી માગવાના વિચારો બન્નેએ પડતા મેલ્યા ને કેમ જાણે જુદી જુદી શેરીના બે કુતરાઓ ભેગા થયા હોય તેમ તેમણે ઘુરકવા માંડયું. સામ સામી સંધિ પત્રોની અદલાબદલી કરી.

જયન્તે લખ્યું હતું:

" જયા,

વ્હાલી કહેવા જેવું તેં રાખ્યું નથી એટલે નથી કહેતો. પણ દાદા આવનાર હોવાથી લડાઇ મોકુફ રાખવાનું ક્હેણુ લઇ આવ્યો છું. આપણે કામચલાઉ સંધિ કરીએ, મુખ્ય શરત એક દાળભાત નહિ ને ભાતદાળ નહિ, ખીચડો કરવો એટલે તારૂં ને મારૂં બન્નેનું મન રહેશે. લી. તારો નહિ. જયન્ત "

જયાએ લખ્યું હતું:

" જયન્ત,

વ્હાલા કહેવા જેવું તમે રાખ્યું નથી એટલે નથી કહેતી. પણ ભુખમરાને લીધે હું જ્યાં સુધી જાતે કમાઇને પુરૂં કરવાની શક્તિ ન મેળવું ત્યાં સુધી લડાઇ મોકુફ રાખવાનું કહેણ લઇ આવી છું. દાળભાત ને ભાતદાળ બન્નેમાં દીવાસળી મેલી ખીચડી કરૂં તો! આ વચલો તોડ તમને ગમતો હોય તો કામચલાઉ સંધિનો ધોળો વાવટો બતાવતી મારી ધોળી સાડી પર નજર કરી હથિયાર મ્યાન કરશો તો—

તો શું એની તમને કંઇ સમજણ ન પડે. જવાબ આપજો. લી. તમારી નહિ, જયા."

ઘેર જતાં જતાં વળી પાછી સંધિની મુખ્ય શરત પર તકરાર ચાલી.




લેખકઃ-શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ. બી એ.

વિરંચી હજી હમણાં જ ઘેર પાછો વળ્યો હતો. આખા દિવસની સ· ત મજુરીથી એનાં અંગ કળતાં હતા. ાવી ઘડીઓમાં એનો એક પુરો હિસાબ ો હતો. એથી એને ઘડીનો વિસામો ળતો. પરન્તુ આજે તો એ બેઠો ન બેઠો એની ભત્રિજી કાન્તા રંટોળીઆના ઝપાટા પેઠે બ્હાર કુદી આવી. ખંડેખંડ ગજવતી એની પીઠ પર વીંટળાઈ વળી. વિરંચી આવા ઘસારા માટે તૈયાર ન્હોતો. મહામહેનતે એ સ્થિર રહી શક્યો. " શું થયું ? બેટા ! " તેણે એ બાલાને પૂછ્યું " કેમ રડે છે ? "

" ઉં...ઉં...મ્હને કાકીએ મારી...ઇ... ઉં...ઉં. " બાલાએ ડુસકાં ખાતાં જવાબ વાળ્યો.

વિરંચી કંઈ બોલે તે પ્હેલાં એની પત્ની અંદરના ખંડમાંથી ગાજી ઉઠી " ના ના. બાઈ સાહેબને તે વળી મારવાનાં હોય ? એમને તો હાથમાં ફુલની ઝુલાવવાનાં. કુમારજા ! એક પૈસોય ત્હમે કોઈ દિવસ મ્હને આપ્યો છે કે આ મ્હોઢે ચઢાવેલી ચિબાવલીને મ્હારી ચીજો ભાગી નાંખવા મોકલો છો ? "

" કેમ ? એણે શું કર્યું છે? " વિરંચી જરા તપી ગયો. " એ છોકરી પર તું આમ ચીઢાયા કેમ કરે છે ? ત્હમારા રોજના આ કકળાટથી હું તો થાક્યો. એથી તો ઘરમાં આવવાનું ય મન થતું નથી. ત્હને, કહું સન્તાન નથી ત્હોય આને માટે જરાય વ્હાલ આવતું નથી ? કદાચ ત્હારા હૈયામાં ઇશ્વરે પ્રેમ મૂક્યોજ નહિ હોય. "

" વ્હાલ ! હાસ્તો ! " એની પત્ની તડુકી ઉઠી " આને તો લાકડીએ લાકડીએ ઝુડી હોય ત્હોય પાપ ના લાગે. મ્હોટી ઘર માંડવા જેવી થઈ ત્હોય એના વાંદરાવેડા ના ગયા. જુઓ, આ દર્પણની કેવી દશા કરી ? " એક ભાગેલા અરીસાના ટુકડા હાથમાં લઇ તે બ્હાર આવી.

એટલામાં કાન્તા પોતાના કાકાની પીઠ પરથી અળગી થઇ બાજુએ ઉભી હતી. ઉડી ગયેલાં આંસુને લુછી લુછી આંખોને રાતી બનાવતી હતી. પોતાની સ્હામે મંડાયલી ફરિઆદ સાંભળી તે બોલી ઉઠી " મ્હેં નથી ભાંગ્યો. બિલાડીએ ભાગી નાંખ્યો. "

" પણ બારણું તો ત્હેં ઉઘાડું મૂક્યું ને ? નહિ તો બિલાડી અન્દર જાતજ શી રીતે ? " તેની કાકીએ પ્રશ્નપરંપરા ચલાવી. એને વાક્યે વાક્યે રીસના ઉભરાળ ઉડતા.

" હું તો ત્હમારા ખંડમાં પુજાનાં દર્શન કરવા ગઈ હતી. " જરાય દબાયા વિના કાન્તાએ જવાબ વાળ્યો. " પણ પાછળથી બિલાડીએ ત્હમારા આયના પર તરાપ મારી ભાગી નાંખ્યો તેમાં હું શું કરું ? "

" હાસ્તો ! તું શું કરે ? બા ! " લલિતા કાળી ગુસ્સો દબાવતાં ગર્જી ઉઠ્યાં.

"કાકા પાસે દોડી આવી મ્હારી વિરૂદ્ધ ફરિયાદ કરીને ત્હેં તો ત્હારી ફરજ બજાવી." એમ કહી તે ચાલ્યાં ગયાં. કાન્તા બ્હેનપણીઓ ભેગી રમવા જતી રહી. વિરંચીએ એક ઉંડો નિશ્વાસ નાંખી હુક્કો હાથમાં લીધો.

વિરંચીનો ન્હાનો બાપ નવીન ને તેની પત્ની બન્ને એકજ દિવસે કોલેરામાં ઝડપાઇ ગયાં હતાં. આજ એ વાતને છ છ વર્ષના વ્હાણા વહી ગયાં. વિરંચીની પોતાની પત્ની પણ ત્યાર બાદ મરી પરવારી. ફરી પરણવાની એણે પરવા ન કરી. હવે બાલક કાન્તાને ઉછેરવાનું કામ એને માથે આવ્યું. બિચારો વિરંચી મ્હોટી ગુંચવણમાં આવી પડ્યો. થોડા વખત તો એને ત્યાં કામ કરનારી વૃદ્ધ બાઇની મદદથી એણે ગાડું ચલાવ્યું પરન્તુ વિધિવશાત એ પણ ગુજરી ગઇ. એટલે શું કરવું એ મોટો પ્રશ્ન થઇ પડ્યો. આડોશી પાડોશીએ એને ફરી પરણવા આગ્રહ કર્યો. પ્રથમ તો એનું મન ન માન્યું; પરંતુ છેવટે એ કબુલ થયો; કારણ કે તે સિવાય બીજો ઇલાજ ન્હોતો. પાસેના ગામના પ્રાણલાલને એક પુત્રી હતી. ઉમ્મર લાયક થઇ હતી. વળી દેખાવડી પણ હતી. શુભ મુહુર્ત જોઇ વિરંચી પરણી પસ્તાઇને નવી વહુને ઘેર લઇ આવ્યો.

કાન્તાની સંભાળ રખાય તે માટેજ વિરંચી ફરી પરણ્યો હતો છતાંય એનાં નવી કાકી તો આવ્યા ત્યારથીજ એને માટે પુરેપુરો અણગમો લેતાં આવ્યાં. લલિતાને એના પિતાના ઘરમાં મ્હોટે ચઢાવેલી હતી. આળસુ ને એદી બની ગયેલી હતી. આખો દિવસ ઘરકામ કરવાનું માથે પડે એ તેને જરાય પસંદ નહોતું. વધારામાં જે બાલકને ઉછેરવાનું તેને માથે પડ્યું હતું તેને પણ જરાય રીતસર ઉછેરવામાં આવી ન્હોતી. તે પુષ્કળ તોફાની ને જંગલી બની ગઇ હતી. એટલે કાકી ભત્રીજીની તકરારથી ઘરમાં આખો દિવસ કોલાહલ મચ્યોજ રહેતો. ધારેલી યોજના આમ નિષ્ફળ જવાથી બિચારો વિરંચી હુક્કો ગગડાવી નિરાંત શોધતો. તેમાંય રસ ન પડે ત્યારે ઘર બ્હાર ભાગી જતો. ચેન ન પડે ત્યાં સુધી બ્હારને બ્હારજ રઝળતો. નવી પરણેતરને લાડ લડાવવાની એને ફુરસદ ન્હોતી. એટલે લલિતાનો સ્વભાવ પણ મીઠો થઇ શક્યો નહિ પતિ પર તે વધારેને વધારે અકળાતી ગઇ. માથે પડેલી પેલી અણગમતી બાલિકા ઉપરથી પણ ચીઢ ઓછી થઇજ નહિ.

વિરંચીએ હુક્કાના બે ત્રણ દમ માર્યા કે કોઇએ બારણું ખખડાવ્યું. "વિરચી!" બ્હારથી બૂમ સંભળાઇ "ઘેર છો કે?" વિરંચી ઉભો થયો. એક ધ્રુજારી છુટી ગઇ. તે બબડ્યો "કાન્તા, બેટા! આમ આવ તો."

કાન્તા બૂમો પાડતી દોડતી નજીક આવી "શું કહ્યું! કાકા!"

"એમ બૂમો ન પાડ" ગભરાટથી તે બોલી ઉઠ્યો "જા. નીચે જા. બહાર નરહરિ આવ્યો છે તેને કહે કે "કાકા ઘરમાં નથી."

કાન્તાએ નીચે જઇ તેના કાકા ઘેર ન્હોતા એમ પેલા નવા આવનારને બૂમ પાડી જણાવ્યું.

નરહરિએ વિરંચીને થોડા રૂપિયા ધીર્યા હતા. અત્યારે તે વ્યાજની ઉઘરાણી કરવા આવ્યો હતો; એટલે એમ સ્હેજમા પાછો વળે તેમ ન્હોતો. "પણ મ્હેં હમણાંજ એમને ઘેર આવતા જોયા છે?" તેણે કહ્યું "એ ઘેર નથી એ વાત બનેજ શી રીતે?"

"એવા બધા સવાલ મ્હને ન પુછો" કાન્તા તડુકી "મ્હને કહેવાનું કહ્યું એ પ્રમાણે મ્હેં તમને જણાવ્યું" એમ કહી તે છુટેલા તીર પેઠે અન્દર દોડી ગઇ. નરહરિએ વિરંચીને પાંચ દશ બૂમો વધારે પાડી. છેવટે બબડતા કકળતા ચાલવા માંડ્યું.

, નરહરિ ગયો એવી ખાત્રી થઇ એટલે વિરંચી ધીમેથી ઉઠયો ને બ્હાર જવા તૈયાર થયો.

"અત્યારે વળી કયાં જતા હશો ?" એની પત્નીએ તોરમાંજ રસોડામાં રહ્યે રહ્યે પૂછ્યું. "ખાવું નથી ? આખો દિવસ રઝળવાનુંજ મળ્યું છે."

"ખાવાનું ?" બિચારો વિરંચી કડવાશથી બોલ્યો " ત્હારા લખાળાથી ત્રાસી ઘરમાં પણ પેસવાનું મન પણ નથી થતું તો ખાવાની વાત કેવી ? બહાર જ્યાં જાઉં છું ત્યા નરહરિ અપમાન કરે છે. ઘેર તું મારી નાંખવા બેઠી છે. મ્હારા નસિબમાં જરાય નિરાંત નથી આ કર્મકથામાંથી તો મર્યેજ છૂટકો."

પતિની આવી દેખીતી મુઝવણથી લલિતાનું કઠણ હૃદય પણ જરા ખેદાયું. "ત્યારે વળી આમ બ્હાર શું કામ જાઓ છો ?" તેણે પૂછ્યું " કદાચ નરહરિ ચકલામાંજ ત્હમારી વાટ જોતો હશે."

"બ્હાર ન જાઉં તો શું કરૂં ?" વિરંચી બોલ્યો "છોકરી તો કેળના ઝાડ જેવી વધે જાય છે. એનું સગપણ નહિ કરી નાંખીએ તો ન્યાત બ્હાર મુકાવા વખત આવશે."

"ખરી વાત" તેની પત્નીએ હા ભણી "કોણ માને કે એને માત્ર દશજ વર્ષ થયાં છે ! તાડ જેટલી તો ઉંચી છે. છોકરીઓને આમ લાડે લડાવવા ન જોઇએ. એમને તો રોજ ખાવાનું થોડું આપવું–ધમકાવવી ને મારવી. ત્યારેજ જરા ઢંગમાં આવે. પણ ત્હમે અત્યારે કયાં જાઓ છો ?"

"પેલા દિનકર જોડે કાન્તાનું ચોકઠું બેસી જાય તેમ છે" વિરંચીએ કહ્યું "ઉમ્મર જરા મ્હોટી ખરી. વળી બીજવર એટલે કદાચ થોડામાં માની જાય. હું જરા ખબર કાઢી આવું."

તે ગયો પણ તુરતજ બ્હીને મોઢે પાછો ફર્યો. સન્ધ્યાકાળ થઇ ગયો હતો. દીવા પણ થઇ ગયા હતા. બ્હારના ગાઢ અંધારામાં બારણાની શટમાંથી નરમ કિરણાવલિ પ્રસરી રહી હતી. લલિતા બ્હાર દોડી પુછવા લાગી. "શી ખબર ?"

"માડી" બિચારા વિરંચીએ નિસાસો મૂકયો. "એવા એવા વરનાય એમને આઠસો રૂપીયા પહેરામણી જોઇએ છે."

"ઓ પ્રભુ !" હાથ ઉપર ગાલ ટેકવી એની પત્ની બોલી " એટલા બધા પૈસા ત્હમે કયાંથી લાવશો ? ત્હમારી લાડકડી ભત્રિજી માટે ચોરી કરવા ધારી ?"

"પણ ન્યાતને એની શી પડી છે ?" વિરંચી બોલ્યો. "ન્યાતબ્હાર મૂકાઇ છેવટે મ્હારે કુતરાને મોતે મરવું પડશે ? ગમે તો આ ઘર ગીરો મૂકીનેય એટલા પૈસા ભેગા કરવા પડશે. કાન્તાની બાનાં કેટલાંક ઘરેણાં છે. એમ ગમે તેમ કરી મ્હારે બધીય ગોઠવણ કરી દેવી પાડશે."

"ને આપણે ઘેરઘેર રઝળી ભીખ માગી શું ?" એની પત્ની છેડાઇ પડી " ત્હમારી ભત્રિજી તો ત્હમારે માટે સ્વર્ગમાં સોનાના સાથીઆ પૂરી રાખવાની હશે કે આમ ભિખારી થવા બેઠા છો ? ઘર ગીરો મૂકવાનો વિચારજ કેમ આવ્યો ?"

"આ દુનિયામાં એ મ્હારૂં સર્વસ્વ છે" વિરંચીએ જવાબ વાળ્યો. "એનું ગાડું રાગે પાડી આપું એટલે મ્હારે મન બધો બધો. પછી ભલેને મ્હને રસ્તામાં મોત આવે. મ્હારે કયાં બહુ દિવસ કાઢવા છે ?"

કંટાળેલા પતિને શાન્ત કરવા લલિતા બ્હાર આવી હતી પરન્તુ એનાં છેલ્લા શબ્દોથી તે હાડોહાડ સળગી ઉઠી "ત્યારે મ્હને ઝખ મારવા પરણ્યા ? મ્હને માગી ખાતી કરવી

છે ?" મોઢું વાળી રડતી કકળતી તે અન્દર ગઇ.

આ બધી પીડાનું મૂળ બાજુમાંજ લ્હેર-બંધ રોટલાનો કકડો મમળાવતું બેઠું હતું. એના કાકાની નિરાશા ને કાકીના ધમપછાડથી એને જરા પણ અસર થઇ જણાતી ન્હોતી. લલિતાને રડતી જોઇ તે ઉઠી ને તેના કાકાને પૂછવા લાગી "કાકી કેમ રડે છે ?"

વિરંચીએ એને સમજાવવા પ્રયત્ન કર્યો; પણ એને નડે એવું તો થોડુંજ હતું. "હું તો એવા ડોસલાને નથી પરણવાની, " તે નિરાંતે બોલી "પેલો કંચન કેવો રૂપાળો છે. હું તો એનેજ પરણીશ. એણે પણ મારી જોડે પરણવાનું કબુલ કર્યું છે. એક પાઇ પણ માગવાનો નથી."

આંસુના ઓઘમાં ય વિરંચીને હસવું પડયું. કાન્તાને નજીક ખેંચી વ્હાલથી પીઠ થાબડી કહેવા લાગ્યો "એવું કોણે કહ્યું ?" તેણે પૂછ્યું "ત્હને કહ્યું હતું ?"

"હા " કાન્તા બોલી ' મ્હને બોલાવી તે પૂછવા લાગ્યો કે ત્હમે મ્હને પેલા ડોસલા સાથે પરણાવવાના છો? મ્હેં કહ્યું કે મ્હને કશીય ખબર નથી. પછી તે બોલ્યો કે મ્હારે ત્હમને એમ કરતાં વારવા. મ્હને પરણવા એણે વચન આપ્યું ને એક પાઇ પણ ન લેવા કબુલ થયો."

"પણ બેટા !" તેના કાકાએ આગળ ચલાવ્યું "હવે તું મ્હોટી થઇ. છોકરા જોડે ત્હારે રમવા ન જવું જોઇએ. લોકો ત્હારી ખોટી વાત કરે. થોડા વખતમાં તું સાસરે જઇશ. એ લોકો આવું જાણે તો ખરાબ કહેવાય."

"છો ખરાબ કહેવાતું" કાન્તા બોલી. એનું માથું કરડાકીમાં સ્હેજ ધુણાવ્યું "મ્હારે સાસરૂં જોઇતુંજ નથી. ને કોઇ મરડા સસરાના પાપે હું રમતી બન્ધ રહેવાની નથી."

કાન્તાની મરજી ન્હોતી છતાંય તેના કાકા તો તેને ઠેકાણે પાડવા અન્નપાન વિસારી મુકવા તૈયાર થયા હતા. કેટકેટલી માથાકુટ પછી પેલા વૃદ્ધ વર પાસે તે હા પડાવી શક્યો; પણ પૈસામાંથી? તો એક કોડી એ ઓછી થઇ નહિ;

"ઠીક ચોકઠું બેસાડયું" લલિતા બોલી "પણ પૈસા કયાંથી લાવશો ? આ જરીપુરાણું ઝુંપડું વેચાતાંય આડસો રૂપિયા નહિ ઉપજે."

"મ્હારી જાતે વેચાઉં ત્હોય એટલું તો ન ઉપજે" વિરંચી બોલ્યો.

"તો પછી આમ વિવાહ શું કામ માંડયા ?" તેની પત્નીએ પૂછ્યું.

"તો કરૂં શું ?" તેના પતિએ સામો પ્રશ્ન કર્યો. ગમે તેમ કરી લગ્ન પતવી નાખવા દેને; પછી બધુંય થઇ પડશે. કાન્તાના નશીબમાં હશે તે થશે, હું મ્હારે દુઃખ વેઠીશ અપમાન વેઠીશ. પણ છોકરી સુખી થાય એટલે બસ.

"પણ તે આવીને પરણવા ના પાડશે તો? ખુટતા પૈસા ચલાવી લેશે કે!" લલિતાએ પૂછ્યું "એટલે ત્હમે જરૂર ન્યાત બ્હાર મૂકાશો. ત્હમારા બધાય પ્રયાસો વ્યર્થ જશે. આમ છેક અક્કલ કેમ ગુમ થઇ ગઇ છે ?"

"વર એમ કરશેજ નહિ ને!" વિરંચીએ જવાબ આપ્યો. "એ તો કાન્તા પર મોહી પડયો છે. કોઇ પાડોશીના ઘર આગળ રમતાં એની નજરે પડી હતી ત્હારે પણ કબુલ કરવું પડશે કે છોકરી કુટડી તો છેજ. મ્હારૂં નશીબ પાધરૂં હોત તો એવા ઘરડાને પરણાવવા ય ન જાત. એ તો રાજાની રાણી થવાને લાયક છે."

કાન્તાના સૌંદર્યના આવાં ઝોળાં વખાણમાં લલિતાએ જરાય રસ ન લીધો. ધુંધવાતા દિલે તે અન્દર ચાલી ગઇ.

લગ્નની તૈયારીઓ થઇ. મંગલ દિવસ નજીક આવતો ગયો. થોડા ના છૂટકાનાં ઘરેણાં ને વસ્ત્રો માગી તાગીને ભેગાં કરવામાં આવ્યાં. વિરંચીનું માટીનું ઘર આનન્દના

પડછંદે ગાજી રહ્યું. અત્યાર સુધીની તૈયારીઓમાં કાન્તાને જરા પણ રસ પડતો જણાયો ન્હોતો. પરન્તુ આજે એનો સ્વાંગ પલટાયો. જ્યારે તેણે જાણ્યું કે એ સોનારૂપાનાં ઘરેણાં, પેલું પાનેતર વગેરે ચીજો એને માટે હતી ત્યારે તે હસુહસુ થઇ રહી. સરખી સાહેલીઓ સાથે મોટેથી વાતો કરતી આમ તેમ દોડવા ને કુદવા લાગી. ઘરની વૃદ્ધાઓએ એને વારી. ધમકાવી પણ ખરી. કન્યાથી તે વળી એવાં ગાંડાં કઢાતાં હશે ? પણ એથી એનો ઉત્સાહ ન શમ્યો તે નજ શમ્યો.

પીઠી ચોળાઇ. કન્યાએ પાનેતર પ્હેર્યું. એનું રમતીઆળ વદન જોઇ વિરંચીએ વારંવાર નયન લુછ્યાં. એના ઘરડા નયનનું નુર એના ઘરને અન્ધારીયું કરી આમ સરી જનાર હતું. પણ એના ભાવિમાં શું ભર્યું હશે તેની કોને ખબર હતી ? એણે ઘણાંય વલખાં માર્યાં પરન્તુ ચારસો રૂપિયા ઉપર એક પાઇ પણ મેળવી શક્યો નહિ. વરપક્ષદ્વારા પોતે જાતે ગમે તે ખમવા તૈયાર હતો. પણ એ ખોટ માટે કન્યા ઉપર રીસ કાઢે તો ? એનું શ્રમિત મગજ આવો વિચાર પણ જીરવી શકતું નહિ. તે જ્યાં ત્યાં ઠસડાઇ પડતો. એવા કાલ્પનિક વિષાદોમાં ડુબવાનો પ્રસંગ ન્હોતો. એજ ક્ષણે બ્હાર કોલાહલ સંભળાયો. જાન આવ્યાના સમાચાર મળ્યા. વિરંચીને ઉભા થવું પડ્યું. તે સામૈયું કરવા દોડ્યો. ચોરીમાં વરને પધરાવવામાં આવ્યા. એમણે વદન ગંભીર રાખ્યું હતું. હુક્કા ગગડવા લાગ્યા. ભીંત પરના થોડાંક કોડીયાં અન્ધકાર ફેડવા મથી રહ્યા; પ્રકાશ ને બદલે ધુમગોટાજ એમાથી વધારે નીકળતા. સમય જતો ગયો. વિરંચીનું હૃદય પણ ઠરી જતું જણાયું.

પહેરામણીના પ્રશ્ન ઉપર ખુબ ભાંજગડ થઇ. આંસુ ને વિનવણીની કોને પડી હતી ? પરેપુરા આઠસો રૂપિયા લેવાનો નિશ્ચય કરીને જ જાનૈયા આવ્યા હતા પૂરેપૂરૂં દાપું ન મળે તો ચોરીમાંથીજ પાછા વળવાનો તેમણે નિશ્ચય કર્યો હતો.

પરન્તુ એક ક્ષણમાંજ વરપક્ષની ઘડેલી સઘળી યોજના વરે ધુળધાણી કરી નાંખી. એના કઠોર હૃદયમાં કાન્તાના કાન્તિભર્યા વદને માયા લગાડી. ચોરીમાંથી પરણ્યા વિના પાછા ફરવા તે જરાય તૈયાર થયો નહિ. એના કાકા મામાઓને આવી વર્તણુકથી ખોટું લાગે તેની એને જરાય પરવા ન્હોતી.

વિરંચી તો ધ્રુજતો ધ્રુજતો એક ખૂણામાં પેઠો હતો. મૂખેથી રામનામનું અભંગ ઉચ્ચારણ કરતો. આજુબાજુ શું બનતું હતું તેનું તેને ભાન ન્હોતું. એની બાજુમાં ઉભેલાઓએ બધી વાત સમજાવવા માંડી ત્યારે એક મૂર્ખની પેઠે તે તાકી જ રહ્યો. " આમ ગધેડાની માફક તાકી શું રહ્યા છો ? એકે એમને ધક્કો મારી રાડ પાડી " કન્યાદાન નથી દેવું ? "

યંત્રની માફક વિરંચી આગળ આવ્યો. ગોરે થોડાક મંત્રો ભણાવ્યા. ગોર બોલાવે તેમ મૂઢની માફક તે બોલી ગયો. ભાષાનું તો ઠેકાણુંજ ન્હોતું. ગમે તેમ પરણ્યા ના પરણ્યા થનાર ન્હોતુંજ.

બીજે દિવસે જાન જમવા બેઠી હતી ત્યારે વરના એકાદ કાકાશ્રી ખડખડાટ ખોટું હસી બોલી ઉઠયા " કેમ સાહેબ ! " તેમણે વિરંચીને સંબોધન કર્યું ' આ વેળા તો અમારી ઠીક ઠેકડી કરી પણ વારા ફરતી વારો. હવે ત્હમારા પછી અમારો. યાદ રાખજો. છોકરીને વળાવીશુંજ નહિ. "

વિરંચીએ હસવા પ્રયત્ન કર્યો. એના હોઠ ફફડયાજ નહિ.

ત્રીજે પરોઢીએ વેળાસર જાન જવા તૈયાર થઇ. કાન્તાની માતા હયાત ન્હોતી એટલે લલિતાને આવ્યો અવસર પતવવો પડયો. કાન્તાને વળાવવાનું કાર્ય પણ એને જ માથે પડયું. પાડોશની છોકરીઓએ આવી કાન્તાને

લુગડાં પહેરાવ્યાં ને તેનો પેટી તૈયાર કરી. પરન્તુ વિરંચીના વર્તનથી દરેક જણ અજાયબ થતાં. વિદાય થતાં પ્હેલાં વરકન્યા એને પગે પડવા આવ્યાં. પોતાની ભત્રિજીને એ જોરથી ભેટી પડયો ને એક બાલકની પેઠે ધ્રુસકે ધ્રુસકે રડી ઉઠયો. જાણે એ ધ્રુસકામાંજ એ ખપી જશે. " ઓય મા ! " એક બાઇ બોલી ઉઠી " આવા તે બાયલાવેડા શા ? પેટની દીકરી નથી હોય આટલું બધું શું ? દુનિયામાં કોઇ પરણતું જ નહિ હોય ? એમાં વળી આવું રડવાનું કેવું ? "

લલિતા પણ પોતાના પતિની હિલચાલ પર રોષે ભરાઇ હતી. " ખરી વાત છે, બ્હેન ! " એણે તુરત ટાપસી પૂરી " એ તો એવા જ છે. હું તો બા ! થાકી એમનાથી પે. "

કાન્તા રડતી રડતી પતિગૃહે વિદાય થઇ. એણે પાળેલું ભિક્ષાડીનું બચ્ચું એકલવાયું આમ તેમ કુદી રહ્યું. ગમગીનીભર્યું કકલાણ મચાવી મૂકયું. એની ખાલી પડેલી ઓરડીનાં બારીબારણાં વાસફિધડ થઈ રહ્યાં. વિરંચીનું હૃદય શૂન્યતાથી ઘેરાઇ ગયું. પોતાની ચટાઇ પર અધમુઓ થઇ પડી રહ્યો. એની પત્નીનાં કારી વાગ્બાણ પણ દિવાલે અથડાઇ પાછાં પડયાં.

[ ૨ ]

સન્ધ્યાનો શૂન્યકાર વ્યાપી રહ્યો હતો. આકાશમાં વાદળાંના થર જામતા હતા. વટોળીઆની આગાહી થઇ રહી હતી. વિરંચી એના ઝુંપડાના આંગણામાં બેઠો હતો. એક ચીથરાથી પવન ખાઇ રહ્યો હતો. એના ઝુંપડાનો દેખાવ વધારે ભયંકર બન્યો હતો. કોઇએ ઘર તેમજ ઘરધણીને ચિતર્યાં ન હોય તેમ સર્વત્ર એકજ ભૂખરો રંગ છવાઇ વળ્યો હતો. આનન્દનું નામનિશાન ન્હોતું. કાન્તા ત્યાં ન્હોતી. એનું હાસ્ય, એનું તોફાન, એની યૌવનમસ્તી કશું ય ત્યાં ન્હોતું. વિરંચી જેમ તેમ દહાડા કાઢતો હતો. વર્ષો કરતાં વિષાદના ભારે દબાઇ ગયો હતો. પતિના દુર્લક્ષ્યથી લલિતા વધારે કઠોર બની હતી. એની જીહ્વા વધારે ને વધારે કપરી થતી જતી હતી. કોઇ અદૃશ્ય આગ એને બાળી રહી હતી ને પોતાની સાથે સમસ્ત સંસારને બાળી મૂકવા તે તૈયાર થઇ હતી.

એટલામાં અર્ધભાગલું ખડકીનું બારણું ખસેડી એક વૃદ્ધા અન્દર આવી. એની પાછળ એક છોકરી હતી. બન્નેના માથા પર બે મ્હોટાં પોટલાં હતાં. ભયભરી આંખે વિરંચી એમના તરફ જોઇ રહ્યો. નજર મળતાંજ પેલી વૃદ્ધા ગાજી ઉઠી. " કેવું સારું ઘર ? અમે હલકાં વરણનાં; પણ બા ! આવી નફ્ટાઇ તો અમે કયાંય ભાળી નથી. એ લોકોએ તમારું કશું ય લીધું નહિ. આ રહ્યું. " મિજાજમાંજ તેઓએ બન્ને પોટલાં નીચે ઉતાર્યાં; ને આંગણામાં ' હાશ ! ' કરીને બેઠાં.

એક પોટલામાં મિઠાઇનો કંડીઓ હતો. બીજામાં એક બદામી રંગની સાડી, ગુલાબી પોલકું, રુમાલ, ધોતીયું, ચાદર વગેરે કપડાં હતાં. એજ ક્ષણે એકાદ બ્હારીમાંથી લલિતાએ ડોકીયું કર્યું. એને જોતાંજ પેલી વૃદ્ધા ઉછળી પડી. " લ્યો, બા ! આ તમારી ચીજો. જુઓ. બધું બરાબર છે ને ! જોઇ લ્યો. તમે મોકલ્યું હતું એમ ને એમ બધું ય પાછું આવ્યું છે. એ લોકો તો એને અડકયાં ય નથી. ચાલી ચાલીને અમારા તો ટાંટીયા ય ફરી ગયા ને બદલામાં તો ગાળો મળી, ગાળો. બહુ સારાં સગાં શોધી કાઢયાં ! એનાથી તો અમે જંગલી લોકો સારાં. પહેલ વ્હેલી તમે ભેટ સોગાદો મોકલી ને એમણે તો અમારો પાણી સરખાનો ય ભાવ ન પૂછયો. "

" એમાં મ્હારી આગળ શાના છણકા કર છ ? રાં...ડોસલી !" લલિતા ગુસ્સામાં ગાજી ઉઠી " મ્હેં તને મોકલી હતી ? જેણે

મોકલી હોય તેની પાસે જા." એમ કહી તેણે ધડાક લઇ બારણું બંધ કર્યું.

બધી બાજુથી મળેલા આવા આવકારથી તે બાઇનું દીલ ઉકળી ગયું. એની જાત પર જઇ હમણાં તે ગાળોનો વરસાદ વરસાવશે એમ કળતાંજ વિરંચી એને શાન્ત પાડવા આગળ આવ્યો. "એમ ગુસ્સે ન થશો" તે બોલ્યો "એનું તો મગજ જ ચસકી ગયું છે. એની ચિન્તાઓથી એ કાયર થઇ ગઇ છે. એનું કહ્યું ત્હમારે મનમાં ન લાવવું. જરા નિરાંતે બેસો. થોડુંક ખાઓ કેટલી બધી મજલ કરીને આવ્યાં છો!"

એનાં ધીમાં વચનથી એ વૃદ્ધા જરા નરમ પડી. અશ્લિલતાનો વરસાદ વરસવો અટકી ગયો. વિરંચીએ મીઠાઇના કંડીઆમાંથી થોડી મીઠાઇ કાઢી બન્ને બાઇઓને ખાવા આપી. પછી નિશ્વાસ મૂકી પૂછ્યું, "એમણે શું કહ્યું?"

"એમણે તો ન કહેવાય એટલું કહ્યું" તે વૃદ્ધા બોલી "વેંવાણ તો કોઇ ભયંકર માણસ છે. જાણે અમને જીવતાં ને જીવતાં ખાઇ જશે એમ એ તો તડૂકી ઉઠયાં. 'ત્હારી બે પૈસાની ભેટ પાછી લઇ જા' એ ઉછળ્યાં 'નહિ તો લાકડીથીજ પૂજા કરવી પડશે. હજી આરસો રૂપિયાનું દેવું છે એ ડોસલો ભૂલી ગયો? આમ ચાર પૈસાનાં રમકડાં મોકલી અમને છેતરવાં હશે? એવી ચીજોને તો અમે ઠોકરેય ન મારીએ. પાછું લઇ જાવ. એ શરમવિહોણાને કહેજો કે દીવાળી પર પૈસા નાહ ભરી જાય તો એની ભત્રિજીને બહુ ભારે પડશે. યાદ રાખજો.'

વિરંચીનું મ્હોં સુકાઇ જતું લાગ્યું "ત્હમે કાન્તાને જોઇ?" તેણે પૂછ્યું.

"હા. એ વેળાએજ તે તળાવથી પાણી ભરી પાછી વળતી હતી એટલે અમે જોઇ. નહિ તો અમને મળવા તો દેતજ નહિ. કેવી રૂપાળી છોકરી? અમે તો એને ઓળખી પણ શકયાં નહિ. હાડકાંનો માળો થઇ રહી છે માળો. એનું મ્હોઢું પણ કેવું શ્યામ પડી ગયું છે?"

"એણે કંઇ કહ્યું?" વિરંચીએ પૂછ્યું.

"વેંવાણ અન્દર ગયાં એટલે તે અમારી પાસે આવી બબડી 'બ્હેન! પાછાં જાવ. કાકાને કહેજો કે આ લોકોનાં મ્હોઢાં દિવાળી પર તો ભરવાંજ પડશે ને મ્હને ઘેર તેડી જવી જોઇએજ; નહિ તો બધાં મળી મ્હને મારી નાંખશે. દિવસમાં એક ટંક ખાવા આપે છે. રાતદિવસ ધમકાવ્યા કરે છે ને માર તો જુઓ."

વિરંચી શિલામૂર્તિ સમો મૌન ધરી રહ્યો. એ વૃદ્ધા ન્હાનકડી રમતીયાળ કાન્તાની વાત કરતી હતી એમ તે ઘડીભર માની પણ શકયો નહિ. એને એ લોકો ભૂખે મારતા હતા; દુઃખ દેતા હતા; મારતા હતા. હાયે કરીને બિચારી બાલાને કેવા ખાડામાં નાખી.!

એના ધુંધવાયલા દિલમાંથી એક ઉંડો શ્વાસ નીકળી ગયો. એ રસ્તામાં રઝળતો ભીખારી હતો. એ નિર્દય સગાંનાં પંજામાંથી બિચારી કાન્તાને શી રીતે છોડાવી શકે? એની જમીન, એનું ઘર, રાચરચીલું તમામ ગીરો દેવાઇ ગયું હતું. રસ્તામાં રઝળતો થવાનું જ બાકી હતું. કાન્તાની બાનાં ઘરેણાં, પોતે બચાવેલું તમામ દ્રવ્ય, લલિતાથી છુપાવેલી પોતાની પ્હેલી પત્નીની બંગડીઓ બધુંય કાન્તાના લગ્નમાં વરી ગયું હતું. જાતે વેચાય ત્હોય એક રૂપિયો પણ મળે તેમ ન્હોતું. લલિતા પસે થોડાંક ઘરેણાં હતાં. પરન્તુ એ કેમ મગાય? પરણ્યા પછી એણે એક પાઇનો ય દાગીનો ઘડાવ્યો ન્હોતો. કોઇ પણ દિવસ એને વ્હાલથી બોલાવી ન્હોતી. એનાં ઘરેણાં કેમ માગી શકે? ને કદાચ માગે તો? તેને બરાબર ખબર હતી કે પોતે માગશે ત્હોય તે મળવાનાં નથી. એના કકડા કરી નાંખે ત્હોય તે આપે તેમ ન્હોતી.

"આમ પુતળા માફક બેસી રહી વિચાર કર્યે શો ફાયદો?" પેલી વૃદ્ધાએ પૂછ્યું "કંઇ કરો નહિ તો બિચારી મરી જશે." એમ કહી બન્ને મા દીકરી રવાના થઇ. વિરંચી મૂઢ બની બેસીજ રહ્યો. થોડીવારે લલિતા પોતાના ખંડમાંથી બ્હાર આવી. બબડતી ફફડતી પેલી પોટલીઓ અન્દર લઇ ગઇ.

વિરંચી ઘેલાની માફક આખો દિવસ ભટક્યો. જે મળે તેની પાસે તે પૈસા માગતો. દરેક જણ તેને ધક્કા મારી દૂર કરતું. સાંજે ઘેર આવ્યો. ખંડમાં આવી જમીન પર પટકાઇ પડ્યો. લલિતાના બધાય પ્રયત્નો નિષ્ફળ ગયા. એ ખાવા ઉઠ્યો જ નહિ.

દિવસ પર દિવસ ચાલવા માંડ્યા. વર્ષા ઋતુ આવી. સુકાયલી જમીનને શાતા મળી. હરિઆળી જમીન પર પંખીડાં કલ્લોલ કરી રહ્યાં. શરદ આવી. તલાવો કમળોથી છવાઇ રહ્યાં. ખેતરોમાં પાક લચી રહ્યો. પરંતુ વિરંચીની સ્થિતિ પલટાઇ નહિ. નિરાશાનાં ગાઢ વાદળો એના દુઃખી દિલને ઘેરી વળ્યાં.

શરદપૂર્ણિમા આવી. વિરંચી ચિન્તામાં અર્ધગાંડો બની ગયો. કોઇ વાર તે લોકોને પગે પડી પૈસા માગતો. કોઇવાર તેમને મારવા દોડતો. લલિતા પણ બ્હેબાકળી બની ગઇ "મ્હને પ્હીએર મોકલી દો." વિરંચી જવાબ વાળ્યા વિના બ્હાર જતો રહ્યો. આખો ય દિવસ પાછો ન ફરતો.

લલિતા રસોડામાં અશાન્ત તન્દ્રામાં પડી હતી. થાળીમાં ખાવાનું એમને એમ રહ્યું હતું. એટલામાં વિરંચી પાછો વળ્યો. એના પગલે લલિતા જાગી ઉઠી ને પૂછ્યું "કોણ છે?"

"હું" તેના પતિએ જવાબ વાળ્યો. "જરા આમ આવ તો."

"શું કરવા?" પત્નીએ છણકો કર્યો "અત્યારે ય ખાવું નથી? તમારે માટે રાતની રાત મ્હારે બેસી રહેવું?"

"મ્હારે નથી ખાવું. મ્હને જરાય ભુખ નથી" વિરંચી બોલ્યો. "આમ આવ. હું કહું તે સાંભળ" લલિતા કમને ઉઠી. એની નજીક ગઇ.

વિરંચી એને અન્દરના ખંડમાં ખેંચી ગયો, ને બબડ્યો "ત્હારાં ઘરેણાં મ્હને થોડા દિવસ માટે આપ. હું એક મહિનામાં જ પાછાં આપીશ."

લલિતા આશ્ચર્ય ને કોપથી લગભગ ગુંગળાઇ જ ગઇ. થોડીક ક્ષણો પછી તે ક્રોધમાંજ સળગી ઉઠી "હેં! શું કહો છો? જરા ય શરમ આવે છે? મ્હારાં ઘરેણાંની સાથે તમારે શું લાગે વળગે! કોઇ દિવસ ઘડાવવા ગયા'તા? ગુલામડીની પેઠે તમારા ઘરમાં હું રાતદિવસ કામ કરૂં. અવારનવાર બીજાની પાસેથી ભીખ માગી એક ટંક ખાઉં. ઘરની આવી રીત જોઇ બીજો ધણી તો આપઘાત કરે. પણ તમે નફફટ ને નષ્ટ થઇ ધીમેથી મ્હારી પાસે ઘરેણાં માગવા આવ્યા છો? ને વળી પાછાં વાળવાની વાતો કરો છો? ખરેજ! તમારી મતામાં આ છાપરાંનાં ભાગલાં નળીયાં છે કે બીજું?"

"તે ત્હારે જોવાનું નથી. હું કહું છું કે હું ત્હને પાછાં આપીશ. ને જરૂર તેમ થશેજ. ચાલ મ્હને આપી દે."

"નહિ આપું" તેની પત્નીએ રાડ નાંખી "મ્હને મારી નાંખશો ત્હોય નહિ આપું. તમારે એનું શું કામ પડ્યું છે?"

"મ્હારે કાન્તાને ઘેર આણું છે. દેવું ચૂકવી આપવું છે. એ લોકો એને ભુખે મારે છે. માર મારે છે. એના પર દુઃખના ડુંગર ઉતરી પડયા છે."

"ને મ્હારે તો સોનાનો સુરજ ઉગતો હશે-ખરૂંને?" લલિતા કડવાશથી બોલી. "મ્હારા પર તો ભેટ સોગાદોનો વરસાદ વરસતો હશે! તમારી બત્રિજી જહાનમમાં જાય.

એ શં...નું મ્હારે શું કામ છે ? એના પાપે તો હું દુઃખી દુઃખી થઇ ગઇ."

"ઘરેણાં આપે છે કે નહિ ?" વિરંચી ગાજી ઉઠ્યો "નહિ તો ભારે પડશે."

"કોઇ આવો...બચાવો...આ મ્હને મારી મારી નાંખે છે ?" લલિતાએ ચીસો પાડવા માંડી વિરંચી ભયભીત ઘરની બ્હાર ભાગી ગયો. એનું મગજ સળગી ઉઠ્યું. ખરા ખોટાનું એને ભાન રહ્યું નહિ. માત્ર તેને પૈસા જોઇતા હતા એટલુંજ યાદ રહ્યું.

ભાન વગર તે ગમે તેમ દોડવા લાગ્યો. એ કયાં જતો હતો તેની તેને ગમ રહી નહિ. એકાએક એની નજીક પાણીનો પટ જોઇ તે થંભી ગયો. બેફામ અવસ્થામાં તેણે આખું ગામ વટાવી દીધું હતું. ભાગોળે છેક નદિ કિનારે આવી ઉભો હતો પણ તે કયાં જતો હતો ? શા માટે ?

ચાંદની વરસાવતી રજની હતી. તે દૂર દૂર જોઇ શકતો. કોઇ એની નજરે પડતું નહિ. માત્ર નદીની રેતી દૂરદૂર અદૃશ્ય થતી જણાતી. વિરંચીના અંગમાં એક ધ્રુજારી છૂટી ગઇ. પાસેજ ગામનું સ્મશાન હતું. એના રીઢા મગજમાં ભયને પણ લાંબુ સ્થાન ન્હોતું. ભૂતાવળોનો ભય ન્હોતો દેવો. માનવો કે દાનવો વિરંચીનો વાળ વાંકો કરી શકે તેમ ન્હોતા.

એટલામાં એક આકૃતિ તેની છેક નજીક આવી રહી હતી. આછા અજવાળામાં વિરંચીને એક ન્હાની પેટી નજરે ચઢી. લુગડાના છેડા નીચે તે દબાવેલી હતી. એણે એટલું ઓઢેલું હતું કે મરદ છે કે સ્ત્રી તે કળવું મુશ્કેલ હતું.

એકાએક તે આકૃતિ ઉપર કુદ્યો. પેટી ઝૂંટવી લીધી. નિરાશાની રાડ નાંખી પેલી આકૃતિ ઢળી પડી. એનાં વસ્ત્રો વીંખાઇ ગયાં.

વિરંચી તો પેટી ઉઘાડવાની ગડમથલમાં પડયો હતો. શિકાર તરફ નજર કરવાની પણ એને ફુરસદ ન્હોતી. પેટી ઉઘડી. થોડાંક ન્હાનાં ઘરેણાં બ્હાર નીકળી પડયાં.

અંગુઠીની જોડ પર નજર પડતાંજ વિરંચી ચમકયો. પેટી ને બધુંજ ત્યાં પડતું મૂકયું. રેતી પર પડેલી સ્થીર આકૃતિ તરફ દોડયો. એ એક બાલા હતી. તારાના આછેરા પ્રકાશમાં એના નયન—આકાશમાં સ્થીર થઇ ગયાં જણાયાં. એના હૃદય પર વિરંચીએ હાથ મૂકયો ત્યાં જરાએ થડકાર નહોતો.

સ્મશાનમાંય એવો હૃદયભેદક સુર કદી સંભળાયો નહિ હોય "ઓ ન્હાનકડી માતા ! છેવટે મ્હેંજ ત્હારો જીવ લીધો ?" તે રડી ઉઠયો "તે તું ઘેર આવતી હતી ?" બાજુમાંજ રેતીના ઢગલામાં તે દબાઇ ગયો. શબવત પડી રહ્યો.

સ્હવાર થયું. લોકોની અવરજવર શરૂ થઇ. રેતીમાં દબાયલી બે આકૃતિઓ તરફ તુરત ધ્યાન ખેંચાયું. થોડીવારમાં ત્યાં મોટું ટોળું જમા થઇ ગયું. પોલીસ આવ્યો. ઇન્સ્પેકટર આવ્યો. દાકતર આવ્યો.

દાકતરે એ બાલાનું શરીર તપાસ્યું "હૃદય બન્ધ પડવાથી મરી ગઇ" એવો નિર્ણય જાહેર થયો.

પરન્તુ એટલી સહેલાઇથી વિરંચીનો છુટકો ન થયો. પ્રશ્નોની ઝડીઓ પડી સંતોષકારક જવાબ મળ્યોજ નહિ. માર ખાઇ ખાઇ તે બેભાન થઇ ગયો.

એક ગાડું આણવામાં આવ્યું. મરેલી બાલા તથા તેના કાકાને તેમાં નાંખવામાં આવ્યાં. એક આચકા સાથે ગાડું ઉપડયું દીપાવલીના સપ્પરમે ટાણે કાન્તા પ્હીએરને પંથે પળી.*

* મૂળ લેખિકાઃ સીતાદેવી.



# લગ્નની જાહેરખબર.

લેખક: રા વાસુદેવ હરદેવભાઇ ત્રિવેદી.

આજ બળવંતરાય શેઠની પત્નીના અવસાનને લગભગ પંદર દિવસ થયા છે. તેની સર્વ ઉત્તર ક્રિયામાંથી નિવૃત્ત થઇ અત્યારે તેઓ પોતાના બંગલાના દિવાનખાનામાં પોતાના વિશ્વાસુ મુનિમ સાથે બેઠેલા જોવામાં આવે છે.

બળવંતરાય શેઠની ઉમ્મર લગભગ પચાવન વર્ષની હશે. તેમણે સટ્ટામાં લગભગ દોઢ લાખ રૂપીઆ ભેગા કર્યા હતા. તેમનો મોટો પુત્ર વિરંચી એક મોટી વેપારી પેઢીમાં ભાગીદાર હતો. વિરંચીનું લગ્ન એક સુશીલ કન્યા સાથે થયું હતું અને શેઠ પોતાના પૌત્રને રમાડવા ભાગ્યશાળી થયા હતા. વિરંચી શિવાય બીજો પણ એક વીસેક વર્ષનો પુત્ર તથા અઢારેક વર્ષની પુત્રી, એમ ત્રણ સંતાન હતાં.

આવા વિસ્તારી કુટુંબવાળા હોવા છતાં શેઠને હવે પોતાનું અંગત કોઇ ન લાગવાથી ફરીથી લગ્ન કરી દેશસેવા કરવાનો નિશ્ચય થયો હતો. કારણ કે તેમણે થોડાજ દિવસ પર એક છાપામાં વાંચેલું કે, ગયા મહાન વિગ્રહમાં, વસ્તી ઘટી ગયેલા એક દેશમાં યુવાનો માટે લગ્ન ફરજીયાત કરવામાં આવ્યું હતું, જેથી દેશની વસ્તીમાં પોતાનો ફાળો આપી એ રીતે દેશસેવા થઇ શકે. આથીજ પત્ની ગત થવા છતાં તેઓ નાહિંમત બન્યા નહતા! ઉલટું પ્રથમ કરતાં વધુ ઉમંગથી તેમણે લગ્ન કરી જગતને આ રીતે દેશસેવા કરવાનું ઉજ્વલ દૃષ્ટાંત આપવા નિશ્ચય કર્યો હતો!

અત્યારે આજ વિચારમાં તેઓ બેઠા છે. તથા સામપમાં ચોપડો લઇ હિસાબ કરતા મુનિમને વચ્ચે વચ્ચે કંઇક સમજાવતા જાય છે.

વિરંચી નીચે કંઇક કાર્યમાં રોકાયો હતો; તેટલામાં પોસ્ટમેન આવી ટપાલ તેના હાથમાં મૂકી ગયો.

બધા પત્રો આમ તેમ જોતાં એક કાગળે તેનું ધ્યાન ખેંચ્યું. તે એક સાપ્તાહિક પત્રના મેનેજર તરફથી હોય તેમ લાગતું હતું તેમાં શું હતું?

" સ્નેહવીણા " ઑફીસ
મુંબઇ
તા.........

" મહેરબાન સાહેબ,

વિ. વિ. સાથે જણાવવાનું કે; આપની મોકલેલી જાહેરાત આપના જણાવ્યા મુજબ " સ્નેહવીણા "ના અંકમાં છાપેલી છે. તથા આપને બો. નં. ૧૦૨૫ આપવામાં આવેલ છે. માટે આપના ઉપર આવેલી સર્વ ટપાલ આપના તરફ મોકલી આપવામાં આવશે; તે સ્વિકારશો. એજ અમ સરખી સેવા જણાવશો.

લી. આપનો.

............

મેનેજર " સ્નેહવીણા "

વિરંચીને આ પત્ર વાંચી આશ્ચર્ય થયું. " જાહેરાત શાની ? તથા મોકલી હોય તો મ્હને તેની ખબર કેમ નહીં ? " એ વિચાર એ કરતો હતો, એટલામા " સ્નેહવીણા " પેપરની એક નકલ ન્યુસપેપર વહેંચનારો છોકરો આવીને નાખી ગયો. તરતજ વિરંચીએ પેપર હાથમાં લેતાંજ એક મોટા અક્ષરે છાપેલું " જોઇએ છીએ " જોયું અને વાંચ્યું:—

' કન્યા જોઇએ છીએ. "

" લગભગ બે લાખની મિલકતવાળા પાંત્રીસેક વર્ષની ઉમ્મરના એક ગૃહસ્થને વીસ બાત્રીશ વર્ષની વણિક જ્ઞાતિની સુશીલ, સુંદર તથા ભણેલી કન્યા જોઇએ છીએ; વિધવા હશે તોપણ ચાલશે. પત્રવહેવાર તદ્દન ખાનગી. ફોટા સાથે લખો યા મળો. આ પત્રની ફેરમાં નં. ૧૦૨૫. "

વિરંચી ચમક્યો. " અરે ! શું પિતા પુનર્લગ્ન કરવા તૈયાર થયા છે ? આટલી ઉમ્મરે અને તે પણ એક વિધવા સાથે ? પિતાની મતિ ફરી છે કે શું ? હવેજ તેને સમજ પડી કે એક બે દિવસ પહેલાં તેના એક મિત્રે તેને વાત કરેલી કે, તેણે શેઠને હમણાંના ' સંસાર સુધારા હૉલ ' માં જતા ઘણીવાર જોયા હતા. આ વાત તેણે તે વખતે નહોતી માની. પરંતુ હવે તેને આ બાબતનો અર્થ એકાએક સમજાયો. પોતાની માતા—પોતાની સુશીલ અને પ્રેમાળ સ્વર્ગસ્થ માતાની યાદ આવતાં તેની આંખમાંથી આંસુ પડયાં. તે લુછી નાખ્યા, અને ખિન્ન ચિત્તે પોસ્ટકાર્ડ તથા પેપર લઇ જઇ પિતાને આપવા તથા તેનો અર્થ બની શકે તો જાણવાનો નિશ્ચય કરી ઉપર ગયો. બન્ને વસ્તુ પિતાના હાથમાં મૂકી તેમના સામુ અશ્રુપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો.

પેપર હાથમાં લેતાં પુત્રના મુખ સામી નજર ગઇ. ચતુર ડોસો બધી વાત પામી ગયો. તૂરત તો પુત્રને વિદાય કરવામાંજ તેમણે ચતુરાઇ માની, અને પછીથી પુત્રને મૂનિમ મારફતે સમજાવવાનો નિશ્ચય કર્યો. વિરંચીને ખુલાસો પુછવાનું ઘણુંય મન થયું પરંતુ તેની જીભ ઉપડીજ નહીં. છેવટે તે ત્યાંથી ચાલ્યો ગયો.

" દરેલદાસ ! છેવટે આપણી મોકલેલી જાહેરાત આ પેપરમાં છપાઇ છે; " વિરંચીના ગયા બાદ શેઠે વિશ્વાસુ મુનિમને ઉદ્દેશી કહ્યું; " પણ વિરંચીના મ્હોં ઉપરથી તમને શું લાગ્યું ? "

" શેઠજી હું સર્વ સમજ્યો છું. " દરેલદાસે દરેલપણે કહ્યું. " વિરંચી પેપર લઇ ઉપર આવ્યો ત્યારે તેના મ્હોં સામું જોતાંજ મ્હને ધ્રાસકો પડયો. છેવટે જે વાતથી—ગૃહકંકાસના ભયથી તમે બ્હીતા હતા તે વાતજ આગળ આવી ઉભી રહી. શેઠજી! મ્હેં તમને પ્રથમજ ન્હોતું કહ્યું કે, આટલી ઉમ્મરે તથા આટલું—દિકરા દિકરી, પૌત્ર વિગેરેનું વિસ્તિર્ણ કુટુંબ હોવા છતાં ફરી લગ્ન કરવાથી જગતમાં હાંસી થશે, તથા તમારી ઉમરે પહોંચેલા છોકરાનુ મન સાવકી માતાના આવવાથી દુભાશે ? ખેર—"

" દરેલદાસ ! તુંજ મ્હને આમ કહે છે ? મ્હેં ત્હારી હિમ્મતે તો આ લગ્ન અને તે પણ વિધવા—પુનર્લગ્ન કરવાનું સાહસ ખેડયું. તો તુંજ મ્હને ઠપકો આપે છે ! કહે મ્હારા વિશ્વાસુ મુનિમ ! વિરંચીને હવે મ્હારે કેમ સમજાવવો તથા બાજી કેમ પાર પાડવી ?" વિવાહઘેલા શેઠ નમ્ર થઇ બોલ્યા.

" હશે, શેઠ ! થયું તે થયું. વિરંચીને તો હુંજ સમજાવી દઇશ. તમે કોઇ ચિંતા ન રાખશો. અને એતો હવે પડશે તેમ દેવાશે. " શેઠને હિમ્મત આપતાં મુનિમે કહ્યું; અને પોતે ઘેર જવા તૈયાર થયો.

બીચારો મુનિમ ! તે શું કરે ? શેઠને

પુનર્વિવાહ ન કરવા તેણે ઘણુંય સમજાવ્યા, જૂદાં જૂદાં કારણો બતાવ્યાં, લાભ હાનિનો હિસાબ કરી બતાવ્યો, છેવટે જગતમાં કીર્તિને ડાઘ પડશે એમ પણ કહ્યું. પરંતુ લગ્ન કરવાનો શેઠનો નિશ્ચય ફર્યો નહિ. એટલે આખરના ઇલાજે મુનિમે મદદ કરવા હા પાડી હતી.

[ ૨ ]

ચારેક દિવસ થઇ ગયા છે. બળવંતરાય શેઠ પોતાની મેડીમાં આમતેમ આંટા ખાતા હતા. તે કંઇક બબડતા હોય તેમ જણાતું હતું–"ચાલો, વિરંચી પણ હવે જરા શાન્ત થયો. મુનિમે તેને ડહાપણથી સમજાવ્યો. છેવટે 'ભલે એમને યોગ્ય લાગે તે કરે' એમ પણ વિરંચીએ કહ્યું. હવે લગ્ન કરવામાં વાંધો નહીં આવે–" આ વિચારમાળા સામેથી ટપાલીને ગૃહ તરફ આવતો જોતાં તૂટી, અને કંઇ નવી આશાથી ટપાલ લેવા જાતેજ નીચે ઉતર્યા. ટપાલીએ બેગમાંથી એક નાનું બુકપોસ્ટ તથા એક પરબીડીયું તેમના હાથમાં મૂક્યું અને ચાલ્યો ગયો.

અધિરાઇથી તેમણે પ્રથમ બુકપોસ્ટ ખોલ્યું તે ખોલતાંજ તેમનો ચહેરો પ્રફુલ્લિત થયો. શું જોયું ? એક વીસેક વર્ષની સુંદરીનો કાર્ડ-સાઇઝનો તે ફોટો હતો. ખરેખર ! તેનું સૌંદર્ય અપ્રતીમ હોવાથી શેઠ મુગ્ધ થઇ ગયા. છેવટે તે બાજુએ મૂકી કવર ખોલ્યું તેમાં નીચે પ્રમાણે હતું:—

ભુલેશ્વર, મુંબાઇ.
તા....

" મહેરબાન સાહેબ,

જત તા....ના "સ્નેહવીણા" પેપરના અંકમાં આપના તરફથી છપાયેલી જાહેરખબર બાબત જણાવવાનું કે, અમારી બેન નામે મોહિનીનું લગ્ન લગભગ દસ વર્ષની વયે થતાં ૬ માસમાં વિધવા થયેલી છે. આપણી હિંદુ



એની કઢંગી રીત મુજબ પુરૂષો સ્ત્રીના મરણ પછી લગ્ન કરી શકે છે, જ્યારે બિચારી સ્ત્રી આખો ભવ વૈધવ્યાવસ્થામાંજ ગુમાવે. તેમાંય આવી બાળવિધવાઓ, જેમણે સંસારનો લ્હાવો સરખો બીલકુલ લીધો નથી, એવી બાળકીઓની આશાવેલ ફુલ્યા વગર એમને એમ કરમાઇ જાય છે. એ નિર્દય અને અમાનુષી રિવાજને અમે અંતઃકરણથી ધિક્કારનાર છીએ. આજ કારણસર અમે અમારી બેનનું પુનર્લગ્ન કરવા દૃઢ નિશ્ચય કર્યો છે. તેથી તેવા એક ઉચિત અને લાયક પતિ જેને ત્યાં અમારી લાડકી બેનને કોઇપણ પ્રકારનું દુઃખ ન પડે તેવાની શોધમાં અમે હતા. એટલામાંજ આપની જાહેરાત વાંચી. આપના નંબર ઉપરથી નામ ઠામની તપાસ કરી આપ યોગ્ય લાગતાં આ પત્ર લખ્યો છે.

જો આપની ઇચ્છા હોય તો અમને રૂબરૂ મળી જશો. આવતા પહેલાં પત્રથી ખબર આપશો, જેથી આપનો ઉચિત સત્કાર થઇ શકે. એજ.

લી. આપનો,
**મહાસુખદાસ પ્રેમચંદ શાહ.**

તા. ક. આ સાથે અમારી બેનનો હાલમાંજ પડાવેલો ફોટો આપને જોવા સારૂ મોકલ્યો છે તે જાણશોજી."

પત્ર વાંચી પુનઃ ફોટો હાથમાં લીધો અને સ્થિર દૃષ્ટિએ આ ફોટામાંની લાવણ્યમયી લલનાને જોઇ રહ્યા. "ત્યારે હવે આ માણસને તેના લખેલા સરનામે આજે સાંજેજ મળવા જવું. મુનિમ જોડે આવ્યો હોય તો ઘણુંજ ઠીક થાત. પરંતુ તે સ્હવારમાં જ દીલ્હીથી પોતાના એકના એક પુત્રની માંદગીનો અચાનક તાર આવવાથી આઠ દિવસની રજા લઇ ચાલ્યો ગયો છે. ! તેના આવવાની વાટ જોઇ શકાય નહીં. કારણ કે જો મંદવાડ વધુ પહોંચે તો તે વધુ દિવસ પણ રોકાઇ

જાય અને લગ્ન મુલતવી રાખવાથી અનેક આયચણો આવી પડવા સંભવ છે, માટે 'શુભસ્ય શીઘ્રમ' કરી નાંખવું એજ ઉત્તમ" શેઠે નિશ્ચય કરી નાંખ્યો.

સાંજે પાંચ વાગે કન્યાને જોવા તથા બધું નક્કી કરવા જવાનો ઠરાવ કર્યો. અને તે પ્રમાણે એક ચિઠ્ઠી પણ પોતાના એક નોકર સાથે લખેલા સરનામે પહોંચાડવા ગોઠવણ થઇ. આટલું કાર્ય કરી શેઠ અધ્ધર ચિત્તે પાંચ વાગવાની રાહ જોતા બીજા કાર્યમાં ગુંથાયા.

[ ૩ ]

**સાંજના** પાંચ વાગ્યાનો સમય હતો. આ સમયે મુંબઇ શહેર ફરવા નિકળેલા અનેક સહેલાણીઓ તથા શેઠાણીઓની ગાડીઓ, મોટરો તથા ટ્રામ વિગેરેથી ઉભરાઇ જતું હતું. બરાબર આજ સમયે એક ગાડી ભૂલેશ્વર તરફ પૂરપાટ દોડતી જતી જોવામાં આવે છે. કહેવાની જરૂર નથી કે, તેમાં બળવંતરાય પોતેજ હતા. અને લગ્નના ઉમંગમાં વારંવાર 'જલ્દી ચલાવ'નો ઓર્ડર ગાડીવાનને આપ્યે જતા હતા. અલ્પ સમયમાંજ ગાડી ભૂલેશ્વરમાં ફિરંગીના દેવળ પાસેની એક ગલી આગળ આવી ઉભી રહી. શેઠ ગાડીમાંથી ઉતર્યા.

"આ પેલું નાનું પણ નવા જેવું દેખાય છે તેજ મકાન, સાહેબ" સહવારે પત્ર આપી આવેલા નોકરે શેઠને મકાન બતાવતાં કહ્યું.

શેઠ તથા નોકર બન્ને ચાલ્યા, અને મકાન પાસે આવ્યા. એટલામાંજ તેમના આગમનની રાહ જોઇ તૈયાર થઇ ઉભેલો એક કિંમતી પોશાકમાં સજ્જ થયેલો યુવક અંદરથી આવ્યો.

"પધારો! પધારો! શેઠ સાહેબ" કહી પોતાને મહાસુખદાસ તરીકે ઓળખાવી તેણે ઉમળકાથી શેઠને સ્વાગત આપ્યું.

શેઠે મહાસુખનું ભભકાબંધ અસ્રીદાર અંગરખું, હીરકોરી કોરનું ઝીણું ધોતીયું, બનારસી ખેસ તથા એક ભારે પાઘડી જોઇ તેને અસલ ખાનદાન અને તવંગર શેઠીઓ માની લીધો.

શેઠ અંદર આવ્યા. અતિ આગ્રહથી તેમને એક મખમલથી મઢેલી સ્પ્રીંગવાળી ખુરશી પર બેસાડયા અને ધીમેથી મહાસુખદાસે બૂમ પાડી:—

"મોહિની બ્હેન! અંદરથી પાનની તાસક લાવોને જરા."

અંધકારમાં વીજળી ઝબૂકી હોય તેમ એક ગુલાબી વસ્ત્રમાં સુસજ્જિત થયેલી તથા ઘટતા આભૂષણોથી શણગારાયેલી મોહિનીએ શરમાતાં શરમાતાં સુંદર ભાતવાળી સુનેરી તાસક શેઠની પાસે મૂકી અને કોઇ ન જોઇ શકે તેમ શેઠ ઉપર એક સ્મિતયુક્ત કટાક્ષ ફેંકયો, અને વિવાહઘેલા શેઠને ઘાયલ કરી અંદર ચાલી ગઇ.

મોહિનીના સૌંદર્યથી અંજાઇ ગયેલા શેઠ આ કટાક્ષથી પાણી પાણી થઇ ગયા. તેમનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. આ વાત કોઇ જોતું નથી એમ માની લેતા શેઠે જો બારીકાઇથી મહાસુખ પર નજર કરી હોત તો જણાત કે તે, તેના જેવાંજ ઉત્તમ વસ્ત્રો પરિધાન કરેલા સાથી સાથે આંખમીંચામણાં કરી મંદ સ્મિત કરતો હતો. તેના મુખ ઉપર વિજયના ચિન્હ સ્પષ્ટ જણાતાં હતાં એમ કોઇ પણ બાહોશ માણસ જોઇ શકત.

છેવટે મહા મહેનતે સ્વસ્થ થતાં શેઠે તેમના થનાર સંબધીઓની સાંસારિક સ્થિતિ જાણવા જિજ્ઞાસા બતાવી, એટલે મહાસુખે પોતાની જાળ પાથરતા મીઠી મીઠી વાત કરવા માંડી: 'હું પંજાબમા એક મોટી બેંકમાં કેશીઅર છું, જ્યા હાલ મ્હને રૂ. ૫૦૦) મળે છે." પછી પોતાના સાથીને બતાવી કહ્યું:— "આ મ્હારા ભાઇ, તે એક દેશી રાજ્યમાં

મોટા પોલીસ અમલદાર છે." આ શિવાય પોતાના કુટુંબની ખાનદાની વિષે લાંબી લાંબી વાતો કરી, અને તેથી અલબત બળવંતરાય શેઠને સંતોષ થયો.

આખરે લગ્નની સરત જણાવતાં તે બોલ્યો: "જુઓ શેઠજી ! મ્હારે જરા વહેવારમાં સ્પષ્ટ થવું જોઇએ. કારણ કે "આહારે વ્યવહારે ચ સ્પષ્ટવક્તા સુખી ભવેત્ ।" પ્રથમથી નક્કી કર્યું હોય તો પાછળથી વાંધો ન આવે. માટે જુઓ લગ્નના બદલામા મોહિની તરફથી એક સરત મ્હારે તમને જાહેર કરવીજ જોઇએ."

શેઠ જોઇ શકે તેમ અંદર ઓરડામાં બેઠેલી મોહિનીએ પુનઃ બળવંતરાય તરફ દૃષ્ટિપાત કર્યો અને આંખ સાથે આંખ મેળવી, ભાન ભૂલાવી દે તેવું એક મધુર સ્મિત કર્યું.

શેઠનો જીવ ઉંચો નીચો થવા લાગ્યો. મહા મહેનતે આત્મસંયમ કરી ત્યાંથી દૃષ્ટિ પાછી ખેંચી લઇ મહાસુખ તરફ જોતા બોલ્યા: "બેલાશક ! જે હોય તે જણાવી દ્યો 'ખરી વાતમાં ખાર શો ?'"

"વારૂં ત્યારે જુઓ. માફ કરજો. પણ આ આપનુ મ્હારા જાણવા પ્રમાણે બીજી વારનું લગ્ન છે વળી તમને પુત્રપૌત્રાદિ પણ છે. માટે ન કરે નારાયણ—મ્હારે કહેવુંજ જોઇએ—અને વળી અમર થઇ દુનીઆમાં કોણ આવ્યું છે ?—માટે તમારા દેહ પછી મોહિનીના ભરણપોષણ માટે તમે શું ગોઠવણ કરશો ?"

આટલું બોલી મહાસુખ અચકયો, અને શેઠના મ્હો ઉપર તેની શા ફેરફાર થાય છે તે ઝીણવટથી જોઇ રહ્યો.

ખરેખર ! જે ગંભીર પ્રશ્ન મત્સ્યરાજાએ ભીષ્મના પિતા શાંતનુને મૂકયો હતો તેજ પ્રશ્ન આજે મહાસુખે બળવંતરાયને મૂકયો.

શેઠ વિચારવમળમાં પડયા. આખર એ બોલ્યા: "પણ મ્હારો પુત્ર વિરંચી તેનું ભરણપોષણ હાવકી રીતે ન કરે તેવો છેજ નહીં, એવી મ્હને ગળા સુધી ખાત્રી છે. છતાં તમે કહો તો કંઇ રકમ હું મોહિનીના નામ પર મૂકવા તૈયાર છું. અહો ! એજ કે બીજું ?" શેઠે મહાપ્રયત્ને બેફિકરાઇનો ડોળ કર્યો.

છેવટે મહાસુખે પોતાની સરત જણાવી દીધી. સરત સાદી અને છેક ભારે નહોતી. એક માળો મોહિનીના નામ પર ચઢાવી આપવો. તેમજ દસ હજાર રૂપીઆ મોહિનીના નામે જૂદાજ બેંકમાં મૂકવા, તથા તેની ચોપડી મહાસુખદાસ પાસે રહે. વળી બન્ને સરતોનો અમલ લગ્નને દિવસે સ્હવારેજ થવો જોઇએ. અને તે પ્રમાણે થયા પછીજ લગ્નવિધિ થશે. તે પણ સાથે સાથે મહાસુખે સ્પષ્ટપણે જણાવી દીધું.

કેટલીક આનાકાની પછી છેવટે તે સરતો કબુલ થઇ અને શેઠ તેની રજા લઇ ઘેર આવ્યા; ઘેર આવી વિરંચીને ધીમે રહી સર્વ વાત જણાવી તથા લગ્ન પણ ત્રણ દિવસ પછી 'સંસાર સુધારા હૉલ'માં થશે એમ જણાવી દીધું. પુત્રને પિતાનું આ કાર્ય બીલકુલ પસંદ ન હોય એ સ્વાભાવિક છે; છતાં પિતાને સંતોષવાને ખાતરજ 'ભલે' કહી લગ્નની તૈયારી કરવા માંડી.

લગ્નને દિવસે સ્હવારે બે ત્રણ સુધારક શેઠીઆને તેડી તેમની સાખ રાખી બળવંતરાયે સ્પેસીબેંક પર દસહજારનો ચેક તથા એક ૨૫—૩૦ હજારનો માળો મોહિનીના નામ પર લખી આપ્યો.

તેજ દિવસે બડી ધામધુમથી ન્યાતની ઝાઝી પરવા ન રાખતા 'સંસાર સુધારા હૉલ'મા બળવંતરાય તથા મોહિનીના લગ્ન ( ? ) થયાં. એક ચાલ્યો જેને સંસાર સુધારકોએ મોટા પગાર આપી 'પુનર્વિવાહ

શાસ્ત્રસંમત ' હોવાના પ્રમાણુ તથા નવા વિધિના મંત્રો બનાવી, લગ્ન કરાવવા રોકેલા હતો તેણે પરસ્પર વફાદાર રહેવાની તથા જીંદગી પર્યંત મિત્ર રહેવાની ' પ્રતિજ્ઞા ' તેમની કને લેવરાવી. તથા शुभं भवतु, कल्याणमस्तु, शतपुत्रवतीभव વિગેરે આશિર્વાદ આપ્યા.

વિધિ પૂરો થઇ રહેતાં એક મીટીંગ ભરાઇ તેમાં બળવંતરાય શેઠે બતાવેલી અપૂર્વ હીંમત, સુધારા પ્રત્યે તેમની સહાનુભૂતિ વિગેરેના વખાણ થયાં. તેમને ધન્યવાદ આપી સભા બરખાસ્ત કરવામાં આવી. બન્ને વરવધુ નવી જીંદગી શરૂ કરવાને ઘેર પાછા ફર્યાં.

બન્ને વરવધુ ગૃહે ' આવતાં તેમને પોખી સ્વાગત કરવાને વિરંચીની વહુ, તેની બ્હેન ગિરિજા, બીજાં આડોસી પાડોસી તથા સગા વહાલાના બૈરાં ભેગા થયા હતા. દરેકને વહુની સુંદરતા, છટા, વિગેરે જોઇ સંતોષ થયો તથા તે પ્રમાણે વિરંચીની વહુને તથા તેની નણંદ ગિરિજાને અભિનંદન આપવામાં આવ્યું

પરંતુ ખરી રીતે તો સંતોષ ન પામવામાં માત્ર વિરંચી ને ગિરિજા હતાં. ત્યારે શું તેઓ ઇર્ષ્યાથી તેમ કરતાં હતા ? ના, ના. ત્યારે ? તેમને ગૃહમાં લાવતી વખતે ચાલાક ગિરિજાએ પ્રથમવારજ પોતાની નવી 'મા' ને જોઇ. કેટલીક મિનીટ સુધી તે ધારી ધારીને મોહિનીને જોઇ રહી. અને તેની કાજળથી આંજેલી કાળી આંખો પરથી તેનું હૃદય ઉકેલવા પ્રયત્ન કરવા લાગી. તેનું સુંદર મુખ લાંબા કેશ, ભરાવદાર કપોળ, મૃદુ શરિર વિગેરે અંગલાલિત્ય જોઇ તેને સંતોષ થયો. પરંતુ તેની આંખો . તે આંખો પણ શરિરના પ્રમાણમાજ સુંદર અને કાળી હતી પરંતુ તે ' કાફર ' આંખોની પાછળ એક કાળી છાયા ગિરજાને લાગી. કડે છે કે, ' Eye is the window of mind ' ' આંખમાંથી મન ડોકીયાં કરે છે' અને તે દ્વારા, વિચાર, વર્તણુક વિગેરેનો પાર 'પામી શકાય છે.

હરેલ અને સંસારમાં ઘડાયલી ગિરિજાને મોહિનીને જોઈ સંતોષ થયો નહીં. તેની આંખે સાક્ષી પૂરી નહીં. તે પોતાના ભાઈ પાસે આવી અને તેને નવીન ' મા ' માટે અભિપ્રાય પૂછયો.

વિરંચીને પણ તેવીજ લાગણી થઈ રહી હતી. સાવકી માતાની આંખમાં એવું તે શું કુદરતી ઝેર હતું. જે જોઇને તે બન્ને પ્રસન્ન ન થયાં ? તેઓ પોતે પણ આ કાળી છાયા શું હશે તે સમજી શક્યાં નહીં.

ગમે તેમ હોય તોપણ છેવટે બન્નેયે મોહિનીને ' મા ' તરીકે માન આપવાની ફરજ સમજી તેની સાથે યોગ્ય વર્તન રાખવાનો નિશ્ચય કર્યો.

પૂનર્લગ્ન કરવાથી ન્યાતમાં થોડી ચેંપેચેંપ થઈ પરંતુ તેની તેમને થોડીજ દરકાર હતી ? વળી તેમના દ્રવ્યથી તથા ન્યાતમા વગ અને માન ઘણું હોવાથી નજીવો દંડ લઈ ન્યાતે તેમના લાભનું સમાધાન કર્યું. અને શેઠ કંઈક નિવૃત્ત થવા લાગ્યા.

## [ ૪ ]

લગ્ન થયાને એક અઠવાડીયું થયું હશે. પ્રથમ તો વિરંચી નવીન માતાને ઝાઝું ન બોલાવતો. પરંતુ અલ્પ સમયમાજ મોહિનીના મીઠી જીભ તથા સ્નેહભરી વર્તણુંકથી વિરંચીથી તે નાના છોકરા સુધીનાં મન એણે જીતી લીધાં. બળવંતરાયને પણ તે જોઇ વિશેષ સંતોષ થયો. બળવંતરાય મોહિનીનો શબ્દ ઉથાપતા નહીં. વાદી આગળ મંત્રમુગ્ધ સર્પની માફક મોહિની જેમ નચાવે તેમ શેઠ નાચતા. પિતાને નવિન મા પાસે '-જી લબ્બે' કરતા જોઇ વિરચીને ખેદ થતો. મોહિનીને ભારે કપડા તથા હીરાના દાગીનાનો બહુ શોખ

છે એમ ખબર પડવાથી તે શોખ પૂરા કરવામાં તેમણે કશીજ કચાશ રાખી નહી. છતાં વિરંચી આ બાબતો ઉપર અલક્ષ્યવૃત્તિ-બેફિકરાઇ ધારણ કરતો. આથી ગૃહમા શાતી જળવાતી હતી, જે જોઇ શેઠને પરમ સંતોષ થતો.

* . *

આજ સ્હવારની બળવંતરાયને ત્યા દોડધામ થઇ રહી છે. બધાના મુખમાં એકજ શબ્દ હતો: " કયાં ગઇ હશે ? "

સ્હવારમાં ઉઠતાં બળવંતરાયને માલમ પડયું કે મોહિની નથી. તેનો પત્તોજ નથી. પ્રથમ તો આટલામાંજ હશે એમ ધારી મન વાળ્યું પણ છેવટે ઘડીઆળમાં આઠ, નવ, અને આખરે દસ પણ થયા. કોઇ કંઇ કહેતું અને કોઇ કંઇ કહેતુ. એમ ભેગા થયલા લોકમાથી દરેક પોતપોતાનો મત આપતા અને મોટે ભાગે તાલજ જોતા.

" કદાચ એને પિયર ગઇ હશે. " પાડોશી ધનકોરબાએ આગળ આવી નવો વિચાર સુઝાડયો. " વખત છે એકદમ બાઇ બાઇની તબીયત એકાએક બગડી હોય અને ત્યાંથી તેડવા આવ્યું હોય અને એ ત્યાં ગઇ હોય એમ બનવા જોગ છે. માટે ત્યાં તપાસ કરો, "

" પણ તે જાય તો મ્હને કહીને જાય ને ? " શેઠ ઢીલા થઇ બોલ્યા. છતા આ સુચનાનો અમલ જલ્દી કરવા પોતેજ નીકળી પડયા.

ગાડીમાંથી ઉતરી ઉતાવળે પગલે મહાસુખદાસના ઘર આગળ પગ મૂકતાંજ બધું શાંત લાગ્યું. ઘરૂ ખાલીજ હતું. એટલામાં ઓટલા પર મકાનના માલીકને ત્રણચાર માણસ સહિત ઉશ્કેરાયલી સ્થિતિમાં ઉભેલો જોયો. તેની પાસે આવી પૂછયું:

" આ મહાસુખદાસ કયાં ગયા છે ? " શેઠે ચિંતાગ્રસ્ત થતા ઉદાસ ચહેરે પૂછયું.

" અરે ! તેનોજ પત્તો નથી ને ? " તે ઉશ્કેરાઇ બોલ્યો. " મ્હેં ન્હોતું જાણ્યું કે આવો ગૃહસ્થ જેવો જણાતો માણસ સોનેરી ટોળીમાનો એક હશે. પચાસ રૂપીઆ મકાનનું ભાડું તથા પચાસ રૂપીઆ તક્તા, ખુરસી, ટેબલ, વિગેરે ફરનીચરનું ભાડું કરી મ્હને સો રૂપીઆને માથે બેસાડી. "

" પણ તેનો સામાન તો લઇને નથી ગયો ને ? " બળવંતરાયે જરા વિચાર કરી કહ્યું.

" વળી સામાન સાથે લાવ્યોતોજ કયારે ?' પણ ફીકર નહીં. કયાં જવાનો છે ? હમણાંજ જઇને પોલીસમાં જણાવું છું. " એટલું બોલી રજા માગી ત્યાથી એ ચાલ્યો ગયો.

આથી બળવંતરાયના દીલને પૂરેપૂરો ધ્રાસકો પડયો. એકદમ એ ઘેર દોડયો. અને ઓરડામાં આમ તેમ તપાસ કરતાં ત્રીજોરીમાંથી પાચ સાત હજારના હીરાના દાગીનાનું બોકસ ગુમ થએલું માલમ પડયું. વળી કાગળ સાથે મોકલેલો મોહિનીનો ફોટો–તે પણ ગુમ !

એકંદરે લગભગ ૫૦ હજારને માથે બેઠી હતી. તપાસ કરતાં માળો એક કંટ્રાકટરને રોકડા ત્રીસ હજારે વેચી નાખેલો માલમ પડયો. બેંકમાં તપાસ કરતાં ચેક પણ વટાવેલો માલમ પડયો.

થયું ! આથી શેઠ ગાડા જેવા થઇ ગયા. પોલીસમાં ખબર અપાઇ. દરેક સ્થળે તાર મૂકવામાં આવ્યા. પણ ફોકટ.

આ વાત આખા મુંબઇમાં વાયુવેગે પ્રસરી ગઇ. દરેક જગાએ " શેઠને આટલી વયે આ શું સુઝયું ? " કરી લોકો હસતા તથા મશ્કરી કરતા. વિરંચી આ ફજેતી વગર બોલ્યે સાંભળી રહેતો. હૃદય દુખિત છતા : પશ્ચાતાપથી

બળતા પિતાને એક શબ્દ પણ એણે નહોતો કહ્યો.

પરંતુ બળવંતરાયને તો લોકોમાં મ્હો બતાવવુંજ ભારે પડયું. પુત્રને સમજાવી પોતે તેજ દિવસે રાત્રે દિલ્હી જવા ઉપડયા, જેથી મન શાંત થાય અને વાત વિસારે પડે

" જો કાંઇ ખબર આવે તો તારથી મ્હને જણાવજે " બ્હીસે મ્હોંએ એટલું કહી શેઠ ગયા

દીલ્હીમાં મુનિમનું ઘર વધુ મહેનત વિના શોધી કહાડી શેઠ ઘરમાં આવ્યા. બળવંતરાયને એકાએક આવેલા જોઇ મુનિમ અજાયબ થયો. " કોણ મ્હારા શેઠજી ? તમે જાતે ! આમ ફીક્કા કેમ જણાવ છો ? બધાંની તબીયત તો સારી છે ને ?"

" હા ! હું તેજ અભાગી શેઠ ! પણ મુનિમ ! પહેલા મ્હને કહો, તમારા પુત્રને કેમ છે ! "

" હવે ઠીક છે. પણ આ તમારા વિચિત્ર બોલવાનો ભાવાર્થ શો છે ? " મુનિમે ગભરાઇ પૂછ્યું.

શેઠે તમામ વાત કરી અને છેવટે રડી પડ્યા.

" મુનિમ ! મ્હેં આ શી મૂર્ખાઇ કરી ? તમે, વિરંચી, સર્વેયે મ્હને સમજાવ્યો. પણ હું મૂર્ખો ન સમજ્યો. પૈસાના પૈસા ગયા; વળી લોકમાં મ્હોં બતાવવા જેવું પણ ન રહ્યું. હવે હું શું કરૂં ? "

" શાંત થાઓ, " મુનિમે આશ્વાસન આપતાં કહ્યું. " જો હું ત્યાં હોત તો, આમ ન થવા દેત મ્હેં તમને તે સમજાવવામાં બાકી નહોતી રાખી. પણ ફીકર નહીં. થનાર વસ્તુ આગળ આપણું ડહાપણ શું ચાલે ? આપણી મુંબઇના પોલીસ બહુ ચતુર ગણાય છે. જલ્દીજ આ સોનેરી ટોળીનો પત્તો મેળવશે "

આમ શાંત્વન આપી સાંજે બન્ને બજારમાં ફરવા ગયા. જેથી શેઠને જરા શાંતિ થાય. એક મહોલ્લામાંથી બન્ને પસાર થતા હતા. એટલામાં શેઠની નજર ઉંચે એક બારીમાં પડી. તેમણે એકદમ ચીસ પાડી.

"કોણ મોહિની? મુનિમ ! અરે તેજ છે!"

" પણ કોણ તેજ ? " મુનિમે ઉંચે નજર નાખતાં ગભરાટમાં પૂછ્યું.

" તેજ ! મ્હારી પત્ની ! "

મુનિમે ઉંચે જોયું. બારીમાંથી એક સ્ત્રી શેઠને જોઇ અંદર જલ્દી પેસી જતી હતી. આ જોતાંજ તે બધું સમજ્યો.

" હેં ! આ તે તમારી પત્ની કે ગામ-પત્ની ? "

" એટલે ? "

" અરે ! એ તો દીલ્હીમાં નવીજ આવેલી મોહનજાન નામની નાયકા-ગાનારી છે. પણ ઉભા રહો. હવે તે કયાં જવાની છે?"

તુર્તજ પાસેની પોલીસચોકીમાં ખબર આપવામાં આવી. પોલીસે તે મકાનને કબજે કર્યું. અને બન્નેએ પોલીસ અમલદાર સાથે અંદર પ્રવેશ કર્યો.

પણ તેઓની નિરાશા વચ્ચે તેઓએ શું જોયું ?

અફસોસ ! તે ચિનાઇ ત્રિપુટી જાણે પાતાળના પેટામાંજ ગરક થઇ ગઇ હોય તેમ સાંથી એકાએક અદશ્ય થઇ ગઇ હતી.

મકાનમાં કોઇ ન હતું. થોડો ઘણો સામાન તથા કપડાં અસ્તવ્યસ્ત પડયાં હતાં. મોહિની ઉર્ફે મોહનજાન પોતાના શાગીર્દ મહાસુખ ઉર્ફે મહંમદ અને તેના સાથી અહમદને લઇ શેઠને દિલ્હીમાં આવેલા જોઇ મીનીટ પણ ન થોભતાં ગેબ થઇ ગયો. પાછળનું બીજું બારણું ઉઘાડું માલમ પડયું.

" આ બારણેથી નાસી ગઇ લાગે છે," નિરાશ થઇ અમલદારે કહ્યું. "પણ હમણાંજ બધે તાર કરીએ છીએ." તેણે હીંમત આપતાં જણાવ્યું.

ત્રણે જણા બહાર આવ્યા. અને મકાનને તાળુ લગાવવામાં આવ્યું.

સ્ટેશન વિગેરે સ્થળોએ તાર કરવા છતાં પરિણામ શૂન્યજ આવ્યું. હતાશ થઇ મુનિમ તથા શેઠ ઘેર આવ્યા.

× × ×

આ વાતને આજ કેટલાક દિવસ થઈ ગયા છે. બધું વાતાવરણ હવે થાકીને શાંત થયું હતું. મુનિમના પુત્રની તબીયત હવે સુધરી ગઇ હોવાથી મુનિમ તથા શેઠ બન્ને મુંબઇ પાછા આવ્યા છે. શેઠનો મિજાજ હવે બીલકુલ ઉતરી ગયો છે. મુનિમ તથા વિરંચીની સલાહ વગર એક ડગલું પણ તેઓ ભરતા નથી. હવે તો તેઓ દરેક જણને એમજ કહે છે, "ભાઇ ! ડાહ્યા હોતો મોટી ઉમ્મરે લગ્ન કરતા નહીં." વળી હવે તેમને પુનર્વિવાહ તથા "સંસાર સુધારા" વિગેરેની ગંધ પણ ગમતી નથી. છાપાં અને જાહેરખબર તરફ તો તેમનું વલણ તદ્દન બગડી ગયું છે. હવે તો તેઓ પોતાના પૌત્રને ખોળામાં લઇ રમાડવામાં તથા પ્રભુનું ભજન કરી આયુષ્યની ઉત્તરાવસ્થા ગાળવામાં આનંદ લે છે.



## બસ પરણી જાઓ !

હિંદમાં પાંચ વર્ષની અંદરના પરણેલા છોકરાની સંખ્યા ૧૫૧૫૧૮ છે, દસ વર્ષની અંદરના ૩૨૪૧૨૭ અને પંદર વર્ષની અંદરના ૮૧૦૫૭૭ છે. પાંચ વર્ષની અંદરની પરણેલી છોકરીની સંખ્યા ૨૨૧૯૭૭૮ છે, દશ વર્ષની અંદરની ૨૪૩૦૧૩૬ છે અને પંદર વર્ષની અંદરની ૧૦૮૭૦૨૪ જેટલી છે. અને આંખ ઠરી જાય એવા વિધવાઓનાં આંકડા હવે જુઓ. એક વર્ષની અંદરની ૮૬૯ વિધવા, (તોબા તોબા) પાંચ વર્ષની અંદરની ૧૭૭૦૩, દસ વર્ષની અંદરની ૭૪૨૭૦, પંદર વર્ષની અંદરની ૨૨૩૦૪૨ અને પંદરથી વીસ વર્ષની અંદરની વિધવાઓની સંખ્યા ૩૩૫૦૧૫ જેટલી છે.

× × × ×

એક શહેરમાં એક માણસ કોઇ વિચિત્ર પ્રકારનો વાંદરો લઇ આવ્યો હતો અને એક આનાની ફી લઇને લોકોને બતાવતો હતો. એક શહેરીએ તેની પાસે આવીને આજીજી કરીઃ "તમે ફીમાં કાંઇ ઘટાડો કરી શકશો ? મારે મારી પત્ની અને સત્તર બાળકો માટે ટીકીટો લેવાની છે !".

"સત્તર બાળકો !" પેલો અજાયબીથી બોલ્યો. "જરા અહિં જ ઉભા રહો. હું વાંદરાનેજ બહાર લઇ આવું; તમને જોઇને તેને આનંદ થશે."




## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

(૧) તીવ્ર સ્વરો માટે નીશાની કંઈ નથી.

(૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે મ = મ કોમળ સમજવો.

(૩) જે સપ્તકમાં ગાયન વગાડવું હશે તેનાથી પાછલા સપ્તક ( ખરજ અથવા મંદ ) તેમજ આગલા સપ્તક (ટીપ અથવા તાર)નો સ્વર બતાવવા, ગાયનના અક્ષરની નીચે અનુક્રમે સ્હેજ પાછળ આગળ મુકવામાં આવશે. જેમકે: ભા (એટલે ખરજનો તીવ્ર ની) અને ભા (એટલે ટીપનો તીવ્ર રે) વગેરે.
રે ની

તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નીશાની કરવામાં આવશે. જેમકે–ભા " વીના–આમાં ' ભા ' પર તાલનો ઠેકો ગણવો.

ગાયનમાંના અક્ષરોને આ...ઈ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઇ... બતાવવાને માટે એવા દરેક વધારાના સ્વર માટે...આમ ત્રણ મીંડા વચમાં મુકવામાં આવશે. જેમકે ભા...વી ના ( એટલે કે ભા. આ. વી. ના એમ સમજવું ).
મ પ મ મ

## પનઘટ. ×

( સખિ! પડવાની પણ પ્રાત ગતમત્ય ભૂલી રે: એ રાહ )

સ ખિ! પ" ન ઘ ટ ના" પ રિ યા" ણ
સા સા પ સા સા પ પ ગ મ પ ની
મુ જ ને... ...મી"...ઠો...રે"...
ધ ધ પ મ ગ ગ મ પ ધ પ મ
એવા...સ" હિય ર રે...રો.......સ" ગ
મ મ ગ રે ગ ગ ગ મ પ ધ મ પ મ
દો...લી.....ધ દી'.......ઠો.......રે
ગ રે ગ મ પ ગ મ રે મ ગ રે સા.

( બાકીની લીટીઓ ઉપર પ્રમાણેજ વગાડવી. )

( નોંધ:—જે બ્હેનોને આ કોલમનો લાભ લેતાં કંઈક મુંઝવણ થતી હોય, અથવા જેમને બીજા કોઈ મનપસંદ ગીતો શીખવા હોય તે બ્હેનોએ લખી મોકલવું, જેથી કરી જરૂરી ફેરફાર કરવામાં આવશે. જ. દ. ખં. )

---

× આ રાગ સ્વ. ભોટાદકરની ' રાસતરંગિણી ' નામના કાવ્યસંગ્રહમાંથી લીધો છે આ પુસ્તક "ગુણસુંદરી" કાર્યાલયમાંથી રૂ. ૦–૧૦–૦ ની કિંમતે મળી શકશે. પોસ્ટથી મંગાવનારે અગીઆર આનાની ટીકીટ બીડવી

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ–દુઃખના સવાલ જવાબ.

| તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં તંત્રીને પુછો. | સંપાદક : રા. જ. દુ. અંધડીઆ | કોઇ પણ વાંચક જવાબ આપી શકશે. તે સિવાયના સવાલો તંત્રી ઉકેલશે. |
|---|---|---|

( અમારા ગયા અંકમાં આ કોલમ ખોલવાની જાહેરખબર બ્હાર પડતાંજ નીચેના સવાલો અમને આવી મળ્યા છે )

(૧) અમદાવાદથી એક બ્હેન પુછે છેઃ–

" × × બપોરનો વખત કેમેય જતો નથી. શું કરવું ? "

જવાબઃ 'ગુણસુંદરી' ફરી ફરી વાંચો ને હો તેથી વધુ ગુણસુંદરી થવા યત્ન કરો.

× × ×

(૨) અમદાવાદથી 'ઉમા'બ્હેન પુછે છેઃ–

" જાહેરખબરોવાળા માથાના તેલોથી કંટાળી ગઇ છું. કયું તેલ સૌથી સારૂં વાપરવામાં ? "

જવાબઃ ઘેર બનાવેલું કોઇ પણ તેલ.

× × ×

(૩) શાન્તાકુઝથી સૌ. કલાવતી પુછે છેઃ–

" × × સાડીને એક પીળો ડાઘ પડ્યો છે, કેમેય જતો નથી. કંઇ ઉપાય ? "

અનુભવી વાંચકો માટે જવાબ બાકી.

× × ×

(૪) એજ બ્હેન વળી પુછે છેઃ–

" હું બહુ ભણેલી નથી. કયું માસિક સારૂં ? ઘર જાળવવું કે સભાઓમાં જવા માડવું ? "

જવાબઃ અ તમારે માટે 'ગુણસુંદરી' અથવા ' સ્ત્રીબોધ. '

ब પહેલું ઘર પછી સભા.

× × ×

(૫) મુંબઇઃ બી. એ. નો અભ્યાસ કરતી બ્હેન પુછે છેઃ–

" સાક્ષરોમાં સૌથી વધુ ચઢે કોણ ? "

જવાબઃ એકએકથી એકએક !

× × ×

(૬) ઉંઝા ( ઉ. ગુજ. ) દેવાબ્હેન પુછે છેઃ–

" સુવાવડમાં પહેલાં ત્રણ દિવસ શીરો ખવડાવવામાં આવે છે તે વૈદક નજરે સારો કહેવાય ખરો ? "

જવાબઃ ( સામાન્ય નજરે ) શીરાની કોણ ના પાડે ? વૈદક નજરે જવાબ બાકી.

× × ×

(૭) વડોદરાઃ એક બ્હેન પુછે છેઃ–

" ઉન્હાળામાં બચ્ચાંઓને અળાઇ થાય છે ત્યારે ગુજરાતી માતાઓ

તેમને વરસાદમાં ઉભા રાખે છે. તે ઉપાય ડોશીશાસ્ત્રનો છે છતાં આબાદ નુસ્ખો છે. ડોકટરો શું કહે છે તે કંઇ જણાય ?"

જવાબઃ વડોદરામાં પડયો તેવા વરસાદમાં તો બા આપણાથી ન ઉભા રહેવાય ! છતા ડોકટરી જવાબ બાકી.

× × ×

(૮) કોચીનથી એક બ્હેન પુછે છેઃ–

"મારે અંગ્રેજી શીખવું છે. કઇ ચોપડી મંગાવી શરૂ કરૂં ? ક્યાં મળશે ?"

જવાબઃ અંગ્રેજી-ગુજરાતી પ્રાઇમર. કોઇ પણ બુકસેલરને ત્યાંથી મળશે.

× × ×

(૯) સુરતથી એક બાઇ પુછે છે.–

"બૈરાંઓને લુગડાં દાગીના પર બહુ મોહ છે તે દુર કરવાનો કંઇ ઉપાય ?"

જવાબઃ 'માગે તેથી વધુ પહેરાવવા ! અતિપરિચયથી આખરે તેને અભાવ થશે !

× × ×

(૧૦) મનમાડથી એક ધરમાળી બ્હેન પૂછે છેઃ–

"ગુજરાતી બ્હેનો કપાળે કંકુનો ગોળ ચાંલ્લો કરે છે તેનો કંઇ અરથ ? બીજી કોઇ ચીજ, બીજે કોઇ ઠેકાણે કે બીજી કોઇ ડીઝાઇન શા માટે નહિ ?"

જવાબઃ એ સૌભાગ્ય ચિન્હ છે જે બતાવે છે કે તે સધવા છે. વિધવા બ્હેનોને એ ચાંલ્લો કરવાનો હક્ક નથી. બીજી ગમે તે ચીજ, ગમે તે ઠેકાણે, ગમે તે ડીઝાઇન હોત તોય તે દહાડે પણ એવોજ સવાલ પૂછાત. છતાં કપાળમાં સીમેટ્રી દેખાય છે, લાલરંગ હિંદુત્વનો છે ને ગોળાકારનું કારણ આંગળીનું ટેરવું ગોળ છે ! તે ચોરસ હોત તો બીજી ડીઝાઇન પણ થાત !

× × ×

(૧૧) મુંબઇથી એક પારસી બાનુ પૂછે છેઃ–

"પારસી બ્હેનોના સવાલોને 'ગુણસુંદરી'માં જગા મળશે કે ?"

જવાબઃ જગા તો છે, સવાલો મળશે કે ?

× × ×

(૧૨) વલસાડથી બ્હેન કાશી પૂછે છેઃ–

"અમારા તળાવમાં કમળો બહુ દેખાય છે તે કોણ વાવવા ગયું હશે ? એની મેળે કેમ કરી થતાં હશે ?"

જવાબઃ કુદરત. કુદરતના ખેતી વિજ્ઞાનની અમને શું. કોઇને ખબર નથી.

# સૌંદર્યની નિશાળ.

## સ્ત્રી જીવનની ઝીણી બાબતોમાં કેટલીક શિખામણો

( લે. " ડાહીબ્હેન " ).

### લુગડાં કેવાં પહેરશો ? ફેન્સી કે સાદા ?

આ એક સવાલ જુગજુનો છે. ફેન્સી શબ્દ તો હમણાં નીકળ્યો પરંતુ જુના જમાનામાં પણ સાદાઇ અને ભપકા વચ્ચે લડાઇ ચાલી ચુકી છે, અને તેની સાબીતી.

"સાદી ભાષા સાદી કડી, સાદા વાત વિવેક;
સાદામાં શિક્ષા કથે તેજ કવિજન એક."

એમ શામળભટ્ટ કહે છે. કવિજનને સબોધીને કવિએ આડકતરી રીતે સામાન્ય જનનેજ સાદા થવાનો બોધ આપ્યો છે એ બોધ પછી એ જુનો સવાલ પાછો કોઇ કવિજને ચર્ચ્યો ન્હોતો. અને હવે ટુંક મુદત પર ગાંધી–નરસિંહરાવ યાને મહાત્મા–સાક્ષરની ચર્ચાએ જગાડ્યો છે.

મહાત્માજીની ખાદીમાં તદ્દન સાદાઇ હોવાથી સાક્ષર નરસિંહરાવને કલાની દ્રષ્ટિએ સૌંદર્ય નહિ જણાયું અને તેમણે સ્ત્રીઓને–કલારસિક સ્ત્રીઓને એ ખાદી ન પહેરવા કહ્યું. તો હવે આ બે મહા પુરૂષોમાંથી સ્ત્રીઓએ કોની વાત માનવી ?

મારે મતે તો બન્ને ગાંડા ભાઇઓ છે ! બે છેડા પર ઉભા રહી બન્ને પોતપોતાના સ્થાનને ઉત્તમ ગણાવે છે, ને વચ્ચે સામાન્ય પ્રજા મુંઝાઇ રહી છે કે કઇ દિશામાં જવુ. બ્હેનોને હું એક મધ્યમ માર્ગ સૂચવું.

આ દ્વિગુણાત્મક સૃષ્ટિમાં બન્ને જાતના સર્જનો છે. કેટલાક જીવો સાદા જન્મે છે અને સાદાઇમાંજ શોભે છે, જ્યારે બીજા જીવો ભપકા અને ટાપટીપ માટેજ જન્મતાં હોય તેમ તેમાંજ શોભે છે. એટલે કે " નરી સરળતા " જેવી વ્યકિતઓ સાદાં લુગડાંમાં જ શોભશે જ્યારે " નર્યા મદભર્યાં નયનો " ભપકામાં જ શોભશે. બધી વ્યક્તિઓને એક જ નિયમની લાકડીએ ન હકાય. આ વસ્તુનો વિચાર કર્યા વગર બન્ને મહાપુરૂષોએ વિધાનો કર્યા લાગે છે.

અમેરિકાનો પહેલવાન મેકફેડન પણ શરીર સુધારણા માટે બધાને એકજ નિયમ લાગુ પાડવાની ના કહે છે. પોતપોતાના શરીર બંધારણ અનુસાર સૌ જે તાકાત કે વજન મેળવવાના હોય તે નકી કરી લે.

ડૉકટરો પણ એક જ રોગ માટે બધા દર્દીઓને એકજ દવા લાગુ પાડવાની ના કહે છે. પરંતુ જુદી જુદી દવાઓ સૂચવે છે.

માણસોથી આવી ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ જોતાં પોતાને કયા લુગડાં માફક આવે છે તે નક્કી કરવાનું તે વ્યકિત પરજ છોડવું જોઇએ. અને તે પ્રમાણે તે વર્તે તો સાદી સ્ત્રીઓએ ભપકેદાર બ્હેનોને તેમજ ફેશનેબલ સ્ત્રીઓએ સાદી સ્ત્રીઓને વખોડવી ન જોઇએ. ઉપલા સવાલનો ફડચો આત્મનિર્ણયની છુટ આપવાથી જ થાય તેમ છે. જન્મથી ' નરી સરળતા ' અથવા ' નર્યાં મદભર્યાં નયનો ' કોણ એ માટે કોઇ જાણીતી સ્ત્રી વ્યકિતઓનો દાખલો આપવાથી એ ભેદ ઓળખવો વધારે સુગમ થઇ પડશે. મારા ધારવા પ્રમાણે સીનેમા ફીલ્મોમાં જાણીતી થએલી નટીઓને આ રીતે ઓળખાવવાથી વાંચકોને તુરત ખ્યાલ આવશે.

મારે મતે પર્લવ્હાઇટ, નોર્મા તાલ્મેજ, કોન્સ્ટન્સ તાલ્મેજ એ એકટ્રેસો " નર્યાં મદભર્યાં નયનો " જન્મથી હોય એવી લાગે છે. એ કામણગારીઓ, એ મારકણી આંખો-

ના બદન પર જો ફેશન અને ટાપટીપ ન હોય ને તેમને સાદી સ્ત્રીનો પાઠ આપવામાં આવે તો તે કદી શોભશે નહિ. કારણ કે સીનેમા પટ પર તોશાની, ચવિત્રી. આનન્દી, મોજીલી, સ્ત્રી પાત્ર તરીકે તેઓ શોભી નીકળે છે. આ ગુણો પિત્ત પ્રકૃતિનાં છે; તેના દુર્ગુણો પણ હોય છે, જેવા કે બળીયલ, ઉતાવળી, જરા અદેખી. લાગણીપ્રધાન વગેરે ટુંકમાં પિત્ત પ્રકૃતિની સ્ત્રીઓને જ ઠાઠમાઠ શોભશે. તેમાં પણ અપવાદોય ખરા.

બીજી બાજુ બેબડે નીયલસ, મીલ્ડ્રેડ ડેવીસ, મેરી પીકફર્ડ વગેરે એક્ટ્રેસો જાણે જનમથી ' નરી સરળતાઓ ' હોય તેમ સાદાઇમાં જ શોભતી જણાય છે. નિર્દોષતાના એ અવતારો ઠરેલ, શાણી, ગંભીર વગેરે હોઇ વાત પ્રકૃતિ ધરાવતા હોય છે. તેના દુર્ગુણોમાં કાયમ મુંજી વ્હેરા, મીંઢી અથવા દોઢ ડાહી વગેરે હોય છે. આ પ્રકૃતિની સ્ત્રીઓને ટાપટીપ કદી નહિ શોભે.

પરંતુ સાદાઇ કોને કહેવી અને ફેશન કોને કહેવી એ કહેવામાં એક મુશ્કેલી છે. યુરોપીઅન સ્ત્રીઓ રંગબેરંગી લુગડાં પહેરે છે, શરીર પર ટાપટીપ કરે છે છતાં તે આપણી ગુજરાતી બ્હેનો કરે તો ફેશનેબલ ગણાય, છતાં તેમાંની ઘણી બ્હેનોને સાદી કહી શકાય. કારણ કે દેશ દેશના રિતરિવાજો પ્રમાણે સાદાઇના ધોરણો પણ જુદા હોય છે.

આપણા ગુજરાતનો જ દાખલો લઇએ. '' ગાંધીયુગ પહેલાં તેમજ હજી પણ તળ ગુજરાત કાઠિયાવાડમાં ફુલભાતવાળો લાલ સાલ્લો એ સાદું લુગડું ગણાતું. ગાંધીયુગમા સફેદ ખાદીના લુગડાંએ તેનું સ્થાન લીધું. આમ જો કે સાદાઇનો રંગ બદલાયો છતાં જ્યારે એ સફેદ ખાદીની સાડી પર ભાતભાતની જરી કિનાર જેવી ટાપટીપ જોઇએ ત્યારે તે સાદું છતાં ફેન્સીની-કોટિમાં દાખલ થયેલું ગણાશે. બીજી બાજુ લુગડું રંગબેરંગી હોય છતાં સાધારણ રીતે પહેરેલું હોય અને શરીર પર ઝાઝી ટાપટીપ ન કરી હોય તો તે સાદું ગણાશે.

આ બધી વસ્તુસ્થિતિ પર વિચાર કરતાં સાદાઇ અને ફેશનની વ્યાખ્યા એટલી જ બંધાય છે કે જેમ એકની એક વસ્તુ પર ટાપટીપ વધારે ને વખત વધારે લાગે તેમ તે વધારે ફેશન ગણાય; જ્યારે સાદાઇ એટલે ઓછામા ઓછી ઉપાધિયા ઓછામાં ઓછા વખતમાં એક વસ્તુ વાપરવી તે.

કલા કરતાં કરતા જ ફેશન પર જવાય છે. કલાનો અતિરેક એટલે ઠાઠમાઠ. ફેશનના ખાડામા પડવાનો માર્ગ તે કલા, એમ કહીએ તો ચાલે. છતાં જીવનમાં કલાને પણ તેની હદમાં રહીએ તો સ્થાન છેજ.

માટે ગુજરાતી બ્હેનોએ પોતાની પ્રકૃતિ અનુસાર સાદા અથવા ફેન્સી કપડાં લઇ, ઓછામાં ઓછી ટાપટીપ અને ઉપાધિ દ્વારા કલાભરી રીતે પહેરવા એ મધ્યમ માર્ગજ ઉત્તમ માર્ગ છે. સ્વામી વિવેકાનંદના " Hapyy is he whose requirements are few " એ સુત્રાનુસાર ઓછામાં ઓછી જરૂરિયાતો રાખવાથી આજના દોડતા યુગમાં જે વખતનો બચાવ થશે તે તો અમૂલ્ય છે એ બચેલા વખતનો વધારે સારો સદુપયોગ કરી શકાય.

છેવટ શરીરને કે વસ્ત્રને સુઘડ અને સ્વચ્છ રાખવા માટે કંઇક વસ્તુઓ વાપરવી કે ઉપાધિ વ્હોરવી એ કંઇ ટાપટીપ ન કહેવાય. દાખલા તરીકે બાલ હોળવાં તે ટાપટીપ નથી પરંતુ તેમાં ગુચ્છા પાડવા જાતજાતના દાંતીયા સૂયા ભેરવવા એ ટાપટીપ કહેવાય. કલાની નજરે ગુચ્છા કેમ પડે તેનું જ્ઞાન જરૂરી છે પરંતુ પછી ગુચ્છા પાડવામાં ઘડીઆળનું ચક્કર ફરવા દેવું એ ઠીક નથી. શરીર સુજ્જ કરવા માટે કાચમાં જોવું એ ટાપટીપ નથી પરંતુ હરતાં

( વધુ માટે જુઓ પૃષ્ટ ૮૬ )

# ઇનામી ઉખાણું.

સંપાદિકા: સૌ. દયા ખંધડીઆ.

## વાર્તામાં કોયડો !

એક હતો ડોસો. તેને ત્રણ દીકરા હતા, અને તેની પાસે ૯૦ કેરી હતી. એક દિવસ તેણે મોટા દીકરાને ૫૦, વચેટને ૩૦ અને નાનાને ૧૦ કેરી આપી બજારમાં વેચવા મોકલ્યા. બજારમાં જતી વખતે તેમને ડોસાએ સખત હુકમ આપ્યો કે:—

" ત્રણે જણાએ જુદે જુદે ઠેકાણે બેસવું, પરંતુ એકજ ભાવે વેચવી ( ત્રણે જણ જુદે જુદે ભાવે વેચે એ રીતે નહિ ) અને ત્રણે જણે સરખા પૈસા લઇ આવવા. "

તો હવે એ ભાઇઓએ વિચાર કરીને શું ભાવે વેચવા નિશ્ચય કર્યો હશે ?

કુપન – સપ્ટેમ્બર ૧૯૨૭.
માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણા-
ની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે
આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની
ટીકીટ સહિત બીડવી એવી રીતે કુપન મોકલનારને
હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.
તંત્રી, "ગુણસુંદરી".

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો:

(૧) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોનાં કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૨) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. (૩) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઇ પણ સવાલ-જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. (૪) કાગળની એકજ બાજુએ ખાનાં પાડીને લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે.

## જુલાઇ માસના હરિફાઇનું પરિણામ.

કુલ જવાબો ૪૭ મળેલા તેમાં ૨૫ જવાબો સાચા છે. એ સાચા જવાબો આપનારના નામો નીચે પ્રમાણે:—

શ્રીમતી બ્હેનો (૧) શકુન્તલા મ. દેસાઇ. (૨) હર્ષવંતી બ્હેન. (૩) કાશીબ્હેન હ.

પેટીગરા. (૪) શકરી પ્રા. ગાંધી. (૫) મોતીબાઇ તુળસીદાસ. (૬) મણીબ્હેન ચં. શાહ. (૭) કુસુમલતા રમણીકલાલ. (૮) વિદ્યાગૌરી ચીનુભાઈ. (૯) જસવતી દિ. ભટ્ટ. (૧૦) દેવુંબ્હેન આ. ચાવડા. (૧૧) ધૈર્યલતા નાનાલાલ. (૧૨) રમાગૌરી મ્હેતા. (૧૩) લીલાવતી ચુ. અમીન. (૧૪) અચુબા બાપુભા ગોહેલ. (૧૫) કાન્તાબાઇ ડેગીન. (૧૬) કમલાગૌરી પુરોહિત. (૧૭) રમાદેવી ધી ભટ્ટ. (૧૮) કસ્તુરલક્ષ્મી આચાર્ય. (૧૯) શનીબાઇ મોહનલાલ. (૨૦) જયાગૌરી શી. ઠાકોર. (૨૧) સુભદ્રા પંડિત. (૨૨) નિરંજના ર. પંડિત. (૨૩) ચંદનલક્ષ્મી જ. પડ્યા. (૨૪) કાન્તાબ્હેન ગીરજાશંકર. (૨૫) રહેમતબાનુ હા. હીરાણી.

આ સાચા જવાબોમાંથી એક બાલિકા પાસેથી ઉપડાવતાં **બ્હેન દેવુંબ્હેન આ. ચાવડાનું** નામ નીકળતાં ઇનામ તરીકે નામે પુસ્તક " પાવાણી " તેમને આપવામાં આવે છે. આ બ્હેન ઇનામનું પુસ્તક મંગાવી લેશે.

સાચો જવાબ નીચે પ્રમાણે છેઃ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | ૧ મ | દી | ૨ ના | | | |
| | | ૩ દા | ઠ | ■ | ૪ વ | ૫ સુ | | |
| | ૬ ફ | મ | ■ | ૭ શ્રી | ■ | ૮ ર | ૯ તિ | |
| ૧૦ તી | ર | ■ | ૧૧ આ | ૧૨ ગ | ૧૩ મ | ■ | ૧૪ તી | ૧૫ ડ |
| વ | ■ | ૧૬ પ | ગ | મ | હું | સ | ■ | મ |
| ૧૭ ર | ૧૮ વ | ■ | ૧૯ વિ | કે | લ | ■ | ૨૦ ત | રૂ |
| | ૨૧ ગ | ૨૨ યા | ■ | ણુ | ■ | ૨૩ હા | લ | |
| | | ૨૪ ન | ૨૫ ભ | ■ | ૨૬ ક | મ | | |
| | | | ૨૭ ટ | ખુ | ડી | | | |

(અનુસંધાન પૃષ્ઠ ૮૪ થી ચાલુ).

કરતાં કાવ્યમાં પોતાને જોયા કરવું એ ટાપટીપીઆ સ્વભાવની નિશાની છે. મોઢા પર ખીલ થયા હોય તે દુર કરવા 'હેઝેલીન સ્નો' ચોપડવું તે ફેશન નથી પરંતુ નિરોગી, કુદરતે દીધેલાં ચ્હેરા પર પાઉડર ને સ્નોના લેપડાં મારવા તે ફેશન છે.

વાંચક બ્હેનો, આ ઉપરથી પોતાને યોગ્ય લાગે તેમ પોતાને માટે રહેણી કરણી બાંધી લે.

# શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ.

## જળપ્રલય સંકટનિવારણ ફંડ માટે અરજ.

**સુજ્ઞ બહેનો અને બંધુઓ !**

આપણા ગુજરાત કાઠીઆવાડ, પ્રાંતમાં શહેર અને ગામડાઓમાં ભયંકર વૃષ્ટિથી સ્થળે સ્થળે ભારે જળપ્રલય થઇ રહ્યો છે કુદરતના કોપે સેંકડો ગામડાઓનો નાશ થયો છે. સખ્યાબંધ મનુષ્યો મરણને શરણ થયા છે હજારો મનુષ્યો ઘરબાર વગરના નિરાધાર કંગાલ અવસ્થામાં આવી પડયા છે. આપણી માતૃભૂમિ ઉપર વરસાદે ભયંકર કાળો કેર વર્તાવ્યો છે. પ્રલયકાળ જેવી બારીક સ્થિતિ કરી મુકી છે. આફતમાં સપડાયલા હજારો સ્ત્રી પુરૂષો અને માબાપ વિનાના નિરાધાર થઈ પડેલા નાના નાના બાળકોના રૂદન હરકોઇ મનુષ્ય જાતને રોમાંચ ખડા કરી ગમગીનીમાં ગરકાવ કરી નાંખે છે.

**દયા ધર્મ કો મૂલ હે, પાપ મૂલ અભિમાન,**
**તુલસી દયા ન છાંડીએ, જબ લગ ઘટમેં પ્રાણ.**

આવા આફતકાળમા સપડાયલા આપણા દુઃખી ભાઇ બહેનોને આપણાથી બનતી મદદ કરી તેઓના દુઃખદર્દો દૂર કરવા એ આપણી ખાસ ફરજ છે.

આવા દયામય, પરોપકારી અને પુણ્યવંત કાર્યોમાં તમારાથી બની શકે તેટલી મદદ કરી દુઃખીજનોના ઉંડા આશીરવાદ લેશો. પુણ્ય અને પરોપકાર કરવાની ખરેખરી આ તક છે. સજ્જન દયાળુ સ્ત્રી પુરૂષો આવા આફતકાળમાં મદદ કરવાની મળેલી તક કદિ ગુમાવતા નથી પણ પોતાની શક્તિ પ્રમાણે પોતાના ધનનો સદુપયોગ કરી પોતાનું મનુષ્ય જીવન સફળ કરે છે. ધન્ય છે તેવા સજ્જન પુરૂષોને ! !

મંડળના તમામ સભાસદો આટલી અરજ લક્ષમાં લઇ પોતાની શક્તિ પ્રમાણે ,આ ફંડમા મદદ તરીકે અને પોતાપોતાના સગા સંબંધી સ્નેહી વર્ગમાંથી મદદ મેળવી જનસેવાના કાર્યોમાં મદદગાર થશે એવી અમોને આશા છે.

આ ફંડમાં એકઠા થયેલા નાંણાનો ઉપયોગ બરાબર વ્યસ્થિત રીતે થાય તે માટે અત્રે મુંબઇથી કેટલાક જાણીતા બાનુઓ ગુજરાત અને કાઠિઆવાડમાં આફતમાં આવી પડેલા ગામડાંઓની મુલાકાત લઇ તેવા નિરાધાર મનુષ્યોને કપડા તથા અનાજ વગેરેની તાત્કાલીક મદદ કરશે. આ માટે સ્ત્રીઓ તરફથી એક જાહેર સભા ભરી ફંડ ઉઘરાવવામાં આવશે. અમોને સંપૂર્ણ આશા છે કે દરેક કોમની સ્ત્રીઓ ઉદાર અને દયાળુ દિલે આ ફંડમાં પોતાની શક્તિ પ્રમાણે જે કાંઇ બને તે મદદ કર્યાં સિવાય રહેશે નહી.

કપડા વગર થરથર કંપતા આવા દુઃખી સ્ત્રી પુરૂષો અને બાળકોને કપડા પૂરા પાડવાની ઘણી જરૂર છે અને તે માટે કપડાઓનો મોટો જથ્થો એકઠો કરવાની જરૂર છે. માટે તેવા લોકોને પહેરવા લાયક કપડાઓ તથા કાપડના તાકાઓ તાકીદે મોકલી આપવાની અમો વિનતી કરીએ છીએ કપડા તથા કાપડનો જે જથ્થો એકઠો થશે તે તેવા દુઃખી સંકટમા સપડાયલાઓને જાતે નજરોનજર જોઇ મદદ કરવાના ઉપયોગમા લેવામાં આવશે.

ઉપલા ફંડમા નાણાંની કે કપડાની મદદ જે કોઇ મોકલવા માંગતા હોય તેમણે ૮૨ ગીરગામ બેક રોડ અમરોલી હાઉસમાં મંડળની ઓફીસમાં મોકલી આપવી અને તેમને પહોંચ આપવામાં આવશે.

શુભેચ્છકો,

૮૨, ગીરગામ બેક રોડ,
અમરોલી હાઉસ,

ગં. રસીકમણી બાળમુકુંદરાય દેશાઇ,
ગં. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ,
સૌ. કળાવંતી ભવાનદાસ મોતીવાળા,
જો. ઓ. સેક્રેટરીઓ.

 

# શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ



## જળપ્રલય સંકટનિવારણ ફંડ.

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ તરફથી ગુજરાત કાઠિઆવાડના
જળપ્રલય સંકટનિવારણ માટે ઉઘાડવામાં આવેલા
ફંડમાં નીચે જણાવેલી રકમો મળી છે.

### સૌ. લેડી સેતલવાડ, સૌ. કળાવંતી મોતીવાળા અને મીસીસ કુંવરબાઇ જાલભાઇ ભરડા મારફત ભરાયલી રકમ.

રૂપીઆ–૧૦૦૦) લેડી કૃષ્ણાગવરી ચીમનલાલ હરિલાલ સેતલવાડ. ૧૦૦૦) લેડી વાજબાઇ રતન તાતા. ૫૦૧) જામજી બહેરામજી કાંગા. ૫૦૧ શીરીનબાઇ ૫ તારાપોળવાળા. ૦૧) વીલ્લુ જાંગીર દાવર. ૫૦૧)શેઠ કરસનદાસ નાથા. ૩૦૦) મોટીબાઇ નવરોજી કંટ્રાક્ટર ૦૧) મરહુમ કૃષ્ણાબાઇ ગોકળદાસ નથુભાઇ. ૨૫૧) સૌ. મંગળાબાઇ દ્વારકાદાસ ત્રીભોવન-સ. ૨૫૧) સૌ. ચંદુબહેન હંસરાજ કાનજી. ૨૫૧) સૌ. કમળાવંતી નટવરલાલ ( મોરારભાઇ જમુખણદાસ ). ૨૫૧ શેઠ ગોવિંદલાલ શીવલાલ. ૨૫૧) ગં. પરસનબાઇ ગુલાબચંદ દમ-ણીયા. ૧૭૫) સૌ. ગુલાબબાઇ ખીમચંદ અમરચંદ. ૧૫૦) સૌ. રાણી ચંપાવતી પ્રતાપગીરજી. ૫૧) જરબાઇ દીનશાહ મુલ્લાં. ૧૦૧) સૌ. શાંતા પરશોતમદાસ ભગવાનદાસ. ૧૦૦) નાજા-બાઇ નસરવાનજી. ૧૦૧) ગં. ઝવેરબાઇ ભગવાનદાસ. ૧૦૧) સૌ. પ્રધાનબાઇ મણીલાલ ગોક-ળદાસ. ૧૦૧) સૌ. તાપીબાઇ શીવગર મોતીવાળા. ૧૦૧) સૌ. સરસ્વતી નરોતમદાસ પુરશોત-મવાળા. ૧૦૧) મીસીસ ડગન ( ડૉ. ડગન ) ૧૦ ) માણેકબાઇ સોરાબજી મુલ્લાં ૧૦૧) એક સીમ્પેથાઇઝર. ૧૦૧) સૌ. સોનાબાઇ દ્વારકાદાસ જેઠીસનદાસ. ૧૦૧) એક પારસીબાઇ. ૭૪) દીનબાઇ ફરદુનજી કાજી. ૧૦૧) શીરીનબાઇ દીનશાહ દારૂવાળા ૧૦૧) મીસીસ કુંવર-બાઇ જાલભાઇ ભરડા. ૧૦૧) ભાનુમતી એ. કે. દલાલ. ૧૦૧) રા. ભૂલાભાઇ જીવણજી દેસાઇ. ૫૧) એક સીમ્પેથાઇઝર. ૫૧) મીસીસ ચંદ્રમણી પી. એમ. દેસાઇ. ૨૧) મનીજેહ તથા ફેની પીચગર. ૫, કમલબહેન મુલચંદ શાહ. ૩, પારસી ઇલેક્ટ્રીક કારીગર. ૨૫૦) સૌ. લીલાવંતી ટીકાભાઇ પ્રેમચંદ. ૧૦૧) સૌ. જયાગવરી છગનલાલ કાનુગા. ૧૦૦) સૌ ઇન્દ્રમવરી ધીરજલાલ ઠાકોર.

**મંડળની ઓફીસમાં ભરાયલી રકમ.** રૂપીઆ—૫૧) સૌ. જમનાબાઇ ત્રીભો-વનદાસ. માળવી. ૧૫) સૌ. નયનસુખગવરી મનહરલાલ મરચંટ. ૨૫) સૌ. નંદગવરી મણી-ભાઇ છત્રપતિ. ૨૫) સૌ. જયશ્રી એન. રાયજી. ૨૫) સૌ. સુમન હરીલાલ નાણાવટી. ૧૫) ગં. ચંદાબાઇ ઠાકોરદાસ દેસાઇ. ૧૧) સૌ. ચંદનબેન જયંતિલાલ. ૫) સૌ. જમનાબાઇ માધવલાલ મુન્શી. ૫) કુ. વિજયાકુમારી વેરા. ૫) સૌ. ગંગાબેન ગોરધનદાસ. ૫) ગં. રસીકમણી બી. દેસાઇ. ૫) ગં. વીમળાગૌરી ધીરજલાલ સેતલવાડ. ૯) સૌ. વીરમતી કેશવ-

લાલ મણીઆર. ૭) સૌ. મહીમનગવરી મનુભાઇ પંડયા. ૧૦) ગુલાબદાસ નરસીદાસ. ૫) એક શુભેચ્છક બ્હેન. ૫) સૌ. જીતેન્દ્રમણી કાંતિલાલ ઠાકોર. ૫) ગં. મમાબાઇ ખુશાલદાસ. ૧૦) સૌ. પ્રાણકુંવર લાલશંકર જોશી. ૩) ધનસુખગવરી જગમોહનદાસ. ૩૫) ગંગાબાઇ સુંદરજી દેવચંદ. ૫) લલીતાગવરી મણીલાલ. રૂ. ૫) સૌ. ઉર્વશી ઘેલાભાઇ શેઠ.

**સૌ. કમળાવંતી નટવરલાલ ખંભાતી મારફત. રૂપીઆ**—૫૧) સૌ. કમળાવંતી નટવરલાલ ખંભાતી, ૫૧) સૌ. લક્ષ્મીબાઇ પ્રાણજીવનદાસ બેચરદાસ. ૫૧) સૌ. રતનબાઇ પરમાણંદદાસ ત્રીભોવનદાસ. ૨૯) સ્વ. ભગવાનદાસ ડાધાનાં ધર્મપત્ની તરફથી. ૨૫) ક્રીશ્નાબાઈ ક્રીસનગોપાળ ડાધા. ૨૫) સૌ પુષ્પાવંતી દાદુભાઇ પટેલ. ૨૫) ગં. હાસુબેન નારણજી. ૨૫) રંભાબેન ત્રીભોવનદાસ શાહ. ૨૫) એક સખા ગૃહસ્થ. ૨૫) સૌ. જમનાબાઈ લલ્લુભાઇ ત્રીભોવનદાસ. ૧૫) પ્રભાવતી ગુલાબચંદ સોભાગચંદ. ૧૫) એક સખી ગૃહસ્થ. ૧૫) જીવીબાઇ વીરજી. ૧૫) રામકુંવર ગોવર્ધનદાસ. ૧૧) તુલસીબાઇ મદનગોપાળ ડાધા. ૧૧) કમળાબાઇ બલકતરામ ડાધા. ૧૧) હીરાગવરી રતનબાઇ પંચીગર. ૧૧) જડાવબાઇ હરજીવન સુળજી. ૧૧) લીલા અમૃતલાલ. ૧૧) એક સખી ગૃહસ્થ. ૫) ફતેહકુંવર પન્નાલાલ. ૭) ડોકટર. ૫) કણુબાઇ કાનજી. ૨) રતનબાઇ. ૩) રામકુંવર વીરજી. ૫) પુષ્પાવતી ખીસનદાસ. ૧૦) ૧૦) નાના બચ્ચાઓએ એકઠી કરેલી રકમ. ૨) રંભાબેન મોતીરામ. ૨) સવીતા ઇશ્વરલાલ. ૧) માણેકબ્હેન. ૧) એક બાઇ. ३) એક બાઇ.

**સૌ. રસીકમણી ઇશ્વરદાસ દફતરી મારફત. રૂપીઆ**:—સૌ. જડાવબાઇ છોટાલાલ દફતરી ૨૫) જયાગવરી દુવારકાદાસ દફતરી ૧૫) મી. પાઇ. એસ. ૧૦) પ્રભાવતી દામોદર મહેતા. ૫) રળીઆતબેન ભગવાનદાસ ૫) જસુબેન મણીલાલ. ૫) રણછોડલાલ પી. મંછારામ. ૫) ત્રીકમલાલ પી. ૫) સવીતા વાડીલાલ ચોકસી. ૫) માણેકગવરી મણીલાલ. ૫) મોતીબાઇ નારણદાસ. ૫) મી. વૈદ્ય. ૫) તારાગવરી મોતીલાલ. ૫) લીલાવંતી રામદાસ. ૫) તનમનગવરી રામલાલ. ૫) રતનબેન પ્રાણજીવનદાસ. ૫) મોતીબાઇ રણછોડદાસ. ૨) મંગળાગવરી ગુલાબદાસ. ૨) તારાગવરી ભગવાનદાસ. ૧) જીવકોરબાઇ મશરૂવાળા. ૨) લીલાવંતી જમનાદાસ. ૧) નીવેદીતા મંગળદાસ. ૨) શારદા ગોકળદાસ. ૨) બબલીબાઇ કેશવ. ૧) મથુરાંદાસ. ૧૦) પાર્વતીબાઇ શીવજી. ૧) તારામતી ચીમનલાલ. ૧) વસુમતી વેણીલાલ. ૧) ભાનુબેન ધીરજલાલ.

**ગં. રસીકમણી બી. દેશાઇ તરફથી રૂપીઆ**—૧૦૧) સૌ. માણેકબ્હેન મગનલાલ છોટાલાલ. ૧૧ સૌ. લીલાવંતી મંગળદાસ દેશાઇ. ૧૫) સૌ. કપીલાબ્હેન પીતાંબરદાસ ઠક્કર. ૧૧) સૌ. જયાલક્ષ્મી એમ. પંડયા. ૨૫) સૌ. પ્રેમકોરબાઇ નરોતમદાસ. ૫) સૌ. મટીબાઇ વલ્લભદાસ. ૧૧) સૌ. નંદકોરબાઇ ચુનીલાલ. ૧૧) સૌ. શાંતા ચંદુલાલ. ૫) સૌ. કપીલાબ્હેન મંગળદાસ મહેતા. ૫૦) મી. એન. ટી. જંગલવાળા, પાંચમા પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ કોર્ટ–દાદર. ઓન. પ્રે. મેજીસ્ટ્રેટ કોર્ટ–દાદર. ૫) તનુંગવરી કૃષ્ણલાલ દેશાઇ. ૨) લીલાવંતી ૨૧) નિર્મળાબ્હેન.

**કુ. વીજયાકુમારી રણછોડદાસ વોરા તરફથી રૂપીઆ**—૫૧) મી. સુળજી

બારભાયા. ૨૫) સૌ. હસમુખ મ. ખાંડવાળા. ૫૧) સૌ. હીરાલક્ષ્મી કીતલાલ પારેખ. ૧૧) ગંગાબેન ગંગાદાસ. ૧૦) શારદા ખાંડવાળા. ૫) સૌ. ચતુરાબાઇ ચંદુલાલ ડાક્ટર. ૫) કુસુમલતા શાંતિલાલ. ૫) કરસનદાસ પ્રેમજી. ૫) લલીતાબેન ડાહ્યાભાઇ. ૧૧) ગુલાબબેન ભગવાનદાસ. ૧૦) બચુબ્હેન લોટવાળા. ૩) લીલાવંતા મંગળદાસ.

**સૌ. વીરમતી કેશવલાલ મણીઆર તરફથી રૂપીઆ**—૧૦૨) સૌ. લીલાવતી ભગવાનદાસ મોતીલાલ ઝવેરી. ૨૫) સૌ. જયાવંતી પ્રાણલાલ દેશાઇ. ૫) સૌ. મણીબાઇ ગંગારામ મોદી. ૨૫) સૌ. રતનબાઇ પરમાણંદદાસ ત્રીભોવનદાસ. ૫) એક શુભેચ્છક. ૧૧) સૌ. ફુલકુંવર પોતદાર. ૫) સૌ. હરીગંગા રણછોડદાસ. ૫) પારેખ ગીરધરલાલ. ૧૦) સૌ. માણેકબ્હેન મણીલાલ. ૫) સૌ. મણીબાઇ આશારામ. ૫) રા. ધરમસી મેઘજી. ૨) એક શુભેચ્છક બાઇ. ૨) એક શુભેચ્છક બાઇ. ૨) એક શુભેચ્છક બાઇ.

**સૌ. નંદગવરી મણીભદ્ર છત્રપાત તરફથી રૂપીઆ**—૨૦) સૌ. તાપીબાઇ હીરાલાલ મહેતા. ૧૦) સૌ. ચુનીગવરી કેશવલાલ સેતલવાડ. ૨૦) સૌ. સાવીત્રી નટવરલાલ. ૧૦) સૌ. કુસુમ વૈકુંઠલાલ ઠાકોર. ૫) બીલીરમા મુકુંદરાય ઠાકોર. ૫) સરસ્વતી રણછોડદાસ. ૫) ત્રીવેણીબાઇ છગનલાલ. ૫) સુમીત્રા ભીમરાવ. ૨) માણેકબાઇ નગીનદાસ. ૧) શારદા ઠાકોરદાસ. ૧) પ્રીતીદાગવરી નંદમુખરામ. ૨) જયંતી કૌશીકરામ. ૧) સોમીબાઇ વીઠલદાસ. ૧) કૈલાસગવરી હરસુખલાલ. ૧) કુંદનગવરી ઝવેરલાલ. ૧) હીરાગવરી મનમોહનદાસ. ૧) વીલાસવતી છગનલાલ. ૨) લીલાવંતી ઠાકોરદાસ. ૧) મણીલક્ષ્મી છોટાલાલ. ૧) અશ્રુમતી કનૈયાલાલ. ૫) સુમીત્રા વૈકુંઠલાલ દેશાઇ. ૨૫) વીરમતી નટવરલાલ દેશાઇ. ૨) ઉમાલા કનૈયાલાલ. ૧) કીર્તિલક્ષ્મી હરસદરાય ૧) મૃદુલા રમણીકલાલ. ૫૧) સૌ. કંચનગવરી ઇશ્વરલાલ દેશાઇ. ૧) કમળાગવરી છોટાલાલ. ૦॥ બબુભાઇ નર્મદાશંકર. ૧) નંદગવરી મદનલાલ. ૧) પદમાગંગા બીહારીલાલ. ૧) હીરાલાલ મનસુખલાલ. ૧) જસવંતા રાયચંદ. ૫) લલીતાબાઇ મણીભાઇ. ૧) કલાવંતા કરમચંદ. ૧) લીલાવંતી ચીમનલાલ. ૨) કાંતા મંછુભાઇ. ૧) સરસ્વતી જીવણચંદ. ૫) કમળાલક્ષ્મી ગોવિંદલાલ ઠાકોર. ૧) સરસ્વતી પાનાચંદ. ૧) રતનબાઇ વસનજી. ૨) મોતીબાઇ ચુનીલાલ ૧) બાળાગવરી અમૃતલાલ. ૧) લીલાવતી ઠાકોરદાસ. ૫) સરસ્વતી હીરાલાલ મહેતા. ૧) રતનબાઇ પરમાણંદદાસ. ૨) રમણગવરી ઝવેરીલાલ ૧) ઇરાવતી નરોમદાસ. ૨) નંદગવરી સુંદરલાલ ૧) સરસ્વતી મુળચંદ. ૧) વીનોદ ઇશ્વલાલ.

**સૌ. નયનસુખગવરી મનહરલાલ મરચંટ તરફથી રૂપીઆ**—૨૫) જે. સી. સેતલવાડ. ૨૫) એમ. કાનજીની કું. ૨૫) મીસીસ જે. સી. કાનુગા. ૧૦) જીવરાજ નેણસી. ૧૦ વકીલ બ્રધર્સ ૧૦ એચ.બી. મોદી. ૧૦) એમ. સી. સેતલવાડ. ૧૦) મોહનલાલ હેમચંદ. ૧૧) પ્રો. ઠાકોર. ૫) સી. એન નાણાવટી. ૫) એમ. એન. વકીલ. ૫) કે. સી. દેશાઇ. ૫) મી૦ કે. ૫) મી૦ હરીયંતરાય. ૫) બહેન કપીલા મહેતા. ૫) લાનીબાઇ નવલકર. ૨) મીસ. આર. એન. દીવેચા. ૧૦૧) મીસીસ જી. વી. દેશમુખ ડોક્ટર. ૨૫) મીસીસ માણેકલાલ રવાણા. ૨૫) મીસીસ મનુભાઇ રંગીલદાસ. ૧૨). મીસીસ આર. કી. પેપાવાળા.

૫) મીસીસ પી. વી. જોક. ૫) મીસીસ દામોદર. ૫) મી. દેશમુખ, ૫) તી. સાતે. ૧) મીસ ધનબાઇ કામા. ૫) મીસીસ સરઅપુધે.

સૌ. જમનાબાઇ માધવલાલ મુનશી તરફથી રૂપીઆ—૨૫) સૌ. ચંચળબેન મગનલાલ. ૧૦) હસમનગવરી મોતીભાઇ. ૧૧) સૌ. પાર્વતી રંગીલદાસ. ૧૧) ખુશમનગવરી જયંતીલાલ. ૫) સરસ્વતી રમણલાલ. ૫) શણગારબેન છોટાલાલ. ૫) લલીતા માણેકલાલ. ૫) રતનલક્ષ્મી અમૃતલાલ. ૫) પ્રતીમા પ્રહલાદજી. ૫) કુમુદ હેમચંદ. ૫) જોલીબેન દરસીભાઇ. ૫) મંગળાગવરી વીનાયકરાવ પંડીત ૫) વીદ્યાબેન ચીનુભાઇ. ૫) સાકરબાઇ પ્રભુરામ. ૪) સરસ્વતી નરોતમ. ૨) કુસુમગવરી મુન્શી. ૨) કોકીલા ધનપ્રસાદ. ૨) વીનયવતી ગમનલાલ. ૨) રાજલક્ષ્મી મોતીશરી. ૨) બંસીધરલાલ. ૨) લલીતાગવરી ભણસાળી. ૨) મંગળાબેન દાજીભાઇ ૩) મંજુલા વસંતલાલ. ૨) જડાવ ઇશ્વરલાલ. ૨) શાંતા રમણીકલાલ ૨) સુંદરબેન પરશોતમ. ૨) મહાગવરી બકુલાલ. ૨) કપીલાગવરી ચુનીલાલ. ૨) જીવકોર કોઠારી ૨) રતનબેન સોભાગચંદ. ૨) મણીબેન મોહનલાલ. ૨) લીલાવંતી રતીલાલ. ૨) અમૃતબેન છોટાલાલ. ૨) પ્રેમકોર ધરમદાસ. ૨) જશવંતી વીઠલદાસ. ૨) સુલોચના ચંપકલાલ. ૨) ચંપાગવરી ઠાકોરરાવ. લીલાવતી પ્રાણલાલ, ૨) માણેક ધનસુખલાલ. ૨) હસમુખગવરી ઠાકોરદાસ. ૨) મનમથગવરી ગુલાબદાસ. ૨) કેસરબાઇ મુલજીભાઇ. ૨) ઇલાવતી જેચરામ. ૨) અનુમતી મણીલાલ. ૨) લલીતાગવરી મણીલાલ. ૨) નર્મદાકાંતા. ૨) વિદ્યાગવરી રામપ્રસાદ. ૨) આનંદગવરી મગનલાલ. ૨) રમણીકગવરી કાશીદાસ. ૨) પ્રેમીલા ધનપ્રસાદ, ૨) જશોદા નવનીતલાલ. ૨) સુરજબેન ડાહ્યાભાઇ. ૨) જીવી મંગલદાસ. ૨) વિદ્યાવતી કંચનલાલ. ૨) લીલાવતી કીસનલાલ. ૨) વિજયાલક્ષ્મી થાણાવાલા. ૧) પ્રેમકોર નાનાભાઇ. ૧) કસ્તુરબાઇ રતીલાલ. ૧) દીપકગવરી ચંદ્રશંકર. ૧) ભાનુમતી નટવરલાલ. ૧) રસીકબેન ૧) ભાનુશંકર. વીધાગવરી છોટુભાઇ. ૧) કમળાગવરી ઠાકોરદાસ. ૧) સુમનગવરી ચંદ્રવદન. ૧) લીલાવંતી પુષ્કરરામ. ૧) લીલાવતી વીરજી. ૧) વીમળાગવરી રંગભદ્ર. ૧) મંગળાગવરી જુગલદાસ. ૧) તનમનગવરી છોટાલાલ. ૧) ગલાલબાઇ કરસનદાસ. ૧) મધુમતી ઝવેરીલાલ. ૧) શારદા પેલાભાઇ ૧) તારાબેન જગમોહન. ૧) રેવાબેન આત્મારામ. ૧) હરીગંગા હીરાલાલ. ૧) પ્રભાવતી રણછોડલાલ. ૧) શાંતા ચીમનલાલ. ૧) પદમાવંતી ચીમનલાલ. ૧) ૧) સુવિદ્યા નંદલાલ. ૧) નંદગવરી હીમતલાલ ૧) કુમુદગવરી કંચનલાલ. ૧) પુષ્પાવતી ભાઇદાસ.

ગં. ચંદાબાઇ ઠાકોરદાસ દેશાઇ તરફથી. રૂપીઆ:—૧૧) સૌ. ચંદાબેન ભગવાનદાસ ઝવેરી. ૧૫) સૌ. મદનગવરી જગમોહનદાસ. ૪) સૌ. મણીબેન મગનભાઇ. ૪) કાશીબેન વીઠલભાઇ. ૧૫) કમળા ગીરધરલાલ ઝવેરી. ૪) દેવકી વામન તોલાટ. ૫) કૈલાસ મંગળદાસ. ૫) ગં. ધનસુખગવરી રામદાસ ૫) સુમતી રંગીલદાસ લાલા. ૫) રાધાબાઇ જગમોહનદાસ તથા મોતીબેન. ૪) મીસીસ કૈપાબાઇ ઇજનેર. ૨) સૌ. રમણીક રમણીકલાલ. ૨) પ્રાણગવરી મોહનલાલ. ૧૧) કમળાગવરી મદુલાલ ૫) કપીલા ઝીણાભાઇ.

ગં. ધનસુખગવરી રામદાસ તરફથી. રૂપીઆ—૧૦) રમીલાગવરી રતીલાલ ૫) રતનબેન પ્રાણજીવનદાસ. ૫) હેમતી મુળચંદ. ૫) સવીતાગવરી રમણલાલ. ૫) કમળા-

બાઇ નગીનદાસ તથા કમળીબાઇ. ૫) જમનાબાઈ લલ્લુભાઇ. ૫ મોંઘીબેન જીવણદાસ. ૨) કંચન આદિસરામ. ૨) હીરાબેન મોતીલાલ. ૧) ચંપાવતી વેણીલાલ. ૧) કપીલા હરદેવલાલ. ૧) મેનાબેન ડાહ્યાભાઇ. ૧) ગીરજાબેન કેશવલાલ. ૧) મુક્તાબેન કાલીદાસ ૧) તારાબાઇ માણેકલાલ. ૧) સવીતા છગનલાલ. ૧) પદ્માવતી રમણલાલ. ૧) ભાનુમતી છગનલાલ. ૧) ચંદ્રકળા હરગોવિંદ. ૧) કૈલાસ બાલુભાઇ. ૧ લીલાવંતી જગમોહન.૫)હીરાગવરી હરીલાલ. ૫) મંગુલાલ નટવરલાલ. ૨) મોતીલાલ. ૨) જમના જયંતિલાલ. ૧) રમા બાબુભાઇ. ૧) લલીતા ભોગીલાલ. ૧) જડાવ લક્ષ્મીશંકર. ૧) ભાનુમતી સામળદાસ. ૧) ચંદનગવરી ભુખણદાસ.

**કું. ચંદનગવરી ધરમસી બકરી તરફથી. રૂપીઆ**—૧) ગોરધનદાસ વાસવાળા. ૨) અંબાબાઇ રતીલાલ.૧) વીણાગવરી વરજીવનદાસ. ૨) કમળાગવરી જમુભાઇ. ૫) મી. જે. સી. કોબીસો. ૧) જયંતિલાલ ગોરધનદાસ. ૧) એસ. ડીસોઝા. ૧) કંચનલાલ સાકરલાલ. સાકરલાલ. ૧) નર્મદાશંકર કાશીરામ. ૨) લીલાવતી નાનાલાલ પરેલ ૨) કમળાગવરી ચંદુલાલ. ૧) પ્રભાકુંવર નટવરલાલ. ૨) સૌ મીઠાબેન ગીરધરલાલ. ૨) મીરાબેન ગીરજાશંકર. ૦॥ નર્મદા હરકીશન. ૧) ગંગાબેન મોહનલાલ. ૫) સૌ. સુરજબહેન મણીલાલ. ૧ પ્રભાવતી ધરમચંદ. ૧) નીર્મળા મણીશંકર. ૧૧) દેવકોરબાઇ ગીરધરલાલ. ૧) મણીબાઇ ત્રીભોવન. ૧) કપીલા નગીનદાસ, ૧) ત્રીભોવન ભ.ઇદાસ. ૧) અદુલહુસેન અબદુલ અલી. ૧) ખેરાત નથુ.

**સૌ. સવીતા શંકરલાલ ડાહ્યાભાઇ તરફથી. રૂપીઆ**—૫) એક ગૃહસ્થ. ૩) રૂ. ૧ ની રકમો. ૧૦) સૌ. લલીતા પરશોતમ. ૧૦) સૌ. રતનગવરી કરસનદાસ. ૨) લીલાવતી ભગવાનદાસ. ૨) અંશુમતી રણછોડદાસ. ૨) જમનાબાઇ વલ્લભદાસ. ૨) કમળાબેન હીરાલાલ. ૧) સુમીત્રા જીવણરામ. ૧) કમળાગવરી ભવાનીશંકર. ૧) સુભદ્રા સુંદરલાલ. ૧) લીલાવતી નારણદાસ. ૧) જશોદા જાદવજી. ૧) નાગજીભાઇ ખીમજી. ૧) જીવીબાઇ દેસાઇ. ૧) કળાવતી જમનાદાસ. ૧) કંચનગવરી ચીતુભાઇ ૧) નીર્મળા જગમોહન. ૧) પાર્વતીબાઇ મગનલાલ. ૧) ગુલાબ પ્રાગજી. ૧) પ્રભાવતી પરશોતમદાસ. ૧) શ્રીમતી ચંદુલાલ. ૧) સવીતા શંકરલાલ.

**સૌ. કળાવતી જમનાદાસ તરફથી રૂપીઆ.**—૧) સોમીગવરી ચુનીલાલ. ૧૭) રૂ. ૧ ની એકઠી થયેલી રકમ. ૧) વીજયા બક્ષી. ૧) ચંચળબેન છબીલદાસ. ૧) રૂક્ષ્મણી મોહનલાલ. ૧) સવીતા જમનાદાસ. ૧) કુંદનગવરી ચીમનલાલ. ૧) મોતીબેન ચુનીલાલ. ૧) સુલોચના ચુનીલાલ.

**કું. સવીતા છોટાલાલ ઠાકોરદાસ તરફથી રૂપીઆ**—૫) સૌ. લલીતા કચરથલાલ. ૨) કમેદકોર અમરચંદ. ૧) શારદાબેન નાનાભાઇ. ૧) નીર્મળા મણીશંકર. ૧) સમરથબેન મુળચંદ. ૧) વીજયાબેન કલ્યાણદાસ. ૧) મદનગવરી રંગીલદાસ. ૨) માણીબેન ચીમનલાલ. ૧) ચંપાબેન કેશવલાલ. ૧) ક્ષંપા કેશવલાલ દલાલ. ૨) ચંદ્રકળા હીરાલાલ. ૧) રમણબેન મણીલાલ. ૨) લલીતાગવરી માણેકલાલ. ૧) ચંદ્રિકા. ૩) શાંતાબાઇ રામરાવ. ૨) કું. સુશીલા ધરમદાસ. ૨) કું. સાવીત્રી છોટુભાઇ. ૨) કું. પદ્માવંતી છોટુભાઇ. ૨)

વીમળાબેન ઇશ્વરલાલ. ૫) ગં. જેકોરબેન કલ્યાણદાસ. ૫) નીર્મળાબેન ધરમદાસ. ૫) દમયંતી ભગવાનદાસ ૩) કુમુદબેન હેમચંદ. ૨) ધનકોરબેન છોટુભાઇ. ૧) મણીબેન મણીલાલ

**સૌ. સુમતી વસંતલાલ દલાલ તરફથી રૂપીઆ**—૫) વસંતલાલ લલ્લુભાઇ. ૧) જેમતી ધીરજલાલ. ૧) સવીતા મોતીલાલ. ૧) કમળાગવરી રમણીકલાલ. ૧) સુભદ્રા સુંદરલાલ. ૧) ગંગાબેન મેતા. ૧) તારાબેન ચંદુલાલ. ૧) મણીબેન મણીલાલ. ૧) ગજાનંદ વાસુદેવ. ૧) રાજાડીકસ. ૧) પાર્વતીબાઇ શંકરરામ. ૧) રમાબાઇ શીવરામ. ૧) સોનાબાઇ અનંન. ૧) કમળાબાઇ ભોસલે. ૧) પદમાવતી હસમુખલાલ. ૧) માણેકબહેન મણીલાલ. ૧) શારદા વરજીવનદાસ. ૧) લાડકોર મગનલાલ ૧) કમળા ચંદુલાલ. ૫) હરકોરબેન પરશોતમ ૪, ધનકોર બેન નંદલાલ; ૨) ચંચળબેન મણીલાલ ૨) ચંદીબેન ભાઇદાસ. ૨) વીરમતી મોહનલાલ ચંપાવતી છગનલાલ. ૧) શારદા સખારામ. ૧) જમનાબાઇ મંગળદાસ. ૧) ધનસુખગવરી રતીલાલ. ૧) લલીતા ચીમનલાલ. ૧) તાળીબેન હરીદાસ ૧) હીરાબેન ધીરજલાલ. ૧) રમણગવરી ચુનીલાલ ૧) શાંતા બાલુભાઇ ૧) ગંગા નરોતમ. ૧) ચંદાયવરી ભુખણદાસ. ૧) સરસ્વતી ઇશ્વરલાલ ૧) મંજુલા ચીમનલાલ. ૧) પીઘાગવરી ઠાકોરદાસ. ૧) તારાબેન માણેકલાલ. ૧) સુરજ છગનલાલ, ૧) હરીબાઇ ગીરધરલાલ. ૧) તનમન નાનાભાઇ ૧) એક વીદ્યાર્થી ૧) મંગળાગવરી ચંપકલાલ. ૧) ચંદ્રમણી મગનલાલ. ૧) ચંપાવતી કનૈયાલાલ. ૧) લલીતા ત્રીકમલાલ. ૧) વાડીબાઇ છોટાભાઇ. ૧) સુંદરબેન ભીમજી, ૧) નર્મદા બાબુલાલ.

**ગં. ભાગીરથી દામોદર તરફથી રૂપીઆ**—૫) સૌ. ધીરજ મણીલાલ. ૧) કાશી માણેકલાલ. ૨) ચંદા ચીમનલાલ. ૧) ગીરજાશંકર માણેકલાલ. ૧) જીતીબેન રતીલાલ. ૧) જસોદા માવજી. ૨) નર્મદા ધારશી. ૧) મદન માણેકલાલ. ૧) લીલાવતી મનમોહનદાસ. ૧) નાથીબાઇ મથુરાદાસ. ૨) સૌ. કંચન. ૧) મમાબાઇ ભગવાનદાસ. ૧) ચંદ્રમણી રામનારાયણ. ૧) સૌ. વીરબળા. ૧) લક્ષ્મી હરજીવનદાસ. ૧) હીરાગવરી મગળદાસ ૨) સુંદરબાઇ નારણદાસ.

**સૌ. લક્ષ્મીબાઇ કીસનદાસ ઝવેરી તરફથી રૂપીઆ**—૫ ચંપાગવરી જગમોહન. ૫) લક્ષ્મી કીસનદાસ ઝવેરી. ૨) ચંપાવતી હરીલાલ. ૧) જયાબેન પ્રભાશંકર. ૧) કુસુમ ઠાકોરલાલ. ૧) કુ. રંભા કરસનદાસ. ૫) કાન્તા શાન્તીલાલ રૂ વાળા. ૧) નયન રણછોડ. ૨) હીરાગવરી કાંતિલાલ. ૧) કું. મીઠા સ્યામલાલ. ૧) સંતોક કરમનદાસ. ૧૦) ઉર્મીલા રણછોડદાસ. ૨) કુસુમલતા રમણીકલાલ. ૨) સુશીલા છગનલાલ. ૨) લીલાવતી મણીલાલ. ૨) મીનલદેવી મણીલાલ. ૨) શ્રીદેવી મણીલાલ. ૧) રાધાગવરી નગીનદાસ. ૧) મંગળાબેન છગનલાલ. ૨, રમાદેવી છેદીલાલ. ૧) તારાબેન ગોપાળદાસ. ૧) ગુણવંત જયંતીલાલ ૧) અમૃતબેન બાલુભાઇ.

**શ્રીમતી મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ અને સૌ. જમનાબાઇ આશર વીરજી મારફત પુનામાં ભરાયલી રકમ રૂપીઆ**—૫૦૦) નામદાર રાજપીપળાના રાણી સાહેબ. ૫૦૧) સ્વ. ગુલાબબાઇના સ્મરણાર્થે રા. રામદાસ લક્ષ્મીદાસ તરફથી. ૧૫૧) લેડી ધનકોરબાઇ ચુનીલાલ મહેતા. ૧૫૧) મીસીસ રામનારાયણ હરનંદરાય. ૧૦૧) સુંદરબહેન

હંસરાજ પ્રાગજી. ૧૦૧) સૌ. જમનાબ્હેન છગનલાલ વાલચંદ. ૧૦૧) મીસીસ ઇશ્વરલાલ ગજ્જર. ૧૦૧) મીસીસ શાંતીદાસ આસકરણ. ૫૧) સૌ. લક્ષ્મીબાઈ પરસોતમદાસ ગાંધી. ૫૧) સૌ. જમનાબાઇ ખીમજી આશર વીરજી ૫૧) લેડી વીઠ્ઠલદાસ ઠાકરશી.

ગં. સરસ્વતી પ્રતાપરાય જગડ તરફથી રૂપીઆ—૧૦૧) બાઇ મોતીબાઇ ગીરધરદાસ. ૧૦૧) સૌ. માણેકબાઇ મોરારજી કાનજી. ૫૧) બાઇ ચેરાબાઇ ગીરધરલાલ. ૨૫) શેઠ વસનજી કરમસી. ૨૫) એક બંધુ.

સૌ. કાંતાબેન માણેકલાલ તરફથી રૂપીઆ—૧૫) લક્ષ્મીબેન શરજીવનદાસ ૧૧) મોંઘીબેન સુંદરદાસ. ૧૧) કાંતાબેન મગનલાલ. ૧૧) ચંદાબેન રણછોડદાસ. ૧૧) કળાવંતી દાકોરદાસ. ૧૧) ગીરજાબેન મટુલાલ. ૧૧) લીલાવંતી મગનલાલ. ૫) લક્ષ્મીબેન ગંગાદાસ ૫) ભાનુમતી આત્મારામ. ૫) મોતીબાઇ ગીગા. ૫) સુશીલા શામળદાસ. ૫) નંદગવરી મોતીલાલ. ૩) જેકોરબાઈ છગનલાલ. ૨) પુષ્પાબેન જગમોહનદાસ. ૨) મણીબેન રૂગનાથજી. ૨) ચંપાવતી વરજીવનદાસ. ૨ માણેકબ્હેન ત્રીકમદાસ. ૨' તારાબેન મગનલાલ. ૨) ડૉક્ટર. ૨) તામબેન નગીનદાસ ૨) હસમુખગવરી નાનાભાઇ. ૨) બાળાબેન મંગળદાસ. ૨) ભગતવાડીના બાળકોએ એકઠી કરેલી રકમ. ૨, વીરમતા કંચનલાલ. ૧) આનંદકાર. ૧) ડૉક્ટર. ૧) બીસ્ટોકકર. ૧) વી. જી. ભાંડવ. ૧) ડૉ. માચવે, ૧) ચંદુલાલ ડાહ્યાભાઇ. ૨) લીલાવતી છબીલદાસ. ૧) લલીતા મંછારામ. ૧) સીતા રઘુનાથ. ૧) કે. ૨. સર દેસાઇ. ૧) પી વી. પાનસે. ૧) મહાલક્ષ્મી ધીરજલાલ. ૧) લીલાવંતી મગનલાલ. ૧) કુમુદગવરી લલ્લુભાઇ. ૧) જમનાબાઇ ભગવાનદાસ. ૧) મણીબેન શામજી. ૧) રંભા મનસુખભાઇ. ૧) ફીફીબેન. ૧) સવીતા મગનલાલ. ૧) કળાવંતી વેણીલાલ. ૧) કાશીબેન છબીલદાસ. ૧) નંદુબેન દામોદરદાસ.

સૌ. ગંગાબાઈ સુંદરજી દેહુચંદ તરફથી રૂપીઆ—૧૫) બં. વચકોરબાઇ હરજીવનદાસ ૧૦) સૌ. પ્રભાવતી પ્રાણજીવનદાસ ૧૦) વચકોરબાઇ હરકીશનદાસ. સૌ. અનુસુયા ગાંધી. ૭) ઝીણીબાઇ. ૫) શાંતાબેન ધર્મસુખરામ. ૫) સુમત કુંવરજી. ૫) માલતાબાઇ ૩) જયાબાઇ વ્રજલાલ ૨) પદમાવંતા દલાલ. ૩) વિદ્યાગવરી વેણીભાઇ. ૨) સુંદરબેન ગોરધનદાસ સુભદ્રા પ્રાણજીવન ૧) ધનવિદ્યા ગાડુંભાઇ ૧) હરીકાંતા ૧) સુશીલા ગુલાબદાસ. માણબેન. કાંતા બેન. ૧) વીમળાબાઇ ૧) પદીબચંદ એસ. કે. ૧) લલીયા મગનલાલ. ૧) સવીતા મગનલાલ. ૧) મણીબેન પ્રાણજીવનદાસ. ૧) સાંતા અમૃતલાલ ૧) ઝવેરબાઇ કચરા

ડૉ. લીલાવંતી હુકમચંદ બેંકર તરફથી રૂપીઆ—૧) જીવણલાલ બકોરભાઇ. ૫) કુસુમબેન નંદકૃપણ. ૨) એક જણ. ૨) વીદ્યાગવરી ચંદુલાલ. ૨) વીરબાળા રણછોડલાલ ૨) વીઠલદાસ. ૨) ચંચળબેન જગજીવન. ૨) લક્ષ્મીબેન મોતીલાલ. ૨) લીલાવતી ચીમનલાલ. ૨) સુંકંદરાય દેશાઇ. ૨) જશવંતલાલ. ૨) ચંચળબાઇ નેમચંદ. ૩ નારંગીબેન જીવાભાઇ. ૧) રણજીતલાલ, પંડયા. ૩) જયંતીલાલ ચુનીલાલ. ૧) એક બાઇ. ૧) મહાલક્ષ્મી બેન. ૧) સુરીબેન ઇશ્વરભાઇ. ૧) સવીતા મનસરૂ. ૧) મણીબેન નગીનદાસ. ૧) સુરજબેન લહેરચંદ. ૧) શ્રીમતી બેન ચંદુલાલ. ૧) સુરજબેન જીણાભાઇ. ૧) હીમતલાલ દામોદર.

**કું. નયન રણછોડદાસ મારફત રૂપીઆ—૨)** પદમાવંતી ચંદુલાલ ૨) સરલાગવરી તનસુખરામ. ૧) રૂક્ષ્મણી નીરૂભાઇ ગુલાબ શીવલાલ ૧) મહાસુખબેન દવે ઉમીઆબાઇ પટેલ ૧) ઇન્દુમતી છોટુભાઇ ૧) લીલાવંતા ઓછવલાલ ૧) ઉર્મીબેન. હરીભાઇ. ૧) પુષ્પાવંતી રણજીતરામ. ૧) રમાબાઈ ખેરકર ૧) પદમાવંતી છોટુભાઇ ૧) ગુણવંતી ચીંતામણી ૧) મગનગવરી ઇશ્વરલાલ ૧) ખુશવંત નટવરલાલ. ૧) ચંચળગવરી રતીલાલ ઇન્દીરા કહાનડે ૧) રંભા જીવરાજ. ૧) ચંપાવતી ભાનુશંકર ૧) તારાગવરી નાથુભાઇ સવીતા છોટાલાલ ૧) કાથાવેર ઇશ્વરલાલ ૧) સુશીકાંત પન્નાલા. ૧) જુલાભાઇ સવીતાગવરી

**સૌ. સરસ્વતી મોતીલાલ મારફતીઆ તરફથી રૂપીઆ—૧૦)** પુષ્પાવતી હીરાલાલ ૫) કમાબાઇ વીઠલદાસ ૫) ધરમદાસ ભાઇદાસ ૨) મોતીબાઇ ઉમેદરામ ૨) મગનલાલ ધરમદાસ. ૨) પરસનબાઇ નગીનદાસ. ૨) મોતીબાઇ તુલસીદાસ. ૨) સરસ્વતી કલ્યાણદાસ. ૨) જયનારાયણ તાપીદાસ. ૨) ગેરધનદાસ મનસુખ ૨) પુષ્પાવંતી છોટાલાલ. ૧) સી. એમ. ચુડાવાળા ૧) અશ્રુમતા દામોદરદાસ ૧) સુરજ બહેન. ૧) નાની બેન. ૧) ચંદ્રમણી સુંદરલાલ કપીલાબાઇ રામચંદ્ર. ૧) મંગળાગવરી જમનાદાસ ૧) વેણીબેન તુલસીદાસ. ૧) નંદુબેન નગીનદાસ. ૧) સવીતાગવરી ઇશ્વરલાલ. ૧) ભાનુમતી આત્મારામ. ૧) વીમળા દેવીદાસ. ૧) સુમતી નટવરલાલ. ૧) હીરાબેન કાશીદાસ.



### હવેલી લેતાં ગુજરાત ખોઇ !

રશીઆના ડાકટર વોરોનોફે વાંદરાના ગ્લાંડ માણસના શરીરમાં દાખલ કરી ઘરડાંને જુવાન બનાવવાની જે રીત શોધી કાઢી છે તેનો લાભ લેવા જતાં એક વૃદ્ધ માણસે હવેલી લેવા જતાં ગુજરાત ખોઈ છે. તેણે શરીરપર ઓપરેશન કરાવ્યું અને જુવાની તો હજી આવતી આવશે પણ વીમા કંપનીએ કંઇક કાયદાની બારીકી શોધી કાઢી તેની પોલીસીના નાણાં જપ્ત કર્યાં છે. એ માટે કોર્ટમાં દાવો દાખલ થયો છે.

### બીલાડીઓ માટે કાયદો.

લંડનમાં બીલાડી પાળવાની ટેવ વધી ગયેલી હોવાથી તેમના નામો નોંધી તેમને સારી રીતે રાખવા માટેનો કાયદો ઘડવાની ખટપટ થઇ રહી છે. એ માટે બીલાડી પાળનારાઓનું એક મંડળ પણ ઉભું થયું છે.




**હિંદુસ્તાનનો ઇતિહાસ અને રાજ્યવહીવટઃ** લેખકઃ રા. ગુલાબભાઇ નારણજી જોશી; એમ. એ, એલએલ બી, એડવોકેટ. પ્રકાશકઃ મે મેકમીલન એન્ડ કંપની. મૂલ્ય રૂ. ૧–૮–૦.

અત્યારસુધી હિંદના બાળકોને ફક્ત પાશ્ચાત્ય દૃષ્ટિથીજ લખાયેલો હિંદનો ઇતિહાસ વાંચવો પડતો. પરિણામે હિંદી તરૂણ શાળામાંથી બહાર પડતાં પ્હેલાં આત્મ-વિશ્વાસ ગુમાવી બેસતો અને પાશ્ચાત્ય પ્રજાજ પોતાના દેશપર સત્તા ચલાવવા સરજાઇ છે, એવી ભાવના તેના અંતઃકરણમાં જડ ઘાલી બેસતી. આ બદીને દૂર કરી, લાંબા સમયની ખોટ કેટલેક અંશે પૂરે એવો ઇતિહાસ લખવા માટે અમે રા. જોશીને ધન્યવાદ આપીએ છીએ. ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર તરીકેના તેમના અનુભવને પરિણામે લખાયલો આ ઇતિહાસ જરૂર આદરપાત્ર નીવડશે. અમે ઇચ્છીએ છીએ કે મારડંનનો ઇતિહાસ દૂર ફેંકી દઇ આ ઇતિહાસ ગુજરાતી શાળાઓના બાળકોના હાથમાં મૂકવામાં આવે.

રા. જોશીએ પ્હેલા ભાગમાં હિંદના પ્રાચીન ઇતિહાસની-વેદના સમયથી માંડી ઇ સ. ૧૨૦૦ સુધીની-રૂપરેખા દોરી છે આ રૂપરેખા કેટલાકને ટુંકી જણાય અને તેમાંના કેટલાક કાળ-નિર્ણયો સંદેહ ઉપજાવે એવા લાગે તો અમે આશ્ચર્ય નહિ પામીએ પરંતુ એટલું તો જરૂર કહી શકાય કે બીજા ઇતિહાસો કરતાં એ ભાગ જુદીજ દૃષ્ટિએ લખાયો છે અને બાળકોને ઉપયોગી માહિતી પૂરી પાડી એ સંબંધી વિશેષ જાણવા પ્રેરે છે. બીજા ભાગમાં મોગલ સામ્રાજ્યના અંત સુધી; ત્રીજામાં મરાઠા રાજ્યનો વૃતાન્ત અને ચોથામાં અંગ્રેજોનો શાસનકાળ આજની તારીખ સુધીનો ચર્ચ્યો છે. એમાં પણ હિંદી દૃષ્ટિ દરેક સ્થળે દેખાઇ આવે છે. પાંચમા ભાગમાં અત્યારનો હિંદનો રાજ્યવહીવટ કેવી રીતે ચાલે છે તે બતાવ્યું છે. સાદી અને સરળ ભાષામાં, ૪૪૦ પાનામાં જોઇતી સર્વ ઉપયોગી માહિતી વાચકોને મળી રહે છે છાપકામની દૃષ્ટિએ પુસ્તકને આકર્ષક છતાં સસ્તું બનાવવામાં પ્રકાશકોએ પણ સારો શ્રમ લીધો છે. અમને ખાત્રી છે કે પુસ્તક આપણા સાહિત્યમાં ઇતિહાસ વિભાગમાં ઉંચું સ્થાન લેશે.



**અમારી ત્રીજી વાર્તાઓઃ** લે. સૌ. સુમતિ ના. પટેલ અને રા. નાગરદાસ ઇ પટેલ. સોલ-એજન્ટઃ મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની, મુંબાઇ, ૩. મૂલ્યઃ બાર આના.

આ વાર્તારસિક દંપતિએ આ ચાર પ્હેલાં બાલવાર્તાઓનાં બે સંગ્રહો પ્રકટ કર્યાં છે અને તે બાલવર્ગમાં સારો આદર મેળવી શક્યાં છે. આ ત્રીજો સંગ્રહ અનેક દૃષ્ટિએ આગલા બે સંગ્રહોને ટક્કર મારે તેવો છે. લેખક દંપતિની વાર્તા કહેવાની પદ્ધતિ ઉપરથી કોઈની પણ સ્હેજે ખાત્રી થાય કે તેમનો બાળ-માનસનો અભ્યાસ ઉંડો છે. બાર વાર્તાઓમાંની એક એવી નથી કે જે વાર્તારસિયું બાળક હોંશથી ન વાંચે. પુસ્તકને આકર્ષક કરવામાં રા જગમોહન મીસ્ત્રીએ પણ ચિત્રકાર તરીકે સારો ફાળો આપ્યો છે, અમે ઇચ્છીએ છીએ કે આ સંગ્રહ આગલા બે પુસ્તકો કરતાં પણ વધુ બાળ-પ્રિય થાય અને આ દંપતિ ભવિષ્યમાં પણ એવા અનેક ફાળ આપે.

**જ્ઞાતિઓને પડકારઃ** લેખકઃ રા. નાનજી લાલજી પરમાર. મૂલ્યઃ રૂ. ૧–૪–૦ "સુદર્શન" પત્રના ત્રીજી સાલના ગ્રાહકોને ભેટ. એક વખતની ઉપયોગી જ્ઞાતિ સંસ્થા સંભવના ન્હેણ સાથે કેટલી અધોગતિને પામી છે અને તેમાં કેવા પ્રકારની બ-

દીઓ પેઠી છે તે દરેક વિચારક જાણે છે. લેખકે આ પુસ્તકમાં જ્ઞાતિસંસ્થાની ઉત્પત્તિનો ઇતિહાસ ચર્ચી તેની બદીઓ સારી રીતે ઉઘાડી પાડી છે. લેખક એવા મતના છે કે એ એક કલ્યાણમયી સંસ્થા છે અને સંહાર નહિ પણ સંસ્કરણ માગે છે. અમે આ મત સાથે સંમત છીએ. એ સંસ્કરણ માટે લેખકની જેમ અમે પણ માનીએ છીએ કે જ્ઞાતિઓના સુશિક્ષિત તરુણોએ પોતાની યથાર્થ ફરજ બજાવવાની જરૂર છે. પ્રત્યેક જ્ઞાતિના તરુણો પોતાની ફરજ અદા કરે તો અત્યારે નડતારૂપ થઇ પડેલી સંસ્થા ફરી મદદરૂપ થઇ પડે.

**પડદા પાછળ:** લેખક: રા. યશવન્ત સ. પંડયા. મૂલ્ય: રૂ. ૦ ૧૦-૦ આજકાલ પ્રકટ થતા પુસ્તકોમાં અનેક દૃષ્ટિએ નવી ભાત અને નવી પ્રથા પાડતું આ પુસ્તક પ્રથમ નજરે સૌને ગમી જાય એવું છે. લેખક સાહિત્યના ક્ષેત્રમાં કેટલેક અંશે જાણીતા છે. અમુક શબ્દપ્રયોગો બાદ કરીએ તો આ આખા નાટકની ભાષા સાદી ને સરળ છતાં વેગવતી અને સચોટ છે. લેખકે નીતિની દૃષ્ટિ બાજુએ રાખી પડદા પાછળ બનતા બનાવો એમાં હિંમતભરી રીતે ચર્ચ્યાં છે. બધી રમત ચાર પાત્રો રમે છે. હંસલ ઉગતો કવિ છે; લાગણીપ્રધાન છે અને અધુરામાં પૂરૂં ધનવાન છે. એની પત્ની જયલક્ષ્મી સામાન્ય આર્ય અબળા છે. બીજી તરફ કોલેજમાં હંસલ સાથે ભણતી વનવેલી એના જેવીજ લાગણીપ્રધાન અર્વાચીન શિક્ષિત સ્ત્રી છે. વનવેલીનો પતિ સામાન્ય હિંદુ પતિ જેવો વ્હેમી અને લીલુકમાઉ છે. પરિણામે હંસલ અને વનવેલી એક બીજા તરફ આકર્ષાય છે—નીતિની દૃષ્ટિએ ન થવું જોઇએ તે બધું થાય છે અને લેખક એ બધું વર્ણવે છે. નીતિના મૂળમાં કુહાડો મારતા આ નાટકને વાચકવર્ગ કેટલે અંશે સત્કારશે તે કહેવું મુશ્કેલ છે. પરંતુ એટલું તો જરૂર કહી શકાય કે એક ભાઇ કે પિતા પોતાની બ્હેન કે પુત્રી પાસે બેધડક વાંચી શકે એવું આ પુસ્તક નથી. કોલેજમાં શિક્ષણ પામેલી વ્યક્તિઓનાં પડદા પાછળનાં જીવન ચીતરી લેખકે ખરેખર એ વર્ગને અન્યાય કર્યો છે અમે તેમને ખાત્રી આપીએ છીએ કે એ બધી વ્યક્તિઓ તેઓ ધારે છે તેવી લાગણીપ્રધાન અને છલછલી નથી.

**મુંબાઇનો વ્યાપારી અનુભવ:** લેખક: રા. મૂળજી નાથજી કોઠારી. મૂલ્ય: રૂ. ૩-૮-૦

કમીશન એજન્ટના સર્વવ્યાપક ધંધામાં પડેલા લેખક મહાશયે આ પુસ્તકમાં જાતમાહિતીથી તેમજ કેટલાંક જુદા જુદા ધંધાને લગતા પુસ્તકોની મદદથી વ્યાપારી આલમને ઉપયોગી થઇ પડે એવું આ પુસ્તક રચ્યું છે. જુદા જુદા ધંધાઓ વિષે માહિતી આપવા ઉપરાંત વ્યાપારીઓને જરૂરી એવા કેટલાક વિષયો ચર્ચી આ પુસ્તકની ઉપયોગિતા લેખકે વધારી છે. નામા અને વ્યાજ વિષે, હુંડી પત્રી વિષે, સરાફી વ્યવહાર વિષે, ઇન્કમટેક્ષ-સુપરટેક્ષ વિષે, વગેરે સંબંધી જાણવાજોગ વિગતો આપી છે. વ્યાપારી આલમને આ પુસ્તક સારી રીતે ઉપયોગી થઇ પડશે એમ અમે માનીએ છીએ

**રઢિયાળી રાત (ભાગ ત્રીજો):** સં. રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: "સૌરાષ્ટ્ર" કાર્યાલય મૂલ્ય: આઠ આના.

લોકસાહિત્યનો સંગ્રહ કરવાની ભાઇ મેઘાણીની ધગશ જાણીતી છે અને તેટલીજ એ સાહિત્યને પ્રકાશમાં લાવવાનો "સૌરાષ્ટ્ર" કાર્યાલયનો ઉત્સાહ સર્વને વિદિત છે. "રઢિયાળી રાત" ના બે ભાગ અત્યાર પ્હેલાં અત્યંત લોકાદર પામી ચૂક્યાં છે અને આ ત્રીજો ભાગ પણ એટલોજ લોકપ્રિય નીવડશે એમાં અમને સંદેહ નથી. સમાજની સ્થિતિ પ્રતિબિંબિત કરતાં લગભગ ૯૦ નાના મોટાં ગીતો આ સંગ્રહમાં આપ્યાં છે ઉપરાંત "લોકગીતોની તુલના-દૃષ્ટિ" વિષે વિવેચન કરી સંપાદકે લોકગીતો સંબંધી પુષ્કળ માહિતી પૂરી પાડી છે. ભૂલાઇ જતું આ ઉપયોગી અને આલ્હાદક સાહિત્ય બચાવી લેવા માટે બન્નેને અમારાં અભિનંદન આપીએ છીએ.

**માતૃપૂજાને પંથે:** શ્રી ભાવનગર સ્ત્રી-કેળવણી મંડળ અને મહિલા વિદ્યાલયનો ૧૯૨૬-૨૭ નો અહેવાલ. આ ઉપયોગી સંસ્થાએ બે વર્ષમાંજ જે કામ કરી બતાવ્યું છે તે જોતાં એની જરૂરીઆત વિષે ભાગ્યેજ કોઇને શંકા રહે. ઉત્તમ ગૃહિણી થવાની શિક્ષા આપતી આ સંસ્થા આખા ગુજરાતના નાકરૂપ છે. એને ટકાવી રાખવી એટલુંજ નહિ પણ એને વિકસાવવી એ પ્રત્યેક ગુજરાતીની પવિત્ર ફરજ છે. હજી એ વિદ્યાલયને નાણાંની

તંગી પડે એ દાનવીર ગુજરાત માટે એક શોકક-થાજ ગણાય. પૂનાને પંદર લાખનું દાન આપી મહિલા વિદ્યાપીઠ સ્થાપનાર ગુજરાતીઓ પોતાની ગરવો ગુજરાતને ભૂલી જાય એ આત્મવંચનાજ ગણાય. વિદ્યાલયને એક વસતિગૃહની જરૂર છે. એનો વાર્ષિક બદીહજારનો ખર્ચ કોઇ દાનવીર ઉપાડી લેશે ? અમે આતુરતાથી એ શુભ સમાચાર મળવાની રાહ જોઇએ છીએ.

**બલિદાનઃ** ઉપર્યુક્ત વિદ્યાલયના વાર્ષિક સમારંભ પ્રસંગે હૃદયને હલમલાવી નાખે એવી ભાષામાં લખેલી અને સેવાનો ઉંચો આદર્શ રજુ કરતી ભાઇ ઝવેરચંદ મેઘાણીની આ નાટિકા ભજવી બતાવાઇ હતી. અમને એ વાંચતાં જે અસર થઇ છે તેથી અધિક ગણી અસર એ દશ્યો જોનારને થઇ હશે. અમે ઇચ્છીએ છીએ કે આખા ગુજરાતની શાળા–પાઠશાળાઓ આ નાટિકા પોત-પોતાના સમારંભોમાં ભજવી બતાવે અને સેવાનો આદર્શ શીખવે. ભાઇ મેઘાણીને એ લખવા માટે ધન્યવાદ.

**સાભાર સ્વીકારઃ** ( ૧ ) **બ્રહ્મક્ષત્રિય** ( ત્રિમાસિક ): વર્ષ ૨૯; અંક ૩ જો. તંત્રીઃ રા. કેશવપ્રસાદ છો. દેસાઇ. ( ૨ ) **સીનેમા ગદી અને સાહિત્ય કેસરીઃ** પ્રકાશક. રા. એન. પી. ઠક્કર. અંક ૧૬ મો. ( ૩ ) **સાહિત્ય સદીઃ** પુ. ૧; અંક ૮ મો. તંત્રીઃ રા. સુંદરજી પંડયા. ( ૪ ) **પ્રચંડશક્તિ** પુ. ૨; અંક ૬. આર્યકુમાર મહાસભા, વડોદરાનું મુખપત્ર. ( ૫ ) **સમાજ-સેવકઃ** ળઃ રા. ગો. હી. ઠક્કર. વર્ષ ૪; અંક ૨. ( ૬ ) **પ્રજામતઃ** વર્ષ ૪; અંક ૨–૪. તંત્રીઃ રા. કા મા. ઠાકુર. ( ૭ ) **શ્રી મહિપતરામ રૂ. અનાથાશ્રમઃ ૧૯૨૬** ની સાલનો રીપોર્ટ. પ્રકાશકઃ સર રમણભાઇ મ. નીલકંઠ અને ડો. મણિલાલ હ. ભગત દાનવીરો માટે એક સુપાત્ર સંસ્થા. ( ૮ ) **બહુચર સ્તવનઃ** રચનારઃ રા. કેશવલાલ ભવાનીશંકર પંડયા. મૂલ્યઃ ૦–૦–૯.

**કેશ વિલાસ ચૂર્ણઃ** બનાવનારઃ ધી ઓમ્મે કલકત્તા ટ્રેડીંગ કંપની. આ ચૂર્ણ વાળમાં નાંખી તે ચોળવાથી માથું સ્વચ્છ થાય છે તેમજ વાળ સારા વધે છે, એ અમારો જાતિ અનુભવ છે. વધુ વિગત માટે આ અંકમાં આપેલી જાહેરખબર જુઓ.

**દાદા પીલ્સઃ સોલ એજન્ટસઃ** મે. રતીલાલ દામોદરદાસની કંપની. ન્યુમોનીઆ, આંચકી, આંકડી, દમ વગેરે ઉપર અકસીર ઇલાજ છે એમ કહેવામાં આવે છે. અમને એમાંનું કોઇ પણ દર્દ લાગુ પડેલું ન હોવાથી વાપરવાનો લાભ લઇ શક્યા નથી.

**જોશી હેર ઓઇલઃ** બનાવનારઃ મે. જોશી કેમીકલ વર્કસ. માથામાં નાંખવાનું સુગંધીદાર સરસ તેલ છે. અમે જાતે કેમીસ્ટ ન હોવાથી એનું પૃથક્કરણ નથી કરી શકતા પણ વાળમાં નાંખવાથી ઠંડક ઠીક રહે છે એટલું કહી શકીએ.



એક ગૃહસ્થ સ્ટીમરના કઠેરાને અઢેલીને દરીઆનાં મોજાં જોતા ઉભા હતા. પાછળથી એક બીજા ગૃહસ્થે આવી તેમનું ધ્યાન ખેંચ્યું. "તમે જાણો છો ? જો દુનિયાં ગોળ હોવાને બદલે સપાટ હોત તો દરિયાની ઉંડાઇ માઇલો સુધી પહોંચી જાત."

૧ લા ગૃહસ્થ ઉપર આની સજ્જડ અસર થઇ હોય એમ લાગ્યું. તેમણે કહ્યુંઃ "દુનિયાને સપાટ કરવાનો પ્રયત્ન કરતો કોઇને પણ તમે જુઓ તો તેને ત્યાંને ત્યાંજ ગોળી મારજો. મને તરતાં નથી આવડતું !"




## હિન્દ.

**સહશિક્ષણની તરફેણમાં:** મુંબાઈમાં કન્યાઓ માટે એક જુદી કોલેજ સ્થાપવી કે કેમ એ સવાલ આજ લાંબા સમયથી ચર્ચાય છે. આ સવાલ વિષે ચર્ચા ચલાવવા મુંબાઈની કોલેજમાં અભ્યાસ કરતી વિદ્યાર્થીનીઓની એક સભા ઝેવીઅર કોલેજના હોલમાં મળી હતી. મીસ શાન્તિલા દેસાઈએ જુદી કોલેજની તરફેણમાં ઠરાવ રજુ કર્યો હતો. તેમણે જણાવ્યું હતું કે સ્ત્રીઓ ગૃહિણી જીવન માટે સર્જાઈ છે કે એવી કન્યાઓ માટે એ જીવનને સફળ બનાવે એવા અભ્યાસક્રમ સાથેની કોલેજની ખાસ જરૂર છે. તે પછી કેટલીક કન્યાઓ ઠરાવની તરફેણમાં અને કેટલીક વિરુદ્ધમાં બોલી હતી. છેવટે મત લેતાં એમ ઠર્યું કે જુદી કોલેજની જરૂર નથી; અત્યારે છોકરા છોકરીઓને સાથે શિક્ષણ અપાય છે તેજ પ્રથા ઉત્તમ છે.



સૌ. પાર્વતી અઝમંલ.
બેંગ્લોરના કેળવણી-બોર્ડના સભાસદ.

**મફત બાળકો માટે:** મુંબાઈની મ્યુ. ની શાળાઓના દાંતના તબીબ ડૉ. ખંભાતા છોકરાઓના દાંત તપાસવા વારંવાર શાળાઓમાં જાય છે. કેટલાક છોકરાંઓનો ચીંથરેહાલ પોશાક એવો તેમને અત્યંત દુઃખ થયું અને પોતાના ખરચે એવા ૯૦ બાળકોને કપડાં અપાવ્યાં. આ સ્તુત્ય કાર્યની તારીફ કરતાં સ્કુલ્સ કમિટિના પ્રમુખ રા. બ. પાઈ સૂચના કરે છે કે શાળાઓના હેડમાસ્તરોએ એવી રીતે પોતાના ખરચે બાળકોની સંભાળ લેવી જોઈએ. કમિટિના સભાસદો અને પ્રમુખ પણ કદાચ એ સૂચના પ્રમાણે ગાંઠને પૈસે ગરીબ બાળકોને ઢાંકશે, એવી આશા આપણે રાખી શકીએ !

**ગુ૦ હિં૦ સ્ત્રીમંડળને ભેટ:** મંડળના લે. ઓ. સેક્રેટરી ગં. સ્વ. મંગળબાઈ મોતીલાલ ફકીરચંદ તરફથી રૂપીઆ ૨૪૦, મંડળમાં ચાલતા નાના બાળકો માટેના કિન્ડરગાર્ટન વર્ગના શિક્ષકના એક વર્ષના પગાર માટે ભેટ મળ્યા છે.

**મુંબાઈનો બાળ-રક્ષણ કાયદો:** આ કાયદાને અંગે ચલાવવા નિયમો સરકારે પ્રકટ કર્યા છે એ માટેની કોર્ટમાં રા. ..ઠક્કર અને એક બાનુ મેજીસ્ટ્રેટ બેસે છે. કોર્ટનું કામકાજ વધતું જાય છે અને અત્યાર સુધી આશરે ... દિવસ કોર્ટ

બેસવી તેને બદલે અદાલતીઆમાં બે અર્ધા દિવસ બેસશે. આ અદાલતના અહેવાલ મેજીસ્ટ્રેટની પરવાનગી વિના છાપી ન શકાય. બાળકો જ્યાં વસતા કે કામ કરતા હોય ત્યાં તપાસ કરી તેમના સંબંધી માહિતી મેળવવા ઇન્સ્પેક્ટરોની ગોઠવણ થઇ છે.

૭૨ મી જયંતીઃ વિધવા પુનર્લગ્નનો કાયદો પસાર થયાંને ૭૨ વર્ષ પૂરાં થયા. એ કાયદાની વાર્ષિક જયંતિ મારવાડી વિદ્યાલય હોલમાં શ્રી. સરોજિની નાયડુના પ્રમુખપદે તા. ૨૬ મી જુલાઇએ ઉજવાઇ હતી પ્રમુખ ઉપરાંત સૌ. અવંતિકા બાઇ ગોખલે અને બીજા પુરૂષ વક્તાઓએ વિધવાઓની સ્થિતિનો ખ્યાલ આપી આ કાયદાની અગત્યતા સમજાવી હતી.

જે. પી. બ્હેનોને આવકારઃ મુંબાઇનાં માનદ મેજીસ્ટ્રેટો તરીકે કેટલાંક બ્હેનોને સરકારે નીમ્યા છે જેમના ફોટો-ચિત્રો અમે ગયા અંકમાં આપ્યા હતા. માનદ માજીસ્ટ્રેટોના મંડળ તરફથી તેમને આવકાર આપનારો એક ભોજન સમારંભ થયો હતો અને વડા ન્યાયાધીશ સર એમ્બરસન માર્ટન તેમજ બીજાઓએ તેમને નવા ક્ષેત્રમાં આવવા માટે અભિનંદન આપ્યાં હતાં. બધા તરફથી મીસ કોન્ટ્રેક્ટરે યોગ્ય જવાબ વાળ્યો હતો.

મીસ ગૌહરને ભેટઃ "ગુણસુંદરી" નામે જાણીતી ફીલ્મ મુંબાઇની ઘણી બ્હેનોએ જોઇ હશે. એ ફીલ્મમાં મુખ્ય પાત્ર ભજવતી જાણીતી સીનેમા નટી મીસ ગૌહરને તેના સુંદર કાર્યની કદર તરીકે એક નાણાં-થેલી ભેટ આપવાની હીલચાલ ચાલી રહી છે. એ માટે નીમાયલી કમિટિમાં મુંબાઇના કેટલાક સજ્જનોના નામ છે. એમાં એકે આગેવાન મહિલાનું નામ નથી તેથી ખેદ થાય છે.



મીસ એગ્નીસ સ્મેડલી.
હિંદી સ્વતંત્રતા માટે પ્રયત્નો કરનાર
જર્મન મહિલા.

યુરોપીઅન પોશાકમાં એક એશાબાઇ નામે ખોજા સ્ત્રીને મુંબાઇની પોલીસે ગ્રાંટરોડ સ્ટેશન પર પકડી હતી. કહેવાય છે કે તે પતિને ત્યાંથી રૂ. ૨૮૬૪ ના દાગીના વગેરે ચોરીને નાસી આવી હતી. હિંદી સ્ત્રીઓમાં સાહસ તો છે પણ દુરૂપયોગ થતો જણાય છે!

નવાં માસિકોઃ સ્ત્રીઓ માટે મરાઠી ભાષામાં મુંબાઇમાંથી "ગૃહલક્ષ્મી" નામે એક નવું માસિક વિદુષી તંત્રી બ્હેનોએ કાઢવા માંડ્યું છે. મદ્રાસમાંથી મિસિસ સથીઆનદન "ઇંડીઅન લેડીઝ મેગેઝીન" અંગ્રેજીમાં પ્રકટ કરવા માંડ્યું છે આ માસિક ૧૯૧૮ સુધી એ બ્હેન પ્રકટ કરતા હતાં, તે પછી બંધ પડ્યું હતું.

ધન્યવાદઃ હીરા નામે એક સોળ વર્ષની હિંદુ બાળા એક પ્રપંચી ટોળીના પંજામાં માસથી ભોગ થઇ પડેલી. આ બાળાને લઇને બે મુસલમાનો નવસારીથી અમલસાડ જતી સવારની ગાડીમાં નીકળ્યા. એ ગાડીમાં વ્હાલી નામે કોળી કોમની એક બ્હેન પણ હતી, તેની નજર હીરા ઉપર પડી અને તેને કંઇક શક ઉપજ્યો. પૂછપરછ કરતાં હીરાએ પોતાને બચાવવાની માગણી કરી. બ્હેન વ્હાલીએ અમલસાડ સ્ટેશને એ બે બદમાશોને પોલીસના કબજામાં સોંપી દીધા. રા મણીલાલ ત્રિવેદીની બાહોશીથી હીરાને હાલ હિંદુ સભાના આશ્રમ હેઠળ માજીસ્ટ્રેટે સોંપી છે. એ બાળાની જીંદગી બરબાદ થતી બચાવવા માટે હિંમતવાન બ્હેન વ્હાલીને ધન્યવાદ.

મૂકી. વડોદરામાં આ માસિક છપાય છે અને ત્યાંથીજ ટપાલમાં પડે છે; અને વડોદરાજ એ જળપ્રલયમાં સૌથી પ્હેલું સપડાયું. પરિણામે કમારે અમારી નિયમિતતા તોડવી પડી અને એ અંક આઠ દિવસ મોડો મોકલી શકયા. સદ્‌ભાગ્યે પ્રેસને ઝાઝું નુકશાન થવા નથી પામ્યું. અને તેથીજ આ અંક પણ અમે નિયમિત પ્રકટ કરી શકીએ છીએ. પરંતુ ગુજરાતમાં બધાંને એવું સદ્‌ભાગ્ય પ્રાપ્ત નથી થયું. અનેકના એ પ્રલયમાં જીવ ગયા છે અને તેથી વધુ સંખ્યા ઘરબાર વિનાની થઇ પડી છે. આજે આખા ગુજરાતમાં જ્યાં ત્યાં નિરાધારોના આર્તનાદ સંભળાઇ રહ્યા છે. કુટુંબો છિન્નભિન્ન થઇ ગયાં છે. એક વખત આબરૂદાર ગણાતા કુટુંબો આજે ભીખારી થઇ પડયાં છે. આખા હિંદની ફુલવાડી જેવો ગણાતો ગુજરાતનો પ્રદેશ વેરાન થઇ ગયો છે. એક વખત દાનવીર ગણાતું ગુજરાત, અન્ય પ્રાંતોને પોતાના કોઠારમાંથી ઉદાર ચિત્તે દાન આપતા ગુજરાતીઓને આજે ભિક્ષા માંગવાનો સમય આવ્યો છે. આ પરિસ્થિતિ જોઇ એવી કોણ વ્યક્તિ હશે, જેના હૃદયને વ્યથા નહિ થતી હોય ? સદ્‌ભાગ્યે મુંબાઇની જનતાએ અને ગુજરાતના વિધવિધ શહેરોના ધનિકોએ પોતાના નિરાધાર બંધુઓ અને બ્હેનોને આવકાર આપવા તત્પરતા અને ઉદારતા બતાવી છે અને અત્યારે એ સર્વને બને તેટલી રાહત આપવાનું કાર્ય ચાલી રહ્યું. આ પુણ્ય કાર્યમાં અમારા વાચકો પણ પોતપોતાનો ફાળો તન મન ધનથી આપે એમ ઇચ્છીએ છીએ.

આ પ્રલયની ખબરો મુંબાઇમાં મળતાંજ આગેવાન સજ્જનોએ જે તત્પરતા અને ઉદારતા બતાવ્યાં છે તે અત્યંત સ્તુતિપાત્ર છે. સર પુરૂષોત્તમદાસ, રા. ભુલાભાઇ દેસાઇ, અને રાં. મુન્શી જેવા સજ્જનોએ આ બાબતમાં આગેવાન ભાગ ભજવી પોતાનો ઉદાર ફાળો આપવા ઉપરાંત આ કાર્ય મોટા પાયા ઉપર ઉપાડી લીધું છે. તેમના એ પ્રયાસો માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ સહાય માટેના તેમના પોકારને સત્કારી મુંબાઇના જુદાં જુદાં વેપારી મંડળોએ, નાટક-સીનેમાના માલીકોએ, સ્વયંસેવક મંડળોએ તેમજ અન્ય વ્યક્તિઓએ તન મન ધનથી મદદ કરી છે અને હજી કર્યે જાય છે તે ભુલાય તેમ નથી. ખાસ કરી મારવાડી ભાઇઓએ નાણાં અને સ્વયંસેવકો મોકલી ગુજરાતને આ અણીને સમયે જે મદદ કરી છે તેની ખાસ નોંધ લેવાવી જોઇએ. સરકારે પણ પોતાના તરફથી બનતી સહાય આપવા અત્યાર આગમચ પગલાં ભર્યાં છે અને તે માટે અમે સર ચુનીલાલ મ્હેતાને ખાસ ધન્યવાદ આપીએ છીએ. અમે ઇચ્છીએ છીએ કે એ જાણીતા ગુજરાતી મુત્સદ્દી પોતાની દરમ્યાનગીરીથી હજી વધારે ઉદાર ફાળો સરકાર પાસે અપાવે. અમને વધારે સંતોષ તો એ જોઇને થાય છે કે

**બ્હેનોની સહાય.**

આ પુણ્યકાર્યમાં હંમેશની જેમ મુંબાઇની જાણીતી મહિલાઓએ પણ આગેવાન ભાગ ભજવ્યો છે અને પ્રત્યેક કોમની બ્હેનોએ પોતાનો ફાળો આપ્યો છે. સર કાવસજી જહાંગીર હોલમાં સૌ. સરોજિની નાયડુના પ્રમુખપદે મળેલી સ્ત્રીઓની જંગી સભામાં મુંબાઇના સ્ત્રીવર્ગે પોતાના ઉદાર હૃદયની ખાત્રી આપી છે પ્રમુખ બ્હેને એ સભામાં અને બીજી અનેક સભાઓમાં પોતાની કવિત્વભરી વાણીમાં સંકટગ્રસ્ત પ્રજાનો હૃદયદ્રાવક ચિતાર આપી જનતાને ઉદાર હાથે મદદ આપવા પ્રેરી છે. શ્રી પાટીદાર સ્ત્રીમંડળે પણ ગં. બ્હેન રસિકમણી દેસાઇના પ્રમુખપદે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના હોલમાં સભા ભરી આ કાર્યને અત્યંત વેગ આપ્યો છે. એ મંડળોદ્વારા અનેક ઉત્સાહી બ્હેનોએ પોતપોતાના સખીવર્ગમાંથી તનતોડ પ્રયાસો કરી નિરાધારોને રાહત આપવા મોટી રકમ ભેળી કરી છે. એ પ્રયાસને પરિણામે જે ફાળો થયો છે તેનો અહેવાલ અમે અન્યત્ર આપ્યો છે. આ સ્તુત્ય કાર્યમાં મંડળના ઉત્સાહી મંત્રીઓએ, લેડી કૃષ્ણાગૌરી સેતલવડે, સૌ. લીલાવતી મુનશીએ, સૌ. ઉપસી સબાવાળાએ અને બીજાં બ્હેનોએ આપેલો ફાળો અભિનંદનને પાત્ર છે શ્રી રતનબ્હેને અને શ્રી મીઠીબાઇ પીટીટે જાતે બોરસદ જઇ બનતી મદદ કરી છે અને બીજાં કેટલાંક બ્હેનોએ પણ એ પ્રકારની તત્પરતા બતાવી છે. વનિતા વિશ્રામના સંચાલકોએ પણ આવા ફાળા માટે અપીલ કરવા ઉપરાંત પોતાની સંસ્થાઓમાં નિરાધાર બ્હેનોને રાખી રાહત આપવાનું પુણ્યકાર્ય ઉપાડી લીધું છે, જે માટે એ સંચાલકોને પણ અમે ધન્યવાદ આપીએ છીએ. પરંતુ એ બધું હજી "પારોશામાં પ્હેલી પૂણી" જેવું

છે. અત્યારસુધીમાં ભેગી થએલી રકમ જળપ્રલયથી ગ્રસ્ત થયેલો વિસ્તૃત પ્રદેશ જોતાં નજીવીજ ગણાય. નિરાધારોને ભાવિ ભુખમરાથી અને રોગ ચાળાથી બચાવવા તેમજ તેમને પગભર કરવા એથી ઘણી મોટી રકમની જરૂર છે. દેશનો મુખ્ય આધાર જેમના જીવનસર્વ ઉપર રહે છે તેવા ગુજરાતના ખેડુતો ઘરબાર વિનાના, ઢોર ઢાંખર અને ઓજાર વિનાના થઇ ગયા છે. તેમનાં ખેતરોનો પાક ધોવાઇ ગયે છે એ ખેડુતોને વસવા માટે ફરી ઘરો બાંધવા પડશે; તેમને ખેતી માટે ઓજાર અને ઢોર ઢાંખર જોઇશે, તેમજ તેમના ખેતરો માટે બીયાં અને તેમની તાત્કાલિક જરૂરીયાત માટે અનાજ-કપડાંની જરૂર પડશે. આ ખોટ પૂરવા માટે જે મોટી રકમ જોઇએ તે પ્રજાએ તેમજ સરકારે પૂરી પાડવી પડશે. અમને આશા છે કે પ્રજા અને સરકાર આ કસોટીને સમયે પોતપોતાની ફરજ બજાવતાં ચુકશે નહિ.

**ખડગબહાદુરનો જોડીદાર:**

રાજકુમારી માયાને છોડાવવા હીરાલાલનું ખુન કરનાર વીર ખડગબહાદુર સબંધી માહિતિ અમે આપી ગયા છીએ સ્ત્રી વર્ગનો એ તારણહાર આજે જેલમાં હજી સબડે છે. દેશની જનતાએ એને છોડવા માટે કરેલી માગણી સરકારના બ્હેરા કાનોને ભેદી શકી નથી. સરકાર એક સામાન્ય ખુન અને સ્ત્રી વર્ગના શિયળ-રક્ષણ માટે થયલા ખુનમા તફાવત નથી જોઇ શકતી એ અફસોસની વાત છે. પરતુ સરકારનો આ વલણ છતાં હમણાંજ બીજો એક એવોજ બનાવ બન્યો છે આસામના સીલ્હટ જીલ્લાના એક ગામમાં વીર ખડગબહાદુરનો જોડીદાર-વીર શશીમોહન પોતાની એક દેશભગિનીમાં શિયળ અને સન્માનની રક્ષા અર્થે બહાર પડયો. ખડગ બહાદુરની જેલયાત્રા એ પ્રાણવાન યુવાનને પોતાની ફરજ બજાવતાં રોકી ન શકી. એના વતનમાં ફૈઝઅલી નામે એક લંપટ મુસલમાન રહેતો. એના દુરાચારથી આખું ગામ ત્રાસી ગયતું. અનેક સ્ત્રીઓનાં જીવન એ બદમાશે નષ્ટ કરેલાં. છેવટે તેણે એક ગરીબ હિન્દુ યુવકની ૧૬ વર્ષની પવિત્રા નામે પત્ની પર નજર નાંખી; તેને ફસાવવા અનેક લોભલાલચો દીધી પણ પવિત્રા અડગ રહી. લંપટે એક દિવસ એ બ્હેનની ઝુંપડીમાં જઇ ડર બતાવ્યો; પવિત્રાએ એ ધમકીને પણ તુચ્છકારી કાઢી. પવિત્રા પોતાની માતા સાથે એ ઝુંપડીમાં રહેતી. એની બાજુમાં જ ૧૮ વર્ષનો નવજુવાન શશીમોહન રહેતો હતો. પવિત્રાને તે પોતાની બ્હેન જ ગણતે. બ્હેને આ ધર્મના ભાઇને બધી વાત કહી. ભાઇનું લોહી ઉકળી આવ્યું તેણે એ હરામખોરને સજા કરવાનો નિશ્ચય કર્યો ધમકી મુજબ ફૈઝઅલીએ એક સાંજે પવિત્રાના ઘરમાં પ્રવેશ કર્યો પવિત્રાને સ્પર્શ કરે તે પ્હેલાં શશીમોહન અને એના ત્રણ મિત્રોએ એ બદમાશ પર હલ્લો કર્યો. મિત્રો તો પછી દૂર જઈ ઉભા, પણ શશીમોહને તો તેને લાકડીઓની ઝડીથી ઠાર જ કર્યો. ખુનના આરોપ માટે તેના પર કામ ચાલ્યું, પણ જ્યુરીએ અને જડજે તેને નિર્દોષ ઠરાવ્યો. એ ન્યાય તોળનારાઓને અમારાં અભિનંદન છે. તેઓ ન્યાયનું સ્વરૂપ યથાર્થ સમજી શક્યા છે. એક હીરાલાલ કે ફૈઝઅલીના જાન કરતાં માયા અને પવિત્રાની આબરૂ વધારે કીમતી છે એ આબરૂના રક્ષણ માટે દેશભરમાં સ્થળે સ્થળે ખડગબહાદુર અને શશીમોહન પાકે એમ અમે ઇચ્છીએ છીએ.

---

**શ. ગઢાણીનો સ્વર્ગવાસ.**

આ માસિક સાથે એની શરૂઆતથીજ સંબંધ ધરાવનાર અને એને આકર્ષક કરવા માટે ઉત્સાહથી ફાળો આપનાર યુવાન ચિત્રકાર ભાઈ ચીમનલાલ ગઢાણીના અકાલ અવસાનના સમાચાર જાણી અમે અત્યંત દુઃખી થયા છીએ. મુંબાઈમાં થોડોક સમય રહ્યા બાદ એ ભાઇને ક્ષયની જીવલેણ બિમારી લાગુ પડી હતી, અને તેથી મુંબાઇ છોડી તેઓ લગભગ એક વર્ષથી વતનમાં જઇને રહ્યા હતા. અમને તેમના તરફથી મળતા સમાચારો પરથી અમને આશા રહેતી હતી કે એ ભાઇ જલ્દી સાજાતાજા થઇ પાછા અમારા આ સેવાકાર્યમાં ઉત્સાહથી ફાળો આપવા માંડશે. પણ એ આશા સફળ ન થઇ; એ ભાઇની બિમારી ઘાતકજ નીવડી. અમે એમના આત્માને પરમશાન્તિ ઇચ્છીએ છીએ.

---

સંકટગ્રસ્તોની સહાયે



જલપ્રલય સંકટ નિવારણ ફંડના લાભાર્થે એલ્ફીન્સ્ટન કોલેજ તરફથી થયલા જલસામાં ગરબા ગાનાર બ્હેનો.

પદવીદાન સમારંભ.



મુંબાઇ યૂનીવરસીટીની છેલ્લી પરીક્ષા પસાર કરી ડીગ્રી મેળવનાર ગ્રેજ્યુએટ બ્હેનો.




વર્ષ ૫ મું. ] ઓકટોબર ૧૯૨૭ [ અંક ૨ જો.

## સ્વદેશી.

હું તો જાગું જોઉં ને દેશી સાંભરે રે,
મ્હારૂં ધન તો વિદેશ વહી જાય રેઃ
જાગું જોઉં ને દેશી સાંભરે રે.

હું તો દાતણ કરૂં ને દેશી સાંભરે રે,
મ્હારા પાઉડર પરદેશથી લવાય રેઃ
દાતણ કરૂં ને દેશી સાંભરે રે.

હું તો ન્હાવણ કરૂં ને દેશી સાંભરે રે,
મ્હારા સાબુ પરદેશથી લવાય રેઃ
ન્હાવણ કરૂં ને દેશી સાંભરે રે.

હું તો અંગ લુછું ને દેશી સાંભરે રે,
મ્હારા ટુવાલ પરદેશથી લવાય રેઃ
અંગ લુછું ને દેશી સાંભરે રે.

હું તો ભોજન કરૂં ને દેશી સાંભરે રે.
મ્હારા વાસણ પરદેશથી લવાય રેઃ
ભોજન કરૂં ને દેશી સાંભરે રે.

હું તો મુખવાસ કરૂં ને દેશી સાંભરે રે.
મ્હારી 'જીનતાન' પરદેશથી લવાય રેઃ
મુખવાસ કરૂં ને દેશી સાંભરે રે.

હું તો લખવા બેસું ને દેશી સાંભરે રે.
મ્હારા કાગળ પરદેશથી લવાય રેઃ
લખવા બેસું ને દેશી સાંભરે રે.

હું તો ફરવા જઉં ને દેશી સાંભરે રે.
મ્હારી મોટર પરદેશથી લવાય રેઃ
ફરવા જઉં ને દેશી સાંભરે રે.

હું તો મોટરે બેસું ને દેશી સાંભરે રે,
મ્હારાં વાયલીઆં ઉડી ઉડી જાય રેઃ
મોટરે બેસું ને દેશી સાંભરે રે.

હું તો ગરબે રમું ને દેશી સાંભરે રે,
મ્હારાં હોજરિયાં સરી સરી જાય રેઃ
ગરબે રમું ને દેશી સાંભરે રે.

હું તો સાહેબ દેખું ને દેશી સાંભરે રે,
મ્હારો દેશ તો લૂંટાઈ લૂંટાઈ જાય રેઃ
સાહેબ દેખું ને દેશી સાંભરે રે.

મ્હને સ્વપ્નાં મહીં યે દેશી સાંભરે રે,
મ્હારા હિંદનું કલંક કેમ જાય રે ?
જાગું જોઉં ને દેશી સાંભરે રે.×

જ્યોત્સ્ના શુક્લ

× 'હું તો ઢોલે રમું ને હરિ સાંભરે રે' એ રાગ.



સાગર ( મધ્ય પ્રાંત ) નું એક નમુનેદાર કન્યા વિદ્યાલય.

# સુંદરીઓને સંદેશ.

| સવાલ | જવાબ |
|---|---|
| ૧. આપ 'ગુણસુંદરી' કોને કહો ? | ૧. વફાદાર હૃદયવાળી સ્ત્રીને. |
| ૨. આપ 'રૂપસુંદરી' કોને કહો ? | ૨. પ્રસન્નમુખી સ્ત્રીને. |
| ૩. સંયુક્ત અને વિભક્ત કુટુંબની પ્રથા વિષે આપનો કંઇ મત ? | ૩. હાલના સંજોગોમાં સંયુક્ત કુટુંબની પ્રથા ઉપયોગી થાય એવી નથી. |
| ૪. પશ્ચિમના સ્ત્રીજીવનમાંથી ગુજરાતી સ્ત્રીઓએ, આપને મતે, શું લેવું ? | ૪. સ્વાશ્રયી અને ઉદ્યમશીલ બનવું. |
| શું ન લેવું ? | સમાનતા અને ' જીવનમાં મોજ માણવાની ' ભ્રમણાઓ. |
| ૫. શહેરની સ્ત્રીઓનો બપોરનો વખત સામાન્યતઃ એળે જાય છે. તે વખતે આપને મતે, સ્ત્રીઓએ કયું ઉપયોગી કાર્ય કરવું જોઇએ ? | ૫. સમાજ સેવા અને સ્વ-વિકાસ ( જેમાં શારીરિક વિકાસનો પણ સમાવેશ થાય. ) |
| ૬. ગુજરાતણ વિષે આપ શું ધારો છો ? | ૬. તેઓ વ્યવહારિક સાદી સમજ ધરાવે છે, અને તેમના સાદા પરંતુ સારગ્રાહી મગજને લીધે મેં ઉપર સૂચવેલા સદ્ગુણો અપનાવી લેવાની શક્તિ ધરાવે છે. |
| ૭. ગુજરાતની સુંદરીઓને કહેવા જેવો આપનો કંઇ ખાસ સંદેશ ! | ૭. હાલના કટોકટ સમયમાં પુરુષ-વર્ગનાં સાચાં અને ઉપયોગી સહચારિણી બનો. |

ભુલાભાઇ જી. દેસાઇ.



# રીકેટસ શું છે ?

લેખક: ડૉ. અમૃતલાલ હ. પટેલ.
એમ. બી., બી એસ., ડી. પી. એચ.
હેલ્થ ઑફીસર, સુરત.



**આ** લેખમાં બાળકોના એવા એક રોગનું વર્ણન કરવાનું છે કે જે રોગથી સેંકડો બાળકો પીડાય છે અને જેનાથી અસંખ્ય બાળકો કાં તો મૃત્યુ પામે છે અથવા જીંદગી ભરને માટે કમજોર થઈ જાય છે.

તમે મોટા પેટવાળા, વાંકા વળી ગએલા હાથ-પગવાળા અને મોટા અને આગળ ઉપસી આવેલા માથા વાળાં બાળકો તો જોયા હશે. તમે કમજોર સાંધાવાળા અને યોગ્ય ઉમર થવા છતાં ઉભા ન રહી શકે તેવાં બાળકો પણ જોયા હશે. ઉપર બતાવેલાં ચિન્હોવાળા, ઝાડાની બિમારીથી પીડાતા અથવા લાંબા વખતથી ખાંસીથી પીડાતા બાળકો પણ જોયા હશે. તમે ઉપસેલી છાતીવાળા, ગાંઠાવાળી માંસલીઓવાળાં બાળકો પણ ઘણાં જોયાં હશે. "હાથપગ દોરડી અને પેટ ગાગરડી " એ શબ્દો જેને લાગુ પડે તેવાં બાળકો પણ જોયાં હશે. નરમ લોચા જેવા સ્નાયુ અને ઢીલા સાંધાવાળા બાળકો પણ તમે જોયા હશે. આવા, નવ માસથી બે વર્ષની અંદરના, બાળકો શારીરીક ઉપરાંત માનસિક સ્થિતિમાં બહુ નબળા થયા હોય છે તે સંબંધી તમે કદાપી તમારી જાતને અથવા તમારા ડોકટરને પ્રશ્ન પણ કર્યો છે ? ઉપર વર્ણવેલાં દયાજનક સ્થિતિવાળાં બાળકોની માતાઓ બાળકની સ્થિતિ માટે ગમે તેવા નજીવા કારણ આપી સંતોષ માને છે. જરાક શરદી થઇ છે, ખાધું પચતું નથી, એ તો ઉધરસને લીધે આમ થયું છે, આ તો દાંત આવે છે તેને લીધે બાળક જરા કમજોર દેખાય છે વીગેરે વીગેરે કારણો બતાવી અજ્ઞાન માતા સંતોષ માને છે. ઉપર જણાવેલા બધા સાથે અથવા થોડા ઘણા ચિન્હોનો સમુહ તેજ રીકેટસનો રોગ.

ગુજરાતી ભાષામાં આ રોગનું યોગ્ય નામ નથી અંગ્રેજીમાં પણ આ રોગનો સંપૂર્ણ ખ્યાલ આપે તેવું યોગ્ય નામ નથી પણ અંગ્રેજીમાં આ રોગને રીકેટસ કહે છે. અને ગુજરાતી ભાષામાં આ રોગનું યોગ્ય નામ આપવા માટે કોઇ કોઇના જન્મે નહિં ત્યાં સુધી આપણે પણ આ રોગને રીકેટસ તરીકેજ ઓળખશું.

આ રોગનું નિદાન કરવા માટે ભુતકાળના ડોકટરોએ બહુ પ્રયત્ન કર્યો હતો પરંતુ તેઓ બહુ સારી રીતે ફતેહમંદ થયા નહોતા. આ રોગથી પીડાતા દરદીઓ બે વર્ષની અંદરની ઉમરના હોવાથી તેઓ પોતાનું દુઃખ પોતાના જીભે તો મા બાપ અને ડોકટરને કહી શકે નહિ તેથી રોગનું નિદાન કરવામા મુશ્કેલી આવે છે. અને ડાકટરોને ફકત રોગના ચિન્હો ઉપરજ આધાર રાખવો પડે છે.

આ રોગમાં ઉપર વર્ણવેલાં ચિન્હો શા કારણથી માલૂમ પડે છે તે તથા રોગ થવાના મુખ્ય કારણો જાણવા જરૂરી છે. આ રોગનું

નિદાન કરવા માટે કેટલાંએ બાળકોના લોહી, મળ અને થુંક તપાસવામાં આવ્યા હશે પરંતુ રોગનું કારણ ન જણાયું હતું. પછી ડાકટરોએ બાળકોના ખોરાક ઉપર અન્વેષણ કરી અને જાનવરો ઉપર અખતરા કરી આ રોગનું કારણ શોધી કાઢ્યું.

આ રોગ થવાનું મુખ્ય કારણ અયોગ્ય ખોરાક છે. બાળકનો નવ માસ સુધી યોગ્ય ખોરાક માતાનું દુધ છે પરંતુ એ ઉમર પછી લગભગ બે વર્ષ સુધી બાળકને યોગ્ય ખોરાક કયો અને કેવી રીતે આપવો તેનું આપણને પૂરે પુરૂં જ્ઞાન નહિ હોવાથી બાળકો, આ રોગથી પીડાય છે. આ ઉપરાંત બીજા એક બે વધારે ગંભિર કારણો પણ આ રોગ ઉત્પન્ન કરવામાં અગત્યનો ભાગ ભજવે છે.

આ રોગ મુખ્યત્વે કરીને ગરીબ વર્ગના બાળકોમા વિશેષ રીતે દેખાય છે.

છેલ્લાં પચાસ વર્ષમાં આ દેશની આર્થિક અને સાંસારિક પરિસ્થિતિમાં બહુ ઝડપથી ફેરફારો થયા છે. ગામડાની શુદ્ધ અને ખુલ્લી હવામાં કામ કરનારા ધીંગા ખેડુતો અને તેમની સ્ત્રીઓને શહેરમાં વધતી જતી ફેકટરીઓ અને મીલોએ લોભાવ્યાં અને ગામડાનું સાદુ અને સરળ જીવન છોડાવી તેમને શહેરોની કબુતરખાના જેવી ગંદી અને અંધારી ચાલીઓમાં પૂર્યાં. આ થવાથી આપણા ગરીબ વર્ગની સ્થિતિ સુધરવાને બદલે બગડી. ગામડામાં તો સ્ત્રીઓ કામ પણ કરતી અને પોતાના બાળકોની સંભાળ પણ લેતી. ખેતરમાં ખુલ્લી જગામા કે વિશાલ વૃક્ષો નીચે મજુરોના બાલકો આનંદ કરી શકતાં. ગામડામાં બાળકોને જુવાર બાજરીના રોટલા સાથે છાશ અને થોડું ઘણું દૂધ અને ઘી પણ મળતું. શહેરમાં આવવાથી ચોખ્ખી જુવાર બાજરીના રોટલા પણ ગયાં, છાશનું તો નામ નહિ, દૂધ તો ફક્ત દવા તરીકે અને ઘીને બદલે ચરબી જ મળવા લાગી. મીલો અને ફેકટરીઓમાં કામ કરતી માતાઓ બાળકોની માવજત ઉપર પુરૂં ધ્યાન આપી શકતી નથી; આપણા ઇચ્છે તો પણ તેમ કરવા તેઓ લાચાર છે કારણ કે આપણી મીલોમાં તેમ કરવાની સગવડ નથી. આ બધા સંયુક્ત કારણોથી રીકેટસનો રોગ શહેરોમાં વધતો ચાલ્યો છે અને મોટા શહેરોના હસ્પીતાલોમાં જેટલાં બાળકો દવા માટે આવે છે તેમાંથી લગભગ સાઠ ટકા જેટલા બાળકો રીકેટસ-વાળા હોય છે.

બાળકોના ખોરાકમાં જ્યારે ઘી અને પ્રોટીન નામના સાત્વિક તત્ત્વનું પ્રમાણ ઓછું હોય છે ત્યારે આ રોગ લાગુ પડે છે. બાળકને જો ભાત અને તેને મળતા બીજા ખોરાકનો વિશેષ ભાગ આપવામાં આવે તો બાળકનું પોષણ બરાબર થતું નથી. ચોખામાં પ્રોટીન પદાર્થનું તત્ત્વ તદ્દન નજીવું છે અને તેથી ૧ થી ૨ વર્ષની અંદરના બાળકને બહુ ચોખા ખાવા આપવા નહિ. પ્રોટીન તત્ત્વ ઘઉં અને કઠોળમા વિશેષ પ્રમાણમાં હોય છે પરંતુ ઘઉં અને કઠોળ બાળકને જલદી પચી શકતાં નથી આમ હોવાથી બાળકને યોગ્ય ખોરાક આપવામા વધુ મુશ્કેલી ઉત્પન્ન થાય છે. અત્રે એક વખત ફરીને યાદ આપવાની જરૂર છે કે આ રોગ નવ માસથી બે વરસ સુધીના બાળકોને જ સાધારણ રીતે થાય છે. નવ મહિનાની અંદરના બાળકને જો માતાના દૂધને બદલે બીજો કોઇ કૃત્રિમ ખોરાક આપવામા આવતો હોય અને આવો ખોરાક જો યોગ્ય રીતે અને યોગ્ય જાતનો ન અપાય તો તેને પણ આ રોગ લાગુ પડે છે.

બાળકને ધાવણ છોડાવી જલદીથી એકલું ભેંસનું દૂધ અથવા અનાજ અપાય તો પણ આ રોગ લાગુ પડી જાય; કારણ કે જલદીથી પચી શકે તેવું પ્રોટીન તત્ત્વ આવા ખોરાકમા નથી હોતું.

ઘી અને પ્રોટીન પદાર્થ ખોરાકમાં પુરતા પ્રમાણમાં નહિ હોવાથી બાળકના હાડકાં નરમ થઇ જાય છે અને વાંકા વળી જાય છે. હાડકાના છેડે ગાંઠા પડી જાય છે. આવા બાળકને ઉભું કરો તો તેના હાથ પગ કમાન જેવા બહારની બાજુથી વળેલાં દેખાય છે. આવા બાળકોના સાંધા તદ્દન ઢીલાં હોય છે, તેમાં જોર હોતું નથી અને જો આવા બાળકનો હાથ ઉંચો કરી મુકી દઇએ તો એક દમ નીચે પડી જાય છે. રીકેટસથી પીડાતા બાળકોને શરદી, સળેખમ અને ખાંસી જલદી થઇ આવે છે, ઝાડા જલદી થઇ જાય છે અને તેની કમરના હાડકાં અંદરથી ઉપસી જવાથી પેટ બહુ મોટું દેખાય છે કારણ કે જે આંતરડા પેડુના અંદર કમરના હાડકાના બનેલા માળખામાં રહી શકતાં તે અંદર બરાબર નથી રહી શકતાં અને બધાં પેટની અંદર રહે છે તેથી પેટ મોટું દેખાય છે. આવા બાળકોને દાંત મોડા આવે છે. તેના માથાનું તાળવું જલદી ભરાતું નથી અને પોચું રહે છે, તેની કરોડ પણ વળી ગઇ હોય છે અને તેને કાંટ નીકળી હોય તેવું જણાય છે. બાળક બેસે છે ત્યારે પીઠ અને કમર વાળીને બેસે છે અને બરાબર બેસી નહિ શકાવાથી જમીન પર હાથના ટેકા દેય છે. આવી રીતે વારે ઘડીએ હાથનો ટેકો જમીન પર દેવાથી હાથના નરમ હાડકા વળી જાય છે અને હાથ વાંકા દેખાય છે. આવા બાળકો, જલદી બોલતા શીખતા નથી અને બુદ્ધિમા પણ ઓછા હોય છે.

હવે આ રોગ સારો કરવાનો ઇલાજ શું તે તપાસીએ. જે રોગ અયોગ્ય ખોરાકથી ઉત્પન્ન થાય તે યોગ્ય ખોરાક આપવાથી સારો થાય છે. આ રોગને માટે દવા આપવાની તો જરૂરજ નથી. બાળકને ગાયનુ ગરમ કરેલું દુધ તાજા મીઠાં ફળ અને કોડલીવર ઓઇલ આપવું. કોડલીવર ઓઇલ તે દવા નથી પણ એક જાતનો ખોરાક છે તે યાદ રાખવું. આ ઉપરાંત બાળકને તાજું માખણ પણ થોડા થોડા પ્રમાણમાં આપવું.

આ ઉપરાંત ગાયના દુધ માફક તેજ દવાનું તત્ત્વ મેળવી બાળકને પોષણ આપવા માટે દુધ નીચેની રીતથી આપવું.

એક શેર તાજું દુધ એક લાંબા ગ્લાસ અથવા પ્યાલામાં ભરો, તેને બે કલાક સુધી સ્થિર રહેવાં દયો. આમ કરવાથી દુધની અંદરનું ઘીનું તત્ત્વ બધું ઉપર આવશે અને ઉપરનું દુધ જાડું દેખાશે. આવું ઉપરનું ઘટ્ટ દુધ એક બીજા વાસણમાં કાઢી લ્યો. એક શેર દુધ ગ્લાસમાં રાખ્યું હોય તો ઉપરનુ ઘટ્ટ થયેલુ પાશેર દુધ આવી રીતે કાઢી લેવું અને એ પાશેર દુધની અંદર એક શેર ગાયનું દુધ મેળવવું. આમ કરવાથી બે શેર ગાયના દુધનું ઘીનું તત્ત્વ સવા શેર દુધમાં આવી જશે. આવી જાતનું કૃત્રીમ રીતે ઘીનું તત્ત્વ વધારેલું ગાયનું દુધ આ રોગમાં બહુ ફાયદો કરે છે.

આ ઉપરાંત બાળકને બને તેટલું ખુલ્લી હવામાં રાખવું અને દરરોજ સવારમાં બાળકને એક કલાક સૂર્યના આછા તડકામાં બેસાડવું. સૂર્યનો આછો તડકો આ રોગમાં બહુ ફાયદો કરે છે એવો આધુનિક ડોકટરોનો મત છે.

ઉપર બતાવ્યા મુજબ ખોરાકમાં યોગ્ય ફેરફાર કરવાથી બાળક ઝડપથી સારું થતુ જાય છે. બાળકના મોઢા ઉપર તેજી આવે છે, બાળક જલદી ઉભું થતાં અને ચાલતા શીખે છે અને તેને થતા નાના પ્રકારના રોગો પણ આપોઆપ જતા રહે છે.

વિજ્ઞાનની દ્રષ્ટિએ માતાનું દુધ પીતું બાળક 'માંસજન્ય' એટલે માતાના શરીરમાંથી ઉત્પન્ન

તો ખોરાક ( દુધ ) ખાય છે. આવા બાળકોને માંસજન્ય ખોરાક એકદમ છોડાવી તેને ફક્ત "વનસ્પતિજન્ય" ખોરાક આપીએ તો તે તેને જલદી માફક આવતો નથી. આટલા માટેજ બાળકને મિશ્રિત ખોરાક એટલે ગાયનુ દુધ, અને થોડું અનાજ આપવું, અને તાજાં ફળ આપવાં. અંગ્રેજીમાં જેને "વાઇટેમીન્સ" કહે છે તે તત્વ શરીરની તંદુરસ્તી માટે અત્યંત આવશ્યક છે અને આ તત્વ દુધ, કોડલીવર ઓઇલ અને તાજાં ફળમાં વિશેષ પ્રમાણમાં હોય છે. આટલા માટે આ પણ વસ્તુઓ રીકેટસ રોગને નાબુદ કરવામાં અત્યંત ઉપયોગી થઇ પડે છે.

છેવટે દુધને ગરમ કરવા માટે એક સુચના આપી આ લેખ સમાપ્ત કરીશ. દુધને ઉકાળવાથી તેની અંદરના જંતુઓ તો નાશ પામે છે. પરંતુ તેમ કરવાથી દુધની અંદરનું વાઇટેમીન નામનું ઉપયોગી તત્ત્વ પણ નાશ પામે છે. આટલા માટે આપણે દુધને એવી રીતે ગરમ કરવું જોઇએ કે દુધ ગરમ થાય અને તેની અંદરના જંતુઓ જ નાશ પામે પરંતુ વાઇટેમીન તત્ત્વ નાશ પામે નહિ. આટલા માટે દુધને ( Water Bath ) એક મોટા વાસણમાં પાણી ભરી તેમાં દુધનું વાસણ મુકીને દુધ ગરમ કરવું. આમ કરવાથી દુધ ઉકળશે નહિ પેલા જંતુઓનો નાશ કરવા પૂરતું ગરમ થશે અને વાઇટેમીન તત્વ જળવાઇ રહેશે.

## શરદ ચંદ્રા

લેખકઃ રા. જગુભાઈ મોહનલાલ રાવળ.



સખી શરદની રાત સોહામણી રે,
ઉગે પુર્ણાંશું વ્યોમે રૂડો ચંદ્ર;
હો સખી ! ચંદ્રા ખીલી રળીઆમણી રે.
જાણે ક્ષીર સાગર આજ ઉલટયો રે,
કે શું સંતના હૈયાનો ઉજાસ;
હો સખી ! ચંદ્રા ખીલી રળીઆમણી રે.
ઢળ્યાં અદભૂત હાસ્ય પરિબ્રહ્મનાં રે,
કે શું વરસે છે અમીરસ રેલ
હો સખી ! ચંદ્રા ખીલી રળીઆમણી રે.
સ્ફટીક કંચને જડયાં વિશ્વ આંગણાં રે,
જેને ટાંગ્યા છે મોતી પત્રવેલ;
હો સખી ! ચંદ્રા ખીલી રળીઆમણી રે.
સખી પૂણ્યનાં સલીલ, હેલે ચઢયાં રે,
ખીલી પ્રેમ પુષ્પો તણી પાંખ,
હો સખી ! ચંદ્રા ખીલી રળીઆમણી રે.
સ્નેહભાવ વિશ્વપ્રેમ સમી ઉજળી રે,
ખીલી ખીલી આ સૃષ્ટિ તણે ચોક;
હો સખી ! ચંદ્રા ખીલી રળીઆમણી રે.






લેખિકા: બ્હેન "જ્યોત્સના" શુક્લ.

('સંધ્યા વિરામ' મંડળના મકાનમાં મંડળના કેટલાક સભ્યો બેઠા છે. આઠ દશેક પુરુષ છે, બે ત્રણ સ્ત્રીઓ છે; ચહાના પ્યાલા પડયા છે; કોઇ વાંચે છે. કોઇ વગાડે છે. કોઇ ભરે છે, કોઇ ચીતરે છે, બે ચાર મિત્રો પાન ખાતા ખાતા વાતેઃ કરે છે. સંધ્યા ધીરી ધીરી સરતી જાય છે.

કૃષ્ણલાલઃ—કેમ વિજુભાઇ ! કનુભાઇની શી ખબર છે?

વિજુભાઇઃ—એમને તો હમણા તાવ આવે છે, ડાકટરે આરામ લેવાનું કહ્યું છે પણ કોઈ કહેતું હતું કે માનતા નથી એટલે વધારે હેરાન થાય છે.

કૃષ્ણલાલઃ—એમ ? મને તો ખબરજ નહોતી, ચાલો ત્યારે આપણે એમને ત્યાં જઇએ.

વિજુભાઇઃ—જાય કયાં, એ તો વડોદરે ગયા છે ને ?

કૃષ્ણલાલઃ—(હસીને) હા, એ તો હું ભુલીજ ગયો. હં, ઠીક યાદ આવ્યું—(પાસે બેઠેલા ગૃહસ્થને) હીરાલાલ, ત્હમારી ન્યાતમાં તો હમણાં બહુ કંઇ ધમાલ ચાલી છે, વાત કયાં સુધી પહોંચશે ?

હીરાલાલઃ—(બેદરકારીથી) ધમાલ શાની ? મને કંઇ ખબર નથી.

કૃષ્ણલાલઃ—એમ કંઇ હોય ! આ ચંદુભાઇનું...

હીરાલાલઃ—ચંદુભાઇનું શું ?

કૃષ્ણલાલઃ—એમણે વળી કંઇ તોફાન જગાવ્યું છે ને ? કહે છે કે બધા લોક ખૂબ ઉશ્કેરાઇ ગયા છે, ને તે દિવસ તો સામસામી થઇ ગઇ હતી તે તમે કંઇ જાણતાજ નથી?

હીરાલાલઃ—અંહં, પેલી યોજના વિષે તમે વાત કરો છો ? હોય એ તો, આપણા લોકો છે; એમને રહેજ રહેજમાં ઉશ્કેરાઇ જતાં બહુ આવડે છે. દમ મળે નહીં ને નકામાં વાંધા કાઢવામાં પહેલા તૈયાર.

કૃષ્ણલાલઃ—કેમ કેમ ?

હીરાલાલઃ—ત્યારે બીજું શું ? સ્વભાવજ એવો પડયો. જ્યાં પડયા ત્યાં પડી રહેવાનીજ ટેવ પડેલી એટલે નવું પોતાને સૂઝે નહીં ને કોઇ બતાવે તો જોય પણ નહીં, કદાચ દેખાઇ જાય તો જીરવાય નહીં, એટલે બીજું કરે પણ શું ?

કૃષ્ણલાલઃ—પણ આવું તે હોય ? એમને આ શું સુઝયું ? આવું કયાંય થયું સાંભળ્યું છે ? ચાર લોકને પૂછવું તો હતું, હવે એમનું થશે શુ ?

હીરાલાલઃ—એમનું શું થાય ?

કૃષ્ણલાલઃ—શું થાય છે તે જોજો ને, અરે ! મ્હોં બતાવવું ભારે પડશે, આવું કોઇએ કાદ કર્યું હતું ? ને આ યોજનાનું શું ?

હીરાલાલઃ—એ તો હમણાં કેમ કહી શકાય ? કંઇ સીધું પાર ઉતરે એમ લાગતું નથી.

કૃષ્ણલાલઃ—ન જ ઉતરે. એવાં કામો સીધાં પાર ઉતરે તો જગતનો પ્રલયકાળ

સમીપ આવી પહોંચે. આવું તે હોય? કોઇને વાત કરતાં યે શરમ આવે, પર ન્યાતમાં પણ હાંસી થાય, પરલોકમાં યે ઉભા રહેવાનું સ્થાન ન રહે. કેમ ત્હમે શું ધારો છો?

હીરાલાલઃ—શરમ જેવું તો એમાં શું છે?

કૃષ્ણલાલઃ—ત્હમે આમ ન બોલો. જરા વિચાર કરો. આવી વાતોને તો મૂળમાંથી જ દાબી દેવી જોઇએ; નહીં તો ન્યાત, જાત, ધર્મ બધા પર પાણી ફરી વળે; સમજ્યા?

એક બીજા ગૃહસ્થઃ—ત્હમે શાના વિષે વાત કરો છો?

હીરાલાલઃ—કંઇ નહીં રે, એ તો અમારી ન્યાતનાં પેલા ચન્દુભાઇ ખરા ને? ત્હેમના ધર્મ નીતિના સિદ્ધાંતો જરા આગળ પડતા છે. ત્હેમણે હમણાં એક યોજના ઘડી કાઢી છે અને તે વિષે ન્યાતના માણસોના મત પુછ્યા છે. એમ કે...

કૃષ્ણલાલઃ—( અધિરાઇથી વચ્ચે બોલી પડે છે ) એમની ન્યાતમાં બાલવિધવાઓની સંખ્યા ઘણી વધી ગઇ છે અને દર વર્ષે ત્હેમાં ઉમેરો થતો જાય છે, માટે ન્યાતે ત્હેમને પુનર્વિવાહની છૂટ આપવી અને ત્હેમને મદદ કરવી. ટૂંકમાં આવી ઉંચી કોમમાં એ નિંદ્ય પ્રથા ચાલુ કરવી એમ એઓ કહે છે ને એ અધમ કાર્યને ન્યાયનું પવિત્ર કાર્ય ગણે છે.

પેલા ગૃહસ્થઃ—બસ એટલું જ?

કૃષ્ણલાલઃ—એટલું જ તે એ કંઇ હસવાની વાત છે? આજ તો એમણે માત્ર યોજના જ ઘડી છે, પણ કાલ ઉઠીને લોકો ટપોટપ એવું કરવા માંડશે ત્યારે શું થશે એનો કોઇએ વિચાર કર્યો છે?

વિજુભાઇઃ—તે યોજના શું પેટીમાં મુકી રાખવા માટે ઘડી છે? લોકો કરશે તો ખરા જ ને!

હીરાલાલઃ—પણ હજી એ યોજના પસાર તો થાય, હમણાં શું છે?

કૃષ્ણલાલઃ—પસાર તો થઇ રહી, એ આશા ન રાખશો.

હીરાલાલઃ—પસાર થાત, જો એમણે યુવાનોને હાથમાં લીધા હોત તો. આ વાત હસી કાઢવા જેવી નથી ને દુર્લક્ષ કરવા જેવી પણ નથી એટલુંજ સમજનારો એક વર્ગ ઉભો થયો છે.

કૃષ્ણલાલઃ—એટલે ?

હીરાલાલઃ—એમ સ્હેજમાં મત આપી દેવાય એવી એ વાત સહેલી નથી, પણ એટલું તો ખરું કે અમારી ન્યાતમાં બાલ વિધવાઓની સંખ્યા એટલી મ્હોટી છે કે એનો વિચાર કરતાયે કમકમાં આવે છે. ખીલતાં જીવનોને આપણી આંખ આગળ કરમાતાં જોવાં એ કલ્પનાજ ત્રાસદાયક નથી?

કૃષ્ણલાલઃ—એ તો ખરું, બીચારા દુઃખી તો ખરાંસ્તો.

વિજુભાઇઃ—ને એ દુઃખ કંઇ મ્હોટી સંખ્યા પર આધાર રાખે છે? એક પણ વ્યક્તિ આવા દુઃખમાં પરાણે સબડતો હોય એ ખોટુંજ ને?

હીરાલાલઃ—હું એજ કહું છું. એને માટે કોઇ પણ માર્ગ શોધી કાઢવાનો વખત હવે આવી પહોંચ્યો છે અને તે માટે યુવાનોએ તૈયાર થવું જોઇએ.

કૃષ્ણલાલઃ—પણ આપણે એમાં શું કરી શકીએ?

હીરાલાલઃ—કેમ વારૂ! ઘણું કરી શકાય. કુદરત સામે કોઇનું ચાલતું નથી એ વાત સાચી પણ ધારો કે ચન્દુભાઇવાળી યોજનાને બધા સંમતિ આપે ને એ પસાર થાય તો કેટલું બધું કરી શકાય?

કૃષ્ણલાલઃ—બહુ ખોટું, એમ થાય તો બહુ ખોટું. એમ થશે તો ધર્મના બધાં બંધનો તૂટી જશે, વર્ષોથી ચાલી આવતી રઢી

નાશ પામશે, માણસો સ્વછંદી થશે ને પૃથ્વી પ્રત્યક્ષ નર્કભૂમિ હોય તેવી બની જશે. હરિ! હરિ! એમ થાય તો બહુ ખોટું.

હીરાલાલઃ—કેમ આમ બોલો છો?

વિજુભાઇઃ—નર્ક ભૂમ તો ઉલ્ટી આમ...

હીરાલાલ—(વિજુભાઇને બોલતા અટકાવીને) કેમ, એવું તે એમાં શું છે?

કૃષ્ણલાલઃ-શું છે? તે તમે નથી જાણતા? એવું બીજું પાપજ કયું છે તે કહોને? જમાનાઓથી આ પ્રથા ચાલુ છે. આજ સુધીમાં અસંખ્ય ન્હાની બાળાઓ વિધવા થઇ હશે ને તેમણે નશિબને આધિન થઇ વિના બોલ્યે જીંદગી પૂરી કરી હશે. તે વખતે કોઇ આવી વાત કરી જાણતું નહોતું. તે બધાં માણસો નહોતાં? આજેજ આવી જરૂર કેમ પડી? એ લોકો દુઃખી છે એ વાત સાચી, પણ નશિબમાં લખ્યું હોય તે તમે કે કોઇ મિથ્યા કેમ કરી શકશો? એ લોકો દાને પાત્ર છે, એમના તરફ આપણે અનુકંપા રાખવી જોઇએ એ બધું ખરૂં, પણ એટલુંજ; દયા બતાવીએ, બીજું શું કરી શકાય?

હીરાલાલઃ—એમ મ્હોડેથી દયાના શબ્દો બોલીએ તેમાં કંઇ વળે નહીં. એવી દયા તો બ્રિટિશ સરકાર પણ હિંદને ઘણી બતાવે છે તેથી કંઇ દેશનું દળદર ફીટયું? તેવુંજ આ મ્હોંના શબ્દો નહીં પણ અંતરની લાગણી જોઇએ.

કૃષ્ણલાલઃ—પણ ત્યારે બીજું શું થાય? જમાનાઓથી ચાલતી આવેલી રુઢીને છેહ દેવાય? જે કોઇ કાળે નથી થયું તે આપણાથી થાય? ને એતો હરામખોરીને ઉત્તેજન આપવા જેવું છે, બીજું કશું નથી.

વિજુભાઇઃ—હરામખોરી? એમાં હરામખોરી શાની? ઉલ્ટી દીવા જેવી સ્પષ્ટ ને સરળ વાત છે.

કૃષ્ણલાલઃ—જુઓ, એવો ધારો શરૂ થયો કે એક પછી એક બધાંજ પરણી જવાનાં, ને પછી બાલાવધવાઓની સાથે મોટી વિધવાઓ પણ પરણવા નીકળશે, એ હરામખોરી નહીં તો બીજું શું?

હીરાલાલઃ—તેમાં પણ હરામખોરી જેવું કશું લાગતું નથી. હું તો એમ માનું છું કે જેને પરણવું હોય તે ભલે પરણે. આ યોજના પસાર થાય તેથી બધાંજ પરણી જાય એ વાત હસવા જેવી છે. જેને પરણવુંજ ન હોય, જેને એવો વિચાર પણ સ્પર્શી શકતો ન હોય તેને તો ફરજ પાડો તોયે તે પરણે નહીં, આવી યોજનાઓની ત્યાં કંઇજ અસર ન થાય. અને જે પરણવાનુંજ હશે ત્હેને યોજનાની જરૂર પડશેજ એવુંયે નથી. અને કદાચ બધા પરણી જાય તો યે હું તો ત્હેમાં કશું ખોટું જોતો નથી. યોજનાથી એકજ લાભ થાય તે એ કે બંધનો દૂર થવાથી કોઇને ફરજીઆત દુઃખ ભોગવવું ન પડે, ને એ લાભ કંઇ જેવો તેવો નથી. અને કદાચ એમાં પાપ હોય તો યે, આમ ઢાંકયા પાપ કેટલાં પણ થતાં હશે એ આપણે જાણતા નથી એટલે એ કરતાં આ માર્ગ મ્હને વધારે સારો લાગે છે. અથવા એથી વધારે સારો બીજો કોઇ માર્ગ શોધી કાઢો. આની આ સ્થિતિ વધુ વખત નહીં નભે એ ખાત્રીથી માનજો,

કૃષ્ણલાલઃ—પણ એ કંઇ આપણા હાથની વાત છે?

હીરાલાલઃ—આપણા હાથની નહીં ત્યારે કોના હાથની? રુઢીઓ બનાવનારા માણસો હતા, એને વળગી રહેનારા આપણે માણસો છીએ ને એના ગુણદોષ સમજીને સુધારો પણ આપણે માણસોએજ કરવો પડશે. દયાધર્મની ને પરમાર્થની મ્હોટી મ્હોટી વાતો કર્યા કરીએ, ને આપણીજ આંખ આગળ આપણી બ્હેનો અનંતકાળના વૈરાગ્ય સેવતી પાષાણભેદી રૂદન રડી રહી હોય એમને માટે આપણે

ઇજ કરી ન શકીએ તો એ બધા ધર્મ કામા છે.

કૃષ્ણલાલઃ—(વિચાર કરતાં) હા, એ પણ ખરૂં છે. બીચારા દુઃખી તો ખરાં, બહુ દુઃખી-ખરેખરાં દુઃખી; (નિસાસો મૂકે છે) પણ નશિબ એમનાં, આપણે શું કરી શકીએ? એમના તરફ રહેમ નજર રાખવી જોઇએ-બીજું શું? બાકી આમ થાય તો એક લાભ થાય (રહેજ વાર મુગા રહે છે. ઘડીક પછી) કોઇ બીચારો મ્હોટી ઉમ્મરના એકલો માણસ હોય ને ત્હેનું કોઇ સગું ન હોય તો આવી કોઇ મ્હોટી વિધવા જોડે ઠેકાણે પડી જાય ને બીચારાને ઘડપણમાં આપદા ન પડે અને ત્હેની ચાકરી થાય એમ ખરૂં. બાકી તો બધું ઠીક છે, રહેમ નજર રાખવી જોઇએ, બીજું તો શું કરી શકાય?

(હીરાલાલ વિચિત્ર દૃષ્ટિએ કૃષ્ણલાલના તરફ જોઇ રહે છે, વિશ્નુભાઇ હસતા હસતા "એમાં પાપ નહીં?" એવું કંઇક પુછે છે ને પેલી સ્ત્રીઓ અત્યંત તિરસ્કારથી ત્યાંથી ઉઠી જાયછે.)



# ગુણસુંદરી.



ગુણસુંદરી, ગૃહસુંદરી
સૌંદર્યની સુરસુંદરી,
પતિ પરાયણ સતી સોજવળ,
ગુર્જરી કુળઉજ્જવલી
કાર્યદક્ષ કુટુંબવત્સલ,
કુશળ, સતી, શીળસુંદરી,
વ્યહવારૂ ને આદર્શનિય,
સંસારે સ્વર્ગાનંદનિય,
દિવ્ય દેશી, દિવ્ય વેશી,
રસવતી જગવંદનિય.
કલાજીવન સિંચતી,
સૌંદર્ય સુધાનંદનિય.
સરલ, મૃદુ, ઓજસ્વિની,
મૂર્તી મીઠી આશ્ચર્યની,
સર્વાલંકૃત, સુશીલ ભગિની,
ગુર્જરી અભિનંદનિય;
એ ગુણીયલો ગુજરાતની,
એ જોગણો સૌરાષ્ટ્રની,
અમ આશ એ ઉદ્ધારની,
સંસ્કારિતા ગુજરાતની.



ઉમેદરામ વ્યાસ.




### (૧૪) ઘઉંના દુધની મલઈ.

નેશાસ્તો તોલા પાંચ ( ઘઉંનું દુધ )
કેવડાજળ ૧ રૂા. ભાર.
ગુલાબજળ ૧ રૂા. ભાર.
પાણી પાંચ શેર.
સાકર શેર ૧.
કેસર માસા ૨.
સોનાના વરક અથવા ચાંદીના વરક દસ.

પ્રથમ ગરમ પાણીમાં નેશાસ્તો નાખી હાથ વતી મસળવો. જ્યારે નેશાસ્તો પાણીમાં મળી જાય ત્યારે તેમાં સાકર નાખી આગ ઉપર રાખવું અને તવેથા વતી હલાવતા જવું.

જ્યારે જાડો ઘટ થઇ જાય અને એમ માલમ પડે કે હવે જો માટીના ચપ્પણમાં ( કોડીયામાં ) કહાડી નાખીશું તો જામી જશે ત્યારે કેસર જે પ્રથમથીજ ગુલાબજળ અને કેવડાજળમાં વાટી રાખેલું હોય તેને નાખી ખુબ હલાવવું. જ્યારે કેસર બધામાં મળી જાય ત્યારે આગ ઉપર ઘટ ઉતારી માટીના ચપ્પણમાં કાઢી પવનમાં રાખવું જોઇએ કે જામી જાય. પછી વરક લગાડવા મરજીની વાત છે.

નેશાસ્તો એટલે ઘઉંનું દુધ. બજારમાં તૈયાર મળે છે. તે ન મળે તો નીચેની રીતે બનાવવું.

ઘઉંને રાતે પાણીમાં પલાળી રાખવાં. ઘઉંના ઉપર પાણી આવી જાય એટલું પાણી લેવું. બીજી સવારે તેજ પાણીમાં ઘઉં ઝીણા વાટી ખાદીના લુગડા વતી છણીને તડકામાં સુકવી દેવા.

એટલે ઘઉંનું દુધ તૈયાર થશે.

### (૧૫) અડદની દાળ.

૧ શેર છોડાવાળી અડદની દાળ.
નવટાંક આમલીનું પાણી.
પાશેર કોથમીર ઝીણી સમારેલી.
અધોળ લસણ ખાંડેલું, લીલું હોય તો લીલું નહિ તો સુકું.
હળદર જરાક.
આદુ ખાંડેલું ૧ રૂ. ભાર
લીલાં મરચાં અધોળ કે નવટાંક.
મીઠું ખપ મુજબ.

અડદની દાળ કરવી હોય ત્યારે ચુલા ઉપર શેર દાળ ચડે એવી તપેલી ભરીને પાણી મુકવું. એમાંથી થોડું પાણી આમલી પલાળવા લેવું. એક વાડકી દાળ ધોવા લેવું. આધણ મુકયું હોય તેમાં પેલી ધોએલી દાળ ઓરી દેવી ને સારી ધીમે ધીમે ચડવા દેવી. જો બહુ તાપ પડે તો અડધી ચડી ના ચડી અને નીચે ચોટે, માટે જેમ બને તેમ સંભાળ રાખવી. સારી ચડીને એક રસ થાય ત્યારે ઉપર લખેલો મસાલો નાખી દેવો. સારી ઉકળે ને જાડી થાય ત્યારે ખાવાના કામમાં લેવી. ગોળ બીલકુલ નાંખવાનો નહિ. તુવેરની દાળ અથવા કઢી અથવા ઓસામણ ખાઇને કંટાળો આવે, ત્યારે આ અડદની દાળ ખાવાની

લાગે છે. ભાખરી તથા બાજરીના ...માં સારી લાગે છે; ને ભાતમાં પણ ...: છે. અડદની દાળ મોગર તો ઘણા લોકો કરે છે. પણ છોડાંવાળી બહુ થોડા કરે છે. પીરસતી વખતે જેને ભાવે તેને દાળમાં એક ચમચો ઘી આપવું, તેથી સારી સ્વાદ આવશે.

### (૧૬) બટાટાની કચોરી.

૧ શેર બટાટા.
૨ જુડી કોથમીર.
૧૨ લીલાં મરચાંની કાતરી.
હળદર જરાક.
મીઠું જોઇએ તેટલું.
ખીસમીસ ૧ રૂ. ભાર.
૧ રૂ, ભાર ખાંડ.
૧ (કેર) લીંબુનો રસ.
ઘી કે તેલ આશરે પાશેર.

૧ શેર બટાકા પાણીમાં બાફવા. સારાં બફાય ત્યારે એનો એક થાળી અથવા કથરોટમાં બાગીને લોટ જેવો લોચો કરી એના પુરી જેવા લુવા કરી હાથમાં લુવા રાખીને જરાક થાબડવા ને બટાટામાં લોટ નાખવાનો નહિ. થાબડેલી પુરી કરી *હોય તેમાં પેસો બધો મસાલો એકઠો કરીને કચોરી ભરીએ તે પ્રમાણે ભરવો. જેને ગળી કચોરી ના ખાવી હોય તેણે દરાખ કે ખાંડ નાખવી નહિ. કચોરી ભર્યા પછી ઘી કે તેલ પેણીમાં મુકીને તળવી. આ કચોરી વધારે રહી શકતી નથી, ને ઉની ઉની ખાવાની મઝાની લાગે છે. તેવી રીતે બટાટાની પુરી પણ થાય છે. આ પણ વધારે દીવસ રહી શકતી નથી.

સુધારો:–ગઇ વખતે ચોખાના ઢોકળાંમાં લોટ પાણીથી બાંધવાનું ભૂલથી લખાયું હતું. લોટ દહીંથી બાંધવો.

---

## અવળો નર.

### (લોકગીત.)

સંપાદિકા: બ્હેન પ્રભાવતી.

દુબળા ગાના દુઝણા હેઠે વાછરૂ ધાવે;
લાલ પાડોશણ પાતળી, છાશ લેવાને આવે.
નંદનો કુંવર લાડકો, દૂધ પીવાને આવે,
સાંભળ સૈયર વાતડી દુઃખ કોનેરે કહીએ?
અવળા તે નરને બોલડે ઉભા કેમ કરી રહીએ?

લાલ શિયાળા આવીયા, ચોકમાં ઢોલીયા ઢળાવે;
ચોકમાં ઢળાવે ઢોલીયા, ઉપર વાહર નખાવે.
નંદનો કુંવર લાડકો, દૂધ પાવાને આવે.
સાંભળ સૈયર વાતડી, દુઃખ કોનેરે કહીએ?
અવળા તે નરને બોલડે, ઉભા કેમ કરી રહીએ?

લાલ ચોમાસા આવીયા, નેવે ઢોલીયા ઢળાવે;
નેવે ઢળાવે ઢોલીયા, ઉપર મેવલા વરસાવે.
નંદનો કુંવર લાડકો દૂધ પીવાને આવે.
સાંભળ સૈયર વાતડી, દુઃખ કોનેરે કહીએ?
અવળા તે નરને બોલડે ઉભા કેમ કરી રહીએ?

લાલ ઉનાળા આવીયા, ખુણે ઢોલીયા ઢળાવે;
ખુણે ઢળાવે ઢોલીયા હેઠે અગ્નિ ધખાવે.
નંદનો કુંવર લાડકો, દૂધ પીવાને આવે.
સાંભળ સૈયર વાતડી, દુઃખ કોનેરે કહીએ?
અવળા નરને બોલડે ઉભા કેમ કરી રહીએ?




# ગૃહિણી અને ગૃહવ્યવસ્થા.

લેખિકા: અ. સૌ. મહેસુદાબેગમ.

ગૃહવ્યવસ્થા શ્રીમંત વા ગરીબ દરેક સ્ત્રીને માથે પડે છે. ગૃહવ્યવસ્થામાં પ્રવિણતા મેળવવી એ દરેક સ્ત્રીની ફરજ છે. ગૃહિણીનું પદ રાજ્યનો કારભાર કરનાર એક પ્રધાન જેવું છે. જેમ પ્રધાન રાજ્ય કારભારમાં કુશળ ન હોય અને રાજા તથા પ્રજા ઉભયને એનાં કડવાં ફળ ચાખવાં પડે તેમ જો ગૃહિણી ગૃહવ્યવસ્થામાં કુશળ ન હોય તો ઘરનાં સર્વે માણસોને એ દુઃખનું મૂળ થઇ પડે. ગૃહવ્યવસ્થામાં પ્રવિણતા મેળવવી એ અતિશય કઠિન છે કારણ કે એ વિષયમાં પ્રવિણતા મેળવવાનો અર્થજ એ કે સ્ત્રીમાં ઇચ્છવા યોગ્ય દરેક સદ્‌ગુણ કેળવવો. ગૃહવ્યસ્થાના વિષય ઉપર એક શિક્ષીત મુસ્લીમ બાનુએ એક ઉર્દુ માસિકમાં જણાવેલા વિચારો અત્રે ટાંકવા અસ્થાને નહિં ગણાય. એ બ્હેન જણાવે છે કે "જાહેરમાં ગૃહવ્યવસ્થા એ અતિ સામાન્ય કાર્ય લેખાય છે કારણ કે મૂર્ખ અને ચતુર દરેક સ્ત્રીને એ કરવું પડે છે. ગૃહકાર્યને માટે કેળવણીની જરૂરીઆત સ્વીકારાતી નથી, પણ ખરી રીતે જોતાં કેળવણી વગર ગૃહકાર્ય વ્યવસ્થિત રીતે થઈ શકે એ કેવળ અસંભવિત છે. ખરેખર, એ દીલગીરી ભરેલી બીના છે કે આપણા દેશમાં ગૃહવ્યવસ્થાનું અતિ મહત્વનું કાર્ય ઘણે ઠેકાણે અભણ બીન કેળવાયલી અને મૂર્ખ સ્ત્રીઓના હાથમાં છે. હાલમાં ગૃહવ્યવસ્થાની એવી સ્થિતી છે કે જ્યારે પુરૂષ આખા દિવસની સખત મહેનત પછી સાંઝના ઘર આવે છે ત્યારે નિરાંતે આરામ કરવાને બદલે એને આખા દિવસના ઘરખરચનો હિસાબ તપાસવાની માથાફોડ કરવી પડે છે અને સ્ત્રીમાં સફાઇ, કામ કરવાની આવડત અને વ્યવસ્થા ન હોવાને લીધે આખા કુટુંબનું ગાડું ગમે તેમ અવ્યવસ્થિત રીતે ગબડે જાય છે. સુઘડતાનું ઘરમાં નામ નિશાન હોતું નથી અને ઘરની દરેક ભીંત અવ્યવસ્થિતપણાની સાક્ષી પુરે છે. પુરૂષ જ્યારે પોતાની સખત મહેનતની કમાણી સ્ત્રીને આપે છે ત્યારે ધનનો સદુપયોગ ન જાણતી અભણ સ્ત્રી મોજમજાહ અને નકામાં કામોમાં વ્યર્થરીતે ધનને વાપરી નાખે છે. અરે ! ધન દોલતનો શો હિસાબ, કેટલીક સ્ત્રીઓ કેવળ પોતાની મૂર્ખાઇથી પોતાની પોતાના સ્વામીની અને પોતાનાં બચ્ચાંઓની અમૂલ્ય તંદુરસ્તીનું ખૂન કરી રહી છે. આપણા દેશની સ્ત્રીઓ ગૃહવ્યવસ્થાને જેટલી સ્હેલી સમજે છે તેટલી સ્હેલી એ નથી, એ સત્ય હકીકત એમને સંપૂર્ણ રીતે સમજાવવાની જરૂર છે. ગરીબ હોય તો પોતાને હાથે રાંધવા કરવામાં અને શ્રીમંત હોય તો નોકર વર્ગ પાસેથી કામ લેવામાં ગૃહવ્યવસ્થા પૂરી થયેલી આપણી બ્હેનો સમજી લે છે, અને એ પ્રમાણે પોતાની જીંદગી ગુજારે છે. ગૃહવ્યવસ્થાની

રે જોખમદારીઓથી હિંદી મહિલાઓનો મોટો ભાગ અજ્ઞાત છે. આ પ્રમાણે ખરી સ્થિતી હોવાથી ગૃહકાર્યનો બંદોબસ્ત મોટે ભાગે પુરૂષો કરે છે, પણ દેખરેખ રાખવાનું કાર્ય અને દરેક કામને સંપૂર્ણ રીતે પાર ઉતારવાનું કાર્ય એમને માટે કેવળ અશક્ય છે કારણ પોતાના નોકરી ધંધામાંથી પુરૂષોને એટલી ફુરસદ કયાંથી મળે ? આ કારણોને લઇને ધનવાન પુરૂષોના ઘરમાં પણ સુઘડતા વ્યવસ્થા નજરે પડતાં નથી. જો સ્ત્રી કેળવાયેલી, ચતુર બુદ્ધિમાન અને પોતાની જોખમદારીઓને સમજનાર હોય તો ઘરને સ્વર્ગનો એક નમુનો બનાવી શકે છે, પણ જ્યાં સુધી સ્ત્રીઓ કેળવાય નહિ ત્યાં સુધી આ સર્વ સ્વપ્નવત છે. અમારા પાડોશમાં એક અમીર સાહેબનું મકાન આવેલું છે. ૪૦૦ થી ૫૦૦ રૂ. ની મહિને આવક છે. જો કોઇ એમને ત્યાં અચાનક જાય તો તેને એવો વિચાર સરખોય ન આવે કે આવા શ્રીમંત માણસનું આ મકાન હશે. નોકર ચાકર વિગેરે મકાનમાં હોવા છતાં સ્વયં ગૃહરાણીજ ગૃહવ્યવસ્થાથી બિનમાહીતગાર હોવાથી ઘરમાં વ્યવસ્થા અને સુઘડતા કયાંથી હોય ? એક પ્રસંગે મ્હારે પણ એમને ત્યાં જવાનું થયું. બેગમ સાહબા એક પલંગ પર બેઠાં હતા અને મકાનની એવી ખરાબ હાલત હતી કે એક મીનીટ બેસવું પણ વસમું થઇ પડતું હતું. બેગમ સાહેબા જાત કામ કરતાં નથી અને નોકરોની પાસે કામ કરાવતાં નથી. મીયાં સાહેબ બીચારા સ્હવારથી સાંજ સુધી પોતાથી બને ત્યાં સુધી નોકરો પાસે કામ કરાવે છે. એમનો આખો દિવસ ઉચાટ અને ફીકરમાં પસાર થાય છે. એમની વિગતવાર સ્થિતી વર્ણવવાની મારી લેખિનીમાં પણ શક્તિ નથી. આ સર્વનું મૂળ કારણ એજ કે બેગમ પ્રયત્નો આરંભીએ અને આપણી સર્વે મુસ્લીમ બ્હેનોમાં સર્વત્ર કેળવણી સામાન્ય થઇ જાય તોજ આ વિષમ સ્થિતિનો અંત આવે."

ઉપલા વિચારો સાથે કોણ સમંત નહિ થાય ? આજે સ્ત્રીકેળવણીની ચર્ચા ચોતરફ ચાલી રહી છે પણ સાંપ્રત ઉચ્ચ કેળવણી આપણને ઉત્તમ ગૃહિણીઓ નથી આપી શકી એવો મ્હારો મત છે. સ્ત્રીકેળવણીના ચર્ચાસ્પદ વિષય પર હું આજે ઉતરીશ નહિ પણ એટલું તો જરૂર જણાવીશ કે પ્રાથમિક અને માધ્યમિક કેળવણી સ્ત્રીઓ માટે સંતોષકારક નથી. આ વિષય પર કોઇ બીજે પ્રસંગે વધુ લખીશ. ગૃહવ્યવસ્થાનું શિક્ષણ કોઇ સ્કૂલ કે કોલેજમાં અપાતું નથી પણ માતાજ પુત્રીને ગૃહવ્યવસ્થામાં કેળવી શકે છે. જ્યાં માતા અભણ હોય ત્યાં પુત્રીને કયાંથી કેળવી શકે ? કેટલીક બ્હેનો કહે છે કે અભણ સ્ત્રીઓ પણ ગૃહવ્યવસ્થામાં કુશળ હોઇ શકે છે અને એવા કેટલાક દાખલા રજુ કરે છે. મ્હેં પણ પોતે કેટલીક અભણ સ્ત્રીઓને અતિ વ્યવહારકુશળ અને ગૃહકાર્યમાં નિપુણ જોઇ છે. પણ આવી સ્ત્રીઓ ફક્ત અપવાદ રૂપેજ હોય છે. કદાચ સેંકડે ૨૦ ટકા એવી સ્ત્રીઓ મળે છે. આ ઉપરાંત એવા સ્ત્રીઓ ચપળ બુદ્ધિની હોવાથી અનુભવથી ઘણું શીખી લે છે. કેવળ વાંચતાં લખતાં આવડે એ કદાચ પુરૂષોને માટે કેળવણી કહેવાય પણ સ્ત્રી તો જ્યાં સુધી ગૃહવ્યવહારમાં કુશળતા મેળવે નહિ ત્યાં સુધી તે ગમે તેટલી કેળવણી લે પણ તેની કેળવણી અર્ધદગ્ધ કહેવાવાની. આ પ્રમાણે કેટલીક નિરક્ષર સ્ત્રીઓ ચપળતા અને ચતુરાઇથી ગૃહવ્યવહારમાં કુશળતા પ્રાપ્ત કરી લે છે તો પછી જો કેળવાયેલી સ્ત્રીઓ ગૃહવ્યવસ્થામાં પ્રવિણતા મેળવવા કટિબદ્ધ થાય તો તેઓ કેટલી સ્હેલાઇથી એ કાર્યમાં નિપુણતા મેળવી શકે એ સ્હેજે સમજાય

એવું છે, ગૃહવ્યવહારકુશળતા કેટલી મહત્વની છે તે નીચે ટાંકેલા એક શિક્ષિત મુસ્લીમ બ્હેને એજ ઉર્દુ માસિકમાં દર્શાવેલા વિચારો ઉપરથી સમજાશેઃ "ગૃહવ્યવહારકુશળતા સ્ત્રીમાં ઉત્તમ સદ્‌ગુણ છે. આ સદ્‌ગુણથી એ દરેકના મન હરી લે છે. આ સદ્‌ગુણ રૂપી આભૂષણ દરેક સ્ત્રી માટે આવશ્યક છે. આ ગુણ વિના સર્વે ગુણો ઝાંખા પડી જાય છે. એક સ્ત્રી ગમે તેટલી કેળવાયેલી અને સ્વરૂપવાન હોય પણ જો ગૃહવ્યવસ્થામાં અવ્યવહાર અને અનઘડ હોય તો પોતાના સ્વામીનું હૃદય જીતવા તે સમર્થ નીવડતી નથી. પણ જો એક સ્ત્રી અભણ અને કુરૂપા હોય પણ ગૃહવ્યવસ્થામાં કુશળ હોય તો ઘરમાં તે આનંદ પ્રવર્તાવી શકે છે અને સ્વામીનું મન હરી લેવા સમર્થ નીવડે છે. એકલું સૌંદર્ય એ કાંઇ ગુણ નથી. આપણે સ્ત્રીઓએ એટલું યાદ રાખવું જોઇએ કે પુરૂષ સૌંદર્યને ચાહે છે પણ તેથી દસગણા ચાહથી તે ગુણને ચાહે છે. આપણા જોવામાં ઘણીવાર આવે છે કે કેટલીક બ્હેનો સ્વરૂપવાન ન હોવાં છતાં તેમના સ્વામીઓ તેમને ઘણા પ્રેમથી ચાહે છે, તેમની દરેક જરૂરીઆત પર પુરતું ધ્યાન આપે છે અને તેમને કશી અગવડ પડવા દેતા નથી. આનું કારણ જો આપણે ધ્યાનપૂર્વક તપાસીએ તો તરત માલુમ પડશે. કે એ બ્હેનોએ પોતાના ઉત્તમ સ્વભાવથી, અનુકરણીય ટેવોથી અને ખુશમીજાજીથી પોતાના સ્વામીઓના હૃદયમાં ઘર કરી લીધેલું હોય છે, જ્યારે કેટલીક અતિ સ્વરૂપવાન બ્હેનો પોતાના સ્વામીઓનો પ્રેમ પોતાની અનઘડતા અને મૂર્ખતાથી પ્રાપ્ત કરી શકતી નથી. આમાં પુરૂષનો શો દોષ કહાડવો? જે સ્ત્રીઓ ટાપટીપ કરવામાં અને પોતાના સૌંદર્યને સંભાળવામાં પોતાનો સમય ગુમાવે છે અને ગૃહકાર્ય તરફ દુર્લક્ષ કરે તેઓ ખરેખર એક ગંભીર ભૂલ કરે છે. આ ભૂલના પરિણામ તેઓ થોડાજ સમયમાં જુએ છે અને પછી પસ્તાય છે. વ્હાલી બ્હેનો આવી ભૂલોથી બચવું એ આપણે માટે અતિશય જરૂરી છે. આપણી આદતો બગડે નહિ એની આપણે સંભાળ લેવી જોઇએ. ગૃહકાર્યમાં ન્હાનપણથી ભાગ લેવો જોઇએ અને કેળવણી અને અનુભવથી એમાં કુશળતા પ્રાપ્ત કરી લેવી જોઇએ. આપણે યાદ રાખવું જોઇએ કે અનઘડ અને ઢંગ વગરની સ્ત્રી સ્વામીનો પ્રેમ પ્રાપ્ત કરવામાં સદંતર નીષ્ફળ નીવડે છે. આ શએર તદ્દન સત્ય છે કે—

દુનીયા મેં ઘરવો ખાનએ દોઝખસે કમ નહિ
ઘરવાલી જીસકી આકે તો આલી હીમમ નહિ.

અને આ શએર પણ તેટલીજ સત્ય છે કે—

જહાં મેં ખુલ્દે બરીંકા વો ઘર નમુના હે
કે જીસકી બીબીયાં ખુશ ખુલ્ક હો સલીકા શઆર.

જે પ્રમાણે સ્ત્રી-કેળવણી માટે ઉત્સાહ બતાવવામાં આવે છે તેટલો ઉત્સાહ ગૃહવ્યવસ્થાની કેળવણી માટે બતાવવો આવશ્યક છે."

ઉપલા વિચારો સાથે કઇ ગુજરાતી મહિલા સહમત નહિ થાય? ગૃહવ્યવસ્થા સ્ત્રીએ કરવી એનો અર્થ એ નથી કે ચાકરડીની માફક આખો દિવસ એની પાસે કામજ કરાવવું. દરેક સ્ત્રીએ પોતાની સ્થિતી મુજબ ગૃહકાર્ય કરવું જોઇએ. ગરીબ હોય તો ગૃહકાર્ય હાથે કરી લેવું અને એવી કુશળતાથી કરવું કે પોતાનું સ્વમાન પણ જળવાય અને વિદ્યાસેવનનો અવકાશ પણ મળે, અને ગૃહમાં જરાએ અવ્યવસ્થા થાય નહિ. શ્રીમંત બાનુઓ પોતાને મળતો અવકાશનો સમય ગૃહકાર્ય પર દેખરેખ રાખવામાં ગાળી શકે છે. આ વર્ગની સ્ત્રીઓ માટે દેખરેખ રાખવાનું કાર્ય અતિ ઉપયોગી હોય છે, કારણ કે

ભાડુતી નોકર ચાકરોથી ઘરનું કામ વ્યવાસ્થત રીતે થઇ શકેજ નહિ. વિદ્યાસેવનનો અવકાશ આ વર્ગને ઘણો મળી શકે છે. સરસ્વતીચંદ્ર ભાગ ૨ જામાં સાક્ષરશ્રી ગોવર્ધનરામે ગુણસુંદરીને મુખે જે વિચારો દર્શાવ્યા છે તે અત્રે ટાંકી આ લેખ સમાપ્ત કરીશ. સમાન હક્ક વિષે વાદવિવાદ કરતાં ગુણસુંદરી જણાવે છે કે " અમને અમારૂં કામ જે આવું મોટું છે તે શીખવવામાં મદદ આપો. તમારી પાસે દ્રવ્ય છે તો અમને અમારા કામમાં ઉંચી પદવી આપો. કુમારા પુરૂષો ગરીબ હોય છે ત્યારે પોતે પોતાના ચાકર અને રસોઇઆ બને છે તેવીજ રીતે ગરીબ પતિની સ્ત્રી બને છે. રસોઇનું કામ સોંપી સ્ત્રીને હલકી કરી નાંખી એવું બોલનારા વગર વિચાર્યું બોલે છે. કારણ કે તે કામ તો સ્થિતી પ્રમાણે પુરૂષ અને સ્ત્રી ઉભયને કરવું પડે છે. ......તમારા સાધન વધશે અને રસોઇઓ રાખી આપશો તો તમારા ઘરને ઠેકાણે અમે મ્હેલ રચીશું, તમારા પુત્રને તમારા જેવા કરી આપીશું. તમને વિદ્યા સેવવાને અવકાશ નહિ મળે તે અમે સેવીશું; તમારી રસવાસનાને, તમારા કવિત્વને, તમારા જ્ઞાનને, તમારા શૌર્યને, તમારી દેશભક્તિને, ઋણાનુબંધ પ્રમાણે ઉછેરીશું અને વધારીશું." આગળ ચાલતાં ગુણસુંદરી જણાવે છે કે " અમારા કામમાં તમે અમને અયોગ્ય હરકત કરતા હો ત્યારે તમારો દોષ. આ તો શું ? પુરૂષ તો પુરૂષનું કામ કરેસ્તો, અને સ્ત્રીયે ઘરની ચિંતા ન ઉપાડવી, ને ડાહ્યાં ડમરાં બની ટાપટીપ કરી ગપાટા મારવા ને બેસી રહેવું ને ધણીને કહેવું કે મ્હારે તો ખાવાનું જોઇએ, પ્હેરવાનું જોઇએ, રસોઇયો જોઇએ, તે તમારાં માબાપ વૃદ્ધ થયાં માટે હું કાંઇ મ્હારૂં જોબન જવા દઉં ?......આપણે એવાં થઇ આપણું ઘર બગાડવું અને દીકરીઓને એવી કરી જમાઇના ઘર બગાડવાં એ તો બહુ સારો ધંધો માંડયો." કેવા ઉત્તમ અને અનુકરણીય વિચાર ! આવા વિચારોને પોષવા અને બને તેમ કેળવવા એ દરેક સ્ત્રીની ફરજ છે. ખરેખર આવા વિચાર ધરાવનારી મહિલા ઘરને સ્વર્ગનો નમુનો નિઃશંક બનાવી શકે.



## ઘડીયાલોની નાત !

છેલ્લાં ૪૦૦૦ વર્ષમાં વખત બતાવવા માટે કેવા જાતજાતના યંત્રો જગતમાં વપરાયા છે તે સાઉથ કેન્સીંગટનના પ્રદર્શનમાં દુનીઆમાં વપરાતી જુદી જુદી ઘડીયાલોના ૫૦૦ નમૂના મુકવામાં આવ્યા છે તે પરથી જણાય છે. એક ઘડીયાલ તો ૪૦૦૦ વર્ષ પહેલાંની છે ને તે મીસરમાંથી હાથ લાગી છે. એ 'એક પાણીનું કુંડુ છે જેને તળીએ એક કાણું છે ને તેમાંથી વખતની સાથે એ પાણી ટીપું ટીપું કરીને જાય છે ને વખત બતાવે છે.




લેખક: શા. ગિરજાપ્રસાદ ભોળાનાથ ભટ્ટ

**અ**રવિંદ લક્ષ્મિપતિનો પુત્ર હતો. તેની માતા તેના બચપણમાં જ ગુજરી ગઇ હતી. અને તેથી તેના પિતાનો અરવિંદ ઉપર અગાધ પ્રેમ હતો. પુત્ર ઉપરના વાત્સલ્ય-પ્રેમથી પ્રેરાઇ પિતાએ ફરીથી લગ્ન કર્યાં નહોતાં. તેમણે ધાર્યું હોત તો તેમ કરી શકત ઘણા માણસો પોતાની પુત્રી તેમને આપવા તૈયાર હતા, કારણ ભારતમાં ઘણુંખરું વિવાહ સમ્પતિની સાથે થાય છે, નહીં કે મનુષ્યની સાથે.

અરવિંદ ઘણા લાડથી ઉછર્યો હતો. પાણી માગે ત્યાં દુધ હાજર થતું. લક્ષ્મિપતિના ઘણા પુત્રો આમ ને આમ જ બગડે છે. તેમના મોટા થવાની સાથે તેમના હૃદયમાં અનેક ચેષ્ટાઓનો સંચાર થાય છે. પરંતુ બાલક અરવિંદના પૂર્વ સંસ્કાર કંઇ એવા પ્રબલ હતા કે પૂરેપૂરા લાડમાં ઉછર્યાં છતાં તેના તેના સ્વભાવમાં કંઇ વિશેષ પરિવર્તન થયું નહોતું. ફક્ત એટલું થયું કે તેને ફવાબથી રહેવાની ટેવ પડી ગઇ.

સ્કુલનું શિક્ષણ સમાપ્ત કરી અરવિંદે કોલેજમાં પ્રવેશ કર્યો અને તેથી તેનો ફેશન ઉપરનો મોહ વધુ દૃઢ થયો. તેના હૃદયમાં અહંભાવના અંકુર ફુટયા હતા. તે પોતાને મહાન્ શેઠીઆનો પુત્ર સમજતો હતો. કિન્તુ તેના આત્મામાં સ્વાભાવિક સૌજન્ય હતું. વળી ૧૯૧૭ નું ભારત એ પહેલાં જેવું નિસ્તબ્ધ ભારત રહ્યું નહોતું. પરિસ્થિતિ ઠોકરો મારી મારી દેશવાસીઓને જાગ્રત કરી રહી હતી. તેમને પોતાની વાસ્તવિક સ્થિતિનું ભાન થવા માંડયું હતું. ટુંકમાં સમસ્ત દેશ એક સ્વરે સ્વરાજ્યની ઘોષણા કરી રહ્યો હતો. ઘટનાઓનો પ્રભાવ પ્રગટ તેમજ અપ્રગટ રીતે હૃદય ઉપર પડયા સિવાય રહેતો નથી અરવિંદની બાબતમાં પણ તેમજ બન્યું. તેનું હૃદય અપ્રગટ રીતે પ્રભાવિત થયું.

× × ×

ત્રણ વરસ વીતી ગયાં અરવિંદે બી. એ. ની ઉપાધિ મેળવી. તેવામાં તેના પિતાનું અચાનક અવસાન થયું, આથી તે જબરી ઉપાધીમાં આવી પડયો. પિતાએ તેનો વિવાહ નક્કી કર્યો હતો પરંતુ લગ્નના લ્હાવા લઇ શકયા નહોતા.

અરવિંદની હાર્દિક ઇચ્છા હતી કે વધારે અભ્યાસ કરવો. અંગ્રેજી ભણવાનો તેનો શોખ વધતો હતો. તેણે એમ. એ. થવાનો નિશ્ચય કર્યો. નોકર ચાકરો ઉપર ઘરની વ્યવસ્થાનો બોજો નાખી મુંબાઇ આવ્યો. એમ. એ. થવા તેણે તૈયારી કરવા માંડી.

( ૨ )

૧૯૨૦ નો ઓકટોબર માસ ચાલતો હતો.

વર્ષના ગાળામાં કંઈ અભૂતપૂર્વ ઘટનાઓ દેશમાં બની ચૂકી હતી. 'રોલેટ એક્ટ' આ-વ્યાથી પંજાબમાં ભીષણ હત્યાકાંડ થઇ ચૂકયો હતો. દેશની રાષ્ટ્રિય મહાસભાએ નોકરશાહીના કૃત્યોથી હતાશ થઇ 'મોન્ટફર્ડ' સુધારાની યોજનાને અસ્વીકૃત કરી હતી. કલકત્તાની સ્પે-શ્યલ કોંગ્રેસમાં અસહયોગની રણભેરી વાગી ચૂકી હતી. ક્ષુબ્ધ જનતા પોતાના બળનો પૂરેપૂરો વિચાર કર્યા વગરજ સ્વરાજ્ય પથ ઉપર અગ્રેસર થઇ રહી હતી. આ ઘટનાઓ સાધારણ નહોતી કે જેનો પ્રભાવ અરવિંદના દયાર્દ્ર હૃદય ઉપર ન પડે. આવી પરિસ્થિતિમાં પોતાનું શું કર્તવ્ય છે તેનો નિશ્ચય કરવાને તે દિનરાત વિચારમગ્ન રહેતો. તે સમાચાર પત્ર વાંચતો; દેશની સર્વ ઘટનાઓથી પોતાની જાતને વાકેફ રાખતો. પહેલાં તેના હૃદયમાં સાધારણ જનતા તરફ થોડી ઘણી ઉપેક્ષા અવશ્ય હતી. પરંતુ હવે તેમાં ધીરે ધીરે પરિવર્તન થતું જતું હતું.

તેના આંશિક સુધારમાં તેના સહપાઠી મિત્ર સારાભાઇનો પણ હાથ હતો. તે પાટીદા-દારનો પુત્ર હતો. અરવિંદ અને સારાભાઇ વચ્ચે પ્રગાઢ મૈત્રી હતી. સાચા પ્રેમને અમીર ગરીબની પરવા નથી હોતી. તેની ઉપજ અલૌકિક આત્માથી હોય છે; લૌકિક ઇન્દ્રીયોથી નહીં.

અરવિંદ આજ પોતાના મિત્રની પ્રતીક્ષા કરતો બેઠો હતો. આઠ વાગ્યાનો સમય હતો તેવામાં સારાભાઇ આવ્યો અને બન્ને મિત્રો વાતચીત ચાલી.

અરવિંદ–ભાઇ! અસહયોગમાં કોલેજ છોડયા પછી તો ત્હારાં દર્શનજ દુર્લભ થઇ ગયાં છે. આજે પણ ત્હારી ખૂબજ રાહ જોઇ."

સારાભાઇ–એક ગાડી ચુકી ગયો તેથી મોડું થયું. હાં, પરંતુ ત્હારા વિષયમાં ત્હેં શો નિશ્ચય કર્યો કે હજુ પણ વિચારવું બાકી છે?"

અરવિંદ—"તે સંબંધમાં હજુ પણ હું કાંઇ નિશ્ચય કરી શકયો નથી."

સારાભાઇ—(નૈરાશ્યપૂર્ણ સ્વરે) તે પણ ઠીક છે. પૈસાદારોને કંઇ દુઃખ થતું નથી એટલે તે અધિકમાં અધિક મૌખિક સહાનુભૂતિનું પ્રદર્શન કરે છે. ગરીબોજ કષ્ટ ભોગવે છે. ઠીક જ્યારે ત્હારે કંઇ કરવુંજ નથી તો વ્યર્થ વાદવિ-વાદથી શું?

અરવિંદ—પરંતુ ક્રિયાઓનો સ્રોત વિચાર છે. જો! મ્હારાં સર્વ કપડાં તો સ્વદેશી બન્યાં છે ને?"

સારાભાઈ—હા, મીલ કાપડનાંને! પરંતુ છેવટે તો તે વિદેશીજ"

અરવિંદ—ભાઇ! સર્વ કંઇ ધીમે ધીમે થશે. હજુ તો નાગપુરની કોંગ્રેસમા નિર્ણય થવાનો બાકી છે કે બહિષ્કાર સંબંધી પ્રસ્તાવમાં કંઇ હેરફેર થાય ખરો."

સારાભાઇ—" એ બધી વિચારવાની બાબત છે. ખેર! તે વિચારવું તને મુબારક હો. તું અસહયોગી થવાનો તો નથી, પરંતુ લગ્ન ક્યારે કરે છે તે તો કહે?"

અરવિંદ–"આ સમર વેકેસનમાં. વચ્ચે અવકાશ નથી."

સારાભાઈ–"સાંભળ્યું છે કે તે ઘરતો રાષ્ટ્રિયતાના રંગમાં રંગાએલું છે."

અરવિંદ—" તેથી શું?"

સારાભાઇ–(વ્યંગમાં) " ભાઇ! સાંભળજે કંઇ એવું ન બને કે સંબંધ થવાથી તે રંગના છાંટા તને પણ ન લાગી જાય."

અરવિંદ–" ફીકર નહીં. તેમ થશે તો ત્હા-રી ઇચ્છા પૂર્ણ થશે."

આ પછી બન્ને મિત્રો સાથે અન્ય વાતો થઇ જેનું વર્ણન અહીં અનાવશ્યક છે.

( ૩ )

તનમન રૂપવતી તેમજ ગુણવતી હતી. આખા ગામમાં તેને નાનું બાળક પણ ઓળખતું. બીજાઓના દુઃખે તે દુઃખી થતી. કોઇ બીમાર છે એમ માલુમ પડતું તો સ્વયં તેની ખબર કાઢતી અને દવા વિગેરેનો પ્રબંધ કરી આપતી. ગરીબોને અન્ન અને ધનથી યથાશક્તિ મદદ કરતી.વર્ષમાં બે ત્રણ વાર આખા ગામ નાં છોકરાઓને ભેગા કરી મીઠાઇ વ્હેંચતી. દેશના સામાજીક કાર્યોમાં પણ તે સારો ફાળો આપતી. આ કાર્યોથી તે સર્વને પ્રિય થઇ પડી હતી. ઘણું કરીને લોકો કન્યાનો જન્મ થવાથી નારાજ થાય છે પરંતુ આ ગામના લોકો—ખાસ કરીને સ્ત્રીઓ એવું ઇશ્વર પાસે યાચતાં કે પોતાને ઘેર તનમન જેવી એક નહીં પણ અનેક પુત્રીઓ ઉત્પન્ન થાય.

તનમનના પિતાને ઘેર જમીન પુષ્કળ હતી તેમ ગામમાં એક કાપડની દુકાન હતી. પિતા જમીનની સંભાળ લેતા અને ભાઇ દુકાન સંભાળતો. તેના પિતાના પ્રયાસથી ગામમા એક કન્યા પાઠશાળા પણ ચાલતી હતી અને તેમાં તનમને પણ શિક્ષણ લીધું હતું. ભાઇએ ઘેર એક નાનું વાંચનાલય પણ બનાવ્યું હતું, તેનો લાભ તનમન લેતી. આ પ્રમાણે તેના આત્માનો ઉત્તરોત્તર વિકાસ થતો જતો હતો.

અરવિંદના પિતા ગામમાં આવતા તો તનમનને ત્યાંજ ઉતરતા. તનમનના પિતા સાથે તેમને મૈત્રી હતી. ત્યાં તેમની સરભરા સારી થતી. અતિથિની સેવાનું કામ અધિકતર નોકર ચાકરોથી થઇ શકે છે, પરંતુ જ્યારે ઘરવાળાજ સ્વયં તે કરવા માંડે ત્યારે અતિથિને એક અલૌકિક આનંદનો અનુભવ થાય છે. તનમનનું કુટુંબ આ સારી રીતે જાણતું.

અરવિંદના પિતા તનમનને બહુ પ્યાર કરતા. તેનું સૌંદર્ય તેમજ આચાર,તેની સ્વચ્છતા તેમજ પવિત્રતા વિગેરેથી આકર્ષાઇ તેમને પોતાના પુત્ર અરવિંદનો વિવાહ તનમન સાથે કરવાનો વિચાર થયો. વિચારે સંકલ્પનું રૂપ ગ્રહણ કર્યું. વાતચિત થઇ અને વિવાહ નક્કી થયો.

\+ + + +

દેશમા નોકરશાહી સામે અહિંસાનું યુદ્ધ શરૂ થયું. શંખનાદ થયો. તનમનના કુંટુમ્બિઓએ તે નાદ સાંભળ્યો. સમસ્ત પરિવારે શુદ્ધ ખાદીનાં શુભવસ્ત્ર પરિધાન કર્યાં અને વિદેશી કાપડનો સદંતર બહિષ્કાર કર્યો. ઘરમાં રેંટીઆનું મધુરૂં સંગીત સંભળાવા લાગ્યું. દુકાનમાંથી પણ વિદેશી કાપડનો બહિષ્કાર કરવામાં આવ્યો. વાંચનાલય અને પાઠશાળાની આગળ રાષ્ટ્રિય શબ્દ જોડી દેવામાં આવ્યો. આ પરિવર્તનથી તેમને આર્થિક નુકશાન થયું. પરંતુ દેશ હિતની દષ્ટિએ તે સહર્ષ સહન કરવામાં આવ્યું. તનમન ગામની સ્ત્રીઓને અને તેનો ભાઇ બજારમાં આવતા જતા લોકોને મહાસભાનો સંદેશ સંભળાવા લાગ્યાં.

\+ + + +

૧૯૨૧ નો જુન ચાલે છે. મહીનાના ચોવીસ દિવસ સમાપ્ત થઇ ગયા છે અને તેની સાથે તનમનનાં લગ્ન પણ સમાપ્ત થયાં છે. લગ્ન બહુ સાદી રીતે કરવામાં આવ્યાં. અરવિંદ પિતાના મૃત્યથી દુઃખી હતો અને તેનો શ્વસુરપક્ષ દેશની દુઃખપૂર્ણ અવસ્થાથી લગ્ન થયાં. તનમને પાત સાથે પ્રસ્થાન કર્યું.

( ૪ )

ચાર માસ વળી વીતિ ગયા. અરવિંદ નવેમ્બરની રજાઓમાં ઘેર આવ્યો. આ પહેલાં દશેરાની રજાઓમાં તે પોતાની નવવિવાહિતા સ્ત્રીને પોતાને ત્યાં લાવી ચુક્યો

હતો. અરવિંદે ઘરમાં પ્રવેશ કર્યો તો તનમન શુદ્ધ ખાદીમાં સજ્જ થઇ રેંટીઓ કાંતી રહી હતી. સામેની દિવાલ ઉપર મહાત્મા ગાંધી અને લોકમાન્ય તિલકની છબીઓ ટીંગાડેલી હતી. રેંટીઓ કાંતતાં કાંતતાં ભક્તિપૂર્ણ નેત્રે તે સામેની છબીઓ તરફ જોયા કરતી હતી. પોતાના કાર્યમાં એટલી બધી લીન હતી કે દરવાજા તરફ તેની દૃષ્ટિ નહોતી.

અરવિંદ આ દૃશ્ય જોઇ મુગ્ધ બની ગયો.

થોડીવાર ઉભો રહી તેણે અંદર પ્રવેશ કર્યો. તનમને જોયું. તે ઉઠી. પતિદેવને નમી. તેના ગુલાબી વદન ઉપર હર્ષ અને શોકનાં મિશ્રિત ચિન્હો સ્પષ્ટ જણાવા માંડયાં. આમ થવાનું કારણ પતિમિલન અને સાથે સાથે પતિનાં વિદેશી વસ્ત્રો. તે બોલીઃ "પ્રાણનાથ! આપ આ વિલાયતી ફેશનના ભકત કયાં સુધી રહેશો? આપે તે ત્યજી દેવા મને વચન આપ્યું હતું, યાદ છે?"

અરવિંદ—"એમ. એ. પાસ થયા પછી હું છોડીશ. મ્હેં એવોજ નિશ્ચય કર્યો છે."

તનમન—(પ્રેમયુક્ત દૃઢતાથી) "પરંતુ આપને તે છોડવાં પડશે. કૉલેજમાં ભણવું તે પણ આપના કર્તવ્યમાં એક વિઘ્નરૂપજ છે. કૉલેજ છોડો તો આ બધી બાબતનો જલદી નિકાલ આવી જાય."

અરવિંદ—"પ્રિયે! હવે થોડું ધૈર્ય રાખ. બે ત્રણ માસનીજ વાર છે."

તનમન—"એમ. એ. થઇ આપ શું કરશો? નોકરી તો કરવીજ નથી. આપને કેવળ પ્રતિષ્ઠાનીજ જરૂર છે. તે તો તમારી પાસે છેજ. તમે પૈસાદાર છો. વળી બી. એ. પણ પાસ છો. દેશનો પોકાર સાંભળી જેઓ પોતાની શિક્ષા, વકીલાત, નોકરી વિગેરે છોડી સર્વથા અવલમ્બનહીન બની ગયા છે અને તેથી પણ વધુ જેલમાં જઈ અધિકમાં અધિક કષ્ટ વેઠવાને જે તત્પર થયા છે તેમની તરફ જરા દૃષ્ટિ કરો. તેજ ઉચિત છે. જેમનાં શરિર જે દેશનાં રજકણોનાં બન્યાં છે, જેમણે જે દેશમાં જન્મ લઇ અનેક પ્રાકૃતિક સુખોનો ઉપભોગ કર્યો છે, જે દેશનાં અન્નપાણીથી જેમનાં શરિર બંધાયાં-પોષાયાં છે, તે દેશના દુઃખોમાં તેઓ તેનો સાથ ન કરે તો તેમના જેવા કૃતઘ્ની બીજા કોઇ ન સમજવા. હું અબલા છું. પરંતુ મ્હારા આત્મામાં દેશ ઉપર કુરબાન થવાનું સાહસ છે. આપ જોશો કે જે દિવસે દેશને સ્ત્રીઓના બલિદાનની જરૂર પડી તે દિવસે આપની 'તનુ' સર્વથી પહેલી તૈયાર થશે. જીવનધન! કર્તવ્ય પાલનમાં વિલમ્બ ન શોભે. વિલમ્બ બહુ થયો છે. આપ ધનથી મહાસભાની સહાયતા કરો છો તે ખરૂં છે. પરંતુ ધનની સહાયતા તન-મનની સહાયતા આગળ નિતાન્ત તુચ્છ છે.

અરવિંદ આ સાંભળી ગુસ્સે ન થયો. તેને પોતાની પત્ની ઉપર પ્રેમ હતો. ઉલટું તેના વિચારોની ઉચ્ચતા ઉપર તેને ગર્વ થયો. છતાં પોતાના ભાવોને દબાવી બોલ્યોઃ "આજે તો ત્હેં એક સરસ વ્યાખ્યાન આપ્યું. પહેલાં તો આ સંબંધમાં ત્હેં મને કંઇપણ કહ્યું નહોતું."

તનમન શરમાતાં બોલી—"કહેવાનો અવકાશ કયાં હતો? વિવાહમાં આપનાથી હું અપરિચિત હતી. નવવિવાહિતા હોવાને કારણે લજ્જા પણ અધિક હતી. પરંતુ આપના રહેણી કરણીને મ્હેં ખૂબ ધ્યાનથી તપાસી અને કહેવાનો દૃઢ નિશ્ચય કર્યો. દશેરા ઉપર પુનઃ આપની ભેટ થઇ. પરંતુ સંકોચવશાત્ હિમ્મત ન ચાલી. કેવળ કંઇ વિનય કરી શકી અને આપે આશ્વાસન પણ આપ્યું."

અરવિંદ—(વાત બદલી) "હાં. ઠીક યાદ આવ્યું. મ્હેં તને એક ખાદીની સાડી ભેટ આપી હતી ને?"

તનમન—"જેની કોર ઉપર તમારા નામના અક્ષરો હતા તેજને."

અરવિંદ—"મ્હેં તને તે પ્રેમોપહારના રૂપમાં ભેટ કરી હતી."

તનમન—"અને મ્હેં પણ પ્રેમોપહારની રીતિએ ગ્રહણ કરી હતી."

અરવિંદ—"મ્હેં તને કદી એ સાડીમાં જોઇ નથી."

તનમન—"વસ્તુતઃ મ્હેં હજુ તે પહેરીજ નથી. હા, હું તે પહેરવાને જરૂર તલસી રહી છું."

અરવિંદ—"તો પછી વાંધો શો છે?"

તનમન—"આપનાં વિદેશી વસ્ત્રો અને આપના હાથે અપાએલી તે ભેટને પહેરવાની મ્હારામાં સ્વયં અપાત્રતા."

અરવિંદ—"તનુ! તેં પણ અસહયોગ આરંભ્યો કે શું?"

તનમન—"નહીં પ્રાણનાથ! મ્હારી દેશભક્તિની સહજતા ઉપર આપને એવો ભ્રમ થયો છે."

અરવિંદે કંઇ ઉત્તર ન આપ્યો. તે ખુબ ચિંતામાં પડી ગયો. બે ત્રણ દિવસ પછી તેને મુંબાઇ જવું પડયું.

( ૫ )

દમન-ચક્ર ઘણા જોરથી ફરતું હતું. સારા દેશમાં જેલયાત્રાની ધૂન મચી રહી છે. અમલદારી લોકોને જેલમાં પુરવામાં આવે છે. અત્યાર સુધી કેટલાએ પ્રમૂખ નેતાઓને જેલ મળી ચુકી છે અને અન્યને મળવાની છે. નોકરશાહીના ઉપર્યુક્ત કાર્યમાં કોઇ પણ જાતનો વિક્ષેપ નડતો નથી. 'રાજદ્રોહ' તો પ્રસિદ્ધ છે કિન્તુ 'પ્રજાદ્રોહ' પણ કોઇ ચીજ છે–અત્યારે આ દશ્ય ભારતમાં દેખા દઇ રહ્યું છે.

અરવિંદ પોતાની રૂમમાં પડયો પડયો આ સર્વ બાબતોનો વિચાર કરી રહ્યો છે. વચ્ચે વચ્ચે તેને તનમનનાં વાક્યોનું સ્મરણ થઇ આવે છે. હાથમાં સમાચાર પત્ર છે. પરંતુ તેની દૃષ્ટિ તેના ઉપર નથી. તેના આવેશપૂર્ણ હૃદયમાંથી થોડી થોડી વારે નિશ્વાસ ઉઠે છે અને તેની આંખો અશ્રુપૂર્ણ થઇ જાય છે. તેના ભાવોમાં ઘણી ત્વરાથી પરિવર્તન થતું જાય છે. એક નિશ્વાસ લઇ તેણે સમાચારપત્ર જમીન ઉપર નાખી દીધું. અને તેની સાથેજ તેના મુખમાંથી નીચેના શબ્દો સરી પડયા—"હવે સમય આવી ચૂક્યો છે."

"શાનો?" સારાભાઇએ પ્રવેશ કરતાં કહ્યું.

અરવિંદ—"ઓ હો. તુંજ છે કે! બહુ દિવસ થયા આજેજ મળે છે? સારો તો છે ને?"

સારાભાઇ:—"હા ઠીક છે. હમણાં જ જેલયાત્રા કરી આવ્યો. તને મળવાની ઇચ્છા થઇ એટલે આ તરફ આવ્યો."

અરવિંદ—ઠીક થયું. તને મળવાથી મને રાહત મળી. ચિત્ત અત્યંત દુઃખી છે. ભાઇ! આ સમયે દેશ ઉપર ઘોર વિપત્તિ છે."

સારાભાઇ—"તેનો અનુભવ તને આજે જ થાય છે?"

અરવિંદ—"નહીં ભાઇ! અનુભવ તો ઘણા વખતથી થયા કરતો હતો. પરંતુ આજના જેવો અનુભવ કદી થયો નથી."

સારાભાઇ—"તો પછી નિશ્ચય શો કર્યો?"

અરવિંદ—"જે અંતમાં થવાનો હતો તે."

વિવાહના સંબંધમાં સારાભાઇએ અરવિંદને પૂછયું. તેણે સર્વ કહ્યું. વધુમાં તેની

પત્નીનો અસહકાર પણ સંભળાવ્યો. જે સાંભળી સારાભાઇ બોલ્યો–" મ્હને હર્ષ થાય છે કે મ્હારા મિત્રની પત્નીના વિચારો આટલા ઉન્નત છે. વધુ હર્ષ તો એથી થાય છે કે મ્હારી ભવિષ્ય વાણી સાચી પડી. વૈવાહિક સંબંધથી ત્હારા ઉપર રાષ્ટ્રિયતાના છાંટા ફકત નથી પડયા પરંતુ તેમાં તું તરબોળ થઇ ગયો છે."

અરવિંદ–" તે ઠીક છે. કિન્તુ દેશની સામયિક પારસ્થિતિએ કંઇ ઓછો પ્રભાવ નથી નાખ્યો !"



સને ૧૯૨૧ નો સપ્ટેમ્બર માસ ચાલે છે. અરવિંદ અને સારાભાઇ કોંગ્રેસનું કાર્ય કરતાં પકડાયા. કેસ ચાલ્યો. તેમણે બચાવ ન કર્યો. સરકારે કેસ પુરવાર કર્યો. બન્નેને છ છ માસ ની જેલ મળી.



કારાવાસની અવધિ સમાપ્ત થઇ ચુકી હતી. અરવિંદ એમ. એ. ની સનદ ખોઇ દેશસેવાની સનદ લઇ પોતાને ઘેર આવી રહ્યો છે. તેના શરીર ઉપર શુદ્ધ ખાદીનાં વસ્ત્રો છે. વસ્ત્ર મલિન છે–શરિર પણ કૃશ છે પરંતુ તેના મુખ ઉપર શાન્તિનું તેજ છે. તેની બાહ્ય આકૃતિથી એવા ભાવપૂર્ણ સૌંદર્યનું પરિસ્ફુટન થઇ રહ્યું છે કે જેનો વિદેશી વસ્ત્રોમાં અભાવ હતો.

તેની સાથે શ્રદ્ધાળુ જનતાની ભીડ છે. તેઓ વિવિધ વાકયો દ્વારા ઉત્સાહજનક આલ્હાદ પ્રગટ કરી રહ્યા છે. અરવિંદનું હૃદય આલ્હાદ અને ઉત્સાહથી પરિપૂર્ણ છે. અત્યાર સુધીમાં તેને ઘણીવાર સન્માન મળ્યું હતું પરંતુ તેમાં કૃત્રિમતા હતી. વાસ્તવિક સન્માન કોને કહે છે તેનો અનુભવ તેને આજે થયો.

તે ઘેર પહોંચ્યો. તનમને ગૃહદ્વાર ઉપર જ પોતાના પતિદેવનું સન્માન કર્યું. તેના હાથમાં આરતી હતી અને શરિર ઉપર ખાદીની સુંદર સાડી હતી. સાડીની કોર ઉપર કંઇ અક્ષરો હતા. અરવિંદે દીપકના પ્રકાશમાં જોયું–સમજી ગયો. અને ગદ્દગદ્દ થતો બોલ્યો –" પ્રીયે ! હવે તને સંતોષ થયો ?"

તનમન બોલી—" પ્રિયતમ ! આપે મ્હારી આજ્ઞા કરતાં વધુ કરી બતાવ્યું."

અરવિંદે તનમનને ભેટતાં કહ્યું–" કારણ તારી પ્રેરણામાં મ્હારા હૃદયની પ્રેરણા ઓતપ્રોત હતી."



ભારતનાં આવાં સંતાનોથી જ તેનો ઉદ્ધાર છે. વન્દે માતરમ્*

* સુચિત.



### જલ આણીયો—

હૈદરાબાદ ( દક્ષિણ ) ના એક્ષેલસીયર પીકચર પેલેસમાં એક જલબાલા અને જલપુરૂષના મૃત–શરીરો બતાવવામાં આવે છે. એ બંનેને દક્ષિણ આટલાંટિક મહાસાગરમાંથી હમારખારૂ ટાપુ પાસેથી ૧૯૦૫ માં પકડવામાં આવ્યા હતા. પુરૂષની લંબાઇ ૯ ફીટ છે અને તેની છાતીની પહોળાઇ ૬૬ ઇંચ છે. મનુષ્ય જેવાજ કાન પણ છે. સ્ત્રીની લંબાઇ પહોળાઇ પણ એજ પ્રકારની છે. પુરૂષને વધારામાં બે મોટી સુંઢ ( હાથીની જેમ ) છે. .

# ગુંથણકળા-બુટ ગુંથવાની રીત.

લેખિકા સૌ. તારામતી શાહ.

ગુંથણ કળાનું થોડું પણ શિક્ષણ દરેક સ્ત્રીઓને હોવું જોઇએ. તેનાથી અનેક ફાયદાઓ મેળવી શકાય છે. ફુરસદના વખતમાં ગુંથણ કામ કરવાથી વખતનો સદઉપયોગ થાય છે. અને આપણા પોતાના ઉપયોગની નવતરી ચીજો, કે જે વિલાયતથી દર વર્ષે લાખો રૂપીઆની આપણા દેશમાં આવે છે તે આપણે થોડા ખર્ચમાં બનાવી શકીએ છીએ. ટેબલ કલોથ, રૂમાલ, બુટ, મોજા, ગળપટા, બોચલા વિ. અનેક જાતની ચીજો સરળતાથી બનાવી શકાય છે અને આપણે વ્યર્થ ગુમાવતા વખતનો સદઉપયોગ થાય છે. પહેલા શરૂઆતમાં જરાક અઘરો વિષય લાગે છે. પણ એક વખત હાથ બેસી ગયા પછી ઘણો રસ પડે છે. ગુંથણના પ્રકારો ઘણા છે. જુદી ચીજો ગુંથવાને જુદી જુદી રીતો કામ લાગે છે. અને જુદા જુદા સાધનોનો ઉપયોગ થાય છે. ભારતવર્ષમાં ગરીબ દશા ભોગવતી કેટલીએ બ્હેનો ગુંથણકળાનો ઉપયોગ કરી પોતાની સાધારણ આજીવિકા જેટલુ મેળવી શકે છે. આ લેખમાં બુટ ગુંથવાની રીત વિગતવાર રીતે આપેલી છે. કોઇ બ્હેનને આમાં સમજ ન પડે અને વધુ ખુલાસો માંગશે, તેને સંતોષકારક ખુલાસો મોકલવામાં આવશે.

### બુટ ગુંથવાની રીત.

૨૫ ટાંકા માંડવા

૧ લી હાર—આંટો લઇ એક સાદો, બાકીના સઘળા ટાંકા સાદા જેથી છવ્વીસ ટાંકા થશે.

૨ જી હાર—સાદી ગુંથવી

૩ જી હાર—પહેલી પ્રમાણે. આ પ્રમાણે ૩૦ ટાંકા થાય ત્યાં સુધી ગુંથવું હવે બીજી બાજુએ ટાંકા વધારવાના છે માટે એક હાર સાદી ગુંથવી

૧૧ મી હાર—આંટો લઇ એક સાદો બાકીના સઘળા ટાંકા સાદા જેથી ૩૧ ટાંકા થશે.

૧૨ મી હાર—સાદી

૧૩ મી હાર—અગીઆરમી પ્રમાણે. આ પ્રમાણે ૪૦ ટાંકા થાય ત્યાં સુધી ગુંથવું.

૩૧ મી હાર—સાદી

૩૨ મી હાર—૨૩ ટાંકા બધ કરવા એટલે ૧૭ ટાંકા રહેશે આ ૨૩ ટાંકા એડી આગળથી બંધ કરવા અને ૧૭ ટાંકા રાખીને ૨૪ હાર સાદી ગુંથવી.

૫૭ મી હાર—હવે સોયા પર ૨૩ ટાંકા નવા લેવા એટલે બધા મળીને ૪૦ ટાંકા થશે.

૫૮ મી હાર—સાદી ગુંથવી.

૫૯ મી હાર—એનો એક; બાકીના સઘળા ટાંકા સાદા.

૬૦ મી હાર—સાદી.

૬૧ મી હાર—૫૯ મી પ્રમાણે. એવી રીતે સોયા પર ૩૦ ટાંકા રહે ત્યાં સુધી ગુંથવા.

૭૯ મી હાર—હવે એડી આગળથી ટાંકા ઓછા કરવાના છે માટે બેનો એક; બાકીના સાદા.

૮૦ મી હાર સાદી.

૮૧ મી હાર—૭૯ મી પ્રમાણે. આ પ્રમાણે સોયાપર ૨૫ ટાંકા રહે ત્યાં સુધી ગુંથવા અને એક હાર સાદી ગુંથી ટાંકા બંધ કરવા.

ત્યાર પછી અસ્તરનું કપડું લઇ તેને ડબલ કરી ગુંથેલું બુટ મુકી પેન્સીલથી આકાર કરી તે કાપવું અને ગુંથેલા બુટ સાથે સીવી જવું. આટલું કર્યા પછી બુટને ઉંધું રાખી ઉનથી સીવી જવું અને હાથી દાંતનો એક અણીનો સોયો લઇ એડી આગળથી આંટા વગરના પાસા ગુંથી જવા જેથી બુટનો ઘાટ બરાબર આવશે. આટલું કર્યા પછી જાડુ કાર્ડબોર્ડ લઇ તેના ઉપર બુટનો આકાર કરી કાપવું. કાપેલા કાર્ડબોર્ડને અસ્તરના કપડા સાથે સીવી જવું અને એક કાર્ડબોર્ડ બુટની અંદર અને બીજું બહાર એ પ્રમાણે મુકવું. બહારનું કાર્ડબોર્ડ સોયાથી સીવી લેવું. પછી લોખંડના સોયાપર પાંચ ટાંકા માંડીને ૪૨ હાર સાદી ગુંથવી. ત્યાર પછી બે સાદા બે આંટા લઇ, એક સાદો, બે સાદા; ત્યાર પછી ટાંકા બંધ કરવા. આ બુટની પટી થશે. તે બુટનાં બરાબર વચ્ચેના ભાગમાં જોડી દેવી. ત્યારપછી બુટ પર રીબન ટાંકવી અને એડી પર એક ફુમતું ટાંકવું.



## શંકરનો અવતાર.

ઇંદોરના અલાઉદ્દીન નામે એક મુસલમાનની ગાયે એક વિચિત્ર વાછરડાને જન્મ આપ્યો છે. વાછરડાને બે મોઢાં છે અને બે આંખો ઉપરાંત કપાળમાં શંકરની જેમ ત્રીજી આંખ છે. એ આંખને બે ડોળા છે. ગોકુળ–અષ્ટમીને દિવસે જન્મેલા એ ભાગ્યશાળી વાછરડાને "કમલમુખ" નામ અપાયું છે. લોકો દર્શને આવે છે અને ભેટ ધરે છે. મહારાણીઓએ પણ દર્શનનો લાભ લીધો છે. વાછરડો તંદુરસ્ત હાલતમાં છે પણ માથું એટલું મોટું અને ભારે છે કે તેનાથી ઉઠાવી શકાતું નથી; હાથથી તેને ખોરાક આપવો પડે છે.



# હૃદય-સિંહાસન.

લેખક: રા. મનુભાઇ જોધાણી.

યુવતિ—(સ્વગત) હે ખુદા! ત્હારાથી મ્હારૂં આટલુંય સુખ સહન ન થઇ શક્યું? હું રસ્તાની ભીખારણ હતી અને ત્હારાજ પ્રતાપે લગ્ન-ગ્રંથીથી જોડાયા વગરની જગતના બાદશાહ શાહજહાનના પુત્ર અને મનસબદાર દારાના હૃદયની દાસી થઇ શકી હતી; પણ મ્હારૂં એ સુખ ત્હારાથી ન જોઇ શકાયું? મ્હારો દારા ગયે વર્ષે તો રાજ્યસિંહાસન પાસે બેસતો કે જ્યાં રજા સિવાય દેવો પણ ન જઇ શકતા, તે દારાને આજે તેં રસ્તાના ભીખારી કરતાં ઉતરતે દરજ્જે મૂક્યો. પણ ખુદા! તું નક્કી સમજજે કે રસ્તાનો ભીખારી દારા આ હૃદયનો માલીક નહિ મટે. આ હૃદય તેના સિંહાસનની ગરજ સારવા તૈયાર છે. ત્હારી કળાનો પાર કોઇ પામતું નથી. તું રાયને રંક અને રંકને રાય ઘડીના છઠ્ઠા ભાગમાં બનાવે છે. પણ મ્હારા જેવી નિર્ભાગીની દયા કાંઇક તો લાવવી હતી! પણ રે ચંદ્ર! ત્હને મ્હારી દયા નથી કે સતાવે છે? હું જાણું છું કે મ્હારૂં દુઃખ જોઇ તું રાજી થાય છે. નહિં તો આની ચાંદની ખીલવી તું હસત નહિં. જો તું મ્હારા દુઃખમાં ભાગ લેવા અરે મ્હને દિલાસો દેવા ઇચ્છતો હોત તો જરૂર મારી પેઠે શોકથી વાદળામાં જઇ ત્હારૂં મોઢું છૂપાવી જાત. પણ ત્હારે શું? ઇન્સાન બીજાનું દુઃખ જોઇ ક્યારે એના દુઃખમાં ભાગીદાર બને છે? જેમ તું હસે છે એમ, હુંય મારા દારા શુકોને હુકમ કરતાં જોતી, ત્યારે તારી ચાંદની પેઠે મ્હારૂં હાસ્ય ચોતરફ વીસ્તરતું. પણ એ દિવસો ક્યાં? રે ચંદ્ર! તું હસી લે. કારણ કે તારે પણ ચડતી પડતી છે. જગતમાં કુદરતનો કાયદો સહુને અનુભવવો જ રહ્યો. પંદર દિવસ ચડી-તું પાછો પડવાનો તો છુંજ. હુંય ચડીને પડી. પણ એ મ્હારે જ માટે નવું છે? દરેક મનુષ્યની પણ એજ દશા છે. ચડતી પડતી સહુને આવે છે. દશકો ભોગવે. હુંય ચડીને પડી. પણ જેમ ડુબતાને હોડી મળે એમ મ્હને પડતાં પડતાં પ્રેમ-સિંહાસન સાંપડ્યું છે. જો કે એ પ્રેમના ઝરણાને પોષનાર આજે તો બંદીખાને છે. ઔરંગઝેબ નથી સમજતો કે આ હૃદય પીંજરમાં પૂરાએલા ચોરને ત્હારૂં મકાન રૂપી પીંજરૂં જરાય વધુ દુઃખદાયક નહિ નીવડે. એ ચોર તો મ્હને ઘાયલ કરીને ત્યાં પૂરાયો છે. એના હૃદયમાં પણ વ્યથા થતી હશે. તો એ બાહ્ય વ્યથા એને શું કરશે? રે દારા! તું તો અત્યારે પેલા કેદખાનામાં શાન્તિમાં હશે કે કેમ, એ નથી જાણતી. પણ જ્યારે તું શાહ થવાની વાતો મ્હારી પાસે કરતો ત્યારે જે આનંદથી મ્હારૂં હૃદય મજમજ ઉછળતું, તેના કરતાં પણ વધારે શાન્તિ અને વધારે આનંદ મ્હને, જો હું ત્હારી સેવામાં

કેદખાનામાં હોત તો-થાત. પણ આ પાપી તનને એ લાભ-પણ નથી મળતો. ત્યારે મ્હારા જેવી અભાગીની બીજી કોણ હોઇ શકે ? હે ખુદા ! મ્હને એ મ્હારા દારા શુકોનો મેળાપ કરાવી આપ ! હું એના વિના તલસું છું, એ જોઇ તું ખૂશ ન થા. હવે હદ આવી ગઇ છે. દયા કર ! દયા કર !

( એક દાસી અંદર આવવા બારણું ઉઘાડે છે. )

યુવતિ—કોણ છે ?

દાસી—એ તો હું આપની લોંડી સાહેબા! ( યુવતિ તેના તરફ જોઇ રહે છે ) આપ મને નથી ઓળખતા ?

યુવતિ—ના. કદિ મેં તને જોઇજ નથી તો પછી ઓળખતી તો શી રીતેજ હોઉં ?

દાસી—હું જહાંપનાહ ઔરંગઝેબ-ખુદા એમને સલામત રાખે-નો સંદેશો લઇ, આપ સાહેબાના ચરણમાં ધરવા શિર ઝુકાવું છું.

યુવતિ—( કટાણું મ્હોં કરી ) શો સંદેશો છે ?

દાસી—નામદાર કહેવરાવે છે કે, તમે અત્યારના રાજ્યશત્રુ દારાના જનાનખાનાના અલંકાર હતા. આપના રૂપ સાથે સરખામણી પામે એવી કોઇ સ્ત્રી આખા હિંદુસ્થાનમાં તો શું પણ સ્વર્ગમાં પણ નહિ હશે. સ્વર્ગની હુરમોને પણ અદેખાઇ આવે તેવું તમારૂં રૂપ છે. આપના દિદારથી મ્હારૂં હૃદય ધવાઇ ગયું છે. અને આપ સિવાય સર્વ તુચ્છ લાગે છે. તો એ હૃદય-તાપને શાંત કરવા આપના પ્રેમ-વારીનો ઉદધી ઉલટાવવા; આ તાબેદારના જનાનખાનામાં પ્રેમથી પધારી મ્હારા અલંકાર સ્વરૂપ થઇ રહેશો. તમારૂં લગ્ન દારા સાથે શાસ્ત્રવીધી મુજબ થયું નથી એટલે તમને સ્વીકારવામાં મને શાસ્ત્ર કે ધર્મનો બધ નડતો નથી. દારા આજે રસ્તાનો રખડતો ભીખારી છે. માટે એને ભુલી જાવ. હું તમને મારા રાજ્ય સિંહાસને બેસાડીશ, મ્હારી સઘળી દોલત તમારે ચરણે ધરીશ.” આ સંદેશો લઇ મ્હને આપની સેવામાં મોકલી છે. તે નિધામાં લઇ યોગ્ય હુકમ ફરમાવો કે આ દીન દાસી આપને માટે બધો બંદોબસ્ત કરે.

યુવતિ-રે નીચે લોંડી ! તું શું બોલે છે, તેનું તને ભાન છે ? કોની પાસે તું આ શબ્દો ઉચ્ચારવાનું સાહસ કરે છે ? તને શુદ્ધિ છે કે નહિ ! આ સિંહણની ગુફામાં નાહક મોઢું નાખવા તારો બાદશાહ કેમ લલચાયો છે ? ( ક્રોધથી લાલચોળ બનેલી આગળ ધસે છે ) ખબરદાર ! હવે જો કદી આવી છે તો ! ચાલી જા. (ધડી થોભી) પણ તારો શું વાક ? સાચુંજ છે કે દરવાજો તોડવા ઉંટનેજ મરવું પડે. ઠીક. તું પણ તારા બાદશાહને કહેજે કે શાસ્ત્ર પ્રમાણે લગ્ન કર્યાં સિવાય દારાની સાથે પ્રેમ કરનાર હવે કોઇ બીજાને પ્રેમ આપી શકે ? હું તેમનીજ સાથ શાસ્ત્રવીધીથી પરણેલી બેગમો કરતા તેમના હૃદયથી ઓછા દરજાની હતી ? હું તો એમનીજ હતી, છું ને રહીશ, આ હૃદયને રાજ્યલક્ષ્મી કે રાજ્યલોભ કદી નહિ લલચાવી શકે. એ આજે રસ્તાના ભીખારી છે તો તેની સાથે મને ભીખ માગતાં મને શરમ નહિ આવે. મને એની સાથે રહી ભીખ માગતાં જે આનંદ આવશે, તે તારા બાદશાહના જનાનખાનામાં મને નહિ મળે. તારા બાદશાહને કહેજે કે મને મારા દારા પાસે જેલમાં રાખે. મારી આટલી માગણી એ સ્વીકારશે તો હું એનો ઉપકાર નહિ ભુલું.

દાસી-નામદાર ! એવી વાતો કરવા કરતાં નામદાર બાદશાહના જનાનામાં પધારવાથી કીર્તિ વધશે. આપ રાજ્યરાણી થઇ આખા હિંદપર રાજ્યસત્તા ભોગવી શકશો. વળી બાદશાહ સલામત આપના મોર જેવા કેશ-

કલાપના પાસમાં એવા તો જકડાયા છે કે એને એના રત્નજડીત સુવર્ણ પલંગ પણ શિલા સમાન જણાય છે.

યુવતી–શું આ કેશકલાપ ઉપર તારો બાદશાહ મોહ પામ્યો છે ? એનો સંદેશો લઇને તને મોકલવા આ કેશકલાપે એને આકર્ષણ કર્યું છે ? મને દુઃખ દેવામાં આ મારો કેશકલાપજ સાધન રૂપ થાય છે ? તો હે ચોંડી રહે ! જેમ સાંબરને તેનાં સુંદર શીંગડાં દુઃખ રૂપ થયા હતા, તેમ આ મારો કેશકલાપ નીવડયો છે. તેના ઉપર તારો બાદશાહ મોહ્યો છે તો તે લઇ જઇ તારા બાદશાહને આપજે અને કહેજે કે જે કેશ ઉપર તમે મોહી પડી, દારાની પ્રેમ–માશુકને દુઃખ ઉપજે એવો સંદેશો કહેવરાવ્યો, તે કેશથી તમારા હૃદયને શાંત કરી, તેના માલિક દારા સાથે મેળાપ કરાવી આપે. (તરતજ ઓરડામાં જઇ, કેશ કાતરથી કાપી, તેનું પડીકું વાળી આપે છે.)

દાસી–હું આને શું કરૂં ? આલમગીર બાદશાહ તો તમારા મુખચંદ્રના દિદાર ઇચ્છે છે તમારો આ મુખચંદ્ર તેના જનાનખાનામાં પધારશે ત્યારેજ ત્યાં રોશનીની શેરો ફુટશે. તમારો કેશકલાપ એને નથી જોઇતો. એને તો આ તમારૂં શાન્ત અને તેજસ્વી મુખડું નીહાળવું છે. જો એ વાળનો ભૂખ્યો હોત તો એ જગતનો બાદશાહ પળમાં હજારો મણ વાળ મેળવી શકયો હોત. તમે એની હૃદયેચ્છા નથી સમજ્યા જણાતા ! એ આપના મુખદર્શન માટે વ્યાકુળ થતો આજે ઘાયલ થઇ પડયો છે. એના એ જખમને તમારૂં પ્રેમ રૂપી ઔષધ આપી, સ્નેહનો પાટો બાંધો.

યુવતી–તું બંધ કર. હવે તારી જબાન, ન ચલાવ ! મારાથી એ શબ્દો હવે સહન નથી થતા. પ્રેમ એ વેચાતી મળતી ચીજ નથી કે જ્યાં ત્યાં રખડતાં વેડફાતાં ઢોળી નંખાય. એ તો જ્યાં ઢળે ત્યાંજ ઢળવાય. પછી એને બીજે સ્થાન ન હોય. પ્રેમ મારી પાસે જ હવે તો નથી. એતો બધો દારાના હૃદયમાં જઇ સ્થાન પામ્યો છે. તારો બાદશાહ મારા મુખપર મોહ્યો હશે તો એ મુખ પણ એની નજરે પડી ગયું જણાય છે. પણ એ મુખ હવે દારા શુકોનાં દિવ્ય નેત્રો સિવાય બીજું કોઇ જોઇ ન શકે. (એમ કહી તેણે પોતાના મુખને લોહી લુહાણ છરાવતી બનાવી, અંદરથી સર્વ ભાગ ચીરી નાખ્યો અને તેજ વખતે તે મુર્છીત થઇ નીચે પડી ગઇ.)

દાસી તરતજ દોડી ગઇ. પણ એ પ્રેમી હૃદય આ બીજાનો ઘા સહન કરી શકી નહિ. એ મરતાં મરતાં બોલીઃ તારા બાદશાહને કહે જે કે હૃદયનો પ્રેમ અને શરીરનો મોહ; એ બે વસ્તુઓ એક નથી. મારો આત્મા મારા દારા સાથે મળી ગયો છે. મારૂં શરીર તો માત્ર નીમિત્તસ્વરૂપજ જુદું છે. એના ઉપર દારાને મોહ ન હતો કારણ કે શરીર કે સૌંદર્ય ઉપર અવલંબતો પ્રેમ, એ પ્રેમ નથી પણ ક્ષણભંગુર હેત છે.

કાવાદાવાથી રાજ્ય-સિંહાસને બેસનાર હૃદય-સિંહાસન ન મેળવી શકયો.

# સૌંદર્યની નિશાળ-ગૃહમાં સૌંદર્ય

(શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયના એક ભાષણનો સાર)

ચાર દિવાલો અને છાપરું એટલે ગૃહ ન કહેવાય. ગૃહમાં ગૃહની ભાવના હોવી જોઇએ. ગૃહની ભાવનામાં સૌંદર્ય મુખ્ય તત્વ છે. આનંદ અને શાંતિ આપે એવું સૌંદર્ય ગૃહમાં રચવાનો ધર્મ ગૃહિણીનો છે.

સૌંદર્યરચના માટે મોંઘા વાસણો, વસ્ત્રો કે મિત્રોજ જોઇએ એવું નથી. સૌંદર્યનો જેમને પ્રેમ છે તે તો ઘરમાં કોઇ એવા પ્રકારની સજીવ અસર પેદા કરે છે કે અંદર પ્રવેશ કરનારને એકદમ આરામ અને ખુશાલીનું વાતાવરણ લાગે છે.

આવું વાતાવરણ પેદા કરવાની શક્તિ જેમણે બાલપણથીજ સૌંદર્યપ્રેમ ખીલવ્યો હોય છે તેનામાં સહજ હોય છે. આ શક્તિ સૌંદર્ય રચવાનું અદૃશ્ય સાધન છે, અને તેને માટે ઘણે અંશે માતાપિતાના સંસાર અને કેળવણી જવાબદાર હોય છે. તો પણ માણસ સુંદર પુસ્તકોના વાચનથી, સંગીતથી, ચિત્રોના અભ્યાસથી અને રસિક માણસોના સહવાસથી સૌંદર્યની સમજ મેળવી શકે છે.

સુંદર પદાર્થોની પણ જીવન ઉપર ઘણી અસર થાય છે. ખાસ કરીને બાળકો પર તેનું બહુ આકર્ષણ થાય છે. માટે ઘરમાં બાળકોની આસપાસ સુંદરતાનો સાજ ગોઠવવો જોઇએ. તેમને પહેરવાના વસ્ત્રો સુંદર અને સુઘડ હોવાં જોઇએ. તેમને રમવાનાં રમકડાં રમ્ય અને સુંદર હોવાં જોઇએ.

સુંદર મૂર્તિઓ, સુંદર વાસણો ગૃહમાં પોતાની અસર આપ્યાં વિના રહેતાં નથી.

માનવ માત્રમાં સૌંદર્ય પ્રભુની પહેલી પ્રેરણા છે. એ વાંછના તૃપ્ત કરવાનું યોગ્ય સ્થાન ગૃહ છે. ઘરમાં નજર કરતાંજ ઘરના રહેનારાંની મનોવૃત્તિ પ્રત્યક્ષ થાય છે. ઘણાં શ્રીમાનોના ઘરમાં જઇએ છીએ ત્યારે ચિત્ત પર એક જાતનો ભાર જણાય છે અથવા ગુંગળામણ થાય છે. આત્માની સ્વતંત્રતા દબાતી લાગે છે. જ્યારે સાદા ઘરમાં આવકાર આપતું આનંદમય વાતાવરણ લાગે છે. આપણા દેશના શ્રીમાન ઘરોમાં પ્રદેશની વસ્તુઓનો અતિશય ખર્ચાળ ભંડાર ખડકેલો જોઇએ છીએ ત્યારે તેમની વર્ણસંકર રૂચિ માટે દુઃખ થાય છે. જે વસ્તુઓ પર આપણા પૂર્વજોનો પ્રેમ હતો, જે વસ્તુઓ આપણાં જીવનના પ્રયોગથી ઉત્પન્ન થઇ હોય છે, જે વસ્તુઓથી આપણા ઇષ્ટદેવને આપણે ભક્તિ સમર્પિએ છીએ તે જ્યારે આપણી સામે હોય છે ત્યારે આત્માને નિરાંતનું ભાન થાય છે અને આપણું સુખ વધતું લાગે છે.

પરદેશી કલ્પનાની છબીઓ, ન સમજાય એવા પુતળાંઓ, ફ્રેમો અને દિવાનખાનાઓમાં ગોઠવેલું વિચિત્ર ફર્નીચર આપણી અર્ધદગ્ધ કેળવણીનો નમૂનો છે. સૌંદર્યભાવના અને સર્જકશક્તિનું ખુન કરનારી કેળવણીનું એ ફળ છે અને આપણી ભાવિ સંતતિને એ વાતાવરણમાં ઉછેરતાં તેમના આત્માના આનંદ પણ આપણે કુંઠિત કરી દઇએ છીએ.

ઘર શણગારવાની ક્રિયાને ધર્મ માનીને બહુ કાળજીપૂર્વક એનો પ્રયોગ કરવો જોઇએ. ઘરને દેવસ્થાન માની તેમાં વસાવવાની ચીજો પવિત્ર અને પ્રેરક હોય તોજ એમાં સ્થાન આપીએ. આપણી આર્થિક અને સામાજીક સ્થિતિમાં સહજ બની જઇને શોભા રૂપ બને એટલું જ આપણે પરદેશ પાસેથી લઇએ. સાદાઇ અને સ્વચ્છતાથી શરૂઆત કરીએ. ધુપ અને સુગંધથી આરોગ્યનું આસ્વાદન કરીએ અને બાળકો પર પ્રેમ કરીને સૌંદર્યનાં સર્જન કરીએ. કળા, પવિત્રતા અને પ્રેમ સૌંદર્યના પાયામાં હોય છે.

——ગુણસુંદરીના વાંચકોને——

# સુખ-દુઃખના સવાલ જવાબ.

| તમારી નાની મોટી દરેક મુંઝવણ અંહી તંત્રીને પુછો. | સંપાદક : રા. જ. દુ. અંધડીઆ | કોઈ પણ વાંચક જવાબ આપી શકશે. તે સિવાયના સવાલો તંત્રી ઉકેલશે. |
|---|---|---|

**મુંબઇ:** પ્રીવીયસમાં અભ્યાસ કરતી એક વિદ્યાર્થીની બ્હેન પૂછે છે:—

" વર્ગમાં એ મારી સામું ને સામું જોયા કરે છે. એક દિવસ એક થપ્પડ લગાવી દઉં ?"

**જવાબ:** સંજોગો પર આધાર છે, તમને તે ગમતું હોય તો તો યાદ રાખજો તમે તેને ઘાયલ કરી ચૂક્યા છો, એટલે હવે મારવાની જરૂર નથી. બાકી ન ગમતું હોય તો સાક્ષી રાખીને એક નહિ બે...

**મુંબઇ:** એક માતા:—

મારી પુત્રીને હવે પરણવાની વાસાવેલી લાગી છે તેની કોઇ દવા ?

**જવાબ:** પરણાવી દેવી તે.

**સુરતથી રા. 'ચીમન':**—

" એના એક એક ફેન્સી કપડાં સામે મને વાંધો છે ને કહું ત્યારે સામી થાય છે, શું કરું ?

**જવાબ:** બધું વખાણવા માંડો એટલે તે સામી થઈને સાદું પહેરશે.

**એજ ભાઇ પૂછે છે:**—

" સ્ત્રીઓ પતંગ ચગાવે એ સારૂં કહેવાય ?"

**જવાબ:** માણસો ચગાવીને પૈસાનું પાણી કરે છે એજ સારૂં નથી ત્યાં સ્ત્રીઓનો શો દોષ ? વળી મર્દોના માથાથી માંડી પતંગ સુધીની એકેએક વસ્તુ ચગાવવી એ તો સ્ત્રીઓનો સ્વાભાવિક સ્વભાવ છે.

**મુંબઈ:** બ્હેન કમળા:—

" અમારો માળો જાહેર રસ્તા પર છે. જતાઆવતા હજારો માણસો નીચે આવજાવ કરે છે. હું છજામાં ઉભી રહું છું તે એને ગમતું નથી. મારો કંઈ વાંક ?"

**જવાબ:** છજાનો ઠેરો ઉંચાઈમાં ૭ ફુટથી ઓછો હોય તો. અલબત્ત તમારો વાંક ! નહિ તો એને છજું પુરવા દો અથવા છજા વગરનું મકાન શોધવા દો.

જ્યારે
બધેથી મુંઝાઓ
ત્યારે
અહીંઆ
તંત્રીને પૂછો.

**મુંબઇ:** એક ગૃહસ્થ:—

" ના કહું છું છતાં રોજ બારીની બહાર જોયા વગર કચરો નાંખે છે ને ગાળો ખવડાવે છે. એ દુઃખ કોને કહું ?"

**જવાબ:** થોડા દિવસ થોભો. મ્યુનીસીપાલીટી એવી કચરાવાળીઓ માટે કાયદો ઘડવાનો વિચાર કરી રહી છે. કાયદો પકડી જાય ત્યારે છોડાવવા જશો કે નહિ ? !

**એજ ગૃહસ્થ પૂછે છે:**—

" એનું હૈયુંજ ઠેકાણે નથી. બધું ભુલી જાય છે. તેમાંય એક દહાડો મારૂં બાળક ભૂલી આવી ( જો કે પછી તો જડયું ). હવે તો મારૂં માથું ફાટફાટ થાય છે... "

**જવાબ:** શાંતિ રાખો. ફુટેલા હૈયાને વધુ ફોડવાનું નથી. તેમજ બજારમાં નવા

હૈયા મળતા નથી એટલે કાળજીથી ચલાવી લેવાનું.

**વડોદરા: પુષ્પા બ્હેનઃ—**

" જુનાં વિચારના સાસુ રોજ વગર વાંકે લડે છે. જીવનથી ઉદાસ થઈ ગઈ છું. હું અને એ બન્ને.... "

જવાબ: હે ! અશ્રીણ બશ્રીણ ને માર્ગે જવામાં તમારા હિંદુત્વની શોભા નથી. ચાહો અને સહો.

**વરોડારા: એક બ્હેનઃ—**

" આ છેલ્લી રેલમાં મારૂં સત્યાનાશ વળી ગયું છે–ટુકડા માંગવા કરતાં મરવું..."

જવાબ: બ્હેન, પ્રભુની ઈચ્છાને તાબે થાઓ. કલ્પાંતથી ગયેલાં સ્નેહીઓ પાછાં નહિ આવે. રસ્તામાં ભીખ માંગવાની જરૂર નથી. તમને મદદ માટે તમારો પત્ર જરૂરી ઠેકાણે રવાના કરી દીધો છે.

**સુરત: એક બ્હેનઃ—**

'પ્રાણ અને આત્મા સમી કુમળી ફુલ જેવી કન્યા જવાથી મન બહુ ઉદાસ છે. "

જવાબ: બ્હેન, પ્રભુની માયા જોઈને જરા હસો. તમને ઉદાસ જોઇ પ્રભુ અટ્ટહાસ્ય કરતો હશે !

**નવસારી: એક વિધવા બ્હેનઃ—**

" ગાંધીજીની સલાહ પ્રમાણે મારા કર્મભાગ્યે તાજંજ સાંપડેલાં વૈધવ્યને હિંદુધર્મની શોભા માની ધાર્મિક અભ્યાસમાં જીવન વીતાવવા નિશ્ચય કર્યો છે. કયા ગ્રંથનું મનન કરૂં ? "

જવાબ: આ ઉજ્જ્વળ નિશ્ચય માટે ધન્યવાદ. શ્રીમદ્ ગીતાજીનું મનન કરજો.



સાભાર સ્વીકારઃ ( ૧ ) વનિતા વિજ્ઞાનઃ તંત્રીઓ: શ્રી બાજીગૌરી મુન્શી અને શ્રી. શિવગૌરી ગજ્જર વર્ષ ૧૯; અંક ૫. વા લ રૂ. ૧–૮–૦ ( ૨ ) પ્રભામતઃ તંત્રી: રા. કાશીરામ મા ઠાકુર. વર્ષ ૩; અંક ૫–૮ વા. લ. રૂ. ૩–૦–૦. ( ૩ ) જૈનપ્રકાશઃ પુ. ૧૪; અંક ૩૨. વા. લ. ૨–૮–૦ ( ૪ ) સામાજ સેવકઃ ત્ય. રા. ગો. હી. ઠક્કર વર્ષ ૪; અંક ૩. વા. લ રૂ. ૧–૪–૦ ( ૫ ) ગુજરાત શાળાપત્રઃ તંત્રી રા. મૂળજીભાઇ હી. ચોકસી. પુ ૬૬; અંક ૯. ( ૬ ) સખાવતઃ પોરબંદરના શેઠ ભાણાજી લવજી ધીવાળાની રૂ. એક લાખની સખાવતનો અહેવાલ. ( ૭ ) સૌરાષ્ટ્ર શિક્ષકઃ તંત્રી રા. મૂળજીભાઇ ચ. પટેલ. પુ. ૧; અંક ૧. વા. લ. રૂ. ૧–૮–૦ ( ૮ ) છઠ્ઠો વાર્ષિક અહેવાલ, સમાજસેવા મંડળ; મોમ્બાસાનો. પ્રકાશકઃ રા. વ્રજલાલ ત્રી. રાજપરા, મંત્રી.



એક માણસે વકીલ પાસે જઇ ફરીઆદ કરી, " સાહેબ, મને એક માણસે ' વરૂ ' કહ્યો. તેના પર બદનક્ષીનો દાવો લાવી શકું ? "

વકીલ—" હા, તેણે તને ' વરૂ ' ક્યારે કહ્યો ? "

અસીલ—" આસરે ત્રણ વર્ષ પહેલાં ?

વકીલ—" ત્રણ વર્ષ પહેલાં ? ને તું આજે ફરીઆદ કરવા કહે છે ? "

અસીલ—" પણ, સાહેબ, મેં ગઇ કાલેજ વરૂ કેવો હોય તે જોયો. "



# સંગીત શિક્ષણ વિભાગ.

સંપાદકઃ રા. જ. દુ. ખંધડીઆ.

## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

(૧) તીવ્ર સ્વરો માટે નીશાની કંઇ નથી.

(૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે **મ** = મ કોમળ સમજવો.

(૩) જે સપ્તકમાં ગાયન વગડતું હશે તેનાથી પાછલા સપ્તક ( ખરજ અથવા મંદ ) તેમજ આગલા સપ્તક (ટીપ અથવા તાર)નો સ્વર બતાવવા, ગાયનના અક્ષરની નીચે અનુક્રમે સ્હેજ પાછળ આગળ મુકવામાં આવશે. જેમકેઃ ભા (એટલે ખરજનો તીવ્ર ની) અને ભા (એટલે ટીપનો તીવ્ર રે) વગેરે.
રે નો

(૪) તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નીશાની કરવામાં આવશે. જેમકે—ભા " ભીના—આમાં ' ભા ' પર તાલનો ઠેકો ગણવો.

(૫) ગાયનમાંના અક્ષરોને આ...ઈ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઇ... બતાવવાને માટે એવા દરેક વધારાના સ્વર માટે...આમ ત્રણ મીંડા વચમાં મુકવામાં આવશે. જેમકે ભા...ભી ના ( એટલે કે ભા. આ. ભી. ના એમ સમજવું ).
મ પ મ મ

## મોસાળ. ×

( ત્રણ તાલીના ગરબાની લાવણી—ઓધવજી સંદેશો કે'જો શ્યામને...એ રાહ. )

મ" હિ ય ર થી" મોં ઘા" ... રે મ હિ ય ર મા" ... ત ના"
મ મ મ ગ પ મ ગ રે ગ સા રે ગ મ ગ રે સા સા

મો" ... ઘા એ" ના ... ભા" ... વ ત ણા" ભ ણ કા" ... ... ર જો" ,
પ સા સા સા રે ગ રે મ મ મ ગ રે સા રે ગ મ ગ રે

મ" ન હ ર તી" શી મ" હે મા ની ... મા ... મી" ... ત ણી"
મ મ મ ગ પ મ મ રે ગ સા રે ગ મ ગ રે સા સા

શી" ... ળા શા એ ... મ" હી ય ર ના" સ ટકા" ... ... ર જો
પ સા સા સા રે ગ રે મ મ મ ગ રે સા રે મ ગ રે

મ" હિ ય ર થી" મોં ઘા" ... રે મ હિ ય ર મા" ... ત ના"
મ મ મ ગ પ મ ગ રે ગ સા રે ગ મ ગ રે સા સા

( બાકીની લીટીઓ ઉપર પ્રમાણેજ વગાડવી. )

( નોંધ:—જે બ્હેનોને આ કોલમનો લાભ લેતાં કંઇક મુંઝવણ થતી હોય, અથવા જેમને બીજા કોઇ મનપસંદ ગીતો શીખવાં હોય તે બ્હેનોએ લખી મોકલવું, જેથી કરી જરૂરી ફેરફાર કરવામાં આવશે-જ. દુ. ખં.)

---

× આ રાસ સ્વ. બોટાદકરની 'રાસતરંગિણી' નામના કાવ્યસંગ્રહમાંથી લીધો છે આ પુસ્તક "ગુણસુંદરી" કાર્યાલયમાંથી રૂ. ૦-૧૦-૦ ની કિંમતે મળી શકશે. પોષ્ટથી મંગાવનારે અગીઆર આનાની ટીકીટો બીડવી

# ઈનામી ઉખાણું.

સંપાદકઃ રા. જ. દુ. ખંધડીઆ.

## સાત બુદ્ધિમાપક સવાલો !

( ૧ ) એક સાચો મિત્ર, ગુજરાતી ભાષાના ' ખ ' જેવો કેમ લાગે છે ?

( ૨ ) એક ખીલાડી એક ઓરડામાં દાખલ થતાં પહેલાં એક બાજુ નજર કરી પછી બીજી બાજુ જુએ છે તેનું શું કારણ ?

( ૩ ) એવી કઇ વસ્તુ છે કે જે ભેગી થતાં ભાંગે છે અને ભાંગવા જતાં ભેગી થાય છે.

( ૪ ) એવી કઇ વસ્તુ છે કે જે કદી હોતી નથી છતાં ઘણાને ઘણી વાર દેખાય છે ?

( ૫ ) એવી કઇ જગ્યા છે જ્યાં તમને 'સુખ' ચોવીસે કલાક કાયમ જડે છે ?

( ૬ ) એવી કઇ વસ્તુ છે કે જે હંમેશ પીરસાય છે, પીરસવામાં આવે છે છતાં કોઇ ખાઇ શકતું નથી ?

( ૭ ) એક લોઢાની સગડી ચાર આનાની, તો એક મણ કોલસાનું શું ?

કુપન—ઓકટોબર ૧૯૨૭.

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ વ્યક્તિ ઉખાણાં-ની હરિફાઈમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન કાપી પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત મોકલવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઈમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, "ગુણસુંદરી".

## એક નવો નિયમ

[ નોંધઃ ઓગસ્ટ માસના ઉખાણાના જવાબો મોટી સંખ્યામાં હોવાથી અને જવાબો આપવામાં લખવાને તેમજ કાગળને કંઇ નિયમ નહિ હોવાથી તપાસતાં બહુ મુશ્કેલી થઇ હતી. આ દુર કરવા માટે વાંચકોને નીચેનો નિયમ પાળવાની વિનંતી કરીએ છીએઃ—

બધા જવાબો માત્ર **પોસ્ટકાર્ડમાંજ** મોકલવા. ફુલ્સકેપ કે બીજી કોઇ પણ સાઇઝના કાગળમાં આવેલા જવાબો સ્વીકારવામાં આવશે નહિ. કાર્ડમાં ઉપર ' ........... માસની ઇનામી હરીફાઇ ' એટલું મથાળું કરી તે પછી માત્ર જવાબોજ ( સવાલો ફરી લખવા નહિ ) લખી નીચે પોતાનું નામ, ઠેકાણું તથા ગ્રાહક નંબર આપવો. જેઓ કુપન મોકલે છે તેમણે પણ ટીકીટ વગરના પોસ્ટકાર્ડમાંજ જવાબ લખી તે કાર્ડ કુપન સાથે કવરમાં બીડવો.

આ નિયમથી અમને એકજ સાઇઝના કાગળ તપાસવાની સગવડ થશે અને વાંચકોને બે પૈસા ટપાલટીકીટના બચશે. કેટલાક ગ્રાહકો આ જવાબોની સાથે પોતાના પત્ર અને સરનામા વિષે સૂચનાઓ કરે છે. આવી કંઇ પણ બાબત કાર્ડ પર લખેલી હશે તો તે જવાબ સ્વીકારાશે નહિ. તંત્રીઓ. ]

## ઓગસ્ટ માસની હરિફાઈનું પરિણામ.

સાચો જવાબ આ પ્રમાણે છે:—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ મં | ૨ જ | રી | ■ | ૩ ભા | ■ | ૪ પો | ૫ ફા | ૬ ર |
| ૭ જા | મ | ■ | ૮ પા | ઇ | ૯ પ | ■ | ૧૦ ફા | ગુ |
| ર | ■ | ૧૧ સા | ઇ | બી | રિ | ૧૨ આ | ■ | યા |
| ■ | ૧૩ મ | મ | ■ | જ | ■ | ૧૪ બ | ૧૫ સ | ■ |
| ૧૬ પ્રે | મ | ળ | તા | ■ | ૧૭ ચા | ૩ | ૬ | ત |
| ■ | ૧૮ ત | દા | ■ | ૧૯ સા | ■ | ૨૦ ઘ | ન | ■ |
| ૨૧ હી | ■ | ૨૨ સ | ૨૩ ર | કયુ | ૨૪ લ | ર | ■ | ૨૫ કે |
| ૨૬ ચ | ૨૭ વ | ■ | ૨૮ સ | રિ | તા | ■ | ૨૯ સા | પં |
| ૩૦ ક | ન | ક | ■ | ટી | ■ | ૩૧ મા | લ | ણ |

કુલ જવાબો ૧૨૪ મળેલા જેમાં ૫૦ સાચા છે અને ૭૪ ભૂલ ભરેલાં છે. સાચા જવાબો આપનારનાં નામો:—

શ્રીમતી (૧) હીરાંબાઈ ઠ. ઉદ્દેશી. (૨) ચંદ્રબાળા મ. વોરા. (૩) રાસકમણી ભ. કસોટીયા. (૪) લક્ષ્મી આ. દલાલ. (૫) ઇન્દુમતિ ઠ. દેસાઇજી. (૬) મંગળા છો. પારેખ. (૭) **શ્રીમતી ન. મજમુંદાર.** (૮) કુસુમલતા ર. મોદી. (૯) શ્રીદેવી મુ. (૧૦) રસિલાગૌરી મ. મપારા. (૧૧) પ્રભાવતી ઇ. કણીઆ. (૧૨) લીલાવતી મ. મહેતા. (૧૩) જયાગૌરી ત. ઠાકોર.

(૧ ) જમના જયંતીલાલ. (૧૫ જયાલક્ષ્મી કૃષ્ણચંદ્ર. (૧૬) હેતુંબ્હેન આણંદજી.
(૧૦) શશીકળા જ. શ્રોફ. (૧૮) બ્હેન વસંતી, ભરૂચ. (૧૯) પ્રમીલા સુ. દવે. (૨૦) હરદા-
ગૌરી સુ. દવે. (૨૧) સાવિત્રીબ્હેન C/O આચાર્ય. (૨૨) સવિતા C/O ગણપતિશંકર
ભટ્ટ. (૨૩) ચંદ્રિકા મહેતા. (૨૪) હસમુખગૌરી પ. શ્રોફ. (૨૫) મોતીગૌરી C/O તલાટી
નગીનલાલ. (૨૬) કમળાગૌરી કે. અઢીઆ. (૨૭) શાન્તીબાઇ દા. ગોવીંદજી. (૨૮) ચિત્રલેખા
C/O ઓ. દી આ. હરિલાલ દેસાઇ. (૨૯) શાન્તાબ્હેન પટેલ. (૪૦) વસંતકુમારી જ.
નાણાવટી (૩૧) પુષ્પા છો. પારેખ. (૩૨) ઇંદુમતિ દેવી. (૩૩) ચતુરબાઇ ડાકટર. (૩૪)
સાવિત્રીબાઇ, (૩૫) નિર્મળાબ્હેન ની. દેસાઇ. (૩૬) અતિશુભ મ. ઝવેરી.
(૩૭) રસીલા ચં. મશરૂવાલા. (૩૮) દીપકળા દેસાઇ. (૩૯) પુષ્પાવતી મનુલાલ. (૪૦)
રહેમતબાનુ હાસીમ હીરાણી. (૪૧) નિર્મળા ધ. દેસાઇ. (૪૨) રામકોર ચુનીલાલ. (૪૩)
ઇન્દુમતિ મણીલાલ. (૪૪) કલાવતી ભગવાનદાસ. (૪૫) ગુણવતી પરજીવન (૪૬) વીરમતી
મ. દેસાઇ. (૪૭) પુષ્પાગૌરી ધીરજલાલ. (૪૮) પુષ્પાવતિ બં. દેસાઇ. (૪૯) સેક્રેટરી
ક્ષમાનંદ, પાર્શ્વ ચિંતામણી સાર્વજનિક વાંચનાલય. (૫૦) કાન્તિલાલ નાથાલાલ.

આ જવાબોમાંથી એક બાલક પાસે નામ ઉંચકાવતાં ( ૭ નંબર ) બ્હેનશ્રી **શ્રીમતી નટવરલાલ મજમુંદારનું** નામ નીકળતાં તેમને ઇનામ આપવામાં આવે છે. ઇનામનું પુસ્તક " **પાષાણી** " તે બ્હેને મંગાવી લેવું. ૧૬ નંબર બ્હેન હેતુંબ્હેન આણંદજીના સુઘડ અને સહાયદાર જવાબની અમે કદર કરીએ છીએ.

# સમાલોચના.

**પતેતી અંક: "સાંજવર્તમાન":** આ જાણીતા દૈનિક પત્રને ચાલુ વર્ષમાં ૨૫ વર્ષ પૂરાં થાય છે એ સીલ્વર જ્યુબીલી પ્રસંગે પ્રતિવર્ષ પ્રકટ થતો પતેતી અંક પોતાના ગ્રાહકોને એ પત્રના સંચાલકોએ ભેટ ધર્યો છે. એવો દલદાર અંક તૈયાર કરવામાં કેટલી જહેમત અને કેટલો ખર્ચ થાય છે, તેનો જેમને ખ્યાલ હશે તેઓ આ કીમતી ભેટની જરૂર કદર કરશે. દર વખતની જેમ આ વખતનો અંક પણ વિધવિધ પ્રકારની લેખસામગ્રીથી અને રા. તારાપોરના તેમજ બીજાં સુંદર ચિત્રોથી એક આકર્ષક પોથો બન્યો છે. અંગ્રેજી લેખોનું પ્રમાણ કંઇક વધારે આવી ગયું છે પરંતુ તે સર્વ લેખો મનનીય હોઇ સુંદર માનસિક ખોરાક પૂરો પાડે છે. આ ઉપયોગી પોથો પ્રકટ કરવા માટે અને ખાસ કરીને, પોતાના પત્રની સીલ્વર જ્યુબીલી જોવા ભાગ્યશાળી થયા તે માટે એ પત્રના સંચાલક શેઠ રૂસ્તમજી વાચ્છાગાંધીને અમે અભિનંદન આપીએ છીએ; અને ઇચ્છીએ છીએ કે તેઓ ગોલ્ડન જ્યુબીલી ઉજવવા પણ ભાગ્યશાળી થાય.

**પતેતી અંક: "બોમ્બે ક્રોનીકલ":** મ. સર ફીરોજશાહ મહેતા સ્થાપિત આ રાષ્ટ્રીય પત્રે ભાગ્યના કેટલાક પલટા અત્યાર સુધીમાં જોઇ નાંખ્યા છે અને માલીકો પણ બદલ્યા છે. શેઠ બેલગામવાળાની રાહબરી હેઠલ આવ્યા પછી એમાં પુનઃ નવું જોમ આવતું જાય છે. મ્હૈસુરના ના. મહારાજાની સીલ્વર જ્યુબીલી પ્રસંગે એ નમુનેદાર રામરાજ્ય સંબંધી અનેકવિધ વિગતો આપતો અને સુંદર ચિત્રોથી આકર્ષક બનેલો 'ખાસ અંક પ્રકટ કર્યા પછી થોડાજ સમયમાં પતેતી અંક પણ પ્રકટ કર્યો છે અને ચાર આનાની નજીવી કીમતે ગ્રાહકોને આપ્યો છે. આ અંકમાં ફક્ત પારસી કોમને લગતાજ નહિ પણ રાષ્ટ્રીય દૃષ્ટિએ વિધવિધ પ્રશ્નોની ચર્ચા કરતા સુંદર લેખો આપ્યા છે. રા. ઉનવાળાના ચિત્રો પણ ભાવવાહી અને આકર્ષક હોઇ આ અંકની શોભા વધારે છે. એ સફળ પ્રયત્ન માટે સંચાલકોને ધન્યવાદ.

**બાળક: દ્વૈમાસિક:** તંત્રી: રા. ભીખાભાઇ પુ. વ્યાસ, ગોધરા. વા. લ. રૂ. ૧-૮-૦. પુ. ૫; અંક ૫ વિધવિધ પ્રકારના અને બાળકોને આકર્ષક થાય એવા કાવ્યો, લેખો અને વાર્તાઓથી ગુજરાતના બાળવર્ગની સેવા બજાવતું આ માસિક પ્રતિ અંક બાળસાહિત્યમાં સારો ઉમેરો કર્યે જાય છે. ઉપરાંત તંદુરસ્ત બાળકોના અને બાળકસરતોના ચિત્રો વગેરેથી માસિક વધારે પ્રોત્સાહક બને છે. જે ઘરમાં નાના બાળકો હોય તેમણે આ માસિક અવશ્ય મંગાવવું જોઇએ.

**બાલમંદિરના દર્શને:** લેખક: રા. ગોવિંદરામ બાલાશંકર ઠાકોર. ભાવનગરનું શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર શ્રી. તારાબેન મોડક અને રા. ગિજુભાઇના આધિપત્ય હેઠળ ગુજરાતની એક મોટામાં મોટી ખોટ પૂરી રહ્યું છે. એ બાલમંદિરના અભ્યાસાર્થે ગયેલા લેખક મહાશયે પોતાને થયેલા અનુભવો રજુ કર્યાં છે. બાલમંદિર વિષે ઉપયોગી માહિતી પૂરી પાડતું આ પુસ્તક દરેક માતપિતાએ વાંચવું જોઇએ અને એ મંદિરમાં ભાવિ નાગરિકો ઘડવા કેવા પ્રયાસો થઇ રહ્યા છે તે જાણવું જોઇએ. પુસ્તક શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગરને લખવાથી મળી શકશે.




## હિન્દ

**દાદા જયંતિ:** સ્વ. દાદાભાઇ નવરોજીની જયંતિ પ્રતિ વર્ષની જેમ શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના આશ્રમ હેઠળ તા. ૩ જી સપ્ટેમ્બરે ઉજવાઇ હતી. શ્રી. સરોજિની નાયડુ પ્રમુખસ્થાને હતાં. આ પ્રસંગે જલપ્રલયમાં સપડાયલી જનતા તરફ સહાનુભૂતિ બતાવનારો ઠરાવ લેડી લક્ષ્મીબાઇએ મુકયો હતો. બ્હેન રસિકમણી દેસાઇએ એ માટે મંડળે ઉઘાડેલા ફંડમાં રૂ. ૧૭૫૬૭ ભેળા થયાનું જણાવ્યું હતું.

**સંકટ ગ્રસ્તોની સહાયે:** એલ્ફીન્સ્ટન કોલેજના ગુજરાતી મંડળ તરફથી પ્રો. નરસિંહરાવ દિવટિયાના પરિશ્રમથી એક સંગીત અને ગરબાનો જલસો જલપ્રલય સંકટ નિવારણ ફંડના લાભાર્થે સર કાવસજી જહાંગીર હોલમાં થયો હતો. સૌ. લવંગિકા મ્હેતા, શ્રીમતી માણેકબાઇ મરચંટ, સૌ. લીલાવતી દેસાઇ, સૌ. ભાનુમતી ત્રિવેદી અને સૌ. પ્રતિમા ધ્રુવે પ્રેક્ષકોને સંગીતની મોજ ચખાડી હતી. લક્ષ્મીનગરની બાલિકાઓએ "પ્રતાપ" નાટકના પ્રવેશો ભજવી બતાવ્યા હતા. અનેક બ્હેનોએ ત્રણ સુંદર ગરબા ગાયા હતા. એમાંના પ્હેલાં ગરબાનું ફોટોચિત્ર આ અંકને મુખપૃષ્ઠે આપ્યું છે. આ સફળ પ્રયત્ન માટે ભાગ લેનારી બ્હેનોને અમે ધન્યવાદ આપીએ છીએ. રૂ. ૨૦૦૦ ની રકમ આ જલસાને પરિણામે ફંડમાં મળી હતી.

**સાન્ટાક્રુઝમાં જલસો:** જલપ્રલય સંકટ નિવારણ ફંડના લાભાર્થે સાન્ટાક્રુઝના સ્ત્રી સમાજ તરફથી શેઠ આનંદીલાલ પોતદારના બંગલામાં નાટ્ય પ્રયોગો અને સંગીતનો જલસો થયો હતો. સૌ. બ્હેન સરોજિની મ્હેતા અને સૌ. બ્હેન ઉર્મિલા મ્હેતાએ ખાસ પરિશ્રમ લઇ આ સમારંભને સફળ પાર ઉતાર્યો હતો. "ઈંદ્રને અરજ" નામનો પ્રયોગ બ્હેનોએ અત્યંત સફળતાથી ભજવ્યો હતો; અને તેમાંય કુ. કપિલા ખાંડવાલા અને કુ. શાન્તિલા દેસાઇને ખાસ ધન્યવાદ ઘટે છે. "મુંગી પત્ની" પ્રયોગમાં બે પારસી ભાઇઓએ સહુને ખુબ હસાવ્યા હતાં. રૂ. ૮૫૦ ની રકમ આ પરિશ્રમને પરિણામે ફંડમાં મળી હતી.

**સર્પ સાથે લડત:** વાંદરામાં મિસિસ હેન્રીક્ષ નામે ૭૦ વર્ષની એક વિધવા બાઇ રહે છે. કેટલાક વખતથી તેની મરઘીઓમાંથી રોજ એક મરતી. આ ખુનીને શોધી તેની પર વેર લેવાનો બાઇએ નિશ્ચય કર્યો. એક સવારે તેને કંઇક અવાજ સંભળાયો તરતજ તે મરઘીના પીંજરા તરફ દોડી. જોયું તો એક મરઘી સર્પને સાથે લડી રહી હતી. ભયનો વિચાર કર્યા વગર બાઇએ સર્પને ડોકીની નીચેથી પકડયો. સર્પ હાથ પર વીંટળાયો અને ચૂડ મારી. બાઇએ બુમો પાડતાં માણસો દોડી આવ્યા અને સર્પને મારી નાંખ્યો. સર્પ ૪૦ ઇંચ લાંબો અને દોઢ ઇંચ જાડો હતો!

**ન્યા. મૂ. ઝવેરીના માનમાં:** મુંબઇની ચંદા રામજી કન્યાશાળાના ન્યા. મૂ. રા. રૂ. મો. ઝવેરી એક અગ્રણી સંચાલક હોઈ તેઓશ્રી હાઇકોર્ટના ન્યાયાસને વિરાજ્યા તે માટે તેમને અભિનંદન આપવાનો એક સમારંભ તા. ૧૩ મી સપ્ટેમ્બરે થયો હતો. સંગીત અને નાટ્ય પ્રયોગોના કાર્યક્રમ પછી શાળાનાં સુપ્રી. મીસ નવાજબાઇ કોન્ટ્રાકટરે રા. ઝવેરીની સેવાની પ્રસંશા કરી તેમને અભિનંદન આપ્યાં હતાં. શાળાની બે વિદ્યાર્થીનીઓએ પણ પ્રસંગોચિત વિવેચન કરી પોતાનું ઋણ ભા

કર્યું હતું. ન્યા. રા. ઝવેરીએ જવાબ આપતાં મીસ કોન્ટ્રેક્ટરની વ્યવસ્થાશક્તિના વખાણ કર્યાં હતાં.

**હિંદુ પારસી લગ્ન**-અમદાવાદની વૈદકીય શાળામાં ભણતા એક વિદ્યાર્થી નગીનદાસ ત્રિવેદીએ એજ શાળામાં નર્સ થવા માટેનો અભ્યાસ કરતી પારસી કન્યા તેહમીના સાથે લગ્ન કર્યાં છે. તેહમીનાની શુદ્ધિ વડોદરાની હિંદુ સભાએ કરી તેને સરદાદેવી નામ આપ્યું છે. નગીનદાસની બ્રાહ્મણ પત્ની ૧૫ વર્ષની બાળા હયાત છે, છતાં કહેવાતા પ્રેમને ખાતર આ લગ્ન થયું છે!

**ધન્ય મહાજન!** લીંબડીના મહાજને એક આદરણીય ઠરાવ કર્યો છે અને તે માટેના રીતસર નિયમો ઘડી રોવા કુટવાની કુરૂઢીને નષ્ટ કરવા કમ્મર કસી છે. આ પ્રવૃત્તિનું આખા ગુજરાતમાં અનુકરણ થાય એમ અમે ઇચ્છીએ છીએ.

**કન્યા વિદ્યાલય લીંબડીઃ** આ વિદ્યાલયનો ઉત્સવ તા. ૧૪ મી ઓગસ્ટે રેવન્યુ કારભારી રા. ત્રીભોવનદાસ શાહના પ્રમુખપદે ઉજવાયો હતો. સ્વ. શેઠ મૂલચંદ જીવરાજના સુપુત્રોએ ઉપાડેલી એ શુભ પ્રવૃત્તિને પરિણામે ચાર વર્ષનાં લીંબડીની કન્યા કેળવણી બેવડી થઇ છે. આજે શાળામાં ૨૨૮ કન્યાઓ શિક્ષણ લેછે. ૧૯૮૦ માં ખર્ચ રૂ. ૨૧૦૧ હતું તે વધીને તે ૩૨૦૦ ઉપર ગયું છે. ૯ શિક્ષકોને બદલે ૧૧ સંખ્યા થઈ છે. આરોગ્યવિજ્ઞાન, બાળચિકિત્સા, શીવણ, ભરત, ગુંથણ સંગીત અને ધાર્મિકજ્ઞાન ખાસ અપાય છે વ્યવસ્થાપકોને તેમના સફળ પ્રયત્નો માટે ધન્યવાદ

**મ્હૈસુરમાં દેવદાસીઓઃ** મદ્રાસની ધારાસભાનાં ઉપપ્રમુખ ડૉ. મુથુલક્ષ્મી રેડીએ મ્હૈસુરના એક



મ. મહારાણી અહલ્યાબાઈ
જેમની ૧૩૨મી જયંતિ આખા હિંદમાં ઉજવાઈ છે.

આગલા દિવાન રાય બહાદુર શ્રીનિવાસ ચાલુંએ દેવદાસીની પ્રથા બંધ કરવા માટે કરેલા પ્રયત્નો હમણાં પ્રકાશમાં આણ્યા છે. તેમણે એક હુકમ કાઢયો હતો કે જે મંદીરોની ગ્રાન્ટનો સવાલ રીવીઝન માટે આવે તેમની ગ્રાન્ટ મંજુર કરતી વખતે તેમાંથી દેવદાસીઓની સેવા બંધ કરવી. એ દેવદાસીઓને મળતું સાલીઆણું ચાલુ રાખવું પણ તેઓ મરી જાય ત્યારે બીજાની નીમણુક તેમની જગ્યાયે ન કરવી. દેવદાસીઓએ આ હુકમ સામે અપીલ કરેલી અને એ સવાલ શાસ્ત્રીઓના નિર્ણય માટે તેમની સમક્ષ મુકાયો હતો. શાસ્ત્રીઓએ કહ્યું કે આગમમાં મૂર્તિ પાસે સંગીત અને નાચ કરવાનું કહ્યું છે. પણ નીતિ ન જળવાતી હોવાથી એ પ્રથા ધર્મથી વિમુખ થઇ છે. પરિણામે સરકારે એ હુકમ મંજુર રાખ્યો.૧૯૧૦ માં બીજો હુકમ કાઢી મંદિરમાં દેવ દાસી રાખવાનું બંધ કર્યું. હિંદુ જનતાએ તે માટે જરાપણ વાંધો ન ઉઠાવ્યો. આ પ્રથા બંધ કરવા માટે શ્રી. રામદાસ પંતુલુએ વડી ધારાસભામાં ઠરાવ આણ્યો હતો અને બ્રિટિશ હદમાં તે બંધ કરવા સંબંધી એક કાયદો ઘડી અમલમાં મુકવાની માંગણી સરકારે સ્વીકારી છે. એ નિંદ્ય રિવાજ જલ્દીજ નષ્ટ થાય એમ અમે ઇચ્છીએ છીએ.

**સતીઃ** તાંજોરમાં હમણાં એક વૃદ્ધ સ્રી સતી થયાનો બનાવ બન્યો છે. જોશીએ કહેલું કે તેમનો પતિ ૬૦ વર્ષની ઉમ્મરે ગુજરી જશે. પોતાનું સૌભાગ્ય અખંડ રાખવા એ બ્હેને તા. ૧૦ મી સપ્ટેમ્બરે એક ઓરડીમાં ભરાઇ ગળે ફાંસો ખાઇ સ્વર્ગવાસ કર્યો છે!

**સ્રી ઉતારૂઓ માટેઃ** મદ્રાસમાં મળેલી

રેલ્વે ઉતારૂ પરિષદમાં એક ઠરાવ રજુ કરી મિસિસ કઝીન્સે સ્ત્રી ઉતારૂઓ માટે આ પ્રમાણે માંગણીઓ કરી છે. (૧) દરેક ટ્રેનમાં આખો ડબ્બો રીઝર્વ રાખવો, એ ડબ્બામાં બેસવાની જગ્યા પ્હોળી રાખવી, જાજરૂની વધારે સગવડ કરવી અને દાખલ થવાની ગેલરી રાખી કંપાર્ટમેન્ટ અલાયદા કરવા. (૨) દરેક મોટા સ્ટેશને ત્રીજા વર્ગની સ્ત્રી ઉતારૂઓ માટે વેઇટીંગ રૂમ રાખવા. (૩) લાંબી મુસાફરીની ટ્રેનોમાં એક સ્ત્રી ઇન્સ્પેક્ટર રાખવી. (૪) સ્ત્રી ટીકીટ આપનાર રાખી જુદી બારીઓ ટીકીટ આપવા માટે કરવી.

**સત્યાગ્રહમાં:** મદ્રાસમાં જનરલ નીલ નામે એક લશ્કરી અમલદારનું પૂતળું છે. એ અમલદારે ૧૮૫૭ ના બળવા વખતે અનેક અમાનુષી કૃત્યો કર્યાં હતાં. હિંદની દૃષ્ટિએ આવા માણસનું સ્મારક શરમભરેલુંજ ગણાય. એ બાવલાને ઉખેડી નાખવા માટે મદ્રાસના શહેરીઓ સત્યાગ્રહ માંડી બેઠા છે. ઘણાને અત્યાર પ્હેલાં જેલમાં મોકલી દેવામાં આવ્યા છે. એક વૃદ્ધ બાઈ શ્રીમતી અંગચીઅમ્મલે પણ તેમાં ભાગ લઇ સરકારની મ્હેમાની સ્વીકારી છે. એમની દીકરીએ પણ ભાગ લીધો હતો. તેને ચાર વર્ષ માટે સુધાર-ગ્રહમાં મોકલી છે.

**નિમણુકો:** મિસિસલક્ષ્મી અમ્મલ વેલોર મ્યુનીસીપાલીટીના સભાસદ નીમાયાં છે. મિસિસ જયાલક્ષ્મી કુમાર ચીંગલીપટની જીલ્લા કેળવણી સમિતિના અને મિસિસ રૂકિમણી લક્ષ્મીપતિ ડીસ્ટ્રીક્ટ બોર્ડનાં સભાસદ નીમાયા છે. મિસિસ પોતુસ્વામી તીનેવેલી ડીસ્ટ્રીક્ટ બોર્ડના સભાસદ નીમાયાં છે. મિસિસ અન્ના થોમસ ને "બાળહિત" ના નિબંધ માટે ચાંદ મળ્યો છે. મિસ શૈલબાલા દાસ-બિહાર ઓરીસ્સાના માજી પ્રધાન મી. મદનસુદન દાસના પુત્રી-ને પટના યુનીવરસીટીનાં ફેલો નીમવામાં આવ્યાં છે. મીસ દાસ મ્યુનીસીપાલીટીનાં સભાસદ અને જે. પી. છે.



કુ. સરલા ઘોસ, એમ. એ.
અમેરિકાની વેલેસ્લી કોલેજમાંથી સમાજશાસ્ત્ર માટે ડીગ્રી લેનાર પ્હેલાં હિંદી સન્નારી.

**નાગપુરના ચતુરભાઇ:** નાગપુરમાં ચાલતા શસ્ત્રબંધીના કાયદા સામેના સત્યાગ્રહમાં જોડાયલાં બ્હેન ચતુરબાઇ કોટકને ગુન્હેગાર ઠરાવી તેમને કેદની સજા ફરમાવી છે. કહેવાય છે કે તેમને તેમની દશ માસની પુત્રી સાથે પરહેજ કર્યાં હતાં અને પોલીસે અત્યંત કનડગત કરી હતી. પાછળથી તેમણે છુટવા માટે માફી માંગ્યાનું કહેવાય છે.

**સાગરનું મહિલા વિદ્યાલય:** ૧૯૨૪ માં સ્થાપિત થયેલ આ વિદ્યાલય મધ્ય પ્રાંતોની એક નમુનેદાર કન્યાશાળા છે. આ શાળા શ્રીમતી યમુનાતાઈ ઠાકુરના પરિશ્રમનું સુંદર પરિણામ છે. બીજા વિષયો ઉપરાંત ગૃહવ્યવસ્થા, સંગીત, હસ્તકલાઓ અને કાંતવાનું પણ શીખવાય છે. રા. સા. શીખરેએ એને માટે મકાન આપ્યું છે જેનું ચિત્ર આ અંકમાં આપીએ છીએ જાયુકનું ફંડ કરવા કમિટિ પ્રયત્નો કરે છે તેને સફળતા મળે એમ ઇચ્છીએ છીએ.

**અહલ્યાબાઇ જયંતિ:** ઇંદોર રાજ્યની સુવિખ્યાત રાજકર્ત્રી રાણી અહલ્યાબાઇની ૧૩૨મી વાર્ષિક જયંતિ ઇંદોર શહેરમાં અને રાજ્યમાં

તેમજ હિંદના વિધવિધ સ્થળોએ ૨૫ મી ઓગસ્ટે ઉજવાઇ હતી અને એ વિદુષી રાણીના જીવનના બોધદાયક પ્રસંગો વર્ણવ્યાં હતા.

**પરીક્ષામાં:** અલાહબાદ યુનીવર્સીટીની એમ. એસસી. ( રસાયણશાસ્ત્ર ) ની પરીક્ષા મ. ડૉ. પરેશ રંજન રાયના પુત્રી કુમારી શીલા રાયે પ્હેલા વર્ગમાં પ્હેલે નંબરે પસાર કરી છે. મ. પ્રો. હીરાલાલ સાન્યાલના પુત્રી સૌ. અસુકણદેવીએ કલકત્તા યુનીવર્સીટીની છેલ્લી બી. એ. ની પરીક્ષામાં અંગ્રેજી સાહિત્યમાં માન સાથે બીજો વર્ગ મેળવ્યો છે. પરણ્યા પછી પણ એ બ્હેને પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો તો. મદ્રાસ નીવર્સીટીમાંથી ત્યાર સુધીમાં ૦૦ બ્હેનો જ્યુએટ થઇ છે અને તેમાંની ૨૦૦ બ્હેનો શિક્ષિકા તરીકેની પરીક્ષા પણ પસાર કરી એ ધંધામાં જોડાઇ છે.



મિસિસ કોર્સન.

ઇંગ્લીશ ખાડી ગયે વર્ષે તરનાર-ફરી તરવાની તાલીમ લે છે.

મિસિસ સરોજિની નાયડુને કલકત્તા યુનીવરસીટી તરફથી "કમળા લેક્ચર્સ" (ભાષણો) આપવા માટે આમંત્રણ થયું છે, જેનો તેમણે સ્વીકાર કર્યો છે. ૧૯૨૧ માં આવું જ આમંત્રણ એમને મળ્યું હતું પણ દક્ષિણ આફ્રિકામાં દેશહિતના કામમાં એ બ્હેન રોકાયલાં હોવાથી સ્વીકારી શક્યાં નહતાં. ભાષણોનો વિષય "હિંદી સ્ત્રીત્વનો આદર્શ" છે; કુલ ત્રણ ભાષણો ૧૯૨૮ ની શરૂઆતમાં અપાશે.

**દાનેશ્વરી:** મ. કેશવચંદ્રસેનનાં પુત્રી અને કુચબિહારના માજી મહારાણી સુનીતિદેવીએ કલકત્તામાં પોતાની લીલી કોટેજ નામની ચાર વીંઘા જમીન સાથેની જગ્યા કન્યાઓ માટેના વીક્ટોરીઆ ઈન્સ્ટીટ્યુટને આપી દીધી છે. એ મીલકત એમના પિતા તરફથી એમને વારસામાં મળી હતી. ઇન્સ્ટીટ્યુટ પણ એમના પિતાએ ૧૮૭૧ માં સ્થાપિત કર્યું હતું. આ દાનથી શ્રીમતીએ પિતાનું શ્રાદ્ધ ઉત્તમ રીતે કર્યું છે.

**કાયદામાં ફેરફાર:** પિતાની મીલકતમાંથી પુત્રીને પણ ભાગ મળે એવો ફેરફાર હિંદુ કાયદામાં કરવાની સૂચના કરતો . ઠરાવ કુ. શકુન્તલા ચૌધરીએ ઢાકાની યુવક પરિષદમાં રજુ કર્યો હતો, પણ થોડાક મતો ઓછા મળવાથી એ ઠરાવ ઉડી ગયો.

**સ્ત્રી કેદીઓ:** ૧૯૨૬ ના બંગાળા પ્રાંતની જેલોની વ્યવસ્થા વિષેનો અહેવાલ જણાવે છે કે એ વર્ષમાં ૪૨૭ સ્ત્રીઓ કેદમાં હતી, જેમાંની ૨૩૪ હિંદુ, ૧૧૭ મુસલમાન, ૧૧ ખ્રિસ્તિ અને ૮૫ બીજી પરચુરણ કોમોની હતી. બંગાળામાં મુસ્લીમ વસ્તી પ્રમાણમાં વધુ હોવા છતાં એ કોમની સ્ત્રી કેદીઓની સંખ્યા ઓછી હોવાનું કારણ પડદાની પ્રથા છે. હિંદુ સ્ત્રીઓની સંખ્યા આટલી મોટી શા માટે તેની તપાસ હિંદુ કોમે કરવી જોઈએ.

**હિંદુ જર્મન લગ્ન:** જર્મનીની મીસ માર્ગારેટ મજનદોર્ફે હિંદ આવી હિંદુ ધર્મ અખત્યાર

કર્યો. બાઇની ઉમ્મર ૨૩ વર્ષની છે અને તેનું નામ ઇંદુબાલાદેવી રાખ્યું છે. એનું લગ્ન કલકત્તાના ઈલેક્ટ્રીકલ એન્જીનીઅર શ્રી. કીરણચંદ્ર બાગસી સાથે થયું છે. બાઇએ ગીતાનો અભ્યાસ કર્યો છે.

**કાચની બંગડીઓ !** નેપાલ રાજ્યે એક વખાણવા જેવો નવો કાયદો કર્યો છે કે સ્ત્રીઓ માટે કાચની બંગડીઓનું જે વેચાણ કરશે તેને સજા કરવામાં આવશે. હિંદની બ્હેનોનું એ સૌભાગ્યચિન્હ પરદેશથી આવે–સૌભાગ્ય ટકાવી રાખવા તેમને પરદેશ પર આધાર રાખવો પડે એ અત્યંત શરમની વાત ગણાય. આપણા દેશમાંજ કચકડાની અને દંતની સુંદર બંગડીઓ અને ચુડીઓ બને છે. કાચ કરતાં ટકાઉ પણ વધારે હોય છે. એવી બંગડીઓ અને ચુડીઓના વપરાશથી સ્વદેશીને ઉત્તેજન મળવા ઉપરાંત નાણાંનો પણ ઘણો બચાવ થાય. ગુજરાતી બ્હેનો આટલું દેશ હિત સાધશે કે રંગ બેરંગી કાચના મોહમાં તણાઇ નાણાં પરદેશજ મોકલ્યા કરશે ?

**ઉદ્યોગ શિક્ષિકાઃ** પ્રો સિરાજુદ્દીનના પુત્રી કુ. મેરી જમીલાને પંજાબની સરકારે સ્ત્રીઓને ઉદ્યોગ શીખવવા માટે નીમ્યાં છે. એ મહિલાએ અર્થશાસ્ત્રના વિષય સાથે પંજાબ યુનીવરસીટીની ડીગ્રી લીધા બાદ લંડન યુનીવરસીટીનો શિક્ષક માટેનો ડીપ્લોમા મેળવ્યો છે, અને એડીનબરો યુનીવરસીટીમાંથી હુનના ઉદ્યોગ વિષે પુસ્તક લખી પી.એચ. ડી. ની ડીગ્રી મેળવી છે. અભ્યાસ દરમિયાન ઇંગ્લાંડ, સ્કોટલૅન્ડ અને યુરપના બીજા દેશોના ઘરગથ્થુ ઉદ્યોગોની એમણે સારી માહિતી મેળવી છે.

**મ. સર ગંગારામનું વીલઃ** દીનબંધુ સર ગંગારામે અત્યાર પ્હેલાં ૩૦ લાખ રૂપીઆ જુદી જુદી સંસ્થાઓ માટે આપ્યા હતા. તેમના વીલમાં પણ ૧૨ લાખની વધુ રોકડ રકમ અને બે લાખની મીલ્કત તેમણે ટ્રસ્ટ સોસાયટીને આપી છે. જીંદગીની કમાણીનો સદુપયોગ તે એનું નામ !

**સંમતિ વયઃ** અખિલ હિંદ સ્ત્રી પરિષદની કમિટિએ હમણાં પોતાનું ધ્યાન સંમતિવય વધારવા તરફ દોર્યું છે અને તે માટે વડી ધારાસભામાં રજુ થયલા સર હરિસિંહ ગૌરના ખરડાને કાયદાનું સ્વરૂપ અપાવવા પ્રયત્નો ચાલે છે. ધારાસભાના સભ્યો પર બરોબર દબાણ લાવી શકાય તે માટે હવે પછીની બેઠક ફેબ્રુઆરીમાં દીલ્હીમાં ભરવાનું ઠરાવ્યું છે.

**પુના બંધુ સમાજ :** મહારાષ્ટ્રના પાટનગરમાં ગુજરાતીઓનો સહચાર સાધી રહેલા આ સમાજનો વાર્ષિકોત્સવ દિવાન બહાદુર હરિલાલ દેસાઇના પ્રમુખપદે ઉજવાયો હતો. મહિલા શાખાએ પણ એક જુદો ઉત્સવ સૌ. તારાબાઇ હરિલાલ દેસાઇના પ્રમુખપણા હેઠલ ઉજવ્યો હતો.



મિસિસ વીડમાન.
ઇંગ્લીશ ખાડી તરવાની તાલીમ લે છે.

સ્થા કરવાનો ત્યાંની મ્યુનીસીપાલીટી વિચાર ચલાવી રહી છે. કેટલાંક સ્ત્રીમંડળોએ આ બાબતમાં તેમનું ધ્યાન ખેંચ્યું છે અને છોકરીઓ તેમજ છોકરાઓ માટે પંદર વર્ષ સુધી કેળવણી ફરજિઆત કરવાની તેમણે હિમાયત કરી છે તે પછી છોકરીઓ માટે "ગૃહવ્યવસ્થા" એક વર્ષ ફરજિઆત શીખવવાની ગોઠવણ કરવી અને તેવીજ રીતે છોકરાઓને પણ ભાવિ ગૃહસ્થ-જીવનની તાલીમ આપવી.

**સ્ત્રીઓ માટે અખાડાઃ** સ્ત્રીઓને શારિરિક તાલીમ આપવા માટે જર્મનીમાં ખાસ પ્રયત્નો થઈ રહ્યા છે અને ત્યાંની રાષ્ટ્રીય સ્ત્રીસભાએ નીમેલી કમિટિએ ચાર્લોટનબર્ગમાં અખાડો ખોલવાનું નક્કી કર્યું છે. આ અખાડા સાથે સ્ત્રીઓ માટે એક વસતિગૃહ પણ સ્થપાશે. હિંદની દહાડે દહાડે પાછી પડતી જતી સન્નારીઓ અંગવિકાસ તરફ ક્યારે ધ્યાન આપશે ?

**વડી ધારાસભામાંઃ** શ્રીમતી ઓલ્ગા રૂડેલ ઝેનેક ઓસ્ટ્રીયાની પાર્લામેંટની નીચલી સભામાં સભાસદ હતી અને સ્ત્રી-પ્રગતિની હિમાયતી તરીકે જાણીતી છે. હમણા તે ઉપલી સભાની સભાસદ બની છે. સૌથી વધુ મત એમને મળ્યા હતા એટલે તેઓ સભાના પ્રમુખ થશે એવી વકી રખાય છે.

**શેર બજારમાંઃ** જાણીતા ઉદ્યોગશીલ પુરૂષની વિધવા મિસિસ મારગ્રેટ બ્યાર્કે વીએનાના શેર-સ્ટોકના બજારમાં સભાસદ તરીકે દાખલ થવા માટેની અરજી કરી છે. પતિના મરણ પછી બાઈ તેનું પેન્સીલો બનાવવાનું કારખાનું ચલાવી રહી છે. તેની અરજીને ત્યાંના ઘણા કારખાના વાળાઓએ ટેકો આપ્યો છે. બજારની કમિટિ તરફેણમાં ઉતરશે તો પાર્લામેંટને કાયદામાં ફેરફાર કરવો પડશે.

**સ્ત્રી-વૈજ્ઞાનિકઃ** વીએનામાં ગયા જુનમાં વૈજ્ઞાનિકોની એક ખાસ પરિષદ કેન્સરના રોગની ચર્ચા કરવા માટે ખાસ મળી હતી. એ પ્રસંગે બર્લીનની શ્રી રો. રોડા અર્દમાને એ વિષયને લગતી પોતાની શોધખોળનો સવિસ્તર અહેવાલ આપી દુનિયાના જ્ઞાનમાં વધારો કર્યો હતો. એની શોધથી પુરૂષ-વૈજ્ઞાનિકો અજાયબ થઈ ગયા છે.

## અમેરિકા.

**એલચી ખાતામાંઃ** અમેરિકાએ પોતાના એલચીખાતામાં એક વધુ સ્ત્રીની નીમણુંક કરી છે. આ માન મેળવનાર મીસ ફ્લોરેન્સ ઇ. વીલીસ છે. પરીક્ષામાં ૧૫૦ જણ બેઠાં હતાં જેમાંથી ૨૬ પાસ થયાં હતાં. એલચી ખાતામાં બીજાં બાનુઓ આમસ્ટર્ડામમાં વાઇસ કોન્સલ તરીકે મીસ પેટી ફીલ્ડ અને પનામામાં બીજા સેક્રેટરી તરીકે મીસ લ્યુસીલ એટકર્સન કામ કરી રહ્યાં છે. મીસ વીલીસે ડોકટરની ડીગ્રી મેળવી પ્રોફેસર તરીકે કામ કર્યું છે.

**લોકપ્રિય નટીઓઃ** સીનેમાના નટનટીઓમાં સૌથી વધુ લોક પ્રિય કોણ છે તે જાણવા માટે લંડનના એક થીએટરના માલીકે પોતાના આશ્રયદાતાના મત માંગ્યા હતાં. કુલ ૩૦૦૦૦ જણે મત આપ્યા, નટીઓને અનુક્રમે આ પ્રમાણે નંબર મળે છેઃ (૧) બેટી બાલ્ફર; (૨) કોન્સ્ટન્સ ટાલમેજ; (૩) લૉરા લા પ્લાન્ટ; (૪) નોરમા ટાલમેજ; (૫) મેરી પીકફર્ડ અને (૬) પોલા નીગ્રી. ચાર્લી ચેપ્લીનને ૧૨ મો નંબર મળ્યો છે પણ તેને મત આપનારનો મોટો ભાગ અમીરોનો; પાર્લામેંટના સભાસદોનો અને જાણીતા આસામીઓનો છે.

**જાણીતી સફ્રેજેટઃ** સ્ત્રીઓના રાજકીય હક્ક માટે લડત ચલાવનાર અને અમેરિકાના પ્રમુખ પદની એકવારની ઉમેદવાર તરીકે જાણીતી થયલી મિસિસ વીકટોરીઆ વુડહલ માર્ટીન ૮૮ વર્ષની વયે હમણાંજ ગુજરી ગઈ. પોતાની પાછળ તે ૧૮૧૭૨૨ પાઉંડની મીલકત મુકી ગઇ છે. એની પુત્રી હયાત ન હોત તો આ મીલ્કત વંશજ્ઞાનની શોધખોળ ચલાવનારી મંડળીને મળત.

**ગરીબ બિચારો ચાર્લીઃ** જાણીતા હાસ્યરસિક સીનેમા નટને એની પત્ની સાથે વાંધો પડ્યો હતો તેનો નિકાલ થઇ ગયો. એ ઝગડામાં સમાધાન થયું જેને પરિણામે મિસિસ ચેપ્લીનને સવા છ લાખ ડોલર મળ્યા છે અને બે છોકરાઓ માટે બે લાખ ડોલરનું જુદું ટ્રસ્ટ કાઢવું પડ્યું છે. એ રકમ નાનો છોકરો ૩૫ વર્ષનો થશે ત્યારે બન્નેને મળશે. બાળકોનો કબજો માની પાસે રહેશે।



# નોંધ.

**બાળલગ્ન પ્રતિબંધક કાયદો**

સીમલામાં મળેલી વડી ધારાસભાની બેઠકમાં રાયસાહેબ હરવિલાસ શારદાએ બાળલગ્ન ઉપર પ્રતિબંધ મુકવાની યોજના રજુ કરતો કાયદાનો એક ખરડો ચર્ચા માટે રજુ કર્યો હતો. એ ખરડાની રૂએ છોકરીઓના લગ્ન ૧૨ વર્ષની વય પ્હેલાં અને છોકરાંઓના લગ્ન ૧૫ વર્ષની વય પ્હેલાં ન થઈ શકે એવો ઉદ્દેશ રખાયો છે. હિંદમાં આ બદી કેટલે અંશે વધી પડી છે તે સૌ કોઇ જાણે છે. એનાં ભયંકર પરિણામો આપણે ભોગવી રહ્યાં છીએ. એવાં લગ્નોથી આપણી પ્રજા દિન પ્રતિદિન કમજોર-કમતાકાત બનતી જાય છે અને દુનિયાની બીજી પ્રજાઓની હરોળમાં શારિરિક તેમજ માનસિક શક્તિની તુલનામાં ઉભી રહી શકતી નથી કે ઇક અપવાદરૂપ બાબતોમાંજ હિંદના પુત્રો બીજી પ્રજાઓ પર સરસાઇ કરી જાય છે. પણ સૌથી વધારે ભયંકર પરિણામ તો વિધવાઓની-ખાસ કરીને બાલવિધવાઓની સંખ્યાઓનું છે. બાળલગ્નને પરિણામે લાખો વિધવાઓ દુઃખી જીવન ગાળી રહી છે. બાળવિધવાઓને કુમારી કન્યાઓ ગણી ફરી પરણાવવાની ઉદારતા હમણાં હમણાંજ કેટલાક મહાજનો બતાવવા લાગ્યાં છે, પરંતુ તેથી એ બદી જોઇએ તેટલી ઓછી નથી થઇ એ બદી ઓછી કરવા માટે કાયદાના પ્રતિબંધની લાંબા સમયથી જરૂર હતી, પરંતુ હિંદના હિત માટે મરી ફીટવાનો રોળ કરતી બ્રિટિશ સરકાર એને ધર્મની બાબત ગણી કાયદો કરવાનો ઇન્કાર કરતી આવી છે. હિંદમાં સ્વરાજ્ય હોત તો આવો કાયદો વર્ષો પ્હેલાં ધારાપોથી પર ચઢયો હોત. અનેક દેશી રાજ્યોમાં-ખાસ કરીને વડોદરામાં એ બાબતનો પ્રતિબંધ કેટલાંય વર્ષોથી મૂકાયો છે પરંતુ તેમના પ્રયત્નોને સફળતા નથી મળી, કારણ કે એ દેશી રાજ્યોની અને બ્રિટિશ હિંદની હદ પાસે પાસે હોઇ જુના વિચારના માબાપો બ્રિટિશ હદમાં જઇ લગ્ન કરી નાંખે છે, અને કાયદાને અભરાઇ પર ચડાવે છે. બ્રિટિશ હિંદમાં પણ એ પ્રકારનો પ્રતિબંધ હોય તો દેશી રાજ્યોના પ્રયત્નોને વધારે સફળતા મળે. રા. સા. શારદાનો ખરડો કન્યાઓ માટે ૧૨ વર્ષની હદ ઠરાવે છે તે જો કે પૂરતી નથી છતાં શુભ દિશામાં ભરાતાં એક પગલાં તરીકે અમે તેને આવકાર આપીએ છીએ. હંમેશાંની જેમ જુના વિચારવાળાઓએ ધારાસભામાં આ ખરડાનો વિરોધ કરવામાં બાકી નથી રાખી, રાજકીય બાબતોમાં આગેવાની ધરાવતા પંડીત મદન મોહન માલવીય જેવા નેતાઓએ એ વિરોધની આગેવાની લીધી તે જોઇ અમને અત્યંત ખેદ થાય છે. સદભાગ્યે એ ખરડાને મુલત્વી રાખવાનો તેમનો પ્રયત્ન નિષ્ફળ ગયો છે અને તે કમિટીને સોંપાયો છે. કમિટિ એના પર વિચાર ચલાવી પોતાના રીપોર્ટ સાથે આવતી બેઠકમાં તે રજુ કરશે. દરમિઆન એ ખરડાની તરફેણમાં હિંદના સ્ત્રીમંડળોએ પોતાના ઠરાવો કરી દેશના હિતચિંતકોના એ કાર્યને ટેકો આપવો જોઇએ. અમે ઇચ્છીએ છીએ કે ગુજરાતના સ્ત્રીમંડળો એ સંબંધી પોતાની ફરજ વેળાસર બજાવે.

**"હિંદ માતા"**

મીસ કેથેરીન મેયો નામે એક અમેરિકન સ્ત્રીએ લખેલા "હિંદ માતા" નામે પુસ્તક ઉપર કેટલોક સમય થયાં ગરમાગરમ ચર્ચા જાહેર વર્તમાનપત્રોમાં ચાલી રહી છે અને દરેકે દરેક હિંદ હિતૈષીએ પુસ્તકમાં આપેલી વિગતો તરફ પોતાનો સખ્ત ગુસ્સો પ્રકટ કર્યો છે.

કેટલાક માને છે કે આ પુસ્તક હિંદની બદનક્ષી કરવા માટેજ આપણા રાજકર્તાઓની ઉશ્કેરણીથી લખાયું છે. હિંદને સ્વરાજ્યનો વધુ હિસ્સો આપવાનો વિચાર કરવા માટે બાદશાહી કમીશન થોડા સમયમાં નીમાવાનું છે એટલે તેની સમક્ષ હિંદની અધોગતિ દર્શાવતી જુબાની રજુ કરવાની એ રાજકર્તાઓની ઇંતેજારી વધી પડી છે. હિંદને જેમ બને તેમ કાળું ચીતરી એની સ્વરાજ્ય માટેની નાલાયકી સિદ્ધ કરવાની ધમાલમાં એ ગ્હેરઆનો પડયા છે. મીસ મેયો એમ મનાવવા મથે છે કે તેણે નિષ્પક્ષપણે એ પુસ્તક લખ્યું છે, પરંતુ એ વાત કોઇ ભાગ્યેજ સ્વીકારશે. હિંદના બાળલગ્ન, અસ્પૃશ્યતા વગેરે વિષયો લઇ તેણે હિંદીઓને અનીતિમાન અને અક્કલહિન ચીતરવાનોજ પ્રયત્ન કર્યો છે. ખાસ કરીને તેણે હિંદના સ્રીવર્ગની મોટામાં બદનક્ષી કરી છે. મ. ગાંધીજી સાચુંજ કહે છે કે એણે ગટર મુકાદમનું કામ કર્યું છે. એ બાઇએ હિંદની ગટરોજ તપાસી છે. હિંદમા એને વખાણવા જેવું કંઇ પણ નથી દેખાયું એ એની મેલી મનોદશાજ બતાવે છે. એણે હિંદ માટે જેવી બાબતો લખી છે તેવીજ યુરપ અમેરિકાની બાબતો વિષે કોઇ અનુભવી લખવા ધારે તો એથી વધારે કાળું ચિત્ર દોરી શકાય. જે હકીકતો મેળવવા એ હિંદ આવી તે એને અમેરિકામાંજ મળી રહી હોત. આવી જુઠાણાંથી ભરેલી ચોપડી હિંદમાં દાખલ થાય એ આપણી ગુલામીની મોટામાં મોટી સાબિતિ છે; અને જ્યાં સુધી આપણી એ ગુલામી ટકશે ત્યાં સુધી આવી આવી અનેક વ્યક્તિઓ આપણા પર કાદવ ઉડાડયા જ કરશે. આપણા કહેવાતા હિતચિંતકો આપણી પીઠ પાછળ ઘા કરી રહ્યા છે.

અત્યારે હિંદમાં સ્વરાજ્ય હોત તો આવી વ્યક્તિઓ આપણી સામે

**સ્વરાજ્ય હોત તો ?** કલમ ઉઠાવવાની હિંમત ન કરી શકત. આવી રાજકીય બાબતોમાંજ નહિં પણ, બીજી અનેક દ્રષ્ટિએ જીવનની હર પળે આપણને સ્વરાજ્યની ખોટ સાલે છે. આપણી સમાજીક બદીઓ આપણે દૂર નથી કરી શકતા કે નથી આપણા ઉદ્યોગો આપણે વિકસાવી શકતા. ઉપર જણાવ્યું છે તેમ જો આપણે આપણી રાજ્યધુરા ચલાવતા હોત તો બાળલગ્ન જેવી બદીઓ માટે અત્યાર પ્હેલાં આપણે પ્રતિબંધો મૂકી તેને નષ્ટ કરી હોત.' એવી બાબતોમાં તો આપણા હોય તેનુંજ લોહી ઉકળે; પરદેશીઓને તેની ચિંતા ન પડી હોય. તેઓ તો ઉલ્ટા આપણને અધોગતિમાંજ રાખવા અને ગુલામીમાંજ જકડી મૂકવા ઇચ્છે. અનેક દેશી રાજ્યો એ સામાજીક બદીઓ દૂર કરવા મથી રહ્યા છે ત્યારે બ્રિટિશ સરકારનું રૂંવાડુંય ફરકતું નથી. ઉદ્યોગોની બાબતમાં પણ એજ સત્ય દેખાશે. મ્હૈસુર રાજ્યનોજ દાખલો લ્યો. એ રાજ્યના રાજવીએ પોતાની સહાનુભૂતિ અને ઉદારતાથી પોતાની પ્રજાની જે સામાજીક અને ઔદ્યોગિક ઉન્નતિ સાધી છે એ આખા હિંદ માટે—સ્વરાજ્ય હોત તો—શક્ય થાત. હમણાંજ એ રાજવીએ રા. શંકરલાલ બેંકરની ખાદીપ્રચારની એક યોજના અપનાવી અમલમાં મુકવાની શરૂઆત કરી છે. રાજ્યના ખેડુતોમાં ઘરગથ્થુ ઉદ્યોગ તરીકે કાંતવા વણવાનો ઉદ્યોગ દાખલ કરી તેમની કમાણી વધારવા માટેની એ યોજના તેમણે ઉપાડી લીધી છે, અને ઉદ્યોગખાતાના અધિકારીને એ યોજના ચાલુ કરી દેવાનો હુકમ કર્યો છે. એ રાજરાજાને અમારા અંતરના અભિનંદન આપીએ છીએ



વૈદ—" કેમ જગનાથ ! કેમ છે ? "

જગનાથ—વૈદરાજ, ઘણું સારૂં છે. માત્ર શ્વાસ હેરાન કરે છે. "

વૈદ—" ઠીક. હું દવા આપું છું, તેથી તે પણ બંધ થઇ જશે. "

# સુન્દરીઓને સંદેશ

| સવાલ | જવાબ |
|---|---|
| ૧. આપ 'ગુણસુન્દરી' કોને કહો ? | જેને માટે ગોવર્ધનરામભાઇ જેવા સ્થિરબુદ્ધિ મહાજન સરસ્વતીચન્દ્રનો બીજો ભાગ લખે ત્હેને. |
| ૨. આપ 'રૂપસુન્દરી' કોને કહો ? | જેને માટે મહાકવિ પ્રેમાનન્દ જેવા મહાનુભાવ અતિશયોક્તિ ઉચ્ચરે કે 'એના મુખચન્દ્રથી ને આભવાસી ચન્દ્રથી પ્રગટેલી જ્યોતિઓના સંગમથી રચાતા તેજસ્થંભથી આભ થંભ્યો છે' ત્હેને. |
| ૩. સંયુક્ત અને વિભક્ત કુટુંબની પ્રથા વિશે આપનો કંઇ મત ? | બન્નેયમાં ગુણદોષ છે, ને જનતા એ સમજવા માંડી છે. સહુસહુના સંજોગવશાત્ સહુ એ જુવે છે. એકતરફી મોહ ઉભય પક્ષે ઉતર્યા છે. |
| ૪. પશ્ચિમના સ્ત્રીજીવનમાંથી ગુજરાતી સ્ત્રીઓએ, આપને મતે, શું લેવું ? | એમના અર્વાચીન સ્ત્રીત્વના ગુણોઃ જ્ઞાન, સાહસ, નીડરતા વિગેરે. ગુજરાતણ પાસેથી પશ્ચિમના સુન્દરીસંઘે યે શીખવાનું ઘણું છે. |
| શું ન લેવું ? | એમના અર્વાચીન સ્ત્રીત્વના અવગુણોઃ બીડી પીવી, દારૂ પીવો, તોછડો પોશાક પહેરવો વિગેરે. |
| ૫. શહેરની સ્ત્રીઓનો બપોરનો વખત સામાન્યતઃ એળે જાય છે. તે વખતે, આપને મતે, સ્ત્રીઓએ કયું ઉપયોગી કાર્ય કરવું જોઇએ ? | સ્હવારસ્હાંજના કુલસેવાના શ્રમ વિચારતાં કાંઇક આરામની જરૂર નથી ? તેમ જ કુટુંબસામગ્રીની તૈયારીમાં પણ કેટલોક સમય નથી જતો ? પછી કેટકેટલીક નવરાશ ઘણાંખરાંને બાકી રહે છે ? જેમને એ કરવાનું નથી એમને માટે પૂછતા હો તો તો મ્હારો ઉત્તર ટૂંકો છેઃ કુટુંબને ઉપયોગી કો સ્ત્રી કે પુરૂષ ન નીવડ્યું નથી તે સંસારને શું ઉપયોગી નીવડશે ? |
| ૬. ગુજરાતણ વિશે આપ શું ધારો છો ? | " ગુજરાતણ અજબ સુન્દરી છે. પેરિસિયેણ રસરસિયેણ તરીકે જગમશહૂર છે. બર્લિનિયેણ ગૃહિણી તરીકે જગમશહૂર છે. ગુજરાતણને રસિયેણ અને ગૃહિણી તરીકે ઓળખે છે તે સહુ ઓળખે છે. "<br>મ્હારૂં મુંબઇમાંનું વસન્તોત્સવ વેળાનું ભાષણ. |
| ૭. ગુજરાતની સુન્દરીઓને કહેવા જેવો આપનો કંઇ ખાસ સન્દેશ ? | પ્રત્યેક ગુર્જર સુન્દરી ખરી ગુજરાતણ થાય. |

ન્હાનાલાલ દલપતરામ કવિ

# રૂદનકલ્લોલ !

લેખકઃ રા. કેશવ હ. શેઠ.

[ "રૂદનકલ્લોલ" શબ્દમાં વિરોધ ભાસ સ્પષ્ટ છેઃ છતાં એમાં સત્યાભાસ પરિપૂર્ણ છે. કરુણમધુરતા, દુઃખમય આનન્દ, અગતિગમન એ શિષ્ટ પ્રયોગો જેવું જ આ "રૂદનકલ્લોલ !" પ્રસૂતિમુક્ત બાલક રડે છે ત્યારે સૌ સગાંવહાલાં કલ્લોલ કરે છે, એ "રૂદનકલ્લોલ !" બાલક રડે છે કે કાંઈક બોધે છે ? એવું આછુંપાતળું વસ્તુ, પ્રસ્તુત કાવ્યમાં ગુંથ્યું છે—લેખક ]

વર્ષાની મેઘલી રાતે, વાદળી ટમકી ગઈ;
લ્હેરાતા વાયુએ આછી, ચન્દ્રિકા ચમકી રહીઃ

જંપ્યું'તું વિશ્વ નિરાંતે, નિદ્રાની મધુ પાંખમાં;
હતું સામ્રાજ્ય શાન્તિનું, ચન્દનીભર ચોકમાંઃ

સન્ધ્યાનો તારલો ફિક્કો, ઝબૂકે જેમ આભલે;
એવી, કો માળવીદ્વારે, ઝાંખી દીપશીખા જલેઃ

અને ઘેરી, વનો વીંધી, વીણા વાય સમીરણે;
સરે એવા સ્વરો ઝીણા, શાન્તિદા ગૃહઆંગણેઃ

ન્હોતાં એ ગેબનાં ગીતો, ન્હોતી વેણું વસન્તની;
પ્રસૂતિમુક્ત બાલુડો, ગાથા ગાય અનન્તનીઃ

" ભર્યો શું ભાવિના ભાવો, જન્મકાલીન રૂદને ?
" રૂએ કે એ કથે છે કૈં ? સખે ! કહે સમસ્યા મ્હને."[1]

" પિતાની શુષ્ક બુદ્ધિ, એ કળે ગૂઢ રહસ્ય ના;
" જનેતાનાં જ હૈયાંથી ઉકલે અર્થ વત્સનાઃ[2]

" કામણે એ ભરી કીકીમાં કિમ્મિશ વસે નહિ;
" જન્મતાં, રૂદને પોતે હસાવે : હસશે નહિ.

---

૧ પતિનો પત્નીને પ્રશ્ન. ૨ અહીંથી ૭ કડી સુધી પત્નીનો પ્રત્યુત્તર છે. પછી બાલરૂદનમાં વણાયલા ભાવો, બાલમુખે વ્યક્ત થતા કલ્પ્યા છે—"આશીર્વાદો" થી, "ભૂલશો" સુધી.

"શ્રદ્ધા, આશા, સમુલ્લાસે, સમષ્ટિ ભાવનાં ભર્યું;
"પ્રભુનાં સુસ્મનો ચાખી, સંસારે બાલ ઊતર્યું:
"કલા, સંગીત: બે દેવી, સત્વ અમૃતપૂર્ણનાં;[૩]
"કલાની, વત્સ વિભૂતિ: "રોવું" સંગીત સુરનાં:
"દંપતીના સત્વાબ્ધિમાં, કલાનું ,કુલ જીવન;
"હૃદય એ લક્ષ્મી લાડીલો, છેડે સંગીત-રુદન:
"વસન્તાનિલથી દોરે, પુષ્પો જેમ પ્રફુલ્લિત;
"અને એવું મુખે એને-અર્થપૂર્ણ, સુખી ગીત:"
"આશીર્વાદો ઋષિના ઘો, વધારો વંશવેલને;
"ન્હાવા ઘો, રશ્મિનાં તેજે, ખેલવા ખંડ ખેલને:
"ધિક્કારું ના ધૂળને યે, કે કંપું નવ ટાંચને;
"ઝુલાવો ઉરથી હૈડે, ને આશિષ દિયો સ્નેહને:
"પૂછશો મા, 'પૃથ્વી બેઠી, આ ગૃહે કયમ આવતો?'
"પૂછશો મા, 'સુધા વજી ધાવણે કયમ ધાવતો?'
"પ્રેરી તે પન્થનો પન્થી, અતિથિ તમ આત્મનો;
"પૂછશો મા, 'ચહું શાથી આપને, પરમાત્મ શાં?'
"પ્રકૃતિનાં ચડ્યાં પૂરે, કિંવા ડાંગ વિલાપનાં;
"ભૂલશો મા, ભરૂંસે જે શ્રદ્ધા શે હસ્ત આપના:"
"'ઉવાં...ઉવાં' સ્વરે આવી, બજે ત્યાં વત્સવાંસળી;
"ઝીલે; જાણે અને માણે દંપતી ટેક સાંભળી."
વર્ષાની ઘોઘલી રાતે વીજળી ચમકી ગઈ;
પ્રિયાનાંથે ઉજ્જવળી આલોચના રણકી રહી!

---

૩ સ્વર્ગનાં દેવી સત્વ બે: કલા ને સંગીત. કલાની વિભૂતિ, તે બાલક. બાલકનું રુદન, તે તેના સ્વર્ગનું-દેવોનું સંગીત. એનું કુલજીવન, તે દંપતીનું-તેનાં માતપિતાનું જીવન. એ જીવનમાં જેવા સંસ્કાર પડે; તેવી, બાલકરૂપ કલા ખીલે ને એવું સંગીત વહે. માટે જ બાલક માગે છે કે:— (તેરમી કડીથી વાંચો).

# સતીનાં ચિતાલગ્ન

## વીસમી સદીની ગુજરાતણની એક ન્હાનકડી કાદંબરી

લેખકઃ રા. ન્હાનાલાલ દલપતરામ કવિ

### ગિરિછાયામાં

ગુજરાતના ગિરિવરોમાં એ ઉછરતી હતી. નિત્યાનત્ય ગિરરાજનાં દર્શન કરીકરીને એનો આત્મા ગિરિરાજ શો અચલ ને અડોલ ઘડાતો હતો.

લોકવાણુવિખ્યાત તે ચંચળ વાયુલહરી ન હતી; કે ત્હેનો મનોનિગ્રહ ક્ષણક્ષણ પલટાતી પેલી વીજળી જેવો ચે-ન હતો. ઉજળી દૂધ જેવી, પણ તે આરસની મૂર્તિ હતી. વજ્રને યે વીંધે એવો હીરાકણી શો એનો આત્મન્મણિ હતો.

ગિરિશૃંગે ક્ય્હારેક તે ઘુમતી ત્ય્હારે આકાશી ભાવનાઓ એના આત્મામાં ઉભરાતી. સુવર્ણરેખાનાં તીર્થજલમાં ન્હાવા જતી ત્ય્હાં પવિત્રતા એના આત્માને પોષતી. કાળવાને ઘરે જલબેડલું લેઇ જલ ભરવા જતી ત્ય્હારે ત્હેને फालोऽस्मि ની ભવ્યતા વધાવતી. વનવાડીઓમાં મયૂરી શી એ વિચરતી ત્ય્હાં હરિની સૌન્દર્યલીલા એને શણગારતી.

ફૂલપાંખડી જેવી સુન્દર તે હતી એટલું જ નહિ; દેવપુષ્પ સમી સદ્‌ભાવનાની સુગન્ધભરી તે હતી એટલું જ નહિ; કલાની કલિકા જેવી રસમ્હેકન્તી ત્ય્હારે તે હતી એટલું જ નહિ; તે ગુર્જર કુમારિકા પવિત્રતાની પ્રતિમા ને કૌમારની સુકુમારતાની પરમ તારલી હતી.

કો ધન્ય ઘડીએ જગતમાં અવતરે છે એવી, દેવકન્યકા શી, એ ગુર્જરકન્યકા હતી, ને અમરતાના ફૂલ સમી ખીલતી હતી.

આપણા ગુજરાતની એ આત્મવાન્ કુંવરી હતી.

૨

### પાટનગરીમાં

પછી ત્હેની મ્હોટી બ્હેનનાં લગ્ન થયાંઃ ને પર્વતશૃંગો ને વનવાડીઓ, તીર્થ ને તીર્થજલ મૂકી બ્હેનને ઘેર પાટનગરીની ચાંદનીમાં જઇને તે વસીઃ જાણે વનની વેલને નગરખોળે રોપી.

ન્હાનેરી સાળીઓને બ્હનેવીઓ કેવા કેવા લાડ લડાવે છે એ તો ઘણાંઓએ દીઠું છે. આપણા જ દેશમાં એવું હોય છે એમે નથી.

એ ન્હાનેરી સાળીમાં બ્હનેવી નિજ પત્નીનું રમતિયાળ રસસ્વતન્ત્ર બાલસ્વરૂપ નિરખે છે; ને વૈષ્ણવો બાલમુકુન્દને પૂજાઅર્ચાથી લાડ લડાવે છે એમ નિજ પત્નીની ન્હાનકડી પ્રતિમાને-એ નિજ બાલમુકુન્દિનીને પોતે લાડ લડાવે છે એમ જાણેઅજાણે ઊંડા અન્તરમાં પતિઓ સ્હમજે છે.

એ લાડકોડ પૂરવામાં જેટલી પવિત્રતા જળવાય કે ન જળવાય એટલું એ ન્હાનેરી સાળીઓનું જીવન પવિત્ર કે અપવિત્ર નીવડે છે. ખારાં જલ છંટાય તો મીઠી વેલ ક્યહાંથી ઉગે ?

ન્હાનેરી બ્હેનનાથી નિરાળો એ રસિકડો સંબંધ જ એવો ઓર છે.

એ પાપસંભવના અનુભવભયથી ભડકીને ખ્રીસ્તી ધર્મે સાળીને પરણવાનો ધર્મનિષેધ કદાચ ઉચ્ચાર્યો હોય.

તે હવે વનમ્હાલતી મયૂરી મટી ગઇ; હવે તે પાટનગરીની વાછડી સમી ઘૂમતી.

સોના શીંગડીઓ ને રૂપા ઝાંઝર નગરજનો વાછડીને પ્હેરાવે, ને ઝમઝમ ઝમકાર કરતી રાજમાર્ગે તે સંચરે, એવી સોનારૂપાની આછીઆછેરી ટશરો એને અંગે ઉગી નીકળી. રાજનગરીના રાજમાર્ગોની ચન્દનીમાં અજબ ચમકારા ચમકાવતી ને ઝાંઝર ઝમકાવતી તે સંચરવા લાગી.

થોડુંક નિશાળે જતી; થોડુંક ઘરકામ કરતી; થોડુંક દેવદર્શને જતી; થોડુંક ફરવાને વિચરતીઃ એમ લાડકોડમાં એ ઉછરતી હતી.

એના પુસ્તકિયા ભણતરનો ભંડાર તો વધુ ન ભરાયો;-પુસ્તકિયા ભણતરની સનાતન કીંમતે કેટલીક ?-પણ એના આત્માના ભણતરનો ભંડાર અજબ ને ઉભરાતો ભરાયો.

એની જન્મવર્ણી સુન્દરતાને કલાના ઓપ એઠા, ને અંબોડલે આખંડ ફૂલવેણી ચ્હડી. એની વનવર્ણી ઓઢણીએ સોનલા કોર ઉગી; એના વાડીવર્ણા ચણિયાને રૂપેરી ઝીકની ઝૂલ ઝૂલી રહી; એના કોયલ શા કંઠમાં રાસ ને એના કિરણમંડલ શા કરમાં ચિત્ર ખીલી ઉઠયાં. ગુજરાતની ભવ્ય કુદરતને ધાવેલો એનો આત્મન્ હવે કલાસંયમમાં ગોઠવાવા લાગ્યો.

ત્હેના વનરોપની ફૂલકયારીઓ રચાતી હતી.

ને એના બ્હેનેતીને ત્હ્યાં આવતા કોક રસમાળી એને રસજલની ઝારીઓ છાંટી જતા.

એમ વનની મટી વાડીની વેલી એ બની.

## ૩

## કાશીપુરીમાં

ને પછી ?

તો પછી જીવનના નાટકનો પડદો ઉપડયો ત્હારે-ઓહો ? આ તો ગંગાજીનો ઘાટ ! આ તો કાશીવિશ્વેશ્વરનું પૃથ્વીપૂજ્ય મન્દિર ! કોટીધ્વજ કે ચક્રવર્તી-અંહિયાં તો સારી જનતાનાં શિર ઝૂકી પડે !

હા, એ વિશ્વવિખ્યાત વારાણસીઃ પાંડવો ને દ્રોપદીજીની પદધૂલિથી પુણ્યવન્તી, હરિશ્ચન્દ્ર તારામતી ને બાલ રોહિતના સ્મરણસુગન્ધોથી આજે યે મ્હેકતી પૃથ્વીપ્રાચીન એ વારાણસી. બુદ્ધ ભગવાનના સ્તૂપ ત્હ્યાં છે; શંકર ભગવાનના દિગ્વિજય મેઘાડંબર શા, ત્હ્યાં ગાજ્યા હતા. આજે તો કેટલાંક પુણ્યને બદલે પાપના પોટલા એ તીર્થભૂમિમાંથી બાંધી લાવે છે; ને આંખો મીંચી વિચર્યે પુણ્યવન્તાંને પિછાનતા યે નથી. ત્હો યે ભારતનાં પુણ્ય ને પવિત્રતાના ઓઘ સમી, પાપીઓનાં કઇ કંઇ પાપ ને અપવિત્રતાઓ ધોઇ અન્યને ન આૅ

મારે હૈયારહોડમાં સંઘરી સાગરમાં પધરાવવા જતી, પતિતપાવની, પુનતકલ્યાણિની, ગંગા મૈયા યુગ યુગથી જ્યહાં વહે છે એ જ એ વારાણસી.

હા, સંસાર આરસ્યંપાયાં ભારતવાસીઓનો વિસામો તે વારાણસી. પુણ્યની એ સૌન્દર્યવેલને તો ત્ય્હાં અદકેરાં અમૃત છંટાયાં.

ત્ય્હાં એનાં લગ્ન થયાં હતાં, ને ત્ય્હાં તે સાસરવાસે ગઇ હતી. શ્રી હરિને ત્ય્હાં લક્ષ્મીજી પધારે એમ એની આત્મલક્ષ્મી પતિને લક્ષ્મીધામે પધારી હતી.

વારાણસીના એક ધર્મનિષ્ઠ ને ધનાઢ્ય કુટુંબના પુત્રરત્ન સંગાથે એનાં લગ્ન થયાં હતાં: એટલે એ શીલમૂર્તિ સૌભાગ્યવતી એ જગતતીર્થને ઉછંગે જઇ બેઠી હતી.

પણ મન્દાકિનીને આરે કલ્યાણક સુખભોગ તો દેવદેવીઓ ઘડીક જ માણે છે, ને પછી क्षीणे पुण्ये मृत्युलोके विशन्ति. એમ સુખભોગને સ્વર્ગઘાટે ઘડીક તે આવીને બેઠાં.

સુખ ને ધન તો સદાયનાં ચંચળ છે, ને આજે વીસમી સદીમાં તો વિશેષતઃ. કોઇના યે નથી રહ્યા, ને એના યે સુખના દિવસો સદાના ન રહ્યા.

દેશાવરમાં એના સસરાજી વ્હેપાર ખેડતા. વારાણસીના ચૌટામાં એમની ધન ને શાખ ભરી દુકાન હતી. વડલાની શાખાઓ જેવા એમના આડતિયા હતા, વડલાની ઘેરગંભીર ઘટા સરિખડી એમની પ્રતિષ્ઠા હતી.

વડલા નીચે મંડાયેલી પરબ જેવી એમના યે સદાવ્રતની ધર્મપરબ હતી.

પણ વાવાઝોડું થાય, ને વાંદરાં કૂદે, ને ડાળો ભાંગે, ને પરબના ગોળા ફૂટે: એમ વ્હેપારનું એક વાવાઝોડું વાયું, ને એ આંધીમાં એ ધર્મપ્રતિષ્ઠાળો વડલો ઉખડી પડયો. પરબનાં પાણી ઢોળાઇ ગયાં, વ્હેપારની વડવાઇઓ સંકેલી લેવી પડી. હવેલીમાંનાં ભર્યાં ટાંકાં ઉલેચતાં યે લ્હેણિયાતોનાં ટોળે ટોળાં ધર્મદ્વારેથી ખૂટયાં નહિ.

કોઇને યે ધર્મદ્વારેથી—આ ભવના કે પરભવના—લ્હેણિયાતોની જમાત કદી યે ખૂટી છે? અધર્મદ્વારે એક પણ લ્હેણિયાતને ઉભેલો કદી યે દીઠો છે?

ને વારાણસીના તો એ નિત્યઅનુભવ છે. 'ધર્મનિષ્ઠની કસોટી' એ તો જાણે આ જગતનગરીના જેવો એ ધર્મનગરીનો મુદ્રાલેખ છે.

એને યે સાસરવાસેથી ધનની વિજળીના દીવાના ઝગકાટ કાળબળે સહસા હોલવાઇ ગયા. સુખની વસન્ત શમણું થઇ ગઇ, ને પછી વિજોગની વર્ષા બેઠી.

## ૪

## મહંકાળેશ્વરની તપસ્વિની

તે સુખ કાજે ન્હોતી જન્મી, સેવા કાજે જન્મી હતી.

સુખના પાઠ સોહેલા છે, દુઃખના પાઠ દોહેલા છે; ને એ બન્નેય પાઠ સહુ જગતવાસીએ શીખવાના છે.

બાળપણમાં માબાપની સેવા કીધી, કૌમારમાં બ્હેનબ્હેનેવીની સેવા કીધી; યૌવનમાં સ્વામીને માણવાને નાદ પણ સેવવાને તે માળવાના રજપૂતાર વચ્ચે આવી બેઠી.

સ્વામીને સેવતી ને મહંકાળેશ્વરને પ્રાર્થતી, તે જીવનમેઘના અમૃતછાંટાની આશાઆંખડીએ દિશાઓને નિહાળતી.

મધ્યદેશના રેતાળ રણમાં દંપતી જઇ રહ્યાં હતાં. લક્ષાધિપતિ દંપતી ત્ય્હારે ગરીબનાં યે ગરીબ જેવાં હતાં.

એ શિપ્રાને આરે સુદામાજી રહી ગયા હતા, કૃષ્ણ ભગવાન ભણી ગયા હતા, ભર્તૃહરિ માણી-ને ખોઇ ગયા હતા, વિક્રમદેવ આર્ય જાહોજલાલીનાં વીરત્વ ને પરદુઃખભંજકતા ઝઝહળાવી ગયા હતા, કાલિદાસ મેઘદૂત ને શકુન્તલાનાં સુખદુઃખ, જગતનાં સુખદુઃખ જેટલી જ અમરતાથી, ગાઇ ગયા હતા.

એમનાં પુણ્યજીવનની અમર કવિતા ગાવાને પુણ્યધર્મીલો કો ગુર્જર શબ્દસ્વામી હજી જન્મે ત્ય્હારે ખરો.

સુખદુઃખની અમર સરિતાને આરે સુખની લહરીઓ વટાવી દુઃખનાં વમળો વચ્ચે તે દંપતી બેઠાં હતાં.

વસન્તની બહાર જેવી એમની યૌવનવાડી હિલોળા લેતી હતી. જીવનની વસન્તતિથિઓમાં સુખદુઃખની સનાતન સરિતાને ઘાટે તે બેઠાં હતાં.

સરખટના માળાની પેઠે એમનો કુલવ્યાપાર ભાગી પડયો; વહી જતાં પૂરની પેઠે એમના લક્ષ્મીભંડાર ઠલવાઇ ગયા. વ્હાણડૂબ્યા જેવી પિતાજીની ને કુલની અવદશા નિરખી, પતિના સુકુમાર આત્માને આઘાત વાગ્યો હતો, ને ત્હેને ક્ષય થયો હતો. માળવાનાં સૂકાં હવાપાણીમાં, અફીણ ને કપાસનાં ખેતરો વચ્ચે, દાક્તરી સલાહથી તેઓ આવી વસ્યાં હતાં.

એ રાંધતી, તે જમતો; એ પાણી ભરી લાવતી, તે પીતો; એ પ્રભુને વિનવતી, તે સૂર પૂરતો.

સીતા ને રામ જેવાં તે એકાન્તવાસી હતાં; એમની પંચવટીના એકાન્તવાસમાં લક્ષ્મણજીનો યે સહયોગ ન હતો.

આથમ્યા બપ્પોર રાત્રિ પડયા વિના કદી યે પાછા પ્રભાત થઇ ઉગ્યા છે ?

એમનું યે જીવનબેડલું ફૂટયું તે પાછું સ્વર્ગમાં સન્ધાયું.

શિપ્રાના ઘાટશિકરો એમની કરમાયેલી કુંપળોને ફરીથી ખિલાવી શક્યા નહિ, કે મહંકાળેશ્વરની ધૂપઆરતીઓ એમના આથમ્યા પરિમલને પાછી પમરાવી શકી નહિ.

એ મોગરો ને મોગરાની વેલ તો સદાનાં કરમાઇને પડયાં.

માળવાના રણમાં માસેક માંડ વીત્યો હશે. યૌવનમાં બહુધા બને છે એમ એ ક્ષયે ( Galloping consumption ) અતિતીવ્ર ક્ષયનું રૂપ લીધું; ને શું થયું ? કે શું થાય છે ?-સહુ એ ચિન્તવે કે સહુને એ સ્હમજાય એ પહેલાં તો એની આયુષ્યસેર તૂટી ગઇ.

એક દિવસે માળવાના રણપગથાર વચ્ચે સુવર્તિની હૈયાશય્યા સમી ચિતા ખડકાઇ, ઉપર પિયુજી પ્હોડયા. પછી અગ્નિની ઝાળ એને ઘેરી વળી. સોળ વર્ષની સૌન્દર્યમૂર્તિ નવયૌવના અનિમિષ આંખે જીવનમૃત્યુની ભેદાવલિનાં એ ઉઘડતાં પાનાં નિરખી રહી.

જગતશાણાઓને નથી સ્હમજાયું એ એને કયાંથી સ્હમજાય ? એની ફાટેલી આંખો ગહનતાને ગહન પ્રશ્નો પૂછતી હતી કે મૃત્યુ એટલે શું ? સ્વામીનાં આયુષ્યનો એ છેલ્લો ભડકો હતો; પત્નીની એ અણહોલવાયેલી ઝાળ હતી.

સ્વામીની ચિતા સન્મુખ એ બાલાનો આત્મા નિજ જન્મભૂમિના ગિરિવર શો દૃઢ થયો.

અગ્નિસાખે દંપતીએ એક પ્રતિજ્ઞા લીધી હતી; અગ્નિસાખે આજ પત્નીએ બીજી પ્રતિજ્ઞા લીધી.

માળવામાં પ્રગટેલો એ નવ અગ્નિ પછી સુવર્ણરેખાને ખોળે હોલવાયો.

## ૫

## સુવર્ણરેખાને ખોળે

અગ્નિહોત્રનો અગ્નિ આયુષ્ય સાથે હોલવાય, એમ એ નવ અગ્નિ યે એના આયુષ્ય સાથે હોલવાયો.

'મ્હારે નથી જીવવું' એટલું જ એનું બોલવું હતું.

માળવાના રણપગથારમાં કે વારાણસીના તીર્થઘાટે કે ગુજરાતસૌરાષ્ટ્રના સીમાડાના ખારા પાટમાં સતીની પેઠે એક જ ઉચ્ચારતી; 'શા માટે મ્હને જીવાડવા મથો છો? મ્હારે હવે નથી જીવવું.'

એકતારાનો એક તાર છેડયે બીજો તાર રણઝી ઉઠે એમ એણે યે પતિના ક્ષયનો રણકો ઝીલી લીધો હતો.

એ પછી તે હસી નથી; એ પછી ત્હેણે આનન્દવર્ણું વસ્ત્ર પહેર્યું નથી.

એનું શેષ જીવન એક અખંડ ભડભડતી **સતીની** ચિતા સરિખડું હતું.

એની આંખડલી આભની પાછળ જ નિહાળતી. આભની આ બાજુની સૃષ્ટિ ત્હેને તો ભૂંસાઇ ગયેલી ભાસતી.

એ ગેબને પૂછતી. ગેબ ઘેરું ઘેરું હસતી ને ગહનતાનો ઉત્તર આપતી.

મૂક વાણે તે માનવીને પૂછતી; અજ્ઞાન-પત્થર શો-માનવી મુંગો ઉભતો.

દેવીનાં દર્શન કરે તેમ હું ય દર્શન માત્ર કરી રહ્યો હતો: મ્હારી યે વાગીશ્વરી ત્ય્હારે મ્હને તજી જતી હતી.

જન્મમૃત્યુના પડદા પાછળના સનાતન પ્રશ્નોના ઉત્તરદાતા ગહનતાના નજૂમીઓ હજી ધરતીખોળે જન્મે ત્ય્હારે ખરા.

ત્ય્હાં સુધી તો ઉગવું ને આથમવું, અને વચ્ચેની જીવનલીલા, એ જ આંખડલીનાં મહાસત્યો છે ને?

છેલ્લીવેલ્લી મ્હેં નિરખી ત્ય્હારે સોરઠ ને ગુજરાતની સીમો સંગમ પામે છે ત્ય્હાં ખારાપાટના એક સરોવરિયાને તીરે તે વસતી હતી. જળમાં રમતાં સારસડાંને તે નિહાળતી ને વાદળિયા આભને મૂંગા પ્રશ્ન પૂછતી કે 'હવે ક્ય્હારે?'

એનાં પગલાંમાં હાથીની દૃઢતા હતી; એનાં અંગોમાં સતીનું સત હતું; એની મુદ્રામાં સૂર્યની ઉષ્મા હતી.

એની ઊંડી ઉતરેલી આંખોમાંથી અખંડ બે મશાલો સળગતી દેખાતી. એ બે એનાં આયુષ્યની અખંડ શગડીઓ હતી.

એનું શેષ જીવન સતીની ચિતા હતું.

કળીએ ને ફૂલડે ફૂલેલી લાડકોડની વસન્તવેલી જેવી જ્હાં તે ઝોલાં ખાતી'તી, પોપટડી જેવી જ્હાં ઉડતી'તી, ને મધુરી જેવી જ્હાં મ્હાલતી'તી, ને વાછરડી જેવી જ્હાં જીવનનાં ઝાંઝર ઝમકારતી'તી, ત્હાં આજ સંન્યાસિની સમી તે સંચરતી.

એના સંસારરંગ સઘળા યે ઉપડી ગયા હતા.

काम्याणां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः

જીર્ણ વસ્ત્રો જેવી એની જગતકામનાઓ ઉતરી ગઇ હતી. નિષ્કામનાની તે સાક્ષાત અવતારિણી દીસતી.

પછી તો તે કાળમુખા કાળવાને કાંઠે ગઇ ને સોનરેખને ખોળે સદાયની પોઢી.

ઐહિક જીવનને એમ સકેલી લીધું.

ગુજરાતનાં કૃષ્ણપ્રાચીન તીર્થજળ આજે યે એની દેહભસ્મથી પાવન થયાં છે.

રાજસતી રાણકદેવડીએ વાવેલી સતાવેલને હજી તો ત્હાં ફૂલ પ્રફુલ્લે છે.

## ૬
## એને ઓળખી ?

વીસમી સદીની પહેલી પચ્ચીસીનાં નરનાર ! એને ઓળખી ? એ આપણા જ યુગમાં થઇ ગઇ. વીસમી સદીનાં વિલાસપૂજારીઓને સતીને ઓળખવાની નવરાશ છે ?

ગુજરાતના કલાકારો ! ગુજરાતના શબ્દસ્વામીઓ ! ત્હમારી પીંછીમાંથી ને ત્હમારી લેખિનામાંથી આથી ઉલટાં ચિત્રો કેમ જન્મે છે ? ગુર્જર કુંખે હજી પુણ્યસૂતી નથી થઇ, હો !

ધારાશાસ્ત્રી ! ત્હારું ન્યાયશાસન પૂજનીય છેઃ ત્હારી પામરતા યે સ્હમજી લે ને સુધાર.

હાઇકોર્ટની હવેલી જેવડો ધારાશાસ્ત્રોનો ઢગ થયો છે. સ્વામી સ્વર્ગવાટે સિધાવ્યે જે સતીને જીવવું નથી—જેને સ્વામીનો સંગાથ સાધવો છે, ત્હેને જીવાડણહારાં એ ગંજનિષેધ છે કોણ ?

શાણા સંસારશાસ્ત્રી ! પરખી લે સંસારસત્યો. ફરજિયાત વૈધવ્ય વિલાસકામિનીઓને સંસારનો જુલ્મ જ છે; ફરજિયાત સતી થવું જિજિવિષાભાવિનીઓને સંસારનો જુલ્મ જ છે. સંસારવિરક્ત સ્વામીતલ્લીન સતીઓને સ્વામી પાછળ ફરજિયાત જીવાડવી એ શું એથી યે ગંભીર સંસારનો જુલ્મ નથી ?

છએક માસ એના આયુષ્યની અખંડ ચિતા જલતી જ રહી, ને ત્હેમાં જલીને તે ખાખ થઇ.

એ સતી આપણા યુગમાં થઇ. ગુર્જર સન્નારીઓ! એ ત્હમારી સહિયર હતી.

એનો જન્મ ઇ. સ. ૧૯૦૭ માં થયો.

એનું સંસારલગ્ન ઇ. સ. ૧૯૨૨ માં થયું.

એનું સંસારવૈધવ્ય ઇ. સ. ૧૯૨૪ માં થયું.

એનું ચિતાલગ્ન ઇ. સ. ૧૯૨૫ માં થયું.

એનાં સંસારલગ્નમાં હાજર રહેવાનું સૌભાગ્ય મ્હારૂં હતું. એનાં ચિતાલગ્ન વેળા ગેરહાજર હોવાનું દુર્ભાગ્ય મ્હારૂં હતું.

પચાશેક વર્ષ પૂર્વે ઠરેલ બુદ્ધિના આપણા એક સાક્ષરશ્રી એમના સર્વોત્તમ નાટકના મુગટમણિમાં, જાણે ભવિષ્યવાણીરૂપે, એનું નામ કોતરી ગયા છે, ને ગુર્જરકુંજવિખ્યાત અમરત્વ એને અર્પી ગયા છે.

ગુર્જરકુંજની આર્યજનતા! આ ન્હાનકડી શી કરુણ કાદંબરી વાંચી અશ્રુમોતી ખરે તો સતીને વધાવીને ખરવા દેજે, પણ શોચીશ મા.

ગુજરાત! આ ઇતિહાસે ગુણગર્વીલો થજે. પુણ્ય ને પવિત્રતાનાં સનાતન વ્હેણ વીસમી સદીના રહવાર સુધી તો હજી ત્હારે હૈયેથી સુકાણાં નથી.

એની જીવનકથા ઉચ્ચરે છે કે, પ્રેયસ્‌ની ને શ્રેયસ્‌ની પેઠે, વિલાસ ને કલ્યાણ નિરનિરાળાં છે.



## આખા ગામમાં એકજ છોકરો!

હેમ્પશાયર પરગણામાં ભીનવર્થ નામનું ગામડું છે જેમાં છ વરસનો એકજ છોકરો છે. બાકીની નાની મોટી તમામ છોકરીઓ છે! છોકરાનું નામ ડોનાલ્ડ નાઇટ છે. અચકો મચકો કારેલીની રમતને મળતી રમત છોકરાંઓ રમે છે ત્યારે એ બાબંધ ફુલ ડ્રેસ પહેરીને રમવા આવે છે જેથી છોકરીઓને તેમજ ગામનાં તમામ માણસોને આકર્ષનાર રમકડું થઇ પડે છે.

## અમેરીકન વાંચન!

અમેરિકામાં દર વર્ષે ૮,૬૩૮ લાખ નવાં પુસ્તકો છપાય છે. ૪૮ કરોડ રૂપિયાની તો અમેરિકામાં દર વર્ષે ચોપડીઓજ વેચાય છે. એ ૪૮ કરોડમાંથી ૨૨ કરોડ તો એક ન્યુયોર્ક નગર જ પુસ્તકો પાછળ ખર્ચે છે.

૧૯૧૯ માં એકલા ૫ કરોડ રૂપિયા પુસ્તકો બાંધવા સાંધવામાં જ ખર્ચાયા હતા. તે વર્ષમાં ૨૧૦ લાખ રૂ. ની તો દોરી નોટોજ બંધાઇ, અને ૪૮૦ લાખ રૂ. તો પુટ્ઠળ તરીકે બીજાં ગોઠવનારને મળ્યા.

# 卐 દી - પા - વ - લી. 卐

( ગરબી. )

૧

વ્યોમ તણો પટ ખોલી ખોલી,
    નિરખે નૌતમ મનહર વેશઃ
સૂર્ય-કિરણ શાં કેશ સમારી-
    ઢોળે સઘળે આત્મ-ઉજેશઃ
        પ્રાણ પ્રકાશ ભરી છલકાતીઃ
            દીપાવલી દીપે કેવી !

૨

સવાર થાતી-ના થાતી ત્યાં,
    લાવી કુમકુમ અબિલ-ગુલાલ-
નિજ ભુવનાંગણ સખીઓ ચિતરે,
    પ્રિયતમ ચારૂ ચિત્ર રસાળઃ
        એ ચિત્રો પર પગલી પાડીઃ
            દીપાવલી દીપે કેવી !

૩

એજ રવિ ને એજ ચન્દ્રમા,
    વાદળમાં એ તારક-માળઃ
એ સાગર-નદી-પર્વત રાજે,
    ધરણી કેરા ચિત્ર વિશાળઃ
        સૌમાં તેજ અમોલાં પુરીઃ
            દીપાવલી દીપે કેવી !

૪

પ્રભાત-ઉજળો સ્વાંગ ધરીને,
    ઝગમગતી આવે રજનીઃ
તિમિર તણા ડુંગર ગાળીને,
    વિશ્વ ભરે ભાગે સજનીઃ
        પ્રતિ અંતર અજવાળી દેતીઃ
            દીપાવલી દીપે કેવી !

૫

બાર માસની સન્ધ્યા કેરા,
    તેજ મહીં બોળી-બોળી;
ચન્દ્ર-દિવાકર આંજે એમાં,
    દિવ્ય ચળકતાં રત્નભારીઃ
        નવરંગી સાળુ ધારીઃ
            દીપાવલી દીપે કેવી !

૬

અનંતતાની ખોદી ખાણો,
    પચરંગી દીપક કાઢયાઃ
એકએક દીપકની આગે,
    બાર લાખ તારા ઝંખ્યાઃ
        એવા દિપ ઘર ઘર લટકાવીઃ
            દીપાવલી દીપે કેવી !

૭

પાશવતાનો પિંડ પડયો ને,
    સાત્વિકતાની ફરતી આણઃ
ધર્મ-સત્ત ને વિજય-વાવટે,
    મંડાયાં અનુપમ મંડાણઃ
        દેવ અને દાનવની દેવીઃ
            દીપાવલી દીપે કેવી !

૮

વર્ષાની રેલોમાં ન્હાતી,
    કરતી કેલિ કૈં મનવાલીઃ
કાલ ઉપાડી જશે સવારે,
    સહસ્ર પાંખો ફફડાવી,
        જતે સમય પરો મલકાતીઃ
            દીપાવલી દીપે કેવી !

મોહિનીચન્દ્ર.

# સન્નારીઓને "બે બોલ"*

લેખક: આચાર્યશ્રી આનન્દશંકર બા. ધ્રુવ,
પ્રો-વાઇસ-ચૅન્સૅલર, બનારસ યૂનીવર્સીટી.

બ્હેનો,

આપની નવા વર્ષની લ્હાણી મ્હારે હાથે કરવા આપના મંડળે મને નિમન્ત્રણ કર્યું—અને તે પણ પહેલાં એકવાર હું આપનો અપરાધી થયા છતાં—તે માટે હું આપનો ઉપકાર માનું છું, અને એ નિમન્ત્રણ આનન્દ સાથે સ્વીકારૂં છું. પરંતુ એ લ્હાણી કયા પદાર્થની કરૂં ? હું કવિ નથી, રાજ્યતન્ત્રી નથી, સમાજસુધારક નથી, ધર્મોદ્ધારક નથી, માત્ર સાદો કેળવણીકાર છું, અને તેથી કેળવણી સંબન્ધી જ "બે બોલ" આપની સમક્ષ ધરીશ.

કેળવણી એ જ નવા યુગનું "સમરસ" નથી ? ઈંગ્લંડનો પ્રસિદ્ધ ચિન્તક અને લેખક ડીન ઈંગ કહે છે કે–A well-known man of letters recently asked a Frenchman, a Swede, a Dutchman, an American, a Chinaman and a Japanese: ' What is the leading interest in your country ? What do your people really believe in ? ' They all answered "Education." થોડા વખત ઉપર એક સાક્ષરે એક ફ્રેંચ, એક સ્વીડ, એક ડચ, એક અમેરિકન, એક ચીનો અને એક જૅપૅનીઝ–એમ પ્રત્યેકને એક પ્રશ્ન પૂછ્યો: ' આપના દેશને અત્યારે કયી વસ્તુમાં વધારેમાં વધારે રસ છે ? કયી વસ્તુમાં એમની ખરેખરી શ્રદ્ધા છે ? " સહુએ એક જ ઉત્તર આપ્યો: " કેળવણી ". એ જ પ્રમાણે આપણને આપણા દેશ માટે એ જ પ્રશ્ન પૂછવામાં આવે તો આપણે પણ હું ધારૂં છું કે–' રસ છે ' એનું ' રસ હોવો જોઇએ ' એટલું રૂપાન્તર કરી–એ જ ઉત્તર આપીએ. અને વિશેષમાં આપણે વિચારીએ કે કેળવણીમાં પણ કેળવણીની કયી શાખા માટે આપણને સહુથી વધારે દરકાર હોવી જોઇએ તો સ્ત્રીકેળવણી એ સિવાય બીજો ઉત્તર હોઇ શકતો નથી.

આપણા ગયા શતકના આદ્ય દેશહિતચિન્તકોએ સ્ત્રીકેળવણીની ઇષ્ટતા માટે નિબન્ધો લખ્યા, ગરબીઓ રચી–ઉદા૦ દલપતરામ, નવલરામ. તે પછીના જમાનામાં સ્ત્રીકેળવણીની ઇષ્ટતા પ્રશ્નની દશામાંથી નીકળી એક સ્વયંપ્રકાશ સત્ય રૂપ થઇ ગયું, પરંતુ પ્રશ્ન એ થવા લાગ્યો કે સ્ત્રીકેળવણી કેવી હોવી જોઇએ ? ઉદા૦ મણિલાલે 'પ્રિયંવદા' સ્થાપ્યું અને ગોવર્ધનરામે ગુણસુન્દરી, ચન્દ્રાવલી કુમુદ અને કુસુમમાં સ્ત્રીકેળવણીના પ્રકાર રજુ કર્યા તે પછીના અત્યાર સુધીના યુગમાં સ્ત્રીકેળવણીનો પ્રશ્ન સ્ત્રીઓએ પોતે ઉપાડી લીધો, અને તેમ કર-

* શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના સભાસદોને ઉદ્દેશીને લખાયેલો લેખ.

સંસ્થાને ઘણે ભાગે એક જ ઉદ્દેશ હોવો જોઇએ અને તેટલા પૂરતો જ એનો કાર્યપ્રદેશ હોવો જોઇએ, જેથી કાર્ય એક લક્ષથી સારી રીતે કરી શકાય. પરંતુ આપણા દેશની સ્થિતિ એવી છે કે અત્યારે જેમ એક જ વ્યક્તિને માથે, તેમ એકજ સંસ્થાને માથે પણ અનેક કર્તવ્યો રહેલાં છે. અને તેથી આ સંસ્થા હિન્દુ સ્ત્રીઓને હળવા-મળવાનું જ સ્થાન થઇ ન રહેતાં કેટલાંક વિશેષ કર્તવ્યો—જે વિશેષ કર્તવ્યો મતભેદના ઝઘડાથી એના મુખ્ય ઉદ્દિષ્ટ સામાજિક જીવનને છિન્નભિન્ન કરી ન નાંખે તેવા—એણે સ્વીકારવાં જોઇએ. ઉદા૦ વિવાદાસ્પદ સાંસારિક—જેમકે વિધવાવિવાહ; વિવાદાસ્પદ રાજકીય જેમકે સરકાર સાથે અસહકાર; વિવાદાસ્પદ ધાર્મિક જેમકે ખાનપાનના નિયમો કે ગોરક્ષા મૂર્તિપૂજા-ઇત્યાદિ બાબતો આ મંડળ, એનો ઉદ્દેશ સમાજિક હોઇ, એના કર્તવ્ય પ્રદેશની બહાર રાખે એ યોગ્ય છે. પરંતુ કેળવણી જેવો સર્વમાન્ય વિષય તો એણે હાથ ધરવો જ જોઇએ. કોઇપણ સંસ્થા એક ને એક સ્થિતિમાં પડી રહે તો તે જરાગ્રસ્ત થાય છે. પણ તે ગતિમાન રહે તો તે નિત્યયૌવન ભોગવી કાલને જીતે છે. આ સંસ્થાનો ઉદ્દેશ કેવળ સામાજિક જીવન નથી, ન હોઇ શકે. એવું જીવન તો પોળોમાં શેરીમાં મોહોલ્લાઓમાં અભણ સ્ત્રીઓ પણ જીવે છે. આ મંડળનો ઉદ્દેશ કેળવાએલું સામાજિક જીવન જીવવાનો, અને બીજી રીતે કહીએ તો સામાજીક જીવનને કેળવવાનો, અર્થાત્ કેળવણીના સંસ્કારથી સુશોભિત અને ઉચ્ચતર કરવાનો છે. આ ઉદ્દેશની પૂર્ણ સિદ્ધિ માટે એણે પોતાની બ્હેનોની કેળવણી તરફ લક્ષ દેવાનું છે. મુંબાઇ જેટલું મુંબાઇના નિત્ય વસનારાઓથી વસેલું છે તેટલું જ, બલ્કે તે કરતાં વધારે, પરગામના વાસીઓથી ભરેલું છે, એ જોતાં તમારામાંથી ઘણાંને મૂળ વતનનાં ગામો સાંભરતાં હશે, અને ત્યાંની બ્હેનોનું સ્ત્રીજીવન યાદ આવતું હશે. એ યાદ કર્યા પછી આપણે આપણા અર્ધોનાજ સુભદ્ર અને ઝગઝગતા મેળાવડાથી સંતોષ પામી શકીએ ખરાં? આપણે કોઇ જગતનાં દુઃખો જોઇ એ દુઃખોમાંથી જગતને તારવા બુદ્ધ ભગવાન જેટલાં તો જાગી શકીએ નહિ, પણ મનુષ્ય માત્રમાં બુદ્ધ ભગવાનની વિભૂતિ રહેલી છે, અને તેથી એનું એક કિરણ પણ આપણા આત્મામાં પ્રકટાવી ન શકીએ? જેઓને આપણાં ગુજરાતનાં ગામોનું જ્ઞાન ન હોય, અને ત્યાં સ્ત્રીકેળવણીની કહેવાતી કન્યાશાળાઓમાં પણ શી સ્થિતિ છે એ જાણવાની ઇચ્છા કરવા જેટલી પણ જેના હૃદયમાં અનુકમ્પા હોય, તેમણે મ્હારા મિત્ર શ્રી ભગવદ્ધામવાસી કાશીરામ સેવકરામ દવેના પુત્ર ભાઇ ચંદુલાલે ગુજરાતમાં ખાસ પ્રવાસ કરીને મેળવેલી અને પ્રકટ કરેલી હકીકત વાંચવી. એમણે એ સંબન્ધી એક વખત અમદાવાદમાં ભાષણ આપ્યું હતું તે પ્રસંગે મ્હારા જેવા શુષ્કહૃદયી પુરુષની આંખો ભીની થઇ હતી, તો તમારાં રસિક અને કોમળ હૃદયને તો એ ખરેખર કેટલીએ અસર કરે! એ વૃત્તાન્તનો ટુંકામાં આટલો સાર સમજી લ્યો:કે ગુજરાતનાં દસવીસ મ્હોટાં શહેર બાદ કરતાં સ્ત્રીકેળવણીનો આપણા પ્રાન્તમાં છાંટો નથી, અને જે થોડાં ગામોમાં કન્યાશાળા છે તે ભાગ્યેજ શાળાના નામને પણ યોગ્ય ગણાય. કોઇ કહેશે કે આ પ્રમાણે આપણી સ્ત્રીઓમાં ખરેખર કેળવણી ન જ હોય તો તેઓ જંગલી જ હોવાં જોઇએ, પણ તેમ નથી, અને કેળવણી તે કાંઇ લેખનવાચન દ્વારા મળતું પુસ્તકીયું જ જ્ઞાન નથી. હું આ જવાબ કબુલ કરું છું. પણ તે માટે ધન્યવાદ આપણા પ્રાચીન પૂર્વજોને આપું છું કે જે પૂર્વજોએ પુસ્તક સિવાયના પણ કેળવણીના અનેક માર્ગો યોજ્યા હતા,

જેના બળથી આપણી અભણ સ્ત્રીઓ તેમ જ અભણ પુરુષો અત્યારે જંગલી દશામાં નથી. પણ જૂની કેળવણીનાં સાધનો-જેમકે, ઉંચા ઉપદેશકોનાં વ્યાખ્યાન વગેરે-દિવસે દિવસે ક્ષીણ થતાં જાય છે. અને પ્રાચીન સંસ્કારોનો એ હ્રાસ એવી ઝડપથી થતો આવે છે કે એ સંસ્કારોને નવી કેળવણીથી તાજા કરવામાં નહિ આવે તો આપણો દેશ જંગલી દશામાં જ સરી પડ્યો સમજો.

મ્હેં હમણાંજ કહ્યું તેમ અત્યારે આપણામાં સ્ત્રીકેળવણીનો પ્રશ્ન મ્હોટે ભાગે વિવાદગ્રસ્ત નથી. મનુષ્ય કાર્યપરાયણ થાય છે એટલે ઘણા વિવાદ ઘટી જાય છે, અને વિવાદનાં અંગભૂત મતમતાન્તરો એ વસ્તુતઃ પરસ્પર વિરુદ્ધ ન હોતાં એક જ મહાકાર્યને અંગે જુદાં જુદાં અવાન્તર કાર્યોને લક્ષીને અસ્તિત્વમાં આવે છે, બલ્કે એ એક બીજાનાં સહકારી પણ થાય છે એમ પ્રત્યક્ષ અનુભવાય છે. આમ વિચારના ઝગડા આચારથી શમે છે.

અત્યારનો જમાનો કોઇ પણ મનુષ્યના સ્ત્રીના કે પુરુષના વ્યક્તિસ્વાતન્ત્ર્યનો અને 'abstract rights' યાને વસ્તુસ્થિતિથી અલગ એવા અસંબદ્ધ હકનો નથી. એ જમાનો યુરોપમાં અઢારમી સદીમાં શરૂ થએલો તે થોડો ઘણો ઓગણીસમી સદીના ત્રીજા પાદ સુધી પહોંચ્યો, અને એનો ઉતારો આપણે પણ એના અનુચર થઇને કર્યો, પણ હવે સ્ત્રીને કે પુરુષને જનસમાજના પરસ્પર અસંબદ્ધ સ્વપર્યાપ્ત અને સ્વતન્ત્ર અણુ તરીકે માની શકતા નથી. અત્યારે તો સમષ્ટિદૃષ્ટિએજ વ્યષ્ટિનું કર્તવ્ય વિચારાય છે, બલ્કે વ્યષ્ટિ જોવાય છે. અત્યારનો જનહિતવાદ પણ જૂનો જનહિતવાદ નથી રહ્યો: 'જન' એક સમૂહને બદલે એક અખંડ પદાર્થ મનાઇ ચૂક્યો છે, અને 'હિત' પણ સુખ કરતાં બહુ વિશાળ લક્ષ્ય થઇ ગયું છે. હજી જુનો વ્યષ્ટિવાદ 'આત્મનિર્ણય' ('Self-determination') અને 'આત્મપ્રાકટ્ય' (Self-expression') ને નામે કેટલીકવાર દેખાવ દે છે તથા ભ્રાન્તિ ઉપજાવે છે, પણ વાસ્તવિક રીતે Self યાને આત્માનો અર્થ વ્યષ્ટિરૂપ 'હું' (અહમ્) નહિ, પણ સમષ્ટિરૂપે 'હું' ને અનુભવનાર આત્મા છે. તે માટે મ્હારૂં નમ્રભાવે માનવું છે કે સ્ત્રીના સ્વાતન્ત્ર્ય અને હકની વાતો કરવા કરતાં સમષ્ટિના કલ્યાણમાં સ્ત્રીઓ કેવો સુન્દર ભાગ લઇ શકે એમ છે, અને તેમ કરવા માટે સ્ત્રીઓની કેળવણી કેવી જરૂરની છે, અને તે કેવી રીતે કરવી જોઇએ એ વિચારવું અને કહેવું વધારે સારૂં છે, પુરુષોએ સ્ત્રીઓને અત્યાર સુધી ઘણો અન્યાય કર્યો છે, અને તેથી સ્ત્રીના સ્વાતન્ત્ર્ય અને હકનું પ્રતિપાદન જરૂરનું છે એમ કહેવામાં આવશે. અત્રે જે હેતુ (Premises) ઉપરથી સાધ્ય ફલિત કરવાનો યત્ન છે તે હેતુ હું શરમ સાથે કબુલ કરૂં છું. પણ એ હેતુ ઉપરથી જે સાધ્ય (conclusion) ફલિત કરવામાં આવે છે તે હું માન્ય કરી શકતો નથી. બે ભ્રાન્તિઓથી એક સત્ય બનતું નથી. ડુંગરની તળેટીએ સામસામે છેડે દોડયાં કરીએ તેથી ડુંગરને શિખરે પહોંચાય નહિ. તે માટે તો ઊંચે ચઢવું જ જોઇએ. દેશમા હિન્દુ-મુસલમાન બ્રાહ્મણ-અબ્રાહ્મણના ઝઘડા થોડા નથી કે એમાં સ્ત્રી પુરુષનો ઝઘડો ઉમેર્યો ખમી શકાય. સમષ્ટિનું કલ્યાણ શેમાં રહેલું છે એ દૃષ્ટિએ જ પુરુષોની અને સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન વિચારો, અને એઓના એક બીજાની વિરુદ્ધ હકની વાત છોડી દો. સૌ. વિદ્યા બ્હેન અને સૌ. શારદા બ્હેન જેવાં સ્ત્રીરત્નોને પોતાના વિદ્યાર્થીઓ કહેતાં જેને અભિમાન આવે છે તથા તેઓની સમાજસેવા જોઇને જેનું મન હરખાય છે તે સંકુચિત ભાવથી, સ્ત્રીઓ પ્રતે અનાદર કે અસહાનુભૂતિથી આ વિચારદર્શન

છે એમ હું આશા રાખું છું કે કોઇ નહિ કહે. મ્હારો આશય વિરોધને બદલે કેવળ સંવાદિતાનું, અર્થાત દેશસેવા માટે જોઇતી સહકારિતાનું, વાતાવરણ ઉત્પન્ન કરવાનો છે.

હકની પરિભાષામાં બોલીને એક પ્રશ્ન એ ઉઠાવવામાં આવે છે કે જે વિષયો શાળા-મહાશાળામાં પુરુષો ભણે છે તે જ સ્ત્રીઓને ભણવાનો હક નથી ? આનો ઉત્તર એ પરિભાષાને અનિષ્ટ ગણનાર એટલો જ આપશે કે 'હક' એવો પદાર્થ પુરુષને જ કયાં છે કે સ્ત્રીઓને પણ હોવો જોઇએ ? બંનેનાં જનસમષ્ટિનાં અંગ તરીકે માત્ર કર્તવ્યો છે. અને એ કર્તવ્ય, જનસમષ્ટિનું હિત એક જ અભ્યાસક્રમ બને કરે એથી સધાય છે કે ભિન્ન કરે એથી ?–એ દૃષ્ટિએ જ નિર્ણીત કરવાનાં છે. હવે ભેદવાદી એ ભૂલી જાય છે કે પુરુષો તેમજ સ્ત્રીઓ પણ મનુષ્ય છે. એક જ સમાજનાં અંગ છે, બંનેએ એકઠાં રહી જીવન જીવવાનું છે, સાથે રહી વિચારની આપલે કરવાની છે, સાથે રહી જીવનનો આનન્દ ભોગવવાનો છે, સાથે રહી કર્તવ્ય કરવાનાં છે. આથી ઉલટું, અભેદવાદી ભૂલી જાય છે કે જેમ પુરુષો તેમજ સ્ત્રીઓ મનુષ્ય છે, એ ખરૂં, પણ મનુષ્ય હોવાની સાથે જ તેઓ સ્ત્રીઓ પણ છે. સ્ત્રીઓ મનુષ્ય છે, પણ પુરુષ નથી; અર્થાત્ એમનામાં મનુષ્યત્વની સાથે સ્ત્રી તરીકે કેટલીક વિશિષ્ટતા છે. સહુ મનુષ્યો પુરુષો જ હોત કે સ્ત્રીઓ જ હોત તે કરતાં આ વિવિધ સૃષ્ટિથી જગત્ વધારે સુન્દર અને સમૃદ્ધ બન્યું છે. અને એ વિશિષ્ટતાને અનુસરી સ્ત્રીઓની કેળવણીમાં પણ પુરુષોની કેળવણી કરતાં કાંઇક વિશિષ્ટતા હોય એ ઇચ્છવા જેવું છે. પણ ભેદવાદી આ વિશિષ્ટતાનો અર્થ એવો કરે છે કે સ્ત્રીએ એ રાંધવું, છોકરાં ઉછેરવાં, અને બહુ તો સીવવું ભરવું ગાવું અને ચીતરવું ! (માત્ર દળવું, ખાંડવું, ઝાટકવું, અને રાંધવું એટલુંજ નથી કહેતા એટલો પાડ ! જો કે આ કામ કરવામાં કાંઇ જ શરમ જેવું તો નથી જ.) પણ વસ્તુતઃ મનુષ્ય તરીકે જનસમષ્ટિમાં સ્ત્રીઓનું સ્થાન છે, અને જનસમષ્ટિના જીવનને વધારે સમૃદ્ધ અને ઉન્નત કરવાનો જેટલો હક પુરુષને છે તેટલો જ સ્ત્રીને છે. ('હક'ની પરિભાષા કોઇ પણ ઠેકાણે ખરી હોય તો તે કર્તવ્યના હકમાં જ ખરી છે.) જગતનાં મહારાજ્યો કેમ ઉદય પામ્યાં અને કેમ અસ્ત પામ્યાં એ જાણવાથી પુરુષ જેમ મનુષ્યત્વ ઉંચું કરી શકે છે તેમ સ્ત્રી નથી કરી શકતી ? મનુષ્યની મનુષ્યતા ઉંચે ચઢાવવા માટે જગતનાં સાહિત્યમાં આલેખાએલાં સૃષ્ટિસૌન્દર્ય અને મનુષ્યહૃદય નીરખવાની જેટલી જરૂર પુરુષને છે તેટલી જ સ્ત્રીને નથી ? ડો. રામને હમણાંજ સૂર્ય-ચન્દ્રની આસપાસ થતાં જળકુંડાળાં, વાદળાંના રંગ અને મેઘધનુષ્યનાં કારણો વિષે કલકત્તાની એશિયાટિક સોસાઇટિ આગળ ચર્ચા કરી હતી. એમાં પુરુષો રસ લે તો સ્ત્રીઓ કેમ ન લે ? આપણા દેશના રાજકીય અને આર્થિક પ્રશ્નો અત્યારે ધગધગે છે, એ સંબંધી પ્રજામત બાંધવામાં શું પુરુષો જ ભાગ લેશે અને સ્ત્રીઓ નહિ લે ? આ ઉપરાંત બાળઉછેર ગૃહવ્યવસ્થા સુઘડતા વગેરે સ્ત્રીઓના ખાસ મનાતા વિષયોને પણ આરોગ્યશાસ્ત્ર, ગૃહરચના, નગરરચના, મ્યુનિસિપેલિટિના નિયમો વગેરે સાથે કેટલો સંબન્ધ છે એ ભૂલવું ન જોઇએ. માટે, સ્ત્રીઓ સારૂ ખાસ શાળાઓ અને મહાશાળાઓ જોઇએ એમ હું મત ધરાવું છું તે પૂર્વોક્ત વિષયને સ્ત્રીકેળવણીમાંથી બાતલ કરવા માટે નહિ, પણ આપણા જનસમાજની પરિસ્થિતિ જોતાં સ્ત્રીઓ માટે અલગ શાળાઓ અને મહાશાળાઓ રચવાથી જ એમની કેળવણીને વિશેષ ગતિ મળશે એવા હેતુથી. અને મ્હારી આ માન્યતાને મદ્રાસ વગેરે પ્રાન્તોમાં

થએલા અનુભવનો ટેકો છે. હું પ્રો. કર્વેના પ્રયત્નને અભિનન્દું છું તે એટલા જ માટે સરકારે સ્ત્રીકેળવણીનો વિચાર પ્રજામાં જાગૃત કર્યો, છતાં એને પ્રજાની જરૂરિયાત પ્રમાણે ઘડવાનો તથા એને જરૂરિયાતને અનુસરી સરળ અને લોકપ્રિય કરવાનો ખાસ યત્ન ન કર્યો, અને તે પ્રો. કર્વેએ કર્યો, તથા પ્રજા ધારે તો પોતાનો પ્રશ્નો પોતાને હાથે ઉકેલી શકે એનું પ્રત્યક્ષ દર્શન એ મહાન દેશસેવકે આપણને કરાવ્યું. જે પ્રયત્ન પ્રો. કર્વેએ કર્યો, જે સંસ્થા એમણે મહારાષ્ટ્ર માટે યોજી અને ગુજરાત માટે ખુલ્લી રાખી, તેવો જ પ્રયત્ન અને તેવી જ સંસ્થા, ગુજરાતની ખાસ સ્થિતિ ધ્યાનમાં લઇ, તથા કર્વે સંસ્થામાં અનુભવથી જે ગુણદોષ જણાયા તે ધ્યાનમાં રાખી, યોગ્ય ફેરફાર સાથે ગુજરાતમાં ન કરી શકાય? ગુજરાત આગળ આ સુચના કાંઇ નવીન નથી; ઘણાં વર્ષોથી પરિચિત છે. છતાં એનું સ્મરણ હું આપને કરાવું છું તે એટલા માટે કે મને આપનું મંડળ એ કાર્યમાં અગ્રેસર થઇ ભાગ લેવા માટે બહુ યોગ્ય જણાય છે. એક તો, આપના મંડળમાં ઘણાં જણો પ્રભુકૃપાથી, હું ધારું છું તે પ્રમાણે, ધનસંપન્ન છો, અને ગુજરાતી સ્ત્રીઓ માટે એક ઉત્તમ મહાશાળા સ્થાપવા સારૂ જોઇતી આર્થિક મદદ આપી શકો એમ છો. બીજું, ગુજરાતમાં અમદાવાદ વડોદરા સુરત વગેરે જુદાં જુદાં ગામમાંથી કયાં એવી મહાશાળા સ્થાપવી એ પ્રશ્ન પણ આપનેનડે એમ નથી.

આજને શુભદિને હું આપને એક જ સુચના કરૂં છું કે આપ સ્ત્રીકેળવણીમાં રસ લેતી ગૂજરાતી બ્હેનોની એક પરિષદ્ ભરો. તે સ્ત્રીકેળવણી ઉપર નિબન્ધો વાંચવા માટે કે સ્ત્રીકેળવણી સંબન્ધી કે સ્ત્રીઓના હક સંબન્ધી વૃથા વિવાદ કરવા માટે નહિ, પણ એ જ પ્રશ્નો વિચારવા માટે, તથા એની યોજના ઘડવા માટે:

(૧) ન્હાનાં ગામોમાં સ્ત્રીકેળવણીનો વિસ્તાર શી રીતે કરવો?

(૨) ગૂજરાતી સ્ત્રીઓ માટે એક મહાશાળા શી રીતે સ્થાપવા?

## બંધ આંખે વાંચન

દક્ષિણ ફ્રાન્સના 'ને' નગરમાં ત્રણ છોકરીઓ રહે છે. તેમની ઉમ્મ ૧૧, ૧૩ ને ૧૪ વરસની છે. આ છોકરીઓમાં એક અદભુત શકતી છે, તે એ કે, તેઓ આંખ બંધ કર્યાં છતાં પણ જોઇ શકે છે. આંખો બંધ રાખીને તેઓ વાંચી શકે છે, સોયમાં દોરો પરોવી શકે છે અને રંગોને ઓળખી શકે છે. ફ્રાન્સના એક વૈજ્ઞાનિકે તેમની પરીક્ષા લીધી હતી. તે જણાવે છે કે આ છોકરીઓને તેમના માથામાંથી દેખાય છે. તેમના માથાની ચામડીમાં એવી શકતી છે કે, તે પ્રકાશના કીરણો ગ્રહણ કરીને મગજ સુધી પહોંચાડી દે છે. તે કીરણો કઇ ચીજ ઉપરથી આવ્યાં છે તેની મગજને ખબર પડી જાય છે.

## આવું વેર ?



ચિત્રકાર: ] કુમાર: " અને એ ન આવે તોય [રા. અ. લ. નાણાવટી.
અહીં શું બગડી જવાનું છે ? "

આવું ઘર ?




ચિત્રકારઃ ]　　રાણીઃ " જોયું ભાઇ ! આ પોષાક કેવો સુંદર છે ? "　　[રા. અ. લ. નાણાવટી.

દીપોત્સવી અંક.　　( પૃષ્ઠ ૧૮૪ )　　નવેમ્બર, ૧૯૨૭.

The Lohanamitra Steam Press Baroda.



# આવું વેર ?

## ( એક ઐતિહાસિક ઘટના )

લેખક: રા તારાચંદ્ર પોપટલાલ અડાલજા,
'વીરની વાતો'ના લેખક.



### ૧. આટલી બધી લાગણી ?

"મહારાજકુમારનો જય! આપને રાજમાતા બોલાવે છે. કહે છે કે અતિ અગત્યનું કામ છે."

એક અનુચરે આવીને જયપુરના રાજકુમારને નમન કર્યું અને રાજમાતાનો સંદેશો સંભળાવ્યો.

"એવું ઉતાવળનું તે શું કામ છે ?"

"હું નથી જાણતો, અન્નદાતા ! હું તો ચીઠ્ઠીનો ચાકર. મને કહ્યું કે કુંવરને લઈનેજ આવજે."

"ઠીક જા, હું હમણુંજ આવું છું." રાજકુમાર વિચારમાં પડ્યો. કદિ નહિ અને આજે અત્યારે—મોડી રાતે રાજમાતા કાં બોલાવે ?

રાજમાતા આતુરતાથી પોતાના પુત્રના આગમનની રાહ જોઇ રહ્યાં હતાં. કુંવર આવ્યો અને તેના મુખ ઉપર હર્ષની છાયા છવાઇ.

રાજમાતા ઉઠ્યાં, અંતરના ઉમળકાથી પોતાના પુત્રના ઓવારણાં લીધાં અને તેની પ્રતાપી મુખમુદ્રા તરફ વાત્સલ્યભરી નજરે જોઇ રહ્યાં.

"કેમ માતા ? આજે અત્યારે મને શા માટે બોલાવવો પડ્યો ?" કુમારે પ્રશ્ન કર્યો.

"એક મહત્વના કાર્ય માટે બેટા ! તારે આવતી કાલે કાશી જવું પડશે."

"શા માટે ?" કુમાર આશ્ચર્યચકિત થયો. "કાશી જવાનું શું કામ ? અને તે પણ કાલેજ શા માટે ?" તે વિચારમાં ઉતરી પડ્યો.

"ભાઇ ! તારા મામા ગંગાજીની યાત્રાએ આવ્યા છે. આજેજ મને ખબર મળ્યા કે તે ચાર પાંચ દિવસમાં પાછા ફરવાનો વિચાર કરે છે. છેક ઘડરથી આટલે સુધી મારા ભાઇ આવ્યા છે તો તે જતાં જતાં બે ચાર દિવસ અહીં આવી જાય તો મારા મનને શાંતિ થાય અને વળી એમાં આપણી શોભા પણ જણાય." રાજમાતાએ ખુલાસો કર્યો.

"કયા મામા ? ઘડરના વીરમદેવજી ? એ તો જબરા ટેકીલા છે ! મેં સાંભળ્યું છે છે કે એણે તો શાહજાદાને પણ પોતાનો હાથ બતાવ્યો હતો અને મોગલ બાદશાહ સામે પણ માથું ઉંચક્યું હતું."*

"તેથીજ હું કહું છું કે એના જેવા વીર નરના આગમનથી જયપુરમાં આપણી પ્રતિષ્ઠા વધશે અને પ્રજાના તારા પ્રત્યેના પૂજ્યભાવમાં વૃદ્ધિ થશે."

---

* જુઓ 'વીર વીરમદેવ' નામની 'વીરની વાતો–ભાગ ત્રીજો' માં પ્રગટ થનારી વાર્તા.

"પણ એ ઇડરનરેશ અહીં આવશે?"

"એ વાત વિચારવા જેવી છે. એટલા માટેજ તને બોલાવ્યો છે. એના મોભાને છાજે તેવી રીતે તેને આમંત્રણ મળવું જોઇએ. તું પોતે જાય તોજ તેનું મન માને અને તે અહીં આવવા હા પાડે."

"એમજ હોય તો હું જવા તૈયાર છું. પરંતુ મારા બાપુને પૂછ્યું?"

"એમની સંમતી તો મેં કયારનીયે લઇ લીધી છે. વીરમદેવ જેવા વીર નર જયપુરને આંગણે પધારે એવો ધન્ય દિવસ ક્યાંથી? મારા ભાઇ તરીકે તો તે કદાચ એમની બહુ દરકાર ન કરે, પરંતુ વીર બંકા તરીકે—એક રજપૂત નર કેસરી તરીકે તેમને વીરમદેવ પ્રત્યે માન છે અને તેથીજ તેમણે વાત કરતાં વેંતજ સંમતી આપી છે."

"એ કદાચ નહિ માને તો?"

"તેથી જ તારી સાથે દિવાનને મોકલવાનો મેં વિચાર રાખ્યો છે. ગમે તેમ તો પણ હજી તું બાળક ગણાય. એમની સાથે કળથી કેવી રીતે વાત કરવી તે એને વધારે આવડે."

"છતાં ન માને તો એની મરજી એમાં આપણે શું કરીયે?" કુમારે તડ ને ફડ કરી નાખવાની વૃત્તિ બતાવી.

"ના, ના, જોજે રખે એમ આકરો થઇ જતો!" રાણી અધીરી બની.

"અને એ ન આવે તોય અહીં શું બગડી જવાનું છે?" કુમારે એક ઘાયે બે ટુકડા કરવા જેવો પ્રશ્ન કર્યો.

"બેટા, તું એ વાતમાં ન સમજે. ગમે તેમ તો પણ એ મારો ભાઇ."

"પણ એ તો તમારો ઓરમાન ભાઇ થાય એમ તમે એક દિ' કહેતા હતા તે?"

"ભલેને ઓરમાન ભાઇ હોય. પણ અમે એકજ બાપના સંતાન કે નહિ? એ અહીં સુધી આવે અને મને મળ્યા વિના જાય તો તો મારો જીવ કપાઇ જાય. બેટા! ગમે તેમ સમજાવીને પણ તેમને અહીં જરૂર લઇ આવજે. એ નહિ આવે તો મને બહુ માઠું લાગશે, અને મનમાં ધોખો રહી જશે."

કુમાર વિચારમાં પડયો. 'લોકો કહે છે કે ઓરમાન ભાઇ બ્હેનમાં કદિ હેત હોયજ નહિ, અને મારા માતુશ્રી તો એમના આ ઓરમાન ભાઇ માટે આટલી બધી સ્નેહભરી લાગણી ધરાવે છે! ત્યારે દુનિયા કહે છે તે ખોટું?'

બીજે દિવસે રાજકુમારે પ્રધાન અને યોગ્ય રસાલા સાથે કાશી તરફ પ્રયાણ કર્યું.

## ૨. આમંત્રણ સ્વીકાર્યું.

ગંગાતીરે હમણાં તો ખૂબ ધામધુમ થઇ રહેતી. સામાન્ય દિવસોમાં પણ એ પાપ મોચની સરિતામાં સ્નાન કરીને પાપનિવારણ કરવાની ઉત્કંઠાથી અનેક યાત્રાળુઓ ત્યાં આવતા, ગંગા સ્નાનનું પૂણ્ય પ્રાપ્ત કરતા અને ગંગાજીના સેવકો—એની ઉપાસના ઉપર જ જીવનનિર્વાહ ચલાવનારા ભૂદેવો યથાશક્તિ દાનધર્મથી સંતોષી તેમના શુભાશિર્વાદો મેળવી જીવનને કૃતકૃત્ય માની લેતા. પરંતુ હમણાં તો ત્યાં જબરી ધામધુમ ચાલી રહી હતી. ઇડરનો રાજવી થોડા દિવસ થયા ગંગાસ્નાન કરવા આવ્યો હતો. રોજ ગંગાજીના જૂદા જૂદા ઘાટે સ્નાન કરીને તે બ્રાહ્મણોને ઉદાર ચિત્તે દાન દેતો; સુવર્ણદાન, રૂપાદાન, વસ્ત્રદાન, ગૌદાન આદિ અનેક પ્રકારનાં દાન દઇને તેણે કાશીના બ્રાહ્મણોને સંતોષ્યા હતા. બ્રહ્મભોજન તો રોજ ચાલતું અને એક પણ બ્રાહ્મણ ભૂલેચૂકે એ ભોજનનો લાભ લેતા ન રહી જાય એની એ પવિત્ર ભાવનાવાળો રાજવી ખાસ કાળજી રાખતો.

આખા ગામમાં વાતો ચાલતી કે 'આતો જેવો શૂરવીર ગણાય છે તેવો દાનવીર પણ

છે! કેવું મોટું મન? પ્રભુએ એને સત્તા આપી તેનું એ ખરું સાર્થક કરે છે! એના કરતાં પણ મોટા રાજાઓ અહીં આવી ગયા છે, પણ આના જેવો દિલગજો કોઈનો નહિ!'

સંતોષાયલા યાચકો તો અહર્નિશ તેના ઉપર આશિર્વાદ વરસાવતા. ગંગાતીરે હમેશાં 'પ્રારનરેશની જય' બોલાતી. વીર વીરમનું નામ આબાળવૃદ્ધ સૌ કોઈની જીભે રમી રહ્યું હતું.

ભૂદેવો આમ પરમ પ્રસન્નતા પ્રાપ્ત કરી રહ્યા હતા તેવામાં તો કાશીમાં બીજા ખુશ-ખબર ફેલાયા કે જયપુરના રાજકુમાર ગંગા-સ્નાન માટે પધાર્યા છે! 'અધિકસ્ય અધિકમ ફલમ્' લોકો એ સૂત્ર ઉચ્ચારવા લાગ્યા. પોતાને જબરો તડાકો પડશે એ વિચારથી તેમને અનહદ આનંદ થયો.

પરંતુ બીજેજ દિવસે તેમણે જાણ્યું કે પોતે એ માન્યતામાં ઠગાયા છે–જયપુરના રાજકુમાર યાત્રાર્થે નહિ, પરંતુ વીરમદેવને આમંત્રણ આપવા આવ્યા છે!

રાજકુમાર વીરમદેવને મળ્યો. પોતાની માતાની ઇચ્છા જણાવી અને જયપુર પધારીને એ નગરને કૃતાર્થ કરવાની વિનંતિ કરી.

વીરમ વિચારમાં પડ્યો. બ્હેન–એક ઓરમાન બ્હેન આટલો બધો વિવેક કરે એમાં જરૂર કંઇ કારણ હોવું જોઇએ. એણે બીજે દિવસે પોતાનો નિર્ણય જણાવવાનું વચન આપ્યું.

વીરમ તે દિવસે ઉંડા વિચારમાં ઉતરી પડ્યો. કોઇ દિવસ નહિ અને આજે એ બ્હેનને પોતાનો આ ઓરમાન ભાઇ ક્યાંથી સાંભરી આવ્યો? વિચાર કરતાં કરતાં પોતાના જીવનના જુના પ્રસંગો તેના સ્મરણમાં તાજા થયા. વર્ષો પહેલાં–એક દિવસ વડાલીયાં સમળેશ્વર તળાવની બાજુએ પોતે મેલાણ કરીને પડ્યો હતો તેવામાં એ બ્હેનનો ભાઇ–પોતાનો ઓરમાન ભાઇ–રાયસિંહ એક દિવસ મૃગયા કરવા નીકળ્યો. એણે એક હિંસક પ્રાણીને બરાબર નીશાની તાકીને ઠાર કર્યું. એનો પ્રચંડ દેહ, એનું માંસળ શરીર, એની તેજસ્વી આંખો, ગૌરવયુક્ત એની મુખમુદ્રા, વીરતાની પ્રતિમા સમો એ રાયસિંહ: એ સર્વ પોતાની નજરમાં ખુંચ્યું. રખેને એ કોઈ દિવસ પોતાની સામે માથું ઉંચકે એવો ભય પેદા થયો, પોતાના માર્ગમાં એ કંટક સમાન જણાયો, એ કંટકને દૂર કરવાનો પોતે નિશ્ચય કર્યો અને એક દિવસે...એક દિવસે...ઓહ!...

તેની આંખે અંધારા આવવા માંડયા. નિષ્કંટક રાજ્ય કરવાની ઇચ્છાથી–રખેને કોઇ દિવસ રાયસિંહ પોતાની ગાદી ખૂંચવી લેવાનો યત્ન કરે એ વિચારથી–પોતે વડાલીથી પાછા ફર્યા બાદ રાયસિંહનો વાંક કહાડીને તરવાર વતે તેને ઠાર કર્યો હતો! એ વખતનું દૃશ્ય તેની નજરે ચડયું. રાયસિંહ પોતાની તરફ દયાભરી નજરે જોઇ રહ્યો હોય, પોતાનો શો દોષ હતો એવો પ્રશ્ન કરી રહ્યો હોય એવો ભાસ થયો અને વીર વીરમનું હૃદય વ્યથીત થયું. 'અરેરે, પ્રભુએ પોતાને આવું શૌર્ય–આવી શક્તિ આપી હતી છતાં આવું કાર્ય કરવાની બુદ્ધિ શાથી થઇ હશે?'

પરંતુ એ વિચાર હવે વ્યર્થ હતો અત્યારે તો જવું કે ન જવું–જયપુરનું આમંત્રણ સ્વીકારવું કે ન સ્વીકારવું એ પ્રશ્ન હતો. એ ઓરમાન બ્હેન પોતાના સગા ભાઇના મૃત્યુનો ડંશ હૃદયમાં રાખે તો? તો તો......

આખી રાત એણે વિચાર કર્યો પરંતુ કંઇજ નિર્ણય થઇ શક્યો નહિ.

બીજે દિવસે પુનઃ રાજકુમારે એ વાત કાઢી.

"ભાણાભાઇ! તમારી માગણી માટે ઉપકાર માનું છું. બ્હેનને પોતાના ભાઇ તરફ ભાવ હોય એટલે એનું દિલ ખેંચાય, પરંતુ મારે હવે ઇડર તરફ તરતજ જવું જોઇએ. ઇડર છોડયાને ઘણા દિવસો થયા." વીરમે વાત ઉડાવવાનો યત્ન કર્યો.

જયપુરના પ્રધાને વાત ઉપાડી લીધી, "મહારાજાધિરાજ! આપને ઉતાવળ હોય એ સ્વાભાવિક છે, પરંતુ આપ કયાં ફરીફરીને અહીં પધારવાના હતા? આટલે સુધી આવ્યા છો તો હવે જયપુર આવ્યા વિના જાઓ તે ઠીક ન કહેવાય?"

"એમાં અઠીક શું છે? એમ દરેક સ્થળે રોકાતા જઇએ તો પછી પાર કેમ આવે?"

"બીજા સ્થળે ન રોકાઓ એ વાત જૂદી છે, પરંતુ જયપુર આવ્યા વિના તો ન જ ચાલે. આપ કુમારશ્રીના મામા, કાશી સુધી આવ્યા અને ભાણેજની ભાળ લીધા વિના એમને એમ ચાલ્યા જાઓ તો જગતમાં કેવું ખોટું ગણાય?"

"પરંતુ ભાણાભાઇ અહીં આવ્યા, મને મળ્યા, બે દિવસ સાથે રહ્યા, પછી એથી વિશેષ શું જોઇયે."

"એમ ન ચાલે મહારાજ! આપના બ્હેનને મળ્યા વિના જાઓ તો એમને કેવું ખોટું લાગે?"

"ખોટું લાગે તો મારાવતી ક્ષમા માગજો; તેમની ભલી લાગણી માટે હું ઓશીંગણ છું, પરંતુ શું કરું, ઇડર પાછા ફરવાની મને બહુજ ઉતાવળ છે."

રાજકુમાર ઓશીયાળો બની ગયો, "મામા! મારા માતુશ્રીએ ખૂબ આગ્રહ કરીને મને કહ્યું છે કે આપને લીધા વિના નજ આવવું. હું એમને એમ પાછો જઉં અને મારે ઠપકો સાંભળવો પડે એ આપને યોગ્ય લાગે છે?"

"અને જયપુરમાં અમારું નાક કપાય તેનો પણ આપે વિચાર કરવો જોઇએ. આપના સત્કારને માટે જયપુરમાં કેટલી ધામધુમ થઇ રહી છે. કેવી તૈયારીઓ ચાલી રહી છે તેનું વર્ણન આપની પાસે શું કરું? આપને કદાચ એ અતિશયોક્તિ જણાશે. આવી તૈયારી કર્યા પછી આપ ન પધારો એટલે અમારી હાંસી થાય અને પ્રજા આગળ અમારે નીચું જોવું પડે એ વધારામાં. આપ તો સમજું છો આથી વિશેષ મારા જેવા અદના આદમીથી આપને શું કહી શકાય!"

અને એ પાસા પોબાર પડયા. વીરમે જોયું કે વસ્તુસ્થિતિ ખરેખર આવી જ હોય તો પછી તેણે જયપુર જવું જ જોઇએ. એણે ઓરમાન બ્હેનનું આમંત્રણ સ્વીકારી લીધું.

### ૩ ઓરમાન તો પણ બ્હેન!

જયપુરમાં આજે જબરી ધમાલ મચી રહી છે. ઇડરનરેશની સ્વારી આજે પધારવાની છે, ગાજતે વાજતે સામૈયું થવાનું છે, રાજવંશી મ્હેમાન આજે જયપુરના રાજમહેલને પાવન કરવાના છે!

દરવાજે નોબત ગડગડી, અને લોકોએ જાણ્યું કે ઇડરનરેશ પધાર્યા. જાતજાતના વાજીંત્રોથી વાતાવરણ ગાજી ઉઠયું.

જયપુરનરેશ દરવાજા સુધી આવ્યા, વીરમદેવને ભેટયા, ખબર અંતર પૂછી, તેના આગમનથી પોતાને થયેલો અનહદ હર્ષ પ્રદર્શીત કર્યો અને પોતાના રાજવંશી હાથી ઉપર રત્નજડીત સોનાની અંબાડીમાં પોતાને પડખે બેસાડયો.

સૂર્યપ્રકાશમાં ચમકતી તરવારો અને ભાલાઓ સાથે બેઠેલા સેંકડો ઘોડેસ્વારોની ટુકડી એ હાથીની આગળ તેમજ પાછળ ગોઠવાઇ ગઇ. સ્વારીને મોખરે ભાતભાતના વાદ્યો વગાડનારા અને બંદીજનો ચાલતા હતા,

અને જયપુરનરેશ તથા ઇડરનરેશની જય બોલાવી રહ્યા હતા. સ્વારીની શોભા જોવા અસંખ્ય માણસો માર્ગની બન્ને બાજુએ ગોઠવાઇ ગયા હતા. માર્ગ ઉપરના મકાનોની અગાશીઓમાં પણ મનુષ્યો ખીચોખીચ ભરાયા હતા. ઇડરનરેશને જોવા માટે જયપુરની દાસીઓ અતિ આતુર બની રહી હતા.

સ્વારી આગળ વધી અને લોકોએ જયધ્વનિથી વાતાવરણ ગજાવી મુક્યું. વીરમદેવને લાગ્યું કે પોતે જયપુર આવવાનું આમંત્રણ સ્વીકાર્યું તે ઠીકજ થયું.

જયપુરમાં વીરમદેવનો સુંદર સત્કાર થયો. જયપુર એટલે કારીગીરીનું ધામ. પીતળમાંનું મીનાકારી કામ, રમકડાં, કોતરકામ, રંગની બાંધણી, રંગકામ, છાપકામ, હાથીદાંતનું કોતરકામ અને એવી અવનવી કારીગીરી માટે જયપુર પંકાય છે. આ કારીગીરીની વસ્તુઓની બનાવટ જોવામાં વીરમદેવને બહુ રસ પડતો, અનેક કારીગીરીની વસ્તુઓ તે ખરીદતો અને જયપુરના કારીગરો આ ઉદાર નરવીર માટે પ્રશંસાના ઉદ્‌ગારો કાઢતા.

જયપુરનરેશે એવી ગોઠવણો કરી હતી કે વીરમદેવને વખત ક્યાં ગયો તે પણ ન જણાય. ભિન્નભિન્ન આકર્ષક સ્થળો, પુરાતન મંદિરો, ભપકાદાર ભવ્ય રાજભુવનો અને મોટા મોટા મનોરમ મહાલયોમાં વારાફરતી તે વીરમને લઇ જતો અને તેનો ઉત્સાહ અને આનંદ જળવાઇ રહે તેવી વ્યવસ્થા રાખતો.

જયપુરની રાણી—વીરમની બ્હેન તો ભાઇ માટે ઓછી ઓછી થઇ જતી. "મારા ભાઇ આવ્યા છે!" એ ઉમળકાભર્યો ઉદ્‌ગાર દિવસમાં દસ વખત એના મુખમાંથી નીકળી પડતો, અને વીરમ સાંભળે તેમ પોતાની દાસીઓને, સેવકોને, અરે ખુદ રાજકુમારને પણ વીરમના આતિથ્યમાં જરા પણ ન્યુનતા ન આવે એવી તાકીદ આપ્યા કરતી. વીરમ બ્હેનનો આવો ભાવ જોઇને દિંગ થઇ જતો.

રાણી વીરમ માટે ભાતભાતના ભોજનો કરાવતી, પોતાને સાંજે જમવાની ગોઠવણ કરતી અને વીરમ તેના આગ્રહને ઠેલી શકતો નહીં. પરંતુ એક વાત તેના મગજમાંથી ખસતી નહોતી, 'રખેને બ્હેન દગો દે! રખેને એના ભાઈ રાયસિંહને મેં માર્યો છે એનું વેર વાળે! ખોરાકમાં વિષ ભેળવી દેતાં એને શી વાર?' જ્યારે જ્યારે એ જમવા બેસતો ત્યારે ત્યારે તેને એ વિચાર આવતો અને એ બહુ કાળજીપૂર્વક પહેલેથી ખાત્રી કરી લેતો. તેનો એક વફાદાર અંગરક્ષક સદૈવ તેની સાથેજ ફરતો. પહેલેથી એ ખાનપાનનો સ્વાદ ચાખીને ખાત્રી કરતો અને ત્યારપછીજ વીરમદેવ એ વસ્તુઓનો ઉપયોગ કરતો.

અનેકવાર તેણે રાણીનું અંતર પારખવાનો યત્ન કર્યો, પણ નિષ્ફળ. જ્યારે જુઓ ત્યારે એ તો શાંત–સ્વસ્થ જ હોય! કોઇ પણ પ્રકારની મુંઝવણને બદલે પોતાના ભાઇના આગમનનો અનહદ આનંદ માત્ર એના ચહેરા ઉપર જણાતો હતો!

આમ આનંદમાં ને આનંદમાં આઠ દસ દિવસ નીકળી ગયા અને જયપુરથી વિદાય થવાનો વખત આવી લાગ્યો. ભાઇએ બ્હેનને પસલી આપીને વિદાય માગી.

"બ્હેન! તમારી લાગણીના શા વખાણ કરૂં. ઓરમાન બ્હેન હોવા છતાં સગી બ્હેન કરતાં પણ તમારો સ્નેહ તો વધારે નીવડયો.

"ભાઇ, એમાં મેં શું પાડ કર્યો? ભલે મા જુદી, પરંતુ આપણે બંને એક જ પીતાના સંતાન કે નહિ. મારે તો ઓરમાન કે સગો ભાઇ જે ગણું તે તમેજ છો. મને 'બ્હેન' કહીને ખરા હેતથી બોલાવનાર તમારા વિના બીજું કોણ છે?"

"એ વાત તો ખરી બ્હેન પણ તમે તો

સગી બ્હેન કરતાં પણ ચડી ગયા. અહીં મારૂં જે સ્વાગત થયું છે તેવું સગી બ્હેન પણ ન કરી શકે. એક વખત ઇડર પધારો ને.!" વીરમે વીવેક કર્યો.

"આવીશું વળી જીવતા હઇશું તો. પણ ભાઇ મેં અહિંના ઉસ્તાદ કારીગરો પાસે હીરા મોતી ટંકાવીને જરીયાન પોશાક તૈયાર કરાવ્યો છે તે તમે સાથે લેતા જાઓ. એ પોશાક જ્યારે જ્યારે તમે પહેરો ત્યારે આ તમારી બ્હેનને યાદ કરજો.

રાણીએ પોતાની દાસીને બોલાવી. એ હાથીદાંતના કોતરકામવાળી નાનીશી પેટી લઇ આવી. એ પેટી ઉઘાડીને રાણીએ તેમાંથી હીરામોતીથી ઝગમગતો જરીયાન પોશાક કાઢ્યો અને દૂરથી જ તે પોતાના ભાઇને બતાવતાં કહ્યું, "જોયું ભાઇ! આ પોશાક કેવો સુંદર છે! ઇડરની ગાદી ઉપર બેસતી વખતે તમે એ ધારણ કરશો તો આખી કચેરી દિંગ થઇ જશે!"

"છે તો ખરેખર એવો, બ્હેન, પણ તમારી પાસેથી કોઇપણ વસ્તુ મને ન ખપે!"

"એ કંઇ મારા પૈસાથી થોડોજ કરાવ્યો છે જે? એ તો તમારા બનેવીએ ખાસ મારી ઇચ્છા અને પસંદગી મુજબ કરાવ્યો છે અને એ તમનેજ આપવાનો છે. બીજા સામાન સાથે હું એ ગોઠવાવી દઇશ. મારૂં આપેલું ન લ્યો પણ એમનું તો માન રાખવુંજ જોઇયે ને!"

વીરમ નીરૂત્તર બન્યો. જયપુરનરેશ પોપાક આપે તેનો અનાદર કેમ કરી શકાય. બ્હેનની સ્નેહભરી માગણીના ફરીફરીને વખાણ કરતો વીરમ જયપુરથી પોતાના રસાલા સાથે વિદાય થયો.

## ૪. ઝેરી પાપાક.

ઇડરથી નીકળ્યાને ઘણો વખત થયેલો હોવાથી વીરમ હવે પોતાની પ્રજાની બાજુ લેવા અધીરો બન્યો હતો. તેણે નિશ્ચય કર્યો કે પરિશ્રમના નીવારણ માટે મુકામ કરવો પડે તે સિવાય બીજા કોઇપણ સ્થળે માર્ગમાં રોકાવું નહિં.

દડમજલ કરતાં તે ઇડરવાડાની સરહદ આગળ ભીલોડા ગામે આવી પહોંચ્યો. ઇડરની સીમ જોતાં–પોતાની ભૂમિ જોતાં તેનો હર્ષ ઉછળ્યો. તેની નજરે ઇડર, ઇડરની પ્રજા, પોતાનો કુટુંબકબીલો વિગેરે ચડયાં. ઇડરનું રાજસિંહાસન યાદ આવ્યું, એ સિંહાસન ઉપર પોતે પોતાની બ્હેને આપેલો પોપાક પહેરીને સર્વ સભાજનોને પોતાની બ્હેનના અનહદ સ્નેહની નીશાની ક્યારે બતાવે એવી અધીરાઇ થઇ અને તેનું મન એ હીરામોતીથી મઢેલા પોષાક તરફ આકર્ષાયું. તેને વિચાર થયો કે એક વખત એ પોષાક પહેરી તો જોઉં? કેવો લાગે છે?

જેમ જેમ એ વિચાર કરતો ગયો તેમ તેમ તેને એ પોપાકના વધુ ને વધુ વિચારો આવતા ગયા. 'કેવો સુંદર પોપાક? જયપુરની કારીગીરી ખરેખર સર્વોત્તમ છે. એ પોપાક જોઇને ઇડરની મારી પ્રજા પણ છક થઇ જશે? કેવું સુંદર ભરતકામ? કેવી અદ્દભૂત કારીગીરી?'

અને ઇડરના એ રાજવીની અધિરાઇ વધતી ગઇ. એ પોપાક તરફના પોતાના આકર્ષણને તે રોકી ન શક્યો. પોતાના સેવકને એ હાથીદાંતની પેટી લાવવાની આજ્ઞા કરી.

સેવક પેટી લઇ આવ્યો, એ પેટી ઉઘાડી અને આજ્ઞાની રાહ જોતો ઉભો રહ્યો.

વીરમે ઝડપ બંધ પોતાનો પોપાક ઉતારી નાખ્યો. હાથીદાંતની એ પેટીમાંનો જરીયાન પોપાક ઉપાડયો અને સપાટાબંધ તે પહેરી લીધો. એ પોશાકમાં જડેલા હીરાના ઝગઝગાટથી ત્યાં પ્રકાશ ફેલાયો.

પરંતુ આ શું? બહાર આટલો પ્રકાશ

અને પોતાના અંતરમાં આમ અંધકાર કાં ફેલાય ? પોતાનું મગજ શૂન્કાર કાં થતું જાય ? અંગમાં આમ દાહ કાં લાગે ?

અસંખ્ય વીંછીના કારમા ડંખ થતા હોય તેવી કારમી વેદના તેને થવા લાગી. વજ્ર સમા કઠણુ કાળજાવાળા એ વીરનરના મુખમાંથી એ અસહ્ય વેદનાથી દુઃખની ચીસ નીકળી પડી. એનો દેહ બળું બળું થઇ રહ્યો.

પેલો સેવક તો દિગ્મુઢ બનીને અવાક ઉભો ઉભો જોઇ રહ્યો.

વીરમની ચીસ સાંભળીને તેના સેવકો દોડતા ત્યાં આવ્યા. "શું છે ? શું છે ? અન્નદાતા ?"

"મારો કાળ આવી લાગ્યો છે, મારા વફાદાર સેવકો ! મારા ભાવીએ મને ભૂલાવ્યો છે. ભલભલાને ભૂ પાનારો તમારો રાજા પોતાની ઓરમાન બ્હેનના દગાનો ભોગ થયો છે. એ બ્હેને આપેલો પોષાક વિષથી ભરેલો છે. એ ઝેરી પોષાક પહેરવાથી મારા અંગેઅંગમાં વિષ વ્યાપી ગયું છે !"

"હેં !" સેવકો આભા બની ગયા. તેઓ એ પોષાક કાઢી નાખવા ગયા.

"રહેવા દો, રહેવા દો, એ કાઢવાથી હવે કંઇજ લાભ નથી. મારા મોતના ડંકા વાગી ચૂકયા છે—એ બ્હેનના સ્વરૂપમાં રહેલી વેરણે વેર વાળ્યું છે ।" દાહથી બળતા વીરમે બળાપો કર્યો.

"આવું વેર ?" સેવકોના અંતરમાંથી એ અબળા તરફ તીરસ્કારના ઉદ્દગારો નીકળી પડ્યા.

"હા, આવું વેર ! પણ એમાં એનો દોષ નથી–દોષ મારો છે. જે ઓરમાન બ્હેનના ભાઇને મેં માર્યો હતો તે બ્હેનના ઉપર અતિ વિશ્વાસ રાખવાનું આવુંજ ફળ મળે. ખરૂં કહ્યું છે કે—

'દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે;
જાય ચુલે ચડી ચતુરાઇ;
હાથ કેરા હથિયાર રહે હાથમાં
એમના એમ કટાઇ.'

મરતી વખતે મને અફસોસ એટલોજ થાય છે કે વીરનરને શોભે એવું મારૂં મૃત્યુ ન થયું. કોઇની સાથે સામી છાતીએ લડતો મુઓ હોત તો મારા આત્માને શાંતિ થાત; જેવી પ્રભુઇચ્છા."

ભલાભલા ભૂપાલોને ધ્રુજાવનાર વીરવીરમ આમ દગાનો ભોગ થયો. એ ઓરમાન બ્હેને પોતાના ભાઇના મરણનું વેર બરાબર વાળ્યું. મોતનો બદલો એણે મોતથી જ લીધો. ભાઇનું વેર વાળવાની પોતે લીધેલી પ્રતિજ્ઞા બરાબર પૂર્ણ કરી.

વીરમનું શરીર બળું બળું થઇ રહ્યું. એ દ્રઢ મનનો નરકેસરી દ્રઢતાપૂર્વક એ કારમી વેદના સાંખી રહ્યો. તેની નાડીએ નાડી તુટવા લાગી, શરીર નીલવર્ણું થતું ગયું, તેનો આત્મા એના દેહનો ત્યાગ કરી ગયો. એનો જીવનદીપક ઓળવાઇ ગયો.

× × ×

વીર વીરમના જીવનનો અંત આણનાર એ ઝેરી પોષાકના ચીરેચીરા કરીને અગ્નિને સ્વાધીન કરવામાં આવ્યો. વીર વીરમના સેવકોએ ભીલોડાના દરવાજા આગળની ટેકરી ઉપર ચંદન કાષ્ટની ચિતા ખડકી અને એ નરકેસરીના મૃતદેહને ત્યાં અગ્નિસંસ્કાર કર્યો.

× × ×

જોતજોતામાં આ ખબર ઇડર પહોંચ્યા. તેની રાણીઓ આ સમાચાર સાંભળતાં જ પતિ પાછળ સતી થઇ.

પણ આના વિકાસમાં વિજ્ઞાનનો શો હિસ્સો છે વિચારવા અત્યારે આપણે બેઠા નથી.

ઉપર કહેલ વાતનું તાત્પર્ય એ છે કે વીસમી સદીના આરંભ લગી પુરુષોએ લગભગ એકલાએજ કરવા માંડેલાં ઘણા કામો હવે સ્ત્રીઓ પણ ધીરે ધીરે હાથમાં લેવા લાગી. થોડી સંખ્યામાં-પુરુષોના કરતાં તો ઘણીજ થોડી સંખ્યામાં-છતાં પુરુષોના જેવીજ કેળવણી, તાલિમ ને સજ્જતા સ્ત્રીઓ પણ પ્રાપ્ત કરવા લાગી. ઘણી વાર પુરુષોના જેટલીજ ઉંચી ભૂમિકા તેઓ પ્રાપ્ત કરતી. કેટલીક વાર પુરુષોનેય મ્હાત કરતી. કેટલીક વાર તેજ પ્રદેશમાં નૂતન ચાતુર્ય કે નવીન સિદ્ધિ પણ પ્રકટ કરતી.

આ સ્ત્રીઓએ વિજ્ઞાન પ્રદેશમાં એક સુન્દર પ્રતિનિધિ આપ્યો. લગભગ એકજ. તે **મેડમ કયુરીના** નામથી જગદ્વિદિત છે.

મૂળ પોલંડની રહીશ. વૉરસોમાં સન ૧૮૬૭ જન્મ લીધો. મેરી સ્કલોડોવ્સ્કા પછીથી સંયોગ બળથી ફ્રાન્સ ગઇ. પેરિસની વિખ્યાત યુનિવર્સિટિમાં-સોરબોંમાં પ્રો. કયૂરી ભૌતિકશાસ્ત્રના પ્રોફેસર હતા. હેમની પાસે લેબોરેટરીમાં કામ કરવા નોકર તરીકે રહી: કામ કર્યું ને કામણ પણ કર્યું. કેવળ પ્રોફેસર સાહેબની ઉપરજ નહિ-પણ યુનિવર્સિટીની ઉપર તથા વિજ્ઞાનની આખી આલમની ઉપર.

પ્રો. કયૂરીએ સહાયકને સહચારિણી બનાવી. પ્રોફેસર ને મેડમ કયૂરી બન્ને ભેગાં મળીને સૃષ્ટિનાં રહસ્યો વિજ્ઞાનની પદ્ધતિથી તપાસવા મંડયાં.

એમની સ્થુળ સંતતિની વાત કાંઇક સાંભળી છે, પણ યાદ રહી નથી. પણ આધિભૌતિક સંતતિને તો દરેક વિજ્ઞાનશાસ્ત્રી સારી રીતે જાણે છે; વિજ્ઞાનની આલમની બહારની દુનિયા પણ ચકિત હૃદયથી સાંભળે છે ને યાદ રાખે છે,

એ સંતાન તે રેડિઅમની શોધ. પૃથ્વી ઉપરના સઘળા પદાર્થોમાં રેડિઅમ સૌથી વધારે અદ્ભુત. રસાયનશાસ્ત્રીએ તે વખતે પારખેલાં ૭૦-૭૫ મૂળતત્વોમાં બેશક સૌથી વિશેષ ચમત્કારિક ને આકર્ષક. રેડિઅમની શોધે ભૌતિકશાસ્ત્રીઓને ખૂબ ગોટાળામાં નાંખ્યા: એવા નવીન એના ગુણો હતા. શરીરશાસ્ત્રીઓ ને વૈદ્યો પણ ચકકરમાં પડયા છે- આવા પદાર્થનો મહારોગોના ઇલાજ તરીકે કેવી રીતે ઉપયોગ કરવો ?

રેડિઅમના ગુણકીર્તન કરવાનું આ સ્થાન નથી. પણ રેડિઅમની શોધ કેટલી મહત્વની હતી તે કાંઇક દર્શાવવાને જ થોડા શબ્દો લખ્યા છે. વિશેષ કહેવાની શી જરૂર છે ? આ દંપતી આ શોધને પરિણામે નોબેલ-પારિતોષક મેળવી જગતમાં અખંડ કીર્તિ પામ્યાં.

વૈજ્ઞાનિક તરીકે જેમ પ્રથમ પંક્તિ તેઓએ મેળવી, તેમ જ દંપતી તરીકે પણ- આ અનુપમ સહચારને લીધે તેઓનું નામ ચિરસ્મરણીય રહેશે.

આજે પણ મેડમ કયૂરી હયાત છે. આજે પણ સોરબોંમાં ફિઝિકસના પ્રોફેસર- ભૌતિકશાસ્ત્રના મુખ્ય અધ્યાપકનું પદ તે ભોગવે છે. એમના પતિ થોડાં વર્ષ ઉપર- લગભગ ૨૧ વર્ષ ઉપર-અકસ્માતથી ગુજરી ગયા; યુનિવર્સિટિને એમની જગ્યાને માટે મેડમ કયૂરી જેવું લાયક બીજું કોણ મળે !

વીસમી સદી, હજી તો સત્તાવીશ વર્ષની જ થઇ છે, પણ તેટલામાં તો વિજ્ઞાનના ચમત્કારોની તો જાણે પરંપરાજ નીકળી પડી છે. પણ, એક રીતે, એ સૌને અગ્રે રેડિઅમની શોધ આવે છે.

રેડિઅમમાં જાણે જીવનનું જ કાંઇ ગૂ

મહાતત્ત્વ ભરાયું હોય, જાણે મેડમ ક્યૂરીએ પોતાના સ્પર્શથી એને અન્ય તત્ત્વોના કરતાં વિલક્ષણ બનાવી દીધું હોય તેમ, પુરુષોએ ખોળી કાઢેલાં અન્ય મૂળતત્ત્વોની અંદર, આ સ્ત્રીના સ્પર્શથી અવતાર પામેલું રેડિઅમ મૂળતત્ત્વ તદ્દન અનેરું ને મોહભર્યું સ્થાન લે છે. હજી આપણે રેડિઅમ વિષે ઘણું વધારે સંભાળીશું.

× × ×

વીસમી સદીમાં પણ મેડમ ક્યૂરીની હારમાં મૂકી શકીએ એવી કોઇ અન્ય સ્ત્રી શોધક થઇ નથી. વિજ્ઞાનના આ કે અન્ય વિભાગમાં પણ.

બે ત્રણ ન્હાના નામો યાદ આવી જાય તો પણ તે નથી મેડમ ક્યૂરીની બરોબર, કે ખરેખાત, નથી અન્ય પુરુષ શોધકોની બરોબર,

પણ મેડમ ક્યૂરી એતો અગ્રેસર છે. "પાયોનીઅર" છે. વીસમી સદી પૂરી થાય તે પહેલાં બીજી સ્ત્રીઓ એવો હિસ્સો આપનાર નીકળે એ તદ્દન સંભવિત છે. ચિન્હો અનુકૂળ છે.

હવે કેટલીય બાળાઓ યુનિવર્સિટીની ઉચ્ચામાં ઉંચી ડીગ્રી લગી ભણે છે. ધીરે ધીરે કપરા-શુષ્ક વિષયોમાં પણ તેઓ પ્રવીણતા મેળવે છે. ન્હાની ન્હાની શોધો કરી "ડૉક્ટર" ની ઉંચામાં ઉંચી ડીગ્રી પામેલીઓ પણ ઘણી છે. મ્હેં તેવી ઘણી યુનિવર્સિટિઓમાં જાતે દીઠી છે.

બીજી પચીસી પૂરી થતામાં તો જરૂર સ્ત્રીઓએ વિજ્ઞાનના વિકાસમાં વધારે સીધો, વધારે આગળ પડતો ભાગ લીધો હશે.

× × ×

આ સમાપ્ત કરતા પહેલાં એક વાત ઉમેરવી આવશ્યક છે. "શોધખોળ કરી સીધો ભાગ લીધો હોય તોજ સ્ત્રીઓનો વિજ્ઞાનના વિકાસમાં હિસ્સો ગણાય ?"

પુરુષ-શોધકોની માતા તરીકે, પત્ની તરીકે, પુત્રી વા મિત્ર તરીકે, સ્ત્રીઓએ જે પ્રેરણા આપી છે, સ્ત્રીઓએ જે ઉત્તેજન આપ્યું છે, સ્ત્રીઓએ જે સગવડ કરી આપી છે, જાતભોગથી પણ ઘણીવાર જે સંશોધનો ચાલુ રખાવ્યાં છે; અને ઘણીવાર પોતે જાતે રસ લઇ સહચારિત્વ પણ સ્થાપ્યું છે; જેના ઘણાય પ્રસંગો વિજ્ઞાનવિદોની જીવનીઓમાં તથા ગ્રન્થોની અર્પણપત્રિકાઓમાં અંકિત થયા છે, જેનો ઘણીવાર વિજ્ઞાનવિદ્ પુરુષોએ પોતેજ મુક્તકંઠે ને સાભાર સ્વીકાર કરેલો છે; અને જે સર્વ સહચાર ને સેવાની ખરી હકીકતો તો સંપૂર્ણતાથી કોઇ કાળે ઇતિહાસને પાને નહિ ચઢે, છતાં જે અવિસ્મરણીય રહેશે—કારણ કે તે માનવહૃદયના પટ ઉપર ઉંડા સ્નેહભાવે કોતરાયલી છેઃ—એ સર્વ શું હિસ્સો નથી ?–જેઇએ તેવો હિસ્સો નથી ?

કયો પુરુષ તે હિસ્સાની કીંમત ઓછી ગણશે ? કયી સ્ત્રી આ હિસ્સાને માટે મગરૂર નહિ થાય ?

× × ×

છતાં આથી વિશેષ હિસ્સો આપવા સ્ત્રીજન ઇચ્છે, યોગ્યતા છે તેને કેળવે, બરોબર રીતે તૈયાર થાય, તો માર્ગ ખુલ્લો છે. પુરુષો વધાવી લેવા તૈયાર છે.

" गुणाः पूजास्थानं गुणिषु
न च लिङ्गं न च वयः ॥ "






લેખકઃ સ્વ. છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર.

'અરે સાંભળો છો કે? આ કોઇ આવ્યું છે.' કુલીકાકીની બૂમ સાંભળી મકનકાકા કાછડી ખોસતા ખોસતા ઘરમાંથી બહાર આવ્યા.

'જેશ્રીકૃષ્ણ શેઠ સાહેબ' આવનાર ગૃહસ્થે કહ્યું. 'જેસીકરન! કેમ, શું હુકમ લાવ્યા છો?' મકનકાકા એ પૂછ્યું.

'હુકમ તો કશોયે નથી. પણ તમને તસ્દી આપવા આવ્યા છીએ.'

'બોલો સી તસ્તી છે!'

'તસ્દી તો એમ છે કે આપણી ન્યાતના ત્રણ ચાર સાહેબોએ એવો વિચાર કીધો છે કે તમારા જેવા લાયક ગૃહસ્થે મ્યુનિસિપાલિટીની મેમ્બરશીપ હાથ કરી આપણી ન્યાતનું નાક રાખ્યું એટલુંજ નહિ પણ આપણા આ વહાલા વતન સુરતનીયે નોક જાળવી તે માટે. તમને મુબારકબાદી આપવા સારૂ આપણી ન્યાત નો એક મેલાવડો ન્યાતની વાડીમાં કરવો.' આવનાર ગૃહસ્થની અટક મી. ગલગોટા હતી તેમણે કહ્યું.

'વાહ વિવાહથી રૂડું સું? પણ હકરીની વાત એમ છે કે આ મિનિહિપાલિટીના મેમ્બર થતાં ખરચનો હિસાપ કઢાવરો તો આજદિન સુધીમાં હદરીનો બે હજાર હુધી તો તે પૂગ્યો છે ને હજી નાથીઆનો આંકરો ઉમેરવાનોજ છે તે આવા દુકાળના વખતમાં તમે વળી કહાં અધિકમાસ લાવી લાયખો!' મકનકાકાએ કહ્યું. એ સમજ્યા કે મુબારકબાદીનો મેલાવડો એટલે કંઇ ન્યાતમાં એસ્જીત જમાડવાની વાત હશે! મી. ગલગોટા કંઇ કાચા નહિ હતા. એમણે એ તાર પકડી લીધો અને પતંગ ચગાવવા માંડયો!

'અરે શેઠ, તમારા જેવાને વળી દુકાળ શો ને અધિક માસ શો! બે હજાર થયા ત્યાં બસો ત્રણસો વધારે! એમ શું કરો છો શેઠીઆ! કેવું મજેનું નામનું નામ રહી જાય ને વળી વાહ વાહ કહેવાય તે તો જૂદી! માની જાઓ શેઠ બસો ત્રણસો તો આજે ખરચેલાં આવતી કાલે મળી આવશે: પણ ગયા અવસર ને વણસેલા મેહુલા પાછા આવશે નહિ! પછીતો સાહેબની જેવી મરજી,' મી. ગલગોટાએ બાજી ગોઠવવા માંડી.

પણ મકનકાકા આવી મહત્ત્વની બાબતમાં કઇબાની સલાહ લીધા વગર કોરે પાને મતું આપે એવા કાચા નહતા. એમણે કહ્યું 'એને પૂછીને સલાહ પડહે તેમ કરીહું. તમે પાછા કાલે આ વખતે આવજો.'

'એને પૂછો! ચારને પૂછો! પણ ત્રણસો ચારસો—'

'તનસો ચારસો! હમણાં તો તમે બેસો તનસોની વાત કરી!'

'અરે શેઠ! સો આમ કે સો તેમ! હિસાબ કોણ કઢાવવા ગયું છે કે આટલા થશે! બને તેટલી કરસથી કામ કરીશું અને વધશે તે ન્યાતના ફંડમાં જમા કરાવીશું! એતો ઘી ક્યાં ઢોળાયું તો કે ખીચડીમાં ને ખીચડીમાં!

ચાલો બેસો. જેશ્રીકૃષ્ણ! કાલે પાછો આ વખતે આવીશ.' વધારે વાત કરવામાં વખતે મામલો વણસી જાય એ બ્હીકે મી. ગલગોટાએ હવે રૂખસદ લેવી ઠીક ધારી. એ ગયા કે લાગલાજ મકનકાકા રૂક્ષ્મા પાસે આવ્યા.

'કંઇ હાંભળ્યું? આ, નાતવાળા તો ઓચ્છવની વાત લાઇવા છે! મ્હારા મનમાં કે તમારી સલાહ વીના એકદમ હા પાડી દેવી નહિ તેથી: પાછા કાલે બોલાયવા છે!'

'તે ઘેર દીકરો શો પરણ્યો કે ઓચ્છવ લેવા નીકળ્યા!' રૂક્ષ્માએ પૂછ્યું.

'એતો કે'છ કે મેમ્બર થયા તેની ખુશાલીમાં!' મકનકાકાએ કહ્યું.

'એતો કે'સ્તો! કંઇ ખરચનો આંકડો કહાયડો! ધારી દુધ્પાક કરીએ તોએ પાતળ દીઠ રૂપિઓ ગણતાંયે કેટલા રૂપિયા થાય! એ નાતવાળા તો નવરા મૂવા!' રૂક્ષ્માએ કહ્યું.

'મ્હેં મનમાં ને મનમાં હિસાબ ગોઠવી કહાયરો તો લાગે છ કે તનસોથી વધારે નઇ થાય! આપણી નાત કેટલી ને વાત કેટલી?'

આખરે ભારે લમણાઝીક પછી ઠર્યું કે મકનકાકાએ ન્યાતને ઓચ્છવ કરવાની હા પાડવી. ઓચ્છવ કરવાની તરફેણમાં રૂક્ષ્માને જબ્બરમાં જબ્બર દલીલ એ જડી કે મકનકાકાને ત્યાં આવતાં પાંચ છ વરસ સુધી બીજું કોઇ શુભ કારજ આવતુંજ નહિ હતું. એટલે ચાલી ચલાવીને આવેલો ઓચ્છવ જમાડવાનો આ પ્રસંગ હાથથી જવા નહિ દેવો. બીજે દિવસે વખતસર મી. ગલગોટા 'જેશ્રીકૃષ્ણ' કરતા આવી બેઠા. 'કેમ શેઠ શો વિચાર કીધો? તમારી પાસેથી નીકળીને હું આપણા ન્યાતના શેઠને મળ્યો અને બીજે પણ બે ત્રણ ઠેકાણે જઇ આવ્યો. બધાઓએ કહ્યું કે આ પ્રસંગ ચુકવા જેવો નથી!'

'ઠીક જોકારો તેરે! આઇવા તેરે. હું લાઇવાછ ને જેઇ તેરે હું લૈ જવું છ! કહાં રાંનનો નાચ કરવવામાં પૈહા લાખવાના છે જે!' મકનકાકા જીવનાં દિલાવર થઇ ગયા.

'અરે શેઠ રાંડનો નાચ કેવો ને વાત કેવી! એતો વારૂ! આજે તમે મ્યુનિસિપાલિટીના મેમ્બર થયા ને કાલે ઉઠીને લેજીસ્લેટીવ કૉઉન્સીલના યે મેમ્બર થાઓ એમ અમ્હે શ્રી ઠાકોરજી પાસે માંગીએ છીએ. પણ આવા રૂડા પ્રસંગો એમને એમ જવા દઇએ, તો નાતવાળાને કેવું નીચું જોવાનું થાય! સુઉઉ!" કરીને મી: ગલગોટા ધોતીઆને છેડે પંખો ખાવા લાગ્યા.

'ઠીક તેરે હહરીનાં ગોરને બોલાવી હાજનાના નોતરા દેવાડી લાખો.'

'અરે શેઠ! એમાં સાજના બાજનાની કંઇ જરૂર નથી. આ કયાં વેડ ઉઘરાવીને કરવાનું છે કે તેની વાત. બધું ઇંગ્લિશ સીસ્ટમ પ્રમાણે કરવાનું છે. એ બધું અમ્હે ઉકેલી દઇશું! તમે તમારે જોયા કરો. અને તમારે આ બાબતમાં બહુ હોહા કરવી નહિ. લોકો નહિ તો તમને પીંખી ખાશે કે માનચાંદના તમે ભૂખ્યા છો. અને, હાં શું કહેતો તો હું! અરે હા યાદ આવ્યું. એક ત્રણસો રૂપિઆ મ્હને આપી રાખો કે ગાલ્લું આગળ ચાલતું થઇ જાય! તમારે જોઇએ તો ન્યાતના શેઠને ત્યાં મોકલાવો. મ્હને એમાં અડચણ નથી!'

જ્યાં સુધી વાત સુકેસુકી ચાલતી હતી ત્યાં સુધી તો બધું ઠીક ચાલ્યું પણ જ્યાં રૂપિયાની વાત આવી ત્યાં મકનકાકાનું 'એનજીન સીક' પડી ગયું. 'રૂપિયા! એની હું જરૂર છે અત્તારથી? નાથીઆને તેયાં મ્હારૂં ખાતું છે તેયાંથી હું ભાવ બાવ પહીને અનાજ પાની તો મોકલી દઇસ. પછી આ અરચુરણ પરચુરણના સો રૂપિયા તો બસ છે! મકનકાકાએ કહ્યું.

'અરે શેઠ અમને તો તમારો વિશ્વાસ છે. ખાવા પીવાની સર્વ ગોઠવણ અમે કરી લઇશું. હાલ જોઇએ તો સો રૂપિઆ આપજો. બાકીના રૂપિઆ હિસાબ જોઇને આપજો. પછી કાંઇ



# મકનકાકાને "માનપત્ર"

લેખકઃ રા. છોટાલાલ દાહ્યાભાઈ જાગીરદાર.

'અરે સાંભળો છો કે? આ કોઇ આવ્યું છે.' ફુલીકાકીની બૂમ સાંભળી મકનકાકા કાછડી ખોસતા ખોસતા ઘરમાંથી બહાર આવ્યા.

'જેશ્રીકૃષ્ણ શેઠ સાહેબ' આવનાર ગૃહસ્થે કહ્યું. 'જેસીકરસ્ન! કેમ. સું હુકમ લાઇવા છો?' મકનકાકા એ પૂછ્યું.

'હુકમ તો કશોયે નથી. પણ તમને તસ્દી આપવા આવ્યા છીએ.'

-'બોલો સી તસ્તી છે!'

'તસ્દી તો એમ છે કે આપણી ન્યાતના ત્રણ ચાર સાહેબોએ એવો વિચાર કીધો છે કે તમારા જેવા લાયક ગૃહસ્થે મ્યુનિસિપાલિટીની મેમ્બરશીપ હાથ કરી આપણી ન્યાતનું નાક રાખ્યું એટલું જ નહિ પણ આપણા આ વહાલા વતન સુરતાયે નાક જાળવી તે માટે તમને મુબારકબાદી આપવા સારૂ આપણી ન્યાત નો એક મેળાવડો ન્યાતની વાડીમાં કરવો.' આવનાર ગૃહસ્થની અટક મી. ગલગોટા હતી તેમણે કહ્યું.

'વાહ વિવાહથી રૂડું સું? પણ હહરીની વાત એમ છે કે આ મિનિસિપાલિટીના મેમ્બર થતાં ખરચનો હિસાપ કહાવરે તો આજદિન સુધીમાં હહરીનો બે હજાર સુધી તો તે પુગ્ગો છે ને હજી નાથીઆનો આંકરો ઉભોજ છે તે આવા દુકાળના વખતમાં તમે વળી કહાં અધિકમાસ લાવી લાયખો!' મકનકાકાએ કહ્યું. એ સમજ્યા કે મુબારકબાદીનો મેળાવડો એટલે કંઇ ન્યાતમાં એચ્છવ જમાડવાની વાત હશે! મી. ગલગોટા કંઇ કાચા નહિ હતા. એમણે એ તાર પકડી લીધો અને પતંગ ચગાવવા માંડયો!

'અરે શેઠ, તમારા જેવાને વળી દુકાળ શો ને અધિક માસ શો? બે હઝાર થયા ત્યાં બસો ત્રણસો વધારે! એમ શું કરો છો શેઠીઆ! કેવું મઝેનું નામનું નામ રહી જાય ને વળી વાહ વાહ કહેવાય તે તો જુદી! માની જાઓ શેઠ બસો ત્રણસો તો આજે ખરચેલાં આવતી કાલે મળી આવશે. પણ ગયા અવસર ને વણસેલા મેહુલા પાછા આવશે નહિ! પછી તો સાહેબની જેવી મરજી,' મી. ગલગોટાએ બાજી ગોઠવવા માંડી.

પણ મકનકાકા આવી મહત્ત્વની બાબતમાં ફઇબાની સલાહ લીધા વગર કોરે પાને મતું આપે એવા કાચા નહતા. એમણે કહ્યું 'એને પૂછીને સલાહ પડહે તેમ કરીહું. તમે પાછા કાલે આ વખતે આવજો.'

'એને પૂછો! ચારને પૂછો! પણ ત્રણસો ચારસો—'

'તનસો ચારસો? હમણાં તો તમે બેસો તનસોની વાત કરી!'

'અરે શેઠ! સો આમ કે સો તેમ! હિસાબ કોણ કહાડવા ગયું છે કે આટલા થશે! બને તેટલી કરસથી કામ કરીશું અને વધશે તે ન્યાતના ફંડમાં જમા કરાવીશું! એતો ઘી ક્યાં ઢોળાયું તો કે ખીચડીમાં ને ખીચડીમાં!

ચાલો બેસો જેશ્રીકૃષ્ણ ! કાલે પાછો આ વખતે આવીશ ! વધારે વાત કરવામાં વખતે મામલો વણસી જાય એ બ્હીકે 'મી. ગલગોટાએ હવે રૂખસદ લેવી ઠીક ધારી. એ ગયા કે લાગલાજ મકનકાકા રૂપબા પાસે આવ્યા.'

'કંઇ હાંભળ્યું ? આ, નાતવાળા તો ઓચ્છવની વાત લાવ્યા છે ! મ્હારા મનમાં કે તમારી સલાહ વીના એકદમ હા પાડી દેવી નહિ તેથી પાછા કાલે બોલાવ્યા છે !'

'તે ઘેર દીકરો શો પરણ્યો કે ઓચ્છવ લેવા નીકળ્યા ?' રૂપબાએ પૂછ્યું.

'એતો કે'છ કે મેમ્બર થયા તેની ખુશાલીમાં !' મકનકાકાએ કહ્યું.

'એતો કે'સ્તો ! કંઇ ખરચનો આંકડો કહાયડો ! ધારી દુધપાક કરીએ તોએ પાતળ દીઠ રૂપિઓ ગણતાંયે કેટલા રૂપિયા થાય ! એ નાતવાળા તો નત્ત્રા મૂવા !' રૂપબાએ કહ્યું.

'મ્હેં મનમાં ને મનમાં હિસાબ ગોઠવી કહાડ્યો તો લાગે છ કે તનસોથી વધારે નઇ થાય ! આપણી નાંત કેટલી ને વાત કેટલી ?'

આખરે ભારે લમણાંઝીક પછી ઠર્યું કે મકનકાકાએ ન્યાતને ઓચ્છવ કરવાની હા પાડવી. ઓચ્છવ કરવાની તરફેણમાં રૂપબાને જબ્બરમાં જબ્બર દલીલ એ જડી કે મકનકાકાને ત્યાં આવતાં પાંચ છ વરસ સુધી બીજું કોઇ શુભ કારજ આવતુંજ નહિ હતું એટલે ચાંલી ચલાવીને આવેલો ઓચ્છવ જમાડવાનો આ પ્રસંગ હાથથી જવા નહિં દેવો. બીજે દિવસે વખતસર મી. ગલગોટા 'જેશ્રીકૃષ્ણ' કરતા આવી બેઠા. 'કેમ શેઠ શો વિચાર કીધો ? તમારી પાસેથી નીકળીને હું આપણા ન્યાતના શેઠને મળ્યો અને બીજે પણ બે ત્રણ ઠેકાણે જઇ આવ્યો. બધાઓએ કહ્યું કે આ પ્રસંગ ચુકવા જેવો નથી !'

'ઠીક જોકાવો તેરે ! આઇવા તેરે. હું લાઇવાછ ને જેહું તેરે હું સૈ જવું છ ! કહાં રાંનનો નાચ કરવામાં પૈહા લાખવાના છે જે !' મકનકાકા જીવના દિલાવર થઇ ગયા.

'અરે શેઠ રાંડનો નાચ કેવો ને વાત કેવી ! એતો વારૂ ! આજે તમે મ્યુનિસિપાલિટીના મેમ્બર થયા ને કાલે ઉઠીને લેજીસ્લેટીવ કોઉન્સીલના યે મેમ્બર થાઓ એમ અમ્હે શ્રી ઠાકોરજી પાસે માંગીએ છીએ. પણ આવા રૂડા પ્રસંગો એમને એમ જવા દઇએ, તો નાતવાળાને કેવું નીચું જોવાનું થાય ! સુકઉ ! " કરીને મી. ગલગોટા ધોતીઆને છેડે પંખો ખાવા લાગ્યા.

'ઠીક તેરે હહરીના ગોરને બોલાવી હાજનાના નોતરા દેવાડી લાખો.'

'અરે શેઠ ! એમાં સાજના બાજનાની કંઇ જરૂર નથી. આ કયાં ફંડ ઉઘરાવીને કરવાનું છે કે તેની વાત. બધું ઇંગ્લિશ સીસ્ટમ પ્રમાણે કરવાનું છે. એ બધું અમ્હે ઉકેલી દઇશું ! તમે તમારે જોયા કરો, અને તમારે આ બાબતમાં બહુ હોહા કરવી નહિ. લોકો નહિ તો તમને પીંખી ખાશે કે માનમર્યાદના તમે ભૂખ્યા છો. અને હાં શું કહેતો તો હું ! અરે હા યાદ આવ્યું. એક ત્રણંસો રૂપિઆ મ્હને આપી રાખો કે ગાલ્લું આગળ ચાલતું થઇ જાય ! તમારે જોઇએ તો ન્યાતના શેઠને ત્યાં મોકલાવો. મ્હને એમાં અડચણ નથી.'

જ્યાં સુધી વાત સુકકે સુકકી ચાલતી હતી ત્યાં સુધી તો બધું ઠીક ચાલ્યું પણ જ્યાં રૂપિયાની વાત આવી ત્યાં મકનકાકાનું 'એન-જીન સીક' પડી ગયું. 'રૂપિયા ! એની હું જરૂર છે અત્તારથી ? નાયીઆને તેંયાં મ્હારૂં ખાતું છે તેંયાંથી હું ભાવ બાવ પઠીને અનાજ પાની તો મોકલી દઇસ. પછી આ અરચુરણ પરચુરણના સો રૂપિયા તો બસ છે ! મકનકાકાએ કહ્યું.

'અરે શેઠ અમને તો તમારો વિશ્વાસ છે. ખાવા પીવાની સર્વ ગોઠવણ અમે કરી લઇશું. હાલ જોઇએ તો સો રૂપિઆ આપજો. બાકીના રૂપિઆ હિસાબ જોઇને આપજો. પછી કાંઇ

છે ? કંઇ રૂપિઆ લઇને ભાગીતો નહિ જાઇ એને ? ' મી. ગલગોટા જરા ઉંચા ગયાં !

' એમ હહરીનો ફોન કે'ય કે તમે રૂપિયા લઇને નાહી જહો ! વારૂ ઠીક તેરે આજે હાંજના હું દર્શન કરવા જાઇશ તેરે રૂપિયા નાતના હેઠને આપતો આવા. ' મકનકાકાએ કહ્યું.

' ભલે તેમ તો તેમ. હું શેઠને મળીને આમંત્રણપત્રિકા ને માનપત્ર વગેરે છાપવાનું કામ કાલથીજ શરૂ કરી દઇશ.

' એમાં છપાવવાનો હું કામ ખરચ કરવો જોઇએ.નાતગોરને દાના આપીએ છ તે અમથા?'

' મુરબ્બી ! આ બધું કામ ઇંગ્લિશ સીસ્ટમથી કરવાનું છે. તમે એમાં નહિ સમજો ! તમે તમારે તૈયાર થઇને ' પાટલે ' આવીને બેસજો કે થયું !'

' એ ઇંગલીસ ફીંગલીસમાં હું નહિ હમજું ! જોઇએ તેમ ફોડો માથું ને કહારો રાતું ! હું ને છોકરાઓ તો પાટલે આવીને બેહવાના ધની! ઘરમાંથી ' એ તો નાતમાં કસે જતીજ નથી કે તેની પીરા ! '

' અરે સાહેબ ! ફૂલીબ્હેન વગર તો ત્યાં પાટલો નહિ ઘરે ! ભલે એ કંઇ નહિ ખાય, પણ આવીને જૂએ તો ખરા ! પૈસા તમ્હે ખરચો ને ' ઘરનાં છોકરાં ધંટી ચાટે ' વાળી વાત કેમ બને ! ' મી. ગલગોટાએ ભરમમાં વાત કરી

' એ આવે તો અહીં કયા હહરીનાને તેનો ના છે. પણ વારૂ બૈરાના પંગત..."

' બૈરા મરદ એકકાજ બેસશે ! ચાલો બેસો શેઠ જેશ્રીકૃષ્ણ ! દિવસ બિવસ નક્કી કરીને હું તમને પાછો મળીશ. ' એમ કહી મી. ગલગોટા વિદાય થયા.

સાંજનાં દર્શન કરીને કહ્યા મુજબ, મકનકાકા સો રૂપિયા લઇને ન્યાતના શેઠને ત્યાં ગયા.

' આવો શેઠ ! આવો શેઠ ! કંઇ ઘણે દહાડે ! ' શેઠે આવકાર આપતાં કહ્યું.

' હું કરીએ. નાતના હેઠ તમ્હે પયરા એટલે આવવા વગર કૈં છૂટકો છે ! ' મકનકાકાએ ગાદી પર તકીઆને અઢેલી બેસતાં કહ્યું..

' બોલો શેઠ શો હુકમ છે ! '

' હુકમ, તો બીજો કૈં નહિ પણ આ રૂપિયા લઇને આઇવો છ ! ' મકનકાકાએ ખીસામાંથી રૂપિયા કહાડતા કહ્યું.

' અરે હા ! મી. ગલગોટા આજે કંઈ બબડતા હતા ખરા કે તમે મેમ્બર થયા તેની ખુશાલીમાં ન્યાતમાં કંઇ કરવા માંગો છો ! રૂપિયા મૂકતા જાવ. એ આવશે એટલે એને પૂછીને જે વ્યવસ્થા કરવાની હશે તે કરીશું. વારૂ ! ફુલકોરબ્હેન કેમ છે ! અને છોકરાંઓ ખુશીમાં તો ખરા ને ? ' શેઠે રૂપિયા લેતા લેતા પૂછ્યું.

' બધા ખુશીમાં છે ! . આ હવરે હો રૂપયા આઇલા છે; બીજા રૂપિઆ હીસાબ થયે આલીહું ! અને જૂઓ હેઠ ! કરકસરથી કામ લેજો. મ્હારા જેવા ગરીબને મારી નાખતા નહિ. એ તો મ્હને તમારો પૂરન ભરોહો છે તેથી રૂપિયા આઇલા બાકી બીજા કોઈ હહરીનાને આ કલજુગમાં એ ધોળાભાઈ હોંપાય નહિ તો ! ' એમ કહી મકનકાકા જેવાને ઉઠયા.

' અરે બેસો બેસો ! ચ્હા મૂકાવી છે તે પીને જાઓ.' બહુ ભાવ ખાધા પછી મકનકાકા બેઠા અને ન્યાત સંબંધી ઇધર ઉધરની વાતે વળગ્યા. એટલામાં ચ્હા આવી તે પી પાનસોપારી ખાઇ મકનકાકા, ન્યાતના શેઠે કરેલા સ્વાગતથી ફુલાતા ફુલાતા ઘેર પહોંચ્યા !

આ બનાવ પછી બીજે દિવસે મી. ગલગોટા ન્યાતના શેઠને ત્યાં ગયા અને મેલા-

વડામાં શું શું કરવું તે બાબતનો ન્યાતના શેઠની સાથે ઉહાપોહ કીધો.

'તમે બાઇ જબરાતો ખરા ! આવા કરકસરના કાકા પાસે પોતાના મારેનાજ મેલાવડા માટે તમે રૂપિયા કઢડાવ્યા એ કાંઈ જેવી તેવી બહાદુરીનું કામ નહિ કહેવાય !' શેઠે મી. ગલગોટાને ધન્યવાદ આપતા કહ્યું.

'અરે શેઠ ! વાત બધી ભરમમાં છે. એ જૂના વિચારના લોકો આમ કરકસર કરે ને માંખીમાંથી ઘી નીચોવે પણ જ્યાં જમવા જમાડવાની વાત આવે ત્યાં અજબ છે કે એ લોકો બસ દુલ્લા થઇ જઇ કોથળીનાં મ્હોં છૂટાં મૂકી દે ! મ્હેં એને મેલાવડાની વાત કરી ત્યારે એ સમજ્યા ઓચ્છવ, પછી તો હું ક્યાં કાચો હતો !' મી. ગલગોટાએ કહ્યું.

'પણ ઓચ્છવને બદલે મેલાવડો નીકળશે ત્યારે ?' શેઠે પૂછ્યું.

'ત્યારે શું ? એતો પડશે તેવા દેવાશે! વળી ઓચ્છવ એટલે ઇંગ્લિશ સીસ્ટીમનો મેલાવડો નહિ તો બીજું શું ? પહેલાં લોકો આમ ઓચ્છવ જમાડનારને શાલ આપતા; આપણે એને માનપત્ર આપીશું ! ઓચ્છવમાં તે કરનારને પૈસે બધું થાય અને નોંતરા તેના નામના દેવાય માનપત્રની મેલાવડા-પાર્ટીમાં કોઇ કોઇ ખાનગીમાં પૈસા આપે અને તે થાય બીજાને નામે ! આટલો ઓચ્છવ ને મેલાવડામાં ફેર તો ગુજરાતી ને વિલાયતી પદ્ધતિ વચ્ચે રહેવાનો ને પર રહેવાનો. વળી મેલાવડાને અંતે ઉપાહારની વ્યવસ્થા પણ રાખેલી છે, એટલે ભરમ ઠેઠ સુધી હાંકયે રાખવામાં વાંધો નહિ આવે ! કેમ શેઠ ખરૂં કહું છું ને ?' મી. ગલગોટા હસતા હસતા બોલ્યા.

'એ ભરમ બરમની વાત તમ્હે જાણો. પણ એમણે મ્હારા પર પૂર્ણ વિશ્વાસ મુક્યો છે એટલે મ્હારી જોખમદારી બેવડાય છે ! મેલાવડો એને ખર્ચે ભલે થાય; વાત આટલી હદે આવી છે ત્યારે હું તમને કે એને નિરાશ કરવા નથી માગતો પણ એટલું તો હું જરૂર જોઇશ કે કોઇ ખોટી રીતે પૈસા વેરી મારવામાં નથી આવતા ! વળી મ્હારા તમને એ પણ સલાહ છે કે મેલાવડાની વાત તમારે એને સ્પષ્ટ રીતે સમજાવવી !'

શેઠની વાત સાંભળી મી. ગલગોટા કંઇક લેવાઇ ગયા, પણ પછી મ્હોં ઠેકાણે રાખી બોલ્યા. 'શેઠ મ્હારેયે એમ વિચાર છે. બાકી મ્હેં એને ઓચ્છવની વાત કરીજ નથી. હવે એ પોતે મેલાવડાને ઓચ્છવ સમજે તેમાં હું શું કરૂં ?'

આમ વાતચીત થઇ રહ્યા પછી મેલાવડાના કાર્યક્રમ સંબંધમાં વાત નીકળી. અંતે એમ ઠર્યું કે મેલાવડાનું સર્વ કામકાજ મી. ગલગોટા અને શેઠના મુનીમે મળીને કરવું. માનપત્ર પૈસા આપીને કોઇ સારા લેખક પાસે લખાવવું અને તે કળામય રીતે છપાવી તેને —સુરતની વિખ્યાત કારીગરી—સુખડની પેટીમાં મુકી આપવું. પ્રમુખ ન્યાતના શેઠે થવું. ઇશ્વર સ્તવન, સંવાદ, એક બે ભાષણ પછી મેલાવડાને અંતે ઉપાહારમાં ચ્હા ચેવડો ભમરાસેવ વગેરે ભૂસું, બરફી પેંડા ઘારી વગેરે મીઠાઇ અને કેળાં સફરજન વગેરે સુકો લીલો મેવો તેમજ આઇસક્રીમ વગેરે રાખવાં. આમ નક્કી કરી મી. ગલગોટા ઉઠયા અને બીજે દિવસથી મેલાવડાનો વ્યવસ્થાને કામે વળગ્યા.

માનપત્ર લખવાનું તેમજ તે કળામય રીતે છપાવવાનું કામ મી. ગલગોટાએ પોતાની ઓળખાણના એક ગ્રેજ્યુએટ થયલા લેખકને સોંપ્યું. ત્યારપછી આમંત્રણપત્રિકાઓ પણ છપાઇ ગઇ અને બીજા કાર્યક્રમનીય વ્યવસ્થા થઇ ગઇ એટલે આખરે મેલાવડાનો દિવસ પણ માવાના ઘેરીઆની જેમ ધમધમ કરતો આવી પહોંચ્યો.

તે દિવસે ન્યાતની વાડીને આસોપાલવના

તોરણોથી આરાસ્તે કરવામાં આવી હતી. પ્રેક્ષકો માટે ભાડાના કોચ ખુરસીની વ્યવસ્થા રાખી હતી. પ્રેક્ષકોની સામી બાજુએ એક ઉંચા મંચ ઉપર નાના પાયા પર નાટયગૃહ જેવું બનાવવામાં આવ્યું હતું. પ્રમુખ તથા બીજા સંભાવિત ગૃહસ્થોને બેસવાની ગોઠવણ ત્યાંજ કરવામાં આવી હતી. મેલાવડાને રીઝવવા એક 'બ્રૉગ બેંડ' પણ બોલાવવામાં આવ્યું હતું. સભાનો સમય સ્હાંજના ૭ વાગતાનો રાખવામાં આવ્યો હતો. મકનકાકાને કહેવામાં આવ્યું હતું કે એમણે વખતસર બૈરાં છોકરાં સાથે સભામાં હાજર થવું. તે મુજબ કેમ જાણે એચ્છવમાં ન જવાનું હોય તેમ રેશમી અબોટીઉં પહેરી તે ઉપર કસીને રેશમી રૂમાલ બાંધી ગળામાં હીરાકણીની કંઠી અને હાથમાં સોનાનાં કલ્લાં પહેરી ખુલ્લે ડીલે મેલાવડામાં જવા વખતસર તે તૈયાર થઇ ગયા; છોકરાંઓએ રેશમી સેંથો અને રેશમી કબજો પહેર્યાં અને તે ઉપર કંદોરો કંઠી વગેરે દાગીના ચ્હડાવ્યા. ફુલી કાકીએ તો ન્યાત તજી હતી તોયે, તે જોવાનો લ્હાવો લેવા પોતાના સાસુજીને વારસામાં આવેલું પાટણનું પટોળુ પહેરી તૈયારી કીધી. રૂખા પણ ખાસ આમંત્રણને માન આપી મેલાવડામાં જવા અમદાવાદી પોમચો પહેરી સજ્જ થઇ ગયા. સૌ તૈયાર થઇ બળદના સીગરામમાં મરચાંના ડાળાંની માફક દબાઇ ચંપાઇને બેસી પહોંચ્યા ન્યાતની વાડીએ! ગાડી આવી વાડી આગળ ઉભી રહેતાં મી. ગલગોટાની સૂચના મુજબ બ્રૉગ બેંડે સ્વાગતનું ગીત વગાડ્યું. મી. ગલગોટા સાથે બીજા એક બે ગૃહસ્થ મકનકાકા અને એમના કુટુંબીની એસ્તેકબાલ કરવા સીગરામ આગળ આવ્યા. મકનકાકાનો વેશ જોઇ સૌને આશ્ચર્ય તો થયું પણ કંઇ અપમાન જેવું ન લાગે એ બીકે સૌએ હાસ્યને મહામુશીબતે ખાળી રાખી મકનકાકા તેમજ 'સાથ સર્વે'ને લાવી કોચ ઉપર બેસાડ્યા. એમનો અવતાર જોઇ પ્રેક્ષકોમાં પણ ધીમું હાસ્ય ફરી વળ્યું. પ્રમુખ થનાર ન્યાતના શેઠને લાગ્યું કે મી. ગલગોટાએ મકનકાકાને મેલાવડાનો હેતુ બરાબર સમજાવ્યો લાગતો નહિ હતો. વધારે રકાસ થતો અટકે તેથી વખત થતાંજ મેલાવડાનું કામકાજ શરૂ કરવા એમણે મી. ગલગોટાને સુચના આપી. જેમ મકનકાકાનો વેશ જોઇ પ્રેક્ષકો આશ્ચર્ય પામતા હતા તેમ મકનકાકા પણ બીજાઓના ઢંગ જોઇ અજાયબ થયા હતા. પણ ખાવાપીવાની ગોઠવણ મેલાવડાને અંતે રાખવામાં આવી છે એમ જાણી એમની અજાયબી કંઇક અંશે નિવૃત્ત થઇ! આખરે પ્રમુખ નીમાઇ કામકાજ શરૂ થયું એટલે બરાબર વખતેજ, મેટ્રીકની પરીક્ષામાં બેઠેલા છોકરાઓને સવાલપત્રક મળે તેમ સભાસજનોમાં માનપત્ર તેમજ બીજાં કાર્યક્રમની છાપેલી પત્રિકાઓ વહેંચવામાં આવી. પ્રમુખ સાહેબ પણ છેક આજ વખતે માનપત્ર વાંચવા પામ્યા હતા! આશ્ચર્યથી ચકિત નેત્રે ઇશ્વર સ્તવન દરમ્યાન, માનપત્ર મનમાં ને મનમાં વાંચી રહ્યા એટલે એમણે મી. ગલગોટાને પોતાની પાસે બોલાવ્યા.

'મી. ગલગોટા હું બહુજ દીલગીર છું કે આ ફારસ ભજવવાની ફરજ મ્હારે માથે આવી! જો માનપત્ર મ્હેં પહેલેથીજ વાંચી લીધું હોત તો તે આખુંયે હું ફેરવી નાંખતે. પણ તમારા પર વિશ્વાસ રાખી મ્હેં એ બાબતની કંઇ પણ કાળજી રાખી નહિ. મી. મકનદાસથી બીલકુલ અજાણ્યા સખસે આ માનપત્ર લખ્યું હોય એમ લાગે છે. કેટલીબધી ઉટાંગપટાંગ વાતો ઠોકી છે એમાં!' પ્રમુખ સાહેબે કાનમાં પણ કંઇક ગરમ થઇને મી. ગલગોટાને ઝાડ્યા.

'અરે સાહેબ! માનપત્ર તો એમજ લખાય! કદાચ આપ આવા મેલાવડામાં આ

પહેલાજ આવતા હશે તેથી આપને એમ લાગે છે. બાકી આપને હું ખાત્રી આપું છું કે એમાં ઉરાંગઉટાંગ જેવું કશુંયે નથી; છતાં આપની આજ્ઞા એમ હોય કે માનપત્ર મ્હારે વાંચવું તો ભલે મ્હને તે શિરોમાન્ય છે !' મી. ગલગોટાએ પણ પ્રમુખ સાહેબના કાનમાં મ્હોડું ખોસી કહ્યું.

દરમ્યાન બે બાળાઓનું ઇશ્વર સ્તવન પૂરું થતાં સંવાદ તેમજ બીજા પ્રયોગો માટે પ્રમુખ તેમજ બીજા ગૃહસ્થો સ્ટેજ પરથી નીચે આવ્યા. તે પૂર્ણ થતાં સૌ પાછાં અસલ ઠેકાણે આવી ગયા એટલે મી. ગલગોટાએ બુલંદ અવાજે માનપત્ર વાંચવું શરૂ કીધું—

'વિદ્વચ્છિરોમણી અને અનેક ગુણોની ખાણોના ભંડાર રૂપ શ્રીમાન શેઠ શ્રી મકનદાસ ભાઇ અને નારીઓમાં રત્ન સમાન સુશિલતાના ભરછક સાગર સમા શ્રી ફુલકુંવરબ્હેન!

'અમ્હે આપની જ્ઞાતિના રંકજનો આપને સુરત શહેર સુધરાઇમાં બેઠક મળી તત્પ્રસંગનો લાભ લઇ હર્ષથી ઉછળતી છાતીએ આપનું સ્વાગત કરીએ છીએ અને તે પરમ કરૂણાનિધાન જગતનિયંતાને પ્રાર્થીએ છીએ કે પ્રતિ વર્ષે નહિં પણ પ્રત્યેક માસે આપ એવાં એવાં માન મેળવવા ભાગ્યશાળી થાઓ! આપની સાહિત્યસેવા, આપનું વકતૃત્વ—આપનું સ્પષ્ટ વકતૃત્વ—આપનું નિર્મળ સ્પષ્ટ વકતૃત્વ—આપનું સુમધુર નિષ્કામ નિર્મળ સ્પષ્ટ વકતૃત્વ નીહાળી કિયા જ્ઞાતિજનને કંડે આનંદના શેરડા નહિં પડયા હોય ! પુષ્ટિસંપ્રદાય રીત્યાનુસારી–જ્ઞાન કર્મ વૈરાગ્ય સમુચ્ચયિ ગોપીજનવલ્લભ પ્રિય પ્રેમલક્ષણાભકિતપ્રધાન ધર્મ આપના જીવનમાં 'સુત્રેમણિગણાઇવ' ઓતપ્રોત થઇ ગયો છે એમ જ્યારે કર્ણોપકર્ણ કિંવદંતી કર્ણગોચર થાય છે ત્યારે અમને લાગ્યા વીના રહેતું નથી કે આપણી દૃષ્ટ સરકાર કે રંક પ્રજા એમાંથી ગમે તે એકે આપને શહેર સુધરાઇમાં સ્થાન આપવામાં Fit man in a fit place (યોગ્ય પુરૂષ, યોગ્ય સ્થળે ) ના પાશ્ચાત્યપ્રદેશનિવાસિત આંગ્લકવિકુલલુપ્તગુંજન શોધિત વર્દ્ધિત સંકુચિત કવચિત હૃદયાલ્હાદત મષ્તિષ્ક સંસ્કૃર્તિત સુત્રાનુસાર યોગ્યજ કીધું છે એ નિઃશંક છે. આપનો કુટુમ્બપ્રેમ પ્રસંશનિય છે; અનુકરણિય છે; અને ફુલકુંવર બ્હેન સાચ્ચુ કહેજો હો...

( આ સાંભળી ફુલીકાકી કાન સરવા કરી ટટાર થઇ ગયા. ભાષણ આગળ વાધ્યું ) જીવનના અનેક પ્રસંગો તમ્હે માણ્યા હશે તેમાં આજના જેવા પ્રસંગનો અનેરો લ્હાવો મહાલવાનો પ્રસંગ તમને કદીયે સાંપડયો છે ? કહો, ફુલકુંવર બ્હેન કહો ! જીવનમાં મધુરપ આણતી વાણીની મધુરતા તમને કયાંથી લાધી ! શું કહીએ, ને શું છોડી દઇએ ! તમારા હાથના ખમણ ઢોકળાં ચાખવાનું સદ્‌ભાગ્ય જેને પ્રાપ્ત થયું હશે તે અમ્હારા આ કથનને પુષ્ટિ આપશે કે પાકશાસ્ત્રમાં તમે ધન્વંતરી છો '—' છઇએ સ્તો ! કોઈ મુવાની માફક પારકે પૈસે તો પરમાનંદ નથી કરતા ને !' ફુલીકાકીનું કંઇવારથી ધુંધવાઇ રહેલું બોઇલર આખરે ફાટયું અને સભામાં હસાહસ થઇ રહી ! ઇચ્છાએ ફુલીકાકીને ચોંટીયો ભરી એના કાનમાં કહ્યું 'મુઇ ફુલી તુંયે ફજેતી કરાવે છે તો ! આવી કથા થતી હોય ત્યાં તો પુતળાંની માફક ચુપચુપ બેસી રહેવું જોઇએ.'

સભામાં વધુ રકાસ થતો અટકે માટે પ્રમુખે માનપત્ર અધુરૂં હતું તોયે પૂરું વંચાઇ રહેલું જાહેર કર્યું એટલે તેને સુખડની પેટીમાં મૂકી તે મી. ગલગોટાને હાથે મકનકાકાને આપવામાં આવ્યું. મી. ગલગોટાની સુચનાથી મકનકાકાએ ભાષણ કરવા માંડયું—

'આ માનપત્તરમાં હું લખપુંછ ને હું

નહિ તેની કંઇ અમને હમજન પરી નથી! આ હદરી સુખડની પેટીનો ખરચ ને કાગળીઆ છપાવવાનો ખરચ ને નાટકચેટકના ઢોંગ ધતુરા અમને તો ગમમા નથી. પણ પછી તો તમ્હે હો મ્હોટા લોક છો ફાવે તેમ કરો પણ મ્હે તો હો રુપિયા આપલાછ તે આપલાછ. હવે એમાં એક પૈહો પણ વધારે કોન હદરીનો આપેછ તે તો જોજું! ને આપણે મ્હોટાઓનું તો જાણે ઠીક પણ આ ન્હાના છોકરાઓના પેટમાં કુરકુરીઆ બોલતા ઓહે માટે હવે ગોર મહારાજે પતવાળી કહાડવાની આગના આપવી જોઇએ! ઓચ્છવ જમવાનો હમજીને હદરીનાઓએ હવારના પેટભરીને ખાધુયે નથી!'

આટલું બોલી મકનકાકા બેસી ગયા. પ્રમુખ પણ મામલો ચેતી ગયા હતા, એટલે કાર્યક્રમને ટુંકમાં તેણે સમેટી લીધો પ્રમુખ તેમણેજ મકનકાકા અને ફુલીકાકીને હારતોરા અપાઇ રહેતાં સભા બરખાસ્ત થયલી જાહેર થતાંજ સર્વ લોકો ભુખ્યા ડાંસની માફક ઉપાહાર રાખવામાં આવ્યો હતો તે સ્થળે દોડયા. આઇસક્રીમ, ચ્હા, કોફી, ચેવડો વગેરેની લૂટાલૂટ ને ઝૂટાઝૂટ ચાલી રહી. મકનકાકા તો તરતજ પાછા ફર્યા, પણ છોકરાઓને તો આમ દોડતા દોડતા ખાવા પીવાની મઝા પડી તેથી તેઓ ત્યાંજ ચ્હોંટી રહ્યા. મકનકાકા, ફુલીકાકી તેમજ કુઇઆને માટે ઉપાહાર, એ બેઠા હતા ત્યાં લાવવામાં આવ્યો પણ 'દુનિયાનું શું થવા બેઠું છે એમ કહેતા તેઓ ઉઠયા અને નટુ, ગટુ, મટુના કાન પકડીને ખેંચી લાવી જવાને તૈયાર ઉભેલા સઘરામમાં બેસી નાતના તેમજ બીજાઓને 'જેશ્રીકૃષ્ણ' કરતા કે તેઓ ઘર તરફ પ્રયાણ કરી ગયા, અને વખત ઝાઝો થયલો હોવાથી રસોઇ કરવાની ખટપટમાં નહિ પડતાં સૌએ 'અનસખડી' પર તે રાત ખેંચી કહાડી!



## અંજલિ.

( લેખકઃ—રમણીકલાલ જયચંદભાઇ દલાલ બી એ. )

૧

આકર્ષણો સૂર્ય તણાં ઉંચાણે,
સ્વાતંત્ર્યના ત્યાં અનિલો ફુંકાયે;
હેકી સુગન્ધિ તણી ખૂબ થાયે,
સોહામણા વ્યોમ વિહાર કાજે.

૨

ઘેરી ઘટામાં વડલે તથાપિ,
ભોમે ભજે છે, વડવાઇ રાજીઃ
વદે જનેતા ફળદાર ડાળી,
પુષ્પો લચે સુન્દર અર્ઘ્ય આપી.

૩

કીર્તિ તણો ચન્દ્ર પુરો પ્રકાશે,
જ્ઞાને સજેલા ગુણ સૌ વિરાજે;
મિત્રો પ્રશંસા કરી સ્નેહ સાધે,
પામી વિજેતા પદ ધન્ય માને.

૪

સદ્ભાગ્યના એ વિરલા પ્રસંગે,
હૈયાં દળે છે જનની ઉછંગે;
વાત્સલ્ય ત્હારાં નહિ વિસ્મરાયે,
માતા! સદા બાલક અંજલિ દે.

# નવિન વર્ષને.



નવિન વર્ષ રૂમઝુમ રૂડાં આવજો રે લોલ !
તમ પાય પુનિત વિશ્વમાંહી માંડજો રે લોલ !
અબીલ કુંકુમે સુહાવ્યાં આજ આંગણાં રે લોલ !
પૂર્યાં સાથીઆ ઉમંગે ભાતભાતના રે લોલ !

આવો આવો વધાવું વેરી ફુલડાં રે લોલ !
રૂડાં સ્વાગત સ્વીકારો મોંઘા મૂલનાં રે લોલ !
નવિન વર્ષ નવિન ભાવભર્યાં આવજો રે લોલ !
મીઠા મીઠા સંદેશ કાંઇ લાવજો રે લોલ !

વિશ્વ વાડીમાં નવિનતા પ્રસારજો રે લોલ !
સુખ શાંતિ ને આનંદ સદા સીંચજો રે લોલ !
ભેદ-ભાવ ભ્રમ ભિન્નતા ભગાડજો રે લોલ !
વિશ્વપ્રેમભાવ હૈયાંમાંહી સ્થાપજો રે લોલ !

સહુ અંતરે સુસંપ બીજ વાવજો રે લોલ !
બંધુભાવ સત્ય સાધુતા સુહાવજો રે લોલ !

જશુભાઇ મોહનલાલ રાવળ.





# સૌથી તંદુરસ્ત માતા હું કેમ થઇ?

" સૌથી તંદુરસ્ત માતા તરીકેનું અમેરિકામાં
પ્હેલું ઇનામ મેળવનાર. "


મૂળ લેખિકા:

**મિસિસ રોજર મીયર્સ.**

અનુવાદક:

**શ્રીમતી " સેવિકા ".**


ન્યુયોર્ક શહેરના હેલ્થ કમીશનર હેરી સાહેબે પ્લેટફોર્મ પર મ્હારી તરફ બે ગલાં ભરી ઉપર જણાવેલા શબ્દો ઉચ્ચાર્યા. તાળીઓના ગડગડાટ દરમ્યાન મ્હારા મગજમાં તો અજાયબીજ ઘુમી રહી.

કમીશનર હેરી સાહેબના શબ્દોથી જ મ્હેં જાણ્યું કે-કેવું અજાયબી જેવું, કેવું આનંદદાયક-કે જે હજાર માતાઓએ હરિફાઇમાં ભાગ લીધેલો તેઓમાં સૌથી તંદુરસ્ત માતા હુંજ.

મ્હારૂં મન કેટલાયે વર્ષો કુદાવી ભૂતકાળમાં દોડ્યું. આજે " સૌથી તંદુરસ્ત માતા " હું, અને છતાં મ્હારી પરિણીત જીંદગીના પ્રથમ પાંચ વર્ષ એવા તો કંટાળાભર્યા, એવા તો ઉત્સાહહીન અને નિરાશા-જનક વિત્યાં હતાં કે રોજ સ્હવારે આ લાંબી, કંટાળાભરી, ત્રાસદાયક જીંદગી હું જીવી શકું છું તે ખ્યાલથી અજાયબ થતી.

આજે હું " સૌથી તંદુરસ્ત માતા "-હું કે જે બાળપણમાં માંદી એવી રહ્યા કરતી કે મ્હારી મા તો માનતીયે ન્હોતી કે હું સ્ત્રીત્વને પ્હોચીશ; હું કે જેની સગી માએ ભવિષ્ય ભાખેલું કે જો માતૃત્વ મ્હને પ્રાપ્ત થશે તો હું જરૂર મરી જઇશ,

થોડીક ક્ષણ સુધી તો તાળીઓના ગડગડાટ વચ્ચે હું સ્તબ્ધ બેઠી; મનને કાંઇ આ સ્હમજાયું નહિ. અને પછી મ્હારી અજાયબીનો પાર ન રહ્યો. મ્હેં નજર ઉંચી કરી. અલબત દરેકે આશા રાખી હતી કે મ્હારા પર જે આ અનહદ માન લધાયું તે માટેના ઉપકારના વિનયી બે બોલ હું કહીશ. હું ઉઠી. હેલ્થ કમીશનરને પ્રણામ કર્યા:

" સર્વથી તંદુરસ્ત માતા ગણાવાનો મ્હને ગર્વ છે " મ્હેં કહ્યું. " હું ઇચ્છું છું કે સૌમાં તવંગર માતા કે ખ્યાતી પામેલી માતા થવા કરતાં સૌથી તંદુરસ્ત માતા હું હોઉં. કારણ કે રોજની માંદી માતા થવું તે શું તે હું જાણું છું, અને તેથી-"

હું સૌને નમન કરી બેસી ગઇ. મ્હેં ભાષણ કદી કર્યું હોય તો તે આજ હતું. સૌએ મ્હને અણધાર્યા અનેક પ્રકારના પ્રશ્નોથી ઘેરી લીધી.

મ્હેં આવી તંદુરસ્તી મેળવવા શું કર્યું ? તંદુરસ્તી મેળવવાના મ્હારા નિયમો શા ? મ્હેં શી કસરતો કરી, અને કુટુંબમાં રગદોળાયા છતાં આ બધું કેવી રીતે બની શક્યું ! હું

ખાતી હતી શું ? મ્હારા બાળકોને મ્હેં કેમ ઉછેર્યાં ?

આવા અનેક પ્રશ્નો મ્હારે કાને પડયા. હું તો સરળ જવાબ સૌને દેતી. અને આજે હવે સાદી સ્હમજણના સાધારણ નિયમોની પુરી વિગત કહી, મ્હને આવું તંદુરસ્ત, આવું સુખદ, આવું આનંદભર્યું માતૃત્વ શાથી પ્રાપ્ત થયું તે લખું છું કે જેથી દેશભરની માતાઓ મ્હારા જેવી તંદુરસ્ત અને સુખી કેમ થવાય તે જાણે.

હું તો ન્હાનપણમાં મ્હારા પાડોશીઓના પાડેલા નામ પ્રમાણે " મરકુટીયું બાળક " જ હતી. મ્હારી મા બિચારી જુના જમાનાની અને ભલી હતી. એને હાલ જેટલાં આપણે જાણીએ છીએ તેટલા તંદુરસ્તીના કાયદા કાનુન ન્હોતા આવડતા. એ તો બાળકના ગળામાં દવા રેડ રેડ કરવાના, ખુબ કપડામાં લપેટી સુકવાના, અને બંધ ઓરડાની બાફ મારતી હવામાં શરદી થવાની બ્હીકે પુરી રાખવાના તંદુરસ્તીના કાયદા કાનુનોમાં માનતી હતી; ખુબ રાઇના પ્લાસ્ટર, અને છાતીએ તેલ રગડતી, બારીઓ રાત દિવસ બંધ રાખતી, અને તેમાયે વળી રખેને પોતાના મરકુટીયા બાળકને પવન લાગી જાય એ બ્હીકે બારીની ફાટને યે રૂ વડે પુરી દેતી. અને શિયાળામાં મ્હારી ભલી મા બિચારી જ્યારે મ્હને બ્હાર જવા દેતી ત્યારે કાનથી તે પગની પ્હાની સુધી બરાબર અંગ ઢંકાય એવું ગરમ કાંઇક પ્હેરાવ્યા વિના રહેતી ન્હોતી.

આવી રીતે પારસલની માફક પેક થયાં છતાં યે ન્હાની હતી ત્યારે હંમેશા મ્હને શરદી થતી. અને મ્હારી મા બિચારી મ્હારા ભલા ખાતર, કાળજીથી દવા પાયા કરતી. દાકતર સેસેફ્રાસની અને બીજા જાણીતા અનેક દાકતરોની, છાતીની, હૃદયની, ફેફસાંના, પેટની, રુધિરસની, શરદીની દવાઓ પૂર્ણ મમતાથી; પુરા વ્હાલથી મ્હારા કોઠામાં ભરતી. દવાઓથી હું ત્રાસી ગઇ. આખરે તો હું એવી થઇ ગઇ કે મ્હને મ્હારી તબિયતનોજ વિચાર આખો વખત આવે!

જ્યારે મ્હને બાળકોના બીજાં ન્હાના મ્હોટા મંદવાડ સાથે વધારામાં શીતળા કે સસણી થતાં ત્યારે પડોશીઓ મ્હારી માને મળવા આવતાં અને તે જમાનાની રીતે ગંભીર મ્હેરે માંથુ ધુણાવી કહેતાંઃ

" આ શું જીવે અને મ્હોટી થાય ? "

મ્હારી મા મ્હારા તરફ જુએ. અને આંખમાં ઝળઝળીઆં લાવી કહે: " આને કુંવારીજ રખાય તો કેવું સારૂં ? જો એ પરણેજ નહિ તો માંદી માંદી પણ થોડાં વર્ષ કહાડે ખરી. " મ્હારી મા કહેતી.

હમારા ઘરમાં ઘડીઆળ પણ બંધ પડી જવા દીધેલી કે જેથી મ્હને તેનો અવાજ ન લાગે ! મ્હારા ભાઇઓ સઘળા હલકે પગે ચાલે કે જેથી બ્હેનને ખલેલ ન પ્હોંચે ! ! અને પછી-મ્હને પંદર વર્ષ થયાં ને મ્હારી મા ગુજરી ગઇ. હું ખાતરીથી તો કેમ કહી શકું, પણ કદાચ મ્હારૂં આવું જીવ–તોડ જતન કરવાના શ્રમે પણ એનું મૃત્યુ વ્હેલું આણ્યું હોય. ગમે તે હો, પણ મ્હારી માના આ મરકુટીયા બાળકને તરતજ ભાન થયું કે જગત એટલું બધું કાંઇ હુંફાળું નથી. અને ઘરઘાટણો જેઓ ઘણીક વેળા માની ગરજ સારે છે તેઓ પણ માના જેટલી દવા રેડ રેડ નથી કરતી. પછી–હું મોટી થવા લાગી અને ધીરે ધીરે સ્હમજણી થવા લાગી, અને અણચિંતવ્યા એક યુવાન–મિસ્ટર રોજર મીયર્સ–ને હું મળી.

મ્હારો બ્રોંકાઇટીસ હું તદન ભૂલી !

હું ભુલીજ ગઇ કે મ્હારૂં હૃદય નબળું છે, પાચનશક્તિ મંદ છે, મન હંમેશા

ઉશ્કેરાયલુંજ રહ્યા કરે છે ! મ્હારે મન તે યુવાન્ જીંદગીનું એક જાદુ હતો. અને મ્હારી સત્તર વર્ષની વયે જ્યારે એણે મ્હને પરણવાનું પુછ્યું ત્યારે મ્હેં તરતજ હા કહી. સત્તર વર્ષે હું પત્ની બની. અઢારમે વર્ષે મ્હારૂં પ્રથમ બાળક અવતર્યું. અને પછીના પાંચ વર્ષ એક ન્હાનકડી માતા તરીકે મ્હેં જે નબળાઇ, લોહીની અછત અને ઉત્સાહહીન જીવન જીવી કહાડયાં છે તે જોતાં મ્હારા બાળપણનો મંદવાડ તો વિસાતમાં નથી. જો હું આજે પ્હેલાંનીજ માફક દવાદારૂ ઢીંચ્યા કરતી હોત, અને રાઇના પ્લાસ્ટરનાજ લપેડા કર્યા કરતી હોત તો આજે હું જીવતી હોત કે કેમ એજ વિચાર થાય છે. મ્હારી તો અજાયબી નથી ખુટતી. આજ્યે નથી સ્હમજી શકતી કે દવાદારૂમાં આટઆટલા વર્ષો ગુંચાયા પછીયે મ્હને શરીર-વિકાસ પ્રચાર થયા પ્હેલાંજ મ્હને મ્હારૂં શરીર વિકસાવવાનું કેમ સુઝી આવ્યું. પણ આ નવો માર્ગ મ્હને કેમ સુઝયો તે કહું:

: એક સ્હવારે હું ઉઠી; મ્હારા પતિને કામકાજમાં મદદ કરી એને ધંધે વિદાય કર્યા; બાળકને ધવરાવ્યું; અને વાસણો જેમના તેમ રાખી, પથારી ઠીકઠાક કર્યા વિનાની રાખી, કચરોયે પડયો રહેવા દઇ હું તો વિચારમાં બેઠી કે આ ઘરકામ અને બાળકની સંભાળ એ સો મ્હારાથી કેમ થશે ? પછી એક નવો વિચાર સ્ફુર્યો. તે દીવસે સ્હવારમાં મ્હારા મનમાં ઉદ્દભવેલો પ્રશ્ન મ્હને આજ્યે યાદ છે:

"હું પોતેજ સાજી કેમ ન થાઉં ?" મ્હેં પૂછ્યું. "મ્હને કંઇ રોગ નથી. અને આ મ્હારૂં કુમળું બાળક, એ મ્હારી માંદગીનું કારણજ કેમ હોય ? અને માતા થવું એ શું જીવવા જેટલુંજ સ્વાભાવિક નથી ?"

પછી મ્હને મંદવાડ પર ઉપજેલો કંટાળો અને ત્રાસ હજુ યાદ છે. સૂર્યનો પ્રકાશ પથરાયલો હતો. બ્હાર આંગણામાં વસંતની બ્હાર પાંદડે પાંદડે છવાઇ હતી. હડસન નદી ધીરે અવાજે વ્હેતી હતી, બાળકો તડકામાં આનંદે ખેલી રહ્યાં હતાં. માત્ર હુંજ ઘરકામથી કંટાળી માંદા જેવી ઘરમાં ઘુરકતી બેઠી. આવી જીંદગી જીવવાના ત્રાસના ખ્યાલમાં આમ હું એકાદ કલાક બેઠી. પછી હોઠ પીસ્યા, હું ઉઠી, બાળકને નવરાવ્યું. મ્હેં કપડાં પ્હેર્યાં, બાબાગાડી બ્હાર કાઢી, બાળકને એમાં બેસાડયું, અને બ્હાર ફરવા નિકળી પડી.

"મ્હારા મુઆ પછીએ આ ઘરકામ તો સદાયનું રહેવાનુંજ" મ્હેં મનમાં વિચાર્યું. "પણ આ બેબી મહિનો રહીને ચાર મહિનાનું થશે. પછી પાંચનું થશે. પછી મ્હોટું થવા પછી એ બેબી નહિ રહે. નિશાળે જતું બાળક થશે. ધીરે ધીરે એ મ્હોટું થશે, અને પછી બાળક પણ એ નહિં રહે. એને તંદુરસ્ત બનાવવાનો વખતજ આ છે. એની સાથે ગેલ કરવાનો પણ વખત આ છે, હું તડકે મ્હાલી લઉં."

તે દિવસનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે મ્હને તો વારંવાર લાગે છે કે જે દિવસથી મ્હેં નક્કી કર્યું કે મ્હારૂં બેબી પ્હેલું, બીજું સઘળું પછી અને મ્હારે તથા બેબીએ ઘરકામથી કંટાળ્યા પ્હેલાંજ બ્હાર ખુલ્લી, સ્વચ્છ હવા ખાવા જવું, તેજ દિવસથી મ્હારી માંદગી અને નબળાઇના ગ્રહ બદલાઇ ચુક્યા.

અને મ્હારા મગજને મુંઝવી રહેલા પેલા જુના જુના ખ્યાલો મ્હને યાદ છે હું બેબીને તડકામાં આનંદથી ખેલતું અને પોતાના ન્હાનકડા હાથે નદીના વ્હેતા પાણીને પકડવા મથતું જોતી ઉભી. હું જોતી હતી એવામાં અણચિંતવી, નવીન બ્હીક, માતૃત્વ સાથેજ હૈયામાં જન્મતી બ્હીક, મ્હારામાં જાગી. ધારો કે હું મરી ગઇ ! તો આ બેબીનું શું થાય ?

કઇ સાવકી માં એને ખરેખર મ્હાય ? સગી મા જેવી એની સંભાળ કોણ રાખશે ?

મ્હેં નજ મરવાનો સંકલ્પ કર્યો. ઉલટો મ્હેં તન્દુરસ્ત થવાનો કાર્યક્રમ ગોઠવવાનો અને ગોઠવી અમલમાં મુકવાનો નિશ્ચય કર્યો. તંદુરસ્તીના વિષય ઉપર સૂજાતાં નવાં સાહિત્યમાં બેબી અને મ્હારે પોતાને માટે ઉપયોગી થઇ પડે એવું ખોળવા લાગી. બધા જુના નિયમોથી તો હું જ્યાંની ત્યાંજ રહી. અઢાર વર્ષની જુવાન પણ સહાયની માંદગી. રાઇના પ્લાસ્ટર, સીરપ, શરદીની દવાઓ, છાતીયે વીંટળાતા ગરમ કપડાં વિગેરેનો મ્હેં તરતજ ત્યાગ કર્યો. હું તો સ્વચ્છ હવા માંગતી હતી. બારીબારણાં અને ઢકડીયાં ખુલ્લાં રાખતી હતી. ( એ ફડકીયાં ખુલ્લાં રાખવાં એ વાત વીસ વર્ષ પર બહુજ જોખમકારક લાગતું. એનો અર્થ એજ થતો કે શરદીથી મૃત્યુને ન્હોતરાં દેવાં ! )

હું બેબી સાથે ત્યાંજ આખી બપોર બેઠી. પછી ઘેર આવી. હમે બંન્નેયે સાથેજ થોડીક ઉંઘ લીધી અને ઉઠીને મ્હેં ઘરકામ પતાવ્યું.

તે સ્હાંજે મ્હારા પતિ જ્યારે ઘેર આવ્યા ત્યારે વાળુ તૈયારજ હતું. ભાણા પીરસાઇ ખોટી થઇ રહ્યા હતાં; બેબી રડતું ન્હોતું. અને પત્નીએ માથુ દુખવાની હરહમેશની ફરિયાદ નોંધાવી નહિં.

"ઓહો !" એમણે કહ્યું. "દાકતર સીંપશન ને મળી આવવા જેટલી તાકાત ત્હારામાં આવી ખરી. એ કાંઇ એકાદી નવી ગોળી ત્હારા પર અજમાવવાનું કહેતા હતા તે ત્હને આપી કે શું ?"

હું હસી. હુ એટલી બધી સાજી થયેલી દેખાઇ કે મ્હારા પતિને તરતજ દાકતરની ગોળી સાંભરી આવી. એ મ્હારી ફતેહના ખ્યાલથી હું હરખાઇ.

" વ્હાલા, " મ્હેં કહ્યું. " હું ધારૂં છું કે ગોળીઓ 'સહાયનીજ ' હવે ગઇ. જીંદગીભર મ્હેં એ પુષ્કળ ખાધી. ગોળીમાં તો માત્ર આજે નદી કાંઠે ફરવા ગઇ અને તડકામાં પાંચ કલાક રહી એજ. બેબી પણ મ્હારી સાથેજ આવેલી. "

હવે, વીસ વર્ષની વાત પર, જ્યારે આપણે પેટંટ દવાઓ અને ગોળીઓનુંજ જ્ઞાન ધરાવતા હતા અને સાચી તંદુરસ્તી અને ખોરાક તથા તડકામાં સમાયલા કુદરતી ઉપચારનું જરાયે ભાન આપણને ન્હોતું તે અરસામાં તો કેટલાક ભર્થાર ત્યાંને ત્યાંજ સખ્ત ફરમાનો છોડયાં જાત.

" ત્હારી તબિયત સાથ આમ ઘેલાં ને કહાડ " મ્હારા પતિએ કહ્યું હોત. " તું આમ દવાદારૂ રીતસર ચાલુ ન રાખે તો... તો પછી મ્હારા બેબીનું શું થાય ? "

પણ મ્હારા પતિની બુદ્ધિ દવા ઢીંચ્યા કરવાના જમાનામાં પુરાઇ રહી ન્હોતી. હમે વાળુથી પરવાર્યા પછી એમણે પોતાનો અભિપ્રાય કહ્યો.

" આ બ્હાર ફરી આવી તેથી તું ઠીક દેખાય છે. હું ધારૂં છું કે આજે ખરેખર તું ઠીક છે ત્હને લાગતું હોય કે દવાદારૂ ત્હેં ખુબ ઢીંચ્યા તો હવે તે બીલકુલ છોડી દે. મ્હેં તો આ નવા તંદુરસ્તીના ખ્યાલો માટે કેટલુંક વાંચ્યું. ક્દ.ચ —"

ત્યારથી હમે બન્નેએ આ તંદુરસ્તીનાં પ્રશ્નોનો ઉકેલ ખોળવા માંડયો. એ વિષયપર મળ્યું તે સઘળું વાંચ્યું. પાડોશીઓએ તો હમારા ઘરમાં સુવાના ઓરડામાં એપ્રીલ મહિનાની આખી રાત બારીઓ ખુલ્લી દેખી અમને ઘેલાંજ ધાર્યાં. પણ હમે તો બારીઓ ખુલ્લીજ રાખી અને પ્હેલેજ 'દિવસે ઘડેલો અને આજ સુધી પાળેલો પ્રોગ્રામ આ રહ્યો.'

સાત વાગે ઉઠવું—નાસ્તો—બે કલાક ઘરકામ કરવું. ખુલ્લી હવામાં ફરવું—બાળકોને ફેરવવાં.

બજારમાંથી સોદો લેવા જવું. ( આજેયે હું આ જાતેજ કરૂં છું. કોઇને સોંપતી નથી. ) પાછું ઘેર આવી જમવું. બે કલાક વળી ઘરકામ. બ્હાર ખુલ્લી હવામાં પાછું ફરવું, ત્રણથી પાંચ વાગ્યા સુધી, બને તો વધુ. પછી ઘેર—વાળુની તૈયારી કરવી. વાળુ કર્યા પછી વાંચવું. નાટક વિગેરેમાં જવું ન હોય ત્યારે મ્હારા પતિ કલબમાં જાય, હું પિયરીઆંને કે મિત્રોને મળવા જાઉં.

આ મ્હારા રચેલા કાર્યક્રમ માટે વિસ્તારથી કહું. પ્હેલાં, ખોરાક માટે. જો એક સ્ત્રી એકાદી મોટરની અકસ્માતમાં આવી જાય, અને જો તે સ્ત્રીનો સ્વભાવ મ્હારા જેવો જ હોય તો તે મનમાં જરૂર વિચારે કે મ્હારી પોતાનીજ ગફલતીથી તો હું નથી આ ભયમાં આવી પડી! અને હવેથી રસ્તા કેમ ઓળંગવા અને ભવિષ્યમાં અકસ્માતથી કેમ બચવું તેના તર્ક બાંધે તેવીજ રીતે જ્યારે મ્હારા પતિ અને હું તંદુરસ્તીના કોઇ સરળ નિયમો ધડતા હતા ત્યારે આવા સવાલો હમે હમારી જાતને પુછ્યા. તેમાનો એક સવાલ ખોરાક વિષેનો હતો.

હું જ્યારે બાળક હતી ત્યારે મ્હને રોજ ને રોજ જ ભારે ખોરાક મળતો.

" ત્હારે તો ખાવુંજ જોઇયે નહિ તો ત્હને શક્તિ કેમ રહેશે ? " મ્હારી મા કહેતી. " આ ત્હારા ખોરાક પર તો ત્હારા જીવવાની આશા છે."

પણ જ્યારે હમે આ તંદુરસ્તીના પ્રશ્નનો અભ્યાસ કરવો શરૂ કર્યો કે શંકા ઉઠી. ' કદાચ એમ તો ન હોય કે આ ભારે ભારે ખોરાક જરાયે કસરત વિના નુકશાન કરે છે ? અને આજ કારણથી મ્હને શક્તિ આણવા માટે વખાણવામાં . આવતા ખોરાકથી હું નબળી થતી જાઉં છું ! મ્હેં તો આમજ માન્યું. કેટલાક વર્ષો પછી—આજથી આસરે બારેક વર્ષો પ્હેલાં—એક ફીઝીકલ કલચરના એવા રેસ્ટોરાં વિષે વાંચ્યું કે જ્યાં માંસ અપાતું જ નથી. આ દરમિયાન હું બે સુંદર બાળકો સાથે તંદુરસ્ત બની ગઇ હતી. પણ છતાંયે કોઇક કોઇક વખતે મ્હને મ્હારૂં અંગ ભારે લાગતું અને મગજ ધુમ રહેતું. એક અખતરાને ખાતર જ મ્હેં અને મ્હારા પતિએ માંસ જરાયે ન ખાવાનો નિશ્ચય કર્યો, કે જેથી હમારા પર તેની શું અસર થાય છે તે કળાય.

પ્હેલે અઠવાડીયે તો હમને બહુજ દુખ લાગતી. માંસના આહારમાં જે ઉત્તેજક વૃત્તિ રહી છે તેની ખોટ અમને આમ ઓચિંતું તજી દેતાં લાગી. છતાં હમે તો હમારો નિશ્ચય પાળ્યો. એક મહિનાને અંતે એક બીજાને જોતાં હમારે કબુલવું પડયું કે તંદુરસ્તીનું સકળ સાહિત્ય વાંચ્યાથી થાત તેથી વધુ લાભ આ અખતરાથી થયો છે.

હમારા ચ્હેરા પુષ્કળ ફરી ગયા; આંખોનો સફેદ ભાગ આવો સફેદ કદી ન્હોતો; આંખની કીકી આટલી તેજપૂર્ણ અને ચમકતી કદી ન્હોતી દેખાઇ. અને સોથી સરસ તો એ થયું કે એક મહિનો માંસ વિના રહેવાથી આગળ આખા જીવનમાં કદી ન્હોતી એવી મનની સ્વચ્છતા, નિર્મળતા મ્હેં અનુભવી. ખરેખર, આ માંસ ત્યાગી દઇને વેજીટેરિયન થવામાં હમને તો અજબ જ લાભ થયો.

હવે અહિં એક નબળાઇ કબુલી દઉં. મ્હારા પતિ મ્હને માંસ ત્યાગના પ્રયાસમાં પુરૂં ઉત્તેજન આપતા છતાં એમને પોતાને ભૂખજ રહેતી, અને કાંઇને કાંઇ માંસના ભોજનની અપેક્ષા રાખતા. તેથી એક સ્હમજુ, ભલી ગૃહણીના ધર્મ તરિકે મ્હેં સમાધાની સ્વીકારી. અઠવાડીયામાં એકજ વખત—માત્ર રવિવારેજ મીયર્સ કુટુમ્બના ભાણામાં માંસ પીરસાતું. પણ સોમ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, અને



ફરનીચર સાફ કરવું એ સારામાં સારી કસરત છે. એ કામ માટે વાંકા વળો ત્યારે ઘુંટણ નમાવો નહિ, સીધા રાખો. એમ કરવાથી પીઠના સ્નાયુઓ મજબુત થશે અને પેટ પાતળું થશે.

શનિવારે મીયર્સ કુટુમ્બ માંસાહારત્યાગી બની જાતું.

મ્હારા પાડોશીઓ જેમને તંદુરસ્ત થવું હતું, પણ માંસાહાર ન્હોતા ત્યાગતા તેઓ મ્હને વિસ્મય થઇ પુછતા:

' આમ માંસાહારનીજ બાંધી હોય તો રોજને રોજ ખાવું શું તેજ હમને તો ન સુઝે. આપણા ખોરાકમાં માંસ તો પહેલું જોઇએ અને એ વિના મ્હારૂં તો કુટુમ્બ ભાણા પરથી ભૂખ્યુંજ ઉઠે. "

" અરે નહિંરે ! " હું કહું. " એવું કાંઇ નથી. જરાક બુદ્ધી ખરચી શાકભાજીનો ઉપયોગ કરોને, કોઇ ભૂખ્યા ન ઉઠે. "

ફીઝીકલ કલચરવાળી માતાઓને અજાયબી ઉપજે એવી એક વાત મ્હારા કાર્યક્રમમાં છે. મ્હેં ઘરકામનો સમય, બ્હાર ફરવાનો બજારમાં જવાનો સમય, રમતગમતનો અને વાંચવા લખવાનો સમય: એમ બધા સમયનું ટાઇમટેબલ લખ્યું. પણ કસરત માટે મ્હેં એક શબ્દ નથી કહ્યો. અને આપણે ફીઝીકલ કલચરમાં રસ લેતી સર્વ માતાઓએ જાણવું જોઇએ કે તંદુરસ્તી આ ત્રણ ચીજો પર અવલંબી રહી છે: રૂચતો ખોરાક, રૂચતી કસરત અને આનંદ, રૂચતું કામ. ત્યારે મ્હારી કસરત કેવીક હતી ? આ મ્હારો ભેદ:

ત્હમે માતાઓ જે કસરતશાળામાં જાઓ છો, ત્હમે, બ્હેનો, જે સ્હવારમાં ઉઠી કસરત કરો છો, ત્હમે ઘોડેસ્વારી કરનારા અને ગોલ્ફ અને ટેનીસ રમનારાઓ, કદી ત્હમને એમ ખ્યાલ આવ્યો છે કે સૌ કસરતોમાં અગત્યનું એ છે કે ત્હમારા દરેકે દરેક અવયવ ને કસરત મળવી જોઇએ ? કદી ત્હમે વિચાર કરવા થોભ્યાં છો ખરાં કે ઘરકામ—ખરા ઉત્સાહ અને ખંતથી કરેલો—ત્હમારા હાથ પગ, કમ્મર, વાંસો, ગરદન વિગેરે દરેક અવયવને પુરતી કસરત આપે છે. મ્હારી બ્હેનો, રીત-



કપડાં ધોવાં એ પણ એક સુંદર કસરત છે. ચિત્રમાં બતાવ્યા પ્રમાણે કમ્મરમાંથી વળી કપડાંપર જોર દેવાથી પીઠના ઉપરના ભાગના અને હાથના સ્નાયુઓ મજબુત બને છે.

બજારમાંથી સોદો લેવા જવું. ( આજેયે હું આ જાતેજ કરૂં છું. કોઇને સોંપતી નથી. ) પાછું ઘેર આવી જમવું. બે કલાક વળી ઘરકામ. બ્હાર ખુલ્લી હવામાં પાછું ફરવું, ત્રણથી પાંચ વાગ્યા સુધી, બને તો વધુ. પછી ઘેર—વાળુની તૈયારી કરવી. વાળુ કર્યાં પછી વાંચવું. નાટક વિગેરેમાં જવું ન હોય ત્યારે મ્હારા પતિ કલબમાં જાય, હું પિયરીઆંને કે મિત્રોને મળવા જાઉં.

આ મ્હારા રચેલા કાર્યક્રમ માટે વિસ્તારથી કહ્યું. પ્હેલાં, ખોરાક માટે. જો એક સ્ત્રી એકાદી મોટરની અડફટમાં આવી જાય, અને જો તે સ્ત્રીનો સ્વભાવ મ્હારા જેવો જ હોય તો તે મનમાં જરૂર વિચારે કે મ્હારી પોતાનીજ ગફલતીથી તો હું નથી આ ભયમાં આવી પડી! અને હવેથી રસ્તા કેમ ઓળંગવા અને ભવિષ્યમાં અકસ્માતથી કેમ બચવું તેના તર્ક બાંધે તેવીજ રીતે જ્યારે મ્હારા પતિ અને હું તંદુરસ્તીના કોઇ સરળ નિયમો ઘડતા હતા ત્યારે આવા સવાલો હમે હમારી જાતને પુછયા. તેમાનો એક સવાલ ખોરાક વિષેનો હતો.

હું જ્યારે બાળક હતી ત્યારે મ્હને રોજ ને રોજ જ ભારે ખોરાક મળતો.

" ત્હારે તો ખાવુંજ જોઇયે નહિ તો ત્હને શકિત કેમ રહેશે ? " મ્હારી મા કહેતી. " આ ત્હારા ખોરાક પર તો ત્હારા જીવવાની આશા છે."

પણ જ્યારે હમે આ તંદુરસ્તીના પ્રશ્નનો અભ્યાસ કરવો શરૂ કર્યો કે શંકા ઉઠી. ' કદાચ એમ તો ન હોય કે આ ભારે ભારે ખોરાક જરાયે કસરત વિના નુકશાન કરે છે ? અને આજ કારણથી મ્હને શકિત આપવા માટે વખાણવામાં આવતા ખોરાકથી હું નબળી થતી જાઉં છું ! મ્હેં તો આમજ માન્યું. કેટલાક વર્ષો પછી—આજથી આસરે બારેક વર્ષો પ્હેલાં—એક ફીઝીકલ કલચરના એવા રેસ્ટોરાં વિષે વાંચ્યું કે જ્યાં માંસ અપાતું જ નથી. આ દરમિયાન હું બે સુંદર બાળકો સાથે તંદુરસ્ત બની ગઇ હતી. પણ છતાંયે કોઇક કોઇક વખતે મ્હને મ્હારૂં અંગ ભારે લાગતું અને મગજ ઘુમ રહેતું. એક અખતરાને ખાતર જ મ્હેં અને મ્હારા પતિએ માંસ જરાયે ન ખાવાનો નિશ્ચય કર્યો, કે જેથી હમારા પર તેની શું અસર થાય છે તે કળાય.

પ્હેલે અઠવાડીયે તો હમને બહુજ દુખ લાગતી. માંસના આહારમાં જે ઉત્તેજક વૃતિ રહી છે તેની ખોટ અમને આમ ઓચિંતું તજી દેતાં લાગી. છતાં હમે તો હમારો નિશ્ચય પાળ્યો. એક મહિનાને અંતે એક બીજાને જોતાં હમારે કબુલવું પડયું કે તંદુરસ્તીનું સકળ સાહિત્ય વાંચ્યાથી થાત તેથી વધુ લાભ આ અખતરાથી થયો છે.

હમારા ચ્હેરા પુષ્કળ ફરી ગયા; આંખોનો સફેદ ભાગ આવો સફેદ કદી ન્હોતો; આંખની કીકી આટલી તેજપૂર્ણ અને ચમકતી કદી ન્હોતી દેખાઇ. અને સાથી સરસ તો એ થયું કે એક મહિનો માંસ વિના રહેવાથી આગળ આખા જીવનમાં કદી ન્હોતી એવી મનની સ્વચ્છતા, નિર્મળતા મ્હેં અનુભવી. ખરેખર, આ માંસ ત્યાગી દઇને વેજીટેરિયન થવામાં હમને તો અજબ જ લાભ થયો.

હવે અહિં એક નબળાઇ કબુલી દઉં. મ્હારા પતિ મ્હને માંસ ત્યાગના પ્રયાસમાં પુરૂં ઉત્તેજન આપતા છતાં એમને પોતાને ભૂખજ રહેતી, અને કાંઇને કાંઇ માંસના ભોજનની અપેક્ષા રાખતા. તેથી એક સ્હમજુ, ભલી ગૃહણીના ધર્મ તરિકે મ્હેં સમાધાની સ્વીકારી: અઠવાડીયામાં એકજ વખત—માત્ર રવિવારેજ, મીવર્સ કુટુંમ્બના ભાણામાં માંસ પીરસાતું. પણ સોમ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, અને

એકે સામટાં સંભાળી લેતાં શીખી નથી, અને ઘરકામમાં ગુંથાઇ સ્વચ્છ ખુલ્લી હવા લેવાની દરકાર કરતી નથી તેની મ્હને ખરેજ દયા આવે છે. મ્હારા પતિએ પ્રમાણીકપણે મેળવેલા પૈસાની મ્હને કદર નથી એમ ન ધારશો. અને તેથી રોજ સ્હવારે જ્યારે બાસ્કેટ બગલમાં મારી, મ્હારા કુટુમ્બને વાળુ વખતે જોઇતા શાકભાજી મ્હારી મેળે તપાસીને લેવા નિકળું છું ત્યારે મ્હને બે વિચાર આવે છે. પહેલો મ્હને સ્વચ્છ ખુલ્લી હવા મળે છે-હું મ્હારી જાણની સારામાં સારી દુકાને જવા એકાદ માઇલ ચાલું છું. આ તંદુરસ્તી. અને બીજો વિચાર એકે, મ્હારી જાતે જવાથી ગાડી ભાડાનું ખર્ચ બચાવું છું. અને ગમે તેવા વાસી શાક આણીને તેના બગાડમાંથી ઉગરી જાઉં છું. દુકાનદારો પણ પોતાનું કામ ચોકકસ કરી જતી ગૃહણીઓને માન આપે છે. અને સારા માલ શિવાય બીજો પધરાવતા નથી.

મ્હારૂં કહેવાનું હતું તે બધું હવે લગભગ કહેવાઇ ગયું. અને હજાર માતાઓની હરિફાઇમાંથી જે થોડા સાદા નિયમોને લીધે સૌથી તંદુરસ્ત માતા લેખાઇ તે નિયમો મ્હારા વાંચકો મ્હારા જેટલાજ હવે જાણે છે. પણ આ લેખ પુરો થાય તે પ્હેલાં થોડીક વાત કહી દઉં. મ્હારા આ તંદુરસ્તીપ્રાપ્તિના પ્રયાસ શરૂ કર્યા. પછી રોગ કે અપચો, કે નાડ, કે લીવર એ સઘળું હું ભુલીજ ગયો. અને ખાવામાં આ હલકું અને આ ભારે, આ લીવરને નુકશાન કરે કે પેટમાં ભાર કરે એવીજ વાતો કર્યા કરનારની મ્હને ચીડ હતી.

મ્હારે અને મ્હારા કુટુમ્બ માટે મ્હેં પૂર્ણ તંદુરસ્તી પ્રાપ્ત કરવાનો પ્રયાસ કર્યો તે માત્ર તંદુરસ્તી મેળવવા ખાતરજ નહિં, પણ તે દ્વારા સુખ, સંતોષ, સફળતા અને શાન્તિ સાધવા માટે.

૪

હું જાણું છું કે ત્હમે સઘળી માતાઓ પોતપોતાને જુદો જ પ્રશ્ન પુછી રહ્યાં છો.

" આ સૌથી તંદુરસ્ત માતા પોતાનીજ તબિયત અને પોતાના પ્રોગ્રામની વાત કરી રહી છે.," ત્હમે કહેશો "પણ એના બાળક નું શું ? બાળક કેમ ઉછર્યાં ?"

આ બહુ સ્વાભાવિક પ્રશ્ન છે. અને આ લેખ પુરો કરૂં તે પ્હેલાં તે પણ કહું. મ્હારો જુવાન વ્હાલો દીકરો—વીસ વર્ષનો થયો—અને મ્હારી યુવાન મોઘાંમુલી દીકરી—અઢારની—એ બન્ને જેટલી સ્વાભાવિકતાથી મા સાથે રહે અને બાપના પ્હેરાંવ્યાં કપડાં પ્હેરે તેટલી સ્વભાવિક્તાથી હમારા આ તંદુરસ્તીના નિયમો પાળે છે. અને આંજે જે ગંભીર પ્રશ્નોના ઉકેલ દરેક માતાઓને ખોળવા પડે તે મ્હારી જુવાનીના જમાનામાં કોઇકજ બિચારી માતાને ખોળવા પડયા હશે. પોતાના બાળકોનાં ઇચ્છવા અને ન ઇચ્છવા જેવી વસ્તુઓમાં ભટકતા મન, અને સારી બુરી સંગત માટે દરેક માતાનું મન સદાયે જાગૃતજ રહેવું જોઇયે.

થોડા શબ્દોમાં હું કહી લઉં કે આ બધી મુંઝવણો હમારે એ હતી, છતાં હમે મુંઝાયા નથી. આનો ખુલાસો પણ મળી ગયો છે. રોજ સ્હવારે, ખુલ્લી હવા અને સૂર્યના સુન્દર પ્રકાશમાં વિતાડેલા કલાકોમાં અને જે જે કલાકોમાં મ્હારા બાળકોને હું ઘરકામમાં ઉપયોગી થતાં શિખવતી હતી તેનો મ્હેં સુન્દર ઉપયોગ કરી લીધો કે જેથી હમે માતા અને બાળક રહ્યાં એટલુંજ નહિ પણ ગાઢ મૈત્રિ હમારી વચ્ચે જન્મી. પોતાની ન્હાની મ્હોટી મુશ્કેલીઓ એઓ મ્હને કહેતાં થયાં, અને આજ સુધીયે એ ટેવો એમણે નથી ત્યજી.

ન્હાનપણથીજ મ્હેં એમને જાતમ્હેનત કરતાં, પોતપોતાનું કામ કરી લેતાં, પોતાનાં કપડાં જાતેજ પ્હેરી લેતા શીખવ્યું. ધીરજથી બેસીને પોતાના બુટની દોરીની ગાંઠ છોડતાં

હોય તેની સાથે આખું જીવન કેવી રીતે જોડવું તેનો કંઇ તને ખ્યાલ છે ? "

રસિક–"અરે ! હા ભુલ્યો. ત્હને તો શકુન્તલા, પ્રેમા કે કુમદના સ્વપના આવતાં હશે અને ત્હારે તો સંવનનનું નાટક ભજવવું હશે. "

વિનોદ–"બસ કર. એક તો મારા આદર્શ પર પાણી ફરી વળ્યું અને તેમાં તું મશ્કરી કરી મને વધારે દુઃખી ન કર. "

રસિક—"પણ તું આમ ઉદાસ કેમ થાય છે ? તેં કેમ જાણ્યું કે જેની સાથે ત્હારા લગ્ન થવાના છે તે ત્હારા આદર્શ ભાવનાને નહિ પોષે ! "

વિનોદ–"હવે એ વાત કરવામાં હું વધારે સાર નથી જોતો. હાલ તો મ્હારે પરીક્ષા તરફ ધ્યાન આપવું જોઇએ." એટલામાં બીજા બે ત્રણ મિત્રો આવવાથી વાત અહીંથી જ બંધ રહી અને બન્ને મિત્રો કોલેજમાં ગયા.

વિનોદનાં સ્વભાવમાં જો કોઇ પણ જાતની નબળાઇ હોય તો તે એજ હતી કે તેને મન પિતૃઇચ્છા એટલે પ્રભુઇચ્છા. આથી તેણે પોતાના બધા વિચારો દુર કરી લગ્ન સ્વીકાર્યું.

( ૨ )

આજ વિનોદના માતપિતા તથા તેની બ્હેન મંજુલા ઘણાજ આનંદમાં હતા, કારણ કે વિનોદ પરીક્ષા આપીને પોતાને ઘેર આવ્યો હતો. પણ જે વિનોદ હમેશા આનંદથી ઘરમાં પ્રવેશ કરતો તે આજે ભારે હૃદયે ઘરમાં આવ્યો. માતપિતાને પ્રણામ કર્યાં. વિનોદની માતાએ પુછ્યું:–" વિનુ તું ઉદાસ કેમ લાગે છે ? તું સારો તો છેને ? "

વિનોદ—"બા હું સારો છું પરંતુ રાત્રીના ઉજાગરાને લીધે તમને એમ લાગતું હશે." કહી પોતાના રૂમમાં ચાલ્યો ગયો. ચકોર મંજુલા તરતજ સમજી ગઇ કે કાંઇ પણ કારણ હોવું જોઇએ નહિ તો જે ભાઇ હંમેશા આનંદથી ઘરમાં વાતો કરે તેજ ભાઇ આજે એક વર્ષે મળવા છતાં તરત ચાલી જાય નહિ. આથી ચહા આપવાને બ્હાને ભાઇ પાસે ગઇ: વિનોદ–કેમ મંજુ ત્હારો અભ્યાસ કેમ ચાલે છે ? આ વર્ષ મેટ્રીકમાં બેસવું છે ને ? "

મંજુ—"મારો અભ્યાસ તો ઘણો સારો ચાલે છે પણ તમો ઉદાસ કેમ લાગો છો."

વિનોદ—"તું તો ગાંડી છે. મારા મનમાં કંઇ નથી. હું તો જેવો હતો તેવોજ છું."

મંજુ—"તમે કંઇ છુપાવો છો. ચાલો હું જ કહી દઉં. "

વિનોદ: " મંજુ વારે જે કહેવું હોય તે કહી નાખ."

મંજુ—"કહેવાનું એટલુંજ કે તમને તમને તમારા લગ્ન થાય તે ગમતું નથી, પણ તમે બોલતા નથી અને મનમાં મૂંઝાઓ છો. "

વિનોદ—"બ્હેન તું તો પારકાના વિચાર જાણવાની કળા શીખી હોય એમ લાગે છે. કાંઇક અંશે ત્હારૂં કહેવું ખરૂં છે. "

મંજુ—"ભાઇ હું તમારા વિચાર સમજી શકું છું. પરંતુ તમારી ભાવના ઝીલી શકે એવાજ " કિશોરી " ભાભી છે. કદાચ તમારાથી ચઢે.

વિનોદ: ( ચમકીને મનમાંજ ): ' કિશોરી' (પ્રગટ) મંજુ એ હું નહિ સમજી. હું તો એટલુંજ કહી શકું કે જ્યાં આત્માનું ઐક્ય નથી ત્યાંજ લગ્નજ નથી. પરંતુ એક જાતનો સામાજીક રૂઢીથી થયલો સંબંધ છે.

મંજુ—"પણ તમને ખાત્રી કરી આપું તો ? કાલે કિશોરી ભાભીને જમવા બોલાવીશું ત્યાર પછી તમારે જે કહેવું હોય તે કહેજો.

વિનોદ—"મંજુ તું ત્હેના વખાણ કરે છે કારણ કે તે ત્હારી સખી હશે.

મંજુ—"ના ભાઇ "......કહી મંજુ અટકી ગઇ અને ભાઇ બ્હેન છુટા પડયા.

મંજુના ગયા પછી વિનુ વિચારમાં પડયો. " કિશોરી " શું મ્હારી કોલેજની વિદ્યાર્થીની તો નહિ ? પણ એકજ નામ ધારી ઘણા મનુષ્યો હોય છે. ઉચ્ચભાવનાશાલી " કિશોરી " નું મ્હારી સાથે લગ્ન. પણ એ બનેજ કેમ ? કિશોરીએ તો મને કોઇ દિવસ પોતાના ઘર સંબંધી વાત કરી નથી એટલે એ માનીજ ન શકાય. ઓ પ્રભુ ! મન પણ કેટલું ઘેલું છે ? જ્યાં ત્યાં વિચારો દોડે છે. મ્હને તો આમાં કંઇ પણ સમજાતું નથી. બીજે દિવસે પ્રભાતે વિનોદને કંઇ ન સ્હમજાય એવો આનંદ થયો અને કંઇ ન સ્હમજાય એવી ઉર્મીઓથી હ્રદય ઉછળી રહ્યું. એને લાગ્યું કે આજે એના જીવનની કટોકટીની પળ આવી પહોંચી છે. પણ આ બધું સમજવાની વિનોદમાં શક્તિ રહી નહોતી. એ તો બ્હારથીજ શાંત દેખાતો પોતાના ઓરડામાં બેસી રહ્યો હતો. સ્હવારથી મંજુને પણ કંઇ કંઇ વિચાર આવતા હતા કારણ કે આજે કોઇ પણ રીતે ભાઇને સંતોષ આપવાનું કાર્ય કરવા એણે ધાર્યું હતું. મંજુ કિશોરીને લઇ આવી. વિનોદના માતાપિતાનો આજે આનંદ સમાતો નહોતો. મંજુ હર્ષ અને શંકા વચ્ચે ઝોલા ખાતી હતી. જ્યારે વિનોદના પિતા જમીને બ્હાર ગયા અને વિનોદની માતા પણ કોઇ સંબંધીને ત્યાં ગઇ એટલે મંજુએ તકનો લાભ લીધો.

મંજુ—"ભાભી ચાલો ઉપર જઇને કંઇ વાંચીએ " કહી કિશોરીને ઉપર લઇ ગઇ. થોડી વાર વાંચ્યા પછી મંજુએ ઉઘવાનો ઢોંગ આદર્યો. કિશોરી પણ જે વિનોદ જેવીજ સ્થિતી ભોગવતી હતી તેને સહસા એક વિચાર આવ્યોઃ "શું હું તેઓને વિનવી ન શકું ? અને તેઓ કેળવાયેલા યુવક છે તો મ્હારી વિનંતી ધ્યાનમાં લઇને મ્હને સુખી ન કરે ? અને જો મ્હારી ભાવનાઓ અને મ્હારા આદર્શને તેઓ જાણે તો હું ધારૂં છું. તે મ્હારે માટે જરૂર કંઇ પણ કરશે અને આવો કે—મને થતો સંબંધ અટકાવશે " આદર્શને માટે ઘેલી બનેલી કિશોરીએ હીંમતથી બાજુના એક ઓરડામાં પ્રવેશ કર્યો. બારણામાં પગ મુકતાંજ કિશોરી સ્તબ્ધ થઇને ઉભી રહી, કારણ કે તેને જોતાંજ વિનોદ એકદમ ઉભો થઇ ગયો. તેમનાં એકજ પલકારામાં બન્ને એકબીજાને ઓળખી ગયાં. પરંતુ ન સમજી શકાય એવી લાગણીઓથી હ્રદય ઉભરાયા અને એક પલ માટે બન્ને સ્તબ્ધ બનીને ઉભા રહ્યા.

કિશોરીએ જેની મુર્તી ને હ્રદયમાં સ્થાપન કરી હતી તેનેજ પોતાની સામે ઉભેલો જોઇ આ સત્ય છે કે સ્વપ્નું છે તે સમજી ન શકી. વિનોદને તો આનંદનો અવધી થયો અને " કિશોરી " એટલુંજ બોલી શકયો. મુગ્ધ કિશોરી કયા ઉદ્દેશથી આવી હતી અને શું જોયું, એ જોઇ મુઝાઇ અને " વિનોદકાન્ત " એટલુંજ બોલી શકી. પરસ્પર આત્માએ આત્માને ઓળખ્યો અને સંભ્રમ અને અંધકારનો પડદો દુર થતાં સ્નેહની દિવ્ય જ્યોત પ્રકટી. આખરે વિનોદે કહ્યું " કિશોરી " શું આ ખરી વાત. કિશોરી એ ઉત્તર ન આપ્યો. પરંતુ અનીમેષ નેત્ર વિનોદ સામે મીટ માંડી રહી. વિનોદને એ નેત્રપલ્લવીમાં એનો ઉત્તર મળી ગયો. જીવનના અધરા પ્રશ્નોનું નિરાકરણ અને હજુ સુધી સેવેલા આદર્શનો સાક્ષાત્કાર થયો. વિનોદ—"કિશોરી! કોલેજમાં તો કલાકો સુધી વાત ખુટતી નહોતી અને અહિં પ્રશ્નનો ઉત્તર પણ મળતો નથી, એટલે મ્હારે શું સમજવું ?"

કિશોરી—" કોલેજમાં મિત્રો હતા."

વિનોદ—"હવે: જીવનમિત્રો થયા એમ: જને"!

આ પછી કેંક ખુલાસા ભરી વાતો થઇ એટલામાં મંજુલા આવી. મંજુલા—"હું કયારની અહિં ઉભી છું તેનું ભાન નથી અને બાઇ મોઢું ચઢાવીને બેઠા હતા. હું તો પહેલેથીજ બધી વાત જાણતી હતી પરંતુ તમને આશ્ચર્ય પમાડવા માટે બધું મે છુપાવ્યું હતું." વિનોદઃ "મંજુ તેં આવું કાવત્રું કર્યું અને મને નકામો દુઃખી કર્યો પહેલેથીજ કહી દેવું હતું ને."

મંજુ (ખુબ હસતાં) " પણ પછી બધી મઝ જતી રહેને ?"

વિનોદ અને કિશોરીના લગ્નમાં હવે કોઇ પણ જાતનો સંશય રહ્યો નહતો. રસિક લગ્નમાં આવ્યો હતો. અને જ્યારે બધી વાત એણે જાણી ત્યારે વિનોદની ખુબ મશ્કરી કરી. હવે વિનોદને એ મશ્કરીમાં કંઇ અનેરો આનંદ આવતો.

---

## સૌભાગ્યનાં વૃત.

સખિ ! સૌભાગ્યનાં વૃત ઉજળાં રે !
પતિ પૂજનના રસયજ્ઞ,
સખિ ! સ્નેહજીવન રસપૂર્ણાં રે !
અનંતન સ્નેહલ યજ્ઞ !
રસ સુંદરીઓ ! આજે ખેલતી રાસડા રે !
સુંદરીઓ ! આજે સ્નેહલ કોડમાં રે !
જીવનની રસચન્દ્રિકા વર્ષતી સ્નેહ સુધાસમી,
એ મધુમય રસપૂર્ણિમા સ્નેહ સુધાથી રસભરી !
સખિ ! સ્નેહ સદાવ્રત આજે રે !
પ્રણયતણાં રસદાન !
સખિ ! સહચાર સનાતન રે !
દંપતી જીવન યજ્ઞ !
ગુણસુંદરીઓ ! આજ પ્રણય પૂજા કરે રે !
ગૃહસુંદરીઓ આજ રસારૃતી ઉતારતી રે !
સખિ ! સૌભાગ્યનાં વૃત ઉજળાં રે !
પતિ પૂજનનાં રસયજ્ઞ !
સખિ ! સ્નેહજીવન રસપૂર્ણાં રે !
અનંતન સ્નેહલ યજ્ઞ !

" પીયૂષ. "

# ચંદ્રપૂજન.

લેખકઃ—રા. જનાર્દન પ્રભાસ્કર,

(૧)

શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ,
અમીવર્ષણુ એ ય ચન્દ્રરાજઃ
સ્નેહ કુમુદિની
પ્રમોદિની રે લોલ !
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

(૨)

રમતી રૂપેરી રાસપૂર્ણિમા રે લોલ !
ઝીલીયે શરદ રસરાસઃ
રસોન્માદિની
વિનોદિની રે લોલ,
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

(૩)

ચન્દ્રની ચળાતી શીળી ચન્દની રે લોલ,
મન્દ મન્દ ખીલે એનાં હાસ્યઃ
સુધાહાસિની
વિલાસિની રે લોલ !
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

(૪)

જગતતાત ખેડુની અમ કન્યકા રે લોલ !
ધરીયે પોંઆતણો પ્રસાદઃ
નવીન ધાન્યની
વધામણી રે લોલ !
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

(૫)

આજે કોજાગરી છે પૂર્ણિમા રે લોલ,
જાગીએ અમે સારી રાતઃ
વ્રત-વિહારિણી
વિલાસિની રે લોલ !
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

(૬)

આજે માણેકઠારી પૂર્ણિમા રે લોલ,
ચન્દ્રને પૂજી કરીયે આજઃ
સુખકંદિની
આનંદિની રે લોલ !
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

(૭)

ચાંદરણે સોય અમે પ્રોવીયે રે લોલ,
ચન્દ્રતેજ ઝીલીયે અમ આંખઃ
તેજવર્ધિની
સુહાગિની રે લોલ !
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

(૮)

રસના ઉત્સવ અમે ઉજવીયે રે લોલ !
તારલે વધાવી ચન્દ્રરાજઃ
રાસનન્દિની
શરદિની રે લોલ !
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !



શણગાર

અજંટાની ગુફામાંના એક સુંદર ચિત્રની નકલ



ચિત્રકારઃ ] સોળ શણગાર. [ રા. તનસુખ.

# સોળ શણગાર.

પ્રયોજકઃ શ્રી. " પુષ્પ ".

સખી! મ્હેં સજ્યાં સોળ શણગાર!
કંથના સજ્યાં સોળ શણગાર;
સૂણ્યાં મ્હેં કોયલના ટહુકાર,
સૂણ્યાં શુભ વસન્તના ભણ્કાર...સખીરી.

મોહક મોંઘું અગ્ગર આછું કોરૂં ખોળી કાઢ્યું,
ચણીઆ ચોળીથી આચ્છાદિત અંગ ઉપર ઓઢાડ્યું.
ભરેલાં ભરત નમૂનેદાર,
સોનેરી ટીપકી સાચાં તાર...કંથના.

તેલ સુગંધિત નાખી સમાર્યાં વિખરાએલાં વાળ,
જોઉં દર્પણે (ને) નયન ઢળે અલી! એવી હું શરમાળ.
ન જો કે લજ્જાનો અવતાર...કંથના.

મોતીડાં મોંઘા સંભાળી પોયાં સાથે સાથે,
ફૂલડાં મૂકી સેર મનોહર ગૂંથી બાંધી માથે.
કર્ણમાં કર્ણફૂલોનો ભાર...કંથના.

કુમકુમ ચંદ્રક જોઇ પલકભર પૂર્ણેન્દુ શરમાય,
અંજન એવા આંજ્યાં આંખે ભલાભલા ભરમાય.
મૃગાક્ષી-મિનાક્ષીના આકાર...કંથના.

મુક્તામાળ ઝૂલતી કટી ભાગે...સંતાકુકડી રમતી,
કાંચનહારે કોમળ ગ્રીવા...સહજ નીચી નમતી.
ભર્યાં જ્યાં ગીતો રસભંડાર...કંથના.

તાંબુલ-બીડે મુખડું રંગ્યું...રક્ત-બુન્દ શા સરકે?
નાકે વાળી નાજુકડી...એનું મોતી અધરે ફરકે.
ગુલાબી સુરખીની શી બ્હાર?...કંથના.

નીચા નમતાં કંકણ કરતા ખણુણુણુઠણુણુણુ ઠમકે,
બાજુબંધ બે બાંધ્યા બ્હેની! ચાંદલિયા ચમકે.
જાણે થાય વિજ-ચમકાર...કંથના.

કોમળ કરાંગુલિમાં મણિમય સ્નેહમુદ્રિકા ઝબકે,
હાથ મૂકું તો હૈયું હોંસીલું હર્ષાવેશે ધબકે.
ચરણમાં ઝાંઝરનો ઝણકાર...કંથના.

શૃંગારે સજ્જ બની આજ હું સાચી આર્ય સન્નાર,
શોભાવું સ્વાગી સેવાથી સ્વર્ગ સમો સંસાર.
વહાવું સ્વર્ગીય અમૃત-ધાર.
વિશ્વમાં થૈ રહે જયજયકાર.




# દિવાળીની રજાઓમાં.

લેખક: ર. " પ્રસાદ '.

રમેશચંદ્ર વારંવાર મને થોડા દિવસ તેમને ત્યાં આવી જવાનું આગ્રહપૂર્વક લખતા હતા, તથી આ દિવાળીની રજાઓ તેમને ત્યાંજ ગાળવાનો મેં નિશ્ચય કર્યો. કોલેજમાં રજાઓ પડી ગઇ હતી, અને મારા હાથ નીચે અભ્યાસ કરતા એક બે કોલેજીઅનો પણ મુંબાઇ જવાના હતા, અને મારી સાથે તારાપોરવાળાને ત્યાં એક ગ્રુપ ફોટો પડાવવો એવી તેમની ઘણીજ ઉત્કંઠા હતી, તેથી કંઇક તેમની લાગણીને વશ થઇને અને કંઇક રમેશચંદ્રના આગ્રહને માન આપીને હું મુંબાઇ જવા નીકળ્યો.

રમેશચંદ્રને મેં અગાઉથી ખબર આપી હતી, તેથી તેમનો મોટો પુત્ર સુરેશ ગાડી લઇને ગ્રાન્ટ રોડ સ્ટેશને મને લેવા સામો આવ્યો હતો ટ્રેઇન ઉભી રહી કે તરતજ સુરેશે દોડતા આવી, મારી સાથે શેકહેન્ડ કરી કહ્યું:

" હલ્લો, પ્રોફેસર સાહેબ–તબીઅત તો મઝામાં ને!"

" ક્વાઇટ વેલ–સુરેશ " મેં જવાબ આપ્યો. " પણ બાપાજી ક્યાં? તેમને આવવાની ફુરસદ ન મળી!"

અમે ઉપર મુજબ વાતચીત કરતા સ્ટેશનની બહાર નીકળ્યા, અને ઘોડાગાડીમાં ગોઠવાયા–ગાડી ચાલવા માંડી, એટલે સુરેશે જવાબ આપ્યોઃ

" તમે કેમ ભૂલો છો! તે તો " સેવા સદન " નો દિપોત્સવીનો અંક તૈયાર કરવામાં એટલા બધા રોકાયલા રહે છે કે રાતના દસ વાગે જમે છે."

" હા. એ ખરૂં " મેં જવાબ આપ્યો. " પણ તેં કઇ લાઇન પકડી?"

" મેં ક્રેકોરસ્લોવાકીઆ ઇન્સ્યુરન્સ કું. ની ચીફ એજન્સી લીધી છે. એ બાબત તમને લખવાનું પિતાજી વિસરી ગયા હશે "

અમે બીજી થોડી આડી અવળી વાતચીત કરી, એટલામાં રમેશચંદ્રનું મકાન આવ્યું.

સુરેશે મારી બેગ ઉંચકી લીધી. બારણામાં દાખલ થતાંજ રમેશચંદ્રની મોટી પુત્રી કાન્તા સામી મળી.

" કેમ કાકા! આવી પહોંચ્યા?"

" હા બ્હેન." મેં ઉત્તર વાળ્યો.

દિવાનખાનામાં જઇ કપડાં કાઢી આરામચેર પર હું જરા લાંબો થયો ત્યાં તો રમેશચંદ્રનાં પત્ની સવિતા ચાનો કપ લઇને આવ્યાં.

" કેમ સુમનભાઇ–રમાબ્હેનને કેમ ન લાવ્યા!" તેમણે પ્રશ્ન કર્યો.

" મઝામાં છું," મેં જવાબ આપ્યો. " એ હાલ પીયેરમાં છે. વળી ચાર છ દિવસ માટે નકામી અથડામણ થાય તેથી ન લાવ્યો."

" ઠીક " કહી તેઓ ગયાં. ચા પી, સ્નાન કરી, મેં ટેબલ ઉપર પડેલા " સેવા સદન ' ના જુના અંકો ઉથલાવવામાં વખત ગાળ્યો. આશરે અગીઆર. વાગ્યે રમેશચંદ્ર

આવ્યા. મને જોઈને તે ઘણા રાજી થયા. જમ્યા બાદ અમે "સેવાસદન" કાર્યાલયમાં ગયા. ત્યાંથી તેમનાથી છૂટા પડી, જરા ફરી આવી, સાંજે ઘેર પાછો આવ્યો.

આ પ્રમાણે દિવસ વિતી ગયા. આખરે બેસતા વારસનું સુંદર પ્રભાત જોત જોતામાં આવી પહોંચ્યું. ઘરમાં આજે બધાં વહેલાં ઉઠયાં હતાં. નાનો ચંદુ ચાર વાગ્યાનો ઉઠી ફટાકડા ફોડવામાં મશગુલ થઇ ગયો હતો. કાન્તા ઉમરાની પુજા કરી રંગોળી પુરતી હતી. રમેશચંદ્રે કેટલાક મિત્રોને ચાપાણીનું આમંત્રણ આપ્યું હતુ તેથી તેઓ દિવાનખાનું વ્યવસ્થિત ગોઠવતા હતા. સુરેશ પાનનાં બીડાં બનાવતો હતો. સર્વેના મન પ્રફુલ્લીત હતાં. વખતને જતાં વાર લાગતી નથી. સાડાઆઠ થતાંજ દિવાનખાનામાં રમેશચંદ્રનું મિત્ર મંડળ ભરાવા લાગ્યું. એક પછી એક મિત્રો આવવા લાગ્યા. તેમને નવા વરસની મુબારકબાદી આપી અમે બેઠા. સુરેશ ચાના પ્યાલા લાવ્યો. વાતચીતમાં રમેશચંદ્રે મારૂં ઓળખાણ તેમના મિત્રોને કરાવ્યું. પછી "સેવાસદન" માસિક વિષે વાત ઉપાડી. દરેક તંત્રી જણાવે છે તેમ રમેશચંદ્રે પણ જણાવ્યું કે માસિક ખોટમાં કામ કરે છે, અને લાઇફ મેમ્બરો જો વધે તો માસીક સારી રીતે પગભર થાય. લાઇફ મેમ્બરો માટે શું ફી હશે એમ મને જીજ્ઞાસા થવાથી મેં પ્રશ્ન કર્યો: "લાઇફ મેમ્બરોની શું ફી લેવામાં આવે છે?"

"ફક્ત બસો રૂપીઆ—પણ માસીક જીંદગી સુધી ઘેર બેઠાં મફત મળે." રમેશચંદ્રે જવાબ આપ્યો, અને આતુરતાથી મારા સામું જોયું. તેમનાં મિત્રોમાંનો એક સીગારેટના ધુમાડા કાઢતો બોલી ઉઠયો.

"પ્રોફેસર સાહેબ લાઇફ મેમ્બર છે ખરા કે ?"

રમેશચંદ્રે નકારમાં ડોકું ધુણાવ્યું,

"ત્યારે તેમને મેમ્બર તરીકે નોંધી લો ને!" પેલા મિત્રે જવાબ આપ્યો.

રમેશચંદ્રને આટલું જ જોઇતું હતું–તે રસીદ બુક લઇ આવ્યા, અને બસો રૂપીઆની સ્લીપ ભરવા લાગ્યા. હું ગભરાયો. આટલી બધી મંડળીમાં હું એક પ્રખ્યાત પ્રોફેસર થઇને શી રીતે ના પાડી શકું ? પેલા મિત્રને મનમાં અખંડ શ્રાપ આપી મેં પેલી રસીદ લીધી. મારા કપાલમાં બસોનો ચાંલ્લો બેસતા વરસને દીવસે જ થઇ ચુકયો.

બધા મિત્રો ધીરે ધીરે ઉઠયા. રમેશચંદ્ર, હું અને સુરેશ એકલાજ દિવાનખાનામાં રહ્યા. સુરેશે ધીરે રહી મારી પાસેની ખુરશીમાં ગોઠવાતાં કહ્યું:

"કાકા સાહેબ મારો એક બોલ રાખશો ?"

"બોલોને, એવું તે શું છે ?"

"ના, એમ ન કહેવાય–તમે જો ના ન પાડો તો કહું."

"થાય એવું હશે તો જરૂર કરીશ." મેં કહ્યું.

"જુઓ ત્યારે." સુરેશે કહ્યું. "મેં ઝેકોસ્લોવાકીઆ કું. ની એજન્સી થોડા વખતથીજ લીધી છે, એટલે મારે સારૂ બીઝનેસ મોકલવું જ જોઇએ. વળી આજે બેસતું વરસ છે, તેથી બોણીમાં મારે તો તમારો વિમો લેવો છે. ઓછામાં ઓછો દસ હજાર રૂપીઆનો વિમો તો આપવોજ પડશે."

અચાનક આ ધડાકાથી હું સજ્જડજ થઇ ગયો. સુરેશે ફોર્મ ભરવા માડયું અને આપી કહ્યુ:

"લ્યો કાકા. અહિં સહી કરો."

હૃદયની સઘળી હીંમત એકઠી કરી મેં કહ્યું: "પણ તું વિચાર તો કર કે દસ હજારના રૂપીઆ હું ભરું કયાંથી ?"

"ઓ હો હો" સુરેશ હસતાં બોલ્યો. "ફક્ત વરસે દહાડે છસો રૂપીઆ. તમારા

જેવા પ્રોફેસરને ભારે પડે કે? તમારે બે જણને તે કેટલો ખરચ થવાનો હતો? આટલા રૂપીઆ તમે તો સ્હેજે ભરી શકો."

આખરે ઘણી રકઝક કરી મેં સુરેશને ચાર હજારના વિમાનું ફોર્મ ભરી આપ્યું.

બેસતા વરસને દિવસેજ આવી આપતોની પરંપરાથી કંટાળી, અને પેલા બે કોલેજીઅનોને ફોટાનું વચન આપ્યાથી, હું જમીને બહાર નીકળ્યો, ત્યાં તો નાનો ચંદુ મારી પાછળ દોડતો આવ્યો.

"એ કાકા, મારે આવવું છે."

તેને ના પણ શી રીતે કહેવાય? આખરે તે બોજા રૂપ નહિ થઇ પડે ધારી તેને સાથે લઇને હું નીકળ્યો. પેલા બે કોલેજીઅનો જ્યાં ઉતર્યા હતા ત્યાં તેમને જઇને હું મળ્યો. અમે બધા વીકટોરીઆમાં બેસી તારાપોરવાળાના સ્ટુડીઓમાં આવ્યા. ફોટાની બધી ગોઠવણ કર્યા પછી ચંદુએ ગ્રુપમા બેસવાની હઠ લીધી. ફક્ત મારી યાદગીરીને ખાતર પેલા બે જણ ફોટો પડાવતા હતા, તેથી ચંદુની હઠ જોઇને તેમનાં મોઢાં ઉતરી ગયાં. આખરે મારે ચંદુનો જુદો ફોટો લેવડાવવો પડ્યો. અલબત તેનું બીલ મારેજ આપવુ પડયું.

ત્યાંથી નીકળ્યા પછી પેલા કોલેજીઅનોથી હું છૂટો પડ્યો હતો, તેવામાં તેમણે કહ્યું: "આપણી કોલેજ ટીમ માટે નવો ક્રીકેટનો સેટ લેવાનો છે, તો આપ પસંદ કરો તો સારૂ." મારે પણ વખત ગુમાવવો હતો તેથી હું તેમની સાથે સ્ટોરમાં ગયો અને એક ક્રીકેટ સેટ પસંદ કર્યો, જેનાં નાણાં પેલાઓએ ચુકવી આપ્યાં. આ સેટ જોઇને ચંદુ ત્યાં સ્ટોરમાંજ બોલી ઉઠયો, અને પોતાને પણ એક નાનો સેટ અપાવવાની હઠ લીધી. એક તો સેટ ન અપાવુ તો પેલા કોલેજીઅનોને એમ થાય કે પ્રોફેસર સાહેબ કંજુસ છે, અને બીજું કે ચંદુ સ્ટોરમાંજ રાગરાગણી છોડીં મૂકે, તેથી મેં વખત વિચારી તેને એક નાનો સેટ અપાવ્યો.

નસીબદેવીને ગાળો દેતો હવે હું કંઇક અંશે નાટકના દેખાવોને મળતો દેખાવ રચ્યો હતો. રમેશચંદ્ર ખુરશીમાં ડોળા ઘુરકાવતા બેઠા હતા. કાન્તાની આંખો રડીને સુઝી ગઇ હતી, સુરેશ ઘરમાં હતો, અને સવિતા ભાભી કંઇક બોલતા હોય તેમ સંભળાતું હતું. આ દેખાવ જોઇને એક ગુન્હેગારની માફક મેં ખુરશીમાં જગ્યા લીધી અને ધીમેથી આ શું બીના છે તે કાન્તાને પૂછ્યું. કાન્તા વધુ રડવા લાગી. સવિતાભાભીએ કહ્યું.

"જુઓને સુમનભાઇ—આ છોકરીને એક રેશમી સાડીની કેટલા દિવસથી હોંસ છે તે લાવી આપતા નથી. બિચારીએ આજે ઘણા દિવસે પાછી યાદ કરી ત્યારે સપરમે દહાડે તેને રડાવી."

શું બીના હતી તે હું સમજી ગયો. મે. રમેશચંદ્રને સમજાવતાં કહ્યું. "ત્યારે તમે લાવી આપોને. શા માટે બીચારીને રડાવો છો?"

"બીલકુલ નહિ." રમેશચંદ્ર તડુકયા: "છોકરી માણસને હઠ કેવી?" કાન્તા ડુસકે ચઢી. મેં તેને છાની રાખવા પ્રયત્ન કર્યો. તેણે મને કહ્યું: "તમે મને ન અપાવો, કાકા! બેસતા વરસને દિવસે પહેરવાની મને હોંસ હતી અને બાપાજીએ તો ઉલટી મને રડાવી."

કહેવાની જરૂર નથી કે મારાથી ના પાડી શકાઇ નહિ. આખરે મારે કાન્તાને લઇને દુકાને જવું પડયું અને તેને મનગમતી સાડી અપાવવી પડી. સાડીનું બીલ આશરે રૂ. ૧૫૦) આંસપાસ થયું હશે, પણ ચુકવ્યા વિના છૂટકો હતો?

ચાર સાડાચાર વાગે, સુરેશ બહારથી આવ્યો. બધા દિવાનખાનામાં પાછાં ગોઠવાયાં. સવિતાભાભી ચા કરી લાવ્યાં. ચા પીતાં પીતાં સુરેશે વાત ઉપાડી.

"બા. આજે "સતી સાવિત્રી "નું "નાટક છે. કેમ જઇશું?"

" બેસ બેસ હવે. " રમેશચંદ્રે કહ્યું. " ઘેર આનંદમાં વખત ગાળો. નાટક ચેટક શાં ? "

સુરેશ ચુપ થઇ ગયો. આ પી રમેશચંદ્ર જરા બહાર છજામાં જઇ ટહેલવા લાગ્યા, એટલે સવિતા ભાભીએ મારી પાસે આવી કહ્યું.

" સુમનભાઇ એમનો સ્વભાવ તો હું હઠીલો છે. મારા જન્મારામાંય મેં તો નાટક જોયુંજ નથી કે કેવું થતું હશે. આ છોકરાંની મરજી છે ત્યારે તેઓ ભાગી પાડે છે. જો તમે તેમને કહો કે હું બધાંને બતાવા લઇ જાઉં છું તો તમારો બોલ તેઓ પાછો નહિ વાળે. "

આ પાછી નવી આફત. પણ તેમાંથી છૂટવું શી રીતે ? મગજને બહુ કસ્યું, પણ કાંઇ બ્હાનું જડ્યું નહિ. આખરે મે રમેશચંદ્રને સમજાવી નાટક જોવાનું ઉંધુ કર્યું. રમેશચંદ્રે તો આવવાની ના પાડી, પણ સવિતા ભાભીએ કહ્યું:

" અમે બે અઢી વાગે આવશું ત્યાં સુધી તમે શું કરશો ? તમે પણ ચાલોને ! " રહેજ આનાકાની કરીને તેઓ પણ તૈયાર થયા. થીએટર પર આવી ૭ ઓરચેસ્ટ્રાની ટીકીટના પૈસા મેં કડવા કર્યા–નાટકમાં શું આવ્યું ને શું નહિ તે મને યાદ નથી પણ રાત્રે ઘેર આવ્યા પછી . મને બીલકુલ ઉંઘ ન આવી. બીજે દિવસે હવે મુંબાઇને નમસ્કાર કરી ઘેર જવાનો મેં નિશ્ચય કર્યો.

સવાર થયું. મેં મારો નિશ્ચય જાહેર કર્યો એટલે સવિતા ભાભી બોલી ઉઠયાં: " એમ તે જવાય ? વળી આજે ભાઇબીજ છે. એટલે કેટલી મહેનત કરીને મેં તમારે માટે રસોઇ કરવા માંડી છે. "

સમજ્યા ? આ તો ભાઇબીજની તૈયારીઓ થતી હતી એટલે કે મારે જમીને સવિતા ભાભીને વીરપસલીમાં કાંઇક આપવું. વાંચનારને એવો વિચાર થશે કે " ભાભી " ને "બ્હેન" શીરીતે ગણાય ? પણ આજકાલતો પુરૂષને ભાઇ અને તેની સ્ત્રીને બ્હેન કહેનાર હજારો દંપતી છે, જેથી આ વાતની નવાઇ હોયજ નહિ.

બપોરે જમી, સવિતા બ્હેન કહોકે ભાભી કહો, તેમના હાથમાં મેં પાંચ રૂપીઆની નોટ મુકી–તેજ દિવસે રાત્રે ગુજરાત મેઇલ પકડી હું ઘેર આવ્યો. મારા આખા વરસનું બજેટ હવે કેમ મળી રહેશે તે તો અર્થશાસ્ત્રના જાદુગર સર બેસીલ બ્લેકેટની સલાહ લઉં ત્યારેજ સમજાય !



એક સાહુકારને ઉતાવળથી બીજે ગામ જવાનું હતું. નેળમાં તેની ગાડીના આગળ એક ગાડું હતું. તેમાંથી એક ઘાસની પુળી પડી ગઇ. ડોસી તે લેવા ઉતરી. સાહુકારની ગાડી આથી અટકી ને તેને મોડું થતું હતું તેથી તેણે કહ્યું, " આ રસ્તામાં હંમેશા ઘરડી ડોસીઓ ને ગધેડાઓ ભમ્યાં કરે છે. " પેલી ડોસીએ ઠાવકે મ્હોડે જવાબ આપ્યો, " તમે તમારી જાતને પણ વર્ણવી-જે વિવેક બતાવ્યો છે તે માટે મને આનંદ થાય છે. "

# વિચિત્ર સ્વયંવર.

લેખક: રા. 'રસેશ.'

લગભગ તેરસો વર્ષ ઉપરની વાત છે. અંડદેશમાં સત્યસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. એ રાજા આન્ધ્રવંશનો હતો. એનો પૂર્વજોએ દક્ષિણમાંથી આવીને અડૂદેશમાં રાજ્ય સ્થાપ્યું હતું. સત્યસેન ચંપાનગરીમાં રાજ્યધાની રાખીને પોતાના રાજ્યને ઉત્તરમાં મિથિલા તથા મત્સ્યદેશ પર્યંત અને દક્ષિણમાં ગંગાનદીના સુંદર તટથી માંડીને કલિંગના સઘન વન પર્યંત વિસ્તૃત કર્યું હતું.

એ સમય પ્રભાવશાળી બૌદ્ધધર્મ અને નિર્વાણોન્મુખ વૈદિક ધર્મના સંઘર્ષણનો હતો. આ સંઘર્ષણનોજ એ પ્રભાવ હતો કે. એ સમયના રાજાઓને સ્હવારે નિદ્રા આવતી. પ્રબળપ્રતાપી સત્યસેન રાત્રે જાગૃત રહેતો અને દિવસે સૂતો. રૌદ્રમુર્તિ રાજા રાત્રે તાન્ત્રિક બનતો હતો અને સ્હવારે વૈદિક પૂજાપાઠ આટોપીને નવ વાગ્યા પહેલાંજ આંખો ચોળતો હતો. કોઇ કોઇ કહેતા કે એ સમયે દેશમાં બૌદ્ધધર્મના અભ્યુદયની અફીણના નશા જેવી અસર હતી.

સમસ્ત પ્રજા થરથર કાંપતી હતી.

સત્યસેનને સન્તાનમાં એક કન્યા સિવાય અન્ય કાંઇ નહોતું. કન્યાનું નામ હતું મન્દ્રા. તે ધનુષ્યબાણું લઇ ઘોડેસ્વાર થતી અને ફાવે ત્યારે ફાવે તેટલું ફરતી. વન, પર્વત, જંગલ, મરૂસ્થળ અને સ્મશાન આદિ સર્વ સ્થળોએ ત્હેની અવિરત ગતિ હતી. નિશાન મારવામાં તે એક્કી હતી. પશુ પક્ષી, સિંહ, વ્યાઘ્ર, ચોર, લૂટારા સૌ ત્હેનાથી કાંપતા હતા.

મન્દ્રાનું શરીર કૃશ હતું. ત્હેના ભ્રમર જેવા કાળા વાળ નિતમ્બ દેશથી યે નીચે લટકતા હતા. મ્હોટી અને કાળી આંખની વચ્ચે ત્હેની તીક્ષ્ણ દૃષ્ટિ સ્થિર રહેતી હતી. ષોડશી ગૌરી સમાન તે ભુવનમોહિની હતી. પરંતુ ત્હેના મૃણાલસમા કોમળ હસ્ત પત્થરથી એ અધિક કઠોર હતા. તે હરિણી સમાન ચંચળ અને વાયુ સમાન ત્વરિત ગતિવાળી હતી.

મન્દ્રાના સ્વયંવરની ચર્ચા કેટલીયે વાર થઇ હતી; પરન્તુ બસો યોજનના ક્ષેત્રફળમાં કોઇ પણ વીરપુરૂષ ત્હેની સાથે પાણીગ્રહણ કરવાનો ઉદ્યોગ કરવાનું સાહસ કરી શક્યો નહિ. કેવળ એટલુંજ નહિ કે તે કોઇને પસંદ કરતી નહિ. પરન્તુ તે એમ માનતી કે સૌ લોક ભયાનક ચોર, લંપટ અને લૂંટારા છે. પોતાના રાજ્યમાં કોઇને આવવાનો પ્રતિબંધ નહતો. દરેકને આવવા રહેવાની છૂટ હતી. પરન્તુ વિવાહની ચર્ચા કરવાની છૂટ ન હતી. બસ. અડદેશમાં સૌથી અધિક ભયંકર વાત આ એકજ હતી.

રાજા સત્યસેન પણ મન્દ્રાથી ડરતો હતો. દેશના અન્ય રાજાઓ અને સમસ્ત પ્રજા પણ એનાથી ભયભીત રહેતાં. આવા સંજોગમાં ત્હેના વિવાહની ચર્ચા કરવાનું સાહસ કોણ કરે? મન્દ્રા કુમારી રહી–ત્હેનું લગ્ન ન થયું.

મન્દ્રાની માતા નહોતી. માતાના મૃત્યુ બાદ પિતાના કાર્યનો બોજો હેણે ઉઠાવી લીધો હતો. આ પ્રમાણે એ અપૂર્વ બાળા એ સમયે રાજકાર્યનો ભાર, યૌવનનો ભાર, સુખ દુઃખની સ્મૃતિનો ભાર, જ્ઞાનનો ભાર અને ધર્મનો ભાર ઝિલી પોતાના જીવનપન્થે એકલી ઉભી હતી.

રાજસભાના વિશાળ ભુવનમાં આજ અનેક મંત્રીઓ, મ્હોટા મ્હોટા કર્મચારીઓ અને મિત્રરાજ્યોના કેટલાયે રાજકુમારો હાઝર હતા. મન્દ્રા મહારાજના સિંહાસનની પાછળ બેઠી હતી. એક તરફ કર્ણસુવર્ણનો રાજપુત્ર કુમાર નાયકસિંહ અદ્દભુત અને અપૂર્વ બાલિકાના રૂપ લાવણ્યને નિહાળતો બેઠો હતો. નાયકસિંહ સુન્દર, સુસજ્જિત અને બલવીર હતો. તે મન્દ્રાના પાણિગ્રહણની ઇચ્છાથીજ ચમ્પાનગરીમાં આવ્યો હતો.

એક સપ્તાહ બાદ અમાવાસ્યા હતી. આથી કાલીપૂજાના અને નિમંત્રણ વગેરે વિષયોની ચર્ચા થઇ રહી હતી. પૂર્વપદ્ધતિ અનુસાર અદેશમાં કાલીપૂજા અવશ્ય થવી જોઇએ એમ સૌએ કહ્યું.

રાજા સત્યસેને કહ્યું: "રાજકુમારી મન્દ્રાને પણ પૂછવું જોઇએ."

મન્દ્રા નિષ્કંપ અને સ્થિર દૃષ્ટિએ પૃથ્વી તરફ જોઇ ગંભીર વિચારમાં મશગુલ હોય એમ લાગતું હતું. ધીરે ધીરે સૌની આંખો ઘેરાવા લાગી. રાજાને, મંત્રીને અને પ્રજાજનોને સૌને નિદ્રા આવવા લાગી.

આ સમયે એ વિશાળ રાજભુવનના દ્વાર આગળ એક ભિક્ષુક આવી ઉભો રહ્યો.

[ ૨ ]

ભિક્ષુકનું મસ્તક કેશવિહોણું નહોતું તેમ હેના હાથમાં કમંડલુ પણ નહોતું. એક સફેદ ચાદરમાં હેનું આખું શરીર ઢંકાયેલું હતું, એટલે તે બાળક હતો કે યુવાન, સબળ હતો કે દુર્બળ તે જણાતું નહોતું.

હેની દૃષ્ટિ વૈરાગ્યપૂર્ણ હતી અને આકાર રહસ્યમય હતો. હેની મૌક્તિકસમી દંતપંક્તિની મધ્યમાં તુષાર સમી હાસ્યરેખા ઝલકતી હતી અને વિશાળ ભાલપ્રદેશમાં કાંઇ કાંઇ વિશાદછાયા દૃષ્ટિગોચર થતી હતી. હેનો રંગ ઉજ્જ્વળ અને પ્રકાશમાન હતો.

ભિક્ષુએ ધીરે ધીરે અંદર દાખલ થઇ કહ્યું: "સૌનું કલ્યાણ થાઓ!"

શબ્દ થતાંજ એ વિશાળ ભુવનના હજારો તન્દ્રાપૂર્ણ નેત્રો હેના ઉપર ઢળી પડયાં.

નિદ્રામાં એકાએક વિઘ્ન પડવાથી રાજા સત્યસેનને ઘણો ક્રોધ ચ્હડયો. તે બોલ્યા: "આ મનુષ્ય ચોર છે."

ભિક્ષુએ બંને હસ્ત ઉંચા કરી કહ્યું: "આપનું કલ્યાણ થાઓ!"

ત્ય્હારે મન્દ્રા પિતાના કાનમાં કાંઇક કહીને નાગણસમી ક્રુદ્ધ થઇને બોલી, "તું કયા રાજ્યનો પ્રજાજન છે?" ભિક્ષુએ ઉત્તર આપ્યો, "વિશ્વરાજ્યનો"

મન્દ્રાએ પૂછ્યું, "તું કોઇ સ્વાંગધારી લૂંટારો હોય એમ જણાય છે."

"કલ્યાણ થાઓ!" ભિક્ષુએ આશિષ આપી.

"કલ્યાણ કોણ કરશે?" મન્દ્રાએ પૂછ્યું.

"જીવ પોતાનું કલ્યાણ જાતેજ કરે છે." ભિક્ષુએ પ્રત્યુત્તર આપ્યો.

"હું ત્હારી સલાહ રૂપી ઋણ લેવા માગતી નથી."

"હું ઋણ નથી ચ્હડાવતો; દાન કરૂં છું. આ વિશાળ રાજ્યમાં શક્તિ પૂજાની તૈયારીઓ થઇ રહી છે. અને તે અત્યંત ઘૃણિત અને હત્યાકારી કાર્ય છે: આ સૃષ્ટિની બાલ્યાવસ્થાની અજ્ઞાનજન્ય ક્રિયા સિવાય બીજુ કાંઇ નથી. આપ જ્ઞાન પ્રાપ્ત કરી એ પ્રણાલીનો ત્યાગ કરો."

પ્રધાનમંત્રી બોલ્યો, "આ કોઇ બૌદ્ધ

ભિક્ષુ છે." સેનાપતિ રૂદ્રનારાયણે કહ્યું, "એને બાંધીને શુળીપર ચડાવવો જોઇએ."

મન્દ્રા ક્રોધથી સળગી ઉઠી. હેણે કઠોર શબ્દમાં કહ્યું, "કાલીપૂજા અવશ્ય થશે, અને એમાં સેંકડો હજારો જીવોનો બલિ અપાશે. એમાં ત્હને કંઇ હાનિ છે? અને ત્હારા જેવા ક્ષુદ્ર મનુષ્યમાં એ રોકવાની શકિત છે?"

રાજા બહુજ પ્રસન્ન થયો અને હસવા લાગ્યો. લોકો માનતા હતા કે મન્દ્રા કાલીપૂજાના વિષયમાં વિરોધ કરશે. પરન્તુ હેમણે જોયું કે એકાએક આ પ્રતિબંધ આવવાથી હેનો વિચાર બદલાઈ ગયો. મન્દ્રાનો સ્વભાવજ એવો હતો.

ભિક્ષુ અત્યંત અભિમાનપૂર્વક ઉન્નત મસ્તકે મન્દ્રાના પ્રજ્જ્વલિત નેત્રો પ્રતિ સ્થિર દ્રષ્ટિએ જોઇ બોલ્યો, "રાજકુમારી! અત્યારે હું ત્હમનેજ કાલી સ્હમજું છું. કહો, કેટલા હજાર બલિદાનથી ત્હમે તૃપ્ત થશો?"

મન્દ્રાએ કહ્યું, "તું દેવદ્વેષી અને દુરાચારી છે માટે હું પ્રથમ ત્હારોજ બલિ લઇને તૃપ્ત થઇશ."

ભિક્ષુએ કહ્યું, "જો આ ક્ષુદ્રજીવના બલિદાનથી ત્હમારા અને ત્હમારી પ્રજાના હૃદયમાં કરૂણાનો સંચાર થાય તો હું તૈયાર છું. દુર્દમનીય પ્રકૃતિની સંહારશક્તિને રોકવાનું બળ મ્હારામાં નથી એ સત્ય છેઃ તોપણ જો પ્રકૃતિ ચાહે તો તે સ્વયં ત્હને રોકીને સંસારને આનન્દમય બનાવી શકે છે. આથી હું હેને ઉત્તેજીત કરવાને તત્પર છું."

મન્દ્રા; "કેવી રીતે?"

ભિક્ષુ: "કેવળ નિમિત્ત બનીને અર્થાત સેવા કરીને, જ્ઞાનનો પ્રચાર કરીને અને સંયમની શિક્ષા આપીને. કુમારી! આ વિશાળ રાજ્યનો વિનાશ નજીકના ભવિષ્યમાં છે. જ્યહારે રાજાના હૃદયમાં દયા નથી, અને તે કોઇને આત્મત્યાગનો પાઠ શીખવતો નથી ત્યારે ચોક્કસ માનજો કે એક રાજા મટી હજારો રાજા થશે અને દેશમાં રાષ્ટ્રીય વિપ્લવ થશે. જ્યહારે ધર્મની બળતી આગ રાજ્યસિંહાસનથી ભ્રષ્ટ થઇ અન્ય આધાર ગ્રહણ કરે છે, અને એ મહાન વિપ્લવના સમયે કરૂણા, સ્નેહ, પવિત્રતા, સામ્ય, શાન્તિ અને પ્રીતિ આદિ સદ્દગુણ નથી હોતા, ત્યારે ત્હેમાં સૌ ભસ્મ થઇ જાય છે. આ મહારાજ્યમાં પાપનો પ્રવેશ થઇ ચુકયો છે. અહિ મદ્યમાંસનું શ્રાદ્ધ અને સતીત્વ ધર્મનો વિનાશ કરવામાં આવે છે. તથા નિઃસહાય અને મૂગા પ્રાણીઓનું બલિદાન આપી પાપનાં પોટલાં બાંધો છો. કુમારી, મન્દ્રા! કાલીપૂજાની ફરીથી પ્રતિષ્ટા કરાવીને આ સૌ લોક સ્હમજ્યાવિના ઘોર તામસિક વૃત્તિને પોતાના તરફ આકર્ષવાનો ઉદ્યોગ કરી રહ્યા છે. જીવબલિને બદલે આત્મબલિની શિક્ષા આપી પૂજા પ્રતિષ્ઠા કરો. એ આત્મબલિજ સાચી કાલીપૂજા છે. આ બૌદ્ધ ભિક્ષુ પણ ત્હમારો એ પૂજાપ્રસાદ આરોગશે."

આ વ્યાખ્યાન સાંભળતાં ઘણાં ફરીથી ઉંઘવા લાગ્યા. રાજા સાહેબનો એમાં પહેલો નંબર હતો. મન્દ્રાએ કહ્યું. "આ મનુષ્ય પાગલ છે. એને દેવદત્ત પુજારીના ઘરમાં કેદ કરીને રાખો."

[ ૩ ]

વૃદ્ધ દેવદત્ત પુજારી ઘોર શાક્ત હતો. ત્હેને વામનદાસ નામનો એક પુત્ર હતો. અને ત્હેની ઉમ્મર લગભગ પંદર વર્ષની હતી. એ એક બિલ્વવૃક્ષની છાયા હેઠળ બેસી વેદપાઠ કરતો હતો. ત્હેની વૃદ્ધ માતા હરિનામની માળા જપતી હતી. પુજારીના ઘરમાં આ ત્રણ માણસ ઉપરાંત સત્યવતી નામની એક કન્યા પણ હતી.

સત્યવતી દેવદત્તની કન્યા છે; પરન્તુ કેવી કન્યા છે એ કોઇ જાણતું નહિ. કેટલાક લોકો



ચિત્રકાર: ] અપ્સરા–નૃત્ય. [ રા. મઝમુદાર.

મુંબાઇના ચિત્રકલા પ્રદર્શનમાંનું એક સુંદર ચિત્ર.

ભિક્ષુ છે." સેનાપતિ રૂદ્રનારાયણે કહ્યું, "એને બાંધીને શુળીપર ચડાવવો જોઇએ."

મન્દ્રા ક્રોધથી સળગી ઉઠી. ત્હેણે કઠોર શબ્દમાં કહ્યું, "કાલીપૂજા અવશ્ય થશે, અને એમાં સેંકડો હજારો જીવોનો બલિ અપાશે. એમાં ત્હને કંઇ હાનિ છે? અને ત્હારા જેવા ક્ષુદ્ર મનુષ્યમાં એ રોકવાની શક્તિ છે?"

રાજા બહુજ પ્રસન્ન થયો અને હસવા લાગ્યો. લોકો માનતા હતા કે મન્દ્રા કાલીપૂજાના વિષયમાં વિરોધ કરશે. પરન્તુ ત્હેમણે જોયું કે એકાએક આ પ્રતિબંધ આવવાથી ત્હેનો વિચાર બદલાઈગયો. મન્દ્રાનો સ્વભાવજ એવો હતો.

ભિક્ષુ અત્યંત અભિમાનપૂર્વક ઉન્નત મસ્તકે મન્દ્રાના પ્રજ્વલિત નેત્રો પ્રતિ સ્થિર દ્રષ્ટિએ જોઇ બોલ્યો, "રાજકુમારી! અસ્હારે હું ત્હમનેજ કાલી સ્હમજું છું. કહો, કેટલા હજાર બલિદાનથી ત્હમે તૃપ્ત થશો?"

મન્દ્રાએ કહ્યું, "તું દેવદ્રોહી અને દુરાચારી છે માટે હું પ્રથમ ત્હારોજ બલિ લઇને તૃપ્ત થઇશ."

ભિક્ષુએ કહ્યું, "જો આ ક્ષુદ્રજીવના બલિદાનથી ત્હમારા અને ત્હમારી પ્રજાના હૃદયમાં કરૂણાનો સંચાર થાય તો હું તૈયાર છું. દુર્દમનીય પ્રકૃતિની સંહારશક્તિને રોકવાનું બળ મ્હારામાં નથી એ સત્ય છેઃ તોપણ જો પ્રકૃતિ ચાહે તો તે સ્વયં ત્હને રોકીને સંસારને આનન્દમય બનાવી શકે છે. આથી હું ત્હેને ઉત્તેજીત કરવાને તત્પર છું."

મન્દ્રાઃ "કેવી રીતે?"

ભિક્ષુઃ "કેવળ નિમિત્ત બનીને અર્થાત સેવા કરીને, જ્ઞાનનો પ્રચાર કરીને અને સંયમની શિક્ષા આપીને. કુમારી! આ વિશાળ રાજ્યનો વિનાશ નજીકના ભવિષ્યમાં છે. જ્યારે રાજાના હૃદયમાં દયા નથી, અને તે કોઇને આત્મત્યાગનો પાઠ શીખવતો નથી ત્યારે ચોકકસ માનજો કે એક રાજા મટી હજારો રાજા થશે અને દેશમાં રાષ્ટ્રીય વિપ્લવ થશે. જહયારે ધર્મની બળતી આગ રાજ્યસિંહાસનથી ભ્રષ્ટ થઇ અન્ય આધાર ગ્રહણ કરે છે, અને એ મહાન વિપ્લવના સમયે કરૂણા, સ્નેહ, પવિત્રતા, સામ્ય, શાન્તિ અને પ્રીતિ આદિ સદ્દગુણ નથી હોતા, ત્યારે ત્હેમાં સૌ ભસ્મ થઇ જાય છે. આ મહારાજ્યમાં પાપનો પ્રવેશ થઇ ચુકયો છે. અહિં મદ્યમાંસનું શ્રાદ્ધ અને સતીત્વ ધર્મનો વિનાશ કરવામાં આવે છે. તથા નિઃસહાય અને મૂગા પ્રાણીઓનું બલિદાન આપી પાપનાં પોટલાં બાંધો છો. કુમારી મન્દ્રા! કાલીપૂજાની ફરીથી પ્રતિષ્ટા કરાવીને આ સૌ લોક સ્હમજ્યાવિના ઘોર તામસિક વૃત્તિને પોતાના તરફ આકર્ષવાનો ઉદ્યોગ કરી રહ્યા છે. જીવબલિને બદલે આત્મબલિની શિક્ષા આપી પૂજા પ્રતિષ્ઠા કરો. એ આત્મબલિજ સાચી કાલીપૂજા છે. આ બૌદ્ધ ભિક્ષુ પણ ત્હમારો એ પૂજાપ્રસાદ આરોગશે."

આ વ્યાખ્યાન સાંભળતાં ઘણાં ફરીથી ઉંઘવા લાગ્યા. રાજા સાહેબનો એમાં પહેલો નંબર હતો. મન્દ્રાએ કહ્યું. "આ મનુષ્ય પાગલ છે. એને દેવદત્ત પુજારીના ઘરમાં કેદ કરીને રાખો."

[ ૩ ]

વૃદ્ધ દેવદત્ત પુજારી ઘોર શાક્ત હતો. ત્હેને વામનદાસ નામનો એક પુત્ર હતો. અને ત્હેની ઉમ્મર લગભગ પંદર વર્ષની હતી. એ એક બિલ્વવૃક્ષની છાયા હેઠળ બેસી વેદપાઠ કરતો હતો. ત્હેની વૃદ્ધ માતા હરિનામની માળા જપતી હતી. પુજારીના ઘરમાં આ ત્રણ માણસ ઉપરાંત સત્યવતી નામની એક કન્યા પણ હતી.

સત્યવતી દેવદત્તની કન્યા છે; પરન્તુ કેવી કન્યા છે એ કોઇ જાણતું નહિ. કેટલાક લોકો

કહેતા કે એ કોઇ ક્ષત્રિય કન્યા હતી. જ્યારે તે ન્હાની હતી ત્યારે દેવદત્ત ત્હેને મિથિલાથી લાવ્યો હતો. કોઇ કહેતું કે એક વાર દેવદત્ત માઘ પૂર્ણિમાના મેળામાં ગયો હતો અને ત્યાં એને ગંગાતટ પર એકલી જોઇને લઇ આવ્યો હતો. સત્યવતીની ઉમ્મર આ વખતે સત્તર વર્ષની હતી.

સત્યવતી રૂપવાન હતી ત્હેનું મુખકમળ સદાયે પ્રફુલ્લિત રહેતું. ગૃહકાર્યમાં તે અત્યંત ચતુર હતી. સેવાશુશ્રૂષા કરવી એજ એનું વ્રત હતું. એ વ્રતના પાલનમાં એનું જીવન અને યૌવન વિકસિત થયું હતું.

સેનાપતિ રૂદ્રનારાયણ સિંહ હાથમાં ખુલ્લી તલવાર લઇ દેવદત્તને ઘેર આવી પહોંચ્યા. કેદી ભિક્ષુ ત્હેની સાથે હતો.

દેવદત્ત એને જોઇને ઘરમાંથી બ્હાર આવી ઉભો.

સેનાપતિઃ રાજકુમારી મન્દ્રાની આજ્ઞાથી આ બૌદ્ધ ભિક્ષુકને આપને ત્યાં સાત દિવસ કેદ રાખવાનો છે.



ચિત્રકારઃ ] ભિક્ષુઃ બ્હેન હું ત્હમારો હાથ જોવા માંગુ છું. [ શ. ન.

દેવદત્તઃ એને, મારે કોઇ પહેરેગીર પણ રાખવાનાં આવશે ને ?

સેનાપતિઃ નહિ.

દેવદત્તઃ ત્યારે તો મહામુશ્કેલી ! કદાપિ એ ન્હાસી જાય તો ?

સેનાપતિઃ જો ન્હાસી જાય તો એની સાથેજ તમે સમજી રાખજો કે આ જટાધારી મસ્તક પણ ઉડી જશે. માટે ત્હમે કોઇ તંત્રમંત્રના બળે કરીને એને બાંધી રાખજો.

સેનાપતિ ચાલ્યો ગયો. દેવદત્તે ભિક્ષુ તરફ જોયું. એ દેવદુર્લભ સુંદર યુવાનની મૂર્તિ જોતાં જ ત્હેને ખાત્રી થઇ કે ભિક્ષુ ન્હાસી જાય એવો નથી. કેટલીક ક્ષણ પર્યંત કાંઇક વિચારી ત્હેણે બુમ મારીઃ "સતી !"

સત્યવતી બ્હારીએથી આ બધું જોઇ રહી હતી. તે બ્હાર આવીને નતમસ્તકે બોલીઃ "કહો, શી આજ્ઞા છે ?"

દેવદત્તઃ આ બૌદ્ધ ભિક્ષુ રાજકુમારીની આજ્ઞાથી સાત દિવસ માટે આપણે ત્યાં કેદી છે. માટે ત્હેની દેખરેખનો સઘળો ભાર ત્હને સોંપું છું."

સત્યવતીએ હસીને કહ્યું, " વારૂ, પણ જો એ ન્હાસી જાય તો ? "

દેવદત્તઃ એ વામનદાસ જેટલું દોડી નહિ શકે. એને જરા મ્હારી પાસે બોલાવી લાવ!"

પિતાની આજ્ઞાથી વામનદાસે રાત્રે પહેરો ભરવાનું સ્વીકાર્યું. દિવસની દેખરેખનું કાર્ય સત્યવતીને માથે રહ્યું.

ભાઇ બ્હેનને ભિક્ષુની દેખરેખનું કામ સોંપી દેવદત્ત મંત્રજાપ કરવાને ઘરમાં ચાલ્યો ગયો અને વામનદાસ પોતાના વેદાભ્યાસમાં મગ્ન થયો. સત્યવતી સાહસપૂર્વક ભિક્ષુની સન્મુખ ઉભી રહી અને બોલીઃ " ત્હમને શું કહીને હું બોલાવું ? "

ભિક્ષુઃ બ્હેન ! હું ત્હમારો હાથ જોવા માગું છું.

સત્યવતીએ આદરપૂર્વક પોતાનો હાથ લંબાવ્યો. ભિક્ષુ તે જોઇને વિસ્મયસાગરમાં ડુબી ગયો. જાણે એને કોઇ જુની વાત, યા તો કોઇ જૂનો સંબંધ, યા તો કોઇ ગતસ્મૃતિ યાદ આવી હોય એમ લાગ્યું. ત્હેણે દુઃખપૂર્ણ સ્વરે કહ્યુંઃ " અભિજાતા ! "

સત્યવતીઃ ત્હમે આ શું કહ્યું ?

ભિક્ષુઃ ત્હમે મ્હને " શરણભાઇ " કહીને બોલાવજો.

સત્યવતીએ ચમકીને પૂછ્યુંઃ " શું ત્હમે મ્હારા શરણભાઇને ઓળખો છો ?

ભિક્ષુઃ કદાચ ઓળખતો હોઉં તો એમાં આશ્ચર્ય કેવું ?

સત્યવતીઃ હું એમને સ્વપ્નમાં જોઉં છું. ગંગા નદીની ઉત્તરે હિમાલયની નજીક એક અરણ્ય છે. સીતાનો જન્મ ત્હાં થયો હતો. એ વન સોહામણું છે. ત્હાં સુવર્ણનાં પક્ષીઓ જ્હાં ત્હાં વૃક્ષે વૃક્ષે ઉડયા કરે છે અને ઋષિઓ જેવા સરલ સ્વભાવના મનુષ્યો ત્હાં નિવાસ કરે છે. એ વનમાં મ્હારા શરણભાઇ રહે છે.

ભિક્ષુઃ નહિં હું એ વનમાં નિવાસ કરતો નથી. એ વન તો અત્યારે જંગલી પશુઓથી ભરપૂર છે. હું બૌદ્ધ ભિક્ષુ છું; અને દેશદેશમાં ધર્મપ્રચાર કરતો ફરૂં છું.

સત્યવતીઃ પણ ત્હમારૂં અને મ્હારા ભાઇનું નામ મળતું આવે છે એ આશ્ચર્યની વાત છે. મ્હારા શરણભાઇ ભિક્ષુ નથી. રાજપુત્ર છે.

ભિક્ષુઃ સ્વપ્નના રાજપુત્ર કરતાં જાગૃતાવસ્થાનો ભિક્ષુ સારો કારણ કે ત્હમારો આ ભાઇ સાચો છે અને પેલો સ્વપ્નાવસ્થાનો ભાઇ મિથ્યા છે. સતી બ્હેન ! ત્હમે સ્વપ્નનો ત્યાગ કરી સત્યનું અવલંબન કરો.

સત્યવતી મંત્રમુગ્ધ બની ગઇ. ત્હેણે સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું. " વારૂ. "

[ ૪ ]

રાજ્યના ખજાનચી લાલા કિશનપ્રસાદે મનમાંજ વિચાર્યું કે રાજકુમારી મન્દાની આ અદ્ભુત આજ્ઞામાં કાંઇ ગૂઢ આશય અવશ્ય હોવો જોઇએ. એક સુપુરુષ યુવાનને સત્યવતી સમી સુન્દરી યુવતીના ઘરમાં કેદ કરવાની કૂટનીતિને લાલાસાહેબ તત્કાળ સ્હમજી ગયા. લાલાસાહેબ જાતના ક્ષત્રિય હતા. જૂના સમયમાં કેટલાંક ક્ષત્રિઓએ યુદ્ધવ્યવસાય મૂકી દઇ લખવાનો ધંધો હાથ ધર્યો હતો. કહેવાય છે કે પાછળથી એમના વંશનું નામ કાયસ્થ પડ્યું છે. લાલાસાહેબ કાયસ્થ હતા, ત્હેમની ઉમર લગભગ ૩૦ વર્ષની હતી; પરન્તુ અદ્યાપિ પર્યંત પોતે કુંવારા હતા. તેઓ શક્તિના ઉપાસક હતા. રંગે તો કાળા હતા. છતાંએ ત્હેમણે માની લીધું હતું કે ત્હેમના જેવો સુન્દર પુરૂષ મળવો અશક્ય હતો. કપડાં વગેરેની ટાપટીપ પર એઓ ખાસ ધ્યાન રાખતા. ચુપચુપ હસવું, ચોરી કરી શિરજોરી કરવી, વાતવાતમાં આસ્માન જમીન એક કરવાં

આ બધાં એમના સ્વભાવસિદ્ધ ગુણ હતા. રાજ્યમાં એકલા પોતેજ પરાક્રમી વીર ગણાય છે અને ધન દોલત પણ બધી હેમના હાથમાં રહેતી એટલે પોતે પોતાને સેનાપતિ અને મંત્રી કરતાંયે વધારે માનતા. રાજકુમારી મન્દ્રા સિવાય કોઇથી તે ડરતા નહિ.

લાલા કિશનપ્રસાદ દેવદત્તના પડોશમાંજ રહેતા હતા. સત્યવતિનું અપૂર્વ રૂપ અને વિમલ ચરિત્ર જોઇ તેમનું મન હાથ રહ્યું ન હતું. કિન્તુ જેના કુલ અને શીલનો કાંઇ પત્તો નહતો એવી યુવતીની સાથે લગ્ન કરવું કુલીનોની પ્રતિષ્ઠાની વિરૂદ્ધ છે એમ વિચારી પોતે નિશ્ચય કર્યો કે કોઇ પણ ઉપાયે સત્યવતીનું હરણ કરી હેની સાથે ગાંધર્વ લગ્ન કરવું.

લાલાસાહેબે મહામુશ્કેલીએ સત્યવતીના હૃદયમાં શરત્કાળના વાદળના ટુકડાની સૃષ્ટિ રચી હતી. સત્યવતી વિચારતી હશે કે કિશનપ્રસાદ હેને ચાહતા હતા. જ્યારે પોતે હેનો અભિપ્રાય જાણવાને પ્રયત્ન કર્યો ત્યારે હેમના હૃદયસરમાં આશાનું કિરણ પ્રકટ્યું. થોડા દિવસમાં આ કિરણ એક પ્રકારના આન્દોલનથી આખા હૃદયમાં વ્યાપ્ત થયું અને તે એટલું બધું પ્રબળ થયું કે કેટલાક દિવસો બાદ સત્યવતીને એકલી જોઇ પોતે નિઃસ્વાર્થ અને હતાશ પ્રેમનો પરિચય આપી રહ્યા હતા. તે બોલ્યા : "જો મ્હારી સાથે ત્હમારૂં લગ્ન નહિ થાય તો હું આ સંસારનો ત્યાગ કરી કોઇ અજ્ઞાત તીર્થસ્થાને જઇ મરીશ અને ભૂત થઇશ." આ ભુતના ડરથી અને કરૂણાથી પીગળી જઇ તે દિવસે સત્યવતીએ કહ્યું, "વારુ ત્હમે આ હકીકત પિતાજીને કહેજો."

લાલાસાહેબ પોતાના મનોરથ સિદ્ધ થવાની આશામાં, આજકાલ ખૂબ બની ઠની ને રહેતા હતા; પરન્તુ એટલામાંજ વચ્ચે એક વિઘ્ન આવ્યું. એમણે જોયું કે સન્મુખ બૌદ્ધ ભિક્ષુક અને પાછળ રાજકુમારી મન્દ્રા ઉભા હતા.

ચતુર કિશનપ્રસાદે ગપ ઉડાવી કે બૌદ્ધ ભિક્ષુ મહાન યોગી હતા, અને હેમના યોગબળની પ્રશંસા કરીએ તેટલી ઓછી હતી. બસ પછી પૂછવું જ શું. સ્ત્રી પુરૂષોનાં ટોળેટોળાં દેવદત્તને ત્હાં જવા લાગ્યાં. આ સિવાય લાલાસાહેબ કદિક કદિક સુઅવસર પ્રાપ્ત કરી સુન્દરી કુમારિકાઓને સંન્યાસિનીના વેષમાં અને રૂપવતી વેશ્યાઓને ગૃહસ્થ કન્યાઓના વેષમાં મોકલતા-કોઇ પણ પ્રકારે ભિક્ષુને વિચલિત કરવો એ હેનું ધ્યેય હતું. પરન્તુ એના સૌ પ્રયત્નો નિષ્ફળ નિવડ્યા. એ બૌદ્ધ ભિક્ષુના અજેય હૃદયદુર્ગનું એક અણુ સરખું યે ન ડોલ્યું. લાલાજીની જૂઠી ગપ સાચી થઇ પડી. એનું અસીમ કરૂણામય મુખ જોઇને અને એની સ્નેહમયી વાણી સાંભળીને સેંકડો સ્ત્રી પુરૂષો બૌદ્ધધર્મનો સ્વીકાર કરવા લાગ્યા.

આ વાત ધીરે ધીરે રાજકુમારીના કાન સુધી પહોંચી. કૃષ્ણત્રયોદશીની સાંજે એણે સેનાપતિને આજ્ઞા કરી: "કિશનપ્રસાદને અત્યારે મ્હારી પાસે હાજર કરો."

[ ૫ ]

તુરતજ કિશનપ્રસાદને હાજર કરવામાં આવ્યા. સેનાપતિને ત્હાંથી ચાલ્યા જવાનો ઇશારો કરીને રાજકુમારી મન્દ્રાએ ગર્જીને કહ્યું "કિશનપ્રસાદ ! સાચ્ચું કહો. ત્હમારો શો વિચાર છે ?"

કિશનપ્રસાદે હાથ જોડીને કહ્યું, "રાજકુમારી! આપ સૌને માતા તુલ્ય છો અને હું પણ ત્હમારું બાળક છું; એટલે આપનાથી કાંઇ છુપાવવા માગતો નથી. સત્યવતીને હું ચ્હાઉં છું; પરંતુ મ્હને લાગે છે કે આપ એ હકીકત ન જાણતાં હોઇને એ દરિદ્રના રત્નને કોઇ ગુપ્ત ઉદ્દેશથી બીજાને સોંપવાનો સંકલ્પ કરી ચૂક્યા છો."

મન્દ્રાઃ તું ચારિત્રહીન છે. ત્હારા મુખમાં અનુરાગ અને પ્રેમ જેવાં શબ્દો શોભતા નથી.

કિશનપ્રસાદઃ ( નમ્ર ભાવે ) મ્હેં મ્હારૂં ચારિત્ર્ય ધીરે ધીરે સુધાર્યું છે; અને હવે હું સત્યવતી સાથે લગ્ન કરીને કોઇ અન્ય રાજ્યમાં જઇને રહીશ.

મન્દ્રાઃ વાહ! કેવો નિસ્વાર્થ ભાવ! અરે કૃતઘ્ન! તું રાજવંશના અન્નથી પોષાઇ હવે વિદ્રોહી બનવા માગે છે કે શું?

કિશનઃ વિદ્રોહી કેવી રીતે? એવું મ્હેં શું કર્યું છે?

મન્દ્રાઃ તું ભિક્ષુને લલચાવી ભ્રષ્ટ કરવા ચાહે છે અને એટલા માટે અત્યંત નિંદ્ય કાર્યો કરી રહ્યો છે. એનું ફળ પરિણામ એ આવ્યું છે કે દેશમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર વધતો જાય છે.

કિશન. મ્હારા પ્રલોભનનો ઉદ્દેશ ભિક્ષુનું મન સત્યવતી ઉપરથી ઉઠી જાય એ સિવાય બીજો કાંઇ નથી. આપ બૌદ્ધ ધર્મના પ્રચારની વાત કરો છો, તો એ ભિક્ષુને અહિંથી કાઢી મૂકવાથી બધું યે શાન્ત થઇ જશે. ત્હેના જવાથી બૌદ્ધ ધર્મની જડ ઉખડી જશે. રાજકુમારી! હજુયે સમય છે-કાંઇ ચાંપતા ઇલાજ કરો, નહિ તો ભિક્ષુ સત્યવતીને લઇને ન્હાસી જશે.

મન્દ્રાઃ તું જુઠું કહે છે.

કિશનઃ નહિ, હું કહું છું તે સત્ય છે.

મન્દ્રાનો અવાજ ખોખરો થયો. તે બોલીઃ કિશનપ્રસાદ! એ વાત સાચી છે કે?

કિશનઃ હા, તદન સાચી. સત્યવતી ભિક્ષુને પોતાનું હૃદય અર્પી ચુકી છે.

મન્દ્રાઃ અને ભિક્ષુ?

કિશનઃ એ તો ક્યારનો ય સોંપી ચુકયો છે.

મન્દ્રાઃ શું સોંપી ચુકયો છે?

કિશનઃ હૃદય.

મન્દ્રાઃ પાપી! તું જાણે છે કે હૃદય કેમ સોંપાય છે?

કિશનપ્રસાદે મનમાંજ કહ્યું: હા, સારી રીતે જાણું છું. ( પ્રકટ ) રાજકુમારી! ત્હમે મ્હારી વાત પર વિશ્વાસ નહિ કરોઃ એ તો જ્યારે આજકાલમાં ભિક્ષુ ન્હાસી ગયાની હકીકત સાંભળશો ત્યારેજ ખાત્રી થશે. હવે કહો. આપની શી આજ્ઞા છે?"

મન્દ્રાઃ તું એને રોકજે અને બંનેને કેદ કરી મ્હારી પાસે લઇ આવજે. જરૂર પડે તો સેનાપતિની મદદ લેવા ચુકીશ ના. અંગ રાજ્યમાંથી એક કુમારીને લઇ—

કિશનઃ ન્હાસી જવું—

મન્દ્રાઃ એ મહાન અપરાધ છે. ત્હેને કઠિન દંડ આપવો જોઇએ.

કિશનપ્રસાદ ચાલ્યો ગયો.

મધ્યરાત્રિનો સમય છે. ભિક્ષુ દેવદત્તના ઘરમાં ધ્યાનમગ્ન સ્થિતિમાં હતો. એટલામાં સત્યવતીએ આવી ધીમેથી દ્વાર ખોલ્યાં, અને દુઃખી અવાજે કહ્યું: " શરણભાઇ!"

ભિક્ષુએ આંખ ઉઘાડી કહ્યુઃ કેમ સતી! શું છે?

સત્યવતીઃ શરણભાઇ! હું ત્હમને એક વાત કહી શકી નહોતી. આજ કિસનપ્રસાદ મ્હને ત્હમારી પાસેથી ઉડાવી ન્હાસી જશે."

ભિક્ષુઃ ( વિસ્મિત થઇ ) એટલે એનો શો વિચાર છે? હું સ્હમજી શકયો છું કે કિશનપ્રસાદ દુરાચારી છેઃ પરન્તુ ત્હને ઉઠાવી લઇ જવાનો ત્હેનો શો અધિકાર છે?"

સત્યવતીઃ કિશનપ્રસાદ મ્હને પરણવા ઇચ્છતો હતોઃ પરન્તુ ત્હેની ધારણા સફળ ન થઇ એટલે આજે રાત્રે તે જબર્દસ્તીથી મ્હને ઉઠાવી લઇ જશે. એ સંકટમાંથી બચવા માટે આ દેશનો ત્યાગ કરવા સિવાય બીજો ઉપાય નથી. ભાઇ! આ દેશમાં ધર્મ નથી. હું તો હવે સંન્યાસિની થઇશ અને બુદ્ધ ભગવાનનું

શરણું લઇ ભીખ માગીને મ્હારૂં જીવન વીતાડીશ."

ભિક્ષુએ એ ઓરડામાં ટમટમી રહેલા દીપક પ્રતિ દૃષ્ટિપાત કરી એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો અને કહ્યું: વારૂ પ્રભુની ઇચ્છા! સંન્યાસિની બ્હેન! તો હવે ત્હમે તૈયાર થઇ જાઓ. જંગલ મહાભયાનક અને દુર્ગમ છે એ તો ત્હમે જાણો છો. ત્હમે મ્હારી સાથે દોડી શકશો?"

સત્યવતીના હૃદયમાં અદ્ભુત શક્તિનો સંચાર થઇ રહ્યો હતો. ત્હેણે આનંદ અને ઉત્સાહથી કહ્યું: જંગલ તે શી વિસાતમાં? નદી પર્વતોને પણ સહજમાં હું પાર કરી જઈશ.

આખું શહેર નિદ્રામગ્ન હતું. ચારે તરફ શાંતિનું સામ્રાજ્ય છવાઇ રહ્યું હતું. માર્ગપર એકપણ માણસ દૃષ્ટિગોચર થતો નહતો. ભિક્ષુ સત્યવતીને લઇ દેવદત્તના ઘરમાંથી બ્હાર નીકળી પડયો.

રાત્રિ થઇ ચુકી હતી. રાજકુમારી મન્દ્રા ચમ્પાગઢનાં સિંહદ્વારને વટાવી ઉભી રહી. તે એક તેજી ઘોડાપર સ્વાર થઇ હતી અને હાથમાં ધનુષ્યબાણ હતાં. ત્હેણે કુમાર નાયકસિંહને બૂમ પાડીને કહ્યું: કુમાર! ત્હમે અંગરાજ્યના જુના દોસ્ત છો. અત્યારે ત્હમારે મ્હારી વાત કબુલ રાખવી પડશે.

કુમાર નાયકસિંહે પ્રસન્નતાપુર્વક કહ્યું: આપની આજ્ઞાનું પાલન કરવા માટે હું સદાયે તૈયાર છું.

મન્દ્રા: રાજધાનીમાંથી બ્હાર જવાના ફક્ત બેજ માર્ગ છે. હમણાં થોડી ક્ષણ પહેલાંજ બૌદ્ધ ભિક્ષુ કુમારી સત્યવતીને લઇ ન્હાસી ગયો છે. એ ક્યા માર્ગે ગયો તે જાણતા નથી; પરન્તુ આ બે માર્ગમાંથી કોઇ પણ એક માર્ગે ગયો એ વાત તો ચોક્કસ છે. આપી છે. માટે રાજધર્માનુસાર એ બંનેને રોકવા એ આપણું કર્તવ્ય છે. એક માર્ગે તો મ્હેં કિશનપ્રસાદને તથા સેનાપતિ રૂદ્રનારાયણને ચાર હોંશિયાર સૈનિકોની સાથે રવાના કરી દીધા છે; હવે એકજ માર્ગ બાકી છે. ત્હમારી શુરવીરતાની પ્રશંસા મ્હેં અધિક સાંભળી છે. માટે આ બીજે માર્ગે ત્હમે જાઓ અને ભિક્ષુ તથા સત્યવતીને કેદ કરી લાવો. ત્હમે ઘોડેસ્વાર થઇ એકલાજ જાઓ. જરૂર પડશે તો હું ત્હમારી મદદે આવીશ."

કુમાર નાયકસિંહે એડી મારી ઘોડાને દોડાવી મુકયો. મન્દ્રાને ગભરાયેલી અને ચિન્તાતુર જોઇને નાયકસિંહને વિચાર આવ્યો કે બૌદ્ધ ભિક્ષુને માટે રાજકુમારી મન્દ્રાને શું?

લગભગ એક ગાઉ ચાલ્યા બાદ સત્યવતીએ કહ્યું: શરણભાઇ! આપણને પકડવાને માટે પાછળ ઘોડેસ્વાર આવતા હોય એમ લાગે છે.

ભિક્ષુએ હસીને કહ્યું: સત્યવતી! હું મ્હારી જીંદગીમાં એવા તો ઘણાયે ઘોડેસ્વાર જોઇ ચુકયો છું. મ્હને એમનો જરાએ ભય નથી. ભય હોય તો કેવળ ત્હમારી રક્ષાનોજ છે. આ વખતે આ ઉંચા પર્વતની ડાબી બાજુએ બીજો માર્ગ જાય છે તે માર્ગે ત્હમે જાઓ. હું એ બધાંને હટાવી ત્હમારી પાસે આવીશ.

સત્યવતી ભયને લીધે કાંઇ કહી શકી નહિ અને બતાવેલા માર્ગે વળી. થોડીવારમાં ચાર ઘોડેસ્વારોએ અને સેનાપતિ રૂદ્રનારાયણે આવી ભિક્ષુને ચારે તરફથી ઘેરી લીધો. કેવળ કિશનપ્રસાદ ઘોડાપર બેસી રહ્યો હતો.

પાંચે સ્વાર તલવાર ખેંચી ભિક્ષુને પકડવાની ચેષ્ટા કરવા લાગ્યા. એવામાં કિશનપ્રસાદે બુમ પાડી કહ્યું: સત્યવતી કયાં છે? જરૂર એ કોઇ બીજે રસ્તે ન્હાસી છુટી હોય એમ

કિશનપ્રસાદને આજે માર્ગે જતો જોઇ ભિક્ષુએ ગર્જીને કહ્યું: ખબરદાર! પાપીષ્ઠ! ઉભો રહે. હાથે કરીને મ્હોત ન માગી લે.

એવામાં ભિક્ષુએ લાગ જોઇ એક સૈનિકના હાથમાંથી તલવાર ઝુંટવી લીધી અને પછી પોતાના વિલક્ષણ હસ્તકૌશલ તથા અસીમ પરાક્રમથી ચારે યોદ્ધાઓને ધરાશાયી કરી દીધા. ધરાશાયી યોદ્ધાઓમાંથી રૂદ્રનારાયણસિંહે ભિક્ષુની સ્હામે ઘડીવાર જોઇ રહી કહ્યું: "ભિક્ષુ! ત્હમારૂં વીરત્વ અને યુદ્ધકૌશલ અપુર્વ છે. બૌદ્ધ ધર્મનો ત્યાગ કરી ત્હમે ક્ષત્રિય ધર્મ ગ્રહણ કર્યો હોત તો જરૂર કોઇ વિશાળ રાજ્યની ગાદીને શોભાવતા હોત."

ત્હેના ઉત્તરમાં ભિક્ષુએ કહ્યું: વીર! હું અત્યારે તો ધર્મની રક્ષા કરવા માટે ક્ષત્રિય છું: પરન્તુ કાલે ફરીથી શેરીએ શેરીએ ભટકતો ભિખારી બનીશ. આ સમયે લુંટારાઓના હાથમાંથી આ ભિખારીએ પોતાનું એક માત્ર ધન–

એટલામાં અંધકારમાં કોઇ સ્ત્રીના કંઠનો સ્વર સંભળાયો. ભિક્ષુએ જોયું તો કેટલેક છેટે રાજકુમારી મન્દ્રા હાથમાં ધનુષ્યબાણ લઇ ઉભી હતી. ત્હેણે કઠોર સ્વરે કહ્યું: ભિક્ષુ! ત્હારા ધનરત્નનો ઉદ્ધાર કરવા પહેલાં તું મ્હારા બાણનો ઉદ્ધાર કરવાની તૈયારી કર.

મન્દ્રાનું નિશાન અચુક હતું. ત્હેનું તીક્ષ્ણ બાણ ભિક્ષુના ડાબા પગને વીંધીને આરપાર નીકળી ગયું.

એ વખતે આકાશ ઘનમેઘથી ઘેરાતું જતું હતું. શીતળવાયુ જોશભેર ફુંકાતો હતો. ધીરે ધીરે અન્ધકાર વધારે ને વધારે ભીષણ થવા લાગ્યો. મન્દ્રા ભિક્ષુને જોઇ શકી નહિ. કેવળ તે સાંભળી શકી: સત્યવતી! તું નિર્દોષ છે. ત્હારૂં કલ્યાણ થાઓ. ભિક્ષુનો આ સ્વર અત્યંત કરૂણ અને દુઃખપૂર્ણ હતો.

વિજળીનો ચમકાર થયો અને વનપર્વત કંપી ઉઠ્યો.

મન્દ્રાએ પોતાના ધનુષ્યબાણ ફેંકી દીધાં અને ગાઢ અંધકારમાં પાગલની માફક બોલવા લાગી: ત્હમે કયાં છો? ભિક્ષુ! ત્હમે કયાં છો? પરન્તુ ભિક્ષુનો પત્તો નહોતો. એ ઝંઝાવાતથી ક્ષુબ્ધ અરણ્યમાં કેવળ એજ પ્રતિધ્વનિ સંભળાયો કે "ભિક્ષુ! ત્હમે કયાં છો?"

[ ૭ ]

કુમાર નાયકસિંહ આકાશ ઘેરાતું જોઇ ઘોડાપરથી ઉતરી પડ્યો અને એક મ્હોટા પત્થર આગળ ઉભો રહ્યો. ત્હેનું ચિત્ત આ વખતે ઉદાસ હતું. એટલામાં વિજળીનો ચમકારો થયો. ત્હેણે જોયું કે સત્યવતી ત્હેની પાસે થઇને ન્હાસી જતી હતી. ત્હેને રોકીને તે બોલ્યા: સુન્દરી! હું વીરવંશમાં જન્મ્યો છું. મ્હારા જીવનમાં રણભૂમિમાં અને રંગભૂમિમાં ચડતી પડતીના ચમત્કાર જોવાના અવસર મળ્યા છે. એટલે કહું છું કે આ અંધારી રાતે આવા કંટકમય અને ખાડા ટેકરાવાળા માર્ગો ત્હમારા જેવી અબળાઓને માટે ઘરનું આંગણું નથી. ત્હમે ન્હાસી જવાનો યત્ન ન કરો!

કુમાર નાયકસિંહને અંગદેશમાં સૌ કોઇ ઓળખતું. સત્યવતી પણ ત્હેને ઓળખી ગઇ એટલે આંખમાં આંસુ લાવી તે બોલી: હું અનાથ: નિઃસહાય છું. ભલે ત્હમારે મ્હને કેદ કરવી હોય તો કેદ કરો; પરન્તુ ભિક્ષુ શરણભાદ્રને મુકત કરો!

કુમાર: એને મુકત કરવાનો અધિકાર કેવળ મન્દ્રાનેજ છે. હા, હું ત્હને મુકત કરી શકું છું; અને મુક્ત કરવામાં કાંઇ હરકત પણ નથી: કારણ કે ત્હને ન્હાસતાં આવડતું નથી.

પાછળથી કોઇ બોલ્યુ: નહિ, એને મુક્ત ના કરી શકો, એ રમણી મ્હારી પ્રણયિની છે.

કિશનપ્રસાદે યુદ્ધસ્થળમાં પોતાની બહાદુરી દાખવવાને થોડોક શરાબ પીધો હતો. તેઓ

નજીક જઇ બોલ્યાઃ સત્યવતી ! હું-ત્હારો દાસ ત્હારી આગળ ઉભો છું.

સત્યવતીએ દીનસ્વરે કહ્યું: કુમાર ! મારૂં રક્ષણ કરો !

" ત્હને બચાવવાની શકિત કોઇમાં નથી." કહીને કિશનપ્રસાદે સત્યવતીનો હાથ પકડ્યો.

કુમાર નાયકસિંહે વિચાર્યું: આની અત્યારે લતાપ્રહારથીજ પૂજા થવી જોઇએ. અને એણે કર્યું પણ એમજ. સત્યવતીને મૂકી કિશનપ્રસાદની કુમારે સારી સેવા કરી; અને એક વૃક્ષ સાથે ત્હેના દુપટ્ટાથી કસીને બાંધ્યો. મન્દ્રા વૃક્ષની ઓથે છુપાઇને આ સઘળી ઘટના જોઇ રહી હતી; એટલામાં થોડે દૂરથી કોઇનો અવાજ સંભળાયો: " સતી ! સતી ! "

સત્યવતીએ કુમારનો હાથ પકડી દીનસ્વરે કહ્યું: " કુમાર ! આ અવાજ મ્હારા શરણભાઇનો છે. ત્હમે એમને કોઇ રીતે પણ બચાવો !

કુમાર નાયકસિંહે જરા આગળ જઇ બૂમ પાડી: ત્હમે ક્યહાં છો ?

ભિક્ષુએ પૂછ્યું: ત્હમે કોણ છો !

કુમારઃ બૌદ્ધ ભિક્ષુ ! હું નાયકસિંહ છું. ત્હમારે ભયનું કારણ નથી. સત્યવતી સકુશલ છે અને કિશનપ્રસાદ વૃક્ષના થડ સાથે મોજ કરે છે !

ભિક્ષુ નજીક આવ્યો અને નાયકસિંહનો હાથ પકડી કહ્યું: ભાઇ ! ત્હમને યાદ હશે કે મ્હારા પિતા મહારાજા અજિતસિંહે પાટલીપુત્રના યુદ્ધમાં ત્હમારા પિતાના પ્રાણ બચાવ્યા હતા. મ્હારા પગે બાણ વાગ્યું છે. હરવા ફરવાની મ્હારામાં શકિત નથી; એટલે હવે ધીરે ધીરે ચાલીને મંદારપર્વતની ઝાડીમાં મ્હારી એક પર્ણકુટીર છે ત્ય્હાં જઇને વિશ્રામ કરીશ. કુમાર નાયકસિંહ ! અત્યારે ત્હમે જે અબળાના ધર્મની રક્ષા કરી છે એ સત્યવતી મ્હારી ભગિની છે. કુમ્ભના મેળામાં કોઇ ત્હેને ઉઠાવી ગયું હતું. આટલા વર્ષોના અંતે ત્હેનો પત્તો મળ્યો છે. હવે ત્હમે સાવધાન રહેજો. મિથિલાનગરીની રાજકુમારીને હું ત્હમારી પાસે મૂકી જાઉં છું.

ભિક્ષુ ચાલ્યો ગયો. સત્યવતી દોડીને આવી અને કુમારને પૂછ્યું: કુમાર ! હમણાં ત્હમારી સાથે વાત કરતા હતા તે મ્હારા શરણભાઇ હતા ? હાય ! એ ક્યહાં ગયા ?

નાયકસિંહે કહ્યું: કુમારી સત્યવતી ! બુદ્ધ ભગવાને ત્હમારા ભાઇને આશ્રય આપ્યો છે ને મ્હેંય ત્હેમનું શરણ લીધું છે. ત્હમારે હવે ભયનું કારણ નથી. ત્હમે અહિં આ શિલા પર બેસો. હું હમણાં આવું છું.

વરસાદ પડતો હતો. અંધકાર એટલો બધો ગાઢ હતો કે નજીક પડેલી ચીજ પણ દૃષ્ટિગોચર થતી નહિ. કુમાર નાયકસિંહે વિજળીના ચમકારાના પ્રકાશમાં જોયું કે મન્દ્રા પાગલ સમી ક્યહાં ચાલી જતી હતી. તે ભિક્ષુની પાછળ જતી હતી: નાયકસિંહને જોઇને ત્હેણે પૂછ્યું: કુમાર ! ભિક્ષુ ક્યહાં ગયા ?

નાયકસિંહે ધીરેથી પૂછ્યું: કેમ ?

મન્દ્રાઃ કુમાર ! ત્હમે કદાપિ પ્રેમ કર્યો છે ?

નાયકસિંહ હસીને બોલ્યોઃ મ્હને લાગે છે કે સ્થળ અને વખત પ્રેમનો પરિચય આપવાનો નથી. જે વાતને હું લગભગ સાત વર્ષથી હૃદયમાં છુપાવી રાખી રહ્યો છું, ત્હેને અંતિમ અંકે પ્રકટ કરવી સંગત કે અસંગત—

મન્દ્રાઃ કુમાર ! હું ત્હમારા પ્રણય યા પ્રેમને લાયક નથી. ભાઈ ! ક્ષમા કરજો. આજે મ્હારૂં નિર્મળ પાષાણહૃદય ચૂર્ણ થઇ ગયું છે: ભાંગી ગયું છે.

મન્દ્રા પોતાની જાતને ભૂલી ગઇ. ત્હેણે પોતાનું મસ્તક કુમારના વક્ષાસ્થળપર નાંખ્યું

દીધું. હેનાં ભીંજાયેલાં વાળ અને વસ્ત્રો જોઇ નાયકસિંહ કંપી ઊઠયો. હેણે કહ્યું: કુમારી મન્દ્રા! ત્હમે રાજમહેલમાં પાછા ફરો!

"નહિ ભાઇ! મ્હારા જીવનનો આ અંતિમ અંક છે. મ્હારા બાણથી જેમને વીધ્યાં છે, હેમના ચરણોનુંજ અનુસરણ હવે કરીશ. મ્હારો સંસાર કે મ્હારૂં સ્વર્ગ હવે એમનાજ પદકમલમાં છે. કહેતાં કહેતાં મન્દ્રાથી રડી પડાયું.

કુમારે કહ્યું: ભલે, સારે જાઓ મન્દાર પર્વતની દક્ષિણ પર્ણકુટીરમાં તે ત્હમને મળશે.

કુમારની વાત સાંભળતાંજ તે ત્યાંથી વેગ પૂર્વક એ માર્ગે ચાલી ગઇ.

સત્યવતી કુમારની પાસે આવી બોલી: કુમાર! હમણાં ત્હમારી પાસેથી કોણ ચાલ્યું ગયું? સત્યવતી ભયથી કંપતી હતી. નાયકસિંહે કહ્યું: અર્ઙ્ગરાજ્યની શકિત મન્દ્રા!

સત્યવતી: તે કયાં ગયાં?

નાયક: ત્હમારા શરણભાઇના ચરણ–શરણમાં. જુઓ ઉપર બુદ્ધશકિત છે: અને નીચે ધરાતલમાં રાજશકિત છે. એ સહુ ત્હમારા ભાઇની લીલા છે: મહિમા છે.

સત્યવતી: કુમાર! ત્હમે મન્દ્રાને ચાહો છો?"

કુમાર: મ્હને લાગે છે કે હું ચ્હાઉં છું. શું ત્હમે અમારી બેની વાત સાંભળી છે કે?

સત્યવતીએ લજવાઇ જઇ કહ્યું: હા, સાંભળી છે: પરન્તુ કુમાર! હવે ત્હમે શું કરશો?

સરલા સત્યવતીનો આ પ્રશ્ન સાંભળી કુમારની આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં. તે બોલ્યો: કાંઇ નહિ કરૂં. સંન્યાસ લઇશ.

સત્યવતી: નહિ, ત્હમે સંસારમાં રહો. કદાચ ત્હમને કોઇ ચ્હાતું હોય તો?

નાયકસિંહે અભિમાનપૂર્વક કહ્યું: તો હું ત્હમારી સલાહ માનવાને તૈયાર છું.—

[ ૮ ]

ધીરે ધીરે વાદળ વિખેરાવા લાગ્યાં અને હજારો લાખો તારલા ચમકવા લાગ્યા. પર્વતની એક બાજુએ તદ્દન નિર્જન વનમાં એક જૂની ટૂટી ફૂટી ઝુંપડી હતી. ભિક્ષુ આ કુટીરમાં પાંદડાની શય્યા પર સૂતો હતો. તે પોતાના વિંધાયેલા પગને પત્થર પર ટેકવીને અને જમણા હાથનું ઓશિકું બનાવી સૂતો હતો. પગમાંથી રક્તનું એક એક ટીપું ટપકતું હતું, પર્ણશય્યાને રંગતું હતું.

સ્હવાર થવાને થોડી વાર છે. ઘણી શોધખોળને અંતે મન્દ્રા કુટીરના દ્વાર પાસે આવી પહોંચી. હેણે જોયું તો ભિક્ષુ નિંદ્રામાં અચેત પડયો હતો.

મન્દ્રા હેના પગ પાસે જઇ બેઠી. તીક્ષ્ણ બાણે ઉંડું માંસની અંદર ચાલ્યું ગયેલું જણાયું. આ જોઇ હેને અત્યંત દુઃખ થયું. હેણે પોતાના પાલવના છેડેથી એક પ્રકારનાં વૃક્ષના પાંદડાં કાઢીને તે મસળ્યાં અને હેના ઘા ઉપર લગાડ્યાં. હેણે પોતાના કેશ તલવારની ધારથી કાપીને હેના પર આંધવા માંડયા. પોતાની રેશમી ઓઢણી ફાડીને હેના પર પાટો બાંધ્યો. આજ ભિક્ષુકના ચરણતલનો સ્પર્શ કરવાનું સૌભાગ્ય મન્દ્રાને પ્રાપ્ત થયું. તે પોતાને કૃતકૃત્ય સ્હમજવા લાગી. અત્યારે એના પ્રેમનો પ્રવાહ ખાળ્યો ખાળી શકાય તેમ નહોતો. પોતાના સંકલ્પિત સ્વામીના ચરણોને ચુમી તે આંસુ સારવા લાગી. ભિક્ષુકે આંખો ખોલી અને પૂછ્યું: "ત્હમે કોણ છો?"

મન્દ્રા: દેવ! હું ત્હમારા ચરણોની દાસી છું.

ભિક્ષુ: (વિસ્મિત થઇ) શું હું સ્વપ્ન જોઉં છું કે?

एमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



ચિત્રકારઃ ] **વીણા-સંગીત.** [ રા. શાસ્ત્રી.

મુંબાઇના ચિત્રકલા પ્રદર્શનમાંનું એક સુંદર ચિત્ર.



ચિત્રકારઃ ] જગતના તાત-ખેડૂતનું બપોરનું ભાણું. [ રા. પટેલ.

મુંબાઈના ચિત્રોના પ્રદર્શનમાંનું એક સુંદર ચિત્ર.

મન્દ્રાઃ નાથ! આ સ્વપ્ન નથી, સત્ય છે. ત્હમે મ્હારા જીવનદેવતા છો. ત્હમારા ચરણને વીંધી હું આત્મબલિ આપી ચુકી છું.

મન્દ્રાનો આ પ્રથમ પ્રેમ યાતો અનુરાગ હતો. અત્યારે એનાં નેત્રો પૃથ્વીના પ્રત્યેક પદાર્થને પ્રેમમય અને કરૂણામય જણાતા હતાં.

ભિક્ષુ ઉઠીને બેઠો થયો અને કહ્યુંઃ મન્દ્રા! હું એક સાધારણ શરીરધારી છું. દેવ નથી. હું મનુષ્ય છુંઃ પરન્તુ સન્યાસી બન્યો છું. માટે સંસાર મ્હારે માટે નિઃસાર અને શૂન્ય છે. આપણા બેયના માર્ગ વિપરિત છે. ત્હમે સંસાર મહીંજ રહો અને સુયશથી જગતને ઉજ્જ્વળ કરો. કોઇવાર અવસર આવશે તો હું તમારો સુયશ જોઇ જઇશ. મન્દ્રા! ત્હમારા હૃદયમાં જે અસીમ કરૂણાનો ઉદ્ભવ થયો છે તે અહરાજ્યમાં શતસહસ્ત્ર ધારાઓથી વહે અને સૌને કલ્યાણકારી નિવડે એ મ્હારા હૃદયની પ્રચ્છા છે.

મન્દ્રાએ હાથ જોડી કહ્યુંઃ જીવનનાથ! ત્હમે સંસારનો ત્યાગ કરી ન જાઓ. યાદ કરો, ત્હમે પ્રતિજ્ઞાથી બંધાઇ ગયા છો.

ભિક્ષુઃ પ્રતિજ્ઞા શાની? મ્હને તો યાદ નથી આવતી.

મન્દ્રાઃ "દેવ, તે દિવસે ત્હમે કહ્યું હતું કે ત્હમે આત્મબલિ આપી અહરાજ્યમાં કરુણાનો સંચાર કરશો. માટે હવે સત્યપાશમાં બંધાઇ રહો. ભિક્ષુ મહાશય! સંસારમાં જ રહો, એનો ત્યાગ ન કરો. આપને જોઇને હું શીખીશ અને હૃદયમંદિરમાં સ્થાપી આપનીજ પૂજા કરીશ. મ્હને હવે ત્હમારા ધર્મની દીક્ષા આપો! ભિક્ષુરાજ! બૌદ્ધ ધર્મ બહુજ સારો છે એમ જણાય છે."

ભિક્ષુઃ કુમારી! ત્હમે મ્હને સંસારગૃહમાં રાખવાને તૈયાર છો કે?

મન્દ્રાઃ બધી રીતેઃ ભિક્ષુ મહોદય! હવે મ્હારા હૃદયના ટુકડા કરીને ન જાઓ. હું મ્હારા પ્રાણ આપનાં ચરણોમાં અર્પી ચુકી છું.

ભુવનમોહક મુખમાંથી વિષાદમય વાણી નીકળતી સાંભળી ભિક્ષુ ઉભો થયો. પોતાના પગે પડેલી રાજકુમારીને ઉઠાડી કુટીરની બ્હાર લાવ્યો.

બૌદ્ધભિક્ષુએ મન્દ્રાના નિષ્કલંક અને પવિત્ર મુખ પર દૃષ્ટિ નાંખી કહ્યુંઃ પ્રેમ મયી! આટલી બધી વ્યાકુળ શાને થાય છે? જ્યહારે મહાદેવ જેવા તપસ્વી પણ માયાના માનની રક્ષા કરવામાં સંસારી બન્યા હતા તો હું તો શી વિસાતમાં? કુમારી! હું હિન્દુ ક્ષત્રિય છું. તંત્રનું કલંક અને જીવહત્યા દૂર કરવાને માટે બૌદ્ધધર્મની સૃષ્ટિ રચાઇ છે; પરન્તુ બૌદ્ધધર્મ હિન્દુ ધર્મથી પૃથક્ નથી. માટે હું બૌદ્ધ હોવા છતાં યે હિન્દુ છું. પ્રિયે! ત્હમારા પાણિગ્રહણની આશાથી મ્હેં લગભગ એક વર્ષથી મિથિલાના સિંહાસનનો ત્યાગ કર્યો છે. ભિક્ષુ વેષમાં પોતાને છુપાવી શરણસિંહ જંગલ અને પહાડોમાં વસીને અને નગરોમાં ઘૂમીને જે રત્નને ઢુંઢતો હતો તે રત્ન આજે હેને મળ્યું છે."

મન્દ્રાનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. અત્યહારે હેના શરીરનું પ્રત્યેક રક્તબિન્દુ નસ કરી રહ્યું હતું. હેણે પોતાનાં પ્રેમપૂર્ણ નેત્રો શરણસિંહ તરફ ઢાળ્યાં અને હસીને બોલીઃ હું તો પ્રથમથીજ સ્હમજી હતી કે ત્હમે કોઇ ઢોંગી તપસ્વી છો.

શરણસિંહઃ અને એટલા માટેજ ત્હમે બાણથી વીંધીને સ્વયંવર કરવાની આ અદ્ભુત યુક્તિ યોજી રાખી હતી.

મન્દ્રાને આનો ઉત્તર ન સુઝ્યો લજ્જિત થઇ તે ત્યહાંથી દોડી ગઇ! ×

× અનુવાદિત.



# શારદામણીદેવી.

( શ્રી. રામકૃષ્ણ પરમહંસનાં ધર્મપત્ની ).



લેખિકાઃ
સૌ. નિર્મળા ધનવંતરાય દેસાઇ





શ્રી. શારદામણીદેવી.

આપણા સમાજમાં ગૃહસ્થાશ્રમી જીવન અને સન્યસ્ત જીવન આદર્શ ગણાય છે. આમાંથી કયું જીવન ગાળનાર વધારે આદર્શ ગણાય તે નક્કી નથી કરી શકાતું, પણ પોતાનો પસંદ કરેલો આશ્રમ આદર્શ રીતે ચલાવે છે કે નહિ તેજ ઉપરથી તેની પસંદગી થઇ શકે છે.

આપણામાં એવી માન્યતા છે કે સન્યાસી લગ્ન કરતાં જ નથી, અને કદાચ લગ્ન કરેલાં હોય તો પત્ની સાથેનો સઘળો સંબંધ દૂર કરી નાંખે છે, અને ગૃહત્યાગ કરે છે.

રામકૃષ્ણ પરમહંસ સન્યસ્ત જીવન ગાળતા હતા, પણ તેમને ચોવીસ વર્ષની ઉગતી વયે પોતાની રાજીખુશીથી પત્ની પસંદ કરી લગ્ન કર્યાં હતાં. તેમ છતાં સામાન્ય પતિ પત્નીની માફક તેઓ કદી વર્ત્યા નથી, અને પત્નીને તજી ન દેતાં પોતાના પાસે રાખી પોતેજ મહેનત લઈ કેળવી અને ખરી સહચારિણી બનાવી. રામકૃષ્ણના જીવનનો એક આ આદર્શ દાખલો છે.

રામકૃષ્ણ પ્રતિભાશાળી હતા અને તેમના પત્નીમાં પણ આ ગુણ હતો. ઘણી ખરી આ કેળવણી એમને એમના પતિ પાસેથીજ મળી હતી, પણ એકજ ગુરૂના શિષ્યો બધા સરખા નથી હોતા પણ સૌ પોતાની મગજશક્તિ પ્રમાણે ગ્રહણ કરે છે. જેમ માટીમાંથી કંઇ સોના જેવા ઘરેણાં બનાવી નથી શકાતાં, તે પ્રમાણે શારદામણીમાં શક્તિ ના હોત તો રામકૃષ્ણનો ઉપદેશ તે ગ્રહણ ન કરી શકત.

શારદામણીના જીવનનો ઘણો વૃત્તાંત મળતો નથી, પણ જે કંઇ થોડું ઘણું મળ્યું છે તેમાંથી ઘણું જાણવાનું મળે છે.

રામકૃષ્ણનું મુળ નામ ગદાધર હતું. તેમને વૈરાગ્યવૃત્તિમાંથી પાછા લાવવા સારૂ

તેમના માતા તથા ભાઈએ તેમને લગ્નબંધનમાં નાંખવા વિચાર કર્યો. રામકૃષ્ણ ન જાણે એ રીતે તેમને લગ્ન માટે કન્યાની શોધ કરવા માંડી, કારણ કે એમને ભય હતો કે જો એ વાત એ જાણશે તો અંદર વિક્ષેપ પડશે. પણ પોતે ચાલાક હોવાથી તરતજ જાણી ગયા. તેમાં અંતરાય ન નાંખતા એક બાલકની માફક તેમાં આનંદ લેવા લાગ્યા બધે તપાસ કરી તેમ છતાં તેમની માતા તેમને સારૂ યોગ્ય પત્ની ન મેળવી શક્યા. એટલે રામકૃષ્ણે જાતેજ બાન્કુરા પ્રગણાના રામચંદ્ર મુકરજીની છોકરી શારદામણી વિષે ઇશારો કર્યો. એમની માતાએ ત્યાં કહાણી મોકલ્યું, અને થોડા વખતમાંજ વિવાહ નક્કી થયા.

આજ વર્ષના વૈશાખ મહિનામાં એમના લગ્ન પાંચ વર્ષના શારદામણીદેવી જોડે થયા. એ વખતે એમની ઉમર ચોવીસ વર્ષની હતી. લગ્ન ખાતે એમને એમના સસરાને ૩૦૦ રૂપીઆ આપવા પડયા હતા.

રામકૃષ્ણની માતા કુટુમ્બની પ્રતિષ્ઠા સાચવવા સારૂ તથા પુત્રવધુને શણગારવા સારૂ લગ્ન વખતે કોઇની પાસેથી ઘરેણાં માગી લાવ્યા હતા. પણ જ્યારે શારદામણીના શરીર ઉપરથી ઉતારી પાછા આપવા પડયા ત્યારે તેમને પોતાની દરિદ્રતા માટે ખુબ લાગી આવ્યું. શારદામણી સારૂ પ્રથમ દિવસથીજ એમના સાસુને પ્રીતિ ઉત્પન્ન થઇ. તેથી આ કુમળી વહુના શરીર ઉપરથી ઘરેણાં ઉતારતાં એમની આંખમાં આંસુ આવ્યા. રામકૃષ્ણને આ ખબર પડતાં તેમણે માને શાંત કર્યા, ને શારદામણી ઉંઘતા હતા, ત્યારે ઘરેણાં ઉતારી લીધા–પણ તે જ્યારે ઉઠયા ત્યારે ઘરેણા સારૂ રડવા લાગ્યા. તે વખતે તેમને તેમના સાસુએ શાંત પાડયા અને રામકૃષ્ણ તને આથી ઘણાં સારા ઘરેણા આપશે એમ કહી સમજાવ્યા.

આ શબ્દો પાછળથી અક્ષરે અક્ષર ખરા પડયા, પણ જે દ્રષ્ટિબિંદુથી તે કહેવામાં આવ્યા હતા તેના કરતાં વધુ ઉચ્ચ પ્રકારના ઘરેણાં તેમને મળ્યાં.

શારદામણી જ્યારે સાત વર્ષના થયા ત્યારે રામકૃષ્ણ જોડે કમરપુકર આવ્યા. તે તેમના પિએરના ગામથી ચારેક માઇલ દૂર હતું. આ પછીથી રામકૃષ્ણ ઘણો વખત યોગસાધન સારૂ બ્હાર રહ્યા અને ઘણાં વર્ષો પછી પાછા આવ્યા.

રામકૃષ્ણના પાછા આવવાથી તેમના કુટુમ્બમાં ઘણો આનંદ થયો અને એ આનંદમાં વૃદ્ધિ કરવા તેમના માતુશ્રીએ શારદામણીને બોલાવવા મોકલ્યા આ વખતે તેમની ઉમર ૧૩–૧૪ વર્ષની હતી.

રામકૃષ્ણ આ વખત પોતાના મહાન ઉદ્દેશની પરિપૂર્ણતા સારૂ પ્રયત્ન કરી રહ્યા હતા. તેથી પોતાની સ્ત્રી આવે કે ન આવે તેની તમને દરકાર નહતી. પણ જ્યારે શારદામણી આવ્યા ત્યારે તેમને પોતાની પત્નીની કેળવણી તરફ ધ્યાનપૂર્વક લક્ષ આપવા માંડયું.

તેમના ગુરૂ તહોતાપુરીએ જ્યારે જાણ્યું કે રામકૃષ્ણ પરણેલા છે, ત્યારે તેમને નિરાશ ન કરતાં કહ્યું કે, તેં લગ્ન કર્યાં છે એમાં કોઇ પણ જાતની હરકત નથી. પણ જેની બુદ્ધિ, જ્ઞાન અને વિષયભોગ તરફની વૈરાગ્યતા પોતાની સ્ત્રીની હાજરીમાં પણ અચળ રહે છે, તે એકલોજ બ્રહ્મ પ્રાપ્ત કરી શકે છે. બ્રહ્મનું ખરૂં જ્ઞાન સ્ત્રી અને પુરૂષને સમદ્રષ્ટિએ જુવે છે તેજ મેળવી શકે છે. સર્વને આત્મમયજ જુવે છે અને તે પ્રમાણે પોતાનું વર્તન રાખે છે. જે સ્ત્રી પુરૂષમાં ભેદ ગણે છે તે બ્રહ્મ મેળવવાની ઇચ્છા છતાં નથી મેળવી શકતો.

આ એમના ગુરૂના શબ્દોએ રામકૃષ્ણને પોતાની પત્ની તરફની ફરજ બજાવવામાં ઉત્તેજીત કર્યા. રામકૃષ્ણ ઘણાંજ દ્દઢ મનના

હતા. અને જે કામ શરૂ કરતાં તે કદી અધુરૂં મુકતા નહિ. શારદામણી ઇશ્વરની, ગુરૂની અને મહેમાનોની સેવા કરવામાં ચતુર હતા, તે ઉપરાંત ગૃહકાર્યમાં તેમજ પૈસાની યોગ્ય વ્યવસ્થા કરતાં શીખ્યા.

શારદામણીએ જ્યારે પોતાના પતિના હાથ નીચે કેળવણી શરૂ કરી ત્યારે તેમની ઉમર ચૌદ વર્ષની હતી. આ વખતે તેમનું મન તદન સરળ હતું. ગામડાના કરતાં શહેરની છોકરીઓમાં માનસિક અને શારિરીક પ્રૌઢતા જલદી આવે છે, કારણ કે ગામડાની છોકરીઓ કુદરતના સમાગમમાં કોઇ પણ જાતના બંધનો વગર છુટથી હરી ફરી શકે છે. પોતાના પવિત્ર પતિના સમાગમમાં તેમને ઘણો આનંદ પડતો. તેમનો પ્રેમ નિસ્વાર્થ અને લાગણીથી ભરપુર હતો.

થોડા મહિના પછી રામકૃષ્ણ દક્ષિણેશ્વર ગયા, અને શારદામણી પોતાને પિએર ગયા. આ વખતે તેમનું મન પુરેપુરા આનંદથી ઉભરાતું હતું. આ જાતના જ્ઞાન અને સંયમથી ચીડીયા અને સ્વાર્થી ન બનતાં, શાંત, વિચાર કરવાવાળા, અને નિસ્વાર્થ પ્રેમથી ઉભરાતા થયા અને બીજાના દુઃખમાં ભાગ લઇ દયાની આદર્શ મૂર્તિ થયા. ઘણાજ દુઃખો વખતે તેમજ પોતાના પ્રેમનો બદલો ન મળતો છતાં તેમનું પવિત્ર મન તેમને દીલગીર થવા દેતું નહિં. પોતે પોતાના પતિનુંજ ચિંતન કરતા અને જરૂરીઆતી ચીજોથી સંતોષ માની પોતાનું જીવન ગાળતા. પોતે પિએરમાં હતા, પણ તેમનું મન તેમના પતિ પાછળ હતું. દક્ષિણેશ્વર જવાની તેમની ઘણી મરજી હતી. છતા પોતાનું મન દાબી રાખતા. કારણ કે એમને ખાત્રીજ હતી કે જે પોતાના પર આટલો પ્રેમ રાખે છે તે કદાપી ભુલશે નહિ, અને થોડા વખત પછી જરૂર બોલાવશે. ... આ પ્રમાણે પોતાના પિએરમાં પવિત્ર અને સુખમાં જીવન ગાળતા એમની ઉંમર અરાઢ વર્ષની થઇ. આવા પવિત્ર શારદામણીને લોકો પજવતા કે એનો વર ગાંડો થઇ ગયો છે, અને વસ્ત્ર વગર ઇશ્વરની ધુનમાં દોડતો ફરે છે. અને શારદામણીને નશીબે આવો ગાંડો પતિ મળ્યો છે એમ કહી દયા ખાતા.

આ સાંભળી ઉપરથી પોતે શાંતિ જાળવતા, પણ અંદરથી એમનું હૃદય ખુબ બળતું. જો પોતાના પતિની આવી સ્થિતિ હોય તો પિએરમાં રહી દિવસો ગાળવા કરતાં તેમની પાસે જઇ તેમની સેવા કરવી એજ મ્હારી પત્ની તરીકેની મુખ્ય ફરજ છે, એમ એમને લાગતું. આજ કારણથી પોતે દક્ષિણેશ્વર જવાનો વિચાર નક્કી કર્યો.

તે વખતે કલકત્તા ચાલતા જવાનું સહેલું ન હતું. જયરામબાત્તી (શારદામણીના પિએરનું ગામ) થી કલકતા ચાલતા અથવા પાલખીમાં જવું પડતું. શારદામણી તેમના પિતા તથા બીજા કેટલાક જાત્રાળુઓ જેઓ ચૈતન્યની વર્ષગાંઠ ઉપર ગંગાસ્નાન કરવા કલકત્તા જતા હતા, એમની જોડે ચાલતા નીકળ્યા.

પહેલા બે દિવસો કુદરતનું દર્શન કરતા આનંદમાં પસાર કર્યા પણ શારદામણીને આ પ્રમાણે ચાલવાની ટેવ ન હતી, તેથી રસ્તામાંજ માંદા પડયા. અને ધર્મશાળામાં ઉતારો કરવો પડયો. બીજે દિવસે તાવ ઉતરી ગયો, એટલે ધીમે ધીમે આગળ ચાલ્યા. રસ્તામાં પાલખી મળી ગઇ એટલે તેમાં બેસી દક્ષિણેશ્વર ગયા. આ વખતે તેમને તાવ તો હતોજ.

રામકૃષ્ણ તેમને તાવવાળા જોઇ ખુબ ચિંતાતુર થયા. પોતે શારદામણીને પોતાની ઓરડીમાંજ રાખી, પોતે સારી માવજત કરી, એટલે બે ત્રણ દિવસમાં તેઓ સારા થઇ ગયા. પછી તેમને પોતાની સાથેની

ઓરડીમાંજ રાખ્યા. શારદામણીએ જોયું કે પોતાના પતિ પોતે જોયા હતા તેવાજ હજી છે, અને પોતાના ઉપર સઘોજ પ્રેમ રાખે છે, તેથી ખુશ ખુશ થયા. અને પોતાના પતિની અને સાસુની સેવા કરવા લાગ્યા.

રામકૃષ્ણ તેમને મનુષ્યનું કર્તવ્ય અને મનુષ્યજન્મની સાર્થકતા વિષે સમજાવતા-રામકૃષ્ણ શારદામણીને કહેતા કે જેમ ચંદ્ર-મામા બધા બાળકોના મામા થાય છે, તેમ ઇશ્વર દરેકની પાસે અને ખુબ નજદીક છે. દરેકને એને બોલાવવાનો અધિકાર છે. જે એને બોલાવવા આતુર હશે તેને જરૂર તેના દર્શન થશે. જો એને બોલાવીશ તો એ જરૂર તને દર્શન આપશે. રામકૃષ્ણ બોલીને બેસી ન રહેતા, પણ પોતાના શિષ્યો તે શિક્ષણનો કેવી રીતે જીવનમાં ઉપયોગ કરે છે, તે પર ધ્યાન રાખતા.

એક દિવસ શારદામણી રામકૃષ્ણના પગ દાબતા હતા, ત્યારે તેમણે રામકૃષ્ણને પુછ્યું કે હું કોણ છું ? ત્યારે તે તરત બોલી ઉઠયા કે તું તો મા છે, કે જેણે આ દેહને જન્મ આપ્યો છે. હું તો તારામાં માનું સ્વરૂપજ જોઉં છું. રામકૃષ્ણ ગમે તેવી ખરાબ સ્ત્રીને પણ માજ ગણતા.

શારદામણી અને રામકૃષ્ણ એકજ ઓર-ડીમાં સુતા, ત્યારે રામકૃષ્ણને પોતાના શરી-રનું ભાન નહોતું રહેતું, અને આખી રાત તેઓ સમાધિમાં ગાળતા. તેથી શારદામણી આખી રાત એમના શરીરની સંભાળ રાખતા. રામકૃષ્ણ પાછળથી ઘણીવાર કહેતા કે પોતે જે યોગ અને સમાધિ કરી શકયા તે શારદામ-ણીને આભારી હતું. ઘણી વખત દુનીઆમાં મહાન પુરૂષોની જીંદગી તેમની પત્નીઓ વડેજ ઘડાય છે. આવી પત્નીઓ પોતાની સામાજીક અડચણો વચ્ચે આવવા દેતી નથી, એટલુંજ નહિ પણ ધીરજ આપી પોતાના માયાળુ શબ્દોથી તેના આદર્શ તરફ પ્રેરવા ઉત્તેજન આપે છે. રામકૃષ્ણની મહત્તા તેમની પત્નીનેજ આભારી હતી. શારદામણીની પવિત્રતા અને એમની અનન્ય ભક્તિને લીધેજ રામકૃષ્ણ આ-ટલા મહાન્ થઇ શકયા. જો કે એ પોતે તો આ મહાન્ વ્યક્તિની છાયા રૂપજ દેખાતા હતા.

આમ એક વર્ષ પસાર થઇ ગયું, પણ પરમહંસનું ચિત્ત જરા પણ ચળ્યું ન હતું. શારદામણીને તે જગતની માતા સ્વરૂપ ગણતા. તેથી તેમણે શારદામણીની ષોડશ વિધિથી દેવીની માફક પૂજા કરી. આ પૂજા કરતી વખતે શારદામણી છેવટે સમાધિમય થઇ ગયા. આ પૂજા પછી રામકૃષ્ણ જોડે પાંચ મહિના રહ્યા, ત્યારે તે પોતાની સાસુની અને રામકૃ-ષ્ણની સેવા કરતા અને પરોણાનો સત્કાર કરતા. આવી રીતે લગભગ સવા વર્ષ ગાળી તે કમરપુકર પાછા આવ્યા.

શારદામણી પોતાની સ્ત્રી અનુયાયીઓને પરમહંસની સમાધિ વિષે કહેતા કે ' પરમહંસ ઘણી વખત અત્યંત ઉલ્લાસમાં બ્રહ્મમય થઇ જતા અને ઘણીવાર હસ્યા કરતા અને સમા-ધિમાં પડી જતા. પહેલા તો એમની સમા-ધિની મને ઘણી બીક લાગતી અને રાત ચિંતામાં જતી. પણ પાછળથી એમણે મને કેટલાક સુચિત શબ્દો શીખવ્યા કે જેથી એમની સમાધિ છુટતી. '

રામકૃષ્ણે શારદામણીને આધ્યાત્મિક તેમજ સામાજીક જ્ઞાન આપ્યું, તેમજ કુટુંબમા કેવી રીતે વર્તવું, બીજાને ઘેર કેવી રીતે વર્તવું, વિગેરે નાની નાની બાબતો પણ જાતેજ શીખવી.

આ સમયમાં ઘણી સ્ત્રીઓ કલકત્તાથી રામકૃષ્ણના દર્શને આવતી, આ બધાને શાર-દામણી જાતેજ રસોઇ કરી જમાડતા. આમાં કેટલીક વિધવાઓ આવતી, કે જે માછલા ને ઇંડા ન ખાતી, તેવાઓ માટે શારદામણીને

જાતે બબ્બે વખત વાસણો સાફ કરી રસોઇ કરવી પડતી.

રામકૃષ્ણને એક વખત એક મારવાડી ૧૦,૦૦૦ રૂપીઆ આપવા આવ્યો. આ એમને માથામાં ઘા કરવા જેવું લાગ્યું. તેથી તેઓ બોલી ઉઠયા કે ' હે મા ! આખરે તું મને ફસાવીશ. તેમણે શારદામણીની પરીક્ષા સારૂ તેમને પૂછ્યું, કે આ માણસ પૈસા આપવા માગે છે. હું ના કહું છું, એટલે તારા નામથી લેવા કહે છે. તારી શી ઇચ્છા છે ? શારદામણીએ તરત જણાવી દીધું કે ' એ પૈસા મારાથી લઇ શકાયજ નહિ, હું લઉંછ તે તમે લીધા બરાબરજ છે. '

હિંદુ સ્ત્રીઓની માફક શારદામણી ઘણા શરમાળ હતા. પોતાના પતિની સેવામાં તેમણે ઘણા મહિના ગાળ્યા. પરોઢીએ ત્રણ વાગે ઉઠી બીજા ઉઠે તે પહેલાં પોતાનું સઘળું કામ પૂરૂં કરી દેતા અને બાકીનો વખત પૂજા તે ધ્યાનમાં ગાળતા. પાછળથી શામ્પુકરમાં જ્યારે રામકૃષ્ણ કેન્સરથી પીડાતા હતા ત્યારે શારદામણી તેમનીજ સેવામાં મશગુલ રહેતા. આ દિવસોમાં તેઓ સવારે ત્રણ વાગે ઉઠી છેક મોડી રાત્રે સુવા.

શારદામણી બંગાળી હિંદુ સ્ત્રી એટલે શરમાળ હતા છતા અણીને પ્રસંગે તે ચતુરાઇથી અને સમય પ્રમાણે વર્તતા.

શારદામણી કરમારપુકરથી જયરામબત્તી કે દક્ષિણેશ્વર પગે ચાલીને જતા. આ રસ્તો રેલ્વે અને કઇકલાના મેદાનમાં થઇને જતો હતો આ મેદાન આઠ દશ માઇલનું હતું અને ચોરી વિગેરેનો ઘણો ભય હતો. તેથી સારા સંગાથ વગર જવાનું ઘણુજ મુશ્કેલ હતું. શારદામણી કરમારપુકરથી પરમહંસના ભત્રીજા અને ભત્રીજી સાથે દક્ષિણેશ્વર આવતા હતા. જ્યારે એ લોકો આ મેદાનની સરહદ પર આવ્યા ત્યારે રાત પડવા આવી હતી, પણ તેઓને મેદાન ઓળંગી જવાશે એમ લાગવાથી પાસેના ગામમાં ન થોભતાં આગળ ચાલ્યા. શારદામણી ચાલવાથી થાકી ગયા હતા, પગે ઉઝરડા ભરાયા હતા, છતાં એમણે પણ સાથે ચાલવા માંડયું. પણ અત્યંત થાકને લીધે તેઓ તેમના સાથીઓથી પાછળ પડી જતા. તેથી તેમના સાથીઓને ખોટી થવું પડતું. આથી એમને લાગ્યું કે આમ થશે તો રાત રસ્તામાંજ પડી જશે, અને ચોરોના ભોગ થવાશે, તેથી તેમના સાથીઓને રસ્તામાં ખોટી ન થતા, તારકેશ્વરની ધર્મશાળામાં તેમની રાહ જોવા કહ્યું. પછી પોતે પણ જલદી ચાલવા ખુબ પ્રયત્ન કર્યો પણ અરધે રસ્તે આવ્યા એટલામાં રાત પડી. પોતે હવે શું કરવું તેના વિચારમાં હતા, પણ એક ઉચો માણસ ખભા ઉપર ડાંગ લઇ આવતો દીઠો અને બીજો એક માણસ પાછળ આવતો દીઠો. પેલા પુરૂષે આવી કઠોરતાથી એકદમ પૂછ્યું: " કે આવી અંધારી રાત્રે તમે અહીં કેમ ઉભા છો ?" શારદામણીએ કહ્યું: "પિતાજી ! મ્હારા સાથીઓ મ્હને પાછળ મુકી ચાલ્યા ગયા છે, અને હું રસ્તો ભુલી ગઇ છું. તમારો જમાઇ દક્ષિણેશ્વરમાં કાળી માતાના મંદિરમાં રહે છે. મ્હારે ત્યાં જવું છે. તમે મ્હને ત્યાં સુધી મુકી જશો તો એ જરૂર તમારો સારો સત્કાર થશે, અને ઉપકાર માનશે." તરતજ પેલો બીજો પુરૂષ પણ આવી પહોંચ્યો. તેને જોતા લાગ્યું કે એ બીજી વ્યક્તિ પુરૂષના વેશમાં સ્ત્રી છે, અને આગળ આવેલા પુરૂષની સ્ત્રી થતી હતી. આને જોતા શારદામણીને કંઇક શાંતિ થઇ, અને કહ્યું કે: ' મા ! હું તમારી છોકરી શારદા છું. હું ભુલી પડી છું, મારે સારે નશીબે તમે અને પિતા આવી પહોંચ્યા, નહિ તો મ્હારૂં શું થાત ! "

આવી સરળ વર્તણુંક, મીઠી ભાષા અને પૂર્ણ શ્રદ્ધાને લીધે પેલા સ્ત્રી પુરૂષના મન

પીગળ્યાં. તેઓ હલકી જાતના હતા. પણ તેમણે આ વખતે ન્યાત વિગેરેનો ભેદભાવ ન ગણતા શારદામણીને આશ્વાસન આપ્યું, અને તેમને થાકી ગએલા જોઇ રાત પાસેની દુકાનમાં ગાળવા કહી. પેલી સ્ત્રીએ પોતાના લુગડાં શારદામણીને પાથરવા સારૂ આપ્યા, અને પોતાના પતિને તાંદુલ લેવા મોકલ્યો. આ પ્રમાણે મા બાપ પ્રમાણે સ્નેહથી તેમની સંભાળ લીધી બીજે દિવસે તારકેશ્વર લઇ જઇ એક દુકાનમાં ઉતારો કર્યો. પેલી સ્ત્રીએ પોતાના પતિને કહ્યું કે "મારી દીકરી ગઇ કાલની ભુખી છે. માટે જલદી પૂજા કરી ગામમાથી માછલી અને શાક લઇ આવો, મારે એને સારૂ સારૂ ખવડાવવું છે.'

થોડા વખતમાં શારદામણીના સાથીઓ આવી પહોંચ્યા, તેમને પોતાની બધી હકીકત જણાવી, અને પોતાના હલકી જાતના માબાપ જોડે ઓળખાણુ કરાવી અને એ લોકો ન મળ્યા હોત તો પોતાની શી સ્થિતિ થાત એનો ખ્યાલ આપ્યો. જ્યારે એ સ્ત્રીપુરૂષ શારદામણીથી છુટા પડયા, ત્યારે શારદામણીએ તેમનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માન્યો. એકજ રાતમાં તેમણે એ લોકોની સાથે ઘણોજ સ્નેહ બાંધી દીધો હતો તેથી જ્યારે એ છુટા પડયા ત્યારે પોતે રડવા લાગ્યાં અને તેમની પાસે દક્ષિણેશ્વર આવવાનું વચન લીધું. પેલી સ્ત્રીએ ઉપરના ઝાડના કેટલાક ફળ ભેગા કરી શારદામણીને આપ્યા, અને કહ્યું કે, 'દીકરી શારદા, આ ફળ તું રાતના ભાત જોડે ખાજે.'

આ લોકો વચન આપ્યા પ્રમાણે શારદામણીને મળવા દક્ષિણેશ્વર આવતાં, અને તેમને સારૂ કંઇકંઇ ભેટ લઇ જતા રામકૃષ્ણ પણ એમનું ઘણું માન રાખતા, અને ખરા જમાઇ હોય તે પ્રમાણેજ વર્તતા. શારદામણીના એ હલકા માબાપે એમને મળ્યા પછી બે એક ચોરીઓ કરી હશે.

પરમહંસ રામકૃષ્ણ બંગાળી વર્ષ ૧૨૯૩ માં દવલોક પામ્યા. આ વખતે શારદામણી ૩૩ વર્ષનાં હતાં. પતિના મરણ પછી એમને વૈધવ્ય ચિન્હો ધારણ કર્યાં ન હતાં. કારણ રામના મરણ પછી પોતાના હાથ પરથી સૌભાગ્યચિહ્નની બંગડીઓ કાઢતાં હતાં, તેવામાં તેમણે પોતાના પતિનું સ્વરૂપ જોયું, અને તેમને શું હું મરી ગયો છું કે તું વૈધવ્યના ચિન્હો ધારણ કરે છે, એમ કહેતું હોય એમ દેખાયું. ત્યાર પછી તેમણે કોઇ દિવસ બંગડી કાઢી ન હતી. હંમેશાં તેઓ રાતી કિનારની સાડી અને બંગડી પહેરતાં.

પરમહંસના મરણ પછી તે ૩૪ વર્ષ જીવ્યાં. બંગાળી વર્ષ ૧૩૨૭ ના શ્રાવણમાં તે પણ ૬૭ વર્ષની પુખ્ત વયે મરણ પામ્યાં.

શારદામણીમાં તપ, ત્યાગ, અચળ શ્રદ્ધા સંયમ, વિશ્વપ્રેમ, સેવાભાવ, સતત કાર્ય કરવાની શક્તિ, પોતાના સુખ તરફ બેદરકારી, સાદાઇ, નમ્રતા, ધૈર્ય, ક્ષમા, દયા, નિસ્વાર્થપણું વિગેરે અનેક ગુણો હતા. તેથી પરમહંસના અનુયાયીઓ તેમને મા કહેતા.*

* "મોર્ડન રીવ્યુ" માંથી.



# રમકડાં.

લેખક: રા. "વૈશ્વાનલ"

ધીમા ધીમા અસ્થીર હાથોએ અનુપકુમારે ટેલીફોનનું ચકાર ફેરવ્યું. નંબર મેળવ્યો. ટેલીફોન ગાઇડમાં કોઇએ એ નંબર જોયો હોત તો, તેને ખબર પડત કે એ નંબર મુંબઇના એક પ્રખ્યાત ડોકટર ડો. રમણપ્રસાદનો હતો. તારને બીજે છેડે ટેલીફોન, કમ્પાઉન્ડરે લીધો. હા, ડોકટર સાહેબ દવાખાનામાંજ હતા.

"કોણ રમણ કે?" અનુપે પોતાના બાલમિત્રને પુછ્યું. "ઓહ થેન્ક ગોડ!... તારે પાછું આજે રાતના પણ અહીં આવવું પડશે—વળી હું પણ રાતના મોડેથી ઘેર પાછો ફરીશ—હા મજુરો સાથે મારે મસલત છે—નહી નહી મજુરોનો વિશ્વાસભંગ કેમ થાય—વાત બહુ આગળ વધી છે—ઠીક છો તો આવવોજ જોઇએને—હં. તે તને ઉમાની તબિયત કેવી લાગી—હા પણ પાછો તાવ ચડ્યો છે—તારે ઠીક કરવુંજ જોઇએ—તે નવ વાગ્યા પહેલાં ન આવી શકે—ઓહ કેમ ક્ષટ!—પણ જરૂર આવજે હં કે—રાતના ઉમા પાસે તારે રહેવુંજ પડશે—ઓલ રાઇટ!"

વાત વાંબી ચાલી પણ એ વાત ઉપર બે મહાન મત્રાલોનો નિકાલ થવાનો હતો. એક બાજુએ અનુપની એકની એક ન્હાની પુત્રી ઉમાની જીંદગી મોત અને જીવન વચ્ચે તરફડતી હતી. અને બીજી બાજુ ગામની વિજળીક કંપનીના મજુરોએ, તેજ રાત્રે પોતાના માયાળુ મદદગાર અનુપના પ્રમુખપણા હેઠળ, કંપનાના માલેકોથી ખાનગી સભા, કંપનીના કારખાનામાં બોલાવી હતા.

ઉમાની સ્થીતિ ઘણી નાજુક હતી. અનુપના મજુરોની સ્થીતિ પણ તેટલીજ નાજુક હતી. જો મજુરોએ તેનામાં, આટલો બધો વિશ્વાસ ના મુક્યો હોત, તો તો કદાચ એ મજુરોની બહુ દરકાર ના કરત. પણ મજુરોએ તો પોતાના બાળકોને તેને ખોળે મુક્યાં હતાં. અનુપને તો ઉમા પણ પોતાનું બાળક હતી અને મજુરોના બચ્ચાઓ પણ પોતાનાં બાળકો હતાં. અનુપ જાણતો હતો કે જો મજુરો સ્હમજે નહીં તો બીજેજ દિવસે મજુરોને નોકરીમાંથી રજા મળે તેમ હતું. અને નોકરીમાંથી રજા એટલે મજુરોનો અને એમના બચ્ચાઓનો ભુખમરો. અનુપને એ જોવાની ઇચ્છા ન્હોતી. માલીકો અને મજુરો બન્ને વાંકમાં હતા એમ અનુપનો મત હતો. પણ બન્નેમાંથી કોઇપણ પોતાનો વાંક જોઇ શકતું ન્હોતું.

દસ વર્ષથી તેણે વિજળીક કંપનીમાં એક સારી જગ્યાએ કામ કર્યું હતું. તેનો માયાળુ સ્વભાવ મજુરોને બહુ ગમતો. જ્યારે જ્યારે માલીકો અને મજુરો વચ્ચે કશી ભાંજગડો થતી ત્યારે મજુરો પોતાની કહાણીઓ અનુપને સુણાવતા. મજુરોને મન અનુપ એક શુદ્ધ દિલવાળો નેતા હતો. ઘણીએ વાર કફોડી સ્થિતિમાંથી મજુરોને બહાર સહીસલામત આણનાર અનુપ મજુરોને મન તો એક તારણહાર હતો.

અનુપને મન અત્યારે મજુરોની સ્થિતિ ભયંકર હતી. અને જ્યારે સ્થિતિ પોતે ધારતો હતો તેટલીજ ભયંકર હતી ત્યારે એ મજુરોને છોડી કેમ શકે ?...અને ઉમાની સ્થિતી એટલી બધી ખરાબ તો ન્હોતીજ. હમણાંજ ડૉ. રમણે એમ કહ્યું હતું.

આટ આટલી ગોઠવણ કર્યાં છતાં અનુપનું હૃદય શાંત તો નજ બન્યું. ખરેખરાં સંજોગો તેવા હતાજ નહિ. તે ઉમાના ઓરડા આગળ ગયો......પણ અટકયો. અંદર જવાની હીંમત ન ચાલી. તે પાછો ફર્યો. પોતાના ઓરડામાં જઇ તેણે કપડા પહેર્યાં અને ધીમે ધીમે ફરી પાછો ઉમાના ઓરડા આગળ પહોંચ્યો અને સહેજ પણ અવાજ કર્યાં વગર એ ઉમાના ઓરડામા દાખલ થયો.

ઓરડામાં ઝાંખી ઝાંખી ગુલાબી રોશની વિજળીની મદદ વડે ન્હાની 'ટીપોય' પર બળતી હતી. બાજુએ એક ન્હાના પલગ ઉપર એક છએક વર્ષની, બાલિકા સુતી હતી. અનુપ પલંગની નજદિક આવ્યો. પલંગની નજદિક આવી, પલંગથી સહેજ દૂર પડેલી ખુર્શી તેણે ધીમેથી, પોતે પલંગની નજદિક બેસી શકે તે રીતે મુકી. અનુપ બેઠો. તેણે ધીમેથી ઉમાના ધગધગતા કપાળ ઉપર હાથ ફેરવ્યો.

અનુપ ચોંકયો–ચમકયો. ખરેખર ! તાવ ખુબજ ભર્યો હતો. રમણને રાતના રોકાવા માટે બોલાવ્યો હતો. એ પોતે ઠીક કર્યું હતું એમ તેને લાગ્યું. તેના હાથમાં ઉમાના વાળ આવ્યા. થોડીક લટો જેમ તેમ પડી હતી. એ ક્ષણો એ ઉમાને જોઇ રહ્યો. ઉમા માંદી છે એ ભુલી ગયો. તેણે ધીમે ધીમે, વાળની લટો, એક પછી એક હાથમાં લઇ, સરખી કરીને મુકી. પણ એક ચમકારીની જેમ તેણે ફરી સત્ય નિહાળ્યું. હા. ઉમા માંદી હતી–બહુ માંદી હતી. તેણે આસપાસ નજર નાખી–પોતાની ઉમાને બચાવવા કોઇ ફિરસ્તાની રાહ જોતો હોય તે રીતે.

પલંગની બીજી બાજુએ પડેલા એક ન્હાનકડા ટાઇમપીસમાં, સાડા આઠ થયા હતા. બરોબર ! રમણના હુકમ મુજબ ઉમાને થોડી ચહા દેવાનો વખત થયો હતો. "વિનુ આટલી બધી બેદરકાર કેમ હશે ?" તેનું મન બબડયું. "એક માતા તરીકેની પોતાની જવાબદારીઓ અને ફરજને, વિનુ નહીં સમજતી હોય ?... હજુ સુધી ચહા નહીં ?...વિનુનુ મગજ તે, ઠેકાણે હતું કે નહીં....ખરેખર ! વિનુ હમણાં બહુજ બેદરકાર બની ગઇ હતી. આટલી બધી બેદરકારી ? આ બધું કેમ સહન થઇ શકે ?..."
નહીં ! નહીં ! ઓરડાની બહાર ધીમો પગરવ સંભળાયો એ પગરવે સુચવ્યું, કે જે માતા માટે, પોતે આટ આટલા વિચારો કરી નાખ્યા હતા, એ માતા, પોતે ધારતો હતો એટલી બેદરકાર હતીજ નહીં. અને હજુ સાડાઆઠમાં થોડીક 'સેકંડો' બાકી હતી. "હૈડું તો બેવકુફ છે. એનામાં અક્કલજ કયાં છે ?" અનુપે પોતાના હૈયાં માટે નવો અભિપ્રાય બાંધ્યો.

એ પળમાં વિનુ ચહાની સામગ્રી એક 'ટ્રે' માં લઇને દાખલ થઇ. એ ધીમે ધીમે ચાલતી હતી. માંદા માણસના ઓરડામાં અવાજ ના કરાય, એ વિનુ જાણતી હતી. પલંગ પાસે પડેલા ટેબલ નજદિક આવી તેણે એ 'ટ્રે' ટેબલ ઉપર મુકી. એક ન્હાનકડી વાડકીમાં તેણે થોડી ચહા કાઢી.

બંને પ્રેમાળ પતી પત્ની થોડીક પળો તો, ઉમાને જાગ્રત કરવામાંજ રોકાયા. સહેજ નીચા વળીને વિનુએ પોતાનો હાથ ઉમાના કપાળ ઉપર મુકયો. ઉમાના ધગધગતા કપાળ ઉપર બન્નેના હાથો મળ્યા–મળ્યા. હાથોં એજ સ્થિતિમાં રહેવા દઇ, એક બીજાને આશ્વાસન આપતાં હોય તેમ, બન્નેએ એક બીજા સ્હામું જોયું. બન્નેને રડવાની ઇચ્છા હતી. પણ બેઉ

માંથી કોઇ પણ રહી શકે તેમ ન્હોતું. ઉમા તેઓને ગમતી હતી—બહુ ગમતી હતી.

" ઉમા !...બહેન! થોડી ચહા પીશ ?" ઓરડાની જળવાઇ રહેલી શાંતિનો ભંગ કરતો અનુપ બોલ્યો. પણ ઉમા ઉપર એ શબ્દોની અસર ન્હોતી થઇ, એવું અનુપને લાગ્યું. " ઉમા!...બાપુ! થોડી ચહા પીશ ?" અનુપ ફરી બોલ્યો. " કાલે છેને તે પેલો ઘોડો આવશે —તને ગમતો'તોની...અને પેલી આગગાડી ?... ભુલી ગઇ કે ?...આપણે બધાં એમાં જશુની ?...કાલે તો આગગાડીયે આવશે... હો ને ? " ધીમે ધીમે, અવાજમાં ઉત્સાહ રેલાવવાનો મિથ્યા પ્રયત્ન કરતો અનુપ બોલ્યો.

ઉમાએ આંખો ખોલી અને મીંચી. ફરી ખોલી અને મીંચી. વળી પાછી ખોલી. એને ઘોડો ગમતો હતો. એની ઉપર સ્વારી કરીને એને પરીઓના દેશમાં જવું હતું. બા કહેતી હતી કે પરીઓના દેશમાં તો બધાયે ઘોડા ઉપર સ્વારી કરતાં. એને આગગાડી તો બહુ ગમતી હતી. એમાં બેસીને એને પોતાને દેશ જવું હતું. એને તો એ બધુંય કરવું હતું. પણ અત્યારે તો એનામાં બોલવાનીયે પૂરી શક્તિ ન્હોતી. પણ એની આંખો ઘણીવાર વાતો કરતી. અનુપ અને વિનુ હમેશાં એના આંખો સાથે વાતો કરવા તૈયાર હતાં. એ આંખો હસી. એક ન્હાનું સુનું તોય બાળકનું હાસ્ય. લુખ્ખું સુખ્ખું કરમાઇ ગયેલું તોય એક હાસ્ય. અનુપમાં ફરી જોર આવ્યું.

પોતાના હાથવતી ટેકવીને; અનુપે ઉમાને સહજ ઉંચી કરી. એક ન્હાની ચમચીવતી વિનુએ એને ચાહ આપવા માંડી.

પંદર મિનીટના અંતર પછી અનુપ ઓરડાની બહાર નીકળ્યો. પોતાના ઓરડામાં જઇ તેણે બુટ પહેર્યા. ને બહાર નીકળે તે પહેલાંજ, એક દસેક વર્ષની બાળા તેની કને દોડતી આવી:

" અનુભાઇ ! ઓ અનુભાઇ! હું તો પાછું ભૂલી ગઇ...જો! મને ફરી શીખવો...બાબી તો કે બોલતાંયે નથી...તે તમે મને શીખવોની... હું ધીરે ધીરે બોલીશ...ઉમાને નહીં ઉઠાડું શીખવોની મને..." એ બાળાએ એની આંખો સાથે મીટ માંડી આજીજી કરી.

" શું ? "

" પેલું ગીત. પેલી કડી." અનુપને બાળકો ગમતાં હતાં. આવી ન્હાનકડી માંગણીની એ નાકેમ પાડી શકે ?

" ઉષા !...ઉમાને ઠીક ન હોય, તો બાબીને કેમ ગમે ? " અનુપે પુછ્યું.

" તે એતો મનેય નથી ગમતું... પેલો ભગવાન છે ને, તે બહુ લુચ્ચો છે " પોતાનો ન્હાનકડો હાથ આકાશ તરફ ઉંચો કરીને ઉષા બોલી..." પણ મને પેલી કડી શીખવોની...મને બહુ ગમે છે એ."

" અજબ! " અનુપ મનમાંજ બબડયો. ઉમાને સારૂં ન હોય, તેથી ગીતો ન ગવાય, એમ ઉષાનો મત ન્હોતો. અનુપ માંદો હતો ત્યારે ઉષા એની પાસે ગાતી અનુપ એની પાસે ગવરાવતો. તેનું ન્હાનકડું મન વિચાર કરતું હતું. ઉમાને આ રીતે પોતાની પાસે ગીતો ગવરાવવાની ઇચ્છા નહીં થતી હોય ! અનુપને મન જો ઉમા દીકરી હતી તો ઉષા ન્હાનકડી બ્હેન હતી, અને એ બન્નેની ઉમરમાં બહુ ફેર પણ કયાં હતો. એ બન્ને પોતાનાજ બચ્ચાંઓ હતાં.

" જો આમ બોલ. " અનુપે કહ્યું, અને ધીમે અવાજે તેણે ગાયું.

" મ્હોટાભાઇ ગ્યાંતા દરબાર
ઘોડે ચડીને વહેલા આવશે. "

એ અટકયો. એક વિપળ ઓ ઉષા રહામું જોઇ રહ્યો. એતો આંખો માંડીને એની સ્હામેજ જોતી હતી. એ આંખોમાં ભાવના હતી. ખરેખર ! એ ગીતમાંજ તેણે ભાવનાના અનેરા રંગો ભર્યા હતા.

" અને પછી છેને તે આમ. " અને તેણે ફરી ગાયુંઃ

" લાવશે જાઇનાં ફૂલ.
લાવશે જુઇનાં ફૂલ
બાળી રૂડાં તે ગોર પૂજશે. "

ઉષા એ ગીતને ગણગણી ગઇ. યાદ રાખવાની જ કૈં યુક્તિઓ એ જાણતી હતી, એ બધી યુક્તિઓનો તેણે ઉપયોગ કર્યો એને આખું ગીત તો યાદ ન રહેતું. પણ એને એક બે લીટીઓ ગમતી. એમાં 'ઘોડો' આવતો, એમાં 'દરબાર' આવતો, એટલે એ લીટીઓ એને બહુ ગમતી.

ઉમા ફરી એ ગીત ગણગણી ગઇ. એનું હૃદય ખીન્નતો હતુંજ. એની સહી ઉમાને પથારીમાં પડયું રહેવું પડતું, એ એને ન્હોતુંજ ગમતુ......પણ સંગીતમાં તેને કશુંક આશ્વાસન મળ્યું. થોડોક સંતોષ મળ્યો. એ કુદતી કુદતી ઓરડાના બહાર ચાલી ગઇ.

અતુલ ઉઠયો. ઓરડાના બારણા નજદિક આવી તેણે બત્તીનું 'સ્વીચ' બંધ કર્યું. " વિનુ ! હું જાઉં છું..." એ સહજ મ્હોટે અવાજે ઓરડાની બહાર આવીને બોલ્યો. ઉમાના માથા ઉપર હાથ ફેરવતી વિનુને એ જોઇ શકતો હતો. " રમણ નવ વાગે આવશે. હં કે, ગભરાતી નહી " અને એમ કહીને દાદરો ઉતરી ગયો.

× × ×

ઉમા જે ઓરડામાં સુતી હતી, એ ઓરડાના ટાઇમ્પીસમાં સવાનવ વાગ્યા હતા. પોણો કલ્લાક પહેલાં જે ઓરડામાં શાંતિનું શાસન હતું, એજ ઓરડામાં અત્યારે ઉમાની તીણી તીણી ચીસો હૃદયને ભેદતી હતી. નબળાઇને લીધે એ બીચારી ખુલ્લા દિલથી રડી પણ ન્હોતી શકતી.

પલંગની સ્હામેના એક મ્હોટા ટેબલ ઉપર ડૉ. રમણ, સૂક્ષ્મદર્શક યંત્રમાં, એક 'સ્લાઇડ' જોઈ રહ્યા હતા. થોડીજ પળો પહેલાં એ આવ્યા. ચચ્ચાર દિવસે ઉમાનું લોહી તપાસવાનો એમનો નિયમ હતો. આજે પણ એ લોહી તપાસી રહ્યા હતા.

એમનાં આંખોએ ફરવાનું કામ કર્યું. લોહી તપાસાઇ રહ્યું. ડૉ. રમણના મુખ ઉપર વિષાદની છાંયા આસ્તે આસ્તે ફરકવા માંડી હતી. પોતે ધારતા હતા એ સુધારો લોહી બતાવતું ન્હોતું. ઉમાની માંદગીમાં જે કદી ન્હોતું બન્યું, એ આજે બનતું હતું. ઉમા આજે ખુબજ રડતી હતી. ડૉ. રમણ પોતાની સાથે લાવેલા, પુસ્તકોના પાને પાનાં જોઇ વળ્યા. એમનાં ત્રણે માનિતાં પુસ્તકોમાં એમને સંતોષ થાય એવું કૈં પણ, એમના વાંચવામાં આવ્યું નહીં.

એ ફરી ઉમા કને ગયા. શું કૈંક ભૂલ થતી હશે? જો એમજ હોય-તો ભુલ કયાં થતી હતી, એ એમને સ્હમજાતું ન્હોતું. અત્યારે એમના હાથમાં એક છ વર્ષના સુકુમાર ગુલાબની જવાબદારી હતી. એમને એ જવાબદારીની બીક ન્હોતી. એમને તો બીક હતી કશી ભુલ થતી હતી હોય તેની. એમણે ઉમાનું પેટ તપાસ્યું.

ચમકી ઉઠતી રોશની નિહાળી છે? એમના મગજમાં એવુંજ કૈંક થયું. "ઓહ ! ઇન્ટેસ્ટીનલ "...તેઓ બબડયાં.

શું કહ્યું રમણભાઇ? વિનયવતીએ પુછ્યું. ઉમાની પાસે બેઠી બેઠી કેમ જાણે ઉમાના દુઃખને ડામતી હોય, એવી રીતે એક હાથ ઉમાના માથા ઉપર એ ફેરવી રહી હતી.

" ઓ બા! કૈં કરોની ! પેટમાં બહુ દુઃખે છે. "...ઉમા બોલી અને તીણા નબળા અવાજે રડયા કરી. એને બહુજ દુઃખ થતું હતું.

ડૉ. રમણ મુંગા રહ્યા. " શું કહ્યું રમણભાઇ!" વિનયવતીએ ફરી પુછ્યું.

" કૈંજ નહી ! "

" એમ કેમ કહો છો ! કૈંક બોલ્યા તો ખરાજ "

"કેંજ નહી" ડૉ. રમણ પોતાના મનમાં વિચારોની દોડધામ ચલાવતા હતા.

પણ વિચિત્ર પળો વહી ગઈ.

"ભાભી !" ડૉ. રમણ બોલ્યા—એક આંચકા સમેત.

"કેમ ?"

"તમે આ લાલ દવા પાઓ. હું હમણાંજ દવાખાને જઇને આવું છું. એક દવા વગર ચાલે તેમ નથી. અને મારે એ લાવવી-જ પડશે."

તેમણે વિનયવતીને કશો બોલવાનો વખત ન આપ્યો. દવાની એક બાટલી તરફ ઉતાવળેથી હાથ બતાવી તેઓ ઓરડાની બહાર નીકળી પડયા. એમની ફલાંગોથી મકાનનો દાદરો પણ ધમધમ્યો. રસ્તા પર જતી એક ટેક્ષી તેમણે રોકી. એક કુદકા સમેત તેમાં બેઠા." કોલાબા...જલ્દી...ડબલ ફેર !" તેમણે બુમ મારી અને શોફરે મોટરનું એક્સીલરેટર દાબ્યું.

દર્દીની સ્થીતિ ખાતર જુઠું બોલવું એ ડૉ. રમણના જીવનમાં નવું તો ન્હોતુંજ પણ એમને ખાત્રી હતી કે તેઓ જે કરતા હતા, તે દર્દીના ભલા માટેજ કરતા હતા.

× × ×

એજ ટેક્ષી જ્યારે પાછી અનુપના ઘર નજદિક આવી, ત્યારે એમાથી બે પુરૂષો ઉતર્યા. 'શોફર'ની પાસે બેઠેલો એક નોકર જેવો લાગતો માણસ પણ ઉતર્યો. ગાડીના અંદરના ભાગમાં પડેલી, ચામડાની બે વજનદાર 'બેગ્સ' હાથમાં લઇ લીધી. એકે 'ટેક્ષી' નું ભાડું ચુકવ્યું, અને ત્રણે સાથે દાદરો ચડવા માંડયા.

"વિનુભાભી ! આ છેને તે ડૉ. બેવરલી. મારા મિત્ર છે. લન્ડનમાં હું એમની સાથેજ રહેતો...અને દવાખાને મળી ગયા, તે અહીં ઘસડી લાવ્યો."...ઉમાના ઓરડામાં દાખલ થઇને ડૉ. રમણે વિનયવતિને સમજાવ્યું.

અને પછી ડૉ. બેવરલી તરફને ફરીને ડૉ. રમણે તેમને ધીરે કહ્યું, "પ્રેટસ ધ મધર."

વિનયવતિ ગભરાઇ. લુખ્ખું હસીને એ ડૉક્ટર બેવરલી સ્હામું જોઇ રહી એ ઉભી થઇ, અસ્પષ્ટ અવાજે અંગ્રેજીમાં કંઇક બબડી અને પાછી બેસી ગઇ. ડૉ. બેવરલીનું નામ તો તેણે સાંભળ્યું હતું. શસ્ત્રક્રિયા માટે, એ ડોકટર બહુજ પ્રખ્યાત હતા. લોકો કહેતા કે એના હાથમાં કરામત હતી. લોકો એમ પણ કહેતા, કે જે સલુકાઇથી અને સ્હમજણથી, એકાદ નકસી કામ કરનાર કારીગર પોતાની હથોડી અને ખીલીનો ઉપયોગ કરતો, એટલીજ સલુકાઇ અને વિજયની અડગ શ્રદ્ધા વડે ડૉ. બેવરલી પોતાનાં શસ્ત્રોનો ઉપયોગ કરતો.

વિનયવતિએ ડોક્ટર સ્હામું જોયું. એના નોકર સ્હામું જોયું. નોકરે હાથમાં પકડેલી 'બેગ્સ' તરફ જોયું. એ કશું ન સ્હમજી શકી......એને વિચાર થયો; શું ? ઉમાને 'ઓપરેશન' કરવું પડશે ?......પણ અત્યારે વિચાર કરવાનો વખતજ ક્યાં હતો ! બે મિનીટમાં તો ડૉ. બેવરલીએ, રડી રડીને ઉંઘી ગયેલી ઉમાનું પેટ તપાસ્યું ડૉ. રમણ તરફ ફરીને તેમણે કહ્યુંઃ "યેસ પ્રેટસ ઇટ !"

એક યુગ જેવડી એક પળ જેમ તેમ પસાર થઇ.

"વિનુભાભી !" ડૉ. રમણ બોલ્યા. "ભાભી ! ચહાનો વખત થયો. જાઓ ચહા ફરી કરી લાવો. સાથે દુધ પણ ગરમ કરીને લાવજો." વિનયવતિનું હૃદય ધબકયું. એ ઉભી થઇ. ઓરડાના બારણાં કને ગઇ, બહાર નીકળતાં પહેલાં તેણે ઉમાની સ્હામુ જોયું. હજુ રસોડા નજદિક પહોંચે તે પહેલાંજ તેણે ઉમાના ઓરડાનું બારણું અંદરથી બંધ થતું સાંભળ્યું. તેનાથી એક ધીમી ચીસ નખાઇ ગઇ.

બે મિનીટમાં ઉમા ક્લોરોફોર્મની અસર

નીચે ઘેનમાં પડી. બાજુના એક મ્હોટા ટેબલ ઉપર જેટલી બને તેટલી ઉતાવળથી ડૉ. બેવર લીએ શસ્ત્રો ગરમ કરવા નાખ્યાં. વિજળીની બત્તીની રોશની વધારવા નોકરે એક બીજો બલ્બ નાખ્યો.

૭ વર્ષની ઉમા ઉપર શસ્ત્રક્રિયા ચલાવવા માટે બધું તૈયાર થઇ ગયું.

ડૉ. બેવરલીએ કાતર ઉપાડી ..

રસોડાના ગ્યાસના ચુલા ઉપર એક ન્હાની તપેલીમાં પાણી ગરમ થતું હતું, પાસેના એક પાટલા ઉપર બેબાકળી આંખોએ પાણી તરફ જોઇ રહેલી વિનયવતિ બેઠી હતી. ઉકળી ગયેલા પાણીમાં ચહા નાખીને તેણે તપેલીને ચુલા ઉપરથી ઉતારી એક બાજુએ રાખી. એક બીજા વાસણમાં તેણે દૂધ ગરમ થવા મુક્યું. ડૉ. રમણનો હમેશાં દૂધ ગરમ કરવાનો હુકમ હતો.

ક્ષતો શાંત હતો. ઘર શાંત હતું ગ્યાસના ચુલાના ધીમા અવાજ શિવાય બીજું કશું સંભળાતું ન્હોતું...

પણ અચાનક વિજળીની બત્તીઓ ઠરી ગઇ, હોલવાઇ ગઇ. એ પળતો આખા ઘરમાં ચીસો સંભળાઇ. વિનયવતિ બેફામ બની. બેબાકળી બનતી ઉઠી, પાસે પડેલા કુંના પાણીના વાસણને ઠેસ હારતી, પાણીને ઢોળતી, વિનયવતિ ઉમાના ઓરડા તરફ દોડી. વળી એક બીજી ચીસ સંભળાઇ. એ ચીસ ડૉ. બેવરલીની હતી.

વિનયવતિ ઉમાના ઓરડાનાં બારણાં સાથે અથડાઇ. અચાનક એ બારણાં કોઇએ ખોલી નાખ્યાં. વિનયવતિનું શરીર કોઇના હાથોમાં જઇ પડ્યું, એ ઉચકાઇ. કોઇએ એનું શરીર ભીંત સાથે જેમ તેમ ટેકાવી દીધું. અને ડૉ. રમણની બુમ સંભળાઇ.

"જલ્દી ! જલ્દી ! ભાભી ! ...ભાભી! વિનુ-ભાભી! ...દિવાસળી લાવો...મીણબત્તી લાવો એ મરી જશે...જલ્દી! ...જલ્દી! અરે કોઇ છે કે નહિ?" ખુરશીની સાથે અથડાતા ભીંતો સાથે સાથે માથું અફળાવતા ડૉ. રમણ પોતાના શરીરને રસોડા તરફ ખેંચી જવા મંડયા.

"આ! મારી ઉમા રે! ...અરે! કોઇ એક દિવાસળી આપો, કાંડીનું બાક્સ આપો." હૃદય ભેદક અવાજે વિનયવતિ ચીસો પાડી ઉઠીઃ અને એ પણ રસોડા તરફ ઘસડાવા માંડી. પણ પોતાનું ઘર પોતેજ ભૂલી ગઇ.

એ ત્રણ પળો ફરી પાછું બધું શાંત થયું. વિનયવતિનાં ડુસ્કાંઓ અને ચીસો શિવાય કશું સમભળાયું નહીં. ડૉ. રમણને કોઇક ઠેકાણેથી દિવાસળીની પેટી જડી. દોડતા દોડતા એ ઉમાના ઓરડા તરફ ગયા.

એક સામટી બે ત્રણ દિવાસળીઓ, એમણે જેમ તેમ સળગાવી. એક ઝાંખી રોશની ઓરડામાં ઝબકી.

ઉમાના પેટ ઉપર જે જગ્યાએ કાપ મુકયો હતો, એ જગ્યાએથી ધસારાબંધ લોહી વહે જતું હતું. પથારી લોહીને લીધે રાતીચોળ બની ગઇ હતી. એક બાજુએ હાથમાં રાતી કાતર લઇને, ડૉ. બેવરલી ફાટી આંખોએ, ઉમાને જોઇ રહ્યા હતા.

"હાય ! હાય ! ઘણું મોડું થયું......" ડૉ. રમણે ચીસ પાડી અને પથારી ઉપર પછાડાયા.

વિનયવતિ તો ભાન ભૂલી હતી. એ બારણામાં ઉભી હતી.

"હે......?" એણે બુમ પાડી. અને એ ઉમરા ઉપરજ બેસી ગઇ.

× × ×

એજ વખતે અનુપના ઘર આગળ એક

ભાડાની ગાડી આવીને ઉભી રહી. અનુપની સાથે બીજા બે ત્રણ પુરૂષો એમાંથી ઉતર્યા.

"બસ, ભાઇઓ!...આપણે હવે આ રીતેજ કામ લેવાનું છે અને એમાંજ આપણો વિજય છે." અનુપે પોતાના સાથીદારોને કહ્યું. "અત્યારથી જ્યાં સુધી આપણી માગણીઓ માલેકો નહીં સ્વીકારે, ત્યાં સુધી આખા ગામને વિજળીની રોશનીજ નહીં મળે. એના મેળે સૌ ઠેકાણે આવશે." મજુરોને મન એ મહોત્સવની હતી. એ લોકોએ પોતાનું ધાર્યું કર્યું હતું. સૌ કોઇ વિજયની ધુનમા મશગુલ હતા.

"પણ, અનુપભાઇ! તમારી ખાત્રી તો થઇ ને કે વાંક અમારો નહીં પણ માલેકોનો છે?" એકે પુછ્યું.

"જરૂર!......અને તહુ બત્તીઓ કયારે બંધ કરી? મેં કહ્યું કે તુરતજ કે!" અનુપે પુછ્યું. એના મુખ ઉપર આનંદ હતો.

"હસતો. તમારાજ હુકમની ખોટી હતી. તમે કહ્યું કે તુરત મેં 'મેઇનસ્વીચ' બંધ કર્યુ."

"સારૂં કર્યું...હવે તો માલેકો છે અને આપણે છઇએ......આજે તો દાવ આપણા હાથમાં છે" સૌએ હાથ મિલાવ્યા. અને અનુપ પોતાના ઘરનો દાદરો ચડયો.

× × ×

રસોડાની બાજુના એક ઓરડામાં, એક ન્હાની છોકરી, પથારીમાં સુનાં સુતાં ગાતી હતી એના મુખ ઉપર સંપૂર્ણ સંતોષ હતો. એ જાગતી તો ન્હોતીજ. અને તોય એક ગીત એ ગણગણતી હતી...ના. ના. એ ગીત એના હૃદયમાં એવી તો સજ્જડ છાપ મારી ગયું હતું, કે, એ પોતાની મેળેજ, એના મુખમાંથી બહાર સરી પડતું હતું....વળી એ બબડી.

મ્હોટા ભાઇ ગ્યાતાં દરબાર.
ઘોડે ચડીને વહેલા આવશે.
લાવશે જાઇનાં ફુલ,
લાવશે જુઇનાં ફુલ.

અને જમદૂત, ઉપર આકાશમાં ઉભો ઉભો, ક્રુરતાથી હસતો હતો.



એક નાટક જોવા હું ગયો હતો. નાટક બહુજ કંટાળા ભરેલો હતો. વિચાર થયો કે ઉઠીને ઘેર ચાલ્યો જાઉં. એટલામાં મારી પાસે બેઠેલા એક ગૃહસ્થને કંઈક કમળકો થઇ આવ્યો તેમણે જોરથી તાળીઓ પાડી. મેં પૂછયું: "એટલું બધું તમને ગમ્યું?"

"ના, રે ના!" પેલાએ કહ્યું
"ત્યારે તાળીઓ કેમ પાડી?" મે પૂછ્યું.
"ઉંઘ આવતાં અટકાવવા માટે!"



# ફેરીઆઓ.

લેખકઃ રા. મનુભાઇ જોધાણી.

હમણાં હમણાં અમારા ગામમાં ફેરીઆઓ બહુ આવતા. લોકોને એ ઠીક પડતું. સસ્તો માલ મળે, અને વળી મનપસંદ. મૂળ તો ગામડામાં મળેજ નહિ. કામ ધંધો છોડી પાસેના મોટા શહેરમાં લેવા જવું પડે. એને બદલે ગામમાંજ ઘર બેઠે આપવા આવે, તે કોણ ન ખરીદે!

ગામડામાં ફેરીઆઓ આવે, ને લોકોને છેતરે. લોકો બીચારા પડે. એમને શી ખબર હોય કે ફેરીઆઓ તો બહુજ લુચ્ચા હોય!

હમણાંજ અમારા ગામમાં બે ફેરીયા આવ્યા હતા. જાતે પરજીયા સોની. સોના રૂપાની વીંટીઓ એ વેચતા. લોકો એ સસ્તી કીંમતનો માલ દોડી દોડીને ખરીદતા. બીજે દિવસે કાળું મશ. તદ્દન પિત્તળનોજ માલ.

માણસોને પોતાની ભૂલ જણાઇ. ફેરીઆઓએ વિશ્વાસ ખોયો. એ લોકોએ આવવું બંધ કર્યું. લોકોએ ખરીદવું બંધ કર્યું; પછી એ આવીનેયે શું કરે? કોઇ ઉતારોય ન આપે. લોકો એનાથી બ્હીતા કે રખેને દગો કરી છેતરી જાય!

× × ×

બે ભાઇઓ, જાણે રૂપ રૂપ નો અવતાર, કનૈયા કુંવર જેવા, સાંજને નમતે પહોરે માથે ન્હાનકડો ટ્રંક અને ખભે બીસ્ત્રો લઇને ઝાંપે તગતમાં. લોકોના ટોળાએ એમને જોયા. કોઇએ કહ્યું કે એતો પેલા ફેરીઆઓ.

સહુ વાતુમાં પડયું. કોઇએ એમના તરફ ધ્યાન ન આપ્યું. એમને બહુ અચંબો લાગ્યો. કયાં પહેલાનું ઉલ્લાસ ભર્યું ફેરીયાનું સ્વાગત અને કયાં આ હૃદયના ધિક્કારભર્યા તિરસ્કાર! એમને ચોક્કસ થઇ ગયું કે બીજા હરામખોરોએ લોકોને છેતરી ફેરીઆઓની આબરૂને બટ્ટો બેસાડયો છે. પણ કાંઇ બધા સરખા હોય!

એ આખું ગામ રખડયા. કોઇએ ઉતરવા તો શું પણ આવકાર સરખોય ન આપ્યો; પછી માલ વેચવાની આશા તે શાની હોયજ! એ બીચારા નિરાશ થયા. રાત્રી પડી ને બ્હાર ધર્મશાળાએ આવ્યા.

જેમણે માલ વેચીને સાંજેજ પાછા બીજે ગામ જવાનો ઇરાદો રાખેલ, તેમને બીજા દિવસના પ્રભાત માટે ભાગ્ય ઉપર આધાર રાખી ગામડાને ઝાંપે ન્હાની શી ધર્મશાળાની પડશાળમાં એક શેત્રંજી ઉપર આખી રાત ભૂખના દુઃખે તરફડી પાસા બાળવા પડયાં.

આખું ગામ રખડેલા પણ કોઇએ ઉભાજ રહેવા દીધેલા નહિ. લોટ પણ કોઇએ ન આપ્યો. રાંધતાંય આવડતું ન હતું અને વળી ગામડામાં કંદોઇની દુકાન પણ કેવી? એમને તો એકાદશી કરેજ છૂટકો, ભલે ને પછી મને કે કમને.

" ભાઇ! બશેર ઘઉં આપશો?"

ખેડુએ બારણું બંધ કર્યું. એનો એ મર્મભર્યો તિરસ્કાર હતો.

" ભાઇ! લોટ છે!"

જવાબ ન મળ્યો.

બન્ને જણ આખું ગામ રખડયા. કયાંઇ પત્તો ન ખાધો. એ બન્ને જણના પેટમાં ભૂખને લીધે ખાડા હતા. પ્રભુનો આજે એમના નામેરીઓએ કરેલા વિશ્વાસઘાતનો કોપ હતો. ફેરીઆઓને ક્ષુધાથી થતું દુઃખ એ એમનું પ્રાયશ્ચિત હતું.

એક ગરીબ ડોશીને દયા આવી. એના સ્નેહભર્યા હૃદયમાં દયાના અંકુરો ફુટયા. એની કીકીમાં અમી આવ્યું. એણે એ બેઉ ભાઇઓને બેસાડયા. ઘરમાં ગઇ અને તરતજ પાછી આવી, નહતું એના મોઢા ઉપર તેજ કે નહતી એની કીકી હસતી. એના મોઢા ઉપર દિલગીરી હતી. એ ચ્હેરામાં ચોકખી શરમની રેખાઓ તરવરતી અને એમાં ઉંડું ઉંડું એ શરમને લીધે દુઃખ હતું.

"ભાઇ! લોટ તો નથી."

"મા! કાંઇ નહિ."

એ બન્ને ઉઠયા.

વળી ડોશી ઘરમાં ગયા. ફેરીઆઓને ઉભા રાખ્યા.

"બે પાલી જાર છે. લઇ જશો?"

"મા.! હા..." શરમાતા શરમાતા એ બોલ્યા.

ડોશીએ બે પાલી જાર આપી.

ડોશીના ઘરમાં ઘંટી નહતી. નહીંતો વળી એમને દળી આપત. ગામમાં કોઇ દળી આપે એમ નહતું. ડોશીએ પાડોશીને ઘેર મોકલ્યા.

"બ્હેન! આ બે પાલી જાર દળી દેશો?"

"ના, ભાઇ મ્હારે તો કામ છે!"

"ત્યારે, દળવા દેશો?" એક બહુ ઉતાવળો હતો. ક્ષુધા એનાથી સહન નહતી થતી. એણે જારનું પોટલું નીચે મુકયું. એ બેસી ગયો.

બાઇને એમાં વાંધો ન હતો. ઓસરીમાં ઘંટી પડી હતી. બાઇને પાણી ભરવા જવાની ઉતાવળ હતી. વળી ભાત લઇને જવું હતું ખેતરે. એ ઉતાવળ ન કરે તો શું થાય! અને જો એ અહીં દળવા રહે, તો એના છોકરાની ખબર કોણ રાખે? એણે દળવા માટે બે માંચીઓ કાઢી આપી. બન્ને ભાઇઓ એ માંચી લઈ સામસામા ઉપર બેસીને બે પાલી જાર દળવા માટે બેઠા.

બાઈ, છોકરાને ઓસરીમાં ઘોડીયું હતું તેમાં સુવાડી, માથે હેલ લઇને પાણી ભરવા ગઈ.

મૂળ તો પુરૂષો અને વળી જુવાનીનું જોર. એમાંય પાછી ઉતાવળ એટલે ઘંટી તો જોરમાં ફરતી. પણ એ બાઇ હતી ગરીબ અને માટીના થાળામાં ઘણા વરસની જૂની ને ઉતરી ગએલી પાતળી એ ઘંટી હતી, તે આ જુવાનોના જોરને સહન કેટલુંક કરે.

એને તો અંતે બે કકડાજ થવાનું સરજાએલું. જારનું દળણું પડતર રહ્યું. બન્નેના મોઢા ઉપર કાળાશ છવાઈ ગઇ. બાઇ દળવા દેતી નહતી, અને વળી ઘંટી ભાગી. એ ઓઢી માથે કરે?

પણ જેમણે ગામગામના પાણી પીધાં હોય, એમની બુદ્ધિ ઓછી હોય! એ તો જેમજેમ પરદેશ ફરીએ તેમ તેમ બુદ્ધિ વધે. એ બુદ્ધિશાળી ભાઇઓ બુદ્ધિનો ઉપયોગ વખત આવે કરી લેતા. બાકી હતા તો ઇમાનદાર.

ખેડુતનું ઘર એટલે ખડનું તો પૂછવું જ શીદ હોય! ફળીમાં એક ખડનો પુળો પડયો હતો. એના ઉપર એક બંઠીયું દેખાતું. એક ભાઇ ઉઠયો ને એણે લઇને પેલા સૂતેલા બાળકના બે પગ વચ્ચે એ બંઠીયું મૂકી દીધું.

બાળક તો કાળી ચીસ પાડીને જાગ્યું. ભાઇએ હીંચકો નાખવા માંડયો. જેમ જેમ વાગે તેમ તેમ બાળક ખૂબ જોર કરીને બે પગ ભીંસે અને ઉંચો થાય. અને એ જોરથી

ભીંસાતા બે પગ વચ્ચે ભંડીયું જોરથી ઘસાય. એટલે બાળક વધારે ને વધારે બૂમો મારે

બાળકની એ કાળી ચીસો ઝાંપેથી પાણી ભરીને આવતી માએ સાંભળી. એના હૃદયમાં ધ્રાસકો પડયો. એ ઉતાવળે પગલે ઘેર આવી. બેડું ૫ળીમાં મુકયું અને બાળકને તેડીને ધવરાવવા ખોળામાં સુવડયું.

પણ દુ:ખ થતું હોય તો ખાવાનુંય ભાવે ! એ બીચારૂં બાળક ધાવે પણ શી રીતે ! મા જેમ જેમ બાળક ન ધાવે, તેમ તેમ વધારે ને વધારે મુંઝાય. એને ડુમો ભરાગો. એ રડી પડી.

પેલા બાઇઓ પાસે ઉભા હતા. એ પણ બાળક માટે અડધા અડધા થઇ જતા ન હોય એમ દેખાતા. તેમણે જોયું કે હવે બરાબર વખત થયો છે. એટલે તેમાંના એકે ધીમેથી વાત ઉપાડી.

" બ્હેન ! અહીં પાડોશમાં કોઇ ડાકણ રહે છે ? "

" બાઇ કેમ...પૂછવું પડયું ? "

" કાંઇ નહિ, એ તો તમે પાણી ગયાં, ત્યારે એક બાઇ આવી હતી, તે ઘોડીયા પાસે જઇને ઉભી ને પાછી જતી વખતે કહેતી ગઇ કે શો રૂપાળો છોકરો છે ? "

બાઇને વ્હેમ પડયો. " હા બાઇ છે તો ખરી એક "

" બસ ત્યારે એ ગઇને આ બાપુડો રડવા લાગ્યો છે. અમને શી ખબર નહિં તો અમે એને આવવાજ શીદ દેત ! અમે તો જાણેલ કે એ તમારા કોઇ સગાં હશે. "

" શં...ડ...વ્હાલા મુઇ...નભાઇ ! " બાઇએ છૂટે મોઢે ગાળો દેવા માંડી. એની આંખોમાંથી અશ્રુઓ ચોધાર વહેવા લાગ્યા. " મ્હારો દેવ જેવો દિકરો એનાથી ન જોઇ શકાયો ? "

" હશે, બ્હેન પણ એના શા ભાર છે ? મ્હારો બાઇ જુવો છે. "

" બાઇ ત્યારે તો તમે કાંઇક કરો " બાઇને ધીરજ આવતાં એ કરગરવા લાગી.

એક બાઇ ધુણ્યો. માથે પછેડી ઓઢીને બાળકને ખોળામાં લીધું. ધીમેથી પેલું ભંઠીયું કાઢયું ને મોઢેથી થુંકની આંગળી લઇને ત્યાં ચોપડી. બાળકને બળતરા મટીને થુંકથી શાન્તી થઇ.

બાઇએ બાળકને તરતજ ધવરાવવા માંડયું. પીડા મટતાં બાળક તરત ધાવવા લાગ્યું. બાઇ રાજી રાજી થઇ ગઇ અને વ્હાલથી બાળકના શરીરે હાથ ફેરવ્યો.

" બ્હેન ! આ ઉતાર કયાં નાખું ! જ્યાં નાખીશ ત્યાં ફાટી જશે ? "

" નાખને ઠીક પડે ત્યાં ! દેવ જેવો દિકરો બચ્યો તો હવે કાંઇ બીજી વસ્તુ વધારે વ્હાલી છે ! જા નાખ ઓલી ઘંટી ઉપર ! જો ફાટી જાય તો તારી હેવી ખરી ! " બીજા બાઇએ બાઇને બદલે જવાબ આપ્યો.

"હા બાઇ ! નાખને ત્યાં ત્યારે ! " બાઇને મન તો દીકરો બચ્યો એ લાખ રૂપીયાની કમાઇ હતી.

એણે ઉતારની પછેડી ઘંટી ઉપર ખંખેરી જુએ તો ઘંટીના બે કકડા. બાઇ બહુજ નવાઇ પામી. એણે એમને બાઇ માન્યા. ને કંસાર કરીને જમાડયા.

એમને હવે તો રહેવુંજ ન હતું. લોટને ત્યાંજ રહેવા દઇને એ ખરે બપોરે ચાલી નાઠ્યા.

નમતે પહોરે બાઇ છોકરાને રમાડતી હતી, જુએ તો ભંઠીયાનું ચાઠું બે પગ વચ્ચે દેખાય ! આડોશી પાડોશીની સ્ત્રીઓએ જોયું ને ગામમાં ખબર વાયુવેગે પડી કે એતો પેલા ફેરીઆઓના પરાક્રમ !

# મોન્ટીસોરી શિક્ષણસંઘ.

શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિર,
ભાવનગર.

: પ્રમુખ :
શ્રીમતી સરલાદેવી

શ્રીયુત
શ્રીમતી

આ સાથે ગયા મોન્ટીસોરી સંમેલન વખતે સ્થપાયેલ મોન્ટીસોરી શિક્ષણસંઘની યોજના મોકલીએ છીએ. આપ એ વાંચી, વિચારીને સંઘના સભાસદ થશો.

બાળકના શિક્ષણનો યોગ્ય વિચાર કરી શકીએ તો સમગ્ર મનુષ્યશિક્ષણનો ઉકેલ થવાનો; એ માટે પ્રત્યેક મનુષ્યે બાલશિક્ષણમાં રસ લેવાનું પવિત્ર કાર્ય કરવું જ જોઇએ

જેઓ પોતાની, દેશની અને ભાવિ પ્રજાની ઉન્નતિ માગે છે તેમણે બાળકની ઉન્નતિનો વિચાર કરવો ઘટે છે.

ઉક્ત સંઘ મોન્ટીસોરી સિદ્ધાંતો દ્વારા બાલઉન્નતિને પોષવાનો એક અભિલાષ રાખે છે.

આપ આ કાર્યમાં જોડાઓ એમ અમે ઇચ્છીએ છીએ.

ગિજુભાઇ ભ. બધેકા,
તારાબેન મોડક,
મંત્રીઓ;
મોન્ટીસોરી શિક્ષણસંઘ

# —ઃ મોન્ટીસોરી શિક્ષણસંઘ ઃ—

### આમુખ

આ મોન્ટીસોરી સંમેલનના પ્રત્યક્ષ પરિણામ રૂપે એક મોન્ટીસોરી શિક્ષણસંઘની સ્થાપના કરવામાં આવી છે.

### ઉદ્દેશ

આ સંઘનો ઉદ્દેશ મોન્ટીસોરી સિદ્ધાંતનો આપણા પ્રાંતમાં અભ્યાસ, સંશોધન અને પ્રચાર કરવાનો છે.

### સભાસદ

જેઓને આ સંઘનો ઉદ્દેશ માન્ય હશે, અને જેઓ એકી સાથે રૂ.પં૦) કે તેથી વધુ મદદ સંઘને આપશે તેઓ સંઘના આજીવન સભ્ય ગણાશે.

જેઓને આ સંઘનો ઉદ્દેશ માન્ય હશે અને જેઓ આ સંઘને વાર્ષિક રૂ. ૧–૦–૦ મદદ આપશે તેઓ સંઘના સામાન્ય સભ્યો ગણાશે. અને દરેક સભ્યને સંઘ તરફથી દર માસે પ્રગટ થતી શિક્ષણપત્રિકા મફત મળશે.

### કાર્યપ્રદેશ

૧. આપણી ભાષામાં મોન્ટીસોરી પદ્ધતિનું સાહિત્ય નથી, માટે અંગ્રેજી કે ઇટાલિયન ભાષામાંથી તે ગુજરાતીમાં ઉતારવું કે ઉતરાવવું.

૨. મોન્ટીસોરી પદ્ધતિમાં જેમણે કામ કર્યું છે અને જેઓ કામ કરે છે તેમની પાસે એ પદ્ધતિ ઉપર તેમના અનુભવ અને અભ્યાસને આધારે પુસ્તકો રચાવવાં.

૩. મોન્ટીસોરી સાહિત્યને બને તેટલું સરલ રચાવવું અને તેને તેથીયે ઓછી કિંમતે લોકોમાં ફેલાવવું.

૪. માબાપો મોન્ટીસોરીપદ્ધતિના સિદ્ધાંતો સરલતાથી સમજી શકે તે માટે સાદી ભાષામાં નાનાં નાનાં ચોપાનિયાં તૈયાર કરાવવાં, અને તે મફત અથવા થોડી કિંમતે વહેંચવાં કે વેચવાં.

૫. લોકો સમજી શકે તેવાં વ્યાખ્યાનો આપવાં કે અપાવવાં.

૬. મોન્ટીસોરી પદ્ધતિમાં જે જે નવું જાણવાનું મળે તે, તથા જે જે નવા અનુભવો થાય તે, પદ્ધતિમાં રસ લેનાર શિક્ષકો તથા અન્ય જનોને નિયમિત રીતે મળ્યા કરે તે માટે એકાદ પત્ર (માસિક) ચલાવવું.

૭. નવી મોન્ટીસોરી શાળા કાઢનારાઓને મોન્ટીસોરી શિક્ષકો પૂરા પાડવા માટે મોન્ટીસોરી શિક્ષણપદ્ધતિનું • શિક્ષણ આપનાર અધ્યાપનમંદિર કાઢવું અથવા તેવા અધ્યાપન મંદિરને બને તેટલી મદદ આપવી.

૮. પરદેશમાં તેમજ આપણા દેશમાં મોન્ટીસોરીને લગતી જાતજાતની પ્રવૃત્તિઓ, તેને લગતાં પુસ્તકો, તેમાં વપરાતાં સાધનો વગેરે સંબંધી માહિતી મેળવી પૂરૂં પાડનારૂં એક કેન્દ્ર સ્થાપવું.

૯. આપણા દેશમાં મોન્ટીસોરી પદ્ધતિનાં સાધનો તૈયાર કરાવી લેવાની વ્યવહાર પ્રવૃત્તિ કરવી, અને તેવાં તૈયાર થએલાં સાધનો જેને જોઇએ તેને પૂરાં પાડવાની ગોઠવણ કરવી.

૧૦. અત્યારે ચાલતી અને ભવિષ્યમાં નીકળનારી મોન્ટીસોરી શાળાઓ બરાબર કામ ચલાવી શકે તે માટે અવાર નવાર સૂચના અને મદદ કરી શકે તેટલા માટે નિરીક્ષણ મંડળ રાખવું.

૧૧. અત્યારે ચાલતી પદ્ધતિમાં પ્રાથમિક શાળાના શિક્ષકો મોન્ટીસોરી પદ્ધતિનો લાભ કેવી રીતે લઇ શકે તેનો વ્યવહારૂ રસ્તો બતાવવાની યોજના કરી તેને અમલમાં મૂકવા પગલાં લેવાં.

૧૨. સંઘમાંના યોગ્ય માણસોને પદ્ધતિનો પરિચય અને અભ્યાસ કરવાની દરેક પ્રકારની વ્યવસ્થા કરી આપવી.

૧૩. મોન્ટીસોરી પદ્ધતિનાં અને બીજાં બાલશિક્ષણસાહિત્યનાં અંગ્રેજી તથા દેશી ભાષાઓનાં ઉપયોગી પુસ્તકો એક સ્થળે એકઠાં કરી ત્યાંથી ફરતા પુસ્તકાલયની વ્યવસ્થા કરવી.

૧૪. દશ વર્ષની અંદરનાં બાળકો ઉપર તેમના માનસના જ્ઞાન માટે વિશેષ અખતરાઓ કરવા તથા અગિયાર વર્ષ પછીની ઉંમરનાં બાળકો ઉપર મોન્ટીસોરી પદ્ધતિએ આગળ અખતરા કરવા માટે એક કાયમી પ્રયોગમંદિર સ્થાપવું, અથવા તેવા કોઇ ચાલતા પ્રયોગમંદિરને બનતી મદદ કરવી.

૧૫. આવી જાતનાં સંમેલનોની કાર્યપદ્ધતિ વખતો વખત સુધારતા જવી અને તેની ઉપયોગિતા વધારે થાય તેવી યોજના વિચારતા જવી.

# ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ.

મંડળ તરફથી ઉઘાડવામાં આવેલા જળ પ્રલય સંકટ નિવારણ ફંડમાં વસુલ થયેલી રકમનું પહેલું લિસ્ટ સપ્ટેમ્બર અંકમાં આપી ગયા છીએ. નીચે મુજબ વધુ મળેલી મદદોનું લિસ્ટ છેઃ—

**ગં. રસીકમણી બી. દેસાઇ મારફત—**રૂપીઆ ૨૦) ઓન. પ્રે. મેજીસ્ટ્રેટ કોર્ટ-હાઉસ. ૫) તનુગવરી કૃષ્ણલાલ દેસાઇ. ૨) લીલાવતી. ૧) નિર્મળા બહેન.

**લેડી. કૃષ્ણાગવરી સેતલવાડ મારફત—**રૂપીઆ ૨૫) ચીફ ઓફ મીરજ ૧૦૧) સૌ. વિજયાલક્ષ્મી મણીલાલ જુગલદાસ ૨૦૧) રતનબાઇ કરમસી દામજી ૧૦૧) બાઈ રામકોરબાઇ ધરમસી મુળજી જેઠાવાળા ૧૦૧) મી. ફીરોજ સી. ભરૂચા.

**સૌ. જીતેન્દ્રમણી કાંતીલાલ ઠાકોર તરફથી—**રૂપીઆ ૧૫) સૌ. ઉર્મિલાગવરી પારેખ ૨૫) મીસીસ મંજુલા નંદલાલ ૫) લીલાવંતી સુંદરલાલ ૫) સુશીલાગવરી ઠાકોરદાસ ૨૫) મી. કાવસજી એસ. લાલકાકા. ૫૧) સ્વ. ગુલાબમાસીના સ્મરણાર્થે ઠ. પરસોતમદાસ ૫) કુ. ચિત્રલેખા હિમતલાલ ૬) સૌ. ઇન્દુમતી ચંદ્રકાંત ઠાકોર ૫) દમનગવરી કાંતિલાલ ઠાકોર ૫) સૌ. જયમનગવરી વ્યોમેશચંદ્ર પાઠકજી ૭॥ લીલાબાઇ ગોપીકા ૧) નંદગવરી મેતા ૫) સવીતાગવરી મુમુક્ષવદનલાલ ૫) વિદ્યાગૌરી રમણલાલ ૨) મણીબાઇ શીવચંદ ૧) મેનાબેન નરોતમ ૧૧) સૌ. મણીબેન છોટુભાઇ ૫) રેવાબાઇ જગજીવનદાસ.

**ગં. સરસ્વતી પ્રતાપરાય જગડ મારફત—**રૂપીઆ ૨૫) પાર્વતીબાઇ વેલજી ૨૫) કાશીબાઇ તુલસીદાસ ૨૫) હરકોરબેન પ્રેમજી ૨૫) બાઇ વેલાબાઇ ગીરધરદાસ ૫૧) શેઠ રામચંદ્ર લાલજી ૧૦) ઝવેરબાઇ વ્રજલાલ ૨૫) હીરાબાઇ તથા મેનાબાઇ ૨૫) એક બંધુ ૧૦) સૌ. મંછાબેન પ્રાણજીવનદાસ ૧૧) માણેકબાઇ મગનલાલ ૨૫) સૌ. લક્ષ્મીબેન પ્રાણજીવનદાસ ૧૦) મનમથ બહેન ગુલાબદાસ ૧૧) સૌ. સંતોકબહેન વલ્લભદાસ ૨૫) ગં. રતનબાઇ વાલજી ઇબજી ૧૧) બાઇ નંદકોર ચુનીલાલ.

**ગં. મંગળાબાઇ મોતીલાલ મારફત પુનામાંથી—**રૂપીઆ ૧૦૧) સૌ. વીરકોરબાઈ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ.

**મંડળની ઓફીસ મારફત ભરાયલી રકમ—**રૂપીઆ ૫૧) નામદાર રાજમાતા જામબા સાહેબ-વાંકાનેર ૫) હીરાબાઇ મનોરદાસ ૧૫) સૌ. મોતીબેન દેવીદાસ દેસાઇ.

**ગં. ભાગીરથી દામોદર તરફથી—**રૂપીઆ ૧) ચન્દ્રવિદ્યા મનુભાઇ ૫) પ્રેમીબાઇ દેવીદાસ ૨) ચુનીલાલ ડાહ્યાભાઈ ૨) કળાવતી નાગરદાસ ૩) કસ્તુરબાઇ જીવણભાઈ ૨) મણીબેન પરમાણંદ ૨) મણીગવરી નાનાલાલ ૨) દીવાળી રાઘુલાલ

**સૌ. કું. સવીતા છોટાલાલ ઠાકોરદાસ—**રૂપીઆ ૨) નેમકોરબાઇ નેમચંદ ૨) લીલાવંતી બાલુભાઇ ૨) પરસોતમ મગનલાલ ૨) અમ્રતબાઇ નવલભાઈ ૨) લીલાવંતી નવલભાઇ ૧) સુમતી નવલભાઇ ૧) મંગીબેન નવલભાઇ ૧) વીમળા દયાચંદ.

**સૌ. સરસ્વતી મોતીલાલ મારફતીઆ તરફથી—**રૂપીઆ ૧૧) સૌ. રમણગવરી બાલુભાઇ ૧૦) સૌ. નર્મદા અર્જુનલાલ સદાવળા ૫) સૌ. જયાગવરી છગનલાલ ઠાનુગ ૫) માણેકલાલ ઠાકોરદાસ ૫) પાર્વતીબાઇ જમીઅતરામ ૫) હીરાગવરી ભાઉદાસ ૫) પદમાવંતી ચંદુલાલ ૩) શ્રીમતી દેવીદાસ ૨) ઇન્દુમતી નટવરલાલ ૨) શ્રીમતી કૃષ્ણલાલ પરશોતમદાસ ૨) લક્ષ્મીબાઇ છગનલાલ ૨) ચંદાગવરી નરુજીવનદાસ ૨) નારણદાસ આશાનમલ ૨) પદમાવતી ચં. પાર્વતીશંકર ૧) મોતીબેન હરીદાસ ૧) પદ-

વંતી બહેન ૧) જેમતીબાઇ ૧) કળાવતી હીરાલાલ ૧) લક્ષ્મી ઉકાભાઇ ૧) જગન્નાથ ગણપતરામ ૧) કાશીબાઇ જોશી ૧) લીલાવંતી ફરરારામ ૧) મીરજાબાઈ ચુનીલાલ ૧) છોટાલાલ પી: શાહ.

**મંડળની ઓફીસમાં ભરાયેલી રકમ**—રૂપીઆ ૨૫) ગં. જમનાબાઇ ગોવિંદજી.

**લેડી સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસ મારફત**—રૂપીઆ ૧૦૦૦) લેડી સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસ વરજીવનદાસ ૨૦૦) શ્રી માંગરોલ જૈન મંડળ તથા શ્રી વણીક બંધુ સમાજ તરફના ફાળાના.

**સૌ. રંભાબેન મોતીરામ અને સૌ. દુધીબેન લક્ષ્મીશંકર મારફત**—રૂપીઆ ૧૨૦-૮-૦ પરચુરણ એકઠી થયેલી રકમ.

**સૌ. કમળાવંતી નટવરલાલ ખંભાતી મારફત**—રૂપીઆ ૧૫૧) મીસીસ ચંદુલાલ પારેખ ૧૦૧) ધી ટ્રીનીટી ઇલેક્ટ્રીક સીન્ડીકેટ ૫૧) મીસીસ પ્રતાપરાય મનમોહનદાસ ૫૧) મીસીસ અમૃતલાલ મનમોહનદાસ ૫૧) સૌ. સુભદ્રા ન. દુલેરાય છગનલાલ ૨૫) સૌ. ભાનુમતી રણછોડદાસ ૨૫) રામસ્વામી આયંગર ૧૫) સૌ. છબલબાઇ છગનલાલ ૨૧) મીસીસ એમ. વેસ્યુ ૧૧) મીસીસ આપટે ૭) આઠ વર્ષના બાળક ચી નોતમલાલ ખંભાતીએ એકઠા કર્યા ૫) સૌ. મણીબેન નાથાલાલ ૨) ગં. તારાબેન.

**કુ. વિજયાકુમારી રણછોડદાસ વોરા મારફત**—રૂપીઆ ૨૫) સૌ. ગંગાબેન છગનલાલ કાંટાવાળા.

**સૌ. વીરમતી કેશવલાલ ભીખાભાઇ મણીઆર મારફત**—રૂપીઆ ૨૫) સૌ. લલીતા બાઇ લલ્લુભાઇ નાગરદાસ દલાલ.

**ગં. સરસ્વતી પ્રતાપરાય જગડ મારફત**—રૂપીઆ ૧૧) સૌ. જયાવંતી જમનાદાસ ૧૧) એક બંધુ ૧૧) ગં. સરસ્વતી પ્રતાપરાય જગડ ૫) માણેકબાઇ પરશોતમ.

**મંડળની ઓફીસમાં ભરાયલી રકમ**—રૂપીઆ ૫) તારાગવરી છગનલાલ ફીલાવાળા ૫) સૌ. નયનસુખગવરી મનહરલાલ મરચંટ ૨) સૌ. કમળાગવરી મોહનલાલ ૫) ગં. રતનબહેન લક્ષ્મીદાસ મહેતા ૨) લીલાવંતી ભુખણદાસ ૨) ચંદ્રમતી કૃષ્ણલાલ ૧) અનીલા રસનંતરાય ૧) કલાવતી મગનલાલ ૧) સવીતાબાઈ અંબાલાલ ૧) મંગળાગવરી સાકરલાલ ૧) સુશીલાગવરી મદનલાલ ૧) વિદ્યાગવરી શાંતિલાલ ૧) શીવકુંવર કીશોરદાસ ૧) ચંદ્રકાંતા વિષ્ણુપ્રસાદ ૧) કળાવતી ચુનીલાલ ૧) વીરમતી નટવરલાલ ૧) મંગુબેન રંગીલદાસ ૧) જયાગવરી ફુલચંદ ૨) મૃદુલા જયેન્દ્ર દવે ૫) સૌ. નયનસુખગવરી મનહરલાલ ૨) કમળાગવરી મોહનલાલ ૫) એક શુભેચ્છક બહેન ૬) ગં. સુલોચના તાપીદાસ સંઘવી ૫) સૌ. મંગળાગવરી સાકરલાલ ૫) ગં. મંગળાબાઇ મોતીલાલ ૨) સરસ્વતી મોતીલાલ લલ્લુભાઈ ૨) સુલોચના રામચંદ્ર ૨) લીલાવંતી છગનલાલ ૧) સાવારેવી શીવલાલ ૧) સરસ્વતી ઇશ્વરલાલ ૦।) જયંતીલાલ અમૃતલાલે એકઠા કરેલા.

**ગં. રસીકમણી બી. દેસાઇ અને સૌ. જીતેંદ્રમણિ કાંતિલાલ ઠાકોર તરફથી**—રૂપીઆ ૫૧) સૌ. વિદ્યાગવરી કૃષ્ણલાલ મુન્શી ૫૦) મી. ખુરશેદ ફરામરોજ નરીમાન ૨૫) સૌ. વલ્લભગવરી કૃષ્ણલાલ ઝવેરી ૨૫) સૌ. લક્ષ્મીબેન રમણીકલાલ ૧૫) પદ્માવંતી સરૈયા ૧૧) ધનલક્ષ્મી જમનાદાસ શાહ ૧૧) સુરજબહેન ચંદુલાલ કાજી ૫) સૌ. ગુલાબ બહેન ૫) મણીબાઇ મથુરાદાસ મનજી ૫) સુરજબાઇ સાકરચંદ ૫) વિદ્યાગવરી જીતેંદ્ર મેતા ૫) સૌ. રસક પારેખાન ૫) સૌ. કુસુમગવરી હરીલાલ કાપડીઆ ૫) વિદ્યાગવરી સી. વકીલ ૫) સૌ. પદમાવંતી રમણલાલ તોલાટ ૫) સૌ. તારાબાઈ માણેકલાલ પ્રેમચંદ ૧) પદ્માવંતી છોટાલાલ ૧) ચંપાવતી જમનાદાસ ૫૧) ગં. નાની બેન આતમારામ ૧૫) સૌ. તારાબેન બાબુલાલ મંગળદાસ ૧૧) સૌ. તારાગવરી સુંદરલાલ ૧૧)

સૌ. સુમતી વિઠ્ઠલદાસ દીવેચા ૧૧) સૌ. કળાવંતી મંછુભાઇ ઝવેરી ૧૦) મોહનલાલભાઇ ૫) હરીભાઇ બી. નાયક ૫) સૌ. મંગળાગવરી કલ્યાણદાસ ૫) સૌ. ત્રીવેણીબેન ૫) સૌ. વીરમતી મોહનલાલ દેસાઈ ૩) જે. પી. ઝાલા ૧) ટી એન. મુનશી ૧) સૌ. ડાહીબેન ૧૦) મેસર્સ રામધર સમરસુખ અતરવાળા ૫) ડાહીબેન લક્ષ્મીદાસ ૫) ભંડારી ૫) એલ. બી. વોરા ૩) વીમળાગવરી નટવરલાલ ૫) સૌ. અશ્રુમતી કાંતિલાલ ઠાકોર

**સૌ લક્ષ્મી કીશનદાસ તરફથી**—રૂપીઆ ૫) મોતીબાઇ ભાઇદાસની પુત્રી ૨) લક્ષ્મી કેશવદાસ.

**બ'. ચંદુભાઇ ઠાકોરદાસે દેસાઇ તરફથી**...રૂપીઆ ૨) માલતી ડાહ્યાભાઇ ૧૧) સૌ. શ્રાંતા ભોગીલાલ દેસાઇ,

**સૌ. સુમતી વસન્તલાલ દલાલ તરફથી**—રૂપીઆ ૧૦) રા. ચંદુલાલ બિજુભાઈ દીવાન ૧૦) મહીલા નરસિંહ વકીલ ૬) મિત્ર મંડળ ૫) ગુલાબબાઇ ચંદુલાલ દીવાન ૫) તનસુખલાલ હિરાલાલ ૩) મંગળી બહેન ૨) જમનાદાસ સુંદરજી ૨) કુસુમ ઝવેરીલાલ ૨) નાનીબેન છનુભાઈ ૨) જીવીબહેન એન. ૨) બબલીબાઇ પીતાલે ૨) સૌ કળાવતી હરીવદન દીવાન ૨) જીતેંદ્ર હરીવદન ૧) સોમચંદ સાકરચંદ ૧) મણીબાઇ ચુનીલાલ ૧) મંગળાગવરી ચંદુલાલ ૧) પુષ્પાવંતી હસમુખલાલ ૧) લક્ષ્મી-શંકર દવે ૧) વીદ્યાગવરી નટવરલાલ ૧) પ્રભાવતી પ્રેમાભાઇ ૧) શકુંતલા ચંપકલાલ ૧) વીજળી નાગરદાસ ૧) શાંતા ડાહ્યાભાઇ ૧) રમાલક્ષ્મી મહેતા ૧) મહાવિદ્યા ઘેલાભાઇ ૧) અંબુબાઇ જોશી ૦॥) મંગળાગવરી દલસુખરામ ૦॥) ગમન બહેન.

**કું. લીલાવતી હકમચંદ બેંકર મારફત**—રૂપીઆ ૩) વાડીલાલ દાજીભાઇ ૩) ચુનીલાલ હેમચંદ ૨) મુક્તાબેન ચુનીલાલ ૨) કેસરબેન ચંદુલાલ ૨) પાલીબેન છોટુભાઇ ૨) લક્ષ્મીચંદ ત્રીભો-વનદાસ ૧) વાલીબેન હીમતલાલ ૧) ચંપાબેન મંગળદાસ ૧) ચંદાગવરી ડાહ્યાભાઇ ૧) લીલાવંતી ચીમનલાલ ૧) કમળા નીલકંઠરાય ૧) જીવીબેન સોમચંદ ૧) કંકુબેન પુનમચંદ ૧) ચંચળબેન કાનજીભાઈ ૧) હીરાબાઇ દ્વારકાદાસ ૧) સદ્ગુણાબેન લાલભાઈ ૧) જોશી ગીરજાશંકર ૧) ચીમનલાલ ૧) 'જયકર' ફોટો સ્ટુડીઓ ૧) તારામતી ભગવાનદાસ ૦ા એક બંધુ

**સૌ. સરસ્વતી મોતીલાલ મારફતીઆ તરફથી**—રૂપીઆ ૫) રતનબાઇ શીરામ ૫) ડા૦ ભવાનજી ભીમડ ૨) સરસ્વતી ચુનીલાલ ૨) સરસ્વતી ગોપાળદાસ ૨) સુમતી ભાઇદાસ ૨) તારાબેન વિઠ્ઠલદાસ ૨) પુષ્પાવંતી અંબાલાલ ૨) શાંતાબેન ચંદુલાલ ૨) મગનલાલ લાલજીભાઇ ૨) ચંપાવતી છગનલાલ ૨) ચુનીલાલ ભુરાભાઇ ૧) પ્રભાવતી ભોગીલાલ. ૧) અચરતલાલ કેસવલાલ ૧) તારાગવરી મોતીલાલ ૧) કલાવંતી છગનલાલ ૧) કમળાવતી મંગળદાસ ૧) કસ્તુરબાઈ કકલભાઈ ૧) ગોપીદીયા ભગવાનદાસ ૧) મુકુંદલાલજી કલકતાવાલા ૧) ચતુરલક્ષ્મી ઠાકોરલાલ ૧) સોમીગવરી ગુલાબદાસ ૧) વસંતબાઇ ગુલાબદાસ ૧) રતનબાઇ રામદાસ ૧) કું. ચંપાવતી છગનલાલ ૧) વામન-લાલ છગનલાલ.

ઉપલા ફંડમાં રૂપીઆ ૧૭૮૩૩-૮-૦ ભરાયા છે. તા. ૪-૧૦-૧૯૨૭ સુધી.

---

સૌ. લક્ષ્મીબાઇ પ્રાગજી હરીઆણી તરફથી નવાં ભજન નંગ ૨૫૦) સૌ. હીરાલક્ષ્મી કાંતિલાલ ઠાકોર તરફથી નવા કકડા નંગ ૧૬, શેઠ કેશવજી રામજી તરફથી તાકા નંગ ૨, શેઠ મોહનલાલ નાનાભાઇ તરફથી સુથી તાકા નંગ ૫, સૌ. નયનસુખગવરી મનહરલાલ મરચંટ, બાઇ ભાગીરથી કેશવલાલ, સૌ. સરસ્વતી મોતીલાલ, મીસીસ કુપર, શ્રી. હસમુખગવરી મંગળદાસ, શ્રી. તાપીબેન ડાહ્યાભાઇ, એક બહેન, શ્રી લીલાવંતી મંગળદાસ, શ્રી વસંતબાઇ તુલસીદાસ, શ્રી કળાવંતી ત્રિકમદાસ, શ્રી ગુલાબબાઇ ભગવાનદાસ, ગં. રસીકમણી બી. દેશાઇ, એક બહેન, સૌ. ગંગાબાઈ છગનલાલ ડાંડાવાળા, શ્રી શારદા હીરાલાલ, શ્રી શકુંતલા જમનાદાસ, અને શ્રી કળાવંતી મંછુભાઇ.

---

સુધારો—મીસીસ કુંવરબાઇ ભરડા મારફત રૂપીઆ ૧૦૦) ની રકમ નામદાર નસરવાનજીએ ભરી હતી પણ તે બાઇ તરફથી મળી નહિ; તે રકમ મીસીસ કુંવરબાઇ જાલભાઇ ભરડાએ પોતે પોતાની પાસેથી મોકલી આપી છે.

નામમાં સુધારો—સપ્ટેમ્બરના લિસ્ટમાં સૌ. કાંતાબેન માણેકલાલ છપાયું છે-પણ સૌ. કાંતાબેન શાંતિલાલ માણેકલાલ જોઇએ.

સૌ. લેડી ધનકોરબાઇ નહી પણ સૌ. લેડી તારાબાઇ ચુનીલાલ મહેતા જોઇએ.

---

## મંડળને ભેટ.

રા. રા. કનૈયાલાલ રણછોડભાઇ તરફથી દીવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામ કૃત ૧૮ પુસ્તકો લાયબ્રેરીને ભેટ મળ્યા છે.

બાઇ આયમાય સોહરાબજી સોડાવોટરવાળા તરફથી રૂપીઆ પંદર મનીઓર્ડરથી મંડળને ભેટ મળ્યા છે.

રા. છગનલાલ ઠાકોરદાસ મોદી તરફથી બોધક નામનું ઉપયોગી પુસ્તક ભેટ મળ્યું છે.

બહેન ધનગવરી રતનલાલ શાહ તરફથી બે પુસ્તકો ભેટ મળ્યા છે.

સૌ. ભાનુમતી રણછોડદાસ માધવદાસ તરફથી સૂર્યોપાસનાનાં ચાર પુસ્તકો ભેટ મળ્યાં છે.

ગં. સુરજબાઇ ચંદુલાલ કાજી તરફથી વક્તૃત્વકળાની હરીફાઈમાં ફતેહેલાને ઈનામ આપવાને ત્રણ પુસ્તકો મળ્યા છે.

---

## નવરાત્રિમાં થયેલો ગરબાનો મેળાવડો.

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ તરફથી મારવાડી વિદ્યાલય હોલમાં તા ૧૮મી ઓક્ટોબરે રાતના ૭ થી ૧૦ સુધી સભાસદોને નવરાત્રીમાં ગરબાગાવાનો મેળાવડો કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે હોલને ફુલપાન તોરણોથી અચ્છી રીતે શણગારવામાં આવ્યો હતો. લગભગ બારસોથી પંદરસો સ્ત્રીઓએ નવરાત્રના ગરબા ગાવામાં ભાગ લીધો હતો. આ પ્રસંગે પુસ્તકોની અને પતાસાની લ્હાણી આપવામાં આવી હતી.



# સમાલોચના.

ગીત સંગ્રહઃ પ્રકાશકઃ શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ. સંગ્રાહકઃ રા. સીતારામ નાથુભાઈ. વિના મૂલ્ય.

ગુજરાતનું અનુપમ રાસધન સાચવી રાખવાની કોકિલકંઠી ગુણસુંદરીઓને સગવડ કરી આપવાના હેતુથી નવરાત્ર પ્હેલાં આ સુંદર અને ઉપયોગી ગીતસંગ્રહ પ્રકાશકોએ સ્વ. અંબાલાલ કાશીદાસ પટેલ સ્મારક-ફંડમાંથી છપાવ્યો છે. જે બ્હેનો આ સંગ્રહ મેળવવા ઇચ્છતાં હોય તેઓ પ્રકાશકને એક આનાની ટીકીટ મોકલી મેળવી શકશે. કવિ ન્હાનાલાલ, સ્વ. બોટાદકર, રા. રાયચુરા, રા કેશવ શેઠ વગેરે જાણીતા રાસલેખકોના તેમજ લોક સાહિત્યમાં પ્રસિદ્ધિ પામેલાં ૪૭ રસભર્યાં રાસનો સંગ્રહ આ પુસ્તકમાં છે. આ પુસ્તકમાં આવો ઉપયોગી સંગ્રહ વિના મૂલ્ય આપવાની સગવડ કરીને પ્રકાશકોએ ગુજરાતની બ્હેનોને ઋણી કરી છે તે માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ.

કુમાર વીરસેનઃ લેખકઃ રા. ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ, પ્રકાશકઃ પુસ્તકાલય સ. સ. મંડળ લિ. વડોદરા. મૂલ્યઃ ૦-૪-૦.

જાણીતા બાળ-માસિક "બાલમિત્ર" ના અનુભવી તંત્રીની કલમે લખાયલું આ બાળોપયોગી પુસ્તક એનાં નાણાં-મુલ્ય કરતાં વધારે કીમતી છે. એની સુંદર છપાઇ અને સજાવટ એવી છે કે બાળકોને તે જોતાંજ ગમી જાય બે રાજપુત બાળકોના સાહસની આ વાર્તા બાળકવર્ગ હોંસે વાંચે એવી સરસ શૈલીમાં લખાઇ છે જે માતપિતા પોતાના બાળકોને સાહસિક અને વીર બનાવવા ઇચ્છતાં હોય તેઓ જરૂર આ પુસ્તક તેમના હાથમાં મૂકે. એ ચાર આનાના ખર્ચ માટે તેમને કદી પણ પસ્તાવું નહિં પડે, એમ અમે ખાત્રીપૂર્વક કહીએ છીએ.

સૌરાષ્ટ્રની રસધાર (ભાગ ૫ મો): સંપાદક. રા. ઝવેરચંદ મેઘાણી પ્રકાશકઃ "સૌરાષ્ટ્ર" કાર્યાલય, રાણપુર. મૂલ્યઃ રૂ. ૧ ૮-૦

પ્રસિદ્ધ સાપ્તાહિક "સૌરાષ્ટ્ર"ની ચાલુ વર્ષની ભેટ તરીકે આ પુસ્તક પ્રકટ થયું છે. જે રસભરી લાક્ષણિક બાનીમાં પ્હેલા ચાર ભાગ લખાયા છે તેવીજ બાનીમાં આ ભાગ પણ લખાયો છે. ગુજરાતના વાચકવર્ગને ભાઈ ઝવેરચંદની એ બાની માટે ખાત્રી ભાગ્યેજ આપવી પડે. કાઠિયાવાડની પ્રેમશૌર્યભરી બાર કથાઓ અને એક સિંધની તથા એક બંગાળાની મળી-કુલ ચૌદ કથાઓ આ સંગ્રહમાં લેવાઇ છે. જે આવકાર વાચક-પ્રજાએ પ્હેલા ચાર ભાગને આપ્યો છે તે આને પણ આપશે એમાં અમને સંશય નથી લાગતો. આ પુસ્તક જોઇને એકજ વાત અમને ગમી નથી અને તે સંપાદકનું "નિવેદન" માંનુ કથનઃ "રસધાર હવે બંધ થાય છે." લોકસાહિત્યની અનેક વિધ સામગ્રી હજી મળી શકે એમ હશે. ભાઇ મેઘાણી એ સામગ્રી એકઠી કરી અમને વર્ષો સુધી આપ્યાજ કરે એમ અમે તો ઇચ્છીએ છીએ

શીરીષ (સામાજીક નવલકથા): લેખકઃ રા રમણલાલ વસંતલાલ દેસાઇ. પ્રકાશકઃ શ્રી "સયાજી વિજય" ઓફીસ, વડોદરા મુલ્ય રૂ ૧-૮-૦.

વડોદરાના સાપ્તાહિક પત્ર "સયાજી વિજય"ની ચાલુ વર્ષની ભેટ તરીકે આ સુંદર નવલકથા પ્રકટ થઇ છે. લેખક સાહિત્ય પ્રદેશમાં સારી રીતે જાણીતા છે અને એમની કલમમાંથી જેવી કૃતિઓની આશા રાખી શકાય તેવી રસભરી આ કૃતિ છે એમ કહેવામાં અમને અતિશયોક્તિ નથી લાગતી કથાનું વસ્તુ વિધાન અને પાત્રાલેખન જોરદાર અને રસમય્ું હોઇ પુસ્તક એકવાર હાથમાં લીધા

પછી પૂરું કર્યાં વિના વાચકને ચેન નહિ પડે એની અમે ખાત્રી આપીએ છીએ. એમના બધાં પાત્રોમાં અમને વૃદ્ધ પિતા ધર્મપાળનું પાત્ર ઘણું ગમી ગયું છે. અમે ઇચ્છીએ છીએ કે ગુજરાતના દરેક કુટુંબનો વડો એ વૃદ્ધ પિતા જેવી સહનશીલતા, સહિષ્ણુતા અને એવાજ બીજા જરૂરી ગુણો કેળવી કુટુંબને સ્વર્ગ સમું બનાવે. લેખકને એમના આ સફળ પ્રયત્ન માટે અમે અભિનંદન આપીએ છીએ.

સાદી શીખામણ: ( પુસ્તક ત્રીજું ) પ્રકાશક રા. મગનલાલ શંકરભાઇ પટેલ. મુલ્ય રૂ. ૩-૦-૦.

"સાંજ વર્તમાન "માં કટકે કટકે પ્રકટ થયલી અનેક બાબતો-બોધદાયક ઉદાહરણો, કાવ્યો, શ્લોકો અને વચનોનો આ ત્રીજો સંગ્રહ પ્રકાશક તરફથી પુસ્તકાકારે બ્હાર પડે છે ધર્મ અને નીતિના વાંચન તરફ પ્રીતિ બતાવતા વાચકવર્ગને આ સંગ્રહ અનેક રીતે ઉપયોગી થઇ પડશે એમાં શંકા નથી, એટલુંજ નહિ પણ અન્ય વાચકોનેય વખત ગાળવાના સાધન તરીકે ઉપયોગી થઇ પડે એવો-આનંદ સાથે અનાયાસે બોધ આપે એવો આ સંગ્રહ બન્યો છે.

ભવસાગરનો ભોમિયો: લેખિકા: મીસ પીલાં ભીખાજી મકાતી. મળવાનું ઠેકાણું: ધી જનરલ બુક ડીપો, પ્રીન્સેસ સ્ટ્રેટ, મુંબાઈ, ૨ મૂલ્ય: રૂ. ૨-૦-૦,

"નોશાકરી પીલાં" નામે પારસી-ગુજરાતી સાહિત્ય પ્રદેશમાં જાણીતાં થયલાં આ લેખિકા બ્હેને અત્યાર પ્હેલાં પાંચ પુસ્તકો લખી નાંખ્યા છે. આ તેમનું છઠું પુસ્તક છે. આ પુસ્તકનું બીજું નામ "મધુરી મહોરદાર" છે, પુસ્તકના નામ પ્રમાણે સ્ત્રીઓને ઉપયોગી થાય એવી અનેક બાબતો આ પુસ્તકમાં ચર્ચી ભવસાગરમાં તેમનો માર્ગ સરળ કરવાનો પ્રયત્ન લેખિકાએ કર્યો છે. પારસી શાહી ભાષા બાદ કરીએ તો પુસ્તક એવું છે જે દરેક ગુજરાતી બ્હેન સ્હેલથી વાંચી શકે અને વાંચવું જોઇએ. સ્ત્રીઓની કેળવણી, ગૃહશણગાર, સાસરામાં સ્ત્રીની ફરજ, સુવાવડ અને બાળહિત વગેરે અનેક ઉપયોગી બાબતો આ પુસ્તકમાં ચર્ચાઇ છે અને એમાંથી ઘણું જાણવાનું મળી શકે એમ છે. ગુજરાતની બ્હેનોને આ પુસ્તક વાંચવાની અમે ભલામણ કરીએ છીએ.

નરસુખસાગર: લેખક: ડો. ડી. એન. પટેલ, જી. બી. સી. મળવાનું ઠેકાણું ઉપર પ્રમાણે મૂલ્ય: રૂ ૨-૮-૦.

ખોટી શરમને કારણે યા નીતિના ખોટા ખ્યાલોને પરિણામે સંસારને લગતી કેટલીક ઉપયોગી બાબતોને જાહેરમાં ચર્ચવી યા પુસ્તકમાં લખવી આપણે નિષિદ્ધ ગણી છે. આનું પરિણામ એ આવ્યું છે કે એવી બાબતોથી અજ્ઞાત રહી આપણે ઉલ્ટાં વધારે દુઃખી થઈએ છીએ. પશ્ચિમમાં આ સંબંધી વિચારો બદલાયા છે અને હવે સ્ત્રી-પુરૂષની શરીરરચના તથા બીજી એને લગતી બાબતો સબંધી પુસ્તકો લખાવા માંડયા છે અને એવું જ્ઞાન આપવા માટે શાળાઓ ખુલી છે. હિંદમાં-ખાસ કરીને ગુજરાતી ભાષામાં આવા પુસ્તકો છે જ નહિ એમ કહીએ તો ચાલે. ડો. પટેલનું આ પુસ્તક એ ખોટ પૂરે છે માટે તેમને ધન્યવાદ આપીએ છીએ. અત્યાર સુધી નિષિદ્ધ ગણાયલી અનેક નાની મોટી બાબતોની ચર્ચા ચિત્રો સાથે એ પુસ્તકમાં કરવામાં આવી છે. એમાંના ઘણા સિદ્ધાંતો જુના છે છતાં એમાંની માહિતિ ઉગતા યુવાન યુવતીઓને જરૂર માર્ગ દર્શક થઈ પડશે અને તેમને ઉપયોગી બાબતોનું ભાન કરાવી અધોગતિને માર્ગે જતા રોકશે. લેખક પારસી હોઇ ભાષા પારસીશાહી હોય એમાં નવાઇ નથી પરંતુ તેથી પુસ્તકનું મુલ્ય કોઇ પણ રીતે ઓછું નથી થતું. વાચકવર્ગને એ પુસ્તક એક વાર જોઇ જવાનો અમારો ખાસ આગ્રહ છે.

કોકિલ નિકુંજે: લેખક: રા. મહાવીર પ્રસાદ દાધીચ, બી. એ. મુલ્ય રૂ. ૦-૮-૦.

જાતે મારવાડી છતાં ગુજરાતી ભાષા માટે લેખક સારો શોખ ધરાવે છે. આ નાનકડા પુસ્તકમાં લખેલાં તેમના કાવ્યોથી આપણી ખાત્રી થાય છે કે લેખકે એ પરભાષાને પોતાની કરી લીધી છે. નવિન શૈલીનાં લખાયલાં કાવ્યોમાં સંસ્કૃતમાંથી ઘણા શબ્દપ્રયોગો ઉતરેલા જણાય છે, છતાં કાવ્યોની ભાષા ગુજરાતીજ રહી છે. જુદા જુદા છંદોમાં લખાયલા આ કાવ્યોમાં સ્થળે સ્થળે પ્રતિભાના ચમકાર પણ વાચકને દેખાશે. કોઇ કોઈ વાર "કલાપિ" ની પણ ઝાંખી કરાવશે. અમે લેખકને તેમના આ ગુજરાતી-ભાષા-પ્રેમ માટે અભિનંદન આપીએ છીએ.

નાગકન્યા: અનુવાદક: રા. હીરાચંદ કસ્તુરચંદ ઝવેરી. સોલ એજન્ટ: મે વર્ધમાન એન્ડ સન્સ, મુંબાઇ, ૨. મુલ્ય રૂ. ૧-૦-૦.

પ્રોફેસર બેઇનના "An Essence of the Dusk" નામના અંગ્રેજી પુસ્તકનો આ સુંદર અને સરળ અનુવાદ છે. સંસ્કૃત સાહિત્યમાં લખાતી રૂપક વાર્તાઓની ઢબે અંગ્રેજીમાં અનેક અણમૂલ કૃતિઓ પ્રો બેઇને રચી છે, તેમાંની આ એક છે. રા. ઝવેરીએ અત્યાર પ્હેલાં એજ લેખકની ત્રણ કૃતિઓના સફળ અનુવાદ કર્યાં છે અને તે ગુજરાતના વાચકવર્ગમાં સારો આદર પામ્યાં છે. આ પુસ્તક પણ એવોજ આદર પામશે એવી અમને આશા છે. આખી વાર્તા રસભરી છે અને ભાષા સરળ હોવાથી નવલકથાની જેમ એ રસનો પ્રવાહ વહે જાય છે. રા. મીસ્ત્રીના બે સુંદર ચિત્રો પુસ્તકની આકર્ષકતા વધારે છે.

કચ્છનો બૃહદ ઇતિહાસ: લેખક અને પ્રકાશક: રા. જયરામદાસ જેઠાભાઇ નયગાંધી. મુલ્ય ૧-૮-૦.

કચ્છ અને કચ્છીઓ સંબંધી અનેક વિધ ઉપયોગી માહિતિ પૂરી પાડતો આ ગ્રંથ એક લાંબા સમયની ખોટ પૂરે છે. કચ્છની સાહસિક પ્રજાએ એ પ્રદેશનું નામ દેશ પરદેશમાં મશહુર કર્યું છે હિંદના વેપારમાં અગ્ર ભાગ ભજવતી એ પ્રજાના પ્રદેશનો ઇતિહાસ એ પ્રજાને યથાર્થ રીતે ઓળખવા માટે અત્યંત માર્ગદર્શક થઇ પડે એમાં નવાઇ નથી કચ્છની વસ્તી અને તેનાં વેપાર-ઉદ્યોગ સંબંધી ઉપયોગી માહિતી આપી લેખક રાજકીય દષ્ટિએ તેનો ઇતિહાસ આલેખે છે અને એ પ્રદેશમાં રાજ કરી ગયેલા રાજવંશો સંબંધી ઐતિહાસિક માહિતી આપે છે. કચ્છ અને કચ્છીઓમાં રસ લેતા પ્રત્યેક વાચક માટે આ પુસ્તકનું વાંચન અનિવાર્ય છે.

કચ્છની રસધાર: લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે. મુલ્ય રૂ. ૦-૪-૦.

આ નાનકડા પુસ્તકમાં કચ્છ પ્રદેશના સાહસિક વીરોની અને વીરરમણીઓની પ્રેમ-શૌર્ય અને કુરબાનીની ૧૩ કથાઓ લેખકે ટુંકમાં આલેખી છે. ટુકી છતાં એ કથાઓ કચ્છીઓના સાહસિક જીવનની આપણને ખાત્રી કરાવે છે અને અત્યારના આપણા કચ્છી ભાઇઓમાં એ સાહસવૃત્તિ ક્યાંથી આવી હશે તેની ઝાંખી કરાવે છે. કચ્છીઓએ સાહસનાં પાન ગળથુથીમાંથીજ પીધાં છે, એવી એ કથાઓ વાંચતાં ખાત્રી થાય છે.

કિરણાવલિ: લેખક: રા, અબ્દુલ લતીફ ઇબ્રાહીમ. મૂલ્ય: ૦-૪-૦.

એક મુસ્લીમ અને કચ્છી છતાં શુદ્ધ ગુજરાતી ભાષામાં લેખકે લખેલો આ કાવ્ય સંગ્રહ જોઇ અમને આનંદ થયો છે. અલબત્ત કાવ્ય તરીકે એમની કૃતિયોમાં ઉણપો છે પરંતુ લેખકનું નામ અને પરિસ્થિતિ જોતાં તે ક્ષમ્ય લાગે છે. ખાસ કરીને વધારે ધ્યાન આપવા જેવી વાત એ છે કે એ કાવ્યોમાંના ભાવ અને વિચારો માત્ર પોતાના ધર્મગ્રંથોમાંથીજ નહિ પરંતુ હિંદુ ધર્મગ્રંથોમાંથી પણ લેવાયા છે. લેખકની એ ઉદાર ધર્મભાવના માટે અમે અભિનંદન આપીએ છીએ અમારી ખાત્રી છે કે તેઓ ઉતરોત્તર વધારે સારૂં લખી શકશે.

કાઉન ડાયરી અને પોકેટ ડાયરી: પ્રકાશક: ધી જનરલ બુક ડીપો, પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબાઇ, ૨.

સામાન્ય રીતે બીજા પ્રકાશકો એક એક વર્ષની ડાયરીઓ પ્રકટ કરે છે-કાંતો ગુજરાતી વર્ષ પ્રમાણે કાંતો અંગ્રેજી વર્ષ પ્રમાણે. આમાં એક વિશેષતા છે. આ ડાયરીઓ લગભગ સવા વર્ષ સુધી ચાલે તેવી છે ૧૯૮૪ ના કારતક સુદ ૧-૨૬ મી ઓક્ટો ૧૯૨૭થી માંડીને ૧૯૮૫ ના માગશર વદ ૫-૩૦ મી ડીસેમ્બર ૧૯૨૮ સુધીની તીથીઓ અને તારીખો એમાં સમાવી છે સુંદર કાગળો અને છપાઇ એનાં ખાસ આકર્ષણો છે.

સાભાર સ્વીકાર: સમાજ સેવક: વર્ષ ૪ અંક ૪ વા. લ, રૂ. ૧-૪-૦ સાહિત્ય સમાચાર: પુ. ૧; અંક ૪. વનિતા વિજ્ઞાન: વર્ષ ૧૯; અંક ૧. વા, લ. રૂ. ૧-૮-૦ વહોરા ઉદય વર્ષ ૧; અંક ૭-૮.

# નૂતનવર્ષાભિનન્દનમ્

વાંછા વેલ વધી વધી રસવતી લીલી રહો શોભતી,
આશાની કળિઓ ખિલો નવનવી ફૂલો ફળો ફોરમો;
લક્ષ્મી હો ભરપૂર પૂર્ણ સુખમાં મા'લો સદા સર્વદા,
આપો નૂતન વર્ષ નિત્ય નવલા આનંદ આ આપને.

ગિરિધર શર્મા.

" ગુણસુંદરી " નાં રસિક વાચકોના હાથમાં વિધવિધ રસસામગ્રીથી ભરેલો આ દીપોત્સવી અંક મૂકતાં, પ્રતિવર્ષની પ્રણાલિકા મુજબ, આવતી કાલથી શરૂ થતાં નવાં વર્ષ માટે અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. કવિશ્રી ગિરિધર શર્માની ઉપરુક્ત અંતરેચ્છા મુજબ અમારા વાચકો એ નવા વર્ષમાં શારીરિક, માનસિક અને આર્થિક ઉન્નતિ સાધી સુખમાં મ્હાલે એમ અમે સહૃદય ઇચ્છીએ છીએ. એ સર્વમાં અમે શારીરિક ઉન્નતિને પ્રથમ સ્થાન આપીએ છીએ, કારણ કે સબળ, તંદુરસ્ત શરીર વિના માનસિક ઉન્નતિનો આનંદ માણી શકાતો નથી કે આર્થિક ઉન્નતિનો સંપૂર્ણ લાભ ભોગવી શકાતો નથી હિંદના પુરૂષો એ સત્ય હવે સદભાગ્યે સમજવા લાગ્યા છે. તેમની ખાત્રી થઇ છે કે માતૃભૂમિની ગુલામીની બેડીઓ તોડવા માટે શારીરિક તાલીમ લીધા વિના છુટકો નથી. તેમના નિશ્ચયના ફળરૂપ ઠેરઠેર અખાડા ખુલ્લા મૂકાવા લાગ્યા છે. પુરૂષો એ પ્રમાણે તાલીમ લઈ પોતાના શરીરને મજબુત અને તંદુરસ્ત બનાવી રહ્યા છે પરંતુ એકલો પુરૂષ-વર્ગ એવી તાલીમ મેળવે તેથી માતૃભૂમિનો ઉદ્ધાર નહિ થઇ જાય. હિંદની ભાવી પ્રજાને સુદૃઢ બનાવવાનો આધાર મોટે ભાગે પ્રજાની માતાઓની તંદુરસ્તી પર રહેલો છે, એ આપણે ભૂલવું ન જોઇએ. એટલા માટે સ્ત્રીવર્ગે પણ આવતા વર્ષમાં શારીરિક તાલીમને પ્રથમ સ્થાન આપવું જોઇશે. ગુજરાતની બ્હેનો નવાં વર્ષમાં અમારા આ સંદેશને ઝીલે અને પોતાનું શરીર મજબુત અને તંદુરસ્ત બનાવવા પ્રયત્નો આદરે, એવી અમારા હૃદયની અભિલાષા છે. એટલું જરૂર યાદ રાખવું જોઇએ કે તંદુરસ્ત શરીર વિના તેઓ પતિની યથાર્થ સહચારિણી કે તંદુરસ્ત બાળકોની માતા નહિ બની શકે; ઉલટાં તેઓ કુટુંબને ભારરૂપ બનશે. ગુજરાતની સુંદરીઓ એમ પતિને કે બાળકોને ભારરૂપ ન બની રહે એ જોવાને અમે ઈંતેજાર છીએ અને તેટલા માટેજ આ માસિક કેટલાક ખાસ પ્રયત્નો એ દિશામાં કરી રહ્યું છે. બાળકોને તંદુરસ્ત રાખવાની સૂચના આપતાં લેખો આપવા ઉપરાંત, બ્હેનોને

પોતાની કસરત માટે પણ યોગ્ય સૂચનાઓ મળે એવા લેખો અમે ખાસ તૈયાર કરાવી પ્રકટ કરીએ છીએ. ગયા જુન માસના "મહિલા અંક" માં એવો એક લેખ અમે આપ્યો હતો. સ્ત્રીઓ અખાડામાં જઈને તાલીમ લઈ શકે એવા સંજોગો અત્યારે નથી, એ જોઈને જ ઘરમાં બેઠાં બેઠાં પણ યોગ્ય શારીરિક કસરત કરી શકાય એવી સૂચનાઓ ચિત્રો સહિત એ લેખમાં આપી હતી. આ અંકમાં એવો બીજો ઉપયોગી લેખ અમે આપીએ છીએ. એક વખત માંદલી રહેતી સ્ત્રી અમેરિકાની સૌથી તંદુરસ્ત માતા કેમ બની શકી, તે એ લેખ સમજાવશે. ફક્ત ખુલ્લી હવા અને ઘરકામથી પણ કેટલી બધી તંદુરસ્તી મેળવી શકાય છે તે એ લેખ વાંચી સમજી શકાશે. જેઓ ઘરકામ કરવામાં ન્હાનમ સમજે છે યા સુંદરતા નષ્ટ થાય છે એમ માને છે, તેમને એ લેખમાંથી અણમૂલા પાઠ શીખવાના મળશે. એ લેખનું યથાર્થ મનન કરી ગુજરાતની અમારી બ્હેનો એ લેખિકા જેવીજ તંદુરસ્ત માતા બને અને આખા કુટુંબને સુખી બનાવે એમ અમે ઇચ્છીએ છીએ. નૂતન વર્ષનાં અભિનંદન સાથે અમારો એ સંદેશ વાચક બ્હેનો ઝીલે અને માતૃભૂમિના ઉદ્ધારમાં યોગ્ય ફાળો સત્વર આપે, એટલી પ્રભુ પ્રત્યે અમારી પ્રાર્થના છે.

---

## સૂચના.

દીપોત્સવી અંકને લાયકની રસસામગ્રી વધુ પ્રમાણમાં આપવાના કારણે આ અંકમાં "સ્ત્રીજગત", "સંગીત શિક્ષણ" વગેરે ચાલુ વિષયો આપી શકાયા નથી. ઉખાણાનાં પરિણામ પણ આવતા અંક માટે મુલતવી રાખ્યાં છે. આટલું છતાં સ્થળ સંકોચને કારણે કેટલાક જાણીતા લેખક-લેખિકાઓના લેખો અમે આ અંકમાં લઇ શકયા નથી, તે માટે તેમની ક્ષમા યાચીએ છીએ. તંત્રીઓ.




વર્ષ ૫ મું. ] ડીસેમ્બર ૧૯૨૭ [ અંક ૪ થો.

## જગનાં ઊંડાણ.

આત્માના ઘાટ અણદીઠડાં સખિ !
વિશ્વભરી નયણાં ઝુંબાવજે,
દિશ-દિશાના દીપ ગુંથી લાવજે:
જગનાં ઊંડાણ હૈયે ઝીલવા સખિ !

ઉરના અંધાર અવરોધવા સખિ !
પ્રેરણાના પુર પ્રકટાવજે,
જીવનની ચેતના જગાવજે:
જગનાં ઊંડાણ હૈયે ઝીલવા સખિ !

ઊર્મિઓના બારણાં ઉઘાડવા સખિ !
હૈયા હીંડોલને ઝુલાવજે,
આશ ભરી ગીતડાં ગજાવજે:
જગનાં ઊંડાણ હૈયે ઝીલવા સખિ !

પુણ્યના પ્રકાશ પમરાવવા સખિ !
આણુમાં પ્રભાત ભરી લાવજે,
પ્રેમની વિરાટતા પઢાવજે:
જગનાં ઊંડાણ હૈયે ઝીલવા સખિ !

" કિરણ ".

# સુંદરીઓને સંદેશ.

| સવાલ. | જવાબ. |
| --- | --- |
| ૧. આપ ગુણસુંદરી કોને કહો ? | જે સદ્દગુણોમાં જ સુંદરતા જોતી હોય અને સદ્દગુણો પર જેનો પૂર્ણ ભાવ હોય તેનેજ 'ગુણસુંદરી' કહું. |
| ૨. આપ રૂપસુંદરી કોને કહો ? | કુદરતે જે રૂપ બક્ષ્યું હોય તેમાં કૃત્રિમતા ન ભેળવતાં સંતુષ્ટ રહે તેનેજ 'રૂપસુંદરી' કહું. |
| ૩. 'સંયુક્ત અને વિભક્ત કુટુંબની પ્રથા વિષે આપનો કંઇ મત ? | વિભક્ત કુટુંબના કરતાં સંયુક્ત કુટુંબની પ્રથાને હું વધુ લાભદાયક માનું છું. |
| ૪. પશ્ચિમના સ્ત્રીજીવનમાંથી સ્ત્રીઓએ, આપને મતે, શું લેવું ? | સ્વમાન, નીડરતા, અવલોકનશક્તિ, સ્વાવલંબીપણું, વિદ્યાની આકાંક્ષા અને સ્વદેશ પ્રેમ ઇત્યાદી પશ્ચિમના નારી-જીવનમાંથી લેવું. |
| શું ન લેવું ? | અઘટિત પોષાક, હદબહારનું છુટાપણું, અને લગ્ન થયા પછી થોડા સમયમાં છુટા છેડા ઇત્યાદિ પશ્ચિમના સ્ત્રી-જીવનમાંથી ન લેવું. |
| ૫. શહેરની સ્ત્રીઓને બપોરનો વખત સામાન્યતઃ એળે જાય છે. તે વખતે, આપને મતે, સ્ત્રીઓએ કયું ઉપયોગી કાર્ય કરવું જોઇએ. | બપોરના વખતે આદર્શ સ્ત્રી પુરૂષોના જીવનચરિત્રો વાંચવા. ઘરના ખોરાક તથા બીજી વસ્તુઓ સ્વચ્છ કરવામાં, શીવણ, ભરત વીગેરે ઉપયોગી કળાના ગુણો ખીલવવામાં તથા ગામમાં ચાલતી સ્ત્રી સંસ્થાઓમાં જઇ લાભ લેવા તથા આપવાનું ઉપયોગી કાર્ય કરવું. |
| ૬. ગુજરાતણ વિષે આપ શું ધારો છો ? | 'ગુજરાતણ' ભલી, ભોળી, પતિપ્રેમપરાયણ અને ધર્મમાં અડગ શ્રદ્ધાવાળી હોય છે. |
| ૭. ગુજરાતની સુંદરીઓને કહેવા જેવો આપનો કંઇ ખાસ સંદેશ ? | ગુજરાતી સુંદરીઓએ મન, વાણી અને ક્રિયાથી પતિસેવા, કુટુંબસેવા વીગેરે એવા કાર્યો કરવા કે જેથી ધર્મ, દેશ તથા સ્ત્રીજાતિની ઉન્નતિ થઈ શકે. |

(લેડી) સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસ.




લેખક: બ્હેન "જ્યોત્સ્ના" શુક્લ.

[ ૧ ]

સમય: મધરાત

[ લગ્ન મંડપમાં કેટલાંક સ્ત્રી પુરુષો આવજા કરી રહ્યાં છે. મધરાત થઇ ગઇ છે. પ્રભાતમાં લગ્ન મુહૂર્ત છે ત્હેની તૈયારીઓ થાય છે. મંડપના મધ્ય ભાગમાં બે સ્ત્રીઓ સાથીઓ પૂરે છે; છોકરાઓ આસોપાલવનાં તોરણ બાંધે છે અને ગોર વર કન્યાને માટે 'ચોરી બાંધે છે' એ કન્યા દૂર સૂતી સૂતી આ બધું જોઇ રહે છે અને હર્ષ શોકના તરંગે ચઢે છે. ]

બાળા: ત્હને મધુરી, શા વિચાર આવે છે?

મધુરી: વિચાર વળી શા આવે?

બાળા: નહીંતો, આ બે ચાર કલાક પછી ત્હારૂં આખું જીવન ફેરવાઇ જશે; એવા પ્રસંગે માણસને કંઇ વિચારજ ન આવે?

મધુરી: પણ એમાં વિચાર કરવા જેવું છે શું? બધાં પરણે છે તેમ હું પરણીશ, એમાં નવું શું છે?

બાળા: બધાંની વાત હું નથી જાણતી, હું તો ત્હારી વાત જાણું છું. બધાં તો પરણી નાખે છે; પણ ત્હારૂં શું? ને એ છેલ્લી ઘડીએ તો બધાંનેજ કંઇ કંઇ લાગણી થાય, ત્હેને એવું કશું નથી થતું!

મધુરી: તું એવી વાત ન કરીશ હોં, નહીં તો પછી હું રડી દઇશ.

બાળા: અરે વાહ રે! મેળે મેળે પરણવા નીકળી ને હવે રડે શાની?

મધુરી: કોણ જાણે, આ જસુબ્હેનને હું જોઉં છું ને મ્હારૂં ચિત્ત ઠેકાણે નથી રહેતું ને રડું રડું થાય છે. શી એની દશા?

બાળા: ગાંડી છે કે શું? એમાં વળી રડવાનું શું?

[ અચાનક બાળકોના રડવાનો અવાજ ત્હેને કાને પડે છે. અવાજ વધારે પાસે આવે છે અને મધુરીની મ્હોટી બ્હેન ત્યાં આવી પહોંચે છે. ત્હેની બે પાસ બે બાળક ચાલે છે. એક બાળક એની કેડમાં છે. એ ગર્ભવતિ લાગે છે. કેડમાંના બાળકને નીચે મુકી એ હતાશ થઇ હોય એમ મ્લાન વદને બેસી જાય છે. ]

બાળા: કેમ જસુ બ્હેન, આ બધાં કેમ રડે છે?

જસુ: કોણ જાણે, કેમ રડે છે તે સમજાતુંજ નથી. આજ સવારનાં એ બધાં રડયાંજ કરે છે. પેલાં બે જણને તો જેમ તેમ ઉંઘાડીને આવી.

બાળા: પણ કેમ રડે છે તે ત્હમે ન જાણો?

જસુ: જાણીને કરવું શું હતું? હું હવે

એમનાથી એવી કંટાળી ગઇ છું કે કશું પૂછ-તીજ નથી, રડવું હોય એટલું રડવા દઉં છું. થાકે છે ત્યારે એમની મેળે મુગાં રહે છે ને રમે છે કે ઉંઘી જાય છે.

બાળાઃ ત્હમેં તો નવાઈ જેવી વાત કરો છો. બાળકો આમ કકળતાં હોય ને આપણી ધીરજ કેમ રહે?

જસુઃ ધીરજ રહે કે ન રહે, કહીએ કોને?

[ પેલું ન્હાનું બાળક વધારે રડે છે ને ઉલટી કરે છે. જસુ લુગડાંના છેડાથી બાળકનું મ્હોં સ્હેજ લુછે છે ને એમને એમ બેસી રહે છે. બાળા અજાયબીથી આ મલિનતા જોઇ રહે છે. ]

મધુરીઃ મ્હોટી બ્હેન, આ ગાલીચો બગડ્યો છે હોં.

જસુઃ હરી, એવું કંઇ નથી બગડ્યું.

મધુરીઃ પણ કોઇ અહીં બેસે તો ખરાબ લાગે ને?

જસુઃ ત્હમે બધા આમ પજવ પજવ શું કરો છો? ત્હમને મ્હારી જરા દયા નથી આવતી? જરા વાર તો જંપીને બેસવા દો.

બાળાઃ લાવો હું સાફ કરી નાખું, એમાં શું?

જસુઃ હા, કરો; ત્હમમાં બહુ કોડ થાય છે પણ પરખશો ને મ્હારી જેમ પાંચ છ...

મધુરીઃ (ક્રમકમાથી) મ્હોટી બ્હેન, એવું ન બોલશો હોં.

બાળાઃ જસુબ્હેન, ત્હમે યે આમ બીજી બૈરાંની જેમ શું કરો છો?

જસુ હું તો અમસ્તી બોલું છું. પણ વાત કંઇ ખોટી છે? બાકી હું તો પણ્યું છું કે મ્હારા જેવું કોઇને ન થશો, પણ મ્હારું છૂટેલું કંઇ થવાનું હતું? બાળા! મ્હને કંઈ ત્હમારી જેમ રહેવું હતું નહીં સમજું હોય? ગોખણ નહીં સમજી શક્ય! પણ હું કરું શું? (બાળકોને બતાવીને) આમાંથીજ હું છૂટી નથી થતી. અને હવે તો મ્હને જીંદગીમાં કંઇ રસ જેવું પણ નથી રહ્યું. પણ એ તો નશીબની વાત છે, એમાં આપણે શું કરીએ?

[ ત્હેની આંખોમાં પાણી આવી જાય છે. મધુરી ઉંડા વિચારમાં ડુબી જાય છે. તેનાં સ્વપ્નાં જાણે તુટી જતાં હોય એવું દર્દ એના મુખપર જણાય છે ને બાળા સચિંત વદને એના તરફ જોઇ રહે છે. જરાવારે મધુરી બબડે છેઃ "એમાં આપણે શું કરીએ?" એના કપાળપર કરચલીઓ પડે છે. ]

[ ૨ ]

સમયઃ સવારના દશ. [ લગ્ન ક્રિયા પૂરી થઇ છે ગોર આશીર્વાદમંત્ર ભણે છે. વરકન્યા વડિલોને પગે લાગવા માટે ઉઠે છે. ]

માતાઃ (મધુરીને) પહેલાં ગોરમહારાજને પગે લાગો. ( મધુરી તેમ કરે છે ).

ગોરઃ 'અષ્ટપુત્રા સૌભાગ્યવતિ ભવ!'

( માધુરી ગુસ્સાથી ત્હેના સામે જોઇ રહે છે. એના હાથમાંથી છેડા છેડીનું પાનેતર પડી જાય છે ).

માતાઃ ( મધુરીને ) સીધું પાડ, પડવા ન દઇએ. ચાલો હવે આગળ, ત્હારાં સાસુ સસરાને પગે લાગ. ( મધુરી ઉભી રહે છે ).

માતાઃ શું થયું?

મધુરીઃ હું નથી આવવાની.

માતાઃ કેમ?

મધુરીઃ મ્હારે કોઇને પગે નથી લાગવું.

માતાઃ એટલે?

મધુરીઃ એટલે એમ કે પગે લાગીને મ્હારે આવા આશીર્વાદ નથી પામવા. ( મધુરીનો વર આશ્ચર્યથી એના સામે નજર કરે છે ને ઉભો રહે છે ).

માતાઃ ગાંડી છે કે શું? પગે લાગ્યા વિના ચાલે? ( બાળાને ) બાળા, આને શું ભુત ભરાયું છે!

બાળાઃ ( પાસે આવીને ) મધુરી આમ ગાંડાં ન કાઢ; જા બા કહે તેમ કર.

મધુરીઃ પણ એ લોકો આવું આવું શા માટે કહે છે? બધાજ આવા આશીર્વાદ આપે તો...

બાળાઃ તો શું? છોને કહેતા, બધાની ભાવના કંઇ સરખી હોય છે? ને કોઇના કહેવા પ્રમાણે કંઇ થાય છે?

માતાઃ ( અકળામણથી ) તે કેમ એવું શું છે? આ ફજેતી શી કરો છો?

બાળાઃ છે તો કંઇ નહીં, પણ માણસો બોલે છે ત્યારે પરિણામનો વિચાર નથી રાખતાં બીજુ શું? ( મધુરીને ) જા, બ્હેન; બધાંને પગે લાગ જા.

( એક પછી એક બધાં વડિલોને દંપતિ પગે લાગે છે અને વિવિધ પ્રકારના આશીર્વાદ પામે છે ).

( સ્ત્રી મંડળ ઉપલા પ્રકાર વિષે ધીમે ધીમે ચર્ચા કરે છે ).

એક સ્ત્રીઃ શાંતા બ્હેન, મધુરીએ કીધું તે જોયું?

શાંતાઃ એ તો છેજ એવી.

બીજી સ્ત્રીઃ પણ એમાં ગોરે એવું શું કહી નાખ્યું કે એણે આટલા છણકા કર્યા?

શાંતાઃ ' અષ્ટપુત્રા ' નો આશીર્વાદ આપ્યો. તે આજની સ્ત્રીને ગમે?

પહેલી સ્ત્રીઃ ઓહો હો! તે આજની સ્ત્રી શું સ્ત્રી નથી?

( બધી સ્ત્રીઓ હસી પડે છે. બાળા આવે છે )

બાળાઃ ( ગંભિરાઇથી ) એમાં હસવા જેવું કંઇજ નથી. ' અષ્ટપુત્રા ' નો આશીર્વાદ આપવો એ તો એક રિવાજ થઇ પડ્યો છે. મધુરીએ એને આટલું મહત્વ ન આપ્યું હોત તો ચાલત બાકી લગ્ન થતાં જ ' અષ્ટપુત્રા ' ને ' છોકરાંથી ઘર ભરજો ' ના આશીર્વાદ કોઇને ગમે તો નહીંજ.

શાંતાઃ ત્યારે તો પરણવું નહોતું.

બાળાઃ શા માટે ન પરણે? પરણવું ન પરણવું એ સૌની પોતાની ખુશીની વાત છે.

પહેલી સ્ત્રીઃ તો પછી આવા આશીર્વાદ મળે ત્હેમાં આટલો મિજાસ શો?

બીજી સ્ત્રીઃ સ્ત્રી થઇને એવા તરંગી વિચાર કંઇ ચાલે?

બાળાઃ એમાં મિજાસ કરવા જેવું કંઇ નહોતું એ ખરું; બાકી સ્ત્રી ' સ્ત્રી ' છે અને અને તે પરણી, માટે કંઇ ત્હેને ઘણાં બધાં બાળકો હોવાંજ જોઇએ એવો નિયમ નથી.

શાંતાઃ જારે ગાંડી! સમજ્યુ અસમજ્યું બોલ્યા ન કર.

બાળાઃ એમાં અણસમજ જેવું શું છે? લગ્ન કરવાં કે નહીં એ જેમ માણસની ઇચ્છા પર આધાર રાખે છે, તેમજ બાળક હોવાં જોઇએ કે નહીં અથવા કેટલાં હોવાં જોઇએ એ પણ માણસની ઇચ્છા પર આધાર રાખે છે.

પહેલી સ્ત્રીઃ તું તો મૂર્ખી છે, એમાં માણસ શું કરે? એ કંઇ કોઇના હાથની વાત છે?

બાળાઃ હાથની તો ખરીસ્તો. માણસ ધારે તે કરી શકે.

શાંતાઃ માણસ બીચારાં શું કરે? અને ત્હેમાંયે સ્ત્રી-એ બીચારી શું કરે! જોની મધુરીની બ્હેનની કેવી દશા છે? અત્યારમાં તો એને છ બાળક થયાં ને સાતમાની તૈયારી છે. એની સ્થિતિ જોઇને તો આપણને પણ દયા આવે. દરેક બાળક વખતે એ મરતી બચે છે. ને છતાં દોઢ બે વર્ષે થાય કે પાછો એ પ્રસંગ આવી રહે. એ કંઇ થોડી અકળાય છે? પણ એમાં એ બીચારી શું કરે?

બીજી સ્ત્રીઃ એકલી જમુની વાત છે? બધીજ સ્ત્રીઓનું એવું. મ્હારી ભાણેજને તો લગ્ન પછી કોઇ દિવસ મ્હેં ખુશીથી ફરતી જોઇજ નથી. એ સગર્ભા હોય, સુવાવડમાં હોય,

કે હેને અંગે આવેલી બીમારીમાં હોય આ ત્રણ સ્થિતિથી જુદી હાલતમાં એ કોઇ કાળે હોતીજ નથી. પણ એમાં એ શું કરે ?

બાળાઃ કેમ, પોતાની તબિયતને માટે પોતે કાળજી ન રાખે, પોતે સમજે નહીં તો બીજું કોણ સમજે ? ને બીજું કોઇ શું કરે ?

શાંતાઃ પણ સ્ત્રી બીચારી શું કરે ?

બાળાઃ સ્ત્રીને ઇશ્વરે સારૂં માઠું સમજવાની શક્તિ નથી આપી ?

શાંતાઃ સમજીને કરે શું ? પુરુષને કોણ સમજાવે ?

બાળાઃ સ્ત્રી સમજે તો પુરુષ પણ સમજે. પુરુષને સ્ત્રી સમજાવે. બધાજ પુરુષો એવા મુર્ખ કે પશુ જેવા ન હોય. એ તો સ્ત્રી પુરુષ બેઉએ સમજવાની વાત છે. પુરુષનો દોષ હશે, પણ બધો દોષ એકલા પુરુષને માથે ઢોળવો નકામો છે. સ્ત્રીએ સમજીને સબળ પ્રયત્ન કરવા જોઇએ. એમણે તો વધારે સંયમી થતાં શિખવું જોઇએ ને પુરુષને શિખવવુ જોઇએ.

શાંતાઃ થયાં સંયમી. ને ધાર કે સ્ત્રી સંયમી હોય ને તોયે પુરુષ ન સમજે ન શિખે તો ?

બાળાઃ તો એવા પુરુષને કહી દે કે, આ રીતે આપણે સાથે રહેવું નહીં પાલવે. માતા થવું એ સદ્દભાગ્ય છે, પણ તન્દુરસ્ત રહીને તન્દુરસ્ત બાળકને જન્મ આપી શકાય તોજ. પણ બાળકને જન્મ આપવાની શકિત ન હોય, ત્હેમને ઉછેરવાની પણ શકિત ન હોય; બાળકને પોષવાનું ને ઉછેરવાનું જ્ઞાન ન હોય; બાળક અધમુઆ જેવું જન્મે ને જીવે, ને મ્હોટું થયા પછી પોતાને જન્મ આપવા માટે માતા પિતાને શાપ આપે; એ કરતાં બાળક વિનાના રહેવું એ વધારે સારૂં છે. અને જ્યાં એક બે બાળક પણ ઉછેરી ન શકાતાં હોય ત્યાં વધારેની તો કલ્પનાયે કેમ સહન થાય ? મધુરી આ બધું સમજે છે ને તેથીજ ગોરે ' અષ્ટપુત્રા ' નો આશીર્વાદ આપ્યો ત્યારે એને ગુસ્સો ચઢયો હતો.

[ બધી સ્ત્રીઓ કુતુહળથી આ વિચિત્ર લાગતી વાત સાંભળી રહે છે ને એના અશકયપણા માટે માંહ્યોમાંહ્ય ચર્ચા કરે છે. ]

[ ૩ ]

[ મધુરીને સાસરે કેટલીક સ્ત્રીઓ બેઠીછે, વહુવરના વરઘોડાની રાહ જોય છે ને સવારના પ્રસંગ પર વાતો કરે છે. ]

એક સ્ત્રીઃ ( હાથનો ચાળો કરીને ) ખારસું હાથમાંથી પાનેતર ફેંકી દીધું. કેટલો મિજાસ ! મ્હારા જેવી મા હોય તો બે તમાચા ચોઢી કાઢે.

બીજી સ્ત્રીઃ ને આ છોકરાએ પણ એવા કર્યું. બીજો કોઇ હોય તો ત્યાં ને ત્યાં બતાવી આપે. છોકરીની જાતને એ શોભે ?

ત્રીજી સ્ત્રીઃ છોકરી શાની ? મ્હોટી ત્રણ છોકરાંની મા જેવડી તો છે; મ્હારી મણીને એ ઉમ્મરે ચાર બાળક થયાં હતાં.

પહેલી સ્ત્રીઃ તે એ કંઇ ત્હમારી મણી દીઠી ? એને તો છોકરાં નથી જોઇતાં. એને તો સ્હેલ સપાટા કરવા છે, નાટક સીનેમામાં ભટકવું છે, ભાષણો કરવાં છે, ને વરની સાથે સાથે ફરીને છાણપુતળાંના નાચ કરવા છે, બાકી આવું હોય ?

બીજી સ્ત્રીઃ ને પેલી બાળાયે મુંઇ કેવી બોલતી હતી ?

( બધાં મ્હોંએ લુગડાંના છેડા દઇને જાણે શરમાતાં હોય એમ હસે છે. )

ત્રીજી સ્ત્રીઃ હડહડતો કળજુગ આવ્યો બ્હેન ! આજની છોકરીઓ જે નહીં બોલે એ ઓછું. આપણા વખતમાં કોઇની મગદૂર હતી કે ચૂં કે ચાં કરે ?

શાંતાઃ ને બોલે તે યે કેવું બોલે? અલી બ્હેન, આ તો નવું જોયું; આપણે સ્ત્રીઓને તો બાળકો વિના જીંદગીજ કેવી અકારી લાગે? પછી આપણે બીજું રહ્યું પણ શું? ને બાળક તો બે યે હોય ને દશ હોય, તેમાં કંઇ આવું થાય!

ત્રીજી સ્ત્રીઃ લે ને, મ્હને તેરમે વર્ષે પહેલો છોકરો થયલો; ને પછી બીજાં પંદર થયાં. બધાં જીવ્યાં નહીં, પણ થયાં એમાં શું ખોટું હતું? એ તો પ્રભુની લીલા છે; એમાં આપણું શું છે?

બીજી સ્ત્રીઃ જેવું જેવું નશિબ. આ મ્હારે ત્યાંજ હું છું; મ્હારી બે છોકરી છે; એક વહુ છે; ઘરમાં ચાર સ્ત્રીઓ એટલે દર વર્ષે એક બે એક બે સુવાવડ તો હોય જ ને! એમાં શું થઇ ગયું? અને આપણે સ્ત્રીઓને તો એજ હોય ને? બીજું આપણે કરવાનાં પણ શું હતાં? ને સાજાં માદાં થઇએ કે છોકરાં મૂઆં સારાં ન થાય કે ન રહે તેમાં આપણે શું કરીએ?

પહેલી સ્ત્રીઃ હાસ્તો, એ તો પ્રભુનું ધાર્યું થાય, આપણે શું કરીએ. નશિબમાં હોય તો જીવે ને ખાસ્સું ઘર ભરાય.

(વાજાં વાગતાં સંભળાય છે એટલે બધાં ઉઠીને બહાર જાય છે. વરઘોડો બારણા પાસે આવી પહોંચે છે. વરકન્યા ગાડીમાંથી ઉતરે છે ને થોડીવારે મધુરીની સાસુ બેઉને વધાવે છે ને પોંખે છે.)

(પાછળ ઉભેલી સ્ત્રીઓ ગાય છે).

"વહુ આવી વહુ બારણે આવી,"

(મધુરીની જેઠાણી પાછળથી આવીને ગાવા લાગે છે.)

"મ્હારૂં ને ત્હારૂં કરતી રે આવી
(કોડીલી નણંદ ઉમેરે છે.)
વહુ આવી વહુના હાથમાં ઝારી;
હોણુ આવી પહોર પુત્રની મારી."

શાંતાઃ અરે! કોઇ એવું કંઇ ગાશો નહીં હોં, આ નવાં વહુને ગમશે નહીં.

(કેટલીક સ્ત્રીઓ મધુરીના સામું જોય છે ને મજાક કરતી હસે છે. પોંખવાની ક્રિયા પૂરી થાય છે, વરકન્યા માતાની સાથે અંદર જાય છે, ને બીજી સ્ત્રીઓ "પું'છડલું ક્યાં વળગ્યું રે મ્હારા કુંવર કોડિલા!" ગાતી ગાતી પાછળ જાય છે).

[ ૪ ]

સમયઃ બે દિવસ પછીની સંધ્યા. [મધુરી ને એનો વર યોગીન્દ્ર નદિ કિનારે બેઠાં છે]

યોગીન્દ્રઃ એ બધુ ખરૂં, પણ ત્હેમાં આટલું બધું ચીઢાવા જેવું તો કંઇજ નહોતું. આપણે આપણી દૃષ્ટિએ જોઇએ, એ લોકો એમની દૃષ્ટિએ જોય.

મધુરીઃ પણ એમની એ દૃષ્ટિજ બદલવી જોઇએ. એ દૃષ્ટિએ તો કેટલાં જીવનનો નાશ કરી નાખ્યો.

યોગીન્દ્રઃ એ હું ન સમજ્યો.

મધુરીઃ જુઓ ને, આપણા લોકને દરેક વાતમાં નશિબને આધિન થવાની ટેવ હોય છે. જે કંઇ બને તે નશિબમાં લખ્યું હતું તેથી બન્યું, માણસ તો એમાં કંઇ કરી શકેજ નહીં એમ બીચારા માની લે છે. ત્હેમાં આવા લોકો રાત દહાડો આવું બધું કહ્યા કરે, એટલે બીચારાં માણસો એમજ બનવાનું છે ને બનવું જોઇએ, એમ માનીને જે થાય તે થવા દે ને કોઇ વાતમાં સુધારો ન કરે.

યોગીન્દ્રઃ દાખલા તરિકે?

મધુરીઃ દાખલા તરિકે એમ કે એક સ્ત્રી ને એક પુરુષ પરણે એટલે ત્હેમને-સંજોગો ગમે એવા હોય તો યે-બાળકો થવાંજ જોઇએ એમ સાધારણ રીતે લોકો માને છે; ને આની છાપ તે સ્ત્રી પુરુષના મન પર પડયા વિના નથી રહેતી. તેઓ પણ બાળકના જન્મમાં માત્ર પ્રભુનો હાથ છે એમ માની ત્હેમની

સંખ્યા તરફ કેવળ બેદરકાર રહે છે, અને બુદ્ધિહિન વેંતિયાંઓથી દેશની પ્રજામાં ઉમેરો કરે છે.

યોગીન્દ્રઃ પણ ત્હમે આમ કરો કે આમ ન કરો એમ કોઇ કોઇને કહેવા જાય છે ?

મધુરીઃ કહેવા કોણ જાય ? પણ સામાન્ય દષ્ટિબિંદુજ એવું હોય ત્યાં બીજું શું થાય ? બાળપણથી એવીજ વાતો સાંભળવાની ટેવ હોય, વાતાવરણજ એવી ભાવનાથી ભરી મૂકયું હોય, ત્યાં બીજા કોઇ વિચાર માણસોને આવે પણ શી રીતે ? લગ્ન એટલે વિલાસનું સાધન, સહજીવન એટલે શરીરના ભોગ, સંસાર એટલે પ્રજાવૃદ્ધિ એટલુંજ એ બધાં શિખે છે. સ્ત્રી પુરુષના સંલગ્નમાં આથી વધારે ઉચ્ચ પ્રકારની ભાવના હોઇ શકે એનું તો એમને ભાન પણ નહીં હોય. દામ્પત્યના નિર્મળ સહયોગની તો એમને ઝાંખી પણ શાની થાય ? આ દશામાં બીજી શી આશા રાખી શકાય ?

યોગીન્દ્રઃ એનો ઉપાય શો ?

મધુરીઃ ઉપાય એ કે જેઓ આ બધું સમજે ત્હેમણે એવાં જીવન જીવી બતાવીને એમની આંખો ઉઘાડવાનો પ્રયત્ન કરવો.

યોગીન્દ્રઃ એમ કર્યાથી ધારેલું પરિણામ આણી શકાશે ?

મધુરીઃ પરિણામ બીજાના સંબંધમાં તો આણી શકાય કે નહીં તે કોણ જાણે, પણ પોતાના જીવનમાં તો માણસો ધારે તે પરિણામ આણી શકે. ( યોગીન્દ્ર એના સામું જોઇ રહે છે ) કેમ અશકય છે ?

યોગીન્દ્રઃ ( હસી પડીને ) ના, ના; હું તો વિચાર કરું છું કે પછી પેલા ગોર મહારાજના આશીર્વાદનું શું થશે ?

મધુરીઃ ( ગુસ્સાનો ડોળ કરીને ) ચૂપ !

( બાળા ફરતી ફરતી આવે છે. )

બાળાઃ ( મધુરીને ) કેમ મધુરી, કોને ધમકાવે છે ?

મધુરીઃ આ યોગીને, કયારનો ગમે એવું બોલ્યા કરે છે.

યોગીન્દ્ર; હું તો કંઇજ બોલતો નથી. એક કલાક થયાં એનો લવારો શરૂ થયો છે ને કંઇ કંઇ ન બોલવાનું બોલે છે, ને હું બીચારો મુગો મુગો સાંભળ્યા કરું છું.

બાળાઃ એ સારું. કયા વિષય પર ભાષણ ચાલતું હતું ?

મધુરીઃ જોને, લોકો, નશિબમાં હોય તે થાય એમ કહીને કેવા નમાલા થઇ ગયા છે ત્હેની હું વાત કરતી હતી.

બાળાઃ ( યોગીન્દ્રને ) એમાં લવારો શો કર્યો ?

મધુરીઃ ને એ દલિધી લોકોએ સંસારને સુંદર ઉપવનને બદલે જંગલ જેવો કેમ કરી મુકયો છે તે હું કહેતી હતી.

યોગીન્દ્રઃ ( હસીને ) એટલું બધું એણે કહ્યું ત્યારે મ્હેં સ્હેજ ગોરના આશીર્વાદનું સ્મરણ કરાવ્યું, એટલુંજ બીજું મ્હેં કંઇ કહ્યું નથી.

મધુરીઃ એટલે મ્હે એને ચૂપ રહેવાનું કહ્યું સમજી ?

( ત્રણે જણ હસી પડે છે. )



ચિત્રકારઃ ] " જોઉં વ્હાલાની વાટડી. " [ રા. મહોમદ જલાલુદ્દીન

શાહજહાનના સમયનું મોગલ જમાનાનું એક સુંદર ચિત્ર.

L. M. PRESS, BARODA.

# કાન્હુડાને.

લેખકઃ શા. કવિ ગિરિધર શર્મા.

વ્હાલુડા, કાન્હુડા, વાંસળીવાળા,
આઓ
સંભળાઓ
વાંસલડીની ફરીથી તે તાન,
વ્રજબાલાઓએ પણ મોહી જે પર વાર્યા પ્રાણ
સંભળાઓ વાંસલડીના તે ગાન.

( ૧ )

મણિ વિહોણી ફણિનીશી આકુલ,
જલ વિહોણી માછળીશી વ્યાકુલ,
રવિ વિહોણી પદ્મનીશી વિહ્વલ,
વિધુ વિહોણી કુમુદિનીશી વિકળ,
ભારતભોમ તમારી ખિન્ના; અરે કરે આક્રંદનઃ—
આઓ,
ફરીથી સંભળાઓ,
વ્હાલુડા ! કાન્હુડા ! વાસળીવાળા !
વાંસલડીની તેતાન,
વ્રજબાલાઓએ પણ મોહી જે પર વાર્યા પ્રાણ
સંભળાઓ વાંસલડીના તે ગાન.

( ૨ )

જ્યાં રાધાનું હૈયું ચોર્યું,
રમ્ય પ્રેમનું તત્ત્વ શીખવ્યું,
રાસ રચ્યા ગોલોક વસાવ્યું,
જીવનરસસંગીત જમાવ્યું,
આજ ત્યાંજ કંઇ-ના-કંઇ બે-સુરાં થાય ખરેખર ગાન!
આઓ,
ફરીથી સંભળાઓ,
વ્હાલુડા, કાન્હુડા, વાંસળીવાળા.

( ૩ )

જશોદાનાજ પ્યારની ખાતર,
જમનાનાજ વ્હાલની ખાતર,
રાધાનાજ પ્રેમની ખાતર,
કુબ્જાનાજ હેતની ખાતર,
મરતી માતૃભોમને મોહન આપો જીવનદાન!
આઓ,
ફરીથી સંભળાઓ,
વ્હાલુડા, કાન્હુડા, વાસળીવાળા !
વાસળડીની તેતાન,
વ્રજબાલાઓએ પણ મોહી જે પર વાર્યા પ્રાણ
સંભળાઓ વાસળડીનાં તે ગાન




લેખક : ડૉ. મોહનલાલ જ. પાઠક.

"એક અંગ્રેજી માસિકમાં "પતિ કેવો હોવો જોઈએ, અને તેની પસંદગી કેવી રીતે કરવી" એ નામનો લેખ પ્રસિદ્ધ થયો હતો જે કુમારિકાઓનાં લગ્ન હજી થયાં નથી, તેમને માટે આ લેખ જેટલો ઉપયોગી છે, તેટલોજ પર ણેલી સ્ત્રીઓ માટે પણ ઉપયોગી છે. મુળ લેખ અંગ્રેજી માસિકમાં, અંગ્રેજ લેખકે અંગ્રેજી પદ્ધતિને અનુસરીને લખેલો હોવાથી તે સર્વાંશે આપણી સમાજને લાગુ નજ પડે, માટે આપણી સમાજને અપરિચીત એવી કેટલીક કલ્પનાઓ કાઢી નાખી આ લેખનુ રૂપાંતર કરવામાં આવ્યું છે.

ઉત્તમ પતિ કેવો હોવો જોઇએ એ વિષય ઉપર તંત્રીએ લેખો મગાવ્યા હતા. ઉત્તમ લેખો માટે ત્રણ ઇનામ રાખ્યાં હતાં. પહેલાં બે ઇનામો સ્ત્રીઓ જીતી ગઇ. ત્રીજું ઇનામ એક પુરૂષ મેળવવા ભાગ્યશાળી થયો. પરીક્ષકોએ આવેલા અનેક લેખો વાંચીને જે નિકાલ આપ્યો, તે નિકાલનાં વિવેચનનાં કંઇક કંઇક મુદ્દાઓ પહેલાં આપી પછી ઇનામ મેળવનારા પત્રો રજુ કરીશું.

પતિ કે પત્ની ઉભયની પસંદગીમાં જે વસ્તુને અગ્રસ્થાન મળે છે, તે "પ્રેમ." પણ એ સર્વસંમત નથી. એક લેખક (સ્ત્રી કે પુરૂષ સમજાતું નથી) "ઉત્તમ પતિનો પોતાની પત્ની પર કેવો પ્રેમ હોવો જોઇએ ?" એવો પ્રશ્ન કરીને તે "પ્રેમની કશીજ આવશ્યક્તા નથી એવો સ્પષ્ટ ઉત્તર આપે છે." બીજું તો શું, પણ પ્રેમી પતિનો કંઇપણ ઉપયોગજ નથી એમ પ્રસ્તુત લેખકનો અભિપ્રાય છે. તે કહે છે "પ્રેમી પુરુષ સારો પતિ થઇ શકતો નથી. પ્રેમી પુરુષ સારો પિતા થઇ શકતો નથી. કેવળ પ્રેમથીજ જેમનાં લગ્ન થયાં છે, એવા દંપતિથી પ્રજોત્પાદન થતું નથી, અને થાય તો એ દંપત્તિ સ્વસંતાનની બહુ સંભાળ રાખી શકતાં નથી. તેમને એક બીજા વિના જગતમાં અન્ય કંઇક છે એવું ભાનજ થતું નથી."

ઉપર પ્રમાણેનો અભિપ્રાય હજારમાં એકનોજ હોય. બાકીનાં ૯૯૯નાં અભિપ્રાયથી પ્રેમ એ લગ્નનો પ્રાણ છે. વિશિષ્ટ વયમાં આવ્યા પછી વિશિષ્ટ મનોવિકારો ઉત્પન્ન થાય છે. એવા વિકારોનું અનેક કુમારિકાઓએ અનેક વખત નીચેના ઉદ્ગારો કાઢીને પ્રદર્શન કર્યું છે. એક કહે—"મારા પતિએ મારા પ્રત્યે પ્રેમ દર્શાવવોજ જોઇએ." બીજી કહેઃ "પતિએ મારા સર્વ લાડ કોડ પૂરાં કરવા જોઇએ." ત્રીજી કહેઃ "પતિએ મારી સ્તુતિ કરવી જોઇએ." ચોથી કહેઃ "મારા પતિએ મારૂં કહ્યુંજ કરવું જોઇએ.", પાંચમી કહેઃ "મારા પતિએ બીજી સ્ત્રી તરફ આંખ સરખી પણ ન ફેરવવી જોઇએ." એવા અને એ રીતનાં બીજા અનેક ઉદ્ગારો કાઢતી કુમારિકાઓ ઘણાએ જોઇ હશે.

પતિની પસંદગી કરતી વેળાએ માત્ર પ્રેમનેજ અગ્રસ્થાન આપવું જોઇતું નથી. કારણ પ્રેમ એ શબ્દ બહુવ્યાપક અને અતિ-

શય સંદિગ્ધ છે. પ્રેમ સાથેજ સૌંદર્ય, પુરુષાર્થ, શરીર, આરોગ્ય, બુદ્ધિ, શિક્ષણ, ઔદાર્ય, એક પત્નીવ્રત, પ્રજોત્પાદનમાં આસ્થા, રહેણી-કરણી, અને શીલ વગેરે બાબતોને પણ પતિની પસંદગીમાં સ્થાન આપવું જોઇએ. પતિ સૌંદર્યવાન હોવો સારો, પણ સૌંદર્ય એ કાંઇ આવશ્યક વસ્તુ નથી. દેખાવમાં સાધારણ હોય, પણ શીલવાન, ધૈર્યવાન, અને શુદ્ધ અંતઃકરણવાળો હોય, તો તે સૌંદર્યવાન કરતાં પણ શ્રેષ્ઠ છે. જીવનક્રમ સરળ બનાવવા માટે પસંદ કરેલો પતિ નિરોગી હોવો જોઇએ. માનસિક અને આધ્યાત્મિક શક્તિના આધારેજ પૌરુષત્વ અવલંબી રહ્યું છે. એ શક્તિ રોગગ્રસ્ત શરીરમાં અસંભવિત છે. નિરોગી શરીરમાંજ શુદ્ધ સાત્વિક અને સરળ વિચારો ઉત્પન્ન થાય છે.

"પહેલું ઇનામ મેળવનાર સ્ત્રીનો પત્ર."

"હું મારા પતિ પાસેથી વધુ કાંઇ ઇચ્છતી નથી. હું તેને જે કંઇ આપું તેટલુંજ તે મને આપે તો બસ. મારો પતિ મારા જીવનભરનો સહચર, અને મિત્ર હોવો જોઇએ, તેજ પ્રમાણે તેનામાં ત્રણ ગુણ હોવા જોઇએઃ પ્રમાણિકપણું, સહાનુભુતિ, અને ઉદારતા.

"તે પુરુષ હોવો જોઇએ. શરીર અને મનથી સુદૃઢ હોઇને આત્મસંયમી હોવો જોઇએ. તે દેખાવમાં સશક્ત હોવો જોઇએ. તેના ચહેરા પર પૌરુષત્વની રેખા હોય તો તે દેખાવડો ન હોય તોપણ ચાલશે. શરીરથી મને શોભે એવો પતિ, અને મારા બાળકોને શોભે એવો તે પિતા હોવો જોઇએ. પતિની પસંદગીમાં મારા મત પ્રમાણે તંદુરસ્તીને સૌથી વધારે મહત્ત્વ આપવું જોઇએ. સ્વચ્છતા માટે મારા પતિએ અવશ્ય કાળજી રાખવી જોઇએ.

સુખથી રહી શકાય, એટલા પૈસા મેળવવાનું તેનામાં બળ હોવું જોઇએ. પ્રમાણિકપણાથી મહેનત કરવા માટે તેણે શરમાવું ન જોઇએ પતિ શ્રીમંત ન હશે તો ચાલશે, પણ તેના શરીરમાં કામ કરવાની શક્તિ અને ધગશ હોવી જોઇએ, અને તેણે મને તેની સાથે કામ કરવાની છૂટ આપવી જોઇએ. પ્રેમ, શાંતિ, અને મહત્ત્વાકાંક્ષાને જમાવવા માટે તેણે મને મદદ કરવી જોઇએ. ક્ષુલ્લકમાં ક્ષુલ્લક બાબતથી તે મહત્ત્વની બાબત સુધી દરેક કાર્યમાં તેણે મને તેની ભાગીદાર બનાવવી જોઇએ.

તેની બુદ્ધિ ને તેનું શિક્ષણ મારાથી ઉતરતા પ્રકારનું હોય, તો તે પતિ થઇ શકે નહિ.

મારા પતિનું શીલ, સારું હોવું જોઇએ. કારણ એવો મને કોઇપણ અધિકાર નથી કે જેના યોગે હું એક નાલાયક મનુષ્યને મારા સંતાનોનો પિતા બનાવું. શ્રદ્ધા, સતત ઉદ્યોગ, પ્રમાણિકપણું, અને નિઃસ્વાર્થવૃત્તિ, આટલા ગુણોનો શીલ શબ્દમાં સમાવેશ થાય છે. પ્રાણીમાત્રની તરફ વિશેષ કરીને સ્ત્રી અને બાળકો તરફ દયાર્દ્ર દ્રષ્ટિથી જોનાર હૃદય મનોવૃત્તિવાળા વીરનેજ હું શીલવાન સમજું છું.

વૈવાહિક, બૌધિક, અને નૈતિક દ્રષ્ટિએ તે મારો સહચર હોવો જોઇએ. તેને મારા વડે અત્યંત સુખ મળવું જોઇએ. તેણે અન્ય સ્ત્રી તરફ આંખ સરખી પણ ન ફેરવવી જોઇએ. મારી શક્તિને સાધ્ય મારા પતિની કોઇ પણ ઇચ્છા હું પૂર્ણ કરીશ એવી મને આશા છે.

મારા સર્વસ્વનાં સ્વામી થવાની મારા પતિમાં યોગ્યતા હોવી જોઇએ. મારો પતિ સર્વગુણસંપન્ન હોવો જોઇએ એવી અપેક્ષા હું કરતી નથી કારણ હું પણ કયાં સર્વગુણસંપન્ન છું ? દ્રષ્ટિ સામે કંઇ ધ્યેય રાખીને તેને માટે આ-મરણ શ્રમ કરવો એજ મારી ઇચ્છા છે. મારા પતિએ મારા પ્રત્યે પ્રેમી થવું. હું પણ તેના પર પ્રમાણિકપણાથી, અને

સદાથી અવ્યભિચારી પ્રેમ કરતી રહીશ. મારા પતિને મારા પ્રમાણેજ સંતાનની ઇચ્છા હોવી જોઇએ સંતાનની ઇચ્છા ન હોય તો પછી લગ્નની આવશ્યકતાજ શી છે?

"રૂથ્ કેન્"
સ્ટેનફોર્ડ વિશ્વવિદ્યાલય કેલિફોર્નિયા.

* * *

## બીજું ઇનામ મેળવનાર સ્ત્રીનો પત્ર.

પતિ સુંદરજ હોવો જોઇએ, એવું કંઇ નથી તો પણ તેના ચહેરાપર એક પ્રકારનું તેજ હોવું જોઇએ. શરીરનું જે પ્રમાણે આત્મા સાથે, તેજ પ્રમાણે લગ્નથી પુરુષનું સ્ત્રી સાથે અખંડ મિલન થાય છે; એવું તે સમજનાર હોવો જોઇએ. વિવાહીત જોડાંનું ધ્યેય, હિતાહીત અને મત એકજ હોવા જોઇએ. શારિરીક, આધ્યાત્મિક, અને નૈતિક દ્રષ્ટિથી લગ્ન એ પ્રેમનું ચિન્હ છે એવી તેની શ્રદ્ધા હોવી જોઇએ.

પતિએ એકપત્નીવ્રત પાળવું જોઇએ. લગ્ન એ પવિત્ર સંસ્થા છે, એમ માનીને લગ્ન પછીની સ્થિતિમાં સુખ માનવું જોઇએ. પતિને સંતાનની ઇચ્છા હોવી જોઇએ, અને તેણે તેના પર પ્રેમ કરવો જોઇએ.

પતિનું વાંચન વિશાળ, માહીતી વિપુલ, મન મોટું, અને સ્વભાવ સહનશીલ હોવો જોઇએ. તેનો સ્વભાવ થોડો ઘણો વિનોદી પણ હોવો જોઇએ. તે નિયમિત અને આત્મસંયમી હોવો જોઇએ.

વધુ દોડાદોડ ન કરતાં સુખથી રહી શકાય, એટલા પૈસા મેળવવાની તેનામાં શક્તિ હોવી જોઇએ. પતિના ઉત્પન્ન પર પત્નીની દેખરેખ હોવી જોઇએ. ગૃહવ્યવસ્થાની દક્ષતા માટે તેણે તેની પત્નીના વખાણ કરવાં જોઇએ.

પુરુષ જેટલીજ સ્ત્રી પણ સ્વતંત્ર હોવી જોઇએ, એવા મતનો તે હોવો જોઇએ.

"એલીઝાબેથ ગ્લીમ."

* * *

## ત્રીજું ઇનામ મેળવનાર પુરુષનો પત્ર.

ઉત્તમ પતિનાં લક્ષણમાં તંદુરસ્તીને પહેલું સ્થાન આપવું જોઇએ. કારણ આ બાબત ઉપર ગૃહસ્થાશ્રમનું સુખદુઃખ મુખ્યત્વે અવલંબી રહે છે. પતિ માત્ર સૌંદર્યવાન હોય, એટલુંજ બસ નથી પણ તેના ચહેરા પર પૌરુષત્વની રેખા હોવી જોઇએ. તેનું શરીર સુદૃઢ અને પ્રમાણસર હોવું જોઇએ. તેનો બાંધો મજબુત હોવો જોઇએ. તેનો દેખાવ અહંકાર રહિત, અને પ્રસન્ન મનવાળો હોવો જોઇએ. તેનું શરીર સ્વચ્છ, અને કપડાં ટાપટીપવાળાં હોવાં જોઇએ.

બુદ્ધિમાં પતિ પત્નીની બરાબર કિંવા તેનાથી ચઢીયાતો હોવો જોઇએ. કોઇ કોઇ સમયે પતિએ પોતાની પત્નીની અન્ય સુંદર સ્ત્રીઓ સાથે તુલના કરી તેને ઉત્સાહીત કરવી જોઇએ. તેણે એક પત્નીવ્રત પાળવું જોઇએ. બાળકો ઉપર તેણે પ્રેમ કરવો જોઇએ. પ્રજોત્પાદન એજ સ્ત્રીનું મુખ્ય કામ છે, એવું માનનારો પતિ તદ્દન નાલાયક, અને નકામો છે.

પોતાની પત્નીના તારુણ્ય, અને સૌંદર્ય કાયમ રાખવાને તેણે કાળજી રાખવી જોઇએ પોતાને જેટલા હક જોઇએ, તેટલાજ હક ઉદારતાથી તેણે પોતાની પત્નીને આપવા જોઇએ. સંસારદક્ષતા માટે વારંવાર તેણે તેને ઉત્સાહીત કરવી જોઇએ.

"એલ. ઇ. ગુડ્ઝંકસ."



# મર્હુમ ચિત્રકાર ગદાણી.

લેખિકા : બ્હેન દીવાળીબાઇ ઝીણાભાઇ રાઠોડ.

મનુષ્ય ધારે છે શું ? અને પ્રભુ કરે છે શું ? આવતી કાલની આગાહીની જો મનુષ્યને ખબર પડે તો તે પોતાનું સમગ્ર જીવનજ પલટાવી નાખે ! પણ તે સત્તા તો પ્રભુએ પોતાના હાથમાં રાખી છે, તોએ વીસમી સદીના સાયન્સના યુગમાં મનુષ્ય કૃત્રિમ જ્ઞાનના અહંભાવથી છુટતો નથી !

વિજ્ઞાન શાસ્ત્રીઓએ ઘણી ઘણી નવીન શોધો કરી પણ મરણના અટકાવની શોધ હજી કોઇએ કરી-જાણુમાં નથી. છતાં મનુષ્ય પોતાને અમર સમજી અનેક સાહસો ખેડે છે, અને કેટલીક વખત કંટાળાભરી જિંદગી ગુજારે છે ! તેવીજ જિંદગી ગુજારી ભાઇ નાનુ ઉર્ફે ચીમનલાલ કેશવજી ગદાણી તા. ૧૮-૪-૧૯૨૭ ને રોજ આ ફાની દુનિયા સામે મુશીબતોની ટક્કર ઝીલતાં ઝીલતાં અકાળે મૃત્યુને વશ થયા છે !

મર્હુમનો જન્મ ધંધુકામાં તા. ૧-૩-૧૯૦૪ માં થયો હતો. ગુજરાતી ભાષાનું જ્ઞાન ધંધુકા અને અમદાવાદમાં લઇ, અંગ્રેજી વિદ્યા મુંબઇમાં એલફીન્સ્ટન હાઇસ્કુલ વગેરે સ્થળે અંગ્રેજી પાંચમા ધોરણ સુધીનું લીધેલું, પણ પછી આજીવિકા માટે નોકરીએ વળગવાથી અભ્યાસ પડતો મૂકવો પડયો. છતાં વિદ્યાપરની અભિરુચિ જાગ્રત રહેલી હોવાથી ચિત્રકામમાં ફુરસદના વખતનો ઉપયોગ કરવા લાગ્યા. તેમનાં ચિત્રો 'મોજમજા' વગેરેમાં પ્રગટ થવા લાગ્યાં. આથી આ કાર્યમાં તેમણે વધુ ઉત્સાહથી ભાગ લેવા માંડયો. વખત જતાં તેમની ઓળખાણ શ્રીયુત જયકૃષ્ણ નાગરદાસ વર્મા સાથે થઇ. ભાઇ વર્માએ આ ઉગતાં જુવાનીયાને ચિત્રકામમાં આગળ પાડવા માટે ભારે ઉત્સાહ સાથે સુંદર ચિત્રોનાં પુસ્તકો પૂરાં પાડયાં, અને તેમનાં પાડેલાં ચિત્રો "સુન્દરી" માસિકમાં પ્રગટ કરવા માંડયાં, આવી રીતે ભાઇ ગદાણીને પ્રોત્સાહન મળવાથી ભારે હોંસમાં આવી જઇ, સ્થિતિ નહિ હોવા છતાં જ્ઞાનના વધારા માટે આર્ટના કલાસમાં દાખલ થયા. રફતે રફતે-તેમણે થોડા વખતમાં ચિત્રકળાપર એવો સારો કાબુ મેળવ્યો કે "ગુજરાત" "શારદા" વગેરે માસિકો અને કેટલીક ચોપડીઓમાં પણ તેમનાં ચિત્રો પ્રગટ થવા લાગ્યાં. પરંતુ નોકરી સાથે એ કામ કરતાં શારીરિક શ્રમ વધી પડયો અને તેની અસરથી એ ક્ષયરોગના પંજામાં સપડાયા ! ઘણા ઉપચારો કર્યાં પણ દર્દમાં ફેર ન પડયો. ત્યારે પોતાની જિંદગીને માટે રાખેલી ધીરજ તદ્દન ખૂટી ગઈ. આથી પોતાની છબીપડાવી પોતાના મિત્રો અને સ્નેહીઓ પર મુંબઇમાં મોકલાવી, અને લખી જણાવ્યું કેઃ—

"હવે હું બચવાનો નથી ..તમોને રૂબરૂ મળી શકું તેમ નથી, તો આ મારી છબીને તમે "નાનુ" સમજી લેશો,...છેલ્લે મારા પ્રણામ."

બન્યું પણ તેમજ. જો કે કાળ કોઇને છોડતો નથી. પણ ભાઇ ગદાણી આવી રીતે અકાળે કેમ સપડાયા ? તેનાં કારણો તપાસીએ તો આપણી આધુનિક કેળવણી પણ આવાં અકાળે થતાં અવસાનોમાં કેટલેક અંશે કારણભૂત હોય એમ લાગ્યા વગર રહેતું નથી ! આધુનિક કેળવણીથી જ્ઞાન મળતું હશે, પણ તે સાથે ભિખારીપણું તો જરૂર મળે છેજ તે ઉપરાંત કેળવણી લેવા પાછળ લીધેલા શ્રમ અને કરેલા ખર્ચના બદલામાં શારીરિક નિર્બળતા પણ સાથેજ મળે છે, અને તેને લીધે આવાં અકાળે મૃત્યુ થાય છે !

જો આપણી કેળવણી આપણા દેશને અનુકૂળ હોય અને આપણા દેશનું દારિદ્ર દૂર કરે એવી હોય, તો અકાળે જુવાનીયાઓ મૃત્યુને શરણ ન થાય ! પ્રભુ મર્હુમના આત્માને ચીરશાંતિ આપો !

# કંથનાં ઓવારણાં.

લેખકઃ રા. જયસુખલાલ મોહનલાલ રાવલ.

કોડીલા કંથના લઇએ, ઓવારણાં !
નેહભીના નાથના લઇએ, ઓવારણાં !
હૈયાના હાર એ !
સંસારસાર એ !
સ્નેહભીના શ્યામનાં લઇએ, ઓવારણાં !
કોડીલા કંથના લઇએ, ઓવારણાં !

કુંકુમ ભાલ એ,
ઉર ફેરી માળ એ,
વ્હાલીડાંના વ્હાલથી લઇએ, ઓવારણાં !
કોડીલા કંથના લઇએ, ઓવારણાં !

જીવન સૌભાગ્ય એ,
પ્રાણના આધાર એ,
નયણાંના નુરનાં લઇએ, ઓવારણાં !
કોડીલા કંથના લઇએ, ઓવારણાં !

જીંદગીનું જોમ એ,
સુર્ય અને સોમ એ,
પ્રીતમ પ્રભુનાં લઇએ, ઓવારણાં !
કોડીલા કંથના લઇએ, ઓવારણાં !

ચક્ષુઆરામ એ,
હૃદયવિશ્રામ એ,
વારી વારીને લઇએ, ઓવારણાં !
કોડીલા કંથના લઇએ, ઓવારણાં !




# પૂર્વ આફ્રિકામાં હિન્દી સ્ત્રીઓ.

લેખકઃ રા. ગુલાબચંદ મૂળચંદ ભાવિશી,
આફ્રિકાવાળા.

પૂર્વ આફ્રિકાનો એકેએક વિભાગ હિન્દીઓથી ભરચક છે. હિન્દીઓના ન્હાના મ્હોટાં અનેક જોડલાં ત્યાં વસી રહ્યાં છે. યુગો થયાં જે જોડલાં ત્યાં વસે છે, તેમજ જે કાંઇ અનુભવી થઇ ગયા છે તેમને માટે તો હવે બહુ લખવા જેવું રહેતું નથી. પણ પૂર્વ આફ્રિકામાં આપણી સ્ત્રીઓ શું કરે છે અથવા તેમણે શું કરવું જોઇએ તે પરત્વે કૈંક લખવા પ્રેરાયો છું.

નવો યુવક, પ્રથમ એકલો આફ્રિકે જાય છે. કમાઇને આવ્યા પછી લગ્ન કરે છે. લગ્ન કરીને પ્રથમવાર ગયો હોય તો, ફરીથી આવ્યા પછી, પોતાની વહુને આફ્રિકા સાથે તેડી જાય છે. આફ્રિકા જવા માટે આ પંખીડું તો સાવ ભોળું બટાક અને નવુંજ હોય છે. તેણીને એટલી ખબર હોય છે કે તેણી પોતાના વરને રાંધી દેવા, સાસુસસરા, નણંદ ભોજાઇના મેણા ટુણામાંથી બચવા અને સુખ લેવા પોતાના ધણી સાથે જાય છે. વારૂ. સુખેથી જાય. પણ ત્યાંની કમાણી સારી હોવાને સબબે, ગૃહકાર્યનો ભાર ત્યાંના Boy કે Bibi નોકર કે નોકરડી ઉપર રહે છે. આપણી સ્ત્રી અહીં તો છાણ વાસીદા કરતી હોય, અને મહામુશ્કેલીએ જીવન ચલાવતી હોય પણ ત્યાં તો તેણીને શેઠાણીપદ પ્રાપ્ત થઇ જાય છે, અને બેચાર વર્ષે દેશમાં આવે છે ત્યારે કાન્તિ બદલાઇ જાય છે. અરે ! દેશમાં રહેવું પણ ગમતું નથી. કારણ ? ત્યાં ખૂબ છુટથી ફરવાનું બને છે. ખૂબ છુટથી વર્તવાનું અને મોજ કરવાનું બને છે, તેમજ સાસુસસરા પણ આફ્રિકા ખાતે હોતા નથી એટલે વડીલની બ્હીક સમૂળગી નાસ પામી હોય છે વળી પતિ ચાર છ કલાક નોકરીમાં હોય છે. ઘરનું તમામ કામકાજ પલંગ પાથરી દેવા સુદ્ધાનું કામકાજ નોકર Swahili Boy પાસે કરાવવાનું હોય છે. અરે ! ન્હાના બાળકોને ધવરાવીને બાયને-નોકરને સોંપી દેવાનું હોય છે, અને બાબાગાડીમાં ફેરવવા પણ નોકરજ લઇ જાય છે. એટલે આફ્રિકા ખાતે આપણા સ્ત્રી વર્ગને ખાવું પીવું અને મોજ કરવા જેવું બનેછે. તેમાંયે કમનશીબે ખરાબ પાડોશ સાંપડે છે તો સ્ત્રીની ખરાબી થાય છે, અને કલંક પણ લાગે છે.

સરખે સરખાં જોડલાં, અમન ચમન ઉડાવે. કોણ કહે ? આવક પણ સારી. સંસ્કારી દમ્પતી પોતાનો કૌટુમ્બિક માર્ગ કદી ન ત્યાગે. પણ એવો વર્ગ જુજ. આથી આપણા બેરાઓ કલામાં નથી રહેતા, તેમજ આળસુ, બેપરવાહ અને શોખીલા બની જાય છે. આશ્વાસન લેવા જેવું છે કે ત્યાં મુંબાઇના જેવી તો છુટછાટ નથી. કૈંક અંશે મર્યાદા છે. પણ તે પોતાના પ્રાંતનો કોઇ વડીલ હોય તો તેની લાજ કાઢવા પુરતીજ.

જંગબાર, દારેસલામ, મોમ્બાસા, નાઇરોબી, કમ્પાલા, જીંજા, મ્વાંઝા, લીંડી, ટાંગા ઇત્યાદી સ્થળોનો સ્ત્રીવર્ગ એકત્ર થઇ મંડળો સ્થાપે, હુન્નરોદ્યોગની સંસ્થાઓ કાઢે, ભાષણશ્રેણીઓ ગોઠવે દેશી ચીજને ઉત્તેજન આપે, તથા બની શકતું તમામ કામ ઘરને આંગણે બેસીને સ્ત્રી જાતેજ કરે એવું કેમ ન બની શકે ? પૂર્વ આફ્રિકામાં વસતી આપણો હિન્દી સ્ત્રીઓ આ બાબત પરત્વે જરૂર લક્ષ્ય આપે. અને તેણીના પતિ જરૂર તેમાં દિલસોજી ધરાવે હિન્દની વિદ્વાન સ્ત્રીઓને નિમન્ત્રવાનું પણ ન ભૂલે. પૂર્વ આફ્રિકામાં વસતી હિન્દી સ્ત્રીઓ માટે ત્યાં ઘણું વિશાળક્ષેત્ર છે.

# જૂના રિવાજોના નવાં ગીતો !

સંપાદકઃ શ. જ. દુ. ખંધડીઆ.

( નં. ૨ )

## ગૃહકલેશ.

( રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે...રાહ. )

સખી ! મારે રોજ ઉઠીને બળાપારે,
ખીજે ખોટા ખુશમનીયાના બાપા...સખી મારે૦

મારે ને એને બારમો ચંદ્રમા રે,
સામી પ્રીતે પરણ્યા, ગુરૂ પંદરમા રે;
ડાંધ દીલડે, ન કંકુના થાપા...સખી મારે૦

સોમવારે હતી ઘરમાં શાન્તિ રે,
અમે પ્રેમથી ચાહ પીધી હતી રે;
ત્યાં તો આવ્યાં રોવાં એક બે છાપાં...સખી મારે૦

સોનીડાની હતી એમાં જાહેરખબર,
બીના દાંતે સોનાની રેખ બાંધે સુંદર;
મારાં દાંત મનમાં બહુ મલકાયા...સખી મારે૦

મંગળવારે મને એની હોંસ થઇ,
" કદરૂપ થશે " એમ ધીમે કહી;
મારા વરજી મના કરી ચાલ્યા...સખી મારે૦

બુધવારે મને જરા ખેદ થયો,
" તમે ના કેમ પાડો ? " મેં પ્રશ્ન કર્યો;
એણે ધમકીથી વાત પતાવી...સખી મારે૦

ગુરૂવારે સ્વમાન મારે હૈયે વસ્યું,
સામે ઉભા રાખી મેં જરા જોર કર્યું;
એણે ઘર છોડયું મોઢું ચઢાવી...સખી મારે૦

અમે બન્ને રીસાયા શુક્રવારે,
નાહ રાંધ્યું, મુંમા રહ્યા બાંધેમારે;
જાણે તુટયા વરવહુના સંબંધ...સખી મારે૦

શનિવારે મેં જુદ્ધ જાહેર કર્યું,
"કાં તો આપો રજા, કાં તો પીયર જવું";
એણે બારણાં બતાવ્યા જે બધ...સખી મારે૦

રવિવારે લુગડાં પહેરી સજ થઇ,
એના દેખતાં છણકો કરી ચાલી ગઇ;
મારે દાંતે બંધાતી મેં રેખ...સખી મારે૦

બીજા સોમવાર કાચમાં જોતી હતી,
મારા મોતીડા બગડયા જોઇ રોતી હતી;
લાગી કેમ થાળે સોદાની મેખ...સખી મારે૦

એતો હસતાં હતાં પાછળ ઉભા રહી,
" મરી જુવ હતી; ઘણી સુંદર " કહી;
આવે રોણું, કોને કહું વાત,
સખી! મારા એણે બગાડયા દાંત...સખી મારે૦

[ નોંધ—અમને આ બહેન કવિની ખબર પણ " કોને કહેવી વાત " એમ કહી હઉં નામે ક્યાંથી કવિ મોકલું મોટી જવા રજ શે ? ]



દુનિયાની સૌથી નાની નાચનારી–મીસ ગ્લોરીઆ ગીલ્બર.

સાડાત્રણ વર્ષની ઉંમરની વેનીસની. આ બાળકી અદ્ભુત નાચનારી છે.




દુનિયાની સૌથી નાની ઉડનારી-મીસ બેટી લાન કુપ.

નવ વર્ષની ઉમ્મરની આ બાળા વિમાનમાં ઉડવાની તાલીમ લે છે.




મૂળ લેખકઃ શ્રીયુત શરદ બાબુ.

અનુવાદકઃ રા. રમણીક મ્હેતા.

રામનાથ અને શિવનાથ બેય સગા ભાઇ ન હતા એ હકીકત તેઓ ભૂલી ગયા હતા; એટલુંજ નહિ પરન્તુ લોકો પણ એ વાત ભૂલી ગયા હતા. ગરીબ રામનાથે ઘણી અગવડો વેઠીને શિવનાથને ભણાવી વકીલની પરીક્ષા પાસ કરાવી હતીઃ અને ઘણી મુસીબતે એક ધનવાન જમીનદારની એકની એક પુત્રી બિન્દુને પોતાના ભાઇને પરણાવી પોતાને ઘેર લાવવામાં સફળ થયો હતો. બિન્દુ સ્વરૂપવાન હતી. પહેલ વહેલી જે દિવસે બિન્દુ પોતાનું અતુલ રૂપ અને દશહજાર રૂપિયાની પ્રોમિસરી નોટ લઇને સાસરે આવી હતી, તે દિવસે મ્હોટી વહુ અન્નપૂર્ણાની આંખમાંથી આનન્દનાં આંસુ વહ્યાં હતાં. ઘરમાં સાસુ ન હતીઃ તેમ નણન્દે ન હતી. અન્નપૂર્ણાજ ઘરની માલિક હતી. એણે ન્હાની વહુનું મ્હોં બતાવી પોતાના પડોશીઓને સગર્વ કહ્યું હતુંઃ "ઘરમાં વહુ આવે તો આવી આવજો. સાક્ષાત જાણે લક્ષ્મીજી !" પરન્તુ બે દિવસમાં જ એનો એ ભ્રમ દૂર થયો. બે ચાર દિવસમાંજ એને જણાયું કે વહુ જેટલું રૂપ અને જેટલા રૂપિયા લાવી હતી; એથી ચાર ગણા અહંકાર અને અભિમાન પણ સાથે લાવી હતી. એક દિવસ મ્હોટી વહુએ પોતાના પતિને એકાન્તમાં બોલાવી કહ્યુંઃ "તમે રૂપ અને પૈસા જોઇને વહુ લાવ્યા; પરન્તુ એ તો ઝેરિલી નાગણ છે."

૩

રામનાથે એ વાત ન માની. તે માથું ખંજવાળતો 'ઠીક છેઃ ઠીક છે' કહી કચેરીમાં ચાલ્યો ગયો. રામનાથ અત્યંત શાન્ત પ્રકૃતિનો માણસ હતો. તે કચેરીમાં કારકુની અને ઘરમાં આવીને પાઠપૂજા કર્યા કરતો. શિવનાથ મ્હોટાભાઇથી દશ બાર વર્ષ ન્હાનો હતો. ત્હેણે વકીલની પરીક્ષામાં પાસ થઇ હમણાં વકીલાત કરવા માંડી હતી.

એક દિવસ શિવનાથે આવીને કહ્યું: "ભાભી ! મ્હોટાભાઇએ શું દ્રવ્યનેજ સર્વ કાંઇ માની લીધું ? બે દિવસ જરા રાહ જોઇ હોત તો હું યે રૂપિયા કમાઇને આપત."

અન્નપૂર્ણા કાંઇ ન બોલી. તે ચૂપ ઉભી રહી.

આ ઉપરાંત એક બીજી વિપત્તિ પણ હતી. ન્હાની વહુ બિન્દુ પર કોઇ જાતનો અધિકાર ચલાવી શકાતો નહિ. એને ભયંકર આંકડીનો રોગ હતો. આંકડી આવતાં ડોકટરને બોલાવ્યા વિના ન ચાલતું. પાછળથી લગ્ન કરવામાં ભૂલ થઇ છે એમ સૌના મનમાં ઠસી ગયું હતું; ફક્ત રામનાથના ગળે આ વાત ઉતરી ન હતી. તે બધાંનાં મતની વિરૂદ્ધ પડી કહેતોઃ "નાંહ, જરાયે નહિ.

ત્હમને આગળ ઉપર ખાત્રી થશે. વહુનું જગદંબા જેવું રૂપ છે. એ નાલાયક કદિયે ન હોઇ શકે."

એક દિવસ બપોર પછી એકાએક બિન્દુને આંકડી આવતાં અન્નપૂર્ણા બીકની મારી ગભરાઇ ગઇ, અને સહસા કોણ જાણે શું યે સ્હમજીને તે અંદર ઓરડામાં દોડી ગઇ; અને પોતાના દોઢ વર્ષના પુત્ર મદનને લઇ આવી બિન્દુના ખોળામાં નાખી ચાલી ગઇ.

મદન ઉંઘતો હતો. એ કાચી ઉંઘમાંથી જાગ્યો અને રડવા લાગ્યો. બિન્દુએ મહા મહેનતે પોતાને જાળવી લીધી. તે બેભાન થતી બચીને છોકરાને લઇને બીજા ઓરડામાં ચાલી ગઇ. અન્નપૂર્ણા આડમાં છૂપાઇને આ બધું જોઇ રહી હતી. તે આંકડીના રોગની આ કિંમતી દવાની શોધથી આનન્દ પામી.

ઘરના બધા કામકાજનો ભાર અન્નપૂર્ણાને માથે હોવાથી બાળકની સંભાળ તે રાખી શકતી નહિ. છોકરાને ન્હવડાવવો, માથું ઓળવું, મેશ આંજવી, સુવાડવો ઇત્યાદિ બધું કામ બિન્દુને માથે હતું. દિવસભર કામ કરીને રાત્રે પૂરતી ઉંઘ ન લેતી તો અન્નપૂર્ણાની તબિયત બગડતી. આથી બાળકની સંભાળનું બધું કામ બિન્દુને માથે હતું.

કેટલાક દિવસો બાદ એક વાર સ્હવારમાં બિન્દુ મદનને લઇને રસોડામાં આવી અને બોલી: " મ્હોટી બ્હેન ! મદનને માટે દૂધ ક્યહાં છે ? "

અન્નપૂર્ણા ઝટપટ હાથમાંનું કામ પડતું મૂકી બોલી: " એક મિનિટ ઉભી રહે. હમણાં હું દૂધ ગરમ કરી આપું છું. ",

બિન્દુ રસોડામાં આવી દૂધ ગરમ થયેલું ન જોઇ બહુ ગુસ્સે થઇ હતી. એણે તીક્ષ્ણ સ્વરે કહ્યું: " મ્હેં કાલે તો કહ્યું હતું કે દૂધ રોજ આઠ વાગ્યા પહેલાં તૈયાર થવું જોઇએ. નવ વાગ્યા તોએ હજુ દૂધ ગરમ નથી કર્યું. મ્હોટી બ્હેન! ત્હમને એ કામ ભારે પડયું હોય તો તેમ કહો. હું એની બીજી વ્યવસ્થા કરીશ. ( રસોયણને ) કેમ રે! ત્હનેય કાંઇ ભાન નથી રહેતું ? રાંધવાનું પાંચ મિનિટ મોડું થાય તો શું બગડી જવાનું હતું ? "

રસોયણ ચુપ રહી; પણ અન્નપૂર્ણા બોલી: " ત્હારી માફક ફક્ત છોકરાને લઇને બેસી રહેવાનું હોય તો મ્હને પણ ફુરસદ મળે. એક મિનિટ મોડું થાય એ પણ ત્હારાથી ખમાય નહિ, ન્હાની વહુ ? "

" મ્હોટી બ્હેન ! હવેથી મદનના દૂધને ત્હમે હાથ લગાડો તો મ્હારા સોગન છે; અને હું ત્હમને મદનને માટે દૂધ ગરમ કરવાનું કહું તો મ્હનેય સોગન છે. " બિન્દુએ જવાબમાં આટલું કહીને મદનને જમીન પર બેસાડી દૂધની તપેલી લાવી ચુલ્હા પર મૂકી. આ અણચિંતવી ઘટનાથી મદન બૂમ પાડી રડવા લાગ્યો. બિન્દુએ એના ગાલ પર ધીમી થપાટ મારી તર્જ્યું: " ચુપ હરામખોર ! છાનો રહે ! રડયો છે તો મારીજ નાંખીશ. "

બિન્દુના મ્હોટા અવાજથી ઘરની દાસી બતસિયા ત્યાં દોડી આવી, અને મદનને રડતો જોઇ તે તેને લેવા ગઇ. બિન્દુએ ત્હેને ધમકાવી કહ્યું: " ખબરદાર ! જો એને અડકી છે તો ! અહિંથી ચાલી જા. " બતસિયા આગળ ડગલુંએ ભરી શકી નહિ. તે જ્યહાંની ત્હાંજ ઉભી રહી.

બિન્દુએ બીજું કાંઇ ન બોલતાં રડતાં બાળકને ગોદમાં લીધો અને દૂધ ગરમ કરવા લાગી. અન્નપૂર્ણા સ્થિર ભાવે ઉભી રહી. ઘડી પછી બિન્દુ દૂધ લઇ ત્યાંથી ચાલી ગઇ, ત્યારે અન્નપૂર્ણાએ રસોયણને કહ્યું: " સાંભળ્યાને વહુની વાતો ! મ્હને સોગન દઇ ગઇ. "

ગમે તેમ હોય. પણ આવી રીતે બાળક

મદન, બિન્દુના ખોળામાં ઉછરવા લાગ્યો; અને પરિણામે કાકીને મા કહેતાં શીખ્યો.

ચાર વર્ષ પછી જે દિવસે મહાધામધુમથી મદનને નિશાળે મૂકયો. ત્હેને બીજે દિવસે સ્હવારે અન્નપૂર્ણા રસોડામાં સીધું કાઢી આપતી હતી. એવામાં બ્હારથી બિન્દુએ બૂમ પાડી કહ્યું: "મ્હોટી બ્હેન! મદન ત્હમને પગે લાગવા આવ્યો છેઃ જરા બ્હાર તો આવો."

અન્નપૂર્ણા બ્હાર આવી અને મદનનો પોષાક અને ઠાઠ જોઇ આશ્ચર્ય પામી. એની આંખમાં કાજળ આંજેલું હતું. ગળામાં સુવર્ણહાર હતો. માથું ગુચ્છાદાર ઓળ્યું હતું, છાપેલી રેશમી કિનારનું ધોતિયું પહેર્યું હતું: અને શરીર પર કિંમતી અંગરખું પહેર્યું હતું. એનાં એક હાથમાં માટીનો ખડીયો અને બગલમા સાદડીના કકડામાં વીંટેલા તાલપત્ર હતા.

બિન્દુએ કહ્યું: "મ્હોટી બ્હેનને પગે લાગ તો ભાઈ!" મદને માતાના પગમાં શિર ઝુકાવી બે હાથ જોડી નમન કર્યું.

મદનના પગમાં જોડા નહતાઃ મોજાં તો હોય જ કયાંથી? અંગપર વિદેશી વસ્ત્રનો તાંતણો પ ન હતો. અન્નપૂર્ણા એનો આવો સાદો અને સુન્દર પોષાક જોઇ બોલીઃ "ન્હાની વહુ! તું આટલી બધી કુશળ હશે એવું જાણતી ન હતી. મદન નિશાળે જાય છે; નહિ વારું?"

બિન્દુએ હસીને જવાબ આપ્યોઃ "હા. ગંગાશાસ્ત્રીની પાઠશાળામાં આજે એને આશીષ આપો કે જેથી એનું જીવન સાર્થક થાય!"

પછી બિન્દુએ નોકર તરફ ફરીને કહ્યું: "ભૈરવ! પંડિતજીને મ્હારું નામ દઇ સમજાવીને કહી દેજે કે મ્હારા છોકરાને મારે કરે નહિ. મ્હોટી બ્હેન! આ પાંચ રૂપિયા લો. થાળી ભરીને સીધું કહાડી આપી આ રૂપિયા સાથે બતસિયાની સંગાથે પાઠશાળામાં મોકલી આપજો." આટલું કહી તેણે અત્યંત સ્નેહ પૂર્વક બાળકને ચુંબન કર્યું અને એને ગોદમાં લઇ ચાલી ગઇ.

અન્નપૂર્ણાની આંખમાં આનન્દમાં આંસુ ભરાઇ આવ્યાં. એણે રસોયણને સંબોધી કહ્યું: "ન્હાની વહુ છોકરા પાછળ ગાંડી થઇ ગઇ છે. બીજા કોઇ કામમાં એ ધ્યાનજ નથી આપતી. એને કાંઇ સન્તાન નથી. એના પેટનો છોકરો હોત તો કોણ જાણે શું એ કરત?"

રસોયણ બોલીઃ "એટલેજ ભગવાને એને કાંઇ સન્તાન નથી આપ્યું. અઢાર ઓગણીસ વર્ષની ઉમ્મર થઇ—"

આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એવામાં બિન્દુ ત્હાં આવી પહોંચી; અને તે બોલીઃ "મ્હોટી બ્હેન! મ્હારા જેઠને કહીને આપણા ઘરની સ્હામેજ એક પાઠશાલા શા માટે ન બંધાવાય? હું એનું બધું ખર્ચ આપીશ."

અન્નપૂર્ણા હસવા લાગી. એણે કહ્યું: "ન્હાની વહુ! હજુ છોકરો બે ડગલાં આગળ તો ગયો નથી એટલામાં ત્હારો વિચાર બદલાઇ ગયો? ન હોય તો તું એની સાથે જા; અને પાઠશાળામાં જઇને એની પાસે બેસી રહેજે."

બિન્દુ ઝંખવાણી પડી જઇ હસતાં હસતાં બોલી; "વિચાર બદલાયો નથી, મ્હોટીબ્હેન! પણ છોકરો આપણી નજરથી દૂર રહે અને આપણી નજર આગળ રહે એમાં ફેર પડે. પાઠશાળાના બધા છોકરા તોફાની હોય છેઃ કદાચ કોઇ મદનને ન્હાનો જાણી એને મારે કરે તો!"

અન્નપૂર્ણાઃ "તો તેમાં શું થઇ ગયું?

છોકરાંઓ તો મારપીટ કરેજ. વળી બધાય છોકરાઓ એક સરખા છે. એમનાં માબાપ એમને પાઠશાળામાં મોકલે છે તો તું શામાટે ન મોકલી શકે?"

બીજાની સાથે તુલના કરવી એ બિન્દુને જરાય પસંદ ન પડતું. આથી હેણે મનમાંજ અસંતુષ્ટ થઇને કહ્યું: "હમારી બધી વાતમાં કાંઇને કાંઇ સાંભળવા જેવું હોય છે, હોં મ્હોટી બ્હેન! કદાચ કોઇ છોકરો તોફાન કરતાં મદનની આંખમાં કલમનો ગોદો વગાડે તો? પછી?"

અન્નપૂર્ણા એના હૃદયનો ભાવ જાણી હસીને બોલી: "તો પછી ડોક્ટરને બતાવજે. પરન્તુ સાચું કહું છું હને વહુ! હું તો સાત દિવસ અને સાત રાત્રિ સુધી વિચાર કરવા છતાંયે આવી ઘટના નથી કલ્પી શકતી. આટલા બધા છોકરાઓ પાઠશાળામાં ભણે છે; પરન્તુ હજુ સુધી કોઇએ કોઇની આંખમાં કલમ વગાડી હોય એવું તો સાંભળ્યું નથી."

બિન્દુ: હમે નથી સાંભળ્યું એટલે શું એમજ માની લેવું કે એમ ન બની શકે? દૈવ સંજોગની વાત કોણ–કહી સ્હમજી શકે? હું કહું છું કે એક વાર હમે મ્હારા જેઠને આ વાત કહી તો જૂઓ. પછી જે થવાનું હશે તે થશે."

અન્નપૂર્ણાએ ગંભીર થઇ કહ્યું: "જે થવાનું છે તે તો જોઇ રહી છું. હેં વાત ઉઠી છે એટલે એ કાંઈ પૂરી કર્યાં વિના તું રહેવાની છે? પરન્તુ હું એવી દુનિયાથી ઉંધી વાત મ્હારી જીભે તો નહિ કહી શકું. તું યે હારા જેઠની સાથે બોલે છે તો હારી જાતેજ શા માટે જઇને નથી કહેતી?"

બિન્દુને આ શબ્દો આકરા લાગ્યા. તે ગુસ્સે થઇ અને બોલી: "હું કહીશ; જરૂર કહીશ. ભલે કોઇને ખોટું લાગે કે ન લાગે, ભલે છોકરો ભણે કે ન ભણે. હું તો છોકરાને રોજ એટલે બધે દૂર નહિ મોકલું.–બતસિયા! હને મ્હેં સીધું આપી આવવાનું કહ્યું હતું ને? આમ મ્હોં વકાસીને શું ઉભી છે?"

બિન્દુના હૃદયના ભાવ જાણી અન્નપૂર્ણાએ વ્યગ્ર થઇ કહ્યું: "સીધું હું કાઢી આપું છું પણ હું હને પૂછું છું કે હારો છોકરો કદીયે મ્હોટો નહિ થાય? શું તું હંમેશાં એને હારી ગોદમાં લઇ બેસી રહીશ?

બિન્દુએ એનો જવાબ ન આપતાં દાસીને કહ્યું: "બતસિયા! જા સીધું આપી આવ અને ગુરૂજીના પગે લગાડી છોકરાને પાછો તેડી આવ.–જે સ્હમજે જ નહિ, એને કેવી રીતે સ્હમજાવાય? હું તો કહું છું કે ન્હાનો જાણીને કોઇ એને મારે કરે તો?"

અન્નપૂર્ણા કાંઇ ન બોલતાં ઉભી રહી. બિન્દુ ઉત્તરની કાંઇ અપેક્ષા ન રાખતાં ત્યાંથી ચાલી ગઇ.

બતસિયાએ અન્નપૂર્ણાને કહ્યું: "ઉભાં ન રહો વહુ! સીધું કાઢી આપો. ન્હાનાં વહુ હમણાં પાછાં આવશે. એમનાં મ્હોંમાંથી જે વાત નીકળી તે વિધાતા પણ નહિ ફેરવી શકે."

તે દિવસે સ્હાંજના રામનાથ અફીણ ખાઇ પલંગ પર પડ્યો પડ્યો હુક્કાની નળી મ્હોંમાં લઇ નશાની પીઠ પર ચાબુક લગાવી રહ્યો હતો. એ વખતે દરવાજાની સાંકળ અથડાવાનો અવાજ હેને સંભળાયો.

રામનાથે મહા મુશ્કેલીએ આંખો ઉઘાડી પૂછ્યું, "આ કોણ છે?"

અન્નપૂર્ણાએ અન્દર આવી કહ્યું: "ન્હાની વહુ તમને કાંઇક કહેવાને આવી છે. સાંભળો."

રામનાથ એકદમ પલંગમાં બેઠો થયો અને બોલ્યો: "વહુ! બેટા! બોલ, હારે શું કહેવું છે."

ન્હાની વહુ–બિન્દુ પર રામનાથનો અપાર સ્નેહ હતો. બિન્દુ કાંઇ પણ બોલી નહિ એટલે એની વતી અન્નપૂર્ણાએ કહ્યું: "મ્હોલ્લાના તોફાની છોકરાઓ મદનની આંખમાં કલમ વગાડશે એવો એને ભય છે. આથી એ કહે છે કે આપણા ઘરની સ્હામે જ એક પાઠશાળા બંધાવીએ તો ઠીક."

અફીણના નશામાં ઝોકાં ખાતો રામનાથ કાંઇને બદલે કાંઇ સ્હમજ્યો. એણે ગભરાઇને હોકાની નળી હાથમાંથી મૂકી દીધી અને પૂછ્યું: "કોણે આંખમાં વગાડયું? ક્યાં વાગ્યું? જોઉં?"

અન્નપૂર્ણાએ હોકાની નળી લઇ રામનાથના હાથમાં આપતાં હસીને કહ્યું: "અરે કોઇએ નથી વગાડયું એ તો કહે છે કે કોઇ વગાડે તો—"

"ઓ! એમ હતું કે? હું તો સ્હમજ્યો કે" રામનાથે સચેત થઇ કહ્યું.

"બિન્દુ બારણાની આડમાં ઉભી હતી. એને શરીરમાં આગ લાગ્યા જેવું થયું એણે ધીમાં સ્વરે કહ્યું: 'મ્હોટી બ્હેન! હમણાં થોડા વખત ઉપર તો કહેતાં હતાં કે દુનિયાથી છુપી વાત હમે તમારી જીભે નહિ કરો, પછી અહિં એજ વાત કહેવાને શા માટે આવ્યા.'"

અન્નપૂર્ણાને સ્હમજાયું કે જે સ્વરૂપે એણે વાત કરવી જોઇતી હતી તે સ્વરૂપે નહોતી કરી; અને હેને લાગ્યું કે એ ભૂલનું પરિણામ સારૂં નહિ આવે. આ વખતે બિન્દુના ધીમા સ્વરનો ગૂઢ અર્થ અન્નપૂર્ણાથી સ્પષ્ટ સ્હમજાયો અને તે ખરેખર ડરી ગઇ. અન્નપૂર્ણાએ એના પરનો ક્રોધ પતિ પર ઉતાર્યો. તે બોલી: "અફીણના નશામાં માણસોનું આખો ઘેરાય છે: શું કાન પણ બંધ થઇ જાય છે? મ્હેં શું કહ્યું અને હમે શું સાંભળ્યું! મ્હેં શું હમને એમ કહ્યું હતું કે કોઇએ મદનની આંખ ફોડી નાંખી છે? મ્હારો તો બધુંયે બાજુથી મરો છે. ક્યાંયે ચેન જ નથી."

રામનાથનો નશો ઉતરી ગયો. તે બોલ્યો: "કેમ શું થયું?"

અન્નપૂર્ણાએ બીજાઇને કહ્યું: "જે થયું તે ઠીકજ થયું છે. હમારા જેવાની સાથે વાત કરવી ને જખ મારવી બેય બરાબર છે" એટલું કહ્યા બાદ ને ક્રોધના આવેશમાં ત્યાંથી ચાલી ગઇ.

રામનાથે ન્હાની વહુને પૂછ્યું. "શું થયું વહુ? બધું ખુલાસાથી કહે તો!"

બિન્દુ બારણાની આડમાં ઉભી હતી. તે ધીમાં સ્વરે બોલી: "આપણા ઘરની સ્હામે એક પાઠશાળા બંધાવીએ તો?—"

રામનાથ વચમાંજ બોલી ઉઠયો: "એમાં તે શી મોટી વાત છે? પણ ત્યાં ભણાવશે કોણ?"

બિન્દુ: "પંડિતજી અહિં આવ્યા હતા; અને તેઓ કહેતા હતા કે મહિને દસ રૂપિયા હેમને આપો તો તેઓ અહિં આવે. મ્હારા રૂપિયાનું જે વ્યાજ આવે છે તેમાંથી પાઠશાળાનું ખર્ચ આપવામાં આવે."

રામનાથે સંતુષ્ટ થઇ કહ્યું: "એ તો ઠીક છે, વહુ! કાલે જ હું એને માટે વ્યવસ્થા કરીશ. પંડિત ગંગારામ પોતાની પાઠશાળા અહિં લાવે તો તે પણ ખુશી થવા જેવું છે." જેઠની વાત સાંભળી બિન્દુનો ક્રોધ શાન્ત થયો. તે હસતી હસતી રસોડામાં ગઇ પણ ત્યાં જોયું તો અન્નપૂર્ણા મ્હોં ચ્હડાવી બેઠી હતી અને હેની પાસે બતસિયા હાથ હલાવી વ્યાખ્યાન આપતી હોય તેમ વાતો કરતી હતી. બિન્દુને જોતાં જ બતસિયાનો ચ્હેરો ઉતરી ગયો. એણે પોતાનું વ્યાખ્યાન એકદમ બંધ કરી દીધું. બિન્દુ સ્હમજી ગઇ કે એના સંબંધમાં વાત ચાલતી હતી. એણે આગળ આવી બતસિયાને કહ્યું: "કેમ બોલતી બંધ થઇ? શી વાતો ચાલતી

હતી ?" ડરને લીધે ભતસિયાથી કાંઇ બોલાયું નહિ; પણ પછી ધીમેથી બોલી; "નહિ વહુ, કાંઇ નહિ. એ તો મ્હોટી વહુ કહેતાં હતાં કે—".

બિન્દુએ રૂક્ષ સ્વરે કહ્યું: "ઠીક જા. ત્હારૂં કામ કર."

ભતસિયા એક શબ્દ પણ ન બોલતાં ત્હાંથી ચાલી ગઇ. એણે માન્યું કે બલામાંથી છૂટયા. પછી બિન્દુએ અન્નપૂર્ણાને કહ્યું: "મ્હોટી વહુના સલાહકાર તો સારા છે. જેઠ જીને કહીને એનો પગાર વધારી આપવો જોઇએ." બિન્દુ જ્યારે રાજી અને ખુશ-મિજાજમાં રહેતી ત્યારે અન્નપૂર્ણાને મ્હોટી બ્હેન કહેતી; અને નારાજ રહેતી ત્યારે મ્હોટી વહુ કહી બોલાવતી.

અન્નપૂર્ણા મનમાંજ બળી ઉઠી. તે બોલી; "જા, જઇને કહેતી કેમ નથી ? ત્હારા જેઠજી મ્હારૂં માથું કાપી લેશે ? અને એ પણ એવાજ છે. એ તો એમજ કહેવાના કે "કેમ વહુ ! શું કહો છો બેટા ? સાચી વાત કહી !" મ્હેં તો ઘણીયે વહુ દીકરીઓ જોઇ; પણ ત્હારા જેવી તો કોઇએ ન દીઠી કોણ જાણે કેવુંય નસીબ લઇને તું આવી છે ! બાપરે ! ઘરનાં બધાંય લોકો ત્હારાથી તો બીવાં કરે છે !"

બિન્દુને ગુસ્સો તો ચ્હડયો; પરન્તુ અન્ન-પૂર્ણાની વાતનો ઢંગ જોઇ તે હસી પડી; અને બોલી: "કોણે કહ્યું ? ત્હમે તો નથી બીતાં મ્હોટી બ્હેન !"

અન્નપૂર્ણા: "નથી બીતી ? ત્હારી રણચંડી મૂર્તિ જોઇને કોના લોહીનું પાણી નથી થઇ જતું ? ન્હાની વહુ, આટલો બધો છર કરવો એ ઠીક નથી હવે શું તું બાળક છે ? વળી ભગવાને આપ્યાં હોત તો અત્યારે તું ત્રણ ચાર બાળકની માતા હોત પણ ત્હને દોષ શા માટે દઉં ? એ તો ત્હારા જેઠેજ ત્હને . લાડ લડાવીને બગાડી છે."

બિન્દુ: મ્હોટી બ્હેન ! ત્હમારી વાત હું પણ માનું છું કે હું જબરૂં નસીબ લઇને આ પૃથ્વી પર આવી છું. ધન, દોલત, લાડ કોડ અને સુખ ઘણા લોકોનાં નસીબમાં હોય છે; અને એ કાંઇ મ્હોટી વાત નથી. પરન્તુ આવા દેવ સરિખડા જેઠ પામવાને માટે તો અનેક જન્મપર્યન્તના પુણ્ય અને તપની જરૂર પડે છે. એ કાંઇ સાધારણ વાત નથી. પણ હું તો નસીબદાર છું, મ્હોટી બ્હેન ! એની બરાબરી કર્યે કાંઇ નહિ વળે સમજ્યાં ? પણ એમણે મ્હારા પર સ્નેહ રાખી મ્હને બગાડી નથી: જો બગાડી હોય તો તે ત્હમે જ.

અન્નપૂર્ણાએ હાથના લહેકા કરતાં કહ્યું; ' મ્હેં બગાડી ત્હને ? કેવું હડહડતું જૂઠું ? એમ કોઇ પણ નહી કહી શકે. મ્હારૂં સ્વભાવ અત્યંત કઠોર છે; પરન્તુ શું કરૂં ? મ્હારૂં નસીબજ એવું છે. કોઇ મ્હારાથી બીતું નથી. ઘરનાં નોકર ચાકર પણ મ્હારી સાથે લ્હડે-ઝઘડે છે; જાણે ઘરના માલિક તેઓ અને હું ત્હેમની દાસી ન હોઉં ? હું એ બધું સહન કરૂં છું; પણ કોઇ બીજું હોય તો—"

( અપૂર્ણ. )

# મ્હારૂં સાહસ

અથવા

## અશક્યતામાં પણ શક્યતા.

"લોકો કહે છે એકી વેળાએ જન્મેલાં ચાર બાળકોને ઉછેરી નહિ શકાય, પણ મેં ઉછેર્યાં."

મૂળલેખિકા: મીસીસ વિલ્મય મ્હાને.

અનુવાદક: મીસ ખોરશેદ ગોરીમાર.



એક સાથે જન્મેલાં ચાર બાળકો.

જ્યારે ૧૯૨૩ ના ક્રિસ્ટમસને દિવસે ચાર બાળકો જન્મ્યાં ત્યારે તે વખતના સંજોગો પરથી લાગતું કે હું તેઓને ૭ માસ કરતાં વધુ મોટાં કરી શકીશ નહિ. મ્હારા દાખલા પહેલાં જે કોઇ બાલકો આવી રીતે ચાર સાથે જન્મ્યાં હતાં તેઓનું કોઇ પણ ૭ માસ પર્યંત જીવવા પામેલું નહિ. ઘણા દાખલાઓમાં જન્મ પછીના થોડાં અઠવાડીયામાંજ તેઓને યમદૂતે એકબીજાથી વિખુટાં કીધાં હતાં. મને લાગ્યું કે મારી સામે પણ અંધકારમય ભવિષ્ય ડોકીઆં કરી રહ્યું હતું. પણ જ્યારે માતા તરીકેની મ્હારી આગલી કારકીર્દી વિષે વિચાર કરતી ત્યારે હું ઘણે દરજ્જે આશાવાન બનતી. આ ચારના જન્મ પહેલાં હું ૭ બાળકોની માતા થઇ ચુકી હતી. એ ૭માંથી માત્ર એકજ જન્મ પછી ત્રણ અઠવાડીયામાં મરણ પામ્યું હતું. મેં ઠરાવ કીધો કે હું એ બાળકોને ઉછેરવા અમાનુષિક ભગીરથ પ્રયત્ન કરીશ.

આ ચાર બાળકોના નામ ઇડીથ મે, લીડા ક્રિસ્ટન, ઑડના લુઇઝ અને જોન ડગલાસ. જન્મ વખતે તેઓનું વજન અનુક્રમે ૪ પૌં. ૧૦ ઔંસ, ૮ પૌંડ, ૯ ઔં. ૫ પૌ. ૭ ઔં. અને ૮ પૌંડ ૩ ઔંસ હતું. મેં જોએલા બધાં બાળકોમાં ઇડીથ અને ઓડના કદમાં છેકજ ન્હાના હતાં. માત્ર એક બાળક કે જે જન્મપછી ટુંક મુદતમાં મરણ પામ્યું તે સિવાય મ્હારાં બધાં બાળકો સારા વજનનાં જન્મ્યાં હતાં. સાધારણ રીતે જન્મ વખતે બાળકનું વજન દસ કે બાર પૌંડનું હતું. કોઇક વખતે તો ૧૪ પૌંડ. જોન અને લીડા પુરતાં તન્દુરસ્ત જણાતા હતાં, પણ ઇડીથ અને ઑડના વિષે મ્હને ચિન્તા હતી.

પહેલા બે માસ મ્હને નર્સની મદદ મળી પણ ત્યાર પછી આ ચારેને ઉછેરવામાં મ્હને માત્ર મ્હારી મોટી દીકરી મીસ એના જેની ઉંમર તે વખતે વીસ વર્ષની હતી તે મદદ કરતી. બાળકોને ઉછેરવામાં તે ખરે જ મદદગાર પુરવાર થઇ. મ્હારે માથે માત્ર બાળકોની જંજાળ નહિ પણ આખા કુટુંબને જોવાનું હતું. આ બાળકો કરતાં સહજ મોટી મેરી માત્ર પાંચ વર્ષની હતી. જૅક ૧૨ નો, સેસીલ ૧૫ વર્ષનો હતો. એ ઉપરાંત મોટી પરણેલી દીકરી ક્લેરન્સ અને મ્હારો પતિ હતાં.

મ્હારી પ્હેલેથી, દૃઢ માન્યતા હતી કે બાળકોને ખોરાક આપવાની રીત ઉપર મોટો આધાર હતો. મારે બે નબળાં બાળકોને બીજાં

એની બરોબર કરવાં હતાં એટલુંજ નહિ પણ એ સારા વજનવાળાં બાળકો પણ વખત જતાં નબળાં ન થાય તે જોવાનું હતું. કેટલાક અનુભવીઓ એડના અને ઇડીથ માટે કહેતા કે ગમે તેટલી સંભાળ લેશો છતાં છ માસ કરતાં વધું જીવવું તદ્દન અશક્ય થઇ પડવાનું.

આ બધાં બાળકોને બનાવટી દૂધ પર ઉછેરવામાં આવ્યા હતાં. હું આ બાળકોને * 'પૅસ્ચ્યુરાઇઝ્ડ' કરેલું ખાસ દૂધ આપતી. મ્હારાં બીજાં બધાં બાળકોને ધાવણ છોડાવ્યા સુધી કુદરતી–માતાના દૂધ પરજ ઉછેર્યાં હતાં. પાછળથી હું તેઓને ગાયનું દૂધ આપતી. મેં નક્કી કર્યું કે આ ચાર બાળકોને Pasteurized દૂધ પરજ ઉછેરીશ. આ દૂધ હંમેશા જંતુઓથી નિરાળું હોય છે. હું તે સ્વચ્છ બાટલીમાં આપતી. મ્હને લાગ્યું છે કે આ દૂધ વગર હું તેઓને હાલ છે તેવાં કરવાં શક્તિમાન થાત નહિ.

પહેલા છ માસ મ્હારે માટે બહુ ચિંતાતુર હતા. હું તેઓને નિરોગી રાખવાને શક્તિમાન થઇ શકીશ કે નહિ? મારે માટે આ એક અતિ ગુંચવણભરેલો પ્રશ્ન હતો.

મેં અને એનાએ તે બાળકોની ખુબ સંભાળ લીધી. બાળકોના જન્મ વખતે અમ્હે જે મકાનમાં હતા તે ચાર બાળકોના વસવાટ માટે ઘણું નાનું હતું. આથી અમ્હે મકાન બદલ્યું, જેના પાછલા ભાગમાં બાળકોને રમવા સારૂ એક સરસ વાડો હતો.

મેં સુવાના ઓરડાઓમાંના એકને બાળકો માટે બાલગૃહ લેખે અલાયદો રાખ્યો. દરેક બાળક માટે એક ન્હાનું જુદું બિછાનું રાખ્યું, તેમજ દરેકની દુધની સીસી પણ અલગ રાખી, એક વર્ષ લગી માત્ર દૂધના ખોરાક પર ઉછેર્યાં. બાદ મેં હવે તેઓને દૂધ ઉપરાંત અનાજ અને એરોરૂટ બીસ્કુટ આપવા માંડી.

વર્ષની આખરે બધાં બાળકો સારી હાલતમાં હતાં. અલબત આ ચારેને જીવતાં જોઇને પેલા અનુભવીઓ અજબ થતા. તેઓનું કહેવુ એ હતું કે જે પહેલેથી નબળાં હતાં તે હજી સરખામણીમાં નબળાંજ હતાં અને બનવા જોગ હતું કે કદાચ તેઓ અમારા કુટુંબના નબળા માણસો તરીકેજ રહે. તેઓની માન્યતા એ હતી કે એક અથવા બે બાળકો માટેની જીવનશક્તિ અને તન્દુરસ્તી ચારેમાં વ્હેંચાઇ ગઇ હતી, તેથી તેઓ જીંદગી સુધી એવાંજ નબળાં રહેશે. તેઓની બીજી દલીલ એ હતી કે જન્મથી માંડી પહેલાં વર્ષ કરતાં બીજું વર્ષ વધારે ધાસ્તીભર્યું હોય છે અને એ ભવિષ્ય ભાખનારાઓના મત મુજબ તેઓમાંના બે કરતાં વધુ ભુલકાં બીજી વર્ષગાંઠ ઉજવવા પામે એ શકમંદ બાબત હતી.

શું ધારો છો? આખરે ૧૯૨૫ ની ક્રિસ્ટમસનો દિવસ આવી પુગ્યો. ચારે બાળકો જીવતાં હતાં. હું જાણતી હતી કે ઇડીથ અને ઍડનામાં ધીમો સુધારો થતો હતો પણ કેટલાક કહેતા કે તે કંઇજ નહિ પણ મ્હારી કલ્પના હતી.

બીજી વર્ષગાંઠ બાદ મેં તેઓને જુદી જુદી જાતનો ખોરાક આપવા માંડ્યો. તેઓને

* બાળકોને લાગુ પડતા ગળા તથા આંતરડાના ક્ષયને અટકાવવા માટે આ રીતે તૈયાર કરેલું દૂધ આપવામાં આવે છે. દૂધને ચોક્કસ પ્રકારના વાસણમાં રેડી ૧૬૭° (ફેરનહીટ) સુધી ગરમ કરવામાં આવે છે. આથી દૂધને ઠંડુ થતા સુધી ખુલ્લું રાખવાની જરૂર પડતી નથી અને હવામાંના નુકશાનકારક ન્હાના જંતુને અંદર દાખલ થવાનો અવકાશ રહેતો નથી. કેટલાક લોકો એમ માને છે કે આવી રીતે તૈયાર કરવામાં દૂધમાનાં ફાયદાકારક તત્વ નાશ પામે છે. એ લોકોએ આવી રીતે દૂધ તૈયાર કરવાને લગતા કાયદા સામે વિરોધ દર્શાવેલો પણ તે કાયદો આખરે પસાર થયો.

ફળ, સુપ, જૅલી, તરકારી, ચાવલ વગેરે આપવામાં આવતાં.

આ ચારે સાત વાગે સુઇ જતાં અને એમને સહવારે ૮ વાગે ઉઠાડતાં. ઘણીવાર હું તેમને ઉઠાડવા જાઉં તે પહેલાં એ બિછાનામાં જાગતાં બેઠાં હોય. છેલ્લાં દેઢ વર્ષ દરમિયાન મ્હને તેઓને રાતના ૧૦ થી સહવારે ૫ વાગ્યા લગી મુદ્દલ જોવાં પડતાં નહિ. પાંચ વાગ્યા પછી ફરી તેઓ ઉંઘતા.

ઉઘાડ હોય ત્યારે હું તેઓને પાછળના વાડામાં રાખું જ્યાં તેઓ આંખો દિવસ રમે. બીજા બાળકોની પેઠે તેઓ પણ મારામારી કરે. અમુક હદ સુધી હું તેઓને મારામારી કરવા દઉં છું. કેમકે મ્હારી ઇચ્છા તેમને સામાન્ય બાળક જેવા ઉછરેલાં જોવાની છે, કેટલીક વાર બધી બ્હેનો મળી જૉનને પજવે તો કોઇ વાર બે જણી. પણ જોન છોકરો છે તેથી કે કેમ પણ હમેશ જીતે છે. છોકરીઓ સાથે રમવામાં તેણે પોતાને તોફાની પુરવાર કીધો છે. એ બાબતનો મ્હને સંતોષ છે કેમકે મ્હારા દીકરાને હું નામર્દ જોવા ઇચ્છતી નથી. જો કોઇ વખત લડતાં તેઓ ઝનુની બને છે તો વચ્ચે પડું છું અને કહેવાની જરૂર નથી કે ઝગડો જલદીજ પતી જાય છે.

બહુ ઠંડીના દિવસમાં બધો વખત બહાર રહેવાનું અશક્ય થઈ પડે છે પણ દિવસમાં એકવાર તો જરૂરજ આ નાનકડું સરઘસ બહાર નીકળવાનું. કેટલીક વાર જ્યારે ચારને સામટાં સંભાળવા ભારી પડે છે ત્યારે હું વારા ફરતી બબ્બેને લઇ જાઉં છું. તેઓ રમતમાં એટલાં બધાં રસ લેતાં થઇ જાય છે કે કેટલીક વાર તેઓને સમજાવીને અંદર લાવવાનું મુશ્કેલ થઇ પડે છે.

બાળકોને ખુલ્લી હવામાં રહેવાનું ને રમવાનું બહુ પસંદ છે. જમતી વખતે બોલાવવા પણ યુક્તિ કરવી પડે છે. સુંદર, પ્રકાશિત દિવસોમાં હું તેઓને બનતાં સુધી વધુમાં વધુ વખત ખુલ્લી હવાનો લાભ લેવા દઉં છું. ભોજન વખતે જુઓ તો હમારે ત્યાં ઠીક ધમાલ. બાળકો ઉઠ્યાં કે તુરતજ નાસ્તાની તૈયારી. મ્હારો સહવારનો તેમાંજ બધો વખત પુરો થાય. નાસ્તા બાદ નહવડાવવા ને તૈયાર કરવાનું. આ કામમાં મ્હને મોટી દીકરી ઍના મદદ કરે છે. કેટલીક વાર નાની મેરી પણ મદદ કરવા દોડી આવે, પણ મદદરૂપ થઇ પડવા માટે એ હજી બહુ નાની છે. આ બધું કરતાં લગભગ બપોર થાય. ત્યારબાદ રમત પર દેખરેખ રાખવાનું. એ થયું કે બપોરનું ભોજન પીરસવાની તૈયારી. ત્યારબાદ બાળકો બગીચામાં ફરવા નીકળે.

સાંજે આખા કુટુંબ માટે ભોજન તૈયાર કરવાનું અને આ ભુલકાંઓ સારૂ જુદું પકાવવાનુ. વાળુ કર્યા બાદ જો ઉન્હાળાની ઋતુ હોય છે તો તેઓ ફરી થોડીવાર વાડામાં રમી લે છે. બરાબર સાત થાય તે અગાઉ બધાંને અંદર તેડી લઉં છું. બહાર વધુ વાર રહેવા માટે તેઓ તરેહવાર જાતની દલીલ કરે. તો કોઇ વાર આંખમાં આંસુ વટીક લાવે. પણ મેં કાયદો કીધો છે કે બહુ ન્હાનાં બાળકોએ સાત વાગ્યામાં સુઇ જવું. હું માનું છું કે બાળકોને પુરતી ઉંઘની બહુ જરૂર છે.

ઇશ્વર કૃપાથી આ બાળકોને ભૂખ સારી લાગે છે. શરૂઆતમાં મેરી ને ઍડનાને ખાવા પર ભાગ્યેજ રૂચી થતી, પણ બીજા વર્ષ પછી તેઓની ભુખમાં સારો સુધારો માલુમ પડ્યો. આ ઉપરાંત રમતગમતમાં પણ તેઓ ઉત્સાહથી ભાગ લેવા લાગ્યા.

આ ચારે બાળકો બીજા સાધારણ બાળકો પેઠે વખત જતાં ચાલવા શીખ્યાં જોન સર્વમાં બહુ તેજ જણાતો. પ્હેલો ચાલતાં અને બોલતાં પણ તેજ શીખ્યો. મ્હને લાગે

છે કે બધાંજ અસાધારણ ચાલાક છે. કદાચ હું મા છું તેથી એમ લાગતું હોય!

હાલ ઍડના બધાં કરતાં વજનમાં ભારે છે. થડીઇ પણ ખાસ્સી ઉંચી છે. ઇડીથ, લીડા ને જોન લગભગ સરખા વજનના થયાં છે. ઇડીથનો સ્વભાવ બહુ શાંત છે ને કોઇ વાર ઇજા થાય તોય તોફાન કરતી નથી. જ્યારે એ રડે ત્યારે મ્હારે જાણવું કે કાંઇ ગંભીર બાબત છે.

જૉન બહુ તાબેદાર પુરવાર થયો છે. હું શું કરવા ફરમાવું છું તેનો, કે એને પસંદ પડશે કે નહિ તેનો વિચાર સુદ્ધાં કર્યા વગર તે કામે વળગે છે. એની એકાદ બ્હેન જો મ્હારૂં કહ્યું નથી માનતી તો પોતે તુર્ત શિક્ષા કરવા તૈયાર થાય છે. લીડા સાથે કામ પાડવું મુશ્કેલ છે. એને એવો ખ્યાલ છે કે બધું એની મરજી માફકજ થવું જોઇએ, પણ હું મન મક્કમ કરીને જાણવા દઉં છું કે મ્હારા ધારવા મુજબ તેને માટે જે કાંઇ સારૂં છે તેજ તેને મળશે.

આ ચારેના સહવાસથી મને બાળસ્વભાવના અભ્યાસનો જે લાભ મળ્યો છે તેથી મ્હારી મહેનતનો બદલો વળી જાય છે. પ્રથમ તો એક બાળક પરજ દેખરેખ રાખવી પડતી. તેની દરેક હીલચાલ અને વાતમાં મ્હને ભય ભાસતો જો કે તેને તો તે વાતમાં રસ પડતો હોય. પણ આ છેલ્લાં ચારના જન્મ પછી જાણે મ્હને કાંઇ સ્વપ્ન જેવું લાગે છે. તેઓ એક બીજાને આટલાં બધાં મળતાં છતાં કેટલાં બધાં જુદાં! કોઇ કોઇ વાર તેઓ એવી નવાઇ ભરેલી હીલચાલ કે વાતોમાં પડેલાં હોય છે કે હવે શું બનશે તે વિષે આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. પ્રથમ તો મ્હને આનંદ લેવા એકજ મળતું, પણ હવે તો ચાર છે અને તે દરેક આનંદદાયક છે.

જ્યારે આ ચારનો જન્મ થયો ત્યારે મ્હારી ઉંમર ૩૯ વર્ષની હતી. મ્હારા પતિ ૪૬ ના હતા. આ જોડયાં ભાઇ બ્હેનોના જન્મ પછી હું થોડાજ દિવસમાં દાદીનું પદ પામી. મ્હારો સૌથી મોટો પુત્ર જે હમારી સાથે રહે છે તેને ત્યાં પુત્ર થયો. લોકો તો કહે છે કે હું મ્હારી ઉંમરના પ્રમાણમાં બિલકુલ ઘરડી નથી દેખાતી. હું મ્હારાં શરીર અને મનને સદા ઉદ્યોગી રાખું છું. હું માનું છું કે આળસ એ અનેક અનર્થનું મૂળ છે. ખાસ કરી સ્ત્રીઓના સંબંધમાં. બાળકો તથા ઘરની સંભાળ રાખવા. ઉપરાંત મ્હને કપડાં સીવવાનું તથા ગુંથવાનું હોય છે.

તરેહવાર જાતની ભવિષ્યવાણી થઇ ચુક્યા છતાં હું મ્હારા પ્રયોગમાં સફળ થવા માટે મગરૂર છું. આજ મ્હારાં એ ચારે બુલકાં તન્દુરસ્ત, મજબુત અને ઉત્સાહી છે. જીવનમાં આવતી દીલગીરીની ઘડીઓ ઘણી વાર હું એ બાળકોને જોઇને દૂર કરૂં છું. વારંવાર તેઓ એવી અસાધારણ વાતો કે રમતો કરે છે કે તેમાં હું ગરકાવ થઇ જાઉં છું. તેઓને સંભાળવામાં, આનંદ આપવામાં અને જાતે તેમાંથી આનંદ મેળવવામાં મ્હારૂં મન રોકાયલું હોવાથી દીલગીરી કે અસંતોષને પ્રવેશ કરવાને અવકાશ હોતો નથી. આજ કારણથી હું પ્રથમ કરતાં મ્હારૂં શારીરિક અને માનસિક આરોગ્ય વધારે સારૂં રાખી શકી છું.

# બુદ્ધિ, માથાફોડ અને મગજદશા !

લેખક: રા. જદુરાય દુ. ખંધડીઆ.

દુનિયામાં બાયડી ન ઝાલવાના વેણ બોલે; દુકાન પર શેઠ કે ઓફીસમાં સાહેબ ગાળો દે; રસ્તામાં ક્રોધનો જરાક ગુન્હો થતાં બરોબર ત્રણશેરની લેખે; એનો કંઇ ઉપાય ? મારે મતે ગુજરાતી ભાષામાંથી જેટલી ગાળો હોય તેટલી બધી શબ્દ-કોષમાંથી કાઢીને કચરાની ટોપલીને સ્વાધીન કરવાથી એ પીડા પતી જશે ! પછી જોઇએ કે લોકો ગાળો કેવી રીતે બોલી શકે છે ને સાસુઓ વહુ સાથે કેવી રીતે વઢવાડ કરી શકે છે !

કદાચ ગાળોની સંખ્યા વધી પડે તેવો સંભવ છે. તો પછી તેનો લઘુતમ કાઢવો, ને તેને રદ કરવો એવો મારો અધીન મત છે ! ગાળોનો લઘુતમ એટલે દાખલા તરીકે 'મુરખ' શબ્દમાંનાં 'મ' 'ર' અને 'ખ' ત્રણે અક્ષરને તેમજ "અલાધીઆ" માંથી 'અ' 'લ' 'ધ' અથવા એ પ્રમાણે દરેક ગાળના લઘુતમ અક્ષરો ને ભાષાબ્હાર કરવાથી બીજી ગાળોમાં તે કદી દેખા દઇ શકશે નહિ ! એથી 'મુઆ' 'ખલ' 'મૂઢ' એ શબ્દો પણ અદ્રશ્ય થઇ જશે !

સંભવ છે એ રીતે કક્કાના છત્રીસે અક્ષરો ખલાસ થઇ જાય. એમ જો થાય તોય શું ખોટું ? જીભ કાપીને હિંસાનું પાપ કરવા કરતાં જીભને 'બેકાર' બનાવી દેવી એ સૌથી સરસ ઉપાય છે. માણસોને માણસો કરતાં કુતરા બીલાડાં કેમ વધારે વ્હાલા લાગે છે તેનું કારણ પણ ઉપલા અવલોકનમાંથી જણાઇ આવશે અને પછી તે દુર થશે !

× × ×

ધારો કે મુંબઇમાં કોઇ માળાનો ધણી હોય. તેણે કોર્પોરેશનમાં ચુંટાવા માટે ઉમેદવારી બ્હાર પાડી હોય, પોતાના ભાડુતોને પોતાનાજ મત આપવા માટે દબાણ કર્યું હોય, ભાડુતો પોતાના મતસ્વાતંત્ર્ય પર પડતી આ તરાપ સહી લેવાને બદલે બહાદુરીથી બીજાને મત આપી આવ્યા હોય અને આ માળા પતિને નપાસ થવાથી દાઝ ચઢી હોય તો તેણે ભાડુતોને શી સજા કરવી એ એક સવાલ છે. એથી ઘણા ઘરધણીઓ મુંઝાયા છે અને દાઝના માર્યા તેમણે ભાડુતોને ઘર ખાલી કરાવ્યા છે. આવું પશુબળ અજમાવી સજા કરવી તેના કરતાં મેં એક નવી જાતની સજા શોધી કાઢી છે. મારે મતે એ બધા ભાડુતોના ભાડાં ઘટાડી મહિને નવ-નવ રૂપીઆ કરી નાંખવા ! મ્યુનીસીપલ કાયદા પ્રમાણે રૂપીઆ ૧૦) ભાડું ભરનારનેજ મત આપવાનો હક્ક મળે છે. તો ઉપર પ્રમાણેની સજા કરવાથી ભાડુતો કોઇને મત આપીજ શકશે નહિ ! પછી માથું પટકીને મરી જાય તો પણ કદી એ ભાડું વધારવું નહિ ! આશા છે ઘરધણીઓ આ નવી શોધનો જરૂર લાભ લેશે.

× × ×

પોસ્ટની ટીકીટ પાછળ રામાયણ લખી નાંખવું કે સોની જીભ જેટલી જગ્યામાં મહાભારત લખવું, એવી ઝીણા અક્ષરો કાઢીને થોડામાં ઝાઝું લખવાની કળાનો રોગ હમણાં હમણાં ફાટી નીકળ્યો છે. આ રોગનો લાભ લઇ "પેની સ્ટોરીઝ" ની ઢબે 'પોસ્ટ-કાર્ડ વાર્તામાળા' કાઢીને દર રવિવારે છાપાંની માફક વેચવા માંડે હોય તો ? એમાં ઉપર પ્રમાણે ઝીણા અક્ષરોથીજ ટુંકી વાર્તા ઠાંસી ઠાંસીને લખવી, જે ટ્રામના મુસાફરો હાથમા આદની ગરણી જેવા આકારનો સુક્ષ્મદર્શક કાચ લઇ-નેજ વાંચી શકશે. ઇગ્લંડમાં અમીર ઉમરાવોની

સોસાયટીમાં આ પ્રમાણે એક ચશ્મો એટીકેટ તરીકે વપરાય છે, એટલે ઉપલી સૂચના જો સ્વીકારાય તો ત્રણ લાભ થશે: ( ૧ ) વેચનારને ટંકશાળ પડશે ( ૨ ) લખનારને કળા આવડશે ને ( ૩ ) વાપરનાર ડ્રામમાં અમીર ઉમરાવ જેવો શોભશે ! પાણીને રૂપીઆ તરીકે જોવાનો શોખીન કોઇ માર-વાડી શાયદોક આ ધંધો ખોલે તો સારું !

× × ×

નાની થોડાની ખીલીઓ આવે છે ( જેથી છબીઓ મઢાય છે ) તેને ટીકસ કહે છે દેખાવમાં આ ટીકસ આબાદ લવીંગ જેવી લાગે છે. એટલે તેને 'પોલાદી લવંગ ', કહીએ તો ન ચાલે ? ટીકસનું ગુજરાતી આ રીતે 'લવંગીયા ખીલી ' કર્યું હોય તો ભાષામાં એક શબ્દ નહિ વધે શું? વાગવામાં પણ એ લવીંગ જેટલીજ તીખી હોય છે ! હજી એલચી જેવા આકારની અને સુગંધી ખીલીઓ નીકળે ત્યાં સુધી ગજવામા એવી ખીલીઓ ને લવીંગ બન્ને ભેગાં રાખવામાં આત્માનું કલ્યાણ નથી ! '

× × ×

' એક કંજુસ ડાહ્યો બીજા ઉડાઉ ગાંડાને શિખામણ આપતો હતો તે મઢાવી રાખવા જેવી હોવાથી આપું છું:—

" તમને શું દુઃખ છે ? અમે જોયું છે તેવું દુઃખ તો તમે જીંદગીમાં જોશો નહિ. અમે પહેલ વહેલાં મુંબઇ આવ્યા ત્યારે ૩૫) માં નોકરી કરવી પડેલી. તમારી માફક ઉડાવતા નહોતા. એટલામાય અમે ઘણી ધણીયાણી તનકારા કરતા હતા (!); આ મુંબઇમાં આટલું હમે કમાતા શીખ્યા છીએ છતાં કમાણી સાચવી જાણીએ છીએ. મુસાફરની માફક મુંબઇમાં તો કમર કસીને કમાવાનું છે. ફર્નીચર વસાવી નકામા લાકડામાં શું કામ નાણાં હોમવા ? અમારે ત્યાંજ જુઓને, બે કબાટ, એક પલંગ, થોડી ખુરશીઓ, આરામ ખુરશીઓ, ચાદની ટીપાઇ, બુકશેલ્ફ, વગેરે જીંદગીની જરૂરિયાતો સિવાય કાંઈ કાંઇ વસાવ્યું છે ? " બસ, ભાઈ બસ. હવે કાંઈ નથી સાંભળવું. એ જીંદગીની જરૂરીઆતો વગર અલબત્ત માંકડો પણ ન ટકી શકે ત્યાં માણસના શા ભાર ? ૩૫ રૂપીઆમાં આટલું બધું દુઃખ ને કમાણી થાય ત્યારે આટલું ઓછામાં ઓછુંજ ફર્નીચર દરેક ડાહ્યો માણસ વેડી લેશે એવી હું આશા રાખું છું !

× × ×

માણસો નસીબને દોષ દેતા હશે ત્યારે કપાળ કેમ કુટતા હશે ? કદાચ, એ ઓરસીયા પાછળ ભવિષ્ય લખાયલું છે એવી માન્યતાને લીધેજ તેને ઠોકા મારતા હશે ! તો પછી પાછળ થાપડ લગાવવી જોઇએ, આગળ નહિ ! પણ હાથને હથોડા મારવાથી કંઈ લખાયલું ભુંસાય ? હું તો માણસોને એ લખેલું ભુંસવા માટે જેનફેબરની બનાવટનું રબ્બર વાપરવા સલાહ આપું છું !

× × ×

વર્ષમા એકવાર, બળેવ ( શ્રાવણ સુદ ૧૫ ) પર બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય ( હવે નથી પહે-રતાં ) એ દ્વિજવર્ણો જનોઈ બદલે છે, એ જોઇ વરસમા એકવાર બધા સાપ કાંચળી ઉતારી નવી ચામડી પહેરે છે તે યાદ આવે છે. પણ આ તો બધા સાપ છે જ્યારે બધા દ્વિજને કંઇ સાપ ન કહેવાય ! ' વસંતવાધા અવનિ સજે છે ' એ કાવ્ય પંક્તિને બદલીને બળેવ પર " બળેવ વાધા દ્વિજ સૌ સજે છે " એમ બોલતાં બોલતાં બ્રાહ્મણો જજમાનને કાંડે રાખડી બાંધતા હોય તો ? ને દક્ષણામાં પેલી કાંડા ઘડિયાળ પણ માંગતા હોય તો ? એ કાંડા ઘડીયાલ દર વરસે કાંચળીની માફક બદલવાનો રિવાજ પાડવો હવે જરૂરી છે ! બ્રાહ્મણો જરૂર આ સૂચના વધાવી લેશે !

× × ×

સાહિત્યમાં, માણસના હૃદયની આવેશને ' સોડા વાટરનો ઉભરો ' કહેતાં સાક્ષરો હવે શીખ્યા છે. એ જશ સોડાની બાટલીનેજ શા માટે ? લેમન, રાસબરી, જીંજર વગેરેનો શું વાંક ? ૯૫ ટકા માણસોએ સોડાજ જોઇ નથી ત્યાં ઉભરો તો ક્યાથી જોયો હોય ? દુધનો ઉભરો કે સાગરનો તાગ ન કહી શકાય ? ઉંબર આગ્યા ગેય વરસે નહિ એ કહેવત ધ્યાનમાં લઇ ' મેઘ ગર્જના ' કીધું હોય, અથવા 'ઉર્મીના લેખાની કવિતા' કે 'આથમતા સાક્ષરની રીસ' કહી હોય તો !!

==ooooooo==

# છુટું છવાયું

લેખકઃ રા. " તરંગી "

કવિ ન્હાનાલાલ એક સ્થળે કહે છેઃ

> એક વખત એવો આવશે, જ્યારે,
> વદનના ચન્દ્ર ને નયનની વીજળીઓ
> વેચાશે વાટે ને ઘાટે.

હિંદમાં આવો વખત આવ્યો છે કે નહિ તે તો મીસ કેથેરીન મેયો જાણે; પણ એની પશ્ચિમવાસી ગોરી બ્હેનો તો જરૂર પોતાના વદનચન્દ્ર ને નયન-વીજળીઓના હાટ માંડી બેઠી છે. એમાંની એક ફ્રેંચ યુવતીએ તુર્કસ્તાનના માજી-સુલ્તાનને પોતાની જાળમાં સપડાવ્યો છે. બાઇસાહેબ જુલીએટ લેપીઓનની ઉમર ફક્ત ૨૨ વર્ષની છે. બાઇ કબુલ કરે છે કે સુલ્તાન એનો દાદો થવા જેટલો બુઢ્ઢો છે છતાં પણ એની સમૃદ્ધિ જોઇને એ પોતાનું યૌવન વેચવા નીકળી છે. સુલ્તાન પણ ઘરડે ઘડપણ વરસ વેચવા નીકળ્યો છે. અત્યાર પ્હેલાં ૫૦૦ સ્ત્રીઓનો પતિ એ થઇ ચૂક્યો છે છતાં એની તૃષ્ણા મટતી નથી. તુર્કસ્તાનના સરકાર એને વાર્ષિક ૧૮૦૦૦ પાઉંડનું પેન્સન આપે છે, તે ઉપર આ બધા નાચ નચાય છે. એની બે બૈરીઓ તો હમણાંજ આપઘાત કરીને મરી ગઇ; છતાં એ ફ્રેંચ બાઇ સુખી થવાની આશા રાખે છે ! રાખો, બાઇ રાખો. સુલ્તાન અમર નથી પણ આશા તો અમર છે ને ?

× × ×

દ્રવ્ય માટે દેહ વેચવાની આકાંક્ષનાઓની એ લાલસા બતાવતો બીજો એક કિસ્સો ઇગ્લાંડમાં બન્યો છે. આયા તરીકે કામ કરતી વીસ વર્ષની એક યુવતીને એક સીત્તેર વર્ષના બુઢ્ઢાનો ભેટો થઇ ગયો. બાઇસાહેબે પોતાની પાસે અઢળક નાણું હોવાની વાતો કરી તેથી પેલી ભોળવાઇ ગઇ અને લગ્નનો કોલ પણ દેવાયો ખુશી તો એ છે કે માબાપે પણ સંમતિ આપી પણ લગ્ન થાય તે પ્હેલાં પેલા બાઇસાહેબ બાઇનોજ થોડોક માલ ગીરવી રાખી નાણાં હજમ કરી ગયા. પરિણામે ભોપાળું ફુટ્યું ને મામલો પોલીસ કોર્ટમાં ગયો.

× × ×

ઇગ્લાંડ અને ફ્રાંસના આ બે કિસ્સા સાથે જર્મની પણ હરીફાઇ કરે છે. માજી કૈસરની બ્હેન અને પ્રીન્સ એડોલ્ફની વિધવા ૬૨ વર્ષની નાની સરખી ઉમ્મરે એના પૌત્ર થવાને લાયક એવા ૨૮ વર્ષના એક રશીઅન સાથે પરણવાને તૈયાર થઇ હતી. ખુદ મીસ મેયોની દેશભગિનીઓ પણ એ હરીફાઇમાં પાછી હઠે એમ નથી. ટોરન્ટોની જાણીતી નાચનારી મીસ હીલ્ડા પામર ઈરાનના પ્રીન્સ ફરીદ સાથે તેનાં નાણાંને ખાતરજ પરણવા તૈયાર થઈ છે. પ્રીન્સ એને નામે મોટી રકમ જુદી કાઢે એ શરતેજ માબાપે સમ્મતિ આપી છે. લગ્ન થઇ ગયા પછી એ નાણાં લઇને છુટાછેડા કરતાં ક્યાં વાર લાગે એમ છે ? આટલુંય એ હેવાયુદા પ્રીન્સો નહિ સમજતા હોય ?

× × ×

હિંદી સ્ત્રીઓ વિષે મનમાનતા અભિપ્રાય દર્શાવનારી એ મીસ મેયોને પત્ર તરીકે શંકા જાગે છે તે હોલવવાનું નથી સુઝતું પશ્ચિમની સ્ત્રીઓ વિષે તેના પોતાનાજ દેશબંધુઓ-પશ્ચિમવાસીઓ કેવો અભિપ્રાય ધરાવે છે તે તે જાણતી જ હોવી જોઇએ. બ્રિટિશ મેડીકલ એસોસીએશનનો પ્રમુખ રા. હોશાર્ડ કહે છે કે " સ્ત્રીઓ સ્વભાવતઃ જડ્ડો જેવી છે. સમાજની સેવા કરવાના ગુણો ધરાવતી હોવા છતાં તે પ્રાયેણ ચોટી ચુસવામાંજ આનંદ માને

છે." એ ડૉકટર સાહેબનું લોહી પણ મ્હાય એવી કોઇ બલાએ ચુસી લીધું હશે. સર વીલીઅમ આરબુથનૉટ લેઇનને તો સ્ત્રીઓનો દેખાવ જોઇને કમકમાં આવે છે. વાળ વગેરે કપાવીને અને ન છાજતા પોશાક પ્હેરીને ફરતી આજકાલની છોકરીઓ તેને છોકરાઓ જેવી દેખાય છે. તે સલાહ આપે છે કે "સ્ત્રી જેવો દેખાવ રાખો; મરદો જેવો નહિ." પણ એવી સલાહની તેમને ક્યાં દરકાર છે? પુરૂષો ગમે તેટલા અવગુણો બતાવે છતાં પુરૂષનું અનુકરણ કરવામાંજ સ્ત્રીત્વની પૂર્ણાહુતિ માનનારી એ ખુબસુરત બલાઓ દહાડે દહાડે હદબ્હાર જાય છે. જાણીતો લેખક હોરેસ ન્યુટ કહે છે તેમ "જેમ ઘાઘરો ટુંકો તેમ સુખ વધારે મળે" એવી માન્યતા ધરાવતી સ્ત્રીઓનો પશ્ચિમમાં તોટો નથી એ ટુંકા ઘાઘરાનો તેમનો મોહ વધતોજ જાય છે અને ક્યાં જઇને અટકશે તે મીસ મેયો જાણે! ધર્મગુરૂઓ એમના એ પોશાકને નિર્લજ્જ ગણી એમને દેવળમાંથી હાંકી કાઢે છે છતાં તેમને સાન નથી આવતી. લાજ મુકી એટલે નાનું સરખું ગજ મળી ગયું એમજ એ લલનાઓ સમજી બેઠી છે. અને પોશાકની નિર્લજ્જતા સાથે વર્તનમાં નિર્લજ્જતા આવતી જાય છે. સર એડમન્ડ ગોસ જેવા પુરૂષને ફરિયાદ કરવી પડે છે કે સ્ત્રીઓ ધાંધળીઅણ થતી જાય છે—લજ્જા કે ગંભીરતાનું નામનિશાન તેમનામાં નથી રહ્યું. બીડી પીવાની આદત પણ કુદકે ને ભુસકે તેમનામાં વધી છે. અમેરિકાની એન્ટી-સીગારેટ લીગનો ઉપપ્રમુખ ડૉ. ક્રેસ તેમને ચોખ્ખી ચેતવણી સુણાવી દે છે કે "સ્ત્રીઓની એ કુટેવમાં દેશને મોટામાં મોટો ભય છે. એથી પીનારની શારિરીક અને માનસિક સ્થિતિ બગડશે એટલુંજ નહિ પણ તેમના બાળકોનું પણ નૈતિક અધઃપતન થશે. સીગારેટ પીનાર સ્ત્રી યથાર્થ ગૃહિણી નહિ બની શકે." પણ મોજશોખમાં રચીપચી રહેનાર એ ખુબસુરત બલાઓને ગૃહીણી થવું છે જ ક્યાં? એ વળી છોકરાંની અને ઘરની વ્યવસ્થાની જંજાળ કોણ વ્હોરી લે?

× × ×

મીસ મેયો કહે છે કે હિંદની સ્ત્રીઓ શારીરિક સંબંધ સિવાય બીજો કશાનો વિચાર નથી કરતી. કેમ જાણે એની ડાહી ડમરી બધી બ્હેનો તો તત્વજ્ઞાનના ચિંતનમાં વખત ગાળતી હશે! અહિં બાળલગ્ન થતા હશે તો પશ્ચિમમાં લગ્ન પ્હેલાં લગ્નના લ્હાવા લેવાય છે. બ્રેકફુલની કોર્ટમાં હમણાંજ એક એથેલ જોન્સ નામની ૨૧ વર્ષની યુવતીને ચોરી માટે સજા થઇ. તેણે જડજને વિનતિ કરી કે "મારી સજા થોડોક વખત મુલ્તવી રાખો, જેથી મને લગ્ન કરવાનો વખત મળે અને મારા બાળકને કાયદેસર નામ આપી શકાય." એવીજ રીતે લગ્ન પ્હેલાં ફસી પડી ગર્ભવતી બનવાને કારણે વેસ્ટમીન્સ્ટરમાં ૩૩ વર્ષની મીસ કેરોલીન કુકે આપઘાત કર્યો છે.

× × ×

એ પશ્ચિમના લગ્નો પ્રેમ-લગ્નો કહેવાય છે, છતાં પ્રભુ જાણે કેમ એ પ્રેમ જલ્દીજ શરી જાય છે! રશીઆએ લગ્નની બાબતમાં સ્ત્રીપુરૂષ બન્નેને સંપૂર્ણ સ્વતંત્રતા આપી છે પરિણામે ત્યાં ૭૫ ટકા લગ્નોનો અંત છુટાછેડામાંજ આવે છે. આ બધી ગંભીર પરિસ્થિતિ મીસ મેયોને નહિ દેખાતી હોય પણ પશ્ચિમવાસી પુરૂષોને તો જરૂર દેખાવા લાગી છે. રશીઆમાં જેવી સ્થિતિ છે તેવીજ યુરોપના બીજા દેશોમાં અને અમેરિકામાં પણ છે. અત્યારસુધી એથી વધુ પત્નીઓ કરવા માટે હિંદીઓ જંગલી ગણાતા પણ હવે એજ સલાહ ત્યાંના પ્રખ્યાત ડૉકટરો આપવા માંડી છે. પશ્ચિમને આ જંગલીપણા તરફ જતું જોઇ મીસ મેયોને જરૂર આપઘાત કરવાનું મન થશે! ડૉ. નોરમા હેર કામચલાઉ લગ્નો અને બહુ-સ્ત્રી કરવાની હિમાયત કરે છે. તે કહે છે કે એમ નહિ કરો તો વેશ્યાવાડો વધી પડશે કુમારિકાઓને પણ ડૉકટરો ચેતવણી આપવા લાગ્યા છે કે "જલ્દી પરણી જાઓ, નહિ તો વ્હેલાં મરી જશો. પરણેલી જીંદગી ગાળનાર લાંબુ જીવે છે." સર આલ્ફ્રેડ વૉટસને એ માટેના આંકડા ભેગા કરી તેમની ખાત્રી કરી આપી છે. હવે કદાચ એ કુમારિકાઓ ધણી શોધવા નીકળી પડશે. એમાંની કોઇ હિંદુસ્તાન ન આવે તો સારૂં!



# મારી ફરિયાદ.

( એક અબળાની આપવીતી. )

( મળેલું. )

ભાઇ—

જેની સાથે તમારે બોલવા ચાલવાનોય વહેવાર નથી તેવીનો આ પત્ર જોઇ વિસ્મય ન પામતા. મારા સગદત્ ભાઇના સન્મિત્ર તરીકે, મારી સહીયરના વર તરીકે હું આપને ઓળખું છું. તમેય મને નહિ ભૂલ્યા હો. આવા સંબંધથી અને જગતમાં મારૂં કોઇ સાંભળનાર નહિ હોવાથી તમને મારા જાણીને લખું છું. દુઃખ તો હું વેઠું છું અને વેઠીશ પરંતુ હૃદય ઠાલવવા દો. તમે મારા તરફ બેન જેમ જોતા એટલે; મારૂં હૃદય પણ ભાઇ કહે છે, એટલે—

તમે જાણો છો કે હું વિધવા છું. અને ગુજરાતના પાટનગરમાં રહું છું. સારા કુટું-બની હું, મારાં માબાપે સુખી કરવા અમારી નાતના એક શ્રીમંતને ઘેર મને પરણાવી અને તેઓ વૈકુંઠ સીધાવ્યાં. ત્યારથી હું મારા પતિને ઘેર રહું છું. તેમના છતાં મને સુખ હતું. પિતાના અપલક્ષણોને લીધે બધી સંપત્તિ ધુળમાં મળતી જોઇ એકવાર આવે-શમાં તે મારા સસરાની છાતીપર ચઢી બેઠેલા અને બાકીની મીલકતની રક્ષા કરેલી. તેમના ગયા પછીની મારી કથા છે.

હિન્દુ સંસારમાં વિધવાને પડતાં દુઃખો સાંભળી કે જાણી તમારૂં હૃદય ત્રાસ્યું હોય તો છાતીએ હાથ રાખી મારી કથા સાંભળજો. અક્ષરે અક્ષર સાચું છે. જુઠું લખવાનું મને કારણ નથી. તમે કદાચ કહેશો કે આર્ય બાળાએ દુઃખ સહન કરવું ઘટે અને મુંગે મોઢે. હુંય સમજું છું. છતાં કહી દઉં છું. મારા ઉપર દુઃખના ડુંગર પડયા છે. હૃદય ઠાલવી ભાર હલકો ન કરૂં ? મારી ફરિયાદ સાંભળનાર કોઇ નથી. પ્રભુ છે એ દિલાસો જુઠો જણાય છે.

મારા ઘરમાં મારા સસરા છે. તેમનાં સાસુ પોતાની દીકરીનો સંબંધ સાચવી અ-હીંજ રહે છે. મારા સાસુ ગુજરી ગયા છે. મારે એક નણંદ છે. નણંદ પોતાને ઘેર સુખી નથી એટલે અહીં રહે છે. બીજા ચાર મારે દીયર છે. અમે સઘળાં સાથે રહીએ છીએ. અમારી નાતમાં અગ્રે શ્રીમંત હતા પણ હાલમાં ઘસાઇ ગયાં છીએ. છતાંય વીસેક હ-જારના દાગીના હશે. ભાડાના ઘરમાં રહીએ છીએ ઘરબાર હતાં તે વેચવાં પડયાં માટે.

હું રોજ સવારે ચાર વાગે ઉઠું છું અને વરસની બધી ઋતુઓમાં ટાઢે પાણીએ સ્નાન કરૂં છું. પછી એક ગાય છે તેની ચાકરી કરૂં છું. એમ કરતાં સવાર થાય અને એક પછી એક ઉઠે તેમ હું તેમને "દાતણપાણી આપું છું અને પથારીઓ વાળી ઘર સાફ કરૂં છું. પછી ચા મુકું છું અને બધાને પીવરાવી પીરસું છું. પછી બધાંને ન્હવરાવવાની વ્યવસ્થા કરૂં છું. ને પછી રાંધવા નાહું છું. બપોરે બધાને જમાડી હું ઉઠી જાઉં છું અને મારા સસરાના સાસુ કે મારા નણંદ મને વધ્યું ઘટયું પછી જમાડે છે. એઠવાડો, ધુમડાં અને

પાણી કરતાં સાંજ પડે એટલે વાળુની તૈયારી કરૂં છું. અને બધાને જમાડયા પછી વાસણ અજવાળી હું પરવારૂં, ત્યારે મારી થાળી મારાં નણંદ નીચે ઢાંકી ગયાં હોય છે તેમાંથી ખાઇ લઉં છું. આમ કરતાં દસેક વાગે. પછી અમારે ત્યાં રાત્રે ચાં પીવાનો રીવાજ છે તેમાંથી પરવારી બધાંની પથારીઓ કરૂં છું. પછી મારા સસરાની, તેમનાં સાસુ-મારાં સાસુ સમાં હોઇ તેમની, નણંદની અને મોટા દીયરે કમાવા માંડયું ત્યારથી તેમની કેડો પગ વીગેરે ચાંપી સેવા કરૂં છું. બધાં ઉંઘી જાય ત્યાર પછી હું મેડેથી નીચે ઉતરી લાકડાંની મોટી ફાચરો સવારના ચુલા માટેની ચીરી નાની કરૂં છું. મને એક નાની કુહાડી આણી આપી છે. આ પછી હું સુઇ જાઉં છું ને રહવાર વ્હેલી થાય. આટઆટલા કામની હું ફરીયાદ ન કરૂં, જો દીવસમાં એક ટંક અને પુરૂં પેટ ભરીને ખાવા મળે તો. પણ મારૂં નસીબ જ ગરીબ છે. ભારતમાં કહે છે કે હજારોને એક ટંક જમવાનું નથી મળતું તેમાંની હું એક હઇશ.

આ ઉપરાંત સાસુ અને નણંદના મેણાં અને ગાળો તો વિધવાને સામાન્ય હોવાથી નહિ લખું. પણ મારો સાલ્લો ફાટી ગયો હોય અને મારૂં યૌવન કે સૌન્દર્ય જોઇ દયા લાવી એકાદ મારા સસરા નવો લાવી આપે તો તેમના ઉપર તેનો જ મેણાંનો વરસાદ. મારા ઉપર મોહ્યાનો આક્ષેપ તેમને સાંભળવો પડે. તે કદાચ તેમને ડામવા કહેતા હશે પણ વાત છેક જુઠી નહિ. હું યુવાન છું અને કંઇક સુંદર પણ હઇશ. અને મારા સસરા કંઇક વિષયી પણ ખરા. નહિ તો ઘડપણમાં સાસુ સાથે રહેવાનું સુઝે? મને કોઇક વાર અડપલું કરવા આવે અને મારૂં ઘરમાં કે બ્હાર કોઇ સાંભળનાર નહિ માટે કાલે સવારે મને કાઢી મૂકે તો મારૂં શું થાય એ વીચારે નીરાધાર હું સહી લઉં છું. તમે કંપશો નહિ અને કોપશો પણ નહિ. હું સીતા નથી. પામર મનુષ્ય છું અને વાસનાને આધીન છું. છતાં હજી ભ્રષ્ટ થવા વારો નથી આવ્યો એટલી નિરાંત. થઇ જવાય તો સમાજ! મારો વાંક ન કાઢીશ. તું મારૂં ક્યારે સાંભળે છે? અને હું વિધવા માટે?

એક વાત રહી. અમારી નાતમાં માથે વાળ રાખવા દે છે અને લગ્ન પ્રસંગે ઘરેણાંમાંથી પણ વિધવાથી પહેરાય છે એટલે નાતજાતના પ્રસંગમાં મને શણગારવામાં આવે છે ત્યારે લોકને કદાચ હું સુખી દેખાતી હઇશ. પણ તે તો નાતમાં અમારા કુટુંબનું રૂડું દેખાય તે માટે હોય છે. તે જોવાની કે જાણવાની લોકને ક્યાં ગરજ છે!

સંસારમાં મારૂં હવે બધું મરી પરવાર્યું છે. તમને મારા ભાઇ માની પૂછું છું.—

તમે ને મારી બ્હેનપણી, સમાજની લોકનિંદા વેઠીને મને સંઘરી શકશો? મારે વિધવાનું વિમળ જીવન ગાળવું છે પણ તે અહિ તો અશક્ય છે. તમે શક્ય બનાવશો? અહિં તો હવે હું મહા મહેનતે ય નહિ રહી શકું. તમે ના પાડશો તો મારૂં ભાવિ રામ જાણે.

તસ્દી માફ કરશો અને ઘરમાં સર્વેને મારા પ્રણામ કહેશો.

લી.
........ના
જય શ્રીકૃષ્ણ.

# ઘરનું સ્ત્રીજીવન.

લેખક : શા. " પ્રસાદ."

## કુસુમ ગૌરી.

વાર્તા ૨ જી

કુસુમગૌરીની સાસુથી આખુ ગામ થરથરતુ. છ ફીટ ઉંચી એ બૈરી માથે પળીઆં આવ્યાં તોય ધણીને ધમકાવવામાં પાછી પાની કરતી નહિ. તેની ધાકથી થરથરતા હતા એમ ન કહીએ, તો પણ તેનો પડતો બોલ ઝીલી લેતા હતા એમ તો અમારે કહેવુંજ પડશે. લોકલાજને લીધે સરસ્વતી મણીલાલ પાસે માણીતો નજ ભરાવે પરંતુ સરસ્વતી જ્યારે પાણી ભરીને આવે અને બહારથી બૂમ મારે કે તરતજ મણીલાલ બહાર ઓટલા આગળ દોડી જતા અને પાણીનું બેડું સારસ્વતીને માથેથી ઉતારીને ઘરમાં લાવતા. ગામમાં એમ પણ વાત થતી હતી કે કોઇ કોઈ વખત મણીલાલને ચાર વાગે સરસ્વતી સાથે કુવે પાણી ભરવા જવું પડતું, અને પાણી ખેંચી આપવું પડતું. અલબત, મણીલાલ આ પ્રમાણે સ્ત્રીસન્માનવૃત્તિથી કરતા કે સરસ્વતીની ધાકથી તે તેમના હૃદય વગર બીજુ કોણ જાણી શકે ? બાકી તેમનું પોતાનુ ધોતીયું તો તે તળાવે નહાવા જતા ત્યારે નીચોવી લાવતા. તેમનો પુત્ર ચંદ્રકાન્ત સંસ્કારી હતો, તે આ બધુ સમજતો પણ માત પિતાને પુત્ર ઉપદેશ આપી શકે કે ? કુસુમ હજી સાસરે પંદર દિવસથી વધુ રહી ન હતી. તે ચાલાક છોકરી ઘરની વસ્તુ-સ્થિતિ સમજી શકી હતી. પોતે સાસરે આવશે ત્યારે પોતાના ઉપર પણ આવુંજ આભ તુટી પડશે, એ વિચારે તે કંપી ઉઠતી હતી; પણ પોતાના પતિ સમજુ છે એ ખ્યાલ તેના હૃદયમાં અમૃતનું સીંચન કરતો હતો.

પણ માણસ ધારે છે શું અને ઈશ્વર કરે છે શું ? કુસુમના વિચાર તેના મનમાંજ રહ્યા હતા. કુસુમને સરસ્વતીએ તેડાવીજ નહિ. કારણ ? વહુની ખોડ કાઢી તેને ન તેડાવવામાં એક પ્રકારની " શુરવીરતા " આપણી સ્ત્રીઆેને લાગતી નથી ? લગ્ન પહેલાં વહેવાઇ પ્રત્યે જે પ્રેમ, જે ભાવ, જે આદર, જે મમતા બતાવવામાં આવે છે તે "ગરજ સર્યા પછી "—લગ્ન કર્યાં પછી ક્યાં જતી રહેતી હશે ? વહુ પરણીને આવે ત્યારે સાસુ તેના ઉપર પ્રાણ ન્યોછાવર કરી નાખતી હોય છે. ફરી આવે ત્યારે વહુને કાંઇ પણ કામ કરવા ન દેતાં જાણે તેના પ્રત્યે અગાધ સ્નેહ હોય તેમ ચાર સ્ત્રીઆેમાં પણ વહુનાં વખાણ કરે છે. પણ જ્યાં ત્રીજી વખત વહુ પીયેરથી આવે ત્યારે વહુ પોતેજ અજાયબ થાય છે કે સાસુજીને થયું છે શું ? ઉઠતાં બેસતાં વહુને ટોકે, વાત વાતમાં તેનો વાંક કાઢે, અને પગારદાર ગુલામડીને પણ ન કહેવાય તેવા વચન પોતાની પુત્રવધુને સુણાવે ! ત્યારે અગાઉનો સ્નેહ એકએના દરીઆમાં હોમાઈ જતો હશે ? તે તો પ્રભુ જાણે.

બિચારી કુસુમનું નસીબ કંટકથીજ ભરેલું હતું. ચંદ્રકાન્ત પ્લેગમાં સપડાયો. તે પથારીવશ થયો. કુસુમની મૂર્તિ તેની નજર આગળ વારંવાર ખડી થતી પણ કોને કહે ? મા તો તેને તેડવાની વાતજ કરતી ન હતી. તેણે તો બીજેજ દિવસે જાહેર કરી નાખ્યું કે " એ રાંડ કુસારજ " મારા દિકરાને પરણાવી તેથી મારા દેવરત્ન જેવા દિકરાને પ્લેગ થયો. એનાં પગલાંજ ખરાબ છે. ચંદ્રકાન્તને લાગ્યું કે પોતે બે દિવસનો મહેમાન છે તેથી તેણે મિત્ર દ્વારા કુસુમને તેડાવવાનું કહ્યું. તેના પિતા તો તૈયાર થયા, પણ આ વાત સાંભળતાંજ સરસ્વતીએ છાતી અને માથાં કુટવા માંડયાં. તેને જો તેડાવે તો પોતે અન્ન–જળ પણ

ન લેવાની હઠ પકડી, પણ, ચંદ્રકાન્તના પિતાએ તો છાનામાના કુસુમને તેડવા મોકલ્યું. કુસુમ આવી. બહાર ઓટલા સુધી આવી. હજી તો પગથીયું ચઢવા જાય છે, ત્યાં તો સરસ્વતી ઘરમાંથી છલંગ મારીને બહાર આવી. તેણે નાદાન કુસુમ ઉપર જે વાક્ધારા વરસાવી તે અત્રે લખવાથી શું પ્રયોજન ?

ચન્દ્રકાન્ત વારવાર " એ આવી ? " એમ લવતો હતો. ખરેખર બિચારો ! તેણે કુસુમને મળવા ખાતરજ જીવ ટકાવી રાખ્યો હતો એમ કહીએ તો ચાલે. તેવામાં સરસ્વતીને તડુકતી સાંભળી તે સમજી ગયો. મૃત્યુને આરે પડેલો આત્મા હૃદયાઘાત થતાં શી રીતે બચી શકે ? ચંન્દ્રકાન્ત ગયો ? હા, સદાને માટે. કુસુમ સાથે આખી જીંદગીમાં એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના ગયો !

હવે કુસુમના ઉપર બાકી હતું તે પુરૂં થયું. પછીના થોડા મહીના કુસુમે સાસરે વિતાવ્યા. તે તો તેજ વિતાવી શકે દરરોજ દરેક પળે સરસ્વતી તેને કાંઇ પણ કહ્યા વિના રહેતી નહિ. આખરે કંટાળી કુસુમે પોતાના ભાઇને આ સ્થિતિથી વાકેફગાર કર્યો. ભાઇ સમજુ હતો. તે કુસુમને તેડી ગયો. હજી કુસુમ સાસરામાં તે દિવસથી આવી નથી, પણ કોઇ મળે તો કહે છે કે " સાસુજી જાય ( પરલોકમાં જતો ) તો વરતજ મારા સસરાની સેવા કરવા આવું. " પણ દુનીઆ કહે છે કે સરસ્વતીના પહેલાં મણીલાલ જશે !

કુસુમ જેવી કેટલી કળીઓ સમાજના ચક્કરમાં પીસાતી હશે ?

---

# ઉત્તર ગુજરાતનું લોકગીત.

સંપાદિકા: સૌ. સુમતિ શંકરલાલ કવિ.

મારી માતાને આંગણે બોરડી, મને મીઠાં લાગે બોર...
                                        એ માતા કેમ વિસરે.
મારી સાસુના આંગણે લીંબડી, કડવી લાગે લીંબોળીયો...
                                        એ સાસુ કેમ સાંભરે.
મારી માતાને આંગણે ઝોટડી,[૧] મને દો'તાં વ્હાણું વાય...એ માતા૦
મારી સાસુને આંગણે ગધ્ધુ, મને દાંમતે[૨] પાટવાં દે...એ સાસુ૦
મારી માતાનાં ગુંથેલાં માથાંમાંય, પાંથીએ પાકાં તેલ...એ માતા૦
મારી સાસુના બાંધેલાં માથાંમાંય, વેંસી[૩] મેલ્યા ચાર...એ સાસુ૦
મારી માતાની રાંધેલી ખીચડીમાંય, ઘીની નેકો[૪] ચાર...એ માતા૦
મારી સાસુના બાળેલા ઠાંટવા[૫]માંય, તેલનું ટંપુ[૬] એક...એ સાસુ૦
મારી માતાનો ઢાળેલો ઢોલીયો, ઓશીગે[૭] હીરનું ચીર...એ માતા૦
મારી સાસુનો ઢાળેલો માંચો,[૮] ધનુ[૯] પાંગદ[૧૦] બાંડો દાપ[૧૧]...એ સાસુ૦

---

૧ નાની ભેંસ. ૨ ૫ગ બાંધવા તે. ૩ વીંછી. ૪ નીકો. ૫ બાજરી ભરડીને બનાવેલી ઘેંસ. ૬ ટીપુ. ૭ ઓશીકું. ૮ ખાટલો. ૯ એની. ૧૦ પાંગદ. ૧૧ સાપ.

ટીપ:—કણબીની છોકરીઓ અજવાળી રાત્રે ગાય છે.




**વિજ્ઞાન વિનોદ:** લેખક: રા. પોપટલાલ ગોવિન્દલાલ શાહ, એમ. એ, બી. એસસી. પ્રકાશક: ગુજરાતી સા. પ. ભંડોળ કમિટિ તરફથી રા. બ. ક. ઠાકોર. મુલ્ય: રૂ. ૧-૮-૦

લેખકે છેલ્લાં દસ-બાર વર્ષમાં લખેલા અને જુદે જુદે સ્થળે પ્રકટ થયેલા કેટલાક ઉપયોગી લેખોનો આ પુસ્તકમાં સંગ્રહ થયો છે. ગુજરાતી ભાષામાં વિજ્ઞાનનું સાહિત્ય નહિ જેવું છે, તેમાં આ પુસ્તકનો ઉમેરો થતો જોઈ અમે લેખક તેમજ પ્રકાશકને ધન્યવાદ આપીએ છીએ. દુર્ભાગ્યે ગુજરાતમાં વિજ્ઞાનના અભ્યાસી હોય અને સાદી સરળ ગુજરાતીમાં લખી શકે એવી વ્યક્તિઓ આંગળીને વેઢે ગણાય એટલી પણ નથી. ત્રણ ચાર ગણ્યાગાંઠયા નામોજ એ ગણત્રીમાં આવી શકે અને લેખક તેમાંના એક છે. કેટલીક ઉપયોગી બાબતો તેમણે આ સંગ્રહમાં-પોતાના જુદા જુદા લેખોમાં વિજ્ઞાનની દૃષ્ટિએ સમજાવી છે. તેમની સમજાવવાની શૈલી સચોટ છે અને ભાષા પણ સરળ હોઈ વાંચવી ગમે તેવી છે. વિજ્ઞાનની પરિભાષાથી અજાણ વાચકવર્ગને પણ આ પુસ્તક વાંચતાં ભાગ્યેજ કંટાળો આવશે. આ પુસ્તક વાંચવાની અમે સ્ત્રીવર્ગને ખાસ ભલામણ કરીએ છીએ.

**મહાભારત અને રામાયણ: એ વિષે કેટલાક વિચારો અને સૂચનાઓ:** પ્રકાશક: સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય. મૂલ્ય: દશ આના.'

આ કાર્યાલયના વ્યવસ્થા-દક્ષ સંચાલક ભિક્ષુ અખંડાનંદજી ધાર્મિક પુસ્તકોના પ્રકાશન માટે જાણીતા છે. તેમના પરિશ્રમને પરિણામે મૂળ સંસ્કૃત મહાભારતનું શુદ્ધ ભાષાંતર ફક્ત રૂ. ૩૨ માં અત્યારે ભાવિક વાચકોને મળી શકે છે. મહાભારત અને રામાયણ હિંદુ પ્રજાના ધાર્મિક પુસ્તકો આજ સૈકાઓથી મનાયા છે. એ પુસ્તકોને લગતી અનેકવિધ માહિતી સ્વામીજીએ શ્રમ લઇ આ પુસ્તકમાં ભેળી કરી છે. રામાયણ વિષેનો વિભાગ આમાં વધારે ઉપયોગી બન્યો છે. કેટલીક અસંબદ્ધ જેવી જણાતી વાતો અનેક વિદ્વાનોના લેખોના અવતરણ કરી બુદ્ધિપૂર્વક સમજાવી છે. મહાભારતની બાબતો સંબંધી પણ એવાજ ઉલ્લેખો ભેળા કરવાની જરૂર છે. કેટલાક ઉલ્લેખો મૂળ હિંદી ભાષામાં (ગુજરાતી લીપીમાં) અપાયા છે તેને બદલે ગુજરાતીમાં તેમનો અનુવાદ અપાયો હોત તો વાચકોને વધારે સરળતા થાત. આ પુસ્તક વાંચનારને એ બન્ને ગ્રન્થો વિષે જરૂર માન ઉત્પન્ન થશે અને હિંદની એ ગ્રંથો કેટલી મોટી થાપણ છે તે સહેજે સમજાશે.

**ઍનીબેસન્ટ:** લેખક: રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: યૂથ લૉજ, થીઓસોફીકલ સોસાયટી, ભાવનગર.

રા. મેઘાણીની લાક્ષણિક બાનીમાં લખાયલી આ ટૂંકી જીવનકથા એ સમર્થ મહિલાના ગૌરવની યથાર્થ ઝાંખી કરાવે છે. આખી દુનિયાના થીઓસોફીકલ મંડળની અધિષ્ઠાત્રી આજ ૮૦ વર્ષે પણ એક જુવાનને શરમાવે એવું શરીરબળ, મનોબળ અને બુદ્ધિબળ ધરાવે છે. પોતાની માની લીધેલી માતૃભૂમિ-હિંદ માટે એ બાઇએ આપેલા ભોગ અને ઉઠાવેલી જહેમત દરેક હિંદવાસી જાણે છે. એ અનુકરણીય જીવનનો થોડો ઘણો અંશ પણ હિંદની મહિલાઓ પોતાના જીવનમાં ઉતારી શકે તો તેમની જાતિનો ઉદ્ધાર સધાતાં વાર ન લાગે. પ્રત્યેક બહેન આ જીવનકથા જરૂર વાંચે.

**સંવાદ સંચય:** ( ભાગ ૧ લો ) સં. રા. ગોકળદાસ કુ. મ્હેતા. કીમત: દશ , આના. શાળાઓમાં જાહેર સંમેલનો પ્રસંગે વિદ્યાર્થીઓ ભેજવી

શકે એવાં ૨૭ નાના મોટા સંવાદો–જુદા જુદા લેખકોના લખેલાં અને જુદા જુદા માસિકો વગેરેમાં પ્રકટ થયલાં સંગ્રાહકે આ પુસ્તકમાં ભેળાં કર્યાં છે. એમાંના ત્રણ ‘સંવાદ તો આ પત્રમાં અગાઉ પ્રકટ થઇ ગયા છે. વિધવિધ દૃષ્ટિએ કરેલો આ સંગ્રહ વિદ્યાર્થીઓને અને સંમેલનોના સંચાલકોને જરૂર લાભદાયી થઈ પડશે. ઓછી મ્હેનતે અને ઓછા ખરચે એમાંથી મનગમતી સામગ્રી તેમને મળી રહેશે.

**રાસમણિ:** લેખક: રા. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા. મૂલ્ય: આઠ આના. કાવ્યની દૃષ્ટિએ આ રાસ–સંગ્રહમાં બહુ વખાણવા જેવું ન હોય છતાં રસ અને લાલિત્યભર્યાં રાસ તરીકે એ સંગ્રહ ગુજરાતની સ્ત્રીઓનો આદર પામશે. અત્યાર પ્હેલાં વિખ્યાત થઇ ચૂકેલા સ્વ. બોટાદકરના ‘ રાસતરંગિણી ” માંના અનેક રાસની છાયા રા. ઓઝાના રાસમાં પડી છે. રા. કવિ ન્હાનાલાલની શૈલી પણ ઘણે સ્થળે સ્પષ્ટ જણાય છે. પુસ્તકનું મુદ્રણ અને દેખાવ આકર્ષક છે

**કુમાર ધર્મ:** લેખક રા. માવજી દામજી શાહ. મૂલ્ય: રૂ. ૦–૪–૦ સીધી રીતે બોધ આપવા પાઠ બાળકના મગજ પર કેવી અને કેટલી અસર કરી શકે, તેનો જવાબ બાળમાનસશાસ્ત્રીઓ આપશે, પણ અમારી વ્યવહાર દૃષ્ટિએ તો એટલું જરૂર જોયું છે કે એવા પાઠોની બહુ ઉંડી અસર નથી થતી અને કવચિત ઉંધી અસર પણ થાય છે. એવાં ૩૨ બોધ–પાઠોનું આ નાનકડું પુસ્તક બન્યું છે. એને બદલે કદાચ વાર્તાઓમાં ગુંથીને આડકતરી રીતે એ બોધ અપાયો હોત તો બાળ–મગજ ઉપર વધારે સારી અસર થાત, એવો અમારો મત છે.

**નવી બાળપોથી:** કર્તા: રા. દાનજી કા. જોશી. કીમત: સવા આનો. ભરડા ન્યુ હાઇસ્કુલના ૨૫ વર્ષના અનુભવી શિક્ષક રા. જોશીએ રચેલી આ બાળપોથી પ્રાથમિક શાળાઓ માટે અત્યંત ઉપયોગી થઇ પડશે. બાળકોને અક્ષર અને અંકજ્ઞાન સ્હેલાઇથી મળે એવી સરળ રીતે એ લખાઇ છે. ઉદારચિત્ત શેઠ મનસુખભાઇએ મુંબાઇ ઇલાકાની શાળાઓમાં પોતાને ખર્ચે આ પોથી વ્હેંચવાનો સ્તુત્ય નિશ્ચય કર્યો છે, તે માટે ધન્યવાદ કીમત પોથીની ઉપયોગિતા અને સુઘડ છપાઇના પ્રમાણમાં નજીવીજ જણાય.

**સુધા:** તંત્રીઓ: શ્રી દુલારેલાલ ભાર્ગવ અને શ્રી રૂપનારાયણ પાંડેય. વર્ષ ૧; અંક ૩. વાર્ષિક લવાજમ: રૂ. ૬–૮–૦.

હિંદી ભાષામાં પ્રકટ થતા “ માધુરી ” નામક માસિકના ઉપર્યુક્ત બન્ને સજ્જનો એકવાર તંત્રી હતા. લાંબા સમય સુધી તેમણે એ માસિક સફળતાપૂર્વક ચલાવ્યું છે; અને તેની લોકપ્રિયતા તેમનાજ પ્રયત્નોને આભારી છે. “ માધુરી ”ના તંત્રીપદેથી છુટા થઇ તેમણે “ સુધા ” નામે નવું માસિક ચાલુ કર્યું છે. એ માસિક સર્વાંશે, “ માધુરી ” જેવુંજ છે–પ્રત્યેક બાબતમાં. દર મહિને સંખ્યાબંધ એકરંગી ચિત્રો સાથે ત્રણ ત્રણ સુંદર ત્રિરંગી ચિત્રો, વિધવિધ વિષયોપર વિદ્વાન લેખકોના લેખો, કાવ્યો અને વાર્તાઓ, કેટલાક ખાસ વિભાગો અને મુદ્રણની ઢબછબ કેવળ તંત્રીઓના પ્રથમ બાળકને મળતાં છે. આ માસિક નજદીકના ભવિષ્યમાં “ માધુરી ”ને ટક્કર મારે અને તેની લોકપ્રિયતા પોતાની કરી લે તો અમને આશ્ચર્ય નહિં થાય. ગંગા ફાઇન આર્ટ પ્રેસનું મુદ્રણ પણ આકર્ષક છે. હિંદીભાષાપ્રેમીઓ માટે સાડા છ રૂપીઆના લવાજમમાં આ માસિક સસ્તુંજ ગણાય. બન્ને તંત્રીઓને તેમના આ નવા સાહસમાં અમે વિજય ઇચ્છીએ છીએ.

## દીપોત્સવી અંકો:

**મુંબાઇ સમાચાર:** ચાલુ વર્ષનો દીપોત્સવી અંકોમાં સર્વને મોખરે વિરાજે એવો આ દળદાર પોથો બે રૂપીઆની કીમતમાં મફતજ ગણાવો જોઇએ. પૂઠાં પરનું સ્વ. રામરાવનું સુંદર ચિત્ર અને અંદરના ભાગમાં આપેલા ત્રિરંગી તેમજ એકરંગી ચિત્રો કલાની દૃષ્ટિએ આ અંકનું મૂલ્ય વધારે છે. લેખ–વિભાગમાં તો બીજા સર્વ અંકોમાં આ અંક અજોડજ લેખાશે. ગુજરાતના જાણીતાં સંખ્યાબંધ લેખક લેખિકાઓની રસસામગ્રી આ પૂજનથાળમાં ભેળી કરવામાં રા. રંગીલદાસ કાપડીઆએ ઉઠાવેલો શ્રમ સર્વંશા સફળ થયો છે.

**વીસમી સદી:** લેખ–વિભાગની દૃષ્ટિએ આ અંકમાં કદાચ ઉણપ લાગે–કારણ કે વાચનનો જથ્થો બહુ મોટો નથી–છતાં જેટલો છે તેટલો ગુણની દૃષ્ટિએ તો જરૂર ઉંચી પ્રતિનો ગણાય. કલાવિભાગમાં તો આ અંક સો અંકો કરતાં શ્રેષ્ઠ ગણાશે. એનાં આકર્ષક ચિત્રો અને સુંદર છપાઇ અજોડ છે. એ બાબતમાં તંત્રીએ સ્વર્ગસ્થ પિતાનો વારસો સર્વાંશે જાળવી રાખ્યો છે, એમ સહજ જોઇ શકાય છે.

**બે ઘડી મોજઃ** હળવું સાહિત્ય વાચકોને પીરસવાનું ધ્યેય રાખતા આ અઠવાડીકનો દીપોત્સવી અંક કલાની દૃષ્ટિએ બહુ સુંદર કે આકર્ષક તો નજ ગણી શકાય. રા. રહેમીન અને રા. જલાલુદ્દીન જેવા મશહુર ચિત્રકારોના બે ત્રિરંગી ચિત્રો એને કાંઈક આકર્ષક બનાવે છે પણ તે સિવાય ચિત્રો કે મુદ્રણની દૃષ્ટિએ અંક બહુ મોળો ગણાય. જાહેરખબરીઆ લેખો નથી બે ઘડી મોજ આપતા કે નથી કાકશાસ્ત્રનો લેખ "હળવા સાહિત્ય" નું ધ્યેય જાળવતો. લેખ-વિભાગની દૃષ્ટિએ મોજને બદલે કંટાળો આપે એવા કહેવાતા કેટલાક હાસ્યરસિક લેખ આ અંકમાં ઘુસી ગયા છે. છતાં કેટલાક સારા લેખો પણ છે, જેમાં રા. દવેનો, રા. ઓલિયાજોશીનો, રા. જાગીરદારનો, સૌ. લલિતા દેશાઇનો, રા. પંડયાનો અને રા અડાલજાનો એટલાં ખાસ ગણાવી શકાય. પૂઠાં પરનુ ચિત્ર રા. ગોરક્ષકરનું હોઇ હંમેશની જેમ અગમ્યજ લાગે છે.

**પ્રતાપઃ** સુરતના પ્રખ્યાત રાષ્ટ્રીય અઠવાડીક પત્રનો આ વર્ષનો દીપોત્સવી અંક આગલાં વર્ષો કરતાંય વાચનની દૃષ્ટિએ ઉંચું સ્થાન પામે એવો બન્યો છે. રા. તનસુખના સુંદર ચિત્રોએ એની આકર્ષકતામાં વધારો કર્યો છે, છતાં એનું ખરું મૂલ્ય એની લેખ સામગ્રીમાં છે. સરદાર પાઠકજીનો પ્રો. દવેનો, ઉમરવાડીઆ બંધુઓના, રા જાગીરદારનો, રા. કિશોર વકીલનો અને રા. મસ્તફકીરનો-એટલાં લેખો ખાસ નોંધવા જોઇએ.

**બાળમિત્રઃ** બાળોપયોગી માસિકોમાં આ માસિકનો દીપોત્સવી અંક સૌને મોખરે બેસે છે. ગુજરાતના ધુરંધર ચિત્રકાર રા. રાવલના અનેક સુંદર ચિત્રો આ અંકને શોભાવે છે. બાળકો માટે ઉચા પ્રકારનું સાહિત્ય આપતા આ માસિકના ખાસ અંકના લેખ-વિભાગ માટે કોઇ પણ જાતની ફરિયાદ ન જ હોય એ કુદરતી છે એમાંની એક બાબત એવી નહિ જણાય જે બાળકો હોંસથી ન વાંચે, કલાની દૃષ્ટિએ, ખાસ કરીને મુદ્રણની દૃષ્ટિએ આ અંક સર્વ માસિકોમાં પ્હેલો નંબર લઇ જાય એવો બન્યો છે. જે ગૃહમાં બાળકો હોય તે ગૃહ આ અંક વિના નહિ ચલાવી શકે.

**બાળજીવનઃ** આ બાળોપયોગી માસિકનો દીપોત્સવી અંક સામાન્ય અંક કરતાં વધુ લખાણો અને ચિત્રોથી ભરેલો છે. મુદ્રણની દૃષ્ટિએ આ અંક બહુ આકર્ષક ન ગણાય; તેમજ કેટલાંક ચિત્રો પણ બાળકોને આકર્ષે એવાં ન કહેવાય. લેખ-વિભાગમાં મોટે ભાગે બાળકો હોંસથી વાંચે એવાં લખાણો છે,-પરંતુ ચિત્રો આપવાના લોભમાં કોઈ કોઇ લેખ એવા આવી ગયા છે, જે બાળકોને સમજતાં વસમો પડે. આટલું છતાં એકંદરે બાલસાહિત્યની દૃષ્ટિએ અંક આદરણીય છે, અને બાળકો માટે ઉપયોગી સામગ્રી પૂરી પાડે છે.

**બાળકઃ** બાળોપયોગી અંકોમાં ત્રીજે નંબરે આવે એવો આ માસિકનો અંક છે. બાળકોને ગમે એવાં ચિત્રો એમાં ઓછાં દેખાય છે. બીજા સામાન્ય માસિકોમાં આવે એવાં ચિત્રો આપવાને બદલે ન જ અપાય એ વધારે ઠીક છે. લેખવિભાગ બહુ ઉંચી પ્રતિનો નહિ પણ સામાન્યજ ગણી શકાય. અલબત્ત કેટલાક લેખો બાલસાહિત્યમાં સારૂં સ્થાન લે એવાં છે. એટલે અંશે તંત્રીનો શ્રમ સફળ થયેલો ગણાય.

**આભાર સ્વીકારઃ** ( ૧ ) **ધર્મધ્વજઃ** સં. રા રા. રતીલાલ ફુલચંદ મ્હેતા. ધર્મપંચાબ્દિ અંક. ( ૨ ) **વાર્ષિક હેવાલઃ** અ. સૌ. કંચનગૌરી સૂતિકાગૃહનો સને ૧૯૨૬-૨૭. ( ૩ ) **સુમન** ( હસ્તલિખિત માસિક ): તંત્રીઃ રા. પ્રાગજી ન. ડોસા. દીપોત્સવી અંક. ( ૪ ) **પ્રત્યક્ષ પંચાગ** ( નિરયન વિભાગ ): પ્ર રા. હરિહર પ્રા. ભટ્ટ. ( ૫ ) રેલ્વે ( ગુજરાતી ) **ટાઇમટેબલ.** ( ૬ ) **વનિતા વિજ્ઞાનઃ** તંત્રીઃ શ્રી. બાજીગૌરી મુન્શી. અને શ્રી. શિવગૌરી ગજ્જર. ( ૭ ) **પાટીદારઃ** તંત્રીઃ રા. નરસિંહભાઈ ઇ. પટેલ વર્ષ ૫; અંક ૧. ( ૮ ) **સેવકઃ** તંત્રીઃ રા શાન્તિલાલ ના. શાહ, વર્ષ ૧: અંક ૯-૧૨. ( ૯ ) **પ્રચારકઃ** પ્ર. સ્વા. ધર્માનંદ. પુ. ૧; અંક ૯. ( ૧૦ ) **સમાજસેવકઃ** વ્ય. રા. ગો. હી. ઠક્કર. વર્ષ ૪; અંક ૫. ( ૧૧ ) **યશોદાઃ** તંત્રીઃ રા. મા ન. દોશી અને. રા હ. લ. ઠક્કર; વ. ૧; અંક ૧. (૧૨) **પાલણપુર પત્રિકાઃ** દીપોત્સવી અંકઃ તંત્રીઃ રા. ડા. મ મ્હેતા, વર્ષ ૪ અંક ૧. ( ૧૩ ) **હિન્દુઃ** તંત્રીઃ રા. ચી. રે. જોશી. વર્ષ ૧; અંક ૧૦-૧૨. ( ૧૪ ) **વાર્ષિક રીપોર્ટઃ** શ્રી વડનગરા નાગર મંડળ, કચ્છનો સં. ૧૯૨૬-૨૭ ( ૧૫ ) **સંદેશઃ** ( દીપોત્સવી અંક ): પ્ર. રા, નંદલાલ ચુ. બોડીવાળા. ( ૧૬ ) **સાહિત્ય સદીઃ** તંત્રીઃ રા. સુંદરજી પંડ્યા પુ. ૨. અંક ૫. ( ૧૭ ) **વિલાસ** ( દીપોત્સવી અંક ): તંત્રીઃ રા. હ. ન. બ્રહ્મક્ષત્રી.

# સંગીત શિક્ષણ વિભાગ.

સંપાદક: રા. જ. દુ. ખંધડીઆ.

## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

(૧) તીવ્ર સ્વરો માટે નીશાની કંઈ નથી.

(૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે મ = મ કોમળ સમજવો.

(૩) જે સપ્તકમાં ગાયન વગાડવું હશે તેનાથી પાછલા સપ્તક (ખરજ અથવા મંદ) તેમજ આગલા સપ્તક (ટીપ અથવા તાર)નો સ્વર બતાવવા, ગાયનના અક્ષરની નીચે અનુક્રમે સ્હેજ પાછળ આગળ મુકવામાં આવશે. જેમકેઃ મા (એટલે ખરજનો તીવ્ર નો) અને ભા (એટલે ટીપનો તીવ્ર રે) વગેરે.
રે નો

(૪) તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નીશાની કરવામાં આવશે. જેમકે–ભા " વીના–આમાં ' ભા ' પર તાલનો ઠેકો ગણવો

(૫) ગાયનમાંના અક્ષરોને આ...ઈ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઇ... બતાવવાને માટે એવા દરેક વધારાના સ્વર માટે...આમ ત્રણ મીંડા વચમાં મુકવામાં આવશે. જેમકે ભા...વીના (એટલે કે ભા. આ. વી. ના એમ સમજવું).
મ પ મ મ

## અમાસ. ×

( લાવો હરિ ! મારો હારલો, પ્હેરી મંદિર જાશું...એ રાહ. )

[ તાલ ત્રણ તાલીનો હિચ. ]

સૂ ... ની દિ શા સ ખી શા ... મ ળી ××...
પ સા સા સા રે સા રે રે ગ રે સા ધ

સૂ ... ના આ ... ભ ઉં ચે ... રા
મ સા સા રે ગ રે સા રે ગ રે

સૂ ... ને ઉ રે ર જ ની ... ર ડે ...
પ સા સા સા રે સા રે રે ગ રે સા ધ

સુ ... ખ શું ... ધ ટ પે ... રા
ધ સા સા રે ગ રે સા રે ગ રે

( આકીની લીટીઓ ઉપર પ્રમાણેજ વગાડવી. )

( નોંધઃ—જે બ્હેનોને આ હારમની લાભ લેતાં કંઈક મુંઝવણ થતી હોય, અથવા જેમને બીજા કોઈ મનપસંદ ગીતો શીખવા હોય તે બ્હેનોએ લખી મોકલવું, જેથી કરી જરૂરી ફેરફાર કરવામાં આવશે.—રા. દુ. ખં.)

---

× આ રાસ સ્વ. ગિરાદકરની ' રાસતરંગિણી ' નામના કાવ્યસંગ્રહમાંથી લીધો છે. આ પુસ્તક "ગુણસુંદરી" કાર્યાલયમાંથી રૂ. ૦-૧૦-૦ ની કિંમતે મળી શકશે. પોસ્ટથી મંગાવનારે અગીઆર આનાની ટીકીટો બીડવી

# ઈનામી ઉખાણું.

સંપાદક: રા. મહિપતરામ મં. ભટ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| 1 આ | કાં | ક્ષા | ■ | ■ | ■ | 2 ક | ન | 3 ક |
| | ■ | ■ | 4 ટા | ■ | 5 ક્ષે | ■ | ■ | ■ |
| | ■ | 6 નં | દ | 7 લ | ર | 8 રા | ■ | ■ |
| ■ | 9 ગે | ર | ■ | વ | 10 | ા | ■ | ■ |
| ■ | ■ | 12 ભ | ધ્ર | ■ | 11 દા | ા | ■ | ■ |
| ■ | 13 જ | ર | ■ | 14 રા | ■ | 15 ણ | મા | ■ |
| 16 ર | ■ | 17 મ | 18 રુ | દ | 19 રુ | લ | ■ | 20 મ |
| સ | ■ | ■ | વી | ■ | જ | ■ | ■ | ગ |
| 21 ગ | મ | તા | ■ | ■ | ■ | 22 | | ર |

કુપન—ડીસેમ્બર ૧૯૨૭.
માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણા-
ની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે
આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની
ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને
હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.
તંત્રી, "ગુજરસુંદરી".

આડા—૧ આશા. ૨ સોનું. ૬ એક કવિનું નામ. ૯ એક પક્ષી. ૧૦ ખોંચ (અંગ્રેજી). ૧૧ મેંદું. ૧૨ અગન. ૧૩ ઘડપણ. ૧૫ સ્રી. ૧૭ પ્રખ્યાતિ. ૨૧ હેત. ૨૨ વિષ્ણુનું એક નામ.

ઉભા—૧ મળ. ૩ હીરો. ૪ એક ઇંચનો ત્રીજો ભાગ. ૫ ઘા. ૬ 'સરસ્વતીચંદ્ર' માંનું એક પુરૂષ પાત્ર. ૭ રામનો પુત્ર. ૮ રમણીયતા. ૧૪ એક ગ્રહ. ૧૬ લેખણ. ૧૮ અજગર (સંસ્કૃત). ૧૯ અણું. ૨૦ એક જળચર પ્રાણી.

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

(૧) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોનાં કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૨) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. (૩) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઇ પણ સવાલ-જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. (૪) માત્ર પોસ્ટ કાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે.

માર્ચ ૧૯૨૮ નો "ગુણસુંદરી" નો અંક

## બાળક અંક

થશે. એ અંકના ખાસ તંત્રીઓ તરીકે શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર (ભાવનગર) નાં બે સંચાલકો, બાળમાનસનાં અભ્યાસી

શ્રી. તારાબેન મોડક

અને

રા. ગિજુભાઇ

કામ કરશે. એ અંક માટેના લેખો ખાસ તંત્રીઓને

તા. ૧૫ મી ડીસેમ્બર સુધીમાં

શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર, ભાવનગર—એ સરનામે મોકલવાં.

એ અંક માટેની જાહેરખબરો

તા. ૧ લી ફેબ્રુઆરી સુધીમાં

**વ્યવસ્થાપક "ગુણસુંદરી", ૧૦૫, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪**

એ સરનામે મોકલવી.

## સપ્ટેમ્બર માસની હરિફાઇનું પરિણામ.

કુલ ૨૫ જવાબો મળેલા-તેમાં ખરી રીતવાળા ૧૦ જવાબો તદ્દન સાચા છે. ૮ જવાબો બીજી જુદી જુદી રીતે સાચા છે. તેમના નામો અનુક્રમે આ પ્રમાણેઃ—

શ્રીમતિઓ (૧) લીલાવતી મો. આસર (૨) સવિતાગૌરી હ. પારેખ (૩) ચંપા ઝવેરભાઇ (૪) બ્હેન બબલી (૫) લીલાવતી અમીન (૬) સરીતં બી. પટીઆ (૭) લીલાવતી ન. દલાલ (૮) ચંપાલક્ષ્મી મગનલાલ અને ભાઇઓ (૯) નાગેશ્વર પુ. વ્યાસ (૧૦) અ. કરીમ જુસબ. શ્રીમતિઓ (૧૧) ઉર્વશી બુચ (૧૨) કુમુદગૌરી સા. ધરીઆ (૧૩) કાન્તાબ્હેન ગી. દવે (૧૪) સવિતા જ. ભગત (૧૫) પ્રભાબાઇ ભગવાનદાસ અને ભાઇઓ (૧૬) લાલજી હરિદાસ (૧૭) હરિલાલ દફતરી (૧૮) પિતાંબર મોતીલાલ.

પહેલાં દશ સાચા જવાબોમાંથી એક બાલિકા પાસે નામ ઉપડાવતાં દલા નંબરવાળા **બ્હેન લીલાવતી આસરને** સૌ. બ્હેન દીપકબા દેસાઇ તરફથી તેમનું રચેલું “ખંડકાવ્યો” નામે રસભર્યાં કાવ્યોનું પુસ્તક અપાશે, જે તેમણે મંગાવી લેવું. એ પુસ્તક ઇનામ તરીકે આપવા માટે અમે સૌ. દીપકબ્હેનના ઋણી છીએ.

સાચો જવાબ નીચે પ્રમાણે છઃ—

એક આનાની સાત લેખે દરેક છોકરાએ પોતાથી વેચી શકાઇ તેટલી વેચી. એ રીતે મોટા પાસે ૭ આના ને ૧ કેરી, વચેટ પાસે ૪ આના અને બે કેરી અને નાના પાસે ૧ આનો અને ત્રણ કેરી વધ્યાં. પછી વધેલી કેરીઓ ત્રણે જણાએ ત્રણ આનાની એક લેખે વેચી દીધી જેથી કરી મોટા પાસે ૭ + ૩ = ૧૦; વચેટ પાસે ૪ + ૬ = ૧૦ અને નાના પાસે ૧ + ૯ = ૧૦; એમ બધાએ દશ દશ આના સરખે ભાવે વેચીને ઉપજાવ્યા.

## ઓકટોબર માસની હરિફાઇનું પરિણામ.

આ બુદ્ધિમાપક સવાલાની હરિફાઇમાં કુલ માત્ર ૭ જ જવાબો આવેલા જોઇ અમને ખેદ થાય છે; કારણ કે હવેના જમાનામાં બ્હેનોએ એકલાં હાથ નહિ પરંતુ મગજ પણ ચલાવવા પડે તેમ છે! આ જવાબોમાં અનુક્રમે નીચે પ્રમાણે સાચા છે, જ્યારે એકમાં બધા જવાબો ખોટા છે.

| | |
|---|---|
| (૧) **શ્રી ઇન્દુમતિ ન. મ્હેતા.** | ૫ ખરા |
| (૨) શ્રી ઉર્વશી બુચ. | ૩ ,, |
| (૩) શ્રી લીલાવતી મ. અમીન. | ૩ ,, |
| (૪) રા. હરિલાલ દફતરી. | ૩ ,, |
| (૫) શ્રી હરદાગૌરી મુ. દવે. | ૨ ,, |
| (૬) કુ. પ્રમીલા મુ. દવે | ૨ ,, |

આમાં સૌથી વધારે ખરા જવાબો આપનાર **બ્હેન ઇન્દુમતિ** ને સૌ. બ્હેન ભાનુમતી કણીઆ, બી. એ. તરફથી “અંતિમ નિબંધમાળા” નામે પુસ્તક અપાશે જે તેમણે મંગાવી લેવું. આ પુસ્તક ઇનામ તરીકે આપવા માટે અમે સૌ. ભાનુમતિ બ્હેનના ઋણી છીએ.

સાચા જવાબો નીચે પ્રમાણેઃ—

(૧) સુખ ને દુઃખ બન્નેમાં તે હાજર છે.
(૨) બન્ને બાજુ એકી વખતે જોઈ શકાતું નથી માટે પહેલાં એક બાજુ જોઇ પછી બીજી બાજુ જુવે છે!
(૩) કાતર. (સુડી પણ ચાલે)
(૪) પાકકી ભૂલ! (ગાંડનાના જજ પણ ચાલે)
(૫) (ડીક્ષનરી) શબ્દકોષમાં. (એક હોટલના પાટીયામાં કહીએ તો પણ ચાલે.)
(૬) થાળી.
(૭) રાખ! (અથવા કોલસાનો ચાલુ ભાવ પણ ચાલે)



# સૌંદર્ય ની નિશાળ.

સંપાદિકા: ડાહી બ્હેન

## " થોડાક નકાર ! "

( ૧ ) પગમાં ચાંદીના છડાં અને ચંપલ બન્ને સાથે પ્હેરીને દેશી વિલાયતીનો શંભુમેળો કદી ન કરશો.

( ૨ ) રસ્તે ચાલતાં રસ્તામાંના કાદવ કે વરસાદના પાણીને લીધે અથવા નદી તળાવે પાણી ભરવા જતાં લુંગડાની પાટલી બેદરકારી ભરી રીતે કદી ઉંચી ના કરતા.

( ૩ ) બારીએ, અટારીએ, ઉભા રહીને છુટા વાળ સાથે બ્હાર નજર ન કરતા.

( ૪ ) માથું ઓળતાં બારી બારણાં એવી રીતે ખુલ્લાં ના રાખતા કે જેથી હાલતાં ચાલતાં માણસો જોઈ શકે.

( ૫ ) રાંધતી વખતે મસાલાવાળા કે એઠાં હાથ લુગડાથી ના લુંછતાં.

( ૬ ) બારીએથી નીચે જોયા વગર કચરું કે એઠું પાણી કદી ન નાખતાં.

( ૭ ) ઘરમાં સત્તા જમાવવી હોય તો કોઇ પણ ભુખ્યું હોય ત્યાં સુધી તમે કદી ના ખાવાં.

( ૮ ) બચ્ચાંઓને આખો દિવસ માર માર ના કરતા, ખાસ કરી ઉભા બજારે તો નહિજ.

( ૯ ) ફેરીવાળા, કાપડવાળા કે શાકવાળા સાથે ઝાઝી રકઝક ના કરતા.

( ૧૦ ) પુરૂષોની સભા હોય તે સિવાય બહુ ગીરદી હોય તેવે ઠેકાણે એકલા ન જવાં. બચ્ચાં સાથે લઇને તો કદી ના જવાં.

( ૧૧ ) કોઇ જોઇ લજ તેવી રીતે પતિ પાસે બહુ નજીક ના બેસવા.

( ૧૨ ) ટ્રેનમાં કે ટ્રામમાં કોઇ સીટ આપે તો ' માફ કરજો ' એટલા શબ્દો બોલીને એક આભારની દ્રષ્ટિ નાંખવાનું ના ચુકતા.

( ૧૩ ) કોઇ પુરૂષ સામે માંડી નજરે કદી ન જોતા. જરૂર વગર હાસ્યવિનોદ ના કરતા.

( ૧૪ ) નાટક સીનેમા વગેરે જાહેર સ્થળે બહુ ખાખા પીપી ના કરતા.

( ૧૫ ) બ્હાર જતાં કે ઘરમાં, હાથમાં અળખામણાં પાડી ગયેલાં કે ભીંડીબજારીયા તરીકે ઓળખાતા માસિકો, છાપાં કે પુસ્તકો ના રાખતા.

( ૧૬ ) ઉંઘમાંથી ઉઠતાંની સાથે કોઇને મોઢું ધોયા વગર અને માથું ઠીક કર્યા વગર ન બતાવતા.

( ૧૭ ) ઘરની ખાળમાં દાતણ કરવાનું પડતું મુકી બારી અટારી, કે ઓટલા પર હાથમાં દાતણનો ચીરો સાથે એક એક કરવા ના જતા.

( ૧૮ ) શાક સમારતાં નજર ચપ્પુ સિવાય બીજે ક્યાંય ના દોડાવતા.

( ૧૯ ) પારકી વાતોમાં માથું ના મારવાં; જેની તમને ખબર ન હોય તેવા કામં માથે ના લેવા.

( ૨૦ ) સાંજ પડી ગયાં પછી બ્હાર કદી ના રહેતા.

( ૨૧ ) કોઇને કડવું લાગે તેવું વેણ ના બોલવા.

( ૨૨ ) બપોરની ફુરસદમાં ઘરના કામ પડતાં મેલી પારકા ઉંબરા ભાંગવા ના જવા.

( ૨૩ ) ખીજાયલા સામે ખમી ખાઇને કદી ના ખીજવા.

( ૨૪ ) ગૃહમંદિર મેલી બીજા મંદિરે પૂજા કરવા ના જવા.

( ૨૫ ) પતિદેવથી બોલે મોટા દેવ ના માનવા.

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ-દુ:ખના સવાલ જવાબ.

| | |
|---|---|
| તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં તંત્રીને પુછો. | કોઇપણ વાંચક જવાબ આપી શકશે. તે સિવાયના સવાલો તંત્રી ઉકેલશે. |

સંપાદક: "બ્હેન જ્યોત્સ્ના" શુકલ.

**ભરૂચથી એક બ્હેન પુછે છે.**

"હું ગમે એટલા પ્રયત્ન કરૂં છું તો યે મ્હારાથી કવિતા નથી લખાતી. પરન્તુ મ્હારા પતિની ઉગ્ર ઇચ્છા છે કે મ્હારે કવિતાઓ લખવી. હવે મ્હારે શું કરવું ?"

**જવાબ:** પહેલે એમને કહોકે તમે જેવી કવિતા લખશો તેવી બધી કવિતા છપાવવા માટે કોઈ અગ્રગણ્ય માસિક સાથે બંદોબસ્ત કરે ! પરિણામે તમને કવિતા કરતા આવડી જશે ને તેઓ ખોટા આગ્રહ કરતા ભૂલી જશે !

**વડોદરા: એક ગૃહસ્થ:—**

"હું કેળવાયલો સંસ્કારી પુરુષ છું. મ્હારી પત્ની કેવળ અશિક્ષિત છે. એને કેળવવાના મ્હારા બધા પ્રયત્ન નિષ્ફળ નિવડયા છે. જીંદગીની ઝીણી ઝીણી બાબતો માટે પણ અમને રોજ કંકાસ થાય છે. હવે મ્હારે છૂટાછેડા કરવા કે આપઘાત કરવો ?"

**જવાબ:** ભાઇ ! જરા વધુ શાંતિ રાખતાં શીખો. જે સ્ત્રીને ઇચ્છાએ કે અનિચ્છાએ પણ ત્હમે પરણ્યા છો, ત્હેને છોડી દેતાં ત્હમારી કેળવણી લજવાશે; અને આપઘાત કરવો એ તો કાયર પુરુષનું કામ છે. ત્હમારે માટે સારો રસ્તો એ છે કે ત્હમારા પત્નીને ફરજીયાત શિક્ષણ લેવું પડે એવા કોઇ આશ્રમમાં મોકલી આપો. વિયોગના અને તે પણ કેળવણી લેવામાં વાપરેલા લાંબા ગાળા પછીનું મિલન કદાચ સુખદાયી થાય.

**મુંબાઈ: એક બ્હેન:—**

"અમારો નોકર સામા ઉત્તર આપે છે ને કહેલું કામ કરતો નથી. એને કેમ સુધારવો ?"

**જવાબ:** તેને ૧ લી તારીખેજ સુધારી શકાય ! નહિ તો પછી આળસ ખંખેરી નાખીને હાથે કામ કરવા માંડો ને નોકર વગર ચલાવતા શીખો તો પછી કોઈ સામા ઉત્તર આપી શકશે નહિ !

**અમદાવાદ: એક બ્હેન:—**

"મ્હારા પતિ શુષ્ક અભ્યાસી છે. વાર્તા વિનોદ કરવાનો એમને કદિ અવકાશ મળતો નથી. મ્હારે શું કરવું ?"

**જવાબ:**—ત્હમારા એકાંત ખંડમાં પતિની કાલ્પનિક મૂર્તિ સ્થાપીને ત્હેની સાથે યથેચ્છ વાર્તાવિનોદ કરવાની ટેવ પાડશો તો હૃદયભાર હલકો થવાનો સંભવ છે. એથી વધુ સારૂં તેમના અભ્યાસમાં તેમની પ્રવૃત્તિમાં રસ લ્યો તો વિનોદ વરસશે.

**સુરત: એક બ્હેન:—**

"દરેક સ્ત્રીએ પરણવું જોઇએજ એવો નિયમ છે ?"

**જવાબ:** નિયમ તો નહિ પણ ધર્મ તો ખરો છતાં તે ધર્મ પાળવો, ન પાળવો એ ત્હમારી પોતાની મરજી અને સંજોગોપર આધાર રાખે છે.

**સુરત: એક બ્હેન:—**

"મ્હારા પતિ સ્વદેશીના ચુસ્ત હિમાયતી

છે, અને મ્હને સુંદર કપડાં વિના ચાલતું નથી. આ મુશ્કેલીમાં મ્હારે શું કરવું ? "

જવાબ: અરે રે ! ત્હમને કોઇએ સખ્ખંજડ ભરમાવ્યાં હોય એમ લાગે છે. સ્વદેશીને અને સુંદરતાને જરાયે વિરોધ નથી એ ત્હમે કેમ નથી સમજતાં ? દેશી કપડાંનું સૌન્દર્ય પિછાનવાની અને ત્હેના મૂલ મૂલવવાની આપણી અશક્તિને લીધેજ પરદેશીનો સરો આ દેશમાં પેઠો છે, એ વાત તમે સમજી જશો તે દહાડે તમને દેશી કપડાં વિના નહિ ચાલે ! એટલે કે મુશ્કેલી તો ઉભી રહેવાનીજ !

પ્રશ્ન: એક બ્હેન:

"અત્યાર સુધીમાં કંઈ નહીં તો પંદર ફોટોગ્રાફર પાસે જુદી જુદી ઢબે મ્હેં છબી પડાવી, પણ એમાંની એક પણ મ્હને પસંદ નથી પડતી. હું શું કરૂં ? "

જવાબ: એનાં ત્રણ કારણ હોઈ શકે (૧) કાંતો તમને ચશ્મા આવ્યા છે (૨) કાંતો તમારો ચ્હેરો બનાવનારનો વાંક (૩) નહિ તો છેવટ કેમેરાવાળો એકડીઆ ઘુંટતો હશે ! કેમેરા અથવા દ્રષ્ટિકોણ બદલો, ગાત્ર બનાવનાર નહિ બદલી શકાય!

પ્રશ્ન: એક બ્હેન:—

"મ્હારા સંગીતશિક્ષક સાથે હું રોજના પાંચ પાંચ કલાક માથું ફોડું છું તો યે એ દિશામાં હું વિશેષ પ્રગતિ કરી શકતી નથી. પણ મ્હારી એ અશક્તિ હું જાહેર કરવા ઇચ્છતી નથી. કંઇ ઉપાય ? "

જવાબ:—માથું ફોડો છો એટલેજ પ્રગતિ નથી થઇ ! ( પગવાજું હોય તો ) ખરી રીતે પાંચ પાંચ કલાક હાથને પગ ચલાવવા જોઇતા હતા ! હવે જરા આરામ થઇને હાથ પગ ચલાવો તો એકાગ્રતા: તમારી અશક્તિને હાંકી કાઢશે.

વીજાપુર: શા. મગનલાલ:—

(૧) રડવા કુટવાના રિવાજો વિષે તમારા વિચારો ?

જવાબ:—રડીકુટી લેવા દો !

(૨) ઓઝલપડદા માટે તમારા વિચારો ?

જવાબ:—એ માટે પુરૂષોએ લાજ કાઢવી જોઇએ ?

(૩) સ્ત્રીઓનું શિક્ષણ ક્યાં સુધી હોવું જોઇએ ?

જવાબ:—ઘરના "ઘ" સુધી !

(૪) હાલનું શિક્ષણ કેવું છે ?

જવાબ:—જેને ભણવું હોય તેને કામનું !

(૫) સ્ત્રીઓની સ્વતંત્રતા માટે ઉપાયો ?

જવાબ:—હિંદુ 'ધર્મ' સુધારવો.

(૬) સ્ત્રીઓની પડતી દશાનું કારણ ?

જવાબ:—તેમની જીભ ને પુરૂષોના હાથ !

સપ્ટેંબર સવાલ નં. ૨-૩ ના જવાબો. ( હરિલાલ કે. ભાવસાર નીચે પ્રમાણે જણાવે છે )

(૩) કપડાંનો રંગ (?) ઉડાડવા માટે સોડીયમ બાઇ સલ્ફાઇટ પાણીમાં ઓગાળી કપડું બોળી નાખવું.

(૨) માથાના તેલ માટે બ્હેરાવાળાના આમળાના તેલની ભલામણ કરે છે.

અમદાવાદ: એક ભાઇ:—

તમારી 'છત્રી અને પૈત્રી'ની કથા જાણી.તમને છેતર્યાં તો નજ કહેવાય અને ઠગાય પણ ખરા ! પણ હેતુ જુઓ તો જણાશે કે તમે આગ્રહ પર ચડેલા હોવાથી તે વખતે તમારૂં માન રાખવાની તેની ફરજ હતી, તે તેણે અદા કરી. બ્હેને પણ છત્રીથી શરમાવું જોઇતું હોતું.




## હિન્દ.

**સ્નેહ સંમેલનઃ** મુંબાઇના શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ તરફથી નવા વર્ષનો સ્નેહ સંમેલનનો સમારંભ તા. ૪થી નવેમ્બરે સર કાવસજી જહાંગીર હૉલમાં ઉજવાયો હતો. લગભગ ૧૫૦૦ સન્નારીઓએ બાળકો સાથે હાજરી આપી હતીઃ "નૂતન વર્ષાભિનંદન" વિષે બ્હેન રસિકમણી દેસાઇએ રચેલો ગરબો કુ. સરોજિની દેસાઇ, કુ. સ્નેહલતા મુનીમ, કુ. પ્રવિણલત્તા મુનીમ અને કુ. ઇંદુમતી દલાલે ગાઇ સમારંભની શરૂઆત કરી હતી સૌ. મૃદુલા દવે, સૌ. સુંદરબાઇ સંપટ અને સૌ લક્ષ્મીબ્હેન ઝવેરીએ "અમૃત ચોઘડીઆ" નો ગરબો ગાયો હતો. "માયા અને માલિની"નો સંવાદ કુ. નિર્મળા મોતીવાળા અને કુ. મૃદુલા મુન્શીએ ભજવ્યો હતો. શ્રી. માણેકબાઇ મરચંટે 'પીલુ' રાગમાં સુંદર સંગીતની મોજ ચખાડી હતી. "મુર્ખ નોકર" વિષેનો સંવાદ સૌ. મૃદુલા દવે, સૌ. લક્ષ્મીબ્હેન ઝવેરી, સૌ. સુંદરબ્હેન સંપટ, કુ. મૃદુલા મુન્શી કુ. શારદા તોલાટ, અને કુ ચંદ્રકાન્તા મ્હેતાએ ભજવ્યો હતો. ગોફગુંફનનો ગરબો કુ. ચંદન ધરમસી, કુ. ચંદ્રકાન્તા મ્હેતા, સૌ. સુંદરબ્હેન સંપટ અને સૌ. લક્ષ્મીબ્હેન ઝવેરીએ ગવડાવ્યો હતો. દેવી તરીકે કુ. નલિની સેતલવાડને બેસાડી હતી. "સંસાર દર્પણ" નો સંવાદ સૌ. વત્સલા મુન્શી, સૌ. તારાકુમારી દેસાઇ, કુ. ચંદન ધરમસી અને કુ. નિર્મળા મોતીવાળાએ ભજવ્યો હતો. "મૈયા મધુરી શારદા" નો ગરબો સૌ. વત્સલા મુન્શી, સૌ. રસિકગૌરી યાજ્ઞિક, કુ મૃદુલા મુન્શી અને કુ. ચંદન ધરમસીએ ગવડાવ્યો હતો. બીજો પણ રસભર્યો કાર્યક્રમ હતો. છેવટે સૌએ આનંદથી ઉપાહાર કર્યો હતો.



મિસિસ હંસા અરૂમલ મુદાલીઅર
મદુરાની મ્યુનીસીપાલીટીનાં સભાસદ.

**બાળરક્ષણ માટેઃ** બાળરક્ષણ માટેની કોર્ટના ખાસ મેજીસ્ટ્રેટ રા. પીતાંબરદાસ ઠક્કર જણાવે છે કે એ માટેનો કાયદો અમલમાં મૂકાવાથી મુંબાઇમાં કેટલાંક સારા પરિણામ અત્યારે પ્હેલાં આવ્યાં છે. પરંતુ હજી કેટલીક સગવડોની ખાસ જરૂર છે. એવાં બાળકો માટે ખાસ કરીને બાલિકાઓ માટે વધુ ઉદ્યોગગૃહો સ્થાપવાની જરૂર છે. ઇગ્લાંડ અને વેલ્સમાં આવા ૧૨૫ ગૃહો છે અને તેમાંના ઘણાખરા સરકાર યા સ્થાનિક મંડળોને

ખર્ચ આપે છે. મુંબાઇ સરકાર અને મ્યુનીસીપાલીટી એ માર્ગનું અનુકરણ કરશે ?

**✓મીસ મેયોને અર્પણ:** હિંદની સ્ત્રીઓની બદનક્ષી કરતી મીસ કેથેરીન મેયોની ચોપડીથી વાચકો અજાણ નથી જ. ચોપડીના જુઠાણાંનો રદીઓ આપતાં ગર્ભવતી અને બાલહિત સંબંધી અનુભવી મીસ માર્ગરિટ બાલ્ફર કેટલાક આંકડા આપે છે. ૩૦૪ સુવાવડોનો એ બાઇને જાત અનુભવ છે. એ ગર્ભવતી માતાઓની સરેરાશ ઉમર ૧૮.૭ વર્ષની હતી. એમાંની ૮૫.૬ ટકા ૧૭ વર્ષની ઉપરની હતી; જ્યારે ફક્ત ૧૪.૪ ટકાજ ૧૭ વર્ષની નીચેની ઉમરની હતી. નાનામાં નાની ઉમર ૧૪ વર્ષની હતી, અને એવી ફક્ત ત્રણજ સ્ત્રીઓ હતી. મદ્રાસના આંકડા જણાવે છે કે ત્યાંની ૨૩૧૨ માતાઓની સરેરાશ ઉમર પ્હેલી સુવાવડ વખતે ૧૯.૪ વર્ષની હતી. એમાંની ૮૬.૨ ટકા ૧૭ વર્ષ ઉપરની હતી, અને ૧૩.૮ ટકાજ ૧૭ વર્ષની નીચેની હતી. એમાંની ફક્ત ૭ માતાઓ ૧૩ વર્ષની અને ૨૨ માતાઓ ૧૪ વર્ષની હતી. દેશના બીજા ભાગોમાંથી ૩૯૬૪ સુવાવડના આંકડા મળ્યા છે, એમાંની ફક્ત ૧૦ જ ૧૫ વર્ષની નીચેની હતી મીસ મેયો કહે છે કે રજસ્વલા થયા પછી નવ માસમાંજ હિંદની સ્ત્રીઓ ગર્ભવતી થાય છે અને બાળા આઠ વર્ષની થાય કે માતા થવાના અભિલાષ ધરાવે છે, તે સદંતર જુઠાણું છે !



મીસ પારિજાતમ
નાયડુ કોમનાં પ્હેલાં ગ્રેજ્યુએટ.

**અભિનંદન:** સૌ. શારદા દિવાન, પ્હેલા ગુજરાતી એમ. એ. અને મીસ કુમુદ મ્હેતા, પ્હેલાં ગુજરાતી સ્ત્રી-ડૉક્ટરને અભિનંદન આપવા એક મોટી સભા લેડી લક્ષ્મીબાઇના પ્રમુખપદે વનિતા વિશ્રામ હોલમાં મળી હતી.

**સ્કોલરશીપ:** મુંબાઇ યુનીવરસીટીની એમ. એ. ની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પસાર થનાર મીસ સુલભા પાનંદીકરને ઇંગ્લાંડમાં તત્વજ્ઞાનનો એક વર્ષ વધુ અભ્યાસ કરવા માટે સરકાર તરફથી ૨૦૦ પાઉંડની ખાસ સ્કોલરશીપ મળી છે જવા આવવાનો બીજા વર્ગનો ખર્ચ પણ સરકાર આપશે.

**દત્તક સંબંધી ખરડો:** બીજાં પ્રાંતોની સરખામણીમાં મુંબાઇ ઇલાકાની હિંદુ વિધવાઓને દત્તક પુત્ર લેવા સંબંધી વધુ સત્તા કોર્ટના નિર્ણયોથી મળી છે. એ સત્તા ઉપર અંકુશ મુકવા માટેનો એક ખરડો રા. જાદવ મુંબાઇની ધારાસભામાં લાવવાના છે. બીજા પ્રાંતો જેટલીજ સત્તા આપવાનો એ ખરડાનો ઉદ્દેશ છે.

**સુરતની બ્હેનોની નિડરતા:** સુરતના કલેક્ટરે ગણપતિ ઉત્સવનું સરઘસ કાઢવાની મનાઇ કરી પ્રજાના હક્ક ઉપર ત્રાપ મારી તે સામે વિરોધ દર્શાવવા સુરતની સન્નારીઓએ એક જંગાવર સભા લોહાણાની વાડીમાં બોલાવી હતી. ફક્ત સ્ત્રીઓ માટેજ સભા હતી અને જંગાવર વાડી છતાં બેસવાની જગ્યાની મુશ્કેલી પડી હતી, એટલી મોટી સંખ્યામાં સ્ત્રીઓએ હાજરી આપી હતી. ઓન. મેજીસ્ટ્રેટ શેઠ ધીરજલાલ સ્ટારના પત્ની સૌ. જયવંતી પ્રમુખપદે વિરાજ્યા હતાં. અનેક બ્હેનોએ જુસ્સાથી ભાષણો કરી પોતાની લાગણી દર્શાવી હતી. સભાએ એક કમિટિ નીમી હતી, જે પુરૂષોની કમિટિ સાથે સહકાર કરી ગવર્નરને મેમોરીયલ મોકલનાર છે. આવીજ નિડરતા બ્હેનો પોતાના દરેક હક્ક પરત્વે બતાવે એમ ઇચ્છી તેમને ધન્યવાદ આપીએ છીએ !

**અમદાવાદમાં સ્ત્રી-ઉદ્યોગગૃહ** મહિલા

મંડળની ઉત્સાહી બ્હેનોના પ્રયાસથી સ્થાપવામાં આવ્યું છે આ ગૃહમાં નિરાધાર વિધવા બ્હેનો ઉદ્યોગ શીખી પોતાનું ગુજરાન કરવાની શક્તિ મેળવી શકશે. ઉપરાંત મધ્યમ અને ગરીબ વર્ગના પરણેલી સ્ત્રીઓ પણ પોતાના પતિઓને આર્થિક મદદ કરી શકે એવા ઘરગથ્થુ ઉદ્યોગો શીખવાની તેમને સગવડ કરી અપાશે. હાલ તુરત શીવણકામ અને દડા બનાવવાનું કામ—એ બે ઉદ્યોગો દાખલ થયા છે જાણીતા શહેરી શેઠ મંગળદાસે આ સંસ્થા ખુલ્લી મૂકતાં ગરીબ ઉદ્યોગશીલ બ્હેનોને શીવણ માટે પોતાના તરફથી સંચા અપાવવાની ઉદારતા બતાવી છે તે માટે તેમને ધન્યવાદ.

**પારસી—મુસ્લીમ લગ્નઃ** સક્કરના મ. મી. ડોસાભાઇ પાલનજીની પુત્રી મીસ દોલતબાઇએ તા. ૩૭ નવેમ્બરે ઇસ્લામ ધર્મ સ્વીકારી કરાંચીના એક વેપારી અને મ્યુનીસીપાલીટીના સભાસદ મી. મહમદ યુસુફ ચેરાગદીન સાથે લગ્ન કર્યાં છે. મુસ્લીમ રિવાજ મુજબ દોલતબાઇએ પડદો સ્વીકારી ઝીબીન નિસાર નામ ધારણ કર્યું છે.

**જુદાં બાળકોઃ** કરાંચીના સીટી મેજીસ્ટ્રેટની કોર્ટમાં એક ખટલો હમણાં આવ્યો હતો. પતિદેવ તુલસીદાસ ૭૨ વર્ષના છે અને પત્ની કેસરબાઈ ૫૦ વર્ષની છે. પત્નીની ફરિયાદ હતી કે પતિ કજીઆ કરે છે અને ભરણપોષણ નથી આપતો. કોર્ટે મહિને રૂ. ૧૦૦ આપવાનો હુકમ કર્યો છે



ચિ. મધુકાંતા દફતરી (ઉ. વ. ૧૦) જલપ્રલય-સંકટ-નિવારણ-ફંડ ભેગું કરી ગાંધીજીની પ્રશંસા મેળવનાર બાળા.

નિઝામ રાજ્યમાં સ્ત્રી શિક્ષણ પ્રસારવા માટે એક મંડળ સ્થાપવા મિસિસ રૂસ્તમજી ફરદુનજીએ એક સભા બોલાવી હતી. લગભગ ૧૫૦ સ્ત્રીઓ એ આમંત્રણથી આવી હતી. મિસિસ નાયડુ પણ હાજર હતાં. પરિણામે (૧) મફત અને ફરજીઆત કેળવણી પ્રસારવા (૨) વિદ્યાર્થીઓની તબીબી તપાસ કરાવવા અને (૩) શાળાઓમાં ધંધાને લગતી કેળવણી અપાવવાના ઉદ્દેશથી એક મંડળ સ્થપાયું છે.

**બાળહિત-સપ્તાહનું ઇનામઃ** આખા મદ્રાસ રાજ્યમાં બાળહિત સપ્તાહ સૌથી સરસ અને અસરકારક રીતે જે સ્થળની કમિટિ ઉજવે તેને એક ચાંદીની ઢાલ આપવાનું નક્કી થયું હતું. આ માન બેલારીની કમિટિ ૧૯૨૬-૨૭ ના વર્ષ માટે ખાટી ગઇ છે. એ ઢાલ મી. ચેમ્બરલેનને હસ્તે બેલારી કમિટિની વતી લેડી. ચેટરજીએ લંડનમાં સ્વીકારી હતી. બીજી કેટલીક કમિટિઓને તેમનાં સુંદર કામ માટે અભિનંદનો મળ્યા હતાં.

મદ્રાસની મ્યુ. કોર્પોરેશનમાં હમણાંજ ચુંટણીમાં સફળ થઇ પ્રથમ બાનુ સભાસદ તરીકે મિસિસ હાનન એન્જેલો દાખલ થયાં છે. એમની સામે એક પુરૂષ ઉમેદવાર હતા પણ તેનાથી ૩૦૦ વધુ મત એ બ્હેન મેળવી શક્યાં છે. માત્ર ખ્રિસ્તિ વર્ગ તરફથી નહિ પણ આમ પ્રજા તરફથી તેમને મતો મળ્યાં છે.

**મ્યુનીસીપાલીટીમાંઃ** (૧) શ્રીમતી હંસા અમ્મલ મુદાલીઆર મદુરાની મ્યુ. માં સભાસદ નીમાયાં છે. (૨) મીસ પીટર ઓસ્ટીન વાડ

હેલીચરીની મ્યુ. માં નીમાયાં છે અને (૩) મિસિસ જી. લીન હરે રંગુનની મ્યુ. માં નીમાયાં છે.

✓ **સ્ત્રી બેરીસ્ટરનાં લગ્નઃ** થોડા વખત પરજ ઇગ્લાંડથી પાછાં ફરેલાં હિંદના હિંદી સ્ત્રી બેરીસ્ટર મીસ સીતાબાઇ અજગાંવકરનું લગ્ન યવતમાલના એસીસ્ટંટકમીશનર મી. પરમાનંદ, આઇ. સી. એસ. સાથે થયાં છે. લગ્ન બેલગામમાં રજીસ્ટર થયું છે.

**ખાનુ ચિત્રકારનું મરણઃ** ગ્વાલીઅરની રાજ્યની કાઉન્સીલના એક સભાસદ સરદાર સુલતાન અહમદખાનના પત્નીના ગુજરી જવાથી હિંદે એક કુશળ બાનુ ચિત્રકાર ગુમાવી છે. એ બાઇ સારાં ભણેલાં હોઈ ચિત્રકાર તરીકે તેમણે સારી ખ્યાતિ મેળવી હતી.

**ગોધા સાથે લડાઇઃ** મથુરાના પાદરી મી. લોવેલની પત્ની એક ખેતરમાં થઇને ફરવા નીકળી હતી. સાથે બાબા ગાડીમાં આયાની સંભાળ હેઠળ એની છોકરી હતી. એક ગોધો સામેથી દોડતો આવ્યો. બાઇએ સમયસૂચકતા વાપરી છોકરીને ગાડીમાંથી ઉંચકી લીધી અને બન્ને ગાડી પાછળ ભરાયાં. ગોધાએ ગાડી પર હલ્લો ચલાવી બન્નેને ફેંકી દીધાઃ બાઇએ છોકરીને બાજુ પર મૂકી ગોધાના શીંગડા પકડી તેની સાથે લડાઇ આદરી થોડીવારમાં એની બુમોથી માણસો દોડી આવ્યા અને ગોધાને ભગાડી મૂકયો.

**ખડગ બહાદુરની સજાઃ** હિંદી સ્ત્રીત્વના રક્ષણહાર વીર ખડગબ્હાદુરની સજા માફ કરાવવા હિંદની સ્ત્રી-જનતાએ સરકારને અનેક વિનતિઓ કરી પણ તે બધી નકામી ગઇ છે. એમ ધારવામાં આવતું હતું કે એ સજા ૮ વર્ષની છે તે ઘટાડી



મીસ સી. એફ. એલમ, ડી. એસસી.
સર રોબર્ટ હેડફીલ્ડ રોયસ સ્કોલરશીપ મેળવનાર ઇગ્લાંડના આયરન એન્ડ સ્ટીલ ઇન્સ્ટીટ્યુટના સભાસદ.

બે વર્ષની કરવામાં આવશે. પણ હવે સરકાર કહે છે કે "બે વર્ષની સજા પૂરી થાય પછી વિચાર કરીશું. જો ખડગબ્હાદુરને એના કૃત્ય માટે પસ્તાવો થતો અમને જણાશે તો એને છોડી મૂકશું; નહિતો નહિ." કયા પાપ માટે એ વીર પસ્તાવો કરે? પૂણ્ય કાર્ય માટે કોઇને પશ્ચાતાપ થાય ખરો? સરકારે આ પ્રમાણે નિર્ણય કરી હિંદી સ્ત્રીત્વનું હડહડતું અપમાન કર્યું છે. અમે ઇચ્છીએ છીએ કે દેશની પ્રત્યેક સ્ત્રી સંસ્થા સરકારના આ નિર્ણય સામે મજબુત વિરોધ પ્રકટ કરે અને એ નિર્ણય ફેરવવાની તેને ફરજ પાડે.

**બહાદુર બ્હેનઃ** એક પડદો પાળતી બંગાળી બ્હેન ટ્રેનમાં મુસાફરી કરતી હતી. બાઇ સ્ત્રીઓના ડબ્બામાં હતી; પતિ બાજુના ડબ્બામાં હતો; મળસ્કામાં બાઇ જાગી ઉઠી તો પોતાની બેઠક પાસે એક પુરૂષને જોયો. અવાજ કરે તે પ્હેલાં પેલાએ બાઇને પકડી હાર ખેંચવા માંડયો. ઝપાઝપી થઇ. ઘોંઘાટથી બાજુના ડબ્બામાં સુતેલો પતિ જાગ્યો અને ચાલતી ટ્રેને બારીમાંથી નીકળી પાટીઆ પર થઇ પત્નીના ડબ્બામાં આવ્યો. લુંટારૂને તેણે પકડયો; દરમિઆન બાઇએ સંકટ સમયની સાંકળ ખેંચી ગાડી થોભાવી. ગાડી થોભતાંજ પેલો કુદીને પલાયન થઇ ગયો; પાછળ એક મોટો ચપ્પુ અને સ્ક્રુ-ડ્રાઇવર મૂકતો ગયો. પડદો ન પાળતાં હોત તો આમ એ બ્હેનને સ્હેવું ન પડત.

**શારદા મંદિરેઃ** ( ૧ ) મદ્રાસનાં મીસ માહુર. લક્ષ્મીઅમ્માએ ગ્લાસગોમાં ઉંચી ડીગ્રી મેળવી છે. ( ૨ ) નેપાળી મહિલા કુ: જય-

ઓશાએ લખનૌ યુનીવરસીટીની એમ. એ. ની પરીક્ષા પસાર કરી છે. ( ૩ ) પ્રોફેસર હક્સલીની જગ્યાએ કીંગ્સ કોલેજ ( લંડન ) માં પ્રાણી શાસ્ત્રના મુખ્ય પ્રોફેસર તરીકે ડૉ. ડોરીસ મેક-કીનેનની નીમણુક થઇ છે. ( ૪ ) મીસ ફઝીલત-ઉન્-નીસાએ ઢાકા યુનીવરસીટીમાં ગણીતમાં પ્હેલા વર્ગમાં પહેલે નંબરે આવી એમ. એ ની ડીગ્રી મેળવી છે. ( ૫ ) એજ યુનીવરસીટીમાંથી એમ એ. થઇ વધુ અભ્યાસ માટે અમેરિકા ગયેલાં મીસ સરલા ઘોસે ત્યાં પણ એમ. એ. ની ડીગ્રી મેળવી છે. ( ૬ ) વિજ્ઞાનના વિષય સાથે કલકત્તા યુની-વરસીટીની બી. એસ-સી. ની ડીગ્રી મેળવનાર મીસ સુહાસીની દત્ત પ્હેલાંજ બંગાળી બ્હેન છે. ( ૭ ) બી. એ. ની ડીગ્રી મેળવી કાયદાનો અભ્યાસ શરૂ કરનાર મીસ સરાહ પોથન ત્રીવેન્દ્રના પ્હેલાં સ્ત્રી-ગ્રેજ્યુએટ છે.

### એશિયા.

ઇરાનની સ્ત્રીઓ ત્રણ માંગણી કરી રહી છે, એમ તહેરાનના શ્રીમતી દોલતાબાદી જણાવે છે. (૧) શિક્ષણ પામવાનો હક્ક; (૨) ઘરની બ્હાર કામ કરવાનો હક્ક; (૩) વિવાહિત પતિને ઓળ-ખવાનો અને પુરૂષો જેટલોજ તલ્લાક લેવાનો હક્ક. જ્યારે પુરૂષો સારી રીતે કેળવણી પામે છે ત્યારે સ્ત્રીઓને અસણજ રખાય છે. તલ્લાકની બાબતમાં પુરૂષ કાઝી કે મુલ્લાં પાસે જઈ તલ્લાક આપવાનો નિર્ણય જણાવી દે છે. સ્ત્રી ધણીને તલ્લાક આપવા માંગતી હોય તો તેણે પતિની સંમતિ લેવી જોઇએ જે મેળવવા તેને મોટી રકમ આપવી પડે. પોતાની મીલકત પર ઇરાની સ્ત્રીને સંપૂર્ણ હક્ક છે. પતિની આજ્ઞા કે સલાહ વિના તેનો તે ચાહે તે ઉપયોગ કરી શકે.



મીસ લૅારા ચેમ્બરલેન
સ્ટેપ્ની બરો કાઉન્સીલનાં સભાસદ.

ચીનની તલ્લાક પદ્ધતિ આપણી મુસ્લીમ પદ્ધતિ જેવીજ હોવી જોઇએ. ચીનના મોડરેટ રાષ્ટ્રીય પક્ષના સેનાપતિ ચીઆંગ કૈશેકે એક પત્નીને એવીજ રીતે તલ્લાક આપી દીધા છે. એના પક્ષનું જોર ઓછું થતાં એ સેનાપતિ પદ પરથી નિવૃત્ત થઇ થોડાક સમયથી મ્હેડારામાં સાધુઓ ભેળો રહેતો હતો. પત્નીને તેણે અગાઉથી અમે-રિકા મોકલી દીધી હતી. તેને તલ્લાક આપી હવે તે મીસ મેલીંગ સુંગ સાથે ફરી લગ્ન કરવાની તૈયારીઓ કરે છે. એ કન્યા જાણીતાં મિસિસ સુન માટ સેનની બ્હેન છે અને મેસેચ્યુસેટસ યુનીવરસીટીની ગ્રેજ્યુએટ હાઇ, ચીનની સૌથી સુંદર સ્ત્રી ગણાય છે.

જાપાનમાં એક નવી રૂઢી હમણાં દાખલ થઇ છે. મહારાણીના પ્રથમ બાળકને જો તે છોકરો હોય તો અમુક તોપોનું માન તેને મળતું. પણ મહારાણીએ છોકરીને જન્મ આપ્યો તેને પણ એટલીજ તોપોનું માન અપાયું છે. સંતતિનિય-મન માટે પ્હેલાં જાપાનને અજબ સુગ હતી. એટલી બધી કે એ માટેની લડત ચલાવવા માટે જાણીતા થયેલાં મિસિસ માર્ગારેટ સેન્જરને પાંચ વર્ષ પ્હેલાં જાપાનની ધરતી પર પગ મૂકવા દીધો ન હતો. દરવર્ષે દશ લાખની વસ્તી વધે છે. તે અટકાવવા હવે મંત્રીમંડળ સંતતિનિયમન માટે વિચાર કરે છે!

### યૂરોપ.

લીવરપુલની રોરીફ: લીવરપુલની સીટી કાઉન્સીલ

—મ્યુનીસિપાલીટીમાં ૧૯૨૧થી કામ કરી રહેલાં મીસ માર્ગરેટ બીવનને આવતા વર્ષ–લોર્ડ મેયરના શેરીફ તરીકે ચુંટી કાઢયાં છે. ૫૦ વર્ષની ઉમ્મરની એ ભલી બાઈ આખા લીવરપુલની “ નાનકડી માતા ”, તરીકે ઓળખાય છે. અપંગ્ બાળકોની માવજત આજ વર્ષોથી તે કરે છે અને તેમની પાછલ છેલ્લાં ૨૭ વર્ષમાં તેમણે પાંચ લાખ પાઉંડ જાહેરમાંથી ઉઘરાવી ખર્ચ્યાં છે. વર્ષો પ્હેલાં બાળહિત મંડળ સ્થાપી અત્યાર સુધીમાં લાખો બાળકોને મદદ કરી છે. હજારો સંસ્થાઓ એમના પ્રયત્નને પરિણામે સ્થપાઈ છે. લીવરપુલમાં મેજીસ્ટ્રેટ બનનાર બનનાર પણ એ પ્રથમ સ્ત્રી હતા.

સોલીસીટરના ધંધામાં ઇંગ્લાંડમાં પ્રથમ મહિલા બુર્નમથની મિસિસ હેફ્રોય છે. થોડા વખત પરજ એ પોતાના પતિના ધંધામાં ભાગીદાર તરીકે જોડાઇ છે. ૨૪ વર્ષ પ્હેલાં તે કેમ્બ્રીજ યુનીવરસીટીમાંથી ગ્રેજ્યુએટ થઇ હતી. હમણા તેણે સોલીસીટરની પરીક્ષા પસાર કરી છે. દરમિયાન પતિની ઓફીસનો બધો આંતરિક વહીવટ મેનેજીંગ કલાર્ક તરીકે તેજ ચલાવતી હતી. ખાસ કરીને મીલકતો સંબંધી ખતપત્રો તૈયાર કરવામાં તે કુશલ છે. રોજના ૮–૧૦ કલાક ઓફીસમાં બેસી ‘તે’ કામ કરે છે.



મીસ મરસીડીઝ ગ્લીટ્ઝ
૧૫ ક. ૧૪ મી. માં ઇગ્લીશ ખાડી તરી જનાર ટાઇપીસ્ટ મહિલા.

મુંબઇમાં પણ થોડાક સમયમાં એક મહિલા સોલીસીટર જોવાનું સદ્ભાગ્ય આપણને મળશે.

જાનવરોની ડોકટર તરીકે સ્ત્રીઓએ હવે પોતાનું સ્થાન નક્કી કરી દીધું છે. ટોરકવેમાં એ ડોકટરોની મળેલી પરિષદમાં એ ધંધામાં દાખલ થતી સ્ત્રીઓને આવકાર આપતાં રોયલ વેટરીનરી કોલેજના પ્રીન્સીપાલ મેજર હોબડેએ નાના પ્રાણીઓની સારવાર માટે સ્ત્રી ડોકટરના કોમળ હસ્તની કેટલી બધી ઉપયોગિતા છે તે સમજાવ્યું હતું. ચાર સ્ત્રીઓએ અત્યાર પ્હેલાં એ ધંધાની ઉચ્ચ ડીગ્રીઓ મેળવી છે. લીવરપુલની મીસ રોબર્ટસ તો પ્હેલું ઇનામ પણ જીતી ગઇ છે.

**પ્હેલવાન સ્ત્રી:** ઇંગ્લાંડની સૌથી મજબુત અંગવાળી સ્ત્રી મીસ કેટી સેન્ડવીન છે. મજબુત સાંકળો તોડવી કે લોખંડના સળીઆના ટુકડા કરવા, ખીલા જડેલા પાટીઆ ઉપર ઉઘાડે શરીરે સૂઇ બાર માણસોથી ભરેલું ગાડું શરીરપરથી ચલાવવા દેવું એને મન રમત જેવી વાતો છે. આપણા પ્રો. રામમૂર્તિ સાથે એની કુસ્તી કરાવી હોય તો કદાચ તેમનું પાણી ઉતરી જાય !

**પ્હેલી સ્ત્રી-જાદુગર:** જાદુના ખેલો કરનાર જાણીતા મી. જે. એન. માસ્કેલીનની પૌત્રી મીસ મેરી જાદુગર તરીકેનો ધંધો સ્વીકારનાર પ્રથમ મહિલા ગણાશે. આજ કેટલાક સમયથી તે પોતાના ભાઇઓ સાથે કામ કરી એ ધંધાની તાલીમ લઇ રહી છે અને થોડા વખતમાં પોતે હાથચાલાકી અને જાદુના ખેલો કરવા માંડશે. એની ઉમ્મર લગભગ ૨૦ વર્ષની છે. એનો પિતા પણ એજ ધંધામાં હતો.

જુના જમાનામાં સ્ત્રીઓ અત્યારની જેમ સુંદર પોશાક વગેરે માટે શોખ ધરાવતી: એમ

સિદ્ધ કરવામાં આવે છે. ૨૨૦૦ વર્ષ પ્હેલાં સમરસેટમાં જે બ્રિટન લોકો વસતા તેમના સંબંધી કેટલીક માહિતિ ત્યાં થયલા ખોદકામથી મળે છે. ઈ. સ. પૂર્વે ૨૦૦ માં બ્રિટિશ સ્ત્રીઓ સુંદર દેખાવા માટે તેટલોજ પ્રયત્ન કરતી જેટલો આજે તેમની વારસો કરી રહી છે. માત્ર સુંદર ઘરેણાંજ નહિ પણ કાંસાની આરસીઓ, કાંસકીઓ અને પાવડર લગાડવાના પફ પણ એ ખોદકામમાંથી મળ્યાં છે. કેટલીક પીનો અને રંગીન મણકા પણ એમાંથી મળ્યાં છે.

**નોબેલ ઇનામ:** ૧૯૨૬ ના વર્ષનું સાહિત્ય માટેનું નોબેલ ઇનામ ઇટાલીની જાણીતી નવલકથાકાર શ્રીમતી ગ્રેઝીઆ ડી લેડ્ડાને મળ્યું છે એની વાર્તાઓ સાર્ડીનીઆના ગ્રામ્ય જીવન સંબંધી છે.

**ફીન્લેન્ડની પાર્લામેંટમાં** આ વખતે ૧૬ સ્ત્રી-સભાસદો ચુંટાઇ છે. ૧૯૨૪ માં ૧૮ સ્ત્રીઓ ચુંટાઇ હતી. તે પ્હેલાં એકવાર ૨૫ સ્ત્રીઓ સભાસદ તરીકે આવી હતી.

**નોર્વેમાં વિધવાઓ** સંબંધી હમણાંજ એક નવો કાયદો ઘડાયો છે. પતિને મૃત પત્નીની મીલ્કત પર જેટલો હક્ક છે તેટલોજ હક્ક વિધવાને મૃત પતિની મીલ્કત પર આ કાયદાથી અપાયો છે.

**જાસુસી કામમાં:** પોતાને ગ્રેન્ડડ્યુક્ના રોમાનોવ તરીકે ઓળખાવતી અને અમીર બાનુ હોવાનો દાવો કરતી એક સ્ત્રીને બુડાપેસ્તની પોલીસે હમણાં જાસુસ તરીકે પકડી છે. તે એક રશીઅન ડોકટરની વિધવા છે. ૧૯૧૫ માં તેને જાસુસી માટે ૬ માસની સજા થઇ હતી. જેલમાંથી છુટી વીએના આવી તે ચોરી કરવા માટે પાછી જેલમાં ગઇ હતી. ત્યાંથી છુટી હોસ્પીટલમાં નર્સ તરીકે કામ કરવા લાગી હતી. એ કામ દરમિઆન ઘવાએલા સૈનિકોનો વિશ્વાસ મેળવી ઘણી ગુપ્ત વાતો જાણી લેતી. તે નવ ભાષાઓ સારી રીતે બોલી જાણે છે. લડાઈ પછી પણ રશીઆના જાસુસ તરીકે વીએનામાં રહી કામ કરતી હતી.

**બ્હાદુરીઃ** લડાઇ પછી તરતજ મોન્ટીનીગ્રોની સ્વતંત્રતા માટે યુગો-સ્લાવ સત્તાધારીઓને બ્હારવટું ખેડી મારોવીચ નામના એક યુવાન ડોકટરે ત્રાહ ત્રાહ પોકરાવી. એની મદદમાં એની નાની બ્હેન સ્ટોયાના પણ હતી. બન્ને પકડાયાં પણ ભાઇ ન્હાસી છુટયો. છોકરીની ઉમ્મર તે વખતે ૧૮ વર્ષની હતી. તે પણ બે વાર ન્હાસી છુટી પણ પાછી પકડાઇ, તેને જન્મકેદની સજા થઇ. જેલમાં એના શીયળ પર હુમલો કરનાર બે જણનાં એણે ખુન કર્યાં. દર બે મહિને એનો નાનો ભાઇ એને મળવા આવતો. છેલ્લો એવી જ રીતે તે મળવા આવ્યો અને બન્ને જણ જેલમાંથી ન્હાસી છુટયાં છે. હજી પોલીસ પત્તો નથી મેળવી શકી.

### અમેરિકા.

**રૂના વ્યાપારની આંકડાશાસ્ત્રીઃ** મીસ કેથેરીન ગાઇલ્સ આખી દુનિયામાં એકલીજ સ્ત્રી છે જે રૂના પાક સંબંધી ઉપયોગી આંકડાઓ તૈયાર કરે છે. રૂના પાકવાળા વિભાગોમાંથી સેંકડો ખબરપત્રીઓએ મોકલેલી માહિતી ઉપરથી તે ભવિષ્ય માટે ગણત્રીઓ કરે છે. એની ગણત્રીઓ ઉપર મોટા મોટા વેપારીઓ આધાર રાખી ધંધો-સટ્ટો ખેડે છે. એના રીપોર્ટ સરકારી રીપોર્ટ કરતાં પાંચ દિવસ પ્હેલાં પ્રકટ થાય છે.

**યુદ્ધના ખપ્પરમાં:** છેલ્લા મહાયુદ્ધના ખપ્પરમાં સૌથી વધારે ભોગ આપ્યો હોય તો તે ડેટ્રોઇટની મિસિસ કલેરન્સ હેનરીએ. એણે નવ છોકરા અને એક છોકરીનો ભોગ એ ખપ્પરમાં ચઢાવ્યો છે. પ્હેલા ત્રણ છોકરા કેનેડાના લશ્કરમાં જોડાઇ ફ્રાન્સ ગયા હતા. બીજા બે ફ્રાંસના હવાઇ ખાતામાં જોડાયા હતા. તે પછીના ત્રણ અમેરિકન લશ્કર સાથે આવ્યા. છેલ્લો પણ પેરથી ભાગી અમેરિકન વિમાની ટુકડીમાં ભળ્યો હતો. છોકરી નર્સીંગનું કામ કરતી હતી. હોસ્પીટલ પર બોંબ પડવાને પરિણામે થયલી ઇજાથી સુલેહ પછી એક અઠવાડીઆમાં તે ગુજરી ગઇ. એ દશ બાળકોની માતા અત્યારે એકલવાયી થઇ રહી છે!

**સ્ત્રી-ડોકટરઃ** બ્રાઝીલના પ્રમુખે અનેક પુરૂષ ઉમેદવારો છતાં સ્ત્રીઓની હોસ્પીટલના વડા તરીકે ડૉ. લેઓના લોપેઝની નીમણુક કરી છે. એ સંસ્થામાં તેમણે અગાઉ કામ કરી પોતાની કુશળતાની ખાત્રી આપી છે. બ્રાઝીલમાં અત્યારે ઘણી સ્ત્રીઓ ડોકટરો, વકીલો અને એન્જીનીઅરો તરીકે કામ કરી રહી છે.

અનુક્રમે ઠરાવી છે. એથી ઓછી ઉમ્મર હોય તો લગ્ન ગેરકાયદેસર ગણાય. પરંતુ એક બારી છટકવા માટે રાખવામાં આવી છે. કન્યાની ઉમ્મર ૧૧ વર્ષની થાય પછી એક વર્ષ સુધી શોભવાને તેના વાલીઓને ધાર્મિક વાંધો હોય તો તે ડીસ્ટ્રીક્ટ-મેજીસ્ટ્રેટ પાસે લાઈસન્સ મેળવી લગ્ન કરી શકે. આ લાઇસન્સ માટે તેણે સોગંદનામું નોંધાવવું જોઇએ.

**મુંબાઇ ઇલાકા માટે.**

રા. સા. શારદાનો આ ખરડો આખા બ્રિટિશ હિંદના હિંદુઓ માટે છે. મુંબાઇ ઇલાકાના હિંદુઓ માટે પણ એવો પ્રતિબંધ મુકનારો કાયદો ઘડવા બે સંસ્થા તરફથી ઈલાકાની ધારાસભામાં ખરડા રજુ કરવાની રીતસર નોટીસ અપાઈ ચૂકી છે. પ્હેલો ખરડો રા. જયરામદાસનો છે. એડન સિવાય આખા ઈલાકાને તે લાગુ પાડવાનો ઉદ્દેશ રખાયો છે. એમાં લગ્ન માટેની કાયદેસર ઉમ્મર કન્યા માટે ૧૩ અને વર માટે ૧૬ વર્ષની રાખી છે. એથી ઓછી ઉમ્મરે લગ્ન થાય તો લગ્ન ગેરકાયદેસર નહિ ગણાય, પરંતુ એવાં લગ્ન કરનાર વાલીઓને અને તેમના સહાયકોને છ માસની કેદ યા દંડની સજા થાય. એવાં લગ્ન માટેની ફરિયાદ લગ્ન થયા પછી બે વર્ષની અંદર કરવી જોઇએ. એવી ફરિયાદ લાગતાવળગતા સગાં અથવા એવાં લગ્ન અટકાવવાના ઉદ્દેશથી સ્થપાયલું અને રજીસ્ટર થયેલું મંડળ લાવી શકે. પોલીસ એ ગુન્હા માટે પગલું નહિ ભરે.

બીજો ખરડો રા. જાદવ લાવવાના છે તેમાં લગ્નનું વય કન્યા માટે ૧૨ અને વર માટે ૧૬ નું રાખ્યું છે. ખાસ સંજોગોમાં ૧૦ વર્ષની કન્યાના લગ્ન માટે પરવાનગી આપી શકાય. ૫૦ વર્ષથી વધારે ઉમ્મરના પુરૂષના લગ્ન ૧૬ વર્ષથી નાની કન્યા સાથે ન થઇ શકે. આ કાયદા વિરૂદ્ધ લગ્ન કરનારને ૪૦૦ રૂપીઆ સુધી દંડ થાય. આ કાયદાનું બરોબર પાલન થાય તે માટે બધાંજ લગ્નો જન્મ મરણની જેમ સરકારી દફતરે રજીસ્ટર કરવાની ફરજ પાડતો કાયદો ઘડવા એક બીજો ખરડો રા. જાદવ લાવવાના છે.

**ઉદ્દેશ**

આ ત્રણે ખરડાના ઉદ્દેશ એક સરખા છે અને જુજ તફાવત સિવાય એમની કલમો પણ એકસરખી છે. એ દરેકમાં કાંઇ ને કાંઈ ઉણપ રહી ગઇ છે. ત્રણમાં એક ખરડો હાલની જરૂરિયાતને સંપૂર્ણ રીતે પ્હોંચી વળતો નથી. બાળલગ્ન અટકાવવાં એ ઉદ્દેશ એ ત્રણે ગૃહસ્થોએ રાખ્યો છે. એવાં લગ્ન અટકવાથી બાળવિધવાઓની સંખ્યાં પણ કમી થશે. અત્યારે હિંદમાં હિંદુ બાળવિધવાઓની સંખ્યા કેટલી છે તે નીચેના આંકડાથી જણાશે. ૧૯૨૧ના વસ્તીપત્રકમાંથી એ આંકડા લીધા છેઃ

| | | |
|---|---|---|
| એક વર્ષથી ઓછી ઉમ્મરની | : ૬૧૨ | વિધવાઓ |
| પાંચ વર્ષની અંદરની " | : ૨૦૨૪ | " |
| દસ " " " | : ૯૭૮૫૭ | " |
| પંદર " " " | : ૩,૩૨,૦૨૪ | " |

આ હિસાબે લગભગ સાડા ચાર લાખ બાળવિધવાઓ દેશમાં સબડે છે અને તે બાળલગ્નનુંજ સીધું પરિણામ છે. જો મોટી ઉમ્મરે લગ્ન થતાં હોય તો એટલી દુઃખી બ્હેનોના નિશ્વાસ દેશને બાળતાં અટકે. અને વિધવાઓ તરફ આપણો સમાજ કેવું વર્તન રાખે છે તે કોઈથી અજાણ્યું નથી એવી દુઃખી બ્હેનો કુદરતને વશ થઈ કુમાર્ગે ચઢે અને બાળહત્યા કરે આ પરધર્મમાં જાય એમાં નવાઈ નથી. આવી પરિસ્થિતિને લીધેજ હિંદના દુશ્મનોને ટીકા કરવાનું સાધન મળે છે. એ પરિસ્થિતિ ટાળવા માટે એ ત્રણે ગૃહસ્થો જે પ્રયત્ન કરી રહ્યા છે તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

**સૂચનાઓ.**

પરંતુ એમને અભિનંદન આપતાં અમે એમના ખરડાઓની ઉણપો વીસરી શકતા નથી. જે ઉદ્દેશથી એ ખરડા રચાયા છે તે ઉદ્દેશ સર્વાંશે સફળ કરવો હોય તો એ ઉણપો ટાળવી જોઇશે. (૧) રા. સા. શારદાનો ખરડો આખા હિંદને લાગુ પાડવામાં આવ્યો છે પરંતુ તે માત્ર હિંદુઓનેજ લાગુ પાડી તેમણે સંકુચિત દૃષ્ટિ બતાવી છે હિંદમાં હિંદુઓ સિવાય અન્ય જાતિઓમાં પણ બાળલગ્ન પ્રચલિત છે. નીચેના આંકડા એ વિષેની ખાત્રી આપશેઃ

૧૫ વર્ષની અંદરની ઉમ્મરની પરણેલી કન્યાઓ–દર ૧૦૦૦ દીઠ:

| હિંદુ | મુસલમાન | ખ્રિસ્તિ | પરચુરણ |
|---|---|---|---|
| ૧૨૫ | ૫૬ | ૧૮ | ૩૧ |

ઇલાકાવાર પ્રમાણ–બધી જાતિઓ માટે:

| બંગાલ | મુંબાઈ | મદ્રાસ | પંજાબ | સંયુક્ત પ્રાંતો |
|---|---|---|---|---|
| ૪૦ | ૯૫ | ૯ | ૨૨ | ૫૬ |

| વડોદરા રાજ્ય | મ્હૈસુર રાજ્ય |
|---|---|
| ૬૪ | ૮ |

આ આંકડાઓ ઉપરથી જણાશે કે હિંદની સર્વ જાતિઓમાં અને સર્વ ઇલાકાઓમાં એ નિંદ્ય રિવાજ પ્રચલિત છે. એટલા માટે સ્ત્રી–વર્ગની દૃષ્ટિએ તો એ જાતિભેદ દૂર કરી જે કાયદો ઘડાય તે આખા હિંદને લાગુ પાડવો જોઇએ. બીજી તરફ રા. જયરામદાસ અને રા. જાદવના ખરડાઓ ફક્ત મુંબાઇ ઇલાકાનેજ લાગુ પડે છે. એવી રીતે એક પ્રાંતને લાગુ પાડવાથી અનેક ગુંચવાડા ઉભા થશે અને કાયદો નિષ્ફળ જશે. એ કારણે એવો કાયદો આખા હિંદ માટે એક સરખો હોવો જોઈએ. ( ૨ ) રા. સા. શારદાના ખરડામાં એ કાયદા વિરૂદ્ધ ઓછી વયે લગ્ન થાય તો એવું લગ્ન ગેરકાયદેસર ઠરાવવામાં આવ્યું છે. એમ કરવાથી "પાડાને દુઃખે પખાલીને ડામ" દેવાશે. નાહાન બાળકોને માબાપ પરણાવે તો તેની સજા બાળકોને, નહિ પણ માબાપને થવી જોઇએ. તેને બદલે લગ્ન ગેરકાયદેસર ઠરાવવાથી બાળકોનું–ખાસ કરીને કન્યાનું આખું જીવન નષ્ટ થઇ જશે. એથી ભવિષ્યમાં એવાં લગ્નથી થયલાં બાળકોને પણ સહન કરવું પડે. અમારી સૂચના તો એ છે કે એવાં લગ્ન કાયદેસરજ ગણાય પરંતુ એવાં લગ્ન કરનાર વાલીઓને રા. જયરામદાસના ખરડામાં જણાવી છે તે મુજબ કેદની અને દંડની સજા કરવામાં આવે. અમે એ બન્ને પ્રકારની સજા એક સાથે કરવાની તરફેણમાં છીએ. વડોદરાનો અનુભવ આપણને શીખવે છે કે કેદની સજા વગર કાયદો નિષ્ફળ જશે. રા. સા. શારદાનો ખરડો એવી કોઇ સજા માટે પ્રબંધ કરતો નથી, એટલે માબાપો તો સ્હેલાઇથી છટકી જશે. કેદની સજા સાથેજ દંડની સજા પણ દરેક માબાપની આર્થિક શક્તિના પ્રમાણમાં કાપી લેઇએ અને એ દંડને બદલે કેદની સજા ન કરતાં રકમ મીલકત જપ્ત કરીને પણ વસુલ કરવી જોઇએ. એવા દંડની રકમનો ઉપયોગ અવિવાહિત કન્યાઓના શિક્ષણ પાછળ ખરચાય જેથી આડકતરી રીતે પણ બાળલગ્નના અટકાવને ઉત્તેજન મળે. (૩) કાયદેસર વય માટે ભિન્નભિન્ન મત છે. કેટલાક અનુક્રમે ૧૨ અને ૧૬ રાખવાનું કહે છે અને કેટલાક ૧૪ અને ૧૮ કે ૨૦ રાખવા માગે છે. સંમતિવય ૧૪ વર્ષનું રાખવા વિષે આખા હિંદની સ્ત્રી–જનતાએ માગણી કરી છે. ખરૂં જોતાં તેમની માગણી તો ૧૬ વર્ષ માટેની છે. અને જો કાયદેસર સંમતિવય ૧૪ વર્ષ હોય તો પતિને પણ એથી ઓછી ઉમ્મરની પત્ની સાથે સંસાર ભોગવવાનો અધિકાર નથી. એવા ભોગને કાયદો બળાત્કાર લેખશે. એ જોતા તો કન્યાની ઉમ્મર લગ્ન માટે પણ ૧૪ વર્ષનીજ–સંમતિવય જેટલીજ ઠરાવવી જોઇએ. છોકરાની ઉમ્મર ૨૦ વર્ષની રહે તો ખોટું નથી. શાસ્ત્રો તો અનુક્રમે ૧૬ અને ૨૪ની વય ઠરાવે છે પણ અત્યારના રૂઢિગ્રસ્ત જમાનાને એ શાસ્ત્રાજ્ઞા રૂચતી નથી. (૪) લગ્નો રજીસ્ટર કરવા સંબંધી રા. જાદવની સૂચના પણ અમને ગમે છે. દરેક ગામે અને દરેક શહેરમાં જન્મ–મરણની નોંધના પત્રક રખાય છે તેમ લગ્નનું પત્રક રાખવું બહુ મુશ્કેલ કામ નથી. એથી ધાર્મિક ક્રિયાઓમાં કોઇ પણ જાતનો વાંધો નહિ નડે. સાથે સાથે એક પત્નીજ કરી શકાય એવો એ કાયદામાં અંકુશ મુકાય તો વધારે ઠીક થશે. (૫) રા. સા. શારદાએ પોતાના ખરડામાં છટકવાની જે બારી રાખી છે, તે તરફ અમે વિરોધ દર્શાવીએ છીએ. એવી રીતે સોગંદનામું કરીને છટકાતું હશે તો ઘણાં રૂઢિગ્રસ્ત માબાપ ખોટાં સોગંદનામાં લખી આપી કાયદાના ઉદ્દેશને ઠોકરે મારશે. (૬) આ કાયદા વિરૂદ્ધ થયલાં લગ્ન સંબંધી ફરિયાદ કરવાની જે વ્યવસ્થા રા જયરામદાસના ખરડામાં છે તે વ્યાજબી છે, પરંતુ તેમાં એટલો ઉમેરો કરવો જોઇએ કે એવી ફરિયાદ સામાન્ય ફોજદારી કોર્ટ પાસે નહિ પણ કોઇ ખાસ અદાલત સમક્ષ કરવી જોઇએ. આ કાયદાને લગતો ગુન્હો એક રીતે જોતાં "બાળકો પ્રત્યે ક્રૂર વર્તન" છે અને તેટલા માટે મુંબાઇ જેવાં શહેરમાં બાળકો માટેની અદાલત સમક્ષ એવી ફરિયાદ આવે એ વ્યાજબી ગણાય.

(૭) વધારામાં એક કલમ એવા પ્રકારની ઉમેરવી જોઇએ કે પરણનાર વ્યક્તિઓ સગીર મટી વયમાં આવતાં જો ઇચ્છે તો એવું લગ્ન રદ કરાવી શકે. આટલી સુચનાઓનો અમલ કરતો એક નવોજ ખરડો આખા બ્રિટિશ હિંદ માટે વડી ધારાસભામાં લાવી તેને કાયદાનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન થવો જોઇએ; અને એવાં પ્રયત્નોને દેશની સ્ત્રી-જનતાએ પોતાનો સંપૂર્ણ ટેકો આપવો જોઇએ.

**વડોદરા રાજ્યમાં બાળલગ્ન.**

વર્ષો પ્હેલાં વડોદરા રાજ્યના સુધારા-પ્રિય રાજવીએ બાળલગ્ન પ્રતિબંધક કાયદો ઘડી અમલમાં મુકયો છે. પરંતુ એ કાયદો અનેક કારણોને લીધે નિષ્ફળ ગયો છે. એ કાયદાનો ઉદ્દેશ સફળ થાય તે માટે એમાં સુધારા સૂચવવા એક કમિટિ રા. બ. ગોવિંદભાઇ દેસાઇના અધ્યક્ષપદે નીમાઈ હતી. એ કમિટિએ પોતાની સૂચનાઓ ધારાસભા સમક્ષ રજુ કરી છે, જેને પરિણામે જોઇતા સુધારા કરી લેવામાં આવ્યા છે. કાયદેસર વય ૧૨ અને ૧૬ અનુક્રમે હતું તે વધારી ૧૪ અને ૧૮ કરવામાં આવ્યું છે. એજ હદ આખા હિંદ માટે ઠરાવવી જોઇએ. આમાંથી કાઠીઆવાડી અને કડવા કણબીઓને ત્રણ અથવા પાંચ વર્ષ માટે બાકાત રાખવાની સૂચનાઓ થઈ હતી, પરંતુ એવો કોઇ પણ અપવાદ રાખી પક્ષપાત દરવાનું ધારાસભાએ યોગ્ય વિચાર્યું નથી. ખાસ સંજોગોમાં રાહત અપાય, તે સિવાય કાયદો સર્વને સરખી રીતે લાગુ પડશે. પ્હેલાં ફકત દંડનીજ સજા ઠરાવી હતી એટલે લગ્નખાતે વધારાનો ખર્ચ ગણી એ દંડ આપી ઘણા માબાપો પોતાના નાદાન બાળકોનું બલિદાન આપતા. હવે દંડ સાથે કેદની પણ સજા દાખલ થઇ છે વડોદરા રાજ્યના આ સ્તુત્ય સુધારા માટે અમે રાજ્યના સંચાલકોને અને પ્રજાને અભિનંદન આપીએ છીએ અને બ્રિટિશ હિંદનાં મુત્સદ્દીઓને તેમનું અનુકરણ કરવા સૂચવીએ છીએ. રાજકોટ રાજયની પ્રજાપ્રતિનીધિ સભાએ પણ બાળલગ્ન પ્રતિબંધક કાયદો ઘડી લગ્ન માટેની કાયદેસર ઉમર કન્યા માટે ૧૫ અને વર માટે ૧૯ નો ઠરાવી છે. એથી વિરૂદ્ધ વર્તનાર ગુન્હેગાર ગણાશે. સંમતિ વય ૧૬ વર્ષનું ઠરાવ્યું છે. બ્રિટિશ હિંદની પ્રજા સ્વરાજ્ય ભોગવતી હોય તો તે પણ જરૂર ૧૬ વર્ષનીજ હદ ઠરાવે. પ્રતિનીધિ સભાના આ હિંમતભર્યાં પગલાં માટે અમારાં અભિનંદન છે.

**દેવદાસીની પ્રથા.**

બાળલગ્ન પછી હિંદનું બીજું સામાજીક કલંક દેવદાસીની પ્રથા છે. પ્રાચીન કાળથી આપણી કેટલીક ધાર્મિક ક્રિયાઓ સાથે નૃત્ય નિકટનો સંબંધ ધરાવે છે. પુર્ણ પુરૂષોત્તમ કૃષ્ણ " નટવર " અને કલ્યાણકારી શિવ " નટરાજ " ની ઉપાધીઓથી વિભુષિત છે. મંદિરોમાં એ નૃત્ય કરવા માટે કુમારી કન્યાઓને અર્પણ કરવી એ મોટું પુણ્યકાર્ય મનાતું. એવી સ્ત્રીઓ આજીવન બ્રહ્મચારિણી રહી દેવ સમક્ષ નૃત્ય-સંગીત કરવાંમાંજ જીવન વ્યતિત કરતી. તે વખતે ગુણકર્મથી જાતિ ગણાતી એટલે આવી સ્ત્રીઓની પણ વખત જતાં જાતિઓ બંધાઇ. દક્ષિણમાં કલાવંતી, નાયકિણ વગેરે જાતિઓ એનો સાબિતિ છે. વખત જતાં મંદિરોના અધિષ્ઠાતાઓનું અધઃપતન થયું અને તેમણે પોતાની સાથે આ સ્ત્રીઓને પણ અધોગતિમાં ઘસડી. અત્યારે " દેવદાસી " શબ્દનો અર્થ " વેશ્યા " જ થાય છે તે એ અધોગતિને પરિણામે. આ સ્ત્રીઓ હવે એને પોતાની જાતિનો ધંધોજ માની બેઠી છે. ઘણી એમાંથી છૂટવાના ફાંફા મારે છે પરંતુ આજીવિકા ભયમાં આવે તે કારણે છૂટી થઇ શકતી નથી. આ પ્રથા નાબુદ કરવા માટેના પ્રયત્નો સન ૧૮૧૮ ની સાલથી ચાલુ થયા છે છતાં એ દિશામાં જોઇએ તેટલો સુધારો-મ્હૈસુર રાજ્ય સિવાય -નથી થઇ શક્યો, એ આપણી પ્રજાની નૈતિક અધોગતિની સચોટ સાબિતિ આપે છે. મ્હૈસુર રાજ્યે કરેલા સ્તુત્ય અને સફળ પ્રયત્નો સંબંધી અમે અગાઉ ચર્ચા કરી છે. બ્રિટિશ હિંદમાં આપણી સરકાર આપણને નૈતિક ઉન્નતિ કરવા દેવા ઉત્સુક નથી એટલે તે એક યા બીજે બ્હાને એ કલંક મીટાવવામાં અંતરાય નાંખે છે ૧૯૨૨ માં એ સંબંધી એક ઠરાવ સર હરિસિંહ ગોરે વડી ધારાસભામાં આણ્યો હતો. લોર્ડ રીડીંગના સમયમાં આ ઇલાકામાં એ સંબંધી કેટલીક તપાસ પણ થઇ હતી. તે પછી એ વાત વીસરાઇ ગઈ કુમારી ચંપકવલ્લીના આપઘાતે સર્વને ફરી નિદ્રામાંથી

જાગૃત કર્યાં. પરિણામે રા રામદાસ પંતુલુએ ફરી એ માટેનો ઠરાવ વડી ધારાસભામાં રજુ કર્યો. એ બન્ને પ્રસંગે કહેવાતા ધાર્મિક હિંદુ સભ્યોએજ ઠરાવનો વિરોધ કર્યો-ખાસ કરીને "હિંદુધર્મના સ્તંભ" ગણાતા માલવીયજીએ. એમના આ વિરોધથી એમને માટેનો અમારો રહ્યોસહ્યો પૂજ્યભાવ પણ ઓસરી ગયો છે. સરકાર તરફના સભાસદ રા. દાસે તો એ સંબંધી સાબિતિ માગી પોતાના અજ્ઞાનનુંજ પ્રદર્શન કર્યું.

પરંતુ હવે એ વાત પાછી વિસારે નહિ પડે એ ચોક્કસ છે. આ નિંદ્ય પ્રથા મીટાવવાનો હિંદની સ્ત્રી-જનતાએ નિરધાર કર્યો છે. મદ્રાસની ધારાસભાના ઉપપ્રમુખ ડૉ. મુથુલક્ષ્મી રેડીએ એ સંબંધી ઠરાવ આણ્યો હતો અને તે સર્વાનુમતે પસાર થયો છે. તેમણે એ સંબંધી ખરડો રજુ કરવાની પણ રીતસર નોટીસ આપી દીધી છે. સંયુક્ત પ્રાંતોની ધારાસભામાં નાયક કન્યાઓના રક્ષણ સંબંધી ખરડો દાખલ થઇ સીલેક્ટ કમિટિને સોંપાઇ ચુકયો છે. આખા હિંદની સ્ત્રીઓ હવે આ બન્ને કલંક સંબંધી જાગ્રત થઇ ગઇ છે અને ઠેર ઠેર સભાઓ ભરી એ માટેનો પોતાનો પોકાર વ્યક્ત કરે છે. મુંબઇમાં અનેક સ્ત્રી મંડળોના આશ્રમ હેઠળ મિસિસ તાલ્યારખાનના પ્રમુખપદે મળેલી સભાએ પોતાનો અભિપ્રાય જણાવી દીધો છે. દક્ષિણમાં પણ અનેક સ્થળે એવી સભાઓ ભરાઇ ચુકી છે અને ડૉ. મુથુલક્ષ્મીના કાર્યને પોતાનો સબળ ટેકો આપ્યો છે. આ દેવદાસીની પ્રથા અટકાવવા માટે નાની બાળાઓને અનીતિમાં નાંખવા વિષેની ફોજદારી કાયદાની કલમનો આશ્રય લેવાનું કેટલાક સૂચવે છે; પરંતુ વ્યવહારમાં એ કલમ એ પ્રથા નથી અટકાવી શકતી. એટલા માટેજ ડૉ. મુથુલક્ષ્મીએ મંદિરોની વ્યવસ્થામાંજ સુધારો કરવાનો ખરડો આણ્યો છે, જેથી એ પ્રથાના મૂળસ્થાનમાંજ કુહાડો મારી શકાય. અમે તેમના એ પ્રયત્નો માટે અભિનંદન આપીએ છીએ અને તે સફળ કરવા માટે આખા હિંદની સ્ત્રીઓ તેમજ પુરૂષો તેમના કાર્યને ટેકો આપે એમ ઇચ્છીએ છીએ.



એક દૈનિક છાપાના તંત્રીજી અગ્રલેખ લખવામાં મશગુલ હતા, તેટલામાં ઉપરાછાપરી એક પછી એક ત્રણ-ચાર જણ તેમની મુલાકાતે આવી ગયાં. કામમાં ખલલ થવાથી તંત્રીજીને બહુ ગુસ્સો ચડયો. તેમણે દરવાજાપર બેસતા છોકરાને હાંક મારી: "છોકરા!"

છોકરો: "જી, સાહેબ!"

તંત્રી: "કેમ બધાંને પૂછ્યા વિના અંદર આવવા દે છે?"

છોકરો: "એ લોકો કહે છે કે અગત્યનું કામ છે."

તંત્રી: "ગમે તે કહે, હવે કોઇને અંદર આવવા દેતો નહિ."

થોડીવારે એક બાઇ આવ્યાં અને ઓરડામાં પેસવા જતાં હતાં ત્યાં છોકરાએ અટકાવ્યાં. બાઇએ કહ્યું: "પણ મારે અગતનું કામ છે."

છોકરો: "નહિ જવાય. સાહેબે ના પાડી છે"

સ્ત્રી: "પણ હું એમની પત્ની છું."

છોકરો: "તમે ગમે તે કહો, પણ સાહેબે ના પાડી છે!"

पमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



મિસિસ ડીઆના વોટ્સના પ્રયોગ. ( જુઓ 'સ્ત્રી-જગત' )



સમતોલપણું જાળવો.
મિસિસ ડીઆના વોટ્સના પ્રયોગ.




## હૈડાંની સીમ.

મ્હારા હૈડાંની સીમ કદી ઝાંખી ના, બ્હેન !
—ઝાંખી ના, બ્હેન !

ધરણી વસાય, મ્હેલ માળીઆં ભૂલાય ત્યાં—
આશાની પાળ હોય બાંધી ના, બ્હેન !
—બાંધી ના, :બ્હેન !

સાગરો સમાય હોય હૈયું છલકાય ના,
ઉર્મિની છોળ ક્યાંક લાગી હાં, બ્હેન !
—લાગી હાં, બ્હેન !

આભલે વીંટાય, તેજ દીવડાં જગાવતાંય,
ચેતનાની જ્યોત કૈંક જાગી હાં, બ્હેન !
—જાગી હાં, બ્હેન !

નાથ એ દેખાય, નાચે રાચે ઉર માંહી હોય—
આપ કેરી ભૂખ કદી ભાંગી ના બ્હેન,
—ભાંગી ના બ્હેન !

મ્હારા હૈડાંની સીમ કદી ઝાંખી ના, બ્હેન !
—ઝાંખી ના, બ્હેન !

રઘુનાથ ગંગારામ

બીને ગુપ્તદાન વડે સહાય કરી શકે છે. ધન હોય તો સદ્દભાવનાથી પ્રેરાઇ આટલું થઇ શકે.

પણ ગરીબ બુદ્ધિશાળી સ્ત્રી હોય તો પોતાના બુદ્ધિબળ અને જ્ઞાનથી સમાજ અને દેશની સેવા બહુ સંગીન રીતે કરી શકે. જ્ઞાન અને કળાને વિકસાવી શકે; નિરક્ષરોને જ્ઞાન-દાન દઇ શકે. પ્રેમ અને પવિત્રતાનો સંદેશો જગતભરમાં ઘુમી ઘુમી પહોંચાડી શકે; દુ:ખીયાઓને પ્રેમના શબ્દો વડે આશ્વાસન આપી તેમના દુઃખમાં ભાગ લઇ શકે અને અનેક રીતે જનસેવા કરી શકે.

સ્ત્રીઓની તનસેવા તો જાણીતી છે. ગૃહિણી તરીકે, માતા તરીકે, બ્હેન તરીકે અને જગતના ઉદ્ધારણ અર્થે કાયાને કસી નાખતી દયાની દેવીઓ તરીકે. વિશાળ દ્રષ્ટિએ માતૃભાવની ઉંચી ભાવનાથી પ્રેરાઇ બાળક બાળકીઓને ઉન્નતિને માર્ગે તેઓ ધારે તો લઇ જઇ શકે. સમાજનું ધન, દેશનું ધન, બલ્કે સમસ્ત જગતનું અણમોલું ધન તે તેનાં કુમળાં બાળકો છે અને તેમને સેવાભાવથી સન્માર્ગે વાળવાની ધગશ અને પ્રયત્ન એ ઉત્તમ જનસેવાની છુપી ચાવી છે.

સ્ત્રીઓ પ્રેમ વડે બાળકોને જીવનનો આદર્શ સમજાવી-પોતાના ચારિત્ર્યથી સમજાવી ને શીખવી શકે. એવું અદ્ભુત વાતાવરણ તેમની મનઃસૃષ્ટિની આજુબાજુ ગુંથી શકે કે ગમે તેવા સમયમાં, ગમે તે વયમાં અને ગમે તેવા સંજોગ કે સ્થિતિમાં જીવનના એ આદર્શને તેઓ અળગો ન જ કરી શકે. બાળ-ધનને આમ સંતપથે વાળવાના પ્રયત્નો એ સ્ત્રીઓ બહુ સફળતાપૂર્વક કરી શકે અને એ કંઇ જેવી તેવી સેવા નથી. એ પ્રેરણાના બળે ભવિષ્યમાં કોઇ બુદ્ધ, ક્રાઇસ્ટ, શંકર કે મહાવીર જેવા મહાત્માઓ અથવા ગાંધી કે તિલક જેવા દેશસેવકો નીપજે અને તે સેવાનુંજ પરિણામ.

વળી આપણા સમાજમાં અજ્ઞાનના અને વહેમનાં મૂળ ઉંડાં ઘુસેલાં છે. તે અજ્ઞાનતા અને વહેમના પરિણામો એવા ભયંકર છે કે જેથી આપણે અત્યારે જગતભરમાં અવદશા ભોગવી રહ્યા છીએ. રૂઢિ અને ન્યાતના બંધનોમાં બિચારા અજ્ઞાન સ્ત્રી પુરુષો એવા જકડાઇ ગયેલા છે કે તેમને પોતાની હાલતનુંયે ભાન નથી. એ ભયંકર કુપમાંથી તેમને કાઢવા એ જેવી તેવી સેવા નથી. ફરજીયાત વૈધવ્ય અને તેને પરિણામે કુપંથે ઉતરી જતી સ્ત્રીઓને જ્ઞાન દઇ પ્રેમથી માર્ગ બતાવવામાં આવે તો સમાજ કેટલો નિર્મળ બને? બાળલગ્ન, કન્યાવિક્રય, વર-વિક્રય, વરા, જમણ, ગજા ઉપરાંતના લ્હાવા લેવાના ખર્ચ વગેરેમાંથી સમાજને બચાવવામાં આવે તો કેટલું બધું લોકકલ્યાણ થઇ શકે? અને સ્ત્રીઓને સારૂ આ અઘરી વાત નથી.

બીજી બાજુ સંયોગવશાત્ કે અજ્ઞાનતાથી પતિત સ્થિતિમાં ઉતરી પડેલી પોતાની બ્હેનોને સ્ત્રીઓ દીલસોજ અને દયાળીના હૃદયથી તારી શકે છે. સારા સંજોગ, અનુકુળ પરિસ્થિતિ અને કુદરતની કૃપા વડે સાચવેલી ભાગ્યશાળી સ્ત્રીઓ સમાજમાં, શહેરમાં કે દેશમાં અનીતિ, અત્યાચાર અને પાપ પંકમાં રોળાતી ગરીબડી બ્હેનોના ઉદ્ધારનો માર્ગ શોધી જીવન ધન્ય કરી શકે છે.

તમને સેંસ પણ ખ્યાલ નહિ હોય કે આજે આખા જગતભરમાં તમારી લાખો બ્હેનો સંજોગોનો ભોગ બની અધર્મ અને પાપના કુપમાં ડુબી રહી છે. સમાજનું, દેશનું અને સમસ્ત જગતનું એ મોટામાં મોટું દુર્ભાગ્ય છે. પરંતુ તેના નિવારણનો રસ્તો, તે વધતા પાપને અટકાવવાનું બળ તમારામાં છે; સંસ્કારી બની સેવાભાવે એ પતિત બ્હેનોના

ઉદ્ધાર સારૂ તમે યત્ન કરો. તેઓ ઘૃણાસ્પદ નથી પરંતુ દયાપાત્ર છે કારણ કે સ્વેચ્છાથી તેમણે એ માર્ગ અંગીકાર નથી કર્યો હોતો.

જનસેવા એ કોઇ પણ ધારે તો ગમે તેવી રીતે અને ગમે ત્યારે કરી શકે. તેમાં પૈસો, શારીરિક તંદુરસ્તી કે વિદ્વત્તાની ખાસ જરૂર નથી; પરન્તુ અમૃતથીય સુમધુર એવા પ્રેમરસથી, દયાભાવથી છલકાતા સુકોમળ હૃદયની જરૂર છે અને એ હૃદય, એ પરમ પુનિત ભાવનાથી છલકાતું હૃદય, માનવજીવનની પરમ કોટિ છે; ત્યારે મુક્તિનો આનંદ અનુભવાય છે અને ત્યારેજ મારા-તારાનો ભેદ ભૂલી જવાય છે.

મનુષ્ય માત્ર જન્મથી મરણ પર્યંત સ્વતંત્ર નથી. પોતાની દરેક જરૂરીઆત સારૂ તેને બીજાની મદદની જરૂર હંમેશાં હોય છે. જો સૌ કોઇ એક બીજા સાથે અસહકાર કરીને બેસે અથવા તો સ્વાર્થ સાધવામાંજ રચ્યા પચ્યા રહે કે એક બીજાની પડતી ઇચ્છે તો જગત પળ એક પણ નભી ન શકે. બીજાની શક્તિઓનો તમે જેમ ઉપયોગ કરો છો, તેમ તમારી શક્તિઓ બીજાના ભલાને ખાતર વાપરો.

સૂર્ય કે ચંદ્ર પોતાના સ્વાર્થ ખાતર જગતને અજવાળતા નથી, નદીઓ પોતાના લાભ ખાતર વહેતી નથી; વૃક્ષો શોભાને ખાતર ફળ ધારણ કરતાં નથી, વાદળાંઓ બદલાની આશાએ વરસતાં નથી; કુદરતની એ એક સરખી ઘટમાળ કોઇ પણ અંગત કારણસર વણા કરતી નથી; એ સઘળાની શક્તિઓ પારકાના ઉપકારને અર્થેજ છે અને તે ગુણ સ્વાભાવિક બની ગયો હોય છે.

ડગલે અને પગલે દુઃખથી છલકાતા માનવ જીવનમાં સેવાનું અમી ન સીંચાતું-સીંચતા ન શીખ્યા-હોત તો આપણે પશુ કોટિમાંથી જરાયે ઉંચા આવી શક્યા ન હોત. જગતભરના મહાન પેગમ્બરો, ધર્મ સંસ્થાપકો અને ધર્મોપદેશકો માનવમાત્રની એજ દુઃખની કીકીયારીથી કરુણહૃદયી બની દયા, પ્રેમ અને સેવાના પાઠનો અમુલ્ય વારસો આપણને આપી ગયા છે. એ વારસો જો આપણે સમજી શકીએ તો આપણે સારૂ અનંતસુખને આપનાર ત્રીજોરીની ચાવીઓ છે; નહિં તો પથ્થરોનો ડુંગર છે.

બ્હેનો! સેવાનો પ્રસંગ આવતાં એવું બ્હાનું કદી ન કાઢશો કે અમારી પાસે આ હોત તો આમ કરત ને આવી હોત તો હું તેમ કરત. જે સ્થિતિ અને સંજોગમાં પ્રભુએ તમને મુકયા છે તેનોજ તમે સફળતાપૂર્વક ઉપયોગ કરો. તમારી પાસે ચાર આના હોય અને તેમાંથી તમારી શક્તિ અનુસાર પાઇ કે પૈસાનો પણ સદૂપયોગ ન કરી શકો કે સેવા માર્ગમાં ન ખરચી શકો તો લાખો મળતા તમે હજારો ખરચશો એની શી ખાત્રી ?

અને એ વિષય પર એક ઘણું મનન કરવા જોગ લખાણ એક પુસ્તકમાં છે તે નીચે પ્રમાણે—

" આ નથીને તે નથી અને આમ હોત તો આમ કરત એવી નકામી વાતોમાં શું કરવા વખત ગુમાવો છો? ઇશ્વરે તમને જે આપ્યું છે તેનોજ તમારી પાસેથી હિસાબ માગવામાં આવશે. તમારી પાસે છે તેમાંથી તેના પ્રમાણમાં તેનો ઉપયોગ કરો. પ્રભુ તમારી પાસેથી તમારી શક્તિના પ્રમાણમાંજ આશા રાખે છે. તમારી શક્તિ બહારની વસ્તુ તે કદિપણ તમારી પાસે માગતો નથી. તમને જેટલી બુદ્ધિ, જેટલું બળ, જેટલા પૈસા, જેટલી સત્તા, જેટલી સગવડ અને જેટલો લાગવગ આપવામાં આવ્યા હશે તેટલાનોજ તમને હિસાબ પુછવામાં આવશે. એ વખતે તમારો એ જવાબ કાંઇ કામ નહિ આવે કે મારી પાસે પૈસા ન હોતા, જો પૈસા હોત

તો હું ધર્મશાળા બંધાવત. પણ પ્રભુ કહેશે કે હું તારી પાસેથી ધર્મશાળા ક્યાં માગું છું ? હું તો તારા ખીસામાં વધારાના જે ત્રણ દોઢીયાં હતાં તેનો હિસાબ માગું છું. એ ત્રણ દોઢીયાનું શું કર્યું ? તારી પાસે પાઇના ચણા માગવા ભૂખ્યો માણસ આવ્યો હતો તેને તેં ધમકાવીને કાઢી મૂકયો અને એ પૈસા જરૂર કરતા વધારે નિરૂપયોગી વસ્તુમાં અને મોજશોખમાં વેડફી નાખ્યા, તેનો હું હિસાબ માગું છુ !"

જેને ઇશ્વરે થોડું આપ્યું હોય છે અને તે થોડાનો પણ યથાયોગ્ય સદુપયોગ નથી કરી શકતો તો વધારેનો સદુપયોગ તે કેવી રીતે કરશે એ બાબત પર એક ડોશીનું દ્રષ્ટાંત ઘણું વિચારવા જેવું છે.

"ઇશ્વરે એક ગરીબ ડોશીને પૂછયું કે તેં જગતની શી સેવા કરી ! ત્યારે ડોશીએ કહ્યું કે મારી પાસે કંઇ નહોતું. હું તો દુઃખે પાપે કરીને માંડમાંડ મારૂં પેટ ભરતી હતી. હું તે કયાંથી ધર્મ કે સેવા કરૂં ? આપ્યું હોત તો ખુશીથી સેવા કે ધરમ કરત. ધર્મ કરવો કોને ન ગમે ? પણ પાસે કંઇ નહોતું એટલે શું કરૂં ? ત્યારે પ્રભુ કહેશે કે હું કંઇ તારી પાસે ધર્મશાળા માગતો નથી પણ મેં તને જે ઘંટી આપી હતી એ ઘંટીએ તું બીજા કોઇને દળવા દેતી નહોતી એ યાદ છે કે ? એ ઘંટી કાંઇ તારી સાથે મસાણમાં આવવાની નહોતી કે એ ઘંટીનો પત્થર તને કંઇ સ્વર્ગમાં લઇ જાય તેરો નહોતો કે ઘંટીથી તારૂં દળદર પણ ફીટે એમ નહોતું. છતાં પણ તું તારી પડોશણને તારી ઘંટીએ દળવાયે નહોતી દેતી. ઓ બુઢ્ઢી ! હજી તો તારાં કર્મે મેં તને ઘંટીનો પથરોજ આપ્યો હતો. અને એનો પણ તું સદુપયોગ ન કરી શકી તો હીરા-માણેક આપ્યા હોત તો કોણ જાણે તું શું કરત ? તેમને ક્યાંના કયાં દાટત ? તારામાં સેવાની ભાવના હોત તો તું ઘંટીથીએ સેવા કરી શકત. પણ તેં તો એ સેવાધર્મથીએ ઘંટોના પત્થરને વધારે વહાલો ગણ્યો માટે જા અહીંથી તારા કર્મમાં પત્થર સિવાય કશું છેજ નહી."

આ સામાન્ય દાખલો છે પણ તેમાં ખુબ ભાવાર્થ રહેલો છે. આપણે ઘણી વાર નજીવી જણાતી ચીજો પ્રત્યે બેદરકાર રહીએ છીએ પણ એ દેખાતી નજીવી વસ્તુઓ મહા પરિણામોના મુળ રૂપે વસેલી હોય છે. માઇલોના માઇલો સુધીના પ્રદેશને ફળદ્રૂપ કરતી મોટી નદીનું મુળ એકાદ ભેખડ પરથી પડતા નાનકડા પ્રવાહરૂપે હોય છે. તેમ સેવાની ભાવનાના બીજ નાની જણાતી સેવાવૃત્તિ પરજ અવલંબેલાં છે. રસ્તે ચાલતા તમે કોઇ ગરીબને છતી શક્તિએ હુતકારી કાઢો કે ઇજા પામેલાને જોઇ તે તરફ ધ્યાન આપ્યા વગર આગળ ચાલ્યા જાઓ અથવા ભૂલા પડેલા બાળકને ખાલી આંખ-ણાથી રસ્તો બતાવી તમે પોતાને કૃતકૃત્ય માનો કે રોગથી જર્જરિત એકાદ અપંગને જોવા છતાં તેની ઉપેક્ષા કરો; એ બધું સાદી નજરે જોતાં નજીવું છે પણ તમારા હૃદયની પરીક્ષા કરનાર જગતપ્રભુને જાણવા સારૂ પુરતું છે. તમારામાં સેવાની ખરી ધગશ હશે તો આવા દૃશ્યો તરફ તમે કદિ આંખ આડા કાન નહિ કરો. સેવાની ભાવના એ પોતેજ એવી અજેય અને અનંત બળશાળી છે કે તેને કંઇપણ સંજોગ કે સ્થિતિ રોકી શકતા નથી. પરંતુ એ સેવાનો અમુલ્ય ઝરો કોઇ વિરલ વ્યક્તિ-ઓનાજ હૃદયમાં નિરંતર ઝર્યા કરે છે.

એકવાર કેટલાક મુમુક્ષોએ મોક્ષપ્રાપ્તિના ટુંકામાં ટુંકા માર્ગને સારૂ ખંતથી શોધ કરવા માંડી, પણ નિર્ણય પર ન આવી શક્યા એટલે તેઓ એક મહાત્મા પાસે ગયા અને નમન કરી પૂછયું કે ભગવન ! મોક્ષપ્રાપ્તિ માટે કેટલા માર્ગ છે અને તેમાં ટુંકામાં

ટુંકો કર્યો ? ત્યારે મહાત્માએ જવાબ આપ્યો કે જગતમાં જેટલા અણુ છે તેટલા માર્ગ છે પણ સેવા એ સર્વોત્તમ અને ટુંકામાં ટુંકો માર્ગ છે.

તમને કદાચ એમ થશે કે આપણે આમ વિચાર કરતા કે વાતોમાં તો સેવાની વાતો સહેલી લાગે છે; પણ કરવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે એટલાં વિઘ્નો અને ત્રુટિઓ નડે છે કે આપણી સઘળી હોંસ અને ઉમંગ મનમાંજ નાશ પામે છે. વળી પૈસાની તો વાત કરતાં જરૂર પડે. પણ ખરી વાત તો એ છે કે જ્યાંસુધી આપણે દૃઢ નિશ્ચયી બની મેદાને પડયા નથી ત્યાંસુધી નજીવાં વિઘ્નો અને નડતર પર્વત જેટલાં મોટાં લાગ્યા કરશે એ બાબતમાં એક નાની સરખી વાત છેઃ

એક જંગલમાં ત્રણ સસલાં રહેતાં હતાં. ખાઇ પીને મઝા કરે. એક દિવસ એ રહેતાં હતા તે જગ્યા આગળ એક બાજ પક્ષી ઉડતું આવ્યું. સસલાઓ તો જીવ લઇ નાઠા. તેમણે પોતાના દર તરફ દોડવા માંડયું. છેક દર આગળ આવી પહોંચ્યા તેટલામાં બાજે એકને ઝડપીને પકડયું અને માળા તરફ ઉડવા માંડયું. પેલા બે સસલાઓ દરમાં ભરાઇને રડવા લાગ્યા બાજ પક્ષીએ પેલા સસલાને પોતાનાં બચ્ચાઓને ખાવા સારૂ નાખ્યું. પણ બચ્ચાઓ એને પાડે તે પહેલાં છલાંગ મારી તે નાઠું. બાજ પક્ષી તેની પાછળ પડયું.

આ બાજુ પેલા બે સસલાઓ રડતા બેઠા હતા તેટલામા ત્યાં ફુંફાડા મારતો સર્પ આવ્યો. બન્ને સસલા જીવ લઇ નાઠા. પાછળ સર્પ પડયો. રસ્તામાં ભાગતા પેલું ત્રીજું સસલુંયે મળ્યું. ત્રણે જીવ લઇ ભાગવા લાગ્યા. ભાગતા ભાગતા તેઓ એક ખેતર આગળ આવી પહોંચ્યા અને શ્વાસ ખાવા થોભ્યા. ત્યાં તો ખેતરનો રખેવાળ એક કુતરો બેઠો હતો તેણે સસલાઓને જોયા. જોતાંજ તે કુદ્યો. સસલાઓ પાછા જીવ લઇને નાઠા. દોડતા દોડતા તેઓ એક તળાવ આગળ આવ્યા. તળાવને કિનારે કેટલાક દેડકાઓ બેઠા હતા. પેલા સસલાઓને દોડતા આવતા જોઇ બીને પાણીમાં કુદી પડયા. એટલે સસલાઓએ વિચાર કર્યો કે અમે કંઇ તદ્દન નિર્બળ નથીઃ અમારાથીયે ગભરાનાર છે. જો દેડકાઓ અમને જોઇ નાઠા તો શા માટે અમે પેલા કુતરા, સર્પ અને બાજને ભગાવી ન શકીએ ? તેઓએ હિંમતથી બધા સાથે બાથ ભીડવાનો નિશ્ચય કર્યો. પેલો કુતરો જેવો નજીક આવ્યો કે તરતજ ત્રણે સસલા કુતરા પર તુટી પડયા અને એને એવો તો પજવી નાખ્યો કે એ બિચારો પુંછડી બે પગ વચ્ચે ઘાલીને નાઠો. હવે સસલાઓ તેની પાછળ પડયા. થોડેક દૂર ગયા એટલે સાપ મળ્યો પણ સસલાઓથી કુતરાને ભાગતો જોઇએ પણ ડરીને ભાગ્યો. અને બાજપક્ષી પણ સસલાઓને કુતરા પાછળ પડેલાં જોઇ એ પણ ગભરાઇ ગયું. આ પ્રમાણે સસલાઓ હિંમત રાખી આવેલા વિઘ્નની સામા થયા તો વિઘ્ન-આફત ટળી. ટુંકમાં જ્યાં સુધી વિઘ્ન આવ્યું નથી ત્યાં સુધી તો તેનાથી ડરતા રહેવું. પણ વિઘ્ન આવી ઉભું રહે તે વખતે તો હિંમતથી તેનો સામનો કરવાથીજ બધું સારૂ થાય છે.

માટે શુભ કાર્યનો પ્રસંગ આવીને ઉભો રહે તે વખતે વિચાર કે વિમાસણ ન હોય. એ બાબત એવી છે કે આવતી તક તરતજ પકડી તેનો ઉપયોગ કરવો. તમે ડગલે ને પગલે જીવનના એ મહા મંત્રને અજમાવી શકો છો. રોગચાળા વખતે, કુદરતી સંકટો વખતે, બહાર જતા ને આવતા, તમારા આનંદ વિલાસને પોષતા, ખાતા ને પીતા, હસતા ને રડતા, ભણતા અને ભણાવતા, અરે પળપળ શ્વાસોચ્છ્વાસ લેતા યે તમે જનકલ્યાણનાં કાર્ય કરી શકો છો. તમારી પાસે છેવટે

કંઇજ ન હોય તો દુખિયાને દિલાસાના બે શબ્દો કહી તેના દુઃખભારને હલકો કરી શકો. પ્રેમ અને મીઠાસનું શાંત વાતાવરણ ઉત્પન્ન કરી શાંતિ-સુધા વરસાવી શકો. આ નજીવી દેખાતી વસ્તુઓમાં પણ સેવાની ગહનતા રહેલી છે.

વળી જીવનમાં સેવાવૃત્તિ કેળવવા જગતમા પૂજ્ય સન્નારીઓનાં ચરિત્ર વાંચો, ન વાચતા આવડે તો વંચાવો અને સાભળો. એમના ચરિત્રોમાંથી ઝરતી નિર્મળ ભાવના તમને તમારા જીવનનો પંથ દેખાડશે અને આત્મામા અજવાળા પ્રકટાવશે. તેમના જીવનવૃત્તાંત વાંચતા તમારા હૃદયમાંની જડતા અગ્નિ આગળ ઘી પીગળે તેમ પીગળતી જશે. તમે દુઃખી જગતને કરૂણહૃદયે અને અમી ભરી નજરે જોતાં શીખશો, અને એમ જોતાં શીખ્યા એટલે તમારૂં જીવન કેવળ સેવામયજ થઇ જશે.

જીવનભર તમે સંસારના સુખ અને લ્હાવા ભલે ન મેળવી શકો, ભલે રીદ્ધિ સિદ્ધિ તમને ન મળે, ભલે તમારૂં જીવન સતત પરિશ્રમ અને જાતમહેનતમાં વીતે, ભલે બેકદર જગત તમારી હાંસી કરે, પરંતુ સેવાધર્મથી રંગિત થયેલા તમારા હૃદય આગળ દેવેન્દ્રની શક્તિ યે કંઇ વિસાતમાં નથી. તે હૃદયો પર જગતની આશિષ નિરંતર વરસીજ રહી છે જેણે આખા વિશ્વને પોતાના હૃદયમંદિરમાં સમાવ્યું છે; તેણે વિશ્વ જીત્યું છે; તેનો આત્મા વિશ્વથીયે વિશાળ છે. વળી એજ પ્રભુ છે, એજ શક્તિ છે. મંદિર કે મસ્જિદમાં પ્રભુનો વાસ નથી ટુંકામાં જનસેવા એજ ખરી પ્રભુસેવા છે.

સેવાધર્મી બનવાનો એકજ ટુંકો રસ્તો છે અને તે એ કે પહેલા તમે રોમેરોમે પ્રેમમૂર્તિ બનો; તમારૂં હૃદય મીણ જેવું નરમ બનાવો એટલે સેવા ક્યાં કરવી, કેમ કરવી વગેરે પ્રશ્નો કદિ તમારા જીવનમાં ઉભા થશેજ નહિ.

આ વિષય એટલો વિશાળ છે, સેવાની ભાવના એટલી અનંત છે કે એના પર જેટલું ચિંતન, મનન કે લખાણ કરીયે તે અધુરૂંજ રહેશે. અણુ અણુ જેટલા સેવાના માર્ગોની ગણના કોણ કરી કે કરાવી શકે ! તોયે જેટલું કરી શકો તેટલાનું મુલ્ય કંઇ દુનિયાની પાર્થિવ વસ્તુ વડે આંકી શકાય એમ નથી. જીવો તો જગતને જીતીને જીવજો અને જગત કેવળ પ્રેમથીજ જીતાશે અને જગતનો પ્રેમ તમે સેવાધર્મી બનશો ત્યારેજ તમારા તરફ ઢળશે

છેવટમા એ જગદ્વ્યાપિ ભાવનાની સિદ્ધિ ઇચ્છતા અંતરમાં રટો કે—

> शिवमस्तु सर्व जगतः
> परहित निरता भवंतु भूतगणाः।
> दोषाः प्रयांतु नाशम्ः
> सर्वत्र सुखी भवन्तु लोकाः॥



બાર બાળકો—

મેકસીકો શહેરમાં મિસિસ લીઓનાર્ડા ક્રુઝે એક સાથે બાર બાળકોને જન્મ આપ્યો છે. પ્રસવ પ્હેલાં બાઇની સ્થિતિ બહુજ કફોડી હતી. ૭ રેડક્રોસ નર્સો અને બે ડોકટરો બાઇની સારવારમાં હતા. એક સાથે બાર બાળકોનો જન્મ થયલો જોઇ ડોકટરો તો અજાયબીમાં ગરકાવ થઇ ગયા છે. દુનિયાના ઇતિહાસમાં એ જાતનો કદાચ આ પ્હેલોજ બનાવ છે. સંતતિ નિયમનના હિમાયતીઓને આ ખબર જાણી આપઘાત કરવાનું મન થાય તો નવાઇ છે !

# જર્મન સ્ત્રીઓ અને વ્યાયામ.

મૂળ લેખિકાઃ શ્રી. એલીસ માયર.

અનુવાદકઃ રા. " પીયૂષ ".

આજની જર્મન સ્ત્રીઓને ત્રણ કક્ષામાં વહેંચી શકાયઃ—



ચિત્ર નં. ૧.



ચિત્ર નં. ૨.

( ૧ ) જુની જનતા—કોઇપણ જાતની શારીરિક સંસ્કૃતિ વિનાની.

( ૨ ) અર્ધ-જુની જનતા—કે જેમને શાળાઓમાં વ્યાયામ ઉપકારક હતું. છોકરાઓની શારીરિક સંસ્કૃતિ જેવીજ તેઓની શારીરિક સંસ્કૃતિ હતી; લશ્કરી કવાયતને



ચિત્ર નં. ૩.

અનુરૂપ હતી. નારી વ્યાયામને માટે કોઈ પણ જાતનું ખાસ જુદું ખાતું નહોતું.

( ૪ ) યુવાન જનતા—કે જેમનામાં નારી-બંધારણને અનુકુળ ખાસ, સુધરેલી વ્યાયામ રીતિ નીહાળી શકાય.

ગયા સૈકાના મધ્યમાંથીજ સ્ત્રીઓ માટે



ચિત્ર નં. ૪.

કોઈ પણ જાતની શારીરિક કેળવણી અને સંસ્કૃતિ જોઈએ એવો વિચાર ઉત્પન્ન થતાં એવી રીતિ દાખલ થવા પામી. પરંતુ વ્યવસ્થાપકોએ છોકરાઓ માટે જે વ્યાયામ હતું તેવુંજ છોકરીઓ માટે–સ્ત્રીઓ માટે દાખલ કર્યું. કન્યાઓએ સપ્તાહમાં બે દિવસ કસરત ( ખાસ કરીને લશ્કરી ) કરવી પડતી અને નીચેની બાબતો ઉપર ખાસ ધ્યાન આપવું પડતું:—

એડી સાથે–અંગુઠા જુદા,

છાતી–આગળ,



પેહેડું–અંદર,

ઘુંટણ–સીધાં, વિગેરે.

ખરું જોતાં એ બધી કસરતો જે છોકરાઓ કરતા તેજ હતી દરેક કસરત આજ્ઞાથી અને લશ્કરી હુકમથી તુરતજ થતી.

છેલ્લાં દશકા થયાં તો ઘણો મોટો ફેરફાર થયો છે. અને લડાઈ પછીના સમયથી નારીબંધારણને અનુકુળ અનેક પ્રકારની રીતિઓવાળું ચેલાહેડું ઓવ્યાયામ શરૂ થયું છે,



ચિત્ર નં. ૬.

જે ઘણુંજ લોકપ્રિય નીવડયું છે. દરેક વ્યક્તિની રીતિઓ અલબત જુદીજ છે. પરંતુ તોએ એક સિદ્ધાંત તો પ્રવર્તી રહ્યો હતો અને તે એકે ' છોકરાઓના વ્યાયામથી સ્વતંત્ર. '

દરેક શક્ય સાધનોદ્વારા દરેક વ્યક્તિની

ખીલવણી થાય એવી સરળતા કરી આપવી એ આજનો પ્રશ્ન છે. આ ખીલવણી તે બન્ને, શારીરિક અને છેલ્લી રીતિઓ પ્રમાણે માનસિક પણ.

પ્રથમ, જડ ઘાલી ગયેલા લશ્કરી સિદ્ધાંતો દૂર થવા જોઇએ. બરાબર સીધી અક્કડાઇને બદલે નારીબંધારણને અનુકુળ છુટી અને સ્હેજ નમી શકે એવી નમનતા હોવી જોઇએ. બીજું, કોઇ પણ રીતની આજ્ઞા હોવી ન



ચિત્ર નં. ૭.

જોઇએ. કોઇ પણ જાતની કસરત અપાય તે પહેલાં તેનું સંપૂર્ણ વિવરણ થવું જોઇએ. એના ઉદ્દેશ અને પરિણામ પહેલેથીજ જણાવી દેવાં જોઇએ કે જેથી કસરત લેતી દરેક કન્યા પોતે શું કરે છે તેનો સંપૂર્ણ ખ્યાલ ધરાવી શકે. આથી દરેક સ્નાયુ તરફ ધ્યાન અપાય છે અને આખું શરીર જીવંત બને છે. જે



ચિત્ર નં. ૮



ચિત્ર નં. ૯.

૪, જરા પણ ચેતવણી અપાય તે આજ્ઞાકારક નહિ પરંતુ સૂચનકારક હોવી જોઇએ. સ્નાયુનાં અંગપ્રત્યંગનાં સંકોચ અને વિકાસ અર્થે વ્યક્તિગત કસરતો રાખવામાં આવી છે.



ચિત્ર નં. ૧૦.

અત્યાર સુધીમાં દર્શાવાયલી રીતિઓ સામાન્ય અર્વાચિન રીતિઓ છે. હવે દરેક રીત ઉપર યોગ્ય લક્ષ્ય ખેંચાશે. એ બધી રીતિઓને ત્રણ વિભાગમાં વહેંચવી ઠીક થઇ પડશે—

(૧) આરોગ્યવર્ધક વ્યાયામ,

(૨) લયબંધ વ્યાયામ,

(૩) કલાયુક્ત વ્યાયામ.



ચિત્ર નં. ૧૧.



ચિત્ર નં. ૧૨.

આરોગ્યવર્ધક વ્યાયામ. ( ચિત્ર નં. ૧ થી ૬ ): એ જુનામાં જુનું છે અને અન્ય સર્વ રીતિઓનું મૂળ છે. એ પ્રયોગ શરીરશાસ્ત્રના સંપૂર્ણ જ્ઞાન ઉપર રચવામાં આવ્યો છે. આ રીતિનું પરિણામ એ છે કે છાતીને મજબુત બનાવે છે, પેઢું મજબુત બનાવે છે અને શ્વાસોચ્છ્વાસની કસરતોમાં ઘણો સારો ભાગ ભજવે છે. ઝુલતાં પેઢાંને બરાબર કરવાની, પાછળના સ્નાયુઓને સબળ બનાવવાની, ચીઢીઆપણું દૂર કરવાની, પેઢાનાં સ્નાયુઓને મજબુત બનાવવાની, છાતી યોગ્ય રાખવાની તેમજ બીજી ઘણી એવી

કસરતોનો એમાં સમાવેશ થાય છે. Ortho-paedic કસરત પણ આરોગ્યવર્ધક વ્યાયામ નો એક ભાગજ છે. Mensendieck અને Dora Menzler શાળાઓ આ વ્યાયામ શીખવે છે.



ચિત્ર નં. ૧૫.

લયબંધ વ્યાયામ ( ચિત્ર નં. ૭ થી ૧૦ ) એથી એક પગથિયું આગળ જાય છે. શરીરની સહિસલામતી અને લય કેમ રાખવાં તે શીખવે છે. એટલે કે સ્નાયુઓ એવી સુંદર રીતે કેળવાય કે જેથી દરેક હલનચલન તદ્દન સૌંદર્યમય અને રસજ્ઞાનવાળું હોય. આને માટે સંગીતની આવશ્યકતા છે. એથી મન તેમજ શરીરની



ચિત્ર નં. ૧૪.

ધ્યાનમાં લેવા જેવી ખીલવણી થાય છે. એટલે એ રીતિ અનુસરવાથી સામાન્ય બુદ્ધિવાળી યુવાનીમાં પ્રવેશતી કોઇક કન્યા મન અને શરીર બન્નેમાં વધુને વધુ ઉત્તેજીત બને છે. Bode અને Lobeland એ બન્ને શાળાઓ આ રીતનું વ્યાયામ શીખવે છે. બન્ને શાળાઓને સ્ત્રીસ્વભાવનો ઘણોજ સારો અભ્યાસ છે અને એથીજ શારીરિક સંસ્કૃતિ દ્વારા સ્ત્રીના આત્માને ઉન્નત બનાવવામાં ફળીભૂત થાય છે.



ચિત્ર નં. ૧૬.

છેલ્લું કળાયુક્ત વ્યાયામ. (આકૃત ૧૧ થી ૧૪ ) એને બુદ્ધિવર્ધક વ્યાયામ પણ કહી



ચિત્ર નં. ૧૮.

શકાય કારણ કે વિચાર ગ્રહણ કરી પોતાની સંજ્ઞામાં વ્યક્ત કરી શકે એવી અપૂર્વ બુદ્ધિવાળી કન્યાઓ માટેજ એ વ્યાયામ છે. Rudolf von Labon, Mary Wigman અને Jaques Dalcrofoe વિગેરે એ પદ્ધતિથી શીખવે છે. માનસની ખીલવણીમા શરીરને એનું અંગ બનાવવું એ એ શાળાનો ઉદ્દેશ છે. શારીરિકશાસ્ત્રજ્ઞાન તરફ પણ દુર્લક્ષ્ય અપાતું નથી. એ કેળવણી માટે પણ એક સીધો પ્રયોગ છે. પણ એટલેથીજ એનો અંત આવતો નથી. એ તો આગળ વધી વિચારો ગ્રહણ કરાવી તેને સમજાવવા તરફ વાળે છે. ( Expressionism ) એ પણ એક જોવા જેવું છે કે વિદ્યાર્થીઓની ટુકડીઓ પાડયાં છતાં દરેક વ્યક્તિ તરફ સંપૂર્ણ ધ્યાન અપાય છે અને ખાસ કરીને દરેક વિદ્યાર્થીની માનસિક ખીલવણી તરફ સંભાળથી ધ્યાન અપાય છે.

હાલમાં શરીરને સંકોચવાની પરાપૂર્વની કસરતો ઘણીજ થોડી થાય છે. શિક્ષક વિષય આપે છે જેમકે-' આપવું ' ' લેવું ' 'આનંદ' 'દુઃખ' ' લડાઇ ' વિગેરે. દરેક વિદ્યાર્થી પોતાની લાગણી અને યોગ્યતા પ્રમાણે પોતાના શરીરના હલનચલન દ્વારા એ વ્યક્ત કરે છે. રસજ્ઞાનવાળું અને સૌન્દર્યપૂર્ણ હલનચલનજ એ રીતિમાં મુખ્ય છે એવુ કાંઇ નથી. પરંતુ મુખ્ય કાર્ય હૃદયગત લાગણીને ચોક્કસ અને સરળતાથી સમજવાનું છે. પહેલી નજરે જોતાં લોકોને એ જંગલી જેવું લાગે પરંતુ નાની કન્યાઓની હરોળ જ્યારે પોતાની વ્યક્તિગત લાગણીને પોતાનાજ વિચાર અનુસાર ધીમે ધીમે પોતાનો રસ્તો કાઢી ' લય ' સાથે મેળવે ત્યારે કોઇને પણ આનંદ થયા વિના રહે નહિ.



ચિત્ર નં. ૧૯.

જર્મન સ્ત્રીઓ અને વ્યાયામ.



ચિત્ર નં. ૧૭.

આ ઉપરથી જોઇ શકાશે કે આજે જર્મન સ્ત્રીઓમાં શારીરિક સંસ્કૃતિ સજડ થઇ ગઇ છે. આજે વ્યાયામ અમુકજ વર્ગની કે વયના માણસોની ટેવ છે એવું નથી, પરંતુ આજે તો દરેક વયના અને ધર્મના માણસો એનો ઉપયોગ કરે છે. સ્ત્રીઓને યોગ્ય આ ઉપરાંત પણ ઘણા ખાનગી પ્રયોગો છે. અને એવી વ્યવસ્થા પણ કરવામાં આવી છે કે દિવસના કોઇ પણ ભાગમાં કન્યા વ્યાયામ લઇ શકે. જર્મનીમાં છેલ્લાં ૧૦ વર્ષથી વ્યાયામ ઘણુંજ ઉપકારક થઇ પડયું છે, એ સર્વ કોઇએ કબૂલવુંજ પડશે. જેવી રીતે શરીરશુદ્ધિ અર્થે સ્નાન કરવાની જરૂર છે તેવીજ રીતે શરીર અને માનસ બન્ને સબળ રાખવા અને એ પ્રમાણે ભવિષ્યમાં તંદુરસ્ત પ્રજા ઉત્પન્ન કરવા સ્ત્રીઓને વ્યાયામની જરૂર છે. ગુર્જર મહિલાઓ પણ પોતાનું વ્યાયામ સભાળે તો કેવું ?



## ભાગ્યશાળી હજામ

થોડા સમય પર હાસ્યરસના લેખક "મસ્તફકીરે" અમદાવાદના ભગલાભાઇનું જીવનચરિત્ર આલેખેલું. એ કલ્પનાને મૂર્તિમંત કરે એવા એક અમેરિકાના હબસી ભગલાભાઇ એલોન્ઝો એફ. હર્નડન હમણાંજ સ્વર્ગે સીધાવ્યા. પોતાની પાછળ આટલાન્ટા શહેરમાં એક ગંજાવર હજામની દુકાન, એક વીમા કંપની, એક કબરસ્તાન અને, એ લાખ પાઉંડની મીલ્કત મૂકી ગયા છે. જન્મે ગુલામ હોઇ આટલાન્ટામાં એ વીસ વર્ષની ઉમ્મરે આવેલો, અને ત્યાં હજામની દુકાન ઉઘાડેલી. એના વિનયથી આકર્ષાઇ અનેક ઘરાકો એને ત્યાં મુંડાવવા આવવા લાગ્યા. ધીરે ધીરે કામ વધતું ગયું એટલે તેણે મદદમાં બીજા હજામોને નોકરીએ રાખ્યા. આજે એની દુકાનમાં ૪૨ હબસી હજામો કામ કરે છે. એ દુકાને એક આખો બ્લોક રોકયો છે. પોતાના માનવંતા ઘરાકોની સલાહથી કમાણીનો કેટલોક ભાગ એ ભગલો બીજા ઉદ્યોગો કે સાહસોમાં રોકતો. વખત જતાં સારી જેવી મીલ્કતનો માલીક થયો. ૬૫ વર્ષની ઉમ્મરે એ ગુજરી ગયો ત્યારે આટલાન્ટા લાઇફ ઈન્સ્યુરન્સ કંપનીનો અને સાઉથવ્યુ સીમેટ્રી ( કબરસ્તાન ) એસોસીએશનનો પ્રમુખ હતો.

× × × ×

## સાડા ત્રણ શીલીંગનો એક ઉંદર

બેટરસીની મ્યુનીસીપાલીટીએ ગયે વર્ષે ઉંદરો સામે લડત ચલાવી હતી. ૪૦૧૦૦૦ ઝેરી ગોળીઓ એ માટે વપરાઇ હતી. પરિણામે ૨૦૨૫ ઉંદર મર્યા હતા. દર ઉંદરે સરેરાશ ખર્ચ સાડા ત્રણ શીલીંગનો આવ્યો. ડુંગર ખોદીને ઉંદર માર્યા જેવું પરાક્રમ કર્યું લાગે છે !



# ગૃહદેવ !

લેખક: રા. સનાતન જ. બુચ.

"આ બાવાઓને જંગલમાં પણ કેવી મઝા છે! સંસાર કે વ્હેવારની કશી યે ચિન્તા ખરી ? કોઇ કંઇ કહેવા યે ન આવે. બળ્યું, આપણે એવાં થયાં હોત ત્હોયે ધૂળ નાંખી. આ બધી ચિન્તા ને ઉત્પાત તો નહિં."

"ત્હારે શું. આ તો ઘેર જઇને પાછાં ઘાણીએ જોડાયાં. મરીએ ત્હારે એમાંથી છૂટીએ. ત્હાં સુધી તો આ બધું ખેંચ્યા જ કરો. આપણો તે કંઇ અવતાર છે ?"

વધારે અંધારૂં થઇ જાય ને વરસાદ તૂટી પડે તે પ્હેલાં ઘેર પ્હોંચવા માટે ગામ બ્હારની સડક ઉપર બે સ્ત્રીઓ ઝપાટાબંધ ગામ તરફ ધસતી હતી. થોડી થોડી વારે કૈંક વાત કરતી હતી તે સિવાય ઘણે ભાગે મૂંગી મૂંગી જ ચાલતી હતી. સૂર્યાસ્ત હમણાં જ થઇ ગયો હતો પણ એક ઘનશ્યામ વાદળું આકાશમાં ઝઝૂમી રહ્યું હતું એટલે અંધારૂં વિશેષ લાગતું હતું. એકથી બીજી ચાર પાંચ વર્ષે ન્હાની એવી બન્ને સ્ત્રીઓ યુવાન હતી. ન્હાનેરી સ્ત્રી–શાન્તા–વીસેક વર્ષની લાગતી હતી. બન્ને સ્ત્રીઓની પાછળ થોડે દૂર એક પચ્ચીસેક વર્ષનો યુવાન તેટલી જ ઝડપથી ચાલ્યો આવતો હતો ને આ બન્નેની વાતો સાંભળતો હતો. ગામ પાસે આવતું જતું હતું તેમ દીપોનો પ્રકાશ ત્હેમને વધુ ને વધુ સ્પષ્ટ કરતો હતો.

"ખરૂં હં. મ્હને તો એમ જ વિચાર આવે છે કે આપણે આવાં થયાં હોત તો બહુ સારૂં હતું." શાન્તાએ વળી થોડીવારે મૌન ભાંગ્યું. એ બોલતાં જરા હસી. એટલું બોલી ત્હેમાં જ એની સંસ્કારિતા સ્પષ્ટ જણાઇ આવી.

ઉતાવળને લીધે બન્ને મુંગાં થયાં ને આગળ ધપવા લાગ્યાં. થોડીવારમાં તો દીવાના પ્રકાશમાં જ એ ચાલવા લાગ્યાં. પેલો યુવાન પણ પાછળ જ હતો.

"વરસાદ તૂટી પડશે ને વધારે મોડું થશે તો બીજું તો કૈં નહિ પણ એ બહુ મ્હીડાશે." શાન્તાથી બોલ્યા વિના ન રહેવાયું. ત્હેના અવાજમાં અત્યંત ચિન્તાશીલતા હતી.

"એ તો કહેજો ને કે જરા આજ મોડું થયું. એમ કોઇ વાર અગવડ-સગવડ ન સંભાળે ?"

"ઓહો ! એટલું જ હોય તો બીજું જોઇએ શું ? આ તો કંઇ પણ ચૂક થાય કે મૂઆં. આપણે તો બ્હી–બ્હીને ચાલવાનું."

"હા, બાઇ એ તો એમના સ્વભાવ બીજું બધું મૂકીને આપણે પ્હેલા સાચવવાના. દેવને નારાજ કરાય પણ એમને તો ન જ કરાય."

"લ્યો, તમારે જવાનું આવ્યું. મ્હારે તો હજી આખું ગામ ચીરવાનું છે." એક

ગસ્સી આવતાં શાન્તાએ કહ્યું. બીજી સ્ત્રી એ તરફ વળી. "પણ હમણાં વરસાદ આવશે તો છત્રી લેતાં જાવને. નકામાં ભીંજાશો."

"ના રે, હું તો ઘેર જ પ્હોંચું. ભીંજાઈશ તો ઘેર જઈને લુગડાં બદલી નાખીશ. પણ એ રાહ જોતા હશે ને છત્રી લેવા રોકાઉં તો નકામો એટલો વધારે વખત જાય." કહી એ તો ચાલવા માંડી.

"પણ પલળશો તો માંદાં પડશો."

"તો શું કરીએ ! એ તો એમજ ચાલે." કહેતી એ તો રસ્તાપરના વીજળીના દીવાના પ્રકાશમાં એકદમ આગળ વધવા લાગી. પેલો યુવાન ધીમે ધીમે ચાલતો આમળ થઈ ગયેલો તે પણ ત્હેની પાછળ ચાલવા લાગ્યો. થોડીવારે વીજળીના ચમકારા ને વાદળાંના ગડગડાટ સાથે વરસાદ તુટયો. શાન્તા એક દીવેથી બીજે જાય ત્યાં તો મુસળધાર વરસાદની ઝડીઓ પડવા મંડી. એ પલળી ગઈ અને આગળ ચાલવાની હિમ્મત ન રહી. એક છાપરા નીચે ખાલી જગ્યામાં રોકાઈ ગઈ ને ઉભી રહી. પેલો યુવાન પણ પાસે છત્રી હતી છતાં એ જ બ્હાને ત્યાં ઉભો રહ્યો.

વીજળીના પ્રકાશમાં વરસાદની ધારાઓ સ્પષ્ટ દેખાતી ઝળકતી હતી. આ યુવાન ને શાન્તા જે સ્થળે ઉભાં રહ્યાં હતાં તે સ્થળે એક બત્તી હતી. ત્હેના પ્રકાશમાં જોતાં યુવાનને જણાયું કે શાન્તાના મુખ ઉપર બહુ જ ચિન્તા ને જવાની આતુરતા હતી. જાણે હમણાં રડી દેશે એટલી તે ગભરાયલી ને મુંઝાયલી જણાતી હતી. વરસાદ વધ્યે જતો હતો એટલે ત્હેની મુશ્કેલી અધિક થતી જતી હતી. યુવાન એની વાતો સાંભળતો આવેલો એટલે શાન્તાની મુંઝવણ એ તુર્ત કળી ગયો. ત્હેના હૃદયમાં સહાનુભૂતિની પ્રબલ લાગણી ઉગી.

"ત્હમારે ક્યાં જવું છે ? બ્હેન !" અત્યંત વિનય સાથે ત્હેણે પૂછ્યું. સ્ત્રી તો એક જ શબ્દ સાંભળીને કે એક જ દૃષ્ટિપાતથી કોઈપણ પુરૂષને આંકી લે છે. શાન્તાને એ યુવાનના પ્રશ્નથી જ વિશ્વાસ આવ્યો. એણે યુવાનના બોલવા ઉપરથી જ ને ત્હેની સ્હામે જોઈને જ નાણી લીધો.

"ભાઈ ! જવું છે તો છેક રતન દરવાજા પાસે પણ આ વરસાદ આડો પડયો ને છત્રી ન લાવી તે ભૂલ કરી. ઘેરથી નીકળી ત્યારે તો કૈંયે ન્હોતું કે વરસાદ આવશે. ટૂંકે રસ્તે આવા અંધારામાં જવાય તેમ નથી. ઘેર જલદી પ્હોંચવું છે ને આ વરસાદ કોણ જાણે કયારેય રહેશે." શાન્તાએ તેટલા જ વિનય સાથે સચિન્ત કહ્યું.

"તો તમે એમ કરોને કે આ મ્હારી છત્રી ત્હમે ઓઢો. મ્હારે પણ ત્યાં જ જવું છે. તમને ઘેર મુકી જઈશ." યુવાને સરળતા બતાવી. શાન્તાને સ્ત્રી તરીકે આ અજાણ્યાનું કહેવું તુર્ત તો ન ભાવ્યું.

"ના, કૈં નહિ, એ તો હમણાં વરસાદ ધીમો થશે એટલે હું ચાલી જઈશ."

"એ અત્યારે ધીમો થવાનો નથી. અત્યારે તો એમ જ લાગે છે કે આખી રાત આમ જ ચાલશે. સંકોચ બિલકુલ ન રાખશો." શાન્તા વિચારમાં પડી. એની જરાએ ઇચ્છા ન્હોતી. યુવાને છત્રી આપવા માટે ધરી. પતિના ક્રોધની બ્હીકે શાન્તાને એ છત્રી અનિચ્છાએ પણ લેવાની ફરજ પાડી. ત્હેણે હાથ લંબાવ્યો પણ અટકી: "ત્હમે શું કરશો ?"

"મ્હારે તો આ કોટ છે." પોતાનો વૉટરપ્રુફ કોટ બતાવતાં યુવાને કહ્યું.

"ના, એમ ન ચાલે." શાન્તાને વળી સંકોચ થયો.

"ચાલશે, ચાલશે. ત્હમે ત્હમારે આ લઈ લ્યો. જુઓ બહુ મોડું થાય છે. ઘેર પ્હોંચતાં

સાડા આઠેક થઇ જશે." શાન્તાને "મોડું થાય છે" એ શબ્દે એકદમ છત્રી લેવા પ્રેરી. એ બન્ને છાપરા નીચેથી નીકળીને રસ્તા પર ચાલવા મંડયાં. વરસાદ 'એટલો જ હતો.. શાન્તા મનમાં બહુજ સંકોચ પામતી હતી ને શરમાતી હતી. બન્ને મુંગાં જ ચાલતાં હતાં. થોડું આવ્યા પછી સંકોચ છતાં યુવાનને પલળતો જોઇ શાન્તાનું સ્ત્રી હૃદય ન દબાઇ શક્યું: "ભાઇ! ત્હમે બહુ પલળો છો હં. છત્રી ત્હમારી ને ત્હમે પલળો તે મ્હને બહુ ખરાબ લાગે છે."

"ના ના, હું જરાયે નથી પલળતો. એ તો તમને બ્હારથી જણાય છે. મ્હારી ચિન્તા ન કરશો." ધીમે ધીમે બન્ને વચ્ચે વાતચીત ચાલી. ઠેકાણું વગેરેથી માંડીને પુછી શકાય તેટલી સાધારણ હકીકત બન્નેએ પરસ્પર જાણી લીધી.

"પણ, અત્યારે છેક તમે શું નીકળ્યાં!" યુવાને વાતચીતમાં પ્રશ્ન કર્યો અરધાથી થોડેરો જ રસ્તો રહ્યો હતો.

"અરે, ભાઇ! આખો દિવસ આ કામ ને તે કામ. એમાંથી નવરાં થઇએ ત્યારેને! અત્યારે તો ઘણુંયે થાય છે કે ન ગઇ હોત તો કંઇયે ન્હોતું. પણ આજ શ્રાવણનો સોમવાર એટલે મહાદેવનાં દર્શન કરવાં અને પછી જ ખાવું એવું વ્રત છે એટલે ગઇ. મહાદેવ રહ્યા દૂર એટલે મોડું થાય જ ને. આના કરતાં આજ ન ગઇ હોત તો સારૂં હતું. આ તો હવે ઘેર વ્હીડાશે."

"આટલાં મોડાં બ્હાર ન નીકળવું જોઇએ. હશે. પણ આજનો દિવસ જરા ન સાચવી લે?"

"ના રે, ભાઇ! સ્વભાવ જરા આકરો છે." શાન્તાએ મંદ ઉત્તર આપ્યો.

"તો હું આવીને કહી જાઉં ને બધું સ્હમજાવી જાઉં તો?" યુવાનને શાન્તાનો ભય ટાળવાની વૃત્તિ થઇ.

"ના ના, ના ના, એમ કરો તો તો ઉલટા વધુ વ્હીડાય કે આમ વકીલો લેતી આવે છે. એવું તો ના જ કરશો. ત્હમે ત્હમારે ઘેર જ ચાલ્યા જજો."

"પણ બહુ વ્હીડાશે તો?" યુવાનને હવે દયાજ આવતી હતી.

"તો શું? અમારે એમ જ ચાલે અને હા, હું ગઇ ને આટલી મોડી આવી એ મ્હારો વાંક તો ખરો ને? તો વ્હીડાશે તો પણ મ્હારે વાંકે જ ને?" શાન્તાને લાગ્યું કે પતિના સ્વભાવનો દોષ કાઢવામાં પોતે ખોટું કરે છે એટલે પોતાની ઉપરજ બધો વાંક ઓઢી લીધો યુવાન બધું તરત સ્હમજી ગયો અને શાન્તાની એ વૃત્તિ જોઇ ત્હેને ઘણો આનન્દ થયો. વળી બન્ને મૂંગાં ચાલવા લાગ્યાં

"આપણે હવે રતન દરવાજા પાસે આવી પહોંચ્યાં ત્હમારે ક્યાં જવું છે?" યુવાને થોડી વારે મૌન ભાંગ્યું

"એ પેલી ગલ્લીમાં મ્હારે જવું છે" આંગળીથી બતાવતાં શાન્તાએ ઉત્તર આપ્યો વરસાદ હજી ઓછો ન્હોતો થયો. બન્ને જણ ખૂબ ભીંજાઇ ગયાં હતાં. પવન આવતો હતો ત્યારે ટાઢને લીધે શાન્તા જરા થરથરતી હતી. ત્યારે અંધારામાં ત્હેના મુખ ઉપર અત્યંત મુંઝવણ ની રેખાઓ ભરાતી જતી હતી. જાણે પોતે બહુજ ભાંડી પડતી હોય ને પસ્તાતી હોય ત્હેવું લાગતું હતું "કેવા ઘરની હું તે અત્યારે કોની સાથે કેવા સંજોગોમાં ચાલુ છું! બળ્યું એવું મહાદેવ ગયા વીના તે શું ન ચાલ્યું! હવેથી જાઉં જ નહિં-પણ એ શું કરશે? અરરર, બહુ જ વ્હીડાવા હશે. ને બીજું શું કરે! આટલી મોડી જાઉં તો શું

થાય ?..... પણ શું કરશે ?" શાન્તા વિચાર કરતાં ખુબ ગભરાઇ ગઇ. "મારશે તો !"

"ત્હમારે કયા ઘરમાં જવું છે?" ગલીમાં પેસતાં પેલા યુવાને પૂછ્યું.

"આ પેલું. ત્હમે તમારે હવે જાવ. હું જાઇશ. ત્હમને પણ હેરાન કર્યા. હવે જાવ. મોડું થયું છે, ને બાઇ ત્હમારે ઘેર પણ વાટ જોતાં હશે ને ?" શાન્તાએ છત્રી પાછી આપી યુવાનને જવા આગ્રહ કર્યો.

"ના ના, હું ત્હમને ઘરના બારણા સુધી મૂકી જાઇશ. એટલામાં મોડું નહિં થાય." શાન્તાનું ચિત ઘર તરફ હતું "સારૂં કેટલા વાગ્યા હશે ?"

"સ્હાડા આઠ તો થયા હશે જ."

"હેં ! અરર ! બહુ મોડું થઇ ગયું."

ઘર આવ્યું ને શાન્તા છુટી થઇ. યુવાન પાછો વળ્યો.

કેટલાંક માણસ એવાં હોય છે કે એમના સહવાસમાં રહેવું ત્હેના કરતાં અગ્નિની ભઠ્ઠીઓની વચ્ચે રહેવું એ વધારે સુખપ્રદ છે. શાન્તાના પતિ મોતીલાલ એવા જ હતા. શાન્તાએ બારણું ખખડાવ્યું. ત્હેના હ્રદયનો તે વખતનો ગભરાટ કલ્પી ન શકાય ત્હેવો હતો. જાણે સિંહનું પાંજરૂં ઉઘાડતી હોય તેમ ત્હેને લાગ્યું, બારણું ખુલ્યું ને મોતીલાલે ત્રાડ નાંખી: "અત્યાર સુધી કોને ઘેર ગઇ તી, કેટલા વાગ્યા ત્હેનું ભાન છે કે નહિં ? કયાં ગઇતી ? સાચુ બોલ. પછી અંદર આવવા દઇશ." પડોશી વધુ સાંભળી જાય તેથી શાન્તા શરમાઇ ગઈ. અતિ મન્દ સ્વરે એ બોલી; "અંદર તો આવવા દો. હું બહુ પલળી છું ને ટાઢ વાય છે, અહીં બ્હાર શું ધાટો પાડતા હશો ?"

"પણ તું કયાં ગઇતી ?" મોતીલાલ પુરુષ એટલે એમ માનતા કે પવિત્રતાથી માંડીને બધાયે સદ્ગુણોનો ઇજારો ઇશ્વરે એમને જ આપ્યો હતો. અને તેથી સર્વત્ર ત્હેમને અપવિત્રતા ને દુર્ગુણોજ દેખાતા. એ બધું દેખીને એમનું સદ્ગણી હ્રદય કકળી ઉઠતું કે આ કેવું શુદ્ર જગત છે !

"મહાદેવ ગઇ'તી." શાન્તાએ જવાબ આપ્યો.

"અત્યાર સુધી ત્હારા મહાદેવ બેસી નથી રહ્યા. જુઠ્ઠી, આવી રીતે છેતરે છે ? એ તું કોની સાથે આવી ?"

"મ્હને અંદર તો આવવા દો. હું બહુ થરથરૂં છું. ને હું સાચું કહુ છું કે બીજે કયાંય નથી ગઇ. એ બાઇ તો બિચારા પરોપકારી તે એમને લીધે આટલે પ્હોંચી." શાન્તાને અંદર આવવા દીધી. પણ મોતીલાલને સંતોષ ન થયો. એ અંદર ગયા. શાન્તા બારણું વાસવા મંડી ત્યાં પાછળથી એકદમ મોતીલાલ લાકડી લઇને આવ્યા. એક...બે. ત્રણ...ચાર ફટકા આડા અવળા શાન્તાના શરીર ઉપર પડવા માંડયા. શાન્તાનું ભીનું શરીર એટલે બહુજ વાગવા લાગ્યું. એ ફળ ખાઇને બેસી જ ગઇ. મોતીલાલની વાગ્ધારા અને પ્રહારો ચાલુજ હતા.

"હું સાચું કહું છું. એ ! હું બીજે કયાંય નથી ગઇ. મ્હને બહુ વાગે છે હો. અરરર ! બહુ વાગે છે. મારાથી નથી રહેવાતું. એ, રહેવા દોને. હવે કોઇ દિવસ નહિં જાઉં." બિચારી શાન્તા રડતી હતી. મોતીલાલ મારીને ચાલ્યા ગયા. ત્હેમને મારવા માટે પોતાની પત્ની ઉપર મૂકવાને આ એકજ આરોપ હાથમાં આવતો. એમને ખબર ન્હોતી કે એ પતિવ્રતા શાન્તા માટે મોતથીયે વધારે ભયંકર વાત હતી. પોતાનો જ પતિ પૂછે કે 'કયાં ગઇ'તી ?' અરરર ! એ કેમ સ્હેવાય ?

એમની પુત્રી બાળા જાગી ગઇ હતી. શાન્તા ધીમેથી ઉઠી અને લુગડાં બદલ્યાં. ભુખી હતી ત્હેમાં પાછો માર પડયો. એનું શરીર

બહુ દુખવા લાગ્યું. શીતંમો ટેકો લઇને બિછી અને રડવા લાગી. એની પાસે બીજો ઉપાય જ ન્હોતો. જીંદગીનાં દુઃખની ફિલ્સુરી પુરુષ કરતાં સ્ત્રી વધારે સ્હમજે છે. તેથીજ એ જીવી શકે છેઃ એ માને છે કે આ જીંદગીમાં દુઃખો આવે છે પણ ચાલ્યાં જશે અને પાછું સુખ થઇ રહેશે. સ્ત્રીને જીંદગીમાં દુઃખના અનુભવો થાય છે. ત્હેમાંથી આજ રીતે તે પસાર થઇ જાય છે. બહુ તો રડી લે પણ પછી પાછી એની એ. બિચારીને પરાણે એ દુખીની ફિલ્સુરી આચરવી પડે છે. સ્ત્રીનાં કેટલાંક દુઃખના સોમા ભાગનો અનુભવ પણ પુરુષથી ન સ્હેવાય એવાં એ દુઃખ હોય છે. મોતીલાલ એ કશું સ્હમજતાજ નહિં. એ પુરુષ હતા એટલે કઠોરતા જ સ્હમજતા.

શાન્તા નીચે મુખે રડતી બેઠી હતી ત્યાં બાળા આવી અને છાતીમાની ઉભી રહી. ત્હેનું વય ચારેક વર્ષનું હતું. માતાને રડતી જોઇને એનાથી ન રહેવાયું ! "બા ! કેમ રડે છે ?" શાન્તા ચમકી. બાળાને એકદમ લઇ લીધી અને છાતી સરસી લઇને ખૂબ હેતથી દાબી. ત્હેનું રૂદન વધ્યું. આખમાંથી તો જાણે ધારા જ ચાલી. બાળાને દાબી રાખીને થાબડવા માંડી ને ધ્રુસકે ધ્રુસકે રડી. બાળાને, ઉત્તર ન મળ્યો ને આમ માતાને વધારે રડતી જોઇને રડવું આવ્યું. ઘડીક તો મા દીકરી બન્ને સાથે રડ્યાં. થોડી વારે માતા શાન્ત થઇ. ત્હેને આખે શરીરે બહુ દુઃખ થતું હતું. પણ તે શાન્ત થઇ ને બાળાને શાન્ત કરવા લાગી.

"હવે રડ નહિં, બાળા ! ચાલ, આજ હું ગઇ પછી તું શું કરતી હતી ?" બાળા વિષય બદલાયો એટલે શાન્ત થઇ,

"વસુ સાથે રમતી હતી પણ હવે મ્હારે એની સાથે નથી રમવું."

"કેમ ?"

"મ્હને એ ગાળો દે છે."

"શી ગાળો દે છે ?"

"કહે છે કે ત્હમે તો બૈરાં થવાનાં ને હું તો મુછાળો ભાયડો થવાનો."

શાન્તાએ એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો ને જાણે જવાબમાં કહેતી હોય તેમ એ બબડી ! "શું કરિયે ? જન્મ્યાં ત્યારથી આપણી ઉપર એ ગાળ મ્હોટી જ છે."

---

## ખારૂં પાણી પીઓ.

તંદુરસ્ત રહેવાના મુખ્ય ઉપાય તરીકે કેટલાક ડૉકટરો જેટલું અને તેટલું વધારે પાણી પીવાની ભલામણ કરે છે; જ્યારે કેટલાક તેથી વિરૂદ્ધ એવી રીતે પાણી પીવાથી તંદુરસ્તીને નુકશાન થાય છે એમ કહે છે. જર્મન ડૉકટર સ્ટાર્કનસ્ટાઇને હમણાં એક શોધ કરી છે. તે કહે છે કે શરીરને પાણીની જરર છે ખરી પણ તે મીઠા પાણીની નહિ. મીઠું-પીવાનું સાદું પાણી જલ્દીથી પરસેવા અને પેશાબ વાટે નીકળી જાય છે. એને બદલે મીઠાવાળું ખારૂં પાણી પીધું હોય તો શરીરમાં લાંબો વખત ટકી શકે. એ પાણી ખનીજ મીઠું સીંધવ નાંખીને બનાવવું જોઇએ. લોહીમાં જેટલા પ્રમાણમાં મીઠું છે તેટલા પ્રમાણમાંજ એ પાણીમાં નાંખવાનું છે. અઢી રતલ પાણીએ ફક્ત એક તોલો મીઠું જોઇએ એટલાથી પાણીનો સ્વાદ પણ ખરાબ નહિ લાગે અને તંદુરસ્તી વધારે સારી જળવાશે.

पत्नी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
श्रीयुत दादाभाई आणंदजी [illegible]
तरफथी सविनय सप्रेम भेट.

# "માનું વ્હાલ."

પ્રયોજક: શ્રી "પુષ્પ."

( પશુમાં પડી એક તકરાર...એ રાહ )

વિશ્વમાં વ્હાલું માનું વ્હાલ (૨)
એક વ્હાલામાં વ્હાલું વ્હાલ...વિશ્વમાં૦

રડું સ્હેજ ત્યાં લઈ ઉછંગે...ચાંપે હૃદયા સાથ,
પ્રીતેથી પયપાન કરાવી...મસ્તક મૂકે હાથ...
લેતી દિનરાત અતિ સંભાળ...વિશ્વમાં૦

પારણીયે પોઢાડે પ્રીતે હાલરડાંઓ ગાય,
દોરી ખેંચે ધીરી ધીરી...હૈડે હર્ષ ન માય...
દીવડું પરમ પુનિત પ્રેમાળ વિશ્વમાં૦

રમે રમાડે, હસી, હસાવે, રીઝવી રીઝે રોજ,
કદી રડાવે, લાડ લડાવે...માંની મીઠી મોજ...
ભિંજવે ચુમીં ચુમી ગોરાં ગાલ...વિશ્વમાં૦

દાઝું, ફોડું, તોડું, બગાડું, ક્રોધ કરે નવ તોય,
માંદા પડતાં, ઔષધ પાયે...ડુસકાં ભરી ભરી રોય...
દાબતી પાસે બેસી ભાલ...વિશ્વમાં૦

કદુ વચન એ ભલે બોલતી ! સારાં માટે તોય,
વિમલ હૃદયના શબ્દ(એ) ઉપરનાં, અંતરના નહિ હોય.
ચુમે (જો કે) હોઠેથી નિગળે લાળ...વિશ્વમાં૦

ગાંડા, ઘેલા, સપુત, કપુત, પણ હૈયા કેરા હાર,
ભલો ભુંડો પણ મા સંઘરતી...ધાતી કરવા વ્હાર...
કાઢતી જન્મ્યા ભૂખ્યાની ભાળ...વિશ્વમાં૦

માતૃ-પ્રેમના મોંઘા મેવા...લ્હાવા લલિત લણાય,
હુંફાળી માતાની ગોદે...હોંસે બાલ દબાય...
હૃદય જનનીનું હોય વિશાળ...વિશ્વમાં૦

સૃષ્ટિનું નંદનવન માતા...હૃદય-ગગનનો ભાણુ,
એ'ના ચરણકમળ-પૂજનમાં...કાયાનું કલ્યાણ...
જનનીહીન જીવન છે બેહાલ ..વિશ્વમાં૦

સહુને ભાલે લખ્યાં ન એ સુખ...સદ્‌ભાગીને જાણ,
માતૃસેવા છે મોક્ષદાયિની...મા-માં રહ્યુ નિર્વાણ...
માતની ગાળ ઘૃત તણી નાળ...વિશ્વમાં૦

કાલાંઘેલાં લાડકવાયાં શબ્દે થાતી ન્યાલ,
બાઇ ! બચુ ! કહી હરખે હેરે...અવર્ણનીય એ વ્હાલ.
અહા ! મ્હોટામાં મ્હોટું વ્હાલ...વિશ્વમાં૦

શિતળ છાંયડી સંતાનોને...ગરવાં ગુણુના માન,
હૃદયે રહો માતાની મૂર્તિ...સેવા દયો ભગવાન...
"પુષ્પ" પ્રણમીને પ્રાર્થે બાલ...
વિધાતા લખજે "માતા" ભાલ...
વિશ્વમાં વ્હાલું માનું વ્હાલ...

# " કલાપીને "

લેખક : રા. જયશંકર મણીશંકર પંડયા, પાદરાવાળા.

( સ્નેહધામ સૂનાં સૂનાં રે...એ રાહ. )

પધારો વૃક્ષ વાટિકાની માંય,
        વિહંગરાજ બેસો બેસો રે.
પ્રભાતના પડદાની છાંય,
        વિહંગરાજ બેસો બેસો રે.

ઉષાની ભાવના દેખાય છે અનેરી,
    બોલે વૃક્ષસારીકા લાહ;
        વિહંગરાજ બેસો બેસો રે.

ઘેરાં ઘેરાં વાદળાં છવાય નભમંડળે,
    પાતાં દિવ્ય પ્રેરણા જણાય;
        વિહંગરાજ બેસો બેસો રે.

કુંકુમ થાળ ભરી ઉષા આવી ઉભી,
    વિહંગ ગર્વઘેલા ગંભીર;
        વિહંગરાજ બેસો બેસો રે.

કો મધુર કરો એક વાટિકા કલાપીરાજ !
    સુણવા ઉષા ઘણી અધીર,
        વિહંગરાજ બેસો બેસો રે.

બેસો રાજ ! વાટિકામાં ભરી દિવ્ય ભાવના,
    પ્રેમને નથી પેલાં તીર,
        વિહંગરાજ બેસો બેસો રે.

પ્રભાતના પડદાની છાંય,
        વિહંગરાજ બેસો બેસો રે.
પધારો વૃક્ષ વાટિકાની માંય,
        વિહંગરાજ બેસો બેસો રે.

# એ કોણ ?

## ( એક સમસ્યા. )

લેખિકા:—શ્રી. વસુધા.

સાડા પાંચ છનો સુમાર હશે સાંજ પડી રહી હતી. વરસાદ ઝરમર ઝરમર ઝરતો હતો. પશ્ચિમ ગગનને વાદળીઓ ઘેરી રહી હતી છતાં તેમ થી આથમતો જતો સૂર્ય નિરાશ દૃષ્ટિ જગત ઉપર નાખતો જતો હતો. પશ્ચિમમાં વિવિધ રંગોની ઝાંખી ઝાંખી થતી હતી. સમીસાંજના પવનનાં સુસવાટથી વૃક્ષો એક બીજાને જાણે આલીંગન કરતાં હોય એમ દેખાતા હતા. આ સૃષ્ટિ સૌંદર્ય નીરખી કદીક કદીક મેઘરાજને પણ શૂર ચઢી આવતું ને વચમાં ગર્જના કરી નાખતો.

આ સમયે એક તેજસ્વી મુસાફર આખા દિવસની મુસાફરી પરથી આવતો હોય તેમ જણાતો હતો. કેમ જાણે પૃથ્વીનાં એક છેડાથી બીજા છેડા સુધી ચાલીને આવ્યો હોય એટલો બધો તે થાકેલો અને સંતપ્ત જણાતો હતો છતાં પણ પશ્ચિમ દિશા તરફ તેનું પ્રયાણ ચાલુજ હતું. શ્વેત આરસ જેવાં તેનાં વસ્ત્રો પરસેવાથી આછાં લાલ રંગાયલા હોય તેમ જણાતા હતાં. આ મુસાફરને પુછ્યું કે તે કયાંથી આવે છે ત્યારે તેણે માત્ર પૂર્વ દિશા તરફ આંખોથી સંકેત કર્યો. એ સિવાય કંઇજ ન બોલ્યો પણ એની આંખોમાં અણલખાયલો એના જીવનનો એક આખો ઇતિહાસ હતો. એ રાજા હતો. પૂર્વ દિશામાં કોઇ ઠેકાણે આવેલા તેના મહેલમાંથી તે પોતાની પ્રિયતમા "ઉષારાણી" નામની રાણીની શોધમાં છેક સવારથી નીકળ્યો હતો. જાણે બીજો પુરૂષ.

લોકો કહે છે કે એ મુસાફર હરદંમેશ આ સમયે ફર્યાંજ કરે છે. કોઇક તેને કંઇ પ્રશ્ન પુછે તો તેનો તે સ્પષ્ટ ઉત્તર પણ આપતો નથી. કોઇનું કહેવું છે કે એ એની ઉષા રાણીની શોધમાં રખડયા કરે છે. થાકની નીશાની રૂપ રતાશની રેખાઓ તેના વદન પર પ્રસરી રહી હતી.

છતાં તે પોતાની આજુબાજુ ચોતરફ ઉષા બસ ઉષાનીજ શોધમાં હોય એમ દિસતો હતો. તે વધુ અને વધુ આગળ વધવા લાગ્યો. આખર સાગરનો કીનારો આવ્યો તોય તે પાણીમાં ચાલ્યો તેનું અર્ધું શરીર ડુબ્યું. પણ ઉષાની શોધમાં તેણે પાણીને ન ગણકાર્યું.

એના મુખ પર જાણે 'ઉષા! ઓ ઉષા! તું આવ કયાં ગઇ ઉષા?" બસ જાણે એજ આક્રંદ હતું. પણ ઉષા એની પાસે ન આવી. ઉષાની પાછળ તેણે આખો દિવસ પરિશ્રમ કરી વીતાવ્યો પણ ઉષા ન જડી, ન મળી, ન આવી. અરેરે પ્રિયતમને માટે પ્રિયતમા કદી મરી પડી છે? મજનુન, ફરહદ અને રોમીઓએ લયલા, શીરીં અને જુલીયટ પાછળ પ્રાણ આપ્યો નહિ કે લયલા, શીરીં અને જુલીયટે તેમની ખાતર.

બેપરવા, બેકદર ઉષાના મૌનથી મુસાફર થાકયો અને તે થાક દિવસના પરિશ્રમથી વધારે અસહ્ય હતો. તે મુસાફરે સમુદ્રના ગર્ભમાં અદૃશ્ય થયો. ઉષા દૂર દૂર સંતાઇને ક્રુર હાસ્ય હસતી હતી. મુસાફરની પાછળ એક કાળી કુબડી સ્ત્રી આવી જે આ મુસાફર ને પ્રાણથી વધારે ચાહતી હતી છતાં આ મુસાફરને જેટલી ઉષા માટે પરવા હતી તેટલીજ પરવા આ કદરૂપી પ્રેમીકા માટે ન હતી. પોતાના પ્રિયતમને નિરાશાને લીધે આત્મઘાત કરતો જોતાં તેણે પણ પાછળ પડતું મેલી પોતાના પ્રાણની આહુતી આપી.

જગત આ બેકદર પ્રેમીઓના કિસ્મત પર આંસુ સારવા અંધકારમાં વિલીન થયું.

# સાસરે !

કંસાર વિના કાઠીઆવાડનાં સ્વાગત શુષ્ક લાગે. લગ્ન થઇ ગયાં પછી જમાઇ માટે સાસરીયામાં 'કંસાર કાઢવા' માં આવે છે. જમાઇએ જવું પડે છે. એ પ્રસંગે અનેરો આનંદ મળે છે.

મારે પણ એ પ્રસંગ આવ્યો.

સાસુએ ઓવારણાં લીધાં, એનો હરખ તો ઉભરાઇ જાય.

'પુષ્પાનો વર' આવ્યો. ગામમાં વાત ફેલાઇ ગઇ.

ગામડામાં કોઇ પણ પાડોશીના જમાઇને જોવાના કોડ આબાલવૃદ્ધ બધાયમાં હોય છે. સ્ત્રીઓમાં ખાસ.

વનિતાવૃંદ ટીકીટીકીને જોવા લાગ્યું. કેટલીક ટીકાઓ થઇ.

મારો 'કોલેજીઅન' મિત્ર સાથે હતો. તે તો આખું ગામ ઉલટેલું જોઇને આભોજ બની ગયો.

ધીમે ધીમે મેળો વિખરાઇ ગયો બે ઘડી શાંતિનું સામ્રાજ્ય પથરાઇ ગયું.

નાની સાળી મીઠો ટહુકો કરી જતી; આનંદ પામતી.

ચોકમાં જામફળીના છાંયડામાં જમવાનો ઠરાવ પસાર થયો. 'મોટી બ્હેને બન્ને મિત્રોને માનમાં (ડીસીપ્લીનથી) રહેવા સૂચવ્યું હતું.'

કંસાર પીરસાયો, સાસુજી ઘીનું બોઘરું ભરી પીરસવા આવ્યા. જમાઇનો વારો પહેલો હોય; પણ પાછળથી જ્વાળામુખી, ફાટવાનો હશે તેથી એ બાબતનું વિસ્મરણ થએલું લાગ્યું.

અમારી પાસે આવતાં ઘી ખલાસ થયું. મારા સાસુજી એટલે દેવીનો અવતાર. વવામાં ઘી લેવા ગયા પણ એ ભોળી દેવડી હરખમાં ભુલી ગયા. એ ત્યાંના ત્યાં રહ્યા. હવે અમારાથી માન મુકીને ઘી કેમ મંગાય ?

સૂર્યાસ્ત પછીનો ઝળઝળીઓ પ્રકાશ ઝાંખો થતો હતો.

'આમાં કાંઇક છે.' હું બોલી ઉઠયો; અને થાળીમાં બારીકાઇથી જોવાનો ઢોંગ કર્યો.

એ વહાલસોયા સાસુ સસરા દોડી આવ્યા. 'સમઇ' (ઘીની દીવી) લઇને મારી થાળી તપાસી અને કહ્યું 'એમાં તો કાંઇ નથી.

'હું પણ કહું છુ કે એમાં કાંઇ નથી.'

મને ચક્રમ ધારી અન્ય સગાંઓનું સરઘસ મારા તરફ ફર્યું. સામે જાળીઆમાં પુષ્પા ઉભી હતી, એ ગામડીયેણ હતી. પણ સંસ્કારી હતી. એ પામી ગઇ.

બીજીજ પળે નાની સાળી ઘીનું બોઘરું આપી ગઇ.

સાસુજી તો ભોંઠા પડયા; અને મને હેતથી ઘી પીરસ્યું પણ મારો મિત્ર લટકતો રહ્યો. 'વિનય ભંગ થાય છે' મારા મિત્રે હળવેક રહીને કાનમાં મને કહ્યું.

એ તો મારો અને મારા સાસરીયાનો મ્હેમાન ! એને માટે મને લાગી આવ્યું. પણ એને 'માનમાં' જ રહેવા દીધો; કોરા કંસારના ફાકડા ભરવા દીધા ! વ્હાલા વાંચક ! સાસરે જાઓ ત્યારે તમે પણ માનમાં રહેજો.




મૂળ લેખક: શ્રીયુત શરદ બાબુ.

અનુવાદક: રા. રમણીક મ્હેતા.

( ગયા અંકના પાન ૨૮૬ થી ચાલુ. )

અન્નપૂર્ણાની આવી આવી વાત સાંભળી બિન્દુ હસી પડી અને બોલી.

"મ્હોટી બ્હેન ! ખરેખર ત્હમે તો સત્યયુગનાં સ્ત્રી હો એમ લાગે છે, ત્હમે વળી કળીયુગમાં શા માટે જન્મયા? કેમ મ્હારી સાથે કોઇ લ્હડતુ ઝઘડતું નથી?" આટલું કહી સહસા તે આગળ આવી અને ઘુંટણીએ પડી અન્નપૂર્ણાના ગળામાં બન્ને હાથ નાખીને બોલી; "મ્હોટી બ્હેન કોઇ વાત તો કહો!"

"અન્નપૂર્ણાએ પ્રણયકોપપૂર્વક કહ્યું: "જા, દૂર જતી રહે—" એટલામાં બતસિયા દોડતી ત્યાં આવી અને ગભરાતી બોલી વહુ ઓ વહુ! બાબુએ સુડીથી આંગળી કાપી છે અને તે રડે છે!"

અન્પૂર્ણાના ગળે વિંટાળેલા હાથ છોડવી બિન્દુ તુરતજ ઉઠીને ઉભી થઇ અને બોલી: "પણ સુડી એના હાથમાં ક્યહાંથી આવી? ત્હમે બધાં ક્યહાં હતાં?"

બતસિયા જાણે જીવ જતો રહ્યો હોય તેમ બોલી: "હું ઓરડામાં પલંગ પાથરતી હતી અને મ્હને તો ખબરે ન્હોતી કે તે ક્યહારે મ્હોટી વહુના ઓરડામાં પેઠો ને—"

"ઠીક થયું, જા!—" કહીને બિન્દુ ત્યહાંથી ચાલી ગઇ. ત્હેણે મદનની કપાયેલી આંગળી પાણીથી ધોઇ નાંખી અને ભીનો પાટો બાંધી દીધો. પછીથી તે મદનને ગોદમાં લઇ પાછી અન્નપૂર્ણા પાસે આવી અને બોલી: "મ્હોટી બ્હેન! મ્હેં ત્હમને કેટલીયે વાર કહ્યું છે કે ન્હાનાં છોકરાનાં ઘરમાં સુડી ચપ્પુ છૂટા ન મૂકવાં જોઇએ છતાંયે—"

અન્નપૂર્ણા વધુ ગુસ્સે થઇને બોલી: "વહુ! તું કેવી ઢંગધડા વિનાની વાતો કરે છે? શું હું જાણતી હતી કે ત્હારો છોકરો જઇને હાથ કાપશે? વળી સુડી ઘરમાં ન રહે તો બીજે ક્યહાં મૂકાય? એને શું આખો દિવસ પેટીમાં મુકી રાખીએ?—"

"બિન્દુ: ત્હમે કાંઇ ન કરશો. હુંજ કાલથી એને ઠેકાણે મૂકીશ." આટલું કહી તે ત્યાંથી ચાલી ગઇ.

અન્નપૂર્ણાએ બતસિયાને કહ્યું: "જોયું! સાંભળીને વહુની વાતો? સુડી કાંઇ પેટી પટારામાં મૂકી રખાય છે કે?"

બતસિયા કાંઇક બોલવા જતી હતી પરન્તુ બિન્દુને પાછી આવતી જોઇ તે અટકી ગઇ. બિન્દુ બોલી: "ઘરની વાતોમાં નોકર-ચાકરની સલાહથી વર્ત્તશો તો મ્હારે ને ત્હ-

મારે નહિ બને. હું તો સ્પષ્ટ કહી દઉં છું કે હું મદનને લઇને ર્‌હારે ત્ય્હાં જતી રહીશ."

અન્નપૂર્ણા: "ત્યારે શા માટે જતી નથી? પણ પછી માથું પકડીને રોતી જઇશ તોયે તેડાવીશ નહી સ્હમજીને?"

"હું આવવા પણ નથી પુચ્છતી." કહીને બિન્દુ ત્યાંથી ચાલી ગઇ.

બે કલાક પછી અન્નપૂર્ણા બિન્દુના ખંડમાં આવી. ઓરડામાં એક ખુણામાં ખુરશી પર બેસી શિવનાથ ટેબલપર પડેલા કેસના કાગળો વાંચતો હતો; અને બિન્દુ બાળક મદનને લઇ હિંચકા પર બેસી વાર્તા કહેતી હતી. અન્નપૂર્ણાએ કહ્યું " ચાલ વહુ! જમી લે!"

"મ્હને ભૂખ નથી." બિન્દુએ જવાબ આપ્યું.

મદને જલ્દીથી કાકીના ગળામાં બે હાથ નાંખી કહ્યું: "માને નથી ખાવું તું જા."

અન્નપૂર્ણાએ બાળક મદનને ધમકાવી કહ્યું; "તું ચુપ રહે. આ છોકરોજ બધા ઉપદ્રવનું કારણ છે. યાદ રાખજે ન્હાની વહુ! અત્યારે તો તું એને લાડ લડાવે છે; પણ આખરે ત્હારે જ હેરાન થવું પડશે. પછીજ ત્હને ખબર પડશે કે હું કહેતી હતી તે સાચુ હતું."

બિન્દુએ ધીમેથી મદનના કાનમાં કાંઇક કહ્યું; એટલે મદન મ્હોટેથી બોલ્યો: "ત્હમે જાઓ. મા વાત કહે છે."

"ત્હારે આવવું હોય તો ઉઠ વહુ! નહિં તો કાલે ત્હમને બેયને ઘરમાંથી કાઢી ન મુકું તો મ્હારું નામ અન્નપૂર્ણા નહિં." આટલું કહી તે આવી હતી. તેવી ચાલી ગઇ.

શિવનાથે બિન્દુને પૂછ્યું. "આજે તમને દેરાણી જેઠાણીને શું થયું છે?"

"મ્હોટી બ્હેન આજે નારાજ છે વાંક મ્હારો છે. મ્હેં કહ્યું કે ન્હાનાં છોકરાંના ઘરમાં સુદી ચપ્પુ વગેરે સાચવીને મુકવાં જોઇએ. એનું આ બધું પરિણામ છે." બિન્દુએ જવાબ દીધો.

શિવનાથે કહ્યું. "બસ, હવે ગરબડ ન કરો. ભાભી આટલા બધા જોરથી ધમધમ પગ પછાડતી ફરે છે તો મોટા ભાઇની ઉંઘમાં ખલેલ પહોંચશે."

બિન્દુ મદનને ગોદમાં લઇ હસતી હસતી રસોડામાં ચાલી ગઇ.

[ ૩ ]

એક માતાના બે પુત્ર માતાનો આશ્રય પામી જેમ મ્હોટા થાય છે, તેમ આ બન્ને માતાઓએ એક પુત્રના આશ્રયે ૭ વર્ષ વીતાડયાં. મદન હવે મ્હોટો થયો હતો. તે બીજા ધોરણમાં ભણતો હતો; અને ઘેર ભણાવવાને માટે માસ્તર પણ આવતા હતા. સ્હવારમાં માસ્તરના ભણાવી ગયા બાદ મદન રમવાને બ્હાર ચાલ્યો જતો.

આજે રવિવાર હતો અને શાળામાં રજા હતી. અન્નપૂર્ણાએ બિન્દુના ખંડમાં આવી કહ્યું: "ન્હાની વહુ! હું શું કરું? તુંજ કહે!"

બિન્દુ આ વખતે કબાટ ઉઘાડી મદનને માટે કપડાં કાઢતી હતી. જાતજાતનાં કપડાંનો ઢગલો જમીન પર પડયો હતો. આજે મદન ત્હેના કાકાની સાથે કોઇ વકીલને ત્યાં મિજબાનીમાં જવાનો હતો. બિન્દુ પોતાના કામમાંજ મગ્ન રહી અને અન્નપૂર્ણાની તરફ જોયા વિનાજ બોલી: "શું થયું મ્હોટી બ્હેન!"

આજે બિન્દુ કાંઇક અપ્રસન્ન હતી. અન્નપૂર્ણા વિવિધ જાતનાં કપડાંનો ઢગલો જોઇ અવાક્ બની ગઇ હતી. આથી હેને બિન્દુના મુખ પરના ભાવ તરફ કાંઇ ધ્યાન

ન આપ્યું. કેટલીક ક્ષણ એ ચુપચાપ કપડાં તરફ જોઇ રહી અને બોલી: "આ બધાંય મદનનાં કપડાં કે?"

"હા," બિન્દુએ જવાબ આપ્યો.

અન્નપૂર્ણાએ કહ્યું: "કોણ જાણે તું કેટલાયે રૂપિયાનું નકામું ખર્ચ કરે છે; વહુ! આમાં એક એકથી ચઢિયાતાં કિંમતી કપડાં એવાં છે કે એની એકની કિંમત જેટલા પૈસામાંથી ગરીબનાં બાળકને એક વર્ષ ચાલે તેટલાં લુગડાં આવે."

બિન્દુ મનમાંજ ખિજાઇ; પરન્તુ તે શાન્ત ભાવે બોલી: "હા, ખરી વાત છે; પરન્તુ ગરીબ અને તવંગરમાં કાંઇક તફાવત હોય છે મ્હોટી બ્હેન! એને માટે ખેદ કે દુઃખ નકામું છે."

અન્નપૂર્ણા: "એ ખરૂં, પણ ત્હારાં બધાંય કામ એક એકથી ટપી જાય એવાં હોય છે."

આ વખતે બિન્દુએ ત્હેના તરફ ફરીને કહ્યું: "તમે જે કહેવાને આવ્યા હો તે કહો, મ્હોટી બ્હેન! અત્યારે મ્હને બીજો વખત નથી–"

"ત્હને વળી ફુરસદજ ક્યાં અને ક્યારે હોય છે? વહુ!" એટલું કહી તે નારાજ થઇ ત્યાંથી ચાલી ગઇ.

નોકર ભૈરવ મદનને બ્હાર શોધવા ગયો હતો. તે કલાક પછી મદનને લઇને આવ્યો. બિન્દુએ મદનને પૂછ્યું: "અત્યાર સુધી તું ક્યાં ગયો હતો?"

મદન ચુપ રહ્યો. તે કાંઇ ન બોલ્યો. ભયને લીધે ત્હેનાથી ન બોલાયું, પણ ભૈરને કહ્યું: "એને તો શેરીમાં ખેડુતનાં છોકરાંઓ સાથે ગિલ્લી દંડા રમતો હતો ત્યાંથી પકડી લાવ્યો છું."

ગિલ્લીદંડાની રમતથી બિન્દુ બહુ ડરતી હતી. ગિલ્લી આંખ ઉપર વાગવાનો વધારે સંભવ છે એમ સમજી બિન્દુએ ખાસ મદનને એ રમત ન રમવાની આજ્ઞા કરી હતી. બિન્દુએ વક્ર દૃષ્ટિએ મદન તરફ જોઇ કહ્યું: "મ્હેં ત્હને ગિલ્લી,દંડા રમવાની ના પાડી હતી ને!"

મદન બીકનો માર્યો નીચું જોઇ બોલ્યો "હું તો ઉભો હતો. મ્હને પરાણે—"

"ત્હને પરાણે લઇ ગયા કેમ? ઠીક અત્યારે તો ત્હારે જવું છે. જા પછી ત્હારી વાત છે." એટલું કહી બિન્દુ ત્હેને કપડાં પહેરાવવા લાગી.

બે માસ પહેલાં મદનને જનોઇ અપાઇ હતી. આથી એને મુંડાવેલા માથે જરીની ભરેલી ટોપી પહેરાવવી મુસ્કેલ હતી; પણ બિન્દુ કાંઈ એમ જવા દે તેમ ન હતી. એણે પરાણે મદનને એ ટોપી પહેરાવી. મદન સરાચટ શિરપર ભરેલી ટોપી પહેરીને ઉભો ઉભો રડવા લાગ્યો. એટલામાં શિવનાથ ત્યાં આવ્યો. "હવે કેટલીવાર છે. મદન?" કહીને એમણે ઓરડામાં પગ મૂકયો. એવીજ મદનના માથાપર નજર પડી. એમણે હસીને કહ્યું: "વાહ! ટોપી તો બહુજ શોભે છે! જાણે રાજા ભરથરી!"

મદને શરમાઇને ટોપી કાઢી નાંખી ને ફેંકી દીધી; અને હિંચકા પર પડી મ્હોટેથી રડવા લાગ્યો. બિન્દુને ગુસ્સો ચ્હડયો. તે બોલી: "એક તો છોકરો પહેલેથીજ રડતો હતો એમાં વળી તમે—"

શિવનાથે ગંભીર થઈ કહ્યું: "રડ નહિ, મદન! ઉઠ. લોકો પાગલ કહેશે તો મ્હને કહેશે. તું ચાલ."

આવીજ વાત એકવાર પહેલાં શિવનાથે કહી હતી અને એથી બિન્દુ ખુબ ચીડાઇ હતી. એજ વાત ફરીથી શિવનાથના મુખેથી સાંભળી બિન્દુએ છેડાઈ જઇ કહ્યું: "હું બધાંય કામ પાગલની માફકજ કરૂં છું ને!" આટલું

કહી બિન્દુ મદનની પાસે ગઈ અને હાથ પકડી હેને લઈ આવી. એને પહેરાવેલાં ભારે કપડાં એણે કાઢી નાખવા માંડયાં અને કપડાં કાઢતાં કાઢતાં બે એક ધોલ પણ લગાવી દીધી.

શિવનાથ ડરતો ડરતો ત્હાંથી બ્હાર નીકળ્યો અને અન્નપૂર્ણા પાસે જઈ કહ્યું: " ભાભી ! આજે એને ભુત વળગ્યું છે. જરા જાઓ તો ! "

અન્નપૂર્ણાએ જઈને જોયું તો બિન્દુ કિમતી કપડાં ઉતારી લઈ સાંદા વસ્ત્ર મદનને પહેરાવતી હતી; અને મદન મારની બીકે જેમ તેમ શાન્ત ઉભો હતો. અન્નપૂર્ણાએ કહ્યું: " પહેરાવેલાં કપડાં કેમ કાઢી નાખ્યા ? વહુ, "

એકાએક મદનને છોડી, હાથ જોડી બિન્દુએ કહ્યું " હું ત્હમને સૌને પગે લાગું છું: મ્હોટી વહુ ! કૃપા કરીને અહિંથી દૂર જાઓ. ત્હમે બધા વચ્ચે પડી બિચારા છોકરાને માર ખવડાવીને નાહક મારી નાખશો. "

અન્નપૂર્ણા ચુપચાપ ઉભી રહી. બિન્દુ મદનને એક કાન પકડી ખેંચતી એને એક ખૂણામાં લઈ ગઈ; અને એને ત્યાં ઉભો રાખી કહ્યું: " તું જેવો તોફાની છે તેવીજ સજા પણ ત્હને થવી જોઈએ. આખો દિવસ હું ત્હને આ ઓરડામાં પૂરી રાખીશ. મ્હોટી બ્હેન ! ત્હમે બ્હાર નીકળો; હું બારણું બંધ કરૂં છું. " અન્નપૂર્ણા બ્હાર ચાલી ગઈ એટલે બિન્દુએ બ્હાર આવી બારણાં બંધ કરી દીધાં અને સાંકળ વાસી દીધી.

એક વાગતાં અન્નપૂર્ણાથી ન રહેવાયું. એણે આવીને બિન્દુને કહ્યું: " ન્હાની વહુ ! આજે શું તું સાચે જ મદનને ભુખ્યો રાખીશ ? એને માટે શું ઘરનાં બધાં માણસો ભુખ્યાં રહેશે ? "

બિન્દુ: " ઘરમાં બધાયના સેવી ઇચ્છા હોય તો હું શું કરૂં ? "

અન્નપૂર્ણા: " એ તું શું બોલે છે ? વહુ, ઘરમાં એકનો એક છોકરો છે, એજ ભૂખ્યો રહે તો મ્હારી ત્હારી કોણ કહે ! ઘરના નોકર ચાકરો પણ ભુખ્યાં રહેશે. "

બિન્દુએ હઠ કરી કહ્યું: " હું કાંઈ એમાં ન સ્હમજું. " તર્ક કરવાથી કાંઈ લાભ નહિ થાય એમ જાણી અન્નપૂર્ણાએ કહ્યું; " હું કહું છું કે મ્હોટી બ્હેનનું કહ્યું માન. આજે એને માફ કર. વળી પિત્ત ચ્હડશે તો તબિયત બગડશે અને ત્હારે સહન કરવું પડશે."

બપોર ઉતરતાં બિન્દુનો ક્રોધ એમને એમ જ શાન્ત થયો. બિન્દુએ બતસિયાને બોલાવી કહ્યું: " જા, મદનને લઇ આવ. પણ ત્હમને બધાને કહું છું મ્હોટી બ્હેન ! કે મ્હારી વાતમાં વચ્ચે પડયાં છો, કે મ્હારા કામમાં કાંઈ દખલ કરી છે તો પરિણામ સારૂં નહિ આવે."

એ દિવસનો ઝઘડો આટલેથીજ પતિ ગયો.

ન્હાનાભાઈ શિવનાથની વકિલાત સારી ચાલતી જોઈને રામનાથે નોકરી મુકી દીધી હતી; અને નોકરી છોડયા પછી તે ઘરના કામકાજની તપાસ રાખતો. ન્હાની વહુના જે દસ હજાર રૂપિયા હેની પાસે હતા તે વ્યાજે મુકી બમણા કર્યા હતા. એ વ્યાજની રકમનો હિસ્સો, અને શિવનાથની આવકનાં બચત નાણાં ખરચીને ગયા વર્ષમાં એક મકાન બંધાવવાનું શરૂ કર્યું હતું. એ નવું મકાન જુના ઘરથી ચાર પાંચ ફર્લાંગ દૂર હતું. આઠ દસ દિવસ થયાં એ મકાન પુરૂં બંધાઇ રહ્યું હતું; અને દિવાળી પછી સારૂં મુહુર્ત જોઇ ત્યાં રહેવા જવાનો સૌનો વિચાર હતો. એક દિવસ જ્યારે રામનાથ જમવા બેઠો હતો ત્યારે ન્હાની વહુને એણે કહ્યું: " વહુ ! ત્હારૂં ઘર તો બંધાઇને તૈયાર થઇ ગયું છે. હવે એક દિવસ જઇને જોઇ આવ કે કાંઈ બાકી તો નથી રહી ગયું ને."

બિન્દુને ટેવ હતી કે તે હજાર કામ પડતાં

મુકીને જેઠને જમવાના વખતે બારણાંની આડમાં આવી બેસી રહેતી. તે જેઠને દેવસમા માનતી અને પૂજતી. ખરી રીતે રામનાથનો સ્વભાવજ એવો હતો કે ઘરનાં તેમજ બ્હારનાં લોકો ત્હેના પર શ્રદ્ધા રાખતાં. બિન્દુએ કહ્યુંઃ "હવે કાંઇ બાકી નથી રહ્યું."

રામનાથ હસીને બોલ્યોઃ "જોયા વિનાજ જવાબ આપી દીધો, વહુ! ઠીક. પણ એક વાત કહું. મ્હારી ઇચ્છા છે કે આપણાં સગાંવહાલાંઓ છે તે બધાંયને બોલાવી ત્હેમની સાથે ગૃહપ્રવેશનો ઉત્સવ (વાસ્તુ) કરીએ તો ઠીક. ત્હારો શો મત છે વહુ?"

બિન્દુએ ધીમેથી જવાબ આપ્યોઃ "મ્હોટી બ્હેનને પૂછી જોઇશ. તેઓ કહેશે તેમ કરીશુ."

રામનાથઃ "વારુ, એને પણ પૂછી જોજે. એ પણ ઠીક છે. પણ વહુ! તુંજ મ્હારા ઘરની લક્ષ્મી છે. ત્હારી ઇચ્છાનુસાર જ બધાં કાર્ય થશે."

અન્નપૂર્ણા બહુ દુર ન હતી. એણે ઉપરોક્ત વાતચિત સાંભળી હસીને કહ્યું: "પણ ત્હમારી લક્ષ્મી વહુ જરા શાન્ત હોત તો ઠીક થાત."

રામનાથઃ "શાન્ત આનાથી પછી કેવી જોઇએ? મ્હારી વહુ તો સાક્ષાત જગદંબા છે. વરદાન પણ આપે છે; અને જરૂર પડતાં હાથમાં ખડગ પણ ધારણ કરે છે; અને હું એવુંજ ઇચ્છું છું. જ્યારથી તે આવી છે ત્યારથી મ્હારા ઘરમાં દુઃખ કષ્ટનું નામજ નથી રહ્યું."

અન્નપૂર્ણાઃ "ત્હમારૂં કહેવું સાચું છે. તે આવી ન હતી તે પહેલાંના દિવસો સંભારઃવાથી કંપારી છૂટે છે."

બિન્દુ શરમાઇ ગઇ, અને એ વાત ઉડાવી દઇ બોલીઃ "બધાંયને બોલાવજો. આપણું એ ઘર બહુજ મ્હોટું છે એટલે કોઇને અડચણ નહિ પડે. સગાંવહાલાં બે ચાર દિવસ રહી પણ શકશે."

રામનાથે ખુશ થઇ કહ્યું: "એમજ થાશે વહુ! કાલેજ હું બધાંને બોલાવવાની વ્યવસ્થા કરીશ."

[ ૪ ]

રામનાથની ફોઇની દીકરી બ્હેન ઇન્દ્રાણીની સ્થિતિ સારી ન હતી. રામનાથ ત્હેને અવારનવાર ધન આપી સહાય કરતો હતો. કેટલાક દિવસોથી ઇન્દ્રાણી ત્હેનો કાગળમાં લખતી હતી કે ત્હેનો પુત્ર રામનાથને ત્યાં રહી ભણે તો સારૂં. એવામાં જ રામનાથનું નિમંત્રણ મળવાથી તે પોતાના પુત્ર નરેન્દ્રને લઇ રામનાથને ત્યાં આવી હતી. એના પતિનું નામ કાશીનાથ હતું. તે શું કામમાં બેસી શું કામકાજ કરતો એની કોઇને ખબર ન હતી.

એ દિવસ પછી કાશીનાથ પણ આવીને હાજર થયો. નરેન્દ્રની ઉમ્મર સોળ સત્તર વર્ષની હતી. તે બારીક કાળી કિનારનું ઢાકાનું કિંમતી ધોતિયું પહેરતો, અને દિવસમાં આઠ દસ વાર વાળ ઓળતો. એના વિચિત્ર ફેશનના વાળની વચમાંનો સેંથો ખરેખર જોવાલાયક હતો. આજે રસોડાના વરંડામાં બધાં એક સ્થળે બેઠાં હતાં. અને ત્હેમાં ઇન્દ્રાણી પોતાના પુત્રના અલૌકિક રૂપ ગુણના વખાણ કરતી હતી.

બિન્દુએ પૂછ્યું: "નરેન્દ્ર! તું શું ભણે છે?"

નરેન્દ્રઃ "ફોર્થ ક્લાસમાં રૉયલ રીડર, ગ્રામર, જ્યોગ્રોફી, એરિથમેટિક અને કોણ જાણે કેટલાયે ડેસિમલ ફેસિમલ–એ બધું ત્હમને ના સ્હમજાય, મામી!"

ઇન્દ્રાણીએ ગર્વપૂર્વક પુત્રના મુખ તરફ નજર કરી અને બિન્દુને કહ્યું: "એ તો શી ચોપડીઓ વાંચે છે? જાણે પુસ્તકોનો મ્હોટો પ્હાડ! કાલે પેટીમાંથી બધી ચોપડીઓ કાઢીને ત્હારી મામીઓને બતાવજે, બેટા!"

"વારૂ" કહી નરેન્દ્રે માથુ ધુણાવ્યું.

બિન્દુ: "પણ હજુ પાસ થવાની તો વાર છે ને ?"

ઇન્દ્રાણી: 'પાસ થવામાં વળી કેટલી વાર, વહુ ? અત્યહાર સુધીમાં તો તે બી. એ., એમ. એ પાસ થયો હોત; પરન્તુ લુચ્ચા માસ્તરોને લીધે કાંઇ નથી થતું. એમનું સત્યાનાશ જજો ! તેઓ બધા મ્હારા છોકરાને જોઇને કોણ જાણે શાથીયે બળી જાય છે. તેઓ નરેન્દ્રને ઉપલા વર્ગમાં જવાજ નથી દેતા. ઇર્ષ્યાના માર્યા કોણ જાણે કયહારથીયે એકજ વર્ગમાં બેસાડી રાખ્યો છે.'

બિન્દુએ વિસ્મિત થઇ કહ્યું: "એવું તો કય્હાંય નથી થતું."

ઇન્દ્રાણી: "ત્હમે કહો છો કે નથી થતું–હું કહું છું કે એમ થાય છે. નિશાળના બધા માસ્તરો એકઠા થઇ લાંચ માગે છે. હું ગરીબ રૂપિયા કય્હાંથી લાવું ?"

બિન્દુ ચુપ થઇ ગઇ. અન્નપૂર્ણાને દુઃખ થયું. તે બોલી: "માસ્તરો આવી રીતે સતાવે છે ? એ ઠીક નથી: પરન્તુ અમારે અહિંની શાળામાં તો એવું નથી. અમારા મદનને તો દર વર્ષે ઇનામમાં સારી સારી ચોપડીઓ મળે છે; પણ કોઇને એક પૈસોયે આપવો પડતો નથી."

આ વખતે મદન આવીને ધીમે ધીમે કાકીના ખોળામાં બેસી ગયો; અને બન્ને હાથ ત્હેના ગળામાં નાખી કાનમાં કહ્યું: "કાલે રવિવાર છે, મા ! આજે માસ્તરને જવાનું કહી દો. હું આજે નહિ ભણું."

બિન્દુએ હસીને કહ્યું: "બ્હેન ! આ છોકરો કિસ્સા, કહાણી અને વાર્તાઓ સાંભળવામાં બધુંયે ભૂલી જાય છે. આપણે બધાં વાતો કરીએ છીએ એટલે બસ આજે એને ભણવું ગણવું નથી. બતસિયા ! માસ્તરને જઇને કહે કે તેઓ જાય. આજે મદન ભણવા નહિ બેસે."

નરેન્દ્રે વિસ્મય પામી કહ્યું: "અરે ! મદન ! આ શું ? આટલો મ્હોટો થયો તોયે હજુ સ્ત્રીઓના ખોળામાં બેસે છે ? શરમ નથી આવતી ?"

બિન્દુએ હસીને કહ્યું: "શું એટલું જ છે કે ? હજુ તો રાતે—"

મદને વ્યાકુળ થઇ શરમાઇને બિન્દુનું મુખ હાથથી દાબી દીધું અને કહ્યું: "ના કહીશ, મા ! ના કહીશ." બિન્દુ કાંઇ ન બોલી; પણ અન્નપૂર્ણા બોલી ઉઠી: "રાતે હજુ તો એ પોતાની કાકીની પાસે સુઇ જાય છે.

બિન્દુ: રાતે સૂવે છે એટલુંજ નહિ; પણ વાંદરાના બચ્ચાની માફક ગળે બાઝીને સુઈ જાય છે." મદને શરમાઇને કાકીની છાતીમાં મુખ છુપાવી દીધું.

નરેન્દ્ર બોલ્યો: 'છી ! છી ! મદન ! તું અંગ્રેજી ભણે છે ને ?'

અન્નપૂર્ણા: "અંગ્રેજી તો ભણે જ છે: વળી નિશાળે પણ જાય છે."

નરેન્દ્ર: "વારૂ. ત્હારે 'એન્જીન' શબ્દનો 'સ્પેલિંગ' બોલ જોઇએ. મ્હને ખાત્રી છે કે ત્હને નહિ આવડે."

ઇન્દ્રાણી: "એ બધું અઘરું છે. એ બાળકને તે શું આવડે ?"

અન્નપૂર્ણા: "મદન ! નરેન્દ્ર શું પૂછે છે ? એને જવાબ કેમ નથી આપતો ?" પણ શરમીંદો મદન કાંઈ બોલ્યો નહિ અને મ્હોં છુપાવીજ રાખ્યું.

(અપૂર્ણ.)

# બુદ્ધિ, માથાફોડ અને મગજદંશા !

લેખકઃ રા જા. દ. ખંધડીઆ.

નાટકોમાં લા થઇ ગયા હોય છતાં પહેલો પડદો અડધો પોણો કલાક સુધી જોયાં કરવો પડે છે, ને તે પરના ચિત્રમાં દમ તો કંઇ હોતો નથી. એથી આવે છે કંટાળો, ને પછી બગાસાં ! એના કરતાં એજ પડદા ઉપર નાટકનો પૂર્વ ઇતિહાસ અથવા ટૂંક સાર મોટા અક્ષરે ચિતર્યો હોય તો ? દરેક પ્રવેશમાં ઉપરથી નીચે પાટીયાં ઉતારી તેમાં "આવતે શનિવારે ફલાણો ખેલ" તેને બદલે પ્રવેશના સ્થળ, સમય વગેરે મોટા અક્ષરે જણાવ્યા હોય તો ? અલબત્ત નાટકની ચોપડીઓ ઓછી ખપશે પણ સાથે ખાલી ખુરશીઓ પણ ઓછી રહેશે ને ? જે નાટક કંપની આ કલ્પનાનો લાભ લે તેણે કૃપા કરી એક ટીકીટ કોમ્પ્લીમેન્ટરી મોકલી આપવી ! જે એક ખુરશી વધારે ભરાઇ તે ખરી !

× × ×

અનેક સામયિકો લેખોના ભુખ્યા ડાંસ જેવા હોય છે. અનેક મોટાઓના લેખ મેળવવા મિથ્યા ફાંફા મારે છે. એ મુશ્કેલી દુર કરવા એક મફત સલાહ આપું. એક લેખ ઘસડી કાઢી તેના લેખક તરીકે 'મ. ગાંધી' 'લોર્ડ રીડીંગ' 'કીંગ જ્યોર્જ' એમ છયોક નામ આપી દેવું. છેક લેખની નીચે ફુટનોટમાં આમ લખવું:—

[ આ મહાપુરૂષ would-have-been લેખક છે. એટલે કે તેમણે આ લેખ લખ્યો નથી પરંતુ લખ્યો હોત તો ચોકકસ આ પ્રમાણેજ લખત, તંત્રી ] !

× × ×

બે મોટર એક એકની પાછળ સરખી ગતિએ જતી હોય ને જો પાછલી મોટર આગલી મોટર સાથે અથડાય તો શું થાય ?

આ એક કલ્પિત સવાલ નથી, પરંતુ તા. ૧૬–૨–૨૭ ને રોજ મુંબઇમાં એક પૂછાયલો સવાલ છે. આ કોયડો છોડનારને ઇનામમાં એક અધોળ તાજી અક્કલ !

× × ×

M. A, B. A., B. L, B. S C., M. D, વગેરે ડીગ્રીઓના ગુજરાતી અક્ષરો ગુજરાતી વિદ્વાનોએ ક્યારે કરવા છે તેનો કોઈ વતરો ? Bachelor એટલે કુંવારો એ અર્થ શબ્દકોષમાં જોતાં "કા. કું" એટલે કાયદામાં કુંવારો એ LL. B. ને સ્થાને અને 'B. Com' ને સ્થાને 'વ્યા. કું' એમ સાચું ભાષાંતર કરીને નામની પાછળ ચોંટાડવા માંડયું હોય તો ? એ રીતેજ ગુજરાતી જીવનમાંથી અંગ્રેજીની અસર આઇસ્તે કદમ નાબુદ કરી શકાશે !

× × ×

વર્તમાનપત્ર અથવા કોઇ પણ સામયિક પત્ર એટલે શું ? એની વ્યાખ્યા જાતજાતના માણસો પોતપોતાની રીતે કરે છે. સજ્જન કહેશેઃ "વર્તમાનપત્ર એટલે ખબરપત્રી, ભોમીઓ, ગુણગ્રાહક, સાહિત્ય પ્રચારક, હસાવી રમાડનાર, વિવાહ મંદિર, જાહેર સેવક, જાહેર શિક્ષક, ટીકાકાર વગેરે વગેરે" અને તેને છેક છાપરે ચઢાવી કહેશેઃ "Press is a Power વીશમી સદીનો મશાલચી." દુર્જન કહેશેઃ "ટપાલી, પગી, દુબળો કાજી, ભાટ, ચારણ, વહીવંચો, ખુશામતીઓ, લઉવો, નારદ, કજીયા કરાવનાર, પેટભરો, પંતુજી, નિંદાખોર, પતંગીયું, ગાડું ખેંચનાર કુતરું, વિતંડાવાદ વધારનાર, ઝેર ફેલાવનાર" વગેરે વગેરે. કોઇ કહે છે કેટલાક 'Newspaper' (વર્તમાનપત્ર) છે, કેટલાક 'Viewspaper' (વિચારપત્ર) છે, કેટલાક

'Amuse Paper' (વિનોદપત્ર) છે; બાકીના માટેનું વિશેષણ હું આપું: "Abuse Paper" વિતંડા-વાદ પત્ર બાકી બધા માનવા! ટુંકામાં તેમને જાહેર બનાવોનો રોજમેળ નાખનાર મહેતો કહીએ તો? પણ મને તો એક પત્ર એથી આગળ વધેલું જણાયું.

× × ×

"રેતીમેં બંગલા બના દે કિશોરીલાલ" એ કાઠીઆવાડાની કરુણ લીટીમાં એક મુગ્ધિકા પ્રિયતમ પાસે અશક્ય માગણી કરી રહી હતી. એ પ્રિયતમને થાણા જીલ્લામાં આવેલા નારગોળ નામના ગામડાના દરિઆ કિનારે તપાસ કરવાની સલાહ આપું છું. ત્યાં રેતીમાં બંગલા બંધાયેલા મેં સગી આંખે જોયા છે! અલબત્ત 'ભાડે આપવાનું છે' એવું પાટીયું ત્યાં જોવામાં આવ્યું નથી! પ્રિયતમને કદાચ એકાદો મોટો ચેક ફાડવો પડશે!

× × ×

એક ભાગ પૃથ્વી ને ત્રણ ભાગ પાણી એ પ્રમાણ દરીઆ જોતાં જણાયું ત્યારે મને તો એમજ લાગ્યું કે પૃથ્વી ઘડતાં પ્રભુ પાસે કાચો માલ (Materials) વધી પડયો તે તેણે 'પાણીમાં નાખ્યો'! માણસમાં એટલેજ ઓછું પાણી હશે?!

× × ×

માણસને મોટર તરીકે કલ્પીએ તો તેનો જોડો એ 'ટાયર' ગણાશે. પણ વખતે ટાયર ફાટે એ બ્હીકે જેમ મોટર પાછળ એક ફાજલ ટાયર બાંધવામાં આવે છે તેમ માણસની પાછલી કમર પર બાંધેલો ત્રીજો જોડો કયાં?! યુરોપીઅનોમાં મોજાં બહુ ફાટતાં હોવાથી કરકસર માટે ત્રણ મોજાં ખરીદવાની હમણાં હમણાં ફેશન નીકળી છે એ શોધનો લાભ હવે જોડા ખરીદવામાં કેમ ન લેવાય? મોજાં કરતાં જોડા રસ્તાની વધુ નિકટ હોવાથી જલ્દી ફાટે છે માટે ત્રીજો જોડો બગલમાં સાથે ફેરવવાની માણસને હવે વધારે જરૂર છે!

× × ×

ઇશ્વર વિચિત્ર છે. એણે માણસને હાથ, પગ, કાન, આંખ, નસકોરાં, પાંસળીઓના સમૂહ, આંગળાના સમૂહ, અંગુઠા, એ બધાં બબ્બે નંગ આપ્યા ને માથું શું કામ એક આપ્યું હશે? એક પગ અશક્ત થાય ત્યારે spare part તરીકે બીજો પગ કામચલાઉ કામ આપે છે. એજ પ્રમાણે બીજા અંગો એક બીજાના spare parts છે. તો પછી માથું કોઇવાર હડતાલ પાડી બેસે ત્યારે ગળાના Attachable અને detachable કોલર જેવું મથું હોત તો રોજ રોજ એક પછી એક બીજું બ્રશથી સાફસુફ કરીને ધડ પર પહેરીને જવાત ને? અલબત્ત એ રીતે બૈરાંઓ પાસે બે જીભ થાત, એક શરીર પરની ને બીજી ખીંટી પરની તો કંઇક મુશ્કેલી થાત! તો પછી એકલા પુરૂષને માટેજ એ સગવડ ઇશ્વરે રાખી હોત તો? મારા ધારવા પ્રમાણે સ્ત્રીને માથાથી ઘરકામ કરવાનું નહિ હોવાથી તેમના માથા પુરૂષોને આપી દીધા હોત તો પુરૂષો વધારે સારી માથાફોડ કરી શકત ને સ્ત્રીઓ તરફની માથાફોડ ઓછી થાત! તમારો મત? (આપો તો માથામાંથી આપજો!)

× × ×

બાળપોથીમાં કવિતા છે "ચાલો હડોને;". મને એ કવિની અક્કલ પર હસવું આવે છે. બાળકો પહેલે ચાલીને પછી હડવા માંડે એનો શો અર્થ? મારે મતે 'હડો ચાલોને' એમ જોઇએ; વળી બાળકોને સંબોધન હોવાથી 'હડો દોડોને' એમ વધારે સારૂં લાગે છે.

× × ×

ગુજરાતી ભાષામાં 'ખાલી' શબ્દ "ફક્ત" 'માત્ર' ના અર્થમાં વપરાય છે. કોઇ વખત 'નકામી' એ અર્થમાં પણ વપરાય છે. પરંતુ કોઇ ભાષાભૂલ્યા હોટલવાળાને ત્યાં જઇ "ખાલી ત્રણ કપ ચાહ" એમ ઓર્ડર આપ્યો હોય તો શું થાય? (તો યાદ આવે, બીજું શું વળી!)



મચ્છર ઉડાડવા લોકો લોબાન બાળીને ધુપ કરે છે. મને તો મુંબઇમાં ઉંધ નામનો મચ્છર ઉડાડવા લોકો (પ્રાઇમસના) ધાસ્લેટ બાળતાં જણાયા! જ્યારે પ્રાઇમસ 'ફુસ' મારી જાય ત્યારે જે ધુમાડો નીકળે છે તે આબાદ ધુપ જેવો નથી શું?

# પ્રભાત.

( દ્રુતવિલંબિત )

લેખિકાઃ સૌ. ભદ્રિકા મ્હેતા.

( ૧ )

જગ પરે મૃદુ કીર્ણ પ્રસારીને,
પૂરવમાં શુભ બાલ-રવિ ઉગે;
કમલિનિ ખીલી આ વળી હર્ષમાં,
ઉભી રહી હસતી પ્રિય ભેટવા.

( ૨ )

નિરખીને શશી કુમુદ શોકમાં,
સકળ તારકવૃંદ થયાં ફીકાં;
સર તણું નીર શાંત થઇ ગયું,
સુણીજ રૂદન આ વિરહી તણું.

( ૩ )

કિલકિલાટ વિહંગ સહુ કરી,
ઉડી રહ્યાં નભમાં અતિ હર્ષથી;
અલિ સહુ કળીઓ પર ગુંજતા,
અહીં તહીં ઉડીને રસ ચૂસતા.

( ૪ )

કુહુ કરી ગૂઢ આમ્રતરૂમહીં,
ગજવે કોકિલ વન બધું સખી;
ગિરિ પરે મયૂરો કરીને કળા,
રીઝવી નિજ પ્રિયા સહ મ્હાલતા.

( ૫ )

ઇશ તણી કૃતિઓ સહુ દેખીને,
શીર નમ્યું સખી મુજ પ્રભુપદે;
વિભુ તણીજ કળા અદ્દભુત છે,
મનુષ્ય પ્રાણી સહુ તહીં અલ્પ છે.

# ગુજરાતનું લોકગીત.

સંપાદક. રા. અબુ ક. વકી.

સાસુડીના આવ્યા પરૂંણારે, વલમડા અંબેળાંરે.
વહુનો આવ્યો વીરોરે, વલમડા અંબેળાંરે.
સાસુડી ચોખલા ખાંડેરે, વલમડા અંબેળાંરે.
વહુવર કરે રૂડી સેવોરે, વલમડા અંબેળાંરે.
સાસુડીના ચોખલા દુણાઇ ગયા, વલમડા અંબેળાંરે.
જમ્યો વહુનો વીરોરે, વલમડા અંબેળાંરે.
સાસુએ લીધો રૂડો પાટલોરે, વલમડા અંબેળાંરે.
વહુએ લીધી રૂડી ધસરે, વલમડા અંબેળાંરે.
સાસુને વહુ બજાઇ પડીઓરે, વલમડા અંબેળાંરે.
સાસુનો પાટલો ભાગી ગયોરે, વલમડા અંબેળાંરે.
વહુવરની ટકી રહી ધસરે, વલમડા અંબેળાંરે.
વહુવરે સાસુડીને જબરી કુટીરે, વલમડા અંબેળાંરે.
સાસુડીના આવ્યા પરૂણારે, વલમડા અંબેળાંરે.
વહુનો આવ્યો વીરોરે, વલમડા અંબેળાંરે.

# સૌંદર્યની નિશાળ.

લેખિકા: " ઠાઠી બ્હેન "

## સેંથો કેવો પાડશો ?

## સીધો કે વાંકો !

એક અંગ્રેજી સામયિકમાં 'જુદી જુદી રીતે જુદી જુદી ફેશનથી ઓળેલાં બાલવાળી સ્ત્રીઓના આશરે ૬૪ માથાનાં નમુના ભેગા કરી " એક રમુજી ચિત્ર આપ્યું છે ! એ જોતાં તો એમજ લાગે છે કે હિંદુ શાસ્ત્રોમાં ગણાવેલી ૬૪ મુખ્ય કળાઓ આ બાલ ઓળવાની ૬૪ કળાઓમાંજ સમાઇ ગઇ. તો પછી હવે બીજી કઇ કળાઓ રહી ? ! આપણી ગુજરાતી બ્હેનોમાં એટલી બધી માથાંની ફેશનો દાખલ નથી થઇ એ સદ્ભાગ્ય છે છતાં ગુજરાતી જીવનમાં " સીધા વિરૂદ્ધ વાંકા સેંથા"ની લડાઇ તો દાખલ થઇ ચુકી છે જ. આવા સંજોગોમાં એક સમજુ અને શાણી ગુજરાતણે કેવો સેંથો પાડવો એ સવાલને આ તકે શાસ્ત્રીય દૃષ્ટિએ તપાસીએ.

આખી સમાજ કહે છે કે વાંકો સેંથો એ એક નવી ફેશન છે. આની વિરૂદ્ધમાં ભણેલી બ્હેનો કહે છે કે " તમે ફેશન કોને કહો ? સીધો સેંથો એ પણ એક જુના જમાનાની ફેશન નથી ? જો વાંકા સેંથાની જરૂર નથી તો પછી સીધા સેંથાનીયે શું જરૂર ? અરે, બાલ ઓળવાની પણ શું જરૂર ? એ પણ એક ફેશન નથી ? " વગેરે. ખરેખર 'ફેશન' શબ્દની જો વ્યાખ્યા કરીએ તો આ બધી શંકા કુશંકાઓ અને ગેરસમજો મટી જાય તેમ છે.

શબ્દકોષમાં જોતાં, શારીરિક ટાપટીપ અને કપડાંની બાબતમાં ' ફેશન ' નો અર્થ "બ્હારનો દેખાવ" અથવા " ટાપટીપ કરવાની સુધરેલી સમાજે અખત્યાર કરેલી રીત" એમ જણાય છે. ફેશનનો મુખ્ય હેતુ 'આકર્ષણ' કરવાનો હોવાથી સાર જણાય છે કે " આકર્ષણ કરવા માટેનાં કૃત્રિમ કાર્યો " કરવાં પડે છે. એટલે કે ફેશનનો માર્ગ તે કુદરતથી ઉલટો હોઇ કૃત્રિમતાનો માર્ગ છે. માણસોની ખટપટો અને ઉપાધિઓ પહેલાં કુદરતે જેની સૃષ્ટિ રચેલી તેની સૃષ્ટિથી માણસ કૃત્રિમ ઉપાયો વડે જેટલો દૂર જાય તેટલો તે વધારે દુઃખી બને છે. જ્યાં સુધી તેને કુદરતથી વેગળે જવાને થોડાં ઘણાં કુદરતી કારણો હોય છે ત્યાં સુધી તો વાધો નથી પરંતુ ત્યાંથીયે આગળ વગર કારણે વધવું એટલે ઉપાધિ ભ્હોરી જીવનને વિહ્વળ બનાવવું. સ્વામી વિવેકાનંદે આ વસ્તુ ધ્યાનમાં લઇનેજ કહ્યું છે કે " જે માણસની જરૂરીયાતો ઓછા માં ઓછી તે વધારેમાં વધારે સુખી." શેક્સપીયર અને નર્મદ પણ સાદાઇ પર ભાર આપી ગયા તે ગાંડપણને લીધે નહિ ! આ સિદ્ધાંત પ્રમાણે બાલમાં જુ, લીખ, ખોડો વગેરે કચરે પડનો અટકાવવા માટે બાલ ઓળવાની જરૂર પડી. એટલે કે બાલ ઓળવા તે આરોગ્યશાસ્ત્રના કારણોસર સ્ત્રીઓની એક જરૂરીયાત થઇ પડી અને

નહિ કે ફેશન હતી. વારૂ, ત્યાર પછી કોરા બાલ ઓળી શકાય નહિ. તેમજ પાણી તરત સુકાઇ જતું હોવાથી તેલ જેવા સ્થિતિયુક્ત પદાર્થની જરૂર પડી અને પરિણામે માથાના બાલને ઓળવા માટે તેલ નાંખવું તે એક બીજી જરૂરીયાત ઉભી થઇ. આ તેલ પણ આરોગ્યશાસ્ત્રને અનુસરીને હોવું જોઇએ. જેથી કરી બાલ ખરી ન જાય-ધોળા ન થાય. આ કારણોએ આપણામાં સાવ પડીના વસાણાનું ધુપેલ અથવા આમળાનું તેલ અને દક્ષિણીઓમાં કોપરેલ વગેરે તદ્દન સાદાં તેલો, જે ગામડામાં પણ તદ્દન ઓછી કીંમતે મળી શકે એવાં, વાપરવાનો રિવાજ પડયો. હવે એમાં પણ ધીમે ધીમે ફેશને ઘર કર્યું અને ફેન્સી સુગંધીદાર માથાનાં તેલો નવાં નવાં નીકળવા અને વપરાવા મંડયા! પરંતુ આપણે ભોઇ ગયા કે સાદું તેલ કુદરતની વધુમાં વધુ નજીક હતું જ્યારે આ તેલો માણસને કૃત્રિમતાના માર્ગ પર આગળ ને આગળ ખેંચી જાય છે.

છેવટ સેંથાનો સવાલ. બાલમા તેલ નાંખીને માથું ઓળવાની ક્રિયા દરમ્યાન બાલને બાંધવાની જરૂર પડે છે જેથી કરી અંબોડાની શોધ થઇ. હવે એ અંબોડા લેવા માટે બાલને ખેંચી તરફ આવ્યેજ છૂટકો. 'સીમેટ્રી' જેવી સાદી કલાની નજરે બાલને વચમાં સેંથી પાડી બે બાજુ સમાન બાલ રાખવા એ સાદામાં સાદી વસ્તુ છે. એ સેંથાને ત્યાંથી ખસેડી માથા પર ગમે તે સ્થાને મુકવા, એટલે અંબોડાને પણ ખસેડવો પડે છે અને તેવી જગ્યાએ જાત જાતના ગુચ્છા અને તેને જાળવી રાખવા તરેહ તરેહના ચાક ને ચીપીયા ને સોયાની જરૂર પડે છે! સીધો સેંથો અને એક સાદો અંબોડો એક કાળી ઉનની દોરીથી સરતાં હોય તો, પછી વાંકા સેંથા, ગુચ્છા, ચીપીયા, સોયા એ બધી માથાની જરૂરીયાતો વધારવાથી સમયના ભોગ સિવાય બીજો શું લાભ છે તે મારા ધ્યાનમાં તો ઉતરતું નથી. વળી જે ફેશનના હેતુથી એટલે કે માણસોનું પોતાની તરફ ધ્યાન ખેંચવાના હેતુથી આ તરેહ તરેહના બાલ ઓળવામાં આવે છે તે તો આર્ય નીતિની દૃષ્ટિએ જરૂર વાંધા ભરેલું છે. મારે મને આશા છે કે મરવી ગુજરાતણો સૌભાગ્યની નિશાની સ્વરૂપ પોતાના ચાંદલા ચોટલાના પ્રદેશમાં ફેશનને આવતી અટકાવી બાલ ઓળવાની કુદરતી અને પોતાની અસલી આર્ય પદ્ધતિ જાળવી રાખશે.

---

## પગરખાંની ફેશનો કેટલી

ઇસ્લીંગ્ટન (ઇંગ્લાંડ)માં હમણાં પગરખાંનું એક મોટું પ્રદર્શન ભરાયું હતું. ત્યાં જુદા જુદા રંગના અને ફેશનના મોજાં ઉપર બાંધવાના ગેઇટરો અને જુદી જુદી ફેશનની જોડીવાળા જોડાઓ મુકવામાં આવ્યા હતા. એ જોડીઓ હવે સેલ્યુલોઇડની પણ બનવા લાગી છે. લગભગ એક હજાર ઉપર જાતો રજુ થઇ હશે. ફેશનની પાછળ પશ્ચિમમાં નાણાંનો એમ ધુમાડો થાય છે.

× × × × ×

મુંબઇના એક શાહએ પોતાના ઘરની નીચે ઉભા રહી બાજે માળે પોતાના બાઇને બુમ મારી કહ્યું: "રામાને ચાવી દેતો જજે."
રામો એટલે રૈશકોતનું મકીમાસ હશે ?

# સંગીત શિક્ષણ વિભાગ.

સંપાદકઃ રા. જા. દુ. ખંધડીઆ.

## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

(૧) તીવ્ર સ્વરો માટે નિશાની કંઇ નથી.

(૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે **મ** = મ કોમળ સમજવો.

(૩) જે સપ્તકમાં ગાયન વગડતું હશે તેનાથી પાછલા સપ્તક (ખરજ અથવા મંદ) તેમજ આગલા સપ્તક (ટીપ અથવા તાર)નો સ્વર બતાવવા, ગાયનના અક્ષરની નીચે અનુક્રમે સ્હેજ પાછળ આગળ મુકવામાં આવશે. જેમકેઃ ભા (એટલે ખરજનો તીવ્ર ની) અને ભા (એટલે ટીપનો તીવ્ર રે) વગેરે
નો રે

(૪) તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નિશાની કરવામાં આવશે. જેમકે-ભા " ભીના—આમાં 'ભા' પર તાલનો ઠેકો ગણવો.

(૫) ગાયનમાંના અક્ષરોને આ...ઈ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઇ... બતાવવાને માટે એવા દરેક વધારાના સ્વર માટે...આમ ત્રણ મીંડા વચમાં મુકવામાં આવશે. જેમકે ભા...ભી નાઃ (એટલે કે ભા. આ..ભી. ના એમ સમજવું).
મ પ મ મ

## ગરીબ સાસરૂં.

### (ગરબી)

[રાગ માઢ. તાલ દાદરો.]

સાહેલડી, સાચી સાસરીયાની પ્રીતડી
જુઠી જુઠી મહીયરીઆ કેરી રીતડી... સાહેલડી ૧

ભાંગી તુટી એક સાસરાની ઝુંપડી
મનથી માનવી રૂડી
મહેલ મંદીરીયા ઝાંઝવાના નીર છે
પાલખી પીયરની કુડી...... સાહેલડી ૨

હાથી દરબારે ને દીકરી ઘરબારે
શોભે સંસારમાં સાચી
સેવા સાસરીયાની મુક્તિના મેવા
સાવિત્રિ સતિ જેમ રાચી...... સાહેલડી ૩

—: નોટેશન :—

સા હે" લ ડી"ૃ ... ... ... સા" ... ચી ..." સા સ" રી યા" ની પ્રી" ત ડી!"
સા ગ મ પ ધૃ ની સા પ ધ મ પ ગ પ ગ સા રે ગ સા

જુ" ... ઠી જુ" ઠીં મ" હી ય રી આ કે" ... ... રી" ... રી" ત ડી"
પ સા સા સા સા પ સા સા સા સા ની સા ની ધ પ ધ મ ગ
સા હે લ ડી.

ભાં" ગી" તુ ... ટી" ... ... એ" ક સા" ... સ રા" ની જુ" પ ડી ",
સા ગ ગ મ પ ધ ની પ પ સા પ પ પ પ ધ સા સા

મ ન થી ..." મા" ... ન" વી ... રૂ" ... ... ડી
સા ની ની ધ પ ધ મ ગ મ પ ધ ની પ

મ્હો" લ" મં દી" રી યા" ઝાં" ઝ વા" ના ની" ... ર છે" ...
ની ની ની સા રે સા પ સા સા રે ની સા ની ધ પ

પા લ ખી પી ય ... ર ની ... કુ ... ડી ...
ની રે સા સા ની સા ની ધ પ પ ધ મ ગ
સા હે લ ડી

( ત્રીજી કડી બીજી કડી પ્રમાણે વગાડવી. )

( નોંધઃ—જે બ્હેનોને આ કોલમનો લાભ લેતાં કંઇક મુંઝવણ પડતી હોય, અથવા જેમને બીજાં કોઇ મનપસંદ ગીતો શીખવાં હોય તે બ્હેનોએ લખી મોકલવું, જેથી કરી જરૂરી ફેરફાર કરવામાં આવશે-જ. દુ. ખં. )



## જીવતાં ટાઇમ ટેબલો

વીમ્બલડન ( લંડન ) માં ૧૩-૧૪ વર્ષની ઉમ્મરના બે છોકરાઓ છે.-જોન શીલ્ડર અને ડેસ્મન્ડ મેથરેલ. ઇગ્લાંડના કોઇ પણ એક સ્થળેથી બીજા સ્થળે મોટર-બસ દ્વારા કેવી રીતે, કયે સમયે જઇ શકાય તે જાણવા માટે એમને પૂછી લેવું-ટાઇમટેબલ જોવાની જરૂરજ ન પડે. કયી બસ કયારે ઉપડે છે; કયાં કયાં બદલવી પડે છે અને કેટલા સમયમાં અમુક સ્થળે પ્હોંચાય છે એ બધી વિગતો એ છોકરાઓ આપી શકે છે. કયા નંબરની બસમાં બેસવું તે પણ કહી દે. દેશની બસ કંપનીઓના ટાઇમટેબલોનો અભ્યાસ કરી એ બન્ને જીવતાં-જાગતાં ટાઇમટેબલોજ બની ગયા છે !

## ગુજરાતની ગરવી ગુણસુંદરીઓને વધામણી

આ એક સવાલ ?



બપોરે શું ? કરશો

| સમય | કલાક | કામ |
|---|---|---|
| સવાર | ૬ | પ્રાતઃવિધિ, સ્નાન, ચોટલા ચાંદલા. |
| | ૭ | વાસણ, પાણી, કપડા, વાસીદા, પથારા |
| | ૮ | રસોઇ |
| | ૯ | |
| | ૧૦ | |
| બપોર | ૧૧ | ભોજન અને વાસણ અબોટ |
| | ૧૨ | |
| | ૧ | શું કરશો ? ? ? ? ? |
| | ૨ | |
| | ૩ | |
| | ૪ | |
| સાંજ | ૫ | દેવદર્શન, દાતણ, શાક, પાંહડું, લુગડાં, બંગડી |
| | ૬ | રસોઇ |
| | ૭ | |
| રાત | ૮ | ભોજન, વાસણ, પથારા |
| | ૯ | |
| | ૧૦થી૬ | ઉંઘ આરામ |

| એક છેડો | મધ્યમ માર્ગ | | | બીજો છેડો |
|---|---|---|---|---|
| કેટલીક બ્હેનો બપોરે ઉંઘે છે : : : : : પારકી નિંદા કરે છે : : પારકા ઉંબરા ભાંગે છે : બહુ બહુ તો હાથમાં ન શોભે એવા બીડીબજારીયા છાપાં કે પુસ્તકો વાંચે છે ! | ગૃહકલેશ માંથી એ ઘડી બચવું હોય તો | એ છે કે થાક ઉતારવા આરામ મેળવવા સારો પાઠ લેવા | ગૃહકાર્યની ગંભીરતા માંથી પરવારી જરા હસવું હોય તો | કેટલાક મહાપુરૂષો શીખવે છે:- : આરામ કરી થાક ઉતારો : ઘરકામ, કુટુંબસેવા કરો :સ્ત્રીઓના મંડળોમાં જાઓ બહુ બહુ તો કંઇક રેંટીઆ જેવો રાષ્ટ્રીય ગૃહઉદ્યોગ કરો ને કરાવો ! |

**" બુદ્ધિનું બજાર " વાંચો !**

**એક બપોરે વાંચી જોશો એટલે દરરોજ બપોરે વાંચવા મન થશે !**

એ એક પુસ્તક છે.
તા. ૧-૧-૨૮ ને રોજ
પ્રગટ થઇ ચુક્યું છે.

**એ વળી શું ?**

" ગુણસુંદરી " ના સહતંત્રી
રા. જદુરાય હુ. ખંધડીઆએ
લીમડાના દાતણ જેવી
કટાક્ષ ભરી કલમ
હાસ્યરસના દુધપાકમાં
બોળી બોળીને લખેલું.

| હાલ પ્રેસમાં છપાતાં તેમના બીજા પુસ્તકો: | કીમત ટ.ખ સાથે |
|---|---|
| બુદ્ધિનું બજાર | રૂ. ૧। |
| ૯ નવી વાતો | રૂ. ૧। |
| દેવોને ખુલ્લા પત્રો | રૂ ૧। |
| લોહાણા વીરોની વાતો | રૂ. ૧। |

મળવાના ઠેકાણાઃ

લેખકને ત્યાંથી, નાણાવટી હાઉસ. અહેંસર હાદી સ્ટ્રીટ-મુંબઇ ૪

"ગુણસુંદરી કાર્યાલય", ૧૦૫, ગીરગામ બેકરોડ-મુંબઇ ૪

**ખાસ લાભઃ** આ જાહેરખબર ફાડીને તા. ૧-૨-૨૮ સુધીમાં ઓર્ડર મોકલનારને ચાર આના ઓછા.

# ઈનામી ઉખાણું.

સંપાદક: શ. જ. દુ. ખંધડીઆ.

કાવ્યશિક્ષક પ્રશ્ન ! કંકાશવાર્તાનું કાવ્ય !

તમને કવિતા બનાવતા આવડે છે ? તમને કવિતા બનાવવાનું બહુ મન છે ? તો લ્યો આ રહ્યો વિષય:—

પતિ પત્નીના કજીયાઓમાં અનેક કારણો હોય છે. તેમાં સૌથી વધારે નજીવું અને રમુજી કારણ શોધી કાઢી નીચેના નમુના પ્રમાણેના રાહપર ચાર લીટીમાં નાનકડી કંકાશવાર્તાનું કાવ્ય લખી મોકલો.

કંકાશવાર્તાના કાવ્યનો નમૂનો.

" સાંભળ્યું ? નોકરી મળે ત્યારે ભેંસ એક લેશું,
એના દુધ દહીં છાશ મારે પીયરીયે દેશું. "
એણે કહ્યું " છાશ રહેશે મારે માટે ખાસ "
ત્યાં તો સળગ્યું ! ને જામી પડયો મોટો કંકાશ !
પશુમાં પડી એક તકરાર ! ! !

ચાર લીટીમા સૌથી વધારે રમુજી કાવ્ય લખી મોકલનારને ઇનામ આપવામાં આવશે. બીજા સારા કાવ્યો પણ પ્રગટ કરવામાં આવશે.

હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

(૧) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. ગ્રાહકોનાં કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૨) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. (૩) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઇ પણ સવાલ–જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. (૪) માત્ર પોસ્ટ કાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે.

કુપન— જાન્યુઆરી, ૧૯૨૮.
માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન કાઢીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.
તંત્રી, "ગુજરાતી સુંદરી".

# છટું છવાયું.

લેખક: રા. "તરંગી"

આપણે સૌ જાણીએ છીએ કે હિંદમાં બાળલગ્ન થાય છે. કેટલાક અનિવાર્ય સંજોગોને કારણે પેઠેલી એ બદી દૂર કરવા આપણો પ્રત્યેક સમજદાર પ્રજાજન તનતોડ પ્રયત્નો કરી રહ્યો છે. મીસ મેયોને એમ લાગે છે કે એ બદીને કારણે હિંદ સ્વરાજ્ય માટે લાયક નથી. પગ તળે બળે છે અને શ્રીમતી લંકા હોલવવા કેમ નીકળ્યા હશે ? એમના પોતાના દેશમાં શું ચાલે છે ? એ બાબતનો વિચાર કરવાની એમણે તસ્દીજ નથી લીધી. હમણાંજ "ન્યુયોર્ક ટાઇમ્સ" માં એક તાજો દાખલો પ્રકટ થયો છે, સીઉ શહેર-આયોવાની એક શ્રીમતી ફ્લોરન્સ લેને હમણાં પાંચમા ધણીથી છૂટા છેડા કરી લીધા, એમની ઉમ્મર ફક્ત ર૧ વર્ષની છે. પ્હેલી વાર પરણ્યા ત્યારે ૧ર વર્ષની હતી ! અને હજી ફરી પરણવાનાં છે ! સંસ્કૃતિને શિખરે બેઠા હોવાનો દાવો કરતા દેશમાં આવા બનાવો બને તો હિંદ જેવા પરદેશી ધુંસરી નીચે દબાયલા દેશમા બને એમાં નવાઇ છે ?

× × ×

અમેરિકામાં છૂટાછેડાનું બજાર દહાડે દહાડે તેજીમાં આવતું જાય છે. સુધારાનું એ એક મોટામાં મોટું ચિન્હ હશે ! ૧૯ર૭ માં ૧૧૮૧૮૩૮ લગ્નો થયાં અને ૧૭૫૪૯૫ ના છૂટાછેડા થયા. એટલે કે દર સાત લગ્ને એકનું પરિણામ તલ્લાકમાં આવે છે પતિ અથવા પત્ની બદલવાની અમેરિકનોની આ લાલસાને શ્રીમતી મેયો અનીતિ નહિ માનતાં હોય. હિંદની જેમ ત્યાં છૂટાછેડાના સગવડ ન હોત કદાચ પુરૂષો એક ઉપર બીજી લાવત આટલું છતાં હિંદ નાલાયક અને અમેરિકા લાયક !

× × ×

ઇગ્લાંડ પણ બાળલગ્નની બાબતમાં અમેરિકાથી પાછું હઠે એમ નથી, ત્યાંનો કાયદો કન્યાને ૧ર વર્ષે અને છોકરાને ૧૪ વર્ષે લગ્ન કરવાની કાયદેસર છૂટ આપે છે. પરિણામે ત્યાં પણ એવાં લગ્નો સારી સંખ્યામાં થાય છે. આ બદી દૂર કરવા અને કાયદેસર લગ્નવય વધારવા ત્યાંની સ્રીઓ પ્રયત્ન કરી રહી છે. એ હેતુથી તેમનું એક ડેપ્યુટેશન હમણાં હોમ સેક્રેટરી પાસે ગયું હતું અને ૧ર બ્હેનોએ આ બાબતના આંકડાં વગેરે આપી નવો કાયદો ઘડવાનું દબાણ કર્યું હતું. હિંદની ગરમ આબોહવાને કારણે કન્યા નાની ઉમ્મરે સ્રીવયમાં આવે છે એવી આપણા બાળલગ્ન-હિમાયતીઓની દલીલ છે ઇગ્લાંડ અમેરિકાના શીતલ પ્રદેશ માટે મીસ મેયો પાસે સાચી-ખોટી કોઈ દલીલ છે ખરી ?

× × ×

હિંદની સ્રીઓએ હજી જોઇએ તેટલી સ્વતંત્રતા પ્રાપ્ત નથી કરી એ સૌ જાણે છે અને સમજદાર પુરૂષો તેમને એવી સ્વતંત્રતા મેળવવામાં મદદ પણ કરી રહ્યા છે. પણ જ્યારે મીસ મેયો એને એક નાલાયકી તરીકે જણાવે છે ત્યારે તો ખરેખર એની અક્કલ માટે ખેદ થાય છે. સ્વરાજ્ય ભોગવતા યુરપ-અમેરિકાના દેશોમાં એથી વધારે ખરાબ સ્થિતિ ૫૦ વર્ષ પ્હેલાં હતી તે એ ભૂલી જાય છે ઇગ્લાંડમાં તો અણગમતી પત્નીઓને તેમના પતિદેવ છડેચોક વેચી નાંખતા. જાહેર બજારમાં પતિદેવ પત્નીનુ લીલામ કરતા અને નાણાં લઇ તેને બીજાને સોંપી દેતા ! અને તે પણ ૧૫૦-ર૦૦ રૂપીઆ જેટલી નજીવી રકમે ! આવા લીલામ ઘણી વખત બન્નેની મરજીથી થતાં-નવા સાથી મેળવવાની લાલસાએ !

× × ×

પેરીસમાં હમણાં એક એવો બનાવ બન્યો છે કે જે વાંચી કમકમા આવે. પત્નીઓને મારવાનો કે તેમનું ખુન કરવાનો ઇજારો એકલા હિંદના પુરૂષોએજ નથી લીધો. જીન વરમોન્ડ નામે એક ઇલેક્ટ્રીકલ ઇજનેરે પોતાની પત્નીનું ગળું દબાવી દીધું ! અને પછી તેના શરીરને નિરાંતે ભઠ્ઠીમાં બાળ્યું ! પાડોશીની બૈરી સાથે એ સાહેબનો વ્હેવાર ચાલતો જેને પરિણામે આ નિર્દય કામ તેણે કર્યું.

× × ×

આખરે પેલાં બાઇસાહેબ-કૈસરની ૬ર વર્ષની વિધવા બ્હેન-હોટલના પ્યાલા-રકાબી ધોનાર ર૮ વર્ષના રશીઅન સાથે પરણી ગયાં ! કહેવાય છે કે એ બુઢ્ઢીએ ડાક્ટરની મદદથી જુવાન થવાનો અખતરો અજમાવ્યો છે. પણ એમની એ નવી

જુવાની એળે જશે એમ લાગે છે; કારણકે એમના નવા પતિદેવને લગ્ન પછી તરતજ મોટરનો અકસ્માત થયો છે. બિચારી ફરી વિધવા ન થાય તો સારૂં !

× × ×

મીસ મેયો કહે છે કે હિંદમા તો માબાપ લગ્ન ગોઠવી આપે છે-પરણનાર વ્યક્તિઓ એક બીજાને ઓળખતી નથી હોતી એટલે એવા લગ્ન સુખી ન જ હોય ! આપણાં લગ્નો સુખી હોય છે કે દુઃખી તે તો એના કરતા આપણે વધારે જાણીએ; પણ એમનાં લગ્નો કેટલાં સુખી નીવડે છે તે તો છુટાછેડાનાં આંકડાજ બતાવી આપે છે ! પણ એનીજ એક પશ્ચિમવાસી બ્હેન આપણી એ પ્રથાનો બચાવ કરે છે, ફ્રાંસમા એવીજ પદ્ધતિ થોડા વખત પ્હેલાં હતી-હજીયે કેટલાક કુટુંબોમાં હશે. એવા એક આનદાન કુટુંબની બાઇ, જેને પરણવા લાયક બે દીકરા છે તે, કહે છે કે "પોતાને શું જોઇએ છે, તેની છોકરાને શું ખબર પડે ? ક્ષણિક મોહને વશ થઇ એ લોકો ગમે તેવું સાંખરૂં ઉપાડી લાવે તેને બદલે અમેજ તેને માટે યોગ્ય કન્યા પસંદ કરીએ એ વધારે ઠીક છે."

× × ×

હિંદની સ્ત્રીઓ અજ્ઞાન અને વ્હેમી મનાય છે. એમની પશ્ચિમની બ્હેનો એમનાથી ઉતરે એવી તો નથીજ. પતિને વશ કરવા વશીકરણ મંત્ર, દોરા કે ધાગા મેળવવાની ઇંતેજારી રાખનારી ઘેલુડીઓ પશ્ચિમમાં પણ વસે છે. એવી બાયડીઓ હોય ત્યા ધુતારીઓ પણ ભુખે ન મરે. એવી એક કોઇ મિસિસ આડા પોરફામેન્ટને મિસિસ મોટ ફાલીન્સન નામે ધુતારી મળી ગઇ. ધણીને વશ કરવાની કાંઇક જુકી આપી તેના પાસે ૯૬ પાઉન્ડની રકમ આસ્તે આસ્તે કઢાવી. પણ એ જુકીથી કાંઇ વળ્યું નહિ. એટલે મામલો પોલીસ પાસે ગયો. બીજી એક જર્મન સ્ત્રીને કોઇ ધુતારીએ પતિને વશ કરવા માટે તેના કપડાં બાળવાનો નુસખો બતાવ્યો, પણ કોણ જાણે કેમ, વશ થવાને બદલે પતિદેવ તો કપડાં બળવાથી ઉલટા ગુસ્સે થઇ ગયા !

× × ×

એક વરસ ઈંગ્લાંડના લોર્ડ ચીફ જસ્ટીસ સ્ત્રીઓની જુરરો તરીકે તારીફ કરે છે કે તેઓ સ્તુતિપાત્ર કામ બજાવે છે; જ્યારે બીજી તરફથી એક આરોપી વાંધો ઉઠાવે છે: "મારો ન્યાય સ્ત્રી જુરરો પાસે મારે નથી કરાવવો; મને પુરૂષ-જુરરોજ આપો." મીસ ડોરોથી બ્લેક નામે એક બાઇ પણ એ આરોપીના અભિપ્રાયને ટેકો આપતી જણાય છે. તે કહે છે કે "હું સ્ત્રીઓ કરતા પુરૂષોને વધારે પસંદ કરૂં છું; પુરૂષો વધારે નિષ્પક્ષ હોય છે" કોણ સાચું ?

× × ×

સ્વ. નવલરામે "ભટનું ભોપાળું" માં એક સ્ત્રી પાત્ર પાસે "મારા હસવાના હેંસી હજાર" કહેવડાવ્યું છે મૂળ એ નાટક ફ્રેંચ ઉપરથી લખાયલું એટલે એ વિચાર પણ પશ્ચિમનોજ છે. સીનેમા અને નાટકોની નટીઓ જાત જાતના વીમા ઉતરાવે છે. કોઇની ચાલ, કોઇની આંખો, કોઇનો આખો ચ્હેરો એનું અણમૂલું ધન છે. એ જાય એટલે એની પ્રતિષ્ટા પાણીમાં-અને ગુજરાનનું સાધન લુપ્ત થઇ જાય. હમણાજ મીસ માર્શે પોતાના હાસ્યનો ૫૦૦૦૦ પાઉંડનો વીમો ઉતરાવ્યો છે. એનું હાસ્ય નષ્ટ થાય એટલે એને નાટકનો ધંધોજ છોડી દેવો પડે ! ગૌરાંગ લલનાઓના હાસ્ય પણ બજારૂ કીમતે વેચાય છે !

× × ×

હમણાં હમણાં ઇંગ્લીશ ખાડી તરવાની જાણે ફેશન થઇ પડી છે. અને તેમાંય રમણીઓ એ હરીફાઇમાં મોટી સંખ્યામાં ઉતરી પડી છે. પેલી લંડનની ટાઇપીસ્ટ મીસ ગ્રેઇટઝે તો નવ વાર તરી નાંખી છતાં દશમી વાર તરવા પડી. કંઇને કારણે બાઇ સાહેબ નિષ્ફળ ગયાં. એક સ્ત્રી ડોક્ટર મીસ લોગને તો બધાંને મૂર્ખાજ બનાવ્યા. થોડુંક તરીને હોડીમાં બેસી ગઇ અને સામો કાંઠો દેખાયો ત્યાં પાછું તરવાનું શરૂ કર્યું. ખોટું સોગંદનામું કરીને ૧૦૦૦ પાઉંડનું ઇનામ લઇ લીધું. પણ મૂર્ખી એવી કે જાતેજ બધી વાત કહી દીધી અને હવે પોલીસ કોર્ટમાં ખોટું સોગંદનામું કરવાના ગુન્હા માટે ઘસડાય છે.

× × ×

ક્લીવલેન્ડના એક પોલીસ દાદાને ફરજ બજાવવાનો ભારે દંડ ચૂકવવો પડયો છે રસ્તા પર ફરતાં એક મોટર તેમણે અંધારામાં ઉભેલી જોઇ. પાસે જાઇને જોયું તો લૈલા-મજનું જેવું એક જોડું આનંદ લુંટી રહ્યું હતું. પોલીસ દાદાએ બન્નેને પકડી જાહેર રસ્તાપર અયોગ્ય વર્તન ચલાવવા માટે કોર્ટમાં ઉભા કર્યા. પેલા બન્નેએ કહ્યું કે "અમે તાજેતરમાંજ પરણ્યાં છીએ !" પણ "કોન સૂનતાં હૈ ?" મેજીસ્ટ્રેટે બન્નેને છોડી મૂક્યાં અને તેમણે પછી પેલા દાદા ઉપર ગુન્હાની ફરિયાદ માંડી. દાદાને ૭૦૦ પાઉંડનો ચાંલ્લો થયો !

# સમાલોચના.

**સ્ત્રી સ્વાતંત્ર્યવાદ:** મૂળ લેખક: પ્રો એ. આર. વાડીઆ, એમ. એ. અનુવાદક: સૌ. સરોજિની મ્હેતા, બી એ., પ્રકાશક: શ્રી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. મૂલ્ય: બાર આના.

આ પુસ્તકના મૂળ લેખકના નામથી ગુજરાતનો વાચકવર્ગ અજાણ્યુ છે પરંતુ અનુવાદક બ્હેનને તો તેઓ–ખાસ કરીને આ માસિકના વાચકો સારી રીતે ઓળખે છે. પુરૂષ જાતિ સામે બંડ જગાવનાર એ બ્હેનના વિચારો આ પુસ્તકમાં ઠેર ઠેર ટીપ્પણ રૂપે દેખાય છે. સતત ' વાચન, મનન અને પ્રત્યક્ષ અનુભવથી પરિપકવ થયેલા વિચારોનો સંગ્રહ ' પ્રો. વાડીઆએ આ પુસ્તકમાં કર્યો છે અને અનુવાદક બ્હેને એ વિચારો પોતાની સંસ્કારી બાનીમાં સાદી અને સરળ ગુજરાતી ભાષામાં ઉતાર્યાં છે. જ્યાં જ્યાં તેમને મૂળલેખકના વિચારો સાથે ' તીવ્ર ' મતભેદ છે ત્યાં ત્યાં તેમણે નીચે નોંધ કરી પોતાનું દૃષ્ટિબિંદુ દર્શાવ્યું છે. પ્રો. વાડીઆને એ વિરોધી દૃષ્ટિબિંદુનો જવાબ આપવાની તક મળી હોત તો કદાચ આપણને એ સવાલો સંબંધી વિશેષ જાણવાનું મળત. અનુવાદક બ્હેન કહે છે કે " એમની વિરૂદ્ધ હું આખું એક પુસ્તક આજ વિષય ઉપર લખી શકું એટલો બધો મારે મતભેદ છે. " અમે ઇચ્છીએ છીએ કે એ બ્હેન પોતાના એ વિચારો ગુજરાતની પ્રજાને સત્વર આપે. અમે એ પુસ્તકની આતુરતાથી રાહ જોઈએ છીએ કારણકે અત્યારની સ્ત્રીઓની લડતને જોમ આપવા એવાં અનેકવિધ વિચારો અને દૃષ્ટિબિંદુઓની જરૂર છે. ગુજરાતી સાહિત્યમાં સ્ત્રી સ્વાતંત્ર્યની ભાવના પોષે એવાં પુસ્તકોની મોટી ખોટ છે. આ પુસ્તક એ ખોટ કેટલેક અંશે પૂરે છે, તે માટે અનુવાદકને અને પ્રકાશકને ખાસ ધન્યવાદ આપીએ છીએ.

**કથામંજરી ( ભાગ ૩ જો ):** સં. અને પ્ર. રા. જીવનલાલ અ. મ્હેતા. મૂલ્ય: રૂ. ૨–૦–૦.

ગુજરાતનાં જાણીતા જુદા જુદા લેખક લેખિકાઓની પચીસ વાર્તાઓનો આ પુસ્તકમાં પ્રકાશકે સંગ્રહ કર્યો છે. આમાંની બધી નહિતો ઘણિ ખરી વાર્તાઓ જુદા જુદા પત્રોમાં અગાઉ પ્રકટ થઈ ગઇ છે. એમાંની એક રા. અડાલજાની " ખાનદાનીને ખાતર " નામે વાત આ માસિકમાં સપ્ટેમ્બર ૧૯૨૯ ના અંકમાં પ્રકટ થઇ હતી. એ પચીસે વાર્તાઓ સ્ત્રી–જીવનનેજ લગતી હોઇ પુસ્તક ખાસ સ્ત્રીઓને વાચવા લાયક ગણાય. ત્રણ લેખિકા બ્હેનો–સૌ. વિમળાગૌરી સેતલવાડ, બ્હેન શાન્તા મોદી અને સૌ. બાળાગૌરી ઠાકોરની એક એક વાર્તા સ્ત્રીઓ તરફનો સુંદર ફાળો આ પુસ્તકમાં આપે છે. અમે ઇચ્છીએ છીએ કે પ્રકાશક સ્ત્રી લેખિકાઓનીજ વાર્તાઓથી ભરેલો એક આખો ભાગ પ્રકટ કરે. એ ભાગને માટે તેમને પૂરતા સાધન આ માસિકમાંથીજ મળી રહે એમ છે. છેલ્લા પંદર વર્ષના અરસામાં ગુજરાતની બ્હેનોએ સાહિત્યના પ્રદેશમાં કરેલી પ્રગતિનો ખ્યાલ એવો ભાગ જરૂર આપી શકે.

**વીરની વાતો ( ભાગ ૨ જો ):** બીજી આવૃત્તિ. લેખક અને પ્રકાશક: રા. તારાચંદ્ર પો. અડાલજા. મૂલ્ય: રૂ. ૨-૮–૦

આ પુસ્તકની પ્હેલી આવૃત્તિ પ્રકટ થયે બહુ લાંબો સમય નથી થયો. લગભગ સવા વર્ષના અરસામાં આ પુસ્તકની નવી આવૃત્તિ પ્રકટ થાય છે તેજ એની લોકપ્રિયતાની સચોટ સાબિતિ છે. જુનાગઢના રા.' નોંધણનો ઇતિહાસ આલેખતી આ વીરરસભરી વાર્તાઓ વાચકપ્રજાનો અત્યંત આદર પામી છે. સંખ્યાબંધ ચિત્રો અને સુંદર છપાઇ સાથની આ આવૃત્તિ પણ પ્હેલીની જેમજ લોકપ્રિય નીવડશે એમ માનીએ છીએ.

**મહારાષ્ટ્ર જીવન પ્રભાત:** મૂળ લેખક: સ્વ. રમેશચંદ્ર દત્ત. અનુવાદક: રા. નરસિંહભાઇ ઇ. પટેલ પ્રકાશક: શ્રી પુસ્તકાલય સ. સ. મંડળ લિ, વડોદરા. મૂલ્ય રૂ. ૧–૮–૦.

**રાજપુત જીવનસંધ્યા:** મૂળ લેખક અને અનુવાદક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂ. ૧-૦-૦

વર્ષો પ્હેલાં આ બન્ને પુસ્તકોનાં સ્વ. નારાયણ હેમચન્દ્રે કરેલાં ભાષાંતરો અમે વાંચેલાં–મૂળ અંગ્રેજીમાં પણ એ નવલકથાઓનો આસ્વાદ લીધેલો. સ્વ. નારાયણની ગુજરાતી ભાષાની ત્રુટીઓ વાચકપ્રજાથી અજાણી નથી. અત્યારે તો હવે એ પુસ્તકો મળતાં પણ નથી. એ પરિસ્થિતિમાં અનુવાદકે અને પ્રકાશકે પૂરેલી ખોટ માટે તેમને ધન્યવાદ આપીએ છીએ. સ્વ. રમેશચંદ્ર જેવા લેખકની બાની માટે બે મત નથી. રા. નરસિંહભાઇએ પોતાની અનુભવી અને સંસ્કારી લેખિનીથી એ બાનીનો સ્વાદ ગુજરાતી પ્રજાને સંપૂર્ણ સ્વરૂપમા ચખાડયો છે. સ્વ. નારાયણના ભાષાંતરો કરતા આ અનુવાદો અનેક દ્રષ્ટિએ ચઢીઆતાં છે. સુઘડ છપાઇ, સુંદર બાંધણી અને પાનાની સંખ્યા જોતાં કીંમત જરાય વધારે ન ગણાય.

**આરોગ્ય શિક્ષિકા;** લેખક: રા. હરરાય અ. દેસાઈ પ્રકાશક: રા. ચંદુલાલ મણીલાલ પરીખ. મૂલ્ય: સાત આના.

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે કેળવણીના ક્ષેત્રના અનુભવીને હાથે લખાયલું આ પુસ્તક કન્યાઓના આરોગ્યશિક્ષણ માટે અત્યંત ઉપયોગી થઇ પડશે. કન્યાશાળાના બીજાથી છઠ્ઠા ધોરણ સુધીની જરૂરીઆતો લક્ષમાં રાખીને સાદી અને સરળ ભાષામા લખાયલું, આરોગ્ય સબંધી વિવિધ પ્રકારનું જ્ઞાન આપતું આ પુસ્તક લેખકનો ઉદ્દેશ–કન્યાઓ સુઘડ અને નિરોગી રહી યોગ્ય ગૃહિણી નીવડે તે–સર્વાંશે સફળ કરશે. અમે તો માનીએ છીએ કે મોટી ઉમ્મરની–પરણેલી બ્હેનો પણ આ પુસ્તક વાચશે તો તેમને અને તેમના કુટુંબને ઘણો લાભ થશે. ઉપયોગિતાના પ્રમાણમાં પુસ્તકનું મૂલ્ય નજીવું છે.

**ધર્મપત્ની:** લેખક અને પ્રકાશક: રા. ગાવજી દામજી શાહ. મૂલ્ય બે આના.

રાજર્ષી કવિ ભર્તૃહરીના "કાર્યેષુ મંત્રી" શબ્દોથી શરૂ થતા શ્લોકના આધારે આ પુસ્તક રચાયું છે. લેખકે એ શ્લોકના પ્રત્યેક ચરણ ઉપર એક એક પાઠ લખી તે સ્પષ્ટપણે અને લંબાણથી સમજાવ્યું છે. પણ ૧૪ પાનાના પુસ્તક માટે બે આનાની કીંમત વધારે લાગે છે.

**સાભાર સ્વીકાર** (૧) સુંદર રંગીન કેલેન્ડર અને બ્લોટીંગ પેડ: મેસર્સ આર. વનમાળીદાસની કંપની. (મુંબાઇ ૨) તરફથી. ટુંક સમયમાં પ્રમાણિકપણે બુકસેલરનો ધંધો જમાવનાર આ કંપનીના સાહસને અમે વધાવી લઈએ છીએ. મે. ત્રિપાઠી કંપની પછી ગ્રાહકોને આવી ભેટ આપનાર એ પ્હેલાજ છે. (૨) બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક: તંત્રી રા. કેશવપ્રસાદ છો. દેસાઇ. વ. ૨૦; અંક ૪ થો (૩) જ્યોત્સના. (ત્રૈમાસિક): હસ્તલિખિત પત્ર. તંત્રી: રા. ચન્દ્રેશ અને રા. ગન્નેશ આ કાવ્યાંક કોઇ પણ શિષ્ટ માસિકને શોભાવે એવા જાણીતા લેખકોના કાવ્યોથી ભર્યો છે. (૪) ડેમોક્રેટ: નેરોબી–આફ્રિકાથી પ્રકટ થતું અંગ્રેજી–ગુજરાતી સાપ્તાહિક (૫) હિન્દુ (સાપ્તાહિક): તંત્રી: રા. ચી. રે. જોષી, સુરત. વ ૧, અંક ૧૨ વા. લ. રૂ. ૧-૮-૦ (૬) શુદ્ધ સનાતન પંચાંગ પ્રકાશક: રા. હા. બાલાભાઈ તાપીદાસ, સુરત. ૧૦૦ નકલના રૂ. ૧-૯-૦ (૭) સાહિત્યસરીઃ તંત્રી: રા. સુંદરજી પંડ્યા. પુ. ૨; અંક ૬-૭ વા. લ. રૂ. ૪-૦-૦ (૮) સેવક: તંત્રી: રા. વિઠ્ઠલદાસ નારણદાસ વ. ૨; અંક ૧-૩ વા લ રૂ. ૧-૦-૦ (૯) જાગૃતિ: તંત્રી: રા. "જહાંગીર" પુ ૧; અંક ૧લો. વા. લ રૂ ૨-૮-૦ (૧૦) પ્રચારક: પ્ર. સ્વામી ધર્માનંદજી પુ. ૮; અંક ૧૧ વા. લ. રૂ, ૧-૮-૦ (૧૧) સમાજસેવક: વ્ય: રા. ગોકી ઠક્કર. વ ૪; અંક ૬, વા. લ. રૂ. ૧-૪-૦ (૧૨) યશોદા: તંત્રી: રા મ. ન દોશી અને રા. ક. લ. ઠક્કર વ. ૧; અંક ૨ વા. લ રૂ. ૨-૦-૦ (૧૩) વનિતાવિજ્ઞાન: તંત્રી: શ્રી બાળગૌરી મુન્શી અને શ્રી. શિવગૌરી ગજ્જર. વ ૧૯ અંક ૮ વા. લ. રૂ ૧-૮-૦ (૧૪) શ્રી સોજીત્રા વ્યાયામ મંદિરનો રીપોર્ટ: પ્રકાશ: રા. અ. પુ. પટેલ, મંત્રી, (૧૫) શ્રી સોજીત્રા સાર્વ પુસ્તકાલયનો રીપોર્ટ: (૧૯૨૬-૨૭) પ્રકાશ: રા. છો. દા. પરીખ અને રા. અં. પુ. પટેલ, મંત્રીઓ (૧૬) વિદ્યાદાનના ઉપરાજ્ઞાનો રીપોર્ટ સોજીત્રા (૧૯૨૬-૨૭) પ્રકાશક: રા, છો. દ પરીખ મંત્રી (૧૭) શ્રી સદ્ગત આશ્રમનો હેવાલ (૧૯૭૭ થી ૧૯૮૨). પ્રકાશક: રા. શાહ શિવજી દેવસિંહ, મંત્રી.

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ—દુઃખના સવાલ જવાબ.

તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં પુછો.

સંપાદક: બ્હેન જ્યોત્સ્ના શુકલ.

કોઇ પણ વાંચક જવાબ આપી શકશે. તે સિવાયના સવાલો તંત્રી ઉકેલશે.

એક બ્હેન પૂછે છેઃ

" કોઇ પુરુષનામાં ઘરકામ કરવાની આવડત અને લાયકાત હોય; તે પુરુષની પત્નીનામાં બ્હારનું કામ કરવાની આવડત અને લાયકાત હોય; તો બ્હેમણે પોતપોતાની શક્તિનો ઉપયોગ કેવી રીતે કરવો ? "

જવાબઃ એક સલાહસંપથી ચાલવા ઇચ્છતાં હોય, અને પોતપોતાને અનુકૂળ કામ કરવાને રાજી હોય તો સ્ત્રીએ બ્હારનાં કામો કરવાં, અને પુરુષે ગૃહવ્યવસ્થા કરવાનું સ્વીકારવું. પણ એમાં એક મુશ્કેલી નડે. એ સ્ત્રી પુરુષે ' સંતતિ નિયમન ' ના સિદ્ધાંતને ચોવટાઇથી આચારમાં ઉતારવો પડે. નહીં તો 'માતૃત્વ' અને બ્હારનો ધંધો એ કામ સાથે કરવાં સ્ત્રીને જરા અઘરાં પડે ખરાં; કારણ કે કુદરતના ક્રૂર નિયમોમાં લાયકાત ન–લાયકાતના પ્રશ્નને અવકાશજ નથી !

એક બ્હેનઃ

" આ બધાં માસિકોના તંત્રીઓ અને એમના લેખકો શું સમજવા હશે ? "

જવાબઃ કે, અમે જગતને સુધારવા નીકળ્યા છીએ ! કેમ આદર્શો બધા રોષ ? ત્હમારે એમના વિરુદ્ધ કંઇ કહેવાનું છે ?

કાઠીઆવાડથી એક ભાઇઃ

" મ્હારી આંખો નબળી છે, મ્હારી સ્ત્રી અનપઢ છે; જીવનનો આનંદ હું શી રીતે મેળવું ? "

જવાબઃ અફસોસ ! જીવનના બન્નેવ ઉત્તમ મિત્રો કમનસીબે ત્હમને નબળા મળ્યા છે. વિધિની એ ભૂલ સુધારવી અશક્યજ હોય, તો તો હવે મંજીરા અથવા એકતારો લઇને " આંખ વિના અંધારું રે, સદાય મ્હારે આંખ વિના અંધારું " ગાતા ગાતા સુરદાસની જેમ હરિભજન કરવા મંડી પડો. પ્રભુભક્તિની તાલાવેલી ત્હમારા શુષ્ક જીવનમાં રસ ને આનંદ આપશે.

સુરતઃ એક બ્હેનઃ

" દક્ષિણી બ્હેનો નિત્ય 'ગજરા' પહેરે છે, હોરા બ્હેનોના હાથ પગ સદાય મેંદીથી રંગેલા હોય છે. ગુજરાતની સુંદરીઓ એ પ્રમાણે ન કરી શકે ? "

જવાબઃ શા માટે ન કરી શકે ? ગજરા અને મેંદી એ બન્ને, સૌભાગ્યનાં અને શૃંગારનાં ચિન્હ છે. એ શૃંગાર ત્હમે નિત્ય ધારણ કરો એમાં કોઇજ વાંધો ઉઠાવી ન શકે. પણ મેંદીથી શોભતા રક્ત કમળ સમા ત્હમારા સુંદર પગોને બુટ મોજાંમાં સંતાડવાનું પાપ ન કરશો !

વડોદરાઃ એક બ્હેનઃ

' બીલાડી પાળું કે પોપટ ? મ્હને બેઉ ગમે છે. "

જવાબઃ બેમાંનું ગમે તે એક પાળજો, નહીં તો રડવું પડશે.

અમદાવાદઃ એક બ્હેનઃ

( ૧ ) " ઘડને લીધે શરીરની ચામડી ફાટી જાય ત્હેનો શો ઉપાય કરવો ? "

જવાબઃ એરંડા બજાર સાબુને સંભાળથી ઉપયો

મૂકી દેવો, અને તેલ ચોળીને ન્હાવું. જરૂર પડે તો ચણાનો લોટ ચોળવો.

( ૨ ) 'ચોકખું ઘી શી રીતે મેળવવું ?"

જવાબ: તાજું માખણ લાવીને ઘેર ઘી બનાવી લેવું.

એક ભાઇ:

"મ્હારાં 'ગૃહદેવી' ( ? ) નું મગજ બહુ તપેલું રહે છે. મ્હારો સ્હેજ પણ વાંક થતાંજ એ દરરોજ–સાદી ભાષામાં જેને "માર" કહી શકાય એ વિધીથી–મ્હારી પૂજા કરે છે. આ મ્હારી 'આપવિતી' હું કયાં કહું ? માસિકોમાં લખું તો લોકો મ્હને 'નમાલો' કહે; મિત્રોને કહું તો તેઓ મ્હારી હાંસી કરે; આ મહાસંકટમાંથી ઉગરવાનો માર્ગ બતાવશો ?"

જવાબ: માર્ગ સહેલો છે. "બજારમાં જાઉં છું" કહીને ઘર–કુટુંબ છોડીને ચલ્યા જાઓ. ઈશ્વર પાધરો હશે તો ટૂંક વખતમાં મામલો સુધરી જશે. એક ગૃહસ્થે આ માર્ગ ગ્રહણ કરીને સંસાર સુધાર્યો હતો એમ કહે છે. પ્રયોગ અજમાવવા જેવો છે, સફળતા મળે તો સારૂં; નહીં તો આમ પણ છે શું કે જવાનું હતું ?

એક ભાઈ:

"પ્રેમ લગ્ન શાને કહી શકાય ?"

જવાબ: જ્યાં આ પ્રશ્ન પૂછવાપણું ન રહે ત્હેને !

એક બ્હેન: મ્હારી સાસુ કર્કશા છે. મ્હારા પતિ ગ્રેજ્યુએટ છે, પણ માતાની આજ્ઞાવિના પાણી પણ પીતા નથી. મ્હને પીએર જવાની મના છે. એટલે કે બારીએ જઉં તો મ્હારી પાછળ કોઇનો પણ ચોકી પ્હેરો કાયમ હોય. મ્હને પેટભરીને ખવાડતાં નથી, પહેરવાને પૂરાં લુગડાં મળતાં નથી; આ દુઃખે કદાચ મ્હારૂં મ્હોં વ્હીલું પડે તો મ્હને ગાળોથી વીંધી નાખે છે. કોઇ આવ્યું હોય ત્હેની સાથે એક અક્ષર પણ બોલવાનો મ્હને હુકમ નથી; છતાં ત્હેમની આગળ મ્હારી સાસુ ને નણંદ "વહુ તો છેક રોઝ જેવી છે" એમ મ્હારાં દેખતાં કહે છે. આ જીવન હું કેવી રીતે જીવું ?

જવાબ: બ્હેન ! "સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો" એવી કહેવત છે તે જાણો છો ને ? ધીરજથી સંકટ ખમો, સાસુના હાથ ચાલશે નહીં અને ખાટલે પડશે ત્યારે ત્હમારી સહનશીલતાની કિંમત અંકાશે અને એજ સાસુ ત્હમારી ખુશામત કરશે. નહીં તો યમદૂતને તો એમનાથી યે પાછા ઠેલાવાનો નથી એ વિચારનું આશ્વાસન લેજો ! !

એક બ્હેન:

"ગરોળીની મ્હને અત્યંત બ્હીક છે. મ્હારા ઘરમાં જ્યાં જાઉં ત્યાં ગરોળી દેખાય. કાલે મ્હારા પગતળે ચૂંદાઇને એક ગરોળી મરી ગઇ. આ વાત એક ઘડી ભૂલાતી નથી; મ્હને પળે પળે કમકમા આવે છે, મ્હારો એ પગ હું આઘોને આઘો રાખું છું–જાણે એ પગજ મ્હારો નથી; ખરેખર એ પગ હવે મ્હને ગમતોજ નથી–શું કરૂં ?

જવાબ: એકજ ઉપાય છે, પગ કપાવી નાખો !

વઢવાણ: એક બ્હેન:

"મ્હારા પતિ કવિતાનું સારૂં જ્ઞાન ધરાવે છે સ્ત્રીઓને માન આપવું, સારી રીતે રાખવી, એવું બધું કવિતામાં તો માને છે. પણ એઓ પોતે જીવનમાં એથી ઉલટુંજ કરે છે, અને એટલો જુલમ ગુજારે છે કે સ્ત્રી કોઇ રીતે સહન કરી શકેજ નહીં. છેવટે સ્ત્રી કાયર બની પાંચ વરસથી પોતાના ત્રણ બાળકોને લઇને પિયરમાં રહે છે. હવે પતિ વિનંતીપત્રો લખે છે કે "તું આવ, મ્હારી જરા પણ ભૂલ થઇજ નથી." તો પછી સ્ત્રીએ શું કરવું ?"

જવાબ. બ્હેન ! તમારી હકીકત સત્ય હોય તો તમારા પતિએ એ માટે શરમાવું જોઇએ. પણ આ પાંચ વર્ષના ગાળામાં કદાચ એમને પોતાના વર્તનને માટે પશ્ચાતાપ થયો હોય એ બનવાજોગ છે. ત્હમે એક વખત એમની વિનતી સ્વીકારીને અનુભવ લઇ જુઓ તો સારૂં. બાળકોના માતાપિતાએ તો અંગત મતભેદોને બાજુએ મુકીને બાળકોના હિતને માટે પણ સહજીવન ગાળવું જરૂરનું છે, અને એ સૂત્ર ત્હમે બેઉ જણ સ્વીકારો તો કદાચ જુલમનો અંત આવવાનો સંભવ છે.




હિન્દ.

**સમતોલપણું જાળવો:** મિસિસ ડીઆના વોટ્સે મુંબાઇ યુનીવરસીટીના હોલમાં ત્રણ ભાષણો આપી શરીરની દરેક હીલચાલમાં સમતોલપણું કેમ જાળવવું અને તે દ્વારા શારીરિક અને માનસિક શક્તિ કેમ વધારવી તે બતાવ્યું હતું. આ પ્રસંગના લીધેલા ફોટો-ચિત્રો અમે આ અંકમાં પ્રગટ કર્યા છે, તેમણે બતાવેલી કસરતો, સવાર-સાંજ થોડી થોડી મીનીટ કરવાથી શરીર તંદુરસ્ત અને બળવાન બને છે.

**કમીશનનો વિરોધ:** મુંબાઇની રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ તા. ૨૭ ડીસેમ્બરે શ્રી. સરોજીનિ નાયડુના પ્રમુખપદે મારવાડી વિદ્યાલયમાં મળેલી સ્ત્રીઓની સભાએ મીસ મેયોના બહનક્ષીભર્યા પુસ્તકને વખોડી કાઢ્યું હતું. અને હિંદના રાજ્યતંત્રમાં સુધારા સૂચવવા ઇંગ્લાંડની સરકારે નીમેલા કમીશનમાં એક પણ હિંદીની નીમણુંક નહિ કરી હોવાથી બ્રિટિશ સરકારના એ કાર્યની સખ્ત શબ્દોમાં ખબર લીધી. પૂનાની સ્ત્રીઓએ પણ એક સભા ભરી કમીશનને બોયકોટ કરવાનું જાહેર કર્યું હતું. વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશને પણ કમીશનનો વિરોધ કર્યો છે.

**કેળવણી પરિષદો:** દીલ્હીમાં ફેબ્રુઆરી માસમાં અખિલ હિંદ સ્ત્રી-કેળવણી પરિષદ ભરાવાની છે તે પ્રસંગની તૈયારી કરવા અને યોગ્ય પ્રતિનીધિઓ મોકલવા દેશના જુદા જુદા પ્રાંતોમાં ડીસેંબર માસમાં પ્રાંતિક પરિષદો ભરાઇ હતી: (૧) મુંબાઇમાં મીસ મૃણાલીની ચટ્ટોપાધ્યાયના પ્રમુખપદે મલબારી મેમોરીઅલ હોલમાં; (૨) પૂનામાં મિસિસ સરલાબાઇ નામકના પ્રમુખપદે સેવાસદન હોલમાં, (૩) કરાંચીમાં મિસિસ મ્હેતાના પ્રમુખ પદે (૪) મદ્રાસમાં ડૉ. મથુલક્ષ્મી રેડીના પ્રમુખ



સ્ત્રી-કેળવણી પરિષદ—મુંબાઇ.

પદે: (૫) મદુરામાં સૌ. કમલાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપદે; (૬) રાજમહેંદ્રીમાં બેગમ સુલતાન અમીરૂદીનના પ્રમુખપદે, વગેરે સ્થળે એ પરિષદો ભરાઈ હતી. દરેક પરિષદે સ્ત્રી-કેળવણીના પ્રશ્ન સાથે સંબંધ ધરાવતી બાબતો વિષે ઠરાવો કર્યા હતા.

**વનિતા વિશ્રામ ટ્રેનીંગ કૉલેજનું ૧૯૨૭ નું** પરિણામ આ પ્રમાણે જાહેર થયું છે: ૧ લું વર્ષ સીનીઅર ક્લાસ: શ્રી શાન્તાબેન વ્યાસ: શ્રી તેહમીના હનવાળા: શ્રી. માણેકબેન દોડીઆ; શ્રી. વિજયાબેન દેસાઇ: શ્રી રતનબેન ઠક્કર; શ્રી વિજયાબેન મ્હેતા; શ્રી. સંતોકબેન ઓઝા. શ્રી સુશીલા સોલંકી; શ્રી. ફેની નાગલા; શ્રી માણેક પસ્તાકીઆ શ્રી. શારદાબેન શાહ. રેજુ વર્ષ સીનીઅર: શ્રી ભાગીરથી હુગલે.

**મારવાડી સમાજ અને બાળલગ્ન:** કલકત્તા માં એક સભા ભરી મારવાડી કોમે ર. સા. શારદાના ખરડાને ટેકો આપ્યો છે. એજ બાબતનો તેમણે વિરોધ કર્યો અને તે એ કે કાયદાએ ઠરાવેલી લગ્નવય કરતાં ઓછી વયે લગ્ન થાય તો તે ગેરકાયદેસર ન ઠરાવવું. મુંબઇની મારવાડી વેપારી મંડળીએ પણ એજ બાબતનો વિરોધ કર્યો છે. કારણ કે એથી નિર્દોષ બાળકોના વારસાના હક્ક ઉપર તરાપ પડવાનો ભય રહે છે. તેમણે ૧૦૦૦ રૂપીઆ દંડની યા એક માસની કેદની સજા કરવાની સૂચના કરી છે. દેશના અનેક સ્ત્રી મંડળોએ પણ એ ખરડાને ટેકો આપ્યો છે

**વેશ્યાવૃત્તિ દૂર કરો:** મુંબાઇમાં પેઠેલો વેશ્યાવૃત્તિનો સડો દૂર કરવા માટે યોગ્ય કાયદો ઘડી અમલમાં મૂકવાનું સરકારને દબાણ કરવાના હેતુથી એક મોટી સભા સર પુરૂષોતમદાસના પ્રમુખપદે કા. જ. હૉલમાં મળી હતી. આ પ્રસંગે જાણીતા સ્ત્રી પુરૂષોએ ભાષણો કરી એ બદી કેટલી બધી પ્રસરી છે તે બતાવ્યું હતું. સરકાર એ બદી દૂર કરવા જલ્દી કાયદો ઘડશે એવી અમે આશા રાખીએ છીએ. આ ધંધો યુરપ-અમેરીકામાં પણ મોટા પાયા ઉપર ચાલે છે અને પ્રજાસંઘ તેને નાબૂદ કરવાના પ્રયત્નો કરી રહ્યો છે.


પ્રીન્સેસ વીકટોરીઆ
૬૨ વર્ષની ઉમ્મરે પરણનાર કૈસરની બ્હેન.

**અફઘાનિસ્તાનના રાણીને** તા. ૧૬ મી ડીસેમ્બરે મુંબઇની સ્ત્રીઓ તરફથી માનપત્ર આપવાનો સમારંભ પ્રીન્સેસ મેરી જીમખાનામાં ઉજવાયો હતો. આ પ્રસંગે લગભગ ૧૦૦૦ મહિલાઓએ હાજરી આપી હતી. ના. લેડી આગાખાને માનપત્ર વાંચ્યું હતું અને ના. રાણીએ તેનો પુસ્તુમાં જવાબ વાળતાં પોતાને મળેલા આવકાર માટે આભાર માન્યો હતો.

**શ્રાવિકાશ્રમ:** શ્રી ર. રૂ. શ્રાવિકાશ્રમનો વાર્ષિક સમારંભ સૌ સગુણાબાઇ સુરજમલના પ્રમુખપદે ઉજવાયો. આ સંસ્થા જૈન સાધ્વી શ્રીમતી મગનબ્હેનના સ્તુત્ય પ્રયત્નોને પરિણામે સુંદર કામ કરી રહી છે. સધવા, વિધવા અને કન્યાઓ મળી ૩૫ બ્હેનો એનો લાભ લે છે કાયમ ફંડ ઓછું હોવાથી તે વધારવાની જરૂર છે. દાનવીર બ્હેનો જરૂર હાથ લંબાવે.

**ગૃહશણગાર:** ચંદા રામજી કન્યાશાળાનાં ઉત્સાહી લેડી સુપ્રી. મીસ નવાજબાઇ કૉન્ટ્રેક્ટરના આમન્ત્રણથી લંડનની ડેનીસન મેન્યુ. કંપનીના પ્રતિનીધિ મી. ડાન્ટએ એ શાળામાં આવી કાગળ

અને મીણમાંથી ગૃહના શણગાર માટેની જુદી જુદી વસ્તુઓ કેમ બનાવી શકાય તે બતાવ્યું હતું. આ પ્રસંગે શાળાની કન્યાઓએ બનાવેલી કેટલીક સુંદર વસ્તુઓનું પ્રદર્શન પણ ભર્યું હતું.

**સીનેમા માટેઃ** સીનેમાના ઉદ્યોગ સંબંધી તપાસ કરવા નીમાયલી કમિટિ સમક્ષ કેટલીક જાણીતી મહિલાઓએ પણ જુબાની આપી છે. યુરપ-અમેરિકાથી હિંદમાં આવતી ફીલ્મો નીતિનો નાશ કરનારી હોઇ, એ સંબંધી ચોકસી રાખવા એક સ્ત્રી-સેન્સોર નીમવાની સુચના શ્રીમતી મૃણાલિની ચટ્ટોપાધ્યાએ કરી હતી.

**મુસ્લીમ શિક્ષિકાઓ માટેઃ** મ. શેઠ રહીમતુલ્લા કરીમભાઇના સ્મરણચિન્હ તરીકે મુસ્લીમ શિક્ષિકાઓને તાલીમ આપવા માટેની એક અતિ ઉપયોગી સંસ્થા સર ગુલામહુસેન હિદાયતુલ્લાએ ખુલ્લી મૂકી હતી. આ સંસ્થા માટે મહુંમના મોટાભાઇ સર મહમદભાઇએ રૂ. ૨૦૦૦૦ ની રકમ આપી છે.

**ઘોડીઆ માટેઃ** અમદાવાદની મીલોમાં કામ કરતી મજુર બ્હેનોના બાળકોની સંભાળ માટે વીમેન્સ કાઉન્સીલ ઘોડીઆ તરફથી રાખવામાં આવે છે. આ ખાતાના લાભાર્થે ભરાયલા વાર્ષિક મેળામાં શહેરના સર્વ કોમનાં સ્ત્રીપુરૂષોએ પધારી ઉત્તેજન આપ્યું હતું. મિસિસ હીરા-



મીસ ટી. ટી. ખીન
રંગુન હાઇકોર્ટના મદદનીશ-રજીસ્ટ્રાર.

લાલ ત્રીકમલાલે એ મેળ ખુલ્લું મૂકતાં રૂ. ૨૫૦ ની રકમ આપી હતીઃ અને સર રૂસ્તમજીએ રૂ. ૫૦ આપ્યા હતા. આ સ્તુત્ય સેવા માટે વીમેન્સ કાઉન્સીલને અને ખાસ કરી તેનાં સેક્રેટરી લેડી વિદ્યાબ્હેન નીલકંઠને ધન્યવાદ આપીએ છીએ.

**સંકટગ્રસ્તોની સહાયેઃ** ગુજરાતના જલપ્રલય સંકટ નિવારણ માટે માન રા. પટેલે ખોલેલા ફંડમાં પોતાનો ફાળો આપવા માટે બેંગ્લોરની મહિલાઓએ બે સમારંભો યોજ્યા છે. આ સમારંભમાં સંગીત અને નાટ્ય પ્રયોગોનો રસિક કાર્યક્રમ રજુ થશે.

**સંદુરની રાણીઃ** સંદુર રાજ્યના મહુંમ રાજકર્તાના મરણ પછી તેમની ગાદી કોને આપવી તેનો વિચાર બ્રિટિશ સરકાર કરી રહી છે. તેમને ફરજંદમાં-એક દીકરી હતી. એ રાજકુમારી આકાસાહેબાને સંદુરની રાજકર્ત્રી રાણી બનાવવી એવી રાજ્યની પ્રજાની ઇચ્છા છે. વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશનના મંત્રી મિસિસ કઝીન્સે પણ એ માટે દબાણ કરનારો એક પત્ર ના. વાયસરાયને લખ્યો છે.

**માતા, મિત્ર અને પરિચારિકાઃ** મ. ગાંધીજીએ સીલોનમાં એક સ્થળે ભાષણ આપતા મા. કસ્તુરબાઇની અત્યંત પ્રશંસા કરી હતી. ગાંધીજીનો માતાના સ્વર્ગવાસ બાદ મા. કસ્તુરબાઇએ માતાનું

અને મિત્રનું સ્થાન સંભાળ્યું છે અને તેમની સુશ્રુષા કરવામાં અથાગ શ્રમ વેઠયો છે.

સતીઃ પ્હેલાંની સતીના પોતાના શરીરમાંથી અગ્નિ પ્રકટતો એવી વાતો આપણે વાંચી છે. એવો એક બનાવ પટણા જીલ્લામાં બન્યાનું કહેવાય છે. સિદ્ધેશ્વર શર્મા નામે ૨૧ વર્ષનો યુવાન બ્રાહ્મણ ગુજરી જતાં તેની ૧૭-૧૮ વર્ષની સુકુમાર પત્નીએ સતી થવા ઇચ્છયું. કહેવાય છે કે ચિતા પણ સતીના સ્વયંભૂ અગ્નિથીજ સળગી, પણ પોલીસે તેને બળતી અટકાવી. બાઇ બે દિવસ પછી જેલમાં ગુજરી ગઇ. પોલીસ સગાંએ ઉપર આપઘાતમાં મદદ કરવાના આરોપસર કેસ ચલાવવા ઇચ્છે છે.

બ્હાદુર છોકરોઃ કલકત્તાના નત્તનબઝારમાં રસ્તે એકાએક આગ ફાટી નીકળી. એમાં દસ મરદો ત્રણ સ્ત્રીઓ અને પાંચ છોકરાં સ્વાહા થઇ ગયાં. બધાં ઉઘતાં હતાં અને આગ ઝડપથી પ્રસરી હતી. કેટલાક બચવા માટે કુદી પડયાં હતાં. એક બ્હાદુર બાળક પોતાની વૃદ્ધ માતાને ઉંચકી બ્હાર લાવ્યો હતો. મુંબાઇમાં રા. જયકરના ૧૮ વર્ષના પુત્ર જયપાલે એવીજ રીતે અકલકોટ લેનમાં આગ લાગેલા ઘરને ત્રીજે મજલે જઇ એક સાત વર્ષના

બાળલગ્ન પર મંદી (પંજાબના) રાજ્યમાં પણ અંકુશ મૂકનારો એક કાયદો થોડા સમયમાં ઘડાશે. આ રાજ્ય એવો કાયદો સત્વર અમલમાં મૂકે અને બીજાં દેશી રાજ્યો પણ એ બાબત જલ્દી ઉપાડી લ્યે એમ અમે ઇચ્છીએ છીએ.

છોકરીમાંથી છોકરોઃ પંજાબના લશ્કરી થાણાંમાં થોડા વર્ષ પર એક મેજરની ૧૮ વર્ષની પુત્રીને મર્દાની રમતગમતોમાં સંડોવાતી જોઇ ઘણા અજબ થતા. તેને પુરૂષોની સોબત ગમતી નહિ; તેને બદલે એ છોકરીઓ સાથે તે વધારે હળી ગઇ હતી. એક દિવસ તે બિમાર પડતાં ડૉકટરને બોલાવ્યો. ડૉકટરે તપાસને અંતે જણાવ્યું કે તે છોકરી નથી પણ છોકરો છે એ છોકરો પાંછળથી પેલી બે સખીમાંથી એક સાથે પરણ્યો હતો.



લાંબાવાળની તરફેણમાં

ટુંકાવાળ માટે વિરોધ દર્શાવતી બે અમીરવર્ગની બાનુઓ.

બાનુ રજીષ્ટ્રારઃ કાયદાની બી. એલ. ની ડીગ્રીની પરીક્ષા પસાર કરનાર પ્હેલાં બર્મીઝ બાઇ દો મી ખીનને રંગુન હાઇકોર્ટની ઓરીજીનલ સાઇડ ઉપર મદદનીશ રજીષ્ટ્રાર તરીકે નીમવામાં આવ્યાં છે. આ ઓદ્ધો પ્હેલીજવાર હિંદમાં એક મહિલાને મળે છે. આપણી મુંબાઇની હાઇકોર્ટે એનું અનુકરણ કરી મીસ મીઠાં વાતાને એ પદ આપવું જોઇએ

## એશિયા.

ડેપ્યુટેશનઃ પૂર્વ અને પશ્ચિમની સ્ત્રીઓ પરસ્પર એક બીજાના નિકટ સંબંધમાં આવે અને પોતાની જાતિ માટે સાથે મળી કામ કરી શકે એવા ઉદ્દેશથી ત્રણ મહિલાઓનું એક મંડળ ચીન ગયું છે. ઇગ્લાંડથી મીસ એડીથ પાઇ, ફ્રાંસથી માદામ ડ્રેવે અને અમેરિકાથી મિસિસ ગ્રોવર કલાર્ક-એ ત્રણ મહિલાઓનું એ મંડળ બન્યું છે.

## યુરોપ.

**આફ્રીકાથી યુરોપઃ** થોડા સમય પર ઇંગ્લીશ ખાડી તરી જનાર લંડનની ટાઇપીસ્ટ મીસ મર-સીડીસ ગ્લીટઝ ઉત્તર આફ્રિકાના કિનારેથી ભૂમધ્ય સમુદ્રમાં ઝંપલાવી તરતી તરતી યુરોપમાં સ્પેનને કિનારે આવવાનો પ્રયત્ન કરવા ઇચ્છે છે. એ કિનારા વચ્ચે અંતર ફક્ત સાત માઇલનું છે પણ પાણીના વહેણને લીધે એને ૨૭ માઇલની મજલ તરવી પડશે. આ પ્રયત્નોથી મળતી પ્રખ્યાતીને પરિણામે તેણે બે સીનેમા ફીલ્મમાં ઉતરવાનો કરાર પણ કર્યો છે.

**ઉમેદવારીઃ** માજી વડા પ્રધાન મી. લાઇડ જ્યોર્જના પુત્રી મીસ મેગને વેલ્સના એક વિભાગમાંથી પાર્લામેંટના સભાસદ તરીકે ઉમેદવારી કરવાનું નક્કી કર્યું છે. પિતાની સાથે તરીકે રહીને એ બ્હેને રાજકારણનો સારો અનુભવ લીધો છે.

**પતિનો વારસોઃ** લોર્ડ એલ્વીડન, મર્હુમ લોર્ડ ઇવીઆગના મોટાપુત્ર સાઉથ એન્ડ તરફથી સભાસદ તરીકે ચુંટાઇ અત્યાર સુધી દિવાને આમમાં બીરાજતા હતા. તેમના પિતા લોર્ડ ઇવીઆગના મૃત્યુથી એ પદ લોર્ડ એલ્વીડનને મળ્યું. પરિણામે અમીરોની સભામાં બેસવાની તેમને ફરજ પડી. દિવાને આમમાં તેમની ખાલી પડેલી જગ્યા માટે ફરી પેટા ચુંટણી થતાં તેમની પત્ની સૌથી વધુ મતે ચુંટાયાં છે. પતિનું સ્થાન સંભાળી લેનાર એ મહિલા પાર્લામેંટમાં દાખલ થતાં સ્ત્રી સભાસદોની સંખ્યા કુલ સાતની થઇ છે.

**જોડાયલા બાળકોઃ** લંડનની સેંટ થોમસ હોસપીટલમાં એક બાઇએ બે દીકરીઓને જન્મ આપ્યો. એ બેતાં શરીરનાં બીજાં બધાં અવયવો જુદાં છે, ફક્ત પેટ આગળથી તેમનાં શરીર જોડેલાં છે. એક તંદુરસ્ત અને મજબુત છે, બીજું શરીર નબળી છે ઓપરેશન કરતાં એકજ બચે એમ લાગે છે.



મીસ રૂથ એલ્ડર
આટલાંટીક મહાસાગરની પાર વિમાનમાં જવાનો પ્રયત્ન કરનાર બાનુ.

**લગ્ન માટે દોડાદોડીઃ** ઓલ્ડહેમની શિક્ષણ કમિટીએ એવો ઠરાવ કર્યો છે કે જે શિક્ષિકાઓ પરણે તેમણે નોકરીમાંથી રૂખસદ લેવી, જેથી કોલેજમાંથી તાજી પસાર થતી સ્ત્રીઓ માટે જગ્યા થઇ શકે. આ ઠરાવને નેવે મુકાવવા પ્રત્યેક શિક્ષિકા પરણી જવાની દોડધામમાં પડી છે. જો બધીજ શિક્ષિકાઓ પરણી જશે તો પછી એ બધીને કેમ રૂખસદ અપાશે ?

**બાળાપ કે-બાબાપ થાય પણ છોકરાં** કોઇ પારકાં નહીં થતાં એવી કહેવત હવે ચાલુ કરવી પડશે પ્રેસ્ટનની પોલીસ કોર્ટનો એક તાજેજ બનાવ છે. આલ્બર્ટ લોન્સડેલને એની બૈરી સાથે ઝઘડો થયો. પરિણામે પાડાને દુઃખે પખાલીને ડામ દેવાની-બન્ને બાળકોને મારકૂટ કરવાની અનીતિ તેણે આદરી. બાળકો તરફ ક્રુરતા બતાવવા માટે પોલીસે કામ ચલાવ્યું, પણ બાપને જેલમાં જતો દીકરી ન જોઇ શકી. તેણે ખોટી

જુબાનો આપી કે "મને તો અકસ્માતથી વાગ્યું છે." વધારામાં તેણે પોલીસ-વકીલને પોતાના બાપને જેલમાં નહિ મોકલવાની વિનતી પણ કરી. જડજે બન્ને પતિ–પત્નીને સુલેહ કરી લેવાની સલાહ આપી કાઢી મૂક્યાં.

૭૦૦ પાઉંડની સ્કોલરશીપો એકજ કુટુંબના ત્રણ ભાઈઓ અને એક બ્હેને મેળવી છે. કાર્ક બંદર પાસેના અધાડા ગામની રાષ્ટ્રી-યશાળાના પ્રીન્સીપાલ મી. જેન ડગનના એ ત્રણે બાળકો અભ્યા-સમાં બીનહરીફ છે. છોકરી મેરી માર્ગારેટ ચાર વર્ષ માટે એના ભણવાનો ખર્ચ પૂરો કરે એટલી-૩૦૦ પાઉંડની સ્કોલરશીપ મેળવી છે મોટા છો-કરા મોરીસ ડગનને ૨૦૦ પાઉંડની; વચેટ ડેવીડ ફ્રાન્સીસને ૮૦ પાઉંડની, અને નાના જોનને ૧૨૦ પાઉંડની સ્કોલરશીપ મળી છે.

સ્પેનની પાર્લા-મેંટમાં ૧૩ મહિલાઓ સભાસદો તરીકે વિરાજે છે. એ મહિલાઓમાંની ઘણીખરી લેખિકા અને સામાજીક કાર્ય-કર્તા તરીકે જાણીતી છે અને પાર્લમેંટમાં સ્ત્રીઓ અને બાળકોને લગતા સવાલો ઉપર ખાસ ધ્યાન આપે છે.

એક બીજો કીસ્સો: વેરોનાની એક ૧૮ વર્ષની છોકરી સીનોરીના રેનાટા માઝીઆના છોકરી મટી છોકરો બની છે. નાની હતી ત્યારે 'છોકરો હોત તો કેવું સારું !" એમ તેને થતું પણ હવે તેને ગમતું નથી સુંદર ફ્રોક કે ચણીઆ: રેશમી મોજાં ને ઉંચી એડીના બુટ છોડવાં તેનો જીવ કપાઇ જતો હતો. એક મરદને પરણવાનું તેણે વચન આપેલું પણ હવે તે બંધ રહ્યું છે ! પુરૂષ વેશમાં હવે તે રહે છે છતાં એને પોતાને સ્ત્રી છું એવીજ લાગણી થાય છે.

**પ્રેમનો કપરો પંથ:** બલ્ગેરીઆના રાજા બોરીસ અને ઈટાલીની રાજકુમારી ગીઓવાના એકબીજાનાં પ્રેમમાં પડયા છે, પણ બન્નેના ધર્મપંથ જુદા હોવાથી લગ્નમાં અડખીલી ઉભી થઇ છે. કુમારી કેથોલીક પંથની છે. રાજા ઓ-થોડોક્સ પંથનો છે. આ કારણેથી ધર્મગુરૂ પોપે એ લગ્નને બ્હાલી આપવાની ના પાડી છે. પોપ કહે છે કે એ લગ્નથી થતાં બાળકોને કેથોલીક ધર્મ મુજબ શિક્ષણ આ-પવાની બાંહેધરી મળે તોજ પરવાનગી આપી શકાશે.

જર્મનીમાં ઓક્ટોબરમાં મળેલી રાજકીય પરિષદમા ૪૦૦ મહિલાઓએ હાજરી આપી હતી

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ.

( ૧ ) જળપ્રલય સંકટ નિવારણ ફંડમાં ધી માસીના હોસ્પીટલના મેડીકલ, નર્સીંગ અને ઓફીશીઅરી સ્ટાફ તરફથી રૂ ૧૮૫–૮–૦ સૌ. લેડી કૃષ્ણગૌરી ચી સેતલવાડ મારફતે મળ્યા છે.

( ૨ ) મંડળને ભેટ: સૌ. ગંગાબાઇ હરિદાસ વલ્લભદાસ રૂ ૧૫૦ આપી મંડળના લાઇફ મેમ્બર થયાં છે. શ્રીમતી આવમાય સોરાબજી સોડ વોટરવાળા તરફથી મંડળને રૂ ૧૫ ભેટ મળ્યા છે

( ૩ ) ઇનામી નિબંધનું પરિણામ: "સ્ત્રીઓ અને જનસેવા" વિષે મંડળ તરફથી ઇનામી નિબંધ માગ્યો હતો બાર બ્હેનોએ નિબંધો લખી મોકલ્યા હતા સૌ. મુદ્રિકાબ્હેન દ્વિ મ અંજારીઆની નીમણુંક પરીક્ષક તરીકે કંનટિએ કરી હતી. એ હરિફાઇમા પ્રથમ આવનાર ચાર બ્હેનોને સ્વ જયાવંતી દુર્લભ છગનલાલ ઇનામી નિબંધ ફંડમાંથી નીચે પ્રમાણે ઇનામો અપાશે· (૧) સૌ મંગલાવતી હીરાચંદ કસ્તુરચંદ: ૧ લું ઇનામ રૂ ૪૦; (૨) કુ બબલીબ્હેન મન-સુખલાલ મરચંટ: ૨ જું ઈનામ રૂ ૨૦; (૩) અને (૪) કુ. કાન્તગૌરી ઠાકોર અને બ્હેન પ્રેમિલા રમાકાન્ત મરચંટ: બન્ને બ્હેનો વચ્ચે સરખે ભાગે ( દરેકને રૂ. ૫–૫) ત્રીજું ઇનામ રૂ. ૧૦

(૪) સભાસદોને સૂચના: મંડળના સભાસ-દોને સવિનય જણાવવાનું કે ચાલુ વર્ષનું લવા-જમ ઉઘરાવવા મંડળનો સિપાઇ ફરે છે માટે કૃપા કર તમારૂં વાર્ષિક લવાજમ તેને આપશો અથવા મંડળમાં ભરી જશો કેટલાંક સભાસદો રહેવાનું સ્થાન બદલે છે ત્યારે નવા ઠેકાણાની ખબર આપતા નથી. એવા સભાસદો મંડળના સેક્રેટરી-ઓને નવા ઠેકાણાની ખબર તરતજ લખી મોકલે એવી વિનતિ છે.

અનેક સામાજીક, વૈદકિય અને કેળવણી વિષયક પ્રવૃત્તિમાં સ્ત્રીઓ પોતાનો સહકાર અત્યારે ત્યાં આપી રહી છે. ચામડીના દરદો અને વેશ્યાવૃત્તિ સ્ત્રી પોલીસ, બાળરક્ષણ, ઘરોની તંગી વિગેરે વિષયો સંબંધી એ પરિષદમાં ચર્ચા થઇ હતી.

રશીઆમાં સ્ત્રી-સ્વાતંત્ર્ય છેલ્લી હદે પહોંચી ગયું છે એમ કહીએ તો ખોટું નથી. હવે ત્યાં સ્ત્રી-પુરૂષ વચ્ચે ખાસ ભેદ નથી રહ્યો. દરેક ધંધામાં, દરેક ઓદ્ધા ઉપર સ્ત્રીની હાજરી અત્યારે દેખાય છે કામદાર સ્ત્રીઓને શિક્ષણ આપવાના ખાસ પ્રયત્નો થાય છે. લગ્ન સંબંધી પણ સંપૂર્ણ છૂટ અપાઇ છે; હવે "ગેરકાયદેસર બાળક" જેવી કોઇ વસ્તુ રશીઆમાં નથી.

**બિચારો પતિ:** એડમન્ટનની કાઉન્ટી કોર્ટમાં એક મુકદમો ચાલ્યો હતો. એક સાધારણ કારીગરની પત્ની અને પુત્રીએ પોશાકની વસ્તુઓ વેપારી પાસેથી ઉધાર લીધેલી જેનાં નાણાં મેળવવા તેણે દાવો કર્યો હતો જડજ મી કાફર્ડ તો કેટલીક મોંઘી વસ્તુઓના નામ અને કીમત સાંભળીને દેબતાઈ ગયા. ૧૨ શીલીંગના હાથના મોજા, ૧ પાઉંડના બુટ, ૧૪ શીલીંગની ટોપી અને એવી ઘણી ચીજો હતી. પત્નીના પોશાક માટે જડ્જે વેપારીએ પતિ ઉપર ૬ પાઉંડનું હુકમનામું કરી આપ્યું,પણ પુત્રીએ ખરીદેલી વસ્તુઓ જરૂરની નથી એમ જણાવી હુકમનામું કરી આપવાની ના પાડી.

## અમેરિકા

**બહાદુર બાળા:** ક્વીબેક (કેનેડા)માં એક અનાથાશ્રમમાં લાગેલી સખ્ત આગને પરિણામે લગભગ ૩૩ બાળકો મરણ શરણ થયાં છે. આ પ્રસંગે રોઝ ગુડરોલ્ટ નામે ૧૭ વર્ષની બાળાએ અપૂર્વ હિંમત બતાવી હતી. ત્રણવાર તે સળગતા મકાનને ત્રીજે મજલે જઇ અનેક બાળકોને સહીસલામત લઇ આવી હતી. ચોથી વાર જતાં તે આગમાં ઝડપાઇ અને બળી મૂઇ.

અમેરિકામાં સ્ત્રી મતદારોનાં રાષ્ટ્રીય સંઘે નવા કાયદા ઘડી અમલમાં મૂકવા સંબંધી અનેકવિધ પ્રવૃત્તિ જુદા જુદા ૪૪ સ્ટેટમાં ઉપાડી લીધી છે. ગૃહિણીને ઉપયોગી બાબતો, યુવાન છોકરા છોકરીઓને ધંધે લગાડવાની બાબત, વેશ્યાવૃત્તિ, કામદાર સ્ત્રીઓ, વગેરે પ્રશ્નો તરફ ખાસ ધ્યાન અપાય છે.

**૨૦૦૦૦ પાઉંડની ચોરી:** સારાં કપડાં પ્હેરવા, સુંદર ફરનીચર વાપરવું અને ખુબ ફેશનથી રહેવું એ. લાલચોને વશ થઇ મેક ગોવર્ન નામની બાળાએ ન્યુયોર્કમાં અત્યાર સુધીમાં કુલ ૨૦૦૦૦ પાઉંડની ચોરીઓ કરી છે. મી. હાર્મન ઓગસ્ટ નામના બેન્કરની એ ખાનગી સેક્રેટરી હતી અને વિશ્વાસમાત્ર હોઇ તેના ખાતાંઓ સંબંધી મુખત્યારનામું ધરાવતી હતી. બાર પાઉંડ અઠવાડીએ પગાર મળતો તેનાથી સંતોષ ન થયો એટલે વિશ્વાસનો ભંગ કરી શેઠના નાણાં ઉચાપત કર્યાં. આ ફેશનભગિની માટે મીસ મેથો જરૂર મગરૂર થશે !

**જડજને ગોળીબાર:** સોલ્ટ લેક સીટી ઉટાના જડજ ટીલ્મેન જોન્સન કોર્ટમાં પેસતાંજ એક મિસિસ ઇલાઇઝા સીમન્સે તેને બે વાર ગોળીબ્હાર કરી ઘાયલ કર્યો હતો. તેણે ૧૦૦૦૦ ડોલરની નુકશાની માટે માંડેલો દાવો તે હારી ગઇ હતી. જડજે તેની વિરૂદ્ધ ચુકાદો આપવાથી તે ઉશ્કેરાઇ હતી.

**નસીબનાં નખરાં:** ત્રણ વખત પરણીને વિધવા થયલી, પોર્ટો રીકોના ગવર્નરની બ્હેન એક વખતની જાણીતી નટી કેથલીન લ્યુસીલી કુટ અત્યારે દીવાસળી વેચી પોતાનું ગુજરાન કરે છે. ત્રણે ધણી પાસેથી તેને વારસામાં સારી રકમો મળેલી. નટી તરીકે કમાતી પણ સારૂં. છતાં જે થીએટરમાં તે પાર્ટ ભજવતી તેજ થીએટર આગળ આજે દીવાસળી વેચી પેટ ભરવાનો વખત તેને માટે આવ્યો છે.

**સ્ત્રીની મગજશક્તિ:** અમેરિકાની જાણીતી લેખિકા ભાષણકાર અને સ્ત્રી-લડતની આગેવાન મિસિસ હેલન ગાર્ડનરે પોતાનું માથું કોર્નેલ યૂનીવરસીટીને ભેટ આપવાનું પોતાના વીલમાં જણાવ્યું હતું. ૧૯૨૫ માં એના મૃત્યુ પછી એનું મસ્તક તપાસતાં જણાયું છે કે કોઇ પણ પુરૂષના મસ્તકની બરોબરી કરી શકે એવું એનું મગજ હતું. એ ઉપરથી દુનિયાની એ બાઇએ ખાત્રી કરી આપી કે સ્ત્રીની મગજશક્તિ પુરૂષ કરતાં કોઇ રીતે ઓછી નથી.

**અમેરિકન બૈરાં:** પારીસના સ્ત્રીઓના પોશાક બનાવનાર પ્રખ્યાત દરજી મી. પોઇરેએ અભિપ્રાય આપતાં કહ્યું કે અમેરિકન સ્ત્રીઓનાં ઘુંટણ જાડા અને હાથની ચામડી ખડબચડી હોય છે. જાણીતા શીલ્પી મી. જેકબ એપ્સ્ટીન કહે છે કે એ તો ઘેલો થઇ ગયો છે. મને તો આખા ન્યુયોર્કમાં ખુબસુરત બૈરીઓજ જ્યાં જોઉં ત્યાં દેખાય છે !

**વિચિત્ર વીમો:** પશ્ચિમના દેશોમાં વિચિત્ર પ્રકારના વીમા ઉતરાવાય છે અને તેમનો એક જોડકાં બાળકો સામેનો છે. આર્થિક કારણોને લીધે એક ગૃહસ્થે એવો વીમો ઉતરાવ્યો છે. એની પત્નીને બે બાળકો સાથે અવતરે તો વીમા કંપનીને નુકશાની ભરી આપવી પડે !

ઓસ્ટ્રેલિયા

**પહેલાં સ્ત્રી-ટાઇપીસ્ટ:** અત્યારે પશ્ચિમના દેશોમાં શિક્ષક અને ટાઇપીસ્ટનો ધંધો તો સ્ત્રીઓનોજ ગણાય છે. આજથી ૫૦ વર્ષ પહેલાં એ ધંધામાં પ્રથમ પડનાર મીસ એની મીચેલ-કર્લોક હમણાંજ ગુજરી ગયાં. મેલબોર્ન ( ઓસ્ટ્રેલિયા ) ની જાણીતી ટાઇપ રાઇટીંગ એજન્સીમાં લગભગ ૪૨ વર્ષ તેમણે સતત કામ કર્યું હતું.



## સીનેમાની ડીગ્રીઓ

સીનેમાનો ધંધો અમેરિકામાં ધમધોકાર વધ્યે જાય છે. એ ધંધા માટે યોગ્ય તાલીમ ધરાવતી જનસંખ્યા પૂરી પાડવાના ઉદ્દેશથી એક નવી વિદ્યાપીઠ થોડા વખતમાં ન્યુ યોર્કમાં સ્થપાશે. વિખ્યાત કોલંબીઆ યુનીવરસીટી સાથે એનો સંબંધ રહેશે. એ માટેનો અભ્યાસક્રમ બે વર્ષનો રહેશે. પહેલાં બે વર્ષ જેમણે વિજ્ઞાનના અભ્યાસમાં ગાળ્યા હોય તેમનેજ એ શાળામાં દાખલ કરવામાં આવશે. ફીલ્મ બનાવવાનો, વેચવાનો અને બતાવવાનો એ ત્રણે શાખાઓ સંબંધી જ્ઞાન આપવાનો અભ્યાસક્રમમાં ઉદ્દેશ રખાયો છે.

# નોંધ.

**ખુલાસો**

"ગુણસુંદરી"ના ડીસેમ્બર ૧૯૨૭ ના અંકમાં "એ ઘડી મોજ"ની સમાલોચના કરતાં કેટલાક સારા લેખોમાં રા. "ઓલ્યા જોશી" ના લેખનો ઉલ્લેખ મેં કર્યો હતો. એ સંબંધી મારી ઉતાવળમાં થયલી ભૂલ એ પત્રની "કનૈયો" ના તખલ્લુસ હેઠળ છુપાતી વ્યક્તિએ તા. ૧૧-૧૨-૧૯૨૭ ના અંકમાં સુધારી છે તે માટે તેમનો હું ઋણી છું. મને દીલગીરી એટલીજ થાય છે કે મારી એ નજીવી ભૂલ માટે તેમણે પોતાનો કોલમ જેટલી જગ્યા નકામી બગાડી છે–ખાસ કરીને એટલા માટે કે એ ભૂલ એ પત્રની પોતાનીજ છાપવાની કળાને યા પદ્ધતિને આભારી છે. એ અંક વાંચતા જે લેખો સારા લાગ્યા ત્યાં નિશાની કરેલી અને સમાલોચના લખતી વખતે એ લેખોના લેખકોના નામ ટપકાવતાં રા. ઇન્દુકુમાર મ્હેતાના નામને બદલે ઉતાવળમાં રા. "ઓલ્યા-જોશી"નું નામ લખાયું. એ અંકના બીજા લેખોમાં જે સ્થળે સામાન્ય રીતે લેખકનું નામ છાપ્યું છે તે સ્થળે રા. "ઓલ્યા-જોશી" નું નામ એક અવતરણ નીચે મોટા કાળા અક્ષરોમાં પ્રસ્તુત લેખમાં તંત્રીઓએ છાપ્યું છે. જ્યારે લેખકનું નામ લેખને અંતે એક ખૂણામાં–એમની સામાન્ય પદ્ધતિથી ઉલટી રીતે–છાપ્યું છે અને તે પણ "રા." શબ્દ સાથે. લેખની નીચે સહી કરનાર માણસ પોતાના નામ આગળ "રા." શબ્દ મૂકે એ માની શકાતું નથી; એ તંત્રીનીજ કરામત હોવી જોઇએ. વધારામાં રા. "કનૈયો" કહે છે કે "અધિપતિ એક પ્રાણી છે" એવા કથનથી મને "કંઇ નવાઈ લાગેલી", "કંઇક આઘાત પણ થએલો." હું તેમને ખાત્રી આપું છું કે એ ફક્ત તેમની કલ્પનાનું ભૂત છે. મને નવાઇ લાગે કે આઘાત થાય એવું કહ્યું એ કથનમાં હજી સુધી હું જોઇ શકયો નથી. એટલી બધી અગત્યતા એ કથનને આપવાની મને જરૂર નથી જણાતી. એક સાધારણ રમુજને ખાતરજ રા. "સાકી" એ કથન ઉપજાવ્યું છે એમ હું માનું છું. એજ દૃષ્ટિથી થોડા સમય પર એક જાહેર પ્રસંગે રા. "સાકી" ની હાજરીમાંજ એ કથનનો ઉપયોગ મેં કર્યો હતો, જો એ કથન એમનો ઈજારો હોય તો વાપરવા માટે તેમની ક્ષમા ચાહી હતી. બધા અધિપતિ મનુષ્ય હોઈ પ્રાણીનીજ કોટિમાં મૂકી શકાય. અલબત્ત મારી જેમ રા. "સાકી" પણ માનતા હોવા જોઇએ કે જેમ પ્રાણી પ્રાણીમાં ભેદ હોય છે–કેટલાંક મનુષ્ય જેવાં ઉપયોગી પ્રાણી હોય છે, જ્યારે કેટલાંક ચોમાસાના અળશીઆં જેવાં અલ્પજીવી અને નિરૂપયોગી હોય છે–તેમ અધિપતિ નામનાં પ્રાણીઓમાં પણ ભેદ હોય છે. અલબત્ત પ્રાણી માત્ર ભૂલને પાત્ર હોઇ મારી જેમ નજીવી ભૂલ કરી દે એ કુદરતી છે. એમ તો "એ ઘડી મોજના" એ પ્રાણીઓએ પણ ભૂલો કરી છે. દાખલા તરીકે અમારા દીપોત્સવી અંકની એમની સમાલોચના. એ અંકમાં એમણે ત્રણ લેખ સ્ત્રી-ઉપયોગી જણાવ્યા. એ ત્રણ લેખમાંના એક તરીકે જ્યારે શ્રી દક્ષિણામૂર્તિ બાલમન્દિરની મોન્ટીસોરી શિક્ષણસંઘની યોજના એમણે ગણાવી ત્યારે એમની શક્તિ માટે મને શંકા થઇ હતી. પરંતુ એ એક નજીવી ભૂલ છે એમ ગણી મેં એમની જેમ ઉપયોગી જગ્યા બગાડવાનું યોગ્ય ધાર્યું નહતું. પોતાની ત્રુટીઓ લક્ષમાં રાખી હવેથી એ પ્રાણીઓ કાગનો વાઘ કરી ઉપયોગી જગ્યા નહિ બગાડે એવી આશા હું રાખું છું.

જ. ના. વ.

**રોજના ૫૧ વર્ષ.**

હજારેક વર્ષથી ભારત, જીવન-વ્યાપારમાં ખોટનો ધંધો કરી રહ્યું છે અને તેમાં થોડીક ગેરવ્યવસ્થા માટે હીંદી મહિલાઓ પણ જવાબદાર છે. ગુજરાતી બ્હેનોનો તેમાં કેટલો હિસ્સો છે તે તપાસવા ગુજરાતી સ્ત્રી વર્ગનું થોડુંક પૃથક્કરણ કરીએ:

**શહેરી જીવન:**

૧) હંસા અને ઉર્મિલા બ્હેનોનો એક શિક્ષિત વર્ગ
૨) પ્રેમકોર અને રેવકોર બ્હેનોનો એક ધાર્મિક વર્ગ.

૩) ડાહીદેવી અને ઝાંઝીગૌરી બ્હેનોનો એક મધ્યમ વર્ગ.

ગ્રામ્ય જીવનમાં બધી બ્હેનો પોતાનો આખો દિવસ ગાય-ભેંસની સેવા, દાણાદુણી, મસાલો વગેરે ખાધખોરાકીની વ્યવસ્થા, કપડા લત્તા ને વાસણ કુસણનું થાગડ થીગડ, ઉપરાંત ચાલુ કામઃ પથારી, વાસીદું, પાણી ભરવું, વાસણ માંજવા, કપડાં ધોવા, વગેરે ગૃહોપયોગી કામો કરવામાં વીતાડે છે, એમાંથીય વખત બચે તો રેંટીઓ કાંતે છે અથવા શીવણ, ગુંથણ કે બીજી કલાઓ પ્રત્યે ધ્યાન આપે છે. ટુંકમાં ગ્રામ્ય સ્ત્રીઓ જોઇએ તેટલું બલ્કે તેથી વિશેષ કામ કરી રહેલી હોવાથી, આ ખોટમાંની જવાબદારી તેમને ફાળે જતી નથી. પરિણામે સવાલ માત્ર શહેરી જીવન જીવતી બ્હેનોની જવાબદારીનો રહે છે. નળ, ઘાટી, વૉટરીંગ કંપની અને સુઘડ કણીઆઓની સગવડોને લીધે આ બ્હેનોને ઘરકામ જેવું થોડુંજ હોય છે. અપવાદ રૂપ ભટ રસોયાવાળા કુટુંબો બાદ કરીએ તો સામાન્ય રીતે બ્હેનોને માથે માત્ર રસોઇનુંજ કામ રહે છે. આ કામમાં બ્હેનોનો સવારના ૧૧ સુધીનો અને સાંજના ૫ પછીનો વખત રોકાઇ જાય છે. પરંતુ એ વચમાંના ૬ કલાકનો હિસાબ કર્યો ? મુંબઇની ૧૨ાા લાખની વસ્તીમાં માત્ર ૨ લાખજ ગુજરાતી ગણીએ ને તેમાં પોણો લાખ સ્ત્રીઓ ગણીએ તો દરેક સ્ત્રી દીઠ ૬ કલાક, રોજના ૪ાા લાખ કલાક યાને ૬૮૭૫૦ દિવસ અથવા ૫૧ વર્ષ પાણીમાં જાય છે કે તેનો સદુપયોગ થાય છે તેનો કોઇ બ્હેનોએ વિચાર કર્યો છે ? આ એક એવો સવાલ છે જેનો ઉકેલ બ્હેનો પોતેજ કરી શકે. આ સવાલ અમે દેશના આગેવાનો, વિદ્વાનો વગેરેને પૂછી રહ્યા છીએ અને તેમના જવાબ દરેક અંકે 'સુંદરીઓને સંદેશ' એ વિભાગમાં રજુ કરતા જઇએ છીએ. દરમ્યાન 'ગુણસુંદરી' ની વાંચક બ્હેનોના 'બપોરે શું કરવું જોઇએ' તે સવાલ પર મત માંગીએ છીએ. તે જવાબો સાથરા પ્રગટ કરવામાં આવશે જેથી કરીને વાંચકો જુદા જુદા મતમાંથી સાર ગ્રહણ કરી શકે.

ગયા અંકમાં અમે હિંદના બે સામાજીક કલંક-બાળલગ્નની બદી અને ધર્મ ને નામે ચાલતી વેશ્યાવૃત્તિ—દેવદાસીની પ્રથા

કલંકો ધોઇ નાંખો

સંબંધી વિસ્તારથી લખી ગયા છીએ. એ કલંકો ધોઈ નાખવા માટે હિંદના નેતાઓ જે પ્રયત્નો કરી રહ્યા છે તેનો ઉલ્લેખ કરી અમે અમારા વિચાર તે સંબંધી દર્શાવી દીધા છે. અમને નોંધ લેતાં આનંદ થાય છે કે હિંદની જનતા એ કલંકો ટાળવાને પગભર થઇ છે. આખા દેશના જુદા જુદા ભાગમાંથી સ્ત્રી તેમજ પુરૂષ જનતાએ સભાઓ ભરી ઠરાવો પસાર કરી એ બન્ને કલંકો હિંદી સમાજમાંથી ધોઇ નાંખવાનો પોતાનો નિરધાર સ્પષ્ટ રીતે બતાવી આપ્યો છે. અને જે ઉત્સુકતાથી તેમણે એ કલંકોનો વિરોધ કર્યો છે, તે તેમની પ્રગતિની આપણને ખાત્રી આપે છે. આજથી એક દશકા પ્હેલાં જેઓ આવી બાબતોનો વિરોધ કરતા તેમણે પણ અત્યારે એ કલંકો દુર કરવાના પ્રયત્નોમાં હિસ્સો આપવા માડયો છે. મારવાડી સમાજ જેવા જુના વિચારના સમાજે પણ બાળલગ્નની બદી દુર કરવા અને સમયોચિત સુધારો કરવાના કાર્યમાં પોતાની સંપૂર્ણ સહાનુભુતિ બતાવી છે. ગયા અંકમાં અમે ગણાવેલા પ્રયત્નો ઉપરાંત મદ્રાસ ઇલાકા માટે પણ બાળલગ્ન પર અંકુશ મૂકનારો ખરડો ડૉ. મુથુલક્ષ્મીએ તૈયાર કર્યો છે બાળલગ્ન અને દેવદાસી સંબંધી એ બ્હેન અત્યારે જે પરિશ્રમ વેઠી રહ્યા છે તે તેમનું નામ સ્ત્રી-પ્રગતિના ઇતિહાસમાં અમર કરશે. તેમના પ્રયત્નોનો વિરોધ ખુદ દેવદાસીઓએજ કર્યો છે તે જોઇ અમને બહુ આશ્ચર્ય નથી થતું. અધોગતિમાં પડેલી એ બ્હેનોને પોતાનું અને પોતાની પ્રજાનું હિત શામાં છે તે અત્યારે સમજાવું મુશ્કેલ છે. પરંતુ ડૉ. મુથુલક્ષ્મીના એમને માટેના પ્રયત્નો સફળ થતાં તેનાં શુભ ફળ જ્યારે તેઓ જોશે ત્યારે જેમનો તેઓ અત્યારે વિરોધ કરે છે તેમનેજ તેઓ આશીર્વાદ આપશે, એમ અમે ખાત્રી પૂર્વક માનીએ છીએ. અણસમજથી થતા તેમના વિરોધ માટે અમને તેમની દયા આવે છે. અમે ઇચ્છીએ છીએ કે હિંદની જનતા એ કલંકો ધોઇ નાંખવામાં હવે આળસ ન કરે.



શ્રી ચંદા રામજી કન્યાશાળાનો વાર્ષિક સમારંભ.



સ્વ. સૌ. ચૈતન્યબાળા મજમુંદાર




વર્ષ ૫ મું. ] ફેબ્રુઆરી ૧૯૨૮ [ અંક ૬ મો.

## રાસ રમનારીને

( 'હલકે હાથે તે નાથ મહીડાં વલોવજો' એ રાગ )

ભારે હાથે તે બ્હેન ! તાળીઓ પાડજો,
તાળીઓની રીત્ય ન્હોય આવી રે બ્હેન !
ભારે હાથે તે બ્હેન ! તાળીઓ પાડજો.
સરખી ગતિએ બ્હેન ! પગલાં રે માંડજો,
લટકો કરતાં તાળી ચૂકશો રે બ્હેન !
ભારે હાથે તે બ્હેન ! તાળીઓ પાડજો
તાળી ચૂકતાં બ્હેન ! રંગ ભંગ થાશે,
રાસના લલિત રાગ તૂટશે રે બ્હેન !
ભારે હાથે તે બ્હેન ! તાળીઓ પાડજો.
ખુલ્લા અવાજે બ્હેન ! ગરબો ગવાડજો,
ઉરના ઉલ્લાસ ભેર ઝીલજો રે બ્હેન !
ભારે હાથે તે બ્હેન ! તાળીઓ પાડજો.
ઢોળ ને દમામ બ્હેન ! ઘેર મૂકી આવજો,
ગરબામાં એકચિત્ત રાખજો રે બ્હેન !
ભારે હાથે તે બ્હેન ! તાળીઓ પાડજો.

જ્યોત્સ્ના શુકલ.

# સુંદરીઓને સંદેશ.

૧. આપ ગુણસુંદરી કોને કહો ?

જેમાં આવો ગુણાતિશય હોય કે જેથી તેના રૂપ તરફનો ખ્યાલ મનમાં આવેજ નહીં, આવી સુન્દરીને હું ગુણસુંદરી સમજું છું.

૨. આપ રૂપસુંદરી કોને કહો ?

જે સ્ત્રી એવી રૂપવાળી હોય કે જેને જોતાં તેનામાં ચોક્કસ ગુણોછે કે નહીં તેનો વિચાર સરખો પણ ન આવે.

૩. સંયુક્ત અને વિભક્ત કુટુંબની પ્રથા વિષે આપનો કંઇ મત ?

જે કુટુમ્બના સમસ્ત માણસો સામાન્ય પ્રેમભાવમાં સંયુક્ત પરન્તુ જુદા જુદા કર્તવ્યોમાં વિભક્ત રહે છે આવાજ કુટુમ્બની પરિસ્થિતિ મને આકર્ષક લાગે છે, ચાહે રૂઢીની દૃષ્ટિએ સંયુક્ત કુટુમ્બવાલા હિંદુસ્થાન દેશ યા વિભક્ત કુટુમ્બવાલા યુરોપીયન દેશોની વાત કેમ ન હોય.

૪. પશ્ચિમના સ્ત્રીજીવનમાંથી સ્ત્રીઓએ, આપને મતે, શું લેવું ?

પશ્ચિમના સ્ત્રીજીવનમાંથી સ્વાશ્રય, સફાઇ, કેલવણી, પુરુષોના વ્યવહારમાં હાવભાવરહિતપણું, દરેક સ્ત્રીને એક ધંધો શિખવો એ બધું સ્ત્રીઓએ ગ્રહણ કરવું જોઇએ–જ્યારે ફેશનથી આધીનતા, જ્યાં જોઇતું નહી હોય ત્યાં પુરુષોનું અનુકરણ, પુરુષોને એક નીચી જાતના પ્રાણી સમજવા એ બધું નહીં લેવું જોઇએ.

૫. શહેરની સ્ત્રીઓને બપ્પોરનો વખત સામાન્યતઃ એળે જાય છે. તે વખતે, આપને મતે, સ્ત્રીઓએ કયું ઉપયોગી કાર્ય કરવું જોઇએ.

જે સ્ત્રીઓને ઘરસૂત્ર સિવાય કંઇ ખાસ ધંધો નહીં હોય તે સ્ત્રીઓએ બપોરના ફુરસદના વખતે કંઇક નવી કલા હુન્નર, ભાષા યા ગમે તે જ્ઞાન વિજ્ઞાનની શાખામાં રોજ નિયમિત રીતે અભ્યાસ કરવો.

૬. ગુજરાતણ વિષે આપ શું ધારો છો ?

ગુજરાતણ નીતિવતી, ભક્તિવાલી, ધર્મપ્રેમી, ગુણાનુરાગિની, જિજ્ઞાસુ, અને જ્ઞાન પ્રાપ્ત કરવા માટે હમેશાં તૈયાર અને ખંતીલી પણ જરા વેવલી તો ખરી સંક્ષેપમાં ગુણસુંદરીનો કંઇક નમુનો કહેવાય.

૭. ગુજરાતની સુંદરીઓને કહેવા જેવો આપનો કંઇ ખાસ સંદેશ ?

કુલમર્યાદાને સંભાલવી, ફેશન અને અઘટિત સ્વતંત્રતાથી દૂર રહેવું, જેમ જેમ જ્ઞાન પ્રાપ્ત થાય તેમ તેમ નમ્રતા રાખવી અને સંતતિને ધાર્મિક, શારીરિક અને વ્યાવહારિક કેલવણી આપવી એ ખાસ જરૂરી છે.

સુભદ્રાદેવી

( જૈનધર્માનુયાયી જર્મન વિદુષી ડૉ. મીસ ક્રૌઝે )

# ✓ સ્વ. સૌ. બ્હેન ચૈતન્યબાલા મજમુંદાર

"ગુણસુંદરી"ની શરૂઆતથીજ પોતાના સુંદર લેખો વડે એની સાથે સહકાર કરનાર ગુજરાતનાં જાણીતા લેખિકા સૌ. બ્હેન ચૈતન્યબાલા મજમુંદારના નામ આગલ આજે સ્વર્ગસ્થ શબ્દ મુકતાં અમારૂં અંતઃકરણ રડી ઉઠે છે. એ બ્હેનના સ્વર્ગવાસથી ગુજરાતે એક સમર્થ લેખિકા ગુમાવી છે. ગુજરાતમાં એમની કોટીની લેખિકાઓ આંગળીને વેઢે ગણાય એટલી જ છે. એમના અવસાનથી ગુજરાતના સ્ત્રીવર્ગને ન પૂરાય એવી ખોટ ગઇ છે. 'ગુણસુંદરી'ને એથી પડેલી ખોટનું માપ કાઢી શકાય એમ નથી; એ વિચાર કરતાંજ અમારૂં હૃદય કંપે છે.

વડોદરાની સેશન્સ કોર્ટના સરકારી વકીલ સ્વ. હરિપ્રસાદ ભવાનીભાઇ દેસાઇ, બી એ. એલએલ. બી. અને ચીમનાભાઇ સ્ત્રી સમાજના જાણીતા સભાસદ ગં. સ્વ. તારાલક્ષ્મીના એ પુત્રી થાય. એમનો જન્મ સંવત ૧૯૬૨ના જેઠ વદી ૯ ના દિવસે થયો હતો. ૨૨ વર્ષની ભરયુવાન વયે તા. ૨૯ મી ડીસેમ્બર ૧૯૨૭ ને દિને સુવાવડમાં પ્રસુતિ પછી દસમે દિવસે એ બ્હેને કૈલાસવાસ કર્યો.

સુશિક્ષિત માતપિતાએ એમને શિક્ષણ આપવા માટે ઉત્સાહથી વ્યવસ્થા કરી હતી અને તેને પરિણામે તેમણે સન ૧૯૨૧ માં મુંબાઇ યુનીવર્સીટીની સ્કુલ લીવીંગની પરીક્ષા પસાર કરી હતી. શાળાના જીવન દરમિયાન વિદ્યાર્થીની તરીકેની એમની કારકીર્દી ઉજ્વલ હતી. જાહેર સંમેલનોમાં સંવાદ, ગીત કે ગરબાના પ્રસંગોમાં એ બ્હેન આગેવાન ભાગ ભજવતાં. ૧૯૨૦ માં પન્નાના નામદાર મહારાણીએ સંગીતનિપુણતા માટે આપેલું ઇનામ "સુવર્ણ મંગલસૂત્ર" એ બ્હેન હરીફાઇમાં જીતી ગયાં હતાં. એ પછી સાહિત્યના ક્ષેત્રમાં એમણે અનેક વિજય મેળવ્યા છે.

સને ૧૯૨૦ માં એમનું લગ્ન અમારા સાક્ષરમિત્ર રા. મંજુલાલ મજમુંદાર સાથે થયું. પરિણિત જીવનમાં સહૃદયી પતિએ પ્રોત્સાહન આપી કૌમાર જીવનમાં ઉગેલી સાહિત્યવેલ પોષી. એ સંસ્કારી અને અભ્યાસી સાહિત્યક પતિના સહવાસમાં એમને પણ સાહિત્યના ક્ષેત્રમાં ઘુમવાનો નાદ લાગ્યો. એના શુભ પરિણામ રૂપ એમનો પ્હેલો નિબંધ "લલિત કળા" ટુંકા સ્વરૂપમાં પ્રથમવાર મહારાણી હાયસ્કુલના મેગેઝીનમાં પ્રગટ થયો. આ નિબંધના પ્રાકટ્યે એમની પ્રતિભાની સૌને ખાત્રી આપી; એમને પોતાને પણ અજબ પ્રોત્સાહન મળ્યું. સાહિત્યના અભ્યાસ તરફ એમની પ્રીતિ વધી અને અનેક પુસ્તકો વાંચી શાળાની કેળવણીને તેમણે અનેક ગણી વધારી મુકી.

"લલિત કળા" વિષેનો એ નિબંધ ઉંડા અભ્યાસને પરિણામે વધુ વિસ્તૃત બન્યો. ભાવનગરની સાહિત્ય પરિષદમાં એ નિબંધ પોતાના સુલલિત કંઠે એમણે વાંચી સંભળાવ્યો ત્યારે એમની વકતૃત્વકળાની પણ ઝાંખી સર્વને થઇ અને સૌએ એમનાં મુક્તકંઠે વખાણ કર્યાં. ભાવનગરની ઉદાર નાગરી નાતે પોતાના એ સ્ત્રી-રત્નની કદર કરવા ખાસ સમારંભ રચી એમને અપૂર્વ માન આપ્યું અને એમનો નિબંધ છપાવી નાતિમાં ઘેરઘેર તેની લ્હાણી કરી. એ પ્રસંગ પછી તેમનો લેખન વ્યવસાય સતત ચાલુ રહ્યા હતો. "ગુણસુંદરી" ને તો એમના અભ્યાસનો લાભ એ પ્હેલાં મળવા લાગ્યો હતો. ૧૯૨૩ ના નવેમ્બર-દીપોત્સવી અંકમાં એમની તુલસી મહાત્મ્યની વાર્તા "સૌ કહેજો વાર્ફસ્તોને !" પ્રકટ થઇ હતી. એ વાર્તા છપાયા પછી એવી નતકથાઓનો સંગ્રહ કરી છપાવવાની એમને હોંસ થઇ હતી. અત્યારે એવી અનેક વાતો એમની એકઠી કરેલી પડી છે પરંતુ તે પુસ્ત-

કકારે પ્રકટ થયલો જોવાની તેમની ઉત્કંઠા ક્રુર વીધિએ પૂરી થવા ન દીધી.

"ગુણસુંદરી" ઉપરાંત "શારદા," "ગુજરાત," "ક્ષત્રિય," "બાલમિત્ર," "બાલજીવન," "મહિલા મિત્ર," "મુંબાઇ સમાચાર," વગેરે અનેક માસિકોમાં અને ખાસ અંકોમાં એમના અભ્યાસના પરિણામ રૂપ અનેક લેખો પ્રકટ થઇ ચૂકયા છે. "આધુનિક સ્ત્રી કેળવણીની ખામીઓ" સંબંધી એમના અભ્યાસપૂર્ણ નિબંધે "શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ"નું રૂ. ૫૦ નું ઇનામ જીત્યું હતું. એમના પતિના સંશોધન કાર્યમાં પણ એમનો સહકાર ઓછો ન હતો. ભાઇ મંજુલાલના પાંચે પુસ્તકોમાં એ 'કાર્યેષુ મંત્રી" પત્નીએ પોતાનો સુંદર ફાળો આપ્યો છે. છેલ્લાં ભાઇ મંજુલાલ મીરાંબાઇના પદોનો સંગ્રહ કરી રહ્યા હતા. એ કાર્યમાં પણ એ સંસ્કારી પત્નીની મદદ તેમને મળી હતી. એ બ્હેને સાચી સહધર્મચારિણી કેવી હોઇ શકે તે બતાવી આપ્યું છે.

જૂની હસ્તલિખિત પ્રતો ઉકેલવાનો મ્હાવરો પણ એ ઉત્સાહી બ્હેને પાડયો હતો; અને એ ઉત્સાહને પરિણામે દેહલકવિ કૃત "અભિવન ઊંઝણું" ની જૂની ગુજરાતી ભાષામાં રચાયલી પોથી, મેગ્નીફાઇંગ ગ્લાસની મદદથી ઉકેલી, એમણે એ કાવ્યની આખી નકલ તેમના પતિને માટે ઉતારી મુકી છે. એક સ્ત્રીને માટે આવો શોખ ખરેખર પ્રશંસનાય હતો.

મુંબાઇમાં મળેલી આઠમી સાહિત્ય પરિષદ પ્રસંગે પણ "કુદરત અને આપણા પ્રાચીન કવિઓ" વિષેનો નિબંધ એમણે વાંચ્યો હતો અને ભાવનગરમાં "લલિતકળા"થી મેળવેલી પ્રતિષ્ઠા અખંડ ટકાવી રાખી હતી. વડોદરાના શરદ ઉત્સવોમાં ગરબાના કાર્યક્રમમાં એ બ્હેન ઉત્સાહ ભર્યો ફાળો આપતાં. ૧૯૨૫ માં જાણીતું લોકગીત "ઝીણા મોર ટહુકે છે લીલી નાઘેરમાં" અને ૧૯૨૫ માં પોતાના પતિનો રચેલો "ચંદન તલાવડી"નો ગરબો એમણે પોતાના લલિત કંઠે ગાઇ સંભળાવ્યા હતા. એ ગરબા સાંભળનાર સૌને એમના હલકની મીઠી સ્મૃતિ હજી આવતી હશે. એ લ્હાવો આપણને ફરી નહિ મળે એ વિચાર આવતાંજ અંતઃકરણમાં દુઃખનો, શોકનો અને નિરાશાનો પોકાર પડે છે.

નડિયાદમાં મે માસમાં મળનારી સાહિત્ય પરિષદ માટે પણ એમણે એક અભ્યાસપૂર્ણ નિબંધ "સ્ત્રીઓ અને જનસેવા' વિષે તૈયાર કર્યો હતો. પરંતુ એ બ્હેન તે જાતે વાંચી સંભળાવે એવું આપણું સદ્ભાગ્ય પ્રભુને રુચ્યું નથી. એમના અવસાનથી ગુજરાતી સાહિત્યને, ગુજરાતના સ્ત્રીવર્ગને અને ખાસ કરીને આ માસિકને મોટી ખોટ પડી છે; પરંતુ એથી વધુ ખોટ એમના પતિને પડી છે. ગુજરાતમાં વિરલ સાહિત્ય–બેલડીઓ છે તેમાંની આ એક બેલડી તુટવાથી અમે અત્યંત દુઃખી થઇએ છીએ. ભાઇ મંજુલાલને એ ખોટ માટે આશ્વાસન આપવાને અમારી પાસે શબ્દો નથી એ બ્હેનનો અમને લાંબા વખતથી અંગત પરિચય હતો. એમનાં સાદાઇ અને સૌજન્ય, એમનાં અભ્યાસ અને ખંત અને સૌથી વધુ એમનું આર્દ્ર હૃદય અમે નથી ભૂલી શકતાં; ભાઇ મંજુલાલ કેમ ભૂલી શકશે ? એમના કુટુંબીજનોને, ખાસ કરીને એમનાં વૃદ્ધ માતુશ્રીને આ સંસ્કારી અને સુશિક્ષિત પુત્રીની ખોટ અત્યંત સાલતી હશે. એ સર્વ સંબંધીજનોને ક્રૂર કાળનો આ ફટકો સ્હેવાનું પ્રભુ બળ આપે અને એ સ્વર્ગસ્થ બ્હેનના આત્માને ચિર શાન્તિ અર્પે એવી અમારી અંતઃકરણની પ્રાર્થના છે.

સૌ. વ્હેન ચૈતન્યબાલા મજમુંદારને

## સ્મરણાંજલિ.

( વસંતતિલકા )

ચૈતન્ય ! કાં તું બની ચેતનશૂન્ય વ્હેની ?
રે ! આવડી ઝુરી મરે તુજ સ્નેહભીની;
ત્હારા મધુર સ્વના ભણકાર વાગે,
સૂનું પિતાગૃહ અને પતિધામ લાગે.

સદ્ગુણથી દીપી રહી અતિ તું શુભાંગી !
કીર્તિ શી કોમલ વયે જગમાં પ્રસારી,
સાહિત્યવાડી મહીં પુષ્પ સમી સુહાતી;
હા ! ખીલતું ખરી પડયું ફુલ વાટિકાથી.

આશા ભર્યું યુગલ પ્રેમરસે ભીંજેલું,
લ્હાવા પરસ્પર લીયે સુખના રસીલું;
ઓ ક્રૂર કાલ દીસતું ઉર વજ્ર ત્હારૂં;
જોડી વિખુટી કરતાં ન જરાય કંપ્યું.

સાહિત્યની સખિ બની પ્રિય ઉર ઝુલી,
તો કાં જશે ગુણવતી ! તુજ કાન્ત ભૂલી;
માયા વિસારી સહુની સુરધામ જાયે;
શાન્તિ અનંત મહીં તું વસજે સદાયે.

સૌ. દીપકબા દેસાઇ.

# કંજુષા બેગમનો ફોજદારી કાયદો !

મૂળ લેખક: સ્વ. બાબુ બંકિમચંદ્ર ચેટરજી.
અનુવાદક: શા. જદુરાય દુ. ખંધડીઆ

[ નોંધ:—' દામ્પત્ય દંડ વિધાન '. એ નામે બંકિમ બાબુએ ગૃહરાણીના રાજ્યમાં પુરૂષો રૂપી પ્રજા પર કેવા કેવા ગુન્હાસર કેવી કેવી સજાઓ કરવી જોઈએ, તે માટે એક ફોજદારી કાયદો ઘડીને ' બંગદર્શન ' માં રજુ કર્યો હતો. તેનું હીંદી ભાષાંતર ' ચાંદ ' માં પ્રગટ થયું છે. સંસારોપયોગી તેમજ રમુજી હોવાથી એ લેખ અહીં રજુ કરીએ છીએ.
તંત્રીઓ. ]

## પ્રકરણ ૧ લું.

### ( પ્રસ્તાવના: )

સંસારમાં પતિ રૂપી પ્રાણીને સારી રીતે સાચવવા માટે એક કાયદો ઘડવાની જરૂર પડી હોવાથી આ કાયદો ઘડવામાં આવ્યો છે.

**કલમ ૧.** આ કાયદાનું નામ " ગૃહ-રાણીનો ફોજદારી કાયદો " રહેશે અને તે કાયદો હિંદમાં જેટલા પરણેલા પુરૂષો છે તે સર્વને લાગુ પાડવામાં આવશે.

## પ્રકરણ ૨ જું.

### ( વ્યાખ્યાઓ. )

આ કાયદામાં વપરાયલા કેટલાક શબ્દોનો અર્થ સ્પષ્ટ કરવા માટે નીચેની વ્યાખ્યાઓ બાંધવામાં આવે છે જેથી કાયદાનો અમલ કરતી વખતે ગેરસમજને લીધે કોઈ પણ ગુન્હેગારને ન્યાય ન મળી જાય !

કલમ ૨.—' પતિ ' એટલે ગૃહરાણીની એક સ્થાવર જંગમ મિલ્કત ગણાશે. કેટલેક ઠેકાણે તેનો અર્થ, ' જીતાયલી પ્રજા " જેના પર આ કાયદો લાગુ પાડવામાં આવે છે એવો કરવો.

### દાખલાઓ

અ એક ઝાડનું થડ અથવા લોઢાની પેટી એ સ્થાવર તથા જંગમ મિલ્કત છે. છતાં તે ' પતિ ' નથી.

બ. ઢોર પણ ' પતિ ' ન કહેવાય કારણ કે જોકે તે પણ એવીજ મિલ્કત જેવા છે છતાં ગૃહરાણીની એક જુદી તરેહની મિલ્કત હોવાથી તેના પર લાકડીનો બીજો ખાસ કાયદો લાગુ પાડવામાં આવેલો છે !

ક. પરણેલા પુરૂષો જેમને પોતાને ઘરમાં કંઇ પણ કરવાની સત્તા નથી અને જેમના પર સ્ત્રીઓની ઇચ્છાનુંજ રાજ ચાલે છે, તેઓ આ કાયદામાં જણાવેલા " પતિ " તરીકે ઓળખાશે.

કલમ ૩ " ગૃહરાણી " એટલે એવા ' પતિ ' નામની મિલ્કતની હક્કદાર માલીક તેમજ એ ' પતિ ' નામની પ્રજા પર રાજ ચલાવનારી સ્ત્રી.

### સમજણ.

મિલ્કતના માલીકી હક્કમાં એ મિલ્કતને ' મેથીપાક ' જમાડવાનો. અધિકાર પણ સમાઇ જાય છે.

કલમ ૪. ' પરણેલી અવસ્થા ' એટલે પુરૂષોએ પૂર્વ ભવમાં કરેલા પાપોને પરિણામે આ ભવમાં સ્ત્રીઓ સામે જગાડેલા જીુદ્ધમાં થએલો પરાજય અને તેના પરિણામ રૂપ અવસ્થા.

## પ્રકરણ ૩જું.

( જુદી જુદી સજાઓની રૂપરેખા. )

કલમ ૫. આ કાયદામાં જણાવેલા ગુન્હાઓ માટે એ પ્રજાને ગૃહરાણી તરફથી કઇ કઇ જાતની સજાઓ અમલમાં આવશે તે નીચે જણાવ્યું છેઃ—

**પહેલી**: કેદ. જે માટે સુવાના ઓરડાની ચાર દિવાલોથી બનેલી જેલ અથવા ઘર રૂપી જેલ વપરાશે.

તેમાં પણ કેદ બે પ્રકારની છેઃ—

(૧) સખત કેદ એટલે ઘરમાં પુરાઇ રહેવાનું અને તે સાથે સખત વચનબાણો સાંખવાના.

(૨) સાદી કેદ જેમાં ગૃહરાણી વચનબાણો નહિ છોડવાની મહેરબાની કરશે.

**બીજી**: દેશપારી એટલે કે ખાનગી ઓરડામાંથી હાંકી કાઢી ગુન્હેગારને બીજા ઓરડામાં મોકલી આપવામાં આવશે.

**ત્રીજી**: જીંદગી સુધીની ગુલામી જેમાં ગૃહરાણીનું કાયમનું દાસત્વ કરવું પડશે.

**ચોથીઃ** દંડ જેમાં ખીસામાં હોય તેટલા પૈસા કાઢી લેવામાં આવશે

કલમ ૬. આ કાયદામાં જણાવેલી " સખત સજા " એટલે કે ગૃહરાણી પોતેજ પતિગૃહ મુકીને પીયર અથવા કોઇ મિત્રને ત્યાં લાંબા સમયના વનવાસ માટે ચાલ્યા જશે અને ગમે તેટલી સમજાવટ છતાં તરત પાછાં આવવાનો વિચાર નહિ કરે.

કલમ ૭ નાના નાના ગુન્હાઓ માટે નીચેની હલકી સજાઓ ફરમાવવામાં આવશેઃ

**પહેલી**: ગૃહરાણી ધિક્કારભરી નજરે જોશે.

**બીજી :** ગૃહરાણી છણકાવી નાખશે.

**ત્રીજી :** ગૃહરાણી વખતે વખતે આંસુ સારશે અથવા ગુન્હાના પ્રમાણમાં છેડો વાળી રોશે કુટશે.

**ચોથીઃ**—ગૃહરાણી વઢશે, મ્હેણા ટુણા સંભળાવશે અથવા ગાળો કાઢશે.

## પ્રકરણ ૪ થું.

( સામાન્ય અપવાદો )

કલમ ૮. ગૃહરાણી તરફથી જે કંઇ ગુન્હો થાય તે આ કાયદા પ્રમાણે ગુન્હો ગણાશે નહિ.

કલમ ૯. ગૃહરાણીના હુકમ પ્રમાણે વર્તવા જતાં પતિથી કંઇ અપરાધ થઇ જાય તો તે આ કાયદા પ્રમાણે ગુન્હો ગણાશે નહિ.

કલમ ૧૦. ઉપર જણાવેલા અપવાદો સિવાય કોઇ પણ પરણેલો પુરૂષ આ કાયદામાં જણાવેલી સજાઓમાંથી છટકવા માટે કોઇ પણ જાતનો બીજો અપવાદ રજુ કરી શકશે નહિં.

## પ્રકરણ ૫ મું.

( ગુન્હાઓમાં મદદ કરવા વિષે. )

કલમ ૧૧. પહેલું: જે માણસ, સ્ત્રી અથવા પુરૂષ, પતિનો સંગો અથવા સગી હોય તે તેની સાથે સગપણ ધરાવે છે એટલી હકીકતજ, મદદ કરવાના ગુન્હામાં પ્રાથમિક પુરાવા તરીકે ગણી લેવામાં આવશે અને તેના પર કામ ચલાવવામાં આવશે.

બીજું: એ ઉપરાંત જે માણસ, ' પતિ ' ને ગુન્હો કરવા માટે શીખવશે, સમજાવશે, અથવા તેને એવી રીતે વર્તવા ચઢાવશે તે ગુન્હામાં મદદગાર તરીકે લેખાશે.

ત્રીજું: જે માણસ એ ગુન્હો કરવામાં પતિ સાથે સામેલ થશે અથવા એ ગુન્હો

વેતો હોય ત્યારે પતિ સાથે ઉભો હોય, બેઠો હોય કે વાતો કરતો હોય તો એ બધી પરિસ્થિતિ મદદગારીના ગુન્હા તરીકે લેખાશે.

સમજણ.

કુંવારો યુવક અથવા કુંવારી છોકરી પણ મદદ કરવાના ગુન્હેગાર ગણી શકાશે.

દાખલાઓ.

( અ ) '૧' નો પતિ '૦' અને તેનો મિત્ર '૦૦' બન્ને એમાં મળી ગૃહરાણીને ઘરમા એકલી મુકી એકલા એકલા સીનેમાં જોવા જાય છે. એકલા સીનેમા જોવો એ ગુન્હો છે. તો એ ગુન્હામાં '૦૦' આ માણસે મદદ કરી છે એમ લેખાશે.

( બ ) 'કા' નામની સ્ત્રીના પતિ 'ગ' ને તેની મા 'સુ' ગાયને ઘાસ નાંખવા માટે ચાર આનાનો ખરચ કરવા કહે છે, જેમાં 'કા' ની સંમતિ નથી. 'ગ' તે ખરચ કરે છે. આવો ખરચ કરવો તે ગુન્હો છે તો તેમાં 'સુ' એ મદદ કરી છે એમ લેખાશે.

કલમ ૧૨. જો એક પરણેલો માણસ બીજા પરણેલા માણસને અમુક ગુન્હામાં મદદ કરે તો તે માણસ તેટલીજ સજાને લાયક ગણાશે. જો કે અલબત્ત તેટલી સજાનો અમલ બજાવવા માટેની સત્તા બીજી ગૃહરાણીના હાથમાં હોવાથી આ 'કોર્ટ' પેલી બીજી 'કોર્ટ' ને જાતે કહેશે અથવા 'ઝીકા' નામના સિપાઇ સાથે સંદેશો કહાવશે.

કલમ ૧૩. ગુન્હામાં મદદ કરનારા સર્વ પ્રાણીઓ જેઓ પરણેલા ન હોય તેમને સજામાં ગાળો દેવામાં આવશે, ઘરમાંથી ભાગી જવાનો હુકમ કરવામાં આવશે, તેની આગલી પેઢીઓ વાંચવામાં આવશે, મ્હેણાં મારવામાં આવશે, તેને ઘરમાં રહેવું અશક્ય થઇ પડે એ રીતે તેની સાથે વર્તવામાં આવશે અને છેવટ જો ઘરનાજ માણસો હોય તો તેમને જુદા કરવામાં આવશે.

## પ્રકરણ ૬ ઠું.

### ( રાજ્ય વિરૂદ્ધના ગુન્હાઓ. )

કલમ ૧૪. રાજ્ય એટલે ગૃહરાણી

કલમ ૧૫. જે પતિ આ ઘરસંસારમાં ધર્મના, કાયદાથી સ્થપાયલી ગૃહરાણીની સરકાર વિરૂદ્ધ લડાઇ જગાવશે અથવા તેવા પ્રયત્નો કરશે અથવા તેમાં મદદ કરશે તે સખત સજાને પાત્ર થશે, એટલે કે તેને "ઓરડા-પાર" અથવા "જુદાં-વાસ" અથવા "ગૃહત્યાગ" ની સજા કરવામાં આવશે અને અથવા ખીસામાં હોય એટલા પૈસાનો દંડ કરવામાં આવશે.

કલમ ૧૬. જે પતિ સગાંઓને પોતાના પક્ષમાં ખેંચશે અથવા ઘરના છોકરાઓને પોતાના પક્ષમાં લઇ લેશે તે ગૃહરાણી વિરૂદ્ધ લડાઇ જગાડવાની તૈયારીઓ કરવાનો ગુન્હો લેખાશે, જે માટે 'રૂદન પાટલા' અને છણકા અને મ્હેણાં ટુણાંની સજા કરવામાં આવશે.

કલમ ૧૭. જે પતિ બીજી સ્ત્રી સાથે વાત કરશે કે હસશે તે બીનવફાદારીનો ગુન્હેગાર ઠરશે અને તે માટે 'અબોલા' અને 'રીસ' ની સજા કરવામાં આવશે.

સમજણ.

કોઇ પણ બીજી સ્ત્રીના બાળકને તેડીને તેને ટીકડી કે ચણા આપવા તે ક્રિયા પણ એ બાળકની માતા તરફ સ્નેહ બતાવ્યા સમાન લેખાશે અને તે ગુન્હો ગણાશે.

આ કલમ પ્રમાણે દેખીતો ગુન્હો ન થયો હોય કે તેનો કંઇ પણ પુરાવો ન હોય છતાં ગૃહરાણીને આવા ગુન્હાઓ કલ્પી લેવાની સત્તા રહેશે અને તેના મનને ખાત્રી થાય કે

એ ગુન્હો થએલો હોવો જોઇએ તો તે ખાત્રીજ
પુરેપુરા પુરાવા તરીકે ગણીને ગુન્હેગારને સજા
કરવામાં આવશે.

આ ખાસ હકક અને સત્તા માત્ર "જુની વહુઓ" "રૂપાળી વહુઓ" અને વૃદ્ધ અને કદરૂપા પતિની સ્ત્રીઓનેજ રહેશે. જુવાન પતિની જુવાન વહુને આ હકક નહિ મળે, સિવાય કે તે એમ સાબીત કરે કે તે પોતે બાજી સ્ત્રી કરતાં વધારે કદરૂપી છે અથવા ઓછો સુંદર છે.

કલમ ૧૮. જે પતિ અનિતિને માર્ગે જશે તેને તો આ કાયદામાં જણાવેલી બધી સજાઓ તેમજ કોઇએ સ્વપ્નમાં પણ નહિ ધારેલી તેવી સર્વ સજાઓ કરવામાં આવશે.

## પ્રકરણ ૭ સુ,

### ( રાજ્યના લશ્કર વિરૂદ્ધના ગુન્હાઓ )

કલમ ૧૯. આ રાજ્યનું લશ્કર એટલે ગૃહરાણીના દીકરા અને દીકરીઓ તેમજ પુત્રવધુઓ અને તેના પીયરીયા ગણાશે.

કલમ ૨૦. આ લશ્કરમાં રાજ્ય વિરૂદ્ધ અપ્રિતિ ફેલાવી બળવો જગાડવાની જે પતિ કોશીષ કરશે તેનો ગંભીર ગુન્હો લેખાશે અને સખત સજાને પાત્ર થશે.

## પ્રકરણ ૮ સુ.

### (રાજ્યની સુલેહ શાંતિ વિરૂદ્ધના ગુન્હાઓ.

કલમ ૨૧. બે અને તેથી વધુ પરણેલા પુરૂષોનું હળવું મળવું જો કંઇ ગુન્હો કરવા માટે થયું હોય અથવા ગુન્હો થતો હોય તે વખતે એ સભા બેઠી હોય તો તે ગેરકાયદેસર સભા બરોબર ગણાશે.

अ. આ સભા સાથે મળી કંઇ ખાવપીવે કે એકલી ફરવા કે નાટક સીનેમા જોવા જાય એ ગુન્હો લેખાશે.

ब. આ સભાના દેખતાં પતિ પોતાનું સ્વામીત્વ બતાવવા ગૃહરાણીને જોરથી કંઇ હુકમ કરે તો તે ગુન્હો લેખાશે.

क. આ સભાના દેખતાં ગૃહરાણીની ઇચ્છાને ઠોકરે મારવી તે પણ ગુન્હો લેખાશે.

આ અને આવા બીજા ગુન્હાઓ માટે આ ગેરકાયદે ભરાયલી મંડળીનો એકેએક સભ્ય સાધારણ સજાઓને પાત્ર થશે.

## પ્રકરણ ૯ સું,

### ( પરચુરણ ગુન્હાઓ. )

કલમ ૨૨. ગૃહરાણીની ઇચ્છા પ્રમાણે તેને પૈસા વાપરવા ન આપવા તેને ફરવા હરવા ન લઇ જવી, તેને લુગડાં દાગીના ન અપાવવા (શકિત ન હોય તો પણ), ઘરમાં ગૃહરાણી સાથે વિનયથી વાત કરવાને બદલે જરા મોટે સાદે બોલવું, તેને રાંધવામાં "શાક સમારવું, લસણ છોલવું" વગેરે નાની ક્રિયાઓમાં મદદ ન કરવી, મોડાં ઉઠવું, વખતસર ન ન્હાવું, સાસુ નણંદ કે જેઠાણી અને બીજા વડીલો પાસે ગૃહરાણીની વકીલાત ન કરવી વગેરે એ બધા પરચુરણ ગુન્હાઓ લેખાશે અને તે માટે સાધારણ સજાઓ કરવામાં આવશે.

કલમ ૨૩ આ કાયદો ઘેર ઘેર અમલમાં હોવાથી તેને પ્રકટ કરવાની જરૂર નથી પરંતુ પતિઓએ તે સમજી લેવાનોજ છે અને "એ કાયદાથી અમે અજાણ હતા" એવો બચાવ સ્વીકારવામાં આવશે નહિ.



મા: બાબુ ! નોશાન નહિ કરવા માટે કાલે તને એક પૈસો આપ્યો છતાં આજે પાછો તું હતો તેવો ને તેવોજ રહ્યો.

બાબુ: ખરી વાત છે. પૈસા ખરચ્યો તેવો માલ મળે !

# હૃદયપલટો

લેખક: ડૉ. મોહનલાલ જ. પાઠક.

“ બીજો રસોઇઓ મળે ત્યાં સુધીજ માત્ર તારે રાંધવાનું. તરત ને તરત બીજો રસોઇઓ ક્યાંથી મળે? બે ત્રણ દિવસ સ્હેજે નીકળી જાય.”

“ ખરી વાત! બે દહાડા તમને વખતસર રસોઇ કરી જમાડી ઑફીસે મોકલ્યા; પણ મારે મળસ્કે સાડાચાર પાંચે ઉઠવું પડયું’તું તે જાણો છો? આમ દરરોજ મળસ્કે ઉઠું તો માંદી પડું! અને આજે ચાકરડીયે માંદી પડી. તે વાસણ પાણીનું કોણ કરે? બે દિવસ થયા છતાં રસોઇઆનું ઠેકાણું નહિ. બસ હું આજે નથીજ રાંધવાની.”

“ વારું, મારે શું? ગમે તેમ હું તો મારે ચલાવી લઇશ પણ છોકરાં? તેમને અગિઆરસનો પાઠ ભણાવવો હશે? ”

“ મંગાવીશ કંઇ હૉટેલમાંથી.”

“ વાહ! સુશિક્ષિત માતા પાઠ તો સારો શીખવે છે બાળકોને! પોતાના સંતાનો ભટકતા છોકરાંઓની જેમ હૉટલની ચીજો ખાઇ સંતોષ પામે એ તને સારું લાગે છે!”

“ ત્યારે મારે કરવું શું? મને સવારે ફાવતું જ નથી. આ આઠ વાગ્યા. હવે દશ પહેલાં રસોઇ કરવી કેવી રીતે? રસોઇઓ રસોઇ કરે અને ચાકરડી વાસણ કપડાનું કરે; તોજ બધું નિત્ય નિયમસર ચાલ્યા કરે.”

“ હા, ચોક્કસ! રોજ તારે કરવાનું પણ શું હોય! ઘણું થાય તો કોકને વઢે, વખોડે કે કંઇ અફાળે પણ બે દહાડા રાંધવું પડે કે આવે કંટાળો! પણ જરા વિચાર કર. કાલે ઉઠીને મને કંઇ થયું, તો તારા આ કંટાળાનું ને આ દોરદમામનું શું થાય? રસોઇ કરવાની તે ફક્ત પોતાના માણસો સારું. પ્રસંગોપાત ગૃહિણી એટલું યે ન કરે તે શું યોગ્ય ગણાય ખરું?”

“ કહ્યું ને કે મને નથી ફાવતું! બીજાં બૈરાં બધું કરીને પણ નવ વાગે રસોઇ કરી નાંખે છે. હું અહીં આંધણ મુકી નજો જાઉં તો ત્યાં કોઇએ બાલદી આખી ખસેડી મૂકી હોય. પાછી બાલદી ભરું ને કંઇ ધોવાનું ધોઇ લઇ રસોડામાં આવું તો પાણી અડધું બળી ગયું હોય, કે દૂધ ઉભરાઇ ગયું હોય! આમ ને આમ મારું માથું ભમી જાય છે, અને પછી રાંધવાનું કેવું ને વાત કેવી! આવી હાલતમાં ભૂખ્યા રહેવાય પણ રસોઇ ન થાય. એટલેજ આજે રસોઇ ન કરવાનો હું સત્યાગ્રહ કરું છું!”

“ એ ખરો સત્યાગ્રહ! ગૃહસામ્રાજ્યની સત્તા ગૃહિણીને હાથ; પુરુષે વચ્ચે ન પડવું એજ ઉચિત! પણ જરા કહી રાખું છું. આજનો આ સત્યાગ્રહ ખોટો છે. જે દેશમાં સીતા, દ્રૌપદી, સાવિત્રી જેવાં પૂજ્ય પતિવ્રતા રમણીરત્નો થઇ ગયા તે જ દેશમાંની તારા જેવી કેળવાયલી સ્ત્રીને એ ન શોભે. પતિની યોગ્ય સેવા અને સંતાનોની સંભાળ એ દરેક સ્ત્રીના પવિત્ર કર્તવ્યો છે. આજે અણધાર્યું એક કર્તવ્ય કરવાનું તને પ્રાપ્ત થાય છે. છતાં તેને તું તરછોડે છે એ મને તો યોગ્ય નથી લાગતું. પછી તો જેવી તારી મરજી.”

" તમારો એ ઉપદેશ મારે નથી સાંભળવો! બે દહાડા મેં નથી રાંધ્યું કે ? પણ આજે મને નથી રુચતું એ ! અને ઓળખું છું તમારાં સીતાને ને દ્રૌપદીને ! રામ ને કૃષ્ણ જેવાનાં તેમના પર ચારે હાથ હતા ! મને કોણ રસોઇ કરવામાં સહાયતા દે એમ છે ? નહિ, ગમે તેમ ! આજે સત્યાગ્રહ ! "

" જેવી મરજી. "

× × ×

શશિશેખર ' ધી ફાર્મન બૅંક ' માં ઉચ્ચ સ્થાને હતો. છસો રૂપિયા તેને પગારે મળતો. એ ઉપરાંત બોરડીમાં તેના ચીકુ, આંબાના ત્રણ મોટા બગીચા હતા અને એક સુંદર બંગલો હતો. વરસ દહાડે ત્રણ બગીચાની તેને સાતેક હજારની આવક આવતી. તે પોતે ગ્રૅજ્યુએટ હતો. પિતાની વિરુદ્ધ તેણે પત્નીની પસંદગી કેળવાયેલા અને સુધરેલા સમાજમાંથી કરી હતી. સંપત્તિની ન્યુનતા ન હોવાથી ગીરગામમાં તેમનું નિવાસસ્થાન સાંપ્રત સમયને યોગ્ય સર્વ સાધનોથી ઉપયુક્ત વસ્તુઓથી સુસજ્જિત હતું.

શશિશેખરની પત્ની સરયૂદેવી મૅટ્રીક થયેલી હતી. સુશિક્ષિત પતિના સહેવાસમાં સરયૂદેવીના અભ્યાસમાં સતત પ્રગતિ થતી જતી હતી નિરંતર એકાદ પુસ્તક તેના હાથમાં હોય ને હોયજ. સરયૂદેવીનો સ્વભાવ હતો તો સ્નેહાળ, સરળ ને માયાળુ લગ્ન પછીના જીવનમાં પતિ પત્નીમાં વિરોધ જાગ્યો હોય તો તે આ પહેલીજવાર–આપણે ઉપર જોઇ ગયા તે. સરયૂદેવીને કામનો કંટાળો તો ન હતો. પણ ખરું જોતાં રાંધવાનું તેને ફાવતું નહિ–રસોઇની આવડત ન હતી. માત્ર અભિમાન એ એકજ અવગુણ સરયૂમાં હતો. પણ એ અવગુણને લીધે દંપતીમાં વિશેષ શાન્તિભંગ થતો નહિ. તાત્પર્ય કે ઉપલાં પ્રસંગ પહેલાં અન્યોન્યના સહવાસમાં આ યુગલ અત્યંત આનંદમાં દિવસો નિર્ગમ કરતું હતું.

તેમને બે સંતાનો હતા. સાત વર્ષની જયા અને પાંચ વર્ષનો કિશોર. સુશિક્ષિત માતા પિતાની દેખરેખ હેઠળ જયા, કિશોર સદ્‌ગુણી નીવડયા હતા.

શશિશેખરને ભૂખે પેટ ઑફીસે જતાં જોઇને સરયૂનું અંતર કકળી ઉઠયું. તેના બન્ને નેત્રોમાં અશ્રુએ દેખા દીધી, પણ તે તેણે ઝટ લુંછી નાખ્યા.

" બા, બા, ભૂખ લાગી ! " કાલું કાલું બોલતો કિશોર થોડીવારે આવી લાગ્યો. આતુર નયને માતાના મુખ તરફ તે જોઇ રહ્યો માતાનું હૈયુ ભરાઇ આવ્યું. એટલામાં કરમાયલે મુખડે જયા પણ ત્યાં આવી પહોંચી. ભૂખતો તેને પણ લાગી હતી, પણ તે જરા કેળવાયેલી એટલે ભૂખની બુમો પાડતાં સંકોચાતી હતી.

જયા, કિશોર જેવાં સુકુમાર બાલુડાંને ભૂખથી ટળવળતાં જોઇ સરયૂ રડું રડું થઇ રહી. તેણે છોકરાંઓને વ્હાલથી પંપાળતાં કહ્યું: " આજે કની, શનિવાર છે તે તમારા બાપુ બપોરે બે અઢીવાગે આવશે, અને પછી આપણે સૌ સાથે બેસીને જમીશું. એટલી વારમાં તો હું રસોઇ બનાવી નાખીશ. હમણાં તમે પીવાય તેટલું દૂધ પી લો. પછી આપણે બધા સાથે જમીશું. ખરું ને ?"

" માતા જે આપે તે બધું સારૂં, અને સારાને કાજે " એવી સરળ ને સાચી સમજણથી બાળકો દૂધ પીને સંતોષ પામ્યા. પણ અન્નને બદલે દૂધથી સરળ સ્વભાવના બાળકોના મન મનાવવાની કૃત્રિમતાથી સરયૂનું અંતર વિંધાયું. આંખના આંસુ મહા મુશીબતે ખાળી તેણે બાળકોને સાબાશી આપી. બાળકો આનંદ કલ્લોલ કરતા રમવા ચાલ્યા ગયા.

× × ×

બપોરે દોઢ બે થયા હશે. સરયૂ રસોઇ કરવામાં ગુંથાઇ હતી. તેને ખાત્રી હતી કે શનિવાર હોવાથી શશિશેખર જરૂર અઢી ત્રણ વાગે આવી પહોંચશેઃ અને એ આવે કે "ચાલો જમવા!" એમ અચાનક કહીને તેમને કંઇક આશ્ચર્યમાં, કંઇક આનંદમાં મગ્ન થયેલા જોવાના તે મનોરથો રચી રહી હતી પતિ ઘેર આવે કે ક્ષમા માગી લેવાનો પણ તેણે સંકલ્પ કર્યો. આ વેળા તેની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, પણ તે હતાં પ્રેમનાં, દુઃખનાં નહિં. અપરાધની ક્ષમા માગવાના શુદ્ધ સંકલ્પથી તેનું મન સહજ સ્વસ્થ થયું. પતિ વિષે તેના અંતરમાં પ્રેમભાવ અધિક સચેત થયો, અને પ્રેમપ્રતિમા પતિ અવશ્ય આનંદપૂર્વક ક્ષમા કરશે, એ વિચારથી તેની આંખોમાંથી પ્રેમાશ્રુ ટપકવા લાગ્યાં.

સરયૂને રસોઇ કરવામાં વળગ્યાને પંદર વીસ મીનીટ થઇ હશે એટલામાં ટેલિફોનની ઘંટડી સંભળાઇ. બધું પડતું મુકીને તે ટેલિફોન પાસે દોડીઃ

"મિસિસ મહેતા?"

"હા. શું કહો છો?"

"હું જે જે હૉસ્પિટલનો હાઉસ સર્જન છું. શશિશેખર મહેતાને અકસ્માત નડયો છે. તેમને હૉસ્પિટલમાં લાવવામાં આવ્યા છે."

"હાય! અકસ્માત!" એ ઉદ્દગારો સાથે સરયૂના હાથમાંથી રીસીવર સરી પડયું. તેની આંખે અંધારા આવ્યા, ધરતી પગ તળેથી ખસી જતી લાગી ને તે થરથર કંપતી ભોંયે પછડાઇ. એ ઘડી તેની વિચારશક્તિ શિથિલ થઇ ગઇ. થોડીવારે તેના મુખમાંથી દુઃખોદ્દગારો નીકળ્યાઃ "અરેરે! આજેજ મને આવી દુર્બુદ્ધિ ક્યાંથી સુઝી? ભુખે પેટ ઑફીસે ગયા. કેટલી અધમ પાપી હું? સવારે માત્ર ચાહ વગર બીજું કશુંજ પેટમાં નથી ગયું. ઑફીસમાંયે કાંઇ ખાધું નહિં હોયે, ભૂખથી પિત્ત ચઢયું હશે, અને ઘેર આવતાં બેભાન અવસ્થામાં અકસ્માતના ભોગ થયા હશે! ઓ ભગવાન્! એ વેળા તેમના મનમાં મારે વિષે શો વિચાર આવ્યો હશે! હું એક દુષ્ટ સ્વભાવની અણઘડ, જંગલી અને મગરૂર સ્ત્રી છું, એવું જ તેમને લાગ્યું હશે! પ્રભુ, પ્રભુ! ભાવીની કલ્પના કેટલી અસહ્ય! નકરે નારાયણ ને તેમને કંઇક થાય તો મારૂં શું? એ વિચારથી બળીને ખાખ થઇ જવાય છે. ઓ કરુણાસાગર! બ્હારે ધાજે!" આ પછી કંઇક વિચારો તેના મગજમાં ઘુમવા માંડયા. એ ઉદ્દગારો ને વિચારોમાં એકાદ પળ વીતી હશે ને તે સફાળી ઉઠી બબડી.

"હાય પ્રભુ! હજી હું અહીંજ?" તે ઝટ તૈયાર થઇ, છોકરાંઓને કપડાં પહેરાવી બારણે તાળું દઇ નીકળી. દુઃખાવેગમાં ભાન ભૂલી તે ચાકરડીની ખોલી તરફ વળી. ચાકરડી માંદી પડી રજા માંગી ગઇ હતી, તે ચાકરડીની ઓરડી બંધ જોઇ તેને યાદ આવ્યું. તરત તે પાછી વળી નીચે ઉતરી. "જે. જે. હૉસ્પિટલ" કહેતાંક તે છોકરાંઓને લઇને એક વિક્ટોરિઆમાં બેસી ગઇ. સરયૂનું મન ક્યારનુંયે હોસ્પિટલમાં પહોંચી ગયું હતું, પણ શરીર તો વિક્ટોરિઆની ગતિને આધીન હતું. એટલે વિચારોનું ઘમસાણ મચ્યુંઃ 'એ ભાનમાં હશે? જયા, કિશોરને ઓળખશે? મને જોઇને ગુસ્સે તો નહિ થાય? નહિં, કદી નહિં! આજલગી એ મારાપર ગુસ્સે નથી થયા. પણ આજલગી નથી થયા તેથી આજે પણ નહિં થાય, એવો કંઇ નિયમ નથી. અને મારૂં વર્તન સ્નેહ કે નમ્રતા ઉપજાવે તેવું હતું ખરૂં? નહિં. તો કાં ન ગુસ્સે થાય? પણ બાળકો પર તો નહિંજ ગુસ્સો કરે! હું તો તેમને ચરણે પડીશ, નાક લીંટી તાણીશ ને ક્ષમાની ભિક્ષા માગીશ. હા, પણ ક્યારે?

ભાનમાં હશે ત્યારે ને ? નહિ તો પછી ? પછી શું ! આ છોકરાંઓને લઇ ક્યાં જાઇશ ?" આવા વિચારો તેને ખુબ સતાવી રહ્યા. તેણે એ વિચારો મનમાંથી કાઢી નાખવાનો પ્રયત્ન કર્યો, પણ એથી વિચારપરંપરા ઉલટી વધતી ચાલી. દારિદ્રયનો, તેના સુખદુઃખનો સરયૂને સ્વપ્ને પણ ખ્યાલ નહતો. તેનું જીવન પુસ્તકો વાંચવામાં, બાળકોને ભણાવવામાં અને પતિ સાથે વાર્તા વિનોદ કરવામાં, વ્યતીત થયું હતું.એટલે આવેલા સંકટથી તેનું ચિત્ત ચકડોળે ચડ્યું હતું. ગાડીમાં ને ગાડીમાં બાહ્ય જગતની દરકાર વગર તે આંખે રૂમાલ દાબી રડી. થોડીવાર રડવાથી તેના હૃદયનો બોજો કંઇક હળવો થયો. તેણે આંખો લુંછી નાંખી.

" મા, મહાલક્ષ્મી માતા ! મારૂં સંકટ ટાળજે. બ્રાહ્મણો જમાડીશ. ફરી કદીયે એમની સાથે આવું વર્તન નહિ કરૂં—તારા સમ, માતા તારા સમ !"

બાલકો બાનો રોતો ચહેરો જોઇ રડું રડું થઇ રહ્યા તેમને ન સમજાયું કે બા કેમ રડે છે?

વિક્ટોરિઆ હૉસ્પિટલ આગળ આવી ઉભી રહી. સરયૂ બાલકોને લઇ હૉસ્પિટલમાં ધસી. ગાડીવાળાને ભાડું આપવાનુંયે તેને ભાન ન રહ્યું, તે જ્યારે ગાડી વાળાએ માગ્યું ત્યારેજ તેને મળ્યું.

સરયૂનો આ ગભરાટ એક વ્યક્તિ જોઇ રહી હતી. તે સામી આવી.

"બ્હેન, શું કામ છે ?

" તમે કોણ છો ?" સરયૂએ પુછનારને સામો પ્રશ્ન પૂછ્યો.

"હું અહીં નર્સ છું. તમને અતિવ્યગ્ર સ્થિતિમાં જોઇ બની શકે તે સહાય આપવાના આશયથી જ મેં તમને પ્રશ્ન પૂછ્યો. યોગ્ય લાગે તો કહો, નહિતો હાઉસ સર્જન પાસે જાઓ." એટલું બોલીને નર્સે જવા માંડયું, પણ સરયુએ હવે વિનયથી તેને અટકાવી જોઇતી હકીકત પૂછવા માંડી:

એટલામાં ત્યાં બીજી વિક્ટોરિઆ આવી લાગી. એક યુવક ઉતર્યો. સરયૂની તે બાજુ પીઠ હતી, પણ જયા પાછળ જોતી હતી તે બોલી ઉઠી:

" આ બાપા આવ્યા."

જયાના આ શબ્દોએ સરયૂ સફાળી ચોંકી અને 'ક્યાં છે ?" એટલાજ શબ્દો તેના મોંમાંથી નીકળ્યા ને પતિ પત્નીનું નયનમિલન થયું સરયુની દશા કઢંગી થઇ; થોડીજ વાર પહેલાંની વાત સાચી કે આ? એ વિચારે તે ગુંગળાઇ રહી. ખરા ખોટાની ગુંચ ઉકેલતા તેની બુદ્ધિ બહેર મારી જવા માંડી. નજીકની ખુરસી પર તે ધબ દઇને ઢીંકાઇ.

શશિશેખર પત્ની પાસે આવ્યો. આમ તેમ નજર ફેરવી તે બોલ્યો: "તું અહીં ક્યાં ? બપોરે અઢી વાગે આજે હું આવીશ એ તું નથી જાણતી ? કે કંઇ ખાસ કામ છે. ?"

શૂન્ય દ્રષ્ટિએ કેટલીકવાર સુધી તો સરયૂ પતિના મુખ તરફ જોઇજ રહી. અંતે તેણે મોં ખોલ્યું:

" હા હું જાણું છું કે આજે અઢી વાગે તમે આવશો. બધી તૈયારી પણ હું કરતી હતી; પણ અચાનક અહીંનો મને ટેલિફોન મળ્યો કે તમને કંઇક અકસ્માત નડયો. અને તમને અહીં લાવવામાં આવ્યા છે. પછી તો બધું રહ્યું જ્યાંનું ત્યાં ને હું અહીં દોડી આવી."

'શું મને અકસ્માત ? હું હૉસ્પિટલમાં ! અહીંથી તારા પર ટેલીફોન થયો ? સાચી વાત ?"

" નહિ તો હું શા માટે અહીં આવું ? આ નર્સને પૂછો." સરયૂએ નર્સને બોલાવી.

નર્સ સાથે વાત કરી શશિશેખર હાઉસ સર્જન પાસે ગયો. ત્યાં તેને ખબર મળી:

" બ્હાઇટવે આગળ એક માણસ ટ્રામમાં ચડતો હતો, પગ લપસ્યો ને તે નીચે પડયો એ હાલતમાં તેના પગ પરથી એક મૉટર પસાર થઇ ગઇ. પોલીસ તેને અહીં લઇ આવી. હૉસ્પિટલના નિયમ પ્રમાણે તેના કપડા ઉતારી તેને હૉસ્પિટલના કપડા પહેરાવતી વખતે તેના કોટના ખીસામાંથી ' વિઝીટીંગ કાર્ડ ' મળ્યો. શશિશેખર મહેતા બી. એ ' એ નામ અને ઍડ્રેસ, ટેલિફોન નંબર વિગેરે તેના પર હતું. એટલે અમે ટેલિફોન કર્યો. "

શશિશેખરનું આશ્ચર્ય વધ્યું. હાઉસ સર્જનને તેણે કેટલાક પ્રશ્નો પૂછયા:

" તે કાર્ડ તમારી પાસે છે?"

" આ રહ્યું, જુઓ. "

" ખરેખર, એ તો મારોજ કાર્ડ !"

" શું તમારો કાર્ડ ? એટલે તમેજ શશિશેખર મહેતા ?

" હા, પણ અકસ્માતનો ભોગ બનેલો મનુષ્ય મને બતાવશો ? "

" જરૂર. પણ તેની સાથે તમે બોલી નહિ શકો. "

" હરકત નહિ. ફક્ત જોઇનેજ પાછો ફરીશ. " ઘંટડી વાગી, એક સિપાઇ આવ્યો. સલામ કરી ઉભો રહ્યો. હાઉસ સર્જને એક કાગળ ચીતરી આપી સિપાઇને સિસ્ટર એમીલી પાસે શશિશેખરને લઇ જવા ફરમાવ્યું.

સિપાઇ શશિશેખરને સિસ્ટર એમીલી પાસે લઇ ગયો.

"અરેરે ! આ તો માણેકલાલ ! " સિસ્ટરે રોગીના મુખ પરથી ચાદર ખસેડતાંજ શશિશેખર એકદમ બોલી ઉઠયો. તરત સિસ્ટરે નાક પર આંગળી મૂકી બુમ ન પાડવાનું મૂક સૂચન કર્યું.

શશિશેખરે જાણવાનું જાણી લીધું. ભુલની ક્ષમા માગી તે સર્જન પાસે આવ્યો.

અકસ્માતનો ભોગ થયેલો મનુષ્ય પોતાનો મિત્ર હોવાનું અને પોતાનો કાર્ડ પોતેજ તેને આપેલો હોવાનું જણાવી શશિશેખરે સર્જનને પૂછયું:

" રોગીની સ્થિતિ કેવી છે, અને તેને જોવા કયે સમયે આવી શકાય ? "

" રોગીની સ્થિતિ ચિંતાજનક નથી. સાંજે ત્રણથી પાંચ સુધી ગમે ત્યારે રોગીને જોવા આવી શકાય. " સર્જનને સલામ કરી શશિશેખર હવે સરયૂ પાસે આવ્યો.

પતિને ક્ષેમ કુશળ જોઇને સરયૂના જીવને હવે શાન્તિ થઇ હતી. બધી હકીકત પછી જણાવવાનું કહી શશિશેખરે એક ટેકસી બોલાવી.

સપરિવાર ટેકસીમાં બેઠા પછી શશિશેખરે રહસ્યનો પડદો ખોલ્યો:

"સરયૂ! બોરડીથી પરમ દહાડે માણેકલાલ કરીને મારો એક ઓળખીતો અહીં કંઇક કામસર આવ્યો છે. આજે તે ઓફીસમાં આવ્યો હતો. ઘણી વાર અમે ગપ્પા માર્યાં. તે જવા ઉઠયો ત્યારે મેં તેને આપણે ત્યાં જમવા આવવા નોતર્યો. તેણે તે માન્ય કર્યું અને આવતી કાલે સવારેજ આવવા જણાવ્યું. પણ હવે તો બિચારો શી રીતે આવતો'તો સવારે! આપણા એડ્રેસની તેને ખબર નહતી. મેં તેને વિઝીટીંગ કાર્ડ આપ્યો ને તે ગયો. ટ્રામ ચડતાં પગ લપસી જવાથી તેને અકસ્માત નડયો. સારું છે. સર્જન કહેતો હતો કે સ્થિતિ ચિંતાજનક નથી.

સરયૂએ સંકટનિવૃત્તિનો દીર્ઘ શ્વાસ લીધો.

ઘેર આવ્યા પછી કરેલા સંકલ્પ પ્રમાણે સરયૂએ ગદ્દગદ સ્વરે પતિ પાસે ક્ષમાની યાચના કરી. આવી સ્નેહાળ ભાર્યાને શશિ-

શેખર જેવો પતિ ક્ષમા કરેજ. એ કહેવાની અગત્ય હોય ?

સરયૂનું મુખ લજ્જાના ભારથી નમી પડ્યું તેના નેત્રોમાંથી સ્નેહસરિતા જેવો હર્ષાશ્રુનો પ્રવાહ વહી ચાલ્યો.

થોડી વાર પછી તે ચાહ લઇ આવી.

"વ્હાલા ! આવો દુરાગ્રહી સલાગ્રહ હવે પછી કદીએ નહિ કરૂં. મારા એ અક્ષમ્ય અપરાધની પરમેશ્વરે મને યોગ્ય સજા કરી અને તે મને હિતકર જ થઇ પડી. મારૂં એ સંકટ મહાલક્ષ્મી માતાની કૃપાથી ટળ્યું. આપણે બધા કાલે માતાજીના દર્શન કરવા જઇશું."

"કેમ કંઇ માતાના મંદિરમાં જવાનું મન થયું ? કંઇ માનતા બાનતા લીધી છે કે શું ?" સરયૂ શરમાઇ.

× × ×

સૃષ્ટિના ક્રમમાં 'કોઇ એક પળ' નું મહત્વ કોઇને નચે હોય પણ પળનાયે ભરોંસા વિનાના આ ક્ષણભંગુર સંસારમાં કંઇ કંઇ પલટા કરી નાખવા 'કોઇ એક પળ' સમર્થ હોય છે. એવી એક પળે સરયૂનું હૃદય પલટાવ્યું.એવી એક પળે સરયૂનો સંસાર દીપાવ્યો. શશિશેખરે પત્નીના આકસ્મિક અને ઇષ્ટ હૃદયપલટાના આનંદનો ઉપભોગ લેવાનો નિશ્ચય કર્યો. તેણે ત્રણ માસની રજા મેળવી. બીજેજ શનિવારે સવારે સૌ મુંબઇથી બોરડી આવ્યા. બોરડીના પોતાના સાગર તીરસ્થ 'સાગર સદન'માં શશિશેખરે સરયૂ અને સંતાનો સાથે ત્રણ માસ સાગરતીરની મીઠી મોજ માણી.



## લગ્ન માટે ઇંતેજારી

પેલી અમેરિકન ગટર મુકાદમ મીસ મેયો કહે છે કે હિંદમાં સ્ત્રીઓ લગ્ન માટેજ ઇંતેજાર હોય છે. એની વાત સાચી હોય તો એ કદાચ સ્ત્રી–સ્વભાવજ હશે, કારણ કે યુરપ–અમેરિકામાં પણ એવીજ–બલ્કે એથી વધારે ઇંતેજારી બતાવાય છે. હમણાં બર્લીન (જર્મની)ની પોલીસે ફ્રાન્ઝ લીડકે નામના માણસને પકડયો છે. એણે લગ્ન માટે ઇંતેજારી ધરાવતી કુમારિકાઓ અને વિધવાઓને ફસાવી તેમને નાણે લાગડધિન્ના કરવાનોજ ધંધો માંડયો હતો. એ બાઇસાહેબ અનેક શહેરોમાં જઇ ત્યાંના મુખ્ય છાપામાં જાહેરખબર આપતા કે "જોઇએ છે–કુમારિકા અથવા વિધવા." અનેક સ્ત્રીઓની અરજીઓ એના જવાબમાં આવતી. એ ભોળી સ્ત્રીઓને આ બદમાશ વારાફરતી મળતો અને વિશ્વાસ બેસાડી, લગ્નની લાલચ આપી તેમની પાસેથી નાણાં કઢાવતો. તેણે ફસાવેલી સ્ત્રીઓના સંખ્યા એક હજાર ઉપર ગઇ છે. આ બધું જાણ્યા છતાં મીસ મેયોને આપઘાત કરવાનું મન કેમ નહિ થતું હોય ?

# " ડુંગરડા પૂજવા રે ! "

લેખક: શા. મણિશંકર મ. મહેતા.

( વેવારીયો કે' દી' આવશે રે......એ રાસના ઢાળમાં ).

એનો સાહિબો હળવે હાલતો રે !
મલકાતી હાલે એની નાર રે
જેઠાણી ! ચાલ્યા ડુંગરડા પૂજવા રે !

ઘુંઘટમાથી દેરાણી પૂછતાં રે,
વાળી છેડાછેડીની કયાં ગાંઠ રે ?
જેઠાણી ! ચાલ્યા ડુંગરડા પૂજવા રે !

સુણો ડાહ્યા દીયરની ડાહ્યલી રે !
ઉજવશું બાધા ને વ્રત રે—
દેરાણી ! જાશું ડુંગરડા પૂજવા રે !

વડસસરાના પેટમાં દુઃખીયું રે !
પડી તમ જેઠજીને ફાળ રે—
દેરાણી ! જાશું ડુંગરડા પૂજવા રે !

જાઓ ઘેર રાંધોને લાપશી રે !
વાઢીમાં ઉનાં મૂકો ઘીવ રે—
દેરાણી ! જાશું ડુંગરડા પૂજવા રે !

દાળી બાજઠ ભાણા પીરસો રે !
અમને લાગશે નહિ પળવાર રે—
દેરાણી ! જાશું ડુંગરડા પૂજવા રે !

ઘેર પાંચેક ગોરણી નોતરો રે !
ગાઓ શુભ મંગળના ગીત રે—
દેરાણી ! જાશું ડુંગરડા પૂજવા રે !

ત્યારે હળવે દેરાણી બોલીયાં રે !
નાનીથી કહું એક વાત રે—
જેઠાણી ! ચાલ્યાં ડુંગરડા પૂજવા રે !

" આપણ ઉંબરે ભડકા ઊઠીયા રે !
ભુલી ગયાં તે બુઝાવાની રીત રે. "
જેઠાણી ! ચાલ્યા ડુંગરડા પૂજવા રે !




લેખક: રા. રમણીકલાલ જયચંદભાઇ દલાલ, બી. એ.

'ગુણસુન્દરી'ના ગયા વાર્તાઅંકમાં 'પીઅરને પંથે' નામક એક વાર્તા પ્રસિદ્ધ થઇ. તે વાર્તાની મૂળ પ્રયોજક એક સ્ત્રી છે એમ અન્તે આપેલી 'ફુટનોટ'થી જણાયું. 'ગુણસુન્દરી'ના ગ્રાહકો એ 'ગુણસુન્દરી'નો પરિચય પાડવા ઇચ્છે જ–તે માટે આ આછેરૂં દિગ્દર્શન.

એ બે બ્હેનો–બંગાળની ગુણસુન્દરીઓ વિશ્વવિખ્યાત પત્રકાર બાબુ રામાનન્દ ચેટરજીની પુત્રીઓ. રામાનન્દ ચેટરજી બંગાળી માસિક 'પ્રવાસી'ને અંગ્રેજી માસિક 'મોડર્ન રીવ્યુ'ના સમર્થ તંત્રી. બન્નેય પત્રો ઘણાંજ લોકપ્રિય થઇ પડ્યાં છે. 'મોડર્ન રિવ્યુ' જેવું હિન્દુસ્તાનમાં બીજું એક પણ અંગ્રેજી માસિક નથી એમ કહીએ તો ચાલે. પરંતુ એ લોકપ્રિયતા પ્રાપ્ત કરવા રામાનન્દ બાબુને ઓછું મથવું પડ્યું નથી. દરેક અણીની પળે તે વિચારસ્વાતંત્ર્યમાં મક્કમ રહ્યા છે. સંસ્કૃત આચાર્યો ને અધ્યાપકોના પુરાણા કુલમાં તેઓ જન્મ્યા. એમના બન્ધુઓ ને કુટુમ્બીઓએ પ્રથમજ રૂઢીની જંજીરો તોડી. આખું ય કુટુમ્બ પ્રથમજ અંગ્રેજી અભ્યાસ તરફ વળ્યું. રામાનન્દ બાબુએ જાતેજ ત્રીસેક વર્ષ પહેલાં ઉપવીતનો ત્યાગ કરી બ્રહ્મોસમાજને વધાવ્યો. ઘણાં વર્ષ તે વિદ્યાલયના અધ્યાપક રહ્યા–પ્રથમ કલકત્તામાં, પછી અલ્હાબાદમાં. પરન્તુ હિન્દી વિદ્યાપીઠોની કેળવણી પદ્ધતિ નીચે એમનાથી જંપીને બેસી રહેવાયું નહિ. ઘણીય વાર તેઓ મંત્રીમંડળ સાથે લડી પડતા. દરેક મંત્રીમંડળો સાથે એમને કાંઇનો કાંઇ વિરોધ થયા વિના રહ્યોજ નથી. કલકત્તા વિદ્યાપીઠનો એ એક કડો ટીકાકાર ઉત્પન્ન થયો છે. એ સંઘમાંથી પ્રજાનો વિશ્વાસ ઉઠી જવાનું કારણ પણ એજ છે. આવો સાવધાન શત્રુ તો સરકારને પણ નહિ મળ્યો હોય. પશ્ચિમના પત્રકારોનાં અપાર સાધનો એની પાસે નથી; એની કુમકે વર્તમાનસાર મોકલનાર ચાલુ સંસ્થાઓ નથી; છતાંય પ્રત્યેક વર્ષે પ્રત્યેક મહિને કોઇ અગમ્ય રીતે એને શુદ્ધ સામગ્રી મળતીજ રહી છે. 'મોડર્ન રીવ્યુ'નાં નવાં પાનાં પર નવું શું ચીતરાવાનું છે તે કોઇ કળીજ શકતું નથી, છતાંય તે અંધ વિરોધી નથી જ. સીધી વાત સાચ્ચેસાચી કહી નાંખે છે. અત્યારનો રાજ્યદ્વારી પક્ષ કદાચ હિન્દમાં સર્વોપરી થાય તો તે રામાનન્દ ચેટરજીનો કઇ રીતે ઉપયોગ કરશે એ કહેવું કઠીન છે. તેનો ઉપયોગ થાય કે ન થાય પરન્તુ એ અજબ શક્તિનું અસ્તિત્વ કાયમ રહેશેજ. એની સામગ્રી અખૂટ છે. ટીકા કરવાની ધગશ પણ અજોડ છે. કેટલાક અંગ્રેજોને એનો કડવો અનુભવ થયો હશે,–કદાચ તે અન્યાયી પણ

જન્મ્યો હશે; છતાંય એની ધીરજ ને સિદ્ધાન્તમાં અડગતા તેમની મરજી વિરૂદ્ધ પણ કબુલવી પડે છે. સરકારી કાર્યની સ્હામે થાય છે તેટલીજ અડગતાથી તે લોકોની અન્ધ ગર્જનાની પણ સ્હામે થાય છે; ધ્યાનથી તે ડગાઇ જતો નથીજ.

રાજ્યદ્વારી પત્રકારિત્વને એવાજ અનેક સંગ્રામોમાંજ પિતાનું સમગ્ર જીવન વ્યતિત થયું છે. છતાંય તેની પુત્રીઓના લખાણમાં રાજખટપટનું નામનિશાન નથી એ જોઇ વાર્તાવાચક આશ્ચર્યમાં ગરકાવ થઇ જશેજ. રસનું મધ્યબિન્દુ અન્દરની દિશાએ વળ્યું છે. હિન્દુ સામાજીક જીવનનું પૃથક્કરણ થયું છે. આન્તરસપર્શો એમના પિતાના પરિશ્રમોનું નૈસર્ગિક પરિણામ છે. તેનો સંપૂર્ણ વિકાસ થયો છે. રામાનન્દ બાબુ રામમોહનરાયને માનની નજરે જોનારા હિન્દીઓમાંના એક છે. સ્વદેશાભિમાન ભૂલાવનારા પરદેશી વાતાવરણને પ્રથમ સ્વાગત દેનાર તરીકે કેટલાક અત્યારે રામમોહનરાયના ઉજ્જ્વલ નામ પર થૂંક ઉરાડી રહ્યા છે; ત્યારે રામાનન્દ બાબુ એમની મહત્તા સમજી ચુક્યા છે. રામમોહનરાયની પેઠેજ એમણે સ્ત્રીઓના પ્રશ્નને પોતાનોજ કરી લીધો છે; ને સમાજનાં અનેકવિધ કુટિલ શસ્ત્રોની સ્હામે પોકાર ઉઠાવવાની એક પણ તક જવા દીધી નથી. સ્ત્રીવર્ગ પર થતા જુલમથી જેટલો ક્રોધાનલ રામાનન્દ ચેટરજીના હૃદયમાં ભભૂકી રહ્યો છે તેટલો જવલ્લેજ કોઇ બીજા જીવતા મનુષ્યના હૈયે ઉછળતો હશે. જ્યોર્જીયામાં નિગ્રોને જીવતા બાળી મૂકવાની છેલ્લામાં છેલ્લી ખબર ને બંગાળામાં બાલકન્યાએ કરેલા આપઘાતની ઝીણવટભરી વિગત એમના માસિકમાં પ્રગટ થાય છે; પૂર્વ આફ્રિકા ને ફીજીના હિન્દીઓની સ્થિતિનો ચિતાર પ્રગટ થાય તે પ્હેલાં એને સ્થાન મળે છે; ને હિન્દના બજારે બજારે ને ઘેરે ઘેર તે વાતો હોંશથી વંચાય છે. એમણે પોતાના વિચારો પ્રથમ પોતાના કુટુમ્બમાંજ આચારમાં મૂક્યા છે. એની પુત્રીઓને પ્રથમ ઘેરજ અંગ્રેજી વગેરેનું સારૂં જ્ઞાન આપવામાં આવ્યું ને પછી તેમને કલકત્તાની બેથુન કોલેજમાં મોકલી આપવામાં આવી. જન્મથીજ એ પિતાએ તેમને સંપૂર્ણ માનસિક સ્વતંત્રતા બક્ષી છે. એમના વાચનની આડે તે કદાપિ આવ્યા નથી. કલકત્તા વિદ્યાપીઠમાંથી બન્ને ઉંચા નંબરે ગ્રેજ્યુએટ થયાં છે. ઇસ્વી સન ૧૯૧૨માં, તેમની વિદ્યાર્થી અવસ્થામાંજ તેમણે અંગ્રેજી પરથી ઉતારેલી વાર્તાઓની એક ગ્રન્થિકા બ્હાર પાડી છે; ને તે અતિશય લોકપ્રિય થઇ પડી છે. જ્યૉર્જ ઇલિયટનાં ગ્રન્થનો અભ્યાસ ને ભાષાન્તરથી તેમજ થોડીક ફ્રેન્ચ નવલિકાઓ દ્વારા તેમની શક્તિ કેળવાઇ છે. પરન્તુ જન્મભૂમિ ને તેના વાતાવરણને તેઓ વળગી રહ્યાં. એમની સાહિત્યપ્રગતિ એક સાથેજ ચાલુ રહી છે. ઇસ્વી સન ૧૯૦૭માં સીતાદેવીએ પોતાની પ્હેલી મૌલિક નવલિકા 'નયનોનાં નૂર' 'પ્રવાસી'માં પ્રસિદ્ધ કરી. એની બ્હેન શાન્તાની પ્હેલીજ નવલિકા– 'સુનન્દા' એકજ મહિના પછી તેજ માસિકમાં પ્રગટ થઇ. સન ૧૯૧૮ માં તે બન્નેએ ભેગાં મળી 'પ્રવાસી' માટે ચાલુ, નવલકથા તરીકે 'ઉદ્યાનલતા' લખી. બંગાળી સાહિત્યના અજોડ યુરોપિઅન જાણકાર સ્વ. જે. ડી. એન્ડરસને 'ટાઇમ્સ' ના 'સાહિત્ય દર્પણ' માં એની પાનગી ચખાડી છે. એ નવલકથામાંના ઝીણાં અવલોકનનાં તે વખાણ કરે છે. કુમારિકાસુલભ આનન્દ ને કુમાશભરી કરૂણતા એમાં પગલેપગલે નીતરી રહે છે. એમાં કશુંય કઠોર નથી. કશું ય કડવું નથી; ને રૌદ્રીહિન્દના સાહિત્યના કોઇ પણ સાચા અભ્યાસીને આલ્હાદક થઇ પડે છે. કલકત્તાના વિધરંગી મેળાની વિવિધ જનતામાં ને બંગા·

ળાનાં પુરાણી ઢબના ગામડાંની ગ્રામ્યતામાં વિશેષ દર્શાવતા એમને સુન્દર વસ્તુ મળી રહે છે. વળી એજ મી. એન્ડરસને ઇસ્વી સન ૧૯૧૯ માં 'પ્રવાસી' માં ચાલુ નવલકથા તરીકે પ્રગટ .થએલી 'સુવર્ણપિંજર' નામક સીતાદેવીની નવલકથાનાં એટલાજ વખાણ કર્યાં છે. એના પછી તુરતજ ઇસ્વી સન ૧૯૨૦ માં શાન્તાદેવીની 'સનાતન' નામની નવલકથા ચાલુ થઇ હતી. બન્ને બ્હેનોએ સમાલોચનાઓ ને બીજા લેખો લખવામા પણ પાછું વાળી જોયું નથી. વળી શાન્તાદેવી તો 'જલતરંગ' નું કામ પણ સરસ કરે છે. વિશ્વ વિખ્યાત ચિત્રકાર અવનીન્દ્રનાથ ટાગોર ને નંદલાલ બોઝની તે શિષ્યા છે. સીતાદેવીએ પોતાની ને પોતાની બ્હેનની વાર્તાઓ 'મોડર્ન રીવ્યુ' માં પણ અંગ્રેજીમાં પ્રગટ કરી છે.

આ પ્રમાણે બન્ને બ્હેનો વિશાળ સંસ્કૃતિભંડાર ધરાવે છે. વિચારસ્વાતંત્ર્યના શૃંખલા વિહોણા જીવનમાંથી તેમના લખાણો સરજાય છે..બીજા સંયોગોથી પણ હિન્દુ સમાજના જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓ રજુ કરવાની તેમને તક મળી છે. તેઓ કલકત્તામાં જન્મ્યાં હતાં છતાંય ઇસ્વીસન ૧૮૯૫થી ૧૯૦૮ સુધીનાં વર્ષો તેઓએ અલ્હાબાદમાં ગાળ્યાં છે એટલે એમના ઘણાંખરાં પ્રિયસ્મરણો એ સ્થાનમાંજ વેરાયલાં છે. રવીન્દ્રનાથ ટાગોરના શાન્તિનિકેતનમાં પણ તેઓ લાંબો સમય રહ્યાં છે, ત્યાં તો વિચાર સ્વાતંત્ર્યને પૂરેપૂરૂં સ્થાન છે. અન્ય કોઇ પણ સ્થાન કરતાં આ સ્થળે તેઓ પોતાની શક્તિઓ અજબ રીતે વિકસાવી શક્યાં છે.

બંગાળી અભિપ્રાય પ્રમાણે સીતાદેવીની વાર્તાઓમાં રમતીયાળ અસૂયાની છાંટ છે જ્યારે શાન્તાદેવીની વાર્તાઓમાં મનુષ્યો.ને ચારિત્ર્યનાં સજીવ ચિત્રો સાથે આહ્લાદક હાસ્યની ઝમક છે. હજી તો, એમનાં સાહિત્યજીવનની શરુઆત છે, બન્નેની કલામાં મહત્વના સુધારા થવાનો પૂરેપૂરો સંભવ છે. વિદેશી વાચકને તેમના લખાણોમાંનું વ્યક્તિગત બુદ્ધિતત્વ–તેમની ઝીણી સચોટ દૃષ્ટિને બમુકતો તુચ્છકાર અતિશય આકર્ષક થઇ પડે છે. આ બંગાળી બ્હેનોમાં પણ તોર દત્તનું ઓજસ્ છે, પરન્તુ તોર દત્તથી ઉલટી રીતે તેઓ નિત્ય જીવનની આજુબાજુના વાતાવરણ વિરુદ્ધ તેઓ અતિશય ઉશ્કેરાઇ જાય છે. સમાજ વિરુદ્ધ સબળ ટીકા સમાજનીજ વ્યક્તિઓ દ્વારા સચોટ રીતે ઉદ્ભવે છે. રવીન્દ્રનાથ ટાગોર, બંકિમચંદ્ર ચેટરજી, શરદ્‌ચંદ્ર ચેટરજી ને બીજા લેખકોએ હિન્દુ સમાજનો ચિતાર આપવા પ્રયત્ન કર્યો છે; પરન્તુ પોતાની બુદ્ધિશાળી સ્ત્રીઓની નજરેજ પોતાનો સમાજ નિરખાય એ કોઇ પણ પ્રજાને અતિશય લાભકારી છે. હિન્દુસમાજને તો ખાસ, કારણ કે આજસુધીની જાહેરપ્રવૃત્તિ હિન્દી પુરુષોએજ સાધેલી છે. આત્માનુભવના ચમત્કારથી આ બે બ્હેનોના લખાણોમાં નવીનજ જ્યોતિ ઉમેરાય છે. અને એમની શક્તિઓ દિવસે દિવસે વિકાસ પામે તે નિહાળવામાં દરેક સાહિત્યસેવકને ઘણોજ રસ પડશે. અત્યારે તો એમનાં લખાણોમાં હિન્દુઓ જાતેજ જુએ છે તેવું હિન્દી જીવન રજુ થાય છે ને હિન્દુસમાજ પોતાના સામાજીક પ્રશ્નોનો કેવી રીતે ઉકેલ આણે છે, કેવી રીતે જુદી જુદી જ્ઞાતિઓનાં સંબંધ પલટાય છે, કેવી રીતે સ્ત્રીપુરુષના નવા સંબંધો સધાય છે–તેનો તાદૃશ્ય ચિતાર આલેખાય છે.

# વિયોગ.

## ( એક લોકગીત )

સંગ્રાહક : રા. મૂળશંકર પ્રેમજી વ્યાસ.

તપશી સૂરજ તમને વિનવું રે,
ઘડીએ વેહેરા ઊગ્ય—વાલા.

ઘડીયાં બે ઘડીયાં શું રે કરૂં રે,
જેના વાલમ ગયા પરદેશ—વાલા.

વાલમ વળાવાને હું ગઇ’તી રે,
ધ્રૂશકે તૂટયો હાર—વાલા.
રોઇ રોઇ ભીંજાણી જાદર કાંચળી રે,
તૂટી છે કમખાની કસ—વાલા.

એક અંધારી ઓરડી રે,
બીજી અંધારી રાત—વાલા.

ત્રીજી ઝબુકે વાદળ વીજળી રે,
ચોથલા વરસે મેઘ—વાલા.

સસરો કહે વહુ છોકરૂં રે,
સાસુ કહે નાનુ બાળ—વાલા.
જેઠ કહે હું એની વાત જાણું,
જેઠાણી કહે તરજાત—વાલા.
ભેંસ વિયાણી પાડું પેટમાં રે,
દૂધનાં કચોળાં ભરાય—વાલા.
ચતુર હોય તો સમજી રે લેજો,
મૂરખ કરે રે વિચાર—વાલા.

# બિન્દુનો પુત્ર.

મૂળ લેખકઃ શ્રીયુત શરદ બાબુ.

અનુવાદકઃ રા. રમણીક મ્હેતા.

( ગયા અંકના પાન ૩૫૨ થી ચાલુ )

બિન્દુએ એને છાતી સરસો ચાંપી કહ્યું: " ત્હમે બધા એને શરમાવો છો; પછી એ શો જવાબ આપે ? ( ઇન્દ્રાણી તરફ ફરીને ) મ્હારો મદન તો હવેની પરીક્ષામાં જરૂર પાસ થશે. માસ્તર સાહેબ કહેતા હતા કે એને વીસ રૂપિયા ઇનામ મળશે. એ રૂપિયામાંથી એ પણ એના કાકાની માફક ઘોડો ખરીદશે !"

આ વાત સાંભળી બધાં હસવા લાગ્યાં. " મ્હારો નરેન્દ્ર ભણવા વાંચવામાં જ હોશિયાર છે એમ નથી, હો ! એ તો કલબના મંડળના ઉત્સવમાં એવો ઉત્તમ પાર્ટ ભજવે કે તે જોઇ લોકો વાહ વાહ કરે છે. બાઇ ! તે દિવસે ખેલમાં સીતાનો પાર્ટ કેવો ભજવ્યો હતો તે જરા ત્હારી મામીઓને સંભળાવતો ખરો ! "

નરેન્દ્ર તુરતજ ઘુંટણીએ પડી બેઠો, અને હાથ જોડી ઉંચા સ્વરે બોલ્યોઃ " પ્રાણેશ્વર ! કઇ અભાગણી ક્ષત્રી છું ત્હમારી દાસ—"

બિન્દુ વ્યાકુળ બની તે વચમાંજ બોલી ઉઠીઃ " અરે ! બસ બસ. ચૂપ રહે, બાઇ ! ત્હારા મામા ઉપર સુતા છે " નરેન્દ્ર ચમકીને ચૂપ થઇ ગયો. અન્નપૂર્ણા તો અર્ધું વાક્ય સાંભળીનેજ મુગ્ધ બની ગઇ હતી. તે બોલીઃ " તેઓ સાંભળશે એમાં શી હરકત છે ? એ તો રામચર્ચા છેઃ સારી વાત છે, વહુ ! "

" તો પછી ત્હમે બેઠાં બેઠાં રામચર્ચા સાંભળ્યા કરો. હું તો જાઉં છું. " બિન્દુ ખીજાઇને બોલી.

નરેન્દ્રઃ " વારુ, ત્હારે એ રહેવા દો. હું સાવિત્રીનો પાર્ટ સંભળાવું છું. "

બિન્દુએ તીખા સ્વરે કહ્યું: " ના, હું નહિ સાંભળું. "

આ વખતનો બિન્દુનો સ્વર, સાંભળી અન્નપૂર્ણાને સ્હમજાયું કે વાત બહુ બગડતી જતી હતી અને એટલેથીજ અટકશે નહિ. ઇન્દ્રાણી પહેલી વારજ આવી હતી એટલે તે બિન્દુના સ્વભાવથી પરિચિત ન હતી. આથી અન્નપૂર્ણાએ કહ્યું: "વારૂ. બાઇ ! હમણાં રહેવા દે. બધા પુરુષો બ્હાર જાય ત્હારે એ બધું સંભળાવજે. "

પુત્રની શ્રેષ્ઠ યોગ્યતા બન્ને ભોજાઇઓના હૃદયમાં પૂર્ણ સ્વરૂપે અંકિત કરવાની પ્રબળ આકાંક્ષાથી વિવશ બની ઇંદ્રાણીએ ફરીથી કહ્યું: " ગાતાં બજાવતાં પણ નરેન્દ્રને ઓછું નથી આવડતું હો ! બાઇ ! પેલું દમયંતીનું

કરૂણ ગીત તો જરા સંભળાવ. એ સાંભળીને તો ત્હારી મામીઓ ત્હારો કેડોજ નહિ મૂકે."

નરેન્દ્રે ઉત્સાહિત થઇ કહ્યું: "હું હમણાંજ સંભળાવું છું."

બિન્દુ ક્રોધની જ્વાળાથી બળી રહી હતી; પણ તે કાંઇ ન બોલતાં ચૂપચાપ બેસી રહી; પણ અન્નપૂર્ણા વચમાંજ બોલી ઉઠી: "ના, ના, અત્યારે ગીત બીત ગાવાની કાંઇ જરૂર નથી."

નરેન્દ્રે કહ્યું, "વારૂ; એ ગીત હું મદનને શીખવી દઇશ. મ્હને તબલાં તથા હારમોનિયમ બજાવતાં પણ આવડે છે. "તિરકિટ તાક" બજાવવું બહુ અઘરૂં છે, હોં મામી ! ઠીક પેલો પિત્તળનો લોટો આપો તો હમણા બજાવી બતાવું."

બિન્દુ મદનને ઉઠવાનો ઇશારો કરી બોલી: "ના. મદન ! ત્હારા ઓરડામા જઇ વાંચવા બેસ." મદન અત્યાર સુધી મુગ્ધ બની વાતો સાંભળી રહ્યો હતો. એને ત્યાંથી ઉઠવાનું મન નહોતું થતું. એ ધીમેથી બોલ્યો: "થોડીવાર બેસોને મા !" બિન્દુ કાંઇ ન બોલતાં મદનને ઉઠાડી પોતાની સાથે લઇ ગઇ. અન્નપૂર્ણા સમજી ગઇ કે બિન્દુ એમ શાથી ઉઠીને ચાલી ગઇ. નરેન્દ્રની સોબતમાં મદન પણ બગડશે એવો ખ્યાલ આવતાં તે ગભરાઇ અને એ ડરથી બિન્દુ, નરેન્દ્ર ત્યાં રહી ભણે એ પણ પસંદ નહિ કરે. તે બોલી: "ભાઇ નરેન્દ્ર ! ત્હારી ન્હાની મામીની આગળ હવેથી પાર્ટ બાર્ટ ન કરીશ, તેમ ગાવા બજાવવાની વાત પણ ન કાઢીશ. એવું બધું એને પસંદ નથી; વળી એનો સ્વભાવ બહુ આકરો છે."

ઇન્દ્રાણીએ વિસ્મિત થઇ કહ્યું: "ન્હાની વહુને આ બધી વાતો પસંદ નથી પડતી ! શું એટલા માટે જ તે ઉઠીને અહિંથી ચાલી ગઇ ?"

અન્નપૂર્ણા: "એમ પણ હોય કદાચ; એક બીજી વાત. તું ત્હારો અભ્યાસ ધ્યાન દઇને કર, અને માબાપની સ્થિતિ સુધરે એવા પ્રયત્ન આદર. તું મદનની સાથે વધારે સંબંધ ન રાખીશ. હજુ એ નાદાન બાળક છે: ત્હારાથી બહુ ન્હાનો છે."

અન્નપૂર્ણાની આ વાત ઇન્દ્રાણીને જરાયે ન ગમી. તે બોલી: "એ તો ઠીક છે કે નરેન્દ્ર ગરીબનો દીકરો છે એટલે ગરીબની માફક રહેવું જોઇએ. પણ મ્હોટી વહુ ! તમે બોલ્યા એટલે મ્હારે કહેવું પડે છે કે ત્હમારો મદન હજુ બાળક છે તો મ્હારો નરેન્દ્ર ઘરડો ડોસો થઇ ગયો છે? એક બે વર્ષનો ફેર કાંઇ મ્હોટો તફાવત ન કહેવાય; અને નરેન્દ્રે શું કોઇ તવંગરના છોકરાને જોયો જ નથી ? શું અહિં આવીને જ જોયો ? એની કલબમાં તો કોણ જાણે કેટલાયે શેઠીઆ અને જમીનદારોના છોકરાઓ છે."

અન્નપૂર્ણા: "નહિ બ્હેન ! મ્હારૂં કહેવું એમ નથી. હું તો કહું છું—"

ઇન્દ્રાણી: "ત્યારે શું કહો છો મ્હોટી વહુ ? શું હું એટલી બોટ ને મૂર્ખ છું કે કાંઇ ન સમજું ? મ્હોટા ભાઇએ તો બહુ કહ્યું હતું કે નરેન્દ્ર અહિં રહીને અભ્યાસ કરે, એટલેજ અમે અહિં આવ્યા; નહિ તો શું અમે ત્યાં ભૂખે મરતાં હતાં ?"

અન્નપૂર્ણા: "ભગવાન જાણે છે બ્હેન ! હું એમ નથી કહેતી. હું તો કહું છું કે ભાઇ ! એવા પ્રયત્ન કર કે જેથી માબાપના દિવસો સુધરે અને—"

ઇન્દ્રાણી: "વારુ, એમજ—એમજ ! ભાઇ નરેન્દ્ર ! તું બહાર જઇને બેસ. મ્હોટા માણસોના છોકરાઓની સાથે ન રહીશ." આટલું

કહી છોકરાનો હાથ પકડી તે પોતે પણ ત્યાંથી ઉઠીને ચાલી ગઇ.

અન્નપૂર્ણા ત્હાંથી ઉઠીને સીધી બિન્દુના ઓરડામાં આવી અને રડવા જેવી થઇ જઇ બોલી: "શું ત્હારે માટે સગાં સંબંધીઓ સાથેનો નાતો પણ બગાડવો? તું ત્યાંથી ઉઠીને કેમ ચાલી ગઇ?"

બિન્દુએ અત્યંત સહજ ભાવે જવાબ આપ્યો: "આત્મીય સ્વજનોની સાથે મ્હારે શા માટે બગાડવું જોઇએ, મ્હોટી બ્હેન! એમને લઇને ત્હમે સુખેથી ઘરમાં રહો. હું મ્હારે મદનને લઇ અહિંથી ચાલી જઇશ."

"કહે તો ખરી, ન્હાસીને ક્યહાં જઇશ?" અન્નપૂર્ણાએ પૂછ્યું.

બિન્દુ: "ત્હમે કાંઇ ચિન્તા ન કરો. હું જતી રહીશ તે દિવસે મારૂં ઠેકાણું ત્હમને આપતી જઇશ."

અન્નપૂર્ણા: "એ તો હું જાણું છું કે ચાર માણસમાં હું મ્હોં ન બતાવી શકું એવું કર્યા વિના તું કાંઇ રહેવાની છે? ત્હારાથી તો ભગવાન તોબા! ત્હારી સાથે રહીને મ્હને તો જરાયે સુખ ન મળ્યું." આટલું કહીને તે જતી રહી. એટલામાં શિવનાથ ત્હાં આવ્યો. એને જોઇને જ મનમાં જ ક્ષોભપૂર્વક અન્નપૂર્ણા બોલી: "જા ભાઇ! તું બીજે ગમે ત્યાં રહે; અથવા તો આ વહુને એની માને ત્હાં મોકલી દે. હું આજે સ્પષ્ટ કહી દઉં છું કે હું એની સાથે નહિ રહી શકું."

શિવનાથે આશ્ચર્યપૂર્વક બિન્દુને પૂછ્યું: "શી હકીકત છે?"

બિન્દુ: "મ્હને ખબર નથી. મ્હોટી બ્હેન કહે છે કે અમને અહિંથી મોકલી દો."

શિવનાથ કાંઇ ન બોલ્યો. ટેબલપર પડેલું છાપું લઇ તે બેઠકખાનામાં ચાલ્યો ગયો.

[ ૫ ]

ઇન્દ્રાણી દેખાવ પરથી તો ભોળી અને ગમાર જેવી લાગતી હતી, પરન્તુ ખરી રીતે તેમ નહોતું. એણે જોયું કે ન્હાની વહુ પાસે બહુ પૈસા હતા, ત્યાંથી તે ત્હેના તરફ ઢળી પડી. તે દરરોજ રાતે પોતાના પતિ કાશીનાથને ધમકાવીને કહેતી: "ત્હમારે જ લીધે મ્હારૂં સર્વ કાંઇ ગયું. ત્હમારી પાસે બેકાર પડી ન રહેતાં હું અહિં આવીને રહી હોત તો રાજાની મા જેવી હોત. મ્હારા આવા ચાંદ જેવા છોકરાને મૂકીને શું આવા કાળાભૂત જેવા છોકરાને ન્હાની વહુ—" આટલું કહી, દીર્ઘ નિઃશ્વાસ નખી, એ કાળા ભૂતનું આયુ સંપૂર્ણ નષ્ટ કરી, ગરીબનો બેલી ભગવાન છે એમ કહી, પોતાના વ્યાખ્યાનનો ઉપસંહાર કરીને ચૂપ થઇ સૂઇ જતી. કાશીનાથ પણ મનમાં ને મનમાં જ પોતાની મૂર્ખાઇ માટે પસ્તાવો કરતો સૂઇ જતો. આવી રીતે આ દંપતીના દિવસો વીતતા હતા; અને ન્હાની વહુ પરનો ઇન્દ્રાણીનો સ્નેહ-ભરતીના પાણીની માફક દિવસે દિવસે વધતો જતો હતો.

એક દિવસ બપોરે ઇન્દ્રાણીએ અત્યંત સ્નેહપૂર્વક બિન્દુને કહ્યું: "ન્હાની વહુ! ત્હમારા જેવા આટલા મ્હોટા વાળ કોઇક જ સ્ત્રીઓને હોય છે: પરન્તુ મ્હેં ત્હમને કોઇ દિવસ ચોટલો વાળતાં નથી દીઠાં. આજે જમીનદારના ઘરની સ્ત્રીઓ આપણે ત્યાં આવવાની છે માટે આવો, ત્હમારા વાળ ગુંથી આપું."

બિન્દુ: "ના રે બ્હેન! વાળ ગુંથું તો મ્હારાથી માથા પર ઘુમટું યે ન રખાય. માથું તો ઉઘાડું જ રાખવું પડે. વળી છોકરો હવે મ્હોટો થયો છે-તે જોઇ જાય. વાળ ગુંથતા મ્હને શરમ આવે છે."

ઇન્દ્રાણી: "વારૂ રે! ત્હમે એ શું બોલ્યાં?

છોકરો મ્હોટો થયો છે; અને એ જોઇ જાય એટલા માટે શું વાળ નહિ ગુંથો ? મ્હારો નરેન્દ્ર તો-દુશ્મનોની આંખો ફુટી જાય-આટલો મ્હોટો છે-પરન્તુ હું તો વાળ ગુંથું છું."

બિન્દુ: "હમે શા માટે ન ગુંથો બ્હેન ! નરેન્દ્રને અને હમને ટેવ પડી ગઇ છે; પણ મ્હારા મદને તો હજુ સુધી મ્હને વાળ ગુંથતાં કે શૃંગાર સજતાં કદિયે નથી જોઇ; અને આજે ઓચિંતો મ્હારો શણુગાર અને ઠાઠમાઠ જૂએ તો અવાક્ બની જાય. મ્હને તો શરમ આવે છે. છી ! છી ! "

અન્નપૂર્ણા કાંઇ કામ માટે જતી હતી. બિન્દુ તરફ જોઇને તે સહસા ઉભી રહી. એણે બિન્દુના મુખ પર દૃષ્ટિ ફેરવતાં કહ્યું: "ત્હારૂં મ્હોં આટલું બધું રતુમડું શાથી થયું છે ? અને આ શું ? આંખમાં આંસુ પણ છે. અહિં આવ તો ! જોઉં તો ખરી, શરીર બગડ્યું કર્યું તો નથી ને ? "

બિન્દુએ શરમાઇ કહ્યું: " મ્હોટી બ્હેન! રોજ રોજ શરીર બગડ્યાનું ક્યાંથી યાદ આવે છે ? હું શું હવે ન્હાની અને નાદાન્ છું કે કાંઇ ખબરજ ન પડે ? "

અન્નપૂર્ણા: " ના, ના, તું ન્હાની નથી: બહુ ઘરડી થઇ ગઇ ? પણ મ્હારી પાસે તો આવ હું જોઉં તો ખરી. આ ઋતુ ખરાબ છે; અને વળી ભાદરવો મહિનો ચાલે છે. "

બિન્દુ: " હું કહું છું તો ખરી કે મ્હને કાંઇ નથી થયું; છતાં યે નથી માનતાં-અને 'પાસે આવ' 'પાસે આવ' કર્યાં કરો છો. જાવ, હું તો નથી આવતી— "

" તું જાણે ત્યારે." કહીને સસ્નેહપૂર્ણ દૃષ્ટિએ બિન્દુ તરફ જોતી તે ચાલી ગઇ.

ઇન્દ્રાણી: " મ્હોટી વહુ જરા પાગલ છે-નહિ વારૂ ? "

બિન્દુએ ક્ષણભર ચુપ રહી કહ્યું: " એવું પાગલપણું પરમેશ્વર કરે ને બધાંયને હોજો, બ્હેન ! " ઇન્દ્રાણી ચુપ રહી.

અન્નપૂર્ણા જે ચીજ લેવાને ગઇ હતી તે લઇને પાછી ફરતી હતી. બિન્દુએ બૂમ પાડી કહ્યું: " મ્હોટી બ્હેન ! સાંભળો-સાંભળો તો, વાળ ગુંથશો કે ? "

અન્નપૂર્ણા ઉભી રહી. ઘડીભર મામલો શાન્ત જોઇ ત્હેણે ઇન્દ્રાણીને કહ્યું: " બ્હેન ! કોણ જાણે કેટલીયે વાર હું કહી ચૂકી છું: પણ એને કહેવુંજ નકામું છે. આટલા મ્હોટા વાળ છે પણ કોઇ દિવસ ચોટલો સરખોય નથ. વાળતી. આટલાં બધાં ઘરેણાં છે પણ કોઇ દિવસ નથી પહેરતી. આટલું રૂપ છે છતાં યે પેલી તરફ અરિસામાં નજર સરખીયે નથી કરતી. એની બુદ્ધિ અને વાતો દુનિયાથી નિરાળીજ છે: અને છોકરોયે એના જેવો થતો જાય છે. એક દિવસ મદને મ્હને શું કહ્યું હતું એ જાણો છો કે ? એ તો કહતો હતો કે સારાં કપડાં અને દાગીના પહેરવાથી શો ફાયદો ? ન્હાનોમા પામે તો કેટલીયે ચીજો છે પણ તે કોઇ દિવસ ક્યહાં પહેરે છે ! "

બિન્દુએ સગર્વ હસીને કહ્યું: " જૂઓ મ્હોટી બ્હેન ! હમેજ કહો. એમાં શું ખોટું કહ્યું: એ છોકરો તો મ્હારોને ? વળી જીવતાં રહ્યું તો બતાવીશ કે ગામનાં દશ માણસો મ્હને જોઇને કહેશે-કે આ " મદનની મા. " આટલું કહેતાં એની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. અન્નપૂર્ણાએ આ જોઇ સ્નેહપૂર્વક કહ્યું: " અને માટેજ અમે કોઇ ત્હારા છોકરાની વાતમા કાંઇ બોલતાં કે માથું મારતાં નથી. ભગવાન ત્હારા મનોરથ પુરાં કરે ! "

બિન્દુએ પાલવવડે આંસુ લુંછી નાંખી કહ્યું: "અને એજ એક આશાથી હું જીવું છું. મ્હોટી બ્હેન ! " સહસા ત્હેના શરીરના રૂંવાડાં

ખડા થઇ ગયા; અને તે લજ્જિત થઇ પરાણે હસીને બોલીઃ " પણ એ મ્હારી આશાને જો ધા લાગે તો, હું પાગલજ બની જાઉં તો." અન્નપૂર્ણા ચૂપ ઉભી રહી. તે પોતાની દેરાણીના મનની વાત નહોતી જાણતી એમ ન હતું; પણ એવી આશા–આકાંક્ષાનું એવું ઉગ્ર પ્રતિબિંબ કદાપિ પોતાના હૃદયમાં સ્પષ્ટ સ્વરૂપે જોઇ શકી ન હતી. આજે એને સ્હમજાયું. આજે એને ખબર પડી કે બિન્દુ શા માટે મદનને માટે આવી રીતે યક્ષની માફક જાગૃત રહે છેઃ પ્રેતની માફક સતર્ક રહે છે. પોતાના પુત્રની આ સર્વ–સર્વ મંગલાકાંક્ષિણીના મુખ તરફ નજર કરી ત્હેનું માતૃહૃદય અનિર્વચનીય મધુમાધુર્યથી પરિપૂર્ણ થઇ ગયું. એણે હર્ષનાં આંસુ છુપાવવા મુખ ફેરવી લીધું.

ઇન્દ્રાણીઃ " તો પછી ન્હાની વહુ ! આજે ત્હમારા વાળ–"

બિન્દુ વચમાંજ બોલી ઉઠીઃ "વારૂ બ્હેન, આજે મ્હોટી બ્હેનનો ચોટલો વાળજો. હું જ્હારથી આવી છું ત્ય્હારથી આજ સુધી મ્હેં કદિયે એમને વાળ ગુંથતાં નથી જોયાં. " એમ કહી હસતી હસતી તે ત્હાંથી ચાલી ગઇ.

પાંચ છ દિવસ બાદ એક દિવસ રહવારના ઘરનો જૂનો હજામ રામનાથની હજામત કરી નીચે ઉતરતો હતો, એવામાં મદને આવીને એને ઉભો રાખી કહ્યુંઃ " નરેન્દ્રભાઇના જેવા વાળ કાપતાં ત્હમને આવડે છે ? "

હજામે વિસ્મિત થઇ કહ્યુંઃ " કેવા વાળ ભાઇ ? "

મદને પોતાના માથામાં સ્થળે સ્થળે આંગળીથી બતાવી કહ્યુંઃ "જૂઓ, અહિં બાર આની, અહિં છ આની. અહિં બે આની અને અહિં ગર્દન પાસે વદન ન્હાના ન્હાના. ત્હમને આવડશે ને ?"

હજામે હસીને કહ્યું. " ના ભાઇ ! મ્હારો બાપ સ્વર્ગમાંથી આવે તો યે એવા વાળ કાપતાં ન આવડે. " પણ મદને એનો પીછો ન મૂક્યો. ત્હેણે હિંમત આપી કહ્યુંઃ " એ કાંઇ અઘરૂં નથી, કૈલાસ કાકા ! અહિં બાર આની, અહિં છ આની—"

હજામે છૂટકારો પામવાના ઇરાદાથી કહ્યુંઃ " પણ આજે કયો વાર છે ? ત્હારી ન્હાની માની રજા સિવાય હું કેવી રીતે કાપી શકું ?

મદનઃ "વારૂ, ઉભા રહો. હું પૂછી આવું છું. " એટલું કહી એક ડગલું ચાલી પાછો ઉભો રહ્યો અને બોલ્યોઃ " આ ત્હમારી છત્રી મ્હને આપો નહિં તો ત્હમે જતા રહો. " એમ કહી બળપૂર્વક એના હાથમાંથી છત્રી ઝુંટવી લઇ તે માતાની રજા લેવા દોડી ગયો. ઘરમાં જઇ એણે બૂમ પાડી ! " મા ! જલ્દી જરા ! અહિં આવોને ! "

બિન્દુ ન્હાઇ ધોઇ પૂજા કરવાના આસન પર બેઠી હતી. તે વ્યગ્ર થઇ બોલીઃ " અરે ! ત્યાંજ ઉભો રહે. મ્હને અડકીશ નહિંઃ રામાયણનો પાઠ કરવા બેઠી છું. "

મદનઃ " અરે ! પાઠ પછી કરજો. જરા બ્હાર આવીને કહી જાઓ. પેલો મ્હારા વાળ નથી કાપતો; અને ઉભો રહ્યો છે. "

બિન્દુને કાંઇક આશ્ચર્ય થયું. હમેશાં વાળ કાપવાને માટે મદન આનાકાની કરતો; અને મહામુશ્કેલીએ તે વાળ કપાવતો. આજે તે સ્વેચ્છાપૂર્વક વાળ કપાવવા માટે આટલો આગ્રહ કેમ કરતો હતો એ ત્હેનાથી ન સ્હમજાયું. તે બ્હાર આવી એટલે હજામે કહ્યું " બહુજ આકરો હુકમ થયો છે, માજી ! નરેન્દ્રભાઇના જેવા બાર આની, છ આની, ત્રણઆની, બેઆની, એક આનીઃ એ પ્રમાણે વાળ કાપવાના છે. એ કાંઇ મ્હને આવડે ? "

મદન બોલી ઉઠ્યો, " હા. હા. જરૂર આવડે. જરા ઉભા રહો. હું નરેન્દ્રભાઇને બોલાવી લાવું. " એમ કહીને તે દોડતો

નરેન્દ્રને શોધવા ગયો. બહુ તપાસ કરી તે પાછો આવ્યો અને બોલ્યો; " એ તો નથી. પણ કાંઈ નહિ મા! ત્હમે ઉભાં રહીને બતાવો અને બરાબર જોઈ લો. અહિં બાર આની, અહિં છ આની, અહિં બે આની અને અહિં તદ્દન ન્હાના. "

એની વ્યગ્રતા જોઈ બિન્દુ હસી પડી. તે બોલીઃ " હું હવે પાદપુજા કરવા જાઉં છું."

મદનઃ ' પૂજા બૂજા પછી કરજો. નહિ તો હું ત્હમને અડકીશ. બિન્દુને લાચાર થઈ ઉભા રહેવું પડ્યું. હજામ વાળ કાપવા લાગ્યો બિન્દુએ આંખનો ઇશારો કર્યો: એટલે હજામે બધા વાળ સરખા કાપ્યા. મદને માથા પર હાથ ફેરવી ખુશ થઈ કહ્યું: " બરાબર વાળ કાપ્યા. " તે આનન્દિત થઈ દોડતો ચાલ્યો ગયો.

હજામ બગલમાં કોથળી લઈને ઉઠ્યો અને બોલ્યો. " પણ માજી ! કાલે આ ઘરમાં પગ મુકવાનું મ્હારે માટે મુશ્કેલ થઈ પડશે. "

રસોયણ થાળીઓ પીરસતી હતી. બિન્દુ વાટકીઓમાં દૂધ કાઢતી હતી. એવામાં બિન્દુએ સાંભળ્યું કે મદન આખાયે ઘરમાં એના કાકાનો વાળ ઓળવાનો બ્રશ શોધતો હતો. થોડીવારે તે રડતો રડતો આવીને બિન્દુની પીઠપર માથું નાખી બોલ્યો: " કાંઇ નથી થયું મા ! બધાય વાળ ખરાબ કરી નાખ્યા. કાલે હું એને મારી નાંખીશ." બિન્દુ હસવું ખાળી શકી નહિ. મદન તો પીઠપર માથું નાખી ગુસ્સાભેર રડતો બોલ્યો: " શું તું આંધળી છે ? આંખે કાંઈ સુજતું નથી ? "

અન્નપૂર્ણા મદનને રડતો જોઈ ત્હાં આવી; અને બધી હકીકત સાંભળી તે બોલીઃ " પણ એને મારે છે શું ? હું એને કહીશ. કાલે એ ત્હારા વાળ સારા કાપશે. "

મદને વધુ જોરથી-વધુ ગુસ્સે થતાં કહ્યું. " કાલે બાર આની ક્યહાંથી થશે ? અહિં વાળ ક્યહાં છે ? "

અન્નપૂર્ણાએ એને શાન્ત કરવા માટે કહ્યું: " બાર આની નહિ થાય તો દસ આની: આઠ આની તો થશેને ?

મદનઃ " કપાળ થશે ! દશ આની, આઠ આની એ કાંઇ ફેશન છે ? નરેન્દ્રભાઈને પૂછી જૂઓ. બાર આનીજ જોઈએ. " તે દિવસે મદને પેટભરીને ખાધું નહિ; અને રોટલીના બે ચાર બટકાં ખાઈને તે ઉઠી ગયો.

અન્નપૂર્ણાએ બિન્દુને કહ્યું: " ત્હારા છોકરાને વળી આવો શોખ ક્યાંથી થઈ આવ્યો " બિન્દુ હસી પડી પણ તેટલીજ ગંભીર બની દીર્ઘ નિઃશ્વાસ નાંખી બોલીઃ " મ્હોટી બ્હેન ! આ તો સાધારણ વાત છે માટે હસું છું; પરન્તુ ક્રોધથી મારો જીવ બળી રહ્યો છે. બધી બાબતોનો આરંભ આવીજ રીતે થાય છે. " અન્નપૂર્ણા બીજું કાંઇ ન બોલી. આજ અરસામાં દુર્ગાપૂજા આવી. બીજા મહોલ્લામાં એક જમીનદારને ત્હાં ધામધૂમથી તૈયારીઓ થઈ હતી. બે દિવસ આગળથીજ નરેન્દ્ર એ ઉત્સવમાં મગ્ન થઈ ગયો હતો. સાતમની રાતે મદને આવી જીદ કરીઃ "મા ! બજાઇ થાય છે.-હું જોવાને જાઉં ?"

અપૂર્ણ.



શિક્ષક—( મોટર સંબંધી પાઠ શીખવ્યા પછી ): બોલો છોકરાઓ, મોટરનો કયો ભાગ સૌથી વધારે ભયભરેલો હોય છે ?

એક ચાલાક છોકરો:—મોટર હાંકનાર, સાહેબ !




# દુઃખિયારી બ્હેનને.

(ડીસેમ્બર અંકમાં પ્રકટ થયેલા
"મારી ફરિયાદ" નો જવાબ)
મળેલું.



બ્હેન,

ત્હમારો પત્ર મળ્યો; વાંચ્યો. વાંચતા હૃદય ધડક્યું તે હજુયે સ્વસ્થ થયું નથી. ત્હમને હું હજું નથી ભૂલ્યો. ત્હમારી ઓળખ ત્હમે ન લખી હોત તોયે હું ત્હમને ઓળખતજ અને એ ઓળખ નજ હોત તોયે ત્હમારી આપવીતી વાંચી કંપી રહેલું મારૂં હૃદય ત્હમને આશ્વાસન આપવા ઓછું તૈયાર નહતે. ત્હમારા પત્રના પ્રતિઉત્તરમાં વિશેષ લાગણીભર્યું લખાઇ જાય તો ત્હમે રખેને માત્ર મીઠા "મહલાવો" માની લ્યો, એ બ્હીક મ્હને રહ્યા કરે છે. જેટલા સરળ ભાવે, જેટલા નિર્દોષ મને, જેટલી લાગણીથી ત્હમે મ્હને લખ્યું તેટલીજ સરળતાથી, તેટલીજ નિર્દોષતાથી, તેટલીજ લાગણીથી હુંયે લખું છું એમ માનશો ને ? કારણ પુછો તો માત્ર એટલુંજ કે કોણ જાણે શાથી ત્હમારા દુઃખ વાંચી હૈયું દાઝ્યું છે. વધુ કારણના ભેદ ખોળીનેયે શું કરવું છે ?—

ત્હમને શું લખું, શું ન લખું, શું લખાય, શું ન લખાય, તે સુઝાડશો ? ત્હમારા પતિના અવસાનના સમાચાર સાંભળેલા ખરા, પણ આપણા સમાજની રૂઢીજ એ છે કે બાળા પરણ્યા એટલે પિયરીયાંની મટે છે; પિયરના સ્નેહીઓના જીવનમાંથી તે અલોપ થાય છે, અને એના જીવનમાંથી પિયરીઆંને વિણી વિણીને વખેડી નંખાય છે. આ રીતથી જ સૌ બાળાઓનું થાય છે તેમ ત્હમારૂં થયું કે મ્હને દિલાસો લખવા જેટલીયે છુટ લઇ ત્હમને વિટમ્બણામાં ઉતારવા કે નહિં તે વિચાર આવવા લાગ્યા. છતાં જે સરળ હૈયે આજે ત્હમને લખવા બેઠો છું તે સરળ હૈયે કહું છું. કે ત્હમારા દુઃખમાં હું હૃદયથી ભાગીદાર હતો. ત્હમારા ન્હાનકડા નિર્દોષ રમતિઆળ મ્હોં પર વૈધવ્યના ડહામ કેવાક દેવાયા હશે એ ખ્યાલ મ્હને કેવી રીતે આવે ? અને એથીએ ભુંડી બ્હેતા જખ્મ જેવી રોજની સૌની ગુલામી, સૌના ઓશિયાળા જીવન અને પવિત્રતા ઢોળાઇ જવાની બ્હીક ! આ સૌ ત્હમારા પત્રમાં વાંચી જીવ અકળાઇ ઉઠે છે. ત્હમે છાતીએ હાથ મુકી વાંચવાની સલાહ આપી ! પણ આ કોઇક નવલકથારનો કલ્પિત કીસ્સો નથી કે તેમ પણ વાંચ્યો જાય; આ તો સાચા—ત્હમારા જીવનનો કીસ્સો છે અને વાંચતા જ્યાં આત્મા કકળી ઉઠે છે ત્યાં હાથ ક્યાં મુકું બ્હેન ? દુઃખી થવાના ઇજારદાર ત્હમારા સ્વજન કે સ્નેહીજ ન હોય; જેને જેને હૃદય હશે તે કોઇનાયે દુઃખે દુઃખી થવાનાજ. અને આજ ન્યાયે મ્હારો હક હું સાબિત કરવા ઇચ્છું છું.

ત્હમારા સદગત ભાઇ—અને મ્હારા મિત્ર ! —એ મ્હને અનેક વેળા કહેલું કે—તો આદર્શઘેલી છે. ત્હમને ઉંચા જીવન જીવવાના અભિ-

લાષ છે, આદર્શ પાછળ જીવન ખર્ચી નાંખવાની હોંશ છે, એમ ત્હમારા ભાઇ મ્હને અનેક વેળા કહેતા. પણ હૈવે ત્હમને છાંયડો ન દીધો, ને એક ઝપાટે અગ્નિમાં ધર્યાં! ત્હમારાં આખાં જીવન, હોંશ અને અભિલાષ હતાં નહતાં થઇ ગયાં. ત્હમારા બાળપણના આદર્શથી ત્હમારૂં આજનું જીવતું જીવન કેટલું વેગળું જઇ પડયું છે તે ત્હમારો પત્ર દેખાડે છે. આ સ્થિતીમાં હું ત્હમને શું દીલાસો આપું? મ્હારા કયા શબ્દો ત્હમારા હૈયાંમાં સળગતો જ્વાળામુખી હોલવશે? ત્હમને કયા ઇશ્વરની મદદ માંગવા કહું? વિચિત્રતાથી ભર્યો આ સૃષ્ટિનો ક્રમ છેઃ દુઃખીનો દિલાસો બીજાના દુઃખમાં ખોળવાનો છે. ત્હમે દુઃખી છો; ત્હમારાથી વધુ દુઃખી બ્હેનોના દુઃખથી ત્હમારૂ દુઃખ હળવું કરજો, આશ્વાસન લેજો. ત્હમારાં દુઃખ એ ત્હમારા પોતાનાજ નથી, સમસ્ત સંસારના પરિતાપનો પડઘો છે માની આશ્વાસન ખોળજો. ત્હમારા આદર્શ અને અભિલાષ ત્હમારા પુજ્ય સ્વામિના સ્મરણે સતેજ રાખજો, વિમળ રાખજો; માત્ર દિશા બદલી સેવાધર્મે સૌ આદર્શ અને અભિલાષ વાળી લેજો. જે વિમળતા ત્હમને આજ સુધી નથી મળી, અને જેને માટે ત્હમારૂં હૈયું નિરંતર તલસે છે તે વિમળતા ત્હમે સ્હેજે મેળવશો.

પણ આ વિમળતા સંસારમાં મોંઘી વસ્તુ છે, એ ત્હમારા જેવા કોઇકજ આત્માઓ સ્હમજે છે. ત્હમે કેવાંક તપ તપ્યાં હશે કે આવી મોંઘેરી વસ્તુની તલબ પણ ત્હમારા હૈયામાં ઉગી છે? અને એ વિમળતા પાળવા આજ ત્હમે આશરો મ્હારે ત્યાં ખોળો છો? ત્હમે વિવેક કે ખુશામદ ન માનો તો હું સાચું કહું! મ્હને તો આનંદ થયો, અભિમાન થયું. ભાઇ ગણાઇ બ્હેનને ન આવકાર દે તો જન્મારો શો? ત્હમને શું આવકાર દઉં! ત્હમે જો એમ ધારો કે મ્હારે ત્યાં રજ પણ ત્હમને શાન્તિ મળશે તો અવશ્ય આવજો; મનમાં શંકા કશીયે ન આણશો. મ્હારાથી બની શકે તેટલી શાન્તિ, તેટલી વિમળતા ત્હમને પ્રાપ્ત કરી દેવાનું હું વચન આપું છું. લોકલાજના બ્હાકથી બ્હીવાનું હોયજ નહિં. સંસારના સિતમ ત્હમે ઓછા નથી સહ્યા કે આ લોકલાજનો સિતમ તેમાં હું ઉમેરૂં. ત્હમારી " સહીયર " ત્હમને સ્મરે છે અને ત્હમને મળવાના વિચારે રાજી રાજી થશે. એણે તો અનેક સોગન ત્હમને દેવાનાં ગોખ્યા છે! પણ ત્હમે આવશો ત્યારે ને!

જવાબ લખશોને?

લી......ના સ્નેહવંદન.*

* નોંધઃ ડીસેમ્બર અંકમાં પ્રકટ થયલી "ફરિયાદ" જો સાચી જીવનઘટના હોય તો તે બ્હેનને અથવા તે ફરિયાદ લખી મોકલનારને અમે અમારી સાથે પત્રવ્યવહાર કરવા વિનંતિ કરીએ છીએ. એ બ્હેનને શાન્તિ મળી શકે એવું સ્થળ અમારી જાણમાં છે અને તેમની ઇચ્છા હશે તો તેમને માટે અમે યોગ્ય ગોઠવણ અને સગવડ-તેમના સ્વમાનનો ભંગ કર્યા વિના કે તેમના આદર્શનો ભોગ આપ્યા વિના અમે કરી શકીશું. તં. ગુ.



# શીતળા.

## ( એક લોકવાર્તા )

લેખકઃ રા. મનુભાઇ જોધાણી.

શીતળાં સપ્તમીનો તહેવાર તો જગજાણીતો છે. દરેક દેશના બૈરાં એ તહેવાર પાળે છે. શીતળા સપ્તમીનો તહેવાર એ જેમ દિપોત્સવી વેપારીઓની, હોળી કોળીઓની તેમ સ્ત્રીઓનો ખાસ તહેવાર છે. માન્યતા એવી છે. કે એ સપ્તમીને દિવસે સ્ત્રીઓએ ટાઢું ખાવું અને છઠ્ઠને દિવસે રાંધી લઇને પછી અગ્નિ શાંત કરી દેવો, કારણ કે શીતળા માતા ફરવા નીકળે છે.

એક છઠ્ઠને દિવસે એક બાઇ બીચારી નાનાં છોકરાં અને આવક જરા ઓછી હોવાથી ઘરકામથી મોડી પરવારીને ચૂલામાંનો અગ્નિ શાંત કરવો ભૂલી ગઇ.

એ અને એના પડખામાં સૂતેલું બાળક આનંદથી કલ્લોલ કરતાં. સવારે પોતે નદિએ ન્હાવા જશે અને સારાં કપડાં પહેરી સરખી સાહેલીઓ સાથે આનંદ કરશે એવા આશાભર્યાં વિચારો કરતી એ બ્હેલી બ્હેલી સુઇ ગઇ.

રાત્રે રૂમઝુમ કરતાં શીતળા ફરવા નીકળ્યા. એ બાઇને ઘેર શીતળા માતાના પુનીત પગલાં થયાં. એમણે આવીને ચૂલામાં પગ મૂક્યો. ધગધગતો અંગારો લાલચોળ બની ગએલો માતાએ જોયા વગર પગ મૂક્યો. એમણે ચીસ નાખી દીધી. પગના તંતુઓએ તરતજ મગજને ખબર આપી દીધી કે બાઇએ માતાજીને દઝાડ્યાં છે. ગુસ્સાની જ્વાળાઓ ભભુકી. એ કોપાયમાન દેવીએ શ્રાપ આપ્યો. "મ્હારો પગ બળ્યો એમ એનું પેટ બળજો." એ તો એમના સ્થાનકે પધાર્યાં.

રાત્રીને વિદાય કરવા તેમનાં પુત્રી ઉષા દેવી લાલ રંગની સાડી ધરીને પૂર્વ તરફ દેખાયાં. સહુ સુતી દુનિઆએ જાણ્યું કે ઉષાદેવીના પુનીત પગલાં થયાં પછી એ ઉષાદેવીની શોધમાં સવિતાનારાયણ હવે થોડાજ વખતમાં અરૂણ-સારથી સાથે પધારશે.

એમનો સત્કાર કરવાં પક્ષીઓએ કીલકીલાટ શરૂ કર્યો. ઉષાદેવીએ સ્વસ્તિક પૂર્યા. ભક્તજનોએ પ્રભાતીયાં શરૂ કર્યાં. માણસોએ ઉંઘ તજી પથારીનો ત્યાગ કર્યો. મંદીરોમાં ઘંટાનાદ થઇ રહ્યો. મુલ્લાંજીએ અજાન આપી સહુને મસ્જીદમાં ભેગા કર્યા.

પેલી બાઇ ઉઠી ઘરકામે વળગી ને ન્હાઇ ધોઇ, દેવદર્શન જવા માટે એ પુત્રને ઉઠાડવા ગઇ. પણ એણે શું જોયું ?

એ મુંઝી ઉઠી. એના હોઠ ફીક્કા પડી ગયાં. લાલી ઉડી ગઇ. આંખો ફાટી રહી. પગ થરથરવા લાગ્યા. જીભ બંધ થઇ ગઇ. એ બેભાન જેવી બની ગઇ. એ બેસી ગઇ.

એનો એકનો એક દિકરો નિર્દોષ આનંદથી સુતી વખતે કીલકીલાટ કરતો :તે મૃત્યુ શય્યામાં પોઢયો હતો.

એને ફાળ પડી. અગ્નિ શાંત કરવો ભૂલી ગઇ હતી, તે યાદ આવ્યું. એ રડી. આસપાસના બૈરાં નેયાર થઇ આવ્યાં. પણ જીવ

તો એનો છોકરો ભડથું થઈ ગએલો. જાણે અગ્નિની ઝાળમાંથી કાઢી લીધો ન હોય! એવું એનું શરીર ફાળું થઇ ગયું હતું.

બ્હેમી બૈરાઓએ તરતજ જવાબ આપ્યો. એ તો શીતળા માતાજી બરખી ગયાં.

ભર જંગલના અંદર એક યુવાન સ્ત્રી પછવાડે શંટ બાંધી, અંદર મૃત-બાળકને સુવાડીને રડતી આંખે ચાલી જતી હતી. એના અશ્રુઓથી એના પાલવનો છેડો પળલી ગયો હતો. એની આંખો લાલ થઇ ગઇ હતી અને સુજી ગઇ હતી. એ બેભાન જેવી અહીંથી તહીં ને તહીંથી અહી ભટકતી આગળ ચાલી જતી હતી.

રસ્તામાં એક આંબો આવ્યો. સરસ સરસ એની કેરીઓ લચી પડતી હતી. અકાળે એ ફળેલો આંબો બાઇએ જોયો. એ થાકી ગઇ હતી. એને તૃષા પણ એટલીજ લાગી હતી. એણે બાળકનું પોટલું એ આંબાના ઝાડ તળે મૂક્યું.

એ આંબા તરફ જોઇ રહી. 'અકાળે આ આંબો ફળ્યો છે, અને કોઇ રખેવાળ પણ નથી. છતાંય કોઇ એની કેરી કેમ ખાતું નહિ હોય!' એને મનમાં શંકા ઉત્પન્ન થઇ.

આંબાને તો વાચા થઇ. એ મનુષ્ય પેઠે બોલ્યું. "બાઇ, હું આવતા જતા દરેક માણસોને છાંયડો આપું છું. એમનો શ્રમ મટાડું છું અને વળી આ અમૃત ફળો એમની પાસે ધરું છું, છતાંય કોઇ પણ માણસ મારૂં એક પણ ફળ ખાઇ શકતું નથી. ખાતું નથી. મ્હેં એમનું શું બગાડયું હશે?

"બાઇ આંબા! એ તો પ્રભુની કુદરત છે. હું અભાગણી આળસુ થઇ કાલે રાત્રે અગ્નિ ઠારવો ભૂલી ગઇ. શીતળા માતાજી પધાર્યાં ને મ્હારો દીકરો એકનો એક ભડથું થઇ ગયો," બાઇ રડી પડી "એ ક્યાં હશે ... ...?"

દીલાસો આપ્યો તો હું પણ તને બતાવું એ મ્હારી ફરજ છે. આજે પરોઢમાં માતાજી આ રસ્તે ગયાં છે. પણ મ્હારું આટલું કારણ જરૂર તું પૂછતી આવજે."

બાઇએ હા કહી એ ચાલી.

તલાવડા પાસે આવી. પાણી પીવું હતું પણ મન ન વળ્યું. એ પાણી તરફ જોઇ રહી.

બે તલાવડીઓ પાસે પાસે નિર્મળથી જળથી ભરેલી હતી. કાંઠે મ્હોટી મ્હોટી ઘટાવાળાં સુંદર ઝાડો અને તે ઉપર કીલકીલાટ કરતાં પક્ષીઓના ગુંજારવથી એ સોહામણા સ્થાનમાં દેવતાઓ વિહરવા આવતાં હશે એવો સહજ ખ્યાલ આવે. એ ચોખ્ખાં જળ એક બીજી તલાવડીમાં પવનના લહેરથી આવતાં જતાં.

બાઇને એક નજરે જોઇ રહેતી જોઇને તળાવડી બોલી: "બાઇ, આવું સુંદર સ્થાન અને મીઠું અમૃત જેવું નીર છે છતાંય કોઇ પાણી પીતું નથી. અમે એમને માટે હરહમેશાં તાજું જળ હોય એમ સ્વચ્છ પાણી ધરીએ છીએ. ઘણા માણસો પીવાના ઇચ્છાએ આવે છે પણ જુએ છે કે તરતજ એમનાં મન ફરી જાય છે. એ પાણી પીતાં નથી. અને તરસ્યાં પાછાં જતાં રહે છે. એ જોઇને અમારાં હૈયાં બળીને ખાખ થઇ જાય છે. અમે એમનું શું બગાડયું હશે?"

"બાઇ એ તો નસીબનો વાંક. મારોય જુઓને આ દૂધ જેવો દીકરો કાલે ભડથું થઇ ગયો. શું કરીએ? માતાજી આ રસ્તે ગયાં છે એમ બાઇ આંબાએ કહ્યું, તે જાઉં છું. જો માતાજી મળેતો." બાઇએ રડતાં રડતાં જવાબ આપ્યો.

"બ્હેન! માતાજી આ રસ્તે ગયાંતો છે. પણ મ્હારા આટલો સંદેશો તું ન પૂછતી આવે?"

બાઇએ હા કહી ને એ આગળ ચાલી.

એક કુંઢી અને ગળામાં એક ઘંટીનું

પડ. એ તરફ એ ઉંટડી દોડા દોડ કરે અને બરાડા નાખ્યા કરે. એને જોઈને સહુ કોઈ નાસતું ફરે. કોઈ પાસે જવાની હીંમત ન કરે. એ પાસે આવે તો માણસો બ્હીકનાં માર્યાં નાસી જાય.

બાઈને આવતી જોઈ એ ઉંટડીએ બૂમો પાડવા માંડી. એણે જોઈ પણ બાઈને હવે પુત્ર કરતાં જીવન વ્હાલું ન હતું. એ શાન્ત ઉભી રહી. ઉંટડી પાસે આવી બરાડી. બાઈ ન બોલી, ન ખીઝી, કે ન એના મ્હોં ઉપર કોઈ ફેરફાર જણાયા. એ શાંત મૂર્તિ સ્થિર ઉભી રહી.

ઉંટડી બોલીઃ "બાઈ! હું સહુની પાસે આવી પૂછવા માગું છું કે મ્હારાં શા પાપ હશે કે કોઈ મ્હને પાસે આવવા દેતું નથી. અને મ્હારાથી નાસી જાય છે! આ ડોકે વળગાડેલી ઘંટીનો ભાર હવે મારાથી સહન થતો નથી. કોઈ માણસ મ્હારી પાસે આવતું નથી. મને આવતી જોઈને તું કેમ નાસી ન ગઈ?"

"બાઈ! મ્હારે આ દૂધ જેવો દીકરો ભડથું થઇ ગયો. હવે મ્હારે જીવીને શું કરવું છે? એ પછી હું મ્હારું શા માટે મ્હોત આવવું હોય તો મ્હારે હવે જરાય આનાકાની કરવાની નથી."

"બાઈ! શીતળા માતા આ રસ્તે ગયાં છે. જા તારો દીકરો સાજો કરી દેશે."

"બાઈ! તારા આશિર્વાદ ફળો."

"પણ મ્હારો આ સંદેહ પૂછતી આવજે."

બાઈ ગઈ.

( ૩ )

ભયંકર અરણ્યમાં ચીથરેહાલ માથાની લટો છૂટી મૂકીને એક વૃદ્ધ ડોશી રખડતી હતી. એણે બાઈને જોઈ એની તરફ દોટ મૂકી.

એને આવતી જોઈ બાઈ બ્હીકથી નીચે બેસી ગઈ. એ થાકી પણ ગઈ હતી.

એ વૃદ્ધ ડોશીએ આખું માથું એ બાઈના ખોળામાં મૂક્યું ને જરા ઉંઘમાં હોય એમ આંખો બંધ કરીને સૂતી.

બાઈને દયા આવી. એની લટોના વાળમાં ખદબદતી જુઓ એણે જોઈ. એણે ધીમે ધીમે એક પછી એક એમ જુઓ વીણી નાખી. બાઈને શાન્તી થઇ ગઈ. એણે આર્શિવાદ આપ્યો. મ્હારું માથું ઠર્યું એવું તારું પેટ ઠરજો. એ ડોસી આઘી ખસી. બાળક રડવા લાગ્યું. બાઈ સમજી ગઈ કે એ વૃદ્ધ ડોસી તે શીતળા માતાજી, એ પગે પડી. "માજી! મારો અપરાધ ક્ષમાં કરો."

"માજી! ત્રણ સંદેશાઓ મ્હને પૂછતા જવાના કહ્યા છે. રસ્તામાં એક આંબો છે. તે અકાળે ફળ્યો છે. છતાંય કોઈ એની રખેવાળી કરતું નથી. અને માણસો એનાં ફળો ખાતા નથી. એનું શું કારણ?"

"બેટા! એ આંબો લોભી બ્રાહ્મણ હતો. એણે પુષ્કળ ધન ભેગું કર્યું હતું પણ એનો ઉપયોગ એ ન કરતો તેમજ કોઈને કરવા દેતો નહિ. તેથી એ આંબો થયો છે, એનું ધન એના મૂળમાં છે. તું આંબાને પાટુ મારીશ તો એ ખસી જશે. તું એ ધન લેજે અને એક ફળ ખાજે. આજથી સહુ એ આંબાનાં ફળ ખાશે."

"બે તલાવડી છે. દૂધજેવાં મીઠાં એનાં જળ છે. છતાં કોઈ પીતું નથી. તેનું શું કારણ?"

"એ શેઠાણી હતી. એને ઘેર દૂઝણાં હતાં એ સહુને મોળા ને ખાટી છાશ ભેગી કરી આપતી. એ ખાટી છાશ કોઈ ખાતું નહિ ને છાશ ફેંકી દેવી પડતી. એ બન્ને તળાવડીઓમાં નીર છે. પણ એ તળાવડી તો એકજ છે. એમાં પાણી એક બીજામાં આવે

પણ કોઇ એનું પાણી એ માટે નથી પીતું. તું પીજે. આજથી સહુ પીશે."

"માજી! એક ઉંટડી છે. એની ડોકે ઘંટી છે. એ શાથી?"

"બેટા! એ વઢકણી સીલાટ હતી. એ પોતાની ઘંટી સાથેજ ફેરવતી. કોઇને દળવાય દેતી નહીં. એ વઢકણીની સાથ કોઇ બોલી ન શકતું. હંમેશા હાલતા ચાલતા એ વઢવાડ કરે. સહુ એનાથી નાસતું ફરે. તું એનો ભાર કાઢી નાખજે. અને એ સોનાની ઘંટી તું તારે ઘેર લઇ જજે."

બાઇ રાજી થઇ. રમતું બાળક ઘેર લાવીને માજીના કહેવા પ્રમાણે સહુના ઉપર ઉપકાર કરતી પુષ્કળ ધન લાવી.

# સાસરૂં.

(રાગ ઓધવજીના સન્દેશાનો.)



સ્વર્ગથકી સોહામન મારૂં સાસરૂં,
ઉછળતા શા એ અંતરનાં વ્હાલ જો;
અવિરત ભાવ અનેરા અંતર ઉછળે,
મૈયરથી પણ મેંઘા એ માયાળ જો. સ્વર્ગથકી

સસરાજી મારા મેરામણ મીઠડા,
સાસુ મારાં એ સમંદરની લ્હેર જો;
જેઠાણી મારાં રે જીવનજોડલી,
નણંદલ વ્હાલી લીલી શી ના ઘેર જો. સ્વર્ગથકી

દેરાણી મારીરે ફોરમ ફુલની,
ડોલરિયો દિયર દિલબાગ બકુલ જો;
વ્હાલમજી નિધિ રે મારા નેહનાં,
એનાં તે શાં આંકું અંતર મૂલ જો. સ્વર્ગથકી



યોગિન.

# ઈનામી ઉખાણું.

સંપાદકઃ રા. જ. દુ. ખંધડીઆ.

**રાષ્ટ્રીય જ્ઞાન-પરખ પ્રશ્ન.**

દેશના ૨૨ રાષ્ટ્રીય નેતાઓના નામોમાંથી છેલ્લો અક્ષર લઇ નીચે પ્રમાણેના કાવ્યપંક્તિ બનાવી છેઃ— **" કપસરજીના તાલ આઠલે,**
**હાલીમલી ધીમું રડં રે લોલ. "**

જેમકેઃ અન્સારીમાંથી ' રી ' લઇ શકાય, રાજગોપાલાચારીમાંથી પણ ' રી ' લઇ શકાય. વગેરે.

તો એ કાવ્ય પંક્તિમાંથી ૨૨ રાષ્ટ્રીય નેતાઓના નામો શોધી કાઢી લખી મોકલવાં.

**હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.**

(૧) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોનાં કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૨) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. (૩) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઇ પણ સવાલ-જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. (૪) માત્ર પોસ્ટ કાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે.

**ડીસેમ્બર માસના ઉખાણાનો જવાબઃ**

સાચો જવાબ નીચે પ્રમાણેઃ—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ઉ | મે | દ | | | | કાં | ચું | ન |
| ગુ | | | જ | | ચી | | | ગિ |
| મ | | ન | વ | લ | રા | મ | | નો |
| | ફી | ર | | વ | | નો | ચ | |
| | | બે | ડ | | દા | હ | | |
| | જ | રા | | ગા | | રૂ | મા | |
| ક | | મ | શ | હુ | ર | તા | | મ |
| લ | | | શુ | | જ | | | ગ |
| મ | મ | તા | | | | થી | ખ | ર |

## પરિણામ.

આમાં કુલ ૨૮ જવાબો મળેલાં જેમાંથી ૧૭ જવાબો એક નહિ ને બીજી રીતે પણ સાચા છે. તેમના નામો:—

શ્રીમતિ બ્હેનોઃ ( ૧ ) હીરાબાઇ હ. ઉદ્દેશી. ( ૨ ) સરયુદા દ્વીવેદીયા ( ૩ ) ગુણવતી વરજીવન ( ૪ ) કાશીબાઇ ગોવર્ધનદાસ ( ૫ ) શ્રીમતી ન. મજમુંદાર ( ૬ ) ચંદ્રાવતી C/O જેસીંગભાઇ ( ૭ ) કુમુદ. સ. મ્હેતા. ( ૮ ) હીરાબ્હેન ડી. મોદી. ( ૯ ) લીલાવતી ચુ. અમીન. ( ૧૦ ) જયાવતી પ્રાણલાલ ( ૧૧ ) રામકોર ચુનીલાલ. ( ૧૨ ) લીલાવતી શુ. કાપડીઆ ( ૧૩ ) ઝવેરબાઇ જે. ગાંધી. ( ૧૪ ) શશીકળા જ. શ્રોફ. ( ૧૫ ) સુરજ ચં. કાજી. ( ૧૬ ) કલાવતી ભગવાનદાસ. ( ૧૭ ) સરસ્વતી આર. શાહ.

આ નામોમાંથી બાલક પાસે નામ ઉપડાવતાં શ્રી. હીરાબાઇનું નામ નીકળતાં, જો કે તેમણે ૪ થો નિયમ નથી સાચવ્યો છતાં અપવાદ તરીકે ઇનામનું પુસ્તક " પાપાણી " તેમને આપવામાં આવે છે, જે તેમણે મંગાવી લેવું. ઉપરાંત નંબર ( ૧૫ ) ( ૧૬ ) અને ( ૧૭ ) ના બ્હેનોએ પણ એ નિયમ નથી પાળ્યો છતાં તેમના નામ પણ અપવાદ તરીકે દાખલ કર્યાં છે. આશા છે હવેથી હરિફાઇ કરનારી બ્હેનો એ નિયમ જરૂર પાળશે.

કુપન — ફેબ્રુઆરી, ૧૯૨૮.

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન કાઢીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, "ગુણસુંદરી".

### " મધર ઇન્ડીઆ " નો જવાબ.

મીસ મેયોએ હિંદની સ્ત્રીઓની બદનક્ષી કરનારૂં જે પુસ્તક " મધર ઇન્ડીઆ " ( હિંદ માતા ) ને નામે લખ્યું છે તેનો સચોટ જવાબ હિંદના અનેક નેતાઓએ આપ્યો છે. હિંદી સ્ત્રીવર્ગમાંથી પણ એવો એક જવાબ કાંગડી ગુરૂકુળના એક સ્નાતકના પત્ની શ્રીમતી ચન્દ્રાવતીએ આપ્યો છે. ' મધર ઇન્ડીઆ કા જવાબ " નામે એમણે લખેલા પુસ્તક માટે અમે એમને ધન્યવાદ આપીએ છીએ મીસ મેયોના જુઠાણાં ખુલ્લાં પાડી યુરપ-અમેરિકામાં કેટલી નૈતિક અધોગતિ છે તે પણ તેમણે બતાવ્યું છે. સાથે સાથે મીસ મેયોએ લખેલી કેટલીક સાચી બાબતો તરફ હિંદના સ્ત્રીવર્ગનું ધ્યાન ખેંચી એ સડો દૂર કરવા સ્ત્રીવર્ગને વિનંતિ કરી છે.

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ--દુ:ખના સવાલ જવાબ.

તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં પુછો.

સંપાદક: બ્હેન જ્યોત્સ્ના શુકલ.

કોઇ પણ વાંચક જવાબ આપી શકશે તે સિવાયના સવાલો તંત્રી ઉકેલશે.

**વલસાડથી એક બ્હેન પૂછે છે.—**

" દેશ સેવા કરવાની ઇચ્છા છે, કેળવણી મળી નથી. ઘરની બહાર જઇ શકાય એમ નથી. શું કરૂં ?

જવાબ: ત્હમારાં બાળકોને દેશપ્રીતિનો પાઠ પઢાવો. ત્હમારા ઘરમાંથી પરદેશી ચીજોનો—ખાસ કરીને પરદેશી કાપડનો બહિષ્કાર કરો, ને ત્હમારાં પાડોશીઓને પણ એમ કરવાની નમ્ર સૂચના કરો. આટલું કામ સાચ્ચા દિલથી ધર્મ સમજીને કરી શકો તો એ દેશસેવા ઓછી નથી. ને એ કરવા માટે વધારે કેળવણીની જરૂર નથી.

**વડોદરા: એક પારસી બ્હેન:—**

" મ્હેં બે મ્હારી સારીઓ 'શંકિત હૃદય' ના ખેલમાં 'એમેચ્યોર'ને આપી. ત્યાર બાદ ઘન્ના કોલેજીયન અમસ્થા પણ સારી માંગવા આવે છે કૉલેજનું ' સોસીઅલ ' છે તો. અત્યારથી મ્હારી પાસે સારી 'રીઝર્વ્ડ' કરાવવા ઘન્ના કોલેજીયનો આવે છે, તો શું કરવું ? જવાબ આપશો જી. કોન્ને ' હા ' ને કોન્ને 'ના' હું કેડું તે મુને સમજ પરતી નથી. "

જવાબ: ત્હમારી સાડી કોઇને પણ આપવાને ત્હમે બંધાયલા નથી. પણ એક કામ કરો. સાડી રિઝર્વ્ડ કરાવવા આવે ત્હેમની પાસે ભારે ફી લેવા માંડો એટલે અમસ્તા કોઇ માગવા નહીં આવે. બાકી જમાનો દગાબાજીનો છે. તપાસજો; ચેતતાં રહેજો. ત્હમારી વસ્તુ કોને આપવી ને કોને ન આપવી એનો વિચાર કરતાં ને નિર્ણય કરતાં ત્હમે નહીં શીખો તો કોઇવાર ફસાઇ જશો.

**ભરૂચ: એક બ્હેન:--**

(૧) " ઘર સુંદર છે, ચોકખું રાખીએ છીએ. બહુ બહુ ઉપાય કર્યાં છતાં મચ્છર જતા નથી. કંઇ ઉપાય ? "

જવાબ: ઘર હવા ઉજાસવાળું હોય, સ્વચ્છ હોય; છતાં મચ્છરોની પીડાથી મુક્ત ન હોય એ અનુભવ નવો નથી. એને માટે શહેરની મ્યુનિસિપાલીટીઓ જવાબદાર છે. એ જવાબદારીનું ભાન સ્ત્રીઓ એમને કરાવી શકે. મ્યુનિસિપલ ચુંટણી વખતે મેંબરોને પોતાના મત આપતા પહેલાં શહેરમાંની ગંદકી અને મચ્છરો દૂર કરાવવાની કબુલાત સ્ત્રીઓએ ત્હેમની પાસે લેવી જોઇએ. દરમ્યાન ' ફ્લીટ ' (Flit)માં ગ્યાસતેલ ભરીને ભીંતોપર ને બારીઓ પર છાંટવું, મોરીઓમાં વારંવાર 'ફીનાઇલ' અથવા 'ક્રુડ ઓઇલ' નાંખવું અને ઘરમાં સવાર સાંજ ધુપ કરવો.

**( ૨) પ્રેમ લગ્ન કરવાં કે નહીં.**

જવાબ' પ્રેમલગ્ન ઇષ્ટ છે. પણ એ કરવાં કે નહીં એ પ્રશ્નનો નિર્ણય પ્રેમનાં સ્વરૂપ ઉપર અને આસપાસના સંજોગો ઉપર આધાર રાખે છે.

( ૩ ) " છોકરાની તથા છોકરીની

પરણનારની મરજી હોય ને માબાપ ના પાડતાં હોય, તો પરણવું કે નહીં ?"

જવાબઃ પ્રશ્ન અધુરો છે. માતાપિતા કયા કારણસર ના પાડે છે એ જાણ્યા વિના આ પ્રશ્નનો ઉત્તર ન આપી શકાય.

રાણાં: ભાઇ શ્રી અરવિંદઃ—

(૧) "સારાય સૌરાષ્ટ્ર તેમજ ગુર્જરાતની સ્ત્રીસંસ્થાઓમાં વ્યાયામ એકાદ કલાક પણ નથી. આ તમને અજુગતું નથી લાગતું ? બ્હેનોનાં શરીર સુદૃઢ બનાવવા માટે મ્હારા નમ્ર સૂચન પછી બધી સંસ્થાઓ એવી વ્યવસ્થા કરશે ખરી ? કદાચ આપના આ કટાક્ષ પછી પણ સંસ્થાના વ્યવસ્થાપકો દુર્લક્ષ કરે તો તે માટે શું પગલાં લેવાં હિતાવહ છે તો તેનો સ્ફોટ આપ કરશો ખરા ? સ્ત્રીઓના અત્યારના જીવન જોઇ તમને એમ નથી લાગતું કે તેમને વ્યાયામની ખાસ આવશ્યકતા છે ? તમો પોતે "ગુણસુંદરી માં એવો એક કટાક્ષસૂચક લેખ લખશો ખરા ?"

જવાબઃ મનના વિકાસની જેમ શરીરનો વિકાસ પણ આવશ્યક છે. સ્ત્રી-સંસ્થાઓના વ્યવસ્થાપકોનું લક્ષ એ દિશામાં ખેંચાવા માંડ્યું છે; કદાચ તમારા આ કટાક્ષ પછી તેઓ સત્વર ઘટતી વ્યવસ્થા કરે એ આશા અસ્થાને નથી. એમ નજ બને તો એકાદ વધુ કટાક્ષલેખ તમે પોતેજ લખી નાખશો તો ઠીક પડશે. 'ગુણસુંદરી' ના વિદ્વાન તંત્રી એ લેખને જરૂર ન્યાય આપશે.

(૨) "'ગુણસુંદરી' ના ડીસેંબરના અંકમાં 'કંથના ઓવારણાં' નો રાસ પ્રગટ થયો છે, તો સ્ત્રીઓ પોતાના પતિના ઓવારણાં લઇ ભક્તિ કરશે ? હું ભુલતો ન હોઉં, તો બન્ધુ શ્રી મેઘાણીજીને "રસધાર" ૪ થા ભાગની પ્રસ્તાવનામાં સ્પષ્ટ ઉલ્લેખ કરવો પડ્યો છે તે સરતચૂક બદલ દિલગીરી જાહેર કરી છે. તમારો શું મત છે ? ભૂલ સુધારશો ?

જવાબઃ કંથના ઓવારણાં લેવા કે ન લેવા અથવા પુરૂષે પત્નીને નમવું કે ન નમવું એ વ્યક્તિગત બાબત છે. રા. મેઘાણીએ પોતાની ભૂલ સ્વીકારી હોય તેથી કંઇ એ બાબતનો નિર્ણય થઇ જતો નથી. કોઇ પત્ની ઓવારણાં લેતી હોય, પુરૂષ પત્નીને નમવા ઇચ્છતો હોય તો એમને એમ કરતાં કોણ અટકાવી શકે? શા માટે અટકાવે ? એવો રિવાજ નહીં હોય પણ તેથી એમ બનેજ નહીં, એમ ન કહી શકાય. રા. મેઘાણીની 'સેનાપતિ' ની વાર્તામાં રાણી મહારાજના 'ઓકડાં' લે છે ત્યારે મહારાજને 'તેનું' મુખ જગદમ્બા જેવું ઝળહળતું લાગે છે. મહારાજ એ 'જગદમ્બાને મસ્તક નમાવે તોયે શું ? સંબંધ અને ભાવનોમાં રિવાજને લેશ પણ સ્થાન હોતું નથી. 'કંથના ઓવારણાં'માં અંતરના ઉમળકા છે.

(૩) "સમાજ-હિન્દુ સમાજમાંનું સાંસારિક જીવન ક્યારે સુધરશે ? સાસુ નણંદ-વહુ વગેરેનો કારણ વગરનો કલેશ ક્યે દિવસે ટળશે ? એનો ઉપાય ?"

જવાબઃ સ્ત્રીઓને કેળવણી આપવી, અને પુરૂષે મા-બ્હેન-પત્નીવગેરેનો નિષ્પક્ષપાત દૃષ્ટિએ ન્યાય કરવો.

(૪) "મ્હારા એક મિત્ર ઠીક સંસારી છે. સાહિત્ય પ્રત્યે પ્રેમ છે સમજુ છે છતાં પોતાની જીવન સહચરીને હાલતાં ચાલતાં ભુસો કાઢી મેથીપાક જમાડે છે. તે મિત્રને સુધારવાનો ઉપાય ?"

જવાબઃ બેઉના હિતને માટે એ દંપતિને થોડો કાળ છુટાં પાડો. અને તમારા મિત્રને એકાદ બે વર્ષ પત્ની વિરહનો અનુભવ કરાવો. બની શકે તો મેથીપાકનો સ્વાદ પણ જરા ન ચખાડો !

# સંગીત શિક્ષણ વિભાગ.

સંપાદકઃ રા. જ. દુ. ખંધડીઆ.

## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

૧) તીવ્ર સ્વરો માટે નિશાની કંઇ નથી.

(૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે મ = મ કોમળ સમજવો.

(૩) જે સપ્તકમાં ગાયન વગડવું હશે તેનાથી પાછલા સપ્તક ( ખરજ અથવા મંદ ) તેમજ આગલા સપ્તક (ટીપ અથવા તાર)નો સ્વર બતાવવા, ગાયનના અક્ષરની નીચે અનુક્રમે સ્હેજ પાછળ આગળ મુકવામાં આવશે જેમકેઃ ભા (એટલે ખરજનો તીવ્ર ની) અને ભા (એટલે ટીપનો તીવ્ર રે) વગેરે"
ની રે

(૪) તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નિશાની કરવામાં આવશે. જેમકે-ભા ભીના—આમાં ' ભા ' પર તાલનો ઠેકો ગણવો.

(૫) ગાયનમાંના અક્ષરોને આ...ઈ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઇ... બતાવવાને માટે એવા દરેક વધારાના સ્વર માટે...આમ ત્રણ મીંડા વચમાં મુકવામાં આવશે. જેમકે ભા...ભી ના ( એટલે કે ભા. આ ભી. ના એમ સમજવું ). મ પ મ મ

## પતિવ્રતા.

( રાગ ભીમપલાસ. — તાલ ત્રિતાલ. )

( રવકુલ તારક સુતા—એ રાહ. )

### ગાયન.

"જે ઘર હોય વનિતા પતિવ્રતા ( ૨ )
તે ગૃહજીવનમાં રહી કવિતા........જે ઘર.
પૃથ્વી પરનાં સ્વર્ગ ગણો જ્યાં
કુલીન વહુ ને કુલીન દુહિતા........પતિવ્રતા.
દેવ રમે માનવ મંદિર એ
સુંદરીઓ જ્યાં સાધુ ચરિતા
તે ઘર પુણ્ય સરિતા........પતિવ્રતા.

— સરગમ ( નોટેશન ) —

જે ઘં ર હો" ય વ નિ" તા પ તિ" વ્ર તા ... ... ... ... ... ( ૨ )
ની ધ પ ગ રે સા રે સા સાની સા ગ મ પ ધ પ સા "
તે ગૃ હ જી" ... ... વ ન માં" ર હી ક" વિ તા ... ... જે ઘર..૧.
પ પ પ પ મ પ ગ મ પ નીની સા સા રે ની 'સા
પૃ થ્વી પ" ર નાં ... સ્વ" ર્ગ ગ ણો" જ્યાં
પ પ મ પ ગ મ પ ની ની સા સા
કુ લી ન વ હુ ને કુ લી ન દુ હિ ... તા ... ... જે ઘર.'૨.
નીનીની સા સા સાંની સા રે સાની ધ પ મ પ

( આગીની ત્રીજી કડી બીજી કડી પ્રમાણે વગાડવી )

# સૌંદર્યની નિશાળ.

લેખિકા: " ડાહી બ્હેન "

**તરેહવાર કાપડના કટકા.**

બપોરના બેનો સુમાર હોય. ખરો તડકો પડતો હોય છતાં ખભાપર તરેહવાર કાપડના કટકા નાંખી " આ...કે...એ ન્સી...કા... આ...પ...ડ " એ શબ્દોની, ગાલપર હાથ રાખી ઉંચી નજર કરીને બુમ મારતા ફેરીઆને મુંબઇમાં કઇ બ્હેને નહિ જોયો હોય ! ભૂલેશ્વરમાં એક ફેરીઆને " આ બચ્ચાને પહેરાવવાના છ આના...બચ્ચો બી પહેરે ને બચ્ચાની મા બી પ્હેરે " એવી સ્ત્રીજાતિને અપમાનકારક છતાં રસુજી ભાવમાં બુમ મારતો કોણે નહિ સાંભળ્યો હોય ? સાંજના ૫ ને ૭ ની વચમાં ભુલેશ્વર, કેથીડ્રલ સ્ટ્રીટ, ત્રીજે ભોઇવાડો, કુંભારટુકડા વગેરે ઠેકાણે તરેહવાર કાપડના કટકા બીછાવી બૈરાંઓની ઘરાકી ખેંચવા માટે એ ફેરીઓ જાતજાતની બુમ પાડતો હોય છે, એ પણ કોઇ મુંબઇગરી બ્હેનથી અજાણ્યું નહિ હોય કારણ કે મુંબઇમાં બૈરાંશાહી કાપડની મોટી માર્કેટ કહો, શોપીંગ કરવાનું એકજ સ્થળ કહો તો તે જમીનનો સાથીઆ આકારનો ટુકડો છે જેની પૂર્વમાં કાલબાદેવી, ઉત્તરે ગુલાલવાડી, દક્ષિણે કુંભારટુકડા અને પશ્ચિમે માધવબાગ આવેલા છે ! એ તે ઠેકાણું છે જ્યાં અનેક બ્હેનો પિતા કે પતિથી છાના અથવા છતરાયાં પાઇ પાઇ કરીને ભેગી કરેલી દોલત કાપડના કટકા ખરીદવામાં ખરચી રહી છે. મારે હિસાબે દરેક ફેરીઓ રોજના રૂ. ૫ થી ૭ નો વકરો કરતો હોય છે અને એવા ૧૦૦ ૧૫૦ ફેરીઆ પોતાનો ધધો ધમધોકાર કરતા હોવાથી રોજના રૂા. ૧૦૦૦) એ ઠેકાણે કાપડના કટકામાં ગુજરાતણો ખરચતી હશે ! એવી બ્હેનોને એ ' જરીક જેટલો કટકો ' ક્યાંથી આવે છે, કેમ આવે છે, તેની ખરી કીંમત શું હોવી જોઇએ, તેના ફેરીઆઓ સાથે કેમ કામ લેવું, તેમની કેવી ચાલાકીઓ હોય છે વગેરે બાબતોથી જાણીતી કરવા મેં ખાસ તપાસ કરી આંકડાં ભેગાં કર્યાં છે જે નીચે પ્રમાણે:

માંડવી લતા પાસે આવેલા મસ્જીદ બંદરની નજીક ' કટપીસ બજાર ' આવેલી છે. ત્યાંના વેપારીઓ વિલાયતના કાપડીઆઓના અહીંના પોતાના એજંટો મારફત વિલાયતથી જથાબંધ ગાંસડીઓ મંગાવે છે. દરેક ગાસડી લગભગ ૨૦૦–૩૦૦–૪૦૦ રતલની હોય છે. તેનો ભાવ–એમની પડતર કીંમત લગભગ એક રૂપીએ રતલ હોય છે. દરેક ગાંસડીમાં મજલીન, વાયલ, છીંટ, સીફાલ વગેરે તરેહવાર કાપડની જુદી જુદી ડીઝાઇનના ૦। વારીયા, ૦॥ વારીયા, ૦॥। વારીયા અને ૧ વારીયા કટકા આવે છે. એક ગાંસડીમાં એવા કેટલા કટકા નીકળે તે તો જોકે વેપારીના નસીબની વાત છે છતાં ૧ રતલમાં ૫થી માંડીને ૨૫ કટકા હોઇ શકે છે. તેમાંથી આપણે રતલે સરેરાશ ૧૫ કટકા લઇએ તો એક ૨૦૦ રૂપીઆની ગાંસડીમાં ૩૦૦૦ કટકા થાય. આ કટકાની સાઇઝની સરેરાશ પણ મારી તપાસમાં આ પ્રમાણે જણાઇ છે:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૦। | વારીયા | દરેક | સો | કટકામાં નંગ | ૧૫ |
| ૦॥ | " | " | " | " | ૨૫ |
| ૦॥। | " | " | " | " | ૩૫ |
| ૧ | " | " | " | " | ૨૫ |
| | | | | કુલ નંગ. | ૧૦૦ |

હવે ફેરીઓ પોતે " ગરીબ માણસ " હોવાથી ( અલબત્ત પૈસા ટકામાં; સ્વભાવમાં

બોલીમાં કેવો ગરીબ તે તો તેના સંસ્કાર ર આધાર રાખે છે! ) મોટી ગાંસડી ખરીદી શકતો નથી. ને મોટી મંગાવવાની શક્તિ હોય તો ફેરી કરી શકતો નથી કારણકે તેમાં 'પોઝીશન' નો સવાલ આવે! એટલે આ મોટા વેપારીઓ તે ગાંસડી તોડીને તેમાંથી ૧૦ થી ૨૦ રતલના પોતાની પસંદગીના કટકાઓના નાના બંડલો બનાવે છે. આ બંડલો ફેરીઓ વિશેક રૂ.ની મુંડી રોકીને ખરીદી લાવે છે કારણુ કે તેને રૂ. ૧॥ થી ૨ દરેક રતલનો ભાવ આપવો પડે છે. હવે આપણે ફેરીઆનો હિસાબ તપાસીએઃ—

૧૦ રતલ દર રૂ. ૧॥ લેખે મુંડી રૂ.૧૫

કટકા મળ્યા ૧૦ × ૧૫ = ૧૫૦.

૧૫૦ કટકામાં સરેરાશ નીચે પ્રમાણેઃ—

| | | | | ઉપજ્યા રૂ.આ.પા. |
|---|---|---|---|---|
| ०। | વારીયા | ૨૨ | તેનો ભાવ આશરે એક આના લેખે | ૧-૬-૦ |
| ०॥ | વારીયા | ૩૭ | બે આના લેખે | ૪-૧૦-૦ |
| ०॥। | વારીયા | ૫૨ | ત્રણુ આના લેખે | ૯-૧૨-૦ |
| ૧ | વારીયા | ૩૯ | પાંચ આના લેખે | ૧૨-૩-૦ |
| | કુલ ઉપજ | | | ૨૭-૧૫-૦ |
| | મૂળ કીંમત | | | ૧૫-૭-૦ |
| | નફો રૂ. | | | ૧૨-૧૫-૦ |

એટલે કે ૫૦ ટકા નફો. અથવા એકના લગભગ બમણા કહીએ તો ચાલે!

હવે આ ધંધાની આ બધી હકીકતો જોતાં બ્હેનોએ તેની બોલીચાલીમાં સપડાઈ તેને કમાવી દેવો કે પોતે નાણું બચાવવું તે બ્હેનોએ જોવાનું છે.

ફેરીઆઓની ઘરાકને સપડાવવા માટે જાતજાતની યુક્તિઓ હોય છે જેવી કેઃ—

(૧) સાથે ચાર પાડોશણુ હોય અને બ્હેન બહુ ભાવ કસતાં હોય ત્યારે ફેરીઓ કહેશેઃ "લીધા લીધા તમે. તમારી શીકલ નથી કહેતી. આગળ જાઓ, આગળ." અથવા "ચીંથરા લ્યો ચીંથરા. બહુ સસ્તાં પાડશે." આ અપમાનથી પેલી બાઈને આબરૂના માર્યા મોંએ માંગ્યો ભાવ આપી ખરીદી કરવી પડે છે.

(૨) ઘરાકને પહેલાં ત્રોં બધો માલ બતાવ્યે જશે. ભાવ પુછતાં કહેશે નહિ ને "તમે પસંદ તો કરો" એમ કહેશે. તમે એકવાર એક કટકો પસંદ કર્યો એટલે થઈ રહ્યું. તે તમને ત્રણુગણા દામ કહેશે. તે જાણે છે કે માણુસનો તેમાં પણુ બૈરાંઓનો એવો સ્વભાવ છે કે એકવાર એક ચીજ પસંદ પડી એટલે તેનું મન તે ચીજ ગમે તે ભોગે લીધેજ છૂટકો કરશે! આ માનવ સ્વભાવનો તે છૂટથી લાભ લે છે. માટે બે કટકા પસંદ કરીને ખરેખરો પસંદ હોય તે કચરો કહી મુકી દેવો ને બીજો ખોટો કટકો પસંદ છે એમ કહી ભાવ બન્નેનો પુછવો. તમને તરત ખબર પડશે કે ખરા કટકાના તે ઓછા કહેશે અને કહેવાતા પસંદ પડેલા કટકા માટે વધારે ભાવ કહેશે. એટલે તમારે આસ્તે રહીને જાણે કમ-નથી લેતા હોઈએ તેમ અસલ કટકો ખરીદવો!

(૩) ફેરીઓ અપમાનકારક શબ્દો વાપરે ત્યારે અથવા એવા બીભત્સ બુમ પાડતો હોય ત્યારે તુરત વાંધો ઉઠાવવો, તકરાર કરવી પણુ સ્ત્રીજાતિના સ્વમાનનો કદી ભંગ ન થવા દેવો.

છેવટ ફેરીઆને પણુ પોતાના દુઃખ હોય છેઃ જેમકે કદીક વકરો ઓછો થાય છે, કદીક કોઈ ચીકણી બ્હેન અડધો કલાક મ્હેનત કરાવી પછી "કાલે આવીશ" એમ કહીને જાય છે, પોલીસો રસ્તામાં બેસવા દેતા નથી, મ્યુનીસીપાલીટીવાળાઓ અણુધાર્યો હલ્લો કરી માલ ઉપાડી જાય છે, દંડ આપવો પડે છે, વગેરે. તેનો વેપાર જોતાં રોજના વધુમાં વધુ તે ૩ થી ૪ રૂપીઆ નફો કરી શકે તેમાં આ બધા દુઃખો જોતાં. કદાચ તે તે નફાને લાયક હોય. છતાં અંહી તો બ્હેનો માટે શું ઇચ્છાજોગ છે તેજ જણાવ્યું છે.




**આત્મચરિત્રઃ** શ્રીયુત ધોંડો કેશવ કર્વેનું. મૂળ મરાઠી ઉપરથી અનુવાદકઃ રા. કિસનસિંહ ગોવિંદસિંહ ચાવડા. પ્રકાશકઃ શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લીમીટેડ, રાવપુરા, વડોદરા. મૂલ્યઃ ૩-૦-૦.

ગુજરાત અને મહારાષ્ટ્રની સરખામણી કેળવણીની દૃષ્ટિએ કરીએ તો સ્પષ્ટ જણાય છે કે આપણા કરતાં એ પ્રદેશ અનેકગણો આગળ વધી ગયો છે. અમારા એક સ્નેહી-વડીલના શબ્દોમાં કહીએ તો એનું એક જ કારણ છેઃ "ગુજરાતમાં 'ગોલવે' ઘણાં છે જ્યારે મહારાષ્ટ્રમાં 'કરવે' ઘણાં છે. અત્યારના સમયમાં મ. ગાંધીજીના પુણ્ય પ્રતાપે ગુજરાતને કેટલીક તપસ્વી વ્યક્તિઓ મળી છે પરંતુ મહારાષ્ટ્રમાં તો આજકાલ કરતાં ૨૫-૩૦ વર્ષ પહેલાંથી એવી સંખ્યાબંધ વ્યક્તિઓ કામ કરી રહી છે. તિલક, ગોખલે અને કર્વેનાં પ્રાતઃસ્મરણીય નામ ગમે તેવા સ્વાર્થીનાં હૃદયમાં નિસ્વાર્થ સેવાની ભાવના જગાડે છે. મહારાષ્ટ્રના એ 'કરવે' ઓનાં તપોબળને પરિણામે આજે એ પ્રદેશમાં અનેક શિક્ષણ સંસ્થાઓ નમુનેદાર કામ કરી રહી છે. અનેક વિધવાઓના અને બાળાઓના ધર્મપિતા સમા અને મહિલા વિદ્યાપીઠના સંસ્થાપક તપસ્વી કર્વેને આખું હિંદ ઓળખે છે. એમણે લખેલો આત્મવૃત્તાંત એ મહાત્માની જીવનભરની તપશ્ચર્યાનું આપણને સાચું દર્શન કરાવે છે. ભાઇ કિસનસિંહે એ અણમૂલા પુસ્તકનો અનુવાદ કરીને અને પ્રકાશક મંડળે તે પ્રકટ કરીને ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું છે. મૂળ 'આત્મવૃત્ત' માં ૧૯૧૫ સુધીની જ હકીકત છે; તે પછીની વિગતો ભાઇ કિસનસિંહે પોતાની વાણીમાં આપણને કહી છે. પરિશિષ્ટમાં મહિલા વિદ્યાપીઠ સંબંધી અને શ્રીયુત કર્વેના કુટુંબીજનો વિષે માહિતી આપી છે. કેટલાંક ચિત્રો પણ છપાયાં છે. સુંદર છપાઇ અને સુંદર બાંધણી સાથેના ૩૭૫ પાનાના આ અણમૂલાં પુસ્તકની ત્રણ રૂપીઆનું મૂલ્ય નજીવું જ ગણાય. સેવાની પ્રેરણા પામવા ઇચ્છનાર પ્રત્યેક સ્ત્રી-પુરુષે આ પુસ્તક વાંચવું જ જોઇએ. ખાસ કરીને માતાઓને આ પુસ્તક સૌથી વધારે ઉપયોગી થશે. એ પુસ્તક પોતાના બાળકો પાસે વાંચી માતાઓ તેમના હૃદયમાં સેવાના સંસ્કારો સહેલાઇથી પાડી શકે.

**હરદી-મારૂં જીવન તથા મારૂં ચિન્તન!** લેખકઃ રા. ગોપાળશંકર વેણીશંકર ભગેચ. મુલ્ય રૂ. ૧-૪-૦

ડેપ્યુટી કલેક્ટર અને દીવાનની પદવીઓ ભોગવીને નિવૃત્ત થયેલા આ ધર્મપરાયણ વૃદ્ધ પુરુષે આ પુસ્તકમાં પોતાના જીવનની નોંધ લખી છે. બાળપણમાં કુટુંબના વાતાવરણમાંથી અને યુવાવસ્થામાં નોકરી કરતાં આજુબાજુના સંજોગોમાંથી તેમનામાં કેવા કેવા સંસ્કાર પડયા તેનું સરળ અને સાદી ભાષામાં તેમણે દિગ્દર્શન કરાવ્યું છે. એક સત્યપ્રિય, ધર્મપરાયણ અને ખંતીલો માણસ આ ભવમાં કેટલી સફળતા પ્રાપ્ત કરી શકે છે અને તેમ છતાં પરભવ માટે કેવું સુંદર ભાથું બાંધી શકે છે તેની ઝાંખી આ જીવનચરિત્ર વાંચનારને થાય છે. એમનું ચિન્તન પણ ધર્મપરાયણ વાંચનારને એટલું જ બલ્કે એથી વધારે ઉપયોગી થશે.

**રૈદાર દીપઃ** લેખકઃ રા. સતી 'શંકર'. મુલ્ય રૂ. ૧-૪-૦ વિધવિધ વિષય પર, ખાસ કરીને નીતિ અને ધર્મના વિષય પરત્વે આ યુવાન લેખકે લખેલી અઢળક, ગરબીઓ અને ભજનોનો આ પુસ્તકમાં સંગ્રહ થયો છે. બ.ધા સ્નેહી અને સારી છે. કાવ્યપ્રતિભાના ચમકારા કોઈ કોઈ સ્થળે દેખાય છે. સામાન્ય વાચકવર્ગ માટે આ પુસ્તક લેખકનો આશય પૂરો પાડે એમ છે.

**હૃદય રશ્મિ:** લેખક ડૉ. પર પ્રમજી. ઉપરના પુસ્તકની જેમ આમાં પણ જુદા જુદા વિષયો પર

વાર્ષિક રમતગમતનો સમારંભ.



શ્રી વનિતા વિશ્રામ ( મુંબાઇ ) હાઇસ્કુલની વિદ્યાર્થીનીઓ.

## કુદરતની વિચિત્રતા.



વડોદરાની હોસ્પીટલમાં જન્મેલું
બે નાકવાળું બાળક.

એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત-ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

લખેલાં કાવ્યો-ગઝલો, ભજનો વગેરે સંગ્રહાયાં છે. સ્વ. "મણિકાન્ત"ની શૈલીના સ્થળે સ્થળે દર્શન થાય છે.

**સુંદરીઓનો શણગાર:** સંગ્રાહક: રા. મનુભાઈ જોધાણી. પ્રકાશક: રા. જીવનલાલ અ. મ્હેતા, અમદાવાદ. મુલ્ય: રૂ. ૧-૮-૦.

"શ્રી બોધ" ની ચાલુ વર્ષની ભેટ તરીકે આ ૨૧ સુંદર વાર્તાઓનો સંગ્રહ પ્રકટ કરવામાં આવ્યો છે. રા. જોધાણીની બાનીથી "ગુણસુંદરી"નો વાચકવર્ગ અપરિચિત નથી. લોકકથાઓ તરીકે પ્રચલિત થયલી વાર્તાઓને રા. જોધાણીએ પોતાની સરળ અને સાદી ગુજરાતીમાં આકર્ષક સ્વરૂપમાં ઉતારી છે. લગભગ દરેક વાર્તામાંથી કાંઇ ને કાંઇ બોધપાઠ મળે છે અને તે પણ સ્ત્રી જીવનને ઉપયોગી થાય એવો. દરેક વાર્તા ટુંકી છતાં રસ ભરી છે અને વાંચકને બધી વાર્તાઓ વાંચ્યા વિના પુસ્તક હાથમાંથી છોડવું ગમે નહિ એવી છે. કાગળો જરા સારા વપરાયા હોત અને પૂંઠું પાકી બાંધણીનું કર્યું હોત તો પુસ્તક વધારે મુલ્યવાન ગણાત. આ સંગ્રહ કરવા માટે અને રા. જોધાણીને અભિનંદન આપીએ છીએ.

**વીણા (વાર્ષિક):** તંત્રી રા. સનાતન જ. બુચ. પ્રકાશક: શ્રી સાહિત્ય ઉત્તેજક સમાજ, અમદાવાદ. મુલ્ય રૂ. ૧-૦-૦ આગલા બે અંકોની કીર્તિ જાળવી રાખે બલ્કે વધારે એવો આ વાર્ષિકનો ચાલુ વર્ષનો અંક ગુજરાતના નવયુવાન સાહિત્યકોની સાહિત્ય-સેવાનો સુંદર ખ્યાલ આપે છે. એ અંક તૈયાર કરવા માટે તંત્રીમંડળે ઉઠાવેલો શ્રમ સર્વથા સફળ થયો છે. આ અંકમાં સુંદર કાવ્યો, વાર્તાઓ, રેખા કે અભ્યાસપૂર્ણ લેખોની સંખ્યા એટલી મોટી છે કે સ્થળ સંકોચને કારણે તે અહીં ગણાવી ન શકાય. એ આખા અંકમાં ભાગ્યેજ કોઇ વસ્તુ કાઢી નાખવા જેવી જણાશે. આટલું છતાં બીજા લેખકોને અન્યાય કર્યા સિવાય આટલાં તો ખાસ ગણાવી શકાય: કવિ શ્રી ન્હાનાલાલનું "કાળની મંજરી"; "એક વિદુષી બ્હેન" નો વિચારપૂર્ણ પત્ર; રા. ભોગીલાલ ગાંધીની "પરદેશવાના પાણીમાં"; રા. મેઘાણીનું "તૃષ્ણા"; રા. જ્યોતીન્દ્ર દવેનો "નિરાશવાદ"; રા. વસુબેનનો "બસ પાગોજ"; રા. બુચની "પ્રેમને ખાતર"; અને રા. મજમુંદારનો "લોકવાર્તાઓનું વાતાવરણ". આ સુંદર અને સફળ સંગ્રહ માટે તંત્રી મંડળને અને સમાજને અમારાં અભિનંદન છે.

**વીસમી સદી-મહાસભા અંક:** મદ્રાસમાં ડીસેમ્બર માસમાં રાષ્ટ્રીય મહાસભાની બેઠક મળી તે પ્રસંગની તક સાધીને આ સચિત્ર અઠવાડીકના તંત્રીએ "મહાસભા અંક" પ્રકટ કર્યો છે. દીપોત્સવી અંક જેવો દળદાર અને કળાનો નમુનો નહિ હોવા છતાં આ અંક તંત્રીએ પિતા તરફથી મળેલા વારસાની ઝાંખી કરાવે છે. "બલિદાનને ટીપેજ" નામની વાર્તા દેશસેવાનો સુંદર પાઠ શીખવે છે. લોકનાયકોના સુવર્ણ વચનો "હૈયે કોતરી" રાખવા જેવાજ છે. "ઇતિહાસ દર્શન" વગેરે બીજા લેખો પણ ભવ્ય ભુતકાળની ઝાંખી કરાવી ભાવિને પણ ભવ્ય બનાવવા પ્રેરે છે.

**બે ઘડી મોજ-પત્રકાર પરિષદ અંક:** અમદાવાદમાં તા ૨૫ મી ડીસેમ્બરે ગુજરાતના પત્રકારોની બીજી પરિષદ મળી તે પ્રસંગનો લાભ લઇને આ અંક પ્રકટ કરવામાં આવ્યો છે ગુજરાતના પત્રકારિત્વ વિષે વિધવિધ પ્રકારની માહિતી આપતાં લેખો આ અંકનું ખાસ આકર્ષણ ગણાય. રા. ભટ્ટ અને રા. શર્માના લેખો આપણા એ ધંધાની મુશ્કેલીઓનો જુદી જુદી દ્રષ્ટિએ ખ્યાલ આપે છે. કેટલાક તંત્રીઓના ફોટા-ચિત્રોથી અંકને આકર્ષક બનાવવાનો પ્રયત્ન થયો છે.

**સાભાર સ્વીકાર:** (૧) સાહિત્ય સદી: તંત્રી: રા. સુંદરજી પંડયા પુ. ૨; અંક ૧૪-૧૫. (૨) પ્રચારક: પ્રકાશક: સ્વામી ધર્માનંદજી પુ. ૨; અંક ૧૨ મો. (૩) અરૂણોદય: તંત્રી રા. અં. કે. ભટ્ટ. પુ. ૧: અંક ૨૧-૨૨ (૪) જ્ઞાનતેજ: તંત્રી: રા. કરસનદાસ ન. માણેક પુ. ૧; કિરણ ૮ ૯ (૫) વનિતા વિજ્ઞાન: તંત્રીઓ: શ્રી જાઈજીગૌરી મુન્શી તથા શ્રી શિવગૌરી ગજ્જર. વર્ષ ૧૯: અંક ૯. (૬) ડેમોક્રેટ નૈરોબીથી પ્રકટ થતું સાપ્તાહિક પત્ર પુ. ૬; અંક ૪૯-૫૨. (૭) ખાદી પત્રિકા: તંત્રી: રા. વિ. ન. જોરાબજી. પુ ૧; અંક ૧-૩ (૮) શ્રી વિશ્વ સહજ નામાવલિ અને (૯) બેબી લોઝો: લેખક રા. 'ચાક'

સંબંધમાં બની છે વરરાજા ૬૭ વર્ષની વયના ધ્રાંગધ્રાંના વતની દવે લક્ષ્મીશંકર છે. ઘેર સાત સંતાન છે; એમની સ્ત્રીને ૨૦ વર્ષની વયનો પુત્ર છે. આ તેમનું ત્રીજું લગ્ન છે. અમે ઇચ્છીએ છીએ કે કન્યાના પિતાને પ્રભુ સદ્બુદ્ધિ આપે અને બાળાનો ભવ બગડતો અટકે.

**લીંમડીમાં સમાજ સુધારાઃ** લીંબડીના ઠાકોર સાહેબે પોતાનાં રાજ્યમાં નીચેના સુધારાઓ દાખલ કરવા માટે પ્રજાનો અભિપ્રાય માંગ્યો છેઃ (૧) જાહેર રસ્તા ઉપર રોવા કુટવાના દેખાવ કરવા દેવામાં આવશે નહિ; (૨) મરણ પછીનાં



ટીકટૅશન લખવાની હરિફાઇ.

પ્રાવિજમણ બંધ કરવાં; આવાં ભોજન કરવાં હોય તો રાજ્યની મંજુરી મેળવવી. (૩) છોકરા અને છોકરીની લગ્નવય અનુક્રમે ૧૭ અને ૧૩ વર્ષની હોવી જોઇએ, (૪) જાહેર રસ્તા ઉપર ભીખ માંગનાર, કે ભીખ આપનારને સજા કરવામાં આવશે

**મીસ મોદીને માનઃ** કોહિનૂર ફિલ્મ કંપનીની સુપ્રસિદ્ધ નટી મીસ મોદીને, હમણાં ટોકીઝ અને સિનેમાના સીનેટર પીક્ચર પેલેસના વ્યવસ્થાપકો તરફથી મુંબઇના સુપ્રસિદ્ધ ચંદેરી રાજ્યસમારંભમાં હિ. બ. રા રે. પી પુલામા સ. તીના પ્રમુખપદે માન આપવામાં આવ્યું હતું.

વિધવા વિવાહનો પ્રચાર દિનપ્રતિદિન વધતો જાય છે લાહોરની વિધવા વિવાહ સહાયક સભાના પ્રયત્ને દેશભરમાં તેની શાખાઓ ખુલી છે. અનાવિલ બ્રાહ્મણોમાં અને બીજી જાતિઓમાં એવાં પુનર્લગ્ન થયાં છે. રોહતકમાં મળેલી જૈન પરિષદે પણ વિધવા વિવાહને બહાલી આપવાનો ઠરાવ કર્યો છે.

**શિર મુંડનઃ** અકોલામાં એક બ્રાહ્મણ પરિષદ મળવાની છે તેમાં વિધવાઓના શિરમુંડનની રીત બંધ કરવાનો ઠરાવ આવવાનો છે બીજો એક ઠરાવ તેમને ધાર્મિક કાર્યોમાં ભાગ લેવા દેવા સંબંધી છે. ત્રીજો ઠરાવ પંચગોડ અને પંચદ્રાવિડ બ્રાહ્મણ જાતિઓમાં પરસ્પર બેટી-વ્યવહાર કરવાની છૂટ આપશે.

**મીસ મેયોની દેશભગિનીઃ** મુખતાજ બેગમના કિસ્સાથી નામચીન થયેલા ઇંદોરના પદભ્રષ્ટ મહારાજા તુકોજીરાવ હમણાંજ યુરોપ-અમેરિકાની મુસાફરીથી પાછા ફર્યા. સાથે તે એક લાડી લેતા આવ્યા છે. તેથી મરહૂમ મીસ મેયોની દેશભગિની-મીસ નાન્સી આન મીલર નામે અમેરિકન કુમારિકા તેની સાથે પરણવા તૈયાર થઇ છે અને હિંદ આવી છે મહારાજાને બે રાણીઓ

છે અને આ ત્રીજી! બીજી રાણી હીરાબાઈ આ લગ્નની વાત સાંભળી બિમાર પડયાં છે. કહેવાયછે કે હિંદી સરકારે આ લગ્ન તરફ વિરોધ બતાવ્યોછે

**ત્રીજી રાણી:** ઇંદોરના પદભ્રષ્ટ મહારાજાની જેમ ઉદેપુરના બુઢ્ઢા મહારાજકુમાર પણ અત્યારે ત્રીજી રાણી કરે છે; અને તે પદ માટે મારવાડમાં આવેલા ખોડાલાના જાગીરદારની ૧૭ વર્ષની કન્યા પસંદ કરી છે. કહેવાય છે કે વરરાજા થવા નીકળેલા એ સાહેબ શરીરે અશક્ત છે. આમ છતાં જાગીરદારે શું લેઈ કન્યાનું બલિદાન આપ્યું હશે?

**શુદ્ધિ:** ઇન્દોરની ચન્દ્રાવત મહિલા વિદ્યાલયની શિક્ષિકા મીસ અનસુયા નાયડુ બી. એ. જે હતું પતિ બહાર ગયો હતો તે તકનો લાભ લઇ એક જોગેન્દ્ર નામે બદમાશ તેના ઘરમાં ઘુસી આવ્યો અને તેની લાજ લુંટવાની પેરવી કરી. એ બ્હેન પ્હેલાં તો ગભરાઈ પણ પછી હિમ્મત લાવી એ બદમાશની સામે થઈ. ઝપાઝપીમાં પેલાને ઠોકર વાગતાં નીચે પડયો. હેમન્તે તેની પૂજા કરવામાં બાકી ન રાખી જેમ તેમ છૂટીને ભાગ્યો પણ રસ્તામાંજ તેના રામ રમી ગયા. હેમન્ત પર ખુનનો આરોપ મુકાયો, પણ સેસન્સ જજે તેને એક દિવસની આસન કેદનો અને ૨૦૦ રૂપીઆ દંડની સજા કરી. આટલી સજા,ય શા માટે? બદમાશનો જાન લઇને પણ શિયળનું રક્ષણ કરવાનો દરેક



મટોટા ચમચામાં ઉપાડી લાવવાની રમત.

ખ્રિસ્તિ ધર્મ પાળતી હતી તેની શુદ્ધિ ત્યાંના આર્યસમાજે કરી છે.

**બાળસપ્તાહ:** અમરાવતીમાં તા. ૮ મી જાન્યુ. થી બાળ-સપ્તાહ ઉજવવાની શરૂઆત થઇ હતી. મધ્યપ્રાંતોની કાઉન્સીલના હોમ મેમ્બર ઓન. મી. તામ્બેએ પ્રારંભ-ભાષણ આપ્યું હતું, જેમાં બાળ મરણના આંકડા આપી આરોગ્ય વિષે સુધારા કરવાની જરૂરીઆત બતાવી હતી.

**બહાદુર બ્હેન:** બરમા (મૈમનસિંગ જીલ્લા) ની વાસંદ ભગિની એ પવિત્ર મહિલા હેમન્તબાળાએ પોતાના શિયળનું હિમ્મતથી રક્ષણ કર્યું સ્ત્રીને હક છે. એ બ્હેનને નડિયાદની એની જ્ઞાતિબ્હેનોએ સભા ભરી અભિનંદન આપ્યાં છે.

ઢાકા યુનીવર્સિટીમાંથી ગયે વર્ષે ગ્રેજ્યુએટ થનાર વિદ્યાર્થીઓમાં શ્રીમતિ હિરણ્મપ્રભા દાસગુપ્ત આગળ તરી આવે છે. એ વર્ષે સફળ થયેલાઓમાં શ્રીમતિ હિરણ્યપ્રભા ૨૦ મે નંબરે હતી. લગ્ન થવા પછી તેમણે અભ્યાસ ચાલુ રાખી આ ડીગ્રી મેળવી હતી

**શ્રીમતિ પ્રતિમાદેવી:** બંગાળના એડવોકેટ જનરલ મી. બી એલ. મિત્રના પત્ની શ્રીમતિ પ્રતિમાદેવીને બંગાળ સરકારે પ્રેસીડેન્સી એવના

સ્ત્રીઓના વોર્ડના બીન-સરકારી વીઝીટર નીમ્યા છે. બંગાળના સ્ત્રીજીવનમાં શ્રીમતિ પ્રતિમાદેવી સારો ફાળો આપે છે. તેઓ એક સારા સંગીતશાસ્ત્રી અને ગુંથણકળામાં નિષ્ણાત છે.

**અખિલ હિંદ સ્ત્રીઓની ગોલ્ફ** રમતમાં પ્રથમ પદ લેવા માટે પર હરિફો બહાર પડયાં છે. ગયે વર્ષે કલકત્તાની મુલાકાત વખતે એ પદ જીતી જનાર ઓડનના મીસીસ એલન મેકબેથ આ વર્ષે હરીફાઇમાં ઉતરનાર નથી.

**"વિદ્વાનઃ"** ત્રીવેન્દ્રમની કન્યાશાળાની એક શિક્ષિકા મીસ પી. એલમ્માએ મદ્રાસ યુનીવરસીટીની 'વિદ્વાન'ની ડીગ્રી માટેની પરીક્ષા પસાર કરી છે. સંસ્કૃત અને મલાયલમ ભાષાઓ લઇ બીજા વર્ગમાં તે પાસ થયાં છે. ત્રાવણકોર રાજ્યમાંથી આ ડીગ્રી મેળવનાર એ બ્હેન પ્હેલાંજ સ્ત્રી છે. ઉટાકામંડના વકીલ મી. રાજગોપાળનાં પુત્રી સૌ. ગૌરીસ્વામીએ પણ આ ડીગ્રી મેળવી છે.

**સંસાર સુધારા પરિષદઃ** અખિલ હિંદ સંસાર સુધારા પરિષદની ૪૦ મી બેઠક મદ્રાસમાં ડીસેમ્બરની આખરમાં મી. નટરાજનના પ્રમુખપદે મળી હતી. મદ્રાસની ધારાસભાના ઉપપ્રમુખ શ્રીમતી મુથુલક્ષ્મી સ્વાગતાધ્યક્ષ હતાં. પરિષદે સ્ત્રીઓના સમાન હક્કનો, લગ્નવય છોકરા અને છોકરી માટે અનુક્રમે ૨૧ અને ૧૬ વર્ષનું ઠરાવવાનો, અને તે માટે ધારાસભામાં આવેલા બીલોને ટેકો આપવાનો, વિધવાઓની કેળવણી અને તેમના પુનર્લગ્ન વિષેનો, કન્યા અને વરવિક્રય બંધ કરવાનો, પડદો નાબુદ કરવાનો, દેવદાસીઓની પ્રથા નષ્ટ કરવાનો, વગેરે ઠરાવો થયા હતા. ઠરાવોના વિવેચનમાં અનેક મહિલાઓએ ભાગ લીધો હતો.

## ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળને ભેટ.

મંડળનાં પેટ્રન સૌ. લીલાવંતી ફીકાભાઈ પ્રેમચંદે ઉદાર લાગણીથી રૂપીઆ ૫૦૦ ) ફર્નીચર ખરીદવાને મંડળને ભેટ તરીકે મોકલી આપ્યા છે. આવી ઉપયોગી મદદ કરવા માટે મંડળ તરફથી સેક્રેટરીઓ તેમનો ઘણો આભાર માને છે.

**સ્વીકારઃ—" સ્નેહિનાં સ્મરણો "—** લેખિકા—ગં. બહેન જમના. આ બ્હેને પતિના મૃત્યુથી વિયોગી દશામાં હૃદયોર્મિયોથી સ્નેહિનાં સ્મરણો કવિતામાં લખી પ્રસિદ્ધ કીધાં છે. પુસ્તક સ્ત્રીઓને વાંચવા લાયક છે.

**મ્યુનીસીપાલીટીમાંઃ** કુ. દ્રોપદીઅમ્મા બી. એ. બી. ટી. ત્રીચુર મ્યુ. માં અને શ્રી ગૌરી પવિત્રન કોચીન રાજ્યની અર્નાકુલમ મ્યુ. માં સભાસદો તરીકે નીમાયાં છે.

**ઇનામ અને ચાંદઃ** ગયે વર્ષે મૈસુર યુનિવર્સીટીમાંથી બી. એ. ની ડીગ્રી લેનાર શ્રીમતિ એન. લક્ષ્મી દેવામ્મા, નાઅમ્મા રાજુને સુંદર ગુણાંક મેળવવા માટે ઇનામ તથા સુવર્તન માટે સુવર્ણચંદ્રક મળ્યા છે.

**નવો અભ્યાસક્રમઃ** કન્યાઓ માટેના ચાલુ અભ્યાસક્રમમાં તપાસ કરવા માટે પંજાબ યુનિવર્સીટી સીંડીકેટે એક સમિતિ નીમી હતી. આ સમિતિએ હિન્દી કન્યાઓ માટે ડીગ્રી વિનાનો ખાસ અભ્યાસક્રમ યોજવાની ભલામણ કરી છે. ભવિષ્યની પત્ની અને માતાઓની સામાન્ય બુદ્ધિ અને ચારિત્ર્યને કેળવવાનો આ અભ્યાસક્રમનો પ્રધાન હેતુ રહેશે. ૧૪ વર્ષથી ૧૭ વર્ષ સુધીના ત્રણ વર્ષમાં એ અભ્યાસ પૂર્ણ કરી શકાશે. દરેક વિષયમાં સફળતા મળતાં પ્રમાણપત્ર આપવામાં આવશે અને અમુક પ્રમાણપત્રો મેળવતાં ડીપ્લોમા આપવામાં આવશે.

### એશિયા.

અકસ્માતઃ વિમાનમાં ઓસ્ટ્રેલિઆ જવા નીકળેલી શ્રીમતી કેટ ફ્રીઅરને મનોક ( ૪૨૮

ઇન્ડીઝ ટાપુઓ ) માં અકસ્માત નડયો જેને પરિણામે તેનું નાક ભાંગી ગયું છે. તેના સાથી કેપ્ટન મેન્ચેસ્ટરને માથાપર ઈજા થઈ છે અને એરોપ્લેન ભાંગી ગયું છે. પરિણામે તેમની મુસાફરીનો ત્યાં અંત આવ્યો છે.

**વાળ કપાવવા માટે** ચીનમાં ૪૦ વિદ્યાર્થીનીઓને કાઢી મુકવામાં આવી છે ત્યાંની કેળવણી સમિતિએ વિદ્યાર્થીનીોને વાળ કાપવવાની મના કરેલો નીયમ ઘડયો હતો. પરંતુ સૌન્દર્યવાન બનવાના લોભમાં શિક્ષાનો ભય ન રાખતાં છોકરીઓએ પોતાના વાળ નવી પદ્ધતિ પ્રમાણે કપાવવાનું ચાલું રાખ્યું હતું.

**વાળનું દોરડું:** બેધનેલ ગ્રીન મ્યુઝીઅમને સ્ત્રીઓના વાળનું બનેલું એક દોરડું ૫૦ વર્ષ પ્હેલાં એક મી. વાસને ભેટ કર્યું હતું. આ દોરડું પાંચ હંડ્રેવેટ વજનનું અને ૭૦૦ ફીટ લાંબુ છે. એનો ઇતિહાસ જાણવા જેવો છે. ૧૮૯૨ માં જાપાનના એક પ્રગણાના ગવર્નરને કોઇ કામને માટે બહુ મજબુત દોરડાની જરૂર પડી. ૧૮૯૩ થી ૧૮૯૯ સુધીમાં મળી શકે તેટલી સ્ત્રીઓના વાળ ભેગાં કરવામાં આવ્યા અને તેમાંથી આ દોરડું બન્યું અત્યારે તો હવે લોખંડના દોરડા બની શકે છે એટલે આ એક અજાયબી તરીકેજ ઉપયોગનું છે।

**પ્રેમ લગ્ન:** જાપાનના શહેનશાહના ભાઇ પ્રીન્સ ચીચીબુ વોશીંગ્ટનના જાપાનીસ એલચીની પુત્રી મીસ સેતસુ સાથે પ્રેમમાં પડયો છે. કન્યાનો બાપ ખાનદાન કુટુંબનો છે છતાં રાજવંશનો નથી રાજકુમાર સામાન્ય માણસની કન્યાને પરણી ન શકે, એટલે મીસ સેતસુને કોઇ ઉમરાવ દત્તક લેશે અને પછી લગ્ન થશે. મીસ સેતસુની વય ૧૬ વર્ષની છે, અને જાપાનની રૂપસુંદરી ગણાય છે શહેનશાહે આ લગ્ન માટે સંમતિ આપી છે.

## યૂરપ.

**' પ્રભાતની ' ચિત્રકાર:** આ વર્ષે લંડનમાં રોયલ એકેડેમીમાં અર્વાચિન ચિત્રકલાના ઉત્તમ નમુના રૂપ મીસીસ ડોડ પ્રોક્ટરનું ' પ્રભાત ' રજુ થયું છે. મીસીસ ડોડ પ્રોક્ટર ચિત્રકાર મી. અર્નેસ્ટ પ્રોક્ટરની પત્ની છે આ દંપતીએ કોર્નવોલમાં ન્યુલીનમાં આવેલી મી. સ્ટેનહોપ ફોર્બસની શાળામાં અભ્યાસ કર્યો હતો. લગ્ન પછી બન્ને પેરીસ ગયાં હતાં અને પેરીસથી આવ્યા પછી તેઓએ ચિત્રશાળા કાઢી હતી. ૧૯૨૧ માં એક ચીના વેપારીએ બર્મામાં પોતાનું ઘર શણગારવાનું આમંત્રણ તેમને આપ્યું હતું જે તેમણે સ્વીકાર્યું હતું. ૧૯૨૫ માં રોયલ એકેડેમીમાં મિસિસ પ્રોક્ટરનું ચિત્ર મુકાયું તે વખતે તેમને પ્રથમ સફળતા મળી હતી.

**દુનીઆની ટાઇપીસ્ટોમાં પ્રથમ:** ૧૯૨૩ થી એ પદ ભોગવતી લેંકેશીયરની અમેરી ટાઇપીસ્ટ મીસ એલીઆનોર મીચેલ આ વર્ષે પણ એ પદ પામી છે. તેની ઉમર ૨૧ વર્ષની છે.

**૭૦ વર્ષની વયે લગ્ન:** પોતાની પૌત્રીના લગ્ન ઉજવતાં મી. જ્યોર્જ વિલ્કીન્સ નામના એક ૭૦ વર્ષના બુઢ્ઢા ગૃહસ્થ એ પૌત્રીના પતિની ૬૦ વર્ષની માતા મીસીસ ફોસેટ સાથે પ્રેમમાં ફસી પડયા. આ પ્રણય વધતો જતાં લગ્નનું સ્વરૂપ પકડયું. મી. વિલ્કીન્સનું આ ત્રીજું લગ્ન છે તેમને ૧૧ બાળકો છે; ૫૧ પૌત્ર પૌત્રીઓ છે અને ૯ પ્રપૌત્ર પ્રપૌત્રીઓ છે. મીસ ગ્રેયીને આ અર્પણ કરીએ.

**વધુ માનચાંદ જોઇએ છે:** નવા વર્ષની માનચાંદની લ્હાણીમાં સ્ત્રીઓને માન અપાવાની સંખ્યા ઘણી થોડી હોવાથી વીમેન્સ ફ્રીડમ લીગે પોતાનો વિરોધ વડા પ્રધાનને જણાવ્યો છે; અને પુરૂષોને આપવામાં આવતાં બધાં માનચાંદની માગણી કરી છે.

**પાર્લામેન્ટ માટે** ૩૮ સ્ત્રીઓએ પોતાની ઉમેદવારી નોંધાવી છે. મીસ મેગન લોર્ડ જ્યોર્જ અને લેડી સીન્થીઆ મોસ્લે મુખ્ય છે. લંડનના કાઉન્ટી ઇલેક્ષન માટે ૩૦ બાનુઓ ઉમેદવાર થઈ છે મીસ ઇસોબેલ મેકડોનાલ્ડ પોપલર તરફથી ઉભી થઇ છે.

**આખતરા-લગ્ન:** લંડનમાં એક છુટા છેડાના દાવાનો નિર્ણય આપતાં ન્યાયાધીશ સાહેબે કહ્યું કે આવા ઘણાં કિસ્સા બને છે મરિ ગ્રેક સ્વયંશ

કરી પચિ પાંચ વર્ષની મુદતના 'અખતરા-લગ્ન' કરવાનો રીવાજ દાખલ કરવો જોઈએ. આવું એક લગ્ન થયું પણ છે. કાયદો આવા લગ્નને મંજુરી આપે પછી એને વ્યભિચાર કોણ કહી શકે?

**કસુવાવડ માટે દાવો:** મિસિસ મેરીઅન વોકર નામે એક ગર્ભવતી બાઈ માન્ચેસ્ટરના એક રસ્તા પર ટ્રામની રાહ જોતી ઉભી હતી ત્યાં મકાનના ત્રીજા મજલાની બારીનો કાચ તુટી તેના ઉપર પડયો. આથી તેને સ્હેજ ઇજા થઇ. ઘેર ગયા પછી તેની તબીઅત બગડી અને બે ત્રણવાર મૂર્છા આવી. ત્રીજે દિવસે તેને કસુવાવડ થઇ. પરિણામે તેણે મકાન માલીક પાસે નુકશાનીના ૧૫ પાઉંડ મેળવવાનો દાવો માંડયો. તેના તરફથી બેરીસ્ટર તરીકે મીસ એલીથ હેસ્લીંગે કામ કર્યું હતું. પરંતુ કાચ ભાગવામાં મકાન માલીકની બેદરકારી સાબીત નહિ થવાથી કોર્ટે દાવો કાઢી નાખ્યો.

**૨૯ છોકરીનો બાપ:** નોર્ધમ્પ્ટનની કાઉન્ટી કોર્ટમાં ચાલેલા એક મુકદમામાં પ્રતિવાદીએ કબુલ કર્યું હતું કે તે ૩૩ બાળકનો પિતા છે જેમાંની ૨૯ છોકરીઓ છે. અત્યારે ફક્ત ચારના ભરણપોષણનો આધાર તેના પર છે; બાકીની પોતપોતાનું ફોડી લે છે.

**૨૪ બાળકની માતા:** ૧૬ છોકરા અને ૮ છોકરીઓની એક માતા લંડનમાં વિરાજે છે આ બાઇના ત્રણ છોકરા લડાઇમાં મૃત્યુ પામ્યા છે. અત્યારે તેના ૧૨ બાળકો તો બાર વર્ષની અંદરની ઉમ્મરનાં છે અને તેમના ભરણપોષણ માટેના વાંધા પડે છે.

**૧૦૫ વર્ષના ડોસીમા:** ઇન્ગોલ્ડસથોર્પ (નોરફોક-ઇંગ્લાંડ) ની મિસિસ એલીઆનોર કોટસફીલ્ડને હમણાંજ પોતાની ૧૦૫મી વર્ષગાંઠ ઉજવી છે; છતાં તેની યાદશક્તિ અજબ છે બાઇબલનાં બધાં ભજનો તેને મોઢે છે. એનો છોકરો લશ્કરમાં બ્રીગેડીઅર જનરલ છે. એની ૧૦૦ મી વર્ષગાંઠને દિવસે યુરપની પાંચ રાણીઓ અને એક માજી-મહારાણીએ એની મુલાકાત લઇ અભિનંદન આપ્યાં હતાં.

**માતાની ભ્રમણા:** દેન્લી પોલીસ કોર્ટમાં એક મુકદમો એક બાઇ ઉપર ચાલ્યો હતો. આ બાઇએ નિશાળે જતા જેવાં પોતાનાં બે બાળકોને બે વર્ષ સુધી ઘરમાં સંતાડી રાખ્યાં હતાં. તેમને કોઇની નજરે પડવા દીધાં ન હતાં અને ફક્ત રાતેજ તેમને બ્હાર કાઢતી. એ બાઇએ એ બન્ને બાળકોના જન્મ નોંધાવ્યા નહિ હોવાથી તેને એવી ભ્રમણા પેઠી હતી કે પોલીસ મને હેરાન કરશે!

**મિસિસ પેન્ખર્સ્ટ:** સ્ત્રી મતાધિકારની લડત માટે જાણીતી થયેલી અને જેલ સેવી આવેલી એ મહિલા અત્યારે બાલ્ડવીનના પક્ષને આવતી ચુંટણીમાં મતો આપવા ભાષણો કરે છે બાલ્ડવીને સ્ત્રીઓને પુરૂષો જેટલોજ મતાધિકાર આપવાનું વચન આપ્યું છે.

**માતાઓ માટે વ્યાયામ:** બર્મીંગ્હેમમાં પરિણીત સ્ત્રીઓ માટે વ્યાયામ વર્ગ ખોલવામાં આવ્યો છે જેમાં તેઓ મોટી સંખ્યામાં ભાગ લે છે. ઘણાંઓની અરજીઓ દાખલ થવા માટે રાહ જોતી પડી છે. ૩૦ થી ૫૦ વર્ષની ઉમ્મરની ત્રીસ ત્રીસ સ્ત્રીઓની ટુકડીને સ્વીડીસ ડ્રીલ કરાવવામાં આવે છે. આ ડ્રીલમાં તેઓ જમીન પર પ્હેલાં સૂઈ જાય છે; પછી શિક્ષિકાની આજ્ઞા મળતાં પોતાના હાથની હડેલી ટેકવી દરેક જણ શરીરને ઉંચું કરે છે અને બીજી આજ્ઞા મળતાંજ એકદમ ઉભી થાય છે તેમજ અંગુઠા પર શરીર ટેકવી પાછળ પીઠ તરફથી વાંકુ વાળે છે. ડ્રીલ પુરી થયા પછી તેમને આરોગ્ય અને કસરત સંબંધી ભાષણો અપાય છે.

**મરજી પ્રમાણે બાળક:** જાણીતા પ્રાણીશાસ્ત્રી ડૉ. લેપો પીચ્ચીએ મરજી પ્રમાણે છોકરો કે છોકરી પેદા કરવાની રીત શોધી કાઢી છે. તેણે કરેલા કેટલાક અખતરામાં એ રીતથી તેને ફતેહ મળી છે. પ્રત્યેક સ્ત્રીની શારીરિક જરૂરીઆતનો વિચાર કરી ઇન્જેક્શન અને ગોળીઓથી તેમાં ફેરફાર કરવાની એની રીતથી છોકરો કે છોકરી મેળવી શકાય છે આ દવા બે માસ સુધી લેવી પડે છે; અને ઘેર બેઠાં લઇ શકાય છે.

**બ્હાલુંવટામાં:** ઓસ્લો (નોર્વે) ની ૧૯ વર્ષની સુંદર યુવતિ મીસ ગડ્રુન ટ્રેસ્ટાડે નોર્વેની-

સરકારને વ્હાણવટાના ધંધાના ઉંચામાં ઉંચા સર્ટીફીકેટ માટે અરજી કરી. આ અરજી પર વિચાર કરતાં સરકારને મુશ્કેલી નડી, કારણકે એ માટેના કાયદામાં સ્ત્રીઓને દાખલ કરવાની પરવાનગી આપી નથી. પરંતુ તપાસ કરતાં માલુમ પડયું કે ઇગ્લાંડની સરકારે લેડી. અનેસ્ટીન હન્ટને એવું સર્ટીફીકેટ આપ્યું હતું. અમેરિકાની સરકારે પણ એક કેપ્ટનની વિધવાને તેના મૃત પતિનું વહાણ ચલાવવાની પરવાનગી આપી હતી. મીસ ટ્રેગસ્ટાડને વહાણવટાનો કેટલાક વર્ષનો અનુભવ છે અને તે માટેની પરીક્ષા પણ તેણે પસાર કરી છે. સરકારે તેને સર્ટીફીકેટ આપ્યું છે અને અત્યારે તે યુનીફોર્મ પોશાક પ્હેરી એક સ્ટીમર પર ફરજ બજાવે છે ! આપણા હિંદી યુવકો આમાંથી પાઠ શીખશે !

**ફ્રાંસમાં મતાધિકાર:** સ્ત્રીઓને મતાધિકાર આપવા સંબંધી અને જાહેર નોકરીમાં દાખલ કરવા સંબંધી કાયદો ઘડવાના પ્રયત્નો અત્યાર પ્હેલાં ત્યાંની પાર્લામેંટમાં ઘણીવાર નિષ્ફળ થયા છે. નીચલી સભા દર વખતે બીલ પસાર કરતી પણ સેનેટ તે ઉડાવી દેતી. હવે તો સરકારે એ બીલને ટેકો આપવાનું માથે લીધું છે અને આશા રખાય છે કે એ બીલ હવે પસાર થઇ જશે.

**આનું નામ કાયદો:** મેડમ મેરાન્ગીસ નામે એક નટીએ પેરીસના એક થીએટરમાં અમુક ભાગ ભજવવાનો કબાલો કર્યો. તેને પ્હેરવાના કપડાં એવાં આછાં અને થોડાં હતાં કે તેથી એને શરદી થઈ. બીજે દિવસે એવાં કપડાં પ્હેરી એણે ભાગ ભજવવાની ના પાડી. એના ધણીએ પણ એવા પોશાક માટે વાંધો લીધો. થીએટરના માલીકે કરારભંગનો દાવો માંડયો અને ન્યાયાધીશે બાઇને ૫૦ પાઉન્ડ દંડ કર્યો. સ્ત્રીઓને આછાં કપડાં પ્હેરાવવાની પણ યુરપનો કાયદો ફરજ પાડી શકે છે !

**સૌંદર્ય નાશ કરવાનો દંડ:** બર્લીનમાં એક યુવકે એક સુંદર યુવતીના ચ્હેરાપર છરીથી ચાકુ મારી તેનું સૌંદર્ય નષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો. આથી લગ્નના બજારમાં તેની કીમત ઘટી ગઇ. આ અપરાધ માટે પોલીસે કેસ ચલાવ્યો. કોર્ટે ફરમાવ્યું કે કાંતો તે એ યુવતી સાથે લગ્ન કરે નહિ તો જેલ જાય !

બે ફુટની ઉંચાઇના એક ઠીંગુજીએ પોતાની ૨૩ ઇંચની પત્ની સામે, ક્રુરતા અને બેદરકારીના આરોપસર છુટા છેડાની માંગણી કરી છે. આ જોડું ૧૯૨૬ ના એપ્રીલમાં પરણ્યું હતું અને પોણા બે વર્ષનો અખતરો કર્યો.

### અમેરિકા.

**જોઇએ છે—ડાબો કાન.** ન્યુયોર્ક અને ચીકાગો ની કોઇ વિખ્યાત બાનુને થોડા માસ પહેલાં મોટર અકસ્માત નડતાં ડાબો કાન તુટી ગયો હતો. અત્યાર સુધી કાન ઉપર આવે એવી રીતે વાળ રાખીને એ ખામી તે બાનુએ ઢાંકી રાખી હતી. પરંતુ હવે કાન ઉઘાડા રાખવાની ફેશન પડી છે, એટલે એણે "કાન જોઇએ છે; ડાબો કાન: પોં. ૫૦૦ શસ્ત્રપ્રયોગથી સારી રીતે કાન બેસાડી આપનાર શસ્ત્રવૈદ્યને પોં ૫૦૦. ૨૫ વર્ષની અંદરની વયના પતળી ચામડીના માણસોએ અરજી કરવી" એવી જાહેરખબર આપી છે. પોં. ૫૦૦ ના લોભે કેટલાક પુરૂષો અને સ્ત્રીઓ આ માગણી સ્વીકારવા તૈયાર થયા છે.

**બીડી અને દારૂની લત:** મીસ રોયડન નામની એક અંગ્રેજ ઉપદેશિકા ચીકાગોના મેથોડીસ્ટ ચર્ચ સાથે સંબંધ ધરાવતા સ્ત્રીસમાજમાં ભાષણ આપનાર હતી. પરંતુ તેણી સીગારેટ પીએ છે એમ માલમ પડતાં તેનું ભાષણ રદ કરવામાં આવ્યું હતું. મીસ રોયડન અખતરા તરીકેના લગ્નની હીમયત કરે છે. મધ્યમ પ્રમાણમાં દારૂ કે સીગારેટ પીવા સાથે ધર્મને કાંઇપણ સંબંધ નથી. એવી માન્યતા તે ધરાવે છે.

**સેસીલા મેરીલીસ:** ૧૯૦૧ માં જન્મ પામેલ સેસીલા મેરીલીસે છેલ્લાં ત્રણ વર્ષમાં બ્રાઝીલના કવિઓમાં અગ્રસ્થાન મેળવ્યું છે. ૧૯૨૩ માં એનું પ્રથમ પુસ્તક પ્રગટ થતાંજ 'ચાર્ટ એ પેન સેમેન્ટો' ના તંત્રીએ એને 'બ્રાઝીલની કવયિત્રી' ને નામે ઉદ્દેશી લખ્યું હતું કે, "એની મૂળ પ્રેરણાનો માર્ગ પાસ કરીને હિન્દી છે અને તેથી અહિંના સાહિત્યમાં એનું લખાણ જુદીજ ભાત પાડે છે." અત્યારે પણ આ કવયિત્રી પાસે પ્રસિદ્ધિ માટે બે

પુસ્તકો તૈયાર છે. એ પુસ્તકમાં તેણે 'સરસ્વતીને' શિર્ષક પ્રાર્થના લખી છે. 'પૂર્વના સાહિત્યની દૈવી સંસ્કૃતિ' એ વિષય ઉપર એક નવિન પત્રના તંત્રીએ તેની પાસે લેખમાળા લખાવવા માંડી હતી. તે લેખમાળાનો પહેલો મણકો તેણે હિન્દ ઉપર લખ્યો અને ત્યાર પછી ચીન, ઇરાન અને ઇજીપ્તનો વારો આવ્યો. રવિન્દ્રનાથ ટાગોરના પુસ્તકોનો એણે ખાસ અભ્યાસ કર્યો છે. ટાગોરની તે અજબ ભક્ત છે. હિન્દ પ્રત્યે તે અજબ પ્રેમ ધરાવે છે. વેદાન્તના મુખ્ય સિદ્ધાંતો તેનામાં આવિર્ભાવ થયા છે અને પૂર્વજન્મની માન્યતાને લીધે તે હિન્દને પોતાનોજ દેશ માને છે અને હિન્દીને પોતાનાજ દેશબન્ધુ માને છે. તેની રગેરગમાં વેદ પ્રચાર પામેલા છે એમ તે માને છે. હિન્દનું ગૌરવ તેને મન આનંદ છે. હિન્દ માટે આટલી બધી લાગણી કેમ ઉત્પન્ન થઇ એ સંબંધમાં પૂછતાં તે કહે છે કે એ સમજવી શકાય એમ નથી છતાં ઘણીજ નાની વયથી હિન્દ પ્રતિ તેનું ધ્યાન ખેંચાયું હતું. આપણાં ધર્મશાસ્ત્રોના ફ્રેંન્ચ ભાષામાં થયેલા અનુવાદોના અભ્યાસથી તેણે આપણા ધર્મોનું જ્ઞાન મેળવ્યું છે. ભગવાન ગૌતમ બુદ્ધ અને કવિન્દ્ર ટાગોરના ચિત્રો તેના ભુવનમાં ટાંગ્યાં છે. હિન્દી સંસ્કૃતિ અને હિન્દી પ્રેરણાથીજ તેનું સાહિત્ય રચાયું છે.

---

# રે, સંસાર!

પતિ થઇ બેઠો હોંસે કરી, કહે પાણુ શકે કયમ તરી;
માતપિતા હજુ પુરું કરે, ભણ્યા વિના ના અર્થજ સરે.

નિત નિત સાસુ વહુની કુટ, પુસ્તકનું રૈ'શું સંપુટ;
ન્યાય કરી, ભણવું તો પડે; આંખોથી આંસુડાં દડે.

વળી નાર નાનડી હવું પ્રસુત, કોડી વિણુ કયમ ચાલે સુત;
બાળકને ખાવાની ભુખ, ધનહિણો શું બતાવે મુખ.

ભણતાં અંગે પોણો થયો, પણતાં અંગે અર્ધો રહ્યો;
બાળતણો વસ્તારજ વધ્યો, આંબાનો બાવળ થૈ ગયો.

ગૃહસ્થીનો આ લીધો વેશ, સંસારે વળગાડી મેશ;
એવા પતિ ઘણા સંસાર, તે શું ઉતારે દેશ જ પાર.

તનમનીશંકર લા. શિત્ર.




**કેળવણી પરિષદ**

વિદુષી મિસિસ કઝીન્સના પ્રયત્નોને પરિણામે આખા હિંદની સ્ત્રીઓની કેળવણી પરિષદ ગયે વર્ષે પૂનામાં વડોદરાનાં ના. મહારાણી સાહેબાના પ્રમુખપદે મળી હતી. એ બ્હેનના અથાગ શ્રમ અને વ્યવસ્થાશક્તિને લીધે હિંદની મહિલાઓએ એ પરિષદમાં પ્હેલીવાર મળી પોતાની જાતિની કેળવણી વિષે ચર્ચા કરી હતી. એ પરિષદની બીજી બેઠક ચાલુ માસમાં દીલ્હીમાં ભોપાળનાં ના. બેગમસાહિબાના પ્રમુખપદે મળશે. એ પરિષદમાં મોકલવા માટે પ્રતિનીધિઓ ચુંટવા હિંદના લગભગ દરેક પ્રાંતમાં, પ્રાંતિક પરિષદો મળી હતી. એ પ્રાંતિક પરિષદોએ પસાર કરેલા ઠરાવો તરફ જોતાં જણાય છે કે આખા હિંદની સ્ત્રીઓ હવે જાગૃત થઈ ગઇ છે અને કેળવણી વધારવા તેમજ સામાજીક બદીઓ દૂર કરવા પ્રયત્નશીલ બની છે. એ સર્વ પરિષદોમાં બાળલગ્ન નાબૂદ કરવાના, પડદો દૂર કરવાના અને પૂનર્લગ્નો ચાલુ કરવાના ઠરાવો પસાર થયા છે. ઉપરાંત ધર્મને નામે ચાલતી વેશ્યાવૃતિ બંધ કરવા માટે પણ તેમણે પોકાર ઉઠાવ્યો છે. કેળવણીના પ્રસાર માટે પણ તેમણે અનેક માર્ગદર્શક સૂચનાઓ કરી છે.

**સામાજીક કલંકો.**

બાળલગ્ન નાબૂદ કરવા માટે હવે આખા દેશમાં બે મત નથી રહ્યા, એમ કહીએ તો ખોટું નથી. આપણા સુધારકોએજ નહિ પણ સુશિક્ષિત સ્ત્રીવર્ગે તેમજ જુના વિચાર ધરાવનારી અનેક કોમોએ એ કલંક દૂર કરવા માટે પોકાર ઉઠાવ્યો છે અને તે માટે ધારાસભાઓમાં થતા પ્રયત્નોને વધાવી લીધા છે. સ્હેજ પણ મતભેદ રહ્યો હોય તો તે વિગતોમાં—એ માટેનો કાયદો કેવા પ્રકારનો ઘડવો અને એ કલંક દૂર કરવા શું માર્ગ લેવો તે સંબંધીજ થોડોઘણો મતફેર દેખાય છે. ચાલુ માસમાં ધારાસભાની બેઠકો ફરીવાર મળશે ત્યારે એ પ્રશ્નો બરોબર છણાશે અને એ કાયદાઓ ધારાપોથી પર ચઢશે. પડદાનો રિવાજ દૂર કરવા માટે પણ મુસ્લીમ બ્હેનો તત્પરતા બતાવી રહી છે. તેમની ધર્મભગિનીઓએ તુર્કસ્તાનમાં એ કલંક ક્યારનુંય દૂર કરાવી દીધું છે અને ઇજીપ્ત, ઇરાન અને અફગાનિસ્તાન પણ એજ પંથે થોડા સમયમાં પગલાં માંડશે એવી આશા રખાય છે. વિધવાઓને પુનર્લગ્નની સરળતા કરી આપવા સંબંધી પણ ઝાઝો મતભેદ હવે નથી રહ્યો. અલબત્ત મુંબાઇમાં એ સંબંધી થોડા સમય પરજ શાસ્ત્રાર્થ થયાની ઘટનાઓ બની હતી, પરંતુ દેશકાળના સંજોગો વિચારતાં દરેક સમજદાર માણસ માને છે કે વિધવા વિવાહ શાસ્ત્રસંમત હો કે ન હો છતાં અત્યારે તે આપદ્ધર્મ તરીકે સ્વીકારવો પડશે. દેશમાં અનીતિ ફેલાય, નિર્દોષ બાળકોની હત્યા થાય અને તે દ્વારા મીસ મેયો જેવી પરદેશી સ્ત્રીઓ આપણી હાંસી કરે તેના કરતાં વિધવાઓને પૂનર્લગ્ન માટે વધારે સરળતા કરી આપવી એ હજાર દરજ્જે બ્હેતર છે. દેવદાસીની પ્રથા વિષે પણ એજ શબ્દો લાગુ પડે છે. ધર્મને નામે ઘુસેલી આ પ્રથા અત્યારે તો વેશ્યાવૃત્તિમાં ફેરવાઇ ગઈ છે. હિંદની સંસ્કૃતિ માટે આપણને અભિમાન હોય તો એ કલંક મિટાવ્યેજ આપણો છુટકો છે. આ કલંકો આગળ ધરી મીસ મેયો હિંદી પ્રજાને સ્વરાજ્ય માટે પશ્ચિમની નજરમાં નાલાયક ઠેરવે છે તે આપણા સ્ત્રીવર્ગે ભૂલવું ન જોઇએ. હમણાં થોડા વખત પરજ કલકત્તામાં મળેલી સ્ત્રીઓની સભામાં કવિવર રવિન્દ્રનાથ ટાગોરે એ સંબંધી ચર્ચા કરતાં સ્ત્રીવર્ગને જે સલાહ આપી હતી, તે અમલમાં મુકવાને તેમણે તૈયાર થઇ જોઇએ

કવિવરે કહ્યું હતું કે મીસ મેયો આપણાં આ કલંકો આગળ ધરી આપણી હાંસી કરાવી રહી છે તો તે મિટાવી આપણી લાયકાત આપણે પુરવાર કરી આપવી જોઇએ. અલબત્ત મીસ મેયોએ પોતાના પુસ્તકમાં થોડીક સાચી વાતો સાથે જુઠી બાબતો મોટા પ્રમાણમાં ભેળવી દીધી છે. એ સાચી વાતોમાંથી આપણે પાઠ શીખી લઇએ અને તે દૂર કરવા જલ્દીજ પ્રયત્નો આરંભીએ એમાંજ આપણી શોભા છે. એનાં જુઠાણાંના યોગ્ય જવાબો અનેક હિંદીઓએ તેમજ પરદેશી લેખકોએ આપ્યા છે. ખુદ એના પોતાના દેશમાં સમજદાર માણસો એણે લખેલું બધું સાચું નથી માનતા. અમેરિકા તરફથી એનાં જુઠાણાંનો જવાબ આપવા મિસિસ સરોજિની નાયડુને મળેલું આમંત્રણ એ સંબંધી ખાત્રી આપે છે. હિંદની એ મહાન પુત્રીએ થોડા વખત પર આફ્રિકા જઇ ત્યાં પોતાના ભાષણોથી જે અસર કરી હતી તે સૌ કોઇ જાણે છે. અમેરિકાનું આમંત્રણ સ્વીકારી તેઓ પોતાની દેશભગિનીઓ તરફની ફરજ બજાવવા સત્વર ત્યાં જાય અને મીસ મેયોના જુઠાણાંનો રદીઓ આપે એમ અમે ઇચ્છીએ છીએ. અમને જાણીને આનંદ થાય છે કે મ. ગાંધીજી પણ એ આમંત્રણ સ્વીકારવા એમને આગ્રહ કરી રહ્યા છે.

**કેળવણીનું ધ્યેય.**

પરંતુ સામાજીક કલંકો દૂર કરવાની વાતો કરતાં આપણે એ ભૂલવું ન જોઇએ કે એ માટેના પ્રયત્નોનો મોટો આધાર કેળવણીના પ્રચાર ઉપર રહેલો છે. જે વર્ગની પાસે એ કલંકો દૂર કરાવવાની આપણે આશા રાખીએ છીએ તે વર્ગમાં કેળવણીનો પ્રસાર જરૂરી છે. હિંદની શિક્ષિત બ્હેનો એ કાર્યમાં હવે અગ્રેસર થઇ છે એ જાણી અમને અત્યંત આનંદ થાય છે. પ્રાંતિક પરિષદોના ઠરાવો જોતાં એટલું સ્પષ્ટ થાય છે કે દેશના સમસ્ત જીવનનું એ કેળવણી સંબંધી એકજ ધ્યેય છે અને તે ઉત્તમ ગૃહિણીઓ ઉત્પન્ન કરવાનું. લગ્નનું વય આપણે કાયદેસર રીતે ૧૪ વર્ષનું ઠરાવીએ તો એટલી ઉમ્મર થતાં સુધીમાં દરેક કન્યાને ઉત્તમ ગૃહિણી બનાવે એવું અને એટલું જરૂરી શિક્ષણ આપવાની યોજના ઘડી દેશભરમાં તે અમલમાં મૂકવી જોઇએ. એ અરસામાં આપણી કન્યાઓને શારીરિક તાલીમ સાથે ઉપયોગી વિષયોનું જ્ઞાન મળી જાય એવી ગોઠવણ પ્રત્યેક શાળામાં થવી જોઇએ. અલબત્ત જે કન્યાઓ લાંબો સમય કૌમારજીવન ગાળી વિદ્યાભ્યાસ કરવા ઇચ્છે તેને માટે પાઠશાળાઓની જોગવાઇ હાલમાં છે તે થોડા સમય માટે પૂરતી છે. અત્યારનો ખરેખરી જરૂરીઆતનો પ્રશ્ન પ્રાથમિક અને માધ્યમિક કેળવણીનો છે. પાંચ વર્ષની વયથી માંડીને ૧૪ વર્ષનું વય થતાં સુધીમાં અર્થાત ૮-૯ વર્ષના અરસામાં આપણી કન્યાઓને માતૃભાષા વાંચવા લખવાનું, ગણીતનું, ભૂગોળનું, ઇતિહાસનું, સંગીત, ભરત ગુંથણાદિ લલિત કળાઓનું, બાળ ઉછેરનું તેમજ કુટુંબમાં ઉપયોગી થઇ પડે એવું વૈદકનું જ્ઞાન અપાય એવી યોજના ઘડવી જોઈએ. સાથે સાથે વ્યાયામ પણ ન ભૂલાય એ ધ્યાનમાં રાખવાનું છે. એ કન્યાઓ ગૃહસંસારમાં પડે પછી એમને વધુ જ્ઞાન આપવાની ગોઠવણ આપણાં સ્ત્રી મંડળો દ્વારા સ્હેલાઇથી થઇ શકે. અત્યારે એ મંડળો એવું જ્ઞાન આપવાના પ્રયત્નો કરી રહ્યાં છે તેમને વધારે સંગીન પાયા પર મૂકી વિકસાવવા જોઇએ. દીલ્હીમાં મળનારી સ્ત્રીપરિષદ આ. [illegible] શાખી પોતાની યોજનાઓ ઘડશે તો તેમનું કાર્ય વધારે સરળ અને ફળદાયી થશે. અમને આશા છે કે એ પરિષદ ફક્ત વાતો કરીનેજ બેસી નહિ રહે, પરંતુ પોતાના ધ્યેયને સત્વર અમલમાં મૂકવાના પ્રયત્નો શરૂ કરશે. એવા પ્રયત્નોની અમે આતુરતાથી રાહ જોઇ રહ્યા છીએ.



## નવી બાળશાળા.



બાળક ભુતાનની ફ્રેમ ઉપર ભુતાન ભીડે છે.

[ જુઓ પા. ૫૩૦

નવી બાળશાળા.





દટ્ટા ગોઠવવાની રમત.

[ જુઓ પા. ૫૪૦



## રમતગીતો.

આવ રે ગલાલ વહુ મેંદડી લઇએ,
ડાબે હાથે લઇએ, જમણે હાથે લઈએ.
વાડીના મોગરા તોડી તોડી ખઈએ,
તોડતાં તોડતાં વાર લાગી,
મારા વીરાને આવવા દે,
શેર સોનું લાવવા દે,
તેની ઘડાવું ટોટી,
મોરા વીરની બૈયર મોટી.
મોટી મોટી થાવા દે,
બેડે પાણી ભરવા દે,
બેડું મેલ્યું ઓટલે,
વીંછી ચડયો ચોટલે,
કુવા પછવાડે ઠીંકરી,
ભાભીને આવી દીકરી,
દીકરી દીકરી દીવાળી,
સોનાની ઘાઘરી શીવાડી.
ઘાઘરી મેલે નેવે,
ચોર લઈ ગ્યા શેવે.

# ગઢ હીંડોરીઓ

૧

ગઢ હીંડોરીઓ, ગઢ ટીંડોરીઓ;
ધોળું ધણ ચરે, કાળું ખાડું ચરે,
પોપટ પોઢી વળે, સૂડા શેલી વળે;
છોડી છોડી રે ચોટલાવાળી રે
છોડી લેજે રે તારી માનું નામ.

૨

મારી માનું નામ છે .... બા
ગઢ હીંડોરીઓ, ગઢ ટીંડોરીઓ;
ધોળું ધણ ચરે, કાળું ખાડું ચરે.
પોપટ પોઢી વળે, સુડા શેલી વળે,
છોડી છોડી રે ચોટલાવાળી રે
છોડી લેજે રે તારી માનું નામ.



## સોનલા-બેડું.

મારું સોનાનું બેડું ગોવાળણી રે લોલ.
મારી રૂપલા ઇંઢોણી ગોવાળણી૦
હું તો સરોવર પાણી ગઇ'તી ,,
મેં તો બેડું મેલ્યું આરે ,,
ઇંઢોણી આંબાડાળે ,,
હું તો વાડીમાં સીધાવી ,,
ત્યાંથી ફૂલ વીણી લાવી ,,
ફુલ માળણને આપ્યાં ,,
માળણ હાર ગૂંથી લાવી ,,
હાર બેડે ચડાવ્યો ,,





## રમતગીત.



કાળા હરિયાળા ડુંગર,
કાળી કોયલ બોલે જો.
અહીંના રહેવાશી .... બા
સાસરિયે કેમ સાશે જો.
મેડિયે બેઠા હાર પરોવચું,
વીરા વાટું જોઉં જો.
અડધી અડધી રાતના વીરે
ઘોડલડાં શણગાર્યાં....જો
જમાઈ મારી બેનડીને મેલો જો.
કહો તમારી બેનડી ને
શેના છે એંધાણ જો?
ચાલતી ચુડી લાલ પછેડો
અંબોડે એંધાણ જો.



## જોડકણાં.

ડોશી, ડમકુ
શેર કંકુ
થોડી છે
પણ થડથી કહું

બાવલિયા બોકાન
તેરે લંબે લંબે કાન

*

હાથી હોલ્લો
માવત મોલ્લો

સૂરજ બાપજી તડકો કરો.
તમારા છોકરાં ટાઢે મરે;
ટાઢે મરે તો તાપે
ને ઘી ને રોટલો કાપે

*

ઘરમાં કોણ? વહુ બિચારાં
કામ બામ કરે? માંદાં બિચારાં
ખાય બાય ખરાં? ત્રણ તગારાં!

*

છોકરાં રે. હોરે
તારૂં નામ શું? ખાતો પીતો
કેટલી રોટલી? સાડા સોળ
પાણી કેટલું? ત્રણ પવાલાં
કામ કર, માંદો છું.
જમવા ચાલ, તૈયાર છું.

## મુનીવ્રત

અંટ વાગ્યો
ઘંટ વાગ્યો
ઝાલરનો ઝણકાર વાગ્યો
ઉગ્યા તારા મુનીવ્રત
મુનીના મૌન છુટચાં
બોલો મુની રામ રામ

## એકલ ખાજા

એકલ ખાજા
દૂરબીન બાજા
તીન તડાકા
ચોગલ મોગલ
પંચમે ભાલુ
છ ક બે છૈયા
સતાક પુતળી
અઠાક હાંડલું
નવાક ઠળીયો
દસાક પટિયો.



## ' તમે આવજો '



તમે આવજો, તમે આવજો;
મધુ મંજુરીઓ નિત લાવજો.
કંઈ ફૂલ ગુલાબો લાવજો,
કંઈ વીણી હાર બનાવજો.
એ નીલુને પહેરાવજો,
તમે આવજો, તમે આવજો.

અમે આવશું, અમે આવશું.
કંઈ વીણી હાર બનાવશું.
કંઈ તમને એ પહેરાવશું,
કંઈ ભાતુંપોતું લાવશું,
બહુ મોજમજા ઉડાવશું,
અમે આવશું, અમે આવશું.

કમળાબ્હેન



# દાદા દરશને.

સાંજ પડે ને દાદા દરશને નીકળે. માથે પાઘડી, પગમાં જોડા, હાથમાં લાકડી નેં ખભે ખેસ.

દાદા ઘરના દેવને પહેલા નમે. ઘરના દેવ ફળીઆમાં હતા. તુલસીના ક્યારા પાસે શિવલિંગ ને ફરતાં શંખ, ચક્ર નેં વિષ્ણુ.

દાદા ઠસરપસર કરતા ચાલે. દાદાના જોડા જૂના હતા.

દાદા ભટજીના દેવને નમે. ભટજીના દેવ શેરીમાં હતા. મોટું એવું શિવલિંગ, મોટા બધો શંખ ને માથે મોરીઆની ગળતી.

દાદા લાકડી ઠબકારતા ચાલે. દાદાની લાકડી ખોખરી હતી.

દાદા ચોરાના દેવને નમે. ચોરાના દેવ શેરીને નાકે હતા. મંદિરમાં રાધા ને શ્રી કૃષ્ણ હતાં. શ્રી કૃષ્ણના હાથમાં મોરલી ને રાધાના હાથમાં કમળ. મંદિર મોરલીધરનું કહેવાતું.

દાદા ચોરા ઉપર ચડે. પગરખાં ઉતારે, લાકડી ખૂણામાં મૂકે, ને ' જે.... મોરલીધર ' કહીને પાઘડી ઉતારી પગે લાગે.

બાવો—રામા-દાદા જે શ્રી કૃષ્ણ.

બાપા—જે મોરલીધર.

દાદા ચોરેથી ઉતરી માતાજીએ જાય. બહુચરાજી માતાનું મંદિર. મંદિરમાં આરતી થતી હોય, નગારૂં ધણિંગ ધણિંગ ધણેણતું હોય, ટપાક ટપાક તાળીઓ પડતી હોય, ને આરતી ગવાતી હોય.

" જે આદ્યા શક્તિ ! મા જે આદ્યા શક્તિ ! અખંડ બ્રહ્માંડની માયા, પડવે પંચકમાં. જયો જયો માં જુગતંબે. "

દાદા ' જે અંબે, ' ' અંબે માતકી જે ' કહેતાંને મંદિરમાં આવે. માને પારે માથું નમાવે, આરતી લે, નગારૂં વગાડે, ટોકરો ટનટનાવે ને ચાલી નીકળે.

પછી દાદા રામમંદિરે જાય. રામસીતાનાં દર્શન કરે. રૂપાળા રામ ને રૂપાળાં સીતા. દાદા હેઠા બેસી રામનામની માળા ફેરવે. રામકથાને સાંભળે, પરસાદિ લે ને ઘરભણી પાછા વળે.

સાંજ પડયે દાદા દર્શન કરવા નીકળે. રાત પડયે દાદા પાછા વળે.

માથે પાઘડી, હાથમાં લાકડી, પગમાં જોડા, ખભે ખેશીઉં.

રામા દાદા રોજ દર્શને જાય ને રોજ પાછા ફરે.

ગિ

# મોહનજી !

ગોકુળમાં ગૌધેન ચારી મોહનજી !
ચોરીને દહીંદૂધ ખાધાં હો જી.
ગોકુળમાં૦

માર્યો તૃણાવર્ત પાપી મોહનજી !
માશી તે પૂતના મારી હો જી.
ગોકુળમાં૦

કંસ—ચાણૂરના કાળ કે'વાયા
પાલક પાંડવ કેરા હો જી.
ગોકુળમાં૦

ગોપ-ગોપીઓના વ્હાલા મોહનજી !
વૃન્દાવનના વાસી હો જી.
ગોકુળમાં૦

દ્વારામતીને સ્થાપી મોહનજી !
જાદવનાં કુળને તાર્યાં હો જી.
ગોકુળમાં૦

ભક્ત તણા પ્રતિ-પાલ મોહનજી !
જુગ જુગના દેવાધિ હો જી.
ગોકુળમાં ગૌધેન૦

('બાલમિત્ર' ફેબ્રુ૦ '૧૯૨૮) ચ. મ.





## 'મોર મોર તું ક્યાં થઈને જઈશ ?' -

અલ્યા મોર ! તું ક્યાં થઇને જઇશ ?
અલ્યા કળાયેલ મોરલા ! તું ક્યાં થઇને જવાનો ?
લે' હું તો રતીલાલનું ઘર ઠેકીને જવાનો.
આડે આવો તો ઠેકતાં આવડે છે.
પણ ઘર પાછળ તો કાળુડો નાગ છે !
તારો મારગ રોકીને જ બેઠો છે !
પછી તું ક્યાંથી જવાનો ?
તો ? તો તો ઉડીને જાઉં.
મને તો ઉડતાં પણ આવડે છે ને ?
પણ ઘર પાછળ તો નદીઓ ને નવાણ છે.
ને વહાણ તો ઘરમાંથી ચાલે છે.
કહે જોઇએ હવે શું કરીશ ?
વહાણને તો હું ઠેકીને જવાનો. એમાં શી મોથ મારવી'તી ?
પણ ઘર પછવાડે તો કાંગની વાડ છે.
ગાઢી ઝાડી ને ઘણાં બધાં ઝાડ છે, તેનું શું ?
વાહ ! ઝાડ એ જ મારો મહેલ છે ને ?
ઝાડ એ જ મારી મેડી છે. ને એમાં જ મારી ઢેલડી બેસે છે.
મારી ઢેલ મારી વાટ જોઇને જ બેઠી હશે.
હું ત્યાં જઈશ ને રાતદિવસ રહીશ.

ગિજુભાઇ

# વસંત

ઝાડોના પાનમાં
ફૂલોની વાસમાં
પંખીની જાતમાં
વાયુની વાતમાં
આનંદે મલકાતી
સુંદર વસંત આવી !

ઉઘડતી ઉષામાં
ખીલતી સંધ્યામાં
સૂર્ય કિરણમાં
ચંદ્ર પ્રકાશમાં
સૌરભથી ઉભરાતી
ઋતુ વસંત આવી !

આંબાના મોરમાં
લીંબડાના કોરમાં
કેસુડાંના રંગમાં
ભમરના ભંગમાં
નવચેતનથી ધસતી
વસંત ઋતુ આવી !

કોયલના કૂહુમાં
મોરના મ્હેકમાં
બુલબુલના ગાનમાં
સહેલીના તાનમાં
જગને સુંદરતાથી ભરતી
મીઠી વસંત આવી !

ગાયકના ગાનમાં
તબલચીના તાનમાં
બાળકના ગાલમાં
યુવકના ભાલમાં
મધુરૂં કંઈ ગુંજતી
દેવી વસંત આવી !

કમળાબ્હેન

# ટાઢ ઉડી ને વસંત બેઠી

કડકડતી ટાઢ પડી
સૂસવતો વા વાયો
હાથ પગ ધ્રુજ્યાં ને
ડાઢી ડગડગી.
બળબળતી સગડી તપ્યાં, વાતોના ગપ્પાં હોંકયાં,
ગરમ કપડાં પહેર્યાં ને શાલદુશાલા ઓઢયાં.
ટાઢ ઉડી ને વસંત બેઠી
ઠંડી નથી લાગતી, સગડીએ નથી તાપતાં.
ગરમ કપડાં કાઢી નાખ્યાં; શાલદુશાલા મૂકી દીધા.

ગિ૦



## જરા ગમ્મત

વીરુ—હરબાળા, અહીં આવ, એક વાત કહું.
હરબાલા—શું છે ?
વીરુ—પણ કાનમાં કહેવાની છે
હરબાલા—પણ કહેને અહીં કોણ સાંભળવાનું છે ?
વીરુ—ના, કોઈ સાંભળે તો.
હરબાલા—(કાન ધરી) લે કહે.
વીરુ—( કાન પાસે મોઢું લઈ જતાં જરાક હસતી અચકાતી ) એ....
કહીને એક મોટી ફૂંક મારી.

ક૦



# લગારેક નંદના છૈયા !



લગારેક નંદના છૈયા !
આવો મારી ગાયને દોવારે,
મારી ગાય તો તુજને હળી
તુજને દોવા દે,
રોજનો પૈસો રોકડો કાના !
મુખથી માગી લે— લગારેક૦

હોરને છેડે નોંધણું કાના !
વાછરૂં વાળીશ હું,
ગાવડી પાસે ઉભી રહીશ,
ગાવડી દોજે તું. લગારેક૦

સંગ્રાહક: મોંઘીબ્હેન

# " શી મારી બહાદુરી ! "



" ક્યાં ચાલ્યા ? "

" આ જોને મારે માથે થઇ છે. નાના છોકરાં કંઈ સખનાં રહે છે ? કુતરો મળે તો પૂંછડીએ ડબલું બાંધે. પતંગિયાંને તો દીઠાં ન મૂકે. બેસે નહિ ને બેસવા ય ન દે. ગધેડું ભાળ્યું કે એ....બધા ' હો ' ' હો ' કરતાં પાછળ : છોકરાની કંઇ જાત છે ! "

" પણ છે શું કહો તો ખરા ? "

" આ લોગ લાગ્યાને હું હાથ પડયો. મને શી ખબર કે આવું કરશે ? હું તો દૂધ પીતો હતો. ત્યાં આ હળવેક દઇને ગળે બાંધી દીધી પતરાની તલવાર !

દિ ને રાત ખણુંગ ખણુંગ. જરાક ચાલું ત્યાં ખણુંગ ખણુંગ: મારે તો હવે કરવું શું ?

ખણુંગ થાય ને ઉંદર જાણી જાય: ખણુંગ બોલેને ચકલાં ઉડી જાય છે:

ભૂખે ય કેટલા દિ મરવું ? "



" વાહ આ તો બહુ શોભે છે ! સિંહે ય આવો શોભતો નથી: જાણે મોટા શૂરવીર "

" પણ ભૂખે મરૂ છું તેનું શું ?"

" ચાલો, ચાલો, મારે ત્યાં ચાલો: હું તમારી રાણી ને તમે મારા રાજા: ઉંદરડા હું લાવી આપીશ: પછી તમારે કાંઈ ફીકર નહિ.

બીલાડી-બીલાડો સાથે રહે છે સાથે ખાય છે સાથે પીવે છે ને મોજ કરે છે.

× × ×

" બીલ્લી-બ્હેન દેખાતાં કેમ નથી ? "

" ક્યો જાણતા નથી અમારા રાજ આવ્યા છે. અમે એની રાણી, બહાદુરના એ બેટા છે, શું એની વાતો ! "

" જોવા આવું ? "

" હા, જરાક જાળવજો આકરા છે ચીડાય તો તો.............."

× × ×

સરદાર ! સાંભળ્યું ? આ વરૂ આવ્યું છે. રાજને મળવા અને લડાઇ-ઓની વાત સાંભળવા.

" ખણુંગ, ખણુંગ, ખણુંગ. બિલાડા ભાઈ તો બહાર આવ્યા.

બહાર મોટું બધું વરૂ તે કહે " રામ રામ "

બિલાડાભાઇના બાર વાગ્યા જીવ લઈને જવું ય કયાં ? પૂંછડી ઝાલી પીઠ ઉંચી કરીને ઘુરરરર ઘુરરરર છાતી તો ધડક ધડક થાય:

બહાદુરીની શી વાત ! વરૂ કહે બાપો, આ બિલાડાભાઈ ખીજાણા.

વરૂ તો જાય ઉભી પૂંછડીએ ભાગ્યું.

" વરૂ-ભાઈ, વારૂ-ભાઇ, ઉભા તો રહો. કયાં ભાગ્યા ? શ્વાસે ય માતો નથી. "

" ભાઇ વતવા દે સે. જીવ લઇને ભાગ્યો છું.

" પણ છે શું ? "

" આ બિલાડી છે તે પરણી આવી છે, કોણ જાણે કયાંનોય છે ? મને તો મારી નાખત. તલવાર લઇને એવો તો દોડયો ! "

રીંછ કહે—જા, જા, બાયલો છો મને જવા દે.

× × ×

" કાં ? બરરાજા ! કેમ છે, બહાર તો પધારો. જરા દિદાર તો જોઇએ."



" ખણુંગ, ખણુંગ, ખણુંગ."

બિલાડા ભાઈ તો પધાર્યાં. ઝાડી પૂંછડી, ઉંચી પીઠને " મ્યાઉ " મ્યાઉ. રીંછ તો જાય ભાગ્યું.

× × ×

સિંહ કહે " વર રાજાને જમવા નોતરીએ "

વરૂ—પણ પછી

સિંહ—નીશાન તાકું ત્યારે તૂટી પડજો.

વાઘ—હાં, હાં એ મજાનું.



સિંહ કહે—વરૂભાઇ જરા નોતરૂં આપવા જશો કે ? તમે ઘર ભાળ્યું છે."

વરૂ—તૈયાર જ છું ને ? પણ મારા પગમાં કાંટા લાગ્યો છે. અરરર કાંઇ પીડા છે. આ રીંછને મોકલોને એણેય ભાળ્યું છે.

સિંહ—કેમ રીંછભાઇ તૈયાર છો ને ?

રીંછ—મારી તે ના હોય ? પણ....આ તાવે બળી મરૂં છું: હાથ તો લગાડો.

સિંહ કહે, " ત્યારે હાથીભાઇ તમે જ જાઓને."

હાથી કહે–ખુશીની વાત છે. પણ ધીમું કામ મારૂં. આ ઉંટને મોકલો કે ઝટ પાછો આવે હું તો આઠ દિ કરીશ.

ઉંટ કહે, " ના કોણ પાડે છે ? પણ રસ્તો જ કોણે ભાળ્યો જ છે ! મારૂં કામ તો રથનાં. વનમાં તો હું ભૂલો પડું."

સિંહ કહે, " ત્યારે સસલાભાઇ તમે જ જાઓને ? તમારા પગમાં કાંટો નથી લાગ્યોઃ તમને તાવે નથી આવ્યોઃ ને દોડવામાં તમને કોણ પુગે ? રસ્તો તો તમે જ જાણો છો ?

× × ×



બિલાડા ભાઇ તો આમ જુવે ને તેમ જુવે.

" એની બધા કયાં ગયા ! "

" રાજથી બી'ના ને ભાગી ગયા."

" હવે જમવા ચાલો બીઓ છો શાના ? "

" મારૂં તો મોત આવ્યું છે."
" મોત ને બોત: જમવા ગયા વિના નહિ ચાલે: સિંહને કાંઈ ના પડાય?
" એક વાર સિંહ ખીજાણો તો પછી થઈ રહ્યું."
" ઠીક ત્યારે "

× × ×

" ખણુંગ, ખણુંગ, ખણુંગ. "



સસલું કહે–હું આ હમણાં જ ખાઇને આવું છું.

સસલાભાઇ તો પલાયન, ત્યાં તો વાઘ, વરૂ, ઉંટ ને હાથી કયાં ના કયાં સિંહ કહે–આ પેટી વાંસે સંતાવા દે પછી કયાંથી ભાળશે?"

સિંહ તો પેટી વાંસે સંતાયો.

બિલાડા ભાઇ આવ્યા ને પાટલે બેઠા.
પાસે સિંહ બેઠો, સામો વરૂ બેઠો,
પણે વાઘ બેઠો, પણે સસલું બેઠું,
આમ-રીંછ બેઠું, તેમ ઉંટ બેઠું,
બીલ્લીબાઇ વા ઢાળે:
કા કા કરતો કાગડો આવ્યો ને રોટલી ઉપાડી.
સરરર કરતાકને બીલાડાભાઈ ઝાડ ઉપર.
કાગડાના શા ભાર! પીંછડે પાછડા નોખા!

રીંછ—" મને તો પેટમાં દુઃખે છે મારે નથી ખાવું. રીંછ ઝાડ પાછળ સંતાઇ ગયું.

" વાહ! શી આરી બહાદુરી?"
" વાહ! શી રાજની બહાદુરી?"



# દેડકાંની વાતો

બણુ—ચાલને બાબી, આપણે દેડકાં જોઇએ.

બાબી—કયાં પણે પેલી કુડીમાં છે એ ?

બણુ—હા, હા, કાલે તો એમાં બે હતાં ને આજે એનાં ચાર થયાં છે !

બાબી—બબલી, આ મોટો દેડકો કયાંથી આવ્યો હશે ?

બણુ—કોણ જાણે, રાને અંધારામાં હાલતાં હાલતાં પડી ગયો હોય તો !

બાબી—હમણાં અંધારું ઘણું છે. આ વરસાદ આવ્યા કરે એમાં ચાંદો તો નીકળતો જ નથી.

બણુ—બાબી, બાબી, જો તો પેલું દેડકું મોઢું ઉંચું કરીને આપણી સામે જુએ છે.

બાબી—એ દેડકાભાઈ ? શું અમારી સાથે વાત કરવી છે ? બોલો જોઈએ શું કહેવું છે ?

બણુ—દેડકાંને તો ડરાઉં ડરાઉં આવડે. એ કાંઇ આપણી જેમ ન બોલે.

બાબી—પણ એ ડરાઉં ડરાઉં શું કામ બોલતાં હશે ? હું કાંઇ એનાથી બીતી નથી, ભલેને ડરાવે.

બણુ—એનાથી કોણ બીએ. હું તો સિંહથી બીઉં.

બાબી—ઠીક એ તો. પણ જો તો પેલું ટીનુકડું દેડકું કેવું તરે છે ! આમ આમ હાથ હલે છે.

બણુ—એમ તો કુંડીમાં હું એ હાથ હલાવું છું; પણ તરાતું નથી.

બાબી—એ તો બચુભાઇ જેવડાં થશું ત્યારે આવડશે.

બણુ—આપણે દેડકું પકડશું ?

બાબી—પણ એ ભાઈશાબ કુદુક કરતા કુદી જાય એનું શું ?

બણુ—એ તો બચુભાઇ જ એને પકડી શકે, દેડકું બેઠું હોય તેમ બચુ ઝડપ દઇને પકડી લે !

બાબી—મારે એનું પેટ જોવું છે.

બણુ—હા, હા, પેટતો એવું પોચું પોચું. મેં તો એના ઉપર હાથ ફેરવી જોયો છે. બચુએ પકડયું હતું ત્યારે.

બાબી—અરે એને કોઈ પકડે ત્યારે એનું ગળું એવું હાલે !

બણુ—ને પગતો આમ થઇને ટીંગાય.

બાબી—ચાલને બચુને કહીને એક દેડકું પકડાવીએ. બચુભાઇ, બચુભાઈ, અહીં આવોને અમને દેડકું પકડી દ્યોને.

બણુ—એ તો ઘરમાં બેઠા હશે. લે હું એને બોલાવી લાઉં.

ગિજુભાઈ

———

# ઘંટી

પટલાણીની કાંઇ ઘંટી. જાણે મોટા રથ !

હું કહું, " પટલાણી, આવડી મોટી ઘંટી તમે શે ફેરવી શકો છો ? અરે રામ ! મારા એક હાથે તો આ ફરતી ય નથી."



પટલાણી—"નાની ઘંટીમાં દળવું શું ? ચપટી ચપટી ઓયણું લ્યે. ટચલી આંગળીએ ફેરવીએ તોય ફરે. એમાં તે કયારે દળાય ? એમાં હાથમાં શું આવે? ત્યાં કાંઈ શું છોકરીયું ની રમત હતી ? હાથમાં ઘંટી છે એમ તો લાગવું જોઇએ ને ? આડીઉં આડીઉં ઓયણું લે ને અડધા કલાકમાં માણું ઘઉં પૂરા, એનું નામ ઘંટી. નાની ઘંટી તે કાંઈ ઘંટી ?"

હું કહું, " આ ઘંટીનો મારાથી એક આંટોય વળતો નથી ! "

પટલાણી—ઇ તમથી નો ફેરાય. ઇતો અમારાં જ કામ.

વાહ રે પટલાણીની ઘંટી !

કમળાબ્હેન



# કોયલ

મ્હેં તો કોયલ દીઠી બ્હેન !
રંગે કાળી કાળી બ્હેન !

વાડીમાંના આંબા ઉપર ટહુકા મીઠા કરતી,
ઘડી ટહુકી, ઘડી લપાતી, ઘડીક ઉડી જતી;

મ્હેં તો કોયલ દીઠી બ્હેન !
રંગે કાળી કાળી બ્હેન !

રંગે કાળી, કંઠે મીઠી, છાનીમાની આવે,
'કુહૂ, કુહૂઉ, કુહૂ' કરીને એવી બ્હેન ! હસાવે;

મ્હેં તો કોયલ દીઠી બ્હેન !
રંગે કાળી કાળી બ્હેન !

કોયલ ટહૂકી, વસંત આવી, ફૂલ મધુરા ખીલ્યાં,
વાંસળી વાતાં અમેય આજ ખૂબ મઝેથી ખેલ્યાં;

મ્હેં તો કોયલ દીઠી બ્હેન !
રંગે કાળી કાળી બ્હેન !

જોવી હોય તો કાલ સવારે જરીક વેલી ઉઠજે,
ધીરી ધીરી આંબા હેઠે જઇને એને જોજે;

મ્હેં તો કોયલ દીઠી બ્હેન !
રંગે કાળી કાળી બ્હેન !

જ્યોત્સ્ના શુક્લ



| ટુંકું નામ | આખું નામ |
|---|---|
| સુશી | સુશીલા |
| જસી | જસવંતી |
| કમુ | કમળા |
| વિદુ | વિદુલા |
| વિજુ | વિજયા |
| ઇચ્છુ | ઇચ્છાકુમારી |
| લીલુ | લીલાવતી |
| દીલુ | દીવાળી |
| સંમુ | સંમરત |
| યમુ | યમુના |
| × × | × × |
| જટો | જટાશંકર |
| ભગો | ભગવાન |
| લખો | લખમણ |
| જગો | જગજીવન |
| દામો | દામોદર |
| વનો | વનમાળી |
| દેવો | દેવશંકર |
| ભીમો | ભીમજી |
| ગવો | ગવરીશંકર |
| રામો | રામશંકર |

૬૦

## જૂનાં વરતો અને ઉખાણા

સુન્દર સરોવર સાર
નૌતમ નીર ભર્યાં છે
નહિ આરો નહિ પાળ
ઠારો ઠાર ઠર્યા છે
નહિ વનસ્પતિ વેલ
પાન વિણ મૃગ ચરે છે
મૃગ મારનાર જણાતો નથી — કોડીયાનો દિવો ને
મૃગ મારી ને મરે છે. — પતંગીયું.

ધરા ઉપર ભરીયા ઘો
ગગનાસર બાંધ્યું ગળે
પવને જળ [1]પેખસ નહિ
મછલે જળ [2]માણસ નહિ. — નાળીએર

ભમે ભમે પણ ભમરો નહિ
કોકે જનોઇ પણ બ્રાહ્મણ નહિ
તેલ માગે પણ હનમાન નહિ
લોટ માગે પણ ભિક્ષુક નહિ — રેંટીયો

વેંત જેવડી વરખડી
ઢાલ જેવડાં ફૂલ
કાચા કમળ ઉતરે
પાકયે થાયે મૂલ. — ચાકડો

ગાય વિંયાણી ગોંદરે
વાછરડું વાડા માંહ્ય
દોનારી ઝૂલે પારણે
એના છોરૂડા લશ્કર માંહી. — બંદુક

---

[1] પેખ્યું નહિ.—દેખ્યું નહિ. [2] માણ્યું નહિ.

પાંચ વેંતની પૂતળી
મૂખ લોઢાના દંત
નારી સંગે નિત રમે
ચતુર વિચારો સંત — સાંબેલું

દસ ભુજ દસ નેન
પંચ વદન જીવ ચાર
દો નેને દેખે નહિ
પંડિત કરો વિચાર. — કાકડી.

કટ કટ કરતું કણસલું
નાના મોટાં પગ
મોટો ચાલે બાર ગાઉ
નાનો ચાલે ડગ. — ઘડીયાળ

છ પગનું છું સુંછું,
ચોટે ચાલ્યું જાય;
નામ દઇને કહુંછું બાપુ
જુઓ, બાપુ જુઓ. — જુઓ

છ પગ છાપરે
બે ડબા દુજે
વાંસે રહ્યું પૂંછડું
એનું કાંઇ સુઝે. — તાજવું

ધાર ઉપર ધનીયો દોડયો જાય. — અસ્રો

વડલા ઉપર વેલ ધડુકી જાય. — કાંચકી

અંગસ બેલી જંગસ બેલી,
જંગસના દરવાજા;
આવો સુંદર વરણી નારી,
ઘર કરું એ તાજા. — સાવરણી

# સુંદર વાચન

શીતળને પીઠ ધરી
પંચમનો સુર કરી
ધીરજને ધારી ધારી
ધીમે પગે ચાલે છે.
કોણ એક ઢોર ઢોર
બુદ્ધિ તણો દિસે ઠોર
કામનો એ પીઠ ચોર
મૂરખનો જામ છે. ગધેડું

શલી અને કાચ સાથે
સજાયાને ધરે હાથે
દાઢીમૂછ બોત નાખી
વાળને વિદારે છે
કોણ છે એ નરશૂર
પાંસળી અધિક પૂર
પાડો મૂંડે શૂરવીર
સાચો શું હજામ છે? હજામ

વાંસલાને વાંસે ધરી
કરવત હાથ કરી
લાકડાનો પાકો અરી
વાંકા વળી વેરે છે
કોણ એ કઠોર જાત
કઇ હશે એની નાત
કોણ એના માત તાત
રખે શું એ ચોડીફાડ સુતાર

બેઠી હતી બેઠી હતી
ચૂલા પાસે બેઠી હતી
હસતે મુખે બેઠી હતી
ખોળે બાળક બેઠી હતી
મીઠે બોલે બેઠી હતી
મીઠું ખાટું દેતી હતી
બેઠી હતી બેઠી હતી
ચૂલા પાસે બેઠી હતી બા

સૂતું હતું સૂતું હતું
આંખો મીંચી સૂતું હતું
ઘોડીયામાં સૂતું હતું
ગોરા ગોરા ગાલ હતા
નમણું તેનું નાક હતું
મોંએ એને ટાલ હતું
સૂતું હતું સુતું હતું
આંખો મીંચી સુતું હતું બાળક

માથે મોટી હેલ હતી
હાથે એક ગાગરને
નદીએથી આવતી'તી
રમઝમ ચાલતી'તી
ધમધમ ધરણીએ
માથે મોટી હેલ હતી
સાથે એક ગાગરને
નદીએથી આવતી'તી પણીયારી

# પટેલની વાતો

અમારે ઘેર શવજી પટેલ આવેલા. એ બજાુડમાં રહે છે. સારા માણસ છે.

તે કહે, "ઓહો! આ વરસનું કાંઈ ચોમાસુ. શું એની વાત કરું ? આ બાવીસ વરસે આવું ચોમાસું ભાળ્યું! ઢોરની તો ચાર ચાર પેઢીની ભૂખ ભાંગી."

એ....ન સાંકળે વાછી ન કરવી ને ઉભાં ઉભાં ચરવું. કાંઇ ખડ કાંઇ ખડ !

અમારી ભેંશ તો પુંછડે પડી'તી. પણ અટાણે દોઢસો રૂપીએ માગે એવી થઈ છે. હાડક્યું કયાંઈ કળાતું નથી !

કાંઈ બાજરો ઉભો છે ? ન પૂછો વાત. બાજરો કે' હું વધું ને ખીજડો કે' હું વધું. સાંઢીયા ઉપર બેસીને માણસ નીકળે તોય દેખાય નહિ. સાંજે બાજરામાં હાલો તો તો ભૂલાજ પડો. દેન નહિ કે માલીકારથી નીકળી શકો. માલીકાર ચોર પડ્યા હોય તોય નો દેખાય !

મેં કીધું-ત્યારે મારે બાજરો જોવા આવવું પડશે. ઘણું સાતમ આઠમ ઉપર આવવું હતું. રાસડા લખવા'તા. બેઘડી આનંદ થાત પણ અવાણું નહિ.

પટેલ-આવવું ? તુંને આપણી દૂધી વહુને કાંઇ રાહડા આવડે સ. ઈ તો બોલોમા દૂધી વહુ ન્યા કોના ભાર કે બીજું ગાય ? કાંઈ ભેંકારે કહી હકે નહિ લાંબો સાદ કાઢીને ગાય છે કાંઈ !

"ગોઝારાં ગોરીઓ ગાળોરે
શમવાળો કર્યો શેકાણો."

ઈ તો મારો દૂધીઓ સાવજ પટેલ, શાક તો ઘણું બધું લાવ્યા !

હા શાક તો ઘણું થયું છે; પણ વેલામાં ને ખડમાં ગુંચવાઇ ગયું છે. આજ તો છોકરાને કીધું "જા લઇ આવ તંઇ માંડ આટલું લાવ્યો."

ગિજુભાઈ

# કાળો પાણી વાળો.

અમારું ગામ નહિ શહેરમાં કે નહિ ગામડામાં. નહિ ત્યાં ઘેર ઘેર નળ કે નહિ ત્યાં પાદરમાં નદી કે નવાણ. ગામની નદી "ઉતાવળી." નામ એવાજ ગુણ. ચોમાસામાં બે કાંઠે પાણી ને ઉનાળામાં બે કાંઠે કાંકરા! ઉનાળામાં પાણીનો બોકાસો બોલે છે. એટલે બધે પાણી જવું એટલે જગન્નાથજીની જાત્રા. એક કલાકે એક બેડું આવે! પાણી લાવવું એટલે વહેતું પાણી ભરી લેવાનું નહિ. કુવામાંથી સીંચી લેવાનું પણ નહિ. કુવાનું પાણી ભાંભળું આવે. એતો નદીએ જઈ વીરડો ગાળવાનો. પાણી ઉલેચવાનું ને આછરે એટલે છાંલીએ છાલીએ ભરવાનું. અમારા ગામમાં પાણીનું દુઃખ પૂરેપૂરું.

કાળો ત્યાં પાણી વાળો. કાળો એનું નામ હતું. રંગે તો ઘઉંવર્ણો હતો.

કાળે પાણીની ગાડી કરેલી. અમે એનું પાણી બંધાવેલું. કાળો રોજ સાંઝે પાણી લઇને આવે ને આઘેથી સાદ પાડેઃ "એ....હાલજો બાપા, પાણી ઉતારવા." કાળો ધકબક કરતો આવે. કાળાને કેટલાય ઘરાકો. દિ આખો ગાડી હાંકે પણ સાંજેય નવરો ન થાય. કાળો આવ્યો કે સૌ પાણી ઉતારવા દોડે.

"એ કાળાભાઈ આવ્યા. ચાલો ઉપાડો ગોળી, ગાગર, ઘડો, માટલું, કળશો જે હાથ આવે તે." "ઉપાડો મારા બાપા. લાવો લાવો ઝટ ઠામ લાવો, એ નહિ લાવો તો હું મારે હાલ્યો."

કાળો ઉતાવળો ખરો પણ ભલોય ખરો. ઉતાવળ કરે પણ ભાગી ન જાય. કોઈ પાણી ઉતારનાર ન હોય તો પોતે ઉતારે. કોઇ ગળનાર ન હોય તો પોતે ગળે. કોઈ વીંછળનાર ન હોય તો પોતે વીંછળે ય ખરો.

કાળો જાતનો કોળી પણ એમતો બ્રાહ્મણ વાણીયા જેવો સુંવાળો. મોડો વહેલો પાણી પહોંચાડે જ પહોંચાડે. ભલેને સાંજ પડી ગઇ હોય. ને વખતે રાત પડવા આવે પણ કાળો આવ્યા વિના ન રહે. બાપા કહેશે, "હવે કાળો નહિ આવે. પાડોશીને ત્યાંથી ઉછીનું પાણી લાવો." ત્યાં તો કાળો દેખાણોજ છે.

"કાં ભાઇ વાર કેમ લાગી?" કાળો કહેશે. "એતો ગજાનન ભાઇને ત્યાં વધારે પાણી જોઈતું હતું. તે ફરી વાર ભરવા ગયો હતો."

બાપા કહેશે, ખરા, ખરા, આ
કોળી બીજો.
કાળો કહેશે, કાળો પાણી વિના
રાખે કે?
કાળો અમારો પાણી વાળો.

ગિજુભાઈ

# ડો શી મા.

ડોશી પાંસઠ વર્ષના; પણ ખખડધજ,

કેડ શું વળતી'તી ? આંખે ઝાંખપ શેની ? કપાળે કરચલી કેવી ?



ડોશી હાલે તો ધમ ધમ થાય. ડોશી બોલે તો જાણે રણક્યાં.

માડીનું શરીર જૂના જમાનાનું. માએ નાનપણમાં ખાધલ પીધલ ઘરની ભેંશોનાં ઘી દૂધ.

મા નાનાં હતાં ત્યારે ઝાડે ચઢી ઓળકોળામણાં રમતાં. શીમમાં જઈ છાણ મેળવતાં. નદીએ જઈ તરતાં. ઘંટીએ બેસી દળતાં. ને ધમ્મર વલોણા ધમકાવતાં.

વીશ વરસથી માજી એવાં ને એવાં ખડેલાં જેવાં છે. એનાં એ નાક મોં, એના એ હાથપગ. એવી ને એવી થડી. એક માથે કાળાં મટી ધોળાં થયાં છે.

હજી ડોશી કાશીમાથીએ વહેલાં ઉઠે. ડોશી નવી ભાભીથીએ વહેલાં ઉઠે !

ઉઠીને કહેશે, "એલાં સૂઈ કયાં રહ્યાં? આટલું બધું કામ પડયું છે ને."

પાંસઠ વરસે પણ ડોશી બે પવાલાં દળવાના તો ખરાંજ.

ને વહુઓ કામમાં હોય તો ડોશી છાણું થાપે ને વાસીદુંએ વાળે. બે રોટલા ઘડવા હોય તો ઘડી પણ નાખે. અડયું ન રહે.

માડી કહેશે. "કામ ન કરીએ તો હાડકાં હરામના થઈ જાયના !"

માજી હજીતો જુવાન જેવાં છે. પણ જુવાન જેવા પણ ડોશીમાના. આની માતો ખરાંજ ના !

ડોશીમાં દાંતે બજરતો દેજ દે. બપોરે ડોશીમાં કથા સાંભળવા તો જાય જ. સાંઝે માજી દર્શને પણ જાય. રાતે માડી છોકરાંને વાતો કહે ને રમાડે. રાતે માડી માળા ફેરવે.

ગિજુભાઈ

# માતા કોને વિસરે ?

માતાને આંગણુ રે રૂડા આંબલો
ત્યાં રમતાં દિને રાતઃ માતા કોને વિસરે ?
માતાએ પીરસી રે રૂડી લાપશી,
માંહી ગોરી ગાનાં ઘીઃ માતા કોને વિસરે ?
માતાએ ગુથ્યાં રે રૂડાં માથડાં,
માંહી ટહર્યું લીધી ત્રણઃ માતા કોને વિસરે ?
માતાએ ઢાળ્યા રે રૂડા ઢોલીઆ,
ઓશીકે નાગરવેલઃ માતા કોને વિસારે ?

---

સો આંબા સો આંબલી
બસો બીજાં ઝાડ
ફૂલવિના ફળ નિપજે
રાજાભોજ કરે વિચાર. ચેપડી
સો આંબા સો આંબલી
બસો બીજાં ઝાડ
પાન વિના ફળ નીપજે
રાજા ભોજ કરે વિચાર. કરડું

---

અધ ખોલું અંગ હતું
મોટી એની ફાંદ હતી
પીળા પીળા વણતો'તો
તાવડામાં તળતો'તો
તાજવામાં તોળી તોળી
ઘરાકને ધરતો'તો
અધ ખોલું અંગ હતું
મોટી એની ફાંદ હતી કંદોઇ

# ઘર પછવાડે કાંગ વાવી, ઝંમરે ઝાંઝરીઆં લ્યો.



ઘર પછવાડે કાંગ વાવ્યાં, ઝંમરે ઝાંઝરીઆં લ્યો.
કાંગનાં તો ફૂલ આવ્યાં, ઝંમરે ઝાંઝરીઆં૦
ફૂલ મેં ગાયને આપ્યાં, ઝંમરે૦
ગાયે મને દૂધ આપ્યું, ઝંમરે૦
દૂધની મેં તો ખીર રાંધી, ઝંમરે૦
ખીર મેં તો ભાઇને પીરશી, ઝંમરે૦
ભાઇની એંઠી મેં ખાધી, ઝંમરે૦
ભાઇએ મને ચુંદડી આપી, ઝંમરે૦
ચુંદડીનો છેડચો પલળ્યો, ઝંમરે૦
ચુંદડી મેં તો નેવે સુકવી, ઝંમરે૦
નેવેથી તો કાગ લેઇ ગયા, ઝંમરે૦
કાગ વાંહે હું દોડી, ઝંમરે૦
દોડતાં દોડતાં સોય જડી, ઝંમરે૦
સોય મેં દરજીને આપી, ઝંમરે૦
દરજીએ મને કોથળો આપ્યો, ઝંમરે૦
કોથળો લઇ ઘેર આવ્યો, ઝંમરે૦

સંપાદક : ગાંધીબ્હેન



# બાવાજીનો ઘોડો

બાવાજીને કાંઈ ઘોડો વ્હાલો !
બહુજ વ્હાલો. વ્હાલો વ્હાલો હીમ.

ઘોડાને નવરાવે ધોવરાવે; ખવરાવે પીવરાવે ને પંપાળે.

ગાડી લઇને તેડવા આવે ત્યારે આપણને જતાં જરા વાર લાગે તો બાવાજી નીચે ઉતરી ઘોડાને પંપાળવા મંડી જાય.

કાંતિ કહેશે, " બાપુ! હું ઘોડાને પાણી પાવા જાઉં ? "

બાવાજી કહેશે, 'ના, તને ન ફાવે. ઘોડો તરસ્યો રહે.'

કાંતિ કહે, "બાપુ, આજ તમારો ઘોડો જોડી જાઉં ? "

બાવાજી કહેશે, "નારે ભાઈ! તને ઇ ઘોડાને હાંકતાંજ ન આવડે."

બાવાજીના મનમાં એમ કે જાણે રખે ઘોડો દુવાઈ જાય.

ઘોડોય પણ એવો કે બસ બાવાજીનો હાથ વરતે, બાવાજીનો સાદ વરતે, બાવાજી હાથમાં લગામ લે એટલી વાર. તેને હાંકવો ન પડે એની મેળે જ ઉભો રહે. જાણે બધું જાણતો ન હોય !

બાવાજીનો કાંઈ ઘોડો ! !
બાવાજીને ઘોડો બહુજ વ્હાલો.
વ્હાલો વ્હાલો હીમ.

મોંઘીબ્હેન



# મિ યાં ભા ઈ

એક હતો મિયાં, એ જાય પરગામ. બીબીએ રૂપાળાં કુણાં ઘેબર જેવાં ઢેબરાં કરી દીધાં.

ભાતુ લઇને મિયાં હાલ્યો. કાઠીયો દેશ તે ભેગો એક કાઠીનો સથવારો થયો.

આઘેરાક હાલ્યા એટલે મિયાંએ પૂછયું. "કાઠીભાઈ, તુમારા નામ કયા?"

કાઠી કહેઃ—મારૂં નામ વાઘો.

મિયાં મનમાં કહે—મેરે સાલે કાઠીભાઇને મેરેકું ડરાયા!

કાઠીએ પૂછયુંઃ "જમાદાર, તમારૂં નામ શું?"

મિયાં કહે, "હં..........મેરા નામ? મેરા નામતો દો બાઘ, દો બાઘણીઆં, ઉપર દો કુ કુ ઓર ઉપર વીછુકા ટોકરા."

બે ય જણા બાવળની કાંટમાં ચાલ્યા જાય છે. ઘાટીગર, ટાઢો છાંયો. સૂરજનો તડકો તો માંડ માંડ આવે. માણસનું જણ્યું ત્યાં ફરકતું નથી.

ત્યાં વાઘવરૂની બીક ભારે. વાઘવરૂનાં રહેઠાણ ત્યાં. કયારેક કયારેક તો વાઘવરૂની બૂમો સંભળાય.

મિયાં કહે, "કાઠીભાઈ, યહાં કુછ બીક જૈસા હૈ."

કાઠીભાઈ કહે, "અરે બીક કેવી!"

રસ્તા વચ્ચે એક કુવો ત્યાં ઠંડકમાં એક વાઘ પડેલો.

કાઠી કહે, "જમાદાર.....તમે કહેતા હતાં ને કે 'મારૂં નામ તો બે વાઘ ને વાઘણીયું' ત્યારે આ એક બેઠો છે તેને તો ઉઠાડો."

મિંયાં તો પાછો ભાગવા જ માંડયો ને કહે, "નારે ભાઈ, મેરા નામ તો મિયાં કુસકળ હે."

કાઠીએ તરવારનો એક જ ઘા કર્યો. ધડથી માથું નોખું.

મિયાંભાઇની તો સુએલા વાઘ પાસે થઈને ચાલવાની હિમ્મત નો'તી, કાઠીએ બાવડું ઝાલી આગળ કર્યો.

આઘેરાક હાલ્યા. ત્યાં થોરની વાડ પાસે એક બાજવણીનું જાળું ખીલેલું. પીળાં રેડ ફૂલ ઉઘડેલાં. કાઠી એને પાઘડું ઉતારી પગે લાગ્યો. ને દીધું "માતાજી, તમે અહીં કયાં ઉગી પડયાં છો?" મિયાંએ કહ્યું.

"કાઠીભાઈ એ કયા હે?" કાઠી કહે "એતો અમારી દેવ છે." મિયાં કહે, "અચ્છા" થોડીવારે મિયાં બોલ્યો, કાઠિભાઇ "તુમ આગળ ચાલો મેં આતા હું." કાઠી કહે, "ઠીક" એ તો ઝપાટા બંધ ચાલવા માંડયો.

પાછળથી મિયાંએ ખાજપણીના પાંદડાં, ફૂલ ને દોડવાં બધું દોથો ભરીને તોડયું. પછી પોતાના સાથળમાં ને સાથળના મૂળમાં ઘસવા લાગ્યો. ને બોલવા માંડયો. "સાલે સાલે કાઠીભાઇ કી દેવ. સાલે કાઠીભાઇ કી દેવ." ઘડીક થયું ત્યાં તો બળતરા હાલી. કયાંઇ રહ્યું ન જાય. કાઠીની વાંસે દોડયો. "એ...... કાઠીભાઇ, એ......કાઠીભાઈ તુમારી દેવકું વારો, દેવ બ્હોત બુરે."

કાઠીએ પાછળ જોયું ને કહે "મારે સાળે ખાજવણી ભૂંસી-લાગે છે. એ મિંયાંભાઇ શું છે? શું એરૂ કરડયો કે વીંછી કરડયો?" મિયાં, "અરે ભાઇ તમારી દેવ બ્હોત બુરે."

કાઠી કહે. "મે નો'તું કહ્યું કે અમારી દેવ કંટા છે." શું કરવા અડયા? ઠીક હવે નિવેદ કરશો તો સારૂં થાશે.

મિયાં, "કોઈ બી ઉપાય લે મેરેકું અચ્છા કરો તો અચ્છા. મેરા જીવ નીકલ જાતે હે.'

કાઠી એને પાસેના એક ગામમાં લઇ ગયો. પાદર એક નાનકડી નદી વહે એમાં મિયાંને બેસાડયો.

કાઠી કહે મિયાંભાઇ રૂપીયા લાવોઃ પાંચ મારી દેવના નિવેદના ને સવા રૂપિયો તમારી દવાનો. અર્ધાના ઘી સાકર લઇને રૂ. પોણાસાત ખીસામાં નાખી થોડાં થોડાં ઘી સાકર ને થોડુંક માખણ લાવી મીયાંને સાથળે ચોપડયું. કલાક દોઢ કલાકે સારૂં થયું.

હવે જમાદારને ઢેબરાં સાંભર્યાં તે કહે, "કાઠીભાઇ, ભૂખ લાગી હે."

બને જણા ખાવા બેઠા, કાઠી બિચારો ગરીબ એને એક ટાઢો જારનો રોટલો ને મરચું, કેમેય ગળે ઉતરે નહિ. પાણીનો ઘુંટડો ભરતો જાય ને ખાતો જાય. આવી રીતે ખાતો જોઇને મિયાં કહે. કયા ખાતે હો.

કાઠિ કહે "ઘટક મેવાળો ખાઉં છું."

મિંયાને થયું, સાલા ઘટક મેવાલા કેસા હોય મેને તો કોઇ દિન ખાયા નહિ, કાઠિભાઇ મેરા ભાગ તુમ લો ઓ તુમારા મેરેકુ દો.

કાઠિભાઈ કહે "હા," કાઠી ઝટપટ ઢેબરાં ખાઈ પાણી પીને બેઠો: ત્યારે મિયાંએ માંડ માંડ બે ત્રણ બટકાં ગળે ઉતર્યાં.

મિયાંભાઇ કહે. "કાઠિભાઈ, હમારે તુમારા ઘટક મેવાળા નહિ ચીયે."

કાઠિભાઈ, "તો ભલે નાખી દો. ઘટક મેવાળાને. મિંયાં કહે, "હમારી રોટીયાં લાવ" કાઠિ કહે, "એ તો પેટમાં પડી ગઇ."

મિયાં ખૂબ રીસે બળ્યો. પણ કરે શું? વધારે બોલ્યું બોલે તો લગાવી-દે. પાસે પેસા ય ખલાસ થયા. અને ખાતાંય ખૂટયાં. મિયાંભાઇ વિલે મોંઢે ઘેર ગયા. કાઠિભાઇ માર્ગે પડયા.

કમળાબ્હેન

—※—

# ટીડા જોશી

પટેલ—મહારાજ ક્યાં જાવાં ?
ટીડો—આ સામે ગામ જાવાં.
પટેલ—આ કોકના બે બળદ આથડે છે, કોઈ ગોતતું હોય તો કહેજો ને કે રામા પટેલની વાડીએ છે.

( ૨ )

( ઉતારો )

પટેલ—આવો, આવો, જોશી મહારાજ. તમે ક્યાંથી ?
ટીડો—આ જજમાનમાં નીકળ્યા છીએ.
પટેલ—ઠીક થયું, ઠીક થયું. એલા છોકરા ! તારી વહુને કે'જે કે મા'રાજ સારે સીધું કાઢે, મા'રાજ આ કોઢિયામાં રસોઈ પાણી કરશો ના ?
ટીડો—હા પટેલ.

( ધનો પટેલ આવે છે )

પટેલ—આવો ધનાભાઇ, અત્યારે ક્યાંથી ?
ધનો—આ બપોર દિના બળદ ખોવાણા છે ક્યાંઇ ગોત્યાય જડતા નથી.
પટેલ—આ પૂછો ને આપણા ટીડા મા'રાજને બહુ ભારે જોશ જોતાં આવડે છે.
ધનો—મા'રાજ જુઓ જોઇએ.
ટીડો—[ ટીપણું કાઢી, આંગળા ગણી ]
આ ધન મકર, મીન મેખ, કુંભ ને કરમ, ધનાભાઇ. બળદ ધોળા છે કે ?
ધનો—( આશ્ચર્યથી ] હા, મા'રાજ છે તો ધોળા.
ટીડો—વરખ, વૃશ્ચિક, કન્યા ને વરઃ બળદનાં પૂછડાં લાંબાં આવે છે.
ધનો—સાચુ' મહારાજ.
ટીડો—આ સૂરજ, અંદર ને રાહુ; ઉગમણી દિશામાં હાલ્યા જાઓ, રામા પટેલની વાડીમાં બેઠા છે.

( ૩ )

( લાડવા ખાધા પછી )

પટેલ—કાં, મા'રાજ; ભોજન કર્યાં કે ?
ટીડો—હા પટેલ.
પટેલ—મા'રાજ, તમારૂં જોશ તો ભારે લાગે છે, બરાબર રામા પટેલની વાડીએથી બળદ હાથ આવ્યા !

ટીડો—વિદ્યા તો એવી છે. એ તો જોશવિદ્યા કહેવાય પટેલ.

પટેલ—ત્યારે મા'રાજ! એક જોશ જુવોને આજે પટલાણીએ કેટલા રોટલા ઘડયા છે?

ટીડો—એમાં તે શું પૂછયું? ટીપણુંય કાઢવું નહિ પડે, મીન, વરખ ને કન્યા. હયો આવી ગયું. કહો જોઇએ તેર રોટલા કર્યા'તા કે?

પોલ—ઓય તારીની, આ તો જબરૂ જોશ.

ટીડો—( રોફથી ) ત્યારે એમ છે. ગરૂ કાંઇ કાચો નો'તો ધાર્યો.

( ૪ )

રાજા—જોશી મહારાજ, પધારો.
આ જોશીને આસન આપો.

ટીડો—મહારાજની જે થાઓ.

રાજા—કેમ જોશી મહારાજ; તમે તો મોટા વિદ્વાન છો.

ટીડો—વિદ્વાન તો શું પણ.

રાજા—ના, એમ કેમ બોલો છો? તમારૂં જોશ તો અદ્ધર છે, જુઓ ત્યારે આપણે એક જોશ જોરાવવું છે.

ટીડો—( મુંઝાય છે, ને ડાકુ ધુણાવે છે )

રાજા—જુઓ, રાણીનો હાર ખોવાણો છે, કયાં છે ને કોણ લઈ ગયું છે તે બરાબર જોઇ આપો : જો જો ચૂકયા તો ઘાણીએ ઘાલીને તેલ કાઢીશ.

ટીડો—પણ....

રાજા—તમને પૂરેપૂરા રાજી કરશું સમજ્યા મા'રાજ. કોણ છે? મા'રાજને સીધા પાણીની ગોઠવણ કરી આપો; ને ઓલ્યો આપણો એક દાંડીયો મહેલ છે ત્યાં ઉતારો કરો.

( ૫ )

(રાતનો વખત )

ટીડો—આ તો ભૂંડી થઈ. જોશ જોવા બેઠા ત્યાં તો સપડાયા: આ નિંદરડીએ આવતી નથી. કયારનો ભજન કરૂંછું: પણ આવે ત્યારે ના? એ નિંદરડી આવ્ય, એ નિંદરડી. હે ભગવાન! કાલ આવી બન્યું આ ભોગ કયાંથી લાગ્યા? એ નિંદરડી આવ્યા એ નિંદરડી આવ્ય.

નિંદરડી—મા'રાજ એક ગનો માફ કરો: આ લ્યો રાણીનો હાર, મારૂ નામ ન લેશો. તમારૂં જોશ છે કાંઇ: કોઇને ખબર નહોતી કે નિંદરડીએ હાર લીધો છે.

ટીડા—જો, નિંદરડી; આ હાર રાણીના ખાટલા નીચે મૂકી આવ્ય: પછી તું તારે સૂઈ જા. જા તારૂં નામ નહિં લઉં. જોજે કોઈ જાગે નહિ.

[ નિંદરડી જાય છે ]

ટીડા—હાશ, હે ભગવાન, તારી કાંઇ કૃપા છે !

રાજા—કેમ જોશી મા'રાજ, જોશમાં શું આવે છે ?

ટીડા—સનમુખો કૃદંતસ્ય;

વૃશ્ચિક, ધન ને મીન ઉભા,
કુંભ કરણ ને રાવણે બેઠા.

રાજાજી હાર તો રાણીજીના પલંગ નીચે પડયો છે. કયાંઇ ખોવાણો ય નથી. ને કોઇએ ચોર્યો ય નથી.

રાજા—હજુરી, જાઓ જોઇએ, પલંગ નીચે હાર છે કે નહિ ?

[ હજુરી જાય છે, પાછો આવે છે ]

હજુરી—જી મહારાજ: હાર તો ત્યાં જ પડયો'તો.

રાજા—ખરા ટીડાજોશી ! ખરા આજથી તમે અમારા રાજ જોશી. લ્યો આ સરપાવ લ્યો.

ટીડા—મહારાજની જે થાઓ.

( ૭ )

રાજા—કેમ જોશીજી, મારા હાથમાં શું છે ?

[ ટીડા વિચારમાં પડે છે ]

પ્રધાન—જોશી, જો જો ! ભૂલ્યા તો આગરૂ જાવી છે.

રાજા—આગરૂ શેની, ભૂલે તો જીવ જાયના ? વર્ષાસન મફતનું ખાય છે ?

[ ટીડા વિચારમાં પડે છે ]

" ટપટપ કરતાં તેર જ ગણ્યા
વાટે જાતાં ધોરી મળ્યા
નિંદરડીએ આપ્યો હાર
કાં રાજા ટીડાને માર ? "

રાજા—એલા આતો જાણે છે ! જોશી કોને મારવાનું કીધું ?

ટીડા—કોને કેમ આ ટીડાને, બિચારા ગરીબને માર્યે શું હોરત મારી ? મારો ને કોક મીરને.

રાજા—જોશી મા'રાજ: શાબાશ છે: તમારૂં જોશ તો: ઓહો ! મારા હાથમાં ટીડડું હતું. તમે જાણી ગયા ?

ટીડા—જાણીએ જ ના ? જોશ કાંઇ જેવા તેવા ભણ્યા છીએ.

ગિજુભાઇ

# મારી આજી

બાની બાને અમે આજી કહીએ, એ બહુ હેતાળ, એવાં તો કોમળ કે બસ. બિચારાને અમે બહુ પજવીએ તોયે એમનો પ્રેમ એવો ને એવો.

મારી આજી કામ ચીંધે તે કરી આપવાનું મને ગમતું તો ખરૂં પણ કોઇ કોઇ વાર ના પાડીને એમને ખીજવવાનું પણ મન થતું. આજી મારા ઉપર ખૂબ ખીજાય ને ખીજાય એટલે મને મારવા આવે. હું તો દોડતી જાઉં ને હસતી જાઉં એટલે આજે ખુબ ખુબ ખીજાય ને આખરે હસી પડે.

કોઇ વાર તો આજીના હાથ પણ પકડી લઉં. આજી કહે, "દુર્ગે, દુર્ગે હીપહા તુઝી લેક કશી કરતે." દુર્ગે, (દુર્ગે આજે તારી છોડી કેમ કરે છે ?)

દુર્ગા મારી બાનું નામ, આજીની સાથે રમત થાય તે બાની સાથે ન થાય. બા આસપાસ હોય તો ઝટઝટ ડાહયા થઇને બેસી જવું પડતું. પણ બા પાસે ન હોય તો તો આજી કહે તે પહેલાં હુંજ કહેવા લાગું "દુર્ગે, દુર્ગે, હી પણ તુઝી લેક કશી કરતે."

આજી તો હસી પડે. મારા ઉપર કાંઇ સાચે સાચ ખીજાતાં નહતાં, ને હું પણ જાણતી કે સાચા ખીજાણા નથી એટલે અમારી ગમ્મત ચાલતી.

આજી પાસે ખાવાની ખુબ મઝાં પડતી, એ રસોઇ કરતાં હોય ત્યારે એ ચીંધે તેમની આસપાસ રહીને કામ કરવું. પછી દાળમાં ગોળ નાખે ત્યારે અમને એકાદ દડબું મળેજ. શાકમાં ટોપરૂં નાખે ત્યારે ટોપરાનું બટકું પણ ખરૂં જ. ચટણી માટે તલ શેકયા હોય ત્યારે તેમાંથીએ થોડા ચાખવાની મઝા આવતી.

આજી અગીયારશ કરે ત્યારે ફરાળમાં અમારો ભાગ ખરો. શેકેલાં શકરીયાં કાઢે ને કહે, "ચાલો, જેને અગીઆરશ ચાખવી હોય તે." કોઈ વખત કેળું મળે, કોઈ વખત ખજુર મળે, તો કોઈવાર રાજગરાની ખીર મળે, રીત સર પોતાના ભાગનું એક એક કેળું ખાવું તે કરતાં આજીની અગીયારશના કેળામાંથી બટકું બટકું ખાવું બહુ મીઠું લાગતું.

અગીઆરશ પછી ચાર પાંચ દિવસેજ અમે પૂછવા લાગતાં કે "આજી, હવે અગીઆરશને કેટલીવાર છે ?"

આજી રાત્રે જમતાં નહિ પણ થાલીપીઠ, ધાણીનો લોટ વગેરે જરા કંઇક ખાતાં. ત્યારે પણ અમારો ભાગ તો હોય જ.

કોણ જાણે કેમ આજીના ખાણામાંથી ભાગ મળે તે બહુજ મીઠો લાગતો.

અમારી આજીને અમે ચોખા વીણી આપતાં. દાળ, ઘઉં ને તલ પણ વીણી આપતાં. ઘઉંનો લોટ ચાળવાનું તો મને બહુ ગમતું. આંકમાંથી લોટ નીચે પડતો તે જોયા જ કરૂં. જમવાનો ઓરડો વાળવાનું આજી કહેતાં તે બહુ ન ગમે. બેઠાં બેઠાં વાળું તો આજી કહે મારા જેવી સાઠ વરસની ડોશી થઇ ગઈ છો કે ? વાંકી વળીને વાળ. ને વાંકા વળીને વાળું તો કેડ એવી તો દુખવા આવે.

પણ આજીના હેરાફેરા ને ધકકા ધુકકી ને બીજા નાનાં નાનાં કામો કરવાનું તો બહુ ગમતું કેમકે આજી બહુજ ગમતાં.

કોઇ દિ એમની બીક ન લાગે. મારી બા વઢે તોયે આજી અમને સંભાળી લેતાં, એટલે એમનું કામ કેમ ન ગમે ?

મસ્તીમાં ને મસ્તીમાં મેં મારી માજીની પાંસળી ભાંગી નાંખી હતી. તે સાંભરે છે ત્યારે બહુ દુઃખ થાય છે.

આજી આજે કોથળા ઉપર સુતાં ને કહેતાં " તારે, જરા પાય દેગ " તારા, જરા પગ દે ( એટલે પગથી કેડ દબાવ ) કઇ જગાએ કેટલો ભાર દેવો એની ખબર નહિ એટલે જોર જોરથી હું એની કડ ઉપર ને પગ ઉપર નાચું. કોઈવાર રમતમાં કુદકા મારૂં. હું નાની હતી એટલે કડ ઉપર તો ભાર સહન થતો. પણ એક દિવસ તો વાંસા ઉપર પણ જોરથી પગ મુકયો. બિચારાં ઘરડાં હાડકાં, પાંસળીનું હાડકું ભાંગી ગયું. સાવ ભાંગ્યું કે ખાલી દુખ્યું એની મને બરાબર ખબર નથી, પણ ઠટ્ એવો અવાજ તો થયો ને આજીને પીડા પણ ખુબ થઇ. એમાંથી તો એ સાજાં થયાં; પણ અમારા ગામમાં પહેલ વહેલો પ્લેગ આવ્યો ને આજીને ને મારા બે ભાઇઓને પ્લેગ થયો તેમાં ભાઈઓ સાજા થયા; પણ આજી દેવ થયાં: ગુજરી ગયાં— મરી ગયાં.

આજી મને ઘણીવાર સાંભરે છે.

તારાબ્હેન

# માટી

દિવસો સૂધી એમનેએમ પડી હતી. ઉનાળે તપતી, ચોમાસે ભીંજાતી ને શિયાળે સૂકાતી.

સવારે એનો એ સૂરજ ઉગે. રાતે એના એ તારા દેખાય. એના એ બપોર ને એની એ રાત.

ઉપર થઈને ચાલ્યાં જાયઃ માણસોને તુણસો, ઢોર ને ઢાંખર, ઘોડા ને ગધેડાં, ગાડાં ને ગડેરાં. જેને જવું હોય તે ચાહ્યું જાય.

દિવસો સૂધી એમનેએમ પડી રહીઃ નિરાંતે પડી હતી. ઊંઘ ઉડાડતી હતી. તડકે તપતી હતી.

ટક ટક, ખચ ખચ, ખટાંગ ખટાંગ. અરે ! આ પડખામાં શું લાગે છે ? અરે આ હલાવે છે કોણ ? અરે આ નાંખા પાડે છે કોણ ?

ચોરણો પહેર્યો હતો. ઢીંચણ સૂધી ચડાવ્યો હતો. હાથમાં કોદાળી હતી. ધડધડ ખોદતો હતો.

અરે ! આતો ચોંડો ભગત ! રોજ અંહીથી ગધેડાં લઇને નીકળે છે ઇ, પણ ભગતે તો ભારે કરી. ઘડીકમાં તો મને ખોદીએ નાખીને મારો મોટો એવો ઢગલો કર્યો. મને થયું આતો કંઇક થઇ ગયું ! હમણા સૂતી હતી ને હમણા બેઠી થઇ !

પછી તો હું છાલકામાં ને છાલકું ગધેડા પર. ગધેડું ટાંકુ હલાવતું જાય ને મારૂં છાલકું ડોલતું જાયઃ મને તો મજા પડી. ખોદાતી વખતે કોદાળી તે ખાઇ પણ ગધેડાપર સ્વારી તો મળી કોઈ દિ આવું ભાળેલુ'–દિઠેલુ' નહિઃ

આપણે તો ઘેર આવ્યા. ચોંડા ભગતને ઘેરઃ મનમાં એમકે આપણે ગધેડે ચડીને આવ્યાં છીએ તે આપણને કેટલાયે માન પાંન મળેશે. કેવાયે ઓરડે ઉતારા મળશે. કેવી કેવી ચાકરી થશે

પણ મને તો લીંબડા હેઠે ઉતારી મોટા ફળીયા વચ્ચો વચ્ચઃ

ત્યાંતો રાત પડી. અંધારૂં થયું. સૌ સૂઇ ગયાં. મને શે ઉંઘ આવે ! હું કાલનો વિચાર કરતી હતીઃ શું કામ આણી હશે ? મારૂં હવે શું કરશે ?

રાત કેમે કરી જાય માંડ જરાક આંખ મળે કે ગધેડાં ઘેંકુક ઘેંકુક કરીને કરીને જગાડે. પાસેજ મોટો બધો ઉકરડો હતો. બધા વરખોળતા હતા.

આખરે સવાર પડયું. કાકા ઉઠયા ને છોડીને બાકરી, 'એલી એ રૂપલી, એ તારી માને કે' ઝટ ટીપણી લઇને બપોર સોરા આને ટીપી નાખે, કાલ નળીઅ ઉતારવા છે.".

રૂપલી કહે ' હા બાપુ.'

રૂપલી દશ વરસની દીકરી. માથે ઓશલો, કેડે ઘાઘરી ને ઉપર ચોડીયુંઃ

મા દીકરી ઘરમાંથી આવ્યાં ને લાગ્યાં મને તો ટીપવા. ધડુચ ધડુચ .પોકાવવા માંડયા.

અરે ! આતે કાંઇ રીત ? પૂછયા કારવ્યા વિના આ શું ? મફતના ધોકા શું કામ મારવા ?

ચોંડાભાઈ કહે 'એલાં બરાબર ટીપજો. એક ઢેફું ય ન રહે.

ટીપ્યાની તે શી વાત કરૂં. ઢેફેઢેફાં ભાંગી નાખ્યા. મને તો ટીપી ટીપી ને લોટ કરી નાખી, વાંસો કાંઇ હળવો થયો.

મનમાં થયું, ' ઠીક છે! જે થાય તે ખરી. આમાં બોલ્યે ચાલ્યે કાંઇ વળે એમ નથી.'

વળી ચોંડા કાકા આવ્યા ને કહે, ' લ્યો આ ચારણો. ચાળી નાખો જોઈએ. ગારીશું આજને આજ નાખવું છે."

અમે તો મંડયાં ચળાવા. પણ ભાઈ, ટીપાવા કરતાં ચળાવું સો થેકે સારૂં. એમાં તો હીંચકવાનું આવે. આમ જવાય ને આમ જવાય. મોટા કાંકરા પડયા રહે ને ઝીણી ધૂળ નીચે પડે.

મોટો ઢગલો થઇ ગયો.

રૂપલી ને તેજબાઈ. મા દિકરી. મંડયા પાણી વે'વા. કાકે કર્યો વચમાં ખાડો ને માંહીં ઠલવ્યું પાણી. આ ભાઈ, થયો અમારો તો ગારો. પછી તો ભાઇ શું ગુંદાણા, શું ગુંદાણા, કે વાત કરો મા. ચોરણી ચડાવેલા ચોંડાકાકાં, ને કાછડો વાળેલાં કાકી. બેઈ ઉતરી પડયાં. ગુંદમ્ ગુંદા. હસવું ને હાણ. એક તો વાંસામાં ચગ લાગે ને બીજી કોર થાય પચાક પચાક, ફ્ચાક, ફચાક. રૂપલી પીંડા કરતી જાય ને ગારીયામાં નાખતી જાય. પણ શું મઝાનો ગારો થયો. એક કાંકરી ન મળે. કાલ તો ભૂખડાં ઢેફાં હતાં ને આજ તો લીસો મઝાનો ગારો થયો. રૂપ આખું બદલાઇ ગયું.

છાતી સમો માટીનો ડુંગરો: પાણીઃ વાળા હાથ કરીને ચોંડાકાકાએ ચારે કોર ફેરવ્યા. મને થયું હાસ, ખોદાણા ટીપાણા ને ગુંદાણા; પણ સુંવાળા તો થયા !

વિચાર ચાલવા લાગ્યા કે હવે શું થશે ? આપણને ખબર નહિ કે પછીથી એવું એવું થશે. તો તો જરાએ મુંઝાત નહિ. આગળનો જરાએ વિચાર ન કરત.

બપોર થયા. ચોંડાકાકા કહે " એલી સાંભળ્યું કે આ, આજ ઠામ ઉતારવા છ. પણે સાકડો છે ત્યાં પીંડા લાવો."

મને થયું, આ સાકડો તે વળી શું હશે ? આવું આવું તો બે દિમાં કેટલું યે નવું નવું જાણ્યું. ત્યાં ગામ બહાર પડયાં હતાં ત્યાં કોને ખબર હતી કે આને ગધેડું કહેવાય ને આ લીંબડો કહેવાય ને આને ઉકરડો કહેવાય ને આનું નામ ચોંડા કાકા ને આનું નામ ચાકડો.

કદાચ બીજા શબ્દો તો ભૂલાઇ જશે પણ પડખામાં ઘા મારનાર કોદળી ને સહેલ કરાવનાર છાલકુંને વાંસો હળવો કરનાર ધોકો એનાં નામ કાંઇ થોડાં જ ભૂલાશે. ને આ ચોંડાકાકો ને આ ચોંડીકાકી ને આ એની રૂપલી એતો જીવે જડયાં રહેશે.

હું તો વિચાર કરૂં છું ત્યાં તો મને ઉપાડીને ચાકડે ચડાવી. ચાકડો તો મંડયો ચકકર ચક્કર ફરવા. એવો

ફરે એવો ફરે કે મને તે થયું કે આતે અમે ફરીએ છીએ કે આ દુનિયા 'ફરે છે. મને તો થયું કે આ ઘડીએ ઉલટી થશે ને છઠ્ઠીનું ધાંવણ નીકળી જશે. ભોગ લાગ્યા કે માટી થયા! મનમાં ઘણી રાડો પાડી કે એ ભાઈસાબ ઉતારો પણ ત્યાં કોણ સાંભળે ?

ઝડક પાણી છાંટયું ને ચોંટાકાકાએ હાથ દીધો. એલા આ તો કાંઇક નવું થયું! ભૂંગળા જેવું! કાકી 'કદે નળીયાં ઠીક થાહે.' મને થયું આં હું થાશ્યિયો. છું તે નળીયુંઃ થવા ઘો જે થાય.

કાકા તો માંડયા ઉતરવા. ઉપર નળીયાં. અમારી તો ીયા ગઈ, જાણે નળીયા પલટણ થઈ

રૂપલી આવને કહે કુલડીઓ ઉતારી ઘોને. , બાપુ બે હો." કાકાએ આમ કાડીઆં સોતે આમ કરતાં ને દા ફેરવીને અમને કુવડી થઈ. આ આને મજાની કોડીયું ઉતર્યું! યું તો રૂપાળું

પછી તો ધ વવા લાગો. થવાની મજા આ- ભોંમાં પડી ને થયું એમ નેમ કોડીયું, ને નો નળીયું, ને એવું કયાંથી, ને તાવડી ને એવું ાત !

અમે

ત્રીજે દિ ડકે સુકાવા લાગ્યાં. બીજે નીંભાડોઃ આવ્યા ને ખંડકયો મોટો ને ચારે તો પૂરાણાં. વચમાં અમે મ રાડા ને ખડ ને કુચો.

બેહું યું આ વળી શું થાવ ભા પછે તો કાગડાની વાત સં- ભા કુવામાં તરતાં શીખીએ છીએ, માં તરતાં શીખીએ છીએ."

પડી. નીંભાડો સળગ્યો. ઓળ દળી દળી તે દાંકણીમાં ઉધ- બાળા નાખવા હતા તો ઘડવા- નાજ શું કામ ? ભાઇ તાપ લાગ્યા. એવા તપ્યા એવા યા કે વાત કરો માં. તપતા ગયાં ગયાં. લાલ ચોળ ોના જેવા થતાં તો શું થઈ ગયાં. પણ હવે થઇ રઝાઇએ. તપી તપીને રીઢાં હતાં.

" જેમ જેમ પડે વિપતડી, તેમ તેમ શરીર." પછી તો નીંભાડો ટાઢો આગ ઓલાઇ ગઇ. બે પાંચ દનૈયાં ગયાં. એક દિ સવાર પડી ને ખડખડાટ સંભળાણો. કોણ વરખોળતું હશે ? વખતે બહાર કાઢવાં હોય તો. ત્યાં તો કાકા કાકી ને રૂપલીનો અવાજ આવ્યો. એ હળવે હળવે કાઢજે, કયાંક ફૂટી જાય નહિ' 'એ નળીયાં પણે મૂકજો.'

હાશ! બહાર તો નીકળાણું. હવે વળી બને તે ખરૂં.

ઉકરડામાંથી બહાર નીકળ્યા. સાવ બદલાઈ ગયાં હતાં. પહેલાં તો બોદાં હતાં. પણ પછી તો પાકયાં. કાચાનાં પાકાં થયાં. અમે તો ટણીંગ ટણીંગ બોલતાં હતાં.

કોઈ કહી ન શકે કે પહેલાં અમે કોણ હતાં મારી સગી મા આવીને જુવે તોય અમને ઓળખે નહિ!

પહેલાં તો માટી હતી. પણ પછી તો હું તાવડી થઇ, પાટલી થઈ, ઢાંકણી થઇ. હું તો કેટલાંયે રૂપે થઈઃ હું તો એની એ પણ કેટલાં બધાં મારાં રૂપો! ને ઘાટે ઘાટે નવું રૂપઃ નવું નામઃ પણ અંતે તો હું એની એ.

ચોંડાકાકા ભજનમાં કંઇક એવું- બોલે છે તો!

'ઘાટ ઘડીયા પછી નામ રૂપ જૂજવાં'
અંતે તો હેમનું હેમ હોયે

ગિજુભાઈ

## વસંત બેઠી.

વસંત બેઠી. આંબે મોર આવ્યો, આંબાવાડીયું મધમધી રહ્યું. આંબે આંબે, ડાળે ડાળે કોયલ કુજી રહી.

વસંત બેઠી, મોર ટોકયો, ચકલી ચકચકી, દેવચકલી બોલી. ઝાડે ઝાડે. ડાળે ડાળે પક્ષી ગાન થઈ રહ્યું.

વસંત બેઠી, ટાઢ ઉડી, ગુલાબી ઠંડી આવી. ઝાકળ ગયું. ખુશનુમા વા વાયા, ઉષાના રંગ બદલાયા. કોમળ મધુર સુરજ ઉગ્યો. ઝાડે ઝાડે, ડાળે ડાળે, પીળો તડકો પડવા લાગ્યો.

વસંત બેઠી, ઝાડે નવાં પાન આવ્યાં.
પક્ષીકંઠે ગાન આવ્યાં.
કુસુમકળીઓ ઉઘડી ગઈ.
આંબે મોર અને લીમડે કોર આવ્યા.
વસંત બેઠી, વસંત બેઠી, વસંત બેઠી.



## 'માયાળુ શબ્દો.'*

રશિયાનો મહાન તત્વજ્ઞાની કાઉન્ટ ટૉલસ્ટૉય એક વખત ફરવા જતો હતો. રસ્તામાં તેને એક ભીખારી મળ્યો. ભીખારીએ તેની પાસે ખાવાનું લેવા પૈસા માગ્યાં. ટૉલસ્ટૉયે તરતજ પોતે ગજવામાં હાથ નાંખ્યો. પણ એને તે ખાલી જણાયું. ત્યારે તેણે ઘણીજ નમ્રતાથી ભીખારી તરફ જોઇ કહ્યું "ભાઈ, હું દિલગીર છું, મ્હારી પાસે ત્હને આપવાને અત્યારે કાંઇ નથી."

પેલા ભીખારીએ જવાબ આપ્યો "ઓ માયાળુ સાહેબ, તમારી પાસે કંઇ આપવાનું નથી એમ ન કહો. તમે મને ઘણું આપ્યું છે તમે મને 'ભાઈ' શબ્દ કહ્યો એજ મારે ઘણું છે."

આપણે ઘણી વખત ભીખારીને પૈસા આપવાને કદાચ અશક્ત હોઇએ તો પણ આપણે નમ્ર અને સમદુઃખી શબ્દો તેની સાથે બોલી શકીએ છીએ કે જે એક ગરીબના આત્માને દુઃખમાં સહાનુભૂતિ આપે છે.

ચંદીપતરામ એમ. ભટ

## બંબો ઉપડયો

ટણિંગ ટણિંગ ટણિંગઃ અમારા કાન ચમક્યા. ટોકરો ક્યાં વાગ્યો ? આમ જોયું તો સામે જ બંબાખાનું અરે ! આતો બંબાખાનામાં વાગે છે. આગ થયાના ખબર આપતો હશે. સાચેજ એમ હતું. ટણિંગ ટણિંગ ટોકરો વાગ્યો ને ચારે કોરથી બંબાવાળા દોડ્યા. એક જણ બંબાપર. એક જણે હાથે ફેરવ્યો. મોટર બંબો ઘણું ઘણુયો. બીજાએ ચાંપ દાબ્યો ને બત્તી થઇ. કોઇ ટોપો પહેરવા લાગ્યું: કોઇએ કોટ ચડાવ્યો. કોઇ તો એમને એમ કોટ ટોપો હાથમાં લઈ બંબા ઉપર ચડી બેઠા. ઘડીકમાં ? ના રે ! એક મિનિટમાં ? નારે, અરધા સેકન્ડમાં બંબો ઘરઘર કરતો બંબાખાનામાંથી નીકળી ચાલતો થયો. અમે તો જોઈ જ રહ્યા. શી આ લોકની ખુબી. ક્યાંઈ આગ થાય તો 'બંબાખાનામાં ટેલીફોન આવે. ખબર આવ્યા એટલીજ વાર ! ટણિંગ ટણિંગ ટણિંગ ! ને બધા તૈયાર ખડંગ, ખડંગ, ને બંબો જોતજોતામાં કયાંનો કાંઈ ! મુંબાઇમાં બંબાખાનાની ભારે ગોઠવણ !

ગિ.

---

## પક્ષીની દુનિયા

પહેલાં તો હું એક નાનકડા ઘરમાં રહેતું હતું. મારે ત્યાં કાંઇ દુઃખનો દરિયો ડહોળવાનો ન હતો. મારે તો ત્યાં બહુ સુખ હતું. દુનિયા તો મને ભુરી ભુરી લાગતી. ઘણી મઝાની દુનિયા. ગોળ દુનિયા.

પછી તો હું એક નાનકડા માળામાં રહેવા લાગ્યું. સુંદર મઝાનો માળો. ઘાસનો માળો, પણ અંદર તો સુવાળું સુવાળું: હુંફાળું હુંફાળું. હું તો ત્યાં સુખેથી રહેતું. મારી મા મારી બહુ સંભાળ લેતી. મને જોઇને એ ખૂબ રાજી રાજી થઈ જાય ! દાણા લાવીને એ તો મારી ચાંચમાં ઘાલે. મને તો એ ખાવાની ખૂબ મઝા પડે. મને લાગતું કે આ બધી દુનિયા ઘાસની જ બનેલી હશે ! હું તો જ્યાં ને ત્યાં, જ્યારે ને ત્યારે મારી માને જ દેખું. બીજા કોઇને દેખું જ નહિ. મારી મા એજ મારૂં સઘળું.

થોડા દિવસ થયા ને મને કંઈક ભાન આવ્યું. મને તો મઝાનાં પીછાં આવ્યાં. હું તો ચીં ચીં બોલવા લાગ્યું. મારે તો બે પાંખોય આવી ને હું તો તેને ફફડાવવા લાગ્યું. હું તો એક દિવસ ઉડયું માળાની બહાર.

હવે મને કાંઈ નવું નવું સમજાયું. મને તો કાંઇ ઓર મઝા પડવા લાગી. નહિ, નહિ, બધુંય ખોટું. દુનિયા તો ભુરીયે નહિ ને ઘાસનીયે નહિ. આ દુનિયાને તો પાંદડાંની જ બનાવેલી લાગે છે !

વળી થોડાક દિવસ થયા. હું તો એક પાંદડેથી બીજે પાંદડે; એક ડાળીએથી બીજી ડાળીએ ને એક ઝાડેથી બીજે ઝાડે, એમ ઉડવા લાગ્યું, ફડફડ ફડ ફડ ફડ.

હું તો હવે થોડી ચણ ચણું. નિર્મળ ઝરામાં ચાંચ બોળું ને થોડુંક પાણી પીઉં. મારા જેવું જ એક બીજું પક્ષીય ઝરાના તળનું પાણી પીએ. હું એને પકડવા ઘણુંય કરૂં; પણ એ કાંઇ જેવું તેવું નહિ, એ તો દોડયા જ કરે. મારી ભાઈબંધી કરવા ઉભું જ ન રહે !

ઝરાનું પાણી જોઉં ને મારા મનમાં કાંઈ કાંઇ થાય. આ આટલું બધું પાણી ક્યાંથી આવતું હશે ને ક્યાં જતું હશે ? હું તો થાકીને એક ઘટાદાર વૃક્ષની ડાળખીએ બેસું. રૂડો મઝાનો મીઠો પવન વાય ને ડાળખી હાલે. સાથે હું ય હાલું. હું તો હીંચકે હીંચતું જાઉં ને લ્હેરથી ગીતડાં ગાતું જાઉં.

પછી તો મેં ઘેરું ભુરું વિશાળ આકાશ જોયું. મારી તો નજરે યં ન પહોંચે. નજર પહોંચે ત્યારે જગત્ પૂરું જોઉં ને ? મને તો હવે દુનિયા શાની બનેલી છે તે બિલકુલ સમજાયું જ નહિ. તમે કહેશો ?*

ઉમિયાશંકર જીવણલાલ ઠાકર

---

* હસ્તલિખિત ત્રિમાસિક 'પ્રેક્ષા 'માંથી

# લીમડે લીમોડી લચી પડી.

લીમડે લીમોળી લચી પડી

કાગડાઓ કા કા કરતા આવ્યા ને લીમડે બેઠા; સાંઝ સુધી લીમોળીઓ ખાધી ને ઉડી ગયા.

લીમડે લીમોળીઓ લચી પડી. છોકરાઓ શાળે વળીને આવ્યા અને ધરાઈ ધરાઇને લીમોળીઓ ખાધી. સંધ્યા ટાણે છોકરાઓ ઘેર ગયા.

## "ચણા ખૂટ્યા, ચણા ખૂટ્યા."

ચણા ખૂટ્યા; ચણા ખૂટ્યા.

તમારે ત્યાં ચણા મળશે?

ભાઇ, તમારે ત્યાં ચણા મળશે?

અરે પણ લખમીદાસભાઇ, આ શું છે? ગાંડા થઇ ગયા છો? ચણા ચણા કરતા કેમ ફરો છો?

ચણા આપ, નહિ તો ભાગ અહીંથી. બોલીશ નહિ મારી સાથે.

અલ્યા કોઇ સાંભળો છો કે નહિ? દોડો દોડો; ચણા લેવા દોડો.

જાઓ મુંબઇ જાઓ, સુરત જાઓ, ભરૂચ જાઓ, વડોદરા જાઓ, લંકા જાઓ, કાશી જાઓ. પાતાળમાં જાઓ પણ ચણા લઇ આવો.

ખબરદાર, કોઈ પાછા આવ્યા છો તો!

અરે દરબાર સાહેબ, આમ મધરાતે કયાં ચાલ્યા?

ચણા લેવા ભાઈ, ચણા ખૂટ્યા છે.

જેઠાલાલભાઇ, કેમ સ્ટેશન ઉપર આંટા મારો છો?

એ ચણા લેવા જવું છે.

નરહરિભાઇ, કેમ પથારીમાંથી ઝબકીને જાગી ગયા:

ચણાની ગુણો આવી? હેં. અરે આ તો મને સપનું આવ્યું:

પંડ્યાજી, પંડ્યાજી, અમારે પુણીઓ જોઇએ છે, આપોને.

અરે બાપા જાને અત્યારે, પહેલાં ચણાનું કરવા દે, પછી પુણીની વાત.

ચણા ખૂટ્યા; ભાઈ ચણા ખૂટ્યા, રેલ આવી ને ચણા ખૂટી ગયા!

ખેડુતનાં છોકરાં ઓળો કરવા પોપટા કયાંથી કાઢશે? અને શહેરના નિશાળીઆ શુક્રવારે ચણા વગર શું ખાશે?

જુગલરામ દવે

# બુટ સ્લીપરનો સંવાદ

ઘડીયાળનો ટકોરો પડયો જ છે. રામદાસભાઇને છે કાંઈ? આ સવારે ઉઠશે. ચા પાણી પી ને ઝડપ પગમાં ચડાવશે; ને ધબધબ કરતા ચાલશે. રસ્તે કાંટો હશે તોય શું? ને કચરો હશે તોય શું?

સ્લીપરે કહ્યું, ભાઈ એ તો જોડા થયા ત્યારથી સખના સેડકા ભરવા નથી થયા. આ ઓલી ચંપલી (ધીરે ધીરે બોલવા દે; વખતે જાગતી હશે તો સાંભળશે) બસ મને તો પગમાં ચડાવીને એવો તો કંટાળો આપે છે કે બસ. નોકર ઉપર ચીડાય તો પાટુ મારે મને ને નોકરને લાગે. કાંઇક ઠેબે આવે તો ધડ કરતુ મારે. નાકે ચડાવીને ઉડાડે. નીચે શું કચરાય છે ને કોને દુઃખ થાય છે એની તો પરવાજ નથી. કીડી મંકોડા બધું મારે કચરવું. કોણ જાણે કેટલાએ પાપ કર્યા હશે કે આ ચંપલીના પગમાં પડી. નાના છોકરાને મારવું હોય તો હાથને બદલે સ્લીપર વાપરે. એકવાર હાથ વાપરી જુવે તો ખબર પડે ને સામે સ્લીપરને કેટલું દુઃખ થાય છે.

ચંપલે કંટાળીને કહ્યું કે, ભૈઇશાબ ઉંઘવા દ્યો ને લક્ષ્મણના પગમાં અથડાયો છું. માંડ બે કલાક આરામ મળે તો પાછો ચાર વાગે ઉઠીને લક્ષ્મણ મીલમાં જશે. એટલે મારે તો ઈ મીલનો કચરો ને ઘોંઘાટ વીશ કલાક સુધી લખ્યો જ છે.

ખુણામાં પડેલા ફાટલા કાના ભાભાના દેશી જોડાએ કહ્યું, બાપુ, જેવું નસીબમાં માંડયું હોય એવું ભોગવવું રૂપાળા મખમલ ઉપર ચાલવું હતું ને કબાટમાં રહેવું હતું તો રાજાની રાણીના ચંપલ થવું હતું ને.

બાજુમાં પડેલ શેઠાણીની મોજડીએ જરા મલકાતાં કહ્યું, આપણે આજકાલ ઠીક છે. શેઠાણી ચાલવાના આળસુ એટલે મારે તો વસ્તી ઉપર થોડું જ ઘસાવું પડે છે, ઘરમાં ચાલે તો શેતરંજી ઉપર. પગથીઆ ઉપરથી કાં તો મોટરમાં ને કા'તો ગાડીમાં, છે મારાં તળીયાં જરાયે ઘસાયેલાં?

રબ્બરની નાની એવી બુટની જોડીએ હસીને કહ્યું, પણ અમારૂં સુખ તો તમારાથીએ ચડે. હું તો નાનાભાઇની જોડી છું. નાનાભાઇ થોડાક ચાલે છે? નોકરો ચાકરો તેડનારા એટલે આપણેય ભેગાં તેડાવાના. બાકી ભાઈની સાથે બાબા ગાડીમાં ફરવા જવાનું. ભાઇને હેઠે ચાલવાનું મન થાય ને ભીમો ચાલવા દે તો તળીયું જરાકે બગડે. પણ શેઠના દીકરાથી કેમ ચલાય? હું તો ભારે નશીબદાર છું.

ત્રણના ટકોરા થયા.
વાતો કરતાં આ ઉંઘી ગયા.

ગિજુભાઈ

# પાંચા પટેલના વાઢમાં

પાંચા પટેલ અમને એકવાર એમને વાઢે શેરડીનો રસ પીવા લઈ ગયા.

ખેતરમાં જઈ ઉભા રહ્યા ત્યાં બસ શેરડી જ શેરડી.

એક બાજુ શેરડીના ઢગલા પડયા હતા ને બીજી બાજુ લાકડાનું કોલું ફરતું હતું. બે બળદ તેને ફેરવતા હતા. જેમ જેમ શેરડી મૂકાતી જતી હતી તેમ તેમ તેમાંથી રસ પીલાઇ એક બાજુ જતો હતો ને બીજી બાજુ કુચા પડતા હતા.

પટેલ કહેતા હતા કે હવે લોઢાનું કોલું લાવવું છે, અને એતો એન્જીનથી ચલવશું એટલે ઘણી ઝડપથી શેરડી પીલાઇ જશે !

અમને પટેલે રસ પાયો. રસ ગળ્યો ગળ્યો લાગતો હતો. અમે તો ધરાઇ ધરાઇને પીધો:

પછી પટેલે અમને બાજુમાં ઉકળતા તાવડા બતાવ્યા. તેમાં ગોળનો રસ ઉકળતો હતો.

અમે પૂછયું, પટેલ આ રસને શા માટે ઉકાળો છો ?

પટેલે સમજાવ્યું, 'આ રસનો ગોળ થશે. રસ ઉકળે છે. ત્યારે કચરો ઉપર આવે છે જે કાઢી નાખીએ છીએ. અને રસ ઉભરાઇને નીચે ન પડે માટે તેને હલાવવામાં આવે છે. રસ અઢી ત્રણ કલાક ઉકળશે એટલે ગોળ થશે. ને પછી તેજ બીજી પોલનમાં કાઢી લઇ ઠારી દેવાશે.'

પછી અમને પટેલે માટલાં બતાવ્યાં ને કહ્યું 'આ ઠરેલા રસને રેડી દેશું ને માટલા બજારમાં વેચાશે !'

અમે કહ્યું, 'સાચી વાત છે ગોળ બજારમાં અમે ગોળના ઘડા જોઇએ છીએ.' ઘડા ગોળ કહે છે તે આમજ થાય છે. એ જોઈને અમે સાંજે ઘેર આવ્યા.

શિ. પંડયા. બી. એજી.

# એક પત્ર

તળાજા

તા. ૨૭-૮-૨૬

ચિ. બાબીબેન,

હસણાં વરસાદમાં ન્હાવાની ને પાણીમાં કૂદવાની ખૂબ મઝા આવતી હશે. ટેકરી ઉપર ચડતાં ઉતરતાં બાલાભાઈ ખૂબ લાડવા ખાતા હશે. તમે પણ કોઇ કોઇ વાર ભાગીદાર તો બનતાં જ હશે. કેમ ખરૂં ને?

ટેકરી ઉપર જાત જાતનું ઘાસ ને ભાત ભાતના સુંદર ફૂલો ખૂબ ખીલ્યાં હશે. પતંગીઆને મીઠું મધુરૂં રસ ચૂસવા ઠીક મળતું હશે! તમે પણ પતંગીઆ પકડવા સિવાય બીજો ધંધો નહિ કરતાં હો. પતંગીઆના ચિત્ર તો કાઢતાં જ હશો. નવા નવા પાઠો ને વાર્તાઓ બાળક માટે લખાવો છો?

બોર તળાવ પાણીથી છલોછલ ભરાઇ ગયું હશે. ફરવાની કેવી મઝા આવે છે? પત્ર લખશો?

લી. સોનુબ્હેનના આશિષ

---

## વહાણે જાને

ફઈબાના દીકરા વહાણે જાને.
વહાણે જઇને મોતી લાવ્યને!
ત્યારે કહેતો ખરી કે કેવા લાવું?
મામાની માનબાઈ કહેતો ખરી.
એમાં કહેવું તું શું?
રાતાં લાવ્ય, પીળાં લાવ્ય,
ઝીણાં લાવ્ય, મોટા લાવ્ય.
જાતે જાતના લાવ્ય ને.
ફઇબાના દિકરા વહાણે જાને.
વહાણે જઇને મોતી લાવ્યને.

બીજે દિને જસુ ભરવાડને ઘેર ગયો. પણ એને કાંઈ દૂધ દોહતાં આવડે? સાંજે ભરવાડે એને રજા આપી. કામના બદલામાં દૂધના પ્યાલો આપ્યો. એનો આભાર માની જસુ ચાલતો થયો.

રસ્તે ચાલતાં એને પોતાની બાના શબ્દો યાદ આવ્યા. એ તો એની બાનો તાબેદાર દીકરો. એણે દૂધ તો ગજવામાં ખાલી દીધું. ઘેરે આવી બધી વાત કહી. બા બોલી: "દીકરા, એ તો તારે માથે મેલવું હતું. કાંઈ નહિ. કાલે યાદ રાખજે. પેલી ટેકરી પર ભીમો ખેડુત રહે છે તેને ત્યાં જજે."

ભીમો ખેડુત જસુના કામથી સંતોષ પામ્યો નહીં. એણે એને બપોરે જ ચાલી જવા કહ્યું બદલામાં માખણ આપ્યું.

દિવસ ભારે તપતો હતો. રસ્તે ચાલતાં એને માતાના શબ્દોની યાદ થઇ. એટલે માખણને માથે મેલ્યું. માખણના રેલા ઊતર્યા. દીકરાનો હાલ જોઇને માતાએ એને નમ્ર ઠપકો આપ્યો અને કહ્યું કે "દીકરા, એ તો તારે હાથમાં રાખવું હતું. એવી ચીજ તો હાથમાં રખાય."

બીજે દિને એ એક વીશીવાળાને ત્યાં ગયો. પણ એને રોટલી બનાવતાં ક્યાંથી આવડે? વીશીવાળો કંટાળ્યો. એણે જસુને પોતાને ત્રાસ આપતી એક બિલાડી આપીને ચાલી જવા કહ્યું.

માતાના શબ્દો યાદ કરી જસુ હાથમાં બિલાડી લઇ ચાલ્યો, બિલાડીના નહોર એને ખૂબ લાગ્યા. લોહી નીકળ્યું. પણ બિલાડીને એણે છોડી નહિ.

માએ એના ઘા લોહ્યા, પાટો બાંધ્યો. "બેટા," એ બોલી, "તારે તો એને રસી બાંધીને ખેંચીને લાવવી'તી." હવે કાલે તું કંદોઇને ત્યાં જજે.

કંદોઇને જસુનું કામ ગમ્યું નહીં. એ માયાળુ હતો. એણે એને મીઠાઈની ટોપલી ભેટ આપી.

ટોપલીને દોરી બાંધી એ એને રસ્તેથી ખેંચતો લઇ ગયો. મીઠાઇ આમ બગડેલી જોઇ માતા કેવી નારાજ થઇ! દીકરા, એ બોલી, "આવી જાતની ભેટ એમ ખેંચીને નહીં લવાય એ તો ખભે મેલીને લાવવી."

"વારૂ બા, હવેથી એમ કરીશ," જસુએ જવાબ દીધો.

બીજે દિને એ એક બીડમાં ગયો. એણે ત્યાંના ગોવાળિયાનું કામ મન દઇને કર્યું. ગોવાળિયે ખુશી થઇને તેને સાંજે જતી વેળા એક ગધેડું ભેટ આપ્યું. એનો આભાર માની તે બહાર પડ્યો. પણ 'ખભે મેલીને લાવવી' એ માતાના છેલ્લા શબ્દો એને યાદ આવ્યા. મહા મહેનતે એણે ગધેડાને ખભે મેલ્યું. ગધેડાએ લાતાલાત કરી મેલી. એની કમર પણ તૂટવા લાગી. પણ એ દોડ્યો ખભે લઇને દોડતો જ ગયો. રાજાનો મહેલ પસાર કરીને જ્યારે તે પોતાના ઘર આગળ આવ્યો ત્યારે તો તે અધમૂઓ જ થઇ ગયો હતો.

મા સમજુ હતી. ગધેડાને ઉતારી ઝાડ સાથે બાંધ્યો. દીકરાની સારવાર કરી. જસુ તો હજી ઊંઘમાં પડે તેટલાં જ એના ઘર આગળ સિપાઇઓ આવી લાગ્યા. એક અમલદારે દરવાજે આવીને સાદ કર્યો: સોના ડોસી, ડરશો ના. અમારા રાજા પોતાની દીકરી તમારા દીકરા સાથે પરણાવવા માગે છે.

મારા દીકરા સાથે! ભાઈ, ગરીબની તે મશ્કરી હોય! વિધવાએ ગભરાઈને પૂછયું.

"ના, ના," અમલદારે ખુલાસો કર્યો: "અમારા રાજાની દીકરી માંદી ચાલતી હતી. કોઇ દિવસ પણ હસતી નહોતી. રાજાએ જાહેર કર્યું હતું કે જે કોઇ મારી દીકરીને હસાવે તેને મારી દીકરી પરણાવીશ. આજ તમારો દીકરો ગધેડું ખભે મૂકી ત્યાંથી જતો હતો દેખાવ રમુજી હતો. એ જોતાંજ રાજાની દીકરી ખૂબ હસી. હસતાં હસતાં એનું સઘળું દર્દ પણ નીકળી ગયું. હવે તો એ સાજી થઇ છે. માટે ચાલો."

અને પછી?

પછી તો જસુ રાજાની પુત્રી વેરે પરણ્યો. એ હવે જસુભા થયો.

માતૃ–આજ્ઞા પાલનનું ફળ અંતે કોઇ ને કોઇ દિ મળે તો ખરૂં જ.

---

## તમને બચુભાઇ કેવા વા'લા રે ?

સવા મણ સોનાનો છે દીવો રે
અધમણ રૂપાનું છે ચાડું રે
ભાર કપાસની છે વાટડી રે
અધમણ તેલે દીવો પ્રકટયો રે
દીવો મેલ્યો રસીયા માંડવ હેઠે રે
દાદા વીનવજો રે ગિરજાશંકરભાઇ રે
તમને બચુભાઇ કેવા વા'લા રે
જેવા મારાં આંખલડીનાં તેજ રે
એવા અમને બચુભાઇ છે વા'લા રે
માતા વીનવજો રે જડી વહુ રે
તમને બચુભાઇ કેવા વા'લા રે
જેવા મારે સોનૈયાના ઢગલા રે
એવા અમને બચુભાઇ છે વા'લા રે

કાકા વીનવજો રે વનમાળી ભાઇ રે
તમને બચુભાઇ કેવા વા'લા રે
જેવી મારે બેરખડાંની લુમ્બ રે
એવા અમને બચુભાઇ છે વા'લા રે
કાકી વીનવજો રે સરસ્વતી વહુ રે
તમને બચુભાઈ કેવા વા'લા રે
જેવી મારે ચુડલાની ચીપ રે
એવા અમને બચુભાઇ છે વા'લા રે
બેની વીનવજો રે સુશીલા બા રે
તમને બચુભાઇ કેવા વા'લા રે
જેના મારે રૂપીઆના ઢગલા રે
એવા અમને બચુભાઇ છે વા'લા રે



# આપણે તે કાંઈ છીએ?



આપણે કોયલને વખાણીએ ને કાગડાને નિંદીએ.
આપણે ગાયને વખાણીએ ને ભેંશને વખોડીએ.
આપણે ઘોડાને વખાણીએ ને ગદ્ધાને નિંદીએ.
આપણે ધોળાને વખાણીએ ને કાળાને વખોડીએ.
આપણે સોનાને વખાણીએ ને કથીરને નિંદીએ.
પણ કાગડે બિચારે શું બગાડયું?
ભલે કોયલને ગાતાં આવડે. પણ કાગડો ન હોય તો ગંદકી કોણ ખાય?
ને ભેંશે બિચારીએ શું બગાડયું?
લોકો કહેશે, "ગાય માતા ગોમતી. ને ભેંશ રાંડ ડોબું."
ભેંશ કાંઈ ઓછું દૂધ આપે છે? ભેંશ કાંઈ થોડું દૂધ આપે છે?
જેવી ગાય થાય એવી ગાય થઈ ને ભેંશ થાય એવી ભેંશ થઈ.

હાં ઘોડો દોડવે હુશિયાર, પણ ગધેડો ન હોય તો ભાર કોણ ખેંચે? ને ગધેડા ઉપર બેસીએ તો શું ભુંડા લાગીએ? કુંભાર તો એના ઉપર રૂપાળો લાગે છે. સિંધનો અમીર તો કેવોય શોભે છે. આરબો તો ગદ્ધા ઉપર જ બેસે છે. ત્યારે ભાઈ? ગદ્ધા કરતાં ઘોડો વળી શેનો સારો? ઘોડો રાજાને ઘેર ને ગધેડો કુંભારને ઘેર સૌ સૌને સ્થાને સારા. એમાં વળી ખરાબ કોણ ને સારૂં કોણ?

ધોળું સારૂં ને કાળું ખરાબ. એવું વળી કોણે કીધું? માથાના વાળ ધોળા સારા લાગશે કે? કાળી કીકી કેવી કામણગારી લાગે છે? ધોળું હોય તે ધોળું સારૂં ને કાળું હોય તે કાળું સારૂં. એમાં ફલાણું જ સારૂં ને ફલાણું તો ખરાબ એ વળી શું હશે?

સોનું પીળું એટલે શું સારૂં છે?
કથીરનો રંગ કાંઇ ખરાબ છે?
સોનું મોંઘું તો એટલે છે કે તે થોડું મળે છે. પણ તેથી વખાણવાનું શેનું? કાલ કથીર ક્યાંઈ ન મળે તો? તો એને વખાણશું ખરૂં ના?
આ આપણી રીત?
આપણે તે કાંઈ છીએ?

ગિજુભાઇ

# મનુના મોટાભાઈ.

" અલ્યાં, બોલ્યાં ચાલ્યા વિના ક્યાં ચાલ્યાં."

" બા ! એ તો અમે મનુને ત્યાં જઇએ છીએ."

" ત્યાં શું કામ છે ?"

" મનુના મોટાભાઇ મબાલેથી આવ્યા છે. એમને જાત જાતનાં પંખી બોલાવતાં આવડે છે. ઘોડો હણહણાવે છે !

ચંદુ વચ્ચેજ બોલ્યો. "બા, એમને તો ગધેડાનાં જેવું ભૂંકતાં આવડે છે."

બધાં હસી પડયાં.

નાની નીલુ બોલી ઉઠી.

" બા ! એ તો બકરીના બચ્ચાં જેવું બોલે છે. અને મ્યાંઉ મ્યાંઉ કરે છે. આપણી કાળી મીની જેવું જ !"

' ઠીક જાવ, પાછાં વહેલાં આવજો હં....'

* * *

" મનુ....એ મનુ...બારણું તો ઉઘાડ."

મનુ એનું કબાટ ગોઠવવામાં એકતાર થયો હતો એટલે સાંભળે કોણ ભૂત ? એની બા બોલ્યાં, " કોણ છે ?"

" એ તો અમે મનુના દોસ્તો."

" વાહરે દોસ્તો ! ઉભાં રહો. ઉઘાડું છું."

" પેલી ઓરડીમાં જાવ મનુ ત્યાં છે." મનુ બધાને બેઠકના ઓરડામાં લઇ ગયો, ત્યાં એના મોટા ભાઈ બેઠા બેઠા વાંચતા હતા.

મનુ—મોટાભાઇ, આ બધાં અવાજો સાંભળવા આવ્યાં છે.

ચંદુ—મારે તો ગધેડું સાંભળવું છે.

મોટા—ગાંડા, ગધેડું તે સંભળાતું હશે ગધેડું તો જોવાય.

મનુને કહે, " જાને, પેલાં ચંદ્રિકાને મધુને બોલાવતો. એ પણ મારી પાછળ પડયાં છે."

બધાં આવ્યાં ને શાંતિથી બેઠાં.

* * *

મનુના મોટાભાઈએ મોઢા ઉપર મોટો રૂમાલ નાંખ્યો,

મીઠું પોપટ જેવું બોલ્યાં.

મનુ—એલા ઇ શું ?

ચંદુ—ઇ તો પોપટ.

ફરીથી એક મધુર અવાજ આવ્યો. બધાં સાંભળી રહ્યાં. બધાંની આંખો હસતી હતી.

મોટાભાઇએ મોઢે રૂમાલ ઉઘાડી નાખ્યો, એલા એ શું ?
સૌ વિચારમાં પડયાં.
ત્યાં તો પેલા તાર ઉપર કાળી ચકલી બોલી.
ચંદ્રિકા—આ કાળી ચકલી જેવું જ બોલ્યા ને ?
હાં, હાં, બરાબર.

ટી ટી ટી હટ
ડી ટી ટી હટ

સુમન—મોટાભાઇ ! એ તો ટીટોડી. મારી બા કહે છે કે ટીટોડી તો

કરતી તી વ્રત
કરતી તી વ્રત

એમ બોલે છે.

પછી ખીસકોલી બોલાવી
પછી ચકલી બોલાવી.

નીલુ બોલી, " અરે ! આતો કાગડો. "
ઘડીકમાં તો, ગધેડું હોંચી હોંચી કરવા લાગ્યું ચંદુ તો ઉંઘોજ પડી ગયો !
બકરૂં બેં બેં કરવા લાગ્યું.
નાનાબાબુ—બલલીનું બચ્ચું બોલ્યું !
મીંદડું મ્યાંઉ મ્યાંઉ કરવા લાગ્યું.
ખ વ વ વ ખુ ખુ ખુ ખુ ઘુ ર્ ર્ ર્. ઘુ ર્ ઘુ ર્ ઘુ ર્ ર્ ર્ ર્.
બિલાડાં બાધવા લાગ્યાં.
મોટાભાઇ—બસ.
ચિંતન—પણ મોટાભાઇ કોયલ તો ન બોલાવી ?

લીધું કુહૂ.......કુહૂ.......કુહૂ.......કુહૂ.......

સુમન—લે આતો આંબાની ડાળે કોયલ કૂજે છે !
મોટાભાઇ—હવે કાલે આવજો હું તમને બર્મોની વાત કહીશ.
ચંદુ—બર્મો એટલે શું ?
મોટાભાઇ—બર્મો એટલે બ્રહ્મદેશ. બ્રહ્મદેશને અંગ્રેજ લોકો બરમા કહે છે.
ચિંતન કહે. " એ બ્રહ્મદેશ ક્યાં આવ્યો ? "
આપણા ગામની ઉગમણી દિશામાં.

" એ કેટલેક આઘે હશે ? "
" એ તો ઘણો આઘે છે. "

કમળાબ્હેન.

# ઘેલી મુસાફર.

એક મુસાફર હતી. એ ઘેલી હતી. ખરેખર ઘેલી હતી. અસ્સલ ઘેલી હતી. એની આગળ એક તપેલી હતી. એમાં એણે ખીચડી કરી. ખીચડી કરીને ખાઈ લીધી. તપેલી એંઠી વાખી સૂઈ ગઇ.

સવારે એંઠી તપેલી લઇને ઉટકવા બેઠી.

ઉખરડા કેમે કરી ઉખડે નહિ. મેશ કેમે કરી જાય નહિ. કંટેવાળો દીધા વિના ચડાવેલી.

ઘસી ઘસીને થાકી પણ ડાઘ જાય નહિં. ઘણી ઘણી ઘસી પણ ઉજળી થાય નહિ. ઘેલી બાઈ દાઝે બળ્યાં ને તપેલી ને તગેલી ઉપાડીને ભીંત સાથે પછાડી. એમ કાંઇ તપેલી ઉજળી થાય. એમાં તો ઉલટા ઘોબા પડયા.

ઘેલીબાઇ વધારે ખીજાણા ને પથરો લઇને તપેલીને કૂટી. પછી જોઈ લ્યો તપેલીના હાલ, તપેલીમાં કાંકાં પડયાં, ને તપેલી તૂટી ગઈ.

ઘેલી બાઈ તપેલી વિનાનાં થઇ ગયા.

બપોર થયા ને બાઇને કડકડીને ભૂખ લાગી. રાંધવું શેમાં ?

પછી ઘેલીબા વાસણ માગવા હાલ્યાં. પણ ઘેલી બાઇને કોણ આપવાનું હતું.

બધા કહે, " માગવા નીકળી તે તપેલીજ શું કામ ફોડી ? "

ઘેલીબાઇ બિચારી શું કરે ?

બિચારી રાગ તાણીને રડી ને ભૂખે પેટે ફડફડી.

ગિજુભાઈ

## " ગંગાજમના વચ્ચે ખેડયાં રે ખેતર "

ગંગાજમના વચ્ચે ખેડયાં રે ખેતર
રામે ખેડયાં લક્ષ્મણે રે વાવ્યાં
સતી રે સીતાજીએ પાણીડાં પાયાં
વાવી રે કપાશી ને ફળીરે જીંડુડી
ઈ રે જીંડુડી વાવનારે વાવી
ઈ રે જીંડુડી વીણનારે રે વીણી
ઈ રે જીંડુડી પારનારે રે પારી
ઇ રે જીંડુડી લોઢનારે રે લોઢી
ઇ રે જીંડુડી પીંજારે રે પીંજી
ઇ રે જીંડુડી કુંવારીએ રે કાંચી
કાંત કુંવારી ઝીણાં રે સુતર
જનોઇ પેરે ભગવાનજીભાઇનો પુતર
કાંત કુંવારી ઝીણેરાએ ઓબી
જનોઇ પેરે ગિરિજાશંકરભાઇનો ગોબી
કાંત કુંવારી ઝીણેરાએ અલમા
જનોઈ પેરે જયી વહુના જલપ્યા
કાંતી સમણી જનોઇ મેલીરે નવે
જનોઇ આલી રાજા દશરથ દેવે.

## "હાં હાંરે ઘડુલીઓ ચડાવને ગીરધારી"

હાં હાંરે ઘડુલીઓ ચડાવને ગીરધારી
ઘરે વાડુ જોશે મા મોરી ઘડુલીઓ ચડાવને ગી૦
તારા હાથની હથેળી રે ગીરધારી
જાણે બાવનપરની થાળી ઘડુલીઓ૦
તારા હાથની આંગળીયુંરે ગીરધારી
જાણે ચોળામગની શીંગુ ઘડુલીઓ૦
તારા પેટડીયાનો ફાંદો રે ગીરધારી
જાણે ઉગ્યો પૂનમ ચાંદો ઘડુલીઓ૦
તારા નાકડીઆની દાંડી રે ગીરધારી
જાણે દીવડીએ શગ માંડી ઘડુલીઓ૦
તારા વાંસાનો વળાકોરે ગીરધારી
જાણે સરપણુનો સળાકો ઘડુલીઓ૦
હાંહાંરે ઘડુલીઓ ચડાવને ગીરધારી
ઘરે વાડુ જોશે મા મોરી ઘડુલીઓ૦

## "હરિ રથ ફેરો ગોકુળ રથવાળા"

હાંરે રથ ફેરો ગોકુળ રથવાળા
હાંરે તમે નંદ જશોદાના લાલા ગોકુળ રથવાળા.
ગાયુરે તલપે વાછરૂરે તલપે
તલપે ગોપ બિચારા ગોકુળ રથવાળા.
ગંગારે તલપે જમનારે તલપે
તલપે નદીયુ નાળા ગોકુળ રથવાળા.
ચાંદારે તલપે સૂરજ તલપે
તલપે નવલખ તારા ગોકુળ રથવાળા.
નંદજી તલપે જશોદાજી તલપે
તલપે બળભદ્ર વીરા ગોકુળ રથવાળા
વલ્લભ વિનાની ગોપીયું રે તલપે
તલપે પ્રાણ હમારા ગોકુળ રથવાળા

સંપાદક: મોંઘીબ્હેન

# બાળકો માટે.

ગાયની વા'રે ધાવાનો ક્ષાત્રયુગ ગયો. સ્ત્રીની વા'રે ધાવાનો વીરયુગ ગયો. આજનો યુગ બાળકની વા'રે ધાવાનો છે.

અજ્ઞાન માતા બાળકને ધડધડ મારશે તે શું આપણે જોઇ રહેશું!

ઝટ ભણાવવા બાળકને ઢસરડીને નિશાળે મોકલતો શિક્ષણલોભી પિતા શું આપણે સહી લેશું?

દરિદ્ર, અજ્ઞાની અને પામર શિક્ષકને હાથે શિક્ષણને નામે બાળકનો વિનાશ થતો શું આપણે સાંખી શકશું?

આ હવે કેમ ચાલશે?

આપણને જો આંખ છે, આપણને જો બુદ્ધિ છે, આપણને જો હૃદય છે તો ક્યાં સુધી ઘરમાં રડતાં, શેરીમાં રઝળતાં, ગંદકીથી સડતાં રોગોથી પીડાતાં, અજ્ઞાનથી હણાતાં બાળકોને આપણે જોઇ શકીશું!

આપણે ધારીએ છીએ–આપણે માનીએ છીએ કે આપણે સુધરેલા છીએ; આગળ જતાં સુધારાના સાધન વચ્ચે બેઠેલા આપણને લાગે છે કે આપણે ઘણી પ્રગતિ કરી ચૂક્યા છીએ. પરંતુ આપણું આપણા તરફનું આજનું બાળક પ્રત્યેનું વર્તન જુઓ; પશુ પશુ તરફ જેમ વર્તે તેમ શું આપણે તેના તરફ નથી વર્તતા!

ગુસ્સો નહિ તો બીજા કયા કારણસર બાળકને આપણે મારીએ છીએ? અને પ્રાથમિક માણસ કરતાં આપણે વધારે અધમ તો એટલા માટે છીએ કે આપણે આપણો બચાવ કરીએ છીએ: “મારીએ નહિ તો બાળક તોફાન કરતું અટકે નહિ, મારીએ નહિ તો બાળક ભણે નહિ, મારીએ નહિ તો બાળક અનીતિને માર્ગે જતું અટકે નહિ.”

પરંતુ તોફાન–જેને આપણે તોફાન કહીએ છીએ તે બાળક પરત્વે જીવવાનો તડફડાટ છે, જીવવા ન દેવાના આપણા પ્રયત્નો સામેનો વિરોધ છે, દબાયેલ શક્તિનો પ્રતિરોધ છે, તંદુરસ્ત માર્ગની રુકાવટમાંથી ઉપજેલી વિકૃતિ માત્ર છે; પણ તે આપણે જાણતા નથી. કેવું ઘોર અજ્ઞાન છતાં કેવો હાસ્યજનક બચાવ!

અને મારવાથી સમજણ આવે, બુદ્ધિ તેજ થાય; છે આના જેવો કોઇ વિચિત્ર વિચાર! એ તો મનુષ્ય જાતને લજવે છે; એક પળમાં એ તો સમજાય તેવું છે.

આપણે આપણી ઉણપો માટે, આપણી અણઆવડત માટે, આપણી ઓછી બુદ્ધિ માટે, આપણને આવડે તે માટે, કહિ મારની દવા માગીએ છીએ?

મારી પાસે બેઠેલું એક બાળક બોલે છે?
“ના, ભાઇ.”

એક નાના બાળકને આટલી સમજણ છે. તે આપણ ઢાંઢાઓને નથી.

અને અનીતિ અટકાવવા માટે આપણે મારવા જઇએ છીએ. ગંભીર ઘુવડ જેવું મોઢું ધારણ કરી અનીતિને માટે સજા કરનારાઓ પોતાને તો સજા નથી કરતા? પોતામાં રહેલી અનીતિને શિક્ષા કરવાનો આનંદ તો નથી લેતા?

મનુષ્ય સ્વભાવથી નીતિવાન છે, જેમ મનુષ્ય શરીર સ્વાભાવિકપણે તંદુરસ્ત હોય છે. પરંતુ અનીતિને આપનારી આપણી આલસ પોતાના જ પાપની શિક્ષા અન્યને કરી પોતે વધારે ગુનાહિત બને છે.

બાળકને આપણે ધર્મ ને નીતિના પ્રવચનથી દૂર રાખીએ. પ્રવચનો સંભળાવી તેની નીતિશક્તિને નિર્બળ ન કરીએ. બે પગે ચાલનાર સશક્ત બાળકને ઘોડી આપીને

સંગડો કરવા જેવું ન કરીએ મનુષ્ય બાળ જે સ્વભાવથી નીતિપરાયણ છે તેને નીતિ- શિક્ષણની ઘોડી આપી અપંગ કરી ન નાખીએ.

આમ આપણે બાળક પ્રત્યે વર્તીએ છીએ. ખરી રીતે આપણે કેવળ જંગલી છીએ એમ બતાવીએ છીએ. હજી બાળક પ્રત્યે વર્તવાની રીતમાં જંગલી અને આપણી વચ્ચે થોડો જ ફરક પડયો છે.

ઓ બંધુઓ અને બ્હેનો, નવીન શિક્ષણે આપણને નવો જન્મ આપ્યો છે. તાજાં ઉઘડેલાં ફૂલો જેમ આપણું મન તાજું અને પ્રફુલ્લ છે. આપણે આવતી કાલનું બાળક આપણા સામે વિકસતું જોઇ રહ્યાં છીએ. આપણે તેના વિકાસને સદ્ભાવ આપીએ.

આજ લગી આપણે બાળકને તુચ્છકાર્યું. તેને એક નમાલું, માયુસી, બેઅક્કલ, બેસમજ પ્રાણી ગણી કાઢ્યું.

આપણે તેને આપણા જેવું બનાવવા વર્ષોથી મથી રહ્યા છીએ. અને આપણી સંકુચિતતા, આપણી ધર્માંધતા, આપણું પામર ડહાપણ અને આપણી નાનમ આપી આપીને આપણે તેને આપણાથી મોટું થવા દીધું નથી. પણ જાણવાનો વખત આવ્યો છે કે—

બાળક એક વ્યક્તિ છે.

નાનું છતાં સંપૂર્ણ મનુષ્ય છે.

બીજ રૂપે પૂર્ણ છે.

તેને ઇંદ્રિયો છે, મન છે, બુદ્ધિ છે, આત્મા છે;

અને તે બધાં સ્વચ્છ હોઇ પ્રાણવાન વિકાસ કરવા મથી રહેલ છે.

એ સ્વયંભુ પ્રાણને આપણે પિછાણીએ; આજલગીની આપણી તેના તરફની દષ્ટિને ફેરવીએ.

તેની એકાગ્રતાની શક્તિ જુવો.

તેની ક્રિયાશક્તિનું બળ જુવો.

તેના કલ્પનાવિહારો જુવો.

તેના હૃદયની કોમળ લાગણી જુવો.

ઝીણી નજરે જુવો.

નિષ્પક્ષપાતપણે જુવો.

તમારાં વ્યવહારી ચશ્માંને કોરે મુકી જુવો.

તમારા સ્વાર્થને આજુએ મુકીને જુવો.

તમારા અધિકારમદને આઘે ખસેડી જુવો.

તમને બાળકમાં શુદ્ધ અને સંપૂર્ણ મનુષ્ય લાગશે.

અને તમે મનુષ્ય છો.

તમે સ્વાતંત્ર્ય માગો છો.

તમારો માર્ગ તમેજ કાપવા માગો છો.

તમને આત્મસન્માન છે; તમે આત્મ- વિશ્વાસ ચાહો છો; તમને ગુલામી અસહ્ય છે.

તો તે જ વસ્તુ તમે બાળકને કાં ન આપો? તે જ વસ્તુનું બાળક કેમ હકદાર નથી ? તમારું તે બધું રાક્ષસો ખુંચવી લે તો તમને જીવતર અસહ્ય નહિ થાય ?

બાળક પ્રત્યે આપણે રાક્ષસ થઇશું કે મનુષ્ય થઇશું ?

બાલશિક્ષણના આપણા નવા કાર્યમાં ઘણી મુશ્કેલીઓ છે. આપણી દરિદ્રતા, જનતાનું અજ્ઞાન, પ્રજાનું પારતંત્ર્ય, અને આપણી પોતાની અપૂર્ણતાઓ આપણને મુંઝવી નાખે તેમ છે. પરંતુ આપણે નહી હારીએ.

આજે આપણે માનવ જાતની બાળક તરફની દૃષ્ટિ ફેરવવા સફળ થઇશું તો કાલે આપણી શાળા સંપૂર્ણ થશે.

બાળકોને આપણે ભલે અક્ષરજ્ઞાન આપીએ; ભલે આપણે તેમને ગણતાં શીખવીએ અને ભલે તેઓ વાંચે, લખે, ચિતરે અને ગાય; ભલે તે બધું અધુરુંપધુરું હોય. કોઇ સરખામણી કરીને તેને ઓછુંવત્તું કહે; કોઇને ઓછી પ્રગતિ લાગે. પણ આપણે જોઇએ–આપણી નરી આંખ અને સારી સમજણથી જોઇએ કે બાળકને આપણે શરીર,

મન અને આત્માના ત્રાણમાંથી બચાવ્યું છે? આપણે તેના શરીરને પ્રસન્નતાથી દોડવાની ને કૂદવાની છૂટ આપી છે? આપણે તેના શરીરને સમતોલ થવાની શક્તિ કેળવવાનો માર્ગ આપ્યો છે? આપણે જોઈએ કે આપણે તેને ભેજવાળી, ગંદી, ગાર ઉખડી ગયેલી, હવા અજવાળા વિનાની ભણવાની ઓરડીમાંથી બહાર આણ્યું છે? ને શરીરને પોષક એવા સૂરજનો તડકો હવાની છૂટ, માતા ધરતીનો ખોળો તેને આપ્યાં છે? આપણે જોઈએ, બાળકનાં માથામાં જ્ઞાનના ડુચા ભરવાના કારખાનામાંથી અને શાકપીડીયા ઘોંઘાટમાંથી તેને બચાવી લીધું છે? આપણે જોઈએ કે તે હસતું દોડે છે? એકાગ્ર થઈ પ્રસન્ન થઈ કામમાં પડેલું છે? દૂર કે નજીક રહી આપણા પ્રેમમાં નાહ્યા કરે છે? ઇચ્છા પડે ત્યારે મિત્રને મળી પ્રેમાલાપ કરી લે છે?

આપણે જોઈએ કે આપણે તેને કલાકોના કલાકો સુધી ઇચ્છાનુસાર ભણવા દઈએ છીએ? આપણે જોઈએ કે ખાધા પછી તરત તેનું લોહી થયું છે કે નહિ તે જોવા માટે ખોરાક ઓકાવી કાઢતાં તો નથી?

આપણે જોઈએ કે આપણે ખીલતા બાગની વચ્ચે માળી જેમ છોડોને સાચવવા સંરક્ષવાને જોઈતાં ખાતર અને પાણી આપવા તેમજ સૂર્ય હવા પેઠે બેઠાં છીએ?

આપણે આપણી સાધન-તૈયારી બરાબર રાખીએ પરંતુ તેમાં આપણે અપૂર્ણ હોઈએ તેની ફિકર નહિ.

પરંતુ પ્રથમ આપણે જોઈએ, આપણે જુની કાંચળી ઉતારી જીવો દેહ ધારણ કર્યો છે કે નહિ? આપણી મનઃસ્થિતિ નવીન થઈ છે કે નહિ?

બાળકને સ્વાતંત્ર્ય આપતાં ભડકો નહિ. મર્યાદા બાંધીને સ્વાતંત્ર્ય ન આપો પણ સ્વાતંત્ર્યને મર્યાદા શોધવા દો.

અવિશ્વાસથી વિશ્વાસ નહિ ઉપજે; ભય રાખી નિર્ભયતા નહિ રાખી શકાય.

મનુષ્યજાતિને સ્વતંત્રતાગાં વિકસાવવાનો આ અખતરો સફળ ત્યારે થશે કે જ્યારે આપણે નિર્ભય હઈશું, નિઃશંક હોઈશું, નિઃસીમ શ્રદ્ધાથી ભરેલાં હોઈશું, જ્યારે આપણે આપણા સત્યનો શુદ્ધ સાક્ષાત્કાર કરતાં હોઈશું.

આખરે મનુષ્યનો ઉદ્દેશ સુખનો છે. સુખને માટે જ જાણે કે મનુષ્ય મનુષ્ય ઉપર સત્તા ચલાવે છે. સુખને માટે જ મનુષ્ય સમાન ધર્મ વગેરે શોધ્યાં છે. અને છતાં ઘણાં થોડાં માણસોને તેનો સાચો અનુભવ થયો છે.

અને આ સુખનું મૂળ નિર્ભયતામાં છે.

ગિ.

---

# નવી દૃષ્ટિ

પણ વિચારકો કહે છે કે આજે બાળયુગ બેઠો છે. એટલે શું? શું આજ દિવસ સુધી બાળકો ન હતાં? શું આજ સુધી બાળકો માટે કશું થતું ન હતું? બેશક બાળકો તો હતાં જ. તેઓ ઉછેરાતાં પણ હતાં. તેમનું લાલનપાલન પણ થતું હતું ને તેઓ મોટાં થતાં હતાં; તેમને ભણાવાતું પણ હતું. આજે બાળયુગ બેઠો છે એનો અર્થ એ કે આજે મનુષ્યની બાળકો પ્રત્યેની દ્રષ્ટિમાં ફેર પડ્યો છે. આજની દ્રષ્ટિ બદલની છે.

મનુષ્યસમાજ પ્રગતિ તરફ ધસે છે. પ્રગતિ કરવા માટે તે અનેક પ્રયત્નો કરે છે. આ પ્રયત્નોમાં પ્રથમ પુરુષે પોતાને માટે પ્રયત્ન કર્યો. તેમ કરી તે શારીરિક, બૌદ્ધિક, આ-

ધ્યાત્મિક અને આધિભૌતિક એમ સઘળી દિશામાં આગળ વધ્યો. પણ વખત જતાં તેને જણાયું કે તેની પ્રગતિ અપ્રતિહત થતી નથી. જાણે કે પગમાં બેડી હોય ને તે દોડવા જતો હોય એવો તેને અનુભવ થયો. કારણ શોધતાં તેને જણાયું કે સ્ત્રીને પાછળ રાખીને પોતે આગળ વધે છે, ને તેમ થતાં તે પાછો પડે છે. ત્યારથી સ્ત્રીની ઉન્નતિના પ્રયત્નો આદર્યા. તે વિષેના બધા પ્રશ્નો ચર્ચાયા. બધી બાજુઓ વિચારાઈ. પ્રયોગો થયા. અનુભવો કર્યા ને સ્ત્રીની ઉન્નતિ ઠીક આગળ વધી. છતાં અંતે માલૂમ પડ્યું કે હજી કાંઈક અધૂરું છે. તપાસ કરતાં વળી જણાયું કે વ્યક્તિ સ્ત્રી હોય કે પુરુષ હોય–ઉન્નતિના પ્રયત્નોની શરૂઆત મૂળમાંથી થાય તો જ મનુષ્યની પ્રગતિ ખરે માર્ગે ને નિર્વિઘ્ન થઈ શકે. મૂળમાં જે ભૂલો રહી જાય છે તે આગળ જતાં સુધારાતી જ નથી. [illegible]માં, કૂણી ઉંમરે વાંકુંચૂંકું થઈ જાય છે તે આખર સુધી વાંકું જ રહી જાય છે. મૂળમાં જે ગુંગળામણ ને મુંઝવણ થાય છે તે આખી જીંદગી સુધી માણસના વિકાસની આડે આવ્યા જ કરે છે. વિચારકો એ જ વિચાર ઉપર આવ્યા. વિજ્ઞાનશાસ્ત્રીઓના માનસઅભ્યાસે એ જ કહ્યું. રાજકારણના અભ્યાસીઓ પણ એટલા વિકાસની પ્રગતિ પછી પણ માણસની પ્રાથમિક અવસ્થા જોઈને એ જ નિર્ણય ઉપર આવ્યા. શિક્ષણશાસ્ત્રીઓની નજરે પણ એ જ વાત પડી.

આજે બધાં કહે છે કે હવે બાળયુગ બેઠો છે. એટલે કે હવે મનુષ્યજાતિના મૂળમાંથી અભ્યાસ શરૂ કરવાની અગત્ય જણાઈ છે. આજે હવે જીવનના આરંભથી જ મનુષ્યને જીવવા દેવું જોઈએ એ વિચાર ઉપર બધાં આવ્યાં છે. અર્થાત્ બાળકથી જ માંડી મનુષ્યવિકાસના પ્રયત્નો કરવા જોઈએ એમ સ્વીકારાયું છે.

નવી દૃષ્ટિ બાળકને માત્ર બાળક તરીકે નહિ પરન્તુ એક મનુષ્ય તરીકે ગણશે. જૂની દૃષ્ટિએ બાળકો મોટાંઓની સત્તા નીચેની પ્રજા માત્ર હતાં. તેમનું જીવન સત્તાધીન હતું. આ નવા વિચારો સાથે નવી દૃષ્ટિ આવી છે. નવી દૃષ્ટિમાં બાળકો મોટાંઓની મદદથી પરન્તુ સ્વતંત્ર વ્યક્તિત્વ ખીલવતી એક સ્વતંત્ર પ્રજાના હક્કો ભોગવતી ઉગતી પ્રજા તરીકે જીવશે. આ એક નવી જૂની દૃષ્ટિનો તફાવત. આ ફેરફાર જમીન અસમાનનો છે. આ ફેરફારની સાથે જ બાળઉછેર અને બાળશિક્ષણમાંયે ઘટતા સુધારા થયા છે, થતાં જાય છે. આ દૃષ્ટિના ફેરફાર સાથે શિક્ષણની દિશા પણ બદલાઈ નવી દિશામાં જવાની શરૂઆત થઈ છે. આ નવી દિશામાં જતાં જતાં શિક્ષણનાં નવાં સાધનો, શિક્ષણની નવી પદ્ધતિઓ, શિક્ષણ વિષેની નવી માન્યતાઓ ખીલશે ને ચોક્કસ થતી જશે. આ નવા માર્ગે જતાં જતાં આજે બાળશિક્ષણમાં જે પ્રદેશો ઉપર અંધારું છે તેના ઉપર આસ્તે આસ્તે અજવાળું પડતું જશે ને ધીમે ધીમે ઘણા નવા પ્રદેશો પણ ઉઘડશે.

આ નવી ઉઘડતી દૃષ્ટિ માટે ખાસ કરીને બે વર્ગે તત્પર થવું પડશે.

બાળશિક્ષણ ને બાળઉછેરની સાથે હમેશ કામ પાડનારાં આ બે વર્ગ એટલે એક શિક્ષકવર્ગ અને બીજો માબાપ વર્ગ. આની અંદર દુનિયા આવી જાય છે. આ બે વર્ગે આ નવી દૃષ્ટિ ને નવી દિશાનાં મૂળભૂત તત્ત્વો શાં છે તે જાણી લેવાં જ જોઈશે. અર્થાત્ શિક્ષકો અને આખી જનતાએ બાળકો પ્રત્યેની સાચી દૃષ્ટિ મેળવવી જ જોઈશે. કોઈ એક શિક્ષકને પોતાનાં બાળકો સોંપી દીધાં કે તેમને કોઈ શાળામાં બેસાડી દીધાં એટલે બાળકો પ્રત્યેનું માબાપનું કર્તવ્ય પૂરું થયું એવું હવે નહિ ચાલે. વળી જે આજે તેને નહી [illegible] પ્રમાણે

ઠોકી ઠોકીને ભણાવી દેવાનું પણ હવે નહિ ચાલે. વળી નવા બનેલા શિક્ષકો જ હવે તો માબાપોને શાંતિથી રહેવા દેશે નહિ. તેમની નવી દૃષ્ટિ ભણવા માટે નિયત કરેલા વિષયો નિયત કરેલા વખતમાં બાળકના મગજમાં ભરી દેવાનું કબુલ નથી કરતી. બાળકના સમગ્ર જીવનનો એટલે દિવસના ચોવીશે કલાકના જીવનનો તેને વિચાર કરવાનો છે; તે માટે તેને માબાપનો સહકાર સાધવો અનિવાર્ય છે.

ધારો કે શિક્ષક કે બીજું કોઇ માબાપોને ખાસ જગાડવા ન જાય તોયે માબાપોથી સ્વસ્થ કેમ બેસાય? તેમને બાળયુગની હવા જ સ્વસ્થ રહેવા દેશે નહિ. તેઓ વેપારમાં પરોવાઈ રહેલાં હશે તો ત્યાં પણ બાળયુગ તેમને જગાડશે; રાજકારણમાં મશગુલ રહેતાં રહેતાંયે તેમને બાળકના વિકાસનો જ વિચાર કરવો પડશે. ઘરમાં માતાઓને પણ આ નવા યુગની હવા હલાવશે. છોકરો કજીયો કરે છે માટે માર એક લાકડી કે દે ગાળો, એમ હવે માતાથી થઇ શકશે નહિ. નવયુગના નવા વિચારો એટલા પ્રબળ જોરથી વધે છે ને એટલા સ્વતઃ પ્રાણવાન છે કે તે ચાર દિવાલથી બાંધેલા પ્રત્યેક ઘરમાં પણ જવાના છે.

અત્યાર સુધીનું મોટપણમાં કેળવણી કેળવણીની જરૂર પડે છે માટે નાની ઉમરમાં જ તે શીખવાડી દેવું, આ તત્ત્વ ઉપર શિક્ષણને ઉછેર ચાલ્યાં. અત્યારસુધી બાળકોનો વિચાર મોટા માણસ ઉપરથી થતો; પણ હવે એમ સમજાયું છે કે એ તો પહેલાં ગાડું ને પાછળ બળદિયા રાખવા જેવું છે. મોટાંઓ ઉપરથી નાનાંઓનું નક્કી કર્યે કામ કેમ આવે? હા, નાનપણ ઉપરથી મોટપણ નક્કી થાય; પાયા ઉપર મકાન ચણાય. માટે નવી દૃષ્ટિ કહે છે કે પ્રથમ નાનપણ જોવું જોઇએ, તે તપાસવું જોઇએ, તેને સમજવું જોઇએ ને તે ઉપર બાલશિક્ષણના સિદ્ધાન્તો ને તેનો અમલ થવો જોઇએ.

એક નાના દાખલાથી ઉપલો વિચાર સ્પષ્ટ થશે. ધારો કે એક ત્રણ વરસનું બાળક દીવાસળીની ડાબલીમાંથી દીવાસળીઓ બહાર કાઢી નાખે છે ને અંદર ભરે છે. આપણા જૂના ને સહેલા નિયમો પ્રમાણે "દીવાસળી લઇશ નહિ; દીવાસળીઓ બગડશે. આગ કરીશ ને દાઝીશ." વગેરે કહીને માબાપ ડાબલી લઇ લેશે. પણ હવે તો 'હા' કે 'ના' પાડતા પહેલાં માબાપોએ કે પાલકોએ ક્ષણ એક ઉભું જ રહેવું જોઇશે ને જોવું જોઇશે કે બાળક શું કરવા માગે છે. શું બાળક ડાબલી તોડવા માગે છે? શું દીવાસળીઓ નાખી દેવા માગે છે? શું દીવાસળીઓ સળગાવવા માગે છે? શું દીવાસળીઓ અંદર ભરવા માગે છે? કે દીવાસળીઓ જોવા માગે છે? કે તેના હાથથી તેને તપાસી જોવા માગે છે? કે પોતે તેનો ઉપયોગ શોધી કાઢવા માગે છે? કે તે શું કરવા માગે છે? બાળકને કામ કરતું બરાબર જોઇને, વારંવાર જોઇને, જરૂર પડે ત્યાં બાળક સાથે વાતચીત કરીને બાળક શું કરવા માગે છે તે જોયા પછી જ તે બાબતમાં આપણે શું કરીએ તો બાળકને માટે યોગ્ય કર્યું, તેનો વિચાર નવી દૃષ્ટિ સામે હશે.

અર્થાત્ દરેક બાળઉછેરકને બાળઅવલોકનકાર થવું જ જોઇશે. બાળકોનું જીવન, બાળકોની ક્રિયાઓ, તેમનું રાજી થવાપણું ને નારાજ થવાપણું, બધું ઝીણવટથી તપાસીને તેમની સાથે કામ પાડી શકવા સમર્થ થવા સારુ દરેક માબાપે માનસવ્યાપારોમાં ઉંડા ઉતરતાં શીખવું પડશે, અને તે માટે દિનપ્રતિદિન ઉંડી અવલોકનશક્તિ કેળવવી પડશે.

અને તે માણસે જે ઉંડી અવલોકનશક્તિ મેળવે છે કે જેઓ પોતાના મનના રોજના તંદુરસ્તી સ્થિતિના વ્યાપારો જાણી શકે છે. આપણે આપણા નવા કામને યોગ્ય થવા આત્મનિરીક્ષણ કરતાં શીખવું જ પડશે. નવા

યુગમાં જીવનની આ એક નવી ફરજ આપણે માથે આવી પડે છે.

વળી અવલોકન માટે આપણી આંખ ઉઘડી જવી જોઇશે તેની સાથે શિક્ષણ એટલે શીખડાવી દેવા સંબંધેનો આપણો ખ્યાલ ચોખ્ખો થવો જોઇશે. બેશક બાળક શીખે તે જરૂરનું છે. પણ જ્યારે આપણે તેને શીખવાડીએ છીએ ત્યારે તો તેની શીખવાની શકિતનો હ્રાસ કરી અપંગ કરીએ છીએ. ને પછીથી આપણા શિક્ષણ ઉપર અવલંબનાર ગુલામ કહીએ છીએ. શિક્ષણ ને સ્વયંશિક્ષણ વચ્ચેનો ભેદ જાણવો ને પ્રત્યક્ષ જીવનમાં ઉતારવો એ નવી દૃષ્ટિ મેળવવાના માર્ગમાં સૌથી અઘરી વસ્તુ છે આજ સુધીના આપણા સંસ્કારો આપણને બીજી જ દિશામાં ખેંચે છે. અત્યારની આપણી આસપાસની પરિસ્થિતિ પણ આપણને બીજી જ દિશામાં તાણે છે. આ તત્ત્વ જાણનારને ય પણ બાળકને સહેજ શીખડાવી દેવાનો મોહ છૂટતો નથી. શીખવી દેવાનો મોહ ત્યારે જ છૂટે કે જ્યારે આપણે બાળકને પોતાની જાતે જ્ઞાન મેળવવા છૂટું મૂકીશું, ને જ્યારે બાળક પોતે તેની આસપાસની દુનિયાને જાણવાના પ્રયત્નમાં જ અથાગ મહેનત કરતું અસાધારણ ને એકાગ્ર દેખાશે, ને જ્યારે તેની નિરર્થક દેખાતી બધી ક્રિયાની પાછળ જ્ઞાન મેળવવાના તેના પ્રયત્નોને આપણે સમજી શકીશું. બાળકને છૂટું મૂકી જ્યારે આપણે તેને અવલોકીશું ત્યારે આપણને તેની સ્વયંશિક્ષણ લેવાની શકિતનાં દર્શન થશે ને ત્યારે જ શિક્ષણના લોભમાંથી આપણે મુક્ત થઇ બાળકના સ્વયંશિક્ષણનો પંથ ખુલ્લો મૂકીશું ને તેના માર્ગમાં આપણે મદદ કરીશું.

જ્યારે બાળકોને સ્વયંશિક્ષણના માર્ગે જતાં જોઇશું ત્યારે આપણને ખબર પડશે કે બાળકનું સ્વયંશિક્ષણનું કારણ સ્વયંરસ છે, ત્યારે આપણને સ્વયંશિક્ષણ જ કેવળ સ્વાભાવિક લાગશે. બાળકને પોતાની આજુબાજુની વસ્તુઓ સુંવાળી છે કે ખરબચડી છે, રાતી છે કે લીલી છે વગેરે વસ્તુઓના અનેક ગુણધર્મો જાણવાનો એને અંદરથી રસ છે જ. માત્ર આપણે તેને તેના પોતાના કામમાં મશગુલ રહેવા દેવું જોઇએ. બહારથી જાતજાતનાં કામો તેના ઉપર લાદવાનું બંધ કરશું તો બાળક પોતાના રસનાં કામો શોધી કાઢશે ને તેમાં પોતાથી જ મંડી પડશે.

આપણે ઘણીવાર કહીએ છીએ કે ઘરમાં બાળક કેમ શીખી શકે ? એ નિશાળે જાય તો ત્યાં જરા માસ્તરનો ભય રહે; શાળામાં સાથેનાં છોકરાંઓ ભણવામાં આગળ જશે ને પોતે પાછળ રહેશે એવી ચિંતા હોય છે, તેમજ પહેલો કે ઉપલો નંબર મેળવવાની હોંશ હોય છે વગેરે ત્યાં બધું હોય છે તેથી બાળક ત્યાં શીખે શીખે છે. ઘર જુદી જાતની જગા છે.

નવી દૃષ્ટિએ આપણે જોવા લાગશું એટલે દેખાશે કે બાળકનો સ્વયંરસ એ જ સાચો રસ છે. તે તેને કારણે તે કામ ઉપર મંડી પડે છે તે જ સાચી એકાગ્રતાની કેળવણી છે ને તેમાં જ ખરી ક્રિયાશકિત કેળવાય છે. સ્પર્ધા, ઇનામ, માસ્તરનો ભય વગેરેથી કામ થતું દેખાય છે પણ તેથી ખરો અંદરનો પ્રાણ હણાય છે. ઉલટું અંદરનો રસ ચાલ્યો જાય છે. અંદરથી ક્રિયાશક્તિ કેળવાતી નથી. એ જ્યાં બહારથી દબાણ કે ઉશ્કેરણી માત્ર છે. તે હોય ત્યાં સુધી જ કામ થાય છે. દિવસે દિવસે બહારની ઉશ્કેરણીનું પ્રમાણ વધારવું જ પડે છે. જેમ જેમ એ વધારીએ છીએ તેમ તેમ બાળકની અંદરની શક્તિઓ નિર્બળ બને છે.

ખાં બળ બાળક ત્યારે કેળવે છે કે જ્યારે અંદરના આકર્ષણને કારણે ને રસના કારણે સ્વયંપ્રેરિત થઇને કોઇ પણ કામની પાછળ તે પડે છે. આવી રીતે માત્ર

શારીરિક કે બૌદ્ધિક બળ જ નહિ પણ સાચું નૈતિક બળ પણ કેળવે છે. કારણ કે નૈતિક બળ એટલે માણસ જે યોગ્ય ધારે તે યથાર્થ પ્રત્યક્ષ કરવાની તેની શકિત. સ્વયં રસથી શોધેલી સ્વયં પ્રવૃત્તિઓની પાછળ પડી પડીને તેમજ પ્રત્યક્ષ ને સક્રિય અનુભવ કરી કરીને બાળક યોગ્ય ધારવાની ને ધાર્યું પાર પાડવાની શક્તિ કેળવે છે. અર્થાત તે ચારિત્ર્યને ઘડે છે.

વળી દરેક બાળક બધી દિશામાં એક સરખો વિકાસ કરવા માટે સરજાએલું હોતું નથી. કેટલાંએક બાળકો બધી બાજુઓમા સાધારણ ઠીક ઠીક વધે છે, ત્યારે કેટલાંએક બાળકો અમુક અમુક દિશામાં જ વિશેષ રીતે જાય છે. બધાં બાળકોને એક જ સંચામાં નાખીને એક જ બીબામાંથી પસાર કરવું એ બાળકની શકિતઓનું ખુન કર્યા બરાબર છે. આજે બધા વિષયોમાં બધાં બાળકોને પારંગત કરવાનો મિથ્યા આગ્રહ શિક્ષણની દુનિયામાં જંગલી ગણાતો જાય છે. બાળક પોતાના ખરા રસના વિષયો શોધી કાઢે અને તેમાં પ્રાવિણ્ય મેળવી આત્મસંતોષ મેળવશે એટલે તેનું સાર્થક છે. કોઇ પણ એકાદ શક્તિ પણ બાળક સંપૂર્ણપણે વિકસાવશે તો જરૂર તે શક્તિનો તે મહા પુરુષ ગણાશે. તેના જીવનને તેમાં સુખ અને શાંતિ મળશે. દુનિયાનું ભલું પણ તેમાં જ વધારે થશે. માટે, માબાપોએ ને શિક્ષકોએ બાળકને જે વિષયોમાં રસ નથી, જે તેમને આવડતા નથી, તેની પાછળ બાળકને પાડીને તેની શક્તિઓનો વિનાકારણ વ્યય કરવાનો ધંધો અને મોહ છોડી જ દેવાં જોઇશે. માબાપો એકવાર પોતાના બાળકની શક્તિઓનો આજની શાળાઓમાં થતો દુરુપયોગ સમજશે એટલે જરૂર મનુષ્યની સમગ્ર કેળવણીનું ધોરણ તેઓ જ ફેરવવા નીકળશેઃ ત્યારે અત્યાર સુધીની વિદ્યાપીઠો માત્ર મકાનો જ રહેશે. અત્યાર સુધી બાળક નકામા એવા અભ્યાસમાં હેરાન થાય એ માબાપે સહન કર્યું છે. શિક્ષકે તેમ કરાવવામાં મદદ આપી છે. એવાં તો કેટલાંએ માબાપોએ ને શિક્ષકોએ બાળક સંગીતનું શોખીન છે, ભાષાપ્રિય છે ને માત્ર ગણિતમાં તેનું મગજ ચાલતું નથી; એવું ચોક્કસ જાણતા છતાં તેના પ્રિય વિષયો તેની પાસેથી છીનવી લઇ તેની આગળ ગણિત જ કરાવ્યું છે. આજ લગી આપણે બધાં ઉંધે રસ્તે ચાલીને બાળકોને પોતાના વિષયમાં ખુબ આગળ જતાં અટકાવ્યાં ને એકંદરે એક સામાન્ય ( મિડિયોકર ) વિદ્યાર્થી બનાવવામાં પોતાની જાતને કૃતકૃત્ય માની. પરન્તુ હજી આવતી કાલ છે, ને આ નવી દષ્ટિ આવતી કાલને સૂર્ય ઉગાડી રહી છે.

આપણે કેળવણીની નવી દષ્ટિ પ્રાપ્ત કરીએ તો આપણી પુસ્તકીયા જ્ઞાન પ્રત્યેની દ્રષ્ટિ પણ બદલાઇ જાય અત્યાર સુધી જ્ઞાન તો માત્ર પુસ્તકોની સંખ્યાથી મપાતું હતું; અથવા આપણે કેટલા વિષયો જાણ્યા, કેટલી વિગતો મગજમાં ધારણ કરી તે તપાસીને આપણા જ્ઞાનનું માપ કાઢવામાં આવતું. પરંતુ હવે પ્રત્યક્ષ વિષયના જ્ઞાનને ગૌણપદ મળે છે; નવી કેળવણીથી આપણે જ્ઞાન મેળવવાનાં સાધનોને તૈયાર કરવા માગીએ છીએ કે જેની મદદથી માણસ ગમે ત્યાં જાય તો જ્ઞાન મેળવી શકે. બાળક દસ વરસનું થાય ને ધારો કે તેને ચોથી ચોપડી કડકડ વાંચતાં ન આવડતું હોય તો તેથી ચોંકી જવાનું કાંઇ જ કારણ નથી. દસ વરસની ઉંમરે બાળકની માનસિક શક્તિઓ જેટલી ખીલવી જોઇએ તેટલી તે ખીલેલી છે કે નહિ તે જ આપણે જોવાનું છે; ને ન ખીલી હોય તો તેનાં કારણો તપાસીને યોગ્ય પગલાં લેવાનાં છે. તેની આગળ એક કવિતા ગાઇએ તો તેનો ભાવ તે કેટલો ઝીલી શકે છે, વાતોમાં તેની. તર્ક-

શુદ્ધિ કેટલી છે, તે વિચારની અસંબદ્ધતા કેટલી પારખી શકે છે વગેરેની તપાસ જરૂરની છે. અક્ષર ઉકેલવા કે અક્ષર લખવા એ કાંઇ મોટા બુદ્ધિનો વ્યાપાર નથી. એ તો એક યાંત્રિક ક્રિયા છે કે જે મોડી વહેલી બાળક સાધ્ય કરી શકશે. ખરો વિકાસ તો શક્તિવિકાસ છે.

આપણું આજનું કામ નવી દૃષ્ટિ મેળવવાનું છે. એક વાર આપણે જો આ દૃષ્ટિ પ્રાપ્ત કરી શકીશું તો બાળઉછેરની અને બાળ શિક્ષણની ઘણી ઘુંચો એની મેળે ઉકેલાશે. મુળ દૃષ્ટિ ફરી નથી ત્યાં સુધી માત્ર થોડાએક પ્રશ્નોનો નિકાલ મેળવ્યે કાંઇ પણ વળવાનું નથી.

આજે દરેક માબાપનું આ પવિત્ર કર્તવ્ય છે કે પોતાના લાડકાં બાળકોના વિકાસમાં પોતે મદદગાર થવા માટેની જ્ઞાનસામગ્રી મેળવી લે. બાળકો પ્રત્યે સાચી રીતે જોવાની ખરી દૃષ્ટિ મેળવવામાં બધી જ્ઞાન સામગ્રી સમાઇ જાય છે.

તારાબેન મોડક.

---

# દવાખાને જઇ ચડયો: ભીની આંખે થઇ રહ્યો.

દવાખાને જઇ ચડયો. એક બાળક રડતું હતું. કાને પરૂ વહેતું હતું. ચીસેચીસ નાખતું હતું. અર્ધાંગ ગંધાતું હતું. મેલ કાને ભર્યો હતો. અબુજ માતા સાથે હતી. કહેતી હતી: "છોકરો રોયો કંટો છે. પછી કાન દુખેજ ના ?"

### ચીળેવાન ને ભૂંડે હાલ.

દવાખાને જઇ ચડયો. બીજું બાળક રડતું હતું. હાથપગ દોરડી ને પેટ ગાગરડી. દાકતર માને વઢતા હતા. મા જવાબ દેતી હતી: "દાક્તર શા'બ શું કરીએ ? દિ' બધો માટી ખાય છે; સંભાળ કેમ રખાય ! દળણું દળવું, ખાંડવું, ભરડવું, વાળવુંચોળવું. છોકરાં રોઇ રહે જ તો ?"

### બેઠુંબેઠું રોતું હતું.

દવાખાને જઇ ચડયો. ત્રીજું બાળક બેઠું હતું. દીસે આંખે ગુમડાં હતાં. પાસ પરૂ જતું હતું. હાથે પગે ખસ હતી. દાકતર બાપને પૂછતા હતા: "કેટલા દહાડે નાય છે ?" બાપ કહેઃ "લોકનાં છોકરાં. નાય વખતે પાંચ પંદર દહાડે. અમે કાંઇ બામણ વાણીયા થોડાં છીએ ?" દાકતર સામે જોઇ રહ્યા.

### માથું જુએ ભર્યું હતું.

ચોથું બાળક આવ્યું હતું. માથું જુએ ભર્યું હતું. બ્રાહ્મણ કે વાણીયાનું હતું. બા બિચારી કહેવા લાગી: "શું કરીએ ? છોકરાં ભેગું રમવા ગયું તે જુઓ લઇને આવ્યું. બા, પાડોશ કાંઇ ગંદો છે ! ને છોકરાં કાંઇ ઘરમાં રહે છે !"

### હાડચામ ચોટયાં હતાં.

પાંચમું બાળક રડતું હતું. હાડચામ ચોટયાં હતાં. અડીને રહ્યું હતું. બા એની માંદી હતી. ધાવણ એને મળતું નો'તું. શીશી ઉપર નભતું હતું. દાકતરે એને દવા દીધી. વાપરવાની સૂચના કીધી.

### દીલે બધે રાતું હતું.

છઠ્ઠું બાળક આવ્યું હતું. જન્મનો એને રોગ હતો. દીલે બધે રાતું હતું. દાકતરે બાપને પૂછી લીધું: "આવો આવો રોગ હતો ? તમને કે એની માને ?" ડોકું હલાવી હા કીધી.

દાકતરે આશ મુકી. દવા લઈને બાપ એને ઘેર ગયો.

### પથારીમાં સૂતું હતું.

સાતમું બાળક પડયું હતું. પથારીમાં સુતું હતું. તાવે બળતું હતું. વચ્ચે વચ્ચે બોલતું હતું. જીવવાની આશા નથી એમ નર્સ કહેતી હતી. મા અને બાપ વિનાનું અનાથ એ બાળક હતું.

### ખમ્મા ભાઇ, થતું હતું.

આઠમું બાળક આવ્યું હતું. નોકર ચાકર સાથે હતા. ખમ્મા ભાઇ, થતું હતું. તેડીને આણ્યું હતું. "શું છે રોગ?" દાકતર એને પૂછી રહ્યા. "એને બહુ નબળાઇ છે." દાકતર કહેઃ "કસરત કરવા પગે એને ચાલવા દ્યો." થોડાં એને કપડાં પહેરાવો.

### ખૂબ એ ખા ખા કરે છે.

નવમું બાળક ઉભું હતું. શેઠજી સાહેબ સાથે હતા. "સાહેબ એને ઝાડા છે." દાકતરે જાણી લીધું. ખુબ એ ખા ખા કરે છે; જે માગે તે મળે છે; વારે ઘડીએ મળે છે; લાડ ઘેલું બાળક છે; ન મળે તો રડે છે ને રડવા દેવાની શેઠની ના છે.

### મોઢું બધું સડયું હતું.

દસમું બાળક રડતું હતું. દાઢ દાંત કળતા હતા. મોઢું બધું સડયું હતું. દવા આપી દાકતર કહેઃ "રોજ રોજ દાતણ કરે. ઘસી ઘસી દાંત સાફ કરે. મીઠું નાંખી કોગળા કરે."

---

# શાળા જોવા જવાયુ: અંતર મારૂં ઘવાયું.

### એક શાળાએ જવાયું

નાની એવી ઓરડી હતી. અજવાળું ને હવા એનું થોડું ઘેડું કામ હતું. ઘણાં બધાં બાળ હતાં. ઘેટાં બકરાં જાણે પૂર્યાં! ખદબદ થતું હતું. મન મારૂં રડતું હતું.

### બીજી નિશાળે જવાયું

ભોં ઉપર લૂગો હતો. ગાર ઘણી ઉખડી હતી. ધૂળ ધૂળ બધું હતું. છોકરાં એમાં બેઠાં હતાં. કપડા ધૂળે ભર્યાં હતાં. હાથે પગે ધૂળ હતી. સૌ કાંઈક લખતાં હતાં.

### ત્રીજી નિશાળે જવાયું

મોટી બધી ગડબડ હતી. ઓપાટે મેં'તા સેતાવતા હતા. સૌ બાળો બોલતા હતા. ઉંચે સાદે બોલતા હતા. છાતી બેંગી બોલતા હતા. ઉભા ઉભા ડોલતા હતા. મેં'તા વચ્ચે ફરતા હતા. હાથમાં નેતર સોટી હતી. પાઘડી એની મોટી હતી.

### ચોથી નિશાળે જવાયું

હાથમાં એના સોટી હતી. મોટો એનો ધોકો હતો. બે હાર વચ્ચે ફરતો હતો. વિદ્યાર્થીઓ બોલતા હતાઃ "બેઠો માળો બાંધતા, ભાળા કાળો કાગ!" ધ્રૂજતાં ધ્રૂજતાં બોલતા હતા. વારે વારે ભૂલતા હતા. સોટી વાંસે પડતી હતી.

### પાંચમી નિશાળે જવાયું

શાળા બહાર માસ્તર હતા. ઓરડામાં છોકરા હતા. ધીંગામસ્તી કરતા હતા. અંદર અંદર વઢતા હતા માસ્તરના ચાળા પાડતા પાતા હતા માસ્તરજી અંદર આવ્યા. મીની જેમ બેસી ગયા. પાઠો કરવા લાગી ગયા

### છઠ્ઠી નિશાળે જવાયું

પરીક્ષાનો વખત હતો. છોકરા બધા વાંચતા હતા. શિક્ષક ભાઇ સમજાવતા હતા. બધું ગોખી મારતા હતા. કડ કડ કડ કડ

બોલતા હતા. " શાબાશ " માસ્તર કહેતા હતા. સમજવાનું નામ નો'તું. પાસ થવાનું કામ હતું.

### સાતમી નિશાળે જવાયું

મોટા સા'બ આવવાના. ઇનામોને વેંહચવાના. મેળાવડો થવાનો. છોકરી તૈયાર થતી હતી. ગાયન ગીત ગોખતી હતી. મોઢે કરી દેતી હતી. રમતો રમી બતાવતી હતી. ' આમ કરવું ને આમ બોલવું ' ભણતી હતી. સા'બ માટે બધું કામ થતું હતું.

### આઠમી નિશાળે જવાયું

માસ્તર સા'બ ગયા હતા. જજમાનને ત્યાં ભોજન હતું. મોનીટર ભણાવતો હતો. ભણવું કોઇને નો'તું ગમતું. ટોપી પાડી ઉડતાં હતાં. મોનીટર મુંઝાતો હતો. નામો સૌન. લખતો હતો. ' કહી દઇશ ' એમ કહેતો હતો. મારની બીક દેતો હતો.

### નવમી નિશાળે જવાયું

છોકરાં આંક લખતા હતા. કંઇક વઢતી હતી હતી. પટેલીયા આવ્યા હતા. મુખી સા'બ હાજર હતા. લખણાંનું કુટાતું હતું. મે'તાજી કાગળ લખતા હતા. છોકરા આંક લખતાં હતા.

### દશમી નિશાળે જવાયું

મે'તાજી ભણાવતા હતા. ઠોક માર ખાતા હતા. મોડા ઉઠબેશ કરતા હતા. હુશિયાર નંબર ચડતા હતા. માસ્તર પાઠ લેતા હતા. દાખલાને સમજાવતા હતા. હોંશે કરી કહેતા હતા.

---

## ાં ઘરો જોઈ આવ્યો: દુઃખનો બોજો લઈ આવ્યો.

### એક ઘરે જઇ ચડયો

મજુરીએ બાપ હતો. પાણી શેરડે બા હતી ઘરમાં બાળક રડતું હતું. તપેલાં નાખતું હતું. ઘરને સાંકળ વાશી હતી.

### બીજે ઘેર જઇ ચડયો:

માખીઓ બણબણતી હતી. બાળક સુતું રડતું હતું. ઘોડીયામાં હંગ્યું હતું. કચરો પૂંજે પડયો હતો. બા રોટલા કરતી હતી. બાપા બીડી પીતા હતા. બાને ઉલટા વઢતા હતા. બાળક ખૂબ રડતું હતું. એને કોઇ લેતું નોંતું.

### ત્રીજે ઘેર જઇ ચડયો

ખાલી ખાલી ઘર હતું. વાસણ કુસણ, ઘર વખરીમાં મોટું એવું મીંડું હતું. રાંડીરાંડ મા હતી ત્રણ એનાં બાળક હતાં. પૂરું ઘરમાં ખાવા નો'તું. ફાટલ તૂટલ કપડાં હતાં. માંડ માગીને આણ્યું હતું. અંદર અંદર લડતા હતા. માની આંખે પાણી હતાં.

### ચોથે ઘેર જઇ ચડયો

બાપ ડોળા તાણતો હતો. છોકરો પાઠ કરતો હતો. બા વાંક કહેતી હતી. બેનને મે'ણાં દેતી હતી. બેન નીચે જોતી હતી. મનમાં મનમાં રોતી હતી.

### પાંચમે ઘેર જઇ ચડયો

બા બાપા વઢતાં હતાં. છોકરા સામે જોતાં હતાં. તાણી તાણી બોલતાં હતાં. લાંબા હાથ કરતાં હતાં. એકબીજાને ભાંડતાં હતાં.

### છઠ્ઠે ઘેર જઇ ચડયો

સાસુ વહુ લડતાં હતાં. નણંદ ટાપશી પૂરતાં હતાં. નાનું બાળ રડતું હતું. વહુએ એને માર્યું હતું. સસરાજી ધમકાવતા હતા. પરણ્યો બહાર ગયો હતો.

### સાતમે ઘેર જઇ ચડયો

બાળક માંદુ સૂતું હતું. બારી બારણાં બંધ હતાં. હવાપ્રકાશ નામે નો'તાં. ઘરમાં ભૂવો બેઠો હતો. ધૂપધાપ કરતો હતો. ભોળાં માબાપ જોતાં હતાં. બાળક ખૂબ મુંઝાતું હતું. દવાદારૂ શેનાં હોય? માવાજીની ના હતી.

### આઠમે ઘેર જઇ ચડયો.

ઘરમાં બધે ચૂપચાપ. માંજી બહાર ગયાં હતાં. પિતા છાપું વાંચતા હતા. બાળક બેઠાં ભણતાં હતાં. ટીજી જાઇને બેઠાં હતાં. માસ્તર સા'બથી બીતાં હતાં. પાઠો ઝડઝટ ગોખતાં હતાં માસ્તર ગજર સુંઘતા હતા. માથાને ખંજવાળતા હતા.

### નવમે ઘેર જઈ ચડયો.

ડેલીએ જ છોકરાં મળ્યાં. નોકરો પાસે રમતાં હતાં. નોકર ભૂંડું બોલતા હતા. છોકરાં એ સાંભળતાં હતાં. નોકર બીડી પીતા હતા. છોકરાંને બચી લેતા હતા. નોકર બીક બતાવતા હતા. છોકરા મસ્તી કરતા નો'તા.

### દસમે ઘેર જઇ ચડયો:

ફળીયામાં છોકરાં હતાં. ગંદી ધુળે રમતાં હતાં. ધોલધોલી થતી હતી. સંસારબાજી ખેલતાં હતાં. ભૂંડું ભૂંડું કરતાં હતાં. કોઇ એને ટોકતું નો'તું. કોઇને એની પડી નો'તી.

---

# બાળકને થતા ઝાડા.

લેખક: ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ., વિ.
હેલ્થ ઓફીસર, સુરત.

દુનિયામાં જેટલા માણસો ઝાડાના રોગથી મરે છે તેમાંના લગભગ ૭૦ ટકા જેટલા માણસો એક વરસની અંદરનાં બાળકો હોય છે. આ ઉપરથી જોઇ શકાય છે કે ઝાડાનો રોગ તે બાળકોનો કટ્ટો શત્રુ છે અને આ રોગથી બાળકોને કેમ બચાવવાં તે વૈદકીય દ્રષ્ટિએ એક ગંભીર પ્રશ્ન ગણાય છે.

આ રોગ બાળકોને જ વધુ થવાનું કારણ શું?

આ સવાલ સહજ જ ઉત્પન્ન થાય છે, અને તેનો યોગ્ય જવાબ જો દરેક માતા જાણી લે તો ઘણાં બાળકો આ રોગમાંથી બચી શકે. આનાં મુખ્ય કારણો ત્રણ છે, તે નીચે મુજબ:—

૧. બાળકની હોજરીમાં જંતુઓને નાશ કરવાની શક્તિ બહુ ઓછી હોય છે અને તેથી કરીને બાળકને જંતુઓથી દૂષિત થયેલો ખોરાક આપવામાં આવે તો બાળકને ઝાડાનો રોગ થાય છે, વાસી, હવામાં ઉઘાડો પડેલો, અસ્વચ્છ વાસણમાં ભરેલો અને જેના પર માખીઓ બેઠી હોય તે ખોરાક જંતુઓથી દૂષિત થયેલો ગણાય છે.

૨. બાળકનો મુખ્ય ખોરાક દૂધ છે; અને દૂધ એ એવું પ્રવાહી છે કે તેની અંદર થોડા જ વખતમાં અસંખ્ય જંતુઓ પેદા થઇ જાય છે. દૂધ જેટલો બાળકને માટે ઉત્તમ ખોરાક છે; તેટલો જ જંતુઓ માટે ઉત્તમ ખોરાક છે અને તેને લીધે જો સ્વચ્છ ઉકાળેલું અને ચોખ્ખા વાસણમાં રાખેલું દૂધ બાળકને આપવામાં આવે તો તો સારૂ, નહિ તો તે જ દૂધ અસ્વચ્છ હોય તો બાળકના શરીરમાં ઝેર સમાન કામ કરે છે.

૩. બાળકમાં તડકો અને ટાઢ સહન કરવાની શક્તિ બહુ ઓછી છે અને તેને લીધે બાળકને જરાવારમાં આંતરડાની શરદી લાગુ પડે છે, જેથી કરી આંતરડાં ખોરાક પચાવી નથી શકતાં અને બાળકને ઝાડા થાય છે. આપણે સાધારણ રીતે એમજ સમજીએ છીએ કે શરદી તો ગળું, નાક કે ફેફસાંને લાગુ પડે છે તે માન્યતા સાચી નથી. શરદી એટલે "નરમ પ્રકારનો સોજો." અને આવો સોજો શરીરના કોઇ પણ અવયવને લાગુ પડી શકે છે. બાળકને અતિશય ઠંડા પાણીએ નવરાવવાથી, બીની જગામાં ઉઘાડે શરીરે બેસાડવાથી અથવા ખુલ્લા શરીરે બહાર ફેરવવાથી, હોજરી અને આંતરડાને શરદી લાગુ પડે છે.

ઝાડાનો રોગ ઘણો ખરો ઉનાળાના અને ચોમાસાના દીવસોમાં વધારે લાગુ પડે છે, કારણકે ઉનાળામાં અતિશય ગરમીને લીધે અને ચોમાસામાં ભેજને લીધે સૂક્ષ્મ જંતુઓ જલદીથી પેદા થાય છે અને તેને લીધે ખોરાક જલદી બગડી જાય છે.

ઝાડાનો રોગ દેખીતો તો બહુ સાધારણ ગણાય છે, અને અજ્ઞાન માતાઓ જ્યાં સુધી બાળક ગંભીર રીતે ઝાડાની બિમારીથી પીડાય નહિ ત્યાં સુધી આ રોગની કાળજીથી દવા કરતી નથી. અને છેલ્લી ઘડીએ આવા બાળકને ડોકટર કે વૈદ્ય પાસે લઇ જવાથી બાળક સારૂં થતું નથી.

આ લેખનો મુખ્ય હેતુ, ઝાડાનો રોગ થતો અટકાવવામાં માતાની કેટલી જોખમદારી અને હીસ્સો છે તે બતાવવાનો, તથા આ રોગના ઉપચારમાં બાળકની માતા, વૈદ્ય અથવા ડોકટરની સાથે કેટલો બધો સહકાર કરી શકે છે તે જ બતાવવાનો છે આ રોગ લાગુ પડવામાં સેંકડે ૯૦ ટકા દરદીઓમાં કારણભૂત બાળકની માતાજ હોય છે એટલે કે આ રોગ બાળકના કીસ્મતમાં લખાયેલો છે માટે બાળકને થતો નથી પરંતુ આ રોગ, બાળકને ખોરાક આપવામાં માતાની બેદરકારી અથવા ભુલ અને અજ્ઞાનને લીધે જ થાય છે, અને થયા પછી જલદી સારો થતો નથી. આમ લખી હું માતાઓ ઉપર બાળકો પ્રત્યે ક્રૂરતા અથવા બેદરકારીનો આરોપ મુકવા માગતો નથી; કારણ કે માતાઓને આ વિષયની યોગ્ય માહિતી તેમના માતાપિતા તરફથી મળતી નથી તેને લીધે જ તેઓ પોતાના બાળકોની યોગ્ય માવજત કરી શકતી નથી.

આપણા દેશમાં બાળકઉછેરની હીલચાલ હજુ હમણાં જ શરૂ થઇ છે. બાળહિત વિષયનું સરવુ સાહિત્ય આપણા દેશમાં ફક્ત નામનું જ છે. બાળહિતની સંસ્થાઓ પણ આંગળીના વેઢા પર ગણી શકાય તેટલી જ છે આવી પરિસ્થિતિમાં, હાલના જમાનાની માતાઓ પાસેથી આ વિષયમાં બહુ આશા રાખવી તે નકામી છે.

હવે આપણે આ રોગનાં મુખ્ય મુખ્ય ચિન્હો શું છે તે તપાસીશું.

બાળકને ઝાડાની શરૂઆત કાં તો આસ્તે આસ્તે થય છે અને ચોથે પાંચમે દીવસે રોગ ગંભીર સ્વરૂપ પકડે છે, અથવા ઘણી વખત સંપૂર્ણ તંદુરસ્ત દેખાતા બાળકને એકાએક એક જ દીવસમાં આ રોગ ગંભીર રીતે લાગુ પડે છે. શરૂઆતમાં ઝાડાનો રંગ કુદરતી જ હોય છે એટલે કે, પીળો. હોય છે. પરંતુ આસ્તે આસ્તે લીલો થઇ જાય છે અને છેવટે પારદર્શક ચીકણા પદાર્થ જેવો થાય છે. અથવા લોહી જેવો લાલ થઇ જાય છે; ઝાડો પાતળો પાણી જેવો આવે છે અને તેમાં દુર્ગંધ ઘણી હોય છે. કોઇ કોઇ વખત બાળકોને ઉલટી પણ થાય છે અને પેટમાં દુખાવો થવાથી બાળક રડે છે. બાળક ને આ રોગમાં તાવ પણ આવે છે.

જુદા જુદા કારણથી ઉત્પન્ન થતા ઝાડામાં મળનો રંગ જુદી જુદી જાતનો હોય છે, અને તે વિષે થોડી ઘણી માહિતી આપવાની જરૂર છે.

ઝાડો જ્યારે તેના કુદરતી એટલે પીળા રંગથી જુદા રંગનો હોય ત્યારે એમ સમજવું કે બાળકના આંતરડાં નિયમિત કામ કરતાં નથી.

લીવરને શરદી લાગવાથી અથવા સોજો ચડવાથી ઝાડામાં પિત્તનો ભાગ વિશેષ આવે છે અને તેથી ઝાડો લીલા રંગનો દેખાય છે. લીલા ઝાડા બાફેલી ભાજી જેવા ઘણી વખત દેખાય છે.

કોઇ કોઇ વખત પિત્તાશયના બગડવાથી અથવા લીવરની મંદ ગતિથી આંતરડામાં પિત્ત બીલકુલ નથી આવતું, આથી અનાજ અને ખોરાકમાં આવતું ઘી અને તેલનું તત્ત્વ પચતું નથી અને ઝાડો તદ્દન સફેદ અને ચીકણો દેખાય છે; અને આખા ઝાડામાં સફેદ ગોળ ગોળ દાણા નજરે પડે છે. આવા દાણા નહિ પચેલા દૂધના બનેલાં હોય છે.

આ ઉપરાંત બાળકને જો સખત મરડો થયો હોય તો ઝાડામાં સફેદ પરૂ જેવું જણાય પડે છે, અને તેની સાથે કોઇ કોઇ વખત લોહી પડે છે ત્યારે ઝાડાનો રંગ ચોકલેટ જેવો દેખાય છે.

આંતરડાં અને લીવર બન્ને ખરાબ થયાં હોય અને ઝાડાનો રોગ સખત પ્રકારનો હોય તો ઝાડો ચોખાના પાણી જેવો અથવા સફેદ લહી જેવો થાય છે.

આ ઉપરાંત કોઇ વખત કુવા-પાણી વાળો ઝાડો થાય છે, જેની અંદર તેજાબ જેવું દ્રવ એટલા બધા પ્રમાણમાં હોય છે કે બાળકની પુઠે ફોલ્લા પડે છે, અને પુંઠનો આખો ભાગ લાલ થઇ જાય છે. આવા ઝાડામાં તેજાબનું તત્ત્વ એટલું બધું હોય છે કે જો આવા ઝાડાનાં ટીપાં પગ પર પડે તો પગે પણ ફોલ્લા પડે છે. પરંતુ આવો ઝાડો ક્વચિત જ થાય છે.

બાળકને જો એક વરસની ઉંમરની અંદર ભેંસનું દૂધ આપવામાં આવે તો તેનાથી બાળકને કાં તો ઝાડા થાય અથવા સખત કબજીયાત થઇ જાય છે; અને આવા કારણથી કબજીયાત થાય છે ત્યારે ઝાડો સફેદ અને કઠણ મીણ જેવો થઈ જાય છે.

હવે આપણે બાળકને ઝાડા ન થાય તે માટે માતાએ શું શું સાવચેતી લેવી તે વિચારીશું.

ઝાડાનું મુખ્ય અયોગ્ય ખોરાક છે. બાળકને જો તેની ઉંમરના પ્રમાણમાં યોગ્ય અને અનુકૂળ ખોરાક અપાય તો કદાપિ ઝાડા થાય નહિ. બાળકના ખોરાક વિષે એક બે લેખ આ માસિકમાં અગાઉ આવી ગયા છે તેટલા માટે આ બાબત પર લંબાણ વિવેચનની જરૂર નથી; પણ ફરીથી એટલું તો જણાવવું જરૂરી છે કે ખોરાક ગમે તેટલો અનુકૂળ હોય પણ જો તે સ્વચ્છ, તાજો અને માખીઓથી દૂષિત થયલો હોય તો તે બાળકને ઝેર સમાન થઇ પડે છે. અસ્વચ્છ બાટલીમાં અપાતા ગ્લેક્સો અને એલનબરી વગેરે ખોરાકથી ઘણાંક બાળકો રોગના પંજામાં સપડાય છે. બાળકને અપાતા ગાય કે બકરીના દૂધ માટે, જાનવરના આંચળની શુદ્ધતાથી તે ઠેઠ બાળકને દૂધ પીવરાવનાર માણસ સુધી દૂધ પર જે જે ક્રિયાઓ થાય છે અને તેને માટે જે જે વસ્તુઓ વપરાય છે તે તદ્દન સ્વચ્છ જોઇએ. સ્વચ્છ દૂધ કેમ મેળવવું તે બાબત ઉપર તો એક મોટો લેખ લખી શકાય; પરંતુ આટલા વિવેચનથી દૂધ અને દૂધના વાસણની સ્વચ્છતાની અગત્યતાનો પૂરો ખ્યાલ આવી જશે.

હવે બાળકને ઝાડા થાય ત્યારે ડાક્ટરની

મદદ કરતાં બાળકની માતા આ રોગ જલદી સારો કરવામાં કેટલો અગત્યનો ભાગ ભજવે છે તે જાણવું જરૂરી છે. કારણકે આવા રોગમાં બાળકનો બચવાનો આધાર દવા ઉપરાંત માવજત ઉપર વધારે છે.

બાળકને ઝાડાં થાય કે તરત જ તેનો ખોરાક કમમાં કમ ૨૪ કલાક સુધી તદ્દન બંધ કરવો. કેટલાકને આવા પગલામાં ક્રૂરતા જણાશે પરંતુ ઝાડા મટાડવાનું પહેલું પગથિયું તે ઉપવાસ છે, એવો નિપુણ ડાક્ટરોનો મત છે. ખોરાક નહિ મળવાથી બાળક જરૂર રડશે; અને તેટલા માટે જરૂર પડે, બાળકને ઉકાળીને ઠંડું કરેલું પાણી થોડા થોડા સમયને અંતરે માગે તેટલું આપવું. આમ કરવાથી બાળક શાંત રહેશે અને તેને ઉલટી થતી હશે તો તે પણ બંધ થઇ જશે.

બીજું ઝાડા શરૂ થાય એટલે દૂધ તો તદ્દન બંધ કરવું. ઝાડાના રોગમાં દૂધ ફાયદા કરતાં નુકશાન વધુ કરે છે. કારણકે દુધ જેટલો બાળકને માટે ઉત્તમ ખોરાક છે તેટલો ઉત્તમ ખોરાક જંતુઓ માટે પણ છે, અને તેથી આંતરડામાં જતું દૂધ જંતુઓનું વધુને વધુ પોષણ કરે છે અને તેથી ઝાડા વધે છે.

બાળકને જ્યારે ઝાડા ઓછા થઇ જાય ત્યારે થોડી થોડી તાજી બનાવેલી પાતળી છાશ આપવી અને પછી આસ્તે આસ્તે દૂધ આપવું, અને નારંગીનો રસ આપવો.

બાળકનું શરીર તદ્દન સ્વચ્છ રાખવું. બગડેલાં કપડાં તરત જ બદલી નાખવાં અને બાળકના હાથ પગ ઠંડા પડી જાય તો ગરમ પાણી ભરી રબરની કોથળી અથવા ધાબળીના કટકાને ગરમ કરીને તેનાથી શેકવા. અને બાળકને શાલ કે તેવું જ ગરમ કપડું ઓઢાડી રાખવું.

છેવટમાં એટલું કહેવું જરૂરી છે કે આ બિમારીમાં માતાએ ડૉક્ટરની સાથે સંપૂર્ણ સહકાર કરવાની જરૂરત છે. ડાક્ટર જે સુચના આપે તે બરાબર ધ્યાનમાં રાખી તેનો અમલ માતાએ કરવો જોઇએ. ઝાડાનો રોગ સારો કરવા માટે બાળકને વધુ ઝાડા કરવાની જરૂર હોય છે કારણ કે આંતરડાની અંદર ભરાઇ રહેલો મળ અને જંતુઓ જ્યાં સુધી બહાર નીકળી ન જાય ત્યાં સુધી આ રોગ સારો થતો નથી. આટલા માટે ડૉક્ટર જો ઝાડા વધારે કરાવવા દવા આપે તો તેથી માતાએ ગભરાઇ જવું કે ગુંચવણમાં પડવું નહિ. અફીણ, ખસખસ ઇત્યાદિ કબજીઆત કરવાવાળી દવાઓ અને ખોરાક ઝાડાના રોગમાં નુકશાન ઘણું કરે છે માટે આ રોગમાં તેમનો ઘરગતુ ઉપયોગ કદાપિ કરવો નહિ. આ રોગમાં ડૉક્ટર ઇચ્છે તો એક દીવસમાં જ દવા આપી ઝાડા બંધ કરી શકે છે પરંતુ તેમ કરવાથી ફક્ત તાત્કાલિક ફાયદો થાય છે, અને બીજે કે ત્રીજે દીવસે રોગ વધારે ગંભીર સ્વરૂપ પકડે છે. આ રોગ ધીરજ, ખંત અને કાળજીથી જલદી સારો થાય છે; તેને માટે કોઇ જાદુઇ ઇલાજ નથી. આ રોગમાં ફાયદો કરે તેવી દવાઓ ઘણી છે અને તે બધી ડોક્ટરોની જાણીતી છે તેથી આ રોગ સારો કરવા માટેની જડીબુટ્ટી લેવા માટે ઢોંગી વૈદ્ય કે ડોક્ટરની પાસે જવું નકામું છે.

# મારી માતાના ઉપકાર.

હું હમણાં હું બાળકો વચ્ચે રહું છું ને તેમની સ્થિતિ પ્રત્યક્ષ જાણું છું તેથી મને સાચી કલ્પના આવે છે કે મારી માએ મારે માટે કેટલું કર્યું ! ને કેવું યોગ્ય કાળે કર્યું ! અને તેથી મારા મનમાં મારી માને માટે ઉપકારવૃત્તિ જાગૃત થાય છે તે જાહેર રીતે પ્રગટ કરવાની તક લઉં છું.

૧ મારી મા મને રોજ ન્હવરાવતી.

૨ મારી મા રોજ મારું માથું ઓળી આપતી.

૩ રોજ મને ધોએલાં કપડાં પહેરાવતી.

૪ રમતાં રમતાં કપડાં મેલાં થાય તો વઢતી નહિ પણ કપડાં બદલી આપતી.

૫ આઠ આઠ દિવસે મને માથે ન્હવરાવતી.

૬ મારાં આંખ, કાન, દાંત, નખ વગેરે બધાં સ્વચ્છ રાખતી.

૭ હું જરા માંદો પડું કે તુરત મને જાતે દવાપાણી આપી સારવાર કરતી.

૮ મારી મા મને આડોશી પાડોશીને કોઇને ત્યાં રમવા જવા દેતી નહિ.

૯ સંસ્કારી અને મારી માના જ વિચારો ધરાવતા એક જ ઘરે મને રોજ રમવા મોકલતી.

૧૦ એ ઘરમાં મારી સાથેની છોકરીઓ ન હતી પણ છોકરો હતો. તેથી અમે છોકરાની રમતો રમતાં પણ મારી માએ તેમ કરવાની બંધી કરી ન હતી.

૧૧ મારી માએ મારા ભાઇઓને શિક્ષણ ઉપરાંત અમારી જેમ રસોઇપાણી, શીવણ વગેરે શીખવ્યુ ને અમને રસોઇપાણી, શીવણ વગેરે ઉપરાંત ભાઇઓની જેમ શિક્ષણ આપ્યું.

૧૨ મારી માએ કોઇ દિવસ છોકરીઓનું આમ હોય ને છોકરાઓનું આમ હોય એમ ભેદભાવ રાખ્યો નહતો; તેમ અમને તે સંભળાવ્યો પણ ન હતો.

૧૩ મારી માએ મને બીજાઓને અને બીજાઓની ચીજ વસ્તુઓને સન્માનતાં શીખવ્યું હતું.

૧૪ પોતાનું સાચવી રાખવું, કોઇને આપવું નહિ, લાગ આવે તો બીજાનું લઇ લેવું વગેરે જાતની એકે હલકા સ્વાર્થની વાત મારી માએ પોતાના વર્તનથી કે શબ્દથી મારી આગળ મૂકી ન હતી.

૧૫ મારી મા ને બાપા લડયાં હોય ને ઘર સ્મશાનવત થઇ ગયું હોય ને તેથી અમે બાળકો મુંઝાતાં હઇએ, એવો એકે દિવસ મને યાદ નથી.

૧૬ મારી મા નિયમો પળાવવામાં દૃઢ રહેતાં.

૧૭ આજે હું જાણું છું કે બાએ ગરીબાઇ ને શ્રીમંતાઇ બેઉ ભોગવ્યાં પણ તેણે ગરીબાઇનો અસંતોષ ને ભુખલપણું કે શ્રીમંતાઇનું ચડેલપણું ને અભિમાન એકેની છાપ અમારા ઉપર પડવા દીધી નહિ.

૧૮ મારી માએ સગાં સબંધીની કે આડોશી પાડોશીની નિંદા કરીને અમારા મનમાં નિંદાનું ઝેર રેડયું નહિ, પણ ઉલટું તેમાંથી કોઇ મહેમાન થઇને આવ્યું હોય તો હમેશ તેમના સન્માનથી મેમાનગતી કરીને અતિથિસ્વાગતની અમને મીઠાશ ચખાડી.

# બારીએ બેસી જોતો હતોઃ ઉંડે અંતર રડતો હતો.

બારીએ બેસી જોતો હતોઃ

એક છોકરો જતો હતો. ઉંડે અન્તર રડતો હતો. પગ ઉઘાડા, ચોરણી ફાટલી, કોટ બુતાન વિનાનો, ટોપી મેલી ને નાકમાં શેડા. હાથમાં સ્લેટ ને પંચે પાટી.

બારીએ બેસી જોતો હતોઃ

બીજો છોકરો નીકળ્યો. મોઢા આગળ છોકરાને વાંસે માસ્તર. ધીરે પગલે હાલતો હતો. આંખે આંસુ પડતાં હતાં. માસ્તર હાથે સોટી હતી. એક બે ધક્કો લાગતો હતો. નિશાળ ભણી જતો હતો.

બારીએ બેસી જોતો હતોઃ

ત્રીજો છોકરો નીકળ્યોઃ વાંસે બાપ ચાલતો હતો. ગાળોને વરસાવતો હતો. છોકરો રડતો જતો હતો. નિશાળ ભણી જતો હતો. પાછે પગલે ચાલતો હતો. પાટીઃક્ષર પાડતો હતો. પગમાં ઠેસ લાગતી હતી.

બારીએ બેસી જોતો હતોઃ

ચોથો છોકરો નીકળ્યો. બીડીનાં ખોખાં વીણતો હતો. હાથ પગ ગંદા હતા. માથે વાળ મેલા હતા, નખ ખૂબ વધ્યા હતા. મોંઢે લાળ જતી હતી. કાને મેલ ભર્યો હતો. મોટે પેટ હાથે પગે પાતળો હતો.

બારીએ બેસી જોતો હતોઃ

પાંચમો છોકરો નીકળ્યો. ફાટલ તૂટલ કપડે હતો. બીજાઓને વેરી હતો. પાઇ પાઇ માગતી હતી. ગાલે પણ પડતી હતી. ઘોડું ઘોડું રડતો હતો. ખોટા ખોટા વડતો હતો. ખિન્ન થઇ ફરતો હતો.

બારીએ બેસી જોતો હતો.

છઠ્ઠો છોકરો ઉભો હતો, ગાડી પૂંઠે પડતો હતો. પાછળ લટકી રહેતો હતો. ચાબુક ખાતો હતો. હસતો પડી જતો હતો. ભીખ ખાતો હતો. ગાડી આવે તેની રાહ જોઇ ઉભો હતો.

બારીએ બેસી જોતો હતોઃ

સાતમો છોકરો દેખાયો. ભાઇ સાથે લડતો હતો. ટોપી લઇને ભાગતો હતો. ખીજવીને હસતો હતો. સંતાઇને ચીડવતો હતો. ભાગ એનો દેતો નો'તો. ભાઇને એ રાવતો હતો.

બારીએ બેસી જોતો હતોઃ

આઠમો છોકરો દીઠો. મોટો લાગ્યો, નાનો નીકળ્યો. પાછળ પાછળ જાતો હતો. ચાળા પાડી હસતો હતો. આંધળાની લાકડીને એંચીએંચી રમતો હતો. અપંગને ધક્કો પાડી મનમાં મનમાં હસતો હતો.

બારીએ બેસી જોતો હતો.

નવમો છોકરો ઉભો હતો. રેંકડી પાછળ ઉભો હતો. ધ્યાન ચૂકાવી ચોરતો હતો. ખાતો પાછો ખસી જઇને ફરી ફરી આવતો હતો. ચાલાકીથી ચોરી કરી ખુશી ખુશી થતો હતો.

બારીએ બેસી જોતો હતોઃ

દસમો છોકરો રડતો હતો. સિપાઇ દેખી ડરતો હતો. ઘરમાં પેસી જતો હતો. પણ વળી જોતો જોતો સિપાઇ દેખી રડતો હતો બાપા કને જતો હતો.

---

# શેરીમાંથી જતો હતો: અંતરમાંહિ બળતો હતો.

**શેરીમાંથી જતો હતો:**

ઘરની સામે બેઠાં બેઠાં નાનાં છોકરાં હસતાં હતાં. માખીઓ બણબણતી હતી. સૌને દીસે બેસતી હતી. છોકરાં વાતો કરતાં હતાં. ગંધ ગળે જતી હતી.

**શેરીમાંથી જતો હતો.**

છોકરાં ભેળાં રમતાં હતાં. ધૂળ અને પથરા મૂકી ઘરઘર રમતાં હતાં. ખોટું ખોટું રમતાં હતાં. બાપા જેમ વઢતાં હતાં, બા જેમ બાધતાં હતાં.

**શેરીમાંથી જતો હતો:**

છોકરાં ભેળાં લડતાં હતાં. ભૂંડાં બોલ બોલતાં હતાં. નાગાં અંગ બતાવતાં હતાં. લોકો ત્યાંથી જતા હતા. હસતા હસતા જતા હતા.

**શેરીમાંથી જતો હતો.**

લખડો છોકરો તોફાની. મા એના બાપ-કણી. ધા મારીને ઘરમાં નાસી ગયો. લખી ખૂબ રોવા લાગી. મા એની કહેવા ગઈ. આળો ખાઈ પાછી વળી.

**શેરીમાંથી જતો હતો:**

આડે શી ને પાડોશી સામસામે બાખતાં હતાં. લાંબા હાથે ગાળાગાળી જોર કરી લડતાં હતાં. નાદાનાં વઢતાં હતાં. છોકરાં પાસે ઉભાં હતાં. નવા પાઠ શીખતાં હતાં. તાકી તાકી જોતાં હતાં.

**શેરીમાંથી જતો હતો:**

છોકરા ભેગા થયા હતા. કોડી કોડી રમતા હતા. પાઈ પાઈ મુકતા હતા. બાધા બાધી થઈ પડી. ધુસ્તે ધુસ્તે આવી ગયા. ગાળો દઈ ઘેર ગયા.

**શેરીમાંથી જતો હતો:**

નવો માણસ આવ્યો હતો. ઘર કોઈનું પૂછતો હતો. ચશ્માં નાકે સોટી હાથે ઉભો હતો. ઠુડીઓ કરી હસતા હતા. ખોટું ઘર બતાવતા હતા.

**શેરીમાંથી જતો હતો:**

મોટી છોડીઓ રમતી હતી. દેદાની રમતો રમતી હતી. કૂટવું કૂટવું શીખતી હતી. ખોટાં મ્હોં વાળતી હતી. સાસુ વહુ થતી હતી.

**શેરીમાંથી જતો હતો:**

નાની છોડીઓ ગાતી હતી. અચકો મચકો કારેલી. હોંશે હોંશી રમતી હતી. લખુડે ને ત્રિકુડે, રમુડે ને રતીયે દોડાદોડી કરી મુકી. રંગમાંહી ભંગ પાડ્યો, છોડી બિચારી ઘેર ગઈ.

**શેરીમાંથી જતો હતો:**

કૂતરા પાછળ પડયા હતા; ગધેડાને મારતા હતા. અંધાને અટવાતા હતા. પેસાબ જ્યાં ત્યાં કરતા હતા. ગાળો ઘણી સાંભળતા'તા.

---

## બાળકની માગણી.

ઘણાંઓ માને છે કે લાડકું બાળક તો ત્યારે જ કહેવાય કે જ્યારે બાળક જે માગે તે તેને તરત આપવામાં આવે. શ્રીમંતનું બાળક તો તે જ કે જેનો બોલ્યો બોલ હેઠે ન પડે. ઘણાંઓ પોતાને તે બાળકને એટલા જ કારણથી અભાગી માને છે કે તેઓ બાળકે માગેલું બધું તેની પાસે હાજર કરી શકતાં નથી.

આ ખ્યાલ એકલા જુના જમાનાનાં લાડકવાયાં બાળકનાં કોડીલાં માતપિતાનો જ નથી. આજના બાળયુગને બરાબર ન સમજનારાઓ સુધ્ધાં એમ જ માની બેસે છે કે બાળઉછેરની નવી પદ્ધતિએ બાળકોને ઉછેરવાં હોય તો તેઓ જે માગે તે તેમને આપવું જ જોઈએ.

"બાળકોની બધી માગણીઓ પૂરી પાડવી તે સાધારણ માણસને તો શું પણ ધનાઢ્ય અને સત્તાધીશને પણ ઘણી વાર અશક્ય જ છે. અને શક્ય હોય તોપણ ઘણીવાર તે જરૂર વગરની એટલે નિરર્થક હોય છે, જ્યારે ઘણી વાર તો તે *નુકશાનકારક* જ હોય છે બાળકોની માગણીઓ પૂરી પાડવામાં સુક્ષ્મ વિવેકની અસલ જરૂર છે. તેમજ માગણી પૂરી પાડવી કે નહિ એ નક્કી કરવામાં જેટલો *વિવેક વાપરવો જોઇયે તેટલો જ વિવેક આ*પણે કયા દૃષ્ટાંતમાં અને કઇ રીતે 'હા' કે 'ના' પાડીએ છીએ તેમાં પણ કરવો જોઇએ.

ઉપર કહ્યું તેમ બધી માગણીઓ પૂરી પાડવાની શક્યતા હોય છતાં હા ના પાડવાનાં સ્થળો અનેક છે. સામાન્યતઃ એવા બે પ્રકારો હમેશના છે. એક, બાળક પોતાને જરૂર છે માટે નહિ પણ દેખાદેખીથી આડોશી પાડોશીના કે ઘરનાં ઇતર છોકરાંઓએ કાંઇક આણ્યું છે, અથવા તેમની પાસે જોઇને બાળક વસ્તુની માગણી કરે છે, તેને તે જ કારણે સદૈવ ના પાડવા જેવી હું ગણું છું. "એં, એં, મારે દડો જોઇએ." "શું કામ?" "એં, પેલા બચુના કાકા કેમ લઇ આવ્યા છે?" વગેરે સંવાદો હમેશના પરિચિત છે. અને તેની સાથે એ અનુભવ પણ હમેશનો છે કે માબાપો આવી માગણી પૂર્ણપણે યોગ્ય ગણે છે. "કોઇનું જુવે એટલે બાળકને મન મન થાય જ ને?" એ બાલ–માનસ નિયમ તરીકે અબાધિત સ્વીકારાએલું છે. બાળકોને જરાએ ન જોઇતી વસ્તુઓ બાળકો–આ નિયમાનુસાર સંઘરે છે ને મોટાંઓ તેમને તે લાવી આપે છે. આજે ઘણી ખરી મોટાંઓની દુનિયા પણ આજ નિયમાનુસારે ચાલે છે. ઘણાં ખરાં સ્ત્રી પુરુષો પોતાના જીવનમાં જેની જરૂર ઉત્પન્ન થઇ તે વસ્તુઓ વસાવવાને બદલે બીજા કોઇકે તે વસાવી છે માટે વસાવવા નીકળે છે; ને આવી રીતે નકામી વસ્તુવસ્તુઓના સંગ્રહના ભાર નીચે નકામાં દબાય છે. ઉપરાંત આ ટેવ મનુષ્યને અસંતોષ અને અદેખાઇ પોષવા તરફ પણ લઇ જાય છે. બાળક પોતાની વસ્તુઓ સાથે આનંદથી રમતું હોય છે, પોતાની પ્રવૃત્તિમાં તલ્લીનતાથી રમતું હોય છે, એટલામાં પાડોશીને ત્યાં એકાદ નવું રમકડું આવે છે. બાળક ત્યાં જઇને જુએ, મિત્રભાવે રમકડાથી રમવાનોયે આનંદ લે ને છતાં સંતુષ્ટ ને સુખી રહે એ બનવું શક્ય છે. પરંતુ જો બાળકને એકવાર એ રસ્તો મળે કે બીજાને છે તે મને કાં નહિ? તો આનંદને બદલે દુઃખ, ઇર્ષા, ને અસંતોષ તેને ભાગે આવે. આ રસ્તે બાળક ચડે કે તરત જ પહેલે જ પ્રસંગ જો બાળકને બીજે રસ્તે લઇ લેવામાં આવે તો આવાં અસંતોષમાંથી તે બચી શકે બેશક. ઘરનાં મોટાંઓમાં એ પ્રકારની ઇર્ષાવૃત્તિ જો વર્તતી હોય તો બાળકમાં તે આવ્યા વગર ન રહે. ઉપરઉપરથી બાળકને માત્ર 'ના' પાડવાથી બાળકનો અસંતોષ ન જાય. આવા પ્રસંગોમાં કઇ રીતે 'ના' પાડવી તેનો આધાર પ્રત્યક્ષ પ્રસંગ તેમજ પરિસ્થિતિ ને વિશિષ્ટ બાળક વગેરે ઉપર છે. પણ સામાન્યતઃ આપણા રમકડાં ખરીદવાના જે પ્રસંગો છે તે વખતે સાવચેતી એમ કહી શકાય; આવા પ્રસંગો ઘણા હોય, જેમકે કોઇ કુટુંબમાં બાળકને જન્મ દિવસે તેને કાંઇ અપાતું હોય, અથવા દીવાળી આદિ તહેવારે કે માબાપ બહાર ગામ

જાય ત્યારે વગેરે. વસ્તુની તાત્કાલિક આવશ્યકતા છે કે નહિ વળી તે જોઇને પણ જવાબ અપાય. એકંદરે તે સૈના પોતાના વિવેક ઉપર રહે છે.

વળી બાળક ઘણી વાર પોતાના ઉપયોગની વસ્તુઓ ઉપયોગને માટે જ લેવાને બદલે માત્ર સંગ્રહ ખાતર લેવા માગે છે. જેમકે બાળક ચિત્ર કાઢવાના પેન્સિલો માગે છે. શા માટે? તો દુકાનમાં જોઇ માટે. પેર એક સેટ પડયો હોય તે વાપરીને ચિત્ર ઉપજાવવાનો આનંદ લેવાને બદલે "મારી પાસે આટલી બધી પેન્સિલો !" "મારી પાસે આટલી બધી ચોપડીઓ!" એવો 'આટલા બધા'નો આનંદ લેવા માગે તો તેને જરૂર વિકૃત આનંદ ગણી ચોખ્ખી 'ના' જ પાડવી જોઇએ. 'ના' પાડવાની રીત તો એ જ હોય કે "તારી પાસે છે તે વાપરી રહે એટલે બીજી." અર્થાત્ આ 'ના'માં પણ પૂર્ણ વિવેક તો જરૂરનો છે જ. જેમકે બાળકો ઘણી વાર વસ્તુ હોય છતાં બીજી માગે છે; તેમાં સંગ્રહવૃત્તિ નહિ પણ તેમની સાચી જરૂરી બાબત હોય છે. જેમ બાળકને એક વાર 'ચાલણગાડી' લઇ દીધી. એ ચાર મહિને તે ફાટી ગઇ હોય ને બાળક નવી જુએ ત્યારે તેને તે ફરીવાર હાથમાં લઇ વાંચવાનું મન થાય એ સહજ છે. તે વખતે જેમનાથી ફરીવાર ચાર આના ખરચી શકાય તેવું હોય તેઓ 'ના' ન જ પાડે. તે વખતે જો કોઇ કહે કે તારી પાસે છે ને તેમાંથી વાંચ તો બાળકનો નિરુત્સાહ થાય. જેમને આવો ખર્ચ વારંવાર કરવો પોસાતો ન હોય તે બાળક માટે આટલું તો કહેજ કે "ચાલ તારી ફાટેલી ચોપડી સરસ નવી બનાવીએ" ને ચોપડી બંધાવીને અને સારું રંગીન પૂઠું નાખીને બાળકને આપે. એવીજ રીતે બીજી બાબતમાં.

બાળકો ઘણીવાર એવી વસ્તુઓ પણ માગે છે કે જેનો તેમને ઉપયોગ જ હોતો નથી. બે રીતે આમ બને છે. એક તો તે વસ્તુનો ઉપયોગ માટે તેઓ હજી નાનાં હોય છે. જેમકે મોટા ભાઇ ચોપડી વાંચે અથવા લખે છે તે જોઇને "મને પેન્સિલ આપો.", "મને ચોપડી આપો." બાપાનું, બાનું માશીનું, કાકાનું જોઇને "મને આ આપો ને તે આપો" એમ તેમનું આવે છે. ત્યારે પણ "મોટા ભાઇ જેવડો થઇશ ત્યારે લઇ દઇશું." અથવા થોડા દિવસ પછી લઇશું" વગેરે કહીને બાળકોની તે વખતની કક્ષાને યોગ્ય એવી જ વસ્તુઓ તેમને અપાવવી. "આનું હું શું કરીશ" તે બાળક આગળ ચોક્કસ હોવું જોઇએ. આને દેખાદેખીનો પ્રકાર ન ગણીએ. કારણ એમાં ઇર્ષા કરતાં માત્ર અનુકરણનો ભાગ હોય છે.

બીજી રીત તે ક્યાંક જોયું માટે માગવું, તે છે. આ ઇચ્છા ક્ષણિક હોય છે. ને તે વસ્તુ લીધા પછી ઘરમાં તો તે નકામી જ પડી રહે છે એવો સામાન્ય અનુભવ છે. બાળકોને માટે એક સામાન્ય નિયમ રાખીએ કે બજારમાં શું લેવું છે તે ઘેરથી નક્કી કરીને નીકળે, તેમજ શા માટે જોઇએ તે પણ નક્કી કરીને નીકળે. બજારમાં ગયા પછી જો કાંઇ વસ્તુ જોઇને મન થાય તો તે બીજી વખત બજારમાં જતી વખતે યાદીમાં આવે ને પછી લેવાય. એટલે "જોયું માટે લીધું" એમ કોઇવાર નહિ બને.

આ બેઉ રીત નકામો સંગ્રહ વધારનારી છે. તે પરત્વેનું માનસિક નિયમન યોગ્ય કાળે આવવાની જરૂર છે. આ નિયમનને અભાવે મોટાઓ પણ સંગ્રહ વધારે છે. ખરી રીતે બાળકની યોગ્ય માગણીઓ એટલી થોડી પર્યાપ્ત હોય છે કે તેમની અયોગ્ય માગણીઓની–અનેક અવતરણ (જેના આધાર કારણ તો આપણે જ છીએ) ની–"ના" માંથી તેમના યોગ્ય માગણીઓ કોઇ પણ સામાન્ય સ્થિતિનો માણસ પણ સહેલાઇથી પૂરી પાડી શકે.

સારાંશ દેખાદેખી અને સંગ્રહ ખાતર થએલી માગણીઓની ચોખ્ખી 'ના' હોવી જોઈએ. સમજણાં બાળકોને તેનાં કારણો સહિત 'ના' પાડી શકાશે. કાંઈક નીચે પ્રમાણે સંવાદ થાય.

"બા, મારે ફુગ્ગો લેવો છે."

"કેમ?"

"પેલા બકુને માટે એના કાકા બે ફુગ્ગા લાવ્યા માટે."

"બકુને માટે આણ્યા માટે આપણે આણવાની કાંઈ જરૂર નથી."

"પણ મારે જોઈએ."

"હા, તારે જોઈતા હોય તો લાવશું; બજારે જાશું ત્યારે."

એ સિવાય બાળક માગે ને માગણી યોગ્ય હોય તો પણ તે માગે કે તરત તે પૂરી પાડવી જ જોઈએ એવી ટેવ પાડવાની જરૂર નથી. બાળક કવખતે માગે તે ન ચાલે. "બસ હમણાં ને હમણાં લાવો નહિ તો રડીશ" એ સ્વચ્છંદ તરફ બાળકને આપણે જ લઈ જઈએ છીએ. બજારમાંથી લાવવાનું હોય તો બજારમાં જવાને વખતે જ મળે. ખાવાનું હોય તો ખાવાને વખતે મળે. બીજું કાંઈ આપણે જ કરી દેવાનું હોય તો અમુક નક્કી વખતે તેમણે માગણી કરવી વગેરે પ્રકારના નિયમો આપણે આસ્તે આસ્તે દાખલ કરીને પાળશું ને પળાવશું તો બાળકનું જીવન વ્યવસ્થિત થશે ને તેથી વધારે સુખકર થશે. બાળકો માગે કાલે તો તે તરફ ધ્યાન જ ન અપાય; ઘરની વ્યવસ્થા કે બધી ધમાલમાં બાળકોને કશું બોલવાપણું જ ન હોય; મોટાંઓની સગવડ પ્રમાણે જ તેમણે ગોઠવાઈ જવું એ બાળ ઉછેરનો એક બહુ જ પ્રચલિત અને બહુ જ ત્યાજ્ય પ્રકાર છે. ઘર જેટલું મોટાંઓનું તેટલું જ બાળકનું એ ન્યાય ઉપર બાલપ્રેમીઓ બાળકોના હક્કો માટે લડે છે તે બરાબર જ છે; પણ બાળકને હક્ક આપવા જતાં આપણે તેમને સ્વચ્છંદી, લહેરી, અવ્યવસ્થિત, બીજા કોઈની પરવા જ નહિ કરનારાં એવાં કરી મૂકશું તો શા કામનું? જેમ બાળકની પ્રવૃત્તિમાં તેને મોટાંઓએ વ્યત્યય ન કરાય તેમજ મોટાંઓના કામમાં બાળકથીયે વ્યત્યય ન થાય. જેમ બાળકની ઇચ્છાને મોટાંઓ સન્માને તેમ મોટાંઓની ઇચ્છાને બાળક સન્માને. સામાજિક જીવનના આ સરલ સાદા નિયમો જો આપણે બાળક આગળ મૂકતાં ચૂકશું તો આપણી બાળ ઉછેર પદ્ધતિ બાળકને જ અત્યંત હાનિકારક થઈ પડશે. એક બાજુ બાળકને સ્થાન જ નહિ ત્યાં 'તેનું વ્યક્તિત્વ' એ શબ્દપ્રયોગ જ કાનને નવો ને ચમત્કારિક લાગે. એ સ્થિતિમાંથી બહાર નીકળવાનું પહેલું પગલું જો લઈ ચૂક્યા હઈએ તો બાળકના વ્યક્તિત્વનો યોગ્ય દિશામાં વિકાસ થાય તે જાતનું નિયમન ઘરમાં પ્રસ્થાપિત કરવાનું બીજું પગલું લીધે જ છૂટકો. બાળકની માગણી તરફ પૂર્ણ ધ્યાન આપવાનો સંકલ્પ કર્યા પછી માગણીઓનું પૃથક્કરણ ને તેનું યોગ્યાયોગ્યપણું નક્કી કરવું પડે. તેમજ માગણીઓ ક્યારે કરવી, કોની પાસે કરવી વગેરે બાબતના ચોક્કસ નિયમો પણ દાખલ થવા જ જોઈએ. બચલી કજીયે ચડી છે માટે બાલઇચ્છાને સન્માનનાર પિતા મળવા આવેલા મિત્રોને બેસાડી તે ને તે જ વખતે શેરડી લેવા નીકળી પડે તેમાં બચલીનું સાચું સન્માન નથી જ. બચલીના કજીયાને એક જ જવાબ હોઈ શકે: "કાલે સવારે બજારમાં જઈશ ત્યારે શેરડી લાવીશ." ને બચલીએ અત્યાર સુધી ન જાણ્યું હોય તો જાણી લેવું જોઈએ કે બાપા હમેશાં એક જ જવાબ દે છે.

હવે બાળકને "ના" પાડવાની રીતો વિષે થોડો વિચાર કરવો ઘટે.

"તું નાનો છો" "તને શું આવડે?" "તું શું વાંચવો'તો?" "તું શું કરતો'તો?"

"તારે શું કરવું છે ?" વગેરે રીતો સામાન્ય છે, દેખીતી રીતે ખોટી લાગે એવી છે ને છતાં એટલી પ્રચલિત છે કે આપણાં મ્હોંમાંથી એ વાક્યો નીકળે છે એનું આપણને જ ભાન હોતું નથી. બાળકને તેનું નાનપણ કે તેની અણુ-આવડત આવી રીતે સંભારી આપવાં એ અસભ્યતા છે, અપમાનકારક છે, ને બાળકને નિરાશ કરનારાં છે. બાળકને બાલ્યાવસ્થા પ્રત્યે કંટાળો ઉપજાવનારાં છે. એને બદલે "થોડા દિવસ પછી" "એક વરસ પછી" "તું પાંચ વરસનો થઇશ ત્યારે" "તું વાંચવા લાગીશ ત્યારે લઇશું" "હમણાં તેનું કામ નથી માટે નથી લેવું" વગેરે વાક્યોથી 'ના' પાડી શકાય.

"આપણે ગરીબ છીએ" "આપણી પાસે પૈસા નથી" એ નાપાડવાનેક બીજી રીત છે. આમ કહેવાથી બાળકમાં પોતાની સ્થિતિ પ્રત્યે ખૂબ અસંતોષ પેદા થાય છે ને ઝાઝે ભાગે અસંતોષનું બીજ માબાપના અસંતોષમાં છે. ગરીબાઇ ને શ્રીમંતાઇ એક રીતે સાપેક્ષ છે. બીજા વધારે શ્રીમંતની સાથે સરખાવતાં જે માણસ ગરીબ દેખાય તે ઓછા પૈસાદારની તુલનામાં શ્રીમંત થઇ જાય છે. ઘણા રાજાઓને પણ પોતાના કુંવરોને "ના ભા, આપણે ગરીબ છીએ; આપણે ઘણાં ન લઇ શકીએ." એવું કહેવું પડતું હશે, જ્યારે આઠ આનાનો મજુર આખો દિવસ મજુરી કરીનેય બાળકોને સંતુષ્ટ ને તૃપ્ત રાખતો હશે. બાળકો પાસે આપણી જગતની દૃષ્ટિ હોતી નથી. તેઓ આપણી દૃષ્ટિ આસ્તે આસ્તે લે છે. આપણે જો આપણી આર્થિક સ્થિતિમાં સંતુષ્ટ હઇએ તો બાળકોનેય લાગે કે બધું બહુ સારું છે; ને આપણને જ થતું હોય કે "હાય હાય, આપણે ગરીબ; આપણે રસાળાની જેવી મોટર નથી, આપણે રૂપીઆ ઉડાવી નથી શકતાં" તો આપણે અસંતોષને લીધે આપણું કિંમતી જીવન ગુમાવીએ છીએ. એ તો ઠીક પણ બાળકમાં પણ તેનું બીજ રોપીએ છીએ. બાળકોને આવા દુષ્ટ રોગમાંથી આપણે જરૂર બચાવીએ. લક્ષાધીશ એક મેળામાં જઇ સો રૂપીઆ ખર્ચીને તેના બાળકને ખુશી કરે છે; એક સાધારણ માણસ બે આના ખર્ચીને પોતાનાં બાળકને તેટલું જ ખુશી કરી શકે છે. ઉલટું કદાચ લક્ષાધીશનાં બાળકો વસ્તુઓની અતિશયતામાં મુંઝાઇ જઇ તેનો બરાબર આનંદ ન લઇ શકે જ્યારે બીજું બાળક પોતાનો ફુગ્ગો ધરાઇ ધરાઇને ફુગાવી શકશે ને પોતાનું પંપુડું છાતી ફુલાવી ફુલાવીને વગાડશે, ને તૃપ્તિની મધુર નિદ્રામાં લીન થશે. મેં બે ભાઇ જોયા છે. એકને રૂ. ૬૦ પગાર મળે; ઘરમાં ચાર છોકરાં ને સ્ત્રી. બીજાને રૂ. ૪૦૦ પગાર ને એક છોકરી ને સ્ત્રી. પણ રૂ. ૬૦ ના પગારદારને ત્યાં છોકરાંઓ આનંદ કલ્લોલ કરતાં હોય. એમના બાપા એમની સાથે રમે, એમને માટે કવિતા કરે ને છોકરાંઓ તે આનંદથી ગાય; તેમને ગામમાં ફરવા લઇ જાય, લીલા ચણાના ઓળા હેરવાવે વગેરે. એને ઘેર એક અર્ધો કલાક જઇને બેસો તો છોકરાંઓ એની વાતો કરે ને હસે ને રમે કે જોઇને આપણે પણ સંતોષ પામીને ઘેર આવીએ. તે જ પેલા બીજા ભાઇને ત્યાં જઇએ તો છોકરી કાંઇક માગતી હોય તો ભાઇ કહેઃ "પણ આપણે તેવી સાડી ન લેવાય. આપણે ગરીબની રીતે જ રહેવું જોઇએ. મારી નોકરી તો આજે છે કાલે ન હોય તો ? પેલું ઘર બાંધીએ એમાં પૈસા જોઇએ" એવું એવું ચાલે. પેલી છોકરીને "હાય આપણે ગરીબ છીએ" નો રોગ લાગુ પડવા લાગ્યો. નિશાળની બીજી છોકરાઓ સાથે પોતાને સરખાવતી જાય ને મનમાં મનમાં દુ:ખી ને અસંતુષ્ટ થતી જાય.

આ બાબતમાં માબાપોએ ખાસ ધ્યાન

રાખવું. બાળકોને પૈસાની રેવડી અપાવો તોયે તેટલો જ આનંદ છે ને રૂપીઆની ગરશી અપાવો તોયે તેટલો જ આનંદ છે. "હાય હાય, આપણે ગરીબ! આપણે બરશી નથી લઇ શકતાં" એ વિચાર મોટા માણસના મનમાં બીજાની સામે જોઇ જોઇને આવે છે. પરંતુ બાળકોનો આનંદ ખરી રીતે પૈસાથી વેચાતી લેવાની વસ્તુ છે જ નહિ.

---

# નાનાં બાળકો અને જોડા.

નાનાં બાળકોને જોડા બહુ ગમે છે. નાના મોટા ચંપલ અને બુટ તેમજ બધી જાતના જોડાઓથી તેઓ રમે છે. તેમને હારબંધ ગોઠવે છે; તેમની જોડી કરે છે. નાના મોટાને શંર- ખાવે છે. જાત નાત જુદા પાડે છે. ઘણી વાર તેઓ મોટાઓના બોખ જેવડા જોડાઓને પોતાના પગમાં ઘાલી, અગર પોતાના પગ તેમાં ઘાલી તેઓ સખળડખળ કરતાં હસતાં હસતાં ચાલે છે. તેઓ નથી પડતા ત્યાં સુધી તેની ગમ્મત તેઓ લે છે. પડે છે ત્યારે કોઇ બાળનું નથી તો ઉભા થઇ પાછાં ચાલે છે ને કોઈ ભાગે છે અગર કોઇ ઉભું કરનાર હોય છે ત્યારે રડે છે. કોઇ વઢનાર મળે છે તો નારાજ થાય છે ને રડે પણ છે.

મોટાંઓ જોડા પહેરે છે તે જોઇ પોતાના પગમાં જોડા પહેરવાનું નાનાં બાળકોને ગમે છે. તેઓ ચંપલ બૂટ વગેરે જાતના જોડા માગ માગ કરે છે. નથી અપાવતાં તો કજીઆ કરે છે. કોઇ બીજાના જોડા જોવામાં આવે છે તો ઉપાડી રીતે લે છે અથવા આંચકી લે છે, બગલમાં ખોસી ચાલતાં થાય છે ને પાછી પોતાના પગમાં ચડાવી ચટક ચટક ચાલે મઝાથી ચાલે છે. પેલું બાળક રડે છે તે માત્ર તે જોઇ રહે છે. ઘણી વાર તેથી દુખાઇને જોડા પાછા આપી દે છે; ઘણીવાર બા બાપા વઢીને જોડી પાછા અપાવી દે છે; ત્યારે ભાઇનું કે બેનનું મોઢું ચડે છે; તે રડે પણ છે. બા બાપા પર ખીજાય પણ છે.

જોડાવાળાની દુકાને બાળકોને લઇ જઇએ છીએ ત્યારે ત્યાં કેટલોયે વખત વીતી જાય છે. મોચી જાત જાતના જોડા બતાવે છે ને બાળકનું મન ફર્યા:જ કરે છે. ઘડીક થાય છે કે આ લઉં? ઘડીક થાય છે આ લઉં? છેવટે આપણે કહી જ દેવું પડે છે કે ભાઇ હવે લેવા હોય તો લે નહિ ચાલીએ. પણ કળવણીકાર થઇને બેઠા તો તો બાળક સાંજ પાડે, સિવાય કે મોચીને બીજાં ઘરાક આવે. જોડા ફીટ થતાંએ કેટલી વાર લાગે. ચંપલ લાંબો પડે કે ટુંકો પડે; બૂટ કાં તો કઠે ને કાં તો પગમાં રમતો હોય. માંડ માંડ સળ પડે. પછી-તો બાળક ત્યાં ને ત્યાં જોડા પહેરીને ફરે ને મલકાવા માંડે.

ઘરે આવ્યા એટલે જોડાની ચાલે. બાળક જોડા સાચવ્યા કરે. નવા નવા જોડાને કાંઇ બહાર મુકવા ગમે? વખતે કુતરું ઉપાડી જાય કે ખાઇ જાય! ઘરમાં બા વૈષ્ણવ હોય તો જોડાને અડવા ન દે. બાપા સુધારક હોય તો કહેશે ટાંકામાં મૂક. વખતે એમ કરતાં બા બાપાને કજીઓ થઇ પડે.

બાળક જોડા જીવ જેમ સાચવ્યા કરે. કોઈ બાળક એને ખોળામાં જ રાખે. કોઈ એને પાસે મૂકીને જે કરવું હોય તે કરે. કોઇ રાત પડે તોયે પગમાંથી કાઢે જ નહિ. કહેશેઃ "મારે નથી ખાવું. હું જોડા કાઢું તો ખરાબ ના!" કોઇ બાળક તો જોડાને ખોળામાં કે છાતી પર રાખીને સુઇ જાય. બા બાપા કેટલીયે વાર

ટોકે કે ખીજાય. ભાઈ બેન ખીજવે પણ ખરાં! પણ નાનાં બાળકોને જોડા આવ્યા એટલે જાણે દીવાળી આવી. કેટલાંક તો જોડામાં ને જોડામાં જોડા પહેરવાનું જ ભૂલે. અહીંથી લઈને ત્યાં જાય ને ત્યાંથી લઈને અહીં જાય.

નાનાં બાળકો જોડા લે ને પહેરવા કરે ત્યારે મોટાંને માથાઝીક. કહેશે "જોડા પહેરરાનો." બાળકને વખત થોડોજ જોવો હતો, નવરા પડ્યાં એટલે જોડા સાંભર્યા તો જોડા પહેરવા. માબાપ નવરાં ક્યાંથી હોય, પણ એ તો માબાપની પાછળ એવાં પડે કે આખરે કંટાળીને માબાપને જોડા પહેરાવવા ઉઠવું જ પડે. કોઈ શિક્ષણ જાણનાર માબાપ વળી શરત કરે કે " એકવાર પહેરાવીશ. રોજ જમીને પહેરાવીશ. વારેવારે નહી પહેરાવું."

"બાળક કહેશે ઠીક" ને પગ સામે રાખી મ્હોં ઉંચું રાખી જોડા પહેરવા બેસે. "આ પગમાં નહી આ પગમાં." "આ તો વળી ગયું." ' આ દોરી-સખત થઈ." "આ બુતાન બરાબર નથી બીડાયું." હવે દોરીઓ ખોસી દોને?" એવી કેટલીયે પડપ બાળક કરે. ભલો પિતા કે કંડી બા હોય તો હા, હા, કરીને સાંભળે ન હિને જોડા પહેરાવી કામે લાગે. કડક માબાપ હોય તો જોડાના ઘા કરી નાખે; છેડાઈ પડે. પણ બાળક પાછું કજીયે ચડે એટલે "હશે; એમ કહે તેર નહિ?" એમ કહીને સાચા રીતે કહેતો હતો તેમજ પહેરાવે. બાળક પાછું એની એ એંએં ને ટટ ચલવે. એમાં કોક બાપ શિક્ષણનો ફાંકો રાખનાર પણ નાકળે. તે કહેશે. "જો આ પગમાં જોડા આમ નખાય. આવી રીતે વાધરી બંધાય. આમ બુતાન બંધાય. આજે આમ કરી બતાવું છું પણ કાલે તું તારી મેળે કરજે!

બાળક બધું ગંભીર મોઢે સાંભળે. વખતે-સમજે કે ન સમજે. પણ જોડા પહેરી ગમ્મત કરવું ઉપડી જાય."

બાળકને જોડા અપાવ્યા એટલે એક બી પીડા. બાળક જોડા પહેરીને જ્યાં ત્યાં જાઃ કાઢીને રમવા લાગે, ને પછી ભૂલીને ઘેર આ: પછી પહેરવાનું સાંભરે ત્યારે ગોતે ને બેં·કઃ તાણે. હવે જોડા ક્યાંથી કાઢવા? એક રે જોડા જાય, નવાના પૈસા ખરચવાનું આવ્‌ ને કજીયો થયો! બા બાપા છેડાઈ પડે. " બઃ હવે જોડા જ નથી અપાવવા! જો સાચવીઃ નહિ રાખે તો નહિ મળે! એવા પૈસા કય રેઢા પડયા છે? એમ જોડા શે ખોવાય ઓલ્યા જોયો છે, જોડા ખોવે તો શું? પણ કોઇના ઉલટો ઉપાડી જાય!

બાળક બધું સાંભળે. એમાંથી કેટલાક પાઠ શીખે. ફરી વાર જોડા ખોવે નહિ ખોવાય નહિ એટલે કાં તો પહેરીને જાય જ નહી. કાં તો જાય ત્યાં ઉતારે નહિ. કાં તો સારે ને હારે રાખે ને કાં તો ખોવાય તો કોકના તો લેતો જ આવે જોડા ખોવાય નહિ ને પહેરાય એવી ટેવ તો કેટલાએ ઠપકા ખાધા પછી ને કોઈ વાર તો માર પણ ખાધા પછી આવે.

એમ ન થાય તો જોડા પહેરનારની સાથે યાદ દેનાર પણ જોઈએ. બા કહેશે, " જો પહેલું જોડા ઉતાર." બાપા કહેશે. "ચાલો જોડા પહેરી લ્યો. હવે ઘેર જઈએ!" આમ કરતાં કરતાં જોડા કાઢવા-પહેરવાની ટેવ આવી જાય ને આખર યાદ દેવામાંથી છૂટે.

ઘણાં બાળકોને જોડા પહેરાવવામાં આવે છે. બાળકો રાજીખુશીથી પહેરે ને ફરે ત્યાં સુધી તો ઠીક. તેઓ ખુશી આવે ત્યારે કંટાળીને કાઢી પણ નાખે. પરંતુ મોટા લોકો જ્યાં જોડા પહેરાવવામાં માન ગણે છે ત્યાં તો જોડા એટલે બેડી. બાળકોથી તે ન કઢાય. ઘરમાં કે બહાર તેણે ચંપલ બુટ કે કંઈ પહેરી જ રાખવું જોઈએ. આવું થાય ત્યારે બાળકના ભાર વાગે. તેનો ખુલ્લા પગ રાખવાની મઝા જાય. તે ભૂમિ માતાનો સ્પર્શ

ન લઇ શકે તે છૂટથી કૂદી રમી પણ ન શકે. તેનો પગ બરાબર હવા પ્રકાશ વિનાનો રહે. તે પૂરો વધી ન શકે ને ગંધાય. પણ આની પણ તેને ટેવ પડે. ને તે બાળક મોટો પિતા કે માતા થાય એટલે પોતાના બાળકને પણ તેમજ રાખે.

ઘણા બાળકોને ક્યારે જોડા પહેરવાજ જોઇએ તે બાબતમાં વારંવાર સમજણ મળે છે. " જો અત્યારે અંધારૂં છે. વાકી કુંચી હરી. જોડા પહેરીને જા. " " અરે ત્યાં આગ થઈ છે," જોડા પહેરીને જવાય. " અરે, એ રસ્તે કાંટા વાગશે; જોડા વિના ના જતો. " " ભાઇ ત્યાં એ માર્ગે કચરો છે. જોડા નકામા થઇ પડશે. ન પહેરતો. '

ઝટ માની જવું પડે ત્યારે કે ઝટ માની જનારાં બાળકો માબાપ કહે છે તેમ કરે છે ને ઓછી ભુલ કરે છે. ઘણાં માબાપની વાત ધ્યાન પર લે છે. પણ પાછો અનુભવ થતાં ડાહ્યાં પણ થાય છે. ઘણાં માબાપો ઉદાર રહે છે. એક વાર સુચના આપે છે; પછી બાળકને અનુભવ કરવા દે છે. કાંટો લાગે છે એટલે બાપાનું કહેવું સમજાય છે ને યથાપૂર્વક બાળક બાપાની વાત સ્વીકારે છે ઘણા હુકમ ચલાવી ચલાવીને જ બાળકને બહેરો કરી મૂકે છે. તેથી જ તે જોડા પહેરાવા જેવી ખરી વેળાએ પણ જોડા નથી પહેરતો ને કોઇવાર માર ખાઇ બેસે છે.

કેટલાંએક માબાપોની ક્યારે જોડા પહેરવાની બાબતમાં આપેલી સૂચનાઓ ઠીક હોય છે. તે માબાપોને સમજુ ગણવાં જોઇએ. તેઓ કહે છે: " ગંદકી હોય ત્યાં, કાંટા લાગે તેમ હોય તો, વગેરે વગેરે ઠેકાણે જોડા વિના ન જઇએ." આવાં માબાપનું છોકરાંઓ માને છે.

જોડા પહેરનારાં છોકરાંઓની મનોદશા પણ જાણવા જેવી હોય છે. બૂટ પહેરનારાંને એમ થાય છે કે પોતે કંઇક મોટા છે; તે ધડધડ ચાલે છે. બીજાં છોકરાંને ને વસ્તુને ઠેબે મારે છે. જોડા જેણે નથી પહેર્યા હોતા તેના પર તે સરસાઇ ભોગવે છે. જેને જોડા નથી મળતા તે છોકરા પોતાને ગરીબ માને છે. તેઓ મોટાં નથી તેમ તેમને લાગે છે. તેઓ શરમાય છે. પણ ઘણી વાર પેલા બૂટ પહેરેલાઓ વર્ગમાં છેલ્લે હોય છે, ને આ ઉઘાડપગા-પહેલા હોય છે ત્યારે તેમના મનમાં કંઇક હળવાપણું આવે છે. છોકરાંમાં એવું પણ છે કે બૂટ પહેરે તે સાહેબ! એમને મન સાહેબ એટલે બૂટ પહેરનાર. ઉઘાડે પગે તે ચપરાસી. બૂટ પહેર્યા પછી તે કારણે છોકરાં રોફથી ચાલે છે. ઘણાં બૂટ પહેરનારાં બાળકો ખોટાં ચશ્માં ચડાવી છાતી કાઢી ચાલે છે. ચંપલનો પ્રકાર મધ્યમ લેખાય છે, અલબત્ત સાહેબ બાળકોને માટેનો તો નહિ જ.

બૂટ કે એવા જોડા પહેર્યા પછી છોકરાના પગમાં જોર આવે છે. હરેક પ્રકારના જોડા પહેરવાથી બાળકમાં થોડી વાર તો ચાલવાનો ઉત્સાહ આવે છે. કેટલીએક માતાઓ બાળકો ચાલે માટે તેને સારા સારા જોડા પહેરાવે છે. કેટલાએક પિતાઓ બાળકને શૂરા બનાવવા હોલબૂટ પહેરાવે છે ને જો બાળક ચાલતાં પડી જાય છે તો કહે છે: " લાત માર; જમીનને લાત માર " બૂટ પહેરનારાં બાળકો ખુંદી ચગદી નાખવા ઝટ દોડે છે, જ્યારે ઉઘાડા પગવાળાં બાળકો જાણે મોળાં લાગે છે.

પણ ખરી રીતે તેમ નથી. જોડા પહેરનાર બાળકનો પગ ચપળ નથી હોતો. તે વારંવાર પડી શકે છે. તે આખો જોડો ટેકવી શકે તો જ તે ચાલી શકે કે ચઢી કે ઉતરી શકે. જ્યારે ઉઘાડે પગે ચાલનાર બાળક તો પગનો હરકોઇ ભાગ સરસ રીતે ગોઠવીને તેટલા ભાગ ઉપર પણ પોતાના શરીરને ટેકવીને જઇ શકે, ઉતરી ચઢી શકે; મતલબ કે કાબુ જાળવી શકે.

વળી બૂટ જોડા પહેરનારાઓ ઝટ દઇને પગ મૂકે છે. ઝટ દઇને ઉપડે છે. એ વાત ઉપયોગની છે. બૂટ અને જોડાનો ત્યાં ખરો ઉપયોગ છે. તેનાથી ભય દૂર થાય છે. સહીસલામતીનો સંભવ વધારે છે. પણ તેથી બૂટ પહેરનારાં બાળકો પોતાને નિર્ભય માની મૂછ મરડી બીજાને બાયલા કહે તો તેમની ભૂલ છે. તેઓ ઉઘાડે પગે ચાલી જુએ જોઇએ? એકે ડગલું હલાશે નહીં. કાંકરા વાગશે; ને ઠેશ ને કાંટા એને તો પહેલા જ લાગશે. પણ ઉઘાડે પગે ચાલીને જોનારા પગ ફસાઇ ગયા હશે તેઓ તો કાંકરામાં પગ મુકયે જશે ને દોડશે. તેઓને ન બ્હીવાની ટેવ આવી જાય છે. તેઓ કાંટામાં પણ પોતાનો પગ હળવો મુકી શકે છે. તેઓ નાની સરખી કેડી ઉપર પણ ચાલી જાય છે.

પણ જાણનાર માબાપો બાળકો સાવ ઉઘાડાં પગ રાખીને જ ફરે તે પસંદ નથી કરતાં. તે બરાબર પણ છે. પગ સાવ નરમ કોમળ ન જોઇએ. તેમ પગને સાચવવા પણ જોઇએ. અને ખાસ કરીને તો પગમાં ઘા કે એવું લાગે ત્યારે તો જોડા વિના તે નીચે ન જ મુકાય. આમાં ડાહ્યાં માબાપો સાચે જ ડાહ્યાં છે. કારણ કે ધુળમાં જંતુઓ છે. ઝાડમાં જંતુઓ છે. તે વખતે ઘામાં જઇને રોગ પેદા કરે છે.

ગરીબ માબાપો બાળકોને જોડા અપાવી દેવામાં પહોંચી નથી વળતાં, તે સ્વાભાવિક છે. પરન્તુ એકાદ જોડીની કીમ્મત ને તેની પીડા તો બાળકને તેઓ પણ આપે જ.

બાળકોને જોડા ગમે છે તેમનાં તેઓ રમકડાં છે. તેઓ તેને પહેરીને ખુશી થાય છે ને બરાબર પહેરતાં અને ન ખોતાં આવડે ત્યાં સુધી હેરાન પણ થાય છે. બાળકો માટે જોડા છે ને જોડાને માટે બાળકો નથી એમ જાણનાર માબાપો જોડા પહેરવાં ન પહેરવાંની બાબત બાળકો પર છોડે છે. સિવાય કે અંધારામાં કે તાપમાં કે કાંટામાં જતી વખતે જોડા પહેરવાની હુકમભરી સલાહ તેઓ આપીને તેમને લાભ કરે છે. છતાં ઘણીવાર બાળકો જાતે અનુભવ લે છે ત્યારે જ તેઓ સંતોષ માને છે.

---

# ટીકુભાઇની મોટર.

ટીકુભાઇને મોટરનો બહુ શોખ. છાપાંમાંથી નાની મોટી મોટરનાં ચિત્રો કાતરી કાતરીને રિનુભાઇએ ઘણા ચિત્રો એને ભેટ આપેલાં. એક ચિત્ર ફાટતું જાય ને બીજું નવું આવતું જાય. ઘરમાં જયા જુઓ ત્યાં મોટરનાં ચિત્રની કાપલીઓ ઉડતી હોય. ઘેર છાપાં બહુ આવે એટલે મોટરોના પણ ઘરમાં ઢગલા થતા.

બાપાએ ઘોડાગાડી કાઢી નાખીને મોટર લીધી. મોટરમાં ફરવાની હવે બહુ મઝા પડશે એ વિચારે પહેલે દિવસે ઘરમાં છોકરાંઓએ ખાધું નહિ, અને રાતે નિરાંતે સૂતાંય નહિ. સવાર પડતાં તો પાછાં સૌ મોટર પાસે. ડ્રાઇવર મોટર ઉપર બેસીને ચક્કર હાથમાં પકડી પગ હલાવીને કાંઇક કરે ત્યાં તો સુરરર કરતા મોટરમાં સૌ ચડવા લાગે.

ડ્રાઇવર એ દિવસ માટે કામચલાઉ રાખ્યો હતો. એને ગુજરાતી આવડે નહિ એટલે ભાંગી તુટી બનાવટી-હિન્દીમાં ટીકુભાઇ એની સાથે ખૂબ વાતો કર્યા કરે, અને ડ્રાઇ-

વર કામ કરતો કરતો ટીકુભાઇને જવાબ આપ્યા કરે. એને ને ટીકુભાઇને ઠીક મેળ જામી ગયો હતો.

એવામાં કાકાએ નવો ગુજરાતી ડ્રાઇવર દેશમાંથી મોકલ્યો. મોટર લઇને ડ્રાઇવર બંગલા પાસે હાજર થયો. ટીકુભાઇ બહાર જ ઉભા હતા.

“ ચાલો મોટરમાં ફરવા ” એમ કહીને ડ્રાઇવરે એકદમ ટીકુભાઇને ઉપાડયા. ટીકુભાઇએ એક ચીસ નાખી અને હાથ પગ ઉછાળી ડ્રાઇવરના હાથમાંથી એકદમ ભાગ્યા.

કોઇ કાંઇ સમજી શકે નહિ. સૌ ટીકુભાઇને મોટરમાં બેસવા મનાવે. મોટરની મઝાના આકર્ષક વર્ણનો થાય. પણ ટીકુભાઇએ તો હઠ જ પકડી. ડ્રાઇવરને આવતો જુએ કે ઘરમાં દોટ મુકે, સંતાઇ જાય અને બહાર નીકળે જ નહિ. સૌએ ટીકુભાઇ સાથે દલીલ કરી જોઇ. એનો તો આખો મોટરનો શોખ ઉડી ગયો.

નવો ડ્રાઇવર એની સાથે એકદમ ઓળખાણ કેળવ્યા સિવાય વાત જ કેમ કરે ?

એક તો એ એકદમ પાતળો અને વળી ખૂબ લાંબો.

વળી એનો કોટ ગળીમાં બોળીને રંગેલો એટલે એકદમ આંખો આંજી નાખે એવો એનો ભૂરો રંગ.

તે ઉપરાંત, ટીકુભાઇને તેડવા રમાડવા અને ફરવા લઇ જવાનો એનો આતુરતા ભરેલો દેખાવ; એ બધું ટીકુભાઇને ફાવ્યું જ નહિ.

એક વખત લ્હેરમાં ને લ્હેરમાં ટીકુભાઇએ સૌને સંભળાવી દીધું:

“ અમને ડ્રાઇવર શું કામ તેં દી એમ બોલાવતો ’તો ? ”

મસ્તરામ.

---

# જીવ ખાઈ ગઈ.

બા કહે છેઃ “ વસુડી, એનો જીવ ખાઇ ગઇ. ”

ભલા જીવ તે શી રીતે ખવાતો હશે ?

કાકી કહે છેઃ “ લખુડો, એનું લોહી પી ગયો ! ”

એમ તે કદિ બને ! લોહી તો આફ્રિકાનો જંગલી પીએ.

બેન કહે છેઃ “ આ દિવુડીએ તો માથું પકવ્યું ! ”

તે માથું તે પકાવી શકાતું હશે ? રોટલા પકવાય.

કાકા કહે છે “ ભાઇ ચીચીએ તો કાન ફોડી નાખ્યા. ”

નવાઇની વાત છે ? આ દોઢ વરસની ચીચી કાકાના કાન ફોડી નાખે !

ભાભી કહે છેઃ “ આ વનુએ તો લોહીના પાણી કર્યાં ! ”

વનુ પાસે એવી યુક્તિ કઇ હશે કે લોહીનું પાણી થઇ જાય ? એવું તે કદિ થતું હશે ?

જસીબેન કહે છેઃ “ આ વેણીએ તો મને ગાંડી કરી મૂકી ! ”

જસીબેન તો કાંઇ ગાંડાં નથી. વેણીએ એને ગાંડી કરી ? કેવી વાત!

ગિ૦

# આ હઠ કહેવાય ?

આપણે બાળકને કહીએ છીએ: “ હવે હઠ લઇશ મા. ” બાળકને ભાન થાય છે કે આપણામાં હઠ લેવાનું સામર્થ્ય છે. આપણે બાળકને કહીએ છીએ; “ કેવો હઠીલો થઇ ગયો છે ! કેવો જકકી ! એકવાર હઠ લે છે તે છોડતો જ નથી. ” બાળાને ભાન થાય છે કે “ હું હઠીલો છું; હું જક્કી છું.”

બાળક હઠ લેવાની કળા વધારે ને વધારે ખીલવતું જાય છે ને આપણે તેનાથી વધારે ને વધારે કાયર થતાં જઇએ છીએ. આપણે દુઃખી થઇએ છીએ ને બાળક આપણા કરતા હસગણું વધારે દુઃખી થાય છે. આખો વખત એનું એં એં એં ચાલે છે. બાળક અને આપણે, એક નવીન જ–કેવળ અનાવશ્યક એવી ખટપટમાં પડીએ છીએ.

બાળકની હઠનો સાચો ઉપાય “તું હઠીલો છો ” એમ તેને કહેવાનો નથી, પણ આપણે મનમાં સમજી લેવાનો છે. હઠ ઉપર યોગ્ય ઉપચાર થવા માટે પ્રથમ તો આપણે હઠને ઓળખતાં શીખવું જોઇએ. ઘણીવાર હઠ ઉપર ઉપચાર લાગુ પડતો નથી એનું કારણ આપણે હઠ જેવી દેખાતી અનેક વસ્તુને હઠ માની બેસવાની ભુલ કરીએ છીએ અથવા ખરી હઠને કાંઇ જુદું માનીએ છીએ.

શુદ્ધ હઠને ઓળખતાં શીખવું એ હઠના ઉપચારનું પહેલું પગલું છે. માટે “ આ હઠ કહેવાય ? ” આ પ્રશ્ન આપણી આગળ હંમેશ રાખવો જોઇએ.

એક ચાર વરસની બાળા પોતાની મોટી બેન સાથે પાડોશણને ત્યાં ગઇ. પાડોશણ કહે: “ બેન, તમારે ત્યાં મારો પાટલો છે તે મોકલાવજો. ” બાળા ઘેર ગઇ ને પાટલો ઉપાડવા પ્રયત્ન કરવા લાગી તે કેમે ઉપડે નહિ. બાલિકા રોવા લાગી. જોર જોરથી રાડ પાડવા લાગી. ઘરનાં માણસોનું પ્રથમ તે તરફ ધ્યાન ન ગયું, એટલે બાળા વધારે જોરથી રડવા લાગી. એટલામાં તેના પિતાનું ધ્યાન તે તરફ ગયું. તેને રડવાનું કારણ પૂછતાં જણાયું કે તેને પાટલો ઉપાડીને પાડોશણને ત્યાં લઇ જવો છે. પિતા એકલો ઉપાડવા લાગ્યો, પણ બેન ફરીથી રોવા લાગી. તેને તો માત્ર મદદ જોઇતી હતી. પછી એક બાજુ તેના પિતાએ પકડયો ને બીજી બાજુ તેણે પોતે ને તેની બેને પકડયો ને એમ કરી પાટલો પાડોશણને ત્યાં પહોંચ્યો. નાની બાળા તો આનંદથી નાચતી હતી. હર્ષથી પાડોશણને કહેતી હતી: “ જો અમે તમારો પાટલો લાવ્યાં. ”

પાટલો ઉપડતો ન હતો તે વખતનું બાળાનું રડવું ને રાડ પાડવું કોઇ પણ સામાન્ય બાળહઠ જેવું જ હતું. તે વખતે તેને જોઇતી મદદને બદલે ‘ કેવી હઠીલી છો ? ” “ એક વાત લે તો મૂકે નહિ. ” “ શું કામ રાડો પાડે છે ? ” “ હમણાં નહિ. ” “ તું નહિ, અમે પહોંચાડશું. ” “ શું કામ જીવ ખા છો ? ” વગેરે બાળકોને સામાન્યતઃ હમેશ મળતી પુષ્પાંજલિમાંથી કાંઇક એને મળ્યું હોત તો બાળા કેટલી દુઃખી થાત ? તેણે ધારેલું એક સુંદર નિર્દોષ કાર્ય અધુરૂં રહ્યાનું દુઃખ ને તેની સાથે ઘરના પ્રિયજનોની અસહાનુભૂતિનું બીજું દુઃખ !

શુદ્ધ હઠને ઓળખવા માટે બાળજીવનને નિકટથી, તેમના થઇને, તેમની નજરે જોતાં ને સમજતાં શીખવું જોઇએ. ને તેઓ જ્યારે જ્યારે કજીયા ઉપર ચડે ત્યારે “ આ હઠ કહેવાય ? ” આ પ્રશ્ન વિચારતા રહેવો જોઇએ.

એમ કરીશું એટલે જણાશે કે ૭૫ ટકા બનાવો (જેને આપણે હઠ ગણતા હતા) હઠના ‘

હોતા નથી; પણ ક્યારેક બાળકની અશક્તિને લીધે બાળક રડે છે, ક્યારેક શારીરિક અસ્વાસ્થ્યને લીધે છે તો ક્યારેક થાકને લીધે કજીયે ચડે છે તેવી હોય છે. ને એવાં એવાં કારણો તપાસવા બેસીશું ત્યારે હઠ કોને કહેવાય એ મનમાં સ્ફુરતું જશે, ને ક્ષણેક તો એવું પણ લાગશે કે ખરેખર બાળ દુનિયામાં હઠ જેવી વસ્તુ જ નથી. પરંતુ એમ નથી. બાળકો કેટલીક વાર જેને સામાન્ય ભાષામાં આપણે હઠને નામે ઓળખીએ એવી વિકૃતિથી પીડાય છે ને તેમને તત્કાળ યોગ્ય ઉપચાર મળવાની જરૂર પણ હોય છે.

જ્યાં શારીરિક અસ્વાસ્થ્ય કે શારીરિક નબળાઈને લીધે, બાળક કજીયાળું ને ચીડીયું થઈ ગયેલું હોય છે ત્યાં શારીરિક ઉપચારો તો પ્રથમ કરવાના. તેને જરા સાચવી લેવાનું પણ ખરૂં. પણ તે વખતે જ બાળક માનસિક નબળાઈ અથવા વિકૃતિ તરફ જવાનો સંભવ હોય તે બાબતની પણ સંભાળ લેવી જોઈએ. તે વખતે આપણે બાળકના માંદગીનું મહત્ત્વ વધારે પડતું વધારીએ અથવા માંદું હોવાથી તેને વધારે પડતું સાચવવા લાગીએ ને જે કહે તે કરવા લાગીએ તો બાળક હઠીલું બનવાનો સંભવ છે.

એકનું એક બાળક હોય તે તે કારણે તેનું મહત્ત્વ બ્યાજબી કરતાં વધે તો પણ બાળક હઠીલું બને. સૌથી નાનું બાળક પણ ઘણી વાર હઠીલું બને છે. શ્રીમંતોના બાળકો ઝાઝે ભાગે હઠીલા હોય છે.

બાળહઠની અંદર જગતના રાજા થઈને ફરવાની ઇચ્છા હોય છે. અર્થાત્ જેના જેના ઉપર બાળકનો પ્રભાવ પડે છે તે બધાને બાળક પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવવા માગે છે. આવી વિકૃત ઇચ્છા ત્યારે જ જાગે છે કે જ્યારે બાળકને ભાન થાય છે કે તેના રડવામાં તેના કજીયામાં એટલી શક્તિ છે કે તે મોટમોટાને પોતાની આગળ નમાવી શકે છે.

એક ચાર વર્ષની બાલિકા એકની એક હતી. તેને એક મા ને એક સંભાળનાર બાઈ. બાઈના મનમાં કે "એકનું એક છોકરૂં, જે કહે તે કરવું જ જોઈએ." માના મનમાં કે "એકની એક છોકરી, યોગ્ય રીતે ઉછેરવી જોઈએ." બાલિકા સ્વચ્છંદીપણે કાંઈ કહે. મા એને નિયમો આપે. બાલિકા રડે. મા ધ્યાન ન આપે. જરાવાર થાય ત્યાં બાઈ આવે ને કહેઃ "કેટલાં નિર્દય મનનાં છો? એકનું એક છોકરૂં, એટલું રડે છે તોયે તમને દયા આવતી નથી?" પોતે તેડી લે, ખાવાનું આપે, સમજાવે. "મારા રાજા ને મારા હીરા" કહીને તેને મનાવે. બાલિકા શરીરે સુદૃઢ છતાં રોજ દિવસના બે ત્રણ વાર રડે ને રડે તે કલાકો સુધી. બાલિકાને હઠનો રોગ લાગુ પડ્યો કહેવાય.

બાલિકાની માના ધ્યાનમાં વાત આવી. એકતંત્રી રાજ શરૂ થયું. એક બે વાર સખ્ત રડવાના પ્રસંગો આવી ગયા, પરંતુ માતાએ એકતંત્રી અને દૃઢ નિયમન રાખ્યું તેથી બાલિકા આઠ દિવસની અંદર સાવ બદલાઈ ગઈ. આઠ દિવસ પહેલાં તે દુઃખી અને રોતલ હતી તે ને તે આનંદી, હસતી ને સુદૃઢ મનની બની ગઈ.

ઉપરના દાખલામાં જે ભાગ પેલી સાચવનાર બાઈએ ભજવ્યો તે ઘરમાં મોટે ભાગે પિતાઓ વિરુદ્ધ માતાઓ ભજવે છે. બાઈને રજા આપી દેવાનું શક્ય હતું; કુટુંબો તોડી નાખવાં અશક્ય છે. પરિણામે બાળકો હઠનાં ભોગ થઈ પડે છે. આપણે ત્યાં તો એમ જ મનાય છે કે આમ જ હોવું જોઈએ. જે મારે કે વઢે તે કાંઈ પોતેજ બાળકને મનાવી શકે! એક વઢનાર, નિયમન આપનાર અને સખ્તાઈ બતાવનાર જોઈએ ને બીજું આવે પ્રસંગે તેને પ્રેમથી પાસે લેનાર જોઈએ. મા વઢે

એટલે કે બાળક નાની, કે દાદી પાસે જાય ને તે તેને "હશે હશે; હવે રોઈશ મા" કરીને પાસે લે. એ જાતની નિયમનની ખોટી કલ્પના આજે આપણામાં ઘર કરીને બેઠી છે. ને તેથી બાળકો કારણ વગર દુઃખી થાય છે

હઠની અંદર બે તત્ત્વો ખાસ હોય છે. એક પોતાનું ધાર્યું કરાવવું ને બીજું બીજાના મતને આધીન ન થવું. બાળક શું ને મોટા માણસ શું, ઇચ્છા શક્તિ ( will ) ખોટે માર્ગે વાપરે કે અવિચારે ( unreasonably ) વાપરે ત્યારે તે હઠ કહેવાય ને વિવેકથી વાપરે ત્યારે તો ઇચ્છાબળ કહેવાય. બાળકમાં વિકસતી ઇચ્છાશક્તિને હણવું નહિ પણ બળનું રૂપ આપે તે માટે નિયમનની આવશ્યકતા છે. ખોટે લાડથી લડાવેલું બાળક નિયમનને આધીન ન થવું તેમાં પોતાનો ખાસ હક્ક માને છે, ને નિયમન પળાવતાં માબાપોને આખરે પોતાની ઇચ્છા પ્રમાણે નમાવવામાં સત્તાનો વિકૃત આનંદ અનુભવે છે.

હઠીલું બાળક અવિકસિત રહે છે તેની અંદર શક્તિઓ હોવા છતાં તે ખીલી શકતું નથી. પરિણામે બાળક ને આપણે બન્ને દુઃખી થઇએ છીએ

હઠને કાઢી નાખવાની જુની રીત હઠને તોડવાની છે ( break the will ) બાળકની ઇચ્છાશક્તિ તોડીને તેને આજ્ઞાંકિત બનાવવાની જુની રીત જરાએ પસંદ કરવા જેવી નથી. તેનાથી બાળક અંદરથી વધારે બળવાખોર, ખુનશી બને છે એટલે કે તેની ઇચ્છાશક્તિનું બળ ઘટતું નથી પણ વધારે દબતાંથી વિકૃત બને છે. ને કાં તો બાળક બીકણ ને નમાલું બને છે. એટલે કે તેની ઇચ્છાશક્તિ સાથે જ તુટી જાય છે વિકસતી નથી ને પરાધીન રહે છે. હઠને એક જ ઉપચાર તે દૃઢ નિયમન. આપણું નિયમન બરાબર છે કે નહિ તે જરૂર તપાસતા રહેવું જોઇએ. પણ નિયમન આપ્યા પછી તે બાબતમાં દૃઢ-પથરા જેમ દૃઢ-પ્રેમાળ સૃષ્ટિ-માતા જેમ દૃઢ જ રહેવું જોઇએ. વધારે બોલવાથી ફાયદો થતો નથી. સમજાવવાના પ્રયત્નો પણ નકામા હોય છે. શાંતિથી ને દૃઢતાથી બાળકનું રડવું ને હાથપગ પછાડવું ને બધું સાંભળવું જોઇએ. આવા એક બે (ordeals) દિવ્યમાંથી બાળક પસાર થઇ સાચે રસ્તે આવી જાય છે.

તા.

---

# બાળકનું અન્ન

[ ભાઇ ગુલાબચંદ બારીશી-જામનગર તરફથી નીચેના પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા. તેના ઉત્તરો ડૉ. પી. વી. કાણે, એલ. એમ. એન્ડ એસ., સરજન ભાવનગર સ્ટેટ પાસેથી મેળવી અહીં પ્રગટ કર્યા છે. તા. ]

પ્રશ્ન ૧. માતાનું દૂધ બાળક કેટલા મહિના સુધી ધાવે.

ઉત્તર—આ સંબંધમાં ખાસ કડક નિયમ કહી શકાય નહિ. સામાન્યતઃ બાળક નવ મહિનાનું થાય તે પછી માતાએ ધાવણ છોડાવવાના પ્રયત્ન કરવાના છે; કારણ કે તે વખતે બાળકને થોડા થોડા દાંત આવેલા હોઇ બાળકમાં સાકરવાળા પદાર્થો ( carbo-hydrates ) પચાવવાની શક્તિ આવવા લાગે છે.

માના ધાવણથી જો બાળકનું વજન દિવસે દિવસે વધે નહિ એવી પૂર્ણ ખાત્રી થાય તો ધાવણ નવ મહિના પહેલાં પણ

મૂકાવી બહારનું દૂધ આપવાનું શરૂ કરવું જોઇએ. આમ કરવા પહેલાં બાળકને ધાવણ પૂરૂં ન પડવાથી તે વધતું નથી કે બીજા કારણથી વધતું નથી એ વાત નકકી કરવી જોઇએ. ઘણીવાર માતા વધારે વખત કે અનિયમિત રીતે બાળકને ધવરાવતી હોવાથી, અગર ધવરાવવામાં જે સ્વચ્છતાના નિયમો પાળવા જોઇએ તે ન પાળતી હોવાથી બાળકને ધાવણથી અજીર્ણ થાય છે અ... બીજી વિકૃતિ થાય છે તેથી તેનું ... ધતું નથી. માટે આ બાબતો ... લીધા પછી બહારનું દૂધ આપ... શ કરી શકાય.

નવ મહિના ... ને આસ્તે આસ્તે ધાવણ મુકાવ... એકદમ મુકાવાનું નથી એ ... ધ્યાનમાં રાખવાની છે. બાળક ... તું થાય ત્યાં સુધીમાં તેનું ... છૂ ... ઇએ.

પ્રશ્ન ૨. દરમિયાન મા માંદી પડે તો બચ્ચાંને શું દેવાય ? ને તે કેવી રીતે ?

ઉત્તર—માનું ધાવણ એ જ બાળકનો ખરો ખોરાક હોઇ શકે. એટલે મા માંદી પડે તો તેના દૂધના બદલામાં બીજી સ્ત્રી (ધાવ અથવા ઘરના સગાંમાંથી કોઇ ) બાળકને ધવરાવે એ ઉત્તમ છે. પણ તેના સંબંધમાં કેટલીએક વાતો ધ્યાનમાં રાખવાની છે. બીજી ધવરાવનારી બાઇનું બાળક આ બાઇના બાળકની ઉંમરનું હોય તો તેનું ધાવણ એને ચાલી શકે; તેમજ તે બાઇને બીજો કાંઇ પણ રોગ નથી એની ખાત્રી કરવી જોઇએ.

ધાવને અભાવે ગાયનું અથવા બકરીનું દૂધ દઇ શકાય પરંતુ તે દૂધમાં બાળકની ઉંમરના પ્રમાણમાં વધુ ઓછું પાણી, સાકર અને મલાઇ મેળવીને માતાના ધાવણ જેવું કરીને વાપરવું જોઇએ.

તેનું પ્રમાણ નીચે પ્રમાણેઃ—

| બાળકની ઉંમર | કેટલી વાર પાવું | દરેક વખતે દૂધ (ઔંસ) | ૨૪ કલાકમાં દૂધ (ઔંસ) | કેટલા કલાકે (કલાકે) | બાળક માટે તૈયાર કરેલું દૂધ (ઔંસ) | પાણી (ઔંસ) | સામાન્યતઃ |
|---|---|---|---|---|---|---|---|
| ૩ દિવસ | ૬ | ૧ | ૬ | ૩ | ૧½ | ૪½ | ૬, ૯, ૧૨, ૩, ૬, ૧૦, વાગે |
| ૪ દિવસ | ૬ | ૧½ | ૯ | ૩ | ૩ | ૬ | " " |
| ૫ દિવસ | ૬ | ૨ | ૧૨ | ૩ | ૫ | ૭ | " " |
| ૭ દિવસ | ૬ | ૨½ | ૧૫ | ૩ | ૭½ | ૭½ | " " |
| ૧૦ દિવસ | ૬ | ૩ | ૧૮ | ૩ | ૧૧ | ૭ | " " |
| ત્રીજું અઠવાડિયું | ૬ | ૩½ | ૨૧ | ૩ | ૧૪ | ૭ | " " |
| ચોથું " | ૬ | ૪ | ૨૪ | ૩ | ૧૮ | ૬ | " " |
| બીજા મહિનાની શરૂઆત | ૬ | ૪¼ | ૨૫½ | ૩ | ૨૧½ | ૪ | " " |
| દોઢ " " | ૬ | ૪¼ | ૨૫½ | ૩ | ૨૫½ | ૦ | " " |
| ત્રીજા " " | ૬ | ૪½ | ૨૭ | ૩ | ૨૭ | ૦ | " " |
| અઢી " " | ૫ | ૫½ | ૨૭½ | ૪ | ૨૭½ | ૦ | ૬, ૧૦, ૨, ૬, ૧૦ વાગે |
| ચોથા " " | ૫ | ૬ | ૩૦ | ૪ | ૩૦ | ૦ | " " |
| પાંચમા " " | ૫ | ૬½ | ૩૨½ | ૪ | ૩૨½ | ૦ | " " |
| છઠ્ઠા " " | ૫ | ૭ | ૩૫ | ૪ | ૩૫ | ૦ | " " |
| સાતમા " " | ૫ | ૭½ | ૩૭½ | ૪ | ૩૭½ | ૦ | " " |
| આઠમો ને નવમો મહિનો | ૫ | ૮ | ૪૦ | ૪ | ૪૦ | ૦ | " " |

ઘણીવાર સ્ત્રીઓ દૂધમાં પાણી ભેળવીને દૂધ ગરમ કરી પાણી બાળી નાખે છે તે બરાબર નથી. દૂધમાં પાણી ભેળવીને તેને બાળકને પચવા યોગ્ય બનાવવાનું છે

દૂધને ઉકળી ફૂટે ત્યાં સુધી જ ચુલા ઉપર રાખવું. વળી દૂધને ચુલા ઉપર મૂકવા કરતાં પાણીના વાસણમાં ઢાંકીને મૂકી ગરમ કરવાની રીત ઉત્તમ છે.

ગાય કે બકરીના દૂધને બાળક માટે ખાસ યોગ્ય બનાવવાની રીતઃ—

| | |
|---|---|
| તાજું મલાઇવાળું દૂધ | ૧૫ ઔંસ. |
| લાઇમ વૉટર | ૨ ઔંસ |
| ખાંડ | ૧½ ઔંસ |
| ઉકાળીને ઠારેલું પાણી | ૩૦ ઔંસ. |

એ પ્રમાણે દૂધ તૈયાર કરીને તેમાં બાળકની ઉંમર પ્રમાણે જરૂર જેટલું પાણી ભેળવીને બાળકને અપાય.

૧૫ ઔંસ મલાઇવાળું દૂધ મેળવવા માટે ૪૦ ઔંસ દૂધ ગ્લાસ જેવા ઉંચા વાસણમાં ૩ કલાક રાખી મૂકવું. પછી ઉપરના ૧૫ ઔંસ કાઢી લઇ આપેલા પ્રમાણમાં તેને તૈયાર કરવું. આપણા દેશમાં તૈયાર કરેલું દૂધ ઉકાળીને જ રાખવું પડે છે. મોટા વાસણમાં પાણી લઇ તેની અંદર આ દૂધ ઢાંકીને મુકવું. પાણી ઉકળ્યા પછી ૫ મિનીટ રાખીને કાઢી લેવું. નીચે ઉતારી ઠરે ત્યાં સુધી ચમચાથી હલાવવું. દૂધ માટે વપરાતાં નાનાં મોટાં બધાં વાસણો અત્યંત સ્વચ્છ ને જંતુ રહિત રાખવાં જોઇએ; ખાસ કરીને દૂધ પાવા માટે બાટલી વપરાતી હોય તો કઇ બાટલી વાપરવી, કઇ જાતની નીપલ વાપરવી ને તે કેમ સાફ રાખવાં તે ડાક્ટર પાસેથી જાણીને તે પ્રમાણે કરવું. ગરમ પાણી, વોશીંગ સોડા અને બ્રશથી બાટલી સરસ સાફ થાય છે.

**પ્રશ્ન ૩.** પારસી, યુરોપિયન, મુસ્લીમ, અને હિંદુઓની બાળઉછેરની રીત જુદી જુદી હશે ખરી? કયી વધારે હિતાવહ છે અને કરી શકાય?

ઉત્તરઃ—શાસ્ત્રીય રીતે ભિન્ન જાતિની જુદી જુદી રીતો ન જ હોઇ શકે. શાસ્ત્ર અનુસાર જે બાળઉછેરના પદ્ધતિ નક્કી થઇ છે તે જ સૌથી વધારે હિતાવહ ગણાય.

**પ્રશ્ન ૪** ધાવ રાખી શકાય? છતે ધાવણે?

ઉત્તરઃ—છતે ધાવણે ધાવ ન જ રાખવી જોઇએ. માતાને પૂરતું ને નિરોગી ધાવણ હોય છતાં ધાવ રાખવાનો વિચાર કરવો એ ગુન્હાહિત (Criminal) ગણાવું જોઇએ. બાળકને પોતાની માતાનું દૂધ અમૃતતુલ્ય છે.

પોતાનું રૂપ સાચવવા માટે બાળકને ધાવણથી વંચિત રાખનાર માતાને મનુષ્ય કહી શકાય શું? એ કૃત્યને અમાનુષીજ કહેવું જોઇએ. સ્ત્રીની પ્રકૃતિ સાચવવા માટે ન ધવરાવવું યોગ્ય નથી. ધવરાવવાથી પ્રકૃતિ બગડતી જ નથી, ઉલટી વધારે સુદૃઢ થાય છે.

**પ્રશ્ન ૫ મો.** બાળકને ફરવા લઇ જવા માટે ખરી ઉમર કયી?

ઉત્તરઃ—બાળકને ફરવા લઇ જવાના બે હેતુ છે. એક તો ઘરની ખરાબ હવામાંથી બહારની શુદ્ધ હવાનો લાભ બાળકને મળે તે, ને બીજો હેતુ બાળક બહારની કુદરત જોઇ આનંદ પામે ને તેથી પણ તેની તંદુરસ્તી સુધરવામાં મદદ થાય તે. ખુલ્લી હવા માટે તો જન્મથી જ બાળકને બહાર લઇ જવામાં આવે તે ઇચ્છવા જોગ છે. પણ હવામાન જોઇને જ તેમ કરવું જોઇએ. એટલે બાળકનું શરીર સારી રીતે કપડાંથી રક્ષિત હોવું જોઇએ, તેમજ અત્યંત ઠંડી કે ગરમ હવામાં યા તો સખ્ત પવન કે વરસાદમાં નાના બાળકને બહાર લઇ જવામાં નુકશાન છે.

બાળક જ્યારે એની ઇન્દ્રિયો વડે કુદરતની મજા લઇ શકે તે ઉમર એટલે ત્રણ મહિના

છો તેને જેમ અને તેમ જ્યાં કુદરતે વધારે મીલી હોય ત્યાં લઇ જવું જોઇએ.

સુંદર બાગ બગીચા, પાણીના ઝરા, તળાવ, પશુ પક્ષીનાં ગાયનો ચાલતાં હોય, નાનાં બાળકો રમતાં હોય વગેરે સ્થળોમાં જવાથી બાળકનું મન પ્રસન્ન થાય છે, ને તેથી તેની શારીરિક તંદુરસ્તી પણ સારી રહે છે.

**પ્રશ્ન ૬** બચ્ચાંને સુવરાવવા માટે ઘોડીયું સારું કે પારણું ?

ઉત્તર—એકલો સુવરાવવાનો હેતુ હોય તો પારણું વધારે પસંદ કરવા જેવું છે. કારણ પારણામાં બાળકના શરીર ઉપર કોઇ જાતનું દબાણ થતું નથી. ત્યારે ઘોડીયામા બાળકને સુવરાવવાથી તે ફેફસાં ને પેટ વગેરે અવયવો દબાઇ છે. તેમજ વાંસો ને કરોડને વાંકા વા પડે છે. પણ ઘોડીયું ને પારણું બને બાબ ગને બાળકને માટે યોગ્ય નથી, કારણ નમાં હીંચકવાનું તત્વ છે. બાળકને હીંચકવાથી તેનું મગજ, જ્ઞાનતંતુ, તેમજ હોજરી આંતરડા વગેરે ઉપર ખરાબ અસર થાય છે.માટે પારણામાં સુવરાવવું હોય તો ન હીંચકવાની શરતે જ સુવરાવી શકાય. પણ હીંચકાવવાની વ્યવસ્થા ગણીને ન હીંચકાવવું વધારે અઘરું છે હીંચકાવવાનો મોહ છૂટતો નથી. માટે પહેલેથી નાની ખાટલીઓમાં સુવરાવવાની ટેવ સોથી ઉત્તમ. ખાટલીની ચારે બાજુ નાનો એવો કઠેડો રાખવો.

કદાચ કોઇ કહે કે આટલા બાળકો ઘોડીયાંમાં સૂતાં આવ્યાં છે, ને તેમની પ્રકૃતિ બગડેલી નથી. પણ ઘોડીયાથી થતાં નુકશાનો ના કોઇએ આંકડા કાઢયા નથી કે કંડી તપાસે કરી નથી. ખાસ કરીને અશકત બાળકો ઉપર ( નબળાં હાડકાંવાળાં કે નબળાં ફેફસાંવાળાં વગેરે ) તો માઠી અસર થયા વગર રહેતી જ નથી

**પ્રશ્ન ૭** મા બચ્ચાંને કયાં સુધી ઘોડીયામાં સુવારાય ?

ઉત્તર-પ્રશ્ન ૬ના જવાબમાં ઉપરે આવી જાય છે.

**પ્રશ્ન ૮ મો.** બાળકને કેટલામે મહિને ખાવાનો આરંભ કરાય, અને પ્રથમ શું અપાય ?

બાળકોને થોડા દાંત આવી જાય એટલે કે તેઓ લગભગ નવ મહીનાનાં થાય ત્યારે તેમને થોડો થોડો ભાત આપવાનું શરૂ કરવું જોઇએ. ભાત, રોટલીનો ભૂકો ( જાર બાજરો વગેરેના) સાથનો, જાર, બાજરાની ધાણી ને ધાણીનો લોટ વગેરે દૂધમાં ભેળવીને થોડું થોડું આપી શકાય. આરંભમાં પાચ વાર દૂધ અપાતું હોય તો બે વખત દૂધનું પ્રમાણ ઓછું કરીને તેને બદલે ભાત વગેરે દેવાં ને તેની સાથે ઘીને બદલે મલાઇ દેવી જોઇએ. બાકી ત્રણ વખત દૂધ ચાલુ રાખવું જોઇએ.

જેમ જેમ બાળકોને દાંત વધારે આવતા જાય તેમ તેમ તેનો દૂધનો ખોરાક ઓછો કરીને ઉપરના ખોરાક સાથે દાળ, ભાત ને ઘીવાળો ખોરાક આવતા જવું. ઘઉંની રોટલી કરતાં ભાખરા વધારે સારા, કારણકે તે સારી રીતે ચાવીને ખવાય છે, ને તેથી લાળ વધારે પેદા થાય જેથી પરિણામે પાચન ક્રિયાને મદદ થાય છે.

ઉપરના ખોરાક સાથે થોડું થોડું શાક અને દહીં છાશ આપવાં જોઇએ.

**પ્રશ્ન ૯ મો.** બાળકનાં દર્દો જાણવાની કાંઇ હિકમત કે કળા છે ?

હા છે. તંદુરસ્ત બાળક કોઇ પણ વખતે રોશે નહિ પણ હમેશ રમતું ને આનંદ કરતું દેખાશે; ખોરાક પૂરતો લેશે ને હોંસથી ને સ્વાદથી લેશે.

બાળકની હીલચાલ ને રમત મંદ પડે, ખોરાક તરફ અરુચિ થાય ને રોવે કરવે ત્યારે સમજવું કે આ ચિન્હો માંદગી આ ગાહીરૂપ છે.

# પ્રવૃત્તિ વિના

ઘણાં માબાપો બાલમંદિર જોવા આવે છે ત્યારે કહે છે કે "ઘેર બે ચાર નાનાં મોટાં બાળકો હોય તો અમને કવરાવીને હેરાન કરે છે, ને આ આટલાં બધાં નાનાં બાળકો તમે કેમ રાખી શકો છો ? આ તમારી આગળ કેમ સીધાં સટ થઇ જાય છે ?"

બાળકો સીધાં થઇને ચાલે ને મોટાંને કવરાવતાં મટે એની એક ચાવી તો એ જ કે બાળકોને યોગ્ય એવી પ્રવૃત્તિ તેમની આગળ ધરવી. તેમને યોગ્ય એવી પ્રવૃત્તિઓ જો તેમની આગળ પડેલી હોય તો મોટાંઓની આસપાસ ફરવા માટે કે જ્યાં ત્યાં વચ્ચે આવવા માટે બાળકને ફુરસદ હોતી નથી. આપણા ઘરોમાં તો બાળકો મોટાંઓની સાથે જ ગોટવાયા કરે છે. તેમને માટે નથી હોતો એક તેમનો કહેવાતો ખૂણો; નથી હોતી તેમને યોગ્ય એવી પ્રવૃત્તિ કે નથી હોતી પ્રવૃત્તિ ઉપર મંડી પડવાની છૂટ. પછી બાળક શું કરે ? મોટાંએ ને લાગે કે એ અમારા કામમાં આડે આવે છે; જ્યારે બાળક તો માત્ર પ્રવૃત્તિ શોધતું હોય છે.

નીચેના ટુચકાઓમાં એવી થોડીએક પ્રવૃત્તિઓ આપણે તેમની આગળ ધરી શકીએ ને તેમને સાચા સુખી કરી શકીએ બાળક પ્રવૃત્તિ વગર મુંઝાય છે ને આપણને મુંઝવે છે.

આપણે જો એમ માનતા હઇશું કે બાળકને રમકડાંથી સુખી કરશું તો તે ભુલભર્યું નીવડશે. બાળકના હાથ પગ આંખ ને મન કાંઇક સાચેસાચું કરવા માગે છે; સાચી પ્રવૃત્તિ માગે છે; કાંઇક સર્જન માગે છે. એક ટાંકણીથી કાગળમાં કાણાં પાડવામાં બાળક સર્જનક્રિયામાં હોય છે માટે તેમાંથી તેને ઉત્તમ આનંદ મળે છે; જ્યારે ચાવી દઇને રમકડાની મોટર ફેરવવામાં તેને ઘડીક ગમ્મત આવે છે, પણ બાળક જે જાતનું માનસિક અન્ન માગે છે તે તેમાંથી મળતું નથી.

મેકૅનો, કાગળ કાતર, કાગળ ટાંકણી, બંગલા બનાવવાના ઘનો વગેરે થોડીએક દિશાસૂચક પ્રવૃત્તિઓ છે. એવી તો કેટલીએ આપણે વિચારી શકીએ. જેમકે સોય દોરા ને લુગડાની કટકીઓ, રાંગોળી ને રાંગોળી કાઢવા માટે એકાદ ખુણો; બગીચો કરવાનાં હથિયારો ને એક જમીનનો કટકો; સુપડી ને નાની સાવરણી; સાબુ ને નાના રૂમાલો કે ઝબલાં ચડ્ડી; નાની નાની વાટકીઓ પ્યાલા ને રાખ પાણી વગેરે.

આ બધી પ્રવૃત્તિમાં એવી ગોઠવણ કરી આપવી જોઇએ કે બાળક પોતાની મેળે ગમે ત્યારે તે કરીને મૂકી દે. મોટાઓના કામમાં તેમની પ્રવૃતિ આડે ન આવે કે મોટાંઓ ઉપર તે આધાર ન રાખે. જેમકે માતા ધોતી હોય ને બાળક વચ્ચે આવે તો તેને તે ન પાલવે; પણ બાળકને માટે એક નાની ડોલ, એક સાબુની કટકી ને ધોવા જેવાં કપડાં તેના ખૂણામાં મૂકયાં હોય, તો તેની પ્રવૃત્તિ મોટાંઓને હરકત નહિ કરે.

આપણે પ્રવૃત્તિની સગવડ કરી આપતાં નથી ને બાળક કેમ મુંઝાય છે એનાં સામાન્યતઃ ઘરેઘર બનતાં આ શબ્દચિત્રો વાંચીને આપણે કાંઇક બાળકની દૃષ્ટિએ જોતાં થઇશું એ આશાથી આ શબ્દચિત્રો આપ્યાં છે. માબાપો વાંચે ને વિચારે.

તારાબેન.

# નાની નાની વાતો

નરેન્દ્રની જન્મગાંઠ હતી.

મામાના અને માસીના છોકરાં આવ્યાં હતાં.

મોટાઓ રાંધતાં ચીંધતાં હતાં.

રસોડામાં હોહા ચાલતી હતી.

મરદો ફડાકા મારતા હતા.

મોટો એવો ઘોંઘાટ ચાલતો હતો.

છોકરાંઓ જ્યાં ત્યાં દોડતા હતાં ને ધકોટક કરતાં હતા.

દાસુ કાકા અકળાયા.

હળવેથી રસોડામાં ગયા ને કહ્યું 'તમે બધા જરા ધીમેથી બોલો તો ?'

દિવાનખાનામાં આવીને વિનતિ કરી 'આ. પણ જરા અ તેથા બોલીએ તો ?'

છોકરાંને બોલાવ્યાને કહ્યુ. 'એ અલ્યાઓ અહિં તો માના. લ્યો આ મિકેનો, એ જણા એને વાપરો. જુઓ આ 'સ્ટીરીયોસ્કોપ' છે. ચિત્રો જોવાની. મજા પડશે. જુઓ બેનો તમને શેતરંજની રમત આવડે છે ? તમે બેનાથી રમો. આવો નટુભાઇ તમને શું ગમશે ? આ ચિત્રો તમે જુઓ.

બાળકો કામે લાગ્યાં. રસોડામાં અવાજ ઓછો થયો. દિવાનખાનાની વાતો ધીમી પડી. આખા ઘરમાં ઠીકઠાક થઇ ગયું.

* * *

રેવાને કંઇક થયું ને કજીએ ચડી ગઇ.
રેવા બે અઢી વરસની.
સમજાવી સમજે નહિ.
એનું એ સમજાવી પણ શકે નહિ
એ તો ચાલ્યું એં, એં, એ
ઘરનાં બધાં કચવાયાં ને કંટાળ્યા.
રેવા રડતી હતી ત્યાં
જમના કાકી કંઇક આવ્યાં.
'કેમ રેવા રડે છે ?'
'કોણ જાણે કજીએ ચડી છે.'
'તે કંઇક રમવાનું આપોને ?'

શું આપીએ ? રમકડાં તો હોતી નથી, આપ્યાં ને લીધાં ને કંઇક ભાંગ્યાને ફોડયાં. એ મહીં પડયાં. ક્યાં લે છે ! જમના કાકી પોતાને ઘેર ગયાં.

રંગેલી બેચાર ચકરડીઓ લઇ આવ્યાં.

રેવા સામે બેસી ગયાં ને ફેરવવા લાગ્યાં.

લીલી ચકરડી, લાલ ચકરડી, પીળી ચકરડી ફરવા લાગી.

રેવા તો સામેને સામે જ જોઇ રહી; રોવું બંધ રહ્યું.

જરાક વાર થઇને રેવાએ હાથ લંબાવ્યો.

આંસુ સુકાઇ ગયાં હતાં. રેવા એ લીલી ચકરડી ફેરવી ને પોતે હસી. પછી એણે પીળી લીધી.

જમના કાકી કહે 'લ્યો રેવા બેન, આ તમે ફેરવો. પછી મને પાછી દેજો.'

રેવા તો ચકરડી ફેરવવાએ ચડી ગઇ.

કેટલીયે વાર ફેરવી. ચકરડીમાં એક તાર થઇ ગઇ. રડવું બડવું તો ભૂલી જ ગઇ તી.

ભણીવારે ઉઠીને બા પાસે આવી.

કહે કે 'બા, બા, આવી ચકરડીઓ મને મંગાવી આપીશ ?'

બા કહે 'તારા કાકા ઘેર આવશે ત્યારે કહીશ.'

કાકાએ ચકરડીઓ લાવી આપી. રેવા ચકરડીઓ પોતાની નાનકડી પેટીમાં રાખે છે ને ગમે છે ત્યારે ફેરવે છે. ચકરડીઓ ફરે છે ત્યારે બહુ સરસ દેખાય છે રેવા વખતે કજીએ ચડે છે તો એની બા પેલી ચકરડીઓ કાઢે છે ને રેવા સામે મૂકે છે.

* * *

દૂધ પીતાં પીતાં હાથ લાગ્યો ને પ્યાલો ઢોળાયો. બા છેડાઇ પડી ને રસુ રડતી રડતી ભાગી. રસુ આનંદી છોકરી હતી. મીઠાબોલી પણ હતી. પણ એકવાર એ એં,એં ઉપર ચડી એટલે તો એ કોઇને ન ગમે. રસુને બાપાએ કહ્યું: રસુબેન રડવું હોય તો બીજી ઓરડીમાં જાઓ. અહીં અમે કામ કરીએ છીએ. રસુ એમતો સમજે તેવી હતી, અક્કલવાન હતી. તે બીજી ઓરડીમાં ગઇ ને રડવા લાગી.

રડવું યંત્રવત સરખું ચાલતું હતું. રડવાનું કારણ તો પડયું રહ્યું હશે પણ એં એં એકવાર ચાલ્યું એટલે ચાલ્યું. રસુ એં એં એં કરતી જતી હતી ને આડું અવળું જોતી હતી. ત્યાં એની નજર થાળમાં પડેલાં મોતી ઉપર પડી. આંખ ખેંચાણી ને રસુ ઉભી થઇ પાસે ગઇ. મોતીની થાળી લીધી ને મોતી જોવા લાગી. એમ કરતાં તે ભાત ભાતના મોતી નોખાં પાડવા લાગી. લીલાંની એક ઢગલી કરી. બીજી ઢગલી લાલની કરી. ત્રીજી પીળાની ને ચોથી ભુરાંની.

રસુનું રોવું ત્યાં કયાંઇ પડયું રહ્યું. રોવાની વાતજ ભુલી ગઇ. એ તો મોતીમાં દોરા જેમ પરોવાઇ ગએલી.

બાપા રસુ શું કરે છે તે જોવા ઓરડીમાં આવ્યા. ત્યાં તો રસુ હસતી હસતી બાપાને કહે 'બાપા, જુઓ તો આ કેવાં સુંદર મોતી છે. મેં આના ઢગલા કર્યા છે.'

બાપા કહે 'હવે એને દોરામાં પરોવી પરોવી હારડીઓ કરજો તમારી બા પાસેથી સોયદોરા લ્યો ને કરો."

રસુ રાજી થતી ઉઠી ને બા પાસે સોય દોરા લેવા ગઇ. બા અને બાપાને થયું: માળું આ મોતી મજાનું સાધન છે.

બા રસોડામાં રાંધતી હતી.
ફોઇબા દેવસેવા કરતાં હતાં.
દાદા શાક સુધારતા હતા.
બાપા ચોપડી વાંચતા હતાં.
એક ચંપા આમ તેમ ફરતી હતી.
એને કંઇ કામકાજ નહતું.
ચંપા રસોડામાં ગઇ.
બા કહે 'અહીં ગરબડ નહિ;
મારે ઝટ ઝટ રાંધવું છે. બહાર જા.''
ચંપા દેવઘરમાં ગઇ.
ફોઇ કહે 'ચંપા અહીં ન અવાય.
મારે ધ્યાન કરવું છે.'
ચંપા ઓશરીમાં ગઇ.
દાદા કહે 'ચંપા, તારી બા પાસે જા.
હમણા શાક સુધારું છું.'
ચંપા બાપા પાસે ગઇ;
ચંપાનું મોં ઉતરી ગયું હતું.
જાણે હમણાં આંખમાંથી પાણી પડશે.
બાપા કહે 'કાં ચંપા બા, આવો
આવો; આ લ્યો એક કાગળ ને
આ ટાંકણી. જુઓ તો એમાં કાણા
પાડો જોઇએ. આમ ઝીણા ઝીણા
કાણા પાડીને રોટલી જેવું ગોળ થાય,
આમ પાડીએ તો લાકડી જેવું થાય!
જુઓ થાય છે ના ? તમે કરો જોઇએ.'
ચંપાએ કાગળ લીધો. ટાંકણી લીધી.
કાણા પાડી તારા પાડયા. કાણા
પાડી ચોકડી કરી. કાણા પાડી તાવેથો
કર્યો એ તો જે જે સાંભર્યું તે તે કરવા માંડી
કેટલોયે વખત વહી ગયો.
બા કહે 'ચંપા કયાં છે ?'
ફોઇ કહે 'ચંપા કયાં ગઇ ?'
દાદા કહે 'ચંપલી વરતાતી નથી.'
બાપા કહે 'એ રહી પણે બેઠી બેઠી
કાણા પાડે.'
ચંપા શીદને બોલે. એ તો ઝીણું

જીણું હસતી હતી ને કાણા પાડતી હતી.
સૌ કહે આ કાગળ ટાંકણીએ તો
ચંપા પર જાદુ કર્યું.

* * *

જસીબેન સાત વર્ષનાં.
શરીરે ગોરાં ને ભરાવદાર.
આંખો કાળી ને તેજભરી.
ને હાથ પગમાં થનગનાટ.
જસીબેન રમતાં રમતાં આવ્યાં.
ટાંકું ઉઘાડ્યું ને પેટી લીધી.
પેટીમાં કાગળ ને કાતર હતાં.
જસીબેન ખૂણામાં ગયાં ને બેઠાં.
એક હાથમાં કાગળ અને બીજે હાથ કાતર.
કાગળ ચાર વડો કરી ચાર કાપ મૂક્યા.
કાગળ અડરડો વાળી આઠ ગોળ પાડ્યા.
પછી કાગળ ઉઘાડ્યો, ને ત્યાં ?
ત્યાં તો કાગળમાં રૂપાળી એવી ભાત પડેલી.
કોરે મોરે કરકરીયાં ને વચ્ચે કાણા કાણા.
જસીબેન તો રાજી રાજી થયાં.
જઈને સૌને જાળી દેખાડી.
' જુઓ બાપા આ જાળી. '
' સૌ કહે વાહ ! આ તો સુંદર થઇ. '
જસીબેન બીજી જાળી કરવાં બેઠાં.

* * *

વિનુ અને મનુ બે ભાઈઓ.
એક નાનો અને બીજો મોટો.
વિનુ આઠ વરસનો ને મનુ ત્રણનો.
વહેલા ઉઠે, ન્હાય ધોય ને રમે.
બપોર થાય ને વિનુ નિશાળે જાય.
વિનુ નિશાળે જાય ને મનુ ઘેર રહે.
બાળશાળા ન મળે કે મનુ ત્યાં જાય.
મનુ એકલો એકલો ફરે ને વિનુને ઝંખે.
મનુ કાકીને કહેશે ' વિનુ ક્યારે આવશે ? '
મનુ દાદાને કહેશે ' મને ગોઠતું નથી. '
મનુ ઘરમાંથી બહાર ને બહારથી ઘરમાં.
મનુ દિ બધો હિજરાય: લથડી ખાતો ફર્યા કરે.
જ્યાં ત્યાં ચાડે કરે ને જેની તેની 'ના' મળે.
મેના કાકીએ રાવજીભાઈને પૂછ્યું.
રાવજીભાઈ વિનુભાઈના મેતાજી હતા.
રાવજીભાઈ રાવજીભાઈ, આ મનુનું શું કરવું ?
વિનુ નિશાળે ભણે ને મનુ એકલો મુંઝાય.
રામભાઈ કહે એકાદ ધનની પેટી લાવો.
થોડી એક લાકડાની ઈંટો કરાવો.
મનુને આપી દો. જે કરે તે કરવા દો.
મેના કાકીએ એવી પેટીઓ લઈ આપી.
મનુ તે દિથી રમતો થયો.
વિનુ વિના એકલો રહ્યો.
દિ બધો સુખમાં ગયો.

બિ૦

# "પારકું ઘર"

શાન્તા બહેન એ બહેન અને ડાહ્યાભાઇ એ ભાઇ.

ડાહ્યાભાઇને સૌ ડાહ્યાભાઇ ડાહ્યાભાઇ કહે, શાન્તા બહેનને શાંતુડી કહેને બોલાવે.

ડાહ્યાભાઇને કોઇ કંઇ કામ શીખે નહિ. શાન્તા બહેનને કહેશે, કામ નહિ શીખે તો તો સાસૂ વીંધી નાખશે.

ડાહ્યાભાઇ કંઇ ભૂલ કરે તો કહેશે– હશે બાળક છે. શાન્તા બહેન ભૂલ કરે તો કહેશે આ છોકરીને કાળજુંજ નથી. પારકે ઘેર જશે ત્યાં એનું શું થશે ?

ડાહ્યાભાઇ ખડીઓ ઢોળી નાંખે તો સૌ હસે અને કહેશે–જુઓ જુઓ આપણા ડાહ્યાભાઇએ ચિતર કાઢયાં ! શાન્તા બહેનના હાથમાંથી દૂધની વાડકી પડી જાય તો કહેશે આ છોડીના તો હાથ ભાંગી ગયા છે. જે હોય તે ઢોળતી ને ફોડતીજ. કોણ જાણે પારકે ઘેર એ કેમ પોસાશે ?

ડાહ્યાભાઇ નિશાળે ભણવા જાય; શાન્તા બહેનને કહેશે–છોકરીને ક્યાં નોકરી કરવા જવાની છે કે નિશાળે મોકલીએ ? પારકે ઘેર ચોપડા ઝાલીને બેસી રહેવા નહિ દે.

ડાહ્યાભાઇને રમવા જવાની છૂટ. શાન્તા બહેન રમવા જાય તો કહેશે છોડીઓને એવા રખડાઉ વેડા શા ? સાસૂ કહેશે છોકરીને રખડાઉ કરી મૂકી છે.

ડાહ્યાભાઇ ફરવા જાય તેની છુટ. શાન્તા બહેન ફરવા જવાનું કહે તો કહેશે–તને ઠીક બધા ચાળા સૂઝે છે; તારે તે પરદેસીણ થવું હશે ! અહીં તો ઠીક, પણ પારકે ઘેર જઇશ ત્યાં એવા ચાળા નહિ ચાલે.

ડાહ્યાભાઇને દુધ જોઇએ તો દુધ મળે, દહીં જોઇએ તો દહીં મળે. શાન્તા બહેનને કહેશે–છોકરીને તો છાશ જ હોય પારકે ઘેર બધું કોણ આપશે ?

ડાહ્યાભાઇને માટે એવો ઠરાવ થયો કે ભણે ત્યાં સુધી પરણાવવો નહિ પણ શાન્તા બહેન ૧૧ વરસની થઇ કે તરત બાપડીને પરણાવી દીધી.

ડાહ્યાભાઇ માબાપ સાથે હસે છે, રમે છે અને આનંદ કલ્લોલ કરે છે. શાન્તા બહેનને પારકા ઘરમાં કોઇની સાથે બોલવાનું નહિ, ઘુમટો તાણીને બેઠાજ રહેવાનું.

જુગતરામ દવે.

---

# નામની રમતો

સાંજે વાળુ કરતી વખતે કે વાળુ કર્યા પછી રમવાની ઘણી રમતો સુખી કુટુમ્બમાં સમજુ માબાપો દાખલ કરી શકે.

એમાંની એક રમત 'નામ નામ'ની છે. એ રમત આ પ્રમાણે રમાડવી. બધાં ગોળ કુંડાળું વળીને બેસે. એક જણ એક નામ બોલે 'દયાશંકર'. પછીનો જણ નામના છેડેના અક્ષર ઉપરથી બીજું નામ બોલેઃ 'રામજી'. ત્રીજો બોલે 'જીવનરામ'. ચોથો કહે 'મોહનલાલ.' પાંચમો બોલે 'લાભશંકર.' આ રીતે ગોળમાં નામો બોલાતાં જાય ને રમત ચાલતી જાય. કોઇ નામ ન આપી શકે તો પછીનો જણ નામ આપે ને રમત આગળ ચાલે. ઘડીકમાં કેટલાયે નામો બોલાઇ જશે.

રમનારાઓ જાતજાતનાં નામો સંભારવા મંડશે. કોઇને નામો ઝટઝટ સુઝશે તો કોઇને ખુબ વાર લાગશે. કોઇ ચપળ રમનારાઓ અગાઉથી જુદા જુદા અક્ષરો ઉપરનાં નામો મનમાં ગોઠવ્યાં કરતાં હશે તો કોઇ વિચાર કરતાં હશે કે મારે, મારી પછીના જણને કયું નામ આપવું કે તેના છેડાના અક્ષર ઉપરથી નવું નામ આપવું તેને ખુબજ આકરૂં પડે. કોઇ શોખીન માત્ર પારસી નામોજ આપ્યા કરે તો કોઇ મુસલમાન કોઇ વળી બંગાળી નામો પસંદ કરે તો કોઇ પરદેશી. સૌ પોતપોતાનો નામ જ્ઞાનભંડાર સારી પેઠે બતાવી શકે; રમતાં રમતાં અમુક અક્ષરો ઉપર નામજ નથી એમ પણ હાથ લાગે છે. તે વખતે અમુક અક્ષરને બદલે અમુક અક્ષરથી શરૂ થતા નામો આપવાનું મંજુર રહે છે.

આ નામની રમત માત્ર માણસોના નામો -વિશેષ નામો-પૂરતી પણ રમાય અને દરેક પદાર્થના નામ ઉપર પણ રમાય. માત્ર ભૂગોળના સ્થળો અને ઇતિહાસના પાત્રોના નામો ઉપર પણ આ રમત સરસ ચાલે છે

છેક નાનાં બાળકો સાદાં નામની રમત રમી શકે. મોટાં બાળકો તેમાં ભુગોળના નામો, માત્ર પર્વતો, માત્ર નદીઓ, માત્ર રજપૂતો, એમ વર્ગ નક્કી કરી તેનાજ નામો ઉપર રમત કરે એ રમત જરા અઘરી થાય.

આ રમત સહેલથી દરેક ઘરમાં દાખલ થઇ શકે છે. દરેક માબાપ અવશ્ય તે દાખલ કરેજ.

ગિ.

---

# આયાના અનુભવો.

ત્રણ વરસની...એકાએક આવી અને તેણે શિક્ષક પાસે રેતીયાં અક્ષર માગ્યા. શિક્ષકે એને યોગ્ય એવા બે અક્ષરો આપ્યા. અને હજુતો એ સેગુઇનના પહેલા પદનો ઉપયોગ કરવા જાય છે ત્યા તો અચાનક આયા આવી. તુરત...નું કાંડું પકડી ઉપાડી ગઇ. સાથે બબડતી ગઇ.'અત્યારમાં તે ભણાય? બપોરે નીરાંતે ભણાય; સવારે ભણતા ન આવડે.'

તે રડવા માંડી. આયાએ એને સમજાવી. આ રીતેઃ 'જો રડીશ તો હું તારી સાથે નહીં બોલું!'

નહીં બોલવાની બીકે છોકરી છાની રહી. અને પરિણામ એ આવ્યું છે કે શિક્ષક પાસે રેતીયા અક્ષરો છાના માગે છે.

× × ×

સવારના દશેક થયા હશે શિક્ષક બજારમાં જતા હતા. સ્હેજે બંગલાના દરવાજા પાસે આવી ચડય. અંદર કંઇક ધીમો ગણગણાટ થતો હતો. એ શું હતું!

આયા બાળકને કહેતી હતી. 'જો હું તને નવરાવું છું લુગડા પહેરાવું છું. રમાડું છું. ખવરાવું છું. માસ્તર સારા કે હું?'

બાળકે જવાબ આપ્યો 'તું.'

ઠીક મારી...બહુ ડાહી હો.

થોડા દિવસ પછી એક સાંજે શિક્ષક બાગમાંથી ઘેર આવતા હતા રસ્તામાં એમની ગાડી મળી. અંદર નાની મોટી બે બેબી અને આયા બેઠાં હતાં આયાએ તેને કહ્યું...માસ્તરને કહે ગાડીમાં બેસી જાય. છોકરીએ કહ્યું પણ તું કેહતી હતી ને કે માસ્તર સાથે ન જવાય; માસ્તર તો મારે? શિક્ષકે આ સાંભળ્યું એમ આયાને લાગ્યું અને એણે...નો હાથ

આથી ધડાકે કરતાની એક લગાવી દીધી ને વધારામાં શિક્ષક સાંભળે એમ જોરથી કહ્યું 'જો માસ્તરને એમ કહેવાય ?'

× × ×

આજે...ની મમ્માને એક જગ્યાએ ઉજાણી કરવા જવું હતું. એ વરસની એ રડવા લાગી. મમ્મા મમ્મા કરવા લાગી. પણ એ બુમના પડઘા હવામાં ભળ્યા ન ભળ્યા ત્યા તો મમ્મા મોટરમાં બેઠા અને મોટર ભો ભો કરતી ઉપડી.તેનો અવાજ હવા સાથે મળી ગયો.

પણ...નો અવાજ વધારે તીવ્ર અને તાલબદ્ધ થતો ગયો. એ અવાજ આયાને ન ગમ્યો. એણે એનો જુનો ઉપાય તુરત અજમાવ્યો.

જો વાઘ આવ્યો આ પોલીસ આવ્યો. જો જો. આ ઘોડેસ્વાર આવ્યો, છોકરી બીની. બીકના પડઘાએ એને છાની રાખી. છોકરી સુઇ ગઇ. આયાને નિરાંત થઇ.

મોડી રાતે ઉજાણીમાંથી આવેલી માતાને આ બાબતની કયથી ખબર હોય ? એમણે તો આવીને જોઇ કે...ઉંઘી ગઇ છે. બની ગયેલી વાત પડદા પાછળ રહી. એમને કોણ કહે અને કહે તો કોણ સાંભળે ?

હરિભાઇ સામપુરા.

# ખોટું બોલો છો ?

રમણ કહે ! "પેલા ગલગોટા ઉપર ગઇ કાલે સરસ ફુલો ઉઘડયાં હતાં."

રેવા—તમેજ એ લઇ લીધાં. કેટલું ખરાબ !

રમણ—મેં તો એ નથી લીધાં.

રેવા—બસ તમેજ લીધાં છે. તમારા વિના કોણ લે ?

રમણ—પણ મેં લીધાંજ નથી તો !

રેવા—ખોટું બોલો છો. તમેજ લીધાં છે.

રમણ—મેં નથીજ લીધાં. હું ખોટું કયાં બોલું છું ?

રેવા—ત્યારે ફુલો કયાં ગયાં ?

રમણ—કોણ જાણે હું શું જાણું ? ચંપકને પુછો ખબર હોય તો.

રેવા—હં, કાંતો તમે લીધાં હશે ને કાંતો ચંપકે. બસ તમારા વિના બીજું કોણ લે ?

મેં આ સંવાદ કાનોકાન સાંભળ્યો. રેવાબેનને ખરી રીતે સાચું શું છે તેની ખબરજ ન હતી ને છતાં તે રમણને 'ખોટું બોલો છો ?' કહીને ધમકાવતાં હતાં. પણ રમણ જ સાચું બોલતો હતો. તેની દ્રઢતાથી અને નિર્ભયતાથી તે પાછાં હઠયાં. પોતાનું જ અજ્ઞાન હોવાથી તેણે તુરતજ બીજાનું નામ ઉપાડી લીધું. ત્યાં પણ તેને શેનીજ ખાત્રી હોય ! એટલે ફરી પાછો ગોટાળો કર્યો ને કહ્યું "હં કાંતો તમે લીધાં હશે ને કાંતો ચંપકે લીધાં હશે. બસ તમારા વિના બીજું કોણ લે ?"

મને પ્રથમ તો રેવાબેન માટે હસવું આવ્યું ને પછી ખેદ થયો. પણ પછી તે બધું શમી ગયું. મને થયું કે રેવાબેન જેવાંજ લગભગ આપણે સૌ છીએ.

આપણે જે તે બોલી નાખીએ છીએ પણ તેમ બોલવા માટે આપણી પાસે ચોકખી દલીલ છે કે નહિ, મજબુત કારણ છે કે નહિ તેનો વિચાર કરવા ઉભાં નથી રહેતાં. અને પછી જ્યારે સામેથી આપણને

માથામાં ઘા લાગે એવો જવાબ મળે છે ત્યારે પ્રથમ મુંઝાઇ જઇએ છીએ. ભુલથી માની લીધેલુ હોય છે કે આપણે કીધું તે બરાબર છે. આથી સામે ઉછળી વધારે ભારથી કહીએ છીએઃ બસ આમજ છે એમ ન હોય તો બીજું શું હોય ?

પરંતુ એ ધુરકવું અને સામેથી પ્રશ્ન પૂછવો કે 'એમ ન હોત તો બીજું શું હોય' એમાં જ આપણા સત્વની પોલ દેખાય છે ને સામે જો સત્ય હોય છે તો તે દ્રઢતાથી અને નિર્ભયતાથી કહે છે 'પણ મેં એમ કર્યુંજ નથી' તો આવે વખતે આપણું અસત્ય આપણને મુઝવી નાખે છે. તે અસત્ય છે એમ આપણે હજી સુધી સમજી શકયા નથી હોતાં તેથી તેને સત્ય ઠરાવવા હજી પ્રયત્ન કરીએ છીએ ને કહીએ છીએઃ--'ખોટું બોલો છો ? તમેજ લીધાં છે.' આ ઉકત વાકય ખરી રીતે આપણે ખોટું બોલ્યા છીએ તેમજ કહે છે. માત્ર તે અવળી રીતે બોલાય છે તેમા ઠપકો અને ધમકી આપણનેજ છે. તે બીજા તરફ દેખાય છે કારણ કે આપણને સામાના સત્યે મુઝવેલાં છે તેથી ઉશ્કેરાઇને આપણે સામે લડીએ છીએ પણ ત્યાંજ આપણે આપણી જાત સામે પણ છેડાઇ પડયા છીએ એમ જોઇ શકાય છે. બહારનો માણસ અને આપણી અંદર રહેલ માણસ એમ બન્ને જણા આ જોઇ શકે છે.

સત્ય પાછું જોર કરી કહે છે કે 'મેં નથી જ કર્યું ! '

હવે અસત્યના હાંજા ગગડી જાય છે. તેનું મોં ફીકકું પડે છે. સામા માણસને એમ કહેવાની હવે તેની હિંમત નથી કે ખોટું બોલો છો; તમેજ તેમ કર્યું છે પણ છતા હજી અસત્ય પાછું પડવા માગતું નથી. તે ફીકકું ગળેપડુ થઇ પૂછે છે 'ત્યારે તે કેમ બન્યું ? ત્યારે ફુલો કયાં ગયાં ?'

અર્થાત્ તમે ન લીધાં હોય તો કયાં જાય ! અસત્યે દમ મારી જોયો. હવે તેણે દલીલબાજી આદરી. પણ દલીલ બાજી પોકળ છે. ફુલો જાય એટલે શું રમણને માથે આવે ? પણ છતાં અસત્ય તો પ્રયત્ન કરી જુએ છે.

સત્ય તો કહી દે છે કે કોણ જાણે, મને શી ખબર. અહીં સત્યનું કામ બરાબર પૂરું થયું. તમે જાણોને તમારાં ફુલો જાણે. હું મારે આ ચાલ્યું.

અસત્યને પૂરેપૂરું પાછું હઠવાનો પ્રસંગ જ્યાં આવી લાગે છે ત્યાં વળી તેને એક તણખલું જડે છે. 'ચંપકને પૂછો ખબર હોય તો.' દુબળો માણસ તરણાને થોભે તેમ બરાબર અસત્ય આ વાકયને પકડે છે ને કહે છે. "હું કાતો તમે ને કાંતો ચંપક. બસ તમારા વિના બીજું કોણ લે ! "

રમણને તો આ સાંભળવાની પરવાજ નથી. તણખલા ઉપર તરનાર અસત્ય અંતેજ ડૂબી જાય છે.પણ છતાં ટંગડી ઉંચી રાખીને જાય છે ને કહે છે કે "તમારા વિના બીજું કોણ લે ? "

ખરી રીતે રેવાબેનના મનમાં આ સ્થળે મોટો એવો પ્રકાશ પડવો જોઇતો હતો કે પોતે સત્યવિચાર અને સત્ય વાણીમાં કયાં છે ? પણ તેઓ પાછા હસતાં રમતાં બીજી ત્રીજી વાતોએ વળગ્યાં તેમને મન તો જાણે કાંઇ બન્યુંજ નથી. નતો તેમણે આખર સુધી શોધ કરવાની પરવા કરી કે 'રમણનું કહેવું સાચું છે કે ખોટું ?' નનો તેઓ પોતે એ સાવ ખોટું હાંકયું તેને માટે શરમાયાં કે ચિંતા કરી. જાણે કાંઇ બન્યુંજ નથી. જેમ આવે તેમ શરૂ કર્યું અને જેમ આવે તેમ પૂરું કર્યું.

રેવાબેન ખોટાંબોલાં છે એવી તેની પ્રતિષ્ઠા નથીજ. 'તેઓ જૂઠું બોલે છે' એમ તેને કોઇ કહે તો તે ફળાને લાવ્યા વિના નજ રહે. તેમને પોતાને સત્ય અને

ધર્મ વિશે ખૂબ આદર છે એમ જણ્યું છે. વાતમાં વાતમાં તેઓ કહે છે 'હું જુઠું ન બોલું, મારે જુઠું શું કામ બોલવું જોઇએ.' અને છતાં ઉંડે જઇને જોતાં સત્યમાં રેવા બેન કયાં છે તે જોવાઇ ગયું.

રેવાબેન આવાં છે એનું કારણ ? તેઓ અસત્ય વાદી છે ? તેમને ખોટું બોલવાનું ગમતું હશે ? તેમને ધમકાવવાનું પ્રિય હશે ? કોકને માથે ઓઢાડવામાં તેમને શું આનંદ આવતો હશે ?

ના એવું તો નથી જ. રેવાબેનની એવી ટેવ છે. ટેવ છે એટલે કે તે એવાંને એવાં જ ધરથી છે. નાનપણથી છે. નાનપણથી છે કારણ કે તેવો તેમનો ઉછેર, વાતાવરણ અને શિક્ષણ મળ્યું છે. તેવો જ તેની આજુબાજુનો સમાજ છે.

રેવાબેનને માટે એકજ ઉપાય છે. તેઓ જ્યારે જ્યારે બોલે ત્યારે ત્યારે પ્રથમ વિચાર કરે કે 'હું જે કહું છું તે કહેવા માટે મારી પાસે પૂરેપૂરી સાચે સાચી હકીકતો છે ? બીજાને ખોટો કહું તે પહેલો હું સાચી છું ? ' આ પ્રશ્ન જ તેને સત્યના ખરા સ્વરૂપની ધીમે ધીમે ઝાંખી કરાવશે. અને જ્યારે એક રેવા બેન સત્યદર્શી, સત્યવાદી થશે ત્યારે અનેક રેવાબેનો તેવી થશેજઃ અનેક રેવાશંકરો પણ તેવા થશે. કારણ કે આજે એક રેવા બેન જેવાં છે તેવાં તેની સામે ઉભેલાં બાળકો થાય છે ને થવાંનાં છે. કાલે રેવાબેન બદલાઇ જશે એટલે બાળકો અને ભવિષ્ય બદલાશે.

બાળકો રેવાબેનો ને ભાઇઓ પાસે રહે છે. તેમને જુએ છે. તેમનું સાંભળે છે. પ્રથમ તેઓ તેમના અસત્યનો વિરોધ કરે છે. તેમને પાછાં પાડે છે. પણ તે બધું પોતાના રક્ષણ પુરતું જ રહે છે; પોતે જુઠમાં આવી હેરાન થઇ ન પડે તે માટે જ. આખરે તો તેઓ રેવાબેનનાં છે. રેવાબેન તેમનો આદર્શ છે. રેવાબેનની સામે પોતાની જાતને બચાવી લેશે પણ બીજા ઉપર તો તેઓ રેવાબેન જ થવાના છે તે થાય છે. ત્યારે તો વહુ પાછી સાસુ જ થઇને ઉભી રહે છે તેમજ બાળકો પરત્વે બને છે. આથી રેવાબેનની પરંપરા ચાલુ જ રહે છે.

માટેજ રેવાબેન બદલાય, રેવાશંકર બદલાય અને બાળકો અને ભાવિ પેઢી બદલાશે.

ગિ.



# નવી બાળશાળા.

આજની શિક્ષિત દુનિયામાં ડૉ. મોંટીસોરીનું નામ જાણીતું છે. આ બાઇએ નવી બાળશાળા કાઢેલી છે. આને ખરી રીતે બાળશાળા કહેવા કરતાં બાળગ્રહ કહેવું જોઇએ. કારણ કે સામાન્યતઃ શાળા શબ્દથી આપણને જે ખ્યાલ આવે છે તે જાતની આ શાળા નથી. પરંતુ બાળક જીવી શકે એવું એ સુંદર ઘર છે.

આ શાળામાં બેસાડવાની ઉમર અઢી વર્ષની છે. આ એક એની વિશેષતા છે. હજી પુરતું બોલતાં પણ આવડતું ન હોય એટલામાં બાળકને શાળામાં મોકલવાનું શરૂ કરવું જોઇએ. કોઇ કહેશે આ શો જુલમ ! આટલી નાની ઉમરથી બાળક ઉપર ભણવાનો બોજો ! આનો જવાબ આની બાળશાળાને એક જ મુલાકાત આપવાથી મળી રહેશે. બાળશાળા બાળકો ઉપર બોજો નથી મુકતી પણ બાળકોને ખીલવવાની ને વધવાની સગવડ કરી આપે છે. તેથી બાળક સામાન્ય શાળામાં બને છે તેમ અભ્યાસના ભાર નીચે દબાઇ જતું નથી પણ જીવવાની ઉત્તમ તક મળવાથી પ્રફુલ્લ થાય છે, શરીરમાં ને મનમાં વધે છે.



ઝાડુ વાળે છે.

પ્રશ્ન થશે કે આટલાં નાનાં બાળકો ત્યાં જઇને શું કરતાં હશે ? જવાબ આ રહ્યો. જુઓ પેલું બાળક વાળે છે. એના હાથમાં નાનીશી સુપડી ને નાનીશી સાવરણી છે. પાસે કચરાનો ડબો છે. તે ઝીણામાં ઝીણો કચરો સુપડીમાં લઇને ડબામાં નાખે છે. બાળક સુપડી સાવરણી વાપરતાં શીખે છે. હાથ ને શરીરનો કાબુ મેળવે છે. સાથે સ્વચ્છતા પ્રત્યે પ્રેમ કેળવે છે ને જાતે ઘર સ્વચ્છ રાખવાની શક્તિ મેળવે છે. આ વિભાગમાં ટેબલો બારી બારણાં કપડાંથી અગર પાણીથી સાફ કરવાં, પોતાનાં રમકડાં સાફ કરવા, આસનો સંકેલીને ગોઠવવા વગેરે પ્રવૃત્તિઓ આવે છે.

આ બીજું દૃશ્ય જુઓ. આ ત્રણ વર્ષનું બાળક બીજાને પાણી પીવરાવે છે, આસ્તેથી ગોળાઢાંકણું નીચે મૂકે છે. પાણી લેવાની ટબુડી લે છે ને વ્યવસ્થિત રીતે બધાંને પાણી પીવરાવે છે. જમવું, પાણી પીવું,

દિશાએ જવું વગેરે બાળકને કરવી પડતી હંમેશની ક્રિયાઓ આ બધી છે. બાળકો આપણા ઉપર આધાર રાખીને રહે છે. બાળશાળામાં તેમને પાણી કેમ પીવાય, પીધેલો પ્યાલો કેમ વીંછળાય, શેનાથી પાણી લેવાય, શેમાં પીવાય, વીંછળીને પાણી કયાં નખાય, ગોળો કેમ ઢંકાય વગેરે બધી ક્રિયાઓ બતાવવામાં આવે છે. આવું બધું વ્યવસ્થિતરીતે કરવું બાળકોને એક રમત થઇ પડે છે. એક ક્રિયા એકવાર બતાવ્યા પછી તેઓ ભૂલતાં નથી.

બાળશાળામાં બાળકોના જીવનને લગતી એવી બધી પ્રવૃત્તિનો સમાવેશ હોય છે. જેમકે હાથ ધોવા, મોઢું ધોવું, આંખ, નાક વગેરે સાફ કરવાં, માથું ઓળવું, પોતાનાં કપડાં તપાસવાં, બુતાન વગેરે ઉઘાડાં હોય તો બીડી દેવાં વગેરે. ( આ ત્રીજા ચિત્રમાં બાળક બુતાનની ફ્રેમ ઉપર બુતાન બીડે છે) અહીંથી ત્રણ વરસની ઉમરે આ બધાં કામો બાળકે શીખવાની જરૂર હોય છે. બાળશાળામાં બાળકો તે રમત તરીકે કરે છે ને હોંશે હોંશે કરવા દોડે છે. ઘરમાં પણ માબાપો બાળશાળાના આ વિભાગને જરૂર ઉતારે. મોટી ઉમરે માણસો અસ્વચ્છ, અવ્યવસ્થિત ને અણઘડ દેખાય છે. તેનો ઉપાય તે વખતે અશક્ય છે. પણ અઢી ત્રણ વર્ષની ઉમરે જો આ પ્રવૃત્તિ બતાવાય તો તેની આવડત ને તે પ્રત્યેનો પ્રેમ બન્ને બાળકમાં આવી શકે છે.



પાણી પાય છે.

બાળશાળામાં એક સાધન લપસણું હોય છે. લપસવું આ એક શારીરિક કસરતનો ભાગ છે. બાળકો આ લપસણા ઉપર ઘણીવાર ચત્તાં કે ઉંધાં સુતાં સુતાં લપસે છે. બાળકોનાં પગની શકિતના પ્રમાણમાં તેમનું શરીર કાંઇક વધારે ભારે હોવાથી ભાખરભરીયા ચાલવું, કે એઠાં એઠાં લપસવું, ઉંધા સુઇને લપસવું વગેરે કસરતો તેમને જરૂરની હોય છે. તેવી કસરત તેમનું શરીર માગે છે ને તે માટે તેઓ કરે છે. આ વિભાગમાં શરીર તોલનની કસરતો પણ આવી જાય છે. જેમકે ચાર ઈંચ પહોળા પાટીયા ઉપર ચાલવું, કઠેરાની પાળ ઉપર ને સીધા લીંટા ઉપર પગ પાસે પગ મૂકીને ચાલવું, હાથમાં પાણીનો વાટકો લઇને ચાલવું, ઘોડી ઉપર લટકવું, તાર ઉપર હીંચકા ખાવા વગેરે.

નવી શાળામાં પીરસવા વગેરેનું ઘરકામ પણ છે. પીરસવાનું કામ કરતાં બાળકને જોઇએ છીએ. બાળકો પીરસે, જમવાની તૈયારી કરે, શણગાર ધૂપ વગેરે મૂકીને જમવાનો ઓરડો સુશોભિત કરે, જમ્યા

વવા રોકીએ એમાં એને ખરી મદદ થતી નથી પણ ઉલટું તે જાતે શીખતું હતું તેમાં આપણે આડે આવ્યા કહેવાઇએ.

નવી બાળશાળાની એક બીજી વિશેષતા છે. આપ શાળા જોવા પધારશો તો બધાં બાળકો એક એક વર્ગમાં બેઠાં હોય ને બધા એક સાથે એકજ પ્રવૃત્તિ કરતાં હોય એમ નહિ દેખાય. કોઇ દડાથી રમતું હશે કોઇ રંગની તખ્તી ગોઠવતું હશે તો કોઇ હાથ ધોતું હશે, કોઇ માથું ઓળતું હશે, વળી કોઇ બહાર લપસતું હશે, તો કોઇ કઠેરાની પાળ ઉપર ચાલતું હશે. આ શાળામાં બાળક જે પ્રવૃત્તિ કરવા માગતું હશે ને જેટલો વખત કરવા માગતુ હશે તે પ્રવૃત્તિ તેટલો વખત કરવાની બાળકોને છૂટ હોય છે. કોઇ વાર બાળક એક કલાક સુધી એકજ પ્રવૃત્તિ સતત કર્યે જાય છે જ્યારે બીજું બાળક તેટલા વખતમાં ચાર ૭ પ્રવૃત્તિ કરે છે. આ છૂટની પાછળ માનસશાસ્ત્રનો મોટો સિદ્ધાન્ત છે. બાળશાળાના સ્વાતંત્ર્ય વિષે ઘણી ગેરસમજો છે પણ તે તો માનસશાસ્ત્રના સિદ્ધાન્તો ન જાણવાથી ઉત્પન્ન થાય છે. કોઇ સ્વાતંત્ર્યનો બહુજ ટુંકો અર્થ કરે છે. કોઇ વળી વધારે પડતો વિશાળ અર્થ કરે છે. તો કોઇ સામાન્ય પ્રચલિત અર્થ કે જે કરતું હોય તે કરવા દેવું જોઇએ એવો કરે છે. આ બધા ખોટા અર્થો છે. સાચો અર્થ ને સાચી વિધિ તો સિદ્ધાન્તોને યથાર્થ રીતે જાણનારોજ સમજી શકે.

એ સિદ્ધાન્તોની ઝીણવટમાં અહીં ન ઉતરીએ છતાં થોડોક ખ્યાલ આવે માટે થોડી સ્પષ્ટતા કરીએ. બાળશાળામાં સ્વાતંત્ર્ય અપાય છે એટલે કોઇ પણ બાળકને પોતાની પ્રવૃત્તિ પસંદ કરવાની છૂટ અપાય છે; તેમજ સ્વપસંદગીની પ્રવૃત્તિ ઉપર પોતે ઇચ્છે ત્યાંસુધી મંડી રહેવાની છૂટ હોય છે.

બાળશાળાના વાતાવરણમાં આપ એક બીજો શબ્દ સાંભળશો. બાળકની સ્વયંસ્ફુર્તિ. પ્રવૃત્તિ તરફ બાળકે સ્વયંસ્ફુર્તિથી જવું જોઇએ. કોઇ પણ કામ બાળકની સ્વયંસ્ફુર્તિથી થવું જોઇએ. સ્વાતંત્ર્યના અર્થની જે કરુણાજનક સ્થિતિ થાય છે તેજ સ્વયંસ્ફુર્તિની થાય છે. આ બે શબ્દો યથાર્થપણે જાણવામાં બાળશિક્ષણની આખી ચાવી આવી જાય છે. ને તે જાણવા માટે ઘણા વર્ષોના ઊંડા ને ઝીણાં અભ્યાસની અપેક્ષા રહે છે.

નવી બાળશાળાનું સ્વરૂપ ઉપર ચિતર્યું છે. તેની સાચી કલ્પનાં તો આપ આવી કોઇ બાળશાળા જોવા જાઓ ને ત્યાં આ બધી વાતો નજરે નજર જુઓ ત્યારે જ આવી શકે.

તા.



પત્નિની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

## બાળકને કરી બતાવી શકીએ.

બારણાં બટકાવ્યા વિના કેમ બંધ થાય.

થાળી ધીરેથી કેમ મૂકાય.

જોડાની વાધરી કેમ બંધાય.

બીજા વાત કરતા હોય ત્યારે પૂછવા માટે જરા રાહ જોવાય.

દોડવું હોય તો હળવે પગે કેમ દોડાય.

બંધ બારણાવાળા ઘરમાં જવું હોય તો ટકોરા કેમ મરાય.

વાંચવા ચોપડી કેમ પકડીને બેસાય.

ટોપી અને લૂગડાં ચોક્કસ ખીલીએ મૂકાય.

જોડા નક્કી કરેલી જગાએ ગોઠવાય.

---

# જીવી બેનની દિનચર્યા.

જીવી બેન.
સૌથી વહેલાં ઉઠે છે.
પાણી ઉનું મૂકે છે.
ગાતાં ગાતાં વાળે છે.
બાળક ત્યાં જાગે છે.
સામે જોઇ હસે છે.
પથારી ઉપાડે છે.
સાથે દાતણ કરે છે.
દાંત ઘસતાં શીખવે છે.
મ્હોં ધોઇ બતાવે છે.
દૂધ ઉનું કરે છે.
બાબુ બચીને પાય છે.
સામે બેસી પીયે છે.
બાબું બચી રમવા લાગે.
બા બીજે કામે લાગે.
બાપા શાક લાવે છે.
સુધારીને આપે છે.
જીવીબેન વધારે છે.
રસોઈ તૈયાર થાય છે.
બચી બેન થાળી લાવે.
બાબુભાઇ પાટ નાખે.
બાપા સાથે બેસી જાય.
જમતાં જમતાં વાતો થાય.
બાપા એને કામે જાય.
ભાઇબેન નિશાળે જાય.
જીવી બા વાસણ ઘસે.
ઘરનું બધું કામ કરે.
નવરા થઇ વાંચે લખે.
બાબુ બચી ભણી ગણી,
એના બાપા કામ કરી,
ક્યારે આવે રાહ જુએ.
રાંધણાને મૂકી દઇ.
ઘરના બધાં ફરવા જાય.
વાળુ કરતાં વાતો થાય.
કેટલોયે વખત વહી જાય.
જીવી બા પથારી કરે.
બાપા એને મદદ કરે.
ભાઇબેન પાઠ કરી.
બા બાપા વાતો કરી.
ઉંઘ આવે ને ઉંઘી જાય.

[illegible]

# આ તે શાળા કે રાક્ષસી !

કમળાની બાએ કમળાને હોંશે હોંશે સારી શાળામાં મૂકી.

સરલા એના પાડોશીની દિકરી ને કમળાની બેનપણી. એ પાસેની જ બીજી શાળામાં જતી હતી.

સરલા તો સીધી હતા. એજ કપડાથી ને ચોપડીથી શાળામાં દાખલ થઇ ને ભણવા લાગી. કમળાને તો બૂટ મોજાં જોઇએ. સારાં કપડાં પહેરવાં જોઇએ. કેમકે એની નિશાળમાં બધી શ્રીમંતની છોકરીઓ આવે. તેમની વચ્ચે ભુંડી લાગે. ને છોકરીઓ ઉઘાડા પગ જોઇને તો હસે. તડકામાં જવું હોય તો છત્રી લેવી જોઇએ. કેમકે બીજી બધી છોકરીઓ પગથિયાની નીચે પગ દે કે તરત સુંદર સુંદર છત્રીઓ ઉઘાડે ને કમળા પાસે છત્રી ન હોય તો બધા તેની સામે જુએ.

કમળાની બાએ તેને બૂટ મોજાં છત્રી ને કપડાં લઇ આપ્યાં ને મનમાં કહે "ભલે થોડો ખરચ થાતો; સારું ભણવાનું તો મળશે."

આઠ દિવસ થયા. સરલા હસતી હસતી આવી. શાળાની વાતો કરવા લાગી. કમળાને કહે ચાલ રમવા. કમળાનું મોઢું પડી ગએલું. અભ્યાસની ચિંતામાં બોલવા જેટલી ફુરસદ ન મળે. ખાવાપીવાનુંયે ન સૂઝે.

કમળાની બા કહે, "જોયું ! સારી નિશાળમાં કેટલો બધો અભ્યાસ હોય છે. આ સરલા તો કાંઇ ભણતી હોય એમ લાગતું નથી !"

મહિનો થયો. સરલા શ્લોક ગાય. શિક્ષક શિક્ષિકાની વાતો કરે. "ચર્ચાસંઘ સ્થપાયો ને તેમાં મેં ચર્ચા કરી ને હવે આવતે શનિવારે ભાષણ કરવાનું છે." વગેરે કહે.

કમળાની સ્થિતિ નિરાળી. તેને વાતો કરવાનો વખત તો ક્યાંથી જ હોય ! પણ કમળા ખાતી નથી. સારી રીતે જમવા જેટલો વખત હોય તો પણ ભૂખ જ ન હોય. ખાવાનું મન જ ન થતું હોય તેનું શું કરવું ?

કમળાની બા કહે, "બાપુ, અભ્યાસ તો કરવો જોઇએ. પણ ખાવાપીવામાં શો વાંધો ? બરાબર જમીશ નહિ તો વધારે અભ્યાસ પણ કેમ થાશે ? લે તને જે ભાવે તે કરી આપું. શું રાંધું કહે જોઇએ ? આખા રીંગણાનું શાક કરું ? ગોળપાપડી કરી દઉં"

કમળા રડી પડી. "મને કાંઇ નથી ભાવતું. બા નથી ખાવું." માંડ માંડ આટલું બોલી શકી. બાને ચિંતા થવા લાગી. "આ આવું તે કેવું ભણતર ! આટલુ બધું ભારે!"

બા કમળાના ભાઇને કહે, "ભાઇ, જો જોઇએ. કમળાને અભ્યાસમાં મુશ્કેલી હોય તો જરા મદદ કર તો તેનું સીધું ચાલશે."

ભાઇ કહે "ઠીક."

કમળાનેય ઠીક લાગ્યું કે ભાઇ મદદે આવ્યા.

દોઢ મહિનો થયો. સરલા વાંચે ને રમે. ગાયન ગાય. ને કમળા ? કમળા તો માંદી પડી. મરડો થયો. એક દિવસ નિશાળે જાય ને વળી માંદી. ઘેર રહે એટલે ઠીક થાય. વળી નિશાળે જઇ આવે ને માંદી.

ખાવાનું ભાવતું નથી. ને ખાય તો ઝાડા થાય ને કાંતો મરડો થાય. દવાપાણીથી ઝાડા મરડો મટવા.

વાંચવા લખવામાંથી તો કંઇ માથુંયે નીકળતું નથી. રમવા ફરવા તો ક્યાંથી જ વખત હોય !

ભાઇ કહે, " બા આ કમળા આવી કેમ થઇ ગઇ! જ્યાં ત્યાં બીતી ફરે છે. હું કહું, 'કમળા,' કે ચમકે છે. કમળાની બા કહે, સાચું છે ઘરમાં કામ કરવા જેટલો તો વખત નથી. પણ 'વાસણ દે' કે 'પ્યાલો દે' કહીએ તો એકવાર તો હાથમાંથી પડે જ. હમણાં હમણાં તેના હાથે લેંપની ચીમની ફૂટી, બે ત્રણ પ્યાલા ફૂટયા. પીત્તળના વાસણને કેટલાયને ઘોબા પડયા. એનું કાંઇ બરાબર નથી લાગતું. એ અભ્યાસ અભ્યાસ કરે છે તે આટલો બધો અભ્યાસ શું કરે છે તે તેં જોયું ? "

ભાઇ કહે, " તેં કીધું મદદ કર. એટલે મેં ડિકશનરીમાંથી શબ્દાર્થ કાઢી આપ્યો. એમાં તો એના બે કલાકો જતા'તા. "

" હવે શી મુશ્કેલી છે તે જરા જો ને બાપુ. "

બે મહિના થયા.

ભાઇ કહે, " બા, આપણે સારી શાળા જાણી કમળાને ત્યાં મોકલી પણ શાળા તો ભયંકર લાગે છે. આટલી નાની છોકરીને રોજ ત્રીશ ત્રીશ શબ્દો ડિકશનરીમાંથી કાઢવાના ને તેટલા ગોખવાના. પછી ઇતિહાસની મોટી ચોપડી છે તેના બે એક પાનાં ગોખવાનું; જે આવે તે મોઢે બોલી જવાનું. ને કમળા ગોખી ગોખીને મરી જાય છે પણ તેને યાદ રહેતું નથી. ને તે કહે છે કે એની મડમ તો એવી છે કે જરા અહીંનો શબ્દ ત્યાં ફેરવીને બોલે કે માર્કમાં મીંડું દે છે. કમળાને કેટલાયે કલાક કલાસમાં ઉભી રાખે છે. એની મડમ એને ગાળો પણ દે છે. "

'કમળાની બા—" પણ ભાઇ પેલા તો કમળા હુશીયાર લાગતી હતી. "ભાઇ કહે" તે હતો બુદ્ધિ ઓછીજ થાય'તો. આટલું બધું ગોખવાનું હોય તો માણસ મરીજ જાય ને બીજું ગણિત બણિત તેને સારૂં આવડે છે. તેમાં નથી મુશ્કેલી આવતી. "

બા—" તો બીજી છોકરીઓનું પણ આમજ છે ? "

ભાઇ—" ઘણુંખરૂં તો એમજ પણ કેટલીએક ઘેર માસ્તર રાખે છે ને કેટલીએક મડમ વઢે કે માર્ક કાપે તેની દરકાર કરતી નથી. કમળા વધારે નાજુક મનની રહી. એટલે એનું આમ થઇ ગયું."

બા—" પેલી હરજીવનભાઇની દિકરી ! એ તો કહે છે કે પહેલો નંબર રાખે છે."

ભાઇ—' હા કમળા કહેતી હતી કે તે એવું સરસ ગોખીને લાવે છે કે કડકડ બોલી જાય છે. કમળા અહીં મારી પાસે બોલે છે ને ત્યાં જઇને ભૂલી જાય છે. પણ બા કમળા ઉપલો નંબર નથી લેતી એમાં કાંઇ તેનો દોષ ન કહેવાય. એ તો કોક મોઢે કરી શકે ને કોક ન કરી શકે; હું કમળાને વઢતી નહિ. "

બા—નહિ. હું ક્યાં કમળાને કાંઇ કહું છું. તે દિવસ એને ડાકટર પાસે લઇ ગઇ હતી તો ડોકટર કહેતા હતા કે એ તો એનામાં માનસિક જ્ઞાનતંતુની નબળાઇ આવી છે. તેથી તેના હાથમાંથી બધું પડે છે ને ઝાડા મરડો પણ તેનું જ પરિણામ છે. એ કોઇથી બહુ બીહે છે ! મને તે વખત આ બધી ખબર નહિ. હવે તેં વાત કરી એટલે બધો મેળ મળે છે. ભાઇ આપણે એવી શાળા નથી જોઇતી. ભલે કમળા થોડું ઓછું ભણે. આજેજ એને ત્યાંથી ઉઠાડી લઇએ.

# રામલાલભાઇ અને ખીમજીભાઇ

રામલાલ દુઃખિમજાજી.
આંખે હિ ભવાંનો ચઢેલાંજ હોય.
આમ તેમ જોશે તો કતરાઇને જોશે.
નોકરને બોલાવશે તો તાડુકીને.
કારકુનને કહેશે તે ડોળા કાઢીને.
ઘરાક સાથે વાત કરશે તો તોછડાઇથી.
ઓફીસમાં કોઇને એ ગમે નહિ.
ઘરમાં આવશે તો ધમપછાડા.
ઠંડી ચઢી તો વાસણ પછાડે.
મોડું થયું તો ધમાધમી.
ભાંગ્યું તૂટ્યું તો બડબડ
ઘરમાં એનાથી સૌ કોઇ ડરે.
બચ્ચું આવે ને કાગળ માગે.
બચી આપીને પરે ભેગે.
રામલાલ કહેશે ગડબડ નહિ, પરે જાઓ.
કોઇ એને ગમે નહિ. કોઇને એ ગમે નહિ.
રામલાલ દુઃખિમજાજી.

ખીમજીભાઇ ખુશમિજાજી.
મોં એનું હસતું હોય.
ચ્હેરો એનો પ્રસન્ન હોય.
વાત કરશે તો નમનતાઇથી.
કામ સોંપશે તો સભ્યતાથી.
ઘરાક સમજાવશે તો હળવાઇથી.
સૌના એ ખીમજીભાઇ ખીમજીભાઇ
ઘરમાં આવશે હસતે મોઢે.
ખાશે પીશે સુખશાન્તિથી.
મોડું વેળું હરકત નહિ.
સૌ એની પાસે જાય.
બચી જાય ખોળે બેસે.
કાકા કહી હસે હસાવે.
નાની નાની વાતો કરે.
ખીમજીભાઇ ખેલ ખેલાવે.
સૌને એ વહાલા લાગે.
ખીમજીભાઇ ખુશમિજાજી.

ગિ૦

---

# નવા આચારો.

## ઘરમાં કેટલાએક આચારો.

આપણું ઘર એક સંસ્થા અને સ્થાનક છે. દરેક સંસ્થા અને સ્થાનકને પોતાના આચારો હોય છે અને આચારો તેમના જીવનધર્મમાં પ્રથમ પગથીયાં રૂપે છે. અથવા તો આવા આચારો આપણી ક્રિયાઓ માટેની એક પૂર્વ તૈયારી છે યુગે યુગે આચારના વિધિ વિધિઓ બદલાય છે ને બદલાવા જોઇએ. આચારની ક્રિયાની દૂરવણી વિચારને જીવન્ત રહેવા દે છે. આચારનો જડ ક્રિયા થઇ જાય છે એટલે વિચારો નિર્જીવ—ચેતનહીન—થઇ જાય છે. આપણાં આજના ઘરોમાં જે પોતા-એક નવા આચારો લાવવા જોઇએ તે ગણાવીએ. આ નવા આચારો આપણે તો આચરવાના જ છે પરન્તુ તેમને ખાસ કરી તો નવી પેઢી માટે દાખલ કરવાના છે. નવી પેઢીમાં એ આચારો ઉતરશે એટલે તે તેની જરૂર હશે ત્યાં સુધી પરંપરાથી આવ્યા ચાલશે.

૧ લો આચાર.

કચરાની ટોપલી. ઘરમાં એક કચરાની ટોપલી રાખવી. દરેક જણે કચરો ટોપલીમાં જ

નાખનારો. સિવા ટેબલ પર બેઠાં બેઠાં નકામા કાગળ ફાડી ઘરમાં કે બહાર જ્યાં ત્યાં ફેંકે નહિ. આ શાક સુધારી કચરાને જ્યાં ત્યાં બહાર નાંખી ન દે. બધો કચરો ટોપલીમાં જ નાખે. સૌને કહી દેવું કે આમાં કચરો નાખજો, કોઇ નાખવું ભૂલી જાય તો તેને યાદ આપવું, કોઇ ન જ નાખે તો કચરો પાડવાનો કે એવું કામ કે જેમાં કચરો પડે તે કરવાનો અધિકાર જાય. કેટલી વાર વખતે દંડથી પણ કચરો નખાવવો પડે.

**૨ જો આચાર.**

ફળીયામાં ડબ્બો. આપણે ઘર સાફ કરી ફળીયામાં કચરો જ્યાં ત્યાં નાખીએ છીએ. દાતણ કરીને ચીરો જ્યાં ત્યાં ફેંકીએ છીએ. કેટલાં ખાદને છાલ ફગાવી દઇએ છીએ. ઘરમાં ન રાખવું હોય એવું કંઇ કંઇ ફળીયામાં રખડતું હોય છે. આ માટે એક ડબ્બો રાખીએ ડબ્બામાં બધું પડે તે માટે સૌ બાળકો ને સૂચના મળે. તેનો અમલ થાય છે કે નહિ તે ઘરનો વડો જુએ. ભુલ કરનાર પાસે ફરી ફરી તેનો અમલ કરાવે.

આ બે આચારો પાળવાથી ઘરની અને ફળીયાની સ્વચ્છતા અને સુંદરતા રહેશે.

**૩ જો આચાર.**

દર અઠવાડીએ બાળવું. બની શકે તો રોજ આપણી આસપાસનો જે કચરો મ્યુ.ની ગાડીમાં ન જતો હોય કે જેટલો રહી જાય તેને એક ખાડો કરી તેમાં બાળીએ. શહેરમાં બાળવાની જગા ન હોય ને નાખી દેવાની જગા ન હોય તો સળગું ચૂલામાં બાળી દેવું જરૂરનું છે. બાળકોને તે કામમાં પલોટીએ. તેમને આસપાસથી બાળી દેવા જેવું બેવું કરવાનું કહેવું. તે તેઓ ઉત્સાહથી કરશે. પછી હોળું કરવાની હોળી કરવી. એ એક ગમ્મત થશે. બાળકોને વાતવાતમાં કહી દેવું કે આ કચરો પડ્યો રહે તો નકામો જગા રોકે, ગંદકી કરે, સડે એટલે મચ્છર અને જીવાત કરે, માખીઓ કરે ને રોગ ફેલાય. સાફ જગા કેવી સાફ ને કેવી સુંદર દેખાય છે તે તરફ ધ્યાન ખેંચવું. આ સ્વચ્છ સુંદરતાઇ આપણાં બાળકો હાથ ધરશે તો મુનસીપાલીટીની ઘણી મુશ્કેલીઓમાં મદદ મળશે ને ચેપી રોગો ફેલાતા અટકશે.

**૪ થો આચાર.**

વાળ ઓળેલા ને હાથ મોં સ્વચ્છ. ઘર બહાર સ્વચ્છ થયું. હવે સ્વચ્છ શરીર જોઇએ. એવો રિવાજ દાખલ કરવો કે વાળ કાપે તે ઓળે. ઓળે નહિ તે કપાવી નાખે. પછી તે છોકરો હોય કે છોકરી હોય. અને વાળ ઓળવાનું આવ્યું એટલે હાથ મોં સ્વચ્છ રહેવાનાંજ. અત્યારે ઘણે ઠેકાણે એવો રિવાજ તો છેજ કે સ્વચ્છ હાથ મોં ને માથું હોય તો બહાર જવાય પણ એકલી બહિર સ્વચ્છતા ઢોળમત્ર થાય. બીજાને માટે થાય. ખરી વાત પોતાના આનંદ અને અંગત સ્વત માટે હોય. માટે ઘરમાં સ્વચ્છ હાથ મોં વાળ રાખીનેજ ફરવાની આદત જોઇએ. આ સ્વચ્છતાની આદત અને વરણાગીયાપણામાં ક્યાં તફાવત છે તે આપણે જાણીએજ છીએ અને તેથી તે બાળકોમાં નહિ આવે. આપણો દેશ હાથે પગે ને મોં માથે હજી એટલો બધો ગંદો છે કે આ રિવાજ ન પાળે તે આચાર ધર્મી નથી એવો વિચાર કેળવવો જોઇએ.

**૫ મો આચાર વ્યવસ્થા.**

આફતના મો એટલે મોટે ભાગે અવ્યવસ્થા. આપણને જ્યારે હથવગું હોય જ્યારે જોઇએ ત્યારે તેની ગોતગોત એમજ સુઝેનું. એજ પ્રમાણે રસોડાની કેટલીએક ચીજોનું. વળી ઘરમાં અમુક જગાએ અમુક વસ્તુઓ મૂકે અને અમુક વસ્તુઓ અમુક જગાએ એવો નિયમ પણ નથી, આથી ગમે

તે વસ્તુ ગમે ત્યાં મુકે છે. ત્યાંથી તેને ફરી જતાં વાર લાગતી નથી. પછી દરેક વસ્તુ ગમે ત્યાં ગોતાયા કરે છે. જેઓએ આ બાબત પોતાના ઘરોમાં કાળજી લીધી છે તેઓ કહી શકશે કે અવ્યવસ્થા કેટલી બધી નાહકની તકલીફ આપે છે ને વ્યવસ્થાથી આપણને કેટલી સગવડ અને શાન્તિ મળે છે. અવ્યવસ્થિત ઘરમાં બાળક અવ્યવસ્થિત થાય છે ને વ્યવસ્થિતમાં વ્યવસ્થિત થાય છે. આ માટે આપણે બાળકને નાનપણથી જ કેટલાએક વ્યવસ્થાના નિયમોમાં રેડીએ એટલે કે ઘરમાં વ્યવસ્થા વસાવીએ અને બાળકોને તેમાં રહેવા અને વર્તવા દઈએ. બાળકો વ્યવસ્થાપ્રિય થશે. આ માટે લૂગડાં રાખવાની જગાઓ, કામ કરવાની જગાઓ, કોઈને મળવાની જગાઓ નક્કી કરવી. ઘર ગમે તેટલું નાનું હોય તોપણ આ જાતની સમજણથી વ્યવસ્થા રાખી શકાય છે. નાના ઘરમાં કે મોટા ઘરમાં ચાકના લીંટા માત્ર કરવાથી ઓરડાઓ બનાવીને તેની સગવડ મેળવી શકાય છે. લીંટા પાડીને જગાઓ ગોઠવવી. ઘરની જુદી જુદી વસ્તુઓ કયાં રાખવી તે નક્કી કરવું. ત્યાં જરૂર પડે તો ચિઠ્ઠીઓ લગાડી રાખવી. જેમકે 'ઘડીઆળ' 'ટુવાલ' 'સૂડી' 'છરી' 'છાપાંઓ' વગેરે. બાળકોને તો સ્થુળ નિશ્ચય સહૂજ ગમશે. તેઓ મોટાં ઘરમાં જ્યાં ત્યાં વસ્તુઓ રખડતી હોય છે ત્યાં મુંઝાય છે. આપણે ઝટ ગોતી લઈએ છીએ પણ તેમને તો એક મહાન આપત્તિ થઈ પડે છે. બચપણ આવી બાબતોમાં નિશ્ચિંતતા, સ્થિરતા માગે છે. આપણને કદાચ કેટલીએક વ્યવસ્થા વિના ચાલતું હોય છતાં બાળકની દૃષ્ટિએ ને તેમની ખાતર પણ તે રાખવી જોઈએ.

### ૬ ઠ્ઠો આચાર, શાન્તિ.

આજે આપણાં ઘરો ઘોંઘાટનાં કારખાનાં જેવાં છે. લગભગ બધાં માણસો તાણીને બોલે છે. કોઈ બહેરું છે તેથી નહિ પણ એવી ટેવજ પડી ગઈ છે. બે જણા વાતો કરતા હોય છે છતાં દૂરદૂર સંભળાય તેમ દસજણ વાતો કરતા હોય તેટલો અવાજ કાઢીને બોલે છે. આથી આખું વાતાવરણ ગડબડવાળું બને છે. કોઈને આ વાતાવરણમાં શાન્તિથી વાંચવું વિચારવું આકરું પડે છે. તેમાં મોટાં કે નાનાં હરકોઈને આવા ઘોંઘાટમાં સ્વસ્થ નિદ્રા નથી આવતી. નિદ્રા શ્રમને લીધે આવે છે તો પણ ઘોંઘાટની અસર મગજ પર તો થયાજ કરે છે. વળી તાણીને વાતો કરનારાઓ સૌથી પોતે વહેલા થાકે છે. તેમનો પ્રાણ નિરર્થક ખર્ચાય છે. તેમના જ્ઞાનતંતુઓ Nerves કમતાકાદ થાય છે. માથું આખરે તપી જાય છે. એકાગ્ર વધારે પ્રમાણમાં થવાતું નથી. બાળકોને તો આવા વાતાવરણમા એક પ્રકારની ઉશ્કેરણી excitement આવે છે. તેઓ કામકાજમાં અસમતોલ બને છે. તેઓના જ્ઞાનતંતુઓ કોમળ હોવાથી એકદમ હલી જાય છે ને પછી તે અધિક પ્રમાણમાં કામ કરી પાછળથી ઢીલા–છેક નબળા પડી જાય છે. ઘોંઘાટવાળા વાતાવરણમાં બાળકો કેવા અશાન્ત અને તાણવાળાં હોય છે તે જોવાથી માલુમ પડે છે. આ આપણો ઘરનો સ્વભાવ શહેરમાં જ્યાં જુઓ ત્યાં દેખાશે. આપણી બજારો, રેલ્વે ગાડીઓ, ધર્મશાળાઓ, નાતની જમવાની જગાઓ અને મંદિરો સુદ્ધાં બધાં સ્થળોમાં પુષ્કળ ઘોંઘાટ નજરે પડે છે. આ આપણી ટેવ છે. આપણી આ ટેવને માટે બીજા દેશના શાન્તિપ્રિય લોક આગળ શરમાવું પડે તેમ છે. આપણી શક્તિનો હ્રાસ કરનારી આ ટેવને નાબૂદ કરવાને નવી પેઢીઓમાં ઉતારવા આપણે એક નવોજ આચાર દાખલ કરવો અને તે હળવેથી બોલવાનો. દરેક માણસ હળવેથી બોલે. તે માટે ખાસ કાળજી રાખે. શરૂઆતમાં કૃત્રિમતા લાગશે. ધાવશે

નહિ, પરન્તુ થોડાજ વખતમાં ઘરનું વાતાવરણ શાન્તિથી સુખદ થઇ પડશે આપણા જીવનને તાદક વળશે. નવા આવનારને બોધક અને ઉપદાયક થશે. બાળકોને તો એક અમુલ પોષણ મળશે. આ બાબતમાં ઘરનાં માણસોએ અને ખાસ કરીને જવાબદાર મોટાં માણસોએ કાળજી રાખવી પડશે.

**૭મો આચાર:**

ખાસ પ્રયોજન વિના દૂરથી ન જ બોલાવાય. ગરબડને વધારનાર તેમજ અવ્યવસ્થા ઉત્પન્ન કરનાર એક બીજી ટેવ એક બીજાને દૂરથી બોલાવવાની કે વાતો કરવાની છે. એક માણસ દૂરથી બીજા સાથે વાત કરવા માંડે છે. પહેલા માણસ પાસે બીજાં વાતો કરનારા કે પૂછનારાઓ હોય છે. તેઓ એક તરફથી પૂછપૂછ કરે છે, બીજી તરફથી વાત ચલાવે છે. આ પહેલા માણસને આકરું પડે છે. આસપાસના માણસો કંટાળે છે. બીજા માણસને સંતોષ થતો નથી. માટે માણસોને કામ પડે ત્યારે ઝટ ઉઠીને પાસે જવું ને વાત કરી લેવી. શિવાય કે વાત કરનારાઓ ઘણે દૂર હોય અને આસપાસ બીજાઓ ન હોય. બાળકોને મોટાંઓની આ ટેવને લીધે ઘણી માઠી અસર થાય છે. તેઓ દૂર ઉભાં ઉભાં ' એ:બા, આવું શું ? ' ' એ બા આમ કરું ? એમ કર્યાં કરે ' છે. બા કે બાપા કામમાં હોય છે. તેઓ વાતમાં કે લખવામાં હોય છે. જવાબ દેતાં વાર લાગે છે કે તુરત બાળક બીજીવાર બોલાવે છે. બાળક વધારે ને વધારે અધીરું થઇ બોલાવ્ય બોલાવ્ય કરે છે. આથી બીજાઓને વિક્ષેપ થાય છે. બાળકોને તો ખાસ કરીને આ આચાર આપી દેવાનો કે 'જુઓ ભાઇઓ વાત કરવી હોય તો પાસે જઇને વાત કરો. દૂરથી નહિ.' તેઓ એક બીજાં પણ પાસે જઇનેજ વાત કરે. વાત કરવાની ખરી જરૂર હોય તો તેટલી મહેનત અને ધીરજ કેળવશે અગર વાત નકામી હશે તો તેઓ વાત જ કરવાનું છોડી દેશે. એમજ આપણી સાથેની વાતચીત પરત્વે પણ બનશે. પરન્તુ કયારે દૂરથી બોલવું તેના યોગ્ય પ્રસંગો આપણે જ બતાવીએ એટલે ધીમેધીમે બોલવાના પ્રસંગો તેમના ધ્યાનમાં આવી જશે.

**૮મો આચાર:**

ટકોરા મારવા. બારણા બંધ હોય ને કોઇના ઘરમાં જવું હોય તો અંગ્રેજ લોકોમાં એવો રિવાજ છે કે બારણાપર ટકોરા મારે. અંદરથી જવાબ આવે કે ' અંદર આવો ' એટલે અંદર જવાય. આફ્રિકાના સ્વાહીલી જાતના જંગલી લોકોમાં અંદર જતાં પહેલાં 'હોડી' કહેવું પડે છે. અંદરથી ઉત્તર આવે કે ' કરીબુ ' ત્યારે અંદર જવાય. આપણે ત્યાં ' કાં કોઇ છે કે ? ' એમ કોઇ કોઇ ઠેકાણે અવાજ મારી ઘરમાં જવાનો રિવાજ છે. ઘરમાં વહુવારુઓ હોય અને મોટાંઓને ઘરમાં જવું હોય તો ' ખોંખારો ' ખાવામાં આવે છે. આ બે ન હોય ત્યાં ઝડપ દઇને અંદર પેસવામાં આવે છે. આપણે હમેશ બંધ બારણે કે હમેશ ખુલ્લે બારણે કામ કરતા નથી તેથી બે રિવાજ રાખવા પડે. બારણા બંધ હોય ત્યારે ટકોરા મારવાનો અને ખુલ્લા હોય ત્યારે ' છે કોઇ,' અગર ઠીક લાગે તેવો શબ્દ કે વાકય. પરન્તુ આપણે ત્યાં આ આચાર વધારે કાળજીથી કેળવશો તો જોઇશે જ. જૂનો આચાર પડી ગયો છે નવાના અભાવે લોકો ઝટ દઇને કામ કરતા હોઇએ કે બેઠાં હોઇએ ત્યાં આવીને માથા પર ઝઝુમે છે. આપણી ટેવ બાળકો તો લેઈ જ લે છે તેઓ તો ગમે ત્યાં વગર પૂછ્યે ઘુસે છે. તેઓ ક્યાંઇ ન જાય એમ કહેવાનું નથી પરન્તુ ક્યાંઇ અંદર જવું હોય ત્યારે પૂછીને, ટકોરા મારીને જાય તેમ બતાવવું જોઇએ.

ઘણીવાર જોવામાં આવ્યું છે કે જ્યારે બારણું બંધ હોય છે ત્યારે બાળકો અને કેટલીએક વાર તો મોટાંએ બારણા ઠબઠબાવે છે. ધાધા અવાજ કરી મૂકે છે. તુરતજ ઉભા થઇ બાળકને આગળ બતાવવું કે અંદર આવવું હોય તો શું કરવું. બાળકને ઘણું બતાવીએ છીએ જેમકે પાયખાને જવું હોય તો આ રસ્તો. થાળી જોતી હોય તો પણેથી એમજ ઘરમાં બંધબારણા હોય તો આ રીતે અવાય તે આરસ્તેથી બતાવવું. બાળકોને આવું આવું રમત રૂપે પણ ગમે છે. ટકોરામાં કેટલો બધો ચમત્કાર છે તેની ગમ્મત આવે છે. ટકોરાનો તુરતજ જવાબ મળે છે ત્યારે વ્યવસ્થાના આ નિયમથી પોતે પણ સંતોષ પામે છે. ઘરમાં પણ બાળકો જ્યારે બારણા બંધ હોય ત્યારે તો ટકોરા મારીનેજ બારણું ખોલાવે. તેઓ [illegible] બીજાની ઓરડીમાં જવા માગતા હોય તો ટકોરા મારીને. બંધ [illegible] જવા માગતા હોય તો ટકોરા મારીને [illegible]ય આપણું મોટાઓએ તેમ વર્તી બતાવવાનું છે. 'એ ઉઘાડો' 'અંદર કોણ છે?' 'એ ઉઘાડો' 'અંદર કોણ છે?' 'ઉઘાડો છો?' એવા હોકારા આપણે કરતાં અટકી જઇશું એટલે બાળકો પણ અટકશે બાળકોએ એક વાર આ આચાર પકડ્યો એટલે તો તે તેમને ગમી જશે.

**૯ મો આચાર.**

પગ લૂઇને કે ધોઇને ઘરમાં આવવું. જૂનો આચાર પગધોઇને ઘરમાં આવવાનો છે. આ આચાર ખૂબ સુંદર છે. તેને ફરી જીવતો કરવાની જરૂર છે. બહારથી આવનારના પગે ચોંટી કોઇ પણ જાતનો કચરો કે જંતુઓ ઘરમાં ન જાય તે આવશ્યક છે. પરન્તુ શિયાળાની ઠંડીમાં પગ ધોતાં ટાઢ વાય. બાળકોને તો ત્રાસ થાય. માટે તે રિવાજની સાથે અને ફક્ત ઠંડીના કે એવા સમયે તેને બદલે પગ લૂછીને ઘરમાં આવવાનો રિવાજ દાખલ કરવો. સાથેજ ઘરના બારણા પાસે પગલૂછણું વસાવવું. તે ઉપર પગ ઘસીને સૌ આવે. પગ ભીના ધોવાવાળા કે કોરા હોય; ગારાવાળા હોય કે જોડામાંથી કાઢેલા હોય પણ પગલૂછણા પર ઘસાઇનેજ આવે. એવી ઘાટી પડી જવી જોઇએ. ચોમાસામાં તો ખાસ કરીને આવા લૂછણાની સર્વત્ર જરૂર છે. બહારથી ભીના કે ગારાવાળા પગ લઇને કોઇના ઘરમાં જવું ગંદુ અને ગંદકી વધારનારૂં છે. બાળકો તો આ બાબતમાં હજી સુધી અજાણ્યું હોઇ સાવ બેદરકારૂં રહે છે. તેમને પગે ઘણું ધૂળ ચોંટેલું ઘરમાં આવે છે. આપણે ઘરના બારણા પાસે પગલૂછણું રાખીએ. પોતે તે પર પગ ઘસીએ ને બાળકને તે પર ઘસવાનું બતાવીએ. પગલૂછણું વારંવાર ખંખેરીને અને તડકામાં નાખીને સ્વચ્છ રાખીએ.

**૧૦ મો આચાર.**

બારી બારણાં બંધ કરવાં ઉઘાડવાં. આપણે જોઇશું તો જણાશે કે આપણે બધાં ઘરનાં બારી બારણાં, કબાટનાં બારણાં, ટ્રંકનાં ઢાંકણાં ધડધડ ઉઘાડીએ અને ધડધડ બંધ કરીએ છીએ એમ કરવાનું શું કારણ છે? આપણામાં એની ચીવટ નથી. આપણા કાનને એ કર્કશ લાગતું જ નથી. એવી આપણને બુરી આદત પડી ગઇ છે. એટલા આપણે સંસ્કારી નથી. આ ટેવ થોડાજ વખતમાં સુધારી શકીએ તેમ છીએ. આપણે જાતે થોડી એક કાળજી લઇએ, બાળકોને તેમ કરવાં બતાવીએ એટલે એક પ્રકારની વ્યવસ્થા આવશે. બાળકોને કહીએઃ જુઓ આમ બારણા બંધ થાય છે. આમ બંધ કર્યું કેવું ગમે એવું છે? આમ બંધ કરીએ કે ઉઘાડીએ છીએ ત્યારે ત્યારે કેટલો બધો ઘોંઘાટ થાય છે? આમ કરતાં કેટલો ઓછો ઘોંઘાટ થાય છે?

**૧૧ મો આચાર: રજા વિના કોઇની ચીજ ન લેવાનું.**

આ બાબતમાં આપણે વધારે મહેનત લેવી પડશે. આપણને કોઇની ચીજ વગર રજાએ ઉપાડીને જોવામાં, તેનો ઉપયોગ કરવામાં, તેને ઉપાડીને ફેરવવામાં, તેને પોતા પાસે થોડો વખત રાખવામાં, તેને પાછી લીધી ત્યાં ન મુકવામાં, કશી શરમજ આવતી નથી. એ જડ આદત આપણને કેવળ સ્વાભાવિક થઇ પડી છે. જેની ચીજ લઇએ છીએ તેને શોધવી પડે છે. તેની વ્યવસ્થા વીંખાઇ જાય છે. તેનો સમય અને પ્રાણ ખર્ચાય છે. ને લેનાર તો નફ્ફટો જ રહે છે. "લો એ તો આ રહી, મેં લીધી હતી." અત્યારે તો એવું છે કે લેનારને કંઈ કહીએ તો ઉલટું સામેથી તે કહે છે 'તમે કેટલા અનુદાર છો. કેટલા એકલપેટા છો. કેટલા લોભી છો. કેટલા sensitive છો. એમાં શું થઇ ગયું ?" પણ આવો જવાબ બદઆદતને લીધે છે. પચી ગએલી બેશરમીને લીધે છે. બીજાઓની ચીજો આપણે આ રીતે લેતાં અટકીએ અને આની સામે સુરૂચિ બંધાઇ જાય, ત્યાં સુધી ઘરમાં પણ આપણે એક બીજાની ચીજ પૂછીનેજ લઇએ. બેશક જે ચીજો સૌને વગર પૂછ્યે લેવાની હોય ત્યાં કોઇને પુછવાની જરૂર નથી. જ્યાં ચીજો ભેગી રાખી હોય અને લેવાની સંમતિ હોય ત્યાં પુછવાની જરૂર નથી. જ્યાં એક બીજાની ચીજો લેવાયા છતાં કોઇને માઠું લાગતું નથી અગર અગવડ ઉત્પન્ન થતી નથી ને પાછી તો મુકીજ દેવાતી હોય છે ત્યાં પણ આ આમ વર્તવાનું નથી. પરન્તુ જ્યાં ચીજો એક બીજા જુદી રાખે છે ને વગર રજાએ ન લેવી એમ ઇચ્છે છે ત્યાં તો વગર રજાએ નજ લેવાય. બાળકોમાં આ બાબતમાં ઘણીવાર કજીયા થાય છે. બાળકોને આપણે આપણાજ વર્તનથી અંદર અંદર એ પ્રમાણે વર્તવાનો નિયમ આપીને એક બીજાની ચીજો પ્રત્યે માન ઉપજાવીએ. સંસ્કારી કુટુમ્બોમાં આવી ટેવવાળો માણસ હાંસીપાત્ર અને ઘૃણાપાત્ર બને છે. આપણને કે બાળકને ચીજો જોવાનું મન થાય. એ જોવી એમાં હરકત ન હોય તો જરૂર જોવી. આપણી ચીજો બીજાઓને ખપ હોય તો લે અગર જોઇને ખુશી થાય. માત્ર એટલુંજ થવું જોઇએ કે આપણે પહેલેથી જરા પૂછી લઇએ. બાળકમાં પણ તેટલું પાળવા સમજણ અને આચાર જગાડીએ.

**૧૨મો આચાર.**

રજા વિના કોઇના કાગળ વીંખવા નહિ: પત્રો વાંચવા નહિ. કોઇ લખતું હોય તો મોં ઘાલીને જોવું નહિ. આપણી ટેવ આથી ઉલટી છે. માત્ર જીજ્ઞાસાથી જે તે જોયા કરવું તે સુઘડ નથી. એ એક જાતની માનસિક માંદગી છે. ઘણીવાર આપણને કાગળોમાં હિત હોય છે. તેવું હિત હોય ત્યારે આપણને વાંચવાની જીજ્ઞાસા થાય તે ઠીક છે. આપણે વાંચવાને તલપાપડ થઇ રહીએ તે પણ સમજાય તેમ છે. પણ જરાક રજા લઇને વાંચીએ કે જોઇએ તો જ સારૂં. આપણને હિત ન હોય છતાં જે તે જાણવું એ કેવળ ભાર છે એટલું જ નહિ પણ ઘણીવાર એવું જ્ઞાન આપણને જ પીડા રૂપ થાય છે. જો આપણે રજા લેવા જઇશું તો આપણને નકાર મળશે એવી ખાત્રી હોય તો તો જરૂર આપણે છાની રીતે નજ વંચાય. એમાં નીતિદોષ છે. પોતાને પણ લગતા હોય તેવા વાંચી શકાય એમ કહેવાની જરૂરજ નથી. પોતાના અતિ આત્મિયનાં લખાણો કે કાગળો વાંચવા માટે રજા લેવી અગર વિવેક વાપરવો એમાં આત્મીયતાની ન્યૂનતા છે: એવો વિવેક કૃત્રિમતા માત્ર છે. અગર એવો વિવેક સભ્યતાની અતિપમતા કે જડતા છે જેમની

વચ્ચે કશું ખાનગી હોઇજ ન શકે એવા સંબન્ધીઓ વચ્ચે આ આચાર કેળવવાની કશીજ આવશ્યકતા નથી. છતાં આપણે ઘર બહાર સમાજમાં જઇને ઉભા રહીએ ત્યારે આપણે સૌના હક્કો સાચવીએજ. એમજ આપણે બાળકો સામે કરી બતાવશું તોજ તેઓ જાણશે ને જાણ્યા પછી શીખશે આપણા દેશની આ ખામી માટે આ નવા આચાર ઉપર ખૂબ ભાર મુકવો આવશ્યક છે.

## ૧૩મો આચાર.

બત્તી ઉપાડવી. જ્યાં વીજળીની બત્તીઓ હોય છે અગર જ્યાં શ્રીમન્તોના ઘરોમાં ઠામ ઠામ બત્તીની વ્યવસ્થા હોય છે ત્યાં મુશ્કેલી નથી જણાતી. મધ્યમ વર્ગ અને ગરીબ વર્ગમાં જોવામાં આવે છે કે ઘરમાં એકાદ બે બત્તીઓ હોય છે ને તેનાથી બધો વ્યવહાર ચલાવવાનો હોય છે. ત્રણ જણ કામ કરતાં હોય છે ને ખીજો જણ ધડ દઇને બત્તી ઉપાડે છે બીજાને કારણ છે કે અગત્યનું એવુ બત્તીનું કામ છે પરન્તુ તેથી તેણે બત્તી એકાએક ન લેવી ઘટે. પેલી બત્તી પાસે બેસીને કામ કરનારને એકાએક અંધારૂં થતાં અટકી જવું પડે છે. મોટાઓ આ ભુલ પ્રથમ કરે છે. મોટાઓ એટલે અધિકારી. તેમને તો પુછવાનું નજ હોય. તેઓ નાનાંઓની રજા શા માટે લે! પણ થોડાજ વખતમાં નાનાંઓ અંદર અંદર મોટાઓને વર્તતાં જોઇ તે પ્રમાણે આચરે છે. જે માણસ બત્તી પાસે બેસી કામ કરતો હોય તેની રજા લીધા પછીજ તે ઉપાડાય. જેમ રજા લેવાનું બતાવીએ તેમજ રજા તુરત આપવાનું પણ બતાવીએ ખરી રીતે અહિં રજા આપવાનો લેવાનો વિવેક નથી પણ અગાઉથી ખબર આપી બત્તી લેવાની છે. ઘરમાં એકાદ બે બત્તીઓ હોય તો તે વારંવાર લેવી તો પડેજ અને જોઇએ ત્યારે મળે નહિ અગર એકાએક અધ્ધરથી ઉપડે. આ બન્ને સ્થિતિ ખરાબ છે. માટે લેનાર કહે કે 'જરા બત્તી લઉ છું', હમણા લાવું છું.'

## ૧૪ મો આચારઃ નિશ્ચિત સમયો.

આપણે ઘરના કામકાજને વ્યવસ્થિત કરવું હોય તો ઘરની કેટલીએક પ્રવૃત્તિઓના સમયો નિશ્ચિત કરવા પડશે આ સમયો ખાસ એવા જોઇએ કે જે નિશ્ચિત ન રહે તો ગોટાળો થાય. દાખલા તરીકે જમવાના સમયો. દરેક જણ ગમે ત્યારે જમવાનું માગે, એક આઠ વાગે, એક નવ વાગે, એક અગીઆર વાગે, એક ત્રણ વાગે તો રાંધનાર અને રસોડાની સાથે જોડાએલાં સઘળાંઓ ત્રાસી જાય તેઓને એકના એક કામમાં ગુંથવાઇ રહેવું પડે. અને બીજે કયાંઇ જઇ આવી શકે નહિ કે નિશ્ચિત કામ કરી શકે નહિ. માટે જમવાના સમયો ઘરની અને ઘરના જુદા જુદા માણસોની વધારેમાં વધારે સગવડ સમજાય તેમ નક્કીજ કરવા. એમાં અપવાદ થાય તે ભલે. ઋતુપ્રમાણે સમયો ફરે તે જુદી વાત. બાળકોને આપણું સમયપત્રક લાગુ ન કરીએ. પરન્તુ ટુંકે ટુંકે અંતરે ભલે બાળકોને ખોરાક મળે તેવી ગોઠવણ કરીએ છતાં તેમાં પણ સમયની નિશ્ચિતતા તો જોઇએજ. આમાં પણ અપવાદને અવકાશ છે. ઘરના મોટાઓ ગણાતા હોય અગર કમાતલ અંગ હોય તેમનેજ અનુકૂળ સમયપત્રક એમ નહિ પરન્તુ સૌને અનુકૂળ જોઇએ. આપણા ખાવાના સમયો થોડા અને લાંબા અંતરના હોય તો તે બાળકોને લાગુ ન પડે.

## ૧૫મો આચારઃ રૂમાલ હુવાલનો વપરાશ.

આપણે જોઇએ છીએ કે મોટી ઉમ્મરના લોકો પણ પોતાના હાથ ધોતીયાથી કે સાડલાથી ઝટ કરતાને લુઇ નાખે છે. તેઓ

તેઓનું નાક ખંખેરી હાથ જ્યાં ત્યાં ભુસે છે. પછી તે ખાટલો હોય કે પાટલો હોય. જમીને પણ પીળા અને ચીકણા હાથ પણ જે કપડું હાથ આવે તેનાથી લુછે છે. આથી સ્વચ્છતા સચવાતી નથી. જે તે કપડાં અને જગાઓ બગડે છે. માટે દરેક ઘરમાં અવશ્ય એક ટુવાલ અમુક ચોક્કસ જગાએ ટાંગવોજ જોઇએ. તેની પાસે પાણીની બાલદી અને સાબુનો કટકો રહે. હાથ ગંદા થયા એટલે હાથ ધોઇ ટુવાલથી લુછાય. વળી દરેક જણ પોતાના ખિસ્સામાં નાનો એવો રૂમાલ રાખે. નાક સાફ કરીને તે રૂમાલ વાપરે અગર હરકોઇ કામ કરતાં હાથ જરા મેલા થયા તો તે રૂમાલથી લુછ નખાય. આપણને પોતાને આની ટેવ પાડતાં વાર લાગશે. બાળકને તો આપણા સારા વાતાવરણમાં રાખવાથીજ તેની છાપ પડશે ને ધીમે ધીમે તે આપણી જેમ વર્તશે. તેને આપણે રૂમાલ ટુવાલનો ઉપયોગ તો કરી બતાવીએજ.

## ૧૬ મો આચાર.

સૌથી છેલ્લે આ અતિ મહત્વનો આચાર. આપણે અડીશ આભડીશના ઉંધા નિયમો પાળીએ છીએ પણ કયાં થુંકવું, કયાં પેશાબ કરવો, કયાં હગવું, કયાં શેડા કાઢવા તેનો જરા પણ વિચાર કરતા નથી. તેમજ આપણે જાતજાતની શરમ અને સભ્યતાની વાત કરીએ છીએ પરન્તુ ગમે ત્યાં ગમે તેની નજરે પડે તેમ પણ પેશાબ કરતાં કે હંગવા બેસી જતાં લજવાતા નથી. આ આપણું મોટામાં મોટું દૂષણ છે. એનું નુકશાન ઘણુંજ છે. એ છે ત્યાં સુધી આપણે ઝીણા ઝીણા રોગોમાંથી મુક્ત નથી. એ દૂર નથી કર્યું ત્યાં સુધી આપણી અને જંગલી અવસ્થાના લોકો વચ્ચે થોડોજ તફાવત છે. અને જે તફાવત છે તે આપણને ઉતારી પાડે તેવો છે કારણ કે આપણે તેમનાથી વધારે ભણેલા છીએ અને વધારે સમજદાર હોવાનો આપણો દાવો છે.

પ્રથમ આપણે દરેક જણ પોતપોતાના ઘરને સંભાળીએ. ઘરમાં અને આજુબાજુમાં આવી જાતજાતની ગંદકી નાખવા માટે જુદા અને ચોક્કસ સ્થળો નક્કી કરવાં. આપણે ત્યાંજ જઇને ગંદકી દૂર કરીએ. ગમે તેવી અંધારી રાત હોય કે વરસતો વરસાદ હોય તોપણ ત્યાંજ જઇએ. જરા પણ આળસ ન કરીએ. એજ રીતે બાળકને ફાવે તેવી જગાઓ તેમને ગોઠવી આપીએ. તેઓ ત્યાંજ જાય. તેમને ત્યાં જવામાં પડતી મુશ્કેલીઓ વારંવાર દૂર કરીએ પણ નક્કી જગાએતો જવુંજ જોઇએ. આ બાબતમાં હઠ રાખવી. આપણા લોકો દેખાદેખીથી ચડતા નથી પણ પાછા તો જરૂરજ પડે છે. એક માણસ શહેરમાં દિશાએ બેસે છે એટલે બે સારા માણસો પણ બેસે છે. અને જ્યારે સારા ગણાતા માણસો પણ એમ કરે છે એટલે તો તે કામજ સારાપણાનેજ જાણે કે પામ્યું છે એવી સાર્વત્રિક માન્યતા થાય છે. આપણે આ બાબતમાં મનમાં ખૂબ જવાબદારી રાખવી ઘટે છે. રસ્તામાં જતાં થુંકીએ નહિ. જ્યાં ઉભા હોઇએ ત્યાં શેડા કાઢીએ નહિ એ બધું પોતે કરી બતાવી બાળકને કરવા દોરવાનું છે. આપણને મુશ્કેલી છે કારણ કે આપણે આજે ટેવ પાડવી છે પરંતુ બાળક આગળ તો નાનપણથી બીજી ઘણી આચારની બાબતો આવે છે તેમ એક આ પણ આવશે એટલે તે તુરતજ લેશે. આ એકજ આચાર આપણા દેશમાં દાખલ થાય તો પણ મોટો ફાયદો થાય. આપણી આસપાસ જે જગાઓ ગંધાય છે, શેરીઓ સડે છે તે મટી જાય. સ્વચ્છતાનું પ્રમાણ વધવા સાથે સામાન્ય જનતાના આરોગ્યનું પ્રમાણ પણ વધશે

આ ઉક્ત આચારો દાખલા ૨૫ છે. બીજા

નાના મોટા આચારો આ દૃષ્ટિએ વિચારી શકાય. તેવાં બધા આચારો ધીમે ધીમે આપણે આપણાં ઘરોમાં દાખલ કરવા આવશ્યક છે દેશનું એકમ ઘર છે ને ઘરનું એકમ બાળક છે માટે આ આચારોમાં બાળકો પલોટાય તે આપણો મુખ્ય ઉદ્દેશ છે.

આ આચારો આપણાં ઘરમાં અને બાળકમાં ઉતારવાની આપણે ઇચ્છા રાખીએ અને તે માટે વાતાવરણ રચીએ. પરન્તુ ગમે તે પ્રકારે એટલે કે હુકમથી, કાયદાથી, ઇનામ કે શિક્ષાથી આચારો દાખલ કરવાથી લાભ નથી. આપણે આવા આચારો આપણે કરેલા વાતાવરણમાં બાળકોમાં ઉગાડવા–ઉછરવા માગીએ છીએ. ઉપરથી લાદવા કે બેસાડવા નથી માગતા. આચાર આગ્રહથી દાખલ થઇ શકશે. જો ઉપરથી દાખલ કરીશું તો તે માત્ર બહાર પૂરતા રહેશે ઢોંગના ઢાંકણ રૂપ થશે. આત્માના છળ તરીકે બનશે. સંસ્કારિતાના ડોળ રૂપ થશે ખરી સંસ્કારિતા અંદરથી આવે તોજ તેની કિમ્મત છે. કંઇ અંદરથી ઉગવા માટે તો અનુકૂળ વાતાવરણ અને અવિરોધ એજ વાના ઉત્તમ સાધન છે.

આપણે પણ આચારને આચાર તરીકે સેવતી વખતે અને સેવાવતી વખતે તેની પાછળના વિચારને ન ભુલીએ. જુના એક ઘરના આચારમાં દિઠાએ જઇ આવી ન્હાયા પહેલાં ઘરમાં ન ગરાય એટલુંજ નહિ પણ બહારજ ઉભા રહેવાય એમ જોવામાં આવ્યું છે. તે આચારમાં ઉછરતા એક બાળકની દયાજનક સ્થિતિ નથી ભૂલાતી બાળકની માતા ઘરમાં રાંધતી હતી. તેનાથી રાંધતા રાંધતાં બહાર ન અવાય. તે શોભે હતી. પિતા તો પિતા એટલે તેનાથી પખાળાય નહી. બાળક બહાર ઉભું થઇ રહ્યું. બહાર ઠંડી પડતી હતી. બાળક ધ્રૂજતું હતું. પણ મા રાંધી કપડું બદલે પછી પોતે ન્હાવાની તૈયારી કરે પછી બહાર આવે ને ધોવરાવે ત્યારેનો! આનું નામ વિવેક વિનાનો જડ આચાર. આનુ નામ આચારનું અપલાપતન. આવો વેદીઓ આચાર નવો આચાર પણ બની જાય; જો આપણે તેની પાછળનો આપણા અને બાળકોના હિતનો વિચાર ભૂલી જઇ આચારના રૂપનોજ વિચાર કરીએ તો.

એકવાર આપણે સારા આચાર પાળતાં થયાં એટલે આપણે એકાએક નાજુક, નાક ટેરવે કે અસહિષ્ણુ sensitive, touchy, non forgiving નથી બનવાનું. બીજામાં તેની ખામી જોઇ તે ખામી દૂર કેમ થાય તે દયા ને પ્રેમથી બતાવવાનું છે. બાળકમાં તેના અભાવ માટે તેને વઢવાનું કે ધિક્કારવાનું નથી. તેમ જ આપણે પત્થર જેવા બની આચારની પૂંછડીને વળગીને બેસવાનું નથી. આપણે પણ વારંવાર સ્થિતિ સંજોગો પ્રમાણે આચારમા ફેરફાર કરવાની કળા અને આવડત કેળવવાનાં છે. આપણને આપણા આચારોને adjust અનુકૂળ કરી લઇ ચાલવાનાં આવડવું જોઇએ. આપણો હેતુ સારા આચારોથી આપણાં ઘરો અને સમાજ આખો સ્વચ્છ સુખી, શાન્ત પ્રિય, વ્યવસ્થિત અને સુખી કરવાનો છે. આચારો પાછળ પડતા જતાં આ ઉદ્દેશ કદિ ન ભૂલાય. જ્યારે મુખ્ય ઉદ્દેશનેજ હાનિ પહોંચે ત્યારે આ આચારોને સુદ્ધાં ઉપાડી દઇએ.

**એક આયરિશ બાનુનો મત:**

મિસ મૅકૉનકી ત્રણ મહિના પહેલાં ઇંગ્લંડથી અહીં આવ્યાં છે ને મુંબઇમાં ચાલતી એક મોંટીસોરી શાળાનું કામ કરે છે. અહીંના બાળકો વિષે તેમનો મત જાણવા જેવો છે.

તેઓ કહે છે " અહીંનાં બાળકો એકંદરે તંદુરસ્તીમાં બહુજ પછાત માલમ પડે છે. આટલી ઉમરનાં ઇંગ્લંડનાં બાળકો તાજા ને તંદુરસ્ત, લોહીથી ભરપૂર કોઇ પ્રવૃતિ ઉપર તુટી પડે છે. શારીરિક શું કે બૌદ્ધિક શું દરેક કામમાં પુષ્કળ જોર વાપરી શકે છે. અહીંના

બાળકોમાં એ તાજગી ને તરવરાટ દેખાતો નથી. ” તેમને મતે આનું કારણ એક શારિરીક તંદુરસ્તીનો જ અભાવ છે.

વઢવાણુસ્ટેટ બાળમંદિરના આચાર્યને પણ આવોજ કંઇક અનુભવ થયો હતો. તેમની શાળામાં બે અંગ્રેજ બાળકો આવ્યાં ને મોંટીસોરી પ્રબોધક સાહિત્ય ઉપર કામ કરવા બેઠાં. સામાન્યતઃ આપણાં બાળકો જ્યારે અરધી કલાકમાં એક સાધન પાંચ વાર વાપરે ને તેને મન બહુ વાપર્યું થઇ જાય ને મૂકી દે ત્યારે પેલાં બાળકો કલાક સુધી વાપરે ને બહુજ જલદ ગતિથી વાપરે. ફોલાબા વગેરે મુંબઇના સ્થળોમાં અંગ્રેજ બાળકો છૂટથી રમતાં હોય ત્યાં જઇને આપણે તેમને અવલોકીએ તો પણ આજ સ્થિતિ દેખાશે. રેતીમાં આપણાં બાળકો પણ ડોલો ને પાવડા તો લઇને જાય છે પણ અંગ્રેજ બાળકો એટલી બધી અને ત્વરિત ગતિથી નાચતાં ને દોડતા રેતીમાં કામ કરે છે કે તેમની આગળ ગળ આપણાં બાળકોની પ્રવૃત્તિ સાવ નિષ્પ્રાણ ને માંદલા જેવી દેખાય છે.

આનાં કારણોમાં તો તંદુરસ્ત જીવનના નિયમો વિષે આપણું ઘોર અજ્ઞાન ને થોડું ઘણું જ્ઞાન હોય તો પણ તે અમલમાં મૂકવા સંબંધની આપણી બેદરકારીભરી બેપરવાઇ.

મિસ મૅકોનકી પોતે અપરિણિત છતાં પાંચ સાત બાળકોની બોર્ડિંગ ચલાવવાનો પ્રસંગ આવતા વેંત તેમણે પ્રથમ બાળકોને યોગ્ય એવો ખોરાક શું હોઇ શકે તેનો ઝીણવટથી અભ્યાસ કર્યો ને તે બાળકો માટે જ નહિ પણ પોતાને માટે પણ અમલમાં મૂકી દીધો.

આપણાં હજારો ભણેલાં સ્ત્રી પુરૂષો બાળકોનાં માતપિતા થઇ પડે છે પણ બાળકો સંબંધેના પ્રશ્નોનો અભ્યાસ કરવાની જરૂરનું તેમને થોડુંજ ભાન હશે. આપણે ભણેલાં માબાપો તરીકે એકજ વાત શીખ્યાં છીએ ને તે એ કે બાળકને કંઇ થાય તો ઝટ બાટલી લઇને ડૉકટર પાસે દોડી જવું.

ખરી રીતે તો ડૉકટર આગળ જવાનો પ્રસંગજ ન આવે તે માટે આપણે શું કરવું જોઇએ એનો અભ્યાસ ને અમલ કરતાં શીખવું વધારે મહત્વનાં છે તે વાત ધ્યાન બહાર જવા ન દઇએ.

આ માટે બાળઆરોગ્યશાસ્ત્ર ( હાયજિન ) ના અભ્યાસ ને અમલની જરૂર છે. જ્યાં સુધી આપણે આ પુરેપૂરાં ન કરી છૂટીએ ત્યાં સુધી આપણને બાળશિક્ષણમાં અને જીવન વિકાસમાં આગળ વધવાનું મુશ્કેલીભર્યું છે. દરેક માબાપ આ કામ તો પ્રથમજ ઉપાડી લે.

---

# બાલ મૃત્યુ સંખ્યાનાં કારણો

લેખકઃ-રા૦ બ૦ ડૉકટર પાં વા· શિખરે, (સિવિલ સર્જન, પૂના. )

બીજા દેશોની સાથે સરખાવી જોતાં આપણા દેશમાં બાળકોનું મરણ પ્રમાણ વધારે છે. એમાં શક નથી. એક બે વરસ પહેલાં મળેલા આંકડા જોતાં જણાય છે કે આપણા દેશમાં દર હજાર બાળકોએ ૨૫૦ બાળકો મરી જાય છે. અને આ સંખ્યામાંથી પણ ચોથા ભાગના બાળકો તો ૧ વરસની ઉમર પહેલાંજ મરણ પામ્યાં છે. આખા બ્રિટિશ હિંદુસ્તાનમાં જન્મેલા બાળકોમાં બાર મહિનામાં ૧૭૬ બાળકો મરણ પામ્યાં આ પ્રમાણ

આખા દેશનું હોવાથી શહેર તથા ગામડાં બન્નેનો આ સરાસરી આંકડો છે. એટલે ગામડા કરતાં શહેરના બાળકોનું મરણ પ્રમાણ વધારે તો હોવાનું જ. આપણાં જાણીતાં શહેરોના બાળકોનું દર હજારે મરણ પ્રમાણ નીચે મુજબ જણાય છેઃ

કરાંચી ૨૧૮, મદ્રાસ ૨૫૪, મુંબઈ ૨૬૮ કલકત્તા ૨૯૫, અમદાવાદ ૨૯૮, સુરત ૩૮૬. પૂના ૫૯૨.* આ આંકડામાં એક ધ્યાનમાં રાખવા જેવી વસ્તુ એ છે કે, આ બાળકોના મૃત્યુ પૈકી સેંકડે ૫૦ મૃત્યુ તો જન્મ્યા પછી એક મહિનાની અંદર જ થએલાં છે અને આ એક મહિનાની અંદર જ મરેલી સંખ્યામાંથી પણ સેંકડે મૃત્યુ તો જન્મ થવા પછી એક અઠવાડિયામાં જ બનેલાં છે. એટલે એકંદરે એક વરસની અંદર થએલ બાળકોના મૃત્યુમાંથી સેંકડે ૩૩ મૃત્યુ પહેલાજ અઠવાડિયામાં થએલાં છે.

હવે એક બીજો વિચાર કરીએ. આ બાળકોનું મરણપ્રમાણ બધા દેશોમાં આટલું જોવામાં આવે છે કે આ પ્રમાણ ફક્ત આપણે ત્યાં તે માટે કેટલાક પાશ્ચાત્ય દેશોના આંકડા જોવા પડશે. ઈંગ્લાંડ અને વેલ્સમાં આ પ્રમાણ દર હજારે ૮૦ છે, ન્યુ યોર્કમાં ૭૧. લંડનમાં ૬૦ થી ૭૦ અને ન્યૂઝીલેંડમાં આવેલા ન્યૂનેડીન શહેરમાં ફક્ત ૩૫ છે-એટલે હાલના સુધરેલાં રાજ્યો સાથે તુલના કરતાં જ્યારે આપણા દેશમાં જન્મેલાં હજાર બાળકો પૈકી ૨૦૦-૩૦૦ બાળકો પહેલી વર્ષગાંઠ આવતાં પહેલાંજ નાશ પામે છે, ત્યારે બીજાં રાજ્યોમાં ફક્ત ૬૦-૮૦ બાળકો જ નાશ પામે છે. આ ઉપરથી એટલું સ્પષ્ટ જણાઈ આવે છે કે આપણા દેશનાં બાળકોનું મરણ પ્રમાણ ચાર ગણું કે પાંચગણું વધારે છે. વળી એક બીજી હકીકત પણ નોંધવા જેવી છે. જુદાં જુદાં રાજ્યોનાં બાળકોની મૃત્યુ સંખ્યા પહેલેથીજ આટલી ઓછી નહોતી, પરંતુ છેલ્લાં ૨૫-૩૦ વરસમાંજ ધીમે ધીમે આ સંખ્યા ઓછી થતી ગઈ છે. દાખલા તરીકે લંડન શહેરના બાળકોની મૃત્યુ સંખ્યા આજથી લગભગ ૨૫ વરસ પહેલાં ૧૬૦ હતી, તે હવે ઉપર બતાવ્યા પ્રમાણે ૬૦ થી ૭૦ ઉપર આવી છે. ત્યારે હવે આપણી સામે એ પ્રશ્ન ઉભો થાય છે કે, આપણા દેશમાં જ આ મૃત્યુ સંખ્યા આટલી બધી મોટી હોવાનાં શા કારણો છે અને આ કારણો જાણવા પછી આપણે આમાં કંઈ કરી શકીએ એમ છીએ? જન્મેલાં બાળકો પૈકી આટલાં બધાં એકદમ મરણ પામે એ રાષ્ટ્રની ઉન્નતિનું ચિન્હ તો નથીજ. આ બાબતમાં પાશ્ચાત્ય સુધરેલા રાજ્યો મરણ પ્રમાણ ઘટાડવા માટે પુષ્કળ પ્રયત્ન કરે છે. ત્યારે આપણે નસીબ ઉપર આધાર રાખી બેસી રહીએ એ પણ સારૂં નથી. હાલની દેશોની ચાલતી હરિફાઈમાં જો આપણે ઉભા રહેવું હોય તો, આ અને બીજી પણ આવી જ કેટલીક મહત્ત્વની બાબતોમાં સુધારો કર્યા વગર ચાલે એમ નથી. આમ નહિ થાય તો આપણે નીચું જોવું પડશે એટલે વેળાસર જાગીએ એ જ જરૂરી છે.

હવે આપણે બાળકોની મૃત્યુ સંખ્યાનાં કારણો તરફ આવીએ. આ સંબંધે માહિતી મેળવતાં કેટલાંક સર્વ સામાન્ય કારણો મળી આવશે, જ્યારે કેટલાંક વિશિષ્ટ કારણો મળી આવશે. સામાન્ય કારણોમાં નીચેનાં ચાર કારણોની ખાસ નોંધ લેવી જોઈએઃ-(૧) શિક્ષણનો અભાવ, (૨) ગરીબી, (૩) બાળવિવાહ, (૪) રૂઢિ. આ બધાં કારણોના મૂળમાં એક જ મહત્ત્વનું તત્ત્વ સમાયેલું છે કે, જો બાળકોને જીવતાં ને સુદૃઢ બનાવવાં હોય તો તેમની માતાઓ પણ સુશિક્ષિત, પ્રૌઢ અને સુસ્થિતિવાળી હોવી જોઈએ. વિપ-

*આ બધા આંકડા ઈ. સ. ૧૯૨૩ ની સાલના છે.

રીત પરિસ્થિતિવાળી માતાઓની શારીરિક અને માનસિક અવસ્થાનું પરિણામ બાળકો ઉપર જરૂર થાય છે. કારણ કે ગર્ભધારણથી માંડીને બાળક પોતાના પગ ઉપર ઉભું રહેવા લાગે ત્યાં સુધી તે સાવ માતા ઉપર અવલંબી રહેલું હોય છે. વૃક્ષ વગેરે વનસ્પતિ અને જમીનનો જેટલો નિકટ સંબંધ હોય છે તેટલો જ બલકે કેટલીક બાબતોમાં તો તેથી પણ વધારે નિકટનો સંબંધ એક બે વરસ સુધી તો માતાના શરીરનો અને તેના બાળકનો હોય છે, એ જુદું કહેવાની જરૂર નથી. ઉપર આપેલ સર્વસાધારણ કારણોનો અહિં વિગતવાર વિચાર કરવાની જરૂર નથી. આપણા દેશમાં ગરીબી ને અજ્ઞાન કેટલું છે એ તો બધા જાણે છે. પરંતુ મારા મત મુજબ ગરીબી કરતાં પણ અજ્ઞાન વધારે મહત્ત્વનું કારણ છે. કોઇ પણ એકાદ બાબતનું યોગ્ય જ્ઞાન જો ઉપલબ્ધ હોય તો ગરીબીની અડચણ માણસ પોતાની કલ્પનાથી દૂર કરી શકે છે. પરંતુ જ્ઞાન વગર ગમે તેટલી પૈસાદારી નકામી છે. વળી આપણા જ દેશમાં ગરીબી છે, અને બીજા દેશોમાં નથી એવું પણ નથી. ઓછાવત્તા પ્રમાણમાં દરેક ઠેકાણે ગરીબી છે જ. પાશ્ચાત્ય દેશોમાં પણ ગરીબી જણાશે. તે ઓછી કરવા માટે જેમ બધાં રાષ્ટ્રોના પ્રયત્નો ચાલુ છે, તેમ આપણા પણ પ્રયત્નો ચાલુ જ છે. પણ આ ગરીબી દૂર થાય ત્યાં સુધી આપણે જો હાથ જોડીને બેસી રહીશું તો તે અત્યંત હાનિકારક થશે. બીજું કારણ શિક્ષણનો અભાવ છે. સમાજની પુત્રીઓ એ ભાવિ માતા છે એ વસ્તુ ધ્યાનમાં રાખીને, માતૃપદની જવાબદારી પ્રાપ્ત થયા પછી તે જવાબદારી બરાબર સમજીને પોતાની ફરજ બજાવી શકે એવી જાતનું શિક્ષણ કન્યાને મળવું જરૂરી છે,–એ ધ્યેય છે. આ ધ્યેય તરફ જોઇએ તો, આપણો સમાજ કેટલો પછાત છે એ જુદું કહેવાની જરૂર નથી. છોકરા પ્રમાણે જ છોકરીઓને પણ એવી જ જાતનું શિક્ષણ અત્યારે ઘણી શાળાઓમાં આપવામાં આવે છે. આ શિક્ષણ કદાચ નિરુપયોગી ન હોય તો આટલાથી પૂરું નહિ થાય. ક્રમિક શિક્ષણમાં ફેરફાર કરીને ગૃહારોગ્ય, શારીર, શિશુસંગોપન વગેરે મહત્ત્વની બાબતોનો તેમાં સમાવેશ કરવાની જરૂર છે. બાલવિવાહની બાબતમાં હાલમાં આપણો સમાજ ધીમે ધીમે જાગૃત થવા લાગ્યો છે, પરંતુ મોટાં શહેરોમાં જો કે બાલવિવાહ બહુ પ્રમાણમાં જોવામાં નથી આવતા છતાં, એકંદર રાષ્ટ્રની દૃષ્ટિએ જોતાં હજી પણ નાનાં બાલક બાલકીઓનાં લગ્ન કરવાની રૂઢિ ઘર કરીને બેઠેલી જ છે. છોકરીઓ બાલપણની રમતમાં જેમ ઢીંગલા ઢીંગલીને પરણાવે છે તે જ પ્રમાણે આવાં લગ્નો એ એવા ખેલ જેવાં છે. આવી રીતે લગ્ન થયા પછી અને પછી સૃષ્ટિના નિયમ મુજબ માતૃપદ પ્રાપ્ત થયા બાદ બિચારા બાળકની તથા કેટલીકવાર માતાની પણ કેવી શોચનીય દશા થાય ? વૃક્ષને સંપૂર્ણ વૃદ્ધિ પામ્યા પહેલાં ફલ આવતાં જ નથી, અને જો આવી જાય તો તે ટકી શકતાં નથી, આ સામાન્ય સૃષ્ટિક્રમ છે, છતાં પણ વૃક્ષ કરતાં વધારે વિચારવંત મનુષ્ય આ સૃષ્ટિક્રમની વિરુદ્ધ વર્તન કરે છે, એ મનુષ્ય જાતિને લાંચ્છનાસ્પદ છે શરીરનો સંપૂર્ણ વિકાસ થયા પહેલાં અને સાથે સાથેજ માનસિક વિકાસ થયા પહેલાં માતૃપદ પ્રાપ્ત થાય તો તે એક આપત્તિજ છે એમ સમજવું. બાળકોની મૃત્યુ સંખ્યાનાં અનેક કારણોમાંનું આ એક મહત્ત્વનું કારણ છે. તેજ મુજબ આપણા સમાજની કેટલીક રૂઢિઓનો પણ આમાં સમાવેશ કરી શકાય. દાખલા તરીકે સૂક્ષ્મ સંબંધે તથા જે ઓરડીમાં પ્રસૂતિનો ખાટલો રાખવામાં આવે છે એ સંબંધેની આપણી

રૂઢિઓ અજ્ઞાનસૂચક છે. આને લીધે ઘણી વાર ઘણા અનર્થો થાય છે, છતાં પણ એનો ત્યાગ કરવાની આપણી હિંમત નથી, એ ચોકખું છે.

હવે મૃત્યુ સંખ્યાનાં વિશિષ્ઠ કારણો તરફ વળીએ. આનાં કારણો નીચે પ્રમાણે ગણાવી શકાય: (૧) ગર્ભાવસ્થાની બેદરકારી, (૨) પ્રસુતિ વખતે જરૂરની મદદનો અભાવ, અને (૩) પ્રસુતિ થયા પછીની બાળક વિષેની બેદરકારી.

(૧) બાળક જ્યારે ગર્ભાવસ્થામાં હોય છે ત્યારે તેની જે કાળજી લેવામાં આવે છે તેને અંગ્રેજીમાં ante-natal care કહેવામાં આવે છે. બાળક જ્યારે આ સ્થિતિમાં હોય છે ત્યારે તે માતાના જ શરીરના એક ભાગ રૂપે હોવાથી તેની જૂદી સંભાળ રાખી શકાતી નથી–એટલે માતાની જ સંભાળ લેવી જોઇએ. બાળક જ્યારે ગર્ભાવસ્થામાં હોય છે ત્યારે માતાને સરસ, પૌષ્ટિક અને પૂરતું અન્ન, ખૂબ પ્રમાણમાં સ્વચ્છ હવા, થોડોક વ્યાયામ અને જરૂર જોગી શરીરને વિશ્રાંતિની અત્યંત આવશ્યકતા છે. પરંતુ પરિસ્થિતિને લીધે કે અજ્ઞાનને લીધે ગર્ભના વિકાસ માટેની ઉપરની અત્યંત આવશ્યક વસ્તુઓ પણ સમાજની ઘણી સ્ત્રીઓને મળી શકતી નથી. પરિણામે ગર્ભનો બરાબર વિકાસ થતો નથી અને તેથી જ બાળકના મૃત્યુનો સંભવ વધારે હોય છે. ઉપર પૌષ્ટિક અને પૂરતા અન્નની વાત આવી ગઇ. ગરીબીને લીધે ભૂખમરો એક બાજુથી જ્યાં ચાલુ છે ત્યાં તો આવો ઉપાય થઇ શકે એમ નથી, પણ બીજી જગાએ જેટલી ભૂખ હોય તેના પ્રમાણમાં જ ખોરાક લેવાનો નિયમ સરસ છે. વળી એક બીજું તત્ત્વ પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે, શરીરની વૃદ્ધિ માટે આપણે જે ખોરાક લઇએ છીએ તેમાં થોડા ઘણા પ્રમાણમાં પણ 'વીટમીન્સ' નામના પદાર્થ હોવા જ જોઇએ. અત્યારની શોધો પ્રમાણે આ પદાર્થના ચાર પાંચ ભાગ પાડવામાં આવ્યા છે, એ બધાનો નિર્દેશ કરવાની અહીં જરૂર નથી. પણ મુખ્યત્વે કરીને તાજું દૂધ, મલાઇ, માખણ, કૉડલીવર ઓઇલ, ઈંડાં, ટમેટાં, લીંબૂ, સંત્રા વગેરે રસવાળાં ફળો, લીલી શાકભાજી અને પાણીમાં પલાળ્યા પછી જે દાણાને કોટા ફૂટે છે એવા અનાજમાં આ પદાર્થો હોય છે, અને આ પદાર્થો જો યોગ્ય પ્રમાણમાં ન મળે તો ગર્ભમાંના બાળકનો વિકાસ બરાબર થતો નથી. અને તેથી તેને 'rickets' નામનો હાડકાંનો રોગ લાગૂ પડે છે અને તે અશક્ત થઇ જાય છે. નાનપણથી જ આ રોગ ઘણાં બાળકોને લાગૂ થાય છે. હાલમાં સ્ત્રીઓને પણ 'Osteomalacia' નામનો જે રોગ થાય છે એનું કારણ એ કે આ વીટમીન્સ પૂરતા પ્રમાણમાં મળતા નથી. આ રોગથી હાડકાંમાંનો ચૂનાનો ક્ષાર ઓછો થતો જાય છે, હાડકાં પોચાં પડવા માંડે છે, અને તેમ થતાં જ્ઞાનતંતુ પણ વિકૃત પામીને દુઃખવા લાગે છે. પછી ચાલવું પણ અશક્ય થઇ પડે છે.

નાનાં હાડકાં પોચાં થવાથી વાંકાં થાય છે. અને તેથી પ્રસુતિ વખતે તકલીફ પડે છે. એટલે બાળમૃત્યુ સંખ્યાનાં કારણોમાં આ પણ એક ધ્યાનમાં રાખવા જેવું કારણ છે. આ પ્રમાણે જ સૂર્યપ્રકાશનું મહત્વ પણ ધ્યાનમાં રાખવું જોઇએ અત્યારની શોધો મુજબ વીટમીન્સનો આધાર સૂર્યના કિરણો ઉપર છે એટલે સુવા બેસવાની જગામાં સૂર્યપ્રકાશ પૂરતાં પ્રમાણમાં આવવો હિતાવહ છે. એજ મુજબ થોડી વાર તડકામાં બેસવું કે ઉઠવું એ કરતાં પણ વધારે ઉત્તમ છે એ કહેવાની જરૂર ન હોય. સૂર્યપ્રકાશની સાથે હવા તો મળીજ રહે છે.

(૨) પ્રસુતિક્રિયા એ નૈસર્ગિક ક્રિયા છે એમાં તો શક જ નથી. બીજી બધી વસ્તુઓ

જો બરાબર હોય તો પ્રસુતિ વખતે મદદની બહુ આવશ્યકતા રહેતી નથી. ઉલટું કેટલી વાર સૂયાણીની મુર્ખતાને લીધે આ ક્રિયા વિકૃત થાય છે. એટલા માટેજ જૂની આયાઓને કે સૂયાણીઓને જે શિક્ષણ આપવામાં આવે છે, તેમાં મુખ્યત્વે બેજ વસ્તુઓ હોય છેઃ એક સ્વચ્છતા, અને બીજી અધિકતા છોડીને કુદરત ઉપરજ વધારે આધાર રાખવો તે. જુના રીતરિવાજવાળી આયાઓને આ શિક્ષણ જો આપવામાં આવે તો ઘણા અનર્થ દૂર થશે. પરંતું આટલું બસ નથી. સશાસ્ત્ર શિક્ષિત સૂયાણીઓ શહેરોમાંજ નહિ પણ ગામડાઓમાં પણ મળવી જોઇએ. એ જ પ્રમાણે પ્રસુતિગૃહો પણ ઠેકાણે ઠેકાણે ઉઘાડવાં જોઇએ. આ રીતે પ્રસુતિ વખતે બધી સ્ત્રીઓને શિક્ષિત સૂયાણીની મદદ મળવી જોઇએ એ ધ્યેય સમાજે પોતાની પાસે રાખવું જોઇએ અને એને પહોંચી વળવા માટે પ્રયત્નો શરૂ થઇ જવા જોઇએ. આમ થશે તો જ બાળકોની મૃત્યુ સંખ્યામાં ઘટાડો થશે.

( ૩ ) પ્રસુતિ થયા પછી બાળકોની જે કાળજી લેવાની જરૂર હોય છે. તો અંગ્રેજીમાં post natul care કહે છે. આ અવસ્થામાં પણ માતાની કાળજી એ જ બાળકની કાળજી છે. કારણ માતા નિરોગી હોય તો એનું નિરોગી દૂધ જ બાળકને મળશે અને એટલું એને પૂરતું થશે. કારણ માતાના દૂધની જેવો બાળક માટે બીજો એકે યોગ્ય ખોરાક નથી. એટલે આ દૂધ જ્યાં સુધી પૂરતા પ્રમાણમાં મળતું રહે છે ત્યાં સુધી બાળકને બીજા ખોરાકની જરૂર પડતી નથી પણ કોઇ કારણે દુધ બગડે કે મળવું બંધ થાય તો બાળકને પણ નુકસાન થાય છે. માટે બાળક ગર્ભમાં હોય છે ત્યારે માતાની જો બરાબર કાળજી રાખવામાં આવે, અને પ્રસુતિ વખતે પણ તેને કલેશ ન થાય તો માતાની તંદુરસ્તી સારી રહે છે, અને બાળકનું પોષણ સરસ રીતે થાય છે અને દૂધ બગડવાની બહુ બીક રહેતી નથી. અહીં એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે આકસ્મિક અકસ્માતો બાદ કરતાં બાકીના રોગોની ઉત્પત્તિ તો બાળકના શરીરમાં જોમ ન હોવાને લીધે જ થાય છે. આ જોમ ઓછું થવાનું કારણું બાળકના શરીરનું પોષણ બરાબર થતું નથી એ છે. ઉપર કહી ગયા છીએ કે બાળકનું પોષણ માતાના દૂધથી જેટલું થાય છે તેટલું બીજા કશાથી નથી થતું. માટેજ જો બાળકનું સ્વાસ્થ્ય સાચવવું હોય તો પ્રથમ માતાનાજ સ્વાસ્થ્ય ઉપર ધ્યાન આપવાની જરૂર છે. પણ કેટલાંક કારણોને લીધે-એટલે માતા મરી જાય કે તેનુ શરીર વ્યાધિગ્રસ્ત હોય, તો-બીજા માર્ગોએ પણ બાળકોના શરીરનું પોષણ કરવાનો પ્રશ્ન ઉભો થાય છે. અને આ પ્રશ્ન છે એ ભૂલવું ન જોઇએ. આ પોષણ આપવાની બાબતમાંજ થનારી ભૂલોને પરિણામે ઘણાં બાળકોનાં મૃત્યુ થાય છે. આ પ્રશ્ન ઉકેલવો બાળકના સગાંવહાલાંનેજ નહિ, પણ કેટલીકવાર વિદ્વાન અને અનુભવી દાક્તરોને પણ આકરો થઇ પડે છે. પણ ગમે તેમ કરીને પણ આ પ્રશ્ન ઉકેલવો તો પડેજ છે એટલે, તેનો નિર્દેશ કરવાની જરૂર છે, માતાના દૂધને અભાવે બાળકના પોષણને માટે નીચેના માર્ગો ગણાવી શકાયઃ–સરખી વયના બાળકની માતા કે આયા ( Wet nurse ) નું દૂધ આપવું; ગાય, બકરી, ગધેડી વગેરે જનાવરોનું દૂધ આપવું; દૂધના જ બનાવેલાં કે દૂધ-પ્રધાન કૃત્રિમ અન્ન જેવાં–ગ્લેક્સો, મેલિન્સ ફૂડ વગેરે–આપવાં. પણ આ બધાંમાં દોષો તો છે જ એટલે તે વિષયના જ્ઞાતાની સલાહ લીધા સિવાય એવી વસ્તુઓનો ઉપયોગ ન કરવો. આ બાબતમાં પ્રતિબંધિક ઉપાય આ વિષયનું જ્ઞાન અને શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવાનો છે. આટલા માટે જ મોટા

શહેરોમાં બાલારોગ્યગૃહો (Infant Welfare Centres) સ્થાપવામાં આવ્યાં છે. વળી આ મહત્વના વિષયની માહીતી આપવા માટે અને બધી સ્ત્રીઓને મદદ આપવા માટે કેટલાંક શહેરોમાં શિક્ષિત સ્ત્રીઓ–જેને Public Health Nurses કહે છે તેની યોજના કરવામાં આવેલી આપણે જોઇએ છીએ. આ સ્ત્રીઓનું મુખ્ય કામ તેમને સોંપેલા ભાગોમાં ઘેરે ઘેર ફરવું, ગર્ભાવસ્થાવાળી સ્ત્રીઓ અને પ્રસવ થએલી સ્ત્રીઓની તપાસ કરીને તેમને જરૂરની માહેતી આપવાનું હોય છે. પ્રસૂત થએલ સ્ત્રીઓની મુલાકાત લઇને તેમની ઓરડીમાં હવા, પ્રકાશ, સૂર્યકિરણો વગેરેનું મહત્વ સમજાવવું, અને તેજ મુજબ બાલકને ધવરાવવાની જ પ્રથા ઉત્તમ છે એવી સલાહ આપવી, અને વધારે મદદની જરૂર હોય તો પાસેના પ્રસૂતિગૃહની માહેતી આપીને તેમને ત્યાં લઇ જવી વગેરે કામો કરવાનાં હોય છે.

આ વિષય ખૂબ લાંબો છે. એટલે જેટલું લંબાણ કરીએ તેટલું થઇ શકે એમ છે, પરંતુ સ્થલસંકોચને લીધે અહીં ટૂંકાવવો પડે છે. પરંતુ એટલું કહેવાની જરૂર તો છે જ કે આ બાબતમાં જો સમાજ જાગૃત નહિ થાય તો ચાલવાનું નથી. બહારનાં જૂદાં જૂદાં રાષ્ટ્રોની હરિફાઇમાં જો આપણે આપણું સ્થાન અંકાવવું હોય તો, અને ભાવિ પ્રજાનું સ્વાસ્થ્ય અને કલ્યાણ સાધવું હોય તો, શિશુસંગોપનની બાબતમાં આપણે એકદમ જાગૃત થવાની જરૂર છે, અને બાલકોની વધતી જતી મૃત્યુ સંખ્યાને અટકાવવા માટે તનતોડ પ્રયત્ન કરવાની જરૂર છે.

---

# એ બા, એ બા.

એક મિત્રને ત્યાં હું ગયો. મિત્રને ચાર બાળકો છે. રતુ, રમુ, ચંચી ને ચંપા. આમનો મિત્ર પોતે વિદ્વાન્ અને સાહિત્યરસિક છે. ઘર પણ એકન્દરે સરકારી ગણાય.

પણ એક વાતથી હું ઘડીકમાં કાયર થઇ ગયો.

રતુએ અવાજ કાઢ્યો–'એ બા, હવે આ જાતી ક્યાં મૂકું !

બાએ કહ્યું 'પણે કોઠી પાસે.'

ત્યાં રમુ-પૂછવા આવ્યો 'એ બા, હું ઓશરીમાં બેસી વાંચું. ?'

બાએ હા પાડી.

એટલામાં ચંચીએ હુકમ આપ્યો 'એ બા, 'આજે હું અહિં બેસી નાઉં કે ?'

બાએ ના પાડી.

ચંપા રહી ગઇ હતી તે પૂછવા આવી 'એ બા, આજે હું પોલકું અને ઘાઘરી પહેરું કે ?'

બાએ સંભળાવ્યું 'આજે નહિ, કાલે પહેરજે'

વળી ત્યાં રતુ આવ્યો 'એ બા, પણે રેતી છે ત્યાં ધુબકા ખાઇએ ?'

બા કહ્યું 'જાને ભાઇ વારેવારે પૂછવા શું આવે છે ?'

ત્યાં રમુ આવ્યો. 'એ બા. મને મોટી બેન વારતા સંભળાવે ?'

બા એ કહ્યું 'ના, મોટી બેનને. બીજું કામ નહિ હોય ?'

ચંચીને પૂછવાનું હતું જ. તેણે કહ્યું 'એ બા, આજે મારી ઘાઘરીને સાબુ દઉં !'

બાએ હા પાડીને ઉમેર્યું "એ વઢવાણી સાણુ છે જે સારો નહી."

ચંપા પાછી આવી ને પૂછ્યું એ બા, કહેને ' પોલકુ ઘાઘરી પહેરું કે નહિ ? '

બાએ કહ્યું " પહેર ત્યારે. મારી સાથે ગામમાં નહી અવાય.

વળી ત્યાં એક જણ આવ્યું ને ગયું. ત્યાં બીજું આવ્યું ને ત્રીજું આવ્યું. બાને બધા પૂછવા આવતાં હતાં. બા બધાને 'હા' નાનો જવાબ પરખાવતાં હતાં. કોઇને જવાબ ગમતો હતો, કોઇને જવાબ નોતો ગમતો. ગમતું હતું કે નોતું ગમતું પણ સૌ તેનેજ પૂછવા આવતું હતું. હું વિચારમાં પડયો.

વળી નવાઇની વાત એ હતી કે મારા મિત્રને કોઇ પૂછવા આવતુંજ ન હતું. બા પણ કહેતી ન હતી કે જાઓ તમારા બાપુને પૂછો.

મને નવાઇ લાગતી હતી.

મેં મારા મિત્રને પૂછ્યું. આનું કારણ શું છે ? આ એકલી એનેજ બધાં પૂછી પૂછી ને કાયર કરે છે ને તું તો બેઠો બેઠો વાંચે છે. તારું તો કોઇ નામે નથી લેતું.

મારા મિત્રે હસીને કહ્યું ' ભાઇ એનું કારણ છે. છોકરાં તેનેજ પૂછવાનાં અને તેનેજ તેમણે પૂછવું પડે છે ને તેનેજ તેમણે પૂછવું જોઇએ.

' કેમ વારૂં ? '

' કારણ એમ છેકે એ સત્તાની લોભી છે. બધી વાત તેના પોતાનાજ હાથમાં રાખવા માગે છે. છોકરાંએ તેનેજ પૂછીને ચાલવું જોઇએ. જો તેઓ મરજી મુજબ કરે તો તેમનું કર્યું પાછું કરે, જો તેઓ મને પૂછીને કરે ને હું હા પાડું તોયે તે નકામું જાય, કારણ કે તુરતજ વિરૂદ્ધ હુકમો છુટવાના અને છોકરાને બદલવું પડવાનું.

મેં પૂછ્યું 'પણ તેમાં દરેક દરેક નાની મોટી બાબતમાં પૂછવા શા માટે આવવું પડે ? એ સત્તા એના હાથમાં રાખવા માગે છે તો ભેશક ભલે રાખે પરન્તુ જુદી જુદી બાબતમાં અમુક ચોક્કસ નિયમો કરે અને એ નિયમો વગર પૂછયે પાળવાની સુચના આપે તો આટલી બધી માથા ઝીક ન પડે.

તેણે કહ્યું–પરન્તુ જેટલી એ સત્તા લોભી છે એટલીજ સ્વમતાગ્રહી છે. તે પોતાનોજ મત ચલાવવા માગે છે. તે પ્રત્યેક પળે જોવા માગે છે કે તેનુંજ ધાર્યું થાય છે કે નહિ. અમુક કરવું ન કરવું એ બાબતમાં એના પોતાના જે વિચારો છે તે વિચારો પ્રમાણેજ થવું જોઇએ.

મે કહ્યું " હા, ધારો કે એમ પણ કબૂલ કરી લઇએ કે તેનો મત જ ચાલવો જોઇએ તોપણ વારે વારે પૂછવા શું કામ આવવું ? એક વાર પોતાના વિચારો પ્રમાણે મજબૂત તંત્ર ગોઠવી દે પછી ચાલે છે કે નહિ તે જુએ તો ન ચાલે ? મિત્ર કહે, પણ વાત એમ છે કે તેના વિચારો રોજ ને રોજ બદલાતા હોય છે, અગર રોજ ને રોજ પરિસ્થિતિ પ્રમાણે, સગવડ પ્રમાણે તે પોતાના સિદ્ધાન્તો અને વિચારો ફેરવ્યા જ કરે છે. આથી આજે કરેલા નિયમો પોતાને માટે નથી તેમ બીજા માટે પણ નથી. તેને પ્રત્યેક ક્ષણે જેમ વિચાર આવે ને ઠીક લાગે તેમ કરવાની અને કરાવવાની મરજી અથવા સ્વભાવ છે. '

હું ચમકયો. મેં કહ્યું, ' ભયંકર, તમારાં બાળકો ખરેખર વિચારવા જેવી સ્થિતિમાં છે.'

મિત્રે ઠંડેથી કહ્યું, ' એમ જ છે. હું એ જાણું છું. એ સત્તાલોભી છે, સ્વમતાગ્રહી છે ને અણસિદ્ધાન્તિ છે. અને બાલકોને કેવળ પરાધીન યંત્રવત્ જીવન ગાળવું પડે છે. '

મેં કહ્યું ' ત્યારે આ બધું સહી શા માટે રહ્યો છું. '

મિત્રે હસીને કહ્યું: ' એનોજ હું વિચાર કરૂં છું. અને એ વિચાર હજી પૂરો થયો નથી.

હું ઉઠીને વિચાર કરતો ચાલતો થયો.

ગિ૦

## આવું આપણને ન ગમે.

લખુ આવે ને રાડો પાડે.
મોટા ઘાંટા કાઢીનેજ બોલે.
કહીએ ભાઇ ધીમે બોલ.
તો ઉલટો ઉલટો બમણો થાય.
આવું આપણને ન ગમે.
વિનુ આવે ને બોર લાવે.
બોર બોર ખાતી જાય ને
જ્યાં ત્યાં ઠળીયા નાખતી જાય.
કહીએ અંહી ડબલામાં નાખને
જાણે સાંભળેજ કોણ; કાન પરજ કાઢે.
આવું આપણને ન ગમે.
ચિન્તુ આવે ને જે તે ઉપાડે ને
જ્યાં ત્યાં મૂકી દે.
કહીએ ભઇ હતું ત્યાં મૂકજે.
પણ કાંઇ પરવાજ નહી તો.
ચોપડી લઇને કાંસકી પાસે ને
કાતર લઇને બત્તી પાસે.
આવું આપણને ન ગમે.
ભાનુ આવે ને જે તે ચાંચરે.
ચિત્ર જોતાં હોઇએ તો ચિત્ર ખેંચે.
ચોપડી વાંચતા હોઇએ તો ચોપડી ખેંચે.
કહીએ ભાઇ જરા થોભ, આપીએ છીએ.
પણ એતો ખેંચેજ ખેંચે.
ચંદ્રા આવે ને જેવા તેવા હાથ લાવે.
કદિ ચોખ્ખા હોયજ નહિ. કાં તો
ધૂળવાળા, કાં તો સાબુવાળા કાં તો.
જેવા તેવા ધોએલા, પછી જ્યાં ત્યાં
હાથ અડાડે ને ડાઘ પાડે.
ચંદ્રાબેન ઘેર ભલે આવે.
પણ આવું આપણને ન ગમે.

ગિ૦






## આયા ( બાળકને સંભાળનાર બાઇ. )

આ અંકમાં બીજે સ્થળે એક શિક્ષકને થએલો આયાનો કડવો અનુભવ આપ્યો છે. આયા હોય ત્યાં આવા અનુભવ થાય જ. પણ અનુભવો સામાન્ય છે એમ કરીને કાઢી નાખવા જેવા નથી. એની ગંભીરતા આયા રાખનાર માબાપોએ સમજવીજ જોઇએ.

આજકાલ આયા અથવા બાળકને સાચવનાર માણુસની જરૂરિયાત સાચેજ ઉભી થઇ છે. કારણોમાં એક તો એકે આજકાલ ઘરમાં બાળકને રાખનાર એક માતા સિવાય બીજું કોઇ હોતું નથી. પહેલાંના અવિભક્ત કુટુંબમાં બાળકની દાદી કે નાની, ફૈ કે માસી, કાકી કે કાકા ઘણાં માણસો હોવાથી માતાનો હાથ સહેજે જ હળવો થઇ શકતો. હવે જ્યારે ભાગે બાપ, મા ને છોકરું ત્રણ જણાં કુટુંબમાં હોય એવી સ્થિતિ છે.ત્યારે બાપ તો બહારના કામમાં હોય ને ઘરે મા એકલી.તેને એકતો રાંધવું ચીંધવું વગેરે ઘરકામ માટે વખત જોઇએ. બીજું એકજ માણસ આખો દિવસ બાળકને રાખે તો તે થાકી પણ જાય. માતાને ખાસ કરીને ધાવણા બાળકની માતાને વિશ્રાંતિની ખાસ જરૂર છે. બાળક પણ એક માણસ આગળ વિશેષતઃ આખો વખત રહેવાથી કંટાળે છે. તેને પણ ફેરવફેરવની જરૂર રહે છે. સિવાય હવે સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર ઘરની બહાર જતું જાય છે. ભણેલી ગણેલી સ્ત્રી બપોરે એક બે કલાક બહાર જઇને કાંઇક સામાજિક કે એવું કામ કરવા ઇચ્છા ધરાવે છે. તેની શારીરિક ને માનસિક તંદુરસ્તિ માટે તે જરૂરનું પણ છે. આ પરિસ્થિતીમાં શકય હોય ત્યાં બાળકને રાખનાર એકાદ માણસની જરૂરિઆત ઉભી થાય છે. શ્રીમંત લોકો તો વળી પોતાના હોદ્દાની શોભા તરીકે આવા માણસને સ્વીકારે છે. એવી ખોટી શોભા આપણે ન સ્વીકારીએ તોપણ બાળકનાં બધાં કામો વ્યવસ્થિત થાય ને માતાને થોડી વિશ્રાંતિ ને થોડું ઇતર કામ કરવાની ફુરસદ મળે તે માટે બાળકને સાચવનાર માણસની જરૂર ગણી શકીએ. છતાં બાળકને શારીરીક કે માનસિક નુકસાન કરનાર માણસને તો કદી પણ નજ સ્વીકારી શકીએ.

આયાનો પ્રશ્ન બીજા સામાન્ય નોકરના પ્રશ્ન કરતા બહુજ નાજુક છે. કારણ કે વાસણ ઉટકાવવાં કે કપડાં ધોવાં કે એવું કામ ગમે તેવા માણસ પાસેથી કરાવી લઇ શકાય. કેમકે સામેથી વાસણો કે કપડાં તે માણસ પાસેથી પ્રેમની, કે સદ્દભાવની અપેક્ષા રાખતાં નથી. જ્યારે બાળકો સાથે તો તેજ માણસ કામ પાડી શકે કે જે તેમના ઉપર પ્રેમ કરી શકે. આયાનો ને માલીકનો મતભેદ થાય ને આયાનો જીવ દુખાણો હોય તો આયા બાળકને પ્રેમ ન આપી શકે. તેટલા માટે માલીકને પણ આયાને પ્રસન્ન રાખવી પડે છે કે જેથી આયા પ્રસન્ન ચિત્તે બાળક સાથે રમે, વાત કરે ને તેનું કામ કરે. આયા આ પરિસ્થિતિ જાણતી હોવાથી માલીકને ને બાળકને સારીરીતે

મુંઝાતી શકે છે ને ઘરમાં માથાભારે થઇને ફરી શકે છે.

આ બધી પરિસ્થિતિનો વિચાર કરી આયા રાખનાર માબાપોએ રસ્તો કાઢવો જોઇએ.

પ્રથમ તો કોઇ હલકા માણસને આયા તરીકે રાખવું ન જોઇએ. બાળકના નિકટ સહવાસમાં આવતું માણસ ભલે થોડું ઓછું હુશિઆર હોય, અભણ હોય પણ હલકું, દુરાચારી, વગેરે તો ન જ ચાલે. મોટાં શહેરોમાં મેમસાહબના આયા થઇને ફરનાર માણસો ઝાઝે ભાગે અત્યંત હલકા, વ્યસની ને દુરાચારી હોય છે. તેના કરતાં ગામડાનાં ભોળાં ને અજ્ઞાની પણ સભ્ય નોકરો વધારે સારાં.

બીજું માતાને ચોક્કસ માહિતી હોવી જોઇએ કે બાળકનાં કયાં કામો તેને પોતાનેજ કરવાનાં છે ને કયાં આયાને સોંપવાનાં છે. ખાસ કરી નિયમન વગેરેનાં કામો આયાના હાથમાં કદાપિ હોય જ નહિ. અર્થાત્ આયાનું યોગ્ય માન વગેરે સચવાય પણ આયા શેઠાણીની શેઠાણી બની બેસે એ તો ન જ ચાલે.

તે જ માતા આયા રાખી શકે કે જે તેમાંથી ઘંઘરો ઉઠાવી શકે; કે જે બાળઉછેર જાણે છે ને તે બાબતમાં આયાને કેળવી શકે. આયા બાળકને લાલચ આપે, ધમકી આપે, જાતજાતની વાતો કહે વગેરે યોગ્ય કે અયોગ્ય છે તે જાણવાની જેનામાં શક્તિ છે તે જ માતા આયા રાખે.

બાળઉછેરનું જેને જરાએ ભાન નથી એવી આયાના હાથમાં પાંચ મિનિટ પણ બાળક સોંપીને માતા સુખેથી નિદ્રા ન લઇ શકે. આયાને સોંપ્યા પછી પણ તેના ઉપર જતાં આવતાં ઝીણી નજર રાખી બાળકના મનને આયા કાંઇ ઇજા તો કરતી નથી તે જોતાં રહેવાનું છે. ને તેને વખતે આયાને રજા મળવી જોઇએ.

એક બાઇને ત્યાં આયા હતી. આયા બીજી રીતે હુશિઆર. બાઇએ પણ તેને સારી રીતે Train કરેલી. પણ એક દિવસ આયા બાળકને છાનું ખાવા આપતી દેખાણી. છાનું આપવાનું કારણ તેના કાકાના છોકરા ભાગ પડાવી જાય ને બાળકને પુરતું ન મળે એ હતું. બાઇએ બીજે જ દિવસે આયાને રજા આપી. બાળકમાં નાનપણથી એવા હલકા સ્વાર્થનું બીજ રોપાય તે બાઇને અસહ્ય હતું. બાઇ ધારે ત્યારે આયાને રજા દેવાની તાકાત ધરાવતી હતી.

આજની ઘડીએ આયાની પરાધીનતા ભોગવતી ઘણી શેઠાણીઓ દેખાશે. આયા ચાલી જાય તો બચ્ચાનું શું થશે એવા ભયમાં તેમને રહેવું પડે છે. આયાની બંદીની આ પરાકાષ્ઠા છે. આથી વધારે શરમાવા જેવું કોઇ પણ માતા માટે બીજું શું હોઇ શકે!

બીજું આયા ગમે તેટલી સારી હોય, બાળકને ઉત્તમમાં ઉત્તમ રીતે રાખતી હોય તો પણ માતા અને પિતા તે કારણે બાળકથી દૂર રહી ન શકે. આયા સારી છે એ કારણે જો બાળકને માતપિતાનો સ્પર્શ ને સહવાસ ઓછો મળતો હોય તો આયાના સારાપણાને કારણેજ તેને રજા મળવી જોઇએ. માતા પિતા ને બાળક એ ત્રિપુટીનો સંબંધ એવો છે કે ચોથું કોઈ પણ તેની વચ્ચે આવવું ન જોઇએ. સારા નોકર હોય તો માતા કરતાં પિતાનો સંબંધ સાવ ઓછો થઇ જવાનો સંભવ છે. હમેશ નોકરજ ફરવા લઇ જાય, નોકરજ બાળકનું બધું કરે ને માતાપિતાને માટે કાંઇ રહેજ નહિ એ ન ચાલે. બાળકને ઉંઘાડવું, તેને ફરવા લઇ જવું, વગેરે કામો કરવામાં બાળક ને માતાપિતા વચ્ચે નિકટનો સંબંધ બંધાય છે. ને માતપિતાએ એ તક જવા દેવી ન જોઇએ. રાજા રજવાડા ને મોટા

અમલદારો ને શેઠીયાઓ તેમના મોટાપણાને લીધે માનવી જીવનની એક સુંદર બાજુ ખોઇ બેસે છે. બહાર ભલે મોટા રાજા હોય કે દિવાન હોય પણ પોતાના બાળકનો તો તે પિતા છે ને તેથીજ પોતાનાં બાળકને ખોળામાં લઇને ઉંચાડવાનો, તેને તેડીને ફરવાનો અધિકાર તેને છેજ. માણસો મોટાઇના ખોટા ખ્યાલોમાં મનુષ્ય તરીકેના હક્કો કેમ છોડી દેતા હશે ? આયા રાખનાર માતપિતાએ આયાના પ્રશ્નની બધી બાજુઓ વિચારીને તેમનાં પોતાનામાં આયા રાખવાની યોગ્યતા છે કે નહિ, તેનો વિચાર કરીનેજ ઘરમાં આયાનો પગપેસારો થવા દેવો. નહિ તર આયા વગરજ બાળકો વધારે સારી રીતે સચવાશે.

## આપનાં બાળકની શાળા.

આપ કોઈ દીવસ આપનાં બાળકની શાળા જોવા ગયાં છો ? આપ પોતે બાળપણમાં જે શાળામાં જઇ ભણતાં તે શાળાનું ચિત્ર સંભારી શકો છો ? આજે આપણા દેશમાં સારામાં સારીથી માંડીને નઠારામાં નઠારી કેવી કેવી બાળશાળાઓ ચાલે છે એનો આપને ખ્યાલ છે ?

આપનું બાળક શાળામાં જવાની ઉમરનું થાય તે પહેલાં આપે ઉપર કરેલા પ્રશ્નોના જવાબ મેળવી લેવા જોઇએ.

આપનું બાળક નિશાળે જતું હોય તો તે શાળાની મુલાકાતે આપે જવુંજ જોઇએ. વર્ષમાં ઓછામાં ઓછા ચાર વાર તો આપે આપનાં બાળકની શાળાના દર્શન કર્યા વગર નહિ જ ચાલે. કારણ ? કારણ તે વગર બાળક ભણે છે એટલે શું કરે છે, કઇ જગામાં ભણે છે, કેવા શિક્ષક આગળ ભણે છે, કેવાં બાળકો સાથે ભણે છે તે બધાનો ચોખ્ખો ખ્યાલ આપને કેમ આવે ?

આપ પોતે જે શાળામાં ભણ્યા તેને આપે સંભારવી જોઇએ. કારણ ? કારણ તે વગર આપના બાળકની શાળાનાં દુષ્ટ અંગો અને સારાં અંગો તરફ જોવાની આપની દૃષ્ટિ ઉઘડે નહિ.

આપે સારામાં સારી શાળા કેવી હોય ને નઠારામાં નઠારી કેવી હોય તેનો ખ્યાલ મેળવવોજ જોઇએ. કારણ ? કારણ તે વગર જે શાળામાં આપનું બાળક ભણે છે તે શાળાની સાચી કિંમત આપ આંકી શકશો નહિ. તે શાળા ઉંચામાં ઉંચી હોય તો તેની કદર કરી શકશો નહિ; તે મધ્યમ હોય તો તેમાં રહી જતી વસ્તુ તમે ઘરે પૂરી પાડી શકશો નહિ; તે કનિષ્ઠ હોય તો તેની બદીથી પોતાનાં બાળકને બચાવી શકશો નહિ. માટે આપે એકવાર તો થોડો પ્રવાસ કરી બાળશાળાઓ જોઇ લેવીજ જોઇએ.

આ બધું કરવાને માટે લાયક વખત કયો તે જાણો છો ? આપને ત્યાં બાળક આવે છે ત્યારથી આપને ત્રણ વર્ષનો અવધિ આ અભ્યાસ કરવા માટે મળે છે. તે દરમિયાન આપે ઉપરની વાત જાણી લેવી. એટલે બાળક ત્રણ વર્ષનું થાય કે તરત તેની શાળાને માટે શું કરવું તે સંબંધેનો નિર્ણય આપની પાસે તૈયાર હોય.

તા૦

## શિશુ અંક ( ' ગૃહલક્ષ્મી ' માસિક )

' ગૃહલક્ષ્મી ' એક નવું મરાઠી માસિક છે. તેની વિશેષતા તો એ છે કે તે સ્ત્રીઓના તંત્રમાં છે ને મોટે ભાગે તેના લેખકો પણ સ્ત્રીવર્ગમાંથીજ છે. તેનો સાતમો અંક ' શિશુઅંક ' છે જેમાં બાળક સંબંધેના અનેક પ્રશ્નો વિદ્વાનોએ ચર્ચ્યા છે. આપણા બાળકોમાંથી જેઓ મરાઠી વાંચી શકતાં હોવ તેમને આ અંક જોઇ જવાની ભલા-

મણ કરીએ. બીજાંઓને માટે તેના લેખોની નામાવલિ આપીએ છીએ. માત્ર નામાવલિ વાંચીને શો લાભ એમ કદાચ વાંચકોને લાગે પણ નામાવલિમાંથી બાળક સંબંધે કેટલી જાતના પ્રશ્નો વિચારવાના હોઇ શકે એનો ખ્યાલ આવે છે. વળી માબાપ તે સંબંધે જાતે વિચાર કરી શકે અથવા તે બાબતમાં માહિતી મળે એવું સાહિત્ય કે માહિતી આપનાર પારંગત મનુષ્યોને શોધી કાઢી તેમની આગળથી માહિતી મેળવી શકે.

૧ રાષ્ટ્રની જીવંત સંપત્તિ. ૨ બાળકોના દાંત. ૩ સુપ્રજાનિર્માણ શાસ્ત્રના મૂલતત્ત્વો. ૪ બાળકોની રમતોનું વર્ગીકરણ. ૫ આપણી ઉત્સવપ્રિયતા. ૬ બાળકો માટે કસરત ૭ બાળકોનું સાહિત્ય. ૮ બાળકનું હાલરડું. ૯ કર્તૃત્વવાન સ્ત્રી પુરૂષોનાં કર્તવ્યો. ૧૦ ઉઠો ઉઠો ભાઇ જાગો. ૧૧ માતૃપદની જવાબદારી. ૧૨ બાળકોની મૃત્યુ સંખ્યાનાં કારણો. ૧૩ બાળકોનું ગૃહશિક્ષણ. ૧૪ બાળકનું અન્ન. ૧૫ માતાનું દવાખાનું. ૧૬ શિશુશિક્ષણ ને ગૃહવાતાવરણ. ૧૭ અમારી નાની પ્રજાને શોભે એવું વાઙ્મય. ૧૮. માતાની જવાબદારી. ૧૯ બાળકોને ગૃહશિક્ષણ. ૨૦ બાળકો અને ચિત્રકલા ૨૧ મુંબઇનાં બાળકો. ૨૨ આદર્શ માતાનો અભાવ. ૨૩ બાળ-સુશ્રુષાનું મહત્ત્વ. આ બધા વિષયો વિષે આપણે કાંઇ કાંઇ વિચારતાં રહીએ. આપણાં વાચનનાં પુસ્તકો પસંદ કરતી વખતે આ પ્રશ્નોને ધ્યાનમાં રાખીએ. આ પ્રશ્નો ઉપર અજવાળું પાડી શકે એવા ડોક્ટર કે બાળઅભ્યાસી મિત્રો મળે ત્યારે તેમની સાથેનાં સંભાષણ વખતે આ પ્રશ્નોને સંભારીએ. ને મુખ્યતઃ તો આપણા બાળકો સાથે કામ પાડતી વખતે આ પ્રશ્નો ઉપર જાતેજ વિચાર કરીએ. આ પ્રશ્નો દરેક ગૃહલક્ષ્મી પોતાના કરી લે, પોતે પોતાના વર્તનમાં તેનાથી મુંઝાય ને તેનો ઉકેલ આણવાને માટે મથે એમ ઇચ્છીએ.

તા૦





ભોપાળનાં  ના. બેગમસાહિબા.
દીલ્હીમાં મળેલી અખિલ હિંદ સ્ત્રી–કેળવણી પરિષદનાં પ્રમુખ.




## સંભારણું.

સુનાં અંબર સુની ઓઢણી,
સુનાં અંતરનાં ઉલ્લાસરે, વસંતડી !
સહીયર વિનાની સુની શેરીઓ.

સુની જળ-બેડલાંની બેડલી,
સુનાં સરવરિયાના વાસરે, વસંતડી !
સહીયર વિનાની સુની શેરીઓ.

સુનાં પ્રભાત સુની પાંખડી,
સુનાં ગગન કેરાં ગોખરે, વસંતડી !
સહીયર વિનાની સુની શેરીઓ.

સુનાં તારા સુની તારલી,
સુનાં ચાંદલિયાના ચોકરે, વસંતડી !
સહીયર વિનાની સુની શેરીઓ.

સુનાં અવાસ સુની ઓસરી,
સુનાં એ રાસના વિલાસ રે, વસંતડી !
સહીયર વિનાની સુની શેરીઓ.

સુનાં કુંકુમ ને કંકોતરી,
સુની એ સ્નેહની સુવાસ રે, વસંતડી !
સહીયર વિનાની સુની શેરીઓ

કિરણ.

# સમસ્ત હિંદની બીજી સ્ત્રી-કેળવણી પરિષદ્ (દીલ્હી)

## સંસ્મરણો.

લેખિકાઃ—સૌ. સરોજિની મ્હેતા, બી. એ.

તા. ૬ ઠ્ઠી ફેબ્રુઆરીએ રાત્રે આઠ વાગે, ૨૧ કલાકની લાંબી મુસાફરી પછી દીલ્હીનું સ્ટેશન આવ્યું ત્યારે મેં છુટકારાનો શ્વાસ ખાધો! પ્રતિનિધિઓને તેડવા માટે સત્કાર સમિતિ તરફથી મીસીસ સુલતાનસીંગ અને મીસીસ ચેટરજી આવ્યાં હતાં. પણ હું પ્રતિનિધિઓના છાત્રાલયમાં રહેવાની ન હોવાથી તેમની સાથે ન ગઇ.

તા. ૭ મી એ સવારમાં નવ વાગે પ્રતિનિધિઓની સભા હતી. પરિષદ માટે ઠરાવેલા સ્થળ-સરસ્વતી ભવનમાં જ હતી. પણ સવારથીજ આકાશ ઘેરાયલું હતું; અને નવ વાગતાં વાગતામાં તો મેઘરાજા તુટી પડયા. સાથે મોટી મોટી ગર્જનાઓ, વીજળીના ચમકારા થવા લાગ્યા, અને વરસાદની અંદર કરા પણ પુષ્કળ પડવા લાગ્યા. એટલે શહેરમાંથી આવનારાં પ્રતિનિધિઓને ખૂબ મોડું થઇ ગયું. થોડીવારમાં વરસાદ બંધ પડયો ને બધાં આવી પહોંચ્યાં. એટલે દસ વાગ્યા પછી સભાનું કામ શરૂ થઇ ગયું. ત્યાં સુધી તો બધાંએ ગામ પરગામથી આવેલાં પોતપોતાનાં જુનાં મિત્રોને મળી લીધું. સભામાં ખાસ કાંઇ કરવાનું ન હતું. ક્યાં ક્યાં પ્રતિનિધિઓ હાજર થયાં છે તે પૂછી લીધું. ગએ વર્ષે પૂનામાં થએલી પરિષદના ઠરાવોના કેટલાક શબ્દોમાં ફેરફાર કર્યો. તેજ દિવસે સાંજે ના. વાઇસરોયનાં પત્ની લેડી અરવીન કોન્ફરન્સ ખુલ્લી મૂકવાની ક્રિયા કરવાનાં હતાં. તેને માટે એક શમીયાણો સરસ્વતી ભવનના ચોગાનમાં ઉભો કર્યો હતો. પણ વરસાદે તેને તરબોળ કરી મૂક્યો હતો. એટલે ચાંદની ચોકમાં આવેલા રોયલ સિનેમાના થીયેટરમાં ક્રિયા કરવાનું નક્કી કરી બધાં છુટાં પડયાં.

પ્રતિનિધિઓ માટે સરસ્વતી ભવનની પાસેજ એક મકાન સત્કાર સમિતિએ રાખ્યું હતું. ત્યાં સમિતિ તરફથી બધાંને રહેવાની અને ખાવાપીવાની વ્યવસ્થા કરી હતી. કોઇ પાસેથી કશું દામ લેવામાં આવ્યું ન હતું.

પ્રતિનિધિઓની સંખ્યા લગભગ બસોની હતી. પંજાબ દીલ્હીથી નજીક એટલે ત્યાંની બ્હેનોની સંખ્યા સ્વાભાવિક રીતે મોટી હતી. પણ દૂર દૂરના પ્રદેશોમાંથી પણ બ્હેનો ઉત્સાહભેર આવી હતી. બંગાળા, બિહાર, સંયુક્ત પ્રાંતો, સિંધ, મધ્ય હિંદુસ્તાન, રજપૂતાના, માળવા (ઇંદોર), ગુજરાત, મહારાષ્ટ્ર, મૈસુર, ત્રાવણકોર, કોચીન, મદ્રાસ, મલબાર, દક્ષિણ હૈદ્રાબાદ ઇત્યાદિ સ્થળેથી પ્રતિનિધિઓ આવ્યાં હતાં. આસામ જેવા દૂરના અને પછાત ગણાતા પ્રાંતમાંથી પણ એક મહિલા આવી હતી. હિંદની કરોડોની સંખ્યામાંથી માત્ર બસોજ સ્ત્રીઓ પ્રતિનિધિ તરીકે આવી શકે એ સંખ્યાની દૃષ્ટિએ કદાચ બહુ મહત્વનું ન ગણાય. પણ રૂઢિપાશમાં જકડાયલી હિંદની સ્ત્રીઓનો વિચાર કરતાં આટલા દૂર દૂરના પ્રાંતોમાંથી બસો સ્ત્રીઓ પણ પોતાની ભગિનીઓના હિત માટે જાતિધર્મના ભેદભાવ ભૂલી

જાઇને એકઠી થઇ શકી એ એક આશાજનક ચિન્હ ગણી શકાય. ગુજરાતી બ્હેનોની સંખ્યા ૭ હતી, મુંબાઇથી સૌ. તારાબ્હેન માણેકલાલ પ્રેમચંદ અને હું, અમદાવાદથી સૌ. સરલાદેવી અંબાલાલ, વડોદરાથી શ્રી સુલોચના બ્હેન દેસાઇ અને બહુવિદ્યાબ્હેન મ્હેતા, તથા નાગપુરથી મીસીસ ત્રિવેદી. તે સિવાય સૌ. દક્ષાબ્હેન મ્હેતા અને સૌ. સુરજબ્હેન રંગીલદાસ કાપડીઆ એ બે પ્રેક્ષક તરીકે આવ્યાં હતાં. મુંબાઇથી બીજાં પ્રતિનિધિઓ મિસ રૂબેન, મિસ ગુલેસ્તાન બહાદૂરજી, મીસીસ. સેલીમઅલી અને પ્રો. કર્વેના મરાઠી મહિલાવિદ્યાલયનાં મુખ્ય શિક્ષિકા એટલાં આવ્યાં હતાં.

સાંજે ચાર વાગે થીયેટરમાં પરિષદ્ ખુલ્લી મુકવાની ક્રિયા કરવા માટે એક જંગી મેળાવડો થયો. આ વખતે લેજીસ્લેટીવ એસેંબલીના અને કાઉન્સીલ ઑફ સ્ટેટના સભ્યોને અને દીલ્હીનાં પ્રતિષ્ઠિત સજ્જનોને આમંત્રણ કર્યાં હતાં. વિશાળ થીયેટર ઠસોઠસ ભરાઇ ગયું હતું. પુરુષોની હાજરીને લીધે પડદો પાળનાર સ્ત્રીઓ માટે ઉપર ચક નાખી બેસવાની ગોઠવણ કરી હતી. પ્રથમ હિંદુ, ખ્રિસ્તિ અને મુસલમાન ત્રણે ધર્મની પ્રાર્થના થઇ. પછી સત્કાર સમિતિનાં પ્રમુખ મીસીસ એસ. આર. દાસે સર્વેને આવકાર આપ્યો. ત્યાર પછી લેડી અરવીને એક ટુંકું વ્યાખ્યાન કરી પરિષદ્ ખુલ્લી મૂકી. અને શ્રીમતી સરોજિની નાયડુએ તેમનો આભાર માન્યો. વડોદરાનાં રાજપુત્રવધુ શ્રી. શકુંતલા રાજે પણ બોલ્યાં. થીયેટર બહુજ વિશાળ અને સરોજિની નાયડુ સિવાય બધાંજ બોલનારના અવાજ તદ્દન ન્હાના એટલે છેક આગળની હારમાં બેઠેલાં સિવાય કોઇને પણ કાને ભાગ્યે બે ચાર શબ્દ પડયા હશે !



સૌ સરોજિની નાયડુ
પરિષદ્‌નાં ઉપ-પ્રમુખ.

હિંદની પ્રજાએ બહિષ્કાર કરેલા સાઇમન કમિશનના સભ્યો પણ આ મેળાવડામાં હાજર હતા તેથી કેટલાંક પ્રતિનિધિઓના મનમાં થોડો કચવાટ થયો. પણ પાછળથી ખબર પડી કે પરિષદ્‌નાં સેક્રેટરીઓ પર તેમને આમંત્રણ મોકલવા માટે અયોગ્ય દબાણ થવાથી તેમને ન છુટકે બોલાવવા પડયા હતા.

થીયેટરમાંથી ઉઠીને બારોબારજ બધાં પ્રતિનિધિઓને ટાઉન હૉલમાં જવાનું હતું. કારણ કે ત્યાં દીલ્હી શહેરની મ્યુનિસિપાલિટી તરફથી પ્રતિનિધિઓના સત્કારની યોજના કરી હતી. ગયે વર્ષે પૂનાના શહેરીઓએ પણ એક સભા ભરી ભાષણો કરી અમને આવકાર આપ્યો હતો. એટલે કાંઇક એવાનીજ કલ્પના કરતી હું ત્યાં ગઇ. પણ ત્યાં તો શું જોયું ! દીલ્હીના રહેવાસી જીનોએ તો ટાઉન હૉલને અંદ-

રથી રંગબેરંગી વીજળીના દીવા, ધ્વજ પતાકા, પુલપાનથી ખૂબ શણગારી દીધેલે અને ન્હા પાણીની ગોઠવણ કરેલી ! ખુલ્લી મૂકવાની ક્રિયા વખતે મોટા લોકોનો મેળાવડો હોવાથી ગંભીર શાંતિ પથરાઇ રહી હતી. તે પછી અહિંના હાસ્ય, વાતચીત બહુ મનોરમ લાગ્યાં. મ્યુનિસિપાલિટી તરફથી એક ગૃહસ્થે બધાં પ્રતિનિધિઓને આવકાર આપતા શબ્દો કહ્યા. પ્રતિનિધિઓ તરફથી શ્રી સરોજિની નાયડુએ થોડા પણ અતિ સુંદર શબ્દોમાં જવાબ વાળ્યો. એ બોલી રહ્યાં ત્યારે એક ગૃહસ્થે બીજાને ધીમેથી હીંદીમાં કહ્યુંઃ "હિંદનું બુલબુલ કહેવાય છે તે કાંઇ ખોટું છે ?"

તા. ૮ મીએ સવારે નવ વાગે પરિષદ્ શરૂ થઇ. ભોપાળના ના. બેગમ સાહેબે પ્રથમ કુરાનમાંથી પ્રાર્થના કરી. ત્યાર પછી પ્રમુખપદ માટે વિનંતિ કરવાની વિધિ સમાપ્ત થયા પછી ભોપળનાં બેગમ સાહેબે પ્રમુખ તરીકેનું ભાષણ વાંચ્યું. એમનું ભાષણ ઉર્દુમાં લખેલું હતું, અને તે એમણે બેઠે બેઠેજ વાંચ્યું. અમારા હાથમાં અંગ્રેજી ભાષાંતર આપવામાં આવ્યું હતું. બેગમ સાહેબનો અવાજ પણ ધીમો હતો. એટલે ભાષણ ખાસ અસરકારક નીવડયું નહિ. ભાષણમાંના વિચારોમાં પણ કાંઇ ખાસ નોંધવા લાયક હતું નહિ. પડદો અને બાળલગ્નના સંબંધમાં અભિપ્રાયો ડરતા ડરતા દર્શાવેલા હતા. ગયા વર્ષના પૂનાના વડોદરાના ના. મહારાણી સાહેબના તેજસ્વી, નિડર, વિચારશીલ ભાષણ સાથે સરખાવતાં આ ભાષણ છેક શુષ્ક લાગ્યું. ભાષણ પુરું થયા પછી પરિષદ્ મળી. થોડા ઠરાવો થયા. શરીર આરોગ્ય સુધારવા સંબંધી ઠરાવમાં જુદા જુદા ઉપાયો સાથે શાળાઓમાં નૃત્યકલા શીખવવાની પણ સૂચના હતી. પણ ભોપાળનાં બેગમ સાહેબને નૃત્યકલાની સુગ લાગવાથી તેમણે એ સૂચના કઢાવી નાખી. એ ઠરાવના ટેકામાં બોલનાર મ્હૈસુરથી આવેલાં મિસ લૅઝેરસને તો ખાસ નૃત્ય ઉપરજ બોલવું હતું. તેથી એમણે Dancing એમ આખો શબ્દ બોલવાને બદલે D A N C I N G એમ છુટા છુટા અક્ષરો દરેક ઉપર ભાર મૂકીને પોતાને જે કહેવું હતું તે કહી નાખ્યું !

દરેક ઠરાવ અંગ્રેજી ન સમજનારી સ્ત્રીઓ માટે મિસિસ હમીદઅલી ( શ્રીયુત આબ્બાસ તૈયબજીનાં પુત્રી ) હિંદુસ્તાનીમાં સમજાવતાં. બાળલગ્નના ઠરાવ ઉપર જયપુરથી આવેલાં યમુનાદેવી બહુજ છટાથી શુદ્ધ સરળ હિંદીમાં બોલ્યાંઃ એમનાં કહેવા પ્રમાણે રજપુતાના આ બાબતમાં સૌથી પછાત પ્રાંત છે. પાંચ કે સાત વર્ષની બાળકીઓનાં લગ્ન ત્યાં નિયમ રૂપે છે. તેથી ત્યાંના લોકો શ્રીયુત હરબિલાસ શારદાનું બીલ જેમાં લગ્નની વય બાર વર્ષની ઠરાવેલી છે તેનો પણ સખત વિરોધ કરે છે, એમ એમણે જણાવ્યું.

સાડા ત્રણ વાગે બધાં પ્રતિનિધિઓ કુતુબમિનાર જોવા જવાનાં હતાં પણ મેં તો પહેલાં બે વખત જોએલો હોવાથી તેમજ બીજું રોકાણ હોવાથી હું ન ગઇ. આ સફર વખતે મીસીસ દાસ તરફથી ચાની ગોઠવણ કરવામાં આવી હતી.

તા. ૯ મી એ સવારમાં પણ નવવાગે પરિષદની બેઠક હતી. નવ વાગે બરાબર શરૂ થઇ નહિ, અને બોલનારાં ઠરાવેલી હદ કરતાં બમણો ત્રણ ગણો વધારે વખત લે, એટલે બાર વાગ્યા પછી પૂરી થઇ. આ બેઠક વખતે લેડી અરવીન પોતાની ઇચ્છાથીજ આવ્યાં હતાં. તેમના તરફથી સંદેશો આવ્યો કે એ આવે છે એટલે તરતજ બીજી મોટી ખુરસી મંગાવવાની ગોઠવણ કરી. પણ ખુરસી આવતા પહેલાંજ એ આવી પહોંચ્યાં અને કાંઇ

પણ વિધિ શિવાય બેગમ સાહેબની બાજુ પર મુકેલી નાની ખુરસી ઉપર બેસી ગયાં. એમની આ સાદાઇથી બધાંનાં ચિત્ત પ્રસન્ન થયાં.

આ બેઠક પૂરી થયા પછી દીલ્હીની વીમેન્સ લીગ તરફથી જાહેર સભા હતી. પણ બપોરે પણ લેજીસ્લેટીવ એસેંબલીમાં જવા માટે અઢી વાગે પાછું હાજર થવાનું હતું એટલે બપોરનું ભોજન માંડી વાળીએ તોજ સભામાં જવાનું બની શકે એટલે ત્યાં જવાનો વિચાર બંધ રાખી હું તો ઘેર ખાવા ગઇ.

અઢી વાગે સરસ્વતી ભવન આગળ ટાંગા, મોટરબસ વિગેરે તૈયાર હતાં. તેમાં બેસી અમે બધાં નવા દીલ્હી તરફ જવા નીકળ્યાં. લગભગ અડધા કલાકનો રસ્તો કાપ્યા પછી કાઉન્સીલ ચેંબરના વિશાળ ભવન આગળ આવી પહોંચ્યાં. પાસેજ વાઇસરૉયનો નવો મહેલ બંધાય છે. લગભગ પુરો થવા આવ્યો છે. હિંદની ગરીબ પ્રજાના હાડમાંસ અને લોહીનો બનેલો તેમને મહેલ અલકાપુરીની સમૃદ્ધિને છાજે તેવો બનાવ્યો છે!



મિસિસ એસ આર. દાસ,
પરિષદ્‌ની સ્વાગત-સભાના પ્રમુખ.

કાઉન્સીલ ચેંબરમાં વાર્તામાંના રાક્ષસના મ્હેલ પેઠે એક પછી એક ચોકીઓ વટાવી અમે પ્રેક્ષકોની ગેલેરીમાં આવી પહોંચ્યાં. અમે બેઠા પછી થોડી જ વારમાં પ્રમુખ ના. વિઠ્ઠલભાઇ પટેલે સર હરિસિંગ ગૌરનું નામ પોકાર્યું. સર હરિસિંગ ગૌરે ઉઠી પોતાનો સંમતિવય વધારવાનો ઠરાવ રજુ કર્યો અને તેના સમર્થનમાં એક પ્રખ્યાત ધારાશાસ્ત્રીને છાજતી જ છટાથી અને બુલંદ અવાજે ભાષણ કર્યું. વિરોધીઓની એકે એક દલીલને એમણે તોડી નાખી. રા. સા. હરબિલાસ શારદાએ તેમને અનુમોદન આપ્યું. હવે ઠરાવ પસાર થવામાં કાંઇ વાંધો નહિ આવે એમ અમારી સર્વની ખાત્રી થઇ ચુકી અને અમારાં મન પ્રફુલ્લિત થયાં. હોમ મેંબરે સરકાર તરફથી જવાબ આપ્યો પણ તેમાં કાંઇ ખાસ મુદ્દો ન હતો. પણ ત્યાં તો આપણા દેશ સેવક ( ! ) લાલા લજપતરાય ઉઠયા ને સુધારો મૂકયો કે સીમલામાં આવતી ધારા સભાની બેઠક મળતા સુધી ઠરાવ મુલતવી રાખવો અને ત્યાં સુધીમાં પ્રજામત તપાસવો ! મત લેવાતાં આ સુધારો સર્વાનુમતે પસાર થયો ! બધી સ્ત્રીઓનાં મ્હોં પડી ગયાં. ચુંટણી વખતે દેશ સેવાની મોટી મોટી પ્રતિજ્ઞાઓ કરનાર, પ્રજાએ ચુંટેલા સભ્યોની ખુરસીઓ આજે ઘણી ખરી ખાલી જ હતી, અને સરકાર નિયુક્ત સભાસદો બધા હાજર હતા. આવા અગત્યના ઠરાવ વખતે ગેરહાજર રહે એટલી બધી એમની દેશદાઝ ! સ્ત્રીજાતિના હિતનો આવો મોટો સવાલ આમ ઉડાવી મૂકયો તેથી વિરોધ દર્શાવવા અમે સર્વ સ્ત્રી-પ્રતિનિધિઓ કાઉન્સીલ ચેંબરમાંથી ઉઠી ચાલ્યાં ગયાં.

દીલ્હીનાં જ એક સન્નારી મીસીસ દીવાનચંદે આજે અમને બધાં પ્રતિનીધિઓને ચ્હા પીવાનું આમંત્રણ આપ્યું હતું. અને લેજી-

ત્યારથી પરિષદ્ પૂરી થતા સુધી એમને એક ઘડીનો પણ વિશ્રામ મળ્યો ન હતો. પરિષદ્નાં સેક્રેટરી હોવાથી એમને ઠરાવો ઘડવાનું, તે છપાવવાનું, બોલનારાં નક્કી કરવાનું, અને બીજાં અનેકાનેક કામ હતાં. રાજકુટુંબોમાંથી આવેલી મહિલાઓને પ્લેટફોર્મ ઉપર જગા મળેજ. બીજી કેટલીક એવી હોય કે પોતાની મેળે ત્યાં ચઢીને બેસે. પણ કમલાદેવીની બેઠક તો સદાએ પ્રમુખના પગ આગળ, પ્લેટફોર્મની જમીન ઉપર જ. પરિષદ્નાં બીજાં સેક્રેટરી મિસીસ કઝીન્સને ભાગે પણ ઘણું ખરૂં એજ બેઠક આવતી. મિસીસ કઝીન્સે પણ પરિષદ્ માટે ઘણી મહેનત કરી હતી. જે ખરાં કામ કરનારા હોય તે સદાએ લોકોના દૃષ્ટિપથથી દૂરજ રહે છે એ ખરૂં જ છે. કમલાદેવી વિના પરિષદ્ મળવી જ અશક્ય હતી.

અને એ " ન્હાનકડાં ભાભી " નાં મોટેરાં નણંદે પણ પરિષદ્ને સફલ કરવામાં મોટો ભાગ બજવ્યો હતો. ભોપાલનાં બેગમ સાહેબ જો કે પ્રમુખ હતા પણ વૃદ્ધાવસ્થાને લીધે એમનાથી ઘડી ઘડી ઉઠ બેસ ન થઇ શકે. અને વળી તત્કાળ અંગ્રેજી બોલવાની અશક્તિને લીધે એમનાથી સભાનું કામ બરાબર ન ચલાવી શકાય. એટલે એ કામ તો ઉપપ્રમુખ શ્રીમતી સરોજિની નાયડુને જ માથે હતું. અને એમણે એ કર્તવ્ય શ્રેષ્ટ રીતે બજાવ્યું. વિરૂદ્ધ મત ધરાવનારાંના મનનું સમાધાન કરવું, નિષ્પક્ષપાત વૃત્તિ જાળવવી અને છતાં દરેક પ્રત્યે સહાનુભૂતિ બતાવવી એ કામ માટે વ્યક્તિત્વની જરૂર પડે જ અને તે વ્યક્તિત્વ શ્રીમતી સરોજિની નાયડુના જેવું બીજી કોઇ સ્ત્રીમાં ભાગ્યેજ હશે.

પ્રતિનિધિઓના છાત્રાલયની બધી જ ગોઠવણ સત્કાર સમિતિનાં સેક્રેટરી મીસીસ ચેટરજીના હાથમાં હતી. તે ઉપરાંત કયાંઇ પણ જવાનું હોય તે માટે ટાંગા વિગેરેની ગોઠવણ પણ એ જ કરતાં હતાં. બસો માણસોને માટે આ બધી ગોઠવણ કરવી એ રમત વાત નથી. પણ મીસીસ ચેટરજીએ અથાગ પરિશ્રમ લઇ એ સર્વ વ્યવસ્થા ઉત્તમ રીતે પાર ઉતારી. એમનો આખો દિવસ કામમાંજ જતો અને પરિષદ્નાં ભાષણો કે ઠરાવો સાંભળવાને એમને ઘડીક પણ ફુરસદ મળતી નહિ.

દીલ્હીની પરિષદ્ અનેક દૃષ્ટિબિંદુથી સફળ ગણાય. પણ એની સર્વ શ્રેષ્ઠ સફલતા તો એજ હતી કે સમસ્ત હિંદની આટલી સ્રીઓ જાતિના, ધર્મના, કુલના ભેદભાવ ભુલી જઇ એકત્ર મળી અને પોતાનાથી ઓછા ભાગ્યવાળી બ્હેનોના ઉદ્ધાર માટે યત્ન કર્યો.

---

સમાજ સુધારકઃ " હું તો માનું છું કે જો આપણે સાચી એકતા સાધવી હોય તો પ્રથમ તો ચોટલી અને જનોઇનો ઉચ્છેદ કરવો જોઇએ. "

એક ભૂદેવઃ " આ મંતવ્ય માટે મારો ઉત્કટ વિરોધ છે. જનોઇ અને ચોટલી ઉપર તો અમારી રોટલીનો આધાર છે ! "

× × × ×

**૨૫૦૦ પાઉંડનો કુતરો**

સીનેમાના નટ તરીકે જાણીતા ચપલા કુતરા " પીટર ધી ગ્રેટ " ને મી. ફ્રેડરીક સીરીએથી નામના એક તરંગર માણસે મારી નાખ્યો. પરિણામે કુતરાના માલીકે કોર્ટમાં દાવો કરી તેની પાસે કુતરાની કીમતના ૨૫૦૦ નુકશાની બદલ મેળવ્યા.

श्रीमती स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.





અમેરિકન પ્રજાને હિંદી સંગીતથી મુગ્ધ કરનાર
શ્રીમતી રાગિણીદેવી.

Luhanamitra Press, Baroda.



# "બ્રાહ્મણને વચને."

લેખક: રા. " કિશોર વકીલ. "

બ્રાહ્મણના વચન પર તો આખું બ્રહ્માંડ ઉભું છે. બ્રાહ્મણના વચનરૂપી ખુંટીઓ પર તો અદ્ધર લટકી રહેલું લાગતું આસમાન ટંગાઇ રહ્યું છે. બ્રાહ્મણના વચને તો શેષનાગ દુખતે દીલે, કચવાતે મને ધરાનો ભાર ઝીલી રહ્યો છે, અને પોતે લક્ષ્મીના ખોળામાં પગ નાંખી ઘસઘસાટ ઉંઘતા હોય તે વખતે શેષનાગ પોતાને તથા પોતાની પ્રિયતમાને મહાસાગરમાં ઉરાડી દઇ વંજે ન માપી જાય તે બીકે વિષ્ણુએ પોતાના નાભિકમળમાંથી બ્રહ્માને ચોકી કરવાને ઉત્પન્ન કર્યા છે. પીંડ અને તર્પણ ન મળતાં પિતૃઓ અશાંતિથી, બીકથી, નિરાશાથી પ્રેતરૂપે મૃત્યુલોકમાં પડવાને અફસોસ કરતા હોય તે સમયે પૃથ્વીપરથી એક બ્રહ્મવચન તેમને શાંત કરી દે છે અને નર્કમાંથી ઉગારી વિષ્ણુધામ અપાવે છે.

બ્રાહ્મણના વચન પર તો આપણી ફિલસોફી, આપણી સંસ્કૃતિ, આપણો ધર્મ, આપણી માન્યતાઓ અને આપણા રિવાજોની ઇમારત ચણાઇ છે, બ્રાહ્મણને વચને પવન વાય છે, દરીઓ તેની મર્યાદા નથી છોડતો, માણસ અદ્ધર નથી ઉડતો, જનાવરો વૈતરૂં કરે છે. બ્રીટીશ સામ્રાજ્ય સહીસલામત ઉભું છે કારણ કે ઇનામના મેળાવડાઓમાં બ્રાહ્મણના છોકરાઓ 'રક્ષ ભૂપ જ્યોર્જ તું સદા કૃપાનીધિ" લલકારે છે. બ્રહ્મવચનનું પ્રભુત્વ એ છે કે બ્રાહ્મણો પ્રભુના મુખમાંથી નીકળ્યા છે અને બ્રહ્મવચન બ્રાહ્મણના મોંમાંથી નીકળે છે.

આપણા પૂર્વજો કરતાં આપણે ઘણા ભાગ્યશાળી છીએ. અર્વાચીન બ્રાહ્મણો ઘણા મલતાવડા, પ્રેમાળ અને સંયમી છે. અસલના માની અને ચીઢીયા ઋષિઓના શાપના ભયથી રાજરાજેશ્વરો પણ કંપતા ત્યારે તેમના મીલનસાર વંશજો આપણે ઘેર આવી પંચભાગ લઇ જાય છે, આપણાં છોકરાં રમાડી જાય છે; એમના પૂર્વજોનું અતડાપણું અને પુરૂષપક્ષપાત વેગળાં કરી આપણાં સ્ત્રીવર્ગને પણ એમના અગાધ જ્ઞાન, તપશ્ચર્યાનો લાભ આપતા જાય છે અને કામ પડે તો શાક પણ આણી આપે છે. એક જજમાનનો સંદેશ બીજાને ત્યાં લઇ જાય છે. ત્રીજાને ત્યાંથી ચોથાને ત્યાં પહોંચાડે છે.

બ્રહ્મવચન આપણા જીવનનું એક મહાન પ્રેરકબળ છે. બ્રહ્મવચને ત્રીજીવાર ડોસાઓ પરણે છે. બ્રહ્મવચને ખોજા થઇ ગયેલા હિંદુ થઇ શકે છે. પરદેશગમનનું પ્રાયશ્ચિત કરી બ્રહ્મદક્ષિણા આપી બ્રહ્મભોજન કરાવી પાવન થઇ જાય છે. બ્રહ્મવચન અભેદ્ય છે, અમોઘ છે.

એ બ્રહ્મવચના પ્રભાવથી સુરતની એક વણિક જ્ઞાતિમાં ભારે ઉથલપાથલ થઇ ગઇ હતી. એક જુવાનીઆએ બ્રહ્મવચનનો અનાદર કર્યો હતો. સમુદ્રગમન એ પાપયુક્ત છે અને સમુદ્રગમન કરી આવ્યા પછી પ્રાયશ્ચિત્ત કર્યા વગર માણસ સંસર્ગને લાયક રહેતો નથી એ તો પુરાણું શાસ્ત્રવચન છે, અનાર્યો અને યવનોના દેશમાં જનારો માણસ પશ્ચાત્દ દે-

શીમાં અભ્યાસને ખાતર કે સૃષ્ટિનીરિક્ષણને ખાતર જનારો માણસ આપણા શાસ્ત્રમાં બાધીત વસ્તુઓ ખાય છે, અપેય વસ્તુઓ પીએ છે. અકાર્ય કરે છે અને તેને માટે પાયશ્ચિતની આવશ્યકતા આપણા શાણા શાસ્ત્રકારોએ ઠરાવી છે. એ રસોયો સાથે લઇ જાય તો પણ એ અનુમાન કાયમજ રહે છે. એ પરદેશ ગયો એટલે કેમ જાણ્યું કે નહિ ખાતો પીતો હોય ? આપણા દેશમાં જ અનુમાનને સ્થાન નથી. ઇરાનીની હોટલમાં કે ઇંગ્લીશ હોટલમાં જનાર માણસની બાબતમાં આપણે ઘણાજ ડહાપણથી પુરાવો માગીએ છીએ. કારણ કે બ્રહ્મચર્યન દેશમાં રહી ખાવાપીવાનો બાધ નથી ગણતું.

આ બ્રહ્મચર્યનનો અનાદર કરી વણિક કોમનો શાંતિલાલ નામે યુવક બસરા, અરેબીઆ વગેરે સ્થળોમાં જઇ રહી આવ્યો હતો. એ પરદેશથી હિંદુસ્તાનમાં ખજુર ચહાવે છે. હિંદુસ્તાનના ગામે ગામમાં એના એજન્ટ છે. સુરતનો બાલીઓ ગાંધી મુંબઇ ઘલાકાનો એનો સોલ એજન્ટ છે. ત્યાં રહ્યો રહ્યો એ ખજુર ચઢાવે છે અને અગીઆરસે ખજુરની ગુણની ગુણો અહીં ખપી જાય છે.

સુધરેલા વિચારનો હોવા છતાં શાંતિલાલ એકાદશી કરે છે. સુધારાને, ભાવનાશાળી પણાને, વ્યવહારૂપણાને અને દુનીઆદારીની સમાગમથી કાબુમાં રાખી જાણે છે. એકાદશીને પ્રતાપે તો એ આ સ્થિતિએ ચઢયો છે.

બી. એ. થયા પછી કયો ધંધો કરવો એ મુંઝવણમાં શાંતિલાલ પડયો હતો. બાપનો થોડો ઘણો પૈસો હતો પણ કયા વેપારમાં નાણા રોકવા એ પ્રશ્ન હતો. એક એકાદશીએ એ શાક લેવા નીકળ્યો હતો. એની ખાસીઅત એ હતી કે જે શાક લઇને આવે તેની ઝોળી દેખાવી હરતરફથી શાક પારખવાનો પ્રયત્ન કરવો પુછવું કે શું વસાવ્યું. પછી તેનો ભાવ પૂછી જોવો કે લુચ્ચા પરવાળીઆ અને ખંધી કતારગામ અને આકાની શાક વેચનારીઓ તેમને ઉતરી ન જાય.

એકને પૂછ્યું કે શું લઇ આવ્યા તો કહે કે ખજુર, બીજો કહે કે ખજુર, ત્રીજો કહે કે ખજુર; જે મળે તે કહે કે ખજુર, જે જે ઝોળીમાં એમની નજર પડી ત્યાં ખજુરની મૂર્તિ ખડી થઇ. એક પક્ષિને બીજાનો નાશ કરવું જોઇ ભગવાન બુદ્ધને દુનાઆની અસારતાની ખાત્રી થઇ તેમજ આ મહાન ચિંતકને દરેક ઝોળી જોઇ એકાદશીને દિવસે ખજુરની ખપતનો ખ્યાલ આવ્યો. ભુગોળનો, ઓળખાણનો અને તર્કનો સંપૂર્ણ લાભ લઇ એમણે ધંધામાં ઝંપલાવ્યું. અરેબીઆ, બસરા વગેરે સ્થળોમાં જઇ ત્રણ વર્ષ રહ્યો અને સારા પૈસા પેદા કરી લગ્ન કરવા પાછો સુરત આવ્યો.

લગ્નના દશ દિવસ પહેલાંજ એણે હિંદુસ્તાનમાં પગ મૂકયો. તેમાંયે પહેલા ચાર પાંચ દિવસનો મુંબઇ અને તેના પરાઓમાંજ ગયા. લગ્નના પાંચ સાત દિવસ અગાઉજ એ સુરત આવ્યો. સુરતમાં એના માસીનાં છોકરા અને માએ લગ્નની તૈયારી કરી મૂકી હતી.

બે દિવસ સુધી તો એને સમજણ ન પડી કે એના ન્યાતીલાઓ એની મુંછ પર કેમ કાતિલ નજર નાખતા હતા. શું અમુક ન્યાતીલાઓ શરીરશાસ્ત્રીઓ હશે અને ભૌગોલિક કારણોથી અને આબોહવાના ફેરફારોથી મુંછમાં શું ફેરફાર થતા હશે તેનું અધ્યયન કરતા હશે ? અથવા તેમને મુંછ આટલી સુંદર અને ભરાઉ નહિ ઉગતી હોય તેથી અદેખાઇથી અને ઇર્ષાથી જોઇ રહેતા હશે. એક જણે તો કેમ છો અને કયારે આવ્યા એમ પૂછતાં પછતાં એવા દૃષ્ટિપાત નાખ્યા કે બીજી ક્ષણે હાથમાં લઇ સુતરની પેઠે કેટલા નંબરની મુંછ છે એ તપાસશે કે શું એવી ધાસ્તી

એને લાગેલી, અને આ મુંછ આશ્ચર્યથી વિસ્મય પામી એણે ઘણીવાર આરસીમાં જોયલું અને કાતર લઇ જરાક નાનામોટા લાગતા મુંછના છેડા સમારેલા.

પણ એના ન્યાતીલા તો બ્રાહ્મણુનુંજ વચન અનુસરતા હતા. પુરાણુકાળમાં એક જણુને પરદેશગમનનું પાપ કરી આવ્યા પછી ઘણોજ પશ્ચાતાપ થયલો અને પશ્ચાતાપના વહ્નિથી અંદરના ભાગમાંથી ચેતેલી એની મુંછ ખરી પડેલી. ત્યારથી બ્રાહ્મણોએ ઠરાવ્યું હતું કે મુંછવિનાશ એ સાચા પ્રાયશ્ચિતનું અનિવાર્ય લક્ષણુ છે. પરદેશગમનથી હૃદયમાં સાચો પશ્ચાતાપ થયો હોય તો મુંછ ખરી પડવી જોઇએ નહિ તો તેને ખેરવી પાડવા હજામના અસ્ત્રાની મદદ સ્વીકારવી જોઇએ વળી દાઢી અને મુંછ એવા જુદી છે કે પરદેશગમનનો મેલ સંઘરી રાખવાનો મમત છોડતાજ નથી. જે જઠરમાં પરદેશની અખાદ્ય વસ્તુઓ ખવાઇ અને અપેય વસ્તુઓ પીવાઇને પહોંચી તે જઠર તો જુલાબથી સાફ થઇ જાય. પણ દાઢી અને મુંછનો તો પરદેશગમનનો મેલ સંઘરીજ રાખવાનો સ્વભાવ હોવાથી એને તો બોડાવવાજ પડે. એને સાબુના પાણીથી ધુઓ, એને અરીઠાના પાણીથી સાફ કરો, એના પર બ્રશ ફેરવો પણ પરદેશગમનની મલિનતા એમાંથી નહિજ નીકળે. એમને મુડાવવાજ જોઇએ એવું શાસ્ત્રનું ફરમાન છે. પુષ્પેપુષ્પથી સંજનન રજકણુ ઉરાડતો સમીર, શાંતિના અપવિત્ર મુખની મલિનતા પોતાના મુખ પર ન ઉરાડે તેથી આડો ખેસ રાખીને તેની સાથે વાત કરનાર અમારા રામશંકર શાસ્ત્રી તો એથી આગળ વધીને કહે છે કે પ્રાયશ્ચિત સમયે દાઢીમુંછ કરી હજામે એ બાલ તરતજ સાત હાથનો ઉંડો ખાડો ખોદી દાટી દેવા જોઇએ અને પછી તાપી માતામાં જઇ સાતવાર સ્નાન કરી લેવું જો-ઇએ કારણુ કે જો એમાંના એકાદ અપવિત્ર વાળ પર શુદ્ધ બ્રાહ્મણનો પગ પડે તો એને મહાન પાતક ચોંટે. દરેકની પાસે શાહજહાન અને કુતુબુદ્દીન જેટલો પૈસો નથી હોતો નહિ તો રમાશંકર શાસ્ત્રી તો કહેત કે એ વાળના કણુ દાટી તેના પર તાજમહાલ કે કુતુબમિનાર જેવી ઇમારતો ચણાવી દેવી. આથી મલિનવાળ સદાને માટે દટાઇ જાય અને આપણી કલાભાવનાને પોષણુ મળે.

કાળજીપૂર્વક નિરીક્ષણુ કરતાં ન્યાતને ખાત્રી થઇ હતી કે આ બંડખોર યુવકે બ્રાહ્મ-ણુના વચનનું અને શાસ્ત્રના ફરમાનનું અપ-કર્યું હતું કારણુ કે અરેબીયન નાઇટસની અદ્ભુત ભૂમિના કોઇ ઇલ્મીની સહાયતા વિના મૂંછ બોડાવ્યા પછી અઠવાડિયામાં આટલી ઉગી જવાનો સંભવ નહોતો.

આખી ન્યાત ક્રોધથી સળગી ઉઠી. શાંતિની ભરાઉ મુંછ તેમનો ઉપહાસ કરતી લાગી. તેમના શાસ્ત્રનો અને તેમના પૂજ્ય બ્રાહ્મણોનો ઉપહાસ કરતી લાગી. ન્યાતનો દરેક માણુસ કાગળ કાપવાને કાતર પકડતો ત્યારે તેને તે વડે શાંતિની મુંછ કાતરી નાખ-વાની ઉર્મિ થઇ આવતી.

દરેક જણુ બ્રહ્મવચન પ્રત્યેની શુદ્ધ શ્રદ્ધાથી, શાસ્ત્ર પ્રત્યેના અપાર અનુરાગથી દોરાતું હતું તે ઉપરાંત પણુ શાંતિલાલની મુંછનું ગુમાની અસ્તિત્વ ન ખમી શકવાનાં કારણો હતાં. ચીમનલાલે બેચાર જણુ હસ્તક માગાં મોકલ્યાં પણુ શાંતિએ પોતાની બેન એમને આપી ન હતી પણુ એક સડેલા ભિખારીને આપી હતી. રમણુની બેન પાસે ન્યાતે પરાણે શીર્ષ-મુંડન કરાવી સુતકી વાળ અપાવ્યા તેમાં શાંતિના કાકાએ આગેવાની કરી હતી. અને સુમનના બાપા શાંતિની પાડોશણ સોના-રણુને ત્યાં આવજા કરતા હતા ત્યારે શાંતિના બાપાએ એને અંનાજના પીપમાંથી ખેંચી

ચિત કરી નાખવું. કારણ તો વાંચી જુઓ શાસ્તરમાં કે પૂછો આ ગોરમહારાજને. "

સંયુક્ત કુટુંબના ધારકામથી મોડી પરવારેલી નવવધુ મેડીએ આવી ઝોકાં ખાતાં પતિને ઉઠાડીને જ ઝંપે તેમ ન્યાતના જુવાનીઆઓ આ વિકટ પ્રશ્ન પર મત લેવા ગોરને જગાડયા પછી જ ઝંપ્યા. પણ અપંડિતોની સભામાં પંડિતે મૌનજ ધારણ કરવું એ સૂત્રને અનુસરી ગોરે પાછા કોપરાં ઝોકવા માંડયાં.

"વહીવટદાર સાહેબ એક માણસે પરદેશગમન કર્યું તેની પાસે તમે પ્રાયશ્ચિત કરાવવા તૈયાર થયા છો. ઠીક. પણ તમારીજ ન્યાતમાં કેટલાક માતાના ભક્તો મદિરા પીએ છે. કેટલાક સાહેબ લોકની પાર્ટીઓમાં જાય છે. કેટલાક સમોસાં ખાય છે, તેને તમે પ્રાયશ્ચિત કરાવ્યું ? "

આ પ્રશ્નથી સાંજનું ઘડીભર મ્હાત થઇ ગયું. તેવામાં એક વિચિત્ર બનાવ બન્યો. અત્યાર સુધી શાંત બેસી રહેલા ઠાકોરભાઇ સાંજનામાંથી ઉઠી એકદમ દોડયા. એક દોટ મૂકી, સુરતની મ્યુનિસિપાલિટિના જ્વલંત યશોધ્વજ સમા એક ઘાસતેલીયા ફાનસના અજવાળાથી અંધારી રહી ગયેલી ગલીમાં ગાયની સામે અથડાતા અથડાતા પણ ઠાકોરભાઇ એમને ઘેર પહોચ્યા. શ્વાસભેર દાદર ચઢી એમની પત્ની પાસે ગયા.

" કેમ શું કરી આવ્યા સાંજનામાં ! મેં કહ્યું હતું તે બોલ્યા હતા કે રામનું નામ ? "

" શું બોલે મારું કપાળ ? છોકરાઓ તો વાત લાવ્યાછ કે નાતના બીજા ગમે તેમ ખાય પીયેછ તેને તમે શું કર્યું ! "

" તમારા મરદોમાં તો આએ મીઠુંજ ધ્થી નાખ્યું.. તમે કર્યો ઇન્સાફ. ચુડી પહેરીને ઘેર બેસો અને અમને બૈરાંઓને ઇન્સાફ કરવા મોકલો. એટલું કહેતાં ન આવડયું કે અહીં કોઇ ન કરવાનું કરે છે અને ન ખાવાનું ખાય છે તે પુરવાર કર્યું ? લાવો પુરાવા તો ઇન્સાફ કરીએ. " ઠાકોરભાઇની વહુ ચંડિકાએ કહ્યું.

જેવા આવ્યા હતા તેવા દોડતા દોડતા, ગાયના પુંછડાનો ઝપાટો લાગ્યો હતો તે ભાગ પંપાળતા પંપાળતા ઠાકોરભાઇ રીપવેન વીંકલના જેવા સાંજનામાં પહોચ્યા. એમના ગયા પછી સાકરીવા જીભના વેણીભાઇએ શાંતિને ફેસલાવવા માંડયો હતો.

" ભાઇ તમે અંગ્રેજી ભણેલા બધામાં કારણ માગો. કાલે પૂછશો કે ભગવાન છે એમ કહેવાનું પણ શું કારણ ? આમાં મોટી વાત શી છે ? આ તાપીએ જઇને જરા પ્રાયશ્ચિત કરીને દાઢી મૂછ બોડાવી નાખવા તેમાં આ શી ચોળાચોળ ? "

એટલામાં ઠાકોરભાઇ દોડતા દોડતા આવ્યા. હાંફતા હાંફતા આવીને બેસી ગયા. " પુરાવો લાવો ", અર્ધી મિનિટે એ બોલી શકયા.

" શેનો પુરાવો ? "

" પેલો રમેશ કહેતો હતો ને કે આપણી ન્યાતમાં કોઇ ખાય પીએ છે તેનો. "

" હવે એતો પતી ગયું તેનું અત્યારે શું છે, બેસની બોધલા. જાણ્યું હું ઘેર પૂછીને આવ્યો તે. " મથુરે કહ્યું.

" મોં સમાલીને બોલ " ઠાકોરભાઇ તપ્યા " માથું ભાંગી નાખીશ. "

" હવે ભાંગ્યું, ભાંગ્યું. માથું ભાંગનારા બૈરીના હાથનો માર ન ખાય સમજ્યો ! "

ઠાકોરભાઇ અને મથુર બંને સ્નેહીઓની પેઠે ભેટવાને આતુર હતા પણ પાછા વયોવૃદ્ધ ન્યાતીલા વચ્ચે પડયા અને બંનેને શાંત પાડયા. અને સાંજનાનું ખરૂ કામ ખાંજરે પડયું હતું તે પર બધાનું લક્ષ ખેંચ્યું.

" જુઓ ભાઇ, કારણ બારણ જાણવાની

આપણે જરૂર નથી. આપણી ન્યાતનો જુનો રિવાજ છે કે પ્રાયશ્ચિત કરવું તે કરવું. વાણારસી બધાનો મત પૂછતા આવો."

"ઓટ લો ઓટ" ઇશ્વરદાસે અંગ્રેજીના જ્ઞાનની વાનગી પીરસી.

અંતે વોટ લેવાયા. પ્રાયશ્ચિત કરાવવાની દરખાસ્ત પસાર થઇ ગઇ. રમણ, સુમન ને ચીમન મુછમાં હસવા લાગ્યા.

"આપને પ્રાયશ્ચિત કરાવવું જ છે તો સો આ પ્રાયશ્ચિત તૈયાર છે" શાંતિએ કહ્યું અને સર્ટીફીકેટ બતાવ્યું.

નાસિકના બે શાસ્ત્રીઓનું સર્ટીફીકેટ હતું. મહાન શાસ્ત્રી રેવાશંકર નથ્થુરામ અને વિજ્યાશંકર વીરમણિશંકરના એ પ્રમાણપત્રો હતા. તેમાં ચોક્કસ ખાત્રી આપવામાં આવી હતી કે બ્રાહ્મણોને યથેષ્ટ દક્ષિણા આપી શાંતિલાલે પરદેશગમનનું શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત નાસિકમાં કર્યું હતું. પ્રાયશ્ચિત કર્યાની તારીખ આઠ દિવસ પરની જ હતી.

ચીમન, રમણ અને સુમન ચમક્યા નારાજ થયા. એમના શાંતિને વગર મુછે પરણવા મોકલવાની ઉમેદ ભાગી પડવા લાગી. તરત તેમને શાંતિની મુંછ યાદ આવી.

"આ બનાવટ લાગે છે. પ્રાયશ્ચિત દાઢી મુંછ આપ્યા વગર થાયજ કેમ ? આઠ દિવસ પર દેહશુદ્ધિ કરી હોય તો મુંછનો આટલો ભારો ક્યાંથી ઉગ્યો !" તેમણે પૂછ્યું.

તેમને ખબર ન હતી કે આપણાં શાસ્ત્ર પણ આપણા ઉદાર બ્રાહ્મણોની પેઠે સમો ભણી જાય તેવાં છે. જુદા જુદા તીર્થોમાં જુદી જુદી રીતે દેહશુદ્ધિ કરી શકાય છે. દાઢી મુંછ વગર, દાઢી મુંછ સાથે, ઉભા ઉભા, સુતા સુતા, એક પગ પર ઉભા રહીને કે ફરતા ફરતા દરેક રીતે પ્રાયશ્ચિત કરી શકવાની અનુકુળતા આપણા શાણા શાસ્ત્રકારોએ રાખી છે બધો આધાર તમારી વૃત્તિ પર છે. લગ્ન મુહૂર્ત વખતે તમે ભલે સુરતમાં કરો પણ જન્માષ્ટમીને દિવસે કરવા હોય તો ભુસાવળ કે પુને જવું પડે અને સુરતમાં મુંછ આપ્યા વિના દેહશુદ્ધિ ન થઇ શકે તે નાસિકમાં થઇ શકે.

અંતે શાંતિલાલને ખરચે એક શાસ્ત્રીઓની સભા મેળવી, મુછ આપ્યા શિવાય પ્રયશ્ચિત થઇ શકે કે નહિ તેનો નિર્ણય કરાવવાનો ઠરાવ કરી ન્યાત ઉઠી ગઇ ભળાભાંખળું થવા આવ્યું હતું. કેટલા ઘેર ગયા. કેટલા ચા પીવા ગયા. સુમનની અશક્તિને લીધે તેને ડૉક્ટરે ઈંડા લેવાની ભલામણ કરી હતી તેથી બેકરીમાંથી ત્રણ ઈંડા લઇ ઘેર ગયો.

પંદર પંદર રૂપરડીને માટે પોતાના અમુલ્ય સમયનો ભોગ આપીને પણ એક પામર અને અધમ આર્યની સરી પડતી આર્યતા તેની દેહશુદ્ધિનો શાસ્ત્રાર્થ કાઢી આપી પાછી અપાવવા પાંચ વિદ્વાન શાસ્ત્રીઓની સભા મળી શાંતિલાલે સર્ટીફીકેટ બતાવ્યું અને નાસિકના બે સમર્થ પંડિતોના નામ દીધાં. નામ સાંભળી શાસ્ત્રીઓ કંઇ વિચારમાં પડતા લાગ્યા.

"આ નામ આપે નથી સાંભળ્યા ? આ સમર્થ પંડિતો જેમના નામ ગુજરાતની દરેક ગુજરાતી શાળાનો દરેક છોકરો જાણે છે તેને આપ નથી પીછાનતા ?" શાંતિએ પૂછ્યું.

કોણ કહે છે કે આ શાસ્ત્રીઓએ એ નામ નહોતા સાંભળ્યા ? એ લોકોએ ન સાંભળ્યા હોય ? સુરતના પ્રખર પંડિત શાસ્ત્રીઓએ ? અને તે પણ નાસિકના વિદ્વાન પંડિતોના નામ ? શાસ્ત્રીઓ ગવર્નર જનરલની કાંઉસીલના કે ગવર્નરની કાંઉસીલના એક પણ સભ્યનું નામ ન પણ જાણતા હોય પણ પંચાગ પર આજીવિકા બાંધનાર અને નદી

કાંઠે લુગડા સાચવવા બેસનાર દરેક વિદ્વાન બ્રાહ્મણને તો તેઓ ઓળખે છે.

નાસિકના વિદ્વાન બ્રાહ્મણના વચનનું સારૂં વજન પડ્યું. બ્રાહ્મણોએ એકાંતમાં જઈ બહુ મસલત કરી, બહુ વિવાદ કર્યો. ઘણા ગ્રંથ ઉથલાવ્યા. પોતાની અલ્પમતિનો તેમણે કશો પણ ઉપયોગ ન કર્યો. આગળના ડાહ્યા, અક્કલ અને અગમચેતીવાળા વિદ્વાનો અને બ્રહ્મર્ષિઓ શું કહી ગયા છે તેનુંજ એમણે મન્થન કર્યું અને છેવટે શાસ્ત્રાર્થ કાઢ્યો કે પ્રાયશ્ચિત કર્યું હતું તે બરાબર હતું. માત્ર પાપમોચિની તપ્તીમાં સ્નાન કરી સંપૂર્ણ શુદ્ધિજ મેળવવી બાકી રહી.

આ સાંભળીને ન્યાતને સંતોષ થયો. એનો ખળભળાટ, એનો ક્ષોભ, એનો ક્રોધ બધા ઓસરી ગયા. પાંચ બ્રાહ્મણો કહે કે પ્રાયશ્ચિત બરાબર છે તો પછી એથી વધારે એક આગળ પડતી વણિક જ્ઞાતિને શું જોઈએ ? શાસ્ત્રાર્થ કઢાવ્યો એટલે શાંતિ વળી ગઈ.

આ પ્રાયશ્ચિત ન કરાવ્યું હોત, ખરૂં છે કે મોટું તેનો શાસ્ત્રાર્થ ન કઢાવ્યો હોત તો શું થઈ જાત ? રામચંદ્રજીના વંશમાંથી ઉતરી આવેલી, દરેક જ્ઞાતિભોજન સમયે રામચંદ્રજીની જે બોલાવનારી, કાશ્યપ ગોત્રમાંથી ઉત્પન્ન થયલી જ્ઞાતિ દુષિત થઈ જાત, પતિત થઈ જાત. બ્રાહ્મણને વચને અને સૂર્યની સાક્ષિએ જે જ્ઞાતિઓ આપણી આર્યતા જાળવી રહી છે તેમાંની એકની આર્યતા ધૂળમાં રગદોળાઈ જાત.

પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિતથી પવિત્ર બનેલા શાંતિના લગ્ન નિર્વિઘ્ને થઈ ગયા. વિના સંકોચે ન્યાતીલાઓ તેની સાથે બેસી ગૌરવ જમી ગયા.

પશ્ચાત્તાપ એ ખરૂં પ્રાયશ્ચિત છે. એનાથી પાપીનું હૃદય પવિત્રતા પામે છે.

" હા પસ્તાવો વિમળું ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે.
પાપી તેમાં ડુબકી દઈને પુણ્યશાળી બને છે."

શાંતિલાલનું હૃદય પણ જ્ઞાતિજને કરાવેલા પ્રાયશ્ચિતથી પરદેશગમનમાં રહેલી અવનતિ, અધમતા અને ધર્મગ્લાનિ પુરેપુરૂં સમજી ગયું હતું. છતાં આશ્ચર્યની વાત એ કે લગ્ન પછી બે માસ રહીને એતો પાછો સજોડે પરદેશગમન કરવા તૈયાર થયો.

" અલ્યા પાછું આવીને તારે પ્રાયશ્ચિત કરવું પડશે." તેના મિત્ર રમણિકે કહ્યું.

" હવે તો નહિ કરૂં. દોસ્ત શું કરૂં વખત વિચારી જવો પડ્યો. સસરો પણ સુધારક હોત તો ન્યાતને લાત મારત પણ સુંદરીને ખાતર સિદ્ધાંત છોડવા પડ્યા."

" રમણ, સુમન તો બહુ ખુશ થયા છે કે તારી પાસે ખુબ ખરચ કરાવ્યો. પોણોસો રૂપીઆ અહીંઆ ખરચાવ્યા, નાસિકનું ગાડી ભાડુ લાગ્યું હશે તે અને ત્યાં દોઢસો બસો રૂપીઆ ખરચી આવ્યો હશે તે જુદું."

" ત્યારે તો તેમને કહેજે કે તમે ખાંડ ખાઓ છો. અહીંના શાસ્ત્રીનાં મોઢાં ભરવા પડ્યાં બાકી સર્ટીફીકેટના તો આખા બે રૂપીઆ લાગ્યા છે."

કેમ ?

"કયો મારો કાકો નાસિક ગયો છે ! મુંબઈમાં બેઠા બેઠા બે બ્રાહ્મણને રૂપીઓ રૂપીઓ આપી સર્ટીફીકેટ લખાવી લીધું."

કોણ જાણે કયાંથી નાતના યુવાનવર્ગને આની ધીમે ધીમે જાણ થતી ગઈ. તેમણે મોટેરાના મશ્કરી કરવા માંડી.

પણ એ ધુરંધર્મ વર્ગને તેની કશી પરવા ન હતી. તેમનો એકજ જવાબ હતોઃ " બ્રાહ્મણને વચને અને સૂર્યની સાક્ષિએ." બ્રાહ્મણનું વચન અને સૂર્યની સાક્ષિ એથી કોઈ પણ વધારે સાબીતિની કે પુરાવાની તેમને આવશ્યકતા ન હતી તેમને ખાત્રી હતી કે આમાં જરા

પણ છેતરામણુ ન હતી. જો શાંતિએ બનાવટ કરી હોત તો બ્રાહ્મણના વચને અને સૂર્યના કિરણોએ તેને બાળીને ભસ્મ કરી નાખ્યો હોત.

ન્યાતની અંતર્ગત શુદ્ધિની જેને ખાત્રી હતી તે તો કહેતા હતા કે આટલી પણ દેહ શુદ્ધિની જરૂર ન હતી તીર્થંકરં ચ વહ્નિઞ્ચ નાન્યતઃ શુદ્ધિમર્હતઃ તીર્થંકરને અને વહ્નિને બીજા પાસે શુદ્ધિ મેળવવા નથી જવું પડતું. ન્યાત તો ગંગાનો પ્રવાહ છે. ભગવતી પાપમોચની ગંગામાં સ્નાન કરનારા હોય છે તેમ ગંદકી કરનારા હોય છે તેથી કંઇ ગંગાની વિશુદ્ધતા ઓછી થતી નથી. તેજ પ્રમાણે શાંતિલાલ જેવા સમુદ્રગમનનો ગુન્હો કરી પ્રાયશ્ચિત કરવાનો ડોળ કરી ન્યાતની પંગતમાં બેસી ન્યાતને અભડાવવાનો પ્રયત્ન કરે તેથી ન્યાત અશુદ્ધ થતીજ નથી ન્યાત તો ગંગાનો પ્રવાહ છે.



# પૂર્ણાંગના.

લેખક: રા. ગુલાબચંદ મૂળચંદ બાવિશી.

સ્ત્રીએ અર્ધાંગના છે, એમ સમજુ વર્ગ કહે જ્યારે કામીવર્ગ, નાદાનવર્ગ અને અરસિક વર્ગ, તે જાતિને ગુલામડી કહે છે. સંસારમાં સ્ત્રીવર્ગને ભમાવનાર, ફોસલાવનાર અને લલચાવનાર પુરૂષવર્ગ છે, તો તે વર્ગમાં જે પુરૂષો આવી જતા હોય તેને શું ઉપનામ આપવું તે હું વિવેકથી વાચકવર્ગને સોંપું છું.

સૌ કબુલ કરે છે કે સ્ત્રી તો અર્ધાંગના છે. સ્ત્રીનું મહત્વ સૌંદર્યથી અંકાય છે. પરમાત્મા કદરથી સ્ત્રીમાં પણ સૌંદર્યની છાંટ નાખે છે; યૌવનની મૃદુતા પૂરે છે. અને તેને વરનાર પુરૂષ જો તેણીનેજ વળગી રહે છે, એક પત્નીવ્રત પાળે છે તો અર્ધાંગનાનું અને "ધણી"નું જીવન સરળ લેખાય છે. બતાવશોજી કે આવા કેટલાક દમ્પતી વિદ્યમાન છે?

હું સ્ત્રીને પૂર્ણાંગના કહું છું. સ્ત્રીનું મહત્વ પૂર્ણાંગના તરીકે, તેણીના શીયળ અને ચારિત્ર્ય ઉપરથી બંધાય છે. ભલે તે રૂપે રંગે શ્યામ હોય પરન્તુ તેણીમાં નૈસર્ગિક સૌંદર્ય સ્વમાનનું શક્તિ, પારખ શક્તિ, આનન્દ કલ્લોલ, ભાવદર્શન, વાણીમાં મીઠાશ, હૃદયની ઉજ્જવલતા, પતિને પ્રભુની ભક્તિ, કુટુમ્બ ને રાષ્ટ્રભાવ...હોય તો સ્ત્રી પૂર્ણાંગના નથી શું ? હા, એક સ્ત્રીમાં બધીય ચીજોની અપેક્ષા ન રાખી શકાય, પરન્તુ "સ્ત્રી" તરીકે જગતના મેદાનમાં છાતીભર નિડરપણે ઉભા રહી શકાય કે નહિં ? સીતાજી પૂર્ણાંગના હતા. આંગણે આંગણે સીતાજી હોય તો ? રામચન્દ્રજીની ખોટ જણાય કે નહિં ?

રાવણતો ઘણાય મળી રહે !!

પૂર્ણાંગના સ્ત્રીનો જો કે ભારતવર્ષમાં દુષ્કાળ નથી પડ્યો પરન્તુ આંગળીને વેઢે ગણી શકાય તેટલીજ હશે. કોને ખબર છે કે પ્રાતઃસ્મરણીય પવિત્ર પૂર્ણાંગના સ્ત્રીઓના વ્રતથી ભારતવર્ષ નહિં નભી રહ્યું હોય ? પૂર્ણાંગના સ્ત્રીની ઇર્ષા અર્ધાંગનાને જરૂર આવે. અને પુરૂષોને ! વાતજ જવા દો. હવે જો જીવવું હોય તો પુરૂષ કરતાં સ્ત્રીનો અવતાર પસંદ કરવામાંજ મજાક છે. ઇચ્છું છું કે આ વાંચીને પુરૂષોના પ્રકૃતિ સૌંદર્યના નિરુત્સાહને નિરાશા નહિં આવે.

શું પસંદ કરશો ? પુરૂષ પ્રવર થવું કે પૂર્ણાંગના થવું ? આવતા અંકમાં.

બિન્દુએ પૂછ્યું : " ત્યાં કેવું હતું મદન ?" " બહુજ સરસ મા ! " મદને જવાબ આપી આગળ ચલાવ્યું, –"કાકા ! આજે સ્હાંજના ઘણો સુંદર નાચ થવાનો છે. કલકત્તાથી બે નાચનારીઓ આવી છે. નરેન્દ્રભાઇએ એમને જોઇ છે. બરાબર ન્હાની મા જેવી છે; અને દેખાવ પણ ઘણો સુન્દર છે–તેઓ નાચશે. બાપુજીને પણ મ્હેં કહ્યું છે."

" ઠીક કર્યું. " કહીને શિવનાથ હસવા લાગ્યો; પણ બિન્દુનો ચ્હેરો ગુસ્સાથી લાલચોળ થઇ ગયો. ત્હેણે શિવનાથને કહ્યું. " આ ત્હમારા ભાણેજની વાતો સાંભળો ! ( મદનને ) તું ત્હાં ન જઇશ. હરામખોર ! બદમાસ નહિ તો ! ત્હને કોણે કહ્યું કે એ નાચનારીઓ મ્હારા જેવી છે ?–નરેન્દ્રે ને ? "

" હા. એણે તો જોઇ છે. " મદને ડરતાં ડરતાં જવાબ આપ્યો.

બિન્દુ: નરેન્દ્ર કરતા છે ?–ઠીક છે એને ઘેર આવવા દો.

શિવનાથે હસવું રોકી કહ્યું: " તું પણ શું ગાંડી છે ? મ્હોટાભાઇએ પણ સાંભળ્યું છે. હવે કાંઇ ગરબડ ન કરીશ. " લાચાર બિન્દુને મનમાં ને મનમાંજ એ વાત ગળી જવી પડી; પણ અન્દરથી બળતીજ રહી. સ્હાંજ થતાં પહેલાં મદને આવીને અન્નપૂર્ણાને પેરી લીધા અને કહ્યું: " મ્હોટાં મા ! હું નાચ જોવા જવાનો ! જોઇને તરતજ પાછો આવીશ. "

અન્નપૂર્ણા કામમાં હતી તે બોલી: " ત્હારી માને જઇને પૂછી જો. " મદને હઠ કરી કહ્યું: " નહિ, હમણાંજ હું પાછો આવીશ. ત્હમે કહો–હું જાઉં ? જવા દોને !"

અન્નપૂર્ણા: ના રે ના ! એ તો જરા જરામાં ગુસ્સે થાય છે. એને કહીને જા. મદન રડવા લાગ્યો, અને કહ્યાં પેસવા બોલ્યો:

" ત્હમે ન્હાની માને કહો ને ? હું નરેન્દ્રની સાથે જાઉં છું–હમણાંજ પાછો આવીશ. "

અન્નપૂર્ણા: નરેન્દ્રની સાથે જાઇશ તો—

મદને અન્નપૂર્ણાને વાત પૂરી કરવાનો વખત ન આપ્યો; અને તે એકદમ દોડતો ચાલ્યો ગયો. કલાક પછી અન્નપૂર્ણાએ જોયું કે બિન્દુ મદનને શોધી રહી હતી; પણ તે ચૂપ રહી. મદનની શોધ ધીમે ધીમે વિશેષ થવા લાગી. ત્હારે અન્નપૂર્ણાએ પોતાના ઓરડામાંથી બ્હાર આવી કહ્યું: " કોણ જાણે કોને ત્યાં નાચ છે, ત્યાં હશે. નરેન્દ્રની સાથે તે નાચ જોવા ગયો છે. હમણાં પાછો આવશે. કાંઇ ફીકર કરવા જેવું નથી. " બિન્દુએ પાસે આવી પુછ્યું: " પણ એને જવા કોણે દીધો–ત્હમે ? "

મદન રજા વિના ગયો હતો એમ તો અન્નપૂર્ણાથી ન કહેવાયું. તે બોલી: " હમણાં પાછો આવશે. " બિન્દુ મ્હોં ચ્હડાવી ગુસ્સાના આવેશમાં ત્યાંથી ચાલી ગઇ. થોડી વારે મદન ઘરમાં આવ્યો. ઘરમાં આવતાં જ ત્હેને ખબર પડી કે ન્હાની મા ત્હેની તપાસ કરતી હતી. આથી તે પોતાના પિતાના–રામનાથના ખાટલા પર જઇ સૂઇ ગયો. રામનાથ દીવાના અજવાળામાં આંખે ચશ્મા ચ્હડાવી ખાટલા પર બેઠા બેઠા ભાગવત વાંચતા હતા. એમણે મદન તરફ ફરી પૂછ્યું: " શું છે બેટા ! " મદન કાંઇ ન બોલતાં મુંગો પડી રહ્યો. એટલામાં બતસિયાએ આવી કહ્યું: " ન્હાની મા બોલાવે છે ભાઇ ! ચાલો. "

મદન પોતાના પિતાની જરા નજીક આવ્યો અને બોલ્યો: " બાપુજી ! ત્હમે લઇ જાઓ. ચાલો. "

રામનાથે વિસ્મિત થઇ પૂછ્યું: " હું મૂકવા આવું ? શું થયું છે બતસિયા ? " બતસિયાએ બધી હકીકત ત્હેને જણાવી. રામનાથને

લાગ્યું કે ઘરમાં જરૂર કાંઇક ગરબડ થશે. એકે ના કહી અને બીજીએ રજા આપી. આથી મદનને લઇ તે ન્હાની વહુની પાસે ગયો. ઓરડાની બ્હાર ઉભા રહી એણે કહ્યું: "વહુ આટલીવાર એને માફ કર. હવે એમ નહિ કરે."

તે દિવસે રાતે દેરાણી જેઠાણી ખાવા બેઠા ત્યારે બિન્દુએ કહ્યું: "મ્હોટી બ્હેન! હું ત્હમારા પર ગુસ્સો નથી કરતી; પણ હવે મ્હારાથી અહિં નહિ રહેવાય. હું અહિં રહીશ તો મદન તદ્દન બગડી જશે. મ્હેં એને નાચ જોવા જવાની મના ન કરી હોત તો જુદી વાત હતી; પણ મના કરવા છતાંયે એનામાં એટલી હિંમત ક્યહાંથી આવી એનો જ હું વિચાર કરૂં છું; અને વળી એની ચાલાકી તો જુઓ! મ્હને પુછવાં ન આવતાં એ ત્હમારી પાસે આવ્યો; અને હું એને બોલાવું છું એ વાત જાણતાં તે મ્હારા જેઠને સાથે લઇને આવ્યો. ના, મ્હોટી બ્હેન! અત્યહાર સુધી એને એવું કાંઇ ન હતું. આ બધું સોબતનું ફળ છે. હું કલકત્તામાં ભાડાનું ઘર લઇને રહું તો યે ઠીક થાય: પરન્તુ છોકરાને આવી રીતે અહિં રાખી બગડવા દઇ જીવનભર રડવાનું મ્હારાથી તો નહિ બને."

અન્નપૂર્ણાએ ઉદ્વિગ્ન થઇ કહ્યું. 'તું અને મદન ચાલ્યા જાઓ તો મ્હને એકલીને અહિં કેમ ગમે?" બિન્દુએ ક્ષણભર ચૂપ રહી કહ્યું: "એ ત્હમે જાણો. હું તો જે કરવાની છું એ ત્હમને કહી દીધું. નરેન્દ્ર બહુ ખરાબ છોકરો છે."

અન્નપૂર્ણા: કેમ? નરેન્દ્રે શું કર્યું? અને કદાચ એણે કાંઇ કર્યું હોય તો પણ શું? જરા વિચાર કર કે કદાચ એ બન્ને સગા ભાઇ હોત તો તું શું કરત?

બિન્દુ: તો આજે હું બહાર કાઢીને એને ઘરમાંથી કાઢી મૂકત. બધી વાતોમાં "જો" "તો"થી કામ નહિ થાય. મ્હોટી બ્હેન! ત્હમે એ લોકોને અહિંથી વિદાય કરો."

અન્નપૂર્ણા મનમાં ખીજાઇને બોલી: "વિદાય કરવા કે ન કરવા એ કાંઇ મ્હારા હાથમાં છે? જેમણે એમને બોલાવ્યા છે એમને જઇને કહેને! મ્હને નાહક હેરાન શા માટે કરે છે?"

બિન્દુ: ત્હમારૂં કહેવું સાચું છે. પણ એ બધી વાતો હું મ્હારા જેઠને જઇને કેવી રીતે કહું?

અન્નપૂર્ણા: "જેવી રીતે બીજી બધી વાતો કરે છે તેમ એ વાત પણ જઇને કહે." બિન્દુ ખાવાની થાળી જરા આઘી ખસેડી બોલી: "મ્હને તદ્દન બેવકૂફ ન સમજતા, મ્હોટી બ્હેન! મનેય સત્તાવીશ અઠ્ઠાવીશ વર્ષ થયા છે. આ કાંઇ ઘરના નોકર ચાકરની વાત નથી: સગાંવહાલાની વાત છે. ત્હમે હોવા છતાં જો હું આ પ્રસંગ લઇ ત્હેમની પાસે જાઉં તો તેઓ મ્હારાપર ગુસ્સે ન થાય?"

અન્નપૂર્ણા: ગુસ્સે તો થાય; પણ જો હું જઇને એ વાત કહું તો તો મ્હારૂં મ્હોં પણ ન જુએ. ગમે તેમ હોય, પણ બે ભાઇ-બ્હેન છે: એ તું કેમ ભુલી જાય છે? વળી હું જુઠ્ઠી આવી નજીવી વાત લઇ ગમે તેમ કહું તો લોકો મ્હને શું કહે?

બિન્દુ થાળી જરા વધુ આઘી ખસેડી ચૂપ બેસી રહી. અન્નપૂર્ણાને લાગ્યું કે તે જેઠની બીકથી ચુપ થઇ ગઇ. તે બોલી: "કેમ થાળી આઘી ખસેડીને બેઠી? એમાં અન્નદેવતાએ શો અપરાધ કર્યો?"

બિન્દુએ નિશ્વાસ નાખી કહ્યું: "હું ધરાઇ રહી છું." અન્નપૂર્ણા એના મુખ ઉપરના ભાવ જોઇ આગ્રહ કરવાનું સાહસ ન કરી શકી બિન્દુ ત્યાંથી ઉઠીને સૂવાના

ઓરડામાં ગઇ, પણ ત્હાં બિછાના પર મદનને ન જોતાં તે પાછી ફરી અને બોલીઃ " મદન ક્યહાં ગયો ? "

અન્નપૂર્ણાઃ આજે તો એ મ્હારી પથારીમાં સુઇ ગયો છે. હમણાં ઉઠાડીને મોકલું છું. "

" ના, ના, છો રહ્યો ત્હાં. " કહીને ત્હાં મરડી તે ચાલી ગઇ.

મધરાતે બિન્દુની ઉંઘ અન્નપૂર્ણાની બુમોથી ઉડી ગઇ. બિન્દુએ પૂછયું. " શું છે મ્હોટી બ્હેન ? " અન્નપૂર્ણાએ ઓરડાની બ્હારથીજ કહ્યુંઃ " બારણું ઉઘાડી આને લે. એનાથી તો તોબા છે. "

બિન્દુએ બારણું ઉઘાડયું. અન્નપૂર્ણા મદનને લઇ અન્દર આવી ને બોલીઃ બહુજ તોફાની છોકરો છે. ઘણાયે છોકરાઓ જોયા; પણ આવો તો કયાંય ન દીઠો. ઘડીકમાં કહે છે કે ભૂખ લાગી છે, ઘડીકમાં કહે છે પાણી પીવું છે, ઘડીકમા કહે છે મચ્છર કરડે છે. ઘડીકમાં કહે છે પંખો નાખો. આખો દિવસ કામનો ઢસરડો કરી, રાતે જરાયે ન ઉંઘું તો મરી ન જાઉં ?

બિન્દુએ હસીને હાથ લાંબા કર્યા એટલે તુરત જ મદન એની ગોદમા લપાયો અને છાતી પર માથું નાખી સુઇ ગયો.

શિવનાથ બીજી તરફ સુતો હતો. તે હસતાં હસતાં બોલ્યોઃ " શોખ ઉતરી ગયો કે બાકી ? "

અન્નપૂર્ણાઃ મ્હને શોખ નહોતો થયો બાઇ ! એ જાતે જ મારની બીકે મ્હારા બિછાનામાં જઇને પડયો હતોઃ પણ હા, મ્હનેય ઠીક સજા મળી. વળી શું કહું તમને એની વાત ! મ્હને પાછો કહેતો હતો કે " તમારી સાથે સુતાં મને શરમ લાગે છે. "

ત્રણે જણ ખડખડ હસવા લાગ્યાં. અન્નપૂર્ણા બોલીઃ " હું જાઉં છું હવે ! "

આઠ દસ દિવસ બાદ બિન્દુના માબાપ તીર્થયાત્રાએ જવાનાં હતાં તેથી ત્હેમણે દીકરીને મળવા માટે ત્હેને તેડી લાવવા પાલખી મોકલી. બિન્દુ જેઠાણીની અનુમતિ લઇ મદનથી છાની બે ત્રણ દિવસ સારૂ પીયર જવાની તૈયારી કરતી હતી. એટલામાં ચોપડીઓનું પોટલું બગલમાં મારી નિશાળે જવાને તૈયાર થયેલો મદન ત્હાં આવી પહોંચ્યો. થોડીવાર પહેલાં તે રસ્તાની એક બાજૂ પર પાલખી જોઇ આવ્યો હતો. અત્યારે બિન્દુના પગ પર એકાએક નજર પડતાં તે ચમકી-આશ્ચર્ય પામીને બોલ્યોઃ " પગમાં આ ઝાંઝર કેમ પહેર્યાં છે મા ? "

અન્નપૂર્ણા ત્યાં ઉભી હતી તે હસવા લાગી.

બિન્દુઃ આજે પહેરવાનું મન થયું વળી.

મદન ફરી ફરીને પગથી માથા સુધી જોઇને બોલ્યોઃ " આટલા બધા દાગીના કેમ પહેર્યા છે ? "

અન્નપૂર્ણા મ્હોંએ લુગડું દાબી બ્હાર ચાલી ગઇ. બિન્દુ હસવું ખાળીને બોલીઃ " કોઇ વાર ત્હારી વહુ આવીને પહેરશે એમ માની શું અમને કશુંય પહેરવાય નહિ કે ? જા નિશાળે જા. "

મદને જાણે તે વાત સાંભળીજ ન હોય તેમ તે બોલ્યોઃ " મ્હોટી મા આટલું બધું હસતાં હતાં શાથી ? હું તો આજે નિશાળે નહિ જાઉં. તમે ક્યહાં જવાનાં છો ? બોલો!"

બિન્દુઃ મ્હને ક્યહાંક જવાની ઇચ્છા તો ત્હારી રજા લેવાની બાકી જ છે ! "

" હું પણ આવવાનો ! " કહીને ચોપડીઓ લઇ તે બ્હાર ચાલ્યો ગયો.

અન્નપૂર્ણા અન્દર આવી બોલીઃ " તે આટલી સહેલાઇથી નિશાળે જાય એમ મ્હને નથી લાગતું પરન્તુ કેવો ઉસ્તાદ છે ? દાગીના જોઇને વળી પૂછે છે " ઝાંઝર કેમ પહેર્યાં ?

આટલાં ઘરેણાં કેમ પહેર્યાં ?" પણ હું તો કહું છું કે તું એને સાથે લઇ જા. નિશાળેથી પાછો આવીને ત્હને એ નહિ જૂએ તો ભારે ઉત્પાત મચાવી મુકશે."

બિન્દુ: તમે શું એમ માનો છો મ્હોટી બ્હેન ! કે એ નિશાળે ગયો છે ? અરે ! રામરામ કરો. એ તો આટલામાં ક્યાંક છૂપાઇ બેઠો હશે. જો જો વળી જતી વખતે બરોબર આવીને ઉભો રહેશે." અને થયું પણ તેવુંજ. બિન્દુ અન્નપૂર્ણાની ચરણરજ લઇ પાલખીમાં બેસવા જતી હતી એવામાં તે કોણ જાણે ક્યાંથીએ બ્હાર આવ્યો અને બિન્દુનો પાલવ પકડી ઉભો રહ્યો. દેરાણી જેઠાણી બન્નેય હસી પડયાં.

અન્નપૂર્ણાએ કહ્યું: "જતી વખતે આરીશ કરીશ નહિ. એને સાથે લઇ જા."

બિન્દુ : એ તો જાણે હું એને લઇ જઇશ: પણ મ્હોટી બ્હેન ! એને લઇ ગયા વિના હું એક ડગલું યે ન ખસી શકું એ તો ભારે ઉપાધિની વાત છે.

અન્નપૂર્ણા : એ તો તું જેવું શીખવીશ તેવું જ શીખવાનો તો !–મદન ! અહિં રહેને ! બે દિવસ મ્હારી સાથે રહેજે.

મદને માથું ધુણાવી કહ્યું: "ના, ના. તમારી સાથે મ્હારાથી ન રહેવાય." કહીને બિન્દુના પહેલાં જ પાલખીમાં ચ્હડી બેઠો.

[ ૯ ]

બિન્દુ પીયરથી પાછી આવી હતી. દશેક દિવસ પછી એક દહાડો બપોરના અન્નપૂર્ણાએ બિન્દુના ઓરડામાં આવી કહ્યું: "ન્હાની વહુ !"

બિન્દુ મેલાં કપડાંનો ઢગલો કરી ચૂપચાપ બેઠી હતી.

અન્નપૂર્ણાએ પૂછ્યું : ધોબી આવ્યો છે કે શું ?

ન્હાની વહુ કશું ન બોલી. અન્નપૂર્ણા એના મ્હોં પરના ભાવ જોઇને ગભરાઇ. એણે ઉદ્વિગ્ન મને પુછ્યું: "શું થયું છે વહુ ?"

બિન્દુએ આંગળી વડે બળેલી સિગારેટના ન્હાના ન્હાના ટુકડા બતાવી કહ્યું : "મદનના કોટના ખીસામાંથી આ નીકળ્યા છે."

અન્નપૂર્ણા આભી બની ઉભી રહી.

બિન્દુ સહસા રડીને બોલી: "હું તમારે પગે પડું છું મ્હોટી બ્હેન ! કાં તો પેલાંઓને વિદાય કરો અથવા તો અમને ક્યાંક મોકલી દો."

અન્નપૂર્ણા કાંઇ બોલી શકી નહિ. તે ચૂપચાપ ઉભી રહી અને થોડી ક્ષણ બાદ ચાલી ગઇ.

સાંજના નિશાળેથી આવીને મદન ખાઇપી રમવાને ચાલ્યો ગયો. બિન્દુએ એને એક શબ્દ પણ ન કહ્યો. ભૈરવ નોકરે આવીને ફરિયાદ કરી. "નરેન્દ્રે વગર વાંકે મદનને તમાચો માર્યો છે."

બિન્દુએ ખીજાઇને કહ્યું: "મ્હોટી બ્હેનને જઇને કહે, જા !"

કચેરીમાંથી આવીને શિવનાથે કપડાં ઉતારતાં ઉતારતાં જરા મજાક કરવા ગયો; પણ તરત જ ચમક ખાઇ ચૂપ થઇ ગયો. વાદળ કેટલાં ઘેરાયાં હતા. અને કેટલાં વર્ષવાનાં છે એ હકીકત ઘરમાં ફક્ત અન્નપૂર્ણા જ જાણતી હતી. સંધ્યાકાળે એકાન્ત જોઇ બિન્દુનો હાથ પકડી વિનતી સ્વરૂપે અન્નપૂર્ણા બોલી: "ગમે તેમ હોય તોયે એ ત્હારો છોકરો છે. આ ફેરી એને માફ કર. નહિ તો એકાન્તમાં બોલાવી એને ધમકાવ."

બિન્દુ : મ્હારો છોકરો નથી એ તો હું મં

જાણું છું: અને ત્હમે ય જાણો છો. નકામી વાત લંબાવવાથી શો લાભ ?

અન્નપૂર્ણા: હું નહિ; પણ તું જ એની મા. મ્હેં એને ત્હને સોંપી દીધો છે.

" એ ન્હાનો હતો ત્યારે મ્હેં એને ઉછેર્યો હતો. હવે એ મ્હોટો થયો છે એટલે ત્હમને પાછો સોંપું છું. એને હવે સંભાળી લઇ મ્હારો છૂટકારો કરો." કહીને બિન્દુ ચાલી ગઇ.

રાતે રહગસ મ્હેરે મદન અન્નપૂર્ણા પાસે સુવાને ગયો. અન્નપૂર્ણા બધી વાત સ્હમજી ગઇ. એણે ખીજાઇને કહ્યું: " અહિં કેમ આવ્યો ? જા અહિંથી—"

મદને પાછા ફરીને જોયું તો ત્હેના પિતા ઉંઘતા હતા. કાંઇ ન બોલતાં તે ચાલ્યો ગયો.

સ્હવારે ભતસિયા માજવાના વાસણ લેવાને ગઇ તો ફળિયામા એક ખુણામા લાકડાના ઢગલા પર મદનને સુતેલો જોયો. તે એકદમ દોડીને બિન્દુને બોલાવી લાવી. અન્નપૂર્ણા પણ ઉઠીને બ્હારજ આવતી હતી. તે પણ પાસે આવીને ઉભી.

બિન્દુ મ્હોટેથી બોલી: રાતે મ્હોટી વહુએ કાઢી મૂકયો લાગે છે. એમની સાથે સુઇ જાય તો ઉંઘમાં ખામી આવેને ?

મદનની સ્થિતિ જોઇ ક્ષોભથી અને દુ:ખથી અન્નપૂર્ણાની આંખમા આંસુ ભરાઇ આવ્યાં; પરન્તુ બિન્દુના નિષ્ઠુર તિરસ્કારથી તે ઉઠીને ઉભી બળી ગઇ. તે બોલી; " પોતાનો દોષ પારકાને માથે ઓઢાડતા ઠીક આવડે છે હોં ! "

બિન્દુ મદનને ઉઠાડવા ગઇ તો એનું શરીર ગરમ લાગ્યું. એના શરીરમાં તાવ ભરાયો હતો. તે બોલી: " આવી ટાંઢીમાં છોકરો આખી રાત બ્હાર પડયો રહે તો તાવ ન આવે ? ભગવાન એનું રક્ષણ કરે. "

અન્નપૂર્ણા વ્યગ્ર થઇ નમી પડી; તે બોલી: " તાવ આવ્યો છે ?–કયાં ? જોઉં ! "

બિન્દુએ બળપૂર્વક એનો હાથ ઠેલી કહ્યું, " રહેવા દો એમાં શું જોવું છે ! " કહીને ઉંઘતાં છોકરાંને ઉંચકી અન્નપૂર્ણા તરફ કરડી નજર નાખી તે પોતાના ઓરડામાં ચાલી ગઇ.

પાંચ છ દિવસમા મદનને આરામ થઇ ગયો; પરન્તુ બિન્દુએ જેઠાણીનો વાંક માફ ન કર્યો તે દિવસથી તે એની સાથે વાત સર ખીરે ન કરતી

અન્નપૂર્ણા મનમાંજ બધું સ્હમજતી હતી એટલે તે પણ ચૂપ રહી હતી. બધાંની આગળ બિન્દુએ સઘળો વાંક એના પર ઢોળ્યો હતો. એ અન્યાય એનાથી પણ ન ભુલાયો. આથી એક દિવસ વાતમાં ને વાતમાં ત્હેણે ઇન્દ્રાણીને કહી દીધું. " એને તાવ આવવાનું કારણ ન્હાની વહુ હતી. એનું નસીબ કે એ ન મૂઓ. "

(અપૂર્ણ)

---

મેજીસ્ટ્રેટ (આરોપીને): તેં ગુન્હો કર્યો છે કે નહિ ?

આરોપી: સાહેબ, પોલીસ કહે છે કે મેં ગુન્હો કર્યો છે, મારા વકીલ સાહેબ કહે છે કે મેં ગુન્હો નથી કર્યો. એ બેમા કોણ સાચું છે તેનો નિર્ણય કરવાનો ફરજ આપની છે!

# વીરાને વેણ.

લેખક : ડા. નાનાલાલ દલપતરામ પટેલ.

( લક્ષ્મણ ! લક્ષ્મણ ! બંધવા રે...એ ઢાળ. )

વર્ષાતણી કાળી વાદળી રે, વીરા ! વિનવું વ્હાલે;
વરસીને વેગથી વહી જતી રે, વેણ મારૂં પ્હોંચાડે.
વરસજે વીરની વાડીએ રે, શોષી સાગર ખારો;
સંજીવની સહુ સૃષ્ટિની રે, માનું પાડ હું તારો. ૧
" ભૂલી ગયો ભાઇ બ્હેનને રે, સહુ વ્હાલ વીસાર્યું;
બાર મહિના વીરા ! વહી ગયા રે, નથી મુખડું ભાળ્યું,
ભાભીએ કામણ શું કર્યાં રે, કે શું ભરમ્યું ભૂંડું !
આજ્ઞા લોપી નથી મેં કદી રે, દુઃખ લાગ્યું શું ઉંડું ? ૨
ભાભી ! સોહાગણ માહરાં રે, પૂર્વ પ્રીતિ ભૂલાઇ;
દોષ દીઠો શો મુજમાં રે ? ભોળો ભોળવ્યો ભાઇ.
અમે પરદેશી ચરકલી રે, ઘડી બે ઘડી રહીએ;
દીલ ઉંચું જરા દેખીએ રે, ઉડી આઘેરાં જઇએ. ૩
સાસરીઆંથી બળી જળી રે, ઠરવા ઠામ પિયરનો;
પરવશ પડેલી પંખિણી રે, લેતી શ્વાસ મહિયરનો.
પિયર પનોતી હું તમ વડે રે, છતાં છેક વીસારી;
બાપુ વિનાની બાળકી રે, અંતરમાંથી ઉતારી. ૪
પરવણીએ પેખું પંથને રે, થાકે નયનો બિચારાં;
ચીરાનું ચરચર ચિત્તડું રે, આંખે આંસુની ધારા.
ઘર કામમાં નહિ ગોઠતું રે, તળે ઉપર હું થાતી;
ભણકારા વાગે આવ્યા તણા રે, ઊડી આંગણે જાતી. ૫
ભાઇબીજે મળે આવી ને રે, થનગન ઘોડો ખેલાવી;
પડઘી વાગે ઘોડીલા તણી રે, જોતી ઝરૂખે આવી.
દેખી દૂરે ધૂળ ઉડતી રે, અમર આશા બંધાતી;
ઉડતો મંદીલ છેડલો રે, દેખી હરખાતી છાતી. ૬
બારે આવીને ઉભો રહે રે, "બ્હેની"! કહીને બોલાવે;
દોડતાં ભાણેજ ઉંચકી રે, ચૂમી લાડ લડાવે.
ભાઈ મેળાવણ બીજડી રે, વેગે આવતી વીરા !
આવજો આંગણે માહરે રે, ઠરશે અંતર અધીરાં" ૭




લેખિકાઃ સૌ. કપિલાગૌરી મહુભાઇ કાંગાવાળા.

## પાંત્રા (પાતા)—ઢોકળી.

૧ શેર અળવીના પાના.

૧ શેર કણકી કોરમાના લોટમાં ૨ રૂપીઆભાર ચણાનો લોટ મોવણનો તથા ૨ રૂપીઆ ભાર તેલનું મોવણ.

૨ ચમચી મરચાંનો ભુકો.
ાા શેર ચણાનો લોટ.
હળદર જરાક.
મીઠું ખપ મુજબ.
હીંગ જરાક.
અધોળ આમલીનું પાણી.
નવટાંક ગોળ.
નવટાંક તેલ.

અળવીના પાનાં કણકી કોરમાનો લોટ ચણાના લોટના મોવણથી બાંધ્યો હોય તેનાથી ચોપડવાનાં. પછી વીંટાવાળી તપેલામાં પાણી મૂકી ચાળણી મૂકીને એના ઉપર પતરાળું રાખીને પેલા વીંટા વાળેલા હોય તે પતરાળા ઉપર ગોઠવવા. ચુલા ઉપર અથવા સગડી ઉપર દેવતા સળગાવી ઉપર તપેલું મૂકવું ને ચડે ત્યારે નીચે ઉતારી છરી વતે કકડા કરી નવટાંક તેલ મુકી મેથી, રાઇ, હીંગ મૂકીને આ પાનાનાં-ભજીઆં વઘારવાનાં. અગાઉ ચણાનો લોટ તેલે મોહીને બાંધવાનો ને લોટમાં મીઠું મરચું હળદર વગેરે મસાલો નાંખીને એના રોટલા વણી ઢોકળી કાપવાના. ભજીઆ બાફવા મૂક્યા હોય ત્યારે એ વણી રાખવી. ભજીયાં વઘાર્યાં કે તરત પેલી વણી મુકેલી ઢોકલી ભજીયામાં મૂકીદેવી ને ચડે ત્યારે મહીં આમલીનું પાણી ને ગોળ નાંખી દેવો. શીજે એટલે રસાળુ ઉતારી લેવું, ઢોકળીમાં પસંદ પડે તો ચણાનો લોટ નાંખી દેવો કે લીલો મસાલો નાંખવો.

## કેળાના પુડા.

કેળા નંગ ૬
દુધ અધોળ
ચણાનો લોટ ૨ રૂ. ભાર
મોરસ ખાંડ ચપટી
લીંબુના કકડા ડઝન એક

કેળાના પુડા કરવા હોય ત્યારે કેળાને સારા ડચકા ના રહે એવાં ભાગી નાખવા. કરતી વેળ એ મહીં અધોળ દુધ રેડવાનું. લોઢી ઉપર ઘી મૂકીને સાધારણ પુડાની પેઠે ઉતરે કે તરત ઉન્હા ઉન્હા પીરસવા. દરેક પુડા ઉપર ખાંડ ભભરાવાની, એકેક લીંબુનો કકડો પીરસવો. જેને લિંબુનો રસ ના નાખવો હોય તે એમને એમ ખાવાના કામમાં લે.

કેળાના ભજીયાં આપણે કરીએ છીએ; હાજવીના કેળાંના પૈતાં તળીએ છીએ; તો કેળાનો આ નવો ઉપયોગ અજમાવવા જેવો છે. વાની હલકી છે ને અંગ્રેજી ફ્રીટર્સને મળતી આવે છે.

### બાજરીની ખીચડી

૧ શેર બાજરી
૦॥ શેર તુવેરના દાળ
મીઠું ખપ મુજબ
હળદળ ખપ મુજબ

બાજરીને સારી વીણી ઝાડકીને ખાયણી- આમાં ખાંડવાની. ખાયણાઆમાં ખાંડતા જવું ને પાણી રેડતાં જવું. ખાંડયા પછી ૨ કલાક તપેલા- માં દબાવી રાખવી. પાછી સુપડા વતી ઝાડકીને ફરીથી ખાંડવાની. પહેલી તુવેરની દાળ ઓરી તેમાં બાજરીનો લોટ હોય તે ભભરાવવો. ઉપર નીચે દેવતા નાખવો ને સારી સીઝે ત્યારે ખાવાના કામમાં લેવી. ઘી ભાવે તો ઘી સાથે, ના ભાવે તો કઢીમાં ખાવી અથવા દહીમાં, તુવેરની દાળ ના નાખો તો વાલની દાળ એમજ નાખવાની ને તે પણ એમજ ઓરવાની. આ વાની હલકી છે.

સુધારો—ગઇ વખતે બટાકાની કચોરી લખેલી તેમાં નાળીયેર એક ખમણેલું રહી ગયું હતું તે ઉમેરી લેવું.

---

## રામનો વાઢ.

( એક લોકગીત. )

સંપાદિકા: બ્હેન પ્રભાવતી.

રામચંદ્રજીએ વાઢજ વાવ્યો, સીતા વાળે પાણી;
તેની શેરડીનો નહીં સંખ્ય પાર સીંચોડો શ્રી રામનો.
રામે બાવળીયા વઢાવીયા, શ્રી સંઘેડે ઉતરાવો;
તેના જડીયલ અંગીયું ઘડાવો, સીંચોડો શ્રી રામનો.
ધર્મ કેરા ધોરી મંગાવો, સીંચોડો ફેરાવો;
એનો હાંકનારો ચતુરસુજાણ, સીંચોડો શ્રી રામનો.
રામચંદ્રજી ઓરવા બેઠા, કાનો વાણે ચોતા;
તેના રસડાની કુંડીયું ભરાય, સીંચોડો શ્રી રામનો.
લોઢા કેરી કડાઇ મંગાવો, ગોળ રંધાવો;
તેમાં ધરમની ખુશ્બી પડાય, સીંચોડો શ્રી રામનો.
તેમાં પવનની પાવડી ફેરાવો, સીંચોડો શ્રી રામનો
ત્રાંબા કેરી તાંસ મંગાવો, બીબાં પડાવો;
બીબે બીબે શ્રી કૃષ્ણના નામ, સીંચોડો શ્રી રામનો.
લોઢા કાંટા મંગાવો, ગોળ જોખાવો;
એનો બાવેથી ભાવ પડાય, સીંચોડો શ્રી રામનો.

# આવશે એક દિન એવો.

લેખક : શા. હિંમતલાલ યુ. શાહ.

આવશે એક દિન એવો ભારતમાં;
ઝરણાં અમીનાં ઝરશે જી રેઃ
રસને હિંડોળે આર્ય રમણીઓ ઝૂલશે;
આનંદથી કલ્લોલશે જી રેઃ
સજી શણગાર સેવનાના મહાલયે;
મૃત્યુ પરાર્થે શીખશે જી રેઃ
ભાવનાની ભવ્ય બંસરી એ સુણાવશે;
જીવનના ગૂઢ પ્રશ્ન પીંખશે જી રેઃ
પ્રેમને હિંડોળે યુગલ હીંચશે હસી હસી;
સંસારે સ્વર્ગને ઉતારશે જી રેઃ
દુઃખીનાં ઉનાં આંસુ ચૂમી ચૂમી;
સાન્ત્વનનાં શબ્દ અમી ઢોળશે જી રેઃ
ભૂખ્યાંને ભાખરીઃ તરસ્યાંને પાણી;
નાગાંને વસ્ત્રદાન આપશે જી રેઃ
ભિષ્મ શા અડગ બ્રહ્મચારીઓ આપશે;
ભીમ શા વજ્રકાય જોદ્ધા જી રેઃ
ધર્મરાજ શા ધર્મચારીઓ આપશે;
ભામાશા શા દાનવીરલા જી રેઃ
બુદ્ધ-મહાવીર શા ધર્મના સંસ્થાપકો;
ચંદા-અહલ્યા શી નારીઓ જી રેઃ
નારીનાં હાસ્ય દિવ્ય સંગીત સુણાવશે;
નયનોની જ્યોત તેજ આપશે જી રેઃ
ઘેર્યાં તિમિર ભેદી ઓજસ ઉતારશે;
દિશાની આંખ રહી ઉઘડી જી રેઃ

# સંગીત શિક્ષણ વિભાગ.

સંપાદક: પ્રોફેસર ગજાનન પંચોળી.

[ નોંધ: તંત્રી તરીકેની ફરજોનો બોજો વધી જવાં, અને બણીઆ સંગીત વિભાગ સાચવવા માટે સારા સંગીત શાસ્ત્રીએ પોતાની સેવા 'ગુણસુંદરી'ને આપવાનું સ્વીકારવાથી આજથી એ વિભાગ પ્રો. પંચોળીને સોંપ્યો છે. આશા છે કે વાંચકોને તેમનું સંપાદન પસંદ પડશે અને તેમના જ્ઞાનનો લાભ મળશે. જ. દુ. ખં. ]

## રાષ્ટ્રીય ગીત.

( રાગ કાફી. — તાલ ત્રિતાલ. )

વન્દે માતરમ્ ( ૨ )
સુજલામ્ સુફલામ્ મલયજ શીતલામ્
શસ્ય શ્યામલામ્ માતરમ્.....................વન્દે...૧
શુભ્રજ્યોત્સ્નાપુલકિત, યામિનીમ્
ફુલ્લકુસુમિત દ્રુમદલ શોભિનીમ્
સુહાસિનિમ્ સુમધુરભાષિનીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્......વન્દે...૨

### નોટેશન.

૦" ૧" ૨"
વં ... ... ... દે ... ... મા ... ત ર મ્
પ મ ની પ ગ રે ગ મ પ ધ પ

૦" ૧" ૨" ૩" ૦" ૧"
સુ જ લા મ્ સુ ફ લા મ્ મ લ ય જ શી ... ... ... ... ત લા મ્
ધ પ મ પ મ ગ મ ગ રે ગ સા રે સા રે ગ રે સા

૨" ૩" ૦" ૧" ૨" ૩"
શ સ્ય શ્યા મ લા મ્ મા ... ત ર મ્ આ ... ... ... ... વન્દે...
સા રે મ પ ધ ધ ની રે સા ની ધ પ મ પ

૦" ૧" ૨" ૩" ૦" ૧"
શુ ભ્ર જ્યો ત્સ્ના પુ લ કિ ત યા આ મિ ની મ્
મ ની ધ ની ધ ની રે સા ધ ની પ પ

૨" ૩" ૦" ૧" ૨" ૩"
ફુ લ કુ સુ મિ ત દ્રુ મ દ લ શો ... ... ... ... ભિ ની મ્
પ સા ની સા ની સા ધ ની ધ ની પં ધં પ ધ ની ધ પ

૦" ૧" ૦" ૦" ૦" ૧"
સુહા ...સિનિ...મ્ સુ મ ધુ ર ભા ... ... ... ... ષિ ની મ્
પ મ ની પ મ ગ રે રે ગ રે ગ સા રે સા રે ગ રે સા

૨" ૩" ૦" ૧" ૨" ૩"
સુ ખ દા મ્ વ ર દામ્ મા ... ત ર મ્ આ ... ... ... ... વન્દે
સા રે મ પ પ ધ ધ ની ના સા ની ધ ગ પ પ

# સૌંદર્યની નિશાળ.

## સ્ત્રીઓ અને સ્ટવ.

લેખિકાઃ "ડાહી બ્હેન"

ગુજરાતી સ્ત્રીજીવનમાં પેઠેલા ધાસ્લેટનો ચૂલો જેને 'પ્રાઇમસ સ્ટવ' કહેવામાં આવે છે તે એટલો બધો ભાગ ભજવે છે કે તેને અને ગૃહરાણીને હવે સાવકા ભાઇ બ્હેન ગણ્યા વગર છૂટકો નથી! ભાઇ બ્હેન એટલા માટે કે બન્ને ભેગાં રહે છે, બેમાંથી એકય કોઇને ઘડી પણ વ્હીલાં મુકતાં નથી! સાવકા એટલા માટે કે 'બ્હેન આપો દિવસ તેને બાળ બાળ કર્યા કરે' ત્યારે ભાઇએ ખીજાઇને અનેક બ્હેનોને આખી ને આખી બાળી નાંખીને ભોગ લેવા માંડયા છે!

જેને શ્રદ્ધા હોય તે તો સમજી શકે કે નદી તળાવોમાં નવા પાણી આવે ત્યારે ભોગ શું કામ માગે છે. પરંતુ ધાસ્લેટમાં ઉછાળા આવે ને તે પણ ભોગ માંગે એ વાત સમજી શકાતી નથી! શું ધાસ્લેટમાં દૈવી તત્વ છે! પ્રાઇમસ સ્ટવ મશીન છે કે એક દૈવી શક્તિ? એ બન્નેમાં જો દૈવી તત્વ કંઇ નથી તો પછી તેને ભોગ લેવાનું કારણ?

કારણ આપણી બ્હેનોનો પોતાનોજ વાંક, આપણી પોતાનીજ બેદરકારી. આપણે માથું પૂરેપુરું ઓળ્યા વગર, અથવા ફેન્સી લટકતાં ઝુલ્ફાં રાખીને સ્ટવમાં પંપ લગાવીએ છીએ ત્યારે માથાના લટકતા મોવાળા આગ પકડે છે ને? આપણે રેશમી સાડીઓ પહેરીને તેની પાસે માત્ર આશરે ફૂટ જેટલા પાસે જઇએ છીએ ત્યારે સાડી ભડકામાં સપડાય છે ને? આપણે પહેરેલું લુગડું સંકોર્યા વગર સ્ટવ પાસે ઉભા થઇ ઉપરની અભરાઇ પરથી ચાહ ખાંડ લેવા જઇએ છીએ ને નીચે પગની પાની પાસે બનતાં અકસ્માત પર નજર નથી રાખતાં ત્યારે લુગડાંનો છેડે સળગે છે ને? આ બધી આપણીજ બેદરકારી જોતાં સ્ટવ તે બીચારો શું કરે?

ક્યાંક ક્યાંક તો સ્ટવો ધડાક લઇને ફાટે છે. જાણે ઘરમાં નાનકડો પીતળનો જ્વાળામુખી! સ્ટવ કેમ બને છે, તે કેમ ચેતે છે તે જો આપણી બ્હેનો જાણતા હોત અથવા જાણી લીધું હોય તો સ્ટવ કદી ન ફાટે. તેનું ફાટવાનું એકજ કારણ હોય છે કે આપણે ન્હાવાનું પાણી તરત ગરમ કરવા અતિશય પમ્પ મારીએ છીએ. સ્ટવનો પમ્પ અંદર હવા દાખલ કરી ધાસ્લેટને ફુવારાની માફક ઉછાળે છે. હવે જ્યાં સુધી ધાસ્લેટ છે ત્યાં સુધી હવા તેની છોળ ઉપર ને ઉપર ઉડાડે છે પરંતુ જ્યારે ધાસ્લેટ નથી હોતું ત્યારે 'ધુ સ...સ...સ...' અવાજ થાય છે તેજ બતાવે છે કે હવા અંદર ગુંગળાઇ રહી છે અને તે બ્હાર નીકળવા ફાંફા મારે છે. આપણે નજર ઉતારીએ છીએ અને થાળી પર વાડકો ચોંટી જાય છે. હવાથી ઉત્પન્ન થયેલા 'વેક્યુઅમ'નું પરિણામ છે. એટલે કે હવા નથી હોતી ત્યારે બે વાસણો ભેગાં થઇને જામ થઇ જાય છે. પરંતુ એજ હવા જો હદથી વધારે હોય તો એજ વાસણોને જોરથી જુદા પાડે છે; વાસણ એકજ હોય તો તેની ધાતુને પણ ફાડી નાંખે

છે એટલું હવામાં જોર હોય છે. હવે ટ્યૂબના બંધીયાર પેટમાં હદથી વધારે હવા ભરીએ તો ટ્યૂબને ફાટયા વગર બીજો છુટકો નથી. મારા અખતરામાં ટ્યૂબને વધુમાં વધુ ૨૦ મીનીટથી વધારે પમ્પ ન મારવો જોઇએ.

આ ઉપરાંત ટ્યૂબને વારે વારે 'પીન' કરવી પડે છે, તેમાં ખરી રીતે આપણો જ વાંક છે. જ્યાં સુધી ધાંસલેટમાં કચરો હોય છે ત્યાં સુધી ટ્યૂબના મોઢીયામાં કચરો ભરાવાનો અને 'પીન' કરવી પડવાની. પીન વધારે વાર કરવાથી પીનના હાથમાંથી રેણ પીગળી જાય છે ને પીનમાંની સોય પાછી એ મોઢીયામાં ભરાઇ બેસે છે, એટલે હવેલી હેતા ગુજરાત ચાલી જાય છે અને ઓલામાથી ચુલામાં પડવા જેવો ઘાટ થાય છે. માટે બ્હેતર છે કે ધાંસલેટ પુરતી વખતે સાધારણ ગરણીઓ કરતાં પણ એક કપડાંનો કટકો ગાળવા માટે વાપરવો વધુ સલાહકારક છે.

વળી પમ્પનો વાઇસર ઢીલો પડી જાય છે એ પણ આપણી આપણા પુરુષ વર્ગ પાસે રોજની ફરિયાદ હોય છે. ચામડાનો વાઇસર વધુ વપરાવાથી ઢીલો તો પડેજ પરંતુ તેમાંય આપણો થોડો વાંક હોય છે. પમ્પના માથાને અંગુઠો અને પહેલી બે આંગળીથી પકડીને સીધો પમ્પ ન પડે પરંતુ વાંકો ચુંકો પડે તેથીજ વારેવારે બગડી જાય છે. એમાં પણ જરા ધીરજના ફળજ મીઠા માનવા અને ધીમે ધીમે પમ્પ મારવો.

છેવટ ટ્યૂબની સાથે કામ લીધા પછી હાથ ધોયા વગર ચાહ, ખાંડ, કપ રકાબી કે તપેલી વગેરે કોઇ પણ વસ્તુને અડકવું ન જોઇએ. એવી બેદરકારીથી અડકવાથીજ ઘણા ગૃહસ્થોને ત્યાં ફર્સ્ટક્લાસ ચાહના પ્યાલામાં પણ વાદરા છાપ ઘાસલેટની ગંધ આવતી હોય છે! આ પરથી બ્હેનો કંઇક શીખશે તો તે દહાડે સ્ત્રી અને ટ્યૂબ સગાં ભાઇબ્હેન ગણાશે.

---

### દુનિયાનું સૌથી નાનું બાળક

સાધારણ રીતે બાળક જન્મે છે ત્યારે તેનું વજન છ થી સાત રતલ જેટલું હોય છે પરંતુ ગ્રેમોરગૅનમાં હમણાં એક બાળકી જન્મી છે જેનું વજન ફક્ત પોણો રતલ છે. પ્હેલાં ડંડીંગમાં એક છોકરો જન્મ્યો હતો જેનું વજન એક રતલજ હતું. વેમ્બલીમાં જન્મેલું એક બાળક દોઢ રતલ વજનનું અને નવ ઇંચ લાંબુ હતું. પેડીંગટનમાં ગયા જુનમાં જન્મેલા બાળકનું વજન ૧ રતલ ૬ ઔંસ હતું અને તેને ખોરાક આપવા માટે આંખમાં ટીપાં નાંખવા કે ફાઉન્ટન પેનમાં શાહી ભરવા માટે વપરાતી કાચની નળીનો ઉપયોગ કરવો પડતો હતો.

× × ×

### જુના સ્ટેમ્પ માટે ૧૦૦૦૦ પાઉંડ

સ્વીટઝર્લૅન્ડના એક ડોકટરે ભેળી કરેલી પોષ્ટની જુની ટીકીટો વેચવા માટે લન્ડનની મેસર્સ હારમન એન્ડ કંપનીએ ૧૦૦૦૦ પાઉન્ડ મેળવ્યા છે. આમાંના ઘણા સ્ટામ્પ છાપનારની બેદરકારીના નમુના છે અને એ બેદરકારી માટેજ એની મોટી કીમત મળી છે.

# ઈનામી ઉખાણું.

સંપાદિકા: શ્રી. કાશીબ્હેન ગોરધનદાસ.

શબ્દજાળ

( ક્રોસવર્ડ પઝલ )

આડા:

| | |
|---|---|
| ૧ બંગાળી નેતા. | ૩૦ રાણીઓને રહેવાનું સ્થળ |
| ૪ નવાઈ. | ૩૧ ભરપુર. |
| ૬ અધર્મ. | ૩૨ પતિ. |
| ૯ પુરાતન કાળનો રાજા. | ૩૫ જવાબ. |
| ૧૨ રોગ | ૩૬ બહાદુર. |
| ૧૩ મુસાફરનેઉતરવાનું સ્થળ. | ૩૮ જંગલ. |
| ૧૫ એક શહેર (કાઠીઆવાડ) | ૩૯ તાડન. |
| ૧૮ શિવનું વાહન. | ૪૦ તીખાસ. |
| ૨૦ માલીકી. | ૪૧ એક શહેર (કાઠીઆવાડનું) |
| ૨૧ રૂંવાટા ( વાળ ). | ૪૪ ચેકું. |
| ૨૨ જોર ( તાકાત ). | ૪૬ મહાન દેશનેતા. |
| ૨૩ એક શહેર | ૪૭ મહાદેવ. |
| ૨૪ ઘોર. | ૪૯ એક જાત. |
| ૨૫ ઠેકાણું ( હિંદી ) | ૫૦ રેતીનું મેદાન. |
| ૨૮ ઋણ. | ૫૧ ધારો. |
| ૨૯ મઝા. | |

ઉભા:

| | |
|---|---|
| ૧ મુંબાઈનું એક પરૂં. | ૧૭ સળગાવનાર. |
| ૨ દસ અવતાર માંહેનો એક અવતાર. | ૧૯ સ્ત્રી. |
| ૩ એક દેવી. | ૨૬ પાર ઉતારનાર |
| ૪ એક રાષ્ટ્રીય ચળવળ. | ૨૭ ઝેર. |
| ૫ મુંબઈના એક નેતા. | ૩૩ ધ્યાનસ્થ |
| ૬ સીધો. | ૩૪ ઇચ્છા. |
| ૭ મહાન્. | ૩૫ ઓળંબ. |
| ૮ પંજાબી દેશનેતા. | ૩૭ રાત. |
| ૯ પ્રાગટ્ય. | ૪૨ બોલે |
| ૧૦ રોકડા. | ૪૩ વિનાનું અપભ્રંશ. |
| ૧૧ સ્વર્ગ સિરોધી ઉંધે માથે! | ૪૫ રાજા. |
| ૧૨ એક મહાન ગુજરાતી કવિ | ૪૮ બાણ |
| ૧૪ ગુજરાતની એક નદી. | |
| ૧૬ મુસાફરી કરવાનું સાધન. | |

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

(૧) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે સ્ત્રીગ્રાહકોનાં કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૨) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. (૩) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઇ પણ સવાલ-જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. (૪) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે.

### કુલ ત્રણ ઇનામો.

ખરો જવાબ આપનારને સંપાદિકા તરફથી 'ગુણસુંદરી' ના સહતંત્રી રા. ખંધડીઆનું બ્હાર પડેલું હાસ્યવિનોદનું નવું પુસ્તક "બુદ્ધિનું બજાર" ઇનામ આપવામાં આવશે.

બીજા બે ખરા જવાબોને લેખક તરફથી બે નકલ ઇનામ આપવામાં આવશે.

### 'જાન્યુઆરી' માસની હરીફાઇનું પરિણામ.

'કંકાશ વાર્તાના કાવ્ય' ના નમુના બનાવવામાં 'ગુણસુંદરી' ના વાંચકોએ સારો શ્રમ લીધો છે. એક બ્હેન અ. સૌ. **લક્ષ્મીબાઇ સુધાકર** તો લખે છે:—

" × × × આવા ઉખાણા ફુરસદે જરૂર આપતા રહેશો. કારણ મારા જેવી બીજી ઘણી બ્હેનોના મગજ કસવાની આમાં સુંદર તક મળે × × × " વિગેરે.

એ બ્હેને આપેલા આવકાર માટે આભાર. અમે ફરીવાર ખાત્રી આપીએ છીએ કે ઇનામી ઉખાણા વિભાગમાં જે વૈવિધ્ય દાખલ કરવામાં આવ્યું છે તે ટકાવી રાખવામાં આવશે અને નવા નવા ઉખાણા રજુ કરવામાં આવશે.

આ ઉખાણાને મળેલો આવકાર બતાવે છે કે ગુજરાતી વાંચકોમાં અને બ્હેનોમાં સર્વ શક્તિઓ છે. માત્ર તેને ઉપયોગમાં લેનારના જરૂર છે. પણ આ વખતે એક ખેદજનક કાર્ય કરવું પડે છે.

આ ઉખાણાના કુલ ૨૧ જવાબો ગળ્યા છે પરંતુ તેમાં ૧૬ બ્હેનોએ અમારા ૪ થા નિયમનો ભંગ કરી પોસ્ટકાર્ડને બદલે વળી પાછા મોટા, આખા ને બેવડા ફુલસ્કેપ કાગળનો ઢગલો કર્યો છે ! એ તપાસવામાં અમને બહુ તકલીફ પડે છે તેમ જ એ સોળે બ્હેનોને અડધા આનાની ટીકીટનો વધારાનો નકામો ખર્ચ થયો છે. ગયે વખતે અમે આ નિયમભંગ અપવાદ ગણી જવા દીધેલો. પરંતુ આ વખતે જરા સખ્તાઇ વાપર્યા વગર છૂટકો ન હોવાથી એ ૧૬ જવાબો જો કે ઘણા સુંદર છતાં રદ કર્યા છે.

બાકીના પાંચ કાવ્યો નીચે પ્રમાણે છે જેમાં સૌથી પહેલું કાવ્ય સારું હોવાથી ઇનામનું પુસ્તક "પાપાણી" તેમને આપવામાં આવે છે, જે તેમણે મંગાવી લેવું.

( ૧ ) " વીશ વર્ષમાં મોટા થાશે મગનો, સગપણની મને હોંસ બહુ,
ઘેર આંગણે શોભે એવી ગોતો આજથી નાજુક વહુ. "
" હજી બોલતા તો શીખવા દેને એવડી ઉતાવળનું શું છે કામ, "
હાને ના ને વેર બંધાતા મુરખો મુરખી ગજાવે ગામ !

લે. વિનોદ.

( ૨ ) ૧. " પ્રસવ થાશે આજ કે કાલ, નામ શું પાડવું તેનો વિચાર "
૨. " ભાનુમતિ એ ઉત્તમ નામ, તેમાં તે શું કરવો વિચાર "
૧. " બળ્યું એવું તે કુહું નામ, હું તો પાડીશ મંછા નામ "
૨: " મંછા કુંછા ચૂલામાં પડયા " એકંડો બગડો એમ બાઝી પડયા.

લે. અ. દ. કાજી.

( ૩ ) પતિ કહે ડ્રોઈંગ રૂમ લાલ રંગાવો,
પત્નિ કહે ભૂરો નકશીજ કરાવો;
નાની આ બાબતે ટંટો ઉભો થયો,
કહો તમે ડ્રાઈંગરૂમ કેમ ધોળો રહ્યો !

લે. કુ શીરીષ દિક્ષીત.

( ૪ ) બાઈ { " પગાર મળે ત્યારે હેમની ડાબલી તપખીર નાખવા લેશું. "
" ને એ તો મારી માતાને દાતે ઘસવા દેશું "

ભાઈ { " નહિ. એ ડાબલીમાં મારી તંબાકુ રહેશે "
આ બાઇ ભાઇ બાઝે તેને મૂર્ખ કોણ કહેશે !

લે. અ. સા. લક્ષ્મીબાઇ સુધાકર.

( ૫ ) સો એક રૂપીઆની સાડી સારી લેવા કહેતાં " પહેરતાં ન આવડે "
મળતો જવાબ,
થાકી એ જવાબ થકી, થાકયા મુજ થકી હોતો લાવો આવડતવાળી
જોઉં હું પણ રાજ;
" બાપે ત્હારાએ દીધી મને પસ્તાયો છું તો " કહેતાં મગજ મારૂં થયું ગરમ,
ફાટે તે પહેલાં સાવચેત પ્રિયા રીસાઇ ગયાં, મનામણાંની મુશ્કેલીએ થયો છું નરમ.

લે. રા. મ. ભ. મ્હેતા.

## ફેબ્રુઆરી અંકના ઉખાણાનું પરિણામ

આ ઉખાણામાં એક છાપભૂલ થઇ હતી: " ધીરૂ " ને બદલે ' ધીમુ ' છપાયલું હતું. દેશનેતાઓના નામોમાં કોઇ મુકારાંત નામ ઘણું કરીને નથી તેમજ સંપાદકે પણ ' ન્હેરૂ ' નો 'રૂ' જ એ ઠેકાણે ધારેલો. એક ચતુર વાંચક બ્હેને આબાદ એ ભૂલ પકડીને એજ ખરો શબ્દ લખ્યો છે તે માટે અમને માન ઉપજે છે.

ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છે:—

તીલક, લજપતરાય, દાસ, કેળકર, બેનરજી, જીના, મ્હેતા, પાલ, માલીવીઆ, બેસંટ, ગોખલે, સિંહા, મહમદઅલી, સન્તનમ, શૌકતઅલી, ગાંધી, ન્હેરૂ નાયર, નાયડુ ખરે, બેડશો પટેલ,

કુલ ૧૭ જવાબો આવેલા જેમાંથી ૮ જવાબો લગભગ ખરાં છે. તેમના નામો નીચે પ્રમાણે:—

શ્રીમતિઓ (૧) હીરાબ્હેન ફ્રી મોદી. (૨) મહાલક્ષ્મી ર. ડોક્ટર (૩) હીરાલક્ષ્મી ન. મોદી. (૪) કપિલા મ. ભટ્ટ. (૫) લક્ષ્મીબાઇ સુધાકર (૬) કાશીબાઇ ગોરધનદાસ. (૭) લતીફ હાજીહુસેન. (૮) સુરજ ચં. કાજી.

આ જવાબોમાંથી બાલક પાસે ઉપડાવતાં ઇશ્વરે પણ તેમના ચાતુર્યની કદર કરી હોય તેમ હીરાબ્હેનનું નામ નીકળતાં ઇનામનું પુસ્તક " બાર સુંદર વાર્તાઓ " તેમને આપવામાં આવે છે, જે તેમણે મંગાવી લેવું.

કુપન—એપ્રીલ, ૧૯૨૮.
માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણા-
ની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે
આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની
ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને
હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.
તંત્રી, "ગુણસુંદરી".

---

## લગ્ન માટે મ્યુનીસીપલ બજારે.

કહેવાતાં પ્રેમલગ્ન થવા છતાં યુરપમાં છૂટાછેડાના અસંખ્ય કિસ્સા બને છે તે જોઇ " ઇગ્લાંડના જુદા જુદા શહેરોની મ્યુનીસીપાલટીઓના પ્રમુખોને એવી સુચના કરી છે કે દરેક શહેરના યુવાન સ્ત્રી પુરૂષોને ભેળા મળવાની અને એક બીજાના સમાગમમાં આવી મિત્રતા બાંધવાની તક આપી શકાય તે માટે મ્યુનીસીપાલીટી તરફથી સંમેલનો યોજવા. આ સંમેલનોની દેખરેખ શહેરીઓની એક કમિટિ રાખે. આવી તક મળવાથી અનેક સ્ત્રીઓ તેમજ પુરૂષો, જેઓ અત્યારે યોગ્ય સાથી મળવાના અભાવે એકલવાયું જીવન ગાળી રહ્યા છે તેમને યોગ્ય સાથી મળી શકશે અને તેઓ સુખી પરિચિત જીવન ગાળી શકશે. આ સૂચનાને કાર્ડીફની મ્યુ. ના પ્રમુખે વધાવી લીધી છે પણ બીજાઓ તરફથી જોઇએ તેટલો ટેકો મળ્યો નથી.

---

૧ મિત્ર: સાહિત્યની ઉન્નતિ માટે હું કેટલો બધો પ્રયત્ન કરૂં છું તેની કાંઇ તેને ખબર છે !

૨ જો મિત્ર : એમ ! અત્યાર સુધીમાં તેં શું ઉકાળ્યું છે !

૧ લો મિત્ર : અરે, આજેજ દસ બાર ચોપડીઓને મેં પૂઠાં ચઢાવ્યાં !

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ--દુઃખના સવાલ જવાબ.

તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં પુછો.

સંપાદકઃ બ્હેન જ્યોત્સ્ના શુકલ.

કોઇ પણ વાંચક જવાબ આપી શકશે તે સિવાયના સવાલો તંત્રી ઉકેલશે.

વલસાડથી એક બ્હેન પૂછે છેઃ—

" મ્હારી માશીની છોકરીને છ માસથી ભુત વળગ્યું છે. ભુત આવીને માથા પરજ બેઠું છે. એ છોકરી બીચારી ગાંડા જેવી થઇ ગઇ છે. ભુતને કાઢવાના કેટકેટલા ઉપાય કર્યા પણ કંઇ પત્તો લાગતો નથી. હવે કેટલાક લોકો કહે છે છે કે એ તો બધાં મનનાં ભુત છે–ભુત જેવું કંઇ હોતું જ નથી. ત્હમે આ વિષે શું કહો છો ? ભુત હશે કે નહીં ?

જવાબઃ—ત્હમારી માશીની છોકરીને વળગેલા ભુતની છબી લઇને મોકલો તો ભુત હશે કે નહીં ત્હેનો વિચાર કરવામાં સુગમતા પડે. બાકી મનનાં ભુત અનેક પ્રકારનાં હોય છે એ ખરૂં છે, પણ સાચું ભુત હજી સુધી જોયું નથી. અને નજરે જોયા વિના કોઇ વસ્તુ કેમ માની શકાય ?

એક ભાઇ:—

"સ્ત્રીઓનામાં સાક્ષર થવા જેટલી શક્તિ ન હોય, અને પુસ્તકોમાં સાક્ષર તરિકે બહાર પડવાની હિંમત ન હોય; છતાં બન્નેએ સાક્ષરમાં ખપવું હોય તો ત્હેમણે એ માટે શા ઉપાયો લેવા ? "

જવાબઃ—ત્હેમણે સાક્ષરોને ત્યાં ધક્કા ખાઇને ત્હેમની સાથે મૈત્રી કરવાથી શરૂઆત કરવી. સાક્ષરોના મિત્ર થવું અથવા ગણાવું એ લાભ પણ કયાં ઓછો છે ?

એક બ્હેનઃ—

" અમારે ત્યાં એક સરસ મોટરકાર છે. હું મ્હારા પતિની સાથે તેમજ એકલી એનો ઉપયોગ કરી શકું છું. પણ જેનો હું એકલી જ યથેચ્છ ઉપયોગ કરૂં એવી મ્હારી પોતાની સ્વતંત્ર એક પણ ' કાર ' નથી. મ્હારા જેવી સર્વ પ્રકારે સાધનસંપન્ન સ્ત્રીને માટે આ સ્થિતિ શરમાવનારી નથી ? "

જવાબઃ—બ્હેન ! ત્હમારી સ્થિતિ માટે નહીં પણ ત્હમારી વાસના માટે ખરેખર દયા ઉપજે છે. હિંદુસ્થાન જેવા દેશમાં,–જ્યાં હજારો માણસ અડધી ભૂખે જીવન પૂરૂં કરે છે, ત્યાં ત્હમારા જેવાં સુખ વૈભવમાં રમતાં બ્હેનને સ્વતંત્ર મોટરકારની ઉણપનો પણ અસંતોષ રહે છે ! ખરેખર સ્થિતિ શરમાવા જેવી તો ખરી !

એક બ્હેનઃ સુરતઃ—

" અહીંનું મહિલા વિદ્યાલય ઘણા વર્ષથી પ્રો. કર્વેના વિદ્યાપીઠ સાથે જોડાયલું છે, અને એનો અભ્યાસક્રમ દરવર્ષે ત્યાં ઠરાવ્યા પ્રમાણે ગોઠવાય છે. પરન્તુ હાલ કેટલાક વખતથી એ વિદ્યાલયમાં

એક વિચિત્ર ક્રમ શરૂ થયો છે. પ્રોફેસર કર્વેના વિદ્યાપીઠના અભ્યાસક્રમ સાથે મુંબાઇ યુનિવર્સિટિનો અભ્યાસક્રમ પણ એમાં દાખલ કરવામાં આવ્યો છે, અને છેલ્લા વર્ષ સુધી—બાળાઓની ઇચ્છા હોય કે ન હોય તોપણ—દરેક બાળાને એ બેઉ અભ્યાસક્રમ પ્રમાણે ફરજીયાત શિક્ષણ આપવામાં આવે છે. આથી બાળાઓને માથે શિક્ષણનો બોજો અતિ ગણો વધી જાય છે. તો આ યોજનાથી બાળાઓને લાભ થશે કે હાની? અભ્યાસક્રમ કયો સારો—કર્વેનો કે મુંબાઇ યુનિવર્સિટિનો? જવાબ જરૂર આપશો."

જવાબઃ—પ્રો. કર્વેનો અભ્યાસક્રમ આપણી બાળાઓને માટે વધારે અનુકૂળ છે એમ મનાય છે. પણ કોણે શું શીખવું એ તો સૌએ પોતાની જાતે નક્કી કરવાનું છે. કોઇને કર્વેનો અભ્યાસક્રમ રૂચે અને કોઇને મુંબાઇ યુનિવર્સિટિનો અનુકૂળ આવે. પણ તેથી દરેકને માથે બન્ને પદ્ધતિનો બોજો નાખવામાં આવે એ વાત તો કેવળ હાસ્યાસ્પદ છે ત્હમે લખો છો એ હકીકત સાચી હોય તો ત્હમારે બધાંએ એ સામે ઘટતાં પગલાં લેવાં જોઇએ. આપણી બાળાઓ મૂળે જ નબળી પ્રકૃતિની હોય છે, વળી ત્હેમને ટૂંક વખતમાં પોતાનો અભ્યાસ પૂરો કરવાનો હોય છે. એ સંજોગોમાં આવા વગર જરૂરના બેવડા અભ્યાસક્રમની યોજનાનું પરિણામ સારૂં ન આવે એ સહજ સમજી શકાય એમ છે. મ. વિ. માં ભલે બેઉ અભ્યાસક્રમ રાખે, પણ જેને જે પરિક્ષા આપવી હોય તેજ પરિક્ષા માટેનો અભ્યાસક્રમ તે શીખી શકે એવી સગવડ રાખવી જોઇએ. એવી વ્યવસ્થા થઇ શકે એમ ન હોય તો પછી ગમે તે એકજ અભ્યાસક્રમ રાખવો જોઇએ. મ. વિ. ના સુજ્ઞ વ્યવસ્થાપકોના ધ્યાનમાં આ વાત લાવશો તો જરૂર તેઓ ઘટતા ફેરફાર કરશે.

એક બ્હેનઃ—

"દેશી ચીજો વાપરીએ તો ખરા, પણ જોઇતી ચીજો દેશમાં ન બનતી હોય ને ન મળે ત્યારે શું કરવું?"

જવાબઃ—દેશમાં કઇ કઇ ચીજો કેવા પ્રકારની બને છે એ વિષે આપણે હજી બહુ અંધારામાં છીએ. અને કમનસિબે માલ ઉપાડનારના અભાવે એ ચીજો જાહેરમાં આવતી પણ નથી અને ત્હેમાં સુધારા પણ થતા નથી. માટે જોઇતી ચીજો દેશમાં બને છે કે નહીં એની તપાસ ખંત રાખીને કરવી જોઇએ. એમ છતાં ન મળે તો તે ચીજો રોજના ખાસ ઉપયોગની ન હોય તો તે વિના ચલાવવાનો પ્રયત્ન કરવો. એટલો ત્યાગ તો દેશને માટે અનિવાર્ય છે.

એક ભાઇઃ—

"આપણા હિંદુ સમાજમાં—ખાનપાનની વાતો સિવાય આખા કુટુંબને સામાન્ય રીતે રસ પડે એવો કોઇ વિષય ન હોઇ શકે?"

જવાબઃ—ઉપરનો પ્રશ્ન વાંચકવર્ગને માટે ખુલ્લો છે.

અંક: તંત્રીઓ: રા. ગિજુભાઇ અને શ્રી તારાબેન. વાર્ષિક લવાજમ: રૂ. ૧-૦-૦

આ નાનકડું પણ ઉપયોગી માસિક બે વર્ષ પૂરાં કરી ત્રીજા વર્ષમાં પ્રવેશે છે. એ પ્રસંગે તે પોતાના ગ્રાહકોને એક વધારાનો અંક ભેટ ધરે છે. વાર્ષિક ફક્ત એક રૂપી આના નજીવા લવાજમમાં માબાપો અને શિક્ષકોને આ માસિક દ્વારા તંત્રીઓ પોતાના અનુભવજ્ઞાનનો લાભ આપી રહ્યા છે અને ભાવિ શહેરીઓના ઘડતરમાં સુંદર અને વેગમયી ફાળો આપે છે એનો ભેટ અંક બાળકો વાંચી શકે-તેમને ગમી જાય એવા સુંદર સાહિત્યથી ભર્યો છે. આ માસિક વિના એક પણ કુટુંબ યા એક પણ શિક્ષક ચલાવી ન શકે. પોતાના બાળકો યા શિષ્યોની ભાવિ ઉન્નતિ સાધવા માટે તેમણે આ માસિકમાં આવતા સાહિત્યનો નિયમિત પાઠ કરવો જોઇએ અને તે વ્યવહારમાં ઉતારવું જોઇએ.

**કુમાર વીરસેન** (બીજી આવૃત્તિ): લેખક: રા. ચન્દ્રશંકર મણીશંકર ભટ્ટ પ્રકાશક: શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી. વડોદરા. મૂલ્ય: ૦-૬-૦

આ પુસ્તકની પ્હેલી આવૃત્તિ ત્રણ માસમાંજ ખપી ગઇ છે, એ બાબત એની ઉપયોગિતાની અને લોકપ્રિયતાની સાક્ષી પૂરવા બસ છે. એ સાહસિક બાળકુમારોની આ વાર્તા જાણીતા બાળમાસિક "બાળમિત્ર"ના અનુભવી તંત્રી રા. ભટ્ટની કલમની સુંદર પ્રસાદી છે. બાળકોને બ્હીકણ થતા મટાડી તેમના હૃદયમાં હિંમત ભરે અને તેમને સાહસ ખેડવા પ્રેરે એવી આ સુંદર વાર્તા બાળકો હોંસે હોંસે વાંચે છે. આ નવી આવૃત્તિની કીમત ૧ લી આવૃતિ કરતાં દોઢી થઇ છે પરંતુ તે ચિત્રોના ઉમેરણને લીધે. રા. પંડિતના સુંદર ચિત્રોએ એની આકર્ષકતા અનેક ગણી વધારી મૂકી છે. જુની આવૃતિની નકલ જેમની પાસે હોય તેઓ પણ આ નવી આવૃતિની નકલ ખરીદવા લલચાય તો અમને આશ્ચર્ય નહિ થાય

**ચાર બાલ સંવાદો:** લેખક અને પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય ૦-૩-૦

આ નાનકડા પુસ્તકમાં "જાદુઇ વાંસળી" "સારંગીવાળો," "મૈત્રિ" અને "કર્ણ" નામે ચાર સંવાદો છે. ભાષા શુદ્ધ, સરળ, સાદી અને વેગવતી હોઇ બાળકોને અત્યંત આનંદ આપે છે. પ્રત્યેક સંવાદ બાળકોને આનંદ આપવા ઉપરાંત જ્ઞાન પણ આપે છે. રા ભટ્ટની અનુભવી કલમની આ પ્રસાદી પણ થોડા સમયમાં બીજી આવૃત્તિ જોવા ભાગ્યશાળી થાય તો અમને નવાઇ નહિ લાગે

**ગુલછડી:** લેખક: રા રમણીકલાલ જયચંદભાઇ દલાલ, બી. એ પ્રકાશક: મે. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર્સ. અમદાવાદ. વિના મૂલ્ય.

એકજ મહિનામાં સમાલોચનાર્થે મળેલાં બાળ-સાહિત્યનાં આ બધાં પુસ્તકો ધ્યાનમાં લેતા એમ જરૂર કહી શકાય કે એ સાહિત્ય વિભાગને સમૃધ્ધ કરવા આપણાં બાળમાનસના અભ્યાસીઓ સહૃદય પ્રયત્નો કરી રહ્યાં છે. રા. દલાલે રચેલી આ સુંદર પુસ્તિકા નામ પ્રમાણે ગુણ ધરાવે છે. એકજ ગુલની નાનકડી છડી હોવા છતાં સંપૂર્ણ સુગધથી એ ભરેલી છે. ઇતિહાસ પૂરાણમાંથી વસ્તુ લઇ બાળકોને આનંદ સાથે નીતિના પાઠ પઢાવે એવી ૧૪ વાર્તાઓ અને સ્હેજે યાદ રહી જાય એવાં ૪ કાવ્યો આ પુસ્તિકામાં સમાવ્યાં છે છપાઇ અને રૂપરંગ પણ બાળકોને ગમી જાય એવાં આકર્ષક છે. એનો જન્મ એક કરૂણ ઘટનામાં છે રા. શિવરામ જાગુષ્ટેએ પોતાના પુત્ર દત્તાત્રયના વિદ્યારંભ પ્રસંગે આ પુસ્તિકા પ્રકટ કરી પતાસાંને બદલે બાળકોને વ્હેંચવાની ઇચ્છા રાખેલી. પરંતુ તેમની એ મનની મનમાં રહી ગઇ અને બાળક દત્તાત્રયે પ્રભુધામને શાળા કરતાં વધારે વ્હાલું ગણ્યું. હવે એ પુસ્તિકા તેના સ્મારક રૂપે પ્રકટ થાય છે અને કોઇ પણ મા-બાપ પોતાના બાળક માટે તે વિના મુલ્ય મેળવી શકે છે. રા. શિવરામને પુત્ર અવસાનથી પડેલા ફટકા માટે અમારાં આશ્વાસન આપીએ છીએ. બાળસાહિત્યમાં થયેલા આ સુંદર ઉમેરણ માટે લેખક તેમજ પ્રકાશક બન્ને ધન્યવાદને પાત્ર છે.

**લગ્નરહસ્ય:** લેખક: રા. ભાવજી દામજી શાહ મુલ્ય: રૂ ૦-૪-૦

પન્નાલાલ હાઇસ્કુલના ધાર્મિક શિક્ષક તરી-

કેના લેખકના અનુભવમાંથી આ નાનકડું પુસ્તક આપણને સાંપડે છે. પોતાના સ્વર્ગસ્થ બ્હેન સરસ્વતીના સ્મારક તરીકે તેમણે રચેલી આ પુસ્તિકા આદર્શ લગ્ન શું છે અને તેની જવાબદારી શી છે તે સમજાવે છે. યુવકો અને યુવતીઓએ આ પુસ્તક જરૂર વાંચવું જોઈએ. એમાંથી તેમને પોતાની જવાબદારી સમજાશે અને તેઓ સંયમના પાઠ શીખશે.

**અકબર બીરબલનો વિનોદી વાર્તાસંગ્રહ:** સંગ્રાહક: રા. પેસ્તનજી જમશેદજી સટ્ઠા. મૂલ્ય: રૂ. ૧-૧૨-૦.

અકબર-બીરબલ નિમિત્ત હાસ્યરસની, ચતુરાઇની અને હાજર-જવાબીની અનેક નાની મોટી આખ્યાયિકાઓ જનસમાજમાં પ્રચલિત છે. એ સર્વ આખ્યાયિકાઓને એકત્ર કરી એક પુસ્તકમાં સંગ્રહ કરવાનો સ્તુત્ય પ્રયાસ આ પુસ્તક દ્વારા સંગ્રાહકે કર્યો છે. "ગુજરાતી" પત્ર સાથેના એમના લાંબા સહવાસને પરિણામે હિંદુ ગુજરાતી વર્ગને રૂચે એવી ભાષામાં સંગ્રાહક એ સર્વ આખ્યાયિકાઓનું સંશોધન કરી આ પુસ્તકમાં ઉતારી શકયા છે. છતાં એટલું તો કહેવું જોઇએ કે ભાષા સર્વાંશે શુદ્ધ ગુજરાતી નથી બની શકી. અનેક સ્થળે પારસીશાઇ પ્રયોગો જાણે અજાણે આવી ગયા છે પરંતુ ભાષા સરળ હોવાથી વાંચવી ગમે એવી છે. કંટાળેલા મગજને બે ઘડી આનંદ આપે અને સાથે સાથે કંઇક ચતુરાઇ અને કંઇક હાજરજવાબી શીખવે એવું આ પુસ્તક હોંસથી વંચાય એમાં નવાઇ નથી.

**સાભાર સ્વીકાર:** અઠવાડિકો: ૧) **નૂતન ગુજરાત:** તંત્રી: રા. ચીમનલાલ મો. મોદી, બી. એ. વર્ષ ૧; અંક ૧-૬ વા. લ. રૂ. ૪-૦-૦. (૨) **ક્ષાત્રતેજ:** તંત્રી: રા. ક. ન. માણેક, બી. એ. ચક્ર ૧; કિરણ ૧૦. વા. લ: રૂ. ૨-૮-૦. (૩) **સાહિત્ય સદી:** તંત્રી: રા. સુંદરજી પંડયા. પુ. ૭; અંક ૧૬-૨૨. વા. લ. રૂ. ૪-૦-૦. (૪) **બ્રહ્મદેશ:** તંત્રી: રા. રમેશ ર. ધારેખાન, બી એ. પુ ૧; અંક ૩-૮ વા. લ. રૂ. ૬-૮-૦. (૫) **ડેમોક્રેટ** (નૈરોબી): અંગ્રેજી અને ગુજરાતીમાં: પુ ૭; અંક ૧-૭. (૬) **હુંકું ને ટચ:** સં. રા. મ. દા. મહેતા. પત્રાંક ૫-૬. વા લ. રૂ.૩-૮-૦ માસિકો. (૧) **વનિતા વિજ્ઞાન:** તંત્રીઓ: શ્રી. ખાજીગૌરી મુન્શી અને શ્રી શિવગૌરી ગજ્જર. વર્ષ ૧૯; અંક ૧૦-૧૧ વા. લ. રૂ. ૧-૮-૦ (૨) **પ્રચારક** પ્ર. સ્વામી ધર્માનંદજી. પુ. ૩; અંક ૧. વા. લ. રૂ. ૧-૮-૦ (૩) **સમાજ સેવક:** વ્ય. રા. ગોકલદાસ હી. ઠક્કર વર્ષ ૪; અંક ૮-૯ વા. લ. રૂ. ૧-૪-૦ (૪) **વિલાસ:** તંત્રી: રા. હરિલાલ વ. બ્રહ્મક્ષત્રી વર્ષ ૪; અંક ૨. વા લ. રૂ. ૩-૪-૦ (૫) **જાગૃતિ:** તં. રા. ધી. કે ત્રાપીઆ. વ. ૪; અંક ૪ વા. લ. રૂ. ૨-૦-૦ **રીપોર્ટો:** (૧) **શ્રી શિવાજી પુસ્તકાલય,** વ્યારા: સં. ૧૯૮૧ થી ૧૯૮૩ પ્ર. ડૉ. પ્રભાશંકર ન પાધ્યા, મંત્રી. (૨) **શ્રી વરણામા સેવા સમાજ.** સં. ૧૯૮૨-૧૯૮૩. પ્ર મંત્રી, સેવા સમાજ. (૩) **શ્રી જામનગર સેવક સમાજ** સં. ૧૯૮૩. પ્ર. રા. ગો. હી. ઠક્કર (૪) **વ્યાખ્યા:** રા. રામનારાયણ વિ પાઠકનું શ્રી સોજીત્રા પુસ્તકાલય સુવર્ણ મહોત્સવના પ્રમુખપદેથી. **કેલેન્ડરો:** (૧) મેસર્સ જે. એમ. પંડયા એન્ડ કંપની, બુકસેલર્સ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ, ૨. (૨) ધી એડવર્ટાઇઝીંગ એજન્સી લાલજી માનસીંગ બીલ્ડીંગ, લોહાર ચાલ, મુંબાઇ, ૨. (૩) ધી ન્યુ આનંદ સાગર પ્રીન્ટીંગ પ્રેસ: માંડવી, મુંબાઈ, ૩. (૪) યૂનીવર્સલ એડવર્ટાઇઝીંગ એજન્સી: ૧૧૦, અમરવાડી, મુંબાઇ. ૪.




## હિન્દ.

**હડતાળ :** હિંદમાં રાજકીય સૂધારા સૂચવવા ઈંગ્લાંડની પાર્લામેંટે મોકલેલા સાયમન કમીશન તરફ પ્રજાએ જે સખ્ત વિરોધ બતાવ્યો તેમાં સ્ત્રી-વર્ગે પણ આગેવાન હિસ્સો આપ્યો છે. મુંબાઈના સ્ત્રી વર્ગે મોટી સભા ભરી બહિષ્કારનો ઠરાવ કર્યો હતો. દેશના બીજા ભાગોમાંથી પણ સ્ત્રી વર્ગે એવોજ સુંદર જવાબ આપ્યો છે. કોલેજમાં ભણતી બ્હેનોએ મુંબઇ તેમજ અમદાવાદમાં હડતાળ પાડવામાં સક્રિય ભાગ ભજવ્યો હતો. મદ્રાસમાં બે મહિલાઓ સામે મનાઈ હુકમો પણ નીકળ્યા હતા; એમાંના એક જાણીતાં લોકસેવિકા શ્રી. યામિનીપૂર્ણા અને બીજાં 'તામીલ મંગલ' નાં તંત્રીબ્હેન હતાં. કલકત્તાની બેથ્યુન કોલેજની કન્યાઓએ પણ હડતાલ પાડી હતી, જેને પરિણામે થેડી પ્રીન્સીપાલને રાજીનામું આપવું પડયું છે.

**સ્ત્રી–બાળકો માટે હોસ્પીટલો:** ધરમપુર અને વાંસદા રાજ્યોમાં સ્ત્રીઓ અને બાળકો માટે હોસ્પીટલો ખુલ્લાં મુકાયાં છે. મુંબાઇમાં મહેરજી હોમજી હોસ્પીટલમાં બાળકો માટેનો વોર્ડ લેડી વીલસને ખુલ્લો મુક્યો હતો. વાડીઆ ભાઇઓની ૨૪ લાખની સખાવતના પરિણામે ઉભી થનાર બાળકો માટેની જરબાઇ વાડીઆ હોસ્પીટલનો પાયો નામદાર ગવર્નરે નાંખ્યો છે. સર દીનશાહ પીટીટ જરથોસ્તી બાળકોનું મરણ પ્રમાણ ઘટાડવાના ઉપાયો લેવા રૂ ૨૬૦૦૦ની સખાવત કરી છે.



મુંબાઇની ગોકલદાસ તેજપાલ કન્યાશાળાનાં સંચાલકો અને
ઇનામો મેળવનાર વિદ્યાર્થીનીઓ.

**કસરતશાળા:** વાડીઆ કુટુંબની ૫૦૦૦ ની સખાવતને પરિણામે પારસી બ્હેનો માટે એક કસરતશાળા ગોવાળીઆ તળાવ નજીક ટેંકર વીલામાં ખુલ્લી મુકાઇ છે. હિંદુ બ્હેનો તરફથી ગુજરાત વ્યાયામ મંડળના આશ્રય હેઠળ એક સમારંભ કાંદાવાડી કલ્યાણ મોતીની વાડીમાં ઉજવાયો હતો. બ્હેનોએ અંગ કસરતના અને નિ-

વિવિધ પ્રકારનું જ્ઞાન આપતા અનેક સ્ટોલ એ પ્રદર્શનમાં હતા. આ માટે રા. મર્ઝબાને લખેલી "માતાની અજ્ઞાનતા" વિષેની ફીલ્મ પણ કમિટિએ તૈયાર કરાવી છે પણ સેન્સોરે વાંધાભરી ગણી ૧૬ વર્ષની અંદરના બાળકોને બતાવતી અટકાવી છે.

**નેશનલ કાઉન્સીલ:** હિંદી બાનુઓની આ



મીસ સેતસુ માતસુદૈરા.
અમેરિકાના જપાનીઝ એલચીની પુત્રી.



પ્રીસ ચીચીબુ.
જપાનના શહેનશાહનો નાનો ભાઈ.

આ બન્નેના લગ્નથી જપાનમાં ચાલતી આવેલી લાંબા સમયની પ્રણાલિકાનો ભંગ થશે.
મીસ સેતસુ જપાનની અત્યંત રૂપસુંદર અને શિક્ષિત કુમારિકા છે; વ્યાયામની પણ શોખીન છે પણ તે મધ્યમવર્ગની ગણાતી હોવાથી કોઇ અમીર તેને લગ્ન પ્હેલાં દત્તક લેશે.

શાનબાજીના પ્રયોગો બતાવ્યા હતા. આ પ્રવૃત્તિને આપણા સ્ત્રીમંડળોએ ઉપાડી લઇ વિકસાવવી જોઇએ.

**બાળસપ્તાહ:** મુંબઇનું બાળસપ્તાહ પ્રદર્શન તા. ૧૩ મી માર્ચ ના. ગવર્નર વનિતાવિશ્રામના મેદાનમાં ખુલ્લું મુક્યું હતું. બાળકોને ઉપયો-

સંસ્થાની વાર્ષિક સભા મુંબાઇમાં ગયા માસની શરૂઆતમાં મળી હતી. પ્રમુખસ્થાન વડોદરાના ના. મહારાણી સાહેબા લેવાનાં હતાં પરંતુ રોકાણને લીધે તેઓ આવી શક્યાં ન હતાં તેમનું સ્થાન મિસિસ શીરાઇ લઇ તેમનું ભાષણ સભા

સમક્ષ વાંચ્યું હતું. સ્રીઓની સ્થિતિ સુધારવાની વ્યવહારૂ સૂચનાઓ એ ભાષણમાં થઇ હતી. સભાએ રા. સા. શારદાના બાળલગ્ન પ્રતિબંધક કાયદાના ખરડાને ટેકો આપી છોકરીઓ માટે 'લગ્નનું' વય ૨૧ વર્ષનું ઠરાવવાની માગણી કરી હતી.

**શિક્ષિત દાયણોઃ** ગામડાની દાયણોને શિક્ષણ આપવા માટે અને તે દ્વારા ગર્ભવતી અને બાળકની રક્ષા કરવા તથા મરણ પ્રમાણ ઘટાડવાના ઉદ્દેશથી લેડી વીલ્સનના નામે ઘડાયલી યોજનાની રૂએ વડોદરામાં એક જીલ્લા સમિતિ સ્થાપવા સભા મળી હતી. એ સભાએ જાણીતા શહેરીઓ અને ડૉક્ટરોની સમિતિની સ્થાપના કરી છે. આવી સમિતિઓ આખા પ્રાંતમાં સ્થાપવાની જરૂર છે.

**મહિલા મંડળની** વીલેપાર્લેની શાખાએ વાર્ષિક સમારંભ મિસિસ ચંદાવરકરના પ્રમુખપદે ઉજવ્યો હતો. મંડળ શીવણ, ગુંથણ, કટીંગ વગેરેના વર્ગો ચલાવે છે જેનો લાભ લગભગ ૪૫ બ્હેનો લે છે. પરીક્ષામાં પાસ થનાર બ્હેનોને પ્રમુખે ઇનામો વ્હેંચ્યા આપ્યા હતા. મુંબાઇના આ સમાજનો ૮ મો વાર્ષિક રીપોર્ટ હમણાંજ પ્રકટ થયો છે. સ્રીઓ માટે સમાજ વર્ગો ચલાવે છે અને ભાષણો ગોઠરે છે રેલ સંકટ નિવારણ ફંડ વખતે પણ સમાજે સારી સેવા બજાવી હતી.

**વડોદરાઃ** (૧) હિંદ વિજય જીમખાનાના આશ્રય હેઠળ ના. મહારાણી સાહેબાના પ્રમુખપદે મહિલાઓનો રમતગમતનો સમારંભ ઉજવાયો હતો. લગભગ ૨૫૦ બ્હેનોએ એ રમતોમાં ભાગ લીધો હતો. (૨) લગ્ન કરાવનાર પુરોહિતે

મીસ એૅલીસ શાલેક.

હિંદના સામાજીક, રાજકીય અને ખાસ કરીને સ્રીઓને લગતા પ્રશ્નોનો અભ્યાસ કરવા આવેલાં આ શ્રીમતી બીજાં મીસ મેયો બની નિંદા તો નહિ કરેને ?

સંસ્કૃત મન્ત્રોના અર્થ ગુજરાતીમાં સમજાવવા એવી જાતનો સુધારો કાયદામાં કરવાની સરકાર સ્તુત્ય ઇચ્છા રાખે છે. (૩) સાહિત્યસભાએ વસન્તોત્સવ ઉજવ્યો તે પ્રસંગે સૌ. લીલાવતી મુન્શીએ " એસ્પેશીયા. સ્રીઓમાં એક વસંતાવતાર " એ વિષય પર ભાષણ આપ્યું હતું. (૪) હિંદુ સ્રીઓને વારસા હિસ્સામાં હક્ક આપવા માટે કાયદો ઘડવા સરકારે કમિટિ નીમી છે જેને પરિણામે સ્રીઓની એક મોટી સભા સૌ. શારદા બ્હેનના પ્રમુખપદે મળી હતી. ના. મહારાણી સાહેબાએ પણ હાજરી આપી હતી.

**શ્રી ઉદ્યોગ ગૃહઃ** અમદાવાદમાં શેઠ મંગળદાસની ઉદારતાથી અને લેડી વિદ્યાગૌરી તેમજ બીજા કેટલાંક સેવાભાવી સજ્જનોના પ્રયાસથી ગરીબ બ્હેનોને ઘેર બેઠાં રોજી આપવા ખોલાયલું આ ગૃહ સુંદર કામ કરી રહ્યું છે. સૂતરના દડા બનાવવા માટે શેઠ મંગળદાસે યંત્રો પણ પૂરાં પાડયાં છે. બીજા ઉદ્યોગો પણ દાખલ થાય એમ અમે ઇચ્છીએ છીએ.

**મ. રૂ. અનાથાશ્રમ** (અમદાવાદ) નો વાર્ષિક સમારંભ લેડી તનુમતી ચીનુભાઇના પ્રમુખપદે ઉજવાયો હતો. આશ્રમે વર્ષ દરમ્યાન ૧૨૫ ધાવણા બાળકોને આશ્રય આપ્યો હતો. ચાલુ વર્ષમાં આશ્રમને રૂ. ૮૨૦૦ નો આવક કરતાં વધારે ખર્ચ થયો છે. બાળહત્યા અટકાવનારી આ સંસ્થાને ગુજરાતના દાનવીરોએ જલ્દી પગભર કરવી જોઇએ.

**સ્નેહલગ્નઃ** અમદાવાદના એક મેવાડા બ્રાહ્મણ લહુરાયની દીકરી બાઇ ...કાશીએ પિતાની મરજી

વિરુદ્ધ પોતાની જ્ઞાતિના એક યુવક મોહનલાલ પંડયા સાથે લગ્ન કરવાની હિમ્મત બતાવી છે પિતા તેને સાઠામાં પરણાવવા ઇચ્છતા હતા જે બાઇની મરજી વિરુદ્ધ હતું. બીલખાની બ્હેન દીવાળીએ પણ એવીજ હિમ્મત બતાવી છે તેની માતા તેના ટૂકડા કરવા ઇચ્છતી હતી પણ આઠ વર્ષ પ્હેલાં જેની સાથે વિવાહ થયેલો તે યુવક-પ્રીતાચંદની સાથેજ તેમણે ઘાટકોપર આવી લગ્ન કર્યાં છે. બન્ને બ્હેનોને તેમની હિમ્મત માટે ધન્યવાદ.

**અભિનંદન:** રંગુનના સાહિત્યરસિક સજ્જન રા. ગલીઆરાએ ગયે વર્ષે કેટલાંક ઇનામો સાક્ષરોને આપ્યાં હતાં તેમ આ વર્ષે પણ રૂ. ૫૦૦ નું દરેક એમ પાંચ ઇનામો આપ્યાં છે. એમાંનું એક "ગુણસુંદરી" ના બાળક અંકના તંત્રીઓ શ્રી. તારાબ્હેન અને રા. ગિજુભાઇને "શિક્ષણ પત્રિકા" દ્વારા બાળસાહિત્યની સેવા કરવા માટે અપાયું છે. એ બન્નેને તેમજ રા. ગલીઆરાને અમે અભિનંદન આપીએ છીએ.



લેડી પાર્વતી અમ્મા રેડી.
વીરશૈવ પરિષદનાં પતિનીધિ

**શ્રી. કલ્યાણી અમ્મા:** મલાયલમ ભાષાના પ્રથમ માસિક "શારદા" ના સંસ્થાપક અને તંત્રી શ્રી. કલ્યાણીઅમ્મા મેનન કોચીન રાજ્યનાં આગેવાન મહિલા છે. "શારદા" સ્ત્રીઓ માટેનું જ માસિક છે. બીજા એક ધાર્મિક માસિક "સદ્ગુરૂ" નાં પણ એ બ્હેન તંત્રી છે. એમણે લખેલાં કેટલાંક પુસ્તકો મદ્રાસ અને બનારસની યુનીવરસીટીઓમાં પાઠય પુસ્તકો તરીકે સ્વીકારાયાં છે. કોચીન રાજ્યે તેમને એ ચાંદ અને "સાહિત્ય સખી" ની પદવી આપ્યાં છે. ત્યાંના સ્ત્રીમંડળના એ બ્હેન મંત્રી પણ છે.

**શ્રી. માધવીઅમ્મા:** કોચીનની ધારાસભાના એ પ્હેલાં સ્ત્રીસભાસદ છે. તેમનાં માતુશ્રીની જેમ એ બ્હેન પણ એક કવયિત્રી છે. મલબારના સ્ત્રી મંડળનાં તે મંત્રી છે અને ગરીબો માટે એક શાળા ચલાવવામાં પોતાનાં સમય અને નાણાંનો ભોગ આપી રહ્યાં છે.

**સાહિત્યક્ષેત્રમાં:** કોચીન રાજ્યમાં કેરલ પ્રદેશ સાહિત્ય પરિષદ શ્રીમતી અમ્મુઅમ્માના પ્રમુખપદે મળી હતી. ગુજરાતની સાહિત્ય પરિષદનું સ્થાન કોઈ મહિલા શોભાવે એ શુભદિન જોવા અમે ઇંતેજાર છીએ.

**રેવન્યુ ખાતામાં:** ત્રાવણકોરની ગ્રેજ્યુએટ મહિલાઓના મંડળનું એક પ્રતિનીધિ મંડળ ત્યાંના દીવાન પાસે ગયું હતું અને સ્ત્રીઓને રાજના ખાતામાં નોકરી આપવાની માંગણી કરી હતી. દિવાને રેવન્યુખાતામાં નીમવા માટેની સંભવિતતા જણાવી છે. સરકારી ખાતામાં નીમવાની પણ સૂચના તેમણે કરી હતી પણ પ્રતિનીધિ મંડળે તે માટે વાંધો લીધો હતો !

**ત્રીવેન્દ્રમ હિન્દુ વનીતા સહકારી મંડળી:** આ નામ હેઠળ દર રૂ. ૫ ના ૨૦૦૦ શેરોમાં વહેંચાયલી રૂ. ૧૦૦૦૦ ની થાપણ સાથેની મંડળી ત્રીવેન્દ્રમની મહિલાઓએ રજીસ્ટર કરાવી છે: આ મંડળના ઉદ્દેશો, ગરીબ સ્ત્રીઓને મદદ કરવાનો, ખાદી બનાવટ અને વેચાણ, કંતામણ ને ગૃહઉદ્યોગ તરીકે દાખલ કરવાના વિગેરે છે,

**સતી :** કોકનદના રા કાન્મીરલા સથીરાજુની ૨૦ વર્ષની ઉમ્મરની પુત્રવધુ પોતાના શરીર પર કેરોસીન છાંટી પતિ પાછળ સતી થઇ છે. સતી થવાનો પોતાનો નિર્ણય જણાવતો એક પત્ર તેણે લખ્યો હતો. હલકાનીના મર્હુમ પંડીત

હીરાવલ્લભની પત્નીએ ન્હેરમાં કુદી પડી પતિ પાછળ આત્મ સમર્પણ કર્યું છે, અને જોધપુરમા એક યુવતી કુવામાં પડી પતિ પાછળ સતી થઇ છે.

**ધારાસભામાં :** સંયુક્ત પ્રાંતોની ધારાસભાના સરકારે નીમેલા સભાસદ મી. ઇ, અહમદશાહ યુરપના પ્રવાસે જતા હોવાથી તેમની જગ્યાએ સરકારે તેમના પત્નીની નીમણુક કરી છે. હિંદમાં ધારાસભામાં દાખલ થનાર એ બ્હેન બીજાં સ્ત્રી છે. ત્રીજાં સ્ત્રી સૌ. અનસુયાબાઇ કાલે છે, જેમની મધ્ય પ્રાંતોની ધારાસભામાં સરકારે નીમણુક કરી છે.

રનાં મોટાં બ્હેન અને રાષ્ટ્રીય મહાસભાના એક સંસ્થાપક સ્વ. જાનકીનાથ ઘોસલના પત્ની શ્રી. સુવર્ણકુમારીદેવીને કલકત્તા યુનિવર્સીટિએ "જગત્તારિણી સુવર્ણ ચંદ્રક" આપ્યો છે. આ ચાંદ બંગાલી સાહિત્યના જાણીતાં લેખક-લેખિકાને અપાય છે. શ્રીમતીએ ૧૧ નવલકથાઓ લખી છે અને 'ભારતી" નામે માસિકનું તંત્ર પણ ચલાવ્યું છે.

**સ્વદેશીની પ્રતિજ્ઞા :** શ્રીમતી ઉર્મિલાદેવીના પ્રમુખપદે કલકત્તામાં ૨૦૦૦ સ્ત્રીઓની જંગવર સભા તા. ૨૭ માર્ચે મળી હતી. હિંદી પ્રજાના હક્ક તરફ સરકાર જે બેદરકારી બતાવે છે તેનો



અમદાવાદના યુવક સપ્તાહ સમારંભમાં મહિલાઓનો બુકસ્ટોલ.

**બંગાલ સ્ત્રી કેળવણી** પરીષદની બીજી બેઠક કલકત્તામાં મયુરભંજના મહારાણી સુચારૂ દેવીએ ખુલ્લી મુકી હતી. પ્હેલે દિવસે પ્રમુખસ્થાન લેડી અબલા બોઝે શોભાવ્યું હતું બીજે દિવસે સવારે શ્રી. સરલાદેવી ચૌધરી અને બપોરે શ્રી. પ્રિયંવદાદેવી પ્રમુખસ્થાને હતાં. સ્ત્રીકેળવણીના પ્રશ્નોની પરિષદે ચર્ચા કરી હતી, લેડી બોઝે સ્ત્રીઓની હસ્તકલાના નમુનાઓનું એક પ્રદર્શન પણ ખુલ્લું મૂક્યું છે.

**શ્રી સુવર્ણકુંમારીદેવી :** કવિવર ટાગો-

જવાબ વાળવા પુરૂષોને પડખે ઉભા રહેવાનો તેમણે ઠરાવ કર્યો હતો' અને સ્વદેશી વસ્તુઓ વાપરવાની પ્રતિજ્ઞા લીધી હતી. ગુજરાતની બ્હેનો અનુકરણ કરશે ?

**શિક્ષિત મુસ્લીમ બ્હેન :** મુસ્લીમ બ્હેનોમાં સ્ત્રી કેળવણી વધતી જાય છે તેની સાબિતી મીસ ફઝીલત-ઉન-નિસા આપે છે. તેમના પિતા મી. વાહીદઅલીખાને યુનીવરસીટીની કેળવણી નથી લીધી છતાં પોતાની પુત્રીઓના શિક્ષણ માટે તેમણે સારો ઉત્સાહ બતાવ્યો છે. એ બ્હેને

મેટ્રીકની પરિક્ષા પ્હેલા વર્ગમાં પસાર કરી રૂ. ૧૫ ની સ્કોલરશીપ મેળવી હતી. ઈન્ટરની પરિક્ષામાં પણ સ્કોલરશીપ તેમણે મેળવી હતી. બી. એ. ની પરિક્ષા માન સાથે પસાર કરી ઢાકા યુનીવરસીટીની એમ. એ. ની ડીગ્રી તેમણે ગણીતનો વિષય લઇ ઉંચા નંબરે મેળવી છે. એ પરિક્ષા માટે તેમણે સંસ્કૃતનો પણ અભ્યાસ કર્યો છે. શિક્ષણશાસ્ત્રના વધુ અભ્યાસ માટે એ બ્હેન પરદેશ જવાનાં છે. યુનીવરસીટી એ માટે તેમને રૂ. ૫૦૦૦ ની સ્કોલરશીપ આપશે.

**આંતર—કોમી લગ્નો:** ખાન-પના-દીકર લગ્ને મહારાષ્ટ્રમાં ઠીક ચર્ચા ઉત્પન્ન કરી હતી. પરંતુ થોડા વખતમાં બધુ શાન્ત થઇ ગયું હતું. ત્યાં વળી નવીજ વાત આવી છે. ખેતીવાડીના શાહી કમીશનના સભ્ય પ્રો. ગંગુલીની પત્નિ "દીલ્હીના બેરીસ્ટર અસફઅલીને પરણનાર છે. વળી મુંબઈના જાણીતા સર નેસ વાડીઆના પુત્રી મીસ વાડીઆ બીકલે (કેન્ટ) ના મી. મોરીસ યંતસ નામના ઇસમ સાથે અહરાયા છે.



તારદેવ ( મુંબાઇ ) ની મહેરહોમ્સ હોસ્પીટલમાં લેડી વીલ્સને બાળકો માટેનો વોર્ડ ખુલ્લો મૂક્યો હતો.

**ખેદજનક અવસાન:** હિંદી સ્ત્રીઓની પ્રવૃત્તિનાં એક આગેવાન મિસિસ પાર્વતી અમ્મલ ચંદ્રશેખર ઐયરનું નામ દક્ષિણમાં ઘણું જાણીતું છે. એ બ્હેન બિમાર છતાં દીલ્હી પરિષદમાં ભાગ લેવાં અથા હતાં ડૉકટરોએ ના પાડવા છતાં પરિષદ પ્રસંગે વાઇસરોયને મળનાર ડેપ્યુટેશનમાં જવા માટે તેમણે આ હામ ભીડી હતી. પરંતુ દીલ્હી પ્હોંચતાં જ સવારમાં તેમને સ્ટવનો અકસ્માત નડ્યો. એ દાઝવાને પરિણામે હિંદની સ્ત્રીઓએ એક સ્ત્રી રત્ન ગુમાવ્યું છે.

### એશિયા.

સીલોનની સ્ત્રીઓએ મતાધિકાર મેળવવા માટે ડીસેમ્બર માસમાં વીમેન્સ ફ્રેન્ચાઇઝ યુનીઅનની સ્થાપના કરી છે

**અફગાનિસ્તાનનાં રાણી:** હમણાં રાજરાણી યુરપનો પ્રવાસ કરી રહ્યાં છે અને ઠેરઠેર માનપાન પામી રહ્યાં છે. હિંદમાં તો રાણી સાહિબાએ બુરખો જાળવી રાખ્યો હતો પણ સ્ટીમરમાં એમનાં જ બુરખાને તિલાંજલી આપી.

ગોઢ ફરે છે. પેરીસની પ્રજા તો તેમની પાછળ ગાંડી બની હતી અને રાજાને એક જ રાણી છે જાણી અજાયબી પામી હતી. મીસ મેયો જેવી લેખિકાઓને પ્રતાપે તેઓ એમજ માનેછે કે પૂર્વના દેશનો રાજા હોય એટલે તેને ડઝનબંધી રાણીઓ હોવી જોઇએ. રાણીસાહેબા સ્વદેશ પાછાં ફરતાં બુરખો પાછો ધારણ નહિ કરી લે એવી આશા છે.

**અફગાનિસ્તાનમાં ગુલામી:** વર્ષો પ્હેલાં એક અફઘાન વેપારી શાહીદ નામે એક જર્મન બાઇને પરણ્યો હતો ૧૯૨૫ માં પતિ ગુજરી ગયો દેશના કાયદા મુજબ નાનાભાઇને તેની મીલ્કત, પત્ની અને છોકરાં વારસામાં મળ્યાં. દિયરજીએ ભાભીને પત્ની થઇને રહેવાનું કહ્યું. બાઇએ તે માન્યું નહિ એટલે તેને કાબુલના બજારમાં વેચવા કાઢી. જર્મન એલચીખાતાએ તેને ખરીદી લીધી અને રાજાની પરવાનગીથી તેને જર્મની મોકલી આપી. પણ છોકરાં કાબુલમાં જ નાનાભાઇના કબજામાં રહ્યાં હમણાં અફગાન રાજા અહીંન ગયા ત્યારે એ બાઇએ છોકરાં મેળવવા તેમને અરજ કરી, જે તેમણે મંજુર કરી છે.

## સ્વ. સર રમણભાઇ નીલકંઠ માટે શોક. ગં. સ્વ. લેડી વિદ્યાગૌરીને દિલાસો.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની ગઇ તા ૧૨ મી માર્ચ ૧૯૨૪ ના રોજ મળેલી મેનેજીંગ કમિટીમાં સ્વ. સર રમણભાઇ નિલકંઠના અવસાન માટે નીચે મુજબ દિલગીરીનો ઠરાવ પસાર કરી ગં. સ્વ. લેડી વિદ્યાગૌરી નિલકંઠને મોકલી આપવામાં આવ્યો હતો.

“ સમગ્ર ગુજરાતના પ્રતિષ્ઠિત પ્રખર સાક્ષર, સંસાર સુધારાના ચુસ્ત હિમાયતી, વિદ્યાદેવીની ઉત્તમ પ્રસાદી પ્રાપ્ત કરનાર તથા પ્રજાના ઉત્કર્ષ અને ઉન્નતિ અર્થેના કાર્યોમાં આગેવાન દરજ્જો ધરાવનાર લોકપ્રિય સ્વ સર રમણભાઇ મહીપતરામ નિલકંઠના શોકકારક અવસાન માટે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ અત્યંત શોકની લાગણી પ્રદર્શિત કરે છે. સમસ્ત ગુજરાતે સ્વતંત્ર વિવેચક અને ઉત્તમ સાહિત્ય ઉપાસક એક ભદ્ર પુરૂષને ગુમાવ્યો છે. આવી આચારયુક્ત, માર્ગદર્શક અને પ્રયત્નશીલ વ્યક્તિની ખોટ ગુજરાતને સહન કરવી પડશે. સદ્‌ગતના વિદ્વાન પત્ની બ્હેન વિદ્યાગૌરીને આ દુઃખદ પ્રસંગે દિલાસારૂપ અમો દિલસોજી ધરાવીએ છીએ જાહેર પરોપકારી સેવા સ્વીકારનાર બ્હેન વિદ્યાગૌરીને પરમાત્મા સહિષ્ણુતા અને શક્તિ બક્ષો અને સ્વર્ગસ્થના પવિત્ર આત્માને અક્ષર શાંતિ અર્પો એટલી અમો પ્રાર્થના કરીએ છીએ. ”

### યૂરપ.

ઈંગ્લાંડમાં પુરૂષો જેટલાજ મતાધિકાર સ્ત્રીઓને આપવાનો ખરડો પ્હેલીવારના વાંચનમાંથી પસાર થયો છે. ત્યાંના સ્ત્રીવર્ગની એ લાંબા સમયની મુરાદ આખરે ફળશે એમ લાગે છે. પાર્લામેંટમાં મી. રન્સીમેન નામે એક ગૃહસ્થ બિરાજે છે. હમણાં થયલી એક પેટા ચુંટણીમાં મિસિસ રન્સીમેન પણ ચુંટાઇ સભાસદ થયાં છે. બર્મીંગહામના એક દેવળના પાદરી તરીકે મીસ ડોરોથી વીલ્સનની નીમણુક થઇ છે. ત્રણ સ્ત્રીઓ સ્ટેશનમાસ્તર તરીકે કામ કરે છે.

**ડી ટી. એમ:** વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયલાં મદ્રાસનાં શ્રીમતી પ્રકૃતિ અમ્મલે લંડનની રોયલ કોલેજ ઑફ સર્જન્સ તો પૂર્વના દેશોના વૈદકીય અભ્યાસનો ડી. ટી. એમ.-ડીપ્લોમા મેળવ્યા છે

**પોલીસખાતામાં:** ઇંગ્લાંડમાં ૧૫૦ સ્ત્રીઓ પોલીસ તરીકે કામ કરે છે જેમાંની ૫૦ લંડનમાં છે બે જણી ઇન્સ્પેક્ટરના પદ ઉપર છે. ઑસ્ટ્રીઆમાં પોલીસ તરીકે નહિ પણ ખાતામાં મદદનીશ તરીકે ૨૭ સ્ત્રીઓ છે. એવીજ રીતે ચેકોસ્લોવાકીઆમાં કેટલીક સ્ત્રીઓ એ ખાતામાં છે. ડેન્માર્કમાં એ ખાતામાં ૫ સ્ત્રીઓ છે. ઉત્તર આયર્લંડમાં બે અને ડબ્લીનમાં ૪ સ્ત્રીઓ પોલીસ તરીકેની ફરજો ખાસ કરી સ્ત્રી અને બાળક ગુન્હેગારોને અંગે બજાવે છે.

**ચોરીના ધંધામાં:** મીડલસેક્ષની સેશન્સ કોર્ટે મેરી હાઇની નામે ૩૪ વર્ષની સ્ત્રીને ત્રણ

વર્ષની સજા કરી છે. એ બાઈએ અનેક ચોરીઓ કરી છે રસોયણ તરીકે સારા કુટુંબમાં નોકર રહી, બધી બાબતથી તે માહિતગાર થતી અને પછી કીમતી ચીજો ઉઠાવી ચાલી જતી. પ્હેલાં તે એકલીજ આવી ચોરીઓ કરતી. પાછળથી તેને એક સાગરીત મળ્યો બન્નેએ મળી મોટા પાયા-પર એ ધંધો વર્ષો સુધી ચલાવ્યો છે.

**મ્યુ.માં ઘાટણ:** સુરત ( લેંકેશીયરની ) મીસ લીલી થોર્પ મ્યુનીસીપાલીટીની સભાસદ છે પણ તેનો ધંધો એક કુટુંબમાં દાસી ઘાટણ તરીકે કામ કરવાનો છે. તેની ઉમ્મર ૨૨ વર્ષની છે અને ત્રણ વર્ષથી તેણે રાજકીય વિષયોમાં ઝંપલાવ્યું છે મ્યુ.ની તે એકલી સ્ત્રી સભાસદ છે અને તેની શેઠાણી તેને કોરપોરેશનની સભાઓમાં હાજરી આપવા ખાસ રજા આપે છે.

**બાલનાટયાલય:** લીવરપુલમાં બાલકો માટે એક નાનું બાલ નાટયાલય સ્થાપવાનો વિચાર ચાલી રહ્યો છે. આમાં બાલનાટકો જ ભજવાશે. અને તે ભજવનારા પણ બાળકોજ હશે. દરરોજ સાંજના ૬ થી નાટકનો આરંભ થશે કે જેથી પાછા સુવાનો વખત થતાં પ્હેલાં નાટક પુરૂં થઇ ગયું હોય.

**શિક્ષણ માટેઃ** હિંદી સ્ત્રીઓને કાલેજનું શિક્ષણ લેવામાં મદદ કરવા માટે ગયે વર્ષે ફંડ ભેગુ કરવા લંડનમાં એક કમિટિ નીમાઈ હતી. આ કમિટિના સેક્રેટરી મીસ ગોડાર્ડ જણાવે છે કે ૩૦૦૦ પાઉંડ ભેળા થયા છે. ચાલુ વર્ષમાં વધુ ફંડ માટે પ્રયત્નો થશે. ૫૦૦૦૦ પાઉંડ કમિટિ ભેળા કરવા માંગે છે.

---

સ્વ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રિભોવનદાસ સ્મારક ઇનામી નિબંધ.

## ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ.

### "દાનના પ્રકાર" વિષે લેખિત ઇનામી પરીક્ષા

મંડળના સભાસદોને તથા અન્ય ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને સવિનય જણાવવામાં આવે છે કે 'દાનના પ્રકાર" વિષેનો નિબંધ લખવાની પરીક્ષામાં જે કોઇ બ્હેનો બેસવા માંગતી હોય તેઓએ પોતાના નામ ઠેકાણા સાથે મંડળના સરનામે સેક્રેટરીઓ ઉપર તા. ૧૦ મી એપ્રિલ ૧૯૨૮ સુધીમાં મોકલી આપવા.

મજકુર નિબંધનું લખાણ ફુલ્સકેપ કાગળ ઉપર લગભગ પાંચથી ૬ પાનામાં સમાવેશ થાય તેટલુંજ લખવું જોઇએ નિબંધ લખવાને કાગળ વગેરે મંડળમાંથી આપવામાં આવશે

આ હરિફાઇની પરીક્ષામાં પસાર થનારાઓને અનુક્રમે નીચે પ્રમાણે ઈનામો સ્વ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રિભોવનદાસ સ્મારક ફંડના વ્યાજમાંથી વ્હેંચી આપવામાં આવશે.

ઇન.મો—પહેલું રૂ. ૧૫) બીજું રૂ. ૧૧) ત્રીજું રૂ. ૯) ચોથું રૂ. ૭) પાચમું રૂ. ૫) છઠું રૂ. ૪) સાતમું રૂ ૩).

---

**વિમાનમાં:** મિસિસ ઇલીઅટ લીન સારામાં સારી સ્ત્રી-વિમાની ગણાય છે. પાંચ વખત તેને અકસ્માત નડયા છે. એક વખત ૧૯૦૦૦ ફીટ ઉંચે જઈ તેણે રેકર્ડ તોડયો હતો. એનું અનુકરણ કરી લેડી એઇલીને પણ વિમાની થવાનો ઉત્સાહ થયો કેટલીકવાર તે ઉડી પણ ચૂકી છે. રેલ્વેને માલ લઇ જવા માટે રાખી મુસાફરો માટે વિમાનોનો ઉપયોગ કરવો એવી તેની માન્યતા છે. ૧૮૦૦૦ ફીટ ઉંચે ઉડવા માટેનું ઇનામ તેણે હમણાં જ મેળવ્યું છે. મિસિસ કારબેરીએ પણ હમણાં મોમ્બાસાથી નાઇરોબી સુધી ઉડવાનો અખતરો કરી બતાવ્યો પણ તેમાં એમણે જીંદગી ગુમાવીછે.

**મીસ પાર્નેલ:** સ્ત્રીઓને સરખો મતાધિકાર આપવા માટે વડા પ્રધાનને સમજાવનાર મીસ નાન્સી સ્ટીવર્ટ-પાર્નેલ ૨૫ વર્ષની ઉમ્મરની છે: જાણીતા મહુંમ આઇરીશ નેતા પાર્નેલની તે વંશજ છે અને તેની વકતૃત્વશક્તિ વારસામાં મેળવી છે ૧૬ વર્ષની વયથી તે સ્ત્રી-પ્રગતિ માટે પ્રયત્નો કરી રહી છે. હમણાં તે એક શિક્ષિકા તરીકે કામ કરે છે.

**દારૂનો ભોગ:** ગયે વર્ષે ઇગ્લાંડ અને વેલ્સમાં મ.તા કે વાલીની દારૂ પીવાની આદતને લીધે એક વર્ષ નીચેની વયના ૪૭૬ બાલકો તેમના શરીર નીચે ચગદાઈ ગુંગળાઇને મરણ પામ્યાં છે.




**મહુંમ સર રમણભાઈ નીલકંઠ.**

ગુજરાતમાં ભાગ્યેજ કોઇ એવી વ્યકિત હશે જે સર રમણભાઇને ન ઓળખતી હોય. સાહિત્યના ઉપાસકો તેમને હાસ્યરસના પિતા તરીકે ઓળખતા; સમાજ સુધારકો તેમને એક આગેવાન અને સક્રિય સુધારક તરીકે સન્માનતા; સ્ત્રી પ્રગતિના હિમાયતીઓનાં હૃદય એ પ્રદેશમાં તેમણે આપેલો ફાળો જોઇ આભારથી નમતા. આવી એક સર્વમાન્ય વ્યક્તિના અવસાનથી ગુજરાતને અનેક દૃષ્ટિએ મોટી ખોટ પડી છે. ખાસ કરીને અમદાવાદને એ ખોટ વધારે સાલશે. અમદાવાદના જાહેર જીવનમા મહુંમનું સ્થાન અદ્વિતિય હતું. અનેક સંસ્થાઓના સંચાલનમા, અનેક જાહેર પ્રવૃતિઓમાં તેમનો આગેવાન ભાગ હતો. એક બાહોશ વકીલ તરીકે મહુંમ જેટલા જાણીતા હતા તેટલાજ કે તેથી વધારે એક સમાજ સેવક અને જાહેર પુરૂષ તરીકે જાણીતા હતા. સુધારક પિતાના એ સમર્થ પુત્રે પિતાની કારકીર્દી ટકાવી તેમજ વધારી હતી. સ્ત્રી-પ્રગતિના-ખાસ કરીને સ્ત્રી કેળવણીના કાર્યને તેમના આદર્શ કુટુંબજીવને અત્યંત વેગ આપ્યો છે. પરોપદેશે પંડિત્યમ બતાવીને તેમણે સુધારકમાં ખપવાનો પ્રયત્ન નથી કર્યો, પરંતુ પોતાના જીવનમાં સુધારાના સિદ્ધાંતો ઉતાર્યાં હતા. તેમનાં પત્ની લેડી વિદ્યાબ્હેન ગુજરાતમાં પ્રથમ સ્ત્રી-ગ્રેજ્યુએટ હતાં દંપતિએ ભેળાં મળી ગુજરાતને આદર્શ ગૃહજીવનનો નમુનો પૂરો પાડયો છે. એમની ત્રણ પુત્રીઓ ગ્રેજ્યુએટ છે અને આદર્શ ગૃહિણી તરીકે માતાનું અનુકરણ કરી રહી છે. છે. બીજી બે પુત્રીઓ પણ કોલેજમાં અભ્યાસ કરે છે. માતપિતાનો વારસો આ સંતાનોમાં સર્વાંશે ઉતર્યો છે શ્રી પ્રગતિના કાર્યોમાં અને સાહિત્યમાં એ બ્હેનો પણ સુંદર ફાળો આપી રહ્યાં છે. એમાંના ત્રણ બ્હેનોને તો "ગુણસુંદરીના" વાચકો સારી રીતે ઓળખે છે. સૌ. બ્હેન જ્યોત્સ્નાએ આ માસિકના એક તંત્રી તરીકે લાંબો સમય ગુજરાતનાં સ્ત્રીવર્ગની સેવા કરી છે. સૌ. બ્હેન સરોજિનીએ પણ વારંવાર પોતાના લેખોથી સ્ત્રી-પ્રગતિમાં સુંદર ફાળો આપ્યો છે. સૌ. બ્હેન સૌદામિનીએ પરોક્ષ રીતે માસિકના સંચાલનમાં ભાગ આપ્યો છે. એ સર્વ બ્હેનોને અને ખાસ કરીને તેમનાં માતુશ્રી મુ. વિદ્યાબ્હેનને આ પ્રસંગે અમે અંતઃકરણપૂર્વક આશ્વાસન દઇએ છીએ. અમે તેમને ખાત્રી આપીએ છીએ કે આખું ગુજરાત તેમના આ દુઃખમાં સહભાગી છે. ગુજરાત "ભદ્રંભદ્ર"ના લેખક, પ્રખર સમાજ સેવક અને સ્ત્રી પ્રગતિના હિમાયતી વીર સર રમણભાઇને સ્હેલાઇથી ભૂલી નહિ શકે કે તેમની ખોટ પૂરી નહિ શકે. એમનું ઉપયોગી જીવન ગુજરાતના પ્રત્યેક સજ્જન માટે અનુકરણીય દાખલો મૂકી ગયું છે એ જીવનવૃત ગુજરાતીઓના હૃદયમાં તેમનું ચિરસ્મારક રચી રાખશે. મુ. વિદ્યાબ્હેનને હવે એ કાર્ય પ્રદેશોમાં એકલવાયાં ઝુઝવું પડશે, એ વિચાર અમને અત્યંત ખેદ ઉપજાવે છે; પરંતુ એ માટેની એમની શક્તિની અમને સંપૂર્ણ ખાત્રી હોવાથી તેમાંથી આશ્વાસન મેળવીએ છીએ.

---

**આદર્શ શિક્ષિકા**

શિક્ષકનો ધંધો કેટલો ઉપયોગી અને કીમતી છે અને પ્રજાજીવનના ઘડતરમાં એક આદર્શ શિક્ષક કે શિક્ષિકા કેટલો અગત્યનો ફાળો આપી શકે છે તેની આખી મુંબાઇની જનતાએ થોડા સમય પરજ કદર કરી છે. કાલબાદેવી મ્યુનીસીપલ ગુજરાતી કન્યાશાળાના મુખ્ય શિક્ષિકા શ્રીમતી ગુલાબ બ્હેન એ પદ પરથી નિવૃત થતાં તેમના માનમાં જે સમારંભો ઉજવાયા છે તે બતાવી આપે છે કે પ્રજાના જીવનમાં એક આદર્શ

શિક્ષકનું સ્થાન અત્યંત ઉંચું છે એક શિક્ષિકાના માનમાં આવા સમારંભો ઉજવવાનો એ પ્હેલોજ પ્રસંગ હતો—એક અપવાદ બાદ કરતાં—એમ કહીએ તો ખોટું નથી. શ્રી વીરબાઇજી થોડાક સમય પહેલાં નિવૃત્ત થયાં ત્યારે તેમના માનમાં એક સમારંભ ઉજવાયો હતો પરંતુ શ્રી. ગુલાબ બ્હેન માટેના પ્રસંગોએ એ પ્રસંગને ભૂલાવી દીધો છે. જનતાએ શિક્ષક સમાજની એ પ્રસંગોથી ખાત્રી કરી આપી છે કે પ્રજા તેમને પંતુજી તરીકે તિરસ્કારતી નથી પરંતુ તેમના સારા કાર્યની યોગ્ય કદર કરી શકે છે શ્રીમતી ગુલાબબ્હેને લગભગ ૪૦ વર્ષ સુધી એક આદર્શ શિક્ષિકા તરીકે કામ કરી અનેક બ્હેનોના જીવન ઘડવામાં સુંદર ફાળો આપ્યો છે અને તેમ કરી સ્ત્રી કેળવણીના મુશ્કેલ ગણાતા કાર્યને અત્યંત વેગ આપ્યો છે. તેમની કર્તવ્યતાની એકજ ચાવી અમે નોંધ લીધી છે અને તે એ કે તેમણે કન્યાઓને પોતાની પુત્રીઓ ગણીને એક માતા જેટલી સહૃદયતાથી અને સ્નેહથી તેમને કેળવણી આપી છે. આ ચાવી પ્રત્યેક શિક્ષક-શિક્ષિકા સમજી લે અને પોતાના જીવનમાં ઉતારે તો તેમનું કાર્ય વધારે સરળ અને સરસ જરૂર થાય. આ ધ્યેયથી શ્રીમતી ગુલાબબ્હેને અનેક બ્હેનોના અને તેમના કુટુંબીજનોના હૃદય જીતી લીધાં છે અને તેની સાબીતિ ઉપર જણાવેલા સમારંભોથી મળી હતી. કન્યાશાળાની શિક્ષિકાઓ અને કન્યાઓની 'વસમી વિદાય' હેતાં હૃદયને આર્દ્ર કરે એવો જ પ્રસંગ બનેલો થયો હતો તે જોનાર



શ્રીમતી ગુલાબબ્હેન.
કાલબાદેવી કન્યાશાળાનાં નિવૃત્ત થયલાં મુખ્ય શિક્ષિકા.

સ્હેલાઇથી ભૂલી નહિ શકે. કાલબાદેવી વિભાગના રહેવાસીઓએ યોજેલો મહાન સમારંભ તો સર્વથા અપૂર્વ હતો પોતાના અને પોતાની કન્યાઓના જીવનના ઘડતરમાં ફાળો આપનાર શ્રી. ગુલાબબ્હેનને સત્કારાંજલિ અર્પવા મહિલાઓએ આભારથી દ્રવતાં હૃદયે મોટી સંખ્યામાં હાજરી આપી હતી. તેટલીજ સંખ્યામાં તેમના કુટુંબના પુરૂષવર્ગે હાજરી આપી પોતાની આભારની લાગણી બતાવી હતી. ખીચોખીચ ભરાયલો એ મહાજનવાડીનો હોલ જોતાં શ્રી. ગુલાબબ્હેને કેળવણીના પ્રદેશમાં સ્ત્રીવર્ગની જે સુંદર સેવા બજાવી છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવતો હતો. આ પ્રસંગે પ્રાંતની વિદ્યાપીઠના કુલગુરૂ સર ચીમનલાલ સેતલવાડ પ્રમુખસ્થાન લેવાના હતા, પરંતુ કમિટિએ કરેલી એ ભૂલ પ્રભુને સુધારવી હતી એટલે સર ચીમનલાલને સેનેટની સભામાં રોકી રાખ્યા. સર ચીમનલાલ વર્ષો પ્હેલાં સ્કુલ કમિટિમાં હતા ત્યારે તેમણે શ્રી. ગુલાબબ્હેનની એક શિક્ષિકા તરીકે પસંદગી કરેલી એ પસંદગી કેટલી સાર્થક અને ઉપયોગી નીવડી છે તે તેમને બતાવવાનો કમિટિનો હેતુ હતો પરંતુ આવે પ્રસંગે એક સ્ત્રીજનને અભિનંદન આપવા સ્ત્રીજન જ જોઈએ અને એ પદ માટે કુલગુરૂના સમર્થ પત્ની કરતાં વધારે લાયક બીજું કોણ હોઇ શકે ? સ્ત્રીકેળવણીની સંસ્થાઓમાં પોતાની સેવાનો સક્રિય ફાળો આપનાર અને પોતાની પુત્રીઓને ઉચ્ચ કેળવણી આપનાર શેઠી કૃષ્ણાગૌરી સેતલવાડ એ

પ્રસંગનું પ્રમુખસ્થાન શોભાવે એમાં ઈશ્વરી સંકેત હતો. અનેક સજ્જનોએ એ પ્રસંગે શ્રી ગુલાબબ્હેનના કાર્યની મુક્તકંઠે સ્તુતિ કરી. એ સ્તુતિમાં અમે પણ અમારો ફાળો આપ્યો હતો—આજે તે ફરી આપીએ છીએ. ચાંદીની સુંદર પેટીમાં તેમને પ્રમુખશ્રીને હસ્તે માનપત્ર અપાયું—રૂ. ૫૦૦૦ ની ભેટ પણ આપવાની હતી પરંતુ શ્રી. ગુલાબબ્હેને નિસ્વાર્થભાવે એ ભેટનો અસ્વીકાર કર્યો, અને એ રકમ કમિટિને યોગ્ય લાગે તેમ વાપરવા પાછી સોંપી કમિટિએ એ રકમ સ્કુલ કમિટીને કાલબાદેવી કન્યાશાળા સાથે શ્રી ગુલાબ બ્હેનનું નામ જોડવાની સરતે સોંપી છે તે યોગ્ય જ થયું છે. મુંબાઇની જનતાએ એક આદર્શ શિક્ષિકાના કાર્યની આ રીતે કરેલી યોગ્ય કદર જોઇ અમે તેમને અભિનંદન આપીએ છીએ. અમે માનીએ છીએ કે શ્રી. ગુલાબ બ્હેન જેવાં અનેક બ્હેનો આદર્શ શિક્ષિકા બની કન્યાઓના જીવન ઘડવામાં સક્રિય ફાળો આપતી થશે ત્યારે સ્ત્રી કેળવણીનો પ્રશ્ન સરળ થઇ જશે શ્રી ગુલાબ બ્હેનની ઉપયોગિતા પણ એટલેથીજ નથી અટકતી પરિણિત સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન અત્યારે વધારે મુશ્કેલીભર્યો છે અને તેના ઉકેલ માટે આપણને શ્રી. ગુલાબ બ્હેન જેવા અનેક બ્હેનોની જરૂર છે. અમને ખાત્રી છે કે આપણાં સ્ત્રીમંડળો તેમની સેવા મેળવવા પોતાનું બનતું કરવા ચૂકશે નહિ અને શ્રી. ગુલાબ બ્હેન પણ એ કાર્યમાં પોતાનો ફાળો આપવો જરૂર તત્પર થશે. કન્યાઓના જીવનમાં તેમણે કેળવણીના ગુલાબની સુવાસ ફેલાવી છે તેવીજ સુવાસ પરિણિત બ્હેનોના જીવનમાં ફેલાવવાના સફળ પ્રયત્નો એ બ્હેન સત્વર હાથ ધરશે એવી અમે આશા રાખીએ છીએ

**હિન્દી પરિષદ્.** મિસિસ કઝીન્સના પ્રયાસથી ગયે વર્ષે અખિલ હિંદ સ્ત્રી કેળવણીની પ્રથમ પરિષદ પૂનામાં વડોરાના ના. મહારાણી સાહિબાના પ્રમુખપદે મળી હતી. આ વર્ષે એ પરિષદની બીજી બેઠક ભોપાળના ના. બેગમ સાહિબાના પ્રમુખપદે દીલ્હીમાં મળી હતી. વાઇસરૉયનાં પત્ની લેડી અરવીને એ પરિષદ ખુલ્લી મૂકવાની ક્રિયા કરી હતી. આખા હિંદમાંથી- દેશી રાજ્યોમાંથી પણ સુશિક્ષિત બ્હેનો લગભગ ૨૦૦ ઉપરે સંખ્યામાં પોતાની જાતિની કેળવણી અને તેને લગતા પ્રશ્નો વિષે વિચાર કરવા ભળી હતી. આ સંખ્યામાં ભોપાળ અને વડોદરા તેમજ બીજા દેશી રાજ્યોના રાજકુટુંબોની મહિલાઓએ પણ સક્રિય ભાગ લીધો હતો ચાર દિવસના એ સમારંભમાં કેળવણીના અને તેની સાથે સંબંધ ધરાવતા અનેક પ્રશ્નોની ચર્ચા થઇ હતી. સૌથી વધુ લાભ તો જુદા જુદા પ્રદેશની આગેવાન સ્ત્રીઓને એક બીજાને ઓળખવાનો અને પારસ્પરના વિચારો જાણી પોતાની જાતિની ઉન્નતિ માટે એકઠા સાથી કામ કરવાનો અલભ્ય પ્રસંગ મળ્યો તે હતો. આ સંબંધી સવિસ્તર હકીકત આ અંકમાં સૌ બ્હેન સરોજિની રડેતાએ એ પરિષદ્ વિષે જાત માહિતીથી લખેલા સસ્મરણોથી મળી રહેશે.

ગયા વર્ષ દરમિઆન પરિષદે સ્ત્રી કેળવણી માટે સંગીન પ્રચાર કાર્ય કર્યું છે-ખાસ કરીને બાળલગ્ન અને સંમતિ-વયને લગતા કાયદાઓ સંબંધી. ત્રીસ જુદે જુદે સ્થળે પ્રાંતિક પરિષદો એ પ્રચાર કાર્ય કરવા માટે અને આ પરિષદ માટે પ્રતિનીધીઓ ચુંટવા મળી હતી. પરિષદના આ સંગીન કામ માટે ખરેખરો ધન્યવાદ તો એ માટે અથાગ શ્રમ કરી રહેલા પરિષદના મંત્રી સૌ કમલાદેવી ચટ્ટોપાધ્યાયને આપવો જોઇએ. દીલ્હીની પરિષદની વ્યવસ્થામાં પણ એ બ્હેને સંગીન અને બીજા બધાં કરતાં વધારે મોટો ફાળો આપ્યો છે એમને ફરી મંત્રી તરીકે ચુંટી કાઢયાં તે યોગ્યજ થયું છે.

**પરિષદ્ના ઠરાવો.** પરિષદમાં સ્વાગત સભાના પ્રમુખ, મિસિસ દાસ, પરિષદ ખુલ્લી મૂકનાર લેડી અરવીન અને પ્રમુખ ભોપાળના બેગમ સાહિબા એ ત્રણના ભાષણો ઉપરાંત ઠરાવો ઉપર પણ અનેક બ્હેનોએ સુંદર વિવેચન કરી પોતાની વકતૃત્વ શક્તિની સાબીતી આપી હતી. પરિષદે પસાર કરેલા ઠરાવોમાં અગત્યના મુખ્યત્વે આ પ્રમાણે છેઃ ( ૧ ) શાળાઓમાં અંગકસરત અને વૈદકીય તપાસ દાખલ કરવાં; ( ૨ ) બાળલગ્ન અટકાવનારો કાયદો પસાર કરવો જેમાં વરકન્યાની વય અનુક્રમે ૨૧ અને ૧૬ ની ઠરાવવી. સંમતિ

વય પણ ૧૬ વર્ષની ઠરાવવી. ( ૩ ) બાળલગ્ન અને દેવદાસીના કાયદાઓ. ઘડવાના કામમાં મદદ કરવા બે સ્ત્રીઓને વડી ધારાસભાની સભાસદ નીમવી ( ૪ ) શાળાઓમાં ખેતીવાડીનું શિક્ષણ દાખલ કરવું. ( ૫ ) સ્ત્રીઓને શિક્ષણ આપતી સંસ્થાઓમાં દાખલ કરવી. આ અને એવા બીજા અગત્યના ઠરાવો પરિષદે કર્યાં હતા. પોતાની માંગણીઓ કબુલ રખાય તે માટે એ સંબંધી વકીલાત કરવા તેમના પ્રતિનીધિમંડળ ધારાસભાના લોકનિયુક્ત સભાસદોને તેમજ વાઇસરોયને મળવા ગયાં હતાં.

કમિટિઓ

ચાલુ વર્ષમાં પરિષદનું કામ આગળ વધારવા માટે ચાર કમિટિઓ નોમવામાં આવી છે. એક કમિટી પરિષદ્‌ના ઉદ્દેશ મુજબ શિક્ષણક્રમની યોજના ઘડવા માટે નીમાઇ છે; બીજી નવાં પાઠય પુસ્તકો તૈયાર કરવાના ઉપાયો સંબધી વિચાર કરશે; ત્રીજી શિક્ષકોને ટ્રેનીંગ આપવા સંબંધી છે; અને ચોથી કમિટિ લગ્નવય વધારવાનું પ્રચાર કાર્ય આખા દેશમાં કરશે. આ કાર્યમાં મદદરૂપ થાય તે માટે એક ફંડ પરિષદે ખોલ્યું છે જેમાં રૂ ૩૦૦૦૦ નો રકમ ભરાઇ છે. ભોપાળના ના. બેગમે રૂ. ૫૦૦૦, તેમના પુત્રવધુએ રૂ. ૨૦૦૦ અને વડોદાના શ્રીમતી શકુંતલા રાજે અને શ્રીમતી વિમળા રાજે—દરેકે રૂ. ૧૦૦૦ ની રકમ આ ફંડમાં આપી છે. વધારામાં પરિષદે હોનોલુલુમાં મળનારી પાન-પૅસીફીક સ્ત્રી પરિષદમાં પ્રતિનીધિ તરીકે હાજરી આપવા શ્રીમતી સરોજિની નાયડુની ચુંટણી કરી છે. એ બ્હેન મીસ મેયોને જવાબ આપવાં મે માસમાં અમેરિકા જવાના છે તે અરસામાં આ પરિષદમાં પણ હાજરી આપશે આ પરિષદ્‌નો અહેવાલ હિંદી સ્ત્રીઓમાં કેટલી જાગૃતિ આપી છે તેનો સચોટ ખ્યાલ આપે છે. અમે ઇચ્છીએ છીએ કે એ જાગૃતિ ઉત્તરોત્તર વધે અને તેનાં મીઠાં ફળ દેશને ઉન્નતિ પથ પર લઇ જવામાં સત્વર સંગીન મદદરૂપ થાય.

હિંદી સ્ત્રીત્વનાં આદર્શ

"હિંદી સ્ત્રીત્વનાં આદર્શ" વિષે હિંદના બુલબુલ અને આગેવાન સ્ત્રી-જન-શ્રી. સરોજિની ના.યડુએ આપેલાં ભાષણો એક કવયિત્રી તરીકેનો તેમજ એક દેશભક્ત સન્નારી તરીકેની તેમની કીર્તિ અનેકગણી વધારે છે. મ. સર આસુતોષ મુકરજીએ પોતાની પુત્રી કમલાદેવીના સ્મારક માટે કલકત્તા યૂનીવરસીટીને આપેલા નાણાંના ફંડમાંથી આ ભાષણો યુનીવરસીટીએ તેમની પાસે અપાવ્યાં છે. એ બન્ને ભાષણોમાં સરકારના દલાલ તરીકે કામ કરતી, હિંદની ગટરો ઉલેચતી મીસ મેયો જેવી વ્યક્તિઓને તેમણે સચોટ જવાબ આપ્યો છે એટલુંજ નહિ પરંતુ હિંદી સ્ત્રીઓને પણ પોતાની પ્રગતિ સાધવા ઉત્સાહપૂર્વક પ્રેરી છે. હિંદી સ્ત્રીઓની અવનત દશાની પોતાને જાણે અત્યંત દાઝ હોય એવો ડોળ ઘાલી તેમની બદનક્ષી કરતી મીસ મેયો જેવી વ્યક્તિઓથી ચેતતા રહેવાની તેમણે સ્ત્રીવર્ગને યોગ્ય સલાહ આપી છે; અને જે સીતા, સાવિત્રી કે દમયંતિ, દ્રોપદીની પોતે પુત્રીઓ છે તેમના તરફથી મળેલો વારસો જાળવી રાખવાની વિનતિ કરી છે. "તમારી અવનત દશાનો, તમારી આજની નબળાઇનો લાભ લેવા ઇચ્છતા એ ડોળઘાલું મિત્રો-મિત્રોના લેબાસમાં છુપાયલા દુશ્મનોને કહી દો કે તમારે અમારી ઉન્નતિ માટે ચિંતા ન કરવી. અમારી ઉન્નતિ અમારા પોતાના હાથમાં છે. અમે પડદો પાળીએ કે ન પાળીએ; અમે પતિ પાછળ બળી મરીએ કે ન મરીએ; અમને પશુની જેમ રાખવામાં આવે કે ન આવે તે સાથે તમારે કાંઇ લાગતું વળગતું નથી. અમારા સ્ત્રીત્વને જોરે અમે પોતેજ અમારી ગુલામીની જંજીરો તોડીશું." આ પ્રમાણે ટુંકમાં હિંદના સ્ત્રીવર્ગને સૌ. સરોજિનીદેવીનો સંદેશ છે એ સંદેશ દેશભરનો સ્ત્રીવર્ગ ઝીલે અને પોતાની ઉન્નતિ સાધવા પ્રયત્નશીલ બને એમ ઇચ્છીએ છીએ.

બાળ-સપ્તાહ.

મુંબાઇના વનિતા વિશ્રામના ચોગાનમાં ગયા માસની મધ્યમાં ઉજવાયલા બાળસપ્તાહ સમારંભનો લાભ અસંખ્ય સ્ત્રી પુરૂષોએ લીધો છે. એ સમારંભ યોજવા માટે લેડી રતનબાઇ કાવસજી જહાંગીરે અને તેમના મદદનીશોએ ઉઠાવેલો અથાગ શ્રમ સફળ થયેલો ગણાશે. અત્યારે માતૃત્વ અને બાળઉછેર માટે આપણી સ્ત્રીઓમાં મોટે ભાગે જે અજ્ઞાન પ્રવર્તે છે તે નાબૂદ

કરવાનો અને દેશના ભાવી શહેરીઓ શરીરે વધારે તંદુરસ્ત અને સુદૃઢ બને તેમજ માતાઓ પણ સ્વાસ્થ્ય જાળવી તંદુરસ્ત બાળકો દેશને આપી શકે એવું જ્ઞાન ફેલાવવાનો આ પ્રચારકાર્ય કરતા સમારંભોનો મુખ્ય ઉદ્દેશ છે. આવા સમારંભો પ્રતિવર્ષ દેશભરમાં ઉજવવા જોઇએ અને મોટા શહેરોમાં તો એવાં જાયુકના પ્રદર્શન રહે એવી ગોઠવણ થવી જોઇએ. આ સમારંભમાં આરોગ્યની વિધવિધ દૃષ્ટિએ માહિતી આપે એવા શોખ સ્વત્રામાં આવ્યા હતા અને અનુભવી ડોક્ટરો તે સંબંધી યોગ્ય સમજણ પ્રેક્ષકજનોને આપે એવી ગોઠવણ કરી હતી. સુવાવડ સંબંધી ફીલ્મ પણ પ્રજાને બતાવાઇ હતી. આ ફીલ્મ ઉઘાડા સ્થળમાં બતાવાતી હોવાથી એમાંના ઘણાખરા ભાગ-ખાસ કરીને અક્ષરો-ઝાંખા દેખાતા હતા. જેને પરિણામે પાછળ બેઠેલાં ઘણાં એ ફીલ્મનું વસ્તુ સમજી શક્યાં ન હતાં. પરંતુ એમાં કાર્યવાહકોનો દોષ ભાગ્યેજ કાઢી શકાય. બની શકે તેટલી સંખ્યાને એ ફીલ્મ બતાવવા માટે તેમણે કરેલી ગોઠવણ કરતાં વધારે સારી ગોઠવણ થવી અશક્ય હતી. આ સમારંભ માટે લેડી ધનબાઇ અને તેમના સહાયકોએ જે શ્રમ ઉઠાવ્યો છે તે માટે અમે ધન્યવાદ આપીએ છીએ.

## પુત્ર-પૌત્રાદિ હો તો આવા હોજો !

હરદોઇ ( સંડીલા જીલ્લા ) માં એક ૭૦ વર્ષના બ્રાહ્મણ દેવતાને લગ્ન કરવાની વાસના જાગેલી થઇ. રૂ. ૩૦૦ આપી એક ૧૧ વર્ષની કન્યા સાથે પરણવાનું સાટું કર્યું પણ લગ્નનું મુહુર્ત કોઇ જોશીના ટીપણામાંથી નીકળ્યું નહિ. એટલે બુઢ્ઢાજી, રખેને છોકરીને કોઇ બીજો ઉપાડી જાય એ બીકે, પોતાને ત્યાં લઇ આવ્યા. તેમણે ધાર્યું હતું કે પાછળથી યોગ્ય મુહુર્ત જોઇ લગ્ન કરી નાંખીશું. બુઢ્ઢાજી એક દિવસ મુહુર્ત કઢાવવા પાસેના ગામ ગયા. ઘરમાં ૨૫ વર્ષની ઉમ્મરનો તેમનો પૌત્ર હતો તેને અને પેલી દાદી થવા આવેલી કન્યાને બનતી રાસ આવી ગઇ, અને બંનેએ મુહુર્તની ચિંતા કર્યા વગર કોઇ બ્રાહ્મણને બોલાવી લગ્ન કરી નાખ્યાં. મુહુર્ત પૂછી હોંસે હોંસે પાછા ફરતાં બુઢ્ઢાજી પત્ની થવા આવેલી ને પૌત્રવધુ સ્વરૂપે જોતા હેબતાઇ ગયા: પ્રભુ એમને એ વિયોગ દુઃખ સહન કરવાની શક્તિ આપે !

## ઉડતો મહેલ

ઇંગ્લાંડમાં એપ્રિલ માસમાં એક નવું વિમાન તૈયાર થયું છે. આ વિમાનમાં ૧૦૦ મુસાફર અને ૫૦ નોકરો રહી શકે એવી સગવડ છે, ચાર મજલા બાંધ્યા છે. સૌથી નીચે એન્જીન વગેરે ગોઠવ્યાં છે. ને પછી વિમાનમાં કામ કરતા નોકરોને રહેવા માટે ઓરડા છે. ઉપરના બે મજલામાં મુસાફરો માટે સુવાના ઓરડા છે ઉપરાંત એક મોટો જમવાનો ઓરડો છે, જેને નાચ માટેનો ઓરડો પણ બનાવી શકાય. ઝાખા વગેરે જુદા છે. આખું વિમાન ડ્યુરેલીઅમ ધાતુનું બનાવ્યું છે. એનું વજન ૧૫૬ ટન છે. કલાકના ૮૦ માઇલની ઝડપે તે ઉડી શકશે.

## ૧૧૫ વર્ષની સ્ત્રી

મુરાદાબાદ પાસે સોમપુર વિલારી ગામમા એક જમીનદારને ત્યાં ૧૧૫ વર્ષની એક વૃદ્ધ સ્ત્રી છે. હજી તે હરી ફરી શકે છે એટલુંજ નહિ પણ દસ શેર વજન ઉપાડી શકે છે. હજી બીજાં ૨૫ વર્ષ કાઢવાની તેને આશા છે.



ગર્ટ્રુડ ઑલ્મસ્ટેડ.

શેઠાણી અને કુતરો બન્ને સૌંદર્યની હરિફાઇમાં ઉતરે તો પ્રથમ કોણ આવે ?

પોતાની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય-સપ્રેમ ભેટ.




**ભવિષ્યનો ભીમસેન.**

સાડાત્રણ વર્ષની વયનો આ બાલક-ચિ. કે. કે. શાહ ૧૩૫ રતલ વજનની સાંકળ તોડી ભવિષ્યનો ભીમસેન થવાની ખાત્રી આપે છે.

Luhana Mitra Press, Baroda.




વર્ષ ૫ મું. ] મે ૧૯૨૮ [ અંક ૫ મો.

# જય ! જય ! માતૃભૂમિની બોલીયે.

લેખકઃ રા. સીતારામ જે. શર્મા.

[ હે ! હો ! મોતી વેરાયલ ચોકમાં : એ ઢબ. ]

જય ! જય ! માતૃભૂમિની બોલીયેઃ ટેક.

વ્હેની ! જનની તે જન્મભૂમિ જાણીયે,
પાવન પિતા જગતનો નાથ વ્હેનઃ જય ! જય !
ભારતવાસીને ભાઇ વ્હેન માનીયે;
લઇએ સુખ-દુઃખમાં સમભાગ વ્હેનઃ જય ! જય !
આપણે સુખી તેમાં વ્હેન ! શું થયું ?
ટાળવાં દેશી જનોનાં દુઃખ વ્હેનઃ જય ! જય !
આપણે ખાધું તેથી વ્હેન ! શું વળ્યું ?
ભાગવી ભૂખ્યાં ભાંડુની ભૂખ વ્હેનઃ જય ! જય !
હીર ચીર ઓઢ્યાં એથી વ્હેન ! શું થયું ?
દેશમાં નાગાં ફરે જો અનેક વ્હેનઃ જય ! જય !
બંગલા બાંધ્યા તેમાં વ્હેન ! શું વળ્યું ?
દેવાં દીનજનને વિશ્રામ વ્હેનઃ જય ! જય !
ખાવું, પીવું ને ખાંતે ખેલવું;
એ તો પશુ-પંખીના ખેલ વ્હેનઃ જય ! જય !
ઝાડ, પ્હાડ, સાગર, સરિતા, આવલીઓ,
આપતાં સેવાના સુંદર પાઠ વ્હેનઃ જય ! જય !

# રાજા સંભાજી

અને

# ઝીનતુન્નિસા

લેખક: ડૉ. મોહનલાલ પાઠક.

"ફુલ્ફીકાર, કોઇપણ પ્રકારે તેમને મળાય એવી ગોઠવણ કર. યોગ્ય પારિતોષિક તને જરૂર મળશે !"

—"પણ શાહજાદી સાહેબા, તેમનો મુકામ અહીંથી ઘણે દૂર પરલી ઘાટમાં છે. વિજાપુર સર કરીને આપણું લશ્કર થોડા દિવસમાં એજ દિશામાં જવાનું છે. એટલા દિવસ ધીરજ ન રાખો ? છતાં મારો એક જીગરજાન દોસ્ત તેમની તેહનાતમાં છે. એટલે આપ તેમને મળી શકશો ખરાં. પણ એ જોખમ ભરેલું હોવાથી વખતે આપનો જાને જોખમમાં આવી પડે તો ?"

"એને માટે તું બેફિકર રહે !" શાહજાદીએ આશ્વાસન દીધું.

આઠેક દિવસ પછી ઝુલ્ફીકારખાન એક પત્ર લઇને શાહજાદી પાસે આવ્યો. પત્રમાં જણાવ્યું હતું:

"બે દિવસ પછી પંઢરપુરને માર્ગે બંદોબસ્તને માટે અમે જવાના છીએ તે વેળા તમે શાહજાદી સાથે આવજો. ખુશીની સાથે ખાસ મુલાકાત કરાવી આપીશ.

તારો જુનો દોસ્ત
કલુષા કનોજી."

મહારાષ્ટ્ર સ્વરાજ્યના સંસ્થાપક નરકેસરિ શ્રી શિવ છત્રપતિના પરલોક પ્રયાણ પછીની આ વાત; હિંદુસ્તાનમાં મોગલ સત્તાનો અને ઇસલામ મજહબનો વિસ્તાર કરવાને મોગલ સમ્રાટ ઔરંગઝેબે કેડ કસી, કારણ કે મહારાષ્ટ્ર સ્વરાજ્ય રવિનું ઝગઝગતું તેજ તેને દુઃસહ થઇ પડ્યું હતું. મહારાષ્ટ્રના સિંહ શિવાજી મહારાજ વિનાના મહારાષ્ટ્રને સહજ સર કરી લેવાની આકાંક્ષા તેણે બાંધી. ઔરંગઝેબ દિલ્હીથી અમર્યાદિત સેના સાથે બુંદેલખંડને માર્ગે દક્ષિણમાં ઉતરી પડ્યો. મહારાષ્ટ્રને સહજ સર કરી લેવાના યશનો લ્હાવો લેવા અનેક સરદારો બાદશાહની કૃપા સંપાદન કરી સ્વારીમાં દાખલ થયા હતા. ઔરંગઝેબની નાની વ્હાલી પુત્રી શાહજાદી ઝીનતુન્નિસા પણ દક્ષિણ પ્રાંત જોવાની આતુરતા દાખવી સ્વારીમાં દાખલ થઇ હતી. બાદશાહથી અજ્ઞાન દક્ષિણમાં જવાનો શાહજાદીનો ગુપ્ત આશય તો જુદો હતો. લાંબા કાળથી તે અંતરમાં એક મનોરથ સેવી રહી હતી. આ સ્વારીમાં તે સિદ્ધ કરવાની તેને આશા ઉદ્ભવી હતી.

ઔરંગઝેબ વિજાપુર આવી લાગ્યો. વિજાપુરનો કાંટો વચ્ચેથી કાઢી નાંખવા તેણે વિજાપુર કિલ્લાને ઘેરો નાંખ્યો. વિજાપુરે ગોવળકોંડા અને મહારાષ્ટ્રીઓ સાથે એકીરેળ પોતાની અંશાટ સેના સાથે લડતા ઔરંગઝેબને શાહજાદી તરફ ફરીને જોવાની પણ ફુરસદ ક્યાંથી મળે ? અને પોતાના મનોરથ સિદ્ધિના પ્રયત્નોમાં વ્યગ્ર શાહજાદી પણ પિતાની યુદ્ધ પ્રવૃત્તિમાં શા માટે ધ્યાન રોકે ?

નિસ પોતાના ઇષ્ટ કાર્યની સિદ્ધિ:

વિચારો કરતી શાહજાદી ખાંદી બાને આથી-ખસી એકાંતમાં ધ્યાન ધરતી. કોનું ? પોતાના પિતૃ પાતનું દિલ્હીના દિવાનેખાસમાં પોતાના શૂર પિતા સાથે હાથમાં નાનીશી તલ્વાર પકડી આવેલા એ બાલવીરની મૂર્તિ તેના આંતર્ચક્ષુ સમક્ષ ખડી થતી. અપમાનજનક શબ્દોથી ક્રોધે ભરાઇ જ્યારે એ વીર રાજાએ સમશેર ઉગામી ત્યારે નેત્રોમાંથી ક્રોધાનલના તણખા વરસાવતા એ બાળવીરે નિર્ભયતાથી પોતાની નાની તલ્વાર ભર દરબારમાં બાદશાહ સામી ઉગામી કે તે બાલવીરનું તેજઃપુંજ વદન શાહજાદીની આંખો સામું તરવરી રહ્યું. રાજદ્રોહના અપરાધસર કેદમાં પડ્યા પછી યુક્તિથી પિતાને સહાય કરી મીઠાઇની પેટીમાં બેસી છટકી જઇ પાછળથી, દક્ષિણમાં એકલા ચાલ્યા ગયેલા એ નિર્ભયતાની પ્રતિમા સમા માત્ર આઠ નવ વર્ષના શૂરવીર, કુમારનું તે સમયનું સોજસ્વલ વદન-સરોજ, શાહજાદીના માનસ સરવરમાં સદ્ગુણ અને સૌંદર્યના સૌરભ વેરતું તરી રહ્યું. એજ બાલવીરના પૌરૂષાવતારના દર્શન કરવાની પ્રબળ આકાંક્ષા તેના અંતરમાં ઉદ્‌ભવી હતી. દરબારમાં આઠ નવ વર્ષના કુમારને જોયા પછી આજે તેના વિયોગમાં ઝુરતી શાહજાદી અને સંભાજી ઉભયે યૌવનના મુગ્ધ સામ્રાજ્યમાં પ્રવેશ કર્યો હોય, એવે સમયે શાહજાદીની મનોવૃત્તિ એ યુવકને ભેટવા તલસી રહી હોય તો તેમાં શું આશ્ચર્ય ? અહોરાત્ર તે એ બાલવીરની પ્રતિમાને હૃદયપટ પર આલેખી કલ્પના-તરંગોમાં વિહરતી કલ્પનાના સ્થિર અસ્થિર તરંગો તેને આશા નિરાશાની વચ્ચે ઝુલાવતા. અંતે આ વિહ્વલ દશામાં અશ્રુ નિચોવતાં બેસી રહેવા કરતાં તેણે પોતાના પ્રિયતમના દર્શન સત્વર કરવા માટે પ્રયત્નો આદરવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાના વિશ્વાસપાત્ર અનુચર ઝુલ્ફીકારખાનને બોલાવ્યો. ઝુલ્ફીકાર સાથેનો વાર્તાલાપ અને કલુષાનો પત્ર આપણે આરંભમાં જોઇ ગયા

મુલાકાત.

સંભાજી જેવો રણધુરંધર મરાઠા શાહી બીજો કોઇ નથી એમ અનેક સ્થળે કહેવાય છે. અસંખ્ય સેના સામે થોડી સેનાથી લડતા મરાઠા સેનાપતિ પાછળ સંભાજી આવે છે એટલું જ સાંભળે, તો તેની બીકથી તે શત્રુ સેનાને પરાજિત કર્યા વિના રહેતો નહિ. લડાઇમાંથી જીવતા પાછા આવનાર પ્રાણ-સંભાજી જાણે તો-કવચિતજ-ખસતો. એટલી જબરદસ્ત ધાક સંભાજીની શત્રુઓના મન પર હતી.

માત્ર ખંડો બલ્લાળની સરદારી હેઠળ થોડી સેના અને કલુષા કનોજી એટલાજ પરિવાર સાથે સંભાજી પંઢરપુર તરફ જતો હતો.

... સાતુર નજીક સંભાજીની છાવણી પડી હતી. મોગલસેના ઉપર કયી બાજુથી આક્રમણ લઇ જવામાં આવે તો તે યશસ્વી નીવડે, તેની વિચારણા ખંડો બલ્લાળ સાથે કરતો સંભાજી બેઠા હતા. એટલામાં "શાહજાદી ઝુલ્ફીકારખાન સાથે આવ્યા છે. આપની ખાનગી મુલાકાત ચાહે છે" કહેતો કલુષા ત્યાં આવી પહોંચ્યો. ખાનગી મુલાકાતની વાત સાંભળી ખંડો બલ્લાળને જરા વહેમ પડ્યો. બારણામાં સખત બંદોબસ્ત રાખવાનું કામ તેણે સંભાળી લીધું. ઉદાર સ્વભાવના સંભાજીએ તરત શાહજાદીને બોલાવી લાવવા કલુષાને કહ્યું. સંભાજી વિચારમાં પડ્યો: "આ માટે શાહજાદી મુલાકાતે આવી હશે !" એટલામાં તો સ્વર્ગીય સૌંદર્યસંપન્ન શાહજાદી ઝયનતુન્નિસા દાખલ થઇ. કલુષા જતો રહ્યો, ઝુલ્ફીકારખાનને ખંડો બલ્લાળે બહાર રોક્યો.

"શત્રુ સમુદાયમાં, પિતાના કટ્ટા દુશ્મનની મુલાકાતે આવવામાં તમારો એવો તે શો હેતુ સમાયેલો છે ! રાજખટપટની જાગૃત હોય તો સર્વ સત્તા રાણી યેશુબાઇના હાથમાં, હું તો માત્ર મહારાષ્ટ્ર ખાતર લડતો એક સૈનિક,

એથી અધિક મારી મહત્તા તમે માનતા હશો, તો તે તમારી ભૂલ. બીજું કંઇ કામ હોય તો ભલે ફરમાવો. ” સંભાજીએ શાહજાદીનો યોગ્ય આદર સત્કાર કર્યા પછી બોલવાનો આરંભ કરતાં કહ્યું.

ક્રૂર કહેવાતા સંભાજીના-પોતાના પ્રિય પાત્રની આટલી સ્નેહાળ, સરળ વૃત્તિ જોઇ શાહજાદી પ્રસન્ન થઇ. “ મહારાજ! રાજખટપટની કપટનીતિથી કે અન્ય કોઇ દુષ્ટ આશયથી પ્રેરાઇ હું મુલાકાતે નથી આવી. આપ મહારાષ્ટ્રના સ્વામી છો; એટલે માત્ર આપના દર્શનાર્થે આવી છું. ભલે મને ગાંડી ગણજો. પણ હું ગાંડી નથી ! આપના પિતાશ્રી સાથે આપ જ્યારે દિલ્હી પધાર્યા હતાં, ત્યારથી આપની પ્રતિમા મારા હૃદયાસને વિરાજી રહી છે. આજ વીસ વીસ વરસ સુધી આ સુભગ મહત્વાકાંક્ષાની સિદ્ધિ અર્થે કઠિન તપ આચરી આજે પુનિત પુનર્દર્શન પામી છું. હું મુસલમાન છું તેમ હિંદુ પણ છું. મારા અંતરમાં હિંદુ અને મુસલમાન ઉભયને સમાન સ્થાન છે. મારી માતા અયેષા બેગમ જન્મે હિંદુ છે. મારી મોટી બેન ઝુબુન્નિસા બુંદેલા કુળના એક પરાક્રમી સરદારને પતિ માની અવિવાહિતા રહી છે. ઝેબુન્નિસાએ પણ એજ માર્ગ ગ્રહણ કર્યો. અને આપનાં દર્શન પછી આપનીજ સેવામાં જીવન સમર્પણ કરવાની વિશુદ્ધ વાસનાથી મેં આજીવન અવિવાહિત રહી કઠિન તપશ્ચર્યા આદરી. બાદશાહથી છાની હું અહીં એટલીજ પ્રાર્થના કરવા આવી છું કે મારી સેવા સ્વીકારો-મને કૃતાર્થ કરો ! ” સંભાજી અત્યંત આશ્ચર્યચકિત થયો.

“ શાહજાદી સાહેબા ! મારા દેહપર મારી સત્તા હોય તો હું તમને મારી સેવાનું કાર્ય સોંપું ને ? આર્ય ધર્મના સંસ્કારાનુસાર બ્રહ્મનો સહ દેવ, બ્રાહ્મણ, સપ્તઋષિ આદિની સમક્ષ મારા દેહ ઉપર યેશુબાઇની સત્તા સ્થાપિત થયેલી છે. સાક્ષાત્ ભવાની માતાના અંશરૂપે યેશુબાઇ રાજલક્ષ્મી તરીકે અત્યારે મહારાષ્ટ્રની સ્વામિની છે. તેને છેતરી હું વર્તું તો રાષ્ટ્રનું પવિત્ર ધ્યેય છોડી વિષયલાલસા વશ થયો ગણાઉં, અને ભવાની માતાના શ્રાપથી ભસ્મિભૂત થઇ જાઉં. સાંસારિક દૃષ્ટિએ મારી દેહસેવાનું સ્વામીત્વ સિંહાસનાધિષ્ઠિત, રાજ્યસૂત્રધારી રાણી યેશુબાઇનું. શાહજાદી સાહેબા પૂજ્ય પિતાશ્રીના સ્વર્ગવાસ પછી રાજ્યસૂત્ર સંચાલક સ્થાન યેશુબાઇએ સ્વીકાર્યું છે. મને તો માત્ર સેનાની વ્યવસ્થાનું કાર્ય સોંપવામાં આવ્યું છે. કલ્યાણના ખજાનાની લૂંટ વેળા હાથ આવેલી સુબેદારની સૌંદર્યસંપન્ન પુત્રવધુને પિતાજીએ માતા સમા પૂજ્યભાવથી માનભેર પાછી મોકલાવી હતી એ તો તમે જાણતા હશો જ. તેમનો જ પુત્ર સંભાજી અનુપમ લાવણ્યના તેજમાં અંજાઇ જશે એવી ભૂલ ભરી કલ્પના તમે કેમ કરી શકો છો ? હિંદુ ધર્મને તમે ચાહતા હો તો તમારી આ પ્રેમભાવનામાં ઘસડી મને વિનાશના પંથે પાડવામાં કારણ રૂપ બની હિંદુ ધર્મને કલંક ચોંટાડવાનું એક બીજું દૃષ્ટાંત જગત્માં શા માટે ઉમેરો છો ? હિંદુ ધર્મ સંસ્કૃતિ ઉચ્ચ ભાવના પ્રેરિત છે. હિન્દુ ધર્મનો મનુષ્ય અન્ય ધર્મમાં સહેલાઇથી પ્રવેશી શકે પણ આર્ય ધર્મમાં પર ધર્મીનો પ્રવેશ અશક્ય. અન્ય ધર્મો વધાર્યા વધતા હશે, પણ હિંદુ ધર્મનો વિસ્તાર તો તેમાં જન્મ લીધે જ થાય ”

“ ત્યારે હિંદુ ધર્મમાં મારો પ્રવેશ શી રીતે થાય ? ”

“ શુદ્ધ ભાવનાથી પરમેશ્વરની પ્રાર્થના કરી આ દેહનું સાર્થક કર્યાથી ! ”

“ મારા દેહના સાર્થકયમાં આપના

પ્રેમથી અધિક સરસતા થમ હોત. બાદશાહની પુત્રી રહી મારાથી આપની સેવા નહિં થાય. શાહજાદી રહેવા કરતાં આપની દાસી થઇ રહેવામાં મારી કૃતકૃત્યતા માનું છું. એ સ્થિતિમાં મારા દેહનું સાચું સાર્થક્ય સધાશે. "

" તમારા આ પ્રેમભર્યા ઉદ્દગારો મારા વજ્ર સમ કઠોર હૃદયમાં કશી જ અસર નહિં કરી શકે! તમારા અદ્દભુત સૌન્દર્યની ખાતર અનેક વીરોને તમે સ્હેજે કુરબાન કરી શકશો પણ સંભાજીના ભાગ્યમાં એ પ્રેમ-લીલા રમવાનું નથી લખાયું! કેવળ નામ ખાતર રાજ્યાસનારૂઢ થયા પછી માત્ર મહારાષ્ટ્રના જ નહિ પણ અખિલ ભારત-વર્ષના આર્યધર્માવલંબીઓની, અમારી માત ભગિનીઓની પ્રતિષ્ઠાની રક્ષાનું પવિત્ર કાર્ય જેણે સ્વીકાર્યું છે, તે પરસ્ત્રીના મોહમાં મુગ્ધ થઇ સ્વકર્તવ્યચ્યુત થશે, એવી કલ્પ-નાયે સંભવે ખરી! મારી હૃદય સ્વામિની માત્ર એક યેસુબાઇ. અન્યને ત્યાં સ્થાન નથી અને નહિં મળે! શાહજાદી પધારો! મારા પ્રતિ સ્નેહ હોય તો મારા વિજય માટે પરમે-શ્વરની પ્રાર્થના કરજો, મારા વિજયમાં આનંદ માનજો ને મારા પરાજયમાં ખેદ માનજો, એટલું બસ! "

શાહી દરબારની રાજ્યખટપટમાં ધાર્યું કરનાર, દિલ્હી આખીને હથેળીમાં નચાવનાર, પ્રપંચપ્રવીણ શાહજાદીના અનુપમ સૌંદર્ય, સુમધુર વાણી રાજા સંભાજીને મુગ્ધ કરવા અસમર્થ થયા. શાહજાદીએ સંપૂર્ણ નિરાશા અનુભવી. અંતે સંભાજીએ તેને યોગ્ય સન્માન સહ ઔરંગઝેબનો મુકામ જે પ્રાંતમાં હતો હતો ત્યાં સુખરૂપ પહોંચાડી. ગુણીકારખાનને અપમાન જેવું લાગ્યું. શાહજાદી જેવી પરી સંભાજી પાસે ચાલી આવે છતાં સંભાજી ખમારીથી પાછી વાળે એ તેને અસહ્ય થઇ પડયું, એટલે બાદશાહના ક્રોધાગ્નિને ચેતવી સંભાજીનું વૈર લેવાનો તેણે નિશ્ચય કર્યો.

" સંભાજીને, એક કાફરને મનાવવા મોગલ સમ્રાટની શાહજાદી જાય! શાહજાદી, તારો પ્રેમપાત્ર એક હિંદુ! કાફરને ચાહવું તે મુસલમાન માટે હરામ છે!" ક્રોધાગ્નિથી ભભૂકતા ઔરંગઝેબે શાહજાદીને ધમકાવી. શાહજાદી અડગ રહી.

" પિતાજી! શાહજહાન જહાંગીર અને અકબર જેવા આપના પૂર્વજોએ શું કર્યું? તેઓ હિંદુઓને ચાહતા હતા. તેમણે હિંદુ-રમણીઓને જનાનખાનામાં દાખી હતી. અને આપે પણ ખુદેલા રાજકુંવરીને આણી એ પ્રથા ક્યાં ચાલુ રાખી નથી? તો પછી શાહજાદી શા માટે ન ચાહે હિંદુને? હિંદુ રમણી મુસલમાનની પત્ની થઇ શકે, ત્યારે હિંદુ વીરના પત્નીપદનું માન મુસલમાન લલના મેળવવા પ્રયાસ કરે તો તે અનુચિત કાં મનાવું જોઇએ!"

" નહિ! એથી આપણને બટ્ટો લાગે. હિંદુ સ્ત્રીઓને તો આપણે બાંદી તરીકે રાખીએ છીએ. મારી તને સખ્ત આજ્ઞા છે કે સંભાજીનો મોહ તારે છોડી દેવો. "

" જીન્દગીભર ચાહીશ સંભાજીને!" અજબ ધૈર્ય દર્શાવી શાહજાદીએ ઉત્તર આપ્યો.

" ત્યારે તો ઇજ્જત આબરૂને કલંક ન ચોંટે તેટલા ખાતર એ, સંભાજીની જીન્દગીનો અંત આણવાની હું પ્રતિજ્ઞા લઉં છું સમજી! આખી જીંદગી પછી આંસુ નીચોવતી રહેજે."

" સંભાજીને ધર્મયુદ્ધથી જીતવાનું સામર્થ્ય તો તમારામાં નથીજ. એટલું ધ્યા-નમાં રાખજો કે સદ્દગુણપ્રતિમા, સૌજન્ય-સંપન્ન પ્રખર પરાક્રમી સંભાજી ધર્મ યુદ્ધમાં શાહી સેનાને જોતજોતામાં ધૂળમાં રગદોળી નાખશે!"

"તે તો જોઈ લઈશું; પણ સંભાજીને મુસલમાન બનાવવાનો પ્રયત્ન કરીશ. અને તે મુસલમાન થાય તો પછી ભલે-તારી હઠ હોય તો તેની સાથે શાદી કરજે."

"જોરે જુલમથી, મારી મચડીને મુસલમાન બનાવવાનું ફરમાન કુરાનમાં ક્યાં છે? એ રીતે તો મુસલમાન મઝહબ માટે લોકોમાં અણગમો પેદા થાય; તેનો પ્રસાર થતો અટકે!" શાહજાદી સંતપ્ત સ્વરે બોલી, "અને પ્રાણને ખાતર સ્વધર્મથી ભ્રષ્ટ થનાર હરામીને આ શાહજાદી વરે પણ ખરી! ધર્મની યોગ્યતા ન સમજનારને શાહજાદી નાલાયક માને છે; પ્રાણ ભલે જાય પણ સંભાજી ધર્મભ્રષ્ટ કદી નહી થાય. એની મને પૂર્ણ ખાત્રી હોવાથીજ મારો પ્રેમ મેં તેમને અર્પણ કર્યો છે."

**પ્રપંચ જાળ.**

સિંહાસનારૂઢ થયા પછી અનેક શત્રુઓ સાથે એકી વેળા ઝુઝવાનો એક પછી એક પ્રસંગો પ્રાપ્ત થવાથી સંભાજીને સ્વસ્થતા કે વિશ્રાંતિ ભોગવવાનો સમય ન મળ્યો. માત્ર અંતર અરાઢ વર્ષની યેસુબાઈ રાજકારભારનો ભાર વહન કરતી હતી. મરાઠાઓના રાજ્ય આરંભથી તે અંત સુધી યેસુબાઈ જેવી ધર્મપરાયણ, પ્રજાહિતદક્ષ, રાજ્યકાર્યપ્રવીણ સ્ત્રી બીજી નથી થઈ. સેના વિભાગની સર્વ વ્યવસ્થા સંભાજીને સોંપી રાજ્યવ્યવસ્થા તેણે પોતાના હાથમાં લીધી હતી. વિજાપુર અને બીજાં રાજ્યોને હરાવ્યાં પછી ઔરંગઝેબને હવે એક સંભાજી સાથે લડી મહારાષ્ટ્ર પર પોતાની સત્તા જમાવવાનું કામ રહ્યું. તેણે બધી સેના એ કામમાં યોજી. પણ પ્રખર પરાક્રમી સંભાજીની યુદ્ધનીતિ સામે શાહી સેના થાકી ગઈ. દિવસો પર દિવસો વીતી ચાલ્યા, શાહી સેનાની શક્તિ ખુટવા આવી, ઔરંગઝેબને પણ નિરાશાના દર્શન થવા લાગ્યાં. સંભાજી આજે અહીં તો કાલે ત્યાં અને પરમ દિવસે કોણ જાણે ક્યાં? આમ ચારે તરફ ઘુમી સંભાજી શાહી સેનાને તોબાં પોકરાવતો હતો. અંતે થાકીને પોતાની સેનાની જુદી જુદી ટુકડીઓ પાડી ઔરંગઝેબ કોકણ તરફ સંભાજીની પાછળ પડ્યો. સંગમેશ્વર આગળ બન્નેનો ભેટો થયો; શાહી સેના મહાત થઈ. આખરે પોતાના પ્રાણને બચાવવા ખાતર બાદશાહને સંભાજી સાથે સમાધાનીના સંદેશા ચલાવવાની ફરજ પડી.

સમાધાનના સંદેશા ચાલુ થવાથી યુદ્ધ અટક્યું. સંભાજી પાસે શાહી વકીલ આવ્યો પણ સુલેહની સરતો બન્ને માન્ય થઈ નહિ. ત્રણ દિવસ સુધી સુલેહની પટપટ ચાલુ રહી. એ દરમ્યાન ઔરંગઝેબે કેટલીક ટુકડીઓ પોતાની ત્યાં એકઠી કરી, અને ત્રીજે દહાડે સંભાજી સાથે સુલેહની વાતો ચાલતી હતી તેજ ઘડીયે મહેલને ઘેરો નાખ્યો. શી ધમાલ છે તે જોવા સંભાજી બહાર આવ્યો. ઔરંગઝેબના દગાની તેને ખબર પડી. અરકેદ ખુશામતીઓ કલુષા નિમકહરામ નીવડી શત્રુને મળી ગયાની તેને જાણ થઈ. પ્રથમ તેને જાણ થઈ. પ્રથમ તેણે કલુષાને પકડ્યો અને ક્રોધાવેશમાં તેને મારવા તલ્વાર ઉગામી પણ એકાએક કંઈ વિચાર આવતાં અટક્યો. "જા! નીચ કૃતઘ્ની, કપટી, જા, તને જીવતો જવા દઉં છું. કારણ કે તું બ્રાહ્મણ છે, અને મારા ખુશ મશ્કરા તરીકે તને યેસુબાઈએ નિમ્યો હતો." એટલું કહી સંભાજીએ તેને છોડી દીધો. પછી ખંડો બલ્લાળને શત્રુનો ઘેરો ભેદી યેસુબાઈની રક્ષા માટે વાંઈ મોકલ્યો. હવે સંભાજી રહ્યો એકલો. સુલેહની વાતો કરવા આવનારાઓએ ધર્મયુદ્ધની નીતિને કોરાણે મુકી સંભાજી સામે શસ્ત્ર ઉગામ્યું. સંભાજી અડગ રહી એકલો અસંખ્ય સેના સામે શૌર્યથી લડ્યો અને અંતે જખમી થઈ

શત્રુના હાથમાં સપડાયો. આમ પ્રપંચ જાળમાં ફસાવી સંભાજીને સંગમેશ્વરથી તુળજાપુરમાં લઈ જવામાં આવ્યો. આ વિશ્વાસઘાત માટે શાહજાદીએ ઔરંગઝેબને અત્યંત ધિક્કારયુક્ત વચનો સંભળાવ્યા પણ ઔરંગઝેબના અંતરમાં તેની શી અસર થાય!

"સુલેહ કરો, સંભાજીને મુક્ત કરો! વિશ્વાસઘાત કરી તેમને બંદિવાન કરવામાં તમે અત્યંત અનુચિત કાર્ય કરો છો." શાહજાદીએ શહેનશાહને સમજાવવાનો વ્યર્થ પ્રયત્ન આરંભ્યો.

"હા, એક સરતે. ઇસલામ ધર્મનો અને શાહી સત્તાનો સર્વોપરિ તરીકે સ્વીકાર કરે તો, નહિ તો દેહયંત્રણા અને જીવનનો અંત તેને માટે નિર્માણ થઈ ચુક્યાં છે!" ઔરંગઝેબે ક્રૂરતા ભર્યો અંતિમ નિર્ણય સંભળાવી દીધો.

"તેમના પહેલાં મારો જાન લ્યો—પણ ધર્મને નામે આમ તેને રીબાવી ન મારો. કયામતને વખતે આ તમારી નિર્દય કૃતિનો શો જવાબ આપશો?" શાહજાદીની આ અંતિમ વિનંતિ ઔરંગઝેબ શાનો સ્વીકારે?

"જો તે ઇસ્લામ ને સ્વીકારે તો તેની સાથે તારી શાદી ખુશીથી કરાવી આપીશ". એવી વાતોથી શાહજાદીને ઉડાવી તેણે વાત અટકાવી.

સંભાજીની સત્વપરીક્ષાની ક્ષણો આવી. શહેનશાહે તેને કહ્યું: "મુસલમાન થા, અને જાન તથા રાજ્યને બચાવ!"

"જે ધર્મમાં હું જન્મ્યો તે ધર્મ મને મારા પ્રાણથી પણ અધિક પ્રિય છે. સંભાજી મહારાષ્ટ્રનો રાજા, આજે પ્રપંચજાળમાં ફસાઈ શત્રુને હાથ સપડાયો છે, છતાં મરાઠાઓના હૃદયમાં વસતી ભક્તિ મને આ બંધનમાંથી મુક્ત કરાવશે. મારા પ્રાણ જશે તો એક મરાઠો સૈનિક લડતાં લડતાં વીર ગતિ પામ્યો, એમજ કહેવાશે. પરિણામે મહારાષ્ટ્રના એકે એક મરાઠા વીરના હૃદયમાં વૈરાગ્નિની જ્વાળાઓ ભભુકી ઉઠશે અને એ જ્વાળાઓ મોગલ શહેનશાહતની આહુતિ લીધા વિના શાન્ત નહિ થાય! હું તો માત્ર એક સૈનિક છું. રાજ્યકર્તા તો ચેથબાઇ! રીબાવાનો કે મૃત્યુનો મને લેશ પણ ભય નથી!"

"મુસલમાન થતો હોય તો શાહજાદી સાથે તારી શાદી કરી આપવા હું તૈયાર છું!"

"શહેનશાહ! સંભાજીના ચારિત્ર્ય માટે દુનિયા ગમે તે કહેતી હોય પણ એક સ્ત્રીને ખાતર સંભાજી સ્વધર્મનો ત્યાગ ન જ કરે. મારાં બાહ્ય નેત્રો ફોડી શકશો. અંતર્નેત્રોને હાથ પણ નહિ લગાડી શકો. એ નેત્રો વડે માતા ભવાનીના દર્શન કરતો હું આનંદપૂર્વક મૃત્યુને ભેટીશ!"

લખતાં કંપકંપી આવે એવી અનેક શારીરિક યાતનાઓ સંભાજીએ સહર્ષ સહન કરી પણ અંત સુધી ધર્મભ્રષ્ટ થવાનું ન સ્વીકાર્યું.

અંતે મહારાષ્ટ્રનો એ તેજસ્વી હીરો પ્રપંચજાળનો ભોગ બની દુર્દૈવ ચક્રમાં સપડાઈ સ્વર્ગે સંચર્યો.

શાહજાદીએ મૃત્યુ કરતાં પણ અધિક વેદના અનુભવી. તેણે પ્રેમસન્યાસ ગ્રહણ કર્યો. રાણી યેસુબાઈ અને બાલ શિવાજી—શાહુ મહારાજ'નાં સંરક્ષણ–પાલન અર્થે તેણે જીવન સમર્પણ કર્યું. શાહજાદીના સંભાજી પ્રતિના અડગ અનુરાગને લીધે બાલ શિવાજીને—સંભાજીના પુત્રને—મુસલમાન બનાવવામાં ઔરંગઝેબના દરબારીઓ કે મૌલવીઓ ફાવ્યા. એજ શાહજાદી ઝયનતુન્નિસાએ પોતાના ખર્ચે શાહુ મહારાજના લગ્ન કરાવી આપ્યાં અને ઔરંગઝેબના મરણ પછી તેમને મુક્ત કરાવ્યા.

# યૌવનને આંગણે.

લેખક: રા. જનાર્દન પ્રભાસ્કર.

શીળી ચન્દા ને શીળી ચન્દની રે લોલ,
શીળો તેનો ય છે ઉજાસ જો:
રાસે રમે રસઘેલડી રે લોલ!

ઉંચે આકાશે નભતારિકા રે લોલ,
નીચે આ બાલિકા–સમાજ જો:
રાસે રમે રસઘેલડી રે લોલ!

રેસની રાણીશી રાસનન્દિની રે લોલ,
એ'ના શા ઉર અભિલાષ જો?
રાસે રમે રસઘેલડી રે લોલ!

ઉભી છો યૌવનને આંગણે રે લોલ,
ઉછળે જીવનના ઉલ્લાસ જો:
રાસે રમે રસઘેલડી રે લોલ!

એ'ને દેવાં છે દાન દિલનાં રે લોલ,
કરવા છે પ્રાણના વિકાસ જો:
રાસે રમે રસઘેલડી રે લોલ!

સ્નેહતણું સ્વપ્ન એ'ને લાધતાં રે લોલ,
ઝંખતી એ સ્નેહના વિલાસ જો:
રાસે રમે રસઘેલડી રે લોલ!

પ્રેમના પ્રદેશ એ'ને ખેડવા રે લોલ,
ખેલવા છે વિરલ રસરાસ જો:
રાસે રમે રસઘેલડી રે લોલ!

પ્રાણના આધાર એ'ને પામવા રે લોલ,
રોપે એ પ્રણય–તરુરાજ જો:
આજે જાણે એ રસવેલડી રે લોલ!*

---

* નવી પ્રગટ થનાર 'શરદિની' માંથી.



મીસ લૉલા ફ્રેન્ટ્ઝબર્ગ.

હિંદી જીવનની ફીલ્મ ઉતારવા આવેલી જર્મન મહિલા.

L. M. PRESS, BARODA.

# યૌવનને આંગણે.

લેખક: રા. જનાર્દન પ્રભાસ્કર.

શીળી ચન્દા ને શીળી ચન્દની રે લોલ,
શીળો તેનો ય છે ઉજાસ જો:
રાસે રમે રસઘેલડી રે લોલ!

ઉંચે આકાશે નભતારિકા રે લોલ,
નીચે આ બાલિકા–સમાજ જો:
રાસે રમે રસઘેલડી રે લોલ!

રસની રાણીશી રાસનન્દિની રે લોલ,
એ'ના શા ઉર અભિલાષ જો?
રાસે રમે રસઘેલડી રે લોલ!

ઉભી એ યૌવનને આંગણે રે લોલ,
ઉછળે જીવનના ઉલ્લાસ જો:
રાસે રમે રસઘેલડી રે લોલ!

એ'ને દેવાં છે દાન દિલનાં રે લોલ,
કરવા છે પ્રાણના વિકાસ જો:
રાસે રમે રસઘેલડી રે લોલ!

સ્નેહતણાં સ્વપ્ન એ'ને લાધતાં રે લોલ,
ઝંખતી એ સ્નેહના વિલાસ જો:
રાસે રમે રસઘેલડી રે લોલ!

પ્રેમના પ્રદેશ એ'ને ખેડવા રે લોલ,
ખેલવા છે વિરલ રસરાસ જો:
રાસે રમે રસઘેલડી રે લોલ!

પ્રાણના આધાર એ'ને પામવા રે લોલ,
શોધે એ પ્રણય–તરુરાજ જો:
આજે જાણે એ રસવેલડી રે લોલ!*

---

* નવી પ્રગટ થનાર 'શરદિની' માંથી.

# ગુલામગિરી-ધાર્મિક અને સામાજિક

લેખકઃ ડા. છેલશંકર દયાશંકર વ્યાસ,
તંત્રીઃ 'પ્રજામિત્ર-કેસરી'

વ્યવસ્થા અને પૃથક્કરણની દ્રષ્ટિ સાંપડે નહીં ત્યાં સુધી માણસ પોતાની આસપાસ સામાજિક, ધાર્મિક અને રાજકીય બંધારણમાં સંગીનતા કે દ્રઢતા જ જોયા કરે છે. જેમ અભણ અને બીનઅનુભવી ગામડીઓ કે થોડું ભણેલો શહેરી કારકુન 'ઇન્ગ્લીશના નેજાની નીચે હિન્દના તનુજો ગુલતાન કરે છે' એમ મક્કમપણે માન્યા કરે છે, તેમ પૃથક્કરણની દ્રષ્ટિ વિનાનો માણસ આજની સમાજવ્યવસ્થામાં પણ ન્યાય અને નીતિ જ જોયા કરે છે. આ જડ મનોદશાનું કારણ તેની પ્રવૃત્તિ અને તેના અભ્યાસનું અતિ સંકુચિત વર્તુલ છે. જ્ઞાન અને પ્રકાશનો દાવો કરનારાઓ પણ મોટે ભાગે કઇ જાતની સમાજવ્યવસ્થા આદર્શ તેમ જ આચરણીય ગણાય એ સમજતા નથી, એટલે વિચાર આચાર અને યોજનાના પાસા અવળા જ પડે છે એ આજ દિન સુધીનો લગભગ અબાધિત અનુભવ છે. આ તમામ નિષ્ફલતાનું કારણ એ છે કે હજારો વર્ષોથી એક જ જાતની વ્યવસ્થામાં માણસો ઘડાતા આવ્યા છે. એ વ્યવસ્થાનો પાયો નીચલા અને નિર્બલ વર્ગને બેડી બેડીને તેને ચુસી લેવાની પ્રકટ અપ્રકટ કે અજાણી નીતિ ઉપર આરોપાયો છે. પરિણામે, સમયને અનુરૂપ જે થોડાંઘણાં પરિવર્તનો થાય છે તે એકના એક મૂળ ઉપર કાંતો જૂના બોખાંને થીગડાં મારવા જેવું કે અસમાનતાના પાયા ઉપર મૂળને મળતું બીજું નવીન દેખાતું બંધારણ માંડવા જેવું બને છે. ચૂસવાની નીતિ કાયમ રહે છે, માત્ર નીતિના અમલની પદ્ધતિઓ વારંવાર ફર્યા કરે છે. જ્યાં સુધી એ નીતિના મૂળમાં ઘા ન થાય ત્યાં સુધી સાચી પ્રગતિની આશા મૃગજળ સમાન સમજવી.

એ ઘોર અસમાનત્વને દિને દિને દ્રઢ કરતી ચુસણીઆ નીતિનું સૌથી સબળ સફળ અને સંગીન હથીઆર ધર્મ છે. ધર્મની વ્યાખ્યા વૈજ્ઞાનિકો માણસના અજ્ઞાનનું આચરણમાં પ્રકટીકરણ અને તે પર બંધા લોકોની બાજીગરી' એમ કરે છે. વસ્તુતઃ, જ્યારે ધર્મ એમ ફરમાવે છે કે 'ચોરી ન કરવી' 'રાજાને છઠ્ઠો ભાગ ખેડુતે ભરવો,' અગર 'ગુરૂને પ્રભુતુલ્ય માનવા' ત્યારે એ ફરમાનોનું આચરણ કરાવનારાના સ્થાપિત સ્વાર્થોને હમેશાં અધીન રહેવું એવો ધ્વનિ નીકળે છે. ચોરી ન કરવાનું ફરમાવનાર ધર્મ કે કાયદો ચોરીથી પણ હજારો ગણો ભયંકર ગુન્હાને સ્પર્શતો નથી. કોઇ પણ પ્રકારની મહેનત કર્યા વિના ખેડુતો કામદાર અથવા કારીગરોના આયામ પ્રયાસમાંથી નાણાં ચૂસનાર સાધનસંપન્ન તાલેવરો જમીનદારો કે મુડીવાળાઓને ધર્મ ક્યો નિષેધ ફર-

માગે છે ? ધર્મ તો એ લોકનું અનુકૂલ શસ્ત્ર છે કારણ કે તેના વડે તેઓ દબાયલાને વધારે દબાયલા વહેમી અને અસ્વાધીન બનાવી શકે છે. આ ધર્મનું તત્વ અનાદિ કાળથી માનવસમાજમાં પ્રવેશ પામ્યું છે, વસ્તુતઃ અમુક માણસોએ તેને ઘુસાડયું છે. ત્યારથીજ ગુલામગિરી જગત ઉપર તેના ઉગ્ર સ્વરૂપે શરૂ થઇ છે અને હજી સુધી ફાલી રહી છે.

સ્ત્રીનો ધર્મ શો છે ? પતિને હમેશાં અનુકૂળ બની રહેવાનો. આ સૂત્ર ઘડનારાઓએ એકજ વિચાર નજર સમિપ રાખ્યો હતો. અને તે એ કે ભોગ્ય વસ્તુ તરિકે સ્ત્રીની કાયાને હંમેશાં ચૂસ્યા કરવી. સ્ત્રીનો ધર્મ આ અને તે, સ્ત્રી માટે નીતિનું ધોરણ અમુક, સ્ત્રી ઉપર પુરુષના છત્રની નિરંતર જરૂરત—એ બધા સૂત્રો પાછળ છુપાયલી મનોદશાનું માપ સહેજે નીકળી શકે છે. સર્જનકાળનો માનવ કે પછી વિજ્ઞાનના વિકાસકાળ પહેલાનો મનુજ તેની વૃત્તિઓમાં પશુઓને વધારે મળતો હતો, એટલે જ્યારે તેની વ્યવસ્થાબુદ્ધિ ખીલવા લાગી ત્યારે તેણે સૌથી પહેલાં પોતાની દૈહિક જરૂરતોને અનુકૂળ પડે તેવી યોજનાઓ કરવા માંડી. મનુ, પારાશર, જસ્ટીનીઅન, પેત્રીનીઅન, થીઓડીસીઅસ વગેરે પુરાતન ધર્મવિધાયકો ( Law-givors ) એ એકે અવાજે સ્ત્રીને તેના પતિની કુલમુખત્યારી નીચે મુકી છે તેનું કારણ પાશવવૃત્તિથી પ્રચુર રહેતી તેમની મનોદશા છે. એ મનોદશાએ પુરાણો, કથાનકો અને સાહિત્યગ્રંથો એવાજ કલ્પ્યા કે જેથી સ્ત્રીની માનસિક સ્થિતિ ગુલામીમાંજ પોષાયા કરે અને પુરુષની ચુસણવૃત્તિ (Exploiting tendency) હમેશાં પોષ્યા કરે. પણ વિજ્ઞાન, વ્યવસ્થા અને પૃથક્કરણની શક્તિમાં ભરતી આવ્યા પછી એ પ્રથા સામે બંડ ઉઠતાં ધર્મનાં બંધનો ઢીલાં પડવા લાગ્યાં અને સ્ત્રીએ પુરુષના સમાન અધિકારો માટે લાયકાત પુરવાર કરવા માંડી.

છતાં જુની સડેલી મનોદશાને સમાજ સાવ છોડી શકતો નથી. પુરુષો ન પરણે તો ચાલે, પણ સ્ત્રીએ પરણવું જ જોઇએ, એવી ધાર્મિક માન્યતાના વજ્રપાશ એકદમ ઢીલા પડી શકે તેમ નથી. દેહની વાસનાઓના સંતોષ માટે સ્ત્રી કે પુરુષને કંઇક નિયમિત સાધન અગર વ્યવસ્થા જોઇએ એ વાત ચોક્કસ છે. પણ એટલા માટે લગ્ન જરૂરી વસ્તુ છે ? અથવા તો સ્ત્રીપુરુષોએ પરસ્પર સ્વભાવવિરોધ હોવા છતાં એકબીજા સાથે બંધાઇજ રહેવું આવશ્યક છે ?–સમાજની નવીન અને સમાનતાના ધોરણ પર રચના કરનારાઓનો આ પ્રશ્ન છે. અમુકજ લગ્ન પ્રથામાં જકડાઇ રહેવું એ શું એક પ્રકારની ધાર્મિક ગુલામગિરી નથી ? લગ્નનાં બંધનો સામે બંડખોરોનો એવો દાવો છે કે જો પરસ્પર પ્રેમ ઉદ્ભવતો હોય તો બંને સ્ત્રી પુરુષ વફાદારી જાળવે, પણ એથી જીવનભર સ્ત્રીએ પુરુષના ગોલાપા કરવાની જરૂરત કોઇ રીતે પુરવાર થઇ શકતી નથી. દૈહિક વાસનાની સાથે એક બીજાનાં સહજીવનની આવશ્યકતા છે એ વાત ખરી નથી. એ તો આપણે ત્યાં Sexual Exploitation-દેહ ચુસવાની ધાર્મિક મનોદશાએ સ્ત્રીને અમુક જાતના પરાધીન વાતાવરણમાં રાખીનેજ એવી આવશ્યકતા ખડી કરી છે. હિન્દમાં જેટલી સતીઓએ પતિની પાછળ પ્રાણ ત્યજ્યા છે તેમને તેમના વિવાહ પછી મુક્તિ અને વિચાર સ્વાતંત્ર્યના વાતાવરણમાં રાખીને ફરી વખત પરણી શકાય છે એવો ખ્યાલ સતત આપ્યા કર્યો હોત તો તેઓ પતિના શબની સંગાથે ચિતા ઉપર આરૂઢ થાત કે અમુક સમય શોક પાળી ફરી પરણી જાત એ એક પ્રશ્ન છે. વધારે સંભવ બીજી બાજુમાં, અનુ-

કૂળ સંયોગો વચ્ચે જીવન સંભાળવામાં હજે છે. એમને જો જુના જમાનામાં સતી થવાનું મન થયું હોય તો તેનું કારણ પુરૂષ સમાજે તે તે સ્ત્રીઓના જીવનની ચોમેર બચપણથીજ બીછાવી દીધેલી તેમની પરાધીનતાની અને ગુલામી મનોદશાની જાળજ છે.

પણ ધાર્મિક ગુલામગિરી આ કોટિથીયે આગળ વધી છે. ધર્મના ચુસણીઆ 'શાહીવાદે' જેમ સ્ત્રીઓને પુરૂષોની ગુલામ બનાવી છે તેમ પુરૂષોને ધાર્મિક સંસ્થાઓના અને ધર્મના રખવાળોના ગુલામ બનાવ્યા છે. આ સ્થિતિએ ધર્મ અને મુડીવાદ બન્નેએ એક બીજાની સાથે મૈત્રીનાં કાંડાં બીડયાં છે. યુરોપ અમેરિકા અને હિન્દમાં ધર્મની જલ્લાદગિરી એકસરખીજ પ્રવર્તે છે. હિન્દમાં પૃથક્કરણની દૃષ્ટિ ઓછી કેળવાઇ છે એટલે ધાર્મિક જુલ્મો પ્રકટ રીતે દેખાતા નથી. પશ્ચિમમાં તે ચોક્ખા દેખાય છે, એટલેજ ગરીબ અને પાદાક્રાન્ત વર્ગ ધર્મની સામે ધીમે પણ અચૂક રીતે બળવો જગાવી રહ્યો છે. રશીઆએ એવી બળવાખોરીમાં પહેલ કરી છે અને ધર્મ વિનાશ પર ને સંગીન સમાનતાની વ્યવસ્થા પર સમાજનું પુનર્વિધાન કરીને, ગરીબો માટે પણ તવંગરોના કરતાંયે વધારે સુન્દર વૈજ્ઞાનિક શિક્ષણ વ્યવસ્થા કરીને ઇન્સાફી સમાજ રચનાનો ઉજળો દૃષ્ટાંત આલમને આપ્યો છે. યૂરપના બીજા દેશોમાં અને અમેરિકામાં બળવાનાં બળો એકત્રિત થઇ રહ્યા છે. ધાર્મિક જુલ્મો અને તેના વડે પોષાતા મુડીવાદ સામે સમાજ જાગૃત થતો જાય છે. પણ હજુ સુધી એ બળવાનું પ્રકટીકરણ આચરણમાં નથી દેખાતું કે તેની સફલતા સાંપડતી નથી તેનું કારણ એ છે કે મુડીદારોના ચોકઠાં ત્યાં અતિશય મજબુત છે. રશીઆમાં તો સ્ત્રીને ચુસવાની પુરૂષોની નીતિને પણ પાણીચું મળ્યું છે, કારણ કે બીનચૂસ નીતિ પર મંડાયલા રાજતંત્રે સ્ત્રીને વારસામાં સ્વતંત્રતામાં, સમાજમાં, અને બીજી બધી રીતે પુરૂષના જેટલોજ દરજ્જો સુપ્રત કરી દીધો છે. ધણી ધણીઆણીને દૈહિક સંબંધની જરૂર પડે તો ભેગાં રહે અને બાકીનો સમય સ્ત્રી તદ્દન સ્વતંત્ર હોય છે. સમાજની વ્યવસ્થા જાળવવા માટે એવા સંબંધો કરાર રૂપે થાય અને અમુક સંયોગોમાં રદ થાય. આ સ્થિતિ વિજ્ઞાનની પ્રગતિ સાથે બધેજ પ્રવર્તશે.

સ્ત્રીને પુરૂષની ગુલામડી બનાવવામાં, પુરૂષને મુડીવાદી માલિકનો કે ધર્મનો ગુલામ બનાવવામાં; સમાજને અસમાનતા અને ચુસણક્રિયાના ધોરણે ચલાવવામાં અને નાની પ્રજાઓને કચડી નાખવા માટે મોટી પ્રજાઓને સગવડ કરી આપવામાં ધર્મ હંમેશાં સાધનભુત બન્યો છે. આ સત્ય સીધું અને સાફ છે. ધર્મ અને ધાર્મિક સંસ્થાઓ નિભે છે શાના ઉપર? એના ટકાવ માટે પૈસો જરૂરી ચીજ છે. અનાદિ કાળથી એ સ્થિતિ ચાલી આવી છે. જ્યારે પૈસા ઓછા હતા કે હસ્તીમાંજ નહોતા ત્યારે ધાર્મિક સંસ્થાઓ અને તેના તંત્રવાહકોને રાજસત્તાના આશ્રય નીચે અને એના દાન નીચે નિભાવ કરવો પડતો. અત્યારે આખી દુનીઆમાં ધાર્મિક સંસ્થાઓ, તેનાં મકાનો, તેની સગવડો તાલેવરોનાં દાન દક્ષિણા પરજ નિર્ભય છે. માનસશાસ્ત્રી કહે છે કે જેના પર જેનો નિભાવ કે આધાર હોય તેને અધીન રહેવાની તેની મનોવૃત્તિ હમેશાં સતેજ રહે છે.

ધર્મની સંસ્થાઓ તાલેવરોની દાનેશ્વરીથી પેધી ગયેલી જ છે અને પોતાનાં સુખસગવડો અભંગ જાળવવા માટે તેઓ તાલેવરોને પંપાળ્યા કરે એ સ્વાભાવિક છે. પૈસાદારો કે સત્તાધીશો ધાર્મિક સંસ્થાઓને નિભાવે છે એટલે એ સંસ્થાઓ મુડીદારોનું સોંઘું અને સગવડીઉં શસ્ત્ર બની રહે છે.

ગરીબોના અજ્ઞાન પર ગોરમા માંડી તે સંસ્થાઓ મુડીવાદની સત્તાને મજબુત બનાવે છે. ધર્મના ઓઠા હેઠળ સંદેહો, વહેમો, શ્રદ્ધા ઉત્પન્ન કરી તેઓ ગરીબોને, કામદારોને અને સાધહીનોને આજ્ઞાધીનતા અને ગુલામગિરીમાં જીવવાનું શીખવે છે. ચોરી કરવામાં પાપ છે એમ ધર્મગુરુઓ શા માટે ઉપદેશ આપે છે? તાલેવરોએ ચુસેલા પૈસાને જો કામદારો પાછા ઝુંટવી લે તો તાલેવરો બેહાલ બની જાય અને પછી થોડાએક પૈસાદારોની દોલત અસંખ્ય ગરીબોમાં વહેંચાઇ જતા ધર્મગુરુઓને ભૂખે મરવું પડે અથવા તો સામાન્ય માણસોની માફક નિર્વાહ અર્થે મહેનત મજુરી કરવી પડે, માટે જ પૈસાદારોએ લૂંટેલી-ચુસેલી દોલતને સમાજ વચ્ચે સરખે ભાગે વહેંચાવા ન દેવી, એવું આ ઉપદેશનું રહસ્ય છે. આવી અનેક રીતઓ વડે ધર્મથી જુલ્મ અને અસમાનતા પોષાયા કરે છે.

ધર્મના આનુષંગિક પરિણામ તરીકે સામાજિક જુલ્મોની પરંપરા આવે છે. સ્ત્રીનો પુરુષ પ્રત્યેનો ધર્મ, પુરુષનો તેના માલેક કે શેઠ પ્રત્યેનો ધર્મ, અને પછી રાજ્ય પૈસાદારોનું હોય ( પછી ભલે તે Democracy–લોકશાસન હોય, કારણ કે લોકશાસનમાં પે સત્તા તો પૈસાદારો જ મેળવી શકે છે ) તેથી રાજ્યનો એ પૈસાદારો પ્રત્યેનો ધર્મ, એમ કુંડાળું ફર્યા જ કરે છે અને બે ત્રણ-ટકા જેટલા સત્તાધીશો કે સગવડ અને શિક્ષણના કારણે બુદ્ધિશાળી બનેલા મુડીવાદીઓના હાથે ૯૮ ટકા જેટલો આમ વર્ગ કાયમ ચુસાયા જ કરે છે. આ રીતે ધર્મ ઉત્પન્ન થયો ત્યારથી ગુલામગિરી પોષાતી આવી છે અને જુલ્મો માટે જ વાતાવરણ જામતું આવ્યું છે. માટે, વહેમ, સંદેહ, શંકા, ખોટી શ્રદ્ધાને ઉત્પન્ન કરનાર ધર્મને પ્રજાજીવનમાંથી જેટલી વહેલી બરતરફી મળે તેટલો પ્રજાનો વહેલો ઉદ્ધાર છે. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તો સ્ત્રીઓને ઉન્નતિના માર્ગે લઇ જવા માટે, તેમને પુરુષની સ્પર્ધામાં ઉભી રાખવા માટે, મહિલા સમાજને રાષ્ટ્રનું એક સબળ અંગ બનાવવા માટે અને સમાજમાં પ્રવર્તતી આધુનિક ગેરવ્યવસ્થા મિટાવવા માટે બચપણથી જ બાળાઓને ધાર્મિક સંસ્કારોથી દુર રાખવાની જરૂરત છે. પ્રજાનું મૂળ જો તેની માતા હોય તો એ મૂળની જ સાફસુફી સૌથી પહેલી હાથ ધરવી ઘટે છે. એમનાં મન ધાર્મિક સંદેહો, ધાર્મિક શ્રદ્ધા અને પરમેશ્વરના ખોટા ખ્યાલોથી દૂર રાખીને, કુમળી વયથી જ એમને પૃથક્કરણ અને વૈજ્ઞાનિક નિરીક્ષણની દ્રષ્ટિ આપીને, આપણે નિકટના ભવિષ્યમાં સમાજનું સંગીન ને સુવ્યવસ્થિત પુનર્વિધાન કરી શકીશું.

## પત્રકારની આવક

ઇંગ્લાંડના એક પ્રધાન અને વડા પ્રધાન તરીકે ૧૬ વર્ષમાં મી. લોઇડ જ્યોર્જે જેટલું મેળવ્યું હતું તેથી પણ વધુ તેમણે ચાર વર્ષના પત્રકારિત્વમાંથી મેળવ્યું છે. ૧૬ વર્ષમાં એમને પૌં. ૭૫૦૦૦ નો પગાર મળ્યો હતો. જ્યારે પત્રકારિત્વમાંથી તેમને દર વર્ષે પૌં. ૧૮૭૫૦ ની આવક થઇ છે. હિંદી પત્રકારોના શા હાલ છે?

## શરતના મેદાનમાં

સીડનીમાં કુતરાઓની ૩૦૦ વાર દોડવાની શરતમાં વાંદરાઓ કુતરાઓની પીઠ પર જોકી તરીકે સવાર થયા હતા. અને તેઓ જોકીના જેવું જ વર્તન કરતા હતા. જોકીઓને [illegible]

# ગૃહિણી.

લેખકઃ રા. હિરાલાલ ધીરજરામ પંડયા.

ગૃહભાર છે એ વે'નારી :
મીઠા પીયૂષની પાનારી :
છે છે એ દેવી ગૃહિણી.

હૃદ-તાપની એ હરનારી :
શીતલ–સલિલ એ સિંચનારી :
છે છે એ દેવી ગૃહિણી.

સંસાર સ્વર્ગ કરનારી :
'આદર્શ-ગૃહિણી' બનનારીઃ
છે છે એ દેવી ગૃહિણી.

પિયુ–આજ્ઞા એ પાલવતી :
ના રોષ કહિં એ આણવતી :
છે છે એ દેવી ગૃહિણી.

સાસરીઆં સંગે સ્નેહવતી :
પિયુડા સંગે પ્રેમવતી :
છે છે એ દેવી ગૃહિણી.

સંતોષકેરી સુરતલડી :
સૌજન્યકેરી પુતલડી :
છે છે એ દેવી ગૃહિણીઃ

વીર બાલને એ ઝૂલવતી :
શુર સંગીત હલકે સુષુવતી .
છે છે એ દેવી ગૃહિણી.

# બુદ્ધિ, માથાફોડ અને મગજદશા!

લેખકઃ રા. " પ્રસાદ. "

આ ચહા કૉફીવાળા અને કોકોવાળા, વ્હીસ્કીવાળા અને બ્રાન્ડીવાળા તેમના મનમાં શું સમજતા હશે? તેમની જાહેર-ખબરોમાં પણ તેઓ હિન્દીઓને ગુલામી દશામાંજ રાખતા લાગે છે! તેમની જાહેરખબરનાં ચિત્રોમાં આપણે જોઇશું તો કોઇ બડાસા'બ કે મેમસા'બ લાંબા ટાંટીઆ કરી તબીયતથી પડયાં હશે, જ્યારે તેમનો બબરચી યાને ખાનસામો (જે સોએ સો ટકા કાળા મોઢા વાળો હિન્દીજ ચીતરવામાં આવે છે) તે ચાની કીટલી લઇને અથવા બ્રાન્ડીની બાટલી લઇને તેમની તહેનાતમાંજ ઉભો હોય છે! તેઓનાં ભેજાં ચાલાક તો ખરા! પણ આ અપમાન આપણા હિન્દી પેપરવાળાઓ કેમ ખમી રહ્યા હશે! કાતો આવુ ચિત્ર ન છાપવું કે કાંતો જાહેરખબર ન છાપવી. દરેક યુરોપીઅન પેઢીના જાહેરખબરના આવાજ ચિત્રો હોય છે. હિન્દી પેઢીઓ ઉલટાંજ ચિત્રો છપાવે તો? અને હિન્દી ચિત્રકારો જ્યારે તક મળે ત્યારે તેવાં ચિત્રો દોરે તો? આવી ગુલામી મનોદશા શા માટે?

× × ×

પેલી મેયો તો બાઇપીને હિન્દુસ્તાન પાછળજ મંડી છે! હવે તો તેણે નાઝીમોવા નામની એક સીનેમા એકટ્રેસને પોતાના પક્ષમાં લઇને "ઇન્ડીઆ" નામનુ નાટક ભજવવા માંડયું છે. નાટકમાં શું આવે છે તે વાચતાંજ આપણને કમકમાં આવે છે, તો જે અમેરીકનો તે નાટક નજરે જોતા હશે, તેમને હિન્દ માટે કેટલો ધિક્કાર ઉપજતો હશે? અમેરીકાવાસી હિન્દીઓ તો પોકાર કરી રહ્યા છે કે અહીં સરોજિની નાઇડુ જેવાંઓને મોકલો, ચોપાનીઆં છપાવવા થોડી આર્થીક મદદ મોકલો. તે બાબતમાં આપણે શું પગલાં લઇ રહ્યા છીએ? મેયોએ આમ કર્યું અને તેમ કર્યું, અમેરીકામાં આમ ચાલે છે અને તેમ ચાલે છે, એ બાબતો આપણે ભમરડા જેવા અક્ષરે છાપીએ છીએ, પણ કાંઇ સંગીન કામ કરી બતાવીએ છીએ ખરા? "ફાધર ઇન્ડીઆ" લખાઇ, પણ લગભગ "મધર ઇન્ડીઆ" જેટલી જ કીમતે વેચાય છે. અમેરીકનોને એટલી બધી શી ગરજ કે પૈસા ખરચીને મેયોને અપાયલો જવાબ વાંચે? ફકત અમુક જ કુતુહલ ખાતર વાંચતા હશે. આપણે અહીં ભીખારી ફંડ અને માગણ ફંડ અને જાતજાતનાં ફંડ ઉભરાઇ જાય છે, જળ પ્રલય ફંડનાં ૨૫ હજારના ચેકો તો રસ્તામાં સાયકલીસ્ટોને અથડાતા જડે છે, તો એક બે લાખની યોજના વાળુ "મધર ઇન્ડીઆ ફંડ" કાઢયું હોય તો? બે લાખ રૂપીઆમાંથી બે લાખ નકલો (મીસ મેયોને જવાબનીજ તો) મફત વહેંચી શકાય, નાયડુ જેવાંને અમેરીકા મોકલી શકાય, અને હિન્દ માટે જે ધીક્કારની લાગણી ત્યાં પ્રસરી રહી છે, તે ઓછી થાય. પણ વો દીન કહાં કે......કોઇ પેપરવાળાઓને આ ફંડનો વિચાર કેમ નહિ આવ્યો હોય?

× × ×

આ જાહેર ખબરો આપનારા અને નામનાં અને સામાનનાં પાટીઆં ચીતરાવનારા કોઇ વ્યાકરણશાસ્ત્રીની સલાહ કેમ નહિ લેતા હોય? અર્થને બદલે અનર્થ થઇ જાય તેવી જાહેર ખબરો અને પાટીઆંના કેટલાક નમુના નીચે મુજબ છેઃ

એક વહેપારીએ ચીતરાવ્યું છે.

"અહીં સ્વાદિષ્ટ ચહા તથા ઘાસલેટ મળશે."

એક હજામભાઇએ ચીતરાવ્યું છેઃ

"અહીં વાળ તથા દાઢી સફાઇથી કાપવામાં આવે છે."

એક કસાઈખાનાવાળાની જાહેરખબર.

"જોઈએ છીએ એક નોકર. ઘાહકોને સાચવવામાં અને કાપવામાં હુંશીઆર હોવો જોઈએ. પગાર લાયકાત મુજબ."

વિલાયતનો એક ફુલવાળોઃ

"ફુલ, હાર, તોરા, વિગેરે તારથી મોકલવામાં આવે છે.

એક પેપરવાળોઃ

"ચાલુ અઠવાડીયાના છેલ્લા **મહીનામાં** આપણે કમર કસીને કામ કરવું જોઈએ."

જરા આંખ ખોલીને આપણે જોઈશું તો આવી કેટલીય જાહેરખબરો અને ભૂલો આપણા જોવામાં આવે છે. કોઈ વ્યાકરણશાસ્ત્રી તેમની મદદે નહિ આવે !

× × ×

એક દીવસ મારા એક સાક્ષરમિત્ર ગુસ્સામાં ને ગુસ્સામાં, કાંઈક ગ્લાનીથી, તો કાંઈક ક્ષોભથી નીચે મુજબ મારે ત્યાં બોલી ગયા, તે હું વાંચનારાઓને નજર કરું છું:

"આપણા લેખકોને મેનીઆ થયો છે કે શું ? વિભાકરે આત્મનિવેદન બહાર પાડ્યું, એટલે લીલાબ્હેનના "રેખાચિત્રો" છપાયાં. પછી તો દરેકે પોતાનો સંગ્રહ છાપવા માંડ્યો. રાયચુરાની રસીલી વાર્તાઓ, વર્માની વિવિધ વાર્તાઓ, ઓલીઆ જોશીનો અખાડો, મસ્તફકીરની મસ્તી, પ્રભાતના રંગ અને બુદ્ધિનું બજાર ! મેં જોયું છે કે તેમના સંગ્રહો છપાયા પછી તેમના તરફથી masterpiece લેખો મળતા નથી. સંગ્રહો છપાવવાનું કામ પાછળનાઓ માટે રાખે તો ?"

મારા આ મિત્રને મેં ઘણુંયે સમજાવ્યા, સંગ્રહો બહાર પડ્યા પછીના મેં કેટલાક સંગીન લેખો વંચાવ્યા, પણ તે તો દાદ આપતાજ નથી. કોઈ કહેશો કે મારે તેમને શી રીતે મનાવવા ?

× × ×

હાલમાં થોડા સમયથી લેખક અને પ્રકાશકના સમ્બંધની ચર્ચા થવા લાગી છે. સારામાં સારા પુસ્તકના લેખકને ૧૫૦ થી ૨૦૦ રૂપીઆ મળે છે, અને બધો નફો પ્રકાશક હજમ કરી જાય છે. આને લીધે લેખક તરફથી સુંદર ભાવનાવાળાં અને ઉત્તમ પુસ્તકો બહાર પડતાં નથી, પણ લેખક એ એક જાતનું નવલકથાનું કારખાનું બની જાય છે, અને મશીનની માફક પેટને ખાતર કામ આપ્યેજ જાય છે. બીચારો ટુંકું ને મુદ્દાસર, સચોટ અને અસરકારક લખવા જાય અને પુસ્તકનું કદ ઘટી જાયતો તેની આવક ઉપર કાપ પડે, તેથી તે તો જેમ બને તેમ લાંબુ પીંજણ કરવાજ લલચાય છે. આવા સંજોગોમાં લેખક બિચારો શું કરે ? આપણા પ્રકાશકો પુસ્તકના લખાણની કીંમત કરી પૈસા આપતા નથી, પણ ફર્મા દીઠ અમુક રૂપીઆ આપે છે. પછી લેખક સારું લખે કે ફર્મા વધારે ?

× × ×

પણ લેખકો પોતે પોતાના પ્રકાશનો બહાર પાડતા હોય તો ? પોતાની આર્થીક સ્થિતિ ન હોય તો એક લેખક મંડળ સ્થાપવું અને તે મંડળની મદદથી પુસ્તકો બહાર પાડવાં અને નફો લેખકોએ વહેંચી લેવો, આવી સૂચના એક ભાઈ કરે છે. ખરેખર લેખકો આ રસ્તો લે તો પ્રકાશકો ઠેકાણે આવી જાય ખરા. પણ પેપરવાળાઓનો સહકાર તો જોઈએજ ને ! પુસ્તક બહાર પડ્યું એટલે જાહેર ખબર આપવીજ પડે. અને ખરો ખરચતો જાહેર ખબરમાંજ થાય છે. કેટલાક માસિકો અને પત્રો એવાં છે કે પુસ્તકની જાહેર ખબર માટે ઓછો ચાર્જ કરે છે, પણ તે ગણ્યાં ગાંઠ્યાં, બધાં નહિ—જ્યારે અમુક વર્ગની જાહેરખબરો માટે ખાસ ઓછા ભાવ હોય છે તો પુસ્તકો માટે કેમ નહિ ? અને જો લેખકે પોતેજ પુસ્તક બહાર પાડ્યું હોય તો તેને તેથી પણ વધુ રાહત આપવાની ફરજ આપણા પેપરો અને માસિકોવાળા સમજશે ?

× × ×

પણ આપણા કેટલાક માસિકોની મનોદશા વિચિત્રજ છે. લેખક બિચારો મગજ કસીને લેખ લખે, ત્રણચાર આના કાગળ અને પોસ્ટેજ પાછળ બગાડે, છતાં પણ તેનાં લેખ

વાળો અંક પણ તેને મોકલવાની ઉદારતા આપણા માસીકવાળાઓ દર્શાવતા નથી ! અલબત-આમાં કેટલાક અપવાદ છેજ, પણ જ્યારે લેખકને પોતાના લેખનો સંગ્રહ કરવા માટે પૈસા ખર્ચીને અંક ખરીદવો પડે તો જાહેર ખબરમાં જરા પણ રાહત માંગવાની આશા બિચારો શી રીતે રાખી શકે ?

× × ×

થોડા વખત પહેલાંજ ડૉ. શ્રીધર કેતકરને પુનાની તમામ કોલેજના વિદ્યાર્થીઓએ માન આપ્યું તે વખતનુ ડૉ. કેતકરનું ભાષણ સાંભળીને મારા સાક્ષરમિત્રને હાડોહાડ ભાષાભિમાન પ્રગટી નીકળ્યું. તેઓએ કહ્યું કે શું આપણા ગુજરાતીઓથી જ્ઞાન કોષ બાબત કાંઇજ થઇ શકે તેમ નથી ? ગુજરાત વર્નાકલ્યુર સોસાયટી જેવી એકાદ સંસ્થા આ કામ હાથમાં લે, અને જ્ઞાનકોષ માટે ગુજરાતના દરેક સાક્ષરને એક એક મુળાક્ષર સોંપી દે અને એક વરસમાં પૂરૂ કરવાની ફરજ પાડે તો કેવો જ્ઞાનકોષ તયાર થાય ! દાખલા તરીકે રા. ધ્રુવને ક સોંપવામાં આવે રા. મુનશીને "ખ" અને એવી રીતે બધા અક્ષરો વહેંચી નાખવામાં આવે તો ?" આ મારા સાક્ષર પણ જરા ચક્કર મિત્રની સલાહ તમને કેવી લાગે છે ?

× × ×

ડૉ. કેતકરે ઉપરના વ્યાખ્યાનમાં જણાવેલું કે "મરાઠી ભાષામાં મહારાષ્ટ્રનો કારભાર ચાલે તેનેજ હું સ્વરાજ સમજું છું. જે કાયદો મરાઠીમાં ન ઘડાય તે મહારાષ્ટ્રને બંધનકારક ન હોઇ શકે. મહારાષ્ટ્રનો ગવર્નર મરાઠીમાં સહી ન કરે તો તે ગેરકાયદેસર ગણાવું જોઇએ—"

ડૉ. કેતકરને પોતાની ભાષા માટે આટલું બધુ અભિમાન છે, તે જાણી કોને હર્ષ ન થાય ? પણ આપણા સાક્ષરો એક બીજાને પત્ર લખવામાં પણ ઇંગ્રેજીનો ઉપયોગ કેમ કરતા હશે ! મારા એક સગાએ કેટલાક વખત ઉપર પ્રખ્યાત હિન્દી કવી મૈથીલીશરણ ગુપ્તને પત્ર લખી તેમના "ભારત-ભારતી" નામના પુસ્તકનો અનુવાદ કરવા સંમતી માગી. તેમણે પત્ર ઇંગ્રેજીમાં લખ્યો પણ જવાબ હિન્દીમાં આવ્યો. કાંઇ પણ અનાકાની વગર કવિએ સંમતી આપી હતી, અને લખ્યું હતું કે બને તો કૃપા કરીને ભાંગ્યા તુટયા પણ હિંદીમાં પત્ર વ્યવહાર કરશો. તેમના પત્ર ઉપર પણ હિન્દી ભાષાને ગૌરવ આપનારી બે લીટીઓ છાપી હતી પોતાની ભાષા માટે કેટલુ અભિમાન

× × ×

આપણા પેપરવાળાઓ પેપર ભરવા માટે બિચારા ખબરપત્રીઓ પાસે કાંઇને કાંઇ સમાચાર મંગાવે, અને સમાચાર ન હોય ત્યારે પત્રીઓ શું કરે ? છેવટે તો

"આજે સવારે ગુલાબી ઠંડી. બપોરે જરા ઉકળાટ—શેઠ આવ્યા અને અમુક શેઠ ગયા-તાવ-મચ્છરનો ઉપદ્રવ વિશેષ."

આવી બાબતો સમાચાર તરીકે ન મોકલે તો શું કરે ? કેટલાક તો "ફલાણા ભાઇને ત્યાં ન્યાત હતી અને લાડનું જમણ હતું" ! ના સમાચાર પણ લખી નાખે છે ! પેપરવાળાઓ પેપર ભરવા ખાતર જ આવી ખબરો છાપે, તેના કરતાં કાગળ, શાહી, અને મહેનત બચાવે તો ?

× × ×

જેઓએ રા. પઢીઆરનાં પુસ્તકો વાંચ્યા હશે, તેમના મન ઉપર રા. પઢીઆર" લાક્ષણીક શૈલી, ઉચ્ચ પ્રકારની ફીલસુફી અ હૃદયમાં સોંસરી ઉતરી જતી દલીલો અસર કર્યા વિના નહિ જ રહી હોય. આપણા ભરાઈ બેઠેલા ખોટા વહેમો અને જડ માન્યતાઓ પર તેઓ સચોટ રીતે પ્રહારો કરે તેમાંનાં કેટલાંક પુસ્તકો સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયે ઓછી કિંમતે બહાર પાડેલાં, તેમનાં કેટલાંક વેચાઇ ગયાં, કેટલાંક મળતાં નથી. તેમનાં પુસ્તકોની આથી પણ સસ્તી આવૃતીઓ છપાય, ખરેખરે ઠેકાણે લહાણીમાં વહેંચાય એવું કોણ ન ઇચ્છે ? કોઇ સંસ્થા આ કાર્ય ઉપાડી લેશે ?

# રેંટુડો-ગાજે ! !

( લોકગીત )

સંપાદક: શ્રી " અરવિંદ "

[...અજવાળી રાત હતી. કણબીની ન્હાની મ્હાની દીકરીઓ મારી કુટિર પાસ રાસડાની રમઝટ લગીરે થાક્યા વિના બોલાવી રહી હતી. એમાં-આ રાસડામાં મને સજનજુનો સાસુ વહુ વચ્ચેનો સ્નેહ ! ! ! દેખાણો. જગત જાણે અને સાસુનાં અવિશ્વાસુપણાં ટાળવા ને જુલ્મો સહી કઠોર થયેલી વહુનાં કાળજાં કુણાં થાય એ પ્રયત્ન કરે તો બસ છે. વાંચક ! સુનો લાગતો સંસાર નંદનવન સમ ભાસશે...સંપાદક. ]

સાસુ વણે ને વહુ કાંતે રે,
મ્હારો રેંટુડો ગાજે !

વહુ ! રે ! વહુ ! મ્હને સુતર દેખાડો,
સુતરની વણાવી સાડી રે !
મ્હારો રેંટુડો ગાજે !

વહુ ! રે ! વહુ ! મને સાડી દેખાડો,
સાડી નાખી વેચી, રે !
મ્હારો રેંટુડો ગાજે !

વહુ ! રે ! વહુ ! મને કટકા દેખાડો.
કટકા નાંખ્યા ખાળી રે !
મ્હારો રેંટુડો ગાજે !

વહુ ! રે ! વહુ ! મને રુપ્યા દેખાડો,
રુપ્યા નાખી ડાંગે, રે !
મ્હારો રેંટુડો ગાજે !

વહુ ! રે ! વહુ મને ઉકરડો દેખાડો,
ખાતર નાંખ્યું વાડીએ, રે !
મ્હારો રેંટુડો ગાજે !

વહુ ! રે ! વહુ ! મને વાડી દેખાડો,
વાડી દરીયે રેલી, રે !
મ્હારો રેંટુડો ગાજે !

વહુ ! રે ! વહુ ! મને દરીયો દેખાડો,
દરીયે બાપજી ! બુડયાં રે !
મ્હારો રેંટુડો ગાજે !

બાપજીને છેડે દીકરી.
રોગે એની દીકરી, રે !
મ્હારો રેંટુડો ગાજે !

બાપજીને જોગે સુતર,
રોગી એનો પુતર, રે !
મ્હારો રેંટુડો ગાજે !






લેખકઃ શ. નવિનચંદ્ર.

કાઠિઆવાડનાં ગામડાંના યુવાનોમાં 'હોળી' ખેલવાના કોડ બહુ હોય છે. સમવયના એ જુવાનો રમતોના સંગી બને છે. અગી-આરસથી નાળીયેરની રમતોના પડઘા પડે છે. કાઠિઆવાડનો એકેએક જુવાન એ આહ્લ-ળની રમતોમાં ભાગ લે છે. હારજીતની એ ઓછી દરકાર કરે છે. એ તો જગના જોદ્ધા બને છે.

ચંદ્રિકા ખોબે ખોબે રસ રેડતી હોય ત્યારે એ રસના પાનથ્રામાં કોણ ન ઝૂલે ! અને એ રસની ઉપાસી જેની નામમાળાનાં મણકા ગણતા રસ નીતરે એવી નવોઢાઓ રાસ.ગ્રીઅની હોય ત્યારે કયા જુવાનને શૂર ન ચડે !

આવા અવસરે લજ્જાના પડદાને બહુજ ઓછું માન અપાય છે. અને કેટલાંયે યુવક યુવતીઓના આત્માની દોરીઓ સંધાય છે.

આરોજ રંગ ' અમરવેલ ' ને આંગણે રંગાઇ રહ્યો હતો.

યૌવનને આંગણે ઉતરતી જોવાણ પટેમની આંખની કીકી પુરી રાસડે ચડી હોય ત્યારે ભલભલા યુવાનોને પાણી પાઇ દયે.

એના ઘરનું આંગણું આજે ખીલ્યું હતું.

પુરીને પરણવાનું મન હતું. નાળિયેરની રમતમાં જે જુવાન પુરીને હરાવે એ એના હૈયાંને હિંડોળે બેસવા અધિકારી થાય.

પુરીના પૂરના પ્રલયમાં કંઇક યુવાનો તણાયાં. કંઇક પ્રેમશિરીતી. આશાઓનું મૂળ-માંથીજ ઉચ્છેદન થયું. પુરી સામે હરિફાઇતી હોડમાં ઉતરવું એ માયકાંગલાંનું કામ નહિ.

એ હરિફાઇમાં મધરાત વીતી ગઇ પણ એ વિલાસીઓના વિલાસની ભરતી તો ચડ-તીજ ગઇ.

કાઠિઆવાડની ખાધેલ પીધેલ માણસી થોડી જોઇ છે ? કલાકના વીસ માઇલ કાપવા એ એને મન રમત વાત છે.

પુરીએ જન્મથીજ શેડકડાં દૂધ પીધેલાં; શિયાળામાં બાજરામાં ઠરી ગયેલાં ઘી પાંચે આંગળે ખાધેલાં. એમાં માણસી જેવું જોર ન હોય ?

એને તો કાઠિઆવાડના જુવાનોજ પહોંચે.

અત્યાર સુધી એક પહાડી જુવાન પુરીના ખીલતા સૌન્દર્યનું પાન કરી રહ્યો હતો. એના અંતરમાં પુરીને વરવાના ઉંડા અભિ-લાષ હતા. પણ એ જુવાન–લખમણ–ગરીબ માબાપનો દીકરો હતો. એની પાસે પુંજીમાં પ્રતાપી શરીર હતું. એ ઉંચે જોતો ત્યારે એની આંખમાંથી બ્રહ્મચર્યના તણખા પડતા. એ રસસરિતાને તીરે ઉતર્યો. એના હૈયાંની દોરી આશાનાં આછાં આછાં નીરને હલેસે ચડી. એના અંતરના આવાસ પુરીનાં રંગામત માટે ઉઘડી ગયાં.

પુરી એકી વખતે દસ દસ જુવાનો સાથે રમતમાં ઉતરતી.

લખમણનું નાળિયેર બણુંબ્યાંટી કરતું હનુમાન ફલાંગે પુરીના નાળિયેરની પાર જંઇ પડયું અને એજ વખતે મોહનનું નાળિયેર પણ પુરીના નાળિયેરને વટાવી ગયું એ બેય જુવાનોની આશાની વેલીઓં આટલેથીજ અટકી ગઇ. લખમણનું નાળિયેર વધારે છેટું પણ પુરીના મતમાં એવું કાંઇ નહતું.

એ લખમણને ચાહતી. એના અંતરનો ઉમળકો એને લખમણને ભેટવા પ્રેરતો. એને મોહનની આડખીલી સાલવા લગી.

પુરી રમતિયાળ હતી. એને બીજું કાંઇ સુજે નહિ. એના પ્રેમને પંથે બે તૃષાતુર પંખીડાં ચડયાં. એની કુસુમલ છાંય નીચે બે થાકેલાં મુસાફરો આવ્યા: પુરી કોની તૃષા છીપાવે?–કોને છૂંપ આપે.

જોધાણુ પટેલ દીકરીની વ્હારે ચડયા. એ પાકેલ ભેજાંમાં એક નવિનજ યુક્તિ સુઝી

અમરેલમાં વૃંદાવન શેઠ બુદ્ધિચાતુર્ય અને કાર્યદક્ષતા માટે વખણાતા: સારા કામોમાં એની સલાહ લેવાતી. એના બુદ્ધિ ઐશ્વર્યની દરેક જણ ઉપર છાપ પડતી.

જોધાણુ પટેલે એ બે જુવાનોમાંથી જે જુવાન વૃંદાવન શેઠ પાસેથી મૂછના વાળ ઉપર સો નાળિયેર લઇ આવે એને પુરીનો હાથ આપવાનું વચન આપ્યું

પુરીની આશાવેલી તુટી ગઇ. એ જાણતી હતી કે મોહન પાંચ સાંતી જમીનનો ધણીછે. એને તો જોઇએ તેટલાં નાળિયેર મળશે?

એ દીર્ઘદૃષ્ટિ વણિકે આ જુવાનોની વાત ધ્યાનપૂર્વક સાંભળી અને મોહન પાસેથી એક મૂછનો વાળ લઇ કહ્યું.

" મોહન પટેલ! આનો વાંકો છે."

અને એના જવાબમાં મોહને બીજો વાળ કાંપી આપ્યો.

મોહનને એક બાજુ બેસાડી એ નરપંગ શેઠે લખમણને પણ તેવોજ પ્રશ્ન કર્યો; અને જવાબમાં લખમણ બોલ્યો.

" શેઠ! વાંકો છે પણ લખમણનો છે. લખમણમાં પ્રમાણિકતાનું લોહી વહે છે. અને સો નાળિયેર તો કાલેજ રમતમાં જીતી દઇશ "

લખમણ અને પુરી હવે સ્નેહદિનોએ ચડે એમાં શું નવાંઈ?

અને પુરી હવે સમજે છે કે શારિરીક બળ સાથે માનસિક બળની પણ ઘણીજ અગત્યતા છે.

---

બહાદુર–'ય બિન્દુએ એમ બોલાવ્યા
૧૮ કાલથી પેલે ઘેર જઇને
ડીનો રખવા
એક ભયમાંથી આજ્ઞા!" કહીને ચાલતો
મોજ ઉછઇએ એને પાછો બોલાવી
ઉતારુઓનીા શિષ્ય ભણવામા હમણાં
સવાર પડત
આક પુરુષ ...ા કરવામાં તો તે પ્રથમથીજ
આવ્યાં. બીજ ...
બાજા ૪ વર્ષ પછી હવથી ગુજરી ગઇ!

ના રસ્ત આવ્યા માળાના બાગમા
એની કાચી કેરીઓ પાડી, ઝાડ ...ી દીરાદાં-
એને મારીને ખુબ તોફાન મચાવ્યું ...ા મળકે
બિન્દુએ શ્વાસ રોકી પુછ્યું: " પછી પ્રચંડ
માસ્તર: માળીએ હેડમાસ્તર પાસે ...ગણુપરના
ફરિયાદ કરી. હેડમાસ્તરે એને દશ ...તર્યા અને
દંડ કરી, એ રકમ તેને આપીને શાન્ત...ર્યા હતાં.
બિન્દુ એ વાત માની શકી ના...ો લઇ
... બહાદુર

# ઈનામી ઉખાણું.

સંપાદિકા: રા. "અરવિંદ" ટાણાકર.

પ્રશ્ન.

" એક પાંચ અક્ષરનું ગામનું નામ છે. સાહિત્ય જગતમાં જગજાહેર છે. મુંબઇ અને અમદાવાદની વચમાં છે. તે નામનો પહેલો અક્ષર બાદ કરી બાકીના અક્ષરોનો સરવાળો કરતાં '૨૬' થાય છે. તો તે ગામ કયું ? "

સાચો જવાબ આપનારને સંપાદક તરફથી પ્રગટ થયેલું " જવાલા " નામનું પુસ્તક ઇનામમાં આપવામાં આવશે.

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

(૧) આ ઉખાણાની હરિફાઇમાં માસિકના દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાનાં પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રી ગ્રાહકોનાં કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો ગ્રાહક નંબર નહિં જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૨) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. (૩) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઇ પણ સવાલ-જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. (૪) માત્ર પોસ્ટ કાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે.

રંગ ' અમરવેલ ' ને આંગણે
હતો
આંગણે ઉતરતી જોયાણ પરેવની
ી પુરી રાસડે ચડી હોય ત્યારે
નોને પાણી પાઇ દયે.
નું આંગણું આજે ખીલ્યું હતું.
રણવાનું વ્રત હતું. નાળિયેરની
જુવાન પુરીને હરાવે એ એના

એના અંતરમાં પુરીને વરવાના ઉ
લાપ હતા. પણ એ જુવાન-લખા
માબાપનો દીકરો હતો. એની પ
પ્રતાપી શરીર હતું. એ ઉંચે જોતા
આંખમાંથી બ્રહ્મચર્યના વણખા
રસસરિતાને તીરે ઉતર્યો. એનું
હોડી આશાનાં આછાં આછાં
ચડી. એના અંતરના આવાર



# બિન્દુનો પુત્ર.

મૂળ લેખક: શ્રીયુત શરદ બાબુ.

અનુવાદક: રા. રમણીક મ્હેતા

( એપ્રિલ અંકના પાન ૫૮૪ થી ચાલુ )

આ વાત બિન્દુને કહેવામાં ઇન્દ્રાણીએ જરાએ વખત ગુમાવ્યો નહિ. બિન્દુએ ધ્યાનપૂર્વક બધીયે વાત સાંભળી પણ તે કાંઇ બોલી નહિ. ઇન્દ્રાણી સિવાય કોઇનેય ખબર ન હતી કે એ વાત બિન્દુએ જાણી હતી. બિન્દુએ જેઠાણી સાથે બોલવાનું તદ્દન બંધ કરી દીધું થોડા દિવસ થયાં ઘરનો બધો સામાન નવા ઘરમાં ફેરવાતો હતો કાલે સવારેજ બધાને ત્યાં જવાનું હતું. રામનાથ છોકરાઓને લઇને તે ઘેર ગયો હતો. શિવનાથ કેસને અંગે બ્હાર ગામ ગયો હતો એટલે તે પણ ન હતો. એવામાં ઘરમાં એક વિકટ ઘટના બની. સ્હાંજે માસ્તર ભણાવવા આવ્યા. કોણ જાણે શાથી યે બિન્દુએ એને બોલાવ્યો અને કહ્યું: "કાલથી પેલે ઘેર જઇને ભણાવજો."

માસ્તર "જેવી આજ્ઞા!" કહીને ચાલતો થયો; પણ બિન્દુએ એને પાછો બોલાવી પૂછ્યું: "ત્હમારો શિષ્ય ભણવામાં હમણાં કેવોક રહે છે?"

માસ્તર: ભણવા કરવામાં તો તે પ્રથમથીજ હોંશિયાર અને તેજ છે. નિશાળમાં એનોજ પહેલો નંબર હોય છે

બિન્દુ: એ તો હશે; પણ હમણાથી બીડી પીતાં શીખ્યો છે તે વળી શું?

માસ્તરે વિસ્મિત થઇ કહ્યું: "બીડી પીએ છે?" વળી પાછું એજ બોલ્યો: "એમાં આશ્ચર્ય નથી. છોકરાઓ બધું દેખાદેખી શીખે છે."

બિન્દુ: એ કોને જોઇને બીડી પીતાં શીખ્યો?

માસ્તર ચૂપ થઇ ગયો. બિન્દુએ કહ્યું: "જુઓ. આ હકીકત ત્હમે એના બાપને જણાવજો."

માસ્તરે માથું હલાવી કહ્યું: "સાંભળો! આજે પાંચ છ દિવસ ઉપરની વાત છે. નિશાળના રસ્તે ઓદિયા માળીના બાગમાં ઘુસીને એની કાચી કેરીઓ પાડી, ઝાડ તોડી એને મારીને ખુબ તોફાન મચાવ્યું હતું.

બિન્દુએ શ્વાસ રોકી પૂછ્યું: "પછી?"

માસ્તર: માળીએ હેડમાસ્તર પાસે જઇ ફરિયાદ કરી. હેડમાસ્તરે એને દશ રૂપિયા દંડ કરી, એ રકમ ત્હેને આપીને શાન્ત કર્યો.

બિન્દુ એ વાત માની શકી નહિ. તે બોલી: "તે શું મ્હારો મદન હતો? એ રૂપિય ક્યાંથી લાવ્યો?"

માસ્તરઃ એ તો ખબર નથી; પરન્તુ તોફાનમાં એ પણ સામેલ હતો. સાથે નરેન્દ્ર પણ હતો; અને નિશાળના બીજા ત્રણ ચાર તોફાની છોકરાઓ પણ હતા. મેં આ બધી વાત હેડ માસ્તર પાસેથીજ સાંભળી છે.

બિન્દુઃ દંડના રૂપિયા ભરાઇ ગયા?

"હા, એ વાત પણ મ્હેં સાંભળી છે."

"વારુ, ત્હમે જાઓ" કહીને બિન્દુ ત્હાંજ બેસી રહી. એના મુખમાંથી કેવળ એટલાજ અસ્પષ્ટ શબ્દો નીકળ્યા કે "મ્હને કહ્યા કર્યા વિના રૂપિયા આપી દેવાની હિંમત આ ઘરમાં કોની?" એ. તો તેનું મન ઉંચુ થયું હતું. વળી જોહાણ સાથે તે બોલતી પણ ન હતી; અને ત્હેમાં વળી ઉપરની ઘટના વધ્યા—એટલે બિન્દુને હિત અહિતનું જ્ઞાન ન રહ્યું. ત્યાંથી ઉઠીને તે રસોડામાં ગઇ. અન્નપૂર્ણા રાતને માટે શાક સમારતી હતી. એણે ઉંચી નજર કરી બિન્દુ તરફ જોયું. એનું મુખ વાદળથી આકાશ જેવું મલિન અને ભારે હતું.

બિન્દુએ પૂછ્યુંઃ મ્હોટી બ્હેન! હમણાં મદનને ત્હમે કાંઇ પૈસા આપ્યા કર્યા છે?

અન્નપૂર્ણાને મનમા એજ શંકા થયા કરતી હતી. ભયને લીધે એનું ગળુ સુકાઇ ગયું એ ધીરેથી બોલીઃ "કોણે કહ્યું?"

બિન્દુઃ એ જાણવાની જરૂર નથી. એણે શું કહીને ત્હમારી પાસે રૂપિયા માગ્યા અને ત્હમે શું સ્હમજીને એ આપ્યા એજ જાણવાની ખાસ જરૂર છે.

અન્નપૂર્ણા ચુપ રહી.

બિન્દુઃ હું એને દાબમાં રાખું કે શિક્ષા કરું એ ત્હમે નથી ઇચ્છતાં એટલેજ ત્હમે મ્હારાથી એ વાત છુપાવી છે. મન ફાવે તે કરે પણ વકીલ આગળ જુઠું તો ન બોલે. ત્હમે બધું જાણીને રૂપીયા આપ્યા હતા, કેમ ખરૂં ને?

અન્નપૂર્ણાએ ધીમા સ્વરે કહ્યુંઃ સાચું છે. પરન્તુ આ વખતે આટલી વાર એને માફ કર, બ્હેન. હું માફી માગું છું.

બિન્દુના હૃદયમાં આગ સળગી રહી હતી. એ બોલીઃ "આટલી વાર? આજથી હું એને હમેશને માટે માફ કરું છું. હવે જરાએ નહિં બોલું. એક શબ્દેય નહિ ઉચ્ચારૂં. મ્હારાથી આમ નજર આગળ ધીરે ધીરે બગડતો જાય એ ઠીક પણ ત્હમારૂં આટલુ બધું સાહસ?" આ છેલ્લા શબ્દો. અન્નપૂર્ણાના હૃદયમાં તીક્ષ્ણ બાણ સમા લાગ્યાં,તે છતાંયે તે કાંઇ ન બોલી. પણ બિન્દુ જેમ બોલતી તેમ ત્હેનો ક્રોધ પણ વધતો ગયો. બિન્દુએ પુનઃ ઉચ્ચ સ્વરે કહ્યુંઃ "દરેક વખતે ત્હમે નાહાનની માફક કહો છો કે 'આટલી વાર માફ કર' પણ એના કરતાં ત્હમારો દોષ વધારે છે. હું તમને માફ નહિ કરૂં."

ઘરનાં નોકર આ બધું છુપાઇને સાંભળતા હતા. અન્નપૂર્ણાથી હવે ન રહેવાયું. તે બોલીઃ "તું શું કરીશ? ફાંસીને લાકડે લટકાવીશ?"

આગમાં ઘી હોમાયું. બિન્દુ દારૂની માફક ભભુકી ઉઠી. તે બોલીઃ "બરાબર. ત્હમારે લાયકનીજ એ સજા છે."

અન્નપૂર્ણાઃ "પોતાના છોકરાને બે રૂપિયા આપ્યા એજ વાંકને?" શી વાતપરથી શી વાત પર આવી ગયાં. બિન્દુ અસલની વાત ભુલી જઇ બોલીઃ "એ રૂપિયા પણ શામાટે આપો? એમ ફેંકી દેવાના રૂપિયા નથી આવતા, સ્હમજ્યાં?"

અન્નપૂર્ણાઃ અને તું તો જાણે નહિ ફેંકી દેતી હોય ખરૂંને?

બિન્દુ: હું ફેંકી દઉં છું તો મ્હારા રૂપિયા ફેંકી દઉં છું પણ ત્હમે કોના ? એ તો બોલો.

અન્નપૂર્ણાના ક્રોધની સીમા ન રહી. એ ગરીબ ઘરની દીકરી હતી. એને લાગ્યું કે બિન્દુ એ લક્ષ્યપરજ વાત કરતી હતી. તે ઉઠીને ઉભી થઇ બોલી: "તું પૈસાદારની દીકરી છે તો ભલે રહી. એથી કાંઇ કોઇ બે રૂપિયા પણ ને આપી શકે ? એવો ફાંકો–અહંકાર ન રાખીશ."

બિન્દુ: મ્હને એવો ગર્વ નથી. પણ ત્હમેજ વિચાર કરો ને કહો કે એક પૈસોયે ત્હમે કોઇને આપો છો તે કોનો આપો છો ?

અન્નપૂર્ણા મ્હોટેથી બોલી: કોનો પૈસો આપું છું ? વગર વિચાર્યે જેમ ફાવ્યું તેમ બકે છે ? જા અહિંથી–દૂર થા.

બિન્દુ: દૂર થાઉં ? ભલે સ્હવાર થતાંજ હું જઇશ પણ ત્હમે કોના પૈસા વાપરો છો એ નથી સુજતું. કોની આવકમાંથી–ત્હમે ખાઓ પીઓ છો એ ભૂલી જાઓ છો.

બિન્દુ બોલતાં તો બોલી ગઇ પણ ચૂપ થઇ ગઇ. અન્નપૂર્ણાનું મ્હોં લેવાઇ ગયું હતું. ક્ષણભર દેરાણીના મુખ તરફ જોઇ રહી બોલી: ત્હારા ધણીની કમાણીમાંથી ખાઉં છુ પીઉં છું. હું ત્હારી દાસી–ગુલામડી અને તેઓ ત્હારા નોકરઃ એમજ ત્હારૂં કહેવું છેને ? તો આટલા દિવસ બેસી કેમ રહી ? પહેલેથીજ કહી દેવું હતું ને !

અન્નપૂર્ણાના હોઠ વારંવાર કાંપતા હતા. તેવડે હોઠ દાબી, ઘડીક શાન્ત રહી, તે બોલી: "ન્હાનાભાઇને ભણાવવા માટે એમણે બે સારાં કપડાંયે કરાવ્યાં નહોતાં ત્હારે તું ક્યાં હતી ન્હાની વહુ ? ઘર ને આગ લાગી ત્યારે વૃક્ષની છાયાં હેઠળ એક વાર રાંધી ખાઇને એમણે બાપદાદાનું ઘર ફરી બંધાવ્યું એ વખતે તું ક્યહાં હતી ?" બોલતાં બોલતાં એની આંખમાંથી આંસુ વહી આવ્યાં. પાલવથી આંસું લુંછી તે ફરી બોલી: "હારા મનની વાત તેઓ જાણતા હોત તો કદાપિ આમ અફીણ ખાઇ, આંખો મીંચી, પડવાં પડવાં હુક્કો ગગડાવ્યા કરી આરામમાં કાળ વીતાવત નહિ. એ એવા છે જ નહિ. આજે હેં ત્હારી દ્વારા એમનું અપમાન કર્યું છે."

સ્વામીના અપમાનની વ્યથાથી અન્નપૂર્ણાનું હૃદય છેદાવા લાગ્યું. તે બોલી: ઠીક થયું કે આજે ત્હેં બધું કહી બતાવ્યું. સતિઓ આત્મહત્યા કરતી હતી. હુયે સોગન લઉં છું કે ભલે પારકાના ઘરમાં રસોઇ કરીને ખાઇશ પણ ત્હારા ઘરનું અન્ન હવે હરામ બરોબર છે. ત્હેં શું કર્યું ? એમનું અપમાન કર્યું ?

બરાબર આજ વખતે રામનાથે આંગણામાં આવી બૂમ પાડી: "મોટી વહુ !" સ્વામીનો અવાજ સાંભળી અન્નપૂર્ણાનો હૃદયક્ષોભ સાગરના તોફાનની માફક ઉછળી આવ્યો. તે તરતજ બ્હાર આવી બોલી: "હાય રે ! જે માણસ પોતાનાં સ્ત્રી બાળકને પાળી શકતા નથી એ ઢાંકણીમાં પાણી લઇ ડૂબી કેમ નથી મરતા ?"

રામનાથ હતબુદ્ધિ થઇ બોલ્યો: "શું થયું છે ?"

અન્નપૂર્ણા: શું થાય ? કાંઇ નહિ. ન્હાની વહુએ આજે સ્પષ્ટ કહી દીધું છે કે હું તેની દાસી અને ત્હમે એના ગુલામ છો.

ઓરડામાં બિન્દુએ જીભ કરડી અને કાનમાં આંગળીઓ નાખી. અન્નપૂર્ણા રડતાં રડતાં બોલી: "મ્હને એક પૈસો કોઇને આપવાનો અધિકાર નહિ: ત્હમે હોવા છતાંય મ્હારે આવું સાંભળવું પડયું. આજે ત્હમારી આગળ સમ ખાઉં છું કે હવે જો એ લોકોનું

અન્ન ખાઉં તો તે મ્હારા છોકરાનું લોહી પીધા બરાબર છે.

બિન્દુની આંગળાઓથી રૂંધાયેલા કાનમાં આ શબ્દો અસ્પષ્ટ સ્વરૂપે સંભળાયા. તે અસ્ફુટ સ્વરે "શું બોલ્યા મ્હોટી બ્હેન!" કહીને આજે બાર વર્ષે અકસ્માત મૂર્છિત થઇ જમીન પર પડી.

[ ૭ ]

નવા ઘરમાં રામનાથ, અન્નપૂર્ણા અને મદન સિવાય બધાંય આવી ગયાં હતાં. બ્હારથી બિન્દુની ફોઇ, ફોઇની દીકરી, ત્હેની છોકરીનો છોકરો, ત્હેના માબાપ, નોકર ચાકર સૌયે આવ્યાં હતાં. એ બધાથી આખું ઘર ભરાઇ ગયું હતું. આ ઘરમાં રહેવા આવ્યા તે દિવસે બિન્દુ કાંઇક ઉદાસ જણાતી હતી. પણ બીજે દિવસે તે ભાવ રહ્યા નહતા. દોસ્તીનો વેગ ઓછો થતાં અન્નપૂર્ણા આવશે એ વિષે બિન્દુને જરાયે સંશય ન હતો. નવા ઘરનું વાસ્તુ કરી સગા વહાલાંઓને જમાડવાના હતાં એટલે બિન્દુ એની ધમાલમાં પડી હતી.

બિન્દુના બાપે પૂછ્યું: "બ્હેન ! ત્હારો છોકરો કેમ નથી જણાતો ?"

બિન્દુએ ટુંકમાંજ જવાબ આપ્યો: "તે પેલે ઘેર છે."

માએ પૂછ્યું: "બ્હેન ! ત્હારાં જેઠાણી નથી આવ્યાં શું ?"

બિન્દુ: ના.

બિન્દુની માતાએ પોતેજ જવાબ આપ્યો: "બધાંય આવે તો પછી એ ઘરમાં કોણ રહે ? બાપદાદાના ઘરને એમ કાંઇ તાળું દેવાય છે !"

બિન્દુ કાંઇ ન બોલતા પોતાના કામમાં પ્રવૃત્ત થઇ.

રામનાથ હમણાં કેટલાક દિવસથી રોજ રહાંજના નવા મકાને આવી બ્હાર બેસતો, થોડીવાર વાતચિત કરતો અને ખબર અંતર લઇ પાછો જતો; પરંતુ ઘરમાં પગ સુદ્ધાંયે ન મૂકતો. વાસ્તુ કરવાના આગલા દિવસની રાત્રિએ તે ઘરમાં આવી ઇન્દ્રાણીને બોલાવી ખબર પૂછતો હતો. બિન્દુને આ વાતની ખબર પડી એટલે તે આડમાં છૂપાઇને બધી વાતચિત સાંભળતી હતી. બિન્દુને પોતાનાં કરતાયે અધિક સ્નેહ અને આદર જેઠ તરફથી મળ્યાં હતાં. સ્નેહભર્યા શબ્દે તેઓ બિન્દુને બોલાવતા. જેઠાણી સાથે લ્હડીને કેટલીયેવાર બિન્દુએ જેઠની આગળ ફરિયાદ કરી હતી; પણ કદિએ કોઇએ એની ઉપેક્ષા કરી ન હતી. આજે લજ્જાવશ એનું ગળું રૂંધાઇ ગયું હતું. એટલે જેઠની આગળ એક શબ્દ પણ ન ઉચ્ચારી શકી. રામનાથ ચાલ્યો ગયો: એટલે બિન્દુ એકાન્ત ઓરડામાં જઇ મ્હોંએ લુગડાંનો ડૂચો દઇ ડુસકે ડુસકે રોવા લાગી. ચોમેર લોકો રખેને સાંભળી જાય એ બીકે તે મ્હોટેથી રડી ન શકી.

બીજે દિવસે બિન્દુએ પોતાના પતિને બોલાવી કહ્યું: વખત થયો છે. ગોર ખોટી થાય છે. મ્હોટાભાઇ તો હજુ ન આવ્યા.

શિવનાથે આશ્ચર્યચકિત થઇ કહ્યું: "તેઓ શાના આવે ?"

બિન્દુ વધુ વિસ્મિત થઇ બોલી: "તેઓ શાના આવે ? તેઓ નહિ આવે તો પૂજા કોણ કરશે ?"

શિવનાથ: હું કરીશ; અને નહિ તો કાશીનાથ કરશે. મ્હોટાભાઇ નહિ આવી શકે.

( અપૂર્ણ. )




## સીલ્વર જ્યુબીલી મહોત્સવની તૈયારી.

ઉપરોક્ત મંડળનાં સભાસદોની એક દ્વિવાર્ષિક સભા ગઇ તા. ૨૭-૩-૧૯૨૮ ને રોજ ચાર વાગે મંડળના હોલમાં છેલ્લાં બે વર્ષનો રિપોર્ટ તથા હિસાબ બહાલ રાખવાને અને આવતા બે વર્ષ માટેનાં પ્રમુખ અને મેનેજીંગ કમિટીની ચુંટણી કરવાને મળી હતી.

જો. ઓ. સેક્રેટરી સૌ. કળાવંતી ભવાનીદાસ મોતીવાળાની દરખાસ્ત અને ગં. સ્વ. વીમળાગવરી ધીરજલાલ સેતલવાડના અનુમોદનથી ગં. સ્વ. ચંદાબાઇ ઠાકોરદાસ દેસાઇને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું.

જો. ઓ. સેક્રેટરી ગં. સ્વ. રસીકમણી બાળમુકુંદરાય દેસાઇએ ગયા બે વર્ષનો રિપોર્ટ બહાલ રાખવાની દરખાસ્ત મૂકી હતી, અને સૌ. કુસુમલતા રમણીકલાલ મોદી અને સૌ. સુંદરબાઇ નારણદાસ સંપટે ટેકો આપ્યો હતો. મત લેતાં રિપોર્ટ બહાલ રાખવામાં આવ્યો હતો

બાદ જો. ઓ. સેક્રેટરી ગં. સ્વ. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ ગયા બે વર્ષનો આવક જાવકનો શ્રીયુત એન. એમ. રાયજી ( Incorporated accountant ) એ ઓડિટ કરેલો હિસાબ બહાલ રાખવાની દરખાસ્ત મૂકી હતી તેને સૌ. તાપીબાઇ હીરાલાલ મહેતા અને ગં. સ્વ. જમનાબહેન જયંતિલાલે ટેકો આપ્યો હતો. મત લેતાં હિસાબ બહાલ રાખવામાં આવ્યો હતો.

બાદ ફારેગ થતી કમિટીનો આભાર માનવાની દરખાસ્ત સૌ. સરસ્વતી મોતીલાલ મારફતીઆએ મુકી હતી તે પસાર થઇ હતી.

પછી આવતા બે વર્ષનાં પ્રમુખ તરીકે લેડી સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસ જે. પી. ને સર્વાનુમતે ચુંટી કાઢવામાં આવ્યાં હતાં.

તે પછી કુમારી નિર્મળા ભવાનીદાસ મોતીવાળાની દરખાસ્તથી અને કુ. લીલાવંતી ર. વોરાના ટેકાથી ૨૩ બાનુઓ મેનેજીંગ કમિટીમાં ચુંટાયાં હતાં

### વ્યવસ્થાપક મંડળ

**પ્રમુખ.**

લેડી સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસ, જે.પી.(પેટ્રન)

**ઉપપ્રમુખો.**

લેડી સૌ. કૃષ્ણાગવરી ચીમનલાલ સેતલવાડ ( પેટ્રન ), લેડી સૌ. તારાબાઇ ચુનીલાલ મહેતા, સૌ. જમનાબાઈ ત્રિભોવનદાસ માળવી. ( પેટ્રન ), સૌ. લીલાવંતી ફીકાભાઇ પ્રેમચંદ ( પેટ્રન ), ગં. ચંદાબાઇ ઠાકોરદાસ દેસાઇ.

**જો. ઓ. સેક્રેટરીઓ.**

ગં. રસીકમણી બાળમુકુંદરાય દેસાઇ, ગં. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ, સૌ. કળાવંતી ભવાનીદાસ મોતીવાળા ( પેટ્રન ).

**લાયબ્રેરીઅનો**

સૌ. નયનસુખગવરી મનહરલાલ મરચંટ. ગં. સરસ્વતી પ્રતાપરાય જગડ.

**સભાસદો.**

સૌ. જયશ્રી નૈષધરાય રાયજી, સૌ. તાપીબાઇ શિવભર મોતીવાળા, ગં. રતનબાઇ લક્ષ્મીદાસ

મહેતા, કુ. વિજયાકુમારી રણછોડદાસ વોરા, સૌ. વિદ્યાગવરી કૃષ્ણલાલ મુન્શી, સૌ. મંગળાબાઇ ગોવર્ધનદાસ પટેલ, સૌ. જમનાબાઇ માધવલાલ મુન્શી, સૌ. નંદગવરી મણીભદ્ર છત્રપતિ, સૌ. જયાવંતી પ્રાણલાલ દેવકરણ દેશાઇ, સૌ. લલીતા લક્ષ્મીચંદ દમણીયા, સૌ. લક્ષ્મીબાઇ પ્રાગજી હરિયાણી, સૌ. મોતીગવરી દેવીદાસ દેશાઈ, સૌ. માણેકબાઇ મગનલાલ ઠાઠાલાલ, સૌ. વીરમતી કેશવલાલ મણીઆર, સૌ. મહીમનગવરી મનુભાઇ પંડ્યા, ગં. ધનસુખગવરી રામદાસ ડોક્ટર, સૌ. કમળાવંતી નટવરલાલ ખંભાતી.

અત્યાર સુધીમાં રૂ ૫૦૦) અને તેથી વધારે રકમ ભરીને મંડળમાં પેટ્રન થયેલાં છે તેઓ પણ વ્યવસ્થાપક મંડળમાં સભાસદ ગણી શકાય છે. (મંડળનાં કાનુન મુજબ.)

## પેટ્રનો.

નામદાર ગોંડળના યુવરાણી રાજકુંવરબા. રાણી સાહેબ આનંદકુંવરબા વાંસદા, નામદાર મોંગરોળના રાણી સાહેબ, શેઠ રમાબાઇ પ્રભાશંકર પટણી, સૌ. તારાબાઇ માણેકલાલ પ્રેમચંદ, જે. પી., રાણી સૌ. ચંપાવતી પ્રતાપગીરજી, શેઠ ગં. સ્વ. રૂકમણીબાઇ લલ્લુભાઇ શાહ, ગં. સુંદરબાઈ હંસરાજ પ્રાગજી, ગં. પરસનબાઇ ગુલાબચંદ દમણીયા, ગં. જમનાબાઇ ગોવિંદજી માધવજી; સૌ. ચેલાંબાઇ દ્વારકાંદાસ ગોવર્ધનદાસ, કસ્તુરબાઇ હીરાચંદ વાલચંદ, સૌ. જમનાબાઇ ખીમજી આશર વીરજી, ગં. મણીબાઇ પ્રાગજી સુરજી, ગં રતનબાઇ ધરમસી મોરારજી, સૌ. સોનાબાઇ દ્વારકાંદાસ જેકીસનદાસ, સૌ. ડાહીબાઇ પ્રતાપચંદ ગુલાબચંદ, સૌ લીલાવંતી ભગવાનદાસ મોતીલાલ, સૌ. કાંતાગવરી મંગળદાસ પરભુદાસ, સૌ. ભાનુમતી રણછોડદાસ માધવદાસ.

સને ૧૯૦૩ માં જ્યારથી મંડળની સ્થાપના થઇ ત્યારથી તે અત્યાર સુધીમાં દરેક બબ્બે વર્ષે મંડળે બજાવેલાં કામકાજ સંબંધીના અહેવાલો પ્રસિદ્ધ થયા કરે છે. પરમકૃપાળુ પરમેશ્વરની કૃપાથી તા૦ ૩ જી સપ્ટેમ્બર ૧૯૨૮ ને રોજ ગુજરાતી સન્નારીઓની ઉન્નતિ માટેનો પાયો નાંખનાર ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળને પચીશ વર્ષ પુરાં થશે. આ સાંભળીને સમસ્ત ગુજરાતી પ્રજામાં આનંદ ફેલાશે. આ સિલ્વર જ્યુબિલીનો ઉત્સવ ઉજવવા માટે મંડળની કમિટીએ અત્યારથી કાર્યક્રમોની શરૂઆત કરવાનો વિચાર રાખ્યો છે. આવા મહાન ખુશાલીનાં પ્રસંગે મંડળનાં તમામ સભાસદો તથા હિતચિંતકો વગેરે સમસ્ત ગુજરાતી સન્નારીઓ અને સજ્જન પુરૂષવર્ગ અમારા કાર્યમાં સલાહકાર અને મદદગાર થઈ સંતોષકારક ઉત્તેજન આપવાનું અભિમાન રાખશે એવી અમોને સંપૂર્ણ આશા છે. અમારે એટલું તો કહેવું પડશે કે જે ઉદ્દેશથી મંડળની સ્થાપના કરવામાં આવી હતી તે ઉદ્દેશો કેટલેક અંશે ફળિભૂત કરવાને મંડળ ભાગ્યશાળી થયું છે. ગયા પચીશ વર્ષ દરમિયાન ગુજરાતી તેમજ અન્ય કોમના સ્ત્રીવર્ગની ઉન્નતિની હિલચાલોમાં મગરૂરી ઉત્પન્ન કરે તેવાં કાર્યો ઉપાડી લેવામાં મંડળે પ્રશંસાપાત્ર હિસ્સો આપ્યો છે, એ મુંબઇ ઇલાકાની તેમજ ગુજરાત કાઠીઆવાડ વગેરે પ્રાંતોની પ્રજા સારી રીતે જોઇ શકી છે. મંડળનાં ધુરંધર સદ્દગત પ્રમુખ જમનાબાઇ નગીનદાસ સાકઇએ મંડળની લગામ હાથમાં લઇ મંડળ મારફતે સ્ત્રીહિતને લગતા અનેક પ્રશ્નો ઉપાડી લઈ મંડળને પગભર કરવામાં ભારે પરિશ્રમ લીધો હતો. આજે સમગ્ર ગુજરાતી સ્ત્રીઓ અને પુરૂષો આ ભલા અને પરોપકારી બહેનના કાર્ય અને જીવન માટે મગરૂર બને એ સ્વાભાવિક છે. તેઓએ ઉપાડેલું કાર્ય સંગીન પાયા ઉપર મુકવાને ગુજરાતી પ્રજા ઉત્સાહ રાખે એટલી અમો વિનતિ કરીએ છીએ મંડળનાં પ્રમુખ સૌ. શેઠ લક્ષ્મીબાઇ જગમોહનદાસ પોતાની તબીયત નાદુરસ્ત છતાં મંડળના કાર્યોને યશસ્વી અને સ્થાયી બનાવવામાં અંતઃકરણપૂર્વક ભારે શ્રમ લે છે. ગયા બે વર્ષ દરમિયાન સભાસદોનું લવાજમ રૂપીઆ ૪૨૫૮ વસુલ થયું હતું. સૌ. રાણીશ્રી ચંપાવતી પ્રતાપગીરજી રૂ ૫૦૦ ભરી પેટ્રન થયાં હતા. અને સૌ. વ્રજગવરી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, સૌ. મંગળાગવરી દ્વારકાદાસ ત્રિભોવનદાસ અને સૌ. જ્યોત્સ્નાબેન રામચંદ્ર ભટ રૂ. ૧૫૦) લવાજમ-

ભરી લાઇફ મેમ્બર થયાં હતાં. રૂ. ૨૪૦ ) શ્રીમતી મંગળાબેન મોતીલાલ તરફથી કિન્ડરગાર્ટન વર્ગને મદદ કરવાને મળ્યા હતા. અને રૂ. ૨૫૦ ) શેઠ શીવલાલ પ્રેમચંદ તરફથી સ્વ. હરકોરબેનના સ્મરણાર્થે ભેટ મળ્યા હતા. સઘળા સભાસદોને તેમજ ગુજરાતી પ્રજાને જણાવવાની અમો આ તક લઇએ છીએ કે મંડળનાં શિક્ષણવર્ગો, લાયબ્રેરી વગેરે મેળાવડાઓ ગરબા પાર્ટીઓ, સ્નેહ સંમેલનો, સભાઓ વગેરે ખાતાઓમાં ભારે ખર્ચ ભોગવવો પડે છે. આવક કરતાં ખર્ચ વધારે છે. અમુક અમુક પ્રકારનાં કાર્યો બનવામાં વિચાર અને વર્તનમાં મતભેદ થયા કરે એ સ્વભાવિક છે. એક વિશાળ સંસ્થાના કાર્યવાહક તરીકે આવા પ્રસંગોએ સહિષ્ણુતાથી કાર્ય કરવાની અમો ફરજ સમજીએ છીએ. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. નાના, મોટા શ્રીમંત મધ્યમ વગેરે દરેક બહેનનું આ પોતાનું મંડળ છે. અમુક અમુક નિયમો તથા વ્યવસ્થા સાચવવામાં કદાચ કોઇને વધતું ઓછું લાગે એ સ્વાભાવિક છે, પણ તેથી કરીને રોષભાવ ધારણ કરવાનું કોઇને પણ હિતકર લાગે નહી અમો ખાસ વિનંતિ કરીએ છીએ કે આવા મતભેદ વખતે કાર્યવાહકોને રૂબરૂ મળવાથી સંતોષકારક નિર્ણય અને પરિણામ આવી શકે છે. કોઇ વખતે આવા બનાવે કોઇ વ્યક્તિની ખોટી સલાહથી મંડળને સહન કરવાનો પ્રસંગ વ્હોરી લેવો પડે છે. પણ અમો કાર્યવાહકો સઘળા સભાસદોને તેમજ અમારા ગુર્જર બંધુઓ તથા બહેનોને નમ્ર ભાવે વિનંતિ કરીએ છીએ કે આ તમારી કોમની સંસ્થા પ્રત્યે પ્રેમ, લાગણી દયા અને ઉદારતા રાખી સદાકાળ નિભાવી રાખવાનું અભિમાન રાખજો.

ગયા બે વર્ષ દરમિયાન કામકાજ અમો કારોબારી મંડળીએ મંડળનાં સઘળાં સભાસદોની સંતોષકારક મદદ અને સલાહથી બજાવ્યું છે તે બદલ અમો સર્વેનો આભાર માનીએ છીએ મંડળ પ્રત્યે સહાનુભૂતિ ધરાવી રૂપીઆ ૫૦૦) ભરી પેટ્રન થનારા, રૂપીઆ ૧૫૦) ભરી લાઇફ મેંબર થનારા અને રૂપીઆ ૧૨) વાર્ષિક લવાજમ ભરી સભાસદ થનારાઓનો અમો ઘણો આભાર માનીએ છીએ સ્નેહ સંમેલનો ગરબા પાર્ટીઓ વગેરેમાં પોતાના વખતનો ભોગ આપીને તેવા પ્રસંગોમાં જે જે બ્હેનો લાભ લે છે તેઓને ધન્યવાદ આપતાં અને તેમનો આભાર માનતાં અમો ઘણાં ખુશી થઇએ છીએ. ગુજરાત કાઠીઆવાડ રેલ સંકટ નિવારણ ફંડ ઉઘરાવવામાં જે જે બ્હેનોએ નિરાધારોને મદદ કરવામાં સેવા કીધી છે તેમને અને જેઓએ આવા સંકટ સમયે પુણ્યકર્મમાં નાણાની મદદ કરી છે તેમનો ઘણોજ આભાર માનીએ છીએ અને આવી પરોપકારી સેવા કરવા માટે પરમાત્મા તેમને સુખી અને દીર્ઘાયુ રાખો એટલી પ્રાર્થના કરીએ છીએ. પેરીસથી સૌ. માણેકબાઇ અનુપચંદ શાહ નામે એક ગુજરાતી બહેને રૂ. ૫૦૦) ની મદદ મંડળને મોકલી આપી હતી. આ દાખલો અમારી ગુજરાતી શ્રીમાન બહેનોને યાદ રાખવાની અને મંડળ પ્રત્યે દિલસોજી ધરાવી પોતાથી બનતી મદદ કરવા અમો વિનંતી કરીએ છીએ "ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય". તેમ તમારી નાની રકમની મદદો પણ મંડળને ઘણીજ ઉપયોગી થઇ પડશે. કેટલાંક પોતાની પાછળ પોતાના ધનનો સદુપયોગ થાય તે માટે વીલ કરે છે. આવા પ્રસંગે અમારી બ્હેનો અને બંધુઓ, ગુર્જર ભુમિમાં ગુજરાતી બ્હેનોની ઉન્નતિની આ ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની સંસ્થાને યાદ કરી કાંઈ પણ રકમ આપવાની પોતાની ખાસ ફરજ છે એમ વિચારી મદદ કર્યા સિવાય નહી રહે એવી અમો આશા રાખીએ છીએ.

કેટલીક બાબતોમાં મંડળના નિભાવ માટેનો સ્પષ્ટ વિચાર સર્વને જણાવવાની અમો જરૂર ધારીએ છીએ. મંડળનાં ઉદ્દેશો અને કાર્યોની ભિન્ન ભિન્ન દિશાઓ છે. મંડળે પોતાની ગુજરાતી શિક્ષિત અથવા થોડું શીખેલી બ્હેનોની ઉન્નતિ માટે વધારે તો નહીજ પણ આટલી મુદતમાં કાંઈ પણ કીધું છે તો ખરૂંજ. મુખ્યત્વે મંડળનું ચાલુ લક્ષબિન્દુ સ્ત્રીઓમાં કેળવણી અને શારીરિક સ્થિતિમાં ખીલવણી થાય તેના તરફ વધારે છે કેટલાક એવા વિચાર ધરાવનારા હોય છે કે સંસ્થાએ સાંસારિક, ધાર્મીક, રાજકીય વગેરે સઘળા કાર્યોમાં ભાગ ભારે ઉપાડી લેવો જોઇએ. શિક્ષિત

બહેનો પોતાની અશિક્ષિત બહેનોને પોતાના જ્ઞાનનો લાભ આપવાનું નહી ચુકતા પોતાનો કેટલોક સમય આપી સેવામાં અર્પે એટલું ઇચ્છીશું.

મંડળના ઉદ્દેશ માટે તમામ પ્રદેશોનો મુખ્ય પ્રશ્ન કેળવણીનોજ હોય છે જુદા જુદા પ્રકારની કેળવણીની ખીલવણીમાં પ્રજાજનોના હૃદય રંગાયલા હોય તે તેઓના આચાર વિચાર કાર્ય અને વર્તનમાં ભારે પરિવર્તન થઇ જાય છે. જે દેશનો વિશાળ સમુદાય પછી સ્ત્રી કે પુરૂષ જો યોગ્ય કેળવણીથી બેનસીબ હોય તે દેશ ખરેખર નિર્ધન છે અને પારકી આશાએ ગુલામીના કાર્યોમાં કંગાલ જીવન ભોગવી અધોગતિના અંધારામાં અથડાય છે. સ્ત્રીઓમાં યોગ્ય કેળવણી અને શારીરિક સમ્પતિની વૃદ્ધિ કરવાને મંડળને ( હોમ-ક્લાસિસ ) શિક્ષણવર્ગો ચલાવવામાં ઘણો થાય છે. રિપોર્ટ બારીકીથી વાંચતા કોઇ પણ-બહેન કે બંધુ જોઇ શકશે કે ખર્ચ કરતાં આવક ઘણીજ થોડી છે.

મંડળમાં પુસ્તકાલયનો ( લાયબ્રેરી ) વિભાગ છે. સ્ત્રીઓ લાયબ્રેરીનો ઘણો સારો લાભ લે છે અને અમો કહેવાને ઘણાં ખુશી છીએ કે દિનપરદિન આપણી કોમની સ્ત્રીઓમાં વાંચનની જાગૃતિ ઘણી સારી માલમ પડે છે. લાયબ્રેરીમાં જુદા જુદા વિષયો ઉપરના પુસ્તકોનો સંગ્રહ ઘણી સારી સંખ્યામાં રાખવામાં આવેલ છે કેટલાંક બહેનો બંધુઓ સ્ત્રીઉપયોગી પુસ્તકો ખરીદવા લાયબ્રેરી માટે નાણાંની રકમ પોતાની ખુશીથી મોકલી આપે છે. કેટલાક સભાસદો કબાટ ટેબલ ખુરશીઓ વગેરે જરૂરીઆતી ફરનિચર મંડળને ભેટ મોકલી આપે છે. એ સર્વેને અમો ઘણો ધન્યવાદ આપી આભાર માનીએ છીએ

મંડળ પોતાની પચીસ વર્ષની જયંતી ઉજવશે. સલાહ સંપ, ઐક્યતા અને ઉદાર મદદથી આ મહોત્સવ પ્રસંગ ઉજવવાનું કાર્ય પરમાત્મા સરળ કરે એટલી અમો પ્રાર્થના કરીએ છીએ.

મંડળનાં ઓ. ઓ. સેક્રેટરીઓ અ. રસીકમણી બાળમુકુંદરાય દેસાઇ, અ. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ અને સૌ. કળાવંતી ભવાનીદાસ મોતીવાળા તથા શ્રીયુત ભવાનીદાસ નારણદાસ મોતીવાળા તથા શ્રીયુત કેશવલાલ ભીખાભાઈ મણીઆર વગેરે વ્યક્તિઓ પોતાથી બનતી મંડળની જે જે સેવાઓ કર્યે જાય છે તે માટે કમિટી તેમનો ઘણો આભાર માને છે

મંડળની લાયબ્રેરીમાં લાયબ્રેરીયન તરીકે કામકાજ કરવા માટે સૌ જમનાબાઇ માધવલાલ મુનશી અને અ. ધનસુખભાઇ રામદાસનો ઘણો આભાર માનીએ છીએ.

ગયા બે વર્ષનો આવક જાવકનો હિસાબ (નિસ્વાર્થપણે) તપાસી આપવા પોતાના કીમતી વખતનો ભોગ આપનાર શ્રીયુત એન. એમ રાયજીનો મંડળની કમિટી ઘણો આભાર માને છે.

અંતમાં સમગ્ર ગુર્જર સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો સંપ, સ્નેહ, સલાહ અને અંતઃકરણની ઉર્મિઓથી આ મંડળ પ્રત્યે અહોનિશ સહાનુભૂતિ દર્શાવી આ ગુર્જરભૂમિમાં પ્રજાના અભ્યુદય માટે ગૃહે ગૃહે સેવાવૃત્તિ પ્રકટાવે એટલી અમો પરમકૃપાળુ પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.



ન્યાયાધિશ (આરોપીને): "તમારી ચાલ સારી નથી. સારી ચાલના જામીન આપવા પડશે સમજ્યા."

આરોપી: "વાહરે સાહેબ, ( ચાલી બતાવીને ) આપના કરતાં તો મારી ચાલ સારી છે ને ?"

× × × ×

કમળા: "વ્હાલા, કેમ આજે મોડું થયું ?"

ડૉ. સુરેંદ્ર: "એ તો જરા જેલમાં જવું પડયું હતું."

કમળા: "હેં...એં...એ !"

ડૉ. સુરેંદ્ર: "તેમાં આટલી બધી ચમકે છે શા માટે ! એક કેદી માંદો હતો."

# સૌન્દર્યની નિશાળ

## રસોડું અને ગંદકી.

લેખિકાઃ "ડાહીબ્હેન."

એક બ્હેનનું સ્વચ્છતાનું ધોરણ શું છે તે તેના રસોડા પરથી કલ્પી શકાશે. રસોડું એ હીંદી બ્હેનના નાનકડા ગૃહરાજ્યની રાજધાની કહીએ તો ચાલે.

ઘરના બીજા કોઇ ઓરડામાં, જેવા કે સુવાના ઓરડામાં કે બેઠકમાં કંઇક કચરો પડ્યો રહે કે ચીજો જેમ તેમ પડેલી રહે તેમ હજી કંઇકય ચાલે, પરંતુ રસોડું જ્યાં આપણે જમવાનું હોય છે ત્યાં જરા પણ મેલું હોય તો તે દેખીનેજ ચાવરી ચડે છે, ખાવું ભાવતું નથી અને કેટલીક રસોઇની સુગંધ ગંદકીની દુર્ગંધમાં દબાઇ જાય છે. એટલે ત્યાં તો પુરેપુરી ચોકખાઇ જાળવવી જોઇએ

એક બ્હેન એથીયે વધારે સુઘડ અને સ્વચ્છ હોય તો તો રસોડામાં બેઠી બેઠી પણ બેઠક અને સુવાના ઓરડાનું એવું ધ્યાન રાખે કે ત્યાં કચરો પડવાજ ન દે અથવા ચીજો અસ્તવ્યસ્ત થઇ જાય તો પણ એની કમર તો હાથમાં ઝાડુ લઇને કાયમ વળતીજ હોય. દીવસમાં બે વાર સંજવારી અથવા ઝાડુ કાઢવાનો આપણામાં સાધારણ રીતે ચાલ છેઃ ( ૧ ) સવારે અને ( ૨ ) લગભગ સાંજે. પરંતુ એનો અર્થ એ નથી કે દિવસમાં બેજ વાર ઘરમાંથી કચરો કાઢવો. અને બાકીના કલાકોમાં કચરો પડે તો પડવા દેવો અથવા જણાય તો રહેવા દેવો અથવા એવી રીતે વર્તવું કે કચરો પડયા કરે! ઉત્તમ ગૃહિણી એજ છે કે જે ૨૪ કલાક ઘરને, ઘરમાંના એક એક ઓરડાને ચોકખા ચાંદની જેવા રાખે, જ્યાં સ્વચ્છતા છે ત્યાંજ તંદુરસ્તી છે અને જ્યાં તંદુરસ્તી છે ત્યાંજ સુખ છે.

'કચરો' અને આપણે એક રોગ ગણીએ તો 'કચરો કાઢવો' એ એક પેઠે રોગ મટાડવાની દવા ગણાશે. પરંતુ આરોગ્ય શાસ્ત્રના નિયમ પ્રમાણે રોગ થાય ને તેની દવા કરવી. તેના કરતાં તેને થતો અટકાવવો એ વધુ ઇચ્છવા જોગ છે. તો તે નિયમ પ્રમાણે કચરો પડતોજ અટકાવવો એ વધારે સારું છે.

અમુક સાદા નિયમો પાળવાથી આ અટકાયત કરી શકાશેઃ—

૧) જે વસ્તુ જ્યાંથી વાપરવા લીધી તે વસ્તુ પાછી ત્યાંજ મુકીને પછી બીજા કામે વળગવું. એથી તે ચીજ જ્યાં ત્યાં રખડતી અટકશે; ગેરવલ્લે જતી બચી જશે; અને તેનું એકજ ઠેકાણું હોવાથી તે યાદ રહી જતાં ફરી વાર તે ચીજનો ખપ પડે ત્યારે તે તુરત મેળવી શકાશે; આવી ચીજો તેઃ–દીવાસળીની પેટી પીન, ચપ્પુ કાતર, છીણી, પેણી, સુપડું, ખાંડણી, ચારણી વીગેરે.

૨) કોઇ પણ ખાવાની વસ્તુને સાફ કરી રહ્યા પછી કે શાક સમાર્યાં પછી કે લસણ કાંદા છોલ્યા પછી તે ક્રિયાઓથી પડેલો કચરો જેવો કે કાંકરા, ભુસી, કણકી, છાલ, ફોતરાં, છોતરાં, વગેરે ઉપાડીને દૂર કર્યા પછીજ રસોઇને અસલ કામે લાગવું.

૩) ઓછામાં ઓછા વાસણો વાપરવાથી સુવાની અને પોતાની આસપાસ વાસણનું પ્રદર્શન થતું અટકશે.

૪) મસાલાના ડાબડામાંથી મસાલો વાપરી લીધા પછી તે ડાબડાઓ પોતપોતાને ઠેકાણે મૂકી દેવા જોઇએ. તેજ પ્રમાણે સાણસી, ચીપીઆ વિગેરેનું સમજવું

૫) ઘાસલેટવાળા મસાલાવાળા, તેલ ઘી વાળા, કે એઠાં હાથ થયા હોય તે છાયલે લુંછવાને બદલે પેટ પરની પાટલી પર રોજ એક સફેદ કપડાંનો કટકો ખોસીને રસોઇકામ કરવાથી તે કકડા પર હાથ લુંછવાની સગવડ મળે છે. એથીએ વધુ સારૂં તો એ છે કે મસાલાવાળા અને એંઠા હાથ સાદા પાણીએ તેમજ તેલ વાળા ચીકણા હાથ સાબુથી કે માટીથી બરો બર ધોયા પછી કકડે લુંછીને પછીજ રસોઇનું કામ કરવું જોઇએ. આટલો સાદો નિયમ આપણામાં સેંકડે ૯૯ ટકા બ્હેનો પાળતી નથી અને તેથીજ કેટલીક બ્હેનોને ત્યાં બારણાની સાંકળે બાંધેલો હાથ લુછવાનો મેલો કટકો બાદ કરતાં બાકીની બધી બ્હેનોના છાયલો તદ્દન મેલા હોય છે. કેટલીક બ્હેનો રસોઇ માટે રેશમી પિતાંબર કે ખાસ લુગડાં રાખે છે પણ તેનાય એવા હાલ હોય છે અને બ્હેતર છે કે ધોળો કટકો મેં કહ્યું તેમ પોતાની પાસેજ રાખવો.

જે બ્હેનો રસોડામાં સુઘડતા ન જાળવતાં, ઉપલા સાદા નિયમો પર દુર્લક્ષ કરતી હોય છે તેમને સમાજ અને સગાંઓ ફુવડજ કહેશે

જે ઘરમાં ત્રાંબા પિત્તળના વાસણો ચકચકતાં હોય, અથાણાંની બરણીઓ તદ્દન સાફ હોય, દાણાના ડબા કે કોઠીઓ પણ જરાય મેલ વગરની હોય તેજ ઘરની ગૃહરાણી સાચી રાણી છે. એક બાઇના રસોડામાં એક બ્હેનપણી રાંધવા પેઠેલી ત્યારે તેને દાણાના ડબ્બામાંથી અને અભરાઇઓ પરથી આટલી ચીજો મળેલી:—

સોનાની એક તુટેલી બંગડી; ત્રણ લુગડાંના ગાભા; બે પોલકા; એક સોયનું પડીકું; તુટેલી કંકુની શીશી; બે સોપારીના અડધીયા; ચાર પૈસા; એક ચોપડી; પાંચ પડીકાના કાગળો; ભુવડાના ગાંગડા છ; થોડાં આંબલીયા. બે વાડકીમાં જુના લોટ દાણા; એકમાં બળેલું ઘી; વગેરે વગેરે! આવી બ્હેનો પાસેથી રસોડું છીનવી લેવા સિવાય બીજી એકે સરસ સજા નથી.

છેવટ મુંબાઇ જેવા શહેરમાં આવો બધો કચરો ઉંબરા બ્હાર નાંખવામાં પાડોશી તરફની બેદરકારી જણાય છે. પાડોશીની લાગણી ખાતર દરેક બ્હેન ખાસ કચરાની પેટીમાંજ કચરો ભેગો કરતી જાય તો તે ઘરના પાડોશી સદા સંપીને રહેશે

---

## સંતતિ નિયમન

બાળકની પેદાશ ઓછી કરવાનો પ્રચાર ઇંગ્લાંડમાં હદબ્હાર વધી ગયો છે. ૧૦ લાખ કુટુંબોમાં ત્રણ બાળકો; ૧૬ લાખમાં બે અને ૨૫ લાખમાં ફક્ત એક બાળક છે. ૧૯૨૦ માં બાળજન્મનું પ્રમાણ દર હજારે ૨૬ નું હતું તે ૧૯૨૭ માં ઘટીને ૧૬ નું થયું છે. આથી ૧૯૨૭ માં ૩ લાખ કામદાર ઓછા જન્મ્યા. આમ ને આમ ચાલે તો ભવિષ્યમાં કારખાના બંધ કરવા પડે. ૧૫ લાખ દંપતિને એકે બાળક નથી. એમાંના ૭ લાખ તો છોકરાં પેદા નહિ કરવાની જ ગાંઠ વાળીને બેઠાં છે. ફ્રાંસમાં સ્થિતિ વધારે કફોડી છે. ગેગનાક નામે દંપતિએ તે માટે એક કરોડ રૂપીઆની સખાવત સંતતિ નિયમનના પ્રચાર વિરૂદ્ધ ચળવળ કરવા કરી છે. એમાંથી પાંચ બાળકના માબાપોને ઇનામ અને બે કરતાં વધુ બાળકો જેમને હોય તેમને બોનસ અપાશે. ૨૧ બાળકની એક જનેતાને સરકારે પદવી પણ આપી છે. વાંઢાઓ ઉપર કર નાંખવાના પ્રયત્નો થાય છે. માતૃત્વની ઇચ્છા સ્ત્રીઓમાંથી નાબુદ થતી જાય છે. ઇટાલીમાં સાત બાળકોવાળાં કુટુંબોને કરમાંથી મુક્ત કર્યાં છે.

# સંગીત શિક્ષણ વિભાગ.

— સંપાદક: પ્રોફેસર ગજાનન પંચીગર. —

## જય ભારત ! *

{ રાગ–બિહાગ — તાલ–દીપચંદી
રાહ–બાલગાંધર્વનોઃ " મમ આત્મા ગમલા. " }

જય હો ! ભારત માતા ( ૨ )
જગત ભરમાં જગત ભરની
એકજ ભાગ્ય વિધાતા
જીવન ને અન્ન દાતા.
પુણ્યભૂમિ એ એક સનાતન
પ્રભુ ગુણ ગાતા ( ૨ ) જય હો૦

### નોટેશન.

૦ ૧ ૨ ૩
જ ય હો ભા ર ત મા ... તા
ગ મ ગ સા ની ધ ની રે સા

૦ ૧ ૨ ૩
જ ય હો ... ... ... ભા ... ર ત મા તા
ગ ગ ગ મ પ ધ પ મ ગ મ ગ સા

૦ ૧ ૨ ૩
જ ગ ત ભ ર માં જ ગ ત ભ ર ની
પ મ પ સા સા સા સા સા સા નો સા સા

૦ ૧ ૨ ૩
એ ક જ ભા ... ગ્ય વિ ... ધા તા
ની ધ સા ની ધ પ મ પ ધ પ

૦ ૧ ૨ ૩
જી વ ન ને ... અ ન્ન દા તા
મ ગ મ પ મ ગ મ ગ સા

૦ ૧ ૨ ૩
પુ ણ્ય ભૂ મિ ... એ એ ક સ ના ... ત ન
સા ગ મ પ મ પ ની ધ સા ની ધ મ પ

૦ ૧
પ્ર ભુ ગુ ણ ગા તા ( ૨ ) જય હો.
ગ મ પ મ મ સા

* શ્રી. જ. દુ. ખંધડીઆના " હૃદયની રસધાર " નામના હાલ પ્રેસમાં છપાતાં કાવ્યસંગ્રહમાંથી.

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ–દુઃખના સવાલ જવાબ.

| તમારી નાની મોટી દરેક ગુંચવણ અહીં પુછો. | સંપાદક: બ્હેન જ્યોત્સ્ના શુક્લ. | કોઇ પણ વાંચક જવાબ આપી શકશે તે સિવાયના સવાલો તંત્રી ઉકેલશે. |
| --- | --- | --- |

રાજકોટથી એક ભાઇ પુછે છેઃ—

"સુખ દુઃખના સવાલ જવાબ" એ વિભાગમાં, "કોઇ પણ વાંચક જવાબ આપી શકશે, એ સિવાયના પ્રશ્નો તંત્રી ઉકેલશે" એમ દરેક વખતે જાહેર થાય છે. પરન્તુ દરેક સવાલ પ્રસિદ્ધ થાય છે, તેની સાથે સાથેજ ત્હેના ઉત્તર પણ આપી દીધેલા હોય છે. પ્રસિદ્ધ થયેલા પ્રશ્નોનો ઉત્તર વાળવાનો અવકાશ કોઇ પણ વાંચકને માટે રહેતો નથી. આ સંજોગોમાં વાચકોએ શું કરવું?"

જવાબઃ—ઉપરનો પ્રશ્ન 'ગુણસુંદરી'ના વાંચકોને માટે ખાસ અનામત રાખવામાં આવ્યો છે!!!

એક શુભેચ્છક ( કરાંચી ):—

"'ગુણસુંદરી'ના વાંચકો આ વિભાગમાં કેટલો રસ લે છે? બ્હેનોને આ વિભાગમાં આનંદ મળે છે? શા માટે વાંચક બ્હેનો એનો વધારે લાભ નથી લેતાં? આ વિભાગમાં કંઇ સુધારો વધારો થઇ શકે એમ ત્હમે ધારો છો?"

જવાબઃ—આ પ્રશ્ન પણ વાંચક બ્હેનોને માટે ખુલ્લો છે.

એક બ્હેન ( ભરૂચ ):—

"મ્હારા પતિ એમ તો સારા છે, બહુ ક્રોધી પણ નથી, પણ એમને કેની, જરાજરામાં માઠું બહુ લાગે છે. ઘડી ઘડીએ રિસાઇ જાય–આપણી સ્હેજ ભૂલ થાય કે, "હું તો હવે ભગવાં પહેરીને સન્યાસીજ થઇ જવાનો છું" એમ કહી નાખે. પછી હુંયે રિસાઇ જાઉં છું. રોજ રોજ એ વેધ શા? ખરું કે નહી?"

જવાબઃ—ખરેખર! ઘડી ઘડીએ તે રિસાય, પછી ત્હમે યે રિસાઇ જાઓ એ બધુંજ વિચિત્ર નથી લાગતું? રોજરોજ એ વેધ શા? એના કરતાં એક કામ કરો; ત્હમને ગાતાં આવડે છે? આવડતું હોય તો 'સન્યાસી થઇ જઇશ' એમ કહે એટલે તરત ત્હમેઃ—

"એવા શા શોખ રાજ! ગેરૂ રે લાવ્યા,
કયાંથી આ રંગરાગ લાધ્યા? રસિક નાથ!
એવા શા શોખ રાજ! ગેરૂ રે લાવ્યા."

એ રાસ સુંદર કંઠે ગાવા માંડજો! જો જો, બેઉ જણુંયે હસી પડાશે.

એક બ્હેન ( પેટલાદ ):—

"બ્હેન! દુઃખની શી વાત કહું? અમારા કુટુંબના વૈદ્ય છે તે જરા વધારે ડાહ્યા છે. તે કહે છે કે "અથાણાં ખાવા સારાં નહીં; પ્રકૃતિ તામસી થઇ જાય છે ને શરીરમાં અનેક રોગ પેદા થાય! તે આ અથાણાં વિના કંઇ ચાલે? અમે

તો દર વર્ષે બે મણ મેથીઆ મણ રાખતી, મણ ગોળીઆ ને મણનો મેથંબો કરીએ છીએ. ને મુરબ્બો ને એવું બધું તો જુદું હો. પણ અમારા ઘરના પુરુષો કહે છે કે અથાણાં કરવાંજ નથી. તે એમાં પુરુષો શું સમજે? ને હું તો આ બધાથી એવી મૂંઝાઇ ગઇ છું કે અથાણા વિના કેમ ચાલે? શું કરવું એનો ઉપાય બતાવશો તો આભારી થઇશ."

જવાબઃ—આ પ્રશ્ન વાંચક વર્ગને માટે ખુલ્લો છે.

**એક બ્હેનઃ—**

"ગુણસુંદરીમાં સ્ત્રીઓનાજ લેખો વધારે પ્રમાણમાં આવે તો સારૂં નહીં?"

જવાબઃ—સારૂં તો. એથી ઉત્તમ બીજું શું હોય? પણ ત્હમે લખતાંજ નથી એટલે એમ કયાંથી બની શકે?

**એક બ્હેનઃ—**

"મગજની શકિત શાથી સુધરે?"

જવાબઃ—નથી જાણતાં? બદામ ખાવાથી ને અંગમાં આળસ હોય તો ખંખેરી નાખીને સ્ફુર્તિ આણવાથી.

**એક બ્હેન ( મુંબાઈ ):—**

"મુંબાઇમાં કાપડ અને બીજી તરેહવાર વસ્તુઓ વેચનારા ફેરીઆઓ સ્ત્રીઓ સાથે કેટલીક વાર બહુ અસભ્ય વર્તન ચલાવે છે, અને ઘણી વાર અણઘટતી મજાક પણ કરી જાય છે. આનો શો ઉપાય કરવો?"

જવાબઃ—ફેરીઆઓને સીધા રાખવા એ કામ બહુ મુશ્કેલ નથી. ત્હમે તો જોતાં હશો કે કેટલીક બ્હેનોને ફેરીઆઓનાં દેખતાં છણકા કરવાની ને જરા લાડતાં લાડતાં જાણે શરમાતાં હોય એવા ચાળા કરવાની બહુ ટેવ હોય છે. વળી બપોરનો વખત નવરાશનો હોય છે, એ વખતે ત્હેમને કંઇજ કામ સૂઝતું નથી, એટલે ગમે તે વેચનારાઓને બોલાવીને ત્હેમની વસ્તુઓ જોવામાં અને વિનાકારણ વાદવિવાદ કરવામાં વખત પસાર કરે છે. એ ટેવ તેઓ છોડી દે અને રોજ બપોરે ફેરીઆઓની જરૂર પડેજ એ સ્થિતિમાંથી તેઓ મુક્ત થાય તો ફેરીઆઓ પણ સ્ત્રીઓને માન આપતાં શીખે અને આ મુશ્કેલી આપમેળે દૂર થાય.

**એક ભાઇઃ—**

"કોઇ માણસ સર્વ પ્રકારના વાચનમાં રસ લેતો હોય; અને ત્હેને વાર્ષિક રૂપીઆ ૩૫-૪૦ સુધીના લવાજમમાં, ગુજરાતી ભાષામાં પ્રગટ થતાં ઓછામાં ઓછાં બે સર્વોત્તમ અઠવાડિક અને પાંચ૭ માસિક મંગાવવાં હોય, તો ત્હમે કયાં નામો સૂચવો।"

જવાબઃ—ત્હમે કહો છો એટલી ચોક્કસ રકમ વાચન માટે ખર્ચવી હોય તો નીચેનાં માસિકો અને અઠવાડિકો હું પસંદ કરૂં:-કુમાર, કૌમુદી પ્રસ્થાન, ગુણસુંદરી, શારદા નવજીવન અને ગુજરાતી.




## હિન્દ.

**કાયદામાં સુધારાઃ** " હિંદુ કાયદામાં સ્ત્રીના મીલકતને લગતા હક " સંબંધી ભાષણોની એક હારમાળા મેસર્સ હાલે અને ભાટવડેકરે ગોઠવી છે. એ માળાનું પ્હેલું ભાષણ આપતાં રા. દેશમુખે જણાવ્યું હતું કે ' સંયુક્ત કુટુંબમાં હિંદુ વિધવાની સ્થિતિ દયાજનક છે, ભરણપોષણનો જ હક મળે એ પૂરતું નથી; તેને મીલકત સંબંધી હક મળે એવો ફેરફાર કાયદામાં થવો જોઇએ ' જાણીતા દેશનેતા રા. જયકરે પણ એવું એક ભાષણ દીલ્હીમાં સ્ત્રીઓની એક મોટી સભા સમક્ષ આપ્યું હતું. મુંબાઇમાં અનેક સ્ત્રીમંડળોના આશ્રય હેઠળ કાયદામાં સુધારા સુચવવા સ્ત્રીઓની એક મોટી સભા સૌ. અવંતિકાબાઇ ગોખલેના પ્રમુખપદે મળી હતી, જે પ્રસંગે મીસ તાતા, ડૉ. દેશમુખ, રા. જમનાદાસ મ્હેતા, બ. રતનબાઇ મ્હેતા વગેરે એ વિવેચન કર્યાં હતાં. મુખ્યત્વે આ પ્રમાણે સુધારા સુચવાયા છેઃ ૧ એક હયાત સ્ત્રી પર બીજી સ્ત્રી કરવાનો પ્રતિબંધ કરવો ૨ પતિએ ત્યજી દીધેલી સ્ત્રીને વ્યાજબી આરથીક સહાયતા આપવી. ૩ વિવાહિતને ન્યાયની અદાલતમાં છુટાછેડા મેળવવા હક્ક આપવો. ૪ પુત્રીને પિતાની મિલકતમાં વારસાનો હક્ક આપવો. ૫ વિધવાને પતિની બડીલોપારજીત મીલકતમાં વારસાનો હક આપવો. ૬ ૪૫ વર્ષની ઉમ્મરના પુરૂષને ૨૦ વર્ષની અંદરની સ્ત્રી સાથે લગ્ન કરવાનો પ્રતિબંધ કરવો.

**સદ્દગત જમનાબાઈ સક્કઇની સંવત્સરી** શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ તરફથી દીલ્હીના શ્રી. સુશીલાબાઇ સુલ્તાનસિંહના પ્રમુખપદે ઉજવાઇ હતી. પ્રમુખ બ્હેન દીલ્હી ખાતેની વીમેન્સ લીગના ખજાનચી છે. તેમની લીગે કાયદામાં સુચવેલા સુધારાને સમર્થન આપનારો ઠરાવ સભાએ કર્યો હતો સૌ. વેલાબાઇ દ્વારકાદાસે ગીતામાંથી પ્રવચન કરી સદ્દગતનાં ગુણો વિષે વિવેચન કર્યું હતું.

**બાળાઓની કસરતઃ** સાન્તાક્રુઝમાં શ્રામિય મહાસભા સમિતિના આશ્રમ હેઠલ થયેલા સમારંભમાં મુંબઇના ગુજરાત વ્યાયામ મંડળની બાળાઓએ કસરતના વિવિધ પ્રયોગો કરી બતાવ્યા હતા, જેમાં લાઠીની રમત, ગરબાં અને બંદુકની નિશાનબાજી વગેરે હતાં. એક ઉદાર ગૃહસ્થે રૂ. ૨૦ નાં ઈનામો આપ્યા હતા. આ શુભ પ્રવૃત્તિ માટે મંડળને ધન્યવાદ.

**મુંબાઈમાં અનીતિઃ** ધારાસભામાં આ સંબંધી પ્રશ્ન થતાં એવી માહિતી મળે છે કે શહેરમાં ૬૮૦ કુટણખાના છે. વેશ્યાઓમાં ૧૩૧૦ હિન્દુ, ૨૫૬ મુસલમાન, ૬૪ હિંદી-ખ્રીસ્તી, ૧૭ જાપાનીઝ, ૧૪ એંગ્લો-ઇંડીઅન, ૧૩ આરબ, ૧૧ યાહુદી, ૧૧ રશીઅન (યાહુદી), ૭ પારસી, ૩ રોમાનીઅન, ૨ અંગ્રેજ, ૧ પૉલ, ૧ હંગારીઅન, ૧ અમેરિકન અને ૧ પેલેસ્ટાઇનની છે. ૩૬ છોકરા અને ૧૩ છોકરીઓ પણ એમાં સડે છે. બાળરક્ષણનો કાયદો અમલમાં મૂકાતાં ૫ વર્ષની અંદરના બાળકોને ત્યાંથી કાઢી લીધાં છે. ૧૩૫ કેસમાં આ કાયદો કામે લગાડાયો હતો. આ અનીતિ બંધ કરવા માટે કામ કરી રહેલા વીજીલન્સ એસોસીએશનની વાર્ષિક સભા સર ચુનીલાલ મ્હેતાના પ્રમુખપદે મળી હતી. મીસ ડીકીન્સને અથાગ શ્રમ ઉઠાવી ૫૮ બાળાઓને બચાવી છે.

**મીસિસ થર્ટલઃ** કામદાર પક્ષના આગેવાન મી લેન્સબરીનાં એ પુત્રી અને પાર્લમેંટના એક સભાસદ મી. થર્ટલનાં પત્ની પોતાના પતિ સાથે હમણાં હિંદ આવ્યાં છે, અને કામદાર વર્ગમાં

પોતાની પ્રવૃત્તિ ચલાવી રહ્યાં છે. મિસિસ થર્ટલે હિંદની સ્ત્રીઓને પોતાના સંઘ સ્થાપવાની અને સંગઠન કરવાની સલાહ આપી છે. "સરખા કામ માટે સરખો પગાર" એ તેમનો સિદ્ધાંત છે.

**બાળરક્ષણ સોસાયટી,** મુંબાઇનો પહેલો વાર્ષિકોત્સવ ના. ગવર્નરના પ્રમુખપદે ઉજવાયો હતો. ૧૯૨૭-૨૮ ના વર્ષમાં ૪૨૮ બાળકોને સોસાયટીએ રક્ષણ આપ્યું છે. આમાંના ૧૩૯ ને કુટણખાનામાંથી ઉઠાવ્યાં છે. આ બાળકોને નિભાવવા માટે સંસ્થાઓની પણ જરૂર છે, તેમજ નાણાંની પણ જરૂર છે. વર્ષ દરમિયાન સર નેસ વાડીઆ અને સૌ. તારાબ્હેન માણેકલાલ પ્રેમચંદે નાણાંની સારી મદદ કરી છે. સોસાયટીના કામમાં સૌ. તારાબ્હેને, ડૉ. મીસ કામાએ અને મીસ તારાપોરવાળાએ સંગીન ફાળો આપ્યો છે. આ સોસાયટીની એક પરિષદ પણ મી. હોટસનના પ્રમુખપદે મળી હતી. બાલ-ગુન્હેગારો માટે-છોકરા અને છોકરીઓ માટે એ જુદી જુદી સંસ્થાઓ સ્થાપના વિષે, પ્રજામત કેળવવા વિષે તેમજ બાળકો સંબંધી કાયદામાં કેટલા સુધારા કરવા વિષે પરિષદે ઠરાવો કર્યા હતા.



જાણીતાં વાયોલીનીસ્ટ મીસ ગુલ તારાપોર.

બ્રહ્મદેશની જેલોના ઇન્સ્પેક્ટર-જનરલ કર્નલ પી. કે. તારાપોર, આઈ એમ. એસ. ના એ પુત્રી. એમની માતાએ "શારદા સદન" નામે ઉપયોગી કેળવણીની સંસ્થા રંગુનમાં સ્થાપી છે. મીસ ગુલે સંગીત અને વાયોલીન ઉપરનો પોતાનો કાબુ બતાવી યુરોપના સંગીતશાસ્ત્રીઓની પ્રશંસા મેળવી છે. ના. સમ્રાટ અને સમ્રાજ્ઞીએ તેમને મુલાકાત આપી તેમના સંગીતજ્ઞાનની ભારે કદર કરી હતી.

**મહિલા મતદાર સંઘ:** મુંબાઇની સ્ત્રીઓની એક સભા સ્ત્રી-મતદારોનો સંઘ સ્થાપવા માટે મિસિસ ગીલ્ડરના પ્રમુખપદે મળી હતી. મત આપનાર સ્ત્રીઓને પોતાની ફરજ સમજાવવા અને લાયક સ્ત્રી-ઉમેદવારોને મ્યુનીસીપાલીટી, ધારાસભા વગેરેમાં સ્ત્રીવર્ગના પ્રતિનીધિ તરીકે મોકલવા આ સંઘ સ્થપાય છે. મિસિસ તાતા, મીસ કોન્ટ્રેકટર અને શ્રી. રતનબ્હેન મ્હેતા વગેરેએ આવા સંઘની ઉપયોગિતા સમજાવી હતી.

**મારવાડી કોમમાં સમાજ સુધારો:** મારવાડી અગ્રવાલ મહાસભાની બેઠક માર્ચની આખરમાં મુંબાઇમાં મળી હતી આ પરિષદમાં તેમણે સમાજ સુધારણા વિષે કેટલાક અગત્યના ઠરાવો કર્યા હતા. વર કન્યાની લગ્ન માટે ઉમ્મર અનુક્રમે ૧૮ ને ૧૨ ની ઠરાવી હતી. વૃદ્ધલગ્ન, કન્યાવિક્રય અને મરણ પાછળના જમણનો નિષેધ કર્યો હતો. આટલું છતાં કેટલાક વિરોધીઓના પ્રયત્નોને પરિણામે વિધવા વિવાહ તરફ તિરસ્કાર બતાવનારો ઠરાવ સભાએ પસાર કર્યો હતો.

**દયાની દેવી:** મુંબાઇ ઇલાકા નર્સીંગ એસોસીએશન તરફથી પ્રસુતિદાન માટેની લેવાયલી પરીક્ષામાં યુરોપીઅન, એંગ્લોઇંડીઅન અને હિંદી

સ્ત્રીઓએ હરીફાઇ કરી હતી, જેમાં મીસ પીરોજબાઇ શાપુરજી લાકડાવાળા પ્રથમ નંબરે આવ્યાં છે. એ બ્હેનને અભિનંદન. સરકારી હોસ્પીટલમાં ૬૦ ટકા દર્દીઓ હિંદી હોઇ પારસી અને હિંદુ બ્હેનોને નર્સ તરીકે નીમવામાં આવે એમ અમે ઇચ્છીએ છીએ. મીસ પીરોજબાઇએ બતાવી આપ્યું છે કે હિંદી બ્હેનો યૂરોપીઅન નર્સ કરતાં કોઇ પણ રીતે ઓછી કુશળ નથી.

મુંબાઇ ઇલાકા બાળરક્ષણ સંઘનો વાર્ષિકોત્સવ લેડી વીલ્સનના પ્રમુખપદે ઉજવાયો. વર્ષ દરમિઆન બાળમરણ ઘટાડવા સંઘે સારા પ્રયત્નો એવું કાપડ એ સ્વદેશી ખરીને આ સુંદર કામને ઉત્તેજી શકે.

આરોગ્ય માટેઃ મુંબાઇના સેનીટરી એસોસીએશનનો ૨૩ મો વાર્ષિક સમારંભ માર્ચની આખરે ઉજવાયો. વર્ષ દરમિઆન મંડળે મેજીક લેનટર્નની મદદથી ૯૪ ભાષણો અપાવ્યાં હતાં અને ૧૧૬ સ્થળે (ચાલીઓમાં, શાળાઓમાં વગેરે ઠેકાણે) સીનેમા ફીલ્મો બતાવી હતી. ઉંદર અને માખીના ભય વિષે તેમજ સ્ત્રીઓ માટે સામાન્ય ઘરગતુ આરોગ્ય વિષેની એ ફીલ્મો હતી. ઉપરાંત મંડળે આરોગ્યનું જ્ઞાન આપવા શિક્ષણવર્ગો ચલાવ્યા



શ્રી ભાવનગર મહિલા વિદ્યાલયના વાર્ષિકોત્સવમાં.

કર્યા છે. એ માટે ૪૬૪ માત એને મદદ અપાઇ હતી. મરણ પ્રમાણ વર્ષ દરમિઆન હજારે ૮૮ નું હતું. પોર્ટ્રસ્ટ ચાલીઓમાં અને સીતરીનાં-પ્રેમ બે પ્રસુતિગૃહ ખોલવાની યોજના ઘડાઇ છે

રાષ્ટ્રીય સ્ત્રી-સભા, મુંબાઇ ખાદીના વેચાણ માટે સુંદર પ્રયત્નો કરી રહી છે. કોન્વેસ હાઉસમાં દરરોજ એ ખાદી વેચાતી મળી શકે છે. સભા ૫ વર્ષ ચલાવે છે જેમાં ૩૦૦ બ્હેનો જુદી જુદી જાતની ખાદી અને તેમાંથી વસ્ત્રો બનાવે છે એ બ્હેનોનું ગુજરાન એ કામ પર ચાલે છે. મુંબાઇની બ્હેનો પદેશેણ પ્રો તેમજ ઘરમાં વસ્ત્રોની થપ હતા. આટલું છતાં આપણું બાળમરણ પ્રમાણ જોઇએ તેટલું પડયું નથી. ૧૯૦૪ માં દર હજારે ૪૫૦ ઉપરથી ૧૯૨૭ માં ૩૧૬ ઉપરજ આવી શકયા છીએ, જ્યારે બીજા દેશોમાં એ પ્રમાણ ૧૦૦ ની હેઠળ ગયું છે.

બાળમરણઃ મુંબાઇના ડૉ. મીસ બાલ્ફર ગર્ભવતિ અને બાળકોના મરણપ્રમાણની બાબતમાં કેટલાક સમયથી તપાસ કરી રહ્યાં છે મુખ્ય કારણ સુવારોગ છે. આ સંબંધી વધુ શોધખોળ કરવા એક નિષ્ણાત ડૉક્ટરને રોકવા તેમણે રૂ. ૩૫૦૦૦

ની રકમ માટે અપીલ કરી છે. આશા છે મ્યુનીસીપાલીટી આ સંબંધી પોતાની ફરજ બજાવશે.

**વાંઢીઆ રહેલું** સહન ન થવાથી, કહેવાય છે કે, મુંબાઇમાં તારદેવ પર રહેતી આરગાઇ પુંજ નામની સ્રીએ અફીણ ખાઇ આપઘાત કર્યો. કહે છે કે તેના પાંચ છોકરાં મરી ગયાં પછી તેની તબીયત બગડી ને તેણે છોકરાં વગરનું જીવતર સાલવાથી આપઘાત કર્યો.

**બાળસંમેલનઃ** વડોદરાની શ્રી. મ. ચીમનાબાઇ સ્રી અને બાળસંરક્ષણ સંસ્થા તરફથી માર્ચમાં બાળસંમેલન થયું હતું. સંસ્થા સ્રીઓ તેમજ

૬૬ મા જન્મોત્સવ પ્રસંગે "દાતાર મંડળ" ની પદવી અને સોનાનો ચાંદ આપ્યાં. તેમની જ્ઞાતિએ પણ તેમનું અપૂર્વ સન્માન કર્યું.

**સ્નાનગૃહોઃ** અમદાવાદ શહેરના જુદા જુદા ભાગમાં સ્રીઓ માટે સ્નાનગૃહો અને પેસાબખાનાં બાંધવા માટે રૂ. ૧૨૦૦૦ અને રૂ ૨૦૦૦ અનુક્રમે ત્યાંની મ્યુનીસીપાલીટીએ મંજુર કર્યાં છે

**બાલ અને વૃદ્ધ-લગ્ન પર** અંકુશ મૂકનારો એક કાયદો થોડા સમયમાં બિકાનેર રાજ્યની ધારાપોથી પર ચડશે. એ કાયદા પ્રમાણે વર કન્યાનું લગ્ન વય ૧૬ ને ૧૨ નું ઠરાવ્યું છે.



શ્રી ભાવનગર મહિલા વિદ્યાલયના વાર્ષિકોત્સવમાં.

બાળકોને વૈદકીય તેમજ કપડાં, ખોરાક, દૂધ વગેરેની મદદ આપે છે. સુવાવડ માટે નર્સોની ગોઠવણ કરી છે અને પ્રચાર કાર્ય પણ સારૂં થાય છે. આ સંમેલનમાં હરિફાઇમાં પાસ થનાર બાળકોને અને બીજાઓને ઇનામો આપવાનો સમારંભ મહારાણી સાહેબાના પ્રમુખપદે થયો હતો.

**દાનવીર બ્હેનઃ** મુંબાઇના જાણીતા મદ્રંગ ઝીઝરીવાળા હરિચંદ મંછારામના વિધવા બ. મોતીબાઇએ બીલનગરમાં પાણીના નળ નાંખવા બે લાખ રૂપીઆની સખાવત કરી ના. ગાયકવાડ નરેશે એ સખાવતની કદર કરી તેમને પોતાના

કન્યાની ઉમ્મર વરની ઉમ્મર કરતાં વધારે ન હોવી જોઇએ, ૧૮ વર્ષની બાળાને ૩૬ વર્ષથી વધુ ઉમ્મરના વર સાથે ન પરણાવી શકાય, ૪૫ વર્ષથી વધુ ઉમ્મરનો પુરૂષ કુંવારી બાળા સાથે લગ્ન ન કરી શકે, અપંગ સાથે કોઇ બાળાને પરણાવી નહિ શકાય, વગેરે બાબતો એમાં સમાવી છે. આ કાયદાનો ભંગ કરનાર વડીલોને ૭ માસની કેદની યા ૧૦૦૦ રૂ. ના દંડની સજા થઇ શકે લગ્ન કરનાર વ્યક્તિ અઢાર વર્ષથી વધુ ઉમ્મરની હોય તો તેને એક વર્ષની કેદની યા ૨૦૦૦ રૂ. ના દંડની સજા કરી શકાશે, એવા લગ્નમાં સહાય

ચનારને પણ ત્રણ માસની કેદની યા ૫૦૦ રૂ. ના દંડની સજા થશે.

✓ જામનગરમાં લગ્નવય: ના જામસાહેબે ફરમાવ્યું છે કે પરણનાર વર કન્યાની ઉમ્મર અનુક્રમે ૧૬ અને ૧૪ થી ઓછી હશે તો લગ્ન થઈ શકશે નહિ. કડવા કણબીઓ અમુક વર્ષમાં લગ્ન દિયા ભલે કરે પણ ૧૬–૧૪ નું વય થતાં સુધી એ લગ્નો અમલમાં નહિ મૂકી શકાય. નિયમનો ભંગ કરનારને રૂ. ૫૦૦ નો દંડ અથવા ૬ માસની કેદની સજા થશે.

શ્રી નંદકુંવરબા અનાથ બાલાશ્રમ, ભાવ-



મુંબાઇના છેલ્લા બાલ-સપ્તાહ પ્રદર્શનમાં ઇનામ જીતનાર બાળકો.

નગરનો ૧૯૨૭ નો અહેવાલ હમણાંજ પ્રકટ થયો છે. વર્ષ દરમિયાન આશ્રમે ૪૭ બાળકો માટે સગવડ કરી હતી. કાનીન ગર્ભવાળી વિધવાઓને પ્રસૂતિ થવાં સુધી આશ્રય આપવાની ગોઠવણ ના મહારાજ સાહેબના ખાનગી ખાતામાંથી થઇ છે. આશ્રમનું ફંડ રૂ. ૧૧૭૦૦૯ નું છે. આશ્રમ સુંદર સેવા બજાવે છે તે માટે કાર્યવાહકોને અને રાજ્યને ધન્યવાદ.

હોસ્પીટલ: પાલનપુરમાં તા. ૨૬ મી માર્ચ સ્ત્રીઓ માટે એક હોસ્પીટલ ના નવાબ સા. ના. હાથે ખુલ્લું મૂકાયું. રાજ તરફથી વિના મૂલ્ય એ માટે જમીન અપાઇ છે. પ્રજાવર્ગમાંથી અનેક ગૃહસ્થોએ અને સન્નારીઓએ આ હોસ્પીટલને વાર્ષિક મદદ આપવાનાં વચનો આપ્યાં છે એ દાનવીરોને અમારાં ધન્યવાદ.

✓ પડદાને તિલાંજલિ: ભોપાળના નવાબ સાહેબના ૧૬ વર્ષનાં પુત્રી અને ભાવિ બેગમસાહિબાએ પડદાને તિલાંજલિ આપી મુસ્લીમ સ્ત્રીવર્ગ માટે અનુકરણીય દાખલો બેસાડયો છે. પિતા સાથે હમણાં તેમણે ધારાસભામાં ખુલ્લે મુખડે હાજરી આપી હતી.

કલંકિત મહાદેવ: દેવાસ રાજસ્થાનમાં નિષ્કલંક મહાદેવ નામે પવિત્ર તીર્થસ્થાનમાં શિવરાત્રિનો જબ્બર મેળો ભરાય છે. ત્યાં અસંખ્ય ભામદીયા સ્નાનાર્થે એકઠા થાય છે, અને દારૂની છાળો ઉડે છે. પણ અત્યંત રોમાંચક કાર્ય તો એ થાય છે કે ત્યાં–નાયક, કંજર, નટ વગેરે જાતોની જુવાન છોકરીઓ અને સ્ત્રીઓ સો સો બસો બસો રૂપિયામાં એક કે બે માસ માટે ભાડે દેવાય છે. આવાં ધાર્મિક સ્થળે ચાલતા ઘોર વ્યભિચાર રાજ્યને માટે કલંકરૂપ છે.

✓ મદ્રાસ અને બાળલગ્ન: મદ્રાસની ધારાસભામાં તા. ૨૭ મી માર્ચે ડા. મુથુલક્ષ્મીએ લગ્ન

માટે વર કન્યાનું વય અનુક્રમે ૨૧ ને ૧૬ નું ઠરાવવા માટે કાયદો ઘડવાનો ઠરાવ રજુ કર્યો હતો, જે સર્વાનુમતે પસાર થયો હતો.

**મ્હૈસુરમાં કેળવણીઃ** રાજ્યની શિક્ષણયોગ્ય ઉમ્મરની પ્રજામાંથી ૫૮ ટકા વિદ્યાર્થીઓ અને ૧૫ ટકા વિદ્યાર્થીનીઓ શિક્ષણ લઇ રહ્યાં છે. ૧૯૨૭ ના માર્ચની ગણત્રી મુજબ ખાનગી અને સરકારી શાળાઓની કુલ સંખ્યા ૮૭૧૨ નો છે અને તેમાં ૩,૧૯,૫૧૭ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ વિદ્યાભ્યાસ કરી રહ્યાં છે. ૧૯૨૬ ના જુનની આખરે શાળાઓની સંખ્યા ૮૦૬૬ હતી અને વિદ્યાર્થી-સંખ્યા ૩,૧૫,૯૮૯ હતીઃ એટલે કે આઠ માસમાં માઇસોર રાજ્યમાં ૧૪૪ નવી શાળાઓ ઉઘડી અને ૩૩૨૬ વિદ્યાર્થીઓ વધ્યા. માઈસોર, કેળવણી પાછળ, માઇસોર વિદ્યાપીઠના ખર્ચ સાથે, ૧૦,૯૩,૨૭૭ રૂપિયાનો ખર્ચ કરે છે. તેમાંથી મ્યુનિસિપાલિટી, સ્થાનિક ફંડ, ફી વગેરે બાદ કરતાં રાજ્ય એકલુંજ ૪૯ લાખ રૂપિયા શિક્ષણ પાછળ ખર્ચે છે.

**ટ્રેનીંગ સ્કુલઃ** અમરાવતીમાં ૨૪ મી માર્ચે સ્ત્રી-શિક્ષિકાઓને તાલીમ આપવા માટેની શાળાનો પાયો મધ્યપ્રાંતોના ગવર્નરે નાંખ્યો હતો. આ સંસ્થા કેળવણી પ્રસારમાં ભવિષ્યમાં મોટો ફાળો આપશે, એવી આશા રખાય છે.

**મહિલા વિદ્યાપીઠઃ** મુંબાઇ ઇલાકાની સ્ત્રીઓના શિક્ષણ માટે શ્રી કર્વે વિદ્યાપીઠ કામ કરી રહી છે. એવી એક વિદ્યાપીઠનો પાયો અલાહાબાદમાં નાંખવાનું સ્તુત્ય કાર્ય જાણીતા દેશનેતા પંડીત જવાહીરલાલ નેહરુના શુભ હસ્તે માર્ચની ૩૧ મીએ થયું હતું.

## એપ્રીલ માસના ઉખાણા બાબત.

એ ઉખાણામા નંબર ૪૧ આડા શબ્દનો અર્થ છપાવો રહી ગયો છે જે માટે ઘણા ગ્રાહકોએ અમારૂં ધ્યાન ખેચ્યું છે.

એ શબ્દનો અર્થ "ભીખારી" થાય છે.

આ ભૂલને લીધે એ ઉખાણુ ની મુદત અમે એક માસની વધારીએ છીએ.

વળી આ ઉખાણું જરા મોટું હોવાથી પોસ્ટ કાર્ડ પર જવાબ આપવાનો નિયમ આ વખતને માટે રદ ગણવો.

તંત્રીઓ.

**એમ. એ.:** અલાહબાદના બેરીસ્ટર મી. કુંવરજીની પુત્રી જનકકુમારીએ ચાલુ વર્ષની એમ. એ. ની પરીક્ષામાં પ્હેલો નંબર મેળવ્યો છે. ઇતિહાસના વિષયમાં આવી પારંગતતા બતાવનાર એ પ્હેલાંજ બ્હેન છે.

**વકીલાત માટેઃ** કલકત્તાના મી જલાલુદીન હીસીમીની પુત્રી મીસ ફરોખ સુલતાન મુબલ્લહાઝીદા કલકત્તા યુનીવર્સીટીની ઇન્ટર લોની પરિક્ષાના પહેલા વર્ગમાં બીજે નંબરે આવ્યાં છે.

**રાજ-મદદઃ** બંગાલાની નારી શિક્ષા સમિતિનાં આશ્રય હેઠળ ચાલતાં ઉદ્યોગગૃહના ફંડમાં રૂ. ૪૨૩૩ની અને વાર્ષિક રૂ. ૫૨૬૦ ની તેમજ વિદ્યાસાગર વિધવાશ્રમને વાર્ષિક રૂ. ૪૧૦૦ ની મદદ સરકાર આપે છે. મદ્રાસની સરકાર ત્યાંના સેવાસદનને રૂ. ૮૦૦ ની વાર્ષિક મદદ આપે છે. મુંબાઈ સરકાર કેટલી આપે છે ?

**ધન્ય લાલાજી !** વિખ્યાત દેશભક્ત લાલા લાજપતરાયે પોતાની સંપતિ દેશના ઉદ્ધાર માટે આપી દીધી છે. એમાંથી રૂ. ૧,૧૦,૦૦૦ તેમણે ક્ષયરોગી અબળાઓની સારવાર માટે પોતાના સ્વર્ગસ્થ પત્નીના નામે હોસ્પીટલ સ્થાપવા અલગ કાઢયા છે. દેશની માતાઓની આ સેવા માટે લાલાજીને ધન્યવાદ.

**ગૃહિણી-શિક્ષણઃ** અત્યારની યુનીવરસીટીની કેળવણી ગૃહિણી માટેની લાયકાત કેળવતી નથી. એ ત્રુટી દૂર કરવા અને નવો અભ્યાસક્રમ ઘડવા પંજાબની યુનીવરસીટીએ એક કમિટિ નીમી હતી, તેણે એવી યોજના રજુ કરી છે ૧૪ થી ૧૭ વર્ષના અરસામાં આ જાતની કેળવણી અપાય. વધારામાં ઇન્ટરમીડીએટની પરીક્ષામાં સ્ત્રીઓ માટે

અનિવાર્ય વિષય તરીકે આરોગ્ય-શાસ્ત્ર રાખવાની ભલામણ પણ કરી છે.

**સ્ત્રીઓ અને સ્ટવ:** આ વિષે અમારાં 'ડાહીબ્હેને' ગયા અંકમાંજ લખ્યું હતું અને કેસો વધતાજ જાય છે. (૧) ગ્રેમીગ્રન રોડ પર રહેતી ૧૫ વર્ષની હિંદુ બ્હેન કાન્તીબાઇ સ્પીરીટ સ્ટવ સળગાવતાં દાઝી ગુજરી ગઇ (૨) વિ.મ.-પદ્મમાં એવી રીતે પત્ની દાઝતાં પતિ તેને બચાવવા ગયો અને જાતે સપડાયા. પરિણામે બાર બાળકો અનાથ બન્યા છે. (૩) માટુંગામાં ૧૯ વર્ષની બ્હેન ચંચળગાઇ કેરોસીનના દર્દથી પીડાતી અને સ્ટવ સળગાવતાં દાઝીને ગુજરી ગઇ છે. (૪) જાકરીઆ મસ્જીદ પ.સે અમીના નામે ૧૦ વર્ષની છોકરી પાણીની કીટલી સ્ટવ્હણથી ચાલી ઉતારતાં દાઝીને ગુજરી ગઇ!

**સમાજની બલીમાં:** (૧) વાવડીની બાઇ હાંપીએ પોતાની ૧૧ વર્ષની પુત્રી મહુને વર્ષ પહેલાં એક વૃદ્ધ અને રોગી સાથે પરણાવેલ અત્યારે એ બાળા વિધવા બની સમાજને શાપ દે છે. કોઇ તેને વેચી આવ્યું છે એમ કહેવાય છે. (૨) જામનગરના ત્રવાડી હરિશંકરની વિધવા દીકરી મણી યોગ્ય નિર્વાહના સાધનને અભાવે કુમાર્ગે ચડી અસ્પૃશ્ય થઇ છે. (૪) ગોંડળમાં ૧૫-૧૬ વર્ષની હતભાગી લલિતાએ છ માસ સંસાર ભોગવી પતિને ગુમાવ્યો. (૫) રાણપુરના એક વણિકે પોતાની ૧૨ વર્ષની ભાણેજને ૫૦ વર્ષના વર સાથે પરણાવી છ માસમાંજ તેને વિધવા બનાવી છે. (૬) પ્રભાસપાટણના જટાશંકરે પોતાની ૧૪ વર્ષની પુત્રી બચુનું આગલું સગપણ તોડી ૫૨ વર્ષના એક બુઢ્ઢાને નાણાંની લાલચે પરણાવવા તૈયાર થયેલ અને તેને દીકરી સોંપી દીધી એ બ્હેનને એક સગાએ બચાવી છે. (૭) રાણપુરની એક વિધવા માતાએ પોતાની ૧૪ વર્ષની પુત્રી ભાગીરથીને ૯૦૦ રૂપીઆમાં ૫૫ વર્ષના બુઢ્ઢા સાથે પરણાવવા તૈયારી કરી છે.

## એશિયા.

**બર્માની સ્ત્રીઓ:** બર્મામાં ખેતી અને વેપાર મોટે ભાગે સ્ત્રીઓ કરે છે. વારસો પણ તેનેજ મળે છે. બર્માની સ્ત્રીઓ હમેશાં માંથું ખુલ્લું રાખે છે. વાળ શણગારવાની તે ઘણીજ શોખીન છે. પાન તો મોમાં હોયજ. પાઉડર પણ છાંટે છે. દત્તક પુત્રની માફક દત્તક પુત્રી લેવાનો રિવાજ છે તલ્લાકનો પણ રિવાજ છે. સોળ વર્ષની વયની અંદરના લગ્નો તેઓ પાપ સમાન ગણે છે તેઓ મોટી મોટી સીગાર પીએ છે બર્માની નાચનારીઓ નૃત્યકળામાં ઘણીજ પારંગત મણાય છે

સીઆમમાં ધાર્મિક કે કાયદેસર લગ્નપ્રથા જેવું કાંઈ નથી. સ્ત્રીને પુરુષ બસેંક રૂપીઆના ઘરેણા આપી એ પ્રેમને દૃઢ કરે છે. પુરુષની ઇચ્છા હોય ત્યાં સુધી બન્ને પતિ પત્ની તરીકે સાથે રહે છે. પુરુષ ગમે તેટલી પત્નીઓ એ પ્રમાણે કરી શકે. છુટા-છેડાની પ્રથા નથી. હાલના રાજા સામાજીક અને ધાર્મિક સુધારા કરવા પ્રયત્ન કરે છે. સ્ત્રીઓના પહેરવેશમાં મોટે ભાગે કમ્મરની ઉપર એક કપડું વીંટાળેલું હોય છે, ઉપરના ભાગમાં છાતીનો ભાગ એક કપડાની ચીરથી બાંધી લે છે. સ્ત્રીઓ વાળ કપાવે છે અને પાન એટલા બધા ખાય છે કે હોઠ ઘેરા લાલ રંગના થઇ જાય છે.

ઇંડો ચાઇનામાં કન્યાજ લગ્નને માટે માંગણી કરે તેમજ છુટાછેડા પણ તેજ કરે એમ થાય તો ૧/૩ મિલકત અને છોકરાં પત્ની પાસેજ રહે. અનામીઓમાં પણ કન્યાજ માંગું કરે છે અને પતિને સાસરે જઇને રહેવું પડે છે.

ચીનમાં પણ હિંદની જેમ કોઇ માણસ અપુત્ર મરે તો તે નર્કમાં જશે એમ મનાય છે. પરિણામે ત્યાં બાળલગ્ન અને કન્યાવિક્રય પ્રચલિત છે. નક્કી થયેલી રકમ કન્યાના બાપને મળે પછી મુહૂર્તનો દિવસ નક્કી થાય છે. તે દિવસે વર વાજતે ગાજતે કન્યાને લેવા જાય કન્યાને મ્યાનામાં બેસાડે અને તેને તાળું મારે પછી સરઘસ કાઢી તેને વરને ત્યાં લઇ જવાય ત્યાં મ્યાનાની ચાવી વરની માને સોંપાય. એ વખતે વર પ્હેલી વાર કન્યાનું મોઢું જોઇ શકે પસંદ પડે તો રાખે નહિ તો એ મ્યાનો પાછો વાળે. એમ થાય તો લગ્ન તૂટી જાય અને આપેલા પૈસા નકામા જાય-પાછા ન મળે.

યુરપની ઈર્ષા: ગયા અંકમાં "અફગાનિસ્તાનની ગુલામી" સંબંધી એક સમાચાર આપેલા છે એ સંબંધી સાચી ખબર એ છે કે અફઘાન સાથે પરણેલી એ જર્મન બાઇને કાબુલના બજારમાં ગુલામ

તરીકે લેખવામાં આવી ન હતી. અફઘાન કાયદા મુજબ એ બાઈ વિધવા થતાં પોતાને યોગ્ય લાગે તે માર્ગ લેવા સ્વતંત્ર હતી પરંતુ બાળકો જન્મે અફઘાન હોવાથી ત્યાંના રાજ્યે તેમનો કબજો લઈ તેમના પોષણ અને શિક્ષણ માટે વ્યવસ્થા કરી હતી અને બાઈને પણ ભરણપોષણનો બંદોબસ્ત કરી આપ્યો હતો. એશિયાવાસીઓને યુરપની નજરમાં હલકા પાડવાના ઉદ્દેશથીજ એ તાગડો ઈર્ષ્યાખોર તાર મોકલનારે રચ્યો હતો.

## યુરોપ.

**સમાન મતાધિકારઃ** સ્ત્રીઓને પુરૂષો જેટલોજ મતાધિકાર આપવાનો ખરડો પાર્લામેંટમાં ચર્ચાય છે અને થોડા સમયમાં ધારારૂપે પસાર થશે. આ ખરડાને સમર્થન આપવા સ્ત્રીઓની એક જંગી સભા લંડનના ક્વીન્સ હોલમાં મીસ રેથબોનના પ્રમુખપદે મળી હતી એ પ્રસંગે મીસ નેન્સી પાર્નેલે કરેલા ભાષણથી સર્વે છક્ક થઈ ગયાં હતાં. વડા પ્રધાન મી. બાલ્ડવીને જાતે હાજર રહી સ્ત્રીઓની શક્તિ માટેની પોતાની શ્રદ્ધા જાહેર કરી હતી. નવો કાયદો તા. ૧ લી મે ૧૯૨૯ થી અમલમાં મૂકાશે.

**બ્રિટિશ્ડનનાં સ્ત્રી—મેયરોનું** એક સંમેલન લીવરપુલનાં મેયર મીસ માર્ગારેટબીવનના આમંત્રણથી મળ્યું હતું. (૨) સ્ત્રી-મતાધિકાર માટે પ્રથમ લડત ઉપાડનાર અને એ માટે જેલજાત્રા કરનાર સ્ત્રીઓએ પોતાની લડતનો ૧૦ મો ઉત્સવ ઉજવ્યો હતો.

**ઘરકામની કદર કરોઃ** સ્ત્રીશિક્ષિકાઓના રાષ્ટ્રીય સંઘની એક પરિષદ મિસિસ રીડસવેરના પ્રમુખપદે એસ્ટરમાં મળી હતી, તે પ્રસંગે સ્ત્રીઓ જે ઘરકામ કરેછે તેની કદર કરવાનો સવાલ ચર્ચાયો હતો. સામાન્ય રીતે પરિણિત સ્ત્રીનો પતિ કમાતો હોય છે અને પોતાની પત્નીનું તે પોષણ કરેછે એમ મનાય છે. સ્ત્રી ઘરમાં જે કામ કરે છે તેની કીમત નાણાંની દૃષ્ટિએ કોઈ આંકતું નથીઃ ઉલ્ટા એ તરફ તિરસ્કાર બતાવે છે. એની ખરી કીમત તો વાંઢાઓજ સમજે. નાણાં ખરચીને નોકરો રાખવા છતાં પત્ની જેટલો સંતોષ તેઓ નથી આપી શકતા. આ મનોદશાની અસર બહારના કાર્યક્ષેત્રોમાં પણ થાય છે અને સ્ત્રીને પુરૂષો જેટલું મહેનતાણું નથી મળતું. ગૃહિણીના હાથની ગરમ ગરમ રોટલી ખાનારા હિંદી પતિદેવો પોતાની પત્નીના કામની કીંમત કેટલી આંકે છે ? પુરૂષને નોકરી-માટે પગાર મળે તો ગૃહિણીને આ સેવાનો નાણાંબદલો કેમ ન અપાય ? . .

**સુખી ગામઃ** ગ્રોકસોલ ( વોરીકશાયર ) નામે ગામ દુનિયાના પહેલા ગૃહજીવનની દૃષ્ટિએ અત્યંત સુખી ગામ છે. માત્ર ૧૦૦ કુટુંબની વસ્તી; એક માણસ પરણ્યા વિનાનો નહિ. એમાંના પાંચ જોડાંએ પોતાના લગ્નનો સુવર્ણ મહોત્સવ અને એકે હીરક મહોત્સવ હમણાંજ ઉજવ્યો. ૬૮ થી માંડીને ૮૨ વર્ષ સુધીની એમની ઉમ્મર છે. એમને બધાં મળીને ૩૬ પુત્ર-પુત્રી, ૬૩ પૌત્ર-પૌત્રી અને ૭ પ્રપૌત્ર પ્રપૌત્રી થયાં છે વ્હેલાં ઉઠવું અને ઘરમાં દારૂ ન- રાખવો એ બે તેમનાં દીર્ઘ જીવનની ચાવી છે. પતિપત્નીની પરસ્પર યોગ્ય સહકાર કરી સુખી ગૃહજીવન ગાળે છે. છુટાછેડાનું નામ પણ તેમણે સાંભળ્યું નથી.

**જોઈએ છેઃ છુટાછેડા માટે વધુ સગવડઃ** આ વિષયની ચર્ચા કેમ્બ્રીજ યુનીવર્સિટીના વિદ્યાર્થીઓએ માર્ચની શરૂઆતમાં કરી. અત્યારે છુટાછેડાનો કાયદો સખત છે માટે અનીતિ, દંભ અને ખોટી જુબાની પ્રસરે છે અને એકપત્નીવ્રત એ તો માત્ર ઢોંગ છે એમ બોલનારાઓએ જણાવ્યું હતું સ્ત્રીવર્ગે મોટી સંખ્યામાં હાજરી આપી હતી તરફેણમાં ૨૪૩ મત અને વિરૂદ્ધમાં ફક્ત ૧૩ મત પડયા હતા. સ્વચ્છંદ જીવન ગાળવાની સગવડ કોને ન ગમે ?

**વિચિત્ર સંસ્થાનઃ** ઇંગ્લાંડમાં કોસ્ટવોલ્ડ ટેકરીઓમાં એક વ્હાઈટવે નામે સંસ્થાન છે. આ સંસ્થાન એક આદર્શવાદી બેરીસ્ટરે અને ક્રોયડનના સાત પાદરીઓએ સ્થાપેલું. એનો મુખ્ય સિદ્ધાંત ' પ્રેમ-સ્વાતંત્ર્ય ' છે. ગમે તે સ્ત્રી ગમે તે પુરૂષની સાથે રહે; કાયદેસર લગ્ન ન થાય. પણ હવે એમાં ફાટફુટ પડવા માંડી છે અને કેટલાંક જોડાંએ કાયદેસર લગ્ન કર્યાં છે ખેતી અને ચામડાના ઉદ્યોગ પર એ સંસ્થાનનો ગુજારો ચાલે છે.

**છાપ કે કાંટો ?** ઇગ્લાંડમાં એક પતિ-પત્ની વચ્ચે અણબનાવ થયો. પતિદેવે પેનીનો સિક્કો લઈ અદ્ધર ઉછાળ્યો અને છાપ આવે તો બન્નેએ છૂટા પડવું એમ જણાવ્યું. પરિણામે દેવ પત્નીને મૂકીને ચાલ્યા ગયા. બાઇએ ભરણપોષણ મેળવવા ફરિયાદ માંડી. પતિદેવે મહિને એક પેનીની બંધ-વર રકમ આપવાની ખુશી બતાવી પણ કોર્ટે અઠવાડીએ પાંચ શીલીંગ આપવાનો હુકમ કર્યો !

**બેરીસ્ટર સ્ત્રીઓઃ** ઇગ્લાંડમાં સ્ત્રી-બેરીસ્ટરોને પોતાના ધંધામાં આગળ વધતાં ઘણી તકલીફ વેઠવી પડે છે-એવી ફરિયાદ થાય છે. કેટલીકને એ કારણે બીજું કામ કરી કમાવું પડે છે. છતાં તેઓ આગળ વધવા તનતોડ પ્રયત્નો કરી રહી છે અને ખાસ કરીને ગરીબોને સલાહ આપવામાં અને તેમના કેસ તૈયાર કરવામાં સારી મ્હેનત લે છે. પાર્લામેંટનાં સભાસદ મીસ એલન વીલ્કીનસને કોર્ટ વગેરેમાં ખાલી પડતી જગ્યાઓએ તેમની નીમણુંક કરવાની હિમાયત કરી છે.

**સંભાળજોઃ** લંડનની એક ફેશનેબલ લલના મિસિસ ડૉરા ક્રાઉનને વાળ રંગવાનો શોખ થયો. એક હજામની દુકાનેથી એ માટે તેણે રંગ લીધો. એ રંગથી વાળ સુંદર થવાને બદલે ઉલટા બગડયા. હજામ પર તેણે દાવો માંડયો પણ તેમાં હારી ગઇ. એ હજામને ત્યાં અઠવાડીએ ત્રીસ લલનાઓનાં માથાં રંગાતાં હતાં.

**નવલકથામાં બદનક્ષીઃ** આપણે ત્યાં કેટલાક લેખકો અંગત વેર વાળવા પોતાની નવલકથામાં જે માણસો સાથે અદાવત કે ઇર્ષ્યા હોય તેમને પાત્રો તરીકે રજુ કરી તેમની બદનક્ષી કરે છે. એવોજ પ્રયત્ન ઉચ્ચ લેખિકા મીસ ઍરિટ ક્રૉને એક બ્રિટિશ અમલદાર ઉપર પોતાની નવલકથામાં કર્યો હતો. એ અમલદાર લેફ-કર્નલ મેકસેલ મહાયુદ્ધ દરમિઆન કોન્સ્ટાન્ટીનોપલના લશ્કરનો ઉપરી હતો જે વખતે કેટલાક માણસોને બોલ્શે-વીક હોવાના કારણે પકડેલા. એ માણસોમાં લેખિકા પણ હતી. તે વખતની અમલદારની વર્તણુકથી ચીડાઇ તેણે ત્રણ વર્ષ પર લખેલી એક નવલકથામાં તેના જેવું પાત્ર ઉભેરી તેની બદનક્ષી કરી. મામલો કોર્ટે જતાં ન્યાયાધીશે ૧૦૦૦ પાઉન્ડના દંડની સજા કરી છે.

**વિમાનમાંઃ** લોર્ડ ઇન્ચકેપની પુત્રી ઍૉન એલ્સી મેકે આટલાન્ટિક મહાસાગર પાર કરવા વિમાનમાં કેપ્ટન હીન્ચક્લીફ સાથે ઉડી હતી વિમાનનો તેમજ એ બન્નેનો તે પછી પત્તો નથી. લેડી બેઇલીએ ક્રેશથી કેપટાઉન વિમાનમાં એકલા ઉડવાની ઇચ્છા રાખેલી પણ સુદાનની સરકારે એક પુરૂષ સાથીને સાથે રાખી ઉડવાનું ફરમાન કર્યાથી એ ઇચ્છા ફળીભૂત નથી થઇ

**એલચીખાતામાંઃ** ફ્રાંસ અને ફીનલાંડ તરફથી પરદેશોમાં રખાતા એલચીખાતાઓમાં સ્ત્રીઓને નોકર રાખી શકાશે એમ ઠર્યું છે.

**મિસિસ વીકસેલઃ** સ્વીડનનાં સ્ત્રી-પ્રગતિની લડતનાં જાણીતાં આગેવાન અને ધારાશાસ્ત્રી મિસિસ આના બજ વીકસેલ ગુજરી જવાથી યુરપની સ્ત્રી-પ્રગતિને મોટી ખોટ પડી છે. એમણે રાષ્ટ્ર-પરસ્પરના કાયદાનો ખાસ અભ્યાસ કર્યો હતો. ૧૯૨૨ માં પ્રજાસંઘની મેન્ડેટ કમિટિમાં નીમાનાર એ પ્હેલાં બાનુ હતાં.

**હોલૅન્ડઃ** ( ૧ ) નવે નવે કાયદો પસાર થયો છે કે લગ્ન રજીસ્ટર કરવા માટે જે જરૂરી સાક્ષીઓ જોઇએ તેમાં સ્ત્રીઓ પણ આવી શકે. આનો લાભ ઘણો લેવાય છે અને કન્યાઓ પોતાની સખીઓને સાક્ષી તરીકે લઇ આવે છે, ( ૨ ) લગ્નના કાયદામાં પાર્લામેંટના જાણીતા સભાસદ મિસિસ બેકર નોર્ટ, એલએલ. ડી. એવી મતલબનો સુધારો કરાવવા ઇચ્છે છે કે બાળકો ઉપર પતિ-પત્નીનો સરખો હક રહે, જે અત્યારે એ કાયદામાં નથી.

**લોટરીથી લગ્નઃ** સાર્ડીનીઆની એક રૂપસુંદર યુવતી પોતાના હાથના ઉમેદવારોની સંખ્યા જોઇ ગભરાઇ ઉઠી હોય એમ લાગે છે. એ ઘલા-માંથી છૂટવા તેણે એક લોટરી કાઢી છે. જેમની ઉમ્મર ૪૦ થી વધારે ન હોય અને સારી તંદુ-રસ્તી તથા આર્થિક સ્થિતિ ધરાવતા હોય એવા પુરૂષોનેજ એની ટીકીટો અપાય છે. એક ધનવાન જમીનદારે તો સંખ્યાબંધ ટીકીટો ખરીદી છે !

**જર્મનીના સ્ત્રીમંડળોએ** ( ૧ ) દારૂની બદી ઓછી કરવા વધારે કડક કાયદા ઘડવા પ્રચારકાર્ય જોરશોરથી શરૂ કર્યું છે. ( ૨ ) સ્ત્રી-કામદારોને વધુ રક્ષણ અપાવવા તેમજ સરખા હક મેળવવા પ્રયત્નો માંડ્યાં છે; ( ૩ ) અને

સ્ત્રી કામદારો માટે સ્ત્રી ડૉક્ટરો અને ઇન્સ્પેક્ટરો નીમવાની લડત પણ ઉપાડી છે.

**યુરપમાં હિંદી જીવનની ફીલ્મઃ** મીસ લોલા હેન્ટઝમર્ગ નામે એક જર્મન મહિલા હિંદી જીવનની ફીલ્મ ઉતારવાના ઉદ્દેશથી હિંદમાં આવી છે તેનો આશય હિંદી જીવનની સારી બાજુ ફીલ્મમાં ઉતારી તે યુરોપમાં બતાવવાનો છે. મીસ મેયોની જેમ હિંદની ગટરો ઉલેચવા તે નથી માંગતી એમ જણાવે છે પછી તો નિવડે વખાણ।

ઓસ્ટ્રીઆની પાર્લામેંટના સભાસદ શ્રી. એમી ફ્રુન્ડલીચ પ્રજાસંઘના આર્થિક વિભાગમાં નીમાનાર પ્હેલાંજ મહિલા છે. દુનિયાની આર્થિક પરિષદ માટે તૈયારી કરનાર કમિટિનાં પણ એ બ્હેન એકલાં સ્ત્રી સભાસદ હતાં અને કમિટિના ઉપપ્રમુખ ચુંટાયાં હતાં. ( ૨ ) વીએનામાં ઘરકામ કરનારી સ્ત્રીઓને શિક્ષણ આપવા માટે એક શાળા ખોલાઇ છે, જેમાં ઘરકામ ઉપરાંત વસ્ત્રો શીવવાનું, શરીર સંભાળનું અને સામાન્ય કાયદાના પ્રશ્નોનું પણ શિક્ષણ અપાય છે.

**વેપારમાંઃ** મુંબઇમાં જેમ શેરબજાર, રૂબજાર છે અને તેમાં સભાસદ તરીકે કાર્ડ લઇને દાખલ થવાનું છે તેમ ઓસ્ટ્રીઆમાં પરચુરણ ચીજોનું પણ ખાસ બજાર છે. આ બજારમાં પ્હેલીવાર લાંબા સમયની લડત પછી બે મહિલાઓને દાખલ કરવામાં આવી છે. એ બન્ને ભાગીદારીમાં ટીનના ડબ્બાઓમાં ભરી રખાતી ફ્રુટ વગેરે વસ્તુઓનો વ્યાપાર કરે છે. એક ત્રીજી મહિલાને પણ એમની લડતનું ફળ મળ્યું છે. એ બાનુ દક્ષિણ તરફનાં ફળોનો વેપાર કરતી કંપનીમાં ભાગીદાર છે ત્યાંના શેરબજારમાં દાખલ થવા એક મહિલાએ અરજી કરી હતી પરંતુ તે મંજુર નથી થઈ. ખેતીથી ઉત્પન્ન થતી વસ્તુઓના બજારમાં તો નવા કાયદાથી સ્ત્રીઓ છૂટથી સભાસદ થઇ શકે છે.

હંગારીમાં એક સ્ત્રી-માસિક પ્હેલાં નીકળતું તે હમણાં બંધ થયું છે. એટલે તેને સ્થાને દર મહિને સ્ત્રીઓની એક સભા ભરી તેમાં માસિકમાં લખવાના વિષયો ચર્ચાય છે. (૨) ત્યાંની સનદી નોકરીમાં પ્હેલીવાર એક સ્ત્રી-ડૉક્ટરની નીમણુક થઇ છે. એ બ્હેને એમ. ડી. ની ડીગ્રી લીધી છે અને માનસિક દર્દોનો ખાસ અભ્યાસ કર્યો છે.

રાજકારણ અને ન્યાયના ક્ષેત્રમાં સ્ત્રીઓ પ્રગતિ કરી રહી છે. સોફીઆમાં હંગારીના એલચી ખાતામાં ૧૯૨૨માં મદદનીશ તરીકે નીમાયેલાં શ્રી માર્ગરીટ ડ રેઝ હમણાં પેરીસમાં એ એલચી ખાતાના સેક્રેટરી નીમાયાં છે મીસ જીનીરી ગ્રીસના પ્રધાનમંડળમાં એક પ્રધાન તરીકે નીમાયાં છે. બરલીનની કોર્ટના જડજ તરીકે જાણીતા સ્ત્રી-બેરીસ્ટર શ્રીમતી કસ નીમાયાં છે.

**શિલ્પશાસ્ત્રીઃ** તુર્કસ્તાનના કમાલ પાશાનું એક બાવલું તૈયાર કરવાનો ઓર્ડર ઇટાલીના શિલ્પશાસ્ત્રી કેનોનીકાને અપાયો છે એ કામમાં તેને મદદ કરવા તુર્કસ્તાનમાંથી કોઇ શિલ્પીને મોકલવાનો હતો. સારો શિલ્પી શોધી કાઢવા એક હરિફાઇ ગોઠવી હતી જેમાં શ્રીમતી ઝીઆ કાનુમ પ્રથમ આવી છે. કમિટિએ તેમને બદલે બીજે નંબરે આવનાર એક પુરૂષ શિલ્પીને મોકલવાની ભલામણ કરી હતી પરંતુ ત્યાંના સ્ત્રીમંડળોએ લડત ચલાવી એ અન્યાય થતો અટકાવ્યો છે.

**પીડા વિના પ્રસૂતિઃ** આ કામ હમણાં પેરીસના પ્રોફેસર ગોદ ડેલમાએ કર્યું છે. તેની નવી શોધ પ્રમાણે હવે સુવાવડમાં સ્ત્રીઓને જરા પણ વેદના નહિ થાય તેમજ પ્રસવ કઇ મીનીટે થશે તે આગાઉ કહી શકાશે. આ માટે ૨૦ મીનીટ પહેલાં માતાને એક ઇંજેકશન આપવું પડશે. આ શોધ ૪૮ કેસ પર અજમાવી ત્યારે બધા કેસ સફળ થયા હતા.

**તકલીફ મટી જશેઃ** માતાના ઉદરમાંથી એક બે માસનો ગર્ભ કાઢી લેવાય તો તેને નવ માસ સુધી ઔષધીની ગરમીથી પોષવાનું યંત્ર યુરપના એક વૈજ્ઞાનિકે બનાવ્યું છે. હવે સહીસલામત રીતે એવો ગર્ભ કાઢી લેવાની રીત શોધાય તો રૂપસુંદર લલનાઓને ગર્ભ પોષવાની તકલીફ મટી જાય અને સૌંદર્ય નષ્ટ થવાની બીક નાબુદ થાય।

**ગોરી પ્રજાની અનીતિઃ** મહાયુદ્ધથી ખુવાર અને ગરીબ થઇ ગયેલા મધ્ય યુરપના પ્રદેશોમાંથી યુવાન સ્ત્રીઓને ફોસલાવી અનીતિના કામ માટે દક્ષિણ અમેરિકામાં વેચવાનો ધંધો હજી મોટા પાયા પર ચાલી રહ્યો છે. પ્રજાસંઘના એ માટેના પ્રયત્નો છતાં આ ધંધો કરનારા નવી નવી પદ્ધતિ અખત્યાર કરી એ વેપાર ધમધોકાર ચલાવે છે.

કેટલીક પ્રહુથી અનીતિમાં પડેલી હોય છે, કેટલીકને લગ્નમાં ખોટાં વચન આપી ફસાવાય છે. કેટલીક માતાઓએ પોતાની પુત્રીઓ વેશ્યાના દાખલા પણ બન્યા છે.

અમેરિકા.

યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)માં યુદ્ધ નાબુદ કરવા અને આખી દુનિયામાં શાંતિ સ્થાપવાના હેતુથી ત્રીજી રાષ્ટ્રીય પરિષદ મિસિસ કેરી ચેપમેન કેટના અધ્યક્ષપદે મળી હતી. (૨) ચાલુ વર્ષમાં જુદા જુદા સ્ટેટની ધારાસભાઓમાં કુલ ૧૨૮ સ્ત્રીઓ સભાસદો તરીકે વિરાજે છે. ગયા વર્ષમાં એ સંખ્યા ૧૨૪ હતી.

**નવલકથાકાર પત્નીઃ** અમેરિકાના સ્વદેશ ખાતાના માજી પ્રધાન મી. બેઇન બ્રીજે પોતાની પત્નીથી છુટાછેડા મેળવવાનો દાવો પેરીસની કોર્ટમાં માંડયો છે ૧૮૯૬માં તે પરણ્યાં હતાં. બાઇસાહેબ નવલકથાઓ લખે છે અને તેમાં બદમાશ પાત્ર તરીકે પોતાના પતિનેજ ચીતરે છે. આથી પતિદેવે ગુસ્સે થઇ છુટાછેડા માગ્યા છે!

**અમેરિકન બાળાઃ** કોલમ્બીઆ યુનીવરસીટીની એક અર્થશાસ્ત્રી મહિલાએ ૪૬ જુદા જુદા ધંધામાં પડેલી સ્ત્રીઓ સંબંધી તપાસ કરી એવો અડસટ્ટો કાઢયો છે કે તેઓ પોતાની કમાણીના ૪૬ ટકા પોશાક પાછળ ખર્ચે છે અડવાડીએ સરેરાશ .. ને પાંચ પાઉંડના આવક હોય છે અને આખીની લાગ લેવા રેશમનાં મોજાં તો તેમને માટે હવે અનિવાર્ય વાત છે. સુંદર દેખાવા માટે પફ પાવડર અને હલમલ પાછળ તેમને મોટા ખર્ચ કરવો પડે છે. નહિ તો તેમને કોઇ નોકરીમાં ન રાખે. એક કંપનીના પ્રમુખની સ્ત્રી-સેક્રેટરી એ માટે અઠવાડીએ ૩૦ શીલીંગ ખર્ચે છે એક સામાન્ય સ્થિતિની બાળા આવી બાબતોમાં વર્ષે સવા છત્રીસ પાઉંડ-લગભગ ૪૮૦ રૂપીઆ ખર્ચે છે. અઠવાડીએ ૩૦ શી. ભાડું આપવું પડે અને પોશાક પાછળ રોજના ૬ શી. જોઇએ. સીનેમા જોવાનો શોખ પણ અનહદ છે.

**રંગ પરીક્ષાઃ** બાલ્ટીમોર (અમેરિકા)માં ગયે વર્ષે રંગ પરીક્ષામાં સ્ત્રી પુરૂષોની હરિફાઇ ગઇ હતી. મોટરના લાઇસન્સ આપવા માટે એ પરીક્ષા લેવાઇ હતી. પરિણામે જણાયું કે સેંકડે ૧૦-૧૧ પુરૂષને સૂક્ષ્મ રંગોના ભેદની ખબર નથી જ્યારે સ્ત્રીઓમાં તેવી સેંકડે એકજ હોય છે.કારણ સ્પષ્ટ છે. સ્ત્રીઓ રંગબેરંગી કપડાં પહેરે છે એટલે એવો ભેદ ઝટ પારખી શકે છે.

"કકલહોરોશી" રા મસ્તકફીરે" સ્મશાનમાં પાછા જીવતાં થયલા "કકલહોશી" ની કહાણી લખી છે. વરજીનીઆની મીસ ફેની બ્રોઇક્સે એવોજ અનુભવ કરાવ્યો છે. તેના માથા પર એક ઝાડ તુટી પડતાં તેને મૂર્છા આવી અને બધાંએ તેને મુએલી માની લીધી. કફનમાં મૂકી છેવટની પ્રાર્થના પણ સગાંએ કરી લીધી. બાઇ બધું સાંભળતી હતી પણ ન બોલી શકતી કે ન આંખ ઉઘાડી શકતી સારા નસીબે તેના ભાઇએ તેની આંખ ફરકતી જોઇ; ડોકટરને બોલાવી એ કફન ઉતારીને સ્વર્ગમાંથી પાછાં આણ્યાં!

**સ્ત્રી કે રાક્ષસીઃ** ડેટ્રોઇટ (અમેરિકા)માં બીજની રમત રમતાં કોઇ મિસિસ રોઝા હેન્ડરસને ભુલ કરી ખોટું પત્તું આપ્યું આથી બાજી હારી જતાં તેની ભેરૂ મિસિસ બીશપ ઉશ્કેરાઇ ગઇ અને એ ભૂલ માટે તેણે પીસ્તોલ મારી મિસિસ હેન્ડરસનનો જીવ લીધો પરિણામે તેને જન્મકેદની સજા થઇ છે.

**હિન્દી—અમેરીકન લગ્નઃ** મીસ કમલા આર્નોક નામે લખનોની ૨૩ વર્ષની હિંદી યુવતીએ રશીઆના માજી ઝારના એઇડ-ડી-કેમ્પ મી. એલ્યુક્સીસ ડીઆકોફ સાથે ડેટ્રોઇટ, મીચીગનમાં લગ્ન કર્યાં. મીસ કમલા મીચીગન યુનિવરસીટીની ગ્રેજ્યુએટ છે, જ્યારે મી. ડીઆકોફ પેરીસનો ગ્રેજ્યુએટ હોઇ એડીસન મોટર કંપનીમાં એન્જીનીઅર છે.

ઉત્તર અમેરીકાની એક જાતિમાં કોઇ કન્યા ને અમુક પુરૂષ સાથે પરણવાનો વિચાર થાય ત્યારે તે લાવિ પતિને ઘેર ભોજનના સાધન લઇને જાય. જો પુરૂષ એ સેવા સ્વીકારે તો પંદર દિવસ એ કાર્યક્રમ ચાલુ રહે અને તે પછી લગ્નનો સમારંભ થાય.

ઓસ્ટ્રેલિયા.

**વિમાની ટોપીઃ** ઓસ્ટ્રેલીયન વીમાની મી. બર્ટ હીંકલેરે લંડનથી ઓસ્ટ્રેલીઆની હવાઇ મુસાફરી હીમખીમ પુરી કરવાથી ઓસ્ટ્રેલીઆની બાળકીઓએ તેના માનમાં નવી જાતની ટોપી પહેરવી શરૂ કરી છે! ટોપીનું નામ પણ એ ફેશને "હીંકલેર હેટ" પાડયું! ટોપીની ઉપર વાદળા ને વિમાનોના ચિત્રો પાડેલ છે!

# નોંધ.

**બાળલગ્ન પ્રતિબંધક કાયદો.**

બાળલગ્ન સદંતર બંધ કરવાના આશયથી રાયસાહેબ હરવિલાસ શારદાએ જે ખરડો વડી ધારાસભા સમક્ષ છ માસ પહેલાં રજુ કર્યો હતો અને જે સીલેક્ટ કમિટિને વિચાર અને ફેરફાર માટે સોંપાયો હતો તેને એ કમિટિએ છેવટનું સ્વરૂપ આપ્યું છે વડી ધારાસભાની માર્ચ માસની બેઠકમાં એ ખરડો કમિટિએ સુધારીને પોત ના રીપોર્ટ સાથે ફરી રજુ કર્યો હતો. મૂળ ખરડાની વિગતો અમે ડીસેમ્બર ૧૯૨૬ ના અંકમાં આપી હતી અને તેમના ગુણદોષની ચર્ચા કરી કેટલાક સુધારા સૂચવ્યા હતા. અમારા વાચકો જાણીને આનંદ પામશે કે અમારી ઘણીખરી સૂચનાઓ કમિટિએ અપનાવી લીધી છે અને તદનુસાર ખરડામાં ફેરફાર કર્યા છે. (૧) રા. સા. શારદાના ખરડામાં એ કાયદાએ ઠરાવેલી હદથી ઓછી ઉમ્મરે થયલાં લગ્ન રદ ગણવાની એક કલમ હતી આ કલમને પરિણામે માબાપ કે વાલીએ કરેલી ભૂલનાં માઠાં ફળ પરણનાર વ્યક્તિઓને યા તેમના બાળકોને ભોગવવાં પડત. કમિટિએ એ કલમ કાઢી નાંખી છે.

**કમિટિએ કરેલા ફેરફારો**

(૨) રા. સા. શારદાનો ખરડો નવો કાયદો હિંદુ, જૈન, શીખ અને બુદ્ધ ધર્માવલંબીઓનેજ લાગુ પડે એમ ઠરાવતો હતો. અમે આંકડાઓ આપીને સિદ્ધ કર્યું હતું કે બાળલગ્ન ફક્ત એ કોમોમાંજ નહિ પરંતુ મુસલમાન અને ખ્રિસ્તિઓમાં પણ પ્રચલિત છે, માટે હિંદમાં સર્વ કોમોને તે લાગુ પાડવો. કમિટિએ તદનુસાર એ કલમમાં ફેરફાર કરી નવો કાયદો આખા હિંદની સર્વ કોમોને લાગુ પાડવાનું ઠરાવ્યું છે. (૩) ત્રીજો અગત્યનો ફેરફાર લગ્નવય સંબંધી છે. આ સંબંધી પણ કમિટિએ યોગ્ય હદ ઠરાવી છે અને વર કન્યા માટે અનુક્રમે ૧૮ અને ૧૪ ની હદ નક્કી કરી છે. (૪) આ ઉમ્મરથી ઓછી ઉમ્મરના બાળકોના લગ્નમાં ભાગ લેનાર માટે કેદની અથવા દંડની સજા કમિટિએ ઠરાવી છે, અને સજાને પાત્ર કોને કોને લેખવા તે પણ નક્કી કર્યું છે. આવી સજાને પાત્ર ત્રણ પ્રકારના માણસો ગણાશેઃ (ક) ૧૪ વર્ષથી ઓછી વયની કન્યા સાથે લગ્ન કરનાર ૧૮ વર્ષથી વધુ ઉમ્મરનો વર પણ ગુન્હેગાર ગણાશે. પરંતુ ૧૮ અને ૨૧ વર્ષની અંદરના પુરૂષ ઘણી વખત વડીલોના કહેવાથી દોરવાય છે એમ માની કમિટિએ ઠરાવ્યું છે કે એ વય દરમિયાનના પુરૂષને કેદની નહિ પણ ફક્ત દંડનીજ સજા કરવી અને ૨૧ વર્ષની ઉપરની ઉમ્મરના પુરૂષને કેદની યા દંડની કોઇ પણ સજા કરી શકાય (ખ) એવાં બાળલગ્નમાં લગ્નને જરૂરી કોઈ પણ વીધિ કરનાર પણ સજાને પાત્ર ઠરે છે. આ કલમ હેઠળ કન્યાદાન દેનારજ નહિ પરંતુ તેવા વીધિ કરાવનાર બ્રાહ્મણો પણ ગુન્હેગાર ઠરશે. (ગ) ત્રીજો વર્ગ માબાપ કે વાલીનો છે. તેઓ એવાં બાળલગ્નમાં સક્રિય ભાગ લે યા તે માટે સંમતિ આપે તો ગુન્હેગાર ગણાશે. આવા ત્રણે પ્રકારના ગુન્હેગારો માટે કાયદામાં એક માસની સાદી કેદની યા રૂ. ૧૦૦૦ના દંડની અથવા બન્ને પ્રકારની સજા ઠરાવી છે અર્થાત મેજીસ્ટ્રેટને યોગ્ય લાગે તો કેદની તેમજ દંડની-બન્ને પ્રકારની સજા કરે. કેદની સજા માટેની હદ છ માસની અને સખ્ત મજુરી સાથની ઠરાવવી જોઇતી હતી, એમ અમને લાગે છે

**અમલમાં મૂકવાની હદ.**

આ કાયદો અમલમાં મૂકવા માટેની સમયહદ એક વર્ષની ઠરાવી છે. અર્થાત એ કાયદા વિરૂદ્ધ થયલાં બાળલગ્ન સંબંધી ફરિયાદ લગ્ન થયા પછી એક વર્ષની મુદત સુધીમાં કરવી જોઇએ - તે પછી થતી ફરીયાદ કોર્ટ લક્ષમાં નહિ લે. ઇલાકાના મુખ્ય શહેરોમાં પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટો પાસે અને જીલ્લાઓમાં ડીસ્ટ્રીક્ટ જડજ સમક્ષ એવી ફરિયાદો લાવી શકાશે. ફરિયાદ આણનારે કોર્ટને જરૂરી લાગે તો જામીનગીરી આપવી પડશે; જેથી ખોટી ફરિયાદ હોય તો આરોપીને તેમાંથી બદલો આપી શકાય. જુના ખરડામાં અમુક સંજોગોમાં કાયદાએ ઠરાવેલી હદથી ઓછી ઉમ્મરે લગ્ન કરવા માટે મેજીસ્ટ્રેટના પરવાનગી મેળવવા સંબંધી કલમ હતી, પરંતુ કમિટિએ તે રદ કરી છે.

**પ્રજાની ફરજ.**

કમિટિ વધારામાં એવી ભલામણ કરે છે કે આ નવેસરથી સુધારાયલો ખરડો પ્રજાની જાણ માટે ફરી પ્રકટ કરવો અને લોકમત શું છે તે જાણવું. એ પ્રમાણે લોકમત જાણ્યા પછીજ ખરડાને કાયદાનું સ્વરૂપ આપવું, પરંતુ તા. ૧ લી એપ્રીલ ૧૯૩૦ સુધી તેને અમલમાં મૂકવો નહિ. આ પ્રમાણે આ બાબત ઢીલમાં નાખવાનું કાંઇ પણ કારણ ન હતું. પ્રજાએ પોતાનો અભિપ્રાય અત્યાર પહેલાં જણાવી દીધો છે અને મૂળ ખરડાના સિદ્ધાંત પ્રતિ સંમતિ દર્શાવી છે અમુક ધર્માંધ મંડળોના અપવાદરૂપ અભિપ્રાય બાદ કરતાં આખા હિંદની પ્રજાએ–મારવાડી જેવી કેટલીક જુના વિચારની કોમોએ પણ રા. સા. શારદાના ખરડાને વધાવી લીધો છે આટલું છતાં વળી ધારાસભાએ કમિટીની ભલામણ સ્વીકારી એ ખરડો ફરી પ્રકટ કરવાનો નિર્ણય કર્યો છે. આ પરિસ્થિતિમાં પોતાનો સ્પષ્ટ અભિપ્રાય ફરીથી જણાવવાની ફરજ પ્રજાને માથે આવી છે અમે આશા રાખીએ છીએ કે આખા દેશના આગેવાનો, મંડળો અને ખાસ કરીને સ્ત્રીમંડળો આ સંબંધી ઠરાવો ઠરાવ સભાઓ ભરી પોતાનો અભિપ્રાય દર્શાવવાને ચૂકશે નહિ

વાચકો જાણીને આનંદ પામશે કે આ બાબતમાં અત્યારથી પ્રવૃત્તિ થવા માંડી છે મદ્રાસની ધારાસભાએ ડૉ. મુથુલક્ષ્મીના ઠરાવને કોઇ પણ પ્રકારના વિરોધ વિના પસાર કર્યો છે અને દિવાન બહાદુર રંગાચારીઅરના પ્રમુખપદે મળેલી જાહેર સભાએ પણ પોતાનો સમર્થ ટેકો આપ્યો છે એ સભામાં બોલનાર મોટે ભાગે મહિલાઓજ હતી; સૌ. રૂક્મિણી લક્ષ્મીપતિ, સૌ. માલતી પટવર્ધન અને સૌ માર્ગારેટ કઝીન્સ વગેરેએ એ સભામાં દેશભરની સ્ત્રીઓનો અભિપ્રાય રજુ કર્યો હતો. તેમને સમર્થન આપવા આખા દેશના સ્ત્રીમંડળોએ હવે હીલચાલ કરવી જોઇએ.

**બાળલગ્ન વિનાશક સંઘ**

આ સંબંધીલોપી વધારે સ્તુત્ય અને સંગીન પ્રયત્ન મંડીના નામદાર રાણીસાહેબા કરી રહ્યાં છે લીંબડીની કેળવણી પરિષદે પસાર કરેલા ઠરાવ મુજબ તેમણે બાળલગ્ન નાબુદ કરનારા સંઘની સ્થાપના કરી છે. આ સંઘ બાળલગ્ન વિરૂદ્ધ પ્રજામત કેળવશે અને દરેક પ્રાંતમાં તેમજ દરેક શહેરમાં એ સંબંધી પ્રચાર કરવાની વ્યવસ્થા કરશે. દરેક ગામ અને શહેરના મંડળો આ સંઘના કાર્યમાં મદદ કરે એ જરૂરનું છે. એ પ્રચારકાર્ય માટે એક ફંડ પણ ખોલવામાં આવ્યું છે જેમાં ના. રાણીસાહેબાએ રૂ. ૧૦૦૦ આપ્યા છે. લીંબડીના દિવાન સાહેબ કુમાર શ્રી ફતેસિંહજીએ પણ રૂ. ૫૦૦ ભર્યા છે. સંઘના મુખ્ય કાર્યકર્તાઓમાં એ બે જણ ઉપરાંત પોરબંદરના ના. રાણી સાહેબા, મી. રંગાચારીઅર અને પંડિત કુંઝરૂ જોડાયા છે. અમને ખાત્રી છે કે કુમાર શ્રી ફતેસિંહજી અને તેમના ભગિની પોરબંદરના ના. રાણીસાહેબા કાઠિયાવાડના પ્રદેશમાં બાળલગ્ન વિરૂદ્ધ પ્રચારકાર્ય કરવામાં સંગીન ફાળો આપશે.

આ કાર્ય ઘણુંજ ત્વરાથી ઉપાડી લેવાની જરૂર છે, કારણ કે હજી જુના વિચારવાળાઓ થોડો ઘણો પણ વિરોધ બતાવી રહ્યા છે. તેઓને અત્યારે નવી તક મળે છે. એ તકનો દુરૂપયોગ તેઓ ન કરી શકે અને અજ્ઞાન પ્રજાવર્ગને આડે રસ્તે દોરવી ન જાય એ દરેક દેશહિતચિંતકે જોવું જોઇએ. સાથે સાથે એ

**વિરોધીઓના પ્રયત્નો.**

પણ ન ભૂલવું જોઇએ કે આપણી સરકાર એવાં બહાનાં શોધીજ રહી છે. જુના વિચારવાળા દેશનું હિત શામાં સમાયલું છે તેનો વિચાર ન કરતાં સરકારના હાથમાં રમકડાં બને છે અને દેશને ધર્મના બહાને મોટામાં મોટું નુકશાન કરી રહ્યા છે. એ વિરોધીઓના આગેવાન તરીકે પંડિત માલવીયજીને ધમતા જોય અમને અત્યંત ખેદ થાય છે તેઓ ૧૧ વર્ષની–બહુ બહુ તો ૧૨ વર્ષની–હદ ઠરાવવાનો આગ્રહ કરે છે. રા. સા. શારદાના ખરડામાં જ્યારે બાર વર્ષની હદ ઠરાવી હતી ત્યારે તેમને એથી ઓછી હદ ઠરાવવી હતી. હવે કમિટિ ૧૪ વર્ષની હદ ઠરાવે છે ત્યારે પંડિતજી ૧૨ વર્ષ કરવા માંગે છે! એમના વિરોધમાં અમને તો મતાગ્રહ સિવાય બીજું કાંઇ જણાતું નથી. કમિટિએ ૧૬ વર્ષ કર્યા હોત તો પંડિતજી કદાચ ૧૪ કબુલ કરી લેત. એ ૧૬ વર્ષની હદ ઠરાવવા માટે દેશના અનેક સ્ત્રી મંડળોએ ખાસ આગ્રહ કર્યો છે. એ સૌ પણ હાલ તુરત માટે ૧૬ વર્ષ માટેનો પોતાનો આગ્રહ છોડે અને કમિટિએ સુધારેલા ખરડાને સર્વાંશે સમર્થન આપી હાથમાં આવેલી આ અમૂલ્ય તક જવા ન દે એમ અમે ઇચ્છીએ છીએ. અમારી ખાત્રી છે કે ગુજરાતની આગેવાન બહેનો આ પ્રશ્નને પોતાનો કરી લઇ બનતી ત્વરાથી તક એ માટેનું પ્રચારકાર્ય શરૂ કરશે અને પોતાના સ્પષ્ટ અને સમર્થ અભિપ્રાયની હેલી સરકારને આંગણે વર્ષાવી તેને એ ખરડાને ધારાપોથી પર ચઢાવવા ફરજ પાડશે.



સ્વપ્ન-મિલન.




વર્ષ ૫ મું.] જુન ૧૯૨૮ [અંક ૧૦ મો.

## સ્વપ્નમિલન.

નયનો અવિરામ હતાં તપતાં,
દિલના સહુ તાર હતા તૂટતા;
સુખ આશ રહી ન જરી,
સ્મૃતિ છેક ઉરેથી સરી;
હૃદશૂન્ય બન્યું પણ એક દિને,
પ્રિય ! સ્વપ્ન પડ્યું મધરાત સમે.

તવ મિલનનાં નવરંગ ભર્યાં,
પ્રિય ! કલ્પિત ચિત્ર અનેક સર્યાં;
સરતાં ઝીણી ઠેક લીધાં,
ઉરશું જડી સર્વ દીધાં;
પ્રિય ! સ્વપ્નભૂમિ મહીં સત્ય પછી,
સહવાસ તણી રસસૃષ્ટિ રચી.

પ્રિય ! એ સુખમાં જગભાન ગયું,
પ્રિય ! જાગૃતિનું દુઃખ દૂર થયું;
નયને નયનો વિરમ્યાં,
ઉરના સહુ તાપ શમ્યા;
મધુરો પ્રિય ! એ રસયોગ થયો,
પ્રિય ! વિસ્મૃતિનો રવિ અસ્ત થયો.

જ્યોત્સ્ના શુકલ.



# ઘુમટા ઉઘાડો.

લેખિકાઃ સૌ. પ્રેમલીલા મહેતા,
બી. એસસી.

અમારી નિશાળમાં મેળાવડા થાય ત્યારે બધા માસ્તરોની પત્નીઓ તેમાં આવતી. પણ એક કાઠીઆવાડી માસ્તરનાં પત્ની કદી ના આવે. કોઇકવાર નિશાળમાં ફક્ત સ્ત્રીઓનોજ ફક્ત મેળાવડો થતો તેમાંજ એ તો આવે. ને તેમાં પણ કોઇ બીજા માસ્તર કે એવો કોઇ દેખાય કે તરત એ બ્હેન ઘુમટો તાણીને મ્હોડું ફેરવીને બેસે. અમે બધાં તે વખતે એ બ્હેનનો ઘુમટો જોઇને ખુબજ હસતાં. હવે વિચાર કરતાં થાય છે કે એમાં હસવા જેવું તો કંઇજ નહોતું. રૂઢિનો બંધનથી જકડાયલી, પુરૂષોના સૈકાઓના જુલમથી દબાયલી એ પણ અમારી સ્ત્રીજાતિમાંનીજ એક હતી. સ્ત્રીજાતની અવદશાના અને અજ્ઞાનતાના જીવતા જાગતા દાખલા રૂપેજ હતી અને તેના ઘુમટા તરફ જોઇને હસવાને બદલે અમારે તો તેની દયા ખાવી જોઇતી હતી. પરન્તુ મુંબાઇ અને ગુજરાતનાં મોટાં શહેરોની હાઇસ્કુલ કોલેજોમાં ભણતી કન્યાઓ ભાગ્યેજ આવી સ્ત્રીઓના પરિચયમાં આવે છે. અને તેથીજ એવાં 'પ્રાણીઓ'ને જોઇને અમને તો હસવુંજ આવતું.

બે વર્ષ કાઠીઆવાડમાં ગાળ્યાં પછી મને હવે સમજાય છે કે એ બિચારાંઓ હાસ્યને બદલે દયાને પાત્ર છે. ખુલ્લી હવામાં, સૂર્યના તેજમાં, ખુલ્લે મ્હોડે ફરતાં હસતાં ને આનંદ કરતાં, આપણે બધાં, આ બિચારી કુમારકાળેથી તે મરતાં લગી પડદા પાછળ કે ઘુમટામાં ભરાઇ રહેતી, ઇશ્વરનાં આપેલાં હવા અને તેજને માટે તલસતી, કેદીના જેવી સ્ત્રીઓની સ્થિતિનો કેવી રીતે ખ્યાલ કરી શકીએ!

આપણી તરફ પણ કેટલીક જાતોમાં હજુ સખત ઓઝલ છે. પણ કાઠીઆવાડના પ્રમાણમાં ઓછો છે. કાઠીઆવાડમાં તો ઉંચનીચ, ગરીબ તવંગર, હિન્દુ મુસલમાન દરેકમાં કોઇને કોઇ રીતનો પડદો કે ઘુમટો હોય છે. જેમ કુળ ઉંચું તેમ મલાજો વધારે. અથવા તો જેમ મલાજો વધારે તેમ કુળ ઉંચું ગણાય.

રાજવંશી સ્ત્રીઓની તો વાત કરતાંજ દયા આવે છે. એ લોકોનાં જીવનને મનુષ્ય જીવન કહી શકાય કે કેમ તેજ મને તો પ્રશ્ન થાય છે. પુત્રીનો જન્મ થતાંજ માબાપ ને સગાંવહાલાંમાં નિરાશા ફેલાઇ જાય છે. તોપણ આખી જિંદગીના પ્રમાણમાં કન્યાનું બાલપણ ઠીક સુખી હોય છે. બાલપણ વીત્યાં પછી તેનો મનુષ્ય જન્મ પુરો થઇ એક મુંગા પ્રાણી જેવું તેનું જીવન શરૂ થાય છે. સંસ્કારી રાજવંશી સ્ત્રી તો 'પૂર્વજન્મનાં પાપ નડયાં' એમ માનીને ઇશ્વરે આપેલું આયુષ્ય મુંગે મ્હોડે વીતાવે છે. કદી કદી અન્યાય ન સહન થાય ત્યારે થોડો પોકાર કરે છે પણ છેવટે બીજો કંઇ છુટકોજ નહિં હોવાથી પડયું પાનું નીભાવી લે છે. જેઓમાં સાધારણ માનવી જેટલી પણ લાગણી કે સંસ્કાર નથી હોતાં તે ઢીંગલીની માફક ઘરેણાંગાંઠાં ને કપડાંથી પોતાની જાતને નવી નવી રીતે શણગારવામાંજ મઝા માને છે ને વખત ગાળે છે. એ-

થવા તો જો બુદ્ધિ જરા વધારે તેજ હોય તો રાજખટપટમાં પડે છે.

રહેવા માટે વિશાળ રાજમહેલ કે ભવ્ય હવેલી હોય તોપણ એને ચાર દિવાલમાંજ રહેવાનું તે સંસ્કારી આત્માને કેમ રૂચે! મનગમતા અલંકાર ને શણગાર મળે, ખીદમતમાં અનેક દાસદાસીઓ હાજર હોય, ખાનપાન મનગમ્યાં હોય તોપણ અદેખાં, ગરજુ ને દયાહીન સગાંવહાલાં વચ્ચે રહેવાનું ને કોઇ મોજશોખમાં રચ્યોપચ્યો, દારૂડીયો કે બંધાણી રાજવી પતિ રીઝવવાનો હોય તે કઇ સંસ્કારી કન્યાને ગમે!

ગમે તેટલાં ગરીબ હોય તોપણ ગરાસીયા એટલે એ લોકોને તો ઓઝલમાં રહેવુંજ પડે. સાધારણ રજપુતોને હવે તો ભુખમરાને લીધે ઓઝલનો રીવાજ છોડવો પડયો છે, તોપણ લાજ કહાડવાની રીત તો છેજ. રાજકોટમાં ઘણીવાર માથે બેડાં, કેડમાં બાળક અને જાડા કપડાના ઘુંઘટમાંથી જેમ તેમ કરીને રસ્તો જોઇને ચાલતી કદાવર રજપુતાણીને જોઇને પહેલાં તો બહુજ નવાઇ લાગતી. રસ્તે જતા આવતા લોકોની એ શા માટે લાજ કહાડતી હશે! એમાંના ગમે તે કોઇ ચાર કે પાંચ જણ એકઠા મળીને એની લાજ લુંટવા જાય તો એ બધાને એ તો પુરી પડે એવું એનું મજબુત-શરીર હોય. પણ એ બિચારી પોતે જ જાણતી નહિં હોય કે લાજ ને પડદાનો રીવાજ શાથી નીકળ્યો હશે,

વંશપરંપરાથી આમ દુનીઆથી દૂર રહેવાને લીધે આ બધી સ્ત્રીઓમાં એક જાતની અજ્ઞાનતા અને ગુલામી વૃત્તિ આવી ગઇ છે. હવે તો તેઓ પોતે જ પડદામાંથી બ્હાર નીકળતાં ગભરાય છે. એ બધાંની મનોદશા એવી તો સંકુચિત થઇ ગયલી હોય છે કે આખી દુનીયાને એ નચ ધારે છે. તેઓમાં સ્વાભિમાન કે આત્મવિશ્વાસ રહેતો નથી. અને પરિણામે પુરુષો પણ તેમના તરફ માનથી જોતા નથી અને તુચ્છ ગણે છે. આ રીતે પોતેજ પોતાની કિંમત ઘટાડે છે.

મુત્સદ્દી વર્ગમાં જાહેર રીતે પડદાનો રીવાજ નથી પળાતો. પણ રૂઢિનાં બંધનો એવાં મજબુત થઇ ગયાં છે કે જેમ બૈરાં ઘરની બ્હાર ઓછું નીકળે તેમ ઘરની ખાનદાની વધારે ગણાય. એમાં પોતાની કેટલી મુર્ખાઇ દેખાઇ આવે છે તેનું તેમને ભાન નથી હોતું, દેવદર્શનને બ્હાને ઘણાં બૈરાં બ્હાર તો નીકળે પણ તે કુથલી કરવા કે સાંભળવા જ, તે સિવાય ઘરબ્હાર ના નીકળે, અને તેમાં પાછી મોટાઇ માને. ભણેલા ગણેલા પુરુષો પણ ઘણુંજ અભિમાન સાથે કહે કે, "અમારા ઘરની સ્ત્રીઓ તો ઓટલા નીચે પગજ ના મૂકે." મને ઘણી વાર એવું સાંભળીને સામે કહેવાનું મન થતું કે 'ખાખરની ખીસકોલી સાકરનો સ્વાદ શું જાણે.' બિચારી સ્ત્રીઓ જાણતીજ નથી હોતી કે એમ ઘરમાં ને ઘરમાં રહેવાથી પોતે કેટલું ગુમાવે છે. ને પોતાનુંજ માન કેટલું ઘટે છે. અને પુરુષો તો મૂળથીજ સ્ત્રીજાતિને પછાત રાખવાને મંડી રહેલા હોય એટલે એમને તો 'ભાવતું હોય ને વૈદ કહે' એવું થાય. પોતે ગમે તેવી સ્વચ્છંદી જીંદગી ગાળે પણ એમજ ઇચ્છે કે પોતાનાં બૈરાં તો સર્વગુણસંપન્ન સતિ જેવાંજ રહે, ને અજ્ઞાનતાને લીધે એમ માને કે ઘરમાં ને ઘરમાં ગોંધાઇ રહેવાથીજ એમનું સતિત્વ જળવાઇ રહેશે. જો કે જગજાહેર વાત છે કે પડદા પાછળ કે દોઢ હાથના ઘુંઘટ પાછળ જેટલી અનીતિ થાય તેટલી ખુલ્લામાં નથી થતી.

આમાં નવાઇ જેવું કાંઇ નથી. કેમકે કન્યાઓ બહુજ ન્હાનપણથી અજ્ઞાન સ્ત્રીવર્ગ સિવાય બીજા કોઇના સંસર્ગમાં આવેજ નહિં એટલે એમનામાં સારા સંસ્કાર ક્યાંથી આવે!

એક વણિક કુટુંબ સાથે મને ઓળખાણ થયું. વડીલ પુરુષ મુંબાઇના વેપારી હતા. પુત્રો વગેરે પણ મુંબાઇજ રહે. વરસમાં એકાદ વાર લગ્ન પ્રસંગો પર દેશ આવે. ઘરમાં

સ્ત્રીવર્ગ ખુબ મોટો હતો. નાની નાની તેર તેર ચૌદ ચૌદ વર્ષની વહુઓ પોતાની જેઠાણી, નણંદોના સહવાસમાંજ રહે. કુટુમ્બમાં આમ સંપ તો બહુજ હતો. પણ એ બધાં અંદર અંદર જે પ્રકારની વાતો ને મશ્કરીઓ કરે તે સાંભળીને આશ્ચર્યચકિત થઇ જવાય. ઘરમાં કુમારિકાઓ પણ બે ત્રણ હતી. માત્ર આઠ નવ વરસની પણ તેના દેખતાંજ એવી તો હલકા પ્રકારની વાતો બધાં કરે કે ત્રાસ થાય. ઉછરતી કન્યા, નવ વર્ષની ઉમરે પણ લગ્ન, પતિપત્નિનો સંબંધ, દેરાણી જેઠાણીના કજીયા વગેરેથી માહિતગાર હોય. અને એ સિવાય એને કાને કંઇ વાત પડેજ નહિ.

ઘણીવાર એવું પણ બનતું કે કુટુંબની વડીલ સ્ત્રી બધાં આગળ ન્યાતની કોઇ અનીતિમાન સ્ત્રીની વાત ખુબ આવેશથી ને વર્ણનો સહિત છટાથી કરતી હોય, નાની નાની વહુઓ એમાં ટાપસી પુરતી હોય, ને બાળક કન્યાઓ પાસે બેસીને રસથી સાંભળતી હોય. એટલામાં પુરુષ-વર્ગમાંથી કોઈ વડીલ કાંઇ કામ માટે ત્યાં આવે. ટપોટપ બધી વહુઓ લાંબા લાંબા ઘુમટા તાણીને ઉભી થઇ જાય, ને જેવા પેલા ભાઇ બ્હાર જાય કે પાછી બધી મલીન બાપામાં હલકી વાતો ચાલુ થાય. આ દેખાવની અસર બાળક વહુઓ અને કન્યાઓ પર કેવી થતી હશે! પેલી અનીતિમાન સ્ત્રીની વાત બાળકો આગળ કરવાથી તેમના મન પર કેવી છાપ પડતી હશે! ને એ બિચારી કન્યાઓ દસ વરસની ઉંમર પછી ન સ્કુલમાં જાય કે ન કંઇ બીજે બ્હાર જાય. સગાં વ્હાલાંને ત્યાં માત્ર જાય. પણ ત્યાં તો આજ જાતની વાતો થાય. એટલે એમને તો બાલપણથી આવા મલીન વાતાવરણમાંજ રહેવાનું. એનું પરિણામ શું આવે તે આપણે કલ્પીજ લેવાનું.

આ માત્ર એક વણિક કુટુમ્બનીજ વાત નથી. રાજકોટ, જામનગર, ભાવનગર, જુનાગઢ, ચોરવાડ, લીંબડી વગેરે ઘણાં ગામોનાં ઘણા પુરુષો ને ઘણી સ્ત્રીઓના પરિચયમાં આવ્યા પછી, ને તેમની વાતો સાંભળ્યા પછી મને એમ થાય છે કે કાઠિઆવાડનું વાતાવરણજ મલીન છે. ત્યાંના લોકોની મનોદશાજ મલીન છે. ને એ તો દેખીતું છે. કારણ કે નહિં તો સૌરાષ્ટ્ર, કચ્છકેસરી વગેરે જેવાં પત્રો લોકોમાં હોંસે હોંસે વંચાય નહિ. એ પત્રો ઘણી મલીન વાતો છાપે છે. એ છાપવામાં એમનો ઉદ્દેશ સારો છે એ હું કબુલ કરૂં છું. એ લોકો સમાજની મલીનતા બ્હાર પાડવા ખાતર, અને પરિણામે કંઇક સુધારો થાય એ આશાથી એવું છાપે છે પરન્તુ સામાન્ય વર્ગ તો એવી વાતોમાં એક પ્રકારનો રસ પડવાને લીધેજ એ વાંચે છે.

પરન્તુ આ જાતની મલીન મનોદશાનું મુખ્ય કારણ પડદા અને ઘુમટા છે. ગુજરાતની સ્ત્રીઓ મલીન વાતો નથીજ કરતી એમ કંઇ કહેવાય નહિં. કહે છે પણ ઓછી, કારણ કે ગુજરાતની સ્ત્રીઓ પુરુષવર્ગ સાથે પણ બીજી વાતો કરે છે અને પરિણામે બ્હારના જગતની વાતોમાં રસ લે છે. એટલે તેમની વાતોમાં વિવિધતા હોય છે. માત્ર એકજ પ્રકારનું સંકુચિત અને નીચ વાતાવરણ હોતું નથી. કાઠીઆવાડમાં તો પુરુષ અને સ્ત્રીવર્ગ એકમેકના પરિચયમાંજ આવતો નથી. એ લોકો એકમેકને ઓળખતાંજ નથી. એટલે એકમેક પર અણવિશ્વાસ રાખે છે. અને જવલ્લેજ પરિચયમાં આવે ત્યારે અનીતિને રસ્તે દોરવાય છે. પુરુષોને સ્ત્રીઓના પરિચયની નવાઇ હોય છે. અને સ્ત્રીઓને પુરુષોના પરિચયની નવાઇ હોય છે. એટલે પરિણામે Sex-obsession રહે છે. એનો ઉપાય એજ કે ઘુમટા અને પડદાનો રિવાજ જવો જોઇએ.





# હાસ્યકળા પુનરૂદ્ધાર સમાજ.



લેખિકા: સૌ હંસા મહેતા, બી. એ.

"ગુણસુંદરી"ના તંત્રી જોગ,

સનાતન હિંદના જીર્ણોદ્ધારની ચારે બાજુથી તડાખાર તૈયારીઓ ચાલી રહી છે. રાજકીય, સામાજિક, શારીરિક ને માનસિક પ્રગતિને આપણા નિર્બળ બાહુમાં જેટલું જોર હોય તેટલા જોરથી ધક્કો મારીએ છીએ સાહિત્ય, ચિત્રકળા, સંગીતકળા ને નાટ્યકળાનુ અંગ્રેજી શબ્દોમાં કહીએ તો Renaissance એટલે પુનર્જીવન શરૂ થઇ ગયું છે. એને અંગે અનેકાનેક સમાજો ઝાંખરાની માફક ઉગી નીકળ્યા છે ઉપર્યુક્ત સમાજનો હેતુ પણ હિંદની પ્રગતિ સાધવાનોજ છે. તમને નથી લાગતું કે હાસ્યકળાના પુનર્જીવનની બહુ જરૂર છે? હિંદુસ્થાનનો મોટો ભાગ આજે હસવાનું ભૂલી ગયો છે એમ નથી લાગતું? અસલના સાહિત્ય, ખાસ તો નાટકો પરથી જણાય છે કે દરેક રાજા પાસે વિદૂષક તો હોયજ. રાજા પ્રજાને હસવું ગમતું એટલે રાજ્યસભામાં સંગીતકાર, ચિત્રકાર તેમ હાસ્યકલા જાણનાર વિદૂષક પણ હાજર હોયજ. રાજદરબારમાં હાસ્યકળાને ક્યાં લગી સ્થાન હતું, લોકોનો ધંધો ક્યાં લગી ખપતો રહ્યો તે કહી શકાતું નથી. સંગીતકળાનો તો ઔરંગઝેબને હાથે બહિષ્કાર થયો. ક્યા જલીમ બાદશાહના રાજ્યમાં હાસ્યકલાએ પ્રાણ ત્યાગ કર્યો તે હજી કોઇ ઇતિહાસકાર શોધી શક્યો નથી. મનુષ્યની વ્યાખ્યા એક જણે એવી આપી છે કે 'મનુષ્ય એટલે હસતું પ્રાણી'—Man is a laughing animal. મનુષ્ય મનુષ્યત્વ ભૂલી શા માટે ઘુવડ જેવું મ્હોં કરી ફરતા હશે તે તો ઇશ્વર જાણે. હાસ્ય રૂપી શસ્ત્રથી મનુષ્ય જગત્ જીતી શકે છે. હસમુખો માણસ બધે આવકારદાયક—આવકારલાયક બને છે—સર્વત્ર પુજ્યતે. સાહિત્ય સંગીત કળા વિના તો સાક્ષાત્ પશુ છે પૂછડા વિનાનો.

તેમાં કળામા હાસ્ય કળા, પણ આવી જાય. જેનામાં Sense of humour—એટલે હાસ્યરસભાવના નથી તે ખરેખર પશુ. આ બધી દલીલો જોતાં હાસ્ય કલા પુનરૂદ્ધાર સમાજની જરૂર નથી જણાતી? ખાસ કરીને આપણા સ્ત્રી વર્ગને માટે? જેમ બીજી બાબતમાં તેમ આમાં પણ આપણી સ્ત્રીઓને કેટલો અન્યાય થયો છે? નાનપણથીજ એના ઉર્મિઓ દાબી રાખવાના. હસવું આવે તોયે છોકરીની જાતથી કંઇ હસાય? 'નટની માફક દાંત દેખાડે છે? સાસરે જઇ નાક કાપવું છે?' દાંત દેખાડવાથી નાક કપાય એ ભાવના ખીચારીના કુમળા મગજમાં નાનપણથીજ ઘુસાડવામાં આવે. છોકરીને ઘંટીનું પડ માથે લઇ ફરવાનું! ફ્હેરથી હસવાનું ભૂલાવી ન નાખ્યું હોય તો ભવસાગર ગમે તેવો તોફાની હોય પણ કેની આનંદથી તરી શકે! બાકી એક વખત ગૃહપુરામાં પડયા

પછી ઘરકામ ને આઠદસ છોકરાંની જંજાળમાંથી છુટે ત્યારે હસવાનું કેળવેને ? તેમાં આપણું સ્ત્રીસાહિત્ય. વખત મળે ત્યારે સ્ત્રીચરિત્રો વાંચેજ છુટકો ! માસિકો પણ સ્ત્રીને માથે બંટીનું પડ સમતોલ રાખે તેવાં. એમાંથી બાળઉછેર વિષે વાંચવાનું કે, પાકશાસ્ત્ર, બાળકને માટે ઉનનાં મોજાં (ગરમ દેશમાં પણ) કેમ ગુંથવા, ઝભલાં કેમ બનાવવાં, માંદાની માવજત, પતિની માવજત વગેરે વગેરે મગજને તૃપ્ત કરે એવા વિષયો. વાર્તા હોય તો ડાહ્યલા ડાહ્યલા એમાંના નાયક નાયિકા સર્વગુણ સંપન્ન. આં પૃથ્વીપર અવતરે એજ નવાઇ ! ખરેખર સ્ત્રીઓને હસાવવાની બહુ જરૂર છે. સ્ત્રી હસશે તો બાળક હસશે, બાળક હસશે તો ઘર હસશે, ઘર હસશે તો પતિદેવ હશશે, એ ન્યાયે આખું જગત હસશે. ' જ્યાં હસે સ્ત્રી ત્યાં વસે દેવતા ' એ સુત્રને શાસ્ત્રનું પ્રમાણ–ન્યાયશાસ્ત્રનું પ્રમાણ મળી ચુક્યું.

ઉપર્યુક્ત સમાજનો હેતુ જગતને હસાવવાનો છે. તમારા માસિકમાં આ સમાજ વિષે ઉલ્લેખ કરી, સભ્યોની સંખ્યામાં વધારો કરાવી આભારી કરશો. સમાજ વિષે માહિતી નીચે પ્રમાણે છે:

૧ આ સમાજ 'હાસ્યકલા પુનરુદ્ધાર સમાજ' તરીકે ઓળખાશે.

૨ એનું વાર્ષિક લવાજમ ફક્ત રૂપીઓ એક.

૩ કાર્યક્રમ ત્રણ ભાગમાં વ્હેંચાશે:

(અ) એરંડીયું પીધેલું હોય તેવા મ્હોંવાળા તથા આખી દુનિયાનો ભાર પોતાને જ શીરે છે એવી ભાવનાછાદિત મુખડાં માટે-relaxation-એટલે જડબા ઢીલાં થઇ હસી શકે–તેને માટે ડાચાંની કસરતની યોજના

(બ) વર્ગો. હાસ્યરસપ્રધાન લેખો કે પુસ્તકોનું વાંચન હાસ્ય મંદિર, ભદ્રંભદ્ર વગેરે પુસ્તકો ચલાવવામાં આવશે.

(ક) હાસ્યરસપ્રધાન પુસ્તકો તથા લેખો લખાવવા તથા પ્રગટ કરાવવા.

આથી વિશેષ સૂચના કોઇ આપશે તો આભાર.

સી.

મંત્રી, "હાસ્યકલા પુનરુદ્ધાર સમાજ."

---

## યૂરૂપમાં વૃદ્ધ લગ્નો !

કોલન નજીક આવેલાં બાર્નોલ્ડસ્વીકનાં ત્રણ વૃદ્ધ પેન્શનરો ગયા નાતાલના તહેવારો દરમ્યાન પરણ્યા છે. કલેટન સ્ટ્રીટના કુમારી એન ટીજવેલ (વય ૭૨) માન્ચેસ્ટર રોડના મી. વીલીયમ ફોરેસ્ટ (વય ૭૨) સાથે પરણી છે અને મીસીસ મર્થા આઇડન (વય ૬૬) મી. જેમ્સ વીલીસ (વય ૭૨) સાથે પરણી છે. મી. વીલીસ આ પહેલાં બે વખત પરણ્યા હતા અને મીસીસ આઇડન સાથે પરણ્યા પહેલાં ત્રણ અઠવાડિયાં ઉપરજ તેઓની મુલાકાત થઇ હતી. હિંદના બુઢ્ઢાઓની જેમ ૧૦–૧૨ વર્ષની કુમારિકાના ભવ નથી બગાડતાં એટલું સારું છે !

# એક લોકગીત.

સંપાદિકા: સૌ. સુમતિ શંકરલાલ કવિ.
ડી. એચ. બી. એસ.

નાનો દિયરીઓ લાડકો રે !
લાવ્યો મેંદીનું ઝાડ–કાંઇ–મેંદી રંગ લાગ્યો રે.

વાટી ઘુંટીને ભર્યો વાટકો, મેલો ભોજઇ તમારે હાથ–મેંદી૦
તમારી મેંદીને દિયર શું રે કરૂં ? તમારો વીરો દેશ પરદેશ–મેંદી૦
પહેલો કાગળીયો એમ લખ્યો, તારો વીરો પરણે ને ઘેર આવ–મેંદી૦
વીરો પરણે તો ભલે પરણે, ભલેરી સુંઢાડજો જાન–મેંદી૦
બીજો કાગળીયો એમ લખ્યો, તારી બેની પરણે ને ઘેર આવ–મેંદી૦
બેની પરણે તો ભલે પરણે, તેની ભલેરી જમાડજો જાન–મેંદી૦
ત્રીજો કાગળીઓ એમ લખ્યો, તારી માતા મરે ને ઘેર આવ–મેંદી૦
માતા મરે તો ભલે મરે, એને નદીએ દેજો દાહ–મેંદી૦
ચોથો કાગળીઓ એમ લખ્યો, તારી માનીતીને ડસીયો નાગ–મેંદી૦
આવીને ઝટ ઘેર ઉભા રહ્યા, મારી માનીતીના શા હાલ–મેંદી૦



# કાશ્મિર.

લેખિકા: કુ. પન્ના મહેતા.

કાશ્મિર દેશ એટલે પૃથ્વિપરનું સાક્ષાત નંદનવન. કોઇને જો સદેહે સ્વર્ગના દર્શન કરવા હોય તો કાશ્મિર જવું. કાશ્મિર દેશ રમ્ય સ્થાનોથી ભરપૂર છે. દરેક સ્થળ જોતી વખતે આપણને એમજ લાગે કે આજ સ્થળ સૌથી વધારે સુંદર છે. આ દરેક સ્થળ વર્ણવાની તો મારામાં શક્તિ નથી પણ જે સ્થળોના ચિત્ર હજુ મારા મનમાં રહ્યા છે તે વિષે હું કંઇક લખી શકીશ.

## દાલ સરોવર.

દાલ સરોવર શ્રીનગરમાં આવેલું છે એની આસપાસ તખ્તે સુલેમાન, હરિપર્વત, મહાદેવ પર્વત તથા હરમુખના પહાડો તથા મોગલ શહેનશાહોના મશહુર બાગો આવેલા છે. આ વિશાળ સરોવરની આજુબાજુ સર્વત્ર લીલું છમ છે અને અંદર પણ તરતા લીલા બાગો નજરે પડે છે.

હું એ સરોવરમાં લગભગ સુર્યાસ્તને સમયે ફરતી હતી. સૂર્યનારાયણે ધીમે ધીમે હરમુખ તથા બીજા પહાડો પાછળ સંતાવવા માંડયું અને તે સાથે દાલમાંના અસંખ્ય કમળો પણ પોતાની સુંદર સુકોમળ પાંખડીઓ બીડવા લાગ્યાં. સૂર્યનારાયણે જતાં જતાં પોતાના રંગબેરંગી કીરણો આસપાસના પહાડ ઉપર તેમજ દાલના નિર્મળ જળ ઉપર પ્રસાર્યા. કાળા પહાડના સૂર્યના કીરણ વડે રંગરંગીત થએલાં બરફના શિખરોના પ્રતિબિંબ દાલના સ્વચ્છ અને શાન્ત પાણીમાં દીસવા લાગ્યાં. એક બાજુ પર આવેલો તખ્તે સુલેમાન પહાડ માથે શંકરનું મંદીર લઇ દાલના ઉંડા પાણીમાં શોભી રહ્યો. બીજી બાજુએ આવેલો હરિપર્વત પોતાના શિખર ઉપરના કીલ્લા સાથે દાલ સરોવરના કમળોથી ભરપૂર પાણીમાં દેખાવા લાગ્યો. કીનારા ઉપર આવેલાં ઉંચા ઝાડ પણ મંદમંદ હાલતાં દાલના શાન્ત પાણીમાં દીસવા લાગ્યાં. એક કાશ્મિરી સુંદરી એક મોટો વાંસ લઇ એક મોટી નાવની કોરણ ઉપર ઉભી હતી અને તેનું છટાદાર તથા સુંદર શરીર સરોવરના સૂર્યના કીરણ વડે રંગાએલુ આ પાણીમાં દીસતું હતું.

આખરે સૂર્યનારાયણ પુરા આથમી ગયા અને તે સાથે સંધ્યાના સોનેરી રંગ પણ ભુસાઇ ગયા અને આસપાસના પહાડો ઉપર ઘેરા રંગ છવાયા. આ દેખાવ સુંદર તેમજ ભયાનક દેખાતો હતો. ધીમે ધીમે અંધારું થતું હતું. સરોવરમાં ફરતા લોકો પોતાની શિકારા ઘર તરફ ગાતા લલકારતા હંકારવા લાગ્યા. કીનારા પરના ઉંચા વિશાળ તરુવરો ડોલવા લાગ્યાં અને ધીમી મીઠી પવનની લ્હેરો વડે સરોવરનું શાન્ત પાણી હલવવા લાગ્યાં. ધીમે ધીમે પંખીઓનો કીલકીલાટ પણ બંધ થયો અને સર્વત્ર શાંતિ પ્રસરી.

થોડી વારે પહાડો પાછળથી ચંદ્રમા ઉપર આવ્યા, અને પોતાના શીતળ રૂપેરી કીરણો પ્રસારી દાલ સરોવરના સ્વચ્છ પાણી

પોતાનો પાલખીના ઝીનખાબના પડદા ઉંચા કરી પોતાના બાગની સુંદરતા જોઇ હશે, અને તે વખતે એના ચંદ્રને પણ શરમાવે એવા મુખ ઉપર એક સ્મિત હાસ્ય ફરકયું હશે, અને ત્યારે એના સુંવાળા મોહક કપોલ ઉપર ઉંડાં ખંજન પડયાં હશે. આ બધું જેણે જોયું હશે તે કેવા ભાગ્યશાળી ? સૌંદર્યની દેવી સૌંદર્યોદ્યાનમાં ફરે તે કેવું લાગે ? પછી કદાચ જહાંગીર તથા નુરજહાં ફરતાં ફરતાં ન્હેરની પાળ ઉપર બેસી વાતો કરતાં હશે, અને ત્યાં નુરજહાં પોતાના સુંદર પગ પાણીમાં બોળી રમત કરતી હશે, અને ત્યારે જહાંગીરે એના સુકુમાર પગને કમળ જાણી ભમરો દંશ દે માટે એને પગ પાણીમાંથી લઇ લેવા કહ્યું હશે.

હવે તો એ વાતોને વરસો થઇ ગયાં એ બાગો કરાવનાર તેમજ કરનારા આ જગતમાંથી જતા રહ્યા, દુનીઆ પણ ફેરવાઇ ગઇ, પણ એ બે બાગો તો હજી સુધી સુંદર રહ્યા છે. આજે પણ કાશ્મિરના સ્ત્રી પુરૂષો એ બાગોમાં વસન્તનો ઉત્સવ ઉજવી આનંદ પામે છે.



## બપોરે ઘેર ન જમાય !

સ્પેનમાં એક એબર નામે નાનું શહેર છે. ૧૯૦૦૦ ની વસ્તી. એ શહેરના પરણેલા પુરૂષો બપોરનું ખાણું જીંદગીમાં બે વખતજ ઘેર લે છે. એક તેમના લગ્નને દિવસે અને બીજું મરણ પામે તે દિવસે. બાકીના દિવસો પોતે કામ કરતાં હોય ત્યાં આસપાસના કોઇ હોટલમાં જમી લે છે. સ્ત્રીઓ મોટે ભાગે બપોરે કામ પર જતી હોવાથી આ રિવાજ પડયો છે; અને હવે તો રૂઢી થઇ ગઇ છે. બપોરે ઘેર જમવું પડે એ એક દુર્ભાગ્ય ગણાય છે.

× × × × × ×

## કેવો પતિ જોઇએ ?

પત્ની પતિ પાસે શાની આશા રાખી શકે ? પ્રથમ તો વફાદારી અને સુઘડ જીવનની. પોતે જેટલી પતિ પ્રત્યે સાચી હોય એટલોજ પતિ પોતાની પ્રત્યે સાચો રહે એમ પત્ની જરૂર જરૂર આશા રાખે. સદાઇથી પોતાના કુટુંબનું પોષણ કરવાની શકિત વિના તો કોઇ માણસને પરણવાનો હકજ નથી. પત્ની પતિ પાસે સભ્યતાની પણ જરૂર આશા રાખે. પોતાનો પતિ પોતાનો સહચારી બને એમ પત્ની જરૂર ઇચ્છે. એ પોતાનો પતિ પોતાને સુખી કરે એમ દરેક પત્ની ઇચ્છે. ( ડોરોથી ડીક્ષ )

× × ×

## જુવાન રહેવા માટે:

જુવાની જાળવી રાખવા માટે અમેરિકન સ્ત્રીઓ જાતજાતની ચોકસી રાખે છે અને જહેમત ઉઠાવે છે. ત્યાંની આબોહવામાં એકદમ જાડા થઇ જવાય છે એટલે શરીરનો મેદ ઘટાડવા તેઓ ખોરાક પર કાબુ રાખે છે અને ખુબ કસરત કરે છે. બાથરૂમમાં વજન કરવાનો કાંટો હોયજ. થોડાક તોલા પણ વજન વધ્યું કે ઘટાડવાના પ્રયત્નો શરૂ કરે. આ પ્રયત્નોમાં નૃત્ય સારી કસરત ગણાય છે, અને તે ફકત જુવાન છોકરીઓજ નહિ પણ ઘરડી ડોશીઓ પણ સતત કરે છે.

# પ્રસૂતિમાં સ્ત્રીઓ તથા બાળકોનાં મરણ.

લેખિકા: સૌ. જ્યોત્સના મહેતા. બી. એ.

ટાઈમ્સ ઓફ ઇન્ડીઆ પત્રમાં શ્રીમતી માર્ગરેટ બાલ્ટર નામે સન્નારીએ થોડા વખત પર, આ વિષય પર લેખમાળા લખી હતી. તે "ગુણસુંદરી"ના વાંચકોને ઉપયોગી થાય એવી લાગવાથી તેમાં કેટલોક ફેરફાર કરીને તેનો સાર નીચે આપું છું.

બીજા દેશો સાથે સરખામણી કરતી વખત હિંદની મુખ્ય નિર્બળતા એ જણાય છે કે લોકોની તંદુરસ્તી ખરાબ છે અને શરીર બહુ નબળાં છે. દેશની પ્રગતિમાં આજ મોટું વિઘ્ન આવે છે વારંવાર માંદગી આવવાથી લોકો બહુ અશક્ત થઇ જાય છે, અને તેમનાં આયુષ્ય ટુંકાં થાય છે. ઇંગ્લંડના લોકો કરતાં હિંદના લોકોનું આયુષ્ય લગભગ અરધું હોય છે. તેમાં પુરૂષો કરતાં પણ ખાસ કરીને સ્ત્રીઓનાં શરીર ઘણાં દુર્બળ હોય છે. સોમાંથી પંચાણુ સ્ત્રીઓ કંઇ ને કંઇ રોગથી પીડાતી હશે એવું જણાય છે. આ રોગો મટાડવાના ઉપાય કરવાની અગત્ય ઘણી છે પરંતુ તે થતા અટકાવવા માટે મૂળ કારણ જોવું જોઇએ. પ્રથમથીજ તંદુરસ્ત બાળકો પેદા થાય એવું કરવું જોઇએ. હિંદમાં પણ કેટલાંક તંદુરસ્ત બાળકો પેદા થાય છે એ વિષે શક નથી. મુંબાઇમાં Baby Show (બાળ પ્રદર્શન) વખતે મીલ મજુરોનાં જે બાળકોને તંદુરસ્તીનું ઇનામ મળે છે એ જાતનાં બધાંજ બાળકો ઉત્પન્ન થતાં હોય તો પચાસ વર્ષમાં હિંદની પ્રજા મજબુત થઇ જાય. જો બાળક જન્મથી તંદુરસ્ત હશે તો આગળ જતાં તે દરેક રોગ સામે ટકી શકશે. ત્યારે કેટલાંક બાળકો જન્મ વખતે નબળાં કેમ હોય છે તેનું કારણ શોધવાને આપણે ખાસ પ્રયત્ન કરવો જોઇએ.

બીજા દેશોમાં માતા અને બાળકની તંદુરસ્તી ઉપર સરકાર તરફથી ખાસ ધ્યાન આપવામાં આવે છે. બાળમરણ, મૃત બાળકોનો જન્મ, માતાના પોષણ તથા સંજોગોની ગર્ભપર થતી અસર, અને ગર્ભાવસ્થાના રોગો, આ બધાનાં કારણોની તપાસ ઇંગ્લંડમાં સરકારની મદદથી ડાકતરો કરે છે. નર્સોને તથા વિદ્યાર્થીઓને અપાતા વૈદકીય શિક્ષણની તપાસ તથા પ્રસૂતિમાં સ્ત્રીઓનાં મરણ થવાનાં કારણોની તપાસ આરોગ્યનાં મંડળો કરે છે. આવી જાતનો કંઇ પણ પ્રયાસ હિંદમાં થતો નથી. બાળરક્ષણનું જે કાર્ય હિંદમાં ગયાં વીસ વર્ષમાં થયું છે તેમાં માત્ર દુધનું દાન, ગરીબ બાળકોને માટે સ્નાનની સગવડ, સ્ત્રીઓને થોડું આરોગ્યનું શિક્ષણ, અને પ્રસૂતિ સમયે નર્સ તથા ડાકતરની સગવડ એટલુંજ થયું છે. અલબત્ત આ બધાં કામ ઘણાં જરૂરનાં છે, અને તેના કાર્યવાહકોને ધન્યવાદ ઘટે છે. પરંતુ તેથી સ્ત્રીઓ તથા બાળકોના મરણનું પ્રમાણ દેશમાં આટલું

બધું કેમ છે, તેનાં કારણ વિષે આપણને કંઇ માહિતી નથી. ઇંગ્લંડમાં પ્રસુતિના દાકતરોનું મંડળ હોય છે. તેની દેખરેખ તથા નિયમ પ્રમાણે બધી નર્સો તથા દાક્તરો કામ કરે છે. કોઇ પણ સ્ત્રીના પ્રસવમાં કંઇ ગુચ્ચ્રેલી આવી હોય તો તેને તેઓ તરત હસ્પીતાલમાં મોકલી દે છે હિંદમાં તો સુયાણીઓ કેવી છે તેની તપાસજ કોઇ કરતું નથી. તેઓ ઘણે ભાગે અભણ હોય છે. ઘણી વખત પ્રસૂતાને તેઓ મરણતોલ કરી મૂકે છે. પછી છેલ્લી ઘડીએ તેને હસ્પીતાલમાં મોકલવામાં આવે છે. પણ તે બચી શકતી નથી.

આ સ્થિતિ સુધારવા માટે માત્ર બહુ સુવાવડખાનાં બંધાવ્યાથી અને નર્સોને શિક્ષણ આપ્યાથી આપણી ફરજ પુરી થતી નથી. મૂળ તો આ દેશમાં ગર્ભાવસ્થામાં સ્ત્રીની કેવી સ્થિતિ હોય છે અને તેમાં રોગ શાથી ઉત્પન્ન થાય છે તે જાણવા માટે પદ્ધતિસર તપાસ થવી જોઇએ. હિંદમાં આટલાં બધાં બાળ-મરણ કેમ થાય છે તેનાં પુરેપુરાં કારણ કોઈ પણ દાકતરો જાણતા નથી.

હવે મુંબાઇ શહેરનો દાખલો જોઇએ. ત્યાંના દાક્તરોનો મત એવો છે કે ગર્ભવતી સ્ત્રીઓમાં બીજા કરતાં એનીમીઆ રોગ (જેમાં શરીરમાંથી લોહી ઉડી જાય છે) સૌથી વધારે જણાય છે. એક વર્ષના આંકડા તપાસતાં જણાયું કે પ્રસુતિમાં જેટલી સ્ત્રીઓનાં મરણ થયાં તેમાંથી ૬૧ ટકા જેટલાં એનીમીઆથી થયાં હતા આ રોગ ગર્ભાવસ્થાના પાછલા ભાગમાં શરૂ થાય છે. સ્ત્રી ઘણી નબળી પડી ગયા પછી હસ્પીતાલમાં આવે છે. તેથી પ્રસવ થતાં તરતજ મૃત્યુ પામે છે. આ રોગ ગરીબ તથા શ્રીમંત બન્ને વર્ગની સ્ત્રીઓમાં થતો જણાય છે. એ રોગનું કારણ હજી બરોબર માલમ પડયું નથી. કેટલીક સ્ત્રીઓને એ રોગ થાય એટલે થોડા પ્રમાણમાં થાય છે. તેમાં સ્ત્રી મરતી નથી પણ અશક્ત બહુ થઇ જાય છે, અને બાળક મરણ પામે છે.

Osteomalacia (ઑસ્ટીઓમેલેશીઆ) નામે બીજો રોગ પણ ઘણો ખરાબ છે. તે રોગમાં સ્ત્રીને પ્રસુતિ વખતે અતિશય કષ્ટ થાય છે. શરીરનાં કેટલાંક હાડકાં એવાં થઇ જાય છે કે જેને લીધે પ્રસવ થઇ શકતોજ નથી. મુંબઇ જેવાં મોટાં શહેરોમાં હસ્પીતાલો હોવાથી આવા દાખલામાં ઑપરેશન કરીને પ્રસવ કરાવે છે. પણ ન્હાનાં ગામોમાં આવી સગવડ હોતી નથી. તેથી ત્યાં બિચારી સ્ત્રી બહુ દિવસ સુધી અસહ્ય પીડા વેઠીને આખરે પ્રસવ થયા વિનાજ મૃત્યુ પામે છે. મુંબાઇ ઇલાકામાં આ રોગ ઘણો જોવામાં આવે છે. વળી ઘણી સ્ત્રીઓને સુવાવડમાં તાવ લાગુ પડે છે. તેથી કોઇવાર મરણ પણ થાય છે. જો મરણ નથી થતું તો ઘણે ભાગે સ્ત્રી કાયમની અશક્ત થઇ જાય છે. ઘણું ખરૂં આવા તાવનું કારણ એ હોય છે કે સુવાવડમાં સુયાણી સ્વચ્છતા બીલકુલ રાખતી નથી. તે મેલાં કપડાં પ્હેરે છે અને મેલા હાથે કામ કરે છે. કંઇ પણ દરકાર વગર તે તાવવાળી સ્ત્રી પાસેથી તંદુરસ્ત સ્ત્રીની સુવાવડ કરવા જાય છે.

આ રોગો સિવાય પણ બીજા ઘણા દાખલામાં પ્રસવ વખતે દાક્તરી મદદની જરૂર પડે છે, તે ન લીધાથી અસંખ્ય સ્ત્રીઓ મૃત્યુ પામે છે. આવાં મરણનું એક કારણ તો સુયાણીનું અજ્ઞાન છે; તેમજ બીજું એ પણ છે કે કેટલીક સંસ્થાઓમાં અધુરું શિક્ષણ પામેલી નર્સો સુવાવડ કરવાનો ધંધો કરે છે. તેમને પોતાની જવાબદારીનું કંઇ ભાન હોતું નથી. તેમના પર કોઇ દેખરેખ રાખતું નથી; અને નુકસાન કરવા માટે કંઇ પણ સજાની બીક તેમને હોતી નથી. મુંબાઇ ઇલાકાના નર્સીંગ એસોસીએશને નર્સો માટે નિયમો

ઘડેલાં છે. પણ તે કંઇ બરોબર પળાતા નથી. ઇંગ્લંડમાં મિડવાઇફ (શિક્ષણ પામેલી સુવાણી) પર સખત દેખરેખ રાખવામાં આવે છે. દરેક મિડવાઇફને પોતાનું નામ બોર્ડ પાસે નોંધાવવું પડે છે, અને તેના નિયમ પાળવા પડે છે. ત્યારે જ તે ધંધો કરી શકે છે. આ નિયમોમાં કંઇ પણ ભૂલ થાય તો તેને શિક્ષા થાય છે. આવી રીતે સ્ત્રીઓ તથા બાળકોનું હિત સચવાય છે.

ઘણા લોકોનો અભિપ્રાય એવો છે કે હવે એવો વખત આવ્યો છે કે મુંબાઇ ઇલાકામાં પણ આ જાતનો કાયદો થઇ શકે. પણ તે આ દેશના સંજોગોને અનુકૂળ પડે તેવો હોવો જોઇએ. લોકોના વિચારમાં પહેલા કરતાં સુધારો થયો છે. મ્યુનીસીપાલીટીની નર્સો સુવાવડમાં દેખરેખ રાખવા આવે અથવા સ્વચ્છતા રાખવાની સલાહ આપે, તેને માટે સ્ત્રીઓ પહેલાં જેટલો વાંધો બતાવતી નથી. કેળવાયલા લોકો શીખેલી નર્સ કે દાક્તરનેજ સુવાવડ માટે બોલાવે છે. હવે જે લોકો નર્સ દાક્તરના ફાયદા સમજતા નથી અને અણઘડ સુયાણીનેજ બોલાવે તેમની સ્થિતિ સુધારવા માટે ઉત્તમ માર્ગ એ છે કે સુયાણી પર દેખરેખ રાખનાર માણસો નીમવા. તેમણે સુયાણીઓને ધીમે ધીમે દાક્તરી શિક્ષણના ફાયદા સમજાવવા. તેથી તેઓ સુધરશે. ગયા વર્ષમાં મુંબાઇમાં સ્ત્રીઓની કેટલીક સંસ્થાઓએ સરકાર પાસે એવી માગણી કરી હતી કે આ બાબતમાં સારો કાયદો ઘડાવો જોઇએ. કાયદો થયા વગર મુંબાઇ જેવી મોટી મ્યુનીસીપાલીટી પણ કંઇ કરી શકતી નથી.

મુંબાઇમાં બાળમરણનું પ્રમાણ કેટલું બધું છે તે બધાં જાણે છે. મ્યુનીસીપાલીટી, બાળરક્ષણ સભા, તથા ખાનગી માણસોએ ઇસ્પીતાલો વગેરે ખોલીને ઘણું સારું કામ કર્યું છે પણ તેથી કેટલાં બાળમરણ ઘટ્યાં તે કોઇ જાણે છે? માત્ર શહેરના હેલ્થ ઓફીસરના (આરોગ્ય જોનાર અમલદાર) રીપોર્ટ પરથી આપણને માહિતી મળી શકે છે. તે ઉપરથી જણાય છે કે ઘણાં વર્ષથી એવું બને છે કે જેટલાં બાળકો જન્મે છે તેમાંથી એક તૃતિયાંશથી પણ વધારે ભાગ પહેલા વર્ષમાં મરણ પામે છે. તેમાં પણ પહેલા મહિનામાં ઘણાં મરી જાય છે. મરણનાં જે કારણો નોંધવામાં આવે છે, તેમાં ઘણો ભાગ એ હોય છે કે બાળકો જન્મથી જ અશક્ત હોય છે, અથવા તેમનું શરીર પુરું વિકસેલું હોતું નથી. કેટલાંક બાળકો વખત કરતાં વ્હેલાં જન્મે છે. આ ઉપરથી જણાય છે કે બાળકના જન્મ પહેલાં માતા ખરાબ સંજોગોમાં રહેવાથી બાળક કમતાકાત થાય છે. તેથી તેને કંઇ પણ થાય તો તરત મૃત્યુ પામે છે. જબરાં બાળકોને આમ થતું નથી. તેઓ માંદગી સહન કરી શકે છે. જન્મથી નબળાં બાળકો જો ઉછરીને મોટાં થાય છે, તોપણ તેઓ આખી જીંદગી સુધી અશક્ત રહે છે. હાલમાં જે બાળરક્ષાનું કામ થાય છે તેમાં આવાં બાળકોને સહાય મળતી નથી. તેમને તો ઉત્તમ નર્સોની દેખરેખ નીચે કોઇ સારી સંસ્થામાં રાખ્યાં હોય તોજ કદાચ સુધરી શકે. બાકી જન્મ પછી તેમની અશક્તિનો કંઇ ઉપાય થઇ શકતો નથી. સુવાવડની ઇસ્પીતાલમાં જવાથી પણ કંઇ ફેર પડતો નથી. કારણ કે જન્મ પહેલાં ગર્ભને જે હાનિ થઇ હોય તે ઇસ્પીતાલ સુધારી શકતી નથી. બાળકો જન્મ વખતે નબળાં કેમ હોય છે તેનું ખરું કારણ હજી આપણે સમજ્યાંજ નથી. એટલે તેનો ઉપાય થઇ શકતો નથી. ગરીબાઇ, અસ્વચ્છ રહેઠાણ અને અજ્ઞાનને લીધે બાળકને ઘણું નુકસાન થાય છે. પણ તે જો ખરેખર હૃષ્ટપુષ્ટ હોય તો આવા સંજોગોમાં પણ ઉછરી શકે છે. ક્ષય તથા Cancer રોગવાળી

સ્ત્રી તંદુરસ્ત બાળકને જન્મ આપી શકે છે. પણ જો સ્ત્રીને પ્રમેહ જેવો રોગ થોડો પણ થયો હોય તો તેનાં બાળક નબળાં અથવા મુએલાં જન્મે છે.

બાળરક્ષાનું જે કામ હાલ થાય છે તેમાં દરેક જણે યાદ રાખવાની વાત એ છે કે બાળકોના જીવ બચાવવા કરતાં જે બાળકો બચ્યાં હોય તેમને તંદુરસ્ત રાખવાનો વધારે પ્રયત્ન થવો જોઇએ. વળી નબળાં બાળકોને દવા તથા દૂધ આપ્યા કરવું પણ તેમની નબળાઇનું કારણ તપાસવુંજ નહિ, એ પદ્ધતિ સારી નથી. તેમજ લાખો રૂપીઆ ખરચીને ઇસ્પીતાલો બંધાવવી, પણ જે રોગોને લીધે ઇસ્પીતાલમાં જવાની જરૂર પડે છે, તે અટકાવવાનો પ્રયત્ન કરવો નહિ એ રીત પણ ખોટી છે. જો આપણે ગર્ભાવસ્થાના રોગોના ઉપાય શોધી કહાડીએ તથા ગર્ભાવસ્થામાં અને પ્રસુતિ વખતે દરેક સ્ત્રીની પુરી સંભાળ લેવાય અને તેને ઉત્તમ મદદ મળે એવી વ્યવસ્થા કરીએ, તો પછી સુવાવડની ઇસ્પીતાલો વધારવા કરતાં ઓછી કરવાનો વખત આવશે.

ગયા બે વર્ષમાં થયેલી દાક્તરી તપાસને પરિણામે હજી એટલુંજ જણાયું છે કે આ દેશમાં ગર્ભાસ્થામાં ઘણીજ સ્ત્રીઓને રોગ લાગુ પડે છે, પરંતુ પુરી તપાસ કરવા માટે હજી વધારે શોધ કરવાની જરૂર છે. યુરોપ, અમેરિકા, વગેરે દેશોમાં આવી શોધખોળની જે નવી પદ્ધતિ છે, તે જાણનાર કોઇ પ્રવીણ શોધક હિંદમાં રાખવાની જરૂર છે. આવા માણસને બે વર્ષ સુધી રાખવા માટે રૂ. ૩૫૦૦૦ ની જરૂર પડે. આ રકમ ક્યાથી લાવવી ? જે સ્થળે વિવિધ કોમની સ્ત્રીઓ જતી હોય એવી સુવાવડની ઘણી ઇસ્પીતાલો હોય, અને જ્યાં સાયન્સનાં નવીન સાધનોની મદદ મળી શકે, તેવે સ્થળેજ આવી તપાસ કરવી જોઇએ. તેમાં ખાનગી સ્વયંસેવકોના પણ જરૂર પડે આને માટે મુંબાઇ શહેર બરોબર યોગ્ય સ્થળ છે. આવી તપાસ કોઇ પણ રીતે થવાની તો ખરીજ. જે થોડી શોધ થઇ છે, તેથી બીજા દેશના માણસોને પણ વધારે જાણવાની જિજ્ઞાસા થશે. વધારે તપાસ માટે કાંતો એ લોકો પૈસા ખરચશે અથવા હિંદના લોકો ખરચશે. 'મધર ઇન્ડીઆ' નામના પુસ્તકથી હિંદના લોકોને ઘણો ક્રોધ ચડ્યો છે. એ પુસ્તકમાં ઘણું અસત્યકથન અને અતિશયોક્તિ છે ખરી. પરંતુ સુવાવડ અને બાળમરણ વિષે જે લખાણ છે, તેમાંથી કેટલુંક બાદ કરતાં વધારે ભાગ સત્યજ છે.આની સામે જો હિંદના લોકોએ ખરેખરો ઉત્તર આપવો હોય તો પ્રસુતિ વખતે થતાં માતા અને બાળકોનાં મરણ વિષે તેમણે પોતાને ખરચે તપાસ જરૂર કરાવવી જોઇએ. જો હિંદના લોકો આ બાબતમાં બેદરકાર રહે, અને બીજા દેશના લોકો પોતાને ખરચે આ તપાસ કરાવે તો અલબત્ત 'મધર ઇન્ડીઆ'માં મૂકાએલા બધા આક્ષેપ સત્ય છે, એવું આખી દુનીઆ આગળ સાબીત થાય.

ઉપર પ્રમાણે શ્રી. માર્ગરેટ બાલ્ફરના લેખનો સાર છે. વાંચનારની ખાતરી થશે કે તે સન્નારીએ હિંદમાં થતાં સ્ત્રીઓ તથા બાળકોનાં મરણ વિષે તપાસ કરીને સારૂં જ્ઞાન મેળવ્યું છે. સ્ત્રીઓ તથા બાળકો માટે તેમને અંતરથી લાગણી હોવી જોઇએ એમ સિદ્ધ થાય છે. તેમજ તેમનું હિત સુધારવાને તે કોઇ પણ પ્રકારે તત્પર છે એમ જણાય છે.

પરંતુ આ લેખ એક યુરોપીઅન સન્નારીના દષ્ટિ બિંદુથી લખાયલો છે એટલે સ્વાભાવિક રીતેજ તેમને હિંદુ સંસારની અંદર રહેલી ગુંચની ખબર ન હોય. હિંદુ સ્ત્રીઓ સુવાવડ વખતે શીખેલી નર્સ અથવા દાક્તરને બદલે

અણઘડ સૂયાણીને કેમ બોલાવે છે તેના અનેક કારણો છે. ઘણી સ્ત્રીઓ એમ માને છે કે સૂયાણી આ કામમાં પુરેપુરી હોંશીઆર હોય છે. સ્વચ્છતાનું તો તમને પોતાને ભાન હોતું નથી. વળી અસલથી ચાલતા આવેલા રીવાજ પ્રમાણે કરવું એમ માને છે તેથી તેઓ પોતાની પ્રસૂતિ વખતે શીખેલી નર્સને બોલાવવાની સાફ ના કહે છે. 'સુવાવડમાં દાક્તર તે શું સમજે?' એવું દરેક સ્ત્રીઓ કહે છે. ભલે પુરૂષ દાક્તરને ન બોલાવે, પણ સ્ત્રી દાક્તરને બોલાવવામાં શો બાધ છે? વળી સ્ત્રીઓ ગર્ભાવસ્થામાં કે પ્રસૂતિ પછી પણ તબીયત ખરાબ હોય તો દાક્તરની સલાહ માનતી નથી. કારણ કે એ તો કંઇ આ બાબતમાં સમજે જ નહિ, એવો તેમનો અભિપ્રાય હોય છે, બીજા રોગમાં દાક્તરની સલાહ ખુશીથી કબુલ કરશે પણ સુવાવડને લગતા રોગમાં બીલકુલ નહિ માને.

કેટલીક વખત એવું બને છે કે પ્રસૂતિવાળી સ્ત્રી પોતે તો શીખેલી નર્સને બોલાવવાને ખુશી હોય છે. પણ ઘરમાં દાદી, સાસુ, કાકી કે એવી કોઇ વૃદ્ધ સ્ત્રી હોય છે તે ચોકખી ના કહે છે. 'આપણા ઘરમાં તો સૂયાણીનો જ રીવાજ છે. નર્સ વળી શું સમજે? અમારે એવું વીલાયતી કામ ન જોઇએ,' એવી દલીલો તેઓ કરે છે. તેમની આજ્ઞા બધએ પાળવીજ પડે છે, એટલે યુવાન સ્ત્રી બિચારી લાચાર બનીને કબુલ કરે છે. સંયુક્ત કુટુંબમાં આવું ઘણીવાર બને છે. એ વૃદ્ધ સ્ત્રીઓ આગળ શીખેલી નર્સ કે દાક્તરના ફાયદા વિષે હજાર ભાષણો આપો તો પણ તેમના વિચાર તલ માત્ર બદલાય તેમ નથી.

- મૂળ લેખિકા ઉપર એક સ્થળે કહે છે કે સૂયાણીઓને આપણે સમજાવવું કે તેમણે શિક્ષણ લઇને પછી કામ કરવું. તેઓ શિક્ષણ લઇને પછી કામ કરે તો કંઇ નુકસાન ન થાય. હું તો ધારું છું કે આ વાત અશક્ય છે. સૂયાણીઓને પોતાના જ્ઞાનનું ઘણું અભિમાન હોય છે. સુવાવડની બાબતમાં તેઓ પોતાને પારંગત માને છે અને નર્સ તથા દાક્તરોને મૂર્ખ માને છે. તેઓ કોઇનું કહ્યું માનતી નથી. એટલે તેમને સમજાવીને શિક્ષણ આપી શકાય એ તો અસંભવિત લાગે છે. આપણે તો માત્ર એટલુંજ કરી શકીએ કે સ્ત્રીઓને સૂયાણીની મદદ લેતી અટકાવવાનો પ્રયત્ન કરવો. આ કામ કેળવાયલી સ્ત્રીઓ કંઇક અંશે કરી શકે પોતાના સમાગમમાં આવતી અભણ સ્ત્રીઓને સલાહ આપી શકે. ભાષણો, લેખો વગેરે દ્વારા પણ કેટલોક પ્રયત્ન થઇ શકે. વળી પુરૂષોએ પણ એવો પ્રયાસ કરવો જોઇએ કે બનતા સુધી પોતાના ઘરમાં અણઘડ સૂયાણીને પેસવા ન દેવી. 'બનતા સુધી' શબ્દ એટલા માટે લખું છું કે કેટલીકવાર ઘણી આજ્ઞાંકિત અને પતિવ્રતા પત્ની પણ આ બાબતમાં પુરૂષનું કહેલું બીલકુલ માનતી નથી. તેમજ પુરૂષો પણ એમ માને છે કે 'એમાં આપણે ન સમજીએ. સ્ત્રીઓને ફાવે તેમ કરવા દો.' પરંતુ હિંદમાં સ્ત્રીઓ તથા બાળકોનાં જે લાખો મરણ થાય છે, તે અટકાવવાં હોય, તો કેળવાયલા પુરૂષો તથા સ્ત્રીઓ બધાંએ મળીને પ્રયત્ન કરવો પડશે.

માત્ર સૂયાણીને બંધ કર્યાથી બધું સુધરી જાય એમ નથી. ગર્ભાવસ્થામાં સ્ત્રીને સારો ખોરાક, સ્વચ્છ હવા, થોડી કસરત અને મનની પ્રફુલ્લતા મળવી જોઇએ. પરંતુ ગરીબ સ્થિતિમાં આમાંથી એક પણ મળવું મુશ્કેલ છે. તેમજ શ્રીમંત લોકોમાં પણ સંયુક્ત કુટુંબમાં સ્ત્રીઓનું જીવન કેટલું કલેશ અને કંકાસથી ભરપૂર હોય છે! વહુનું જીવન પશુવત્ અથવા એથી પણ ખરાબ હોય છે. રોજ સાસુ, જેઠાણી, નણંદનાં મ્હેણાં સાંભળવાં પડતાં હોય ત્યાં મનની પ્રફુલ્લતા ક્યાંથી મળે? સવા-

રથી સાંજ સુધી વૈતરૂ કરવાનું હોય, ને લુખો સુકો રોટલો ખાવા મળતો હોય, ત્યાં થોડી કસરત અને પુષ્ટિકારક ખોરાકનો નિયમ ક્યાંથી સચવાય!

બધાં સંયુકત કુટુંબોમાં નહિ પણ ઘણે ઠેકાણે આવું હોય છે. આવી રીતે સાંસારિક રીવાજો પર પણ સ્ત્રીના આરોગ્યનો ઘણો આધાર છે, એટલે હિંદુ સંસારમાં હાલના સંજોગોમાં સ્ત્રીની સ્થિતિ સુધારવી, એ મહાસાગર તરવા કરતાં પણ વધારે કઠણ કામ છે. આવી બારીક વિગતોની ખબર એક યુરોપીઅન સન્નારીને ક્યાંથી હોય ? યુરોપમાં સ્ત્રીઓની તંદુરસ્તી સુધારવાનાં પગલાં જેટલી ત્વરાથી લઇ શકાય તેના દસમા ભાગની ત્વરા પણ અહીં ન થઇ શકે. અહીં તો ગર્ભાવસ્થાના રોગની તપાસ કરવી પણ બહુ મુશ્કેલ પડશે. બધી ગર્ભવતી સ્ત્રીઓ કંઇ ઇસ્પીતાલમાં જતી નથી. સ્વયંસેવકો તેમને ઘેર જઇને પૂછપરછ કરશે તો તેઓ ખરો જવાબ દેશે નહિ અને ગુસ્સે થઇને તેમનું અપમાન કરશે.

સ્ત્રીઓનાં શરીરની સંભાળ ગર્ભાવસ્થામાં લેવાતી નથી એ ઉપર કહ્યું છે. તે ઉપરાંત મૂળથી જ તેમનાં શરીર નબળા હોય છે. આનું કારણ શું છે તે તપાસીએ. એક તો સંયુક્ત કુટુંબની પરતંત્રતા ઉપર કહી તે છે. ઘણે સ્થળે વહુની સ્થિતિ એવી પરતંત્ર હોય છે કે તે માંદી થાય તો કોઇને કહી શકતી નથી. જો કહે તો તે ઢોંગ કરે છે અને કામ કરવાના આળસનું બહાનું બતાવે છે એમ મનાય છે. તેથી તે બિચારી પથારીવશ થતાં સુધી સખત મહેનત કર્યા કરે છે. પછી રોગ વધી જાય છે. વહુની તંદુરસ્તી માટે કોઇને ખાસ કાળજી હોતી નથી. ‘મરી જશે તો બીજી લાવીશું’ એવો વિચાર ઘણા લોકોમાં જોવામાં આવે છે. આનો અર્થ એમ નથી કે બધાં જ સંયુક્ત કુટુંબમાં આવું હોય છે. પણ જ્યાં કેળવણી ઓછી હોય છે ત્યાં ઘણી વાર આવું હોય છે. આવા જ વિચારથી સ્ત્રી મરણ પામે ત્યાં સુધી સાસરીઆં બેદરકાર રહે એવા દાખલા મેં નજરે જોયાં છે. કેટલેક ઠેકાણે કુટુંબનાં માણસો સારાં હોય, છતાં સ્ત્રી પોતાની તંદુરસ્તી માટે બીલકુલ કાળજી રાખતી નથી. રોગ થોડા પ્રમાણમાં હોય ત્યાં સુધી તેના પ્રત્યે તદ્દન બેદરકાર રહે છે. બહુ વ્યાપી ગયા પછી આંખ ઉઘાડે છે. વળી શહેરના જીવનમાં સ્ત્રીઓને જરા પણ કસરત મળતી નથી. દળવું, ખાંડવું, કુવામાંથી પાણી કહાડવું એ કંઇ કરવું પડતું નથી. શ્રીમંત વર્ગની સ્ત્રીઓને તો ઘરકામ પણ હોતું નથી. કસરતની રમતો આપણી સ્ત્રીઓમાં દાખલ થઇ નથી તેથી શહેરની અને ખાસ કરીને શ્રીમંત વર્ગની સ્ત્રીઓ શરીરે નબળી હોય છે.

સુવાવડમાં સ્ત્રીની સારી સંભાળ લેવાતી નથી. શીરો વગેરે ભારે ખોરાક ખવરાવવાથી સ્ત્રીની પાચનશક્તિ બગડે છે. તે તરફ ઘણા વખત સુધી બેદરકાર રહેવાથી શરીરમાં ઝીણો તાવ દાખલ થાય છે. તેને સુવારોગ કહે છે. સુવાવડમાં અંધારી કોટડીમાં માતા તથા બાળકને રાખવાથી ઘણું નુકસાન થાય છે. સ્વચ્છતા તો બીલકુલ સચવાતી નથી. તે વખતના બીજા ઘણા રિવાજ હાનિકારક છે. તે વિગતવાર ગણાવવાનો અહીં અવકાશ નથી. સુવાવડ પછી તરત સ્ત્રીના શરીરને ઘણી મહેનત પાડવાથી કોઇવાર ગર્ભસ્થાન ખસી જાય છે અથવા તેમાં સોજો આવે છે.

બાળકો કેમ ઉછેરવાં તેને વિષે આપણી સ્ત્રીઓમાં ઘણું અજ્ઞાન હોય છે. બાળકોનો ખોરાક, કપડાં, સ્વચ્છતા વગેરેના સારા નિયમો પણ ઘણી સ્ત્રીઓ જાણતી નથી. બાળકને જેમ વધારે ખોરાક આપીએ તેમ જલદી મોટું થાય



ધી ફેલોશીપ સ્કુલ( મુંબાઈ )નો. એક વર્ગ–મોંટેસોરી પદ્ધતિએ શિક્ષણ.

એવી માન્યતા ઘણામાં હોય છે એક અજ્ઞાન સ્ત્રીને ચાર છોકરીઓ થયા પછી છોકરો આવ્યો. તેથી અતિશય હરખમાં આવી જઈને તેણે પ્હેલેજ દિવસથી છોકરાને દૂધને બદલે ઘીને ગોળ ખવડાવવા માંડયો ! આ લાડથી છોકરો આઠ દસ દિવસમાં મરણ પામ્યો. આ તો મૂર્ખાઈની હદ કહેવાય. પરંતુ માતાના અજ્ઞાનથી બાળકો ઘણી વાર માંદાં પડે છે માંદગીમાં સારાં ઉપાયને બદલે મંત્ર દોરા વગેરે ઘણી સ્ત્રીઓ કરે છે. શીતળા, ઓરી વગેરેમાં દવા ન કરાય એવો વ્હેમ તો કેળવાયલા વર્ગમાં પણ હોય છે. આવી દરેક બેદરકારીથી ઘણાં બાળકો મૃત્યુ પામે છે. હિંદુ સ્ત્રીઓના બાળઉછેરના અજ્ઞાન વડે વિસ્તારીને લખીએ તો એક આખું પુસ્તક ભરાય પણ અહીં તો ઘણું સંક્ષેપમાં લખ્યું છે.

હિંદમાં સ્ત્રીઓ તથા બાળકોનું મરણ પ્રમાણ કેમ વધારે છે તેની તપાસ વિગતવાર કર્યા પછી હવે બધાં કારણો ટુંકમાં ગણાવું છું. સૌથી પ્હેલું સ્ત્રીઓનાં શરીર બહુ નબળાં હોય છે. પછી ગર્ભાવસ્થામાં જે ઉત્તમ સંજોગોમાં સ્ત્રીએ રહેવું જોઈએ તે તેને મળતા નથી. તેને લીધે એ અવસ્થામાં રોગ પ્રવેશ કરે છે. અલબત્ત એ રોગ કયાં છે અને તેનાં કારણ શાં છે તેની તપાસ તો દાક્તરોજ કરી શકે. પછી પ્રસુતિ વખતે સુયાણીના અજ્ઞાન તથા સ્ત્રીઓના વ્હેમને લીધે માતા તથા બાળકના શરીરને ઘણી હાનિ થાય છે. કેટલાંક મરણ પણ પામે છે. પછી સુવાવડમાં સ્ત્રીની તબીયતની સંભાળ બરોબર લેવાતી નથી. તે પછી છેલ્લું, બાળઉછેરના અજ્ઞાનથી અનેક બાળકો મૃત્યુવશ થાય છે. આટલાં બધાં કારણો એકઠાં થાય તો પછી દેશમાં સ્ત્રીઓ અને બાળકોનાં મરણની સંખ્યા બહુ થાય એમાં કંઈ આશ્ચર્ય છે ?

આ સ્થિતિ સુધારવાનો મુખ્ય ઉપાય કેળવણી છે. સ્ત્રીઓ શિક્ષણ પામે તો આમાંનાં ઘણાં ખરાં કારણો દૂર થાય. તોજ તેઓ પોતાના તથા બીજાના શરીર પ્રત્યેની ફરજ સમજે. સ્ત્રી કેળવણીનો પ્રચાર થાય, સ્વતંત્રતાની ભાવના સ્ત્રી પુરૂષોમાં વધે કુટુંબો વિભકત થાય ત્યારેજ આપણી પ્રગતિ કોઈ પણ દિશામાં થઈ શકે કેળવણી ઉપરાંત બીજા ઉપાય પણ કરવાની જરૂર છે. કુટુંબની સ્થિતિ ગરીબ હોય તો પછી કેળવાયલી સ્ત્રી પણ પોતાની તથા બાળકની તંદુરસ્તી સાચવી શકતી નથી. તેવા દાખલામાં સરકારે તથા જાહેર સંસ્થાઓએ મદદ કરવી જોઈએ.

આપણા દેશમાં રાજ્યનીતિ, સંસારસુધારો, કેળવણી, સાહિત્ય તથા બીજા અનેક વિષયો માટે પરિષદો ભરાય છે અને ઘણી ચર્ચા થાય છે. પરંતુ જેનાપર આખા જીવનનો આધાર છે એવા આરોગ્ય માટે ઘણા થોડા લોકોને દરકાર હોય છે. જ્યારે લોકોની શારીરિક સ્થિતિ આવી ખરાબ છે, ત્યારે તો એના પર સૌથી વધારે ધ્યાન આપવું જોઈએ. તેમાં પણ સ્ત્રીઓ અને બાળકોની સ્થિતિ ઘણીજ ખેદજનક છે. તે સુધારવાને કેળવાયલાં સ્ત્રી પુરુષો પ્રયાસ નહિ કરે તો બીજું કોણ કરશે ? દેશની પડતી દશા સુધારવી હોય તો જીવનના આ મુખ્ય પ્રશ્નનું મહત્ત્વ યાદ રાખીને ભવિષ્યની પ્રજાને મજબુત બનાવવાનો પ્રયત્ન સૌથી પ્રથમ થવો જોઈએ.

માધવી—"હું તમારે પગે પડું છું. અને હાથ જોડીને કહું છું કે આટલી સાડી રહેવા દો."

અશોક—"એવું મારાથી બનેજ નહીં."

માધવી—"આ સાડી તો નહિજ આપું. તમે નકામી હઠ કરશો નહિ."

અશોક—"આના ઉપર તમારો આટલો બધો પ્રેમ કેમ છે ?"

માધવી—'કારણ એ સાડી પરણવાના પાનેતરનં છે. અને એ સૌભાગ્યનું ચિન્હ છે. તમે પણ શું છેક હઠીલાં થાવ છો. આટલાં બધાં કપડાં આપ્યાં હવે એક રહેશે તો શી હરકત છે ?"

અશોક—"તમે આ હોળી કરવાનો શો ધરાદો છે તે હજી સમજી શકયાં લાગતાં નથી."

માધવી—"અમે તો બધુંએ સમજ્યાં છીએ. ચાર દિવસ પછી બધું એ ઠંડુગાર થઇ જશે. તે વખતે પસ્તાવું પડશે."

અશોક—"પણ આ પવિત્ર ભૂમિ ઉપર અપવિત્ર લુગડું ના જોઇએ. આ તો સૌથી પહેલી હોળીને ભેટ કરીશ. લોકો કેટલાં મુર્ખાં હોય છે ! શુભ કાર્યમાં વિલાયતી કપડા વાપરીને ખુશ થાય છે !"

માધવી—"તમે આવું અપશુકનિયાળ ન બોલો !"

અશોક—"આ પાનેતરની સાડી-વિલાયતી રેશમની સાડી ઘરમાં રાખશો તે અપશુકન નહિ ગણાય ? એ તો બહુજ અમંગળ કહેવાય !"

અશોકે જબરજસ્તીથી સાડી લઇ લેવા માંડી. મંછી ત્યાં ઉભી હતી. તેનાથી એ જોઇ શકાયું નહિ. એટલે ઓસુંલભ લાગણીથી એ બોલી-"ભાઇ, માધવીબેનને બહુ મન છે તો આટલી રહેવા દોને. તમે એમનું મન નારાજ ન કરો."

અશોક ઉદાસ થઇ ગયો અને બોલ્યો,-"મારે મારું વ્રત તોડવું પડશે. પ્રતિજ્ઞાપત્ર ઉપર જુઠી સહી કરવી પડશે. ખેર !"

સાંજ પડી ગઇ હતી. સ્વયંસેવકો ઉતાવળ કરી રહ્યા હતા. "જલદી કપડાં લાવો વાર બહુ થઇ ગઇ છે."

અશોક વિચારમાં પડી ગયો. "હવે શું કરવું ? આ તો સાડી આપવાની ના કહે છે. અને હવે જુઠી સહી કરવી કે નહીં ? સહી તો મારે કરવીજ પડશે. શું કરું ? સ્ત્રીઓની હઠ આગળ પુરુષો શું કરે ? પણ મારો નિશ્ચય તો ફેરવનોજ છે. ભલે કષ્ટ પડે પણ મારે મારું વ્રત તોડવું નહિ !"

માધવી પણ ચિંતાગ્રસ્ત હતી. "મારી પાનેતરની સાડી હોળીમાં બળી જાય એ શું અપશુકન ન ગણાય ? કોઇ કોઇ વખત એ પણ એવી હઠ લઇ બેસે છે !-પણ પણ, મારે લીધે એમને જુઠી સહી કરવી પડશે તે એમનો જીવ કેટલો બધો દુખાશે ? એ બિચારા મહાન સંકટમાં આવી પડયા."

અશોકે શંકરીઆ પાસે લુગડાંની પોટલી ઉપડાવી પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરવા ચાલવા માંડયું. ચાલતે ચાલતે પાછું વાળી માધવી તરફ જોયું અને બોલ્યો,-"હોકે, હવે મ્હારાથી ઘેર નહિ અવાય-મ્હારી રાહ ન જોશો. મને શાવરી ત્યાં જતો રહીશ."

માધવી આ સાંભળી રોઇ પડી. એણે ખૂબ આજીજી કરી, અશોકને પાછો બોલાવ્યો. છાતી કઠણ કરી એ બોલી કે "વ્હાલા અશોક, તમે તમારી પ્રતિજ્ઞા તોડશો નહિ અને આ સાડી સાથે લઇ જાઓ."

અશોક-"ના, ના, તમને અપશુકનનો

વ્હેમ આવતો હોય તો રહેવા દો. મ્હારે તે નથી જોઇતી."

માધવી–"ના, ના, તમે લઇ જાઓ હું હવે ખૂશીથી આપું છું. તમારા કરતાં કંઇ એ સાડી વધારે નથી!"

એમ કહી અશોકના હાથમાં એણે સાડી મૂકી. અશોક માધવીના સામું જોઇ રહ્યો હતો. માધવીનું મન આકુળવ્યાકુળ થઇ ગયું હતું.

અશોકે કહ્યું, "હ્યો આ સાડી તમારી પાસે રહેવા દો અને હું પ્રતિજ્ઞાપત્ર ફાડી નાખું છું."

માધવી–"ના તમે એ ફાડી નાંખશો નહિ. ચાલો, હું જ સાડી લઇ તમારી સાથે આવું છું." એણે બ્હાર ઉભેલા સ્વયં સેવકોને સાડી આપી દીધી.

મ્હોટા ચોગાનમાં હોળી સળગી રહી હતી. એની જ્વાળા લાંબે સુધી દેખાતી હતી. પરદેશીનો મેલ ઉતારીને પ્રજાને શુદ્ધ કરતી હોય એમ દૂરથી પણ એનો તાપ લાગતો હતો.

આત્મશુદ્ધિ કરનારા લોકોની ખુબ ઠઠ જામી હતી. ઠઠ તો એટલી બધી કે માથે થાળી મૂકી હોય તો તે સિધીસટ ચાલી જાય. હોળીની બન્ને પાસે સ્વયંસેવકોની હાર ખડી હતી. એમણે વચ્ચે જવાને સ્ત્રીઓ માટે રસ્તો બનાવ્યો હતો.

માધવી આ ઠઠમાં આવી પહોંચી હતી. કપડાંના મ્હોટા ઢગમાં અનેકાનેક આંખે વળગે એવી પરદેશી સાડીઓ ચલકાટ મારતી હતી. એકદમ ભભૂકાનો પ્રકાશ થતાં માધવીએ કંઇ કસબી કોર જેવું ચળકતું હોળીની મધ્યમાં દીઠું. એતો એના લગ્નનુંજ પાનેતર! એણે એ બરાબર ઓળખ્યું. ઘડીભાર એનું વ્હેમી હૃદય કકળી ઉઠ્યું, રડી ઉઠ્યું. ભીડના ધક્કાની સાથે માધવી ટોળામાંથી છૂટી પડી અને સ્ટેશન તરફ વળી. સ્ટેશન ઉપર તો ઉભા રહેવાની પણ જગા મળે નહીં. ક્યાં સુધી તો લોકલ પણ હાથ આવે નહિ. કેટલાક ચઢે ને કેટલાક રહી જાય. અસ્વસ્થ થએલી માધવીને ઘેર જતાં આ વિલંબ અસહ્ય થઇ પડ્યો.

હોળી પૂરી થઇ. પરદેશી કાપડની ધૂસરીનો ભાર હલકો થયો. પણ તે દિવસથી માધવીનું મન ઉદાસ રહેવા લાગ્યું. પવિત્ર પાનેતર જરા દાઝે કે બળી જાય એ ભારે અપશુકન ગણાય, એ વિચાર એના મગજમાંથી ખસેડ્યા ખસે નહિ. વિચારનું વલણ વાળવાને માટે એણે ઘણા ઘણા પ્રયત્નો કર્યા. નાટક, સીનેમા અને સભાઓમાં એ વધારે હાજરી આપવા માંડી. નવી નવી ચોપડીઓ વાંચતી. પણ મનને કંઇ શાન્તિ વળતી નહિ. પેલું પાનેતર એની આંખ આગળ આવીને ઉભુંજ રહે!

દિવસે દિવસે વિચારની અસર શરીર ઉપર થઇ અને માધવીનું શરીર વધારે અસ્વસ્થ થતું ગયું. દાકતરે સલાહ આપી કે "એમને હવાફેર કરાવો તો શરીર સુધરે. એમના મગજ ઉપર કંઇક ભાર હોય એમ લાગે છે."

અશોકે હવાફેર માટે પોતાને વતન જવાનો વિચાર કર્યો. માધવીને પણ પોતાને ગામ જવાનું મન થયું. બન્ને જણ સ્વદેશમાં ઉપડી ગયાં.

માધવી અશોકને પોતાની પાસેથી જરા પણ ખસવા દેતી નહિ. એને એમ થતું કે હવે મને મટવાનું નથી. જાણે વ્હેમની એ એક પૂતળી બની ન હોય?

પોતાને ઘેર આવ્યે મહિનો થયો; અને તંદુરસ્તીમાં ફેર પડવા માંડ્યો. માધવી હવે ઘરનું કામકાજ પોતેજ કરતી. બહુ દિવસનું હવડ ઘર હતું તે એણે સુધારવા માંડ્યું હતું. દરેક વખત માધવી પોતાની જોડે મંછીને

અને શંકરને તેડીને આવતી. આ વખતે કોઇએ આવ્યું નહોતું તેથી માધવીને હરકત પડતી; પણ તે નભાવી લેતી.

સાંજનો વખત હતો માધવી બારીમાં બેસી સૂર્યાસ્ત જોઇ રહેતી. ત્યાં અશોકે આવી ને કહ્યું, "ચાલો આજે ખાદીનું બજાર જોઈ આવીએ."

માધવી–"મારે તો ક્યાંએ આવવું નથી. આજ બે ઘડી બેસીને વાતો કરીશું."

અશોક–"ના, ચાલો એક કલાકમાં પાછાં આવીશું."

અશોકના આગ્રહથી માધવી ઉઠી. આજ ઘણા દિવસ થયાં, એ બહાર નીકળી નહોતી. એટલે બહાર જવાનું મન થયું. અહીંનું ખાદી બજાર જોયું ન હતું, એટલે એ બજાર જોવાશે અને પગ પણ છુટા થશે,–એમ એને થયું.

માધવીએ કપડાં પહેર્યાં અને બજાર જોવા નિકળી. ચાલતે ચાલતે એને વિચાર આવ્યો કે–એ બજાર કેવું હશે ?

થોડી વારમાં તેઓ ખાદી બજારમાં આવી પહોંચ્યાં. બજાર જોઇ ખુબ આનંદમાં આવી ગઇ, અને બોલી." અહો ! આ તો અદ્ભુત સુંદર શહેર લાગે છે ' દુકાનો પણ ઘણી સારી છે બધી વસ્તુઓ કેવી સરસ ગોઠવી છે ને તેથી દુકાન શોભાયમાન લાગે છે. મેં તો કોઇ દિવસ આવું શહેર જોયું નહોતું."

સ્વદેશી કારીગરીનો માલ આંખે ચઢીને ખરેખર ઝળકતો. ખાદીના સુંદર લુગડાં લટકાવેલાં હતાં.

આ બધું અશોક અને માધવી જોતાં હતાં ત્યાં આગળ એક માણસ આવીને ઉભો રહ્યો. બન્નેએ એને જોયો ને ઓળખ્યો. એટલે આશ્ચર્ય પામી બોલી ઉઠ્યાં–"કેમ, શંકર ? તું અહીં ક્યાંથી ? અહીં તું શું કરે છે ?"

શંકર અહીં સ્વદેશીનો ભારે હિમાયતી અને આગળ પડતો સ્હેરી ગણાતો હતો. તેના મુખ ઉપર ગૌરવ જણાતું હતું. અશોકને આ સાધારણ પંક્તિના માણસને આવા ગૌરવવાળો થયેલો જોઇ આનંદ સાથે ઘણું આશ્ચર્ય થયું.

શંકર–"શેઠ સાહેબ ! આપની મહેરબાનીથી દુકાન માંડીને બેઠો છું. તમારી નોકરી છોડી હું મારે કામે લાગી ગયો છું. તમારાં જેવા સાહેબોની અમારા ઉપર મહેરબાની છે એટલે સૌ નભે છે."

અશોક–"ત્યારે હવે મ્હેં મીઠું કરાવ. આ ખાદી બજાર જોઇ હું ખુશી થયો છું. કેમ વેપાર સારો ચાલે છે ને ?"

શંકર–"હા, અશોકભાઇ, આજકાલ સારી પેદાશ થાય છે. માલ ઝપાટાબંધ ઉપડી જાય છે. એક મહિનાથી દુકાન માંડી છે. તમારી કૃપાથી નાણાં ધીરવાની શક્તિ આવી. પરમેશ્વરની મહેરબાનીથી ભોજન પણ વખતસર મળે છે. અમારે એથી વધારે શું જોઇએ ? આપ અને આપના જેવા બીજા મોટા માણસોએ બારે બારે લુગડાં બાળી મૂક્યાં ત્યારે અમે શું કામ વિલાયતી લુગડાં પહેરીએ ? આ બધા પ્રતાપ સૌભાગ્યના પવિત્ર ચિન્હ–સમી પેલી પાનેતરની સાડીના છે !"

આ વાત ચાલતી હતી ત્યાં મંછા પણ આવી પહોંચી અને માધવીને કહેવા લાગી–'કેમ બા ! તબિયત તો સારી છે ને ? તમે મને ભૂલી ગયાં નથી ને ?

મંછાએ શુદ્ધ ખાદીના સ્વચ્છ અને સાદાં કપડાં પહેર્યાં હતાં. તેનું મન સંતુષ્ટ હોય એમ લાગતું હતું.

માધવી–"હા. મંછા, તબિયત હવે સારી થવા માંડી છે મને થયું તને શી રીતે

ભૂલાય? તેં તો મારી બહુ બરદાસ કરી'તી. હમણાં તારે શી પ્રવૃત્તિ ચાલે છે?"

મંછા—" હમણાં તો આ ખાદી બજારે અમારી લાજ રાખી છે. પહેલાનાં દિવસ જતા રહ્યા. હવે પહેલાંની માફક લોકોનાં ઘરના વાસણ માંજવાં પડતાં નથી. તેમ ભીખ માંગવી પડતી નથી. બધાએ પોતપોતાના બાપદાદાનો સ્વતંત્ર ધંધો લઇ બેઠા છે. બા! સાચું કહું? લોકો તમારૂં બહુ સારૂં બોલે છે. તમારાં જેવ એ, વ્હેમને બાજુએ મૂકી, પવિત્ર ગણાતી સાડી બાળી મૂકાવી તો હમે તે કોણ માત્ર?"

અશોક એક દુકાને બેસી લુગડાં જોતો હતો. માધવીના હૈયામાં આજ આનંદ માતો નહોતો. એની અમંગળ કલ્પના સ્વપ્નવત્ થઇ ગઇ. આંખમાં આંસુ આવી ગયાં.

એટલામાં અશોકે એક સાડી માધવીને બતાવી કહ્યું, " કેમ આ સાડી ગમશે? "

માધવીએ આનાકાની કર્યા વગર હા કહી અને સાડી લેઇ બંન્નેએ ચાલવા માંડ્યું. માધવી અને અશોક જુદા જુદા વિચારમાં હતાં.

રાત પડી જવા આવી હતી. વિજળીના દીવા થઇ ગયા હતા. બધે ખૂબ પ્રકાશ લાગતો હતો.

રસ્તે ચાલતાં અશોકે શાંતિનો ભંગ કર્યો. " કેમ સીધાં ઘેર જઇશું ને? "

માધવી-" ના, દેવમંદીરે દર્શન કરીને જઇશે. "

બન્ને દેવમંદિર તરફ વળ્યાં. સ્વદેશી સાડી પહેરીને, સુન્દરીઓનું શિયળ સાચવતા માધવીજીને, દેવીને પ્રાર્થના કરી. અશોકનું હૃદય આજે અનનવા સંતોષથી પ્રસન્ન થયું.

ઘેર પહોંચતા માધવીએ પહેલી વાત ઉપાડી. " આપણે થોડાક ખેતરમાં કપાસ વવરાવીએ તો તેની ખાદી ન વણાય? "

અશોક-" હા, એ વિચાર સારો છે, આપણાં સ્વદેશી બજારમાં એમજ થાય છે. "

માધવી હવે અશોકની બધી પ્રવૃત્તિઓમાં ઉત્સાહથી ભાગ લે છે. અને સ્વદેશને માટે પ્રાણ પાથરે છે. આજે મણિનગરમાં કપાસની ખેતી અને સ્વદેશી મારફીર એ બે વસ્તુ સૌ કોઇનું ધ્યાન ખેંચી રહ્યાં છે. *

* હિંદી ઉપરથી સૂચિત.



## કોઇ ગણુની કરશે?

કુશલ ગૃહિણીઓને, આપણે નાની નાની બાબતોમાં નજીવી લાગતી ટેવોથી અંદરે કેટલું નુકશાન કરીએ છીએ તેનો, ગણુનીઓ કરે છે. દાખલા તરીકે સીગારેટ. ૧ કરોડ માણસો દરેક રોજની ૧૦ સીગારેટ પીએ છે એમ માની લઇએ અને દરેક સીગારેટનો ૫. મો ભાગ ફેંકી દેવામાં આવે છે તે ૨ કરોડ સીગારેટ નકામી જાય. એની કીમત લગભગ ૧૮૦૦૦૦ પાઉંડ થાય દીવાસળીનું પણ તેમજ. એક કરોડ માણસ દરેક અઠવાડીઆની બે પેટી વાપરે તો સળગ્યા વિનાનો જે ભાગ ફેંકી દેવાય છે તે લાકડાનું વજન દર વર્ષ ૧૦૦૦ ટન જેટલું થાય. એમાંથી કાગળો માટે માવો અને ઓક્સેલીક એસીડ બનાવી શકાય. ગુણસુંદરીઓ, તમારા ઘરમાં આવી નાની બાબતોમાં લાંબે સરવાળે કેટલું નુકશાન થાય છે તેની ગણુની કરી જોશો?

# સૈનિકાનો જીવન આદેશ.×

બાળા સૈન્યની સૈનિકા સર્વે સેવાર્થે સંચરિયે રે,
કલરવ કરતાં પંખીડાં શાં, ગીત ગાતાં વિચરીયે રે;
કુસુમ સમાં અમ કોમળ હૈયે, પ્રેમ પરિમલ વહિયે રે,
વજ્ર સમા વળી કઠિણ બનીને, હસતાં વિપત્તિ સહીયેરે.

સાખી.

વિશ્વ પ્રેમ એ ધ્યેયને, સેવા જીવનમંત્ર;
ઇર્ષ્યા, દ્વેષ, કુટિલતા, કરતા જે પરતંત્ર

શૂરવીરતાથી તેને હણીને નિર્મળતા ઉર ભરિયે રે,
જાતિ ધર્મના ભેદ ભૂલીને, ભગિનીવત આદરિયે રે;
વૃદ્ધ અપંગ નિરાશ્રિત જનને, સ્હાય નિરંતર દઇયે રે,
જીવનમાં રસમંત્ર પૂરીને, જીવન ઉલ્લાસિત કરીયે રે.

સાખી.

સુંદર શક્તિ જગતની, સુંદર જીવન પ્રાણ;
ભાગ્ય વિધાતા સુંદરી, દેશ તણું અભિમાન.

જ્ઞાની, પ્રેમળ, સબળ બનીને, જીવન સફળ અમ કરિયે રે,
શૂરવીર ઉન્નત શહેરી બનીને જનની જશ વિસ્તરીયે રે,
ભૂતદયા વિસ્તારી અંતર પ્રભુના પ્રિય સહુ થઇયે રે,
નવ યુગના સંદેશા સ્થળ સ્થળ વિશ્વ વિષે પ્રસરિયે રે—બાળા.

"લહરી."

---

× આ કાવ્ય 'ગર્લ ગાઇડ' માટે રચાયું છે.



# થાકેલાં જ્ઞાનતંતુને કસરતથી સજીવન કર્યાં.

લેખિકા: એક શહેરી બાળા.

મારા પિતાનું ઘર એક ગામડામાં હતું. ન્હાનપણમાં આખો દહાડો ખેતરોમાં હમે રમતાં કૂદતાં, કાચાં બોર જમરૂખ ખાતાં તે પણ પચાવતાં. હું બ્હોળા કુટુંબમાંની એક હતી, અને મા મ્હારા ન્હાનપણમાંથી મરી ગઇ હતી એટલે હમારા શિરે દેખરેખ રાખનાર પ્રભુ હતો, છતાં હું તન્દુરસ્ત, ખુશમીજાજી અને હૃષ્ટપુષ્ટ હતી. આ રીતે ગામડાની સુખી જીંદગી હું દસ અગીયાર વર્ષની થઇ ત્યાં સુધી ગુજારી.

એક દિવસ પિતાજીના પાસે કોઇ ત્રીસ પાંત્રીસ વર્ષનો પુરૂષ આવ્યો. મને તેઓને બતાવવા પિતાજીએ બોલાવી. બધું નક્કી થઇ ગયું. મ્હારાં લગ્ન તે અજાણ્યા પુરૂષ સાથે થયાં. ગામડાનું નિર્દોષ જીવન પૂરું થયું.



બરડાની કરોડને મજબુત કરવાની-હાથની કસરત.

શહેરમાં રહેવા આવ્યાંને પાંચ છ વર્ષ થઇ ગયાં છે અત્યારે હું એક ન્હાના બાળકની માતા થઇ છું. મ્હારા પતિ આખો દિવસ નોકરી કરીને માંડ માંડ પચાસ રૂપિયા કમાય છે. ભાડાં પાછળ જ દસ રૂપિયા જતા રહે છે. મુંબઇ જેવા શહેરમાં આટલી આવકમાં નિર્વાહ કરવો એ તો જેણે અનુભવ્યું હોય તેજ જાણે. સ્હવારથી સ્હાંજ સુધી -મહાવૈતરૂં કરી ઘરનું તથા બચુનું કરવાનું ને પરવારીને ફૂરસદનો વખત હોય તેમાં પાસે સ્ત્રી—ઉદ્યોગ વર્ગમાં હું માસીક દસ રૂપિયાના પગારે શિવણ શીખવવા અઠવાડીઆમાં બે ત્રણવાર જતી. ( હું શિવણ હમારાં પાડોશી પારસી બાઇ માણેકબાઇ પાસે શીખી હતી. ) રાતના હમે વાળુ કર્યા પછી મ્હારા પતિ પાસે થોડું જ્ઞાન મેળવવાની ઇચ્છાથી પાઠ શીખતી. આ રીતે બે ચાર વર્ષ નીકળી ગયાં. એક દિવસ બચુને રાતના ખુબ તાવ ભરાઇ આવ્યો. ચાર પાંચ દિવસ તાવ ઉતર્યો નહીં એટલે દાકતરને બોલાવ્યા. દાક્તરે લોહી તપાસી કહ્યું કે ઝેરી તાવ ( ટાઇફોઇડ તાવ ) છે. હું દિવસના ઘરનું કામ કરતી, બચુની માવજત કરતી તથા રાતના ઉજાગરા પણ કરવા પડતા. એકવીસ દિવસે આ ભયંકર તાવના પંજામાંથી

બચુ મુક્ત થયો. હું પણ આ મંદવાડની ચિંતા અને થાકથી દુબળી થઇ ગઇ. ગામડાની લાલી અને મ્હારા મ્હોં ઉપરથી ઝાંખી થવા માંડી, અને શરીર નિસ્તેજ થવા માંડ્યું. હશે. બચુ સારો થયો એટલે બસ. આપણાં શરીરને ઘસારો લાગ્યો છે તે તો દિવસ જતે જતો રહેશે ને હતાં તેવાં થઇ રહીશું, એમ આશામાં રહી.

કમનસીબે હવે મને પિયરમાં કોઇ ખાસ સગું રહ્યું ન હતું કે ત્યાં બે પાંચ દિવસ હવાફેર જઇ રહું. અધુરામાં પુરી વળી મને આ અરસામાં કસુવાવડ થઇ. મ્હારા પતિએ એક ઘાટણને મ્હારી સારવાર માટે રાખી. પણ હમારી ટૂંકી આવકમાં આ ઘાટણનો ખર્ચ લાંબો વખત સુધી હમને કેમ પોષાય ! હું જરા હરતી ફરતી થઇ કે પાછું બધું ઘરનું કામકાજ કરવાનું. બચુને સમાલવાનું કામ શરૂ થયું. બચુ હવે તો બહુ મસ્તાની થયો હતો ને ઘરની બ્હારવારેવારે દોડી જતો. મુંબઇની ટ્રામ મોટરની દોડાદોડીમાં બચુ રખેને ઘુંદાઇ જશે એ બ્હીકથી હું બચુની પાછળ દોડાદોડ કરીને એને વારેવારે ઘરમાં તેડી લાવતી. શહેરના ઘોંઘાટથી તથા મનમાં સતત ચિંતાથી મ્હારા મગજના જ્ઞાનતંતુઓ અતિશય નબળાં થઇ ગયાં હતાં. મ્હને શું થાય છે તે હું સમજતી નહીં, પણ ઘણીવાર એમજ થતું કે જાણે માથામાં નસના તાર કોઇ ખેંચતું હોય. કોઇ વેળા તો મન એટલું ઉદાસ થતું અને જેના તેના ઉપર ઝઘડીઆં કરવાનું મન થાય. બચુને ધમકાવતી, રડાવતી અને પછી જીવ બળતો એટલે હું રડતી. પતિ પણ કંઇ કહે એટલે તેમના ઉપર ગુસ્સો કરતી. આડોશીપાડોશી મ્હાંમ્હાંય કંઇ ધીરે વાત કરે તો માની લેતી કે જરૂર મ્હારીજ વાત કરે છે ને તેથી મનમાં ખીજવાતી. આ રીતે જે હું ગામડાની બાળપણની આનંદી સંતોષી છોકરી હતી તે બદલાઇને હું બળતી અસંતોષી થઇ. હું ઘણી વખતે મ્હારા પોતાના ઉપરજ ગુસ્સે થતી અને મનમાં ઉપકો આપતી. કેટલીક વખત તો વિચારના વમળમાં પડતી તે રાતની ઉંઘ પણ જતી રહેતી.



પેડુના ભાગ મજબુત કરવા માટે—પગની કસરત.

આ-ઉદ્યોગ વર્ગમાં શીવણ શીખવવા જવાનું પણ હવે બંધ કરવું પડ્યું. આવકમાંથી દસ રૂપિયા જતા રહ્યા તેથી મન કચવાયું.

મ્હારાથી કોઇ પણ જાહેર મેળાવડામાં પણ હવે જઇ શકાતું નહીં. મ્હને જાણે લોકોની મંડળીમાં એમજ થાય કે હમણાં હું જોરથી કંઇ ગાંડું ઘેલું બોલી ઉઠીશ. ઘોંઘાટમાં જરા પણ વધારે વખત રહું કે મગજ ભમવા માંડે.

એક દિવસ મ્હારા પતિના એક બાળમિત્ર જે ડાક્તર હતા તેમને ત્યાં હમે જમવા ગયાં. ત્યાં બાળલગ્નના વિષય ઉપર ચર્ચામાં હમે ઉતર્યાં. હું જરા જુસ્સાથી બોલતી હતી. પણ એકદમ મ્હને લાગ્યું કે મ્હારો જીવ ગભરાઈ ગયો છે ને મગજ ગાંડું થઈ જશે હું છજામાં હવા માટે દોડી. મ્હારા પતિના મિત્ર ડાક્તર બ્હાર આવ્યા. તેમણે મ્હારું ફીક્કું પડી ગએલું મ્હો જોઈને તરતજ ગાડી મંગાવી મ્હારા પતિ સાથે ગાડીમાં બેસાડી મને ઘેર લઈ ગયા. મને ઉંઘવાની દવા આપી. બીજે દિવસે હું ઉઠી તો મને લાગ્યું કે જાણે મ્હારું મગજ શૂન્ય થઈ ગયું હતું. મ્હારા મ્હોમાં ખરાબ સ્વાદ હતો. મ્હારું નિત્ય કામ કરવાને ઉઠી પણ એમજ લાગ્યું કે હું પડી જઈશ. મારી બધી શક્તિ એકદમ જાણે ખલાસ થઈ ગઈ હોય નહીં ?

પછી તો હું વિચિત્રજ થઈ ગઈ. મ્હારી સ્હામું કોઈ જોય તો મને લાગતું કે મેં જાણે કપડાં બરાબર પ્હેર્યાં નથી કે શું ? જો કોઈ મ્હારા સ્હામું ના જોય તો મને લાગતું કે જાણે તેઓ મ્હારા તરફ બેદરકાર છે. જો કોઈ માયાથી બે શબ્દ મને કહેતો મને લાગતું કે જાણે મારી દયા ખાય છે. મને જાણે એમ જ લાગતું કે હું બધાના વચમાં આવું છું.

આવી ત્રાસદાયક સ્થિતિમા હું લગભગ બે મહીના રહી. પછી મને લાગ્યું કે ડાક્તરની દવાથી કંઈ ફાયદો નથી થતો તેથી હું વ્યાયામ મંડળના એક ઉસ્તાદ પાસે ગઈ. મેં સાંભળ્યું હતું કે મગજના તંતુ નબળા પડી ગયાં હોય છે તેના ઉપર તેઓની દવાથી ફાયદો થાય છે. તેઓ પાસેથી મને બીજી ખરેખરી મદદ મળી. પ્હેલી તો ચશ્મા પ્હેરવાથી થઈ હતી. ચશ્માથી મ્હારા મગજના તંતુને આરામ મળેલો.

ઉસ્તાદે મને બેસાડીને શાન્તિથી બધી હકીકત સાંભળી પછી એણે કહ્યું કે તમારા જ્ઞાનતંતુને અતિશય થાક લાગ્યો છે ને તેને લીધે તમારી આ હાલત થઈ છે. જો તમે મારી સલાહ પ્રમાણે ઉપાય કરશો તો તમારા શરીર તેમજ મગજને હું ફરીથી મજબૂત બનાવીશ.

એમણે નીચે પ્રમાણેનો ક્રમ મ્હારે માટે કહ્યો:

એક તો મ્હારે ખુબ ઉંઘ લેવી. ઉંઘથી તંતુઓને સારો આરામ મળે. સ્હવારના ઉઠીને મ્હારે લીંબુનો રસ પાણીમાં નાંખીને પીવો. લીંબુનો રસ બંધકોશ દૂર કરવા માટે પીવાની જરૂર છે. પેટ સાફ રાખવાની ખાસ એમણે જરૂરીયાત જણાવી. જો પેટ ના આવે તો પીચકારી ( એનીમા ) વતી પણ પેટ થાય તેમ કરવું. પછી દરરોજ સ્હવારે પ્હેલાં સાધારણ હુંફાયલા પાણીથી ને પછી ધીરે ધીરે ઠંડા પાણીથી ન્હાવાનું કહ્યું. ( બહુ ગરમ પાણીથી ન્હાવાથી જ્ઞાનરજ્જુ નબળાં પડી જાય છે. ) ન્હાતી વખતે છાતી ઉપર અને અને બરડાની કરોડ ઉપર ધીરે ધીરે પાણીની છાલક મારવી. આ રીતે ધીરે ધીરે તદ્દન ઠંડા પાણીથી ન્હાવાની ટેવ મેં પાડી. આમ ન્હાવાથી મને બહુ ફાયદો થયો. જો મને રાતના ઉંઘ ના આવે તો સુતા પ્હેલાં સ્હેજ હુંફાયલા પાણીએ હું ન્હાતી. ખોરાકમાં પણ મને હલકો સ્હેલાઈથી પચે તેવોજ ખોરાક ખાવાની રજા આપી. ખાતી વખતે ઉતાવળથી ખાવાને બદલે ધીરે ધીરે ચાવીને ખાવાનો આગ્રહ કરી. બ્હારથી આવ્યા પછી કે કંઈ થાક લાગ્યો હોય તો જરા આરામ લઈ પછી નિરાંતે શાન્ત મને ખાવું. આ બધું મારા આંતરડાં સાફ રહે ને પેટ સારું આવે તે માટે છે. આખા દિવસમાં પાણી પાંચ છ ગ્લાસ ( ટમ્બલર્સ ) ભરીને પીવુંજ જોઈએ. ( હું અત્યાર સુધી તો માત્ર તરસ લાગે તોજ પાણી પીવાની તસ્દી લેતી. )

પછી એક બાઈ પાસે રોજ મ્હારા બરડાના



# અવસાન.

લેખિકાઃ બ્હેન પદ્માવતી દેસાઇ.

સાયંકાળનો સમય છે. સૂર્યનારાયણ અસ્તાચળમાં ઉતરતા ઉતરતા પોતાની લાલઘેરી લાલ છટા વાદળીઓ ભેદી અર્ધ આકાશમાં પથરાવી રહ્યા છે. એ લાલાશ તે કોઇ તપોભંગ ઋષિની ક્રોધજ્વાળા જેવી લાગે છે. ધીમે ધીમે લાલાશ પણ શમી અને તેનું સ્થાન કાળી વાદળીએ લીધું. કૃષ્ણ પક્ષની અંધારી રાત હતી એટલે આકાશ તો સર્વત્ર શ્યામલતામાં લીન થયું. માત્ર નર્મદા નદીનો શ્વેત પણ ગંભીર જલપ્રવાહ અને તેના તટપરની રેતી કાંઇક પાપમાં પુનિતતા બતાવવા અવતર્યા હોય તેમ લાગતાં હતાં. પૃથ્વીના અનેક પાપોને ગર્ભમાં સંતાડતા કાલપ્રવાહની સાથે વારિપ્રવાહમાં વહેવડાવવા નર્મદાના જળ વહી રહ્યાં હતાં. સુમારે રાતના આઠેક વાગ્યા હતા.

આ પવિત્ર નર્મદાના કિનારા પર એક આશ્રમ હતો. તે વિધવાઓને માટે બાંધવામાં આવ્યો હતો. આશ્રમની સંચાલિકા બહુ પવિત્ર ... હતી. ઉમ્મરે બહુ મોટી નહતી છતા ...રને એનામાં કવખતનું ડહાપણ ... હતું. બાલ્યવયમાં તે વિધવા બની ... માબાપની એકની એક ... ાત્રીના દુઃખની પાછળ ... પરબાર તજી નર્મદા... ંધ્યું એથીસાટી ... માટે ... ાની પ્રેમી જેવી દુઃખી બાળાઓને માટે હૃદયમાં લાગણી ઉઠી ને સારાયે ગુજરાતમાંથી તેમણે બાળવિધાઓને નિમંત્રી. કેટલીક અનાથ આશ્રય માટે આવી. વિદ્યાનું ત્યાં વાતાવરણ ઉભું કરવામાં આવ્યું હતું. વૈરાગ્ય-ફરજીયાત વૈરાગ્યની ત્યાં ભૂમિકા રચાઇ હતી. કોઇ તેને માટે આવી અને કોઇ આશ્રય પામવા આવી.

[ ૨ ]

કોઇ શાપથી કે કોઇ આશીષથી પણ કાઠીઆવાડની પ્રજાને દેશ છોડી પરદેશ ઉતરવાની જરૂર વધારે પડી છે. નાના અનેક રાજ્યોને લીધે પ્રજા દબાઇ કચડાઇ નિર્ધન બની ગઇ છે. અને કેટલીક વાર અતીશય નિર્ધનતા-આફત-સંકડામણ અનેક પાપ ડહાપણના હાથે પણ કરાવે છે. અને તેવા અનેક ડાહ્યાઓ હોવા છતાં સેંકડો વર્ષો એકજ સ્થિતિમાં ગાળવાથી ખુશામત, ખટપટ, ચોરી, જુઠ, વ્યભિચાર વગેરે અપખ્યાતોમાં માણસોની બુદ્ધિ શક્તિ ( અવળે માર્ગે ) ખરચાય છે-વપરાય છે. ગુજરાતમાં આવા નમુના મળે છે તેમાં કાઠીઆવાડમાંથી વિશેષ મળે છે.

ગંગારામ નામનો એક બ્રાહ્મણ પોરબંદરના તાબાના એક ગામડાનો રહેવાસી હતો. સ્થિતિએ તે ગરીબ હતો. તેને એક નર્મદા

નામની કન્યા હતી. તે પાંચ વર્ષની થઇ ત્યારે કોલેરાથી ગંગારામ અને તેની બૈરી મરણ પામ્યાં. છોકરી દૂરના કોઇ સગાંના હાથમાં ગઇ. તેઓ તેને લઇ ગયા—કંઇક તાત્કાલિક લાગણીથી પણ ઘણે ભાગે સ્વાર્થથી.

છોકરીને લઇ ગયા પછી બધા ભુખડીબારસોમાં તેને પાળવી અઘરી પડી. તરતજ શામજી નામનો તેમનો એક સગો છોકરીને લઇ ગુજરાત તરફ આવ્યો. કાઠિયાવાડથી મુંબાઇ જતી મેઇલમાં તેને એક પાંત્રીસેક વર્ષના યુવાન સાથે વાત થઇ. અરસપરસ વાતચીત કરતાં યુવાન કુંવારો છે એમ શામજીને ખબર પડી અને તેણે એક હજાર રૂપિઆ લેવાના નક્કી કરી ઘરના જુવા ને ઘરનો જતિ બની છોકરીને તે યુવાનને આપી દીધી.

આ યુવાન વડોદરાનો રહેવાસી હતો. જાતે શ્રીગોડ બ્રાહ્મણ હતો. કુળ નીચું હતું. જ્ઞાતિમાં કન્યાની બહુ અછત હતી. પોતે ઝાઝું ભણ્યો નહતો તેમજ એકલવાયો હતો. જજમાનવૃત્તિ ઉપર નિર્વાહ ચલાવતો હતો. ભાઉસાર અને હિન્દુ ઘાંચીની જજમાનવૃત્તિ કરતો હતો. જો કે તેમાં પૈસો તો ભેગો થયો હત અને કન્યા મળી હત. પણ કુટુંબમાં જેટલાં મરણ થયાં તેટલાનાં બારમાં કરવામાં બધી મુડી ખરચાઇ જઇ ઘર પણ વેચાઇ ગયું હતું એટલે કન્યા કોણ આપે? તોયે તેણે ડરતાં ડરતાં આ બીડું ઝડપ્યું. શામજીને લઇને ઘેર આવ્યો. તેને લઇને પોતાની જમનાબાઇ નામની જજમાનને ત્યાં ગયો. જમનાબાઇને એની ન્યાતમાં બધાં પટલાણી કહેતાં ને તે હતી પણ તેવીજ. એનો સ્વભાવ પરદુઃખભંજન જરા વધારે હતો. અને એનો આ ગોર કુંવારો હતો તે એને બહુ લાગતું હતું. તે ઘણીવાર કહેતી કે "મણીરામને બૈરી કંઇ કરતાં મળે તો અમથાકાકાનું નામ રહે. બિચારા બહુ ભોળા હતા. જાણે સવારના પહોરનું નામ." એના આવા સ્વભાવને લીધે બધા જજમાનો કરતાં મણીરામ આને ત્યાં વધારે જતો અને અત્યારે પણ કન્યા અને તેના (કહેવાતા) ભાઇ શામજીને લઇને પણ અહીંજ આવ્યો.

જમના—"છોકરી તો રૂપાળી નખેતર છે. પણ જરા ન્હાની છે."

શામજી—"અરે ન્હાની ને મ્હોટી, છે કયાં? એ તો મ્હારે માબાપ વિનાનું એકનું એક ફૂલ છે. હું ત્હમારા જેર ને દઉંએ નહિ તો."

જમના—"અરે વ્હેવાઇ (જાણે નક્કી થયું હોય તેમ) એમ ગુસ્સે શું કામ થાઓ છો! એ તો હું અમથી (અમસ્તી) કહું છું" કન્યા જતી રહેવાની બ્હીકે નમ્રતા પકડી જમનાએ શાંત પાડતાં કહ્યું.

શામજી—"હું હવે બોલ્યા તે બરાબર. બોલો ત્યારે નક્કી કરો"

જમના—"ત્હમારો શો વિચાર છે?"

શામજી—"રૂપિઆ ત્રણ હજાર આપવા છે?"

આ શબ્દો સાંભળી મણીરામની આંખો ફાટી ગઇ. તે ઉછળીને બે વેંત પાછા ખસવા. પણ જમનાએ સમયસુચકતા વાપરીને ગોરની સ્થિતિ સમજાવી. છોકરી દુઃખી નહિ થાય એમ જણાવી, માંડ માંડ એક હજારે ઠેરવ્યું. થયું. લગન થયાં ને કોઇ લોટરીની ટિકિટમાં કે કોઇ ઘરઐડે કરેલા સટ્ટામાં જીત્યો હોય અને કોઇને રસ્તામાંથી વગર પ્રયાસે કંઇ કીમતી વસ્તુ હાથ આવી હોય ને જેમ ખુશ થાય તેમ કન્યાવિક્રયી વગર મફતના ૧૦૦૦ રૂપિઆ ગજવામાં મુકી ખુશ થતો થતો બીજી રાતના પોતાને દેશ ચાલતો થયો નથી કરી છોકરીની સુંપત કે નથી બતાવ્યું પોતાનું ઠામઠેકાણું. માત્ર કન્યા બ્રાહ્મણ છે એટલીજ ખાત્રી આપીને ચાલતી પકડી.

કન્યા-નર્મદા થોડો વખત બેબાકળી જેવી લાગતી. પણ થોડા વખતમાંજ તે હળી ગઇ. શરૂઆતમાં તે મણીરામથી બ્હીતી તેટલા માટે તે તેને ઝાઝી બોલાવતો નહિ. તેને ઉછેરવાનું કામ જમના જ કરતી. આગળ કહ્યું તેમ જમનાને ગોરપર પુત્રવત પ્રેમ હતો. તેણે ન્યાતમાં ઉઘરાણું કરી ગોરને લગનનું ખર્ચ મેળવી આપ્યું હતું. મણીરામ તેનો અત્યંત આભારી હતો.

ન્હાના છોકરાંને શું ? એમને તો ખાવા પીવા ને ખેલવા મળે એટલે આનંદ આનંદ. પ્રભુએ બાળકોમાં વિસ્મૃતિનો ગુણ ઠીક મુકયો છે. એથીજ તે નવું નવું ઘણું મેળવી શકે છે અને સ્હેલ્માં વળી શકે છે. નિર્દોષતા એ બાળકોની અમોલી બક્ષીસ છે. આ કુદતા પડી જેવી કે દોડતી અને કુદતી ચંચળ હરિણી જેવી નર્મદા પણ એજ કોટિની છે. એને નથી દુઃખનું ભાન, નથી સ્થિતિનું ભાન કે નથી સંસારનું ભાન, માત્ર મણીરામ રાંધે છે, જમના સારવાર કરે છે, શેરીમાં રમે છે ને જમના પાસે સુઈ રહે છે. બાળક-નિર્દોષ નર્મદા ન્હોતી જાણતી કે ભવિષ્યના ગર્ભમાં એને માટે શું શું લખાયલું છે.

ઘરડાંઓની કહેવત છે કે બાળોતીયાનું બળેલું જન્મારો બળેલુંજ રહે. એ વાત ઘણે સાચી લાગે છે. નર્મદાને માટે એમજ બન્યું. પરણ્યા પછી થોડાજ વખતમાં મણીરામને એના કુટુંબીઓનો રોગ-ક્ષય લાગુ પડયો. અને પહેલવાન જેવું શરીર જોતજોતામાં સાત આઠ મહિનામાં હતું ન હતું થઇ ગયું. અમથરામનું એકનું એક નામ એમની ન્યાતના 'વીસ્ટ'માંથી, અરે પૃથ્વીપરથી સદાને માટે ઉકાઇ ગયું. અનાથ નર્મદા ( માત્ર થોડા વખતને માટે સનાથ બનેલી નર્મદા, પાછી અનાથ બની. એમ લોકો કહે છે. કલમ એમ લખે છે. લખતાં દેયું રડે છે પણ નર્મદાને શું તેનું ભાન હતું ? એ તો પહેલા જેવીજ નિર્દોષ હતી.

જમનાએ રૂઢીથી અને લાગણીથી કુટી બાળ્યું. રસ્તે ચાલનારની આંખમાં નર્મદાને જોઇને આંસુ ઉભરાયાં. ગરીબ નર્મદા કશું નહોતી સમજતી. જુલ્મગાર રૂઢીને વશ થઇ જ્યારે એની ચુડી નંદવામાં આવી ત્યારે કાચનું કે માટીનું વ્હાલું રમકડું કુટે ને બાળકોને લાગણી થાય તેવી લાગણી તેને થઇ. પણ આટલી બધી રોકકળમાં તે રડી પણ નહિ. માત્ર બેબાકળી બની ગઇ.

કંઇ દિવસો વીસાં. જમના હવે શું કરે ! રડી કકળી રહી. પોતાનું જીવન પણ પોતાને અનિશ્ચિત લાગ્યું. હવે આ છોકરીનું શું થશે ? એ ચિંતાએ એને તદ્દન જીર્ણ અને અર્ધ ગાંડા જેવી બનાવી. પ્રેમ એ એવી વસ્તુ છે. તે ન્યાત જાત અવસ્થા કે કાંઇ પણ જોતો નથી. માત્ર તેને નિઃસ્વાર્થતા અને નિર્મળતા જ જોઇએ છે. એ આવે એટલે એ સર્વ-વ્યાપી બની શકે છે.

જમના જુદા વિચારની હતી. છોકરીને વટલાવવાની એને ઇચ્છા ન હતી. એનેજ હાથે કાચી પાકી ભાખરી શેકાવી એને એ ખવડાવતી ને પછી તે નિર્દોષ બાળા સ્હાયું જોઇ, બે આંસુ પાડી, ભાવ્યું ના ભાવ્યું જરા તે ખાઇ લેતી.

આખરે થોડા મહિના બાદ એને કાને નર્મદાના .આશ્રમની વાત આવી ને ગીરાતે હદયે એને એ ત્યાં મુકી આવી.

દરમ્યાન નર્મદાનો કહેવાતો ભાઇ શામજી આવ્યો હતો, પણ એની દાનત એને કાળી લાગી. બીજે ઠેકાણે વિક્રય કરશે એમ લાગ્યું. છોકરીના એક ભવમાં બે ભવ કરવા એ તૈયાર ન હતી. આંગેસે કેમે પણ સ્વાર્થીય અવાજે તેણે તેને રૂખસદ આપી અને દર-

તજ તે એને આશ્રમમાં મુકી આવી. શરૂઆતમાં તો એને બીલકુલ ગમ્યું નહિ પણ છોકરી સુરક્ષિત છે ને સારા સંસ્કાર પડશે એ વિચારથી એણે શાંતિ વળી અને ઇશ્વરમાં મન વાળ્યું.

[ ૩ ]

અહીં આશ્રમમાં નર્મદાને આવ્યે આઠેક વર્ષ થઇ ગયાં છે. શરૂઆતમાં તો એના વરપ્ર સર્વની અત્યંત સહાનુભૂતિ હતી. આશ્રમની અધિષ્ટાત્રી પોતાની સગી બ્હેનની માફક એને રાખતાં. અને કદી કદી એની નિર્દોષ રમત અને દુઃખને ન સમજનારી ચપળ વાતો સાંભળી તે એ છુપાં આંસું સારતી. જેમ બને તેમ એનામાં ધાર્મિક સંસ્કાર પાડવાની તે કોશીષ કરતાં.

કોણ જાણે શા કારણસર પોતે જે તપોમય જીવન જીવ્યાં હતાં તેવુંજ જીવન સર્વ વિધવાઓને સાધ્ય હોય-જીવી શકે એમ એ માનતાં હતાં. કઠણ વૈરાગ્ય અને આકરા સંયમની એ દરેકને આવતાં વેંત જ દીક્ષા આપતાં. એ એમ માનતાં હતાં કે તે વિના કઠીન વૈધવ્ય સંપૂર્ણ પવિત્રતાથી પસાર થવું મુશ્કેલ છે. તે વિધવાવિવાહમાં બીલકુલ માનતાં ન હતાં અમર કહો કે એમના પતિપ્રભુની ઉગ્રસ્મૃતિએ તે ભલે કે-થોડાજ વખતની અવધવાળી હતી છતાં-એમને તેમ કરવાને પ્રેર્યાં હતાં. પરંતુ જે સુખ પોતે અનુભવેલું અને જે બુદ્ધિ વૈભવ તથા વૈરાગ્યના પૂર્વજનિત તથા વંશપરંપરાગત સંસ્કારો અને તે જાળવી, નભાવી રાખવાની ઇશ્વરની-ગુરુની કૃપા એમના ઉપર ઉતરેલી તેવી સર્વને ઉતરે એ કાંઇ સ્વાભાવિક નથી. પરંતુ નિર્મળ કાચ જેવું તેમનું પવિત્ર-હૃદય આદર્શગ્રાહી અંતઃકરણ જન સમસ્તના હૃદયો હલકા માપથી માપી શકતુંજ નહિ. એમની પવિત્ર આત્મસુવાસ બધે ગુલાબ મોગરો ને ચંપાની સુવાસજ પીછાણતું.

પરંતુ એમની આ ગણતરી ભુલભરેલી હતી. તે એમને ન સમજાયું. ઘણું મોડું-વહી ગયા પછી-સમજાયું પણ તે એમણે ના માન્યું. નક્કી કરી રાખેલા સિદ્ધાંતોએ અને સંજોગોએ તે ન માનવા દીધું.

આશ્રમના આકરા નિયમોમાં બીજી ન્યુનતા એ હતી કે તેમાં પાત્રાપાત્રના ભેદ જાળવી શકાતા ન હતા. વિધવા માત્ર સરખીજ. પછી તે પાંચની હોય કે પચીસની.

નર્મદા ચપળ છોકરી હતી. અભ્યાસ એણે સારો કર્યો પણ સંયમ એ પાળી ના શકી. ગુજરાતી ચાર પાંચ ચોપડીનો અભ્યાસ કર્યો. થોડું સંસ્કૃત શીખી. ભરતાં શીવતાં પણ આવડ્યું. રસોઇ કામમાં પાવરધી થઇ. પણ એટલું થતાં થતાંમાં એક બે દુર્ગુણો પણ સાથે શીખતી ગઇ. બુદ્ધિ તીવ્ર હતી. નેતૃત્વ વિનાની બુદ્ધિ ચોકકસ માર્ગદર્શક થવાને બદલે જંગલી લતાની માફક આડી અવળી શાખી.

ઘણાં ખાતાંઓમાં બને છે તેમ આશ્રમનાં અધિષ્ટાત્રી પોતાના તપશ્ચર્યામાંથી તેમ સંસ્થાના અન્ય કામના બોજાને લીધે છોકરીઓ ઉપર પૂરતું ધ્યાન આપી શકતાં નહી. અને ઘણું કામ મોટી (Senior) છોકરીઓને સોંપાતું. આથી આ છોકરીઓ સત્તાધીશ થઇ પડતી. ગરજુ અને સંસ્કારવિહીન છોકરીઓના હાથમાં સત્તા આવી પડતાં એ એનો દુરૂપયોગ કરતી. એમણે પોતામાં ઘણાં દુર્ગુણો સંયમના બહાના નીચે પોષી દીધા હતા. પણ નવી આવનારી બાળાઓને નવનવા સંયમના પાઠ આપવામાં તેઓ પોતાનો પ્રભાવ બેસાડવાનો દંભ બરાબર કરી જાણતી. ટુંકમાં તેઓ ચોરતાં, જુઠું બોલતાં, ચાડીઓ ખાતાં ને રૂવાબ બજાવતાં શીખી હતી. સંયમને નામે દંભીપણું ઝાઝું આવી ગયું હતું.

અને નર્મદામાં આ બધા લક્ષણો ઉતર્યાં. ધ્યાન ન આપવાની અધિષ્ઠાત્રીની ઇચ્છા હતી એમ નહિ પણ અત્યંત વિરક્ત સ્વભાવને લઇને એમનાથી સ્વાભાવિક ઉદાસીન વૃત્તિ રહી જતી. છતાં નર્મદા ઉપર તો તે પૂરતું ધ્યાન આપતાં અને કદી કદી ખબર પડતી કે નર્મદાએ રોટલી ખાધી છે ને પ્રદોષ ભાગ્યો છે, યા કોઇ છોકરીનું શીરણ કે પેન્સીલ, રબર ચોરી આવી છે ત્યારે એને સખત શીક્ષા કરવામાં આવતી. ઘણાં અજ્ઞાન, જડ જેવાં બાળકો પ્રેમથી વશ નથી કરાતાં એવો એમને અનુભવ થયેલો એટલે નર્મદાને માટે આકરી શિક્ષાઓ થતી. એની આ દશા જોઇ અન્ય છોકરીઓ ઉપરીને વ્હાલા થવાને જરીક અતિશયોક્તિથી પણ 'રિપોર્ટ' આપી આવતી. અધિષ્ઠાત્રીનું નિર્મળ અંતઃકરણ અપવિત્રતાની ગંધ જોઇ હબકતું. પણ પ્રેમથી તેનો પ્રતિકાર કરવાનું એમને સુઝતું નહિ.

દિન પ્રતિદિન પાપમાં વૃદ્ધિ થવા લાગી. અથવા કહો કે નૈસર્ગિક ઉર્મિઓ–સાચા નેતા વિનાની અણદોરેલી ઉર્મિઓએ એને સહજ માર્ગે વાળી

[ ૩ ]

પાડોશમાં અંબીકાચરણ નામનો એક જમીનદાર રહેતો હતો તે જાતે તો પવિત્ર હતો પણ તેનો મુનીમ ભર યુવાવસ્થાની ખુમારીમાં આવ્યો હતો. અંબીકાચરણની ઓફીસના બારણાંમાંજ આશ્રમની એક બારી પડતી હતી. નર્મદા નવરાશનો ઘણો વખત આ બારીએ બેસી રહેતી. અત્યારે એની ઉમ્મર ચૌદ વર્ષની થઇ છે. યુવાવસ્થાને આંગણે એણે પગરવ માંડ્યાં છે. એના શરીરની ઉંચાઇ અને પુષ્ટતા પહેલાં કરતાં ઘણાં વધ્યાં છે. ચહેરો સ્વરૂપવાન હોવા સાથે ઉન્મત્ત અને બેદરકાર બન્યો છે. આંખોમાંથી ખીલતાં યૌવનનાં વિજળી શાં કિરણો ઝબુકે છે. સામાન્ય વિધવાઓની માફક એને કેવળ સ્વરૂપહીણું નથી કરવામાં આવી માથે વાળ, હાથમાં સોનાની એકેક બંગડી અને ગળે રૂદ્રાક્ષની માળા એટલું-તો એ પહેરે છે. એને શણગાર અને પોષાકની ઝીણી લોલુપતા નથી. પણ એનું જીવન ઝબુક ઝબુક થાય છે, હૈયું ફટે છે, વૃત્તિઓ કાંઇ નવું નવું શોધે છે. શું તે સમજાતું નથી. યૌવનને હિંડોળે હિંચકનાર સખાની તેને ઓછપ છે. એ શૃંગારી ભાવના વૈરાગના ગહન વાતાવરણમાં પણ અસ્પષ્ટ રૂપે એને ભાસી. પ્રથક્કરણ કરવાનું એને ભાન ને હતું.

એવામાં એવું બન્યું કે મુનીમ શંકરપ્રસાદ ઓફીસમાં કામ કરતો હતો ત્યાંથી ગાદી નીચેથી એને વીંછી કરડ્યો. સખત કરડ્યો. નર્મદાએ બારીમાંથી જોયું. અને કોઇ ન જાણે તેમ આશ્રમમાંથી વીંછી ઉતારની દવા આપી આવી. અને ચોરી છુપીથી શંકરપ્રસાદને પગે લગાડી પણ આવી. થયું. કોમળ હસ્તનો સ્પર્શ થયો. દવાથી કહો કે સ્પર્શથી કહો કે પોતાના મનથી કહો, વીંછીની વેદના ઓછી થઇ, નર્મદાનો આભાર મનાયો ને જીવનભરને માટે ઝીલી લેવાનો મનોરથ ઘડાયો. દૃષ્ટિએ દૃષ્ટિ મળી; હૃદયે હૃદય મળ્યાં, મળ્યાં તે મળ્યાં, ના ખસ્યાં.

પછી નર્મદા એ બારી શેની છોડે? શિક્ષાને સમયે નર્મદાને જપમાં બેસાડવાની કે કોઇ સખત કામ કરવા બેસાડવાની એ ઓરડી હતી નર્મદાને તે કૃપાળુ નીવડી. તે ગુન્હાઓ વધારતી ગઇ અને ઓરડીનું–અરે બારીનું સેવન એ વધારે કરતી ગઇ. આખરે વાત જાહેર થઇ.

નર્મદાનો મન્મથ હવે કાબુમાં રહેતો નહિ. ચિત્ત ફાટ ફાટ થતું. આશ્રમને અને

રડીને તે લાખો ગાળો દેતી. બળવો કરવા ઉશ્કેરાતી. ન્હાસી જવા તૈયાર થતી. અને એક સાંજે એણે એ યોજના અમલમાં મુકી.

એ અંધારી રાત–નર્મદાના કીનારાપરની એ સાંજ, તે આ લોકોને ન્હાસી છુટવાનો સંકેત સમય હતો. રેતીના પટમાં શંકર આંટા મારતો હતો. તેણે એક ઝીણી સીસોટી વગાડી. નર્મદા તૈયાર થઇ બીજે દાદરેથી ઉતરી ગઇ બ્હાર.

ગઇ ? અજાણ્યા પુરૂષના સંગનું ફળ ભોગવવા ગઇ ? ના. એના અમંગળ સાહસનું ફળ ભોગવવા પાછી આવી.

આશ્રમમાં નર્મદા બધાની આંખે ચઢી હતી. ઘણાંને તે કહી વળી હતી કે હું રહેવાની નથી. તેથી છોકરીઓ તેના ઉપર બહુ નજર રાખતી. જ્યારે તે બીજે દાદરેથી ઉતરીને સટકી ત્યારે આશ્રમના સિપાહીએ તેને જોઇ અને તેણે એક છોકરીને ખબર આપી. તે દોડતી દોડતી અધિષ્ટાત્રી બ્હેનને તેડી લાવી. અને નદી ઉપરનું દૃશ્ય બતાવ્યું. બ્હેન ગભરાયાં, પણ બીજા ઉપર ખરાબ છાપ ના પડે તેથી બહુ ગંભીરપણે એ છોકરીને આશ્રમમાં પાછી મોકલી; પોતે એકલાં નર્મદાની પાસે ગયાં. નર્મદાએ તેમને જોયાં. છતાં અડગ રહી. તેણે કહ્યું: ' બ્હેન કેમ આવ્યાં ? "

" ત્હને લેવા. "

" મ્હારે નથી આવવું. "

" કેમ ત્હને કાંઇ દુઃખ છે ? " સમયસૂચકતા વાપરી ફોસલાવી લઇ જવાના હેતુથી દેવી બોલ્યાં.

" ના કંઇ દુઃખ નથી પણ મ્હારે જે જોઇએ છે તે ત્યાં નથી. " છોકરીએ જવાબ આપ્યો.

" ત્હારે શું જોઇએ છે ? બધું મળશે, ચાલ. " પોતાની પવિત્રતામાં એની પાપવાસના ભૂલી જાય અથવા કહો કે તે ભુલાવવા પ્રયત્ન કરતાં તે બોલ્યાં.

" ના તે ત્યાં નહિ મળે. મ્હારે લગ્ન કરવું છે. "

" તું મૂર્ખ છે આપણાથી લગ્ન ના થાય. "

" કેમ ના થાય ? "

" તું વિધવા છે ! "

" કોણ કહે છે કે હું વિધવા છું ? હું પરણી'તીજ ક્યારે ? શું દુનિયામાં દરેકને પરણવાનો હક્ક અને મ્હને નહિ ? મ્હારે પરણવું છે. "

દેવીના આત્મપ્રભાવથી કહો કે પોતાની આત્મપરીક્ષાથી અથવા આત્મનબળાઇથી શંકરપ્રસાદ તો ત્યાંથી પલાયનજ કરી ગયો હતો. છોકરીનો ઉદ્ધાર કરવા જેટલું મનોબળ એનામાં ન હતું. આનો લાભ લઇ દેવી એને આશ્રમમાં પાછી લાવ્યાં.

પરંતુ ત્યાર પછી દેવીની ઉંઘ ઉડી ગઇ.નર્મદાનું શું કરવું ? એને છુટી મુકવી ? જમનાને પાછી સોંપવી કે ચાલતું હતું તેમ ચાલવા દેવું ? ના. એમ થાય તો બીજી છોકરીઓ ઉપર ખરાબ છાપ પડે પોતાની અને આશ્રમની આબરૂ જાય અને જે હેતુથી અખંડ બ્રહ્મચર્યનો આદર્શ પોતે ઘડયો હતો તે ધુળમાં જાય. એમ કરવાને એ તૈયાર નહોતાં. એમનું મન ના માન્યુ અને માને પણ શી રીતે ? પોતે પવિત્ર, ન્હાની ઉમ્મરમાં અનેક તપશ્ચર્યા કરેલી, મનને મારેલું અને સંયમના મીઠાં ફળજ–બ્રહ્મચર્યના સંબંધમાં તો અત્યાર સુધી તેમણે જોયલાં. ઘણાં ભ્રષ્ટ જીવન પણ આશ્રમને પ્રતાપે દેવીના સંસર્ગથી પ્રત્યક્ષ છાપથી સુધરી પવિત્ર બનેલા. પણ આ નર્મદાનો ' કેસ ' આવો બન્યો. તો શું અપવાદ ખાતર સિદ્ધાંતને કોરાણે મુકે ? એમના જેવાનું મુકવાને

મનેય ચાલે ? આખરે નર્મદાને આશ્રમના એક અંધારા ઓરડામાં પુરવામાં આવી.

[ ૪ ]

પછી શું ? પછી એ વાતને એકાદ વર્ષ ગયું હશે. એ આકરી શિક્ષામાંથી, સખત સંયમમાંથી, એ અંધારા ઓરડામાંથી એને છુટકારો મળ્યો. સદાને માટે મુક્તિ મળી. ખરેખર એનો પાપને ન પામેલો આત્મા મુક્ત જ થયો. નર્મદાને ક્ષય રોગ લાગુ પડયો. દેવી એની ખબર લેતાં–બીજાને લેવા કહેતાં, પણ તરુણ વિધવાઓથી એની વાત ગુપ્ત રાખવા ખાતર બહુજ થોડાંને એની પાસે જવા રજા હતી. એ 'થોડાં' બધાં હતાં, હૃદયશુન્ય હતાં. નર્મદા ઘણું રીબાઇ. એણે જો પાપ કર્યું હોય તો એનું પ્રાયશ્ચિત પુરું થયું. એને પથારીમાં ઝાડા થઇ જતા, કોઇ કાઢતું નહિ. દવા ઉધરસના ગલફા કોઇ ઉસેટતું નહિ. એને દુધ કે કાંઇ વખતસર મળતાં નહિ. સેવાને માટે સ્થાપેલા આશ્રમની દેવીઓ, એમની દૃષ્ટિથી ગણાતી આ બાળાની ઓજ ભુલથી, તેની તરફ ધૃણાજ રાખતી. નર્મદા–નિરાધાર નર્મદા ઘણું રડતી. એને ઘણું કહેવાનું હતું. કોણ સાંભળે ! છેવટે એ પ્રભુને વીનવતીઃ "ઓ પ્રભુ હવે મ્હને ઉપાડી લે" કોઇ એક સહૃદય વ્યક્તિને છેલ્લી પળે એણે કહ્યુંઃ "બ્હેન પ્રભુ મ્હારો ગુન્હો માફ નહિ કરે ?" તે વ્યક્તિની આંખમાં ચોધાર આંસુ આવ્યાં તેણે ડુસકાં ભરતાં કહ્યુંઃ "કરશે, બ્હેન જરૂર કરશે. ત્હેં એવું શું પાપ કર્યું છે ? ત્હારા કરતાં અનેકગણાં પાપ કરનારા દુનિયામાં સુખથી મહાલે છે ને પવિત્રમાં ખપે છે. બ્હેન તું તો નિર્દોષ છે. તદ્દન નિર્દોષ છે. પ્રભુ ત્હારું ભલું કરશે."

"ઠી...ક ત્યારે જે જે. હવે હું કદી આવું નહિ કરૂં. ઓ પ્રભુ..."

થયું. રામ રમી ગયા. નિર્દોષ–પવિત્ર નર્મદાનો જર્જરિત દેહ સાંજે 'નર્મદા'ને કીનારે ક્ષણવારમાં ભસ્મીભૂત થઇ ગયો. શોકમાં પવન થંભી ગયો; પાંદડા હાલ્યા નહિ. 'નર્મદા' નિરવ બની. સૂર્યનારાયણ અસ્તાચળમાં છુપાઇ ગયા. અને આકાશ તો હિન્દુસ્તાનની વિધવાઓનાં શાપ વ્હોર્યાં હોય તેમ કે તેમના તરફ બેદરકારી બતાવનારના હૈયાનો 'કેરો' પોતાના ઉપર પાડયો હોય તેમ, સંપૂર્ણ શ્યામલતાથી ઢંકાઇ ગયું.



પ્રસુતીગૃહમાંથી બહાર નીકળતાંજ સુયાણીએ એક આઠ વરસની બાળા વિદ્યા પ્રત્યે કહ્યું: " વિદ્યા બેન, તમારા માટે ભગવાને એક બેન મોકલી. "

વિદ્યા—હું તો ભગવાન પાસે ભાઇ માટે પ્રાર્થના કરતી હતી ને બેન કેમ મોકલી !

સુયાણી—હાલમાં ભગવાનને ઘેર શીલીકમાં ભાઇ નહિ હોય.

વિદ્યા—તો મારે ઉતાવળ ક્યાં હતી ? બે માસ વધારે વાટ જોત ?

સુયાણી—પણ હવે શું થાય ?

વિદ્યા—બસ . . પાછી મોકલી દો !



# અંકુશ.

## કરુણ ચિત્રો.

લેખિકાઃ બ્હેન "જ્યોત્સ્ના" શુક્લ.

પાત્રોઃ પાંચ છ વર્ષનો બાળક, બાળકની દાદી અને બાળકનો મામો.

### ચિત્ર ૧લું.

સમયઃ સંધ્યા. ( બાળક આનંદથી બગીચામાં રમે છે. એના હાથમાં ન્હાની ન્હાની બે સોટી છે. ઘડીમાં એ સોટીઓ વડે એ પટા ખેલે છે; ઘડીમાં લીમડાના ઝાડ પાસે જઇ સોટી ફેંકીને લીમડાના ફુલ ને લીંબોડીઓ પાડવાનો પ્રયત્ન કરે છે, અને ઘડીમાં બગીચામાં કલ્લોલ કરતાં પંખીઓને કુતુહલથી જોઇ રહે છે ને ત્હેમના સંગીતમાં સૂર પૂરે છે. જરા વારે એની દાદી ત્યાં આવે છે. )

દાદીઃ અલ્યા બાબુ, અહીં શું કરતો છે ?

બાબુઃ એ હું રમું છું.

દાદીઃ ચાલ, બહાર આવવાનો કે નહીં ? ચાલ ઝટ, હાંભળીયું કે ?

બાબુઃ ( જરા પાસે જઇને ) ઓ બા ! ત્હમે અહીં આવો. જુઓ આ ઝાડ...

દાદીઃ આવીને શું કરે, અહીં મરતી; ક્યારની બૂમો પાડતી છેઉં તે હાંભળતો નહીં ? છેક જ માથેનો થઇ ગીયો તે ?

બાબુઃ ( ખુબ ઉત્સાહથી ) પણ ત્હમે આમ તો આવો, આ ઝાડ પર જુઓ તો ખરાં; આ–આ ઝાડ, જુઓ એ ઝાડમાંથી કુમળી કુમળી ને લીલી દોરીઓ નીકળી છે. ને બા, આપણે સેવ કરીએ છીએ ને તેમ લાંબી લાંબી લટકે છે. મ્હેં તો કેટલી બધી તોડીને ગુંચળીઓ વાળી. હેં બા, એ શું હશે ? એનાથી પતંગ ચગે ? ને પ્હણે જુઓ, પેલા ઝાડ પર...

દાદીઃ હવે મૂંગો મર ને ચાલ, પ્હણે ને અહીં કરતો. મૂઓ છેક જ હરામી. આવ્યો કે?

બાબુઃ આ પેલું આમલીનું ઝાડ છે ને બા, તેના પર પેલું કાળું કાળું બેઠું છે તે 'ટુહૂ' 'ટુહૂ' એમ બોલે છે હોં બા.

દાદીઃ તું આવતો છે કે નહીં ? હમણાં ઝપેટી કાઢા જો.

બાબુઃ પણ શું કામ છે ?

દાદીઃ બહાર જવાનાં, જાણતો નહીં ?

બાબુઃ મ્હારે બ્હાર નથી આવવું.

દાદીઃ કેમ, નહીં કેમ આવવાનો ?

( આમલીના ઝાડ પર બેઠેલી કોયલ ટહૂકો કરે છે ).

બાબુઃ (ઝાડ તરફ જોઇ) 'ટુહૂ'. કહોને બા, એનું નામ શું ?

દાદીઃ મુઆનો લવારોજ બહુ. નકામો માથું ફોડાવે. ચાલ એકદમ કહું છું.

બાબુઃ મ્હારે અહીં રમવું છે.

દાદીઃ મ્હોટો રમવાવાળો જોયો કેની. તે તું તારી મરજીમાં આવે તેમ કરવાનો એમ ?

બાબુઃ મ્હારે અહીં બનાવવું છે, ને ફુલ વારવાં છે. મ્હારે બ્હાર નથી આવવું, રમવું છે.

(રેતીમાં બેસી જાય છે ને રેતીની ઢગલીઓ કરવા માંડે છે ).

એવું સરસ ઘર બનાવું છું તમે જો જો હોં બા.

દાદીઃ ઊભો રહે તને ઘર બતાવું છું. ( પાસે જઇને હાથ ખેંચીને ). ક્યાર ક્યારની બૂમો પાડતી છેઉં તે સાંભળતો નહીં ને મૂઓ નીચડા જેવો ધુળમાં રમતો છે, મૂઆને શરમ છે જરી ? ચાલ. ( બાળકને ઘસડીને ઘરમાં લઇ જાય છે. )

## ચિત્ર રજું.

સમયઃ રાતના આઠ.

( બાબુ વરંડા પરના હીંચકા પર બેઠો બેઠો ગીત ગાય છે ત્યાં એના મામા આવે છે )

મામાઃ ચાલ તો બાબુ, સુઇ જા તો; ચાલ ઉઠ એકદમ.

બાબુઃ હમણાં નહીં. હું ગીત ગાઉં છું.

મામાઃ ઉઠ જલ્દી, વાર લાગે છે. મ્હારે કામ છે.

બાબુઃ મ્હારે સુઇ નથી જવું. મ્હારે રમવું છે.

મામાઃ ઉઠી જા એકદમ, નહીં તો અંધારામાં સુવું પડશે. ચાલ, ઉઠ તો સુઇ જા ને ઉંઘી જા.

બાબુઃ પણ મ્હને ઉંઘ નથી આવતી. મ્હારે સુવું નથી. તમે ઉંઘી જાઓ.

મામાઃ ત્યારે પેલા બાવાને બોલાવું છું. બોલાવું ?

બાબુઃ ( હસતો હસતો ) બાવો તમને લઇ જશે.

મામાઃ ( ઘાંટા પાડીને ) માર ખાવાનો થયો છે. ઉઠ, ચાલ એકદમ; મૂગો મૂગો સુઇ જા ને ઉંઘી જા ( ઉંચકીને અંદર લઇ જાય છે ને સુવાડી દે છે ) હવે એક અક્ષર પણ બોલીશ તો પેલા અંધારા કુવામાં નાખી આવીશ. આંખ બંધ કર જોઉં ( બાબુ આંખ બંધ કરે છે ) હવે ઉઘાડતો નહીં. મૂગો મુગો સુઇ રહેજે. જરા પણ હાલીશ તો માર પડશે.

( બાબુ સુઇ રહે છે. જરા વારે મામો ત્યાંથી ફાનસ લઇ જાય છે ને પોતે નાટક જોવા ચાલ્યો જાય છે. ઘડીક પછી બાબુની દાદી કામથી પરવારીને વરંડા પરના હીંચકા પર બેસે છે. )

બાબુઃ (થોડીક વાર પછી ચીસ પાડીને) ઓ ઓ રે ઓ બા...

દાદીઃ વળી શું થયું ?

બાબુઃ જો ને, પથારીમાં બીલાડી આવી. ( પડોશનો નોકર જઇને બીલાડીને કાઢી મૂકે છે ) અહીં દીવો મૂકો, અંધારામાં મ્હને ગમતું નથી.

દાદીઃ સુઇ જા, દીવાનું શું કામ છે ?

બાબુઃ મ્હને બીક લાગે છે, દીવો મૂકો.

દાદીઃ દીવો કોઇ મૂકવાનું નથી. છાનોમાનો સુઇ રહે, નહીં તો બાવાનેજ આપી દેવા.

બાબુઃ ત્યારે તમે મ્હારી પાસે આવો.

દાદીઃ સુઇ રહે હમણાં કહું છું. ( પડોશનો નોકર આવીને પીવાનું ફાનસ મૂકી જાય છે. દાદી હીંચકે ઝુલ્યા કરે છે. )

બાબુઃ (થોડી વારે) મ્હારે પાણી પીવું છે.

દાદીઃ હવે મૂઓ પાણી પીવાનો થયો. ઉંઘતોજ નહીં મૂઓ. તે માટલા મહીંથી લઇને પી લે ને, હાથ નથી ?

( બાળક પાણી પીતો નથી ને બ્હાર આવીને હીંચકા આગળ ઉભો રહે છે. )

દાદીઃ ખઇ, આવ્યો જા અહીંથી

બાબુઃ ( પાસે આવીને ) મ્હારે હીંચકે બેસવું છે.

દાદીઃ શું મ્હને બોલાવતો નહીં. આવ્યો રહેજે. મૂઆએ બ્હાર ગયેલાં તાં કંઇ પજવ્યાં ને મૂઓ હવે પાછે બેસવા આવે જ, આવ્યો મર. મૂઓ જંપે નહીં ઘડી.

( બાબુ જતો નથી ને દાદીના સામે જોતો હીંચકા પાસે ઉભો રહે છે. )

બીજાં પોયરાં તો કેવાં હારાં હોય, ને આતો મૂઓ નફ્ફટ. એનું મ્હોં જોને જાણે ખુની જેરો. જા, સુઇ જા નહીં તો મારી બેઠા.

( બાબુ જઇને ઉંધે માથે પથારીમાં સુઇ જાય છે, ધીમું ધીમું રડે છે ને પાણી પીધા વિના ઉંઘી જાય છે. )

× × ×

## ચિત્ર ૩જું.

સમયઃ બપોર.

( દાદી ને મામા બપોરની ઉંઘ લે છે. બાળક એક હીંચકા પર ચઢીને એકલો ઝુલે છે, ત્યાં બીલાડી આવે છે. બાબુ ' બીલ્લી માશી આવી ' ' બીલ્લી માશી આવી ' બોલતો હીંચકેથી ઉતરવા જાય છે એટલે પડી જાય છે ને રડે છે. )

મામાઃ ( જાગીને ) શું થયું ?

બાબુઃ ( રડતો રડતો ) પડી ગયો.

મામાઃ બહુજ સારૂં થયું, વાગ્યું ને ?

( બાબુ વધારે રડે છે. )

મૂગો રહી જા, રડ નહીં.

દાદીઃ ( આંખ ચોળતાં ચોળતાં ) પડી ગીયો શું ?

મામાઃ ત્હને કેટલી વાર તોફાન કરવાની ના કહી છે ?

દાદીઃ પણ મૂઓ માને હાનો ?

મામાઃ શા માટે હીંચકા પર ચઢ્યો ? કેમ મ્હોટા હીંચકા ખાધા ?

બાબુઃ મ્હને બહુ વાગ્યું. ( માથે હાથ ફેરવે છે ને રડે છે. )

મામાઃ મૂગો રહે, રડ નહીં. વાગ્યું તે તો સારૂં થયું. કરજે હવે તોફાન શી રીતે વાગ્યું ?

બાબુઃ બીલ્લી માશીને રમાડવા જતો હતો તે પડી ગયો.

દાદીઃ ઉભો રહે મુઆ, માશીને બીલાડી કેમ કેય રે મુઆ ? રોજ નવાં કરતુક શીખતો જાય કે ?

બાબુઃ માશીને નહીં, બીલાડીને. પેલી કાળી બીલાડી આવે છે ત્હેને હું તો કહેતો હતો.

દાદીઃ બધું જાણુતી છેકે. ત્હને તો એક દહાડો હવે એવો પાંહરો કરી લાખું જોજેની. મૂઓ કોણ જાણે કહાંથી કરતુક શીખી આવતો ઓહે.

મામાઃ ચાલ, મ્હોં લુછી નાખ.

( બાબુ મ્હોં લુછે છે. )

અદબ વાળ સીધો બેસ.

( બાબુ કહ્યા પ્રમાણે કરે છે )

કહે કે હવે તોફાન નહીં કરૂં. ( બાબુ મૂગો રહે છે )

દાદીઃ બોલે હાનો. તોફાન કર્યા વિના એ રહેવાનો ?

મામાઃ બોલ, નહીં તો ચાબુક લઇને ફટકારી નાખીશ. ભણવું ગણવું મળે નહીં ને આખો દહાડો તોફાન મસ્તી કર્યા કરે તે નહીં ચાલે,

બાબુઃ મ્હારે રમવા જવું છે. ને ત્હમે તો વઢ્યા કરો છો.

દાદીઃ હજી તો એને રમવા જવું છે.

મામાઃ બોલ કે તોફાન નહીં કરૂં.

બાબુઃ રમવા જવા દેશો ?

દાદીઃ રમે હાતું, હવે તો ભણવાનું. કેટલા દહાડા રમવાનો ?

બાબુઃ મ્હને ભણતાં નથી આવડતું.

દાદીઃ પાટી લઇને બેઠી જા.

બાબુઃ મ્હને રમવા જવા દો.

મામાઃ રમવાનું કાલે. જા, ઓરડામાં જઇને સ્લેટપેન લઇને બેસ. ઉઠ, હવે ત્હારા પર દયા નહી થાય. તું છેક બગડી ગયો છે.

દાદીઃ મુઓ માય બાપનું નામ બોળવાનો. બીજાં પોયરાં તો કેવાં ભણે. હા, જાય છું; જા અંદર.

( બાબુ આંખ લુછતો લુછતો અંદર જતો રહે છે. )

# સ્ત્રીઓના ભણતરની દિશા.*

લેખિકાઃ સ્વ. સૌ. ચૈતન્યમાલા મજમુદાર.

**સામાજિક જીવનનાં અંગઃ સ્ત્રી અને પુરૂષ.**

સ્ત્રી અને પુરૂષ એ એક જ સમાજનાં બે અંગ છે. બન્નેનું જીવન મળીને જ સામાજિક જીવન બને છે. એક અંગની ઉપેક્ષા થવાથી સમાજને પક્ષાઘાત થાય. આ બન્ને અંગો સરખાં ખીલ્યાં હોત તો આજે સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન આપણે જુદો ચર્ચવો ન પડત.

અંગ્રેજી અમલની શરૂઆતમાં સરકારને થોડાક ભણેલા કારકુનો જોઇતા હતા. તેથી થોડાક યુવકોને એવી કારકુની કરી શકે તેવી કેળવણી આપવાનું શરૂ કર્યું; અને શાળા, કૉલેજો સ્થાપી. સ્ત્રીઓ, એ કારકુની કરી શકવામાં કામ આવશે એમ નહિ લાગ્યું હોય તેથી જ સરકારે બહુ મોડું સ્ત્રીઓને ભણાવવાનું વિચાર્યું; અને વિચાર્યા પછી કેટલીક કન્યાશાળાઓની શરૂઆત કરાવી. આમ મૂળથી જ 'ખરી કેળવણી કઇ?' તે માટે બીલકુલ વિચાર થયા વગર, સરકારે વ્યવહારોપયોગી, સાંકડો અને સ્વાર્થી માર્ગ સ્વીકાર્યો; અને પુરૂષોને ઉંચી કેળવણીને નામે કારકુનોની તાલીમ આપી. એટલે પછી જ્યારે સ્ત્રીકેળવણીની હિમાયત થવા માંડી ત્યારે એના એ છોકરાઓની કેળવણી છોકરીઓને પણ આપવાનું ઠર્યું. "કન્યા વાંચનમાળા"ની જુદી રચના એ તો આ પરિસ્થિતિ ઉત્પન્ન થયા પછીની મુંઝવણનું જ પરિણામ છે.

પુરૂષોને કેળવણી મળે અને સ્ત્રીઓને ન મળે તેનાથી સમાજના દરેક કુટુમ્બમાં સંસ્કારની બાબતમાં એટલી બધી અસમાનતાઃ કજોડાંઃ ખાસ કરીને બુદ્ધિનાં કજોડાં ઉત્પન્ન થાય છે કે આવું એક પણ અર્ધ કેળવાયલું કુટુમ્બ સુખેથી રહી શકતું નથી. માટે સ્ત્રીકેળવણી વિના આપણી સામાજિક પ્રગતિનો પ્રયાસ એ લાંબા અને ટૂંકા પગથી ચાલવાના પ્રયાસ જેવો જ થશે. છોકરાઓને જે સંસ્કાર મળે તેથી છોકરીઓ વંચિત રહે તો ઘરમાં જરૂર ક્લેશ થાય. આવી સ્થિતિમાં સ્ત્રીઓના ભણતરની દિશા બાંધ્યે જ છૂટકો છે. હિન્દી સ્ત્રીઓની કેળવણી દેશીભાષા દ્વારા, હિન્દી ઢબે અને હિન્દના સામાજિક આદર્શને પોષે એ રીતે જ થવી જોઇએ.

**કેળવણી અને ભણતરઃ**

સ્ત્રીઓએ ભણવું કે ન ભણવું એ પ્રશ્ન હવે ઘણો જૂનો થઇ ગયો છે. હવે માત્ર બે જ પ્રશ્ન આપણીને હાલમાં મુંઝવી રહ્યા છે. એક તો, સ્ત્રીઓએ

---

* "હરિનાકા અને બીજા સાહિત્યલેખો" એ નામના સદ્‌ગત લેખિકાના છપાતા પુસ્તકમાંનો અપ્રસિદ્ધ લેખ.

એટલે છોકરીઓએ-ભવિષ્યની ગૃહિણીઓએ શું ભણવું ? અને બીજું, ક્યાં સુધી ભણવું ?

'ભણવું' એ શબ્દથી આપણને ખાસ કરીને સ્કુલો અને કોલેજોનો જ ખ્યાલ આવે છે. પરંતુ શિક્ષણ આપવાનું ક્ષેત્ર માત્ર શાળામાં જ મર્યાદિત થઇ શકે નહિ. મનુષ્યની અનુભવની નિશાળ એવી વિશાળ અને જરૂરની છે કે દરેક જણને વશે કે કવશે પણ, અનુભવથી ઘણાંને તૈયાર થવું જ પડે છે

કન્યાઓની કેળવણી શાળામાં જ સમાપ્ત થઇ જતી નથી. કન્યાકેળવણી એટલે સ્ત્રી જીવનનો-ગૃહિણી જીવનનો પાયો માંડવો આ પાયો જો મજબૂત બંધાયો હશે તો જ ઇમારત મજબૂત બંધાશે. એટલા માટે છોકરીઓને ઘણું ભણવાનું, જાણવાનું, વિચારવાનું અને અનુભવવાનું બાકી રહી જાય છે. એ ઊનતાઓને લીધે જ હાલની શાળાની કેળવણી કંઇક અંશે વગોવાય છે એમ સૌ કોઇ કબૂલ કરશે.

આ વિવેચન ઉપરથી કહી શકાય કે ભણવું એટલે નીતિથી વર્ણાશ્રમ ધર્મ પાળવોઃ પોતે જે સમાજમાં, જે પરિસ્થિતિમાં, અને જે કુટુમ્બમાં મૂકાયાં હોઇએ તેમાં સંસ્કારના બળથી સમાસ કરતાં આવડે તેજ સાચું ભણતર. "સંજોગો પ્રમાણે જીવન ગોઠવવું એ જ ખરી કેળવણી."× ભણવું એટલે માત્ર લખતાં શીખવું, બે ચાર અંગ્રેજી ચોપડીઓ ભણી બહુ આવડવાનો ડૉળ કરવો, અથવા તો છાપાંઓમાં આવતી મોટા અક્ષરોમાં છાપેલી હકીકતો ઊકેલતાં આવડી એટલે ભણતરની ઇતિકર્તવ્યતા થઇ જતી નથી. જે કેળવણીથી સંસારમાં સફળતા મળે, ઉચ્ચ વાસનાઓ કેળવાય, અને પોતાનું દ્રષ્ટિબિન્દુ વિશાળ થાય એવી કેળવણી તેનું જ નામ ભણતર. જેનાથી તન અને મન "તર" થાય તે ભણતર.

**સ્ત્રીકેળવણીનો આદર્શ:**

કેળવણી એ સારા સંસ્કાર લાવવાનું અને અને અણુવિકસ્યા સંસ્કારોનો વિકાસ કરી આપવાનું સાધન છેઃ એ સ્ત્રીજીવનનું કે કોઇ પણ જીવનનું સાધ્ય નથી. જેમ બ્રહ્મજ્ઞાન એ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનું સાધન છે; અને એકલો વાદવિવાદ, વિતંડા કે ખંડનમંડન એ એનું સાધ્ય નથી-તેમ કેળવણી એ માણસમાં માણસાઇ લાવવાનું દેશ, કાલ અને સ્થિતિને અનુસરીને ચિંતવેલું સાધન છે. એ સાધનથી જો ધારેલો અર્થ ન સધાતો હોય તો આપણે નવું સાધન યોજવું જ જોઇએ.

તેથી જ કન્યાઓનું શિક્ષણ તેમને ગૃહિણી થવામાં ઉપકારક ન થઇ શકે ત્યાં સુધી નકામું જ કહેવું પડશે. ગૃહસ્થાશ્રમીઓનું ઘર એ એક અભેદ્ય કિલ્લો છેઃ ધર્મનું તત્ત્વ જાળવવાની ગુફા છે. બહારના જગતના પ્રચંડ ઝંઝાવાતોથી બચવાનું એ વિશ્રાન્તિસ્થાન છેઃ પોતાનું પોતાપણું જાળવવાનું એ સાધના ક્ષેત્ર છે. એ કિલ્લાની કિલ્લેદાર ગૃહિણી છે.-"गृहिणी गृहमुच्यते ।"-એ કેવલ સ્ત્રીના વખાણનું અર્થહીન વાક્ય નથી. આપણા આર્યત્વને અને ધર્મને (ભલે 'ધર્મ'નો અર્થ બધા કાલમાં એક સરખો ન રહ્યો હોય) સાચવી રાખવામાં બલવાન સત્તાશાલી એવું કોઇ હોય તો તે શ્રદ્ધાથી પર્યું સ્ત્રીઓ જ છે. સ્ત્રીઓ એ મર્યાદાની પ્રતિમા છે એ મર્યાદા જે કેળવણીને નામે તૂટે તેવી કેળવણી દીધું-પત આપનારી જ કહેવી પડે.

સંસાર યોગ-ક્ષેમથી ચાલે છે. યોગ એટલે અપ્રાપ્ત વસ્તુઓને મેળવવી અને ક્ષેમ એટલે મેળવેલી વસ્તુઓનું સંરક્ષણ કરવુંઃ

---

× શ્રી. હંસાબ્હેન કૃત "ત્રણ નાટકો." પૃ. ૨૭.

આવો 'યોગ' પુરુષોને આધીન છે, અને 'ક્ષેમ' સ્ત્રીઓને આધીન છે. સ્ત્રીકેળવણી આ ક્ષેમ-ધર્મને લક્ષમાં રાખીને યોજાવી જોઈએ.

તેથી પ્રથમ, આપણા પ્રાન્તનો અથવા દેશનો સામાજિક આદર્શ શો ? અને એ આદર્શ પાર પાડવામાં સ્ત્રીઓએ કયો ભાગ ભજવવાનો છે-એ વાત નજર આગળ રાખીને જ સ્ત્રીઓના ભણતરનો વિચાર થવો જોઈએ. વળી હાલમાં ઘણું તો સ્ત્રીઓની કેળવણી એટલે મધ્યમ વર્ગની કેળવણી: એટલો જ અર્થ થાય છે, ગરીબ વર્ગને માટે તેનો બિલકુલ વિચાર કરવામાં આવતો નથી.

**ગૃહિણીનો દરજ્જો:**

સ્ત્રીઓને ગૃહદેવતા કહી છે; કારણ કે આપણા કુટુમ્બની સ્થિતિનો આધાર તેમના ઉપર છે; પરંતુ એ ગૃહદેવીઓ દેવીપદ ઉપરથી ભ્રષ્ટ થઈ જણાય તો તેમનું અજ્ઞાન દૂર કરવું એ કેળવણીનું ખાસ ધ્યેય હોવું જોઈએ. ભલે આજના કવિયો સ્ત્રીઓને ગૃહદેવીઓ કહીને ઊંચે ચઢાવે; પરંતુ એ દેવીઓ કુટુમ્બને લગતી પોતાની ફરજો બજાવવાનું જ્યારથી ચૂકી છે ત્યારથી 'દેવીપદ' કેવલ વખાણનો શબ્દ થઈ પડ્યું છે. કુટુમ્બની સુસ્થિતિ ઉપર સમાજની સુસ્થિતિ આધાર રાખે છે. અને સમાજ એટલે અનેક કુટુમ્બોનો સમૂહ. તેથી કુટુમ્બિનીને ગૃહિણી બનાવે તેવા શિક્ષણનો પ્રબન્ધ અવશ્ય થવો ઘટે છે.

સ્ત્રીપુરુષ વચ્ચે વિધિયે જે શારીરિક, માનસિક અને ભાવનાવિષયક ભેદ રાખેલો છે તે જોતાં, અમુક વય પછી તેમની કેળવણી પણ ભિન્ન પ્રવાહમાં વહેવા માંડે છે. સ્ત્રી પુરુષમાં ભિન્નતા રાખીને જ વિધિયે જેમ સંસારમાં એકતા નિર્માણ કરી છે તેમ જ કેળવણીનું થવું જોઈએ. હિન્દુ સંસ્કૃતિમાં ગૃહિણીની અંદર જે લજ્જા, વિનય, નમ્રતા સૌમ્યતા અને સહનશક્તિ ઇચ્છેલાં છે તે ન્હાનપણથી જ કેળવાય તે પ્રમાણે શિક્ષણ-ક્રમ ગોઠવાવો જોઈએ. "

સ્ત્રી અને પુરુષમાં અમુક અમુક ભેદ છે એ ખરું; છતાં સંસારમાં અને સમાજમાં બન્નેની જવાબદારી સરખી જ છે. તેથી જ કુટુમ્બમાં સ્ત્રી અને પુરુષ બન્નેના રસ સરખા જ હોવા જોઈએ બન્નેની આશા, આકાંક્ષા, જોખમ અને ચિંતા સરખાં જ હોવાં જોઈએ. તો જ સહધર્મચારિણીનું પદ સાર્થક થયું ગણાય.

**સહધર્મચારિણીનો આદર્શ:**

આવી સહધર્મચારિણી બનાવવા માટેની કેળવણી તે જ આજ-ની સાચી કેળવણી હોવી જોઈએ. એ કેળવણી એટલે શણ-ગારરૂપ સંસ્કાર નહિ; ઉપર ઉપરનો ઓપ નહિ; પરંતુ સ્ત્રીને પોતાની સહધર્મચારિણી તરીકેની જોખમદારી ઓળખવાની શક્તિ આપે, અને કુટુમ્બની જવાબદારી ઉત્સાહથી વ્હોરી લઈને બાહોશીથી તે પાર પાડવાની યોગ્યતા લાવે-એવી કેળવણી.

આ પ્રકારનો સામાજિક દરજ્જો જ્યારે સ્ત્રીઓને મળશે ત્યારે જ સ્ત્રીઓની ઉન્નતિ થશે; અને સ્ત્રીઓની ઉન્નતિ થયા પછી જ આપણા જરજરી ગયેલા દેશની ઉન્નતિ થવાની છે. "સરસ્વતીચંદ્ર"ના લેખકના શબ્દોમાં કહિયે તો, "લોક એમ માને છે કે સ્ત્રીઓને અને રાજ્યને શો સમ્બન્ધ છે ? પણ સ્ત્રી વિના ગૃહ નથી: ગૃહ વિના પ્રજા નથી: ને પ્રજા વિના રાજ્ય નથી. સ્ત્રીની સુસ્થિતિ વિના રાજાઓનાં મંદિરો વડેલાં મોડાં ભ્રષ્ટ થાય છે. સ્ત્રીના શૌર્ય વિનાનાં પ્રજાનાં

ગૃહોમાં ક્લેશ અને ચિંતા જાળાં બાંધે છે: સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે.× ”

સમાજમાં સ્ત્રીઓને જ્યારે સીતા, સાવિત્રી અને દમયંતીનો દરજ્જો મળશે: સીતા, સાવિત્રી અને દમયંતીનો આદર્શ જ્યારે ફરી તાજો થશે: અને એ આદર્શને યોગ્ય થવા માટે પૂરતી કેળવણી મળશે ત્યારે જ સ્ત્રીઓની ઉન્નતિની આશા રાખવાની છે. જેમ ધર્મ-કાર્યોમાં પુરુષ સ્ત્રીને સાથે રાખીને દાનધર્મ અથવા ધાર્મિક ક્રિયા કરે છે: તેમ જ્ઞાનમાં ને કર્મમાં, ઉત્સાહમાં અને ચિંતામાં પુરુષે સ્ત્રીને પોતાની સાથી અને સહચરી ગણવાની છે કારણ કે આદર્શ હિન્દુસમાજમાં સ્ત્રી કે પુરુષ કોઇ કોઇનાં આશ્રિત ન હોય: બન્ને સહકારી, સહધર્મચારી અને એકરુપ હોય. આવી એક-રૂપતા મેળવવામાં સ્ત્રીનું અજ્ઞાન આડે આવતું હોય તો કેળવણીના અભાવની એ ત્રુટિ પુરુષો-એ પહેલી તકે ટાળવી જોઇએ.

**છોકરા છોકરીઓનું ભણતર:** સ્ત્રીપુરુષ વચ્ચે શરીરરચનાનો ભેદ છે: સંસાર યાત્રામાં કર્ત-વ્યભેદ પણ છે. તેથી હિન્દુ સમાજનું પાવિત્ર્ય—જે હજારો જમાનાની તપશ્ચર્યાનું ફળ છે તે રક્ષાય એવા પ્રકારે સ્ત્રી પુરુષના ભણતરની વ્યવસ્થા થવી ઘટે છે. છોકરા અને છોકરીઓ એક સાથે ભણે કે નહિ એ પણ સ્ત્રીઓના ભણતરને અંગે એક વિકટ પ્રશ્ન છે.

“ સહશિક્ષણમાં રહેલું જોખમ ખેડવાની તૈયારી આપણે પાશ્ચાત્ય પ્રજાનું અનુકરણ કરીને બતાવવી એમાં ભારે જોખમ વ્હોરવાનું છે. આપણા હિન્દુસમાજના અંગ જેવા ચારે વર્ણનું વિશિષ્ટ કર્તવ્ય જેમ જુદું જુદું નક્કી કરી મૂક્યું છે: તેમ પુરુષ અને સ્ત્રી-જાતનું પણ વિશિષ્ટ કર્તવ્ય ધર્મશાસ્ત્રોએ નક્કી કરી મૂક્યું છે. જેમ શૌર્ય દરેક જણમાં હોવું જોઇએ, પણ તેમાં યે શૌર્યનું ખાસ રક્ષણ કરવાનું જોખમ હિન્દુસમાજે ક્ષત્રિય ઉપર નાખેલું છે: ધર્મ બધાને માટે છે. પણ તેમાં યે બ્રાહ્મણ, એ ખાસ અને ફક્ત ધર્મને માટે જ ઉત્પન્ન થયો છે એમ ધર્મશાસ્ત્રો કહે છે. ”

તે જ પ્રમાણે પાવિત્ર્ય દરેક જણમાં ઇષ્ટ છે; પાવિત્ર્ય વગર શક્તિ નથી; અને પાવિત્ર્ય વગર મોક્ષ નથી. છતાં પવિત્રતાનું તત્ત્વ સુરક્ષિત રાખવાની જવાબદારી—પવિત્રતાનો આદર્શ ઉજ્જવલ રાખવાની ફરજ હિન્દુ-સમાજે ખાસ કરીને ગૃહિણી ઉપર રાખેલી છે. તેથી જ છોકરીઓની કેળવણી—અભ્યાસના વિષયોમાં તેમ જ તે વિષયો ભણવા ભણાવ-વાની પદ્ધતિમાં—છોકરાઓથી નિરાળી અને અલગ રહે એ ઇષ્ટ છે.

**શાળા કેળવણી:** આધુનિક કેળવણી નથી ધાર્મિક શિક્ષણ-નો વિચાર કરતી; નથી સામાજિક આદર્શ ઘડી આપતી કે નથી કુટુમ્બવ્યવસ્થા ચોક્કસ કરી આપતી હાલમાં સ્ત્રીઓને જે પુસ્તકિયા કેળવણી આપવામાં આવે છે તે આદર્શહીન અને ઉપયોગશૂન્ય હોવાથી તેમાં સાચાઇનો ગુણ કે જ્ઞાનનું ઊંડાણ બિલકુલ હોતાં નથી એવી કેળવણી કેવલ એક બહારની શોભા રૂપ જ હોય છે.

હમણાં અપાતી સ્ત્રીઓની કેળવણી તેમને પોતાના હક્ક તરફ દોરી જાય છે;પણ તેમને કર્તવ્યપરાયણ બનાવતી નથી. પશ્ચિમની કેળ-વણી ત્યાંના સામાજિક પ્રવાહને યોગ્ય ભલે રહી; પણ આપણી સામાજિક સ્થિતિ, પ્રવૃત્તિ અને ધર્મભાવનાને તે જોતાં તેવી યોગ્ય નથી; અને પથ્ય પણ નથી. આનું પરિણામ એ

× શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી.

આવ્યું છે કે આપણા પ્રજાધર્મને હાલની નકલી કેળવણી હાનિ પહોંચાડે છે. સ્ત્રીઓ પોતાના દરજ્જાના હક્કો મેળવે તે સાથે. એ કર્તવ્યપરાયણ થતી ન અટકે તે અવશ્ય જોવાવું જોઇયે.

શિક્ષણશાસ્ત્રીઓએ ખાસ ધ્યાનમાં લેવા જેવું તો એ છે કે બાલિકાઓમાં વ્યવહાર-બુદ્ધિ, નૈતિક આચાર, ધાર્મિક ભાવના અને શરીર સંપત્તિ કેમ કરી પોષાય અને ભવિષ્ય-માં ઉત્તરોત્તર વિકાસ પામતાં જાય. કન્યા આગળ સ્ત્રી થવાની છે માટે તેના સ્ત્રીધર્મને અનુકૂલ થઇ પડે એવું શિક્ષણ આપવાનો પ્રબંધ શાળામાં થવો જોઇયે.

**ગૃહ કેળવણી:**

એટલે હાલમાં કન્યાઓને જેની ખાસ જરૂર પડે છે તે ગૃહ-કેળવણીની. કન્યાએ ગૃહિણી થઇને પોતાના ઘરને, કુટુમ્બને, સંસારને આદર્શરૂપ બનાવ-વાનો છે. સ્ત્રીઓએ પોતાના ઘરની, કુટુમ્બની અને ધર્મની સંભાળ રાખવાની છે. કારણ કે સ્ત્રીઓ જ એ ધમની પાલણહાર છે."સ્ત્રીઓ ગૃહદેવીઓ છે: ગૃહરાજ્યની રાણીઓ છે: એમની આણ સૌ કોને માનવી પડે છે:—"એ બધું સ્ત્રીઓના સામાજિક દરજ્જાને ધ્યાનમાં રાખીને જ કહેવાયું છે. એમાં જે અતિ-શયોક્તિ લાગે છે તે માત્ર આપણી બદલાયલી રહેણીકરણી તેમ જ સ્ત્રીઓ તરફની પુરૂષોની અધમ દૃષ્ટિને લીધે જ.

ઘર ચલાવવું એ રાજ્ય ચલાવવા જેવું છે. રાજ્ય ચલાવવામાં પણ જેમ રાજનીતિ શીખવી પડે છે, તેમ ઘર ચલાવવામાં પણ ખુબ શીખવાનું હોય છે. ઘર ચલાવવાની સંપૂર્ણ તાલીમ આપે તે જ સંપૂર્ણ અને સફળ કેળવણી છે. ઘરને કુટુમ્બનું નન્દનવન બનાવવું એ ગૃહિણીઓના જ હાથમાં છે; ગૃહિણીની એ સુન્દરમાં સુન્દર ફરજ છે.

ગૃહકેળવણી એટલે એક કન્યાને ગૃહિણી થવામાં આવશ્યક શરૂઆતની કેળવણી. એ કેળવણીમાં ધાર્મિક શિક્ષણ, ઘરગથુ વૈદક, માંદગી અને અકસ્માતમાં સારવાર, રસોઇ, પરોણાગત, સાધારણ નામું ઠામું, સીવણભરત વગેરે કુટુમ્બને ઉપયોગી શિક્ષણ ઉપરાંત, સંસ્કારિતા વિકસાવનાર દેશી સંગીત અને ચિત્ર જેવી લલિત કલાઓનો પરિચય, તથા દૃષ્ટિ વિશાળ કરનાર ઇતિહાસ અને ભૂગોળનું સામાન્ય જ્ઞાન—એ બધાનો સમાવેશ થવો ઘટે છે.

હવે આટલા બધા વિષયો શીખવા અને શીખવવા કેટલાં વર્ષો આપણને મળે છે તેનો વિચાર કરિયે.

**ભણવાનાં વર્ષ:**

ઘણું કરીને, સામાન્ય મધ્યમ કુટુમ્બોનાં માણસો તેમની છોકરીઓને બહુમાં બહુ સોળ વર્ષ સુધી નિશાળે મોકલી શકવાની સ્થિતિમાં હોય છે. એટલે સાતમા વર્ષથી સોળમા વર્ષ સુધી: નવ વર્ષ સુધીમાં કન્યા-ઓની શાળા કેળવણીનો ખેલ ખલાસ થવો જ જોઇએ. સોળ વર્ષ સુધી ભણનારી છોક-રીઓની સંખ્યા પણ પંચોતેર ટકા સુધી જ હોય છે. કેટલીક તેર અને સોળ વર્ષની વચ્ચે નિશાળો છોડે છે: અને પ્રમાણમાં બહુ જ થોડી આગળ કોલેજની કેળવણી વધારે ઓછ-વધારી શકે છે.

એટલે સ્ત્રીઓએ 'શું ભણવું ?' એ પ્રશ્નના ઉકેલની સાથે 'કેટલા વખત સુધીમાં ?' એનો વિચાર પણ અવશ્ય કરવો જોઇએ.

'સ્ત્રીઓએ શું ભણવું ?' એ પ્રશ્નના સામાન્ય ઉકેલ માટે તો હવે એકમતી થતી જાય છે. વિગતોમાં મતભેદ હોય તેની હરકત નહિ; પરંતુ જ્યાં એક વખત, સ્ત્રીઓનો કાર્યપ્રદેશ આધુનિક સમાજ માટે નક્કી થયો

લાગે. એટલે તે માટે યોગ્ય કેળવણીનો પ્રબન્ધ કરવાનું શરૂ થઇ જવું જ જોઇએ.

**શાળામાં શીખવાતા વિષયોઃ**

કન્યાઓને જેટલું જેટલું શીખવું જરૂરનું છે તે બધાને બે વિભાગમાં વહેંચી શકાય. ત્હેમના ભણતરમાંથી કેટલુંક ઘેર જ શીખી લેવું પડે છે. પ્રો. કર્વે સ્થાપિત મહિલા-વિદ્યાલયમાં ગૃહકેળવણીના કેટલાક વિષયોને પણ કન્યાઓના અભ્યાસક્રમમાં ઇચ્છવા યોગ્ય સ્થાન અપાયું છે. સંગીત, ગૃહવ્યવસ્થા, ચિત્રકલા વગેરે વિષયોનું ઊંચું જ્ઞાન ત્યાંના શિક્ષણને અંગે પ્રાપ્ત થયું છે. એટલું વળી સ્ત્રી કેળવણીના ભવિષ્યમાં સુચિન્હ છે.

શાળામાં શીખવાતા વિષયોમાં ગણિત, ઇતિહાસ, ભૂગોળ, ભરતસીવણ, ચિત્ર, સંગીત એટલું શીખવાય છે. તેમાં સાધારણ નામુંઠામું ઊમેરવા જેવું છે. શારીર વિજ્ઞાનની સાથે દર્દીની સારવાર, અને કંઇક ઘરમથુ વૈદક પણ કન્યાઓને ફરજ્યાત શીખવવાં જોઇએ. ઇતિહાસ અને ભૂગોળના વિષયો વિશેષ વ્યાપક અર્થમાં અને તે દ્વારા બીજી માહિતી આપવાના હેતુથી શીખવવા જોઇએ.

આપણી યાત્રાઓનો પ્રાચીન પ્રથા એ ભૂગોળને વ્યાપક અર્થમાં શીખવવાનું મુખ્ય સાધન હતું. આપણાં પુરાણોના ઇતિહાસમાં અને તેની કથાઓમાં માત્ર વંશાવળીઓ જ નહોતી કહેવાતી. તે સાથે ઘણું ઘણું ઉપયોગી જ્ઞાન કથાના રસદ્વારા પાઇ દેવાતું હતું. ભૂતકાલની એ કથાઓ ઉપરથી હિન્દુપ્રજા તરીકેનું આત્મગૌરવ બ્હેનોના હૃદયમાં જાગ્રત થતું હતું. તેને માટે સહૃદયી લેખકે તૈયાર કરેલાં પાઠ્યપુસ્તકોનો ઉપયોગ કરવો જોઇએ.

**સાહિત્યઃ**

શાળામાં ચાલતી વાંચનમાલાઓમાં આવતા નિબંધો અને કવિતાઓના પાઠ સિવાય બીજું શુદ્ધ સાહિત્ય ભાગ્યે જ કન્યાઓ આગળ મૂકવામાં આવે છે. શરૂઆતનાં ધોરણોથી બાલગીત, હાલરડાં, ગોર્યોનાં ગીત, લગ્નગીત, ગરબી વગેરે તરફ કન્યાઓની અભિરુચિ જગાડવી જોઇએ, ઇતિહાસની વાતો સાથે પુરાણની વાતો, વ્રતની વાતો—એવા એવા આપણા અસલી સાહિત્ય તરફ બાલિકાઓનું ધ્યાન ખેંચવામાં આવ્યું હોય તો એ સાહિત્યના સંસ્કારથી એમની કેળવણી જરૂર દીપી નિકળે.

ઉપલાં ધોરણમાં, હાલમાં જે થોડીક લીટીઓ 'સુદામા ચરિત્રની,' 'નળાખ્યાન'ની કે પછી અત્યારની નવી કવિતામાંથી શીખવાય છે તેમાં કવિતાનો આનન્દ મળે અને રસવૃત્તિ કેળવાય એવી રીતે જરા પણ ધ્યાન અપાતું નથી. માત્ર પરીક્ષા પૂરતું, માત્ર શીખવાનું છે માટે શીખવું—એવી રીતની વૃત્તિથી કન્યાઓનો સાહિત્યમાં પ્રવેશ કરાવવામાં છે. તે ઠેકાણે, કવિતામાંની ખૂબીઓ, લાગણીઓ, કવિનું હાર્દ વગેરે રસ ઊપજે તેમ શીખવવું જોઇએ. સાહિત્યમાં રસ ઉત્પન્ન કરવો, અને વિશેષ વાંચનની જિજ્ઞાસા ઉત્પન્ન કરવી—એ જ સાહિત્યના શિક્ષણમાં આવશ્યક વસ્તુ છે. તો જ નિશાળ છોડ્યા પછી પણ, એ સાહિત્યના આછા સંસ્કાર પ્રસંગ મળ્યે પાછા તાજા કરી શકાશે.

સાહિત્યના સંસ્કાર પામીને આવી કન્યા ગૃહિણી બને ત્યારે પણ કુટુમ્બમાં સાહિત્યનો સાત્વક આનન્દ, એ લઇ શકે અને લેવરાવી શકે. આપણી નવી માતાઓને નથી આવડતાં હાલરડાં, કે નથી આવડતાં ગીત. બાલક રડતું રડતું "બા—મા વાત કહેને"—એમ મ્હોં ઝાલીને માતાને પજવે ત્યારે બાલકની કુતૂહલવૃત્તિને સંતોષી શકે એવી બાલવાર્તાઓ કહેતાં પણ તેમને આવડતી નથી તો પછી મ્હોટાં થયે લાંબાં "આખ્યાનો" તો વાંચવા કે સાંભળવાં પણ ક્યાંથી હોય? હિન્દુ જીવનનાં

અંગભૂત બનેલા તહેવારો અને ઉપવાસોનું સાહિત્ય અને રહસ્ય ન જાણવાથી આપણાં ગૃહમંદિરોની પાવનતા શાંતિ અને સંતોષ ઘટી ગયાં છે એમ નથી લાગતું ?

ઊંડી સાહિત્યચર્યામાં અથવા સાક્ષરોના વિવિધ સાહિત્યોમાં બધી કન્યાઓ કદાચ રસ ન લઇ શકે; માસિકોમાં આવતું સામયિક સાહિત્ય કદાચ સૌને વાંચવા ન મળે અથવા મળે તો વાંચવું ન ગમે એમ બને. પરંતુ ચિરંજીવ અને શિષ્ટ સાહિત્યના સારા અંશોનો પરિચય તો જરૂર શાળામાંથી જ થવો જોઇએ. ગુજરાતમાં સીમન્તના પ્રસંગોએ પ્રેમાનન્દનું 'મામેરૂ' ગાવાનો રિવાજ છે; એ રિવાજમાં, આવા સાહિત્યના શુદ્ધ આનન્દથી સંસારનો પ્રસંગ દીપાવવાનો હેતુ જળવાય છે. પુરૂષો કહે છે, સ્ત્રીઓ સાહિત્યમાં જોઇએ તેટલો ભાગ લઇ શકતી નથી; સાહિત્ય સમજી શકતી નથી. પરંતુ એમાં સ્ત્રીઓનો વાંક નથી. તેમને માટે તે વિષયમાં યોગ્ય કેળવણીની જોગવાઇ થતી નથી. તેથી જ એવા અગત્યના સંસ્કારોથી સ્ત્રીઓ બેનસીબ રહી જાય છે

ગણિત. ગણિતમાં, કન્યાઓને અક્ષરગણિત, ભૂમિતિ વગેરે શીખવવામાં જે મહેનત લેવી પડે છે તેનાથી ઓછી મહેનતે તેમને વ્યવહારોપયોગી ઘરગથ્થુ લેખા વગેરેનું જ્ઞાન મળી શકે, અને નિશાળ છોડી દીધા પછી પણ આવું સાદું ગણિત તેમને સંસારમાં કામ લાગી શકે. શુદ્ધ ગણિતશાસ્ત્રનો બુદ્ધિવિલાસ સામાન્ય કન્યાઓને માટે તો કેવલ નિરર્થક શ્રમ છે; તે માટે સ્ત્રીઓનો અભ્યાસક્રમ જરા વધારે વ્યવહારૂ થાય એ ઇષ્ટ છે

કોઇ વખત કોઇ અભણ બ્હેન, આવી નિશાળે ભણેલીને પૂછવા આવે કે 'બ્હેન, મને મણ લેખે શેરનો ભાવ કહોને–' આવી વખતે મ્હોટાં ગણિત ગણતી બ્હેનને વિચારમાં પડવું પડે છે; અને માગેલો જવાબ આપતાં વાર લાગે છે. તે ઠેકાણે એને વ્યવહારોપયોગી લેખાંનો પ્રત્યક્ષ ઉપયોગ કરવાનો મ્હાવરો પડ્યો હોત તો એની સ્થિતિ આવી ન રહેત. ઘરનું સાધારણ નામું ઠામું શીખવ્યું હોય તો ઘરખર્ચનો હિસાબ રાખવાને અંગે કન્યાને તે ઘણું કામ લાગી શકે.

ચિત્ર. ચિત્ર કલામાં, સ્હામે મૂકેલી વસ્તુનું નિરીક્ષણ કરી 'મૉડેલ' (Model) સ્કુલમાં ચીતરાવે છે. ન્હાનાં મ્હોટાં પશુ પક્ષી, ફુલ ઝાડ વગેરે ચીતરી તેમાં રંગ પૂરાવે છે. આ પ્રમાણે ચિત્રકલામાં પ્રવેશ થયા પછી, ગૃહસ્થાશ્રમમાં પગ મૂકનાર ગૃહિણીને સંસારમાં કામ લાગે એવી રંગોળી, સાથિયા, નવરાત્રિમાં ભીંતો ઉપર ચીતરાતી વેલ્યો, નાગ પાંચમે કાઢવાના નાગ–વગેરે ગૃહકલામાં આવી જતું ચિત્રકામ કન્યાઓને શીખવવું જોઇએ. કારણ કે તેટલું જ્ઞાન તેમના જીવનમાં સંસ્કાર તથા આનન્દ લાવશે; વળી ચીતરવામાં નિરીક્ષણ શક્તિ કેળવાય છે અને સાથિયા વેલ્યો વગેરે કાઢવામાં સ્થિરતા, ધાર્મિક ભાવના, સ્વચ્છતા અને ઘરની શોભા વધારવાની હોંસ વધે છે. આ ગુણો કન્યાને સંસારમાં આદર્શરૂપ બનવામાં ઘણા જ ઉપકારક થઇ શકે.

લેખન કળા: ચિત્રકલાના અભ્યાસ સાથે લેખનકલા શીખવવા તરફ પણ ખાસ ધ્યાન અપાવું જોઇએ;કારણ કે સારા અક્ષર એ વિદ્યાનું આવશ્યક અંગ છે; જેમ પક્ષીઓ, વસ્તુઓ વગેરેને જોઇ બાલક તેને યાદ રાખી સહેજે ઓળખે છે; અને તે ઉપરથી જ ચિત્ર કાઢે છે ત્યારે મૂલ જેવું આલેખન આવી શકે છે. તેમ સારા અક્ષર ઓળખી તે પ્રમાણે અક્ષરનાં સુન્દર ચિત્ર કાઢવાનો મ્હાવરો થાય તો અક્ષર છાપેલા જેવા જ નિકળે. અક્ષર ઉપરથી

સ્વભાવ, મનોવૃત્તિ વગેરે પરખી શકાય છે. કન્યાઓએ લેખનકલા ઉપર ધ્યાન આપી, પુરૂષોના પણ અક્ષરો સુધરે એવો આદર્શ રજૂ કરવો જોઈએ.

**સંગીતઃ** સંગીતમાં તાલ, સૂર વગેરેનું શાસ્ત્રીય જ્ઞાન પ્રવેશક તરીકે મેળવ્યા પછી, સ્ત્રીઓનું જ સંગીત કહેવાતું એવું, ધૉળ, ગીત, ગરબા, ભજન વગેરેનું સારૂં ભાથું કન્યાઓને બંધાવવું જોઈએ કન્યાઓની સ્મરણશક્તિને પણ આવાં ગીતો મ્હોઢે કરાવીને કસવાની જરૂર છે.

પ્રાચીન ધૉળ, પદ તથા 'ધ્રુવાખ્યાન,' 'ગજેન્દ્રમોક્ષ,' 'નાગદમન,' 'સુદામા-ચરિત્ર,' 'રૂક્મિણી હરણ'–જેવાં આપણી અભણ ગણાતી ધરડી બ્હેનોના સ્ત્રીધન જેવાં કાવ્યો જે પોતે વારસામાં પામી હોય છે તે વારસો આપણી 'ભણેલી' નવી બ્હેનો ઉવેખે છે. એમને એ કાવ્યો રૂચતાં નથી. તે ગાવા તેમની પાસે કંઠ નથી. તે સંભારી રાખવા તેમનામાં સ્મરણશક્તિ નથી. માના ધાવણ જેવાં એ કાવ્યો માટે તેમને રસ નથી. પરંતુ જ્યાં સુધી એ પ્રાચીન સ્ત્રીસંગીત તરફ બ્હેનોની રસવૃત્તિ નહિ કેળવાય ત્યાં સુધી જૂનો અને નવો–એમ બે 'તડ' વાળો આપણો સ્ત્રીસમાજ એક બીજાથી અસ્પૃશ્ય થઈ જશે. હાલમાં તો નવું લેવાતું નથી; અને જૂનું જીરવાતું નથી–એમ બને છે તે ઇચ્છવા જોગ ન કહેવાય.

હાલમાં, લગ્નવિવાહનાં ગીતો ગાવા માટે ગીતની ચોપડી હાથમાં રાખી, વરઘોડામાં પાછળ ચાલતી. અને ગળામાંથી અવાજ કાઢી બીલકુલ ઉત્સાહ વગરનું કંઈક ગાતી આપણી યુવાન બ્હેનોને જોઈને કેટલી બધી દિલગીરી થાય છે! એ દેખાવ આપણને સાફ સાફ કહે છે કે નારીજીવનમાંથી સાચો સાત્ત્વિક ઉલ્લાસ જતો રહ્યો છે. ઊલટું, વસ્તુના અજ્ઞાનને ગંભીરતા માનવામાં આવે છે: રસ્તે ચાલતાં, વરઘોડામાં ગીત ગાવામાં ગ્રામ્યતાનો ભાસ થાય છે: પરંતુ કોઈક નાટકનાં શૃંગારી અને અશ્લીલ ગાયનોને પેટી સાથે આરડવામાં મ્હોટી કલા અને સંસ્કારિતા માનવામાં આવે છે. માટે સંસાર-શાસ્ત્રીઓએ તેમ જ શિક્ષણ-શાસ્ત્રીઓએ જોવું રહ્યું કે પહેલાંનો–આપણા અભણ કહેવાતા જૂના જમાનાના સ્ત્રીજગતનો ઉત્સાહ અને ઉલ્લાસ કયાં ગયાં?

આપણા કવિએ એક સ્થળે સાચું જ કહ્યું છે કે ' Luxury of social joy–જીવનનો સરકારી સંયમભર્યો છતાં સાચો ઉલ્લાસ આજે આપણે માણી શકતાં ભૂલ્યાં છિયે. સુધારાને નામે આપણું સમાજસુખ અને સંતોષ આપણે દેશનિકાલ કરી દીધાં છે. જીંદગીભરના એકના એક મહોત્સવ–લગ્નને માટે હવે 'સરૂવડિયાં લગ્નનો' પ્રથા પગભર થતો જાય છે. લગ્ન પહેલાં પખવાડીઆંથી વરઘોનાં ગીત ગવાતાં: વડી પાપડના આનન્દ દિવસો માટે સુન્દરીઓ રાહ જોઈ રહેતી: લગ્ન અંગેની ધર્મક્રિયાઓ અને ગીતો તથા રસિક ભાવના ભરેલી રૂઢિઓમાં હવેનાંને નકામો વખત ગાળવાનો લાગે છે. એકંદરે, ઉત્સવો, મંદિરો, ન્યાતજમણ, સંસાર-મેળાઓ, સામૈયાં, હિંડોલા, પારણાં–વગેરેનો ઉલ્લાસ સ્ત્રીજીવનમાંથી લઈ લેવામાં આવ્યો છે. સ્ત્રીઓ પુરુષોના લુખ્ખા સુક્કા વ્યવહારમાં ખૂબ રસ જોઈ રહી છે. પરંતુ કહેવા દ્યો કે ટાપટીપ ભરેલી પાર્ટીઓમાં સાચો ઉલ્લાસ શોધ્યો યે નહિ જડે." *

---

*ન્હાનાલાલનું "મનુષ્યજીવનમાં કવિતાનું સ્થાન" એ નામના ભાષણમાંથી.

સ્કુલોમાં નર્સીંગ અને હાઇજીન શીખવવા માટે પ્રબંધ કરવામાં આવે છે ખરો; પરંતુ એ વિષયો ઐચ્છિક કરતાં ફરજ્યાત હોવા જોઇએ. દરેક કન્યાને રીતસર એના અભ્યાસપાઠ શાળામાં આપવા જોઇએ. સાથે સાથે ' ઘરવૈદા 'માં સમાવેશ કરી શકાય એવી ઘરગથુ ઓસડિયાંની દવાઓનો ઉપયોગ અને પરિચય પણ શાળામાં જ મળવો જોઇએ. કારણ કે દરેક કન્યા મ્હોટી થતાં કુટુમ્બમાં ગૃહિણી બને છે; અને એ રીતે કુટુમ્બનાં સર્વ જનોના સ્વાસ્થ્ય અને આરોગ્ય માટે કાળજીવાળી અને જોખમદાર ગણાય છે. વળી મ્હોટી વયનાં કુટુમ્બીઓ કદાચ પોતપોતાનું શરીર સંભાળી ને સાચવી શકે; પરંતુ ન્હાનાં છોકરાં અને વૃદ્ધ વડીલોની ઘડી ઘડી દેખરેખ રાખવાની ફરજ તો ગૃહિણીની જ છે.

**નર્સીંગ અને હાઇજીન.**

તેથી ઘરવૈદાનું કેવળ લુખ્ખું જ્ઞાન નહિ, પરંતુ ઓસડિયાંને ઓળખીને એનો કેવી રીતે ઉપયોગ થઇ શકે તે પ્રકારનું જ્ઞાન શાળાના અભ્યાસક્રમમાં હોય તો હિતાવહ થાય. આમ, ગાંધીને ત્યાં મળતી સાધારણ દવાઓનો ઉપયોગ કરતાં જો આવડે તો ખર્ચમાં પણ ઘણો બચાવ થઇ શકે; વળી પડોશમાં રહેનારને પણ, આવું થોડું થોડું દવાનું જ્ઞાન હોય તો, ઉપયોગી થઇ શકાય; અને તે દ્વારા ગૃહિણીને સાચી સમાજસેવાની તાલીમ પણ મળતી જાય. સ્હેજ સ્હેજમાં દાક્તરને ઘેર દોડવામાં અને દવાની શી શીઓ પીવામાં જે ખોટી ખાનદાની અને નાજુકાઇની ભાવના દાલની સ્ત્રીઓમાં પેસી ગઇ છે તેને દેશનિકાલ કરવાનો આજ સીધો માર્ગ છે. દેશી દવાઓ પણ વિલાયતી દવાઓ જેટલી જ અસર કરી શકે છે અને પ્રમાણમાં સોંઘી પડે છે એમ હવે ઘણા ડાક્ટરોનો પણ મત થયો છે.

**ઘરવૈદુ:**

જેમ આત્માના ઉલ્લાસની વાત કરી તેમ શારીરિક આરોગ્યનો તનમનાટ કે અંગઅંગની સ્ફૂર્તિ પણ છોકરીઓનાં મ્હોં ઉપર જણાતી નથી. પ્રજાશરીરનાં સ્નાયુઓ સમી આ બાલાઓમાં જ્યારે નવપલ્લવતા આવવી જોઇએ, તે પ્રસંગે તેમને થાક અને ચિંતાગ્રસ્ત મુખવાળી જોઇને કયા શિક્ષણશાસ્ત્રીને ઊંચો જીવ નહિ થાય ? ચેતનવિહોણી આવી કન્યાઓ મ્હોટી થતાં ઘર માંડીને રહે છે; ત્યારે પણ એનો એ ઘસારો એમનું અનારોગ્ય કહી આપે છે. જે કેળવણીથી આ રીતનો શક્તિ–ક્ષય થાય તે કેળવણીને આપણે સત્વર બદલી નાખવી જોઇએ.

**શારીરિક કેળવણી:**

વળી છોકરીઓમાં રમતો માટેનો શોખ ઘટતો જાય છે; કઇ રમત રમવાથી ખોટું નહિ દેખાય ?–એવી રીતની શિષ્ટાચારની બ્હીક રાખીને જે રમત રમાય, તેમાં અંતરનો ઉલ્લાસ હોય જ નહિ. તેથી રમતોનો વિષય પણ ખાસ વિચારીને કન્યાઓ આગળ રજુ કરવામાં આવે તો રમતોમાં નવો રસ ઉપજી શકશે; અને કન્યાઓનાં શરીર હરણિયાની જેમ દોડાદોડ કરવાથી વળશે અને ઘાટીલાં થશે. શરીરનું ખાસ સૌંદર્ય આરોગ્યમાં છે; ઉપરની ટાપટીપમાં નહિ. સ્નાયુઓનો રીતસર વિકાસ થતો રહે તો એ સૌંદર્ય પણ વિકાસ પામતું જાય છે.

શહેરની ટાપટીપવાળી હાલની બ્હેનો કરતાં ગામડાની બ્હેનો સશક્ત રહે છે; કારણ કે તે વલોણું વલોવે છેઃ પાણીની હેલ લાવે છેઃ પોતાનું પોતે દળે છેઃ પીવામાં ન્હાના મગદળિયાની કસરત મેળવે છે. આ પીવું, દળવું, ખાંડવું અને પાણી ભરવું મૂકી દેવાથી

ગૃહસ્થાઇની ખોટી ભાવના આપણામાં વધી ગઇ નથી ? આ પ્રકારનો વધતો જતો નારી-શરીરનો ઘસારો ઊંચો જીવ કરાવનારો છે.

**ધંધાનું શિક્ષણ.**

કેટલેક ઠેકાણે સ્ત્રીઓને એકાદ ધંધો શીખવી ત્હેમને આર્થિક સ્વાતંત્ર્યનો રસ્તો બતાવવાની હિંમાયત થાય છે; પણ એવો ધંધો શીખીને કમાઇ શકે તેટલાથી સ્ત્રીઓને કુટુમ્બમાં અને સમાજમાં તેમનું સ્વાભાવિક સ્થાન મળતું નથી. આજે સ્ત્રીઓને જે શીખવવામાં આવે છે તેમાં કુટુંબ સ્હામે થઇને, આર્થિક સ્વતંત્રતા આપવાનો સ્પષ્ટ ઉદ્દેશ હોય છે. પરંતુ કુટુમ્બ સાથે રહીને, આર્થિક મદદ કરવાની શકિત આપવાની દૃષ્ટિ ભાગ્યે જ રાખવામાં આવે છે. આવા દૃષ્ટિભેદને લીધે આ કેળવણીથી ખરી ભૂખ ભાગતી નથી. તેથી શાળાઓમાં સ્ત્રી-ઉદ્યોગનું શિક્ષણ કેવું અને કેટલું આપવું તે શિક્ષણશાસ્ત્રીઓ જ નક્કી કરી શકે.

**ઘેર લેવાતી કેળવણીઃ**

આ પ્રકારે, નિશાળમાં ભણવાના વિષયો તરફ આપણે નજર ફેરવી; પરંતુ નિશાળ અને ઘર એ બે નિરનિરાળાં-એક એકથી અલગ સ્થાન ન હોઇ શકે. કારણ કે નિશાળની કેળવણીની સાથે જ ગૃહકેળવણીની શરૂઆત થાય છે; અને ન થતી હોય તો થવી જોઇએ.

ગૃહકેળવણીનું પ્રાથમિક શિક્ષણ મેળવવાને કન્યાએ સંયુકત કુટુંબમાં પલોટાવું જરૂરનું છે. સમાજસેવાની તાલીમ પણ કુટુમ્બમાંથી જ શરૂ થાય. કુટુમ્બમાં રહીને જ બાળઉછેર, આરોગ્ય, સેનીટેશન, માંદાની માવજત, કરકસર, ઘરગથુ દવાઓનો પાડોસીઓ માટે મફત ઉપયોગ,-વગેરે સમાજસેવાના આદર્શોની આછી તાલીમ કન્યાને મળતી જાય છે. આ કન્યા, કન્યા મટી ગૃહિણી થાયઃ અને એ ગૃહિણી આધેડ વયની થાય એટલે સંસારની નિશાળમાં બરાબર પલોટાયઃ તેવે જ વખતે પોતાના કુટુમ્બની બહાર નજર દોડાવી શકે. અને અનેક કુટુમ્બોની માતા જેવી બની શકે. આટલું થાય ત્યારે જ એ સમાજસેવિકા તરીકે બહાર પડવા લાયક થઇ શકે. સુધરાઇઓમાં આવી સ્ત્રીઓ જ બહુ સુંદર રીતે પોતાનું પ્રતિનિધિત્વ શોભાવી શકે.

કુટુમ્બમાં ઊછરવાથી સ્વાર્થત્યાગ, આત્મભોગ, સહનશીલતા, અને સેવાધર્મ આપોઆપ શીખાય છે. જેને તેનો અનુભવ હશે તેનામાં સંપૂર્ણ ગૃહકેળવણી જોઇ શકાશે.

**ધાર્મિક શિક્ષણ:**

હવે રહ્યું ધાર્મિક શિક્ષણઃ છોકરાઓ ન્હાની હોય ત્યારથી જ તેમનામાં ધાર્મિક સંસ્કારનું બીજ રોપવાની જરૂર છે. નવા જમાનાનામાં, જે શ્રદ્ધા, જે ભક્તિભાવ, અને જે નિખાલસ ધાર્મિકના આગલા જમાનામાં હતાં તે રહ્યાં નથી જરૂરનું હતું તે ગયુંઃ અને નવું કશું આવ્યું નથી. એટલે આ વિષયમા કેવલ અરાજકતા ચાલે છે એમ કહીએ તો ખોટું નથી. પુરૂષો જૂની ધર્મ પ્રણાલિકાઓને ઉચ્છેદે છે, નિન્દે છે, તિરસ્કારે છે, હસી કાઢે છે; પરંતુ શ્રદ્ધા ઉપજે, ભક્તિ જાગે એવો નવો ધર્મ આપી શકતા નથી. "ધર્મો રક્ષતિ રક્ષિતઃ ।" એમ આપણે રક્ષણ કરેલો ધર્મ આપણી જ રક્ષા કરશે. તેથી હિન્દુ ધર્મની ભાવના જાગ્રત રહે એવા સર્વમાન્ય ધર્મનું શિક્ષણ અભ્યાસક્રમમાં અયોગ્ય ન ગણાય.

જ્યાં ધર્મ તરફ રૂચિ નથી, કર્મ તરફ શ્રદ્ધા નથી ત્યાં વ્રત અને ઉપવાસમાં જે આત્માનું શિક્ષણ આપવાની શક્તિ રહેલી છે તે આપણી કન્યાઓ કયાંથી અનુભવી

શકે? ન્હાનપણમાં કન્યા જાણ્યે અજાણ્યે પણ અલૂણાં કરે, કાત્યાયની, વટ સાવિત્રી, તુલસીનાં વ્રત, મહાદેવજીનાં વ્રત-એવાં એવાં કૌટુમ્બિક તેમ જ ધાર્મિક વ્રત પાળવાનો અભ્યાસ રાખે તો તે દ્વારા સંયમ, સાત્ત્વિક સંસ્કાર, તથા ધર્મ તરફ અભિરુચિ જરૂર કેળવાય, અને ગૃહિણી થતાં તે કન્યા નાસ્તિક થતી અને આચારવિચારથી શિથિલ થતી બચી જાય. કન્યાઓ અને સ્ત્રીઓ ભલે ધર્મઘેલીઓ ના બને; પણ ધર્મથી રંગાયલી તો જરૂર રહે.

જેમ શાળામાં બીજા મેળાવડાને નિમિત્તે છોકરીઓને ભેગી કરવામાં આવે છે અને સંવાદ, ગીત વગેરે તૈયાર કરાવવામાં આવે છે તેમ-કન્યાશાળામાં છોકરીઓને વ્રત ઉજવવાના દિવસો પણ રાખ્યા હોય તો તેથી વ્રતનાં રહસ્ય અને એ વ્રતોનું સાહિત્ય પણ ધ્યાનમાં રહી જાય; અને તેના ઊંડા સંસ્કાર બાલક મન ઉપર પડે.

આજે કન્યાશાળાઓ સમાજનું અંગ બની શકી નથી; સમાજમાં એમણે હજી જડ ઘાલી નથી; કારણ કે શાળાનું શિક્ષણ જોઇએ તેટલું સફળ મનાયું નથી. કાકા કાલેલકરની આ સંબંધી અમલમાં મૂકી શકાય એવી સૂચના અહીં એમના શબ્દોમાં જ ઊતારી લઉં છું:-

"કન્યાશાળાઓમાં અનેક રીતે કૃષ્ણ જયન્તી જેવા ઉત્સવો ઊજવી શકાય. ઘરની અંદર જમીન ઉત્તમ રીતે લીંપીને સફેદ પથ્થરના લોટથી તેની ઉપર સાથિયા પૂરવાની હરીફાઇ કરાવી શકાય. છોકરીઓ ગરબી ગાય, રાસ રમે, કૃષ્ણજીવનના જુદા જુદા પ્રસંગોનું ગદ્યમાં અને પદ્યમાં વર્ણન કરે, ઘેરથી ફલાહાર લાવીને નિશાળમાં સહુ મળીને ખાય, તે દિવસે નિશાળની છોકરીઓને પોતાની સહિયરોને પણ સાથે લાવવાની છૂટ હોય તો વધારે આનંદ આવશે; અને વધારે કન્યાઓ શિક્ષણ તરફ આકર્ષાશે. ધાર્મિક શિક્ષણને જો પરિણામદાયી કરવું હોય તો નિશાળને દરેક તહેવારને પ્રસંગે મંદિરનું સ્વરૂપ આપવું જોઇએ. જો આપણે મૂર્તિપૂજાથી બ્હી ન ગયા હોઇએ તો જન્માષ્ટમીને દિવસે નિશાળમાં પારણું બાંધીને હાલરડાં ગાઇયે; આમાં કન્યાની માતાઓ પણ જરૂર ભાગ લેશે."*

**ગૃહવ્યવસ્થાઃ** શાળાની કેળવણી કેવી અધૂરી અને ગૃહકેળવણી વગર અપંગ છે તે હવે સૌ કોઇ સમજવા લાગ્યું છે. ગૃહવ્યવસ્થા એટલે ઘરની વસ્તુઓની યોગ્ય ગોઠવણીઃ તેનું જ્ઞાન તો દરેક કન્યાની માનસિક સંસ્કારિતા ઉપર આધાર રાખે છે. તેને માટે અભ્યાસપાઠ ન હોઇ શકે. એકની એક વસ્તુ જુદી જુદી વ્હેનો જુદી જુદી રીતે અને જુદે જુદે ઠેકાણે ગોઠવેઃ અથવા તો ખપ પડે ત્યારે ઘરની 'વખાર'માંથી ખોળી લે; અને ઉપયોગ થઇ ગયા પછી જે જ્યાં પડયું હોય તે ત્યાં રહેવા દેઃ અને ફરી ખપ પડતાં પાછી પોતાની 'વખાર' ખંખોળા વળેઃ એમ બે જાતની સ્ત્રીઓની ટેવ ગૃહવ્યવસ્થામાંથી બહારનું માણસ પરખી શકે છે.

જેમ એકલાં ઘરેણાં ખડકવાથી સૌન્દર્યમાં વધારો થતો નથી; તેમ ઘરનાં સાધનો, જાત જાતનો ઉપસ્કર-ફરનીચર વગેરેનો ઘરમાં ખૂબ જમાવ કરવાથી પણ ઘરની શોભા વધતી નથી. દરેક વસ્તુ માટે ઘરમાં અલગ અલગ અને ચોક્કસ સ્થાન હોવું ઘટે. જેથી અંધારામાં પણ, આપણે બોલીયે છીએ તેમ, જોઇતી વસ્તુ ઉપર હાથ મૂકી શકાય.-એવી ગોઠવણ ઘરમાં રહેતી હોય તો ગૃહિણીની ગૃહવ્યવસ્થા સામે કંઇ પણ કહેવાનું ન રહે.

* "કાલેલકરના લેખો" ભા. ૧, પૃ. ૧૮૫

સુઘડતા અને વ્યવસ્થા એ તો આદર્શ કુટુમ્બના સૂચક ગુણો છે. આ ગુણોની અસર આગળ જતાં મન ઉપર પણ થતી જાય છે. તેથી ગૃહકેળવણીમાં એ ગુણો કેળવવા તરફ ખાસ લક્ષ રહેવું જોઇયે.

હાલની સ્ત્રીકેળવણી તરફ સમાજમાં કેટલું માન છે તે પણ આપણે ધ્યાનમાં લેવું જોઇયે. માત્ર પુસ્તકો, છાપાંઓ

**ભણેલાં ને અભણ —અસ્પૃશ્યતા:**

અને પરીક્ષાઓના જ વાતાવરણમાં રચી-પચી રહેતી નિર્દોષ કન્યાઓ સંસારવ્યવહારમાં અણઆવડવાળી, કંઇક અંશે મનસ્વી, અતડી: અને જૂના જમાના તરફ તિરસ્કારથી જોનારી થઈ જાય છે. પુસ્તકિયા કેળવણી નહિ પામેલી છતાં, સંસારશાસ્ત્રની પંડિતા જેવી બીજી બ્હેનો સ્હામે જરા અણગમાથી અને સુગની નજરે આપણી ' ભણેલી ' છોકરીઓ જુવે છે. આ રીતે ભણેલી ( ? ) અને અભણ બ્હેનો વચ્ચે સમભાવનું અન્તર વધતું જાય છે; એટલે એકમેકના જ્ઞાનની અને અનુભવની આપ-લે થતી અટકી જાય છે.

ભણેલી બહેન છાપાંઓમાં આવતી દરેક દરેક કિંમતી અને નજીવી વાતો વાંચવામાં પોતાનો નવરાશનો વખત વીતાડે છે. નજીવી છતાં કેસમાં છેલ્લી હકીકત કોઇ બ્હેન કદાચ ન જાણતી હોય તો તેને છેક અજ્ઞાન ગણી મ્હોં મલકાવનારી ઘણી બ્હેનો મ્હેં જોઇ છે. પરંતુ એ બ્હેનોને પૂછવા દો કે ' એ અભણ જેવી, ટાપટીપ વગરની જણાતી બ્હેનોને—આપણાં રામાયણ મહાભારત વગેરેનાં ચિરંજીવ રસવાળાં આખ્યાનો અને તેમાંનાં ઇતિહાસપ્રસિદ્ધ પાત્રો—જેટલાં પરિચિત છે તેટલાં તેમને પરિચિત છે ? એ વાતોથી એમના જીવનમાં જે પ્રેરણા મળે છે તે પ્રેરણા છાપાંની વાતોએ તમને કદી આપી છે ? ' ટૂંકામાં, ' ભણેલાં ' સમાજમાં જે અસ્પૃશ્ય થઈ જાય છે તેમ થતું અટકવું જોઇએ.

અંતમાં, ત્યારે જ આજની કેળવણી સાર્થક થઇ કહેવાશે જ્યારે ગુજરાતની અસ્મિતાનો ભવિષ્યનો ઇતિહાસકાર ગુજરાત-

**નારી જીવનનું ભવિષ્ય:**

ના નારીજીવન માટે લખી જશે કે:

" એના જીવનમાં ફૂલતી સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. તેમાં રસિકતા છે, ને સંરક્ષક વૃત્તિ છે; કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે. ધર્માન્ધતા નથી, છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે. તેમાં પુરૂષના સમાન થવાની હોંસ છે; છતાં પુરૂષને પડખે જ ઊભા રહેવાનું ડહાપણ છે. નવા નવા ઉલ્લાસો છે; છતાં દુઃખ સહન કરવાની હીંમત છે; અને પુરૂષો અને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે...એના કૌટુમ્બિક જીવનમાં સ્વચ્છન્દ નથી; અને સંકોચ પણ જતો રહેવા માંડ્યો છે...ઘેર ઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે. "*



#  માતૃદેવોભવ. 

લેખિકાઃ શ્રી. સુલોચના બ્હેન દેસાઈ.

સૃષ્ટીની ઉત્પતી સ્ત્રી પુરૂષની યજ્ઞભાવનાથી એકેકને માટે ત્યાગ કરવાથી થઇ છે. છતાં હજુ મનુષ્ય કુદરતને આધીન ન રહેતાં પશુતા પોષે છે ને એથીજ આજે શારીરિક માનસિક અધોગતી થાય છે. બાળકીશોરના દોષો જન્મ સુધી રહી જાય છે. માતાપિતા થવું એ રમત નથી પણ મોટી લીલીછી જવાબદારી છે. એ જવાબદારી ન સમજવાથી, મજા કરતાં વધારે બોજો આવવાથી છોકરાં તરફ કંઇજ લક્ષ આપી શકાતું નથી. સંજોગો ને સાધનના અભાવે બાળકો સંસ્કારહીન થઇ જાય છે. માતાએ શું જાણવું જોઇએ તે તરફ કોઇ લક્ષ નથી આપતું, પણ દાદી કે નાની લાડ કરીને છોકરાંને બહેકાવી મુકે છે. છોકરો સૌનો માનીતો. છોકરી કોઇની નહીં. પથરો-જાયફળ. કેમકે એતો "પારકી થાપણ." બીજાની મતા પર શું કામ ધ્યાન આપવું? દાન આપવાની વસ્તુ કોઇ સારી લે છે? બ્રાહ્મણને આપવાની સોપારી તો કે સડેલી. દેવનું નાળીએર ગડગડીયું. ઘીતીયું જીંજરવાળ. ઘી ગંધાતું. તો છોકરી પણ તેવીજ જોઇએ. એને ભણાવવાની જરર નહીં એને તો સાસરાં સહેવાં છે. જો તે ટપલા મારે ને કહેવું જાયઃ "અરે, ત્હારે તો બહુ સહેવાનું છે. કંઇ કંઇ વીતશે." ને ખરેખર ઘણાંને તો વીતે પણ છે, કોઇક જ વિરલ રહીજાય. સ્વ. ગોવર્ધનરામ પણ લખે છેઃ "પણ નારીને રોવા વિના નહી કર્મમાં બીજું કંઇ." એમ નિશાળે જતાં થોડું ઘણું લખતાં વાંચતાં આવડયું કે માબાપ ધારે કે મારી છોકરી તો ભણેલી છે; હવે લગ્ન કરવાનાં રહ્યાં. નવ વર્ષની થાય કે માબાપને ચિંતા પડે કે કોઇ સારું ઘર મળી જાય તો ઠીક. લગ્નની હાલ જુદી ભાવના ચાલે છે. નવો પંથ એકેકને પસંદ કરી લગ્ન કરવામાં માનનારો ને જુનો પંથ પરીચય ને લાંબા સહવાસથી થતી પ્રીતીમાં માનનારો. એમાંથી કોણ સુખી તે તો ભગવાન જાણે. એકેક પસંદ કરે તે પણ માત્ર ઉપરથી. રૂપ રંગ છીમ હાવભાવ ને તે નવું હોય ત્યાં સુધી સારૂંજ દેખાય. પણ ગુણ જણાવા માંડે કે વિરૂદ્ધતા ઉભી થાય છે. એને મેળ મળતોજ નથી ને રોજ કુટાય છે. તેમજ લાંબા પરીચયવાળાંને પણ શરૂઆતમાં કદાચ મેળ ન મળે. માત્ર સારા નીભાવી લે લેવા સ્વભાવનાં હોય તો બન્ને સુખી થાય. અસલના સ્વયંવરમાં કયાં પ્રથમ દૃષ્ટીનો પ્રેમ હતો? સીતા કયે દીવસે જોઇને પરણ્યાં હતાં? પણ હાલનાં કેટલાંક લગ્ન તો વેપારની દૃષ્ટીએ થાય છે ને તેને પોષનાર સમાજ, વેચનાર માબાપ નર્કનાં અધીકારી નહી તો બીજું શું! લગ્ન લ્હાવા લેવાની કે વ્યાજ વધારવાની વસ્તુ નથી, પણ પ્રભુની ઉત્તમ લીલા છે, જેમાં બાળકોના વિકાસની દૃષ્ટી રાખી એક જોડું પવિત્ર જીવનની પ્રતિજ્ઞા લે છે. તેમાં મોજશોખ ભોગવિલાસને મહત્વ નથી, પણ જીવનકલહ સામે બ્હાદુરીથી સંયમપૂર્વક જે સ્થીતીમાં છે તે કરતાં ઉંચે જવું એ લક્ષબીન્દુ હોય છે. પુરૂષોની પાશવતાને દૈવી આનંદમાં લઇ જવાનો લગ્નનો હેતુ છે. હવે માણસ ગૃહસ્થાશ્રમી થયો. ગૃહિણી તે ઘરનો સ્તંભ. તેનાં પર બધો આધાર. યુવક કૉલેજમાં બી. એ. થયો હોય તો તેને નોકરીનો અધિકાર, પણ માતા થવું તેમાં કોઇ જાતનું શું કામ શિક્ષણ કે પસંદગીનું ક્ષેત્ર હોવું જોઇએ? તેણે તો જુની ચાલતી આવેલી રૂઢીને વળગીજ રહેવું. તે જો ભંગ કરે તો સતીપણાથી ચલિત થાય માટે નીચી મુંડીએ જેટલો બોજો પડે

તે મુંગે મોએ ઉપાડી લેવામાં જ તેની કસોટી છે. હું ધારું છું કે હીંદુસ્તાનની આ રૂઢી તો હવે પરાકાષ્ટાએ પ્હોંચી છે છતાં કેટલી સ્ત્રીઓ માતા રોગનો ભોગ થાય છે, મરે છે, અને ધણીને મારે બીજો રસ્તો મોકળો કરી જાય છે? છતાં કોઇ પોતાની શરીરની સ્થીતી, પૈસાની, સમયની સ્થીતીનો વીચાર કરે છે? મરવું તો એકવાર છે એ ઉચ્ચારતી ત્યાગની મૂર્તી શી પતીદેવને શરણે પોતાનું સર્વસ્વ હોમે છે. તે જો જાણતી હોય કે યોગમાયા મારી સંભાળ લઇ રહી છે અને અણી વખતે જરૂર સહાય કરશે તો તો જરૂર તેને બળ મળે જ છે પ્રસવ વખતે દેવદૂતો જરૂર હાજર રહીને મદદ કરી રહ્યા છે. માત્ર જો ત્યાં દોડાદોડ ને ધમાલ હોય તો તે કાંઇ કરી શકતા નથી. પ્રેમભર્યું શાન્ત વાતાવરણ હોય તો જરૂર મદદ થઇ રહી હોય છે. હવે તે માતા થઇ. એક સારા જીવાત્માને મેમાન તરીકે બોલાવ્યો તો તેની સત્કારવાની શી રીતી છે? સ્વચ્છતા સૌંદર્ય છે! બાળકને પ્રથમ ભાન ભૂખનું હોય છે તો નિયમીતપણે દર બબે કલાકે ધવરાવવાને બદલે જ્યારે રડ્યું કે ભૂખ્યું જ થયું માની લેનારી માતા આખો વખત ધવરાવ્યાજ કરે છે. આથી બાળકને રડવાની ટેવ પડે છે.

જેમ જેમ મોટું થતું જાય તેમ તેમ તેની ઇન્દ્રીયોનો વિકાસ થાય છે. ઘુઘરો કે ઘંટડી વગાડે તો બાળક તેની સામું જોય છે. એટલે ખવાડનારીને જોવાથી આંખનો વિકાસ. કડવું પાયું તો ઉલટી કરશે, તે જીભનો વિકાસ થાય છે. હાથ પગ હલાવીને પકડવા પ્રયત્ન કરે છે. ધીરે ધીરે લાગણી થાય છે. જો માતા નિયમીતપણું જાણતી હોય ને દરેક વખતે તે કર્યા કરે તો કેટલાંક બાળક રડતાં જ નથી. ને જો તે રડે તો જરૂર માનવું કે તેને કંઇ દુખે છે. આવાં બાળકો તન્દુરસ્ત, આનંદી ને સૌને વ્હાલાં લાગે તેવાં હોય છે. તેવાં બાળકની માતા થવામાં પણ અહોભાગ્યજ છે.

બાળક મોટું થયે તેને બોલતાં ચાલતાં શીખવવું ને તેની પછાડી પોતાનાં બધાં સુખોનો ભોગ આપવો. હવે કહો જોઇએ કે તે વખતમાં પોતાનું ધણી સાથેનું લાડવાનું મુકી બાળક માટે કેટલી માતા ભોગ આપે છે? ખરો ભોગ તો એ છે કે જે વખતે પોતાનું શરીર પવિત્ર છે એમ માની તેને આધીન ન કરવું. એ ત્યાગ જ્યારે માતામાં આવશે ત્યારેજ બાળહિત ને શિશુ સંપ્ત.હ જતાં રહેશે. માતાઓ, તમને મરવું ગમે છે? તમારાં બાળકોને નમાયાં, વીલાં મોંવાળાં કરવાં ઠીક લાગે છે? જો તમારે અંતરે તમારાં બાળકની દાઝ હોય તો ૩ વર્ષનું બાળક ન થાય ત્યાં સુધી ભોગ વિલાસ તમારે ઝેર સમાન છે. દર વર્ષ તમને માતા થતાં આચકો નથી આવતો? પણ આપણે હીંદુ તો પ્રારબ્ધવાદી. નસીબ પર બધું મુકી દઇએ. પણ પુરૂષાર્થ કરી જોયો છે? ન કર્યો હોય તો આ નવા યુગમાં એજ જ્ઞાન પ્રસરી રહ્યું છે કે માતાની જવાબદારી સમજો. તમે પતીદેવ પર ઢોળી નાંખો છો પણ તમારી સત્તા કેટલી છે તે જોઇ જોયું છે? કદાચ ભૂખે મરશું તો બે હાથ વચ્ચે પેટ ભારે પડશે? માત્ર ફીકર રહી છોકરાંની. કાયદાને ફેરવાવો. બાળકને સારાં સુદૃઢ નિરોગી સામગ્રીવાળાં કલ્પનાશીળ બનાવવામાં તમારૂં બળ વાપરો. આજે જગતને એજ ભૂખ છેઃ સારાં બાળકોની તે પૂરાં પાડવાની તમને શક્તિ આપેલી છે. તેનો સદુપયોગ કરો. જગતજન્તુની પ્રજાનું હીત સાધશે ને હીંદને પોતાને ધારેલે સ્થળે લાવશે. તે કરવાની તમને પ્રેરણા થાઓ એ જ યોગમાયાની પ્રાર્થના. જગદંબા સર્વને ધારીને જોઇ રહી છે. કોણ તૈયાર છે?

# અણમાનેતી રાણી !

લેખિકાઃ સૌ. લલિતા દેસાઇ.

સુરેશને મન તો સ્ત્રી સંસારની સુંદર વસ્તુ હતી. તે કવિ હતો. તેની કવિતામાં સ્ત્રીનાં રૂપ અને યૌવનનું ચિત્તાકર્ષક વર્ણન આવતું. તેની દૃષ્ટિમાં સ્ત્રી વિરાટ જગતમાં કોમળતા, માધુર્ય અને અલંકારની સજીવ પ્રતિમા હતી. સ્ત્રીનું નામ તેની આંખમાં તેજ રેડતું. કોક રસિકનો સંગીત ધ્વની તેને કાને પડતો હોય તેમ તે કાન માંડતો. તેણે એક કલ્પનામૂર્તિ સરજી હતી. તેનામાં તે ઉષાની પ્રફુલ્લતા, પુષ્પની કોમળતા, કુન્દનનો ચળકાટ, વસંતની છબી અને કોયલનો ધ્વની કલ્પતો. આ મૂર્તિનો એ ઉપાસક હતો. કવિતામાં એ મૂર્તિના ગુણ ગાતો. મિત્રો સાથે તેની ચર્ચામાં ઉતરતો. એમાં તે મસ્ત રહેતો. એક દિ આ આશા ફળશે. એ મૂર્તિ એની જીવન સંગાથી થશે. કોલેજનો અભ્યાસ પૂરો થયો છે. વિવાહના સન્દેશ આવવા લાગ્યા છે.

( ૨ )

વિવાહ નક્કી થયો. સુરેશે કન્યા જોવાની માગણી કરી, તેનો સ્વીકાર ન થયો. પરંતુ મામાએ ખાત્રી આપી કે કન્યા સુંદર છે. આ સાંભળી તે હરખ્યો. જાન ઠાઠમાઠથી નીકળી. લગ્નનું મુહૂર્ત જોવાયું, કન્યાને લાવવામાં આવી. સુરેશની નજરે તેના હાથ પગ પડ્યા. તેમની આંગળીઓ તો એને દીપ-શિખાઓ જેવી લાગી. કેવી મનોહર મૂર્તિ ! તે ગાંડોઘેલો થઇ ગયો. જાન વદાય થઇ. વધૂનાં દર્શન કરવા તે ગાંડોતૂર બન્યો હતો. પરંતુ ઘાટ ન્હોતો ખાતો. આખરે પવન મદદે આવ્યો. પડદો ઉડ્યો ને પડ્યો. તેના મ્હોં પર ઘૃણા અને ક્રોધ વ્યાપ્યાં. તેની નિરાશાનો પાર ન્હોતો. તે એની કલ્પનામૂર્તિ ન હતી. તેનું મ્હોં લંબાયું હતું, નાક સ્હેજ બેઠું હતું, ગાલ દડા જેવા લાગતા, બદન ગોરાટ હતું, પરંતુ ફીકું હતું. તેનો ઉત્સાહ હરી ગયો. તેને આ દડાનું બંધાયલું લાગ્યું. એને માટે કોક બીજો ન મળ્યો કે મારે ગળે પડ્યા ? તેને મામા પર ક્રોધ ચઢ્યો. તે ત્યાં હોત તો એની ખબર લઇ નાખત.

સુરેશના મનનું સમાધાન ન્હોતું થતું. તેને થતું કે આની જોડે હું શું વાત કરીશ, મારું જીવન આની જોડે કેમ જશે, એને જોતાં મને તો ચીતરી ચઢે છે. સંસારમાં આવી સ્ત્રીઓ હશે એવો મને સ્વપ્નેયે ખ્યાલ ન્હોતો. પ્રભુએ શું મ્હોં બનાવ્યું છે ! એની આંખ્યો તો જુઓ ! મારી તો આંખ્યો વીંચાય છે. એનું મ્હોં ! પ્રભુ તોબા-નાથ, મારા પર વજ્રાઘાત કરવો હતો ?

( ૩ )

સુરેશને જીવન ભારરૂપ લાગવા માંડ્યું. તે મામા સાથે લડ્યો. સસરાને સખત ઠપકો આપ્યો. મા બાપ સાથે અબોલા લીધા. તેણે ક્યાંક ન્હાસી છુટવાનો વિચાર કર્યો. સુલોચના નાની એને દયા આવતી હતી. એમાં એનો વાંક ન્હોતો. એ ક્યાં મારી સાથે જોરજુલમથી પરણી છે. પરંતુ એના આ વિચારો સુલોચનાને જોતાં ઓસરી જતા. સુલોચના સુંદર દેખાવાનો પ્રયત્ન કરતી. વસ્ત્રાભૂષણો પહેરતી. અનેક તરેહના વાળ ઓળતી. પરંતુ સુરેશ તેનાથી દૂર ને દૂર રહેતો. સુલોચના તેને પ્રસન્ન કરવા આ બધું કરતી. તેની સેવા કરવાની તક શોધ્યા કરતી. તેની ઉમેદ પાર ન્હોતી પડતી. કોકવાર બેઠો થતો તો મેંણાં મારી સુલોચનને સુરેશ રડાવતો.

સુરેશ પછી તો રખડેલ થઇ ગયો. એનું

ચારિત્ર્ય બગડતું લાગ્યું. તે લગ્ન થયું નથી એમ માનવા લાગ્યો. સુલોચનાની નજરે તે હવે ભાગ્યે ચઢતો. તેનો અવાજ સાંભળી તે દોડી જતી. તેને મિત્રો સાથે વાત કરતો જોઇ પાછી વળતી. તેનું હૃદય બળ્યા કરતું.

એક દિવસ ખાતી વેળા સુલોચનાએ પૂછ્યું: "તમારાં તો દર્શને નથી થતાં. મારે કારણે ઘર છોડ્યું કે શું ?"

સુરેશે કહ્યું: "ઘેર તો છું. નોકરી શોધું કે અહીં બેસી રહું ? તારે એ બધી શી પંચાત પડી !"

સુલોચના: "દાક્તર મારી સુરત નહિ સુધારી આપે ? મેં સાંભળ્યું છે કે એવાયે દાક્તરો છે."

સુરેશ: "તારી વાત રે'વા દે, તને કોણ બોલાવે છે ?"

સુલોચના: "દવા ત્યારે કોણ કરશે ?"

સુરેશ: "એની દવા કેવી ! ઇશ્વર એને ન સુધારી શકે તે પામર માનવિ શું સુધારી શકવાનો હતો ?"

સુલોચના: "ઇશ્વરની ભૂલ માટે તમે મને ત્યારે શા માટે દંડ દ્યો છો ? સંસારમાં અનેક પ્રકારનાં માનવિ હોય છે: સુંદર કે બેડોળ, તેથી તે કાંઇ કુંવારાં રહે ? 'ડોસો કુંવારો સાંભળ્યો છે; પણ ડોસી કુંવારી સાંભળી નથી!' તમે ના કહી હોત તો મારાં માબાપ બીજે પરણાવત. મને આમ છેહ દો એતો ઠીક ન કહેવાય, તમને યે નથી લાગતું ?"

સુરેશ ખીજવાયો. તે બોલ્યો: "નકામું માથું ન પકવ. તને કયાં એક શબ્દે કહું છું. તું તારું ફોડયા કર. મારી તારે શી પંચાત ? નાહક ઉઝત રે'વા દે."

સુલોચના ત્યાંથી ચાલી ગઇ. તેને ખાત્રી થઇ કે એમનું હૃદય કઠોર થઇ ગયું છે.

( ૪ )

સુરેશ રખડયા કરતો. રાતે પણ કોક વેળા ન આવતો, સુલોચનાને કારી ઘા લાગ્યો, તેની આશા પર પાણી ફરી વળ્યું, ને માંદી પડી. સુરેશને તેની પરવા ન્હોતી. તે તેની પામર સરખીય ન પૂછતો. તેને એમ થતું કે એ મરે તો મારે મન પસંદ કન્યા લાવું.

સુરેશ નિરંકુશ બન્યો. સુલોચના અત્યાર સુધી તેની તપાસ રાખતી, તે હવે બંધ થઇ. તે સ્વચ્છંદી થઇ ગયો, કુવાસનાના કાદવમાં ખરડાયો. બુદ્ધિ અને બળ તેનાં ઓછાં થવાં માંડયાં, તેનો ચ્હેરો પીળો પડી ગયો, કાયા કરમાઇ ગઇ, હાડકાં નીકળી આવ્યાં, આંખ્યો ઉંડી પેસી ગઇ, તેનો શોખ વધ્યો. જુનાં થયેલાં પિંજરને રંગ રોગાન શાં !

સુલોચના ખાટલે પડી હતી. સુરેશને બોલાવવા તેણે માણસ મોકલ્યો, સુરેશને દયા આવી. તે આવ્યો. સુલોચના તેને જોઇ આભી બની ગઇ. તે તેને ન ઓળખી શકી, તે એટલો બદલાઇ ગયો હતો. તેણે પૂછ્યું; 'માંદા છો ? તમે તો મારાથીએ વધારે લેવાઇ ગયા છો !'

સુરેશ: 'જીંદગીમાં રહ્યું યે શું છે કે જીવવું ?'

સુલોચના: 'નફકરોયે આટલો દુબળો નહિ થાય, દવા કરો ને ?'

સુલોચનાએ તેને હાથ પકડી ખાટલા પર બેસાડયો. સુરેશ આજ બેઠો. આજે એનામાં નમ્રતા હતી. વાતોમાં નિરાશા ટપકતી હતી. ક્રોધ ન્હોતો. સુલોચનાને લાગ્યું કે તેનું હૃદય રડી રહ્યું છે. આંખ્યોમાં અશ્રુનાં એકાદ બે ટીપાં તેણે જોયાં.

સુરેશ: 'મોત હવે મારી દવા કરશે. તને કદી બાળતો નથી, તને બીવડાવતો નથી, હું વધારે નહિ જીવું. મને ભયંકર રોગ લાગુ પડયો છે. દાક્તરોનો એ અભિપ્રાય છે. મને એટલું ખટકે છે કે મેં તને દુઃખ દીધું. મને ક્ષમા કર, મારું હૃદય કોઇ વેળા તો મુંઝી જાય છે, અને મુર્છા આવે છે !

તેને કંપારી છુટી, દેહ ધ્રુજી ઊઠી. તેને તમ્મર આવ્યાં, ખાટલા પરથી તે નીચે પડયો.

મ્હોંમાંથી ફીણ નીકળવા માંડ્યું. આખા શરીરે પરસેવો વળ્યો.

સુલોચના બેઠી થઇ ગઇ. તેની માંદગી ચાલી ગઇ, તેનાં શિથિલ અંગોમાં સ્ફૂર્તિ આવી. સુરેશને તેણે બેઠો કર્યો. મહા મહેનતે ઉંચકી ખાટલે સુવાડ્યો. પાણી લાવી મ્હોં પર છાંટ્યું, પંખો લઇ ઢોળવા મંડી. ઘરમાં ખબર અપાઇ, દાક્તરને બોલાવ્યો. મોડી રાતે સુરેશે આંખ ખોલી. તેનું મ્હોં ફરી ગયું, ડાબુ અંગ જુદું પડી ગયું. તેનાથી વાત પણ ન્હોતી થતી. એ મુર્છા ન્હોતી, લકવો હતો.

( ૫ )

લકવાનો રોગ ભયંકર મનાય છે. તેની માવજત કરવાનું કામ કઠણ હતું. સુલોચનાની તબીયત નબળી હતી. તે પોતાની નબળાઇ ભૂલી ગઇ. કેટલાક દિવસ સુધી સુરેશની તબીયત ખરાબ રહી સુલોચના રાત ને દહાડો તેના સારવાર કરતી. તે ધૈર્યશીલ હતી. દેહ તાવે તપ્યા કરતી તેને પણ તે ન ગણકારતી.

સુરેશની તબીયત ઠીક થવા માંડી. તેને વાચા આવી. અંગ હજી જુદું હતું. તેના શરીરમાં વીજળીનો વેગ મુકયો તે બેઠો થવા લાગ્યો. ચાલવાની શક્તિ હજી ન્હોતી આવી.

એક દિવસ તેણે તકતો માગ્યો. સુલોચના તે લાવી. તેમાં તે પોતાનું મ્હોં જોવા લાગ્યો. તે પોતાને 'બાઘુક' લાગ્યો. તેણે સુલોચનાને કહ્યું: 'સુલુ, ઇશ્વરે મને સજા કરી. તારી સાથે વેર બાંધ્યું તેનું આ ફળ લાગે છે. તું તારૂં મ્હોં મને જોઇ મચકોડે તો મને જરા પણ ખોટું નહિ લાગે. તું યે હવે મારા જેવી વર્તણુંક રાખજે.'

સુલોચનાએ કોમળ ભાવે કહ્યું: 'હું તો તમને તેવા-મૂળ ભાવે જોઉં છું, મને તો તમારામાં કાંઇ ફેર નથી દેખાતો.'

સુરેશ: 'વાંદરા જેવું મ્હોં થયું તોયે તને ફેર નથી લાગતો ? હું તો હવે કદી બહાર નીકળવાનો નથી. ઇશ્વરનો આ તો કોપ !'

( ૬ )

સુરેશનું મ્હોં અનેક યત્નો કર્યા છતાં સીધું ન થયું. તે બીહામણો લાગતો. પગોમાં ચાલવાની શક્તિ આવી હતી. તે આમ તેમ આંટા મારતો થયો હતો.

સુલોચનાએ પતિ પથારીમાંથી ઉઠે તો કથા માની હતી. આજે એનો ઉત્સવ હતો. મંડળ એકઠું થયું હતું, ગાયનની પણ ગોઠવણ થઇ હતી.

એક સાહેલીએ સુલોચનાને પુછ્યું: સુલોચના બ્હેન, તમને એમનું મ્હોં ઠીક નહિ લાગતું હોય ?'

સુલોચનાએ ગંભીર સ્વરે કહ્યું; 'મને તો પહેલાંના જેવુંજ લાગે છે.

સાહેલી: 'ચાલ, જુઠ્ઠી.'

સુલોચના: 'ના બ્હેન, હું સાચું કહું છું. એમનું રૂપ ઘેર ગયું પણ એમનો અમર આત્મા મળ્યો.'

સુરેશ રવેશમાં બેઠો હતો, મિત્રો એકઠા થએલા હતા, ગમ્મત ઉડતી હતી.

રવેશના પાછલા ખંડમાં એક બારી પડતી હતી. બંધ હતી એક મિત્રે તે ઉઘાડી. તેણે સુરેશને કહ્યું; 'સુરેશ, તારે ત્યાં આજ તો પરીઓ એકઠી થઇ છે ને ?'

સુરેશ: 'અલ્યા બંધ કર.'

મિત્ર: 'અરે ! જરી જોતો ખરો, સૌમાં સુંદર કોણ છે ? અને પેલું કોણ ?'

સુરેશ: શું તારી નજર! સુરત જોઇને બગડી કે શું ! મને તો સૌ બદસુરત લાગે છે.'

મિત્ર: 'કારણ કે તું તેમની સુરત જુએ છે, હું તો તેમનો આત્મા નીરખું છું.'

સુરેશ: 'એમ ? તો એ મારાં પત્ની..'

મિત્ર: 'હા, એજ તે દેવી !'×

---

× દીદી પરથી.



# હિંદુસ્થાનમાં રાષ્ટ્રીય સ્ત્રી-સભા.

( આન્તરરાષ્ટ્રીય સ્ત્રી-સભા સાથે સંયુક્ત થએલું. )

લેખિકા : સૌ. તારાબાઈ માણેકલાલ

### ભાવના અને હેતુ.

વિચાર, ઉદ્દેશ અને સમભાવનાં એકીકરણથી દેશનું સાચું હિત સાધી શકાય એવી દૃઢ માન્યતાથી પ્રેરાઇ આપણે-હિંદની સ્ત્રીઓએ-એક સાથે સંયુક્ત થવું જોઇએ.

આ એકીકરણનું નામ ' હિંદની રાષ્ટ્રીય સ્ત્રીસભા ' રહેશે.

**નીતિ** — જાતિ કોમ કે રાષ્ટ્રના ભેદભાવ વિના હિંદમાં વસતી સ્ત્રીઓની પ્રતિનિધિરૂપ બને તેવી સભા સ્થાપવી. સમાજ, ધર્મ કે રાજ્યપ્રકરણની કોઇ ચળવળ માટે સભા સ્થપાઇ નથી અને આમાં જોડાનાર સભાને પોતાની કાર્ય પદ્ધતિ, આધારભૂત વ્યવસ્થા કે મત-પ્રકાશન બાબતમાં સંપૂર્ણ સ્વતંત્રતા રહેશે. કોઇ પણ જાતની બાહ્ય સત્તાનું દબાણ કરશે નહિ. માત્ર બંધારણની સરતો પળાય એટલું જ ઇષ્ટ ગણશે. આ જાતનું કામ કરતી અન્ય સભાઓ સાથે ઐક્ય સાધવું.

**ઉદ્દેશ.** — (૧) હિંદની સ્ત્રીઓમાં વિચાર અને હેતુના સમભાવની વૃદ્ધિ કરવી. (૨) સ્ત્રી અને બાળકની સામાજિક, નાગરિક, નૈતિક તથા શિક્ષણ સંબંધી ઉન્નતિ અર્થે હિંદની સર્વ કોમની સ્ત્રીઓને સંયુક્ત કરવી. (૩) સામાજિક, આર્થિક તેમજ ધારા સંબંધી સ્ત્રીઓની મુશ્કેલી ટાળવી તથા બાળકના સર્વાંગ વિકાસને અવકાશ મળે તેમ કરવું. (૪) આ પ્રકારનું કામ કરતી હિંદની સમાજો સાથે જોડાવું તથા આન્તરરાષ્ટ્રીય સ્ત્રી-સભાદ્વારા બીજા દેશોની આવી સભાઓ સાથે સંબંધ બાંધવો.

### હિંદની સભા.

માર્ચ ૧૯૨૬ થી માર્ચ ૧૯૨૮ સુધીનાં આશ્રયદાતાઓ અને અધિકારીઓ:

આજીવન આશ્રયદાતાઃ ભોપાળનાં નામદાર બેગમ સાહેબા. વડોદરાનાં નામદાર મહારાણી સાહેબા. લેડી દોરાબજી ટાટા.

અધ્યક્ષઃ વડોદરાનાં નામદાર મહારાણી.

મધ્યસ્થ કારોબારી સમિતિના પ્રમુખઃ લેડી દોરાબ ટાટા.

ઉપપ્રમુખઃ મીસીસ રૂસ્તમજી ફરીદુનજી. મીસીસ ડી. એમ. સીરૂર.

માનદ મંત્રીઓઃ ૧૯૨૬ મીસીસ પામર, બીશપ્સ લૉજ મલબાર હિલ, મુંબઇ, ૧૯૨૭ મીસીસ માણેકલાલ પ્રેમચંદ, પ્રેમોદ્યાન, લવલેઇન, ભાયખલા, મુંબઇ.

સહાયક મંત્રીઃ મીસીસ સલીમ અલી, ટાઉન હૉલ, મુંબઈ.

માનદ ખજાનચીઃ મીસ આલુ બીલીમોરીઆ.

ધારાના માનદ સલાહકારઃ મીસ કૉર્નેલિયા સોરાબજી ( કલકત્તા )

કારોબારી સમિતિનાં સભ્યોઃ

મીસીસ શરી તૈયબજી } મુંબઇનાં
મીસીસ એસ ડી. મડગાંવકર, } પ્રતિનિધિઓ.
મીસ કીર્ચીંગ. }

સમિતિએ ચૂંટેલાં સભ્યોઃ મીસીસ વી. એન. ચંદાવરકર, ડૉ. મીસ નવરંગે, મીસીસ એર. એસ. તાલીઆરખાન, મીસ ઇ. સી. ગેજ (૧૯૨૬-૨૭) મીસ કૅમ્પબેલ (૧૯૨૭-૨૮) મીસીસ ફ્રેગુસન (૧૯૨૬-૨૭) મીસીસ સી. પી. બ્લૅકવેલ (૧૯૨૭-૨૮) મીસીસ હંસા મહેતા.

દાખલ થએલી પ્રાંતિક સભાઓઃ

મુંબઇઃ મંત્રીઃ મીસીસ સલીમઅલી, ટાઉનહૉલ, મુંબઇ.

સમાન સભ્યોઃ ૧ મીસીસ શરી તૈયબજી ૨ મીસીસ મડગાંવકર ૩ મીસ કિર્ચીંગ

બંગાળા. મંત્રીઃ મીસીસ રથરીર્ય, ૧૦ થીએટર રોડ, કલકત્ત તથા મીસીસ એસ. એમ. મેકફર્સન, ૭ દુર્ગાપુર વાર્ડ, અલીપુર, કલકત્તા.

સમાન સભ્યોઃ ૧ મીસીસ સ્ટેન્લી ૨ મીસીસ કોલહર્સ્ટ.

બેહાર અને ઓરિસ્સા. મંત્રીઃ મીસીસ ટી. એસ. મેકફર્સન, પટના

સમાન સભ્યોઃ ૧ લેડી મલી. ૨ મીસીસ પટેલ,

બ્રહ્મદેશ. મંત્રીઃ મીસીસ કે. એ. ક્રેટન, ૪ પ્રોમકોર્ટ રંગુન.

સમાન સભ્યોઃ ૧. મીસીસ તૈયબજી. ૨. મીસ મે ઉંગ. ૩. મીસીસ માઓ દુન

દિલ્હી. મંત્રીઃ મીસ ટ્રુપર વાય ડબ્લ્યુ સી એ. ધી મૉલ, દિલ્હી.

સમાન સભ્યોઃ ૧ મીસીસ બ્લોમફીલ્ડ. ૨ મીસીસ રિચી.

લંડનનાં મંત્રીઃ હિં. સ્ત્રી. ઓ. ટ્સ શાખા. મીસીસ ગ્રે, ૩૧ વેલસૅાક, હેમ્પસ્ટેડ, એન. ડબ્લ્યૂ. ૩.

## સામાન્ય અહેવાલ.

૧૯૨૬ ના વરસમાં આપણે કરેલાં કામ વિષે જિનીવાની પરિષદમાં પ્રાથમિક ઉદ્ગારો વ્યક્ત કર્યા પછી આપ સમક્ષ કેટલીક મહત્ત્વની બાબતો લાવવી રહી છે.

ઘણા સન્તોષની વાત એ છે કે વડોદરાનાં નામદાર મહારાણીએ આપણી સભાના પ્રમુખ થવાનું નિમંત્રણ સ્વીકાર્યું છે અને મ્હને ખાત્રી છે કે એમના કુશળ નેતૃત્વ નીચે સભાના કામમાં પ્રગતિ થશેજ.

આપણાં પ્રમુખ લેડી હોરાબ ટાટા, મીસીસ પામર, મીસ ગેજ, મીસીસ ગ્રે અને લેડી ચૅટરજી જિનીવા પરિષદમાં આપણા પ્રતિનિધિ તરીકે હાજર રહેલાં અને આપણા તરફથી એ રીતે પોતાના સમયનો ભોગ આપવા માટે આપણે તેમના આભારી છીએ. અન્ય દેશનાં પ્રતિનિધિઓએ હિંદને સુન્દર સત્કાર આપેલો અને જે મિત્રોએ તથા ખાસ કરીને લેડી ઍમરડીને આપણા પ્રતિનિધિ મંડળ સાથે જે સહૃદયતા દર્શાવી છે તેની આપણે કદર કરીએ છીએ.

જણાવવાને આનન્દ થાય છે કે આન્તરરાષ્ટ્રીય સ્ત્રીસભાના ફંડને મદદ માટે જુન ૧૯૨૭માં હેગ ખાતે ભરાએલા "ફેન્સી ફેરમાં" આપણી સભા તરફથી પાંચસો રૂપીઆની કીંમતનો હિંદી માલ-મુખ્યત્વે રેશમ અને પિત્તળનો બનેલો માલ મોકલવા આપણે શક્તિમાન થયાં હતાં. લેડી ઍમરડીનને તેમનાં લગ્ન સુવર્ણોત્સવ પ્રસંગે એક કાસ્મીરી રૂપાની 'ટ્રે' ભેટ કરી હતી અને એ ભેટની કદરનો અને તે માટે આભારનો ત્હેમનો ખાસ પત્ર પણ આવ્યો છે.

રાષ્ટ્રીય હિંદી સ્ત્રી-સભાનો વ્યવસ્થા સંબંધી મીસ સી. સોરાબજીએ કરેલાં કામ બદલ આપણે આભારી છીએ. ઉપરાંત ધારાના સલાહકાર તરીકે કામ કરવાનું અમી પ્રાંતિક સભાનું નિમંત્રણ તેમણે ઉદારતાથી સ્વીકાર્યું છે અને જ્યારે જરૂર પડે ત્યારે તેમની મદદ આપણને મળશે એવી તેમણે ખાત્રી આપી છે. તેમના પર આધાર રાખવાની આપણને તેમણે ખાત્રી આપી છે.

ખરેખરું કામ શરૂ કરવા અને મંત્રી તરીકે કામ કરવા માટે મીસીસ પામરનો આભાર માનીએ છીએ.

અત્યાર સુધી વિભાગવાર કાયમી સમિતિઓ ન હતી, છતાં પ્રાંતિક સભાઓ દ્વારા આન્તર રાષ્ટ્રીય સ્ત્રીસભાની ભિન્ન ભિન્ન કાયમી સમિતિ મેળવનારના પત્રોના જવાબો વગાયા છે આ વરસમાં તો આસ્તે આસ્તે આપણો માર્ગ કરી આપણા રાષ્ટ્રીય જીવન માટે શી શી બાબતો મહત્વની છે તે શોધવાનું હતુ. પણ ભવિષ્યમાં જાહેર સુખાકારી, બાલ-કલ્યાણ, અને કેળવણી એ હિંદના ત્રણ મહાન્ પ્રશ્નો સંબંધી કામ કરવા કાયમી સમિતિ યોજવાની આશા રાખીએ છીએ. કાયમી સમિતિ દ્વારાજ રચનાત્મક તેમજ ઉપયોગી સુધારા દાખલ કરી શકાય: અને હવે માહિતી એકઠી કરવાના તથા વ્યવસ્થિત થવાના કામમાં આટલો વખત ગયો છે તેથી એ આશા પણ ફળીભૂત થાય એવો સંભવ છે

"વિજિલન્સ ઍસોસીએશન" સાથે મળી રાષ્ટ્રીય સભાએ એક જાહેર સભા મેળવેલી, તેમાં કુટણખાનાંને ગેરકાયદેસર ઠરાવવા સરકારને આગ્રહ કરતા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. આ સભામાં ભાગ લેવાનો મુખ્ય હેતુ સ્ત્રી અને બાળકના કલ્યાણમાં આપણો રસ એજ હતો.

બર્મા સ્ત્રી-સભાની પ્રેરણાથી, બીજી બધી પ્રાંતિક સભાને લખવામાં આવ્યું હતું કે 'સીનેમાં સેન્સરશિપ બોર્ડ' પર સ્ત્રીઓને નિયુક્ત કરવા સરકારને વિનંતિ કરવી જાણતાં આનન્દ થાય છે કે બંગાળ સ્ત્રી-સભાના ઉહાપોહને લીધે સેન્સરશિપ બોર્ડમાં હવે એક સ્ત્રી-સભાસદ છે.

સમસ્ત હિંદના 'ફિલ્મ સેન્સરશિપ બોર્ડ' પર સ્ત્રીઓના પ્રતિનિધિને નીમવાની અરજનો કાગળ હિંદ સરકારના 'હોમ મેમ્બર' ના મંત્રીને નૅશનલ કાઉન્સીલની કાર્યવાહક સમિતિએ મોકલ્યો છે. સીનેમા તપાસ સમિતિનાં પ્રમુખને પણ આ કાગળ મોકલ્યો હતો અને આપણા પત્ર પર ઘટતું ધ્યાન અપાશે એવી ખાત્રી અપાઇ છે.

આપણે સગર્વ કહી શકીએ છીએ કે મુંબઇની સ્ત્રી-સભાએ, જાહેર મત કેળવી બાળ-સહાયક સભા અને તરુણ અદાલત સ્થપાવવામાં પોતાનો હિસ્સો આપ્યો છે. આ સંસ્થાનો જે અનુભવ અમને થયો છે તે પરથી જાણી શકાય છે કે તેમાં ઉપયોગી અને કલ્યાણકારી કામ થાય છે.

"પૅન પૅસિફિક સ્ત્રી-સંઘ" તરફથી ઓગસ્ટ ૧૯૨૮ માં તેમની પરિષદમાં એક બે પ્રતિનિધિ મોકલવાનું નિમંત્રણ આવ્યું છે અને આ તકનો કોઇ જરૂર લાભ લેશે એવી પ્રબળ આશા છે.

પ્રાંતિક સભાઓના સહકાર અને સુન્દર કામ વિશે કંઇ કહેવાની જરૂર નથી; એના અહેવાલોમા એ સ્પષ્ટ દેખાશેજ.

વરસ આખામાં સહકાર કરવા માટે કારોબારી સમિતિના સભ્યોનો આભાર માનવાની તક હું લઉં છું.

આ ઠરાવ ૭ મી માર્ચની સભામાં પસાર થયો હતો.

**ઠરાવ.** બાળલગ્નની બંધી કરવા માટે રાયસાહેબ હરબિલાસ શારદા કાયદો ઘડાવવાની જે કોશેશ કરી રહ્યા છે તેને આ સભા આવકાર આપે છે પણ સાથે એવો આગ્રહ કરે છે કે તેમણે સૂચવેલી ૧૨ અને ૧૫ વરસની ઉમ્મરને બદલે અનુક્રમે એ ઉમ્મરની હદ ૧૬ અને ૨૧ રાખવી.

આ સભા પુખ્ત ઉમ્મરે નહિ પહોંચેલા છોકરા અને છોકરીઓને માબાપ થવા દેવાના રિવાજને સજ્જડપણે વખોડી કાઢે છે. કેળવણી ઉપર બાળલગ્નની જે માઠી અસર થાય છે તે માટે આ સભા ઘણી દિલગીરી બતાવે છે, અને લગ્ન માટે કાયદાની ઉમ્મર વધારી વડોદરા, માઇસોર, રાજકોટ, કાશ્મીર, ગોંડળ, ઇન્દોર, લીંબડી અને બીજાં દેશી રાજ્યોએ જે દાખલો બેસાડ્યો છે તેનું અનુકરણ કરવા આ સભા વડી સરકાર અને પ્રાંતિક ધારાસભાઓને આગ્રહ કરે છે. છોકરાઓ અને છોકરીઓનાં લગ્ન માટે કાયદા મુજબ અનુક્રમે ૧૬ અને ૨૧ ની ઉમ્મર રાખવી એવી આ સભા માગણી કરે છે.

# " સાસરે સિધાવતી સખીને. "

લેખિકા:—સૌ. કુસુમલત્તા રમણીકલાલ મોદી.

( મધુરો સ્વર ક્યાં થકી આવે છે—એ રાગ. )

પ્રિય બ્હેન, સિધાવ તું સાસરિયે,
મુજ આટલી વાત તું સુણીજ લે;
સુણી વર્તન તેવુંજ આચરજે,
રહી શાંત સ્વધર્મે વિચરજે.

સાસુ સસરા વળી અન્ય વડિલ,
આજ્ઞામાં રહી તેની હરનીશ;
ગણી માતપિતા સેવા કરજે.—
રહી શાંત.

વળી. નણંદ દિયર ને દેરાણી,
તુજ બંધુ બગિની તૂલ્ય ગણી;
અપમાન કદી નવ તું કરજે.—
રહી શાંત.

તુજ પતિને પરમેશ્વર માની,
ઉરની વાતો તેની જાણી;
પતિ પ્રસન્ન કરીને સુખ લણજે.—
રહી શાંત.

સખી સ્વામિનું સન્માન કરીશ,
કદી ક્રોધ કરી નવ તું ઉચરીશ;
નિત્યે વચનો મધુરાં વદજે.—
રહી શાંત.

અતિથી તુજ આંગણીયે આવે,
વળી આપ્તજનો જે જે હોયે;
સત્કાર સદા તેનો કરજે.—
રહી શાંત.

સખી વ્હેલી ઉઠી ગૃહકાર્ય વિષે,
નિજ ચિત્ત પરોવી તું નિત્યે;
સમજી તુજ ફરજ અદા કરજે.—
રહી શાંત.

કદિ વડિલ જનો કટુ વચન કહે,
સામા શબ્દો નવ તું ઉચરે;
કરી મન મોટું સહુ સહી લેજે.—
રહી શાંત.

રહી સંપથી સર્વની સાથ સખી,
નીતિ ધર્મનો પન્થ કદી ન તજી;
કદિયે મર્યાદા નવ મુકજે.—
રહી શાંત.

કદિ વાત ગુપ્ત હોય જો ગૃહની,
નહિ અન્ય જનોની સમિપ વદની;
પરનિંદથી અળગી રહેજે—
રહી શાંત.

સખી આ રીતથી નિત્યે રહેજે,
સઘળી મમ વાત ઉરે ધરજે;
કદિ સત્ય પન્થ તું નવ ચૂકજે.—
રહી શાંત.






લેખિકાઃ બ્હેન ચંચળકુમારી.

સમગ્ર વિશ્વ માત્ર એકજ શબ્દમાં ગાંડું બની જાય છે! એવો તે કેવો શબ્દ હશે વારૂ? એ શબ્દ આ વિશ્વમાં 'પ્રેમ'–'સ્નેહ' અને 'અનુરાગ' ઇત્યાદિ ભિન્ન ભિન્ન નામોથી વિખ્યાત–પ્રસિદ્ધ છે. પ્રેમનો શબ્દ વંચાય નહિ, સંભળાય નહિ; આવે, ઉગે ને પ્રેરણા થાય! શાથી ઉદ્ભવે છે તે કોઇ જાણી શકતું નથી.

એક લેખક લખે છે–"મનુષ્ય–પ્રેમ ક્ષણિક છે, સ્થાયી નથી; સ્વાર્થી છે, નિસ્વાર્થી નથી; ચલ છે, અચલ નથી; રૂપાન્તરને પામે છે, સદા એક સરખો હોતો નથી, મોહ ને સૌન્દર્ય જ્યાં સુધી નભે છે તે પ્રેમ, તે નષ્ટ થયે નાશ પામે છે તે પ્રેમ."

હા! સત્ય છે આ સર્વ; કિન્તુ જે સ્વાર્થબુદ્ધિથી અરે! મોહથી વા સૌન્દર્ય દેખી પ્રેમ કરે છે તેનોજ પ્રેમ સૌન્દર્ય નષ્ટ થયે નાશ પામે છે, કિન્તુ કોમલતા, વિશ્રામ, શ્રદ્ધા, મમતા, માર્દવ અને સૌન્દર્ય ઇત્યાદિ ગુણોનો ઉત્પાદક પિતા પ્રેમજ છે. પ્રેમ ઉત્તમ બાબને સ્વીકારીને કનિષ્ઠનો ત્યાગ કરે છે.

હું કહું છું કે પ્રેમ કાંઇ શરીરથી સુખી થતો નથી, મનથી મોહી જતો નથી, કે લોભથી લેવાતો નથી. તે તો કેવળ આત્મસ્વરૂપ છે, આત્માનો સાર છે. જેનો શાશ્વત–અખંડ–ચિરંજીવી–વિશુદ્ધ પ્રેમ છે તે કાંઇ સુન્દરતા–ગોરી ચામડીની કુમાશને નિહાળતાં નથી. ત્હારે શાશ્વત પ્રેમ એટલે શું? રામચંદ્રજી સીતા પ્રત્યે જે પ્રેમ રાખતા હતા તે શાશ્વત પ્રેમનો આદર્શ છે. કાંઇ પણ સ્વાર્થવૃત્તિથી એટલે અમુક કરવાથી અમુક લાભ થશે એવા વિચારથી જે થાય તે સ્નેહ કે પ્રેમ કહેવાતોજ નથી. એવી જેટલી જેટલી લાગણીઓ આપણા મનમાં થાય છે તે તો બધી કૃત્રિમ છે, સ્વાભાવિક નથી. કાર્ય માત્ર પણ પરિણામ કે ફળ આદરીનેજ થાય છે, કિન્તુ પ્રેમનું ફળ તો પ્રેમ પોતેજ છે, બીજું નથી કંઇ. જ્યહારે રામ વનવાસ જતા હતા ત્હારે સીતાએ સાથે જવા હઠ લીધી. ઘણું સમજાવ્યું પણ માન્યું નહિ. તે પ્રસંગે પ્રખ્યાત કવિ ભવભૂતિએ પ્રેમનો મહિમા એવો કરેલો છેઃ—

"ફરે ના કાંઇએ તો યે દષ્ટે દષ્ટ મળ્યે સુખી;
તે તેને મન છે કાંઇ જે જેના મનમાં વસે."

અર્થાત્ કાંઇ પણ દેખીતો કે ગુપ્ત લાભ ન છતાં, માત્ર અન્યોન્યનાં દર્શનમાંજ આનંદ લે છે. એમ જે જે પ્રેમથી સંકળાણું છે તે પોતાપણું ભૂલી જઇ જેને પ્રેમપાત્ર ગણતાં હોય તે રૂપ થઇ જાય છે વા જે પોતાનું ઇષ્ટ હોય તે રૂપજ બની જાય છે. એવા એકભાવનું નામ પ્રેમ...પ્રેમ એ સર્વવ્યાપી એક અને અખંડ આનંદનું રૂપ છે. પ્રેમ એજ સજ્જનોનો આનંદ છે! બુદ્ધિમાનોનું આશ્ચર્ય છે! અને દેવોનું કૌતુક છે! પ્રેમ સાધ્ય થયો એટલે મનુષ્યને આ વિશ્વ–નશ્વર વિશ્વ પણ સ્વર્ગ સમાન દષ્ટીગોચર થાય છે.

હાલમાં એ શાશ્વત પ્રેમનું સ્વપ્ન પણ રહ્યું નથી એ અલૌકીક પ્રેમજ મનુષ્યનાં જીવનને સફળ કરવામાં કારણભૂત થઇ પડે છે એ પ્રેમ ક્ષુદ્ર નથી, સ્વાર્થી નથી, ક્ષણિક નથી અને તેથી તેનો વિકાસ મનુષ્યજીવનને ઉંચે ચડાવવામાં સહાયભૂત બને છે. જ્યહારે મનુષ્ય આખી વસુધાનાં પ્રત્યેક પ્રાણીમાત્રને નિઃસ્વાર્થ પ્રેમ કરતાં શીખે ત્હારે આત્માનાં

શ્રેયની કેટલીક કડીઓ પરોવાઇ ચુકી હોય છે; અને છેવટે તેમાં પ્રભુપ્રેમની કડી પરોવાતાં જે અખંડ સાંકળ બને છે, તેજ સાંકળ મનુષ્યને મોક્ષનાં પવિત્ર સ્થાન સુધી ખેંચી જવાને ઉપયોગી થઇ પડે છે. પ્રેમ તે સ્વર્ગ અને સ્વર્ગ તેજ પ્રેમ છે.

પ્રેમ હંમેશાં અપવિત્ર સ્થિતિમાંજ અસ્તિત્વ ધરાવે છે એમ સમજવું નહિ. તેનાં વિશુદ્ધ સ્વરૂપમાં પ્રેમ એ વિકાર નથી અને તેથી મનુષ્ય સ્વભાવમાં તેનું અસ્તિત્વ પુણ્યકારક છે. એ પુણ્યકારક માર્ગે આગળ વધવાથી પ્રેમની જુદી જુદી શાખાઓમાં મનુષ્ય દાખલ થાય છે; સત્ય પ્રેમનો તેને સાક્ષાત્કાર થાય છે અને પ્રભુપ્રેમમાં તેની પરિણુતિ થતાં આત્માનું અખંડ કલ્યાણ થાય છે. પ્રેમને અનુચિત સ્થુલ આનંદ સમજવો જોઇએ નહિ. ઉદાહરણ તરીકે એક પુરૂષ એક સ્ત્રીને પુંદાર કરે અને પછી તેને ત્યજી દે તે કંઇ પ્રેમ નથી. તે એક પ્રકારની વિષયવાસનાની તૃપ્તિ છે. અને તે અત્યંત તિરસ્કારને પાત્ર છે. શુદ્ધ અને સાત્વિક પ્રેમવાળાઓ કંઇ વાસનાબદ્ધ હોતાં નથી. શુદ્ધ પ્રેમ કાંઇ સ્વાર્થ કે વાસના નથી. તે તો એક પ્રકારનો આત્મભોગ છે. 'ચાહવું' અથવા 'પ્રેમ રાખવો' એટલે સ્વાત્માની પેઠેજ આપણા પ્રેમપાત્રની તરફ જોવું; તેનાં કલ્યાણને ઇચ્છવું અને તેનાં કલ્યાણાર્થે આપણાં આનંદનો–આપણી જાતનો ભોગ આપવો પડતો હોય તો તેમ કરવાને તત્પર થવું. નિઃસ્વાર્થી સત્ય પ્રેમ તો એજ છે. જ્યાં જ્યાં તે પ્રેમ રહેલો છે ત્યાં ત્યાં પ્રભુનો વાસ છે, ત્યાં ત્યાં દૈવી પ્રેમનું ઝીરણુ છે. Its course is smooth and serene exciting holy sentiments.

પ્રેમ અંધ છે તેથી જેનાં હૃદયમાં તેનો વસ છે તે પોતાના પ્રેમી વિના બીજાને દેખી શકતો નથી. સૂર્ય ને ચન્દ્રનાં પ્રકાશનો કદાચિત સદાને માટે લોપ થવો સંભવિત છે. તારકો અગ્નિનું રૂપ ધારે તો તે સંભવનીય છે અને સત્ય તે અસત્યનાં રૂપમાં થઇ જવાનો સંભવ છે. પરંતુ જે વસ્તુ નિર્દોષ પવિત્ર પ્રણય અથવા સ્નેહનાં નામથી ઓળખાય છે તેનો કોઇ કાળે પણ ગમે તેવાં આઘાતો પડવાં છતાં લોપ થતો નથી. અને થાય પણ કેમ? પ્રણયનો લોપ અસંભવિત–સર્વથા અસંભવનીય છે, કારણ પરમેશ્વરનું પવિત્રમાં પવિત્ર સ્વરૂપ તે અખંડ પ્રણય છે–શુદ્ધ સ્નેહ છે. Passion plays to the gallery, Love plays to gods.

આપણામાં કોઇ પુરૂષ વા સ્ત્રી ઉભયને સ્નેહદષ્ટિથી જોતા હોય તો તેને કામવાસનાજ માનવામાં આવે છે. પરન્તુ ઉચ્ચ પ્રકારની વૃત્તિવાળાં સ્ત્રીપુરૂષોનાં મનમાં સર્વથા અને સર્વદા કાંઇ કામવાસના જ હોતી નથી. માત્ર પરસ્પરનાં સદ્‌ગુણોથીજ તેમનાં મનમાં પરસ્પર માટે સ્નેહભાવના ઉત્પન્ન થયેલી હોય છે. એવાં પ્રેમમાંજ ઇશ્વરનું ઇશ્વરત્વ અને માયાનો પ્રભાવ દૃષ્ટિગોચર થાય છે.

પ્રભો! જગતને શુદ્ધ સ્નેહનાં સલિલમાં ક્યારે સ્નાન કરાવશે તું?

---

સવિતા—બેન લલીતા, જુઓ તો પેલી ડોસી ચપટા ને ચપટા ભરીને બજરના સડાકા લીએ છે તે એનું મગજ ખરાબ નહિં થતું હોય?

લલીતા—નહિં, કદાપિ નહિં, કેમકે મગજ હોય તે બજર સુંઘેજ નહિં. જ્યારે હોયજ નહિં ત્યારે ખરાબ શું થાય?

# આપણા પ્રાંતમાં સ્ત્રીઓનો કાર્યપ્રદેશ.

( ભગિની સમાજે અંગાવેલા નિબંધોમાં બીજું ઇનામ મેળવનાર નિબંધ. )

લેખિકાઃ સૌ. વિનોદિની રમણલાલ યાજ્ઞિક, બી. એ.

**ઉપોદ્ઘાત.**

સ્ત્રીજાતિના પ્રશ્નોનો વિચાર ઓગણીસમી સદીનો છે. હમણાં હમણાં તો આ પ્રશ્ન વિશેષ ચર્ચાવા માંડયો છે અને તે વાસ્તવિક જ છે; કારણ કે પાછલા જમાનામાં સ્ત્રીઓની ઘણી અવગણના થઇ છે અને તે દૂર કરવા પ્રયાસો થવા જ જોઇએ. સ્ત્રીઓની પ્રગતિ અને ઉદ્ધારના માર્ગો આદરવા જ જોઇએ. આપણા દેશમાં હજુયે સ્ત્રીઓની સ્થિતિ ઘણી અધમ છે. અનેક દેશોના ઇતિહાસ તપાસીશું તો જણાશે કે જ્યારે જ્યારે સ્ત્રી કચડાયલી, દબાયલી અને દુઃખી હતી ત્યારે તે દેશ સુખી હતો જ નહિ, અને જ્યારે જ્યારે સ્ત્રીની સ્થિતિ ઉચ્ચ હતી ત્યારે તે દેશ પણ ઉન્નત હતો. સ્ત્રી જાત જાગે તો જ પ્રજા જાગે. સ્ત્રી પ્રજાની માતા છે. પ્રજાના અંતરની દાઝ તો સ્ત્રી જાત જ પ્રથમ પ્રગટ કરી શકે, અને ત્યારે જ પ્રજાની ઉન્નતિ સંભવે. ચીન જાગ્યું અને જીત્યું કેમકે ત્યાં દેશોદ્ધારમાં સ્ત્રીએ પહેલ કરી. ઇજીપ્ત કોરીઆમાં પણ એમજ બન્યું. જાપાનમાં તો સ્ત્રીઓએ હજી થોડા વખત પહેલાં જ પ્રગતિ કરી; અને પ્રજા કલ્યાણનો દેહ તેમણે જ્યારે ઘડયો, ત્યારે જ તે દેશ ઉન્નત થયો.

આપણે ત્યાંજ જ્યારે ભારતદેશ ઉન્નતિના શિખરે હતો ત્યારે સ્ત્રીઓને કેટલું માન અપાતું, તે કેવી પૂજ્ય અને પવિત્ર, દેવી સમ મનાતી તે આપણે સારી રીતે જાણીએ છીએ. અત્યારે પણ આપણે ત્યાં સ્ત્રીઓ જાગૃત થાય અને નિશ્ચય કરે તો જ ભારતનું દુર્દૈવ ફીટે ને તેની ગુલામીનો અંત આવે, તથા સ્વતંત્રતા અને સ્વાધીનતાનું પ્રભાત પ્રગટે.

સ્ત્રીજીવન જો અધમ, ક્લેશાર્ત, તેજહીન, દુઃખાર્દ્ર, અજ્ઞાન, અને કલુષિત હોય તો પ્રજાની ઉન્નતિ સંભવે જ નહિ. ‘ અનેક યુગના અનુભવોએ સમજાવ્યું છે કે જગતનું ગુરુત્વાકર્ષણ તો સ્ત્રીજ છે. જીવન-કુંજની એ ફૂલવેલ વિના, ગૃહસદનની એ મહાદેવી સિવાય સહુય સૂનું છે. પુરુષની સકળ સૃષ્ટિ અને તેનું હૃદય સ્ત્રી વિના ખાલી જ છે. સ્ત્રીનાં નિર્મળ પ્રેમનાં ઝરણ-જળ વિના જનતા સહુય જળ પીયે છે તે ખારૂં ખારૂં જ છે. ’

કોઇપણ દેશના ઉદયનો આધાર આમ જ્યારે સ્ત્રીઓ ઉપર અવલંબે છે ત્યારે સ્ત્રી-ઓને એવી પૂર્ણ સ્વતંત્રતા મળે, જેથી તે સ્વાતંત્ર્ય વડે દેશોદય કરવાની યોગ્યતા, બળ સંપાદન કરી, પોતાની સર્વે શક્તિઓનો વિકાસ કરે, તોજ આપણો ભારત દેશ પ્રાચીન ગૌરવ, વિભૂતિ અને સ્વતંત્રતા પ્રાપ્ત કરશે. જ્યારે સ્ત્રીઓ પ્રજાકીય જીવનના ઉન્નતિના એક મુખ્ય સાધન તરીકે ગણાશે, પ્રજાનો ગૃહસંસાર સુધારશે, કેળવણીથી સંસાર વ્યવ-

હાર સુગમતાં અને સરળતાથી ચલાવશે, ઉત્તમ પત્ની માતા અને નાગરિક બનશે ત્યારેજ દેશોદય તથા લોકકલ્યાણ સધાશે.

આટલું અજીવનના મહત્વ વિષે કહી, તેમનો કાર્યપ્રદેશ કેવો હોવો જોઇએ, અને કેવી રીતે તેઓ માનવજાતિનું કલ્યાણ કરી શકે તે જોઇએ.

સ્ત્રીઓના કાર્યક્ષેત્રનું સંકુચિત થવું.

પ્રાચીન કાળમાં સ્ત્રીઓનો કાર્યપ્રદેશ ઘણોજ વિશાળ હતો. આજ કાલ સ્ત્રીઓ જે હકો માગી રહી છે તે નવા નથી, પણ જૂના જ છે. હજારો વર્ષ થયા સ્ત્રીઓ કાર્ય કરતી આવી છે. પ્રથમની જંગલી અવસ્થામાં પુરુષ અને સ્ત્રી સાથે ભટકતાં, શિકાર કરતાં અને સરખી મહેનત કરતાં. ધીમે ધીમે એક સાથે, એકજ સ્થાને રહેવાનું થયું અને પુરુષોને દુશ્મન સાથે યુદ્ધ કરવાનું આવ્યું. પણ સ્ત્રીઓ જમીન ખેડતી, લણતી, ઘર બાંધતી, ઇત્યાદિ અનેક કામો કરતી. વૈદકનું તેમજ ધર્મનું જ્ઞાન પણ તેમને હતું.

આ પણ ઓછું થયું. યુદ્ધ બંધ થયું. પુરુષો ઘેર રહેવા લાગ્યા; અને ખેતરમાં કામ કરવા લાગ્યા.. આમ હથિયારો જ એના હાથમાંથી જવા લાગ્યાં. હવે તેમને માત્ર ગૃહકાર્ય કરીને બેસી રહેવું પડતું. તો પણ કામ પહોંચતું. ધનવાન રાય કે રંક વગેરે સૌને હાથે જ કામ કરવાનું હતું. બાર મહિનાનું અનાજ સાફ કરવું, ગરીબોને દાન કરવું, નોકરોપર દેખરેખ રાખવી, બાળકો ઉછેરવાં, ઢોરોને સંભાળવાં, લીંપવુ, દળવું, મહેમાનોની યોગ્ય તજવીજ રાખવી વગેરે કાર્યો તેમને કરવાનાં હતાં.

આમ તે વખતની 'આર્ય ગૃહિણી' દુનિયાના કોઇ પણ દેશથી ઉતરે એમ ન હતું. હિંદુ સ્ત્રીઓમાં આજે પણ જે આદર્શ ગૃહિણીના ગુણો છે તે તેમની આર્ય માતાઓ તરફથી વારસામાં મળેલા છે પુરાતન કાળમાં આર્ય લોકોની સ્ત્રીઓમાં આવા ઉંચા ગુણો હોવાથી જ આપણામાં ઘણા ઋષિઓ, તત્ત્વજ્ઞાનીઓ, ચિંતકો વગેરે જન્મ પામ્યા. તે વખતે સ્ત્રી પુરુષ સમાન હતાં. સ્ત્રીઓ ( ગાર્ગી અને મૈત્રેયી જેવી ) પણ વેદની ઋચા જાણતી અને રચતી. તેમને ઉપવીત ને ગાયત્રી મંત્રનો અધિકાર હતો. ધાર્મિક સામાજીક ને માનસિક ક્ષેત્રોમાં તેમનો સમાવેશ થતો. પતિની સાથે યુદ્ધમાં જઇ તે સહાય કરતી. દશરથની સાથે કૈકેયી રાણીએ યુદ્ધમાં જઇને અણીને વખતે રથને પોતાની આંગળી મૂકીને ચલાવ્યો અને કેટલી મદદ કરી તે આપણે જાણીએ છીએ. વિવાહ માટે તેમને દબાણ હતું નહિ. જીંદગી પર્યંત તેઓ બ્રહ્મચારિણી-ધારે તો રહી શકતી. દયાની સાગર, કરૂણાની મૂર્તિ, સદાચારનો અવતાર મનાતી, અને પૂજાતી. દેવતાઓ પણ તેમનું સન્માન કરતા; અને આપણી સભ્યતા સર્વત્ર વિદ્યમાન હતી.

દુનિઆ પર અન્ય જાતિના લોકો અસભ્ય અને જંગલી હતાં ત્યારે ભારતભૂમિના સ્ત્રી પુરૂષો વિદ્યાકળામાં આગળ વધ્યા હતા. પૌરાણીક કાળથી સ્ત્રીઓની અવનતિ થઇ. ભારતના પતનનો આરંભ થયો. મનુમહારાજે સ્ત્રીઓ પ્રત્યે દુરાગ્રહપૂર્વક ઘણો તિરસ્કાર બતાવ્યો. न स्त्रीस्वातंत्र्यमर्हति । તેમને અને શુદ્રને સમાન ગણવી. તુલસીદાસે પણ એવું જ કહ્યું છે. પરંતુ यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः એ ભાવનાયે હતી. મહાભારતના સમયથી તેમની પૂરી અધોગતિ થઇ. પહેલી અવનતિ સદાચારમાં આવી. સત્યવતી અને કુન્તાએ કુમારી અવસ્થામાં વ્યાસ અને કર્ણને જન્મ આપ્યા. દ્રૌપદીને

પાંચ પતિ થયા. રાષ્ટ્રની સાથે અનેક સમાજીક અને ધાર્મિક સંસ્થાઓનો ( યુદ્ધ પછી ) નાશ થયો. વૈદિક સભ્યતા ભૂલાવા લાગી. એક પત્નીને બદલે અનેક પત્નીઓ થવા લાગી. છતાં સ્ત્રીઓ સ્વતંત્ર હતી. તેમનું સ્થાન તો હજીયે 'દેવી'નું હતું.

બૌદ્ધ સમયમાં વૈદિક સભ્યતા નાશ પામી. સ્ત્રીઓનું પદ પુરૂષો કરતાં નીચું થયું તો પણ ભિક્ષુક સ્ત્રીઓ ઉચ્ચ પદ મેળવી શકતી. ભારતી અને લીલાવતી જેવી વિદુષીઓ એજ કાળમાં થઇ ગઇ. તેરમી સદી પછી અધોગતિ વિશેષ થઇ. ધર્મભીરૂ હિન્દુઓ પોતાની સ્ત્રીઓને મુસલમાનોના હાથમાં જવા દેવાને રાજી ન હતા, તેથી અનેક સ્ત્રીઓ તેમજ કન્યાઓનાં બળિદાન દેવાયાં ! હિન્દુ માતપિતાઓએ બચવાનો માર્ગ શોધ્યો. મુસલમાનો પોતાના ધર્મના ફરમાનને અનુસરી પરણેલી સ્ત્રીઓને જનાનામાં રાખી શકતા નહિ. તેથી ન્હાની ઉમરમાં કન્યાઓને પરણાવી દેવા માંડી અને તે પ્રથા દૃઢ કરવાને જૂના ધર્મગ્રંથોમાં ફેરફારો કર્યા અને નવાં રચ્યાં. સ્ત્રીની સ્વતંત્રતા હંમેશાં માટે હરાઇ ગઇ, અને તેમને અવિવાહિત રહેવું એ નિષિદ્ધ મનાયું. વિધવાઓને ફરજીઆત સતી થવાની પ્રથા ચાલુ થઇ, બાલલગ્ન પરમ ધર્મ મનાયો, પડદા તથા લાજનો રિવાજ વધ્યો અને આમ સ્ત્રીઓ પુરૂષોના હાથમાં પુતળી જેમ બની રહી. તેમની જીવન શક્તિનો લોપ થયો. વૈદિક કાળની દેવીઓ ડાબા પગનું ખાસડું બની. તેમના સામાજીક, ધાર્મિક અને માનસિક અધિકારો છીનવી લેવામાં આવ્યા. અર્ધાંગના મટી સ્ત્રી પુરૂષોની પાપવૃત્તિ પોષવાનું સાધન માત્ર બની રહી. પરિણામે સ્ત્રીઓને રસોડા બ્હાર શું થાય છે તેજ ખબર નથી પડતી. પતિના શરીરની માવજત કરવા ઉપરાંત તેની સાથે બીજો કોઇ જાતનો સહચાર કરવાની શક્તિ નથી. હવે તેઓ હિલચાલ કરે છે તો તેમની તરફ શંકાની નજરથી જોવાય છે.

બીજી બાજુએ યંત્રોની શરૂઆત થઇ. ઘેર કાંતવાનું મુકી મીલો થઇ, ઘંટીને બદલે ગીરણી થઇ યુદ્ધમાં પણ યંત્રબળ વિશેષ વાપરવાથી અંગબળ ઓછું થઇ ગયું છે, સાહિત્ય કળા વગેરેની ખીલવણીમાં ફેરફાર સારી રીતે થયા છે. વિજ્ઞાનમાં પણ તેમજ થયું છે. વ્યાપાર ઉદ્યોગ વધતા જાય છે. રાજકીય વિષયોમાં પણ સામાન્ય માણસો ભાગ લેતા થયા છે. કેળવણીમાં પણ આગળ વધે છે. શાળાઓની સંખ્યા વધી છે. આ **સામાજીક પરિવર્તનને** પરિણામે પુરૂષો ઉપર બોજો કામનો વધતો જાય છે, અને સ્ત્રીઓનું કામ ઓછું થતું જાય છે.

ઘણા શહેરોમાં સ્ત્રીઓને પુરતું કામ નહિ હોવાથી અને યોગ્ય કસરતની ખામી હોવાથી ન્હાની ઉમ્મરમાં ગુજરી જાય છે. જ્યારે બીજી બાજુ પુરૂષો વધારે પડતા કામથી અનેક રોગોથી પીડાય છે અને હેરાન થાય છે. પુરૂષોનો આખો દિવસ બહારના કામમાં જાય છે, જ્યારે સ્ત્રીઓને ઘરમાં જ રહેવું પડે છે. 'ઉપહાર ગૃહો'ની વધતી જતી સંખ્યાથી સ્ત્રીઓનું એક માત્ર બાકી રહેલું કામ ( રાંધવાનું ) પણ તેમના હાથમાંથી જતું રહે છે. ઘંટી, છાશ કરવાની રવાઇ અને ગોળી વગેરે તો દૂર થયાં છે, હવે વેલણ ને કાછી પણ થશે.

બાલશિક્ષણનું કાર્ય પણ ઓછું થયું છે. બાળકો ચાર પાંચ વર્ષનાં થતાં તેમને બાલમંદિર કે એવી કોઇ સંસ્થામાં મુકી દેવામાં આવે છે. પછીથી નિશાળ અને કૉલેજનું જીવન. આમ માતાને માથેથી બાલશિક્ષણની ફરજો ઓછી થઇ, પુરૂષોને–શિક્ષકોને માથે આવી પડે છે. છેવટે હદ તો એટલે સુધી આવી છે કે અમેરીકા અને યુરોપમાં સ્ત્રીઓનું

ખાસ કાર્ય—બાળકોને જન્મ આપવાનું તે પણ ઓછું થતું જાય છે! સુભાગ્યે હિંદુસ્થાનમાં તો બાળકો પ્રભુના આશીર્વાદરૂપ હજી મનાય છે.

આવી રીતે સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર ન્હાનું થઇ ગયું છે અને પરિણામે સ્ત્રીઓ પાછું કામ માગી રહે છે. તેટલાજ માટે પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રીઓએ પોતાના હક મેળવવા માટે મોટી હીલચાલ કરી છે અને તે દ્વારા તેઓ એમ માગે છે કે જનસમાજની નવી સ્થિતિ ઉભી થઇ છે તેમાં સ્ત્રીઓને અર્ધોઅર્ધ કાર્ય મળવું જોઇએ. આમ થતાં સ્ત્રીઓ અત્યારે જે વિષયભોગનું સાધન બની છે તે મટી ઉચ્ચ ગૃહિણી અને આર્ય માતા બની સંસારનું શ્રેય કરશે.

હવે જમાનો નવો આવતો જાય છે. છેલ્લાં પચાસ વર્ષમાં લોકોના આચાર વિચારમાં ઘણોજ ફેર પડી ગયો છે. જર્મનીની ભયંકર લઢાઇએ જગતને શીખવ્યું છે કે સ્ત્રીઓની મદદ વિના કોઇ પણ દેશ ખરેખર ફતેહ મેળવી શકે તેમ નથી. અંગ્રેજોની અને ફ્રેન્ચોની સ્ત્રીઓએ વિગ્રહને વખતે જે સેવા બજાવી છે તે વાચતાં તેમને માટે માન ઉત્પન્ન થાય છે. યુરોપનો પવન અહિં પણ આવતો જાય છે. તો આપણે ત્યાંની સ્થિતિ તપાસીએ. ત્યાં પણ સ્ત્રીઓની ઉન્નતિ થોડા વખતથીજ થઇ છે.

**યુરોપનું નવજીવન**

જમાનાઓ થયાં સ્ત્રીઓ પુરૂષના જુલમ નીચે કચરાયેલી હતી. સમાજમાં તેમનું સ્થાન દાસી તથા ગુલામનું હતું. ત્યાર પછીનો જમાનો પરસ્પર યુદ્ધોનોઃ આ યુદ્ધોનું પ્રથમ કારણ આજીવિકા માટેનાં તરખડીઆં અને પછી એક બીજાની સ્ત્રીઓનું હરણ. આ જમાનામાં પુરૂષે સ્ત્રીને જંગમ મીલકત તરીકે ગણી; લગ્ન કે વિવાહ ન હતા. કાંઇ પણ બંધન વિના સ્ત્રીપુરૂષનો સમાગમ થતો. સમગ્ર કોમના પુરૂષો સ્ત્રીસમૂહ ઉપર 'માલેકી' ભોગવતા. ત્યારપછીથી લગ્ન જેવાં બંધનો દાખલ થયાં. આ કથા સંસ્કૃતિને શીખરે પહોંચેલી ગ્રીક તથા રોમન રજાઓની પણ છે તેની સ્પાર્ટા તથા રોમની તવારીખો સાક્ષી પૂરે છે.

બેબીલોન, ફીનીશીઆ અને લીડીઆના દેશોમાં પણ કૌમારવ્રત ઉપર ફરજીઆત આક્રમણ થયાં છે. બીજા અનેક ધર્મો આ શરમ ભરેલી કહાણીથી કલુષિત થયેલ છે. ખ્રિસ્તી ધર્મમાં સ્ત્રીને અપવિત્ર માની છે અને એરીસ્ટોટલ જેવાએ પણ પુરૂષને સ્ત્રીથી દૂર રહેવા ઉપદેશ કર્યો છે. બાઇબલમાં સ્ત્રીઓને અધમ માની છે, અને રોમન કાયદામાં પુરૂષ સ્ત્રીનો માલેક ગણાયો છે, અને સ્ત્રી પુરૂષની મીલકત છે.

**માધ્યમિક જમાનોઃ** અંગ્રેજ પુરૂષ સ્ત્રીને 'પોતાના કુતરા કરતાં કંઇક વધારે સારી ને ઘોડા કરતાં કંઇક વધારે વ્હાલી' ગણતો. મહારાણી વિક્ટોરીઆના જમાનામાં વિલાયતની સ્ત્રી ઘરના રમકડારૂપ, બિલાડીના બચ્ચા જેવી આનંદદાયક ને નાજુક સુકોમળ મોહિની 'ઢીંગલી' સરખી ગણાતી. આવી શાંત સમાજ વ્યવસ્થા પ્રવર્તી રહી હતી, ત્યાં એકાએક બંડ થયું, ને ૧૯૧૧ની ૧૭મી જુને ચાળીસ હજાર સ્ત્રીઓ સરઘસના આકારમાં 'મહિલાઓ માટે મતાધિકાર'ના વિજયધ્વજ ફરકાવતી નીકળી પડી હતી. ઇંગ્લંડની સ્ત્રી-સમાજને મગરૂર બનાવનારો એ પહેલોજ પ્રસંગ હતો. પરંતુ એક રીતે આ બળવામાં પુરૂષનું અનુકરણ સંપૂર્ણ હતું.

એ આખી લડતમાં વર્તમાન યુગની સ્ત્રીઓની મનોરથસૃષ્ટિ સંક્રાન્ત થઇ હતી આખું જગત આ દિલપાલટથી રૂપાંતર પામ્યું. આજે સ્ત્રી પુરૂષની ગુલામ રહેવા નથી માગતી, એટલું જ નહિ પણ જીવનના દરેક

ક્ષેત્રમાં પુરૂષની સમોવડી થવા ચાહે છે. ખાસ કરીને યુરોપીય સ્ત્રી રાજ્યકારભારથી માંડીને કારખાનાની મજુરી પર્યંત એક સરખા હક માટે મથી રહી છે. શરીરની, બુદ્ધિની કે હૃદયની શક્તિનો સંપૂર્ણ અંશે આવીર્ભાવ કરવો એ આજે પાશ્ચાત્ય સ્ત્રીની ઝંખના છે. સ્ત્રી ચાહે તો ધારાશાસ્ત્રી કે 'પાર્લામેન્ટ' ની મેમ્બર થઇ શકે, ચાહે તો એન્જનેર કે મોટર હાંકનારી થઇ શકે, પોલીસ અમલદાર કે લશ્કરી સીપાહી થઇ શકે–એવું સર્વવ્યાપી સ્વાતંત્ર્ય યુરોપીય સ્ત્રીઓ આજે માગી રહી છે. ઑક્સફર્ડ વગેરે યુનિવર્સીટીની પદ્દિનાં દ્વાર પણ સ્ત્રીઓને માટે ખુલ્લાં થયાં છે.

ટુંકામાં, સ્ત્રીઓએ ત્યાં તો સંપૂર્ણ વિજય સર્વે દિશામાં મેળવ્યો છે. વળી છેલ્લા વિગ્રહને લીધે આ દેશને માથે આફત આવી ત્યારથી તેમણે વિશેષ કાર્યો હાથમાં લીધાં. 'હોસ્પીટલ' માં નર્સનું કામ કરવું, ઑફીસમાં કારકુનનું કામ કરવું, ટ્રામ હાંકવી, રેલ્વે, પોસ્ટ અને તાર ખાતામાં કામ કરવું, એવાં અનેક કાર્યો તે સ્ત્રીઓએ કરી દેખાડયાં છે. ત્યાંની કર્તવ્ય સંબંધી માન્યતા હવે ઘણીજ વિશાળ થઇ છે.

**હિંદુસ્તાનનું પુનર્જીવન.**

આજ પાશ્ચાત્ય પવન આપણે અહિં પણ ધીમે ધીમે વાવા લાગ્યો છે. મતાધિકાર સ્ત્રીઓ માગી રહી છે. રાજકીય જીવનમાં તેમજ દરેક ધંધામાં સ્ત્રીઓ પુરૂષની હરિફાઇ કરવા ઇંતેજાર છે. કાયદામાં પણ તેઓ સ્થાન લેવા ઇચ્છે છે. વળી એવી પણ કેટલીક સ્ત્રીઓ માનનારી છે કે શા માટે રસોઇનું કાર્ય સ્ત્રીએજ કરવું ને બહારનું કાર્ય પુરૂષે જ કરવું ? કામની સરખી વહેંચણી થવી જોઇએ. દરેક જાહેર કામમાં સ્ત્રીએ ભાગ લેવો જોઇએ, અને જુદાં જુદાં સેંકડો ખાતાંઓ નિભાવવાં જોઇએ.

વર્તમાનકાળનો જમાનો સંક્રાન્તિનો છે, કારણ કે એક તરફથી ઉપર કહ્યું તેમ યુરોપથી નવા વિચારો અને નવી જાતના રીતરિવાજો સમુદ્રની ભરતીની માફક દોડયા આવે છે તથા બીજી તરફથી આપણી રગેરગમાં ભરેલું પ્રાચીન આર્યત્વ તથા આપણા શાસ્ત્રોનું અધ્યાત્મ જ્ઞાન આપણને જુના તરફ આકર્ષે છે આમ આપણે ત્યાં ઘણીવાર બે પ્રશ્નો પડી જાય છે. પરંતુ પાશ્ચાત્ય વિચારોનું બળ વધતું જાય છે, અને અત્યારે ઘણી પ્રવૃત્તિઓ એ વિચારોને અવલંબીને થાય છે.

જાહેર જીવનમાં ભાગ લેવાને પણ સ્ત્રીઓને હવે જરૂર સમજાઇ છે. સંસ્થાઓ વિશેષ નીકળવા લાગી છે. શાળાઓ પણ વધતી જાય છે. કેળવણીનું પ્રમાણ વધતું જાય છે. કૉલેજમાં ઘણી યુવતિઓ શિક્ષણ લઇ વિશેષ અભ્યાસ કરે છે. કાયદાનો અભ્યાસ પણ કેટલીક સ્ત્રીઓએ કરવા માંડયો છે. સાહિત્ય, રાજકીય પ્રવૃત્તિ, કેળવણી, કલા એમ અનેક પ્રદેશોમાં પ્રગતિ સારી થવા લાગી છે. સેવાસદન, વનિતાવિશ્રામ, તથા અનાથ અશક્તના આશ્રમ, ભગિની સમાજ, હિન્દુ સ્ત્રી મંડળ, મહિલા વિદ્યાલયો એ બધાં સારૂં કામ કરી રહ્યાં છે.

તો પણ એમ કહેવું જોઇશે કે અત્યારનું સ્ત્રીજીવન અશાંત છે " અત્યારે જોઇએ છીએ કે આપણું એ ઉગતું સ્ત્રીજીવન ચંચળ અને અધીરૂં બનવા લાગ્યું છે. ભર જોસમાં વહેતા વર્ષાના પ્રવાહ જેવું, તરલ, ત્વરિત, નવિન બળની પ્રેરણાવાળું, ઓવાગની બ્હાર વ્હેવાને ઉત્સુક, નવીન પ્રકાશનું પાન કરવાને, નવીન નવીન પ્રદેશોમાં પ્રયાણ કરવાને તત્પર, જે વ્હેણ વહી રહ્યું છે, તેની ગતિ આગળ આપણા સંસારના કિલ્લા અને સમાજની

મર્યાદાઓ, ભવિષ્યમાં ટકી શકશે કે કેમ, એ વિષે સહૃદય વિચારકોને ચિન્તા થાય એવું છે. ચાલુ સામાજીક ઘટના તરફ કેવળ અશ્રદ્ધા અને નવીન રચના યોજવાની પૂર્ણ અશક્તિ એનું પરિણામ શું આવી શકે ? આર્થિક તથા સાંસારિક કારણો પણ આ વસ્તુસ્થિતિનાં ઉપકારક છે. ”

**સમાન હક્ક.**

‘ સ્ત્રીઓનો કાર્યપ્રદેશ ’ એ વિચાર કરતાં આ વિચાર અત્યારે સ્વાભાવિક રીતે ઉદ્દભવે છે અને પશ્ચિમમાં તો આજ કેટલાય વર્ષોથી ચર્ચાય છે. ત્યાં તો રાજકીય જીવનમાં સમાન હક્ક સંપાદન કરવા માટે કેટલીક વાર સ્ત્રીજાતિએ અયોગ્ય એવા ઉપાયો લીધા છે એ આપણે જાણીએ છીએ. ત્યાંની અસર અહિં પણ આવી છે, એટલે આ એક વિચારવા લાયક પ્રશ્ન છે.

યુરોપમાં સમાન હક મેળવી સ્ત્રીઓએ વિજય મેળવ્યો તેવો અહિં પણ મેળવી શકાય. માત્ર કેળવણીની જરૂર વિશેષ છે, અને દૃઢતા જોઇએ. પરંતુ આપણે મુખ્ય વિચાર તો એ કરવાનો છે કે આ વિજય—આ સમાન હક આપણા અંતિમ ધ્યેય તરફ લઇ જશે ? જે કાર્યો પુરુષો કરે છે તે બધાં કરવાની સ્ત્રીનામાં શક્તિ છે જ, તે તો સિદ્ધ થયું છે, પણ પછી સ્ત્રી સામાન્ય રીતે સુઘડ, સુંદર અને સુખી ગૃહ ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ પસંદ કરશે કે નોકરી કરશે ? સ્ત્રીની પ્રતિષ્ઠા નોકરી અને ધંધામાં જ પરાકાષ્ઠા પામે છે ? “ધન કમાવામાંજ જો ગૌરવ હોય તો એ ધનનો સુવ્યય કરવામાં ઓછું ગૌરવ છે ? કાયદા ઘડવામાં જો પ્રતિષ્ઠા હોય તો શું એ કાયદાઓને અમલમાં મૂકનારી, ભવિષ્યની પ્રજાનાં બાળજીવતર પ્રેમથી, સંભાળથી ને એકનિષ્ઠાથી ઘડવાં એમાં ઓછી પ્રતિષ્ઠા છે ? ”

જાહેર સંસ્થાઓ ચલાવવી, ભાષણો આપવાં અને ગૃહવ્યહારની આખી દુનિઆ વિષે ચર્ચાઓ કરવી મહત્વની છે તો એ પ્રવૃત્તિઓનાં શુભ આંદોલનો ગૃહમાં ઉતારવાં એ કાંઇ ઓછાં મહત્વનાં નથી. “ જો લોહીથી ખરડાયેલા રણસંગ્રામમાં માનવીઓનાં કપાયેલાં મસ્તક ઉપર વિજયધ્વજ રોપવો એમાં આત્મમાન અને મગરૂરી હોય તો ગૃહેગૃહે ગૃહદેવીઓ પોતાનાં સ્વજનોનાં શરીર, મન, ને આત્માને અર્થે અમૃતઝરણાં બને તેમાં શું ઓછાં આત્મમાન ને મગરૂરી છે ? ”

પુરુષની સ્પર્ધામાંજ જો આપણો વિજય માનતાં હોઇએ તો આપણી ભૂલ છે, ભ્રાન્તિ છે. વર્તમાન સ્ત્રીના વિજયમાં જ રખેને આપણો પરાજય છૂપાયલો ન હોય ! જો સ્ત્રી તેમજ પુરુષનું ધ્યેય પોતપોતાના ક્ષેત્રમાં સર્વે કુદરતી શક્તિઓનો સંપૂર્ણ આવિર્ભાવ કરી સંસારને તરવો એ હોય તો માનવ સમાજને માટે આપણાં શાસ્ત્રોએ જે નિર્દેશ કર્યો છે તેથી વધારે સુંદર, શાસ્ત્રબદ્ધને સરલ વ્યવસ્થા બીજી કોઇ ખ્યાલમાં નથી. એ જગત નહિ સ્વીકારે ત્યાં સુધી ‘ સફ્રેજેટ ’નાં જેવાં સ્ત્રીપુરુષનાં બંડો જગતને એક અથવા બીજા સ્વરૂપમાં દેખા દીધા કરશે.

ગૃહજીવનને ઉતારી પાડવામાં આપણી મોટી ભૂલ છે. એ ઉપરથી એમ નથી સમજવાનું કે ગૃહજ સ્ત્રીને માટે છે. જીવનનું કોઇ પણ એવું ક્ષેત્ર ન જ હોવું જોઇએ કે જેનાં દ્વાર સ્ત્રીઓને માટે સંપૂર્ણ ખુલ્લાં ન હોય. પરંતુ તેમ કરતાં હજારો વર્ષથી આપણો જળવાઇ રહેલો સ્ત્રીજીવનનો આદર્શ, પાશ્ચાત્યનાં ઝાંઝવાનાં જળની ખાતર, ફેંકી ન દઇએ તે જોવું. ‘ ઇંગ્લંડમાં સ્ત્રીઓએ મતાધિકાર મેળવ્યો પણ આપણે ત્યાં મૈત્રેયીએ યાજ્ઞવલ્કય પાસેથી આત્મદર્શનનો અધિકાર મેળવ્યો હતો તે ન ભૂલાય. ’ જનતા પૂજશે તો સીતા દમયંતી વગેરે સતીઓનેજ.

ગોવર્ધનરામભાઇ ગુણસુંદરી પાસે વિદ્યાચતુરને કહેવડાવે છે, " કોણ કહે છે જે હક્ક સરખા નથી ? ખાવું પીવું સર્વે તમારે અને અમારે સરખું જોઇએ છીએ. પણ સરખા હક્ક કરીને તમારાથી અમારૂં કામ થવાનું નથી ને અમારાથી અમારૂં કામ છોડાવાનું નથી. સેવ્ય સેવક એ નામથી કોઇ મ્હોટું ન્હાનું બનતું નથી. શેઠ નોકરને વાસ્તે મજુરી કરે છે ને નોકર શેઠને સારૂ મજુરી કરે છે. દેખાવમાં શેઠ ઉપરી ને નોકર હાથ નીચે, પણ ઉભયને પરસ્પરની ગરજ. હાથ ઉપર ને પગ નીચે. આથી ઇશ્વરને મન હાથ વધારે નથી ને પગ ઓછા નથી. શાના વગર ચાલશે ? સ્ત્રી પુરૂષને પણ એમ જ છે.

" મ્હારા અને તમ્હારા સરખા હક્ક પણ મ્હને ઇશ્વરે ચાર તસુ તમ્હારા કરતાં નીચાં કરી તે કાંઇ ઉંચાં થવાશે, ને સ્ત્રી મટી પુરૂષ બનાશે ? અમ્હારા કામમાં તમ્હે અમ્હને અયોગ્ય હરકત કરતા હો, અમને માણસને ઠેકાણે ઢોર ગણતા હો ત્યારે તમ્હારો દોષ. આ તો શું ? પુરૂષ તો પુરૂષનું કામ કરે'સ્તો ને સ્ત્રીએ ઘરની ચિંતા ન કરવી, ને ડાહ્યાં ડમરાં ટાપટીપ કરી ગપાટા મારીને બેસી રહેવું; ને ધણીને કહેવું કે મ્હારે તો ખાવાનું જોઇએ, પહેરવાનું જોઇએ, રસોઇઓ જોઇએ. ને તમ્હારાં માબાપ વૃદ્ધ થયાં માટે હું કાંઇ મ્હારૂં જોબન ગુમાવું ? "

**સમાજમાં સ્ત્રીનું સ્થાન ( સ્ત્રીની સમાન ઉપયોગિતા )**

ઉપર કહ્યું તેમ સ્ત્રી અને પુરૂષ એ બન્નેમાંથી કોઇ સેવ્ય સેવક નથી. એ બે જીવનરથનાં આવશ્યક ચક્રો છે. સંસાર યાત્રાનાં બન્ને મુસાફર છે. પુરૂષ અને સ્ત્રીના સંમેલનથીજ મનુષ્ય સંપૂર્ણ બને છે. પુરૂષમાં જે સદ્ગુણો ગૌણ લાગે છે તે સ્ત્રીમાં અધિકાંશે દૃષ્ટિગોચર થાય છે. બન્ને એકત્ર થઇને જ એક સુન્દર મનુષ્ય જીવનની ભાવના રજુ કરે છે. જગત્કર્તાએ આ સંસારની રંગભૂમિ ઉપર બન્નેને સમાન પદ ઉપર મૂક્યાં છે, જો કે તે બન્નેના ગુણો જૂદા છે, કાર્યો જૂદાં છે. મણિલાલભાઇ કહે છે તેમ સ્ત્રી એ પોષક શક્તિનું સ્વરૂપ છે અને પુરૂષ એ ઉત્પાદક શક્તિ છે. બન્ને ભેગાં થાય ત્યારેજ આખી શક્તિ થાય. સ્ત્રીનામાં સાધારણ મૃદુતા, લાલિત્ય, સૌંદર્ય, નિર્મલતા અને નિરાધારતા છે, જ્યારે પુરૂષનામાં કઠોરતા અને સબળતા વિશેષ હોય છે."

આમ સ્ત્રીજીવનની સમાન ઉપયોગિતા, સમાન મહત્વ સમજવામાં ન આવે ત્યાં સુધી, દેશનું મનુષ્ય જીવન સફલ ન થાય. આ જગત સુકો વન વગડો છે તેમાં સ્ત્રીજાત તો પ્રેમનાં પરાગ છે. આ આત્માના પરમ પ્રેમમાં સ્વાર્થ વિષયની અર્દતા નથી. માનસિક પ્રેમમાં સ્ત્રી હંમેશાં ઉંચે ચઢે છે.

કવિ પણ કહે છેઃ ' પંખી છે એક પંખાળુ અપંગ. ', તેમજ ગોવર્ધનરામભાઇ કહે છેઃ

" સંસારમાંહિ પ્રયાણ કાજ જ
પાન્થ ચેતન સર્વ છે,
જે એકથીજ ભલાં પ્રવાસ વિષે,
વળી કહ્યું એવું છે. "

" For Manliness He,
For Softness she and
Sweet Attractive Grace."

( Milton )

કાકા કાલેલકર કહે છેઃ "આજની અબળા કાલની શક્તિસ્વરૂપિણી છે. સહન કરીને તેણે સહાનુભુતિ મેળવી છે. જીવન કલહમથી અમુક દરજ્જે મુક્ત રહી તેણે ભાવનાઓમાં વિકાસ કર્યો છે."

**સ્ત્રીઓનો કાર્યપ્રદેશ (કેટલીક માન્યતાઓ)**

આમ સ્ત્રીઓનું સ્થાન જાણ્યા પછી સ્ત્રીઓના કાર્યપ્રદેશનો નિર્ણય સરળ રીતે થઇ શકે. આ કાર્યપ્રદેશ વિષે અત્યારે અનેક માન્યતાઓ પ્રચાર કરી રહી છે, અને આ પ્રશ્ન જ એવો છે કે એમાં દરેકને માટે એકજ નિર્ણય તો ન થઇ શકે.

પ્રથમ આપણે વર્તમાન સ્થિતિનો વિચાર કરી જઇએ. સ્ત્રીઓને મ્હોટે ભાગે ઘરમાંજ ભરાઇ રહેવું પડે છે. સ્ત્રીઓનો કાર્યપ્રદેશ એ ગૃહની ચાર દિવાલો જ છે, અને ગૃહિણી તરીકેના તેનાં બધાં કર્તવ્યો છે. સ્ત્રીને ઘરની બહાર જવાથી હાનિ પહોંચે, તે કોમળ છે, સ્ત્રી પરાધીન છે—એમ મુદ્દાઓ લાવી સ્ત્રીઓને ઘણીવાર પુરૂષો બહાર જવાજ નથી દેતા. "સ્ત્રી તો કોમળ લાગણીવાળી, કલાની મુર્તિ, દેવી, દૈવી પુલ, ગૃહમાંજ સાચવી રાખવા લાયક વસ્તુ, અને જગતનો વ્યવહાર બસુરો, કર્કશ, ગંદો, અને કઠોર છે ત્યાં તે ચીમળાઇ જાય." આમ સ્ત્રીને એક બહુ સાચવવા લાયક કાચની વસ્તુ હોય તેમ ગણવામાં આવે છે. વળી પાશ્ચાત્ય દેશમાં સ્ત્રી-બહુ-માન (sense of chivalry) ની લાગણી છે તેની જ અહિં પણ લાગે છે!

કેટલાક વળી એમ માને છે કે સ્ત્રીઓને તો સંરક્ષણ જોઇએ અને તે ગૃહમાંજ મળી શકે. જરૂર પડે તો સ્ત્રી બહાર કામ કરવા જાય બાકી તો એને માટે ગૃહજ છે. સાંજે પુરૂષ બહારથી થાકીને આવે ત્યારે એનો થાક કોણ ઉતારે? એના પગ કોણ દાબે? સ્ત્રી બહાર કામ કરવા જાય તો જીવનની મધુરતા ન રહે.

આવી જાતની અનેક રૂઢ માન્યતાઓ બધાના મનમાં જડ ઘાલી બેસી ગઇ છે; કેટલીક કેટલીક જગ્યાએ થતો જાય છે-પણ તે અલ્પ છે. ઉપર કહ્યું તેમ નવો પવન પશ્ચિમનો આવતો જાય છે અને ક્ષેત્ર વિશાળ થવું જોઇએ એમ મનાવા લાગ્યું છે. પુરૂષના સમાન હક્કની માગણી કરનારા, સ્ત્રીસ્વાતંત્ર્યની હિમાયતવાળા, વ્યક્તિગત લાયકાતવાળા, સમાજ સુધારકો વ્યક્તિવિકાશમાં માનનારા, દેશસેવકો, Humanitarians (દુઃખીનું દુઃખહરણ કરવા સ્ત્રીએ બહાર પડવું જોઇએ એમ માનતા હોય તે), સાહિત્ય સેવકો અને વ્યવહાર-સુધારકો—એ બધા પોતપોતાની જૂદી દૃષ્ટિથી સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર વિશાળ કરવાને કેની રીતે મથે છે તે સૌ. તારાબ્હેન. મોડક પોતાના લેખમાં બહુ સારી રીતે જણાવ્યું છે.

**સ્ત્રીઓનો કાર્યપ્રદેશ કેવો હોવો જોઇએ?**

હાલની સ્થિતિ જોતાં આ કાર્યક્ષેત્રનો વિસ્તાર ક્યાં સુધી થઇ શકે તે આપણે વિચારીએ. પ્રથમ અને મુખ્ય, સ્ત્રીઓના કાર્યપ્રદેશમાં ગૃહનો પ્રવેશ આવે છે. એક જર્મન કવિ કહે છે કે 'ગૃહિણી ધર્મમાં જે ઉત્તમ કાવ્યોનો સમાવેશ થાય છે તે સ્ત્રી બરાબર સમજે તો બીજા ક્ષેત્રની માગણીજ કરશે નહિ.' ખરૂંજ, ખાવું પીવું વગેરે એવા મનુષ્યધર્મ તો સ્ત્રીને અને પુરૂષને સરખાજ છે. પરંતુ સંસારના કામની વહેંચણીને લીધે સ્ત્રીના ધર્મ (વિશેષ) પુરૂષથી નિરાળા છે.

**આદર્શ-જીવન**

આવું ઉચ્ચ ગૃહિણીપદ સ્વીકારવાને માટે નાનપણથી જ સુંદર જીવન બનાવવું ઘટે છે. બાલ્યાવસ્થામાં આપ્તજનોની છાયામાં રહી અભ્યાસ કરવો, ગૃહવ્યવસ્થાની ઉત્તમ કેળવણી લેવી, જેથી પોતાને ગૃહસંસારની ધુરા વહન કરવાનો સમય આવે ત્યારે આત્મક્લેશ ન થાય પણ સંસા-

સ્વર્ગ ઉતારી શકાય સંસારિક જીવનની સફળતા એ બાલ્યજીવનની આદર્શ કેળવણી, સંસ્કાર અને સ્ત્રીજીવનને શોભાવનાર ગુણોના વિકાસ ઉપર જ અવલંબે છે. સંયુક્ત કુટુંબમાં રહેવાથી સ્વાર્થત્યાગ, આત્મભોગ, સહનશીલતા અને સેવાધર્મ શીખાય છે. ત્યાર પછીની અવસ્થામાં વિદ્યોપાર્જન, ગૃહકળા તેમજ આદર્શજીવન જીવવા માટે શીખવા ધારેલા ગુણો ગ્રહીને ૧૯ વર્ષની ઉંમરે માતપિતાની સંમતિ સાથે લગ્ન કરી ગૃહસ્થ જીવનમાં પ્રવેશ કરવો.

કન્યકા અવસ્થામાંથી આપણે ત્યાં તરતજ ગૃહિણનો ભાર તેને માથે આવે છે એ એક દીલગીરીની વાત છે. કિશોર અવસ્થાની તો ઝાંખી યે નથી થતીઃ "કૌમાર એટલે જીવનનું આંગણું, ઓરડો નહિ. ખુલ્લા ને નિખાલસ દિલથી જે ખેલી ન શકે તે કૌમારને આંગણે નથી પણ જીંદગીની પરસાળોમાં છે. કેટલીક બાલાઓ જન્મપ્રૌઢાજ હોય છે. જગતમાં એવી કેટલીક કૌમારની ક્યારીમાં વેલ કે છોડ નહિ પણ વૃક્ષજ ઉગેલાં હોય છે.'

**પત્ની-ધર્મ:**

કન્યકા મટી વધૂ બને છે ત્યારે 'સ્વતંત્ર જે તારિકા ફરતી હતી તે તારિકા સુરજમાલાની અંગભૂત બને છે.' સંસારની સફરમાં એ પોતાનું વ્હાણ મુકે છે. પ્રથમ ધર્મ એને **પત્ની-ધર્મ** પ્રાપ્ત થાય છે. પતિ બહારથી આવે ત્યારે એને ઘર સ્વર્ગ ભાસે તેમ કરી, પતિનો થાક હરી લઇ તેને નવી પ્રેરણાઓ પ્રેરવી; અને પતિનો દુઃખ ભાર હલકો કરવો. પતિની સમૃદ્ધિ દીપાવે પતિના કામમાં, કુટુંબસેવામાં, દેશસેવામાં, વિશ્વસેવામાં જોડાય, તે **ધર્મપત્ની.** પતિના બહારના જીવનની વાતોમાં રસ લેતાં શીખે તોજ પત્ની તેનો આનંદ વધારી શકે. પતિની સાથે ગાઢ મૈત્રી બંધાય તો દંપતિપ્રેમ ઉન્નત અને નિઃસ્વાર્થ બને. આ સમાનતા માટે પત્નીએ પતિની સમાનતાએ પહોંચવું. દંપતિ જીવન એટલે 'પ્રભુતામાં પગલાં.'

**ગૃહિણીધર્મ ગૃહ-જીવનનો પ્રદેશ: ગૃહિણીની ફરજોઃ**

એ સ્ત્રીનો બીજો વિશેષ ધર્મ છે, આ પત્નીધર્મથી કંઇક વધારે વિશાળ છે. 'મંડપ એવા રચવા કે તેમાં તાપ કે સંતાપ ન આવે છતાં તે ઉષ્મ અજવાળાથી શોભી રહે. આંખડીમાં અમી રાખવી, હાથમાં કર્તવ્યચાતુરી રાખવી, જીવનમાં મીઠાશ અને આચરણમાં હેત રાખવું.' વચલા કાળમાં આપણે પહેલાં જોયુ એમ સ્ત્રીઓને નવરાશનું રમકડું, રાચરચીલું અને પુતળું ગણવામાં આવતી અને તેમનું ગૃહિણીપદ છીનવી લેવામાં આવ્યું હતું પણ હવે સ્ત્રીઓ જાગૃત થવા માંડી છે અને પોતાના સ્થાનની આવશ્યક્તા સમજવા લાગી છે.

આપણે ત્યાં પ્રાચીનકાળથી ગૃહિણીપદને ઘણુંજ ઉન્નત તેમજ મહાન ગણવામાં આવ્યું છે. ગૃહમાં સ્ત્રીનું કર્તવ્ય રાજ્ય કરવાનું છે, ધર્મયુદ્ધનું કાર્ય પુરૂષનું છે. સ્ત્રીનામાં સ્વાભાવિક રીતે **વ્યવસ્થા, મોહકતા તેમજ નિશ્ચયાત્મક બુદ્ધિ** હોય છે. સ્ત્રીએ ગૃહને એટલું શાન્તિમય અને **પ્રેમમય** બનાવવું જોઇએ કે ત્યાં કોઇ જાતનો ભય ન હોય, કલેશ ન હોય, લાલસો ન હોય અને સર્વત્ર પવિત્ર ભાવનાજ હોય. સુંદર ગૃહ એ **શાન્તિનિકેતન** છે. 'જનનીભગિનીના ભાવ સ્મરાવે અજબ એ **અમીઝરણી.**' સત્યશોધક સૌંદર્યરસિક **રસ્કિન** કહે છે કે સ્ત્રીને જો દરેક જાતની સ્વતંત્રતા મળે તોજ તેનું હૃદય વિશાળ થાય, અને શરીર પણ સુંદર થાય. સ્ત્રીમાં સ્વાભાવિક મીઠાશ અને માધુર્ય છે. સ્ત્રીને જો સુખી

વાતાવરણમાં મુકવામાં આવે તો જ તેનો સંપૂર્ણ વિકાસ થઇ શકે. સ્ત્રીનું હૃદય કોમળ હોય છે અને તે પ્રતિકૂળ સંયોગોની સામે થઇ શકતું નથી, અને તરત દબાઇ જાય છે. સ્ત્રી સર્વે ઉપર દેખરેખ રાખે છે ગૃહમાં સ્ત્રીને સ્વતંત્રતા ન હોય તો તે સાચું ગૃહ-જીવન જ નથી સ્ત્રી અને પુરૂષનો સંબંધ શ્રદ્ધા ને પ્રેમયુક્ત હોવો જોઇએ સ્ત્રી યુવાનોને દોરે છે. ' સ્ત્રી જાતિએ સ્વર્ગને બહુ સોંઘું બનાવ્યું છે. '

શ્રી. ગોવર્ધનરામભાઇ કહે છે: " કુટુંબ-સંસાર ચલાવવો એ રાજ્ય ચલાવવા જેવું છે તે ચલાવનારી ગૃહિણીનું કામ રાજ્ય ચલાવનાર પ્રધાનના જેવું ગહન છે. દીર્ઘદૃષ્ટિ, સ્વાર્થત્યાગ, સહનશીલતા, ઉદ્યોગ, ઉદારતા, વ્યવહારકુશળતા, સૌમ્યબુદ્ધિ ઇત્યાદિ અનેક મહાગુણોનો ઉપયોગ ચતુર ગૃહિણીને પ્રધાનના જેટલોજ છે. ગૃહિણીનું કામ ભાડુતી ચાકરોથી થવાનું જ નથી અને ગૃહકાર્યને હલકું ગણી તેમાંથી ઉદ્ધારવાને બ્હાને સ્ત્રીને બાહ્ય સંસારમાં ધકેલવી એ પાશ્ચાત્યબુદ્ધિ અયોગ્ય જ છે. "

ગૃહિણી તરીકે તેને ગૃહની નમુનેદાર વ્યવસ્થા કરવાની છે. ગૃહ એ સમાજરૂપી બાગની કુંજ છે. તેને ઉન્નત કરવા માટે દરેક ગૃહકુંજને ઉત્તમ રીતે ખીલવવો જોઇએ. ગૃહને સુઘડ, સુવ્યવસ્થિત, સુંદર, સ્નેહમય, સંસ્કારી અને ધાર્મિક ભાવનામય બનાવવું જોઇએ. દરેક સ્ત્રી પોતાની શક્તિ પ્રમાણે પોતાના ગૃહને સારી રીતે શોભાવી શકે છે. કારણ કે શોભામાં કાંઇ પૈસાની કે ફરનીચરની જરૂર નથી પડતી. ' રંક પતિનું રજતર લક્ષ્મણું બનતી, અહો, એ રસિક ચતુર રમણી ! '

સ્ત્રી ગૃહમાં નવું ચેતન પ્રેરે છે. ગમે તેવા દુ:ખમાંય તે આધારરૂપ બને છે. જીવનની સરળ રહેણી કરણીથી પતિને સુખ શાંતિ આપી શકે છે. ' પ્રણય ચેતને કરે મદુલી વિજળી સમ ઉજળી. ' ગૃહને નંદનવન બનાવવું એ સ્ત્રીનું કાર્ય છે. સર્વદા પ્રફુલ્લિત મુખે રહી ગ્લાનિ ન દેખાડવી કરકસરથી રહેવું, મીઠાશથી વ્યવહાર ચલાવવો, વડિલોના ચરણમાં વંદન કરવું, પતિની આજ્ઞામાં રહેવું, પતિનાં સગાંવ્હાલાંની સાથે હળીમળીને રહેવું સંતોષ રાખવો, સ્વધર્મ સમજવાનો અભ્યાસ રાખવો. નાના મોટા સૌ લોકોથી, જીતેન્દ્રિય પણાથી અને સત્ય તથા પ્રિયવચનોથી બીજાને સંતોષ આપી, ગૃહમાં કલ્લોલ કરવો અને કરાવવો.

પુરૂષ જનમંડળનું બુદ્ધિસ્થાન છે, સ્ત્રી તેનું પ્રેમસ્થાન હૃદય છે. સ્ત્રીઓ નિરંતર પ્રેમદ્વારા શિક્ષણ આપે છે, ગરીબમાં ગરીબની ઝુંપડીમાં એવી સન્નારી અધિષ્ઠાત્રી હોય, સમાપ્તિ હોય તો આનંદ, સંપ, સમૃદ્ધિ, ચારિત્ર સહજમાં પ્રાપ્ત થાય છે. ગૃહિણીને આત્મ પરીક્ષા પણ કરવાની છે. પતિના વિચારો ભૂલભરેલા હોય તો તેને મીઠી વાણીથી સુધારી લેવા. પોતાની ભૂલો તપાસતાં રહેવું. સહવાસમાં આવતી, પડોશમાં રહેતી અજ્ઞાન સ્ત્રીઓની તેમની અજ્ઞાનતાનું ભાન કરાવી કર્તવ્યનો બોધ આપવો. ગૃહમાં ઇર્ષાભાવ દૂર કરી દેરાણી, જેઠાણી, નણંદ વગેરે સર્વેની સાથે સંપથી વર્તવું, ઘરેણાંનો કંકાસ દૂર કરવો. ફુરસદનો વખત પર ઘેર ભટકવામાં કે નિદ્રામાં ન ગાળતાં નીતિનાં પુસ્તકો વાંચવામાં કે સીવણગુંથણ કે એવી લલિત કલાઓના વિકાસમાં ગાળવો, કે દેશની ગરીબી દૂર કરવા કાંતવું.

કેળવાયલી સ્ત્રીજ ગૃહમાં સંગીત ધરાવી શકે છે, ધાર્મિક ક્રિયામાં મદદરૂપ થાય છે અને સહનશીલતા રાખી શકે છે. નવલરામભાઇ કહે છે:

"ગોરી ફુલ ગુલાબનું, સુકે કે, કરમાય,
કે કોઈ વણ કાળજી જાતિ સુગંધી ન જાય."

આમ ગૃહકર્તવ્યોમાં પણ સ્ત્રીઓ દેશસેવાના મહામંત્રો સાધી શકે. દેશના પુરુષોને ચિન્તામુક્ત કરે, તેમના સામાજીક રાજકીય, અને ધાર્મિક કર્તવ્યોના ભાર વહેવાને લાયક કરે, ને તેનાથી દેશકલ્યાણના માર્ગો સરળ ને સબળ કરી શકે. સારી ગૃહિણીઓ સખી સાથે પડોશીએમાં, પ્રસંગોમાં તેમજ ઉત્સવોમાં પવિત્રતાનું વાતાવરણ સ્થાપી શકે છે હમણાં હમણાં પુરુષોનાં જીવન 'ક્લબ' અને 'હોટેલ'નાં વધારે થતાં જાય છે તે વખતે સ્ત્રીઓ ધાર્મિક ભાવ પ્રેરશે તોજ આર્યસંસ્કૃતિ સચવાશે. આર્યત્વ તેમ સાચો ધર્મ સ્ત્રીઓજ સાચવી રહી છે.

અતિથિ સત્કાર એ પણ ગૃહિણીનો ધર્મ છે અને એજ આ આર્ય સંસારનું સુંદરમાં સુંદર અંગ છે. अतिथी देवो भव। અતિથિને મીઠા અંતરના વ્હાલથી સત્કાર દઈશું તોજ ન્હાની સરખી મઢુલી પણ દિવ્ય, ઇશ્વરમય બનશે અને ગૃહ શોભા જળવાશે. અતિથિ સત્કારને માટે આપણો દેશ સૈકાથી પંકાએલો છે હ.લના પાશ્ચાત્ય પવનની અસરથી આ ભાવ કંઇક ઓછો થતો જાય છે એ, દીલગીરીની વાત છે. 'હું, તું અને તે'ના જીવનમાં પરોણાઓ તો ક્યાંથીજ ગમે? કુટુંબીઓ તરફનો પ્રેમ ઘટતો જાય છે. પરંતુ હજી ગરીબોમાં, ગામડીઆઓમાં આ પરોણાગત અતિથિ સત્કાર મળી શકે છે, એમનામાં જેટલી ઉદારતા કેટલીકવાર દેખીએ છે તેટલી શેઠીઆઓમાં પણ નથી દેખાતી!

આવી રીતે Ruskin ના શબ્દોમાં કહીએ તો 'Home is round a true wife For a noble woman it stretches far round her. So far as she rules, all must be right.'

સ્ત્રીઓને સૌથી મહાન ધર્મ તે માતૃધર્મ પ્રાપ્ત થાય છે:

માતૃ-ધર્મ:

" વિદુષી માતાઓ જો હશે, પુત્ર થશે વિદ્વાન,
મૂર્ખ માતાથી ખરે, પુત્ર પશુ હેવાન,
એક સૂર્યના ઉદયથી, ટળે વિકટ અંધાર
એક સુલક્ષણ સુતથી, થાયે જગનો ઉદ્ધાર."

ઉત્તમ સંતાન પ્રાપ્તિ માટે, પ્રજાને બુદ્ધિમાન અને વીર્યવાન તેમજ ધર્મપ્રાણ બનાવવા માટે શાસ્ત્રોના નિયમો પાળવા, ગર્ભવાસમાંથી જ બાળક ઉપર ઉત્તમ સંસ્કારની છાપ પાડવી, અને વર્તન પણ એવું રાખવું. સ્વચ્છ અને સંસ્કારી તથા ભવ્ય વાતાવરણમાં પછીથી બાળકોના જીવનનો વિકાસ થવા દેવો. છોકરાંને અમુક વય લગી મ્હોટાં કરવા, તેમને નિરોગી ને સાજાં બનાવવાં, તેમની બુદ્ધિને વેલાની માફક સારે રસ્તે ચઢાવવી, તેમની મનોભાવનાને સારે રસ્તે દોરવી, અનીતિનાં દુર્ગંધ માર્ગનો તેમને અણગમો કરાવવો ને દેશભક્તિને સ્વદેશસેવાના ધાર્મિક પથે વાળવા. ઉત્તમ સંતતીનો વારસો મૂકી જવો એ આદર્શ સ્ત્રીને માટે બસ છે, એમ શિષ્ટજનો કહે છે.

બાળકો બુદ્ધિમાન, દૃઢ મનના તોજ થઇ શકે જો માતામાં તેવી ભાવના હોય. આજે દેશને શૂરવીર પ્રજાની જરૂર છે; અને દેશનું દર્દ માતાઓજ મટાડી શકે તેમ છે. બાળ વય વીતાવ્યા પછી બાળકોને ઉચ્ચ કેળવણી આપવી; ચારિત્ર્ય બળની કેળવણી માટે ધ્યાન રાખવું, બુદ્ધિની ખીલવણી થાય અનુમાન કરવાની શક્તિ આવે, ધાર્મિક જ્ઞાન દૃઢ થાય, સંગીન શારીરિક કેળવણી મળે અને કર્તવ્યનું ઉંચું જ્ઞાન થાય તે બધું ગૃહશિક્ષણથી જ માતા કરી શકે છે. જે જનસમાજમાં બાળકો ઉછરે છે તે સમાજનાં લક્ષણો અને ટેવો તેનામાં બંધાય છે. (અપૂર્ણ)

# ઈનામી સવાલો.

સંપાદિકા : એક બ્હેન.

**સવાલ ૧ લો :** એક રાજા તેની ચાર રાણી માટે કેટલાક મોતી લાવ્યો હતો. ચારેને સરખે ભાગે વ્હેંચી આપવાના હતા. પણ એ પ્રમાણે વ્હેંચી આપે તે પહેલાં પહેલી રાણીએ મોતી લઇ તેના ચાર સરખા ભાગ કર્યા. ચાર સરખા ભાગ થતાં એક મોતી વધ્યું. તેણે પોતાનો ચોથો ભાગ અને એક વધારાનું મોતી લઇ લીધાં. બીજી રાણી આવી. તેને પણ પોતાનો ભાગ લઇ લેવાની ઇચ્છા થઇ. તેણે મોતીના ચાર ભાગ કર્યા તો ચાર સરખા ભાગ થતા એક મોતી વધ્યું. તેણે પોતાનો ચોથો ભાગ અને એક વધારાનું મોતી લઇ લીધાં. એજ પ્રમાણે ત્રીજી અને ચોથી રાણીએ પણ વારા ફરતી પોતાનો ચોથો ભાગ અને વધારાનું એક એક મોતી લીધાં. બીજે દિવસે બાકી વધેલાં મોતીના રાજાએ સરખા ભાગ કર્યા તો એક પણ મોતી વધ્યું નહિ. ચાર ભાગ ચાર રાણીઓને વ્હેંચી આપ્યા. દરેકને ભાગ સાડ-સાડ મોતી આવ્યાં કુલ મોતી કેટલાં હશે ?

**સવાલ ૨ જો :** ત્રણ ત્રણ અક્ષરના બનેલા પાંચ શબ્દો છે. પહેલા શબ્દનો અર્થ 'અંજન' થાય છે. તેનું પૂંછ વાઢતાં 'કાર્ય' થાય અને માથું વાઢતા 'પાણી' થાય. બીજો શબ્દ 'આનંદ' છે. તેનું પૂંછ વાઢતાં 'ભાન' (ધ્યાન, ખ્યાલ વિ ) થાય અને માથું વાઢતાં 'અભિપ્રાય' થાય. ત્રીજો શબ્દ 'સેવક' છે. તેનું પૂછ વાઢતાં 'અણી' થાય અને માથું વાઢતાં 'હાથ' થાય. ચોથો શબ્દ 'આકાશ' છે તેનું પૂંછ વાઢતાં 'તકરાર' (ચર્ચા) થાય અને માથું વાઢતાં 'જકાત' બતાવે. પાંચમો શબ્દ 'આઘાત' છે. તેનું પૂંછ વાઢતાં 'મકાન' થાય અને માથું વાઢતાં 'મેદાન' થાય. એ પાંચે શબ્દોને અનુક્રમે બાજુમાં બતાવેલા ચોકઠા પ્રમાણે ચોકઠું બનાવી ગોઠવો એટલે પહેલા ખાનામાં પાંચ ઉભા અક્ષરોમાં એક કહેવત જણાશે.

| | | |
|---|---|---|
| ૧ | | |
| ૨ | | |
| ૩ | | |
| ૪ | | |
| ૫ | | |

**સવાલ ૩ જો :** બાજુમાં એક ચોરસ તળાવ છે. ચારે ખુણે ઝાડ છે. એ તલાવને લગભગ ઠેકું મોટું કરવું છે. પણ શરત એ છે કે તલાવ ચોરસજ રાખવું, લંબચોરસ ન બનાવવું અને ઝાડ છે તેમજ રહેવા દેવાં, ખસેડવાં નહિ. કયી રીતે ખોદીએ તો બન્ને શરતો પળાય અને તળાવ ઠેકું મોટું થાય ?



## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

(૧) આ ઉખાણાની હરિફાઇમાં માસિકના દરેક ઓમાહક તેમજ જે બ્હેનો પોતાના

પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. ગ્રાહકોનાં કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૨) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. (૩) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઇ પણ સવાલ-જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ.

આ ત્રણે સવાલોના ખરા જવાબો આપનારામાંથી એકને સંપાદિકા બ્હેન તરફથી રૂ. ૨-૮-૦ ની કીંમતના પુસ્તકો અપાશે. બે સવાલોના ખરા જવાબ આપનારામાં બાકીના ત્રણ ખરા જવાબવાળાં નામ ઉમેરી તેમાંથી એકને રૂ. ૧-૮-૦ નાં પુસ્તકો અપાશે. એક સવાલનો ખરો જવાબ આપનારામાં બાકી રહેલાં બે અને ત્રણ ખરા જવાબવાળાં નામ ઉમેરી તેમાંથી એકને રૂ. ૧-૦-૦ ની કીંમતનું પુસ્તક અપાશે.

ડવાનો ભય કંઇક ઓછો રહે,
ડેલાં પડે, વારંવાર બદલતાં
ા આવે; અને ખર્ચમાં પણ
વ થાય. ને હું ધારું છું કે એ
ાં અને આખા લુગડાના પહેર-
વોદાને રહેજ પણ ઉચ્પ આવે
ાવત નથી. ત્યારે આપણાથી

શું કરવું ? કેવા સવાલ
જવાબઃ—'ગુણસુંદરી'માં પ્ર
એવા !!
એક બ્હેનઃ—
" મ્હારા પતિ વિલાય
મ્હેં કેટલાંક પરદેશી લુ
પણ એ પાછા આ



"આ બાબતની ચર્ચા આપણે આવતા અઠવાડીઆ ઉપર મુલતવી રાખીએ તો ? આવતો ગુરૂવાર તમને ફાવશે ?"

"ના. ગુરૂવારે તો હું અમેરિકા જવાનો છું."

"ત્યારે શુક્રવાર રાખીએ !"

એરોપ્લેનના યુગમાં આ વાત અશક્ય નથી.

× × ×

મગનલાલને ઇસ્પીતાલ જવું હતું પણ રસ્તાની ગમ નહિં હોવાથી રસ્તામાં આવતા છગનલાલ નામના ગ્રહસ્થને પુછ્યું: ભાઇ ! ઇસ્પીતાલનો રસ્તો ક્યો ?

છગનલાલે જવાબ આપ્યો: ભલા માણસ, કોઇ ચાલી જતી મોટરની હડફેટમાં આવી જાઓ એટલે સીધા ઇસ્પીતાલમાં પહોંચાડી દેશે !

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ--દુઃખના સવાલ જવાબ.

| | | |
|---|---|---|
| તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં પુછો. | સંપાદક: બ્હેન જ્યોત્સ્ના શુકલ. | કોઇ પણ વાંચક જવાબ આપી શકશે તે સિવાયના સવાલો તંત્રી છોડશે. |

**બાઇ ! કલકત્તાવાસી પૂછે છે:**

" અમે તાજાજ પરણેલા છીએ. હું મ્હારો તથા મધુરીનો સાથે ફોટો લેવાય તેમ ઇચ્છું છું. મધુરી સખત વાંધો ઉઠાવે છે કે સાથે નહીં. કોઇ ઉપાય બતાવશો ?"

**જવાબ:**—ઉપાય છે અને સહેલો છે. ત્હમારા ફોટાગ્રાફરને કહેશો તો બતાવશે. ત્હમારી ઇચ્છા પ્રમાણે કરી પણ આપશે પરન્ત

મધુરીને ન

ઇચ્છા ન

કંઇ અર્થ

**એક બ્હેન:**

" આ

વાંચી ર

નાનું આ

વખતે શું કરવું ?"

મોતી આવ્યાં. કુલ મોતી કેટલાં હશે ?

૨ જો : ત્રણ ત્રણ અક્ષરના બનેલા પાંચ શબ્દો છે. પહેલા શો ?"

'અંજન' થાય છે. તેનું પૂંછ વાઢતાં 'કાર્ય' થાય વાઢતાં 'પાણી' થાય. બીજો શબ્દ 'આનંદ' છે. વાઢતાં 'ભાન' (ધ્યાન, ખ્યાલ વિ) થાય અને 'અભિપ્રાય' થાય. ત્રીજો શબ્દ 'સેવક' છે. તેનું 'અણી' થાય અને માથું વાઢતાં 'હાથ' થાય.

**જવાબ:**—(૧) ઘરમાં અસ્તવ્યસ્ત થયેલ વસ્તુઓને વ્યવસ્થિત કરવી. (૨) સુતર કાંતવું. (૩) સાથીઆ પૂરવા. (૪) ચિત્રકળા જાણતાં હો તો ત્હમારા ઘરની દિવાલો પર ચિત્રકામ કરવું. (૫) બીજું કંઇક સારૂં વાંચવું, અથવા વાંચી ગયા હોઇએ ત્હેના પર વિચાર કરવો. (૬) 'ગુણસુંદરી' માં ત્હમારા સુખ દુઃખના સવાલ પૂછવા !

**બ્હેન 'કુમારી':**—

" અમે મુસાફરીએ ગયાં'તાં, ત્યાં એક જગોએ બધા લીમડાજ લીમડા. ને એના પર લીલી પીળી લીંબોડીઓના ઝુમખાં ને ઝુમખાં લાગેલા. તે લીંબોડીઓ શા ખપમાં આવે ?"

**જવાબ:**—વૈદો એનો દવામાં ઉપયોગ કરતા હશે. રસિક સ્ત્રીઓ એનાં ગજરાં કરીને પહેરે છે અને તે સુંદર દેખાય છે.

**એક બ્હેન: વડોદરા.**

" 'સાહિત્ય' માસિકમાં 'આમવર્ગ' એ શબ્દ વારંવાર મ્હારાં વાંચવામાં આવેછે. 'સાહિત્ય'ના તંત્રી સામાન્ય વાંચકવર્ગને સમજાય એવી ભાષાના હિમાયતી છે.

શબ્દનો ઉપયોગ

તંત્રીજી આ

તરફી લેશે એવી

ગી છે અકારી થઇ પડી છે. જીવનમાં કશોયે રસ રહ્યો નથી. સાચું કહેજો મ્હને શાના કોડ નહી હોય ? પણ " આજનો દિવસ તો ખૂબ લ્હેરમાં ગયો. "એમ કહી શકાય એવો પ્રસંગ કદિ પણ આવતોજ નથી. મ્હને લાગે છે કે હું બહુ જીવવાની નથી. હવે જીવીને કામ પણ શું છે !"

**જવાબ:**—કેમ ? એવું શું દુઃખ આવી પડયું ! અર્થ વિનાની ચોપડીઓ વાંચી વાંચીને ત્હમારૂં મગજ ખરાબ થઇ ગયું છે. જરા શાંતિ રાખો. કદાચ ભવિષ્યમાં ત્હમારી ઇચ્છાઓ ફળીભૂત થાય તો ? એવો પ્રસંગ નહિંજ આવે એની શી ખાત્રી છે? 'જીવતો નર ભદ્રા પામે' એ પુરાણી કહેવત શા માટે મારે ભૂલી જાઓ છો ?

**એક સૌ. બ્હેન: હજીરા.**

" અમે થોડા વખતથી અહીં આવ્યાં છીએ. અહીંની સ્ત્રીઓનો પહેરવેશ જોઇને આ પ્રશ્ન પૂછવાનું મ્હને મન થયું છે. એ સ્ત્રીઓ આખાં લુગડાં નથી પહેરતી પણ ચણીઓ અને કેડ સુધીની ચોળી પહેરે છે ને ત્હેના પર ઓઢણી ઓઢી લે છે. જો કે એમાં મ્હોટો ભાગ મજુરી કરનાર હોય છે એટલે કાછડો વાળે છે પણ એ પહેરવેશ જોઇને મ્હને એ વિચાર થાય છે, કે આપણે પણ છૂટા ચણીયા સાથે એ રીતે પહેર્યું હોય તો ? મ્હોટાં લુગડાંને બદલે આવું પહેરવાનું હોય તો ઘરમાં કામકાજ કરતી વખતે વધારે ફાવે, કપડાં બગડે નહિં, સળગી ઉઠવાનો ભય કૈંક ઓછો રહે, ધોવાં સહેલાં પડે, વારંવાર બદલતાં કંટાળો ન આવે; અને ખર્ચમાં પણ કૈંક બચાવ થાય. ને હું ધારૂં છું કે એ પહેરવેશમાં અને આખા લુગડાના પહેરવેશમાં મર્યાદાને રહેજ પણ ઉણપ આવે એવો તફાવત નથી. ત્યારે આપણાથી એ માફક કેમ ન પહેરાય ? એવી પ્રથા ચાલુ કરી હોય તો ? ત્હમારો મત જરૂર દર્શાવશો. "

**જવાબઃ**—ત્હમારો પ્રશ્ન સુંદર છે. થોડાક વખત ઉપર મ્હેં એક ચિત્ર જોયું હતું. એ ચિત્રમાં એક રજપુત સ્ત્રીએ ત્હમે કહો છો એવોજ પોષાક પહેરેલો. એણે ઘેરા ભુરા રંગનો સુનેરી ફીનારી વાળો ચણીયો ને કીરમજી રંગની ચોળી પ્હેરેલાં ને તેના પર કેશરી રંગની ઓઢણી ઓઢેલી. એ પોષાક એટલો મનોહર લાગતો હતો કે આપણી સ્ત્રીઓ શા માટે આવાં કપડાં નહી પહેરતાં હોય હોય એમ મ્હને પણ થયેલું. તમે કહો છો એમ કોઇને એવું પહેરવાની ઇચ્છા થાય તો એમાં ખોટું કંઇજ નથી. એવી પ્રથા ચાલુ કરી શકાય તો સારૂં. કદાચ બહાર વખતે ઠીક ન લાગે તોયે ઘરમાં તો એવું પહેરવામાં હું કંઇજ હરકત જોઇ શકતી નથી. અને મર્યાદાનોજ સવાલ લઇએ તો આપણા હમણાંના કેટલાંક લુગડાંના કરતાં આવો પોષાક સમજીને પહેર્યો હોય તો એમાં વધારે મર્યાદા જળવાય. બાકી ખભા સુધીની બાંયની અતિ ટૂંકા ગળાની ચોળી અને જાળીવાળા 'ફ્રોત-રેલા' ચણીયા સાથે આખી આકૃતિ દેખાય એવું ઝીણું લુગડું પહેર્યાથી કઇ મર્યાદા સચવાય છે ? ?

**બ્હેન 'સુ': વલસાડ:**—

"ગુણસુંદરી"માં સવાલ પૂછવાનું મન થાય પણ સારા સવાલ સુઝે નહીં. ત્યારે શું કરવું ? કેવા સવાલ પૂછવા ?."

**જવાબઃ**—'ગુણસુંદરી'માં પ્રગટ થાય છે એવા ! !

**એક બ્હેન:**—

" મ્હારા પતિ વિલાયત ગયલા ત્યારે મ્હેં કેટલાંક પરદેશી લુગડાં વસાવેલાં. પણ એ પાછા આવ્યા ને મ્હેં એમને એ કપડાં વિષે વાત કરી ત્યારે એ ઘણાજ દિલગીર થયા. એ કપડાં વાપરવાની એમણે મ્હને ના પાડી. એ કપડાંને હાથ પણ અડાડવાની એ ના પાડે છે અને પોતે તો એ કપડાં સામે કદિ નજર સરખી કરતા નથી. હવે મ્હારે એ કપડાંનું શું કરવું ? "

**જવાબઃ**—જે કપડાં પર ત્હમારા પતિ નજર સરખી કરતા નથી એનો ત્યાગ કરવા સિવાય બીજું ત્હમે શું કરી શકો ? વિલાયત જઇ આવ્યા પછી આવું સ્વદેશાભિમાન સાચવી રાખનાર પતિને માટે ત્હમારે મગરૂર થવું જોઇએ, અને એમની એ વૃત્તિ સાથે પૂરેપૂરો સહકાર કરવો જોઇએ.



# સૌન્દર્યની નિશાળ.



અમેરિકન લલનાઓએ આજકાલ સૌંદર્ય પ્રદર્શનોમાં હદ વાળી છે. "બોબ્ડહેર"નો પવન હવે ઘેરઘેર ફુંકાયો છે. વીસ વરસ પહેલાં ન્યુયોર્કમાં એવાં સુંદરી હેરકટીંગ સલુનોની સંખ્યા ૪૦૦ હતી, તેને બદલે હવે ૪૦૦૦ની સંખ્યા થઇ છે. અને કેવળ માથાં પાછળ અમેરિકન સુંદરીઓ પ્રતિવર્ષે ૫ થી ૬ અબજ રૂપીયાનો ધુમાડો કરે છે! એકંદર અમેરિકામાં ૪૦,૦૦૦ દુકાનો કેવળ સૌંદર્ય અલંકારિણી ઓફિસો તરીકે ચાલે છે. તેમાં કોઇ લલના દાખલ થઇને તેણે કેવા વાળ રાખવા, કેવાં ઝોકાં ઘાલવાં, કેવું રંગ ગાલમાં નાંખવું અને કેવા સુગંધી પદાર્થો વાપરવા, કે જેથી તેના રૂપ અને લાલિત્ય જળવાય, તેની સલાહ અપાય છે. શહેરોની ૭૫ ટકા રમણીઓ આવી ઓફીસોની મુરબ્બી તરીકે નોંધાઇ ચૂકી છે. આને માટે સૌંદર્યનાં અભ્યાસ અને તાલીમ માટે કેટલીએ શાળાઓ ચાલે છે, અને નવાં નવાં કારખાનાં ઉઘડ્યાં છે. ૧૯૧૪ માં લગભગ ૪॥ કરોડના પાઉડર વગેરે સુગંધી પદાર્થો અમેરિકામાં તૈયાર થયાં હતાં; ત્યારે ૧૯૨૬-૨૭ માં આશરે ૪૨ કરોડ રૂપીયાની એ ચીજોની નીપજ ગણાવાય છે. અને કહે છે કે કેટલાક અમેરિકન કારખાનાવાળાઓ આ માટે માઇલોના વિસ્તારના કેટલાક નવા પ્લોટ યુરોપમાં ખોલવાના છે!

ખાવા પિવા ઉંઘવાની જેમ પ્રેરણા થાય છે, તેજ પ્રમાણે બાઇઓમાં ખુબસુરત દેખાવાની પ્રેરણા કુદરતી રીતે જ રહેલી છે. ચ્હેરાની ખુબસુરતી જાળવવા અનેક પોમેડો, પાઉડરોનો વપરાશ થાય છે, એને બદલે એ ચ્હેરો ખુબસુરત રાખવા જો કુદરતી ઉપાયો જ કરવામાં આવે તો વધારે સારૂં. ચ્હેરો ફીક્કો અને નિસ્તેજ હોય છે તેનું મુખ્ય કારણ પેટ અને હોજરી છે. થોડા સોડા બાયકારબોનેટ લીંબુના રસમાં નાંખીને સવારમાં પીવાથી કોઠો સાફ રહે છે અને દસ્ત સાફ આવે છે. આ ઉપાયથી ચ્હેરાની ફીકાશ દૂર થશે.

માત્ર ચ્હેરામાં જ કંઇ બધી ખુબસુરતી સમાતી નથી. માથાના વાળ સ્વચ્છ અને સંવાળા રાખી તેને બરાબર ઓળવાથી, દાંત મોતી જેવા ધોળા ફટક રાખવાથી અને આંખનો પ્રકાશ જાળવી રાખવાથી ચ્હેરાની સુંદરતામાં ઉમેરો કરે છે. હાથના નખ પણ મેલ વિનાનાં સ્વચ્છ રાખવાની જરૂર છે. કસરતથી શરીરની આકૃતિ સુંદર રહે છે, તેમજ ખુલ્લી સ્વચ્છ હવામાં ઉંડા શ્વાસ લેવાની ટેવથી ફેફસાં મજબુત બનીને શરીરને તંદુરસ્ત રાખે છે.

ખુબસુરત ચ્હેરો સામાને આનંદ પૂરો પાડે અને આકર્ષક બને તે માટે તેને હંમેશ હસતો રાખવો જોઇએ. ખુશમિજાજ એ ખુબસુરત બનાવવાનો સહેલો ઉપાય છે. તેનાથી આંખમાં તેજ વધે છે, અને ચ્હેરાના મસલ્સ હંમેશ હસતા રહેવાથી તેમાં કરચલી પડતી નથી અને ગાલોમાં લાલી આવે છે. ગાવાની ટેવથી પણ મન પ્રફુલ્લ બની કંઠની મધુરતા સાથે ચ્હેરાની મધુરતામાં વધારો કરે છે.

શરીરને જે પ્રમાણે સ્વચ્છ રાખવાની જરૂર છે તેજ પ્રમાણે આંખને વારંવાર ધોઇને સ્વચ્છ રાખવી જોઇએ. ચ્હેરો ગમે તેટલો ખુબસુરત હશે પણ જો આંખ નિસ્તેજ ભાવરહિત હશે તો ચ્હેરાની ખુબસુરતીમાં ઉણપ રહેશે. આંખનું તેજ કાયમ રાખવાને આંખને વારંવાર આરામ આપવો જોઇએ. રાતના સુતા પહેલાં બોરીક લોશનથી આંખ ધોવાથી આંખમાં ચીપડા થતા નથી. આંખના મસલ્સને પણ આંખની જુદી જુદી કસરતથી મજબૂત બનાવાય છે.

પરસેવા વાટે પાણી બહાર નીકળે છે તેનાથી આપણાં શરીરની ચામડી સુકાઇને કોરી પડી જાય છે ને જો આપણે વારંવાર પાણી પીવાની તસ્દી ના લઇએ તો ચામડી ખડબચડી થઇ જાય છે. માટે ચામડીને સુંવાળી ચળકતી રાખવા માટે અવારનવાર પાણી પીવાની જરૂર છે. સુકી હવામાં રહેતા હોઇએ ત્યારે તો પાણી ખુબ પીવું જોઇએ.

આજકાલ યુરપમાં મડ-બાથ એટલે માટી શરીરને ચોપડીને ન્હાવાની ઘેલછા શરૂ થઇ છે. કહેવાય છે કે આમ કરવાથી છિદ્ર વાટે બધો મેલ ચૂસી લઇને ચામડી સુંવાળી ને સુંદર બને છે. આપણાં ઘરડાં વડાં તો કાળી માટીથી વાળ ધોતાં ને સાબુની ઉત્પત્તિ થતાં પહેલાં માટીથીજ શરીર ચોળીને ન્હાતાં.






## હિન્દ.

લગ્ન અને વારસાના કાયદામાં સુધારો કરવા એક કમીટી નીમવા માટે સરકાર પર દબાણ કરવા બીન અધિકારી સભાસદોને ભલામણ કરનારો એક ઠરાવ દીલ્હીના સ્ત્રી સંઘે પસાર કર્યો છે અને એવી સૂચનાઓ કરી છે કે (૧) એકથી વધુ પત્ની કરવી નહિ, (૨) પતિએ ત્યજેલી પત્નીને ભરણપોષણ અપાવવું, (૩) કાયદેસર અલગ રહેવાનો હક્ક અપાવવો અને (૪) પિતાની મીલ્કતમાં હિસ્સો અપાવવો, વિગેરે બાબતો કાયદામાં દાખલ કરવી જોઇએ. આ ઠરાવની પુનરૂક્તિ દેશની અનેક સ્ત્રી-સંસ્થાઓએ કરી છે.

વૃદ્ધલગ્ન પર અંકુશ: મુંબાઇની ધારાસભામાં એવી મતલબનો ખરડો આવવાનો છે કે ૪૮ વર્ષની કે તેથી વધુ ઉમ્મરનો પુરૂષ ૧૮ વર્ષ કે તેથી ઓછી ઉમ્મરની કન્યા સાથે લગ્ન કરે તો તે ગુન્હો ગણાય, અને તે માટે કેદની અને દંડની સજા થાય. વૃદ્ધલગ્ન પર આ કાયદો સારો અંકુશ મૂકશે.

નવાં જે. પી. બ્હેનો: મુંબાઇ સરકારે જે. પી (સુલેહનાં અમલદારો) ની પ્રકટ કરેલી નવી યાદીમાં નીચે પ્રમાણે મહિલાઓનાં નામો દેખાય છે: મિસિસ સકીના ચીનાઇ, મિસિસ ઍનોક ક્રેવન, લેડી ફ્રાઇડ, મિસિસ દીનબાઇ ડાંગા, સૌ. હંસાબ્હેન મ્હેતા, શ્રી. મગનબ્હેન માણેકચંદ, મિસિસ તાલીયારખાન, મિસિસ ફૈઝ તૈયબજી. એ બ્હેનોને અમે અભિનંદન આપીએ છીએ.

જે. પી. બ્હેનને માન: અગ્રણીતાં જૈન મહિલારત્ન શ્રી. મગનબ્હેનને સરકારે જે. પી. ની પદવી આપી તે પ્રસંગ માટે તેમને માનપત્ર આપવાનો એક સમારંભ હીરાબાગમાં રાવ ગોવિંદલાલ શીવલાલનાં પત્ની સૌ. શાન્તાદેવીનાં પ્રમુખપદે શ્રી જૈન મહિલા સમાજ તરફથી ઉજવાયો હતો.

પતિ સામે અટકાયત હુકમ: તા. ૧૯ મી એપ્રીલે મુંબાઇની હાઇકોર્ટમાં ના. જસ્ટીસ મી. મીરઝાં સમક્ષ બાઇ જમના નામે એક સધવા હિંદુ બાઇ તરફથી એક અરજ કરવામાં આવી હતી. તેનો પતિ કેશવલાલ નથમલ, જાતે અગ્રવાલ મારવાડી, બીજું લગ્ન કરવા માંગતો હતો. બાઇએ અરજીમાં જણાવ્યું કે "જ્યારે મારી સાથે લગ્ન થયાં ત્યારે મારી હયાતિમાં બીજું લગ્ન નહિ કરવાની પ્રતિવાદીએ કબુલાત આપી હતી, છતાં તે કબુલાતનો ભંગ કરી ફરી પરણવા તૈયાર થયો છે માટે તેને અટકાવવો." કોર્ટે પ્રતિવાદી સામે નોટીસ કાઢી હતી.

વિદ્યાર્થીનીઓ માટે વસતિગૃહ: મુંબાઇ ઇલાકા સંસાર સુધારા મંડળ વિદ્યાર્થીનીઓ માટે વસતિગૃહ ટુંકમુદત ઉપર સ્થાપે છે. આ વસતિગૃહની દેખરેખ રાખનારી કમિટિમાં મિસિસ જયકર પ્રમુખ છે; લેડી લક્ષ્મીબાઇ અને મિસિસ સીરૂર ઉપપ્રમુખો છે અને ડો. કાશીબાઇ નવરંગે મંત્રી છે. થોડા સમયમાં તેને આમદની વગેરે સારૂં ઘર મળતાં લઇ જવાનો વિચાર ચાલે છે. એનો લાભ લેવા ઇચ્છતી વિદ્યાર્થીનીઓએ મંત્રી બ્હેનને હ્યૂઅરનમ રોડ, ગામદેવી, મુંબાઇ, ૭ ને સરનામે લખી માહિતી મેળવવી.

બાળપ્રદર્શન: મુંબાઇમાં ભાટીઆ જ્ઞાતિના બાળપ્રદર્શનનો સમારંભ તા. ૧૪-૧૫ મી એપ્રીલે સૌ. દિવાળીબાઇ વિઠ્ઠલદાસના પ્રમુખપદે ઉજવાયો હતો. ચાર વર્ષ પારીતુલે ૧૨ બાળકોને ઇનામો અપાયાં હતાં. સૌ. ઇંદુમતી ગોરધનદાસ, સૌ.

મોતીબાઇ માવજી, ગં. જમનાબાઇ ગોવિંદજી, બાઇ માણેકબાઇ અન્નાસાહેબ વગેરેએ માતૃત્વ અને બાળઉછેર વિષે પ્રસંગોપાત વિવેચન કર્યાં હતાં.

મુંબઇના કૂટણખાનાં બંધ કરવા સંબંધી સંસાર સુધારા મંડળના સભાસદોએ સરકારને એક પત્ર લખી એ વધતી જતી બદી તરફ ધ્યાન ખેંચ્યું છે અને તેમાં સુધારો કરવા કાયદામાં ફેરફાર સુચવ્યા છે. અત્યારના કાયદા મુજબ કોઇ પુરૂષ કુટણખાનું ચલાવે તો તેને સજા થાય છે. પરિણામે કોઇ સ્ત્રીને ઓઠા તરીકે રાખી બદમાશ પુરૂષો એ ધંધો ધમધોકાર ચલાવે છે. એટલા માટે એ કાયદો પુરૂષો તેમજ સ્ત્રીઓ બન્નેને સરખી રીતે લાગુ પાડવાની જરૂર છે. બીજી સૂચના એવા કામ માટે મકાનો ભાડે આપતાં ઘરધણીઓને સજા કરવાની છે. આશા છે સરકાર આ સૂચનાઓ સ્વીકારી એ બદી નાબૂદ કરશે.

વસતિગૃહઃ નાસિકની હંસરાજ કૉલેજની વિદ્યાર્થીનીઓ માટે વસતિગૃહ બાંધવાના હેતુથી ફંડ ભેગું કરવા એક ફેન્સી ફેર રામબાગમાં તા. ૪થી થી ૨૨ મી એપ્રીલ સુધી ભરાયો હતો. આ પ્રદર્શનમાં સ્ત્રીઓએ બનાવેલી અનેક વસ્તુઓના સુંદર નમુના રજુ થયા હતા. ફંડ માટે રૂ. ૩૦૦૦ મળી ગયા છે; બીજા ૭૦૦૦ જોઇએ છે જેમાંનો મોટો ભાગ આ પ્રદર્શનમાંથી મળશે એવી આશા રખાય છે.

સોનાનો ચાંદઃ સુરતના દિ. બ. ઠાકોરરામનાં પુત્રી અને રા વિનાયક નંદશંકર મ્હેતા, આઇ સી. એસ. બનારસના કલેકટરના પત્ની સૌ. ઇંદાવતી મ્હેતાને સમાજસેવા માટે સરકારે કયસરે હિંદનો સોનાનો ચાંદ અર્પણ કર્યો છે.

શ્રી હિંદુ અનાથાશ્રમઃ નડિયાદનો ૨૦ મો વાર્ષિકોત્સવ સેસન્સ જડજ મી. ઠાકોરના પ્રમુખપદે તા. ૨૨ મી એપ્રીલે ઉજવાયો હતો. ગુજરાતની આ નમુનેદાર સંસ્થા સ્તુત્ય કામ કરી રહી છે. દાનવીરો જરૂર હાથ લંબાવી એના પૂણ્યના ભાગી બને.

ઉદ્યોગશાળાઃ નડિયાદમાં ખડાયતા જ્ઞાતિની સ્ત્રીઓ માટે એક ઉદ્યોગશાળા સૌ. વીરમતી બ્હેનના હાથે તા. ૨૩ મી એપ્રીલે ખુલ્લી મુકાઇ છે. આ સંસ્થાની વ્યવસ્થા માટે એક કમિટિ ડૉ. ઓ. ડી. તલાટીના પ્રમુખપદે નીમાઇ છે. સુપરવાઇઝર તરીકે વનિતા વિશ્રામવાળાં ગં. શાન્તાબ્હેન મગનલાલ નીમાયાં છે.

અખાડાઃ અમદાવાદમાં બાળાઓ માટે અખાડા સ્થાપવાની શુભ પ્રવૃત્તિ શરૂ થઇ છે. ઘાસીરામની પોળમાં મોટી ઉમ્મરની બાળાઓ લાઠી મુદગળ વગેરે શીખે છે. વનિતા વિશ્રામમાં કસરત શીખવાય છે અને નદીપાર શારદા મંદિરમાં પણ તે દાખલ થઇ છે. દેસાઇ પોળમાં એક અખાડો થોડા સમયમાં સ્થપાશે. અમદાવાદને અમારાં અભિનંદન. બીજાં શહેરો આ પ્રવૃત્તિનું જરૂર સત્વર અનુકરણ કરે.

પરિણામઃ પૂનાની મહિલા વિદ્યાપીઠની ચાલુ વર્ષની પરીક્ષામાં અમદાવાદની ગુજરાત મહિલા પાઠશાળાની બે વિદ્યાર્થીનીઓ શ્રી. જ્યોતિબાળા હોરા અને શ્રી. ઇન્દુમતી મ્હેતાએ જી. એ. ની ડીગ્રી માટેની પરીક્ષા પસાર કરી છે. આ પરીક્ષામાં કુલ પંદર બ્હેનો બેઠાં હતાં, જેમાંથી દસ પાસ થયાં છે. શ્રી. વિમળા દેસાઇ અને શ્રી. તનમન ઠાકોર બીજા વર્ષમાં પાસ થયા છે. આ પરીક્ષામાં કુલ ૧૧ બેઠાં હતાં જેમાંથી સાત પાસ થયાં છે. શ્રી. સુભદ્રા દોશી, શ્રી. શાન્તા કાપડીઆ, શ્રી. ઇન્દુમતી દેસાઇ, શ્રી. લાગગૌરી શુકલ, શ્રી. પ્રાણગૌરી ઠાકોર, શ્રી. કુસુમ દ્વિવેદી અને શ્રી. લીલાવતી પરેખ પ્રાવેશિક અને શાળાન્ત પરીક્ષામાં પાસ થયાં છે. આ પરીક્ષામાં કુલ ૭૪ બેઠાં હતાં જેમાંથી ૫૨ પાસ થયાં છે. શ્રી. વિમલા દેસાઇ બીજા વર્ષની પરીક્ષામાં પ્હેલે નંબરે પાસ થયાં છે.

તંત્રીને દંડની સજાઃ ભુજની કન્યાશાળાની મુખ્ય શિક્ષિકાએ પોતાની બદનક્ષી કરવા માટે કરાંચીમાં "સૌરાષ્ટ્ર" પત્રના તંત્રી સામે ફરિયાદ માંડેલી. પરિણામે તંત્રીને રૂ ૧૦૦૦ ના દંડની સજા થઇ છે. દંડ ન ભરે તો ૭ મહિના સાદી કેદ ભોગવે.

સિંધમાં હલચલઃ કરાંચીમાં સ્ત્રીઓ માટે ક્લબ બનાવવા મિસિસ રૂપચંદ બીલારામે પોતાને ખર્ચે એક કુવારે મકાન બંધાવી આપ્યું છે. સ્ત્રીઓની એક પ્રાંતિક પરિષદ મિસિસ દુરી મ્હેતાના પ્રમુખપદે મળી હતી. મિસિસ રૂપચંદ સ્વાગતાધ્યક્ષ

હતાં અને મિસિસ જયરામદાસ તથા મિસિસ તૈયબજી મંત્રીઓ હતાં.

**વીરાંગનાઃ** કેટલાક શીકારપુરી હિંદુઓ ઠીંદપુર જતા હતા, તેમની સાથે એક બાઇ હતી. બાઇ કાંઇક પાછળ પડી જતાં તેને એકલી જોઇ એક મુસલમાને પાછળથી હુમલો કર્યો અને દાગીના ઉતારવા માંડયા. બાઇએ તેના હાથમાંથી છટકવા હાથ ઉપર એવું સખ્ત બચકું ભર્યું કે પેલાને મદદ માટે ચીસ પાડવી પડી. રસ્તે જનાર માણસો આ ચીસ સાંભળી દોડી આવ્યા અને તેને પકડી પોલીસને સ્વાધીન કર્યો.

**ખેતીવાડીમાંઃ** પુનાની ખેતીવાડી કોલેજમાં અભ્યાસ કરતાં મીસ રાજુબાઇ સુન્દરે ઇન્ટરમીડીએટ પરીક્ષામાં પહેલો નંબર મેળવ્યો છે. એ બ્હેનને અમારા અભિનંદન.

**બહાદુર બાળાઃ** બેંગ્લોરના ડેપ્યુટી કમીશનર હોદબલપુરની હનુમી નામે એક બહાદુર બાળા વિષે માહિતી આપે છે. એ શહેરના ગરીબ લત્તાના એક ઝુંપડામાં આગ લાગી, તે વખતે મોટેરાં બધાં બહાર કામે ગયાં હતાં ઝુંપડું સળગ્યું ત્યારે બાળા બહાર રમતી હતી. સળગતાં ઝુંપડામાં પેસી એ બાળા પોતાના ત્રણ વર્ષના ભાઇને અંદરથી લઇ આવી. બ્હાર રસ્તા ઉપર મૂક્યો. ફરી તે અંદર ગઇ અને ૬ માસના બાળકને લઇ આવી. બન્નેને બચાવતાં તે સખ્ત દાઝી પણ પ્રભુ કૃપાએ બચી ગઇ છે. ડેપ્યુટી કમીશનરે એના કુટુંબને બાળાનાં બહાદુર કામની કદર તરીકે પાંચ એકર જમીન અને બીજી બક્ષીસો આપવાની સરકારને ભલામણ કરી છે.

**પત્નીનું ખુનઃ** દક્ષિણ ત્રાવણકોરમાં એક પતિદેવે પત્નીને છરી મારી મારી નાંખી. પતિદેવ પત્નીના એરીંગ ગીરે મૂકી આવેલા. તે છોડવી ન લાવે ત્યાં સુધી રાંધવાની પત્નીએ ના પાડેલી. પૃથ્વી પરના આ પ્રભુએ તેથી ખીજાઇ તેનો જીવ લીધો. લાહોર પાસેના એક ગામમાં કાયદાનો અભ્યાસ કરતા એક યુવકે એવીજ રીતે પોતાની બાળપત્નીનું માની ઉશ્કેરણીથી ખુન કર્યું. પત્નીના પિતા પાસે તેમને રૂ. ૫૦૦૦ લેવાના હતા. તે તેણે લાવી ન આપ્યા એટલે બન્નેએ તેનો જીવ લીધો.



મોંટેસોરી પદ્ધતિઃ ભાવિ ઇજનેર ટાવર બાંધે છે
( ધી ફેલોશીપ સ્કુલ, મુંબાઇ ).

**વિચિત્ર સ્થિતિઃ** મ્હેસુરની સરકારે મિસિસ થીઓબાલ્ડની નીમણુંક ત્યાંની મ્યુનીસીપાલીટીમાં કરી પણ સ્ત્રીઓને બેસવાનો હક હજી મળ્યો

નથી, એટલે વિચિત્ર સ્થિતિ ઉભી થઇ છે. એ માટે નવો કાયદો ઘડવાની તૈયારી ચાલે છે.

**મુસ્લિમ મહિલા મંડળે** (મદ્રાસ) એ ઠરાવો કર્યા છે. તેમણે મુસ્લીમ કન્યા માટે હાઇસ્કુલો સ્થાપવા અને પડદાનશીન સ્ત્રીઓ માટે અલગ બાગ બનાવવા સરકારને વિનંતિ કરી છે. પડદાથી ક્ષય રોગ થાય છે એ તો મંડળના સંચાલકો જાણતાં હશે. શા માટે પડદો જ દૂર નથી કરતાં ?

**વકીલાતમાં:** બ્હેરામપુરના રીટાયર્ડ હેલ્થ ઓફીસર મી. કૃષ્ણારાવની પુત્રી મીસ આનંદીબાઇ, એમ. એ. એ કાયદાની પરીક્ષા પસાર કરી છે અને મદ્રાસના ઓફીશ્યલ જજ અને જાણીતા ધારાશાસ્ત્રી મી. વી. વી. શ્રીનિવાસ આયંગરના હાથ હેઠળ વકીલાત માટે તાલીમ લે છે. એ બ્હેન વકીલાત કરવાનો ઇરાદો રાખે છે.

**મુસ્લીમ સ્ત્રી-કેળવણી પરિષદ:** વરાડ પ્રાંતની આ પરિષદની બેઠક સાત વર્ષે પાછી બાલાપુરમાં તા. ૭-૮ મી એપ્રીલે મળી હતી. મિસિસ ઈકબાલખાન સ્વાગતાધ્યક્ષ હતાં અને મિસિસ નકીબ હસને પ્રમુખસ્થાન શોભાવ્યું હતું. પડદાને દૂર કરવાના અને કેળવણીનો પ્રસાર કરવાના ઠરાવો થયા હતા. એ માટે અમરાવતીમાં એક કન્યા હાઇસ્કુલ સ્થાપવાનો અને સ્કોલરશીપો આપવાનો સરકારને આગ્રહ થયો છે.

**મહિલા પરિષદ:** શિક્ષણ સુધારનો વિચાર કરવા બિહારની મહિલાઓની એક પરિષદ મિસિસ મનોહરલાલના પ્રમુખપદે પટણામાં મળી હતી પ્રાથમિક કેળવણી અને બાળલગ્ન સંબંધી ઠરાવો થયા હતા. અખિલ હિંદ સ્ત્રી કેળવણી પરિષદની ત્રીજી બેઠક આવતા વર્ષમાં પટણામાં બોલાવવાનું નક્કી થયું અને ૪૦ બ્હેનોએ સ્વયંસેવિકાઓ તરીકે નામો નોંધાવ્યા હતા.

**દાનવીર બ્હેન:** ભવાનીપુર ( કલકત્તા ) ના મ. રાધામોહન રોયની વિધવા મં. ચૈતસુવાદેવીએ વિજ્ઞાનની અને પારિભાષિક કેળવણીને ઉત્તેજન આપવા તથા ઉદ્યોગોની બંગાલામાં ખીલવણી કરવાના ઇરાદાથી રૂ. દોઢ લાખની રકમ કલકત્તા યુનીવર્સીટીને આપી છે। હિંદી જનસમાજ એ બ્હેનના દાન માટે ઋણી છે.

**ધારાશાસ્ત્રી:** મીસ રૂરૂંખ સુલ્તાન સકીના બેગમે બી. એની પરીક્ષા પ્હેલા વર્ગમાં માન સાથે પસાર કરી અને એમ. એ. માં પ્હેલો નંબર મેળવ્યો. હવે પ્હેલી એલએલ. બી. ની પરીક્ષા આપી ધારાશાસ્ત્રી થવાની તૈયારી માંડી છે. અજાયબી એ છે કે હજી એ બ્હેન પડદો પાળે છે.

**કાંતવાની હરીફાઇ:** દીનાજપુરની સ્થાનિક કોન્ગ્રેસ કમિટિએ ગોઠવેલી કાંતવાની હરીફાઇમાં રેનુબાલાદેવી નામે આઠ વર્ષની એક બાળકી પ્રથમ નંબરે આવી હતી. બાર માસમાં તેણે સાડા સાતશેર સુતર કાંત્યું હતું. એ બાળાને સોનાનો ચાંદ અપાયો છે.

**કન્યાઓ માટે દીલ્હીમાં કોલેજ** સ્થાપવી અને અસ્પૃશ્યોની કેળવણી માટે રૂ. એક કરોડ સરકારે જુદા કાઢવા એવી મતલબનો ઠરાવ વડી ધારાસભાની આવતી બેઠકમાં લાવવાની લાલા લાજપતરાયે નોટીસ આપી છે.

**વડીધારાસભામાં બે સ્ત્રીઓની નીમણુંક** કરવા માટેની માંગણી સ્ત્રીઓના હિંદી સંઘના ડેપ્યુટેશને ના. વાયસરાય પાસે રજુ કરી હતી. એ માંગણી પોતે સ્વીકારી શકે એવી સ્થિતિમાં હાલ નથી તે માટે તેમણે દીલગીરી બતાવી છે !

**લગ્નવય:** લખનૌની મહિલાઓની એક મોટી સભા તા. ૨૯ મી એપ્રીલે લગ્નવય સંબંધી નિર્ણય ઠરાવવા મળી હતી. સભાએ બાળલગ્નને વખોડી કાઢી, કેટલાક દેશી રાજ્યોનું એ બાબતમાં અનુકરણ કરવાની સૂચના કરી હતી. લગ્નવય વર કન્યા માટે અનુક્રમે ૨૧ ને ૧૬ નું ઠરાવ્યું હતું.

**સતી:** લખનૌના એક રામસહાયની પાછળ તેની પત્ની ચિતા પર ચઢી થોડા વખત પર સતી થઈ હતી. સગાંઓએ બહુ સમજાવી પણ તેણે ન માન્યું એટલે તેમણે તેને પણ પતિના શબ સાથે બાળી મૂકી. આ ગુન્હા માટે બળદેવ અને પારમેશ્વર નામના બે માણસોને ચાર અને ત્રણ વર્ષની અનુક્રમે કેદની સજા કરી છે.

**બહાદુર ડોશીમા !** ઝાંસી નજીક મુસવાસી બ્હેરીઆ ગામમાં ૪૦ ડાકુઓએ ધાડ પાડી ગામમાં પેસતાંજ ગોળી બ્હાર કરી ઘણા ગભરાઇને નાસી ગયા ડાકુઓએ ૭૦૦૦ નો માલ હાથ કર્યો. ગામમાં એક વૃદ્ધ સ્ત્રી બાઇ રહી હતી તેણે

ાકુઓ સામે ટક્કર ઝીલવાની હામ ભીડી એ ડાઈમાં ઘા વાગતાં તેને હોસ્પીટલમાં ખાટલો સેવવો પડે છે.

હોસ્પીટલો: પંજાબના દરેક જીલ્લામાં એક એક સ્ત્રી-હોસ્પીટલ અને દરેક તહેસીલમાં એક એક દવાખાનું ખાસ સ્ત્રીઓ માટે સ્થાપવાનું ત્યાંની સરકારે ઠરાવ્યું છે.

ડેપ્યુટેશનઃ અખિલ હિંદ સ્ત્રી કેળવણી પરિષદની રીજીઓનલ કમિટિ તરફથી મહિલાઓનું એક ડેપ્યુટેશન મિસિસ હમીદઅલીના આગેવાની હેઠળ પંજાબના ગવર્નરને મળ્યું હતું અને શિક્ષણ મંડળોમાં, ટેક્સ્ટ બુક કમિટિમાં, મ્યુનીસીપાલીટીમાં તેમજ પબ્લીક હેલ્થ અને બીજા અગત્યનાં ખાતાઓમાં સ્ત્રીઓની નીમણુક કરવાની માગણી કરી હતી.



મોંટેસોરી પદ્ધતિ-કદો ગોઠવવાનું શિક્ષણ.
( ધી ફેલોશીપ સ્કુલ, મુંબાઇ ).

બલિદાનઃ ગુરદાસપુર પાસે એક ગામની એક કન્યાનું વેવિશાળ બાપે આગળથી કર્યું હતું. પાછળથી તેની નાણાંસ્થિતિ બગડતાં દીકરીને વેચવાનું તેણે નક્કી કર્યું. કન્યાને આ વાતની ખબર પડી ત્યારે તેણે વિવાહિત પતિ સાથેજ લગ્ન કરી આપવાને બાપને સમજાવ્યો પણ તેણે માન્યું નહિ અને બીજાની સાથે લગ્ન કરવાનું ઠરાવ્યું. પરિણામે કન્યાએ ફાંસો ખાઈ આપઘાત કર્યો. તે એક ચીઠ્ઠી મૂકી ગઈ કે " જ્યાં હું જાઉં છું ત્યાં લગ્નની પીડા નથી દુઃખી પિતાને લગ્નના ખર્ચમાંથી છોડવવા હું પરલોકની યાત્રા કરૂં છું. "

સ્ટવના ભોગઃ ( ૧ ) મ્હેરબાઇ હકીમ નામે એક પારસી બ્હેન સ્ટવ સળગાવતાં અકસ્માતથી સ્પીરીટની બાટલી ઉંધી વળી જતાં દાઝીને મરણ પામી છે. ( ૨ ) શાન્તાબાઈ નામે ૧૫ વર્ષની એક હિંદુ બ્હેને પણ એવી જ રીતે સ્ટવ સળગાવતાં જીવ ગુમાવ્યો. (૩) માનબાઈ નામે એક બીજી હિંદુ બાઇ એ પ્રમાણે સ્ટવથી દાઝીને મરી ગઇ છે. કોરોનર રે હાજર રહેલા મરનારના સંબંધીઓને પોતપોતાના ઘરના સ્ટવ પોલીસ કમીશનરને સોંપી દેવાની સલાહ આપી હતી.

સ્થાનિક સંસ્થાઓમાંઃ સરકારે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં કેટલીક મહિલાઓની નીમણુક કરી છે. ( ૧ ) મિસ તહેમીના ધનજી મુન્સી, વલસાડ મ્યુનીસીપાલીટીમાં, ( ૨ ) શ્રીમતી લક્ષ્મીબાઈ દક્ષિણ કનરાની જીલ્લા કેળવણી

સભામાં, ( ૩ ) મિસિસ એન. પોલ પાલમકોટા મ્યુનીસીપાલીટીમાં અને ( ૪ ) મિસિસ અમ્મુકુટી અંગમલ, બી. એ. એલ. ટી. કોન્જીવરમ મ્યુનીસીપાલીટીમાં નીમાયા છે. સિદ્ધપુરના કાજીપુરા દવાખાનાનાં ડૉકટર શ્રી. સુમિત્રાબાઈ અહીર ત્યાંની મ્યુનીસીપાલીટીના સભાસદ ચુંટાયા છે.

## એશિયા.

મતાધિકારઃ સીલોનમાં નવા સ્થપાયલા સ્ત્રી-મતાધિકાર સંઘે એ દેશના રાજકીય સુધારા નક્કી કરવા નીમાયલા કમીશન સમક્ષ ધારાસભામાં, મ્યુનીસીપાલીટીમાં અને સ્થાનિક સંસ્થાઓમાં ૨૫ વર્ષની ઉમ્મરની અને સાધારણ લખી વાંચી જાણતી અને ૫૦૦૦ રૂપીઆની મીલ્કત ધરાવતી યા મહિને પાંચ રૂપીઆ કમાતી સર્વ સ્ત્રીઓને મતાધિકાર આપવાની માંગણી રજુ કરી છે.

શીલોંગની સ્ત્રીઓના પ્હેરવેશમાં કોટ અને ચણીઓ સાથે સીવેલા હોય એવા ફ્રોક પ્હેરે છે. માથા પર ગરમ શાલ વીંટે છે. પાન ચાવવાની આદતને લીધે હોઠ ઘેરા લાલ રંગના થઇ ગયા હોય છે. બજારમાં ચાની દુકાનો સ્ત્રીઓજ ચલાવે છે।

આપઘાતનું કારણઃ જાપાનમાં સ્ત્રીઓ પુરૂષોના ક્ષેત્રમાં દાખલ થવા માંડી ત્યારથી નોકરી નહિ મળવાને કારણે આપઘાત કરનારા પુરૂષોની સંખ્યા વધી પડી છે. ૧૯૨૫ ના વર્ષમાં સ્ત્રીઓએ પ્હેલી વાર ઓફીસો વગેરેમાં નોકરી મેળવવા માંડી એ વર્ષમાં પુરૂષોના આપઘાતની સંખ્યા આગલા વર્ષ કરતાં ૩૦ ટકા વધી ગઇ, જ્યારે એ અરસામાં સ્ત્રીઓની સંખ્યા ફક્ત ૦૬ ટકાજ વધી હતી, ૧૯૨૭માં પુરૂષોની સંખ્યા બીજા ૧૫ ટકા વધીછે.

પૅન-પૅસીફીક સ્ત્રી પરિષદઃ પેસીફીક મહાસાગરની આસપાસના દેશોની સ્ત્રીઓની એક પરિષદ ઓગસ્ટની ૨૭ તારીખે હોનોલુલુમાં મળશે. એ પરિષદમાં ભાગ લેવાનું હિંદની સ્ત્રીઓને પણ આમંત્રણ થયું છે. દરેક પ્રતિનીધિને રૂ. ૩૦૦૦ જેટલો ખર્ચ થશે. હિંદી સ્ત્રી સંઘ આ ખર્ચ માટે ફંડ ઉભું કરવાના પ્રયત્નો કરે છે

## યુરપ.

(૧) ઈંગ્લાંડની સ્ત્રીઓને પુરૂષો જેટલોજ મતાધિકાર આપવાનું બીલ બીજા વારના વાંચનમાંથી ૩૮૭ વિરૂદ્ધ ૧૦ મતે આમની સભાએ પસાર કર્યું છે. આ નવા કાયદાની રૂએ પુરૂષ મતદારોની સંખ્યા કુલ ૧,૨૨૫૦૦,૦૦ની થશે. ત્યારે સ્ત્રી-મતદારોની સંખ્યા કુલ ૧,૪૫,-૦૦૦,૦૦ની થશે. સ્ત્રીઓની લડતનો આ કાયદો વિજયસ્તંભ બનશે. ( ૨ ) ઇંગ્લાંડમાં કુલ ૧૯૯૨ સ્ત્રીઓ મેજીસ્ટ્રેટ તરીકે નીમાઇ છે.

કુદરતની સત્તાઃ ઇંગ્લાંડની મીસ સીલ્વીઆ પેન્ખર્સ્ટે સ્ત્રીઓની સ્વાતંત્ર્ય-લડત માટે જણીતી છે વર્ષો સુધી એણે એ લડતમાં આગેવાનીભર્યો ભાગ લીધો છે. કાયદેસર લગ્ન કરી ધુંસરીમાં પડવાની અને માતૃત્વનો બોજો ઉઠાવવાની તે વિરોધી હતી, પણ આખરે કુદરતની સત્તા આગળ તેણે નમતું આપ્યું. સ્ત્રીમાં રહેલા માતૃત્વના કુદરતી અંશે જોર કર્યું અને તે એક પુરૂષ સાથે ગાંધર્વ લગ્નથી ( કાયદેસર લગ્નથી નહિ ) જોડાઇ. પરિણામે તેને એક પુત્ર થયો છે, અને તેનું નામ તેણે રીચર્ડ કેર પેથીક પેન્ખર્સ્ટ પાડયું છે. તે કહે છે કે એક બાળક મેળવવાની તેને ઘણા સમયથી ઇચ્છા હતી પણ લડતના કામમાંથી તેને નવરાશ મળતી નહિ. હવે એ લડત ફતેહમંદ થઇ છે. એટલે તેણે પોતાની લાંબા સમયની ઇચ્છા પાર પાડી છે.

પ્રેમલગ્નો! ઇંગ્લાંડના કહેવાતા પ્રેમલગ્નો છુટાછેડાના મુકદમાપાંજ પરિણમતા જણાય છે. ૧૯૨૨ થી અત્યાર સુધીમાં નીચે પ્રમાણે અરજી કોર્ટને થઇ હતીઃ

| વર્ષ. | અલગ રહેવા માટે | છુટાછેડા માટે. |
|---|---|---|
| ૧૯૨૨ | ૧૨૭૫૧ | ૨૫૦૬ |
| ૧૯૨૩ | ૧૨૭૩૮ | ૨૭૬૨ |
| ૧૯૩૪ | ૧૨૭૩૮ | ૨૯૧૧ |
| ૧૯૨૫ | ૧૩૩૫૩ | ૨૯૭૩ |
| ૧૯૨૬ | ૧૩૯૬૬ | ૩૫૪૮ |
| ૧૯૨૭ | ૧૪૧૦૦ | ૩૯૧૩ |

ચાલુ ૧૯૨૮ ના વર્ષમાં છુટાછેડાની અરજીઓનો આંકડો ૫૦૦૦ ઉપર જશે એવી આશા રખાય છે।

વૃદ્ધ લગ્ન! લંડનની પોલીસ કોર્ટમાં જેમ્સ સારથોક અને તેની પત્ની સામે એક ડેવીસ નામના

માણસે ફરિયાદ માંડી ડેવીસ જોસફની ૧૮ વર્ષની પુત્રીને પરણવા માંગે છે; ડેવીસની ઉમ્મર ૪૨ વર્ષની છે, પણ છોકરી પરણવા ઉત્સુક છે. માબાપ વાંધો લેતા હતા, અને છોકરીને ઘરમાંથી પણ કાઢી મૂકી હતી. તે બાર મહિનાથી ડેવીસ સાથેજ રહેતી હતી કોર્ટમાં છ માસ પ્હેલાં આ અરજી થયેલી પણ છોકરીની નાની ઉમ્મર જોઇ કોર્ટે પરવાનગી આપી ન હતી. હવે પરવાનગી આપી છે. હિંદમાં માબાપો ઘરડા વર સાથે પરાણે પરણાવે છે; ઇંગ્લાંડમાં છોકરીઓ જાતે વૃદ્ધોને પરણવા ઉત્સુકતા બતાવે છે।

**અનાવ્યા:** વોટફર્ડમાં સ્ત્રીઓના પગની ઘુંટીની હરિફાઈ થઈ હતી. ૨૦૦ સ્ત્રીઓએ એ હરિફાઇમાં ભાગ લીધો હતો. હરિફોને પડદા પાછળ ઉભા રાખ્યાં હતાં, ફક્ત તેમના પગનો નીચેનો ભાગ દેખાય એવી રીતે. એ માટેનો નિર્ણય કરનારા ન્યાયાધીશોએ ત્રણ જણને પસંદ કર્યાં. પડદો ઉંચકતા જણાયું કે એ ત્રણમાંથી બીજા અને ત્રીજા ઇનામ માટે પસંદ થયલા પગ પુરૂષોના હતા. તેઓ રેશમી મોજા અને ઉંચી એડીના બુટ પ્હેરી અંદર દાખલ થઇ ગયલા।

**પતિની ક્રુરતા:** ડેલ્ટીંગના પાદરી રવરંડ જોન મેકલેરન વીલ્સનની પત્નીએ તેના પતિ ઉપર ફરિયાદ માંડી છે. પતિએ તેના માથા પર ઘા કરી નાંખી દીધી અને મારી નાખવાની ધમકી આપી સંકેત મુજબ દરરોજ સવારે શયનગૃહનો બારી ઉઘાડી એક સખીને પોતે જીવતી છે એવી ખબર આપતી. પરણ્યા ત્યારથીજ મારફાડ ચાલતી. હિંદમાંજ ફક્ત પતિદેવોની જોહુકમી ચાલે છે એમ માની લેવાની ભૂલ કોઈ ન કરે।

**વેલ્સમાં બાળલગ્ન:** દક્ષિણ વેલ્સમાં કોલસાની ખાણોમાં કામ કરતા કામદાર વર્ગની સ્થિતિ બહુજ કફોડી છે. ગરીબાઇ બહુ ભયંકર રીતે પ્રવર્તે છે. પરિણામે છોકરીઓ નાની ઉમ્મરમાં પરણે છે યા રખડુ બને છે. ભુખમરાને કારણે ચીના અને બીજા પરદેશી ખલાસીઓની તે પત્ની બને છે. ૧૬ વર્ષની અંદરની અનેક સ્ત્રીઓ માતા બની હોય છે; ઘણા પુરૂષો પણ એજ ઉમરે પિતા બને છે. બાળલગ્ન ફક્ત હિંદમાંજ નથી।

**મીસ ગ્લીટઝનો વિજય:** ઇંગ્લીશ ખાડી તરી જનાર મીસ મરસીડીઝ ગ્લીટ્ઝે જીબ્રાલ્ટરની સામુદ્રધુની તરવાનો પ્રયત્ન પ્હેલાં કરેલો પણ નિષ્ફળ નીવડેલી. ફરી એ પ્રયત્ન કરી સાડાબાર કલાકમાં એ પટ તે તરી ગઈ છે. પોલોમાસ ટાપુ (યુરપને કિનારે) થી પાણીમાં પડી તે મોરોક્કો (આફ્રિકા) ને કાંઠે બહાર નીકળી હતી.

**સોનાનો ચાંદ:** ગર્ટન કોલેજની વિદ્યાર્થીની મીસ જી. એ નેર્ન યુનીવરસીટીમાં ગ્રીક-લેટીન સાહિત્યના અભ્યાસમાં પ્રથમ નંબરે આવતાં ચાન્સેલરનો સોનાનો ચાંદ જીતી ગઈ છે. મીસ નેર્નની ઉમ્મર ૨૧ વર્ષની છે. આ ચાંદ બીજીવાર એક સ્ત્રીને મળે છે.

**કવિતા માટે** મીસ ગર્ટરૂડ ટ્રેવેલીઅનને ન્યુડીગેટ ઇનામ મળ્યું છે. મીસ સેડવીલ-વેસ્ટને હોથનડન ઇનામ સો પાઉંડનું મળ્યું છે.

**છુંદારૂં:** બર્કનહેડની મીસ કેથેરીન સ્ટીઅર નામે ૨૦ વર્ષની વયની છોકરીને ટ્રંક ચલાવવાના આરોપસર કોર્ટમાં ઉભી કરી હતી. એક વર્ષ પ્હેલા એની મા મરી ગઈ ત્યારથી એણે આ ધંધો માંડ્યો છે. ડાકટરે તપાસ કરી જણાવ્યું કે તેનામાં પુરૂષના લક્ષણો વધારે છે.

**કોનો વાંક?** હમણાં હમણાં પ્રીન્સ ઓફ વેલ્સ ઘોડાપરથી પડી ઇજા પામ્યાના સમાચાર વારંવાર મળતા રહ્યા છે. એના કારણ તરીકે જણાવાય છે કે પ્રીન્સને વખાણનારી ઘણી સ્ત્રીઓ ટોળે મળી બુમો ને તાળીઓ પાડતી તેથી ઘોડો ભડકતા અને પ્રીન્સ પડી જતા. એમાં વાંક કોનો? ઘોડાઓનો, ઘોડે બેસનારનો કે બુમો પાડનાર સ્ત્રીઓનો?

**રાજકારણ અને સ્ત્રીઓ** વિષે લખતાં મ. લોર્ડ કર્ઝનના પુત્રી લેડી સીન્થીઆ મોસલી જણાવે છે કે સ્ત્રીઓના સંપૂર્ણ અને સુખી ગૃહજીવન માટે ત્રણ બાબતો જરૂરની છે: (૧) પતિ, (૨) બાળકો અને (૩) ઘર. પતિ સારૂં કમાઇ શકે અને સર્વનું પોષણ કરી શકે, બાળકોને સારી રીતે ઉછેરી શકાય અને રહેવાને સારાં ઘર મળી શકે. એ ત્રણે બાબતો મેળવવા માટે સ્ત્રીઓએ રાજકીય ક્ષેત્રમાં-જાહેર જીવનમાં પડવું જોઇએ.

**તમાકુના વ્યસનમાં:** ગ્રેટબ્રિટનમાં પ્રતિ વર્ષ ૧૬૦૦૦૦૦૦૦૦૦ સીગારેટનો ધુમાડો થાય

છે. લડાઇ દરમિયાન સ્ત્રીઓને પણ એ ટેવ લાગુ પડી છે. અત્યારે બીજા કોઇ પણ દેશની સરખામણીમાં બ્રિટિશ સ્ત્રીઓ વધારે સીગારેટો પીએ છે.

**રાજકારણમાં:** કન્ઝર્વેટીવ પક્ષ માટે સ્ત્રીઓએ કરેલી મદદની કદર તરીકે એ પક્ષના ડેપ્યુટી પ્રીન્સીપલ એજન્ટ તરીકે મીસ મારજોરી મેકસીઅની નીમણુક કરવામાં આવી છે. આવો ઓદ્ધો મેળવનાર એ પ્રથમ જ મહિલા છે.

**બ્રિટિશ સ્ત્રીઓનો ઠરાવ:** હિંદની સ્ત્રીઓ રાજકીય પ્રગતિ અને સમાજ સુધાર માટે પ્રવૃત્તિ કરી રહી છે તે માટે સહાનુભૂતિ દર્શાવતો અને સ્વરાજ્યના હિંદી અભિલાષો માટે વિશ્વાસ પ્રકટ કરતો ઠરાવ ઇંગ્લાંડના વિધવિધ સ્થળોના મંડળોએ પસાર કર્યો છે.

**જાનો 'જવે' લગ્ન:** લાયથામની મિસિસ ઇલીઝાબેથ વ્હાઇટસાઇડ ૭૪ વર્ષની છે અને ૧૬ છોકરાની મા છે. એ બાઇએ મી. રીચર્ડ વોટસન નામે ૬૬ વર્ષના એક ગૃહસ્થ સાથે હમણાં ફરી લગ્ન કર્યાં છે. વરરાજાનું પણ આ બીજીવારનું લગ્ન છે.

**મિસિસ પૉલ ડ્રુપુય** માંદગીને બિછાને પડ્યાં પડ્યાં ટેલીફોનની મદદથી ત્રણ છાપાં ચલાવે છે. એ છાપાં તેમના સ્વર્ગસ્થ પતિનો વારસો છે. એક દૈનિક છે; બીજાં બે અઠવાડિક સચિત્ર પત્રો છે. ત્રણેનો ફેલાવ લાખોની સંખ્યામાં થાય છે.

**મુસોલીનીની જોહુકમી:** ઇટાલીના કર્તાહર્તા મુસોલીનીએ એવો હુકમ કાઢ્યો છે કે કોઇએ જર્મન ભાષા બાળકોને શીખવવી નહિ. ટીરોલનો પ્રદેશ પ્હેલાં જર્મન મુલક હતો; છેલ્લાં યુદ્ધને પરિણામે તે ઇટાલીના તાબામાં આવ્યો છે. ત્યાંની સ્ત્રીઓ પોતાના બાળકોને જર્મન ભાષા શીખવતી તે માટે તેમના પર કામ ચલાવી દંડ કર્યો છે. કેટલાને પોતાના જર્મન નામ બદલી ઇટાલીઅન નામ રાખવાનો કોર્ટે હુકમ કર્યો છે।

**પોપનો વિરોધ:** ઇટાલીની સ્ત્રીઓએ કસરત અને રમતગમતોનું મોટા સમય પ્હેલાં પ્રદર્શન કર્યું હતું. કેથોલીક પંથના વડા ધર્મગુરુ પોપે આ માટે સખત વિરોધ ઉઠાવ્યો છે. પણ તેમના કહેવામાં વિરોધાભાસ જણાય છે. એક તરફથી તે ઇચ્છે છે કે સ્ત્રીઓ બળ અને ખુબસુરતી મેળવે અને બીજી તરફથી આવી બાબતોનો વિરોધ કરે છે।

**વિચિત્ર ન્યાયઃ** લીપઝીગની સુપ્રીમ કોર્ટે એક છુટાછેડાના મુકદ્દમાનો નિર્ણય આપ્યો છે ૩૫ વર્ષનો એક મરદ એક સ્ત્રીને પરણ્યો. બાઇએ પોતાની ઉમ્મર ૪૦ વર્ષની જણાવી હતી. પાછળથી જણાયું કે તે ૪૪ વર્ષની છે. પતિદેવે છુટાછેડા માગ્યા. કોર્ટે જણાવ્યું કે ૩૫ વર્ષના પુરૂષ માટે ૪૪ વર્ષની પત્ની બુઢ્ઢી ગણાય; પત્ની પોતાથી નવ વર્ષ મોટી છે જાણી પુરૂષના હૃદયને ધક્કો લાગે !

**નોર્વેમાં** સ્ત્રીઓ અને પુરૂષો માટે નીતિના બે જુદા જુદા ધોરણ હોવાથી ખળભળાટ મચ્યો છે. પોલીસે એક નામચીન હોટલ પર દરોડો પાડી અનેક સ્ત્રીઓને પકડી હતી જ્યારે પુરૂષોને જવા દીધા હતા. આથી સ્ત્રી-પુરૂષોની એક જંગમ સભાએ નીતિનું સરખું ધોરણ માંગવા ઠરાવો પસાર કર્યા છે.

**ગ્રીસના પ્રધાન મંડળમાં** મીસ ફીનીરી નીમાયા છે. એક ખાતાના વડા તરીકે ઓદ્ધો મેળવનાર એ પ્રથમ જ મહિલા છે.

**પ્રોફેસરઃ** બેલગ્રેડની યુનીવરસીટીમાં તત્વજ્ઞાનના પ્રોફેસર તરીકે મીસ ઝેનીઆ આટાનાસ્યુવીચની નીમણુંક થઇ છે. આ યુનીવરસીટીમાં પ્રોફેસર તરીકે નીમાનાર એ પ્રથમ મહિલા છે.

**પ્રેમીને માટેઃ** ઑટો બ્રોન નામના માણસને રાજદ્રોહના આરોપસર એક વર્ષથી મોઆબીટ જેલમાં ત્યાંની સરકારે નાંખેલો. ઑલ્ગા બેનારીઓ નામે તેની વીસ વર્ષની પ્રેમિકાએ કાવતરું રચી જેલ તોડી અને જેલના અધિકારીઓને મારી પોતાના પ્રેમીને તે લાવી ગઇ છે.

**તુર્કસ્તાનમાં** પ્હેલીવાર એક મહિલા વકીલાતના ધંધામાં દાખલ થઇ છે. એક મહિલાને લશ્કરમાં દાંતના ડૉકટર તરીકે પદવી મળી છે. ઘણી સ્ત્રીઓ ડૉકટર થવા માટે તાલીમ લઇ રહી છે. પણ હજી સ્ત્રીઓને મતાધિકાર નથી મળ્યો.

## અમેરિકા.

**"લેડી એડીસન"** અમેરિકાના પ્રખ્યાત શોધક એડીસનના નામથી આખેજ લોક અજાણ્યું હશે. હમણાં વિધવિધ જાતની શોધ કરી પેટન્ટ મેળવવા માટે મીસ બ્યુલા હેનરી દેનારી સારી

જાણીતી થઇ છે કે ઘણાંખરાં તેને "લેડી એડીસન"ને નામે ઓળખે છે. એ બાઇએ અત્યાર પહેલાં ૪૩ પેટન્ટ મેળવ્યાં છે. એની શોધો મોટે ભાગે ઘરગથ્થુ ઉપયોગની વસ્તુઓને લગતી છે, જેથી ગૃહિણીની ઘણી હડાફૂટ અને સમય બચી જાય.

**ધારાસભામાં:** યુનાઇટેડ સ્ટેટ્સની ધારાસભાઓ માટે આ વર્ષે ઘણી જાણીતિ મહિલાઓએ ઉમેદવારી કરી છે. મતાધિકારના કાયદામાં ફેરફાર થયો પછી જાહેર નોકરીમાં પણ ઘણી સ્ત્રીઓ દાખલ થઇ છે. ૧૨૬ ધારાસભામાં છે; રજીસ્ટ્રાર, સ્કુલ સુપ્રીન્ટેન્ડન્ટ, કોરોનર વગેરે ખાતાઓમાં અનેક સ્ત્રીઓ કામ કરી રહી છે.

**પ્રેમીને ખાતર:** ન્યુયોર્કની જાણીતી અને ધનવાન નવલકથાકાર મિસિસ મેરી હીલ્ટન વોર્સની પુત્રી મેરી એલન પોતાના પ્રેમીની નજીક રહેવા માટે ફ્રાંસ જવા સ્ટીમરમાં છૂપાઇ બેઠી હતી. એનો પ્રેમી મી. હયુલેટ ફ્રાંસ જતો હતો. બંનેના લગ્ન બરકરીથે સ્ટીમરમાં થયાં.

**રંગના ઝેરનો ભોગ:** ન્યુયોર્કના એક ઘડીઆળોના કારખાનામાં પાંચ છોકરીઓને ઘડીઆળોના ડાયલ રંગવા નોકરી રાખેલી રંગ સુકાઇ ન જાય માટે પીછી વારંવાર મોઢામાં નાંખવી પડતી. રંગના ઝેરની અસરથી તેમના શરીર હાડપીંજર બની ગયાં. પરિણામે તેમણે કંપની સામે નુકસાનીનો દાવો માંડયો હતો. ધારાના હિમાયતીએ એક્ષ રેના ફોટોગ્રાફ કોર્ટમાં બતાવી રંગથી માંસ કેવી રીતે ખવાઇ જાય છે તે બતાવતાં હાજર રહેલા લોકો હેબતાઇ ગયા હતા.

**પત્ની કે પતિ નહિ જોઇએ:** કેલીફોર્નીઆ યુનીવરસીટીના એક પ્રોફેસરે ત્યાંના ૮૦૦ વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓને આ પ્રમાણે કેટલાક પ્રશ્નો પૂછયા: "ધારો કે તમે એક ઉજ્જડ ટાપુ પર જતા હો તો તમારી સાથે કોને લઇ જશો ? કઇ વસ્તુ સાથે રાખશો ? રાંધવા માટે કયું વાસણ લઈ જશો ? કયું પુસ્તક લઇ જશો ?" એમાંના જે અપરિણિત હતા તેમણે પોતાના પ્રેમીજનને સાથે લઇ જવા ઇચ્છા બતાવી પણ પરિણિતમાંથી કોઇએ પતિ કે પત્નીને સાથે લઇ જવાની મરજી ન બતાવી ! ૬૦૦ જણે સાબુ સાથે લઇ જવા ઇચ્છા બતાવી. રાંધવા માટે તપેલી લઇ જવાનો જવાબ એમાંના ઘણાંએ આપ્યો. ધર્મ અને તત્વજ્ઞાનના વિષયોના પુસ્તકોને વધારે પસંદગી મળી.

**મીસ મેયોના દેશમાં:** અમેરિકાનાં મહુંમ કોન્સલ-જનરલ મી. જે. પીઅરપોન્ટ એડવર્ડઝની વિધવા પત્ની પોતાના બટલર જેમ્સ બર્ડન સાથે પરણી છે. બાઇની ઉમ્મર ફકત ૭૩ વર્ષની છે, અને નવા પતિની ઉમ્મર ૪૩ વર્ષની છે. બાઇને છોકરાંને ઘેર છોકરાં છે.

**વેસ્ટ વર્જીનીઆની** ધારાસભામાં મિસિસ હાવર્ડ હાર્પર નામે એક નીગ્રો મહિલા પોતાના પતિની જગ્યાએ નીમાયાં છે. યુનાઇટેડ સ્ટેટસની ધારાસભામાં નીમાનાર એ નીગ્રો જાતિની પ્રથમ મહિલા છે.

**બ્રાઝીલના** રીઓ ગ્રાન્ડ ડૉ નોર્ટ પ્રાંતના ગવર્નર લા માર્ટીને સ્ત્રીઓને મતાધિકાર આપ્યો છે. આનું અનુકરણ બ્રાઝીલના બીજા પ્રાંતો કરશે એવી આશા રખાય છે.

**સૈન્યમાં:** જેઉ ઝોટા નામે એક મેકસીકન સ્ત્રી દસ વર્ષ સુધી સૈન્યમાં રહી હતી પણ કોઈ તેને સ્ત્રી તરીકે ઓળખી શકયું ન હતું. હમણાં એક પીઠામાં બીજા એક સૈનિક સાથે મારામારી થતાં તેને પકડવામાં આવી ત્યારેજ તે સ્ત્રી છે એમ જાહેર થયું. સ્ત્રીઓ માટેના કેદખાનામાં એને રાખવાનો હુકમ થતાં એ ભારે ગુસ્સે થઈ અને કેદખાનાના સર્વ અધિકારીઓ સાથે કુસ્તી કરી પોતાનું પૌરુષ સિદ્ધ કરવાનું તેણે આવ્હાન દીધું !

**આર્જેન્ટાઇનમાં** મીસ કુક્સુરીએ ખેતીવાડીના એન્જીનીઅર થવાની પરીક્ષા પસાર કરી છે. એ પરીક્ષા પસાર કરનાર એ પ્રથમ મહિલા છે.





# નોંધ.

**બ્હેનોના આશીર્વાદ.**

પ્રોફેસર કર્વેના નામથી ભાગ્યે કોઈ અજાણ્યું હશે. તા. ૧૮મી એપ્રીલે તેમની ૭૦મી વર્ષગાંઠ ઠેકઠેકાણે ઉજવવામાં આવી હતી. સમાજ સુધારક અને સ્ત્રીઓની સ્વતંત્રતાને માટે લડનાર તરીકે પ્રો. કર્વેનું નામ હિંદુસ્થાનના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાશે. નિડરતા નિઃસ્વાર્થ વૃત્તિ, અને અડગપણાને લીધે તેઓ આટલા ફતેહમંદ નીવડયા છે. પુનર્લગ્નના તેઓ હિમાયતી હોવાથી બોલનાર નહિ પણ કરી બતાવનાર તરીકે તેમણે પોતે પુનર્લગ્ન કરી લોકોને દાખલો બેસાડયો છે. તેઓ નાનપણથીજ ઘણા ખંતીલા અને ઉદ્યોગી હતા. પુનાનું વિધવા આશ્રમ અને યુનીવરસીટી તેમની અથાગ મહેનતનુંજ પરિણામ છે. એક આદર્શ વિધવાશ્રમ કાઢી તેમણે સ્ત્રીજાતિને ઋણી કરી છે. ત્યાં તેઓ વિધવાઓને ઉચ્ચ અને સ્ત્રી-ઉપયોગી શિક્ષણ આપી સમાજ સેવિકા બનાવે છે, અને તેમનામાં સ્વતંત્રતાના બીજ રોપે છે. સંસાર સુધારો કરવો હોય તો વિધવાઓ સાથે લગ્ન કરવા જોઇએ એવો ઉપદેશ હમેશાં બધાને આપે છે. આના ઉપરથી તેઓ બીજા હિંદુઓ જેવા સાંકડા વિચારના નથી એ બતાવી આપે છે. તેઓ એટલા સ્વાર્થત્યાગી છે કે સ્ત્રીઓના ઉદ્ધારને માટે આખી જીંદગી અર્પણ કરી ચાળીસ રૂપીઆના નજીવા પગારપર પોતાનો નિર્વાહ કરે છે. હિંદને આવા સ્ત્રીઓના હક્કને માટે લડનાર વીર નરોની ઘણી જરૂર છે. પ્રભુ ! એમને લાંબુ આયુષ્ય બક્ષે એવું ઇચ્છીએ છીએ.

**સમાન હક.**

અખિલ હિંદ સ્ત્રી કેળવણીની બીજી પરિષદ આ વર્ષે દીલ્હીમાં મરાઠ વારસા હિસ્સાના હતી. તેના ઠરાવને વધુ ટેકો આપવા માટે ૧૧મી એપ્રીલે સ્ત્રીઓની એક જાહેર સભા મેજીસ્ટીક સીનેમામાં બોલાવવામાં આવી હતી. હાજરી આપનારી બ્હેનોની સંખ્યા એટલી મોટી હતી કે એના ઉપરથી જણાઇ જ આવે કે સ્ત્રીઓમાં હવે જાગૃતિ આવી છે અને સરખા હકકોને માટે લડવાને તેઓ તૈયાર થઇ ગઇ છે. મુંગા બેસી રહીને કોઇ પણ જાતની ચળવળ કર્યા વગર તેમનો ઉદ્ધાર થવાનો નથી એવું તેમને ભાન થયું છે. એ મીટીંગમાં બાળલગ્ન અને છોકરીને પીતાની મીલ્કતમાં ભાગ મળવો જોઇએ એ વિષય ઉપર વધારે લક્ષ આપવામાં આવ્યું હતું.

બાળલગ્ન અટકાવવા માટે હીંદુ સમાજમાં પ્રયત્નો થઇ રહ્યા છે એટલુંજ નહિ પણ વડી ધારાસભામાં પણ આજે કેટલોક સમય થયા ધાંધલ મચી રહી છે. બાળલગ્નથી થતા ગેરફાયદાને અંગે લોકો સમજતા થયા છે ખરા પણ સમાજની રૂઢીઓની સામે થવાનું માનસિક બળ મેળવવાનું ભાગ્ય હજી હીંદીઓ પ્રાપ્ત કરી શક્યા નથી. જો તેમ હોત તો હરબીલાસ શારદા જેવા સમાજ સુધારકને સમાજનું આ કલંક દૂર કરવાને આટલી મુશ્કેલી નડત નહિ. અત્યાર સુધી સ્ત્રીઓ આટલી પછાત રહી તેનુંજ આ પરિણામ છે. બાળલગ્નથી છોકરા કરતાં છોકરીઓને વધારે ખમવું પડે છે એ જો મોટે ભાગે બેરાંઓ સમજતાં હોત તો બાળલગ્નનો રીવાજ ઘણા વરસો પૂર્વે નાબુદ થયો હોત. સ્ત્રીઓને વૈધવ્યમાં દુઃખી થતી જોવી અને કેવળ લગ્નનો લ્હાવો લેવા ખાતર પોતાની પુત્રીઓને પરાધિનતામાં મુકી દેવી એ ઘાતકીપણું નહિ તો બીજું શું ? નહિ એમને બાપની પુંજીમાં ભાગ કે નહિ એમને વિદ્યાદાન. દરેક સ્ત્રી સમાજે મીટીંગ ભરી બાળલગ્ન

બંધ કરાવવાની હીમાયત કરવી જોઇએ. પછી કોઇ સ્રીઓની ઇચ્છાનો અનાદર કરી શકશે નહિ.

હિંદુ સમાજ સ્રીઓને રૂઢીની સાંકળોથી જકડી લે છે એટલુંજ નહિ પણ કાયદા પણ સ્રીના હિતની આડે આવે છે. બાપની મીલ્કતનો વારસ છોકરોજ થઇ શકે, છોકરીને લગ્નના ખર્ચ ઉપરાંત ફુટી બદામ પણ ન મળે. એ અન્યાય નહિ તો બીજું શું ? એ અન્યાય છોકરીઓ ક્યાં સુધી સહન કરી લેશે ? છોકરો જો નાપાક થાય અને આખી મીલ્કત ફના કરી નાખે તો માબાપ મુંગે મોઢે સહન કરી લે પણ છોકરી સુમાર્ગે વાપરે તોપણ તેને અમુક ભાગ આપવાની ઉદારતા માબાપ ન બતાવી શકે એ કઇ જાતની કઠોરતા ? આવો પક્ષપાત બીજી કોઈ કોમોમાં નથી અને હિંદુઓમાંજ રહે તેનું કંઇ કારણ સમજાતું નથી. મુસલ્માન જેવી અશિક્ષિત કોમ પણ બૈરાંઓ તરફ ન્યાયની દ્રષ્ટિએ જુએ છે. પણ હીંદુઓનેજ સમદ્રષ્ટિની કંઇ પરવા હોય એમ લાગતું નથી. છોકરીઓ કમાવા જતી નથી તેથી બાપની મીલ્કતમાં તેમને છોકરાઓ જેટલોજ હક્ક મળવો જોઇએ. જો બૈરાંઓ પાસે પૈસા હોય તો તેમના ધણી તેમના ઉપર જુલ્મ ગુજારવાનું ભુલી જાય અને સ્રીઓને સ્વતંત્રતા મળે. જો બૈરી વિધવા થાય તો તેના ધણીની મીલ્કતમાંથી અમુક ભાગ તેને મળવો જોઇએ વિધવા થતાં બૈરાંઓને ધણીના પૈસા તેમજ બાપના પૈસા મળે તો તેમને ઓશીઆળું જીવન ગાળવું ન પડે. પૈસાના અભાવે નિરાધાર બનેલી વિધવાઓ આત્મઘાત કરવાને પ્રેરાય છે તે કોનાથી અજાણ્યું છે ? આર્થિક સ્વતંત્રતા મળવાથી વિધવા સ્રીઓને સમાજ સેવાના અને દેશોપયોગી કાર્યો કરવામાં પોતાની જીંદગી અર્પણ કરવાની તક મળશે. ઘણા માણસોને શંકા છે કે છોકરીઓને પૈસો આપવાથી તેનો દુરૂપયોગ થશે આ શંકા તદન પાયા વગરની છે. ગૃહતંત્રના ખજાનચીને પૈસો કેમ વાપરવો એ ન આવડે એ કેમ બની શકે ? જો સ્રીઓ એવી ખર્ચાળ હોય તો દરેક મધ્યમ વર્ગના કુટુંબને દેવાળુંજ કાઢવું પડે.

આ હક્ક મેળવવા માટે પુરજોશથી લડત ચલાવશું ત્યારેજ આપણો વિજય થશે. ફક્ત મુંબઇમાંજ નહિ પણ ગામડે ગામડે ભટકીને સ્રીઓને આ કાયદાથી થતા ફાયદાઓનું ભાન કરાવશું ત્યારેજ બધા બૈરાંઓ એક અવાજે આ હક્કની માંગણી કરશે. એક નહિ પણ અનેક મીટીંગો મુંબઈમાં ભરાવાની જરૂર છે. આપણા હિતની આ વાત છે તેથી આપણે ઘેર મુંગા બેસી રહેવાને બદલે આપણે પોતે જ આ ચળવળને પ્રોત્સાહન આપવું એવો નિશ્ચય દરેક સ્રીએ કરી લેવો જોઇએ. ધારાસભાના બીન-સરકારી સભાસદોને સમજાવી શકીએ તો સરકારને પણ નમ્યા વગર છુટકો ન થાય. અમે આશા રાખીએ છીએ કે સ્રીઓ આ દીશામાં સંગીન કાર્ય કરી પોતાની પરતંત્રાની બેડી તોડવા બહાર પડશે.

**મજુર સેવાર્થે ગુજરાતી બ્હેન.** શ્રીમતી મણીબ્હેન કારા આજકાલ પાંચેક વર્ષ થયાં નાયગામ તથા તારદેવ ઉપરની મજુર ચાલોમાં મજુર બાળકોના શિક્ષણનું કાર્ય કરી રહ્યા છે. તેઓ એપ્રીલની ૧૬મી તારીખે મજુર સેવાની



શ્રી. મણીબ્હેન કારા

દ્રષ્ટિએ વધુ અભ્યાસ માટે વિલાયત ઉપડી ગયા છે. એમના આ કાર્યનો ઉલ્લેખ કરતાં એમ લાગે છે કે આપણી કેળવાએલી ગુજરાતી બ્હેનો આવા

કાર્યોમાં રસ લેવી થાય તો યુરોપ અને અમેરીકાની મીશનરી સંસ્થાઓને આપણા અહિંના આ કાર્યો હાથમાં લેવાની જરૂર ન રહે. રાષ્ટ્રજીવનના આ પ્રકારના કાર્યો પણ જો બ્હેનો નહિ ઉપાડી લે તો કયાં આરો આવશે ? અમદાવાદનાં અનસુયાબ્હેન પછી આ કાર્યની દ્રષ્ટિએ થોડે ઘણે અંશે મણીબ્હેન દ્વારા બીજા ગુજરાતી બ્હેન કહી શકાય. એમનો આ પ્રવાસ વધુ સફળ નીવડો એજ અંતિમ શુભેચ્છા.

**સમાજસેવા શિક્ષણ વર્ગ.**

અત્યારે રાજકીય તેમજ સામાજીક ચળવળમાં સ્રીઓની પણ મદદની ખાસ જરૂર છે, એ તો હવે સર્વમાન્ય વાત છે. હિન્દુ સ્રીઓએ પણ દેશસેવાના કાર્યોમાં આગળ પડતો ભાગ લેવા માંડયો છે. મુંબઇમાં જે અનેક આશ્રમો અને સંસ્થાઓ છે તેમાં સ્રીઓ કેટલું ઉપયોગી કામ કરી રહ્યાં છે તે જાણીતું છે. મુંબઇ જેવાં મ્હોટાં શહેરમાં સંસ્થાઓ માટે કેળવાયલાં, સમાજ-સેવાનું શિક્ષણ પદ્ધતિસર પામેલા બ્હેનોની માગણી દિન પ્રતીદિન વધતી જાય છે. ઘણાં બ્હેનો જેમણે કાલેજ ત્યા સ્કુલનો અભ્યાસ પુરો કર્યો હોય છે, ને દેશસેવાનું કાર્ય લેવાની હોંસ હોય છે, તેઓને કાર્યમાં માર્ગદર્શક તરીકે સમાજ-સેવાનું શિક્ષણ થોડું ઘણું પણ મળ્યું હોય તો તેઓ પોતાનું કામ વધારે સફળતાથી કરી શકશે.

આ જરૂરીઆત પુરી પાડવા માટે મુંબઇમાં એક સમાજ-સેવા શિક્ષણ વર્ગ ખોલવામાં આવ્યો છે. આર્થીક તેમજ સામાજીક શાસ્રને લગતું થોડું જ્ઞાન તેમજ સમાજની સ્થિતિ ને તેને સુધારવાના ઉપાય બાબત અહીં ભાષણ અપાય છે ભાષણની સાથે સાથે જુદી જુદી સંસ્થાઓની મુલાકાત લેવી, ગરીબ તેમજ અનાથ વર્ગોમાં ફરી તેઓની સેવા કરવી, તેમજ બીજાં અનેક સેવાના કાર્યનો મ્હાવરો મેળવવાનો ક્રમ રાખ્યો છે. આ વર્ગ દરેક કોમની કેળવાયલી બ્હેનો માટે ખુલ્લો છે મીસ તારાબાઇ તીલક, બી. એ. (સોશીયલ સ્ટડી ડીપ્લોમા, બર્મીંગહામ) ના દેખરેખ નીચે મુંબઇમાં યુનીવર્સીટી સેટલમેન્ટ, વાછાગાંધી રોડ, ગામદેવી ઉપર આ વર્ગ ચાલે છે.

જુનની ૧૧ મી તારીખથી ટર્મ શરૂ થાય છે. ટર્મની શરૂઆતથી સ્કોલરશીપો આપવામાં આવે છે. દસ મહિનાના અભ્યાસની ફી ત્યા બોર્ડીંગના ખર્ચ પૂરતી આ સ્કોલરશીપો છે.

અરજી આપનાર બ્હેને મેટ્રીકની પરીક્ષા પાસ કરી હોવી જોઇએ. મેટ્રીક પાસ કરી ન હોય પણ જો મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હોય તો ચાલશે. આ સમાજ-સેવાના શિક્ષણનો અભ્યાસ અંગ્રેજીમાં હોય છે એટલે મેટ્રીક સુધી અભ્યાસ કરવાની જરૂરીયાત છે. વર્ષ દરમિયાન વર્ગમાં જે થીઓરેટીકલ તેમજ પ્રેક્ટીકલ કામ શીખવવામાં આવે તે કરવા ઉપરાંત, વિદ્યાર્થીનીએ સોશીયલ સર્વીસ લીગ તરફથી જે અક્ટોબરમાં સોશીયલ ટ્રેનીંગ સર્ટીફીકેટની પરીક્ષા લેવાય છે તેમાં બેસવું પડશે.

જેને આ વર્ગમાં દાખલ થવાની ઇચ્છા હોય તેમણે મીસ તારાબાઇ તીલક, યુનીવર્સીટી સેટલમેન્ટ, વાછાગાંધી રોડ, મુંબઇ, એ સરનામે અરજીઓ મોકલવી.

**વીમેન્સ ઇન્ડીયન એસોસીએશન**

વિમેન્સ ઇન્ડીયન એસોસીએશનનો વાર્ષિક ઉત્સવ એપ્રીલની ૯મી તારીખે મદ્રાસમાં ઉજવવામાં આવ્યો હતો એ સંઘની ૭૨ શાખા છે, અને બધા મળીને તેના ૪૦૦૦ સભાસદો છે. એ મંડળ કેટલું સંગીન કાર્ય કરે છે તે વિષે એના વધતા જતા સભાસદોની સંખ્યા ઉપરથી આપણે અનુમાન બાંધી શકીએ એમ છીએ એ સંસ્થા દ્વારા સામાજીક સુધારા થાય છે એટલું જ નહિ પણ રાજકીય પ્રવૃત્તિમાં પણ સ્રીઓ અગ્રગણ્ય ભાગ લે છે. એ સંસ્થાના રીપોર્ટ પરથી જણાય છે કે સાત સ્રીઓ દેશી રાજ્યો અને બ્રીટીશ-રાજ્યની ધારાસભામાં વિરાજે છે. લોકલ બોર્ડ અને સેનેટના પ્રતિનિધિઓ અને ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે ૯૦ મહિલાઓ કામ કરે છે. આના ઉપરથી એટલું પુરવાર થાય છે કે કેટલાક બોલાઓ સમજતા થયા છે કે ઘર એજ માત્ર સ્રીઓનું કાર્યક્ષેત્ર નથી. પોતાની શક્તિ મુજબ કોઇએ કેળવણીનું કામ ઉપાડયું છે તો કોઇએ સંસાર સુધારામાં રસપૂર્વક ભાગ લીધો છે; કોઇ કાયદા ઘડવામાં શામેલ છે તો કોઇ તેમનો અમલ કરવામાં ગુંથાએલા છે. આવું દરેક જાતનું

કામ સ્ત્રીઓ ઉપાડી લેશે ત્યારેજ સ્વરાજનો માર્ગ સરળ થશે.

દેવદાસીની પ્રથા (મદ્રાસમાં ધર્મને નામે છોકરીઓ પાસે વેશ્યાનો ધંધો કરાવે છે તે) બંધ કરાવવાને માટે આ સંસ્થા તરફથી જબરો પોકાર કરવામાં આવ્યો છે; આ વરસના ઉત્સવમાં બાળ-લગ્ન અટકાવવા વિષે અને સ્ત્રીઓને વારસાનો તેમજ પોતાના ભરણપોષણનો હકક મેળવવા માટે ઠરાવો પસાર થયા હતા મીસ મેયોની અતિશયોક્તિને માટે સખત વિરોધ પણ દર્શાવવામાં આવ્યો હતો.

મદ્રાસની સ્ત્રીઓ બીજાં બધા શહેરોની સ્ત્રીઓ કરતાં જનહિતના અને દેશહિતના કાર્યોમાં આગેવાનીભર્યો ભાગ લે છે આશા છે કે બીજા શહેરોની સ્ત્રીઓ મદ્રાસી બેનોનું અનુકરણ કરશે અને આ મંડળની શાખાઓમાં જોડાઇને સંગીન કામ કરશે. એક બીજાના સહકારથીજ સ્ત્રીઓની ઉન્નતિ થઇ શકે માટે સ્ત્રીઓએ બીજી કામ કરતી બહેનોને ખરા દીલથી અને હૃદયથી મદદ કરવી જોઇએ. મદ્રાસની બહેનોને પગલે ચાલી સરખા હકકોના લડત આપણે ચલાવશું ત્યારેજ આપણો ઉદ્ધાર સંભવિત છે. બીજા દેશોની સ્ત્રીઓ આપણા કરતાં આટલી આગળ વધેલી છે તેનું કારણ એજ કે પોતાની ગુલામગીરીનું તેમને ભાન થયું અને તે સ્થિતિ સુધારવાને માટે તેમણે પ્રયત્નો આદર્યા. પરિણામે ટર્કી જેવા પછાત દેશમાં પડદાનો ખરાબમાં ખરાબ રીવાજ નાબુદ થયો. સ્ત્રીઓ સામાજીક પ્રશ્નોની ગુંચ ઉકેલી બેસી ન રહી પણ રાજદ્વારી બાબતોમાં પણ પુરૂષોના જેટલા હકક મેળવીને કેટલીક સ્ત્રીઓ મોટા હોદ્દા મેળવવાને, ફતેહમંદ થઇ છે. આવો વખત આપણે પણ પુરૂષોની સહાયતા વિના આવી સંસ્થાઓમાં કામ કરી બનતી ત્વરાથી લાવવાનો છે. મીસીસ એની બીસેન્ટે તેમના ભાષણમાં કહ્યું હતું કે સ્ત્રી એ એક શક્તિ છે. હવે આપણે ઉમદા કામ કરી બતાવી આપણી આ શક્તિનો પ્રભાવ બધા પર પાડવાનો છે. આપણા દેશની સ્વતંત્રતાની લડતમાં આપણે પણ આપણો ફાળો આપવો પડશે, માટે અમારી એજ અરજ છે કે દરેક સ્ત્રીએ એ માટે લાયકાત મેળવી તૈયાર થઇ જવું જોઇએ અને એ આદર્શ પુરો પાડવાને અત્યારથીજ સંકલ્પ કરી લેવો.



## બાળક ?

જોલો (ફીલીપ્પાઇન ટાપુ)માં એક ભીમકાય બાળક પેદા થયું છે. ૭મે મહિને તેનું વજન ૧૫૦ રતલ હતું. એક વારના ભોજન માટે તેને ૧૦ રતલ ચોખા જોઇએ છે. આ બાળક પ્રભુનો અવતાર છે એમ લોકો માને છે અને તેને ભેટ ધરી પૂજા કરે છે.

## અજીરણનો ઉપાયઃ લગ્ન !

લંડનના એક ડૉકટર જણાવે છે કે ત્રીસ અને પચાસ વર્ષની વચ્ચેની ઉમ્મરના કુંવારાં સ્ત્રી પુરૂષો એજ ઉમ્મરના પરણેલાં સ્ત્રી પુરૂષો કરતાં અજીરણથી વધારે સંખ્યામાં પીડાય છે. કારણ માટે તે કહે છે કે કુંવારા સ્ત્રી પુરૂષો એકલા જમતા હોવાથી તેઓ ઝડપથી ખોરાક લે છે જે તેમને પચી શકતો નથી. વળી રાંધનાર પણ ભાડુતી હોય એટલે ખોરાક કાચો પાકો રહે. અજીરણ નાબુદ કરવા માટે તે પરણી જવાની સલાહ આપે છે !



ગરીબાઈ

આર્ટ સોસાયટીના પ્રદર્શનમાં સોનાનો ચાંદ મેળવનાર મિસિસ ગોમીસનું ચિત્ર

ઉમ્મરની (૧૮ વર્ષની ઉપરની ઉમ્મરની) બહેનો ત્યારે જેટલી બને તેટલી વધુ સંખ્યામાં સહીઓ કરાવી અમને નીચે જણાવેલે સરનામે બનતી ઉતાવળે મોકલી આપશો. તમારી જાતિના રક્ષણનો આ સવાલ છે માટે જરાય આળસ ન કરશો અને સહીઓ કરી કરાવી અમને તુરતજ મોકલી આપશો.

એ ખરડામાં જે બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે તે નીચે પ્રમાણે છે:

( ૧ ) આ કાયદો હિંદની સર્વ કોમોને લાગુ પડશે.

( ૨ ) કન્યા માટે લગ્નનું વય ૧૪ વર્ષનું અને વર માટે લગ્નનું વય ૧૮ વર્ષનું ઠરાવ્યું છે. એથી ઓછી ઉમ્મરે લગ્ન કરાવનાર ગુન્હેગાર ઠરે.

( ૩ ) કન્યાની ઉમ્મર ૧૪ વર્ષથી ઓછી હોય અને વરની ઉમ્મર ૧૮ વર્ષથી વધુ હોય પરંતુ ૨૧ વર્ષથી ઓછી હોય તો એવા વરને દંડની સજા જ થશે.

( ૪ ) કન્યાની ઉમ્મર ૧૪ વર્ષથી ઓછી હોય અને વરની ઉમ્મર ૨૧ વર્ષથી વધારે હોય તો એવા વરને દંડ અને કેદની યા બેમાંથી ગમે તે પ્રકારની સજા થશે.

( ૫ ) કાયદાએ ઠરાવેલી હદથી ઓછી ઉમ્મરે જે લગ્ન થયાં હોય તેવાં લગ્નના વિધિ કરાવનાર પણ ગુન્હેગાર ગણાઇ સજાને પાત્ર ઠરે છે.

( ૬ ) કાયદાએ ઠરાવેલી હદથી ઓછી ઉમ્મરે લગ્ન કરાવનાર કન્યા અને વરનાં વાલી કે માબાપ પણ ગુન્હેગાર ગણાઇ સજાને પાત્ર ઠરે છે.

૧૦૫, ગીરગામ બેક રોડ,
મુંબાઇ, ૪.

લી.
તંત્રીઓ, " ગુણસુંદરી "

# આપણા પ્રાંતમાં સ્ત્રીઓનો કાર્યપ્રદેશ.

( ભગિની સમાજે મંગાવેલા નિબંધોમાં બીજું ઇનામ મેળવનાર નિબંધ )

લેખિકાઃ સૌ. વિનોદિની રમણલાલ યાજ્ઞિક, બી. એ.

( ગયા અંકના પૃષ્ઠ ૭૨૫ થી ચાલુ )

દેશના સુધારાનો આધાર માતા ઉપર છે. અજ્ઞાનથી માતા પોતાનાં બાળકોના શત્રુની ગરજ સારે છે. બાળક માતાનાં ગુણાવગુણનું અનુકરણ કરતાં જલદી શીખે છે. સ્ત્રી જાતિના ભૂષણરૂપ મનાતાં, કોમળતા, ઋજુતા વગેરે ઉત્તમ ગુણોની છાપ કેળવાયલી માતા બાળકોના 'કેમેરા' જેવા હૃદયમાં સારી પાડી શકે છે. નાસ્તિ માતૃઃ સમો ગુરુઃ। શિવાજીના વિજયનું કારણ માતૃ કેળવણી જ હતું. ઊંટવૈદોની પાસે દવા કરાવવાથી જેમ ભયંકર પરિણામ આવે છે તેમજ અજ્ઞાન માતાના હાથમાં ઉછરતાં રત્નો મૂકવાથી થાય છે. બાળકરૂપ વૃક્ષોને નીતિના વાતાવરણમાં, પવિત્રતાના જળથી, કર્તવ્યનું ખાતર પૂરી, ઉછેરવાં.

બાળકનો સાચો શિક્ષક માતા જ છે. કેળવણીનો સમય બાળવય છે, અને ખરી કેળવણી બાળક ગર્ભમાંથી જ લેવી શરૂ કરે છે. અભિમન્યુના સાત કોઠાનું જ્ઞાન જાણીતું છે. જન્મ્યા પછી આસપાસનું અવલોકન, તેમાં તેનો રસ એ ગૃહકેળવણીનું બીજું પગથીયું. જ્યારથી બાળકની બુદ્ધિનો ઉદય થાય ત્યારથી માતા તેને ગૃહકેળવણી આપી 'બાલમંદિર' જેવી સંસ્થામાં મૂકી શકે. અર્વાચીન વિદ્વાન શિરોમણીઓ ગોખલે, રવીન્દ્રનાથ, દાદાભાઈ, ગાંધીજી, વગેરે જેમણે દેશસેવા, સ્વધર્મ, તથા સ્વાત્મોદ્ધાર કર્યો છે અને જે હાલમાં કરી રહ્યા છે, તેનું કારણ બાળવયે બીજરૂપે નાખેલા સુસંસ્કારોનું જ ફળ છે. સૃષ્ટિક્રમમાં બાળકોનું મહત્વ ઘણું છે. એજ આપણી ભવિષ્યની આશા અને કીર્તિ છે. નાનપણથીજ માતા તેને જેમ કેળવે છે, તેવી તેની નીતિ, બુદ્ધિ અને ઉન્નતિનું બંધારણ બંધાય છે.

'બાળક માત્રમાં દિવ્ય ઇશ્વરી અંશ છે. તે અંશ જો ખીલે નહિ તો તેની માતાની કેળવણીનીજ ખામી. તે દિવ્ય અંશ ઉત્તરોત્તર ખીલવવો એજ મનુષ્યજીવનનો ઉદ્દેશ છે. ભ્રાતૃભાવનો પાઠ શીખવવો. દરેક દેશના ઇતિહાસપરથી માલમ પડશે કે દેશની ઉન્નતિ તેની પ્રજાની ગૃહકેળવણીનેજ આભારી છે. કુટુંબપ્રેમ, મિત્રતા, નીતિમય વર્તન, સત્ય, આત્મસંયમ, શૂરવીરતા, પ્રજાના ધર્મ, નાગરીક ધર્મ વગેરે શીખવીને ઉત્તરોત્તર બાળકોને ઉંચે ચઢાવવાં. સ્વદેશસેવા, દયાભાવ, પ્રામાણિકતા, પરસ્પર પ્રેમભાવ વગેરેનાં બીજો હૃદયમાં રોપાવી શકાય. લોર્ડ બ્રોહેમ કહે છે, 'બાળક દુનિયાના પદાર્થના ગુણદોષનું તથા પોતાના અને પારકાના મનનું જ્ઞાન જેટલું ખરી વયમાં મેળવે છે તેટલું જ્ઞાન આખી જીંદગીના બાકી વખતમાં મેળવી નથી શકતું. આ વખતમાં જે જે જ્ઞાન તે મેળવે છે અને જે જે વિચારો તેના મનમાં

પડાય છે તે એટલા અગત્યના હોય છે કે પાછળથી ભૂંસી નથી જવાતા.'

"પ્રભુનો આદેશ છે કે પ્રાણખર્ચી પુત્ર સરજવા, ને પુત્રને પીયુષ પાઈ મહાભાગ મનુષ્ય ખીલવવા. પ્રભુવિહોણા જનકુલમાં બાળક પ્રભુનો પયગમ્બર છે, જડ જેવી પૃથ્વીના પાટલે ચેતનના ફુવારા છે; જયભર નવ વર્ષની વાદળીઓ છે; મનુકુલના ભંડાર છે."

માતા એટલે દેશોદયની જીવનમૂર્તિ, સંસ્કૃતિની ઉન્નતિ. જે જે દેશોમાં માતા કુટુંબ-વત્સલ છે, કર્તવ્યપરાયણ છે, ને ધર્માચરણ સ્વભાવથીજ કર્યે જાય છે તે દેશમાં નિરંતર સુખ, સમૃદ્ધિ ને શાંતિનો નિવાસ છે. ગૃહિણી એટલે ઘરની શોભા, માતા એટલે દેશની પ્રભા. માતા ભાવિની વિધાતા દેવી છે. માતાના સચ્ચરિતની ઉંડી છાપ પુત્રીપર પડે છે, પુત્રામાંથી માતા જન્મે છે, અને એક કુટુંબમાંથી અનેક કુટુંબો થાય છે. પ્રેમધર્મની ઉચ્ચ ભાવનાઓ વિકાસ પામતી વિસ્તરે છે; તથા દેશનું ભાવી ઉજાળણું ને આદર્શ ઉજ્જ્વળ થાતું જાય છે.

'પતિપત્નીના સ્નેહ જીવનમાં દંપતિ ધર્મની કલ્યાણવાસના પોષાય છે. એ દંપતિધર્મના કલ્યાણપાલનમાં ગૃહરાજ્યનું બંધારણ બંધાય છે અને એમ ગૃહજીવન-કલાની ખીલવણીમાં સમાજની ઉન્નતિ સધાય છે.' અન્યોન્યની ન્યુનતા પૂરતાં દંપતિ પ્રેમનો પ્રકાશ સંસાર વ્યવહારમાં રેડી રેલાવી માની પોતાની પદવી તથા પિતાના ગરવા સ્થાનનું ગૌરવ પામી પમરાવી, સંસારમાં સ્વર્ગ વસાવે છે. દેશની ઉદય વિભૂતિઓના અંશ રૂપી સ્નેહ સમૃદ્ધિની સામગ્રી સ્વદેશહિતમાં સમર્પી દેશસેવાના મહામંત્રની સંસ્કૃતિને રેલાવતી રહે છે; અને જનસમાજને સ્વાત્માર્પણનો ધર્મ સમજાવી ઉન્નતિ અંગમાં પાવન થવા પ્રવૃત્તિશીલ બનાવે છે.

આધુનિક યુરપની મહત્તા પણ ત્યાંની સ્ત્રીઓની સત્તાનેજ આભારી છે. દેવહૂતિનો પુત્ર-કપિલ, સાંખ્ય રચનાર એ કપિલનું જીવન ઘડનાર તેની માતા, મનુની પુત્રી અને કર્દમ-ઋષિની પત્ની હતી. શંકરાચાર્યે પ્રાપ્ત કરેલી વિદ્વતા તેમની માતા વિશિષ્ટાને જ આભારી હતી:

અધૂરી હો, અધૂરી છે, એટલી એકલી ઋચા,
અહો હે ધરતી માતા, ભલે માર્તંડ હો ઉચા!

પ્રતાપગઢના પહાડી કિલ્લામાં, જીજીબાઈનું ભવાનીનું મંદિર જોતાં શિવજીને તેમણે જીવનના કેવા અમીરસ પાયા હશે, કેટલું વીરત્વ અને આધ્યાત્મિક બળ પ્રેર્યું હશે તેનો સહજ ખ્યાલ આવી શકે છે. જન્મ આપી સુંદર સંસ્કારોથી માતા પુત્રોને ઉછેરે છે. Abbot કહે છે, 'Honours to Cordelia, to the mother of Napoleon',-ધન્ય છે એ વીરાંગનાના કોર્ડેલીઆને-નેપોલીઅનની માતાને!

**સમાજસેવા-જાહેરજીવનઃ ગૃહની બહારનો પ્રદેશ.**

અત્યાર સુધી આપણે પત્નીધર્મ, ગૃહિણીધર્મ તથા માતૃધર્મની વાતો કરી પણ, એ બધા ધર્મો ગૃહના પ્રદેશમાં જ બજાવવાના છે. સ્ત્રીના ધર્મો અથવા તેનું કાર્યક્ષેત્ર શું આટલેથી જ સમાપ્ત થાય છે? ના, નહિ જ. સ્ત્રીનું કાર્યક્ષેત્ર ગૃહથી શરૂ થતાં આગળ ઘણું વિસ્તાર પામી શકે છે, પણ તેનું પ્રમાણ તો દરેકની અનુકૂળતા ઉપર આધાર રાખે છે. વળી બધાનામાં સરખી શક્તિ પણ નથી હોતી.

સ્ત્રી પુરૂષ ઘર માંડે છે તે સંસારની વચ્ચે-વગડાને આરે નહિ. સંસારમાં જીવન ગાળતી વખતે આપણે અન્ય સંસારવાસીઓના હક

જાળવવાના છે અને આવી રીતે સ્ત્રી જાતિને સમાજ-સેવિકા અથવા “સંસારિણીધર્મ” (કવિના શબ્દોમાં) પ્રાપ્ત થાય છે. જે સમાજ આપણું રક્ષણ કરે છે, ભૂતકાળનો બધો સંચય આપણી પાસે મૂકે છે, જે સંસારવાસીઓ આપણી મુશ્કેલીઓમાં મદદ કરે છે, તે સંસારીઓ તરફ આપણો ધર્મ છે. જે કેળવણી આપણે લીધી તેને વધારે લાભદાયી કરવી. સમાજ અનેક રીતે આપણી સુશ્રુષા કરે છે, આપણે સમાજની કરવી. સમાજના વડીલો તરફ પુત્રી ભાવ, સમાન વયી તરફ ભગિની ભાવ, ન્હાનેરાં તરફ માતૃ ભાવ, એજ આપણી સમાજ સેવા. જે ભાવથી પુત્રી તરીકે કુટુંબમાં વિચરીએ છીએ તેજ ભાવે સંસારમાં વિચરવું.

અત્યારે આપણે ત્યાં ચારે તરફથી દાવાનળ સળગે છે. બાળલગ્ન, લાજ-પડદા, દેવદાસી, અને ગણિકાઓ, જ્ઞાતિબંધનો, પુરુષના અનેક વારનાં લગ્ન, અજ્ઞાન, પરરાજ્યની ગુલામી—એવા એવા કુરિવાજો જ્યાં સુધી આપણે ત્યાં છે ત્યાં સુધી આપણા દેશને બીજા દેશ કદી માન નહિ આપે. બીજા દેશો આપણા આવા શરમભરેલા રિવાજો સામે તિરસ્કાર-ભર્યું હાસ્ય કરે છે, માટે આપણે જલદી છુટવું જ જોઇએ. બહાદુરીથી છતાં કુળ-મર્યાદાથી સામે થવું. ગૃહજીવનમાં જરૂર પડ્યે સ્ત્રીએ સત્યાગ્રહ કરવો.

સ્ત્રીનામાં હમેશાં પ્રેમ-ભાવ વિશેષ હોય છે. તેમજ દયાભાવ, ઉદારતા, તથા પરોપકારનાં કામ કરવાની વૃત્તિ પણ તેમનામાં બળવાન હોય છે. આ તેમના સદ્‌ગુણોથી સ્ત્રીઓ પત્ની તેમજ માતાના કર્તવ્યો ઉપરાંત જનસમાજની સેવા કરી શકે છે. તમામ પ્રાણી પર પ્રીતિ રાખવી, તેમના સંકટનું નિવારણ કરવું, પારોઠીઓ તેમજ અનેક નિરાધાર બ્હેનોની, દેશના લાચાર મનુષ્યોની તેમજ નિરાધાર બાળકોની સંભાળ રાખવી, એવાં કામો સ્ત્રી સારી રીતે કરી શકે.

જનસમાજનાં એક અંગ તરીકે સ્ત્રીનાં કર્તવ્યો છે, અને જેને ગૃહમાં વધારે નવરાશ મળે છે તેમણે એ કામ વિશેષ કરવાં જોઇએ. હાલમાં આપણે સંખ્યાબંધ સ્ત્રી શિક્ષિકાઓ, સ્ત્રી ઉપદેશકો, સ્ત્રી ડાક્ટરો, સૂતિકાઓ અને પરિચારિકાઓની જરૂર છે. આવી સ્ત્રીઓ દેશમાં કેળવણીનો પ્રચાર કરી, ગામડામાં પણ બ્હેનોના જીવન સંસ્કારી બનાવી શકે. શ્રી. સરોજિની નાયડુએ પણ કહ્યું છે કે ‘ સ્ત્રીની સહાયતા વિના તમ્હારી કોન્ફરન્સો ને કોંગ્રેસો નિષ્ફળ થવાની. સ્ત્રીનો હાથ જે પારણું ઝુલાવે છે તેની જ આ દુનિયા પર સત્તા છે એ અંતિમ સત્ય છે.

પુરુષો પોતાના ધંધામાંથી રાજ્ય વખત મેળવી શકે છે તો સ્ત્રીઓ કેમ ન મેળવી શકે ? જાહેરજીવન એટલે પોતાના ગામના, પ્રાંતના કે આખાયે દેશના લોકોનાં દુઃખ અગવડોનો વિચાર કરી તે દૂર કરવાના ઉપાયો શોધવા. સમાજના તેમજ રાજ્યના પ્રશ્નોમાં ભાગ લેવાથી સ્ત્રીઓની બુદ્ધિ વધારી, કસાશે, અને એવી બુદ્ધિનો લાભ ભાવી પ્રજાને મળશે. ખરેખરાં સાંસારિક કાર્યોમાં કે ગૃહજંજાળમાં પડી જ સ્ત્રીઓ રોકાયલી હોય છે કે જે જાહેરજીવનમાં ભાગ ન લઇ શકે. પરંતુ બીજાં બધાં જે નવરાશનો વખત પર ઘેર બેઠાંમાં કે નિન્દા કુથલીમાં ગાળે છે તેમને તો સમાજ સેવાનો જરૂર વખત મળે. વિધવાઓ અને સંતતિ વિનાની સ્ત્રીઓ અથવા ધનિક વર્ગની સંતતિવાળી સ્ત્રીઓ જેમને ત્યાં નોકર ચાકરની પુષ્કળ છૂટ હોય સમય મળે છે. કે

સર્વે આવાં કાર્યોમાં સારો ભાગ લઈ શકે. કેટલાક સાંસારિક રીતરીવાજોમાં સમયનો ઘણો વ્યય થાય છે, તેથી તે દૂર કરવા.

ઘણીવાર તો પુરુષોજ સ્ત્રીઓને ગૃહકાર્યમાં વધારે રોકી રાખે છે; તેથી પુરુષોએ પોતાની જરૂરીઆત ઓછી કરી સ્ત્રીઓને વિશેષ સ્વતંત્રતા આપવી. પરંતુ બાળઉછેરનો વખત માંથી કાપકૂપ નથી કરવાની, કારણ કે આ ઉછેર ઉપરજ ભવિષ્યનો આધાર છે.

**લોકહિત** ને **સમાજસેવા** માટે જેમ બને તેમ વધારે બ્હેનોએ બહાર આવવું જોઈએ; ગાંધીજીની ચળવળે સ્ત્રીઓ પાસે ભયંકર અને સાહસિક આત્મત્યાગના દૃષ્ટાંતો સમાજ પાસે રજુ કરાવ્યાં છે. મહાસભાના સભ્યો તરીકે ખાદી વેચવાને, 'તિલક સ્વરાજ્ય ફાળો' ભેગો કરવા, કેટલી બધી બ્હેનોએ ઉત્સાહથી કામ કર્યું હતું ! સ્વયંસેવો તરીકે કાબદાના સવિનય ભંગના સંગ્રામમાં કેટલી સ્ત્રીઓ ઘુમતી !

ઘણીવાર બધા પ્રશ્નો કરે છે કે: પ્રાચીન સમયમાં સેવા ન હતી ? અત્યારેજ કેમ આ પ્રશ્ન ઉભો છે ? પણ પહેલાં સંયુક્ત કુટુંબો હતાં. જીવનની હાડમારી ન હતી, ક્ષેત્ર નાનાં હતાં, કાર્ય પ્રમાણે વર્ણાશ્રમ હતા, ગ્રામ્ય જીવન હતું, એટલે શાન્તિ અને સાદાઈ હતાં તેમજ જીવનપ્રવૃત્તિ પણ ઔદ્યોગિક ન હતી. હવે શહેરી જીવન, સાંકડા ગીચ રસ્તા, ઉભરાયેલી વસ્તી બધું થયું છે, માટેજ સમાજ સેવાની જરૂરીઆત વધારે છે. પહેલાંના વખતમાં સ્ત્રીઓ ગૃહમાં રહ્યે રહ્યે અનેક જાતની સેવા કરી શકતી, પરંતુ હાલના વખતમાં તો સ્ત્રીને ઘરમાં બેસી રહ્યે ચાલે તેમ નથી.

સેવા માટે **નીતરતું હૃદય** અને **નિષ્કામ સેવા** જરૂરની છે; ધૈર્યબળ, જ્ઞાન તથા પ્રેમ પણ જોઈએ. સમાજની પ્રગતિ સાધવામાં જેને અનુકૂળતા હોય તેણે થોડે અથવા વધારે અંશે સહાયક બનવું. કાર્યો શોધવા જરૂરી. પુરુષોની બેદરકારીને લીધે સ્ત્રીઓ પોતાના કાર્યો ભૂલી છે અને તેનું ભાન કરાવવા માટે સમાજ ઉભી થઈ છે. હવે **વસુધૈવ કુટુમ્બકમ** એવો વિશાળ મત રાખી દેશસેવા કરવા તત્પર થવું. બાળલગ્ન, કન્યાકેળવણી બાળમરણ, સુવાવડખાતાની દેખરેખ, અશક્ત નિસ્તેજ બાળકો,—એ બધા પ્રશ્નો સ્ત્રીઓએજ ઉપાડી લેવાના છે.

તન, મન, ધનથી સેવા કરવી. ગરીબો [illegible] તરફ લાગણી રાખી, સેવાના માર્ગો: [illegible] તેમનાં ઘરો તપાસી, [illegible] મીલોમાં જઈ તેમનાં બાળકની સંભાળ લેવી. મ્યુનીસીપાલીટીને તંદુરસ્તી-ખાતા માટે સૂચના આપવી. ગંદાં હોય તેમને સુઘડ કરો. તેમને માટે ગામ બહાર હવાખાવાના સ્થળો (sanitariums) કરો. તેમનો સહવાસ રાખો. તેમને માટે દવાખાના, ઉદ્યોગગૃહો વગેરે કાઢો. પહેલાં ગરીબ ખાસ એ દુઃખ ન હતું, કારણ કે ખેતીવાડી ઉપર બધો આધાર હતો. પણ હવે પશ્ચિમની સાથે સંબંધમાં આવતાં હુન્નર ઉદ્યોગ વગેરે છે અને પરિણામે લોકો અજ્ઞાન રહે છે. અને ચોરી વગેરે પાપો પણ કરે છે. તેઓ દારૂડીઆ થાય છે, જુગાર રમે છે. અનેક રોગથી હેરાન પણ થાય છે. તેમને આ સ્થિતિમાંથી ઉગારો. તેમને માટે હાજલ સમય કાઢો.

ગાંધીજી પણ બ્હેનોને પ્રાર્થના કરે છે: (૧) ગરીબવર્ગમાં જ્યાં અન્ન વસ્ત્રનાં સાંસા હોય ત્યાં રેંટીઓ દાખલ કરી ભુખમરો ટાળી તેમને સ્વાશ્રયી બનાવવાં (૨) જ્યાં જ્યાં ગલીયે ગંદકી હોય, રોગગ્રસ્ત સ્ત્રી બાળકો હોય, પતિત દશા હોય ત્યાં તેમને સંયમ, સ્વચ્છતા, આરોગ્ય ને વિશુદ્ધ જીવન ગાળવાનાં સાધનો

કરી આપી, તેમની સ્થિતિની રહેણી કરણીનું ભાન કરાવવું. (૪) જ્યાં જ્યાં જ્ઞાન–પ્રચારની આવશ્યકતા હોય, અભિલાષા હોય ત્યાં જ્ઞાન પ્રચારમાં જરૂરી સાધનો પૂરાં પાડવા માટે પ્રયાસ કરવો... આ બધા માટે ભગિનીભાવ ને વિચાર વિનીમયની જરૂર છે. કૃત્રિમતા ન પેસી જાય તે ધ્યાનમાં રાખજો; તેથી ફળ નથી આવતું.

બીજું કાર્ય, વિધવાઓની સ્થિતિ સુધારવાનું છે. તેમને માનનીય અને પૂજ્ય ગણવી. ગરીબ વર્ગની વિધવાઓ તો કાંતીને, મહેનત મજુરી કરીને પોતાનું ગુજરાન ચલાવે છે. પરંતુ વચલા વર્ગની વિધવાઓ તો બેસી જ રહે છે. આવી વિધવાઓને સંસ્કારી તેમજ ઉત્સાહી કરવી તેમને સન્માન મળે, તેમ કરવું; એ પણ સમાજસેવા જ છે. અત્યારે ઘણી વિધવાઓનાં જીવન નિરાશાજનક થઇ જાય છે અને જેમ તેમ કરી જીવન પૂરું કરે છે. ઘણી વાર તો નવરાં બેસવાથી, ખરાબ વિચારો આવવાથી તેઓ ખોટે રસ્તે જાય છે. તેઓ જો ગૃહમાં બધું બરાબર સંભાળે, નાનાં બાળકોને યોગ્ય શિક્ષણ આપે, પડોશીઓને મદદ કરે, માંદાની સેવા કરે, તો તેઓ પણ સારું કામ કરી શકે.

બાળવિધવાનાં લગ્ન થવાં જોઇએ, અને મોટી વિધવાઓએ સંસ્થાઓમાંજ જોડાઇ સમાજસેવા કરી જોઇએ.

સમાજ તરફથી, આવી વિધવાઓની જીવન નભાવવા જેવી આર્થિક સ્થિતિ ન હોય તો તેમનું ભરણ પોષણ કરવું. એમના જીવન પ્રભાવશાળી થવા જોઇએ. હાલમાં તો ભિખારી વિના મૂલ્યની દાસી અને અપશુકનની ભાજ પ્રાણી થઇ પડે છે. કહે છે કે સાચી વિધવાઓ તો સંયમની પરાકાષ્ટા છે; સંયમની અવધિ છે, સેવાની સાક્ષાત મૂર્તિ છે આવી વિધવાઓ તૈયાર થાય અને સમાજસેવા કરે તો તેઓ બીજી અનેકને તૈયાર કરી શકે.

અનાથો અને અશક્તોની સેવા પણ કરવા જેવી છે. સંસારમાં અનેક ભિખારીઓ આંધળાં, લૂલાં વગેરે હોય છે, જેમનું કોઇ નથી હોતું. બાળકો પણ કેટલાંક એવાં હોય છે કે જેઓ ત્યજાએલાં હોય છે અથવા ભૂલથી જન્મેલાં હોય છે; અને જેમને માબાપના ઠેકાણાની પણ ખબર નથી હોતી. અનાથાશ્રમમાં આવાં બાળકો ઉછરે છે અને મોટાં થતે સારે રસ્તે પડી જાય છે, એ સારી વાત છે. અશક્તો–આંધળાં લૂલાં, મુગાં, બ્હેરાં, ક્ષય, સંકેરો, પક્ષઘાત વગેરે અનેક રોગોથી પીડીત માનવજાત હોય છે. આપણે તેમનાથી દૂર ન રહેતાં, તેમનો તિરસ્કાર ન કરતાં, તેમના ઉપર પ્રેમ લાવી તેમની બીજી શક્તિઓને ખીલવીને જગતના કાર્યોમાં ઉપયોગમાં લેવાં.

સેવાના ક્ષેત્રમાં પુરુષો કરતાં સ્ત્રીઓ નજીક જાય છે. ગમે તેવા સંકટમાં, ભયંકર કાળમાં, ધૈર્યથી, શાન્તિથી, પ્રેમથી, સેવા કરવાની અદ્‌ભુત શક્તિ સ્ત્રીનામાંજ છે. Wordsworth કહે છે:—

'A Perfect woman, nobly planned, to warn, comfort and command.'

તેવીજ રીતે કવિ Scott કહે છે:—

'When pain and anguish wring
the brow
A ministering angel thou!'

સ્ત્રીઓની આ સેવાશક્તિ તો મહાન વિગ્રહ, રોગ, દુકાળ, અને સમયે ખાસ જણાય છે. માનવજાતિનું તે કલ્યાણ કરી શકે છે.

હાથમાં ગરીબાઇ એ એક કમાણીનું સાધન થઇ ગયું છે, ઢોંગ વધી ગયા છે; તેથી પૈસાનું દાન તેમને ન આપતાં, તેમને માટે યોગ્ય ઉદ્યોગો શોધી કાઢી, તેમને માટે યથાશક્તિ સાધનો પૂરાં પાડી જ્હાંસુધી સેવા કરવી.

હાલના જમાનામાં સમાજસેવા સંસ્થા દ્વારા વધારે થઇ શકે છે. "સોશીઅલ સર્વીસ લીગ", પૂનાના કન્યાશ્રમમાં કામ કરતી બ્હેનો, મીસ કૃષ્ણાબાઇ ઠાકુ', સ્ત્રીમહાપાઠશાળામાં કામ કરનાર બ્હેનો, એ બધાં સારી સેવા કરે છે સંસ્થાઓ એ હાલના જીવનનું દર્પણ છે. સ્ત્રીઓમાં અજ્ઞાનપણું ઘણું છે. જ્ઞાનનાં કિરણો અજ્ઞાન દુર્ગને ભેદવાં લાગ્યાં છે. પણ હજી રહેજ વાર છે. પતિપત્ની વચ્ચે ઘણી અસમાનતા છે.

ગૃહજીવન ને સાર્વજનિક ઉભયના વિકટ ધર્મોનું યોગ્ય પાલન કરી મુબાઇની ગુજરાતિ મહિલાઓની કલ્યાણ પ્રવૃત્તિના પ્રણેતા—આત્મ સમાજ' 'હિન્દુ સ્ત્રીમંડળ'નાં ધુરંધર ભવ્ય જમનાબ્હેન, 'વનિતા વિશ્રામ' જેવી સંસ્થાને—લોકોપયોગી સંસ્થાને—જીવન અર્પી પોતાની અનાથ અવસ્થામાં પણ અનેકનું હિત કરનાર મ્હાનીબ્હેન ગજ્જર અને સ્વ. બાઇજી બ્હેન, યુનિવર્સીટીના ઉચ્ચ શિક્ષણનું તથા પદવીનું માન લઇને હવે સ્ત્રીજીવન, સમાજ, અને સાહિત્યના ક્ષેત્રોમાં પોતાની સેવા અર્પનાર બન્ને બ્હેનો—વિદ્યાબ્હેન તથા શારદાબ્હેન અને દક્ષિણ આફ્રિકાના શાન્ત વિગ્રહને સમયે વિકટમાં વિકટ કાર્યમાં પણ પોતાના પતિને પૂર્ણ ઉમંગથી સહચાર આપનાર કોમળ વીરતા તથા જ્વલંત પવિત્રતાની મૂર્તિ આપણા વીરનાયક ગાંધીજીના પત્નિશ્રી કસ્તુરબા, અં. સ્વ. મુક્તાયના બ્હેન, જે Nursing-(માવજત) માટે ઘણું અત્યારે કરી રહ્યાં છે—આવાં સ્ત્રી રત્નો જ ગુર્જર મહિલાની પ્રતિષ્ઠા અને ગૌરવની વૃદ્ધિ કરે છે.

આ ઉન્નતિનાં બે કારણો છે, સ્ત્રી પુરુષની સમાનતા અને વિદ્યા-કેળવણી. પશ્ચિમના તરંગોને લીધે તેમજ આપણે ત્યાં ફેરફારોને લીધે થયેલાં મન્થનો અને તેને લીધે થયેલું સ્ત્રીવર્ગમાં નવું જીવન. આપણી સંસ્થાઓ હજી કિશોરાવસ્થામાં છે. 'સેવાસદન,' 'વનિતા વિશ્રામ,' 'આર્ય સમાજ' 'મહિલા મંડળ' 'ભગિની સમાજ' 'મહિલા વિદ્યાલય' 'હિન્દુ સ્ત્રીમંડળ' વગેરે અનેક સ્ત્રી સંસ્થા અત્યારે સ્ત્રી-ઉપયોગી સેવા જુદી જુદી રીતે કરે છે. યોગ્ય કેળવણી આપી, સામાન્ય હિંદના પ્રશ્નો ચર્ચી, તે સંબંધી સભાઓ ચલાવી ઠેરઠેર ભાષણો તથા ઠરાવો પસાર કરી, સ્ત્રીઓને યોગ્ય તાલીમ આપવી. આ સંબંધી વિશેષ 'ભગિની સમાજ શું કરી શકે ?' તેનો વિચાર કરવાં જણાવીશ.

આ બધી ફરજો બજાવવા ઉપરાંત જે [illegible] ગુણો શક્તિ અને [illegible] રાષ્ટ્રસેવા [illegible] સ્ફૂર્તિ આપી હોય તો [illegible] એની બેસન્ટ અને શ્રીમતિ સરોજિની નાયડુ પોતાની ફરજ રાષ્ટ્ર તરફ અદા કરી રહ્યાં છે તેમ તેમને પગલે ચાલીને—મહાજનો યેન ગતા: સ પન્થા: —તેમનાં અનુકરણ કરીએ. તોરૂદત્ત, સરલાદેવી ચોધરી, સત્યબાળા જેવી વીર, રત્નરૂપ મહિલાઓ સુંદર કાર્ય કરે છે. જીવનસહચરી અને પ્રજાજનની તરીકે હિન્દની મહિલાઓ ભાવનાની સમીપ વધારે આવતી જાય એ ઇચ્છવા જેવું છે. અત્યારે પોતાને ઉચિત સ્થાનેથી ભ્રષ્ટ થયેલું એ સ્ત્રીત્વ, આપણી પુત્રીજાતી, સનાતન લોકભાવનાઓના શ્રેષ્ઠ તત્ત્વોની સાથે પશ્ચિમની વર્તમાન ભાવનાઓમાંથી શોધી કાઢેલાં જરૂર પુરતાં શ્રેષ્ઠ

કોઇનો કલેશ કંકાસ મટાડવામાં દિવસો વતાડે છે...

'ભગિની સમાજ' અત્યારે ઘણે સ્થળે શાખાઓ કાઢે છે. પણ હજી તેનો વિસ્તાર વધારે થઇ શકે, અને આમ સંસ્થાઓદ્વારા ગામડે ગામડે જ્ઞાનદીપ પહોંચાડે તો સુંદર કાર્ય થાય. આ બધી શાખાઓ તેમજ બીજી સંસ્થાઓ સાથે 'સમાજ' સહકાર કરે તો વ્યવસ્થા, સંસ્થામાં એકતા, અને તેનો ઉત્કર્ષ સારી રીતે થઇ શકે.

સંસ્થાના સંચાલકોએ સમજવું જોઇએ કે સંસ્થાદ્વારા તેમને જનસમાજની ઉન્નતિ માટે પોતાનો ફાળો આપવાનો છે. એમનામાં પણ શક્તિ છે, બુદ્ધિ છે, એમ સમજી યોગ્ય નિડરતા તેમનામાં આવે તોજ સંસ્થા કામની. માતૃભૂમિ અને દેશબન્ધુને માટે લાગણી થવી જોઇએ. એક નિશ્ચયી કામ કરવું, વારંવાર મળવું, દરેક ગામની સંસ્થા મુખ્ય સાથે એકત્રિત કરવી. અમ્હે એકજ વૃક્ષની શાખા છીએ એમ માની યથાશક્તિ સહાય કરી સંસ્થાઓને જીવન્ત રાખવી. પ્રભુપ્રેમ એજ જનસેવા. સહકાર વિના સંસ્થા નથી અને સંસ્થા વિના ઉદ્ધાર નથી'. દરેક સંસ્થા અમુક બાબતમાં speciality વિશેષતા સિદ્ધ કરે, પાછળથી તેવાંની દેખરેખનું કામ સંસ્થાઓના પ્રતિનિધીઓના બનેલા એક મધ્યસ્થ મંડળને સોંપી શકાય. આ મંડળ યુનિવર્સીટીની માફક માત્ર સિદ્ધાંતો નક્કી કરી કાર્યક્રમની યોજના ઘડી શકે. આવી રીતે સંસ્થાઓને આદર્શ બનાવી તે દ્વારા સમાજ સેવકો અને સેવિકાઓ ઉપયોગી કામ કરી શકે.

'સમાજ' હજી વધારે સંખ્યામાં સ્વયંસેવિકાઓ તૈયાર કરી શકે, કે જે અજ્ઞાન રોગ, દર્દ, મુર્ખાઇ, વ્હેમો, સામાજિક બદીઓ દૂર કરવા બનતી મહેનત કરે. આવી બ્હેનો 'મીશનરી બાનુ' માફક ઘેર ઘેર ફરી, સમભાવ અને મીઠાશથી બ્હેનોને સંદેશ સુણાવે, અને આમ બાળલગ્ન તેમજ બીજી રૂઢિઓ અને દુરાચારો દૂર કરી શકે, અનેક અજ્ઞાનના અંધકાર રૂપી કુવામાં ડુબી ગયેલી બ્હેનોને તારી શકે અને સ્ત્રીઓને આદર્શ ગૃહજીવન અને આદર્શ સમાજ-જીવન માટે તૈયાર કરે. તેમના પત્નીધર્મ, ગૃહિણીધર્મ, માતૃધર્મ, સંસારિણીધર્મ વિષે ખ્યાલ આપી દેશની ઉન્નતિ માટે સૌએ પોતપોતાનો શક્તિ પ્રમાણે ફાળો ભરવાનો છે એ સમજાવે; નવરાશનો સદુપયોગ, કાંઇક સ્ત્રી-ઉપયોગી વાંચન, ઘેંટીઆ વગેરેથી, કરતાં બતાવે.

ગાંધીજી પણ એજ કહે છે કે સ્ત્રીઓના પ્રશ્નોનો સ્ત્રીથીજ નીકાલ થઇ શકે. સાંસારિક રીવાજોની ખામીઓ દૂર કરી, રાજકીય પ્રશ્નોમાં આપણા દેશની જરૂરીઆતો વગેરે વિષયોનું ભાન કરાવી, સ્ત્રીઓમાં ચારેબાજુ જાગૃતિ ફેલાવવી એ આવી સમાજનું કાર્ય છે આપણે ત્યાં ૮૫ ટકા સ્ત્રી પુરૂષ એમ ને એમ પોતાનું નિર્જીવ જીવન આપણી 'ઢિલચાલેથી અલિપ્ત ગાળ્યાં કરે છે. સ્ત્રી પુરૂષો યોગ્ય ભાગ ભજવે છે ! બન્નેમાં કેળવણીનો અભાવ સરખો છે ! બન્ને એક બીજાનાં કાર્યમાં સહાય કરી રહ્યાં છે. બાકીના ફક્ત ૧૫ ટકા રહ્યાં ! પરંતુ ૮૫ ટકાના જીવનનો સંપૂર્ણ અભ્યાસ કરવો એ આવી સંસ્થાઓનું કાર્ય છે.

હિન્દુ ધર્મમાં સ્ત્રીઓને વિષે રહેલા આક્ષેપો દૂર કરવા માટે સંયમી સ્ત્રીઓની જરૂર છે. સ્ત્રીઓએ પુરૂષના દરેક કાર્યોમાં ભાગ લઇ, તેની સહચારિણી થવું: અને તેમના સ્વાભાવિક હક્કો દીપાવવા સારૂ વિદ્યાની તેમને ખાસ જરૂર છે. આઓને જ તેમની અવનતિનું ભાન કરાવવું. આ માટે સ્વયંસે-

વિકાઓએ કરવું અને જ્યાં બ્હેનોની અવદશા જુવે ત્યાં તેમને સમજાવી ઉંચા લાવવાં. સ્ત્રીઓ પુરૂષથી હલકી નથી તે એમને સમજાવવું. દંપતિની બાહ્ય પ્રવૃત્તિમાં પુરૂષ સર્વોપરી છે, પણ આંતર પ્રવૃત્તિમાં સ્ત્રીનું પ્રાધાન્ય છે, ને તેથી ગૃહવ્યવસ્થા વગેરેનું જ્ઞાન સ્ત્રીઓને જોઇએ. 'ભગિની સમાજ' નો કેળવણીનો ક્રમ આ વિચારો ને ઉદ્દેશીને ઘડાવો જોઇએ. અતિશય પછાત રહી ગયેલા વર્ગોમાં કેળવાયલી સ્ત્રીઓએ જાતે જઇને, પોતાને જે અનુભવપૂર્વક જ્ઞાન હોય તે સ્નેહપૂર્વક આપવું; જે જ્ઞાન પોતાને ન હોય તે મેળવવા યત્ન કરવો.

કેટલીકવાર તો પુરૂષોને પણ સમજાવવા પડે. આપણાં કાર્યો વડે લોકો ઉપર પ્રભાવ પાડવો. કેવળ બોલીને નહિ, મુંગા કાર્યને પ્રાધાન્ય આપવું ધર્મવૃત્તિનું મુળ આત્મભોગ કે આત્મજ્ઞાનમાં રહ્યું છે. સેવાભાવ હશે તો માર્ગ પ્રાપ્ત થઇ રહેશે.

સાધનો મેળવવાં જરૂરનાં છે. શાળાઓ કાઢવી, વ્યાખ્યાનો અપાવવાં, પરંતુ તે એકલાં કેટલીકવાર નિરસ લાગવાથી 'સીનેમા' જેવું કરીને તેમજ ચિત્રો દ્વારા 'Magic Lantern' દ્વારા–બતાવવામાં આવે, અને મુખ્ય મુદ્દાઓ સમજાવવામાં આવે તો વિશેષ રસ પડે. ઉત્સવો ઉજવવા, મહા પુરૂષોની જયંતિઓ, હરિકીર્તનો, મેળાવડાઓ, શારદુત્સવ (વડોદરા ને અમદાવાદમાં ઉજવાય છે તેવા), વાર્તાઓ અને નવરાત્રીના ગરબાઓ, એવું એવું થાય તો તેથી જીવનનો રસ પોષાય, કલા અને આનંદ પણ ભોગવી શકાય, અને જ્ઞાનનો પ્રચાર થાય.

Maternity સુવાવડખાનાં વિષે ખાસ પ્રવૃત્તિઓ થવી જરૂરની છે. Welfare Centres દ્વારા Red Cross Society થોડાં વર્ષોથી જે કામ કરે છે તે 'ભગિની સમાજ' ઉપાડી શકે. બાળકો તેમજ સુવાવડી બાઇઓ વિષે બનતી સંભાળ કેમ રાખવી, બાળકોને દુધ વખતસર ક્યારે આપવું, ચોકખાઇ અને સુઘડતા કેવાં રાખવાં અને દવા તથા આરોગ્યનું થોડું જ્ઞાન, વગેરે, ખાસ કરીને સપ્તાહ ઉજવીને 'સમાજ' આપી શકે આનાથી બાળમરણો અટકશે એટલુંજ નહિ પણ ભવિષ્યની પ્રજામાં નિર્ભયતા, સત્ય, ધૈર્ય, નમ્રતા, ન્યાયબુદ્ધિ, સરલતા, અડગતા વગેરે અનેક ગુણો કેળવાશે. માતાના જ્ઞાનનો લાભ પ્રજાને અવશ્ય મળવાનો, અને બાળકોનું મહત્વ સમજાશે, સ્ત્રીઓની તંદુરસ્તી સચવાશે, અને તેમનાં આયુષ્ય લંબાશે. મેલેરીઆ જેવા સાધારણ રોગો કેમ અટકાવી શકાય અથવા મટાડી શકાય વગેરે માટે કંઇક ઉપાયો સૂચવી શકાય. આ દિશામાં વડોદરામાં ગં. સ્વ. સુલોચના બ્હેન Nursing Classes માં બરાબર સ્ત્રીઓને કેળવીને બહુ સારૂં કામ કરી રહ્યાં છે.

માસિક પત્ર તેમજ હજારો પત્રિકાઓ મફત વહેંચવાથી લાભ થશે. અનેક ગરીબ બ્હેનોને આનંદ થશે; અને shows, exhibitions–પ્રદર્શનો મફત રાખવાથી તેમને જ્ઞાન પણ મળશે, તેમજ સંસ્કાર પોષાશે. આ બધા માટે તેમનામાં રસ ઉત્પન્ન કરવો અને તેમનું માનસિક વલણજ આ દિશા તરફ વળે એમ કરવું.

ગામડાઓમાં પણ સારી પુસ્તકશાળા ને વાંચનાલય થાય માટે સારાં પુસ્તકો ને પત્રો પહોંચાડવાં, કારણ કે ખાસ કરીને અત્યારે ત્યાં જ કેળવણી વધારે આપવા જેવી છે. શહેરની બ્હેનોએ અભિમાન ન રાખતાં ત્યાં જઇને ત્યાંની નિશાળો તપાસવી, શિક્ષિકાઓની સાથે હળીમળી તેમને શહેરમાં લાવી, બધું બતાવી, સમજાવી, બનતી અનુકૂળતાઓ કરી આપી તેમને સુધારવી.

પતિત બ્હેનોના ઉદ્ધાર માટે શાળાઓ કાઢવી જોઇએ. **સ્વયંસેવિકાઓ** ફરીફરીને બ્હેનોને સમજાવી અનેક જીવન નીતિને રસ્તે દોરી શકે. ' Brothels ' ની કરૂણ કથનીઓ મોજણી બહાર પાડે, તેમનાં દુઃખમાં બનતી સહાય કરી તેમને જોઇતી મદદ આપી તેમનો ઉદ્ધાર કરે, સમાજનાં પાપ પ્રાયશ્ચિત માટે જાહેર કરે, કાયદાકાનુનો સુધારવા માટે પ્રયત્નો કરે. આ ક્ષેત્રમાં ઘણું કરવા જેવું છે. ગાંધીજીએ પણ કંઇક કર્યું છે અને આવી બ્હેનો તરફ એ પોતે દિલસોજી બતાવે છે. હજારો બ્હેનો અત્યારે આ દુઃખમાં સડે છે, અને તેના નિસાસા સમાજ ને લાગે છે અને સમાજની અધોગતિ થાય છે.

ગૃહિણીઓ માટે રેંટીઓ દાખલ કરાવવો. ગરીબોની સેવા કેવી રીતે કરવી, અનાથ અશક્તોને કેવી રીતે દુઃખમાંથી છોડવવા, એ બધું ઉપર કહ્યું છે. ખાદી પ્રવૃત્તિ કરવાથી આબરૂ, આરોગ્ય અને ચારિત્ર્ય સંપાદન કરી શકાય છે. દુઃખી નિરાધાર, વિધવાઓ આ ધંધો લે તો તેમના ભરણપોષણ જેટલું કમાઇ શકે એટલુંજ નહિ પણ જીવનમાં કંઇક મઝાએ આવે; વિધવાઓની સ્થિતિ સુધારવા સંબંધી સમાજ સેવામાં કહ્યું છે તે બધું સ્વયંસેવિકાઓ કરી શકે.

શહેરોમાં 'Fine arts' લલિત કલાઓ સંગીત, ભરતગુંથણ, ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય વગેરે કલાઓ માટે અનુકૂળતા વધારે કરી આપવી; અને બ્હેનોને ઉત્તેજન મળે એવા પ્રસંગો યોજવા જોઇએ. સ્ત્રીઓ માટે કલાનું જ્ઞાન અને આવડત તો આવશ્યક છે કલાથી જીવનમાં સંસ્કાર આવે છે. ગૃહકલાના શિક્ષક ઉપરાંત હાલના મોંઘવારીના વખતમાં ઘરખર્ચનો પણ બચાવ થાય છે. અને મન પસંદ કામ થઇ શકે છે. નવરા મનને રોકાયલું રાખવા આ ગૃહકલા બહુ ઉપયોગી છે.

પરંતુ આ બધાં માટે ખાસ સ્વયંસેવિકાઓ ને દ્રવ્ય બન્ને જરૂરીનાં છે. પરોપકારને અર્થે સ્થાપેલી સંસ્થાઓ ચલાવવા માટે તેમજ તેના પવિત્ર હેતુઓ પાર પાડવા માટે નાણું આવશ્યક છે જ. નાણાં વગર ચાલી શકે જ નહિં એ નિઃસંદેહ છે. નાણાંને લીધે એવી સંસ્થાઓને કાયમા મકાન મળે છે અને તે ભવિષ્યમાં ટકવાનો સંભવ રહે છે. પરંતુ ' એવી સંસ્થાઓનો આત્મા, જીવનનેતા તો નિઃસ્વાર્થી સ્વયંસેવકો છે. પૈસાથી સંસ્થાઓ સ્થાપન કરી શકાય પણ પૈસા વડે એ સંસ્થા ચલાવનારાં નિઃસ્વાર્થ મનુષ્યો ઉત્પન્ન કરી નહી શકાય.' નિષ્કામ સેવાથીજ મોક્ષધામ પ્રાપ્ત થાય છે. એ ભાવના જાગૃત કરવી, અને કેળવણીથી સિદ્ધ કરવી.

આ સંસ્થાનું કર્મક્ષેત્ર જનસમાજ હોવું જોઇએ. સમાજ સેવા એ પ્રભુ છે. ક્ષેત્ર ધીમે ધીમે તૈયાર થતું જાય છે. પણ દેશનાં બાંધુઓ માટે જેમનું હૃદય નિરંતર દ્રવતું હોય, જે પ્રૌઢ, અનુભવી ને આવડતવાળા હોય, જે સુશિક્ષિત હોય, નિર્લોભી અને ચારિત્ર્યવાન હોય, જ્ઞાની છતાં નમ્ર હોય, તેવાં અમૂલ્ય રત્નો પોતપોતાને સ્થાને સ્થપાશે ત્યારે વિકટમાં વિકટ કામ સ્હેલું ને સારું થશે. સેવિકાઓ તૈયાર થશે ત્યારે અનેક આત્માઓ ઉન્નત થશે, અનેક ગૃહોમાં શાંતિ રેલાશે, ઘણાંયે કુટુંબોમાં જ્ઞાનદીપક ઝગઝગશે અને ખરેખરા ગરીબોના આશીર્વાદ તેઓ ઉપર ઉતરશે.

આમ સેવિકાઓ સમાજભગિનીઓ બની રહે અને સંસ્થાના આત્મા રૂપ રહે. ' ભગિનીસમાજ 'ની આજ ભવ્ય અભિલાષા હોવી જોઇએ, તેજ આવી સેવિકાઓ તૈયાર કરી શકે. બ્હેનોએ નમ્રતા, સાદાઇ, ગરબી અને ખોટી પતરાજથી ડરવું નહિ,

ખોટી ખુશામત સારૂ સત્યાઇ વેચવી નહિ ને કૃત્રિમતા ખાતર કુદરતને વેચવી નહી. 'રે માનવીનું પણ એજ તત્ત્વ, હું તું મહીં એકજ રક્ત ચાલે, તો કાં ન અર્પું મુજ શીર્ષ તુંને ? અર્પું કદી તો ઋણુ થાય શાનું ?" વળી કલાપિ કહે છે :

'બ્રહ્માંડ આ એકજ ભ્રાતૃભાવ; જન્મ્યો કહીંથી કેટુ ભેદભાવ ?' આત્મ સંયમ એ જ સુખનું પગથીયું છે. જીવન મોજમઝા માટે નથી પણ સુકૃત્યો માટે છે, એમ સેવિકાઓએ સમજવું.

કેળવણીથી સ્ત્રીઓ શિયળનું રક્ષણ કરી શકે છે. તે કેળવણી આપવા માટે ચારિત્ર્યની જરૂર છે. હિન્દમાં વીરનરો અને વીરાંગનાઓ થશે ત્યારે જ આપણે સ્વાશ્રયી થઇશું. આત્મશુદ્ધિ, આત્મવિકાસ, ભગિનીભાવ ને વિચાર વિનીમયની જરૂર છે. આ સંસ્થા વિચારોનો પ્રચાર કરવાનું મુખ્ય સાધન થઇ શકે. જીવન સત્યમય બનાવવું. પહેલાંનાં વખતમાં કૃતિઓ એજ વિચારનાં પ્રચારનું સાધન હતું.

શિક્ષણ સંબંધી 'ભાષા અને જ્ઞાન દ્વારા સ્ત્રીઓની બુદ્ધિ, લાગણી, અને કલ્પના શક્તિ ખીલાવી, ઉત્તરોત્તર ઉંચી સ્થિતિએ જવા તેમને ઉત્કંઠા થાય, અને તેમનું જીવન તેમના જ્ઞાનના પ્રમાણમાં ઉદાર, મધુર ને પ્રતાપી બને, સુખી થાય ને કરે, એ સ્ત્રી શિક્ષણનો ઉદ્દેશ હોવો જોઇએ. સામાજીક પ્રશ્નોનો આમ શિક્ષણ દ્વારા નિકાલ થઇ શકે.' ભગિની સમાજે' શિક્ષણ પદ્ધતિ પણ આર્ય સંસ્કૃતિને અનુકૂળ અને વર્તમાન પરિસ્થિતિને તથા રાષ્ટ્રીય ભાવનાને પોષક રાખવી ને સ્ત્રી તેમજ પુરૂષ પોતપોતાના ક્ષેત્રમાં મનુષ્યત્વને શોભાવે, શિક્ષણ વચ્ચે તથા કૌટુંબિક ને પ્રજામય જીવન વચ્ચે એકતા રહે એવી રહેણી કરણી સંસ્થાની હોવી જોઇએ. કેળવણીનો આદર્શ જનતાની સાથે એકરૂપ થવામાં આનંદ ને શ્રદ્ધાવાળો જોઇએ.

ટુંકમાં સ્ત્રી સેવિકાઓનો એક સંઘ એવો રચવો જે ગામડે ગામડે ફરી બ્હેનોને અજ્ઞાનમાંથી બહાર લાવી શકે. એક સંસ્કારી બહેન એકગામડું સંભાળે તો કદાચ રાજકીય ચળવળ કરતાં પણ સ્વરાજની વધારે સંગીન સેવા થાય ! × × ×

**ઉપસંહાર:**

આવી રીતે પહેલાં આપણે સાધારણ રીતે સ્ત્રીઓનું સમાજમાં સ્થાન, તેમની મહત્તા, તેમની પદ્ધી, તેમનો ફરજો, તેનો વિચાર કરી, તેમનો કાર્યપ્રદેશ ધીમે ધીમે કેવી રીતે સંકુચિત થયો, વળી હાલમાં નવું જીવન, એક નવો વેગ પશ્ચિમ તરફથી કેવો આવ્યો છે તે જોઇ સ્ત્રીઓના આ જમાનાના કાર્યો, તેમનો નવીન કાર્યપ્રદેશ શો હોવો જોઇએ તે જોયું. તેમની મુખ્ય ફરજોનો પણ વિચાર કર્યો; અને છેવટે જે સ્ત્રીઓ જાહેર જીવનમાં ભાગ લે તેમનું ગૃહ અને બાહ્ય જીવનનો આદર્શ આપણે વિચાર્યો, તેમજ જે ન લેતી હોય પણ લઇ શકે તેવી હોય તેમને બહાર આવવાની ફરજ છે. જાહેર જીવનમાં સ્ત્રીઓ કયા માર્ગે સેવા કરી શકે, સંસ્થાઓ દ્વારા સપ્રેમ સહકાર કેવી રીતે કરી શકે તે વિચારી, તેની રૂપ રેખા પણ દોરી.

દરેક મનુષ્યને જીવનમાં ત્રણ ધર્મ હોય છે શરીર ધર્મ, જીવધર્મ ને નાગરિક ધર્મ. સ્ત્રીઓને પણ આ ત્રણ ધર્મો યથાસ્થિત બજાવવાના છે. મનુષ્ય તરીકેના હકો સ્ત્રીપુરૂષને સરખાજ છે, અને તેટલે દરજ્જે બન્નેને કેળવણી સરખી જ મળવી જોઇએ. સ્ત્રીઓને પૂર્ણપણે જીવવાનો હક આપીને તેમનો કાર્યપ્રદેશ આપણે વિકસિત કરી, નક્કી કરવો જોઇએ.

પ્રાચીન કાળના વખત જૂદા હતા. તે વખતે લોકોને જેમ ઠીક લાગ્યું તેમ તેમના હિત માટે કાયદાઓ ઘડયા, પરંતુ જમાના સાથે જનસમાજમાં પણ ફેરફારો થાય છે. માણસોનાં કર્તવ્યો પણ બદલાય છે. એક વાત તો સત્ય જ છે કે પુરૂષ અને સ્ત્રીનાં કાર્યો જૂદાં જ છે. પુરૂષને પોતાના કુટુંબના નિર્વાહ માટે ધન કમાવાનું, સ્ત્રીને ગૃહ નિભાવી, સંતાન ઉત્પન્ન કરી તેમને ઉછેરવાનું હોય છે. પરંતુ સ્ત્રી તથા પુરૂષને બન્નેને જનસમાજ માટે કર્તવ્યો કરવાનાં છે. ગૃહજીવન ઉપરાંત સ્ત્રી પુરૂષ ઉભયને જનસમાજ માટે જાહેર જીવનમાં ભાગ લેવાનો છે. **ગૃહજીવન છોડી દઇ એકેએ જાહેરમાં ભાગ લેવાનો નથી.**

સ્ત્રીઓ **કેળવણી** લે તો તેમની પરતંત્રતાનું ભાન થાય, તેમાંથી મૂક્ત થવાનો યત્ન કરે, સ્ત્રી ગૃહનું જ સંભાળે એટલે પુરૂષને કાંઇ અગવડ ન પડે ને સંપૂર્ણ સૂખ મળે. જેઓ કહે છે કે સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર ગૃહજ છે તેમણે પણ જોયું હશે કે આપણા દેશમાં અનેક સ્ત્રીઓ અત્યારે ગૃહકાર્ય સિવાય બીજું કામ કરે છે. મજુર વર્ગમાં ગુજરાન માટે સ્ત્રીઓ ધંધો કરે છે, ખેતીમાં કામ કરે છે, મીલમાં જાય છે; ઉચી કોમમાં પણ જેમ સ્ત્રીઓ કેળવાય છે તેમ કોઇ શિક્ષિકાઓ, નર્સો, ડોકટરો થાય છે. ઘણી વિધવા હોય છે તો નિર્વાહ માટે કંઇક સાધન શોધી કાઢે છે. કેટલીક કુંવારી હોવાથી કામ કરે છે. અત્યારે તો દેશમાં આ બધાંની-સારૂં શિક્ષણ પામેલી સ્ત્રીઓ વગેરેની- એટલી જરૂર છે કે ગૃહકાર્ય ઉપરાંત આમ બીજું કાર્ય કરે એ ખોટું નથી.

સ્ત્રીઓ ધારાસભામાં જશે તો કાંઇ ગૃહ છોડી નથી જવાની—જેમને કુટુંબનજ. જાગ વધારે હોય તેઓ થોડો ભાગ લે, બાકીનાં વધારે ભાગ લઇ શકે. સ્ત્રીઓને કેટલેક ઠેકાણે મ્યુનિસિપાલીટીમાં સભાસદ થવાનો હક્ક મળી ચુકયો છે. સ્ત્રીઓ ધારાસભામાં બેસશે ત્યારથી પોતાનું હિત કરી શકશે. આમ **સ્ત્રીએ પુત્રી, ગૃહિણી, માતા** વગેરે થયા ઉપરાંત ઉત્તમ નાગરિક થવાને પ્રયત્ન કરવો.

બ્હેનોની ઉન્નતિ માટે **અખિલ ભારતીય મહિલા સભા** સ્થાપી તેની પ્રાંતિક અને જીલ્લા શહેર તથા ગ્રામ્ય સમિતિઓ સ્થાપવી જોઇએ. પુરૂષવર્ગના સહકારથી બધાં ક્ષેત્રોમાં સ્ત્રી સમાજને તૈયાર કરવાનાં કાર્ય સ્ત્રીઓએ ઉપાડી લેવાં. **સુંદરીસંઘની ઉન્નતિમાંજ દેશની** ઉન્નતિ સમાયેલી છે, એ છેલ્લી યુરોપીય લડાઇમાં જર્મની, ફ્રાન્સ, તુર્કસ્થાન, બ્રિટન, બેલ્જીઅમ અને અમેરીકન સ્ત્રીઓએ બજાવેલી સેવા ઉપરથી જણાશે. રશિઆની મુક્તિમાં પણ સ્ત્રીઓનો જબરો હિસ્સો છે. જે દિવસે ભારતનો **મહિલા સમાજ જાગશે** તે દિવસે ભારતને પરાધિનતાની બેડીમાં જકડી રાખવા પૃથ્વી ઉપર કોઇ પણ શક્તિ સમર્થ નથી. ગાંધીજી કહે છે—જેમ શંકર ઉમા, રામ ને સીતા, નળ અને દમયંતી હતાં તેમ આપણી સ્ત્રીઓ આપણી ગોષ્ઠીમાં ભાગ લેતી થશે, આપણી સાથે વાદવિવાદ કરતી થશે, આપણા ઉદ્‌ગારો સમજતી, તેને પોષતી, પોતાની અલૌકિક પ્રેરણાશક્તિથી આપણી આધિઉપાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી, આપણને શીતળતામય શાંતિ દેતી થશે ત્યારેજ—પછી તે પહેલાં નહિ—**આપણો ઉદ્ધાર** સંભવે છે.

ઇશ્વર દરેકે દરેક મનુષ્યને કાંઇક કાર્ય સોંપે છે, અને જો તે યોગ્ય રીતે બજાવે ને દરેક વ્યક્તિ પોતપોતાના અંતર્દીપની આજ્ઞાનુસાર વર્તન કરે તો અપૂર્વ પવિત્ર પ્રકાશ ઉદ્‌ભવે છે. પ્રકાશમાં જૂદા જૂદા દરજ્જા તો

હોયજ, પરંતુ અશક્ત. સામાન્યમાં સામાન્ય મનુષ્યમાં પણ કંઇક શકિત રહેલી હોય છે. કદાચ તે શકિત ઘણી અલ્પ હશે પણ તેનો જો યોગ્ય ઉપયોગ થાય તો જનસમુહને અત્યંત લાભ કરી શકે. આ પ્રમાણે સ્ત્રી, પુરૂષ, બાળક આત્મબળ વાપરે તો સંસારમાં સ્વર્ગ ઉતારી શકાય.' એકરાષ્ટ્રિયતાની ભાવના થવી જોઇએ.

સુખીઘર એ પૃથ્વી પરની મહાન સંસ્થા છે. દરેક સ્ત્રીએ એ સંસ્થાના કુલદીપક અને સ્થાપક થવાનું છે. મોટે ભાગે તો સ્ત્રીઓએ ગૃહદેવી થઇ પોતાના આંગણામાં અમી છાંટણાં છાંટી એવી ફુલવાડીને પ્રીતિથી સીંચવાની છે કે એ પ્રત્યેક ફુલમાં અજબ સુગંધ, સુરંગ અને ફુમાસ પ્રસરે અને વિલસે! સ્ત્રીઓ સમાજસેવા કરે કે રાષ્ટ્રોદ્ધાર કરે પણ ખાસ તો તેમણે જીવનને અલંકૃત કરવાનું છે. ગૃહ સંભાળે ને સ્થિતિ પ્રમાણે સંસ્કાર, કલા, વિદ્યા, ધર્મ કેળવે તો ઘેરઘેર આત્માના પ્રદીપ પ્રગટે અને સામાજીક ઉદ્ધાર ને સ્વરાજ્ય પ્રાપ્તિ સુલભ થાય. પણ એ ભૂલવા જેવી વાત નથી કે સ્ત્રી આખું જગત ભલે જીતે પણ ગૃહિણીપદ ઉપરથી પદભ્રષ્ટ થતાં તે જીવતર નીરસ કરે છે.

સ્ત્રીઓના કાર્યક્ષેત્ર વિષે ગોવર્ધનરામભાઇએ 'સરસ્વતીચંદ્ર'માં ગુણસુંદરી મારફત કહેવડાવ્યું છે કે 'અમારા શરીર સંસારને ઉછેરવાનું સ્થાન છે. અમ્હારાં શરીરને પુરૂષને ધક્કેલે ચઢાવવવાં તે જીભની પાસે દાંતનું કામ કરાવવા જેવું છે. તમ્હે દાંત, અમ્હે જીભ. તમ્હે કમાવ, અમ્હે સંસાર નીભાવીશું". ઇત્યાદિ. આમ સ્ત્રીઓને પોતાનાં કાર્યપ્રદેશનું ભાન થશે ત્યાં તેઓ પવિત્ર પ્રયત્નોથી મલિનતા નષ્ટ કરશે અને આત્માનો ઉદ્ધાર બ્હેનોનાં જીવન દીવ્ય બનાવશે. પોતાના આત્માનો ઉદ્ધાર કરી, પતિના આત્માના ઉદ્ધારી, સમસ્ત જનસમાજનું કલ્યાણ કરી પરમાત્મા સાથે એકતા પામશે; અને સંસાર પ્રેમમય બનાવશે.

આવા સંસ્કારી ગૃહજીવનથી સ્ત્રી 'કુલયોગિની'નું પદ પ્રાપ્ત કરી જાહેરજીવનમાં ગરીબો, અનાથો, લૂલાં, લંગડાં, બ્હેરાં, આંધળાં, વગેરે અશક્તોનાં દુઃખો ને દર્દોને શાંતિ અર્પવા, સહાય આપવા તથા સ્ત્રીજીવનની મહત્તા વધારી, કોમ, દેશ તથા પ્રજાના સમસ્ત ઉદ્ધાર માટે યથાશકિત જાહેરજીવનમાં ભાગ લેશે ત્યારે હિન્દુ સમાજ સંસ્કાર ને પ્રતિષ્ઠાના શિખરે પહોંચશે. આને માટે 'ભગિની સમાજ શું કરી શકે?' તેના કરતા,-જો લોકોને તેનામાં શ્રદ્ધા ઉત્પન્ન થાય અને તેનો નિશ્ચય હોય તો એમ પ્રશ્ન થાય કે તે શું ના કરી શકે?

---

**૮૦ વર્ષનો જુવાન**

દેરહામ (કેન્ટસ) નો મી. હીલીઅર ૮૦ વર્ષનો છે છતાં હજી વેપારીના એજન્ટ તરીકે ૧૦૦ માઇલના વિસ્તારમાં ચાલુ મુસાફરી કરે છે. મોટર સાઇકલ પર કલાકના ૪૫ માઇલની ઝડપે તે જાય છે. બે વખત તે પરણ્યો છે પહેલાં લગ્નથી ૧૦ અને બીજાથી ૫ બાલકો થયાં છે. છેલ્લાં ૫ બાળકો તે ૭૨ વર્ષનો થયાં પછી જન્મ્યાં છે. છેલ્લું બાળક હાલ ૬ માસનું છે. સૌથી પ્હેલું બાળક ૫૪ વર્ષની ઉમરનું છે!

# ઉર-શીકર.*

બ્હેન, પુલકો પુરે ને ઉર મલકતાં રે લોલ,
બ્હેન, સૌરભ-શીકર અનંત ઉડતાં રે લોલ!

ઘને છાયું આકાશ બધુ ગાજતું રે લોલ,
મોંઘી ઝરમર વરસે સુ વ્યોમવાદળી રે લોલ!

ઝીણાં બીંદુ ઝરે ને અમે ફુલડે રે લોલ,
બ્હેન, આંસુ ઝરે ને વહે હૈડે રે લોલ!

નહિ દેખું હું આશાના તારકો રે લોલ,
છતાં વિજળીમાં સ્નેહ હાસ્ય ઝળકતાં રે લોલ!

પ્રભુ-રહેજો અનન્ત સ્નેહ વરસતા રે લોલ,
વળી તારક તું જ તેજનો નહિં છૂપો રે લોલ!

પ્રભુ, રહેજો અમ અંતર ફુલ ફૂલતાં રે લોલ,
પ્રભુ, રહેજો સૌ સ્નિગ્ધ થતાં સ્નેહથી રે લોલ!

પ્રભુ, અંતરમાં બાલ-પણું નિત્ય ભરો લોલ,
પ્રભુ આંખોમાં સ્નેહ અને પુન્ય ભરો લોલ!

રસિક ઠા. વિષ્ણુ.

* શીકર=spray=છાંટ.



# "કન્યા છાત્રાલય."

લેખકઃ રા. ગુલાબચંદ મૂળચંદ માવિશી.

છાત્રાલય સમ્બન્ધેના વિચારોનો પ્રવાહ અત્યારે પસરી રહ્યો છે; પરન્તુ તેમાં આદર્શ અને ભાવનાને વધારે સ્થાન અપાય છે, જ્યારે મૂળ સુધારાના વ્યવહારૂ અખતરાઓ ઉપર બહુજ ઓછું ધ્યાન અપાય છે. આ બધું કુમારો–બાળકો માટે વિચારાઇ રહ્યું છે, નહિં કે બાળાઓ–કન્યકાઓ–વાસ્તે. અત્યારે જેટલી તાલીમ બાળકોને દેવાની જરૂરીયાત ઉભી થઇ છે તેટલીજ તાલીમ બાળિકાઓને દેવાની પણ જરૂર છે, અને તેમાં જેટલો વિલમ્બ સેવાશે તેટલું કાઠીયાવાડને બદકે દેશને જરૂર શોષવું પડશે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે "કન્યા છાત્રાલય" ની આવશ્યકતા છે કે કેમ ? અને હોય તો કઇ દૃષ્ટિએ ?

અત્યારે કન્યાઓ વાસ્તે કન્યાશાળાઓ છે જેમાં ગુજરાતી અંગ્રેજી જ્ઞાન અપાય છે. કોઇ સ્થળે ભરતગુંથણની હુન્નરશાળાઓ છે, જેમાં ભરવા ગુંથવાનું શીખવવામાં આવે છે. જ્યારે પાકશાળા કે ગૃહસંસારની તાલીમશાળા કોઇ સ્થળે નથી. નથી પ્રો. કર્વેનું આશ્રમ કે વડોદરાનું આશ્રમ. ત્યારે કન્યાઓ અંદરોઅંદર એક બીજીને ઓળખવા અને ચાહતા શીખે, એક બીજી તરફ પ્રેમભાવ રાખતાં શીખે, પાક સમ્બન્ધીનું તથા ગૃહ સમ્બન્ધીનું કામકાજ શીખે તથા ગૃહિણી તરીકેના કર્તવ્યનું ભાન થાય તે વાસ્તે કન્યા છાત્રાલયની આવશ્યકતા છે; અને તે સ્થાપવા વાસ્તે દરેક મ્હોટા શહેરોમાં નાગરિકો દ્વારા તેમજ દેશી રાજ્યોમાં રાજાઓ દ્વારા પ્રયત્નો થવા જોઇએ.

બીજાને ત્યાં વહુ થઇને ગયા પછી, જરાય વખાટ હોતો નથી, પૂરાં લુગડાં પહેરતાં પણ નથી આવડતાં, કેમ બોલવું ચાલવું તેની પણ ખબર નથી પડતી, તેમજ પોતાનાજ ગામની દીકરી પોતાના સાસરે રહેતી હોય તો એક બીજા વચ્ચે ભાવભરી ઓળખાણ રહેતી નથી, તેમજ ઘરનો કારભાર ચલાવવામાં બહુ મુશ્કેલી આવે છે. એ બધાના નિવારણ અર્થે, કન્યા છાત્રાલયોની પૂરેપૂરી જરૂરત છે. જે જે ગામમાં કન્યાશાળાઓ હોય તે તે ગામમાં કન્યાશાળાઓ પડખેના મકાન લઇને અથવા તો તે કન્યાશાળાઓને છાત્રાલયના રૂપમાં ફેરવી નાખવી, અને હેડમીસ્ટ્રેસો હોય તેઓએ "ગૃહપત્ની" તરીકે કામ બજાવવું. બોર્ડીંગ અને લૉજીંગ જેવું કરી નાખવું. દરેક બ્હેનો ખાય, પીયે, સુવે, ઉઠે બેસે, રમે; કસરત કરે, દળે, ખાંડે, પાણી ભરે, સંગીત શીખે, રાંધણ શીખે, અને અભ્યાસ કરે, એ બધું છાત્રાલયમાંજ કરે. છાત્રાલય કેવળ ગુજરાતી શિક્ષણ આપવા સાથે ભાવી ઘર ચલાવવાની સુંદર તાલીમ આપે એટલે બસ. આજની કન્યા આવતી કાલે વહુ તો થવાની અને એ વહુના આત્મસંતોષમાં ભારતની ચડતી છે; અને એ આત્મસંતોષ મેળવવા વાસ્તે, તેવી સન્નારીઓ તૈયાર કરવા વાસ્તે કન્યા છાત્રાલયોની પરમ આવશ્યકતા સ્વીકારૂં છું. અન્ય બ્હેનોને પોતાના વિચારો કહેવાને વિજ્ઞપ્તિ કરૂં છું.

# "પોતાનાં ઘડયાં પોતાને નડયાં."

લેખિકાઃ ગ. સ્વ. જમુબ્હેન.

( કચ્છની એક લોકકથા. )

કચ્છમાં એક નાનું સરખું ગામડું હતું અને તેમાં વસ્તી થોડી હતી પણ શ્રીમન્તા ઇમાં-મધ્યમ હતું. ત્યાં ખોજાઓની વસ્તી ઠીક હતી. ખોજા પૈસે ટકે સુખી હતા. દેશમાં જેને જમીન ખેતી વધારે હોય તેજ સુખી અને મોટા કહેવાય. તેમાં એક ખોજા શેઠનો સ્વભાવ મુળ લોભી હતો.

એ ગામમાં એક રબારી નોકરી કરવા આવ્યો, તો ગામની વસ્તી ગરીબ હતી ત્યારે આ ખોજા શેઠને ત્યાં નોકરી માટે ગયો અને પુછયુંઃ ", શેઠ નોકરી સીધા ? " તો શેઠે વિચાર કર્યો કે, નોકરની જરૂર છે .પણ સ્વભાવે લોભી હોવાથી વિચાર કરી કહ્યુંઃ "હા નોકરી તો રાખવી છે." ત્યારે રબારીએ કહ્યું કે "શું પગાર આપશો.", શેઠે કહ્યું ખાવાનું કપડા વીગેરે આપશું અને પગાર માટે પછી જોશું. શેઠે કહ્યું "પણ નોકરી રાખવા માટે તમારા પાસેથી એક લખતમાં સહી લેવી પડશે કેમકે જો તારી ભુલ થાય તો અમો ઠપકો આપીએ તો તારે કચવાઇ જવું નહિ અને જો કચવાય તો હોઠ અને નાક બન્ને કાપી લેવા. એવી સહી કરવી પડે અને જો હું કચવાઉ તો મારા પણ હોઠ અને નાક કાપવા." એમ શેઠે કહ્યું એટલે રબારી ગરીબ અને અભણ હોવાથી હા પાડી અને લખતમાં સહી કરી આપી અને કહ્યું " ભલે, શેઠ ભલે, જડે ભુલ થયે તડે તીવ કજા."

રબારીને નોકરી કરતાં ઘણા દીવસ થયા ત્યારે ઉનાળાની રૂતુ આવી. દરરોજ ગરમી વધારે પડે ત્યારે રબારીએ શેઠને કહ્યું કે "મારા પગ બળે છે માટે જોડા ખપાવ." શેઠે કહ્યું "ભલે જોડા તારા માટે ઘણા પણ જો બારનાં જોડાનું ચામડું ચાલશે નહિ. આપણી ભેંસનો પાડો મરવા પડ્યો છે. હવે બે ચાર દીવસમાં મરશે તો તે ચામડાનાં જોડા કરાવીશ તો ટકશે. તેમાં તું કચવાયો તો નથી ને ?" ગરીબ રબારીએ કહ્યું "ના, ના, શેઠ ભલે તડે કરાઇની" ઉનાળો ગયો પણ શેઠ કરાવે શાનો. હવે શીઆળાની રૂતુ આવી. ગરીબ હોય તો શું પણ ઠંડી તો પડેજને ? ત્યારે રબારીએ કહ્યું "હાણે શેઠ જાડા લુગડા સલાઇ ડે. " ત્યારે શેઠે કહ્યું કે 'લુગડા તારા માટે ઘણા છે પણ જો આપણા ખેતરોમાંથી હવે કાલા લાવશું તો ઘરનો સુતર થશે અને તેમાંથી તારા કપડા શીવડાવશું. તેમાં તું કચવાયો નથીને ?" રબારીએ પોતાના હોઠ નાક શેઠ કાપી લીએ એ બીકથી કહ્યું "ના-ના-નથી કચવાયો". એમ કરતાં ઘણા દીવસો ગયા ત્યારે રબારીનો ઘેરથી ખરચી મંગાવી, ત્યારે રબારીએ શેઠને કહ્યું કે " શેઠ હાણે મકે ખરચી ઘરે ખપેતી". ત્યારે શેઠે કહ્યું, "ભલે ખરચી જાશે. આપણી વાડીઓમાં અનાજની ખરવાળો બરાઇ છે તે વેચી નાખવી છે. ત્યારે તને આપીશું. પણ તેમાં તો કચવાયો નથી ને ?"

રબારીએ કહ્યું "ના–ના, શેઠ નથી કચવાયો." હવે બિચારા અભણ રબારીએ વિચાર્યું કે શું કરવું ? તે હમેશાં બીડીવાલાની દુકાને જતો. આજે બીડીવાળાની દુકાને ગયો અને તેને વાત કરી કે શેઠે નોકરી રાખવા વખતે મારાથી લખાણ કર્યું કે કોઇ પણ વખતે કચવાઇ જવું નહી. જો કચવાય તો નાક તથા હોઠ કાપી લેવા. માટે મને કાંઇ આપતો નથી. તો મારે હવે શું કરવું ? બીડીવાલાએ તેને બરાબર શીખામણ આપી અને વિદાય કર્યો.

એક દીવસ શેઠ વાડીએ ગયા. ઘર્યા પછી રબારીને કહ્યું કે સારા બળદની જોડી કાઢી ગાડી જોડી લાવો તો! ત્યારે રબારીએ કહ્યું, "શેઠ તે બળદ ઘણા માતેલા થઇ ગયા. કંઇ કામ આપે નહિ તેથી મને રીસ ચડી તે મેં વેચી નાખ્યા અને તેનાં પૈસા મારે ઘરે ખરચી માટે મોકલી આપ્યા. તેમાં તમે કચવાયા તો નથીને ?" શેઠે કહ્યું " ના–ના. શેઠે તો તે વાત ચલાવી લીધી. એમ કરતાં ઘણા દીવસ થયા ત્યારે શેઠ ખળામાં અનાજ હતું તે જોવા આવ્યા. ત્યારે શેઠે રબારીને પુછ્યું કે માલ તો આમા ઘણો હતો–ઓછો કેમ લાગે છે ? ત્યારે રબારીએ કહ્યું શેઠ ખળામાંથી માલ ચોરાઇ જાય છે, તો થોડો માલ મેં વેચી નાખ્યો અને તેના પૈસા મારા લુગડામાં વાપર્યા, બાકી ઘેર મોકલ્યા. તેમાં તમે કચવાયા તો નથીને ?

શેઠે કહ્યું, ના–ના. શેઠે ઘેર જઇ શેઠાણીને વાત કરી. શેઠાણીએ કહ્યું કે એને ઘરના કામ માટે રાખો. હવે રબારી ઘરના કામમા રહ્યો

એક દીવસ શેઠ લખવા બેઠા. ઘરમાં નાનાં છોકરાઓ ઘણું તોફાન કરતાં હતાં. ત્યારે શેઠે કહ્યું કે રબારી જા, આ છોકરાઓને રમાડ. ત્યારે તે છોકરાઓ રહે નહી પણ રાગડીઓ તાણે, તેથી રબારીએ ખરા મ ર્યું. ત્યારે તો વધારે પાંગ કાઢવા મ ડ્યા. શેઠે રબારીને કહ્યું કે કેમ રડે છે: ત્યારે રબારીએ કહ્યું કે મસ્તી કરતા હતા તેથી મેં થોડું માર્યું. તેમાં શેઠ તમે કચવાયા તો નથી ને ? શેઠે કહ્યું ના–ના. પણ શેઠાણીને રીસ ચઢી કે આ કેવું ? નોકરો છોકરાંઓને મારતા હશે ! માટે નોકરને રજા આપો. શેઠે કહ્યું એમ રજા અપાય તેમ નથી હવે શેઠ તથા શેઠાણીએ વિચાર્યું કે નોકરને મુકી કયાંક ચાલ્યા જવું. તેથી એક દીવસ રાત્રીના બીજે ગામ જવા નક્કી કર્યું. તો રબારીએ બીડીવાલાની સલાહ લીધી, રાત્રીના વખતે શેઠ પોતાના કુટુંબ સહીત ગાડામાં બેસી રવાના થયા. જ્યારે સવાર પડી ત્યારે એક રળીયામણી જગ્યા જોઇ. તેના પાસે નાનું સરખું ગામ અને વડના ઝાડની છાયા અને તળાવ હતાં. ત્યાં ગાડું છોડી આરામ કરવા ઉતારો કર્યો અને શેઠ કહેવા લાગ્યા કે હાશ રબારીથી છુટયા. એમ શેઠાણીને કહ્યું ત્યાંતો કોણ જાણે કયાંથી રબારીની સ્વારી આવી પહોંચી. કેમ શેઠ ખુશી છો ને ? તમે તો ઘણા મુકી જાવ પણ મારાથી મુકાય નહી. હું આવ્યો તેમાં તમે કચવાયા તો નથી ને ? શેઠે કહ્યું ના–ના. પણ શેઠના તો મગ મરી ગયા. હવે કરવું ? શું ત્યારે શેઠાણીએ શેઠને કહ્યું કે રાતનાં સુતો હશે ત્યારે ચાલ્યા જશું. પણ બીચારા અભણ રબારીએ એ તેનું સાંભળેલું બરાબર મનન કર્યું. રાત્રીના બધા શાન્તીથી સુઇ રહ્યા. પાછલા પહોરના ઉઠી શેઠ ગાડા ચુપચુપ જોડાવી રવાના થયા. સર્વ સામાન સંભાળી શેઠાણી ગાડામાં ઘુમટો તાણી બેઠા હતા ત્યારે શેઠે કહ્યું કે અહિં તો કોઇ નથી કોની લાજ કાઢો છો ? ત્યારે શેઠાણીએ ઘુમટો ઉંચો કર્યો તો શેઠ આભાજ બની ગયા કે આ શું ? કેમકે ઘુમટો ઉંચો કરનાર રબારીજ હતો.

રબારીએ કહ્યું કે તમે મને મુકી ચાલ્યાં જવાનું શેઠાણીને કહ્યું તેથી મેં શેઠાણીને

ધીમે રહી તળાવમાં હટાવી દીધા. તેમાં તમે કચવાયા તો નથી ને ?

શેઠે કહ્યું ના–ના. પણ ગાડા પાછા વાળ્યા ને તળાવની પાસે આવ્યો તો ત્યાં તળાવ પાસે ગામના માણસોનું ટોળું ભેગુ થયું હતું. મૃત શરીર પાળ ઉપર પડયું દેખાયું તે શેઠે ઓળખ્યું અને રૂદન કરવા લાગ્યા. ત્યારે ગામના માણસોએ પુછયું કે શા માટે રડો છો ? ત્યારે શેઠે પોતાની ભુલથી રબારીનો પહેલેથી છેલ્લે સર્વ વૃતાંત કહ્યો અને કહ્યું કે રબારીને મારાથી છુટો કરી આપો તો બસ છે.

રબારીએ કહ્યું કે અમારા લખતમાં છે તો તે પ્રમાણે શેઠ કચવાય છે તો શેઠ મને મારા પોષણ જેટલું આપે તો હું છુટો થાઉ ને લખત ફાડી નાખે. ત્યારે ગામનાં પંચ ભેગા થયા અને સલાહ કરી કે એક વાડી તથા બળદની સારી જોડી રબારીને આપવી અને લખત ફાડી નાખવું.

ત્યારે શેઠે કહ્યું કે " મારા ઘડયા મને નડયાં ".

## છુટાછેડાનું તીર્થ !

છુટાછેડા કરી લેવા ઇચ્છનાર દંપતીઓ માટે નેવાડા એક તીર્થસ્થળ ગણાય છે. એ શહેરમાં છ માસ રહી છુટાછેડા કરવાની કોર્ટને અરજી કરે કે બેડો પાર ! પણ આ મુદત ઘણાને લાંબી પડી તેથી તેમણે મેક્સીકો અને પારીસ જવા માંડયું. પરિણામે શહેરને આર્થિક નુકશાન થવા લાગ્યું એટલે તેમણે કાયદો ફેરવી ત્રણ માસનો વસવાટ માંગ્યો છે. પહેલાં દર માહને ૮૦ કેસ થતાં, હવે આ કાયદો થવાથી મહિને ૨૫૦ કેસ થાય છે. વકીલોએ આનો લાભ લેવા ઠેરઠેર ઓફીસો ખોલી છે.

## રજનું ગજ.

લંડનની કોર્ટમાં એક મુકદમો આવ્યો. સ્ત્રીઓને ખુબસુરત બનાવવાનો દાવો કરનાર એક સૌંદર્યના ડોકટરે એવાજ એક બીજા ધંધાદારી સામે એ દાવો ઠુમાંડયો હતો. વાદીની તકરાર એવી હતી કે તેણે પોતાની જાહેરખબરમા " ખુબસુરત દેખાવું એ સામાજીક જરૂરી બાબત છે " એવા શબ્દો વાપર્યા હતા, જેની નકલ પ્રતિવાદીએ કરી તેને નુકસાન કર્યું હતું. જડજ સાહેબે પણ એ વાત કબુલ રાખી અને એક શીલીંગ નુકશાનીના બદલા તરીકે અપાવ્યો.

દુર્ગંધ આવતી શીશીમાં રાઇનું પાણી રેડી ખુબ હલાવો. થોડા વખત પછી ચોખ્ખા પાણીથી સાફ કરી નાંખો. દુર્ગંધ દૂર થઇ જશે.

કપડાં પર પડેલા શાહીના ડાઘ કાઢવા તેના પર ટમેટુ કાપીને ઘસવું ને પછી એકદમ તેટલા ભાગને પાણીમાં બોળી દેવો. જો ડાઘ બહુ જુનો હોય તો બે કે ત્રણ વાર આ પ્રમાણે કરવું.

હરીલાલ એચ. પારેખ.

# સોનાનો બાજઠ.

( ગુજરાતનું એક લોકગીત. )

મા ! *મારે ×સરખે સોનાનો [1]બાજોઠિયો.
મેડીએ મેલ્યો સોનાંનો બાજોઠિયો.
દાદે *મારે આલ્યાં [2]ઓટડિયાંનાં દાનરે,
માએ [3]મને આલ્યો સોનાનો બાજોઠિયો....૧
× × × ×
મા [4]મ્હીંતો પ્રેમે તે પાડાંને છોડિયાં,
મા હુંતો [5]હબકે દેતી દૂધરે,
મા હુંતો બેઠી સોનાને બાજોઠિયે....૨
× × × ×
મા મ્હીંતો મારા કાકાને [6]વેંનવ્યા.
કાકે આલ્યાં ધોરીડાંનાં દાનરે,
મા *મારે આવ્યો અષાડિલો [7]મેવલો....૩
× × × ×
મા *મારે [8]પઇણ્યે તે [9]હોળો જોતર્યા
હરખે જાતિ હું ભાતને [10]ભતુવારરે
મા હુંતો પ્રિતે [11]ઢોરાંને પમ્પાળતિ....૪
× × × ×
પઇણ્યો *મારે ગાડાં ભરિને કણ લાવિયા.
મા હુંતો દેતી ભિખારીને દાનરે,
મા હુંતો બેઠી સોનાને બાજોઠિયે....૫

' ઉંઝાવાળા. '

---

૧ બાજઠ. ૨ બેંશોનાં. ૩ મ્હને. ૪ મ્હેં તો. ૫ ટીપેટીપે. ૬ વિનવ્યા–મનાવ્યા. ૭ મેહુલો–વરસાદ. ૮ પરણ્યો–પતિ. ૯ હળો–ખેડવાનું સાધન. ૧૦ ખેડૂતને માટે ખેતરમાં ખાવાનું લેઇ જનાર. ૧૧ પશુઓને.

* મ્હારે. × બધો સોનાનો.

# બિન્દુનો પુત્ર

મૂળ લેખક: શ્રીયુત શરદ બાબુ.
અનુવાદક: રા. રમણીક મહેતા.

( મે અંકના પૃષ્ઠ ૬૪૪ થી ચાલુ )

બિન્દુએ ગુસ્સે થઇ કહ્યું. " નહિ આવી શકે એમ બોલ્યા એટલે શું પતી ગયું ? તેઓ હોવા છતાં બીજા કોઇને અધિકાર હોય ખરો કે ? ના, ના એમ નહી થવા દઉં. ત્હેમના વિના બીજા કોઇનેય પૂજા કરવા નહિ દઉં."

શિવનાથ; " તો રહેવા દે બધું, તેઓ ઘેર નથી. કાંઇ કામસર બ્હાર ગયા છે."

" આ બધું મોટી બ્હેનનું કારસ્થાન લાગે છે ! એટલે એ પણ નહિ આવે એમજને !" કહી બિન્દુ રોવા જેવી થઇ ત્યાંથી ચાલી ગઇ એની દૃષ્ટિએ પૂજાપાઠ, આનન્દોત્સવ, ખવરાવવું, પીવરાવવું. બધુંય ઘડીકમાં ફોગટનું લાગ્યું. છેલ્લા ત્રણ દિવસથી એને લાગતું હતું કે આજે જેઠ આવશે, જેઠાણી આવશે, મદન આવશે. આજના આખા દિવસના કામ-કાજને માટે તે મનમાં એક વિશ્વાસ રાખી નચિંત થઇ બેઠી હતી. ત્હેને ખાત્રી હતી કે મ્હોટી વહુ આવશે: અને ઘડીના છઠ્ઠા ભાગમાં બધુંય કરી નાંખશે. એના મનના આ વિચારો અન્ય કોઇ જાણતું ન હતું. સ્વામીના એકજ બોલથી તે બધા વિચારો સ્વપ્નસૃષ્ટિની માફક ઉડી ગયા; અને ઉત્સવનું વિરાટ અને વ્યર્થ કાર્ય એની છાતી પર ભારે શિલાની માફક જણાવા લાગ્યું.

ઇન્દ્રાણીએ આવીને કહ્યું: " ભંડારની ચાવીઓ જરા આપોને, ન્હાની વહુ ! કંદોઇઓ મિઠાઇ લઇ આવ્યા છે."

બિન્દુએ શુષ્ક ભાવે કહ્યું: હમણાં અહિંઆં ક્યાંક મૂકાવો બ્હેન ! પછી અન્દર મૂકાવશે.

ઇન્દ્રાણી: ક્યાં મૂકાવાય વહુ ! કાગડા બાગડા આવે તો વળી ખરાબ કરે !

બિન્દુ ગુસ્સામાં બોલી: "નો ફેંકી દેજો !" કહીને તે બીજા ખંડમાં ચાલી ગઇ. ત્યાં એની રસોઇએ આવી પૂછ્યું: "અરે બિન્દુ ! જરા આવીને બતાવ તો ખરી કે મેદાનો આટો કેટલો જોઇશે ? "

બિન્દુએ ઉદાસ મુખે જવાબ આપ્યો: " કેટલો જોઇશે એ હું શું જાણું ! તમે જાણો. "

કોઇ મૂર જેવી બની બોલી: " સાંભળ નો ખરી ! ત્હારે ત્યાં કેટલા માણસો જમનાર છે એ હું શું જાણું ! "

બિન્દુ ચીડાઇને બોલી: " તો એમને જઇને પૂછો—એ કામમાં તો મ્હોટી બ્હેન એકા. મદનને જનોઇ દીધું ત્યારે ત્રણ ચાર દિવસનો જમણવાર કર્યો હતો પણ મ્હને એક વાર પણ નથી પૂછ્યું કે ન્હાની વહુ ! આટલું આ કર ! એમની આંગળી જેટલીયે

યોગ્યતા ઘરમાં કોઇની નથી." આટલું કહી તે ત્યાંથી ચાલી ગઇ. ત્યાં ખતસિયાએ આવી પૂછ્યુંઃ "બ્હેન ! જમાઇરાજ પૂછે છે કે પુજા માટે કપડું વગેરે—" એ પૂરું બોલી રહે તે પહેલાંજ બિન્દુ બોલી ઉઠીઃ " જાઓ, બધાંય જોડાં મળી મ્હને ખાઇ જાઓ, ખાઇ. જા, અહિંથી ચાલી જા."

ખતસિયો તો ત્યાંથી ચાલી ગઇ થોડી વારે શિવનાથે આવી કેટલીએ બૂમો પાડી કહ્યુંઃ " અરે સાંભળો છે કે ? "

બિન્દુએ આવી છંછેડાઇને કહ્યું " ના, ના. નથી સાંભળતી ! ને હું નથી સાંભળવાની. બસ, થયું !" શિવનાથ મુઢની માફક એના મુખ તરફ જોતો ઉભો રહ્યો.

બિન્દુઃ મ્હને શું કરશો ? ફાંસીએ લટકાવશો ? ના હોય તો એમ કરો !" કહી ત્યાંથી ચાલી ગઇ; અને મોડું થતું ગયું.

બિન્દુ કાંઇ કામ ન કરતાં અહિંથી તહિં અને તહિંથી અહિં બીજાના કામમાં દોષ કાઢતી ફરતી હતી. કોઇકે ઉતાવળમાં વાસણ વચ્ચે રસ્તામાં મુકયાં હશે ત્હેને બિન્દુએ ઠોકર મારી આંગણામાં ફેંકી દીધાં અને કામ કેમ થાય એનો પાઠ શીખવી દીધો. કોઇનું ભીનું કપડું વળગણી પર સુકાતું હતું. પવનને લીધે એનો છેડો ઉડીને ત્હેને અડી ગયો એટલે ત્હેને ખેંચી ચીંદરડાં ઉરાડયાં. જે કોઇ એની સ્હામું આવતું એ બીકનું માર્યું ગમે તેમ બાજુએ ખસી જતું.

બહુ મોડું થતું જોઇ ગોરમહારાજ બિચારા જાતે ઓરડામાં આવ્યા અને બોલ્યા, "આ તો વખત વીતી જાય છે ને હજુ તો કાંઇ ઠેકાણું નથી લાગતું."

બિન્દુ નજીક ઉભી હતી એણે તીખા સ્વરે કહ્યુંઃ "રાંડુંના ઘરમાં મોડુંએ થાય વળી !" એટલું કહી તે ત્હાંથી જતી રહી અને એક બીજું વાસણ ઠેબે ચડાવ્યું. બીજા ઓરડામાં ટેબલ પર શબની માફક પડી. દશેક મિનિટ પછી એને કોઇ પરિચિત કંઠનો અવાજ સંભળાયો એટલે તુરતજ ઉઠીને ઉભી થઇ; અને બારણાની આડમાંથી જોયું તો અન્નપૂર્ણા આગણામાં આવી ઉભી હતી.

બિન્દુ દુઃખ અને અભિમાનના ક્ષોભથી રડી પડી. એ આંખમાંના આંસુ લુછી બળપૂર્વક પગ ઉપાડતી હતી. અન્નપૂર્ણા પાસે આવી, હાથ જોડી બોલીઃ "દશ અગિયાર વાગ્યા હજુ કેટલી દુશ્મનાવટ કરવી છે. મ્હોટી બ્હેન ! હું ઝેર ખાઇ લઉં તો તમારા મનોરથ પૂરા થતા હોય તો તેમ કરો. ઘેર જઇને એક પડીકું મોકલાવી આપો." કહીને ચાવીઓનો ઝુડો અન્નપૂર્ણાના પગ આગળ નાખી પોતાના ઓરડામાં જઇ, બારણું વાસી, જમીનપર પડી રડવા લાગી.

અન્નપૂર્ણાએ કાંઇ જવાબ ન આપ્યો. ચૂપચાપ ચાવીઓનો ઝુમખો લઇ ભંડારના દ્વાર ઉઘાડી બધો સામાન કાઢવા લાગી

ત્રીજે પ્રહર લોકોને જમાડી બિન્દુ નિવૃત્ત થઇ હતી; અને લોકોની ભીડ પણ ઓછી થઇ હતીઃ પરંતુ તે કોણ જાણે શા માટે અસ્થિર ભાવે ચારે બાજૂ આંટા ફેરા કરતી હતી. એટલામાં ભૈરવે આવી કહ્યુંઃ "મહનભાઇ નિશાળમાં નથી."

બિન્દુએ એના તરફ ક્રોધભરી દ્રષ્ટિ નાંખી કહ્યુંઃ " અભાગીયા ! છોકરાઓ મોડી રાત સુધી નિશાળમાં જ હોય છે શું ? પેલે ઘેર જઇ નહોતું જોવાતું ત્હારાથી ? "

ભૈરવઃ ત્હાં પણ નથી.

બિન્દુએ બૂમો પાડી કહ્યુંઃ " પડોશના છોકરાંઓ સાથે ગિલ્લીદંડા રમતો હશે. હવે કયાં એને કોઇની બીક છે ? આ રમતમાં એની એકાદ આંખ ફૂટશે ત્યારે જ મ્હોટી વહુને શાન્તિ થશે. જા, જ્યાં હોય ત્હાંથી શોધી લાવ."

અન્નપૂર્ણા બંડારના ઉંબરા પર બેસી ચાર-પાંચ વૃદ્ધ સ્ત્રીઓ સાથે વાતો કરતી હતી. ત્હાં ન્હાની વહુનો ઘાંટો એને સંભળાયો.

કલાક પછી ભૈરવે આવી કહ્યું: "મદનભાઇ તો ઘરમાં છે: પણ આવ્યા નહિં." ભૈરવના શબ્દો પર બિન્દુ વિશ્વાસ રાખી શકી નહિ

બિન્દુ: "ન આવ્યો એટલે શું ? મ્હેં બોલાવ્યો છે એમ ત્હેં કહ્યું હતું ?"

ભૈરવે માથું હલાવી કહ્યું: "હા, છતાં તે ન આવ્યો."

બિન્દુ જરાવાર ચૂપ રહી બોલી: "એમાં એનો શો દોષ ? જેવી મા તેવો ત્હેનો દીકરો હોય જ ને ! ત્યારે હુંયે સમ ખાઉં છું કે એવા મા દીકરાનું મ્હોં હું નહિ જોઉં."

મોડી રાતે અન્નપૂર્ણા ઘેર જવાને તૈયાર થઇ. એને મૂકી આવવા શિવનાથ પોતે તૈયાર થયો. બિન્દુ ઝડપથી આવી જરા દૂર ઉભી રહી અને સ્વામીને કર્કશ સ્વરે કહ્યું: "મૂકવા તો જાઓ છો; પણ એમણે પાણીનું ટીપું યે પીધું નથી. એ તમે જાણો છો !"

શિવનાથ: "એ ત્હારે જાણવું જોઇએ. મ્હારે નહિ. બધું કામ બગડતું જોઇ હું જાતે જઇને બોલાવી લાવ્યો હતો. હવે મૂકવા પણ હુંજ જાઉં છું."

બિન્દુ: "વારૂ ઠીક છે. ત્યારે એમજ કહો ને કે તમેય એમની તરફ છો."

શિવનાથે કાંઇ જવાબ ન આપતાં અન્નપૂર્ણાને કહ્યું: "ચાલો ભાભી! હવે મોડું ન કરો."

"ચાલો દિયરજી!" કહીને અન્નપૂર્ણા ડગલું માંડતી હતી એવામાં બિન્દુએ ગર્જીને કહ્યું "લોકો કહે છે એ સાચું છે કે જેઠાણી શત્રુ હોય છે. પોતાને શબ્દે તેમ જૂઠી વાતો કહી આકરા સોગન લીધા અને ચાર ચાર દિવસ સુધી છોકરાનું મ્હોં પણ ન જોવા દીધું. એ બધાંનો વિચાર ભગવાન કરશે."

એટલું કહી તે મ્હોંમાં પાલવ લઇ રડવું રોકીને ત્યાંથી ચાલી ગઇ; અને રસોડાના ઉંબરા આગળ આવતાં બેભાન થઇને પડી. પડવાનો અવાજ સાંભળી અન્નપૂર્ણા પાછી ફરીને બોલી: "ચાલો, જોઇએ તો ખરા શું થયું ?"

શિવનાથે જવાબ આપ્યો: "કાંઇ જોવાની જરૂર નથી, ચાલો."

તકરારની વાત આટલા દિવસ સુધી છૂપી હતી, પણ હવે ન રહી. બીજે દિવસે ઘરનાં બધાં બૈરાંઓ એક ઓરડામાં બેઠાં હતાં. ઇન્દ્રાણી બોલી: દેરાણી જેઠાણીના ઝઘડામાં બિચારા છોકરાંને શું ? એ કેમ ન આવ્યો ? ન્હાની વહુએ સાસુજ કહ્યું હતું: જેવી મા તેવો છોકરો હોયજ. છોકરા તો બહુયે જોયા પણ આવો નિમકહરામ તો ક્યાંય ને દીઠો. બિન્દુ પણ ત્યાં હતી. એણે ઇન્દ્રાણી તરફ દૃષ્ટિ કરી અને લજ્જા અને તિરસ્કારથી નીચી દૃષ્ટિ ઢાળી. ઇન્દ્રાણીએ ચાલુ રાખ્યું: "તમને છોકરાં બહુ વ્હાલા છે, ન્હાની વહુ! તો આ મ્હારા નરેન્દ્રને રાખો હું આજથી તમને સોપું છું. એને મારી નાંખો, કાપી નાંખો, ફાવે તેમ કરો, પણ એ એક શબ્દ પણ નહિ બોલવાનો. મારાં છોકરાં પેલાના જેવાં છેજ નહિ."

બિન્દુ ચુપચાપ બેસી રહી. બિન્દુની માએ કહ્યું: 'એ રહમજુ હતી: જમીનદારની પુત્રી અને જમીનદારની વહુ છે. વળી ઉમરે પહોંચેલ છે." એણે હસીને આગળ ચલાવ્યું. 'એ એકજ વાત છે શું ? મદન તો એના હાડમાંસને વળગેલો છે. ના ના, તમે બધાં એકઠાં થઇ એનો જીવ ઉંચો ન કરો. બેટા બિન્દુ! તમારી આ તકરાર ચાર દીવસની છે. એથી કાંઇ ત્હારો છોકરો બીજાનો થઇ જવાનો છે !"

બિન્દુની આંખમાં આંસુ આવી ગયાં. તે

માતાના મુખ તરફ જોતી ચુપચાપ બેસી રહી. સ્હાંજના દીવાબત્તીના વખતે ત્હેણે બતસિયાને બોલાવી પૂછ્યું: "બતસિયા! સાચું કહે જે તું યે હતી રતો. મ્હારો શું એવો ભારે અપરાધ હતો કે એમણે આટલા આકરા સોગન લીધા?" બિન્દુએ ત્હેને આવી વાત પૂછવા માટે બોલાવી હતી એ બતસિયા સહજમાં ન માની શકી તે અત્યંત સંકોચપૂર્વક ચુપ રહી. બિન્દુએ ફરીથી કહ્યું: "ના, ના. અમે તેમ હોય પણ ત્હમે સૌ ઉમરમાં મ્હારા કરતાં મ્હોટાં છો. ત્હમે જે કાંઇ કહો તે મ્હારે સાંભળવું જોઇએ. વારૂ, તું જ કહે શું મ્હારો એવડો બધો વાંક હતો!"

બતસિયાએ માથું હલાવી કહ્યું "નારે બ્હેન! એમાં તે વળી વાંક શાનો?"

બિન્દુ: "તો પછી તું જરા એમને ઘેર જા અને બે શબ્દો બરાબર સંભળાવી આવ. ત્હને શો ડર છે?"

જરા હિંમત આવતાં બતસિયા બોલી: "ડર જરાયે નહિ, બેન! પણ હવે કજીયો સંભાળવાથી શો ફાયદો? જે થવાનું હતું તે થઇ ગયું."

બિન્દુ: "ના, ના, બતસિયા! તું નથી સમજતી–સાચી વાત કહેવી સારી; નહિ તો એ માની બેસશે કે બધો વાંક મ્હારો જ છે: અને પોતાનો જરાયે નથી. ઘરમાંથી બહાર કાઢી મૂકીશ એમ નહોતું કહ્યું એમણે? હું કોઇ દિવસ લ્હડી ઝઘડી છું? પછી એમણે શા માટે મ્હારાથી છાના રૂપિયા આપ્યા? કેમ એક વાર પણ ન કહ્યું?"

બતસિયા: "વારૂ, હું કાલે જઇશ. આજે તો રાત પડવા આવી છે."

બિન્દુએ નારાજ થઇ કહ્યું: "રાત ક્યહાં પડવા આવી છે હજુ? બતસિયા! ત્હને વાત ઉડાવતાંય ઠીક આવડે છે. બે તો ચિમાસાના દિવસો છે એટલે દહાડો ટુંકો લાગે અને અન્ધારૂં જણાય. ન હોય તો કોઇને ત્હારી સાથે લઇ જા. અરે ભૈરવ! જરા સદુને બોલાવ તો–બતસિયાની સાથે જવું છે."

ભૈરવ ત્યાંથી ખસી ગયો. બતસિયાને મોકલી બિન્દુ અહિં તહિં આંટા મારી રસોડામાં આવી. રસોયણ એકલી બેઠી રાંધતી હતી. બિન્દુ એક બાજૂએ બેઠી અને બોલી: "અલિ! તું પણ સાચે, સાચું કહેજે. કોનો વાંક વધારે હતો? બોલ જોઇએ"

રસોયણ કાંઇ ન સમજી. તે બોલી: "શેમાં?"

બિન્દુ: અરે! હું તો તે દિવસની વાત કરૂં છું. મ્હેં શું કહ્યું હતું? મ્હેં તો કેવળ એટલું જ પૂછ્યું હતું કે "મ્હોટી બ્હેન! મદનને રૂપિયા આપ્યા હતા? કોણ નથી જાણતું કે છોકરાંના હાથમાં રૂપિયા–પૈસા ન અપાય. એ રોવા પછાડવા લાગ્યો. એટલે આપ્યા એમ કહીને પતાવ્યું હોત તોયે ઠીક થાત. આ તકરારે ન થાત અને સોગન ખાવાનો વખત પણ ન આવત. ચાર વાસણ ભેગાં થાય તો ખખડેય ખરાં. એમાં વળી આકરા સોગન લીધા. ઘરમાં એકનો એક છોકરો છે; એના સોગન! હું તો કહું છું કે આ જીંદગીમાં હવે હું મ્હોટી વહુનું મ્હોં પણ નહિ જોઉં. મ્હારા દુશ્મન સાથે બોલીશ; પણ એની સાથે તો વાત પણ નહિ કરૂં."

રસોયણ સ્વભાવેજ ઓછા બોલી હતી. એને શું બોલવું એ ન સમજાયું એટલે તે ચુપ રહી. બિન્દુની આંખોમાં આંસું આવ્યાં. એ લુંછી નાંખી ભરાયેલા કંઠે બોલી: "કોઇને લીધે કોણ સોગન નથી લેતું! એટલે શું પાણીનું ટીપું સરખુંયે ન લેવું! વળી છોકરાનેય આવવા ન દીધું? એ તે કાંઇ મ્હોટાની શોભા છે? ગમે તેમ હોય પણ હું તો ન્હાની રહી, અક્કલનીએ અધુરી છું. કદાચ એમના પેટનીજ છોકરી હોત. તો શું કરત!

હું યે એનું નામ નહિ લઉં, જો જો તો ખરાં."

રસોયણ હજુયે ચૂપજ રહી. બિન્દુ ફરી બોલી: "અને શું સોગન લેતાં એમને એકલાને જ આવડે છે? મ્હને નથી આવડતાં એમ નથી કાંઇ. કાલે હું એમને ત્યાં જઇ કહી આવું કે હમે થોડું ઝેર ન મોકલો તો હમને સોગન છે. તો પછી શું થાય? હું બે દિવસ ચૂપ રહીશ પછી જઇને હું એમને એ સોગન આપી આવીશ. અથવા તો જાતે જ ઝેર ખાઇને કહીશ કે મ્હોટી વહુએ મોકલ્યું હતું. પછી હું યે જોઉં તો ખરી લોકો એને સારૂં ખોટું કહે છે કે નહિ—એને ફિટકારે છે કે નહિ?"

રસોયણ બિન્દુની વાત સાંભળી ગભરાઇને બોલી: "જાઓ જાઓ હવે; એવા એવા વિચાર મનમાં ન આણશો. કહ્યો કાંઇ કાયમનો આવતો હશે? એમનાથી કાંઇ હમારા વિના નથી રહેવાવાનું, અને મદનથીયે નહિ રહેવાય."

બિન્દુએ વ્યંગ્ય થઇ કહ્યું: "સાચું કહ્યું. જરૂર એને મારીકુટીને-ધમકાવીને એને અહિં આવતાં અટકાવ્યો હશે. એના વિના મ્હને એક રાત પણ ઉંઘ ન આવે તે ચાર પાંચ રાત કેમ વીતાવી હશે? એનું તો હવે મ્હોં જ નહિ જોવાની; હું તો કહું છું કે દુશ્મન સ્હામું ફરીને જોઇશ પણ એના તરફ તો નહિ જ."

રસોયણ પોતાના હાથપર એક કાળો ડાઘ બતાવી બોલી: "જુઓ વહુ! હજુ પણ ચાઠું રહ્યું છે. તે દિવસે રાતે હમે બેભાન થઇ ગયા હતાં ત્યાર પછી શું થયું હતું એ હમે નથી જાણતાં. મદન કોણ જાણે ક્યાંયથી દોડી આવ્યો અને હમારી છાતી પર પડી રોવા લાગ્યો. એણે હમને બેહોશ થયેલાં કદિ જોયેલાં નહિ એટલે કહે કે 'નાની મા મરી ગયાં.' હમારાં આંખ મ્હોં ઉપર પાણી નાંખવા ન દે કે પંખોયે નાખવા ન દે. હું એને ખસેડવા ગઇ તો બચકું ભરી લીધું; મ્હોટી વહુ ખસેડવા ગયાં તો હેમને યે બચકું ભર્યું અને કપડું ફાડીને ચીરા ઉતાર્યા. હમારી સંભાળ લેવાની તો બાજૂએ રહી. છેવટે ચાર પાંચ જણા ભેગાં મળી એને બાધો લઇ ગયા.

બિન્દુ એકીટસે હેના મ્હો તરફ જોઇ રહી હતી; પછી એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી ધીમેથી ઉઠી અને પોતાના ઓરડામાં જઇ સુઇ રહી.

ત્રણ ચાર દિવસ પછી બિન્દુનાં માબાપ, કોઇ વગેરે ગયાં. હેને આગલે દિવસે તે પાછી બેભાન થઇ હતી. ત્યારથી તે ચૂપચાપ પથારીમાં પડી હતી. બતસિયા પંખો નાંખતી હતી પાસે બીજું કોઇ ન હતું. બિન્દુએ ઇશારાથી હેને વધુ નજીક બોલાવી પૂછ્યું; "બતસિયા! મ્હોટી બ્હેન આવ્યાં છે કે શું?"

બતસિયા: "ના, વહુ. અમે આટલાં બધા તો છીએ પછી નાહક એમને શ્રમ આપવાની શી જરૂર!"

બિન્દુ ઘડીભર ચૂપ રહી બોલી; "હારી એજ ભૂલ છે. બધી વાતમાં હારૂં ડહાપણ હાંકવા જાય છે. મ્હને લાગે છે કે કોઇ દિવસ તું એમ કરીને જ મ્હને મારી નાંખવાની છે. તે દિવસે—વાસ્તુ કર્યું ત્યારે—પણ હમે બધાં હતાં જ તો; પણ બધાં મળી શું કર્યું! તે નહોતાં ત્યાં સુધી હમે શું કર્યું? ક્યહાં હમે અને ક્યાં એ? હમે બધાં ભેગાં મળો હોય એમની એક આંગળી જેટલુંયે જોર ન આવે."

બિન્દુની માએ ઓરડામાં આવી કહ્યું: "બિન્દુ! શિવનાથની રજા છે. તું પણ અમારી સાથે થોડા દિવસ આવીશને?"

બિન્દુ માના મ્હોં તરફ જોઇ બોલી:

"મ્હારૂં આવવા જવાનું એમની રજા ઉપર પોતું જ છે, બા! એમણે રજા આપી એટલે થયું! મ્હારા દુશ્મનની રજા વિના મ્હારાથી કેમ અવાય?"

બિન્દુની માતા હેના કહેવાનો અર્થ સ્હમજી ગઇ. તે બોલી: "હારી જેઠાણીની વાત કરે છે ને? જ્યારે એમનાંથી જુદાં આવીને રહ્યાં છો એટલે એમની રજાની જરૂર જ ક્યાં રહી? શિવનાથે કહ્યું એજ બસ છે."

બિન્દુએ માથું ધુણાવી કહ્યું: "ના, ના એમ ન થાય મા! તેઓ જી તાં છે ત્યાં સુધી ભલે તેઓ ગમે ત્યાં હોય, તેઓજ મ્હારે જોકડું તે છે. હું બીજું ધાવે તે કરૂં, મા! પણ એમની રજા વિના ઘર છોડીને કયાંય ન જઉં–મ્હોટા ભાઇને ખોટું લાગે."

ઇન્દ્રાણી ત્યાં આવી પહોંચી હતી. બિન્દુની વાતો સાંભળી તે બોલી: "વાહ, હું કહું છું કે હમે જાઓ, ભાભી!"

બિન્દુએ ઇન્દ્રાણીની વાતનો પણ જવાબ ન આપ્યો. એની માએ પૂછ્યું: "ઠીક ત્યારે કોઇને મોકલી એમને પૂછાવી જો."

બિન્દુએ આશ્ચર્ય પામી કહ્યું; "કોઇને મોકલીને? એ તો એથાગે ખરાબ મા! હું એમનો સ્વભાવ જાણું છું. મ્હોંએથી કહેશે કે "જા" પણ અંતરથી ગુસ્સો રાખશે. વળી મ્હારા જોને બે ચાર વાત સંભળાવી દે રી. ના મા! હમે જાઓ, મ્હારે નથી આવવું." માએ વધુ આગ્રહ ન કર્યો. તે ગઇ. હવે ખાલી ઘર બિન્દુને ઘડીએ પલકે ખાવા ધાતું હોય એમ લાગવા માંડયું. નીચેના એક ઓરડામાં ઇન્દ્રાણી અને હેનો પરિવાર રહેતાં હતાં. ઉપરનો ખંડ હેનો પોતાનો હતો; અને બાકીનું આખું ઘર ખાલી પડયું હતું. શૂન્ય હૃદયે ફરતી ફરતી તે ત્રીજે માળે ગઇ; અને એક ઓરડામાં જઇ ઉભી રહી. એ ઓરડો ભવિષ્યને માટે મદન અને હેની સ્ત્રીને માટે બનાવરાવ્યો હતો. એ ઓરડામાં પગ મૂકતાં જ એની આંખનાં આંસુ એ ખાળી શકી નહિ. ત્હાંથી તે નીચે ઉતરતી હતી, તેવામાં શીવનાથ મળ્યો. તે બોલી: "હેં! ત્યારે હવે શું થશે?"

શિવનાથ કાંઇ ન સ્હમજ્યો. એણે પૂછ્યું: "શેનું?"

બિન્દુએ જવાબ ન આપ્યો. થોડીવારે દીર્ઘ નિઃશ્વાસ નાંખી તે બોલી: "ના, ના કાંઇ નહિ. હમે જાઓ."

બીજે દિવસે સ્હવારે શિવનાથ બ્હાર દિવાનખાનામાં બેઠો બેઠો કામ કરતો હતો. એવામાં બિન્દુ ત્યાં આવી અને રડતી બંધ રહી બોલી: "શું મ્હોટાભાઇ નોકરી કરવા જાય છે?"

શિવનાથે ઉંચુ જોયા વિનાજ જવાબ આપ્યો: "હં"

બિન્દુ: "હં શું? આ શું એમને નોકરી કરવાની ઉંમર છે?"

શિવનાથે પ્રથમની માફક જ કાગળ તરફ દૃષ્ટિ રાખી કહ્યું: "નોકરી શું માણસ અવસ્થાનો ખ્યાલ રાખીને કરે છે? એ તો પેટની ખાતર સ્તો."

(અપૂર્ણ)



# સૌભાગ્ય કુંકુંમ ચાંદલો.



આભમાં શોભે સૂરજને ચંદ્રમા રે
શોભે મ્હારે અખંડ લલાટ;
સુહાગી,
સૌભાગ્ય કુંકુંમ ચાંદલો રે.

ભરચક સરોવરે ખીલે પોયણી રે
ખીલી ખીલાવે ઉર આકાશ;
સુહાગી,
સૌભાગ્ય કુંકુંમ ચાંદલો રે.

મ્હારી મ્હોરી વસંત ઉર વાડીએરે,
એમાં વિલસે અનુપ રસરાજ;
સુહાગી,
સૌભાગ્ય કુંકુંમ ચાંદલો રે.

અમી ઝરે શરદ કેરી ચાંદની રે,
સીંચે હૈયામાં આનંદ;
સુહાગી,
સૌભાગ્ય કુંકુંમ ચાંદલો રે.

કે મંમળ ઉષા નવિન રંસ ઢોળતી રે,
ઢોળે હૈયામાં રસ રેલ;
સુહાગી,
સૌભાગ્ય કુંકુંમ ચાંદલો રે,

કે ચંદા સૃષ્ટિનાં ચોક ઉજાળતી રે,
ઉજાળે મ્હારો ભાલ પ્રદેશ;
સુહાગી,
સૌભાગ્ય કુંકુંમ ચાંદલો રે,

કે રૂડી ચમકે આશા કેરી વાદળી રે,
એમાં નવલા પુષ્પ પ્રકાશ;
સુહાગી,
સૌભાગ્ય કુંકુંમ ચાંદલો રે,

કે ભાલે મણી સમો શો શોભતો રે,
સાચો સતીઓનો શણગાર;
સુહાગી,
સૌભાગ્ય કુંકુંમ ચાંદલો રે,

કે અમ્મર આશા અમ્મર સૂર્ય ચંદ્ર મારે,
અમ્મર તપો અવિચળ એક;
સુહાગી,
સૌભાગ્ય કુંકુંમ ચાંદલો રે,

જગુભાઇ મો. રાવલ.






લેખિકાઃ કુ. ઇશ્વરી સેવારામ મુલતાની.

આ ક્ષણભંગુર સંસારમાં બીજાનું ભલું કરવા પ્રયત્નો કરવાને સચ્ચિદાનંદ પ્રભુમાં પૂર્ણ વિશ્વાસ રાખી સંતોષી જીવન ગાળવું તે આદર્શ જીવન કહેવાય છે. આ નાશવંત સંસારમાં જે આવ્યું છે તે જવાનું છે, તો પછી આદર્શ કહેવાઇને જવું તે કેવું સારું! પ્રત્યેક વ્યક્તિના આદર્શ જુદા હોય છે, અને દરેક પોતાના જીવનને આદર્શ બનાવવા ફરતા પ્રયાસો કરે છે.

પ્રાણી માત્રનું કલ્યાણ કરવાનું સાધન થવાય એજ હૃદયનું ( મનુષ્યનું ) ફલ, એ વાત લક્ષમાં રાખવી જોઇએ. જેનાથી કોઇનું કલ્યાણ નથી થયું, તેનો જન્મ નિષ્ફળ છે. જેવી રીતે સૂર્યના કિરણોથી સમુદ્રનું પાણી વરાળ રૂપે ઉપર જાય છે, પણ તે પાછું નિર્મળ ને મિષ્ટ થઇ, પૃથ્વી ઉપર વર્ષે છે, અને પ્રાણીમાત્રના સુખની વૃદ્ધિ કરે છે, તેમ પરમેશ્વરની કૃપાથી જે પુરુષ ઉચ્ચ સ્થાન પામે તેણે પણ પોતાના ગુણોથી પ્રાણીમાત્રના સુખની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરવા જોઇએ, ને જીંદગીને આદર્શ બનાવવી જોઇએ. જેના જીવનથી કોઇને લાભ નથી થતો, તેનું જીવન મિથ્યા છે.

જીવનને આદર્શ બનાવવાના ઘણા પ્રયત્નો છે. મનુષ્યને આદર્શ બનવાના ઉત્તમ વિચારો વિદ્યાર્થીજીવનમાં આવે છે. વિદ્યાર્થી જીવનને આદર્શ બનાવવા પ્રથમ અને ઉત્તમ ઉપાય તો ગુરૂપ્રત્યે માન છે. ગુરૂના કહ્યામાં રહેવું, તેઓને માન આપવું, અને તેઓ પ્રત્યે પૂજ્ય ભાવ રાખવો જોઇએ. ગુરૂ જે કહે છે તે આપણા હિતને માટેજ કહે છે, એમ સમજવું, નહિ કે તે આપણા બુરા સારૂ કહે છે. કોઇ પણ આપણા ગુરૂની ટીકા કરવી નહિ. ગુરૂનું જે કાંઇ કામ હોય તે ઉત્સાહથી કરવું. કોઇ પણ આપણા ગુરૂનું ભુંડું બોલતું હોય, તો ત્યાં ઉભા પણ ન રહેવું. આજકાલ શ્રી પરમાત્માની કૃપાથી કેટલીક બાળાઓને ત્યાં શ્રી લક્ષ્મીદેવીની મહેરબાની હોય છે, જેથી તેઓ પૈસાના મદમાં ગુરૂને શાળાના પગારદાર નોકર સમજે છે, પણ તેઓની એ સમજ દરેક રીતે ધિક્કારવા લાયક છે. તેઓ કાંઇ પગારદાર નોકર નથી, પણ તેઓ તો આપણા માતપિતા તથા ભાઇ કરતાં પણ વિશેષ છે. હાલ વીસમી સદીના જમાનામાં ગુરૂ એટલે જ્ઞાનદાતા એવી ભાવના ઘણાને હોતી નથી, ને ગુરૂસેવા, એ ઘણાં સમજતાં નથી, એ ઘણીજ દીલગીરીની વાત છે.

વિદ્યાર્થી જીવનનો બીજો આદર્શ બનવાનો ઉપાય આત્મસંયમ છે. પોતાના મનને કાબુમાં રાખવું. કોઇ પણ આકર્ષક વસ્તુ તરફ ધ્યાન આપવું નહિ. દરેક વિદ્યાર્થીનીએ અથવા વિદ્યાર્થીએ પોતપોતામાં સારી રીતે સંપથી વર્તવું, આ પ્રકારનો બદલો અપકાર નહિ, પણ ઉપકાર છે, એમ સમજીને કોઇને ન આવડતું હોય તો સમજાવવું. ગુરૂ જે કહે તે અમલમાં મુકવું. જે પુસ્તકો વાંચવા

ને જ્ઞાનનાં જે વાંચવા ને તે દરેકને અમલમાં મુકવા જોઇએ. કેળવણી લીધી, અભણમાંથા કેળવાયેલાં થયા, તો છકી જવું, અભિમાન રાખવું, મ્હારાં જેવું હોંશિયાર બીજું કોઇ પણ છેજ નહિ, એવા ખરાબ વિચારો કાઢી નાખવા, ને દરેક મોટેરાંઓ આપણા કરતા હોંશિયાર છે, એમ સમજવું. હંમેશાં વિદ્યા વિનયથી જ શોભે છે. ઘરમાં માતા પિતાની આજ્ઞા પાળી તેઓને પણ રાજી રાખવા.

મોટા થયા પછી સ્ત્રીએ પતિને ઇશ્વર ગણવો. જો નસીબજોગે કોઇના પતિમાં ખરાબ લક્ષણ હોય તો નારાજ ન થતાં, તેનામાં સારાં લક્ષણ આવે એવા ઉપાય કરવા, ને આખરે તેમાં ફતેહ મેળવવી. પતિને માન આપવું; તેની રજા સિવાય કોઇ પણ ઠેકાણે જવું નહિ. જો પતિને કોઇ વાત ગમતી ન હોય તો તેને જીંદગી પર્યંત છોડી દેવી. ઘરની વાત પ્રાણ જતાં પણ બહાર કાઢવી નહિ. કોઇની પણ નિંદા કરવી નહિ. ઘરના કામમાંથી પરવારી પછી ન બેસી રહેતાં સારાં સારાં ભરત ગુંથણના કામ કરવાં ને બહારની દુનીયાનું કાંઇક જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો. પોતાનામાં જે જે દોષ જોવામાં આવે તે દરેક દૂર કરવા પ્રયત્ન કરવા, ને પતિને દરેક રીતે રાજી રાખવા

કરે ભક્તિ ભર્તારની, જે ગુણીયલ નાર.
સ્વર્ગ સમુ સુખ ભોગવી, ભવસાગર તરનાર.

પતિના કહ્યામાં રહી, તેના પર પૂર્ણ વિશ્વાસ ને પ્રેમ રાખવો. સંસારના સુખદુઃખ હસતે મુખે સહન કરવાં. વડીલોની આજ્ઞામાં રહી, તેઓને માન આપવું. કદી પણ તેઓની સામે બોલવું નહિ. સસરાના કુટુંબમાં સર્વની સાથે મળી સંપીને રહેવું, ને સાસુસસરાની આજ્ઞા પાળી તેઓનું કામ ઉઠાવી લઇ, તેઓને પરમાત્માનું ધ્યાન કરવામાં મદદ કરવી, ને પોતે પણ પ્રભુમાં પૂર્ણ શ્રદ્ધા રાખવી. કદી પણ ઘરમાં કંકાસ થાય તેવો વખત લાવવા દેવોજ નહિ પરમેશ્વરે આપણને શા માટે પેદા કર્યા છે; તે વિષે રાત દિવસ ચિંતવન કરવું, અને આત્મસ્વરૂપને ઓળખવું. કોઇ ગરીબ મનુષ્યને જોઇ તેનો અનાદર કરવો નહિ. વસ્ત્રાલંકાર પહેરી શરીર શોભાવવા કરતાં સદ્‌ગુણોથી શોભાવવાની કાળજી રાખવી હંમેશાં સંતોષીજીવન ગાળવું. કદી પણ પરપુરુષ સાથે વિશેષ સંબંધ રાખવો નહિ.

સંસારમાં સતી નારીનો, સ્વામી હોય છે એક,
ભલે દુઃખે રીબાઇ મરે, તજે ન શીયળ ટેક.

ઘરને હંમેશ સુશોભીત રાખવું. પુત્રપુત્રીને શિષ્ટ કેળવણી આપવી, ખરાબ માર્ગે જવા દેવા નહિ, ને જ્ઞાનની ને પરોપકારની વાર્તાઓ કહી બુદ્ધિને ખીલવવી, તેઓમાં સ્વદેશાભિમાન વધે એવા ઉપાયો કરવા, ને દરેક રીતે મોટાઓ સાથે માનથી વર્તી પોતાની માતાના કુળને દીપાવવું. કમભાગ્યે જો કોઇ સ્ત્રી વિધવા હોય તો તેણે ઇશ્વર સિવાય બીજા કોઇમાં પણ વિશ્વાસ રાખવો નહિ. સાદું જીવન ગાળવું ને રામાયણ મહાભારત વગેરે પુસ્તકો વાંચવાં. પરપુરુષ સાથે કોઇ પણ જાતનો સંબંધ રાખવો નહિ. દરેક સાથે નમ્રતાઇથી વર્તવું. જો પૈસો ન હોય તો કોઇ પણ જાતનું કામ કરી પૈસો મેળવવો. જો પૈસો હોય તો તેને સારે માર્ગે વાપરવો, ને પરમાર્થ પર વિશેષ દૃષ્ટિ રાખવી, કારણ કે 'પરમાર્થ એ મોક્ષનું બારૂં એ વિના સર્વ અંધારૂં'

કહેવત છે કે 'અન્ન તેવો ઓડકાર.' માટે હંમેશ ઉચ્ચ દૃષ્ટાંત જોવા, ઉચ્ચ વિચાર કરવા, ઉચ્ચ મન રાખવું, ને ઉચ્ચ પુસ્તકો વાંચવાં. ખરાબ પુસ્તકો પર દૃષ્ટિ પણ નાખવી નહિ, ને નીચની સોબત, કદી પણ કરવી નહિ, કારણ કે 'સોબત તેવી અસર.' આજકાલ મનુષ્યમાં જેટલી સારા ગુણ આવવા

વાર લાગે છે, તેટલી ખરાબ ગુણ આવતા વાર નથી લાગતી. માટે હંમેશાં સારાં પુસ્તકો વાંચવાં ને તેના પાણીરૂપી અવગુણ છોડી દઇ, દુધરૂપી ગુણ લેવા જોઇએ. હંમેશાં મહાન પુરુષોનાં જીવનચરિત્ર વાંચવાં જોઇએ, કે જેથી તેઓના જેવા ઉત્તમ થવાના વિચાર આપણામાં આવે. તેઓ આદર્શ બનવાને અસહ્ય દુઃખો વેઠે છે. કદી પણ નાસીપાસ થતા નથી, ને ઉચ્ચ કર્મો કરી જગતમા આદર્શનું ઉત્તમ ઉપનામ મેળવી જાય છે, માટે દરેક મનુષ્યે એવાં પુસ્તકો વાંચી તેમના જેવા આદર્શ બનવાની ઉત્કંઠા રાખવી જોઇએ.

સત્યને પ્રાણ જતાં પણ છોડવું નહિ, ...ણ સત્યને સર્વ ચાહે છે. જો કે સત્યવ... ...ા ટીકા ઘણી થાય છે, પણ તેની દરકાર ... નહિ, કારણ કે તેની કદર તેના અવ... ...ન પછીજ થાય છે. દરેક મનુષ્ય પર દયા રાખવી. દુઃખી મનુષ્ય જોઇ તેને ધિક્કારવો નહિ, પણ તેના ઉપર દયા લાવી તેને મદદ કરવી દયા એ સદ્દગુણી મનુષ્યનું સામર્થ્ય છે જે કામ કરવાં તે જાત મહેનતથી કરવાં, કદી બીજા પર ભરોસો રાખવો નહિ. બીજા પર ભરોસો રાખવાથી કોઇ દિવસ પોતાને જ નુકસાન થાય છે, તે દુઃખ વેઠવું પડે છે, કારણ કે 'પારકી આશ સદા નિરાશ'. જે કામ કરવું તે નિષ્કામ મને કરવું. સેવા કરવામાં ફળની આશા સંભવેજ નહિ, પારકાનું ભલું કરતાં પ્રાણની પણ દરકાર કરવી નહિ, ને હમેશાં સેવા તરફ દૃષ્ટિ રાખવી, એ દરેક આદર્શ બનવાના ઉત્તમ ઉપાય છે.

હંમેશાં જીવનને ચેતનવન્તુ, ઉત્સાહભર્યું, પ્રફુલ્લિત, તથા રસમય રાખવું. હંમેશાં સમાન જીવન ગાળવું. સુખમાં છકી જવું નહિ, અભિમાન કરવું નહિ. શ્રીમંત હોઇએ, તો બીજા દુઃખીને મદદ કરવી, નહિ કે શ્રીમંતાઇના અભિમાનથી ગરીબ ઉપર તિરસ્કારની દૃષ્ટિએ જોવું. પરમાર્થ વિના શ્રીમંતાઇ શોભતીજ નથી એ ધ્યાનમાં રાખવું. સંપત્ છે તે સ્વપ્ન સરખી, યૌવન છે તે પુષ્પ સરખું, અને આયુષ્ય વીજળી સરખું ચપળ છે, એમ જાણી સુકૃત્યોથી જીંદગીનું સાર્થક કરવા તત્પર રહેવું.

દુઃખમાં શોક કરવો નહિ, સંતોષથી આવી પડેલા દુઃખને સહન કરવું, ને દરેકનું રક્ષણ કરનાર પ્રભુને યાદ કરવા, કે જે સર્વની સહાય કરનાર છે. બીજાનું સુખ જોઇને અદેખાઇ કરવી નહિ. ગરીબાઇ એ કંઇ પાપ નથી, એ ધ્યાનમાં રાખવું ને પોતા પાસે જે હોય તેટલામાં સંતોષ માનવો એ સર્વ આદર્શજીવનના ગુણો છે. દરેક મનુષ્યે કળા પ્રત્યે પ્રેમ રાખવો, સાહિત્યમાં રસ લેવો, ને સંગીત પ્રત્યે શોખ રાખવો. ધ્યેય વિનાનું જીવન ફોગટ છે. પ્રત્યેક વ્યક્તિ પોતાનું ધ્યેય જ્યારે સાધી શકે, ત્યારે આદર્શ જીવનની પૂર્ણાહુતિ થાય. 'Plain living and high thinking' ઉન્નત વિચાર ને સાદું જીવન એ આદર્શ જીવનનું લક્ષણ છે. આપણું જીવન આદર્શ તો ત્યારેજ થાય કે જ્યારે આપણે બીજાને પ્રકાશરૂપ થઇએ, ને તેઓ પણ તેના આદર્શ થવા પ્રયત્ન કરે.

છેવટે, સંસારના સુખદુઃખના ધા હસતે મુખડે સહન કરવા, દરેક કષ્ટને ફુલની માફક વધાવી લેવું, ને ધીરજ રાખી બનતા પ્રયત્ન કરવા, પરમાત્મા પ્રત્યે અચળ શ્રદ્ધા રાખવી, તેનું ધ્યાન કદી પણ છોડવું નહિ, તેના પ્રત્યે ભક્તિભાવ રાખવો, ને જીવનના દરેક કર્મો નિષ્કામ વૃત્તિથી કરવા પરમાર્થ પર વિશેષ દૃષ્ટિ રાખવી, ને બીજાનું ભલું કરવા પ્રયત્નો કરવા આ અસાર સંસારના રણમેદાનમાં સાહસથી ઝંપલાવવું, ને તેમાં ફતેહ મેળવવી એનું નામ આદર્શજીવન.




લેખકઃ રા. મનુભાઇ જોધાણી.

"જોશી મહારાજ! મ્હારો હાથ જુઓ જોઇએ!" કહેતી કેટલીક સ્ત્રીઓ એક વૃદ્ધ બ્રાહ્મણ કે જેની આંખો વૃદ્ધાવસ્થાને લઇને ઉંડી ગઇ જણાતી હતી, જેના વર્તન ઉપરથી એ ધર્મનિષ્ઠ હશે એમ જણાતું, જેની પાઘડી અંગરખું અને ખડીયો જોતાં એ કોઇ જુના જમાનાનો હશે એમ પ્રથમ દૃષ્ટિએ જ જણાઇ આવતું, તેને વિંટળાઇ વળી.

જોશી મહારાજે એક બાજુએ ખડીયો મૂકી, ઓટલા ઉપર આસન જમાવ્યું. મહારાજ જમાનાના જાણ અને વિદ્યામાં પારંગત હોય એમ દેખાતા હતા. તેમણે એક પછી એક એમ દરેક સ્ત્રીઓના હાથ જોઇ, કોઇને ધન મળશે, કોઇને પુત્ર થશે, કોઇને પતિની મહેરબાની થશે, એમ સહુને જોષ કહી સંતોષ્યાં. છેવટે એક શેઠાણીનો વારો આવ્યો,

શેઠાણી એ ગામના એક પ્રતિષ્ઠિત શેઠના પુત્રવધુ હતાં. તેમના સાસુ સસરો થોડાં વખત પહેલાંજ ગુજરી ગયા હતા, "ઘરમાંથી જાય ખોખાં, ને ઘર થાય ચોકખાં" એ કહેવત મુજબ શેઠાણી સ્વતંત્ર થયા હતાં. બાળ બચ્ચાં ન હતાં, એટલે કુટુંબમાં માત્ર શેઠ, શેઠાણી બેજ જણ હતાં. પરમેશ્વરની મીઠી નજર હતી એટલે પૈસો પણ પુષ્કળ હતો.

શેઠાણીએ હાથ બતાવ્યો એટલે જોશીએ કાંઇક લીટા તાણી ડોકું ધુણાવ્યું. બાઇને ધ્રાસકો પડયો.

"મહારાજ! કેમ આમ ડોકું ધુણાવો છો?" એક યુવાન સ્ત્રીએ પૂછયું.

"બ્હેન! ન પૂછો તો સારૂં."

શેઠાણીને લાગ્યું કે મારા નસીબમાં સંતતી નથી એ હશે. પણ એ તો મારૂં નસીબ હશે એમ થશે; બીચારા જોશીનો શું વાંક?

"મહારાજ! મુંઝાઓ નહિ, હોય તેવું કહો."

"બ્હેન, તમારે સંતતી છે પણ ઘણા વખત પછી. પણ એક બીજું, તમારા નસીબમાં સવામણ સુનો દીપવાનો છે."

"અરે! ભૂલ્યા! જોશી મહારાજ ભૂલ્યા!"

"બ્હેન, નથી ભૂલ્યો. મ્હારૂં પંચાંગ ખોટું હોય તો હું મરૂં."

"પણ ભૂદેવ! આ તો શેઠાણી! એમને ઘેર લાખોની મીલકત છે."

"તે હશે. પણ હું કહું છું તે ખોટું નથી."

મહારાજ કાંઇ નવા ન હતા. તેના શબ્દો બધી વખત સાચા પડતા હતા. સહુ વિચારમાં પડી ગયું, શું થશે? પણ શેઠાણી જબરા હિંમતવાન! એમણે શકની એક પણ રેખાથી પોતાના મુખ ઉપરના હાસ્યના ભાવો અદૃશ્ય

થવા દીધા નહી. પોતાનું હસતું મોઢું રાખી, તેમણે મહારાજને પાકું સીધું આપ્યું. સર્વ પાડોસણોએ લોટ, દાળ આપી મહારાજને વિદાય કર્યા.

વાત વાયે ચડીને ફેલાય. એક બીજાને ને બીજો પાંચને કહે. શેઠને કાને વાત આવીઃ "શેઠાણીને સવા મણ ચુનો ટીપવાનો નસીબમાં છે એમ જોશી મહારાજે કહ્યું છે."

શેઠ જોશીને જાણતા. એ કદિ ખોટું ન કહે. એને પોતાની ખરાબ સ્થિતિ થવાના ભણકારા રૂપે એ શબ્દો જણાયા. પોતે તરતજ ઉદાસી થઇ ગયો. ઘેર આવી શેઠાણીને પૂછતાં વાત સાચી જણાઇ. પોતાનો વેપાર સંકેલ્યો ને એ આખો દિવસ ને રાત વિચાર વમળમાં ગુંચાયો. સર્વત્ર તેને અંધકારમય ભાસ્યું. 'પ્રભુ ઇચ્છા' કહી તેણે લમણે હાથ મુક્યો ને સુનો સુતો બેભાન જેવો બની ગયો તેમ તરફડવા લાગ્યો. થોડી વારે તે નિદ્રાને આધીન થયો.

જગતમાં જો રાત્રી ન હોત તો કોઇ જીવી ન શકત. આખા દિવસના શ્રમથી કંટાળેલા મગજને જરાપણ શાન્તિ ન મળે તો જરૂર તે માણસને ચિત્તભ્રમ થઇ જાય. નિદ્રાદેવી દરેક મનુષ્યને પોતાને ખોળે સુવાડીને નવી સ્ફૂર્તિ આપે છે. આપણા શેઠ પણ એ નિદ્રાદેવીને ખોળે ઢળ્યા.

[ ૨ ]

"નાથ! મ્હેં સાંભળ્યું છે કે, આપ લાંબી મુસાફરીએ જવાના છો?"

"પ્રિયે! એ વાત સાચી છે મારો વિચાર છે કે એકાદી સાર કરું! પણ તમોને તમારે પીયર મોકલવા કે નહિ એજ વિચારમાં છું."

"ના, હું મારે પીયર જવાનીજ નથી. પીયરનું સુખ મારે શું કામનું? એના કરતાં સાસરાની શૂળી સારી."

"પણ તમે એકલાં શી રીતે રહી શકશો, શેઠાણી?"

"નાથ, એની ચિંતા ન કરો. મેં અગાઉથી એ બધો બંદોબસ્ત કર્યો છે."

"શો?"

"આપની સેવામાં રહેવાનો."

"શું, મારી સાથે આવવું છે? ત્યાં પડતાં દુઃખોની ખબર છે?"

"હા જ્યાં આપ ત્યાં હું. આપના સુખે સુખી ને દુઃખે દુઃખી. આપના સુખ દુઃખમાં ભાગ ન લઉં તો આપની અર્ધાંગના શાની? મારા પતિવ્રતાના ધર્મને ઝાંખ લાગે. આપ મ્હારૂં આ જગતમાં સર્વસ્વ છો. ત્યાં પરદેશમાં આપને શું થાય ન થાય તેને માટે મારે અહીં રહી ચીંતામાં ઝુરી મરવું, એના કરતાં તો આપની સેવામાં રહી મરી જવું એ હું વધારે ઉત્તમ માનું છું."

"શેઠાણી! તમારો વિચારો ઉત્તમ છે. મારો પણ તમને સાથે લઇ જવાનો વિચાર હતો. પરંતુ કદાચ તમારી મરજી અહીં તમારા પીયરમાં રહેવાની છે કે નહિ, તે જોવા માટેજ હું બોલતો હતો. આવવું હોય તો મને જરાય વાંધો નથી. તૈયારીમાં રહેજો."

શેઠાણીનાં પિતા પણ લક્ષાધિપતી હતા. એમને સંતાનમાં માત્ર આ એકજ પુત્રી હતી. એટલે જો શેઠાણી ધારે તો ત્યાં પણ સુખેથી રહી શકે. પરંતુ સાધ્વી સ્ત્રીએ પિતાની એ સાહ્યબીને તરછોડી, પતિ સેવાનો લ્હાવો લેવાનું વધારે પસંદ કર્યું.

શેઠે તો ધારેલું કે શેઠાણી આ મુસાફરીના દુઃખોથી કંટાળી આવવાની ના કહેશે

અને પિયર-પસંદ કરશે; એટલે હું પરદેશ જઈ આવીશ તે પહેલાં તેના જોશીના કહેવા પ્રમાણેના ભાગ્ય ફળી જશે એટલે એના પિતાને ત્યાંજ એ સપડાશે-બને તો ઠીક. પરંતુ ઈશ્વરની ઈચ્છાતો જુદીજ હતી.

શેઠને વધારે વિચારમાળા ઉપડી. હવે શું કરવું ? પરંતુ વણીક જ્ઞાતિ બહુજ બુદ્ધિશાળી ગણાય છે. કહેવાય છે કે "વાણીયા વગર રાજા રાવણનું રાજ્ય ગયું." "વાણીયાની ચીંતા તો ઈશ્વરે પણ નથી રાખી." એટલે પરમેશ્વરને પણ ખાત્રી છે કે વાણીયા ભૂખે નહિ મરે. એ પોતાની મેળે બુદ્ધિનો વિકાસ કરીને પોતાનું ફોડી લેશે.

ઠરાવેલ સમયે, શુભ, મૂહુર્તે, સારા ચોઘડીયાં ને શુકને શેઠજી વ્હાણવટે નીકળ્યા. શેઠાણી પણ સાથેજ હતાં. સર્વ નગરજનોને પ્રણામ કરી શેઠ વહાણે ચડયા. સર્વેએ તેમની કુશળતા ઈચ્છી વ્હેલા આવવાનો આશિર્વાદ આપ્યો.

જ્યાં સુધી વ્હાણો દેખાયાં ત્યાં સુધી ઘણા માણસો કાંઠે ઉભા રહ્યા. શેઠ, શેઠાણી વહાણમાંથી પોતાની જન્મભૂમિ પ્રત્યે એક નજરે તાકી રહ્યા અને પોતાને દૂર પરદેશ જન્મભૂમિનો ત્યાગ કરી જવું પડતું હતું તે જોઈ અશ્રુનું બિન્દુ શેઠની આંખમાંથી સરી પડ્યું.

[ ૩ ]

દરીઆના ઘુઘવતા પાણી ઉપર ઉછળતાં મોજાં સાથે એક ભાંગી ગએલા વહાણના લાકડા સાથે કોઈ મનુષ્ય ચોટેલું જણાય છે. મોજાં સાથે એ ઉંચે ને નીચે ચડે છે ને પટકાય છે. એની જીવનસ્થિતિ પણ એવીજ હશેને !

ચડતી ને પડતી એ તો સહુને શીરે લખાએલીજ છે. તો પછી ગરીબ રાંક મનુષ્યોનું તો શું ગજું ?

અંધકારનો નાશ થતાં સૂર્ય ભગવાને પોતાના અરૂણ સારથી સહ પૂર્વ દિશાએ પોતાના પૂનિત પગલાં કર્યાં અને સોનાની કુંચીથી પૂર્વ તરફનો દરવાજો ઉઘાડયો કે સર્વત્ર પ્રકાશ ફેલાયો. એ પ્રકાશમાં પેલું લાકડું અને તે ઉપરની સ્ત્રી ઘણે દૂર તણાતાં જણાયા.

દૂર વહાણોનો એક કાફલો જતો દેખાયો. એના ઉપરની ફરકતી ધજાજ કહી દેતી હતી કે એ તો શેઠનાં વહાણો હતાં ત્યારે શું પેલી સ્ત્રી તે શેઠાણી તો નહિ હોય !

હા એ જ. શેઠને જોશીના વચનો ઉપર ખૂબ વિચાર કરવો પડયો. વહેમી મનુષ્યોને વિચારો ખાઈ જાય છે. તેણે ભાન ભૂલી શેઠાણીને મધ્ય દરીએ અંધારી રાત્રે ભર નિદ્રામાં સૂતેલી પોતાની અર્ધાંગનાને તણાતી વ્હેતી મૂકી દીધી.

પાણીમાં પડતાં નિંદ્રા ઉડી ગઈ ! બેબાકળી બનેલી શેઠાણીએ કેટલીયે બૂમો મારી પણ એ શા કામની ! દૂર છેટે વહાણો જણાયાં પણ મોજાંએ એને ધકેલી નાખી. પ્રભુ એને બચાવવા ઇચ્છતો હશે તે પોતે આંખ ઉઘાડે તો સામે એક લાકડું તણાતું જણાયું. શેઠાણી એને વળગી પડી. એ બેશુદ્ધ થઈ ગઈ હતી. મૂર્છિત સ્ત્રી, લાકડાને મડામાંની પેઠે વળગી પડેલી.

લાકડા સાથે વળગેલી એ સ્ત્રી બપોરે એક ગામડાના કાંઠે તણાતી આવી. એને ન હતું લુગડાનું ભાન કે શુદ્ધિ. ખારવા લોકોએ એને બહાર કાઢી.

થોડીવારે એ શુદ્ધિમાં આવી. થાક ને

ભૂખથી એનું શરીર નંખાઇ ગયું હતું. પતિએ એને તજી હશે કે પોતે અકસ્માતથી પડી હશે એ વિચાર એને ઉપજ્યો. પણ પતિને માટે એવું ચિંતવવું એ એ સાધ્વી સ્ત્રીને અસહ્ય લાગ્યું. પોતાના ભાગ્યનોજ દોષ એણે માન્યો.

આ ગામમાં એક શેઠ રહેતો હતો. આ ગામ એ ન્હાનુંશું બંદર હતું. ખાળો બાંધેલો ન હતો. પણ વહાણો કાંઠાથી થોડે છેટે સુધી આવતાં હોવાથી વેપાર સારો હતો.

બાઇ બિચારી ઉભી થઇ. ખારવાઓનો પાડ માની ત્યાંથી ગામ તરફ ચાલતી થઇ.

યુવાન સ્ત્રી અને સ્વરૂપવાન, જેણે કોઇ દિવસ ટાઢ તડકો સહન કર્યાં નથી, એવી સુકોમળ સ્ત્રીને બજાર વચ્ચે એકલી ચાલી જતી જોઇ સહુને એ કોણ છે તે જાણવા મન થાય એ સ્વાભાવિક છે. એવામાં નગર શેઠની દુકાને આવી ને શેઠ પાસે બેસી તે રડી પડી.

" પિતા ! હું તમારી દીકરી ને તમે મારા પિતા ! હું વણીકપુત્રી છું મ્હારા પતિ સાથે વહાણવટે જતાં હું અકસ્માત દરીઆમાં પડી ગઇ છું ને પ્રભુ ઇચ્છાએ આજે તમારી પાસે સહીસલામત ઉભી છું. મારી યુવાન અવસ્થા છે તો જ્યાં સુધી પ્રભુ મને મારે ઘેર સુખ રૂપ પહોંચાડે ત્યાં સુધી તમારે ઘેર રાખો. મારાથી બનશે તે કામ હું આપને ઘેર કરીશ. "

" બેટા ! તું મ્હારી દીકરી જ છે. કોઇ પણ જાતની ચિંતા ન કરીશ. મ્હારે દીકરા નથી. પણ પ્રભુએજ તને મોકલી જણાય છે. મ્હારે ઘેર કોઇ જાતનો તોટો નથી. કામ કરનાર ખૂબ માણસો દાસ દાસીઓ છે. તું કોઇ ખાનદાન કન્યા જણાય છે. સુખેથી તું મારે ઘેર રહેજે ને સુખેથી ખાઇપી પ્રભુ ભજન કરજે "

[ ૪ ]

" શેઠજી ! કોઇ દાડીએ આવતું નથી. સહુને અત્યારે અનાજ કાપવાની મોસમ છે. કહે છે કે દાડીએ આવે તો એમના પાકને નુકસાન થાય. " એક નોકરે આવી શેઠને કહ્યું.

" આપણે આ મકાન જલદી પુરૂં કરી નાખવું જ જોઇએ. ગમે તે ભાવે મળે તેટલા દાડીઆ તો જોઇએ જ. "

" હું મારાથી બનતું કરીને લાવીશ. પણ એ તો બધા મકાન ચણવામાં જ લાગી જશે. "

" ના; પણ આ ચૂનો ટીપવાની ખાસ ઉતાવળ છે. બને તેટલાં એને માટે જલદી લાવ. "

શેઠનો હુકમ થતાં નોકરે ત્રણ દાડીયા ચૂનો ટીપવા માટે આણ્યા. તેમણે કામ શરૂ કર્યું. શેઠાણી તે વખતે ઓસરીમાં બેઠા હતા. તેમને સહજ મન થઇ આવ્યું તે હાથમાં ધોકો લઇ ચુનો ટીપવા બેસી ગયાં.

સુકોમળ શરીર જરાય દુઃખ સહન કરી ન શકે. એનના હાથે બંબોલા પડયા.

આ અરસામાં શેઠ અને તેમની સાથે એક વહાણવટી સફરી વેપારી-બન્ને જણ ઘરના આંગણામાં આવી ઉભા રહ્યા.

પેલા વેપારીને જોઇ શેઠાણી ઉભા થઇ ગયાં ને લાજથી શરમાઇ ઘુમટો તાણી એક બાજુ જઇ ઉભી રહી.

સહુ હેબતાઇ ગયું. પૂછતાં જણાયું કે એ વેપારી તે બીજો કોઇ નહિ પણ એનો પતિ હતો. મોટા ખારા મ્હેરામણમાં બીડી

વીરડી જો કોઇ તરસ્યાને મળી ગઇ હોય તો જેટલો આનંદ થાય, તેના કરતાં અધિક આનંદ શેઠાણીને થયો.

• શેઠાણીને લુગડે ચુનો ચોંટ્યો હતો. પેલા નગરશેઠે એ જોઇ ઠપકો આપ્યો. "બ્હેન, તું આ માટે ચુનો ટીપવા બેઠી હતી.!"

"બાપુ ! હું તો અમસ્તી બેઠી હતી, તેવામાં થયું કે લાવને ટીપું શું થઇ જાય છે."

"પણ એના નસીબમાં સવામણ ચુનો ટીપવાનું હતુંજ." પેલા શેઠે કહ્યું.

શેઠાણીને વરતજ યાદ આવ્યું તે સહસા બોલી હઠી: "ભવિષ્ય ખોટું ન પડ્યું. પણ મ્હેં આ ચુનો ટીપ્યો તોજ તમે મળ્યા હશો. પ્રભુ ઇચ્છા. મ્હારે મન તો આજે તમે સુખરૂપ પધાર્યા એટલે સોનાનો સૂર્ય ઉગ્યો છે."

સહુ હસી પડ્યું. એક દિવસ શેકાઇ શેઠ, શેઠાણીને સાથે લઇ વતન તરફ ચાલી નીકળ્યા.

હવે તો બન્ને જણુ આનંદમાં રહે છે. શેઠ કહે છે કે હવે કોઇને હાથ બતાવી જોષ ન જોવડાવીશ. આ સુખી જોડાને એક નવલ કિશોર, બાળક જન્મતાં ત્રીજું મનુષ્ય ઉમેરાયું હતું.

હતુએ, શેઠાણીને શેઠે ફેંકી દીધી હતી કે અકસ્માત શેઠાણી પડી ગઇ હતી, એ પ્રશ્ન અણુકેલજ રહ્યો હતો.



## જુમનાંના જળ





સખિ ચાલો તો જુમનાંજી જઇશું રે લોલ,
કાલિન્દીનાં નિર મીઠાં—સખિ૦
માથે કુન્દન બેડાં શોભતાં રે લોલ,
તિરે પનિહારીની હારજો—સખિ૦
કરતાં કૈં મીઠી મીઠી ગોઠડી રે લોલ,
નવ રે'તું બીજું કૈં ધ્યાન જો—સખિ૦
વ્હાલિડો વાટમાં નિહાળીને રે લોલ,
હૃદયે ઉભરાય અમી ધારજો—સખિ૦
વાંકી ડોકે તે વ્હાલમ નિરખું રે લોલ,
બેઠ છલકાય આંખાં નિરજો—સખિ૦
એનાં જાદુ-નયન હૃદય વિંધતા રે લોલ,
ચૂવે પાલવ ને ચૂવે હાર્દ જો—સખિ૦
આવો, આવો તો કરશું કૈં ગોઠડી રે લોલ,
આજે ઉગ્યો આકાશ-હૃદય વારસો—સખિ૦

સુરૈયા.

# શહેરનું સ્ત્રી જીવન.

લેખક: શા. " પ્રસાદ "

## લેખાંક ૨ જોઃ સંતોક વહુ.

સંતોક વહુ અમારી પાડોશમાં જ રહે છે. તેનો સસરો પેન્શન ઉપર હોવાથી આખો દિવસ ઘેર જ રહે છે. પુરુષ આખો દિવસ ઘેર રહેતો તેની જીભ જરા ઝડપથી ચાલતી દેખાય છે, અને કામ ધંધો ન હોય એટલે વાતવાતમાં કચકચ કરી ઘરના માણસોનાં મન ઉંચાં કરી નાખે છે. સંતોકના સાસરાની બાબતમાં પણ તેમજ હતું. ઘેર નવરા બેઠા તેની ખોડખાંપણ કાઢવા વગર બીજુ કાંઇ સુઝતુંજ નહિ. સંતોકની સાસુ પણ તેવાજ સ્વભાવની હતી. સંતોક સાસરે આવી ત્યારથી તેને બહાર જવાની તો શું પણ ઓટલા ઉપર આવવાનીયે મનાઇ હતી ! તેને જાણે ચાર દિવાલ વચ્ચે જ જીવન વ્યતિત કરવાનુ હોય તેમ એક ક્ષણ પણ દિવસને વખતે ઘરના મુખ્ય દ્વાર પાસે આવી શકતી નહિ ! અલબત, તેની સાથે આવું વર્તન ચલાવવામાં તેની સાસુને ક્રુરતા લાગતી ન હતી. ઉલટું તે તો ધારતી હતી કે આથી " મલાજો " સુંદર રીતે સચવાઇ શકે છે ! બિચારી સંતોક દિવસના જાજરૂ જવા માટે પણ બહાર આવી શકતી ન હતી. કારણ તે તો " વહુ " રહી ! કોઇની દૃષ્ટિએ ચઢે તે ! હમેશાં રાત્રેજ જાજરૂ જવું એવું જહાંગીરી ફરમાન તેને માથે ઠોકાયું હતું, પણ કોઇ વખતે શરીર બગડે ત્યારે તેની શી દશા થતી હશે ?—

આમ કેટલોક વખત ચાલ્યું. તેમાં એક બીજી બાબત તેના દુઃખમાં-ઉમેરો કરતી હતી. તેના પતિદેવને તે ગમતી ન હતી ! જો કે તેને પોતાને તેના પતિ દેવ ગમે છે કે નહિ તે જાહેર કરવાનો અધિકાર ન હતો, પણ પતિરાજને તો પોતાનો અભિપ્રાય છૂટથી જાહેર કરી શકે છે.

સંતોક શાન્ત ચિત્તે આ બધું સહન કરી લેતી. તેવામાં તેનું નસીબ કાંઇક ખુલ્યું; તેના પતિદેવને બહાર ગામ નોકરી મળી, જેથી તે હાલ તરત તો સાસુ સસરાના ત્રાસમાંથી છુટી. તેનો પતિ નોકરીએ જતો, ત્યારે સંતોક જરા ઓટલે આવીને બેસી શકે અને પાડોશી સાથે વાત કરી શકે. બાકી પતિદેવની આજ્ઞાઓ પણ કડક હતી. નળેથી પાણી પણ રાત્રેજ ભરવાનું. આવા સંજોગોમાં પ્રભુએ તેને " સારો દિવસ " દેખાડ્યો. સંતોક બહાર ગામથી પાછી સાસુ પાસે આવી. હવે તેનું માન જરા વધ્યું હતું. કારણ ? દિકરાને ઘેર ફરજંદ જોવાના સાસુને કોડ હતા !

સંતોક હવે બહાર ઓટલે આવી શકે છે. દિવસે પણ બહાર નળેથી પાણી ભરી શકે છે. તે બાબત હવે તેની સાસુ કાંઇ વાંધો લેતી નથી. તેનું મન હવે પ્રફુલ્લીત કેમ ન થાય ? પણ તેની પ્રફુલ્લતા ટકી શકશે ? ચાર દિવાલ વચ્ચેતી તેની હતી બા, આખો દિવસ ઘરમાં ગોંધાઇ રહેવાથી ક્ષીણ થએલું તેનું શરીર, ખુલ્લી હવાનો અભાવ અને કુમળી વયમાં લદાતું માતૃપદ જોતાં તેની પ્રફુલ્લતા ટકી શકશે ? કોણ જાણે. બાકી હિન્દુ સમાજનો ચોપડો ઉથલાવતાં તો શું પરિણામ આવશે તે સ્હેજે કલ્પી શકાય છે.

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો:

(૧) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ, કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. ગ્રાહકોનાં કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૨) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે [illegible]લી આપવો (૩) તંત્રીનો નિર્ણય છેવટનો [illegible]શે. કોઇ પણ સવાલ-જવાબ કે પરિણામના જબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ [illegible]શે નહિ. (૪) માત્ર પોસ્ટ કાર્ડમાં લખેલા [illegible]બોજ સ્વીકારવામાં આવશે.

## માર્ચ માસના ઉખાણાની હરિફાઇનું પરિણામ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ગુ | ણ | સું | દ | રી | પ | ચ | લ |
| ॥ | ॥ | ॥ | ॥ | ॥ | ॥ | ॥ | |
| | | | | | | | |
| | શ | ર | મા | વ | ના | ર | x |
| | | ગ | | | | મી | |
| ક | ર | ન | | ર | | | |
| ન | ગ | દ | | ત | | તિ | ર |
| જ | ન | મ | | ઉ | ણ | પ | |
| | વા | હ | ન | | ગ | મા | |
| | ન | અ | | | મા | ઉ | |
| | | | | | | | |
| લા | લા | લ | જ | પ | ત | રા | ય |
| ૭ | સા | બ | ર | મ | તિ | | |
| | મ | | | | | | |
| પ | ર | મ | | મ | ર | ૭ | |
| પા | ધ | રા | | સ | મા | ધી | |
| | | | વી | ખ | | ગાં | |
| | દ | | | | | મા | |
| | ર | | તા | ર | ન | હા | ર |
| x | ઠ | લ | પ | ત | રા | મ | |
| | | | | | | | |
| જ | મ | નાં | દા | સ | મ | હે | તા |
| ર | | | | વા | | | |
| ચ | | ક્ર | | ણ | | ક | મ |
| અ | સ | હ | કો | ર | | રા | ય |
| | | | | | ર | જ | નિ |
| સ | ર | સ્વ | તિ | દે | વી | | |
| દા | | | | | | | |
| ન | ર | શી | હા | વ | તા | ર | |
| જ | | | | | | ગ | |
| રં | | ઓ | ર | ત | | ન | |
| ત | | ઠી | બ | જ | | વ | ણ |
| ચી | ચ | પો | ક | લી | | ભા | ર |

ઓટલા ઉપર [illegible]
તેને જાણે ચાર દિવાલ વચ્ચે
[illegible]પતિત કરવાનું હોય તેમ એ
[illegible]સને વખતે ઘરના મુખ્ય દ્વા
શકતી નહિ ! અલબત, તેની
[illegible]ર્તન ચલાવવામાં તેની સાસુ
ન હતી. ઉલટું તે તો ધારતી
" મલાજો " સુંદર રીતે સચ[illegible]
[illegible]ચારી સંતોક દિવસના જાજ
પણ બહાર આવી શકતી ન
તે તો " વહુ " રહી ! કોઇ
[illegible]હે ને ! હમેશાં રાત્રેજ જા
જહાંગીરી ફરમાન તેને માથે
પણ કોઇ વખતે શરીર બ
શી દશા થતી હશે ? ...
આમ કેટલોક વખત ચાલ્યું. તે
બાબત તેના હૃદયમાં-હમેશાં કરં
[illegible]તે ગમતી ન હતી !

માર્ચ માસના ઉખાણાની હરિફાઇમાં કુલ ૬૮ જવાબો આવેલા જેમાંથી ૪૪ જવાબો સંપૂર્ણ સાચાં છે. તેમના નામો નીચે પ્રમાણે.

આ ઉખાણામાં ૪૧ મા નંબરનો શબ્દને છાપવો રહી ગયેથી કેટલીક ફરિયાદો આવેલી. કુ. ચંદ્રાવતી નામના બ્હેને વ્યાજબી દલીલ કરી હતી કે એ શબ્દ જેઓ ન જણાવી શક્યા હોય તેમના જવાબો પણ ખરા ગણવા. અમે એ જવાબો પણ ખરા ગણ્યા છે.

સાચા જવાબોમાંથી એક બાલિકા પાસે નામ ઉપડાવતાં પડેલાં ત્રણ નામો નીકળવાથી ઇનામના ત્રણ પુસ્તકો (થયેલી જાહેરાત પ્રમાણે. પહેલું ઇનામ સંપાદિકા બ્હેન તરફથી બીજાં બે ઇનામો એ પુસ્તકના લેખક તરફથી) નામે "બુદ્ધિનું બજાર" તેમને આપવામાં આવે છે જે તે બ્હેનોએ મંગાવી લેવા બંદોબસ્ત કરવો.

શ્રીમતિઓ (૧) અરૂણા પદ્મકાન્ત દેસાઇ (૨) સુંદરબા મુ. ઠાકોર ( સુરત ) (૩) બ્હેન નિમળાગૌરી ( કાજેરાગ્રામ ) (૪) હીરાબ્હેન ડી. મોદી. (૫) કપિલાગૌરી એમ. ભટ્ટ. (૬) ગુણવતી વરજીવન. (૭) લક્ષ્મીબાઇ સુનાકર. (૮) સુરજ. ચં, કાજી. (૯) સરયુદા દીવેટીઆ (૧૦) પ્રમિલા. અ. દીક્ષિત. (૧૧) શ્રીદેવી મુ (૧૨) સ્નેહલતા પો. યાજ્ઞિક (૧૩) મં. સ્વ. મંગળાગૌરી (૧૪ પ્રમિલા મુ. દવે. (૧૫) હરદાગૌરી મુ, દવે (૧૬) ઉર્મિલા મુ. દવે. (૧૭) તારામતિ એન્જીનીયર (૧૮) ઉર્વશી ધ્રુવ (૧૯) કુસુમલતા ર, મોદી (૨૦) સવિતા ર. શાહ. (૨૧) ગ્રાહક નં. ૧૬૬૩ (૨૨) કમલાગૌરી, ચી. મોદી. (૨૩) વસંતગૌરી, ચી. ડોકટર (૨૪) જસવંતી, દી, ભટ્ટ (૨૫) મોતીગૌરી મહેતા. (૨૬) તારામતી અમૃતલાલ (૨૭) જયાવતી પ્રાણલાલ (૨૮) ચંદ્રકળા C/O ક. ન. મારફતીઆ (૨૯) ચંપાબ્હેન કે. શાહ. (૩૦) રાયકોર ચુનીલાલ, (૩૧) કસ્તુરબાઇ ભગવાનલાલ. (૩૨) શાન્તા, વ. દેસાઇ. (૩૩) સાવિત્રીબ્હેન (૩૪) ચંચળબ્હેન, મા, મ્હેતા, (૩૫) કમલા મોરારજી. શ્રીયુત (૩૬) પ્રાણલાલ છ. દોશી. (૩૭) જયાશંકર મોનજી (૩૮) પરશોતમદાસ રતિલાલ (૩૯) તનસુખ હરિલાલ. દેસાઇ (૪૦) કુમારી પુષ્પા છો. પારેખ. (૪૧) દર્પવંતીબ્હેન (૪૨) મંજુદેવી પંડ્યા. (૪૩) ચંદ્રાવતી મંગળદાસ (૪૪) હીરાંબાઇ હ. ઉદેશી.

## એપ્રીલ માસના ઉખાણાની હરિફાઇનું પરિણામ.

સાચો જવાબ:

"વિલા પારલા" છે.

કેટલીક બ્હેનોએ 'વિલે પારલે' લખ્યું છે જે ભૂલભરેલું છે છતાં તે જવાબો ખરા તરીકે ગણ્યા છે,

કુલ જવાબો ૭૯ આવેલા જેમાંથી સાત ખોટા, અને ૭૨ સાચા હતા. જે નીચે જણાવ્યા છે. પરંતુ ઇનામ માટેનું 'ડ્રોઇંગ' પ્રથમના ૬૦ જવાબોનું જ કાઢવામાં આવ્યું છે કારણ કે છેવટના ૧૨ જવાબો હરિફાઇના નિયમ પ્રમાણે પોસ્ટ કાર્ડમાં નહિ પરંતુ કાગળોમાં હોવાથી તે જવાબો ડ્રોઇંગમાં નથી લીધા. આશા છે હવેથી એ જવાબો આપનારા સૌ વાંચકો એ નિયમ જાળવશે.

સાચા જવાબોના ડ્રોઇંગમાં એક બાલિકા પાસે નામ ઉચ્ચારતાં પહેલું નામ નીકળવાથી ઇનામનું પુસ્તક ' જવાલા ' તેમને આપવામાં આવે છે જે તેમણે મંગાવી લેવું.

શ્રીમતિઓઃ (૧) અંબાબાઇ ર. ગજ્જર. (૨) મેરી સેમ્યુલ સોલંકી (૩) કુસુમલતા રમણિકલાલ (૪) ચંપાબ્હેન. કે. શાહ, (૫) અમીનાબીબી, રંગુન (૬) દીપકલા દેસાઇ (૭) મલ્લિકા રાવજી (૮) ધીરજબ્હેન. આ. દેસાઇ (૯) કાશી ગોરધનદાસ (૧૦) ઇંદિરાબ્હેન. (૧૧) ચંદનમણિ ના. પુરોહિત. (૧૨) સવિતા. ર. શાહ (૧૩) અંબિકા કુ મ્હેતા. (૧૪) કુસુમ. પ્રા. દેસાઇ. (૧૫) વસંતગૌરી. જી. ડૉકટર. (૧૬) કસ્તુરબાઇ ભગવાનલાલ (૧૭) નિર્મળાગૌરી. સં. મંકોડી. (૧૮) અરૂણા. પ. દેસાઇ (૧૯) રેણુબ્હેન. આ. ચાવડા. (૨૦) લીલાવતી ન. દલાલ (૨૧) ભવાનીબાઇ પીતાંબર. (૨૨) ચંચળલક્ષ્મી. અ. શાહ. (૨૩) સુમન. ને. મજમુદાર. (૨૪) મંગળાગૌરી હ. વ્યાસ. (૨૫) સવિતાગૌરી. હ. પારેખ. (૨૬) સુલોચના વસંતરાય. (૨૭) મધુરિકા હ. દીવાન (૨૮) હીરાબ્હેન. કી. મોદી. (૨૯) ચંદ્રાવતી મંગળદાસ. (૩૦) વેણીગૌરી વિ. કાપડીઆ. (૩૧) પ્રભાવતી C/O ગીરધરલાલ આજોજી? (૩૨) ગૌરી ધુ. (૩૩) માલીની. મ, દેસાઇ (૩૪) મંજુલા. (૩૫) સુરજ, મં… ભાણજી (૩૬) પદ્માવતી ચંદુલાલ. (૩૭) લીલાવંતી બી. અફ્રડ? (૩૮) પુષ્પાવતી. દ. શુકલ. (૩૯) તારાગૌરી બાપુભાઇ અગાશીવાળા. (૪૦) તારામતી, બ. એન્જીનીયર (૪૧) રમાકુમારી જ. (૪૨) કમળાગૌરી C/O ચીમનલાલ. મ. (૪૩) લક્ષ્મીબાઇ C/O છબી. લક્ષ્મીદાસ. (૪૪) મોતીગૌરી. દુ. શ્રીયુત (૪૫) મગનલાલ શામજી (૪૬) પટેલ શ્રી ગીરધરલાલ મ. (૪૭) આમદેસતીઝ? હાજીહુસેન (૪૮) શ્રીમતી સ્નેહલતા. પો. યાજ્ઞિક (૪૯) એમ બી. માકડ (૫૦) જમનાદાસ રતીલાલ. (૫૧) ત્રીકમલાલ. હ. દવે (૫૨) મોહનલાલ ભીખાલાલ (૫૩) કાલીદાસ કુબેરદાસ (૫૪) વિદ્યા મો. શાહ (૫૫) ચંપાબ્હેન મથુરદાસ (૫૬) રતિગૌરી ત્રિ. દેસાઇ (૫૭) મનકુંવર. મ. પારેખ. (૫૮) રતિગૌરી (બ્રહ્મનિવાસ) (૫૯) વિદ્યાગૌરી ચીનુભાઇ (૬૦) હર્ષવંતિ બ્હેન. (૬૧) મંજુકેશી પંડ્યા. (૬૨) ચંપાવતીબેન (૬૩) શારદા. ર. વોરા. (૬૪) મધુ માલિની છો. કોઠારી (૬૫) પ્રેમાબાઇ પ્રહ્લાદજી (૬૬) જ્યોત્સના જ. મ્હેતા (૬૭) જસવંતી. ડી. ભટ્ટ (૬૮) સુરજબ્હેન. શ્રીયુત (૬૯) હસમુખ. હ. ભટ્ટ (૭૦) આનંદપ્રસાદ. કે. (૭૧) વનમુખ દેસાઇ (૭૨) શાહ જમનાદાસ શં.

---

## ઇંગ્લાંડના કરોડપતિઓ.

ઇંગ્લાંડમાં દસ લાખ પાઉંડ ( આશરે દોઢ કરોડ રૂપીઆ ) ની કે તેથી વધુ મિલકત ધરાવનાર ૫૬૨ માણસો છે જેમાંના ૧૧૮ની તો વાર્ષિક આવક ૧ લાખ પાઉંડ કે તેથી વધારે છે. લગભગ ૨૨૦૦૦ માણસોની વાર્ષિક આવક ૨૦૦૦ અને ૨૫૦૦ પાઉંડની વચ્ચે છે. બીજી તરફ ૧૫,૪૮,૬૧૧ માણસોને રાજ્ય તરફથી ખરચ પોષણ મળે છે; ૧૬,૬૫,૪૭૦ ને યુદ્ધમાં કરેલી સેવા માટે પેન્શન મળે છે અને ૧૧,૫૪,૬૪૫ ને રાજ્યની સનદી નોકરીનું પેન્શન મળે છે.

# સંગીત શિક્ષણ.

સંપાદકઃ રા. જદુરાય દુ. ખંધડીઆ

## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

(૧) તીવ્ર સ્વરો માટે નિશાની કંઇ નથી.

(૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે મ.= મ કોમળ સમજવો.

(૩) જે સપ્તકમાં ગાયન વગડતું હશે તેનાથી પાછલા સપ્તક ( ખરજ અથવા મંદ ) તેમજ આગલા સપ્તક (ટીપ અથવા તાર)નો સ્વર બતાવવા, ગાયનના અક્ષરની નીચે અનુક્રમે સ્હેજ પાછળ આગળ મુકવામાં આવશે જેમકેઃ આ (એટલે ખરજનો તીવ્ર ની) અને આ ( એટલે ટીપનો તીવ્ર રે ) વગેરે.
રે ની

(૪) તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નીશાની કરવામા આવશે. જેમકે—આ" ણીના—આમાં ' આ ' પર તાલનો ઠેકો ગણવો.

(૫) ગાયનમાંના અક્ષરોને આ...ઇ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઈ... બતાવવાને માટે એવા દરેક વધારાના સ્વર માટે...આમ ત્રણ મીંડા વચમાં મુકવામાં આવશે. જેમકે આ...ણી ના ( એટલે કે આ. આ. ણી. ના એમ સમજવું ). મ પ મ મ

## પૂર્ણિમા પાછી ઉગીરે.

ના'વ્યા એ નણદલના વીરા
કે પૂર્ણિમા પાછી ઉગીરે
સોળ-સોળ પાંખડીનાં કમળ મંગાવ્યાં
નિત્ય નિત્ય લખી લખી થાકી
કે પૂર્ણિમા પાછી ઉગી રે. ૧

{ વધુ માટે કવિશ્રી ન્હાનાલાલના
' ન્હાના ન્હાના રસ ભાગ ર જો ' જુઓ. }

ના ... વ્યા એ નણ દ લ ના વી રા
ની સા રે રે રે રે ગ મ પ ધ

કે પૂ ર્ણિ મા ... પા ... છી ઉ ગી ... રે
પ મ ગ ગ રે રે ગ મ ગ રે ગ સા

સોળ સોળ પાં ખ ડી નાં ક મ ળ મં ગા .... વ્યાં
સા રે રે ગ મ પ રે ગ મ ગ રે ગ સા

ત્રીજી લીટી પહેલી લીટી પ્રમાણે.
બાકીની કડીઓ પહેલી કડી પ્રમાણે.

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ--દુઃખના સવાલ જવાબ.

| તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં પુછો. | સંપાદકઃ બ્હેન જ્યોત્સ્ના શુકલ. | કોઇ પણ વાંચક જવાબ આપી શકશે તે સિવાયના સવાલો સંપાદક ઉકેલશે |
|---|---|---|

**બ્હેન શાન્તા પૂછે છેઃ—**

"તુવરની દાળ ગળે નહીં ત્યારે એક રસ થવા માટે ભેંખાં છાંશ કરવાનો સોખાંડનો સંચો વાપરે છે. પણ મ્હારાં સાસુજીને એ સંચા સામે કોણ જાણે શો વિરોધ છે, તે એ વાપરવાજ નથી દેતાં. કદાચ હું છાની રીતે વાપરૂં તેથી એ સંચો એ તાળામાં રાખે છે. ને દાળ તો બધાને ચોકખી ગળેલી જોઇએ. ત્યારે મ્હારે એ શી રીતે કરવી? પછી હું ચોરી છુપીથી કોઇને ત્યાંથી માંગી લાવું ત્યારે એ ચ્હીડાય છે. પણ ત્હમેજ કહો, હું એમ કરૂં એમાં મ્હારો કંઇ પણ દોષ છે?"

**જવાબઃ—**ત્હમે માઠું ન લગાડશો, પણ ત્હમારાં સાસુજી જે કરે છે તે ઠીકજ કરે છે. છાશ કરવાના સંચાથી દાળને છુંદી નખાય? દાળને એક રસ કરવા માટે એ સંચાનો જરાયે ઉપયોગ ન થાય; તેમ ધ્યાન રાખો તો એની જરૂર પણ ન પડે જેઓ એમ કરતાં હોય ત્હેમની ભૂલ છે: એવાં બ્હેનો પોતાના સ્હેજ આળસને લીધે ઘરના માણસોને કુદરતી મીઠાસ વિનાની દાળ ખવડાવે છે. અને ઘરનાં માણસો ના પાડે છતાં ચોરી છુપીથી એમ કરવું એમાં તો દોષ તો ખરોજ ને? ત્હમારાં સાસુજીને એ સંચો સંતાડવો પડે એજ શરમની વાત નથી? સાસુજી દયા કરીને આપે તો યે ત્હમે એનો ઉપયોગ ન કરો એમાં ત્હમારી મ્હોટાઇ છે.

**એક ભાઇ : માંગરોળ :—**

(૧) "જાહેર કામોમાં શરમ કેમ ત્યજાય?"

(૨) "મનની સ્થિરતા શી રીતે થાય?"

(૩) "શું કરવું ઉત્તમ-વ્યાપાર કે નોકરી? —હાલની વ્યાપારિક સ્થિતિ પ્રમાણે."

(૪) "પરમાત્માને ખાતર કર્યો પરોપકાર શ્રેષ્ટ છે?"

**જવાબઃ—**(૧) હિંમતથી જાહેર કામો સારાં હોય, શુભ હેતુથી થતાં હોય તો તે કરવામાં શરમ શી?

(૨) પ્રયત્નથી અને સારાં વાંચનથી.

(૩) નોકરી કયા પ્રકારની, અને વ્યાપાર શાનો એ પ્રશ્ન પર આ સવાલનો જવાબ આધાર રાખે છે.

દાખલા તરિકે નોકરી બારડોલીમાં જપ્તી અમલદારની હોય, ને વેપાર ખાદીનો હોય; તો એ સંજોગોમાં નોકરી ખોટી ને વેપાર ઉત્તમ. અને નોકરી શિક્ષકની હોય ને વેપાર દારૂનો કે પરદેશી કાપડનો હોય તો નોકરી સારી ને વેપાર ખોટો.

(૪) પરોપકાર કરૂં છું એ ભૂલી જઇને कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचनः એ વૃત્તિથી જનહિતનાં કામો કરવાં એ.

એક બ્હેનઃ—

"'ગુણસુંદરી'નું એક પણ પાનું ફાટે તો બહુ દુખ થાય છે. તેમાં વળી કોઇ બ્હેનપણી ઉખાણાનો જવાબ દેવા માટે-ખરાક નહી હોવાનાં કારણે-કુપન માંગે. જો ન આપીએ તો બ્હેનપણાં તુટે ને આપીએ તો ચોપડી રદ્દ થાય. ત્યારે આ દુઃખનો ઉપાય શું?"

જવાબઃ—આપણે ત્યાં એ રોગનું પ્રમાણ અતિ ભયંકર છે અને એના પાશમાં સ્ત્રી, પુરૂષ, વૃદ્ધ, યુવાન; ભણેલાં કે અભણ સૌ કોઇ વખતે ઓછે અંશે સપડાયલાં હોય છે. અને એનો શો ઉપાય કરવો એ પ્રશ્ન બધાંને મૂંઝવે છે. મ્હને એતો એકજ રસ્તો સુઝે છે; ત્હમે જેને ત્હમારાં પુસ્તકો ને માસિકો વાંચવા આપો ત્હેની સાથે ચોપડી કે માસિક જેવી તે સ્થિતિમાં પાછું વાળવાની શરત કરી શકો. એ શરત તે ન પાળે તો ત્હેણે ત્હેની બીજી નકલ મંગાવીને ત્હમને આપવી જોઇએ; એમ ન કરે તો ત્હમારે ત્હેને બીજીવાર પુસ્તક આપવું નહીં. અને કુપનને માટે તો હરિફાઇ કરનારે પોતે એક નકલ ખરીદવી એજ સારો માર્ગ છે. પોતાના લાભને માટે બીજાનું આખું માસિક બગાડવું એ કોઇને માટે ભુષણ-રૂપ કે ક્ષંતવ્ય નથી.

એક બ્હેનઃ સુરતઃ—

"'ગુણસુંદરી' માં 'સુખ-દુખના સવાલ' જવાબ માત્ર બ્હેનોને માટે જ છે; ત્યારે ભાઇઓ શા માટે પૂછતા હશે?"

જવાબ—કદાચ 'સુખ-દુઃખના સવાલ જવાબ' માં બ્હેનોની અલ્પમતિથી ન છૂટે એવી કંઇ મુસ્કેલી ઉભી થાય, તો આપતકાળે અસહાય બ્હેનોને એમની મદદ મળે એવી શુભેચ્છાથી એઓ પૂછતા હશે. ભલે પૂછતા-એમાં ત્હમારૂં શું જાય છે?

'કુમારી' સુરતઃ—

"છોકરીને બાર વર્ષ પહેલાં પરણાવવીજ જોઇએ ને તેમ ન કરીએ તો પાપમાં પડાય એમ માનનારા પુરૂષો પોતાની પહેલી વારની સ્ત્રી ગુજરી જાય છે ત્યારે, બાર વર્ષની અંદરની છોકરી સાથે લગ્ન ન કરતાં હંમેશાં બાર વર્ષથી મ્હોટી ઉમ્મરની છોકરીઓને માટે જ શા અધિકારથી ફાંફાં મારે છે?"

જવાબઃ—પ્રશ્ન અતિ અગત્યનો છે. કારણ કે, મ્હોટી વયના પુરૂષે ન્હાની કન્યા સાથે પરણવું એ પાપ છે; અને "કન્યાને મ્હોટી કરાય નહીં" એ એમનો સિદ્ધાંત હોય છે, એટલે એ સિદ્ધાંત પ્રમાણે જેમ છોકરીને બાર વર્ષ પછી પરણાવાય નહીં તેમ એમનાથીયે એવી કન્યાકાળ વીતેલી છોકરીને પરણાય નહીં. એટલે આપણી દૃષ્ટિએ તો એવા પુરૂષોને માટે ફરી લગ્નનો અવકાશજ નથી. એવાં ફાંફાં મારનારા સદ્ગૃહસ્થો, પોતે શા અધિકારથી આવાં કૃત્યો કરવા પ્રેરાય છે ત્હેનો ખુલાસો કરશે તો વિષય પર કંઇક અજવાળું પડવાનો સંભવ છે.

બ્હેન 'નિર્મળા':—

(૧) "મારા ભાઇ સ્ત્રીઓના ઠીક અભ્યાસી કહેવાય. સ્ત્રીઓ પ્રત્યે માનભાવ રાખે છે; વાતોમાં પણ ઠીક રસ લે છે. બધુંય સમજે છે. સંસારિક દૃષ્ટિએ પરણવું એમ માને છે. પોતાને ઇચ્છા નથી અમારે પરણાવવા છે. શું ઉપાય?"

(૨) "દુકાને બેસતાં કે હોચકે ઝુલતાં, ગમે તે વખતે પતિદેવને મુછનાં ખુણીયાં ખેંચવાની ટેવ પડી છે. અમને કે કોઇને

ગમતું નથી. ઘણુંય રોકયા. ટેવ જતીજ નથી, શું ઉપાય?"

(૩) 'પાડોશમાં દેશાણી જોશાણી સ્ત્રી મંડળના મેમ્બર છે. નવરાસ તો ઘણી છે. શીખવાની ઇચ્છા છે. છતાંય વર્ષમાં એક બે દિવસ ભાગ્યેજ હાજરી આપતાં હશે. શું કારણ?'

(૪) "ચાર દિવસ પણ વરસમાં પિયર જવા દેતા નથી હંમેશાં પાસેજ રહે એમ ઇચ્છે છે. સંયમ નથી. મા બાપનો પ્રેમ કે એમનો? શું કારણ?"

(૫) "દરરોજ રાતના બે ત્રણ વાગ્યા સુધી ઉજાગરો કરીને કંઇ ને કંઇ રમ્યા કરે છે. રોજ એમ કરવામાં સાર નથી એમ માને છે, છતાંય રમે છે. શું કારણ?"

જવાબઃ—(૧) કોઇને પરણવાની ઇચ્છા ન હોય તો ત્હેને પરણાવવાનો ઉપાય કરવો નકામો છે.

(૨) મુછ કાઢી નખાવવાની સૂચના કરી જુઓ તો? નહીં તો પછી આંગળીઓ પર મધ અથવા ગુંદર ચોપડી જોજો!

(૩) કારણ ઘણાં હોઇ શકે પતિદેવ રજા ન આપતા હોય; ઘર કામમાંથી નવરાશ ન મળતી હોય; સ્ત્રી 'અબળા' હોવાથી-એકલા જવામાં અધર્મ માનતાં હોય; ચાલીને જઇ શકાતું ન હોય ને ગાડીમાં જવાની શક્તિ ન હોય, વગેરે અનેક કારણ હોઇ શકે અથવા મંડળનાં બીજાં મેમ્બરોના કરતાં પોતાને વધારે ઉંચાં સમજતાં હોય એટલે તેમની સાથે ભળતાં ન હોય. તો પછી પેટમાં ચૂંક આવતી હશે એમ માની લો તો કંઇ ખોટું છે?!

(૪) 'સ્ત્રી એ પતિની છાયા રૂપ છે,' એ વાત એમના દિલમાં કોઇએ સજ્જડ ઠસાવી હશે.

(૫) દિવસે ઉંઘવાનો વખત મળતો હશે. એને સુંદર રૂપા કે સુર્યોદય જોવા ગમતાં નહીં હોય એટલે પછી મોડે સુધી ઉઠ્યા કરતા હશે. પછી રાતે બીજું કરે પણ શું?



## બારડોલીની બ્હેનો

"એક સભામાં શ્રી. વલ્લભભાઇએ ટુંકું પણ સચોટ ભાષણ કર્યું. બ્હેનોની સારી સંખ્યા હતી. તેમને પૂછ્યું: "કેમ તમે તો (મ્હેસુલ, નથી ભરવાનાં ને? એક વિધવા બ્હેને જવાબ આપ્યો: "જેલમાં મોકલશો તો જેલમાંય જશું." "તમારી જમીન જશે ત્યારે શું કરશો?" "આશ્રમમાં આવીને રેંટીઓ કાંતશું." ...રામપુરામાં સત્યાગ્રહી ભાઇઓ ગયા હતા. એક ડોશીમાંને તેમણે પૂછ્યું: "કેમ માજી, મક્કમ છો ને? તમારો દીકરો જેલમાં જશે તો?" માજીએ કહ્યું "ભલેને જાય. ચોરી કરીને તો નથી જતો ને?" (સૌરાષ્ટ્ર)



# સૌંદર્યની નિશાળ.

લેખિકાઃ શ્રી. "ડાહી બ્હેન"



## સ્ત્રીઓ અને સ્ટવ (વિષે વધુ.
## ચુલો, સગડી ને સ્ટવની સરખામણી.

'એપ્રીલ' અંકમાં મેં આ ઠેકાણે 'સ્ત્રીઓ અને સ્ટવ' વિષે લખેલું. એના પર "મોજમજાહ" નામના અઠવાડીકમાં કોઇ 'કલમબાજ' નામના ગૃહસ્થે 'કલમના ઘા' એ મથાળા નીચે એક બે ઘા કર્યા છે. સૌથી પહેલાં તો મારે કહી દેવું જોઇએ કે વાનચર્ચા મુકીને વિતંડાવાદ કરવાનું આ ઠેકાણું નહી હોવાથી મારે એ ચર્ચાનો જવાબ આપવાની ઇચ્છાજ ન્હોતી. કારણ કે આજ કાલ 'પીઠ પર ઘા' કરનારા બ્હાદુર 'પુરૂષો'. પણ વધી પડયાં છે—તેમાં પણ અંગ્રેજો પાસે તેમની તરવાર પીગળી ગઇ એટલે કલમનું લાકડું લઇને 'નબળા પુરૂષો બૈરાં પર' શુરા થવા નીકળ્યા છે. આ વાતની મને જાણ હોવાથી હું તે ટીકા ગળી જાત પરંતુ મારી બ્હેનો માટે 'સ્ટવ' આજકાલ એક ભયંકર પ્રશ્ન થઇ પડયો છે; મુંબઇના ડોરોનર પણ ગુજરાતી કુટુંબો પાસેથી સ્ટવ છીનવી લેવા માટે ભલામણ કરી ચુકયા છે; 'ધુમકેતુ' જેવા સાહિત્યમાંજ રચ્યા પચ્યા રહેતા ગુજરાતી વિદ્વાનોને પણ 'સૌરાષ્ટ્ર' માં 'સ્ટવ' ને વજન આપીને તા. ૨૬-૫-૨૮ ના અંકમા કંઇક લખવું પડયું છે. (એમણે મારું લખાણ વાંચ્યા પછી તે લખ્યું હોત તો ઠીક થાત.) આમ જ્યારે ચોગરદમ 'સ્ટવ સામે' આમ લાગી છે અને બધાજ બંબાઓ જેવા કે વિદ્વાનો, અમલદારો, તંત્રીઓ, વગેરે બ્હેનોની મદદે દોડે છે ત્યારે આ એક ગીરગામનો દોઢડાહ્યો ભાઇ લખે છે કે "સૌંદર્યની નિશાળ" માં 'સ્ટવ' શું જોઇને દેખાતો હશે?" મને તો એ ભાઇના મગજમાં જ ખામી લાગે છે અને તેથીજ તેઓ 'સૌંદર્ય' એટલે "માત્ર **શરીર** સૌંદર્ય" જ સમજ્યા લાગે છે! તેમણે જાણવું જોઇએ કે આ ઠેકાણે મેં એકલા શરીર સૌંદર્યનીજ નિશાળ ખોલી નથી પરંતુ આ નિશાળમાં 'સ્ત્રીઓના શરીરસૌંદર્ય' (સૌંદર્ય તેમજ આરોગ્ય શાસ્ત્રની દૃષ્ટિએ) 'ગૃહસૌંદર્ય' 'આત્માનું સૌંદર્ય' (જેના સણગાર નીતિ ધર્મ છે) વગેરે વિષયો શીખાય છે, અને ચર્ચાય છે. તેઓશ્રી 'સૌંદર્ય' નો અર્થ સમજવા માટે પુરેપુરૂં ગુજરાતી શીખવા ફરી વાર મગન મહેતાજીની ગુજરાતી નિશાળમાં જઇ આવે પછી ભલે કલમના ઘા કરવા બ્હાર નીકળે એવી મારી તેમને શીખામણ છે.

× ×

હવે આ ટીકા વિરૂદ્દ, એ લેખને એક

બ્હેન તરફથી મળેલો, આવકાર મુકું, જેથી ફાનસનું વાતાવરણ દૂર થાય.

**જામનગરથી અ. સૌ. શારદા બ્હેન ગુલાબચંદ આવિશી લખે છેઃ—**

" ગયા અંકમાં શ્રી. " ડાહી બ્હેન " નો 'બૈરાં અને સ્ટવ ' ઉપર સુન્દર લેખ પ્રકટ થયો છે જે ઉપર હું મ્હારા વિચારો દર્શાવવા ઇચ્છું છું.

શ્રી. ડાહી બ્હેનની ભાવના એવી છે કે, બૈરાં અને પ્રાઇમસ, ભાઇબ્હેન તરીકે ગણાવા જોઇએ. એટલે પ્રાઇમસનું સ્થાન ભાઇની જગ્યાએ જોઇએ. મ્હને આમાં જુદોજ ભાસ થાય છે. પુસ્તકોમાં ધરડાઓ લખી ગયા છે કે, અગ્નિ અને પાણીનો કોઇએ કદિપણ વિશ્વાસ કરવો નહિં. જ્યારે ભાઇ ગમે તેટલો કોપાયમાન થાય છતાં પણ બ્હેન ઉપર તો હાથ નજ ઉગામે, ત્યારે બ્હેનને બાળી તો શી રીતે મૂકે ? હા. અમારો બૈરાંઓનો સમ્બન્ધ તો એ બે વસ્તુઓ સાથેજ છે, અને અમારે પાણી અને અગ્નિના વિશ્વાસે વિશ્વાસે અમારા સૌંદર્યને સાચવવું પડે છે. હું તો એમ કહું છું કે કૂવે પાણી ભરવા જવું, એ પણ અમારે માથે મોટું જોખમ છે, અને રાંધવાનું પણ જોખમ જ છે, ત્યારે સુવાવડનો પ્રસંગ શું ઓછો જોખમકારક છે ?

આવા અનેક જોખમો ખેડીખેડીને, સહીસહીને અમે અમારા સૌંદર્યને સાચવી રાખીયે છીયે, છતાં આજે મ્હારી વ્હાલી બેનોની સ્થિતિ ઘણે ઠેકાણે દુઃખથી ભરેલી માલુમ પડે છે.

શ્રી ડાહીબ્હેનની બીજી એવી પણ ભાવના છે કે, ધ્યાન રાખીને પણ પ્રાઇમસ તો વાપરવોજ. જ્યારે હું તેમ કરવાની પણ મ્હારી બ્હેનોને ના કહું છું.

આપણા ઘરમાંથી સ્ટવને રજાજ દેવી જોઇએ, અને કદાચ સ્ટવ રાખવાની જરૂર પડે તો, આપણા વડીલ પુરૂષ વિગેરેને તે સ્ટવ ઉપર કામ કરવાને વિનવવા જોઇએ. હું તો દરેક બ્હેનને સ્ટવથી આઘે રહેવા વિનંતી કરૂં છું.

એ પ્રાણઘાતક અને ભયંકર " ભાઇ " એ, મ્હારી સેંકડો બ્હેનોના અકાળે પ્રાણ લીધા છે; માટે એ " ભાઇ " ને તો છેટેથી નવ ગજના નમસ્કાર કરજો. ચુલો અને સગડી બેય વસ્તુ જોખમવાળી છે. પણ સ્ટવ જેટલી તો નહિજ. એમાંથી બચવાના રસ્તા ઓછા.

ચુલા ઉપર કે આજવણ ઉપર, અભરાઇ, બંડક કે ટાંકા રાખવાજ નહિ. કદાચ હોય તો ચુલો કે સગડી સળગાવ્યા પહેલા, ખપજોગી દરેક વસ્તુ પોતા પાસે લઇને પછી ચુલો સળગાવવો. સળગતે ચુલે કોઇ દિ ઘાસલેટ નાંખવું નહિ. ચુલો સળગાવતી વખતે ઘાસલેટથી કપડાનો ગાભો બોળીને દીવાસળી મૂકીને ચુલો સળગાવવો. માથાની લટો બાંધવી. જાડા કપડા પહેર્યા હોય તો બળી જતાં વાર લાગે; માટે બનતા સુધી જાડા કપડાં પહેરવા.

હું ઇચ્છું છું કે મ્હારી સૂચનાઓ સૌ બ્હેનોને ગમશે અને સ્ટવથી દૂર રહેવા વિનય-ભર્યાં પગલા લેશે.

સૌંદર્યની નિશાળનો આ પાઠ આપણે સૌ બ્હેનોએ સાથે મળીને શીખવાનો છે."

શારદા બ્હેનની વાત કંઇક ખરી છે. દેશના મોટા ભાગના કુટુંબોમાં ચુલો અને સગડી જ અગત્યનું સ્થાન ભોગવે છે તે ખરું છે. પરંતુ મારી વાર્તા તો એ બન્નેને પણ લાગુ પડે છે. ગુજરાતી બ્હેનો 'સ્ટવ' ને પોતાની મેળે નવગજના નમસ્કાર નહિ કરે તો સરકાર કાયદો કરીને નમસ્કાર કરાવશે

એવું વાતાવરણ પેદા થઈ રહ્યું છે તે આપણે ઉપર જોઈ ગયા. એટલે બ્હેનોને કર્મે 'વેદના વારાનાં' ચુલો સગડી તો લખાયલા છે જ! પરંતુ મારી મુદ્દાની વાત એ છે કે રસોડામાં 'સ્ટવ' હોય કે 'ચુલો' હોય, તો પણ બ્હેનોએ તેની સાથે કાળજીપૂર્વક કામ લેવાનું છે. અંગ્રેજી કુટુંબોમાં, પારસી મુસલમાનોમાં પણ સ્ટવ વપરાય છે છતાં ત્યાં કોઈ બ્હેન બળી જતી નથી ને ગુજરાતી કુટુંબોમાંજ અકસ્માતો વધી પડે તેનું શું કારણ? શું ગુજરાતી બ્હેનો અને સ્ટવને પૂર્વ ભવનું વેર હશે! ના, એમ નથી. એ બતાવે છે કે ગુજરાતી બ્હેનો પદ્ધતિસર સ્ટવ વાપરતી નથી. 'આગ સાથે ખેલ' કરતાં જરૂરી કાળજી રાખતી નથી. વારુ; ધારો કે આપણે 'સ્ટવ' ને ગુડ–નિકાલ કરીએ તોય શું ચુલો કોઈ બ્હેનને દઝાડતાં અટકી જાય તેમ છે? અનેક ચુલા–કુટુંબોમાં પણ દાઝવાના અકસ્માતો બનતા હશે પરંતુ તે ગામડાંમાં બનતું હોવાથી શહેરનાં છાપાઓમાં પ્રગટ થતું નથી એટલે આપણને તેવા અકસ્માતોની ખબર પડતી નથી. જ્યારે શહેરમાં તો તેવા અકસ્માતોને પરિણામે 'પોસ્ટ મોર્ટમ' (મુડદાં–ચુંથણ) અને 'જ્યુરી' (પંચ) ભરાતાં હોવાથી તે છાપે ચઢે છે.

આ બધી હકીકતો જોતાં ભલે 'ચુલો–સગડી' સ્ટવ કરતાં સારા હોય. અલબત્ત સ્ટવ કરતાં તે સારા છે કારણ કે તેની રસોઈ સારી થાય છે, ઘાસલેટના વાસ આવતી નથી, સ્ટવ ફાટવાના અકસ્માતો થતાં નથી, ખરચ ઓછું આવે છે, મશીન બગડે ને નવા સંચાના ભાગો ખરીદી લાવવા પડે તેવી કડાકૂટ કરવી પડતી નથી વગેરે અનેક ફાયદાઓ છે. પણ સાથે એક ગેરફાયદો પણ છે અને તે એકે લાકડાં–છાણાંના બળતણમાં ધુમાડો એ મોટામાં મોટી અડચણ છે. તેથીજ એકેએક રસોડું કાળી ભીંતોવાળું અને છતવાળું જણાય છે. રાંધનારીની આંખમાંથી રાંધતી વખતે આંસુઓ ધડની કણકમાં પડતા હોય છે. આ બધા ફાયદા ગેરફાયદાઓ ગણતાં જો કે ચુલો–સગડી સ્ટવ કરતાં વધુ સારા છે છતાં તેમને પણ પદ્ધતિસર પાળવા જોઈએ.

મારે મતે ચુલો વાપરતાં અગ્નિથી દાઝી ન જવાય એટલા માટે સ્ટવ જેટલી જ કાળજી લેવી જોઈએ. એનો ધુમાડો વૈજ્ઞાનિક રીતે બ્હાર કાઢવા માટે ચુલા ધુમાડીઆ સાથના હોવા જોઈએ. છેવટ ધુમાડીયું ન બને તો પછી રસોડામાંથી ધુમાડાને બ્હાર જવા માટે અનેક બારીઓ અને ડોકાબારીઓ હોવી જોઈએ. અથવા રાંધનારી બ્હેનોએ આંખપર 'Goggles' મોટા ચશ્મા પહેરીને રાંધવાનો ચાલ પાડવો જોઈએ.

સગડીમાં કોલસા બાળવા પડે છે તેમાં પણ હાથ તે સ્ટવના ઘાસલેટ જેટલાજ બગડે છે. કોલસા–ઘાસલેટનો ખરચ પણ સરખો હોય છે. રસોઈ પણ લાકડાના બળતણ જેટલી મીઠી હોતી નથી. પરંતુ મુંબઈ જેવા શહેરમાં ઘરધણીઓ તરફથી લાકડાં બાળવાના ચુલાની સગવડ માળાઓમાં ન હોવાથી ત્યાં સગડી ન છુટકે રાખવી પડે છે. એટલે કે સગડી એજ મુંબઈના રસોડાઓનો ચુલો છે. આખ્ય કુટુંબોએ બને તો સગડી અને સ્ટવ એ બન્ને ભાઈ–બ્હેનોને શહેરમાં મોકલાવી ચુલાને પદ્ધતિસર સંભાળવામાં જ લાભ છે.

# સમાલોચના.

અંગુઠિયાભાઇ : લેખક : રા. ચન્દ્રશંકર મ. ભટ્ટ, તંત્રીઃ "બાળમિત્ર". પ્રકાશક: શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ. મૂલ્યઃ એક આનો.

"બાળમિત્ર" દ્વારા ગુજરાતના બાળકોને ઉપયોગી અને આકર્ષક સાહિત્ય પૂરું પાડતા એ માસિકના બાળમાનસના અભ્યાસી તંત્રી રા. ચંન્દ્રશંકર ભટ્ટની લખેલી આ નાનકડી વાર્તા બાળકો હોંસે હોંસે વાંચશે. પુસ્તકની છપાઇ, તેની આકર્ષકતા અને એ રસભરી વાર્તાનું વસ્તુ-એક આનામાં મફત છે. પ્રકાશક સોસાયટીએ આવા પુસ્તકોની માળા પ્રકટ કરવા ધારી છે. બાળકોને સસ્તામાં સારૂં વાચન પૂરૂં પાડવાના તેમના એ સાહસ માટે ધન્યવાદ. માબાપો આ નાનકડું પુસ્તક જરૂર વસાવે; બાળક માટે આનંદનું એ સર્વોત્તમ સાધન બનશે.

(૧) બાળ કાવ્યો (ભાગ પહેલો): સંગ્રાહકોઃ રા. આશાભાઇ નરસિંહભાઇ પટેલ. અને રા. ચન્દ્રશંકર મ. ભટ્ટ. મૂલ્યઃ ૦-૩-૦

(૨) બાલ મિત્રની વાતો (ભાગ પહેલો): લેખકો : રા. ગિજુભાઇ અને રા. ચંન્દ્રશંકર ભટ્ટ. મૂલ્યઃ કાચું પૂઠું: ૦-૯-૦; પાકું પૂઠું: ૦-૧૨-૦.

આ બન્ને પુસ્તકો પણ બાળકોના ઉપયોગ માટે જ તૈયાર થયાં છે. વડોદરાના શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લીમીટેડ એ બન્ને પુસ્તકો પ્રકટ કરી બાલજગત પર ઉપકાર કર્યો છે; એથી બાલસાહિત્યમાં બે સુંદર રત્નો ઉમેરાય છે. પ્હેલા પુસ્તકમાં બાળકોને સ્હેજ ગમી જાય અને મોઢે થાય એવાં રસભર્યાં કાવ્યો "બાળમિત્ર"ના અનુભવી તંત્રીઓએ સંગ્રહેલાં છે. છપાઈ અને દેખાવ પણ આકર્ષક અને સુંદર છે. બીજા પુસ્તકમાં બાળકો હોંસે હોંસે વાંચે એવી ૧૪ રસીલી વાર્તાઓનો સંગ્રહ થયો છે. એ વાર્તાઓના બન્ને લેખકો બાળકો માટે વાર્તા લખવામાં સિદ્ધહસ્ત છે. લગભગ દરેક વાર્તા આકર્ષક ચિત્રોથી શણગારાઇ છે. બાળકોના વાર્તાવાચનના વિશુદ્ધ શોખને પોષવા ઇચ્છતા પ્રત્યેક માબાપ આ પુસ્તકો જરૂર પોતાના બાળકોને ખરીદી આપે.

(૧) દેવકથાઓ : લેખકઃ રા. ચન્દ્રશંકર ભટ્ટ. મૂલ્યઃ ૦-૬-૦

(૧) સુંદર વાતોઃ લેખકઃ રા. ગિજુભાઈ. મૂલ્યઃ ૦-૬-૦.

આ બન્ને પુસ્તકો અમદાવાદના શ્રી ગુજરાત સાહિત્ય મંદિર તરફથી પ્રકટ થયાં છે. ગુજરાતના બાળકો સદ્ભાગી છે કે તેમને માટે આવું ઉપયોગી છતાં સસ્તું વાચન પૂરૂં પાડવાનો શ્રમ આવી પ્રકાશક મંડળીઓ ઉઠાવી રહી છે. છેલ્લા એક બે માસમાં આવાં ઉપયોગી પુસ્તકો સારી સંખ્યામાં પ્રકટ થયાં છે એ પુસ્તકો જોઇ અમને ખાત્રી થાય છે કે આપણા બાલસાહિત્યની ખોટ આપણે જલદી પૂરી કાઢીશું.

આ બન્ને સંગ્રહોના લેખકો પણ એજ આપણા સિદ્ધ હસ્ત બાલવાર્તા-લેખકો-રા. ગિજુભાઇ અને રા. ચન્દ્રશંકર છે. કંઇક મોટી ઉમ્મરના બાળકોને આ પુસ્તકો જ્ઞાન સાથે અપૂર્વ આનંદ આપશે. "દેવકથાઓ" આપણાં ધાર્મિક પુસ્તકોમાંથી તારવી કાઢેલાં સુંદર રત્નો છે. "સુંદર વાતો" માં આપણા સામાજીક જીવનના આબેહુબ પ્રતિબિંબો છે. બન્ને પુસ્તકો સુંદર છપાઇ અને આકર્ષક ચિત્રોથી વધારે ઉપયોગી બન્યાં છે. પ્રકાશકે બાલગ્રંથાવલિની યોજના કરી છે તેનાં પ્હેલાં અને બીજા મણકા તરીકે આ પુસ્તકો તેમણે પ્રકટ કર્યાં છે અને ગ્રંથાવલિના ગ્રાહકોને તે ચાર-ચાર આને મળે છે. જેમને બાળકો હોય તેઓ જરૂર આ ગ્રંથાવલિના ગ્રાહકો બની સસ્તી કીમતે પોતાના બાળકોને આ સુંદર પુસ્તકોનો લાભ આપે. પ્રકાશકના આ સાહસ માટે અમે ધન્યવાદ આપીએ છીએ.

ઘડી વાર ગમ્મતઃ પ્રયોજકઃ રા. "પુષ્પ" પ્રકાશકઃ રા પ્રભુદાસ નાગરદાસ કિનારીવાળા, સૈયદપુરા, સુરત. મૂલ્યઃ આઠ આના.

આ નામ પ્રમાણે ગુણ ધરાવતા નાનકડા પુસ્તકમાં આઠ ટુંકી વાર્તાઓ છે. અત્યારના હિંદ

ગૃહ જીવનનો ચિતાર આપતી અને આધુનિક શ્રી કેળવણી ઉપર પ્રહાર કરતી-આ વાર્તાઓ હળવા સાહિત્યના શોખીનો માટે સારું સાધન પૂરું પાડે છે. એમના વિચારો સાથે ભલે બધા સંમત ન થાય, પરંતુ એ વાર્તાઓમાં દોરેલી આપણા ગૃહજીવનની રૂપરેખા અવલોકન અને અનુભવની સાક્ષી જરૂર આપશે. ભાઇ તનસુખના ચિત્રો પુસ્તકની આકર્ષકતા વધારે છે. વચમાં જાહેરખબરો ન મૂકાઈ હોત તો પુસ્તકનો દેખાવ વધારે સારો થાત.

**જ્ઞાન ભક્તિઃ** લેખકઃ રા. મનુભાઇ જ. દેસાઇ, બી. એ; એલ.એલ. બી; મુન્સફ, પેટલાદ મૂલ્યઃ રૂ. ૧-૦-૦

આ પુસ્તકનું બીજું નામ "વિષ્ણુપદ શતક" છે અને તે નામ મુજબ સંસ્કારી લેખકે રચેલાં સો પદ એમાં સંગ્રહાયાં છે. ભક્તિભાવથી ભરેલાં એ પદોમાં સરળ ભાષામાં જીવનની ફીલસુફી લેખકે સમજાવી છે. ભાવિક વાચકો માટે આ પુસ્તક ઉપયોગી થશે.

**દુઝણાં ઢોરે—ચરોતરની ખેતીવાડીમાં તેમનું સ્થાન, તેમને સુધારવાની યોજના અને તેથી ખેડુતોને થતા ફાયદાઃ** લેખકઃ રા. ખુશાલભાઇ રેવાભાઇ પટેલ, ડેમોન્સ્ટ્રેટર, એગ્રીકલ્ચરલ, કૉલેજ, પૂના.

ખેડુતોને પોષાતા ધંધામાં ઉપયોગી થાય એવું સાહિત્ય ગુજરાતી ભાષામાં નહિ જેવું જ છે. આ ૫૪ પાનાના પુસ્તકમાં ખેડુતોને ઉપયોગી થાય એવી માહિતી વિગતવાર આંકડા સાથે આપી, લેખકે એ ખોટ પૂરવામાં સારો ફાળો આપ્યો છે. "પાટીદાર" માસિકના તંત્રીએ આ પુસ્તક પોતાના ગ્રાહકોને વિના મૂલ્ય આપ્યું છે, તે માટે એમને ધન્યવાદ ઘટે છે,

**વેણીનાં ફુલઃ** લેખકઃ રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશકઃ શ્રી મહિલા વિદ્યાલય, ભાવનગર. મૂલ્યઃ રૂ. ૦-૪-૦.

સૌરાષ્ટ્રનાં ઐતિહાસિક રત્નોને પારખી, તેમનાં ઉપર ચડેલી જમાનાની ધૂળ ખંખેરી તેમનો નવો ઓપ આપી ગુજરાતની પ્રજા સમક્ષ ધરનાર રા. મેઘાણીની બાની માટે હવે પ્રમાણપત્રની જરૂર નથી રહી ધૂળ ધોયાનો ધંધો કરતાં કરતાં એમણે પોતે જે નવાં રત્નો નીપજાવ્યાં છે તેનો સંગ્રહ આ નાનકડા પુસ્તકમાં થયો છે. લોકગીતના ઢાળમાં સુંદર ગીત-કુસુમો રચી ભાઇ મેઘાણીએ ગુજરાતની બ્હેનોની વેણી શોભાવવાને સફળ પ્રયત્ન કર્યો છે. અમે ઇચ્છીએ છીએ કે લખી વાંચી જાણતી ગુજરાતની એક પણ બ્હેન આ પુસ્તક વિના ન રહે. ચાર આનાની કીમતે આ સુંદર સંગ્રહ મફત છે.

(૧) **કરોળીઆના કાવતરાંઃ** લેખકઃ રા. ભાનુસુખરામ નિ મ્હેતા.

(૨) **આર્યોનું આદિ નિવાસસ્થાનઃ** અનુવાદકઃ રા. સુરેન્દ્રનાથ રંગનાથ પારેખાન. પ્રકાશકઃ શ્રી લુહાણા મિત્ર પ્રેસ, વડોદરા. દરેકનું મૂલ્ય રૂ ૦-૬-૦

શ્રીસયાજી બાળજ્ઞાનમાળાના પુષ્પ ૭૩ અને ૭૪ તરીકે આ બે નાનકડા પુસ્તકો પ્રકટ થાય છે. પહેલા પુસ્તકમાં કરોળીઆ સંબંધી માહિતી મોટી ઉમ્મરનાં બાળકોને ઉપયોગી થાય એવી રીતે આપવામાં આવી છે. બીજા પુસ્તકમાં આર્યો હિંદમાં આવ્યા તે પ્હેલાં તેમનું મૂળ રહેઠાણ ક્યાં હતું તે અંગ્રેજીમાં લખાયલા પુસ્તકોને આધારે બતાવ્યું છે કુમારોને જ્ઞાનપ્રાપ્તિ માટે ઉપયોગી થઇ પડશે.

**શ્રી સયાજી સાહિત્યમાળાનાં પુસ્તકોઃ (૧) સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓઃ** લેખકઃ રા. રામચંદ્ર રા. પવાર. પુષ્પ ૧૦૮ મૂલ્યઃ ૧ ૦-૯-૦, (૨) **ઇંગ્લાંડ અને હિન્દુસ્તાનઃ** અનુવાદકઃ સ્વ. સત્યેંદ્રરાવ ભી. દિવેટીયા. પુષ્પ ૧૧૫ મું. મૂલ્યઃ રૂ. ૦-૧૫-૦, (૩) **હિન્દુસ્તાનના લોકોઃ** લેખકઃ રા. ચંદ્રશંકર અં. છાયા પુષ્પ ૧૨૧ મું. મૂલ્યઃ ૦-૧૧-૦ (૪) **સરોવરના જીવોઃ** અનુવાદકઃ રા ભાનુસુખરામ નિ. મ્હેતા. પુષ્પ ૧૧૬ મું. મૂલ્ય. રૂ. ૦-૧૩-૦ (૫) **સૂર્ય.** અનુવાદકઃ રા. બળવંતરાય ઠ. વોરા. પુષ્પ ૧૧૭ મું મૂલ્ય. રૂ. ૦-૧૨-૦ (૬) **પરિવર્તનવાદ** લેખક. રા. દયાશંકર જે. ધોળકિયા. મૂલ્ય રૂ. ૦-૧૦ ૦ (૭) **નોકાબળઃ** લેખકઃ મહેશ ન. મહેતા. પુષ્પ ૧૨૪ મું મૂલ્ય. રૂ. ૦-૧૧-૦ પ્રકાશક. શ્રી લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબે ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ બનાવવા માટે અને સસ્તામાં

ઉપયોગી માહિતીવાળા પુસ્તકો ગુજરાતની વાચક પ્રજા સમક્ષ ધરવાના સ્તુત્ય ઉદ્દેશથી આ સાહિત્યમાળાની યોજના કરી છે. પ્હેલાં ત્રણ પુસ્તકો ઐતિહાસિક દૃષ્ટિએ લખાયા છે જ્યારે બાકીના ચાર વિજ્ઞાનના પ્રદેશના જુદા જુદા વિષયો વિષે ઉપયોગી માહિતી પૂરી પાડે છે. આ માળા દ્વારા જ્ઞાનપ્રચાર કરવા માટે શ્રીમંત મહારાજા સાહેબને ધન્યવાદ આપીએ છીએ. એમનો હેતુ સર્વાંશે સફળ કરવા માટે કેળવણીખાતું અનુવાદોથી સંતોષ ન પામતાં દરેક વિષયના અભ્યાસી લેખકો પાસે સ્વતંત્ર પુસ્તકો રચાવવા વધારે શ્રમ કરે એમ અમે ઇચ્છીએ છીએ.

**પકવાનપોથી અથવા પાકશાસ્ત્ર** (ત્રીજી આવૃત્તિ): લેખિકા અં. સ્વ. લલિતાગૌરી શામરાવ અને અં. સ્વ વિમલાગૌરી મગનલાલ. પ્રકાશકઃ મેસર્સ જે. એમ. પંડયા એન્ડ કંપની, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ, ૨. મૂલ્ય: રૂ. ૩-૦-૦

વ્યાપારપ્રધાન ગુજરાતના સાહિત્યમાં કળાના પુસ્તકોને બહુ ઓછો આદર મળે છે, છતાં આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ થાય છે એ આશ્ચર્ય ઉપજાવે છે. એ બીના સાબીત કરે છે કે પુસ્તક અત્યંત ઉપયોગી નીવડયું છે. પાકકળા તો રોજના ઉપયોગની કળા છે અને એ કળામાં પ્રત્યેક આર્ય ગૃહિણીએ પ્રવીણતા મેળવવી પડે છે. એ કળામાં ગુજરાતની નાગર કોમની મહિલાઓ સિદ્ધહસ્ત ગણાય છે; એમણે એ કળાને પરાકાષ્ઠાએ પ્હોંચાડી છે. લેખિકા બ્હેનો પણ, એજ કોમની હોઇ એમનું લખેલું પુસ્તક વાચકવર્ગને ઉપયોગી જણાયું હોય તો નવાઇ નથી. અમને ખાત્રી છે કે પ્હેલી બે આવૃત્તિને મળેલો આદર આ આવૃત્તિને પણ મળશે. ભાષાની દૃષ્ટિએ આ આવૃત્તિમાં ઘણો સુધારો કરવામાં આવ્યો છે. સુઘડ છપાઇ, સુંદર કાગળ અને આકર્ષક પૂઠું જોતાં રૂ. ૩-૦-૦ ની કીમતે પુસ્તક મોંઘુ ન ગણાય. પ્રત્યેક ગુજરાતી કુટુંબે આ પુસ્તકની એક નકલ અવશ્ય રાખવી જોઇએ. હિંદુ કુટુંબો ઉપરાંત પારસી અને મુસ્લીમ કુટુંબોને આ પુસ્તક વધારે ઉપયોગી થઇ પડશે.

**સોરઠી તવારીખના થર**: લેખકઃ રા. ન્હાનાલાલ દલપતરામ કવિ. પ્રકાશકઃ શ્રી બહાઉદ્દીન કૉલેજ સાહિત્ય સભા. જુનાગઢ.

ગુજરાતના કવિશ્રેષ્ઠને એક સમર્થ વ્યાખ્યાતા તરીકે આખું ગુજરાત સારી રીતે ઓળખે છે; એમના સુંદર વ્યાખ્યાનોએ અત્યાર પ્હેલાં અનેક વાંચકોના અને શ્રોતાઓના હૃદય આકર્ષ્યાં છે. એ સર્વમાંય એમના ઐતિહાસિક વ્યાખ્યાનો અનેરાં છે. જુનાગઢની બહાઉદ્દીન કૉલેજના સ્નેહ સંમેલન પ્રસંગે એમણે આપેલું આ વ્યાખ્યાન એની એક વધુ સાબીતિ છે, પાને પાને એમણે ઇતિહાસના થર ઉકેલ્યા છે—એમની લાક્ષણિક મોહક શૈલીમાં સોરઠના અનેક મહાપુરૂષોની સ્મૃતિ એમાં સુવર્ણ રંગે રંગી તાજી કરેલી દેખાય છે.

**સમર્પણની કથાઓ**: મૂળ લેખકઃ ડૉ. રવિન્દ્રનાથ ટાગોર અનુવાદકઃ રા. નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ, 'પાટીદાર' મન્દિર, આણંદ. મૂલ્ય: ૦-૩-૦.

પ્રાચીન-અર્વાચિન ઇતિહાસ, પુરાણ અને બૌદ્ધ ધર્મગ્રંથોમાંથી કવિવર રવિન્દ્રનાથે મુળ બંગાળીમાં લખેલી આ કથાઓ ગુજરાતીમાં ઉતારવા માટે અનુવાદકને ધન્યવાદ આપીએ છીએ. કવિવરની લાક્ષણિક શૈલીમાં લખાયલી આ ટુંકી પણ હૃદયંગમ કથાઓ ગુજરાતના વાચકોને સમર્પણના-સ્વાર્થ ત્યાગનો અણમૂલો પાઠ શીખવશે. રત્નકણિકા જેવી આ મૂલ્યવાન કથાઓને ગુજરાત જરૂર સત્કારશે.

**દ્વિરેફની વાતો**: લેખક. રા. રામનારાયણ વિશ્વનાથ પાઠક. પ્રકાશકઃ " પ્રસ્થાન " કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય. રૂ. ૧-૪-૦

" પ્રસ્થાન " માસિકના વિદ્વાન તંત્રી અને ગુજરાત વિદ્યાપીઠના એક અધ્યાપક રા. પાઠકનો આ કલાયુક્ત વાર્તાસંગ્રહ ગુજરાતી વાર્તા સાહિત્યમાં એક સુંદર પુસ્તકનો ઉમેરો કરે છે. " યુગધર્મ ", " પ્રસ્થાન " આદિ સામયિકોમાં આ વાર્તાઓ પ્હેલાં પ્રકટ થઇ ગઇ છે. એ વાર્તાઓ પ્રથમ પ્રકટ થઇ ત્યારે જ વાંચકોમાં સારો આદર પામી હતી અને એમાં કલાની ઝીણવટથી આલેખાયલા મનુષ્ય સ્વભાવ માટે વાંચકોના હૃદયમાં લેખક માટે માન ઉત્પન્ન થયું હતું. એજ માનની લાગણીથી વાચકવર્ગ આ પુસ્તકને આદર આપશે એમાં જરાય શંકા નથી. પુસ્તકની આવક " પ્રસ્થાન " ના નિર્વાહ અર્થે વાપરવાની હોવાથી શિષ્ટ સાહિત્યને ઉત્તેજન આપવાના અને " પ્રસ્થાન " જેવા ઉપયોગી

માસિકને ટકાવી રાખવાના પુણ્યનો પણ વાચકોને લાભ મળશે. પુસ્તકની ઢબછબ અને સુંદર છપાઇ કાગળ વિગેરે જોતાં કીમત જરાય વધારે નથી.

**આનંદ કુંજ:** ભાગ ૧: પ્રયોજક: રા. રમણીકલાલ નો. શાહ. પ્રકાશક: શ્રી બાલજીવન કાર્યાલય, વડોદરા. મૂલ્ય: ૦-૮-૦

"બાલજીવન" માસિકમાં પ્રકટ થયલી, બાળકોને જ્ઞાન સાથે આનંદ આપે એવી વાર્તાઓનો આ નાનકડા પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. અત્યાર આગમચ એ કાર્યાલયે પ્રકટ કરેલા સંગ્રહો બાળજગતમાં આદર પામ્યા છે તેમ આ સંગ્રહ પણ પામશે. કેટલીક ગુજરાતની લોકવાર્તાઓ છે જ્યારે કેટલીક પરભાષાના સાહિત્યમાંથી ઉતારી છે. ભાષા અને લખાવટ બાળકોને ગમી જાય એવાં છે. કેટલાંક સુંદર ચિત્રો વાર્તાઓને આકર્ષક બનાવી તેમનો ભાવ મૂર્તિમંત કરે છે અને પુસ્તકને વધારે ઉપયોગી બનાવે છે.

**બાળ કાવ્યમાળા:** કર્તા: રા. વિઠ્ઠલરાય ક. આવસથી, માજીરાજવાડી, ભાવનગર. મુલ્ય: ૦-૪-૦

ગુજરાતી સાહિત્યમાં બાળસાહિત્યના પુસ્તકોની જે ખોટ હતી તે આવકારદાયક ત્વરાથી પૂરાતી જાય છે. આ પુસ્તક પણ એજ દિશામાં સ્તુત્ય ઉમેરો કરે છે. અત્યાર પ્હેલાં બાળકાવ્યોના કેટલાક સંગ્રહો પ્રકટ થઇ ગયા છે. તેમાં આ સંગ્રહ પણ ઉંચું સ્થાન લેશે. એમાં શંકા નથી. સાદી ભાષા, સરલ શૈલી અને લાલિત્યથી ભરેલાં આ કાવ્યો બાળકોનાં સ્હેજે માનીતાં થઇ પડશે. છપાઇ વગેરે પણ આકર્ષક છે. નાના મોટાં કુલ ૬૪ કાવ્યો-૧૦૬ પાનાથી ભરેલું આ પુસ્તક ચાર આનાની કીમતે મોંઘું ન જ ગણાય. માબાપો જરૂર એ પોતાના બાળકોના હાથમાં મુકે.

**વ્યાસજીની વાર્તાઓ:** લેખક: રા. ગોકુલદાસ દ્વા રાયચુરા. પ્રકાશક: મેસર્સ બેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ. મૂલ્ય: રૂ.૧-૮-૦.

ભાઇ રાયચુરાની બાનીથી આ માસિકનો વાચકવર્ગ સુપરિચિત છે. એમની અનેક વાર્તાઓએ અત્યાર આગમચ આ માસિકના વાચકોને આનંદ આપ્યો છે. ઉપરાંત સામાન્ય જનસમાજ પણ એમની વાર્તાઓથી અનભિજ્ઞ નથી. "રાયચુરાની રસીલી વાર્તાઓ" "કાઠિયાવાડની લોકવાર્તાઓ" વગેરે એમના ટુંકી વાર્તાઓના સંગ્રહો હોંસે હોંસે સત્કારાયા છે. આ સંગ્રહમાં તેમણે ભક્તજનો વિષે બાર સુંદર વાર્તાઓ પોતાની લાક્ષણિક મોહક બાનીમાં રજુ કરી છે. સોરઠના જાણીતા સંત અને નરસિંહ મ્હેતાના અવતાર સમા શ્રી વ્યાસબાપાના સમાગમનું આ સંગ્રહ એક સુંદર ફળ છે. શ્રી વ્યાસબાપા પાસેથી સાંભળેલી સંતોની અદ્ભુત જીવનપ્રસંગોની કથા આ પુસ્તકમાં ભાઇ રાયચુરાએ વાર્તા રૂપે ઉતારી છે. અમને ખાત્રી છે કે ગુજરાતીની વાર્તા શોખીન વાચકપ્રજા પ્હેલાં બે સંગ્રહોની જેમ આ સંગ્રહને પણ હોંસે હોંસે સત્કારશે.

**બદનામ હિંદ:** લેખક: રા. હીરાલાલ આર. ઠાકર. પ્રકાશક: મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ, મુંબાઇ, ૨. મુલ્ય: ૧-૦-૦

અમેરિકન ગટર ઇન્સ્પેક્ટર મીસ કેથેરીન મેયોએ હિંદની ગટરો ઉલેચી "મધર ઇન્ડીઆ" નામે પુસ્તક લખ્યું છે. એ પુસ્તકમાં વર્ણવેલી અર્ધસત્ય અને એકતરફી બાબતોનો જવાબ હિંદના અનેક લેખકોએ અત્યાર પ્હેલાં છુટા છુટા લેખો દ્વારા અને પુસ્તકો લખીને આપ્યો છે. પ્રસ્તુત પુસ્તક પણ એજ પુસ્તકના જવાબ રૂપે લખાયું છે. એમાં મીસ મેયોને જવાબ આપવા ઉપરાંત યુરપ અમેરિકાના કહેવાતા સુધરેલા દેશોમાં કેટલો નૈતિક સડો છે તે પણ સ્પષ્ટ બતાવ્યું છે. લેખકનો આ પ્રથમ પ્રયાસ હોવાથી ગ્રંથાલેખનની દૃષ્ટિએ કેટલીક ત્રુટીઓ આ પુસ્તકમાં રહી જાય છે. છતાં એકંદરે મીસ મેયોને સચોટ જવાબ આપવાનો તેમણે પ્રયત્ન કર્યો છે. એમનો પ્રયત્ન માતૃભૂમિ માટેના સ્વાભાવિક અભિમાનમાંથી જન્મે છે. અત્યારના સંજોગો જોતાં એ પુસ્તકનો બહોળો ફેલાવ થવો જોઇએ.

**મુક્તાના ચિઠ્ઠીઓ:** લેખક: રા. સાદીક. પ્રકાશક: મુસ્લીમ પબ્લીસીટી કંપની. મુંબાઇ ૩. કીમત. રૂ. ૦-૮-૦.

આ સચિત્ર નવલકથાના લેખકની માતૃભાષા ગુજરાતી નથી છતાં જે સરળતાથી તેઓ ગુજરાતી ભાષા લખી શકે છે તે ધન્યવાદને પાત્ર ગણાય.

છતાં અંત દેખાતો નથી. પરિણામે કામદારો, તેમની સ્ત્રીઓ અને બાળકો ભૂખે મરે છે. રાણી સાહેબા શ્રી. ચંપાવતી પ્રતાપગીરજીએ પોતાના તરફથી પ્રહલાદ મીલના કામદાર બાળકો માટે દુધ આપવાની ઉદારતા બતાવી છે, તે માટે તેમને ધન્યવાદ. બીજી બ્હેનો પણ એ ગરીબ સ્ત્રી બાળકો માટે જરૂર બનતું કરે.

**સ્ત્રી કેળવણી માટે:** તા. ૧૯ મી જુને મલબારી મેમોરીઅલ હોલમાં ડૉ કાશીબાઇ નવરંગેના પ્રમુખપદે સ્ત્રીઓની એક સભા મળી હતી. સૌ. સરોજિની મ્હેતા, મીસ હારડે, મીસ રૂથીન વિગેરેએ વિવેચન કરી સ્ત્રી કેળવણીની અગત્ય બતાવી હતી અને સભાએ શા. સા. શારદાના બાળલગ્ન પ્રતિબંધક બીલને ટેકો આપ્યો હતો.

**શિક્ષણવર્ગો:** મહિલા મંડળ તરફથી ક્રોશ, શીવણ, ભરત, કેન્વાસ કામ વગેરેના શિક્ષણવર્ગો દામોદર ઠાકરશી હોલ (પરેલ)-માં બપોરે ૨ થી ૫ ચાલુ છે. એ તરફ વસતી બ્હેનો તેનો જરૂર લાભ લ્યે.

બીજાં કામો કરાવવા હોય તો જરૂર ત્યાં મોકલી એ બ્હેનોને મદદ કરવી જોઇએ.

શત્રુંજયની યાત્રા વિષે પાલીતાણા નરેશ અને જૈન કોમ વચ્ચે થયલી સમાધાની માટે એ સમાધાની કરાવવામાં ભાગ લેનાર વાઈસરૉય, પાલીતાણા નરેશ અને જૈન કોમના આગેવાનોનો આભાર માનવા જૈન સન્નારીઓની એક મોટી સભા માંગરોળ જૈન સભાના હોલમાં સૌ. ગુલાબબ્હેન મકનજી મ્હેતાના પ્રમુખપદે મળી હતી, અને ૭ ઠરાવો પસાર કર્યા હતા.

## શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ ઇનામી નિબંધનું પરિણામ.

તા. ૨૦ મી એપ્રીલે મંડળ તરફથી "દાનના પ્રકાર" વિષે નિબંધ લખવાની પરીક્ષા લેવામાં આવી હતી. બાર બ્હેનો પરીક્ષામાં બેઠાં હતાં. પરીક્ષકો તરીકે સૌ. ભાનુમતી કણીઆ. બી એ. અને શ્રી. લક્ષ્મીબ્હેન ડોસાણી, તંત્રી, 'સમાજજીવન', નીમાયાં હતાં. નીચે જણાવેલાં બ્હેનો ફતેહમંદ થયાં છે. તેમને સ્વ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રીભોવનદાસ ઇનામી નિબંધ ફંડમાંથી નીચે મુજબ રોકડ ઇનામો અપાશે:

(૧) શ્રી ભગવતી એમ. ભટ્ટ, રૂ. ૨૫. (૨) સૌ. ચંદ્રભાગા ધી. દલાલ, રૂ. ૧૧. (૩) સૌ. મનોરમા શા. મજમુદાર, રૂ ૯. (૪) કુ. બબલીબ્હેન મ. મરચંટ, રૂ ૭ (૫) કુ. કમળાબ્હેન જે પરીખ, રૂ. ૫. (૬) ગં. કપિલાગૌરી મ. ભગવતીની પુત્રી, રૂ. ૪. (૭) કુ. પુષ્પાબ્હેન છો. પારેખ. રૂ. ૩)

**અંધ ભિક્ષુક સ્ત્રીઓ માટે** એક આશ્રમ સ્થાપવાના ઉદ્દેશથી ફંડ ભેગું કરવા મિસિસ બેપ્સી સભાવાળાં અને સેવાસદનવાળા મીસ વીબાઈજી એન્જીનીઅરે આયોજનમાં બંગાળ બંગાળ ફરી તનતોડ પ્રયાસ કર્યો હતો અને સંગીતનો જલસો પણ કર્યો હતો. તેમના પ્રયાસને પરિણામે રૂ. ૪૦૦૦ ની રકમ ભેગી થઇ છે. બન્ને બ્હેનોને એ પ્રયાસ માટે ધન્યવાદ.

**બ્હાદુર માતા:** સીવ (મુંબાઇ) ના એક ઝુંપડામાં તા. ૧૭ મી મેએ આગ લાગી. રૂખમીબાઇ નામે સ્ત્રી આગની બુમ સાંભળી બ્હાર નીકળી આવી પણ છોકરો અંદર રહી ગયો હોવાથી બળતા ઝુંપડામાં ફરી પેઠી. પરિણામે તે સખત દાઝી ગઇ અને હોસ્પીટલમાં મરણ પામી. પ્રભુ એના આત્માને શાન્તિ અર્પે.

**સેવા સદનનું ઉદ્યોગ ખાતું:** મુંબાઇના સેવા સદનમાં સીવવાનું, ધોવાનું, મોજાં ગુંથવાનું, નેતરનું વગેરે અનેક ઉદ્યોગો શીખવાય છે. ગરીબ બ્હેનો એ ઉદ્યોગો પર પોતાનો ગુજરો કરી શકે. સેવા સદનના મંત્રી કહે છે કે જો મુંબાઇના કુટુંબો પોતાનું શીવવાનું ધોવાનું વગેરે કામ તેમને ત્યાં મોકલે તો તેમાંથી એ બ્હેનોને ગુજરાનનું સાધન મળી શકે અથાણાં બનાવવા હોય, અંગ્રેજી ઢબની મીઠાઈ, કેક, પેસ્ટ્રી બનાવવા હોય, સાડીની કોરો ભરાવવી હોય વા એવાં

**નાટ્ય પરિષદ:** મુંબાઇમાં ભરાયલી મહારાષ્ટ્ર નાટ્ય પરિષદનું પ્રમુખ સ્થાન શ્રીમતી માલિનીબાઇ કેરકરે શોભાવ્યું હતું. એ બ્હેન કુટુંબસેવા ઉપ-

શૈલ સાહિત્યની પણ સુંદર સેવા કરે છે. નાટકો લખવા માટે તેઓ સારી રીતે જાણીતાં છે.

**કુટણખાના બંધ કરો:** મુંબાઇ મ્યુનીસીપાલીટીની ધારા કમિટિએ કુટણખાના ચલાવનાર સ્ત્રીઓને પણ કાયદામાં સુધારો કરી જોખમદાર ગણવાની સૂચના સરકારને કરી છે. અત્યારે ઘણા બદમાસ પુરૂષો એ કલમનો લાભ લઇ સ્ત્રીને ઓઠા રૂપે રાખે છે અને તેમ કરી કાયદાની સુંસાણમાંથી છટકી જાય છે.

**પતિદેવ !** (૧) તીરૂપતી ( બેંગ્લોર ) માં એક પતિદેવે સાસરીઆં પર ગુસ્સે થઇ છરીથી પોતાનું પાણી બતાવ્યું. પાંચ જણને ઘાયલ થઇ તેમાંથી પત્નીનાં દાદા તો સ્વર્ગે સીધાવી ગયા છે. ગૃહ કલેશનું એ પરિણામ છે. (૨) રેવાના સખારામ નામે મુંબાઇના એક ટ્રામ કંડકટરે પત્નીના ચારિત્ર્ય માટે વ્હેમ લાવી તેનું ગળું દબાવી મારવાનો પ્રયત્ન કર્યો હતો.

**સગડીના ભોગ:** (૧) ગુજરાતી બ્હેનો સ્ટવથી બળી મર્યાના આત્મઘાતના દાખલાં ઘણાં ઘણાં પ્રસંગ બન્યાં છે. હવે સગડીથી દાઝવાના પ્રસંગ પણ બને છે. માધવબાગ નજીક એક હરીરંભા નામે બાઇ એવી રીતે સગડીથી દાઝીને ગુજરી ગઇ. દોષ કોનો ? સ્ટવ અને સગડી-ચુલો ઘરમાં જ્યારેજ ન્હીરડે છે. તો પણ પોતાની સંભાળ હોશિઆર કરતા રહો. (૨) ચીંચપોકલી પર રહેતી લક્ષ્મીબાઈ નામે બ્હેન પણ એવીજ રીતે સગડીથી સળગી મરણ પામી છે.

**સમાજની બદીઓમાં:** ( ૧ ) દેલવાડાના એક કપોળ વૃદ્ધ ૫૦-૫૫ ની વયે રૂ. ૭૦૦૦ દઇ ૧૩ વર્ષની કન્યા સાથે ત્રીજી વાર લગ્ન કર્યું. લગ્ન સમયે પતિદેવ દર્દથી પીડાતા હતા ૧૫ મે દિવસે ઓપરેશન કરાવ્યું અને ૪૦ મે દિવસે યમરાજના મ્હેમાન થયા. ૧૩ વર્ષની નિર્દોષ બાળા વિધવા ગણાઈ. આ બાળાને કુમારી ગણી ફરી પરણવાની પરવાનગી શા માટે ન અપાય ? (૨) ટેંડાણુના કપોળ ગોકળદાસે બાર વર્ષની દીકરીનું સગપણ વાગ્દાન ૫૦ વર્ષના મેતા ચકુ સાથે કર્યું છે ! (૩) હલવદના ઓદિચ નારણજીની પુત્રી અંબાનું સગપણ ૪૦ વર્ષના દવે બુદરભાઇ સાથે થયું. બુદરભાઇની તબિયત લથડતાં પિતાએ સગપણ તોડી નાંખ્યું. આ ગુન્હા માટે જ્ઞાતિએ તેમનો બહિષ્કાર કર્યો છે: (૪) રાણીનાળાના જેઠી અંબારામે ૯ વર્ષની પુત્રીનું સગપણ ૪૦ વર્ષના મુળજીના પંડ્યા દેવશંકર સાથે કર્યું છે. આ લોક એવાંજ બીજાં સગપણો કરવાની તૈયારી માંડે છે. એ ગુરૂઓ શું કરતા બેઠા છે ? ( ૫ ) મુંબાઇના એક વેદાજી ૫૭ વર્ષની ઉમરે ૧૨ વર્ષની કન્યા સાથે લગ્ન કર્યું છે. વેદનું જ્ઞાન કદાચ માટે આવશે !

**બારડોલીમાં:** સુરતના બારડોલી તાલુકાની પ્રજાએ આજ મહિનાઓથી સરકાર સામે સત્યાગ્રહ માંડ્યો છે. સરકારે કરેલી નવી આંકણી ન્યાયપુરઃસર નથી અને નવી આંકણી થવી જોઇએ એવી તેમની માગણી છે. સરકાર આ માગણી કબુલ નથી રાખતી અને જબરજસ્તી મ્હેસુલ વસુલ કરે છે. પ્રજા બ્હાદુરીથી અને અડગતાથી મોરચો માંડી બેઠી છે સ્ત્રીઓ પણ પુરુષોને સાથ દે છે અને કનડગતો ને જુલ્મો સહી લે છે. સરકારે તેમને નમાવવા પઠાણો મૂક્યા છે જે અનેક રીતે પ્રજાને કનડે છે અને અમર્યાદિત વર્તન ચલાવે છે. આખા હિંદની સહાનુભૂતિ તેમના તરફ ખેંચાઇ છે. મુંબઇમાં અને દેશના વિધવિધ સ્થળોમાં તા. ૧૨ મી જુનનો દિવસ " બારડોલી દિન " તરીકે ઉજવાયો. બ્હેનોએ પણ ફંડ ભેળું કરવામાં અથાગ શ્રમ ઉઠાવ્યો મીઠુ બ્હેન પીટીટ અને બીજાં બ્હેનો બારડોલી જઇ આવ્યાં. દેશની સ્વતંત્રતા માટે લડી રહેલી અને દુઃખ સ્હેતી બારડોલીની બ્હેનોને અમારા ધન્યવાદ.

**સાધુ મટી સંસારીઃ** (૧) ખંભાતના ૧૯ વર્ષના યુવાન જૈન રતીલાલને થોડા સમય પ્હેલાં અમદાવાદમાં દીક્ષા આપેલી પરંતુ તેની પત્ની મેનાના અને તેના પિતાના પ્રયાસથી રતીલાલ પાછો સંસારી થયો છે. ધર્મઘેલા સાધુઓની શુભ ઠેકાણે આણવા માટે બ્હેન મેનાને ધન્યવાદ. (૨) મોરબીના અચરતબાઇ નામે વિધવાબ્હેને દીક્ષા લીધેલી. તેમણે પણ સાધ્વીના વસ્ત્રો ઉતારી નાંખ્યા છે.

**પાટીદાર સ્ત્રી-પરિષદ** ધટોલામા મે માસમાં ભરાઇ હતી. સાથે સાથે આર્ય કન્યા વિદ્યાલયનો વાર્ષિકોત્સવ પણ ઉજવાયો. પરિષદમાં ૧૭ ગામોમાંથી કુલ ૫૮ પ્રતિનીધિઓ આવ્યાં હતાં ધટોલાનાં બ્હેનો મોટી સંખ્યામા હતાં. શ્રી. મણીબ્હેન ( રા. વલ્લભભાઇનાં વિદુષી પુત્રી ) પ્રમુખસ્થાને હતાં નારીસમાજ, વિધવાઓ, બ્રહ્મચર્ય વગેરે પર વિવેચન થયાં કેટલાક ઠરાવો પણ થયાં.

**ચાર હાથવાળું** બાળક. કપડવણજ પાસે દેવપુરા ગામમાં તા. ૭ મી જુને એક સ્ત્રીએ ચાર હાથવાળા બાળકને જન્મ આપ્યો હતો જન્મતાં બાળક પંદર મીનીટ ખડખડાટ હસ્યું હતું. બે દિવસ પછી તે મરણ પામ્યું. છબ્બુ દાત તો પ્રભુનો અવતાર અજ્ઞાન !

**મહિલા વિદ્યાલય-ભાવનગરઃ** (૧) નવસારીની બે પારસી બ્હેનો-કુ. શિરિન કરાડીઆ અને ગુલબાઇ કરાડીઆ કર્વે મહિલા વિદ્યાપીઠની પ્રવેશક પરીક્ષામાં બેઠેલાં તે અનુક્રમે બીજે અને ચોથે નંબરે બીજા વર્ગમાં પાસ થયાં છે. અને વધુ અભ્યાસ માટે અમદાવાદની મહિલા પાઠશાળામાં જોડાયાં છે. ઘરકામ અને રસોઇ જાતે કરતાં છતાં એ બ્હેનો આવું સુંદર પરિણામ લાવી શક્યાં તે માટે ધન્યવાદ. ( ૨ ) કર્વે વિદ્યાપીઠ તરફથી આ વિદ્યાલયને ઉત્તેજન રૂપ ગ્રાંટની નાની રકમ ૧૯૨૭ ના વર્ષ માટે આપવામાં આવી છે. (૩) પ્રો. કર્વેની જયન્તિ નિમિત્તે વિદ્યાર્થીનીઓએ નગરમાં ફરી રૂ. ૧૦૧) ભેળાં કર્યાં હતા, અને પ્રદર્શન માટે નમુના મોકલ્યા હતા, તેમજ નિબંધ હરીફાઇમાં ભાગ લીધો હતો.

**પોરબંદરમાં બાળલગ્ન પર અંકુશ** મૂકવાનો કાયદો અમલમાં લાવવા ના. મહારાજા વિચાર કરી રહ્યા છે. એ કારણે દિવાન સાહેબે મહાજનના આગેવાનોને તેમનો અભિપ્રાય જાણવા બોલાવ્યા હતા. કન્યાનું લગ્ન વય ૧૪ વર્ષનું ઠરાવવાનો વિચાર ચાલે છે.

**સોનાનો ચાંદઃ** વડનગરા નાગર જ્ઞાતિમાંથી મેટ્રીકની પરીક્ષામાં સૌથી વધારે માર્ક મેળવી પાસ થનાર બ્હેનને સોનાનો ચાંદ આપવાનું ઠરાવ્યું છે. ઉમેદવારે રા. ચંદ્રશંકર અ બુચ, પ્રમુખ, વડનગરા નાગર મંડળ ૧૨, ગુલામ હુસેન બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, કાલ્બાદેવી સરનામે લખવું.

**ઉટાકામંડમાં** સ્ત્રીઓની એક પરિષદ મે માસમાં મળી હતી જે પ્રસંગે ફરજીઆત કેળવણી, બાળલગ્ન, વારસાના હક વગેરે વિષયો પરત્વે ઠરાવો થયા હતા. ડૉ. મુથુલક્ષ્મી, સૌ. માલતી પટવર્ધન, સૌ. કમલાદેવી ચટ્ટોપાધ્યાય વગેરેએ આગેવાન ભાગ લીધો હતો

**રાજકુમારી ઇન્દુ** આગ્રામા બી. એ. ની પરીક્ષામાં માન સાથે પસાર થયાં છે. કોઇપણ રાજ્ય કુટુંબમાંથી એ ડીગ્રી મેળવનાર એ પ્હેલાં બ્હેન છે.

**મ્હૈસુરમાં લગ્નવયઃ** મ્હૈસુરની પ્રજા પ્રતિનીધિ સભામાં ખાનબહાદુર અબ્બાસખાને લગ્નવય વધારવા સંબંધી બીલ આણ્યું હતું પરંતુ જુના વિચારના લોકોએ વિરોધ કરી તે ઉડાવી દીધું.

અમને અજાયબી લાગે છે કે પ્રગતિશીલ ગણાતા રાજ્યની સભામાં એવા ૧૭મી સદીના માણસો હજી ભરાઇ રહ્યા છે!

**સાઇમન-કમીશનની મહેર:** હિંદના રાજબંધારણમાં ફેરફાર સૂચવવા નીમાયલા સાઇમન કમીશનનો હિંદની પ્રજાએ કરેલો વિરોધ જાહેર છે. એ કમીશને બ્રિટિશ હિંદમાં શિક્ષણની પ્રગતિ કેટલી થઇ તેની વિગતો મેળવવા એક પેટા કમિટિ નીમી છે એ કમિટિમાં મદ્રાસ ધારાસભાના ઉપપ્રમુખ શ્રીમતી મુથુલક્ષ્મી પણ નીમાયાં છે. કમીશનના વિરોધી હોવા છતાં એ બ્હેને સભાસદ થવા કેમ કબુલ્યું તે અમે સમજી શકતા નથી. કહેવાય છે કે ડૉ. મુથુલક્ષ્મીના પતિ સરકારી નોકરીમાં હોઇ ઉપરી અધિકારીના પત્ની મારફત તેમના ઉપર અણઘટતું દબાણ કરી તેમની સંમતિ મેળવવામાં આવી છે. વીમેન્સ ઇંડીઅન એસોસીએશન તેમના આ અસહકારથી નારાજ થઇ, તેમની સામે પગલાં લેવાનો વિચાર કરે છે.

**પ્હેલે નંબરે (૧)** અલ્હાબાદ યુનીવરસીટીની એમ. એસસી. ડીગ્રી માટેની પરીક્ષામાં મીસ શીલા રૉયે પ્હેલા વર્ગમાં પ્રથમ નંબર મેળવ્યો છે. એ પરીક્ષા માટે એમણે લખેલા પુસ્તકોની પરીક્ષકોએ અત્યંત પ્રશંસા કરી હતી. એ બ્હેન હવે ડી. એસસી. ની ડીગ્રી માટે આગળ અભ્યાસ કરવાનાં છે. (૨) એવીજ રીતે પંડિત મોતીલાલ નેહરૂના ભાઇ શ્યામલાલના પુત્રી શ્રી શ્યામ કુમારી કાયદાની પરીક્ષામાં પ્રથમ આવ્યા છે. એ બ્હેન સર તેજ બહાદુર સપ્રુ પાસે કાયદાના ધંધાનો અનુભવ લેવાનાં છે (૩) પંડીત ગોકર્ણનાથ મિશ્રની પુત્રી શ્રી કુલવતી શુકલ લખનૌ યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષામાં પાસ થયાં છે (૪) જબલપુરના કમીશનરની ઓફીસના માજી સુપ્રી. મી. અબ્દુલ અઝીઝનાં પુત્રી મીસ એચ. નીસા, લખનૌ યુનીવરસીટીની એમ. એ. ની પરીક્ષામાં ઉંચે નંબરે પાસ થયાં છે અને તેમને ' ઇમાદુલ મુલ્ક ' સોનાનો ચાંદ મળ્યો છે. આકોલાના મુસ્લીમોએ એ ફતેહ માટે તેમને સભા ભરી અભિનંદન આપ્યાં હતાં.

**બીજી નેપાળી બાળા:** રાજકુમારીને પરણી મારવાડી હીરાલાલનું ખુન કરનાર વીર ખડગસિંહ આઠ વર્ષ જેલમાં ગયાનાં હાંખરા હજી વાંચે છે. ત્યાં ચિત્રાકુમારી નામે એક બીજી બાળા ફસાઇ છે. ' સારો વર મેળવી આપીશ ' એવું કહી પદ્મકુમારી નામે કોઇ બાઇ છોકરીને તેના માંબાપ પાસેથી કલકત્તા લઇ આવી અને ત્યાં જ્ઞાનેન્દ્રનાથ ઘોષ નામના કહેવાતા જમીનદાર સાથે કહેવાતા લગ્ન કરી આપ્યાં. પોલીસને ખબર થતાં એ જમીનદાર સાહેબને અને પદ્મકુમારીને સજા થઇ છે.

**ખાણોમાં કામ કરતી સ્ત્રી-કામદારોને** જમીનની નીચે કામ કરતી અટકાવવાના નવા નિયમો હિંદી સરકારે તૈયાર કરી પ્રકટ કર્યા છે અને તા. ૧ લી ઓકટોબર સુધીમાં તે વિષે અભિપ્રાય માંગ્યાં છે.

**"ઘર-જ્યોતી"** નામે એક સ્ત્રી-ઉપયોગી માસિક આસામી ભાષામાં મિસિસ કમલાલયા કાકોટી અને મિસિસ કનકલતા ચલીહાના તંત્રીપદે પ્રકટ થાય છે. આ માસિકના કામ ઉપરાંત મિસિસ કાકોટી શીવસાગરની મહિલા સમિતિના મંત્રી તરીકે કામ કરે છે. હમણાં જ તેમના પ્રયાસથી આસામની મહાન મહિલા જયમતીની જયંતિ ઉજવાઇ હતી. ઇતિહાસ અને લોકકથામાં સતી જયમતીએ પતિ માટે કરેલું સમર્પણ સુવિખ્યાત છે.

**મહીલા યુનીવરસીટી શાળા** લાહોરમાં લાલા હરકીશનલાલે ૧ લી જુને ખુલ્લી મૂકી હતી. આ શાળાને મ સર ગંગારામની ઇચ્છા મુજબ તેમના ટ્રસ્ટીઓ દર મહિને રૂ. ૩૦૦ આપશે. શાળાના પ્રીન્સીપાલ તરીકે શ્રીમતી થાપાર, એમ. એ. એ વિના પગારે સેવા કરવાનું કબુલ કર્યું છે, જે માટે તેમને ધન્યવાદ.

## એશિયા.

**ઝનાનામાં:** અફઘાનિસ્થાનમાં ચાલતી પડદા અને ઝનાનાની પ્રથા માટે એક યૂરોપીઅન યુવતી સખત ફરીયાદ કરે છે. આ યુવતી–નોરાહ નેલ્સન જન્મે સ્વીઝરલાંડની વતની છે. બે વર્ષ પ્હેલાં બર્લીનમાં અભ્યાસ કરતા અઝીમખાન નામે અફઘાન યુવક સાથે તે પ્રેમમાં પડી અને તેની સાથે લગ્ન કરી અફઘાનિસ્થાન ગઇ. ત્યાં જઇ જોયું તો પતિ અગાઉ એક અફઘાન સ્ત્રીને પરણ્યો હતો. તેને ઝનાનખાનામાં સખ્ત પડદામાં રહેવું પડ્યું હાદવનો સુંપડો, હુક્કા પીવાની સ્ત્રીઓની આદત અને તેમની કઠોર વર્તણુકથી કંટાળી તે પાછી

યુરપ ભાગી જાય છે. પતિને તે હજી ચાહે છે પણ કાબુલ પાછી જવા ઇચ્છતી નથી. જ્યારે ત્યાંના રાણીને સખત પડદો પાળવો પડે છે ત્યારે બીજાનું શું પૂછવું ? રાણી સાહેબા હિંદમાં આવ્યાં ત્યારે બુરખો રાખતા. યૂરપ જતા સ્ટીમરમાં ચઢતાં તે કાઢી નાંખ્યો. આખા યુરપમાં ખુલ્લે મોઢે, યુરોપી પોશાકમાં ફર્યાં પણ દેશની સરહદ પર આવતાં ફરી બુરખો ઓઢી લીધો તેમનાથી પણ એ દૂર કરવાની હિંમત બતાવી શકાતી નથી પોતે પડદો દૂર કરવાની હિમાયત કરે છે અને કહે છે કે



અફઘાનિસ્થાનના ના. રાણીસાહેબા.
( યૂરોપીઅન પોશાકમાં તેમનો છબ્લો ફોટો. )

પડદામાં કેળવણી લેવી અસંભવિત છે, છતાં પોતે એ ઉપદેશ પાળવા માટે દાખલો બેસાડતાં નથી !

નસીબદારઃ અફઘાનિસ્તાનના રાણી યુરપની સફરે ગયેલાં વોરસો ( રશીઆ ) માં તેમને ફેલીશીઆ સેવીકા નામે એક નખ સાફ કરનાર અને વાળ ગુંથનાર છોકરીની ભેટ થઇ. એ નસીબદાર છોકરીને તે અફઘાનિસ્તાન લઇ ગયા છે જ્યાં તે પોતાનો ધંધો ચલાવી રાણીના અને અમીર

બાનુઓના ખીસાં હલકા કરશે !

**નટીઓ પુરૂષ પાત્ર તરીકે:** મુંબાઇમાં દક્ષિણી સ્ત્રીઓની એવી એક નાટક મંડળી છે, જેમાં સ્ત્રીઓજ પુરૂષનું પાત્ર પણ ભજવે છે. ચીનમાં પણ નટીઓએ પુરૂષો સાથે એ બાબતમાં હરીફાઇ માંડી છે. ઇ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ પ્હેલાં ચીનની સ્ત્રીઓ રંગભૂમિ પર ઉતરતી. ઇ. સ. ૧૪૦૦ સુધી તે ચાલુ રહ્યું. પછી તેમના ઉપર અંકુશ મૂકાયો. ઇ. સ. ૧૮૭૫ થી પૂનઃ તેમણે નટી તરીકે કામ કરવા માંડયું અને ૧૯૧૨ માં તો પુરૂષ પાત્ર પણ ભજવવાનું શરૂ કર્યું. બે જાણીતી નટીઓને વાર્ષિક ૫૦૦૦ ડોલરની કમાણી થાય છે; ચીનના પ્રમુખને એટલો પગાર નથી મળતો.

ચીનના વેપારી મંડળોની થોડાક સમય પર મળેલી પરિષદમાં સ્ત્રીઓને સભાસદ બનવા ઉત્તેજવાનો અને તેમને સમાન હક્ક આપવાનો ઠરાવ થયો છે...નાનકીનની રાષ્ટ્રીય સરકાર તરફથી ઇગ્લાંડ જઇ સર ઑસ્ટેન ચેમ્બરલેન સાથે રાજકીય બાબતોની બાબતોની ચર્ચા કરવા મીસ સુમ ચેન્ગની નીમણુંક કરવામાં આવી છે.

**જાપાનમાં** મીસ ફુસે ઇચીકાવા સ્ત્રી-લડતમાં આગેવાન ભાગ ભજવી રહી છે. સ્ત્રી મતાધિકાર મંડળની તે મંત્રી છે અને સારી વક્તૃત્વ શકિત સાથે વ્યવસ્થાશકિત પણ ધરાવે છે. એ મંડળના પ્રતાપે સમાન મતાધિકારનો કાયદો પસાર થઈ ગયો છે.

## આફ્રિકા.

**હિંદી યૂરોપીઅન લગ્ન:** ઇસ્ટ આફ્રિકામાં ફરી એએ મીસ લીલી સ્વાર્ઝ નામે ૧૯ વર્ષની યુરોપીઅન યુવતી હિંદી ધર્મ અંગીકાર કરી સંયુક્ત પ્રાંતોના રહીશ મી ઇશ્વરદાસ સાથે લગ્નની ગાંઠથી જોડાઇ છે. એ બધીઓને હિંદુ થવાનો અને હિંદીઓ સાથે લગ્ન કરવાનો નાદ કેમ લાગ્યો હશે ? યુરોપીઅન પતિદેવો કેમ નકામા જણાય છે ?

## યૂરપ

**મિસિસ પેંખર્સ્ટ:** સ્ત્રીસ્વાતંત્ર્યની લડત માટે જાણીતાં અને તે માટે જેલ ભોગવી આવેલાં મિસિસ એમેલીન પેંખર્સ્ટના મૃત્યુથી ઇંગ્લાંડે એક મહિલારત્ન ગુમાવ્યું છે. ડૉ. પેંખર્સ્ટ સાથે ૧૮૭૯ માં લગ્ન થયા પછી એ બ્હેને લડતમાં ઝંપલાવ્યું હતું અને તે માટે સ્ત્રીમતાધિકાર મંડળની સ્થાપના કરવામાં આગેવાન ભાગ લીધો હતો. ૧૮૯૮માં વિધવા થયા પછી તેમને જન્મ મરણ અને લગ્નના રજીસ્ટ્રારની જગ્યા મળી હતી અને સ્કુલ બોર્ડ વગેરેમાં પણ તેમણે કામ કર્યું હતું. ૧૯૦૩ માં એક નવું મંડળ તેમણે સ્થાપ્યું. ૧૯૦૮થી અધિકારી વર્ગે તેમની સતામણી શરૂ કરી. અનેક વખત તેમણે સ્વાતંત્ર્યની લડત માટે જેલ ભોગવી છે. આજે ઇંગ્લાંડની બ્હેનો એમના પ્રયાસના સુંદર ફળ ચાખી મતાધિકાર મેળવી શકી છે.

**વિમાનમાં:** (૧) ઇંગ્લાંડથી હિંદ આવવા ઉપડેલા "પ્રીન્સેસ ઝેનીઆ" નામે વિમાનમાં ડચેસ ઓફ બેડફર્ડ નામે મહિલા પણ નીકળ્યાં છે. આ વિમાનને અકસ્માત થતો સ્હેજમાં રહી ગયો પણ તેથી ડચેસનું રૂવાડું ય ન ફરક્યું, વિમાનમાં તેમને સુવાની સગવડ નથી તેથી એક આરામ ખુરશીમાં પડી રહે છે. એ વિમાનને બીજીવાર બસરા નજદીક અકસ્માત નડયો હતો અને મદદ મોકલવી પડી હતી. (૨) વિમાનમાં પ્હેલીવાર સફળતાપૂર્વક આટલાંટિક મહાસાગરનો પાર મીસ ઇઅરહાર્ટ ઉડી ચૂકી છે. એ પ્હેલાં ત્રણ મહિલાઓએ-શ્રી. એલ્સી મેકે, પ્રીન્સેસ લોવૅનસ્ટાઇન અને મિસિસ ગ્રેસને-પ્રયત્નો કરેલાં, પણ ત્રણેએ પોતાનો જીવ એ પ્રયત્નમાં ગુમાવ્યો હતો. મીસ ઇઅરહાર્ટની ઉમ્મર ૨૯ વર્ષની છે. ૧૯૨૦ માં તેમણે ૧૪૦૦૦ ફીટ ઉંચે ચઢી રેકર્ડ તોડયો હતો. (૩) મીસ બોલ નામે યુવતી પણ સાઉધામ્પટન (ઇંગ્લાંડ) થી ન્યુયોર્ક સુધી ઉડવાનો પ્રયત્ન કરનાર છે.

**મેયોની કમબખ્તી:** હિંદની બદનક્ષી કરનાર મીસ મેયો અત્યારે ઇંગ્લાંડમાં ફરી પોતાના વિચારોનો પ્રચાર કરી રહી છે. લેડી લીટલટને પોતાને ત્યાં તેને બોલાવી હતી અને કેટલાક મ્હેમાનોને તેને મળવા નોતર્યાં હતા. ત્યાં લેડી એમીલી લુટયન્સ મિસિસ સેન, લેડી હાબીબુલ્લા, મી મેનન વગેરેએ તેની સખ્ત ઝાટકણી કાઢી હતી. બિચારી જવાબજ આપી ન શકી !

**ચિત્રકાર:** લંડનની રોયલ એકેડેમીમાં ચાલુ વર્ષમાં મૂકાયલાં ચિત્રોમાં મિસિસ લૉરાં નાઇટના બે ચિત્રો 'સાગરની પુત્રીઓ" અને 'શૃંગાર". અત્યંત વખણાય છે. પહેલાં ચિત્રમાં ત્રણ સ્ત્રીઓને દરિયામાં સ્નાન કરતી બતાવી છે અને 'શૃંગાર'માં એવીજ રીતે એક સ્ત્રીને નગ્નાવસ્થામાં ખોળા પર હુવાલ નાંખી શણગાર સજતી બતાવી છે કહેવાય છે કે મિસિસ નાઇટ પુરુષ હોત તો એકેડેમીનું પ્રમુખસ્થાન તેને મળત. એનો પતિ મી હેરોલ્ડ નાઇટ પણ સારો ચિત્રકાર ગણાય છે.

**વિચિત્ર વીલ:** લંડનનો શરતના ઘોડાનો માલીક મી જેમ્સ બુકેનાર પોતાની બાર લાખ પાઉંડની મીલ્કત પોતાની પુત્રીને એવી શરતે આપી ગયો છે કે તેણે શરતના ઘોડા રાખવા નહિ. એ બાઈ પણ શરતના ઘોડા કેળવનારને પરણી છે. બાપને શરતના ઘોડાનો કડવો અનુભવ થયો હશે.

**સૌંદર્ય માટે દોડા દોડી:** લંડનમાં નાચ ને પાર્ટીઓની મોસમ શરૂ થતાં ત્યાંની સ્ત્રીઓએ સૌંદર્ય મેળવવા દોડા દોડી માંડી છે. એ ધંધો કરનારા દુકાનદારોને ત્યાં બજારથી નક્કી કર્યા મુજબ સવારના ૯'૩૦ થી સાંજના ૭ વાગ્યા સુધી ધમાલ ચાલુ રહે છે. સૌંદર્ય મેળવવા જુવાન અને વૃદ્ધ વિધવાઓ પણ આવે છે દોડા-દોડી ગયા વર્ષ કરતાં બમણી થઇ પડી છે. ચ્હેરો ખુબસુરત બનાવવા માટે એક શીલીંગથી માંડી ૧૦૦ પાઉંડ સુધીની ફી લેવામાં આવે છે.

**નોકરી વિરુદ્ધ સૌંદર્ય:** "ધંધાની ખાતાઓમાં રૂપવતી સ્ત્રીઓની જરૂર નથી; તેઓની હાજરીથી મરદ નોકરો કામમાં ધ્યાન આપતા નથી" એમ મીસ ટેઇલર નામે એક બાનુ-એવા એક ખાતાની વ્યવસ્થાપિકાજ જણાવે છે. ઉપરાંત તેમની હાજરીથી મરદોના કામમાં ફેર પડતો નથી સ્ત્રી નોકરોને એ બધું સહન કરવું પડે છે. ઇંગ્લંડમાંથી પણ હવે સ્ત્રીસૌન્દર્યનો માન્યતા ભૂલાતી જતી લાગે છે. આપણા કારખાનાઓમાં રૂપ ગુણની ગરજ સારે છે, એ અજાણ્યું નથી.

**ગાલીચાનો ધંધો:** હિંદી શોધખોળ ખાતાના અધિકારી સર ઓરેલ સ્ટાઇનના મદદનીશ તરીકે નવ વર્ષનો અનુભવ મેળવ્યા પછી મીસ લૉરીમર લંડનના એક મોટા સ્ટોરમાં નોકરી રહી છે. શોધખોળ ખાતામાં કામ કરતાં જૂના નમુનાં રૂપે એશીયાના દેશોનાં બનેલા સુંદર ગાલીચા સંબંધી મીસ લૉરીમરે ઘણો અનુભવ મેળવ્યો છે અને આને હવે તે સ્ટોરને માટે એવા ગાલીચા ખરીદવા કાશ્મીરમાં અને હિંદની સરહદ પર મુસાફરી કરે છે. પાંચ પેઢી સુધી મીસ લૉરીમરના સગાંઓએ હિંદમાં નોકરી કરી છે.

**સંતતિ નિયમનને તિલાંજલી:** છેલ્લા પાંચ વર્ષથી ઇંગ્લાંડમાં સંતતિ નિયમનની વાતો હતી પણ હવે લોકોની આંખ ઉઘડી લાગે છે. ૧૯૨૮ના પ્હેલા ત્રણ માસમાં બાળકોની જન્મ સંખ્યામાં અજાયબી પમાડે એવો વધારો થયો છે ગયા વર્ષમાં જન્મ પ્રમાણ દર હજારે ૧૬૭ હતું તે વધીને ૧૭૪ થયું છે. બાળકોવાળાં કુટુંબોને આવક વેરામાંથી રાહત આપવાની હિલચાલ થાય છે તેનું એ પરિણામ છે, એમ મનાય છે. બીજી તરફથી લંડનની ધનવાન સ્ત્રીઓ ખાણના કામદારોના સ્ત્રીવર્ગમાં સંતતિ નિયમનનો પ્રચાર કરી રહી છે.

**સાહિત્ય વિશારદ:** લખનોના રાય સાહેબ મુન્શી જગન્નાથપ્રસાદની પુત્રી શ્રીમતી ગાર્ગીદેવીએ લંડન યુનીવરસીટીની ડૉક્ટર ઑફ લીટરેચર (સાહિત્ય વિશારદ)ની ડીગ્રી માટેની પરીક્ષા પસાર કરી છે. એ ઉચ્ચ ડીગ્રી મેળવવા માટે તેમને અમારાં અભિનંદન ૧૯૨૫માં તેમણે બનારસ યુનીવરસીટીમાંથી બી. એ. ની ડીગ્રી મેળવી હતી. લંડનની રોયલ એસીયાટીક સોસાયટીએ તેમને પોતાના સભાસદ બનાવ્યાં છે.

**શાહઆલમશાહની મુલાકાતે:** મીસ એલ્સી પાવરી વધુ અભ્યાસ માટે અમેરિકા ગયાં હતાં. ત્યાં તેમણે કોલંબીઆ યુનીવરસીટીની એમ. એ. ની ડીગ્રી મેળવી. હમણાં તેઓ ઇંગ્લાંડમાં છે. હિંદી વજીરના પત્ની લેડી બર્કનહેડની શાહઆલમશાહ સાથે તેમની મુલાકાત કરાવી હતી. હમણાં એ બ્હેન "ઇરાનની વીરાંગનાઓ" વિષે અંગ્રેજીમાં એક પુસ્તક લખી રહ્યાં છે.

**વૈદક જ્ઞાન ઉપર અંકુશ:** લંડનની ટોરી

ટલોએ એવો ઠરાવ કર્યો છે કે સ્ત્રીઓને અભ્યાસ માટે દાખલ ન કરવી. પરિણામે તેમને માટે એકજ વૈદકશાળા ખુલ્લી રહે છે જેમાં વર્ષે બાર વિદ્યાર્થીનીઓનેજ દાખલ કરી શકાય છે. આ પ્રતિબંધને કારણે સખ્ત પોકાર ઉઠયો છે.

**ઈનામ:** જાણીતી નવલકથાકાર શ્રીમતી વર્જીનીયા વુલ્ફને તેની નવલકથા "ટુ ધી લાઇટ હાઉસ" (દીવાદાંડી તરફ) માટે ૧૯૧૭ ના વર્ષનું આંતરરાષ્ટ્રીય ઇનામ મળ્યું છે.

આયર્લાંડનાં સીવીલ એન્જીનીઅરોના મંડળની સાધારણ સભામાં મીસ ઇરીસ કમીન્સ બી. ઈ. ને સહયોગી સભાસદ તરીકે સર્વાનુમતે સ્વીકારવામાં આવ્યાં છે. એ મંડળની સભાસદ થનાર એ પ્રથમ મહિલા છે.



**નાચ પર અંકુશ:** અત્યાર સુધી એમ મનાતું કે પારીસમાં ગમે તેવી નિર્લજ્જતા ચાલી શકે. પણ હવે પારીસ પણ એવી બાબતોથી ખળભળી ઉઠે છે. અમેરિકાના કેટલાક નિર્લજ્જ પ્રકારના નાચથી ત્યાં ખળભળાટ મચ્યો છે અને સરકાર તે અટકાવવા પગલાં લઈ રહી છે.

**સમાન હકકની પીડા:** સ્ત્રી પુરૂષોની સામાન હકકની ભાવનાને કારણે એક બીજાની મીલકતમાં પતિ પત્નીને સરખો હક યુરોપના ઘણા દેશોના કાયદા આપે છે લેડી રોઝાલી ટગ્રાસ નામે એક બાઇ પહેલાં ત્રણ વાર પરણી ચૂકી હતી. ચોથી વાર તે ફ્રેંચ ઇના ફ્રાંસના કાઉન્ટ સાથે પરણી. હમણાં પારીસમાં તેણે પતિથી છુટાછેડા લીધા. એ દાવામાં પત્નીની ૮૦ લાખ પાઉંડની મીલકતમાંથી અર્ધી મીલકત ૪૦ લાખ પાઉંડ મેળવવાની માંગણી પતિએ કરી હતી બાઇનો પહેલો અને બીજો પતિ અંગ્રેજ હતા ત્રીજો હિંદુસ્તાનનો શાહજાદો હતો. ચોથે પણ ગોઠ ન પડી!

ઑસ્ટ્રીઆના પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ ડૉ. હેનીશના વૃદ્ધ માતુશ્રીને તેમના ૯૦ મા જન્મદિને પ્રજાએ અભિનંદન આપ્યા. એ વૃદ્ધ બાઇએ સ્ત્રીસ્વાતંત્ર્યની લડતમાં આગેવાન ભાગ ભજવ્યો છે અને ત્યાંની મહિલા કાઉન્સીલનાં પ્રમુખ છે.

**દાયણોની કોંગ્રેસ:** આંતરરાષ્ટ્રીય દાયણોની કોન્ગ્રેસ વીએનામાં મળી હતી એ પ્રસંગે યુરોપના જુદા જુદા દેશોના દાયણોના મંડળોના પ્રમુખો અને પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. સુવાવડ અને બાળહિતને લગતા પ્રશ્નોની તેમણે ચર્ચા કરી હતી.

**પ્રથમ ડૉકટર:** શ્રીમતી ગેબ્રીલ પોસાનર એરેન્થાલને ઓસ્ટ્રીઆમાં ડૉકટર તરીકે ધંધો કરવાની પરવાનગી અપાઇ છે. એવી પરવાનગી મેળવનાર એ પ્રથમ મહિલા છે, ત્યાં હજી સ્ત્રીઓને વૈદક કોલેજોમાં દાખલ થવાની મનાઈ છે. પરિણામે એમને અભ્યાસ માટે સ્વીટ્ઝર્લાંડ જવું પડ્યું હતું.

હંગારીની પહેલી સ્ત્રી-બેરીસ્ટર ડૉ. માર્ગીટ ઉન્ગર છે. એનો ભાઇ અને પતિ બન્ને ધારાશાસ્ત્રી છે અને એમના હાથ હેઠળ તેણે ધંધાની તાલીમ અને અનુભવ લીધાં છે.

ડેન્માર્કના રાજ્યતંત્રમાં ૧૯૨૪-૨૬ માં કેળવણી ખાતાના પ્રધાનનો હોદ્દો ભોગવનાર શ્રીમતી નીના બેન્ગના મૃત્યુથી ત્યાંના સ્ત્રીવર્ગને મોટી ખોટ પડી છે. શ્રીમતી બેન્ગનો જન્મ ૧૮૬૬ માં કોપનહેગનમાં થયો હતો. ૧૯૧૫ માં વિધવા થયા પછી તે રાજકીય ક્ષેત્રમાં પડયાં હતાં ૧૯૧૩ થી ૧૯૧૭ સુધી સીટી કાઉન્સીલનાં સભાસદ હતાં અને ૧૯૧૮ માં ચુંટાઇને પાર્લામેંટમાં આવ્યાં હતાં.

યુવતીઓએ નવો ધંધો શોધી કાઢ્યો છે અને તે ચલાવવા તેમણે એક લીમીટેડ કંપની કાઢી છે. કોઇને લગ્નોત્સવ ઉજવવો હોય તો પાર્ટીની યોજના વગેરે કરવાનું કામ તેઓ માથે લે છે; મ્હેમાનોને જુદી જુદી રમતો, વાતો વગેરેથી રીઝવવાનો ભાર પણ તેમને માથે. કોઇને ફોટો પડાવવો હોય તો કપડાં કેવાં પ્હેરવાં, કેમ પ્હેરવાં તેની સલાહ એ કંપની આપે છે. ઘોડા રાખી છોકરીઓને ઘોડેસ્વારી કરતાં પણ શીખવાય છે. આ અને એવાં બીજાં અનેક સામાજીક કામોનો ભાર તેઓ ઉપાડી પૈસાદારોની જહેમત ઓછી અને તેમનું ખીસું પણ હલકું કરે છે !

**ચોરી:** ચાર વર્ષ પ્હેલાં ન્યુયોર્ક સ્ટેટના એક પ્રધાન તરીકે મિસિસ ફ્લોરન્સ નેપની ચુંટણી થયલી અને ત્યાંનો સ્ત્રીવર્ગ એ વિજયથી અત્યંત હર્ષ પામેલો. એ બાઇ ઉત્તમ ગુણો દાખવશે એવી આશા રખાયલી. પરંતુ સરકારી ફંડમાંથી નાણાં ઉચાપત કરવાના ગુન્હા બદલ તેના પર હમણાં કામ ચાલે છે. સ્ત્રી-પ્રગતિને આથી મોટો ફટકો પડશે.

**મેયોના દેશમાં:** ન્યુયોર્કમાં ચાર્લ્સ રે નામે એક તમાકુનો વેપારી પોતાની સાવકી વિધવા માતા સાથે પરણ્યો છે. એ બાઇ નિશાળમાસ્તરિણી છે અને બે વર્ષ પર જ વિધવા થઇ હતી !

**અમેરિકાની નીતિ:** મીસ મેયોને હિંદમાં ઠેરઠેર અનિતી પ્રવર્તતી જણાઇ. એના પોતાના દેશમાં એથીય ખરાબ અનીતિ પ્રવર્તે છે. ડેનવરની કોર્ટના ન્યાયાધીશ લીન્ડસેએ પોતાના ૨૬ વર્ષના અનુભવનું એક પુસ્તક લખી એ બધી બાબતો પ્રકટ કરી છે. એક વર્ષના અરસામાં તેની પાસે ખોટે માર્ગે ચઢી ગયલી હાઇસ્કુલમાં જતી ઉમ્મરની ૮૦૦ છોકરીઓના કેસ આવેલા. તે કહે છે, 'એથી પણ વધારે કેસ આવત પણ અમને ફુરસદ ન હતી.' ડેનવરમાં લેખકના મત પ્રમાણે ૯૦ ટકા છોકરા છોકરીઓ અનીતિમાં પડે છે, અને એમાંના ૫૦ ટકા ઉપરાંત લગ્નના સુખ પણ માણી લે છે. મીસ મેયોને આ બધું નહિં દેખાતું હોય ?

**અજમાયશી છુટાછેડા:** અમેરિકાની કોર્ટે એક દંપત્તિને છુટાછેડા કરી આપતાં પરવાનગી આપી કે તેમણે એક જ ઘરમાં રહેવું અને બાળકોને ઉછેરવાં. પરિણામ એ આવ્યું કે બન્ને વચ્ચે સમાધાની થઈ ગઇ અને પાછાં દંપતી તરીકે રહેવા લાગ્યાં. આ કારણે હવે 'અજમાયશી' છુટાછેડા આપવાની હિમાયત ત્યાં થાય છે બે વર્ષની મુદત નાંખી તેમને સાથે રાખવા—એ અરસામાં જો સમાધાની ન થાય તો છેવટનો હુકમ આપવો. આથી ઘણાં દંપતીનું જીવન નષ્ટ થતું અટકશે એમ મનાય છે.

**ગજબ ભૂખ.** એક ઇન્ડીઆન સ્ત્રીની અજબ ભૂખનો અહેવાલ મળે છે ડાક્ટરો કહે છે કે એ બાઇ ગાંડી છે અને જે હાથમાં આવે તે હોઇઆ કરે છે. એક્ષ રેથી તપાસતાં તેના પેટમાં ચોફ્રી પીનો, તાર બટનો વગેરે જણાયું હતું. પ્હેલાં તો એથી વાંધો ન આવ્યો પણ વર્ષ પછી દર્દ થતાં ઓપરેશન કરી બધી ચીજો કાઢવી પડી. એ ચીજોમાં ૨૫૩૩ પીનો ૮૬૫ તારના ટુકડા, ૫૮ ખીલીઓ, ૧૯૧ કાચના ટુકડા, ૫૪ લોખંડના ટુકડા, વગેરે હતું. ઉપરાંત સ્ક્રુ મણકા, ભાંગેલી ચાવીઓ, પૈસા, કફબટન વગેરે. તો પરચુરણમાં. આ બધું પેટમાં ગયાં છતાંયે જીવી શકી એ અજાયબી છે.

**ચોથું જોડકું:** કેનેડામાં વસતા ઈટાલીઅન પીટર ડી ફ્રાંકોને ત્યાં ચોથી વાર જોડકાં બાળકોનો જન્મ થયો છે કેટલાંક વર્ષ પર પ્હેલીવારનું જોડકું જન્મ્યું હતું. વરસ પ્હેલાં બીજીવાર અને ગયે વર્ષે ત્રીજીવાર જોડ બાળકો થયાં હતાં. બધાં મળીને એને ૧૬ બાળકો થયાં, જેમાંના દસ હજી જીવે છે.





# નોંધ.

**શારદા-બીલને તમારો ટેકો.** હિંદમાં થતાં બાળલગ્ન અટકાવવા માટે રાય સાહેબ હરવિલાસ શારદાએ કાયદો ઘડવા જે ખરડો વડી ધારાસભામાં રજુ કર્યો હતો તેને સીલેક્ટ કમિટિએ સુધારી પ્રકટ કર્યો છે. એ ખરડો--બીલ ઉપરના સ્વરૂપમાં બાળલગ્ન અટકાવવા માટે કેવા પ્રકારના અંકુશ મૂકવા માગે છે તે અમે મે માસના અંકમાં વિસ્તારથી સમજાવ્યું છે. બાળલગ્નની બદી દેશની ઉન્નતિમાં કેટલી અંતરાયરૂપ છે તે સૌ જાણે છે એ કરીને પરિણામે દેશની પ્રજા અશક્ત બની છે, મરણ પ્રમાણ વધ્યું છે અને બાળવિધવાઓની સંખ્યા વધતી જાય છે. એ સ્થિતિમાંથી મુક્ત થવા માટે બાળલગ્ન સદંતર બંધ થવા રાયસાહેબ શારદાએ એ માટે વડી ધારાસભામાં બીલ રજુ કર્યું છે અને તેને કાયદાનું સ્વરૂપ હરહજ અપાય તે માટે ગુજરાતની દરેક બ્હેનના ટેકાની જરૂર છે જુના વિચારના રૂઢીમસ્ત લોકો ખોટો પોકાર કરી એ બીલનો વિરોધ કરે છે. તેઓ પોતાના પ્રયત્નોમાં ફાવી ન જાય તે માટે ગુજરાતની બ્હેનોએ જાગ્રત થવાની જરૂર છે. સ્ત્રીજીવનના રક્ષણનો આ સવાલ છે અને તેમાં દરેક બ્હેને પોતાની મદદનો ફાળો આપવો જોઈએ. તમારે બીજું કાંઈ કરવાનું નથી. ફક્ત એ બીલ તરફ તમારી સહાનુભૂતિ છે એમ બતાવવા તમારી સહી કરી મોકલવાની છે. એ સહી કરવા માટે આ અંકની શરૂઆતના ભાગમાં એક જુદો કાગળ અમે બાંધ્યો છે. એ કાગળમાં એ બીલનો મુખ્ય હેતુ તમારી જાણ માટે જણાવી છે. એની પાછલના ભાગમાં તમારે તમારી પોતાની અને તમારા સખી મંડળમાંથી બીજી બ્હેનોની સહીઓ કરી-કરાવી એ કાગળ અમને મોકલી આપવાનો છે. વડી ધારાસભાની બેઠક એ બીલની ચર્ચા કરવા ફરી પાછી થોડા વખતમાં મળશે. તમારી સંમતિપૂર્વક સહીઓ એ બેઠક પ્હેલાં આપણા આગેવાનોને મોકલી શકાય તેટલા માટે એ સહીઓ વાળો કાગળ અમને તા. ૧૦ મી જુન પ્હેલાં-મોડામાં મોડો-મળી જાય એવી રીતે મોકલી આપશો. આ બાબતમાં જરાય આળસ ન કરશો.

**હિંદુ લગ્નની ભાવના યુરપની લગ્ન ભાવના કરતાં જુદાજ પ્રકારની છે.** છુટા છેડાનો કાયદો યુરપ લગ્નને એક પ્રકારનો કરાર ગણે છે જ્યારે આપણે તેને ધર્મબંધન માનીએ છીએ. એ કારણેજ જ્યારે યુરપના લગ્ન સંબંધથી જોડાયલાં દંપતિ યોગ્ય કારણે છુટાછેડા મેળવી શકે છે ત્યારે હિંદ દંપતિને જીવનભર એ સંબંધ નિભાવી લેવાની ફરજ પડે છે. હિંદુ લગ્નની ઉપર જણાવેલી ભાવનાની માન્યતા એટલી બધી પ્રચલિત છે કે બ્રિટિશ હિંદની ન્યાયની અદાલતો પણ એ માન્યતા ધરાવતી થઇ ગઇ છે અને હિંદુ દંપતિનાં છુટાછેડા ન થઇ શકે એવી મતલબના ચૂકાદા તેમણે અનેકવાર આપ્યા છે. પરંતુ આ માન્યતા ખોટી છે, એમ શાસ્ત્રોના અભ્યાસીઓ જણાવે છે. લગ્નને ધર્મબંધન એટલા માટે ગણ્યું છે કે પ્રજા ઉત્પન્ન કરવી અને તેમના દ્વારા પિતૃઓનું કલ્યાણ સાધવું એ દરેક વ્યક્તિની ફરજ છે, એમ શાસ્ત્રો કહે છે. એ ફરજનું ઉલ્લંઘન કરનાર દોષિત થાય છે. આ કારણે પ્રજોત્પત્તિ એ મનુષ્યની મુખ્ય ફરજ ગણાતી અને હજી પણ ઘણાં એમ માને છે. એ ફરજ દરેક જણ બરોબર બજાવી શકે એટલા માટે લગ્નને ધર્મબંધન ગણવામાં આવ્યું છે જે પુરૂષો આ ફરજ અદા કરી શકે એમ ન હોય તેઓ લગ્ન કરવાને લાયક નથી એમ નારદ, વશિષ્ઠ

વગેરે સર્વમાન્ય સ્મૃતિકારો કહે છે. તેવા પતિની પત્ની લગ્નબંધનમાંથી મૂક્ત થઇ બીજા યોગ્ય પુરૂષને પરણી શકે છે. ઉપરાંત પ્રજોત્પત્તિ માટે પ્રાચીન કાળમાં નિયોગનો રીવાજ પણ પ્રચલિત હતો. મહાભારતમાં એના અનેક દાખલા મળી આવે છે. પરંતુ એ રીવાજ હાલના જમાના માટે નિષિદ્ધ મણાયો છે; એ સ્થિતમાં અશક્ત કે રોગી પતિ સાથેના લગ્નબંધનમાંથી છૂટવા માટે ઉપર જણાવેલા સ્મૃતિવચનોજ માત્ર આધારરૂપ છે. એ સ્મૃતિવચનો મુજબ જે સ્ત્રીનો પતિ નપુંસક હોય, ક્ષયી રોગથી પીડાતો હોય યા સંસાર ત્યાગી સંન્યાસી થયો હોય તે સ્ત્રી બીજા પતિને પરણી શકે છે. આ સ્મૃતિવચનોને કાયદાનું સ્વરૂપ આપવા એક બીલ વડી ધારાસભામાં રજુ કરવામાં આવ્યું છે. એ બીલ મુજબ પતિ નપુંસક હશે યા ગળતકોઢથી પીડાતો હશે તો પત્ની છૂટાછેડા મેળવી શકશે.

**કાયદાના લાભાલાભ.**

આવો કાયદો અત્યારની આપણી રૂઢ અને પ્રચલિત માન્યતાને કારણ આપણને કદાચ ચમકાવનારો લાગે, પરંતુ ખરી વાત એ છે કે એ કાયદાની કલમોને આપણા ધર્મશાસ્ત્રકારોએ બ્હાલી આપી છે અને હિંદુ તરીકે એ કાયદાને આપણે માન આપવું જોઇએ. એવા કાયદાથી સ્ત્રીવર્ગને અનેક રીતે લાભ થવાનો સંભવ છે. અત્યારે પ્રજોત્પત્તિ એ હિંદુ પુરૂષની મુખ્ય ફરજ મણાય છે. પરંતુ જો પ્રજા ન થાય તો તે માટે પત્નીનેજ દોષિત ગણવામાં આવે છે અને ઘણા ખરા પતિદેવો તે કારણ બતાવી એક ઉપર બીજી આણે છે. આમ થવાથી પ્હેલી પત્નીની દશા કફોડી બને છે અને તેનું આખું જીવન દુઃખમાં જાય છે. એવી પરિસ્થિતિમાં પતિની અશક્તિ જો તે સાબિત કરી શકે તો આ કાયદો તેને લગ્નના બંધનમાંથી મૂક્ત કરે અને પરિણામે તેને જીંદગીભર દુઃખમાં સબડવું ન પડે. અત્યારે ઘણા જાણીતા ડોક્ટરોનો એવો અભિપ્રાય છે કે જે જે દંપતિને પ્રજોત્પત્તિ નથી થતી તે તે બાબતમાં સેંકડે ૯૫ ટકા પત્નીનો નહિ પણ પતિનોજ દોષ હોય છે. આ સિવાય બીજી પરિસ્થિતિમાં પણ સ્ત્રીને આ કાયદાથી લાભ થશે. ઘણીવાર એવું બને છે કે બાળપણમાં લગ્ન થઇ ગયાં હોય અને મોટપણે ખબર પડે કે પતિ નપુંસક છે યા રોગથી પીડાય છે. આવી પરિસ્થિતિમાં સ્ત્રીને રોઇ રોઇને દુઃખી અવસ્થામાં જન્મારો ગાળવો પડે છે. ઘણીવાર એ કારણે કાં તો તે પોતે અનીતિને માર્ગે ચઢે છે યા તો સાસરીઆં પોતાની નાક જાળવવા તેને અનીતિને માર્ગે ચઢાવે છે. આ ફરજિઆત વૈધવ્ય દશામાંથી છૂટવા માટે આ કાયદો એક ઉત્તમ સાધન બનશે.

**હિંદુ લગ્નનો કાયદો.**

અનેક સુશિક્ષિત બ્હેનોને હિંદુ સંસારની અને ખાસ કરીને પતિદેવોની જોહુકમી જોઇ વિચાર આવે છે કે આમાંથી–આ નરકયાતનામાંથી હિંદુ સ્ત્રીઓને મૂક્ત કરવાનો કોઇ ઉપાય છે કે નહિ? ઉપાય છે અને તે દરેક સ્ત્રી પોતે યા તેના માબાપ કે વાલી અમલમાં મૂકી શકે છે. હિંદુઓમાં સામાન્યતઃ પરાપૂર્વથી ચાલતી આવેલી રૂઢી પ્રમાણે વિધિપૂર્વક લગ્ન થાય છે અને ન્યાતના રીવાજ મુજબ એ લગ્ન મૃત્યુપર્યંત બંધનકારક ગણાય છે કેટલીક જ્ઞાતિઓમાં ફારગતીનો રીવાજ છે પણ તેમની સંખ્યા જુજ છે. કેટલીક જ્ઞાતિઓ એક પર બીજી કરવાની મનાઇ કરે છે પરંતુ તેમની સંખ્યા અપવાદ રૂપ છે. મોટે ભાગે એ લગ્ન સ્ત્રીને જીંદગીભર બાંધી રાખે છે જ્યારે પુરૂષ બીજી ધાંચવા છૂટો રહે છે. પરિણામ એ થાય છે કે પુરૂષ પ્હેરામણીની લાલચે વા પાશવતા પોષવા એક પત્ની હયાત હોય છતાં તેના ઉપર બીજી લાવે છે. પ્હેલી પત્નીને તે પછી ફરજિઆત વૈધવ્ય દશાજ ભોગવવી પડે છે. એ ઉપરાંત સામાન્ય વિધિથી થયેલાં લગ્નોનું બીજું એ પરિણામ હોય છે કે પતિ ગુજરી જતાં વિધવા પત્નીને તેનાં સગાં વ્હાલાં પર ભરણ પોષણ માટે આધાર રાખવો પડે છે. પતિની મીલકતમાંથી તેને એક પાઇ પણ સ્વતંત્ર રીતે મળી શકતી નથી. વળી આવા લગ્નોમાં છૂટાછેડા પણ મેળવી શકાતા નથી. પતિ કે સાસરીઆનું વર્તન ગમે તેવું ખરાબ હોય, પત્નીને તેઓ ગમે તેવું દુઃખ દેતાં હોય છતાં તેનાથી છૂટા થઇ

શકાતું નથી. આ પરિસ્થિતિ ટાળવા માટે એક રસ્તો રૂપંચ છે. સન ૧૯૨૩માં હિંદુ લગ્ન સંબંધી એક કાયદો બ્રિટિશ હિંદની વડી ધારાસભાએ પસાર કર્યો છે. આ કાયદાનો લાભ લેનારને-એ કાયદા મુજબ લગ્ન સરકારી દફતરે રજીસ્ટર કરાવ્યા હોય તો ઉપર જણાવેલી એક પણ મુશ્કેલી પત્નીને સ્હેવી પડતી નથી. ચૌદ વર્ષ કરતાં મોટી ઉમ્મરે જેના લગ્ન થાય તેવી કોઇ પણ કન્યા આ કાયદાનો લાભ લઇ શકે; એથી ઓછી ઉમ્મરની કન્યાને લાભ ન મળે. જ્ઞાતિના રીવાજ પ્રમાણે સઘળાં લ્હાવાને પુરા કરવા માટે લગ્નના વિધિ કરવામાં એ કાયદો જરાય અંતરાય નહિ કરે. પરંતુ એવા વિધિ થતાં પ્હેલાં કે પછી જો લગ્ન રજીસ્ટર કરાવી લેવાય તો પરણનાર કન્યાને ઘણા લાભ થશે. પત્નીની જીંદગી દરમિયાન પતિ બીજી પત્ની નહી લાવી શકે; લાવે તો તે ગુન્હેગાર ગણાય અને બીજી વારના ફેરેલાં લગ્ન રદ ગણાય. એ કાયદાનો આ લાભ કોઇ જેવો તેવો નથી. બીજો લાભ એ થાય કે પતિ ગુજરી જતાં પત્નીને અને તેના બાળકોને તેની મીલકતમાંથી અમુક અમુક હિસ્સો મળે. આમ થવાથી પત્નીને પોતાના ભરણ પોષણ માટે કુટુંબીઓ ઉપર ઓશિયાળા રહેવાની જરૂર નહિ પડે. ત્રીજો લાભ એ થાય કે જો પત્ની તરફ ખરાબ વર્તન ચલાવાય તો એ લગ્નબંધનમાંથી તે છૂટી થઇ શકે છે આવા લાભ કરી આપતા કાયદાનો હજી જોઇએ તેટલો છૂટથી ગુજરાતમાં ઉપયોગ નથી થતો એ ખેદની વાત છે. હિંદુ સ્ત્રીની સ્વતંત્રતાના મજબુત પાયારૂપ એ કાયદો તેમને માટે આશીર્વાદ રૂપ છે, એમ જો સ્ત્રીઓ પોતે અને તેમના માબાપ કે વાલી સમજી જાય અને તેનો ઉપયોગ કરવા લાગે તો ગુજરાતની સ્ત્રીઓને સ્વતંત્રતા મેળવતા જરાય વાર ન લાગે.

**દત્તક લેવાની સત્તા ઉપર અંકુશ**

મુંબાઈની ધારાસભામાં મી. જાધવ એક નવું બીલ રજુ કરવાનાં છે. આ બીલ સ્ત્રીઓની દત્તક લેવાની સત્તા ઉપર અંકુશ મૂકવા માગે છે. પતિ ગુજરી જતાં તેના અને તેના પિતૃઓના કલ્યાણ માટે અને વંશ ચાલુ રાખવા માટે દત્તક લેવાની સત્તા શાસ્ત્રો વિધવા પત્નીને આપે છે. આ સત્તાનો જુદો જુદો અર્થ જુદા જુદા પ્રાંતોની હાઇકોર્ટોએ કર્યો છે. બંગાળાની હાઇકોર્ટ કહે છે કે પતિએ લેખિત પરવાનગી આપી હોય તો જ દત્તક લઇ શકાય. મદ્રાસ અને સંયુક્ત પ્રાંતોની હાઇકોર્ટો કહે છે કે પતિએ મોઢેથી પણ પરવાનગી આપી હોવી જોઇએ અથવા પતિના હયાત કુટુંબીઓ તરફથી એવી પરવાનગી મેળવી જોઇએ, તો જ દત્તક લઇ શકાય. મુંબાઇ હાઇકોર્ટ એથી આગળ વધીને કહે છે કે પતિએ ચોખ્ખો ઇન્કાર કર્યો છે એવી સાબિતિ ન હોય ત્યાં સુધી એમ માની લેવાય કે પતિની દત્તક લેવા માટે સંમતિ હતી. આ હકની રૂએ મુંબાઇ ઇલાકામાં હિંદુ વિધવા પતિ પાછળ પુત્ર દત્તક લઇ શકે છે. મી. જાધવ કહે છે કે વિધવાને મળેલી આ સત્તાનો દુરૂપયોગ થાય છે તેની કાચી સમજને પરિણામે સ્વાર્થીઓ તેને ઉંધે રસ્તે દોરી જાય છે અને પતિનાં નિકટના સગાંના હક તેથી હણાય છે. મી. જાધવને સ્ત્રીવર્ગની આટલી નાની શી સ્વતંત્રતા કેમ ખુંચે છે તે સમજાતું નથી. પુરૂષો ગમે તે કરી શકે, એથી કંઇ ન થાય, એવી એમની માન્યતા લાગે છે. પુરૂષો પોતાની સત્તાનો આટલો બધો દુરૂપયોગ કરે છે છતાં મી. જાધવને તેમના ઉપર અંકુશ મૂકવાનો ખ્યાલ નથી આવ્યો એ અજાયબી છે. સ્ત્રીઓને વારસા હિસ્સાના હકો અપાવવાની વાત તો દૂર રહી પરંતુ આ બાબતમાં થોડી અને નજીવી સ્વતંત્રતા મળી છે તે પણ ખુંચવી લેવા તૈયાર થવું એ અમને તો ચોખ્ખી જુલમ જેવું લાગે છે.




# સખી સુન્દરતાને.

૧

રમણીય સુન્દરતા ! સખિ !—
 રમણી પ્રણય-રમણે ભરી !
તારા મનોરમ દર્શને—
 દિલરીઝની નયને સરીઃ

૨

જોઇ રહું: જોયા કરૂં: ત્યમ—
 વિરલ કંઇ દર્શાવતી—
એ વિરલતા જાદુભરી—
 શરણે મને ઝૂકાવતી !

૩

પ્રિય રમ્ય તારા રંજને,
 તુજ ગીત હું ગાયા કરૂં !
ઓ અજબ આકર્ષક ! તને—
 ઓ સૂર્યજ્યોત ! ફર્યા કરૂં !

૪

પાવન પ્રદર્શન તાહરે—
 તુજ અંદીજનં ઘૂમ્યા કરૂં !
જ્યાં ત્યાં લલિત લાવણ્યમય—
 તુજ પુતળીઓ પૂજ્યા કરૂં !

૫

આંખે તને મેં ઓળખીઃ
 તું તો ભવોભવની સખી !
મનને સ્મરણ, ઉરને શરણ,
 જીવન પરિચરણે સખી !

૬

આશા-ઉષા, મધ્યાન્હ-તૃપ્તિ,
 તૃપ્તિ સંધ્યા તુંઃ સખિ !
તું વીજળી મન-મેઘમાં—
 ઝબકી અંગી વરસાવતી !

૭

તું ચંદ્રિકા ! મુજ જીવિતરજની—
 ને સદા શૃંગારની !
તું તારિકા ! મુજ દિવ્યતાની—
 હારિકા અરમાવતી !

લલિત.



# સ્ત્રીઓ સ્વાશ્રયી બનશે કે?

લેખક: શા. ઉત્તમચંદ તારાચંદ શાહ.

દરેક સમાજમાં કેળવણી હોવી જોઈએ એ પ્રશ્નનો ઉહાપોહ થઈ રહ્યો છે. આ પ્રશ્નને ઉપરથી જોતાં સરળ હોય તેમ લાગે છે. પણ કેળવણીમાં એકલી પુરુષનીજ કેળવણીનો સમાવેશ થતો નથી પણ સાથે સ્ત્રીકેળવણીનો સમાવેશ થાય છે. જે સમાજમાં પુરુષો કેળવાએલા છે અને સ્ત્રીઓ અભણ હોય છે, તે સમાજ હાલ ઘણું કષ્ટ વેઠે છે એ તો આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ, છતાં આપણે હજુ સ્ત્રીઓને કેળવણીથી વંચિત રાખવાનાજ પ્રયત્ન કરીએ છીએ.

આપણે પુરુષો કરતાં સ્ત્રીઓ ઘણીજ ઓછી કેળવાએલી જોઈએ છીએ ત્યારે બીજા દેશોમાં આપણા દેશ કરતાં ઘણું જ વધારે પ્રમાણ કેળવાએલી સ્ત્રીઓનું છે. તેનું શું કારણ? અને આપણે ત્યાં કેળવાએલી સ્ત્રીઓની સંખ્યા કેમ આટલી બધી ઓછી છે?

સમાજનાં બધાં અંગોમાં કેળવણી સરખી હોવી જોઈએ. આ યુગમાં ફક્ત સ્ત્રીઓએ તો ઘરનોજ ધંધો કરવો એવું નથી પણ કેળવણીના આ પ્રગતિ-યુગમાં સમાજના બધા અંગોનો એક સરખો વિકાસ ન થતાં કેટલાક અંગોને તો પક્ષાઘાત થવાનો ભય ઉભો થયો છે. એટલુંજ નહિં પણ થાય છે.

કેળવણીના ક્ષેત્રમાં પુરુષો મોખરે રહ્યા છતાં તેમણે સ્ત્રીઓને પોતાની સાથે રાખી તેમની સ્થિતિ નહિ સુધારવાથી સમાજ માટે આજે એવી સ્થિતિ ઉભી થઈ છે કે સ્ત્રીઓએ પોતે પોતાના અને પુરુષોને લગતા પ્રશ્નોનો પણ નિર્ણય કરવો પડશે. સમાજે પુરુષો ઉપર જે આશા બાંધી હતી તે આશા ફળીભૂત થઈ નથી એટલુંજ નહી પણ કેટલેક અંશે પુરુષો સ્ત્રીઓની પ્રગતિના માર્ગમાં આડખીલીરૂપ થઈ પડયા છે. બાળવધુઓ ઉપર થતો અત્યાચાર અને કુમળી વયે સંસાર માંડવાના કારણે શરીર ન વળતાં સત્યાનાશ-જેવા પ્રશ્નો તો એવા છે કે પુરુષો તેનો ફડચો કરી શકે પણ એ બાબતમાં પુરુષો તરફથી અન્યાય થયો છે; એટલે હવે સ્ત્રીઓએ પોતે સ્વાશ્રયી બની પોતાને લગતા પ્રશ્નોનો ઉકેલ કરવો રહ્યો.

સ્ત્રીઓ એ સંબંધી જાગૃત બની છે. અને તેમણે પોતાને લગતા પ્રશ્નો ઉપાડી લીધા છે તે સંતોષકારક છે. સ્ત્રીકેળવણીના પ્રશ્નો પ્રત્યેક દેશના જુદા જુદા ભાગોની માફક ગુજરાતમાં પણ જુદા જુદા પક્ષો જુદી જુદી દૃષ્ટિથી જુએ છે. સ્ત્રીઓને કેળવવાની જરૂર નથી એમ કહેનારા સુભાગ્યે ગુજરાતમાં હવે ઘણા ઓછા રહ્યા છે, છતાં કેળવણીના પ્રકાર સંબંધી તો મતફેર છેજ. એક પક્ષ આ યુગમાં સ્ત્રીઓ પુરુષોની સમોવડ રહે એવું ઇચ્છે છે. તો બીજો પક્ષ સ્ત્રીઓને સંસારની જાળમાં ન નાંખતાં તેમને માટે અમુક કાર્યપ્રદેશ નક્કી કરી આપવા માગે છે: સ્ત્રીઓ પોતાનું સ્ત્રીત્વ, દયા, ક્ષમા સહનશીલતા અને સેવાવૃત્તિના ગુણો કે સાત્વિક ગુમાવે એવું કોઈ ઇચ્છે નહિ, તેમ સ્ત્રીઓ માટે રસોડા અને ઘરકામ સિવાય બીજું કોઈ ક્ષેત્રજ નથી એમ પણ હવે મા-

એમજ કહી શકાય. હિન્દ જો દુનિયાની પ્રગતિની સાથે રહેવા માંગતું હોય તો તેણે દુનિયાની સાથે સાથે આગળ વધવુંજ પડશે. હિન્દની સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે તેમની કેળવણીને લગતા પ્રશ્નો ચર્ચાય ત્યારે ભલે યુરોપના ઈંગ્લાંડ અને ફ્રાન્સ જેવા દેશોની અનેઅમેરિકાનીરમણીઓનું ત્યાંનાસમાજ અને દેશમાં સ્થાન અને તેમની મહત્વાકાંક્ષા પર લક્ષ આપવામાં ન આવે, પરન્તુ પૂર્વના દેશોમાં ખપતા તુર્કસ્તાન અને ઇજિપ્ત અને આપણાથી પાછળ મણાતા ઇરાન અને અફગાનિસ્તાનની સ્ત્રીઓની ફેરવાતી જતી સ્થિતિ પ્રત્યે તો અવશ્ય લક્ષ અપાયજ. થોડાંજ વર્ષો અગાઉ એ દેશની સ્ત્રીઓ સખ્ત પડદો પાળતી હતી. પણ હવે યુગ પલટાઇ ગયો છે. તુર્કસ્તાનમાં તો સ્ત્રીઓ પડદો છોડી લશ્કરમાં અમલદાર તરીકે જોડાઇ છે. ઇજિપ્તમાં તો સ્ત્રીઓ જાહેર ચળવળમાં પણ ભાગ લે છે. હિન્દ કરતાં પછાત મનાતા દેશોની સ્ત્રીઓ આમ વધુ ને વધુ આગળ પડતી જાય છે અને જાહેર હિલચાલમાં ભાગ લઇ પુરૂષોને દેશોન્નતિના કાર્યમાં સહાય કરી રહી છે ત્યારે હિન્દને પાછળ હઠવાનું તો નજ પાલવી શકે. સ્ત્રીઓને ઘર અને રસોડામાં પુરી રાખી તેમને પુરૂષોની રમત ગમતનું સાધન કે પુતળી ગણવાના દિવસો હવે તો વહી ગયા છે.

સ્ત્રીઓ પોતાનું શીલ ન ગુમાવે અને તે સાથે તેઓ જમાનામાં ચાલતી હિલચાલથી વાકેફગાર રહે એવી તેમને કેળવણી આપવી જોઇએ. અને આ કેળવણી એજ શુદ્ધ કેળવણી છે એમ કહી શકાય. પણ તેઓ પોતાના દેશને તેમજ સમાજને આ કેળવણી રૂપી હથિઆરથી સુખી કરવા પ્રયત્ન કરે તો એ કેળવણી લીધી સાર્થક ગણાય. તે ઉપરાંત તેમના બાળકોની કેળવણીમાં તેમનો અવાજ રહેવો જોઇએ. તેમજ તેઓ આદર્શ પત્ની અને આદર્શ માતા બને તેવું તેમને શિક્ષણ આપવું જોઇએ કે જેથી ભવિષ્યની પ્રજા પણ આ ગુલામગીરીમાંથી મુક્ત રહી શકે. જો આપણે ભવિષ્યની પ્રજાને મુક્તિ અપાવવી હોય તો ઉપલી કેળવણી જરૂર સ્ત્રીઓને આપવીજ જોઇશે. આથી પણ વધુ અગત્યની વાત તો એ છે કે તેમને સ્વાશ્રયી બનવાની જરૂર છે. તેઓ પોતાનાપણું અને પોતાના હક તથા હિત સમજી જઇ તેનું રક્ષણ કરવા જેટલી સ્થિતિએ પહોંચી જાય તો સંમતિવયને માટેના કાયદાની હદ વધારવાની કે બાળવધુઓ પર અત્યાચાર ગુજારવાની ફરિયાદ કરવાની રહે નહિં. જો સ્ત્રીઓ કેળવાઇ સમાજમાં પોતાનું સ્થાન સમજતી થઇ જાય તો બાળલગ્નના પ્રશ્નનો ફેંસલ તો એની મેળે જ આવી જશે, અને નાબુદ પણ થઇ જશે. સ્ત્રીઓ બાળલગ્નથી થતા ગેરફાયદા સમજે છે. વળી બાળલગ્નનું કારણ સ્ત્રીઓ છે એવી માન્યતા છે કારણકે નાનપણમાં બાળકોને પરણાવી દેવાની હોંશ તો સ્ત્રીઓને થાય છે અને આ હોંશ ફક્ત લ્હાવો લેવા પૂરતીજ હોય. પણ ભવિષ્યની પ્રજાની તેઓ જરા સ્થિતિ વિચારતાં નથી એવો એક તેમના પ્રત્યે આક્ષેપ છે. આ આક્ષેપ ખરો પણ છે અને ખોટો પણ છે. આમાં એટલે લગ્નની બાબતમાં પિતાનો દોષ છે કે માતાનો છે એ કહેવું મુશ્કેલ છે. જેવી રીતે કાતરનાં પાનાં બે છે તેમાંથી કયું પાનું વધારે કામ કરે છે તે કહેવું મુશ્કેલ છે તેટલુંજ આ કહેવું મુશ્કેલ છે. પણ જો સ્ત્રીઓ પૂરતી કેળવાએલી હોય તો તે બાળલગ્ન નજ કરે અને તેમનો સંસાર પણ નાની વયે નજ માંડવા દે. હાલમાં તો પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે કેળવાએલીના દાખલા પણ મળી આવે છે અને આથી ઘણા ભાઇઓની જીન્દગી અસતોષી બની હશે. પણ તેમને ખબર હશે કે

"ખરાબ થાય તે સારા માટે છે" એ સુત્રને હ્રદયપટ પર કોતરી રાખી પછી અસંતોષી બનવાની જરૂર છે. સાથે સાથે મારે કહેવું જોઇએ કે જ્યાં જ્યાં આવાં સ્ત્રી પુરૂષ જોડાયાં છે ત્યાં સ્ત્રીઓનાં કુટુંબને ફાયદો પણ થયો છે, કારણ કે જે સ્ત્રી આવા લગ્નથી જોડાઇ છે તેનો દાખલો લઇ પોતે પોતાનાં બાળકોની કેળવણી તરફ વધારે દરકાર રાખે છે. અને આ દાખલાથી સમાજને કાંઇ ઓછો લાભ નથી. ઘણી વખત સ્ત્રીઓ પોતાની ફરજ સંભાળવામાં બાહોશ છે એ પુરવાર થયું છે તેના કરતાં પુરૂષો ઓછા થયા છે એવા પણ દાખલા સમાજમાં મળેજ જાય છે.

સ્ત્રીઓનો તો આપણે વિચાર કર્યો. હવે આપણે થોડો સ્ત્રી અંગે પુરૂષોનો વિચાર કરીએ તોજ ઠીક થશે. સમાજમાં કેળવાએલા પુરૂષો સામે પણ ફરિયાદ એ છે કે જુના વિચારના અને અભણ પુરૂષો જોડે સંબંધ થએલી સ્ત્રીઓનું શારીરિક બાબતમાં રક્ષણ થતું હતું પણ હાલના કેળવાએલા પુરૂષોથી તેટલું પણ રક્ષણ થતું નથી. તે ઉપરાંત સ્ત્રીઓ છે કે પુરૂષો પોતાની પત્ની વિના જરા જરામાં સુના પડી જાય છે. અને સ્ત્રીઓને જોઇતી-પૂરતી વિશ્રાંતિ પણ લેવા દેતા નથી. મુંબાઇ, વડોદરા, અમદાવાદ જેવા શહેરોમાં આવા પુરૂષો માટે આ ફરિયાદ છેક અસ્થાને નથી. ઘણી વખત વિષય વાસનાથી લદાએલા વાનર પુરૂષો પોતાની પત્ની કે બાળકની તંદુરસ્તીનો વિચાર કર્યા વિના કામવાસનાની તૃપ્તિ શોધે છે અને તેથી પત્નીઓનાં શરીરની ખરાબી થાય છે અને આથી બાળકોને જોઇતું પોષણ મળતું નથી. હાલ નવી કેળવણી લીધેલા પુરૂષોને આ કેળવણીએ સંયમી બનાવ્યા નથી એ વાત તો નિઃસંશય છે. આવા પુરૂષો પ્રત્યે સ્ત્રીઓને જેવી તેવી ફરિયાદ કરવાની નથી પણ અત્યારે તો સ્ત્રીઓ પોતે પોતાને પરતંત્ર માની સંયોગોને આધીન થઇ જાય છે. જો સ્ત્રીઓમાંથી આ પરતંત્રતાની લાગણી દૂર થાય તોજ તેમને તેમજ સમાજને લાભ છે. તે ઉપરાંત પોતાનામાં પોતાપણું છે તે પણ જતાવી આપવું જોઇએ. યોગ્ય કેળવણી વગર સ્ત્રીઓ સ્વાશ્રયી બની શકે નહિ માટે એજ પ્રયત્નમાં દરેક બહેને મંડયા રહેવાની પોતાની ફરજ છે.

---

## ચમકે વિજળી.

લેખકઃ શા. પ્રભાકર.

ચમકે વીજળી હો રાજ!
વીજળી ચમકે ને ચમકાવે,
ઉજળી વીજળી હો રાજ!
ચમકે વીજળી હો રાજ!
આવ્યો ચઢી અષાડી મેઘ,
વાદળમાં રૂપેરી રેખ,
ચપળા સુન્દરી શી સુરેખ;
ઝબુકે વીજળી હો રાજ!

એ ચમકીને ચાલી જાય,
નયને તેજ એનાં અંજાય,
પણ અંતરમાં કૈં કૈં થાયઃ
પલકે વીજળી હો રાજ!
એ વીજલડીના ચમકાર,
સાથે મેઘ તણી સહકાર,
ઉજળો છે એનો સંસારઃ
મલકે વીજળી હો રાજ!

ચમકે વીજળી હો રાજ,
વીજળી ચમકે ને ચમકાવેઃ
ચમકે વીજળી હો રાજ!




લેખક: ડૉ. મોહનલાલ જગન્નાથ પાઠક.

દિલ્હીના સિંહાસનપર તે સમયે-ઈ. સ. ૧૨૨૦ ની સાલમાં—ગુલામવંશનો બાદશાહ અલ્તમસ વિરાજતો હતો. આ વર્ષ હિંદ માટે અંધાધુંધીનું હતું. બાદશાહે પોતાના બુદ્ધિબળથી અને બાહુબળથી રાજ્ય મર્યાદા વિસ્તારી હતી. અનેક બંડખોર સરદારોનું પાણી ઉતારી સર્વત્ર શાન્તિ સ્થાપી દીધી હતી.

આ બંડ માત્ર સિંધમાંથી નાબૂદ ન થયું. બાદશાહની સેના પડી હોય ત્યાં સુધી કંઇક શાન્તિ રહેતી, પણ પછી તો પાછું મારામારી, લુંટાલુંટ ને દંગા ફીશાદનું સામ્રાજ્ય ફેલાઇ જતું. હિંદુ મુસલમાનના કજીયા ચાલુજ રહેતા. ધાડપાડુઓ ને ચોરોથી લોકો બેજાર બની ગયા હતા. આ અંધાધુંધીને લીધે કેટલાંક આબરૂદાર કુટુંબો દેશત્યાગ કરી ગયાં હતાં.

માઘ માસનો દિવસ. ભગવાન દિનાનાથ પોતાની ઉગ્ર ઉષ્ણતાને સંકેલી રહ્યા હતા. ધીરે ધીરે રાત્રીનું શીતલ આલ્હાદજનક સામ્રાજ્ય સર્વત્ર વિકસિત થતું હતું. સિંધુ નદીના તીર પ્રાંતમાં એક બુર્ખાવાળી ગાડી દેખાઇ. ગાડી સાથે શસ્ત્રોથી સજ્જ ચાર સ્વારો ચાલતા હતા. આ બધા ઘણી ઝડપથી પંથ કાપતા હતા. રાત્રીનો ગાઢ અંધકાર વધવા લાગ્યો. સંધી પ્રકાશ લુપ્ત થયો ને નિશાનાથ ચંદ્રમા પોતાની શીત, ધવલ, સુધાપૂર્ણ કાન્તિરશ્મિઓ સિંધુ નદીના જલતરંગ પર નચવી રહ્યો. નિર્મલ ગગનપટ અસંખ્ય તારલાઓથી મઢાઇ ગયું. સિંધુ સરિતાના સલીલમાં સ્વ પ્રતિબિંબ નિરખી તારલાઓ મંદમંદ સ્મિત સ્ફુરાવી રહ્યા. સુસવાટાભેર વહેતો વાયુ તરુલતાઓને કંપાવતો પ્રવાસીઓને ધૂલીકણોનો સ્વાદ ચખાડતો હતો. ગાડી અને સ્વારો કિનારે આવી પહોંચ્યા. અલ્પાવકાશમાં ઉતરણું પરથી દોડતી ગાડી નદી પ્રવાહ લગોલગ આવી લાગી.

"મહંમદ!" ગાડીમાંની એક સૌંદર્યસંપન્ન લલનાએ એક રક્ષકને બૂમ મારી.

"આજ્ઞા છે, બાઇ સાહેબ?" નમ્રતાથી મહમદ બોલ્યો.

"અહીં થોડી વાર થોભી શકાશે કે?"

"નહિં બાઇ સાહેબ! એક ક્ષણ પણ થોભી શકાય તેમ નથી. નદી પાર ઉતરી સામેના ગામમાં આપણે ગયા કે પછી કંઇ એટલી બધી ધાસ્તી નથી. અત્યારે આપણે કેવા પ્રસંગમાં છીએ તે કંઇ મારે આપને કહેવું પડે તેમ નથી."

"વારૂ ત્યારે, નદી ઉતરી પેલે પાર થોડી વાર થોભીશું." યુવતી એક નિશ્વાસ મૂકી ખેદથી બોલી.

મહંમદે તત્કાળ નાવિકોને બોલાવી નૌકાઓ તૈયાર કરાવી. એકમાં ગાડી ચડાવી માણસો બેઠા. બન્ને રમણીઓ શાલ વડે શરીર આચ્છાદિત કરી નૌકામાં આવી બેઠી. સિંધુના વિશાલ પટ પર નૌકાઓ વેગપૂર્વક સડસડાટ ચાલવા લાગી. ઉછળતા પાણીમાં નૃત્ય કરી રહેલ ચંદ્ર કિરણો નૌકામાંના મનુષ્યોના મનનું

રંજન કરી રહ્યા હતા. થોડીવારે નૌકામાંથી સામે કાંઠે સૌ ઉતરી ગયા. સ્વારો આગલા પ્રવાસની તૈયારી કરવા લાગ્યા. બન્ને રમણીઓ પરસ્પર વાર્ત્તાલાપ કરવા લાગી.

"યશોમતી! થોડી વારમાં તો તું તારા પતિ સન્નિધ જઇ પહોંચીશ. હવે પછી તારો ને મારો મેળાપ ક્યારે થશે, કોણ જાણે? પણ તું ગમે તેમ કહે બ્હેન, પિતાજીએ ઉડતી વાત પર ભરોસો મૂકી તને મોકલવામાં ઉતાવળ કરી છે, એમ મને તો લાગે છે!"

"શાથી તું કહે છે કે ઉડતી વાત? તને શી ખબર છે? ખુરાસાન ને સમરકંદનો દૈત્ય જંગીસખાન ખરેખર આપણા દેશમાં આવ્યો છે! મને પાકી ખબર છે, પિતાજીએ નકામી ધાંધલ નથી કરી! ચંદા! આવા સંકટ સમયે દરેક આર્ય સ્ત્રીએ પતિની પાસેજ રહેવું સારૂં. તરૂણ કુમારિકાઓ અને સ્ત્રીઓ પર આ રાજ્યમાં ક્યારે કેવી આફત આવી પડશે, તે કોઇ કહી શકે એમ છે? જે દિવસ ગયો તે સારો. ભગવાનની મરજી છે, કોને ખબર?"

"હા, સાચું છે, તું કહે છે તે બ્હેન! પ્રત્યેક સમજુ માણસ દિન રાત કાળજીમાં ડુબ્યો રહે છે. ગયો દિન તે આપણો. આવતી કાલનો શો ભરોસો? કેવી કઠિન આ સ્થિતિ! બ્હેન યશોમતી, તારા ગામ પર જો આ મુગલોની નજર પડી તો શી વલે! નથી તમને કોઇનો આધાર કે કંઇ! તું તારે તારા પતિને લઇને પિયરમાં આવી રહે ને!"

યશોમતી હસી: "અલી, તું તો ઘણીજ બીકણ જણાય છે. ચંદા! પતિ પાસે હોય ને મરણ આવે તો કઇ આર્ય લલના દુઃખ કે ભય પામે? ઓ માડી! પણ જો તો ચંદા, સામેથી બે માણસો આપણી તરફ આવે છે. કોણ હશે વાર?"

કિનારા તરફથી કાળા મેશ જેવા વસ્ત્રોમાં શરીરને ઢાંકી દઇ બે વ્યક્તિઓ તેમની તરફજ આવતી હતી. તેમની તરફ રમણીઓ અત્યંત ભય અને શંકાથી જોઇ રહી.

"ઓ મા રે! કોણ છે એ?" ચંદા એકદમ બૂમ પાડી ઉઠી. "ચાલ, ચાલ આપણે આપણા માણસોમાં જતી રહીએ— મહંમદ, ઓ મહંમદ—"

ચંદાની બૂમ સાંભળતાંજ તેમના સ્વારો તરતજ દોડતા દોડતા ત્યાં આવી પહોંચ્યા; પણ આગંતુક વ્યક્તિઓ મુઝલ ડરી નહિ. તલવારો ઝપોઝપ મ્યાનમાંથી ખેંચી બન્ને જણ સ્ત્રીઓની નજીક આવ્યા, એક કઠોર સ્વરે હુકમ કર્યો: "ખડે રહો."

આ હુકમનું પરિણામ એ થયું કે રક્ષક સ્વારો ચીડાયા, અને તેઓ પોતાની તલવારો મ્યાનમુક્ત કરી શત્રુ પર હલ્લો કરવાની તૈયારીથી ઉભા. સુંદરીઓ ભયથી થરથર કંપતી હતી. કોની સાથે વેર બંધાય છે એ જોતાંજ તેઓ મર્મગલીત થયા. શત્રુઓનો પોશાક મુગલ પદ્ધતિનો હતો, અને મુગલોની સામે થનારને તેનું કેવું ફળ મળે છે એ સૌ જાણતા હતા. મહંમદે યશોમતીની પાસે ઉભા રહી પોતાના અનુયાયીઓને હલ્લો કરવાની આજ્ઞા આપી દીધી. બધાની ચળકતી શમશેરો ચંદ્ર પ્રકાશમાં ચમકી ઉઠી. દરેક જણ લડાઇ માટે એકેક પગલું આગળ ધર્યો. પણ એટલામાં—એકાએક મોટો ધબાકો સંભળાયો, અને તેમણે શું જોયું? નદીને કાંઠે ઉભો રહેલો એક મુગલ એકદમ લપસી નદીના વિશાલ પટમાં ધબ દઇને પડ્યો. પડતાની સાથેજ એક જબરદસ્ત મગરે મુખમાં લઇ લીધો! આ ભયાનક દૃશ્ય જોતાંજ બીજા મુગલે તત્કાળ નદીના પ્રવાહમાં ભૂસકો માર્યો અને પોતાના મિત્રને બચાવી લેવા મદદ માટે કાંઠા પરના લોકોને ઉર્દૂ ભાષામાં આજીજી કરવા લાગ્યો.

શાન્ત અને સ્થિર જલપૃષ્ઠપર બન્ને મનુષ્યો ભયંકર મગર સાથે ઝુંઝવા લાગ્યા. પણ તેમની આ બાથંબાથી નિષ્ફળ ગઇ. એકને છોડવવા જતાં બીજો પણ મૃત્યુના મુખમાં સપડાયો. મગરે બન્નેને જડબામાં પકડી લીધા હતા. બિચારા મુગલોને બૂમ પાડવાનીયે આય ન રહી. જીવ બચાવવા પાણી પર હાથ અફાળતા તેઓ કિનારા પર ઉભા રહેલા લોકોને વિનવવા લાગ્યા.

આ કરૂણ દૃશ્ય જોઇને ક્રુર મનુષ્યનું હૃદય પણ પીગળી ગયું હોત. મરણપંથે પહોંચી જતા ક્રુર મગરના સપાટામાં સપડાયલા બે હતારા જીવોને તરફડીઆં મારતા જોઇને તેમને બચાવી લેવાની કયા સહૃદય માનવીને પ્રેરણા થઇ ન હોત? તો પછી કુસુમ સમ કોમલ હૃદયા યશોમતીનું હૃદય દ્રવીત થઇ જાય તો શું આશ્ચર્ય? તે સુરસુંદરીએ મહંમદના હાથમાંની તલવાર ઝપાટાબંધ ખેંચી લઇ એકદમ નદીમાં ભૂસકો માર્યો, અને એકજ ઉછાળે પેલા દીન મુગલો સન્નિધ જઇ તેણે તે તીક્ષ્ણ સમશેર મગરના મર્મ સ્થલમાં ભોંકી દીધી!

પાણીમાં બે ત્રણ મોટાં મોજાં આવ્યાં, અને મગરનો મૃત દેહ અદૃશ્ય થયો. એટલામાં યશોમતીના સેવકો પણ ત્યાં તરતા આવી પહોંચ્યા. તેમણે અર્ધમૃત મુગલોને કિનારે લાવી મૂકયા.

યશોમતી પોતાનો કેશ કલાપ લુંછતી હતી ત્યાં મહંમદ બ્હીતો બોલ્યો "બા સાહેબ! આપે આ શું કર્યું! નાહક આપે આપનો અમૂલ્ય પ્રાણ ભયમાં નાંખ્યો. આ મુગલો તો આપણને કંનડવા આવ્યા હતા. બાઇ સાહેબ! આજે આપે સર્પને દૂધ પાયું છે!"

"મહંમદ, ગમે તેવા પણ તેઓ ઇશ્વરને ત્યાંનાજ જીવો છે. આવી ભયાનક અવસ્થામાં તેમને કમોતે મરવા દેવા એ આપણે માટે ઉચિત નહોય. એવી સ્થિતિમાં સહાય ન કરવી તે અમારા ધર્મને અને અમારા આર્યત્વને લજ્જાસ્પદ છે. લાભ હોય ત્યારેજ ઉપકાર કરવો, દયા કરવી એવું કયા ધર્મશાસ્ત્રમાં કહ્યું છે? મહંમદ! દયા એ શું કંઇ વેપારની વસ્તુ છે?" ચંદાએ લાવી આપેલા કોરાં વસ્ત્રો પરિધાન કરતાં યશોમતી બોલી.

મુગલ સિપાઇઓને ભાનમાં લાવવાની ખટખટ ચાલતી હતી તેટલામાં સ્વારો તૈયાર થઇ ગયા, અને મહંમદ ગાડીમાં બેસી ઝટ પ્રયાણ કરી જવા યશોમતીને વિનવવા લાગ્યો. પણ તે દૃઢ નિશ્ચયથી બોલી: "નહિ, મહંમદ! એમ ઉતાવળ ન કર. જ્યાં સુધી આ મનુષ્યો પૂરતા ભાનમાં આવે નહિ ત્યાં સુધી આપણે અહીંથી ન ખસીએ તો સારૂં."

મહંમદ ગભરાતો બોલ્યો "ના, બા સાહેબ! ના, આવો હઠવાદ ન કરો. રાત હમણાંજ વીતી જશે. એટલીવારમાં તો આપણે કેટલોયે પંથ કાપી નાખ્યો હોય. આપણા પર હાલ કેવો પ્રસંગ આવ્યો છે, એ તમે ભૂલી ગયા કે શું? આગળનો માર્ગ પણ ભયમુક્ત નથી. આ મુગલો લુંટારા હોય છે. તેઓ મરે કે જીવે તેની તમારે શી પડી છે? આ નાવિકોને કહો, જોઇએ તો તેઓ તેમની વ્યવસ્થા કરશે. તેમના માટે આપણે વિલંબ કરવાની મુદ્દલ જરૂર નથી."

યશોમતીએ એક શબ્દ ન ઉચ્ચાર્યો. તે એક ચિત્તે બન્ને મૂર્છીત માણસોને ભાનમાં લાવવાની ખટખટ કરી રહી. થોડીવારમાંજ તેમનામાંનો એક જરા હાલચાલ કરવા લાગ્યો ને જરા રહીને આંખો ખોલી. તે અત્યંત આશ્ચર્યથી આમ તેમ જોવા લાગ્યો. થોડીવારે બીજો પણ ભાનમાં આવી ગયો.

બન્ને મુગલો પરસ્પર કંઇ બોલવા લાગ્યા

પણ તેમની ભાષા કોઇ સમજ્યા નહિ. ઘડી પછી એક જણ મોટેથી ઉર્દૂમાં બોલ્યો: "અમને જીવનદાન દેનારી દેવી ક્યાં છે? ખુદા તેનું કલ્યાણ કરો! આ અમારા સરદાર તેમને સલામ કરવા ઇચ્છે છે. ખુદાતાલાને ખાતર, અલ્લા રસુલને ખાતર અમારા પર એટલી મેહરબાની કરો. અમને એકવાર આભાર તો માનવા દો."

કોઇ કંઇ બોલ્યું નહિ. યશોમતીજ ગંભીર સ્વરે બોલી: "મારો આભાર માનવાની જરૂર નથી. ઇશ્વરને ત્યાં બધાયે સરખા, અને એક બીજાને મદદ કરવી એ તો મનુષ્ય માત્રનો ધર્મ. તમે બન્ને જણ અમને રંજાડવા આવ્યા હતા; પણ પરમેશ્વરની ઇચ્છા કંઈ જૂદીજ હતી. ઇશ્વર તમને તમારા અપરાધોની ક્ષમા કરે! હવે તમારે જ્યાં જવું હોય ત્યાં જાવ."

આટલું બોલી યશોમતી ગાડીમાં જઇ બેઠી. ગાડી ચાલુ થવાની હતી એટલામાં મુમલોમાંનો સરદાર જણાતો માણસ જેમ તેમ લથડતો ઉભો થયો. પોતાની કંમરેથી એક રત્નજડિત કટાર કાઢી યશોમતીને ઉદ્દેશી કંઇક ઘોઘરા અવાજે બોલવા લાગ્યો

તેનું કહેવું બીજા માણસે યશોમતીને સમજાવ્યું: "બાઇ સાહેબ, આ અમારા સરદાર સાહેબ તમારા આજના ઉપકારોને સ્મરણાર્થે પોતાની આ અમુલ્ય કટાર તમને ભેટ આપે છે, તેનો કૃપા કરી સ્વીકાર કરશો. ગમે તેવું સંકટ આવે છતાં આ કટારને દૂર કરશો નહિ."

જરા વિચાર કરી યશોમતીએ કટાર પોતાના નોકર કને મંગાવી લીધી અને એક પણ શબ્દ ન ઉચ્ચારતાં ગાડી હંકાવી.

[ ૨ ]

ઉપલી ઘટનાને આજે બે માસ વીતી ગયા હતા. એ બે મહિનામાં સિંધ દેશપર ભારે આફત અને ભયંકર સંકટોનો વરસાદ વર્ષ્યો. ખુરાસાનનો બાદશાહ દશહજાર તાર્તાર સ્વારોની સેના લઇ પશ્ચિમના પર્વત પ્રદેશમાંથી હિંદમાં પેઠો હતો. તેના ક્રૂર અત્યાચારોથી સિંધમાં રક્તની નદી વહેવા લાગી. તેની સાથેના તાર્તારોએ દયા શબ્દને સ્વપ્નમાંયે જોયો ન હતો. માણસને રેસી નાંખવો એ તેમના મનથી તો કંઇજ નહિં. ઉલટું અનાથ સ્ત્રીઓ, બાલકો અથવા નિર્બલ વૃદ્ધો વિગેરેની કત્લ કરવાની તક મળે તો તેમને મન મોટો ઉત્સવ! તાર્તાર સિપાઇઓ ઉંચા તાડ, છાતીએ પહોળા, શરીરે કદાવર અને અત્યંત શક્તિવાળા હતા. તેમનો પોશાક ચામડાનો અને જાડી પાતળી ઉનનો બનેલો હતો. તેમનાં અંગમાંથી અસંત દુર્ગંધ નીકળતી. આ રાક્ષસોનું ટોળું આખા સિંધમાં કહેર વર્તાવી રહ્યું હતું. તેમનું નાનું મોટું ટોળું આસપાસના ગામડા પર એકદમ ધસારો લઇ જતું, અને તમામ સ્ત્રી પુરુષોને તલ્વારની અણી વડે શરણે કરી લેતું. પછી તે ગામની માલ મિલ્કત, સુંદર સુંદર ચીજો, યુવાન સ્ત્રીઓ વિગેરેના ધણી આ ક્રૂર લોકો થઇ બેસતા. ગામમાં રક્તની નીક વહી જે કાદવ થઇ જતા તે આ ધાડ ત્યાંથી જતે ત્યારેજ અશ્રુઓથી ધોવાય જે ગામના લોકો શરૂઆતમાંજ શરણે ન આવે અને આત્મરક્ષણના થોડા ઘણા પ્રયત્નો આદરે, તે ગામના એકેએક માણસની હત્યા કરી નાખવામાં આવે, અને અંતે તે ગામની હોળી કરી નાખવામાં આવે!

કોઇનાએ મુખપર હાસ્ય તો ક્યાંથીજ હોય? ન આનંદ કે ન ઉલ્લાસ. જ્યાં જુઓ ત્યાં સર્વત્ર ચિંતા, દુઃખ, શોક, ભય વિગેરેનું સામ્રાજ્ય. જ્યાં નજર કરો ત્યાં અગ્નિની જ્વાલા, અનાથોનો રુદન ધ્વનિ, અને રક્તની નીકો! આ રાક્ષસોના હાથમાંથી બચવા અનેક ગરીબ અનાથ મનુષ્યો જંગલોમાં અને નદી તીરે ભટકતા આશ્રય શોધી રહ્યા હતા.

સિંધુ નદીના કાંઠે વસેલું એક નાનું અભાગી ગામ ચૈત્ર મહિનાની એક સહવારે આ તાર્તાર સિપાઇઓના ક્રૂર પંજામાં સપડાયું. પ્રભાતના મૃદુ મંદ શીતલ વાયુ લહરીથી ગ્રામવાસી યુવક, યુવતી, બાલ, વૃદ્ધ ગુલાબી ઉંઘમાંથી હજી તો હમણાંજ જાગૃત થયાં હતાં, ત્યાં તો ચારે મેરથી મોટી ધમાલ અને દોડાદોડીનો કોલાહલ મચી રહ્યો. તાર્તાર લુંટારાઓએ ગામને ઘેરો નાખી દીધો છે એની ખબર પડતાંજ સૌના હોંશકોશ ઉડી ગયા!

થોડી વારમાંજ ઘોડીપર એક તાર્તાર સિપાઇ તેના નાયકનો પેગામ લઇ આવ્યો: "જેને પોતાનો પ્રાણ બચાવવો હોય તેણે અલ્લાતાલાના પવિત્ર ધર્મને સ્વીકારી લેવો યા તો રીબાઇ રીબાઇને મરણ શરણ થવા સજ્જ થવું!"

આ સંદેશ સાંભળી ગામમાં ભારે હાહાકાર વર્તી રહ્યો. પણ ગામના શૂર તરુણોએ જવાબ વાળ્યો: "ક્ષુદ્ર પ્રાણની રક્ષા કરવા માટે સ્વધર્મત્યાગ કોઇ પણ નહિં કરે!" આ જવાબથી શું પરિણામ આવશે, એ સૌ કોઇ સમજતા હતા. તરતજ યુવાનોની ટુકડીઓ લડાઇ માટે સજ્જ થઇ ગામને નાકે નાકે ખડી થઇ ગઇ. ગામ બહારના લુટારૂઓએ ઉશ્કેરાઇ એકદમ હુમલો કર્યો. નિમિષાર્ધમાં તો તેજસ્વી શસ્ત્રોના ખણખણાટથી સર્વ પ્રદેશ ગર્જી ઉઠ્યો. સર્વત્ર મારામારી ને કાપાકાપી શરૂ થઇ રહી; પણ શત્રુઓ એક પછી એક નાકું સર કરતા નદીના પૂર પેઠે ગામમાં ઘુસી ગયા. નિરાધાર સ્ત્રી-પુરુષોની કત્લ ચલાવી દીધી. ગામ ઉપર મૃત્યુની ભીષણ છાયા પ્રસરી રહી. અલ્પસંખ્ય વીર તરુણોનો બહુસંખ્ય શત્રુઓ સામે શો હિસાબ! અનેક યુવકોને વીરગતિ પ્રાપ્ત થઇ. અનેકોની કત્લ કરી, લુંટફાટ ચલાવી, આગ સળગાવી, આ સેતાન સેના લગભગ ચારસો સ્ત્રીપુરુષોને દોરડાંઓથી જનાવરોની માફક બાંધી છાવણીમાં ખેંચી ગયા!

[ ૪ ]

સિંધૂ નદીના તીરે જમ જેવા જંગીસખાનની જંગી છાવણી પડી હતી. ત્યાં એક હૃદય વિદારક દૃશ્ય દૃગ્ગોચર થતું હતું. બકરાંના ચામડાંના તંબુઓની હારોની વચ્ચે નાગી તલ્વારોવાળા તાર્તાર સિપાઇઓના પહેરામાં અસંખ્ય કેદીઓ ઉભા હતા. તેમની ક્રમવાર કત્લ ચાલી રહી હતી. એક ઉચ્ચાસને સમરકંદનો ગાનવકુલ કલંક બાદશાહ જંગીસખાન હુકો ગગડાવતો બેઠો હતો અને આ હત્યાકાંડને જોતો મુદ્રાપર સંતોષ વ્યક્ત કરતો હતો. તેના કેટલાક દરબારીઓ હાથ જોડી નીચી મુંડીએ તેની પાસે ઉભા હતા. જે સ્ત્રીને કે પુરુષને કોઇ ખરીદ કરી લેતું નહિ તેની કત્લ થતી. દેશને લુંટી તે ઉપરાંત માણસોને વેચી ધન સંપાદન કરવાની આ અજબ કળા જંગીસખાને શોધી કાઢી હતી. સૌની આંખો એકજ ઘાએ કેદીના બે ટુકડા થતા જોઇ રહી હતી. નરાધમ જંગીસખાનના પાષાણ સમહૃદય પર દયાનો એકે અંકુર ફુટતો ન હતો. મૃત્યુ મુખમાં જઇ પડતા અભાગી માનવીઓના આર્તનાદથી તેના અંગમાં આનંદ રોમાંચ ખડા થતા; જીવતા કેદીઓ તરફ તે ભૂખ્યા વરુની માફક તાકી રહ્યો હતો.

એટલામાં એક પુરુષ અને એક સ્ત્રીને કત્લ માટે સિપાઇઓ ખેંચી લાવ્યા. બન્નેના હાથ મજબૂત દોરડાંવડે બાંધી લીધા હતા. મારાએ પ્રથમ પુરુષને આગળ ખેંચી તેની આંખો પર એક ચામડાનો પટો બાંધી તેને એક ધક્કો મારી શિર નમાવી ઉભા રહેવા કહ્યું. આ ધક્કાથી તે પુરુષની કમ્મરેથી એક રત્નજડિત કટાર ખણણ કરતી નીચે પડી.

તેના તરફ ધ્યાન ન આપતાં મારાએ તલ્વાર ઉગામી. એટલામાં એક મુગલ સરદાર દોડતો ત્યાં આવ્યોઃ "સબૂર ! આ પુરૂષને હું ખરીદ કરી લઉં છું."

"મારા મહેરબાન! હવે હું જીવીને શું કરૂં ! મને સુખે મરવા દો !" તે દુર્દૈવી કેદી અત્યંત દુઃખથી બોલ્યો.

સરદારે સહાનુભૂતિના સ્વરે પૂછ્યુંઃ "કાં, તમે આમ નિરાશાજનક ઉદ્‌ગારો શા માટે ઉચ્ચરો છો ?"

કેદીનો કંઠ ભરાઇ આવ્યો, નયનોમાંથી અશ્રુધારા વહી ચાલી. ભારે કષ્ટથી તે બોલ્યોઃ "સરદાર સાહેબ, મારી પત્ની ઘડીપળમાં તો યમદ્વારે પહોંચી જશે !"

"ક્યાં છે આપની પત્ની ?" સરદાર અધિરતાથી બોલ્યો.

આંખપરનું ચામડું ખસેડી તે અભાગી મનુષ્ય બોલ્યો. "પેલીઃ જુઓ, બિચારી મૂર્છિત થઇને પડી છે !"

સરદારે બન્ને કેદીની કિંમત ત્યાંને ત્યાંજ ભરી દીધી, અને બન્નેને લઇ છાવણી છોડી ગયો.

થોડા દિવસ પછી જંગીસખાનની વિધ્વંસક સવારી તીડોના ટોળાંની માફક કારણ વિના ચડી આવી હતી તે એકાએક પોતાના દેશમાં ચાલી ગઇ. તેની આ સવારીથી આખો સિંધ પ્રાંત મેદાનમેદાન થઇ ગયો. ચોર, ધાડપાડુઓને ઠીક ફાવી ગયું, વેપાર ધંધા બંધ પડી ગયા. બાદશાહી અમલ નામનોજ રહી ખાબરદાર લોકોને એક દિવસ કાઢવો કષ્ટપ્રદ થઇ ગયો.

[ ૪ ]

સિંધથી દિલ્હીના એક માર્ગે કેટલાક મુસાફરો જતા હતા. તેમાં પાંચ છ ઘોડેસ્વારો હતા, ત્રણ માણસો ઉંટ પર બેઠા હતા. એક ગાડી ને એક મ્યાનો પણ હતા. ગાડીમાં એક અફગાન અમીર હતો અને સ્વારો પણ અફગાની હતા. એક સ્વાર માત્ર હિંદુ હતો. ગાડી પાછળ મ્યાનો ચાલતો હતો. આ મુસાફરો સિંધને છોડી ત્વરાથી અજમેરની પાસે આવી લાગ્યા હતા. સંધ્યા સમયે તેઓએ અજમેર પાસેના એક તલાવ પર હતરી નજીકની સરાઇમાં મુકામ કર્યો. મ્યાનામાંથી એક બુરખાવાળી સ્ત્રી બહાર આવી તે તેને માટે ખાસ તૈયાર કરેલા તંબૂમાં ગઇ. બીજા બધા ખાવાપીવાની તૈયારીએ વળગ્યા.

દશેક ઘડી રાત્ર વીતી હશે. બે ઘોડેસ્વારો ઘોડા દોડવતા સરાઇમાં આવી પહોંચ્યા અને ત્યાંના ઉતારાઓમાં બારીક તપાસ કરી પેલો અફગાન સરદાર ઉતર્યો હતો ત્યાં ગયા સરદાર સાથે એકાંતમાં તેમની કંઇ વાતચીત થતાં સરદારે પ્રવાસની તૈયારી કરવા માંડી. કંઇક વિચાર કરી તેણે પોતાની સાથેની સ્ત્રીને બોલાવી લાવવા નોકરને કહ્યું.

થોડીવારમાં એક બુરખાવાળી સ્ત્રી તેની પાસે આવી હાથ જોડી બોલી "પિતાજી, શી આજ્ઞા છે ?"

"બેટા યશોમતી, વિશેષ કંઇ નથી; પણ દિલ્હી જવા તારે હમણાંજ નીકળવું પડશે. મારા વિશ્વાસપાત્ર માણસો તારી સાથે રહેશે તું અને તારો પતિ દિલ્હી પહોંચતાંજ બાદશાહની મહેરબાનીથી હું તમારી સારી વ્યવસ્થા કરાવી આપીશ. બાદશાહે જરૂરના કામસર મને બોલાવ્યો છે, માટે હું વધારી આગળ જાઉં છું."

ફિદી ઉર્દૂ બાષાનો ખીચડો કરી પોતાનું કહેવું યશોમતીને સમજાવી બધાને ભળી લઇ તે નવા આવનાર સ્વારો સાથે તરતજ ચાલતો થયો.

સરદાર સાથે મ્યાનામાં પ્રવાસ કરતી સ્ત્રી યશોમતી જ હતી, અને હિંદુ ઘોડેસ્વાર તે તેનો પતિ હતો, એ વાચકગણ સમજી ગયા

હશેજ. તેઓ ગુલામીમાંથી કેવી રીતે મુક્ત થયા તે હવે જણાશે.

[ ૫ ]

કેટલેક દિવસે યશોમતી પોતાના પતિ સહ દિલ્હીમાં આવી પહોંચી. શહેર બહાર તેમને લેવા માટે કેટલાક સશસ્ત્ર સ્વારો સામે આવ્યા, તેમની સાથે આપણા પ્રવાસીઓ એક સુંદર મહેલમાં આવ્યા. મહેલ અનેક અમૂલ્ય, સુંદર અને મનોહર વસ્તુઓ વડે શણગારેલો તેમજ બધી સગવડોથી પૂર્ણ હતો. પ્રવાસના શ્રમથી થાકી ગયેલા હોવાથી પતિ પત્નીએ રાત્રે પૂર્ણ વિશ્રાંતિ લીધી સ્હવારે ઉઠતાંજ રક્ષણકર્ત્તા અમીરને ત્યાં જવાની તૈયારી યશોમતી અને તેનો પતિ કરતા હતા, એટ- લામાં એક અમલદાર ત્યાં આવી લાગ્યો. તેણે નમ્રતાથી જણાવ્યું: "બાદશાહ અલ્તમસ ખુદ તમારી મુલાકાત ઇચ્છે છે."

પતિ પત્ની જે રાજમહાલયમાં બાદશાહના દર્શન માટે ગયા તે મહાલય અત્યંત ઉત્તમ પ્રકારે શૃંગારેલો હતો. મધ્યમાં એક સુવર્ણ- જડિત તખ્ત હતું, તેના પર મુલ્યવાન મોતી અને રત્નોની ઝાલરો શોભી રહી હતી, આસ- પાસ કિંમતી પોશાકવાળા અનેક દરબારીજનો ઉભા હતા. એક તરફ આખું શરીર બુરખા- વડે આચ્છાદિત કરી યશોમતી અને તેનો પતિ ઉભા હતા. સિંધથી તે અજમેર સુધી જે અફગાન સરદાર તેમની સાથે હતો તે હજી ક્યાંયે જણાતો ન હોવાથી બાદશાહ સાથે ઓળખાણ કોણ કરાવશે એની ચિંતામાં બન્ને પડયા હતા.

એટલામાં હાથમાં રાજદંડ ધારણ કરેલા ભાલદારોના લલકારા વચ્ચે બાદશાહ સામેથી આવી તખ્તપર વિરાજમાન થયા. સર્વ દર- બારીજનોએ ત્રણવાર નમન કરી બાદશાહ સલામત માટે ખુદા તાલાની બંદગી કરી. આ ગંભીર વાતાવરણમાં યશોમતિ અને તેનો પતિ બન્ને પુતળાની માફક જોતા અવાક્ ઉભા રહ્યા. તેમને સલામ કરવાનું ભાન પણ ન રહ્યું!

પણ થોડીવારમાં બન્ને શુદ્ધિમાં આવ્યા, અને બાદશાહ આગળ ઘુંટણભંડીએ પડી માફી માગવા લાગ્યા. આ જોઇને ત્યાં ઉભા રહેલા સરદારો વિગેરે આશ્ચર્યચકિત થઇ ગયા. બાદશાહ તેમની તરફ સ્નિગ્ધ દૃષ્ટિથી જોતા દરબારીઓને કહેવા લાગ્યો: "પ્યારા સરદારો! આ દેખાવ જોઇ તમે વિસ્મિત્ ન થશો. બેટી યશોમતી, જંગીસખાનના પંજામાંથી છોડવી અજમેર સુધી તારી સાથે આવેલો માણસ બીજો કોઇ નહિં પણ તારો ધર્મપિતા આ અલ્તમસજ છે. તે જંગલી સેતાનોએ મારી ગરીબ અનાથ રૈયત પર જુલ્મ ગુજારવા શરૂ કર્યો છે, એવું સાંભળી ખરી સ્થિતિ શી છે તે જાતે જોવા માટે હું મારા એક વિશ્વાસુ સેવક સાથે ગુપ્ત વેશમાં સિંધપ્રાંતમાં ગયો હતો. એક રાત્રે ખોટી ખબર પર ભરોસો મુકી લુંટારુઓએ પકડેલા મુસાફરોને મુક્ત કરવા માટે હું મારા સેવક સાથે સિંધુ નદીના કાંઠે ગયો. તરતજ અમને ખબર પડી કે મળેલી ખબર પાયા વગરની હતી, અને પ્રવાસીઓ આપણીજ પ્રજા હતી. આ ખબરનો વિચાર કરવા જેટલો વખત પણ ન મળ્યો. હું નદીના કિનારાપરથી લપસી પ્રવાહમાં પડી ગયો, ને એક ભયંકર મગરે મને એકદમ પકડી લીધો."

બાદશાહનું આ ભાષણ સાંભળતાંજ સર્વ દરબારીઓ ગભરાઇ ગયા. બાદશાહે આગળ ચલાવ્યું: "મારો નિમકહરામ સેવક મને બચા વવા તરતજ નદીમાં કુદી પડયો, પણ તેયે મગરના સપાટામાં સપડાયો; પણ આ સંકટ અલ્લાતાલાની મહેર નજરથી ટળી ગયું. ખુદાએ એક બેહેસ્તની પરીને અમરતક મોકલી. તેણે પ્રણી વીરતાથી અમારા પ્રાણ બચાવી લીધા! ક્રૂર જંગીસખાનની છાવણીમાં મેં સ્મરણ ચિન્હ

તરીકે આપેલી કટાર મારી નજરે ન પડી હોત, તો આ પરીનો નીદર્ય રીતે અંત આવી ગયો હોત! મારા દોસ્ત સરદારો! મારા પ્રાણ બચાવનારી બેહેસ્તની પરી તે આ રહી, જુઓ! એક બુરખામાં અંગ ઢાંકી અલ્પવયા બાલા આપણી સામે ઉભી રહી છે, પણ તેના પરાક્રમને તેજનો પ્રભાવ મારા આખા રાજ્યમાં પ્રસરી રહ્યો છે! એની હિંમતથી જ આજે આ અલ્તમસ તમારી દૃષ્ટિએ પડે છે. સરદારો! હું એને મારી કન્યા અને એના પતિને મારો પુત્ર માનું છું! બન્નેએ હું આપું છું તે જાગીરનો ઉપયોગ લેતા મારી નિકટમાં જ રહેવું."

અલ્તમસનું ભાષણ પૂરું થતાંજ બધાએ યશોમતીનો જયજયકાર કર્યો અને તેની સ્તુતિથી રાજમહાલયના વાતાવરણને ભરી દીધું. પતિ પત્નીથી એકે શબ્દનો ઉચ્ચાર ન થયો. આશ્ચર્ય, આનંદ, ભય, ભક્તિ ઇત્યાદિ ભાવનાઓથી તેમનું હૃદય ભરાઈ આવ્યું. બાદશાહ આગળ મસ્તક નમાવી બન્ને જણ હાથ જોડી બોલ્યાઃ "શેહનશાહ સલામત! પ્રચંડ પ્રવર્તને એક ઘાસનું તરણું અથવા સમુદ્રને એક જલબિંદુ અર્પણ કરવા જેવી આપની ક્ષુદ્ર સેવા બજાવવાનો યોગ પરમેશ્વરની કૃપાથી પ્રાપ્ત થયો તેની નિરર્થક સ્તુતિ કરી બાદશાહે અમને લજ્જિત ન કરવા. આવા દયાળુ, પ્રજાવત્સલ રાજાને ખાતર પોતાના પ્રાણ કોણ ન પાથરે! રાજાની સેવા કરવી એ અમો પ્રજાજનોનું કર્તવ્યજ છે પણ આ ક્ષુદ્ર સેવકો ઉપર આપ જે કૃપાનો વરસાદ વર્ષાવી રહ્યા છો તે ઉપકારમાંથી અમે તો કદી મુકત નહિં થઇ શકીએ."

યશોમતીના લોચનો અશ્રુપૂર્ણ થઇ ગયાં. બાદશાહના નયનો પણ આંસુ ભીનાં થયાં. દરબારી જનોના હૃદય આ દૃશ્ય નિહાળી પીગળી ગયા.



## "ઉદય" વાર્ષિક

ઉમરેઠમાં શ્રી યુવક મંડળ તરફથી ચાલુ હસ્તલિખિત માસિક 'ઉદય' નો અંક વાર્ષિક મુદ્રિતરૂપે લગભગ સો પાનથી વધુનો દિપોત્સવીના અરસામાં ઉજવાતા વિદ્યાર્થી સંમેલન પ્રસંગે બહાર પડશે. તેનું લવાજમ રૂ. ૧-૦-૦ રાખવામાં આવ્યું છે. આ વર્ષ માટે તેમાં ખાસ **"સ્ત્રી" વિષયને લગતા લેખની સામગ્રી આવશે.**

આ યુવકોની પ્રવૃત્તિને ઉત્તેજવા તેમજ પોષવા તેના ગ્રાહકો બની તેમજ તેની સામગ્રી માટે કંઇ લેખો લખી મોકલવા નિમંત્રણ છે.

મોતીલાલ હીરાભાઇ બિલ્ડીંગ,
એલિસબ્રીજ કોલેજ પાસે,
અમદાવાદ.

તંત્રીઓ,
નાનુ ગૌરીશંકર સેલત.
જયશંકર મણિલાલ સેલત.

# "હરિનું હાલરડું."

( લોકગીત )

સંપાદક : રા. ગજાનન વિશ્વનાથ જોશી.

ગોકુળ આઠમનો જનમ થયોને,
પડદે રમ્યા મહારાજ
લોક આવીને ઉભા રહ્યા પછી
ગાવતા રહ્યા ભગવાન.
હરિને હાલરડું વ્હાલું: (૧)

સોનારૂપાનું મ્હારૂં ઘોડીયું ને,
હિરલા દોરી હાથ
એક હિચકો નાંખજેરે બાઇ,
કા'નાને રળીઆત.
હરિને હાલરડું વ્હાલું: (૨)

કા'ન તમારો ઘેલો ને,
રૂવે છે જાણી જાણી.
છાનો રે' છોકરા સુખ જ !
તારી માતાજી ગ્યાં છે પાણી.
હરિને હાલરડું વ્હાલું: (૩)

પાણી ભરી માતા મહેલમાં આવ્યાં,
ઉને જળે નવરાવ્યા.
સાચા રૂમાલમાં વીંટાળી પછી
શિરમાં લટ ઘરાવ્યા.
હરિને હાલરડું વ્હાલું: (૪.

જમે છે બ્રાહ્મણ ચૂરમે ને,
ખોબંલે પીરસાતી ખાંડ,
થંભા ઝાલીને ઉભા રહ્યા પછી
કોડે વીંટાવ્યા કાન–
હરિને હાલરડું વ્હાલું: (૫).

સાચી ચીતરાવું ઝુલડી ને,
માથે સોનેરી ટોપી:
ખોબ ભરાવું ખારેકની
પછી જોવા આવે વ્રજગોપી.
હરિને હાલરડું વ્હાલું: (૬)

# માતૃભાષા દ્વારા શિક્ષણ.

[ નિઝામ રાજ્યના વિદ્યાધિકારી નવાબ મસુદ જંગ બહાદુરે શ્રી કર્વે મહિલા વિદ્યાપીઠના પદવીદાન સમારંભ પ્રસંગે આપેલા વ્યાખ્યાનનો સાર. ]

ગુજરાતીમાં ઉતારનાર: શા. રસિક ઠા. વીણુ

અત્યાર અગાઉ 'રાષ્ટ્રીય શિક્ષણ' નો પ્રશ્ન કેટલીયે વાર ચર્ચાયો છે, અને છતાંયે તેના સાચા સ્વરૂપનો નિવેડો હજી સુધી આવ્યો નથી. એની ખાસ આવશ્યકતાઓ તો એજ છે કે કોઇ પણ દેશ પોતાના જ દેશી-શિક્ષકો પાસેથી અને પોતાની માતૃ-ભાષામાંજ રાષ્ટ્રીય શિક્ષણ લઇ શકે. વિદેશીઓએ દીધેલું શિક્ષણ અને તે યે પરભાષામાં તે કદી રાષ્ટ્રીય શિક્ષણ કહેવાય? જ્યારે પોતાના બાળકોને અંગ્રેજીમાં જ ગણિત શીખવે, ફ્રાંસ તેમને ફ્રેંચ ભાષામાં શીખવે તો પછી શું એમ કહેવાય કે હિંદની ભાષાઓ એ ઉપયોગને [illegible] નાકામી છે? અને તેમ કહીએ તો શું આપણે પરભાષાના ગુલામ નથી? અંગ્રેજીમાં અપાતું શિક્ષણ રાષ્ટ્રીય નથી જ અને તેમ કહેવું એ કેવળ મૂર્ખાઇની હદ છે. આપણા દેશને જગતની પ્રજાઓમાં સંસ્કૃતિ-સમૃદ્ધ અને વિદ્વાન લેખાવવો હોય તો આપણી "રાષ્ટ્રીય શિક્ષણ" પદ્ધતિ સ્વભાષાના સુંદર પાયાપર રચાવી જોઇએ.

હૈદરાબાદ યુનીવર્સીટીમાં અપાતા ઉર્દૂ-ભાષાના શિક્ષણને કેટલાક વિચારકોએ "પ્રયોગ" કહી વગોવ્યો છે, અને એમ કહેતાં એમણે આમાં નથી ખ.પે. પણ તેઓ ભૂલી જાય છે કે ખરું જોતાં અંગ્રેજીમાં અપાતું શિક્ષણ જ પ્રયોગ-રૂપ છે ને તેમાં નિષ્ફળતા મળી છે. એની સાબિતી એટલી જ કે અત્યાર સુધી અંગ્રેજી ભાષાપર રાખેલી આશામાં નિષ્ફળ નીવડી હવે કેટલાએ વિચારકો માતૃ-ભાષાના સાધને શોધવા તૈયાર થયા છે. અને આપણાં બાળકોને માનસિક અને આધ્યાત્મિક કુશળતા અને બળ પ્રાપ્ત કરાવવાનો આ એકજ માર્ગ છે.

અંગ્રેજી ભાષામાં આપવામાં આવતા શિક્ષણનાં પરિણામરૂપે આપણે ત્યાં એક નવા પ્રજાવર્ગે જન્મ લીધો છે. આ વર્ગ 'અધ-કચરા' અંગ્રેજ થયેલા આપણા દેશીઓનો છે. આ વર્ગને ગોરાઓ તો નથી જ સ્વિકારતા કારણ હિંદીઓ જાતિ અને ધર્મથી જુદા છે. બીજી તરફ અંગ્રેજી સંસ્કારોના અનુકરણથી આ વર્ગે પોતાના સગાં સ્નેહીઓના સુસંબંધ પણ ગુમાવ્યા છે. ખરેખર હિંદને શરમાવા જેવું છે કે બીજા કોઇ દેશમાં નહિં અને હિંદમાંજ એવા માણસો પડ્યા છે કે જેઓ અંગ્રેજી સંસ્કૃતિ ને સાહિત્ય વિષે જેટલું જાણે છે તેટલાજ પોતાનાં વિષે તેઓ અજ્ઞાન છે.

હિંદની દયા ખાવા સિવાય, આવી પરિસ્થિતિમાં બીજો એકે માર્ગ નથી. આનો અર્થ તો એજ છે કે હિંદ પોતાના પગે જ ચાલતાં ૧૦૦૦ માઇલ દૂરથી મળેલા "ચોકઠા" ઉપર કુદકા મારવા. ઇશ્વરે આપેલા સુંદર પગ એટલે કે ભાષા-ભાઇઓ મુકી આકાશી

રીતે પરભાષારૂપી ( crutches ) ઘોડીથી કુદવું હિંદને હવે ન છાજે. સ્વભાષામાં શિક્ષણ આપવાના પ્રયત્નને હસી કાઢનાર માણસો પેતેજ સ્વમાન ગુમાવી, નાનમ વ્હોરી લઇ, હાસ્યને પાત્ર બને છે, એમાં શંકા નથી. આપણે એમની દયા ખાવી જોઇએ કે ઇશ્વરે એમને એમ મનાવ્યું કે એમની ભાષા એટલી સબળ અને સફળ નથી કે જે વડે એમના બાળકોને બધું જોઇતું શિક્ષણ આપી શકાય.

બીજું એક કરૂણ દશ્ય આપણા સામાજીક જીવનમાંથી મળી આવે છે. આપણા ઘણાખરા કુટુંબોમાં કુસંપ હોવાનું મૂળ કારણ એજ છે કે ઘરની સ્ત્રીઓને જે કાંઇ શિક્ષણ મળ્યું હોય છે તે આપણી આર્ય સંસ્કૃતિનુંજ હોય છે અને તે પણ માતૃભાષામાંજ એટલે એમનાં મગજોમાં પશ્ચિમનું ભૂત ભરાતું નથી. એજ ઘરોના, અંગ્રેજી-શાળાઓમાં કે કોલેજોમાંથી આવેલા વિદ્યાર્થીઓના મગજમાં કાંઇ કાંઇ તરંગો ઉડતા હોય છે જે ઘણેખરે અંશે સ્ત્રીઓના સંસ્કારોથી વિરૂદ્ધજ હોય છે. એકજ ઘરમાં પુરૂષ અંગ્રેજી સાહિત્યકોનો પૂજારી હોય અને સ્ત્રી તુલસીદાસ કે ગાલિબને વાંચતી હોય તો, ત્યાં સાચી એકતા છે એવું કેમ કહેવાય ? અને જ્યાં સુધી આપણા કુટુંબોમાં માનસિક એકતા નહિં સધાય ત્યાં સુધી એ કુટુંબોની શક્તિ અનેક દિશાઓમાં વેડફાઇ જાય છે એમ નક્કીજ માનજો.

ઉપર જણાવ્યો તે સંસારકલહ મટાડવા સ્ત્રીઓને પશ્ચિમના સાહિત્યનું જ્ઞાન આપો તેની ના નથી. પરંતુ સ્વભાષાને ભૂલી જવાનું સૂચન પણ એમાં નથીજ. સ્ત્રી એટલે સંસ્કૃતિની મૂર્તિ, અને દુનિયાનો પ્રતિહાસ ઘડતી દેવી ! જાપાનનોજ દાખલો લ્યો. જાપાનની પ્રગતિમાં જાપાનની માતાઓએ શું ઓછો ફાળો આપ્યો છે ? અને એ ફાળો આપી શક્યો એટલાજ માટે કે જાપાન પોતાનાં બાળકોને સ્વભાષામાંજ શિક્ષણ આપે છે. માતાઓ ત્યારેજ બાળકોના શિક્ષણમાં રસ લે કે જ્યારે શિક્ષણ માતૃભાષામાં અપાતું હોય.

બીજો એક વિચાર એવોજ નાદાનીભર્યો અને મૂર્ખ છે. અંગ્રેજીભાષામાં શિક્ષણ આપવાની પદ્ધતિમાં એક એવી માન્યતા રહી છે કે પ્રત્યેક વિદ્યાર્થી પર-ભાષા-જ્ઞાન મેળવવાને જોઇતી શક્તિઓ ધરાવે છે આપણા દેશ સિવાય બીજી એકે પ્રજા એવી નથી જેણે આવી ખોટી માન્યતા ઉપર શિક્ષણ પદ્ધતિ રચી હોય. ઉલ્ટું આપણે તો એટલા માટે પે તૈયાર રહેવું જોઇએ કે કદાચ અંગ્રેજીને શિખવવાની ભાષા તરીકે નાકબુલ કરવાથી તેનું જ્ઞાન ઓછું થાય અને બીજા વિષયો સારા થાય, તો જે થોડા હિંદીઓ સારૂં અંગ્રેજી બોલે છે ત્હેમની સંખ્યા ઓછી નહિં થઇ જાય, અને બીજાઓ સ્વદેશમાં રહી પરદેશી બનતા અટકશે !

વળી કેટલાક ગૃહસ્થો ' રાષ્ટ્રીય શિક્ષણ ' નો પ્રશ્ન ચર્ચતી વેળાએ એમ પણ કહે છે કે રાષ્ટ્રીય-એકતા સાધવા માટે, અને બધા પ્રાન્તોની જુદી જુદી ભાષાની મુશ્કેલીઓ દૂર કરવા માટે અંગ્રેજી ભાષાની આવશ્યક્તા છેજ. આ વિચાર પ્રથમ દ્રષ્ટિએ કંઇક ગંભિર અને સાચો લાગે છે, પણ એમાં રહેલી મૂર્ખતા આ નીચે આપેલા બીજા વિચાર કરતાં જરાય ઓછી નથી. કોઇ એમ કહે કે રાષ્ટ્રીય એકતાને ખાતર સારી પ્રજાએ એકજ ધર્મ પાળવો, એકજ જાતનો ખોરાક ખાવો, એકજ જાતના કપડાં પહેરવાં ને એકજ રીતે ચાલવું તો એમાં શું ખોટું છે ?

હિંદનું હૃદય ઘણું જ વિશાળ છે. તેમાં અનેક જુદા જુદા ધર્મો અને પંથો સમાઇ ગયા છે. હિંદ માતાના દુધથી અત્યાર સુધી એવી રીતે અનેક બાળકો ઉછર્યાં છે ને હવે પછીયે તેમજ થશે. પણ કોણ કહી શકશે કે હિંદની એકતાને ખાતર

અંગ્રેજી–ભાષાજ જોઇશે ? અમેરિકામાં તો જુવો. અમેરિકાની ભાષા બોલતા સીદીને અન્યાય કરતાં અમેરિકાના ગોરાને વાર લાગે છે ? બીજી તરફ અનેક જુદી જુદી ભાષાઓ બોલતા બેલ્જીયમ અને સ્વીટઝરલેંડને ધન્યવાદ ઘટે છે કે એઓએ આજે દુનિયામાં સંપીલી પ્રજાઓ તરિકે ખ્યાતિ પ્રાપ્ત કરી છે. આ દાખલાઓ જોવા પછી પણ એમજ કહ્યા કરવું કે પ્રજાની અને દેશની–એકતા માટે રાષ્ટ્ર ભાષાની જરૂર છે અને તે પણ અંગ્રેજી એ શું મુર્ખાઇની અતિશયતા નથી ?

સૌથી વધુ દિલગીરીની વાત તો એ છે કે આ દેશના જરા જરા અંગ્રેજી ભણેલાઓ પશ્ચિમના જીવનનું અંધ અનુકરણ કરી રહ્યા છે. એમને ભાન નથી કે તેઓ પોતાની સંસ્કૃતિનું એ રીતે અપમાન કરી અને કરાવી રહ્યા છે. રીતરીવાજો ધીમે ધીમે 'વિકાસ' પામે છે અને તે પણ કાંઇ કારણો વિના તો નહિં જ. પરંતુ વિકાસક્રમની દ્રષ્ટિએ એક સંસ્કૃતિમાં બીજી સંસ્કૃતિના પૂર ધીમે ધીમે સમાય પરંતુ સૈકાઓ સુધી તદ્દન જુદીજ રીતે વિકાસ પામેલા સમાજની રૂઢીઓનો સ્વીકાર એકદમ કરવો એ બહુજ નુકશાન-કર્તા છે, કારણ કે અકુદરતી છે.

જાપાને એવું નથી થવા દીધું. પશ્ચિમના જીવન સાથે દરિયાઇમાં ઉતરવા છતાં પોતાની સંસ્કૃતિની સુંદરતા એણે નથી ગુમાવી કે જેને પરિણામે જાપાનનો આત્મા આજે જીવંત છે અને દુનીયાના પ્રજાઓમાં તે દેશ મહત્વનું સ્થાન ભોગવે છે.

ઉપર વિકાસવાદની વાત કરી, પણ એથી ઉલ્ટી કેટલાકની શ્રદ્ધા વિપ્લવ ઉપર હોય છે. વિકાસ અને વિપ્લવ એ બેઉ એકજ અર્થ સૂચવે છે. 'વિકાસ' એટલે ધીમે ધીમે, ક્રમે ક્રમે થતો ફેરફાર અને 'વિપ્લવ' એટલે થોડાજ સમયમાં દેખાતો મ્હોટો ફેરફાર. પરંતુ 'વિકાસ' વિના 'વિપ્લવ' માં ઇતિહાસનો કોઇ પણ પ્રસંગ પરિણમ્યો નથીજ. અને 'વિપ્લવ' વિના 'વિકાસ" સધાતો નથી. પરંતુ એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે, જે સંસ્કૃતિ માનવજાતના કોઇ પણ અંગને નુકશાનકર્તા નિવડે અથવા નિવડી છે, તે સારી સંસ્કૃતિ નથીજ. પશ્ચિમના વૈજ્ઞાનિક પ્રયોગોને બળે જો આપણે આપણા રિવાજોમાં હાનીકર્તા તત્વો જોઇ શકતા હોઇએ તો તે તરતજ નાબુદ કરવા, એમાં શંકા હોય જ નહિ. 'જુનું એટલું સોનું' એમ માનીને બેસી રહેવું હવે આપણને નહિ પાલવે.

અને પછી એક દિવસ એવો આવશે જ્યારે હિંદની પ્રત્યેક ભાષાને અંગે એક એક યુનીવર્સીટી સ્થાપિત થશે. એવી ન્હાની ન્હાની પ્રેરણાઓમાંથી આપણી પવિત્ર ગંગા જેવી મ્હોટી જ્ઞાનની ગંગા પરિણમશે અને ભારતને ઉજાળશે.

આપણા દેશ જેવા જુદી જુદી જાતિઓથી વસાયલા અને અનેક ભાષાઓથી ભરેલા દેશને એકતા સાધવા સારૂ એકજ તંતુ હોઇ શકે અને તે સ્વદેશપ્રેમની લાગણી. એ સ્વદેશ પ્રેમજ આપણી ઘણી ખરી મુશ્કેલીઓ દૂર કરવાને બસ છે. હિંદને અને માનવજાતને માટેનો આપણો પ્રેમજ ચિર એવાં સુખ અને સમૃદ્ધિ હિંદને અને દુનિયાને આપશે ! હિંદ પર ઘેરાયલું આ મતમતાંતરોનું તોફાન ધીમે ધીમે વિખરાઇ જશે પણ તેને માટે આપણે તપ કરવું પડશે. જેઓ પોતાને શિક્ષિત માને છે એવાં સર્વ ઓપુરૂષોની ફરજ છે કે તેઓએ હિંદના ભાવિ ઇતિહાસમાં આધાર સુધી રહેલા સર્વ મતમતાંતરો ન રહે એવા ઉપાયો પોતાની સર્વ શક્તિઓ ખર્ચીને કરવા, તેમ થશે ત્યારેજ હિંદ પોતાની ઉત્તમ સંસ્કૃતિથી દુનિયાને નવજીવન આપશે.

# મંગલાષ્ટક.

લેખિકા: સૌ. પદ્માવતી એન. દેસાઈ.

ચૂમન્તાં નિજ ગણ્ડ તાત જનની, બે એક સાથે લહી,
કૌતુકે શિવસૂનુએ સ્વમુખને, ખેંચી લીધું દૂર કે;
ને ભેળાં સહસા તહિં મુખ થતાં, ગૌરી અને શંભુના,
હાસ્યે જે વિલસી રહ્યાં ગણપતિ, માંગલ્ય તે દ્યો સદા.
ગોપી વૃન્દતણાં વ્હીલાં નયનનું, શાંતિતણું સ્થાન જે,
ગાઢી મોહક મુરલી મધુરના, ગુંજાવી સૂરો જગે;
આકર્ષે વૃજઅંગના સમીપમાં, તે ઇશ શ્રીકૃષ્ણ જે,
તે લક્ષ્મીપતિ પ્રેમરૂપ બનીને, દેજો સદા મંગલ.
ગંગા શીર ધરી જટાધર વિભુ, ગૌરી પ્રિયા પાસમાં,
ચોળી અંગ વિષે વિભૂતિ નિજના, પૂર્ણેન્દુ શું શોભતા;
ટાળી આસુરી વૃત્તિઓ જનતણી, દોરી સુમાર્ગે સદા,
વર્ષાવો શિવ હે સદાશિવ સદા, આનંદ હેલી મહા.
રાજે વિશ્વ વિષે સદા પ્રથમ જે, આર્યોતણી આ ભૂમિ,
જ્ઞાનીના હૃદયે સ્ફુરેલ ઊર્મિ ભરતી, આ સંસ્કૃતિ આર્યની;
જેની ધૂલી થકી પુનિત બનતી પાશ્ચાત્ય સર્વે પ્રજા,
તેવી ભારતભૂમિ નિત્ય અર્પો, આ યુગ્મને મંગલ.
ગૌરાંગી નિજ કાન્તિથી ઝળહળી, આ વિશ્વ દીપાવતી,
મારી દાનવવૃંદ જે રણ વિષે, સિંહાસને શોભતી;
ભક્તોના પ્રતી પ્રીતિ સાહ્યવભરી, ધારે સદા નિર્મળ,
તે અંબા, લલિતા, ઉદારચરિતા, પ્રેરે મહા મંગલ.
લાડીલા પ્રવિણ વીર પરણો, હંસા રૂડી કન્યકા,
અર્પ્યા શાંતિ સુધૈર્યથી જીવનમાં, પ્રેમામૃત રેડવા;
ધર્મો દંપતીના તમે સમજીને, દીપાવજો કૂળને;
સુરપતિ સમ સુખ ભોગવી અવનીમાં ચીર કીર્તિ પ્રસરાવજો.
સંસારે તિમિરે ભર્યો વિકટ છે, આ પંથ જીવિતનો,
સ્નેહી સાથી વિના મહા કઠીન છે, તેને સુખે કાપવો;
અન્યોન્યે અર્પી સહાય સુખથી, આ પંથને કાપજો,
પ્રીતિ લ્હાણ લઇ, દઈ, યુગલ હો! આનંદમાં મ્હાલજો.
સંસારાર્ણવનાં સહુ વમળથી, દૂરે રહી ચાલજો,
સંબંધી સહુના પરે ઉર વિષે, ગાઢી પ્રીતિ ધારજો;
વીરા પ્રૌઢ પ્રતાપિ દિગ્વીજયી હો, ને દીર્ઘ આયુ હજો,
એવા આશીર્વાદ તમ ભગિનીના, સ્નેહેથી સ્વીકારજો.*

---

*સંતરામપુરના યુવરાજ શ્રી પ્રવિણસિંહજીના લગ્ન કચ્છના યુવરાજના મોટાં પુત્રી શ્રી. હંસાકુમારી સાથે થયાં તે મંગલ પ્રસંગે લખેલાં.



# ડોશીમાનો ફોજદારી કાયદો.

લેખકઃ શ્રી વ્રજલાલ જે. શાહ, બી. ઈ.



પ્રિય વાંચક! નામ વાંચીને ધડકતો ના. તને લાગશે કે આ વળી નવો પીનલકોડ (ફોજદારી કાયદો) ક્યાંથી ? શું ધારાસભામાં પાસ કરવાનો છે કે પાસ થઇ ગએલો છે ? પણ તને નહિ ખબર હોય કે વૉયસરૉયની ધારાસભા કરતાંય મોટી ધારાસભામાં આ પીનલકોડ પસાર કરવામાં આવ્યો છે અને ઇંડીયન પીનલકોડ જ્યારે હિંદુસ્થાનનાં સંરક્ષણ માટે છે ત્યારે આ પીનલકોડ હિંદુ ગૃહસંરક્ષણ માટે છે. તને લાગશે કે આ વળી કયા ફળદ્રુપ ભેજાની પેદાશ ! પણ તને ખબર તો હશે કે 'સમય સમય બળવાન હૈ, નહિં પુરુષ બળવાન.' અને મારી બાબતમાં પણ તેમજ બન્યું છે.

એક રાત્રે મારી ચાલીમાં હું સુતેલો. તેવામાં વીસુવીયસ ફાટે અને તેનો આંચકો આખી પૃથ્વીપર લાગે તેમ મારી ચાલી ધ્રુજતી હોય તેમ મને લાગ્યું, અને હું એકદમ એબાકળો જાગી ઉઠયો. ઉઠીને જોઉં છું તો મારી પાડોશમાં રહેતી કાળી ડોસી તેનાં દીકરાની વહુ ઉપર ગાળોનો વરસાદ વરસાવી રહી હતી. મને ખબર નથી કે તેની જીભ તે વખતે કેટલી ઝડપે કામ કરતી હતી પણ એટલું તો નક્કીજ કે સર સુરેન્દ્રનાથ બેનરજી કે વીલીયમ પીટ પણ કોઇ વખતે એટલી ઝાપથી અને એટલું જુસ્સાદાર નહિ બોલ્યા હોય ! મને તો લાગ્યું કે જરૂર કાં તો વહુએ કાંઇ ખુન કર્યું છે કે કાં તો ડોશી પીવાનીને બદલે ચોપડવાની 'દવા પી ગયાં લાગે છે ! (ડોસીને બે ત્રણ દિવસથી જરા તાવ આવતો તથા એકાદ બે ગુમડાં થયાં હતાં તેની દવા ચાલતી હતી.) પણ તપાસ કરતાં માલુમ પડયું કે બે ત્રણ દિવસ ઉપર વહુને 'દળણું' દળવા આપેલું અને તે વહુ બિચારી નાની અને ઘંટી સારી નહિ હોવાથી લોટ જરા જાડો આવેલો તેની એ મ્હોંકાણ હતી. અને એ તો ચોથો કે પાંચમો અધ્યાય હતો. તે પહેલાં ત્રણ ચાર સંસ્કારો તે બિચારી વહુ ઉપર ગુજરી ગએલા.

એક તો દળણું દળી ઉઠીને તરતજ 'અરરર ! આવું દળણું દળાય ! સાવ ભરડું ! બાપને ત્યાં કોઇ દિ' દળ્યું છે કે નહિં કે માએ સાંઢડીજ કરીને મોકલી છે ! ખાવાં તો ત્રણ તમારા જોઇએ છે અને કામ કરવું પડે તો બિચારીને ધા વાગે છે. વિ. વિ.'

આમ બે ત્રણ અધ્યાય થયા. બે ત્રણ દીવસમાં તો બિચારીને આવી હજારો સરસ્વતિ સાંભળવી પડી.

મને લાગ્યું કે આટલા નાના ગુન્હા માટે આવડી શિક્ષા ? વળી, આ તો ઠીક હતું કે લોટ જેવી બાબત હતી કે જેથી લોટ ખલાસ થયેથી વાત કદાચ ભુલાઇ જાય. પણ ધારો કે કોઇ બીજો વાંક આવી જાય તો તો આખી જિંદગી સુધી બીચારીને વગોવી

વગોવીને તેનું મોતજ ઉભું કરે. અને આવા દાખલા આપણાં હિંદુ સંસારમાં ક્યાં ઓછાં બને છે ?

આવાં કેટલાય કારણોને લેઇને મને તે રાત્રીએ લાગ્યું કે જો બધી ડોસીઓ અને સાસુઓ ભેગી મળી ગુન્હાઓનું લીસ્ટ તૈયાર કરી, તેની યોગ્ય શિક્ષાઓ ઠરાવી તે પુસ્તક રૂપે છપાવી બહાર પાડે તો ઉપરની મુશ્કેલી પતી જાય. કારણ કે પછીથી દરેક ઘરમાં તેની એકેક ચોપડી રહે અને જો કે વહુ ભૂલ કરે તો પાધરુંજ ચોપડીમાંથી જોવાય કે આ ભૂલ કેવાં ગુન્હામાં ગણાય છે ને તેની શી શિક્ષા ફરમાવી છે. તે પ્રમાણે સાસુ વહુને સજા ફરમાવી દે ને તેનો અમલ કરે. સાસુથી કાયદામાં ઠરાવ્યા કરતાં વધુ શિક્ષા કરાય નાહિ અને વહુએ જે સજા કાયદામાં ઠરાવી હોય તે મુંગે મોઢે સહન કરીજ લેવી જોઇએ.

વળી, આ પીનલકોડ આખા દેશની ડોસીઓએ ભેગી થઇને ઘડ્યો હોય એટલે બધીય સાસુઓ તેમાં સંમત છે એમ સાબીત થાય છે અને એટલે કોઇપણ વહુ એમ ના કહી શકે કે મારી સાસુ સારી કે મારી સાસુ ખરાબ. આમ સંસારની અડધી કડવાસ તો આપોઆપજ નાશ પામે. વળી, આ પુસ્તક કન્યાશાળામાં જો પાઠ્ય પુસ્તક તરીકે રખાય તો બહુ સગવડતા થાય કારણ કે દરેક કન્યા પરણ્યાં પહેલાં જાણી શકે કે કઇ કઇ વર્તણુંકને ગુન્હો ગણાય છે અને કઈ કઇને નથી ગુન્હો ગણાતો. કારણ કે ઘણીખરી ભૂલો તો અજાણપણાથીજ થાય છે. કેટલીક વર્તણુક જે ગામડામાં ગુન્હો ગણાતી હોય તે શહેરમાં ફેશન ગણાય છે. અને કેટલીક બાબતમાં તેથી ઉલટું પણ બને છે. આથી ગામડાની કન્યાઓ શહેરમાં આવે અને શહેરની રૂઢીથી અજ્ઞાત હોય એટલે રીતભાતમાં ફેર પડે જેથી સાસુઓનાં વચનો સહન કરવાં પડે. બીજાઓ મશ્કરી કરે અને પરિણામ કડવાં આવે. પણ જો મુળથીજ પેલો પીનલ કોડ ભણી હોય તો તમામ રીતભાત જાણે, તેને અંગે થતી શિક્ષાઓ પણ જાણે અને જેથી ભૂલો થતી અટકે અને આમ લગભગ બધી કડવાશ નાશ પામે.

ઉપરના વિચારોથી મને એટલું તો જરૂર લાગ્યું કે જો કોઇ એવી કાયદાની ચોપડી ડોશીઓની પરિષદ તરફથી બહાર પાડવામાં આવે તો જરૂર ફાયદો થાય. પણ કરવું કેમ? પહેલાં તો દેખીતોજ ગેરફાયદો. બે પૈસાનું માટીનું બેડું ફોડીને આવનાર વહુ ઉપર દુઃખનાં ઝાડ ઉગાડનાર ડોશીઓને–સાસુઓને તે કેમ ગમે ? કારણ કે પછી તો કાયદા પ્રમાણે બેડું ફોડવાની શિક્ષા અમુકજ હોય; દાખલા તરીકે બહુ બહુ તો બે ત્રણ ગાળો કે એકાદ વખતનું ખાવાનું બંધ. પણ તેથી વધુ કાંઇ ન થઇ શકે. અને ઘણી વખત બે પૈસાના બેડાં માટે વહુનો જીવ સુદ્ધાં લેનારી સાસુઓને તે કેમ ગમે ? તેથી મને તો બહુ મુંઝવણ થવા લાગી. પણ પાછળથી સાંભર્યું કે કેટલીક સાસુઓ નબળી હોય છે અને વહુઓ જોરાવર હોય છે. બિચારી તેવી સાસુઓને વહુને શીક્ષા કરવાની કે દાબમાં રાખવાની ઘણીએ ઇચ્છા હોય છે, પણ વહુઓ માથાની મળી હોવાથી કાંઇ કરી શકતી નથી. મને લાગ્યું કે પીનલ કોડથી આવી સાસુઓને ફાયદો થાય. વળી કેટલીક સાસુઓની બાબત એવી હોય છે કે દીકરો વહુનો પક્ષ લઇ પોતાનો પક્ષ નિર્બળ કરી નાંખે છે અને વહુને શિક્ષા કરવાનો પોતાનો હેતુ પાર પડતો નથી. આવી સાસુને પણ ઉપરના કાયદાથી લાભ છે. તેથી તેઓ પણ મારા મતમાં ભળશે. ઉપરનાં બે વર્ગ ઉપરાંત ત્રીજા વર્ગની કેટલીક સાધારણ સાસુઓ પણ મારા પક્ષમાં ભળશે એમ મને લાગ્યું કારણ કે તેઓને

કાયદાથી લાભ કે નુકશાન થવા સંભવ નથી: બાકી રહી થોડી પુરી સત્તાવાન સાસુઓ, જેમને પણ લાજે શરમે પરીષદમાં ભાગ લેવો પડશે અને મારી ઉમેદ બર આવશે એમ મને લાગ્યું. અને સવારે ઉઠી પહેલાં એજ કામ કરવું એમ ધારી નિદ્રાદેવીને આધીન થયો.

સવારે ઉઠી મારા આસપાસમાં રહેતી ગગુડોશી, લાડીડોશી, બુધીડોશી, વાલીડોશી, વિ. થોડી નબળી સબળી ડોશીઓને બોલાવી મારો વિચાર જણાવ્યો અને તેઓને તો તે બહુજ ગમ્યો અને એક ડોશી મંડળ સ્થાપ્યું જેની અંદર પીનલકોડ વિશે ચર્ચા કરીને તેનું કાચું ખોખું તૈયાર કરવામાં આવ્યું. અને પછી "અખિલભારત વૃદ્ધા પરિષદ" અનામ-નગરમાં ભરી પીનલકોડ ઉપર રસભરી ચર્ચાઓ કરી તેને સુધારા વધારા સાથે પસાર કરવામાં આવ્યો. અને તેની ઉપર દરેક વર્ણની આગેવાન વૃદ્ધાની સહી લેવામાં આવી. વાંચકવર્ગની જાણ ખાતર તેનો થોડો ભાગ નીચે આપું છું.

### કાયદો નં. ૧ પરણ્યા પહેલાં પાળવાનાં નિયમો.

કલમ ૧.

સગપણ થયા બાદ દરેક કન્યાને તેના વરનું અને વરને તેની ભાવી પત્નીનું નામ લેવાની મનાઇ કરવામાં આવે છે. ખરીવાત છે કે આમ કરવાથી કોઇ વાર કફોડી સ્થીતિ ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે કોઇ કન્યાના વરનું નામ મોતીલાલ હોય અને તેને બજારમાં તોરણ માટે મોતી લેવા જવું પડે તો દુકાનદારને શું કહેવું તે મુંઝવણ ઉભી થાય છે. તો તે વખતે "મારે વીંધવાળા દાણા લેવા છે" તેમ કહેવું. દુકાનદાર આ બાબતમાં ટેવાએલા હોઇ સમજી જાય છે. પણ ધારો કે ન સમજે તો છુટે અક્ષરે નામ બોલવાની છુટ આપવામાં આવે છે. છોકરા-વાળી બાઇઓને પોતાનાં બાળકોને નિશાળે બેસાડવા જતી વખતે તે બાળકનાં પિતાનું નામ લખાવવું પડે છે અને ત્યારે પણ આ તકલીફ ઉભી થાય છે તો તેવી બાઇઓએ પણ ઉપરની છુટનો ઉપયોગ કરવો. આ છુટનો ઉપયોગ નછુટકે અણચાલતાંજ કરવાનો છે. વારંવાર કરવાનો નથી કારણ કે બે અક્ષરનું નામ ઝડપથી બેત્રણ વાર છુટે અક્ષરે બોલવાથી ખરૂં નામ બોલાઇ જવાનો ભય રહે છે.

### કાગળ પત્ર લખવાની મનાઇ બાબત.

કલમ ૨.

આજકાલનાં ઘણાખરા શહેરમાં રહેતા સુધરેલા છોકરાઓ પોતાનું સગપણ થાય કે વરતજ કન્યા ઉપર એક નાનકડા પુસ્તક જેવડો કાગળ લખી નાંખે છે. આમાં જો કન્યા ગામડાની હોય તો બિચારીની બુરી દશા થાય છે. પત્ર કન્યાનાં પિતા કે મોટા-ભાઇના હાથમાં આવે અને તે નાનાભાઇ કે બીજા કોઇ નાનાં છોકરાં સાથે જ્યારે તે કન્યાને આપવા મોકલે ત્યારે પેલી બિચારીને ભોંયમાં સમાઇ જવા જેવું થાય છે. ઘણી-વાર જાણે તે કોઇનો "મેલો"-અશુભ પત્ર આવ્યો હોય તેમ ( અશુભ તો વાંચ્યા પછીજ ફાડાય પણ આ તો વાંચ્યા વિનાજ ) તરત ફાડી નાંખે છે. પેલો રસિક વર-અમારી ઘરડી નજરે મુરખો-જવાબની રાહ જુવે છે. અને જ્યારે જવાબ ન આવે ત્યારે મનમાં મનમાં ખુબ ગુસ્સે થાય છે અને મને તે ચાહતી નહિ હોય તેવી અશુભ કલ્પનાઓ બાંધે છે. આમ પરણ્યાં પહેલાં જ-એક બીજાને દેખ્યા પહેલાંજ કુસંપના બીજ વવાય છે.

આ ઉપરાંત કુંવારી સ્થીતિમા પત્ર લખવો તે ધર્મની પણ વિરૂદ્ધ છે. કારણ કે ઉપરનું કાંઇ ન બને અને પત્રવ્યવહાર નિયમીત થાશે તો તે પ્રેમઘેલડાંઓ એક બીજાને અપરી-ણીત સ્થિતિમાં ન સંભોગી શકાય તેવાં વિરૌ-પત્રોથી સંબોધે છે અને પાપે ભરાય છે.

કારણ કે ન કરે નારાયણ અને જો યુવક રામશરણ પામે તો પેલીનાં બાપ તેને બીજાને પરણાવે છે. અને એકને પતિ તરીકે સંબોધી તે બીજાની થાય છે અને આમ એક ભવમાં બે થાય છે. પત્રવ્યવહારથી સંવનન થતું હશે તેમ આજકાલની ફિછરતી પ્રજા ભલે માને પણ આ વૃદ્ધા પરિષદ તે સંવનનના લાભો કરતાં પાપને વિશેષ મહત્વ આપે છે અને જેથી પત્રવ્યવહારનો સખ્ત વિરોધ કરે છે.

અપરિણીત અવસ્થામાં વરવહુને સગીર તરીકે લેખવામાં આવે છે અને જેથી ઉપરનો કાયદો બોધ રૂપે છે. જેથી તેનાં ભંગ માટે કાંઈ શિક્ષા ફરમાવવામાં આવતી નથી. પણ દરેક છોકરા છોકરીઓએ તે મુજબ ચાલવાનું છે. અને જો માલમ પડશે કે કાયદાનો ભંગ વધુ પ્રમાણમાં થાય છે તો તે માટે આવતી બેઠકમાં વિચાર ચલાવવામાં આવશે.

## કાયદા નં. ૨

## પરણ્યા પછીનો સમય.

### પરણ્યાને આખે પાળવાના નિયમો.

કલમ ૧

વહેલાં ઉઠવા બાબતઃ—રાતના ગમે તેટલું મોડું સુવાણું હોય છતાં પાંચ વાગે ઉઠવું જ. ભલે પછી કાંઈ કામ ન હોય તો ઉઠીને બેસે. જો ભૂલે ચુકે મોડું ઉઠાય તો સાસુને ત્રણ ગાળોની છુટ આપવામાં આવે છે. તેમાં એક મા સમાણી, બીજી તેના બાપને ઉદ્દેશીને અને ત્રીજી સાધારણ. મોટી નણંદને એક સાધારણ ગાળની છુટ આપવામાં આવે છે.

કમલ. ૨

### લાજ કાઢવા બાબત.

પોતાના વરથી ગમે તે માણસ નાનો કે મોટો હોય પણ પહેલાં તો તેની લાજ કાઢવીજ પછી સાસુ ના પાડે તો મુકી દેવી. ઘણી સ્ત્રીઓને નાની ત્રીકોણાકારતી આડીઆ લાજ કાઢવાની ટેવ હોય છે. આ લાજ બહુજ તોછડી છે અને મોઢું બરાબર ઢંકાતું નથી. માટે નવપરીણિત વહુએ ઘુંમટા લાજ કાઢવી. વળી ઘણી સ્ત્રીઓ કોણ આવે છે તે જોઇને પછી લાજ કાઢે છે. આ ઘણુંજ ખરાબ છે. કારણ કે તેથી ઘણીવાર આવનાર માણસ મોઢું જોઇ જવા પામે છે. માટે પગનો અવાજ થાય કે તરતજ લાજ કાઢવી અને પછી ખબર પડે કે સ્ત્રી કે છોકરું છે તો મુકી દેવી. આ બાબતમાં શિક્ષા ઉપર પ્રમાણે પણ તેમાં "શરમવિનાની છે" વિ. બે ચાર વાકયો બોલવાની વધારે છુટ આપવામાં આવે છે.

### એકબીજાના મોઢા સામું જોવા બાબત.

કલમ ૩

ઘણાં નવપરિણીત સ્ત્રી પુરૂષો વરઘેલાં કે વહુઘેલાં બહુ થઇ જાય છે અને તેથી ઘણી વાર મોટાં બેઠાં હોય તેનું પણ તેમને ભાન રહેતું નથી અને મોટાંની સમક્ષ ઘણીવાર એક બીજા સામું જુવે છે કે ઝીણું હસે છે અને કોઇ કોઇ વાર તો છાની છાની તીરછી નજર પણ મારી દે છે. આ જો મોટાં જોઇ જાય છે તો તેઓને બિચારાંને મરવા જેવું થાય છે માટે આને માટે બહુ મોટી શિક્ષા ફરમાવવામાં આવે છે, કે સાસુ, નણંદ વિ. જેટલાં મોટાં હોય તેમને બધાંને ચોવીસ કલાક સુધી જેમ કરવું હોય તેમ કરવાની છુટ આપવામાં આવે છે. આમ કરશે ત્યારેજ તે જુવાનીમાં ગાંડાતુર થઇ ગએલાં છેરાયાંઓ ઠેકાણે આવશે. અને ત્યારેજ મોટાંનો વિનય કરતાં શીખશે.

આશા છે કે પીનલકોડનાં એટલા નમુના બસ થશે. આખો વાંચવો હોય તેણે નીચેના સીરનામે પત્ર લખી મંગાવી લેવો.

પ્રમુખ

અખિલભારત વૃદ્ધા પરિષદ,

અનામનગર.

# બિન્દુનો પુત્ર.


મૂળ લેખકઃ શ્રીયુત શરદ બાબુ.
અનુવાદકઃ શા. રમણીક મ્હેતા.



( જુલાઇ અંકના પૃષ્ઠ ૭૫૦ થી ચાલુ )


બિન્દુએ આગ્રહપૂર્વક કહ્યુંઃ એમને તે વળી શું ઓછું છે ? અમે તો જાણે પારકાં રહ્યાં અને તકરાર કરી આવ્યાં; પણ ત્હમે તો એમના ભાઇ છો.

શિવનાથઃ સાવકો ભાઇ–સગો નહિ.

બિન્દુએ અવાક્ થઇ ધીમેથી કહ્યુંઃ ત્હમે ભા છતાં એમને નોકરી કરવા દેશો શું ?

આ વખતે શિવનાથે માથું ઉંચકી પત્ની નજર કરી; અને સહજ શાન્ત સ્વરે "શા માટે ન કરવા દઉં ? સંસામાં જેનું જેવું નસીબ તેવું તે ભોગવે. એનું જીવન્ત દ્રષ્ટાન્ત હું પોતે. મ્હારાં માબાપ ક્યારે મરી ગયાં એ હું નથી જાણતો. માબીના મ્હોંએ મ્હેં સાંભળ્યું છે કે આપણે બહુ ગરીબ હતાં; પરન્તુ કદિયે ગરીબીના દુઃખનો અનુભવ લેશ પણ નથી થયો. હંમેશાં કોણ જાણે કયાંથી મ્હારે માટે નવાં સ્વચ્છ કપડાં આવતાં હતાં, કોણ જાણે કયાંથી સ્કૂલ તથા કૉલેજની ફી આવતી હતી; ચોપડીઓના પૈસા આવતા હતા, પરન્તુ ખર્ચ આવતું હતું, એ હજૂયે હું કહી શકતો નથી. પછી વકીલ થઇ મળ્યું કમ પો. વળી એવામાં કોણ જાણે કયાંથી અઢળક ધન લઇને ઘરમાં ત્હારાં પનોતાં પગલાં થયાં–મ્હોટું મકાન થયું; પણ મ્હોટાભાઇ તરફ જો તો, હમેશાં તનતોડ મહેનત કરતા–ફાટેલાં, થીગડાં દીધેલાં કપડાં પહેરતા–શિયાળાની કડકડતી ટાઢમાંયે એમના શરીર પર અંગરખું જોયું નથી–એકવાર અધાકચરું ખાતા તે આપણે માટે–બધી વાત મ્હને યાદ પણ નથી આવતી; અને યાદ કરવાની જરૂર પણ નથી લાગતી. ફક્ત થોડા દિવસ આરામ ભોગવ્યો તે પણ ભગવાને વ્યાજ સાથે ઝડપી લીધો." એમ કહીને તે મ્હોં ફેરવી જરૂરના કાગળો ઉથામવા લાગ્યો.

બિન્દુ ચૂપચાપ પાંપાણમૂર્તિની માફક બેઠી હતી. ભૂતકાળની કયામ સ્વામીનો કેટલો બધો તિરસ્કાર છૂપાયેલો હતો એનો અનુભવ બિન્દુના રોમે રોમે વ્યાપી ગયો. તે નીચું જોઇ બેસી રહી.

કાગળ તપાસતાં તપાસતાં શિવનાથ મનમાં જ બોલતો હોય તેમ બબડયોઃ "એને નોકરી પણ કેવી ! રાધાપુરની કચેરી–આવતાં જતાં પાંચ ગાઉ થાય–રહવારના ચાર વાગે નીકળીને આખો દિવસ ભૂખ્યાં રહી મોડી રાતે ઘેર આવી બે કોળિયા ખાય ન ખાય અને પગાર જૂઓ તો મહિને બારજ રૂપૈડી."

બિન્દુ કંપી ઉઠી: આખો દિવસ ભુખ્યા રહે અને પગાર બાર રૂપિયા !

શિવનાથ: હા. બાર રૂપિયા. ઘડપણ આવ્યું છે અને તેમાંયે વળી ખર્ચીનું બંધારણ રહ્યું; એટલે પાશેર દૂધનાયે વાખા. આટલા દિવસ પછી ભગવાને દયા લાવી મ્હોટાભાઇને ભવયંત્રણાથી મુક્ત કરવાનો ઉપાય હાથ ધર્યો હોય એમ લાગે છે.

બિન્દુની આંખમાંથી આસુ સરવા લાગ્યાં; અને આજ દિન સુધી નહિ કરેલું કાર્ય હેણે કર્યું. તે નીચી પડી સ્વામીના બેય પગ પકડી રડતી રડતી બોલી: " ત્હમારે પગે પડું છું. એનો કાંઇ ઉપાય કરો. માંદલા શરીરે આટલી મહેનત કરશે તો બે દિવસ પણ નહિ જીવે."

શિવનાથ પોતાની આંખમાંનાં આંસુ લુછી બોલ્યો: " હું શો ઉપાય કરૂં ? ભાભી આપણા ઘરનાં ધાનનો એક દાણો યે નહિ લે; અને કાંઇ ન કરે તો તેમનું જીવન કેમ ચાલે ? "

બિન્દુ રૂંધાયેલા સ્વરે બોલી: " હું એ કાંઇ ન જાણું ! ત્હમે મ્હારા દેવ; મોટાભાઇ તો ત્હમારાથીયે મ્હોટા ! જેનો વિચાર પણ ન કરી શકાય એવી વાત—" બિન્દુ આગળ ન બોલી શકી.

શિવનાથ: ઠીક છે. ત્યારે તું એક કામ કર. ભાભીની પાસે તું જા. જેથી એમનો ક્રોધ શાન્ત થાય; અને તે રાજી થઇ પ્રસન્ન થાય એવા પ્રયત્ન કર. મ્હારા પગ પકડી આખો દિવસ બેસી રહીશ તો કાંઇએ નહિ વળે. "

બિન્દુ પતિના પગ છોડી કરીને ઉભી થઇ અને બોલી: " પગ પકડવાની મ્હને ટેવ નથી. તે દિવસે રાતે એમણે પાણી સરખું યે ન પીધું; છતાં યે જાણી બુઝીને દુશ્મનની માફક ચુપ રહ્યા. એક શબ્દ પણ ન બોલ્યા એટલે મ્હારો વાંક વધુ ગણાયો. "

શિવનાથે કાગળ પત્રમાં મન પરોવી કહ્યું: " ના, એ વિદ્યા હું મ્હોટા ભાઇ પાસેથી શીખ્યો છું. ઇશ્વર કરે ને હું એરીજ રીતે મુગો ને મુગો જ એક દિવસ ચાલ્યો જાઉં."

બિન્દુ કાંઇ ન બોલી. ત્યાંથી ઉઠીને તે પોતાના ઓરડામાં જઇ પડી રહી.

શિવનાથ ઉઠવાની તૈયારીમાં હતો એવામાં બિન્દુ ફરીથી ત્યાં આવી. એની આંખો લાલ ઘુમ બની હતી. એ જોઇ શિવનાથને દયા આવી. તે બોલ્યો. ' જા એકવાર ભાભી પાસે. એમનો સ્વભાવ તું જાણે છે. એકવાર એમની પાસે જઇને ઉભી રહે; એટલે બસ છે."

બિન્દુએ અત્યંત કરૂણ સ્વરે કહ્યું: "ત્હમે જાઓ—મ્હેં છોકરાના સમ ખાધા છે. શિવ-નાથ એનાં મનનો ભાવ જાણી જઇ જરા ગુસ્સે થઇ બોલ્યો: " હજાર સમ ખાધા હોય ત્હોયે હું મ્હોટા ભાઇને જઇને કાંઇ નહિ કહી શકું. તેઓ જાતેજ મ્હને કાંઇ ન પૂછે ત્યા સુધી એમની પાસે જઇને કહેવામાં હિમ્મત નથી. મ્હારૂં માથું કાપી નાખે તો યે નહિ. " છતાંયે બિન્દુ ખસી નહિ.

શિવનાથે કહ્યું: નહિ જઇ શકે તું ?

બિન્દુ જવાબ આપ્યા વિના ત્યાંથી ત્રીસું મ્હોં કરી ચાલી ગઇ.

[ ૮ ]

શિવનાથના ઘર આગળથીજ નિશાળે જવાનો રસ્તો હતો. પહેલાં થોડા દિવસ સુધી મદન છત્રી આડી રાખી આજ રસ્તેથી જતો હતો; પરન્તુ આજ બે દિવસ થયાં તે લાલ-રંગની છત્રી એ રસ્તેથી જતી નજરે પડી ન હતી. બિન્દુ એની રાહ જોઇ જોઇને થાકી ગઇ હતી અને આંખો પણ મૂજી આવી હતી. એ બારણાની આડમાં બેસી એકીટશે એની રાહ જોતી હતી. સ્હવારે નવ દસના સુમારે કેટલીયે જાતની છત્રીઓ માથે ઓઢી કેટલાયે

છોકરાઓ એ રસ્તે થઇને પસાર થયા. રહાં જતા નિશાળ છૂટવાના વખતે કેટલાયે છોકરાઓ એ માર્ગે થઇ પાછા ઘેર જતા હતા. પણ તે ચાલ અને તે છત્રી નજરે નજ પડયાં. અન્ધારૂં થયે તે આંખો લુછતી લુંછતી નીચે ઉતરી, અને નરેન્દ્રને એકાન્તમાં બોલાવી પૂછ્યું: " નરેન્દ્ર ! નિશાળે જવાનો સીધો રસ્તો તો આજ છે; તો પછી મદન હમણાંથી આ રસ્તે જતો કેમ નથી જણાતો ?"

નરેન્દ્ર ચુપ રહ્યો.

બિન્દુ: કેમ રે નરેન્દ્ર ! તમે બે ભાઇ વાતો કરતા આ રસ્તેથી જાઓ એ ઠીક નહિ ?

નરેન્દ્ર પણ પોતાના સ્વભાવાનુસાર મદન પર સ્નેહ રાખતો હતો. એ ધીમે ધીમે બોલ્યો: " શરમને લીધે તે હવે અહિંથી નથી જતો: એ પેલે રસ્તે થઇને જાય છે. "

બિન્દુ શુષ્ક હાસ્ય કરી બોલી: એને વળી શરમ શાની ? ના, ના. તું એને આ રસ્તે થઇને જવાનું કહેજે.

નરેન્દ્ર માથું હલાવી બોલ્યો: " એ અહિં થઇને કદિયે નહિ જાય, મામી ! એનું કારણ જાણો છો ? "

બિન્દુએ આતુરતા પૂર્વક પૂછ્યું: "શું ?"

નરેન્દ્ર: તમે ગુસ્સે નહિ થાઓને ?

બિન્દુ: ના.

નરેન્દ્ર: એને ઘેર નહિ કહેવડાવોને ?

બિન્દુ: ના.

નરેન્દ્ર: મ્હારી માને પણ નહિ કહોને ?

બિન્દુએ અધીર થઇ કહ્યું: નારે ના. હું કહું છું તો ખરી કે કોઇને નહિ કહું

નરેન્દ્ર ધીમેથી બોલ્યો: " થર્ડ માસ્તરે મદનના કાન સારી પેઠે આમળ્યા હતા. "

બિન્દુ આખની માફક સળગી ઉઠી ને બોલી: શા માટે કાન આમળ્યા ? મ્હેં ત્હેને આંબલી સરખીયે નહિ લગાડવાનું કહ્યું હતું તે ?

નરેન્દ્ર હાથ હલાવી કહ્યું: " એમાં માસ્તરનો વાંક નહોતો મામી ! એ તો હમણાં નવો આવ્યો છે. આપણો નોકર પેલો સદુ જ સાલો શયતાન છે. એણે આવીને મ્હારી માને કહી દીધું. મ્હારી મા પણ કાંઇ ઓછી બદમાસ છે મામી ? એણે સદુને માસ્તરને કહી દેવાનું કહ્યું: એટલે એણે માસ્તરને કહ્યું: અને માસ્તરે એના કાન સારી પેઠે આમળ્યા. કેવી રીતે આમળ્યા એ જાણો છો મામી ?– આમ પકડીને–"

બિન્દુ એને આગળ બોલતાં અટકાવીને બોલી: સદુએ માસ્તરને શું કહ્યું હતું ?

નરેન્દ્ર: ટિફિનના વખતે તે મ્હારૂં ખાવાનું લઇને આવતો હતો. એ વખતે મદન દોડતો દોડતો આવીને મ્હને પૂછતો: " શું ખાવાનું આવ્યું છે નરેન્દ્ર ભાઇ ! જોઉં ?" માએ એ વાત સાંભળીને કહ્યું. "મદન નજર નાખે છે."

બિન્દુએ પૂછ્યું: મદનને માટે કોઇ ખાવાનું નથી લાવતું ?"

નરેન્દ્રે દુઃખપૂર્વક કહ્યું: ક્યાંથી લાવે મામી! તેઓ બિચારા ગરીબ છે. એ ખીસામાં ચપટી ધાણીચણા લઇને આવે છે અને ટિફિનના વખતે ઝાડની છાયામાં બેસી છૂપાઇને ખાય છે.

બિન્દુને આંખે અન્ધારાં આવી ગયાં. ઘર બાર સમસ્ત સંસાર ચકર ચકર ફરવા લાગ્યો. તે ત્યાંજ બેસી ગઇ અને બોલી. " નરેન્દ્ર ! તું જા. "

તે દિવસે રાત્રે અનેકવાર બોલાવ્યા બાદ બિન્દુ ખાવાને ગઇ; પણ એક કોળિયોય મ્હોંમાં મૂકાયો નહિ. આખરે તબિયત સારી ન હોવાનું બ્હાનું કાઢીને ભાણાપરથી ઉઠી ગઇ. બીજે દિવસે પણ તે કાંઇ ખાધાપીધા વિના પડી રહી. પણ કોઇને ખુલાસાથી કાંઇ કહી શકી નહિ કે કોઇ ઉપાય પણ ન શોધી શકી. એને ફક્ત એજ બીક લાગવા માંડી કે કાંઇ બોલવા જતાં રખેને એ બધું વાંકમાં

આવી જાય. ત્રીજે પહોરે સ્વામીને ભોજન કરવાની વેળાએ હંમેશની માફક તે પાસે જઈને બેઠી; પણ શુન્ય દૃષ્ટિએ બીજી બાજુ નજર કરીને. એ દિવસથી ભોજન તરફ નજર સરખીયે તે માંડી શકતી ન હતી. ઓરડામાં દીવો બળતો હતો; શિવનાથ આંખો મીંચી ચૂપચાપ સૂતો હતો. બિન્દુ આવીને એના પગ આગળ બેસી ગઈ. શિવનાથે આંખો ઉઘાડી એના તરફ જોઈ પૂછ્યું. "શું છે?"

બિન્દુ નીચું માથું કરી પતિના પગની એક આંગળીના નખ ખોતરવા લાગી.

શિવનાથ બિન્દુના હૃદયની ભાવનાનું અનુમાન કરી, નમ્ર બની બોલ્યોઃ "હું બધું સમજું છું; પણ મ્હારી આગળ રડયે શું થશે? એમની પાસે જા."

બિન્દુ ખરેખર રડતી જ હતી. તે બોલીઃ "ત્હમે જાઓ."

શિવનાથઃ હું જઈને ત્હારી વાત કરીશ તે મ્હોટાભાઈ સાંભળશે ખરા ને?

બિન્દુ તે વાતનો જવાબ ન આપતાં બોલીઃ "હું તો કહું છું કે મ્હારી ભૂલ થઈ. હું એ કબુલ કરૂં છું—એમ કહો."

"મ્હારાથી નહિ બને." કહીને તે પાસું બદલી સૂઈ ગયો.

બિન્દુ તોયે ઘડીકવાર આશાભરી બેસી રહી; પણ જ્યારે શિવનાથે એની વાત પર ધ્યાન ન આપ્યું ત્યારે તે ત્યાંથી ઉઠીને ધીમે ધીમે ચાલી ગઈ સ્વામીના વર્તનથી એના હૃદયના એક ખુણેથી બીજા ખુણા પર્યન્ત ધિક્કાર વ્યાપી ગયો. આજે એણે ચોક્કસ માની લીધું કે એના સૌકોઈએ ત્યાગ કર્યો હતો.

બીજે દિવસે સવારે જ રામનાથે ન્હાનાં વહુને જવા માટેની અનુમતિ આપતો પત્ર લખી મોકલ્યો હતો. એમાં લખ્યું હતું કે ત્હેનો પિતા માંદો હતો અને ઉપરની ગાડી આવી પહોંચી હતી. આંસુભરી આંખે બિન્દુ ગાડીમાં બેઠી. રસોયણે ગાડી પાસે આવી કહ્યું: "બાપની તબિયતના કુશળ સમાચાર લઈ વ્હેલાં પાછાં આવજો વહુ!"

બિન્દુ ગાડીમાંથી ઉતરી એના પગે પડવા જતી હતી. તે બિચારી બિન્દુના આ વર્તનથી શરમાઈ ગઈ બિન્દુને આટલી નમ્ર થતાં અત્યાર પર્યન્ત કોઈએ દીઠી ન હતી. બિન્દુએ એને પગે પડી કહ્યું: "નહિ, નહિ. ગમે તેમ હોય તોયે તું બ્રાહ્મણની દીકરી રહી; અને ઉમ્મરમાં યે મ્હારા કરતાં મ્હોટી. હું પાછી અહિં ન આવું અને આ મ્હારી છેલ્લીજ યાત્રા થાય એવા આશીષ આપ."

રસોયણ બિચારી એના જવાબમાં કાંઈ ન બોલી શકી. એણે બિન્દુના શુષ્ક મુખ તરફ જોઈ આંસુ સાર્યાં.

ઇન્દ્રાણી ત્યાં ઉભી હતી. તે બોલી ઉઠીઃ "એ શું બોલી ન્હાની વહુ! શું બીજા કોઈનાં માબાપ માંદા નહિ થતાં હોય?"

બિન્દુ કાંઈ જવાબ ન આપતાં મ્હોં ફેરવી આંખમાંનાં આંસુ લુંછી બોલીઃ "ત્હમનેય પગે લાગું છું. બ્હેન! હું જાઉં છું."

નરુંદે કહ્યું: "જાઓ ભાભી! ખુશીથી જાઓ. હું ઘરમાં જ છુ. બધું સંભાળી લઈશ ત્હમે કોઈ વાતે ચિન્તા ન રાખશો."

બિન્દુ કાંઈ ન બોલી ગાડીવાને ગાડી હાંકી મુકી.

અન્નપૂર્ણા રસોયણના મ્હોંયે વાત સાંભળી દંગ થઈ ગઈ. અત્યાર પહેલાં કોઈ દિવસ બિન્દુ મદનને મુકી પોતાના પીયર ગઈ ન હતી. આજે માસથીયે વધુ વખત થવા છતાં એણે મદનને નજરે દીઠો પણ ન હતો. એના મનનું દુઃખ અન્નપૂર્ણાએ સ્હમજ્યું.

રાતે મદન પોતાના પિતા પાસે સૂતો સૂતો વાતો કરતો હતો. નીચે દીવાના અજવાળામાં બેઠી બેઠી અન્નપૂર્ણા ગોદડું સાંધતી હતી. તે નિસાસો નાંખી બોલીઃ "બે બાપ વરસની

થાવ ! જતાં જતાં એ બોલી ગઇ કે એ જાત્રા એની છેલ્લી જ થાય. માતા દુર્ગા ! મ્હારી દીકરી સકુશળ પાછી આવે એવું કરજો ! "

અન્નપૂર્ણાની વાત સાંભળી રામનાથ પથારીમાં બેઠો થયો અને બોલ્યોઃ " પહેલેથી જ ઠીક નથી થયું. મ્હારી વહુને ત્હમે કોઇએ ઓળખી નહિ."

અન્નપૂર્ણાઃ " એણે પણ એકેવાર મ્હારી પાસે આવી " મ્હોટી બ્હેન " કહી નથી બોલાવી. છોકરાને તો એ પરાણે પણ લઇ જઇ શકત. પણ એમ ન કર્યું. તે દિવસે એને ઘેર જઇ આખો દિવસ ગદ્ધાવૈતરું કરી ઘેર આવી, તોય એના બદલામાં કેટલું યે બોલી નાંખ્યું."

રામનાથઃ "એના મનની વાતો હું એકલો જ જાણું. પણ મ્હોટી વહુ ! તું એટલું યે માફ ન કરી શકે તો મ્હોટી થઇ શા કામની ! જેવી તું તેવો શીવનાથ. બન્નેય ભેગા મળી એનો જીવ ખાઇ ગયા.'

અન્નપૂર્ણાની આંખમાંથી સરસર આંસુ સરી પડયાં.

મદન બોલી ઉઠયોઃ " બાપુ ! ન્હાની મા " નહિ આવું " એમ શા માટે કહે છે ! "

અન્નપૂર્ણા આંસુ લુંછી બોલીઃ ત્હારી ન્હાની મા પાસે જઇશને ?

મદને માથું હલાવી કહ્યુંઃ ના.

અન્નપૂર્ણાઃ કેમ ના ? ન્હાની મા ત્હારા દાદાને ત્યાં ગઇ છે. તું પણ કાલે જા.

મદન ચૂપ રહ્યો. રામનાથે કહ્યુંઃ " મદન ! તું જઇશને ? "

મદને તકીયામાં મ્હોં છૂપાવી પહેલાની માફક માથું હલાવી કહ્યુંઃ " ના "

સ્હવાર થતું ન થતું ત્યાં તો રામનાથ નોકરીએ જવાને તૈયાર થતો. પાંચ ૭ દિવસ બાદ એવીજ રીતે તે સ્હવાર થયાં પહેલાં જવાને તૈયાર થઇ હુક્કો પીતો હતો.

અન્નપૂર્ણાએ કહ્યુંઃ " ત્હમારે વખત થવા આવ્યો—"

રામનાથે જલ્દીથી હાથમાંનો હોકો મૂકી દઇ કહ્યુંઃ " આજે મ્હારું મન બહુ ખરાબ છે. મ્હોટીવહુ ! કાલે રાતે મ્હને સ્વપ્નું આવ્યું હતું. જાણે ન્હાની વહુ આવીને બારણાંની આડમાં ઉભી હતી દુર્ગા ! દુર્ગા ! " કહીને તે નોકરીએ જવા નીકળ્યો.

સ્હવારે અન્નપૂર્ણા કંટાળેલી હોય તેમ રસોડામાં કામકાજ કરતી હતી. એવામાં શિવનાથના ઘરના એક નોકરે આવી કહ્યુંઃ " બાબુજી કાલે રાતે ત્હેમને સાસરે ગયા છે-ન્હાની વહુ બિમાર છે. " પતિનાં સ્વપ્નની યાદી આવતા અન્નપૂર્ણાનું હૃદય કંપી ઉઠયું. એણે પૂછ્યુંઃ " શું થયું છે ? "

નોકરઃ એ તો હું નથી જાણતો; પણ સાંભળ્યું છે કે વારે વારે બેહોશ થઇ જાય છે.

રાતે નોકરી પરથી ઘેર આવ્યા બાદ રામનાથે આ ખબર સાંભળ્યા ત્યારે તે રડી પડયો અને બોલ્યોઃ " કેટલી મહેનત કરી હું ઘરમાં સુવર્ણપ્રતિમા લાવ્યો હતો. મ્હોટી વહુ ! એને ત્હેં હાથે કરીને પાણીમાં ફેંકી દીધી. હું એકલો જ જઇશ.

દુઃખ અને આત્મગ્લાનિથી અન્નપૂર્ણાનું હૃદય ચીરાઇ જતું હતું. સાચું કહીએ તો મદન કરતાંએ અધિક સ્નેહ તે ન્હાની વહુ પ્રત્યે રાખતી હતી. પાલવવડે આંસુ લુંછી તેણે પતિના પગ ધોયા; અને ત્હેને સન્ધ્યાપૂજા કરવા બેસાડી તે અન્ધારામાં બ્હાર આવીને બેઠી. થોડીજ વારે શિવનાથનો અવાજ ત્હેને સંભળાયો. અન્નપૂર્ણા બન્ને કાનમાં આંગળી નાંખી, દઢ થઇ બેસી રહી.

રસોડામાં અન્ધારું જોઇ શિવનાથ બીજા ઓરડામાં આવ્યો અને અન્નપૂર્ણાને જોઇ શુષ્ક સ્વરે બોલ્યોઃ " ભાભી ! સાંભળો છો કે ? "

અન્નપૂર્ણા ઉંચું જોઇ શકી નહિ.

શિવનાથે કહ્યું: " એક વાર મદને ત્યાં જવાની જરૂર છે, એની આખર ઘડી હોય એમ લાગે છે. "

અન્નપૂર્ણા એ સમાચાર સાંભળી ડૂસકે ડૂસકે રોવા લાગી. રામનાથ બાજૂના ઓરડા માંથી દિવાનાની માફક દોડી આવ્યો, અને બોલ્યો: " એમ ન થાય ભઇ ! મ્હેં જાણે અજાણ્યે કોઇને કાંઇ દુઃખ નથી દીધું. ભગવાન મ્હને આટલી ઉમ્મરે એવી શિક્ષા કદિયે નહિ કરે. "

શિવનાથ ચુપ રહ્યો રામનાથ ફરી બોલ્યો: " મ્હને બધી વાત ખુલાસાથી કહે. હું જાતે એને લઇ આવીશ. તું ગભરાઇશ નહિ— ગાડી તું લાવ્યો છે કે ? "

શિવનાથ. હું ગભરાતો નથી, મ્હોટા ભાઇ ! તમે પોતે એવા લાગો છો.

રામનાથ: ઉઠ વહુ ! ચાલ મદન—

શિવનાથ: રાતે જવાય નહિ, મ્હોટાભાઇ !

" ના, ના. એમ ન થાય. તું અધીરો ન થા ભાઇ ! ગાડી બોલાવ–નહિ તો હું પગે ચાલીને જઇશ. "

શિવનાથ કાંઇ પણ બોલ્યા વિના ગાડી લઇ આવ્યો. ચારે જણ એમાં બેઠાં. રામનાથે પુછ્યું. " પછી શું થયું ? "

શિવનાથ: હું તો ત્હ્યાં ન હતો. હું બધી બિના બરાબર જાણતો નથી; પણ સાંભળ્યું છે કે ચારેક દિવસ પર સખ્ત તાવ આવ્યો હતો; અને વારંવાર આંકડીઓ આવતી હતી. ત્હ્યારથી તે અત્હ્યાર સુધી દવા કે દૂધનું એક ટીપુંયે નથી લીધું. શું છે એ બરાબર જાણતો નથી; પણ હવે બચવાની કાંઇ આશા નથી. "

રામનાથ મ્હોટેથી બોલ્યો: " ખૂબ આશા છે–એકવાર નહિ પણ હજારવાર આશા છે. મ્હારી વહુલક્ષ્મી બચી છે. શિવુ ! ભગવાન કરે ને મ્હારે મ્હોડેથી આ આખરી અવસ્થામાં જૂઠું વેણ ન નીકળે. હું આજ સૂધી કદિયે જૂઠું નથી બોલ્યો. "

[ ૯ ]

કેટલાક દિવસ થયાં બિન્દુ આહાર વગેરેનો ત્યાગ કરી પોતાના શરીરને ક્ષીણ કરી રહી હતી એ કોઇ સ્હમજી-જાણી શક્યું ન હતું. પીયર આવ્યા પછી ત્હેને તાવ આવ્યો; અને બીજે દિવસે બે ત્રણવાર આંકડી આવી. છેલ્લીવારની આંકડી તો કેમેય શમતી નહોતી. મહામહેનતે જ્હારે એને શુદ્ધિ આવી ત્હારે એની નાડી બહુ ધીમી પડી ગઇ હતી. આ ખબર મળતાંજ શિવનાથ ત્હ્યાં દોડી આવ્યો. એણે સ્વામીની ચરણરજ માથે ચ્હડાવી પણ મ્હોં ન ઉઘાડ્યું. કેમેય કરીને અનેક વાર વીનવવા છતાંયે એણે દાંત બીડી રાખી દૂધ ગળે નજ ઉતાર્યું.

શિવનાથે હતાશ થઇ કહ્યું: " આત્મહત્યા શા માટે કરે છે ? "

બિન્દુની બંધ આંખના ખૂણામાંથી આંસુ વહેવા લાગ્યાં. થોડી વારે મન્દ સ્વરે તે બોલી: " મ્હારૂં જે કાંઇ છે તે મદનનું છે ફક્ત બે હજાર રૂપિયા નરેન્દ્રને આપજો; અને એને સારી રીતે ભણાવજો. એ મ્હારા મદનપર સ્નેહ રાખે છે–એને ચાહે છે. "

શિવનાથે દાંત વડે હોઠ બીડી રુદન રોક્યું. બિન્દુએ ઇશારો કરી એને જરા પાસે બોલાવી ધીમેથી કહ્યું: " ના. "

બિન્દુની માએ એને એકવાર ફરીથી દવા પાવાનો યત્ન કર્યો; પણ નિષ્ફળ. તે પ્રથમની માફક જોરથી દાંત બીડી રહી.

શિવનાથ ઉઠીને ઉભો થયો અને બોલ્યો: એમ નહિ ચાલે, બિન્દુ ! તું મ્હારૂં કહ્યું નથી માનતી: પણ જેનો એક શબ્દ પણ તું ન ઉથાપી શકે એમને તેડી લાવવા હું આ

જાઉં. મ્હારી આટલી વાત કબૂલ રાખ, કે હું ત્હને અંતરીને પાછો જોઈ શકું." કહી શિવનાથે બ્હાર આવી આંસુ લુંછ્યાં.

તે દિવસે રાતે બિન્દુને નીરાંતે ઉંઘ આવી.

સ્હવાર થવાની તૈયારી હતી. શિવનાથે બિન્દુના ઓરડામાં આવી બત્તી બુઝાવીને બારીઓ ઉઘાડી કે તરતજ બિન્દુએ સ્હવારના સુન્દર શાન્ત પ્રકાશમાં પોતાના સ્વામીનું મુખ જોયું. તેણે મન્દ હસીને પૂછ્યું: "ક્યારે આવ્યા ?"

શિવનાથ: આ હમણાંજ ચાલ્યો આવું છું. મોટાભાઈ પાગલની માફક પોકેપોક રડી રહ્યા છે.

બિન્દુ ધીમેથી બોલી. એ હું જાણું છું. એમની ચરણરજ ત્હમે લાવ્યા છો કે ?

શિવનાથ: તેઓ પોતેજ અહિં હાજર છે. બ્હાર હુક્કો પીતા બેઠા છે. ભાભી હાથ પગ ધુએ છે. મદન ગાડીમાં જ ઉંઘી ગયો હતો એટલે હેને ઉપર સુવાડ્યો છે; એને લઈ આવું ?"

બિન્દુ ધીમેથી બોલી: "ના એને સુવા દો." કહીને તે પાસું બદલી સુઈ રહી.

અન્નપૂર્ણાએ ઓરડામાં આવી હેના ઓશીકા પાસે બેસી હેના માથા પર હાથ મુકતાં જ તે ચમકી ઉઠી. અન્નપૂર્ણા થોડી વારે બોલી: "તું હવે કેમ નથી ખાતી ! મરવું છે કે શું ?"

બિન્દુએ જવાબ ના આપ્યો. અન્નપૂર્ણાએ એના કાન આગળ મ્હોં રાખી કહ્યું: "મારૂં હૃદય ચીરાઈ જાય છે; અરે તું નથી સ્હમજતી ?"

બિન્દુ ધીમેથી બોલી: "બધું સ્હમજું છું, મ્હોટી બ્હેન !"

અન્નપૂર્ણા: તો આમ જો. ત્હારા જેઠ ત્હને ઘેર લઈ જવા માટે આવ્યા છે. ત્હારો મદન રોઈ રોઈને ઉંઘી ગયો છે. જો સાંભળ. મ્હારા તરફ જો."

બિન્દુએ આ છતાંયે મ્હોં નજ ફેરવ્યું. માથું હલાવી તે બોલી: "ના મ્હોટી બ્હેન! પરેશાં—"

અન્નપૂર્ણા: હું કહું છું તો ખરી, કે તું એક વાર ઘેર આવ—બસ—".

આ વખતે રામનાથ બારણાં આગળ આવી ઉભો રહ્યો; એટલે અન્નપૂર્ણાએ બિન્દુના મ્હોં પર ચાદર ખસેડી. રામનાથ ક્ષણભર પગથી માથા સુધી કપડાંથી ઢંકાયલી પોતાની ન્હાની વહુને જોઈ આંખમાં આંસુ રોકી બોલ્યો: "ઘેર ચાલ બેટા ! હું ત્હને તેડવા આવ્યો છું."

રામનાથના શુષ્ક ફીક્કા મુખને જોઈ ત્યાં ઉભેલાં બધાયની આંખમાં પાણી આવ્યું. રામનાથ થોડીવાર શાન્ત રહી બોલ્યો: "એક દિવસ તું ન્હાની હતી ત્યારે હું જ આણીને ત્હને–મ્હારા સંસારની સુવર્ણ પ્રતિમાને અહિંયા લઈ ગયો હતો. તે વખતે મ્હને ખ્યાલ ન હતો કે મ્હારે ત્હને ફરીથી તેડવા આવવું પડશે. એટલે સાંભળ. હું આવ્યો છું ત્યારે ત્હને લઈને જરૂર: નહિં તો હું યે પાછો નથી જવાનો. જાણે છે બેટા ! હું કદી જુઠું નથી બોલ્યો." કહી રામનાથ બ્હાર આવ્યો.

બિન્દુ મ્હોં ફેરવી બોલી: "લાવો મ્હોટી બ્હેન ! શું ખવડાવો છો ? અને મદનને મ્હારી પાસે સુવાડી તમે બધાં બ્હાર જઈ આરામ કરો. હવે કાંઈ ભય નથી હું મરવાની નથી."

( સંપૂર્ણ )

## જીવન-સંગ્રામ

સજની, એકલડે હાથ, આમ એકલડે હાથ,
જીવન-સંગ્રામ મ્હારે ખેલવાં.
કોઈ જીવન આધાર, લાવો ભવરણ ઘુમનાર,
જીવન-સંગ્રામ મ્હારે ખેલવાં.

ચેતન જીવનમાં ભરે, પુરે નૂતન સંસ્કાર;
પ્રેમલ જ્યોતિ પાથરે, મનોભાવ પલટાય.
એવો દિવ્ય જીવન પ્રાણ, લાવો તિમિર ટાળનાર–
જીવન-સંગ્રામ મ્હારે ખેલવાં.

સરલ વિમલતા અર્પતો, પાઠવતો રસપાઠ;
હૃદયતંત્રી ડોલાવતો, દેતો શિયળ સુવાસ.
એવો મુરલી ઝંકાર, લાવો રસિક હૃદયરાજ–
જીવન-સંગ્રામ મ્હારે ખેલવાં.

કામ, ક્રોધ, મદ, મોહથી, જીવન પથ રૂંધાય;
પડળ ચીરી અજ્ઞાનનાં, જ્ઞાન પ્રકાશ પમાય.
ઝીલે આત્મનો સંદેશ, એવો વિરલ કો રમેશ–
જીવન-સંગ્રામ મ્હારે ખેલવાં.
સજની, એકલડે હાથ, આમ એકલડે હાથ–
જીવન-સંગ્રામ મ્હારે ખેલવાં.

ગિરિજાપ્રસાદ ભોળાનાથ ભટ્ટ.

# બાળલગ્ન અને તેના ગેરફાયદા

લેખિકાઃ કુ. ઇશ્વરી સેવારામ સુલતાની.

બાળલગ્નનો વિષય ચર્ચતાં પહેલાં લગ્ન એટલે શું એ પ્રશ્ન સ્વાભાવીક રીતે ઉત્પન્ન થાય છે. હિંદુ સમાજમાં લગ્નને કયું સ્થાન આપવામાં આવ્યું છે? લગ્ન એટલે એક બીજા પ્રત્યે અદ્વિતીય સ્નેહ, અને નહિ કે માત્ર ઉપરથી લોકોને જણાવવાને ખાતર શરીરનાં લગ્ન. પતિ અને પત્નિના અંતઃકરણમાંથી ઉછળી આવતી શુદ્ધ પ્રેમની સરિતાઓનો સંયોગ તે લગ્ન છે. આપણા શાસ્ત્રકારો કહી ગયા છે કે લગ્ન એટલે પુરુષ અને સ્ત્રી વચ્ચે અગ્નિ અને વડીલોની સમક્ષ બંધાતી પવિત્ર સંબંધની ગ્રંથી. સ્ત્રી એ પુરુષની સહધર્મચારિણી કહેવાય છે, ને સંસારમાં પ્રત્યેકને એક બીજાની મદદથી સર્વ કાર્યો કરવાના છે.

લગ્ન એટલે એક પ્રકારની—અને તે પણ ઉત્તમમાં ઉત્તમ પ્રકારની—મિત્રતા. 'જ્યાં જ્યાં સ્નેહલગ્ન છે. ત્યાં ત્યાં સંસારમાં સ્વર્ગ છે' સ્નેહની એકતા વિના મિત્રતા સંભવીજ ન શકે. અને જ્યાં મિત્રતા ન હોય ત્યાં લગ્ન કેવી રીતે સમજવાં? જ્યા સુધી એક બીજાના હૃદયનાં લગ્ન થયાં નથી ત્યાં સુધી લગ્ન થયાં એ સમજવું તદ્દન ખોટું છે. હૃદયમાં સ્નેહ હોય તોજ એક એકનાં હૃદય બીજા પ્રત્યે આકર્ષાય. હૃદયો આકર્ષાતાં બન્નેના મન મળી જાય છે, ને પછી કોઇક અલૌકિક મિત્રતા ઉત્પન્ન થાય છે, એટલે પ્રથમ સ્નેહની એકતા, પછી મનની એકતા ને અંતે મિત્રતા. લગ્નનું મુળ પ્રેમ છે, જ્યાં પ્રેમ છે ત્યાં લગ્ન છે.

'પ્રીતિ ભર્યું જે લગ્ન છે, તે લગ્ન સાચું નામ છે,
પ્રીતિ વિનાનું લગ્ન તો, નહિ લગ્ન પણ બદનામ છે.
સુખમય બનાવે જીંદગી, જો લગ્ન પ્રીતિથી ભર્યું,
ઝેરી બને છે જીંદગી, જો લગ્ન પ્રીતિ વણ કર્યું.'

લગ્નની આ ઉચ્ચ સ્થિતિએ પહોંચવાને સ્ત્રી અને પુરુષ બન્ને ભણેલાં, કેળવાયેલાં, સંસ્કારી, સદ્ગુણી, અને સમજણવાળાં હોવા જોઇએ. ખરા હૃદયના લગ્ન માટે સ્ત્રી અને પુરુષની યોગ્ય વય હોવી જોઇએ. સાધારણ રીતે પુરુષની પરણવાની વય ૨૫ થી ૨૭ વર્ષની હોવી જોઇએ, ને સ્ત્રીની ૧૭ થી ૨૦ વર્ષની હોવી જોઇએ. આટલી વયે લગ્ન થાય તોજ તેઓ લગ્નનો ખરો આદર્શ સમજી શકે છે. નાની ઉમ્મરમાં લગ્ન કરવાથી, તેઓ વહેલા સંબંધમાં જોડાવાની ચિંતાએ, જોઇએ તેવો વિદ્યાભ્યાસ કરી શકતા નથી. તેઓનું શરીર નબળું થાય છે. યોગ્ય વયનાં થયા વિના લગ્ન કરવાથી તેઓમાં દંપતી પ્રેમ ક્યાંથી હોય! એવી રીતે લગ્ન કરવાથી લગ્નનો પવિત્ર હેતુ સચવાતો નથી, પણ કેવળ વિષયવૃત્તિ સંતોષવાનું સાધન બની જાય છે.

બાલલગ્નથી તદ્દન નિર્બળ સંતતિ પેદા થાય છે, પણ ભારતવર્ષના અભ્યુદય માટે તો પ્રાણ અર્પનારા પ્રેમ અને શૌર્યથી ઝળહળી રહેતા, અતુલ પરાક્રમી નરવીરો જોઇએ છે. એ નરવીરો જો ૨૫ વર્ષ સુધી અખંડ બ્રહ્મચર્ય પાળે તોજ ઉત્પન્ન થાય છે. પાયો મજબુત ચણાયો ન હોય તે પહેલાં તેના પર હોંશમાં ઉતાવળથી ઘર બંધાય છે, અને પછી તે ઘરના થોડા સમયમાં જેવા હાલ થાય છે, તેવાજ હાલ બ્રહ્મચર્ય આશ્રમના કાચા પાયા પર ગૃહસ્થાશ્રમ રચવાથી થાય છે.

અનેક વર્ષોથી ચાલતા આવતા રીત રીવાજ હિંદુ સંસારમાં જડ ઘાલી બેઠા છે, કે જેને લીધે લગભગ ઘણા ખરા હાલ બેહાલ થઇ ગયા છે. આજકાલ વિદ્વાન પુરુષો પણ

છતી વિદ્યાએ તેનો ઉપયોગ કરતા નથી, ને બાપદાદાના રીવાજને, ભલે તે ખોટા હોય, હાનિકારક હોય, તો પણ પકડી રાખે છે, ને છતી આંખે આંધળા બની, હાથમાં દીવો લઇ કુવામાં પડે છે, ને પોતાના ઉગતા સુકોમળ પુષ્પને કચરી નાખે છે, તેના અમૃત જેવા આશાવાદી જીવનમાં ઝેર નાખે છે, તેની આખી જીંદગીની આશાઓ નાનપણમાંજ નાશ પામે છે, ને તેને આખો સંસાર રસમય લાગવાને બદલે ઉજાડ જંગલ સમાન લાગે છે. માતા પિતા પોતાના અણમોલ કુદરતી રત્નને ઉંડા ખાડામાં ફેંકી દે છે, અને લગ્નના લ્હાવા લે છે. તેઓ તો માત્ર પરણાવવુંજ સમજ્યાં છે. તેવા માતાપિતાએ આ આર્યાવર્તને ભારરૂપ છે. અસલના વખતમાં જ્યારે ઋષિમુનીઓ લગ્નને પવિત્ર કાર્ય સમજતા હતા, ત્યારે હાલ લગ્ન એ ઢીંગલાઢીંગલીની રમત સમજવામાં આવે છે, તે શું અફસોસની વાત નથી? જે બાળાઓને લગ્ન એટલે શું ? પતિ એટલે શું ? તેની ખબર ન હોય તેવી બાળાઓના લગ્ન કરવાં એ વાત ઘણીજ અજબ છે. સ્ત્રી અને પુરુષ એક બીજાની ઉણપ પૂરે છે, ને પોતાના હૃદયમાં સ્નેહનો અદલો બદલો કરે છે, પણ બાળલગ્નમાં તો સ્નેહ શું છે, એજ છોકરાઓ જ્યાં સમજતાં ન હોય ત્યાં પછી રસના વિનિમયની તો વાતજ શી ?

બાળલગ્નથી વધતી જતી બાળવિધવાઓની સંખ્યા કેટલી છે, તે પર વિચાર કરતાં હૃદય શોકથી ઉભરાઇ જાય છે, અને તે વિધવાઓના બળતા હૃદયના એક એક નિશ્વાસ હિંદુ સમાજને બાળીને ભસ્મ કરશે. તેઓની કકળતી આંતરડીમાંથી નીકળતા શાપ હિંદુસમાજનું સત્યાનાશ વાળશે. અસલના વખતમાં વિધવા શબ્દથી આખું ભારત ધ્રુજતું હતું, ત્યારે હાલ વિધવાઓ તો ગણે ગણાય નહિ એટલી વધી પડી છે. કુમાર્ગે જતી વિધવાઓના દુરાચરણથી તો આ પૃથ્વી પણ કંપે છે. જ્યારે પુત્રી સાસરે જાય છે, ત્યારે તેને આદર્શ ઉપદેશ આપવામાં આવે છે, પણ દીલગીરીની વાત તો એજ છે કે તેઓની ઉમ્મર તે ઉપદેશ સમજવા લાયક હોતીજ નથી, અને વળી તેઓ તે પ્રમાણે વર્તવાને ભાગ્યશાળી બને તે પહેલાં જ તેઓનું સૌભાગ્ય લુંટાઇ જાય છે, તેઓના અમૃતમય જીવનમાં વિષ ભળી જાય છે. આ દરેક અનાચારમાંથી બચવાનો એકજ ઉપાય—અને તે બાળલગ્ન બંધ કરવાં.

છેવટે, બાળાઓને આધ્યાત્મિક શિક્ષણ આપવું, જેથી તેઓ પ્રેમાળ પત્ની ને યોગ્ય-માતા બની શકે. તેઓના લગ્ન બાલ્યાવસ્થામાં કરી તેઓને સદાને માટે દુઃખી કરવા નહિ, અને તેઓની જીંદગી ધુળધાણી કરવી નહિ. ભારતવર્ષને ઉચ્ચ સ્થિતિએ પહોંચાડવા અને હિંદુ રમણીઓના નિઃશ્વાસને બદલે આશીર્વાદ લેવા બાળલગ્ન બંધ થવાં જોઇએ, અને એ કાર્યમાં સચ્ચિદાનંદ પરમાત્મા સર્વને સહાય કરે.

---

" અહિં જુઓ સાહેબ, તે દિવસે મ્હેં તમને અંદર એક ટીકીટ બીડીને નહિ લખેલું કે મ્હારા માગતા રૂપીઆ મોકલી દો ? ત્હમે હજી જવાબ નથી વાળ્યો. "

" સાહેબ, ત્હમારી ટીકીટ વાપરીને ત્હમને જ દીલગીર કરવા એ મ્હને બહુજ ખોટું લાગ્યું. "

× × ×

પરીક્ષક: " ઉન્હાળામાં દિવસ લાંબા અને ઠંડીમાં ટુંકા હોવાનું શું કારણ ? "

એક ચાલાક વિદ્યાર્થી: " ગરમીથી પદાર્થો ફૂલે છે ને ઠંડીથી સંકોચાય છે. "

# બારડોલીની બ્હેનો.

લેખિકાઃ સૌ. શારદાબ્હેન મ્હેતા, બી. એ.

થોડા દિવસ ઉપર બારડોલીના એક તાલુકામાં સભા હતી. સભામા જવું એ તો પુરૂષોનો જ હક, એમ આપણે માનતા આવ્યા છીએ. આપણો કવિ ગાય છે કે "ભાઇ તો સભામાં જઇ સુભાષણો જ આપે." એટલે સભામાં જવાનું કામ તો પુરૂષનું; સ્ત્રીઓને તો ચુલો ને ઘર સાચવવાનું.

બારડોલી-ખુણે પડેલો એક ન્હાનો સરખો તાલુકો; તેણે પાસું ફેરવ્યું જ છે. સભામાં ત્રણ ચાર હજાર માણસ એકઠું થયું હતું. અડધો અડધ સ્ત્રીઓ આ સભામાં હતી અને સભાનું કામ શરૂ થતા પ્હેલાં ગીતો લલકારતી હતી. શ્રીયુત વલ્લભભાઇ આવતાં સ્ત્રીઓ એક પછી એક આવીને તેમને ચાંદલો કરે, ચોખા ચ્હોડે, ફુલહાર પ્હેરાવે અને શું જાસ પ્રમાણે નજરાણું કરે. કાંઇ અપૂર્વ ઉત્સાહ અને શ્રદ્ધા! આ સર્વ શેને લીધે ?

શ્રી. વલ્લભભાઇની કુનેહનું આ પરિણામ. વલ્લભભાઇએ જ્યારથી બારડોલીમાં પગ મુક્યો ત્યારથી સભાઓ થવા માંડી. તેમાં તેમણે કહેવા માંડ્યું કે મ્હારે તો બ્હેનોનું કામ છે; મ્હારે તેમની સાથે વાતો કરવી છે ! આમ કહીને ગામની ખરી કુંચી તેમણે હાથમાં લીધી.

બારડોલીની સ્ત્રીઓ કદી પડદામાં રહેલી નહિ. રાત દિવસ છુટી ફરેલી, સ્વતંત્ર કામ કરેલું તાલીમબાજ અને કાબેલ. તેમની આંખમાં એક જાતનું અદ્દભુત તેજ. તેમને હાથમાં શ્રી. વલ્લભભાઇએ લીધી એટલે તો પછી સ્ત્રી-શક્તિની જગાવટ થઇ. આ વીરાંગનાઓ સંપૂર્ણ રીતે બાજી સમજી ગઇ અને પછી પોતાના દીકરાઓને, ભાઇઓને તેમજ ધણીઓને પ્રોત્સાહન આપતી ગઇ. અને કોઇને જરા ઢીલો થતો દેખે કે લાગલો જ દાબી દે. એક પચ્ચાજ મુત્સદી વૃદ્ધ પટેલ છે.

## વીરપૂજન !

લેખિકાઃ બ્હેન જ્યોત્સ્ના શુકલ.

કર્મભૂમિ પૂજવાને જઇએ રે, હો બ્હેનીઓ !<br>
કર્મભૂમિ પૂજવાને જઇએ.

શંખનાદ જોરથી ફુંકાય છે, હો બ્હેનીઓ !<br>
કર્મભૂમિ પૂજવાને જઇએ.

જુલમની લગામ સામે ધૈર્યથી ઝઝુમતા,<br>
વીર એ ખેડુતને વધાવીએ, હો બ્હેનીઓ !<br>
કર્મભૂમિ પૂજવાને જઇએ.

સત્ય ટેક પાળવા રણે ચડી ઉભા રહ્યા,<br>
નિરખીને ત્યાગ ધન્ય થઇએ રે,હો બ્હેનીઓ !<br>
કર્મભૂમિ પૂજવાને જઇએ

શૌર્ય ને ઉદારતાની ભાવ ભોળી મૂર્તિ શી,<br>
નારીઓને નેહે નમન કરીએ રે,હો બ્હેનીઓ !<br>
કર્મભૂમિ પૂજવાને જઇએ.

લોભ, બીક, મૃત્યુ ને જરીય ના પિછાનતી,<br>
પૂણ્યભૂમિને સહુ પ્રણામીએ, હો બ્હેનીઓ !<br>
કર્મભૂમિ પૂજવાને જઇએ.

( પ્રતાપ. )

તેમને સમજાવવા માટે કલેકટરે બોલાવ્યા તે તેમના થાણા પર તો ગયા નહિ પણ રસ્તામાં વાત કરીને કહ્યું કે "સાહેબ! તમે હજી ખરી પરિસ્થિતિ સમજ્યા નથી. ધારો કે હું પૈસા ભરી દેવાની હા કહું તો પછી ઘેર બાયડી મ્હને ઘરમાં નહિ રહેવા દે ને મ્હને રોટલો પણ ઘડી નહિ આપે!"

આ પ્રમાણે જ્યાં સ્ત્રીઓ સમજી છે ત્યાં કોની મગદૂર કે ડગલું ચસાય?

ભણેલી વગર ભણેલી, મોટી ઉમ્મરની તેમજ ન્હાની છોકરીઓ ખબર પત્રિકા વાંચ્યા વગર એક દિવસ રહે નહિ. તાલુકાને એક છેડેથી બીજે છેડે શું થઇ રહ્યું છે તેની વિગતવાર ઝીણામાં ઝીણી માહિતી દરેક સ્ત્રીને હોયજ સાંજ પડે છોકરાઓને કે સ્વયંસેવકને બોલાવીને પત્રિકા સાંભળે ત્યારે જ એમને જંપ વળે

એક વખતે એક ગામમાં અમે ગયા. ત્યારે સાકરની વ્હેંચણી થતી હતી. અમે સુવાલ પૂછ્યો કે 'ભાઇ! આજે તમારા ગામમાં શેની વધામણી વ્હેંચાય છે?" અમને જવાબ મળ્યો કે "આજે તો અમારા ગામની જમીનોની ખાલસા નોટીસ ચ્હોડાઇ છે તેની વધામણીની સાકર વ્હેંચી છે. એટલા માટે કે આ મહાન યજ્ઞમાં અમે પણ આહુતિ આપવાને ભાગ્યશાળી થયા છીએ." આ પ્રકારની જ્યાં ભાવના છે ત્યાં કલેકટર શું કરે અને જપ્તી અમલદાર શું કરે?

બબ્બે મહિના ભર ઉન્હાળામાં બધ બારણે ઢોર ને છોકરાંને પૂરીને બેસી રહેવાનું પણ મ્હોં ઉપર દુઃખનું ચિન્હ નથી. સ્થિતિ જોઇને આપણને ગભરામણ થાય પણ એ બહાદુર બ્હેનોના મ્હોં ઉપર તો આનંદ ને ઉત્સાહ. ગામમાં સભા હોય ત્યારે તો જાણે કુટુંબમાં લગ્ન હોય તેટલો આનંદ!

"એક બાઇના ધણીને છ મહિનાની સખત કેદની સજા થઇ ત્યારે તેમને કોઇએ પૂછ્યું: "બ્હેન! ત્હને મુંઝવણ થાય છે?" ત્યારે તેણે જવાબ દીધો: "મુંઝવણ શેની થાય? મ્હને તો લાગે છે કે એ તો નાતાલ (આફ્રિકા) ગયા છે. મ્હારા ન્હાના છોકરાને પણ એમજ સમજાવું છું." આમ ગીતાના બોધને જીવનમાં ઉતારનાર-સુખદુઃખે સમેકૃત્વા-વીર રમણીઓના પ્રસંગમાં આવવાથી અનેક શીખામણ મળે છે.

એક ચોરાણું વર્ષની ડોસી છે. બાઇ બહુજ ચાલાક અને જમાનાબાપેસ છે. પાંચ વીર પુત્રોની માતા છે. તે કહે કે "સરકાર શું કરવાનો છે? અમારા ઢોર લઇ જશે, અમારાં છોકરાંને જેલમાં લઇ જશે, અમારી જમીનો ખાલસા કરશે! પણ પછી શું કરશે? જમીનોની ધુળના ગાંસડા બાંધી વેલાત લઈ જવાનો છે? કયો નવરો એની ખેડ કરવા આવશે? અમારી ધરતી માતા તો અમે એના છોકરાં તે અમને જ જીરવે–બીજાંથી એને પાખે ઉભા રહેવાય નહિ!" આમ અડગ ધૈર્ય, હિંમત અને શ્રદ્ધા રાખીને તપશ્ચર્યા કરી રહ્યાં છે.

સ્ત્રીઓ ખેડ કરવા તૈયાર થઇ ગઇ છે. "અમને જો હુકમ મળે તો અમેજ ખેડીશું. પછી સરકાર અમને સ્ત્રીઓને જેલમાં પૂરશે ને એની આબરૂ જગતભરમાં કેટલી વધારશે!"

સરકારને તેમજ તેના અમલદારને આ સ્ત્રીઓ બરાબર ઓળખી ગઇ છે. ખાતેદાર, બીન–ખાતેદાર હક, જપ્તીના નિયમો, બધું આ સ્ત્રીઓને પાકે થઇ ગયું છે. દરેક પ્રકારના કજીઆ, કેસ. કશેય રોકશે મુંઝીને

એક સંપ કરીને સત્યાગ્રહના માંડવા હેઠળ તપ કરે છે.

આવી સુદૃઢ, સુશીલ, શાન્ત પ્રજાની સેવા કરવાની તક કોણ ચૂકે? આ તકનો લોભ લઈને, સામાજીક અને માનસિક ઉન્નતિના પ્રયાસ આદરીને આપણી સ્ત્રીઓને ઉન્નત કોટીએ પહોંચાડવાનો આ ખરો પ્રસંગ છે અને જરૂર આ લડતમાં જીત થાય કે હાર થાય પણ તેના આડકતરાં પરિણામ તો અત્યંત લાભદાયક થવાનાં એ નિઃસંશય છે. પરમાત્મા આ ધર્મની લડતને વિજય આપો.

( બે ઘડી મોજ ).



# બારડોલીનો રણ-યજ્ઞ

( રાગ—વીણો વીણાને ફૂલડાં )

ચાલો, ચાલો! સ્વજન સહુ આજ,
ઘૂમિયે રણભૂમિ.
બેઠા 'સંત' સાબરમતી તીર,
વીર હાક ગજવે સુધીર.

પાકયા તપસ્વીઓ પુન્ય ભૂમીમાં,
દેશ દાઝ-યજ્ઞ આરંભીને;
દમન દોર તોડી આત્મ-શુદ્ધિને પામવા,
ટેક પ્રલ્હાદ સમ ધારી-હો ! ઘૂમિયે રણભૂમી

ધન્ય વીરાંગના બ્હેનો ! તમોને,
શૌર્યથી ઝઝુમી રણવાટ વિષે,
વેઠી અસહ્ય કષ્ટ સાથ દઇ યુદ્ધમાં,
વિજયમાળ અમર કીર્તિ દીસે-હો! ઘૂમિયે રણભૂમિ.

બારડોલીમાં સખિ ! સ્હાય કરોને,
તન-મન-ધન ઉલ્લાસથી;
ખેડૂત રહેશે રાતો ને માતો,
મ્હાલશે 'હિંદ' માત સુખથી-હો ! ઘૂમિયે રણભૂમિ

સૌ. સવિતાલક્ષ્મી બુચ.



રૂપાના દાગીનાને કાટથી કાળા પડી જતા અટકાવવાને માટે તેના દાબડામાં કપુર રાખજો.

કપડાંની પેટીમાં દુધ કે કંસારી ન થવા દેવા હોય તો કપડાં ભરતાં પહેલાં તેમાં થોડું ટર્પેન્ટાઇન છાંટજો.

હરીલાલ એચ. પારેખ.




લેખક: રા. " જલદ. "

" લગ્ન સમયે કન્યાની ઉંમર કેટલી હોવી જોઇએ ? " એ કૂટ પ્રશ્ને આપણા હિન્દુસમાજમાં આજકાલ ઠીક સ્થાન સંપાદન કર્યું છે. આ પ્રશ્ન જેટલો ગંભીર અને અઘરો છે તેથી વિશેષ એ ઉપયોગી અને વેળાસરનો છે; કારણ કે વયની કોઇ પણ નિયત હદના અભાવે ઘણીયે નિર્દોષ, આશાભરી અને કુમળી આર્યબાળાઓના અમુલ્ય જીવન ધુળધાણી થયાં છે અને વર્તમાન કાળમાં કીમતી જીંદગીનાં બળિદાન દેવાય છે. જ્યાં સુધી એ અતિ ઉપયોગી પ્રશ્ન અણઉકેલ રહેવાનો ત્યાં સુધી અનેક હિન્દુ અબળાઓ આપખુદ અને સીતમગર સમાજની ઘાણીમાં પીલાઇ પીલાઇ કુતરાઓને મોતે મરવાની. નામદાર મહારાણી ચીમનાબાઇ ગાયકવાડના અધ્યક્ષપણા હેઠળ પુનામાં મળેલ સ્ત્રી–કોન્ફરન્સે આ પ્રશ્નને ખૂબ છણ્યો છે; આપણાજ દેશની વડી ધારાસભામાં પણ આ સવાલ સારી રીતે ચર્ચાસ્પદ બન્યો છે; હિન્દુસમાજનાં ભિન્ન ભિન્ન અંગો જુદી જુદી જ્ઞાતિઓ–પણ આ દિશામાં પોતાથી બનતું કર્યે જાય છે; છતાં અત્યંત શોચનીય વાત છે કે એ પ્રશ્નનો તોડ જોઇએ તેવી રીતે નીકળ્યો નથી; એ સવાલ આદ્યાપિ ચોકસ નિર્ણય વગરનો પડયો છે. લગ્ન જેવી પવિત્ર અને ધાર્મિક ક્રિયા વખતે કન્યાની વય "અમુકજ" વર્ષની હોવી જોઇએ એવો કોઇ સ્પષ્ટ આદેશ કોઇ જ્ઞાતિની ધારાપોથીમાં નથી એટલે ઘણા દર્દઘેલાં માબાપો પોતાની દીકરીને નવ વર્ષથી માંડી બાર વર્ષની અંદરજ પરણાવી દે છે. લગ્નનો કહેવાતો લ્હાવો લેવા એ માબાપો સદા–સર્વદા તત્પર જ હોય છે. આવા નિશ્ચિત કાયદાના અભાવે આપણો સમાજ પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બન્ને રીતે બાળલગ્નને ઘટતો આવકાર આપે છે; એ ક્રૂર કુરિવાજને પોષે છે.

મારા ટુંક અનુભવ અને નમ્ર મતાનુસાર આપણા સમાજમાં દીકરીના લગ્નની તિથી નક્કી કરવી એ મોટે ભાગે સ્ત્રીવર્ગનોજ જન્મસિદ્ધ હક્ક થઇ પડયો હોય એમ લાગે છે. એ કાર્યમાં પુરૂષો જો વધુ પડતું માથું મારે તો તેઓને એ અવિવેક બદલ થોડું ઘણું સહન કર્યે છુટકો. વ્હાલઘેલાં અને આશાભર્યાં માબાપ લગ્નનો લ્હાવો લેવા અતિ આતુર અને ઉત્સુક હોય છે. એ અપૂર્વ લ્હાવો માણવામાં તેઓ પોતાને મહા પુણ્યશાળી અને ભાગ્યશાળી માને છે. પરિણામ એ આવે છે કે દીકરી અગ્યાર બાર વર્ષની થઇ ન થઇ ત્યાતો એ રમતી બાળ અને અણસમજુ બાળાનાં લગ્નનાં સુંદર સ્વપ્નચિત્રો માતપિતાનાં સ્નેહભર્યાં નેત્રો આગળ ખડાં થાય છે. અધુરામાં પુરૂં એ કિશોરવયથી બાળા જુના પુરાણા અને સનાતની વિચાર ધરાવતી આપણી રૂઢીચુસ્ત અને નવરા બેઠા નખોદ વાળતા " ડોસી મંડળ " ના ઇર્ષાળુ ચક્ષુમાં કણાંની માફક ખટકે છે. ખાઇ પી

જરા નવરા થયા કે પછી એકજ વાતઃ– " ફલાણાની દીકરી હવે બાર વર્ષની થઇ ! હવે બેસાડવા યોગ્ય નથી ! " ત્યારે બીજી વૃદ્ધા હા સાથે હા મેળવતાં પોકારી ઉઠશે " રે ! મા ! તો તો ઘર વોવાઇ જશે ! " ત્રીજી એ બંનેથી કંઇ વિશેષ પાણી હોય એવો ડોળ દર્શાવતાં ગાજી ઉઠશેઃ ' તમને ખબર શું છે ! પેલા અમરચંદની ચંદન આજ ચાર માસ થયા ન્હાય છે છતાં હજી કોટની નિશાળે ભણવા જાય છે ! " ત્યારે ચોથી, ડાહી બેનથી પોતાનું મૌનવ્રત જળવાશે નહિ. એકદમ તે તડુકી ઉઠશેઃ " એ બધું માવિત્રોએ સમજવું જોઇએ ! છે કોઇ ન્યાતમાં પુછનાર ! " આમ બપોરના ભાગમાં શેવમમરા ફાકતી, તપખીરના ભાવ વધારતી, પારકી કુથલી કરી નિરર્થક અને નિરસ વાતોના ખોટા ચાપડા લગાવતી કુરસદનો આવો મજાનો સદુપયોગ ( ! ) કરતી ઘણી સ્ત્રીઓ મેં મારી સગી નજરે નિહાળી છે. તેઓની આટલી અજ્ઞાનતા જોઇ આપણને ખરે દયાજ છુરે.

બાળલગ્નનાં કેવા અનિષ્ટ અને વિષમ પરિણામો આવે છે એ આજના પ્રગતિમય જમાનામાં સૌ કોઇ સજ્જન સારી પેઠે સમજે છે. નાની અને કાચી વયે લગ્ન કરવાથી પતિ–પત્નીના ભવિષ્ય ઉપર બેધારી છરી ફરી વળે છેઃ બંને જણ કેળવણી લેતાં બંધ પડે છે. સાંસારીઆમાં પ્રવેશ કર્યા બાદ એ બાળપત્નીને કોઇપણ પ્રકારની કેળવણી મળવાની આશા રાખવી એ વ્યર્થ છે. બીન કેળવાયેલ કે અર્ધદગ્ધ પતિ પોતાની નાની વહુને કેળવવા કંઇ કરી શકતો નથી. આમ અન્યોન્યને કેળવણીરૂપી જળનું સિંચન ન થવાથી બંનેના જીવન શુષ્ક બને છે. તેઓનાં જીવન ચેતન વિહોણાં થાય છે.

હજીતો બાળપણમાં એ નાનીશી બાળવધુ બધું શીખી પાવરધી થઇ હોય એમ માની લેવાને કંઇ પ્રયોજન નથી. કદાચ એમ માની લે તો એ સાસરીઆંની મોટામાં મોટી મૂર્ખાઇ છે પોતાના શરીરના પૂર્ણ વિકાસ માટે પિયરમાં તેને હરવા ફરવા અને અન્ય તમામ પ્રકારની રમત ગમતની ખાસ સગવડ મળે છે. પરાયાં ઘરનાં ઉંબરમાં દાખલ થતાંની સાથેજ આ શરીરવિકાસ અને ખીલવણી ઉપર એકાએક કાપ પડે છે. એ કોમળ અને મૃગલીશી નાની બાળાને ફક્ત રાંધણીઆમાં કે ઘરના કોઇ અંધકારમય ખુણામાં ભરાઇ રહેવું પડે છે. એ ઘોર તમસમય ખુણામાં પણ લાંબો તણુ તાણી–લાજ કાઢી–બેસવું એવી સાસુની કડક આજ્ઞા હોય છે; પણ એ બિચારી લાજમાં શું સમજે ! વિશેષમાં એ કિશોરવયી બાળા ઘરનો સમગ્ર ભાર વહન કરવા કેવળ અશક્ત હોવા છતાં તે શિશુ ઉપર લગભગ સઘળો બોજો લાદવામાં આવે છે. જો ગૃહકાર્યમાં કંઇ નાનીસુની ભૂલ થઇ તો તરતજ મહેણાંમાં મેણાં અને ટુંણાનો વરસાદ વરસવાનો; એ ભૂલ જો સાસુઓની અદેખી આંખોમાં ગંભીર અને ભયંકર દેખાય તો ચોદસું રતન–મેથીપાક વટાવમાં ! બાળવયે લગ્ન કરવાનું આ પહેલામાં પહેલું શુભ ( ! ) ફળ છે. આ ઘાતક પરિણામ મુંગે મ્હોંએ સહન કરવાનું એ "વહુ" ના નશીબમાં લખાયેલું છે માબાપો જે શુભ અને પવિત્ર લગ્નને જીંદગીનો અમૂલ્ય લ્હાવો ગણી અનુપમ આનંદ માને છે તેજ માબાપની પુત્રી એજ લગ્નને એક ઘોર શ્રાપ સમજી બોર બોર જેવડાં લોહીનાં આંસુડાં ખેરે છે. આ બધાનું અંતિમ ફળ એ આવે છે કે પતિપત્નીની જીંદગી એકબીજાને ભારરૂપ થતાં થવાં કલેશમય બને છે. એક વખતના હર્ષઘેલા માવિત્રો પોતાની પ્યારી પુત્રીનો સંસાર સુખમય અને સુધામય નિહાળવાને બદલે સંગ્રામમાં બદલાઇ

ગયેલ જુએ છે. ગૃહમાં સંસારને બદલે સંગ્રામના મંડાણ મંડાય છે.

બાળલગ્નનું બીજું વિશેષ ભયંકર પરિણામ જીવનદોરીનું ટુંકું અને બાળમરણપ્રમાણનો વધારો છે. જેવી રીતે એક અણુવિકસેલ અને અણખિલેલ પુષ્પનો ઉપભોગ કોઇ પણ પ્રકારે આપણને રુચતો નથી કિંતુ એ કુસુમને વિના પ્રયોજને તોડી, ફેંકી દઇ, કરમાઇ જતાં ચગદી નાખીએ છીએ તેવીજ રીતે જે બાળાના શરીરનો અને ભિન્નભિન્ન અવયવોનો પરિપૂર્ણ વિકાસ થયો નથી અને જે રગતેલી નિર્મળ બાળા " પ્રેમ " અથવા " કામ "નો પુરો અર્થ પણ નથી સમજતી એ બાળાનાં લગ્ન કરી માબાપો શું સાર કાઢવાના ! સાથે પરણનાર પતિ પણ આ અણુવિકસેલ બાળ-પુષ્પને શી રીતે ઉપભોગમાં લઇ શકશે ! છતાં જો અણખીલેલ અવયવોવાળી બાળાનો ઉપભોગ કરવામાં આવે તો એ નિરપરાધી બાળપત્ની અનેક જીવલેણ દર્દોનો નાહક ભોગ બને છે. માનવદેહની રચના જ એવી રચવામાં આવી છે કે કાચી, કુમળી અને અપરિપકવ વયમાં જો સ્ત્રીસંગ કરવામાં આવે તો એ સ્ત્રીને ક્ષય, પાંડુરોગ કે સંગ્રહણી જેવા રોગો જલદી લાગુ પડે છે. આ દર્દો જીવલેણ નથી એમ કોણ કહેશે! સાથે એ પણ યાદ રાખવાનું છે કે કાચી વયે એ બાળાને માતા થવાનો પ્રસંગ આવે છે ! કેટલીક બાળવધુઓ તો પહેલી પ્રસુતિ અવસ્થામાંજ મરણ શરણ થાય છે કારણ કે તેઓના શરીરનો બાંધો જોઇએ તેટલો દૃઢ અને પકવ નથી હોતો. જેઓ પહેલા પ્રસુતિ કાળમાંથી ઉગરી જવા પામે છે તેઓ પંદર કે સોળ વર્ષમાંજ એક બે બાળકની માતા બને છે. આમ ઉપરાસાપરી એ બાળમાતાને પ્રસુતિકાળમાંથી પસાર થવાનું હોવાથી કાયાનું તમામ રક્ત ઉડી જાય છે અને તદ્દન ફીકી થઇ જાય છે. એ વખતની રક્તપૂર્ણ, લાલચોળ અને કંચનવર્ણી કાયામાં પાંડુરોગ પ્રવેશ કરે છે. જે અવસ્થામાં તેને પુરેપુરૂં ખીલવાનું અને વિકાસવાનું હોય છે તેજ શિશુવયમાં તે બાળમાતાને ઘરજીઆત બુઢાપો વહોરવો પડે છે; અથવા વધુ અશક્ત થતાં તેને આ વિશ્વમાંથી પોતાના અસ્તિત્વનું રાજીનામું આપવું પડે છે. અને પેલાં વેંતીઆ બાળકોની શી દશા ! બાળઉછેર શિક્ષણના અભાવે એ બાળકો " હાથપગ દોરડી ને પેટ ગાગરડી" જેવા નિર્માલ્ય અને અતિ દુર્બળ હોય છે. કેટલાક મરવા ખાતરજ જન્મ ધારણ કરે છે. આ બધું આજના સમાજને ભારરૂપ નથી લાગતું કે !

જ્યારે આપણી સ્થિતિ આમ છે ત્યારે કુદરતી રીતે એ પ્રશ્ન થાય છે કે કન્યાને કેટલી વયે પરણાવવી ! ઘણામાબાપો તરફથી એવો ઉતાવળીઓ જવાબ મળશે કે દીકરીને એક વખત ન્હાવાનો પ્રસંગ આવ્યો કે તરતજ તેના ફેરા ફેરવી દેવા. આ ધારણા ખોટી છે. આ માન્યતા ભૂલભરેલી છે. એકજ દ્રષ્ટાંત પરથી આપનો સર્વ સંદેહ ટળી જશે. જેવી રીતે કેરીઓના જુથેજુથથી લચીપચી રહેલ આમ્રવૃક્ષમાંથી એકાદ સાખ ભોંયપર પડતાં આખા આંબાનું પરિપકવપણું નથી સૂચવાતું તેમ કન્યાને એક વખત નાવણ આવ્યું એટલે શરીરના તમામ અવયવો પરિપકવ બની વિકસીત અને ઉપભોગ્ય થયા છે એમ સમજવું એ મુર્ખાઇ ભરેલું છે; કારણ કે ઘણી વખત એમ બને છે કે પહેલી વખતનું નાવણ આવ્યા બાદ ચાલુ છથી આઠ માસ સુધી ન્હાવાનું અચાનક બંધ થાય છે. ઓચિંતુ આમ થતાં ભોળા અને અજ્ઞાન માબાપો કંઇક કુતર્કો ઘડે છે અને મનમાં પોતાની દીકરીની ચાલ વિષે સંદેહ ધરે છે. કુદરતની રચનાના અભ્યાસ કરવા ક્યાં તેઓને શ્રમ

વેઠવો છે ! એ સમય વીતતાં પુનઃ નિયમિત નાવણ શરૂ થાય છે. આ બીજીવારનું નાવણ આવ્યા બાદ એ બાળાને ઋતુધર્મનું રહસ્ય, તેની અંગેની તમામ્ ફરજો; તેની સાર્થકતા અને લગ્નનું સાચું સ્વરૂપ એ બાબતનું સઘળું જ્ઞાન સારા પુસ્તકો મારફતે અપાવવુ. આ પછીના એક વર્ષ પર્યંત ગૃહકેળવણી અપાવવી. આ ગૃહકેળવણીમાં પતિના પ્રત્યેના, સાસુ-સસરા પ્રત્યેના ધર્મો અને શ્વસુર પક્ષની શોભા કેમ અભિવૃદ્ધિ પામે એવી શીખામણો આપવી; અથવા એવાં ઓઉપયોગી પુસ્તકોનું જ્ઞાન પણ અતિ જરૂરનું છે પાકશાસ્ત્રને પુરેપુરો અનુભવ ન હોય તો કન્યાને સાસરે વોળાવશો નહિ. આ પ્રમાણે જો દીકરીના આરોગ્ય અને શિક્ષણ પ્રત્યે પુરતું ધ્યાન આપવામા આવે તો એ કન્યા પિતાના અને પતિના ગૃહને દીપાવશે. એ બીજી સાવિત્રી નીવડશે. આમ જ્યારે એક વર્ષ પુરૂં થાય બાદ કન્યાનું પાણિગ્રહણ કરાવવું.

એટલે આપણા આર્ય દેશના હવા પાણી અ પણી રહેણી, અને આજુબાજુના કોટુંબિક સંજોગો અવલોકતાં કન્યાને પહેલી વારનું નાવણ, ઘણે ભાગે, તેરમાં વર્ષે આવે છે; આઠ માસ અનિયમીત નાવણના અંતે એક પાકું વર્ષ ગૃહશિક્ષણનો ઉમેરીએ તો પણ કન્યા લગભગ પંદર વર્ષ પુરાં કરે છે. **ઓછામાં ઓછી આ ઉમર એ લગ્નની વય ગણાવી જોઇએ.** પંદરથી નાની વયે પરણાવવાનો સંકલ્પ સરખો કરશો નહિ આ વયે બાળાના દરેક દરેક અવયવ લગભગ સંપૂર્ણ પણે વિકસી નીકળે છે, માટે **પંદર વર્ષ પુરાં થતાં અને સોળમાં વર્ષનાં પ્રવેશ કરતી તમે તમારી કન્યાને પરણાવશો.**





## મોર.



( ' હારે રાધે પ્યારી જો પેસો નંદકુમાર ' એ ઢાળ. )

પાણીડાં જાતાં દીઠો કળાયેલ મોર,
સરવરની પાળે દીઠો કળાયેલ મોર:
અષાઢે આભલાં ગાઢાં છવાયાં,
દિલડાંના ચમકયા ચકોરઃ—પાણીડાં૦

કલગી નચવતો દીઠો કળાયેલ મોર,
આંબાની ડાળે કોયલ ટહુકતી;
કરતી'તી શોરબકોરઃ—પાણીડાં૦

ઠમકીને ચાલતો દીઠો કળાયેલ મોર,
કદંબ છાંયે વેણુ વગાડતો,
કાનુડો ચિત્તડાંનો ચોરઃ—પાણીડાં૦

ડોલી ડોલી નાચતો દીઠો કળાયેલ મોર,
મોરલો ને મોરલી હૈયાં નચાવે,
ખેંચીને હૈયાંની દોરઃ—પાણીડાં૦

મનુ ત્રિવેદી.

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ--દુઃખના સવાલ જવાબ.

તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં પુછો.

સંપાદકઃ બ્હેન જ્યોત્સ્ના શુકલ.

કોઇ પણ વાંચક જવાબ આપી શકશે તે સિવાયના સવાલો સંપાદક ઉકેલશે.

**સુરતથી એક બ્હેન પૂછે છેઃ—**

"ત્રણ વર્ષ પહેલા ચૌદ વર્ષની ઉમરે મ્હારાં લગ્ન થયાં હતાં. શરૂઆતમાં જ કાંઇ વાંધો ઉઠ્યો અને તે દિવસથી જ 'સુડી વચ્ચે સોપારી' ના જેવી મ્હારી દશા થઇ. પીયરમાં રહું તો સાસરીઆં બગડે; સાસરે રહુ તો પીયરીઆ બગડે. પીયરીઆં અસંસ્કારી ને પૈસાના મદમાં છકેલાં હોવાથી ખુબ દાબ રાખતા. સાસરે કોઇ માંદું હોય તો પણ મોકલે નહીં. ને દુઃખના પ્રસંગે ત્યાં જાઉં નહીં એટલે સાંભળવામાં કંઇ બાકી ન રહે. મ્હારા પતિ કોલેજમાં ભણે છે, એકવાર એ નાપાસ થયા ત્હેમાં પણ મ્હારા ખરાબ પગલાંનો દોષ નીકળ્યો. આ સંજોગોમાં હું એમ પુછું છું કેઃ

( ૧ ) "શી રીતે જીવવુ? શાંતિ કેમ જાળવવી! ઘણીવાર આપઘાત કરવાના વિચાર આવે છે."

( ૨ ) "શું હું મ્હારાં પીયરીઆંને તજી દઉં તો દુનિયાં ભુંડું ન બોલે! માબાપ મ્હને પરણાવીને અલગ થઇ ગયાં હોય એમ વર્તે છે. તો શું કરવું?"

( ૩ ) "જો હું માબાપને સદાને માટે ઠોકરે મારી મ્હારા પતિની સેવા કરી ત્હેમની પ્રીતિ મેળવું તો શું હું માતાપિતાની ગુન્હેગાર થાઉં?"

**જવાબઃ**—( ૧ ) આપઘાત કરવાના વિચાર ભૂલભરેલા છે. જીવન સુધારવાનો મનનો પ્રયત્ન કરવો અને ત્યાં સુધી જે થાય તે શાંતિથી ખમી લેવું એ એકજ ઉપાય છે. સારાં પુસ્તકો, માસિકો વગેરે વાંચીને મન શાંત રાખવાના ઉપાય કરો.

( ૨ ) માબાપ પરણાવીને છૂટી ગયાં હોય તો ત્હમે ત્હમારા સુખને માટે યોગ્ય માર્ગ ગ્રહણ કરો એમાં ત્હેમને કંઇ લાગતું વળગતું નથી અને સાચો માર્ગ લીધા પછી દુનિયા ભુંડું બોલે એની દરકાર રાખવી નિરર્થક છે.

( ૩ ) પતિની સેવા કરી ત્હેની પ્રીતિ મેળવવાની ત્હમારી ઇચ્છા હોય તો ત્હેમાં ત્હમે માતાપિતાનો કંઇજ ગુન્હો કરતાં નથી. ત્હમે ત્હમારો એ નિશ્ચય નમ્રતાથી ત્હેમને જણાવી શકો છો. પણ એમ કરવા માટે માતાપિતાને સદાને માટે કે થોડા વખતને માટે પણ ઠોકરે મારવાની કાંઇ જરૂર નથી.

**એક બેનઃ સુરતઃ—**

"લખતાં શરમ આવે છે. પણ અમારા એક સગા બારડોલીની લડતમાં સરકાર પક્ષ તરફથી-કામ કરે છે. આ ખોટું છે એમ અમે બધા ત્હેને કેટલા દહાડાથી સમજાવીએ છીએ, પણ પૈસાના લોભને લીધે સારું નારું કંઇ જોતે

સૂઝતું નથી. એવું આ વર્તન જોઇ અ મારૂં હૃદય રાત ને દહાડો બળબળ બળ્યા કરે છે. હવે અમારે શું કરવું ?"

જવાબઃ—સરકારના અત્યાચારમાં મદદ કરી, હેના અન્યાયને ઉત્તેજન આપનાર દેશ દ્રોહી માણસ સાથેનો સંબંધ તોડી નાખવો એ હમારો ધર્મ છે.

**બ્હેન સૂર્યકુમારીઃ મુંબાઇઃ—**

"વિદેશી કાપડના બહિષ્કાર વરફ મ્હારી સંપૂર્ણ સહાનુભૂતિ છે. પણ મ્હને મૂઝવણ એ થાય છે કે દેશની આવી કફોડી સ્થિતિમાં પણ કેટલાંક આગેવાન ગણાતાં બ્હેનો તદ્દન વિલાયતી કાપડનો અને પરદેશી ઢબનો પહેરવેશ રાખે છે એવું શું કારણ? શું ત્હેમને દેશને માટે કંઇજ લાગણી થતી નહીં હોય? આવું પહેરતાં ત્હેમનું હૃદય તેમને ડંખતું નહીં હોય ? શરીરશોભાનો આવો તુચ્છ મોહ ત્યજી ન શકાય ! કેટલી પરાધિનતા ? ખેર. પણ મ્હને દુઃખ તો એ થાય છે કે સમાજના પર એની કેવી ખરાબ અસર થાય? કોઇ એમના આદર્શ રાખે તો ?"

જવાબઃ—બ્હેન ! દરેક સારી વસ્તુ બધાંજ સ્વીકારી લે તો પૃથ્વીપર સ્વર્ગ ઉતરે. દેશનું દારિદ્રય બધાંનેજ સરખી રીતે ડંખતું હોય, અને સ્વદેશીનો સિદ્ધાંત બધાંજ આચારમાં મૂકતાં હોય તો આજે હિંદુસ્થાનને આપણા પોતાનાજ મુખે 'નમાલુ' કહેવાનો પ્રસંગ ન રહે. પણ જેઓ સમજે છે ત્હેમણે તો બીજાં શું કરે છે એ જોવા કરતાં પોતે પોતાનું કર્તવ્ય સમજી તે કરવા માંડવું જોઇએ. એમાં કોઇનો આદર્શ શા માટે રાખવો પડે ? અને આદર્શજ શોધવો હોય તો કસ્તુરબા ગાંધી, ભક્તિબ્હેન કે અનસૂયા બ્હેન જેવાં ક્યાં નથી ? એથીયે આગળ જવું હોય તો ફેશનમાં પહેલો નંબર ગણાતી પારસી કોમના, ખાનદાન અને શ્રીમંત કુટુંબના મીઠુબ્હેન પીટિટ જેઓ પોતે ખાદી પહેરીને કેટલાયે વખતથી ખાદીપ્રચારનું કાર્ય કરી રહ્યાં છે, અને અત્યારે બારડોલીની લડતમાં સુંદર કામ કરે છે એમના જેવાનો કેમ ન લેવો ?

[ 'ગુણસુંદરી' ના મે માસના અંકમાં પ્રગટ થયેલા 'એક શુભેચ્છક' ના પશ્નનો નીચે પ્રમાણે ઉત્તર આવ્યા છે. ]

**એક બ્હેનઃ ભાવનગરઃ—**

આ વિભાગમાં મ્હને અતિશય રસ પડે છે. મ્હારાં ઓળખાણવાળાં બ્હેનો પણ દર માસે કેવા 'સવાલ જવાબ' આવ્યા છે તે વાંચવાને તલપી રહે છે. અમને એમાં ખૂબ ગમ્મત પડે છે.

**બ્હેન સવિતાઃ વડોદરાઃ—**

"મ્હારી પુત્રીને આ વિભાગ બહુ પસંદ પડે છે. બ્હેનો પોતાની આપવીતિ આમ સંકોચ વિના જણાવે તો કંઇ ખોટું નથી. એથી ઘણાંને લાભ થવાનો પણ સંભવ છે. એ ચાલુ રાખજો."

[ એજ અંકમાંના પેટલાદના એક બ્હેનના પ્રશ્નનો ઉત્તર મુંબાઇથી એક બ્હેન નીચે પ્રમાણે મોકલે છે. ]

"અથાણું ત્હમે એકલાં ખાઓ છો કે પુરૂષો પણ ખાવા લાગે છે ? જો પુરૂષો ખાવા લાગતા હોય તો અથાણું ન કર્યાની સજા ત્હમારી સાથે એમનેયે ભોગવવી જ પડશે ને ? ત્યારે ત્હમે એકલાંનું જ બધું લૂંટાઇ ગયું હોય એમ નકામી હાય હાય શા સારૂ કરો છો ! અથાણાં વિના ખાવાનું નથી ભાવતું એમ જ્યારે તેઓ કહે ત્યારે પ્રસંગ સાચવી લેજો."

"વિદ્યાર્થી": મુંબાઇ:—

'પતિ ભણેલો હોય, પત્ની પણ લખી વાંચી શકતી હોય; પતિ પરદેશ હોય, બન્નેને મેળ પણ સારો હોય, ક્રુટ સારી હોય, એક બીજાને માટે મરી ફીટવા પણ તૈયાર હોય. છતાં પતિ કુશળ સમાચાર પાઠવે, પત્નીને તેમ કરવા સગવડ હોય, છતાં પતિ તરફથી આવેલ અનેક પત્રોનો જવાબ સરખો પત્ની ન લખે, તેનું કારણ શું હોઇ શકે? તેઓ એક બીજાને નિયમિત કુશળ સમાચાર લખતાં રહે એમ શી રીતે બને?"

જવાબ:—

એક બીજાને માટે મરી ફીટવા પણ તૈયાર હોય એ સંજોગોમાં, પત્ની સગવડ અને શકિત હોવા છતાં આ પત્રનો જવાબ સરખો ન લખે એ સ્થિતિ અકલ્પ્ય છે. પુરૂષે જેમ બને એમ જલ્દી દેશમાં દોડી જઇને એના કારણની તપાસ જાતે કરવી જોઇએ; હાથ જોડીને બેસી રહેવાનો આ વખત નથી નિયમિત પત્ર મેળવવાની વ્યવસ્થા પણ ત્યાં જઇને કરી શકાશે.

---

## લક્ષણ.

(એક લોક ગીત.)



ઓરડામાં ઉભા વહુવારૂ દીસો છો રૂડાં રે
સાસુ સામાં વઢવા બેસો એ લક્ષણ ભુંડાં રે
વઢવાનું શું છે પણ વઢકારાં કહેવાઇએ રે
વડી રે વાધણ વહુવારૂ તારાં લક્ષણ ભુંડાં રે
કચરો વાળંતા વહુવારૂ દીસો છો રૂડાં રે
પડયું આખડયું ગાંઠે બાંધો એ લક્ષણ ભુંડાં રે
બાંધવાનું શું છે પણ ચોરટાં કહેવાઇએ રે
વડી રે વાધણ વહુવારૂ તારાં લક્ષણ ભુંડાં રે
પાણી ભરંતા વહુવારૂ દીસો છો રૂડાં રે
ખોબે ખોબે પાણી પીઓ એ લક્ષણ ભુંડાં રે
પીવાનું શું છે પણ ગોબરાં કહેવાઇએ રે
વડી રે વાધણ વહુવારૂ તારાં લક્ષણ ભુંડાં રે
રસોઇ કરંતા વહુવારૂ દીસો છો રૂડાં રે
ખાટું મોળું ચાખી જુઓ એ લક્ષણ ભુંડાં રે
ચાખ્યનું શું છે પણ ચાટણાં કહેવાઇએ રે
વડી રે વાધણ વહુવારૂ તારાં લક્ષણ ભુંડાં રે
વાસીદું વાળંતા વહુવારૂ દીસો છો રૂડાં રે
પાડાનું પુંછડું મરડો એ લક્ષણ ભુંડાં રે
મરડવાનું શું છે પણ પાડો મરી જાય રે
વડી રે વાધણ વહુવારૂ તારાં લક્ષણ ભુંડાં રે



સંપાદક — મનુભાઇ જોધાણી.

# ઇનામી ઉખાણું.

સંપાદિકા: સૌ. કુમુદિની ત્રિવેદી.

આડા:—૧. એક આશ્રમનું નામ. ૫. એક રાષ્ટ્રીય નેતા. ૧૦. હિંદુસ્થાનનો મહા કવિ. ૧૨. જલચર પ્રાણી. ૧૪. કમળ. (અંગ્રેજી) ૧૬. યુરોપના એક જ્વાળામુખી પર્વતનું નામ. ૨૦. સામાન. ૨૧. રાત્રી. ૨૨. એક મોગલ બેગમ. ૨૩. આતુરતા. ૨૪. બેલાડી. ૨૬. ખરાબ ટેવ. ૨૭. નાશ. ૨૯. કથા. ૩૦. ટોચ. ૩૧. એક તિર્થધામ. ૩૪.

મર્યાદા. ૩૫. એક મહિનો. ૩૭. મ્હેસુલ. ૩૮. સીધું. ૩૯. આકાશ. ૪૦. બ્હેનો. ૪૧. એક ગવર્નરનું નામ. ૪૩. બ્રાહ્મણ. ૪૪. કલંક. ૪૬. ત્રાસ વર્તાવનાર. ૪૮. મોં આગળ. (ઉંધું) ૫૧. વેરો. ૫૨. રામનો પુત્ર. ૫૪. કીમત. ૫૬. માછલી. ૫૭. એક જાતનો રોગ. ૫૮. સરસ્વતી. ૫૯. ગુજરાતના એક સદ્‌ગત સાક્ષર. ૬૧ ઉગ્ર. ૬૨. લડાઇનું મેદાન. ૬૪. એક જાતનાં ફુલ. ૬૬. સંગીતનો માપદર્શક શબ્દ. ૬૭. મહાભારતના સમયનું એક ક્ષત્રિય કુટુંબ. ૬૯. તમારી. ( માનાર્થે ) ૭૧. કૃષ્ણનું શસ્ત્ર. ૭૨. દુનિયાનો એક મહા પુરુષ.

ઉભાઃ—૨. બાજુ. ૩. ગાઢું. ૪. મધ્યબિન્દુ. ૬. નીચોં વળ. ૭. એક ફુલનું નામ. ૮. મહાદેવ. ૯. વીસમીસદીના એક ભયંકર હત્યાકાંડનું સ્થળ. ૧૧. માદળીઉં. ૧૩. ગુજરાતના એક સદ્‌ગત કવિ. ૧૫. હદ. ( અંગ્રેજી ) ૧૬. પવિત્રતા. ૧૭. એક ખાંડનો પદાર્થ (ઉંધું.) ૧૮. સત્તા. ૧૯. મદદગાર. ૨૦. રજપુતાનાનો એક ભાગ. ૨૫. એક પ્રસિદ્ધ અઠવાડિકના તંત્રી. ૨૮. અસહકાર યુગના એક પ્રસિદ્ધ વિચારક ૩૦. સ્વર્ગ. ૩૧. પ્રભાતમાં થતું એક સુંદર દર્શન. ૩૨. ઠંડો પવન. ૩૫. વાદળાં. ૩૬. એક સંખ્યા. ( અંગ્રેજી ) ૪૨ એક હિંદી માસિકનું નામ. ૪૫. વેર. ૫૦. છૂટા પડ્યા. ૫૩. એક ખાવાનો પદાર્થ. ( મરાઠી ) ૫૫. પોચું. ( ઉંધું ) ૫૬. માતા. ૫૭. માફ કરવાનો ગુણ. ૬૦. પવન નાખવાનું યંત્ર. ૬૩. આયનો. ૬૫. પશુ. ૬૭. સ્મૃતિ. ૬૮. જંગલ. ૬૯. જીવ. ૭૦. સમુદ્ર.

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ, કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. ગ્રાહકોનાં કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનું નામ અને ગ્રાહક નંબર અવશ્ય જણાવવાં. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. ( ૨ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૩ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઇ પણ સવાલ–જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ.

આ હરિફાઇમાં આવેલા જવાબોમાંથી એક ઉપડાવતાં જે બ્હેનનું નામ નીકળશે તે બ્હેનને એક પુસ્તક ભેટ અપાશે.

## જુન અંકના ઉખાણાની હરિફાઇનું પરિણામ.

આ હરિફાઇમાં કુલ ૭૦ જવાબો મળ્યા છે. એમાંથી ૨૧ ના ત્રણે જવાબ સાચા છે; ૪૨ ના બે જવાબ સાચા છે અને ૩ નો એકજ જવાબ સાચો છે. ૪ જવાબો પુરૂષો તરફથી આવેલા હોવાથી હરિફાઇમાં દાખલ નથી કર્યા. એ નામો નીચે પ્રમાણેઃ

ત્રણે જવાબ સાચાઃ શ્રીમતી બ્હેનોઃ (૧) વિલાસવતી નગીનદાસ; (૨) દેવુબ્હેન આ. ચાવડા, (૩) ભવાનીબાઇ પીતામ્બર; (૪) સવિતાગૌરી હરિલાલ; (૫) ચંદનમણી ના. પુરોહિત; (૬) મોતીબાઇ તુ. મ્હેતા; (૭) મોતનગૌરી ન. શાહ. (૮) હરદાગૌરી મુ. દવે; (૯) હીરાબ્હેન સુ. વકીલ; (૧૦) ચંપાબ્હેન કે. શાહ; (૧૧) સુશીલા રા. ત્રિવેદી; (૧૨) ઇચ્છાગૌરી બા. દેસાઇ; (૧૩) ચંચળગૌરી બા. વ્યાસ; (૧૪) દશરાગૌરી ર. ત્રિવેદી; (૧૫) લલિતા હિ. મ્હેતા; (૧૬) પ્રમિલા મુ. દવે; (૧૭) કમળાગૌરી ચી. મોદી; (૧૮) નંદનબ્હેન જે. ગજ્જર; (૧૯) ભાનુમતિ કા. પટેલ; (૨૦) પ્રભાવતી જ. મોદી; (૨૧) શારદા મણીલાલ (૨૦) કસ્તુરલક્ષ્મી આચાર્ય; (૨૧) અંબાબાઇ ર. ગજ્જર.

બે જવાબ સાચાઃ શ્રીમતી બ્હેનો; (૧) સોનબાઇ બે. ખોતા; (૨) ધીરજબ્હેન આ. દેસાઇ; (૩) પ્રભાવતી ભ. વેદ; (૪) મંગળાગૌરી હ. વ્યાસ; (૫) કળાવતી ન. મ્હેતા. (૬) લીલાવતી ન. દલાલ; (૭) કમળાવતી સી દેસાઇ (૮) જયા બિ. શાસ્ત્રી; (૯) ગજરાગૌરી બા. દેસાઇ; (૧૦) લીલાવતી દેસાઇ; (૧૧) સાવિત્રી કે. ઓઝા; (૧૨) જમનાબ્હેન જ. મરચંટ; (૧૩) શિરીષ હ. દિક્ષિત; (૧૪) ગુણવતી વરજીવન; (૧૫) નિર્મળગૌરી ચં. મંકોડી; (૧૬) વિજયાગૌરી હ. બ્હેરાવાળા; (૧૭) ચંદાવતી ઇ. દવે; (૧૮) રમાગૌરી મ્હેતા; (૧૯) ઉર્મિલા મુ. દવે; (૨૦) શાન્તાગૌરી જ. શાહ; (૨૧) આરતબ્હેન છગનલાલ; (૨૨) લીલાવતી રંગીલદાસ; (૨૩) અંબીરગૌરી ચીમનલાલ; (૨૪) લીલાવતી મોટાલાલ; (૨૫) એસ્ટરબ્હેન ડેવીડ; (૨૬) ગૌરીબાઇ ડાહ્યાભાઇ; (૨૭) સંતોકબાઇ શ્રી. દલાલ; (૨૮) કુન્દનકાન્તા ની. ભયેચ; (૨૯) સુમિત્રાલક્ષ્મી પી. ઓઝા; (૩૦) ઉર્વશી બુચ; (૩૧) ચંચળલક્ષ્મી અ. શાહ; (૩૨) ચંચળબ્હેન નાથજી; (૩૩) વસંત વાડીલાલ; (૩૪) નિર્મળા દેસાઇ; (૩૫) ચંપાગૌરી મગનલાલ ધેલાભાઇ; (૩૬) હીરાલક્ષ્મી મા. રાવલ; (૩૭) શાન્તાબ્હેન દલસુખભાઇ; (૩૮) વસંતકુમારી જી. ડોકટર; (૩૯) કપિલાગૌરી મ. ભટ્ટ; (૪૦) પ્રમોદા દેસાઇ; (૪૧) લાભલક્ષ્મી દે. વોરા; (૪૨) હીરાલક્ષ્મી ગોરધનભાઇ જીવાભાઇ.

એક જવાબ સાચોઃ શ્રીમતી બ્હેનોઃ (૧) કુસુમગૌરી ધ્રુ વૈદ્ય; (૨) મંગળા લલુભાઇ; (૩) હીરાબ્હેન ડી. મોદી.

ત્રણે ખરા જવાબોમાંથી એક નામ ઉપડાવતાં સૌ. અંબાબાઇ રણછોડદાસ ગજ્જરનું નામ નીકળે છે. એ બ્હેનને સંપાદિકા બ્હેન તરફથી ત્રણ પુસ્તકોઃ (૧) ૯ નવી વાતો; (૨) રાસતરંગિણી અને (૩) સુંદરી અપાશે. બાકીના ત્રણે ખરા જવાબો બે ખરા જવાબોમાં ઉમેરી ઉપડાવતાં સૌ. પ્રભાવતી જસવંતરાય મોદીનું નામ નીકળે છે. એ બ્હેનને સંપાદિકા બ્હેન તરફથી બે પુસ્તકોઃ (૧) પાપાણી અને રાસતરંગિણી અપાશે. બાકીના બે બધા જવાબો એક ખરા જવાબોમાં ઉમેરી ઉપડાવતાં સૌ. ચંદનમણી નાનુભાઈ પુરોહિતનું નામ નીકળે છે એ બ્હેનને સંપાદિકા બ્હેન તરફથી "બુદ્ધિનું બજાર" નામે પુસ્તક અપાશે. એ ત્રણે બ્હેનોને અમે અભિનંદન આપીએ છીએ અને વિનતિ કરીએ છીએ કે તેમણે પોતાને મળતા ઇનામો મંગાવી લેવાની ગોઠવણ કરવી.

એ ત્રણે ઉખાણાના જવાબ નીચે પ્રમાણે છે:—

સવાલ ૧ લોઃ જવાબઃ ૭૬૫ મોતી.

સવાલ ૨ જોઃ જવાબઃ

| | | |
|---|---|---|
| કા | જ | ળ |
| ગ | મ | ત |
| નો | ક | ર |
| વા | દ | ળ |
| ધ | ર | ણ |

સવાલ ૩ જોઃ જવાબઃ



ઇતિહાસ ઉકેલ્યો છે ફીલ્સુફી
નની ઝાંખી કરાવી છે આ
સૌરાષ્ટ્ર ” માં પ્રકટ થયા
આકર્ષ્યું હતું. પુસ્તિકા
દ્વિરત્નો જાળવી રાખવા
દ. પ્રવાસવર્ણનો લખનારા
ઠ શીખે એમ ઇચ્છીએ
[illegible] ઝવેરચંદ મેઘાણી

[illegible] માળાના મ
પ્રકટ થશે માળાના સ્થાયી માહકોને
આના આપવા પડે છે, અને એવી ર
થવાથી આ પુસ્તકો પોણી કીંમતે મ
છૂટક ગ્રાહકોને તે દોઢ આને અપાય છે
એક આને મળે છે. અમે ઈચ્છીએ છી
માબાપ પોતાના બાળકોને આ અણુમૂ
આપવા માટે પ્હેલી તકે એ માળાના ગ્ર
[illegible]

## દીકરા કે દી-કર્યા ?

અમેરિકાના એક ગામમાં ૩ ભાઇઓ રહે છે. તેમની મા ગૂજરી ગએલી હોવાથી તેમના પિતાશ્રીએ મીસીસ મેરી મેકગીન્ટી નામની વિધવા સાથે લગ્ન કરવા ઇચ્છા બતાવી. તે ઉપરથી પેલા ત્રણે ભાઇઓ, એક દિવસે રાતના બાર વાગે, મોં ઉપર બુરખા બાંધીને પોતાની ભવિષ્યમાં થનાર માના ઘરમાં ઘુસી ગયા. ત્યાં જઇને તેમણે ભારે મર્દાનગી કરી બતાવી. રાંક અબળાને પિસ્તોલની ધમકી આપી એક ખુરશી ઉપર બેસાડી અને એક જણે ઘરમાંથી છરી શોધી લાવી, તેના વાળ કાપવા માંડયા. બાદ, તેના શરીર ઉપરથી બધાં વસ્ત્રો ઉતારી, ઘરની બહાર લઇ જઇ, નગ્ન દશામાં તેને એક ખેતરમાં ચાલવાનું કહ્યું.

બીજે દીવસે, ત્રણે ભાઇઓને કોર્ટમાં બોલાવવામાં આવતાં તેમના મર્દ વકીલે પોતાના અસીલ તરફથી બચાવ કર્યો કે ત્રણે ભાઇઓએ તે બાઇને પોતાના પિતા સાથે લગ્ન કરતાં અટકાવવા સારૂ આ પગલું લીધું હતું. પરંતુ ના. જજે ત્રણે જણને ૧૫, ૧૨ અને ૩ મહિનાની કેદની શિક્ષા ફરમાવી અને ટીકા કરી કે, “ તમારામાં ગૃહસ્થાઇ હશે, તો મરતાં સુધી તમે તમારા આ કૃત્યને સારૂ શરમાશો. ”




**સૌરાષ્ટ્રના ખંડેરોમાં: ૧. ગિરનું પરિભ્રમણ:** લેખક: રા ઝવેરચંદ મેઘાણી પ્રકાશક: "સૌરાષ્ટ્ર" કાર્યાલય. મૂલ્ય: ૩ આના

ગુજરાતી ભાષામાં લેખ અને પુસ્તકરૂપે પ્રવાસવર્ણનો ઘણાં લખાયાં છે પરંતુ તે સૌમાં ભાઇ મેઘાણીનું આ પ્રવાસવર્ણન અનોખી ભાત પાડશે. ગિરના પ્રદેશમાં ભ્રમણ કરતાં કરતાં એ ભાઇએ પ્રત્યેક વસ્તુમાંથી, પહાડ, નદી, સરોવરો, શિવાલયો, વગેરેમાંથી ઇતિહાસ ઉકેલ્યા છે ફીલસુફી તારવી છે, સમાજજીવનની ઝાંખી કરાવી છે આ વર્ણનો કટકે કટકે "સૌરાષ્ટ્ર" માં પ્રકટ થયા ત્યારેજ ઘણાનું દીલ આકર્ષ્યું હતું. પુસ્તિકા સ્વરૂપે એ ઉમદા સાહિત્યરત્નો જાળવી રાખવા માટે પ્રકાશકને ધન્યવાદ. પ્રવાસવર્ણનો લખનારા એમાંથી અણમૂલા પાઠ શીખે એમ ઇચ્છીએ

**હાલરડાં:** સંપાદક: રા ઝવેરચંદ મેઘાણી પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય: ચાર આના.

જૂનવાણી સાહિત્યના મૂળઘોયા ભાઇ મેઘાણીના પ્રયાસનું આ નાનકડું પુસ્તક એક વધુ સુંદર પરિણામ છે. બાળકને હિંચોળતી વ્હાલસોયી માતા ભલે અજ્ઞાન હોય પરંતુ તેના હૃદયમાં દેવી કવિતા જાગે છે તેની સાબિતિ આ ૨૫ હાલરડાનો સુંદર સંગ્રહ આપશે, અને ભાઇ મેઘાણી જેમને "વાત્સલ્યના સૂરો વિહોણા" ના બિરૂદથી નવાજે છે તે આપણા "આધુનિક ગુર્જર કવિઓ" ને કીમતી પાઠ શીખવશે. સૌથી વધુ મૂલ્યવાન-ખાસ કરીને અભ્યાસકની દૃષ્ટિએ-તેમણે લખેલી ૪૦ પાનાની પ્રસ્તાવના છે. ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને એ પ્રસ્તાવના અત્યંત ઉપયોગી અને માર્ગદર્શક થશે.

**શ્રી દક્ષિણામૂર્તિ બાલ સાહિત્યમાળા: (૧) ગણપતિ બાપા. (૨) ચોલૈયો. (૩) ઉભું હતું, ઉભું હતું. (૪) હજામડી. (૫) કમાડ. (૬) બાળકોનો બીરબલ ભાગ ૧.** લેખક: રા. ગિજુભાઇ. મૂલ્ય દરેકનું એક આનો.

આ બાલ સાહિત્યમાળાની યોજના શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિરના બે સંચાલકો શ્રી તારાબેન અને રા ગિજુભાઇએ કરી છે. એ યોજના માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ. આવાં છ છ પુસ્તકોના કેટલાય સેટ એ માળાના મણકા તરીકે પ્રકટ થશે માળાના સ્થાયી ગ્રાહકોને ફક્ત આઠ આના આપવા પડે છે, અને એવી રીતે ગ્રાહક થવાથી આ પુસ્તકો પોણી કીંમતે મળી શકે છે. છૂટક ગ્રાહકોને તે દોઢ આને અપાય છે; ગ્રાહકોને એક આને મળે છે. અમે ઇચ્છીએ છીએ કે દરેક માબાપ પોતાના બાળકોને આ અણમૂલું વાંચન આપવા માટે પ્હેલી તકે એ માળાના ગ્રાહક બની જાય આ છએ પુસ્તકો રા ગિજુભાઇની અનુભવી કલમે લખાયલાં છે. બાળમાનસનો એમનો ઉંડો અભ્યાસ સૌ કોઇ જાણે છે પ્હેલા પુસ્તકમાં એમણે ગણપતિની કથા આલેખી છે. બીજામાં ચોલૈયો, કાચબો દાયમી અને માધારાવની વાતો છે. ત્રીજામાં સુંદર કાવ્યચિત્રો છે. ચોથામાં ચાલાક હજામડીની કથા છે. પાંચમું કમાડની આત્મકથા આલેખે છે. છઠ્ઠામાં બીરબલની ચાલાકીની બાળભાષામાં વાતો આપી છે. ગિજુભાઇની કલમ એટલે આ પુસ્તકોની ભાષા સરળ અને બાળકો હોંસે હોંસે વાંચે એવી હોય એમાં નવાઇ જ નહિં એક પણ કુટુંબ આ પુસ્તકો વિના ચલાવી શકે એમ અમે નહિ માની શકીએ.

**અંગુઠિયાભાઇ:** બીજી આવૃત્તિ. લેખક: રા ચન્દ્રશંકર મ ભટ્ટ. પ્રકાશક: શ્રી ચરોતર બિલ્ડ સોસાયટી, આણંદ. મૂલ્ય: એક આનો

બાળમિત્રના તંત્રી ભાઇ ચન્દ્રશંકર રા. ગિજુભાઇ જેવાજ બાળમાનસના અભ્યાસી અને સિદ્ધહસ્ત બાળવાર્તા-લેખક છે. આ પુસ્તકની પ્હેલી આવૃત્તિ ફાગણમાં છપાઇ હતી વૈશાખમાં બીજી આવૃત્તિ છાપવી પડી છે. પ્હેલી આવૃત્તિની ૧૧૦૦ નકલો બે માસમાંજ ખપી ગઇ એ એની ઉપયોગિતાનો સચોટ પૂરાવો છે. અમને લાગે છે કે લાંબો સમય જતાં પ્હેલાં ત્રીજી આવૃત્તિ પ્રકટ કરવી પડશે. એ વાર્તાજ એવી છે કે બાળકો એક વાર હાથમાં લીધા પછી પૂરી કરીનેજ મૂકે.

બોરૂ: સંગ્રાહકો: રા. ગિજુભાઇ અને રા. જુગતરામ. પ્રકાશક: ગુજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ. બાળગ્રંથાવલિનું પુ ૩ જું ગ્રાહકો માટે મૂલ્ય: ૦-૬-૬, છૂટક: ૦-૯-૦

" મોટીબેન, " " ચાલણ ગાડી નાની " અને " ચાલણ ગાડી મોટી "-એ ત્રણ પુસ્તકોથી એક ડગલું આગળ વધતું આ પુસ્તક છે. પાઠ્ય પુસ્તકો તરીકે ક્રમવાર ચલાવી શકાય એવી રીતે આ પુસ્તકોની રચના થઇ છે. આ " બોરૂ " બાળકના ખરા બોરાની ગરજ સારશે એમાં શંકા નથી. નાની નાની વાતો, નાના નાના સંવાદો અને સરળ સુંદર નાનકડા કાવ્યોથી ભરેલું આ પુસ્તક બાળકને જ્ઞાન સાથે અપૂર્વ આનંદ આપશે.

પડઘા: લેખક: રા ધુમકેતુ. પ્રકાશક: ઉપર પ્રમાણે. બાળગ્રંથાવલિનું પુ. ૪ થું. ગ્રાહકો માટે મૂલ્ય: ૦-૩-૦ છૂટક: ૦-૫-૦.

"તણખા" નામે પસિદ્ધ થયલા ટુંકી વાર્તાઓના સુંદર સંગ્રહના લેખક રા. ધુમકેતુને ગુજરાતમાં કોણ નહિ ઓળખતું હોય ? આ પુસ્તકમાં "પડઘા" નામની પાછળ તેમણે ત્રણ સુંદર અને આહ્લાદક બાલનાટકો છપાવ્યાં છે. એ ત્રણે નાટકોની ભાષા સાદી સરળ અને બાળકોને સ્હેજે ગમી જાય એવી છે. શાળાના ઉત્સવ વખતે કે બીજા એવાજ આનંદ સમારંભમાં આ નાટકો બાળકો સ્હેલાઇથી ભજવી શકે અને આનંદ લઇ દઇ શકે આપણા ભૂદેવોની અધોગતિ દર્શાવતું " લાડુ ને દાળ "નું નાટક તો બાળકોને સૌથી વધારે ગમશે.

શકુંતલા: મૂળ લેખક: બાબુ અવનિન્દ્રનાથ ઠાકુર. અનુવાદક: શ્રી મોંઘીબ્હેન. પ્રકાશક: ઉપર પ્રમાણે. બાલગ્રંથાવલિનું પુ ૫ મું. ગ્રાહકો માટે મૂલ્ય ૦-૩-૦ છૂટક ૦-૫-૦

રા. ગિજુભાઇના ભત્રીજી શ્રી મોંઘીબ્હેનને બંગાળી વાંચવાની ઇચ્છા થઇ ગિજુભાઇએ કહ્યું: 'વાંચ્યા. હું શું વાંચતી હતી ' એ ટકોરનું સુંદર પરિણામ તે આ અનુવાદ. શ્રી. મોંઘીબ્હેને એ સિવાય બંગાળીમાંથી ઘણું ઘણું ગુજરાતીમાં ઉતાર્યું છે. કવિ કાલિદાસના " શાકુન્તલ "ની નાયિકા શકુન્તલાની કથા આલેખતી સરળ ભાષામાં લખાયલી આ વાર્તા બાલસાહિત્યમાં સારૂં સ્થાન લેશે.

ગુરૂ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મ-સમ્રાટ: લેખક અને પ્રકાશક: રા. નારાયણજી વિસનજી ઠક્કુર, સંપાદક. હિન્દુ ગૌરવ ગ્રંથમાળા ૧૦૦, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ. ગ્રંથમાળાનું પ્રથમ પુષ્પ, મૂલ્ય: ગ્રાહકો માટે રૂ. ૦-૧૨-૦ છૂટક રૂ. ૧-૪-૦.

ગુજરાતનો વાર્તાશોખીન વાચક રા. ઠક્કુરની બાનીથી અજાણ્યો ન જ હોય. એમની ચતુરી કલમે અત્યાર સુધીમાં અનેક પુસ્તકો લખાયાં છે અને તેમાંય ઐતિહાસિક નવલકથા આલેખવામાં રા ઠક્કુર સિદ્ધહસ્ત લેખક છે. જેમણે એમની નવલકથાઓ વાંચી હશે તેમને હિન્દુધર્મના અને હિંદુધર્માવલંબીઓના ગૌરવ માટે એમના દીલમાં કેટલી ધગશ છે તેની ખાત્રી થઇ હશે. એ ધગશને મૂર્ત સ્વરૂપ આપવા આ ગ્રંથમાળાની યોજના તેમણે કરી છે જન્મીતા શેર દલાલ શેઠ મનસુખલાલ છગનલાલે આ ગ્રંથમાળાના પ્રકાશન માટે સહાય આપી હિન્દુ જનતા પર મોટો ઉપકાર કર્યો છે. એવી આર્થિક સહાય વિના આ ૨૭૫-૩૦૦ પાનાનું પુસ્તક બાર આનામાં ન આપી શકાત. આ પુસ્તકમાં સિખ્ખ ધર્મગુરૂ ગોવિન્દસિંહની અપૂર્વ જીવનઘટના લેખકે આલેખી છે. હિન્દુ ધર્મના રક્ષણાર્થે એ વીરનરે ઔરંગઝેબ જેવા ધર્માંધ બાદશાહ સામે કેવા પ્રકારે બાથ ભીડી હતી અને તેની ધર્માંધતાના પ્રવાહને રોક્યો હતો તેનો તાદ્દશ ચિતાર આપ્યો છે. કેટલાંક ચિત્રો આપી પુસ્તકને વધુ આકર્ષક અને મૂલ્યવાન બનાવવામાં આવ્યું છે. હિન્દુધર્મ માટે દાઝ ધરાવનાર

દરેક જણે આઠ આના ભરી આ ગ્રંથમાળાના સ્થાયી ગ્રાહક થઈ જવું જોઈએ.

**વૈદિક તત્વદર્શક ઉપદેશમાળાઃ** અનુવાદક અને પ્રકાશકઃ રા. ધીરજરામ ગોપાલસિંહ વર્મા.

વૈદિક ધર્મના મુખ્ય મુખ્ય તત્વોનું દોહન કરી ઉપદેશ રૂપે લખાયલા આ લેખોના મૂળ લેખક ઔંધનિવાસી પંડિત સાતવળેકર છે. એમના એ લેખોનો લાભ ગુજરાતી પ્રજાને આપવા માટે અનુવાદકને ધન્યવાદ આપીએ છીએ. લેખોની ભાષા સાદી અને સરળ હોઇ ધર્મના તત્વો સ્પષ્ટ રીતે સમજાવે છે. આ પુસ્તક "પ્રચારક" માસિકના ગ્રાહકોને ભેટ તરીકે આપવામાં આવ્યું છે.

**પુલોમા અને બીજાં કાવ્યોઃ** લેખકઃ રા. અમૃતલાલ ના. ભટ્ટ. મળવાનું ઠેકાણુંઃ રા અમૃતલાલ ની. ભટ્ટ, મોટું ફળીઉં, ઉમરેઠ અથવા "પ્રતાપ" ઓફીસ, સુરત. મૂલ્યઃ રૂ. ૧–૮–૦.

આ પુસ્તકમાં લેખકે લખેલાં નાનાં મોટાં ૪૭ કાવ્યોનો સંગ્રહ કર્યો છે. કેટલાંક ઇતિહાસ પુરાણમાંથી વસ્તુ લઈ લખાયાં છે, અને કેટલાંક ઉર્મિપ્રધાન છે. "પુલોમા", "ભીષ્મ", "વિશ્વામિત્ર" "હલદીઘાટ", "ભામાશા" વગેરે કાવ્યો ઇતિહાસનું દર્શન કરાવી પ્રાચીન અર્વાચીન ગૌરવને મૂર્તિમંત કરે છે. ભાષા સાધારણ રીતે સાદી છે અને કાવ્ય-શોખીન વાચકોને ગમે તેવી છે.

**ફોટોગ્રાફીઃ છબી પાડવાની કળાઃ** પ્રકાશકઃ એસ. ડી. છત્રપતિ, રીડરોડ, અમદાવાદ. મૂલ્યઃ ૦–૫–૦.

બત્રીસ પાનાની આ નાનકડી પુસ્તિકામાં ફોટોગ્રાફ પાડવાની કળા સાદી ને સરળ ભાષામાં સમજાવવામાં આવી છે. કેમેરાની શોધ થયા પછી એનો ઉપયોગ વધતોજ ગયો છે. આજે અનેક બાબતોમાં છબી પાડવાનું એ સાધન કામ લાગે છે. પશ્ચિમના દેશોમાં કેમેરાનો ઉપયોગ કેળવણીના એક સાધન તરીકે થવા લાગ્યો છે. અહિં પણ ઘણા શોખીનો નવરાશને સમયે એ કળા હાથ કરતા થયે છે. જેઓ અંગ્રેજી ન જાણતા હોય તેમને આ પુસ્તક એ કળા શીખવામાં સારી મદદ કરશે. કેમેરાની રચનાથી માંડીને, છબી તૈયાર થતાં સુધીની બધી વિગતો સ્પષ્ટપણે એમાં સમજાવી છે.

**નિરંજન ગીતાઃ** લેખકઃ રા. ચુનીલાલ ત્રિ. ભાયાણી. કીમત રૂ. ૧–૦–૦.

સ્વામીશ્રી નિરંજન સરસ્વતીના નામ સાથે આ ગીતા જોડાઇ છે. ગુરૂ શિષ્યના સંવાદ રૂપે કાવ્યમાં વેદાંતના વિવિધ વિષયોનું એમાં નિરૂપણ કરેલું છે. પુસ્તકનું કદ જોતાં કીમત ઘણી વધારે લાગે પણ લેખક જણાવે છે કે એમાંથી થતી કમાણીનો ઉપયોગ કોઈ શુભ કાર્યમાં થશે અને જેમનાથી એટલું મૂલ્ય ન ખરચાય તેમને ફક્ત પોષ્ટેજ મોકલ્યાથી પુસ્તક મોકલશે.

**સમાજ સેવકઃ** ત્ર્ય. રા. ગોકલદાસ હીરજી ઠક્કર. વર્ષ ૫ઃ અંક ૧. વા. લ. રૂ. ૧. જામનગરના સેવક મંડળના ઉત્સાહી મંત્રીએ આ પત્રિકાનો ૫ મા વર્ષનો ૧ લો અંક ખાસ અંક તરીકે પ્રકટ કર્યો છે. એ અંકમાં સામાજીક વિષયો પર સુંદર લેખો, કાવ્યો, વાર્તાઓ વગેરેનો સંગ્રહ કરી ઉપયોગી વાચન પુરૂં પાડવા માટે વ્યવસ્થાપકને ધન્યવાદ. મંડળ જામનગરના સમાજની સાચી સેવા સાધી રહ્યું છે અને તે માટે એના સભાસદોને પણ ધન્યવાદ ઘટે છે.

**સાભાર સ્વીકારઃ** (૧) વીરગર્જના (અઠવાડીક): તંત્રીઃ રા. વામન સી મુકાદમ. પુ. ૧; અંક ૧. (૨) શ્રીબાજ ખેડાવાળ પત્રિકાઃ પુ. ૪; અંક ૧–૨, યૂવક સંમેલન અંક. વા. લ. રૂ. ૧–૪–૦. (૩) પ્રચારકઃ પ્ર. સ્વામી ધર્માનંદજી. પુ. ૩; અંક ૫–૬. વા. લ. રૂ. ૧–૮–૦ (૪) સીનેમા અને રંગભૂમિઃ તંત્રીઃ રા. નૃસિંહદાસ પી. ઠક્કર. પુ ૧; અંક ૧૦. (૫) વિશ્વપ્રકાશઃ તંત્રીઃ રા મ ન દોશી, બી. એ. વ. ૨; અંક ૩-૪ વા. લ. રૂ. ૧–૮–૦. (૬) અભ્યાસ ગૃહ પત્રિકાઃ તંત્રીઃ રા. નટવરલાલ મા. શાસ્ત્રી. પુ. ૨; અંક ૧. વા. લ. રૂ. ૦–૧૨–૦.






## હિન્દ

બારડોલીની બ્હેનોઃ સરકારની અન્યાયી મ્હેસુલ-આકારણી સામે બારડોલીની પ્રજાનો સત્યાગ્રહ હજી ચાલુ છે. ના! ગવર્નરે સમાધાની કરવાના ઢોંગ કરી જોયા પણ એમની શરતો સ્વમાની સત્યાગ્રહીઓ સ્વીકારી શકે એવી નથી. કહેવાય છે કે ના. ગવર્નર પ્રતિષ્ઠાનું પૂછડું છોડી સમાધાની કરવા તૈયાર છે પણ હિંદી પ્રધાન પ્રજાને દાબી દેવા માંગે છે એટલે તેમના હુકમ વિરૂદ્ધ ગવર્નરથી ડગલું ભરી શકાતું નથી એમને મળવા શ્રી. વલ્લભભાઇના નેતૃત્વ હેઠળ જે ડેપ્યુટેશન સુરત ગયું હતું તેમાં સૌ. શારદાબ્હેન મ્હેતા, શ્રી મીઠુબ્હેન પીટીટ અને સૌ. ભક્તિલક્ષ્મી ગો. દેસાઇ પણ હતાં. એ ત્રણે બ્હેનો અને કુ. મણીબ્હેન (વલ્લભભાઇનાં પુત્રી) પ્રજાના આ યજ્ઞમાં તેમને અનેક રીતે મદદ અને પ્રોત્સાહન આપી રહ્યાં છે શ્રી. મીઠુબ્હેન તો બારડોલી તાલુકાની સ્ત્રીઓમાં અત્યંત પ્રિય થઇ પડયાં છે. પ્રજાને ખાતર તનમન ધનથી મદદ કરનાર એ બ્હેનને પ્રજા દેવી તરીકે પૂજે છે. ટાઢ તડકો કે વાદળ એમનો ઉત્સાહ મંદ કરી શકવા અસમર્થ છે. બારડોલીની બ્હેનો પણ અજબ ઉત્સાહ બતાવી રહી છે. તેઓ, પુરૂષ વર્ગ જેલમાં જાય તો તેમનું સ્થાન લઇ ખેતી કરવાં તૈયાર છે તેમજ જેલમાં જવા પણ તૈયાર છે પોતાના પતિ તેમજ બીજાં પુરૂષ સગાંઓને તેઓ પ્રોત્સાહન આપે છે; વીરાંગનાની જેમ હસતે મુખડે તેમને જેલમાં મોકલે છે તેઓ ગમે તે ભોગ આપવા તૈયાર છે. એ બહેનોને અમારાં કોટિ કોટિ વંદન છે. બ્હારની બ્હેનોએ તેમજ અન્ય પ્રજાએ પણ ખુબ સહાનુભૂતિ આ લડત તરફ બતાવી છે. મુંબાઇના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓએ શ્રી. વલ્લભભાઇનું અપૂર્વ સ્વાગત કરી તેમને ચરણે નાણાની મોટી રકમ ધરી છે. અમદાવાદે પરિષદ ભરી તેમને પ્રોત્સાહન આપ્યું છે. એ પરિષદના સ્વાગતાધ્યક્ષ સૌ. શારદાબ્હેન હતાં. હજી બારડોલી યાત્રાનું ધામ ગણાય છે અને અનેક સ્ત્રીપુરૂષો એ બ્હાદુર પ્રજાના દર્શને જાય છે. ધનવાન ભાટીઆ બ્હેનો શેઠ પ્રેમલીલા વિઠ્ઠલદાસ શ્રીમતી સુંદરબ્હેન, શ્રી. જમુબ્હેન, શ્રી પદમાવતી બ્હેન વગેરેએ યાત્રા કરી પ્રજાનો ઉત્સાહ અને મક્કમતા જોયાં હતાં. આ લડતને આખા હિંદની પ્રજા ટેકો આપી રહી છે. અમને તો લાગે છે કે આખરે સરકારને હારીજ છુટકો છે

**સેવાસદન-મુંબાઇઃ** મોટી થાપણ રોકયા વિના ઘેર બેઠાં કામ કરી તેમાંથી બ્હેનો આબરૂભેર ગુજરાન કરી શકે એવી વિધવિધ પ્રકારની તાલીમ આપતી આ નમુનેદાર સંસ્થાનો ૧૯ મો વાર્ષિક રીપોર્ટ-સન ૧૯૨૬-૨૭ નો પ્રકટ થયો છે. (૧) સદનના નોર્મલ કલાસમાં ૧૨૫ દક્ષિણી બ્હેનો મરાઠી શાળાની શિક્ષિકા થવાની તાલીમ લે છે. સરકારી સર્ટીફીકેટ માટેની પરીક્ષામાં કુલ ૪૧ બ્હેનો પાસ થઈ છે. વર્નાક્યુલર ફાઇનલમાં ૩૧ બ્હેનો પાસ થઇ. (૨) ગૃહોદ્યોગના વર્ગોમાં ૮૯ હિંદુ, ૫ મુસ્લીમ અને ૫૦ પારસી-કુલ ૧૪૪ બ્હેનો હતી. આ વર્ગોમાં મરાઠી, ગુજરાતી, ઉર્દુ અને અંગ્રેજી ભાષાના શિક્ષણ ઉપરાંત ગૃહવ્યવસ્થા અને રચનામાં ઉપયોગી થાય એવા નાના નાના હુન્નરો શીખવાય છે. (૩) ઉદ્યોગ વર્ગોમાં સીવવા વેતરવાનું; મોજાં ગંજીફાક ગુંથવાનું, રાંધવાનું ધોવાનું, નેતરકામ, ભરત ભરવાનું વગેરે શીખવાય છે. ૨૨૫ બ્હેનો એનો લાભ લે છે. ગરીબ બ્હેનો આ ઉદ્યોગો શીખી આબરૂભેર ગુજરાન કરી શકે. (૪) સદનમાં તાલીમ પામેલી ૨૫૦ બ્હેનો શિક્ષિકા

તરીકે અને ૩૦ નર્સ તરીકે ગુજરાન મેળવે છે. (૫) સદનના આશ્રમેનો લાભ ૭૦ સ્ત્રી બાળકો લે છે તેમાં ૫૭ હિંદુ, ૧૧ પારસી અને ૨ મુસ્લીમ છે. (૬) સદનની નર્સોએ ૨૦૦ થી વધુ કેસોમાં



સરકાર સામે સત્યાગ્રહની લડતમાં ઝુઝી રહેલી
બારડોલીની વીરાંગના બ્હેનો.

ગરીબ બ્હેનોને ત્યાં જઇ તેમની મફત સારવાર કરી હતી (૭) ત્રણ બ્હેનોને દરેકને રૂ. ૧૭ ની માસિક સ્કોલરશીપ કોલેજના અભ્યાસ માટે આપી હતી. (૮) કપડવંજ અને મહેમદાવાદની બે મુસ્લીમ શાળાઓને વાર્ષિક રૂ. ૧૨૦ ની મદદ કરી હતી. એક ત્રીજી શાળાને શીવણકામના વર્ગ માટે રૂ. ૫૦ ની મદદ આપી હતી. આ પ્રકારે સેવા કરી રહેલી આ સંસ્થાને નાણાંની હજી મોટી ખોટ છે. વાર્ષિક ખર્ચ રૂ. ૪૦૦૦૦ છે. કેટલાક હિતચિંતકોએ કરેલા કોન્સર્ટ આપી અને બાળાઓએ બનાવેલી ચીજોના વેચાણથી રૂ. ૩૦૦૦ મળ્યા હતા મકાન વધારવા ફંડની જરૂર છે. સખી

હીરની બ્હેનો સદનના સભાસદ થઇ વાર્ષિક મદદ આપી એનું કાર્ય ટકાવી અને વધારી શકે. મધ્યમ વર્ગના કુટુંબો પોતાનું કામકાજ સંસ્થા મારફત કરાવી ત્યાંની બ્હેનોને ગુજરાતનું સાધન આપી શકે. આ રીપોર્ટ સર કાવસજી જહાંગીરના પ્રમુખપદે મળેલી વાર્ષિક સભામાં રજુ થયો હતો.

**બાળકોની વ્હારે:** મુંબાઇની મીલ હડતાળ હજી ચાલુ છે. કામદારો અને તેમનાં સૌ બાળકો ભૂખે મરે છે. સ્ત્રી-કામદારો પીકેટીંગ વગેરેમાં આગેવાન ભાગ ભજવી રહી છે. બાળકોના પોષણ માટે દરરોજના રૂ. ૧૦૦૦ આપવાની દરખાસ્ત મ્યુ. કોરપોરેશનમાં આવેલી પણ ઉડી ગઇ. આથી કોરપોરેશનના પ્રમુખ ડૉ. દેશમુખે પોતે એક ફંડ શરૂ કર્યું છે અને બાળકોની વ્હારે ધાયા છે. ફંડમાં રૂ. ૪૦૦૦૦ લગભગ ભરાઇ ગયા છે.

**મારવાડી બ્હેનની હિંમત:** "માહેશ્વરી" પત્રના સંપાદકના પત્ની શ્રી. શાન્તાદેવી અને માહેશ્વરી મહિલા પરિષદના મંત્રી શ્રી. સત્યવતી-દેવી ચોપાટી જતાં હતાં. એક મવાલી પૂંઠે લાગ્યો. એક દુકાને કંઇક ખરીદવા ઉભા રહેતાં મવાલીએ શ્રી. શાન્તાદેવીના ખીસા તરફ હાથ લંબાવ્યો. બન્ને બ્હેનોએ પગમાંથી ચંપલ કાઢી તેની સારી રીતે પૂજા કરી અને બહુ ભાગાભાગ કર્યા ત્યારે છોડ્યો. એ બ્હેનોની હિંમત માટે ધન્યવાદ. બીજી બ્હેનો આમાંથી પાઠ શીખી જરૂર એવી હિંમતનું અનુકરણ કરે.

**શારદા-બીલને ટેકો:** બાળલગ્ન અટકાવનાર રા. સા. શારદાના બીલને ટેકો આપવા મુંબાઇની બ્હેનોની સભા શેઠ ધનબાઇ કાવસજી જહાંગીરના પ્રમુખપદે વીલ્સન કોલેજના હોલમાં મળી હતી. મિસિસ સીરાક, સૌ. હંસા મ્હેતા, મિસિસ લેંડ-બજ, મિસિસ ગોખલે, શ્રી. મોતીબાઇ નાર દલ-રસી, સૌ. લીલાવતી મુનશી, સૌ. જયશ્રી રાયજી વગેરે બ્હેનોએ વિવેચન કર્યાં હતાં.

**હિંદુ લગ્નમાં ફારગતી:** રા. સર હરિસિંહ ગૌડે વડી ધારાસભામાં આ સંબંધમાં આણેલા બીલ વિષે સહાનુભૂતિ બતાવવા ભગિની સમાજે સ્ત્રીઓની એક સભા બોલાવી હતી. સૌ. સરોજિની મ્હેતા પ્રમુખપદે હતાં. પ્રમુખ, સૌ હંસા મ્હેતા, સૌ. લીલાવતી મુનશી. રા. કેશવપ્રસાદ દેસાઇ રા. શીતલીઆ, બ્હેન લક્ષ્મીબાઇ ઠાસાણી વગેરેએ એ સંબંધી વિવેચન કર્યાં હતાં.

**મુંબાઇ યુનીવરસીટીના:** એક ફેલો તરીકે ડૉ. કાશીબાઇ નવરંગેની જગ્યાએ ડૉ. મીસ ઝીરાડ, એમ. ડી. ને ના. ગવર્નર-ચાન્સેલરે નીમ્યાં છે.

**સહકાર દિન** ઉજવવા મુંબાઇની સ્ત્રીઓની એક સભા સૌ. અવંતિકાબાઇ ગોખલેના પ્રમુખપદે મળી હતી. મિસિસ કાસલકર અને મિસિસ માલનકરે " સહકારી હિલચાલ " ના ફાયદાઓ સમજાવ્યા હતા.

**બાળરક્ષણ:** ઇસ્લામપુરા ( મુંબાઇ ) માં રહેતા એક મેઘજી પીતાંબરની કહેવાતી દત્તક પુત્રી મણીબાઇને પોલીસે બચાવી બાળસંરક્ષણ સંસ્થામાં મૂકી છે. મેઘજી ચોરીના આરોપસર થોડા સમય પર પકડાતાં બદમાશોએ તેની અસહાય દશાનો લાભ લઇ જુલમ ગુજારવાની કોશીશ કરી હતી. આવી રીતે ઘણા બાળકો સંજોગોના ભોગ બને છે. એ માટેના કાયદાને હજી વિશાળ કરી એ બાળકોને વધુ રક્ષણ આપવાની જરૂર છે.

**વિધવા પેન્શન ફંડ:** ધી બોમ્બે મીરાઝ પેન્શન ફંડ નામે એક વીમા કંપની ૧૮૭૧ માં સ્થપાઇ હતી. ૧૯૦૦ માં એને લીમીટેડ કરવામાં આવી. એના સભાસદો જે થાય તેમની વિધવાઓને તેમના મૃત્યુ પછી ભરણપોષણ માટે પેન્શન મળે છે. સભાસદોને દર વર્ષે નાની રકમ ફી તરીકે આપવી પડે છે. અત્યાર સુધીમાં આ ફંડમાંથી રૂ. સવાચાર લાખ ઉપરાંત રકમ પેન્શન તરીકે અપાઇ છે. નિરાધાર વિધવા બ્હેનો માટે કંપની આશીર્વાદરૂપ બની છે.

**સુતિકાગૃહ:** શ્રીમતી જનાબાઇ રોકડેના પરિશ્રમથી માંડવી કોલીવાડામાં ગરીબ બ્હેનોના લાભાર્થે સ્થપાયેલા આ ગૃહનો ત્રીજો વાર્ષિક ઉત્સવ તા. ૧૮ મી જુને ઉજવાયો હતો. વર્ષ દરમિઆન ૪૭ બ્હેનોને સુવાવડ માટે એમાં દાખલ કરવામાં આવી હતી. કેટલાક કેસોમાં ડોક્ટરની જરૂર પડતાં ડૉ. મિસિસ જમનાબાઇ દેસાઇ અને ડૉ. મહાનાજીએ મફત સારવાર કરી હતી. વર્ષમાં

કુલ ખર્ચ રૂ. ૧૫૯૭-૮-૦ નો થયો હતો. રૂ. ૨૦૦ વાડીઆ ધર્મફંડમાંથી, રૂ. ૫૨૨-૮-૦ બેટ-માંથી મળ્યા હતા અને બાકીના શ્રીમતી જનાબાઈએ પોતાની આવકમાંથી આપ્યા હતા. એમની સેવાવૃત્તિ માટે અંતરના ધન્યવાદ. શ્રીમંત બ્હેનો જરૂર હાથ લંબાવે, અને આશીર્વાદ મેળવે.

વનિતા જ્ઞાન મંદિર નામે સંસ્થા મુલુંડમાં સ્ત્રીઓમાં શિક્ષણપ્રચાર કરવાના ઉદ્દેશથી સ્થપાઇ છે. અત્યારે ગુજરાતી બાળબોધ, ધર્મજ્ઞાન વગેરેનું શિક્ષણ અપાય છે. આગળ જતાં ભરત-ગુંથણ, શીવણ, નેતર-કામ વગેરે પણ દાખલ થશે.

મહિલા મહાવિદ્યાલય (વડોદરા) વિષે એવા સમાચાર સંભળાય છે કે તે ચાલુ સાલથી બંધ થયું છે. પૂનાના હવે મહિલા વિદ્યાપીઠ સાથે જોડાયલી આ સંસ્થા ઘણી લોકપ્રિય હતી અને મોટી સંખ્યામાં કન્યાઓ એનો લાભ લેતી. જુનથી નવું સત્ર શરૂ થયા છતાં હજી વર્ગો ઉઘડયા નથી સંસ્થાના સંચાલકો એ કેમ બંધ થયું તેનો ખુલાસો કરશે ?

તો તેમની ઉમ્મરમાં કમમાં કમ બે વર્ષનો તફાવત રહેવો જોઇએ. આશા છે ધારાસભા આ બીલને કાયદાનું સ્વરૂપ આપશે.

શ્રી ચીમનાભાઈ સ્ત્રી અને બાળરક્ષણ સંસ્થાઃ પોતાની સ્તુત્ય પ્રવૃત્તિ વધાર્યે જાય છે છતાં મ્યુનીસીપાલીટીએ તેને અપાતી આર્થિક મદદ ઘટાડયા જ કરી છે. ૧૯૨૫-૨૬ અને ૧૯૨૬-૨૭ ના વર્ષોમાં રૂ. ૮૦૦ ની વાર્ષિક મદદ અપાતી તે ૧૯૨૭-૨૮ માં ઘટીને રૂ. ૪૦૦ થઇ છે. આનું કારણ ?

પ્રસૂતિગૃહઃ અમદાવાદમાં શેઠ મંગળદાસ ગીરધરદાસે તેમના માતુશ્રીના સ્મારક તરીકે જ્હાર્ડીન રોડ ઉપર પોતાના દવાખાનાને અંગે પાર્વતીબાઇ પ્રસુતિગૃહ તા. ૧૪ મી જુલાઈએ ખૂલ્લું મૂક્યું છે. એમાં ૨૪ બીછાનાથી શરૂઆત થઈ છે. આગળ જતાં જરૂર પડયે વધારાશે. એ સખાવત માટે શેઠશ્રીને ધન્યવાદ.



શ્રી મણીબ્હેન વલ્લભભાઇ પટેલ.

કન્યા હાઈસ્કુલઃ રાજકોટમાં વનિતાવિશ્રામના આશ્રય હેઠળ એક કન્યા હાઇસ્કુલ રા. શુકલ બેરીસ્ટરના પ્રમુખપણા નીચે સમારંભ કરી ખૂલ્લી મૂકાઇ છે. નવસારી ગર્લ્સ હાઇસ્કુલના પ્રીન્સીપાલ, પૂનાના સેવાસદનવાળાં બ્હેન મીસ રોહિણી, બી એ પ્રીન્સીપાલ તરીકે રૂ. ૨૦૦ ના પગારે નીમાયાં છે.

વડોદરામાં વૃદ્ધલગ્ન અને કજોડાંઃ વડોદરા રાજ્યમાં બાળલગ્ન અટકાવનારો કાયદો છે વૃદ્ધલગ્નો અને કજોડાં અટકાવવા એક નવો કાયદો ઘડવાનું બીલ ત્યાંની ધારાસભામાં કરજણના પ્રતિનીધિ રા લલ્લુભાઇ નકીલ લાવવાના છે. ૫૦ વર્ષ વા તે ઉપરાંત ઉમ્મરનો પુરૂષ ૧૮ વર્ષથી ઓછી ઉમ્મરની કન્યા સાથે પરણી શકે નહિ અને છોકરાં છોકરીના લગ્ન અજ્ઞાન અવસ્થામાં થાય

મહિલા વિદ્યાલય, ભાવનગર તરફથી સૌ. વિનોદીની શાહ, સૌ જયાકુમારી દાણી અને કુ. જ્યોતિબાલા દેસાના પ્રવાસથી આષાડ શુદ

૧૩-૧૪ ના દિનોમાં ગૌરીવ્રતનો ઉત્સવ ઉજવાયો હતો. મહાજનનો વંડો બહેનોથી ચિક્કાર ભરાઈ ગયો હતો. કવિશ્રી શ્યામજીભાઈએ "કુમારીનું ઉગ્ર તપ" અને શ્રી. હરજીવન મ્હેતાએ "નવયુગનો સંદેશ" વિષે વ્યાખ્યાનો આપ્યાં બાળાઓએ ગીત ને ગરબા ગાયા. આ ઉત્સવ ત્રણ વર્ષથી ઉજવાય છે અને શહેરની બહેનોમાં તેથી સારો ઉલ્લાસ પ્રગટે છે એ ત્રણે બહેનોને એ સેવા માટે અભિનંદન.

**માંગરોળમાં** એક રાજ્યહુકમ નીકળ્યો છે કે કોઇ પડદાનશીન બાનુની ગાડી રસ્તાપર નીકળે તો લોકોએ મર્યાદા ખાતર પીઠ ફેરવી લેવી અને બીન પડદાવાળી કોઇ હિન્દુ કે મુસ્લીમ બાઇ રસ્તે ચાલતી નીકળે તો લોકોએ તેને રાહ મોકળો કરી આપવો.

**બાલ સંમેલન:** ધારીમાં તા. ૨૬ થી ૨૮ જુનના દિવસોમાં બાલસંમેલન અને આરોગ્ય પ્રદર્શનના ઉત્સવો ઉજવાયા બાળકોની શારીરિક પરીક્ષા, રમતગમતો, સંવાદો વગેરે થયાં બાળઉછેર અને આરોગ્ય સંબંધી બોધક વ્યાખ્યાનો અપાયાં અને પ્રદર્શન ખુલ્લું મુકાયું

**મીસ શારદા નાયડુ:** પૂનાના સેવા સદન તરફથી નર્સીંગના વધુ અભ્યાસ માટે મીસ નાયડુ ઉપ્લાંડ ગયાં છે. રેડ ક્રોસ સોસાયટીએ તેમને એ અભ્યાસ માટે ૨૦૦ પાઉંડની સ્કોલરશીપ આપીછે

**મહારાષ્ટ્રની પ્રથમ મહિલા વકીલ:** સદ્‌ગત ગોપાળ કૃષ્ણ ગોખલેના ભાણેજ કુ ચંદ્રાબાઇ પોંક્ષેને પૂનાની કોર્ટમાં વકીલાત કરવાની સનદ મુંબાઇની હાઇકોર્ટે આપી છે. મહારાષ્ટ્રમાં વકીલાત શરૂ કરનાર એ પ્રથમ મહિલા છે.

**ધારાસભામાં:** ત્રાવણકોરની ધારાસભામાં મિસિસ મરીયામ્મ કુરવીલા, બી. એ નામે મહિલાની નીમણુંક થઇ છે. ત્યાંની ધારાસભાના એ પ્હેલાં સ્ત્રી-સભાસદ છે.

**હિંદુ-મુસ્લીમ લગ્ન:** બેઝવાડાના: એસી, ઇન્સ્પેક્ટર શ્રી. રાજગોપાળ આયંગરની ત્રીજી પુત્રી મીસ નનમીના લગ્ન મેંગ્લોર જીલ્લાના ,જંગલખાતાના અમલદાર શ્રી. અબ્દુલ કાસમ સાથે થયાં છે. કન્યાની ઉંમર ૨૧ વર્ષની છે અને તે વૈદકનો અભ્યાસ કરે છે. શ્રી. અબ્દુલકાસમ વિધુર છે આગલી પત્નીથી એક આઠ વર્ષની તેમને પુત્રી છે. બન્ને પોતપોતાનો ધર્મ પાળશે.

**ભુત કે જાદુ?** નિઝામ રાજ્યના સોંગીર શહેરમાં એક મુસ્લીમ દંપતી રહે છે. પતિનું નામ સૈયદ જાફર હુસેન તે એક ઓફીસમાં કારકુન છે. તેની પત્ની રૂકીઆબીબીએ ૧૯૨૩ માં પ્હેલાં બાળકને જન્મ આપ્યો. પંદર દહાડા પછી એ બાળકને કોઇ ઉપાડી ગયું તપાસ કરવા છતાં તેનો ફરી પત્તો ન મળ્યો ૧૯૨૫ માં બીજો છોકરો જન્મ્યો આગલથી ચાંપ રાખ્યા છતાં પ્હેલાંની જેમ આ છોકરો પણ પંદરમે દહાડેજ ઉપડી ગયો. દંપતી બાળક સાથે ઘરમાં સુતાં હતાં રૂકીઆબીબી કહે છે કે લગભગ મધરાતે અર્ધભાનમાં તેણે બે વિચિત્ર વેશધારી માણસોને હાથમાં-ખુલ્લી તરવાર સાથે જોયા હતાં. તેમણે તેને ધમકી આપી બાળકને ખુંચવી લીધું અને ચાલતા થયા. તેમના ગયા બાદ બાઇ પૂરેપૂરી ભાનમાં આવી ૧૯૨૬ માં ફરી બાઇને ગર્ભ રહ્યો પ્રસવકાળે બાઇને એક સગાંને ઘેર લઇ ગયા અને પોલીસની મદદ માંગી ૪ થી નવેમ્બરે રૂકીઆબીબીએ ત્રીજા છોકરાને જન્મ આપ્યો. પોલીસના પ્હેરા છતાં ૧૫ મીએ એ છોકરો પણ ઉપડી ગયો આ વખતે બાઇ કહે છે કે સ્વપ્નમાં તેણે એક સ્ત્રીને જોઇ હતી. અત્યારે ફરીથી રૂકીઆબીબી ગર્ભવતી છે. પોલીસ તેને સોંગીરથી હૈદરાબાદ લઈ આવી છે અને એક હોસ્પીટલમાં પ્હેરા હેઠળ રાખી છે. હવે શું થાય છે તે જોવાનું છે.

**વિધવાઓને પેન્શન:** નિઝામ રાજ્ય તરફથી હૈદરાબાદ શહેરની તમામ વિધવાઓને જીવન પર્યંત પેન્શન આપવાનો હુકમ થયો છે એમ સંભળાય છે આ ગોઠવણ માટે નિઝામ સરકારને ધન્યવાદ.

**મ્હૈસુર** રાજ્યમાં બાળલગ્ન બંધ કરવાનો કાયદો કરવા ત્યાંની દસ હજાર સ્ત્રીઓએ સહીઓ કરી એક અરજી સરકારને મોકલી છે. બ્હેનોની એ જાગૃતિ માટે ધન્યવાદ. વર કન્યાનું વય અનુક્રમે ૨૧ ને ૧૬ નું રાખવા વિષે અને સ્ત્રીઓને વારસામાં હક્ક આપવા વિષે ધારાસભાની હવે પછીની બેઠકમાં ઠરાવો આવશે.

**મીસ કલ્યાણી કુટ્ટી અમ્મલ:** બી. એ.

નારાયણઐયરના પુત્રી, મદ્રાસ યુનીવરસીટીની બી. એ. ની પરિક્ષામાં ઇતિહાસ અને અર્થ શાસ્ત્રના વિષયમાં માન સાથે પસાર થયાં છે. કલકત્તા યુનીવરસીટીની એમ. એ ની પરીક્ષામાં શ્રી. માલતીલતા સેન સંસ્કૃતના વિષયમાં પ્હેલાં વર્ગમાં પ્હેલે નંબરે આવ્યાં છે મેટ્રીક, ઇન્ટર-મીડીએટ અને બી. એ. ની પરીક્ષાઓમાં પણ એ બ્હેને પ્હેલો વર્ગ મેળવ્યો હતો.

**પુતિઃ દેવ કે હેવાન!** કાલકાપ્રસાદ નામે ૩૪ વર્ષની ઉમ્મરના એક બ્રાહ્મણને ૧૧ વર્ષની બાળપત્ની ઉપર બળાત્કાર કરવાના આરોપસર ફરૂખાબાદના સેશન્સ જજને ૩ વર્ષની સખ્ત જેલની સજા કરી હતી. અપીલ થતાં અલ્હાબાદની હાઇકોર્ટે સજા ઘટાડી બે વર્ષની કરી, પણ ન્યાયાધીશોએ આરોપીના કામને હેવાનીઅતભર્યું અને પત્નીની જીંદગી માટે ધાસ્તીભર્યું જણાવ્યું હતું. પત્નીએ 'ખોયો વાગતાં ઇજા થઇ' એમ કોર્ટને જણાવ્યું હતું પણ કોર્ટે તે માન્યું નહિ આવી બાળાઓના લગ્ન કરી આપનાર માબાપ કે વાલીને કાયદો અત્યારે કાંઇ સજા કરી શકતો નથી. બાળલગ્ન માટેનો કાયદો થાય તો તેમના ઉપર પણ અંકુશ મુકાય.


પડદાને તિલાંજલિ આપનાર અફગાનિસ્થાનનાં ના. રાણી.

**છાણના કીડાઃ** સંયુક્તપ્રાંતની પહાડી જાતોમાં વેશ્યાવૃતિ બહુ વધી છે તે મિટાવવા આર્યસમાજ પ્રયત્નો કરે છે. એકાદ સ્થળે એ પ્રયત્નોને સફળતા પણ મળી અને વિવાહપ્રથા દાખલ થઇ પણ અજ્ઞાનમાં ડુબેલી જાતિએ એવી રીતે વિવાહ કરનારાનો બહિષ્કાર કર્યો છે.

**શ્રી. વાઠીદેવી** આરા (શાહબાદ જીલ્લા) ની સાચી સમાજહિતૈષી મહિલા છે. તેમણે પોતાની એક લાખની મીલકત સમાજસેવા માટે આર્યસમાજને અર્પણ કરી છે. દેવીને એ દાન માટે ધન્યવાદ.

**સ્થાનિક સ્વરાજ્યમાંઃ** મીસ એસ. દાસ ઇન્દોરની અને મિસિસ જી. પવિત્રમ. બી. એ એલ. ટી. અર્નાકયુલમની મ્યુનસીપાલીટીમાં નોમાયાં છે.

**ગૌડમહિલા ગ્રેજ્યુએટઃ** મેરઠના ગૌ. શીવલાલ શર્માની પુત્રી કું રાજદુલારીએ દીલ્હી યુનીવાસીટીની બી. એ. ની પરિક્ષા માન સાથે પસાર કરી છે. ગૌડ જાતિની એ પ્રથમ મહિલા ગ્રેજ્યુએટ છે.

**મહિલા કોલેજઃ** બનારસ યુનીવરસીટીમાં સ્ત્રીઓ માટેની કોલેજ ૧૫ મી જુલાઇએ ખુલ્લી મુકાઇ છે શેઠ ખટાઉ માનજીએ એ કોલેજમાં ભણવી બાળાઓના વસતિગૃહ માટે મકાન બાંધી આપ્યું છે જેમાં ૧૦૦ કન્યાઓનો સમાવેશ થશે. દરેક રૂ. ૧૫) ની કપ સ્કોલરશીપો પણ અપાશે ઇન્ટરમીડીએટ આર્ટસના અભ્યાસ માટે પાંચ સ્ત્રી-પ્રોફેસરોની પણ ગોઠવણ થઇ છે.

**ગ્વાલીઅરના મહારાણીઃ** ગ્વાલીઅરના મહુંમ મહારાજાના રાણી અત્યારે એ સ્ટેટનો રાજકારભાર ચલાવી રહ્યાં છે, કારણ કે તેમના કુમારની વય નાની છે. સરકારે રાજકારભાર કરવા નીમેલી કાઉન્સીલના રાણીસાહેબા પ્રમુખ છે અને દસ્તાવેજ

પોતાનો એ ઓદ્ધો સંભાળે છે. પ્રજાને બાળક જેમ ગણનાર આ મહારાણી બીજાં અહલ્યાબાઇ છે એમ કહીએ તો ખોટું નથી. તેમના માનમાં મુંબાઇની શ્રી આર્ટસ ક્લબે એક સંમેલન તા. ૨૪ મી જુને ભર્યું હતું. એ પ્રસંગે તેમના ગુણોની મુક્તકંઠે પ્રશંસા થઈ હતી.

**પડદા વિરૂદ્ધ લડત:** બિહારની પ્રજાએ પડદો દૂર કરવાની મજબુત લડત ઉપાડી છે. તા. ૯મી જુલાઇએ મળેલી સભામાં પટણાની સ્ત્રીઓએ પડદો કાઢી નાખવાની પ્હેલ કરી હતી. એ લડત માટે ઠેરઠેર મંડળો સ્થપાયાં છે મારવાડી બ્હેનો પણ એમાં જોડાઇ છે. આ લડત પૂરતા જોરથી થાય તો ઉત્તર હિંદમાં એ પ્રથા નાબુદ થઇ જશે. મુંબાઇમાં શ્રી. ખતિજાબેગમ એ માટે લડત ચલાવી રહ્યાં છે. બંગાલામાં મુસ્લીમ કન્યાશાળાના સુપ્રીન્ટેન્ડન્ટ મિસિસ હુસેને પણ પોકાર ઉઠાવ્યો છે. ક્ષયરોગ અને સ્ત્રીઓના બીજાં દરદોનો ઉત્પાદક એ પડદો હવે જલ્દી દૂર થશે એવી આશા રાખી શકાય.

**વીર ખડગબહાદુર:** નેપાળી બાળા રાજકુમારી માયાના રક્ષણ માટે મારવાડી હીરાલાલનું ખુન કરવાના આરોપસર વીર ખડગબહાદુરને આઠ વર્ષની સજા થઇ હતી એને મુક્ત કરાવવા બંગાલના ૩૦૦૦ પ્રતિષ્ઠિત સ્ત્રી પુરૂષોએ સહી કરી ના. ગવર્નરને અરજી મોકલી છે. દરમિઆન માયાએ હાઇકોર્ટને અપીલ કરી હતી જેને પરિણામે પદ્મપ્રસાદ ઉપર ફરી મુકદમો ચાલશે હીરાલાલને વેચી ત્યારે માયા ૧૮ વર્ષની ઉપરની ઉમ્મરની હતી એવું જન્મ-સરટીફીકેટ તેણે રજુ કરેલું, તે ખોટું છે એમ જણાયું છે.

**આ તે ગોદાન !** કહેવાય છે કે રાજનન્દગામની મહારાણી પુરોહિતોને ગોદાન આપે છે અને તે માટે ખેડુતોની ગાયો કંઇ પણ બદલો આપ્યા વિના પકડી મંગાવે છે. ખેડુતો બહુ વીનવે કે રડે ત્યારે ગાય દીઠ બાર રૂપીઆ અપાય છે

**દુકાળપીડિતોને મદદ:** બાલુરઘાટ (બંગાલામાં દુકાળ પડવાથી પીડાતા લોકોને સહાય કરવા માટે દીનાજપુરના મહારાણીએ રૂ. ૧૦૦૦ આપ્યા છે. એમને ધન્યવાદ.

**નાભાની મહારાણી:** નાભાના મહારાજાને પદભ્રષ્ટ કરી સરકારે કોડાઇકેનાલમાં નજરકેદ રાખ્યા છે. પતિભક્ત મહારાણીએ પોતાના પતિ પાસે પોતાને રહેવા દેવાની સરકારને અરજ કરી છે રાજવૈભવ ત્યાગી પતિ સમિપ રહેવા ઇચ્છનાર એ મહારાણીને ધન્યવાદ આપીએ છીએ

**બીબી કૃષ્ણકુંવર:** નામીતી શીખ વીરાંગના કૃષ્ણકુંવરને જૈતોની ધાંધલ વખતે પકડી પાંચ વર્ષની કેદની સજા સરકારે કરી હતી. એ બ્હેન જેલમાંથી છુટી પાછા આવતાં અમૃતસરના સ્ટેશને પ્રજાએ તેમને હર્ષભર્યો આવકાર આપ્યો હતો. તેમને માનપત્ર આપવાના સમારંભ થયા હતા.

**સાઠી, બુદ્ધિ નાઠી !** ૬૫ વર્ષના ગુજરાત (પંજાબ) ના એક શેઠ તારચન્દ ફરી પરણવા નીકળ્યા. કોઇ ઠગારાઓએ માયાદેવી નામે એક ૨૦ વર્ષની યુવતી સાથે લગ્ન કરાવ્યા, અને એ મ્હેનતના બદલામાં રૂપીઆ ૨૫૦૦. લઇ ગયા. તેમના ગયા બાદ એક માણસ આવ્યો અને કહેવા લાગ્યો કે માયાદેવી મારી પત્ની છે: અમે પાંચ વર્ષ થયાં પરણ્યાં છીએ. શેઠ ઠગારાઓ પર નાણાં પાછા મેળવવા દાવો માંડ્યો છે. બાઇ કહે છે કે પતિએ તેને આગળ રહીને વેચાવી ને પરણાવી છે !

**પતિદેવ:** (૧) ભાવનગરની કોલેજના ૪૫ વર્ષની વયના પ્રો. ભીડે, એમ. એ. ના પત્ની ગુજરી ગયાં. પત્નીના મરણ પછી ૧૫ મે દિવસેજ ફરી પરણવાની તજવીજ કરી અને ૧૪ વર્ષની એક બાળા સાથે હવે પરણી પણ ચૂક્યા છે તેમને પાંચ સંતાન છે: એક દીકરી પરણેલી છે, એનું નામ સુશિક્ષિત ! (૨) અમદાવાદમાં રાયપુર આંબળીની પોળમાં રહેતા પતિદેવ નંદલાલે પોતાની પત્ની નર્મદાને માર માર્યો. ફર્યાદ થતાં કોર્ટે રૂ. ૬૦ નો દંડ કર્યો. (૩) અમદાવાદમાં કામનાથ મહાદેવની ચાલીમાં રહેતા દરવા મોહને પોતાની પત્ની બાઇ મનુને ચપ્પુના ઘા કરી મારી નાંખી. પતિદેવ સરકારના અત્યારે મ્હેમાન છે.

**સ્ટવસળગીનો ભોગ:** (૧) ત્રોળ ભોઇવાડામાં રહેતી પ્રેમકુંવર નામે ૨૦ વર્ષની ઉમ્મરની બાઇ તા. ૨૫ મી જુને સ્ટવ સળગાવતાં ભડકો થવાથી દાઝી મરણ પામી. (૨) લવમર પર રહેતી એક ખ્રિસ્તિ બાઇ સગડી પર ચા તૈયાર કરતી હતી

તેટલામાં તેનો છોકરો ત્યાં આવ્યો અને માના કપડા ખેંચવા લાગ્યો. બાઇના હાથમાંથી વાસણ પડી ગયું અને છોકરો દાઝી મરણ પામ્યો. (૩) મુંબાઇમાં ડુંગરી પર રહેતી આયેશા નામની ૨૦ વર્ષની મુસ્લીમ બ્હેન ઘાસલેટ નાખી સગડી સળગાવવા જતાં દાઝીને મરણ પામી છે. (૪) ચીંચપોકલીમાં રહેતી કાન્તીબાઇ નામે બાઇ સ્ટવપરથી ગરમ પાણી ઉતારવા જતાં દાઝીને મરણ પામી. (૫) રત્નીમાઇ ચીમનલાલ નામે ૧૬ વર્ષની એક બ્હેનની પણ સ્ટવ સળગાવતાં સાડી સળગી અને તેનું મોત નીપજ્યું આ પ્રસંગે કોરોનરે ગુજરાતી બ્હેનોને ફરી ચેતવણી આપી સ્ટવને ઘરમાંથી દેશવટો દેવા કહ્યું હતું. (૬) ખતરગલીમાં રહેતી ગુલાબબાઇ નામે એક બ્હેન સગડીથી દાઝીને મરણ પામી છે

**સમાજની બહીમાં:** (૧) એક ૯૦ વર્ષના જુવાન સાઠીઆ ગૃહસ્થ કન્યાના બાપને રૂ. ૩૦૦૦૦ આપી પરણ્યા છે. કેટલાક ગૃહસ્થો તેમને આ કૃત્ય ન કરવા સમજાવવા ગયા તેમને દરવાજો દેખાડયો ! (૨) વડોદરાના મૂલજીભાઇ બારોટ અનેકની વિનવણી છતાં ફરી પરણ્યા હતા. મ. ગાંધીજીના વચનને માન આપી તેમણે લગ્ન માંડી વાળવાનો ઠરાવ કરેલો. આખરે બાળક પત્નીને વિધવા કરી યમરાજને પોતાના કૃત્યનો હિસાબ દેવા સીધાવી ગયા છે ! જ્ઞાતિ સમાજ કેમ એ બાળાને કુંવારી ગણશે ! (૩) હળવદના ૪૭ વર્ષના વ્યાસ ત્રિભુવન કાળીદાસનો વિવાહ રાજકોટના પાઠક નાગેશ્વરની પંદર વર્ષની પુત્રી ચંચળ સાથે થયો છે. વ્યાસજીને ૪ દીકરીઓ છે; ૨૦ વર્ષની એક દીકરી વિધવા છે. એમનો જ્ઞાતિસમાજ બ્હેન ચંચળની વ્હારે ચઢશે ! (૪) અમરેલીના એક કપોળ યુવક લગ્ન પછી પાંચમે દિવસે તેર વર્ષની બાળાને વિધવા બનાવી ગુજરી ગયા. કપોળ જ્ઞાતિ એ બ્હેનને કુમારી જાહેર કરશે ? (૫) દામનગરના એક ૫૦ વર્ષના કપોળ ગૃહસ્થે તેર વર્ષની કન્યા સાથે પરણવાની તૈયારી માંડી છે. કપોળ જ્ઞાતિ એ બ્હેનને બચાવવા કંઈ કરશે ! (૬) રાણપુરના મોઢ વણિક ધનજીભાઇએ પોતાની ભાણેજનો વિવાહ એક ત્રીજવર સાથે કરેલો. શેઠ દોસ્તમહમદ મનજીભાઇના શુભ પ્રયાસથી એ વિવાહ રદ થઇ બાળાનો ભવ બગડતો અટક્યો છે.



શ્રી. મીઠુબ્હેન પીટીટ.

## એશિયા.

**સીલોનની સ્ત્રીઓને મતાધિકાર:** સીલોન માટે નવું રાજ્યબંધારણ રચવાની સૂચનાઓ એ માટે નીમાયલા કમીશને કરી છે તેમાં ૧૮ વર્ષની ઉમ્મરના બધા પુરૂષોને મતાધિકાર અપાશે છે. જ્યારે સ્ત્રીઓ માટે ૩૦ વર્ષની ઉમ્મરની હદ ઠરાવી છે. આ અંકુશ દૂર કરાવવા સ્ત્રીઓએ મજબુત લડત ચલાવવી જોઇશે.

**પડદાને તિલાંજલી:** અફઘાનિસ્થાનના રાણીએ પર્વના દેશોમાં પડદો રાખ્યો તે માટે અમે ગયા અંકમાં અજાયબી બતાવી હતી. ત્યાંથી મળેલા તાજા સમાચાર જણાવે છે કે ના, રાણી અને

રાજકુટુંબની બીજી મહિલાઓએ પડદાને હંમેશ માટે વિદાંજલી આપી દીધી છે. ધર્મઘેલા મોલાઓએ એ માટે વાંધો લીધો હતો પણ રાજાએ તેમને સચોટ જવાબ આપી બોલતા બંધ કરી દીધા છે. ના. રાણીની આગેવાની હેઠળ એ દેશની બીજી સ્ત્રીઓ પણ પડદો ત્યાગશે.

નિપાળરાજ્ય: ઈરાનના એક પહાડી પ્રદેશમાં સ્ત્રીઓજ કરતી કારવતી છે: તેઓજ કમાય છે અને પુરુષો પડદામાં રહે છે, અને ઘરનું કામ કરે છે. તેમને લગ્ન થયા પછી સાસરે-પત્નીને પિયર રહેવું પડે છે. છોકરીનો જન્મ હર્ષદાયક અને છોકરાનો શોકજનક મનાય છે. હિંદના ઘણા આજસુ પતિદેવો આવી પ્રથા અહિં ચાલુ થાય એમ ઇચ્છતા હશે.

**સ્ત્રી-આગેવાન:** ડૉ. અબ્દુલ રહેમાન શાહબંદર સીરીઆના જાણીતા આગેવાન નેતા હતા. ફ્રેંચ સરકારે તેમને દેશપાર કર્યા. પરદેશી સરકાર બીજું શું કરે ! એમના પત્ની અત્યારે એમનું સ્થાન જાળવી રહ્યા છે અને ત્યાંના યુવકોને દેશની ઉન્નતિ માટે લડત ચલાવવા ઉપદેશે છે. એમના પતિ સરકારની કોઇ ખાસ મહેરબાનીથી સ્વદેશ પાછા નહિ ફરે પરંતુ જેટલાને એવી રીતે દેશપાર કર્યા છે તેટલા બધાને પાછા બોલાવશે ત્યારેજ તે પણ પાછા ફરશે. એ દેશભક્ત દંપતિના આત્મભોગ અને દેશદાઝ માટે અમારાં અભિનંદન. હિંદને એવાં પોલાદ દંપતિની જરૂર છે.

વહુ કે મા? ચીનમાં ઘણીવાર ૧૨-૧૩ વર્ષના છોકરાના લગ્ન ૨૦-૨૫ વર્ષની સ્ત્રી સાથે થાય છે છોકરાની મા આવું કજોડું સાધે છે અને પછી વહુનો ઉપયોગ ઘરમાં ચાકરડી તરીકે કરે છે. જો સાસુજી ઘડી જાય તો વહુ વરને ઉછેરવામાં સસરાને મદદ કરે છે, અને તેને 'આદર્શ' પતિ બનાવે છે !

આફ્રિકા.

**કુદરતને ખોળે:** આફ્રિકામાં નાતાલ પાસેના પ્રદેશમાં ઝુલુ નામની જાતિ વસે છે. એ પ્રદેશની મુલાકાત લઇ આવનાર એક અંગ્રેજ લેખક તેમની સ્થિતિનું વર્ણન કરે છે. એક ઝુલુ નેતાને તે મળવા ગયો હતો. એક નાના ઝરાને કાંઠે કેટલીક યુવાન કન્યાઓને તેણે રમતી જોઈ. એકેના શરીર પર વસ્ત્ર ન હતું. યુરોપીઅનને જોવા છતાં તેઓ નિર્દોષતાથી રમતીજ રહી. લેખક કહે છે કે ઝુલુ જેવી નીતિમાન બીજી કોઇ જાતિ દુનિયામાં નથી. વ્યભિચાર કરનારને દેહાંત દંડનીજ શિક્ષા થાય.

**પતિભક્ષક:** દક્ષિણ આફ્રિકાની જંગલી જાતોની સ્ત્રીઓ મૃત પતિના શરીરને શું઼જીને ખાઇ જાય છે. એ અપરાધને કારણ કેટલીક સ્ત્રીઓને કમ્પાલામાં જેલની સજા મળી છે.

યુરપ.

**અનસુયા બ્હેન:** અમદાવાદના જાણીતા મીલ માલેક શેઠ અંબાલાલ સારાભાઇના બ્હેન અને ત્યાંની કામદારોની લડતના આગેવાન શ્રીમતી અનસુયા બ્હેન કામદારોને લગતા પ્રશ્નોના અભ્યાસ માટે યુરપ ગયાં છે. એ બ્હેન ત્યાંના કામદાર વર્ગના હિતાર્થે ચાલતી સંસ્થાઓની મુલાકાત લઇ તેમની સ્થિતિ, જાતે, નિહાળશે. એમનો પ્રવાસ હિંદના કામદારોને ભવિષ્યમાં લાભદાયી નિવડે એમ જરૂર ઇચ્છીએ.

**સ્ત્રી-શિલ્પી:** ઇગ્લાંડના સુપ્રસિદ્ધ કવિવર શેક્સપીઅરના સ્મારક રૂપે, એનાંજ નાટકો ભજવવા માટે, એની જન્મભૂમિ સ્ટ્રેટફર્ડ-ઑન-એવનમાં એક વિશાળ થીએટર બાંધવાનું છે. ગ્રેટબ્રિટન, અમેરિકા, અને કેનેડા એ ત્રણે દેશના ઇજનેરો પાસે એ થીએટર માટે નમુના માંગ્યા હતા. એ સર્વ નમુનાઓમાં મીસ ઇલીઝાબેથ સ્કોટનો નમુનો સર્વોત્તમ લેખાયો છે અને એ કામ એમને સોંપાયું. ઇજનેરીનો અભ્યાસ હજી ત્રણ વર્ષ પ્હેલાંજ એમણે પૂરો કર્યો.

**નવી શાળા:** ઇગ્લાંડમાં છોકરાઓની કેળવણી માટે પબ્લીક સ્કુલો છે જ્યાં તેમને શિક્ષણ સાથે રહેવાની પણ સગવડ હોય છે. છોકરીઓ માટે એવા પ્રકારની એક શાળા ડગ્લસ ઓફ બોર્ડના પ્રયત્નોથી સ્થપાઇ છે. મિસિસ હુડસન કાર્ડ જેમને કન્યાઓનો બહોળો અનુભવ છે તેમને શાળાના મુખ્ય શિક્ષિકા નીમ્યાં છે. આ પ્રયોગ કેવો નીવડશે તે જોવા ઘણા કેળવણીકારો આતુરતા બતાવી રહ્યા છે. છોકરાઓની જેમ છોકરીઓને પણ ભાવિ ધારા ઘડનાર, ડોક્ટર, વેપારી વગેરે

થવાની તાલીમ લેવાનો પાયો આ શાળા નાંખે એવો આદર્શ સ્થાપકોએ રાખ્યો છે.

સાયમન કમીશનમાં સ્ત્રીઓ: ઇંગ્લાંડના સ્ત્રી મંડળોએ એવો પોકાર ઉઠાવ્યો છે કે હિંદના રાજબંધારણમાં સુધારા સુચવવા નિમાયલા સાયમન કમીશનમાં ત્યાંની થોડીક સ્ત્રીઓને પણ સભાસદ તરીકે નીમવી જોઇએ તે એમ કરવું અશક્ય હોય તો કમીશનના સલાહકાર તરીકે સ્ત્રીઓને નીમવાની તેમણે માંગણી કરી છે, કારણ કે સ્ત્રી જીવનને લગતા ઘણા સવાલો કમીશને વિચારવા પડશે અને તેમાં સ્ત્રી-સલાહકારોની ખાસ જરૂર છે.

મીસ મેગનની પસંદગી: ઇંગ્લાંડમાં પાર્લામેંટ માટે ફરી ચુંટણી થોડા વખતમાં થશે. એ માટે ઉમેદવારો નક્કી કરવા જુદી જુદી પાર્ટીઓની સભાઓ મળે છે. એંગલસી (વેલ્સ) વિભાગમાં ત્યાંના લીબરલ એસોસીએશનની સભામાં માજી વડા પ્રધાન મી. લોઇડ જયોર્જની પુત્રી મીસ મેગનને ઉમેદવાર તરીકે પસંદ કરવામાં આવ્યાં છે. આ સામે બીજા ઉમેદવાર કર્નલ વીલીઅમ્સે વાંધો ઉઠાવ્યો હતો પણ મત લેતાં મીસ મેગનને ૩૨૭ અને કર્નલને ફક્ત ૧૪ મત મળ્યાં હતા.

યુરપ-અમેરિકામાં અનીતિ: ૧૯૧૪ થી ૧૯૧૭ સુધીના ત્રણ વર્ષમાં રસ્તાપર ઉભી પુરુષોને અનીતિ માટે લલચાવતી ૩૦ થી ૪૦ હજાર સ્ત્રીઓને ન્યુયોર્કમાં અને ૨૦ હજાર સ્ત્રીઓને લંડનમાં કોર્ટમાં રજુ કરી હતી પોલીસ ખાતાની કમાંડંટ મેરી એલન "જોન બુલ" પત્રમાં લખત આ ચોંકાવનારી વાત કહે છે. તે કહે છે કે દર વર્ષે લંડનમાં અનીતિના ૫૫૪૦૦૦૦ કેસ બને છે. છતાં મીસ મેયોને આખા જગતની અનીતિ હિંદમાં જ ભરાઇ બેઠેલી લાગે તો એની આંખોને શાની ઉપમા આપવી?

કરોડોની વારસ: મર્હુમ સર ડેવીસ યૂલની પુત્રી ઇંગ્લાંડની સૌથી ધનવાન સ્ત્રી ગણાય છે. તેનો પિતા લગભગ બે કરોડ પાઉંડની મીલ્કત મુકી ગયો છે.



કુ. ઇંદુમતી મ્હેતા, ગ્રે. એ.    કુ. જ્યોતિર્માલા હોરા, ગ્રે. એ.
કર્વે મહિલા વિદ્યાપીઠનાં બે સ્નાતિકા બ્હેનો.

બ્રિટનમાં બાળલગ્ન: હિંદની જેમ બ્રિટનમાં નાની બાળાઓનાં લગ્ન નથી થતાં પણ ઉમરની હદ આબોહવાને કારણે બન્ને પ્રદેશો માટે જુદી જુદી હોવી જોઇએ એમ ડોકટરો કહે છે. હિંદમાં ગરમ ઋતુને લીધે છોકરી બાર વર્ષે જે સ્થિતિમાં હોય છે તેજ સ્થિતિમાં ત્યાંની ઠંડી હવાને લીધે છોકરી ૧૬-૧૭ વર્ષે આવે છે. આ જોતાં ત્યાંની છોકરી ૧૬-૧૭ વર્ષે પરણે તે હિંદની ૧૨ વર્ષની

ઉમ્મરે પરણેલી છોકરીના જેવુંજ ગણાય. એને પણ બાળલગ્ન જ કહેવું પડે. આવાં લગ્નો ત્યાં ઘણાં થાય છે અને તે પણ માબાપની સંમતિથી. આ-ટલા માટે ત્યાં લગ્નની વયનું હદ વધારવાની હિલચાલ ચાલી રહી છે.

**બાળસપ્તાહ ઇનામઃ** બ્રિટિશ મહારાજ્યમાં સૌથી વધારે સરસ અને અસરકારક રીતે જે સ્થળ બાળસપ્તાહ ઉજવે તેમને ઇનામો અપાય છે. ચાલુ વર્ષનું પ્હેલું ઇનામ બેનોની ( ટ્રાંસવાલ ) જીતી ગયું છે. પેનુકોન્ડા અને રેવારીને અનુક્રમે બીજું ને ત્રીજું ઇનામ મળે છે.

**કુંવારાઓનું મંડળઃ** ચેઈમાં યુરેકા બેચેલર ક્લબ નામે કુંવારા પુરુષોનું એક મંડળ સ્થપાયું છે. સભાસદોએ એવી પ્રતિજ્ઞા કરી છે કે તેઓ પરણશે નહિ. સ્ત્રીઓ સાથે સહવાસ રાખનાર સભાસદને સજા કરવાનું તેમણે ઠરાવ્યું છે. એ શહેરના યુવાનોને મજબુત બનાવવા મંડળ અખાડો સ્થાપવા ધારે છે. સભાસદો માને છે કે તેમના પ્રદેશની સ્ત્રીઓ શીલ ભૂલતી જાય છે. તેમને ઠેકાણે લાવવાનો આ મંડળનો ઉદ્દેશ છે.

**ભાગ્યશાળી લલનાઃ** લંડનની થોમ્પસન કંપનીની ખાનગી સેક્રેટરી મીસ નીટા હોમ્સે તેની શરતની એક ટીકીટ લીધી હતી. એને ૬૪૦૦૦ પાઉંડનું ઇનામ મળ્યું છે. એમાંથી અર્ધો ભાગ તેના શેઠ કર્નલ થોમ્પસનનો છે. એ હિસાબે એને લગભગ ૬ લાખ રૂપીઆ મળશે.

**બાળક વિનાનું ગામઃ** ઇંગ્લાંડના હંટીંગડન-શાયર પરગણામાં હાઇરોટ નામે ગામ છે. એમાં આશરે ૩૦ કુટુંબો વસે છે, પણ એમાં એક બાળક નથી. એક છોકરો હતો તે હમણાં દુર્ભાગ્યે કુવામાં પડી ડુબીને મરી ગયો. બધાં રહેવાસી ઘરડાં છે અને કોઇ જુવાન કુટુંબો ત્યાં રહેવા આવે એવો સંભવ નથી.

**"મેલ કેરવત મોચીડાના મોચીડા":** ૫૦ વર્ષ પ્હેલાં પોલાન્ડના એક ગામડામાં જન્મેલી શ્રીમતી મથીલ્ડા ક્ષસીન્સ્કાયાએ નાચનારી તરીકે સારી પ્રખ્યાતી મેળવેલી. રશિયાના માજી ઝાર નિકોલસ બીજાની તે માનીતી થઇ પડી હતી. ઝા-રની દ્દષ્ટિએ પોતાનો આલીશાન બંગલો નિવા- હસે તેને ભેટ આપ્યો; ઉપરાંત ઘણું જરજવાહીર પણ આપ્યું. નાચનારી તરીકે તેની કમાણી મોટી હતી. મોસ્કોમાં તેનું મકાન ૨૦ લાખ પાઉંડનું ગણાતું. ૫૦ લાખ પાઉંડ તેણે બેંકો અને શેરોમાં રોકેલા. પાછળથી તે ગ્રાંડ ડયુક આન્દ્રીઆસ સાથે પરણી. રશિયાની રાજ્ય-ઉથલપાથલમાંથી નાઠાં અને ઝવેરાત બચાવી દંપતિ ભાગી ગયાં. હમણાં બાઇસાહેબે ફરી જુનો ધંધો હાથ લીધો છે અને નૃત્ય શીખવવા પારીસમાં શાળા ખોલી છે.

**નાના પગઃ** સૌંદર્ય માટે યુરપ-અમેરિકાની સ્ત્રીઓ શું શું નહિ સહન કરે તે કહેવું મુશ્કેલ છે. પેરીસ નવી ફેશનનું ઉત્પત્તિસ્થાન ગણાય છે. ત્યાંથી સમાચાર આવ્યા છે કે હમણાં ત્યાંની સ્ત્રીઓ સુંદર દેખાવા માટે પગના આંગળ કપાવી પગ નાનાં બનાવે છે. અત્યાર સુધી પગ માટે જોઇએ તે કરતાં નાના બુટ પ્હેરી એ સૌંદર્ય ઘેલી લલનાઓ પગના આંગળા કચડી નાંખતી અને એ દુઃખ આનંદથી સહન કરતી. હવે તેમણે આંગળાં કપાવી નાંખવાની ફેશન શરૂ કરી છે, જેથી નાના બુટ સ્હેલાઇથી દુઃખ વિના પ્હેરી શકાય. ચીનમાં બાળકીઓના પગને પાટીઆ બાંધી નાના રાખવાનો રિવાજ છે તેને આ સુધરેલી સ્ત્રીઓ જંગલીપણું કહીને હસી કાઢતી. હવે તેમની આ ફેશનને શું નામ આપવું ? "કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં" એ કહેવત પ્રમાણે તેઓ પોતાને કુદરતથી વધારે ડાહી માનતી હશે !

**'૬૦ વર્ષે મૃત્યુઃ** માણસના શરીરમાં ઓપ-રેશન કરી વાંદરાની પેશીઓ મુકી વૃદ્ધોને જુવાન બનાવવાનો નુસખો શોધનાર ડૉ. સર્જ વોરોનોફ કહે છે કે એની શોધખોળનો ઉપયોગ હમણાં મોટા પ્રમાણમાં નથી થતો પણ કેટલાંક વર્ષો પછી એનો ઉપયોગ સર્વત્ર થવા માંડશે. એ નુસખો પોતાની ઉપર અજમાવી તે આ ૨૦ મી સદી પૂરી કરવાની અને ૨૧ મી સદીના પણ કેટલાક વર્ષો જીવવાની આશા રાખે છે. તે કહે છે કે અત્યારે જેમ લોકો દવા કરાવવા સામાન્ય રીતે જાય છે તેમ પેશી મુકાવવા જવા માંડશે. તેને ભય રહે છે તે એ છે કે જ્યારે આ શોધનો ઉપયોગ વધશે ત્યારે જોઇતી સંખ્યામાં દુનિયામાં વાંદરા નહિ મળી શકે. એ હિંમતથી કહે છે કે એ રીતે પેશી મુકાવનાર જુવાન બની જશે અને

# શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ.

## સીલ્વર જ્યુબીલી માટે સંવાદોની માંગણી.

### પ્રદર્શન માટે હસ્તકળાના નમુના મોકલી આપો.

૦ શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળને સ્થાપન થયાંને ૨૫ વર્ષ પૂરાં થાય છે. એ સીલ્વર જ્યુબીલીનો પ્રસંગ ઉજવવાનો મંડળની વ્યવસ્થાપક કમિટિએ ઠરાવ કર્યો છે અને તે માટેની તૈયારીઓ કમિટિએ કરવા માંડી છે. આ શુભ પ્રસંગે ગુર્જરાતના—ખાસ કરીને મુંબાઇનાં સર્વ સન્નારીઓ અને સજ્જનો તન મન ધનથી એ સમારંભ સફળ કરવામાં કમિટિને સહાય કરશે એવી અમે આશા રાખીએ છીએ.

› એ ઉત્સવના પ્રસંગે ભજવવામાં અસરકારક થાય અને બાળાઓ સ્હેલાઇથી ભજવી શકે એવા સંવાદોની માંગણી અમે ગુજરાતના લેખકો અને લેખિકાઓ પાસે કરીએ છીએ. એ સંવાદો ૨૦ થી ૨૫ મીનીટ સુધીમાં ભજવી શકાય એવાં હોવાં જોઇએ. સંવાદોનો વિષય ઐતિહાસિક, સામાજીક, મંડળના કાર્યપ્રદેશની ઝાંખી કરાવતો યા એવોજ કોઇ સ્ત્રીઓને ઉપયોગી થાય એવો હોવો જોઇએ. સંવાદો અમને તા. ૧૯ મી સપ્ટેમ્બર ૧૯૨૮ સુધીમાં મળી જાય એવી રીતે મોકલી આપવા. મળેલા સંવાદોમાંથી જે સંવાદને પ્રથમ પસંદગી મળશે તેના લેખકને રૂ. ૨૫–૦–૦ પારિતોષિક તરીકે અપાશે. બીજે અને ત્રીજે નંબરે આવનાર સંવાદોના લેખકોને અનુક્રમે રૂ. ૧૫–૦–૦ અને રૂ. ૧૦–૦–૦ પારિતોષિક અપાશે. ત્રણથી વધુ સંવાદો પારિતોષિક માટે યોગ્ય જણાશે તો કમિટિ વધુ રકમ પારિતોષિક તરીકે આપશે. ગુજરાતનાં જાણીતા લેખક લેખિકાઓને અમારી ખાસ વિનતિ છે કે પારિતોષિકની રકમ સામે ન જોતાં તેઓ પોતાના રચેલા સંવાદો મોકલી આપી અમારા કાર્યમાં સહાયક બનશે અને ઉત્સવને સફળ કરવામાં પોતાનો ફાળો આપશે.

ગુજરાતની સન્નારીઓને પણ આ ઉત્સવ સફળ કરવા માટે અમે એક ખાસ વિનતિ કરીએ છીએ. આ ઉત્સવ પ્રસંગે સ્ત્રીઓની હસ્તકળાના ભરત, ગુંથણ, શીવણ, ચિત્રકામ, ફેન્સીકામ, મોતીના પડદા, તોરણો વગેરેના નમુનાઓનું એક પ્રદર્શન ભરવાનો કમિટિએ ઠરાવ કર્યો છે. એ પ્રદર્શન માટે પોતાની પાસે તૈયાર હોય તેવા યા નવેસરથી તૈયાર કરીને નમુનાઓ ગુજરાતની બ્હેનો અમને મોકલી આપશે એવી આશા રાખીએ છીએ. આ વિનતિ ખાસ કરીને અમારે મુંબાઇમાં વસતી ગુજરાતી બ્હેનોને કરવાની છે. આ નમુનાઓ તા. ૩૧ મી ઓક્ટોબર ૧૯૨૮ સુધીમાં અમને મળી જાય એવી રીતે મોકલી આપશો. જે બ્હેનો પોતાના નમુના વેચવા ઇચ્છતાં હોય તેમણે કીમત પણ જણાવવી. નમુના સાથે દરેક બ્હેન પોતાનું નામ અને સરનામું અને નમુનો વેચવા ઇચ્છે છે કે કેમ તે સ્પષ્ટ રીતે જણાવે. જે બ્હેનો એવા નમુના બનાવી શકે એમ હોય પરંતુ સાધનને અભાવે તેમ ન કરી શકતાં હોય તો તેવાં બ્હેનો અમને આવી મળ્યે અમે તેમને જોઇતાં સાધનો પૂરાં પાડવાનાં ગોઠવણ કરીશું. આ પ્રદર્શન માટે આવેલા નમુનાઓમાંથી જે નમુના ઉત્તમ જણાશે તેમને ચાંદ કે ઇનામની રકમો કમિટિ તરફથી આપવામાં આવશે.

લી.

૮૨, અમરેલી હાઉસ,
ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪.

ગં. રસિકમણી બાળમુકુંદરાય દેસાઇ,
ગં. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ,
સૌ. કળાવતી ભવાનીદાસ મોતીવાળા,
ઓ. સેક્રેટરીઓ.

તો જરૂર જોઇ શકાય છે. કેટલાંક ગ્રાહકોએ ઓગસ્ટ અંક નહિ મળે એ બીકે યોગ્ય ખબર આપવાની પોતાની ફરજ બજાવી છે પરિણામે અમારી ઘણી મહેનત બચી જશે. અને નુકશાન થવાનો પણ સંભવ નહિ રહે.

**ઑગસ્ટ અંક વી. પી. થી**

જે ગ્રાહકોએ લવાજમ મોકલી આપ્યું છે યા જેમણે આવતા વર્ષમાં ગ્રાહક તરીકે ચાલુ રહેવાની પોતાની અનિચ્છા દર્શાવી છે તેમને સર્વને આ અંક હંમેશ મુજબ સાદા પોષ્ટથી મોકલાયો છે. કેટલાક ગ્રાહકોએ ઓગસ્ટ અંક સાદા પોષ્ટથી મોકલવાની અને આવતા વર્ષનું લવાજમ તે મળ્યા પછી ભરવાની ઇચ્છા દર્શાવી છે, તેમને પણ આ અંક સાદા પોષ્ટથી મોકલાય છે. એ ગ્રાહકોને વિનતિ છે કે તેઓ પોતાનું લવાજમ મનીઓર્ડરથી મોકલી આપે; અથવા વી. પી. મંગાવવું હોય તો તે માટે વ્યવસ્થાપકને ખબર આપે. એવા ખબર મળ્યે તેમને સપ્ટેમ્બર ૧૯૨૮ નો વાર્ષિક અંક વી. પી. થી મોકલાશે, જે તેમણે સ્વીકારી લેવાની કૃપા કરવી. આ બાબતમાં પણ વ્યવસ્થાપકને કેટલીક વાર કડવી ફરિયાદ કરવી પડે છે. કેટલાક માણસો માસિક વી પી. થી મંગાવે છે અને પછી તે પાછું વાળે છે. આવા માણસોને અમારે શું વિશેષણ આપવું તે સમજાતું નથી. પોતે પોષ્ટેજનો અર્ધો આનો કે એક આનો બચાવે છે અને કાર્યાલયને પણ કમમાં કમ અઢી આનાનું નુકશાન કરે છે તેમનો એવી રમતથી કોઇને પણ લાભ થતો હોય તો તે સરકારના પોષ્ટ ખાતાને છે. આ સેવાકાર્ય સાથે ગુજરાતી સન્નારીઓ અને સજ્જનો આવી નુકશાન ભરી રમત ન રમે પરંતુ તેના તરફ સહાનુભૂતિ બતાવે એમ અમે જરૂર ઇચ્છીએ.

**સસ્તા લવાજમની યોજનાનો લાભ.**

જેમના તરફથી તા. ૩૧ મી જુલાઇ સુધીમાં લવાજમ નથી મળ્યું અને જેમણે ગ્રાહક તરીકે ચાલુ રહેવાની અનિચ્છા પણ નથી દર્શાવી તેમને સર્વને આ અંક વી. પી. થી મોકલવાની ગોઠવણ કરી છે તેઓ એ વી. પી. સ્વીકારી લેશે એવી આશા છે. એમ થવાને બદલે તેઓ વી. પી. પાછું વાળશે તો તેથી અમને જે અઢી આનાનું નુકશાન થાય છે તે અઢી આનાના પોષ્ટના સ્ટેમ્પ તેઓ મોકલી આપશે એટલે એ અંક તેમને મોકલી અપાશે. આ બધાને જે વી. પી. મોકલાશે તે રૂ. ૪-૦-૦ માટે. વી. પી. ખર્ચ સાથે તેમને રૂ. ૪-૪-૦ ભરવા પડશે. ગયા અંકમાં માસિક વાર્ષિક રૂ. ૩-૦-૦ ના લવાજમમાં આપવાની યોજના અમે પ્રકટ કરી હતી. એ યોજના મુજબ ત્રણ વર્ષના એક સાથે રૂ. ૯-૦-૦ ભરી ત્રણ વર્ષ માટે ગ્રાહક થઇ શકાય છે. જેમને રૂ. ૪-૦-૦ નું વી. પી. મળે તેઓને એ યોજનાનો લાભ લેવાની ઇચ્છા થાય તો બાકીના રૂ. ૫-૦-૦ મનીઓર્ડરથી મોકલી તેઓ એ લાભ લઇ શકશે. આ યોજના વિષે પણ કેટલાક ગ્રાહકોએ અમને પૂછાવ્યું છે. તેમની જાણ માટે અમે સ્પષ્ટ કરવા માગીએ છીએ કે ત્રણ વર્ષના સામટા રૂ. ૯ ભરનારનેજ એ યોજનાનો લાભ મળી શકે છે. ફક્ત એકજ વર્ષના રૂ. ૩-૦-૦ મોકલનારને તેનો લાભ લેવાનો હક્ક મળી નહિ શકે.

**તંત્રીઓની મુશ્કેલી.**

વ્યવસ્થાપકની જેમ તંત્રીઓને પણ કેટલીક વાર મુશ્કેલ સંજોગોમાં મુકાવું પડે છે. આ માસિકની શરૂઆત ગુજરાતની સન્નારીઓની અને તેટલી સેવા કરવાના ઉદ્દેશથીજ કરવામાં આવી હતી અને એજ દૃષ્ટિબિંદુ એના સંચાલકો હજી પણ રાખી રહ્યા છે. કમાણીના સાધન તરીકે આ માસિક નથી ચલાવાતું. અને એ દૃષ્ટિએ જોતાં ગુજરાતના કોઇ પણ શિષ્ટ માસિકે અત્યાર સુધીમાં કમાણી કરી હોય એમ જાણ્યું નથી. આ માસિકના ઉત્પાદકની એકજ અભિલાષા હતી અને તે એજ કે ગુજરાતમાં સ્ત્રીઓને ઉપયોગી થાય એવું એક પણ નિયમિત માસિક નથી, તે કલંક ટાળવું. છેલ્લાં પાંચ વર્ષથી એ કલંક ટાળવાનો આ માસિકના સંચાલકોએ પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્ન કેટલે અંશે સફળ થયો છે તે વાચકોજ કહી શકે. અમે તો એટલુંજ કહી શકીએ કે ગુજરાતની ક્રમાગત બ્હેનોને વિધવિધ રીતે ઉપયોગી થાય એવી સામગ્રી આપવાની અમે હંમેશાં ઉતેજારી રાખી છે. સુવાન

માતાઓને ઉપયોગી થાય એવાં બાળઉછેર અને આરોગ્યવિષેનાં લેખો, ગૃહિણી ગૃહને વધારે શોભાવી શકે એવી સૂચનાઓ; સામાજીક બદીઓ વિષે લોકમત કેળવે એવા લેખો, બ્હેનોનો નવરાશનો વખત આનંદ અને જ્ઞાનની પ્રાપ્તિમાં જાય એવી વાર્તાઓ, ગુણસુંદરીઓના કંઠને શોભાવે એવાં જુનાં તેમજ નવાં રાસ અને કાવ્યો વગેરે ઉપયોગી સામગ્રી અમે આપી છે ઉપરાંત ઉલટે સંગીતનું શિક્ષણ આપવાના, સુખદુઃખના સવાલજવાબ ઉકેલવાના અને કાયદા સંબંધી માહિતી આપવાના પ્રયત્નો પણ થયા છે. આ સર્વ પ્રકારની સામગ્રી સાથે બાર મહિને લગભગ ૯૦૦ પાનાનું વાચન અને ૧૨૫ થી ૧૫૦ ચિત્રો અપાય છે. છાપકામનો જેમને અનુભવ હશે તેઓ જરૂર કહી શકશે કે માસિક વર્ષના ચાર રૂપીઆમાં પડતર કીમતથીય ઓછી કીમતે અપાય છે.

આટલું કરવા છતાં સંભવ છે કે અમારા કાર્યમાં ઘણી ખામીઓ રહી ગઇ હોય. માણસ હોવાથી અમે પણ ભૂલ તો જરૂર કરતા હોઇશું. અમે માત્ર એટલુંજ ઇચ્છીએ છીએ કે વાચકો અમારી એ ભૂલો અમારી નજર બ્હાર જતી હોય તો અમને બતાવે અને માસિકમાં જે ખામી રહેતી હોય તે તરફ અમારૂં લક્ષ ખેંચે એવી ઉપયોગી સૂચનાઓ મળ્યે તે સંબંધી માસિકમાં બનતો સુધારો વધારો કરવા અમે તત્પરતા બતાવી છે, છતાં કોઇને અસંતોષ રહે તો અમે નિરૂપાય છીએ. અમને વિગતવાર લખી જણાવવામાં આવે અને તે પછી એ સંબંધી સુધારો ન થાય ત્યારેજ અમે દોષપાત્ર ગણાઇએ. હમણાં થોડા સમય પૂર્વેજ એક બ્હેને એવી ફરિયાદ કરી છે. વ્યવસ્થાપકે લવાજમ વિષે આપેલી ખબરનો જવાબ લખતાં એ બ્હેન પોતાના તા. ૩-૭-૨૮ ના પત્રમાં લખે છે કેઃ

**એ સરટીફીકેટો.**

"ગુણસુંદરીના હમે પ્રેપેઇજ ગ્રાહક હતા પણ હમો ત્રણ જણના

સરટીફીકેટ નં. ૧

હાથમાં આવ્યા પછી તેની ભાષા તથા વિષયો વિ. વગે બહુ ખરાબ લાગ્યા છે. તે અસલની સ્થિતિએ લાવશો ત્યાર પછી ગ્રાહક થવાનો વિચાર કરીશું. ભાષા તથા વિષયો અસલની માફક સુધારવા યત્ન કરશો અને આ સરટીફીકેટ તમારા પેપરમાં છાપશો."

એ બ્હેનની ઇચ્છા મુજબ આ સરટીફીકેટ અમે અહીં છાપીએ છીએ. એમાં દર્શાવેલા વિચારો એમના પોતાના છે કે એમને નામે પત્ર લખનાર એમના પતિના છે તે અમે કહી નથી શકતા. એ પત્ર મળ્યા પછી અમે તેમને પત્ર લખ્યો છે અને કયાં લખાણોની ભાષા કે વિષયો તેમને 'ખરાબ લાગેલા' લાગ્યા તે અમે પૂછાવ્યું છે, જેથી અમે ભવિષ્યમાં એવી ભૂલ થતી અટકાવી શકીએ. અમારા દુર્ભાગ્યે અમને તેમના તરફથી હજી જવાબ નથી મળ્યો. એ જવાબ મળે નહિ ત્યાં સુધી અમારી અલ્પમતિ મુજબ જ અમારે અમારી ફરજ અદા કરવી રહી.

બીજાં એક બ્હેન એથી ઉલટુંજ સરટીફીકેટ આપે છે અને તે છાપવાની અમને વિનતિ કરે છે. વાચકોની જાણ માટે તે અહિં આપીએ છીએ:

સરટીફીકેટ નં. ૨

**સુજ્ઞ બ્હેનોને નમ્ર અરજ.**

સ્ત્રી-ઉપયોગી માસિક "ગુણસુંદરી" પોતાનું ૫ મું વર્ષ પુરૂં કરી સપ્ટેંબર માસથી છઠ્ઠા વર્ષમાં પ્રવેશે છે. દરેક અંકોમાં પિરસવામાં આવતી અવનવી વાનીઓ પરથી "ગુણસુંદરી" કેટલું પ્રગતિ કરી રહ્યું છે તે વાંચક બ્હેનોથી અજાણ્યું નથી વળી ફ. ૪ ના નજીવા લવાજમમાં વિવિધ પ્રકારના સ્ત્રી-ઉપયોગી લેખોનો સારો સંગ્રહ પુરો પાડવાને તેના કાર્યવાહકો તનતોડ મ્હેનત ઉઠાવે છે.

"ગુણસુંદરી" જેવું સ્ત્રી-ઉપયોગી માસિક જો પશ્ચિમના દેશોમાં પ્રગટ થતું હોય તો ત્હેની લાખો નકલોનો ઉઠાવ થાય છે જ્યારે હિંદુસ્તાનમાં ત્હેની હજાર નકલ પણ મહા મુશ્કેલીએ ખપી શકે છે.

સાહિત્ય પાછળ વર્ષે ચાર રૂપીઆ સ્હેલાઇથી ખર્ચી શકે એવા માણસોની કંઇ હિંદુસ્તાનમાં ખોટ નથી, પરંતુ એ તરફ લોકોનો જોઇએ તેટલો ઉત્સાહ નથી. ખરાબ-હલકી-માસિકોમાં લખાણો વગેરે હલકા પ્રકારના હોય છે, એવી ઢંગ છતાં પણ ઘણાં ખરાં કુટુંબોમાં પઠન થતું હોય છે, પણ ત્હેમને સારૂં માસિક લેવાની દરકાર હોતી નથી,

ગયા વર્ષના અંકોમાં કેટલાએક લેખો એવા ઉચ્ચ કોટીના હતા, કે બ્હેનો તેનું બરોબર મનન કરી હૃદયમાં ઉતારે તો અવશ્ય ગૃહસ્થાશ્રમી થઇ આદર્શ ગૃહિણીનો દાખલો બેસાડી શકે. ઉપરાંત વ્હેવારીક બાબતોના અનુભવ ગ્રહણ કરવાના મળે તે જુદા. તો શું વર્ષે માત્ર ચાર રૂપીઆ આવા અમૂલ્ય સાહિત્ય માટે ખર્ચતાં વિચાર કરવો પડે ?

હજારો બ્હેનો તેનો લાભ લઇ કાર્યવાહકોને વધુ ઉત્સાહી કરી તેમને સાહિત્યની વધુ સેવા કરવાની તક આપવી જોઇએ.

બીજું ઘણી શ્રીમંત બ્હેનો " ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના સભ્ય તરીકે હોઇને " સ્ત્રી મંડળની " સંસ્થાનું ભાવી ઉજ્જવળ બનાવવાને તનમનધનથી મદદ કરે છે તો શું એવી બે પાંચ બ્હેનો પણ નહી નીકળે કે જે મહીને પાંચસો હજાર જેટલી "ગુણસુંદરી"ની નકલો ગરિબ બ્હેનો કે જેઓની લવાજમ ભરવાની શકિત નથી, તેઓને મફત વ્હેંચાવી શકે !

એવી ઘણી બ્હેનો છે જેઓને વાંચી ગ્રહણ કરી અમલમાં મૂકવાની ઉલટ છે, પણ ખરીદ કરીને વાંચી શકવાની અશક્તિને લીધે બીનોળવાયલી દશામાંજ સબડવા કરવું પડે છે. શ્રીમંત બ્હેનો ધારે તો, થોડાક ભોગમાં હજારો બ્હેનોના જ્ઞાનચક્ષુઓ ખોલી, તેઓના સંસાર સુખમય બનાવી, તેઓનામાં નવજીવન પ્રગટાવી હજારો આર્શીવાદો મેળવી શકે. સુજ્ઞેષુ કિંબહુના.

લી. તારામતિ રમણલાલ શાહ.

સરટીફીકટ નં. ૧ કરતાં આ સરટીફીકટ નં. ૨ તદ્દન જુદું છે એ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે. એ સરટીફીકટથી અમે ફૂલાઇ નહિ જઇએ એની અમે વાચકોને ખાત્રી આપીએ છીએ અમે એટલુંજ ઇચ્છીએ છીએ કે અમે જે મ્હેનત અને ખર્ચ આ માસિક પાછળ કરી રહ્યા છે તેથી ગુજરાતની અમારી બ્હેનોને કંઇક લાભ થાય. આ માસિક તેમને ઉપયોગી થઇ પડશે તો અમારાં એ જહેમત અને ખર્ચ અમે સફળ થયેલાં માનીશું એથી ઉલટું અમારો પ્રયત્ન જો બ્હેનો માટે નુકશાનકારક હોય તો તે વિષેની અમારી ખાત્રી કરી આપતાં અમે એ પ્રયત્નની દિશા બદલીશું અને તેમ કરવું અશક્ય લાગશે તો માસિક બંધ કરી દેતાં પણ અમને જરાય સંકોચ નહિ થાય. માસિક બ્હેનોને ઉપયોગી થવા માટે છે તેને બદલે તે નિરૂપયોગી વા નુકશાનકારક બને તો તેને બંધ કરી દેવું એજ સૌથી વધારે હિતકર માર્ગ છે.

**શારદા—બીલના ટેકામાં.**

હિંદમાં બાળલગ્નની અટકાયત કરનાર રાય સાહેબ હરવિલાસ શારદાએ વડી ધારાસભામાં રજુ કરેલા બીલને પોતાની જાતિના રક્ષણને ખાતર ટેકો આપવાની અમે ગુજરાતની મહિલાઓને વિનતિ કરી હતી અને એમની સંમતિસૂચક સહીઓ માટે એક જુદો કાગળ ગયા અંકમાં જોડયો હતો એ કાગળની પાછળ પ્રસ્તુત બીલની મુખ્ય કલમો અમે દર્શાવી હતી. એવાજ કાગળની અનેક છુટી નકલો મુંબાઇમાં પણ અનેક સન્નારીઓને અમે પૂરી પાડી હતી. એ બધા ખર્ચ અને મ્હેનતનું જે પરિણામ આવ્યું છે તે જોતાં અમને લાગે છે કે હજી ગુજરાતની બ્હેનો પૂરેપૂરી જાગૃત થઇ નથી. આવી અગત્યની બાબતમાં તેમણે જે ઉદાસીનતા બતાવી છે તે તેમને છાજે એવી નથી. પરિસ્થિતિ જો એજ પ્રમાણે હોય તો અમને લાગે છે કે આપણા સ્ત્રીવર્ગની ઉન્નતિ થતાં હજી ઘણીવાર લાગશે. અમારો આ અભિપ્રાય ખોટો પડે એમ અમે ઇચ્છીએ છીએ. કેટલાંક સન્નારીઓ અને સજ્જનોએ એ માટે ખાસ મ્હેનત લીધી છે તે માટે તેમને અમે ધન્યવાદ આપીએ છીએ અને તેમણે મોકલેલી સહીઓ માટે આભાર માનીએ છીએ. એ સન્નારીઓ અને સજ્જનોના નામ અને તેમણે મોકલેલી સહીઓની સંખ્યા નીચે પ્રમાણે છે:—

| નામ. | સહીઓ. |
|---|---|
| સૌ. કમળાવતી ન. ખંભાતી | ૧૬ |
| સૌ. મંજુદેવી પંડયા | ૧૬ |
| સૌ કુસુમગૌરી શા. શાહ | ૨૫ |
| રા શાન્તિલાલ ના. શાહ | ૨૧ |
| સૌ. કુંજલીલા જ. વર્મા | ૭૨ |
| કુ. લીલાવતી ર. વોરા | ૩૨ |
| સૌ. કાન્તાગૌરી તુલસીદાસ | ૯ |
| કુ. તારા વસનજી પારેખ | ૭ |
| સૌ. જસોદા રમેશચંદ્ર શાહ | ૧૫ |
| સૌ. સુમિત્રા ભાસ્કર પાઠક | ૧૩ |

| | |
|---|---|
| સૌ તારાગૌરી માણેકલાલ | ૧૪ |
| સૌ. હીરજીભાઈ છ. દેસાઇ | ૧૭ |
| સૌ. કંચનગૌરી મ. મરચંટ | ૩૬ |
| ગં. જમનાબ્હેન જયંતિલાલ | ૨૪ |
| શ્રી તારાબાઈ છ. મારફતીઆ | ૬ |
| સૌ. તારાગૌરી ર. પારેખ | ૩૮ |
| બ્હેન દીવાળીબાઇ ઝી. રાઠોડ | ૩૧ |
| સૌ ગુલાબબ્હેન મ મ્હેતા | ૮૭ |

આ ઉપરાંત કેટલાક કાગળો પર એકએક કે બબે સહીઓ પણ આવેલી છે. એ પ્રમાણે દરેક ગ્રાહક બ્હેને પોતપોતાની સહીઓ કરી મોકલી હોત તો પણ બીજી ૧૮૦૦ સહીઓ એ બીલના ટેકામાં મળત. પરંતુ એમાં એ બ્હેનોનો દોષ શા માટે કાઢીએ? હજી ગુજરાતના પુરૂષવર્ગમાંથી કેટલાક એ બીલની મહત્તા નથી સમજી શકયા. જ્યારે હિંદની અનેક સ્ત્રીઓ જુદા જુદા શહેરોમાં સભાઓ ભરી એ બીલને સમર્થન આપી રહી છે ત્યારે જુના વિચારના કેટલાક પુરૂષો બીલની ઉપયોજિતા સમજવા છતાં દુરાગ્રહને વશ થઈને યા ધર્મશાસ્ત્રની એ વિષેની આજ્ઞાનો ખોટો ખ્યાલ રાખીને વિરોધ કરી રહ્યા છે. કેટલાક અર્ધદગ્ધ પુરૂષો પણ છે જેઓ બીલનું સ્વરૂપ સમજવાની પુરેપુરી દરકાર કરતા નથી અને તેમાંથી મનમાન્યો અર્થ કાઢી તેનો વિરોધ કરે છે એવા એક પુરૂષની અક્કલનો અને સમજશક્તિનો નમુનો અમને મળ્યો છે એ મહાશય પોતાનું નામઠામ જણાવવાની હિંમત નથી બતાવી શક્યા. "લી. ગ્રાહક" તરીકેજ તેમણે સહી કરી છે. મજકુર કાગળના જે ભાગ પર સહી કરવાની હતી ત્યાં તેમણે આ પ્રમાણે શેરો માર્યો છેઃ

"પહેલી બે કલમોને ટેકા છે. ત્રીજી ચોથી કલમો ટંગ કે ધડા વગરની છે એથી એને ટેકા ન હોય. આમાં તમારી બુદ્ધિનું પ્રદર્શન થાય છે."

મજકુર કાગળના પાછળના ભાગમાં એ કાયદાની મુખ્ય કલમોનો જ્યાં ઉલ્લેખ કર્યો છે ત્યાં ત્રીજી ચોથી કલમોમાં શાહીથી અને લાલ પેન્સીલથી લીટીઓ દોરી એમણે પોતાનો મત નીચે પ્રમાણે દર્શાવ્યો છેઃ

"સીધા ૨૨ લખી નાખ્યા હોવ તો? કલમ કેવી વિચિત્ર વાપરી છે.? (ભાઇ સાહેબે કાયદાની કલમોની ભાષા કોઇ દિવસ જોઈ હોય એમ નથી લાગતું)......" તમે પરણી ચૂકેલા હશો, એટલે ૨૧ જ ગણ્યાં નહીંતર ૩૧ રાખતે અગર ૪૧ રાખતે. તમે સમજજો કે આ લખનાર કુંવારો નથી છતાં ન્યાયે અને નીતિએ જે બોલવું હોય તે બોલશે. માટે મગજને ઠેકાણે રાખી જેમ ઠીક લાગે તેમ લખીએ...જર્યું તેમ. તો તંત્રીપદે છો, જવાબદારી સમજવી ઘટે. મગજ બ્હેર મારી ગયું હોય તો જેમ તેમ લખી ન નાંખીએ... ધન્ય! તમારી બુદ્ધિને! તમને કોઈ કહેવા કે પુછવાનું છે? બિચારા ગરીબ યુવક કે જેને ૨૫ વર્ષની ઉમ્મર સુધી કન્યા જ્હોતી મળતી અને "૨૬" આ વર્ષે મળી તો તેને દંડ અગર સજા! તમે કોઇક શ્રીમંત અગર પરણી ચૂકેલા પીઢ આદમીઓ હશો નહીંતર તમોને આવી બુદ્ધિમતા ન સુઝે."

આ બધું વાંચી કોનું મગજ કે બુદ્ધિ બ્હેર મારી ગયાં છે તે વાચકો સ્હેલાયથી જોઈ શકશે. એ ભાઇએ કલમો સમજવાની દરકારજ કરી નથી. ૨૫ વર્ષે તો શું પણ ૫૦ વર્ષે પુરૂષને પરણવાની છૂટ છે. એ બાબતમાં બીલમાં કાંઇ અંકુશ નથી અંકુશ છે તે માત્ર એટલો જ-કે એવો પુરૂષ જે કન્યાને પરણે તેની ઉમ્મર ૧૪ વર્ષથી ઓછી ન હોવી જોઇએ; ઓછી હોય તો એ કોઠીલા વરરાજાને સજા ખમવી પડે. આ લખનાર મ્હેરબાને પૂરૂં વાંચવાની કે સમજવાની તસ્દી ન લેતાં એમજ માની લીધું છે કે આ બીલ અમારૂં ઘડેલું છે. એ મફતની કીર્તિનો ટોપલો અમારે માથે ઓઢાડયા પછી એમને ભાન આવ્યું હોય એમ લાગે છે. પાછળથી એ મ્હેરબાન લખે છે: "ખરડો બનાવનારે નીચે મુજબ કોલમો (કે કલમો?) વાપરી હોય તો તેમનું મગજ બ્હેર મારી ગયું છે અને નહીંતર તમારૂં", આ ભાઇની મનોદશા અને મગજશક્તિ માટે અમને ખરેખર દયા આવે છે.

અમુક સંજોગોમાં હિન્દુ પત્ની કાયદાથી ફારગતી મેળવી શકે એવી

**હિંદુ લગ્ન અને મતલબનું જે બીલ ડૉ. સર હરિસિંહ ગૌર વડી ધારાસભામાં રજુ કરવાના છે ફારગતી.**

તે સંબંધી અમે ગયા અંકમાં લખી ગયા છીએ. એ બીલમાં ઘડનારે પોતાના મનમાંથી કલમો ઉપજાવી નથી પરંતુ ધર્મશાસ્ત્રોને આધારેજ કલમો ઘડીને મૂકી છે. નારદ સ્મૃતિમાં જણાવ્યા મુજબ

જે સ્ત્રીનો પતિ નપુંસક હોય, યા અસાધ્ય રોગથી પીડાતો હોય યા ગાંડો થઈ ગયો હોય તેને છુટા છેડા આપી ફરી પરણવાની પરવાનગી આ બીલથી અપાય છે. આ પ્રમાણે ધર્મશાસ્ત્રના ફરમાન મુજબ બીલ ઘડાયલું હોવા છતાં કોણ જાણે શા કારણે જુના વિચારના લોકો એ તરફ વિરોધ બતાવી રહ્યા છે. એ માણસો જ્યારે પોતાને અનુકુળ હોય ત્યારે ધર્મશાસ્ત્રનો ઉપયોગ કરે છે અને જ્યારે ધર્મશાસ્ત્રો એમના દુરાગ્રહની વિરૂદ્ધ ફરમાન કરતાં હોય ત્યારે તેમને નેવે મૂકે છે. આ બીલનો પ્રશ્ન શ્રી ભગિનીસમાજે સૌ. સરોજિનિ મ્હેતા, બી. એ. ના પ્રમુખપદે મેળવેલી સ્ત્રીઓની એક સભામાં ચર્ચાયો હતો અને તેમાં પ્રમુખ ઉપરાંત સૌ. હંસા મ્હેતા, સૌ. લીલાવતી મુન્શી, બ્હેન લક્ષ્મીબાઈ રોસાણી, વગેરે બ્હેનોએ એ બીલનું સમર્થન કર્યું હતું. પ્રમુખ બ્હેને ગુજરાતના હિંદુ લગ્નો અને કુટુંબપ્રથાનો ઉંડો અભ્યાસ કર્યો છે અને એ અભ્યાસ તેમના ઉપસંહારમાં સ્પષ્ટ દેખાય છે. એ સભાએ વિરોધીઓની દલીલોનો સુંદર જવાબ વાળ્યો છે અત્યારે પણ ગુજરાતની ઘણી જ્ઞાતિઓમાં-૬૦ ટકા વસ્તીમાં ફારગતીનો રિવાજ પ્રચલિત છે. ફક્ત બે ચાર કહેવાતી ઉચ્ચ જ્ઞાતિઓમાંજ એ રિવાજ પ્રચલિત નથી. અને આ બીલ જેમને ફારગતી જોઈતી હોય તેમને તે કોર્ટ દ્વારા મેળવવાની ફક્ત પરવાનગી આપે છે. પતિ નપુંસક, અસાધ્ય રોગથી પીડાતો કે ગાંડો હોય છતાં તેની પત્નીને છુટાછેડા ન કરવા હોય તો તેને બીલ ફરજ નહિ પાડે હિંદુ લગ્નની ભાવના પ્રજોત્પત્તિના ધોરણ પર રચાઈ છે અને તેથીજ ધર્મશાસ્ત્રકારોએ જે પુરૂષો પ્રજોત્પત્તિ કરવાને નાલાયક હોય તેમની પત્નીને બીજો પતિ કરી લેવાની છુટ આપી છે. નીતિનો ઇજારો રાખી બેઠેલા કેટલાક જુના વિચારના લોકો આવી નકામી બડકી ઉઠયા છે અને તેમણે માની લીધું છે કે આ નવા કાયદાથી અનીતિ વધશે. ખરું જોતાં અત્યારના સંજોગોમાં અનીતિ થવાનો વધારે ભય છે. જે સ્ત્રીને પતિથી સંતોષ ન હોય તેને જીવનભર તેની સાથે જોડી રાખીએ અને એવી સ્ત્રી પોતાના મનપર કાબુ ન રાખી શકે તો જરૂર અનીતિને માર્ગે ચડે. એને બદલે એવી સ્ત્રીને ફરી પરણવાની છુટ આપી હોય તો તે એવો માર્ગ કદી નહિ ગ્રહણ કરે જે જ્ઞાતિઓમાં અત્યારે ફારગતીનો રિવાજ પ્રચલિત છે તે જ્ઞાતિઓમાં તેથી અનીતિ પ્રસરી છે એમ કોઈથી કહી શકાય એમ નથી. બીજી દ્રષ્ટિએ જોતાં જ્યારે પુરૂષ એક સ્ત્રી છતાં બીજી આણી શકે છે ત્યારે સ્ત્રી આ ખાસ સંજોગોમાં બીજો પતિ શા માટે ન કરી શકે? આપણા સમાજમાં પુરૂષો લગ્નની બાબતમાં જે છુટ ભોગવી રહ્યા છે તે છુટ સ્ત્રીઓને પણ શા માટે ન અપાય? અલબત્ત એવી છુટથી પુરૂષ વર્ગની અત્યારની સ્વચ્છંદતા ઉપર અંકુશ મૂકાશે પણ તેથી અનીતિ તો નહિજ પ્રસરે. ખરી રીતે જોતાં તો નવા કાયદાનો આશ્રય બહુ થોડી સ્ત્રીઓ લેશે પરંતુ હિંદની સ્ત્રીઓને જીવનભર દુઃખમાંથી છોડવે એવા આ સાધનની ઘણીજ જરૂર છે, અને તેટલા માટે દેશની સ્ત્રીઓએ એ બીલને વધાવી લેવું જોઈએ. સ્ત્રી સ્વાતંત્ર્યની લડતમાં એ બીલ એક ઉત્તમ સાધન બની રહેશે.

**મુંબાઇની ધારાસભામાં મુંબાઇ ઇલાકાની હિંદુ સ્ત્રીઓ-વિધવાઓને દત્તક લેવાની અત્યારે જે સત્તા છે તેની ઉપર અંકુશ મુકવા રા. જાદવનું બીલ.**

રા. ભાસ્કરરાવ જાદવે એક બીલ આણ્યા છે. આ બીલનો ઉદ્દેશ અમે ગયા અંકમાં સમજાવ્યો છે અને એનો વિરોધ પણ કર્યો છે. એ બીલ તરફ વિરોધ પ્રકટ કરવા મુંબાઈના સ્ત્રીમંડળોના આશ્રય હેઠળ એક સભા હિંદુ કાયદાના ઉંડા અભ્યાસી રા. જયકરના પ્રમુખપદે મળી હતી, જે પ્રસંગે પ્રમુખે, રા. કનૈયાલાલ મા. મુન્શીએ અને બીજા વક્તાઓએ એ બીલનો સખત વિરોધ કર્યો હતો, અને તે માટે નાપસંદગી દર્શાવનારો ઠરાવ પસાર કરી સરકારને મોકલી આપ્યો છે. હિંદુ સમાજમાં વિધવાઓની સ્થિતિ કેવી કફોડી છે તે સૌ જાણે છે: સ્ત્રી જીંદગી ભર પતિ અને તેના કુટુંબનું દાસત્વ કરે છે અને પતિ મરી જતાં વિધવા થાય ત્યારે પણ કુટુંબીઓની દયા પર તેને જીવવું પડે છે. સ્મૃતિવચનોને આધારે મુંબાઇની હાઇકોર્ટે જે કાંઇ થોડી ઘણી સ્વતંત્રતા દત્તક લેવાની બાબતમાં વિધવાઓને આપી છે, તે પણ રા. જાદવ આ બીલથી ખુંચવી લેવા માગે છે. અત્યાર સુધી ધર્મશાસ્ત્રકારો બ્રાહ્મણો હતા. તેમણે સ્ત્રીઓની સ્વતંત્રતા ઉપર અનેક પ્રકારે કાપ મૂક્યો છે એવી ફરિયાદો વારંવાર થાય છે. હવે

ડૉ. જાયજ જેવા અપ્રમાણિક નવી સ્મૃતિઓ રચવા નીકળ્યા છે. એ નવો રોગ જડ ઘાલી બેસે તે પહેલાંજ તેને નાબુદ કરવાની જરૂર છે. અમે ઇચ્છીએ છીએ કે ગુજરાતના સ્ત્રી મંડળો આ બીલનો સખ્ત વિરોધ કરે અને ધારાસભાના સભ્ય-સદોને સમજાવી એ બીલ ઉડાડી મૂકાવે.

અત્યારના લગ્ન અને વારસાના હક્ક સંબંધી કાયદાઓ તપાસી જોતાં લગ્ન અને વારસાના તેમાં યોગ્ય ફેરફાર કરવાના હક્ક. ઉદ્દેશથી એક સભા તા. ૧૨ મી જુલાઈએ કોન્ગ્રેસ હાઉસ (મુંબાઈ) માં ડૉ. જમનાદાસ મ્હેતાના પ્રમુખપદે મળી હતી. સર લલ્લુભાઈ શામળદાસ, ડૉ. દેશમુખ, શ્રી રતનબાઈ મ્હેતા, મીસ શૃંગારપુરે, સૌ. લીલાવતી મુન્શી, સૌ. લીલાવતી બેન્કર, સૌ. સરોજિનિ મ્હેતા વગેરે હાજર હતાં. આ સભાએ નીચે જણાવેલા સિદ્ધાંતો કાયદામાં ઉમેરવાનું ઠરાવ્યું હતું.

(૧) પતિના બેવફાઈ, ત્યાગ, કે અન્ય ધર્મ-ગમન પ્રસંગે પત્નીને કાયદેસર જુદાં થવાનો હક્ક રહે અને આવા પ્રસંગે નિભાવ માટે પતિની આવકમાંથી અમુક ભાગ તેને મળે. (૨) એક પત્ની જીવતી હોય ત્યાં સુધી ગમે તે સંજોગોમાં બીજું લગ્ન ન થાય (૩) ૬૦ વર્ષની ઉપરની ઉમ્મરના પુરૂષ સાથે ૧૮ વર્ષથી ઓછી ઉમ્મરની કન્યાનું લગ્ન ન થાય. એવાં લગ્ન કરનાર માબાપ કે વાલી અને પતિને સખ્ત સજા થાય. (૪) મરનારની મીલકતમાં તેની વિધવાને, માતાને અને બ્હેનને વારસાનો હક્ક મળે. પુત્રીને પુત્ર જેટલોજ હિસ્સો મળે. વિધવાને સંયુક્ત કુટુંબમાં સ્વ. પતિનું સ્થાન મીલકતમાં મળે.

આ સિદ્ધાંતો સાથેનું બીલ ઘડવા માટે એક કમિટિ નીમાઇ છે. જેનાં મંત્રી શ્રી. ચીનુબ્હેન મ્હેતા છે. સભાસદોમાં મેસર્સ જયકર, કાણે, ધારપુરે, મુન્શી વગેરે છે અમે ઇચ્છીએ છીએ કે આ કમિટિમાં બે ત્રણ વધુ વધુ મહિલાઓને સ્થાન અપાય. સ્ત્રીઓનું દૃષ્ટિબિંદુ રજુ કરવા માટે તેમની હાજરીની ખાસ જરૂર છે. અમને ખાત્રી છે કે ગુજરાતની બ્હેનો આ સિદ્ધાંતો કબુલ રાખશે અને પોતાનો ટેકો કમિટિના કાર્યને આપશે.



## મોંઘુ મોત

અમેરિકામાં મુડદાને દાટવાનો ખર્ચ એટલો બધો વધી પડયો છે કે ત્યાં એને માટે ખાસ તપાસ કરવામાં આવી હતી. નાના શહેર કે ગામડામાં મરનારના શબને ઠેકાણે પાડવાનો ખર્ચ પ્રમાણમાં ઓછો થાય પણ ન્યુયોર્ક જેવા શહેરમાં તો માણસ મરે ને કુટુંબને મારતો જાય એવો અનહદ ખર્ચ થાય છે. ૧૯૧૦–૧૯૨૦ ની વચ્ચે મરણ પ્રમાણ ૨ ટકા ઘટ્યું ત્યારે શબને ઠેકાણે પાડનારા ધંધાદારીઓની સંખ્યા ૫૦ ટકા વધી છે. એ લોકો પરસ્પર હરીફાઈ કરી ખર્ચ ઘટાડે તેને બદલે ખર્ચ વધ્યો છે. આ ખર્ચ વધવાનું કારણ મરનાર તરફ સગાંની લાગણી જ હેતુ છે. કેટલાંક ઠેકાણે ૧૦૦ થી ૧૫૦ પાઉંડ જેટલો ખર્ચ આવે છે. ૨૦૦ પાઉંડની મીલકત મૂકી બાપ મરી જાય તો તેને દાટવાનો ખર્ચ ૫૭ ટકા જેટલો આવે. આ આંકડા જોઇ શબ ઠેકાણે પાડનારા પણ ચોંકી ઉઠ્યા છે અને તેમણે પોતાનું મંડળ એ ખર્ચ ઘટાડવાનો પ્રયત્ન કરવા માંડયો છે.

## બ્હેનો પર આધાર

જે સમાજ સ્ત્રીઓને કોઇ જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેવા દેતા નથી, કેળવણી આપતા નથી, સમાજના સુખદુઃખમાં રાજના સુખદુઃખમાં ભાગ લેવા દેતો નથી, તે હાથે કરીને દુઃખી થાય છે. જ્યાં સ્ત્રીઓ અજ્ઞાન દશામાં છે ત્યાં સમાજનું કલ્યાણ થતું નથી. તમારી સ્ત્રીઓને બ્હેનોને, માતાઓને ઘરમાં રાખી મૂકશો તો ફાવશો નહિ. તેથી તમે આગળ વધવાના નથી. જ્યારે હું ખેડુતો પાસે બારડોલીમાં ગયો ત્યારે મેં કહેલું કે પ્હેલાં મને તમારી બ્હેનો સાથે વાત કરવા દો. આ લડતમાં તો દુઃખ પડવાનું છે. જ્યાં સુધી બ્હેનો દુઃખ ખમવા તૈયાર ન હોય ત્યાં સુધી આ લડત તમને કેવી રીતે દેખાડું ? તેઓ આ લડત લડવાને તૈયાર હશે ત્યારે જ હું તમને લડત ઉપાડવા દઇશ. બારડોલી તાલુકાની બ્હેનો પર આ લડતનો આધાર છે.

તમે બધા પોતાને બહાદુર કહેવડાવવા માગતા હો તો બ્હેનોને શા માટે પાછળ રાખો છો ? બ્હેનોને તે પાછળ રખાય ? જે માતા થવા યોગ્ય છે તેને તો નમસ્કાર કરવા જોઇએ.

(શ્રી. વલ્લભભાઇનાં ભાષણોમાંથી).

શ્રીમતી ગંગાબ્હેન તથા ચંચળબ્હેને કેટલાંક ગામોમાં ઘરેઘર ફરી વિલાયતી કપડાં ઉઘરાવ્યાં હતાં. કેટલી બ્હેનોએ નવાં કપડાં પેટીમાંથી કાઢી આપ્યાં હતાં. રાતે તેની હોળી થઇ હતી.

(ખાદી પત્રિકા).

## જરા એને કહેજો કે

(૧) જો ઘરમાં બચ્ચુ ધાવણું હોય તો દીવાને ઉંચે ટાંગે, અને રસોડાની આસપાસ કઠેરો કરી લે...(૨) જે બચ્ચુ હરે ફરી શકતું હોય ત્યારે હાથ વીંછળવાની કુંડી ઉંડી ન રાખે અને ઉઘાડી પણ ન રાખે. શીયાળામાં તાપણી પાસે ન બેસે. (૩) જે કદાચ આપણું કપડું સળગી જાય તો તેલ કે છાશ નાખી દે...(૪) રાત્રે પાણી જોઇને પીવે, અને સ્હવારમાં હંમેશા પાણીને ગળે (૫) દરરોજ સ્નાન વિધિ ન ચૂકે. (૬) જો સાસુજી કે સસરાજીનો સ્વભાવ આકરો હોય તો જરા સહનશક્તિને કેળવે. (૭) કુવારપણું ન રાખે–

સૌ. શારદા ગુ. બાવિશી.

## ગૃહોપયોગી સૂચનાઓ

દહિ શીખંડ, છાશ કે કેરીનો રસ ખાટો હોય તો તેના અંદર બેથી ત્રણ રતીભાર સાજીના ફુલ (સોડાબાઇ કાર્બોનેટ) નાખજો. થોડીવારમાં ખટાશ ચાલી જશે

ન્હાવાની ડોલ વાપર્યા પછી હમેશાં ઉંધી વાળીને રાખવાથી તેનું આયુષ્ય બેવડું થાય છે. ડોલમાં રહેલ સ્હેજ પાણીથી થોડા વખતમાં તેમાં બારીક કાણાં પડી જાય છે.

હરીલાલ એચ. પારેખ.